બૃહદ્ ગ્રન્થમાળા: ગ્રન્થ ૭ મો.



श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनुं

# शान्तिपर्व

રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ.

સ્વ૦ રા. રા. મણિશંકર મહાનંદ, એમણે વડોદરાના શ્રીયુત છોટાલાલ નિર્ભયરામ ભટ્ટ પાસે તૈયાર કરાવી રા૦ રા. ભાઈશંકર ન્હાનાભાઈ સોલીસીટરની સાહાય્યથી પ્રસિદ્ધ કરેલા ભાષાંતરની ચતુર્થાવૃત્તિ

## सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी–

संशोधकः शास्त्री नरहरि मगनलाल शर्मा 'पुराणभूषण' अमदावाद.

छपावी प्रसिद्ध कर्त्ताः

भिक्षु अखंडानंद–સ્થલ: કાલબાદેવી—મુંબઈ.

પ્રત ૨૩૦૦. વિ. સં. ૧૯૭૦. ઈ. સ. ૧૯૧૪.

મૂલ્ય રૂ. ૨॥, સાદી આવૃત્તિ રૂ. ૨) પોષ્ટેજ જૂદું.

૧૯૭૧ આખર સુધી રૂ. ૦। કમી–બહારના વેચનાર ખર્ચજોગું વધુ લેશે.



શ્રીમાન ઠાકોર સાહેબ શ્રી દોલતસિંહજી.

સ્વસ્થાન--લીંબડી નરેશ.

[illegible]वस्थान लींबडीनरेश—

# श्रीमान ठाकोरश्री दोलतसिंहजी बहादुर

एमना सुयोग्य करकमलमां:—

તેમની-

અન્ય નૃપતિઓ માટે અનુકરણીય પ્રજોપકારક રીતિઓ

અને અધિકાધિક લોકહિતચિંતન ઇ૦ સત્કાર્ય

પરાયણતા પ્રત્યે સદ્‌ભાવ પ્રદર્શનાર્થ

તેમના—

સ્વધર્મ—કર્મ અને યશાયુષ્યની અભિવૃદ્ધિપૂર્વક

सांवद[illegible] स[illegible]पद प्रतीतिनी सदीच्छासहित

આ સદ્ધર્મબોધક 'शान्तिपर्व' ગ્રંથ-

ની નવીનાવૃત્તિની પ્રથમ પ્રતિ

## प्रकाशक संस्था तरफथी

## सप्रेम समर्पित.

## આ ગ્રંથ તથા આ સંસ્થાનાં બીજાં પુસ્તકો નીચેને સ્થળેથી છાપેલી કિંમતે મળશે.



મુંબઈ—સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય ઠે. કાલબાદેવીરોડ, ભાંગવાડીને નાકે, હાથીબિલ્ડીંગમાં ત્રીજે માળે.

મુંબઈ—ધી બૉમ્બે સ્વદેશી કો-ઓપરેટીવ સ્ટૉર્સ કો. લીમીટેડ ઠે. કોટમાં, બોરીબંદરના સ્ટેશન સ્હામે.

અમદાવાદ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા.

અમદાવાદ—બુ. ઝવેરભાઈ ઉમેદભાઈ પટેલ ઠે. રીચીરોડ, તથા બીજા બુકસેલરો.

## નીચલે સ્થળેથી રસ્તા ખર્ચ જોડી વધુ કિંમતે મળશે.

સુરત—પ્રભુશંકર નરભેરામ વ્યાસ ઠે. ભાગાતળાવ, ચંદ્રપ્રકાશ માસિકની ઑફીસ.

વડોદરા—બુકસેલર મોહનલાલ મનઃસુખરામ શાહ, ઠે. દહેરીપુરા.

ભરૂચ—દેશાઈ બ્રધર્સ ઠે. કતોપોર.

ભાવનગર—બુકસેલર અબદુલહુસેન આદમજી.

રાજકોટ—બુકસેલર બહેચર મેઘજી ઠે. પરાબજાર.

ડાકોર—બુકસેલર જેઠાલાલ મનઃસુખરામ ઠે. બજારમાં.

નડિયાદ—ચુનીલાલ બોઘાભાઈ ઠે. અમદાવાદી બાગોળે.

# આ ગ્રંથની કિંમત તથા ખર્ચનો અડસટ્ટો:—

૨૦૩૩) દર ફોર્મદીઠ (ઉંચી આવૃત્તિમાં) પ્રત ૨૦૦૦ બદલ કાગળનું રીમ ૧) તથા બિગાડ મળીને રૂ ૮ાા; છપાઇ, કંપોઝ અને ફોલ્ડીંગ ખર્ચ રૂ ૬ા; સંશોધન, પ્રુફરીડીંગ, વીમો તથા છપાઇ જતાં સુધીનો વ્યવસ્થા ખર્ચ મળીને રૂ. ૪ા; કુલ રૂ. ૧૯ પ્રમાણે કુલ ફોર્મ ૧૦૭ નો ખર્ચ.

૧૦) છબી ૧)નો ખર્ચ.

૧૩૦) બિગાડ, ભેટ, ઘટ ઈત્યાદિ બદલ પ્રત ૨૦૦ તથા ફંડની વૃદ્ધિ ખાતે પ્રત ૧૦૦ મળી કુલ ૩૦૦) પ્રત વધુ છપાવવા માટે કાગળનાં રીમ ૧૬)નું મૂલ્ય.

૧૭૫) સર્વ પુસ્તકોનું પેકીંગ ખર્ચ અને સુમારે અર્ધાં પુસ્તકો મુંબઇના કાર્યાલય તરફ મોકલવાનું રેલ્વેનું તથા હેલ મજુરીનું ખર્ચ.

૭૩૬) દર સેંકડે બાઇડીંગ ખર્ચ રૂ. ૨૯), અસ્તર રૂ. ૨), કવર રૂ. ૧ મળી કુલ રૂ. ૩૨) લેખે પ્રત ૨૩૦૦ ના.

---

૩૦૮૪)

ઉપલા હિસાબે બેહજાર પ્રતને ભાગે દર પ્રતે રૂ. ૧ાા ૦ાા આવ્યો. આ પુસ્તકની કિંમત રૂ ૨ાા છાપેલી છે, જેમાંથી ચાલુ ધોરણ મુજબ બુકસેલર કમીશન, જાહેરખબર અને વેચાઇ જતાં સુધીની વ્યવસ્થા, વીમો, મકાનભાડું ઇત્યાદિ ખર્ચ બદલ સેંકડે ૩૭ાા ટકા બાદ કરતાં ચોખ્ખી કિંમત રૂપીઓ એક ને નવ આના રહી.

૨૫ કાગળવાળી આવૃત્તિનું મૂલ્ય કાગળો તથા પૂઠાંના ઓછા ખર્ચબદલ આઠઆના કમી રહેલું છે.

તરતમાં તેમજ એક વર્ષ સુધીમાં ખરીદનાર માટે ખર્ચ ઓછો ગણીને રૂ. ૦ાા તથા રૂ. ૦ા ઓછો રાખ્યો છે.

'વ્યવસ્થાપક' સ૦ સા૦ વ૦ કાર્યાલય.

# નિવેદન.

"મહાભારત"ના નામથી અપરિચિત હોય એવા મનુષ્ય આર્યાવર્તમાં થોડાજ હશે. રચનાના સમયથી લઇને અદ્યાપિ સુધીનાં હજારો વર્ષપર્યંત આર્યપ્રજા માટે એક સરખા માનપાત્ર અને ઉપકારક થતા આવેલા મહાનગ્રંથોમાં તેનું નામ સદા પ્રથમ શ્રેણીમાંજ રહ્યું છે અને રહેશે.

મહાભારતની મહત્તા ઇ૦ વિષેનો વિસ્તૃત ઉપોદ્ઘાત મહાભારતનાં શરૂઆતનાં પર્વોવાળો ગ્રંથ નીકળનાર છે તેની સાથેજ આપવો અધિક યોગ્ય ધારી અહિં માત્ર એટલુંજ જણાવીશું કે—

મહાભારતરૂપી જે મહાસાગરના એક સ્વલ્પ અંશરૂપ 'શ્રીમદ્ભગવદ્ગીતા' જગતભરના વિદ્વાનોને પોતાના અનુપમ જ્ઞાનપ્રકાશથી ચકિત કરી રહી છે; જે મહાસાગરમાંથી પ્રાપ્ત કરાયલાં વિષ્ણુસહસ્ર નામાદિ પંચરત્નો નિત્ય પ્રતિ લક્ષાવધિ અધિકારી જનોનાં હૃદયને જ્ઞાનભક્તિના અનુપમ પ્રકાશથી દીપાવી રહ્યાં છે; મહાભારતરૂપ જે મહોદધિના એક ખંડ માત્રરૂપ "શાન્તિપર્વ"માંનું પ્રશાન્ત ધર્મવારિ, તેમાં નિમજ્જન કરનારાં હજારો ધર્મજીજ્ઞાસુ હૃદયોને પવિત્રતા અર્પી તેમને પદાર્થ ચતુષ્ટય (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ)ને પાત્ર બનાવતું આવ્યું છે; જે મહાગ્રંથના અદ્ભુત પ્રભાવે સહસ્રો વર્ષપર્યંત શતાવધિ નૃપતિઓને ઉત્તમ રાજધર્મ અને અનુપમ વીરત્વના પંથે પળાવ્યા છે; જે મહાગ્રંથના ગૌરવે અતિ વિકટ સમયે પ્રતાપ, ગુરૂ ગોવિંદસિંહ અને શિવાજી જેવા મહાવીરોમાં આર્યધર્મની રક્ષા માટે અપૂર્વ ચેતના અને અદ્ભુત પરાક્રમ અર્પી, તેમને અતુલબળશાળી યવનદળો સ્હામે અડગ ભાવે સ્થિર રાખ્યા છે; જે મહાગ્રંથના અનુપમ ક્ષાત્રધર્મબોધથી પ્રેરાઇને લક્ષાવધિ ક્ષત્રિયકુળદીપક વીરાત્માઓએ આ નશ્વર જગતના મોહથી મુક્ત બની, પોતાનાં પ્રચંડ શરીરોને પ્રફુલ્લવદને સ્વધર્મ પાલનના મહાયજ્ઞમાં તૃણની પેઠે હોમી દિવ્યગતિ પ્રાપ્ત કરી છે; જે મહાગ્રંથ ભારતવર્ષની વર્તમાન દીન હીન દશામાં પણ તેનાં વિદ્વાનથી માંડી ખેડુતપર્યંતનાં કોટયવધિ સંતાનોને આર્યોની પ્રાચીન જાહોજલાલીનું સ્મરણ આપી રહ્યો છે તે મહાગ્રંથ પોતાના સમગ્ર સ્વરૂપમાં ભારતની પ્રત્યેક ભાષામાં પ્રચલિત થઇ પ્રત્યેક આર્યગૃહને સુશોભિત અને ઉન્નતિપરાયણ કરે, અને તેમ સુગમતાથી બની શકે તે સારૂ તે સ્વલ્પ મૂલ્યે મળી શકે તેમ થવાની આવશ્યકતા માટે કોણ ના પાડી શકશે ?

હીંદી, અંગ્રેજી, મરાઠી તથા બંગાળી ઈત્યાદિ ભાષાઓમાં તેનાં ભાષાંતરો એકેકથી વધુ નીકળી ચૂક્યાં છે. એક ભાષાંતર મુરાદાબાદમાં છપાયલું જોવામાં આવ્યું તેમાં તો સંસ્કૃત શ્લોક તથા નીચે હીંદી અને અંગ્રેજી બન્ને ભાષામાં ભાષાંતરો આપેલાં છે. કદ તરફ જોતાં તેનું મૂલ્ય પણ ઠીક સસ્તું છે. થોડા સમયપર મરાઠીમાં નીકળેલું સમગ્ર ભાષાંતર પણ રૂ ૧૬) માં મળી શકે છે. અને બાબુ કાળીપ્રસન્નસિંહનું ઉત્તમ બંગાળી ભાષાંતર તો હવે માત્ર રૂ. ૪ાા માંજ મળી શકે છે. યદ્યપિ ઝીણા અક્ષરોને લીધે તેમાં પૃષ્ઠ માત્ર ૨૦૦૦જ છે, પૂઠાં બિલકુલજ નથી, કાગળો પણ કંઇક ઉતરતા છે, અને અનેક આવૃત્તિઓ નીકળવાથી ભાષાંતરનો ખર્ચ પણ બિલકુલ નહિ; આ કારણોથી એમાં ખર્ચ બહુ ઓછો આવે એ સ્વભાવિકજ છે, તો પણ અમારે જણાવવુંજ જોઇએ કે એ સર્વ બાબતોના પ્રમાણમાં તેની જે કિંમત રાખવામાં આવી છે તેનું પ્રમાણ, આ સંસ્થા તરફથી (સારા કાગળ, ઉત્તમ પૂઠાં, તથા મ્હોટા અક્ષર સહિત) નીકળનારા ૩૮૦૦ પૃષ્ઠના આખા મહાભારતની રખાયલી પડતર કિંમતના પ્રમાણ સાથે સરખાવતાં લગભગ સરખુંજ આવે છે. તે ગ્રંથના પ્રકાશકે પોતાના નિવેદનમાં જે એવા ભાવનું જણાવ્યું છે કે "અમારો ઉદ્દેશ આમાંથી પૈસા કમાવાનો નથી, પણ મહાભારત જેવો મહાન ગ્રંથ બંગાળાના પ્રત્યેક ઘરમાં પ્રચાર પામે એજ છે" આ ઉદ્ગારો ઉપલી હકીકત જોતાં સત્યજ છે.

ગુર્જર પ્રજા પણ અત્યાર અગાઉ બે ભાષાંતરો સ્વભાષામાં મેળવવાને ભાગ્યશાળી થઇ ચૂકી છે. જેમાંના પ્રથમ પ્રયાસનું માન રા. રા. ભાઇશંકર ન્હાનાભાઇ સોલીસીટર અને સ્વર્ગસ્થ શ્રીયુત મણિશંકર મહાનંદ ભટ્ટ એમણે મેળવ્યું છે. જેઓ તરફથી અમદાવાદમાં માસિક ચોપાનિયાંના રૂપમાં "ભારતાર્થ પ્રકાશ"ની શરૂઆત થઇને સંવત ૧૯૩૩ થી ૧૯૪૮ સુધીમાં ૧૪ ગ્રંથોરૂપે રૂ. ૪૦) ની કિંમતથી આખું મહાભારત પાઇકા (આ ગ્રંથમાં છે તેથી સહજ ન્હાના અક્ષર)માં છપાઇ પ્રકટ થયું હતું; જેમાં ઉક્ત ગૃહસ્થોમાંના પહેલા ગૃહસ્થ સહાયક હતા અને બીજા પ્રકાશક હતા.

ઉપલું મહાભારત સં. ૧૯૫૯ ના વર્ષ સુધી તો પૂરેપુરૂં મળી શકતું હતું. જે પછી પ્રતો ખલાસ થવાને લીધે થોડાજ સમયમાં એ મહાન ગ્રંથ મળતો બંધ થવાનો સમય આવ્યો હતો; પરંતુ તેમ થાય તે પૂર્વે સુપ્રસિદ્ધ "ગુજરાતી"ના આદ્યતંત્રી શ્રીયુત ઇચ્છારામ સૂર્યરામ દેશાઇની કુશળ દૃષ્ટિ એ કાર્યપ્રત્યે જાગૃત થઈ ચૂકી હતી; જેમના તરફથી આ આખો ગ્રંથ ત્રણ ભાગમાં રૂ ૩૦)ની કિંમતે (અને પ્રથમથી ગ્રાહક થઇ બધી કિંમત પ્રથમથી આપે તેને રૂ ૨૫થી) પૂરો પાડવાની યોજના થઇને તેનો પ્રથમ ભાગ સંવત ૧૯૬૧ માં અને બીજો ભાગ ૧૯૬૭ માં પ્રકટ થઇ ચૂકયો છે. છેલ્લો ત્રીજો ભાગ કે જેમાં 'શાન્તિપર્વ' તથા તે પછીનાં પર્વ આવનાર છે, તે હવે પછી નીકળનાર છે.

પરંતુ રા. ઇચ્છિારામભાઇની એ સેવા હજીતો પૂર્ણ થઇ નથી તે પહેલાંજ ગરીબડી ગુજરાતના સુભાગ્યયોગે એમ બન્યું કે, પ્રથમ જણાવાયલા રા. મણિશંકર મહાનંદવાળા મહાભારતમાંના થોડાક ભાગો ખૂટવાથી બાકીના ભાગોની જે સેંકડો પ્રત સિલકે રહી હતી, તે ખૂટતા ભાગો ફરીથી છપાવી સમગ્ર મહાભારત સં. ૧૯૬૮માં રૂ ૧૨)માં અપાયું ! આ ફરી છપાયલા ભાગોના મુખપૃષ્ઠપર રા. રા. ભાઇશંકર ન્હાનાભાઇનું નામ જો કે પ્રથમની પેઠે સહાયક તરીકેજ છપાયલું છે, પણ ખરૂં જોતાં તેમાં સર્વ કાર્ય અને ઉદારતા તેમનાંજ છે.

આ પ્રમાણે મહાભારતના ગ્રંથ સ્વલ્પ મૂલ્યે મેળવવાના લાભ સેંકડો કુટુંબોને આપીને પોતાની નિષ્કામ પરહિત વૃત્તિનો જે એક વિશેષ દાખલો રા. રા. ભાઇશંકર ન્હાનાભાઇએ પૂરો પાડયો છે, તેમજ "રેવાબાઇ ગ્રંથમાળા"નાં પુસ્તકો બહુજ ઓછા મૂલ્યે કહાડીને ગુર્જર વાચકવર્ગપર તેમણે જે ઉપકાર કર્યો છે, તે ધન્યવાદને પાત્ર હોઈ ઉદાર ધનવાનો અને વિદ્વાન સજ્જનો માટે અનુકરણીય છે. વળી એ સિવાય એક ઉપયોગી લાઇબ્રેરીની સ્થાપના, સંસ્કૃત વિદ્યા પ્રચાર માટેની શાળા તેમજ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પ્રમુખપદદ્વારા તેઓ તરફથી લોકહિતનાં કાર્યોમાં બજાવાતી સેવા પણ સુપ્રસિદ્ધજ છે.

આ પ્રમાણે સમગ્ર મહાભારત જોકે સ્વલ્પ મૂલ્યે નીકળ્યું ખરૂં; પરંતુ તે રીતે જે બસો ત્રણસો સૅટ તૈયાર થયા તે સપાટાબંધ ઉપડી ગયાથી, સ્વલ્પ મૂલ્યથીજ ખરીદી શકે એવા બીજા અનેક સજ્જનો નિરાશ થાય અને "બીજી રીતે નહિતો આવી સસ્તા સાહિત્યની સંસ્થાદ્વારા પણ આ ગ્રંથ સસ્તી કિંમતે પૂરો પાડવાનું કાર્ય ચાલુ થાય તો ઠીક" એવી ભાવના સેંકડો–હૃદયોમાં બળપૂર્વક ઉદ્‌ભવે એ સ્વાભાવિકજ છે.

આવી અનેક ભાવનાઓ અને સહસ્રાવધિ વાચક જનોના સુભાગ્યયોગે આ યોજના હાથ ધરાઇ તેના પ્રથમ ફળરૂપ આ ગ્રંથ ગુર્જર વાચક તનુઓમાં વિરાજીત પરમાત્મદેવના ચરણકમળમાં સપ્રેમ સાદર થાય છે.

છ સાત વર્ષપર આ સંસ્થા તરફથી વહેંચાવવામાં આવેલી "સસ્તા વાચનની સૂચના"ના ન્હાના ચોપાનિયામાં, સ્વલ્પ મૂલ્યે પ્રકટ કરવા યોગ્ય જણાવેલા કેટલાક ઉપયુક્ત ગ્રંથોમાંનો સર્વથી મ્હોટા ગ્રંથ (મહાભારત) પ્રકટ કરવાનું કાર્ય પણ આ પ્રમાણે આ સંસ્થાનેજ હાથે શરૂ થશે અને સંસ્થાનું કામચલાઉ હેતુવાળું કાર્ય આટલો સમય લંબાઇ આટલી હદ સુધી પહોંચશે, એમ કોણ કહી શકે તેમ હતું? માત્ર બે ત્રણ વર્ષમાં જે કાંઇ બને તે બજાવીને વિદ્વાન અને ધનિકવર્ગને સસ્તા સાહિત્યની દિશાનું સૂચન કરવા પૂરતાજ હેતુ અને રૂચિથી આ કાર્યની શરૂઆત થઈ હતી. સ્વપ્રકૃતિ માટે અન્ય અધિક આનંદ અને ઉન્નતિદાયક સંયોગોથી દૂર રહેવું પડી, જડતા પ્રધાન પ્રકૃતિવડે સતત્ શ્રમપૂર્વક કરવાના આ કાર્યમાં આટલી હદ સુધી રૂચિનું ટકી રહેવું અસંભવિતજ હતું, છતાં જેમ તેમ પણ તે ચાલું રહીને શનૈઃ શનૈઃ સમય અને કાર્યની મર્યાદા લંબાતી જઇ આટલી હદ સુધી પહોંચવી એમાં વાચકવર્ગે જો ખરી રીતે કોઇના પણ ઉપકાર માનવાનો હોય તો તે સર્વ સત્તાધીશ પ્રભુનો અને વાચકવર્ગના પોતાના પુણ્યોદયનોજ છે.

પ્રથમતો માત્ર 'શાન્તિપર્વ'જ પ્રકટ કરવાનો વિચાર હતો; અને તે કેટલાંક વર્ષથી ચાલતો હતો. સંયોગોની અનુકૂળતા થતાં એ વિચાર ચાલુ વર્ષમાં અમલમાં મૂકાયો; પરંતુ ગ્રંથ છપાઇ રહેવા પૂર્વેજ "આટલું તેમ તેટલું" એ ન્યાયે આખા મહાભારતના વિચારે જોર પકડયું, અને મહાત્મા તુલસીદાસે

કથેલા "**नहि विद्या नहि बाहुबल**" એવા આ સેવકનો કાર્યની મહત્તા અને સ્વપ્રકૃતિની નિર્બળતા વચ્ચેના અંતરનો વિચાર અનેક સમયની પેઠે આ સમયે પણ તે બળવતી પ્રેરણા આગળ બાજુ મૂકાઇ જઇને આખા મહાભારતની યોજનાનું સ્વરૂપ 'વિવધ ગ્રંથમાળામાં' અપાયું.

આ ગ્રંથ ( શાન્તિપર્વ ) માંના ત્રણે ભાગોને અંતે આપેલા શ્લોકમાં જણાવ્યું છે તેમ આ પર્વનો અનુવાદ વર્તમાનમાં "કેળવણી" માસિકના સુયોગ્ય સંપાદક અને પ્રતિષ્ઠિત સાક્ષર શ્રીયુત છોટાલાલ નિર્ભયરામ ભટ્ટ એમણે તૈયાર કરેલો છે. એ અનુવાદ પ્રકટ કરવાની સંમતિ રા. રા. ભાઈશંકર ન્હાનાભાઈ સોલીસીટર જે. પી. એમના તરફથી પૂર્ણ નિષ્કામભાવે મળવા બદલ તેઓશ્રીનો આ સ્થળે સપ્રેમ આભાર માનવામાં આવે છે.

આ અનુવાદમાં શ્લોકોના અંક દાખલ કરવાનું તથા બનતું સંશોધન કરવાનું અને છેવટના પ્રુફ જોવાનું કાર્ય અમદાવાદનિવાસી શાસ્ત્રીજી નરહરિ મગનલાલ શર્મા કે જેઓ વડોદરા રાજ્યની 'પુરાણભૂષણ'ની પદવી ધરાવે છે, તેમને સોંપવામાં આવ્યું હતું. તેમણે "રાજધર્મ" વિભાગમાંના શ્લોકાંક મુરાદાબાદમાં પ્રકટ થયેલી મહાભારતની પ્રતને આધારે લખ્યા છે; અને તે ઉપરાંત આ ભાષાંતરમાં જે જે શ્લોક વધારાના જણાયા તેના ભાષાંતરના આદિ અંતમાં (        ) આવું ચિહ્ન મૂકેલું છે. આ પછી આપદ્ધર્મ અને મોક્ષધર્મવાળા વિભાગોમાં આપેલા શ્લોકાંક મુંબઇમાં નિલકંઠી ટીકાસહિત નીકળેલા મહાભારતને અનુસરીને આપ્યા છે. જેમ કરવા સમયે કોઈ કોઈ શ્લોક વધારાના અથવા રહી ગયલા જણાયા તેનું ભાષાંતર પણ આમાં ઉમેર્યું છે. આ ગ્રંથમાં જે ટીપ્પણો સંશોધકે ઉમેર્યાં છે, તેને અંતે 'સંશોધક' એવું ચિહ્ન છે. એવા ચિહ્ન વિનાનાં ટીપ્પણ હોય તે મૂળ આવૃત્તિમાંનાંજ સમજવાં.

શ્લોકોના અંક ઉપરાંત વાચકોની સુગમતા અર્થે દરેક અધ્યાયપર અધ્યાયના અંકનાં તેમજ તેમાંના વિષયને દર્શાવનારાં મથાળાં તેમજ ગ્રંથની શરૂઆતમાં તમામ અધ્યાયોની લંબાણ અનુક્રમણિકા પણ આમાં ઉમેરાયલી જણાશે.

ઉપલી બાબતોમાં તેમજ ભાષાંતર અધિક સરળ અને સ્પષ્ટ બને તેવું સંશોધન કરવામાં ઉક્ત શાસ્ત્રીજીએ જે શ્રમ લીધો છે, તે જોતાં અજાણ્યા મનુષ્યને તો એમજ લાગે કે આ નવીનજ ભાષાંતર છે. એટલુંજ નહિ પણ આટલા સંશોધન પછી તેને 'નવીન ભાષાંતર'માં ખપાવતાં પણ કોઇ રોકી શકે તેમ નહોતું; પરંતુ કાર્યમાં જેનો જેટલો અંશ હોય તેનો યશ તેને તેનેજ આપવામાં મળતો અંતરનો આનંદ ગુમાવીને કેટલાકોની પેઠે તેવી બાહ્યકીર્તિ મેળવવાનું અદ્ભુત (!) કૌશલ વર્તમાન સંશોધક અને પ્રકાશકના ભાગ્યમાં લખાયલું નહિ એટલે શું કરવું!

આવાં કાર્યોપર જેમ જેમ અધિક દ્રવ્યનો, સમયનો અને શ્રમનો વ્યય કરવામાં આવે, તેમ તેમ તે અધિક ઉત્તમતાવાળાં બને એતો સ્પષ્ટજ છે; અને તેથી એ દૃષ્ટિએ જોતાં જગતમાંનું કોઇપણ કાર્ય કાંઇને કાંઇ ન્યૂનતાવાળુંજ જણાઇ રહે તેમ છે. બીજા હાથપર તેનાથી ઉતરતા પદાર્થ વા કાર્યની સાથે સરખાવતાં તેજ કાર્ય 'વ્હડતું' લાગે એ પણ સ્વાભાવિક છે. જેથી આ ભાષાંતર માટે અમે તો માત્ર એટલુંજ કહીશું કે પ્રાપ્ત સંયોગાનુસાર તેને બને તેટલા સારા રૂપમાં મૂકાવવા અને પ્રકટ કરવા પ્રયત્ન કર્યો છે, અને વિશેષ યોગ્યતાવાળી તૈયારી જો કોઈ વિદ્વાન વા ધનવાન કરી કરાવી આપશે તો બહુ ઉપકાર સાથે પુનરાવૃત્તિ વખતે તેનો ઉપયોગ કરીશું અને જો તે પોતેજ બહાર પાડશે તો એથીએ વધુ ઉપકૃત થઇશું.

શાન્તિપર્વના કોઈ કોઈ અધ્યાયમાં કપટનીતિ ઇત્યાદિની બાબતો આવેલી હોય, તેને પણ ઉત્તમ તરીકે માની લેવામાં વાચકે બહુ સાવચેત રહેવાનું છે. આવુ તેવું જે કાંઇ આવે તેને અર્થભેદની, પ્રસંગભેદની કે અધિકારભેદની ખેંચાતાણ કરી બંધબેસ્તું કરવાને મથવું તે કરતાં વધુ સારૂં અમને તો એજ લાગે છે કે ગ્રંથને રચાયા પછીનાં હજારો વર્ષમાં અનેક કારણોસર તેમાં કાઢ–ઘાલ થવાનો જે સંભવ છે તેજ કારણ એમાં સમજવું.

ભાદ્રપદ વિ. સં. ૧૯૭૦<br>
સપ્ટેમ્બર ઈ. સ. ૧૯૧૪. } **ભિક્ષુ—અખંડાનંદ.**

# અનુક્રમણિકા.

## ૧–રાજધર્મ.

# ૨—આપદ્ધર્મ.



# ૩—મોક્ષધર્મ—પૂર્વાર્ધ.

# ૩–મોક્ષધર્મ–ઉત્તરાર્ધ.



श्रीमहाभारतनुं

# शान्ति पर्व.

# १ राजधर्म.

## अध्याय १ लो–कर्णाभिज्ञान.

मंगल ॥ नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ॥ देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥

वैशंपायन उवाच ॥ कृतोदकास्ते सुहृदां सर्वेषां पांडुनंदनाः ॥
॥ विदुरो धृतराष्ट्रश्च सर्वाश्च भरतस्त्रियः ॥

વૈશંપાયન કહે છેઃ—"હે જનમેજય! એ રીતે સર્વ સુહૃદોનાં પ્રેત તર્પણ જેમણે કર્યાં છે એવા તે પાંડુનંદન, વિદુર, ધૃતરાષ્ટ્ર તથા ભરતોની સર્વ સ્ત્રીઓ, એ સર્વ મહાત્માજનો પોતાની શુદ્ધિ થવા સારૂ શેહેરથી બહાર ગંગા તીર વિષે એક માસ પર્યંત નિવાસ કરી રહ્યાં. ૧, ૨. તે વખતે જેણે પ્રેત તર્પણ કર્યું છે એવા ધર્મરાજ યુધિષ્ઠિર પાસે બ્રહ્મર્ષિમાં અત્યંત શ્રેષ્ઠ એવા મહાત્મા સિદ્ધ પુરૂષો ત્યાં આવ્યા. તે કયા કયા સિદ્ધ આવ્યા તે હું કહું તે હે જનમેજય! તું સાંભળ. દ્વૈપાયન, નારદ, મહાન ઋષિ દેવલ, દેવસ્થાન, કણ્વ તથા અત્યંત શ્રેષ્ઠ તેમના શિષ્ય, વેદાર્થ જાણનાર કેટલાક બીજાઓ, વેદોક્ત આચારનિષ્ઠ એવા કેટલાક બ્રાહ્મણો, કેટલાક ગૃહસ્થ, કેટલાક બ્રહ્મચારીઓ, તથા અભય દાક્ષણા દેનાર કેટલાક સંન્યાસિઓ આ સર્વ મહાત્માઓએ, કુરૂસત્તમ યુધિષ્ઠિરને જોયા, ૩, ૪. તેટલામાં સામે આવી યુધિષ્ઠિરે યથાવિધિ પૂજન કરેલા સેંકડો તથા હજારો તે મહર્ષિઓ, તે વખતને યોગ્ય તેની પૂજા ગ્રહણ કરી પવિત્ર ભાગીરથીના તીર વિષે શોકે કરી વ્યાકુળ ચિત્તવાળા યુધિષ્ઠિરને સાંત્વના કરવા સારૂ ચોતરફથી તેને વીંટી અમૂલ્ય આસનો ઉપર વિરાજમાન થયા. ૫, ૬, ૭. તે વખતે નારદજી, કૃષ્ણ દ્વૈપાયનાદિક મુનિઓ સાથે એકમત કરી, ધર્મપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, "હે યુધિષ્ઠિર! તમે બાહુબળથી તથા માધવ ભગવાનના પ્રસાદથી ધર્મવડે આ સમગ્ર પૃથ્વી જીતી. ૮, ૯. હે પાંડવ! લોકને ભય કરનાર એવા આ સંગ્રામથી તમે મુક્ત થયા એ ઘણું સારૂં થયું, પણ ક્ષત્રિ ધર્મમાં પ્રીતિમાન થઇ

તમે હર્ષિત થાઓ છો ? ૧૦. હે નૃપ ! શત્રુઓ હણવાથી તમે મિત્રોને પ્રસન્ન કરો છો ? અને આ લક્ષ્મીને પ્રાપ્ત થઇને તમને શોક બાધ નથી કરતો ?" ૧૧. એવાં નારદનાં વચન સાંભળી યુધિષ્ઠિર રાજા તે પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે, શ્રીકૃષ્ણના બાહુબળના આશ્રયથી, બ્રાહ્મણોના પ્રસાદથી તથા ભીમ અને અર્જુનના બળે કરી આ સમગ્ર પૃથ્વી જીતી પણ આ દુઃખ નિરંતર મ્હારા હૃદયમાં રહે છે. હે ભગવન્ ! લોભકારિત એવો આ મોટો જ્ઞાતિનો ક્ષય કરી પ્રિય અભિમન્યુ તથા દ્રૌપદીના પુત્રોને મરાવી આ જય પણ મને અજય સરખો લાગે છે. ૧૨, ૧૩, ૧૪. કેમકે વધૂ સુભદ્રા મને શું કહેશે ? જરૂર કેહેશે જે રાજ્યના લોભે કરી તમે મ્હારો પુત્ર મરાવ્યો. તેમજ અહિંથી દ્વારકા પ્રત્યે ગએલા હરિ ભગવાનને પણ તે તથા દ્વારકાનાં મનુષ્ય શું કેહેશે. જરૂર કેહેશે જે સ્વજનની પીડા ટાળનાર ઈશ્વર એવા તમે પોતાના ભાણેજ અભિમન્યુને કેમ મરાવ્યો ? ૧૫. પુત્ર તથા બાંધવ જેના હણાયા છે અમારા પ્રિય તથા હિત વિષે સન્નદ્ધ એવી આ કૃપણ દ્રૌપદી મને વારંવાર પીડા કરે છે. ૧૬. હે નારદ ! હે ભગવન્ ! આ બીજું પણ તમને હું કહું છું તે સાંભળો. છુપી રીતે ઉત્પન્ન થએલા અમારા ભાઈ કરણનો અપ્રકાશ થવાથી કુંતિએ મને દુઃખીત કર્યો. ૧૭. દશહજાર હસ્તિ સરખા બળવાળો, નથી સામે યોદ્ધા લડનાર જેને, સિંહના સરખું છે યુદ્ધમાં ગમન જેનું, બુદ્ધિમાન, દયાળુ, દાતા, નિયમિત છે વ્રત જેનાં, ધૃતરાષ્ટ્રના પુત્રોને આશ્રયભૂત માની, તીક્ષ્ણ છે પરાક્રમ જેનું, અસહનશીળ, નિરંતર ક્રોધી, સંગ્રામ વિષે અમને ફેંદનાર, જલદી અસ્ત્ર ફેંકનાર, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરવાવાળો, શીખેલો, અદ્ભુત પરાક્રમવાળો, છુપી રીતે ઉત્પન્ન થએલો કુંતિનો પુત્ર, અમારો ભાઇ સૂર્ય થકી ઉત્પન્ન થએલો સર્વ ગુણ સંયુક્ત એવો જે કરણ તેને પેટીમાં નાખી પૂર્વે કુંતિએ ગંગાના પ્રવાહમાં નાખી દીધો હતો, ને ઉદક ક્રિયાવિષે સૂર્યનો પુત્ર એમ કહ્યું હતું ને જેને લોક રાધગર્ભજન્ય સૂતપુત્ર એ રીતે માનતા હતા. ૧૮, ૧૯, ૨૦, ૨૧. કુંતિના જ્યેષ્ઠ પુત્ર તે અમારા માતૃજ ભાઇ એવા કરણને આ ભાઇ છે એમ ન જાણતાં ભાઇને મ્હેં રાજ્યના લોભથી મરાવ્યો તે, અગ્નિ જેમ રૂના ઢગલાને બાળે તેમ મ્હારાં શરીરને બાળે છે. ૨૨. શ્વેતવાહનવાળો ભાઇ અર્જુન પણ તેને જાણતો ન હતો તેમજ હું ભીમ તથા નકુલ સહદેવ પણ જાણતા ન હતા; ને સુંદર વ્રતવાળો તે અમોને જાણતો હતો. ૨૩. તેમ અમે સાંભળ્યું છે, જે યુદ્ધના આરંભ વિષે પણ કુંતિ તેની પાસે અમારા કલ્યાણ વાસ્તે ગઈ હતી, અને તેને કહ્યું હતું જે તું મ્હારો પુત્ર છે. ૨૪. તોપણ મહાત્મા કરણે પૃથાનું કહ્યું કર્યું નહિ. પણ પછી કરણે કુંતિને આવી રીતે કહ્યું એમ અમે સાંભળ્યું છે જે, હે માતા ! સંગ્રામમાં દુર્યોધન રાજાને હું ત્યાગ કરવા સમર્થ થાઉં તેમ નથી, કેમકે તેમ કરવાથી મ્હારે વિષે અનાર્યપણું, ક્રૂરપણું તથા કૃતઘ્નપણું પ્રાપ્ત થાય અને ત્હારા મતથી કદિ યુધિષ્ઠિર સાથે સંધિ કરૂં તો સંગ્રામ વિષે અર્જુનથી ભય પામ્યો એમ લોક મને માને, વાસ્તે હું સંગ્રામમાં કેશવસહિત અર્જુનને જીતી ધર્મપુત્ર યુધિષ્ઠિર સાથે સંધિ કરીશ. એ રીતે તેણે કહ્યું. ૨૫, ૨૬, ૨૭, ૨૮. એવાં તેનાં વચન સાંભળી કપાટ સરખા વક્ષસ્થળવાળા તેને વળી કુંતિએ કહ્યું કે, અર્જુન સાથે ત્હારી ઇચ્છામાં આવે તે રીતે યુદ્ધ કર; પણ બાકીના ચારને અભય આપ. ૨૯. એવાં કુંતિનાં વચન સાંભળી કંપતી તે માતાને બુદ્ધિમાન કરણે હાથ જોડી આવી રીતે કહ્યું કે, સંગ્રામમાં પ્રાપ્ત થઈ વશ થએલા હશે તોપણ ત્હારા ચાર પુત્રને હણીશ નહિ, ૩૦. એટલે હે દેવિ ! કરણ હણાવાથી અર્જુનસહિત વા અર્જુન હણાવાથી કરણસહિત ત્હારા પાંચ ધ્રુવ રહેશે. ૩૧. એવાં કરણનાં વચન સાંભળી પુત્રના લોભવાળી કુંતિએ વળી કરણને કહ્યું કે, જે ભાઇઓનું કલ્યાણ કરવા ઇચ્છે

છે તેનું કલ્યાણ કરજે. ૩૨. એમ કહી કુંતિ, કરણને છોડી દઈ પોતાના ઘર પ્રત્યે ગયાં. એ રીતે થએલો કુંતિનો તથા તેનો વિચાર પ્રથમથી અમારા જાણવામાં આવ્યો નહિ. તેને લીધે ભાઈ, શૂરવીર, મોટા ધનુષવાળા તે સહોદરને સંગ્રામમાં અર્જુને પાડ્યો. ત્યારપછી જળપ્રદાન વખતે કુંતિના વચનથી કરણ મ્હારો પૂર્વજ સોદર્ય ભાઇ છે એમ મ્હેં જાણ્યું. ૩૩, ૩૪. તેથી હવે ભાઇને મારનાર મ્હારૂં તીવ્ર એવું હૃદય અત્યંત ખેદ પામે છે; કેમકે કરણ તથા અર્જુનની સહાયથી હું ઇન્દ્રને પણ જીતત, ને સભામાં દુરાત્મા ધૃતરાષ્ટ્રના પુત્રોવડે ક્લેશ પામેલો મ્હારો ઉત્પન્ન થએલો ક્રોધ, કરણને જોઈ શાંત થતો હતો. તેમજ સભા વિષે દુર્યોધનના હિતેચ્છુ એવા તેની કટુ તથા રૂક્ષ એવી વાણી સાંભળી ઉત્પન્ન થએલો મ્હારો રોષ, તેના પગ જોઇ નાશ થતો હતો; કેમકે તેના પગ જોઉં ત્યાં મને મ્હારી માતા કુંતિના સરખા લાગે પણ તેના સાદૃશ્યનો હેતુ જાણવાનો વિચાર કરતાં કોઇ રીતે પણ તે જાણવામાં આવ્યો નહિ. ૩૫. ને હે પ્રભો! સંગ્રામ વિષે તેના ચક્રને પૃથ્વીએ શું કરવા ગળ્યું? અને તે મ્હારા ભાઇને શાપ શું કરવા થયો? તે તમે કહેવા યોગ્ય છો? ૩૬. હે ભગવન્! વિદ્વાન એવા સર્વ જાણનાર તમે કાર્ય કારણ સર્વ જાણો છો, માટે તે સર્વ તમારાથી હું શ્રવણ કરવા ઇચ્છું છું." ૩૭.

॥ श्रोतुमिच्छामि भगवंस्त्वत्तः सर्वं यथातथम । भवान हि सर्वविद्विद्वान् लोके वेद कृताकृतम् ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन पर्वणि कर्णाभिज्ञाने गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥ १ ॥

---

## અધ્યાય ૨ જો-કર્ણને થયેલો શાપ.

वैशंपायन उवाच ॥ स एवमुक्तस्तु मुनिर्नारदो वदतां वरः ॥
॥ कथयामास तत्सर्वं यथा शप्तः स सूतजः ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! એ રીતે યુધિષ્ઠિરના પૂછવાથી એવા બોલનારાઓમાં શ્રેષ્ઠ તે નારદમુનિએ, જે રીતે તે સૂતપુત્ર કરણને શાપ થયો હતો તે સર્વ કહી બતાવ્યું. ૧. નારદ કહે છેઃ–"હે ભારત! હે મહાબાહો! જે રીતે તમે કહો છો તે એમજ છે, કરણ તથા અર્જુનને સંગ્રામ વિષે કંઈ પણ અસહ્ય છે નહિ. ૨. તથાપિ તે બંનેને પરસ્પર જે વૈર થયું તે વિષે હે અનઘ! હે મહાબાહો! પૂર્વે જે દેવતાઓનું ગુહ્ય વૃત્તાંત બનેલું છે તે કહું છું તે સાંભળો. ૩. હે પ્રભો! શસ્ત્રપૂત એવા ક્ષત્રિઓ સ્વર્ગમાં કેમ જાય એવો વિચાર કરી વૈરાગ્નિનો ઉદ્દીપક એવો કન્યાગર્ભ, ક્ષત્રિઓને સ્વર્ગમાં જવા સારૂ દેવતાઓએ નિર્માણ કર્યો. ૪. તેજયુક્ત એવો તે કરણ, સૂતપુત્રપણાને પ્રાપ્ત થયો, તેણે દ્રોણગુરૂ થકી ધનુર્વેદ અધ્યયન કર્યો. ૫. હે રાજેન્દ્ર! ભીમસેનનું બળ, અર્જુનનું લાઘવ, તમારી બુદ્ધિ, નકુળ સહદેવનો વિનય, બાળપણમાંથીજ ગાંડીવધનુષ ધરનાર અર્જુનનું વાસુદેવ સાથે સખ્ય, તથા તમારે વિષે પ્રજાનો અનુરાગ જોઇ અંતરમાં દાહ પામતો તે, બાળકપણામાંથીજ દુર્યોધન રાજા સાથે મિત્રતા કરી દેવતાઓના સંકલ્પથી તથા પોતાના સ્વભાવથી તમારી સાથે નિરંતર દ્વેષ કરવામાં પ્રવર્ત્તમાન થયો. ૬, ૭, ૮. ત્યારપછી ધનુર્વેદમાં અધિક પરાક્રમવાળા અર્જુનને જોઈ એકાંત વિષે દ્રોણ પાસે આવી કરણે આવી રીતે કહ્યું કે, ૯. અર્જુન સાથે યુદ્ધ કરવાની મ્હારી મતિ છે વાસ્તે રહસ્ય તથા ઉપસંહારસહિત બ્રહ્માસ્ત્રને હું જાણવા ઇચ્છું છું. ૧૦. તેમ અવશ્ય કરીને પુત્ર તથા શિષ્યો વિષે તમારે સ્નેહ સમાન છે, માટે તમારા પ્રસાદથી વિચક્ષણ પુરૂષો મને અકૃતાસ્ત્ર ન કહે એમ થવું જોઇએ. ૧૧.

એવી રીતે કરણના વચનથી દ્રોણાચાર્યે "અર્જુનવિષે કટાક્ષને લીધે આ બ્રહ્માસ્ત્ર શીખવા માગે છે" એ રીતનું તેનું દુરાત્માપણું જાણી તે પ્રત્યે આવી રીતે કહ્યું કે, યથાર્થ આચરણ કર્યાં છે વ્રત જેણે એવો બ્રાહ્મણ વા તપસ્વી એવો ક્ષત્રિય બ્રહ્માસ્ત્રને જાણે, ઈતર વર્ણ કોઇ રીતે જાણે નહિ, એટલે તું બ્રાહ્મણ તથા ક્ષત્રિયથી ઈતર છે માટે તે વિદ્યાને યોગ્ય નથી. ૧૨, ૧૩. એવાં દ્રોણનાં વચન સાંભળી તેનો સારી રીતે સત્કાર કરી આજ્ઞા લઇ તત્કાળ મહેંદ્ર પર્વત પ્રત્યે જ્યાં પરશુરામ વિરાજતા હતા ત્યાં ગયો. ૧૪. રામ પાસે જઇ મસ્તકથી તેને પ્રણામ કરી "ગુરૂ છે તે પિતાજ છે" એમ મનમાં ધારી હું ભાર્ગવ બ્રાહ્મણ છું એમ કરી તેમની પાસે રહ્યો. ૧૫. રામે પણ ગોત્રાદિક પૂછી તું ભલે આવ્યો અહિં રહે, એમ કહી અત્યંત પ્રસન્ન થઇ તેને ગ્રહણ કર્યો. ૧૬. સ્વર્ગસરખા તે મહેંદ્ર પર્વતમાં વસતા કરણને ગંધર્વ, રાક્ષસ, યક્ષ તથા દેવતાઓ સાથે સમાગમ થયો. ૧૭. એ રીતે ત્યાં રહી ભૃગુશ્રેષ્ઠ પરશુરામ થકી યથાવિધિ અસ્ત્ર તથા શસ્ત્ર શીખ્યો; ને દેવ, દાનવ તથા રાક્ષસોને પણ અત્યંત પ્રિય થયો. ૧૮. ખડ્ગ તથા ધનુષને હાથમાં ગ્રહણ કરનાર તે એકલો સૂર્ય પુત્ર કરણ, કોઇ વખતે આશ્રમની પાસે દક્ષિણ સમુદ્ર સમીપે ફરતો હતો. ૧૯. ત્યાં હે પાર્થ! તેણે અગ્નિહોત્રમાં આસક્ત કોઇ બ્રહ્મવાદી બ્રાહ્મણની હોમધેનુને યદૃચ્છાએ કરી અજ્ઞાનથી હણી. ૨૦. પછી કરણ, બ્રાહ્મણ પાસે જઇ તેને પ્રસન્ન કરવા સારૂ આવી રીતે વચન કહેવા લાગ્યો કે, હે ભગવન! આ તમારી હોમધેનુને અજાણથી મ્હેં હણી માટે મ્હારો અપરાધ ક્ષમા કરી મ્હારી ઉપર પ્રસન્ન થાઓ, એમ વારંવાર કહેવા લાગ્યો. ૨૧, ૨૨. એવાં કરણનાં વચન સાંભળી ક્રોધાયમાન થએલો તે બ્રાહ્મણ, વાણીએ કરી જાણે તિરસ્કાર કરતો હોય નહિ તેની પેઠે કહેવા લાગ્યો કે, હે દુરાચાર! હે દુર્મતે! તું વધ યોગ્ય છે, માટે ત્હારાં દુષ્કર્મના ફળને તું પ્રાપ્ત થઈશ. ૨૩. જેની સાથે નિરંતર સ્પર્દ્ધા કરે છે અને જેનો પરાજય કરવાની નિરંતર ઈચ્છા કરે છે તેની સાથે યુદ્ધ કરતાં ત્હારાં ચક્રને હે પાપી, પૃથ્વી ગળશે. ૨૪. એ રીતે પૃથ્વી ચક્રને ગળશે તે વખતે ગાફલ એવા ત્હારા મસ્તકને પરાક્રમ કરી શત્રુ પાડશે. હે નરાધમ! અહીંથી જા. હે મૂઢ! પ્રમત્ત એવા ત્હેં જે રીતે આ મ્હારી ગાયને હણી તે પ્રમત્ત થયેલા ત્હારા મસ્તકને શત્રુ પાડશે. ૨૫. એવાં બ્રાહ્મણનાં વચન સાંભળી કરણે ગાયો, ધન તથા રત્ને કરી પ્રસન્ન કરવા માંડયો તોપણ તેણે પાછું કહ્યું કે, ભલે તું જા!! અથવા રહે!! ત્હારે કરવું હોય તે કર, તોપણ મ્હારૂં બોલેલું કોઈથી પણ વૃથા કરી શકે નહિ. ૨૬, ૨૭. એ રીતે બ્રાહ્મણના કહેવાથી ભયભીત થએલો કરણ, દીનતાથી નીચું મુખ કરી તે શાપવિષે પોતાના મનથી ચિંતા કરતો રામની પાસે ગયો. ૨૮.

॥ इत्युक्तो ब्राह्मणे नाथकर्णो दैन्यादधोमुखः । राममभ्यगमद्भीतस्तदेव मनसा स्मरन् ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासन प० गुर्जरभाषायां कर्णशापो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

## અધ્યાય ૩ જો–કર્ણને અસ્ત્રવિદ્યાની પ્રાપ્તિ.

नारद उवाच ॥ कर्णस्य बाहुवीर्येण प्रणयेन दमेन च ॥

॥ तुतोष भृगुशार्दूलो गुरुशुश्रूषया तथा ॥

નારદ કહે છેઃ—કરણના બાહુવીર્યથી, પ્રેમથી, દમે કરી તથા ગુરૂશુશ્રૂષાથી ભૃગુકુળમાં સિંહરૂપ પરશુરામ પ્રસન્ન થયા. ૧. તેથી તપસ્વી એવા તેણે તપસ્વી તે કરણને વિધિપુરઃસર આંગ પ્રસંગ તથા દેવતાના આરાધનસહિત ઉપસંહાર સુદ્ધાં સમગ્ર બ્રહ્માસ્ત્ર શીખવ્યું. ૨.

એ રીતે પરશુરામ થકી જાણ્યું છે બ્રહ્માસ્ત્ર જેણે એવા ભૃગુના આશ્રમવિષે ક્રીડા કરતા અદ્ભુત પરાક્રમવાળા કરણે, ધનુર્વેદવિષે યત્ન કર્યો. ૩. ત્યાર પછી કોઈ વખતે ઉપવાસે કરી કર્ષિત આશ્રમ સમીપે કરણસહિત વિચરતા બુદ્ધિમાન વિશ્વાસથી ઉત્પન્ન થયું છે સુહૃદ્પણું જેને એવા શ્રમિત મનવાળા ગુરૂ જમદગ્નિપુત્ર પરશુરામ, કરણના ખોળાવિષે મસ્તક મૂકી શયન કરી ગયા. ૪, ૫. તેટલામાં શ્લેષ્મ, મેદ, માંસ તથા શોણિતનું ભોજન કરનારો અને દારૂણ સ્પર્શવાળો કૃમિ, કરણની સમિપે આવ્યો. ૬. રૂધિરનું અશન કરનાર તે કૃમિ, કર્ણના સાથળને પ્રાપ્ત થઈ તેને ભેદવા લાગ્યો, પણ કરણ, ગુરૂની નિદ્રા ભંગના ભયથી તેને દૂર કરવા વા હણવા પણ સમર્થ થયો નહિ. ૭. હે ભારત! તે રીતે તે કૃમિએ ડંસ કરવા માંડેલા સૂર્યપુત્ર કરણે, ગુરૂ જાગી જશે તો, એવી શંકાથી તેની ઉપેક્ષા કરી. ૮. એવી રીતે કરણ, ધૈર્યથી અસહ્ય વેદનાને સહન કરી ભાર્ગવ પરશુરામને ન કંપાવતે તથા વ્યથા ન પમાડતે ધારણ કરી રહ્યો. ૯. જ્યારે એ કરણના રૂધિરનો પોતાના અંગને સ્પર્શ થયો ત્યારે જાગૃત થએલા ભૃગૂદ્વહ તેજસ્વી પરશુરામે, ત્રાસયુક્ત થઈ આવી રીતે તેને કહ્યું કે, અરે આશ્ચર્ય! હું અશુચિતાને પ્રાપ્ત થયો, આ તું શું કરે છે? ભયને છોડી દઈ આ શું થયું તે યથાર્થ મને કહે. ૯, ૧૦. એવાં પરશુરામનાં વચન સાંભળી કરણે કૃમિએ કરેલું ભક્ષણ તેમને બતાવ્યું. તે વખતે રામે, સૂકર સરખા, આઠ પગવાળા, તીક્ષ્ણ દંષ્ટ્રાવાળા, સોય સરખા તીક્ષ્ણ રૂવાટાંથી વીંટાયલા, ત્રાસે કરી સંકુચિત કર્યું છે અંગ જેણે; અને અલર્ક છે નામ જેનું એવા તે કૃમિને જોયો. ૧૧, ૧૨, ૧૩. ખેદયુક્ત થએલા તે કૃમિએ રામની દૃષ્ટિમાત્ર પડતાં તે રૂધિર વિષેજ પોતાના પ્રાણ ત્યાગ કર્યા, તે આશ્ચર્ય સરખું થયું. ૧૪. તેટલામાં અંતરિક્ષવિષે ઇચ્છા પ્રમાણે રૂપ ધરનાર, ભયંકર રૂપવાળો, રક્ત છે ગ્રીવા જેની મેઘની ઉપર રહેલો, કૃષ્ણ અંગવાળો રાક્ષસ દેખાયો. ૧૫. તે વખતે પૂર્ણ છે મન જેનું એવો તે રાક્ષસ, હાથ જોડી રામ પ્રત્યે કેહેવા લાગ્યો કે, હે ભૃગુશાર્દૂલ! તમારૂં કલ્યાણ થાઓ, હું જે રીતે આવ્યો છું તેમ હવે જઇશ. ૧૬. હે મુનિસત્તમ! આ નરક થકી તમે મને મૂકાવ્યો માટે તમારૂં કલ્યાણ થાઓ, તમને હું પ્રણામ કરૂં છું; કેમકે તમે મ્હારૂં પ્રિય કર્યું. ૧૭. એવાં તેનાં વચન સાંભળી પ્રતાપવાન અને મહાબાહુ જમદગ્નિના પુત્ર પરશુરામે તેને પૂછ્યું કે, તું કોણ છે અને શું કરવા નરકને પ્રાપ્ત થયો તે કહે? ૧૮. તે કહેવા લાગ્યો કે, પૂર્વે સત્યુગ વિષે તમારા પૂર્વ પિતામહ ભૃગુની તુલ્ય વયવાળો હું દંશ નામે મોટો અસુર હતો. ૧૯. તે મ્હેં ભૃગુની અત્યંત વહાલી ભાર્યાને બળાત્કારથી અપહરણ કરી તેથી ક્રુદ્ધ થએલા તમારા પૂર્વ પિતામહે મને કહ્યું કે—હે પાપ! મૂત્ર તથા શ્લેષ્મને અશન કરનાર તું નરકને પ્રાપ્ત થઇશ. ૨૦, ૨૧. તે વખતે મ્હેં દીનતાપૂર્વક કહ્યું કે, હે બ્રહ્મન્! મને પાછી શાપથી મુક્તિ ક્યારે થશે? તે સાંભળી દયાથી તેમણે કહ્યું કે, ભાર્ગવ એવા રામથી ત્હારી મુક્તિ થશે. ૨૨. તે પછી એવી રીતના તે મહર્ષિના અભિશાપે કરી હું કૃમિભૂત થઇ પૃથ્વી વિષે પડયો. ૨૩. હે સાધો! એવી અમંગળરૂપ આ ગતિને પ્રાપ્ત થએલા મને પાપયોનિથી તમે મુક્ત કર્યો. એ રીતે રામને કહી તેને નમસ્કાર કરી મહા અસુર ગયો. ત્યારપછી પરશુરામે સક્રોધ થઈ કરણ પ્રત્યે આવી રીતે વચન કહ્યું કે, હે મૂઢ! આ અતિદુઃખને બ્રાહ્મણ ક્યારેય સહન કરી શકે નહિ. ક્ષત્રિય સરખું ત્હારૂં ધૈર્ય દેખાય છે માટે સત્ય કહે. ૨૪, ૨૫. એવાં પરશુરામનાં વચન સાંભળી શાપથી ભય પામેલો કરણ, તેને પ્રસન્ન કરતાં કહેવા લાગ્યો કે, હે ભાર્ગવ! બ્રાહ્મણ તથા ક્ષત્રિયથી બીજે ઉત્પન્ન થએલ હું સૂત છું એમ જાણો, ૨૬. અને પૃથ્વી વિષે મનુષ્ય, મને રાધાપુત્ર કરણ એ રીતે કહે છે. હે ભાર્ગવ! હે બ્રાહ્મન્! અસ્ત્રમાં લુબ્ધ એવા મને પ્રસન્ન

થાઓ, ૨૭. ને વેદવિદ્યાપ્રદ ગુરૂ પિતાજ કહેવાય, એમાં સંદેહ નહિ; તેથી તમારી પાસે હું ભાર્ગવ છું એ રીતે મ્હારૂં ગોત્ર મ્હેં કહ્યું. ૨૮. એવાં કરણનાં વચન સાંભળી રોષરહિત થયેલા ભૃગુશ્રેષ્ઠ પરશુરામ, પૃથ્વી વિષે પડેલા, કંપતા હાથ જોડેલા, દીન એવા કરણ પ્રત્યે બાળતા હોય નહિ તેની પેઠે કહેવા લાગ્યા કે, જે માટે અસ્ત્રના લોભથી મિથ્યા બોલી તું બ્રહ્માસ્ત્ર શીખ્યો. વાસ્તે હે મૂઢ ! સરખા સાથે યુદ્ધ કરતાં તને વિનાશકાળ વખતે બ્રહ્માસ્ત્ર ભાસમાન થશે નહિ. કેમકે બ્રાહ્મણ સિવાય બીજા વિષે બ્રહ્માસ્ત્ર, કયારેય નિશ્ચળ થઈ રહે નહિ. ૨૯,૩૦. અહિંથી તું જા. કારણ જૂઠું બોલનારને અહિં નિવાસ યોગ્ય નથી. ત્હારા સરખો પૃથ્વી વિષે યુદ્ધમાં કોઇ ક્ષત્રિય થશે નહિ. ૩૧, ૩૨. એ રીતે પરશુરામના કહેવાથી કરણ, રામને પ્રણામ કરી ત્યાંથી ગયો, પછી દુર્યોધન પાસે જઈ હું કૃતાસ્ત્ર છું એમ કહ્યું. ૩૩.

॥ एवमुक्तः स रामेण न्यायेनोपजगाम ह । दुर्योधनमुपागम्य कृतास्त्रोस्मीति चाब्रवीत् ॥

इति श्री म० शांतिपर्वणि । राजधर्मानुशासनपर्वणि । गुर्जरभाषायां । कर्णास्त्रप्राप्तिनाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

## અધ્યાય ૪ થો–દુર્યોધને સ્વયંવરમાંથી કરેલું કન્યાહરણ.

नारद उवाच ॥ कर्णस्तु समवाप्यैवमस्त्रं भार्गवनंदनात् ॥

॥ दुर्योधनेन सहितो मुमुदे भरतर्षभ ॥

નારદ કહે છેઃ–હે ભરતર્ષભ ! કરણ તો ભાર્ગવનંદન પરશુરામ થકી અસ્ત્રને પ્રાપ્ત થઇ દુર્યોધનસહિત આનંદથી દિવસ નિર્ગમન કરતો હતો. ૧. ત્યાર પછી કોઇ વખતે હે રાજન્ ! સેંકડો રાજાઓ, કલિંગ દેશમાં ચિત્રાંગદ રાજાના રાજપૂર નામના નગરમાં સ્વયંવર વિષે કન્યા વાસ્તે મળ્યા. ૨, ૩. ત્યાં સર્વ રાજાઓ એકઠા મળ્યા છે એમ સાંભળી કરણસહિત દુર્યોધન પણ સુવર્ણના અંગવાળા રથમાં બેસી ગયો. ૪. હે નૃપસત્તમ ! એવી રીતે મહોત્સવરૂપ તે સ્વયંવર સંપ્રવૃત્ત થયો સાંભળી શિશુપાળ, જરાસંધ, ભીષ્મક, વક્ર, કપોતરોમા, નીલ, દૃઢ પરાક્રમવાળો રૂકમી, સ્ત્રીરાજ્યનો અધિપતિ મહારાજ શૃગાલ, અશોક, શતધન્વા, શૂરવીર ભોજ; એ અને બીજા પણ ઘણાક દક્ષિણ દિશાનો આશ્રય કરનારા રાજાઓ, મ્લેચ્છાચાર્ય રાજાઓ, પ્રાચી તથા ઉદીચીના રાજાઓ, સુવર્ણના બાજુબંધ પહેરનારા, શુદ્ધ સરખી કાંતિવાળા, જેમના દેહ પ્રકાશમાન છે, બળે કરી ઉત્કટ એવા જાણે વ્યાઘ્ર હોય નહિ એવા તે સર્વ રાજાઓ કન્યા વાસ્તે ત્યાં આવ્યા હતા. ૫, ૬, ૭, ૮, ૯. હે ભારત ! આવેલા તે સર્વ રાજાઓ સ્વયંવરના સભામંડપમાં બેસી ગયા. પછી ધાત્ય તથા હજુરી ચાકરસહિત તે કન્યા રંગમંડપ પ્રત્યે પ્રવિષ્ટ થઈ. ૧૦. ત્યાર પછી હે ભારત ! ધાત્યના મુખથી રાજાઓના નામવરને સાંભળી વરનારી તે કન્યા ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનને પણ અતિક્રમણ કરી આગળ ચાલી. ૧૧. એ રીતે પોતાનું ઉલ્લંઘન ન સહન કરી શકતો કુરૂ કુળમાં ઉત્પન્ન થએલો બળ તથા વીર્યના મદથી મત્ત, ભીષ્મ દ્રોણના આશ્રયવાળો દુર્યોધન, રાજાઓનો તિરસ્કાર કરી તે કન્યાને ત્યાંથી લઇ રથમાં બેસાડી જવા લાગ્યો. ૧૨, ૧૩. હે પુરૂષર્ષભ ! તેમજ ખડ્ગ ધારણ કરેલો, ઘોના ચર્મના મોજા જેણે બાંધ્યા છે, એવો શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ઠ કરણ પણ રથમાં બેસી તેની પાછળ જવા લાગ્યો. ૧૪. તે વખતે કવચ પહેરતા તથા રથ જોડતા રાજાઓનો અત્યંત મોટો વિમર્દ થયો. ૧૫. સંક્રુદ્ધ થએલા તે રાજાઓ, મેઘ જેમ બે પર્વત ઉપર વરસે તેમ કરણ તથા દુર્યોધન ઉપર બાણનો વરસાદ કરતા તેમની સામે દોડવા લાગ્યા. ૧૬. કરણે, સામે આવતા એવા તેમનાં એક એક

બાણે કરી ધનુષ તથા બાણના સમૂહ પૃથ્વી વિષે પાડી નાખ્યા. ૧૭. એ રીતે પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ કરણે, કેટલાકને ધનુષ વગરના, કેટલાકને ઉગામેલ ધનુષવાળા, કેટલાંક બાણ ધરેલાને, કેટલાક શક્તિ તથા ગદા ધરનારાઓને લાઘવથી વ્યાકુળ કરી જેમના સારથિ હણાયા છે એવા ઘણાક રાજાઓને પરાજય પમાડ્યા. ૧૮, ૧૯. સારથિ હણાવાથી પોતે અશ્વને ચલાવતા 'અમારી રક્ષા કરો રક્ષા કરો' એ રીતે બોલતા જેમનાં મન ભાગ્યાં છે એવા તે રાજાઓ, સંગ્રામ છોડી દઇ ભાગી ગયા; અને કરણે રક્ષા કરેલો હૃષ્ટ એવો દુર્યોધન તો કન્યાને લઈ હસ્તિનાપુર પ્રત્યે ગયો. ૨૦, ૨૧.

॥ दुर्योधनस्तु कर्णेन पाल्यमानोभ्ययात्तदा । हृष्टः कन्यामुपादाय नगरं नागसाव्हयम् ॥

**इति श्री म० शांति० राजधर्मानुशासन प० गुजरभाषायां दुर्योधनस्य स्वयंवरे कन्याहरणं नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥**

---

## અધ્યાય ૫ મો–કર્ણના પરાક્રમનું વર્ણન.

**नारद उवाच ॥ आविष्कृतबलं कर्ण श्रुत्वा राजा स मागधः ॥**
**॥ आव्हयद्वैरथेनाजौ जरासंधो महीपतिः ॥**

નારદ કહે છેઃ—જેણે પોતાનું બળ પ્રકટ કર્યું છે એવા કરણને સાંભળી મગધ દેશના અધિપતિ જરાસંધ રાજાએ સંગ્રામ વિષે દ્વંદ્વ યુદ્ધ વાસ્તે કરણને બોલાવ્યો, ૧. પછી દિવ્યાસ્ત્ર જાણનાર યુદ્ધ વિષે અનેક પ્રકારના આયુધે કરી અન્યોન્ય વર્ષતા તે બન્નેનું યુદ્ધ થયું. ૨. પછી જેમનાં બાણ ક્ષીણ થયાં છે, ધનુષ વગરના, જેમનાં ખડ્ગ ભાગી ગયાં છે, પૃથ્વી પ્રત્યે રહેલા બળયુક્ત તે બંને બાહુવડે યુદ્ધ કરવા લાગ્યા. ૩. તેમાં કરણે બાહુકંટક યુદ્ધે કરી યુદ્ધ કરતાં તેના જરાએ સાંધેલા દેહની સંધિ ભેદી. ૪. તે જરાસંધ રાજાએ, પોતાના શરીરનો વિદારણરૂપ વિકાર જોઇ વૈર છોડી દઇ દૂરથીજ હું તને પ્રસન્ન થયો છું એમ કહી પ્રીતિથી કરણને માલિની નામની નગરી આપી; તેથી હે નરશાર્દૂલ ! શત્રુને જીતનાર તે કરણ અંગદેશનો રાજા થયો, ને દુર્યોધનના અનુમતથી પારકા સૈન્યને પીડનાર કરણ, ચંપા નગરીનું પાલન કરતો હતો એ તમને પણ વિદિત છે. ૫, ૬, ૭. એ રીતે શસ્ત્રના પ્રતાપે કરી તે પૃથ્વી વિષે વિખ્યાત થયો. પછી તમારા હિત વાસ્તે ઇન્દ્રે તેનાં કવચ તથા કુંડળની ભિક્ષા માગી, તે વખતે દેવમાયા વડે મોહિત થએલા તેણે પરમ અચિંત સહજ એવાં દિવ્ય કુંડળ તથા સહજ કવચ પણ તેને આપી દીધું. ૮, ૯. એ રીતે કુંડળ તથા કવચે કરી મુક્ત થએલા તેને અર્જુને સંગ્રામ વિષે વાસુદેવના જોતાં હણ્યો. ૧૦. બ્રાહ્મણના તથા મહાત્મા પરશુરામના શાપથી, કુંતિને વરદાન આપવાથી, ઇન્દ્રની માયા વડે, સંખ્યા વિષે અર્દ્ધ રથ કહી ભીષ્મના અવમાનથી, શલ્ય થકી થએલા તેજો વધથી, વાસુદેવના ન્યાયથી, રૂદ્ર, દેવરાજ, યમ, વરૂણ, કુબેર, દ્રોણ તથા મહાત્મા કૃપાચાર્યથી દિવ્ય એવાં અસ્ત્ર ગ્રહણ કરી ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને, સૂર્ય સરખી કાંતિવાળા સૂર્યપુત્ર કરણને સંગ્રામ વિષે હણ્યો. ૧૧, ૧૨, ૧૩, ૧૪. હે પુરૂષવ્યાઘ્ર ! એ રીતે બ્રાહ્મણ તથા પરશુરામે શાપ આપેલો ઘણાકને છેતરેલો તમારો ભાઇ કરણ, યુદ્ધમાં મૃત્યુને પ્રાપ્ત થયો છે, માટે તમારે શોચ કરવા લાયક નથી." ૧૫.

॥ एवं शप्तस्तव भ्राता बहुभिश्चापि वंचितः । न शोच्यः पुरुषव्याघ्र युद्धेन निधनं गतः ॥

**इति श्री म[illegible]भारत शांतिप० राज० गुजरभाषायां [illegible]कथनं नाम पंचमोऽध्यायः ॥५॥**

---

## અધ્યાય ૬ ઠ્ઠો—સ્ત્રીઓને શાપ.

**वैशंपायन उवाच ॥ एतावदुक्त्वादेवर्षिर्विरराम स नारदः ॥**
**॥ युधिष्ठिरस्तुराजर्षिर्दध्यौ शोकपरिप्लुतः ॥**

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! એટલાં વચન કહી, દેવર્ષિ તે નારદે બોલવું બંધ કર્યું, અને શોકે કરી વ્યાપ્ત એવા રાજર્ષિ યુધિષ્ઠિર તો ધ્યાન કરવા લાગ્યા. ૧. તે વખતે દીન મનવાળા, શોકે કરી ઉપહત, આતુર, સર્પની પેઠે શ્વાસોશ્વાસ નાખતા, ચોતરફથી અશ્રુએ કરી વ્યાપ્ત નેત્રવાળા અને દીન તે યુધિષ્ઠિર પ્રત્યે શોકે કરી વ્યાપ્ત અંગવાળી દુઃખે કરી ઉપહત છે ચેતના જેની એવી મધુર ભાષણ કરનારી કુંતિ, વખતને લગતું ઘટતી રીતે આવું વાક્ય કેહેવા લાગી કે,—"હે યુધિષ્ઠિર ! હે મહાબાહો ! હે મહાપ્રાજ્ઞ ! એ કરણનો તું શોચ કરવા યોગ્ય નથી, માટે શોકને છોડી દે ને આ મ્હારાં વચન સાંભળ. ૨, ૩, ૪. ત્હારે અર્થે ભાઇપણું જણાવવા સારૂ પૂર્વે મ્હેં તેને કહ્યું હતું. તેમજ ધર્મ ધરનારાઓમાં શ્રેષ્ઠ એવા તેને પિતા ભાસ્કરદેવે પણ કહ્યું હતું. ૫. હિત ઇચ્છનાર સુહૃદે જે કહેવું ઘટે તે દિવાકર એવા સૂર્યે સ્વપ્નમાં પણ તેને અનેક રીતે કહ્યું હતું. એ રીતે પૂર્વે અમે બંનેએ સ્નેહના કારણે કરી કહ્યું તોપણ હું વા સૂર્ય, કોઇ તેને શાંત કરવા ત્હારી સાથે એકતા કરવા સમર્થ થયાં નહિ, ને મૃત્યુગ્રસ્ત વૈરનું ઉદ્ધરણ કરવામાં પ્રીતિમાન તથા તમારૂં ઉલટું કરનાર જાણી પછી મ્હેં ઉપેક્ષા કરી." ૬, ૭, ૮. એ રીતે માતાના વચનથી અશ્રુથી આકુળ નેત્રવાળા શોકે કરી વ્યાકુળ ઇન્દ્રિયોવાળા એવા ધર્માત્મા ધર્મરાજાએ કહ્યું કે,—"હે જનનિ! કરણનું જન્મ વૃત્તાંત ગુપ્ત રાખવાથી હું આ રીતે પીડિત થયો;" એ રીતે તેને કહી મોટા તેજવાળા દુઃખસમન્વિત યુધિષ્ઠિરે "સર્વ લોક વિષે સ્ત્રીઓ ગુહ્ય વૃત્તાંત ધારણ કરશે નહિ" એમ શાપ દીધો. ૯, ૧૦. પછી ઉદ્વિગ્ન હૃદયવાળા તે રાજા, પુત્ર, પૌત્ર, સંબંધી તથા સુહૃદોને યાદ કરી ઉદ્વિગ્ન ચિત્ત થયા. ૧૧. ત્યાર પછી શોક વડે વ્યાપ્ત છે આત્મા જેનો એવો સંતાપથી પીડિત રાજા સધૂમ અગ્નિ સરખો થઇ વૈરાગ્યને પ્રાપ્ત થયો. ૧૨.

॥ ततः शोकपरीतात्मा सधूम इव पावकः । निर्वेदमगमद्धीमान् राजा संतापपीडितः ॥

**इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गुर्जरभाषायां स्त्रीशापो षष्ठोऽध्यायः॥६॥**

## અધ્યાય ૭ મો—યુધિષ્ઠિર પરિદેવન (ગ્લાનિ.)

**वैशंपायन उवाच ॥ युधिष्ठिरस्तु धर्मात्मा शोकव्याकुलचेतनः ॥**
**॥ शुशोच दुःखसंतप्तः स्मृत्वा कर्णं महारथम् ॥**

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય ! જેનું ચિત્ત શોકે કરી વ્યાકુળ છે એવા અને દુઃખે કરી સંતપ્ત એવા ધર્માત્મા યુધિષ્ઠિર, મહારથિ કરણને યાદ કરી શોચ કરવા લાગ્યા. ૧. દુઃખ તથા શોકે કરી આવિષ્ટ, વારંવાર નિશ્વાસ મૂકતા, શોકકર્શિત યુધિષ્ઠિર રાજા, અર્જુનને જોઈ તે પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે, આપણે વૃષ્ણિ તથા અંધકના નગર વિષે ભિક્ષા માગીને નિર્વાહ કરત તો, પુરૂષ વગરની જ્ઞાતિને કરી આ દુર્ગતિને પ્રાપ્ત થાત નહિ. ૨, ૩. તેમ આપણો પુરૂષાર્થ પણ બરાબર સિદ્ધ થયા નહિ ને આપણા શત્રુ કૌરવોના સિદ્ધ થયા કારણ કે, તેઓ સ્વર્ગવાસી પણ થયા ને આપણે તો પોતે પોતાને મારી ધર્મના ફળને પણ શું પ્રાપ્ત થઇશું? ૪. આપણાં તો બળે બગડયાં માટે ક્ષત્રિયના આચારને, સહાયાદિને, પરાક્રમને તથા ક્રોધને પણ

ધિક્કાર છે; કેમ કે જે આચારાદિવડે આપણે આ શોકને પ્રાપ્ત થયા. વાસ્તે વનચારીને નિત્ય એવાં ક્ષમા, દમ, શૌચ, વૈરાગ્ય, અમાત્સર્ય, અહિંસા તથા સત્યવચન; એ સર્વ ધર્મથી શ્રેષ્ઠ છે. લોભ તથા મોહથી દંભ તથા માનને આશ્રયેલા આપણે રાજ્ય પામવાની ઇચ્છાથી આ અવસ્થાને પ્રાપ્ત થયા[૫.૭]. પૃથ્વી વિષે હણાએલા બાંધવોને જોઇ જયને ઇચ્છતા આપણને ત્રૈલોક્યના રાજ્યવડે પણ કોઇ પ્રહર્ષ કરી શકે નહિ તથાપિ અર્થથી હીન અને બાંધવ જેમના હણાયા છે એવા આપણે, પૃથ્વી વાસ્તે અવધ્ય એવા રાજાઓનો ત્યાગ કરી જીવીએ છીએ[૮.૯]. રાજ્યરૂપ આમિષની ઇચ્છા કરનારને આમિષની ઇચ્છા કરતા શ્વાનોની પેઠે શુભ થાય અને આપણને તો રાજ્યરૂપ આમિષ ઇષ્ટ હતું અને તેને છોડી દેવું પણ ઇષ્ટ હતું તથાપિ સમગ્ર પૃથ્વી, સુવર્ણના રાશિ, સર્વ ગાયો તથા અશ્વ; એ બધાં માટે પણ જે આ હણાયા, તે ત્યાગ કરવા લાયક ન હતા એટલે કે બંધુઓ માટે એ સર્વ ત્યાગ કરવા લાયક હતું પણ તે માટે બંધુઓ ત્યાગ કરવા લાયક ન હતા[૧૦.૧૧]. કામ ક્રોધ વડે વ્યાપ્ત અને ક્રોધ તથા હર્ષસમન્વિત એવા તે, મૃત્યુના વાહનમાં બેસી યમલોક પ્રત્યે ગયા[૧૨]. માતા–પિતા, તપ, બ્રહ્મચર્ય, સત્ય, તિતિક્ષા, ઉપવાસ, યજન, ગૌરી વ્રતાદિ વ્રત, દુર્ગોત્સવાદિ કૌતુક તથા લક્ષ્મીનારાયણ શિલાદિક મંગલ; ઇત્યાદિ ઉપાયવડે બહુ કલ્યાણયુક્ત એવા પુત્રોને ઇચ્છે છે. એમ કરતાં કોઇ વખતે માતાઓ ગર્ભ ધારણ કરે છે; તેમને દશ માસપર્યંત ધારણ કરે છે[૧૩.૧૪]. તે પછી કુશળતાથી તે ગર્ભ પ્રસૂત થઇ જીવે, તેને જોઈ કૃપણ અને ફળને ઇચ્છતી તેમની માતાઓ આવી રીતે મનમાં વિચાર કરે છે જે, સુંદર કુંડળવાળા આ પુત્ર સંભાવિત યુવાવસ્થાવાળા અને બલિષ્ઠ થઈ આપણને આ લોક તથા પરલોક વિષે જ્યારે સુખ આપે ત્યારે જાણોકે એ આપણા પુત્ર, એવા વિચારવાળી આ સ્ત્રીઓના સુંદર કુંડળ પહેરેલા યુવાન એવા આ પુત્રોને આપણે હણ્યા. તેથી તેમનો એ બધો સમુદ્યોગ કેવળ નિષ્ફળ થયો. કેમ કે તેઓ પૃથ્વીના ભોગને ભોગવ્યા વગર પિતૃ તથા દેવતાઓના ઋણથી મુક્ત થયા વગર, યમલોક પ્રત્યે ગયા. હે અંબા! ધૃતરાષ્ટ્ર તથા ગાંધારી બન્ને જ્યારે ધન–રત્ન વિષે કામના વાળાં થયાં ત્યારેજ દુર્યોધનાદિક રાજાઓ હણાયા. કામ, ક્રોધ તથા હર્ષથી વિષમ એવા તે જયના ફળને ક્યારે પણ ભોગવશે નાહ. માટે પંચાલ તથા કૌરવોમાંના જેઓ હણાયા તેઓ હણાયાજ, કેમકે આ લોક, પોતાના કર્મથી સ્વર્ગમાં ગયા એમ તેમને જોતા નથી. આ લોકના વિનાશ વિષે આપણેજ કારણ કહેવાયા પણ તે બધાનો ધૃતરાષ્ટ્રના પુત્રો વિષેજ પર્યવસાન થશે; કેમ કે આપણે અવાંતર કારણ છીએ પણ આપણા રાજ્યનો અપહાર કરવાથી મુખ્ય કારણ તો ધૃતરાષ્ટ્રના પુત્રોજ છે. હંમેશ તરવામાં જેની બુદ્ધિ છે, દ્વેષ કરનાર, જેનું કપટદ્યૂતાદિવડે ઉપજીવન છે, ઉપરથી વિજય રાખનાર, અપકાર ન કરનાર આપણા વિષે અપકાર કરનાર ધૃતરાષ્ટ્રજ સર્વ અનર્થનું મૂળભૂત થયો; તેથી તેમની કામના પણ પૂરી ન થઇ, તેમ આપણી પણ ન થઈ, તેમ તેમનો તથા આપણો કોઇનો જય પણ ન થયો અને તેમણે પણ આપણા દ્વેષથી સુખે પૃથ્વી ભોગવી નહિ. સુખે સ્ત્રીઓનો ઉપભોગ કર્યો નહિ તથા ગીત વાદ્યાદિક પણ શ્રવણ કર્યાં નહિ. તેમજ ચાકર તથા સંબંધીઓનાં વાક્ય સાંભળ્યાં નહિ, તેમજ પંડિતોનાં વાક્ય પણ સાંભળ્યાં નહિ. અમૂલ્ય રત્ન ભોગવ્યાં નહિ. પૃથ્વી તથા દ્રવ્યનો સારી રીતે આગમ થાય એવી ચેષ્ટા કરી નહિ. આપણી સમૃદ્ધિ જોઇ વિવર્ણ, શ્વેત તથા કૃશ થઇ આપણા દ્વેષથી તપેલા તેણે આ લોકનું સુખ પણ સારી રીતે ભોગવ્યું નહિ. શકુનિએ, જેની પાસે આપણો અભ્યુદય નિવેદન કર્યો છે અને પુત્રને અનુસરવાથી અન્યાય માર્ગે ચાલનાર જે ધૃતરાષ્ટ્ર રાજા છે તે પણ પિતા ભીષ્મ

તથા વિદુરના વાક્યનો અનાદર કરી અપવિત્ર, લુબ્ધ તથા કામવશ થયેલા પુત્રને નિયમમાં ન રાખવાથી મારી પેઠેજ ક્ષયને પ્રાપ્ત થયા. એ રીતે પ્રદીપ્ત યશથી ભ્રષ્ટ થયેલો દુર્યોધન, પણ ભાઈઓને મરાવી, આ વૃદ્ધ માતા-પિતાને શોકાગ્નિ વિષે નાખી ગયો. અમારા દ્વેષસંયુક્ત, સદા પાપબુદ્ધિવાળા, યુદ્ધ કરવા ઇચ્છતા એ દુર્યોધને શ્રીકૃષ્ણની સન્નિધિ વિષે અમારા દ્વેષથી "પાંડવ નષ્ટ થઈ ચૂકયા" એ રીતે જે વાકય કહ્યું તે રીત કુલીન એવો કયો બંધુ, સુહૃજ્જન આગળ કહે? તેજસ્વ‌વડે ભાસ્વર પદાર્થોની પેઠે સર્વ દિશાઓને બાળતા આપણે પણ દુર્યોધનના દોષથી ઘણા વર્ષ સુધી દુઃખને પ્રાપ્ત થયા. અને આપણો વૈરપુરૂષ દુર્મતિ તે દુર્યોધન પણ દૃઢ બંધનને પ્રાપ્ત થયો અને આ કુળનો નાશ પણ આપણે દુર્યોધન માટે કર્યો. જે દુર્યોધન માટે અવધ્ય ભીષ્માદિકનો વધ કરી, લોક વિષે નિંદાને પ્રાપ્ત થયા. આ કુળનો અંત કરનાર દુર્મતિ પાપ પુરૂષ દુર્યોધનને દેશનો પતિ કરી, હાલ ધૃતરાષ્ટ્ર રાજા, શોચ કરે છે[૧૫]. શૂરવીર હણાયા, પાપ કર્યું, પોતાનો દેશ ખોયો, અને તેમને હણી, અમારા સર્વનો ક્રોધ પણ ગયો, પણ આ શોક મને રૂંધે છે. હે ધનંજય! કરેલું પાપ, ઉપકારથી, કહ્યાથી, પશ્ચાત્તાપથી, દાનથી, તપથી, ત્યાગથી, તીર્થમાં ગમન કરવાથી તથા શ્રુતિસ્મૃતિના જપથી હણાય છે. તેમાં પણ "ત્યાગવાન ફરીથી પાપ કરવા પરિપૂર્ણ થતો નથી" એવી શ્રુતિ છે[૧૬.૧૭]. તેમ "ત્યાગવાન જન્મ મરણને પણ પ્રાપ્ત થાય નહિ." એ રીતે પણ જ્યારે શ્રુતિ છે, ત્યારે યોગમાર્ગને પામેલ તથા શ્રવણ મનનાદિ વડે "અહં બ્રહ્માસ્મિ" એ રીતે નિશ્ચિત બુદ્ધિવાળો પુરૂષ, અખંડાનંદને પ્રાપ્ત થાય છે[૧૮]. ત્યારે હે ધનંજય! એ રીતે ત્યાગના ફળને જાણતો હું, સુખ-દુઃખરહિત, ધ્યાનનિષ્ઠ તથા જ્ઞાનસમન્વિત થઈ, હે પરંતપ! તમારી સર્વની આજ્ઞા લઇ વન પ્રત્યે જઇશ[૧૯]. હે અરિસૂદન! "સમગ્ર ધર્મ કંઇ પાળી શકાતા નથી" એવી શ્રુતિ છે, ગૃહસ્થાશ્રમી મ્હેં એ પ્રત્યક્ષ જોયું છે અને પરિગ્રહને ઈચ્છતા મ્હેં પાપ પણ કર્યું તેથી પાછું જન્માદિ થાય, માટે "જન્મ ક્ષયનું નિમિત્ત પ્રાપ્ત થવા શકય થવાય છે" એવી શ્રુતિ છે, માટે હું તો જન્મ ટાળવા સારૂ પરિગ્રહ, સમગ્ર રાજ્ય તથા સુખનો ત્યાગ કરી મમત્વ તથા શોકરહિત અને સુખ-દુઃખથી મુક્ત થઈ વન પ્રત્યે જઈશ, અને તું નિષ્કંટક તથા કલ્યાણરૂપ આ પૃથ્વીનું પાલન કર!! હે કુરૂનંદન! મ્હારે રાજ્ય તથા ભોગનું પ્રયોજન નથી[૨૦-૨૩]. એટલાં વચન કહી કુરૂરાજ યુધિષ્ઠિરે બોલવું બંધ કર્યું. તે પછી તેથી નાના પૃથાપુત્ર અર્જુન, તેમને કેહેવા લાગ્યા[૨૪].

॥ एतावदुक्त्वा वचनं कुरुराजो युधिष्ठिरः । उपारमत्ततः पार्थः कनीयानभ्यभाषत ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गुर्जरभाषायां युधिष्ठिरपरिदेवनं नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

---

## અધ્યાય ૮ મો-અર્જુનનું ભાષણ.

वैशंपायन उवाच ॥ अथार्जुन उवाचेदमधिक्षिप्त इवाक्षमी ॥

॥ अभिनीततरं वाक्यं दृढवा पराक्रमः ॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! તિરસ્કાર કરેલાની પેઠે ક્ષમારહિત, દૃઢ છે વાદ તથા પરાક્રમ જેનું એવો અર્જુન, અત્યંત ઉતાવળથી આવી રીતે વાકય કહેવા લાગ્યો[૧]. ઉગ્ર પરાક્રમવાળો, મહા તેજસ્વી ઇંદ્રપુત્ર અર્જુન, પોતાના આત્માને ઉગ્ર દેખાડતાં, એ ગલોફાં

ચાટી ગર્વથી આવી રીતે કહેવા લાગ્યો કે, "અરે આ દુઃખ, કષ્ટ તથા અતિ મૂઢપણું છે! કેમ કે અમાનુષ કર્મ કરી તમે ઉત્તમ લક્ષ્મીનો ત્યાગ કરો છો[2,3]. શત્રુઓને હણી, સ્વધર્મથી સંપાદન કરેલી પૃથ્વીને પ્રાપ્ત થઈ, બુદ્ધિલાઘવથી આ રીતે સર્વનો ત્યાગ કેમ કરો છો?[4]. ક્લીબ તથા દીર્ઘસૂત્રી પુરૂષને રાજ્ય ક્યાંથી! જ્યારે તમારે રાજ્ય ગ્રહણ કરવું નજ હતું ત્યારે ક્રોધમૂર્છિત થઇને તમે રાજાઓને શું કરવા માર્યા?[5]. હણાયું છે કલ્યાણ જેનું અને દરિદ્ર માટે સર્વલોકમાં વિખ્યાત નહિ તથા પશુ–પુત્ર વિનાનો જે હોય તે ધનચિંતાથી વિમુખ થઈ, ભિક્ષાવડે પોતાનું જીવિત નિભાવે અને પૌરૂષથી કોઈપણ પારકા અર્થને પ્રાપ્ત થવા ઇચ્છે નહિ. તમે તો કલ્યાણને પામેલા, સંપન્ન, સર્વલોક વિષે વિખ્યાત તથા પશુ–પુત્રાદિયુક્ત છો માટે પુરૂષાર્થથી અર્થને પામી, હવે ભિક્ષા માગી જીવવાને ઇચ્છો છો, તેથી મને એમ લાગે છે કે તમારી બુદ્ધિ ઉલટો વિચાર કરે છે. હે નૃપ! સમૃદ્ધ રાજ્યને છોડી દઇ, ભિક્ષાપાત્રવડે આ પાપિષ્ઠ વૃત્તિનો આશ્રય કરી જીવતાં તમને આ લોક શું કહેશે? હે પ્રભો! ધર્માદિક સર્વ અર્થને છોડી દેવાથી હણાયું છે કલ્યાણ જેનું એવા, નિષ્કિંચન થઈ મૂઢની પેઠે શું કરવા ભિક્ષા માગવાની ઇચ્છા કરો છો? આ રાજકુળવિષે ઉત્પન્ન થઈ, સમગ્ર પૃથ્વીને જીતી, સમગ્ર ધર્મ તથા અર્થને છોડી દઇ મૂઢપણાથી શું કરવા વનવિષે જવા ઇચ્છો છો? જો કોઇ અસાધુ પુરૂષ, તમો વિના રહેલા આ હુત દ્રવ્યને નષ્ટ કરશે તો યજ્ઞાદિધર્મ–લોપજન્ય પાપ તમને પ્રાપ્ત થશે. "નિષ્કિંચનપણું મુનિઓનું ભૂષણ છે, રાજાઓનું નથી." એ વાક્યના ઉદ્દેશથી નહુષ રાજાએ પણ અધનતા નિમિત્તથી નિર્દય કર્મ કરી કહ્યું છે જેઃ "નિર્ધનપણાને ધિક્કાર છે. અને નિષ્કિંચનપણું ઋષિઓને ભૂષણરૂપ છે" એ તમે પણ જાણો છો અને જે આ "ધર્મ"એ રીતે કહેવાય છે તે પણ ધનથીજ પ્રવર્તમાન થાય છે. જે જેનું ધન હરણ કરે છે તે તેનો ધર્મજ હરણ કરે છે. હે રાજન્! આપણું ધન હરણ કરે, ત્યારે ક્ષત્રિય આપણે કોનો અપરાધ ક્ષમા કરીએ! પાસે ઉભેલા દરિદ્રને, લોકો દૂષિત થએલાને જુએ તેમ જુએ છે. માટે તમે લોકવિષે પાતકરૂપ દારિદ્ર્યની પ્રશંસા કરવા યોગ્ય નથી. હે રાજન્! લોકો પતિતનો શોચ કરે તથા નિર્ધનનો શોચ કરે માટે પતિત તથા નિર્ધન બન્ને તુલ્ય છે. અહીં તહીંથી એકઠા કરેલા વૃદ્ધિ પામેલા અર્થથી પર્વતોમાંથી જેમ નદીઓ નિકળે, તેમ સર્વ ક્રિયાઓ પ્રવર્તમાન થાય છે. હે નરાધિપ! અર્થથકી ધર્મ, કામ તથા સ્વર્ગ થાય છે, તેમજ મુમુક્ષુ જનોની પ્રાણયાત્રા પણ અર્થાધીન છે; એટલે મોક્ષ પણ અર્થથી થાય છે. અર્થે કરી વિહીન માટેજ અલ્પબુદ્ધિવાળા પુરૂષની સર્વ ક્રિયાઓ, જેમ ગ્રીષ્મઋતુમાં કુત્સિત નદીઓ નાશ પામે તેમ નાશ પામે છે. જેને અર્થ તેના મિત્ર, જેને અર્થ તેના બાંધવ, જેની પાસે અર્થ તેજ લોકવિષે પુરૂષ અને પંડિત પણ તેજ અર્થની કામનાવાળા નિર્ધન પુરૂષને તુરત અર્થ પ્રાપ્ત થતો નથી અને જેમ હસ્તી હસ્તી સાથે મળી જાય તેમ, જ્યાં ધન હોય તેમાં ધન જઈ મળે છે. હે નરાધિપ! ધર્મ, કામ, સ્વર્ગ, હર્ષ, ક્રોધ, શ્રુત તથા દમ એ સર્વ અર્થથી પ્રવર્તે છે. કુળની મર્યાદા પણ ધનથી રહે છે અને ધર્મ પણ ધનથી પ્રવર્તમાન થાય છે. હે પુરૂષોત્તમ! નિર્ધનના આ લોક તથા પરલોક બન્ને સુધરતા નથી. અર્થાત્ બન્ને લોક બગડે છે. કેમ કે નિર્ધન માણસ, ધર્મકૃત્ય પણ યથાર્થ કરી શકે નહિ. માટે પર્વતમાંથી જેમ નદી સ્રવે તેમ ધર્મ, ધનથીજ થઈ શકે છે. હે રાજન્! જેના અર્થ, ગાયો, ચાકર તથા અતિથિ ક્ષીણ થયાં હોય તેનેજ લોક વિષે કૃશ જાણવો પણ શરીરે જે કૃશ હોય તેને કૃશ જાણવો નહિ. હે રાજન્! ન્યાયથી તમે જુઓ, દેવાસુરયુદ્ધ વિષે દેવતાઓએ જ્ઞાતિ તથા બાંધવ રૂપ દૈત્યોનો વધ કરી તેમનું ધન ગ્રહણ

કર્યું માટે જ્યારે પારકાનું ધન હરણ કરવું નહિ ત્યારે રાજા કેવી રીતે ધર્માચરણ કરે ! તેને બીજી જીવિકા ન હોવાથી કોઈ રીતે ધર્મ થાયજ નહિ. વેદ વિષે પણ કવિઓએ એટલોજ નિશ્ચય કર્યો છે[૬.૭]. વેદત્રયીનું અધ્યયન કરવું, વિદ્વાન થવું, અને સર્વ પ્રકારથી ધન સંગ્રહ કરી યત્નથી યજન કરવું[૮]. દેવતાઓ દ્રોહથીજ સ્વર્ગ વિષે સ્થાનને પ્રાપ્ત થયા છે. દેવતાઓ, જ્ઞાતિના દ્રોહ વિના બીજું શું ઇચ્છે છે ?[૯]. દેવતાઓનો એ રીતે નિશ્ચય છે. તેજ રીતે શાશ્વત વેદવાદ છે, અધ્યયન, અધ્યાપન, યજન, યાજન તથા ધનસંગ્રહ, એજ શ્રેયસ્કર છે માટે રાજાઓને પારકાઓનું ધન લેવું એ કંઈ દોષ નથી; કેમ કે કોઇને અપકાર કર્યો વગર રાજાઓને ક્યાંય કંઇ પણ ધન મળે એમ અમે જોતા નથી,[૧૦.૧૧]. માટે રાજાઓ તો એજ રીતે આ પૃથ્વીને જીતી યજન કરે છે. પુત્ર જેમ પિતાના ધનને "આ મ્હારૂં છે" એમ કહે, તેમ રાજા પણ "આ પૃથ્વી મ્હારી છે" એમ કહે છે. એ રીતે રાજર્ષિઓ પૃથ્વી સંપાદન કે યજન કરી અંતે સ્વર્ગમાં જાય છે; કેમ કે એમ કરવું એ રાજાઓનો ધર્મ છે[૧૨]. જેમ જળના પ્રવાહો, પૂર્ણ સમુદ્રમાંથી નિકળી, દશે દિશાઓમાં જાય છે તેમજ ધનના રાશિઓ પણ રાજાના કુળમાંથી નિકળી સમસ્ત પૃથ્વીમાં વ્યાપ્ત થાય છે[૧૩]. પ્રથમ આ પૃથ્વી દિલીપ, નૃગ, નહુષ, અંબરીષ તથા માંધાતાની હતી, તે આ પૃથ્વી હાલ તમારે સ્વાધીન છે[૧૪]. માટે તે તમને સર્વ દક્ષિણાત્મક દ્રવ્યમય યજ્ઞ સંપ્રાપ્ત થયો છે, તે જો નહિ કરો તો, તમે રાજ્યના પાપને પ્રાપ્ત થશો[૧૫]. જે માંડલિક તથા પ્રજાદિકનો રાજા, દક્ષિણાવાન્ અશ્વમેધે કરી યજન કરે, તે સર્વ ત્યાં આવી તેનાં અવભૃથ સ્નાન વિષે પવિત્ર થાય છે[૧૬]. વિશ્વરૂપ મહાદેવે સર્વમેધ નામના મહામખ વિષે સર્વ ભૂતનો તથા પોતે પોતાનો પણ હોમ કર્યો હતો[૧૭]. માટે પશુ, પત્ની તથા યજમાન ત્રણ વેદ અને ચાર ઋત્વિજ, એ દશરથનો જેમાં પ્રચાર થાય છે એવો મોટો આ ભૂતિપથ "શાશ્વત તથા અનાદિ છે" એમ અમે સાંભળ્યું છે, માટે હે રાજન્ ! તમે તે રસ્તો છોડી આડે રસ્તે જાઓ નહિ"[૧૮].

॥ शाश्वतोयं भूतिपथोऽनादिस्तमनुश्रुश्रुम । महान् दाशरथः पंथा मा राजन् कुपथं गमः ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि रा० अर्जुनवाक्ये गुर्जरभाषायां अष्टमोऽध्यायः ॥ ८ ॥**

## અધ્યાય ૯ મો–યુધિષ્ઠિરનું ભાષણ.

**युधिष्ठिर उवाच ॥ मुहूर्तं तावदेकाग्रो मनःश्रोत्रेंतरात्मनि ॥**

**॥ धारयन्नपि तच्छ्रुत्वा रोचेत वचनं मम ॥**

યુધિષ્ઠિર કહે છેઃ—"તું પણ મ્હારાં વચન સાંભળી, મુહૂર્તપર્યંત હૃદયકમળ વિષે મન તથા શ્રોત્રને સ્થિર કરી એકાગ્ર થા ! ! એટલે પછી મ્હારાં વચન તને રૂચિકર થશે ?[૧] કેમકે અંતર્મુખનેજ નિવૃત્તિમાર્ગ ઇષ્ટ છે, બહિર્મુખને નથી. હું ગ્રામ્ય સુખનો ત્યાગ કરી, સાધુગમ્ય એવા માર્ગ પ્રત્યે જઈશ. ક્યારે પણ ત્હારે વાસ્તે રાજ્યનો સ્વીકાર નહિ કરૂં[૨]. ત્યાં તું કહીશ કે રાજ્ય એજ સાધુગમ્ય માર્ગ, તો ત્યાં કહું તે સાંભળ—એકલાએ, ગમ્ય એવો કલ્યાણરૂપ માર્ગ કયો ? એ રીતે મને પૂછ અથવા પૂછવાને ન ઇચ્છતો હોય તોય હું કહું તે સાંભળ[૩]. ગ્રામ્ય સુખ તથા ગ્રામ્ય આચારનો ત્યાગ કરી મોટું તપ કરતો હું અરણ્યમાં ફળ તથા મૂળનું પ્રાશન કરી મૃગ સાથે વિચરીશ[૪]. ચર્મ, ચીર તથા જટાને ધારણ કરી, પરિમિત આહારથી કૃશ શરીરવાળો હું બે વખતે સ્નાન કરી અગ્નિમાં હોમ કરીશ[૫]. શીત, વાત, આતપ, ક્ષુધા, પિપાસા તથા શ્રમને પણ સહન કરીને વિધિયુક્ત

તપવડે શરીરને શોષણ કરીશ[૬]. અરણ્યમાં વસનારાં માટેજ હર્ષિત એવાં મૃગ તથા પક્ષિઓની મન તથા કર્ણને સુખ દેનારી અનેક પ્રકારની વાણી નિરંતર શ્રવણ કરતો અને પ્રફુલ્લિત વૃક્ષ તથા લતાઓના સુંદર ગંધને સૂંઘતો, નાના પ્રકારનાં રૂપવાળાં રમણીય વનવાસી પ્રાણિઓને જોતો, વાનપ્રસ્થ જનકુળવાસિઓનાં પણ દર્શન કરી તેમનું અપ્રિય ન કરતો, ગ્રામવાસીનું પણ અપ્રિય ન કરતો, એકાંતમાં રહીને વિચાર કરતો અને પકવ તથા અપકવ ફળ મૂળાદિથી વર્તતો હું, વન્ય (વનમાં થનારાં) ફળાદિક તથા જળવડે અને વાણીવડે પિતૃઓ તથા દેવતાઓને તૃપ્ત કરીશ[૭-૧૦]. એ રીતે આરણ્યક શાસ્ત્રોના અત્યંત ઉગ્ર વિધિને સેવન કરતો હું, આ દેહની સમાપ્તિની વાટ જોઇશ[૧૧]. અથવા મુંડિત મસ્તકવાળો થઇને, મનનશીળ એકલો હું, એક એક દિવસ એક એક વૃક્ષ પાસે ભિક્ષા માગી કલેવરનો ક્ષય કરીશ[૧૨]. રજવડે ઢંકાઈ ગએલો, શૂન્ય ઘર અથવા વૃક્ષના મૂળમાં નિવાસવાળો, જેણે સર્વ પ્રિય તથા અપ્રિય ત્યાગ કર્યું છે એવો, શોક અને હર્ષરહિત, નિંદા તથા આત્મસ્તુતિ જેને તુલ્ય છે, આશા તથા મમત્વરહિત, સુખ–દુઃખરહિત, કોઇ વસ્તુનો સ્વીકાર નહિ કરનાર, યોગે કરી આત્માને વિષેજ રમતો, આત્મા જેનો પ્રસન્ન છે, જેની આકૃતિ જડ, અંધ તથા બધિરના સરખી છે, ક્યારેય પણ કોઈની સાથે સંવાદ ન કરતો, સ્થાવર જંગમાત્મક ચાર પ્રકારનાં સર્વ પ્રાણિઓની હિંસા ન કરતો, સ્વધર્મસ્થ તથા ઇંદ્રિયપોષક પ્રજા પ્રત્યે સમાન, કોઇનો ઉપહાસ ન કરતો, કોઈ વખતે ભૃકુટી ન ચડાવતો, મુખ જેનું નિરંતર પ્રસન્ન છે, સર્વ ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, કોઇને માર્ગ ન પૂછતો, કોઈ એક માર્ગથી જતો, વિશેષે કરી કોઇ દેશ કે દિશા પ્રત્યે જવા ન ઇચ્છતો, ક્યાંય પણ જવામાં અપેક્ષારહિત, પાછું વળી ન જોતાં જતો, સરળ, અંતર્મુખ સ્થૂલ–સૂક્ષ્મશરીરાભિમાનશૂન્ય, જેમ સારી રીતે સુતેલો શિશુ પણ સંસ્કારના દૃઢપણાથી સ્તનપાન કરે છે એમજ દેહદ્વયના અભિમાને કરી હીન છતાં, પણ હું ભોજનાદિક કરીશ; વિરૂદ્ધ એવા જે સર્વ દ્વંદ્વ તેમને ન ગણકારતો, અલ્પ, સ્વાદુ વા અસ્વાદુ એક ઘરમાં જો ન મળે તો બીજા ઘરમાં, ત્યાં પણ ન મળે તો વળી બીજા ઘરમાં પ્રાર્થના કરીશ અને ત્યાં નહિજ મળે તે દિવસે સાત ઘેર ભિક્ષાર્થે જઇશ.[૧૩-૨૧]. જ્યારે ધૂમશૂન્ય, ઠેકાણે મૂકયું છે મુસલ જેમાં, અગ્નિહીન, ગૃહસ્થનું ભોજન થઈ ગયા પછી, તેમજ અતિથિનો સંચાર થઇ ગયા પછી અને ભિક્ષુકો પણ ગયા પછી એક વખતે, ત્રણ, બે વા પાંચ ઘર પ્રત્યે હું ભિક્ષાર્થે ગમન કરીશ[૨૨-૨૩]. એ રીતે સ્નેહરૂપી પાશને છોડી દઈ હું આ પૃથ્વી પ્રત્યે વિચરીશ. લાભ વા અલાભ વિષે સમદર્શી, મોટા તપ વાળો, જીવવા ઇચ્છિનારની પેઠે ધનાદિ સંગ્રહ ન કરતો અને મરવા ઇચ્છનારની પેઠે ધનાદિનો ત્યાગ ન કરતો, જીવિત તથા મરણને સમાન જાણતો, એકજણ વાંસલાએ કરી બાહુને કાપે અને એક જણ બીજી બાહુ ઉપર ચંદનનો લેપ કરે; તે બન્નેનું અકલ્યાણ તથા કલ્યાણ ન ચિંતન કરતો, જીવતાં માણસથી બની શકે એવી પોતાના અભ્યુદયની સર્વ ક્રિયાઓનો ત્યાગ કરી, શરીરનો નિર્વાહ થાય એટલીજ ક્રિયા કરીશ. તે કર્મ વિષે પણ આસક્તિરહિત થઇને ઇંદ્રિયોની ક્રિયાનો ત્યાગ કરી, સંકલ્પ રહિત, બુદ્ધિનો મળ સારી રીતે દૂર કરીને, સર્વ સંગથી વિમુક્ત, સર્વ સ્નેહપાશને છોડી દેનાર, વાયુની પેઠે કોઇને પણ વશ ન રેહેનાર, રાગ જેનો ટળી ગયો છે એ રીતે વિચરતો હું, શાશ્વતી તુષ્ટિને પ્રાપ્ત થઇશ. હે અર્જુન! અજ્ઞાનને લીધે તૃષ્ણાથી મ્હેં મોટું પાપ કર્યું છે. કેમ કે કેટલાંક મૂઢ માણસો, સારાં નરસાં કર્મ કરી, પોતાના સુખનિમિત્તભૂતથી પાછળ લાગેલાં સ્ત્રીઆદિકનું પોષણ કરે છે; પણ પ્રાણ ક્ષીણ થવાથી આ

કલેવરને છોડી દઇ, આયુષને અંતે તે સારાં નરસાં કર્મજન્ય પાપને પોતે ભોગવે છે; કારણ કર્મનું ફળ કર્તાનેજ ભોગવવું પડે છે. એ રીતે રથચક્રની પેઠે ભમતા આ સંસારચક્રમાં કાર્યવાન્ એવો આ ભૂતગ્રામ, સાથે સંયોગને પામે છે; જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ તથા વેદનાએ કરી સંકીર્ણ એવા અપાર જૂઠા સંસારને જે ત્યાગ કરે તે સુખી થાય છે. સ્વર્ગમાંથી દેવતાઓ અને પોતપોતાના સ્થાનકમાંથી મહર્ષિઓ પણ પડે છે ત્યારે અવિદ્યાના તત્વને જાણનાર કયો પુરૂષ, સ્વર્ગના ઐશ્વર્યની કામના કરે ? કોઇ પણ ન કરે. સ્વલ્પ એવા પૃથ્વીપતિ રાજાઓ, પોતાના અપમાનાદિ કારણથી અનેક પ્રકારનાં કપટાદિરૂપ કર્મ કરી મોટા રાજાને બાંધે, એટલે કે ઘણા મળી એક મોટાને હણે; એ રીતે ઐશ્વર્ય દુઃખમય તથા ક્ષય થનાર છે[૨૪.૨૫]. માટે ઘણા કાળે પ્રાપ્ત થએલાં આ જ્ઞાનરૂપી અમૃતને પ્રાપ્ત થઇ હું, સદા એકરૂપ એવા અવિનાશિ શાશ્વત પદની પ્રાર્થના કરૂં છું[૨૬]. નિરંતર એક પ્રકારની આ ધૃતિ વડે વિચરતો, માટેજ નિર્ભય માર્ગ પ્રત્યે રહેલો હું, જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ તથા વેદના વડે વ્યાપ્ત એવા પાંચભૌતિક દેહને સમાપ્ત કરીશ."

॥ जन्ममृत्युजराव्याधिवेदनाभिरभिद्रुतम् । देहं संस्थापयिष्यामि निर्भयं मार्गमाश्रितः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥

---

## અધ્યાય ૧૦ મો–ભીમસેનનું પુરૂષાર્થ સંબંધે ભાષણ.

भीम उवाच ॥ श्रोत्रियस्येव ते राजन् मंदकस्याविपश्चितः ॥
॥ अनुवाकहता बुद्धिर्नैषा तत्त्वार्थदर्शिनी ॥

ભીમ કહે છેઃ—"હે રાજન્! તત્વાર્થને ન જાણનારી આ તમારી બુદ્ધિ, જેમ અર્થજ્ઞાનશૂન્ય મંદ એવા વેદપાઠકની બુદ્ધિ નિત્ય વેદના પાઠે કરી હણાય તેમ હણાઇ છે[૧]. હે ભરતર્ષભ! આલસ્યયુક્ત ચિત્તવાળા તમે જ્યારે રાજધર્મને નિંદો છો, ત્યારે ધૃતરાષ્ટ્રના પુત્રોને માર્યા શું કરવા?[૨]. ક્ષાત્ર માર્ગે ચાલનાર તમારા વિના, બીજાને બંધુ ઉપર ક્ષમા, અનુકંપા, કારૂણ્ય તથા અનૃશંસપણું છેજ નહિ[૩]. અમે પ્રથમથીજ તમારી આવી બુદ્ધિ જાણતે તો શસ્ત્ર ગ્રહણ કરત નહિ તેમ કોઇને મારત પણ નહિ.[૪]. શરીરના ક્ષયપર્યંત ભિક્ષા માગી ચલાવત અને રાજાઓનું દારૂણ એવું આ યુદ્ધ પણ થાત નહિ[૫]. બળવાન પુરૂષને આ સર્વ અન્નની પેઠે ભોગ્ય છે, એમ કવિઓ કહે છે, માટે સ્થાવર જંગમ સર્વ બળવાનનુંજ ભોજન છે. રાજ્ય ગ્રહણ કરનારે, જે કોઈ તે કાર્ય વિષે વિરોધી હોય તેમને હણવા. એ રીતે ક્ષાત્રધર્મ જાણનાર પ્રાજ્ઞ પુરૂષો કહે છે. માટે હે યુધિષ્ઠિર! રાજ્યના વિરોધી અને સદોષ એવા તેમને આપણે ધર્મથી હણ્યા માટે હવે આ પૃથ્વીને ભોગવો!! જેમ કોઈ જળની ઇચ્છાવાળો પુરૂષ કૂવો ખોદી, તેમાંથી જળ ન નિકળે અને તેથી ગારાથી દિગ્ધ અંગવાળો થઇ પાછો વળે, તેવું આ આપણું કર્મ છે[૬]. જેમ મધના લોભથી મોટા વૃક્ષ ઉપર ચઢી, ત્યાંથી મધ લઇ તે પ્રાશન કર્યા વગર મરવું; તેવું આ આપણું કર્મ છે[૭]. જેમ પુરૂષ, આશાથી ઘણે દૂર માર્ગે જઇ, ત્યાંથી નિરાશ થઈ પાછો વળે, હે કુરૂનંદન! જેમ પુરૂષ શત્રુઓને મરાવી પછી પોતાના આત્માને મરાવે જેમ ક્ષુધિત પુરૂષ, યદૃચ્છાથી અન્નને પ્રાપ્ત થયે, જમે નહિ અને જેમ કામીપુરૂષ, સ્ત્રીની પ્રાપ્ત થયે તેને ભોગવે નહિ; તે રીતે કર્મની જેને ઉપમા અપાય એવું આ આપણું કર્મ છે[૮.૯]. પણ હે રાજન! હે

ભારત ! આમ કરવામાં અમેજ નિંદ્ય છીએ, કેમ કે "આ જ્યેષ્ઠ ભ્રાતા છે" એમ જાણી મંદ બુદ્ધિથી અમોએ, તમારૂં અનુસરણ કર્યું[૧૦]. બાહુબળવાળા જેમણે વિદ્યા સંપાદન કરી છે એવા અને શૂરવીર અમે, શક્તિહીનની પેઠે નપુંસકના વાક્યને માન્ય કરીએ છીએ[૧૧]. તથાપિ અનાથ, રક્ષક એવા અમને, નષ્ટ થયો છે અર્થ જેમનો એવા જોઈ બીજાઓ અર્થ-સિદ્ધિ માટે વિચાર નહિ કરે શું? કરશેજ. આ જેવું મ્હારૂં વચન છે તે પ્રમાણે જુઓ. આપત્કાળે સંન્યાસ ગ્રહણ કરવો એમ કહેલું છે, તેમજ વૃદ્ધાવસ્થાવડે વ્યાપ્ત વા શત્રુએ પરાભવ પમાડેલાએ સંન્યાસ ગ્રહણ કરવો[૧૨]. માટે કૃતપ્રજ્ઞ પુરૂષો, આ ક્ષત્રિયોનિ વિષે ત્યાગની પ્રશંસા કરતા નથી. કેમકે સૂક્ષ્મદર્શી પુરૂષ, "ક્ષત્રિયને મૌંડ્યાદિક નિષિદ્ધ છે માટે તેવું આચરણ કરવાથી ધર્મનો વ્યતિક્રમ થાય છે" એમ માને છે[૩]. માટે હિંસા વાસ્તેજ ઉત્પન્ન થએલા, હિંસાજ છે જીવન જેમનું અને હિંસાધર્મનોજ જેમને આશ્રય છે એવા ક્ષત્રિયો તે હિંસાધર્મની નિંદા કેમ કરે? ન કરે[૧૪]. કેમ કે તેમ કરવાથી તે ધર્મના સ્રષ્ટા વિધાતા નિંદ્ય થાય. વેદત્રયીરૂપ વિદ્યાવડે વિહીન તથા લક્ષ્મીવડે હીન એવા નાસ્તિકોએ સત્યાભાસ સરખું, જૂઠું અર્થવાદ સંબંધી સંન્યાસવિધિરૂપી વિજ્ઞાન પ્રવર્ત્તાવ્યું છે, તેથી કંઇ ક્ષત્રિયોને સંન્યાસનો અધિકાર સિદ્ધ થતો નથી. પોતાથી પોતાનું પોષણ કરતા ક્ષત્રિએ મૌનપૂર્વક કપટ યોગનો આશ્રય કરી; મરવા શક્ય થવાય પણ જીવવા શક્ય થવાય નહિ. માટે જે પુત્ર, પૌત્ર, દેવ, ઋષિ અતિથિ તથા પિતૃઓને પોષણ કરવામાં અસમર્થ હોય તેણે અરણ્યમાં જઇ એકલાએ સુખથી પોતાની જીવિકા ચલાવવી[૧૫]. અને એક ચર્યાથી જો સિદ્ધિ થતી હોય તો વનમાં એકલા રેહેવાવાળા આ મૃગ, વરાહ તથા પક્ષિઓ પણ સ્વર્ગમાં જવાં જોઇએ. કદિ કોઈ પણ રાજા, સંન્યાસથી જો સિદ્ધિને પામે, તો એકાંત વિષે રહેલા પર્વત તથા વૃક્ષો પણ જલદી સિદ્ધિને પ્રાપ્ત થાય[૧૬]. કેમ કે આ પર્વત તથા વૃક્ષો નિત્ય સંન્યાસવાળાં, ઉપદ્રવરહિત, પરિગ્રહહીન તથા નિરંતર બ્રહ્મચારી છે[૧૭]. જ્યારે પુરૂષ પોતાની સંપત્તિ વિષે પારકાઓનાં કર્મજન્ય ફળને પ્રાપ્ત થાય નહિ ત્યારે કર્મજ કરવાં એમ સિદ્ધ થયું, માટે કર્મ ન કરનારને સિદ્ધિ છે નહિ; માટે તમે પણ કર્મજ કરો, ત્યાં તમે કેહેશો કે મુમુક્ષુને દેહભરણ વિના બીજું કર્મજ અપેક્ષિત છે નહિ, તો તે વિષે ઉત્પન્ન થયેલા મીનાદિક અને સ્થાવર જંતુઓને પણ પોતાનો દેહજ ભર્તવ્ય છે-બીજો કોઇ છે નહિ, માટે તેઓ પણ મુક્ત થવા જોઇએ[૧૮]. પોતપોતાના કર્મવડે બધું જગત વ્યાપ્ત છે તેને તમે જુઓ "તેમ કર્મ ન કરનારને સિદ્ધિ થતી નથી, માટે કર્મજ કર્ત્તવ્ય છે."

॥ અવેક્ષસ્વ યથા સ્વૈઃ સ્વૈઃ કર્મભિર્વ્યાપિતં જગત્ । તસ્માત્ કર્મૈવ કર્તવ્યં નાસ્તિ સિદ્ધિરકર્મણઃ ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गुर्जरभाषायां दशमोऽध्यायः ॥१०॥

## અધ્યાય ૧૧ મો—ઋષિઓ અને પક્ષિનો સંવાદ.

अर्जुन उवाच ॥ अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ॥

॥ तापसैः सह संवादं शक्रस्य भरतर्षभ ॥

અર્જુન કહે છે—હે ભારતર્ષભ! આ પ્રસંગે તાપસ સાથે ઇંદ્રના સંવાદરૂપ પુરાતન ઇતિહાસ કહેલો છે, તે હું કહું છું; સાંભળો![૧] દાઢી મૂછ વિનાના, મંદ કુળમાં ઉત્પન્ન થએલા, સમૃધ્ધ, બ્રહ્મચર્ય પાળનાર, "વન વિષે જ્યાં ત્યાં ફરવું એજ મુખ્ય ધર્મ છે" એમ માનનાર કેટલાક બ્રાહ્મણ, પોતાનાં ઘર, ભાઇઓ તથા પિતૃઓનો ત્યાગ કરી, વનમાં

ચાલી નીકળ્યા. તેમને જોઇ દયા ઉત્પન્ન થવાથી ઈન્દ્રે સુવર્ણમય પક્ષિનું રૂપ ધારણ કરી તેમને આવી રીતે કહ્યું કેઃ—"મોટા યજ્ઞ કરી તેનું અવશિષ્ટ જમનારાઓએ જે કર્યું, તે બીજાં માણસ, કયારેય કરી શકે નહિ[2-4]. અને પવિત્ર કર્મ પણ એજ તથા જીવિત પણ એમનુંજ ઉત્તમ છે; કારણ ધર્મમાં પરાયણ એવા તે, સિદ્ધાર્થ થઇ મુખ્ય ગતિને પ્રાપ્ત થયા." એવાં પક્ષિરૂપ ઈંદ્રનાં વચન સાંભળી તે બ્રાહ્મણોએ પરસ્પર આવી રીતે કહ્યું કે, "અરે! આ પક્ષિ, યજ્ઞાવશિષ્ટ ખાનારની પ્રશંસા કરે છે. માટે જરૂર આ પક્ષી આપણનેજ જણાવે છે. કેમ કે વિધ્વંસ એટલે જીર્ણ એવાં તૃણ પર્ણ ફળાદિક, તેમને ખાનારા આપણે છીએ, વાસ્તે આપણે શ્રેષ્ઠ છીએ" એમ માનવા લાગ્યા[5]. તે વખતે પક્ષિએ પુનઃ તેમને કહ્યું કે, "તમે આગંતુક તથા સ્વાભાવિક દોષયુક્ત મૃગ, કીટ, તથા પક્ષિનાં ઉચ્છિષ્ટ પડી ગએલાં તૃણ અને પર્ણ ફળાદિક ખાનાર છો માટેજ હું મૂઢ એવા તમારી પ્રશંસા કરતો નથી. કેમ કે વિઘસાશી બીજા થાય છે."[7] એવાં પક્ષિનાં વચન સાંભળી વળી ઋષિઓએ પૂછયું કે, "હે વિહંગમ! આ અવસ્થા પરમ શ્રેયરૂપ છે, એમ જાણી અમે તેને સેવન કરીએ છીએ. પણ તેથી કંઈ અધિક શ્રેય હોય તો તે કહે!! તો અમે તે ઉપર શ્રદ્ધા રાખીએ"[8]. પક્ષિએ કહ્યું કે, "હે તાપસગણ! તમે કંઇ પણ મારાં વાકયમાં શંકા નહિ રાખો અને ખરેખર વિશ્વાસ રાખશો તો હું, હિતરૂપ અને સત્ય વચન તમને કહીશ"[9]. એવાં પક્ષિનાં વચન સાંભળી ઋષિઓએ કહ્યું કે–"હે તાત! હે ધર્માત્મન્! તું કલ્યાણના માર્ગને જાણે છે માટે તારાં વચન સારી રીતે અમે સાંભળશું અને તારા કહેવા પ્રમાણે અમે ચાલીશું માટે અમને ઉપદેશ કર." એવાં તાપસગણનાં વચન સાંભળી પક્ષી, તેઓ પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યો કે—"ચતુષ્પદોમાં ગાય શ્રેષ્ઠ, ધાતુઓમાં સુવર્ણ શ્રેષ્ઠ, શબ્દોમાં મંત્ર શ્રેષ્ઠ અને બે પગવાળાઓમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે"[10]. કેમ કે બ્રાહ્મણને જન્મ આદિ મરણપર્યંત જાત કર્માદિરૂપ મંત્રોક્ત સંસ્કાર યથાકાલ કરાય છે[11.12]. બ્રાહ્મણને વૈદિક કર્મ એ, અનુત્તમ સ્વર્ગનો માર્ગ છે. એમ જો ન હોય તો સ્વર્ગાર્થી એવા પ્રાચીન પુરૂષ, મારી સમક્ષ મંત્રસિદ્ધ એવાં કર્મ કેમ કરે?[13]. જે મનુષ્ય ઈશ્વરત્વ બુધ્ધિવડે જે દેવતાની ઉપાસના કરે તે દેહાંત વિષે તે તે દેવતાના તાદાત્મ્યરૂપ સિદ્ધિને પામે છે. કર્મ સંજ્ઞિત એવા આ આદિત્ય, શશિ તથા તારકાત્મક સિદ્ધિત્રયને સર્વ ભૂત ઇચ્છે છે. માટે કર્માધિકાર સ્થાન ગાર્હસ્થ્યજ સિદ્ધિક્ષેત્ર છે, એટલે કે આ ગૃહસ્થાશ્રમ મોટો તથા પવિત્ર છે. વાસ્તે જે મનુષ્ય, કર્મની નિંદા કરી તમે કહેલા કુત્સિત ત્યાગમાર્ગ પ્રત્યે જાય છે, તો અર્થહીન એવા તે મૂઢોને પાપ લાગે છે. જેઓ દેવયાન માર્ગ, પિતૃયાન માર્ગ તથા શાશ્વત એવા બ્રહ્માવાપ્તિ માર્ગનો ત્યાગ કરી વર્તે છે એવા તે મૂઢ જનો, એમના ત્યાગથી ક્ષુદ્ર દંદશૂકાદિ સર્પની યોનિને પ્રાપ્ત થાય છે. "દદામિ" ઇત્યાદિ મંત્રથી કહેલું ઉપાસનાયુક્ત કર્મ તમને હો!! કેમ કે તે તે માર્ગ વિષે નિષ્ઠાપૂર્વક જે સ્થિતિ તેજ તપસ્વિઓનું તપ કેહેવાય છે, બીજું કાંઇ શરીરશોષણાદિ તપ કેહેવાતું નથી તેમ નિયમથી દેવાર્ચન, પિતૃતર્પણ, બ્રહ્મોપાસના તથા ગુરૂજનની સેવા, એ કાર્યો દુષ્કર છે, એમ વિદ્વાનો કહે છે[14]. અને દેવતાઓ પણ એવું દુષ્કર કર્મ કરી પરમ વિભૂતિને પ્રાપ્ત થયા છે. માટે તમોને હું કહું છું કે, તમો ગાર્હસ્થ્યને વહન કરો[15]. પ્રજાનું મૂળ પણ કર્મજ છે, માટે તે શ્રેષ્ઠ છે એમાં સંશય નહિ. માટે આ કુટુંબવિધિથી ગૃહસ્થનાં કર્મ વિષે સર્વ રહ્યું છે[16]. હે બ્રાહ્મણો સુખ દુઃખાદિ, દ્વંદ્વાતીત તથા વિમત્સર પુરૂષ, તપઃ શબ્દ વ્યવહારાર્થે તો યજ્ઞાદિકનેજ કહે છે અને બ્રહ્મચર્યાદિયુક્ત અધ્યયનને મધ્યમ કહે છે[17]. પ્રાતઃકાલે તથા સાયંકાલે યથાવિધિ પોતાના કુટુંબને જે અન્નનો વિભાગ કરી આપે તે

વિઘસાશી, અધર્ષણીય પદને પ્રાપ્ત થાય[18]. જે પુરૂષો અતિથિ, દેવ, પિતૃઓને તથા સ્વજનને યથાવિધિ અન્ન આપી, અવશિષ્ટનું ભોજન કરે, તેઓ "વિઘસાશી" કેહેવાય[19]. (માટે જે સ્વધર્મનો આશ્રય કરી સુંદર વ્રતવાળા સત્યવાદી પુરૂષો, નિઃસંશય થઇ લોકના ગુરૂ થાય છે તે શોચે નહિ.) એ રીતે દુષ્કર કર્મ કરનાર અને વિમત્સર એવા તે પુરૂષો, સ્વર્ગ લોકમે પ્રાપ્ત થઇ ઘણુંક વર્ષ પર્યંત નિવાસ કરે છે"[20]. અર્જુન કહે છે,-"તે બ્રાહ્મણો, પક્ષિરૂપ ઇંદ્રનાં ધર્માર્થસહિત તે હિતરૂપ વચન સાંભળી, આશ્રમાંતરમાં સિદ્ધિ નથી, એમ જાણી, તેને છોડી દઇ ગાર્હસ્થ્યનો આશ્રય કરી રહ્યા[21]. માટે હે સર્વજ્ઞ! હે નરોત્તમ! તમે પણ નિરંતર ધૈર્યનો આશ્રય કરી, શત્રુઓ જેમાંથી હણાયા છે એવી સમગ્ર પૃથ્વીને પાલન કરો"[22].

॥ तस्मात्त्वमपि सर्वज्ञ धैर्यमालंब्य शाश्वतम् । प्रशाधि पृथिवीं कृत्स्नां हतामित्रां नरोत्तम ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनप० अर्जुनवाक्ये गुर्जरभाषायां ऋषिशकुनिसंवादकथने एकादशोऽध्यायः ॥ ११ ॥

---

## અધ્યાય ૧૨ મો-નકુલનું ભાષણ.

वैशंपायन उवाच ॥ अर्जुनस्य वचः श्रुत्वा नकुलो वाक्यमब्रवीत् ।

॥ राजानमभिसंप्रेक्ष्य सर्वधर्मभृतां वरम् ॥

વૈશંપાયન કહે છે,—હે અરિંદમ! હે જનમેજય! અર્જુનનાં વચન સાંભળી માંસલ છાતિવાળો, દુઃખેકરી વિવર્ણ મુખવાળો, થોડું બોલનાર અને મહાપ્રાજ્ઞ નકુલ, સર્વ ધર્મ ધરનારાઓમાં શ્રેષ્ઠ એવા રાજા સામે જોઇ તે પ્રત્યે ભાઇના ચિત્તને અનુરોધન કરી આવી રીતે કેહેવા લાગ્યો કે,-"હે મહારાજ, વિશાખયૂપ નામના ક્ષેત્રમાં સર્વ દેવતાઓએ અગ્નિસ્થાપન કરવા સારૂ સ્થંડિલ નિર્માણ કર્યાં હતાં, તેઓ આજ દિવસ પર્યંત જોવામાં આવે છે તેથી એમ જણાય છે જે, દેવતાપણું પણ કર્મનુંજ ફળ છે[1-3]. હે પાર્થિવ! અનાસ્તિક પ્રાણિઓને વૃષ્ટિદ્વારા અન્ન આપનાર જે પિતૃઓ છે, તે પણ વિધિ જોઈ કર્મજ કરે છે. માટે હે ભારત! વેદવાદનો ત્યાગ કરનારા પુરૂષોને અત્યંત નાસ્તિક જાણો[4]. અને સર્વ કર્મને પ્રિય માની જે વેદોક્ત કર્મ કરે છે, તે દેવયાન માર્ગેથી બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. કેમ કે આ ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમથી શ્રેષ્ઠ છે, એમ વેદના નિશ્ચયવાળા પુરૂષ કહે છે[5]. હે નરાધિપતિ! શ્રુતિસંપન્ન બ્રાહ્મણો પાસે જઇ તમો સમજો! હે મહારાજ! જે ધર્મથી ધન સંપાદન કરી યજ્ઞાદિક કર્મ કરે અને જેણે ચિત્ત જીત્યું હોય તે સાત્વિક સંન્યાસી કહેવાય[6,7]. જે ગૃહસ્થાશ્રમ સંબંધિ સુખ-ભોગને જોયા વગર સ્વર્ગાદિક વિષે નિષ્ઠાવાન થઈ દેહનો ત્યાગ કરે તે તામસ સંન્યાસી કેહેવાય; હે પાર્થ! જે સ્થાનક વગરનો, પર્યટન કરનાર, વૃક્ષના મૂળના આશ્રયવાળો, પાક ન કરનાર, જેણે સર્વ વૃત્તિઓને રૂંધી છે એવો જે મુનિ હોય તે ભિક્ષુક સંન્યાસી કેહેવાય. હે પાર્થ! ક્રોધ, હર્ષ તથા વિશેષે કરી આડિયાપણાનો અનાદર કરી, જે બ્રાહ્મણ વેદાધ્યયન કરે, તે ત્યાગીજ કેહેવાય[8]. એક તરફ બીજા સર્વ આશ્રમ ત્રાજવામાં મૂક્યા અને એક તરફ એકલો ગૃહસ્થાશ્રમ મૂક્યો, ત્યાં બેઉ ત્રાજવાં સમાન થયાં[9]. (માટે એકલો ગૃહસ્થાશ્રમ બ્રહ્મચર્યાદિ ત્રણ આશ્રમતુલ્ય છે. હે ભારત! તેમ બીજા આશ્રમોથી કેવળ સ્વર્ગનો લાભ થાય છે પણ ગૃહસ્થાશ્રમથી તો કામ તથા સ્વર્ગ બેઉ મળે છે. માટે લોકવેત્તા મહર્ષિઓને ગૃહસ્થાશ્રમ પરમગતિરૂપ છે.) હે ભરતર્ષભ! એમ જાણી, રાગદ્વેષરહિત જે મનુષ્ય ગૃહસ્થાશ્રમ કરે તે ભાગ્યશીલ છે અને

જે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી, વિમૂઢની પેઠે વનમાં જાય તે હતભાગ્ય કેહેવાય છે[10]. કેમ કે ધર્મધ્વજી નર, વનમાં જઈ, જો કામનાઓને ઇચ્છે છે તો એને યમરાજ મૃત્યુપાશવડે કંઠવિષે બાંધે છે. તેમ હું કર્તા છું, એમ અભિમાનથી કરેલું કર્મ ફળદાયક થતું નથી, અને હે મહારાજ! અભિમાનના ત્યાગપુરઃસર કરેલું કર્મ મહાફળ આપનાર થાય છે.) કેમ કે શમ, દમ, ધૈર્ય, સત્ય, શૌચ, સરળતા, યજ્ઞ, ધૃતિ તથા ધર્મ, એ ઋષિઓને હિતરૂપ નિત્ય વિધિ છે[11]. (અને આ ગાર્હસ્થ્ય વિષે પિતૃ, દેવ તથા અતિથિ વાસ્તે સમારંભ પ્રશસ્ય છે. હે મહારાજ! આ ગાર્હસ્થ્યથીજ ત્રિવર્ગરૂપ ફળ થાય છે. આ અપ્રતિષેધિત વિધિવિષે વર્તનાર નિષ્ઠાવાનનો કયારેય નાશ છે નહિ.) હે રાજન્! ધર્માત્મા અને પાપરહિત પ્રજાપતિએ, વિવિધ પ્રકારની દક્ષિણાવાળા યજ્ઞો વડે પ્રજા મ્હારૂં યજન કરશે, એમ જાણી પ્રજાને ઉત્પન્ન કરી[12]. તેમજ યજ્ઞ વાસ્તે વેલો, વૃક્ષ, ઔષધિ, મેધ્ય પશુ તથા હવિષ પણ ઉત્પન્ન કર્યા છે[13]. માટે તે યજ્ઞરૂપ કર્મ, વિશેષે કરી ગૃહસ્થાશ્રમીને બેડીની પેઠે રોધ કરનારૂં છે. વાસ્તે ગૃહસ્થપણું આ લોકવિષે દુષ્કર તથા દુર્લભ છે[14]. હે મહારાજ! તે ગાર્હસ્થ્યને પ્રાપ્ત થઈ પશુ ધાન્ય તથા ધન વડે સંયુક્ત જે ગૃહસ્થો, યજન ન કરે, તેઓ નિરંતર પાપભાગી થાય છે[15]. (કેટલાક ઋષિઓ સ્વાધ્યાયરૂપ યજ્ઞ કરે છે, કેટલાક જ્ઞાનયજ્ઞ કરનાર છે, અને બીજા કેટલાક યોગિઓ મહાયજ્ઞનો મનમાંજ વિસ્તાર કરે છે. એ રીતે જેથી મનનું સમાધાન થાય તેવા માર્ગ પ્રત્યે રેહેનાર બ્રહ્મભૂત એવા દ્વિજાતિને દેવતાઓ પણ ઇચ્છે છે. માટે તમે પણ ત્યાંથી ગ્રહણ કરેલાં વિચિત્ર પ્રકારનાં રત્ન યજ્ઞવિષે ત્યાગ કર્યા વગર નાસ્તિકની પેઠે બોલો છો. હે નરાધિપ! કુટુંબ હોય ત્યાં સુધી હું ત્યાગને જોતો નથી. માટે રાજસૂય, અશ્વમેધ, સર્વમેધ અને બ્રાહ્મણોએ અભિમાનિત બીજા પણ જે જે યજ્ઞ છે, તેવડે હે મહીપાલ! દેવપતિ ઇન્દ્રની પેઠે યજન કરો. રાજાના પ્રમાદરૂપ દોષથી ચોરાદિકનો ઉપદ્રવ થાય છે, તેથી જે રાજા, પ્રજાનું રક્ષણ ન કરે, તે રાજા કલિસ્વરૂપ કેહેવાય. હે વિશાંપતે, તેમજ માત્સર્યાવિષ્ટ ચિત્તવાળા આપણે પણ અશ્વ, ગાયો, દાસીઓ, શણગારેલી હસ્તિનીઓ, ગ્રામ, જનપદ, ક્ષેત્ર તથા ઘર બ્રાહ્મણોને નહિ આપીએ તો કલિસ્વરૂપ થઈશું. અદાતા, શરણાગતની રક્ષા ન કરનાર રાજાઓ દોષનાજ ભોક્તા થાય છે પણ ક્યારેય સુખના ભોક્તા થતા નથી. તેમજ હે પ્રભો! તમે પણ મહાયજ્ઞથી યજન કર્યા વગર અને પિતૃસ્વધા કર્યા વિના તથા તીર્થો વિષે સ્નાન કર્યા વગર જો ચાલી નિકળશો, તો વાયુએ પ્રેરણા કરેલા મેઘની પેઠે નાશને પ્રાપ્ત થશો. ને બન્ને લોકથી ભ્રષ્ટ થઇ પિશાચની યોનિને પ્રાપ્ત થશો. જે અહંતા તથા મમતાનો ત્યાગ કરે તેજ ત્યાગી જાણવો. કેવળ ઘરનો ત્યાગ કરવાથી ત્યાગી કેહેવાય નહિ. અપ્રતિષેધિત એવા એ વિધિ વિષે વર્તતા બ્રાહ્મણને હે મહારાજ! કયારેય ઉત્તમ સ્થિતિ છે નહિ.) હે પાર્થિવ! ઇન્દ્ર જેમ દૈત્યના સૈન્યને હણે તેમ સંગ્રામ વિષે વેગથી સમૂહ એવા શત્રુઓને હણી હે પાર્થ! પ્રાચીનોએ કહેલા તથા શિષ્ટોએ સેવિત એવા સ્વધર્મ વિષે પ્રીતિમાન્ મનુષ્ય, કોણ શોચ કરે? કોઈ ન કરે[17]. ક્ષત્રિય ધર્મ તથા પરાક્રમથી પૃથ્વીને જીતી મંત્રવેત્તાઓને દઇ, હે નરેન્દ્ર! તમે સ્વર્ગ પ્રત્યે જશો, માટે હવે આ ટાણે તમારે શોચ કરવો નહિ"[18].

॥ क्षात्रेण धर्मेण पराक्रमेण जित्वा महीं मंत्रविद्भ्यः प्रदाय ॥

॥ नाकस्य पृष्ठेसि नरेंद्र गंता न शोचितव्यं भवताद्य पार्थ ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मा नुशासनपर्वणि न लवाख्ये गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥

## અધ્યાય ૧૩ મો—સહદેવનું ભાષણ.

**સહદેવ ઉવાચ** ॥ न बाह्यं द्रव्यमुत्सृज्य सिद्धिर्भवति भारत ॥
॥ शारीरं द्रव्यमुत्सृज्य सिद्धिर्भवति वा न वा ॥

સહદેવ કહે છે,—“ હે ભારત ! મમકારાસ્પદ દ્રવ્ય બાહ્ય અને આભ્યંતર ભેદ વડે બે પ્રકારનું છે. તેમાં બાહ્ય દ્રવ્યનો ત્યાગ કરવાથી સિદ્ધિ થાય નહિ, અને આભ્યંતર દ્રવ્યનો ત્યાગ કરવાથી પણ સિદ્ધિ થાય કે ન થાય, એમાં સંદેહ પડતું છે. ( માટે બાહ્યમમકાર-શૂન્ય અને આભ્યંતર મમકારસંપન્નને જે ધર્મ તથા જે સુખ થાય છે તે અમારા શત્રુઓને થાઓ. ) આભ્યંતર મમકારનો ત્યાગ કરી પૃથ્વીને પાલન કરનારો જે ધર્મ તથા જે સુખ થાય છે, તે અમારા મિત્રગણને હો ! ![1,2]. જેમાં બે અક્ષર છે એવો મૃત્યુ અને ત્રણ જેમાં અક્ષર છે એવું શાશ્વત બ્રહ્મ છે. ( **मम**—આ બે અક્ષર ) મારૂં, એ રીતે જે સ્વીકારે એ મૃત્યુ અને ( **नमम**—આ ત્રણ અક્ષર ) મારૂં નહિ, એ રીતે જે પરિત્યાગ તે શાશ્વત બ્રહ્મ. એટલે કે, મારૂં એ રીતે જે સ્વીકાર એ સંસારનું મૂળ, અને મારૂં નહિ એ રીતે જે પરિત્યાગ તે મોક્ષનું મૂળ[3]. ( હે રાજન્, બ્રહ્મ તથા મૃત્યુ અલક્ષિત થઇ બુદ્ધિનો આશ્રય કરી શાસ્ત્રકર્તાઓને લડાવે છે એમાં સંશય નહિ—એટલે કે, કેટલાક કર્તા આત્મા નિત્ય છે, એમ કહે છે અને કેટલાક અનિત્ય કહે છે. ) હે ભારત ! આત્માનો જો નિયત એવો અવિનાશ હોય તો પ્રાણિઓના શરીરને હણી હણનાર હિંસાને પ્રાપ્ત થાય નહિ[4]. અને કદિ આત્મા દેહની સાથે ઉત્પન્ન થતો હોય ને પાછો દેહની સાથે નષ્ટ થતો હોય તો ક્રિયા-માર્ગ વૃથા થાય[5]. માટે બન્નેમાંથી એકેનો નિશ્ચય કર્યા વગર અત્યંત પ્રાચીન અને સત્પુરૂષોએ સેવન કરેલો માર્ગ, વિદ્વાનોએ સેવન કરવાને યોગ્ય છે[6]. માટે જે રાજા સ્થાવર જંગમ-સહિત સમગ્ર પૃથ્વીને પ્રાપ્ત થઈ, તેને જો સારી રીતે ભોગવે નહિ તો તેનું જીવિત નિષ્ફળ છે[7]. ( અથવા હે રાજન્ ! વનમાં નિવાસ કરનાર અને વનોદ્ભવ ફળ મૂળાદિક વડે જીવનાર અને જેની દ્રવ્ય વિષે જો મમતા થાય, તો તે મૃત્યુના મુખમાં વર્તે છે એમ જાણવું. ) હે ભારત ! ભૂતોનું બાહ્યાભ્યંતર દ્રવ્ય જે છે, તે પણ વ્યાપક પરમાત્માની સત્તા છે, એમ તમે જાણો. જે પુરૂષો તાદાત્મ્યરૂપ ભૂતને નિત્ય સિદ્ધ છે, એમ જાણે તે મહાભયથી મુક્ત થાય છે[8]. તમે અમારા પિતા, માતા, ભ્રાતા, તથા ગુરૂ છો માટે પીડિત એવા અમારા દુઃખરૂપ પ્રલાપને ક્ષમા કરવા યોગ્ય છો[9]. હે પૃથ્વીપાલ ! હે ભરતસત્તમ ખોટું વા ખરૂં જે કંઈ મેં આ ભાષણ કર્યું તે બધું ભક્તિએ કરીનેજ કર્યું છે. કંઇ જ્ઞાનના ગર્વથી કર્યું નથી એમ તમે જાણો ”[10].

॥ तथ्यं वा यदि वातथ्यं यन्मयैतत्प्रभाषितम् । तद्विद्धि पृथिवीपाल भक्त्या भरतसत्तम ॥

**इति श्री महाभारते शांतिपर्वणि राजध० सहदेववाक्ये गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥१३॥**

---

## અધ્યાય ૧૪ મો—દ્રૌપદીનું ભાષણ.

**વૈશંપાયન ઉવાચ** ॥ अव्याहरति कौंतेये धर्मराजे युधिष्ठिरे ॥
॥ भ्रातृणां ब्रुवतां तांस्तान् विविधान् वेदनिश्चयान् ॥

વૈશંપાયન કહે છે.—હે જનમેજય ! વિવિધ પ્રકારના તે તે વેદનિશ્ચય, ભાઈઓએ કહ્યા તોય પણ ધર્મરાજ કુંતિપુત્ર યુધિષ્ઠિર કંઈ પણ બોલ્યા નહિ[1]. ત્યારે મોટા કુળજનસંપન્ન, વિસ્તીર્ણ નેત્રવાળી, સ્ત્રીઓમાં શ્રેષ્ઠ, યુધિષ્ઠિર વિષે વિશેષ કરી હમેશ માન કરનારી, રાજાએ

નિરંતર લડાવેલી, ધર્મજ્ઞ, ધર્મદર્શિની અને કટિપક્ષાદ્ભાગ જેનો મોટો છે એવી સુંદરી દ્રૌપદી, હસ્તિઓ વડે વીંટાએલો જેમ યૂથપતિ હોય તેમ સિંહ તથા શાર્દૂલ સરખા ભાઇઓથી વીંટાઈ બેઠેલા રાજાઓમાં શ્રેષ્ઠ એવા સ્વામી સામે જોઈ, આજ્ઞા લઈ, રમણીય અને સાંત્વવાદથી આવી રીતે વચન કેહેવા લાગી કે—“હે પાર્થ, આ તમારા ભાઇઓ વારંવાર આક્રંદ કરતા ચાતકની પેઠે શુષ્કકંઠ થયા છે, એમને તમે આનંદ આપતા નથી[૨-૧]. (હે મહારાજ! જાણે મદોન્મત્ત મોટા હસ્તી હોય નહિ એવા અને નિરંતર દુઃખભાગી આ ભાઇઓને યુક્તિયુક્ત વાક્યવડે આનંદયુક્ત કરો.) હે રાજન્! પૂર્વે દ્વૈત વનમાં શીત, વાયુ તથા આતપથી પીડિત થએલા અને એકઠા મળી બેઠેલા આ ભાઇઓને તમે આવી રીતે વચન કહ્યાં હતાં જે, હે શત્રુને દમન કરનાર! હે ભાઇઓ! સંગ્રામવિષે દુર્યોધનને હણી આપણે સર્વ કામનાઓ વડે સંપૂર્ણ પૃથ્વીને ભોગવશું અને સંગ્રામવિષે જીતવા ઇચ્છિતા રથીઓને વિરથ કરી મોટા હસ્તીઓને હણી ઘોડેસ્વારસહિત તે રથ તથા મોટા હસ્તીથી પૃથ્વીને આચ્છાદન કરી, દક્ષિણાવાળા અને સમૃદ્ધ, વિવિધ પ્રકારના યજ્ઞોવડે યજન કરનાર તમોને વનવાસજન્ય દુઃખ, સુખ માટે થશે[૭-૧૦]. હે ધર્મભૃતાંવર! એ રીતે તમે પોતે ભાઈઓને કહ્યું હતું અને હવે આ ટાણે હે વીર! અમારાં મનને વ્યથાયુક્ત કરો છો?[૧૧]. નપુંસક પુરૂષ, પૃથ્વીને ભોગવે નહિ અને ધનને પ્રાપ્ત થાય નહિ. નપુંસકના ઘર વિષે જેમ કાદવમાં મત્સ્ય હોય નહિ તેમ પુત્ર પણ હોય નહિ[૧૨]. દંડ વગરનો ક્ષત્રિય શોભે નહિ, તેમ દંડ વિનાનો રાજા પૃથ્વીને પણ ભોગવે નહિ. તેમજ હે ભારત! હે રાજસત્તમ! દંડરહિત રાજાની પ્રજા સુખ પામે નહિ[૧૩]. સર્વ ભૂતવિષે મિત્રતા, દાન, અધ્યયન, તથા તપ, એ બ્રાહ્મણનોજ ધર્મ છે રાજાનો નથી[૧૪]. અસત્પુરૂષોને દંડ, સત્પુરૂષોનું પરિપાલન, તથા સંગ્રામવિષે પાછાં ન પડવું, એ રાજાઓનો પરમ ધર્મ છે. (જેને વિષે ક્ષમા ને ક્રોધ, દાન ને અદાન, ભય તથા નિર્ભયતા, નિગ્રહ ને અનુગ્રહ, એ દ્વંદ્વ વિદ્યમાન હોય, તે ધાર્મિક કેહેવાય તમે શ્રુતથી, દાનથી, સાંત્વનાથી, યજનથી તથા યાચનાથી કંઈ પૃથ્વી સંપાદન કરી નથી. હે વીર! પરાક્રમથી ઉદ્યુક્ત થએલા હસ્તી અશ્વ તથા રથોવડે સંપન્ન, પ્રભુશક્તિ, મંત્રશક્તિ તથા ઉત્સાહશક્તિઓથી શ્રેષ્ઠ અને દ્રોણ, કર્ણ, અશ્વત્થામા તથા કૃપાચાર્યે રક્ષિત એવું શત્રુઓનું સૈન્ય તમે હણ્યું માટે પૃથ્વીને ભોગવો. હે પ્રભો! હે મહારાજ! હે પુરૂષશાર્દૂલ! તમે નાના પ્રકારના દેશોથી યુક્ત જંબુદ્વીપને દંડ વડે મર્દન કર્યો. હે નરાધિપ! જંબુદ્વીપ સરખો ક્રૌંચદ્વીપ પણ મહામેરૂની પૂર્વ તરફથી તમે દંડવડે મર્દન કર્યો. હે પુરૂષવ્યાઘ્ર! તેજ રીતે મહામેરૂથી ઉત્તરે શાકદ્વીપ સરખો ભદ્રાશ્વખંડ પણ તમે દંડવડે મર્દન કર્યો. હે વીર! એ રીતે નાનાપ્રકારના દેશ જેમાં રહ્યા છે, એવા અંતર દ્વીપસહિત દ્વીપ સાગરમાં પ્રવેશ કરીને પણ તમે દંડથી મર્દન કર્યાં. હે ભારત! હે મહારાજ! એવાં એ અપ્રતિમેય કર્મ કરી દ્વિજાતિવડે પૂજ્યમાન તમે પ્રસન્ન થતા નથી? હે ભારત! તમે, ઉન્મત્ત વૃષભ તથા મદોન્મત્ત ગજેંદ્ર સરખા આ ભાઇઓને જોઈ આનંદને પ્રાપ્ત થાઓ! તમે સર્વ દેવ સરખી પ્રતિમાવાળા, શત્રુને સહન કરનાર, અને શત્રુને તપાવનાર છો, એમાંથી એક પણ સ્વામી હોય તો સુખની સીમા રહે નહિ, એવી મારી મતિ છે. ત્યારે હે પુરૂષવ્યાઘ્ર! પુરૂષમાં શ્રેષ્ઠ તમે પાંચેય મારા પતિ છો, તેથી નિઃસીમ સુખ થાય તેમાં તો શુંજ કેહેવું? જેમ શરીરને ચેષ્ટા કરવામાં સમસ્ત ઈંદ્રિયો સહાયક છે તેમ તમે મને ઉપયોગી છો. હે જનાધિપ! પૂર્વે સર્વદર્શિની તથા સર્વજ્ઞ એવી શ્વશ્રૂ, કુંતીએ મને આવી રીતે કહ્યું હતું કે, હે પાંચાલિ! જલદી પરાક્રમ કરનાર યુધિષ્ઠિર, અનેક સહસ્ર રાજાઓને હણી, અત્યુ-

ત્તમ સુખવિષે તને રાખશે, તે તેનું કેહેવું કયારેય પણ મિથ્યા થાય નહિ પણ તમારા મોહથી તે વ્યર્થ થશે એમ હું જોઉં છું. અને જેમનો જ્યેષ્ઠ ઉન્મત્ત થાય તો બીજા સર્વ, તેને અનુસરનાર થાય. હે મહારાજ ! તમારા ઉન્માદથકી સર્વ પાંડવ ઉન્માદયુક્ત થાય. હે નરાધિપ ! જો અનુન્મત્ત એવા તમારા ભાઇઓ ઉન્માદયુકત થાય તો નાસ્તિકો સાથે તમને બાંધી પૃથ્વીનું રાજ્ય કરે. આપ જે અભિલાષા રાખો છો, તે મૂઢનું કાર્ય છે, એમ કરવાથી કોઈ શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાય નહિ. અને ઉન્માદના વશ્ય થઇ જે, ઉન્માર્ગે ચાલે, તે ધૂપ, અંજનયોગ તથા નસ્ય કર્મે કરી વૈદ્યોએ ચિકિત્સા કરવા યોગ્ય થાય છે. હે ભરતસત્તમ ! હું પુત્રરહિત થવાથી લોકો વિષે સ્ત્રીઓમાં સર્વથી અધમ છું. તો પણ જીવવાને ઈચ્છું છું. યત્ન કરતાં એમની સમક્ષ આ ટાણે મારાં વચન મિથ્યા કરશો માં. એમ કરતાં નહિ માનો તો સર્વ પૃથ્વીનો ત્યાગ કરી પોતાની મેળે આપત્તિમાં પડશો )[૧૫]. હે રાજસત્તમ ! જેમ પૃથ્વી વિષે માંધાતા તથા અંબરીષ, રાજાઓમાં માન્ય હતા, તેના સરખી યોગ્યતાને આ ટાણે તમે પણ પ્રાપ્ત થયા છો[૧૬]. હે રાજન્ ! ધર્મે કરી પ્રજાને પાલન કરતાં પર્વત, વન તથા દ્વીપસહિત દેવી એવી પૃથ્વીનું પાલન કરો, "અને ખેદયુક્ત મનવાળા થાઓ નહિ[૧૭]. હે નૃપોત્તમ ! વિવિધ પ્રકારના યજ્ઞોવડે યજન કરો ! ! શત્રુઓ સાથે યુદ્ધ કરો ! ! અને બ્રાહ્મણોને ધન, ભોગ તથા વસ્ત્ર આપો "[૧૮].

॥ यजस्व विविधैर्यज्ञैर्युध्यस्वारीन् प्रयच्छ च । धनानि भोगान् वासांसि द्विजातिभ्यो नृपोत्तम ॥

इति श्री महाभारते शांतिपर्वणि रा० द्रौपदीवाक्ये गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥१४॥

## અધ્યાય ૧૫ મો–અર્જુનનું પુનઃ ભાષણ.

वैशंपायन उवाच ॥ याज्ञसेन्या वचः श्रुत्वा पुनरेवार्जुनोऽब्रवीत् ॥

॥ अनुमान्य महाबाहुं ज्येष्ठं भ्रातरमच्युतम् ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય ! યાજ્ઞસેની દ્રૌપદીનાં વચન સાંભળી અર્જુન, અચ્યુત એવા મહાબાહુ જ્યેષ્ઠ ભ્રાતાને માનપુરઃસર પુનઃ કેહેવા લાગ્યા કે, " દંડ સર્વ પ્રજાને શિક્ષા કરે છે. અને દંડજ અભિરક્ષણ પણ કરે છે. બધા નિદ્રિત થઇ જાય તે વખતે પણ દંડ જાગ્રત રહે છે. માટે વિદ્વાન્ પુરૂષો, " દંડ છે " એજ ધર્મ છે, એમ કહે છે[૧,૨]. હે જનાધિપ ! ધર્મ અર્થ તથા કામને પણ દંડજ સંરક્ષણ કરે છે, માટે ત્રિવર્ગ પણ દંડથીજ સિદ્ધ થાય છે[૩]. ધન તથા ધાન્યનું પણ દંડથી રક્ષણ થાય છે. માટે હે વિદ્વાન્ લૈકિક વ્યવહારને જોઇ તમે પણ દંડને ધારણ કરો[૪]. જુઓ ! ! કે, કેટલાક રાજદંડના ભયથી, કેટલાક યમદંડના ભયથી અને કેટલાક લોકભયથી પાપ કરતા નથી[૫]. પાપી એવા કેટલાક પરસ્પર એક બીજાના ભયથી પાપ કરતા નથી. એ રીતે સાંસિદ્ધિક એવા સર્વ લોકમાં સર્વ દંડ વિષે રહ્યું છે[૬]. ( કેટલાક દંડના ભયથી પરસ્પર બ્હીતા નથી, માટે જો દંડ પાલન ન કરતો હોય, તો માણસ નરકમાં જઇને ડૂબે. જે માટે અદાંત પુરૂષોને તાડનાદિવડે દમન કરે છે અને ખરાબ પુરૂષોને દંડે છે, એ રીતે દમન તથા દંડન કરે છે તેથી તેને વિદ્વાન્ પુરૂષો "દંડ" એમ કહે છે. બ્રાહ્મણોને વાણીએ કરી દંડ આપવો, ક્ષત્રિયોએ રાજાને પગાર આપવો, વૈશ્યોએ રાજાઓને ધન આપવું અને શૂદ્રને કંઇ દંડ નહિ એટલે એની પાસે દાસપણું કરાવવું, એ એનો દંડ છે. હે વિશાંપતે ! મનુષ્યોને સંમોહ ન થવા સારૂ અને અર્થસંરક્ષણ વાસ્તે, દંડસંજ્ઞિક મર્યાદા લોક વિષે સ્થાપન કરી છે. જ્યાં, શ્યામ વર્ણવાળો, રક્ત નેત્રવાળો અને સારી

રીતે ઉદ્યત થએલો દંડ વિચરે છે ત્યાં, પ્રજા મોહ પામે નહિ. દંડ કરનાર યથાપરાધ જુવે, તો બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા ભિક્ષુક; એ મનુષ્ય દંડના ભયથીજ પોતપોતાના માર્ગ વિષે રહે છે. હે રાજન્ ! ભય વગર માણુસ યજન કરે નહિ, તેમ ભય વગર કોઇને કંઇ દેવા પણ ઇચ્છે નહિ. તેમજ કોઈ પણ પુરૂષ ભય વગર કરેલી કબુલાત ઉપર ઉભું રહેવા પણ ઇચ્છે નહિ. માણુસ પારકાં મર્મસ્થાન કાપ્યા વિના અને દુષ્કર કર્મ કર્યા વિના અને મત્સ્યઘાતિની પેઠે પોતાનો અપકાર ન કરનાર એવાઓને પણ હણ્યા વિના મોટી લક્ષ્મીને પ્રાપ્ત થાય નહિ. ) પારકાઓને ન હણુનારની કીર્તિ વૃદ્ધિ પામતી નથી. તેને વિત્ત મળતું નથી અને તેની પ્રજા પણ હોતી નથી. જુવો ! ! ઇન્દ્ર વૃત્રાસુરને મારી મહેન્દ્રપણાને પ્રાપ્ત થયો[૭]. અસુરને હણુનાર દેવતાઓની લોકો અત્યંત પૂજા કરે છે. એજ રીતે રૂદ્ર, કાર્તિકસ્વામી, ઇંદ્ર, અગ્નિ, વરૂણ, યમ, કાલ, વાયુ, મૃત્યુ, કુબેર, રવિ, વસુઓ, મરૂતો, સાધ્ય તથા વિશ્વદેવ એ સર્વ દેવો, અસુરને હણુનાર છે, તેથી તેમના પ્રતાપ વડે નમ્ર જનો, તેમને નમે છે. પણ શાંતિમાં પરાયણ, દાંત, સર્વભૂત વિષે મધ્યસ્થ એવા બ્રહ્મા, ધાતા તથા પૂષાને કોઈ રીતે નમતા નથી.[૮-૧૦] (સર્વ કર્મ વિષે પ્રશાંત રહેનાર માણુસ તો કોઇજ જય પામે છે. હું આ લોક વિષે અહિંસા વડે જીવનાર કોઇને પણ જોતો નથી. પ્રાણિવડેજ પ્રાણીઓ જીવે છે. તેમાં અત્યંત બળવાન પ્રાણીઓ દુર્બલથી જીવે છે. નકુળ મૂષિકને, બિડાલ નકુળને શ્વાન બિડાલને અને ચિત્ર વ્યાઘ્ર શ્વાનને ભક્ષણુ કરે છે, અને તેમને પુરૂષ ભક્ષણુ કરે છે તે તમે જુઓ ! એમજ કાલ વ્યતીત થાય છે. આ સ્થાવર જંગમાત્મક સર્વ જગત પ્રાણુનું અન્ન છે. દૈવવિહિત વિધાનમાં વિદ્વાન્ મોહ પામતો નથી. તેમજ તમને પણ હે રાજેન્દ્ર ! વિધાતાએ શૌર્યાદિ ગુણુયુક્ત ક્ષત્રિય ઉત્પન્ન કર્યા છે વાસ્તે તેવા થવા યોગ્ય છો; ક્રોધ તથા હર્ષનો ત્યાગ કરીને જે મંદ ક્ષત્રિય, વનમાં જઇ તપશ્ચર્યા કરે છે, તેઓ પણ વધ વિના પ્રાણુયાત્રા કરતા નથી, કેમ કે ઉદક, પૃથ્વી તથા ફળ વિષે ઘણાક પ્રાણિઓ રહ્યા છે તેમને પ્રાણુ નિર્વાહ વાસ્તે કોઇ પણ નથી હણુતો તેમ નથી ? બધા હણે છે. સૂક્ષ્મ યોનિવાળા કેટલાંક કર્મગમ્ય જે પ્રાણીઓ છે, તે પાંપણુના આઘાતથી પણ નાશ પામે છે. ક્રોધ તથા મત્સર રહિત મુનિઓ ગ્રામમાંથી નીકળી, પરિમોહિત એવા તેઓ, વનમાંજ કુટુંબ ધર્મ પાળે છે. એ રીતે વનમાં કુટુંબધર્મી તે મનુષ્ય, પૃથ્વીને ભેદી, ઔષધીને કાપી, વૃક્ષાદિક છેદી અને અંડજ પશુને હણી યજ્ઞનો વિસ્તાર કરનાર છતાં સ્વર્ગને પામે છે. હે કૌંતેય, દંડયુક્ત નીતિ પ્રવર્તવાથી સર્વ ભૂતના સર્વ ઉપક્રમ સિદ્ધ થાય છે. એમાં મને સંશય નથી. ) લોકવિષે જો દંડ ન હોય તો, આ પ્રજા નાશ પામે, અને જળ વિષેના નાના મત્સ્યને જેમ મોટા મત્સ્ય ભક્ષણુ કરે છે તેમ, અત્યંત બળવાન્ દુર્બળનેજ ભક્ષણુ કરી જાય[૧૧]. સારી રીતે પમાડેલો દંડ, પ્રજાનું રક્ષણુ કરે છે, એ રીતે પૂર્વે બ્રહ્માએ જે કહ્યું છે તે સત્ય છે. જુઓ અગ્નિ પણ શાંત થઇ પાછો ફુત્કારથી ભયભીત થઇને દંડના ભયથી પ્રજ્વલિત થાય છે[૧૨]. ( સારા નરતાનો વિભાગ કરનાર દંડ, જો લોકવિષે ન હોય તો આ સર્વ જગતમાં અંધકાર થઈ જાય અને સારાસાર કંઇ પણ જણાય નહિ. મર્યાદાના ભેદક વેદનિન્દક નાસ્તિકો પણ દંડથી પીડિત થઈ તત્કાળ મર્યાદા પાળવામાં પ્રવર્તમાન થાય છે. સર્વ લોક દંડથી જીતાએલો છે, સ્વભાવથી પવિત્ર જન તો દુર્લભ છે, દંડના ભયથી બીધેલો પુરૂષ, મર્યાદા પાલન કરવામાં પ્રવર્તમાન થાય. એ રીતે ચાતુર્વર્ણ્યને હર્ષ થવા સારૂ અને તેમે વિનય પમાડવા સારૂ તેમજ પૃથ્વીવિષે ધર્મ તથા અર્થનું રક્ષણુ કરવા સારૂ વિધાતાએ દંડ નિર્માણુ કર્યો છે. જો પક્ષિઓ તથા શિકારી પશુઓ, દંડથી ભય પામતા

ન હોય તો, પશુ, મનુષ્ય તથા યજ્ઞયોગ્ય હુતદ્રવ્યને પણ ખાઈ જાય. જો પાલન કરનાર દંડ ન હોય તો બ્રહ્મચારી અધ્યયન ન કરે, અપત્યવાળી ગાયને લોક દોહન ન કરત અને કન્યાનો વિવાહ ન કરત, જો પાલન કરનાર દંડ ન હોત તો સર્વનો ઉચ્છેદ થાત, સર્વ મર્યાદા ભેદાઇ જાત, અને સર્વ મનુષ્યો સર્વ ઠેકાણે મમત્વ કરત. જો પાલન કરનાર દંડ ન હોત તો વિધિપુરઃસર દક્ષિણાવાન એવા સંવત્સર, સત્ર નિર્ભય રેહેત નહિ. આશ્રમી પુરૂષો યથોક્ત આશ્રમધર્મ પાળત નહિ, તેમ કોઈ વિદ્યાને પણ પ્રાપ્ત થાત નહિ. પાલન કરનાર દંડ જો ન હોય તો જોડેલા ઉષ્ટ્ર, બલીવર્દ, અશ્વ, અશ્વતર તથા ગર્દભ, વાહનને વહન કરે નહિ. જો પાલન કરનાર દંડ ન હોય તો, ચાકર સ્વામિનું અને બાળકનું અને વડિલોનું વચન કયારેય માનત નહિ. તેમ યુવતી, ધર્મનું આચરણ પણ કરત નહિ. સર્વ પ્રજા દંડ વિષે રહી છે માટે દંડ વિષેજ ભય રહ્યું છે, એમ વિદ્વાન્ પુરૂષો જાણે છે. મનુષ્યોને સ્વર્ગ પણ દંડ વિષે રહ્યો છે, એ રીતે આ સર્વ લોક દંડ વિષે સુપ્રતિષ્ઠિત છે. જ્યાં શત્રુને નાશ કરનાર અને સારી રીતે વિહિત દંડ વિચરે છે, ત્યાં કપટ, પાપ, વા વંચના, એ કંઈ પણ દેખાતું નથી. ઉદ્યુક્ત થએલો દંડ જો ન હોય તો, શ્વાન, હવિષ જોઈ તેને ચાટવા લાગે, ને કાગડો પુરોડાશનું હરણ કરે. કદી આ રાજ્ય ધર્મથી વા અધર્મથી પ્રાપ્ત થયું પણ તે વિષે શોક છોડી દઈ ભોગ ભોગવો અને યજન કરો ! ! એટલે પવિત્ર વસ્ત્ર પેહેરેલા, શોભિતાં ઉત્તમ અન્ન જમતા તથા ફળ અને દાનોથી વરસતા સર્વ જનો, સુખેથી ધર્માચરણ કરે. સર્વ સમારંભ અર્થને આધીન રહ્યા છે એમાં સંશય નહિ. અર્થ દંડને આધીન છે માટે દંડનું ગૌરવ તો જુઓ ! ! લોકનો તેવો વ્યવહાર થવા સારૂ ધર્મ સંબંધી શુભ ભાષણ કર્યું છે. પણ દુષ્ટની અહિંસા એજ સાધુની હિંસા છે, માટે એ બન્નેમાંથી આર્તનું રક્ષણ કરવું એ કલ્યાણરૂપ છે. અત્યંત ગુણવાન કંઈ નથી, તેમ અત્યંત નિર્ગુણ પણ કંઇ નથી. સર્વ કાર્યમાં સારૂં વા નરતું બન્ને દેખાય છે. પશુઓના વૃષણ છેદે છે, તેમની નાસિકા ભેદે છે, એટલે તે પશુઓ, ઘણોક ભાર વહન કરે છે, એ રીતે દમન કરીને, તેમને બાંધે છે. હે મહારાજ ! એ રીતે અસત્યથી આકુળ તથા દંડ વડે જર્જરીકૃત લોક વિષે તે તે ન્યાયથી પુરાણધર્મને આચરો–યજન કરો–દાન આપો–પ્રજાનું રક્ષણ કરો–ધર્મને સારી રીતે પાળો ! ! હે કૌંતેય ! શત્રુઓને હણો અને મિત્રોનું પરિપાલન કરો. હે પાર્થિવ ! હે ભારત ! શત્રુઓને હણતાં તમને દીનતા પ્રાપ્ત ન થાઓ ! કેમ કે કર્તાને કંઇ પણ પાપ થતું નથી. શસ્ત્રને ધરનાર જે વીર સામે આવેલા શસ્ત્રપાણિને હણે તેથી તે ભ્રૂણહત્યારો થાય નહિ; કારણ ક્રોધ, ક્રોધને ચોતરફથી પ્રાપ્ત થાય છે. વસ્તુતાએ પણ સર્વ ભૂતનો અંતરાત્મા અવધ્ય છે, એમાં સંશય નહિ. એ રીતે આત્મા અવધ્ય છે તે કોઇનો પણ વધ્ય કેમ થાય ? જેમ પુરૂષ, પાછો નવી શાળામાં પ્રવેશ કરે એમ જીવ, પણ તે તે શરીરોને પ્રાપ્ત થાય છે અને જીર્ણ દેહનો ત્યાગ કરી નવાં શરીરને પામે છે માટે તત્વદર્શી જનો તેને મૃત્યુમુખ એમ કહે છે. ” )

॥ देहान् पुराणानुत्सृज्य नवान् संप्रतिपद्यते । एवं मृत्युमुखं प्राहुर्जना ये तत्त्वदर्शिनः ॥

इति श्री [illegible]ंतिपर्वणि राजधर्मा[illegible]ासनपर्वणि अर्जुनवाक्ये गुर्जरभाषायां पंचदशोऽध्यायः॥१५॥



## અધ્યાય ૧૬ મો–ભીમસેનનું વાક્ય.

**वैशंपायन उवाच ॥ अर्जुनस्य वचः श्रुत्वा भीमसेनोत्यमर्षणः ॥**
**॥ धैर्यमास्थाय तेजस्वी ज्येष्ठं भ्रातरमब्रवीत् ॥**

વૈશંપાયન કહે છે,–"હે જનમેજય ! અર્જુનનાં વચન સાંભળી, અતિ કોપવાળો અને તેજસ્વી ભીમસેન, ધૈર્ય રાખી કેહેવા લાગ્યો કે, "હે રાજન્ ! તમે ધર્મને જાણનાર છો તેથી ક્યારેય કંઈ પણ તમોને અવિદિત છે નહિ. અને અમે તમારૂં આચરેલું શીખીએ છીએ પણ સદા તે પ્રમાણે કરવા સમર્થ થતા નથી. એવા આપ છો તેથી હે જનાધિપ, જ્યેષ્ઠ ભ્રાતાને મારે કેહેવું યોગ્ય નહિ, એમ વારંવાર મનમાં થાય છે તથાપિ અતિ દુઃખ થવાને લીધે કહું છું, તે આપ સાંભળો[૧-૩]. તમારા સંપ્રમોહે સર્વ સંશયિત કર્યું, અને અમને વિકલપણું તથા નિર્બળપણું પ્રાપ્ત થયું[૪]. ( માટે સર્વ શાસ્ત્રમાં વિશારદ એવા તમે લોકના રાજા થઇ દીનપણાથી કુત્સિત પુરૂષની પેઠે મોહને કેમ પ્રાપ્ત થાઓ છો ? હે પ્રભો, ઉત્તરકાળ વિષે તથા વર્તમાનકાળમાં લોકની ગતિ તથા દુર્ગતિને તમે જાણોછો; કેમ કે તમોને કંઇ પણ અવિદિત નથી માટે હે મહારાજ ! રાજ્ય કરવા વિષે હું તમને યુક્તિ કહું, તે એકાગ્ર ચિત્તવડે સાંભળો. માણસને બે પ્રકારનો વ્યાધિ ઉત્પન્ન થાય છે. તેમાં એક શરીર સંબંધી અને બીજો મન સંબંધી વ્યાધિ. તેમાં મન સંબંધી તે આધિ કેહેવાય. તે બન્નેનો પરસ્પર જન્મ છે એટલે આધિથી વ્યાધિ થાય છે અને વ્યાધિથી આધિ થાય છે. એટલે કે શારીર વ્યાધિથી માનસ આધિ થાય છે, તેમજ માનસ આધિથી શારીર વ્યાધિ થાય એમાં સંશય નહિ. થઇ ગએલા શારીર તથા માનસ દુઃખનો જે શોચ કરે તે દુઃખથી વળી બીજા દુઃખને પ્રાપ્ત થાય, એ રીતે બે અનર્થને પામે, જેમ કફ, પિત્ત તથા વાત, એ ત્રણ શારીર ગુણ છે, તે ગુણોનું સમતાથી રેહેવું, એને સ્વસ્થ લક્ષણ એમ કહે છે, પણ તેઓમાંથી એકની વૃદ્ધિ થાય તો તેની ચિકિત્સા કરવી જોઇએ; તે કેવી રીતની કે, ઉષ્ણ દ્રવ્ય વડે ઉષ્ણતાનો બાધ થાય. તેમજ સત્વ, રજ અને તમ; એ ત્રણ મનના ગુણ છે, તે ગુણોનું જે સામ્ય એ સ્વસ્થનું લક્ષણ અને તેઓમાંથી એકની વૃદ્ધિ થાય, તો તેની ચિકિત્સા કરવી કહેલી છે. હર્ષે કરી શોકનો બાધ થાય તેમજ શોકે કરી હર્ષનો બાધ કરાય. કેટલાક મૂઢ, સુખ વખતે દુઃખને યાદ કરી શોકથી હર્ષને બાધ કરે છે, અને કેટલાક દુઃખ વખતે સુખને યાદ કરી હર્ષે કરી શોકને બાધ કરે છે. પણ તમે તો જ્ઞાની હોવાથી શારીર તથા માનસ દુઃખથી રહિત છો માટે તમે તો દુઃખી પણ નથી તેમ સુખી પણ નથી, અને સુખદુઃખનું સ્મરણ કરવું પણ તમારે યોગ્ય નથી; વાસ્તે સુખ વખતે દુઃખને તથા દુઃખ વખતે સુખને પણ તમો યાદ કરવા યોગ્ય નથી, તો પણ તમે જ્યારે યાદ કરો છો, ત્યારે દૈવજ બલવત્તર છે એમ હું માનું છું. અથવા હે પાર્થિવ ! થએલું યાદ કરી, તમે કલેશ પામો છો, એવો આ તમારો સ્વભાવ છે ત્યારે ) પાંડુપુત્રોના જોતાં એક વસ્ત્ર પેહેરેલી રજસ્વલા અને સભામાં આવેલી દ્રૌપદીને જોઇ, તે દ્રૌપદીના કલેશરૂપ દુઃખને શું તમે યાદ કરવા યોગ્ય નથી ?[૫]. તેમજ આપણે મૃગચર્મ પેહેરી નગરમાંથી વનપ્રત્યે ચાલી નિકળ્યા, મહા અરણ્યમાં જઈ નિવાસ કર્યો. જટાસુરથી પરિકલેશ થયો, ચિત્રસેન સાથે સંગ્રામ તથા સિંધુ રાજાથી થએલા પરિકલેશને કેમ યાદ કરતા નથી ?[૬-૭]. વળી અજ્ઞાતચર્યા વિષે દુષ્ટ કીચકે રાજપુત્રી દ્રૌપદીને લાત મારી હતી, તે કેમ ભૂલી જાઓ છો ?[૮]. ( હે અરિંદમ ! જેમ પૂર્વે તમારા સરખા દ્રોણ તથા ભીષ્મ સાથે તમારે યુદ્ધ થયું હતું, તેમ હાલ પોતા સરખા એકલા મન સાથે તમને યુદ્ધ કરવું પ્રાપ્ત

થયું છે. જે આ યુદ્ધવિષે બાણ, મિત્ર તથા બંધુઓનું કામ પડે તેમ નથી, કેવળ આત્મા વડેજ લડવાનું છે, એવું આ યુદ્ધ તમોને પ્રાપ્ત થયું છે, માટે તે આ યુદ્ધ વિષે મનને જીત્યા વગર જો દેહનો ત્યાગ કરશો, તો પુનઃ બીજો દેહ ધારણ કરી, તેજ મન પ્રાણાદિકની સાથે યુદ્ધ કરવું પડશે, વાસ્તે હે ભરતર્ષભ! હમણાંજ જાઓ. મનને જીતવા તૈયાર થઇ તેની સાથે યુદ્ધ કરો!! નહિ તો પોતાના કર્મે કરી અવ્યક્તરૂપ મન સંબંધી બીજું વ્યક્ત રૂપ થશે. યુદ્ધ વિષે તે મનને નહિ જીતો, તો અવાચ્ય અવસ્થા પ્રાપ્ત થશે, માટે હે મહારાજ! એ મનને જીતી કૃતકૃત્ય થશો. પ્રાણીઓનું એવી રીતનું આવવું જવું છે, એવી બુદ્ધિનો નિશ્ચય કરી પિતા પિતામહ સંબંધી રાજ્યનું યોગ્યતા પ્રમાણે પાલન કરો! યુદ્ધવિષે પાપી દુર્યોધન ચાકરસહિત હણાયો, એ ઘણું સારૂં થયું અને દ્રૌપદીના કેશપાશની પદવીને તમે પ્રાપ્ત થયા એ પણ ઘણું રૂડું થયું[९]. હે પાર્થ હવે વિધિપુરઃસર મોટી દક્ષિણાવાળા અશ્વમેધ વડે યજન કરો!! અમે તથા પરાક્રમી વાસુદેવ, તમારા કિંકર છીએ"[१०].

**॥ यजस्व वाजिमेधेन विधिवद्दक्षिणावता । वयं ते किंकराः पार्थ वासुदेवश्च वीर्यवान् ॥**

**इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि भीमवाक्ये गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥**

---

## અધ્યાય ૧૭ મો–યુધિષ્ઠિરનું વાક્ય.

**युधिष्ठिर उवाच ॥ असंतोषः प्रमादश्च मदो रागोऽप्रशांतता ॥**

**॥ बलं मोहोऽभिमानश्चाप्युद्वेगश्चैव सर्वशः ॥**

યુધિષ્ઠિર કહે છે,—" અસંતોષ, પ્રમાદ, મદ, રાગ, અપ્રશાંતતા, બળ, મોહ, અભિમાન, તથા ચોતરફથી ઉદ્વેગ, આ પાપરૂપ દુર્ગુણોથી આવિષ્ટ થએલો તું રાજ્યને ઇચ્છે છે, માટે રાજ્યની ઇચ્છા છોડી દઇ તે દુર્ગુણોથી નિર્મુક્ત થએલો તું પ્રશાંત થઇ અત્યંત સુખી થા[१.२]. કેમ કે જે રાજા, એકલો આ અખિલ ભૂમિનું પાલન કરે તેને પણ ઉદર એકજ હોય છે, ત્યારે તું એ રાજ્યની શું પ્રશંસા કરે છે?[३] હે ભરતર્ષભ! દિવસ તથા માસે પણ નહિ થનારી હદવિનાની આશાને પૂરી કરવા ઇચ્છતો તું, ત્હારા આખા આયુષ્યથી પણ તેને પૂરી કરવા સમર્થ થઈશ નહિ[४]. (જેમ પ્રદીપ્ત અગ્નિ પ્રજ્વલિત થાય છે, તેજ કાષ્ઠ વગરનો થાય ત્યારે શાંત થાય છે, તેમ તું, ઉઠેલા ઔદર્ય અગ્નિને અલ્પાહારપણાથી શાંત કર!! બુદ્ધિહીન પુરૂષ, પોતાના ઉદરમાટે ઘણું અન્ન ભેગું કરે છે, માટે તું પ્રથમ ઉદરનો જય કર!! એટલે કલ્યાણને જીતવાથી તેં પૃથ્વીને જીતીજ છે; એટલે કે, ત્હારો જયજ છે. મનુષ્ય સંબંધી કામ-ભોગની તથા ઐશ્વર્યની તું પ્રશંસા કરે છે પણ અભોગી તથા તપ વડે કૃશ થએલા પુરૂષ, ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થાય છે. દેશના યોગ-ક્ષેમ તથા ધર્માધર્મ ત્હારે વિષે રહ્યા છે, એ મોટા ભારથી તું મુક્ત થા!! ને ત્યાગનો આશ્રય કર!! જો કે વ્યાઘ્ર, પોતાના એક ઉદર માટે ઘણી હિંસા કરે છે, તેથી તેની પાછળ લોભવશ થઇ બીજા મંદ પ્રાણીઓ જીવે છે. જે રાજાઓ વિષય ગ્રહણ કરી, પછી તેમનો ત્યાગ કરી, સંતુષ્ટ થતા નથી, એ તેમની બુદ્ધિનો વિપર્યય છે એમ તું જાણ!! કેમ કે પત્રાહાર કરનાર, પાષાણ ઉપર કુટીને ખાનાર, દાંતરૂપી ખારણાથી ખાંડીને ખાનાર, જળ તથા વાયુ ભક્ષણ કરી રહેનાર પુરૂષો આ નરકને જીતે છે.) જે રાજાઓ આ અખિલ પૃથ્વીનું પાલન કરે અને જે પાષાણ તથા કાંચનને સમાન માને છે, તે બેઉમાંથી સમાન દૃષ્ટિવાળો જ્ઞાની કૃતાર્થ થાય, રાજા કૃતાર્થ

થાય નહિ[5]. (માટે તું પણ સંકલ્પ વિષે નિરારંભ, નિરાશ તથા નિર્મમ થઈ, આ લોક તથા પરલોક વિષે શોક રહિત તથા અવ્યય સ્થાનને પ્રાપ્ત થા ! ! રાજ્યરૂપ આમિષનો ત્યાગ કરનારા પુરૂષો શોચ કરતા નથી ત્યારે તું તેવા રાજ્યરૂપ આમિષ વાસ્તે શું કરવા શોચ કરે છે ? રાજ્યરૂપ સર્વ આમિષ ત્યાગ કરવા વડે મિથ્યા અપવાદથી તું મુક્ત થઈશ.) પિતૃયાન તથા દેવયાન નામના બે માર્ગ વિખ્યાત છે, તેમાં યજન કરનારા, પિતૃયાન માર્ગથી પિત્રાદિ લોકપ્રત્યે જાય છે, અને નિઃસંગ તથા નિરભિમાન પુરૂષો, દેવયાન માર્ગથી મોક્ષને પ્રાપ્ત થાય છે[6]. (તેમજ મહર્ષિઓ તપ, બ્રહ્મચર્ય તથા સ્વાધ્યાયના અભ્યાસથી દેહને મૂકી ઉત્કૃષ્ટ લોકને પ્રાપ્ત થાય છે, લોક વિષે રાજ્યસંગ તથા કર્મની ઈચ્છા, એ બેઉ આમિષ કહેવાય છે. પાપરૂપ તે બેઉ આમિષથી મુક્ત પુરૂષ, પરમપદને પ્રાપ્ત થાય છે. પૂર્વે દ્વંદ્વ–રહિત મોક્ષમાર્ગનું અવલંબન કરતા વિમુક્ત જનકે આવી રીતની ગાથા ગાઈ છે, એમ કહે છે, (તે કેવી રીતે કે) "મારે અનંત વિત્ત છે પણ તેમાંથી કંઇ પણ મ્હારૂં નથી માટે મિથિલાનગરીમાં અગ્નિદાહ થવાથી પણ મારૂં કંઈ બળે નહિ. પર્વતના ઉપર ઉભેલો પુરૂષ, જેમ પૃથ્વી વિષે રહેલાને બરાબર દેખે નહિ તેમ મંદ બુદ્ધિવાળો પુરૂષ, પ્રજ્ઞારૂપ પ્રસાદમાં આરૂઢ થઈ શોચ કરવા લાયક નહિ, તથા શોચ કરતાં મનુષ્યોને જુએ નહિ. જે જોવા યોગ્યને જુએ અને કર્તવ્ય–અકર્તવ્યને જાણે, તેજ ચક્ષુષ્માન્ તથા બુદ્ધિમાન્ છે. કેમ કે અજ્ઞાત વસ્તુને સારી રીતે જણાવવાથી તે બુદ્ધિ કહેવાય છે અને તેથી યુક્ત તે બુદ્ધિમાન્ કહેવાય છે, જે વાણીને જાણે તે બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. તથા આત્મા જેમણે જાણ્યો છે એવા વિદ્યાવાનોના મધ્યમાં ઘણા માનને પામે છે પણ તત્વને જાણે નહિ.) જ્યારે આકાશાદિ પંચમહાભૂતોનું અનેકપણું, એક આત્મા વિષે લીન થાય છે અને પાછું તેથીજ વિસ્તૃત થાય છે, એમ જાણે છે ત્યારે બ્રહ્મને પામે[7]. વળી તે મનુષ્ય તે ગતિને પામે પણ અવિદ્વાન્, અલ્પચિત્તવાળા, બુદ્ધિ વિનાના તથા તપ વગરના તે ગતિને પામે નહિ; કેમ કે સર્વ બુદ્ધિ વિષે રહ્યું છે"[8].

॥ ते जनास्तां गतिं यांति नाविद्वांसोऽल्पचेतसः । नाबुद्धयो नातपसः सर्वं बुद्धौ प्रतिष्ठितं ॥

**इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥**

---

## અધ્યાય ૧૮ મો–અર્જુનનું વાકય.

**वैशंपायन उवाच** ॥ तूष्णीभूतं तु राजानं पुनरेवार्जुनोऽब्रवीत् ॥

॥ संतप्तः शोकदुःखाभ्यां राजवाक्शल्यपीडितः ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય ! રાજાના વાકયરૂપ શલ્યવડે પીડિત થએલો અને શોક તથા દુઃખવડે તપ્ત થએલો અર્જુન, ઉપર પ્રમાણે કહી તુષ્ણીભાવને પ્રાપ્ત થએલા રાજા પ્રત્યે, પુનઃ આવી રીતે કહેવા લાગ્યો કે,—"હે ભારત ! પોતાની સ્ત્રી સાથે વિદેહ રાજાના સંવાદરૂપ પૂર્વે થએલા આ ઇતિહાસને મનુષ્યો કહે છે, તે હું, કહું છું. તમો સાંભળો[1,2]. રાજ્યને છોડી દઇ ભિક્ષામાં બુદ્ધિ રાખનાર એવા વિદેહ રાજાને, દુઃખિત થએલી તેની સ્ત્રીએ, જે કહ્યું હતું, તે હું કહું છું[3]. (ધન, અપત્ય, સ્ત્રીઓ તથા વિધવિધ પ્રકારનાં રત્નને તથા યજ્ઞાદિ દ્વારા શુદ્ધ કરનારા માર્ગને છોડી દઇ, જનકે મૂઢપણાથી ભિક્ષુકાશ્રમનો આશ્રય કરવો ધાર્યો. એ રીતે ભૈક્ષ્યવૃત્તિને આશ્રિત, નિષ્કિંચન, બીજી ચેષ્ટારહિત, મત્સરરહિત, ભુંજેલા

યવમુષ્ટિથી નિર્વાહ કરનાર અને નિર્ભય એવા પોતાના સ્વામિને જોઈ, ક્રૂર થએલી મનસ્વિની તેની પ્રિય ભાર્યા, તેની પાસે આવી એકાંતમાં યુક્તિયુક્ત આવી રીતનું વચન કહેવા લાગી કે, )—"હે રાજન્, ધનધાન્ય-સમન્વિત એવા પોતાના રાજ્યને છોડી દઇ, ભિક્ષુકી વૃત્તિનો આશ્રય કરી ભુંજેલા યવમુષ્ટિથી નિર્વાહ કેમ કરો છો? એમ કરવું તમને યોગ્ય નથી; કેમ કે, મોટા રાજ્યનો ત્યાગ કરી યવમુષ્ટિરૂપ સ્વલ્પમાં સંતુષ્ટ થાઓ છો. એટલું ગ્રહણ કરવાથી પણ તમારી પ્રતિજ્ઞા તો અન્યથા થઇ અને આ તમારી વિચેષ્ટા પણ અન્યથા થઈ અને હે રાજન્! તમે આ મુષ્ટિ ધાન્યવડે અતિથિ, દેવ, ઋષિ તથા પિતૃઓને પણ પોષણ કરવા શક્તિમાન થઈ શકો તેમ નથી. માટે આ તમારો પરિશ્રમ વૃથા છે[૫.૬]. તમે ક્રિયાહીન થઇ, ચાલી નિકળવા તૈયાર થયા તેથી દેવ, અતિથિ તથા પિતૃઓ, એ સર્વેએ તમારો ત્યાગ કર્યો છે[૭]. જે તમે, વેદત્રયીના અધ્યયનથી વૃદ્ધ ગણાતા હજારો બ્રાહ્મણ તથા લોકના ભર્તા થઈ આ ટાણે તેઓવડે પોતાનું ઉદર ભરવાની ઇચ્છા કરો છો[૮]. (પ્રદીપ્ત લક્ષ્મીનો ત્યાગ કરી આજ તમે શ્વાનની પેઠે ઉદરપૂરણાર્થ ફરશો. માટે આજ તમારી માતા, પુત્ર વિનાની અને ભાર્યા, પતિ વિનાની થઈ. ધર્મની કામનાવાળા અને ફલાર્થી તથા કૃપણ આ ક્ષત્રિયો તમારા અનુગ્રહની આકાંક્ષાથી તમને સેવતા હતા. તેમની આશાને વિફળ કરી તમે કયા લોકને પ્રાપ્ત થશો?) તમને કોઇ પણ લોક નહિ મળે. તેમ હે રાજન્! મોક્ષ સંશયિત છે અને પ્રાણીઓ પ્રારબ્ધાધીન છે, તેમ છતાં તમે ધર્મપત્નીઓનો ત્યાગ કરી જીવવાને ઇચ્છો છો માટે પાપકર્મી તમારા બેઉ લોક બગડશે[૯]. માટે તમે માળાઓ, ગંધ, અલંકાર તથા વિધવિધ પ્રકારનાં વસ્ત્રને છોડી દઇ, ક્રિયાહીન થઇ, શું કરવા ચાલી નીકળો છો?[૧૦] તમે પવિત્ર મોટા જલાશયની પેઠે તથા ફલિત વૃક્ષની પેઠે સર્વ ભૂતના આશ્રયરૂપ થઈ ઉદર વાસ્તે બીજાઓની ઉપાસના કેમ કરશો?[૧૧]. સર્વ કર્મના ત્યાગયુક્ત હસ્તીને પણ, માંસ ખાનાર ઘણાં પ્રાણીઓ તથા ઘણા કૃમિઓ, ભક્ષણ કરે છે, ત્યારે સર્વ પુરૂષાર્થહીન તમને ભક્ષણ કરે! તેમાં તો શુંજ કહેવું[૧૨]. (જે આ તમારી કુંડિકાને, ત્રિદંડને તથા તમારાં વસ્ત્રને હરણ કરે, તે વિષે તમારૂં મન કેવી રીતનું થાય? સર્વનો ત્યાગ કરી જે આ ધાના-મુષ્ટિનો સ્વીકાર કરો છો; એ ધાનામુષ્ટિ સરખુંજ સર્વ રાજ્યાદિક છે; કેમકે સંગીપણું બેઉ વિષે સમાન છે. માટે આ શું કરો છો? અને જ્યારે ધાનામુષ્ટિ વાસ્તે ચેષ્ટા કરવી રહે છે, ત્યારે સર્વ સંગત્યાગરૂપ તમારી પ્રતિજ્ઞા તો વ્યર્થજ થાય છે!! અને કદી તમોને જ્ઞાન છે, તો ઘરમાં રેહેવાથી પણ હું તમારી કોણ છું, તમે મારા કોણ; મારે વિષે તમારો અનુ-ગ્રહ પણ શું છે. વાસ્તે હે રાજન્! તમારે જ્યારે સ્વીકાર તો છેજ, ત્યારે પૃથ્વીનું પાલન કરો!! અને પ્રાસાદ, શયન, યાન, વસ્ત્ર તથા આભરણોનો સ્વીકાર કરો!! લક્ષ્મીથી હીન, નિર્ધન, મિત્રનો ત્યાગ કરનાર, નિષ્કિંચન અને પરમ સુખને ઇચ્છનાર સંન્યાસીઓએ ધારણ કરેલાં કુંડિકાદિને જોઇ જે પોતે પણ તે રીતે કરે છે, તે શું રાજ્યાદિક સર્વનો ત્યાગ કરે છે? નથી કરતો! અને ઉલટો ઉચિત પરિગ્રહનો ત્યાગ કરી અનુચિત એવા બીજાનો પરિ-ગ્રહ કરે છે. જે હમેશ ભિક્ષા માગે અને જે સદા દાન આપે, તેઓમાં અંતર તમે જાણો અને તેઓમાં શ્રેષ્ઠ કોણ કહેવાય[૧૩]. સદા યાચના કરનાર તથા દંભાન્વિત સંન્યાસીઓને દક્ષિણા દેવી, તે દાવાનળમાં આહુતિ આપવા સરખું છે[૧૪]. હે રાજન્! જેમ અગ્નિ કાષ્ઠને બાળ્યા વગર શાંત થાય નહિ તેમ યાચના કરનાર દ્વિજ પણ કલેશોને બાળ્યા વગર શાંત થાય નહિ![૧૫] (લોક વિષે અન્ન દેનારાથી સંન્યાસીઓનું નિશ્ચલ જીવન છે. માટે જો દાતા રાજા ન હોય, તો મોક્ષને ઇચ્છનારા સંન્યાસીઓ પણ કયાંથી?) આ લોક વિષે ગૃહસ્થ

તથા ભિક્ષુકો અન્નથીજ છે, કેમ કે અન્નથી પ્રાણી ઉત્પન્ન થાય છે. માટે અન્ન દેનારને પ્રાણ દેનાર જાણવો.[१६] (ગૃહસ્થ થકી જૂદા પડેલા અને ગૃહસ્થોનાજ આશ્રયવાળા દાંત સંન્યાસીઓ પ્રભવ તથા પ્રતિષ્ઠાને પ્રાપ્ત થઇ રહે છે. ત્યાગથી મૂઢપણાથી તથા યાચનાથી સંન્યાસી થવાતું નથી પણ સરલ થઈ, જે અર્થનો ત્યાગ કરે છે તે સંન્યાસી કહેવાય છે, કારણ સહજથી ભિક્ષુક થવાતું નથી. હે મહીપતે! આસક્તિરહિત, નિઃસંગ, બંધનથી મુક્ત અને શત્રુ તથા મિત્ર વિષે સમાનતાવાળો જે, અસક્તની પેઠે વ્યવહાર કરે, તે મુક્ત થાય. અનેક પ્રકારના પાશથી બંધાએલા, ધનને ખોળતા, કાષાય વસ્ત્રને પહેરનાર માથું મુંડાવનાર કેટલાક સંન્યાસી, દાન ગ્રહણ કરવા માટે વૃથા સંન્યાસ ગ્રહણ કરે છે.) વેદત્રયીનું પઠન તથા જીવિકાનો ત્યાગ કરી, જેઓ પોતાના પુત્રોને ઘેર ભિક્ષા વાસ્તે જાય છે; નિર્બુદ્ધિ તેઓ ત્રિદંડ તથા વસ્ત્રને વૃથા ગ્રહણ કરે છે![१७] (રાગાદિ દોષ ટળ્યા વિના જેઓ કાષાય વસ્ત્ર ધારણ કરે છે, ધર્મધ્વજી એવા તેઓ જીવિકા વાસ્તેજ કાષાય ધારણ કરે છે, એવી મારી મતિ છે.) હે મહારાજ! તમે નગ્ન, મુંડ તથા જટા ધરનાર સાધુઓનું કાષાય, અજીન તથા ચીર વસ્ત્રે કરી પોષણ કરીને જીતેન્દ્રિય એવા લોકોને જીતો[१८]. જે પિત્રાદિક વાસ્તે અગ્નિમાં આહુતિ આપે, ગુરૂઓ વાસ્તે દાન આપે, સારી દક્ષિણાવાળા યજ્ઞ કરે, તથા ભોજન કર્યા પૂર્વે, દરરોજ દાન આપે, તેથી બીજો ધર્મિષ્ઠ કોણ.[१९] (અર્જુન કહે છે,)—હે ધર્મરાજ! લોક વિષે જનક રાજા કહેવાય છે, તે પણ આ રીતે મોહસંપન્ન થયો હતો. માટે તમે મોહ વશ થાઓ મા[२०]. આ રીતે ધર્મને અનુસરતા, સદા દાન તથા તપ વિષે તત્પર, સરલતારૂપ ગુણયુકત, કામ ક્રોધરહિત, પ્રજાનું પાલન કરવામાં યુકત, ઉત્તમ દાન કરનારા, ગુરૂ તથા વૃદ્ધની સેવા કરનાર, યથાવિધિ દેવતા, અતિથિ તથા પ્રાણિઓનો સત્કાર કરતા બ્રહ્મણ્ય તથા સત્યવાદી એવા આપણે, ઈષ્ટ સ્થાનને પ્રાપ્ત થઇશું."[२१-२३].

॥ देवतातिथिभूतानां निर्वपंतो यथाविधि ॥ स्थानमिष्टमवाप्स्यामो ब्रह्मण्याः सत्यवादिनः ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजध० अर्जुनवाक्ये गुर्जरभाषायां अष्टादशोऽध्यायः ॥१८॥**

---

## અધ્યાય ૧૯ મો—યુધિષ્ઠિરનું વાકય.

**युधिष्ठिर उवाच** ॥ वेदाहं तात शास्त्राणि अपराणि पराणि च ॥
॥ उभयं वेदवचनं कुरु कर्म त्यजेति च ॥

યુધિષ્ઠિર કહે છે,—"હે તાત! હું, વેદ તથા ધર્મશાસ્ત્રને જાણું છું. વેદમાં કર્મ કરવાં અને કર્મનો ત્યાગ કરવો, એ બેઉ વચન છે. તેની વ્યવસ્થાને હું યથાવિધિ જાણું છું. પ્રાચીનો પણ વ્યવસ્થા જાણે નહિ, એવો તે શાસ્ત્રોનો યુક્તિથી મેં, નિશ્ચય કરેલો છે[१-२]. તું તો કેવળ અસ્ત્રજ્ઞ અને વીરવ્રતસમન્વિત છે, કોઈ રીતે પણ તું તત્વથી શાસ્ત્રાર્થ જાણવા સમર્થ નથી. કારણ જો શાસ્ત્રાર્થમાં સૂક્ષ્મ—દર્શી તથા ધર્મનિશ્ચયમાં કોવિદ હોય તો મને જે રીતે તું કહે છે તેમ કહે નહિ. તથાપિ ભ્રાતૃસ્નેહને લીધે તેં જે યુક્ત વા અયુક્ત વચન મને કહ્યાં તેથી હે કૌંતેય! હે અર્જુન! હું પ્રસન્ન થયો છું[४]. સર્વ યુદ્ધ—ધર્મમાં તથા ક્રિયાની નિપુણતામાં તારા સરખો ત્રણ લોક વિષે કોઈ છે નહિ[५]. ધર્મપ્રતિપાદક શાસ્ત્ર અતિ સૂક્ષ્મ હોવાથી, તારા જાણવામાં આવે તેમ નથી, માટે હે ધનંજય તું મ્હારી બુદ્ધિપ્રત્યે શંકા કરવા યોગ્ય નથી[६]. તું કેવળ યુદ્ધશાસ્ત્ર જાણનારજ છે, તેં વૃદ્ધોની સેવા કરી નથી, તેથી તું સંક્ષિપ્ત તથા વિસ્તારને જાણનાર જ્ઞાનીઓના નિશ્ચયને જાણતો નથી[७]. જેમની બુદ્ધિ

કલ્યાણવિષે છે એવા પુરૂષોનો નિશ્ચય છે કે, તપ, ત્યાગ અને અનિર્દેશ્ય બ્રહ્મ; એ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે[૮]. હે પાર્થ! તું ધનનેજ સર્વથી ઉત્કૃષ્ટ માને છે પણ તેમ નથી, તે વિષે કહું છું[૯]. જો કે, તપ તથા સ્વાધ્યાયશીલ જનો, ધાર્મિક દેખાય છે. તપોયુક્ત ઋષિઓ સનાતન લોકને પ્રાપ્ત થાય છે[૧૦]. (તેમજ શત્રુઓ જેમને નથી એવા અરણ્યવિષે રેહેનારા અને ધીર બીજા ઘણા વનવાસીઓ, સ્વાધ્યાયવડે સ્વર્ગ પ્રત્યે ગયા છે. કેટલાક આર્ય પુરૂષો, વિષયના નિગ્રહથી અબુદ્ધિજન્ય અજ્ઞાનનો ત્યાગ કરી ઉત્તર માર્ગેથી ત્યાગવાનના લોકોને પ્રાપ્ત થાય છે. અને ક્રિયાવાન પુરૂષો, સ્મશાનમાં દેહ ત્યાગ કરી, ભાસ્વાન એવા દક્ષિણ દિશાવિષે રહેલા લોકને પ્રાપ્ત થાય છે. અને મોક્ષને ઇચ્છનારા જે ગતિને પ્રાપ્ત છે, તે ગતિ અનિર્દેશ્ય છે, તે યોગથી પ્રાપ્ત થાય છે માટે યોગજ સર્વોત્કૃષ્ટ છે, તે તને જણાવવા શક્ય થવાય તેમ નથી; કેમકે તે વિષે તું અનધિકારી છે. કેટલાક કવિઓ શાસ્ત્રો જોઈ તેમાંથી સાર ગ્રહણ કરી અસારનો ત્યાગ કરી, સારા નિશ્ચયવાળા થાય છે, કેટલાક વેદવાદ તથા વેદાંતને અતિક્રમણ કરી, કેળના થાંભલાને ચીરવાથી જેમ કંઇ પણ સારને દેખે નહિ, તેમ સારને દેખતા નથી.) કેટલાક એકાંતનો ત્યાગ કરી, પાંચ ભૌતિક શરીર વિષે રહેલા આત્માને "મારૂં આ થાઓ" ઇત્યાદિ ચિહ્નથી ઇચ્છાદિમાન કહે છે[૧૧]. પણ વસ્તુતાએ આત્મા મનવાણીથી અગોચર તથા સૂક્ષ્મ છે, પણ અવિદ્યાથી હું બ્રાહ્મણ છું, હું ગૃહસ્થ છું, એમ કહે છે. અને જીવ રૂપથી ભૂત-પ્રાણિ માત્રવિષે રહે છે[૧૨]. માટે મનને આત્માવિષે સુમુખ કરી, તૃષ્ણાના નિગ્રહપૂર્વક કર્મસંતતિનો ત્યાગ કરી, જ્યારે નિરભિમાન થાય છે, ત્યારે સુખી થાય છે[૧૩]. હે અર્જુન! તું સત્પુરૂષોએ સેવન કરેલો અને સૂક્ષ્મ બુદ્ધિવડે ગમ્ય એવો આ માર્ગ છતાં, અનર્થયુક્ત અર્થની પ્રશંસા કેમ કરે છે?[૧૪]. હે ભારત! ક્રિયા, દાન, યજ્ઞ તથા કર્મ વિષે નિરંતર પ્રીતિમાન અને કર્મકાંડને જાણનારાઓ, પણ એ રીતે અર્થને અનર્થપણાથી જુએ છે, ત્યારે જ્ઞાની જુએ તેમાં તો શુંજ કેહેવું?[૧૫] (દુઃખથી પણ સિદ્ધાંત સમજાવી શકાય નહિ એવા પંડિત તર્ક કરનારા, પૂર્વનો સંસ્કાર જેમને દૃઢ છે મૂઢ, "આ નથી, આ નથી" એમ બોલનાર, જૂઠાનું અપમાન કરનાર, મનુષ્યોની સભામાં બોલનાર, બહુશ્રુત, "જે અમે નથી જાણતા, તે બીજો કોણ જાણવા યોગ્ય છે" એમ કેહેનાર, પ્રાજ્ઞ, શાસ્ત્રવિત્તમ, શાસ્ત્ર ભણેલા, મોટા, કેટલાક વાચાળ પુરૂષો, સમગ્ર પૃથ્વી પ્રત્યે ફરે છે, પણ) હે કૌંતેય! તત્વવેત્તા પુરૂષ છે, તે તપવડે વૈરાગ્યને પામે છે, જ્ઞાનથી બ્રહ્મને પામે, અને ત્યાગથી સદા સુખને પ્રાપ્ત થાય છે"[૧૬].

॥ तपसा महदाप्नोति बुद्ध्या वै विंदते महत् ॥ त्यागेन सुखमाप्नोति सदा कौंतेय तत्ववित् ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासन प० युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां एकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥**

## અધ્યાય ૨૦ મો–દેવસ્થાનનું ભાષણ.

**वैशंपायन उवाच** ॥ अस्मिन् वाक्यांतरे वक्ता देवस्थानो महातपाः ॥
॥ अभिनीततरं वाक्यमित्युवाच युधिष्ठिरम् ॥

વૈશંપાયન કહે છે,–હે જનમેજય! આ અવસરમાં વકતા અને મહાતપસ્વી દેવસ્થાન, અતિશય યુક્તિયુક્ત આવી રીતનું વાક્ય યુધિષ્ઠિર પ્રત્યે કેહેવા લાગ્યા[૧]. દેવસ્થાન કહે છે,–"હે યુધિષ્ઠિર! 'ધનથી બીજું શ્રેષ્ઠ નથી' એમ તમને જે અર્જુને, કહ્યું તે વિષે હું કહું, તે તમે એકાગ્ર

ચિત્તથી સાંભળો[૨]. હે અજાતશત્રો ! હે રાજન્ ! તમે સમગ્ર પૃથ્વીને ધર્મથી જીત્યા છો, તેને હવે વિનાકારણ છોડી દેવી યોગ્ય નથી[૩]. તેમ બ્રહ્મને પ્રાપ્ત થવાને માટે ચાર આશ્રમરૂપ ચાર પગથીયાંવાળી નિસરણી છે, તે પ્રત્યે હે પાર્થ ! હે મહાબાહો ! તમે ક્રમે કરી જવા યોગ્ય છો[૪]. માટે હાલ તો હે પાર્થ ! વિશેષ દક્ષિણાવાળા મોટા યજ્ઞવડે યજન કરો ! ! હે પાર્થ ! કેટલાક સ્વાધ્યાયરૂપ યજ્ઞ કરનાર, કેટલાક જ્ઞાનરૂપી યજ્ઞવાળા, તેમજ કેટલાક કર્મનિષ્ઠ, અને કેટલાક તપોનિષ્ઠ હોય છે, એમ જાણો[૫]. ( અને હિરણ્યગર્ભઉપાસકનાં વચન જે રીતે સંભળાય છે, તે પ્રમાણે હું કહું, તે સાંભળો ! ! જો રાજા યજ્ઞાદિક વાસ્તે બીજાઓ પાસેથી ધનની ઇચ્છા કરે, તો તે ઇચ્છા ન કરવી એજ સારૂં, તે બ્રાહ્મણધર્મને જો ક્ષત્રિય આશ્રય કરે, તો તે મોટો દોષભાગી થાય. ) રાજાઓને સમગ્ર ધનસંગ્રહ યજ્ઞ વાસ્તે છે, તેમ છતાં જેઓ, પોતાનો દેહ તથા સમગ્ર ધન, અયોગ્ય કર્મમાં સમર્પણ કરે, અને યોગ્ય કર્મમાં ન કરે, તો બુદ્ધિથી દૂષિત થયેલો તે, આત્મદ્રોહજન્ય, પોતાને પ્રાપ્ત થતી ભ્રૂણહત્યાને જાણતો નથી[૬]. એ રીતે યોગ્ય તથા અયોગ્યના અપરિજ્ઞાનથી શુદ્ધિધર્મ પણ દુષ્કર છે[૭]. વિધાતાએ, ધનને યજ્ઞ વાસ્તેજ ઉત્પન્ન કર્યું છે, તેથી વેદ–આજ્ઞા પ્રમાણે યજ્ઞ વાસ્તેજ પુરૂષ ધનનું રક્ષણ કરે છે. માટે સર્વ ધનનો યજ્ઞ વિષેજ ઉપયોગ કરવો. તેથી અભીષ્ટસિદ્ધિ થાય છે[૮]. ઇંદ્ર, પણ રત્નવાળા વિવિધપ્રકારના યજ્ઞો વડે સર્વ દેવતામાં શ્રેષ્ઠ થઇ, ઘણું તેજ તથા ઇંદ્રપણાને પ્રાપ્ત થઇને શોભે છે, માટે સર્વનો યજ્ઞમાંજ ઉપયોગ કરવો[૯]. ગજચર્મને ધારણ કરનાર મહાત્મા મહાદેવ પણ સર્વ યજ્ઞમાં પોતાના આત્માની આહુતી આપી, દેવના દેવ થયા અને સર્વ લોકમાં પોતાની સુંદર કીર્તિનો વિસ્તાર કરી કાંતિમાન થઈ, શોભવા લાગ્યા[૧૦]. ( ઇંદ્રથી અધિક ધનવાન મરૂત્ત રાજાએ, સુવર્ણમય યજ્ઞપાત્ર કરી, યજ્ઞાનુષ્ઠાન કર્યું હતું. તે યજ્ઞમાં સાક્ષાત્ લક્ષ્મી, પોતે પધાર્યાં હતાં. ) હે પાર્થિવેંદ્ર ! તમે સાંભળેલો પુણ્યવાન્ હરિશ્ચંદ્ર, યજ્ઞ વડે યજન કરી શોકરહિત થઈ પોતે મનુષ્ય છતાં સમૃદ્ધિએ કરી ઇંદ્રનો જય પામ્યો હતો. માટે યજ્ઞ વિષેજ સર્વનો ઉપયોગ કરવો "[૧૧].

॥ हरिश्चंद्रः पार्थिवेंद्र श्रुतस्ते यज्ञैरिष्ट्वा पुण्यभाग्वीतशोकः ।

॥ ऋद्ध्या शक्रं योजयन्मानुषः सन् तस्माद्यज्ञे सर्वमेवोपयोज्यम् ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मा० देवस्थानवाक्ये गुर्जरभाषायां विंशतितमोऽध्यायः ॥ २० ॥

---

## અધ્યાય ૨૧ મો–દેવસ્થાનનું ભાષણ.

देवस्थान उवाच ॥ अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ॥

॥इंद्रेण समये पृष्टो यदुवाच बृहस्पतिः ॥

દેવસ્થાન મુનિ કહે છે, " આ ઠેકાણે સમય જોઈ ઇંદ્રે પૂછ્યું, ત્યારે બૃહસ્પતિએ જે કહ્યું છે, તે પ્રાચીન ઇતિહાસ હું કહું છું તે તમે સાંભળો[૧]. સંતોષ અત્યંત સ્વર્ગને આપનાર છે, પરમ સુખરૂપ છે, સંતોષથી બીજું કંઈ પણ શ્રેષ્ઠ છે નહિ[૨]. જ્યારે માણસ, જેમ કૂર્મ ચોતરફથી પોતાનાં અંગને પોતાના શરીરમાં પ્રવિલાપન કરે છે, તેમ જાગ્રદાદિ વિષય પોતાવિષે પ્રવિલાપન કરે, ત્યારે સ્વયંપ્રકાશ આત્મા થોડા વખતમાં પોતાના સ્વરૂપ વિષેજ સંતુષ્ટ થાય છે[૩]. એ રીતે સ્વસ્વરૂપનિષ્ઠ જ્ઞાની, પોતાથી વ્યતિરિક્ત બીજો ન હોવાથી ભય પામે નહિ, તેમ તેનાથી બીજો પણ બીએ નહિ; એવો થાય, ત્યારે

તે કામ તથા દ્વેષને જીતનાર આત્માને જુએ[૫]. (જ્યારે એ, સર્વભૂતનો દ્રોહ કરે નહિ અને મન, કર્મ તથા વાણીથી કંઈ આકાંક્ષા પણ રાખે નહિ, ત્યારે બ્રહ્મને પામે.) હે કૌંતેય! હે ભારત! એ રીતે માણસો, પોતાના અધિકાર પ્રમાણે જેવાં જેવાં કર્મ કરે છે, તેવાં તેવાં ફળને પ્રાપ્ત થાય છે. એટલે કે, સર્વ ભૂતને અભય આપનાર, અભયને પ્રાપ્ત થાય છે એમ તમે જાણો, અને સારી રીતે પ્રજાનું પાલન કરી તમે પણ અભયને પ્રાપ્ત થાઓ,[૬] (આ લોક વિષે કેટલાક સામની પ્રશંસા કરે છે, કેટલાક યત્નની પ્રશંસા કરે છે, કેટલાક ધ્યાનની પ્રશંસા કરે છે, કેટલાક એકનેજ અવસ્થા ભેદથી સામ તથા યત્નની પ્રશંસા કરે છે.) કેટલાક યજ્ઞની, કેટલાક સંન્યાસની, કેટલાક દાનની તથા કેટલાક પ્રતિગ્રહની પ્રશંસા કરે છે[૭]. કેટલાક સર્વનો પરિત્યાગ કરી તૂષ્ણીભાવને પ્રાપ્ત થએલા ધ્યાન કરતા રહે છે. કેટલાક શત્રુસંહારપૂર્વક રાજ્યની પ્રશંસા કરે છે, કેટલાક પ્રજાપાલનની પ્રશંસા કરે છે[૮]. અને કેટલાક એકાંતનિવાસની પ્રશંસા કરે છે. એ સર્વનો વિચાર કરી વિદ્વાન લોકોએ આવી રીતે નિશ્ચય કરેલો છે જે કોઇપણ પ્રાણિનો દ્રોહ ન થાય એવો ધર્મ, સત્પુરૂષોને સંમત છે. અને અદ્રોહ, સત્યવચન અન્નાદિકનો સંવિભાગ, દયા, દમ, બાહ્યેન્દ્રિયનો નિગ્રહ, પોતાની સ્ત્રીઓ વિષે પુત્રોત્પાદન, મૃદુતા, લજ્જા, અને અચંચલતા, એજ ઇષ્ટ અને મુખ્ય ધર્મ છે, એમ સ્વાયંભુવ મનુએ પણ કહ્યું છે. માટે હે કૌંતેય! તમે પણ પ્રયત્નથી પ્રજાનું પ્રતિપાલન કરો.[૯-૧૧] કેમ કે, રાજવિષે રહેલો, નિરંતર પોતાને વશ્ય, પ્રિય તથા અપ્રિયને તુલ્ય માનનાર, યજ્ઞાવશિષ્ટ ખાનાર, શાસ્ત્રાર્થના તત્વને જાણનાર, અસાધુને નિગ્રહ કરવામાં તત્પર, સાધુઓના સંગ્રહમાં પ્રીતિમાન, પ્રજાને ધર્મમાર્ગે સ્થાપન કરી, પોતે ધર્મથી વર્તનાર, વૃદ્ધ અવસ્થામાં પુત્રને રાજ્ય આપી વનમાં જઈ વાનપ્રસ્થધર્મના આશ્રયથી વન્ય ફળ-મૂળથી વર્તનાર, સાવધાનપણાથી શાસ્ત્રોકત વિધિથી કર્મ કરનાર, અને ધર્મનિશ્ચયવાળા ક્ષત્રિયને આ લોક તથા પરલોક બેઉ સફળ થાય છે. તથા મુકિતમાર્ગ અતિદુષ્પ્રાપ્ય છે તથા તેમાં વિઘ્ન પણ ઘણાં છે, એવું મારૂં મત છે,[૧૨-૧૫]. માટે રાજાઓને તો પ્રજાપાલન કરવું, એજ શ્રેષ્ઠ ધર્મ છે. આવી રીતે ધર્મ પાળનાર, સત્ય, દાન તથા તપમાં તત્પર, ક્રૂરતારહિત, સદ્ગુણોથી યુકત, કામક્રોધરહિત, પ્રજાનું પાલન કરવામાં યુકત, ઉત્તમ ધર્મનો આશ્રય કરનારા, ગાય તથા બ્રાહ્મણ માટે યુદ્ધ કરનાર, ક્ષત્રિયો, ઉત્તમ ગતિને પ્રાપ્ત થયા છે[૧૬-૧૭]. એજ રીતે હે પરંતપ! રૂદ્ર, વસુ, આદિત્ય, સાધ્યદેવ, તથા આ ધર્મનો આશ્રય કરનાર રાજર્ષિ સંઘ, એ સર્વ સાવધાનપણાથી પોતાનાં પુણ્ય કર્મે કરી સ્વર્ગને પ્રાપ્ત થયા છે."[૧૮].

॥ एवं रुद्राः सवसवस्तथादित्याः परंतप ॥
॥ साध्या राजर्षिसंघाश्च धर्ममेतं समाश्रिताः ॥
॥ अप्रमत्तास्ततः स्वर्गं प्राप्ताः पुण्यैः स्वकर्मभिः ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि [illegible]वस्थानवाक्ये गुर्जरभाषायां एकविंशतितमोऽध्यायः ॥ २१ ॥

---

## અધ્યાય ૨૨ મો-અર્જુનનું વચન.

वैशंपायन उवाच ॥ अस्मिन्नेवांतरे वाक्यं पुनरेवार्जुनोऽब्रवीत् ॥
॥ [illegible]ण्णमनसं ज्येष्ठमिदं भ्रातरमच्युतम् ॥

વૈશંપાયન કહે છે,-એટલામાં વળી અર્જુન, ખેદયુકત મનવાળા અને ધર્મયુકત એવા મોટા

ભાઈ પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યો કે, “હે નરશ્રેષ્ઠ ! હે ધર્મજ્ઞ ! ક્ષાત્રયધર્મથી શત્રુઓને જીતી, સુદુર્લભ રાજ્યને પ્રાપ્ત થઇ, શું કરવા અત્યંત તપાયમાન થાઓ છો?[૧૨]. હે મહારાજ! ક્ષત્રિયોએ સંગ્રામમાં મરવું, એજ શ્રેષ્ઠ છે, માટે તમે તે સંબંધી ક્લેશ છોડી દઈ, ઘણા યજ્ઞથી યજન કરો ! તપ, ત્યાગ તથા પ્રેત્યધર્મ વિધિ બ્રાહ્મણોને માટે કહ્યા છે, ક્ષત્રિયોને માટે તો સંગ્રામવિષે મરણ વિહિત છે[૩.૪]. ક્ષત્રિયધર્મ અતિ ભયંકર છે, એમ શાસ્ત્રમાં કહેલું છે. માટે હે ભરતશ્રેષ્ઠ ! હે પ્રભો ! ક્ષત્રિયનો વધ સંગ્રામમાંજ શસ્ત્રોવડે થયો જોઇએ[૫]. (હે રાજન્ ! ક્ષત્રિય બ્રહ્માથી ઉત્પન્ન થયા છે માટે ક્ષત્રિયધર્મથી વર્તતા બ્રાહ્મણનું જીવિત પણ લોકવિષે પ્રશસ્ત કેહેવાય છે.) સંન્યાસ, યાચના, તપ તથા પારકા ધનથી જીવિકા; એ ક્ષત્રિયને અતિ નિષિદ્ધ છે[૬]. માટે સર્વ ધર્મને જાણનાર, ધર્માત્મા, બુદ્ધિમાન, લોક વિષે નિપુણ, પરાવર જાણનાર અને પ્રજાને રંજન કરનારા તમે, સંતાપથી ઉત્પન્ન થએલા શોકનો ત્યાગ કરી, કર્મ કરવા વિષે તૈયાર થાઓ. ક્ષત્રિયનું હૃદય વજ્ર સરખું કઠન હોય છે, તેથી તેમને શોક કરવો યોગ્ય નથી[૭.૮]. માટે હે મનુષ્યેંદ્ર ! ક્ષત્રધર્મથી શત્રુઓને જીતી, ચક્રવર્તી રાજ્યને પામી, આત્માને જીતીને પછી તમે યજ્ઞ તથા દાનમાં તત્પર થાઓ[૯]. બ્રાહ્મણનો પુત્ર ઈન્દ્ર, કર્મવડે ક્ષત્રિય થયો, અને પાપવૃત્તિવાળા નવસો અને નવાણું પોતાના જ્ઞાતિઓને હણ્યા[૧૦] (હે વિશાંપતે ! ઈન્દ્રનું તે કર્મ પૂજ્ય તથા પ્રશસ્ય થયું. અને તે કર્મથીજ તે દેવતાઓના ઈન્દ્રપણાને પ્રાપ્ત થયો, એમ અમે સાંભળ્યું છે, વાસ્તે) હે મહારાજ ! તમે પણ ઈન્દ્રની પેઠે સંતાપરહિત થઇ, વિશેષ દક્ષિણાવાળા યજ્ઞવડે યજન કરો ! હે મનુષ્યેંદ્ર ! હે ક્ષત્રિયર્ષભ ! થઈ ગએલી બાબતોનો કંઇ પણ શોક કરો માં ! ! સંગ્રામમાં મરણ પામેલા અને શસ્ત્રપૂત થએલાઓ તો પરમ ગતિને પ્રાપ્ત થયા[૧૧.૧૨]. હે ભરતર્ષભ ! જે થયું તે અવશ્ય ભાવી હતું, માટે હે રાજશાર્દૂલ ! અદૃષ્ટને કોઈ પણ અતિક્રમણ કરવા સમર્થ થતું નથી[૧૩].

भवितव्यं तथा तच्च यद्वृत्तं भरतर्षभ । दिष्टं हि राजशार्दूल न शक्यमतिवर्तितुम् ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि अर्जुनवाक्ये गुर्जरभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

---

## અધ્યાય ૨૩ મો-વ્યાસજીના ભાષણમાં શંખ-લિખિતની કથા.

वैशंपायन उवाच ॥ एवमुक्तस्तु कौंतेयो गुडाकेशेन पांडवः ॥
॥ नोवाच किंचित्कौरव्यस्ततो द्वैपायनोऽब्रवीत् ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય ! એ રીતે અર્જુનના વચનને સાંભળીને કુરૂ કુળમાં ઉત્પન્ન થએલા કુંતીપુત્ર પાંડવ યુધિષ્ઠિર, કંઇ પણ બોલ્યા નહિ. તે સમયે દ્વૈપાયન વ્યાસજી, યુધિષ્ઠિર પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, “હે સૌમ્ય ! હે યુધિષ્ઠિર ! તમને અર્જુને જે વચન કહ્યાં તે સત્ય છે. શાસ્ત્ર જોતાં, ગૃહસ્થાશ્રમ ધર્મ પરમશ્રેષ્ઠ છે[૧.૨]. હે ધર્મજ્ઞ ! તમે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે યથાવિધિ સ્વધર્મનું આચરણ કરો.” ગાર્હસ્થ્યનો ત્યાગ કરી, ક્ષત્રિય એવા તમને સંન્યાસનો અધિકાર નથી[૩]. હે મહીપતે ! દેવતાઓ, પિતૃઓ, અતિથિ તથા ચાકર, એટલા ગૃહસ્થની પાછળ જીવે છે, માટે ગાર્હસ્થ્યનો આશ્રય કરી, તેમનું પોષણ કરો[૪]. હે જનાધિપ ! પક્ષિ, પશુઓ તથા બીજા પ્રાણિઓનું પણ ગૃહસ્થ પોષણ કરે છે, માટે સર્વથી ગૃહસ્થાશ્રમી શ્રેષ્ઠ છે[૫]. માટે હે પાર્થ ! દુર્બળ ઇન્દ્રિયવાળાઓ,

દુઃખવડે પણ ન પાળી શકે એવા આ ચારે આશ્રમના આશ્રયભૂત વિધિને તમે આચરો "[૬]. તમોને સમગ્ર વેદજ્ઞાન પણ છે, તેમ તમે મોટું એવું તપ પણ કર્યું છે, હવે મુખ્યની પેઠે, પિતૃપિતામહ સંબંધિ રાજ્યને તમે વહન કરવા યોગ્ય છો[૭]. તપ, યજ્ઞ, વિદ્યા, ભિક્ષા, ઇન્દ્રિયસંયમ, ધ્યાન, એકાંતશીલતા, સંતોષ અને શક્તિ પ્રમાણે બ્રહ્મજ્ઞાન, એ સર્વ ચેષ્ટા બ્રાહ્મણોને સિદ્ધિકારક છે[૮]. તમે તો સર્વ જાણો છો, તથાપિ ક્ષત્રિયોને શું સિદ્ધિકારક છે, તે હું કહું છું,—યજ્ઞાનુષ્ઠાન, વિદ્યોપાર્જન, લક્ષ્મી પ્રત્યે અસંતોષ, દંડ ધારણ કરવો, ઉગ્રપણું, પ્રજાનું પરિપાલન, સમગ્ર વેદનું જ્ઞાન, વિવિધ પ્રકારનું તપોનુષ્ઠાન, ઘણા દ્રવ્યનું સંપાદન અને પાત્ર વિષે દાન, હે વિશાંપતે! આટલાં સુકૃતરૂપ કર્મ રાજાઓનાં છે. એ કર્મથી ક્ષત્રિયને આ લોક, પરલોક બેઉ સિદ્ધ થાય છે, એમ અમે સાંભળ્યું છે[૯-૧૧]. હે કૌંતેય! એ સર્વ કર્મમાં પણ દંડધારણ શ્રેષ્ઠ છે; કેમ કે દંડ, બળવિષે રહ્યો છે. તે બળ ક્ષત્રિયવિષે નિરંતર રહ્યું છે[૧૨]. (હે રાજન્! એ વિદ્યાઓ ક્ષત્રિયોને સિદ્ધિ કરનારી છે, એ વિષે બૃહસ્પતિએ આવી ગાથા ગાઈ છે.) જેમ સર્પ ઉંદરને ગળે તેમ પૃથિવી, યુદ્ધથી વિરોધ ન કરનાર રાજાને તથા અપ્રવાસી બ્રાહ્મણને ગળી જાય છે[૧૩]. રાજર્ષિ સુદ્યુમ્ન પણ દંડધારણથી પ્રાચેતસ દક્ષ સમાન પરમ સિદ્ધિને પ્રાપ્ત થયો હતો, એમ સાંભળ્યું છે "[૧૪]. યુધિષ્ઠિર પૂછે છે,—" હે ભગવન્! સુદ્યુમ્ન રાજા કયા કર્મથી પરમ સંસિદ્ધિને પ્રાપ્ત થયો, તે રાજા સંબંધી વૃત્તાંત હું શ્રવણ કરવા ઇચ્છું છું "[૧૫]. વ્યાસજી કહે છે,—" હે રાજન્! આ પ્રસંગે પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો. તીક્ષ્ણ વ્રતવાળા શંખ તથા લિખિત નામના બે ભાઈઓ હતા[૧૬]. તેઓ બાહુદા નદીના તીર ઉપર, નિરંતર પુષ્પ તથા ફળવાળાં વૃક્ષોથી યુક્ત અને રમણીય એવા જૂદા જૂદા આશ્રમો બાંધીને તેમાં રહેતા હતા[૧૭]. કોઇ વખતે લિખિત, પોતાના જ્યેષ્ઠ ભ્રાતા શંખના આશ્રમ પ્રત્યે આવ્યો. તે વખતે શંખ, આશ્રમમાંથી બહાર ગયો હતો[૧૮]. તોપણ તે લિખિત, મોટા ભાઈ શંખના આશ્રમ પ્રત્યે જઇ, વૃક્ષપરથી સારી રીતે પકવ ફળ પાડી, ગ્રહણ કરી " મ્હારાંજ છે " એવા વિશ્વાસથી ભક્ષણ કરવા લાગ્યો. તે ભક્ષણ કરે છે તેટલામાં શંખ પણ આશ્રમ પ્રત્યે આવ્યો[૧૯-૨૦]. અને ફળ ભક્ષણ કરતા તે નાના ભાઇને જોઇ શંખે તેને કહ્યું કે, " આ ફળ તને ક્યાંથી પ્રાપ્ત થયાં? અને શા કારણથી તું ખાય છે[૨૧]? તેણે જ્યેષ્ઠ ભ્રાતા પાસે જઈ અભિવંદન કરી હસતો હોય તેમ કહ્યું કે, " અહિંથીજ મેં ફળ ગ્રહણ કર્યાં"[૨૨]. એવાં તે નાના ભાઇનાં વચન સાંભળી, તીવ્ર ક્રોધવાળા શંખે તેને કહ્યું કે, પોતાની મેળે ફળ ગ્રહણ કરતાં, તેં ચોરી કરી, માટે જા!! રાજા પાસે જઇ તારૂં કર્મ તેને આવી રીતે કહી બતાવજે, " હે પાર્થિવસત્તમ, મેં આપ્યાવગર ફળ ગ્રહણ કર્યાં માટે મને ચોર જાણી તમારા ધર્મને અનુસરી હે નરાધિપ! જલદી દંડ આપો. "[૨૩-૨૫]. હે મહાબાહો, એમ જ્યેષ્ઠ ભ્રાતા શંખની આજ્ઞાથી તીક્ષ્ણ વ્રતવાળો લિખિત, સુદ્યુમ્ન રાજા પાસે ગયો[૨૬]. (સુદ્યુમ્ન રાજા દ્વારપાલના મુખથી " વિપ્રર્ષિ લિખિત આવ્યા " એમ સાંભળી ચાકરસહિત પોતે પગે ચાલી તે લિખિતની પાસે આવ્યા. એ રીતે પાસે આવી ધર્મવિત્તમ એવા તે લિખિતને કહ્યું કે, " હે ભગવન્! આપનું આગમન શું કરવા થયું, તે મને કહો!! એટલે તેમ કરૂં. " એ રીતે રાજાના કહેવાથી તે વિપ્રર્ષિએ, સુદ્યુમ્ન પ્રત્યે કહ્યું કે, " તમે કહેશો તે કરીશ, એમ તેં પ્રતિજ્ઞા કરી માટે હું કહું તે સાંભળી તે પ્રમાણે તું કરવા યોગ્ય છે.) " હે મનુજર્ષભ! હે મહારાજ! મેં મોટા ભાઇએ નહિ દીધેલાં તેનાં ફળ ભક્ષણ કર્યાં, માટે તે ચોરકર્મનો જલદી તું મને દંડ આપ "[૨૭]. સુદ્યુમ્ને કહ્યું કે, " તમને દંડ (શિક્ષા) કરવામાં, તમે રાજાને પ્રમાણ

માનતા હો ! ! તો હે બ્રાહ્મણર્ષભ ! આજ્ઞા વિષે પણ પ્રમાણ માનો ! ![૨૮]. મહાવ્રતવાળા તમે પોતાનું કર્મ સંભળાવવાથી દોષરહિત થયા. કેમ કે, કીર્તનથી દોષ નાશ થાય છે. માટે તમારે બીજી જે કામના હોય તે કહો ! ! એટલે તમારા કેહેવા પ્રમાણે હું કરીશ[૨૯]. વ્યાસ કહે છે,–“ હે યુધિષ્ઠિર ! એ રીતે મહાત્મા સુદ્યુમ્ન રાજાએ, તે બ્રહ્મર્ષિની પ્રાર્થના કરી, તો પણ દંડવિના બીજો વર તેણે માગ્યો નહિ[૩૦]. ત્યારે તે પૃથિવીપાલ સુદ્યુમ્ને, મહાત્મા લિખિતના હાથ કપાવી નાખ્યા. એ રીતે રાજાએ દંડ ધારણ કરવાથી આર્તરૂપ તે લિખિતે, પોતાના ભાઇ શંખ પ્રત્યે જઈ આવી રીતે કહ્યું કે, “ રાજાએ દંડ જેને ધારણ કર્યો છે એવા દુર્બુદ્ધિવાળા મને આપ ક્ષમા કરવા યોગ્ય છો”[૩૧,૩૨]. એવાં નાના ભાઇનાં વચન સાંભળી શંખે તે પ્રત્યે આવી રીતે કહ્યું કે, “ હે ધર્મજ્ઞ ! હું તારી ઉપર કોપ કરતો નથી, તું મને દૂષણ આપ માં ! ! તારો ધર્મ નાશ થશે, એમ જાણી મેં તને પ્રાયશ્ચિત્ત કરાવ્યું[૩૩]. માટે હવે તું જલદી બાહુદા નદી પ્રત્યે જઈ, યથાવિધિ દેવ, ઋષિ તથા પિતૃઓનું તર્પણ કર ! ! અને હવે પુનઃ કોઇ વખતે અધર્મમાં મન કરીશ નહિ.”[૩૪]. એવાં પોતાના જ્યેષ્ઠ ભ્રાતા શંખનાં વચન સાંભળી લિખિત, પવિત્ર નદીમાં સ્નાન કરી આચમનાદિ કર્મ કરવા તૈયાર થયો[૩૫], તેટલામાં કમળ સરખા બેઉ હાથ તેને ઉત્પન્ન થયા. તે જોઇ વિસ્મય પામેલા લિખિતે, પોતાના ભાઇ શંખની પાસે જઈ તે બેઉ હાથ દેખાડ્યા[૩૬]. તે જોઇ શંખે કહ્યું કે, “ મારા તપઃપ્રભાવથી આ હાથ પાછા ઉત્પન્ન થયા, એમાં તારે કંઇ પણ શંકા કરવી નહિ ”[૩૭]. લિખિતે કહ્યું કે, “ હે મહાદ્યુતે ! હે દ્વિજસત્તમ ! જ્યારે તમારા તપનું આવું પરાક્રમ છે ત્યારે પૂર્વે તમેજ મને પવિત્ર કેમ ન કર્યો ? અને રાજાની પાસે મોકલ્યો ? ”[૩૮]. શંખે કહ્યું કે, “ તું દંડયોગ્ય હતો અને મને દંડ દેવાનો અધિકાર નહિ, તેથી તને રાજા પાસે મોકલ્યો જેથી તે નરપતિ તથા પિતૃઓસહિત તું પણ પવિત્ર થયો ”[૩૯]. વ્યાસ કહે છે, હે પાંડવશ્રેષ્ઠ ! તે કર્મથી શ્રેષ્ઠ તે સુદ્યુમ્ન રાજા, પ્રાચેતસ દક્ષ સમાન પરમ સિદ્ધિને પ્રાપ્ત થયો[૪૦]. હે મહારાજ ! પ્રજાનું પરિપાલન કરવું, એજ ક્ષત્રિયોનો ધર્મ છે, બીજો આડો માર્ગ છે; માટે તમે શોકવિષે મન કરો માં[૪૧] ! ! હે ધર્મજ્ઞસત્તમ ! આ ભાઈનું હિતરૂપ વચન સાંભળો. હે રાજેંદ્ર ! દંડ આપવો, એજ ક્ષત્રધર્મ છે. સંન્યાસ કરવો, એ કંઇ ક્ષત્રધર્મ નથી ”[૪૨].

॥ भ्रातुरस्य हितं वाक्यं शृणु धर्मज्ञसत्तम । दंड एव हि राजेंद्र क्षत्रधर्मो न मुंडनम् ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि व्यासवाक्ये गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

---

## અધ્યાય ૨૪ મો–વ્યાસજીનું ભાષણ.

॥ वैशंपायन उवाच ॥ पुनरेव महर्षिस्तं कृष्णद्वैपायनो मुनिः ॥
॥ अजातशत्रुं कौंतेयमिदं वचनमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય ! મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન મુનિ, અજાતશત્રુ એવા કુંતીપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે પુનઃ આવી રીતે કેહેવા લાગ્યા કે, “ હે તાત ! હે મહારાજ ! હે યુધિષ્ઠિર ! અરણ્યમાં વસતા, મનસ્વી એવા તમારા ભાઇઓને ત્યાં જે મનોરથ થતા હતા તે મનોરથને હે ભરતશ્રેષ્ઠ ! મહારથી આ ભાઇઓ પ્રાપ્ત થાઓ ! હે પાર્થ ! નહુષના પુત્ર યયાતિની પેઠે, પૃથ્વીનું પાલન કરો[૧-૩]. હે નરવ્યાઘ્ર ! તપસ્વી તમારા ભાઇઓએ અરણ્યમાં

દુઃખરૂપ નિવાસનો અનુભવ કર્યો છે, માટે હવે દુઃખને અંતે તેઓ સુખનો અનુભવ કરો[૪]. હે ભારત ! હે વિશાંપતે ! ભાઇઓસહિત ધર્મ, અર્થ તથા કામનો અનુભવ કરી પછી તમે પ્રસ્થાન કરજો[૫]. હે ભારત ! હે કૌંતેય ! અર્થી, પિતૃઓ તથા દેવતાઓના ઋણથી મુક્ત થાઓ !! પછી તે બધું કરશો[૬]. હે કુરૂનંદન ! સર્વમેધ તથા અશ્વમેધ વડે યજન કરો ! ત્યાર પછી હે મહારાજ ! પરમ ગતિને પ્રાપ્ત થશો[૭]. હે પાંડવ ! ઘણી દક્ષિણાવાળા યજ્ઞ સાથે સર્વ ભાઇઓને જોડી તમે અતુલ કીર્તિને પ્રાપ્ત થશો[૮]. હે કુરૂસત્તમ ! હે પુરૂષવ્યાઘ્ર ! હિંસાપ્રધાન ક્ષત્રધર્મ મને માં હો, એવી રીતનાં તમારાં વચનને અમે જાણીએ છીએ, માટે હે નૃપ ! જે રીતે કરવાથી તમે ધર્મથી ભ્રષ્ટ ન થાઓ ! તેવું હું કહું તે સાંભળો[૯]. હે નરેશ્વર ! હે યુધિષ્ઠિર ! પરસ્વ હરનાર, અને ચોર સરખા લોક, રાજાને વિજય તથા વિગ્રહ કરવા પ્રવૃત્ત કરે છે, પણ જે રાજા, દેશકાલની પ્રતીક્ષા કરી શાસ્ત્રજન્ય બુદ્ધિનો આશ્રય કરી શત્રુઓને મારે છે તે, પાપથી જોડાતો નથી[૧૦,૧૧]. જે રાજા, પ્રજા પાસેથી છઠ્ઠો ભાગ ( પોતાનો વેરો ) લઈ દેશની રક્ષા ન કરે, તે પ્રજાકૃત પાપના ચતુર્થાંશનો ભાગી થાય છે[૧૨]. (જે રીતે આચરણ કરવાથી ધર્મભ્રષ્ટ ન થવાય, તે પ્રમાણે હું કહું તે સાંભળો ! જે ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે આચરે, તે ધર્મથી ચળાયમાન થાય નહિ અને નિર્ભય થાય; માટે કામ તથા ક્રોધને છોડી દઇ, પિતાની પેઠે સમાન દૃષ્ટિવાળો થઇ, શાસ્ત્રજન્ય બુદ્ધિનો આશ્રય કરી રાજ્ય કરે તે કયારે પણ પાપથી લિપ્ત થાય નહિ. તેમાં પણ હે મહાદ્યુતે ! કર્મ કરવા વખતે દૈવવડે અભ્યાહત થયેલો રાજા, કદી તે કર્મ ન કરે, તો તે કંઈ શાસ્ત્રનું અતિક્રમણ કર્યું કહેવાય નહિ. તત્કાલ વા બુદ્ધિપૂર્વક વિચાર કરીને રાજાએ શત્રુઓનો નિગ્રહ તો શીઘ્ર કરવોજ, પણ તે પાપરૂપ શત્રુઓ સાથે સંધિ કરવી નહિ, અને રાજ્યમાં પાપસંચાર થવા દેવો નહિ. હે યુધિષ્ઠિર ! રાજાએ શૂરવીર તથા વિદ્વાનોનો સત્કાર કરવો, અને વિચારવાન વેદવેત્તા બ્રાહ્મણોનું તથા ધર્મવાન લોકોનું પરિપાલન કરવું, એ આવશ્યક છે. અને ધર્મકાર્ય વિષે બહુશ્રુત, ઉત્કૃષ્ટ અને જ્ઞાનસંપન્ન લોકોની યોજના કરવી, તથાપિ વિચક્ષણ રાજાએ, ગુણસંપન્ન એવા એકનો વિશ્વાસ કરવો નહિ. દુર્વિનીત, રક્ષણ ન કરનાર, અભિમાની, માનવા લાયકને માન ન દેનાર અને ગુણ વિષે દોષ જોનાર રાજા, પાપભાગી થાય છે અને તે દુર્દાંત કહેવાય છે. હે નૃપ ! રક્ષણ ન કરવાથી, વૃષ્ટિ ન હોવાથી અથવા તસ્કરની પીડાથી પ્રજા નાશ પામે, એ સર્વ રાજકિલ્બિષ કહેવાય છે. વાસ્તે હે યુધિષ્ઠિર રાજા સારા વિચાર તથા સારી નીતિથી પુરૂષકાર પ્રકાશ કરે, તેમ છતાં પણ પ્રજા નાશ પામે, તો કંઇ રાજાનો અધર્મ ન કહેવાય. આરંભેલાં કાર્ય નાશ પામે, વા દૈવયોગથી સિદ્ધ થાય પણ રાજા, જો પુરૂષકાર કરે, તો તેને પાપ સ્પર્શ કરે નહિ.) આ પ્રસંગે હે રાજશાર્દૂલ ! હે પાંડવ ! પૂર્વે થઇ ગએલ રાજર્ષિ હયગ્રીવનું જેમાં વૃત્તાંત છે, એવી કથા કહું તે શ્રવણ કરો[૧૩]. હે યુધિષ્ઠિર ! જે હયગ્રીવ સંગ્રામમાં શત્રુઓને હણી અક્લિષ્ટ કર્મ કરી અસહાય થઇ છેવટ સંગ્રામમાં હણાવાથી સ્વર્ગલોકમાં ગયો[૧૪]. જે હયગ્રીવ મનુષ્યોના પાલન વિષે મુખ્ય ઉપાય તેમજ શત્રુઓના નિગ્રહ વિષે કરવા લાયક કર્મ કરી, પોતાની સત્કીર્તિનો વિસ્તાર કરી, યુદ્ધમાં હણાઇને, સ્વર્ગલોકમાં હર્ષ પામે છે[૧૫]. જેણે આત્મા સંગ્રામમાં ત્યાગ કર્યો છે, શસ્ત્રગ્રહણ કરનાર, કર્મશીલ, મહાત્મા, સંગ્રામના મધ્યમાં શત્રુઓએ શસ્ત્રથી હણેલો અને સંસિદ્ધ થયાં છે અર્થ જેના એવો તે, સ્વર્ગલોકમાં હર્ષ પામે છે[૧૬]. જે યુદ્ધરૂપ યજ્ઞવિષે ધનુષરૂપી યજ્ઞસ્તંભ, બાણ તથા ખડ્ગરૂપી શુચી અને શર્વી, રૂધિરરૂપી આજ્ય, રથરૂપી વેદી, ક્રોધરૂપી યજ્ઞનો મૂલભૂત અગ્નિ, તથા રથની ચાર અશ્વરૂપી બ્રહ્માદિક,

ચાર ઋત્વિજોવાળા તે યુદ્ધરૂપ યજ્ઞમાં શત્રુઓને હોમી, યુદ્ધાવશેષરૂપ અવભૃથવિષે પોતે પાપથી મુક્ત થઈ વેગવાન્ એવો રાજસિંહ હયગ્રીવ, સ્વર્ગલોકવિષે શોભે છે[17,18]. યજ્ઞશીલ, મહાત્મા, મનસ્વી, હયગ્રીવ, ન્યાયથી બુદ્ધિપૂર્વક દેશનું રક્ષણ કરી, યુદ્ધ વિષે આત્માનો ત્યાગ કરીને પોતે, સ્વર્ગલોકવિષે શોભે છે. ધર્મશીલ તથા મહાત્મા જે હયગ્રીવ, ક્રિયાવિષે ઉત્સાહ, તથા અભિમાનના ત્યાગ વડે યજ્ઞાદિ ક્રિયા કરી, દંડ, નીતિ તથા પૃથ્વીનું પાલન કરી, વિદ્વાન્, ત્યાગી, શ્રદ્ધાયુક્ત, તથા કૃતજ્ઞ એવો તે, માનુષ લોકનો ત્યાગ કરી, સંમત અને મેધાવી સત્પુરૂષોના લોક પ્રત્યે જઇ હર્ષ પામે છે. જે મહાત્મા, સારી રીતે વેદને પ્રાપ્ત થઈ, શાસ્ત્રનું અધ્યયન કરી, રાજ્યને પાળી, ચાતુર્વર્ણ્યને પોતપોતાના ધર્મવિષે સ્થાપન કરી, પોતે સ્વર્ગલોકવિષે શોભે છે. જે, અનેક સંગ્રામને જીતી, પ્રજાનું પાલનકરી, સોમપાન કરી, ઉત્તમ બ્રાહ્મણોને તૃપ્ત કરી, પ્રજાવિષે યુક્તિથી દંડ ધારણ કરી યુદ્ધમાં હણાયલો પોતે સ્વર્ગમાં શોભે છે. જેનાં શ્લાઘનીય અને પૂજ્ય એવાં વૃત્તને વિદ્વાન સન્મનુષ્યો, વખાણે છે. પવિત્ર કીર્તિવાળો મહાત્મા તે હયગ્રીવ, સ્વર્ગને જીતી વીરલોકને પ્રાપ્ત થઇ, સિદ્ધિને પ્રાપ્ત થયો.)

॥ वृत्तं यस्य श्लाघनीयं मनुष्याः संतो विद्वांसोर्हयंत्यर्हणीयम् ॥

॥ स्वर्ग जित्वा वीरलोकानवाप्य सिद्धिं प्राप्तः पुण्यकीर्तिर्महात्मा ॥

**इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि व्यासवाक्ये गुर्जरभाषायां चतुर्विंशतितमोऽध्यायः ॥ २४ ॥**

---

## અધ્યાય ૨૫ મો—સેનજીત્ રાજાનું આખ્યાન.

**वैशंपायन उवाच** ॥ द्वैपायनवचः श्रुत्वा कुपिते च धनंजये ॥

॥ व्यासमामंत्र्य कौंतेयः प्रत्युवाच युधिष्ठिरः ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય! દ્વૈપાયન વ્યાસનાં વચન સાંભળી, અર્જુન કુપિત થયા; તે સમયે કુંતીપુત્ર યુધિષ્ઠિર, વ્યાસની રજા લઈ આવી રીતે કેહેવા લાગ્યા કે, "આ પૃથ્વી સંબંધિ રાજ્ય, તથા અનેક પ્રકારના ભોગ, આ ટાણે મારા મનને પ્રસન્ન કરતા નથી, કેમ કે આ શોક મને રૂંધે છે[1,2]. હે મુને! પતિહીન તથા પુત્ર વગરની સ્ત્રીઓનો વિલાપ સાંભળી, હું શાંતિને પામતો નથી."[3]. એ રીતે યુધિષ્ઠિરે, જેને કહ્યું છે એવા યોગ જાણનારાઓમાં શ્રેષ્ઠ, મહાપ્રાજ્ઞ, ધર્મજ્ઞ, વેદનો પાર પામેલા વ્યાસ, યુધિષ્ઠિર પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યા કે, "કર્મવડે વા યજ્ઞાનુષ્ઠાનવડે કંઇ પણ લાભ થતો નથી, પુરૂષને કોઇ પણ દેનાર છે. વિધાતાએ જેને જે વખતે જે નિર્માણ કર્યું છે તે, તેને તે વખતે અનાયાસે પ્રાપ્ત થાય છે."[4,5]. (એટલે તે સ્ત્રીઓને પતિલાભનો કાળ ગયો માટે હવે તે સ્ત્રીઓનો શોચ કરવો નહિ, બુદ્ધિ, શાસ્ત્ર તથા અધ્યયનવડે પણ મનુષ્ય, અકાલે પુત્રાદિને પ્રાપ્ત થવા સમર્થ થતો નથી અને કોઇ વખતે મૂર્ખ પણ અર્થને પ્રાપ્ત થાય છે; માટે કાર્ય, કાળને આધીન છે. કારીગરી, મંત્ર તથા ઔષધ; એ પણ ભૂતિકાલ ન હોય, તે સમયે ફળ આપે નહિ. તેજ ભૂતિકાળવિષે યોજના કર્યા હોય તો સિદ્ધ થાય. કાળે કરીને વાયુ જલદીથી વાય છે, કાળે કરી વૃષ્ટિ, મેઘને પ્રાપ્ત થાય છે, કાળે કરીનેજ, જલાશય કમલયુક્ત, તથા વનમાં રહેલા વૃક્ષ પુષ્પિત થાય છે, તેમજ રાત્રિઓ, ચંદ્રિકા તથા અંધકારથી આવૃત અને ચંદ્રની કળા વડે પરિપૂર્ણ થાય છે. વખત વિના વૃક્ષોમાં ફળ તથા પુષ્પ થાય નહિ. અને વખત વિના નદીઓ, પણ વેગથી વહન કરે નહિ. લોકવિષે ખગ—પન્નગ; મૃગદ્વિપ તથા શૈલ મૃગો,

સમય વિના મત્ત થતા નથી. સમય વિના સ્ત્રીઓવિષે ગર્ભ થતા નથી. ઋતુઓનો આગમ પણ સમયેજ થાય છે, સમય પ્રાપ્ત થયા વિના કોઇ મરે નહિ, તેમ જન્મે પણ નહિ, બાળક સમય વિના બોલે નહિ. અકાળે યૌવન પ્રાપ્ત થાય નહિ. તેમજ વાવેલું બીજ સમય થયા વિના ઉગે પણ નહિ. સૂર્ય અકાળે ઉદય થાય નહિ, તેમ અકાળે અસ્તગિરિને પણ પ્રાપ્ત થાય નહિ. ચંદ્ર, તથા ઊર્મિ રૂપી મોટી માળાવાળો સમુદ્ર પણ અકાળે વૃદ્ધિ પામે નહિ, અને હીન પણ થાય નહિ. હે યુધિષ્ઠિર ! આ પ્રસંગે પુરાતન સેનજિત્ રાજાનો ઇતિહાસ કહું તે સાંભળો ! ! દુઃખથી પીડિત એવા સેનજિત્ રાજાએ કહ્યું છે જે, “ દુઃસહ કાળની ગતિ સર્વ મનુષ્યોને સ્પર્શ કરે છે, કાળથી પરિપકવ સર્વ રાજાઓ મરે છે. હે રાજન્ ! કેટલાક બીજાઓને મારે છે, તેમને વળી બીજા મારે છે, એ કથનમાત્ર છે. કોઈ કોઇને હણતો નથી અને કોઇ હણાતો પણ નથી. કોઈ હણે છે, એમ માને છે અને કોઈ નથી હણતો, એમ માને છે, પણ પ્રાણીઓમાં જન્મ–મરણ તો સ્વભાવથીજ નિયત છે. ધન, સ્ત્રી, પુત્ર વા પિતા મરવાથી, અરે શું દુઃખ થયું; એમ ધ્યાન કરી દુઃખનો પ્રતીકાર કરે છે. તેમ તમે પણ મૂઢની પેઠે શોકાર્ત થઇ તેમનો શોચ શું કરો છો ? જુઓ ! ! દુઃખ કરવાથી દુઃખ અને ભય કરવાથી ભય વૃદ્ધિંગત થાય છે. આ દેહ મારો નથી તેમજ સર્વ પૃથ્વી પણ મારી નથી. જેમ મને તેમજ બીજાઓનું પણ કંઇ નથી, એ રીતે અદ્વૈત આત્મતત્વને જોનાર મોહ પામે નહિ. ) હે મૂઢ ! દિવસે દિવસે હર્ષ તથા શોકને દેનારાં સેંકડો કારણ હોય છે પણ તેઓ પંડિતને હર્ષ શોક આપનાર થતાં નથી[૬]. એ રીતે પ્રિય તથા દ્વેષ્ય અને સુખ તથા દુઃખ, જીવો વિષે પરિવર્તન કર્યા કરે છે[૭]. વિચાર કરીએ તો દુઃખજ છે સુખ છે નહિ. તેથી તેજ ઉપલબ્ધ થાય છે. તૃષ્ણાવડે દુઃખ થાય છે અને દુઃખ ટળવાથી સુખ થાય છે[૮]. એ રીતે આ સુખ–દુઃખની ધારા સંતત છે. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવે છે અને નિરંતર કોઈ સુખને અથવા દુઃખને પણ પ્રાપ્ત થતું નથી[૯]. દુઃખને અંતે સુખ થાય છે અને કોઈ સમયે દુઃખમાંથી પણ સુખ થાય છે. માટે જે શાશ્વત સુખને ઇચ્છે, તેણે એ બેઉનો ત્યાગ કરવો[૧૦]. ( દુઃખાંતપ્રભવ સુખ અને સુખાંતપ્રભવ દુઃખ છે, માટે જે નિમિત્તે શોક, તાપ તથા આયાસ થાય, તે પોતાનું એક અંગ હોય, તો પણ સર્પદષ્ટ અંગુંઠાની પેઠે તેનો ત્યાગ કરવો, નહિ તો સુખ, દુઃખ, પ્રિય તથા અપ્રિય, જે જે પ્રાપ્ત થાય તેને સ્વતંત્ર એવો પોતે હૃદયથી સેવન કરે, પુત્ર તથા સ્ત્રીઓનું કંઇક પણ પ્રિય આચરતો તું કોણ, કેનું સંબંધી અને શા કારણથી તે સંબંધ છે ? તે જાણીશ. ) આ લોક વિષે જે અત્યંત મૂઢ છે એને બુદ્ધિથી પર એવા બ્રહ્મને જે પ્રાપ્ત થયા છે, તેઓ સુખને પામે છે, અને મધ્યમ જનો કલેશ પામે છે[૧૧]. હે યુધિષ્ઠિર ! એ રીતે ભૂત, ભવિષ્ય જાણનાર, લોકના ધર્મને સમજનાર, સુખ–દુઃખ જાણનાર, તથા મહાપ્રાજ્ઞ એવા તે સેનજિત રાજાએ, એ રીતે કહ્યું છે જે, તૃષ્ણાદિ નિમિત્તે દુઃખવડે પોતે દુઃખિત થાય, તે ક્યારેય પણ સુખી થાય નહિ. કેમ કે દુઃખનો ક્ષય નથી. એ તો એકમાંથી બીજું થયાજ કરે છે[૧૨.૧૩]. સર્વને સુખદુઃખ, ઐશ્વર્ય, અનૈશ્વર્ય, લાભ, અલાભ, તથા મરણ અને જીવિત ક્રમે કરી થયાજ કરે છે. માટે ધીર પુરૂષ હર્ષ પણ કરતા નથી અને શોક પણ કરતા નથી[૧૪]. રાજાઓને યુદ્ધજ યાગસ્વરૂપ છે. દંડ, નીતિ યોગસ્વરૂપ, અને યજ્ઞમાં દક્ષિણાદાન સંન્યાસરૂપ છે, કેમ કે તેઓજ એને પાવન કરનારાં છે[૧૫]. મહાત્મા, નિરહંકાર અને યજ્ઞશીલ જે રાજા, બુદ્ધિપૂર્વક ન્યાયથી રાજ્યની રક્ષા કરે છે, સર્વ લોક પ્રત્યે ધર્મદૃષ્ટિથી વિચરે છે, તે દેવલોકમાં જઈ હર્ષને પામે છે[૧૬], સંગ્રામને જીતી,

દેશની રક્ષા કરી, સોમપાન કરી, પ્રજાને વધારી, તેઓવિષે યુક્તિથી દંડ ધારણ કરી, જે રાજા યુદ્ધમાં ક્ષીણ થાય છે તે સ્વર્ગમાં જઈ હર્ષને પામે છે[૧૭]. સારી રીતે વેદને પ્રાપ્ત થઈ, શાસ્ત્રનું અધ્યયન કરી, સારી રીતે રાજ્યને પાળી, ચાતુર્વર્ણ્યને પોતપોતાના ધર્મવિષે સ્થાપન કરી, પવિત્ર આત્માવાળો રાજા, દેવલોકમાં જઇ હર્ષ પામે છે[૧૮], સ્વર્ગમાં ગયા પછી પણ, જેના આચરણની પાછળથી શેહેરના, દેશના તથા ચાકર-સહિત સર્વ મનુષ્ય, પ્રશંસા કરે, તે રાજા સર્વ રાજાઓથી શ્રેષ્ઠ ગણાય[૧૯].

॥ यस्य वृत्तं नमस्यंति स्वर्गस्थस्यापि मानवाः । पौरजानपदामात्याः स राजा राजसत्तमः ॥

इति श्रीमहाभारते शांतिप० राजध० सेनजिदुपाख्याने गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥२५॥

---

## અધ્યાય ૨૬ મો-યુધિષ્ઠિરનું વાક્ય.

**वैशंपायन उवाच** ॥ अस्मिन्नेव प्रकरणे धनंजयमुदारधीः ॥

॥ अभिनीततरं वाक्यमित्युवाच युधिष्ठिरः ॥

વૈશંપાયન કહે છે,—હે જનમેજય! આ પ્રકરણ વિષેજ ઉદાર બુદ્ધિવાળા યુધિષ્ઠિર, અર્જુનપ્રત્યે આવી રીતે યુક્તિયુક્ત વાક્ય કેહેવા લાગ્યા કે-હે પાર્થ! ધનથકી બીજું કંઇ શ્રેષ્ઠ નથી, એમ તું જે માને છે અને કેહે છે જે, નિર્ધનને સ્વર્ગસુખ તથા અર્થ કંઈ નથી; એ તારૂં કેહેવું વૃથા છે[૧,૨]. કેમ કે ઘણા જનો, વેદાધ્યયન તથા તપોનુષ્ઠાનવડે સનાતન લોકને પ્રાપ્ત થયા છે[૩]. જે, ઋષિઓની પેઠે વેદાધ્યાયી બ્રહ્મચારી તથા સર્વ ધર્મજ્ઞ હોય, તેમને દેવતાઓ, બ્રાહ્મણ કહે છે[૪]. હે ધનંજય! મહર્ષિઓમાં કેટલાક સ્વાધ્યાયનિષ્ઠ, કેટલાક જ્ઞાનનિષ્ઠ તથા કેટલાક નિરંતર ધર્મનિષ્ઠ હોય છે, એમ તું જાણ[૫]. (હે પ્રભો! તેમાં વૈખાનસોના મતથી જ્ઞાનનિષ્ઠ મહાત્માઓના વાક્યના અનુસારે રાજ્યકાર્ય કર્તવ્ય છે, એમ અમે જાણીએ છીએ. અજ, પ્રશ્નિ, સિકત્ત, અરૂણ તથા કેતુ; એ સર્વ ઋષિઓના ગણ, સ્વાધ્યાયના પ્રભાવથી સ્વર્ગ પ્રત્યે ગયા છે. હે ધનંજય! દાન, અધ્યયન, યજ્ઞ તથા ઇન્દ્રિયનો નિગ્રહ, એવાં એ દુષ્કર વેદોક્ત કર્મને પામી, દક્ષિણ માર્ગથી મનુષ્ય સ્વર્ગમાં જાય છે. પૂર્વે મેં આ ક્રિયાવાનના લોક પણ કહ્યા હતા. અને યોગી, ઉત્તર માર્ગે સનાતન લોકને પ્રાપ્ત થાય છે. તેમાં હે પાર્થ! પુરાણજ્ઞ પુરૂષો, ઉત્તર માર્ગની પ્રશંસા કરે છે, એ બેઉ ગતિથી સંતોષ અધિક છે. કેમ કે, સંતોષ અત્યંત સ્વર્ગને આપનાર તથા પરમ સુખરૂપ છે. જેથી બીજું કંઇ અધિક નથી એવી પરમ વૈરાગ્યયુક્ત તુષ્ટિરૂપ ઉત્તમ સિદ્ધિ, ક્રોધાદિક જીતનાર મનુષ્યની પાસે નિરંતર સારી રીતે રહે છે, બીજા પાસે રહેતી નથી.) આ પ્રસંગે યયાતિરાજાએ જે ગાથા ગાઇ છે તે હું કહું છું. જ્યારે મનુષ્ય, જેમ કૂર્મ પોતાનાં અંગોને પોતાના વિષે લીન કરે તેમ, કામનાઓને પ્રત્યાહરણ કરે અને જ્યારે પોતે ભય પામે નહિ અને બીજાઓને ભય આપે નહિ, ઇચ્છા-દ્વેષશૂન્ય થાય, અને જ્યારે સર્વ ભૂતવિષે કર્મ, મન તથા વાણી વડે પાપબુદ્ધિ કરે નહિ, ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થાય[૬-૮]. જે અભિમાન તથા મોહને વશ કરી, પુત્ર કલત્રાદિકના સંગરહિત થાય, ત્યારે આત્મજ્ઞાનસંપન્ન થઇને, તે મનુષ્ય, મોક્ષને પામે[૯]. હે અર્જુન! નિયમિત ઇન્દ્રિયોવાળો તું, હું કહું, તે સાંભળ!! કેટલાક ધર્મને, કેટલાક શીલને, તથા કેટલાક ધનને ઇચ્છે છે[૧૦]. ધનને ઇચ્છનારા પરિહાર્ય વસ્તુનો પરિહાર કરી શકતા નથી, અને ધન હાથમાં આવવાથી તેના મનમાં ભય પણ રહે છે[૧૧]. તેમાં પણ દુષ્કર્મી એવો જે પુરૂષ ભય તથા શોકરહિત હોય, તે તો થોડા અર્થની ઇચ્છાને વશ થઇ, બ્રહ્મહત્યાને પણ

તુચ્છ સમજે છે[૧૨]. લોભી સ્વામી દુર્લભ ધનને પ્રાપ્ત થઇ, અનુકૂળ ચાકરોને ધન લઇને, અત્યંત તપાયમાન થાય છે. અને થોડું પણ સંચય કરેલું ધન દેવસ્વજ કેહેવાય, તેને તે ગ્રહણ કરી, દેવતાઓને આપ્યા વગર તે ધને કરી શું સુખી થાય ? ન થાય[૧૩,૧૪]. કેમ કે લાભથી લોભ થાય છે, એ ન્યાય પ્રમાણે તૃષ્ણા અધિક થવાથી તે લોભી ધનવાન, દુઃખનોજ અનુભવ કરે છે[૧૫]. તે પ્રસંગે પ્રાચીન પુરૂષોએ ગાએલી, યજ્ઞનો વિસ્તાર કરનારી અને વેદમયી ગાથા હું કહું છું[૧૬]. વિધાતાએ ધન યજ્ઞ માટે ઉત્પન્ન કર્યું છે, અને તેના રક્ષણ માટે પુરૂષોને ઉત્પન્ન કર્યા છે. માટે સર્વ ધનનો યજ્ઞમાંજ ઉપયોગ કરવો. એમાંથી ભોગનો અભિલાષ કરવો નહિ[૧૭]. હે કૌંતેય ! હે ધનવાનોમાં શ્રેષ્ઠ ! પુરૂષાર્થ માટે વિધાતા મનુષ્યોને ધન આપે છે, તેથી ધન યજ્ઞ માટેજ છે, એમ તું જાણ[૧૮]. માટે વિદ્વાન પુરૂષો જાણે છે જે ધન કોઇનું નથી, તેથી શ્રદ્ધાવાન માણસોએ દાન તથા યજન કરવું[૧૯]. પ્રાપ્ત થએલા ધનનું દાન કરવું, પણ અપવ્યય વા ભોગ કરવો નહિ, તેમાં પણ અપાત્રને આપવું નહિ[૨૦]. કેમ કે અલ્પ બુદ્ધિવાળા જે પુરૂષો, ધર્મભ્રષ્ટને દાન આપે છે તેને મુવા પછી સો વર્ષ પર્યંત વિષ્ટાનું ભક્ષણ કરવું પડે છે[૨૧]. માટે પાત્રાપાત્ર વિજ્ઞાનના આધારથી કરાતો દાનધર્મ પણ દુષ્કર છે. પ્રાપ્ત થએલા ધનના અપાત્રવિષે દાનરૂપ અને પાત્ર વિષે અદાનરૂપ, એ મોટા અતિક્રમ છે. માટે ધન પાત્રનેજ આપવું, અપાત્રને આપવું નહિ[૨૨]. ”

॥ लब्धानामपि वित्तानां बोद्धव्यौ द्वावतिक्रमौ । अपात्रे प्रतिपत्तिश्च पात्रे चाप्रतिपादनम् ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥ २६ ॥**

## અધ્યાય ૨૭ મો–યુધિષ્ઠિરનો ખેદ.

**युधिष्ठिर उवाच ॥ अभिमन्यौ हते बाले द्रौपद्यास्तनयेषु च ॥**

**॥ धृष्टद्युम्ने विराटे च द्रुपदे च महीपतौ ॥**

યુધિષ્ઠિર કહે છેઃ—બાળ અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્ર, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, મહીપતિ દ્રુપદ, ધર્મજ્ઞ વૃષસેન, રાજા ધૃષ્ટકેતુ તથા અનેક દેશમાંથી આવેલા બીજા રાજાઓ પણ સંગ્રામમાં હણાયા તેથી જ્ઞાતિને હણનાર, આતુર, રાજ્યની કામનાવાળા, અતિ ઉગ્ર અને વંશનો ઉચ્છેદ કરનાર મને શોક બાધ કરે છે[૧,૨]. હું જેના ખોળામાં ક્રીડા કરી મોટો થયો તે પિતામહ, ગંગાપુત્ર ભીષ્મને રાજ્યલુબ્ધ એવા મેં સંગ્રામમાં પાડયા[૩]. વજ્રપ્રહાર વડે કંપે, તેમ અર્જુનના બાણવડે વિઘૂર્ણાયમાન થતા, શિખંડીએ જોએલા, જીર્ણ થએલા સિંહની પેઠે ઉચ્ચ, મનુષ્યમાં સિંહરૂપ અને બાણોવડે વ્યાપ્ત એવા એમને મેં જ્યારે જોયા, ત્યારેજ મારૂં મન અત્યંત વ્યથિત થયું[૪,૫]. પારકા રથીઓને પીડા કરનારા, આડું જોએલા, ખેદ પામતા પર્વતની પેઠે ઘૂર્ણાયમાન થતા એમને જોઈ મને મોહ થયો હતો[૬]. જેણે ધનુષબાણ ગ્રહણ કરી, કુરૂક્ષેત્રમાં મહા સંગ્રામવિષે પરશુરામ સાથે અનેક દિવસ યુદ્ધ કર્યું હતું. તેમજ વારાણસીમાં પણ જે ગંગાસુતે, કન્યા માટે એકલા પોતે અનેક રાજાઓ સાથે યુદ્ધ કર્યું હતું[૭]. વળી જેણે દુરાસદ એવા ચક્રવર્તી ઉગ્રાયુધ રાજાને અસ્ત્રના પ્રતાપથી બાળ્યો હતો, તે મહાત્મા પિતામહને યુદ્ધવિષે મરાવ્યા[૮]. પોતે મૃત્યુનું પણ રક્ષણ કરનાર છતાં, જેણે બાણોવડે પાંચાલ રાજા શિખંડિને પાડયો નહિ, તેમને અર્જુને પાડયા[૯]. જ્યારે હે મુનિસત્તમ ! ! મેં રૂધિરવડે વ્યાપ્ત, પૃથ્વીવિષે પડેલા એમને જોયા ત્યારેજ મને અતિ ઉગ્ર સંતાપ થયો[૧૦]. બાલ્યા-

વસ્થામાં અમને જેણે મોટા કર્યા તથા રક્ષણ કર્યું, તે પિતામહને, ગુરૂજનનો ઘાત કરનાર, પાપરૂપ રાજ્યમાં લોભાયલા મૂઢ એવા મેં, થોડા વખતના રાજ્ય માટે મરાવ્યા[૧૧]. તેમજ સર્વ રાજાઓએ પૂજિત, મોટા ધનુષવાળા દ્રોણાચાર્યને પણ સંગ્રામમાં સામે જઈ મિથ્યા વાક્યથી મેં છેતર્યા[૧૨]. તે વખતે દ્રોણ ગુરૂએ મને પૂછયું જે "હે રાજન્! જો મારો પુત્ર જીવતો હોય, તો તું મને સત્ય કહે[૧૩]!!" એ રીતે સત્યનો નિશ્ચય કરવા સારૂ બ્રાહ્મણ દ્રોણે મને પૂછયું, તે વખતે રાજ્યમાં અત્યંત લુબ્ધ, ગુરૂજનને હણનાર, પાપરૂપ મેં, સત્યરૂપ કંચુકને છોડી દઈ, ગજશબ્દ સ્પષ્ટ ન સંભળાય, તે રીતે ગજ હણાયો તો ને "અશ્વત્થામા હણાયો" એમ કહી તે મહાત્માનો ઘાત કરાવ્યો; તે હું યાદ કરૂં છું ત્યાં મારા શરીરમાં દાહ થાય છે. હું એવાં કર્મ કરી કોણ જાણે કયા લોકને પ્રાપ્ત થઈશ[૧૪,૧૫]. તેજ રીતે સંગ્રામમાં પલાયન કરનાર, અતિ ઉગ્ર મોટા ભાઈ કરણને પણ સંગ્રામમાં મેં મરાવ્યો માટે મારાથી બીજો અધિક પાપી કોણ[૧૬]? લુબ્ધ એવા મેં પર્વત વિષે ઉત્પન્ન થએલા સિંહના બાળક સરખા અભિમન્યુને દ્રોણે પાલન કરેલી સેના પ્રત્યે જવાની આજ્ઞા આપી[૧૭]. ત્યારથી આરંભી પાપી એવો હું બ્રહ્મહત્યારાની પેઠે, અર્જુનની સામે તથા કમળ સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણની સામે જોવા સમર્થ નથી[૧૮]. જાણે પાંચ પર્વતોથી હીન થયેલી પૃથ્વી હોય નહિ એવી પાંચ પુત્ર વિનાની દ્રૌપદીનો પણ હું શોચ કરૂં છું[૧૯], તે પાપરૂપ હું પૃથ્વીનો નાશ કરનાર થયો. માટે હું અહિં બેઠેજ કલેવરને શોષણ કરીશ. ગુરૂઘાતી હું અન્નજળનો ત્યાગ કરીશ, એમ તમો જાણો!! કેમ કે બીજી જાતિ વિષે પણ પાછો કુળનો અંત કરનાર ન થઉં[૨૦]. હું જળપાન પણ નહિ કરૂં અને અન્ન પણ ખાઈશ નહિ. હે તપોધન! અહિં રહેલો હું મારા પ્રિય પ્રાણનો ત્યાગ કરીશ[૨૧]. હું તમને પ્રસન્ન થઇ કહું છું કે તમો યથેષ્ટ સ્થાન પ્રત્યે ઈચ્છા પ્રમાણે જાઓ. હું આ શરીર ત્યાગ કરૂં છું, તમે સર્વ મને આજ્ઞા આપો.[૨૨]" વૈશંપાયન કહે છેઃ "હે જનમેજય! એ રીતે બોલતા અને બંધુના શોકવડે વિહ્વલ થયેલા યુધિષ્ઠિર પ્રત્યે મુનિસત્તમ વ્યાસ "એમ ન થાય" એમ કહી, આવી રીતે કેહેવા લાગ્યા કે "હે મહારાજ! હે પ્રભો! તમે અત્યંત શોક કરવા યોગ્ય નથી, તે વિષે વળી ફરીથી કહું છું તે સાંભળો[૨૩,૨૪]!! દૈવને કોઇ અતિક્રમણ કરી શકે તેમ છે નહિ. અને જેમ જળના જીવ ઉત્પન્ન થાય છે અને નાશ થાય છે તેમજ જીવમાત્ર આ લોકમાં ઉત્પન્ન થાય છે અને વિનષ્ટ થાય છે[૨૫]. સર્વ પદાર્થનો છેવટ નાશ છે. સંયોગનો અંત વિયોગ, જીવનનો અંત મરણ, ઉન્નતિનો અંત પતન, સુખનો અંત દુઃખ, આલસ્યનું અંત દુઃખ, તે વખતે દક્ષપણું દુઃખરૂપ પણ પરિણામે સુખરૂપ થાય છે[૨૬,૨૭]. અણિમાદિ ઐશ્વર્ય, શ્રી, હ્રી, ધૃતિ, તથા કીર્તિ, એ સર્વ દક્ષ વિષે વસે છે[૨૮]. આળસુ વિષે વસતા નથી. મિત્રોથી પરિપૂર્ણ સુખ થતું નથી, શત્રુઓથી પરિપૂર્ણ દુઃખ થતું નથી, પ્રજ્ઞાથી પરિપૂર્ણ અર્થ મળતો નથી અને ધનથી પરિપૂર્ણ સુખ થતું નથી[૨૯]. હે કૌંતેય! જે માટે તને વિધાતાએ સર્જ્યો છે, તે કર્મ તું કર!! તેથી તને સિદ્ધિ થશે. કર્મનો ત્યાગ કરવામાં તું સમર્થ નથી[૩૦]."

॥ यथा सृष्टोसि कौंतेय धात्रा कर्मसु तत्कुरु । अत एव हि सिद्धिस्ते नेशस्त्वं कर्मणां नृप ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि व्यासवाक्ये गुर्जरभाषायां सप्तविंशतितमोऽध्यायः ॥ २७ ॥



## અધ્યાય ૨૮ મો–અશ્મા અને જનક રાજાનો સંવાદ.

**वैशंपायन उवाच ॥ ज्ञातिशोकाभितप्तस्य प्राणानभ्युत्सिसृक्षतः ॥**
**॥ ज्येष्ठस्य पांडुपुत्रस्य व्यासः शोकमपानुदत् ॥**

વૈશંપાયન કહે છે:—"હે જનમેજય ! જ્ઞાતિના શોકવડે સંતપ્ત, પ્રાણનો ત્યાગ કરવા ઇચ્છતા એવા મોટા પાંડુપુત્ર યુધિષ્ઠિરનો શોક વ્યાસજીએ ટાળ્યો[૧]. વ્યાસ કહે છે:–"હે નરવ્યાઘ્ર ! હે યુધિષ્ઠિર ! આ પ્રસંગે અશ્મા નામના બ્રાહ્મણે ગાએલો પુરાતન ઇતિહાસ કહું, તે સાંભળો[૨] !! દુઃખ તથા શોકસંયુક્ત જનક રાજાએ, પ્રાજ્ઞ એવા અશ્મા નામના બ્રાહ્મણને પોતાનો સંશય ટળવા સારૂ આવી રીતે પૂછયું કે, હે બ્રહ્મન્, બાંધવ તથા સંપત્તિની વૃદ્ધિ અને વિનાશ વખતે કેવી રીતે વર્તવાથી મનુષ્યનું કલ્યાણ થાય[૩,૪]. એવાં જનકનાં વચન સાંભળી મહામતિ અશ્મા બ્રાહ્મણ, આવી રીતે કહેવા લાગ્યા કે, મનુષ્યનો દેહ ઉત્પન્ન થતા માત્રમાંજ તેને તે તે દુઃખસુખ અનુસરે છે, એટલે કે સ્વાભાવિક એ સુખાદિકવિષે માણસને હર્ષવિષાદ કરવા જોઇએ નહિ. પરંતુ ઉદાસીન થઈ રહેવું જોઇએ. તેમ ન કરે તો, તેમાંથી એકનો પણ પ્રાદુર્ભાવ થવાથી વાયુ જેમ વાદળને હરે તેમ તેની ચેતના તત્કાળ હરાઈ જાય છે[૫,૬], તેથી હું કુલીન છું, સિદ્ધ છું, કેવળ સાધારણ મનુષ્ય નથી, એ ત્રણ હેતુઓથી ચિત્ત શિથિલ થઈ જાય છે, તેથી સંસક્ત મનવાળો તે, પિતૃસંચિત ધનાદિને નટનર્તકાદિ દ્વારા વ્યય કરી નાખી પછી પરિક્ષીણ થઇ જવાથી પોતે ચોરી કરી પરસ્વહરણ કરવું હિતરૂપ છે, એમ માને છે[૭,૮]. ત્યારે રાજાઓ, મર્યાદા જેણે અતિક્રમણ કરી છે એવા તે ચોરી કરનારને, જેમ પારધિ બાણથી મૃગને હણે તેમ હણે છે[૯]. એ ચોરી કરનાર વીશ વા ત્રીશ વર્ષમાં મરણ પામે છે, સો વર્ષનો થાય નહિ. કેમ કે તેમને રાજાદિક મારી નાખે; એ રીતે લોકમાં દરિદ્રતા દોષથી માણસ, અપાર દુઃખસાગરમાં ડૂબે છે. માટે પરમ દુઃખી તે માણસોનું દુઃખ, જે રીતે ટળે તેવી બુદ્ધિથી ઉપાય લેવા[૧૦] એટલે કે, દુઃખ વખતે તેથી અધિક દુઃખિતના દાખલા આપવા અને સુખ વખતે અધિક સુખી બતાવી તેના આત્માને હર્ષ શોકથી રહિત કરવો[૧૧]. તેમાં પણ મનુષ્યોને માનસ દુઃખ થવાનાં કારણ બે છે, ત્રીજું નથી. એક તો ચિત્તવિભ્રમ અને બીજું કંઇ પુત્રશોકાદિ અનિષ્ટોપનિપાત; એ બે કારણોથીજ દુઃખ થાય છે[૧૨]. એ રીતે વિવિધ પ્રકારનાં તે તે દુઃખ તેમજ વિષયસંગજન્ય દુઃખ પણ મનુષ્યોને પ્રાપ્ત થાય છે. જરા તથા મૃત્યુ, તો વૃક નામના બે શીકારી પશુઓની પેઠે, દુર્બળ, બળવાન, નાના તથા મોટા સર્વ પ્રાણીઓને ખાઇ જાય છે[૧૩]. સાગરપર્યંત પૃથ્વીને જીતે, પણ જરા તથા મૃત્યુને અતિક્રમણ કરે એવો કોઇ મનુષ્ય છે નહિ[૧૪]. સુખ તથા દુઃખ જે કંઇ પ્રાપ્ત થાય, તે પરવશ હોવાથી પ્રાણીઓએ સહન કરવાં; કેમ કે તેનો પરિહાર કરવાનો ઉપાય છે નહિ[૧૫]. મનુષ્યોને અપ્રિય એવા એ જરાદિક પૂર્વ વયમાં, મધ્યમાં વા ઉત્તર વયમાં અવશ્ય પ્રાપ્ત થયા વિના રહેતાજ નથી[૧૬]. અપ્રિય સાથે સંયોગ, સુપ્રિય સાથે વિયોગ, અર્થ, અનર્થ, સુખ, દુઃખ, જન્મ, મરણ, ઉન્નતિ, ક્ષય તથા લાભ, અલાભ, એ સર્વ અદૃષ્ટાધીન છે[૧૭]. જેમ ફળાદિક વિષે ગંધ, વર્ણ, રસ, સ્પર્શ ઇત્યાદિ ગુણ સ્વભાવથી પોતાની મેળે થાય છે તેમજ, સુખ–દુઃખાદિક પણ સ્વાભાવિક છે, એ કોઇથી ટાળી શકાય તેમ નથી[૧૮]. સર્વ પ્રાણીને, આસન, શયન, ઉત્થાન તથા ભોજનાદિક, નિયત કાળમાં કર્તવ્ય છે. કાળે તથા અદૃષ્ટેથી રોગી હોય તે, અરોગી થાય, બળવાન, દુર્બળ થાય, અને શ્રીમાન, દરિદ્ર થાય. કેમ કે કાળની ગતિ વિચિત્ર પ્રકારની છે[૧૯,૨૦]. સત્કુળમાં જન્મ, પરાક્રમ, આરોગ્ય, રૂપ, સૌભાગ્ય, તથા ઉપભોગ; એ સર્વ ભવિતવ્યતા વડેજ ઉપલબ્ધ

થાય છે[૨૧]. દૈવનો મહિમા કેવો છે કે દરિદ્ર લોકોને ઇચ્છા ન કરવાથી પણ ઘણાક પુત્રો હોય છે, અને સમૃદ્ધિવાન લોકો કામના કરવાથી પણ પુત્રના મુખને દેખતા નથી; કારણ દૈવનું વિચેષ્ટિત વિચિત્ર પ્રકારનું છે[૨૨]. વ્યાધિ, અગ્નિ, જળ, શસ્ત્ર, ક્ષુધાદિક, આપત, વિષ તથા જ્વરાદિક વડે મરણ, તેમજ ઉંચેથી પડવું; એ સર્વ અદૃષ્ટાધીન છે. તેને કોઇ પણ અતિક્રમણ કરી શકે તેમ નથી[૨૩]. જે ધનવાન હોય, તે યુવાવસ્થામાંજ મૃત્યુને પામે છે અને દરિદ્ર સો વર્ષનો અતિ વૃદ્ધ થઇ મૃત્યુને પામે છે. ઘણું કરી નિષ્કિંચન પુરૂષ ચિરંજીવી દેખાય છે, અને સમૃદ્ધ કુળમાં ઉત્પન્ન થએલા મનુષ્યો, પતંગ નામના જંતુની પેઠે નાશ પામે છે[૨૪]. લોકવિષે બહુધા ધનવાનને ભોજન કરવાની શક્તિ પણ થોડી રહે છે, અને દરિદ્રોને કાષ્ઠ પણ જીર્ણ થઇ જાય છે[૨૫]. કાળે પ્રેરણા કરેલા દુરાત્મા પુરૂષ, આ હું કરૂં છું, એમ માની અસંતોષને લીધે પોતાના ઇષ્ટજન માટે પાપાચરણ કરે છે[૨૬]. કેટલાક વિદ્વાન પુરૂષો, પણ જ્ઞાની પુરૂષોએ નિંદિત મૃગયા, દ્યૂત, પરસ્ત્રી, તથા મદ્યપાન વગેરેનું સેવન કરતા દેખાય છે[૨૭]. એ રીતે ઇચ્છિત તથા અનિચ્છિત સર્વ અર્થ, સર્વ ભૂતને કાળે કરીને પ્રાપ્ત થાય છે, તેનું કારણ અદૃષ્ટ વિના બીજું કાંઇ નથી[૨૮]. હે નરર્ષભ! વાયુ, આકાશ, અગ્નિ, ચંદ્ર, આદિત્ય, દિવસ, રાત્રિ, તારા મંડળ, નદીઓ, પર્વત, શીત, ઉષ્ણ, વર્ષણ, એ સર્વ જેમ પોતાની મેળે ઇશ્વિરેચ્છાથી થયાં છે તેમજ મનુષ્યોને સુખ–દુઃખ પણ કાળે કરી પ્રાપ્ત થાય છે[૨૯]. હે રાજન્! ઔષધ, મંત્ર, હોમ તથા જપ પણ જરા–મૃત્યુ થકી મનુષ્યની રક્ષા કરતાં નથી[૩૦]. હે રાજન! જેમ મહા સમુદ્રમાં કાષ્ઠ સાથે કાષ્ઠ મળી જાય અને પાછાં વળી એકબીજાથી દૂર થઇ જાય તેમજ, જગતમાં પ્રાણીઓ કાળે કરી એકઠાં મળે અને કાળે કરી જૂદાં પણ થઇ જાય છે[૩૧]. જે પુરૂષોને સ્ત્રીઓ, ગીત તથા વાદ્ય વડે સેવન કરે છે, અને જે અનાથ એવા પારકું અન્ન ખાય છે; તે બન્નેનો યમરાજાને ઘેર યથાશાસ્ત્ર સરખો ન્યાય થશે, એટલે કે યમને ગરીબ–શ્રીમાન બધા સરખા છે[૩૨]. માતા પિતા, પુત્ર તથા સ્ત્રીઓનો અનુભવ સેંકડો તથા હજારો વખત કર્યો હશે પણ વિચાર કરતાં કોઇ કોઇનું નથી[૩૩]. (જીવને લોકાંતર થવાથી કોઇનો સંબંધ રહેતો નથી. રસ્તામાં જેમ માણસ એકબીજાને મળે તેમજ સ્ત્રી, બંધુ તથા સુહૃજ્જનનું મળવું છે. માટે હું કોણ છું, કયાં જઇશ, કયાં છું, શું કરવા અનુતાપ કરૂં છું, એવું મનમાં ધ્યાન કરી મનને સ્થિર કરવું; કેમ કે પ્રિયનો સહવાસ અનિત્ય છે. સંસાર, ચક્રની પેઠે ભ્રમણ કરે છે અને ભ્રાતા, માતા, પિતા તથા સખા, એ સર્વ રસ્તામાં મળેલા સરખાં છે; એટલે કે કોઇ કોઇનું છે નહિ. તેમ કોઇએ પરલોક પ્રત્યક્ષ જોયો નથી. પરંતુ કલ્યાણને ઇચ્છતા પુરૂષોએ, શાસ્ત્રની આજ્ઞા ઉપર શ્રદ્ધા રાખી પરલોકનું અસ્તિત્વ સિદ્ધ કરી, પિતૃઓનાં શ્રાદ્ધાદિક તથા બીજાં ધર્મકૃત્ય કરવાં. વિદ્વાન પુરૂષોએ વિધિવત યજન કરવું, ત્રિવર્ગનું સેવન કરવું. કેમ કે જન્મ–મૃત્યુરૂપી મોટા ગ્રાહવાળા ગંભીર કાળરૂપ સાગરમાં આ જગત બધું ડુબી જાય છે, તેમાંથી જાગૃત થઇ કોઇ પણ નિકળતું નથી. જુઓ!! આયુર્વેદ ભણનારા ઘણા વૈદ્ય પોતાના પરિગ્રહસહિત વ્યાધિગ્રસ્ત દેખાય છે, તેઓ અનેક પ્રકારના ક્વાથ તથા વિવિધ પ્રકારનાં ઘૃતપાન કરે છે, તોપણ જેમ સમુદ્ર મર્યાદાને અતિક્રમણ કરે નહિ તેમ, મૃત્યુને અતિક્રમણ કરતા નથી. કેટલાક રસાયન જાણનાર તથા રસાયન ખાનાર પુરૂષો, પણ બળવાન હસ્તિઓએ હણેલા બીજા હસ્તિઓની પેઠે, જરા વડે ગ્રસ્ત દેખાય છે. તેમજ તપ વડે યુક્ત, સ્વાધ્યાયનો અભ્યાસ કરવામાં તત્પર, દાતા તથા યજ્ઞશીલ પણ જરા તથા મૃત્યુને તરતા નથી. ઉત્પન્ન થએલાં સર્વ પ્રાણીઓને દિવસ, રાત્રિ, માસ, વર્ષ તથા પક્ષ જે વ્યતીત થયાં, તે ફરી આવવાનાં નથી. અને તે આ પરવશ પ્રાણી, કાળે કરી સર્વ પ્રાણીએ સેવેલા વિપુલ સંસારમાર્ગને પ્રાપ્ત થાય છે. કેટલાક કહે છે કે જીવથકી દેહ ઉત્પન્ન થાય છે, કેટલાક

કહે છે કે દેહ થકી જીવ ઉત્પન્ન થાય છે. તે ગમે તેમ હો ! ! પણ આ જગતમાં સ્ત્રી તથા બીજા બંધુઓ સાથેનો સમાગમ વટેમાર્ગુના સંગમ સરખો છે, કોઇ સાથે કોઇનું પણ અત્યંત સહાવસ્થાન રહેતું નથી. પ્રથમ તો પોતાના શરીર સાથેજ પોતાનો સમાગમ ઘણા કાળ રહેતો નથી ત્યારે બીજાઓ સાથે તો ક્યાંથીજ રહે ? હે અનઘ ! હે રાજન્ ! હાલ તમારા પિતા તથા પિતામહ ક્યાં છે, આજ તમે તેમને જોતા નથી અને તેઓ તમને જોતા નથી. આ લોકમાં રહેલો પુરૂષ, નરક તથા સ્વર્ગને જોતો નથી. નરક તથા સ્વર્ગ જોવાનાં સત્પુરૂષોના શાસ્ત્રરૂપ ચક્ષુ છે, માટે હે નૃપતે ! તું પણ શાસ્ત્રનું અનુશીલન કર.) પિતૃ, દેવ, તથા મનુષ્યોના ઋણથી મુક્ત થવા માટે બ્રહ્મચર્ય, પુત્રોત્પાદન તથા યજ્ઞાનુષ્ઠાન અવશ્ય કર્તવ્ય છે. જે રાજા, પ્રથમ બ્રહ્મચર્ય પાળી, પ્રજોત્પાદન કરી યજ્ઞશીલ થયેલો પછી હૃદયગત અનૃતને છોડી દઇ, પરમાત્મનું આરાધન કરે છે[૩૪]. તેના આ લોક પરલોક બેઉ સુધરે છે. રાગ-દ્વેષરહિત ધર્મને આચરતા, ઘટતી રીતે પ્રજાપાસેથી વેરો લેનાર, પ્રવર્તમાન કર્યો છે ધર્મ જેણે એવા રાજાનું યશ ચરાચર એવા સર્વ લોકમાં વૃદ્ધિ પામે છે[૩૫]. એ પ્રમાણે અશ્મા બ્રાહ્મણના પરિપૂર્ણ હેતુવાળા સમગ્ર વાક્યને સમજી વિશુદ્ધ બુદ્ધિવાળા અને શાંત-શોક થયેલો વિદેહરાજા, તે અશ્મા બ્રાહ્મણની રજા લઇ પોતાના ઘર પ્રત્યે ગયો[૩૬]. તેમજ તું પણ હે અચ્યુત ! હે શક્રોપમ ! શોકને છોડી દે ! ! ઉભો થા ! ! અને હર્ષને પ્રાપ્ત થા ! ! તેં ક્ષત્રિય ધર્મવડે પૃથ્વીને જીતી છે, માટે હે કુંતીસુત ! તેને તું ભોગવ ! ! તિરસ્કાર કર માં ! !"[૩૭].

॥ तथा त्वमप्यच्युत मुंच शोकमुत्तिष्ठ शक्रोपम हर्षमेहि ॥

॥ क्षात्रेण धर्मेण मही जिता ते तां भुंक्ष्व कुंतीसुत मावमंस्थाः ॥

**इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि व्यासवाक्ये गुर्जरभाषायां अष्टाविंशोऽध्यायः ॥ २८ ॥**

---

## અધ્યાય ૨૯ મો—સૃંજય-નારદ સંવાદમાં સોળ રાજાઓનાં આખ્યાન.

**वैशंपायन उवाच** ॥ अव्याहरति राजेंद्रे धर्मपुत्रे युधिष्ठिरे ॥

॥ गुडाकेशो हृषीकेशमभ्यभाषत पांडवः ॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય ! એટલું કહેવાથી પણ રાજેન્દ્ર ધર્મપુત્ર યુધિષ્ઠિર કંઇ ન બોલ્યા, ત્યારે પાંડુપુત્ર અર્જુને, હૃષીકેશ શ્રીકૃષ્ણ પ્રત્યે આવી રીતે કહ્યું કે, "જ્ઞાતિના શોકવડે અભિસંતપ્ત, શત્રુને તપાવનાર આ ધર્મ પુત્ર યુધિષ્ઠિર શોકરૂપી સમુદ્રમાં ડૂબ્યા છે, તેને હે માધવ ! તમો આશ્વાસન આપો[૧,૨]. હે જનાર્દન ! અમે સર્વ પુનઃ સંશયિત થયા છીએ માટે હે મહાબાહો ! તમે એમના શોકનો નાશ કરવા યોગ્ય છો"[૩]. વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય ! એ રીતે મહાત્મા અર્જુનના કહેવાથી કમળસરખાં નેત્રવાળા અચ્યુત એવા ગોવિંદ ભગવાન, રાજાના અભિમુખ થયા[૪]. જે બાળકપણાથીજ ધર્મરાજને અર્જુનથી પણ અધિક પ્રિય છે, તેમ તેનાં વચનને પણ ધર્મરાજ અતિક્રમણ કરતા નથી[૫]. મહાબાહુ શ્રીકૃષ્ણ, ચંદનવડે ભૂષિત એવા રાજાના ભુજને પોતાના હસ્તવિષે ધારણ કરી જેને શૈલ-સ્તંભની ઉપમા અપાય એવા યુધિષ્ઠિરને વિનોદ કરાવતાં કહેવા લાગ્યા. તે સમયે સુંદર દંષ્ટ્રા તથા સુંદર નેત્રવાળું તેનું મુખ, સૂર્ય ઉદય થવાથી પ્રફુલ્લિત થએલા કમળ સરખું શોભતું હતું[૬,૭]. વાસુદેવ કહે છેઃ "હે પુરૂષ વ્યાઘ્ર ! શરીરનું શોષણ કરે એવો શોક તમે કરો

માં ! ! જેઓ આ રણમાં હણાયા, તેઓ ક્યારે પણ પાછા મળવાના નથી[૮]. હે રાજન્ ! જેમ સ્વપ્નમાં પ્રાપ્ત થએલા લાભ, જાગૃત થઇએ એટલે ટળી જાય છે, તેમજ મહા સંગ્રામમાં હણાયલા ક્ષત્રિય પણ તેવા થઇ ગયા છે[૯]. રણશોભિત તે સર્વ શૂરવીર સન્મુખ આવી મરણ પામ્યા છે. એમાંથી એકે પાછળથી વા પલાયન કરી હણાયો નથી[૧૦]. એટલે તે સર્વ શૂરવીર મહાસંગ્રામમાં યુદ્ધ કરી, પોતાના પ્રાણત્યાગ કરી, શસ્ત્રપૂત થઇને સ્વર્ગ પ્રત્યે ગયા, માટે તમે તેમનો શોચ કરવા યોગ્ય નથી[૧૧]. ક્ષત્ર ધર્મમાં તત્પર, શૂરવીર, વેદ તથા વેદાંતનો પાર પામેલા તેઓ, પવિત્ર વીરગતિને પ્રાપ્ત થયા છે માટે મરણ પામેલા મોટા પ્રભાવવાળા તે રાજાઓને સંભારી, તેમનો શોચ કરવાને તમો યોગ્ય નથી[૧૨]. આ પ્રસંગે હું, પુત્રના શોકથી પીડિત થએલ સંજયને નારદે કહેલો પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો ! ![૧૩]. (નારદ કહે છે)–“હે સંજય ! હે રાજન્ ! હું, તું તથા સર્વ પ્રજા, સુખ–દુઃખ ભોગવી અંતે મરીશું. કેમ કે સુખ–દુઃખનો ભોગ, કે અંતે મૃત્યુ; એ તો સર્વને અવશ્ય છે માટે એમાં શોચ શો કરવો ?[૧૪] આ પ્રસંગે હે નૃપતે ! હું પ્રાચીન રાજાઓનું માહાત્મ્ય કહું તે તું સાંભળ ! ! અને તે મનમાં ગ્રહણ કર ! ! એટલે તારૂં દુઃખ ટળી જશે[૧૫]. ( મરણ પામેલા મોટા પ્રભાવવાળા રાજાઓને સાંભળીનેજ સંતાપને શાંત કર ! ! હે રાજન્ ! ક્રૂર ગ્રહને અભિશમન કરનાર, આયુષને વધારનાર, શ્રવણ કરવા યોગ્ય અને મનોહર પ્રાચીન રાજાઓનું માહાત્મ્ય, વિસ્તારથી કહું તે શ્રવણ કર ! ! ) હે સંજય ! અવિક્ષિતનો પુત્ર મરૂત્ત રાજા, અતિ ભાગ્યવાન હતો, જે મહાત્માના યજ્ઞમાં બૃહસ્પતિ મુખ્ય હતા અને વરૂણ તથા બૃહસ્પતિસહિત વિશ્વસૃષ્ટા દેવતાઓ આવ્યા હતા. જેણે, સ્પર્દ્ધાથી દેવરાજ ઇન્દ્રને પણ જીત્યો હતો[૧૬.૧૭]. જેને ઇન્દ્રનું પ્રિય ઇચ્છનાર બૃહસ્પતિએ, તું યાગ ન કર, એમ ના પાડી હતી. તેથી બૃહસ્પતિના નાના ભાઇ સંવર્તે તેને યજન કરાવ્યું હતું[૧૮]. હે રાજસત્તમ ! જે મરૂત્તના રાજ્યમાં યજ્ઞમંડપથી શોભિતી પૃથ્વી ખેડયા વગર ધાન્ય ઉત્પન્ન કરતી હતી[૧૯]. જે મરૂત્તના યજ્ઞમાં વિશ્વેદેવ દેવતાઓ સભાસદ હતા. સાધ્ય અને મરૂદ્‌ગણ પરિવેષ્ટા હતા[૨૦]. જેના યજ્ઞમાં મરૂદ્‌ગણ સોમપાન કરતા હતા. એ રાજાએ દેવ, મનુષ્ય તથા ગંધર્વને એટલી તો દક્ષિણા આપી કે જેને તેઓ વહન પણ કરી શકતા ન હતા[૨૧]. હે સંજય ! તારાથી ધર્મજ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યવડે અધિક અને અત્યંત પવિત્ર એવો તે પણ મૃત્યુગ્રસ્ત થયો, એમ અમે સાંભળ્યું છે, ત્યારે તું પુત્રનો શોક શું કરે છે ? પુત્રનો શોક ન કર ! ! જેના રાજ્યમાં ઇન્દ્રે એક વર્ષપર્યંત સુવર્ણની વૃષ્ટિ કરી હતી, જે રાજાને પ્રાપ્ત થઇ વસુમતી પૃથ્વી સત્યનામવાળી થઇ. અને જે રાજાના રાજ્યમાં નદીઓ સુવર્ણને વહન કરતી હતી[૨૨-૨૪]. ( જે નદીઓમાં લોકપૂજિત એવા ઇન્દ્રે, સુવર્ણના કૂર્મ, કર્કટ, નક્ર, મકર તથા શિંશુક નામના જળજંતુઓને નાખ્યા હતા. ઇન્દ્રે નાખેલા સેંકડો તથા હજારો સુવર્ણના તે મત્સ્યાદિકને જોઇ, તે સુહોત્ર રાજા પણ વિસ્મયને પ્રાપ્ત થયો. ) પછી તે બધું ગ્રહણ કરી કુરૂજાંગલ દેશમાં રાખી અવિતથ ( અનિષ્ફળ ) એવા યજ્ઞવડે યજન કરતા તેણે, તે સર્વ બ્રાહ્મણોને આપી દીધું[૨૫]. હે સંજય ! તારાથી ધર્મજ્ઞાનાદિકવડે અધિક અને તારા પુત્રથી પુણ્યવાન એવો તે પણ મૃત્યુગ્રસ્ત થયો ત્યારે તું અયાજ્ઞિક એવા પુત્રનો શું શોક કરે છે ?[૨૬] માટે ચેતનાવાન થા ! ! અને વિચાર કરી શાંત થા ! ! જેણે યજ્ઞવિષે દશ લક્ષ શ્વેત અશ્વ, દશ લક્ષ સુવર્ણાલંકૃત કન્યા, દશ લક્ષ દિગ્ગજતુલ્ય માતંગ, એક કોટિ સુવર્ણની માળાથી શોભિતા વૃષ, અને સહસ્ર ધેનુ; એટલી દક્ષિણા આપી હતી. એવા દાતા અને યજમાન તે અંગરાજાનો યજ્ઞ કે, જે વિષ્ણુપદ નામક પર્વતવિષે થતો હતો; તેમાં

ઇન્દ્ર, સોમપાન વડે મત્ત થયો હતો અને બ્રાહ્મણો દક્ષિણા વડે મત્ત થયા હતા. એવા તેણે સો યજ્ઞ કર્યા, તેમાં એટલી તો દક્ષિણા આપી કે તેને દેવ, મનુષ્ય તથા ગંધર્વ કોઇ વહન કરી શકતા ન હતા. અંગદેશના તે બૃહદ્રથ રાજાએ, અગ્નિષ્ટોમ આદિ સાતસોમ સંસ્થાન વિષે જેટલું ધન આપ્યું તેટલું આપનાર આજ દિવસ સુધી કોઇ બીજો થયો નથી અને થશે પણ નહિ[૨૭-૩૪]. હે સંજય! તારાથી જ્ઞાનાદિક વડે અધિક અને તારા પુત્રથી અત્યંત પુણ્યવાન એવો તે પણ કાળનો કોળિયો થયો, એમ અમે સાંભળ્યું છે; માટે તું પુત્રનો શોચ શું કરે છે[૩૫]. જેણે મોટા રથમાં બેશી પૃથ્વીને શબ્દાયમાન કરતાં, પૃથ્વીને એક છત્ર-વાળી કરી હતી, તથા આ સર્વ પૃથ્વીને ચર્મની પેઠે વીંટી લીધી હતી, અને આરણ્યક પશુઓસહિત જે કંઈ ગાયો, અશ્વ પોતાનું હતું તે સર્વ ઉશીનર પુત્ર તે શિબિએ યજ્ઞ વિષે આપી દીધું હતું[૩૬-૩૮]. હે સંજય! પ્રજાપતિ, પણ ઇન્દ્ર સરખા પરાક્રમવાળા રાજર્ષિ શૈબ્યના ધોંસરાને વેહેનાર બીજા કોઇને પણ માનતા ન હતા[૩૯]. તારાથી ઐશ્વર્યાદિકવડે અધિક, સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ, તારા પુત્રથી અતિ પુણ્યવાન તે શિબિ પણ મરણ પામ્યો ત્યારે યજન નહિ કરનાર તારા પુત્રનો તું શું શોચ કરે છે[૪૦]. ઘણા દ્રવ્યસંચય વાળા અને શકુંતલાથી ઉત્પન્ન થયેલા દુષ્યંત-પુત્ર મહાત્મા જે ભરતે, પૂર્વે યમુનાના તીર વિષે ત્રીશ, સરસ્વતીના તટ વિષે વીશ, અને ગંગાના તટ વિષે ચતુર્દશ અશ્વ બાંધી મહા તેજસ્વી એવા તેણે, સહસ્ર અશ્વમેધ અને શત રાજસૂય યજ્ઞ કર્યા હતા[૪૧,૪૨]. (તે વખતે સર્વ રાજાઓ, જેમ મનુષ્યો બે હાથે કરી આ-કાશ પ્રત્યે જઇ શકે નહિ તેમ ભરતના મોટા કર્મને અનુગમન કરવા સમર્થ થતા ન હતા. જેણે વેદિનો વિસ્તાર કરી, અસંખ્ય અશ્વ બાંધી હજાર પદ્મ અશ્વ કણ્વને આપ્યા.) હે સંજય! તારાથી ઐશ્વર્યાદિકવડે અધિક અને તારા પુત્રથી અત્યંત પુણ્વાન તે દુષ્યંત પુત્ર ભરત પણ મરણને પામ્યો ત્યારે અયાજ્ઞિક એવા તારા પુત્રનો તું શું શોચ કરે છે[૪૩]. જે ઔરસ પુત્રની પેઠે નિરંતર પ્રજા ઉપર દયા કરતા હતા, અને જેના દેશમાં સ્ત્રીઓ વિધવા થતી ન-હતી, તેમ કોઇ અનાથ નહતા અને હમેશ જે પિતાની પેઠે પોતાની પ્રજાની રક્ષા કરતા હતા, જેના રાજ્યમાં વખતસર વરસાદ વરસતો હતો, સારી રીતે ધાન્ય ઉત્પન્ન થતાં હતાં, કોઇ વખતે દુકાળ પડતો નહતો, (કોઇ પણ પ્રાણીઓ જળમાં ડૂબતાં નહતાં. અગ્નિદાહ થતો નહતો, કોઇને રોગ થતો નહતો, સ્ત્રીઓ તથા પુરૂષો હજારો વર્ષનાં થતાં હતાં, તેમજ સર્વ સિદ્ધ છે અર્થ જેમના એવા સર્વ રોગરહિત રહેતા હતા, સ્ત્રીઓને પણ પરસ્પર વિવાદ થતો ન હતો ત્યારે પુરૂષોને તો ક્યાંથીજ થાય? સર્વ પ્રજા નિરંતર પોતપોતાનું ધર્માચરણ કરતી હતી, જેના રાજ્યમાં સર્વસિદ્ધ છે અર્થ જેમનો, નિર્ભય, ઇચ્છા પ્રમાણે વિચરનાર, સત્ય છે વ્રત જેમનું અને સંતુષ્ટ મનવાળા સર્વ મનુષ્ય હતા, જેના રાજ્યમાં વૃક્ષો પણ નિરંતર પુષ્પ તથા ફળવાળા અને નિરૂપદ્રવ હતા, અને ગાયો પણ ઘડા ભરી દૂધ આપતી હતી. મહા-તપસ્વી એવા જેણે, ચતુર્દશ વર્ષપર્યંત વનમાં રહી, વખાણવાલાયક દશ અશ્વમેધ કર્યા. યુવાવસ્થા-વાળા, શ્યામ, રક્ત નેત્રવાળા, યૂથપતિ હસ્તિ સરખા, આજાનુબાહુ, સુંદર મુખવાળા, સિંહના સરખા સ્કંધવાળા, મહાભુજવાળા) તે અયોધ્યાપતિ દશરથ પુત્ર રામ (અગિયાર હજાર વર્ષ સુધી રાજ્ય કરી છેવટ) મરણને પ્રાપ્ત થયા, એમ અમે સાંભળ્યું છે[૪૪-૪૬]. હે સંજય! તારાથી ઐશ્વર્યાદિકે કરી અધિક અને તારા પુત્રથી અતિશય પુણ્યવાન એવા તે પણ જ્યારે મરણ પામ્યા ત્યારે તારા પુત્રનો તું શોચ શું કરે છે[૪૭]. જે ભગીરથના વિસ્તૃત યજ્ઞ વિષે સોમપાન કરી મદોત્કટ થએલા સુરસત્તમ ઇંદ્રે, બાહુવીર્યથી અનેક સહસ્ર અસુરોને જીત્યા હતા[૪૮,૪૯]. (વિસ્તૃત યજ્ઞ વડે યજન કરતા જે ભગીરથે, સુવર્ણાલંકૃત દશ લક્ષ કન્યા દક્ષિણા

આપી હતી. તે સર્વ કન્યાઓ રથ ઉપર બેઠેલી હતી, સર્વ રથ ચાર અશ્વયુક્ત હતા, એક એક રથની પાછળ સુવર્ણની માળા પહેરેલા સો સો હસ્તી, એક એક હસ્તીની પાછળ હજાર હજાર અશ્વ, એક એક અશ્વની પાછળ હજાર હજાર ગાયો, અને એક એક ગાયની પાછળ હજાર હજાર મેંઢા અને બોકડા આપ્યા હતા. કોઇ વખતે ત્યાં સમીપ દેશ વિષે ભગીરથ રાજા બેઠા હતા, તે સમયે ગંગા તેના ખોળામાં આવીને બેઠાં. તેથી ઉર્વશી કહેવાયાં. એ રીતે ) ત્રિલોકપથ પ્રત્યે જનારી તે ગંગાએ, વિશેષ દક્ષિણા આપનાર તે યજમાન ભગીરથને પિતાપણાથી સ્વીકાર કર્યો અને પોતે તેના દુહિતૃપણાને પ્રાપ્ત થઇ. તેથી ભાગીરથી નામથી વિખ્યાત થઇ[૫૦]. હે સંજય ! તારાથી ધર્માદિકવડે અધિક અને તારા પુત્રથી અત્યંત પુણ્યવાન એવો તે પણ મરણ પામ્યો એમ અમે સાંભળ્યું છે, માટે તું પુત્રનો શું શોચ કરે છે[૫૧]. જે મહાત્મા દિલીપ રાજાએ, સાવધાન થઇ મહાયજ્ઞવિષે ધનથી સંપૂર્ણ આ પૃથ્વી બ્રાહ્મણોને આપી હતી અને બ્રાહ્મણો, જેનાં ઘણાં કર્મને અદ્યાવધિ કહે છે. યજમાન જે દિલીપના પ્રત્યેક યજ્ઞમાં તેના પુરોહિતે સુવર્ણથી શોભિતા હજાર હજાર હસ્તિરૂપ દક્ષિણા ગ્રહણ કરી હતી, જેના યજ્ઞમાં સુવર્ણમય શોભિતો મોટો યજ્ઞસ્તંભ ઉભો કર્યો હતો, તેની પાસે વરણ સ્થળમાં બેઠેલા ઇન્દ્રાદિક દેવતાઓ કર્મ કરતા હતા[૫૨-૫૫]. (છ હજાર દેવ તથા ગંધર્વ નૃત્ય કરતા હતા. ગંધર્વરાજ વિશ્વાવસુ, તેમના મધ્યમાં સપ્તસ્વરના અનુસારે વીણા વગાડતો હતો, તે વખતે ત્યાં બેઠેલાં સર્વ પ્રાણીઓ, અમારી આગળજ વગાડે છે, એમ માનતાં હતાં. એ દિલીપરાજાનું અનુકરણ બીજા કોઈ પણ રાજાઓ ન કરતા હતા. કેમ કે સુવર્ણથી શોભિતા જેના મત્ત હસ્તિઓ રસ્તામાં શયન કરતા હતા. અને જેમણે સત્યવાદી મહાત્મા દિલીપને દૃષ્ટિએ કરી જોયો હતો તે પણ સ્વર્ગમાં ગયા.) જે દિલીપના ઘરવિષે સ્વાધ્યાયનો શબ્દ, પ્રત્યંચાનો શબ્દ, તથા દીયતાં એટલે દ્યો, આપો, એ ત્રણ શબ્દ, જીર્ણ થતા નહતા[૫૬]. હે સંજય ! તારાથી ધર્માદિક વડે અધિક અને તારા પુત્રથી અત્યંત પુણ્યવાન એવો તે પણ મરણ પામ્યો ત્યારે તું પુત્રનો શું શોચ કરે છે[૫૭]. કોઇને પુત્રોત્પન્ન થવા માટે દધિયુક્ત આજ્ય નિર્માણ કરેલું હતું, તે યુવનાશ્વ રાજાએ પીધું. તેમાંથી રૂધિરના યોગવિના તે યુવનાશ્વના ઉદરમાં ગર્ભ થયો તે પૂર્ણ થયો. તે વખતે દેવતાઓએ યુવનાશ્વનો પાર્શ્વભાગ ભેદી તે ગર્ભને બહાર કાઢ્યો. તે વખતે પિતાના ખોળામાં સુતેલા દેવરૂપી એવા તે પુત્રને જોઇ દેવતાઓ પરસ્પર કહેવા લાગ્યા કે, આ કોને ધાવશે ? તે વખતે ઇન્દ્ર, 'મને ધાવશે' એમ કહી તેની પાસે ગયો અને પોતાનો હાથ તેના મુખમાં આપ્યો, તેમાંથી તે મહાત્માને પુષ્ટિ માટે દૂધની ધારા થઇ. એ રીતે ઇન્દ્રનો હાથ સ્રવવા લાગ્યો; એવી રીતે ઇન્દ્રના હસ્તનું પાન કરી તે વૃદ્ધિ પામ્યો. એક દિવસમાં સો પલભાર એટલે એક દિવસમાં એટલો વૃદ્ધિ પામતો હતો કે દ્વાદશ દિવસમાં દ્વાદશ વર્ષ જેવડો થયો[૫૮-૬૩]. એ રીતે પ્રૌઢ થએલા, યુદ્ધમાં ઇન્દ્ર સરખા શૂરવીર, ધર્માત્મા તે મહાત્મા કે, જેણે એક દિવસમાં સર્વ પૃથ્વીનો જય કર્યો હતો[૬૪]. તેમજ જેણે અંગાર, મરૂત, અસિત, ગય, અંગ તથા બૃહદ્રથને સંગ્રામમાં પરાજય પમાડયા હતા[૬૫]. ( યુવનાશ્વપુત્ર તે માંધાતાએ, જ્યારે અંગાર રાજા સાથે યુદ્ધ કર્યું, ત્યારે તેઓના ધનુષના ટંકારથી નભોમંડળ વિદીર્ણ થયું એમ દેવતાઓ માનતા હતા. જેટલામાં સૂર્ય ઉદય થાય છે અને પાછો અસ્ત થાય છે, તે સર્વ યુવનાશ્વપુત્ર માંધાતાનું ક્ષેત્ર હતું; એમ કેહેવાય છે. જે માંધાતાએ શત અશ્વમેધ તથા શત રાજસૂયથી યજન કરી દશ યોજનમાં દીર્ઘ અને એક યોજનમાં પહોળા સુવર્ણના રોહિત નામના મત્સ્ય બ્રાહ્મણોને દક્ષિણામાં આપ્યા હતા.) હે સંજય! તારાથી ઐશ્વર્યાદિક વડે અધિક તારા પુત્રથી અતિ પુણ્યવાન એવો તે પણ મૃત્યુનો

અતિથિ થયો; માટે અયાજ્ઞિક એવા પુત્રનો તું શું શોચ કરે છે[૬૬]. જે, સાગર પર્યંત સમગ્ર પૃથ્વીને જીતી કાષ્ઠ દંડ ફેંકતા હતા. તે શમ્યાપાત કેહેવાય યુગકીલક જેટલે દૂર પડે, તેટલે દૂર, વેદીએ કરી પૃથ્વીને ચીતરતા તે પૃથ્વી પ્રત્યે જતા હતા[૬૭.૬૮]. (એણે મુખ્ય યજ્ઞ તથા શતવાજપેય યજ્ઞ કરી સુવર્ણના ત્રણ પર્વતોવડે બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હતા.) પછી વ્યૂઢ એવા આસુર યુદ્ધથી દૈતેય તથા દાનવોને હણી નહુષપુત્ર યયાતિ, યદુ, દ્રુહ્યુ આદિ પુત્રોને પૃથ્વીનો અંશ આપી, પુરૂને રાજ્યાભિષેક કરી સ્ત્રીસહિત વનમાં ચાલી નીકળ્યો[૬૯.૭૦]. હે સંજય! તારાથી ધર્માદિકવડે અધિક અને તારા પુત્રથી અત્યંત પુણ્યવાન તે નહુષપુત્ર યયાતિ પણ મરણ પામ્યો; એમ અમે સાંભળ્યું છે માટે તું પુત્રનો શું શોચ કરે છે[૭૧]. પ્રજાનું રક્ષણ કરનાર જે પવિત્ર રાજાને પૃથ્વી વરી હતી, અને જેણે વિસ્તૃત યજ્ઞમાં દશ લક્ષ યાજ્ઞિક રાજાઓને બ્રાહ્મણોની સેવામાં યોજ્યા હતા. એવું કામ પૂર્વે કોઇએ કર્યું નથી અને બીજાઓ કરશે પણ નહિ, એવી રીતે દાક્ષ્યયુક્ત પુરૂષો, નાભાગપુત્ર અંબરીષનાં વખાણ કરતા હતા[૭૨-૭૪]. (એ રીતે અંબરીષના યજ્ઞોમાં બ્રાહ્મણોનું દાસપણું કરતા સર્વ રાજાઓ અંબરીષના માહાત્મ્યથી ઉત્તર માર્ગેથી હિરણ્યગર્ભના લોકને પ્રાપ્ત થયા.) હે સંજય! તારાથી ઐશ્વર્યાદિકે કરી અધિક અને તારા પુત્રથી અતિશય પુણ્યવાન્ તે નાભાગપુત્ર અંબરીષ પણ મરણ પામ્યો, એમ અમે સાંભળ્યું છે, ત્યારે તારા પુત્રનો તું શું શોચ કરે છે[૭૫]. જે મહાત્માને એક લક્ષ ભાર્યાઓ અને દશ લક્ષ પુત્ર હતા. તે સર્વ, સુવર્ણનાં કવચ વાળા તથા ઉત્તમ ધનુષ ધરનાર હતા[૭૬.૭૭]. (તે એક એક પુત્રને શત શત કન્યા હતી, તે તે એક એક કન્યા પાછળ શત શત હસ્તી, એક એક હસ્તીની પાછળ શત શત રથ, પ્રત્યેક રથની પાછળ સુવર્ણની માળાથી શોભિતા શત શત અશ્વ, પ્રત્યેક અશ્વની પાછળ શત શત ગાયો, પ્રત્યેક ગાયની પાછળ શત શત મેંઢા અને બોકડા,) એ સર્વ શશબિંદુ રાજાએ અશ્વમેધ યજ્ઞમાં બ્રાહ્મણોને અર્પણ કર્યું હતું[૭૮], હે સંજય! તારાથી ઐશ્વર્યાદિકે કરી અધિક તારા પુત્રથી અતિ પુણ્યવાન તે શશબિંદુ પણ મરણ પામ્યો એમ અમે સાંભળ્યું છે, ત્યારે તું પુત્રનો શોચ શું કરે છે[૭૯]. જે અમૂર્તરયાના પુત્ર ગય રાજાએ, શત વર્ષ પર્યંત હુતાવશિષ્ટનું ભોજન કર્યું હતું[૮૦]. તેથી પ્રસન્ન થએલા અગ્નિએ તેને કહ્યું કે, તું વર માગ, ત્યારે તે ગય રાજાએ, અગ્નિ પાસે આવી રીતે વર માગ્યા કે, હે હુતાશન! તમારા પ્રસાદથી મને ધર્મમાં શ્રદ્ધા, સત્યમાં અનુરાગ, અને નિરંતર દાન કરૂં તોપણ ધનનો ક્ષય ન થાય; એ વર હું માગું છું. એવી તેની પ્રાર્થના સાંભળી, અગ્નિએ તેને તે તે વર આપ્યા એ રીતે ગયરાજા, અગ્નિથી તે સર્વ કામનાઓને પ્રાપ્ત થયો, એ રીતે અમે સાંભળ્યું છે[૮૧.૮૨]. એ ગય રાજાએ, હજારો વર્ષ પર્યંત દર્શ–પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, તથા અશ્વમેધવડે યજન કર્યું હતું[૮૩]. તેમજ જે, હજારો વર્ષપર્યંત સવારમાં ઉઠી દશ હજાર ગાય તથા સો ખચરનું દાન આપતો હતો[૮૪]. વળી જેણે, સ્વાહાથી દેવગણને, ધનથી બ્રાહ્મણોને, સ્વધાથી પિતૃગણને, અને અભીષ્ટ સાધનથી સ્ત્રીઓને તૃપ્ત કરી હતી[૮૫]. જેણે, અશ્વમેધ નામના મહા યજ્ઞમાં પચાસ હાથનો છે વિસ્તાર જેનો અને દશ હસ્ત દીર્ઘ એવી સુવર્ણની પૃથ્વી કરી, તેનું બ્રાહ્મણોને દાન આપ્યું હતું[૮૬]. હે રાજન્! હે પુરૂષર્ષભ! જેણે ગંગાવિષે જેટલા વેળુના કણ છે, તેટલી ગાયો બ્રાહ્મણોને આપી હતી[૮૭]. હે સંજય! તારાથી ઐશ્વર્યાદિકે કરી અધિક અને તારા પુત્રથી અત્યંત પુણ્યવાન્ તે ગય રાજા, પણ મરણ પામ્યો ત્યારે તું પુત્રનો શું શોચ કરે છે[૮૮]. મહા તપસ્વી સંકૃતિપુત્ર રંતિદેવે, સારી રીતે આરાધન કરી ઇન્દ્ર પાસે આવી રીતના વરની પ્રાર્થના કરી હતી જે, અમને અન્ન ઘણું થાય, હમેશ અતિથિનો સમાગમ

રહે, તેમજ ધર્મમાં શ્રદ્ધા રહે, તેમાં કોઈની અમારે યાચના કરવી ન પડે[૮૯,૯૦]. તેમજ ગ્રામ્ય તથા આરણ્ય પશુઓ, પોતાની મેળે, તીક્ષ્ણ વ્રતવાળા રંતિદેવની પાસે આવતાં હતાં[૯૧]. (અને કહેતાં હતાં જે અમારો પિતૃકાર્યમાં નિયોગ કરો !! તેથી તેણે યજ્ઞમાં મારેલાં પશુઓના) ચર્મરાશિથી ઉત્પન્ન થએલા સારભૂત દ્રવ વડે મોહોટી નદી થઈ હતી તે, ચર્મણ્વતી નામથી આજ સુધી વિખ્યાત છે[૯૨]. (જે રંતિદેવ, સભામાં બ્રાહ્મણોને શત શત નિષ્ક સુવર્ણ દાન કરતો હતો; બ્રાહ્મણો તે લેતા ન હતા, પછી જ્યારે સહસ્ર નિષ્ક આપતા હતા ત્યારે તેઓ લેતા હતા. બુદ્ધિમાન રંતિદેવના ઘરમાં અન્વાહાર્ય તથા દ્રવ્યના ઉપકરણભૂત ઘડા, તપેલીઓ, કઢાઇ, થાળીઓ આદિ સર્વ પાત્ર સુવર્ણનાં હતાં. જે સંકૃતિપુત્ર રંતિદેવના ઘરવિષે જે રાત્રિ વિષે અતિથિઓ રેહેતા હતા; તે રાત્રિ વિષે વિશ હજાર તથા એકસો ગાયોનું ગવ્ય વપરાતું હતું. તો પણ ઉજ્વલ મણિનાં કુંડલ પહેરનાર પાક કરનારાઓ, આવી રીતે આક્રોશ કરતા હતા જે, કઢી દાળ ઈત્યાદિ સૂપાન્ન ઘણું છે માટે તે ખાઓ ! કેમ કે, પૂર્વની પેઠે આજ માંસ નથી.) હે સંજય ! તારાથી ઐશ્વર્યાદિકે કરી અધિક અને તારા પુત્રથી અતિશય પુણ્યવાન તે રંતિદેવ પણ મરણ પામ્યો ત્યારે તું અયાજ્ઞિક એવા પુત્રનો શું શોચ કરે છે[૯૩] ઈક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થએલો, પુરૂષમાં સિંહરૂપ, અતિમાનુષ પરાક્રમવાળો સગર રાજા, જ્યારે ગમન કરતો હતો ત્યારે જેમ શરત્કાલીન, સ્વચ્છ એવાં નભોમંડળમાં નક્ષત્રગણ ચંદ્રનું અનુગમન કરે, તેમ સાઠ હજાર પુત્ર અનુગમન કરતા હતા. (પાછળ ચાલતા હતા.) જેણે પોતેજ જેનો અધિપતિ છે એવી પૃથ્વીને પોતાના પ્રતાપથી એકછત્રા કરી, હજાર અશ્વમેધોવડે દેવતાઓને તૃપ્ત કર્યા હતા[૯૪-૯૬]. (જેણે કમળ સરખાં નેત્રવાળી સ્ત્રીઓવડે પૂર્ણ શય્યાદિ ઉપકરણસહિત, સર્વ ઉપસ્કર છે સોનાનાં જેમાં અને સુવર્ણના સ્તંભોથી શોભિતો પ્રાસાદ, યોગ્ય બ્રાહ્મણોને આપ્યો હતો અને બીજી પણ વિવિધ પ્રકારની તેમની કામનાઓ પરિપૂર્ણ કરી હતી. જેની આજ્ઞાથી સુવર્ણ પ્રાસાદરૂપ તે ધનનો બ્રાહ્મણોએ વિભાગ કરી લીધો હતો.) જેણે કોપથી પૃથ્વી ખોદાવી સમુદ્ર કીધા તેથી તે સમુદ્ર આજ સુધી સાગર નામથી વિખ્યાત છે[૯૭]. હે સંજય ! તારાથી ધર્માદિકે કરી અધિક અને તારા પુત્રથી અતિશય પુણ્યવાન તે સગર પણ મૃત્યુગ્રસ્ત થયો ત્યારે તું પુત્રનો શોચ શું કરે છે[૯૮]. વેનપુત્ર જે પૃથુનો દંડકારણ્યવિષે મહર્ષિઓએ, એકઠા મળી અભિષેક કર્યો હતો, તે સર્વત્ર અતિ પ્રસિદ્ધ થયો તેથી પૃથુ, એ રીતે વિખ્યાત થયો. વિનાશથકી તે રક્ષા કરતા હતા માટે ક્ષત્રિય કેહેવાયા[૯૯,૧૦૦], અને પ્રજા, જે વેનપુત્ર પૃથુને જોઇ, અમે રક્ત છીએ, એમ કેહેતી હતી એ રીતે અનુરાગથી રાજા એવું નામ થયું. કેમ કે પ્રજાનું અનુરંજન કરવાથી રાજા કેહેવાય છે[૧૦૧]. જે પૃથુના રાજ્યમાં પૃથ્વી, ખેડ્યા વગર ધાન્ય તથા ઘણાં ફળ-પુષ્પનો પ્રસવ કરતી હતી. પત્ર પત્રમાં મધુ ઉત્પન્ન થતું હતું. ગાયો હસ્તસ્પર્શ માત્રમાં પૂર્ણ દૂધ આપતી હતી. સર્વ સિદ્ધ છે અર્થ જેમના એવી નિર્ભય તથા રોગરહિત પ્રજા પોતાની ઈચ્છા પ્રમાણે ક્ષેત્ર તથા ગૃહવિષે વસતી હતી[૧૦૨,૩], (રાજા જળમાં ગમન કરતો હતો, તે વખતે સમુદ્ર, નદી તથા નદનાં જળ સ્તંભન થઇ જતાં હતાં. ધ્વજાનો ભંગ થતો નહતો, જેણે અશ્વમેધ નામના મોટા યજ્ઞવિષે બારસો હાથ ઉંચા સુવર્ણના એકવીશ પર્વત બ્રાહ્મણોને આપ્યા હતા.) હે સંજય ! તારાથી ધર્માદિકે કરી અધિક અને તારા પુત્રથી અતિશય પુણ્યવાન એવો તે પણ મરણ પામ્યો માટે અયાજ્ઞિક તારા પુત્રનો તું શું શોચ કરે છે[૧૦૪]. હે સંજય ! હે રાજન્ ! તૂષ્ણીભાવને પ્રાપ્ત થઈ તું શું ધ્યાન કરે છે ? આ મારી વાણીને નથી સાંભળતો ? જો ન સાંભળતો હોય તો જેમ

નજીક મરણવાળા મનુષ્યને માટે સારી રીતે યોજના કરેલું પથ્ય જેમ વૃથા જાય છે તેમ, આ આરૂં કેહેવું વૃથા થયું "[૧૦૫]. સંજય કહે છે,–" હે નારદ ! પુણ્ય કરનાર મહાત્મા, કીર્તિવડે યુક્ત એવા રાજર્ષિઓ સંબંધિની, વિચિત્ર પ્રકારના અર્થવાળી, પવિત્ર ગંધવાળી, માળા-સરખી, શોક નાશ કરનારી તમારી વાણીને હું સાંભળું છું[૧૦૬]. હે મહર્ષે ! હે નારદ ! તમારૂં બોલવું વૃથા નથી. કેમ કે, તમને જોઇનેજ હું શોકરહિત થયો છું. હે બ્રહ્મવાદિન્ ! હું તમારા વચનને શ્રવણ કરવા ઇચ્છું છું. કેમ કે, અમૃતની પેઠે તમારા વચનના શ્રવણથી હું તૃપ્ત થતો નથી[૧૦૭]. હે અમોઘદર્શિન્ ! હે વિભો ! સંતાપવડે દગ્ધ મને પ્રસાદ કરતા હો તો, હાલજ તમારા પ્રસાદથી મારા પુત્રનું સંજીવન તથા તે પુત્રોનો સમાગમ મને થાઓ[૧૦૮]." નારદ કહે છે,–" સ્વર્ણષ્ઠીવી એવો જે પુત્ર તને પર્વત ઋષિએ આપ્યો હતો, ગુણવાન તે પુત્ર મરણ પામ્યો. હિરણ્યનાભ એવો તે પુત્ર હું પુનઃ તને આપું છું, તે હજારો વર્ષ સુધી જીવતો રહેશે "[૧૦].

॥ यस्ते पुत्रो गमितोयं विजातः स्वर्णष्ठीवी यमदात्पर्वतस्ते ॥

॥ पुनस्तु ते पुत्रमहं ददामि हिरण्यनाभं वर्षसहस्रिणं च ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि षोडशराजोपाख्याने गुर्जरभाषायां एकोनत्रिंशत्तमोऽध्यायः ॥ २९ ॥

## અધ્યાય ૩૦ મો—નારદમુનિ અને પર્વત ઋષિનું આખ્યાન.

युधिष्ठिर उवाच ॥ स कथं कांचनष्ठीवी सृंजयस्य सुतोभवत ॥

॥ पर्वतेन किमर्थं वा दत्तस्तेन ममार च ॥

યુધિષ્ઠિર કહે છે,–" સંજયનો તે પુત્ર, કાંચનષ્ઠીવી કેમ થયો ? પર્વત ઋષિએ તે કેમ આપ્યો અને કેમ મરણ પામ્યો ?[૧] તે વખતમાં મનુષ્ય હજાર વર્ષનાં આયુષ્વાળા હતા અને તે સંજયનો પુત્ર, કુમાર અવસ્થાની પેહેલાંજ કેમ મરણ પામ્યો ?[૨] એ સુવર્ણષ્ઠીવીનું શું તેવું નામ માત્રજ હતું ? કે, સુવર્ણષ્ઠીવી હતો ? એ સર્વ હું જાણવા ઇચ્છું છું "[૩]. શ્રીકૃષ્ણ કહે છે. " હે જનેશ્વર ! આ પ્રસંગે બનેલું વૃત્તાંત હું કહું તે સાંભળો ! ! પ્રથમ લોકમાં ઉત્તમ એવા મામો–ભાણેજ નારદ તથા પર્વતઋષિ, ઘૃત તથા ચોખા ભક્ષણ કરી, મનુષ્ય લોકમાં વિહાર કરવા માટે દેવલોકથી આવ્યા હતા. તેમાં નારદ મામા હતા અને પર્વત ભાણેજ હતો. તપવડે યુક્ત, અવનીતલમાં વિચરનાર, મનુષ્યભોગને ભોગવનાર, ઘટતી રીતે વિચરનાર, પરસ્પર પ્રીતિમાન, હર્ષયુક્ત એવા તે બેઉએ, પરસ્પર આવી રીતની પ્રતિજ્ઞા કરી જે, આપણ બેના હૃદયમાં શુભ વા અશુભ જે કંઇ સંકલ્પ થાય, તે પરસ્પર એકબીજાને કેહેવો. જે ન કહે તે જુઠું બોલવા સંબંધિ પાપભાગી થાય[૪-૮]. એ રીતે પરસ્પર પ્રતિજ્ઞા કરી, લોકપૂજિત એવા તે બેઉ મહર્ષિઓએ, શ્વૈત્ય એવા સંજય પાસે જઈ આવી રીતે કહ્યું કે, "અમે કેટલાક સમયપર્યંત તારા હિત માટે તારી પાસે રહીશું, માટે હે પૃથિવીપાલ ! તું અમને અનુકૂલ થા ! ! " 'ઠીક બહુ સારૂં' એમ કહી, રાજા તેમનો સત્કાર કરી સેવા કરવા લાગ્યો[૯-૧૦]. ત્યારપછી કોઈ સમયે પરમ હર્ષિત થએલો રાજા, તપરૂપી ધનવાળા તે મહાત્મા પાસે જઇ, આવી રીતે કેહેવા લાગ્યો કે, "વરને વરનારી, દર્શનીય, સુંદર અંગવાળી, શીલવૃત્તયુક્ત, કુમારી, કમળના પરાગના સરખી સુંદર કાંતિવાળી, સુકુમારી નામની આ મારી એકજ કન્યા, તમારી પરિચર્યા કરશે"[૧૧-૧૨]. એવાં રાજાનાં વચન સાંભળી તેઓએ કહ્યું કે,

“ ઘણું સારૂં ” એટલે રાજાએ, કન્યાને આવી રીતે કહીને, શિક્ષા આપી કે, “ હે કન્યે ! આજથી તારે દેવ તથા પિતૃઓની પેઠે આ બ્રાહ્મણોની સેવા કરવી ”[13]. પિતાનાં વચન સાંભળી ‘ઠીક બહુ રૂડું’ એમ કહી, ધર્મચારિણી તે કન્યા, પિતાની આજ્ઞા પ્રમાણે બ્રાહ્મણોનો સત્કાર કરી, સેવા કરવા લાગી[14]. તેના ઉપચારથી–સેવાથી તથા અપ્રતિમ રૂપથી તત્કાલ નારદને કામ ઉત્પન્ન થયો[15]. તે મહાત્માના હૃદયમાં પ્રાપ્ત થએલો કામ, જેમ શુકલપક્ષની પ્રવૃત્તિ થવાથી ધીરે ધીરે ચંદ્રમા વૃદ્ધિ પામે, તેમ વૃદ્ધિ પામવા લાગ્યો[16]. તથાપિ ધર્મવેત્તા નારદે પ્રવૃત્ત થએલો, તીવ્ર કામસંબંધી વૃત્તાંત, લજ્જાથી પોતાના ભાણેજ મહાત્મા પર્વતને કહ્યો નહિ[17]. તોપણ તપોબળથી તથા તેની ચેષ્ટાથી નારદના મનનો વિકાર જાણી, અત્યંત ક્રુદ્ધ થએલા પર્વતમુનિ, તે પ્રત્યે આવી આવી રીતે કેહેવા લાગ્યા કે, “ આપણે બેઉએ પરસ્પર પ્રતિજ્ઞા કરી હતી જે, એકબીજાના હૃદયમાં જે કંઈ શુભ વા અશુભ સંકલ્પ થાય તે પરસ્પર એકબીજાને કેહેવો તે પ્રતિજ્ઞા તમે વૃથા કરી; કેમ કે તમે તમારા હૃદયમાં પ્રવર્તમાન થએલી કામ સંબંધી વાર્તા પૂર્વે મને કહી નહિ, એ રીતે બ્રહ્મચારી, ગુરૂ, તપસ્વી તથા બ્રાહ્મણ થઇ, કુમારી એવી સુકુમારી વિષે થએલો કામ છુપાવી, તમે આપણે પરસ્પર કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો માટે સુસંક્રુદ્ધ થયેલો હું તમને શાપ આપું છું, તે તમે સાંભળો ! ! આ સુકુમારી તમારી ભાર્યા થશે, એમાં સંશય નહિ, પણ હે પ્રભો ! વિવાહથી આરંભી તે, તમારૂં વાનર સરખું રૂપ દેખશે, તેમજ બીજા માણસો પણ સ્વરૂપનો નાશ કરનાર એવું તમારૂં વાનર સરખું રૂપ દેખશે ”[18-21]. એવાં પર્વત મુનિનાં વચન સાંભળી, મામા નારદે, પણ પોતાના ભાણેજ તે પવતને આવી રીતે શાપ આપ્યો કે, “ તું તપ, બ્રહ્મચર્ય, સત્ય તથા દમવડે યુક્ત છે, અને નિરંતર ધર્મમાં તત્પર છે; તથાપિ સ્વર્ગને પ્રાપ્ત થઈશ નહિ ”[22,23]. એ રીતે ક્રુદ્ધ થએલા, અસહનશીલ એવા તે બેઉ પરસ્પર શાપ દઇ, હસ્તિની પેઠે પાછા વળ્યા[24]. હે ભારત ! પોતાના તેજવડે યોગ્ય રીતિથી ચોતરફ જેનો સત્કાર થાય છે એવા મહામતિ પર્વત મુનિ, સમગ્ર પૃથ્વીમાં પર્યટન કરવા લાગ્યા[25]. અને ત્યાર પછી કેટલેક દિવસે, બ્રાહ્મણોમાં અત્યંત શ્રેષ્ઠ નારદે, સુકુમારી નામની અનિંદિત એવી તે સૃંજય રાજાની કન્યાનું ધર્મથી પાણિગ્રહણ કર્યું[26]. પાણિગ્રહણ થઈ રહ્યું કે, તુરત તે સુકુમારી, દેવર્ષિ નારદને વાનર સરખા મુખવાળા દેખવા લાગી[27]. તો પણ તેનું અવમાન ન કરતાં, તે વિષે પ્રીતિમતી અને પતિવત્સલ તે, બીજા દેવ, મુનિ તથા યક્ષને મનવડે પણ ન ઇચ્છતાં, પોતાના પતિની સેવા કરતી હતી[28,29]. ત્યાર પછી કોઇ સમયે ભગવાન્ પર્વત મુનિ, પર્યટન કરતા કોઇ વનમાં ગયા; ત્યાં નારદને જોઈ તેને અભિવંદન કરી પર્વતે કહ્યું કે, “ હે પ્રભો ! તમે પ્રસન્ન થઇ મને સ્વર્ગમાં જવાની આજ્ઞા આપો ! ! ”[30,31]. એવાં પર્વતનાં વચન સાંભળી અત્યંત દીન નારદે હાથ જોડી પાસે ઉભેલા દીન એવા તે પર્વતને આવી રીતે કહ્યું કે, “ તું વાનર થઇશ, એમ પ્રથમ મને શાપ દીધો ત્યાર પછી મત્સરથી મેં પણ તમને શાપ દીધો જે, આજથી તારો સ્વર્ગમાં વાસ નહિ થાય; તે થયું પણ તું મારા પુત્ર તુલ્ય છે. તારી સાથે એવો વ્યવહાર થવો યોગ્ય નથી”[32-34]. એ રીતે કહી તે બેઉ મુની પરસ્પર શાપથી મુક્ત થયા[35]. તે વખતે શોભાયુક્ત દેવરૂપ નારદને જોઇ, સુકુમારી પરપુરૂષની આશંકાથી દૂર ભાગવા લાગી[36]. તે રીતે તેને દૂર ભાગતી જોઇ, પર્વત મુનિએ તેને કહ્યું કે, “ હે પતિવ્રતે ! તું પલાયન કર માં ! ! આજ તારો ભર્તા છે, એમાં કંઈ પણ સંશય નથી[37]. પરમ ધર્મને જાણનાર ભગવાન્ આ નારદ તારા પ્રભુ છે એમાં સંશય નહિ. ”[38] એમ કહી, મહાત્મા પર્વત મુનિએ અનેક તરેહથી સમજાવી ત્યારે સુકુમારી

સ્વામીના શાપનું વૃત્તાંત સાંભળી સ્વસ્થચિત્ત થઇ. ત્યારપછી પર્વત મુનિ, સ્વર્ગમાં ગયા અને નારદ, પોતાના ગૃહ પ્રત્યે ગયા[૩૯]. વાસુદેવ કહે છેઃ—"હે નરોત્તમ! સર્વનું પ્રત્યક્ષ કરનાર ભગવાન આ નારદ ઋષિ તમારી પાસે બેઠા છે એમને પૂછો!! એટલે સંજય તથા તેના પુત્રનું વૃત્તાંત કહેશે"[૪૦].

॥ प्रत्यक्षकर्ता सर्वस्य नारदो भगवानृषिः । एष वक्ष्यति ते पृष्टो यथावृत्तं नरोत्तम ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि नारदपर्वतोपाख्याने गुर्जरभाषायां त्रिंशत्तमोऽध्यायः ॥ ३० ॥

## અધ્યાય ૩૧ મો—સ્વર્ણષ્ઠીવીની ઉત્પત્તિ.

**वैशंपायन उवाच** ॥ ततो राजा पांडुसुतो नारदं प्रत्यभाषत ॥

॥ भगवञ्छ्रोतुमिच्छामि सुवर्णष्ठीविसंभवम् ॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! ત્યારે પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજાએ નારદ પ્રત્યે કહ્યું કે "હે ભગવન્! હું સુવર્ણષ્ઠીવીનું જન્મવૃત્તાંત સાંભળવા ઇચ્છું છું તે તમે કહો." એ રીતે ધર્મરાજાએ પૂછ્યું ત્યારે નારદ મુનિ સુવર્ણષ્ઠીવીનું વૃત્તાંત કહેવા લાગ્યા[૧,૨]. નારદ કહે છેઃ—"હે મહાબાહો! આ કેશવ ભગવાને જેવી રીતે કહ્યું તેમજ છે. બાકી કંઇ અવશેષ રહ્યું છે તે તમે પૂછ્યું માટે હું કહું છું[૩]. હું તથા મારો ભાણેજ મહામુનિ પર્વત, જીતનારાઓમાં શ્રેષ્ઠ સંજય પાસે વાસ કરવા સારૂ ગયા[૪]. તેણે વિશિષ્ટ કર્મોથી સર્વ કામવડે પૂજિત અમે એના ઘર વિષે નિવાસ કરી રહ્યા[૫]. વર્ષાકાળ વ્યતીત થયા પછી અમારો ગમન સમય થયો, તે સમયે પર્વત મુનિએ વખતને લગતું આવી રીતનું વચન મને કહ્યું કે, "આપણે આ રાજાના ઘરવિષે સુખથી નિવાસ કર્યો માટે એનો કંઈ પણ ઉપકાર કરવો જોઇએ"[૬]. એવાં પર્વતનાં વચન સાંભળી હે રાજન્! સુંદર સ્વરૂપવાળા એવા તેને મેં કહ્યું કે, "હે ભાગિનેય! એ સર્વ કરવું તારે વિષે રહ્યું છે[૭]. ભલે રાજાને વર આપ!! તે ઇચ્છિત વરને પ્રાપ્ત થાઓ!! તારી ઇચ્છા હોય તો આપણા તપવડે તે રાજા સિદ્ધિને પ્રાપ્ત થાઓ"[૮]. એવો વિચાર કરી પછી જીતનારાઓમાં શ્રેષ્ઠ સંજયને બોલાવી, હે કુરૂપુંગવ! મારા મતથી પર્વતે, આવી રીતે વાક્ય કહ્યું કે, હે નૃપ! તેં સરલતાથી કરેલા સત્કારવડે અમે તારા ઉપર પ્રસન્ન થયા છીએ; માટે હે મહારાજ! જેથી દેવતાઓને પીડા અને મનુષ્યનો ક્ષય ન થાય, તેવો વર અમારી આજ્ઞાથી તું માગ[૯-૧૧]. કેમ કે અમે તને પૂજાર્હ માનીએ છીએ!!"[૧૨]. સંજય કહે છેઃ "તમે જો મને પ્રસન્ન થયા હો!! તો તમે પ્રસન્ન થયા એજ મને મહાફળ, એ પરમ લાભ થયો"[૧૩]. એ રીતે કહેતા સંજયને વળી ફરીથી પર્વતે કહ્યું કેઃ "હે રાજન્! તારા હૃદયમાં ઘણા વખતથી જે સંકલ્પ હોય તે વર તું માગ"[૧૪]. સંજય કહે છેઃ "તમારે જરૂર મને વર આપવોજ હોય તો શૂરવીર, વીર્યવાન, દૃઢ વ્રતવાળા, આયુષ્યમાન, ઇંદ્ર સરખી કાંતિયુક્ત એવા મોટા ભાગ્યવાળા પુત્રને હું ઇચ્છું છું"[૧૫]. એવાં તેનાં વચન સાંભળી, પર્વતમુનિએ તેને કહ્યું કે "આ તારી કામના પરિપૂર્ણ થશે, પણ તારા હૃદયમાં આ સંકલ્પ ઇંદ્રનો પરાભવ કરવા માટે થયો છે. તારો પુત્ર આયુષ્યમાન નહિ થાય અને 'સુવર્ણષ્ઠીવી' એ નામથી લોકમાં વિખ્યાત થશે. ઇંદ્રસરખી કાંતિવાળા તે પુત્રની તારે સદા ઇંદ્રથી રક્ષા કરવી"[૧૬,૧૭]. એવાં મહાત્મા પર્વતનાં વચન સાંભળી સંજયે પર્વતમુનિને પ્રસન્ન કરી કહ્યું કે "હે મુને! એમ માં થાઓ અને તમારા તપથી

મારો પુત્ર આયુષ્માન થાય"[18]. એ રીતે સંજયે કહ્યું તો પણ ઇંદ્રની અપેક્ષાથી પર્વત મુનિએ કંઈ પણ તેને કહ્યું નહિ[19]. તે વખતે દીન એવા તે રાજાને ફરીથી મેં આવી રીતે કહ્યું કે "હે મહારાજ! તારો પુત્ર કલેવરનો ત્યાગ કરે તે વખતે તું મને યાદ કરજે!! એટલે હું તારો પુત્ર દેખાડીશ[20]. પ્રિય એવો તારો પુત્ર યમરાજના વશ થયો હશે, તો પણ હું પાછો લઈ આવી તને આપીશ, તું શોચ કર માં"[21]. એમ રાજાને કહી અમે ઇચ્છિત સ્થાન પ્રત્યે ગયા, અને તે સંજય પણ ઇચ્છા પ્રમાણે પોતાના ઘરમાં ગયો[22]. ત્યારપછી થોડા સમય બાદ રાજર્ષિ તે સંજયના તેજ વડે જ્વલાયમાન થતો હોય, એવો મહાપરાક્રમી પુત્ર ઉત્પન્ન થયો[23]. તે પુત્ર પ્રતિ દિવસ સરોવરમાં રહેલા કમળની પેઠે વૃદ્ધિ પામવા લાગ્યો. તે પુત્ર સુવર્ણ થુંકવા લાગ્યો, તેથી "સુવર્ણષ્ઠીવી" એવું તેનું યથાર્થ નામ થયું[24]. હે કુરૂસત્તમ! અત્યંત આશ્ચર્યરૂપ તે વાત સર્વત્ર પ્રસિદ્ધ થઇ. તેથી દેવતાઓના રાજા ઇંદ્રને પણ જાણવામાં આવ્યું જે મહર્ષિ પર્વતના વરદાનથી સંજય રાજાને સુવર્ણષ્ઠીવી પુત્ર પ્રાપ્ત થયો છે[25]. એમ જાણી "મારો એ પરાભવ કરશે" એવા ભયથી બૃહસ્પતિના મતથી તે ઇંદ્ર, સંજયકુમારનું છિદ્ર જોવા લાગ્યો[26]. અને તેણે મૂર્તિમાન એવા પોતાના દિવ્યાસ્ત્ર વજ્રને બોલાવી કહ્યું કે "તું, વ્યાઘ્રરૂપ થઈ આ રાજપુત્રને હણ[27], નહિ તો પર્વતે જે રીતે એને કહ્યું છે તે પ્રમાણે અત્યંત વૃદ્ધિ પામેલો એ સંજયપુત્ર, પોતાના પરાક્રમથી મને પરાજીત કરશે"[28]. એમ ઈંદ્રે કહ્યું ત્યારે પારકા શેહેરને જીતનાર વજ્ર, તે કુમારનું છિદ્ર જોવા માટે તેની પાછળ ફરવા લાગ્યો[29]. દેવરાજ સરખી કાંતિવાળા પુત્રને પ્રાપ્ત થઈ અંતઃપુરસહિત હૃષ્ટ થએલો સંજયરાજા પણ બહુધા કરી વનમાંજ રહેવા લાગ્યો[30]. તેટલામાં કોઇ વખતે ભાગીરથીના તીર વિષે નિર્જન વનમાં, ધાત્રી સાથે તે બાળક ક્રીડા કરતો ચોતરફ દોડતો હતો[31]. એ રીતે ક્રીડા કરતા, ગજેંદ્ર સરખા પરાક્રમવાળા, પાંચ વર્ષના તે બાળકને એકદમ બળવાન એવા વ્યાઘ્રે પકડી, કોપાયમાન થતાં તેને હણ્યો[32]. તે વખતે પ્રાણરહિત થએલો તે કુમાર, પૃથ્વીવિષે પડી ગયો. તેને જોઈ ધાત્રી મુક્તકંઠે રૂદન કરવા લાગી[33]. અને તે વ્યાઘ્ર તો રાજપુત્રને હણી ત્યાંજ અંતર્ધાન થઈ ગયો. એ રીતે વ્યાઘ્ર, ઇંદ્રની માયાથી અંતર્ધ્યાન થઇ ગયો[34]. એ રીતે અત્યંત પીડિતની પેઠે રૂદન કરતી ધાત્રીનો શબ્દ સાંભળી પોતે રાજા પણ દોડીને તે સ્થાનકે આવ્યો[35]. ત્યાં આવી વ્યાઘ્રે જેનું રૂધિર પીધું છે એવા અને સુતેલા, ભ્રષ્ટ થએલા ચંદ્રની પેઠે નિરાનંદ અને રૂધિર સંસિક્ત કુમારને જોઇ અત્યંત પીડિત મનવાળો અને આતુર થએલો તે રાજા, તેને પોતાના ખોળામાં લઈ વિલાપ કરવા લાગ્યો[36.37] તેટલામાં શોક વડે કર્શિત અને રૂદન કરતી એવી તેની માતાઓ પણ જ્યાં તે સંજયરાજા હતો તે સ્થળે આવી[38]. તે વખતે મારેવિષે મનવાળા તે રાજાએ મારૂં સ્મરણ કર્યું; તે જાણી હું તેની પાસે ગયો[39]. અને હે મહીપતે! યદુવીર એવા શ્રીકૃષ્ણે, તમને જે વચન કહ્યાં એ વચન શોકાતુર એવા તેને મેં સંભળાવ્યાં[40], પછી છેવટ મેં ઇંદ્રના અનુમતથી તે બાળકને પુનઃ જીવતો કર્યો કેમ કે જે થવાનું હોય તે થાયજ; તે અન્યથા થાય નહિ[41]. ત્યાર પછી મોટા યશવાળો સુવર્ણષ્ઠીવી નામનો પરાક્રમી તે કુમાર, માતા–પિતાના ચિત્તને પ્રસન્ન કરતો હતો[42]. હે નૃપ! ભયંકર પરાક્રમવાળો અને મોટી કાંતિવાળો તે પોતાના પિતાના સ્વર્ગમાં જવા પછી એક લાખ વર્ષ રાજ્ય કરી, ઘણી દક્ષિણાવાળા ઘણા યજ્ઞથી યજન કરી, દેવ તથા પિતૃઓને તૃપ્ત કરી, અને કુળની વૃદ્ધિ કરનાર ઘણા પુત્ર ઉત્પન્ન કરી, હે રાજન્! ઘણે કાળે કાળધર્મને પ્રાપ્ત થયો[43-45]. હે રાજેંદ્ર! આ વખતે તમે, ઉત્પન્ન થએલા આ શોકને નિવૃત્ત કરી, જે રીતે તમને કેશવ ભગવાન તથા મહા તપસ્વી

વ્યાસ કહે છે, તે પિતૃ-પિતામહના રાજ્યમાં રહી તેની ધોંસરીને વહન કરો અને પવિત્ર મહા યજ્ઞથી યજન કરો!! તો ઇષ્ટ લોકને પ્રાપ્ત થશો"[४६,४७].

॥ पितृपैतामहं राज्यमास्थाय धुरमुद्वह । इष्ट्वा पुण्यैर्महायज्ञैरिष्टंल्लोकमवाप्स्यसि ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि स्वर्णष्ठीविसंभवोपाख्याने गुर्जरभाषायां एकत्रिंशत्तमोऽध्यायः ॥ ३१ ॥

---

## અધ્યાય ૩૨ મો-વ્યાસજીએ પ્રાયશ્ચિત્તવિધિ કહ્યો.

॥ वैशंपायन उवाच ॥ तूष्णीभूतं तु राजानं शोचमानं युधिष्ठिरम् ॥

॥ तपस्वी धर्मतत्त्वज्ञः कृष्णद्वैपायनोऽब्रवीत् ॥

વૈશંપાયન કહે છેઃ-હે જનમેજય! એ રીતે નારદે કહ્યું તો પણ કંઇ ન બોલતા, શોચ કરતા, યુધિષ્ઠિરને ધર્મતત્વને જાણનાર, તપસ્વી એવા કૃષ્ણદ્વૈપાયન વ્યાસ, આવી રીતે કહેવા લાગ્યા કે "હે કમળસરખા નેત્રવાળા! પ્રજાનું પાલન કરવું, એજ રાજાઓનો ધર્મ છે. અને નિરંતર ધર્મને અનુસરનાર લોકોએ તે ધર્મ પ્રમાણ માનવો[૧,૨]. માટે હે રાજન્! પિતૃ-પિતામહ સંબંધી પદને પાલન કરો!! કેમ કે તપશ્ચર્યા કરવી, એ બ્રાહ્મણનો નિત્ય ધર્મ છે, એમ વેદમાં નિશ્ચય કરેલો છે[૩]. વાસ્તે હે ભરતર્ષભ! તપોવિષયક વાક્ય નિરંતર બ્રાહ્મણોએ પ્રમાણ કરવું. અને તે સમગ્ર ધર્મનું રક્ષણ ક્ષત્રિયે કરવું[૪]. જે વિષયમાં આસક્ત થઇ, પોતે શાસનને અતિક્રમણ કરે અને લોકથી ઉલટી રીતે ચાલે; તેને રાજાએ બે હાથથી દંડ આપવો[૫]. કેમ કે મોહવશ થઇ, જે પ્રમાણને અપ્રમાણ કરે, તે કદિ પોતાનો ચાકર હોય, પુત્ર હોય વા તપસ્વી હોય, તોપણ પાપરૂપ એવા તેમને સર્વ ઉપાયથી નિયમમાં રાખવા અથવા તેમને મારી નાંખવા. કારણ એવી રીતે આડે રસ્તે ચાલનારની ઉપેક્ષા કરનાર રાજા, કિલ્બિષને પ્રાપ્ત થાય છે[૬,૭]. જે રાજા નાશ પામતા ધર્મની રક્ષા ન કરે. તે ધર્મહીન કહેવાય. તમે ધર્મહંતા કૌરવોને તેમના અનુયાયિસહિત હણ્યા માટે હે પાંડવ! સ્વધર્મમાં પ્રવર્તમાન એવા તમે શું કરવા શોચ કરો છો!! વધ્યનો વધ, પ્રજાની રક્ષા તથા ધનદાન એજ રાજાનો ધર્મ છે"[૮,૯]. એવાં વ્યાસજીનાં વચન સાંભળી યુધિષ્ઠિર, તે પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે "હે તપોધન! હે સર્વધર્મવિદાંવર! તમે જે વચન કહ્યાં તે તેમજ છે એમાં મને કંઈ સંદેહ નથી. કેમ કે તમે સર્વ ધર્મને સારી રીતે જાણો છો[૧૦]. પણ મેં રાજ્ય માટે અવધ્ય એવા ઘણાને મરાવ્યા. હે બ્રહ્મન્! તે કર્મ મારા હૃદયને બાળે છે અને શરીરનું શોષણ કરે છે"[૧૧]. એવાં તેનાં વચન સાંભળી વળી વ્યાસજી, તે પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે "હે ભારત! લોકવિષે કર્તા કોણ? ઈશ્વર વા પુરૂષ; અને લોકમાં જે ફળ ભોગ થાય છે તે હઠથી થાય છે વા કર્મથી થાય છે[૧૨]. જો ઈશ્વર કર્તા છે, તો મનુષ્ય ઈશ્વરની પ્રેરણાથી શુભાશુભ કર્મ કરે છે માટે તે કર્મનું ફળ પણ ઈશ્વરને પ્રાપ્ત થવું જોઇએ[૧૩]. જેમ કોઈ પુરૂષ વનમાં જઈ કુવાડાથી વૃક્ષને કાપે, તેનું પાપ તે કાપનારનેજ થાય; કુવાડાને કોઈ રીતે પણ થાય નહિ[૧૪]. ત્યાં તમે કહેશો કે કુવાડો તો અચેતન છે તેથી એને પાપની સંભાવના ન ઘટે માટે કુવાડાથી કાપનારનેજ પાપ થવું જોઇએ. તો તેમ નહિ પણ કુવાડાને નિર્માણ કરનારનેજ પાપ થવું જોઇએ; કેમ કે તેણે જો કુવાડાને નિર્માણજ ન કર્યો હોત તો વૃક્ષછેદન કેમ થાત, પણ તેમ માનવું કોઇ પણ રીતે યુક્તિસિદ્ધ થતું નથી, કેમ કે એકનું કરેલું બીજાને ભોગવવું કેમ સંભવે? માટે એ ફળ ઈશ્વરનેજ ભોગવવું યોગ્ય છે[૧૫,૧૬],

અથવા તમે પુરૂષને કર્તા માનતા હો તો અહિતાચરણ કરનાર દુરાત્મા શત્રુગણનો તમે નાશ કર્યો; તે તમે સારૂં કામ કર્યું. એનો શોક શું કરવો[17]. તેમ અદૃષ્ટને કોઇ પણ અતિક્રમણ કરી શકતું નથી, માટે મનુષ્ય અદૃષ્ટથી કર્મ કરી ફળભાગી કેમ થાય, અને વિશેષે કરી મનુષ્યને મૃત્યુ સ્વાભાવિક કહેશો તો, કોઇને વધજનિત પાપ થશે નહિ અને કદિ શાસ્ત્રને અનુસારે મનુષ્યને પુણ્ય-પાપ થાય છે, એ સ્વીકાર કરશો તો રાજાએ આડે રસ્તે ચાલનારને દંડ આપવો, એ શાસ્ત્ર તથા યુક્તિથી પણ માન્ય કરવા યોગ્ય છે ! ![18-20]. અને હે ભારત ! લોકવિષે સારાં નરતાં કર્મ હમેશ થયાંજ કરે છે અને તેનાં સારાં નરતાં ફળ પણ થાય છે, એવી મારી મતિ છે[21]. માટે હે રાજશાર્દૂલ ! જે જેવું કર્મ કરશે તેને તેવું ફળ થશે. વાસ્તે તમે અશુભ કર્મનો ત્યાગ કરી ધર્મથી પ્રજાપાલન કરો અને આ રીતે શોકવિષે મન માં કરો[22]. હે ભારત ! ક્ષત્રિય ધર્મ નિંદનીય હોય, તોપણ તમારે તેનો સ્વીકાર કરવો ! ! પણ શરીરનો ત્યાગ કરવો ઉચિત નથી. હે કૌંતેય ! વિદ્યમાન પુરૂષ, પોતાના પાપ કર્મનાં વિહિત પ્રાયશ્ચિત્ત કરે અને મરણ પામેલો પરાભવને પામે[23]. હે ભારત ! હે રાજન્ ! માટે તમે જીવતાં કરેલા કર્મનાં પ્રાયશ્ચિત્ત કરશો અને પ્રાયશ્ચિત્ત કર્યા વગર મરણ પામશો તો પરલોકમાં અવશ્ય પશ્ચાત્તાપ કરશો"[24].

॥ तद्राजन् जीवमानस्त्वं प्रायश्चित्तं करिष्यसि । प्रायश्चित्तमकृत्वा तु प्रेत्य तप्तासि भारत ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि प्रायश्चित्तविधौ गुर्जरभाषायां द्वात्रिंशत्तमोऽध्यायः ॥ ३२ ॥

---

## અધ્યાય ૩૩ મો–પ્રાયશ્ચિત્ત વર્ણન.

युधिष्ठिर उवाच ॥ हताः पुत्राश्च पौत्राश्च भ्रातरः पितरस्तथा ॥
॥ श्वशुरा गुरवश्चैव मातुलाश्च पितामहाः ॥

યુધિષ્ઠિર કહે છે:—"હે પિતામહ ! રાજ્યમાં લુબ્ધ એવા મેં પુત્ર, પૌત્ર, ભાઇઓ, પિતાઓ, શ્વશુર, ગુરૂઓ, માતુલ, પિતામહ, મહાત્મા, ક્ષત્રિયો, સંબંધી, સુહૃદો, વયસ્ય, ભાગિનેય, જાતિલાઓ તથા અનેક દેશમાંથી આવેલા ઘણા રાજાઓને હણ્યા[1-3]. નિરંતર ધર્મ પાળનાર, વારંવાર સોમનું પાન કરનાર એવા તે શૂરવીર રાજાઓને હણી, હે તપોધન ! હું શી ગતિને પ્રાપ્ત થઈશ ?[4] હે પિતામહ ! શ્રીમાન્ એવા તે પાર્થિવસિંહોથી આ પૃથ્વી હીન થઇ માટે હું ચિંતન કરૂં છું[5] તથા આજ દિવસ સુધી નિરંતર હું બળું છું. તેમજ ઘોર જ્ઞાતિવધને તથા હણાએલા બીજા સેંકડો રાજાઓને તેમજ હણાએલા બીજા કરોડો નરને જોઇ મને સંતાપ થાય છે[6], અને પુત્ર, પતિ તથા ભાઇઓ વડે હીન એવી તે શ્રેષ્ઠ સ્ત્રીઓની શું અવસ્થા થશે ?[7] હે દ્વિજશ્રેષ્ઠ ! કૃશ તથા દીન તે સ્ત્રીઓ, અંત કરનાર, ઘોર એવા યાદવસહિત અમને (પાંડવને) આક્રોશ કરતી, પૃથ્વીતલવિષે પડશે[8]. અને ભાઇઓ, પિતૃઓ, પતિ તથા પુત્રોને ન જોતી તે સર્વ સ્ત્રીઓ, પતિ-પુત્રાદિવિષે પ્રેમને લીધે પોતાના પ્રાણ ત્યાગ કરી, યમલોક પ્રત્યે જશે એમાં મને સંશય નથી[9]. માટે સૂક્ષ્મ રીતે ધર્મનો વિચાર કરીએ, ત્યાં સ્ત્રીવધના ભાગી પણ અમે થઇશું[10]. માટે જરૂર સુહૃદોને હણી, અનંત પાપ કરી અમે ઊંધે મસ્તકે નરકમાં પડશું[11]. માટે હે સત્તમ ! અમે તો ઉગ્ર તપવડે શરીરને છોડી દેઇશું. તે માટે જેથી કરેલું પાપ નિવૃત્ત થાય, એવો શ્રેષ્ઠ આશ્રમ મને બતાવો"[12]. વૈશંપાયન કહે છે: હે જનમેજય ! એવાં યુધિષ્ઠિરનાં વચન

સાંભળી, દ્વૈપાયન વ્યાસજી પોતાની બુદ્ધિથી સારી રીતે વિચાર કરી પાંડુપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે "હે રાજન્! હે ક્ષત્રિયર્ષભ! ક્ષત્ર ધર્મને યાદ કરી તું ખેદ કર માં!! આ ક્ષત્રિયો ક્ષત્રધર્મથી હણાયા છે[13.14]. સમગ્ર લક્ષ્મીને તથા પૃથ્વી વિષે મોટા યશને તથા પારકા પ્રાણને હરણ કરવા ઇચ્છતા તેઓ પોતાના અપરાધથીજ કાળે કરી મરણને પ્રાપ્ત થયા[15]. તમે, ભીમસેને, અર્જુને તથા નકુલ–સહદેવે, કોઇને હણ્યા નથી, પ્રજાના કર્મનો સાક્ષી કાળજ તેમનો હણનાર છે[16]. (હે ભરતર્ષભ! આ યુદ્ધ પણ નિમિત્ત માત્ર છે, માટે નિયંતા કાળજ પ્રાણીઓ વડે, પ્રાણીઓને હણે છે તે કાળરૂપ ઈશ્વર પણ કર્મને અનુસારેજ તે તે ફળ આપે છે તેથી વૈષમ્ય–નૈર્ઘૃણ્યરૂપ દોષથી પોતે લિપ્ત થતો નથી. તેમ હે મહાબાહો! તમે વિનાશના હેતુભૂત એવાં તેમનાં કર્મ યાદ કરો!! જેઓથી તેઓ કાળને વશ થયા, તેમ તમે તમારૂં નિયત એવું વ્રત શાસન જાણો કે—મને પણ વિધાતાએ બળાત્કારથી આવું કર્મ કરાવ્યું માટે આ બધું બન્યું તે કાળનુંજ મહાત્મ્ય છે. જેમ સુતારે રચેલો યંત્ર, ચેષ્ટા કરાવનારને આધીન હોય છે તેમ ઈશ્વરનું બનાવેલું યંત્રરૂપ આ જગત કાળયુક્ત કર્મને આધીન છે અને પુરૂષની ઉત્પત્તિ તથા વિનાશ યદૃચ્છાએ થાય છે માટે તે નિમિત્ત હર્ષ તથા શોક કરવો વૃથા છે. હે રાજન્! તારા ચિત્તમાં 'હું હંતા છું' એવું જે બંધન છે તેઅસત્ય છે તથાપિ તેને તું સત્ય માનતો હો તો તેનું પ્રાયશ્ચિત્ત કર!! હે પાર્થ! પૂર્વે થયેલા દેવાસુરયુદ્ધમાં આવી રીતે સંભળાય છે જે, અસુર મોટા ભાઇઓ, અને દેવતાઓ તેમના નાના ભાઈઓ હતા, તેમને પણ લક્ષ્મી નિમિત્ત બત્રિશ હજાર વર્ષ સુધી મોટો વિરોધ થયો હતો. છેવટ દેવતાઓ, દૈત્યોને હણી, પૃથ્વીને રૂધિર વડે વ્યાપ્ત કરી સ્વર્ગને પ્રાપ્ત થયા. તેમજ પૃથ્વીને પ્રાપ્ત થઈ, ગર્વથી મોહિત, વેદનો પાર પામેલા, શાલાવૃક નામથી ત્રણ લોકમાં વિખ્યાત, અઠયાશી હજાર બ્રાહ્મણો, દૈત્યોની સહાયતા કરવા માટે તૈયાર થયા; તેમને પણ દેવતાઓએ હણ્યા. માટે જે ધર્મનો નાશ કરવા ઇચ્છે અને અધર્મના પ્રવર્તક થાય, તીક્ષ્ણ તથા દુરાત્મા એવા તેમને, જેમ દેવતાઓએ દૈત્યોને હણ્યા હતા તેમ હણવા. જો એકને હણવાથી શિષ્ટોના કુળનો બચાવ થતો હોય, અથવા એવા એક કુળને હણવાથી દેશનો બચાવ થતો હોય તો તેમ કરવું; કેમ કે તેમ કરવાથી કંઈ ધર્મની હાનિ થતી નથી. હે નરાધિપ! કોઈ ઠેકાણે અધર્મ, ધર્મરૂપ અને ધર્મ, અધર્મરૂપ થાય છે; તે વાત પંડિત જનો યથાર્થ જાણે છે. તેમજ તમે પણ હે પાંડવ! હે ભારત! શાસ્ત્રને જાણો છો અને પૂર્વે દેવતાઓએ અનુસરેલા માર્ગ પ્રત્યે ગયેલા છો; માટે હે પાંડવર્ષભ! રાજ્ય માટે પારકા પ્રાણહરણ કરનાર ક્યારે પણ નરકમાં જતા નથી. હે પરંતપ! આ ભાઇઓને તથા સુહૃજ્જનોને આશ્વાસન આપો!! જે દુરાત્મા પાપ કરે અને 'આ પાપ કર્મ છે' એમ જાણે, તો પણ તેમાં પ્રવર્તમાન થાય, અને તે કામ કર્યા પછી લજાય પણ નહિ તે અવશ્ય નરકમાં જાય અને તેના પાપનું પ્રાયશ્ચિત્ત ક્યાંય પણ મળે નહિ અને તે પાપ ક્યારે પણ નાશ પામે નહિ, અને તમે તો પોતે શુદ્ધ છતાં, દુર્યોધનના દોષે તમને આ કામ કરાવ્યું છે. તો પણ તમે આ કામ કરવા ઇચ્છતા ન હતા અને કર્મ કરીને પણ પુનઃ પશ્ચાત્તાપ કરો છો માટે આ વખતે હે મહારાજ! અશ્વમેધ નામના મોટા યજ્ઞરૂપ પ્રાયશ્ચિત્ત વડે તમે પાપરહિત થશો; પૂર્વે વાયુસહિત ભગવાન્ ઇંદ્ર, શત્રુઓને જીતી, સો વખત એક એક યજ્ઞ કરી શતક્રતુ કહેવાયા અને પાપરહિત થયા; એ રીતે સ્વર્ગને જીતીને તે સુખોદય એવા લોકને પ્રાપ્ત થઈ, મરૂદ્ગણથી વીંટાઈને, દિશાઓને શોભાવતાં પોતે પણ શોભે છે.

આ વખતે સ્વર્ગલોક વિષે અપ્સરાઓએ સત્કાર કરેલા, શચીપતિ એવા તે ઇંદ્રની, ઋષિઓ તથા દેવતાઓ ઉપાસના કરે છે.) તેમજ હે અનઘ! તમે પણ પરાક્રમથી રાજાઓને જીત્યા અને આ પૃથ્વી તમને પ્રાપ્ત થઈ માટે હવે હે રાજન્! સંબંધીઓથી વીંટાયલા તમો, તે તે રાજાઓનાં શેહેર તથા દેશ પ્રત્યે જઈ, એમના ભાઈઓ, પુત્ર તથા પૌત્રનો પોતપોતાના રાજ્ય ઉપર અભિષેક કરો[૧૭,૧૮]. (અને ગર્ભસ્થ તથા બાળકોની રક્ષા કરો!! એ રીતે સર્વ પ્રકૃતિને રંજન કરતા પૃથ્વીની રાક્ષા કરો) અને જેમને કુમાર ન હોય, ત્યાં કન્યાને રાજ્યનો અભિષેક કરો!! એમ કરવાથી સ્ત્રીવર્ગની કામના પરિપૂર્ણ થશે, એટલે તમારો શોક ટળી જશે[૧૯]. હે ભારત! એ રીતે સર્વ દેશવિષે આશ્વાસના કરી જેમ પૂર્વે વિજય કરનાર ઇન્દ્રે યજન કર્યું હતું તેમ, તમે પણ અશ્વમેધથી યજન કરો[૨૦]. હે ક્ષત્રિયર્ષભ! કાળના બળે મોહ પમાડેલા તે મહાત્મા ક્ષત્રિયો, પોતાના કર્મવડે નાશને પ્રાપ્ત થયા માટે તેમનો શોચ કરવો તમને યોગ્ય નથી[૨૧]. હે ભારત! તમે બરાબર ક્ષત્ર ધર્મ પાળ્યો, તેથી તમને ચક્રવર્તિ રાજ્ય પ્રાપ્ત થયું. માટે હે કૌંતેય! પરલોક વિષે પણ કલ્યાણ આપનાર સ્વધર્મનું રક્ષણ કરો"[૨૨].

॥ अवाप्तः क्षत्रधर्मस्ते राज्यं प्राप्तमकंटकम् । रक्ष स्वधर्मं कौंतेय श्रेयान् यः प्रेत्य भारत ॥

**इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि प्रायश्चित्तीयोपाख्याने गुर्जरभाषायां त्रयस्त्रिंशत्तमोऽध्यायः ॥ ३३ ॥**

---

## અધ્યાય ૩૪ મો–પ્રાયશ્ચિત્ત વર્ણન.

**युधिष्ठिर उवाच ॥ कानि कृत्वेह कर्माणि प्रायश्चित्तीयते नरः ॥**

**॥ किं कृत्वा मुच्यते तत्र तन्मे ब्रूहि पितामह ॥**

યુધિષ્ઠિર કહે છેઃ—"હે પિતામહ! પુરૂષ કયાં કર્મ કરવાથી પ્રાયશ્ચિત્ત કરવાને અધિકારી થાય છે, અને શું કરવાથી પાપમુક્ત થાય છે તે તમે મને કહો"[૧]. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી, વ્યાસજી તે પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા, કે "જે વિહિત કર્મ ન કરે, અને નિષિદ્ધ કર્મ કરે તથા કપટ યુક્ત વ્યવહાર કરે, તે પુરૂષ પ્રાયશ્ચિત્ત કરવાને અધિકારી થાય છે[૨]. (બ્રહ્મચારી થઇ સૂર્યોદય પહેલાં ન ઉઠનાર, તેમજ સૂર્યાસ્ત સમયે સુઈ રહેનાર, ખરાબ નખવાળો, શ્યામ દાંતવાળો, જયેષ્ઠ બંધુના વિવાહ પહેલાં પોતાનો વિવાહ કરનાર કનિષ્ઠ બંધુ, લગ્ન થએલા કનિષ્ઠ બંધુનો લગ્ન ન થએલો જયેષ્ઠ બંધુ, બ્રહ્મહત્યા તથા પરનિંદા કરનાર, શ્વશુરની મોટી કન્યાનો વિવાહ થયા પહેલાં કનિષ્ઠ કન્યાની સાથે વિવાહ કરનાર; તેમજ કનિષ્ઠાના વિવાહ થયા પછી જયેષ્ઠાને પરણનાર, વ્રતધ્વંસ કરનાર, દ્વિજાતિનો વધ કરનાર, બ્રાહ્મણ થઈ અપાત્રવિષે દાન કરનાર, તથા પાત્રવિષે દાન ન કરનાર, હે કૌંતેય! સમૂહને હણનાર, નર, પશુ, આદિને વેચનાર, અગ્નિનો ત્યાગ કરનાર, વેદનો વિક્રય કરનાર, ગુરૂ તથા સ્ત્રીનો વધ કરનાર, કારણવિના પશુહત્યા કરનાર, કોઈના ઘરમાં અગ્નિ મૂકી બાળી નાખનાર, મિથ્યા વચન બોલનાર, ગુરૂથી અત્યાચાર થઇ તેની મર્યાદા છોડી દેનાર અને પોતાના કુળધર્મને છોડી દેનાર, એટલા પ્રાયશ્ચિત્ત કરવાને અધિકારી થાય છે. હવે વેદ તથા શાસ્ત્રથી વિરૂદ્ધ જે અકાર્ય છે તે હું કહું છું તે એકાગ્ર મનવડે તું શ્રવણ કર[૩]. સ્વધર્મનો પરિત્યાગ, પરધર્મનું આચરણ, અયાજ્ય યાજન, અભક્ષ્ય ભક્ષણ, શરણાગતનો ત્યાગ, ચાકરનું પોષણ ન કરવું, લવણ—ગુડાદિ રસનો વિક્રય, પશ્વાદિનો વધ, પોતે શક્તિમાન છતાં અગ્નિહોત્રાદિ કર્મ ન કરનાર, હે ભારત!

નિત્ય દેવા લાયકને સર્વ ચીજ ન દેનાર, કહેલી દક્ષિણા ન દેનાર, બ્રાહ્મણના દ્રવ્યનું ગ્રહણ, એ સર્વ અકાર્ય છે, એમ ધર્મ જાણનાર પુરૂષો કહે છે[૪-૭]. (પુત્ર, ધનાદિ માટે પિતાસાથે કલહ કરે, ગુરૂની સ્ત્રીપ્રત્યે ગમન કરે, અને હે નરવ્યાઘ્ર ! ધર્મપત્નીની વિષે ઋતુકાળે મૈથુન ન કરનાર પણ અધાર્મિક થાય,) જે કરવાથી તથા ન કરવાથી પુરૂષ પ્રાયશ્ચિત્તનો અધિકારી થાય છે, એટલાં આ કર્મ વિસ્તાર તથા સંક્ષેપથી મેં કહ્યાં[૮]. હવે એજ કર્મ જે નિમિત્તવડે કરવાથી પુરૂષ પાપવડે લિપ્ત ન થાય; તે હું કહું તે સાંભળો[૯]. વેદનો પારંગત બ્રાહ્મણ પણ હણવાની ઇચ્છાથી હાથમાં શસ્ત્ર લઇ સંગ્રામમાં સામે આવે, તો તેની સામે જઈ તેને હણનાર બ્રહ્મહત્યારો થાય નહિ[૧૦]. (એ વિષે હે કૌંતેય ! વેદમાં મંત્ર કહેલો છે માટે વેદ પ્રમાણે વિહિત ધર્મ હું તને કહું છું. પોતાના વ્રતથી રહિત સંગ્રામમાં શસ્ત્ર લઇ સામે આવનાર બ્રાહ્મણને જે હણે તે બ્રહ્મહત્યારો થાય નહિ, કેમ કે હત્યા કરનારનો ક્રોધ, તે શત્રુના ક્રોધપ્રત્યે જઇ પર શરીરદ્વારા તેના પ્રાણ હરણ કરે છે. તેમજ અસાધ્ય રોગાદિ વડે પ્રાણનો નાશ ઉપસ્થિત થાય, તે વખતે ધર્મિષ્ઠ ચિકિત્સકના ઉપદેશથી મદિરાપાન કરે અથવા અજ્ઞાનથી કરે તે ફરી સંસ્કાર કરવાથી પાપમુક્ત થાય છે. હે કૌંતેય ! પ્રથમ જે અભક્ષ્ય-ભક્ષ્યાદિક કહ્યું તે સર્વનું પ્રાયશ્ચિત્ત કરવાથી પાપનો ધ્વંસ થાય છે. ગુરૂની આજ્ઞાથી ગુરૂની સ્ત્રીપ્રત્યે ગમન કરવાથી પાપ થતું નથી, કેમ કે મહર્ષિ ઉદ્દાલકે પોતાના શિષ્યથકી પોતાના પુત્ર શ્વેતકેતુને ઉત્પન્ન કર્યો હતો. જે કોઇ ગુરૂ માટે આપત્કાળવિષે બ્રાહ્મણ-ભિન્ન જાતિનું ધન હરણ કરે, તે ચૌર્યદોષવડે દૂષિત થાય નહિ. પોતાના અને પારકાના પ્રાણરક્ષણ માટે, ગુરૂનું કાર્ય સાધવા માટે, સ્ત્રીને સંતોષ થવા માટે તથા કોઇના વિવાહ માટે જૂઠું બોલવાથી દોષ થતો નથી. બ્રહ્મચારીનું વીર્ય સ્ખલન થાય તો તેને ફરીથી સંસ્કાર કરવો પડે નહિ, પરંતુ કેવળ સમિદ્ધ અગ્નિવિષે ઘીનો હોમ કરવો એજ પ્રાયશ્ચિત્ત કહેલું છે. જ્યેષ્ઠ ભ્રાતા પતિત વા સંન્યાસી હોય તો, એના વિવાહ થયા પહેલે કનિષ્ઠ પોતાના વિવાહ કરે તો દોષભાગી થાય નહિ. કામાર્ત્તા સ્ત્રીની પ્રાર્થનાથી પારદાર્ય, તેના ધર્મનું દૂષક થતું નથી. વિધિથી સંસ્કાર કરેલ પશુ પવિત્ર થાય છે માટે શ્રાદ્ધાદિ નિમિત્તવિના પશુહત્યા વા પશુહત્યાનો ઉપદેશ દોષકારી થાય છે. અજ્ઞાનતાથી અયોગ્યને દાન અને યોગ્યને અદાન પણ દોષાવહ થતું નથી. સ્ત્રી વ્યભિચારિણી હોય તો તેનો પરિત્યાગ કરવો તેથી તે સ્ત્રી પવિત્ર થાય છે અને તેનો સ્વામી પાપ વડે લિપ્ત થતો નથી. સોમનું તત્વ જાણી તેનો વિક્રય, અસમર્થ ચાકરનો પરિત્યાગ, તથા ગાયોની રક્ષા માટે વનદાહ, એ દોષકારક થતાં નથી. હે ભારત ! જે કર્મ કરવાથી દોષ થાય નહિ એવાં આ કર્મ કહ્યાં, હવે વિસ્તારથી પ્રાયશ્ચિત્ત કહું તે સાંભળો.")

॥ उक्तान्येतानि कर्माणि यानि कुर्वन्न दुष्यति । प्रायश्चित्तानि वक्ष्यामि विस्तरेणैव भारत ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि प्रायश्चित्तीये गुर्जरभाषायां चतुस्त्रिंशत्तमोऽध्यायः ॥ ३४ ॥

## અધ્યાય ૩૫ મો-પ્રાયશ્ચિત્તાધ્યાય.

व्यास उवाच ॥ तपसा कर्मणा चैव प्रदानेन च भारत ।

॥ पुनाति पापं पुरुषः पुनश्चेन्न प्रवर्तते ॥

વ્યાસ કહે છેઃ—"હે ભારત ! પુરૂષ એકવાર પાપ કરી, પુનઃ જો પાપવિષે પ્રવર્તમાન ન થાય, તો કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપથી, યજ્ઞાદિ કર્મથી, તથા ગાય આદિના દાનથી પોતાના પાપને

દૂર કરે છે[1]. બ્રહ્મહત્યા કરનાર પુરૂષ, કપાળ તથા ખટ્વાંગ ધારણ કરી, ભિક્ષા માગી, એકવાર, ભોજન કરે, દારાદિરહિત, હંમેશ અતિ મેહેનત કરનાર, બ્રહ્મચર્ય વ્રત પાળનાર, ઈર્ષ્યા ન કરનાર, ભૂતળવિષે શયન કરનાર, તથા લોકવિષે પોતાનું કુકર્મ પ્રકાશ કરનાર એવો તે, પૂરાં બાર વર્ષે બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે[2,3]. અથવા પ્રાયશ્ચિત્ત ઉપદેશ કરનાર વિદ્વાનોની તથા પોતાની ઇચ્છાથી શસ્ત્રધારીના શસ્ત્રથી જીવિતનો ત્યાગ વા પ્રજ્વલિત અગ્નિમાં દેહપાત કરનાર, વા નીચું મસ્તક રાખી વેદનો પાઠ કરતાં કરતાં દેહત્યાગ કરનાર, ત્રણસો યોજન તીર્થયાત્રા પગવડે કરનાર, વેદ જાણનાર બ્રાહ્મણને સર્વસ્વ, વા જીવનોપયોગી ધનદાન, અથવા ઉપસ્કરસહિત ગૃહદાન કરનાર વા ગાય-બ્રાહ્મણની રક્ષા કરનાર પણ બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે. જે કૃચ્છ્રની રીતે એટલે ત્રણ દિવસ પ્રાતઃકાળે, ત્રણ દિવસ સાયંકાળે, ત્રણ દિવસ અયાચિત અને ત્રણ દિવસ ઉપવાસ કરે, તે છ વર્ષે, તેમજ એક મહિનામાં સાત દિવસ પ્રાતઃકાળે, સાત દિવસ સાયંકાળે, સાત દિવસ અયાચિત, અને સાત દિવસ ઉપવાસ કરે, તે ત્રણ વર્ષમાં, તેમજ એક માસ પ્રાતર્ભોજન, એક માસ સાયંભોજન, એક માસ અયાચિત તથા એક માસ ઉપવાસ કરે, તે એક વર્ષમાં અને જે કેવળ ઉપવાસથી કાળ નિર્ગમન કરે તે થોડા દિવસમાં બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે. તેમજ અશ્વમેધ યજ્ઞવડે પણ બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે, એમાં સંશય નહિ. અને જે કોઇ પાપી, યજ્ઞના અંતે અવભૃથ સ્નાન કરે છે તેઓ પણ સર્વ પાપરહિત થાય છે, એમ શ્રુતિમાં કહેલું છે! જે, યુદ્ધવિષે બ્રાહ્મણ માટે પોતાના પ્રાણનો ત્યાગ કરે, તે પણ બ્રહ્મહત્યાથી મુક્ત થાય છે[4,5]. (જે, પાત્ર બ્રાહ્મણોને હજાર ગાય આપે, તે બ્રહ્મહત્યા તથા સર્વ પાપથી મુક્ત થાય છે, જે, દૂધવાળી પચ્ચીશ હજાર કપિલા ગાયનું દાન આપે, તે પણ સર્વ પાપથી મુક્ત થાય છે, જે, પ્રાણસંશય વખતે સાધુ એવા દરિદ્ર બ્રાહ્મણોને દૂધ તથા વાછરડાંવાળી હજાર ગાય આપે, તે પણ પાપથી મુક્ત થાય છે, હે મહીપાલ! જે, નિયમશીલ બ્રાહ્મણોને કાંબોજદેશીય શત અશ્વનું દાન કરે તે પણ પાપથી મુક્ત થાય છે. હે ભારત! જે એક બ્રાહ્મણને પણ તેની ઇચ્છા પ્રમાણે ગૃહક્ષેત્રાદિ આપી, તેનું લોકવિષે કીર્ત્તન ન કરે તે પણ સર્વ પાપથી મુક્ત થાય છે. જે, એકવાર સુરાપાન કરે, તે અગ્નિવર્ણ સુરાપાન કરવાથી આ લોક તથા પરલોકવિષે પોતાના આત્માને પવિત્ર કરે છે. પર્વત ઉપરથી પતન, અગ્નિ પ્રવેશ, અને હવિષ્યાન્ન ભોજન કરે તે, સર્વ પાપથી મુક્ત થાય છે. સુરાપી બ્રાહ્મણ, બૃહસ્પતિ નામના સત્રથી પુનઃ બ્રાહ્મણ થઇ બ્રહ્માના લોકમાં જાય છે, એવી શ્રુતિ છે. તેમજ સુરાપાન કરનાર પુરૂષ, વિમત્સર થઇ પૃથ્વીના દાનરૂપ પ્રાયશ્ચિત્ત કરે અને પુનઃ જો તેનું પાન ન કરે, તો તે નિષ્પાપ થાય છે, જે, ગુરૂપત્નીની પ્રત્યે ગમન કરે, તે તપ્ત લોહમયી શિલાવિષે શયન કરે અથવા પોતાનું શિશ્ન છેદન કરી, ઉંચી દૃષ્ટિ રાખી, વનમાં ગમન કરી, પોતાના શરીરનો ત્યાગ કરે ત્યારે તે પાપથી મુક્ત થાય છે. સ્ત્રીજન, આહાર-વિહાર પરિત્યાગ પૂર્વક નિયમ પાળે તો, વર્ષ દિવસે પાપથી મુક્ત થાય છે. જે, મહાવ્રત કરે, બ્રાહ્મણને સર્વસ્વ આપે અથવા ગુરૂના કાર્ય માટે યુદ્ધમાં પ્રાણનો ત્યાગ કરે તે અશુભ કર્મથી મુક્ત થાય છે, જે, ગુરૂ સાથે મિથ્યા ભાષણ કરે અને તેનો પ્રતિરોધ કરે તે તેનું પ્રિય કાર્ય કરવા વડે તે પાપથી મુક્ત થાય છે. સ્ત્રીસંસર્ગાદિથી નિયમનું ઉલ્લંઘન કરનાર બ્રહ્મચારી, બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત તથા છ માસ ગોચર્મનું પરિધાન કરે ત્યારે તે પાપથી મુક્ત થાય છે, પરસ્ત્રી તથા પરધનનું હરણ કરનાર, વર્ષપર્યંત વ્રત કરવાવડે તે પાપથી મુક્ત થાય છે વા જેનું ધન અપહરણ કરે તેને પાછું તેટલુંજ ધન વિવિધ પ્રકારના ઉપાયથી આપે છે ત્યારે તે પાપથી મુક્ત થાય છે. જ્યેષ્ઠ ભ્રાતાનો વિવાહ થયા વિના પોતાનો વિવાહ કરનાર કનિષ્ઠ ભ્રાતા

તથા તેનો જ્યેષ્ઠભ્રાતા એ બન્ને, ઇંદ્રિયો નિયમમાં રાખી બાર દિવસનું કૃચ્છ પ્રાયશ્ચિત્ત કરવાથી પવિત્ર થાય છે. પણ પુનઃ જ્યેષ્ઠના વિવાહ થયા પછી પિતૃઓને તારવા ઇચ્છનારે, પોતાનો વિવાહવિધિ તેજ સ્ત્રી સાથે કરવો તે વિના શુદ્ધિ થાય નહિ અને તેમ કરવાથી તે પૂર્વ વિવાહિત સ્ત્રી પણ પાપથી લિપ્ત થતી નથી. સ્ત્રીઓ, મહાપાપનો યોગ હોય, તોપણ ચાતુર્માસ્યમાં એકાંતર વ્રતવડે શુદ્ધ થાય છે, એમ ધર્મને જાણનાર પુરૂષો કહે છે. સ્ત્રીઓનો એકવાર વ્યભિચાર થયો હોય તો અથવા માનસિક વ્યભિચાર થયો હોય તો, તે વાત જાણુ-નાર પુરૂષે જ્યાં સુધી પુનઃ રજોદર્શન ન થાય, ત્યાં સુધી તે પ્રત્યે ગમન કરવું નહિ. અને રજોદર્શન થયા પછી ગમન કરવું; કેમ કે સ્ત્રી રજોદર્શનરૂપ પ્રાયશ્ચિત્તવડે, જેમ ભસ્મવડે પાત્ર શુદ્ધ થાય છે તેમ, શુદ્ધ થાય છે. કાંસ્યપાત્ર શૂદ્રનું ઉચ્છિષ્ટ થયું હોય, ગાયે સુંઘ્યું હોય વા બ્રાહ્મણના ગંડૂષથી દૂષિત થયું હોય તો, તે પાત્ર, પંચગવ્ય, માટી, જળ, ભસ્મ, આમ્લ તથા વહ્નિ, એ દશવડે શુદ્ધ થાય છે. ધર્મ તથા પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણને પરિપૂર્ણ ચતુ-ષ્પાદ, ક્ષત્રિયને ત્રિપાદ, વૈશ્યને દ્વિપાદ, અને શૂદ્રને એકપાદ છે, કેમ કે એમને એવી રી-તનું વિધાન છે. એ રીતે શૌચાદિ ધર્મના ગુરૂલાઘવનો નિશ્ચય જાણવો. જે, પશુ પક્ષિનો વધ વા પિપ્પલાદિ ભિન્ન બીજા વૃક્ષોનું છેદન કરે, તે ત્રણ રાત્ર વાયુ ભક્ષણ કરે અને પો-તાનું કર્મ કહી બતાવે, તેથી શુદ્ધ થાય છે, હે રાજન્ ! જે, અગમ્યાગમન કરે તે છ માસ પર્યંત ભીનું વસ્ત્ર પેહેરી ભસ્મમાં શયન કરે તો પવિત્ર થાય છે. સર્વ અકાર્યનો આજ વિધિ છે, એટલે મદ્યપાનાદિક અકાર્ય કરનાર ભસ્મશયનપુરઃસર રૂદ્રાધ્યાયના જપથી શુદ્ધ થાય છે માટે બ્રહ્માના કહેલા વિધિ વડે દૃષ્ટાંતભૂત આગમ તથા તેમાં કહેલા હેતુવડે જેવું પાપ, તે પ્રમાણે તેનું પ્રાયશ્ચિત્ત કરવું. જે બ્રાહ્મણ હિંસારહિત, મિતભાષી, અને પરિમિત ભોજન કરનાર, રાગદ્વેષ, માન–અપમાન શૂન્ય થઇ, પવિત્ર સ્થાનમાં બેશી ગાયત્રીજપ કરે તે સર્વ પાપથી મુક્ત થાય છે. જે દ્વિજ, દિવસે હમેશ ઉભો રહે, રાત્રિએ અનાવૃત સ્થળમાં શયન કરે, ત્રણવાર દિવસે તથા ત્રણવાર રાત્રિએ વસ્ત્રસહિત સ્નાન કરે, સ્ત્રી, શૂદ્ર તથા પતિત સાથે ભાષણ ન કરે, તે અજ્ઞાનકૃત પાપથી મુક્ત થાય છે. હે રાજન્ ! મનુ-ષ્ય, ભૂતસાક્ષિક એવાં શુભ તથા અશુભના ફળને મરણ પામ્યા પછી પ્રાપ્ત થાય છે. તેમાં જે અધિક હોય, તેનાં ફળને પ્રાપ્ત થાય માટે દાન, તપ તથા કર્મવડે શુભ ફળ વધારવું અને અશુભનું પ્રાયશ્ચિત્ત કરવું, પણ જેમ અધિક પુણ્યવાન થવાય તેમ કરવું. જે નિત્ય શુભ કર્મ કરે, પાપ કર્મથી નિવૃત્ત થાય તથા નિરંતર ધનનું દાન આપે, તે પાપથી મુક્ત થાય છે. પાપના અનુરૂપ પ્રાયશ્ચિત્ત કહ્યું છે. એ રીતે મહાપાતકના સિવાય સર્વ પાપનું પ્રાયશ્ચિત્ત કહેલું છે, અભક્ષ્યાભક્ષ્ય, બીજાં પાપ, તથા વાચ્યાવાચ્યમાં અજ્ઞાનકૃત અને જ્ઞાન-કૃત બે પ્રકાર છે, તેનાં પ્રાયશ્ચિત્ત કહેલાં છે. તેમાં જાણીને કરેલું સર્વ પાપ ઘણું થાય છે. અને અજ્ઞાનથી કરેલાનો થોડો દોષ થાય છે તેનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે. એ રીતે શાસ્ત્ર પ્રમાણે કહેલા વિધિથી પાપ ટાળવા સમર્થ થવાય છે, પણ આ વિધિ શ્રદ્ધાવાન્ માટે કહેલો છે. નાસ્તિક, અશ્રદ્ધાવાન્ તથા દંભ–દ્વેષવાળા પુરૂષોને આ વિધિ કહેલો નથી, એટલે તેઓ પ્રાય-શ્ચિત્ત કરવાથી પણ પાપમુક્ત થતા નથી.) હે ધર્મભૃતાંવર ! હે નરવ્યાઘ્ર ! આ લોક તથા પરલોકમાં સુખને ઇચ્છતા પુરૂષે, શિષ્ટાચાર તથા શિષ્ટ ધર્મનું સેવન કરવું[૬]. હે રાજન્ ! તમે શિષ્ટાચાર પ્રમાણે રાજધર્મથી શત્રુઓનો નાશ કર્યો છે તે માટે પાપથી મુક્ત થશો[૭], (અથવા તમને "હું પાપી છુ" એમ જાણી ખેદ થતો હોય તો પ્રાયશ્ચિત્ત કરો ! ! પણ અનાર્યજુષ્ટ એવા શોકવડે તમે નિધનને પ્રાપ્ત થાઓ માં ! ! કારણ એમ કરવું તમને

ઉચિત નથી".) વૈશંપાયન કહે છે, હે જનમેજય! એ રીતે ભગવાન વ્યાસજીના વચનથી ધર્મરાજ યુધિષ્ઠિર, મુહૂર્ત પર્યંત મનમાં વિચાર કરી, તપરૂપી ધનવાળા વ્યાસજી પ્રત્યે આવી રીતે પૂછવા લાગ્યા[८].

॥ एवमुक्तो भगवता धर्मराजो युधिष्ठिरः । चिंतयित्वा मुहूर्तेन प्रत्युवाच तपोधनम् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि प्रायश्चित्तीये गुर्जरभाषायां पंचत्रिंशत्तमोऽध्यायः ॥ ३५ ॥

## અધ્યાય ૩૬ મો–ભક્ષ્ય, અભક્ષ્યાદિ નિર્ણય.

युधिष्ठिर उवाच ॥ किं भक्ष्यं चाप्यभक्ष्यं च किं च देयं प्रशस्यते ।
॥ किं च पात्रमपात्रं वा तन्मे ब्रूहि तपोधन ॥

યુધિષ્ઠિર પૂછે છેઃ—"હે પિતામહ! ભક્ષ્ય શું? અભક્ષ્ય શું? ઉત્તમ દાન શું! પાત્ર શું? અને અપાત્ર શું? તે સર્વ મને કહો"[૧]. વ્યાસ કહે છેઃ " આ પ્રસંગે હું, સિદ્ધો તથા પ્રજાપતિ મનુના સંવાદરૂપ પુરાતન ઇતિહાસ કહું છું તે તમે સાંભળો[૨]. પૂર્વે આદિ કાળવિષે વ્રતમાં તત્પર એવા ઋષિઓએ, બેઠેલા અને સમર્થ એવા મનુ પાસે જઇને આવી રીતે તેને ધર્મ સંબંધી પ્રશ્ન પૂછયો[૩]. "હે પ્રજાપતે! કેવી રીતનું અન્ન ભક્ષણના યોગ્ય છે? પાત્ર કોણ? અધ્યયન તથા તપ કેવી રીતે કરવું? તથા જે કંઈ કાર્યાકાર્ય હોય તે સર્વ અમને કહો"[૪]. તેઓએ એ રીતે પૂછયું; ત્યારે સ્વાયંભુવ મનુ, તેઓ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, "(વિસ્તાર તથા સંક્ષેપથી હું યથાશાસ્ત્ર તમને ધર્મ કહું તે સાંભળો!! જપ, હોમ, ઉપવાસ, આત્મજ્ઞાન, પવિત્ર નદીઓ, જ્યાં જપાદિમાં તત્પર બ્રાહ્મણ હોય તેવો દેશ, બ્રહ્મગિરિ આદિ પર્વત, સુવર્ણ પ્રાશન, રત્નસ્નાન, સુવર્ણ સ્નાન, દેવસ્થાનાભિગમન, આજ્યપ્રાશન, આ પવિત્ર અને સામાન્ય પ્રાયશ્ચિત્તો, વિશેષ જેનો દોષ કહ્યો નથી એવાં પાપ કરનાર પુરૂષને પવિત્ર કરે છે એમાં સંશય નથી. દીર્ઘ આયુષ્યને ઇચ્છનાર પ્રાજ્ઞ માણસે, ક્યારે પણ ગર્વ કરવો નહિ, અને કદી ગર્વ કરે તો ત્રણ રાત્ર પર્યંત ધર્મશાસ્ત્રોક્ત તપ્તકૃચ્છ્ર કરે, બ્રાહ્મી ઈત્યાદિનો ક્વાથ પીએ,) ન આપેલી વસ્તુનું અગ્રહણ, દાન, અધ્યયન, તપ, અહિંસા, સત્ય, અક્રોધ, તથા યજ્ઞ, એ ધર્મનાં લક્ષણ છે[૫,૬]. (તે ધર્મ, કોઇ તેવા દેશ–કાલવિષે અધર્મરૂપ થાય છે અને સ્તેય, અનૃત ઇત્યાદિ અધર્મ, ધર્મરૂપ થાય છે, એ રીતે સ્તેય, અનૃત તથા હિંસા, અવસ્થાવિષે ધર્મરૂપ થાય છે. એટલે કે, પ્રાણ જતો હોય તે વખતે સ્તેયાદિક અધર્મને ધર્મત્વ, અને અસ્તેયાદિક ધર્મને અધર્મત્વ છે.) વિશેષ જાણનાર પુરૂષોને ધર્મ તથા અધર્મ બે પ્રકારના છે. તેમજ લૌકિક તથા વૈદિક રીતિથી પ્રવૃત્તિ–અપ્રવૃત્તિ પણ બે પ્રકારની છે[૭]. (તેમાં અપ્રવૃત્તિનું ફળ મોક્ષ છે અને પ્રવૃત્તિનું ફળ જન્મ–મરણાદિ છે.) તેમાં પણ અશુભ કર્મનું ફળ અશુભ અને શુભ કર્મનું ફળ શુભ થાય છે, અને શુભાશુભ બન્ને મિશ્રિતનું ફળ પણ તેવુંજ થાય છે[૮]. (દેવતાઓનું આરાધન, શાસ્ત્રવિહિત કર્મ, વ્યાવહારિક કાર્ય તથા ઉદ્યમ; એ ચારમાંથી કંઇ પણ ઇચ્છાપૂર્વક કરે" તો નીચ પુરૂષોને પણ તેનું શુભ ફળ થાય છે.) જે, પોતાના મનમાં આ કર્મ પાપ બાળતું હશે, એમ સંદેહ થયા પછી પણ લોકમાં યશ માટે નિત્યકર્મ કરે, વા શત્રુનાશાદિ માટે શ્યેનયાગાદિક અપેક્ષાપૂર્વક કરે, તેને બંને લોકમાં તેનું ફળ થતું નથી; કેમ કે એમ કરવાથી ઉલટું પ્રાયશ્ચિત્ત કરવાને કહેલું છે[૯]. ક્રોધ તથા મોહથી મનને પ્રિય

અથવા અપ્રિય જે કંઈ પાતક કર્યું હોય તે, દૃષ્ટાંત, શાસ્ત્ર તથા યુક્તિથી શરીરને ક્લેશરૂપ ઉપવાસાદિ, હવિષ્યનું અશન, પવિત્ર જપ તથા તીર્થાટન શ્રમાદિરૂપ પ્રાયશ્ચિત્ત વડે શાંત થાય છે. રાજા, અપરાધીને દંડ ન દે તો એક રાત્રિ ઉપવાસ કરે અને પુરોહિત, રાજાને દંડ આપવાનો ઉપદેશ ન કરે તો તે ત્રણ રાત્રિ ઉપવાસરૂપ પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધ થાય છે[૧૦-૧૨]. જે, પુત્રાદિ મરણ નિમિત્તના શોકથી પોતાના વધ માટે પ્રવર્તમાન થયો હોય તથાપિ મરણ થયું નહિ અને જીવતો રહે, તો તે ત્રણ રાત્રિ ઉપવાસરૂપ પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થાય છે[૧૩]. પોતાની જે બ્રાહ્મણત્વાદિ જાતિ, ગૃહસ્થાદિકની પંક્તિ, પોતાની જન્મભૂમિ તથા પોતાના કુળધર્મનો ત્યાગ કરે; તેને પ્રાયશ્ચિત્ત છેજ નહિ[૧૪]. કોઈ વખતે ધર્મમાં સંશય પડે, તો દશ બ્રાહ્મણ વેદશાસ્ત્ર જાણનાર, અને ત્રણ બ્રાહ્મણ ધર્મશાસ્ત્ર જાણનાર, જેને ધર્મ કહે તે ધર્મ જાણવો[૧૫]. (અને બળદ, મૃત્તિકા, ઝીણી કીડિયો, ઝીણા ગુચ તથા વિષ,) શલ્ક વર્જિત મત્સ્ય, કાચબા વગરના ચાર પગવાળા પ્રાણી, મંડૂક આદિ લઇ જળચર, ભાસ, હંસસુપર્ણ, ચક્રવાક, પ્લવ, બક, કાક, મદ્ગુ, ગૃધ્ર, શ્યેન, ઘુવડ, માંસ ખાનાર દાઢવાળાં સર્વ, ચાર પગવાળાં પક્ષીઓ, બે તરફ દાંતવાળાં, ચાર દાંતવાળાં, એઓનું માંસ બ્રાહ્મણોને અભક્ષ્ય છે[૧૬-૧૮]. મેષી, વડવા, ગર્દભી, ઉષ્ટ્રી, સૂતિકા ગાય, માનુષી તથા મૃગી, એઓનું દુગ્ધ બ્રાહ્મણોને અપેય-પીવા યોગ્ય નથી[૧૯]. પ્રેતાન્ન, સૂતિકાન્ન, તેમજ દશ દિવસ થયા પહેલાં ગાયનું દૂધ અભોજ્ય તથા અપેય છે[૨૦]. રાજાનું અન્ન તેજની, શૂદ્રનું અન્ન બ્રહ્મતેજની, સુવર્ણકારનું તથા પતિ-પુત્રહીન સ્ત્રીનું અન્ન, આયુષ્યની હાનિ કરે છે[૨૧]. વ્યાજના ઉદ્યમથીજ પોતાની જીવિકા ચલાવનારનું અન્ન વિષ્ટાતુલ્ય, વેશ્યાનું, સ્ત્રીની કમાઈ ખાનારનું તથા સ્ત્રૈણનું અન્ન શુક્ર સમાન છે[૨૨]. અગ્નિષ્ટોમીય વપા હોમથી પૂર્વે દીક્ષિતનું, કદર્યનું, યજ્ઞ વિક્રય કરનારનું, સુતારનું, મોચીનું, વ્યભિચારિણી સ્ત્રીનું, ધોબીનું, વૈદ્યનું, કોટવાળનું, ઘણાથી જીવનારનું, ગ્રામથી જીવનારનું, રંગ તથા સ્ત્રીથી જીવનારનું, લગ્ન કરેલા નાના ભાઈના લગ્ન ન કરેલા જ્યેષ્ઠ બંધુનું, બંદિનું, દ્યૂત કરનારનું અન્ન તથા વામહસ્ત હુત, વાશીભાત, સુરા મિશ્રિત, ઉચ્છિષ્ટ, કુટુંબને ન દઈ પોતાને માટે રાખેલું; એ સર્વ અન્ન અભોજ્ય છે. પિષ્ટ, ઇક્ષુ, શાક તથા દુગ્ધના વિકાર, સથવો, ભુંજેલા યવ, તથા દહીં ભેળેલો સાથવો, એટલા પદાર્થ ઘણા દિવસના હોય તો ખાવા નહિ. દૂધપાક, તિલમિશ્ર ઓદન, માંસ તથા માલપૂઆ, એ પણ દેવતાના ઉદ્દેશવિના કરેલા હોય તો ગૃહમેધી બ્રાહ્મણોએ અભક્ષ્ય છે. ગૃહસ્થ મનુષ્યે, બ્રાહ્મણ, દેવ, ઋષિ, પિતૃઓ તથા ઘરના દેવતાઓની પૂજા કરી, પછી ભોજન કરવું યોગ્ય છે. પ્રવ્રજિત સંન્યાસીની પેઠે, ઘરમાં નિરભિમાન થઇ રહેનાર, પુત્રાદિક તથા સ્ત્રીઓ સાથે પણ તેવી રીતે વર્તનાર બ્રાહ્મણ ધર્મને પામે છે. યશની ઇચ્છાથી વા ભયથી ઉપકારીને દાન આપવું નહિ. તેમજ નૃત્ય તથા ગીત પરાયણ, હસાવનાર, ભાંડ ઈત્યાદિને, મત્તને, ઉન્મત્તને, ચોરી કરનારને, નિંદકને, મુંગાને, વિવર્ણ અંગવાળાને, અંગ હીનને, ઠીંગણાને, દુર્જનને, દુષ્કુલીનને, તથા વ્રતવડે સંસ્કાર ન કરેલાને દાન આપવું નહિ[૨૩-૩૧]. (વેદરહિત એવા અશ્રોત્રિયને દાન આપવું નહિ. અનુત્તમ દાન અને અનુત્તમ પ્રતિગ્રહ; એ દાતા તથા પ્રતિગ્રહીતા બન્નેને શ્રેયસ્કર નથી. જેમ ખેરના કાષ્ઠનો અથવા શિલાનો આશ્રય કરી સમુદ્રને તરવા જાય, તો તે તરવા જનાર સમુદ્રમાં ડૂબી જાય, તેમજ અપાત્રને દેનાર તથા પ્રતિગ્રહ કરનાર બન્ને ડૂબે છે એટલે જેમ પાષાણના વહાણમાં બેસનાર વહાણ સાથે પોતે ડૂબે છે તેમજ પોતે તરનાર નહિ એવા અપાત્રને દાન આપવાથી તેની સાથે દાતા પણ ડૂબે છે) જેમ આર્દ્ર કાષ્ઠ વિષે રહેલો અગ્નિ, દેદીપ્યમાન થતો નથી અને ઉલટો તેમાં શાંત થાય તેમજ તપ, સ્વાધ્યાય તથા શુદ્ધ ચરિત્રથી હીન

પ્રતિગ્રહી, દાતાને પાપમાં લીન કરે છે[૩૨]. (જેમ ઠીકરામાં રહેલું જળ, અને કૂતરાના ચર્મમાં રહેલું દુગ્ધ શોભે નહિ, તેમજ વ્રતહીન વિષે રહેલું શાસ્ત્રસ્થાન દોષવડે શોભે નહિ. મંત્ર તથા વ્રતરહિત, શાસ્ત્રને ન જાણનાર એવો જે, હોય પણ ગુણ વિષે દોષારોપણ ન કરતો હોય તો તેને દયાથી દાન આપવું. તેમજ વ્રતરહિત, હીન, દીન તથા આતુર હોય તેને પણ " આ આપણો ઇષ્ટકારી છે " એમ જાણીને વા ધર્મ બુદ્ધિથી દાન દેવું નહિ, કેવળ દયાથી આપવું. વેદરહિત બ્રાહ્મણને જે કંઈ દીધું તે બધું નિષ્ફળ થાય છે, અને ઉલટો પોતે અપાત્ર દોષવડે યુક્ત થાય છે, એમાં સંશય નહિ.) જેવો કાષ્ઠમય હસ્તી, જેવો ચર્મમય મૃગ, તેવોજ અધ્યયન ન કરેલો બ્રાહ્મણ છે, એ ત્રણે કેવળ નામ માત્ર ધારણ કરે છે[૩૩]. જેમ નપુંસક પુરૂષ, સ્ત્રીવિષે નિષ્ફળ થાય છે, જેમ ગાય વિષે ગાય અફળાય છે, તથા જેમ પક્ષવિનાનો પક્ષી છે તેમ મંત્ર વગરનો બ્રાહ્મણ જાણવો[૩૪]. જેમ સડેલું ઘાસ, ધાન્ય, નિર્જળ કૂપ અને અગ્નિ વગરના સ્થાનમાં કરેલો હોમ નિષ્ફળ છે, તેમજ મૂર્ખને આપેલ દાન નિષ્ફળ છે[૩૫]. દેવ તથા પિતૃઓના હવ્ય-કવ્યને નાશ કરનાર અને અર્થહરનાર મૂર્ખ બ્રાહ્મણ, યજમાનનો શત્રુ જાણવો[૩૬]. હે યુધિષ્ઠિર ! હે ભરતર્ષભ ! સાંભળવા યોગ્ય આ મોટું વ્રત જે રીતે તમે પૂછયું હતું, તે પ્રમાણે મેં સંક્ષેપથી તમને સર્વ કહ્યું[૩૭]. "

॥ एतत्ते कथितं सर्वं यथावृत्तं युधिष्ठिर । समासेन महद्ध्येतत् श्रोतव्यं भरतर्षभ ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि व्यासवाक्ये गुर्जरभाषायां षट्त्रिंशत्तमोऽध्यायः ॥ ३६ ॥**

---

## અધ્યાય ૩૭ મો-યુધિષ્ઠિરનો નગરપ્રવેશ.

**युधिष्ठिर उवाच ॥ श्रोतुमिच्छामि भगवन् विस्तरेण महामुने ॥**

**॥ राजधर्मान् द्विजश्रेष्ठ चातुर्वर्ण्यस्य चाखिलान् ॥**

યુધિષ્ઠિર પૂછે છેઃ—" હે ભગવન્ ! હે મહામુને ! હે દ્વિજશ્રેષ્ઠ ! હું રાજાઓના ધર્મ તથા ચાર વર્ણના સમગ્ર ધર્મ વિસ્તારથી શ્રવણ કરવાને ઇચ્છું છું[૧]. હે દ્વિજોત્તમ ! આપત્કાલવિષે કેવી રીતે નીતિ પાળવી ? હું ધર્મમાર્ગનું અવલંબન કરી કેવી રીતે પૃથ્વીને વશ કરૂં ?[૨] પ્રસંગે કરી અભિમુખ એવી ઉપવાસાત્મિક આ પ્રાયશ્ચિત્ત કથા, મને હર્ષ ઉત્પન્ન કરતી હોય તેમ લાગે છે[૩]. ધર્મચર્યા અને રાજ્ય પરસ્પર વિરોધિ છે; એ વિષે હું નિરંતર વિચાર કરૂં છું, ત્યાં મારૂં ચિત્ત મોહ પામે છે[૪]. " વૈશંપાયન કહે છેઃ–હે મહારાજ ! હે જનમેજય ! એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી, વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ વ્યાસજી, સર્વજ્ઞોમાં પુરાતન એવા નારદ સામે જોઇ રાજા પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કેઃ–" હે મહાબાહો ! જો તમે સમગ્ર ધર્મ શ્રવણ કરવાને ઇચ્છતા હો તો, કૌરવોના પિતામહ, વૃદ્ધ એવા ભીષ્મ પ્રત્યે તમે જાઓ[૫,૬]. સર્વ ધર્મને જાણનાર, સર્વજ્ઞ અને ભાગીરથીના પુત્ર તે, ધર્મ રહસ્ય વિષે રહેલા તમારા મનના સંશયને છેદન કરશે[૭]. જેને ત્રિપથગા એવી દિવ્ય નદી દેવી ગંગાએ ઉત્પન્ન કર્યા છે, જેણે ઇંદ્રાદિક સર્વ દેવને સાક્ષાત્ નેત્રથી જોયા છે[૮], તેમજ સમર્થ એવા જેણે બૃહસ્પતિ મુખ્ય જેમાં છે એવા દેવર્ષિઓને વારંવાર સેવાથી સંતુષ્ટ કરી રાજનીતિ અધ્યયન કરી છે[૯], કુરૂસત્તમ એવા જેઓ, શુક્રાચાર્ય તથા બૃહસ્પતિથી વ્યાખ્યાસહિત ધર્મશાસ્ત્રને પ્રાપ્ત થયા હતા[૧૦], વળી આચરણ કર્યાં છે વ્રત જેણે એવા તે ભીષ્મે, ભાર્ગવ ચ્યવનથકી તથા વસિષ્ઠથકી અંગસહિત વેદનું અધ્યયન કર્યું છે[૧૧], તેમજ

પૂર્વે પિતામહના જ્યેષ્ઠ પુત્ર, પ્રદીપ્ત તેજવાળા, અધ્યાત્મ તત્વ જાણનાર એવા સનત્કુમારથી આત્મજ્ઞાનનો ઉપદેશ લીધો હતો[12], જે, માર્કંડેયના મુખથકી સમગ્ર યતિધર્મને પ્રાપ્ત થયા છે, વળી પુરૂષમાં શ્રેષ્ઠ એવા જે, પરશુરામથકી તથા ઇંદ્રથી અસ્ત્રવિદ્યાને પ્રાપ્ત થયા છે[13], મનુષ્યમાં ઉત્પન્ન થએલા જેને પોતાની ઇચ્છાથી મૃત્યુ થશે, તેમજ અનપત્ય છતાં વિખ્યાત એવા પવિત્ર લોકને પ્રાપ્ત થશે, પવિત્ર એવા બ્રહ્મર્ષિઓ નિરંતર જેના સભાસદો હતા, તેમ જ્ઞાનયજ્ઞ વિષે જેને કંઈ પણ અવિદિત છેજ નહિ, સૂક્ષ્મ ધર્માર્થના તત્ત્વને જાણનાર ધર્મજ્ઞ એવા તે તમને કહેશે; માટે ધર્મવેત્તા તેણે, પ્રાણ નથી મૂકયા તે અગાઉ તેની પાસે જાઓ"[14-16]. એ રીતે વ્યાસજીના કહેવાથી દીર્ઘ પ્રજ્ઞાવાળા, મહામતિ, કુંતીપુત્ર યુધિષ્ઠિર, બોલનારાઓમાં શ્રેષ્ઠ એવા સત્યવતીસુત વ્યાસ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે "રૂવાટાં ઉભાં થાય એવો જ્ઞાતિનો મોટો વિનાશ કરી, પૃથ્વીને નાશ કરનાર અને સર્વ લોકનું બૂરૂં કરનાર હું, સરળતાથી યુદ્ધ કરનાર એવા તેને પણ સંગ્રામમાં છળથી મરાવી, હાલ પાસે જઇ તેને સારી રીતે પૂછવા કેમ યોગ્ય થાઉં"[17-19]. વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! એ રીતે બોલતા અને શ્રેષ્ઠ એવા તે યુધિષ્ઠિર રાજાને ચાતુર્વર્ણ્યના હિતની ઇચ્છાથી મહાબાહુ, મહામતિ યદુશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ, આવી રીતે કહેવા લાગ્યા કે "હે નૃપોત્તમ! હવે આ વેળા તમે શોકવિષે અતિ નિર્બંધ કરવા યોગ્ય નથી, અને ભગવાન્ વ્યાસે જે કહ્યું, તે તમે કરો[20-21]. હે મહાબાહો! મહાપરાક્રમી તમારા ભાઇઓ તથા બ્રાહ્મણો, જેમ ગ્રીષ્મના અંતે મેઘની યાચના કરે તેમ, તમારી યાચના કરી તમને સેવે છે[22], માટે હે મહારાજ! હણાતાં બાકી રહેલા રાજાઓ, સમગ્ર ચાર વર્ણ, તથા કુરૂજાંગલ દેશની પ્રજા, એ સર્વ આવ્યાં છે માટે એમના તથા મહાત્મા બ્રાહ્મણોના પ્રિય માટે, અમિત તેજવાળા અને ગુરૂ વ્યાસની આજ્ઞાથી હે પરંતપ! હે અમિત્રઘ્ન! અસ્મદાદિક સંબંધી તથા દ્રૌપદીનું પ્રિય કરો; અને લોકનું પણ જે રીતે હિત થાય તેમ કરો"[23-25]. વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય! એ રીતે શ્રીકૃષ્ણના કહેવાથી કમળ સરખાં નેત્રવાળા, ઉદાર મનવાળા રાજા, સર્વ લોકના હિતમાટે ઉભા થયા[26]. હે નરવ્યાઘ્ર! એ રીતે પોતે શ્રીકૃષ્ણે જેને સમજાવ્યા તેમજ દ્વૈપાયન વ્યાસજીએ, દેવસ્થાને, અર્જુને, અને બીજા પણ ઘણાએ સમજાવ્યા ત્યારે મોટા યશવાળા, વેદાર્થને જાણનાર તથા નીતિશાસ્ત્રાદિમાં વિશારદ પાંડુનંદન યુધિષ્ઠિર, માનસ દુઃખ તથા સંતાપને છોડી દેઇ, મનની શાંતિને પ્રાપ્ત થઇ, કર્તવ્ય અર્થનો નિશ્ચય કરી, નક્ષત્રથી વીંટાયલા ચંદ્રની પેઠે, બાંધવજનથી પરિવૃત થઇ અને ધૃતરાષ્ટ્રને આગળ કરી, પોતાના નગરમાં પ્રવેશ કરવાની ઇચ્છાથી દેવ તથા હજારો બ્રાહ્મણોનું પૂજન કરવા લાગ્યા[27-31]. ત્યાર પછી બંદિજનોએ સ્તુતિ કરાતા યુધિષ્ઠિરે, કંબલ તથા અજિનથી વીંટાયલા, શુભ લક્ષણવાળા, શ્વેત સોળ બળદ યુક્ત, પવિત્ર, મંત્રવડે પૂજિત, શ્વેતવર્ણવાળા નવા રથ પ્રત્યે, જેમ દેવ એવા ચંદ્ર અમૃતમય રથ પ્રત્યે આરોહણ કરે તેમ આરોહણ કર્યું[32-33]. તે વખતે ભયંકર પરાક્રમવાળા કુંતીપુત્ર ભીમસેને બળદોની રાશ ગ્રહણ કરી, અર્જુને તેની ઉપર પ્રદીપ્ત એવું શ્વેતછત્ર ધારણ કર્યું[34]. રથના મસ્તકવિષે અર્જુને ધારણ કરેલું તે શ્વેતછત્ર, જેમ આકાશના મધ્યમાં ચોતરફ તારાવડે વ્યાપ્ત વાદળ શોભે તેવું, ચોતરફ રહેલી મૌક્તિકની ઝાલરથી શોભતું હતું[35]. તે વેળાએ શૂરવીર એવા માદ્રીપુત્ર નકુલ તથા સહદેવે ચંદ્રની કાંતિ સરખાં શુભ શોભિતાં ચામર તથા વ્યજન ગ્રહણ કર્યાં હતાં[36], હે રાજન્! એ રીતે પાંચ ભાઈઓ જેમાં છે એવો તે રથ, પંચમહાભૂતાત્મક દેહરૂપી રથ શોભે તેવો શોભતો હતો[37]. તે વખતે હે

રાજન્ ! ધૃતરાષ્ટ્રનો પુત્ર યુયુત્સુ પણ મન સરખા વેગવાળા અશ્વવડે યુક્ત એવા શુભ્ર રથમાં બેસી યુધિષ્ઠિરની પાછળ જવા લાગ્યો[૩૮]. તેમજ સાત્યકિસહિત શ્રીકૃષ્ણ, પણ શૈબ્ય સુગ્રીવાદિક અશ્વયુક્ત સુવર્ણમય શુભ્ર રથ પ્રત્યે આરોહણ કરી તેની પાછળ કુરૂ દેશ પ્રત્યે જવા લાગ્યા[૩૯]. હે ભારત ! યુધિષ્ઠિરના જ્યેષ્ઠ પિતા ધૃતરાષ્ટ્ર, ગાંધારીના રથમાં આરોહણ કરી ધર્મરાજની આગળ ગમન કરવા લાગ્યા[૪૦]. તેમજ કુંતી, દ્રૌપદી આદિ સર્વ તે કૌરવોની સ્ત્રીઓ પણ વિદુરને આગળ કરી, અનેક પ્રકારના વાહનવડે જવા લાગી[૪૧]. તે સર્વની પાછળ અસંખ્ય રથ, હસ્તી, અશ્વ તથા પાયદળ જવા લાગ્યા[૪૨]. એ રીતે વૈતાલિક, સૂત તથા માગધોએ સુભાષિતોવડે જેની સ્તુતિ કરી છે એવા યુધિષ્ઠિર રાજા, હસ્તિનાપુર પ્રત્યે જવા લાગ્યા[૪૩]. અતિ સંકુલ, મોટા શબ્દ જ્યાં થઈ રહ્યા છે, હૃષ્ટ-પુષ્ટ જનથી આકુલ એવું મહાબાહુ યુધિષ્ઠિરનું તે પ્રયાણ, પૃથ્વીવિષે બીજાને જેની ઉપમા અપાય નહિ એવું થયું[૪૪]. તેમ નગરવાસી મનુષ્યોએ પણ યુધિષ્ઠિરના નગરમાં પધારવા વખતે નગર તથા રાજમાર્ગો શણગારેલા હતા[૪૫]. તેમજ શ્વેતપુષ્પના સમૂહ તથા પતાકાવડે રાજ-માર્ગની પૃથ્વી શણગારેલી હતી. અને રાજમાર્ગમાં અગરૂ આદિના સુગંધિ ધૂપ કરેલા હતા[૪૬]. સુગંધિ ચૂર્ણ, અનેક પ્રકારનાં પુષ્પ, પ્રિયંગુ તથા પુષ્પની માળાઓ વડે રાજભુવન શોભતું હતું[૪૭]. નગરના દ્વારવિષે જળવડે પૂર્ણ, નવા, દૃઢ, ચૂર્ણાદિકથી શુકલ કરેલા, અને શ્વેત પુષ્પયુકત કુંભ, તે તે ઠેકાણે સ્થાપન કરેલા હતા[૪૮]. એ રીતે શુભ વાકયવડે જેની સ્તુતિ કરી છે એવા સંબંધીઓથી વીંટાયલા પાંડુનંદન યુધિષ્ઠિર, યથાર્થ શણગારેલા દ્વારવાળા નગર પ્રત્યે પ્રવિષ્ટ થયા[૪૯].

॥ यथा स्वलंकृतद्वारं नगरं पांडुनंदनः । स्तूयमानः शुभैर्वाक्यैः प्रविवेश सुहृद्वृतः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि युधिष्ठिरप्रवेशो गुर्जरभाषायां सप्तत्रिंशत्तमोऽध्यायः ॥ ३७ ॥

## અધ્યાય ૩૮ મો–ચાર્વાકનો વધ.

वैशंपायन उवाच ॥ प्रवेशने तु पार्थानां जनानां पुरवासिनाम् ॥

॥ दिदृक्षूणां सहस्राणि समाजग्मुः सहस्रशः ॥

વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય ! પાંડવોના પુરપ્રવેશ સમયે તેમને જોવા ઇચ્છતાં હજારો પુરવાસી મનુષ્ય આવ્યાં હતાં[૧]. હે રાજન્ ! તે સમયે શણગારેલાં છે ચકલાં જેમાં એવો રાજમાર્ગ પણ, ચંદ્રોદય થવાથી વૃદ્ધિ પામેલા મહોદધિની પેઠે શોભતો હતો[૨]. હે ભારત ! રાજમાર્ગ વિષે રહેલાં, સ્ત્રીઓવડે પૂર્ણ, રત્નજડિત, મોટાં ઘર જાણે સ્ત્રીઓના ભારથી કંપતાં હોય નહિ તેવાં થયાં હતાં[૩]. તે સ્ત્રીઓ લજ્જાથીજ જાણે ધીરે ધીરે બોલતી હોય નહિ તેની પેઠે યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન તથા માદ્રીપુત્ર નકુલસહદેવની પ્રશંસા કરતી હતી[૪]. તેમ હે મહારાજ ! તે સ્ત્રીઓ, “હે પાંચાલિ ! હે કલ્યાણિ ! જેમ ગૌતમી મહર્ષિઓને સેવે તેમ, તું પુરૂષસત્તમ પાંડવોને સેવે છે માટે ધન્ય છે ! અને તારાં કર્મ તથા તારી વ્રતચર્યા પણ અમોઘ છે.” એ રીતે દ્રૌપદીને પણ તેની પ્રશંસાપૂર્વક કહેતી હતી[૫,૬]. હે ભારત એવી રીતનાં તે સ્ત્રીઓનાં પ્રશંસનીય વચન તથા પ્રીતિથી ઉત્પન્ન થએલા મનુષ્યોના પરસ્પર શબ્દોવડે બધું નગર સમાકુલ થઇ ગયું હતું[૭]. એ રીતે યુધિષ્ઠિર રાજા, ક્રમથી તે રાજમાર્ગને અતિ-ક્રમણ કરી, શોભાયમાન રાજભુવન પાસે પધાર્યા[૮]. તે સમયે સર્વ કારભારીઓ તેમજ શેહેરનાં

અને દેશનાં મનુષ્ય, પાસે આવી કર્ણને સુખ આપે એવી સુંદર વાણીથી આવી રીતે કહેવા લાગ્યાં કે "હે રાજેંદ્ર! હે શત્રુનિષૂદન! તમે શત્રુઓને જીત્યા, એ ઘણું સારૂં થયું. તેમજ ધર્મ તથા બળથી તમારૂં રાજ્ય તમને પાછું પ્રાપ્ત થયું તે પણ ઘણું સારૂં થયું[૯,૧૦]. માટે હવે હે મહારાજ! તમે સેંકડો વર્ષ સુધી અમારા રાજા થાઓ, અને જેમ ઇન્દ્ર સ્વર્ગનું પાલન કરે છે તેમ, તમે ધર્મથી પ્રજાનું પાલન કરો[૧૧]. એ રીતે રાજગૃહદ્વાર વિષે મંગલરૂપ વાણીથી જેનો સત્કાર થયો છે, એવા યુધિષ્ઠિર ચોતરફથી બ્રાહ્મણોએ કહેલા આશીર્વાદને ગ્રહણ કરી, ઇન્દ્રના ઘરની જેને ઉપમા અપાય એવા પોતાના ઘર પ્રત્યે પ્રવેશ કરી પછી રથમાંથી નીચે ઉતર્યા[૧૨,૧૩]. પછી શ્રીમાન્ તે રાજા, ઘરની અંદર પ્રવેશ કરી, દેવતાઓની પાસે જઇ, રત્ન તથા વિવિધ પ્રકારના ગંધમાલ્યથી તેમની પૂજા કરી, પુનઃ બહાર પધાર્યા. તે વખતે હાથમાં છે મંગલદ્રવ્ય જેમને એવા આશીર્વાદ દેવા ઇચ્છતા ઉભેલા બ્રાહ્મણોને જોયા[૧૪,૧૫]. તે બ્રાહ્મણોથી વીંટાએલા ધર્મરાજ, તારાગણથી વીંટાએલો નિર્મળ ચંદ્ર શોભે તેમ શોભતા હતા[૧૬]. તે સમયે કુંતીપુત્ર યુધિષ્ઠિર, પોતાના ગુરૂ ધૌમ્ય તથા જ્યેષ્ઠ પિતા ધૃતરાષ્ટ્રને આગળ કરી, તે બ્રાહ્મણોની વિધિપુરઃસર પુષ્પ, મોદક, રત્ન, ઘણું સુવર્ણ, ગાયો, વસ્ત્ર તથા વિવિધ પ્રકારના આકરોથી પૂજા કરતા હતા[૧૭,૧૮]. તેટલામાં તો હે ભારત! સ્વર્ગ સુધી વ્યાપ્ત થયો હોય, એવો સંબંધીઓને પ્રીતિ ઉત્પન્ન કરનાર, પવિત્ર, કાનને સુખ આપનાર પુણ્યાહ શબ્દ થવા લાગ્યો[૧૯]. તે સમયે યુધિષ્ઠિર રાજા, હંસની પેઠે વેદ જાણનાર વિદ્વાન બ્રાહ્મણોની પુષ્કળ અર્થપદ તથા અક્ષરવાળી વાણીને સાંભળતા હતા[૨૦]. તેટલામાં વળી હે નૃપ! જય બોલનાર મનુષ્યોના શબ્દની સાથે દુંદુભિ તથા શંખનો શબ્દ થવા લાગ્યો[૨૧]. પછી વિપ્રજન બોલતા બંધ થયા તે વખતે અક્ષશિખા તથા ત્રિદંડ ધરનાર, દુર્યોધનનો મિત્ર, ભિક્ષુક બ્રાહ્મણનો વેષ ધરનાર, આશીર્વાદ દેવા ઇચ્છતા અને તપ તથા નિયમ ધરનાર હજારો બ્રાહ્મણોથી વીંટાઇ ઉભેલો, મહાત્મા પાંડવો વિષે પાપબુદ્ધિવાળો દુષ્ટ ચાર્વાક નામે રાક્ષસ, તે બ્રાહ્મણોને પૂછ્યા વિનાજ નિર્ભયતાથી આવી, યુધિષ્ઠિર રાજાને કેહેવા લાગ્યો કે "હે કૌંતેય! આ સર્વ બ્રાહ્મણો મારા મુખથી તને આવી રીતે કહેવરાવે છે કે, જ્ઞાતિને હણનાર એવા કુત્સિત તને ધિક્કાર છે[૨૨-૨૬]. અને વળી આવી રીતે કહે છે કે, જ્ઞાતિનો ક્ષય કરી, ગુરૂઓને મરાવી જીવિત રહેવાથી મરવું તેજ તારૂં શ્રેય છે[૨૭]." એવું તે દુષ્ટ રાક્ષસનું બોલવું સાંભળી, તેના વાક્યવડે ભયભીત એવા તે બ્રાહ્મણો વ્યથાયુક્ત થઈ ચીસો પાડવા લાગ્યા[૨૮]. એ રીતે તે સર્વ બ્રાહ્મણ તથા યુધિષ્ઠિર રાજા, એ સર્વ લજ્જિત તથા પરમ ઉદ્વિગ્ન થઇ તૂષ્ણીભાવને પ્રાપ્ત થયા[૨૯]. તે સમયે યુધિષ્ઠિર કહેવા લાગ્યા કે "પ્રણામ કરતા તથા યાચના કરતા મારાપર તમે પ્રસન્ન થાઓ અને ઘણા કાળથી દુઃખિત થઇ પાસે રહેતા ભ્રાતાહિકવાળા મને તમે ધિક્કાર કરવા યોગ્ય નથી. એટલે ભ્રાતાહિકના દુઃખનો પરિહાર કરવા માટે મારૂં આ રાજ્ય કારણ છે; મારાં પોતાનાં સુખ માટે નથી[૩૦]." વૈશંપાયન કહે છે—હે જનમેજય! હે રાજન્! હે વિશાંપતે! એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી તે સર્વ બ્રાહ્મણો, યુધિષ્ઠિર પ્રત્યે કહેવા લાગ્યા કે, "હે પાર્થિવ! એ વચન અમારાં નથી. તારૂં કલ્યાણ થાઓ[૩૧]," એમ રાજાને કહી, તપવડે નિર્મળ, વેદ જાણનાર, મહાત્મા તે બ્રાહ્મણો, જ્ઞાનચક્ષુથી "તે અમુક છે" એમ જાણી યુધિષ્ઠિર પ્રત્યે કહેવા લાગ્યા કે "હે યુધિષ્ઠિર! આ દુર્યોધનનો સખા ચાર્વાક નામે રાક્ષસ છે, તે સંન્યાસીના રૂપથી દુર્યોધનનું હિત કરવા ઇચ્છે છે[૩૨,૩૩]—હે ધર્માત્મન્! અમે કંઇ પણ કહેતા નથી. તમારૂં આવી રીતનું ભય જાઓ!! ભાઇઓસહિત તમને કલ્યાણ પ્રાપ્ત થાઓ[૩૪]." વૈશંપાયન કહે છે—હે જનમેજય! એ રીતે રાજાને કહી ક્રોધવડે મૂર્છિત એવા તે સર્વ પવિત્ર બ્રાહ્મણોએ, પાપરૂપ

તે રાક્ષસને તિરસ્કાર કરતાં હુંકારવડે મારી નાખ્યો[35]. એ રીતે બ્રહ્મવાદી બ્રાહ્મણોના તેજવડે નિર્દગ્ધ થએલો તે જેમ મહેંદ્રના યંત્રથી નિર્દગ્ધ થએલો અંકુરવાન વૃક્ષ પડે તેમ પડયો[36]. ત્યાર પછી રાજાએ જેનો સત્કાર કર્યો છે એવા બ્રાહ્મણો, રાજાની પ્રશંસા કરી ત્યાંથી ગયા, અને સુહૃજ્જનસહિત પાંડુપુત્ર રાજા યુધિષ્ઠિર હર્ષને પ્રાપ્ત થયો[37].

॥ पूजिताश्च ययुर्विप्रा राजानमभिनंद्य तम् । राजा च हर्षमापेदे पांडवः ससुहृज्जनः ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि चार्वाकवधे गुर्जरभाषायां अष्टात्रिंशत्तमोऽध्यायः ॥ ३८ ॥**

---

## અધ્યાય ૩૯ મો–ચાર્વાક રાક્ષસની કથા.

**वैशंपायन उवाच** ॥ ततस्तत्र तु राजानं तिष्ठंतं भ्रातृभिः सह ॥
॥ उवाच देवकीपुत्रः सर्वदर्शी जनार्दनः ॥

વૈશંપાયન કહે છેઃ–હે જનમેજય ! ત્યારપછી ભાઇઓસહિત બેઠેલા યુધિષ્ઠિર રાજાને, સર્વદર્શી એવા દેવકીપુત્ર જનાર્દન ભગવાન, આવી રીતે કહેવા લાગ્યા કે " હે તાત ! આ લોકવિષે બ્રાહ્મણો મારે સદા અર્ચનીય છે, એઓ પૃથ્વીવિષે રહેનારા દેવતાઓ છે, તેઓ ક્રુદ્ધ થાય તો એમના મુખમાંથી વિષ નીકળે છે, માટે એમને સારી રીતે પ્રસન્ન કરવા જોઇએ[1,2]. હે રાજન્ ! હે મહાબાહો ! પૂર્વે સત્યયુગવિષે "ચાર્વાક" નામે રાક્ષસ હતો, તેણે બદ્રિકાશ્રમમાં જઇ ઘણાં વર્ષસુધી તપશ્ચર્યા કરી, બ્રહ્માને પ્રસન્ન કરી સર્વ પ્રાણીથી અભયરૂપ વર માગ્યો[3,4]. ત્યારે જગત્પતિ બ્રહ્માએ તેને કહ્યુ કે, હું સર્વ ભૂતથી અભયરૂપ અનુત્તમ વર તને આપું છું પણ તારે બ્રાહ્મણનું અપમાન કરવું નહિ, તેમ કરીશ તો તારૂં મરણ થશે[5], એ રીતે બ્રહ્માથી પ્રાપ્ત થયો છે વર જેને એવો, ઘણા પરાક્રમવાળો, પાપરૂપ, તીવ્ર કર્મવાળો, મહાબળવાન્ તે રાક્ષસ, દેવતાઓને સંતાપવા લાગ્યો[6]. ત્યારે તેના બળથી તિરસ્કાર પામેલા દેવતાઓએ એકઠા મળી બ્રહ્માને કહ્યુ કે, આ રાક્ષસનો વધ થાય તેમ કરો !! કેમ કે અમને ઘણો સંતાપ કરે છે[7]. એવી દેવતાઓની પ્રાર્થના સાંભળી તેમને બ્રહ્માએ, આવી રીતે કહ્યુ કે, થોડા વખતમાં એનું જે રીતે મૃત્યુ થાય, તેવી રીતે મે તેને કહેલું છે[8]. મનુષ્યવિષે દુર્યોધનરાજા એનો સખા થશે, તેના સ્નેહથી બંધાએલો તે, બ્રાહ્મણોનું અપમાન કરશે, તેથી ક્રુદ્ધ થએલા, વાણીરૂપી બળવાળા બ્રાહ્મણો, હુંકારથી તેને બાળી નાખશે. એ રીતે પાપરૂપ તે નાશ પામશે[9,10]. એ રીતે બ્રહ્માએ દેવતાઓને કહ્યુ હતું, બ્રાહ્મણના દંડથી હણાએલો તે આ ચાર્વાક રાક્ષસ સૂતો છે, માટે હે નૃપતિશ્રેષ્ઠ ! હે ભરતર્ષભ ! તમે શોચ કરો માં !! હે પાર્થિવ ! ક્ષત્ર ધર્મથી હણાએલા તે તમારા જ્ઞાતીય તથા ક્ષત્રિય પુંગવ શૂરવીર મહાત્મા બીજા રાજાઓ પણ સ્વર્ગમાં ગયા, માટે તેમનો શોચ કરો માં[11,12]. હે અચ્યુત ! તેથી તમે ગ્લાનિરહિત થઇ કાર્ય કરો !! શત્રુઓને હણો !! પ્રજાનું રક્ષણ કરો !! અને બ્રાહ્મણોની પૂજા કરો !![13]

॥ स त्वमास्थिष्ठ कार्याणि मा तेऽभूत् ग्लानिरच्युत । शत्रून् जहि प्रजा रक्ष द्विजांश्च परिपूजय ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गुर्जरभाषायां एकोनचत्वारिंशत्तमोऽध्यायः ॥ ३९ ॥**

---

## અધ્યાય ૪૦ મો–યુધિષ્ઠિર રાજાનો રાજ્યાભિષેક.

**वैशंपायन उवाच ॥ ततः कुंतीसुतो राजा गतमन्युर्गतज्वरः ॥**
**॥ कांचने प्राङ्मुखो हृष्टो न्यषीदत्परमासने ॥ १ ॥**

વૈશંપાયન કહે છેઃ—પછી ક્રોધ અને સંતાપથી રહિત થયેલો તથા હર્ષ પામેલો કુંતીનો પુત્ર રાજા યુધિષ્ઠિર, સુવર્ણના ઉત્તમ આસન ઉપર પૂર્વાભિમુખે બેઠો[1]. તેની સામે સુવર્ણના ઉત્તમ તેજસ્વી આસન ઉપર શત્રુને દમન કરનાર વાસુદેવ તથા સાત્યકિ બેઠા[2]. યુધિષ્ઠિર રાજાને વચમાં રાખીને તેની બન્ને બાજુ ઉપર સુંવાળા રત્નજડિત આસન ઉપર મહાત્મા અર્જુન અને ભીમસેન બન્ને બેઠા[3]. વળી સુવર્ણથી વિભૂષિત અને શ્વેત એવા હાથીદાંતથી નિર્માણ કરેલા સિંહાસન ઉપર સહદેવ અને નકુળસહિત કુંતી બેઠી[4]. તેજ પ્રમાણે દુર્યોધનનો પુરોહિત સુધર્મા, વિદુર, ધૌમ્ય, કૌરવ ધૃતરાષ્ટ્ર, એ સર્વે અગ્નિ સરખાં તેજસ્વી આસનો ઉપર જૂદા જૂદા બેઠા[5]. યુયુત્સુ, સંજય, યશવાળી ગાંધારી; એ સર્વે જે તરફ ધૃતરાષ્ટ્ર રાજા બેઠો હતો તે તરફ બેઠાં[6]. (પછી તે સ્થળમાં બેઠેલા ધર્મપુત્ર યુધિષ્ઠિરે શ્વેત પુષ્પ, સર્વતોભદ્ર આદિથી ચીતરેલાં દેવતાઓનાં સ્થાપન, અક્ષત, પૃથ્વી, સુવર્ણ, રૂપું અને રત્નનો સ્પર્શ કર્યો. પછી પુરોહિતને આગળ કરીને અને ઘણા મંગળ પદાર્થોને લઇને સર્વે પ્રધાનોએ આવીને ધર્મરાજાનાં દર્શન કર્યાં. તે સ્થળમાં સુવર્ણ, નાના પ્રકારનાં રત્ન, સર્વ સામગ્રીથી યુક્ત અભિષેક કરવાનું પાત્ર, સુવર્ણના, જળથી પૂર્ણ ભરેલા ત્રાંબાના, રૂપાના, અને મૃત્તિકાના ઘડા, પુષ્પ, લાજ (ડાંગરની ધાણી); આસનો, ગોરસ, સમડી, પીંપળો, અને ખાખર, ઇત્યાદિ સમિધ, મધ, ઘી, ઉદુંબરના કાષ્ઠનો કરેલો શરવો તથા સુવર્ણથી અલંકૃત કરેલો શંખ, એ સર્વ લાવીને મૂકયાં.) પછી શ્રીકૃષ્ણે આજ્ઞા આપવાથી તે સ્થળમાં બુદ્ધિમાન્ ધૌમ્ય પુરોહિતે પૂર્વ, ઉત્તર તથા પશ્ચિમ ભાગમાં શરવાવડે વેદીને ઉલ્લેખન કરીને, પછી દૃઢ છે પગ મૂકવાનાં પગથીયાં જેનાં એવા તથા અગ્નિસમાન તેજવાળા અને શુભ્ર–જેના ઉપર વ્યાઘ્રનું ચર્મ પાથરેલું છે એવા સર્વતોભદ્ર આસન ઉપર મહાત્મા યુધિષ્ઠિરને અને દ્રુપદપુત્રી કૃષ્ણાને બેસાડીને વિધિ અને મંત્ર પુરઃસર અગ્નિમાં હોમ કરવા માંડયો[7-9]. પછી કૃષ્ણે, પૂજન કરેલો શંખ લેઇને પૃથ્વીપતિ કુંતીના પુત્ર યુધિષ્ઠિરના ઉપર અભિષેક કર્યો. તેજ પ્રમાણે રાજર્ષિ ધૃતરાષ્ટ્ર અને બધા પ્રધાનોએ પણ અભિષેક કર્યો[10]. કૃષ્ણે અનુજ્ઞા આપવાથી ભાઇઓ સહવર્તમાન ભીમે પણ અભિષેક કર્યો[11]. એ રીતે પાંચજન્ય શંખવડે અભિષેક કરેલો રાજા યુધિષ્ઠિર, અત્યંત દર્શનીય થયો. તે વખતે પણવ નામે વાદ્ય તથા નગારાં વાગવા લાગ્યાં[12]. ધર્મરાજાએ પણ તે સર્વેએ કરેલા પૂજનનું ધર્મવડે ગ્રહણ કર્યું, તથા પુષ્કળ દક્ષણા આપીને રાજાએ તેમનું પણ પૂજન કર્યું[13]. પછી એક સહસ્ર સુવર્ણની મહોરો દક્ષિણા આપીને, વેદના અધ્યયનવડે સંપન્ન તથા ધૃતિ અને શીલ ગુણવડે યુક્ત બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યું[14]. હે રાજન્! તે બ્રાહ્મણો પ્રસન્ન થઇને સ્વસ્તિ અને જય બોલવા લાગ્યા તથા હંસની પેઠે શબ્દ કરતા તેઓ યુધિષ્ઠિરની પ્રશંસા કરવા લાગ્યા[15]. તેઓ બોલ્યા કે “હે યુધિષ્ઠિર! હે મહાબાહો! હે પાંડવ! તું જય પામે છે, તે બહુ સારૂં થયું!! હે મોટા તેજવાળા રાજન્! પોતાના પરાક્રમવડે તું પોતાના ધર્મને પામ્યો છે, એ બહુ સારૂં છે!![16] હે રાજન્! ગાંડીવ ધનુષવાળો અર્જુન, અને પરાક્રમી ભીમસેન તથા માદ્રીના પુત્રો અને તું પણ કુશળ છે, એ બહુ સારૂં છે!![17] હે વીર! સંગ્રામરૂપ ક્ષયથી તમો ભલે મુક્ત થયા!! તથા શત્રુઓને જીત્યા એ પણ બહુ સારૂં થયું!!

માટે હે ભારત ! હવે જે ઉત્તર કાર્ય કરવાનાં હોય તે ઉતાવળે કરો[૧૮]." હે ભારત ! પછી સત્પુરૂષોએ પૂજેલો ભાઈઓસહિત ધર્મરાજા યુધિષ્ઠિર તે મોટા રાજ્યને પામ્યો[૧૯].

॥ ततः प्रत्यर्चितः सद्भिर्धर्मराजो युधिष्ठिरः । प्रतिपेदे महद्राज्यं सुहृद्भिः सह भारत ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मे युधिष्ठिराभिषेके गुर्जरभाषायां चत्वारिंशत्तमोऽध्यायः ॥ ४० ॥**

## અધ્યાય ૪૧ મો–ભીમ વગેરેની કાર્યમાં નિયોજના.

**वैशंपायन उवाच** ॥ प्रकृतीनां च तद्वाक्यं देशकालोपबृंहितम् ॥

॥ श्रुत्वा युधिष्ठिरो राजा सोंतरं प्रत्यभाषत ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—દેશકાલવડે યુક્ત એવું પ્રધાનોનું તે વચન સાંભળીને પછી યુધિષ્ઠિર રાજા બોલ્યા કે "પાંડુના પુત્ર અમોને ધન્ય છે કે જેમના સત્ય કે પછી અસત્ય પણ ગુણો શ્રેષ્ઠ બ્રાહ્મણો આ સ્થળમાં આવીને બોલે છે ![૧,૨] તમો જેથી ઇર્ષ્યાથી રહિત થઈને એ પ્રમાણે અમોને ગુણસંપન્ન કહો છો તેથી અમારા ઉપર તમારી મોટી કૃપા છે, એમ હું માનું છું[૩]. મારા પિતા અને અમારા પરમદૈવતરૂપ મહારાજા ધૃતરાષ્ટ્ર છે, માટે મારૂં પ્રિય કરવાને જેઓ ઇચ્છતા હોય તેમણે તેમનું પ્રિય કરવામાં તથા તેમની આજ્ઞા માનવામાં તત્પર રહેવું ઘટે છે[૪]. હું જ્ઞાતિજનનો મોટો વધ કરીને પણ એટલાજ માટે જીવું છું; માટે મારે નિરંતર આળસ તજીને એમની સેવા કરવી યોગ્ય છે[૫]. તેથી જો તમોએ તથા બીજા સર્વ મારા પ્રિય જનોએ મારા ઉપર કૃપા કરવી યોગ્ય છે તો, જેમ પૂર્વે ધૃતરાષ્ટ્ર સાથે વર્તતા હતા તેમ હવે પછી પણ તેમની સાથે વર્તન કરવું ઘટે છે[૬]. હું તથા તમો–સર્વસહિત આખા જગતના સ્વામી એ છે. આ સકળ પૃથ્વી અને સર્વે પાંડવો પણ તેનાંજ છે[૭]. માટે તમો સર્વે જણાએ આ મારૂં વચન મનમાં રાખવું." એમ કહીને યુધિષ્ઠિર રાજાએ તેમને રજા આપતાં કહ્યું કે "હવે સર્વે પોતપોતાની ઇચ્છામાં આવે ત્યાં જાઓ"[૮] કુરૂકુલને આનંદ આપનાર યુધિષ્ઠિરે નગરના તથા દેશના આવેલા સર્વ લોકોને રજા આપીને, કુંતીપુત્ર ભીમસેનની યુવરાજને સ્થાને યોજના કરી[૯]. મંત્ર કરવામાં, કાર્યનો નિશ્ચય કરવામાં અને રાજનીતિના છ* ગુણનું ચિંતન કરવામાં, તેણે પ્રીતિયુક્ત થઈને બુદ્ધિમાન વિદુરની યોજના કરી[૧૦]. વળી કોઈ કાર્ય કર્યું છે કે નથી કર્યું ? તેનું જ્ઞાન થવાને તથા આવક અને ખરચનો વિચાર કરવામાં સર્વ ગુણવડે યુક્ત અને વૃદ્ધ સંજયની યોજના કરી[૧૧]. સેનાબળનું પરિમાણ કરવામાં તથા સેવકોને આજ્ઞા કરવામાં અને તેમને પગાર આપવાના કાર્યમાં તેમજ કાર્યોની તપાસ રાખવામાં યુધિષ્ઠિરે નકુલને આજ્ઞા કરી[૧૨]. વળી મહારાજા યુધિષ્ઠિરે શત્રુઓના હુમલાનો અટકાવ કરવાના તથા દુષ્ટનો નાશ કરવાના કાર્યમાં અર્જુનને આજ્ઞા કરી[૧૩]. બ્રાહ્મણોનાં કાર્ય, અને તેવાંજ બીજાં ધર્મકાર્ય ઉપર તપાસ રાખવાની આજ્ઞા પુરોહિતોમાં શ્રેષ્ઠ એવા ધૌમ્ય પુરોહિતને કરી[૧૪]. હે પૃથ્વીપતે ! નિરંતર સમીપમાં રહેનારા સહદેવને એવી આજ્ઞા કરી કે સર્વ સ્થિતિમાં તેણે રાજાનું રક્ષણ કરવું[૧૫]. વળી તેજ પ્રમાણે પ્રસન્ન થયેલો તે રાજા, જે જે કર્મમાં જેને જેને યોગ્ય માનતો હતો, તે તે કર્મમાં તેની તેની યોજના કરવા લાગ્યો[૧૬]. પછી ધર્માત્મા, ધર્મનું પાલન કરનાર તથા શત્રુવીરને હણનાર યુધિષ્ઠિર રાજાએ, વિદુર, સંજય, અને મોટી બુદ્ધિવાળા યુયુત્સુને કહ્યું કે "તમો સર્વેએ સાવધાન થઈને મારા પિતા આ

* એ છ ગુણનું ચિંતન આગળ થવાનું છે માટે અહીં લખ્યા નથી.

રાજા ધૃતરાષ્ટ્રનાં તે તે કર્મ નિત્ય પ્રત્યે જેમ ઘટતાં હોય તેમ યથાયોગ્ય કરવાં[૧૭,૧૮] તથા નગર સંબંધી અને પ્રાંતો સંબંધી જે કાર્યો છે, તે તમામ રાજાની આજ્ઞા લઇને વિભાગ પ્રમાણે કરવાં[૧૯].

॥ पौरजानपदानां च यानि कार्याणि सर्वशः । राजानं समनुज्ञाप्य तानि कर्माणि भागशः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मे भीमादिकर्मनियोगे गुर्जरभाषायां एकचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४१ ॥

## અધ્યાય ૪૨ મો–યુધિષ્ઠિરે સંબંધીઓનાં શ્રાદ્ધ કર્યાં.

वैशंपायन उवाच ॥ ततो युधिष्ठिरो राजा ज्ञातीनां ये हता युधि ॥

॥ श्राद्धानि कारयामास तेषां पृथगुदारधीः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–પછી ઉદાર બુદ્ધિવાળો યુધિષ્ઠિર રાજા, પોતાના જ્ઞાતિ જનમાંથી જેઓ સંગ્રામમાં હણાયા હતા તેમનાં પ્રત્યેકનાં જૂદાં જૂદાં શ્રાદ્ધ કરાવવા લાગ્યો[૧]. ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાના પુત્રોનું સર્વ કામનાઓને સફળ કરનારૂં ઔર્ધ્વદેહિક (શ્રાદ્ધ) કર્યું તથા અન્ન, ગાયો અને ધન આપ્યાં; તેમજ તે મહાયશવાળા રાજાએ, અતિ મૂલ્યવાળાં અને વિચિત્ર રત્નનાં પણ દાન કર્યાં[૨]. દ્રૌપદીસહિત યુધિષ્ઠિર રાજાએ દ્રોણનું, મહાત્મા કર્ણનું, ધૃષ્ટદ્યુમ્ન અને અભિમન્યુનું, હિડિંબ રાક્ષસનું, વિરાટ આદિક પોતાપર ઉપકાર કરનારા સ્નેહી અને સગાંનું, તથા દ્રુપદ અને દ્રુપદના પુત્રોનું શ્રાદ્ધ કર્યું; તે પ્રત્યેકને ભિન્ન ભિન્ન ઉદ્દેશીને ધન, રત્નો, ગાયો અને વસ્ત્ર આદિથી એક હજાર બ્રાહ્મણોને તૃપ્ત કર્યા[૩-૫]. વળી બીજા રાજાઓ કે જેમનાં સગાંવહાલાં કોઇ હતાં નહિ, તે તે રાજાઓને ઉદ્દેશીને યુધિષ્ઠિર રાજાએ તેમનું શ્રાદ્ધ કર્યું[૬]. વળી તે પાંડુના પુત્ર યુધિષ્ઠિરે, પોતાનાં સગાંવહાલાંની ઉત્તરક્રિયા કરી તથા તેમને ઉદ્દેશીને અનેક પ્રકારની ધર્મશાળાઓ, પરબો, અને તળાવો બંધાવ્યાં[૭]. એ પ્રમાણે તે તેમના દેવામાંથી છૂટીને અને લોકમાં અનિંદ્ય થઇને કૃતકૃત્ય થયો તથા પ્રજાને ધર્મવડે પાળવા લાગ્યો[૮]. તથા ધૃતરાષ્ટ્ર, ગાંધારી, વિદુર, એઓને અને માન આપવા યોગ્ય અન્ય સર્વ કૌરવ તથા સેવકોને પણ પૂજવા લાગ્યો[૯]. તેમનામાં જે સ્ત્રીઓના સ્વામી તથા પુત્રો સંગ્રામમાં હણાયા હતા તે સર્વનું, કુરૂકુળના દયાળુ રાજાએ સન્માન કરી પાલન કર્યું[૧૦]. પ્રાણી ઉપર દયા રાખનારા તે સમર્થ રાજાએ દીન, આંધળાં અને નિરાશ્રિત મનુષ્યોને વસવાનાં ઘર, વસ્ત્ર અને ભોજન આપીને તેમના ઉપર અનુગ્રહ કર્યો[૧૧]. તે યુધિષ્ઠિર રાજાએ, સમગ્ર પૃથ્વીને જીતીને તથા શત્રુઓ પ્રતિ પોતાનો ધર્મ અદા કરીને શત્રુરહિત અને સુખી થઇને ભોગ ભોગવ્યા[૧૨].

॥ स विजित्य महीं कृत्स्नामानृण्यं प्राप्य वैरिषु । निःसपत्नः सुखी राजा विजहार युधिष्ठिरः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि श्राद्धक्रियानाम गुर्जरभाषायां द्विचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४२ ॥

## અધ્યાય ૪૩ મો–યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી.

वैशंपायन उवाच ॥ अभिषिक्तो महाप्राज्ञो राज्यं प्राप्य युधिष्ठिरः ॥

॥ दाशार्हं पुंडरीकाक्षमुवाच प्रांजलिः शुचिः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—રાજ્યાભિષેક થયા પછી મોટી બુદ્ધિવાળા યુધિષ્ઠિર રાજા, રાજ્ય પામીને કમળ સમાન નેત્રવાળા શ્રીકૃષ્ણને શુદ્ધચિત્તે હાથ જોડીને કહેવા લાગ્યા કે "હે

કૃષ્ણ ! હે યાદવોમાં શાર્દૂલ જેવા ! તમારી કૃપાવડે, નીતિવડે, બળવડે, બુદ્ધિવડે તથા પરાક્રમવડે મારા પિતા અને પિતામહની પરંપરાથી ચાલતું આવેલું રાજ્ય મને પુનઃ પ્રાપ્ત થયું. હે પુંડરીકાક્ષ ! તમને પ્રણામ છે[1-3]. હે શત્રુઓને દમન કરનાર ! તમને વારંવાર પ્રણામ છે. સર્વ પ્રાણીઓના દેહમાં વસનારા તમો એક આત્મા છો, એમ કહે છે; તમારૂં ઉપાસન કરનારાઓનું રક્ષણ કરનારા પણ તમેજ છો, એમ મુનિઓ કહે છે. ઇંદ્રિયોને નિયમમાં રાખીને અનેક પ્રકારનાં નામોવડે બ્રાહ્મણો તમારી સ્તુતિ કરે છે[4]. હે જગતને ઉત્પન્ન કરનાર ! હે જગતના આત્મા ! હે જગતની ઉત્પત્તિના સ્થાનરૂપ ! હે વ્યાપક ધર્મવાળા વિષ્ણુ ! હે જય કરનાર ! હે હરે ! હે કૃષ્ણ ! હે વૈકુંઠ ! હે પુરૂષોત્તમ ! તમને પ્રણામ છે[5]. જે સાત આદિત્ય (અદિતિના પુત્ર) કહેવાય છે, તે પણ તમે એકજ પુરાણ પુરૂષ તે તે ગર્ભને પામેલા છો. એટલે અદિતિનો પુત્ર સૂર્ય તથા વામન એ બે રૂપ; અદિતિનાં રૂપાંતર પૃશ્નિ આદિક છે, માટે પૃશ્નિગર્ભ, પરશુરામ, દાશરથી રામ, બળરામ અને કૃષ્ણ એ પાંચ રૂપ મળીને સાતે રૂપ તમારાં છે. એ સર્વે ગર્ભમાં તમે એકજ છો, પણ પ્રત્યેક ગર્ભમાં તમે ભિન્ન ભિન્ન નથી. વળી ધર્મ અને જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય, લક્ષ્મી અને યશ, એ ત્રણ જોડાંવાળા પણ તમનેજ કહેલા છે[6]. વળી તમે પવિત્ર કીર્તિવાળા, ઇંદ્રિયોના સ્વામી, યજ્ઞના ઈશ્વર, બ્રહ્મદેવના પણ ગુરૂ કહેવાઓ છો; શ્રુતિ, અનુમાન અને પ્રત્યક્ષ, એ ત્રણ દર્શનનાં સાધન તમારે વિષે છે; કલ્યાણકારી, વિભુ અને દામોદર પણ તમે એકજ છો[7]. તમે વરાહ છો, તમે અગ્નિ છો, તમે સૂર્ય છો, તમે ધર્મ છો અને તમે ગરૂડના ચિહ્નવાળા છો[8]. તમે શત્રુની સેનાનું મર્દન કરનાર, સર્વ શરીરમાં પ્રવિષ્ટ થયેલા આત્મારૂપ પુરૂષ અને ત્રણ લોકને આક્રમણ કરનાર છો. તમે ઉત્તમ છો માટે વરિષ્ઠ કહેવાઓ છો, તમે અન્ન આપનારા છો માટે વાજસનિ કહેવાઓ છો; તમે પ્રલય કાળમાં ભયંકર છો માટે ઉગ્ર કહેવાઓ છો, અને તમે આગળ થઇને દેવની સેનાને દોરી જાઓ છો માટે સેનાની કહેવાઓ છો. તમે સત્યસ્વરૂપ છો અને તમે સ્વામી કાર્તિકેય છો; તમે પતન થાઓ એવા નથી માટે અચ્યુત કહેવાઓ છો, અને તમે શત્રુઓનું પાતન કરો છો. સંસ્કાર પામેલા બ્રાહ્મણરૂપ, વિકાર પામેલા અનુલોમજ આદિ સંકરરૂપ, અને સંન્યાસી આદિ ધર્મરૂપ તમે છો[9]. તમારો માર્ગ ઊર્ધ્વ દિશાએ છે, માટે તમે ઊર્ધ્વવર્ત્મા છો; તમે અગ્નિરૂપ છો; ઈન્દ્રનો ગર્વ નાશ કરનારા છો; તમે હરિ અને હરરૂપી છો; તમે સમુદ્રરૂપી છો; તમે ગુણથકી રહિત છો; કર્મયોગ્ય પૂર્વ, ઉત્તર, અને ઈશાન દિશારૂપ તમે છો; સૂર્ય, ચંદ્ર અને અગ્નિ એ ત્રણના તેજ સ્વરૂપ તમે છો[10], તમે સ્વર્ગમાંથી ઉતરેલા છો, તમે પોતાની મેળેજ શોભાયમાન છો માટે તમે સ્વરાટ્ કહેવાઓ છો; તમે વિરાટ્ સ્વરૂપ છો; તથા તમે સારી રીતે શોભાયમાન છો માટે સમ્રાટ્ કહેવાઓ છો; તમે દેવતાઓના રાજા છો; તમે સંસારની ઉત્પત્તિ કરનારા છો; તમે સર્વત્ર વ્યાપક છો; તમે સત્તારૂપ છો; તમે શરીર થકી રહિત છો, તમે કૃષ્ણ* માર્ગવાળા હોવાથી કૃષ્ણ છો[11], વળી તમે અત્યંત ઈષ્ટ પદાર્થને આપનારા છો; તમે અશ્વિનીના કુમાર દેવ વૈદ્યોના પિતા સૂર્ય સ્વરૂપ છો; તમે કપિલ અને વામન છો[12]. તમે યજ્ઞ સ્વરૂપ, નિશ્ચળ, ગરૂડ સ્વરૂપ, અને યજ્ઞસેન કહેવાઓ છો. તમે શિખંડી, નહુષ, મહેશ્વર, અને આકાશમાં સ્પર્શ કરનાર પુનર્વસુ નક્ષત્રરૂપ છો[13]. અત્યંત પિંગળવર્ણવાળા તમે રૂકમ યજ્ઞ છો. તમે સુષેણ તથા દુંદુભિ છો. તમે કાળચક્રરૂપ છો, લક્ષ્મીને નિવાસ કરવાના કમળરૂપ છો, તથા પુષ્પને ધારણ કરનાર પુષ્કરરૂપ છો[14]. તમે ઋભુ, વિભુ, અને સર્વથી સૂક્ષ્મ છો, તમે ચારિત્રરૂપે કહેવાઓ છો. તમે બ્રહ્મસ્વરૂપ, સમુદ્રસ્વરૂપ, પવિત્ર ધામ સ્વરૂપ અને

* પાછળ ભગવદ્ગીતામાં એનું વર્ણન છે; "शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते इ० "

ધામને જાણનાર છો. તમને હિરણ્યગર્ભ, સ્વાહા, સ્વધા, અને કેશવ, એ પ્રકારે કહે છે[૧૫]. હે કૃષ્ણ! આ જગતનું ઉત્પત્તિસ્થાન તમે છો. આ જગતના લયનું સ્થાન પણ તમે છો, અને પૂર્વે આ જગતને ઉત્પન્ન પણ તમેજ કર્યું છે. હે વિશ્વના ઉત્પત્તિ સ્થાનરૂપ કૃષ્ણ! આ વિશ્વ તમારા સ્વાધીનમાં છે; શાર્ઙ્ગ ધનુષ્ય, ચક્ર તથા ખડ્ગ જેના હાથમાં છે એવા હે ભગવાન્! તમને નમસ્કાર હો[૧૬]." એ પ્રમાણે સભાના મધ્યમાં ધર્મરાજાએ સ્તવન કરેલા, કમળ સમાન નેત્રવાળા, યાદવોમાં મુખ્ય કૃષ્ણ, પ્રસન્ન થઇને ભરતવંશમાં જન્મેલા અને સર્વથી મોટા પાંડવ યુધિષ્ઠિરને ઘણાં વચન બોલીને અભિનંદન આપવા લાગ્યા[૧૭].

एवं स्तुतो धर्मराजेन कृष्णः सभामध्ये प्रीतिमान् पुष्कराक्षः ॥
तमभ्यनंदद्भारतं पुष्कलाभिर्वाग्भिर्ज्येष्ठं पांडवं यादवाग्र्यः ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि वासुदेवस्तुतिर्नाम गुर्जरभाषायां त्रिचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४३ ॥**

## અધ્યાય ૪૪ મો–પાંચે ભાઇઓના પૃથક્ પૃથક્ મહેલોનું વર્ણન.

**वैशंपायन उवाच** ॥ ततो विसर्जयामास सर्वाः प्रकृतयो नृपः ॥
॥ विविशुश्चाभ्यनुज्ञाता यथा स्वानि गृहाणि ते ॥ १ ॥

વૈશંપાયન કહે છે:—પછી યુધિષ્ઠિર રાજાએ, સર્વે પ્રજાઓને રજા આપી અને તેઓ પણ રાજાની આજ્ઞા પામીને પોતપોતાને ઘેર ગયા[૧]. પછી ભયાનક પરાક્રમવાળા ભીમને, અર્જુનને, તથા નકુલ–સહદેવને શાંત કરીને શ્રીમાન્ યુધિષ્ઠિર રાજા બોલ્યા કે "મોટા સંગ્રામમાં શત્રુઓએ અનેક પ્રકારનાં શસ્ત્રોવડે તમારા શરીરમાં ક્ષત કરેલા છે અને તમે અત્યંત શ્રમિત થયા છો, તથા શોક અને ક્રોધવડે સંતાપ પામેલા છો[૨,૩]. હે ભરતશ્રેષ્ઠો! તમોએ મારે માટે અરણ્યમાં નઠારા મનુષ્યની પેઠે, દુઃખકારક સ્થાનમાં વાસ વસવાનો અનુભવ કર્યો છે[૪], માટે તમે ઇચ્છા પ્રમાણે અને સુખ ઉપજે એ પ્રમાણે આ જયનો અનુભવ કરો!! તમે વિશ્રાંતિ પામશો તથા તમને સુખનો અનુભવ થશે, ત્યાર પછી કાલે પ્રાતઃકાલે હું, તમારી મુલાકાત કરીશ[૫]." પછી ધૃતરાષ્ટ્રની આજ્ઞા પામીને તથા પોતાના મોટા ભાઇ યુધિષ્ઠિરે આજ્ઞા આપવાથી, ઇન્દ્ર જેમ પોતાના સ્વર્ગના મંદિરમાં નિવાસ કરે તેમ, મહાબાહુ ભીમે, અનેક મેહેલોવડે શોભાયમાન, અનેક રત્નોથી વ્યાપ્ત તથા દાસી અને દાસથી ભરપૂર એવા દુર્યોધનના ઘરમાં નિવાસ કર્યો[૬,૭]. જેવું દુર્યોધનનું ઘર હતું તેવુંજ દુઃશાસનનું ઘર પણ મેહેલોની પંક્તિથી સંયુક્ત, સુવર્ણના તોરણથી અલંકૃત, દાસી તથા દાસવડે અત્યંત સંપૂર્ણ તથા પુષ્કળ ધન અને ધાન્યથી ભરપૂર હતું; અર્જુને રાજાની આજ્ઞાથી તે ઘરમાં નિવાસ કર્યો[૮,૯]. દુઃશાસનના ઘરથી પણ દુર્મર્ષણનું ઘર ઉત્તમ હતું; તે કુબેરના ભુવનની પેઠે સુવર્ણ અને રત્નોથી અલંકૃત હતું, તે ઘર ધર્મના પુત્ર યુધિષ્ઠિર મહારાજાએ, પ્રસન્ન થઇને મહાવનમાં કૃશ થઇ ગયેલા તથા વર આપવાને યોગ્ય નકુલને આપ્યું[૧૦,૧૧]. દુર્મુખનું ભુવન સર્વથી સુંદર હતું; તે શોભાયમાન સુવર્ણથી શણગારેલું તથા વિકસિત કમળના પત્ર સમાન નેત્રવાળી સ્ત્રીઓનાં શયનથી યુક્ત હતું, તે ઘર નિરંતર પ્રિય કરનારા સહદેવને આપ્યું અને તે પામીને જેમ કૈલાસને પામીને કુબેર આનંદ પામે તેમ તે આનંદ પામ્યો[૧૨,૧૩]. હે રાજન્! યુયુત્સુ, વિદુર, સંજય, સુધર્મા અને ધૌમ્ય, એ સર્વે પોતપોતાના ભુવનમાં ગયા[૧૪]. વાઘ જેમ પર્વતની ગુફામાં પેસે તેમ, પુરુષમાં વ્યાઘ્ર જેવા કૃષ્ણ પરમાત્માએ, સાત્યકિસહિત અર્જુનના ઘરમાં પ્રવેશ કર્યો[૧૫]. તે

સ્થળોમાં ભોજન અને ખાનપાનવડે પ્રસન્ન થયેલા તથા અત્યંત સુખવડે રાત્રિ વસેલા, અને સુખથી પ્રાતઃકાળમાં જાગ્રત થયેલા તે સર્વે યુધિષ્ઠિર રાજાનું ઉપાસન કરતા હતા[11].

॥ तत्र भक्षान्नपानैस्ते मुदिताः सुसुखोषिताः । सुखप्रबुद्धा राजानमुपतस्थुर्युधिष्ठिरम् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि गृहविभागे गुर्जरभाषायां चतुश्चत्वारिंशत्तमोऽध्यायः ॥४४॥

## અધ્યાય ૪૫ મો—યુધિષ્ઠિર-કૃષ્ણ સમાગમ.

जनमेजय उवाच ॥ प्राप्य राज्यं महाबाहुर्धर्मपुत्रो युधिष्ठिरः ॥

॥ यदन्यदकरोद्विप्रस्तन्मे वक्तुमिहार्हसि ॥ १ ॥

જનમેજય કહે છેઃ—"હે વિપ્ર ! ધર્મના પુત્ર મહાબાહુ યુધિષ્ઠિરે, રાજ્ય પામીને બીજું જે કર્યું તે મને આ સમયે કહેવું ઘટે છે[1]. હે મુનિ ! ત્રણ લોકના પરમ ગુરૂ અને ઇંદ્રિયોના સ્વામી ભગવાન્ કૃષ્ણ વીરે, પણ જે કર્યું તે પણ મને કહેવું જોઇએ"[2,3]. વૈશંપાયન કહે છેઃ-હે પાપરહિત રાજેંદ્ર ! વાસુદેવ ભગવાનને આગળ કરીને પાંડવોએ જે કર્યું તે હું તને યથાર્થ કહું છું; સાંભળ !![4]. કુંતીના પુત્ર મહારાજા યુધિષ્ઠિરે, રાજ્ય પામીને ચારે વર્ણની પ્રજાને યથાયોગ્યરીતે પોતપોતાના સ્થાનમાં સ્થાપન કરી[5]. તે પાંડવ રાજાએ, એક હજાર મહાત્મા સ્નાતક બ્રાહ્મણોમાં દરેકને હજાર હજાર મહોરો અપાવી[5]. વળી જે પ્રકારે તેણે, પોતાના આશ્રિત તથા અનુજીવી-સેવકોને અને અતિથિઓને મનોરથ પૂરા કરીને તૃપ્ત કર્યા, તેજ પ્રકારે દીન અને નિરાધાર લોકોને પણ મનોરથ પૂરીને તૃપ્ત કર્યા[6]. તેણે પોતાના પુરોહિત ધૌમ્યને દશ હજાર ગાયો, ધન, સુવર્ણ, રૂપું, અને અનેક પ્રકારનાં વસ્ત્ર આપ્યાં[7]. હે મોટા રાજા ! કૃપાચાર્ય પ્રત્યે તેણે ગુરૂવૃત્તિ રાખીને વર્તન કર્યું અને નિયમિત વૃત્તવાળા તે રાજાએ વિદુરની પૂજા કરી[8]. દાન આપનારાઓમાં ઉત્તમ તે યુધિષ્ઠર રાજા, પોતાના સર્વે આશ્રિતોને અનેક પ્રકારનાં ભક્ષ્ય, અન્ન અને પાનવડે તથા અનેક પ્રકારનાં વસ્ત્ર, શય્યા, અને આસનવડે સંતોષ પમાડતો હતો[9]. હે રાજાઓમાં શ્રેષ્ઠ ! જનમેજય ! તે મહાયશવાળો રાજા, પ્રાપ્ત થયેલા ધન આદિનું યથોચિત પાત્ર જોઇને દાન કરતો હતો તથા તેમ કરીને ધૃતરાષ્ટ્રના યુયુત્સુનું પૂજન કરતો હતો[10]. યુધિષ્ઠિર રાજા, તે રાજ્યનો ભાર ધૃતરાષ્ટ્રને, વિદુરને અને ગાંધારીને માથે નાખીને સ્વસ્થની પેઠે, સુખેથી રહેતો હતો[11]. હે ભરતર્ષભ ! તેજ પ્રમાણે આખા નગરને પણ પ્રસન્ન કરીને પછી તે મહાત્મા વાસુદેવની પાસે હાથ જોડીને ગયા[12]. ત્યાં મણિ અને સુવર્ણથી અલંકૃત મોટા પલંગ ઉપર બેઠેલા, નીલ રંગના મેઘ સમાન કાંતિવાળા કૃષ્ણને જોયા[13]. તેમનો દેહ તેજવડે પ્રકાશમાન હતો, દીવ્ય અલંકારથી તે અલંકૃત હતા, પીળું રેશમી પીતાંબર તેમણે પહેરેલું હતું તેથી જાણે સોનામાં જડેલો નીલમણિ હોય તેવા શોભતા હતા[14]. છાતી ઉપર આવી રહેલા કૌસ્તુભ મણિવડે સર્વ પ્રકારે તે વિરાજમાન હતા, જાણે ઉદય પામતા સૂર્યવડે ઉદયાચળ પર્વત શોભતો હોય તેમ લાગતું હતું[15]. ત્રણ લોકમાં તેને ઉપમા આપવા જેવો કાંઇ પદાર્થ છે નહિ. એવા પુરૂષ દેહધારી મહાત્મા વિષ્ણુની પાસે જઇને, રાજા યુધિષ્ઠિર સ્મિત-હાસ્ય કરીને આ પ્રમાણે મધુર વચન બોલ્યા કે "હે બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ કૃષ્ણ ! વારૂ, સુખવડે તમોએ રાત્રિ નિર્ગમન તો કરી ? હે અચ્યુત ! કેમ સકળ જ્ઞાન તમને પ્રસન્ન તો છે ? હે બુદ્ધિમાનમાં ઉત્તમ ! દેવી બુદ્ધિ, આપની સમીપે આશ્રય કરીને રહેલી તો છે ?[16-18] ત્રણ લોકમાં ગમન કરવા યોગ્ય પરાક્રમવાળા હે ભગવાન ! તમારી કૃપાવડે અમને રાજ્ય પ્રાપ્ત થયું તથા પૃથ્વી અમારા સ્વાધીનમાં રહેલી છે; તથા અમે જય

અને ઉત્તમ યશ પામ્યા અને ધર્મથકી અમો પડયા નહિ"[૧૯]. એ પ્રકારે ભાષણ કરતા શત્રુઓનું દમન કરનાર ધર્મરાજ પ્રત્યે ભગવાન કાંઈ બોલ્યા નહિ પણ ધ્યાનયુક્ત થયા[૨૦].

॥ तं तथा भाषमाणं तु धर्मराजमरिंदमम् । नोवाच भगवान् किंचिद्ध्यानमेवान्वपद्यत ॥

इति श्रीमहाभारते शांति० गु० भा० पंचचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४५ ॥

## અધ્યાય ૪૬ મો–ભીષ્મપિતામહ પ્રતિ ગમન.

युधिष्ठिर उवाच ॥ किमिदं परमाश्चर्यं ध्यायस्यमितविक्रम ॥

॥ कच्चिल्लोकत्रयस्यास्य स्वस्ति लोकपरायण ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–" હે અમાપ પરાક્રમવાળા ભગવાન! તમે ધ્યાન કરો છો એ આ મોટું આશ્ચર્ય શું છે? હે લોકના પરમસ્થાનરૂપ! વારૂ, આ ત્રણ લોકનું કલ્યાણ તો છે ના[૧]. હે પુરૂષ શ્રેષ્ઠ! હે દેવ! જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ થકી ચોથો ધ્યાનનો માર્ગ જે તુરીયાવસ્થા તેનું આલંબન કરીને સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, એ ત્રણે દેહમાંથી તમે નીકળી ગયેલા છો; તેથી મારૂં મન વિસ્મય પામે છે[૨]. પ્રાણાયામ આદિક પાંચ કર્મ કરનારા અથવા ગમનાદિક પાંચ કર્મ કરનારા અને શરીરમાં રહેલા વાયુનો તમે નિગ્રહ કર્યો છે. પ્રસન્ન એવાં તમારાં ઇંદ્રિય તમે મનમાં સ્થાપન કર્યાં છે[૩]. હે ગોવિંદ! વાણી અને મનને તમે બુદ્ધિમાં સ્થાપન કર્યાં છે. હે દેવ! શબ્દાદિ ગુણોને ભજનારા દેવ તથા શ્રોત્રાદિક ઇંદ્રિયોને તમે ક્ષેત્રજ્ઞમાં સ્થાપન કર્યાં છે[૪]. તમારાં રૂવાં કંપતાં નથી તથા તમારૂં મન અને બુદ્ધિ સ્થિર છે. હે માધવ! લાકડાની પેઠે, ભીંતની પેઠે કે, શિલાની પેઠે તમે ચેષ્ટારહિત દેખાઓ છો[૫]. જેમ વાયુ વિનાની જગોમાં દીવો કંપતો નથી પણ બળ્યા કરે છે, તેમ હે ભગવાન! હે દેવ! પાષાણની પેઠે તમે નિશ્ચળ છો[૬] હે દેવ! જો આ ધ્યાનનું કારણ સાંભળવાને હું યોગ્ય હોઉં, અને જો કોઇ ગુપ્ત વાર્તા ન હોય, તો તમારે શરણે આવેલા અને પ્રાર્થના કરનારા મારો સંશય નાશ કરો[૭]!! આ જગતના કર્ત્તા અને તેમાં અનેક પ્રકારના ફેરફાર કરનારા (વિકાર કરનારા) પણ તમેજ છો; ક્ષરરૂપ અને અક્ષરરૂપ તમે છો; આદિ અને અંતરહિત તથા સર્વના આદિ પુરૂષોત્તમ તમેજ છો. હે ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ! તમારે શરણે આવેલા, અને મસ્તકવડે તમને પ્રણામ કરનારા તમારા ભક્તને આ ધ્યાનનું યથાર્થ કારણ કહો"[૮.૯]. પછી ઇન્દ્રના નાના ભાઇ ભગવાન કૃષ્ણ, પોતાનાં મન, બુદ્ધિ અને ઇંદ્રિયોને પોતપોતાના સ્થાનમાં લાવીને, હાસ્ય કરીને બોલ્યા[૧૦]. વાસુદેવ કહે છેઃ–"અગ્નિ જેમ શાંત થતો હોય તેમ, બાણની શય્યામાં સૂતેલા ભીષ્મ મારૂં ધ્યાન કરે છે. હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર! તેથી મારૂં મન તેઓમાં ગયું છે[૧૧]. વજ્રની ગર્જના જેવા જેના ધનુષ્યના ટંકારને દેવનો રાજા ઇન્દ્ર પણ સહન કરી શકતો નથી, તેને હું મનવડે પામેલો* છું[૧૨]. જેણે સમસ્ત રાજાઓના મંડળને વેગવડે જીતીને તે ત્રણ કન્યાઓ આણી, તે ભીષ્મને હું મનવડે પામ્યો છું[૧૩]. જેણે ભાર્ગવ પરશુરામની સાથે ત્રેવીસ રાત્રિઓ સુધી યુદ્ધ કર્યું પણ પરશુરામથી જીતાયા નહિ તે ભીષ્મને હું મનવડે પામ્યો છું[૧૪]. ઇન્દ્રિયસમુદાયને એકાગ્ર કરીને અને શ્વાસાવરોધનની ક્રિયાથી મનનું સંયમન કરીને તે મારે શરણે આવ્યા છે માટે મારૂં મન તેઓમાં ગયું છે[૧૫]. હે રાજન્! ગર્ભ ધારણ કરવાની વિધિવડે જેને ગંગાએ ધારણ કર્યા હતા તે વસિષ્ઠના શિષ્ય ભીષ્મને હું મનવડે પામ્યો છું[૧૬]. મહા તેજવાળા જે દિવ્ય અસ્ત્રોને ધારણ કરે છે તથા બુદ્ધિમાન જે અંગસહિત ચારે

* અર્થાત્ બાણશય્યામાં સૂતેલા તે ભીષ્મને હું સંભારૂં છું.

વેદોને ધારણ કરે છે તે ભીષ્મને હું મનવડે પામ્યો છું[17]. હે પાંડવ! જમદગ્નિના પુત્ર રામના પ્રિય શિષ્ય અને સર્વ વિદ્યાને ધારણ કરનાર ભીષ્મને હું મનવડે પામ્યો છું[18]. હે ભરતશ્રેષ્ઠ! જે ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણે છે; તે ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ ભીષ્મને હું મનવડે પામ્યો છું[19]. પુરૂષમાં વ્યાઘ્ર જેવા તે પોતાનાં કર્મથી સ્વર્ગલોકમાં જશે ત્યારે પૃથ્વી, ચંદ્ર વિનાની રાત્રિ જેવી શોભારહિત થશે[20]. માટે હે યુધિષ્ઠિર! ભયાનક પરાક્રમવાળા ગંગાપુત્ર ભીષ્મની પાસે જઇને, તેનું પૂજન કરીને તારા મનમાં જે હોય તે પૂછ[21]. હે રાજન્! ધર્મ, અર્થ, કામ અને મોક્ષની વિદ્યાઓ, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો યજ્ઞાદિ નિઃશેષ ધર્મ જે ચાતુર્હોત્ર,–બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ્ય અને સંન્યસ્ત એ ચાર આશ્રમધર્મ અને તમામ રાજધર્મ તું તેમને પૂછ! ![22] કેમ કે કૌરવની ધુંસરીને ધારણ કરનાર ભીષ્મપિતા અસ્ત પામશે, ત્યારે તે સર્વે જ્ઞાન પણ અસ્ત પામશે; માટે હું તને પ્રેરણા કરૂં છું"[23]. શ્રીકૃષ્ણનું તે ઉત્તમ અને સત્ય વચન સાંભળીને ધર્મને જાણનાર યુધિષ્ઠિર, અશ્રુથકી ગદ્ગદ્ કંઠ થઇને ભગવાનને કહેવા લાગ્યા કે "હે ભગવાન્! તમે ભીષ્મનો જે મહિમા કહો છો, તે પ્રમાણેજ છે, એમાં સંદેહ નથી; હે માધવ! હું પણ એમજ માનું છું[24-25]. હે મહા તેજવાળા ભગવાન્! ભીષ્મનું મોટું ભાગ્ય અને પ્રભાવ મહાત્મા બ્રાહ્મણોના મુખથી મેં સાંભળ્યા છે[26]. હે શત્રુને નાશ કરનારા તથા યદુકુળને આનંદ આપનારા કૃષ્ણ! લોકના કર્ત્તા તમો, જે કહો છો, તે વાક્ય યથાર્થ છે એમાં કાંઈ વિચારવા જેવું નથી[27]. હે માધવ! જો તમારી બુદ્ધિ મારા ઉપર કૃપા કરવાની છે, તો પ્રથમ તમને આગળ કરીને અમે ભીષ્મની પાસે જઇએ[28]. સૂર્ય ઉત્તરાયનના થશે, ત્યારે તે પરલોકમાં જશે, માટે હે મહાબાહો! ભીષ્મપિતાને તમારૂં દર્શન થવું યોગ્ય છે[29]. તમે આદિદેવ, ક્ષરરૂપ અને અક્ષરરૂપ છો; માટે તમારા દર્શનથી તે ભીષ્મપિતાને મોટો લાભ છે, કેમ કે બ્રહ્મમય નિધિ તમો છો"[30]. વૈશંપાયન કહે છેઃ-ધર્મરાજનું એવું વચન સાંભળીને પાસે બેઠેલા સાત્યકિને મધુસૂદન ભગવાન કહેવા લાગ્યા કે "મારો રથ તૈયાર કરો"[31]. તેથી શ્રીકૃષ્ણની પાસેથી સાત્યકિ ઉતાવળે ઉઠીને દારૂક સારથિને કહેવા લાગ્યો કે "શ્રીકૃષ્ણનો રથ તૈયાર કરી જોડી લાવો"[32]. હે રાજસિંહ! પછી સાત્યકિનું વચન સાંભળીને દારૂકે સુવર્ણથી જેનાં અંગ અલંકૃત કરેલાં છે,–જેમાં બેસવાનાં સ્થાન મરકતમણિ, ચંદ્રકાંત અને સૂર્યકાંતથી શોભાયમાન છે,–જેનાં ચક્રને સુવર્ણથી શણગારેલાં છે,–જેનું તેજ સૂર્યના સરખું છે,–જે ઉતાવળે ગમન કરનારો છે,–અનેક પ્રકારના વિચિત્ર મણિથી જેનાં અંગ શોભાયમાન છે,–નવા ઉગેલા સૂર્યના જેવો પ્રતાપવાળો,–વિચિત્ર ગરૂડના ચિહ્નવાળી ધ્વજાવડે સુશોભિત,–સુગ્રીવ અને શૈબ્ય આદિ ઉત્તમ અને મનના સમાન ગતિવાળા તથા જેનાં અંગ સુવર્ણથી અલંકૃત કરેલાં છે એવા ચાર ઉત્તમ અશ્વ જેને જોડેલા છે એવો ઉત્તમ રથ જોડીને આણ્યો. અને તે દારૂક સારથિએ આવી શ્રીકૃષ્ણને નિવેદન કર્યું[33-35].

सुग्रीवशैब्यप्रमुखैर्वराश्वैर्मनोजवैः कांचनभूषितांगैः ॥
संयुक्तमावेदयदच्युताय कृतांजलिर्दारुको राजसिंह ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि महापुरुषस्तवोनाम गुर्जरभाषायां षट्चत्वारिंशत्तमोऽध्यायः ॥ ४६ ॥

## અધ્યાય ૪૭ મો–ભીષ્મે કરેલું સ્તવન.

**जनमेजय उवाच ॥ शरतल्पे शयानस्तु भरतानां पितामहः ॥**

**॥ कथमुत्सृष्टवान् देहं कं च योगमधारयत् ॥ १ ॥**

જનમેજય કહે છેઃ–"ભરતકુળના રાજાઓના પિતામહ, બાણશય્યામાં સૂતેલા ભીષ્મે શી રીતે દેહત્યાગ કર્યો ? તથા કયા યોગની ધારણા કરી ?"[1]. વૈશંપાયન કહે છેઃ–હે કુરૂવંશમાં વ્યાઘ્ર જેવા રાજન્ ! પવિત્ર અને એકાગ્ર થઇને મહાત્મા ભીષ્મનો દેહત્યાગ ધ્યાન રાખી સાંભળ ! ![2] ઉત્તરાયનમાં સૂર્ય નિવૃત્તિ પામ્યો, ત્યારે ભીષ્મે એકાગ્ર થઇને સર્વે ઇન્દ્રિયોની વૃત્તિઓને ખેંચીને આત્મામાં આણી[3]. તે વખતે વેરાયાં છે કિરણ જેનાં એવો સૂર્ય હોય તેમ, સેંકડો બાણથી વ્યાપ્ત દેહવાળા અને ઉત્તમ બ્રાહ્મણોથી વીંટાએલા ભીષ્મ, પરમ શોભાથી શોભતા હતા[4]. તે બ્રાહ્મણો કોણ હતા તે કહું છું; વેદને જાણનારા વ્યાસ, દેવના ઋષિ નારદ, દેવસ્થાન, વાત્સ્ય, અશ્મક, સુમંતુ[5]. જૈમિનિ, મહાત્મા પૈલ, હારીત, લોમશ, બુદ્ધિમાન આત્રેય, બૃહસ્પતિ, શુક્ર, મહામુનિ ચ્યવન, સનત્કુમાર, કપિલ, વાલ્મીકિ, તુંબરૂ, કુરૂ, મૌદ્ગલ્ય, ભાર્ગવ, પરશુરામ, મહામુનિ તૃષાબિંદુ, પિપ્પલાદ, વાયુ, સંવર્ત, પુલહ, કચ, કાશ્યપ, પુલસ્ત્ય, ક્રતુ, દક્ષ, પરાશર, મરીચિ, અંગિરા, કાશ્ય, ગૌતમ, ગાલવમુનિ, ધૌમ્ય, વિભાંડ, માંડવ્ય, ધૌમ્ર, કૃષ્ણાનુભૌતિક, ઉત્તમ બ્રાહ્મણ ઉલૂક, મહામુનિ માર્કંડેય, ભાસ્કરી, પૂરણ, કૃષ્ણમુનિ, અને પરમ ધાર્મિક, સૂત, એ મુનિઓ અને બીજા પણ શ્રદ્ધા, શમ, દમ, આદિક ગુણોથી યુક્ત મહાત્મા મહાભાગ મુનિઓના સમુદાયથી વીંટાએલા, જાણે ગ્રહોથી વીંટાએલો ચંદ્રમા હોય તેમ, ભીષ્મ શોભતા હતા[6-12]. પુરૂષોમાં વ્યાઘ્ર જેવા અને બાણશય્યામાં સૂતેલા ભીષ્મ, મન, વચન અને કર્મેથી પવિત્ર થઇને તથા હાથ જોડીને શ્રીકૃષ્ણનું ધ્યાન કરવા લાગ્યા તથા આનંદયુક્ત સ્વરે મધુસૂદન ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. વાણીને જાણનારાઓમાં શ્રેષ્ઠ, પરમ ધર્માત્મા, સમર્થ ભીષ્મપિતામહ, બન્ને હાથ જોડીને યોગના સ્વામી, જેની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું છે એવા જગતના પતિ, જયશાળી, વિષ્ણુવાસુદેવનું સ્તવન કરવા લાગ્યા[13-15]. ભીષ્મ કહે છેઃ–"શ્રીકૃષ્ણનું આરાધન કરવાને ઇચ્છતો હું જે વાણી બોલવાની ઇચ્છા રાખું છું, તે વિસ્તારવાળી તથા સંક્ષેપવાળી વાણીવડે પુરૂષમાં ઉત્તમ ભગવાન પ્રસન્ન થાઓ[16]. પોતાના કે પારકાથી ઉપજેલા દોષથી રહિત, તથા તેવોજ (દોષરહિત) જેને પામવાનો માર્ગ છે, સર્વથી અધિક શક્તિવાળા, तत्त्वमसि એ મહા વાક્યના 'तत्' પદના અર્થભૂત ઇશ્વર અને હિરણ્યગર્ભ એવા પ્રજાના પતિને, સર્વ વૃત્તિઓવડે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, એ ત્રણ દેહને છોડીને હું શરણે જાઉં છું[17]. જે અનાદિ અને અનંત પરબ્રહ્મને દેવ કે, ઋષિઓ જાણતા નહોતા, પણ સર્વના ધારણ કરનારા, ભગવાન અને હરિ એવા નારાયણ જાણતા હતા[18]. જે નિર્વિકાર પરબ્રહ્મને ઋષિઓના સમુદાય, સિદ્ધ, મોટા નાગ, દેવો અને દેવર્ષિઓ નારાયણ પાસેથી જાણે છે[19]. જેને દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, કે નાગ લોકો, પણ એ કોણ છે, તથા એ ભગવાન ક્યાંથી ઉત્પન્ન થયા, એમ જાણતા નથી[20]. જેમ એક સૂત્રમાં મણિ પરોવાય છે તેમ, જે ભૂતોના સ્વામીમાં સમગ્ર ભુત, ગુણરૂપ થઇને પ્રવેશ કરે છે તથા નિવાસ કરે છે; જેમ દોરા ઉપર માળા રહે છે તેમ, જે નિત્ય અને દૃઢ એવા તંતુરૂપ વિશ્વના સ્થાનભૂત અને વિશ્વના કર્તારૂપ પરમાત્મામાં કાર્ય અને કારણ જે સત્ અને અસત્ તેથી ગુંથાએલું વિશ્વ રહેલું છે[21]. જે નારાયણ દેવને હરિ, હજાર માથાંવાળા, હજાર પગવાળા, હજાર નેત્રવાળા, હજાર બાહુવાળા, હજાર મુકુટવાળા અને

સહસ્ર મુખવડે ઉજ્વળ દેવ કહે છે[૨૨,૨૩]. જેને જગતનું પરમ શરણભૂત, સૂક્ષ્મમાં સૂક્ષ્મ, મોટામાં મોટું, ભારેમાં ભારે, અને ઉત્તમમાં ઉત્તમ તત્વ કહે છે[૨૪]. જેને સામાન્યપણે કર્મનો પ્રકાશ કરનારા મંત્રોમાં, મંત્રના અર્થનું વિવરણ કરનારા બ્રાહ્મણ મંત્રોમાં, કર્મના અંગભૂત દેવતા આદિક સંબંધી જ્ઞાન વાકયોમાં, કેવળ આત્માનું જ્ઞાન કરનારાં વાકયોમાં, અબાધિત અર્થ જેમાં છે અથવા સામવેદમાં જે બાધરહિત સત્ય કર્મવાળા પરમાત્માનું ગાન થાય છે[૨૫]. જે બુદ્ધિમાં પ્રગટ દેખાનારા ભકતોના સ્વામી, દેવના બ્રહ્મ, જીવ, મન અને અહંકાર એ ચાર રૂપને વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચાર પરમ ગુહ્ય અને દિવ્ય નામવડે ઋષિઓ પૂજે છે[૨૬]. સ્વધર્મથી જેની પ્રીતિને અર્થે કરેલું તપ જે થકી ચિત્તમાં સ્થિર રહે છે, અર્થાત્ જે ઇશ્વરપ્રીત્યર્થ આચરેલો ધર્મ ચિત્તની શુદ્ધિ કરવારૂપ સ્વાર્થજ થાય છે અને જે સર્વનો આત્મા, સર્વને જાણનાર, સર્વરૂપ, સર્વજ્ઞાનરૂપ અને સર્વમાં વ્યાપી રહેલો છે; જેમ અરણીનાં કાષ્ઠ પ્રદીપ્ત અગ્નિને ઉત્પન્ન કરે છે, તેમ વેદનું રક્ષણ કરવા માટે વસુદેવથકી દૈવકી દેવીએ જે દેવને જન્મ આપ્યો છે[૨૭,૨૮]. ભેદરહિત તથા અકલ્યાણ અને કલ્યાણની ઇચ્છારહિત પુરૂષ, સૂક્ષ્મ બુદ્ધિવડે જે પાપરહિત પોતાના આત્મારૂપ સર્વના ઈશ્વર ગોવિંદને હૃદયાકાશમાં જુએ છે[૨૯]. જે પ્રજાના સ્વામિ પરમેશ્વરનું કર્મ, વાયુ અને ઈંદ્રથકી અધિક છે જેનું તેજ સૂર્યથકી અધિક છે અને બુદ્ધિ તથા ઇંદ્રિયોવડે જાણવામાં નથી આવતા, તે પરમેશ્વરને હું શરણે જાઉં છું[૩૦]. ગત કલ્પાદિકની કથાઓમાં જેને "પુરૂષ" કહ્યો છે, યુગના આરંભમાં જેને "બ્રહ્મ" (વધારો કરનાર) કહ્યો છે, સર્વનો ક્ષય કરવાના કાળમાં જેને "સંકર્ષણ" કહ્યો છે, તે ઉપાસના કરવા યોગ્ય દેવનું અમે ઉપાસન કરીએ છીએ. જે ઘણે પ્રકારે પ્રકટ થએલા અને સર્વ મનોરથ આપનારા ભગવાન આત્માને અનેક પ્રકારનાં કર્મવડે અનન્ય ભક્તિ કરનારા ભજે છે; જેને જગતનો "કોશ" કહે છે તથા જેમાં પ્રજાઓ રહેલી છે; જેમ જળમાં હંસ આદિ જળ પ્રાણીઓ દેખાય છે તેમ જેમાં આ સર્વ વિશ્વ જોવામાં આવે છે[૩૧-૩૩]; જે સત્ય સ્વરૂપ અને 'ૐ' એ પ્રકારે એક અક્ષરનું બ્રહ્મ છે, જે સત્ અને અસત્‌થી પર છે, જેનો આદિ, મધ્ય અને અંત દેવ કે, ઋષિઓ જાણતા નથી[૩૪], દુઃખના પરમ ઔષધરૂપ, આદિ તથા અંત વિનાના, સ્વયંભૂ, સનાતન, જોવામાં ન આવે એવા, અને જાણવામાં ન આવે એવા, જે હરિ તથા નારાયણ નામવાળા સમર્થ દેવને દેવ, અસુર, ગંધર્વ, સિદ્ધ, ઋષિઓ અને મોટા નાગદેવો નિયમપૂર્વક નિત્ય પૂજે છે[૩૫]; જે દેવને "વિશ્વના કર્તા" કહે છે, વિશ્વમાં સ્થિતિ કરનારાઓ "સ્વામી" કહે છે; તથા "જગતના અધ્યક્ષ, અક્ષર અને પરમપદ" કહે છે, તે દેવને હું શરણે જાઉં છું[૩૬,૩૭]. સુવર્ણ-સમાન કાંતિવાળો, દૈત્યનો નાશ કરનારો, અદિતિનો ગર્ભ, જે એક છતાં બાર પ્રકારે જન્મ પામ્યો છે, તે સૂર્યરૂપ પરમાત્માને પ્રણામ છે[૩૮]. જે પોતામાં રહેલા અમૃતવડે શુક્લ પક્ષમાં દેવોને અને કૃષ્ણ પક્ષમાં પિતૃઓને તૃપ્ત કરે છે તથા જે બ્રાહ્મણોનો રાજા છે તે ચંદ્રરૂપ પરમાત્માને પ્રણામ છે[૩૯]. મોટા અંધકારથી (અજ્ઞાનથી) પર, અતિ તેજવાળા (જ્ઞાનસ્વરૂપ) જે પુરૂષને જાણવાવડે મૃત્યુને જીતે છે (મોક્ષ મેળવે છે) તે જ્ઞેયસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૪૦]. જે મોટા વિસ્તારવાળા દેવનું ઋગ્વેદની ઋચાઓ સ્તવન કરે છે, અગ્નિ સંબંધી કર્મમાં અધ્વર્યુઓ જેનું સ્તવન કરે છે, મોટા યજ્ઞમાં બ્રાહ્મણોના સમુદાય જેનું ગાન કરે છે તે વેદરૂપ પરમાત્માને પ્રણામ છે[૪૧]. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ, એમ ત્રણે વેદ જેનું ધામ છે, જે ડાંગરની ધાણી (લાજા), જવનો સાથવો, પરિવાપ, પુરોડાશ (ઘીમાં બોળેલી આહુતી) અને દૂધ, એ પાંચ આહુતીરૂપ છે, જેના ગાયત્રી આદિક સાત તંતુઓને યજ્ઞમાં વિસ્તારે છે એવા યજ્ઞરૂપ

પરમાત્માને પ્રણામ છે[૪૨]. आश्रावय એ ચાર અક્ષરવડે, अस्तुश्रौषट् એ ચાર અક્ષરોવડે, यज એ બે અક્ષરવડે, येयजामहे એ પાંચ અક્ષરોવડે, वषट् એ બે અક્ષરવડે, (એમ સત્તર અક્ષરવડે) જેનો હોમ થાય છે, તે હોમરૂપ પરમાત્માને પ્રણામ છે[૪૩]. જે વેદ પુરૂષનું 'યજુર્' એવું નામ છે; ગાયત્રી આદિ છન્દો જેના હસ્તપાદાદિક અવયવ છે; ઋગ્, યજુર્ અને સામન્ એ ત્રણ વેદથી થનારો યજ્ઞ જેનું મસ્તક છે; રથંતર અને બૃહત્ રથંતર એ મંત્રો જેનાં પ્રીતિ વચન છે; એવા સ્તોત્રરૂપ પરમાત્માને પ્રણામ છે[૪૪]. જે દેવતાઓના હજાર વર્ષના યજ્ઞમાં ઋષિરૂપ ભગવાન સુવર્ણની જેની પાંખો છે એવા પક્ષીરૂપે પ્રકટ થયા, તે હંસરૂપ પરમાત્માને નમસ્કાર છે[૪૫]. પાદ એટલે શબ્દ અથવા વાક્ય તે જેનાં હસ્તપાદાદિક અંગ છે, સ્વરસંધિ, વ્યંજનસંધિ, વિસર્ગસંધિ, વગેરે સંધિઓ તે જેના આંગળી આદિના સાંધા છે, સ્વર અને વ્યંજન જેના અલંકાર છે, જેને દિવ્ય અક્ષર કહે છે, તે વાણીરૂપ બ્રહ્મને મારો નમસ્કાર છે[૪૬]. જેનાં યજ્ઞ અંગ છે એવા વરાહ થઇને જેણે, ત્રણ લોકના હિતને અર્થે પૃથ્વીનો જળમાંથી ઉદ્ધાર કર્યો, તે વીર્યરૂપ પરમાત્માને નમસ્કાર છે[૪૭]. યોગ ધારણ કરીને જે, હજાર ફણાઓથી બનાવેલા અને નાગવડે અલંકૃત પલંગમાં શયન કરે છે, તે નિદ્રારૂપ પરમાત્માને નમસ્કાર છે[૪૮]. ધર્મને અર્થેજ જેનો વાણી આદિ વ્યવહાર છે એવા અવતારોદ્વારા મોક્ષહેતુ, વેદોક્ત ઉપાયોવડે સતપુરૂષોને તરવાના સેતુરૂપ યોગ ધર્મને જે વિસ્તારે છે તે સત્યરૂપ પરમાત્માને નમસ્કાર છે[૪૯]. અનેક પ્રકારના ધર્મને આચરનારા અને અનેક પ્રકારનાં ધર્મનાં ફળને ઇચ્છનારા પુરૂષો, જેને પાશુપત, પંચરાત્ર આદિક તંત્રમાં કહેલા અનેક પ્રકારના ધર્મોવડે પૂજે છે તે ધર્મરૂપ પરમાત્માને નમસ્કાર છે[૫૦]. કામમય જેમનાં અંગ છે એવા સર્વ દેહધારીઓ, જેનાથકી પ્રકટ થાય છે, તથા જે સર્વ પ્રાણીઓનો ઉન્માદ છે, તે કામરૂપ પરમાત્માને નમસ્કાર છે[૫૧]. દેહાદિકમાં રહેલા જે અવ્યક્ત પુરૂષને તથા બુદ્ધિમાં રહેલા જે ક્ષેત્રજ્ઞને મોટા ઋષિઓ શોધે છે તે ક્ષેત્રાત્મા પરમેશ્વરને નમસ્કાર છે[૫૨]. જે જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિમાં રહેલું, ચેતન સ્વરૂપે રહેલું છતાં પણ સાંખ્ય મતના આચાર્યો જેને અગિયાર ઇન્દ્રિયો અને પાંચ ભૂત, એમ સોળ ગુણોએ વીંટાએલું કહે છે, તે સાંખ્યસ્વરૂપ પરમાત્માને નમસ્કાર છે[૫૩]. ગયેલી છે નિદ્રા જેમની, જીત્યો છે શ્વાસ જેમણે, તથા નિયમમાં રાખી છે ઇન્દ્રિયો જેમણે એવા સત્વ ગુણમાં રહેલા યોગીઓ જે જ્યોતિઃ-સ્વરૂપને જૂએ છે, તે યોગરૂપ પરમાત્માને નમસ્કાર છે[૫૪]. જેમને પુણ્ય તથા પાપ બન્ને નાશ પામવાથી, પુનઃ જન્મ ધારણ કરવાનો ભય નથી એવા શાંત સંન્યાસીઓ જેને પામે છે, તે મોક્ષસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૫૫]. જે હજાર યુગને અંતે, પ્રદીપ્ત જ્વાળાઓ-વાળો અગ્નિ, પ્રાણી માત્રનું ભક્ષણ કરે છે, તે ઘોર અગ્નિરૂપ પરમાત્માને પ્રણામ છે[૫૬]. સર્વ પ્રાણીનો સંહાર કરીને અને જગતને એક સમુદ્રરૂપ કરીને જે એકલો બાળકરૂપ થઇને શયન કરે છે, તે માયાસ્વરૂપ પરમેશ્વરને નમસ્કાર છે[૫૭]. કમળ સમાન નેત્રવાળા જે અજન્માની નાભિમાંથી ઉપજેલા કમળમાં વિશ્વ સ્થિત થયું છે, તે કમળ સ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૫૮]. જેમાં ચારે પ્રકારના કામનું પર્યવસાન થાય છે—અંત આવે છે, તે હજાર મસ્તકવાળા, અમાપ આત્મારૂપ, યોગ નિદ્રાસ્વરૂપ પુરૂષને નમસ્કાર છે[૫૯]. જેના કેશસ્થાનમાં મેઘ રહ્યા છે, સર્વે અંગના સંધિઓમાં નદીઓ રહેલી છે, તથા કૂખોમાં ચાર સમુદ્ર રહેલા છે, તે જળ સ્વરૂપ પરમાત્માને નમસ્કાર છે[૬૦]. જે થકી સર્વ જન્મ પામે છે તથા પ્રલય પછી રહેલા સર્વ વિકારો જેનામાં લય પામે છે તે જગતના હેતુરૂપ પરમાત્માને પ્રણામ છે[૬૧]. જે સુષુપ્તિ અવસ્થામાં સાક્ષીરૂપે સદા બેઠેલોજ છે તથા જાગૃતાવસ્થામાં કર્તારૂપે જે સ્થિતિવાળો છે, તેમજ

ઇષ્ટ અને અનિષ્ટ ભાવોનો જે દ્રષ્ટા છે, તે દ્રષ્ટા સ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૬૨]. સર્વ કાર્યમાં જેની શક્તિ કોઈથી કુંઠિત થતી નથી તથા ધર્મનાં કાર્યમાં જે સદા તૈયાર છે, તેમજ જે વૈકુંઠનું રૂપ છે, એવા કાર્યસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૬૩]. અધર્મવડે જેની મહત્તા નાશ પામી છે એવા ક્ષત્રિયોનો જેણે, ક્રોધ યુક્ત થઈને એકવીશવાર સંગ્રામમાં સંહાર કર્યો, તે ક્રૂરતારૂપ પરબ્રહ્મને હું પ્રણામ કરૂં છું[૬૪]. પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન, એમ પાંચ પ્રકારે પોતાના વિભાગ કરીને, શરીરમાં ફરનાર વાયુરૂપે થઈને જે પ્રાણીઓને ચેષ્ટા કરનારાં કરે છે–કાર્યમાં પ્રવૃત્ત કરે છે, તે વાયુસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૬૫]. યોગ માયાના બળવડે નટની પેઠે કૃતાદિ યુગોમાં મત્સ્યાદિ અવતાર ધારણ કરે છે તથા માસ, ઋતુ, અયન, વર્ષ; એ કાળના વિભાગો વડે સૃષ્ટિ અને સંહાર કરે છે, તે કાળસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૬૬]. તેનું મુખ બ્રાહ્મણ છે, બન્ને ભુજ ક્ષત્રિઓ છે, સમગ્ર ઊરૂ અને ઉદર વૈશ્ય છે તથા જેના ચરણ શૂદ્ર છે, તે વર્ણસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૬૭]. જેનું મુખ અગ્નિ છે, મસ્તક સ્વર્ગ છે, નાભિ આકાશ છે, બન્ને ચરણ પૃથ્વી છે, નેત્ર સૂર્ય છે, બન્ને કાન દિશાઓ છે, એવા લોકસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૬૮]. જે કાળ થકી પર છે, યજ્ઞથકી પર છે, હિરણ્યગર્ભથકી પર છે તથા શુદ્ધ છે, જેનો આદિ કોઇ નથી તથા જે પોતે જગતનો આદિ છે, એવા વિશ્વના આત્માસ્વરૂપ પરબ્રહ્મને પ્રણામ છે[૬૯]. રાગ–દ્વેષાદિ ગુણો વડે શ્રોત્રાદિ વિષયોમાં રહેલા અને જેને વિષયનો રક્ષણ કર્તા કહે છે, તે રક્ષણરૂપ પરમાત્માને પ્રણામ છે. અર્થાત્ જે વિષયમાં આત્માની પ્રીતિ થાય છે, તે વિષયને વાસના રૂપે કરી મનમાં રાખીને તે સંસૃતિ પામે છે, માટે તે વિષયનો રક્ષણ કર્તા ( રાખનાર ) કહેવાય છે. જે અન્ન અને પીવાના પદાર્થોમાં ધન સ્વરૂપ છે તથા જે રસ અને પ્રાણની વૃદ્ધિ કરનારો છે, તેમજ જે ભૂતોને ધારણ કરનારો છે. તે પ્રાણસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૭૦]. પ્રાણોનું ધારણ કરવા માટે જે ચાર પ્રકારનું અન્ન ખાય છે તથા દેહની માંહે પ્રવેશ કરીને જઠરાગ્નિ સ્વરૂપે જે તેનું પાચન કરે છે તે પાચકરૂપ પરમાત્માને પ્રણામ છે[૭૧]. પીળાં નેત્રવાળા, જાડા કંઠવાળા, વિકરાળ સ્વરૂપવાળા, અને દાઢ તથા નખરૂપી આયુધવાળા, દાનવના રાજા હિરણ્યકશિપુના પ્રાણ હરનાર નૃસંહરૂપ પરમાત્માને મારો પ્રણામ છે[૭૨]. જેને દેવ, ગંધર્વ, દૈત્ય કે દાનવો તત્વેથી જાણી શકતા નથી તે સૂક્ષ્મરૂપ પરમાત્માને પ્રણામ છે[૭૩]. જે ભગવાન તથા વ્યાપક શ્રીમાન અનંત (શેષ) રસાતળમાં રહીને સમગ્ર જગતને ધારણ કરે છે, તે વીર્યસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૭૪]. સૃષ્ટિના રક્ષણને અર્થે સ્નેહ પાશરૂપ બંધન વડે પ્રાણીઓને જે મોહ પમાડે છે, તે મોહસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૭૫]. શબ્દાદિક પાંચ વિષયોમાં રહેલું જ્ઞાન થવા પછી પ્રાપ્ત થયેલું આત્મજ્ઞાન જેનું જ્ઞાન છે તથા જ્ઞાન વાકયદ્વારા જેની પ્રાપ્તિ થાય છે, તે જ્ઞાનાત્મા પરમેશ્વરને પ્રણામ છે[૭૬]. જેનું અગોચર શરીર છે તથા બુદ્ધિરૂપ નેત્રોવડે જે સર્વ સ્થળમાં જુએ છે, જેમાં અપાર વિષયો સમાઇ રહેલા છે, તે દિવ્ય પરમાત્માને પ્રણામ છે[૭૭]. જટાધારી, નિરંતર દંડધારી તથા લાંબા ઉદરવાળું જેનું શરીર છે, તેમજ કમંડળના જળવડે દૈત્યોનો જે નાશ કરે છે, એવા બ્રહ્મસ્વરૂપ પરમાત્માને પ્રણામ છે[૭૮]. શૂળધારી, દેવતાઓના સ્વામી, ત્રણ નેત્રવાળા તથા ભસ્મવડે ચોપડેલું છે ઉર્ધ્વ લિંગ જેનું એવા, મહાત્મા રૂદ્રરૂપ પરમાત્માને મારો પ્રણામ છે[૭૯]. મસ્તક ઉપર જેણે અર્ધ ચંદ્ર ધારણ કર્યો છે, જેણે સર્પનાં યજ્ઞોપવીત ધારણ કર્યા છે તથા પિનાક ધનુષ્ય અને શૂળ જેના હાથમાં છે એવા, ઉગ્ર સ્વરૂપ પરબ્રહ્મને મારો પ્રણામ છે[૮૦]. સર્વ ભૂતના આત્મારૂપ, અહંકારના અંતરૂપ અને ક્રોધ, મોહ તથા દ્રોહરહિત, શાંત સ્વરૂપ પરબ્રહ્મને મારો પ્રણામ છે[૮૧].

સર્વ વિશ્વ જેને વિષે છે, સર્વ વિશ્વ જેના થકી ઉદ્‌ભવ પામ્યું છે, જે પોતે સકળ વિશ્વરૂપ છે, જે સર્વ સ્થાનમાં છે, તથા જે સર્વ વિશ્વમય છે, તે સર્વ સ્વરૂપ પરબ્રહ્મને નિરંતર મારો પ્રણામ છે[૮૨]. હે વિશ્વને ઉત્પન્ન કરનાર ! હે વિશ્વના આત્મારૂપ ! હે વિશ્વના હેતુ ! તમને નમસ્કાર છે; તમે નિત્યમુક્ત છો, કેમ કે તમે પાંચે મહાભૂતથી પર છો[૮૩]. ત્રણ લોકમાં અને તેથી પર પણ વિદ્યમાન એવા તમને ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળમાં નમસ્કાર છે; સર્વે દિશાઓમાં તમને નમસ્કાર છે; સર્વ જગતમય ભંડાર તમે છો[૮૪]. હે ભગવાન ! હે વિષ્ણો ! હે લોકોના ઉત્પત્તિસ્થાન ! હે નિર્વિકાર ! તમને પ્રણામ છે; હે હૃષીકેશ ! તમેજ જગતના કર્ત્તા અને પરાજય ન પામો એવા સંહારકર્ત્તા પણ છો[૮૫]. તમારા દિવ્યભાવને હું ત્રણે કાળમાં જોઇ શકતો નથી, પણ તમારૂં જે સનાતન રૂપ છે, તેને હું યથાર્થ જોઈ શકું છું[૮૬]. તમારા મસ્તકવડે સ્વર્ગ વ્યાપ્ત છે, પૃથ્વી દેવી તમારા બન્ને ચરણવડે વ્યાપ્ત છે, તમારા વિક્રમવડે ત્રણે લોક વ્યાપ્ત છે, તમે સનાતન પુરૂષ છો[૮૭]. દિશાઓ, હસ્ત, સૂર્ય, નેત્ર, વીર્ય, શુક્ર, અને પ્રજાપતિ, એ સાત ઉપરના માર્ગ તમોએ વ્યાપ્ત કર્યા છે; એ સાત માર્ગ અમાપ તેજવાળા વાયુના છે તે તમોએ રોકયા છે[૮૮]. અતસીના પુષ્પ સરખા શ્યામ અને પીળું વસ્ત્ર જેણે ધારણ કર્યું છે એવા અક્ષરરૂપ ભગવાનને જે નમે છે તેમને ભય થતો નથી[૮૯]. શ્રીકૃષ્ણને કરેલો એક પણ પ્રણામ દશ અશ્વમેધ યજ્ઞના ફળની બરોબર છે; દશ અશ્વમેધ કરનાર પુનઃ જન્મ પામે છે, પણ શ્રીકૃષ્ણને પ્રણામ કરવાથી તો પુનઃ જન્મ મરણનો ભય પણ ટળી જાય છે[૯૦]. શ્રીકૃષ્ણનું વ્રત કરનારા, શ્રીકૃષ્ણનું સ્મરણ કરનારા, શ્રીકૃષ્ણનું સ્મરણ કરતાં રાત્રે સૂઇને, ફરીને ઉઠીને પણ શ્રીકૃષ્ણનું સ્મરણ કરનારા, તેઓ શ્રીકૃષ્ણના જેવા દેહને પામીને, જેમ મંત્રવડે હોમેલું ઘી અગ્નિમાં પ્રવેશ કરે છે તેમ શ્રીકૃષ્ણમાં પ્રવેશ કરે છે[૯૧]. નરકના અત્યંત ત્રાસથી રક્ષણ કરવારૂપ મંડળ રચનાર અને સંસારરૂપી નદી તરવાને હોડીના કાષ્ઠરૂપ વિષ્ણુને નમસ્કાર છે[૯૨]. ગાય અને બ્રાહ્મણનું રક્ષણ તથા હિત કરનારા, અને જગતનું રૂડું કરનારા દેવ કૃષ્ણ–ગોવિંદને નમસ્કાર છે[૯૩]. ‘ હરિ ’ એ બે અક્ષર પ્રાણને ગમન કરવાના જંગલમાં ભાથારૂપ છે, સંસારનો નાશ કરવાના ઔષધરૂપ છે તથા દુઃખ અને શોકથી રક્ષણ કરનાર છે[૯૪]. જેમ સત્ય વિષ્ણુમય છે તેમ, જગત પણ વિષ્ણુમય છે; જેમ સર્વ કાંઈ વિષ્ણુમય છે તેથી મારૂં પાપ પણ નાશ પામો.[૯૫]. અર્થાત્ જ્યાં વિષ્ણુ હોય, ત્યાં પાપ રહી શકતું નથી; અને વિષ્ણુ સર્વત્ર છે માટે મારા પાપને રહેવાને સ્થાન ન મળવાથી તે નાશ પામવું જોઇએ. હે કમળનેત્ર ! હે દેવતાઓમાં ઉત્તમ ! તમારે શરણે આવેલા અને ઇષ્ટ ગતિ પામવાને ઇચ્છતા તમારા ભક્તને જે શ્રેયસ્કર હોય તેનું ચિંતવન કરો[૯૬]. એ પ્રમાણે સ્તુતિ કરેલા, વિદ્યા અને તપના આદિકારણભૂત, કારણરહિત વિષ્ણુ જનાર્દન દેવ, વાણીરૂપ યજ્ઞવડે પૂજીત થઇને મારા ઉપર પ્રસન્ન થાઓ[૯૭]. નારાયણ એ પરબ્રહ્મ છે, નારાયણ એ પરમ તપ છે, નારાયણ એ પરમ દેવ અને નિરંતર સર્વ કાંઈ નારાયણરૂપજ છે ”[૯૮]. વૈશંપાયન કહે છેઃ શ્રીકૃષ્ણમાં સ્થિર મનવાળા ભીષ્મે, એ પ્રકારે વાક્ય બોલીને ‘ શ્રીકૃષ્ણને પ્રણામ છે ’ એ પ્રમાણે તે સમયે પ્રણામ કર્યો[૯૯]. ભગવાને પણ યોગબળથી ભીષ્મની ભક્તિ જાણીને, તેને ત્રણ લોકનું દર્શન થાય એવું દિવ્ય જ્ઞાન આપીને પોતે પોતાના સ્થળમાં આવ્યા[૧૦૦]. તથા તેજ વખતે યુધિષ્ઠિરે તેમને ધ્યાનમાંથી જગાડયા હતા. ભીષ્મે કરેલી સ્તુતિનો શબ્દ વિરામ પામ્યો એટલે બ્રહ્મવાદી મુનિઓ ગદ્‌ગદ્ કંઠે થઇને તે મહા બુદ્ધિવાળા ભીષ્મનું વાણીવડે પૂજન કરવા લાગ્યા[૧૦૧]. તેમ પુરૂષમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા સર્વે બ્રાહ્મણ શ્રેષ્ઠો, ધીમે ધીમે વારંવાર ભીષ્મની પ્રશંસા કરવા લાગ્યા[૧૦૨]. ભગવાન પુરૂષોત્તમ, ભીષ્મના ભક્તિયોગને પોતાના યોગબળથી

જાણીને આનંદ પામ્યા તથા એકાએક ઉઠીને રથમાં બેઠા[103]. એક રથમાં શ્રીકૃષ્ણ તથા સાત્યકિ બેશીને ગયા. બીજા રથમાં મહાત્મા યુધિષ્ઠિર તથા અર્જુન બેશીને ગયા[104]; એક રથમાં ભીમસેન અને નકુલ-સહદેવ બેશીને ગયા; તથા કૃપાચાર્ય, યુયુત્સુ, સૂત, અને શત્રુને તાપ પમાડનારા સંજય, એ પુરૂષશ્રેષ્ઠો નગરના જેવા મોટા રથમાં બેશીને તથા ચક્રના મોટા ઘડઘડાટથી પૃથ્વીને કંપાવતા, ભીષ્મની પાસે ગયા[105.106]. પછી પુરૂષમાં શ્રેષ્ઠ અને આનંદ પામેલા કેશી નામે દૈત્યને હણનાર શ્રીકૃષ્ણે, માર્ગમાં બ્રાહ્મણોએ ઉચ્ચારેલી સ્તુતિયુક્ત વાણી સાંભળી તથા તેમણે મનમાં હર્ષ પામીને હાથ જોડી પ્રણામ કરતાં બીજા કોઈ મનુષ્યનું અભિનંદન કર્યું[107].

ततो गिरः पुरुषवरस्तवान्विता द्विजेरिताः पथि सुमनाः स शुश्रुवे ॥
कृतांजलिं प्रणतमथापरं जनं स केशिहा मुदितमनाऽभ्यनंदत ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि भीष्मस्तवराजोनाम गुर्जरभाषायां सप्तचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४७ ॥**

## અધ્યાય ૪૮ મો-પરશુરામનું આખ્યાન.

**वैशंपायन उवाच** ॥ ततः स च हृषीकेशः स च राजा युधिष्ठिरः ॥
। कृपादयश्च ते सर्वे चत्वारः पांडवाश्च ते ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-પછી શ્રીકૃષ્ણ, રાજા યુધિષ્ઠિર, કૃપાચાર્ય આદિ સર્વ, અને ભીમ આદિ ચારે પાંડવો, ધ્વજાઓ અને નિશાનવડે શોભતા, ઉતાવળે ગમન કરનારા અશ્વોથી યુક્ત, અને નગર જેવા મોટા રથમાં બેશીને ત્વરાથી કુરૂક્ષેત્રમાં ગયા[1.2]. કુરૂક્ષેત્રમાં આવીને તેમણે જોયું તો તે કેશ, મજ્જા અને અસ્થિથી ભરાઈ ગએલું છે, જ્યાં મહાત્મા ક્ષત્રિયોએ પોતાના દેહનો ત્યાગ કરેલો છે[3]. જાણે પર્વતો પડેલા હોય તેમ હાથી અને ઘોડાઓના દેહનાં અસ્થિના ઢગલા પડેલા છે, માણસના મસ્તકનાં તુમલાં, જાણે સર્વત્ર શંખ પડેલા હોય; હજારો ચિતાઓથી વ્યાપ્ત અને હજારો કવચ તથા હથિઆરોથી સમાકુળ તે કુરૂક્ષેત્ર, જાણે કાળને મદિરાપાન કરવાની ભૂમિ હોય તથા પાન કર્યા પછી તેનો ત્યાગ કર્યો હોય તેવું દેખાતું હતું[4.5]. જ્યાં ભૂતનાં ટોળાં ફર્યા કરે છે અને રાક્ષસના સમુદાય જેનું સેવન કરે છે એવા કુરૂક્ષેત્રને જોતા જોતા તે મહારથીઓ ચાલ્યા[6]. રસ્તે જતાં સર્વ યાદવોને આનંદ આપનારા મહાબાહુ કૃષ્ણે, યુધિષ્ઠિરને પરશુરામનું પરાક્રમ કહેવા માંડયું[7]. "હે પાર્થ! પરશુરામે, પૃથ્વીને એકવીશવાર નક્ષત્રિયા કરીને, પેલા દૂર જે પાંચ રામહૃદ દેખાય છે, તેમાં ક્ષત્રિયોનાં રૂધિરવડે પિતૃઓનું તર્પણ કર્યું; પછી પરશુરામ ક્ષત્રિયવધ કરવારૂપ કર્મથી વિરામ પામ્યા"[8.9] યુધિષ્ઠિર કહે છેઃ—"તમે જેમ કહો છો કે પર્વે રામે એકવીશવાર પૃથ્વીને ક્ષત્રિય વિનાની કરી, તેમાં મને મોટો સંશય છે[10]. હે યાદવ શ્રેષ્ઠ! હે અમાપ વિક્રમવાળા કૃષ્ણ! ક્ષત્રિયનું બીજ જ્યારે પરશુરામે બાળી નાખ્યું ત્યારે પુનઃ ક્ષત્રિય જાતિની ઉત્પત્તિ શી રીતે થઇ?[11]. હે યાદવ શ્રેષ્ઠ! મહાત્મા ભગવાન પરશુરામે શા માટે ક્ષત્રિયનું બીજ ઉખેડી નાખ્યું તથા પુનઃ વૃદ્ધિ શી રીતે પામ્યું?[12]. મોટા રથયુદ્ધથી કરોડો ક્ષત્રિયો હણાયા છતાં, પણ હે બોલનારાઓમાં શ્રેષ્ઠ કૃષ્ણ! પૃથ્વી ક્ષત્રિયોવડે વ્યાપ્ત પુનઃ કેવી રીતે થઇ[13]. હે યદુકુળમાં વ્યાઘ્ર જેવા કૃષ્ણ! ભૃગુના પુનીત વંશમાં થયેલા મહાત્મા પરશુરામે પૂર્વે કુરૂક્ષેત્રમાં શાને અર્થે આ ક્ષત્રિય જાતિનો વિનાશ કર્યો?[14]. હે વૃષ્ણિ કુળમાં ઉત્પન્ન થયેલા ગરૂડધ્વજ!

હે ઇંદ્રના નાના ભાઈ કૃષ્ણ ! એ મારા સંશયને નિવૃત્ત કરો ! ! કેમ કે વેદ પણ તમારા થકી પર નથી[૧૫]. વૈશંપાયન કહે છેઃ-પછી ગદના મોટા ભાઈ શ્રીકૃષ્ણે, અપ્રતિમ બળવાળા તે યુધિષ્ઠિરને તે સમયે જે રીતે ક્ષત્રિયોથી પૃથ્વી વ્યાપ્ત થઇ, તે સર્વે જેમ બન્યું હતું તેમ સમગ્ર તત્વથી કહ્યું[૧૬].

ततो यथावत् स गदाग्रजः प्रभुः शंशस तस्मै निखिलेन तत्वतः ॥
युधिष्ठिरायाप्रतिमौजसे तदा यथाभवत् क्षत्रियसंकुला मही ॥ १६ ॥

इति श्री महाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि रामोपाख्याने गुर्जरभाषायां अष्टचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४८ ॥

## અધ્યાય ૪૯ મો-પરશુરામનું આખ્યાન.

वासुदेव उवाच ॥ शृणु कौंतेय रामस्य प्रभावो यो मया श्रुतः ॥
॥ महर्षीणां कथयतां विक्रमं तस्य जन्म च ॥ १ ॥

શ્રીકૃષ્ણ કહે છેઃ-"હે યુધિષ્ઠિર ! મેં મોટા ઋષિઓના મુખથી પરશુરામનો જે પ્રભાવ, પરાક્રમ અને જન્મ સાંભળ્યાં છે તે કહું છું, સાંભળ ! ![૧]. વળી જમદગ્નિના પુત્ર પરશુરામે, કરોડો ક્ષત્રિયોનો જે રીતે સંહાર કર્યો તથા જે પુનઃ રાજાઓના વંશમાં ઉત્પન્ન થયા અને ભારતના સંગ્રામમાં હણાયા તે સર્વ હું તને કહું છું[૨]. જહ્નુ રાજાનો પુત્ર "અજ" નામે થયો તેનો પુત્ર બાલાકાશ્વ અને તેનો પુત્ર ધર્મને જાણનાર "કુશિક" નામે થયો[૩]. પૃથ્વીમાં ઇંદ્રના સરખા તે કુશિક રાજાએ, ઉત્તમ તપ કર્યું અને તેથી અજીત તથા ત્રણ લોકના ઈશ્વર એવા પુત્રને પામ્યો[૪]. તેને ઉગ્ર તપવાળો અને પુત્ર ઉત્પન્ન કરવામાં સમર્થ જોઇને, સહસ્ર નેત્રવાળો ઇંદ્ર પોતેજ તેની સ્રીના ગર્ભમાં ગયો[૫]. હે રાજન્ ! દેવતાઓનો સ્વામી ઇંદ્ર તેનો પુત્ર થયો અને તે ઇંદ્ર, કુશિકનો પુત્ર "ગાધિ" નામે કહેવાયો[૬]. હે સમર્થ રાજન્ ! તે ગાધિને સત્યવતી નામે એક કન્યા થઇ, તેને સમર્થ ગાધિએ, ભૃગુના પુત્ર ઋચીકસાથે પરણાવી[૭]. હે કુરૂનંદન ! સત્યવતીના પવિત્રપણાથી પ્રસન્ન થયેલા ભાર્ગવ ઋચીકે, પોતાને તથા ગાધિને પુત્ર થવાને માટે ચરૂ (ભાત) રાંધ્યો[૮]. પછી તે સમયે ભૃગુપુત્ર ઋચીક, પોતાની સ્રી સત્યવતીને બોલાવીને કહેવા લાગ્યા કે "આ ચરૂનો ઉપયોગ તારે કરવો તથા આ ચરૂનો ઉપયોગ તારી માતાએ કરવો[૯]. તેથી તારી માતાને તેજસ્વી, ક્ષત્રિઓથી અજેય, અને લોકોમાં મોટા ક્ષત્રિયોનો નાશ કરનાર ક્ષત્રિયશ્રેષ્ઠ પુત્ર ઉત્પન્ન થશે[૧૦]. હે કલ્યાણિ ! અને આ ચરૂને લીધે તને પણ ધૃતિવાળો, શમગુણ યુક્ત, તપવાળો અને શ્રેષ્ઠ બ્રાહ્મણ પુત્ર પ્રાપ્ત થશે"[૧૧]. પોતાની સ્રીને એ પ્રમાણે કહીને ભૃગુને આનંદ આપનાર, તપમાં આસક્ત, શ્રીમાન ઋચીક ઋષિ, અરણ્યમાં ગયા[૧૨]. એ વખતે તીર્થયાત્રા કરવા નીકળેલો ગાધિરાજા, સ્રીસહિત ઋચીક ઋષિના આશ્રમમાં આવી પહોચ્યો[૧૩]. હે રાજન્ ! તે સમયે બન્ને ચરૂ હાથમાં લેઇને સત્યવતીએ હર્ષથી વ્યગ્ર થઇને પોતાના સ્વામીએ, કહેલું વચન પોતાની માતાને નિવેદન કર્યું[૧૪]. હે યુધિષ્ઠિર ! તેની માતાએ, ભૂલથી પોતાનો ચરૂ પોતાની પુત્રી સત્યવતીને આપ્યો તથા તેનો ચરૂ પોતાની પાસે રાખ્યો[૧૫]. હવે તે સમયે સત્યવતીએ, ક્ષત્રિયનો અંત કરનારો અને દેહથી ભયાનક દેખાવવાળો ગર્ભ ધારણ કર્યો[૧૬]. પછી ભૃગુઓમાં વ્યાઘ્ર જેવા ઋચીક ઋષિએ, પોતાની સ્રી સત્યવતીને તથા તેના ગર્ભમાં રહેલા ક્ષત્રિયને જોઇને, પોતાની દેવાંગના સમાન રૂપવાળી પત્નીી પ્રત્યે કહ્યું કે "હે ભદ્રે ! તને તારી માતાએ છેતરી છે;

તારો ચરૂ બદલાયો છે. તેથી તારો પુત્ર અત્યંત ક્રૂર કર્મ કરનારો અને અમર્ષવાળો થશે; અને તારો ભાઈ તપમાં આસક્તિવાળો તથા બ્રહ્મરૂપી થશે[17,18]. કેમકે આ અત્યંત મોટું સકળ બ્રહ્મતેજ તારા ચરૂમાં મૂકેલું હતું; તથા સકળ ક્ષત્રિય જાતિનું વીર્ય તારી માતાના ચરૂમાં મૂકેલું હતું[19]. પણ હે ભદ્રે ! એ ચરૂ બદલાઇ ગયા માટે હવે એમ થવાનું નથી, એટલે તને બ્રાહ્મણ પુત્ર અને તારી માતાને ક્ષત્રિય પુત્ર થશે નહિ, પણ તારી માતાને બ્રાહ્મણ પુત્ર થશે અને તને ક્ષત્રિય પુત્ર થશે"[20]. સ્વામીએ એ પ્રમાણે કહ્યું તે સાંભળીને મહાભાગ્યવતી સત્યવતી, તે કાળે ઋચીકને મસ્તક નમાવી પગે પડી અને ધ્રૂજતી ધ્રૂજતી આ પ્રમાણે બોલી કે "હે પ્રભો ! હે ભગવાન ! આ સમયે તમારે 'તું બ્રાહ્મણને વિષે અધમ પુત્ર પામીશ' એવું વચન બોલવું ઘટતું નથી"[21,22]. ઋચીક કહે છેઃ "હે ભદ્રે ! તને એવો પુત્ર થાય, એમ કાંઇ મેં સંકલ્પ કર્યો નથી, પણ ચરૂ બદલાયો તે હેતુથી ઉગ્ર કર્મવાળો પુત્ર તારા ગર્ભમાં ઉપજ્યો છે"[23]. સત્યવતી કહે છેઃ "હે મુનિ ! જો તમે ધારો તો જગતને ઉત્પન્ન કરી શકો, તો પછી પુત્ર ઉત્પન્ન કરવો, એમાં તમારે શી મોટી વાત છે ? માટે હે સ્વામિન્ ! શમ ગુણવાળો અને સરળ પુત્ર મને આપવો ઘટે છે"[24]. ઋચીક કહે છેઃ "હે ભદ્રે ! હું, પૂર્વે કોઇ સમય સ્વપ્નમાં પણ અસત્ય બોલ્યો નથી. તો પછી અગ્નિનું સ્થાપન કરીને મંત્ર–સહિત ચરૂ તૈયાર કરવામાં મારૂં વચન અસત્ય કેમ થઇ શકે ?[25]. હે ભદ્રે ! મેં પૂર્વથીજ જોએલું છે તથા તપવડે પણ જાણેલું છે કે, તારા પિતાનું સકળ કુળ બ્રહ્મરૂપ થશે"[26]. સત્યવતી કહે છેઃ "હે સ્વામિન્ ! હે જય કરનારાઓમાં શ્રેષ્ઠ ! વારૂ, તમારો તથા મારો પૌત્ર એ પ્રકારનો ભલે થાય, પણ મને શમ ગુણવાળો પુત્ર મળે, એમ કૃપા કરો"[27]. ઋચીક કહે છેઃ "હે સુંદરી ! પુત્ર કે પૌત્રમાં મારા મનથી કાંઈ વિશેષ નથી માટે હે ભદ્રે ! તું જેવું વચન બોલી છે તે પ્રમાણે થશે"[28]. શ્રીકૃષ્ણ કહે છે. પછી સત્યવતીએ, તપમાં આસક્તિવાળા, શાંત અને નિયમિત વ્રતવાળા ભૃગુના વંશજ પુત્ર જમદગ્નિને જન્મ આપ્યો[29]. અને કુશિકના પુત્ર ગાધિ રાજાને "વિશ્વામિત્ર" નામે પુત્ર થયા, તથા તેને સકળ બ્રહ્મગુણોથી યુક્ત બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ[30]. એ રીતે ઋચીકે, તપના ભંડારરૂપ જમદગ્નિને જન્મ આપ્યો તથા જમદગ્નિએ પણ મહાદારૂણ, સર્વ વિદ્યાના અંતને પામેલા, ધનુર્વેદની પાર ગયેલા, ક્ષત્રિયના હણનાર, અને પ્રદીપ્ત થયેલા અગ્નિ જેવા, શ્રેષ્ઠ પુત્ર પરશુરામને જન્મ આપ્યો[31,32]. તે પરશુરામે ગંધમાદન પર્વતમાં જઇને, શંકરને પ્રસન્ન કરીને વરદાનમાં તેમની પાસેથી અસ્ત્ર તથા અમાપ તેજવાળી ફરસીને માગી લીધી[33]. તે ફરસીની ધારા કોઈ વખત કુંઠિત થાય તેવી નહોતી; એવી અકુંઠ ધારવાળી, બળતા અગ્નિના સરખી તેજવાળી, અને જેની શક્તિનું મનુષ્યબુદ્ધિથી માપ થઇ શકે નહિ એવી ફરસીવડે તે પરશુરામ લોકમાં અપ્રતિમ થયા[34]. એ સમયમાં કૃતવીર્યનો પુત્ર અને હૈહય દેશનો રાજા, બળવાન અને તેજસ્વી ક્ષત્રિય "અર્જુન" નામે હતો[35]. તેને દત્તાત્રેયની કૃપાથી હજાર બાહુ પ્રાપ્ત થયા હતા તથા તે ચક્રવર્તી અને મહાતેજસ્વી હતો. તે પરમ ધર્મને જાણનારા રાજાએ, પોતાના બાહુ અને અસ્ત્રના બળથી સંગ્રામમાં સાતદ્વીપ અને પર્વતોસહિત આખી પૃથ્વી જીતીને, અશ્વમેધ યજ્ઞ કરી તે સર્વ પૃથ્વી બ્રાહ્મણોને આપી[36,37]. હે યુધિષ્ઠિર ! તૃષાયુક્ત થયેલા અગ્નિએ તે પરાક્રમી સહસ્રાર્જુનની પાસે જઇને ભિક્ષા માગી, તેથી તેણે, અગ્નિને ભિક્ષા આપી[38]. એટલે તેના બાણના અગ્રભાગમાંથી નીકળેલો વીર્યવાન્ અગ્નિ ગામ, નગર, દેશ અને ગાયોના ગોષ્ઠને બાળી નાખવાની ઇચ્છાથી પ્રજળવા લાગ્યો[39]. મોટા ઓજવાળા અને પુરૂષમાં ઇંદ્રસમાન તે કાર્તવીર્યના પ્રભાવથી અગ્નિ, પર્વત અને

વનસ્પતિઓને બાળવા લાગ્યો[૪૦]. સહસ્રાર્જુનસહિત તે અગ્નિએ, પવનવડે વૃદ્ધિ પામીને મહાત્મા વસિષ્ઠના રમણીય અને શૂન્ય આશ્રમને બાળ્યો[૪૧]. જ્યારે કાર્તવીર્ય સહસ્રાર્જુને આશ્રમ બાળી મૂકયો, ત્યારે વીર્યવાન અને ધર્મયુક્ત વસિષ્ઠે, ક્રોધથી તે અર્જુનને શાપ દીધો કે, "જેથી તેં આ મારૂં મોટું વન પણ છોડયું નહિ, અને બાળી મૂકયું માટે હે અર્જુન! સંગ્રામમાં પરશુરામ તારા બાહુઓ કાપી નાંખશે"[૪૨,૪૩]. હે ભારત! મહાતેજવાળો સહસ્રાર્જુન બળવાન અને નિરંતર શમ ગુણવાળો હતો તથા બ્રાહ્મણનું રક્ષણ કરનાર, શરણે આવેલાને શરણ આપનાર, દાતા અને શૂરો હતો[૪૪], તેથી તે મહાત્માએ દીધેલા શાપનો તે સમયે કાંઈ વિચાર કર્યો નહિ. તેના પુત્રો બળવાન હતા તથાપિ શાપવડે પિતાનો વધ થવાને નિમિત્ત-ભૂત થઇ પડવાને, ગર્વિષ્ઠ અને નિરંતર દુષ્ટ થતા હતા. હે ભરતશ્રેષ્ઠ! હૈહય દેશનો રાજા બુદ્ધિમાન કાર્તવીર્ય (સહસ્રાર્જુન) ન જાણતાં, તે પુત્રોએ જમદગ્નિની ગાયના વત્સને આણ્યો; તે નિમિત્તથી મહાત્મા પરશુરામનું યુદ્ધ થયું[૪૫,૪૭]. અને ક્રોધયુક્ત થયેલા પરશુરામે, અર્જુનના બાહુ છેદીને, ત્યાં ભ્રમણ કરતા વત્સને રાજપુત્રોના અંતઃપુરમાંથી પોતાના આશ્રમમાં આણ્યો[૪૮]. હે રાજન્! પછી અર્જુનના તે મૂર્ખ પુત્રો, એકઠા થઇને મહાત્મા જમદગ્નિના આશ્રમમાં ગયા અને તે બુદ્ધિહીન પુત્રોએ, ભાલાના અગ્રવડે જમદગ્નિનું માથું ધડ ઉપરથી નીચે પાડયું. તે વખતે યશવાળા પરશુરામ સમિધ તથા દર્ભ લેવાને ગયા હતા[૪૮,૫૦]. ત્યાંથી પાછા આવ્યા અને પિતાનો વધ થયેલો જાણ્યો, ત્યારે પરમ ક્રોધવાળા પરશુરામે, તે અમર્ષવડે પૃથ્વીને નક્ષત્રિયા કરવાની પ્રતિજ્ઞા કરીને હાથમાં શસ્ત્ર લીધું[૫૧]. પછી ભૃગુકુળમાં વ્યાઘ્ર જેવા વીર્યવાન પરશુરામે, પરાક્રમ કરીને તત્કાળ સહસ્રાર્જુનના પુત્ર અને પૌત્રોને મારી નાખ્યા તથા હજારો હૈહયને મારીને અત્યંત ક્રોધવાળા તે ભાર્ગવે, પૃથ્વીને રૂધિરના કાદવવાળી કરી નાખી[૫૨,૫૩]. મોટા તેજવાળા પરશુરામ, તત્કાળ પૃથ્વીને નિઃક્ષત્રિયા કરીને અત્યંત કૃપાથકી વીંટાઇને વનમાં ગયા[૫૪]. હજારો વર્ષ વીત્યા પછી, કોઇક કાળે સ્વભાવેજ ક્રોધવાળા તે સમર્થ પરશુરામની લોકોમાં નિંદા થવા લાગી[૫૫]. તે એમ થયું કે, વિશ્વામિત્રનો પૌત્ર અને રૈભ્યનો પુત્ર મહાતપસ્વી "પરાવસુ" નામે હતો. હે મોટા રાજા! તેણે મનુષ્યોની સભામાં પરશુરામની નિંદા કરીને કહ્યું કે "હે રામ! યયાતિના પતનમાં પ્રતર્દન આદિક યજ્ઞમાં જેઓ આવેલા છે, તેઓ શું ક્ષત્રિય નથી?[૫૬,૫૭] તમે પરશુરામ મિથ્યા પ્રતિજ્ઞાવાળા છો અને મનુષ્યોની સભામાં બડાઈ વૃથા મારો છો; અને ક્ષત્રિય વીરોના ભયથી પર્વતમાં જઇને ભરાઈ બેઠા છો[૫૮]. તમે નિઃક્ષત્રિયા કરેલી પૃથ્વી ફરીને સેંકડો ક્ષત્રિયોથી વ્યાપ્ત થઇ ગઈ છે." એ પ્રમાણે પરાવસુનું વચન સાંભળીને પરશુરામે હાથમાં શસ્ત્ર લીધું[૫૯]. હે રાજન્! પછી જે સેંકડો ક્ષત્રિયો તેણે હણ્યા હતા તેમાંથી મોટા વીર્યવાળા ક્ષત્રિયો સેંકડો પ્રકારે વૃદ્ધિ પામીને પૃથ્વીના ધણી થયા[૬૦]. હે રાજન્! તેણે પુનઃ તેમને તથા બાળકોને પણ તત્કાળ મારી નાખ્યા, પણ તે કાળે જે બાળક ગર્ભમાં રહેલા હતા તે વડે પૃથ્વી પુનઃ વ્યાપ્ત થઈ[૬૧]. પરશુરામે, પણ જે જે ગર્ભ જન્મ પામ્યો તેને તેને ફરીને પણ હણ્યો અને તે કાળે ક્ષત્રિયોની સ્ત્રીઓના કોઈ પણ બાળકોને જીવતા રહેવા દીધા નહિ[૬૨]. એ પ્રમાણે તે સમર્થ પરશુરામે, એકવીશવાર નિઃક્ષત્રિયા પૃથ્વી કરીને અશ્વમેધ યજ્ઞ કર્યો તથા તે યજ્ઞના અંતમાં કશ્યપ મુનિને દક્ષિણામાં આખી પૃથ્વી આપી[૬૩] તે વખતે હે રાજન્! ક્ષત્રિયોને શેષ રહેવા દેવા માટે કશ્યપે, જે હાથમાં શરવો ઝાલેલો હતો તે હાથથી બતાવીને પરશુરામને આ વચન કહ્યું કે "હે મહામુનિ પરશુરામ! દક્ષિણ સમુદ્રના તીર ઉપર જાઓ; મારા દેશમાં તમારે વસવું નહિ"[૬૪,૬૫]. પછી જેના બીજા છેડા ઉપર પૃથ્વી છે એવો "શૂર્પારક" નામે દેશ

પરશુરામને અર્થે સમુદ્રે, એકાએક નિર્માણ કર્યો[૬૬]. હે મહારાજ! પછી કશ્યપ મુનિએ, પૃથ્વીનું દાન ગ્રહણ કરીને અને તેમાં બ્રાહ્મણનું સંસ્થાપન કરીને અત્યંત મોટા વનમાં પ્રવેશ કર્યો[૬૭]. પછી હે ભરતશ્રેષ્ઠ! શૂદ્રો અને વૈશ્યો ઉત્તમ બ્રાહ્મણોની સ્ત્રીઓ પ્રત્યે ઇચ્છામાં આવે તેમ આચરણ કરવા લાગ્યા[૬૮]. જીવ લોક, રાજા વિનાનો થયો, ત્યારે દુર્બળ લોકોને બળવાન લોકો પીડા કરવા લાગ્યા; કેમ કે તે બ્રાહ્મણોનું સ્વામીપણું કોઈના ઉપર પણ રહ્યું નહિ[૬૯]. પછી કાળે કરીને દુરાત્મા લોકોથી પ્રવૃત્ત થયેલા વિપરીત ધર્મથી પીડા પામેલી પૃથ્વી ઉતાવળે રસાતળમાં પેસી જવા લાગી[૭૦]. ધર્મનું રક્ષણ કરનારા ક્ષત્રિયોએ વિધિ પ્રમાણે નહિ રક્ષણ કરાતી અને ત્રાસથી દ્રવીભૂત થઇ જતી પૃથ્વીને જોઇને, ઉદાર બુદ્ધિવાળા કશ્યપ મુનિએ, તેને પોતાના ઉરૂથી ધારણ કરી રાખી. પૃથ્વીને ઉરૂવડે ધારણ કરી માટે તે "ઉર્વી" કહેવાય છે[૭૧]. પછી પૃથ્વી દેવીએ કશ્યપને પ્રસન્ન કરીને પોતાનું રક્ષણ થવા માટે યાચના કરી અને રાજાની માગણી કરી[૭૨]. પૃથ્વી કહે છેઃ-"હે બ્રહ્મન્! મેં, હૈહયના કુળમાં ઉત્પન્ન થયેલા ક્ષત્રિય શ્રેષ્ઠને સ્ત્રીઓના ગર્ભમાં રક્ષિત કરેલા છે; હે મુનિ! તે મારૂં રક્ષણ કરો[૭૩]. હે પ્રભો! ઋક્ષવાન પર્વતમાં રીંછોએ, ઉછેરેલો પૌરવનો વંશજ વિદુરથનો પુત્ર છે[૭૪]. તેજ પ્રમાણે યજ્ઞ કરાવનારા, અમાપ બળવાળા, દયાળુ, પરાશર મુનિએ, સૌદાસના વંશજનું રક્ષણ કર્યું છે, તે ક્ષત્રિય છતાં પણ શૂદ્રની પેઠે તે મુનિનાં સર્વે કર્મ કરે છે માટે "સર્વકર્મા" એવું તેનું નામ પાડેલું છે; એ રાજા મારૂં રક્ષણ કરો!![૭૫-૭૬]. હે મુનિ! મહાતેજસ્વી શિબિનો પુત્ર ગોપતિ નામે છે, તેને વનમાં ગાયોએ ઉછરેલો છે, તે મારૂં રક્ષણ કરો[૭૭]. પ્રતર્દનનો પુત્ર મહા બળવાન વત્સ નામે છે તેને ગાયોના ગોષ્ઠમાં વત્સોએ ઉછેરેલો છે તે રાજા મારૂં રક્ષણ કરો[૭૮].!! દધિવાહનનો પૌત્ર અને દિવિરથનો પુત્ર ગંગાના કાંઠા ઉપર ગૌતમે સંતાડીને રક્ષણ કરેલો છે[૭૯]. મોટા તેજવાળા અને અત્યંત વૈભવથી અલંકૃત, મહાભાગ બૃહદ્રથ રાજાનું ગૃધ્રકૂટ પર્વતમાં ગાયનાં પૂછડાં સમાન પૂછડાંવાળા વાનરોથી રક્ષણ થયેલું છે[૮૦]. મરૂત્ત રાજાના વંશમાં જે ક્ષત્રિય પુત્રોનું રક્ષણ થયું છે તે સર્વે મરૂત્પતિ ઇંદ્રના સમાન પરાક્રમી છે, તથા તેમનું રક્ષણ સમુદ્રે કરેલું છે[૮૧]. એ ક્ષત્રિયના વંશજ તે તે સ્થળમાં આશ્રય લેઇને રહેલા છે અને શિલ્પિ, સોની વગેરે જાતિને અવલંબન કરી નિર્વાહ કરે છે. જો એ સર્વે મારૂં રક્ષણ કરશે તો હું સ્થિર રહી શકીશ[૮૨], અક્લિષ્ટ કર્મવાળા એમના પિતાઓ અને પિતામહોને પરશુરામે મારે અર્થે હણ્યા છે. હે મહામુનિ! મારે તેમનું પૂજન કરવું યોગ્ય છે[૮૩]. હું ધર્મનું ઉલ્લંઘન કરનારાઓથી મારૂં રક્ષણ ઇચ્છતી નથી, પણ જે ધર્મ પ્રમાણે વર્તે છે તેમના વડે હું રક્ષિત રહેવા ઇચ્છું છું માટે તે ઉતાવળે કરો"[૮૪]. શ્રીકૃષ્ણ કહે છેઃ—પછી પૃથ્વીએ બતાવેલા, વીર્યવડે માન પામેલા તે ક્ષત્રિય રાજાઓને લાવીને, કશ્યપે, રાજ્યાભિષેક કર્યો[૮૫]. તેમના પુત્રો અને પૌત્રો થયા, જેમના વંશ આજ સુધી સ્થિર થઈ ચાલ્યા આવે છે. હે પાંડવ! તું મને જે પૂછે છે, તે પૂર્વે એ પ્રમાણે થયેલું છે"[૮૬]. વૈશંપાયન કહે છેઃ—ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરને એ પ્રમાણે કહેતાં કહેતાં, ભગવાન સૂર્યની પેઠે દિશાઓને પ્રકાશિત કરતા, યાદવોમાં શ્રેષ્ઠ મહાત્મા શ્રી કૃષ્ણ, તે રથમાં બેશીને વેગથી જતા હતા[૮૭].

एवं ब्रुवंस्तं च यदुप्रवीरो युधिष्ठिरं धर्मभृतां वरिष्ठम् ॥

रथेन तेनाशु ययौ महात्मा दिशः प्रकाशन् भगवानिवार्कः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि रामोपाख्यानं नाम गुर्जरभाषायां एकोनपंचाशत्तमोऽध्यायः ॥४९॥

## અધ્યાય ૫૦ મો–શ્રીકૃષ્ણ-ભીષ્મ સમાગમ.

**वैशंपायन उवाच** ॥ ततो रामस्य तत्कर्म श्रुत्वा राजा युधिष्ठिरः ॥
॥ विस्मयं परमं गत्वा प्रत्युवाच जनार्दनम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ–પછી યુધિષ્ઠિર રાજા, રામનું તે કર્મ સાંભળી, પરમ વિસ્મય પામીને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે, "હે કૃષ્ણ ! ઇંદ્રની પેઠે મહાત્મા પરશુરામનું પરાક્રમ વિસ્મય પમાડનારૂં છે, કે જેણે, ક્રોધ વડે પૃથ્વીને ક્ષત્રિયવિનાની કરી મૂકી હતી[૧.૨]. ક્ષત્રિયોના કુળને વહન કરનારા તે રાજાઓ, રામના ભયથી ઉદ્વિગ્ન હતા તથા ગાય, સમુદ્ર, ગોલાંગૂલ જાતિનાં વાનર, રીંછ અને વાનરોએ તેમનું રક્ષણ કર્યું હતું ! ![૩]. અહો ! આ મનુષ્ય લોકને ધન્ય છે અને પૃથ્વીપર વસનારા લોકો ભાગ્યશાળી છે કે જ્યાં આવું કર્મ બ્રાહ્મણે કર્યું છે ! !"[૪]. હે તાત ! એ પ્રમાણે વાતો કરતા કરતા યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણ બન્ને જ્યાં ગંગાના પુત્ર સમર્થ ભીષ્મ, બાણશય્યામાં સૂતેલા હતા ત્યાં ગયા[૫]. ત્યાં જઇને તેમણે, અત્યંત કિરણોના સમુદાયથી વીંટાએલા સાયંકાળના સૂર્યસમાન કાંતિવાળા ભીષ્મને બાણની પથારીમાં સૂતેલા જોયા[૬]. જેમ ઓઘવતી નદીની પછવાડે પરમ ધર્મવાળા પ્રદેશમાં દેવો વડે ઉપાસન કરાતો ઇંદ્ર હોય, તેમ મુનિઓ તેમના સમીપમાં બેઠેલા હતા[૭]. તેને દૂરથી જોઇને શ્રીકૃષ્ણ, રાજા યુધિષ્ઠિર, ચારે પાંડવો અને કૃપાચાર્ય આદિ સર્વે, રથમાંથી ઉતરી પડીને અને પોતાના ચંચળ મનને સ્થિર કરીને તથા ઇંદ્રિય સમુદાયને એકાગ્ર કરીને તે મહા મુનિઓની પાસે જઇને ઉભા રહ્યા[૮.૯]. પછી શ્રીકૃષ્ણ, સાત્યકિ અને પાંડવો, વ્યાસાદિક ઋષિ શ્રેષ્ઠોને પ્રણામ કરીને ભીષ્મની પાસે ગયા[૧૦]. વૃદ્ધ એવા ભીષ્મનાં દર્શન કરીને યદુશ્રેષ્ઠ કૃષ્ણ આદિ તથા પાંડવો આદિ સર્વે પુરૂષશ્રેષ્ઠો, તેની આસપાસ વીંટાઇને બેઠા[૧૧]. પછી શાંતિ પામતા અગ્નિ જેવા ભીષ્મપિતાને જોઇને કાંઇક મનમાં ઉદાસ થઇને શ્રીકૃષ્ણ બોલ્યા કે, હે વાણી બોલવામાં શ્રેષ્ઠ ભીષ્મ ! પૂર્વની પેઠે તમારાં સર્વે જ્ઞાન નિર્મળ છે વારૂ ? તમારી બુદ્ધિ વ્યાકુળ તો નથી ?[૧૨.૧૩]. બાણના પ્રહારરૂપ દુઃખ વડે તમારા અંગને પીડા તો નથી થતી ? કેમ કે માનસ દુઃખ કરતાં પણ શારીર દુઃખ બળવત્તર છે[૧૪]. હે પ્રભો ! નિરંતર ધર્મયુક્ત શંતનું પિતાના વરદાનથી ઇચ્છામાં આવે તે કાળે તમારૂં મરણ થાય એમ છે; એવું ઇચ્છામરણનું કારણ, પિતાને સંતુષ્ટ કરવારૂપ લાભ મારે પણ નથી તો બીજાની શી વાત ! ![૧૫]. હે રાજન્ ! અત્યંત સૂક્ષ્મ કાંટો વાગ્યો હોય, તથાપિ દેહમાં પીડા કરે છે, તો પછી બાણના સમુદાયથી વ્યાપ્ત થયેલા તમારા દેહની તો વાતજ શી કરવી ! ![૧૬]. હે ભારત ! તમને પ્રાણીનાં જન્મ અને મરણ કહીને ઉપદેશ કરવો એ તો યોગ્યજ નથી, કેમ કે તમે દેવોને પણ ઉપદેશ કરવાને સમર્થ છો[૧૭]. હે પુરૂષશ્રેષ્ઠ ભીષ્મ ! ભૂત, વર્તમાન અને ભવિષ્ય; એ સર્વે જ્ઞાનવૃદ્ધ એવા પુરૂષશ્રેષ્ઠ તમારી બુદ્ધિમાં સ્થિત થયેલું છે[૧૮]. હે મહાબુદ્ધિમાન્ ! પ્રાણીઓનો સંહાર અને ધર્મના ફળનો ઉદય એ સર્વ તમોએ જાણેલું છે; કેમ કે તમે તો ધર્મના ભંડારરૂપજ છો[૧૯]. ઊર્ધ્વરેતા હોવાથી તમોને વિશાળ રાજ્યની ગાદી ઉપર બેઠેલા, સમગ્ર અંગવાળા, નિરોગી અને હજારો સ્ત્રીઓથી વીંટાએલા હો ! ! એમ હું જોઉં છું[૨૦]. હે તાત ! હે રાજન્ ! સત્ય ધર્મવાળા, મોટા વીર્યવાળા, શૂર અને ધર્મમાંજ તત્પર શંતનુના પુત્ર ભીષ્મવિના, જન્મ સાથે ઉત્પન્ન થયેલા સ્વાભાવિક મૃત્યુને પોતાના તપોબળથી અટકાવીને બાણની પથારીમાં સૂતેલા બીજા કોઇને અમે સાંભળ્યો નથી[૨૧.૨૨]. સત્યમાં, તપમાં, દાનમાં, યજ્ઞ કરવામાં, ધનુર્વેદમાં, વેદમાં અને નિરંતર રક્ષણ કરવામાં દયાયુક્ત, પવિત્ર, ઇંદ્રિયોને દમન કરવાના ગુણયુક્ત અને સર્વ

ભૂતના હિતમાં આસક્ત એવા બીજા કોઈ તમારા સરખા મહારથીને અમે સાંભળ્યો નથી[23,24]. દેવ, ગંધર્વ, અસુર, યક્ષ અને રાક્ષસોને એક રથવડેજ જીતવાને તમે સમર્થ છો એમાં કાંઇ સંશય નથી[25]. હે મહાબાહો ભીષ્મ! બ્રાહ્મણો તમને નિરંતર આઠ વસુઓના અંશથી ઉપજેલા ઇન્દ્રસરખા વસુને નવમા વસુ કહે છે તથા ગુણોવડે તમે ઉત્તમ છો, એમ કહે છે[26]. હે પુરૂષશ્રેષ્ઠ! તમે કોણ છો તે હું જાણુંછું; તમો પોતાની શક્તિવડે દેવોમાં પણ પ્રખ્યાત પુરૂષશ્રેષ્ઠ છો[27]. હે મનુષ્યમાં ઇન્દ્ર જેવા! મનુષ્યોમાં તમારા ગુણોવડે યુક્ત હોય તેવો કોઈ પુરૂષ પૃથ્વીમાં મેં, જોયો નથી કે, સાંભળ્યો પણ નથી[28]. હે રાજન્! તમે સર્વ ગુણોવડે દેવોથી પણ અધિક છો; તેમ તમે તપવડે સ્થાવર-જંગમ જગતને ઉત્પન્ન કરવાને પણ શક્તિમાન છો; ત્યારે પોતાના ઉત્તમ ગુણોથી પોતાને અર્થે લોકનું (મૃત્યુ પછી રહેવાના સ્થાનનું) નિર્માણ કરો એમાં શું આશ્ચર્ય છે?[29]. હે ભીષ્મ! તમે એવા સમર્થ છો માટે જ્ઞાતિનો નાશ થવાથી પરિતાપ પામતા પાંડુના મોટા પુત્ર આ યુધિષ્ઠિરનો શોક નાશ કરો[30]. હે ભારત! ચારે વર્ણના ચાર આશ્રમસહિત જે ધર્મ કહેલા છે તે સર્વ તમોએ જાણેલા છે[31]. તેમ જે ધર્મ ચાર વિદ્યાઓમાં કહેલા છે, ચાતુર્હોત્રમાં કહેલા છે, યોગમાં કહેલા છે અને સાંખ્યમાં કહેલા છે તે નિયમિત અને સનાતન ધર્મ તમારા જાણેલા છે[32]. હે ગાંગેય! ચારે વર્ણનો જે ધર્મ બીજાથી વિરોધ પામતો નથી તથા ચારે વર્ણના લોકો જેનું સેવન કરે છે તે ધર્મ વ્યાખ્યાસહિત તમારો જાણેલો છે[33]. ઉત્તમ જાતિની કન્યામાં અધમ જાતિથી થયેલા પુત્રોની જાતિના ધર્મ, તથા દેશ, જાતિ અને કુળના વિશેષ ધર્મનું લક્ષણ તમે જાણો છો. વળી વેદમાં કહેલો ધર્મ અને શ્રેષ્ઠ પુરૂષોએ કહેલો ધર્મ પણ સદાકાળ તમે જાણો છો[34]. તમે ઇતિહાસ અને પુરાણના અર્થો પણ સમગ્ર જાણો છો અને સકળ ધર્મશાસ્ત્ર પણ નિરંતર તમારા મનમાં રહેલું છે[35]. હે પુરૂષશ્રેષ્ઠ! આ લોકમાં અર્થો સંશયવાળા છે તે અર્થોના સંશયને તોડનાર તમારા વિના બીજો કોઈ નથી[36]. માટે હે રાજન્! પાંડુના પુત્ર યુધિષ્ઠિરના મનમાં ઉત્પન્ન થયેલા શોકને તમો, તમારી બુદ્ધિથી દૂર કરો!! કેમ કે જેમની બુદ્ધિનો વિસ્તાર ઉત્તમ છે એવા તમારા સરખા પુરૂષો મોહ પામતા પુરૂષને શાંતિ આપનારા થાય છે"[37].

स पांडवेयस्य मनःसमुत्थितं नरेंद्र शोकं व्यपकर्ष मेधया ॥
भवद्विधा ह्युत्तमबुद्धिविस्तरा विमुह्यमानस्य नरस्य शांतये ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥

---

## અધ્યાય ૫૧ મો-શ્રીકૃષ્ણે ભીષ્મને આગમન કારણ કહ્યું.

**वैशंपायन उवाच** ॥ श्रुत्वा तु वचनं भीष्मो वासुदेवस्य धीमतः ॥
॥ किंचिदुन्नाम्य वदनं प्रांजलिर्वाक्यमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ-બુદ્ધિમાન શ્રીકૃષ્ણનું વચન સાંભળીને ભીષ્મ પિતામહ, કાંઇક મુખ ઉચું કરીને તથા હાથ જોડીને આ વચન બોલ્યા[1]. ભીષ્મ કહે છે,-"હે જગતના ઉત્પન્ન કરનારા અને નાશ કરનારા કૃષ્ણ ભગવાન્! તમને નમસ્કાર છે; હે હૃષીકેશ! તમે જગતના કર્તા અને પરાજય ન પામો એવા સંહાર કર્તા છો[2]. હે વિશ્વના કરનારા! હે વિશ્વના આત્મારૂપ! હે વિશ્વની ઉત્પત્તિરૂપ! તમને નમસ્કાર છે. તમે પાંચભૂત થકી પર રહેલા મોક્ષરૂપ છો[3]. ત્રણ લોકમાં વ્યાપ્ત તમોને પ્રણામ છે. ત્રણ ગુણથી પર તમોને પ્રણામ છે

હે યોગીશ્વર! તમને પ્રણામ છે; તમે સર્વનું ઉત્તમ આશ્રયસ્થાન છો[૪]. હે પુરૂષશ્રેષ્ઠ! મારા સંબંધમાં તમે જેવું વચન બોલો છો, તે વડે હું, તમારા દિવ્ય ભાવોને ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે માર્ગમાં જોઉં છું. હે ગોવિંદ! તમારૂં જે સનાતન રૂપ છે, તેને હું જોઉં છું[૫,૬]. અમાપ તેજવાળા વાયુના સાત ઉપરના માર્ગ તમે રોક્યા છે. સ્વર્ગ તમારા મસ્તકવડે વ્યાપ્ત છે; પૃથ્વી દેવી તમારા બન્ને ચરણથી વ્યાપ્ત છે[૭]. તમારા બાહુઓવડે દિશાઓ વ્યાપ્ત છે; નેત્રવડે સૂર્ય વ્યાપ્ત છે; તમારા વીર્યમાં શુક્ર રહેલો છે. અમે અતસીના પુષ્પ સમાન શ્યામ તથા પીળાં વસ્ત્રવાળા તમારા અક્ષર શરીરને વિજળીસહિત મેઘની ઉપમા આપીએ છીએ. હે પુંડરીકાક્ષ! હે દેવોનેવિષે ઉત્તમ! તમારે શરણે આવેલા અને ઇચ્છિત ગતિને પામવા ઇચ્છનાર તમારા ભક્તનું જે કલ્યાણકર હોય તેનું ચિંતન કરો”[૮,૯]. શ્રીકૃષ્ણ કહે છેઃ—“હે પુરૂષશ્રેષ્ઠ! તમારી ભક્તિ મારે વિષે ઉત્તમ છે તેથી હે રાજન્! મારા દિવ્ય સ્વરૂપનું તમને દર્શન કરાવ્યું છે[૧૦]. હે રાજેંદ્ર! હે ભારત! ભક્ત પુરૂષને અથવા ભક્તિસહિત છતાં પણ જે સરળ મનનો નથી તેને, તેમ શમગુણ વિનાના પુરૂષને હું, મારા સ્વરૂપનું દર્શન આપતો નથી[૧૧]. તમે તો મારા ભક્ત છો, નિરંતર આર્જવયુક્ત છો, તથા દમ, તપ, સત્ય અને દાનમાં સદા આસક્ત છો અને પવિત્ર છો[૧૨]. તેથી હે ભીષ્મ! હે રાજન્! તમે પોતાના તપવડે મારૂં દર્શન કરવાને યોગ્ય છો; અને જ્યાંથી પુનઃ સંસારમાં આવવું પડતું નથી એવા લોક તમને પ્રાપ્ત થયા છે[૧૩]. હે કુરૂશ્રેષ્ઠ ભીષ્મ! તમારા જીવિતના હવે છપ્પન દિવસ શેષ રહ્યા છે, પછી તમે દેહનો ત્યાગ કરીને રૂડાં કર્મફળના ઉદયથી ઉત્તમ લોકને પામશો[૧૪]. આ પ્રજ્વલિત અગ્નિના સરખા દેવો અને સર્વે વસુઓ, વિમાનમાં બેસીને સૂર્ય ઉત્તર દિશામાં ગમન કરે, તે સમય સુધી અંતર્ધ્યાન રહીને તમને જોયા કરે છે[૧૫]. જગતને કાળના વશમાં નાખવાને ભગવાન સૂર્ય ઉત્તર દિશામાં ગમન કરશે, ત્યારે હે પુરૂષમાં શ્રેષ્ઠ વીર! જ્ઞાની પુરૂષ જે લોકને પામીને ફરીને સંસારમાં આવતો નથી તે લોકમાં તમે જશો[૧૬]. હે વીર ભીષ્મ! તમે એ લોકમાં જશો ત્યારે સમગ્ર જ્ઞાન નાશ પામશે; માટે આ સર્વે, તમારી પાસે ધર્મનું વિવેચન કરાવવાને આવ્યા છે[૧૭]. તેથી જ્ઞાતિના શોકવડે જેનું જ્ઞાન હણાયું છે એવા સત્ય પ્રતિજ્ઞાવાળા યુધિષ્ઠિરને ધર્મ, અર્થ અને સમાધિયુક્ત સત્ય વચન કહો!! અને એમનો શોક નાશ કરો”[૧૮].

तज्ज्ञातिशोकोपहतश्रुताय सत्याभिसंधाय युधिष्ठिराय ॥

प्रब्रूहि धर्मार्थसमाधियुक्तं सत्यं वचोस्यापनुदानुशोकम् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि गुर्जरभाषायां एकपंचाशत्तमोऽध्यायः ॥५१॥

---

## અધ્યાય પર મો-યુધિષ્ઠિરાદિ પાછા નગરમાં આવ્યા.

वैशंपायन उवाच ॥ ततः कृष्णस्य तद्वाक्यं धर्मार्थसहितं हितम् ॥

॥ श्रुत्वा शांतनवो भीष्मः प्रत्युवाच कृतांजलिः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—પછી ધર્મ અને અર્થસહિત તથા હિતયુક્ત શ્રીકૃષ્ણનું વચન સાંભળીને શંતનુના પુત્ર ભીષ્મે, હાથ જોડીને પ્રત્યુત્તર કર્યો કે, “હે લોકનાથ! હે મહાબાહો! હે શિવ! હે નારાયણ! હે અચ્યુત! તમારૂં વચન સાંભળીને, હું હર્ષમાં નિમગ્ન થયો છું[૧,૨]. હે વાણીના પતિ! જ્યારે વાણીનો સકળ વિષય તમારી વેદવાણીમાં સમાયલો છે, ત્યારે તમારી પાસે હું શું બોલીશ[૩]? હે દેવ! આ લોકમાં કોઇ પણ સ્થળમાં કાંઈ પણ કર્તવ્ય

છે અથવા જે કાંઇ કરાય તે સર્વે, લોકમાં બુદ્ધિમાન એવા તમો પાસેથી નીકળેલું છે[૪]. જેમ દેવના રાજા પાસે જઇને કોઇ દેવલોકની વાત કરે, તેમ તમારી પાસે ધર્મ, અર્થ, કામ અને મોક્ષના અર્થનું વ્યાખ્યાન કરવું છે. અર્થાત્ તમો સર્વ જાણો છો માટે મારે કહેવું એ મિથ્યા છે[૫]. મને બાણુ વાગેલાં છે તેના પરિતાપવડે મારૂં મન પણ પીડાયુક્ત છે તથા હે મધુસૂદન ! મારાં અંગ શિથિલ થઇ જાય છે અને બુદ્ધિ પ્રસન્ન થતી નથી[૬]. હે ગોવિંદ ! ઝેર અને અગ્નિના સમાન બાણોવડે હું પીડા પામું છું માટે કાંઈ પણ બોલવાને મારી બુદ્ધિ ચાલતી નથી[૭]. જાણે મારૂં બળ, હવે મને તજીને જતું રહે છે, પ્રાણ જાણે નીકળી જવાને ઉતાવળ કરે છે, મર્મસ્થળ પરિતાપ પામે છે અને મારૂં ચિત્ત ભ્રાંતિયુક્ત થઇ ગયું છે[૮]. દુર્બળતાવડે મારી વાણી અટકી જાય છે, તો પછી હું બોલવાનો ઉત્સાહ શી રીતે રાખું. હે દાશાર્હ કુળની વૃદ્ધિ કરનાર કૃષ્ણ ! તમે મારા ઉપર પ્રસન્ન થાઓ ! ! તો બહુ રૂડું છે[૯]. માટે હે મહાબાહો ! અચ્યુત ! મારો અવિનય ક્ષમા કરો ! ! કેમ કે, હું કાંઇ પણ બોલી શકતો નથી; વળી તમારી પાસે બોલતાં તો બૃહસ્પતિ પણ શિથિલ થઇ જાય તો મારી શી ગતિ ! ![૧૦]. હે મધુસૂદન ! હું દિશાઓ, આકાશ કે પૃથ્વી કશાને જાણી શકતો નથી; પણ હું કેવળ તમારી શક્તિવડે રહેલો છું[૧૧]. એ માટે ધર્મરાજનું જે હિત હોય, તે તમો પોતેજ આ સમયે કહો ! ! કેમ કે સર્વે શાસ્ત્રાનું ઉત્પત્તિસ્થાન જ તમે છો[૧૨]. તમે લોકના કર્ત્તા અને અવિનાશી કૃષ્ણ બેઠા છો, છતાં મારા સરખો કેમ બોલી શકે ? એથી તો ગુરૂના બેઠા છતાં, શિષ્ય બોલે તેવો અવિનય કહેવાય"[૧૩]. શ્રીકૃષ્ણ કહે છેઃ "કૌરવોના ધુરંધર, મહાવીર્યવાન, મહાસત્વવાન, સ્થિર અને સર્વ અર્થને જાણનાર ભીષ્મ, આ વાક્ય બોલે તે યોગ્ય છે[૧૪]. હે ગાંગેય ! હે સમર્થ ભીષ્મ ! બાણ વાગવાથી જે પીડા થાય છે, એમ તમે મને કહો છો તે માટે હું પ્રસન્ન થઇને આ વરદાન આપું છું તે ગ્રહણ કરો ! ![૧૫]. હે ગાંગેય ! તમને ગ્લાનિ, મૂર્છા, દાહ કે, પીડા, એમાંનું કાંઈ પણ થશે નહિ, એટલુંજ નહિ પણ ક્ષુધા–તૃષા પણ તમને બાધ કરશે નહિ[૧૬]. હે નિષ્પાપ ! સમગ્ર જ્ઞાન તમને પ્રકાશિત થશે અને તમારી બુદ્ધિને દુર્બળતા કોઇ સ્થળમાં ઉપજશે નહિ[૧૭]. હે ભીષ્મ ! જેમ મેઘ–વાદળાંથી મુક્ત થયેલો ચંદ્ર નિર્મળ થાય છે, તેમ રજોગુણ અને તમોગુણ વિનાનું તથા સત્વગુણમાં સ્થિત થયેલું તમારૂં મન નિરંતર નિર્મળ થશે[૧૮]. જે જે કાંઈ ધર્મયુક્ત કે, અર્થયુક્ત વિષયનું તમે ચિંતવન કરશો, તે તે વિષયમાં તમારી બુદ્ધિ સર્વોત્તમ થશે[૧૯]. હે ક્ષત્રિયોમાં વ્યાઘ્ર જેવા અમાપ પરાક્રમવાળા ભીષ્મ ! તમે દિવ્ય ચક્ષુ પામીને આ ચાર પ્રકારના ભૂતસમુદાયને જોઇ શકશો[૨૦]. હે ભીષ્મ ! તમે જ્ઞાનચક્ષુથી યુક્ત થઇને,–જળમાં જેમ મત્સ્ય દેખી શકે છે તેમ, સંસારરૂપ અગ્નિમાં જન્મ—મરણ પામતા પ્રજાના સમુદાયને તત્વથી જોઈ શકશો "[૨૧]. વૈશંપાયન કહે છેઃ–પછી વ્યાસસહિત સર્વે મોટા ઋષિઓ, ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મંત્રો બોલીને શ્રીકૃષ્ણને પૂજવા લાગ્યા[૨૨]. તે સમયે જે સ્થળમાં શ્રીકૃષ્ણ બેઠા હતા તથા જે સ્થળમાં ભીષ્મ અને પાંડવો બેઠા હતા તે સ્થળમાં સર્વે ઋતુઓમાં ઉત્પન્ન થતાં દિવ્ય પુષ્પોની આકાશમાંથી વૃષ્ટિ થઇ[૨૩]. વળી સર્વ પ્રકારનાં વાજિત્ર વાગવા લાગ્યાં તથા અપ્સરાઓના સમુદાય ગાવા લાગ્યા; તે સ્થળમાં કાંઇ પણ અહિત કે અનિષ્ટ દેખાતું નહોતું[૨૪]. સર્વ ગંધને વહન કરનારો, પવિત્ર અને સ્પર્શથી પણ સુખ ઉપજાવે એવો કલ્યાણકારી પવન આવવા લાગ્યો, તથા શાંત દિશાઓમાં શાંત પશુ તથા પક્ષીઓ દોડવા લાગ્યાં[૨૫]. પછી બે ઘડીમાં હજાર કિરણવાળા ભગવાન સૂર્ય, પશ્ચિમ દિશાના એકાંત ભાગમાં, વન બાળતા હોય તેમ દેખાવા લાગ્યા. અર્થાત્ સૂર્ય અસ્ત થવા આવ્યો

હતો[૨૬]. તે વખતે સર્વે ઋષિઓ, ઉઠીને જનાર્દન ભગવાનની, ભીષ્મપિતામહની તથા યુધિષ્ઠિર રાજાની આજ્ઞા માગવા લાગ્યા[૨૭]. ત્યારે પાંડવસહિત શ્રીકૃષ્ણે, સાત્યકીએ, સંજયે અને કૃપાચાર્યે તેમને પ્રણામ કર્યો[૨૮]. પછી તેમણે રૂડે પ્રકારે પૂજેલા અને ધર્મમાં આસક્ત તે ઋષિઓ "અમે કાલે આવીશું" એમ કહીને જ્યાં જેને જવું હતું ત્યાં તે ઉતાવળે ગયા[૨૯]. પછી શ્રીકૃષ્ણ તથા પાંડવો, ભીષ્મની આજ્ઞા માગીને અને તેની પ્રદક્ષિણા કરીને ઉત્તમ રથમાં બેઠા[૩૦]. પછી સુવર્ણવડે ચીતરેલી ઉધોવાળા રથ-સહિત, પર્વતના સરખા અને મદવાળા હાથીઓસહિત, ગરૂડની પેઠે વેગથી ચાલનારા ઘોડાઓસહિત અને સજ્જ કરેલાં ધનુષ્યવાળા પાયદળસહિત તેઓ નગર પ્રતિ ચાલ્યા[૩૧]. જેમ મહાનદી નર્મદા, ઋક્ષવાન પર્વતને પામીને તેની આગળ પાછળ ગતિ કરે છે તેમ, અત્યંત ગમન કરનારી તે સેના રથોની, આગળ તેમ પાછળ પણ ચાલતી હતી[૩૨]. પછી તે સેનાને હર્ષ પમાડતો અને સૂર્યના કિરણોએ જેના રસ પીધા છે એવી મોટી ઔષધીઓને પુનઃ પોતાના ગુણવડે યુક્ત કરતો ભગવાન ચંદ્રમા, પૂર્વ દિશામાં ઉદય પામ્યો[૩૩]. પછી દેવના નગર સમાન શોભાવાળા નગરમાં યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણ તથા પાંડવોએ, પ્રવેશ કર્યો અને, જેમ શ્રમથી યુક્ત થયેલા મૃગપતિ સિંહ પોતાની ગુફાઓમાં પેસે તેમ, તેમણે યથાયોગ્ય તે તે ભુવનમાં પ્રવેશ કર્યો[૩૪].

ततः पुरं सुरपुरसंमितद्युतिं प्रविश्य ते यदुवृषपांडवास्तदा ॥

यथोचितान्भवनवराम् समाविशन् श्रमान्विता मृगपतयो गुहा इव ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मे युधिष्ठिरायाणमने गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥

## અધ્યાય ૫૩ મો-શ્રીકૃષ્ણાદિકનું ભીષ્મ પ્રતિ પુનઃ ગમન.

वैशंपायन उवाच ॥ ततः शयनमाविश्य प्रसुप्तो मधुसूदनः ॥

॥ याममात्रार्धशेषायां यामिन्यां प्रत्यबुध्यत ॥ १ ॥

વૈશંપાયન કહે છે:-પછી શ્રીકૃષ્ણે, શયન સ્થાનમાં પ્રવેશ કરીને શયન કર્યું તથા અર્ધો પહોર રાત્રિ શેષ રહી તે સમયે જાગૃત થયા[૧]. પછી શ્રીકૃષ્ણે, ધ્યાન માર્ગમાં પ્રવેશ કરીને સર્વે જ્ઞાનનું અવલોકન કર્યું અને પછી સનાતન બ્રહ્મનું ધ્યાન કર્યું[૨]. પછી સ્તુતિ અને પુરાણને જાણનારા તથા સારી રીતે શીખવેલા પોપટ આદિક પક્ષીઓ વિશ્વના કર્ત્તા અને પ્રજાના પતિ વાસુદેવની સ્તુતિ કરવા લાગ્યા[૩]. હાથવડે મૃદંગ વગાડનારા તથા ગવૈયા, બજાવવા અને ગાવા લાગ્યા. હજારો શંખ અને મૃદંગ વાગવા લાગ્યાં[૪]. વીણા, શરણાઇઓ અને વાંસળીઓનો અતિ મનોરંજક નાદ, જાણે વિસ્તાર પામેલું હાસ્ય હોય તેમ તે ભવનમાંથી સંભળાવા લાગ્યો[૫]. પછી યુધિષ્ઠિર રાજાના ભવનમાંથી પણ મંગળ સ્તુતિપાઠની મધુરવાણીઓ અને ગીત તથા વાદિત્રના શબ્દો બહાર સંભળાવા લાગ્યા[૬]. પછી ઉઠીને દાશાર્હ શ્રીકૃષ્ણે સ્નાન કર્યું તથા હાથ જોડીને, ગુપ્ત મંત્ર જપીને તે મહાબાહુ, અગ્નિનો આશ્રય કરીને ઉભા રહ્યા; અર્થાત્ અગ્નિનું ઉપાસન કર્યું[૭]. પછી શ્રીકૃષ્ણે ચાર વેદને જાણનારા એક હજાર બ્રાહ્મણો પૈકી પ્રત્યેકને એક એક હજાર ગાયોનું દાન કર્યું[૮]. પછી ગાય આદિક મંગળ પદાર્થનો સ્પર્શ કરીને, નિર્મળ આરસામાં પોતાના મુખનું અવલોકન કરીને સાત્યકિને કહ્યું કે "હે સાત્યકિ! રાજાના મેહેલમાં જઇને તજવીજ કર કે મોટા તેજવાળા યુધિષ્ઠિર, ભીષ્મને મળવા જવાને તૈયાર થયા છે?"[૯,૧૦]. આ પ્રમાણે શ્રીકૃષ્ણની આજ્ઞાથી

સાત્યકિ ઉતાવળો ત્યાં ગયો અને યુધિષ્ઠિર રાજા પાસે જઇને બોલ્યો કે "હે રાજન્! બુદ્ધિમાન વાસુદેવનો રથ જોડીને તૈયાર કર્યો છે અને શ્રીકૃષ્ણ, ભીષ્મપિતાની પાસે જવા તૈયાર થયા છે[૧૧.૧૨]. હે મોટા તેજવાળા ધર્મરાજા! શ્રીકૃષ્ણ તમારી વાટ જોઇનેજ ઉભા છે, માટે હવે પછી જે કરવાનું હોય તે આપે કરવું યોગ્ય છે." એ પ્રમાણે સાંભળીને ધર્મના પુત્ર યુધિષ્ઠિરે અર્જુનને કહ્યું[૧૩]. યુધિષ્ઠિર કહે છેઃ-"હે અપ્રતિમ તેજવાળા અર્જુન! મારો ઉત્તમ રથ તૈયાર કરો!! સેના લઇને ત્યાં જવું નથી; માત્ર આપણેજ જઇશું[૧૪]. ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ભીષ્મને પીડા કરવી મને યોગ્ય દીસતી નથી. માટે હે ધનંજય! આજ આગળ દોડનારા પણ સાથે લેવા નથી[૧૫]. આજથી આરંભીને ભીષ્મપિતા પરમ ગુહ્ય તત્વ કહેવાના છે માટે હે અર્જુન! હું તે સ્થળમાં અન્ય પુરૂષોનો સમાગમ ઇચ્છતો નથી"[૧૬]. વૈશંપાયન કહે છેઃ-કુંતીનો પુત્ર નરશ્રેષ્ઠ અર્જુન, ધર્મરાજાનું વચન સમજીને તેમને કહેવા લાગ્યો કે "શ્રેષ્ઠરથ તૈયાર કર્યો છે"[૧૭]. પછી યુધિષ્ઠિર રાજા, નકુલ, સહદેવ, ભીમ અને અર્જુન, એ પાંચે જણા, જાણે પાંચ મહા ભૂતજ હોય નહિ તેમ, શ્રીકૃષ્ણના ભુવનપ્રત્યે ગયા[૧૮]. શ્રીકૃષ્ણ પણ મહાત્મા પાંડવોને આવતા જોઇને સાત્યકિસહિત રથમાં બેઠા[૧૯]. પછી રાજાની સુખાકારીના સમાચાર પૂછીને તથા વાતચિત કરીને મેઘના સરખી ગર્જના કરતા ઉત્તમ રથમાં બેશીને તે નરશ્રેષ્ઠ ચાલ્યા[૨૦]. શ્રીકૃષ્ણનો દારૂક સારથિ બલાહક, મેઘપુષ્પ, શૈબ્ય અને સુગ્રીવ, એ ચાર ઘોડાને હાંકતો હતો[૨૧]. હે રાજન્! તે સમયે દારૂકે હાંકેલા વાસુદેવના ઘોડાઓ ખરીઓના અગ્રભાગથી પૃથ્વીને ઉખેડતા ચાલ્યા જતા હતા[૨૨]. તે વેગવાળા અને મોટા બળવાળા, જાણે આકાશને ગળી જતા હોય તેમ, ચાલતાં ધર્મ ક્ષેત્ર કુરૂક્ષેત્રમાં પેઠા[૨૩]. પછી જેમ દેવના ગણસહિત બ્રહ્મદેવ હોય તેમ, મોટા ઋષિઓસહિત સમર્થ ભીષ્મપિતા જે સ્થળમાં બાણશય્યાપર સૂતેલા હતા તે સ્થળમાં ગયા[૨૪]. (પછી શ્રીકૃષ્ણ યુધિષ્ઠિર, ભીમ, ગાંડીવ ધનુષવાળો અર્જુન, નકુલ, સહદેવ અને સાત્યકિ, એ સર્વે રથમાંથી ઉતરીને જમણો હાથ ઉંચો કરીને ઋષિઓનું પૂજન કરવા લાગ્યા. (નમસ્કાર કર્યો તથા ખબર અંતર પૂછી) પછી જેમ નક્ષત્રોથી વીંટાએલો ચંદ્રમા હોય તેમ, તે સર્વથી વીંટાએલો રાજા યુધિષ્ઠિર, જેમ ઇંદ્ર બ્રહ્માની પાસે જાય તેમ ભીષ્મપિતામહની પાસે ગયો. તે સમયે ભયવડે ભ્રમિત થયેલા યુધિષ્ઠિરે, પૃથ્વીપર પડેલા સૂર્ય સરખા બાણ શય્યામાં સૂતેલા તે મહાબાહુ ભીષ્મને જોયા.)

॥ शरतल्पे शयानं तमादित्यं पतितं यथा । स ददर्श महाबाहुं भयाच्चागतसाध्वसः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि भीष्मानुगमने गुर्जरभाषायां त्रिपंचाशत्तमोऽध्यायः ॥५३॥

---

## અધ્યાય ૫૪ મો-શ્રીકૃષ્ણનું ભાષણ.

जनमेजय उवाच ॥ धर्मात्मनि महावीर्ये सत्यसंधे जितात्मनि ॥

॥ देवव्रते महाभागे शरतल्पगतेऽच्युते ॥ १ ॥

જનમેજય કહે છેઃ—"ધર્માત્મા, મોટા વીર્યવાળા, સત્ય પ્રતિજ્ઞાવાળા, મન તથા ઇન્દ્રિયોને જીતનાર, અખંડિત દેવવ્રત મહાભાગ ભીષ્મ જ્યારે બાણશય્યામાં સૂતેલા હતા[૧], જ્યારે શંતનુના પુત્ર ગાંગેય પુરૂષમાં વ્યાઘ્ર જેવા ભીષ્મ, વીરશયનમાં સૂતા હતા, અને પાંડવો તેની ચારે પાસે બેઠા હતા[૨], જ્યારે સર્વે સૈન્ય નાશ થયા પછી ભીષ્મની પાસે આ વીર પુરૂષો એકઠા મળેલા હતા, તે સમયે શી કથાઓ થઈ? તે હે મહામુનિ! તમે મને કહો"[૩].

વૈશંપાયન કહે છેઃ–કૌરવોના ધુરંધર ભીષ્મ, જ્યારે બાણુશય્યામાં સૂતેલા હતા તે સમયે હે નૃપ ! ઋષિઓ, નારદ આદિક સિદ્ધ, યુદ્ધમાં હણાતાં શેષ રહેલા યુધિષ્ઠિર આદિ રાજાઓ, ધૃતરાષ્ટ્ર, કૃષ્ણ, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ, એ સર્વે ત્યાં આવ્યા[૪.૫]. તે સર્વે મહાત્માઓ ભરતોના પિતામહની પાસે જઇને, જેમ પૃથ્વીપર પડેલો સૂર્ય હોય તેમ, બાણુશય્યામાં પડેલા ભીષ્મનો શોક કરવા લાગ્યા[૬]. તે સમયે એક મુહુર્ત ધ્યાન કરીને દેવ સમાન સ્વરૂપવાળા નારદ મુનિએ, સર્વે પાંડવોને અને હણાતાં શેષ રહેલા બીજા રાજાઓને કહ્યું કે, “ જે સમયે જે કરવું જોઇએ તે હું કહું છું; તે એ કે, જાણે ભારત વંશનો સૂર્ય આથમી જતો હોય તેમ આ ગંગાપુત્ર ભીષ્મ પણ આથમી જાય છે[૭.૮]. માટે જે પૂછવું હોય તે પૂછો ! ! આ ભીષ્મ પ્રાણોનો ત્યાગ કરવાની ઇચ્છાવાળા છે, માટે સર્વે એમને ધર્માદિક પૂછી લ્યો ! ! કેમ કે ચારે વર્ણના અનેક પ્રકારના સમગ્ર ધર્મને એ જાણે છે[૯]. આ વૃદ્ધ પુરૂષ દેહનો ત્યાગ કરીને પરલોકને પામે છે, માટે મનમાં રહેલા સંશયો તેમને સત્વર પૂછી લ્યો ”[૧૦]. વૈશંપાયન કહે છેઃ–નારદે એ પ્રમાણે કહ્યું, તેથી રાજાઓ ભીષ્મની પાસે ગયા, પણ તેઓ ભીષ્મને પૂછી શક્યા નહિ અને પરસ્પર જોવા લાગ્યા[૧૧]. પછી પાંડુના પુત્ર યુધિષ્ઠિરે હૃષીકેશ કૃષ્ણને કહ્યું કે “ દેવકીના પુત્ર કૃષ્ણવિના પિતામહને પ્રશ્ન કરવાને બીજો કોઇ શક્તિમાન નથી[૧૨]. હે યદુશ્રેષ્ઠ ! હે મધુસૂદન ! તમે પ્રથમ પૂછો ! ! હે તાત ! તમે અમારા સર્વમાં ધર્મને સારી રીતે જાણનાર છો ”[૧૩] એ પ્રમાણે પાંડવે કહ્યું, તે સાંભળીને ભગવાન અચ્યુત એવા શ્રીકૃષ્ણ, કોઇથી ધર્ષણ કરી ન શકાય એવા ભીષ્મપિતા પાસે જઇને બોલ્યા[૧૪]. શ્રીકૃષ્ણ કહે છેઃ–“હે શ્રેષ્ઠ રાજન્ ! વારૂ, તમારી રાત્રિ સુખમાં તો વીતી છે ? અધિક સ્પષ્ટ એવી બુદ્ધિ તમને ઉપસ્થિત થઇ છે કે ?[૧૫]. હે નિષ્પાપ ! વારૂ, સર્વે પ્રકારનાં જ્ઞાન તમને પ્રદર્શિત તો થયાં છે ? વારૂ, તમારૂં હૃદય ગ્લાનિ તો નથી પામતું ? અને તમારૂં મન વ્યાકુળ તો નથી થતું ! ”[૧૬]. ભીષ્મ કહે છેઃ–“હે વાર્ષ્ણેય ! મારાં દાહ, મોહ, શ્રમ, ક્ષય, ગ્લાનિ અને પીડા, એ સર્વે તમારી કૃપાવડે તત્કાળ નાશ પામ્યાં છે[૧૭]. હે પરમ તેજસ્વી ! હું વળી ભૂત, વર્તમાન અને ભવિષ્ય; એ સર્વેને હાથમાં રહેલા ફળની પેઠે જોઇ શકું છું[૧૮]. હે અચ્યુત ! તમારા વરદાનથી જે જે ધર્મ વેદમાં કહેલા છે તથા જે ધર્મ વેદાંત ઉપરથી પ્રાપ્ત થયેલા છે તે સર્વે હું જોઉં છું[૧૯]. હે જનાર્દન ! શિષ્ટ પુરૂષોએ જે ધર્મ કહેલો છે તે મારા હૃદયમાં છે, તથા દેશ, જાતિ અને કુળના ધર્મને હું જાણનારો છું[૨૦]. વળી ચાર આશ્રમોના ધર્મમાં જે અર્થ કહેલો છે તે મારા હૃદયમાં સ્થિર થયેલો છે. તેમ હે કેશવ ! હું સમગ્ર રાજધર્મોને પણ જાણું છું[૨૧]. હે જનાર્દન ! જે સ્થળમાં જે બોલવું ઘટે તે સ્થળમાં તે હું બોલીશ, તમારી કૃપાથી મારા મનમાં રૂડી બુદ્ધિએ પ્રવેશ કર્યો છે[૨૨]. હે જનાર્દન ! તમારા ધ્યાનવડે પુષ્ટ થયેલો હું, જુવાનના સરખો બળવાળો થયો છું તથા તમારી કૃપાથી કલ્યાણકારી ધર્મ કહેવાને સમર્થ થયો છું[૨૩]. પણ હે માધવ ! તમે પોતે, પાંડુપુત્ર યુધિષ્ઠિરને કલ્યાણકારી ધર્મ શા માટે કહેતા નથી તથા એ સંબંધમાં તમારે શું કહેવાની ઇચ્છા છે ? તે મને આ સમયે કહો”[૨૪]. શ્રીકૃષ્ણ કહે છેઃ–“ ( હે કૌરવ ! યશ અને કલ્યાણનું મૂળ હું છું, એમ જાણો ! ! તથા સત્ અને અસત્ રૂપ તમામ ભાવ મારા થકી ઉત્પન્ન થયા છે. વળી જેમ ચંદ્ર શીતળ કિરણવાળો છે, એમ કહેવાથી લોકમાં કોણ વિસ્મય પામશે ? તેમજ હું યશ થકી પૂર્ણ છું, એમ જાણીને પણ મારા વિષે કોણ વિસ્મય પામશે ? પણ ) હે મહા તેજસ્વી ! હે ભીષ્મ ! મારે તમારી કીર્તિનું પુનઃ પણ સ્થાપન કરવું છે માટે મેં મારી વિશાળ બુદ્ધિ તમારામાં સમર્પણ કરી છે[૨૫]. હે રાજન્ ! જ્યાં સુધી આ પૃથ્વી નિશ્ચળ થઇને રહેશે ત્યાં સુધી તમારી અક્ષય કીર્તિ લોકમાં વિસ્તાર પામશે[૨૬]. હે

ભીષ્મ ! યુધિષ્ઠિર પૂછશે અને તે સમયે તમે તેને જે કહેશો, તે વેદનું વાક્ય હોય તેમ, પૃથ્વીના પૃષ્ઠ ઉપર સ્થિર થશે[૨૭]. જે પુરૂષ તમારાં કહેલાં વચન પ્રમાણ માનીને આત્માનો આત્માની સાથે યોગ કરશે તે પરલોકમાં જઇને, સર્વ પુણ્યનાં ફળ ભોગવશે[૨૮]. હે ભીષ્મ ! તમારો યશ પુનઃ પણ કેવી રીતે વિસ્તાર પામે; એમ વિચારી મેં તમને દિવ્ય બુદ્ધિ આપેલી છે[૨૯]. જ્યાં સુધી પૃથ્વી ઉપર પુરૂષનો યશ વિસ્તાર પામે છે, ત્યાં સુધી તેની કીર્તિ અક્ષય થાય છે એ નિશ્ચય છે[૩૦]. હે ભારત ! હે રાજન્ ! હણાતાં શેષ રહેલા રાજાઓ તમારી ચારે પાસે બેઠેલા છે અને તેઓ તમને ધર્મ પૂછવાને ઇચ્છે છે, તેમને તે ધર્મ કહો[૩૧]. તમે વયમાં વૃદ્ધ છો; જ્ઞાન અને આચારથી યુક્ત છો; સકળ રાજધર્મમાં કુશળ છો[૩૨]. બીજા સર્વે રાજાઓએ પણ જન્મથી આરંભીને તમારામાં કાંઈ પાપ જોયું નથી, તથા તેઓ તમને સર્વ ધર્મના જ્ઞાતા જાણે છે[૩૩]. હે રાજન્ ! પિતા જેમ પુત્રને નીતિ શીખવે તેમ, તમે તેમને ઉત્તમ નીતિ કહો ! ! તમોએ, ઋષિઓ અને દેવોની નિરંતર ઉપાસના કરી છે[૩૪]. માટે તમારેજ એ સર્વ અવશ્ય કહેવું ઘટે છે. ધર્મ સાંભળવા ઇચ્છનારાઓના પૂછવાથી તે જાણનાર સત્પુરૂષે, તેમનું સમાધાન કરવું એ ધર્મ છે, એમ બુદ્ધિમાનોનું કહેવું છે; પણ ધર્મ પૂછનારાઓને તે ન કહેવાથી કષ્ટ આપનારો દોષ થાય છે[૩૫]. માટે હે સમર્થ ભરત શ્રેષ્ઠ ! ધર્મ જાણવા ઈચ્છનારા તમારા પુત્ર અને પૌત્રોએ પૂછેલા સનાતન ધર્મને તમે જાણવાવાળા છો, માટે તે કહો ”[૩૬].

॥ तस्मात्पुत्रैश्च पौत्रैश्च धर्मान् पृष्टान् सनातनान् । विद्वान् जिज्ञासमानैस्त्वं प्रब्रूहि भरतर्षभ ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि कृष्णवाक्ये गु० भा० चतुःपंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

---

## અધ્યાય ૫૫ મો—ભીષ્મે, યુધિષ્ઠિર રાજાને પ્રશ્નો પૂછવાની રજા આપી.

वैशंपायन उवाच ॥ अथाब्रवीन्महातेजा वाक्यं कौरवनंदनः ॥

॥ हंत धर्मान् प्रवक्ष्यामि दृढे वाङ्मनसी मम ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—હવે કૌરવોને આનંદ આપનાર મોટા તેજવાળા ભીષ્મપિતામહ બોલ્યા કે “ હું ખુશીથી ધર્મ કહીશ કેમકે હે ગોવિંદ ! તમે સર્વભૂતના અવિનાશી આત્મા છો તેથી તમારી કૃપાથી મારાં વાણી અને મન દૃઢ છે[૧]. ધર્માત્મા યુધિષ્ઠિર મને ધર્મ સંબંધિ પ્રશ્ન કરો ! ! તેથી પ્રસન્ન થઇને હું સમગ્ર ધર્મ કહીશ[૨]. જે મહાત્મા અને ધર્માત્મા રાજર્ષિ જન્મ પામ્યો ત્યારે સર્વે ઋષિઓ હર્ષ પામ્યા હતા; તે પાંડુનો પુત્ર યુધિષ્ઠિર મને ધર્મ પૂછો[૩]. પ્રકાશમાન યશવાળા, ધર્મનું આચરણ કરનારા અને સર્વે કૌરવોમાં જેના સમાન બીજો કોઇ છે નહિ, એવો તે પાંડવ મને ધર્મ પૂછો ! ![૪]. સંતોષ, ઇંદ્રિયદમન કરવાનો ગુણ, બ્રહ્મચર્ય, ક્ષમા, ધર્મ, બળ, અને તેજ, એ ગુણો જેનામાં છે એવો પાંડવ યુધિષ્ઠિર મને ધર્મ પૂછો[૫]. જે સંબંધીઓ, અતિથિ, નોકર અને આશ્રિત. એ સર્વનો સત્કાર કરીને તેમનું અત્યંત સન્માન કરે છે તે પાંડવ મને પૂછો ! ![૬]. સત્ય, દાન, તપ, શૌર્ય, શાન્તિ, દક્ષતા અને ચિત્તની સ્વસ્થતા; એ સર્વ ગુણ જેનામાં છે તે પાંડવ મને પૂછો ! ![૭]. જે ધર્માત્મા યુધિષ્ઠિર કામથી, ક્રોધથી, ભયથી કે દ્રવ્યના કારણથી પણ અધર્મનું આચરણ કરતો નથી, તે પાંડવ મને પૂછો ! ![૮]. જે નિરંતર સત્ય બોલે છે, નિરંતર ક્ષમા રાખે છે, નિરંતર જ્ઞાન જાણે છે, નિરંતર અતિથિ જેને વહાલા છે તથા જે સત્પુરૂષોને નિરંતર આપે છે, તે પાંડવ મને પૂછો ! ![૯]. જે નિરંતર યજ્ઞ અને અધ્યયન કરે છે તથા

ધર્મમાં આસક્ત રહે છે, તેમજ જે શાંત છે તથા શાસ્ત્રનાં રહસ્ય જેણે સાંભળ્યાં છે, તે પાંડવ મને પૂછો !!"[૧૦]. વાસુદેવ કહે છેઃ—"હે ભીષ્મ ! ધર્મરાજા યુધિષ્ઠિર, પરમ લજ્જાથી યુક્ત થઇને તથા લોકનિંદાથી ભય પામીને તમારી પાસે આવતા નથી[૧૧]. હે પૃથ્વીપતે ! તે રાજા લોકનો નાશ કરીને, લોક નિંદાના ભયથી બીહે છે અને તેથી તમારી પાસે આવતા નથી[૧૨]. પૂજ્ય અને માન્ય એવા ભક્ત, ગુરૂ, સંબંધી અને બંધુઓને બાણેવડે ભેદીને હવે તે લજ્જા પામે છે; તેથી તમારી પાસે આવતા નથી[૧૩]. ભીષ્મ કહે છેઃ—"હે કૃષ્ણ ! જેમ દાન, અધ્યયન અને તપ કરવું, એ બ્રાહ્મણનો ધર્મ છે તેમ સંગ્રામમાં દેહ પાડવો; એ ક્ષત્રિયોનો ધર્મ છે[૧૪]. ઉલટે માર્ગે જનારા પિતૃઓ, પિતામહો, ભાઇઓ, ગુરૂઓ, સંબંધીઓ અને બાંધવો, એ સર્વને સંગ્રામમાં જે હણે તેજ ધર્મ છે[૧૫]. હે કેશવ ! પ્રતિજ્ઞાનો ભંગ કરનારા લોભી એવા પાપી ગુરૂઓને પણ સંગ્રામમાં જે હણે તેજ ક્ષત્રિય ધર્મને જાણનારો છે[૧૬]. લોભવડે સનાતન ધર્મસેતુને પણ જે જોતા નથી, તેમને સંગ્રામમાં જે હણે તેને ક્ષત્રિયનો ધર્મ જાણનારો સમજવો[૧૭]. જે ક્ષત્રિય, યુદ્ધમાં પૃથ્વીને રૂધિરરૂપ જળવાળી, કેશરૂપ ઘાસવાળી, હાથીરૂપ પર્વતવાળી અને ધજાઓરૂપ વૃક્ષવાળી કરે, તે ધર્મને જાણનારો છે એમ જાણવું[૧૮]. ક્ષત્રિય જાતિના પુરૂષોને સંગ્રામમાં યુદ્ધ કરવા બોલાવ્યો, તો તેણે યુદ્ધ કરવુંજ; મનુએ કહેલું છે કે, ક્ષત્રિયને યુદ્ધ એ ધર્મ આપનારૂં, સ્વર્ગ આપનારૂં, અને આ લોકમાં કીર્તિ આપનારૂં છે"[૧૯]. વૈશંપાયન કહે છેઃ–ભીષ્મે, એ પ્રમાણે કહ્યું તે સાંભળીને ધર્મના પુત્ર યુધિષ્ઠિર વિનયસહિત પાસે આવીને ભીષ્મના મુખ આગળ, તેની દૃષ્ટિ પડે તેમ બેઠા[૨૦]. તથા ભીષ્મના ચરણને સ્પર્શ કર્યો; ભીષ્મે પણ તેનું અભિનંદન કર્યું તથા તેના મસ્તકને સુંઘીને 'બેશ' એ પ્રકારે કહ્યું[૨૧]. પછી સર્વ ધનુષ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ગંગાના પુત્ર ભીષ્મે, તેને કહ્યું કે "હે તાત ! હે કૌરવશ્રેષ્ઠ ! મને નિશ્ચિંત થઇને પૂછ !! અને ભય પામીશ નહિ."[૨૨].

॥ तमुवाचाथ गांगेयो वृषभः सर्वधन्विनाम् । मां पृच्छ तात विश्रब्धं माभैस्त्वं कुरुसत्तम ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि गुर्जरभाषायां पंचपचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥

---

## અધ્યાય ૫૬ મો–સેવક પ્રતિના રાજાના ધર્મોનું વર્ણન.

वैशंपायन उवाच ॥ प्रणिपत्य हृषीकेशमभिवाद्य पितामहम् ॥
॥ अनुमान्य गुरून् सर्वान्पर्यपृच्छद्युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—પછી યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને પ્રણામ કરીને, ભીષ્મપિતામહને નમસ્કાર કરીને અને કૃપાચાર્ય, વ્યાસ આદિ સર્વે ગુરૂઓનું સન્માન કરીને ધર્મ પૂછવા માંડયા[૧]. યુધિષ્ઠિર કહે છેઃ–"પ્રજા પાલનરૂપ રાજાઓનો ધર્મ, તે સર્વ ધર્મમાં શ્રેષ્ઠ છે; એમ ધર્મવેત્તાઓ જાણે છે; એ ધર્મને હું, 'વહન ન થઇ શકે એવો મોટો ભાર' માનું છું[૨]. માટે હે રાજન્ ! હે પિતામહ ! મને રાજાના ધર્મ વિશેષે કરીને કહો !! આ સકલ જીવ લોકનો મોટો આશ્રય રાજધર્મ છે[૩]. તથા હે કૌરવ ! ધર્મ, અર્થ, અને કામરૂપ ત્રિવર્ગ, એ રાજધર્મના આશ્રયે રહ્યો છે[૪]. જેમ ઘોડાઓને લગામ, અને હાથીને અંકુશ કબજામાં રાખનાર છે, તેમ લોકને કબજામાં રાખનાર રાજધર્મ છે[૫]. (એ રાજર્ષિઓએ સેવેલા ધર્મમાં જો, પુરૂષ મોહ પામે તો લોકની મર્યાદાપૂર્વક વ્યવસ્થા રહે નહિ અને સઘળું અવ્યવસ્થિત થઇ જાય. જેમ સૂર્ય, ભય પામીને અશુભ અંધકારનો નાશ કરે છે, તેમ અપ્રકાશરૂપ અશુભ એવી નરકની ગતિને

રાજધર્મ, દૂર કરે છે. હે પિતામહ ! હે ભરતશ્રેષ્ઠ ! એટલા માટે મારે અર્થે પ્રથમ તમે, રાજાના ધર્મ કહો ! ! કેમ કે તમે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ છો. હે શત્રુઓને પરિતાપ પમાડનાર ! તમારાથકી અમો સર્વને પરમ રહસ્ય પ્રાપ્ત થાઓ ! ! કેમ કે શ્રીકૃષ્ણ તમને બુદ્ધિમાં સર્વોત્તમ માને છે.") ભીષ્મ કહે છેઃ—"મોટા સ્વરૂપવાળા ધર્મના અને જગતના ઉત્પન્ન કરનાર શ્રીકૃષ્ણને પ્રણામ છે; સર્વે બ્રાહ્મણોને પ્રણામ કરીને વેદ પરંપરાથી ચાલતા આવેલા ધર્મ હું કહેવા માંડું છું[૬]. હે યુધિષ્ઠિર ! હું તને સમગ્ર રાજધર્મ કહું છું તથા બીજું પણ તું જે ઇચ્છતો હોય, તે સાવધાન થઇને મારી પાસેથી સાંભળ[૭]. હે કુરૂશ્રેષ્ઠ ! જાતિથી ક્ષત્રિય ન છતાં, પણ પ્રજાનું પાલન કરવાનો અધિકાર પામેલા ગમે તે રાજાએ, દેવતા અને બ્રાહ્મણને પ્રસન્ન કરવાને વિધિપૂર્વક વર્તવું[૮]. કેમ કે ધર્મનો લોપ થઈ જવાથી જે પાપ થાય છે, તેમાંથી દેવતાઓ અને બ્રાહ્મણોને પૂજવાવડે રાજા મુક્ત થાય છે, તથા હે કુરૂશ્રેષ્ઠ ! લોકમાં તે રાજા માન પામે છે[૯]. હે યુધિષ્ઠિર ! હે પુત્ર ! તારે, સર્વદા પુરૂષપ્રયત્નવડે યત્ન કરવો; કેમ કે પુરૂષપ્રયત્ન વિના દૈવ, રાજાનો ઇષ્ટ અર્થ સિદ્ધ કરી શકતું નથી[૧૦]. દૈવ અને પુરૂષપ્રયત્ન, એ બન્ને રથનાં બે પૈડાંની પેઠે સાધારણ બાબતો છે, પણ હું પુરૂષપરાક્રમને ઉત્તમ માનું છું; કેમ કે દૈવ તો ફળદ્વારા નિશ્ચય કર્યા પછીજ કહી શકાય છે[૧૧]. તથા ફળપ્રાપ્તિ ન થાય તો પછી દૈવનો નિશ્ચય કરીને સમાધાન પમાય છે. તારો પ્રયત્ન એકવાર નિષ્ફળ થાય તોપણ, તું તેનો સંતાપ કરીશ નહિ; પણ બીજીવાર પ્રયત્ન કરવા માંડજે, કેમકે રાજાઓની ઉત્તમ નીતિ એજ છે[૧૨]. વળી રાજાઓને સિદ્ધિ આપનારૂં સત્ય વિના બીજું કાંઈ નથી; જે રાજા સત્યમાં આસક્ત છે, તે આ લોકમાં તથા પરલોકમાં પણ સુખ પામે છે[૧૩]. હે રાજેંદ્ર ! ઋષિઓને પણ સત્ય એજ પરમ ધન છે, તથા રાજાઓને પણ સત્યથી બીજું કાંઇ મોટું વિશ્વાસ ઉત્પન્ન કરવાનું સાધન નથી[૧૪]. હું, તને રાજાના ગુણ કહું તે સાંભળ ! ! રાજાએ, ગુણવાન, સદાચરણવાળા, ઇંદ્રિયોનું દમન કરવામાં શક્તિવાળા, કોમળ, ધર્મવાળા, ઇંદ્રિયજીત, પ્રસન્ન મુખવાળા, અને બહુ આપનારા થવું; કેમ કે એથી નિરંતર રાજ્યલક્ષ્મી ટકી રહે છે અને નાશ પામતી નથી[૧૫]. હે કુરૂઓને હર્ષ આપનાર ! સર્વે કાર્યોમાં તું સરળ થજે ! ! એટલે પોતાનું છિદ્ર ઢાંકવામાં, બીજાનું છિદ્ર શોધી કાઢયું હોય તે શત્રુઓથી છાનું રાખવામાં તથા છુપી મસલત ઢાંકવામાં નીતિયુક્ત વિચારવડે તું યથાર્થ બોલનાર થજે[૧૬]. જે રાજા કેવળ કોમળ થાય છે, તેનું સર્વ પ્રકારે ઉલ્લંઘન થાય છે, અને જે રાજા કેવળ ક્રૂર થાય છે, તેથી લોકો ઉદ્વેગ પામે છે, માટે કોમળ તથા ક્રૂર, એ બન્ને ગુણવાળો થજે[૧૭]. બોલનારાઓમાં શ્રેષ્ઠ હે પુત્ર ! તારે બ્રાહ્મણોને દંડ કરવો નહિ; કેમ કે હે પાંડવ ! આ લોકમાં "બ્રાહ્મણ" એ કોઈ મોટું તત્વ છે[૧૮]. હે કૌરવ્ય ! મહાત્મા મનુએ, પોતાના રચેલા ધર્મશાસ્ત્રમાં બે શ્લોક કહ્યા છે, તે હે રાજેંદ્ર ! તારે હૃદયમાં રાખવા યોગ્ય છે[૧૯]. તે શ્લોક આ પ્રમાણે છેઃ—જળથી અગ્નિ પ્રકટયો છે, બ્રાહ્મણથી ક્ષત્રિયો પ્રકટયા છે અને પત્થરથી લોઢું પ્રકટયું છે; તેઓનું તેજ સર્વે સ્થાનમાં ગમન કરનારૂં છે, પણ પુનઃ પોતાના ઉત્પત્તિ—સ્થાનમાં જવાથી શાંત થઈ જાય છે[૨૦]. એટલે જ્યારે લોહ પાષાણને હણે છે, અગ્નિ જળને હણે છે, અને ક્ષત્રિય બ્રાહ્મણનો દ્વેષ કરે છે, ત્યારે તે ત્રણેનો નાશ થાય છે[૨૧].* હે મહારાજા યુધિષ્ઠિર ! એમ જાણીને તારે બ્રાહ્મણોને તો નમસ્કારજ કરવો; કેમ કે પૂજન કરેલા તે, વેદને તથા યજ્ઞને ધારણ

* અર્થાત્ પાષાણ સાથે ઘર્ષણ થવાથી લોહ—શસ્ત્ર નિષ્ફળ થાય છે, જળવડે અગ્નિ શાંત-બુઝાઇ જાય છે. અને બ્રાહ્મણના ક્રોધવડે ક્ષત્રિયનો નાશ થાય છે. સંશોધક.

કરે છે[૨૨]. હે નરવ્યાઘ્ર! જે ત્રણ લોકનો ઘાત કરનારા દુષ્ટ હોય, તેમનો પોતાના બાહુઓવડે નિગ્રહ કરવો[૨૩]. હે તાત! હે મહારાજ! હે રાજન્! પૂર્વે મહર્ષિ શુક્રે, બે શ્લોક કહેલા છે તે એકાગ્ર ચિત્તે સાંભળ![૨૪]. શસ્ત્ર ઉગામીને આવતો પુરૂષ, જો સંપૂર્ણ વેદ ભણેલો હોય તથાપિ ધર્મની અપેક્ષા રાખનારા રાજાએ, તેના સામું શસ્ત્ર ઉગામીને પોતાના ધર્મથી તેને કબજે કરવો[૨૫]. નાશ પામતા ધર્મનું જે રક્ષણ કરે, તેનેજ ધર્મ જાણનારો કહેવો; પણ તેમ કરવાવડે તે કાંઈ ધર્મની હાનિ કરનારો થતો નથી. અર્થાત્ દુષ્ટપુરૂષ પોતાના અધર્મવડે રાજાને ક્રોધ ઉત્પન્ન કરે છે તથા તે ક્રોધવડે પોતે નાશ પામે છે; એમાં રાજાનો દોષ નથી[૨૬]. હે નરશ્રેષ્ઠ! એમ છે, તો પણ તારે બ્રાહ્મણોનું તો રક્ષણુજ કરવું. તેમણે અપરાધ કર્યો હોય, તો તેમને દેશપાર કરવા પણ હણવા તો નહિજ[૨૭]. હે પૃથ્વીપતે! તેમના ઉપર ખરો-ખોટો આરોપ મૂકવામાં આવ્યો હોય, તથાપિ કૃપા રાખવી. તે બ્રહ્મહત્યા કરનારો હોય, ગુરૂની સ્ત્રી સાથે ગમન કરનારો હોય, ગર્ભહત્યા કરનારો હોય, કે રાજ્યદ્રોહી હોય તથાપિ બ્રાહ્મણ છે, એમ ધારીને તેને દેશનિકાલજ કરવો; કેમ કે તેમને દેહદંડ કોઈ વખત કરાય નહિ[૨૮,૨૯]. જે પુરૂષો, બ્રાહ્મણોને પ્રિય છે તથા બ્રાહ્મણો ઉપર ભક્તિભાવવાળા છે એવા પુરૂષોનો સંગ્રહ કરવો; રાજાઓને એના જેવો બીજો કોઈ મોટો ભંડાર છેજ નહિ[૩૦]. હે મહારાજ! મરૂ પ્રદેશ, જળ, પૃથ્વી, વન, પર્વત અને નર એ છ પ્રકારના દુર્ગ (કિલ્લા) શાસ્ત્રમાં કહ્યા છે, તે સર્વમાં જેઓ શાસ્ત્રના નિશ્ચયવાળા છે તે સર્વે, નરદુર્ગને (મનુષ્યરૂપ કિલ્લાને) મહાદુસ્તર માને છે[૩૧]. એટલા માટે બુદ્ધિમાન રાજાએ, સર્વદા ચારે વર્ણ ઉપર દયા રાખવી; કેમ કે ધર્માત્મા અને સત્યવચન બોલનાર રાજા પ્રજાનું રંજન કરી શકે છે[૩૨]. હે પુત્ર! તારે સર્વ તરફથી નિરંતર ક્ષમાવાળા પણ થવું નહિ; કેમ કે ક્ષમાવાન હાથીની પેઠે, ક્ષમાવાન રાજા પણ ધર્મવિરોધી થાય છે[૩૩]. હે મહારાજ! આ અર્થ વિષે પૂર્વે બૃહસ્પતિએ, કરેલા નીતિશાસ્ત્રમાં એક શ્લોક કહેલો છે તે હું તને કહું છું તે સાંભળ[૩૪]. જેમ ક્ષમાવાળા હાથીનો હાંકનાર મહાવત, તેના મસ્તક ઉપરજ બેસે છે, તેમ નિરંતર ક્ષમા રાખનાર રાજાનો નીચ પુરૂષ પણ પરાભવ કરે છે[૩૫]. માટે હમેશાં રાજાએ અત્યંત કોમળ પણ થવું નહિ, કે અત્યંત તીક્ષ્ણ પણ થવું નહિ; શોભાયમાન વસંતઋતુના સૂર્યની પેઠે, વિશેષ પરિતાપ કે, વિશેષ શિતળતા આપનાર ન થવું[૩૬]. હે મહારાજ! પ્રત્યક્ષ એટલે ઉપકાર અપકાર વગેરેથી, અનુમાન એટલે નેત્ર, મુખ વગેરેની ચેષ્ટા આદિથી, ઉપમા એટલે બીજી જગોએ તેણે કરેલાં કામ વગેરેના સરખાપણાથી, અને શાસ્ત્ર એટલે સામુદ્રિક લક્ષણ વગેરે શાસ્ત્રમાં કહેલાં પ્રમાણથી પોતાના અને પારકા મિત્ર અથવા શત્રુઓની સર્વદા પરીક્ષા કરવી[૩૭]. (હે ઘણી દક્ષિણા આપનારા યુધિષ્ઠિર! તું, સર્વે પ્રકારનાં વ્યસનોને* ત્યાગ કરજે! છેકજ તેનો ત્યાગ કરવો એમ પણ નહિ; પરંતુ તે વ્યસનોને અત્યંત વ્યાપ્ત થઇ જવા દેવાં નહિ. કેમ કે જે રાજા વ્યસની હોય છે, તેનો લોકો પરાભવ કરે છે અને જે રાજા વ્યસનનો અત્યંત દ્વેષ કરે છે. તેથી લોકો ઉદ્વેગ પામે છે) રાજાએ, સદા ગર્ભવતી સ્ત્રીની પેઠે આચરણ કરવું; હે મહારાજ! એનું કારણ હું તને કહું તે તું સાંભળ!! અને પછી તું જાણીશ કે, આટલા માટે એ રીતે વર્તવું ઘટે છે[૩૮]. જેમ ગર્ભવતી સ્ત્રી, પોતાના મનમાં આવે તેવું પોતાનું હિત તજીને ગર્ભનું હિત આચરે છે, તેમ રાજાએ પણ

* વ્યસન અઢાર પ્રકારનાં મનુએ કહેલાં છેઃ-શિકાર કરવો, પાસા રમવા, દિવસે ઉંઘવું, વિવાદ કરવો, સ્ત્રી સેવન, મદ, વાદ્ય-ગીત નૃત્યમાં આસક્ત થવું, વૃથા મદ્ય પીવું, એ દશ કામ સંબંધી વ્યસન છે. ચાડીયાપણું, સાહસ, દ્રોહ, ઇર્ષ્યા, અસૂયા, અર્થ બગાડવો, નિંદા અને કઠોરતા એ આઠ ક્રોધથી ઉપજેલાં વ્યસન છે. એ અઢાર વ્યસન તજવાં.

કરવું ઘટે છે[૩૯]. હે કુરૂશ્રેષ્ઠ ! રાજાએ, સદા ધર્મનું અનુવર્તન કરનારા થઇને વર્તવું તથા પોતાનું પ્રિય તજીને જેથી લોકનું હિત થાય તેમ કરવું[૪૦]. હે પાંડવ ! તારે ધીરજનો કદાપિ ત્યાગ કરવો નહિ; કેમ કે ધીરજ અને હાથી, ઘોડા, પુરૂષ અને રથરૂપ સ્પષ્ટ દંડવાળા રાજાને કોઇ સ્થળમાં ભય હોતું નથી[૪૧]. હે રાજાઓમાં વ્યાઘ્ર જેવા ! હે બોલનારાઓમાં શ્રેષ્ઠ ! સેવકોની સાથે તારે અત્યંત હાંસી–મશ્કરી કરવી નહિ, એથી જે દોષ ઉપજે છે તે તું સાંભળ ! ![૪૨]. અતિશય પરિચય પાડવાથી સેવકો, સ્વામીનું માન રાખતા નથી તથા પોતાના સ્થાનમાં રહેતા નથી અને તેના વચનનું ઉલ્લંઘન કરે છે[૪૩]. તેમને કોઈ સ્થળમાં મોકલવામાં આવે તો તેમાં સંશય ઉઠાવે છે; ગુપ્ત વાત પ્રકટ કરે છે; ન માગવા જેવું માગે છે; રાજાને ભોજન કરવા જેવા પદાથ પોતે ખાઇ જાય છે[૪૪]. પોતાના અધિષ્ઠાતા રાજાની નિંદા કરે છે; તેના સામે ક્રોધ કરે છે; મિથ્યા ગુણ કે, મિથ્યા દોષ બતાવીને ઠગે છે, તથા તેમ કરીને કાર્યનો નાશ કરે છે[૪૫]. ( કૃત્રિમ હુકમો બનાવીને તે રાજાના દેશને ફોલી ખાય છે તથા જર્જરિત કરી મૂકે છે; સ્ત્રીઓનું રક્ષણ કરનારાઓ સાથે મિત્રતા કરે છે અને અંતઃપુરમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખે છે; રાજાના સરખો વેષ રાખીને લોકોને ઠગે છે; હે રાજશાર્દૂલ ! તેઓ, નિર્લજ્જ થઇને રાજાની સમક્ષ બગાસાં ખાય છે તથા થુંકે છે કે, ઠાંસા ખાય છે; રાજાનું વચન ગુપ્ત રાખવા જેવું હોય તથાપિ લોકોમાં પ્રકટ કરે છે. હે શ્રેષ્ઠરાજા ! રાજા, જ્યારે કોમળ સ્વભાવનો અને હાંસી–મશ્કરીના છંદવાળો હોય છે, ત્યારે તેના સેવકો, રાજાનો અનાદર કરીને ઘોડા ઉપર, હાથી ઉપર કે, રથ ઉપર બેશીને જાય છે. તેના મિત્રો તેને સભામાં બેશીને એમ કહે છે કે “ હે રાજન્ ! આ તો તમારાથી થાય તેવું નથી, આ તો તમે બહુ ખોટું કર્યું. ” રાજા જ્યારે ક્રોધ પામે છે, ત્યારે તેઓ હસે છે, અને રાજા તેમનું સન્માન કરે છે ત્યારે પણ તેઓ હર્ષ પામતા નથી; પરંતુ એક બીજાના કારણને લીધે તેઓ અત્યંત હર્ષ પામે છે. રાજાના મંત્રનો ભેદ કરે છે, દુષ્કૃત ઉઘાડું કરે છે; અને રાજાની અવગણના કરીને, જાણે ગમ્મતને અર્થે કોઇ કામ કરતા હોય તેમ, તેઓ રાજાની આજ્ઞા તુચ્છ ગણીને પાળે છે; રાજાના અલંકાર, ભોજનના પદાર્થ, સ્નાન કરવાનું સાહિત્ય તથા શરીરમર્દન કરવાની વસ્તુઓ કોઇ લઇ જાય. ત્યારે હે નરવ્યાઘ્ર ! તેઓ નિર્ભયપણાથી તેના સાંભળતા તેની મજાક કરે છે; પોતાના અધિકારીની નિંદા કરે છે; હે ભારત ! તેઓ તે અધિકાર છોડી દે છે; પોતાને મળતા પગારથી સંતોષ પામતા નથી અને રાજાને આપવાનો કર વગેરે પોતે લેઇ જાય છે. વળી જેમ કોઇ સૂત્રના દોરાથી બાંધેલા પક્ષીની સાથે રમત કરે, તેમ રાજાની સાથે રમત કરવાને ઇચ્છે છે; અને લોકોમાં એમ કહે છે કે, રાજા તો અમારા હાથમાં છે, અને પાઇશું તેટલું પાણી પીશે.) હે યુધિષ્ઠિર ! રાજા કોમળ સ્વભાવનો, અને હાંસી–મશ્કરીના છંદવાળો હોય, તો એ અને બીજા પણ દોષ ઉત્પન્ન થાય છે ”[૪૬].

॥ एते चैवापरे चैव दोषाः प्रादुर्भवंत्युत । नृपतौ मार्दवोपेते हर्षुले च युधिष्ठिर ॥

इति श्रीमहाभारते शां० रा० गु० भा० षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

## અધ્યાય ૫૭ મો–રાજધર્મ વર્ણન.

भीष्म उवाच ॥ नित्योद्युक्तेनवै राज्ञा भवितव्यं युधिष्ठिर ॥

॥ प्रशस्यते न राजा हि नारीवोद्यमवर्जितः ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ—“ હે યુધિષ્ઠિર ! રાજાએ નિરંતર ઉદ્યોગવાળા થવું જોઇએ; કેમ કે

ઉદ્યમ વિનાની સ્ત્રીની પેઠે, રાજા પણ નિરૂદ્યોગી હોય તો પ્રશંસા પામતો નથી[1]. હે પૃથ્વીપતે ! ભગવાન શુક્રાચાર્યે, આ સ્થળમાં શ્લોક કહેલો છે, હે રાજન્ ! તે હું તને કહું તે એકાગ્રચિત્ત થઇને સાંભળ ! ![2]. જેમ સાપ ઉંદરોને ગળે છે તેમ, પૃથ્વી બે જણને ગળી જાય છે; એક તો શત્રુ સાથે વિરોધ નહિ કરનારા રાજાને અને પ્રવાસ નહિ કરનારા બ્રાહ્મણને[3]. માટે હે નરોમાં વ્યાઘ્ર જેવા ! એ વાત તારે હૃદયમાં વિચારવી જોઇએ, અને પછી જે સંધિ કરવા જેવા હોય તેમની સાથે સંધિ કરવી અને જે વિરોધ કરવા જેવા હોય તેમની સાથે વિરોધ કરવો[4]. સ્વામી, અમાત્ય, સુહૃત્ (પ્રિય સજ્જનો—મિત્ર), કોશ એટલે ભંડાર, દેશ, કિલ્લો અને સેના, એ સાત રાજ્યનાં અંગ છે. એ સાત અંગવાળા રાજ્યથી જે વિપરીત આચરણ કરે, તે પુરૂષ કદાપિ ગુરૂ હોય અથવા મિત્ર હોય, તથાપિ તેને હણવો[5]. હે રાજેંદ્ર ! પૂર્વે મરૂત્ત રાજાએ, બૃહસ્પતિના મતને અનુસરતો પ્રાચીન શ્લોક કહેલો છે કે, ગર્વ યુક્ત, કાર્ય અને અકાર્યને નહિ જાણનાર તથા ઉલટે માર્ગે પ્રવૃત્ત થયેલા ગુરૂને પણ માફ ન કરાય એવો દંડ કરવો યોગ્ય છે[6,7]. બાહુના પુત્ર બુદ્ધિમાન સગર રાજાએ, નગરના લોકોનું હિત ઇચ્છીને અસમંજસ્ નામે પોતાના મોટા પુત્રનો પણ ત્યાગ કર્યો હતો[8]. હે રાજન્ ! તે અસમંજસ્ નગરના લોકોનાં બાળકોને સરયૂ નદીમાં ડૂબાવી મારતો હતો, એટલા માટે તેના પિતાએ તેનો ધિઃક્કાર કરીને તેને દેશનિકાલ કર્યો હતો[9]. ઉદ્દાલક ઋષિએ, પણ પોતાના પ્રિય પુત્ર મહાતપસ્વી શ્વેતકેતુને તજ્યો હતો, કેમ કે, તે બ્રાહ્મણોને પીડા કરતો હતો[10]. આ સ્થળમાં લોકનું રંજન કરવું, એજ રાજાઓનો સનાતન ધર્મ છે; તેમજ સત્યનું રક્ષણ કરવું તથા વ્યવહારમાં સરળ થવું. એ પણ રાજાના મુખ્ય ધર્મ છે[11]. જે રાજા, પરાક્રમી, સત્યવાદી અને ક્ષમાવાન હોય છે, તે સારા માર્ગથી ચલાયમાન થતો નથી. કર વગેરે લેવાના કારણથી પ્રજાના ધનનો નાશ કરતો નથી, તથા સેવક વગેરેનો પગાર અને બીજું જે કાંઈ આપવાનું હોય છે તે વખતસર આપે છે[12]. જે પોતાના મન ઉપર કબજો રાખે છે, શાસ્ત્રને અનુસરતો જેનો નિશ્ચય હોય છે, અને નિરંતર દિવસના પૂર્વ ભાગમાં ધર્મ, મધ્ય ભાગમાં અર્થ, અંત ભાગમાં કામ અને રાત્રિના પાછલા ભાગમાં યોગ સેવે છે. તથા એ રીતે ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં સદા આસક્ત હોય છે[13]. પૂર્વે કહેલી છે તે ત્રણ પ્રકારની નીતિમાં જેનો મંત્ર ગુપ્ત હોય છે, તે રાજા થવાને યોગ્ય છે. મંત્રનું રક્ષણ ન કરવા કરતાં, રાજાને બીજું મોટું સંકટ નથી. રાજાએ ચારે વર્ણના ધર્મોનું રક્ષણ કરવું જોઇએ; કેમ કે, ધર્મનું ઉલ્લંઘન થવા ન દેતાં તેનું રક્ષણ કરવું, એ રાજાઓનો પ્રાચીન ધર્મ છે[14,15]. રાજાએ કોઇનો વિશ્વાસ કરવો નહિ; તેમ કદાપિ કરવો ઘટે તોપણ અતિશય વિશ્વાસ કરવો નહિ. સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સમાશ્રય, એ નીતિષાડ્ગુણ્ય એટલે રાજનીતિ સંબંધી છ ગુણોના ગુણદોષને નિરંતર બુદ્ધિવડે વિચારવા[16]. (ચઢી આવનાર કરતાં સ્થાયિ રાજા બળવાન હોય, તો ચઢી આવનારે સલાહ કરવી તે 'સંધિ' કહેવાય છે; બન્ને સમાન બળવાળા હોય તો યુદ્ધાદિ કરવું તે 'વિગ્રહ' કહેવાય છે; દુર્બળ ઉપર ચઢાઈ કરવી તે 'યાન' કહેવાય છે, બળવાન ચઢી આવ્યો હોય ત્યારે દુર્બળે કિલ્લામાં ભરાઇ બેસવું તે 'આસન' કહેવાય છે, અર્ધી સેના કિલ્લામાં રાખી, કિલ્લાનું રક્ષણ કરવું તથા અર્ધી સેના બહાર મોકલી, શત્રુની સેનામાં આવતું ધાન્ય વગેરે અટકાવવું તે 'દ્વૈધીભાવ' કહેવાય છે અને શત્રુ બળવાન હોય તો, પોતાના મિત્ર રાજાનો આશ્રય લેઇ યુદ્ધ કરવું તે 'સમાશ્રય' કહેવાય છે.) સપ્તાંગ રાજ્યમાં શત્રુઓનું છિદ્ર જોનાર રાજા સર્વદા વખણાય છે. તથા જે રાજા, ધર્મ આદિ ત્રિવર્ગના અર્થને જાણનારા અને શત્રુના અમાત્ય વગેરેને ફોડવાને જેવું ચાર (છૂપા

દૂત ) મૂકેલા છે, તે રાજા વખણાય છે[17]. યમ અને વૈશ્રવણ ( કુબેર ) ની પેઠે, ભંડાર પ્રાપ્ત કરવાની પ્રીતિવાળો, ગુણ અને દોષને જાણનાર તથા અમાત્ય, દેશ, કિલ્લા, કોષ અને દંડ ( સેના ) એ પ્રકૃતિ પંચક, પોતાનાં તથા શત્રુનાં મળીને દશ જે સ્થાન કહેવાય છે, એમાં પોતાનાં સ્થાનની વૃદ્ધિ કરનારો અને શત્રુનાં સ્થાનનો ક્ષય કરનારો રાજા શ્રેષ્ઠ છે[18]. જ્યાં જ્યાં ન્યૂનતા જોવામાં આવે, ત્યાં ત્યાં પૂર્ણતા કરનાર, જે પૂર્ણ હોય તેની તજવીજ રાખનાર, સુંદર મુખવાળો અને સ્મિતપૂર્વક બોલનારો રાજા શ્રેષ્ઠ છે[19]. વળી વૃદ્ધોની સેવા કરનારો, આળસ જેણે જીતેલું છે એવો, લોલુપ નહિ, સત્પુરૂષોનાં આચરણમાં નિશ્ચયાત્મક બુદ્ધિવાળો, સંતોષ પમાડનારો, અને સુંદર દેખાવવાળો રાજા શ્રેષ્ઠ છે[20]. સત્પુરૂષોના હાથમાંથી કદાપિ દ્રવ્ય છીનાવી નહિ લેનાર, પણ અસત્પુરૂષો પાસેથી લેઇને સત્પુરૂષોને આપનાર, શત્રુના ઉપર પોતાની મેળે પ્રહાર કરનાર, દાતા, જીતેંદ્રિય, રમ્ય વસ્તુઓની સિદ્ધિ કરનારો, પ્રસંગ આવ્યે આપનાર, ભોગ ભોગવનાર અને શુદ્ધ આચરણવાળો રાજા વખણાય છે. ( રાજાએ સહાયક કેવા રાખવા ? તે માટે કહે છે ) શૂરા, પ્રીતિવાળા, શત્રુઓ જેમનો છળ ન કરી શકે એવા, કુળવાન, નિરોગી, ઉત્તમ આચરણવાળા, શિષ્ટપુરૂષો સાથે સંબંધવાળા, માનવાળા અથવા ટેકી, બીજાને અપમાન નહિ આપનારા, વિદ્યાઓને જાણનારા, લોકવ્યવહારમાં કુશળ, પરલોકમાં કલ્યાણ થવાની આશા રાખનારા, ધર્મમાં આસક્ત, સારા સ્વભાવવાળા, અને વિપત્તિમાં પર્વતના સરખા અચળ, એવા પુરૂષોને રાજાએ પોતાના સહાયક કરવા તથા તમામ ભોગ તેમની સમાન ભોગવવા; માત્ર છત્ર અને આજ્ઞા એટલુંજ પોતાની પાસે વધારે રાખવું[21-25]. એવા શૂર પુરૂષો ઉપર રાજાની પ્રત્યક્ષ વૃત્તિ અને પરોક્ષ વૃત્તિ પણ સમાન રહેવી જોઇએ. એમ આચરે તો રાજા, આ લોકોમાં ખેદ પામતો નથી[26]. પણ જે રાજા, સર્વ કોઈનાપર આશંકા લાવે છે તથા જે, સર્વનું સર્વસ્વ હરણ કરે છે, તે લોભી અને અસત્યવાદી રાજા થોડા કાળમાં પોતાનાં માણસોથીજ બંધાય છે[27]. જે રાજા, પવિત્ર અને લોકનાં ચિત્તને હરણ કરવામાં આસક્ત હોય છે તે શત્રુઓથી ત્રસ્ત થતો નથી પણ સર્વ તરફથી તે સ્થિર થાય છે[28]. ક્રોધ વગરનો, વ્યસન વગરનો, દંડ કરવામાં કોમળ અને ઇંદ્રિયજીત રાજા, હિમાચળની પેઠે પ્રાણીમાત્રનો વિશ્વાસપાત્ર થાય છે[29]. બુદ્ધિમાન, દાન કરવાના ગુણથી યુક્ત, શત્રુનાં છિદ્ર જાણવામાં તત્પર, સુંદર સ્વરૂપવાળો, સર્વે વર્ણની નીતિ અને અનીતિને જાણનારો, હાથમાં લીધેલું કામ ઉતાવળે પાર પાડનારો, ક્રોધ જેણે જીત્યો છે એવો, અત્યંત મેહેરબાની કરનારો, ઉદાર મનવાળો, રીસાળ પ્રકૃતિનો નહિ, રાજકાર્યમાં યોગ્ય થયેલો, ક્રિયાવાળો, બડાઇ ન મારનારો, તથા જેનાં આરંભેલાં કાર્ય રૂડે પ્રકારે પૂરાં થયા પછીજ લોકોના જોવામાં આવે; તે રાજાને સર્વે રાજાઓમાં ઉત્તમ જાણવો[30-32]. જેના દેશમાં લોકો, જેમ પુત્રો બાપના ઘરમાં નિર્ભય થઇને ફરે છે તેમ, નિર્ભય થઇને ફરે છે તે રાજાને સર્વે રાજાઓમાં શ્રેષ્ઠ સમજવો[33]. જે રાજાના દેશના તથા નગરના રહેનારા મનુષ્યો પોતાનો વૈભવ પ્રકટપણે ભોગવી શકતા હોય તથા નીતિ અને અનીતિને જાણનારા હોય, તે રાજાને ઉત્તમ જાણવો[34]. જે રાજાના દેશમાં વસનારા લોકો, પોતાના કર્મમાં આસક્ત, ફક્ત શરીરનુંજ પોષણ કરવામાં પ્રીતિ ન રાખનારા પરંતુ તે વડે બની શકે તેવો ધર્મ સાધવામાં પ્રીતિ રાખનારા, ઇંદ્રિય દમન કરનારા, યથાવિધિ રક્ષણ પામેલા, આજ્ઞામાં રહેનારા, વિનયથી વર્તનારા, આજ્ઞા પ્રમાણે અનુસરનારા, બીજાનો પરાભવ નહિ કરનારા અને દાન કરવાની ભાવનાવાળા હોય, તે રાજાને ઉત્તમ જાણવો[35-36]. જે રાજાના દેશમાં કૂડ કે, કપટ નથી; છળ-પ્રપંચ નથી કે, અદેખાઈ નથી; તે રાજાના દેશમાં સનાતન ધર્મનો વાસ છે,

એમ જાણવું[૩૭]. જે રાજા, જ્ઞાની-પંડિતોનો સત્કાર કરે છે, બીજાનું હિત કરે એવા શાસ્ત્રાર્થમાં પ્રીતિવાળો છે, સત્પુરૂષોના ધર્મનું અનુસરણ કરે છે, તે રાજા રાજ્યને યોગ્ય છે[૩૮]. જે રાજાએ, મોકલેલા છૂપા દૂત અથવા કરેલા મંત્ર, જાણે ન મોકલ્યા હોય તથા ન કર્યા હોય તેમ, શત્રુઓ જાણી શકતા નથી તે રાજા રાજ્યને યોગ્ય છે[૩૯]. હે ભારત! મહાત્મા ભાર્ગવે, પરશુરામનું ચરિત્ર કહ્યા પછી આ શ્લોક રાજાને કહ્યો છે કે, પ્રથમ રાજા પ્રાપ્ત કરવો, પછી સ્ત્રી પ્રાપ્ત કરવી, અને પછી ધન પ્રાપ્ત કરવું; કેમ કે, જો લોકમાં રાજા ન હોય તો સ્ત્રી પણ ક્યાંથી? અને ધન પણ ક્યાંથી? અર્થાત્ સ્ત્રી અને ધનનું રક્ષણ રાજા વિના બની શકે નહિ માટે તે પ્રાપ્ત કર્યા છતાં પણ, રાજા ન હોવાથી જલદી નાશ પામે છે[૪૦.૪૧]. રાજ્યને ઈચ્છનારાઓનો, રાજ્યમાં પ્રજાનું રક્ષણ કરવા સિવાય, બીજો સનાતન ધર્મ છેજ નહિ; કેમ કે, રક્ષણજ માત્ર લોકસમુદાયને ધારણ કરી રહ્યું છે[૪૨]. હે રાજેંદ્ર! પ્રચેતાના પુત્ર મનુએ, રાજધર્મના વ્યાખ્યાનમાં આ બે શ્લોક કહ્યા છે, તે તું એકચિત્તે સાંભળ[૪૩]. સમુદ્રમાં જેમ ભાગેલી હોડીને તજી દેવામાં આવે છે, તેમ પુરૂષે આ છ જણનો ત્યાગ કરવો; (તે છ જણ આ પ્રમાણે) (૧) ઉપદેશ ન કરનાર આચાર્ય, (૨) અધ્યયન કર્યા વિનાનો ઋત્વિજ, (૩) રક્ષણ ન કરનાર રાજા, (૪) કઠોર વચન બોલનારી સ્ત્રી, (૫) ગામમાં વસવાની ઇચ્છા રાખનાર ગોવાળ (ભરવાડ), અને (૬) વનમાં વસવાની ઇચ્છા રાખનાર હજામ. એ છનો પુરૂષે ત્યાગ કરવો"[૪૪.૪૫].

॥ अरक्षितारं राजानं भार्यां चाप्रियवादिनीम्। ग्रामकामं च गोपालं वनकामं च नापितम् ॥

**इति श्रीमहाभारते शां० रा० गु० भा० सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥**

## અધ્યાય ૫૮ મો-રાજધર્મ.

**भीष्म उवाच ॥ एतत्ते राजधर्माणां नवनीतं युधिष्ठिर ॥**

॥ बृहस्पतिर्हि भगवान् न्याय्यं धर्मं प्रशंसति ॥

ભીષ્મ કહે છેઃ—"યુધિષ્ઠિર! રક્ષણ તે રાજધર્મનું તત્વ છે, તે મેં તને કહ્યું; ભગવાન બૃહસ્પતિ પણ એનેજ ન્યાયયુક્ત ધર્મ કહે છે અને તેનાં વખાણ કરે છે[૧]. વળી ભગવાન વિશાલાક્ષ, મહાતપસ્વી શુક્ર, સહસ્ત્ર નેત્રવાળા ઇંદ્રદેવ, પ્રચેતાના પુત્ર મનુ, ભગવાન ભરદ્વાજ, ગૌરશિરા મુનિ, એ સર્વે રાજનીતિ શાસ્ત્રના રચનારા, બ્રહ્મણ્ય, અને સત્યવાદી છે[૨.૩]. હે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! તે સર્વે, રક્ષણ કરવા રૂપ ધર્મનેજ વખાણે છે. હે રક્તકમળ સમાન રક્ત નેત્રવાળા યુધિષ્ઠિર! હું, એ રક્ષણરૂપ ધર્મને સિદ્ધ કરવાની યુક્તિઓ તને કહું છું તે સાંભળ[૪]. છાના દૂત; પ્રકટ દૂત; સમય આવ્યે મત્સર રાખ્યા વિના દાન આપવું તથા સેવકોને પગાર આપવો[૫]. યુક્તિનું ગ્રહણ કરવું; અયોગ્ય ઉપાયથી કર વગેરે ન લેવા; હે યુધિષ્ઠિર! સત્પુરૂષોનો સંગ્રહ કરવો, શૌર્ય, ડહાપણ, સત્ય, પ્રજાનું હિત કરવું, સીધા ચાલીને કે, વાંકા ચાલીને પણ શત્રુપક્ષનું ભેદન કરવું[૬]. જૂનાં થયેલાં મકાનોની મરામત વગેરેથી તજવીજ રાખવી; દુઃખી થતા લોકોની તજવીજ રાખવી; શારીરદંડ અને દ્રવ્યદંડ એ પ્રકારના દંડનો પ્રયોગ યથાસમય કરવો[૭]. સાધુ પુરૂષોને તજવા નહિ; કુલીન પુરૂષોને રાખવા; ઘાસ, દાણા વગેરે સંગ્રહ કરવા જેવા પદાર્થોનો સંગ્રહ કરવો; બુદ્ધિમાનની સેવા કરવી[૮]. સેના વગેરે બળની હમેશાં પુષ્ટિ કરતા રહેવું; પ્રજાની તપાસ રાખતા રહેવું; કાર્ય કરવામાં ખેદ ના પામવો; ભંડારમાં વૃદ્ધિ કરતા રહેવું[૯]. શત્રુથકી મંત્ર વગેરેનું રક્ષણ કરવું; પહેરે-

ગીરોનો પણ વિશ્વાસ ન કરવો; શત્રુઓ નગરની પ્રજાના સમુદાયને પણ વેપાર વગેરેના પ્રપંચ કરી, વશ કરી લે છે, તેને ફોડીને પુનઃ પોતાના વશમાં લેવો; શત્રુ, મિત્ર અને મધ્યસ્થના ઉપર પણ યથાયોગ્ય નજર રાખતાં રહેવું[૧૦]. પોતાના સેવકોને શત્રુ ફોડે છે કે, કેમ? તેની તજવીજ રાખવી; પોતાના નગરની ચર્ચા જોવી; પોતાના સેવકોનો પણ વિશ્વાસ કરવો નહિ; શત્રુની પણ આસનાવાસના કરવી[૧૧]. નીતિના ધર્મને અનુસરવું; નિરંતર ઉદ્યોગ કરવો; શત્રુઓની ઉપેક્ષા કરવી નહિ; અને કૃપણતા વગેરે હીનકર્મ હમેશાં તજવાં[૧૨]. રાજાએ ઉદ્યોગશીલ થવું તે રાજધર્મનું મૂળ છે, એવું બૃહસ્પતિએ પણ કહેલું છે; તેના શ્લોક કહું તે સાંભળ[૧૩]. ઇંદ્રે, ઉદ્યોગ કર્યો ત્યારે અમૃત પામ્યો; તેણે ઉદ્યોગ કર્યો ત્યારે અસુરોને હણ્યા; અને ઉદ્યોગ કર્યો ત્યારેજ આ લોક અને સ્વર્ગમાં પણ તે શ્રેષ્ઠતા પામ્યો[૧૪]. ઉદ્યોગ કરવામાં જે પુરૂષ ધીર છે, તેજ પંડિતોમાં પણ શ્રેષ્ઠતા પામે છે; જે પુરૂષ ઉદ્યોગ કરવામાં વીર છે, તેને પંડિતો સેવે છે અને રંજન કરે છે[૧૫]. જેમ લોકો, ઝેર વિનાના સાપને તુચ્છ ગણી તેની ચેષ્ટા કરે છે, તેમ બુદ્ધિમાન છતાં, નિરંતર ઉદ્યોગ વિનાના રાજાની પણ શત્રુઓ ધર્ષણા કરે છે[૧૬]. બળવાન રાજાએ, શત્રુ દુર્બળ છતાં પણ તેની અવજ્ઞા કરવી નહિ કે, એ શું કરનારો છે? કેમકે, અગ્નિ અલ્પ છતાં પણ બાળે છે અને ઝેર અલ્પ છતાં પણ મારે છે[૧૭]. કદાપિ દુશ્મન પાસે સેનાનાં રથ, હાથી, ઘોડા અને પાયદળ એ ચાર અંગમાંનું એકાદ અંગ હોય અને તે કિલ્લામાં રહેલો હોય, તો સમૃદ્ધિવાળા રાજાના આખા દેશને પણ પીડા કરી શકે છે[૧૮]. લોકને સીધે રસ્તે ચઢાવવાને રાજાએ, પોતે સીધા ચાલીને આદર્શરૂપ થવું, એ રાજાને જાણવાનું રહસ્ય વચન છે. વળી શત્રુને જીતવા વગેરે કારણથી રાજાના હૃદયમાં જે કપટ રહેલું હોય, તથા તેવાજ કારણથી જે કાંઇ હીનકાર્ય આચર્યું હોય, તે સર્વે સમાન કરવું; એટલે લોકોની પ્રીતિ સંપાદન કરવાને અર્થે પછી રાજાએ ધર્મિષ્ઠ કર્મ કરવાં[૧૯-૨૦]. રાજ્ય, એ એક મોટો તંત્ર છે, અને તે અજીતેંદ્રિય તથા ક્રૂર પુરૂષોથી ચલાવી શકાતો નથી; તેમ તે મોટા પરિશ્રમનું સ્થાન છે માટે તે કોમળ માણસોથી પણ ધારણ કરી શકાતો નથી[૨૧]. રાજ્ય, સર્વ પ્રકારનાં માંસ જેવું છે; તે સમાનતાવડે ધારણ કરી શકાય છે. માટે હે યુધિષ્ઠિર! તારે ક્રૂરતા તથા કોમળતા મિશ્ર કરીને નિરંતર વર્તવું[૨૨]. જો કદાચિત્ પ્રજાનું રક્ષણ કરતાં વિપત્તિ આવી પડે, એમ હોય તો એ વિપત્તિ વેઠવી તે પણ રાજાનો ઉત્કૃષ્ટ ધર્મ છે; કેમ કે, રાજાઓનાં એવાંજ આચરણ હોય છે.[૨૩]. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ રાજન્! આ તને રાજધર્મમાંથી કિંચિત્ વાત કહી સંભળાવી છે, માટે તેમાં તને જ્યાં સંદેહ પડતો હોય તે તું મને પુનઃ પૂછી જો"[૨૪]. વૈશંપાયન કહે છેઃ—પછી ભગવાન વ્યાસ, દેવસ્થાન, અશ્મ, વાસુદેવ, કૃપાચાર્ય, સાત્યકી અને સંજય વગેરે સર્વે, જાણે મુખ પુષ્ટિ પામતાં હોય તેમ, અત્યંત આનંદ પામીને ધર્મ આચરનારાઓમાં શ્રેષ્ઠ અને પુરૂષોમાં વ્યાઘ્રસમાન, ભીષ્મને "વાહવા! વાહવા!" કહીને વખાણવા લાગ્યા[૨૫,૨૬]. પછી દીન મનવાળા કુરૂશ્રેષ્ઠ યુધિષ્ઠિર, બન્ને નેત્ર આંસુથી પૂર્ણ કરીને તથા ભીષ્મના બન્ને ચરણને ધીમેથી સ્પર્શ કરીને, તેમને (ભીષ્મને) કહેવા લાગ્યા કે "પિતામહ! હવે હું મારો સંદેહ તમને કાલે પૂછીશ, કેમ કે સૂર્યનારાયણ પૃથ્વીના રસનું પાન કરીને અસ્ત પામે છે"[૨૭-૨૮]. પછી શ્રીકૃષ્ણ, કૃપાચાર્ય અને યુધિષ્ઠિર આદિ સર્વે, બ્રાહ્મણોને નમસ્કાર કરીને અને મહા નદી ગંગાના પુત્ર ભીષ્મની પ્રદક્ષિણા કરીને આનંદથકી યુક્ત થઈ રથમાં બેઠા[૨૯]. અને ત્યાંથી દૃષદ્વતી નદીના કાંઠા ઉપર જઇને પવિત્ર આચરણવાળા અને શત્રુને પરિતાપ પમાડનાર કૃષ્ણાદિકે, સ્નાન અને જળની ક્રિયાઓ કરી, તથા વિધિ પ્રમાણે સંધ્યાનું ઉપાસન તથા જપ વગેરે માંગલિક કર્મ કરીને, પછી તેમણે હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો[૩૦].

दृषद्वती चाप्यवगाह्य सुव्रताः कृतोदकार्थाः कृतजप्यमंगलाः ॥
उपास्य संध्यां विधिवत्परंतपास्ततः पुरं ते विविशुर्गजाह्वयम् ॥
इति श्रीमहाभारते शां० रा० गु० भा० अष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

## અધ્યાય ૫૯ મો–રાજધર્મ–સૂત્રાધ્યાય.

**वैशंपायन उवाच** ॥ ततः कल्यं समुत्थाय कृतपूर्वाह्णिकक्रियाः ॥
॥ ययुस्ते नगराकारै रथैः पांडवयादवाः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—પછી પાંડવો તથા યાદવો, પ્રાતઃકાળમાં ઉઠીને, દિવસના પૂર્વ ભાગમાં કરવાની સર્વે ક્રિયાઓ કરીને, તથા નગર જેવા રથમાં બેશીને ભીષ્મની પાસે જવાને નીકળ્યા[1]. તેઓ કુરૂક્ષેત્રમાં જઇને ભીષ્મને મળ્યા તથા હે નિષ્પાપ! રથીઓમાં ઉત્તમ એવા ગંગાના પુત્ર ભીષ્મને રાત્રીની સુખાકારી પૂછી અને વ્યાસ આદિ સર્વે ઋષિઓને પ્રણામ કરીને તેઓએ અભિનંદન આપેલા તે સર્વ, ભીષ્મની ચારે પાસે વીંટાઇને બેઠા[2,3]. પછી મહા તેજસ્વી ધર્મરાજા યુધિષ્ઠિર, ભીષ્મનું યથાવિધિ પૂજન કરીને હાથ જોડીને બોલ્યા[4]. યુધિષ્ઠિર કહે છેઃ—"હે શત્રુઓને પરિતાપ આપનાર રાજન્! હે ભારત! લોકોમાં જે "રાજા" એ પ્રકારે શબ્દ બોલવામાં આવે છે, તે શી રીતે થયો? તે મને કહો[5]. (બીજા લોકોના અને રાજાના હાથ, ભુજા, ગ્રીવા, બુદ્ધિ, ઇંદ્રિયો અને આત્મા; એ સર્વે સમાન છે; સુખ અને દુઃખ પણ સમાન છે; મુખ, પીઠ અને ઉદર પણ સમાન છે; વીર્ય, હાડકાં, મજ્જા, માંસ અને રૂધિર પણ સમાન છે; નિઃશ્વાસ અને ઉછ્વાસ સમાન છે; પ્રાણ અને શરીર પણ તેમનાં સમાન છે;) રાજા અને અન્ય લોકોને જન્મ તથા મરણ સમાન છે, તેમ રાજાના બીજા તમામ ગુણો પણ ઈતર લોકોના જેવાજ છે, એમ છતાં, વિશેષ બુદ્ધિવાળા અને શૂરા લોકો ઉપર એક પુરૂષ, રાજા (થઇને) કેમ અધિકાર ચલાવે છે?[6]. તે એકજ, શૂરવીર અને આર્ય લોકોથી પરિપૂર્ણ આખી પૃથ્વીનું કેવી રીતે રક્ષણ કરી શકે છે? અને સર્વે લોકો, તેની કૃપા શા માટે ઇચ્છે છે?[7] તેની પ્રસન્નતાથી આખું વિશ્વ પ્રસન્ન થાય છે તથા તેની વ્યાકુલતાથી આખું વિશ્વ વ્યાકુળ થાય છે એ નિશ્ચય છે[8]. પણ એનું કારણ શું? હે ભરતશ્રેષ્ઠ! હે શ્રેષ્ઠ વ્યાખ્યાન કરનાર! એ સર્વ હું યથાર્થ સાંભળવાને ઈચ્છું છું માટે તે સર્વ તત્વથી મને કહો[9]. હે પૃથ્વીપતે! આખું જગત, તે એકલાના આગળ દેવની પેઠે નમસ્કાર કરે છે તેનું કારણ કાંઇ નાનુંસૂનું નહિ હોય!"[10]. ભીષ્મ કહે છેઃ—"હે નરવ્યાઘ્ર! હું, જે સર્વ કહું તે તું મનને એકાગ્ર કરીને સાંભળ!! પ્રથમ કૃતયુગમાં રાજ્ય કેમ ઉત્પન્ન થયું? તે હું તને કહીશ[11]. પ્રથમ રાજ્ય નહોતું કે, રાજા નહોતો; દંડ નહોતો કે, દંડ ધારણ કરનાર પણ નહોતો; પરન્તુ સર્વે પ્રજા, ધર્મવડે એક બીજાનું પાલન કરતી હતી[12]. હે ભારત! એ રીતે ધર્મવડે એક બીજાનું પાલન કરતા પુરૂષો, બહુ ખેદ પામ્યા (શ્રમિત થયા) ત્યારે તેઓને મોહ ઉત્પન્ન થયો[13]. હે ભરતર્ષભ! મોહના વશમાં પડેલા તે મનુષ્યોનું જ્ઞાન નાશ થવાથી ધર્મ પણ નાશ પામ્યો[14]. હે ભરતસત્તમ! જ્ઞાન નાશ થયું ત્યારે મોહને વશ થયેલા તે સર્વે મનુષ્યો લોભને વશ થઇ પડ્યા[15]. (હે રાજન્! પછી મનુષ્યો અપ્રાપ્ત વસ્તુનું ચિંતવન કરવા લાગ્યા, અને તેથી કામ નામે બીજા વિકારે તેઓમાં પ્રવેશ કર્યો. હે યુધિષ્ઠિર! કામને વશ પડેલા તે મનુષ્યોને પછી રાગ (પ્રીતિ) નામના વિકારે સ્પર્શ કર્યો, અને કામમાં પ્રીતિવાળા થયેલા તે મનુષ્યો, કાર્ય તથા અકાર્યને પણ જાણવા લાગ્યા નહિ. વળી તેજ પ્રમાણે ગમ્ય અને અગમ્ય, વાચ્ય અને અવાચ્ય, ભક્ષ્ય અને

અભક્ષ્ય તથા દોષ અને અદોષ પણ ગણવા ન લાગ્યા. અર્થાત્ પુનઃ મોહના વશમાં પડ્યા,) આ રીતે સર્વ લોક મોહમાં ડૂબી ગયા, ત્યારે વેદ નાશ પામ્યા અને હે રાજન્! વેદનો નાશ થવાથી યજ્ઞરૂપ ધર્મ પણ નાશ પામ્યો[16]. એ રીતે જ્યારે વેદ અને યજ્ઞ નાશ પામ્યા, ત્યારે દેવોને ત્રાસ ઉત્પન્ન થયો, અને હે નરવ્યાઘ્ર! તેઓ ત્રાસ પામીને બ્રહ્માને શરણે ગયા[17]. પછી લોકના પિતામહ ભગવાન બ્રહ્મદેવને પ્રસન્ન કરીને, દુઃખથી પીડિત થયેલા તે સર્વે દેવો, હાથ જોડીને બ્રહ્માજીને કહેવા લાગ્યા કે "હે ભગવન્! લોભ, મોહ આદિ ભાવોએ, મનુષ્યલોકમાં રહેલા સનાતન વેદનો નાશ કર્યો. તેથી અમને ભય ઉત્પન્ન થયું છે[18-19]. હે ઈશ્વર! વેદનો નાશ થવાથી યજ્ઞ-ધર્મનો પણ નાશ થયો છે તથા હે ત્રણ લોકના ઈશ્વર! તેથી અમે પણ મનુષ્યની સમાનતાને પામી ગયા છીએ[20]. (અમારા તરફથી નીચે વૃષ્ટિ થાય છે; તથા મનુષ્યો યજ્ઞમાં હુતદ્રવ્ય હોમીને ઉંચે વૃષ્ટિ મોકલે છે; પણ તેમની ક્રિયાનો લોપ થવાથી અમે સંશયમાં આવી પડ્યા છીએ.) હે પિતામહ! આ સ્થળમાં અમારૂં કલ્યાણ કરનારૂં જે હોય, તેનો વિચાર કરો; કેમ કે તમારા પ્રભાવવડે ઉત્પન્ન થયેલો, ઐશ્વર્ય અને સત્ય સંકલ્પપણું આદિ ધર્મવાળો અમારો સ્વભાવ નાશ પામે છે"[21]. પછી તે સર્વે દેવોને ભગવાન બ્રહ્માએ કહ્યું કે "હે દેવશ્રેષ્ઠો! હું તમારા કલ્યાણનું ચિંતવન કરીશ, માટે તમો ભય રાખશો નહિ"[22]. પછી બ્રહ્માએ પોતાની બુદ્ધિવડે એક લક્ષ અધ્યાય કર્યા, તથા તેમાં ધર્મ, અર્થ અને કામનું વર્ણન કર્યું[23]. (એ ધર્મ, અર્થ અને કામનો સમુદાય 'ત્રિવર્ગ' એ પ્રકારે પ્રખ્યાત છે. ચોથો વર્ગ મોક્ષ નામે પણ વર્ણવ્યો પરંતુ ત્રિવર્ગ કરતાં તેનું ફલ જૂદું હોવાથી તે સિદ્ધ કરવાનાં સાધન પણ ત્રિવર્ગથી વિરૂદ્ધ વર્ણવ્યાં. મોક્ષનો ત્રિવર્ગ, ધર્માદિકથી જૂદો નિષ્કામ છે. તથા મોક્ષ ધર્મના ભેદ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોવડે થયેલા છે. દંડનો પણ ત્રિવર્ગ છે, એટલે સ્થાન, વૃદ્ધિ અને ક્ષય. દંડ વડે વેપારી આદિનું સ્થાન એટલે સમાનતા રહે છે, તપસ્વી આદિની વૃદ્ધિ થાય છે, અને ચોર આદિકનો ક્ષય થાય છે. આત્મા, દેશ, કાળ, ઉપાય, કૃત્ય, અને સહાય, એ નીતિથી ઉપજેલો ષડ્વર્ગ છે. તાત્પર્ય કે, નીતિના બળથી પ્રજાનું ચિત્ત દુઃસ્થિત મટીને, સુસ્થિત થાય છે. નઠારો દેશ મટીને, સારો દેશ થાય છે, કળિકાળ મટીને, સત્યયુગ થાય છે, સાધનો આવી મળે છે, કૃત્ય સિદ્ધ થાય છે અને સહાયક અનુકૂળ થાય છે. હે ભરતશ્રેષ્ઠ! વળી તે લક્ષ અધ્યાયમાં બ્રહ્માએ કર્મકાંડ, જ્ઞાનકાંડ, ખેતી અને વેપાર વગેરે જીવિકાકાંડ, તથા દંડનીતિ એટલે પ્રજાપાલન કરવાની વિદ્યા, એવી ઘણી વિદ્યાઓ બતાવી છે. ભેદ થવાની શંકાથી પ્રધાનની રક્ષા કરવી, તથા તે માટે ગુપ્ત દૂતની યોજના કરવી, તે દૂતને બ્રહ્મચારી વગેરેના અનેક પ્રકારના વેષ ધારણ કરાવવા, એક એક સ્થાનમાં જૂદા જૂદા વેષના ત્રણ ત્રણ ગુપ્ત દૂત રાખવા તથા રાજપુત્રનાં લક્ષણ કેવાં હોય છે, તે સર્વ તેમાં કહ્યું છે. વળી હે રાજન્! એ ગ્રંથમાં સામ, ભેદ, દાન, દંડ અને પાંચમી ઉપેક્ષા; એવા પાંચ ઉપાય સમગ્રપણે વર્ણવ્યા છે. વળી તેમાં સમગ્ર મંત્રના પ્રકાર તથા ભેદના પ્રકાર કહ્યા છે, મંત્રનો વિભ્રમ તથા તે સિદ્ધ થાય કે, અસિદ્ધ થાય તેનું ફળ પણ વર્ણવ્યું છે. વળી ભયથી થયેલો હીનસંધિ, સત્કારથી થયેલો મધ્યમ સંધિ, અને વિત્તથી થયેલો ઉત્તમ સંધિ, એ ત્રણ પ્રકારનો સંધિ સમગ્રપણે વર્ણવ્યો છે. પોતાના મિત્રોની વૃદ્ધિ અને કોશનો સંચય, તથા શત્રુના મિત્રનો નાશ અને કોશહાનિ, એ ચાર યાત્રાના કાલ, ત્રિવર્ગનો વિસ્તાર, તેમજ ધર્મયુક્ત અને અર્થયુક્ત વિજય પણ તેમાં વર્ણવ્યા છે. આસુરી વિજય પણ તેમાં સમગ્રપણે વર્ણવ્યો છે. વળી અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ, બળ અને પાંચમો કોશ, એ પાંચ વર્ગનું ઉત્તમ, મધ્યમ અને અધમ;

એમ ત્રણ ભેદથી વર્ણન કરેલું છે. પ્રકાશ અને અપ્રકાશ, એમ બે પ્રકારના દંડનું પણ વર્ણન કરેલું છે. તેમાં પ્રકાશ દંડ આઠ પ્રકારનો છે અને અપ્રકાશ દંડનો પણ ઘણો વિસ્તાર છે–હે કૌરવ્ય ! રથ, હાથી, ઘોડા, પાયદળ, ભારવાહીક, વહાણ, દૂત અને ઉપદેશક એ આઠ અંગ પ્રકાશ દંડ અથવા બળનાં છે. તેમાં વીંછી વગેરે જંગમ વિષ અને વછનાગ વગેરે સ્થાવર વિષના પ્રયોગ કહ્યા છે વળી સ્પર્શમાં, ભોજનમાં કે અભિચારાદિકવડે વિષ આપવા રૂપ ત્રણ પ્રકારનો દંડ તેમાં વર્ણવ્યો છે. શત્રુ, મિત્ર અને ઉદાસીનનું પણ વર્ણન છે. સમગ્ર ગ્રહ–નક્ષત્રાદિ માર્ગોના ગુણ, તથા યામલ નામે તંત્રમાં કહેલા ચોરાશી પ્રકારનાં પૃથ્વીનાં બળ, મંત્ર–યંત્રાદિકથી પોતાનું રક્ષણ, અને રથાદિકની બનાવટ સંબંધી તપાસ; એ સર્વ તેમાં વર્ણવ્યું છે. તેમાં મનુષ્ય, હાથી, રથ અને ઘોડાઓના ચક્રવ્યૂહ, ક્રૌંચવ્યૂહ આદિ અનેક પ્રકારના વ્યૂહની કલ્પનાઓ અને વિચિત્ર યુદ્ધની કુશલતા કહેલી છે. ધૂમકેતુ આદિ ઉત્પાત, ઉલ્કાપાત આદિ નિપાત, રૂડે પ્રકારે યુદ્ધ કરવાની કળા, શત્રુથી પલાયન કરવાની કળા, શસ્ત્રોને પાણી પાવાની અને તીક્ષ્ણ કરવાની કળા, તથા હે ભરતશ્રેષ્ઠ ! શસ્ત્ર વાપરવાનું જ્ઞાન, એ સર્વ તેમાં કહેલું છે. તેમાં રાજાના સૈન્યને દુઃખ થવા સંબંધી, સૈન્યનો હર્ષ થવા સંબંધી, પીડા અને આપત્તિ કાળના સંબંધિ, અને પાયદળ સંબંધિ જ્ઞાન કહેલું છે. નગારૂં વાગે કે, ચાલવા માંડવું, વગેરે સંકેત, ધ્વજા વગેરે બતાવવાથી યુદ્ધ કરવું કે, બંધ કરવું, આદિ વિધાન, અદૃશ્ય થઇને સાંભળવાનો યોગ, જંગલમાં ફરનારા ( લુંટારા ) તથા ચોર વગેરે ભયાનક મનુષ્યોથી શત્રુના દેશને પીડા કરવી; એ સર્વ તેમાં વર્ણવ્યુ છે. તેમાં અગ્નિ મૂકનાર, ઝેર આપનાર, પ્રતિમા બનાવનાર, એ સર્વવડે તથા સેનાપતિને ફોડવા અને ધાન્ય વગેરેના છોડનો નાશ કરવો, એવડે શત્રુના દેશને પીડવાનું જ્ઞાન બતાવ્યું છે, મંત્ર, તંત્ર, ઔષધીઓ વગેરેથી હાથીઓ દૂષિત કરવા, માંહો માંહે શક ઉત્પન્ન કરવો, સ્વામિભક્ત પુરૂષોને વશ કરવા, તથા વિશ્વાસ ઉત્પન્ન કરવો, એ વિધિઓથી શત્રુના દેશને પીડવાનું જ્ઞાન તેમાં કહ્યું છે. સાત અંગવાળા રાજ્યનો ઘટાડો, વધારો, સમાનતા, દૂતના સામર્થ્યના યોગથી પોતાના દેશની વૃદ્ધિ, શત્રુ, મિત્ર અને મધ્યસ્થમાં પ્રપંચ કરવો; એ સર્વ તેમાં સારી રીતે નિરૂપણ કર્યું છે. તેમજ તેમાં બળવાન શત્રુઓનો નાશ તથા માંહોમાંહે સંહાર કરવાની કળા પણ કહી છે. અત્યંત સૂક્ષ્મ વ્યવહાર, શત્રુઓને નિર્મૂળ કરવાના ઉપાય, મલ્લક્રીડા વગેરે શ્રમ, હથીઆર વાપરવાનો અભ્યાસ કરવો, દાન આપવું અને દ્રવ્યનો સંગ્રહ કરવો, એ સર્વ તેમાં કહેલું છે. જેમનું ભરણ–પોષણ થઇ શકતું નથી તેમનું ભરણ પોષણ કરવું, જેમનું ભરણ–પોષણ કરેલું છે તેમની તજવીજ રાખવી, પ્રસંગ આવ્યે દ્રવ્ય આપવું તથા દુઃખમાં ગભરાઇ ન જવું, એ તેમાં વર્ણવ્યું છે. તેજ પ્રમાણે રાજાના ગુણ, સેનાપતિના ગુણ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગનું કારણ તેના ગુણ અને દોષ પણ કહેલા છે, અનેક પ્રકારની નઠારી ચેષ્ટાઓ, સેવકોની વૃત્તિઓ, સર્વથી શંકા રાખવાપણું, પ્રમાદનો ત્યાગ, અલબ્ધ વસ્તુનો લાભ, લબ્ધ વસ્તુની વૃદ્ધિ, અત્યંત વૃદ્ધિ પામેલા પદાર્થોનું વિધિપૂર્વક પાત્ર જોઇને દાન કરવું, ધર્મને અર્થે, યજ્ઞને અર્થે, કામને અર્થે અને દુઃખની નિવૃત્તિને અર્થે દ્રવ્યનો ખરચ કરવો, એ સર્વ આ અધ્યાયોમાં વર્ણેલું છે. મહાભયાનક ક્રોધથી ઉપજેલાં તથા કામથી ઉપજેલાં દશ વ્યસન પણ એમાં વર્ણ્યાં છે. મૃગયા (શિકાર) કરવાનું વ્યસન, પાસા રમવાનું વ્યસન, મદ્યપાન કરવાનું વ્યસન, રંડીબાજીનું વ્યસન, એ કામથી ઉપજેલાં ચાર વ્યસન બ્રહ્મદેવે કહેલાં છે, એમ આચાર્યો કહે છે. કઠોરવાણી, ઉગ્રપણું, સખત દંડ કરવો, દેહને કબજામાં ન રાખવો, વિનયાદિકનો ત્યાગ કરવો અને દ્રવ્યને ખોટે માર્ગે વાપરવું, એ ક્રોધથી ઉપજેલાં છ વ્યસન છે. અનેક પ્રકારના યંત્ર તથા તેની ક્રિયાઓ,

શત્રુના દેશનું પીડન, સામાનું બળ અટકાવવું, ઇમારતોનો નાશ કરવો, ધર્મક્રિયાના વૃક્ષોનો નાશ કરવો, ખેતી વગેરેના ફળને લૂંટી લેવું અને પોતાના દેશનું હોય, તો શત્રુથી તેનો બચાવ કરવો, વસ્ત્ર-કવચ વગેરે સાહિત્ય બનાવવાની યુક્તિઓ, એ સર્વ તેમાં વર્ણ્યાં છે. વળી હે યુધિષ્ઠિર ! શરણાઈ, નોબત, શંખ, પડઘમ, એ સર્વને બનાવવાની યુક્તિઓ તેમાં વર્ણી છે. દ્રવ્ય ઉપાર્જન કરવાની યુક્તિઓ, તથા સંગ્રહ કરવાની યુક્તિઓ તથા મણિ, પશુ, પૃથ્વી, વસ્ત્ર, દાસ અને સુવર્ણ, એ છ પ્રકારનું દ્રવ્ય તેમાં વર્ણવ્યું છે. વળી પ્રાપ્ત થયેલી વસ્તુઓની યથાવિધિ વ્યવસ્થા, સત્પુરૂષનું પૂજન, વિદ્વાનો સાથે સંપ, દાન-હોમ વિધિનું જ્ઞાન, મંગળ પદાર્થનો સ્પર્શ કરવો વગેરે, શરીરને અલંકૃત કરવાના પ્રકાર, ભોજનની યોજના, નિરંતર આસ્તિકપણું, એક માર્ગે ઉદ્યોગ કરવો, સત્ય બોલવું, મધુર બોલવું, ઉત્સવ અને મંડળીઓની તથા ધ્વજા ચઢાવવાની પ્રત્યક્ષ અને પરોક્ષ ક્રિયાઓ, હે ભરતશાર્દૂલ ! સર્વ જનસમુદાયનાં સ્થાન જેવાં કે ચૌટાં, ચબુતરા, વગેરેમાં નિત્ય તપાસ રાખવી, બ્રાહ્મણોને દંડ ન કરવો, યુક્તિપૂર્વક દંડ કરવો, પોતાના નોકર ચાકરોમાં જાતિ અને ગુણના પ્રમાણમાં અધિકાર આપવો કે, માન રાખવું, નગરવાસીઓનું રક્ષણ કરવું, દેશની વૃદ્ધિ કરવી, હે રાજન્ ! ચારે દિશાઓમાં ચાર શત્રુ રાજાઓ, ચાર મિત્ર રાજાઓ અને ચાર મધ્યસ્થ રાજાઓએ રાજાઓના મંડળનો વિચાર, વૈદ્યશાસ્ત્રમાં કહેલાં બોતેર પ્રકારનાં શૌચ, અભ્યંગ વગેરે શરીરસંસ્કાર, તેમજ દેશ, જાતિ, અને કુળના ધર્મ પણ તેમાં વર્ણવ્યા છે. હે ઘણી દક્ષિણા આપનાર યુધિષ્ઠિર ! ધર્મ, અર્થ કામ અને મોક્ષ, એ ચાર પુરૂષાર્થ, તેમજ સામ, દાન, ભેદ અને દંડ, એ ચાર ઉપાય અને અનેક પ્રકારની દ્રવ્યની લાલચ આપવી; એ સર્વ તેમાં વર્ણવ્યું છે. ભંડારની વૃદ્ધિ કરનારાં ખેતી વગેરે કર્મ કરવાના પ્રકાર, માયા ( કપટ ) કરવાના પ્રકાર, અને વેહેતાં પાણીના ઝરા વગેરે દૂષિત કરવાના પ્રકાર એમાં વર્ણવ્યા છે. હે રાજશાર્દૂલ ! લોકો, જે જે ઉપાયોથી આર્યમાર્ગમાંથી ચલાયમાન ન થાય તે તે સર્વે ઉપાય નીતિશાસ્ત્રમાં વર્ણ્યા છે. ) ભગવાન્ સમર્થ બ્રહ્મદેવ, એ ઉત્તમ શાસ્ત્ર રચીને, પછી હર્ષ પામીને ઇંદ્રાદિક સર્વે દેવોને કહેવા લાગ્યા કે " લોકના ઉપકારને અર્થે અને ધર્માદિક ત્રિવર્ગની સ્થાપનાને અર્થે સરસ્વતીના બુદ્ધિ વૈભવનું આ તત્વ પ્રકટ કર્યું છે[૨૪-૨૫]. આ સરસ્વતીની પ્રભાવવાળી બુદ્ધિ દંડસહિત છે માટે તે લોકનું રક્ષણ કરનારી છે. તથા નિગ્રહ અને અનુગ્રહ કરવામાં પ્રીતિવાળી તે બુદ્ધિ, લોકોમાં અનુસરશે[૨૬]. આ શાસ્ત્ર " દંડનીતિ " એવા નામથી પ્રસિદ્ધ થઇને પ્રચાર પામશે; કેમકે દંડવડે જગતને પુરૂષાર્થરૂપ ફળ પમાડશે અથવા વાણીવડે દંડને પ્રવર્તાવનાર છે માટે એનું નામ " દંડનીતિ " પડેલું છે[૨૭]. નીતિના છ ગુણમાં સારભૂત દંડનીતિ, મહાત્મા પુરૂષોમાં માન પામશે તથા તેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ; એ સર્વ સંપૂર્ણ રીતે વર્ણવેલા છે "[૨૮]. પછી ઘણાં રૂપવાળા વિશાળ નેત્રવાળા, ઉમા ( પાર્વતી ) ના પતિ, " શિવ " તથા "સ્થાણુ" એવાં નામવાળા, ભગવાન શંકરે, એ નીતિનું પ્રથમ ગ્રહણ કર્યું[૨૯]. ભગવાન સદાશિવે, " મનુષ્યોનું આયુષ્ય કમી થવા લાગ્યું છે " એમ વિચારીને, બ્રહ્માએ નિર્માણ કરેલા મોટા અર્થરૂપ આ શાસ્ત્રનો સંક્ષેપ કર્યો[૩૦]. તથા તેનું નામ " વૈશાલાક્ષ " પાડ્યું. તે દશહજાર અધ્યાયના શાસ્ત્રનું, બ્રાહ્મણનું રક્ષણ કરનાર, મહાતપસ્વી, ઇંદ્રે ગ્રહણ કર્યું[૩૧]. ભગવાન ઇંદ્રે, પણ તે શાસ્ત્રનો સંક્ષેપ કરીને પાંચ હજાર અધ્યાયનું કર્યું, તથા હે તાત ! તેનું નામ " બાહુદંતક " પાડ્યું[૩૨]. ઇંદ્રની પાસેથી બૃહસ્પતિએ, તે શાસ્ત્રનું ગ્રહણ કરીને પોતાની બુદ્ધિવડે ત્રણહજાર અધ્યાયનું સંક્ષિપ્ત શાસ્ત્ર રચ્યું તથા તેનું નામ " બાર્હસ્પત્ય " પાડ્યું[૩૩]. પછી અમાપ બુદ્ધિવાળા અને યોગશાસ્ત્રના આચાર્ય મહાયશવાળા શુક્રાચાર્યે

એક હજાર અધ્યાયથી સંક્ષેપમાં તે શાસ્ત્ર કહ્યું[૩૪]. એ પ્રમાણે મહર્ષિઓ, લોકની સ્થિતિને અનુસારે આયુષ્યનો ઘટાડો જાણીને અને મનુષ્યની શક્તિનો હ્રાસ જાણીને એ શાસ્ત્રનો સંક્ષેપ કરતા ગયા[૩૫]. હવે દેવતાઓ પ્રજાના પતિ વિષ્ણુની પાસે જઇને બોલ્યા કે "મનુષ્યોમાંથી એક કે, જે શ્રેષ્ઠતાને યોગ્ય હોય, તે અમને બતાવો!![૩૬] પછી ભગવાન, સમર્થ નારાયણ દેવે, વિચાર કરીને રજોગુણમય વિરજા નામે માનસ પુત્રને ઉત્પન્ન કર્યો[૩૭]. પણ હે પાંડવ! મહાભાગ વિરજાએ, પૃથ્વીમાં રાજા થવાની ના કહી, કેમ કે તેની બુદ્ધિ કર્મ ત્યાગમાં આસક્ત થઈ હતી; તેનો પુત્ર કીર્તિમાન થયો, તે પણ પાંચ વિષયથી મુક્ત થઇને ત્યાગી થયો[૩૮] તેનો પુત્ર કર્દમ થયો, તેણે પણ મોટું તપ આચરવા માંડયું. પછી કર્દમ પ્રજાપતિનો અનંગ નામે પુત્ર થયો, તે સજ્જન, દંડનીતિમાં કુશળ અને પ્રજાનું રક્ષણ કરનાર થયો[૩૯,૪૦]. અનંગનો નીતિમાન પુત્ર અતિબળ થયો, તેણે મોટું રાજ્ય પ્રાપ્ત કર્યું અને ઇન્દ્રિયોને વશ થયો[૪૧]. હે રાજન્! મૃત્યુની માનસી પુત્રી સુનીથા નામે જે ત્રણ લોકમાં પ્રખ્યાત છે તેને તે અતિબળથી વેન નામનો પુત્ર જન્મ્યો[૪૨]. તે વેન, પ્રજામાં મહાન અધર્મ કરનારો અને રાગ-દ્વેષના વશ્ય થઇને વર્તનારો હતો; તેને બ્રહ્મવાદી ઋષિઓએ, મંત્રથી પવિત્ર કરેલા દર્ભવડે હણ્યો[૪૩]. પછી ઋષિઓએ, મંત્રવડે તેની જમણી જંઘાનું મંથન કર્યું, ત્યારે તેમાંથી હ્રસ્વ અંગવાળો અને વિકૃત રૂપવાળો પુરૂષ ઉત્પન્ન થઈ પૃથ્વીમાં પડયો[૪૪]. બળેલા લાકડાના જેવા શ્યામવર્ણના, રાતી આંખવાળા, કાળા કેશવાળા, તેને જોઇને તે બ્રહ્મવાદી ઋષિઓ, બોલ્યા "निषीद (બેસ);" તે ઉપરથી તે અને તેના વંશજ નિષાદ (ભીલ) કહેવાયા, તેઓ ક્રૂર અને પર્વત તથા ઝાડીમાં વસનારા થયા. તેમજ વિંધ્યાચળમાં વસનારા સેંકડો અને હજારો બીજા મ્લેચ્છો પણ તેમાંથી પ્રકટ થયા[૪૫,૪૬]. પછી તે મહર્ષિઓએ, તેના જમણા હાથનું પુનઃ મંથન કર્યું, તેમાંથી એક પુરૂષ ઉત્પન્ન થયો, તે જાણે બીજો ઇંદ્ર હોય, તેવો રૂપવાળો હતો[૪૭]. હે રાજન! તેણે કવચ પેહેરેલું હતું, (બાણનો) ભાથો પછવાડે બાંધેલો હતો, હાથમાં બાણ અને ધનુષ્ય હતાં, તે વેદ અને વેદના અંગને જાણનારો હતો, ધનુર્વેદમાં પરિપૂર્ણ કુશળ હતો[૪૮]. તથા સઘળી દંડનીતિ, તે ઉત્તમ પુરૂષનો આશ્રય કરીને રહેલી હતી, અર્થાત્, દંડનીતિમાં પણ પ્રવીણ હતો. પછી વેનના પુત્રે, હાથ જોડીને મહર્ષિઓને કહ્યું કે "ધર્મ અને અર્થને બતાવનારી અત્યંત સૂક્ષ્મ બુદ્ધિ મને ઉત્પન્ન થઈ છે; પણ એ બુદ્ધિવડે મ્હારે શું કરવું? તે મને યથાર્થ કહો[૪૯,૫૦]. તમે મને અર્થસહિત જે કાર્ય કરવાનું કહેશો, તે હું કરીશ!! એમાં વિચારવા જેવું નથી[૫૧]." એ સાંભળીને તે સ્થળમાં આવેલા દેવ તથા મહર્ષિઓએ, તેને કહ્યું કે, જે નિયમિત ધર્મવાળું કૃત્ય હોય, તે તું નિઃશંક થઇને કર[૫૨]. ત્હારે પ્રિય તથા અપ્રિયનો ત્યાગ કરીને, સર્વે પ્રાણીઓ ઉપર સમાન થઇને તથા કામ, ક્રોધ, લોભ અને માનને દૂર ફેંકી દઇને નિરંતર ધર્મ ઉપર નજર રાખવી અને જે કોઇ મનુષ્ય, ધર્મથી ચલાયમાન થાય તેનો પોતાના બાહુબળથી નિગ્રહ કરવો[૫૩,૫૪]. વળી તું પ્રતિજ્ઞા કર કે "હું મન, વાણી અને કર્મવડે પૃથ્વીમાં વેદનું રક્ષણ કરીશ"[૫૫]. વળી દંડનીતિના આશ્રયવાળો નીતિશાસ્ત્રમાં જે ધર્મ કહેલો છે, તે હું નિઃશંક થઇને આચરીશ; પણ ઇંદ્રિયોના વશમાં થઇને નહિ વર્તું[૫૬]. હું બ્રાહ્મણોને દંડ નહિ કરૂં. સમગ્ર લોકોનું વર્ણસંકર થવાથી રક્ષણ કરીશ, હે પરમ તપવાળા રાજન્! એ પ્રકારે તું પ્રતિજ્ઞા કર"[૫૭]. પછી વેનનો તે પુત્ર ઋષિઓ તથા દેવ આદિક સર્વને કહેવા લાગ્યો કે "હે પુરૂષશ્રેષ્ઠો! મહાભાગ બ્રાહ્મણો સર્વદા મ્હારે નમન કરવા યોગ્ય છે"[૫૮]. ત્યારે તે બ્રહ્મવાદી મુનિઓ બોલ્યા કે "હે વૈન્ય! ત્હું, તું એમ આચરણ કરજે!!" પછી વેદના ભંડારરૂપ શુક્રાચાર્ય તેના પુરોહિત થયા[૫૯].

સરસ્વતીના પુત્રનો સમુદાય, વાલખિલ્ય તેના મંત્રીઓ થયા; ભગવાન ગર્ગ મહર્ષિ તેના જોશી થયા[60]. લોકોમાં 'પોતાના સહિત આઠમો' એવું જે પરમ વચન સંભળાય છે, તે આ પ્રમાણે સિદ્ધ થયું, એટલે પ્રથમ વિષ્ણુ, વિષ્ણુથી બીજો વિરજા, ત્રીજો કીર્તિમાન્, ચોથો કર્દમ, પાંચમો અનંગ, છઠ્ઠો અતિબળ, સાતમો વેન અને આઠમો પૃથુ. એ આઠમો પૃથુ, વિષ્ણુનો અવતાર છે, એમ કહેવાનું તાત્પર્ય છે. એ પૃથુની પેહેલાં ઉપજેલા સૂત અને માગધ તેના યશ ગાનારા થયા[61]. તેઓના ઉપર પ્રસન્ન થઈ તે વેનના પુત્ર પૃથુએ, સૂતને અનૂપદેશ (કચ્છ), અને માગધને મગધ દેશ આપ્યો[62]. પછી પૃથુએ, સારી રીતે ખાડા-ટેકરા મટાડીને પૃથ્વીને સમાન કરી. પહેલાં પૃથ્વી બહુ ખાડા-ટેકરાવાળી હતી, એવું આપણે સાંભળ્યું છે[63]. સર્વે મન્વતરોમાં પૃથ્વી વિષમ ( ખાડા-ટેકરાવાળી ) થઈ જાય છે, હે મહારાજ ! પછી પૃથુએ પોતાના ધનુષ્યના અગ્રભાગવડે પર્વત સમુદાયને પૃથ્વીમાંથી ઉંચકી કાઢ્યા તેથી પર્વતો વૃદ્ધિ પામ્યા. પછી વિષ્ણુ, ઇંદ્ર અને બીજા દેવોની સાથે મળીને ઋષિઓએ, બ્રાહ્મણોએ અને પ્રજાપતિઓએ તેનો અભિષેક કર્યો. હે પાંડવ ! નદીઓનો સ્વામી સમુદ્ર, ઉત્તમ પર્વત હિમાલય, અને સાક્ષાત્ પૃથ્વી, રત્નો લઇને તેને અર્પણ કરવા આવી. હે યુધિષ્ઠિર ! ઇંદ્રે, તેને અખૂટ ધન આપ્યું[64-67]. સુવર્ણમય પર્વત મેરૂએ, સુવર્ણ અર્પણ કર્યું. યક્ષ અને રાક્ષસના સ્વામી ભગવાન કુબેરે, ધર્મ, અર્થ અને કામમાં સામર્થ્યવાળું ધન આપ્યું; તથા હે પાંડવ ! કરોડો ઘોડા, રથ, હાથી અને પાયદળ, એ સર્વ પૃથુના ચિંતવન કરતાંમાંજ પ્રકટ થયું. રાજા પૃથુના રક્ષણથી તેના રાજ્યમાં જરાવસ્થા બાધ કરતી નહોતી, દુકાળ પડતો નહોતો, તેમ આધિ અને વ્યાધિ પણ રહ્યાં નહોતાં[68-70]. વળી સર્પ આદિ પેટે ચાલનારાં પ્રાણીથી, ચોરથી કે, અરસપરસ મનુષ્યોથી તેના રાજ્યમાં ભય ઉપજતો નહોતો[71]. તે રાજા, જ્યારે સમુદ્ર ઉપર થઇને જવાની ઇચ્છા કરતો, ત્યારે તેના પગ નીચેનું જળ સ્થિર થઇ જતું હતું અર્થાત જળ ઉપર તે ચાલી શકતો હતો, પર્વતોમાં થઇને જવું હોય, ત્યારે પર્વતો તેને માર્ગ આપતા હતા અને તેના રથની ધ્વજાનો ભંગ થતો નહોતો[72]. તેણે, આ પૃથ્વીને દોહીને સત્તર પ્રકારનાં ધાન્ય પ્રાપ્ત કર્યાં અને યક્ષ, રાક્ષસ તથા નાગ, એમણે જે જે ઇચ્છયું તે તે તેમાંથી પ્રાપ્ત કર્યું[73]. તે મહાત્માએ, આ મૃત્યુલોકને અત્યંત ધર્મવાન કર્યો અને સર્વ પ્રજાને રંજન કરી, તેથી એ " રાજા " એ પ્રકારે કહેવાયો[74]. ( તેણે બ્રાહ્મણોનું ક્ષત (પ્રહાર-ઘા)થી રક્ષણ કર્યું માટે તે " ક્ષત્રિય " કહેવાયો અને આ લોકમાં ધર્મ પ્રથિત કર્યો ( વિસ્તાર પમાડયો ) માટે "પૃથુ" કહેવાયો તથા તેના સંબંધથી ઘણા આચાર્યોએ ધરતીને "પૃથ્વી" એવું નામ આપ્યું.) હે ભારત ! સનાતન વિષ્ણુએ, પોતેજ એને રાજ્યાસન ઉપર સ્થાપન કર્યો અને 'ત્હારૂં કોઇ ઉલ્લંઘન કરશે નહિ' એવી મર્યાદા કરી[75]. તેના તપવડે ભગવાન વિષ્ણુ, રાજાના દેહમાં રહેલા છે અને તેથી જગત રાજાને 'મનુષ્યોનો દેવ માનીને' દેવની પેઠે નમે છે[76]. હે રાજન્ ! દંડનીતિવડે નિરંતર રાજાએ, આ જગતનું રક્ષણ કરવું ઘટે છે. દૂત મોકલીને તેમના ફરવાવડે લોકનું વૃત્તાંત જાણવાથી રાજાની કોઇ ધર્ષણા કરી શકતું નથી[77]. ( મન અને કર્મ જેનાં સમાન છે એવા રાજાનાં શુભ કર્મનું ફળ શુભજ થાય છે. દેવના સમુદાય વિના બીજા સર્વે લોકો રાજાના વશમાં રહે છે તેનું શું કારણ છે ? એનું કારણ એ છે કે, વિષ્ણુના કપાળમાંથી સુવર્ણનું કમળ થયું; તે કમળમાં ધર્મનું પાલન કરનારી લક્ષ્મી દેવી ઉત્પન્ન થઇ; હે પાંડવ ! ધર્મયુક્ત લક્ષ્મીથકી અર્થ ઉત્પન્ન થયો, તે અર્થમાંથી ધર્મ અને અર્થ તથા રાજ્યલક્ષ્મી ઉત્પન્ન થઇ; હે તાત ! તપસ્વી પુરૂષ, પુણ્યનો ક્ષય થવાથી સ્વર્ગ લોકમાંથી પૃથ્વીમાં આવે છે અને તે દંડનીતિમાં પ્રવીણ એવો રાજા થાય છે. તે પુરૂષ, પૃથ્વીમાં

વિષ્ણુની મહત્તાવડે યુક્ત થાય છે, બુદ્ધિમાન થાય છે તથા માહાત્મ્ય પામે છે. દેવતાઓએ રાજાને સર્વના ઉપરીપણામાં સ્થાપન કરેલો છે, માટે કોઇ તેનું ઉલ્લંઘન કરતું નથી, તથા આખું ભૂમંડળ તેના વશમાં રહે છે; માત્ર તેનામાં આ જગતનું નિર્માણ કરવાનું સામર્થ્ય હોતું નથી. હે રાજન્! શુભ કર્મનું ફળ શુભજ થાય છે; કેમ કે રાજાએ, પૂર્વે શુભ કર્મ કરેલાં છે, માટે બીજા પુરૂષોની સાથે સરખાવતાં તે તુલ્ય છતાં, અને એક છતાં પણ આ ભૂલોક તેની આજ્ઞામાં રહે છે. જે પુરૂષ, રાજાનું સૌમ્ય, સુંદર, અર્થવાળું અને રૂપવાળું મુખ જુએ છે તે તેના વશમાં થાય છે. તેનો દંડ ભારે છે માટેજ અત્યંત સ્પષ્ટ લક્ષણવાળી તથા જેણે આ લોકવ્યવહારનો વિસ્તાર કર્યો છે તેવી નીતિ લોકમાં ટકી રહેલી છે અને અત્યંત અનાચાર થતો નથી. હે યુધિષ્ઠિર! એ દંડનીતિના ગ્રંથમાં પુરાણોની ઉત્પત્તિ, મહર્ષિઓની ઉત્પત્તિ, તીર્થના અને નક્ષત્રોના વંશ કહેલા છે. વળી તેમાં ચાર આશ્રમ, ચાર અગ્નિહોત્ર, ચાર વર્ણ અને ચાર વિદ્યાઓ; એ સર્વ કહેલાં છે. તેમાં ઇતિહાસો, વેદ, સમગ્ર ન્યાય, તપ, જ્ઞાન, અહિંસા, સત્ય, અસત્ય અને ઉત્તમ નીતિ કહેલી છે. વૃદ્ધની સેવા, દાન, શૌચ, ઉદ્યોગ, સર્વ ભૂત ઉપર દયા, અને સર્વ મંત્રો વર્ણવેલા છે. હે પાંડવ! બ્રહ્મદેવના કરેલા તે શાસ્ત્રમાં જે કાંઇ પૃથ્વીના ગર્ભમાં રહેલું છે, તે સર્વ કહી બતાવેલું છે એમાં સંશય નથી.) હે પૃથ્વીપતે! તે (શાસ્ત્ર ઉપર)થી જગતમાં પંડિતો 'રાજા' એવો શબ્દ બોલે છે, તથા દેવ અને નરદેવ (રાજા) ને તુલ્ય ગણે છે[૭૮]. હે ભરતશ્રેષ્ઠ! મેં, રાજાઓના મહત્વ વિષે સંપૂર્ણ રીતે તને કહ્યું; હવે એમાં બીજું શું બાકી રહેલું છે?"[૭૯].

॥ एतत्ते सर्वमाख्यातं महत्वं प्रतिराजसु । कार्त्स्न्येन भरतश्रेष्ठ किमन्यदिह वर्त्तते ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि सूत्राध्याये गुर्जरभाषायां एकोनषष्ठितमोऽध्यायः ॥ ५९ ॥**

---

## અધ્યાય ૬૦ મો–ચાતુર્વર્ણ્યના ધર્મ.

**वैशंपायन उवाच** ॥ ततः पुनः स गांगेयमभिवाद्य पितामहम् ॥

॥ प्रांजलिर्नियतो भूत्वा पर्यपृच्छद्युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—પછી યુધિષ્ઠિર, નમ્ર થઇ, હાથ જોડીને ગંગાના પુત્ર, પિતામહ ભીષ્મને પુનઃ પૂછવા લાગ્યા કેઃ "સર્વે વર્ણોના કેવા ધર્મ છે! તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર; એ ચારે વર્ણના જુદા જુદા ધર્મ કેવા છે? વળી ચારે વર્ણના આશ્રમો, જેવા કે બ્રાહ્મણના ચાર આશ્રમ, ક્ષત્રિયના ત્રણ, વૈશ્યના બે અને શૂદ્રનો એક આશ્રમ, એ આશ્રમના ધર્મ શા છે? તથા રાજધર્મ કયા કયા છે?[૧-૨]. હે ભરતશ્રેષ્ઠ! શું કરવાથી દેશ વૃદ્ધિ પામે? શું કરવાથી રાજા વૃદ્ધિ પામે? નગરના લોકો તથા સેવકો શા ઉપાયથી વૃદ્ધિ પામે? તે મને કહો[૩]. વળી કોશ, દંડ અને દુર્ગ કેમ વૃદ્ધિ પામે? તથા સહાયક, મંત્રીઓ, ઋત્વિક્, પુરોહિત અને આચાર્ય, કેવા હોય તો તેને તજવા ઘટે છે? તે કહો!![૪]. હે પિતામહ! રાજાએ, કયી આપત્તિમાં કોના ઉપર વિશ્વાસ રાખવો? અને કોનાથી આત્માનું દૃઢપણે રક્ષણ કરવું? તે મને કહો!!"[૫] ભીષ્મ કહે છેઃ–"હું, મહાત્મા ધર્મને, જગતના સરજનાર શ્રીકૃષ્ણને, અને બ્રાહ્મણોને પ્રણામ કરીને સનાતન ધર્મ કહું છું[૬]. અક્રોધ, સત્ય વચન, રૂડે પ્રકારે અન્નાદિના વિભાગ કરવા, ક્ષમા, પોતાની સ્ત્રીઓમાં સંતતિ ઉત્પન્ન કરવી, પવિત્ર રહેવું, કોઇનો દ્રોહ ન કરવો, સરળ સ્વભાવવાળા થવું, જેમનું ભરણપોષણ કરવું ઘટે છે તેમનું

ભરણપોષણ કરવું; એ નવ ધર્મ તો સર્વે વર્ણને આચરવા યોગ્ય છે[૭]. હવે હું તને કેવળ બ્રાહ્મણનાજ ધર્મ કહું છું. હે મહારાજ! બ્રાહ્મણનો પુરાતન ધર્મ ઇંદ્રિયદમન છે, તથા બીજો ધર્મ વેદાધ્યયન છે અને તે અધ્યયન કર્મથીજ નૈષ્ઠિક બ્રાહ્મણ કૃતાર્થ થાય છે[૮]. પોતાના કર્મમાં વર્ત્તતાં અને દુષ્કર્મને નહિ આચરતાં તથા પ્રજ્ઞાનરૂપ આનંદમાં તૃપ્ત રહેતાં, શાંત બ્રાહ્મણને જો પોતાની મેળે અનાયાસે વિત્ત આવી મળે, તો તેણે સ્ત્રી કરવી અને પ્રજા ઉત્પન્ન કરવી. તેણે દાન કરવું; યજ્ઞ કરવો; અન્નાદિના તથા ધનના વિભાગ કરીને પછી ભોજન કરવું; એમ સત્પુરૂષો કહે છે[૯,૧૦]. બ્રાહ્મણ પોતાના અધ્યયન કર્મથી સ્થિર થયો હોય, અર્થાત્ નિવૃત્તિ પામ્યો હોય, ત્યારે તેણે બીજાં કૃત્ય કરવાં અથવા ન પણ કરવાં; કેમ કે બ્રાહ્મણ, એ જગતનો મિત્ર-દેવ પણ કહેવાય છે[૧૧]. હે ભારત! ક્ષત્રિયનો જે ધર્મ છે, તે પણ તને કહું છું. હે રાજન્! ક્ષત્રિયે, દાન આપવું પણ યાચના કરવી નહિ; યજ્ઞ કરવો પણ કરાવવો નહિ[૧૨]. ક્ષત્રિયે, ભણવું પણ ભણાવવું નહિ અને પ્રજાનું પાલન કરવું. નિરંતર ચોર અને લુંટારાનો વધ કરવામાં ઉદ્યોગી રેહેવું તથા સંગ્રામમાં પરાક્રમ કરવું[૧૩]. જે ક્ષત્રિયો, યજ્ઞ કરીને યજન કરે છે, જે ક્ષત્રિયો, વેદ ભણેલા છે, જે ક્ષત્રિયો, સંગ્રામમાં જય મેળવનારા છે, તે ક્ષત્રિયોજ લોકને જીતવામાં સર્વોત્તમ ગણાય છે[૧૪]. શરીરપર ઘા લાગ્યા સિવાય જે ક્ષત્રિય, સંગ્રામમાંથી પાછો ફરે છે, તેનું કર્મ પુરાતન પંડિતો વખાણતા નથી[૧૫]. એ પ્રમાણે ક્ષત્રિય જાતિનો માર્ગ મુખ્યત્વે કહેલો છે; ચોરોને હણવા સિવાય ક્ષત્રિયનું બીજું ઉત્તમ કૃત્ય નથી[૧૬]. દાન, અધ્યયન અને યજ્ઞ; એ ત્રણ કર્મ કરવાથી રાજાનું કલ્યાણ થાય છે, પણ વિશેષ ધર્મ સધાતો નથી; માટે ધર્મની ઈચ્છા રાખનારા રાજાએ વિશેષે કરીને ધર્મયુદ્ધ કરવું જોઇએ[૧૭]. રાજાએ પોતાની પ્રજાને પોતપોતાના ધર્મમાં સ્થાપન કરીને તમામ શમ ગુણમાં રહેલાં કર્મ ધર્મવડે કરવાં[૧૮]. ક્ષત્રિય, જ્યારે પ્રજાપાલનરૂપ કર્મથી નિવૃત્તિ પામ્યો હોય, ત્યારે તેણે બીજું કાંઇક કર્મ કરવું અથવા ના પણ કરવું; કેમ કે, ક્ષત્રિય ઇંદ્ર દેવ કહેવાય છે[૧૯]. હું વૈશ્યનો સનાતન ધર્મ પણ તને કહીશ; વૈશ્યે, દાન કરવું; અધ્યયન કરવું, યજ્ઞ કરવો તથા પવિત્ર રીતિવડે ધનનો સંચય કરવો, એ તેના ધર્મ છે[૨૦]. વળી વૈશ્યે, ઉદ્યોગી થઇને સર્વે પશુઓને પાળવાં તથા પિતાની પેઠે પશુઓની સંભાળ લેવી. એ સિવાય જો બીજું કર્મ કરે, તો તે વિકર્મ એટલે ઉલટું કર્મ કર્યું, એમ જાણવું[૨૧]. વૈશ્ય, પશુનું પાલન કરવાવડે મોટું સુખ પામે છે; કેમ કે પ્રજાપતિ બ્રહ્માએ સૃષ્ટિનું નિર્માણ કરીને તેમાં વૈશ્યને પશુઓ આપેલાં છે[૨૨]. તથા બ્રાહ્મણને અને ક્ષત્રિયને બીજી સઘળી પ્રજા આપેલી છે. હવે તે વૈશ્યની વૃત્તિ તથા જીવિકા કહું છું[૨૩]. વૈશ્ય, છ ગાયો પાળે, ત્યારે તેણે તેમાંથી એક ગાયનું દૂધ પોતાના નિર્વાહને અર્થે લેવું; અને સો ગાય પાળનાર વૈશ્યે, એક બળદની જોડ રાખવી. વેપારમાં લાભ થયો હોય તેમાંથી સાતમો ભાગ પોતાના નિર્વાહને અર્થે લેવો. તેજ પ્રમાણે શીંગડાંવાળાં પશુ અને ખરીવાળાં પશુ તથા કારીગરીના કાર્યોમાંથી પણ લાભ મળે, તેનો સાતમો ભાગ લેવો. ઘાસ-દાણા વગેરેના વેપારમાંથી પણ સાતમો ભાગ લેવો. તેણે ઘાસ અને સર્વદાણાનો વાર્ષિક સંગ્રહ કરવો[૨૪]. વૈશ્યે "મ્હારે પશુ પાળવાં નથી" એવી ઈચ્છા રાખવી નહિ; તથા જ્યાં સુધી વૈશ્ય, પશુ રાખવાને માટે ઈચ્છા રાખતો હોય, ત્યાં સુધી બીજાએ પશુ કોઈ પ્રકારે રાખવું નહિ[૨૫]. હે ભારત! હું શૂદ્રનો ધર્મ પણ તને કહીશ. બ્રહ્મદેવે, શૂદ્રને પ્રજાઓનો દાસ કલ્પ્યો છે[૨૬]. માટે શૂદ્રે ત્રણે વર્ણની સેવા કરવી જોઇએ. ત્રણે વર્ણની સેવા કરવાથીજ તે મોટું સુખ પામશે[૨૭]. શૂદ્રે ત્રણ વર્ણને અનુક્રમે સેવવા. શૂદ્રે, કોઇ દિવસ કોઈ પણ પ્રકારે સંચય

તો કરવોજ નહિ[૨૮]. જે શૂદ્ર, પોતાથી ઉત્તમ વર્ણનું ધન લઇને પોતાના સ્વાધીનમાં રાખે છે તેને પાપી જાણવો. પણ જે ધર્મી શૂદ્ર હોય, તેણે રાજાએ આજ્ઞા આપેલા નિવાસસ્થળમાં વસવું[૨૯]. હવે તે શૂદ્રની વૃત્તિ તથા તેની ઉપજીવિકા કહું છું; ત્રણે વર્ણની પ્રજાએ, અવશ્ય શૂદ્રનું પોષણ કરવું જોઇએ[૩૦]. (તેમણે પોતાની સેવા કરનાર શૂદ્રને વાપરેલી અને જૂની થયેલી છત્રીઓ, વીરણવાળાના પડદા, જોડા, વીંજણા, વગેરે આપવાં.) બ્રાહ્મણે, શૂદ્રને ફાટી ગયેલાં અને નહિ પેહેરવા લાયક લૂગડાં હોય તે આપવાં; અને તે તેનું ધર્મથી મેળવેલું ધન સમજવું[૩૧]. શૂદ્ર સેવા કરવાની ઇચ્છાથી ગમે તે બ્રાહ્મણની પાસે આવે, તો બ્રાહ્મણે પોતાની મેળે તે શૂદ્રની વૃત્તિની કલ્પના કરવી; કેમકે ધર્મને જાણનારા પુરૂષોએ, તેની વૃત્તિ કોઈ સ્થળમાં નિરાળી બતાવી નથી[૩૨]. પુત્ર વિનાના શૂદ્રને ખાવાનું આપવું. વૃદ્ધ અને દુર્બળનું પોષણ કરવું. શૂદ્રે પણ ગમે તેવી આપત્તિ આવી પડે તથાપિ સ્વામીનો કદાપિ ત્યાગ કરવો નહિ[૩૩]. જ્યારે સ્વામીના દ્રવ્યનો ક્ષય થાય, ત્યારે પોતાના કુટુંબનું પોષણ કરતાં વધેલા દ્રવ્યથી સ્વામીનું પોષણ કરવું. ધન ઉપર શૂદ્રનું સ્વામીપણું નથી માટે શૂદ્રે, મેળવેલા ધન ઉપર તેના ધણીનો હક્ક છે[૩૪]. જે યજ્ઞ ત્રણે વર્ણને કરવાના કહ્યા છે તે તેણે પણ કરવા, પરંતુ સ્વાહા અને વષટ્ આદિનો ઉચ્ચાર અને વેદમંત્રો બોલવા નહિ અર્થાત મંત્ર વિના તેને યજ્ઞ કરવાનો કહેલો છે[૩૫]. (એટલા માટે શૂદ્રે વેદોક્ત વિધિથી વ્રત કરવાં નહિ કે, યજ્ઞ કરવા નહિ, પણ વૈશ્વદેવ, ગ્રહશાંતિ વગેરે ક્ષુદ્ર યજ્ઞ કરવા તથા તેવા યજ્ઞની દક્ષિણામાં બસો છપ્પન (૨૫૬) મુઠી અનાજ આપવું. પૈજવન નામે એક શૂદ્રે, જે પ્રમાણે વેદમાં ઇંદ્ર અને અગ્નિ સંબંધી વિધિ કહેલો છે તે પ્રમાણે, યજ્ઞ કર્યો હતો પરન્તુ મંત્રરહિત વિધિ કરીને એક લાખ પૂર્ણ પાત્ર એટલે ૨૫૬૦૦૦૦૦ (બે કરોડ અને છપ્પન લાખ) મુઠી ધાન્યની દક્ષિણા આપી હતી. શૂદ્ર છતાં તેને યજ્ઞનું ફળ ન મળે એમ સમજવું નહિ કેમ કે સર્વે વર્ણનો તે સેવક છે, માટે સ્વામીના કરેલા યજ્ઞનો ફળભાગ તેને પણ મળે છે. વળી શ્રદ્ધાવડે ગુરૂ અને અગ્નિની સેવા કરવાથી ઉપલોકને અગ્નિઓએ બ્રહ્મવિદ્યા આપી હતી, એ પ્રમાણે શ્રદ્ધાથી બ્રાહ્મણાદિનું સેવન કરનારા શૂદ્રને પણ બ્રાહ્મણે કરેલા યજ્ઞના ફળનો ભાગ મળે છે. કેમ કે, સર્વે યજ્ઞોમાં શ્રદ્ધા-યજ્ઞ સર્વથી ઉત્તમ ગણાય છે. યજ્ઞ કરનારાઓનું દૈવત શ્રદ્ધા છે તથા જે કાંઈ પવિત્ર છે તે પણ તેજ છે; તેમજ બ્રાહ્મણ પણ સર્વનું દૈવત છે અને પોતપોતામાં તેઓ પરસ્પર દૈવત છે. ત્રણે વર્ણની પ્રજાઓમાં બ્રાહ્મણોએ, સંતાન ઉત્પન્ન કર્યા છે, માટે શૂદ્રાદિક સર્વે તે તે કામનાઓ ધારી સાવધાન થઇને યજ્ઞ કરે છે. અર્થાત્ ઉત્પત્તિ બ્રાહ્મણથી છે માટે યજ્ઞ કરવાનો તેમને અધિકાર છે. વળી બ્રાહ્મણ દેવના પણ દેવ છે; "તે જે બોલશે તે ત્હારૂં પરમહિત છે" એમ કહ્યું છે માટે ત્રણે વર્ણના શ્રૌત અને સ્માર્ત યજ્ઞો કેવળ પોતપોતાની ઈચ્છા પ્રમાણે ઉત્પન્ન કરેલા નથી. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદને જાણનારા બ્રાહ્મણને દેવની પેઠે પૂજવો પણ જે ઋગ્, યજુર્ અને સામવેદ નથી જાણતો એવા શૂદ્રનો પણ પ્રજાપતિ દેવતા છે. હે ભારત ! હે તાત ! સર્વે વર્ણોને માનસિક યજ્ઞ કરવાનો અધિકાર છે પણ તેવા માનસયજ્ઞમાં દેવતાઓ કે, બીજા લોકો ભાગ લેવાને ઇચ્છતા નથી. દેવતાઓ, શ્રદ્ધારૂપ યજ્ઞમાં ભાગ લેવા ઈચ્છા કરે છે માટે સર્વે વર્ણોમાં શ્રદ્ધા યજ્ઞ કરવામાં આવે છે. કોઇ કહેશે કે, અગ્નિહીન શૂદ્રનો પાક યજ્ઞ (શૂદ્રયજ્ઞ)માં શી રીતે અધિકાર છે? તે વિષે એવું સમાધાન છે કે, ત્રણે વર્ણનું દૈવત બ્રાહ્મણ છે અને બ્રાહ્મણ બીજી વર્ણોને ઉદ્દેશીને પરાપૂર્વથી યજ્ઞાદિ કર્મ કરે છે. માટે બ્રાહ્મણદ્વારા યજ્ઞ કરાવનારને તેનું ફળ લેવાનો અધિકાર છે. શ્રૌત અગ્નિ વિના દક્ષિણાગ્નિને અર્થે વૈશ્યના ઘરમાંથી આણેલો અગ્નિ વૈશ્ય કહેવાય છે તેથી તે અધમ છે. માટે બ્રાહ્મણજ ત્રણે

વર્ણમાં યજ્ઞનો કરનાર છે. એમ હોવાથી બધીએ વર્ણો મૂળે બ્રાહ્મણમાંથી ઉપજેલી છે. માટે વર્ણ અને જ્ઞાતિઓ ઉત્તમ છે ( સાધુ છે ) તથા યજ્ઞ કરવાના અધિકાર વાળી છે; અહીં ઉદાહરણ એવું સમજવું કે, જેમ એક અકાર અક્ષર તમામ વર્ણરૂપ છે, અર્થાત્ તે એકજ અક્ષર તમામ સ્પર્શ, ઉષ્મ, અર્ધસ્વર વગેરેથી પ્રગટ કરાય છે વળી જેમ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ જૂદા છતાં, પણ એકજ વસ્તુનું પ્રતિપાદન કરે છે તેમ એકજ બ્રાહ્મણ જૂદી જૂદી વર્ણોમાં એક 'અ' કાર ઉપરથી તેમનો વિસ્તાર છે-વ્યાપી રહેલો છે, એમ સમજવું. હે રાજેંદ્ર ! યજ્ઞ કરવાને ઇચ્છતા વાનપ્રસ્થ મુનિઓએ કરેલી યજ્ઞની સ્તુતિના શ્લોકો આ સ્થળમાં પ્રાચીન વાર્તાઓ જાણનારા બોલે છે. તે એવા છે કે-સૂર્ય ઉદય પામ્યો હો ! ! અથવા ન ઉદય પામ્યો હો ! ! તથાપિ શ્રદ્ધાયુક્ત થઇને અને ઇંદ્રિયો વશમાં રાખીને ધર્મવડે જે અગ્નિમાં હોમ કરે છે, તે ઉત્તમ કૃત્ય કરે છે; કેમકે, શ્રદ્ધા એજ મોટું કારણ છે. રૌદ્ર, ગલિત, સહ્વાયવ્ય, ઉપાસ્રષ્ટ, ઈત્યાદિ સોળ પ્રકારના અગ્નિહોત્ર ઋગ્વેદના બ્રાહ્મણમંત્રોમાં કહ્યા છે; તેમાં વિષ્પંદમાન, સ્કન્ન, એવા એવા વાયુદેવતા સંબંધી અગ્નિહોત્ર છે. એ અગ્નિહોત્ર આદ્ય એટલે પ્રથમના કહેવાય છે; જે અસ્કન્ન એટલે યથાવિધિ હોમ કરેલો અગ્નિહોત્ર છે તે ઉત્તમ અર્થાત્ સર્વોત્કૃષ્ટ ગણાય છે. એ પ્રમાણે અનેક પ્રકારનાં કર્મફળ આપનારાં અનેક પ્રકારનાં યજ્ઞનાં રૂપ છે. જે બ્રાહ્મણ, એવાં યજ્ઞનાં સોળે સ્વરૂપને જાણે છે તથા જ્ઞાનના નિશ્ચયવડે જેનું મન નિશ્ચિત છે એવો શ્રદ્ધાવાળો બ્રાહ્મણ હોમ કરવાને યોગ્ય છે. ચોર હો ! ! પાપી હો ! ! કે, અત્યંત પાપકર્મ કરનારો હો ! ! તથાપિ જે, યજ્ઞસ્વરૂપ વિષ્ણુને દાન આદિ કર્મવડે પૂજવાને ઈચ્છે છે તેને સજ્જનજ કહેલો છે. ઋષિઓ એવા પુરૂષનાં વખાણ કરે છે અને કહે છે કે, એ બહુ ઉત્તમકર્મ છે એમાં સંશય નથી. માટે સર્વે વર્ણના લોકોએ, સર્વ પ્રકારે અને સર્વ સમયે યજ્ઞ કરવો એ નિશ્ચય છે. યજ્ઞસમાન ત્રણે લોકમાં કાંઇ છે નહિ એ નિશ્ચય જાણવું. માટે પુરૂષે પારકો ઉત્કર્ષ સહન ન થવાનો દુર્ગુણ તજીને શ્રદ્ધાવડે પવિત્ર થયેલા યજ્ઞનો આશ્રય કરીને શક્તિ પ્રમાણે અને ઇચ્છા પ્રમાણે યજ્ઞ કરવો, એમ મુનિઓ કહી ગયા છે. )"

॥ तस्माद्यष्टव्यमित्याहुः पुरुषेणानसूयता । श्रद्धापवित्रमाश्रित्य यथाशक्ति यथेच्छया ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि वर्णाश्रमधर्मकथनं नाम गुर्जरभाषायां षष्टितमोऽध्यायः ॥ ६० ॥

---

## અધ્યાય ૬૧ મો—આશ્રમોના ધર્મ.

भीष्म उवाच ॥ आश्रमाणां महाबाहो श्रुणु सत्यपराक्रम ॥

॥ चतुर्णामपि नामानि कर्माणि च युधिष्ठिर । १ ॥

ભીષ્મ કહે છે:—" હે મહાબાહો ! સત્ય પરાક્રમવાળા યુધિષ્ઠિર ! હું ચારે આશ્રમોનાં નામ તથા તેમનાં કર્મ પણ તને કહું તે સાંભળ ! ![1]. પહેલો બ્રાહ્મણોએ પસંદ કરેલો આશ્રમ બ્રહ્મચર્ય, બીજો મોટો આશ્રમ ગાર્હસ્થ્ય, ત્રીજો વાનપ્રસ્થ અને ચોથો સંન્યસ્ત; એ ચાર આશ્રમ છે[2]. જટા ધારણ કરવાનો સંસ્કાર જેમાં રહેલો છે એવું દ્વિજાતિપણું પામીને તથા આધાનાદિ કર્મને પામીને અને વેદનું અધ્યયન કરીને, સ્ત્રીસહિત કે સ્ત્રીવિનાનો જે પુરૂષ, આત્મવાન અને જીતેંદ્રિય હોય તેણે, ગૃહસ્થાશ્રમથી કૃતકૃત્ય થઇને વાનપ્રસ્થ આશ્રમ ધારણ કરવો[3,4]. તે આશ્રમમાં ધર્મને જાણનારા તથા ઉર્ધ્વરેતા પુરૂષે,

વાનપ્રસ્થના ઉપયોગી આરણ્યક વગેરે શાસ્ત્ર ભણીને તથા તે પ્રમાણે આચરીને સંન્યસ્ત આશ્રમ લેવો; તેવડે અક્ષર બ્રહ્મમાં લીન થઇ જાય છે અર્થાત્ કૈવલ્ય ( મુક્તિ ) પામે છે[૫]. હે રાજન્! ઉર્ધ્વરેતા મુનિઓને પણ દ્વિજાતિપણું ધારણ કરવા વગેરેજ નિમિત્ત મોક્ષ પ્રાપ્તિને અર્થે ઉપયોગનાં છે. માટે પંડિત બ્રાહ્મણે તેમજ કરવું[૬]. અથવા હે પૃથ્વીપતે! મોક્ષની ઇચ્છા રાખનારા બ્રાહ્મણને, પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ ધારણ કર્યા પછી અને આચર્યા પછી સંન્યસ્ત ધારણ કરવાનો અધિકાર છે[૭]. ભૈક્ષચર્યાના એ આશ્રમમાં સૂર્ય અસ્ત થયો એટલે શયન કરવું, કોઈની આશા રાખવી નહિ, નિવાસ સ્થળ કરવું નહિ, જે મળે તે ઉપર ગુજારો કરવો, ઇંદ્રિયોનું દમન કરવું તથા તેના ઉપર જય મેળવવો, મુનિએ એવી વર્તણુંક રાખવી[૮]. મોક્ષના આશ્રમને પામેલો જે બ્રાહ્મણ, સર્વ આશાઓનો ત્યાગ કરે, સર્વ વસ્તુમાં સમાન બુદ્ધિ રાખે, ભોગનો ત્યાગ કરે, અને વિકારનો ત્યાગ કરે, તે બ્રાહ્મણ બ્રહ્મસ્વરૂપને પામે છે[૯]. હવે ગૃહસ્થાશ્રમીની મુક્તિ કેવી રીતે થાય તે કહું છું. સર્વે વેદનો અભ્યાસ કરીને, સર્વ કૃત્યથી પરવારીને, સંતાનની ઉત્પત્તિ કરીને અને સુખ ભોગવીને જે મનુષ્ય, મુનિઓએ, પણ દુઃખવડે સેવેલા ગૃહસ્થના ધર્મનું સાવધાન થઇને આચરણ કરે છે, તે મુક્તિ પામે છે[૧૦]. વળી ગૃહસ્થાશ્રમવાળા પુરૂષે, પોતાની સ્ત્રીથીજ સંતુષ્ટ રહેવું જોઇએ; ઋતુકાળમાં સ્ત્રીનો સંગમ કરવો જોઇએ; નિયોગ ધર્મનું સેવન કરવું, શઠ અને કુટિલ થવું નહિ; નિયમિત ભોજન કરવું; દેવ ઉપર શ્રદ્ધા રાખવી; કૃતજ્ઞ, સત્ય બોલનારા, કોમળ અંતઃકરણના અને ક્ષમાવાળા થવું[૧૧]. દુષ્ટ આચરણ કરવું નહિ. ઇંદ્રિયદમનના કર્મમાં ગુરૂ અને શાસ્ત્રની આજ્ઞા પાળનાર થવું; દેવને તથા પિતૃઓને બળિદાન આપવાના કર્મમાં સાવધાન થવું; નિરંતર બ્રાહ્મણોને અન્નદાન આપવું; ઈર્ષ્યાનો ત્યાગ કરવો; સર્વે આશ્રમના મનુષ્યો, જે ઈશ્વરના નિમિત્તથી માગવા આવે તેને અન્ન વગેરે આપવું; તથા દરરોજ વૈદિક કર્મ આચરવામાં ચિત્ત રાખવું[૧૨]. હે તાત! મોટા પ્રભાવવાળા મહર્ષિઓએ, મોટા અર્થવાળું અને અત્યંત તપયુક્ત, નારાયણગીત ( નારાયણે કહેલો શ્લોક ) કહેલું છે, તે તને કહી સંભળાવું છું તે સાંભળ!![૧૩]. ગૃહસ્થાશ્રમી પુરૂષે સત્ય બોલવું, નમ્રતા અને સરળતા રાખવી, અતિથિનું પૂજન કરવું, ધર્મ આચરવો, અર્થ ( દ્રવ્ય ) નું ઉપાર્જન કરવું, પોતાની સ્ત્રીના વિષે કામ ભોગવવો તથા આ લોકમાં અને પરલોકમાં સુખ ભોગવવાં; એમ મ્હારૂં માનવું છે[૧૪]. આ શ્રેષ્ઠ આશ્રમમાં વસનારા પુરૂષોએ, પુત્ર અને સ્ત્રીઓનું પોષણ કરવું અને વેદનું અધ્યયન કરવું, એમ મોટા ઋષિઓએ કહેલું છે[૧૫]. એ પ્રમાણે જે બ્રાહ્મણ, યજ્ઞકર્મનું આચરણ કરીને વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમમાં નિવાસ કરે, તથા ન્યાયથી મળેલા ધન ઉપર પોતાનો નિર્વાહ કરે તે સ્વર્ગ લોકમાં અત્યંત શુદ્ધ ફળને પામે છે[૧૬]. તેવા પુરૂષે, ઇચ્છેલા વિષયો, દેહનો ત્યાગ કર્યા પછી તેને અક્ષય થઇને પ્રાપ્ત થાય છે તથા અનંત કાળ પર્યંત તે ભોગવે છે; કેમકે તે વિષયોનાં નેત્ર, મસ્તક અને મુખ સર્વત્ર છે. તાત્પર્ય કે, તેવો પુરૂષ, જે સમયે જે વિષયનો સંકલ્પ કરે છે, તે તે સમયે તેને તે વિષય પ્રાપ્ત થાય છે[૧૭]. હવે બ્રહ્મચારીની મુક્તિ વિષે પણ સાંભળ. બ્રહ્મચારી, સર્વ દેવનું એકલો સ્મરણ કરે તથા સર્વ મંત્રોનો એકલોજ જપ કરે, તથા એકજ આચાર્યની સેવા કરે. વળી મળરૂપ કાદવવાળો, નિરંતર વ્રત ધારણ કરનારો, નિરંતર દીક્ષાસહિત અને ઇંદ્રિયો વશમાં રાખનારો બ્રહ્મચારી, વેદની સેવા કરીને ( અધ્યયન કરીને ) નિરંતર નિત્યકૃત્ય કરતો રહે તથા ગુરૂની નિરંતર સેવા કરીને તેમને પ્રણામ કરે, એ તેનો ધર્મ છે. વળી તેણે પોતાના ષટ્કર્મમાં નિવૃત્તિ પામવી અને સર્વ જગ્યાએ પ્રવૃત્તિ રાખવી નહિ[૧૮-૨૦]. નિગ્રહ અને અનુગ્રહ

કરવારૂપ અધિકાર ધારણ કરવો નહિ અને શત્રુનું સેવન ન કરવું; હે તાત! બ્રહ્મચારીના આશ્રમના એવા ધર્મ છે"[21].

॥ न चरंस्यधिकारेण सेवते द्विषतो न च । एषोश्रमपदस्तात ब्रह्मचारिण इष्यते ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि चतुराश्रमधर्मे गुर्जरभाषायां एकषष्ठितमोऽध्यायः ॥ ६१ ॥

## અધ્યાય ૬૨ મો–આશ્રમ ધર્મ.

युधिष्ठिर उवाच ॥ शिवान् सुखान्महोदर्कानहिंस्रान् लोकसंमतान् ॥
॥ ब्रूहि धर्मान् सुखोपायान्मद्विधानां सुखावहान् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–"હે પિતામહ! કલ્યાણ કરનારા, સુખ આપનારા, મોટા પ્રતાપવાળા, હિંસારહિત, લોકોએ માન્ય રાખેલા, સુખવડે પાળી શકાય એવા અને મ્હારા સરખાને સુખ ઉપજાવે એવા ધર્મ કહો"[1]. ભીષ્મ કહે છેઃ–"હે રાજન્! બ્રાહ્મણને માટે ચાર આશ્રમ કહ્યા છે; હે ભારતશ્રેષ્ઠ! બાકીના ત્રણ વર્ણના લોકો, તેનું અનુવર્તન કરતા નથી[2]. કેમ કે, હે રાજન્! ક્ષત્રિયે આચરવા યોગ્ય અને સ્વર્ગ ફળને આપનારાં ઘણાં કર્મ છે તથા તે સર્વ ક્ષત્રિયે યથાવત્ આચરવાનાં છે પરંતુ તે કર્મ હિંસક છે, માટે બ્રાહ્મણને યોગ્ય નથી. એથી તું જે અહિંસક ધર્મ પૂછે છે, તે બ્રાહ્મણને યોગ્ય છે અને તું ક્ષત્રિય છે માટે ત્હારા તથા બ્રાહ્મણના ધર્મ એક હોઈ શકે નહિ. અર્થાત્ અહિંસા આદિ બ્રાહ્મણ ધર્મની સાથે ક્ષત્રિય ધર્મ સમાન થઈ શકતો નથી[3]. પોતે બ્રાહ્મણ છતાં, ક્ષત્રિયનાં, વૈશ્યનાં કે શૂદ્રનાં કર્મ આચરનારો મંદબુદ્ધિવાળો પુરૂષ આ લોકમાં નિંદા પામે છે અને પરલોકમાં નરકમાં પડે છે[4]. હે પાંડવ! લોકમાં દાસ, શ્વાન, વરૂ અને પશુની જે સંજ્ઞા પડેલી છે, તે સંજ્ઞા પોતાનું કર્મ તજીને પરવર્ણનું કર્મ આચરનારા બ્રાહ્મણની પડેલી છે[5]. ચારે આશ્રમોમાં રહેલા બ્રાહ્મણનાં પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, તર્ક અને સમાધિ એ છ કર્મ છે. તેમાં તેની અત્યંત પ્રવૃત્તિ થયેલી હોવી જોઇએ; અને અહિંસારૂપ સર્વ ધર્મથી તે યુક્ત જોઇએ; વળી તે અચપળ (સ્થિર) બુદ્ધિવાળો અને પોતાના ચિત્તને જીતનારો થવો જોઇએ. એવા શુદ્ધ તથા તપમાં આસક્ત, તેમજ કામનાઓનો ત્યાગ કરનારા ઉદાર બ્રાહ્મણને અક્ષય્ય લોકની પ્રાપ્તિ થાય છે[6]. જે પુરૂષ જે કાળમાં, જે નિમિત્તથી, જે સ્થળમાં, જેવું કર્મ કરે, તે પુરૂષ, ચિરકાળના અભ્યાસે કરીને તેને ગુણવાળું સમજે છે તથા તેવાજ ગુણસહિત તે કર્મ તેને પ્રાપ્ત થાય છે[7]. (એ રીતે બ્રાહ્મણ, કર્મના યોગથી સ્વધર્મનો ત્યાગ કરીને હીન ધર્મમાં આનંદ માને છે, પણ ઉપર કહ્યું તે કારણથી તેને તજી શકતો નથી.) હે રાજેંદ્ર! હું, તને બ્રાહ્મણે, ન કરવા યોગ્ય કર્મ કહું છું. હે રાજન્! વ્યાજની ઉપજ, ખેતી, વેપાર, પશુ પાળવાં–પશુનો વેપાર કરવો કે, મૃગયા કરવી, એમાંથી ગમે તે પ્રકારે પણ જીવો ઉપર નિર્વાહ કરવો, એ સર્વની સાથે વેદાધ્યયન કે જે, પરમ શ્રેષ્ઠ છે તેની તુલના કરવી જોઇએ[8]. કાળના ક્રમમાં આવેલો પુરૂષ પૂર્વજન્મસંબંધી વાસનાના સમુદાયથી પ્રેરાઇને—કાળબળથી પ્રેરાઇને તે તે કાળને ઘટિત ઉત્તમ, મધ્યમ અને અધમ કર્મ કાળને આધીન થઇને કરે છે. અનંત કાળનાં પુણ્યવાળાં કે, અપુણ્યવાળાં તે કર્મ દેહનો આરંભ કરનારાં છે, અને તે સર્વે અંતવાન છે, કેમ કે, દેહજ જ્યારે અંતવાન છે ત્યારે તે સંબંધી સુખ અને દુઃખ પણ અંતવાનજ છે. એ પ્રમાણે સર્વ દિશાએ પ્રવૃત્તિવાળો જીવ

લોક પોતપોતાના કર્મમાં આસક્ત છે"[૯-૧૦].

॥ अंतर्वंति प्रधानानि पुरा श्रेयस्कराणि च । स्वकर्मनिरतो लोको ह्यक्षरः सर्वतोमुखः ॥

इति श्रीमहाभारते शां० रा० गु० भा० द्विषष्टितमोऽध्यायः ॥ ६२ ॥

## અધ્યાય ૬૩ મો-વર્ણાશ્રમ ધર્મ.

भीष्म उवाच ॥ ज्याकर्षणं शत्रुनिबर्हणं च कृषिर्वणिज्या पशुपालनं च ॥

॥ शुश्रूषणं चापि तथार्थहेतोरकार्यमेतत्परमं द्विजस्य ॥

ભીષ્મ કહે છેઃ—"બ્રાહ્મણે અત્યંત ન કરવા યોગ્ય આ કર્મ છેઃ-ધનુષ્યની પણછ ખેંચવી અર્થાત્ ધનુષ્ય ચઢાવીને તીર ફેંકવો, શત્રુઓનો નાશ કરવો, ખેતી કરવી, વેપાર કરવો, પશુ પાળવાં અને દ્રવ્યને અર્થે સેવા વૃત્તિ કરવી. એ બ્રાહ્મણને અત્યંત અકાર્ય કર્મ છે[૧]. બુદ્ધિવાન અને ગૃહસ્થ બ્રાહ્મણે બ્રાહ્મણનાં ષટ્કર્મ કરવાં, તથા સંસારના કૃત્યથી પરવારી અરણ્યમાં વાસ કરવો ( વાનપ્રસ્થાશ્રમ ધારણ કરવો ) શ્રેષ્ઠ છે[૨]. તેણે રાજાની નોકરી ન કરવી, ખેતી કરીને ધન કમાવું નહિ, વેપારના માર્ગથી નિર્વાહ ચલાવવો નહિ, કુટિલતા રાખવી નહિ, જાર કર્મ કરવું નહિ અને વ્યાજ-વટંતરનો રોજગાર કરવો નહિ[૩]. હે રાજન ! બ્રાહ્મણ જાતિનો જે પુરૂષ, દુરાચરણી અને ધર્મથી બાહ્ય થાય, વ્યભિચારિણી સ્ત્રીનો સ્વામી થાય, ચાડીઆનું કર્મ કરે, નાચ કરનારો થાય, ગામની નોકરી કરનારો થાય અને એવું બીજું અયોગ્ય કર્મ કરે, તો તે તેથી શૂદ્રપણાને પામે છે-શૂદ્ર થાય છે[૪]. હે રાજન ! તેવો બ્રાહ્મણ, ગમે તે વેદનું અધ્યયન કરનારો હોય કે, વેદનું અધ્યયન કરનારો ન હોય, તથાપિ શૂદ્રોની સાથે તેને પણ, શૂદ્રની પેઠે જમાડવો. હે રાજન ! ઉપર કહ્યાં તેવાં કર્મ કરનારા બ્રાહ્મણ શૂદ્રસમાન થાય છે, માટે દેવકૃત્યમાંથી તેમનો ત્યાગ કરવો ઘટે છે[૫]. હે રાજન ! જે બ્રાહ્મણ, મર્યાદારહિત, અપવિત્ર, ક્રૂર વૃત્તિવાળો, હિંસા કરનારો, ધર્મ તજીને પોતાની વૃત્તિ ચલાવનારો હોય, તેને જે હવ્ય અને કવ્ય આપવાનાં હોય છે, તે ન આપવાનાં થઈ જાય છે; અર્થાત્ દેવકૃત્યમાં અને પિતૃકૃત્યમાં તેવો બ્રાહ્મણ નિરૂપયોગી થાય છે[૬]. માટે હે રાજન ! ઇંદ્રિયદમન, પવિત્રતા, સરળતા આદિ બ્રાહ્મણના ધર્મ છે;-હે રાજન ! તેજ પ્રમાણે પૂર્વે બ્રહ્માએ બ્રાહ્મણના અર્થે આશ્રમો સરજેલા છે[૭]. જે પુરૂષ, ઇંદ્રિયાદિ ગણનું દમન કરનારો, સોમરસનું પાન કરનારો, આર્ય પુરૂષોને યોગ્ય આચરણ કરનારો, સર્વના ઉપર દયા રાખનારો, સર્વ સુખ-દુઃખાદિનું સહન કરનારો, સર્વ આશા તજીને શાંતતાથી રહેનારો, સરળ સ્વભાવનો, કોમળ અંતઃકરણવાળો, મનુષ્યરૂપી ભાઇઓ ઉપર પ્રીતિ રાખનારો અને ક્ષમા કરનારો હોય તેનેજ બ્રાહ્મણ જાણવો; પણ બીજો કોઇ જે, પાપકર્મ કરનારો હોય, તેને બ્રાહ્મણ કહેવો નહિ[૮]. હે રાજન ! હે પાંડુપુત્ર ! ધર્મની ઇચ્છાવાળા સર્વે લોકો, શૂદ્ર, વૈશ્ય અને ક્ષત્રિયનો આશ્રય કરીને રહેલા છે, માટે એ વર્ણના લોકો શાન્તિના ધર્મમાં પ્રીતિવાળા નથી, એમ જાણીને વિષ્ણુ તેમની ઇચ્છા કરતા નથી. તાત્પર્ય કે, શાન્તિધર્મ બ્રાહ્મણ વિના બીજી જગ્યોએ નથી[૯]. માટે બીજા ધર્મ, ઈશ્વરને પ્રસન્ન કરનારા નથી. જો વિષ્ણુની કૃપા ન હોય, તો સ્વર્ગાદિ લોકમાં સર્વ લોકના સુખાદિ ભોગ થઈ શકે નહિ, ચારે વર્ણોના અને ચારે આશ્રમોના ધર્મ, પણ થઈ શકે નહિ, વેદનું અધ્યયન થઇ શકે નહિ, તેમ સર્વ પ્રકારના યજ્ઞ, અને સર્વ લોકની ક્રિયાઓ પણ તત્કાળ નાશ પામે[૧૦]. ( જે રાજા, પોતાના રાજ્યમાં બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર, એ ત્રણ વર્ણો પોતપોતાના આશ્રમને યોગ્ય ધર્મ પાળે, એમ ઇચ્છતો

હોય, તેણે અવશ્ય જાણવા યોગ્ય ચારે આશ્રમોના ધર્મ હું તને કહું છું; હે પાંડવ! તે તું સાંભળ!! હે પૃથ્વીપતે! શૂદ્રને વેદમાં અધિકાર નથી માટે પુરાણનું શ્રવણ કરવાવડે આત્મજ્ઞાન સાંભળવાને ઇચ્છતા, જ્યાંસુધી શરીરમાં સામર્થ્ય હોય ત્યાંસુધી ત્રણે વર્ણની સેવા કરીને પરવારેલા, સંતાન ઉત્પન્ન જેણે કરેલ છે એવા, રાજાની આજ્ઞા પામેલા, મત્ત, પ્રમત્ત આદિ દશ ધર્મ પાળનારા, આચાર વગેરેમાં ત્રણે વર્ણના લોકોથી થોડોજ અંતર રાખનારા અને શાંત, દાંત આદિ કલ્યાણ ગુણ વિનાના શૂદ્રને પણ બધા આશ્રમ કહેલા છે. એટલે તે નૈષ્ઠિક બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, સકળ વિક્ષેપ કરનારાં કર્મનો ત્યાગ કરવારૂપ સંન્યાસ આશ્રમને ધારણ કરી શકે છે; તે પછી એ ધર્મને આચરનારા શૂદ્રને ભૈક્ષ્યચર્યા કરવાની પણ કહેલી છે. હે રાજેંદ્ર! ક્ષત્રિય અને વૈશ્યને પણ છેવટે ભૈક્ષ્યચર્યા કહેલી છે.) સંસારનાં કૃત્યથી પરવારીને, ઉત્તર વયને પામીને, તથા રાજાનો પરિશ્રમ કરીને એટલે રાજાનું સેવન કરીને વૈશ્ય, પણ રાજાની આજ્ઞાથી ગૃહસ્થાશ્રમ છોડીને બીજા આશ્રમમાં જઇ શકે છે[૧૧]. ક્ષત્રિયના આશ્રમવિષે સાંભળ–હે પાપરહિત! ઉત્તમ ભાષણ કરનાર! ક્ષત્રિય શ્રેષ્ઠ! યુધિષ્ઠિર! ધર્મવડે વેદનું અધ્યયન કરીને, રાજનીતિનાં શાસ્ત્રો ભણીને, પ્રજા એટલે સંતતિ ઉત્પન્ન કરીને, સોમરસનું પાન કરીને, ધર્મવડે સર્વ પ્રજાનું પાલન કરીને, રાજસૂય અને અશ્વમેધ તથા તેવાજ બીજા યજ્ઞ કરીને, અધ્યયન પ્રમાણે બ્રાહ્મણોને બોલાવી દક્ષિણા આપીને, સંગ્રામમાં થોડો કે, ઘણો પણ વિજય પ્રાપ્ત કરીને, હે પાંડવ! રાજ્યગાદી ઉપર પ્રજાનું પાલન કરનાર પુત્રનો અભિષેક કરીને (સ્થાપન કરીને) અથવા પુત્ર ન હોય તો બીજા ગોત્રના પણ પ્રશંસનીય ક્ષત્રિયનું સ્થાપન કરીને, પિતૃયજ્ઞવડે વિધિપૂર્વક પિતૃઓનું પૂજન કરીને તથા દેવતાઓનું યજ્ઞથી અને ઋષિઓનું વેદથી પૂજન કરીને, રાજાએ અંતકાળ સમીપ આવે, ત્યારે બીજા આશ્રમમાં જવાની ઇચ્છા કરવી. હે રાજન! જે રાજા, અંતકાળ સમીપમાં આવ્યે બીજા આશ્રમમાં જવાની ઇચ્છા કરે છે તે, એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં અનુક્રમે જવાવડે સિદ્ધિને પામે છે[૧૨-૧૭]. હે રાજેંદ્ર! રાજાએ, વેદાંત શ્રવણ કરવાના હેતુથી ભૈક્ષ્યચર્યા ઇચ્છવી પણ માત્ર અન્નને માટે ભિક્ષુચર્યા ઇચ્છવી નહિ. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યા પછી રાજાએ, વેદાંતાદિનું શ્રવણ કરીને, જીવિતની ઇચ્છાથી ભૈક્ષ્યચર્યા કરવી[૧૮]. હે અત્યંત દક્ષિણા આપનાર યુધિષ્ઠિર! ભૈક્ષ્યચર્યારૂપ કર્મ ક્ષત્રિયાદિ ત્રણે વર્ણને નિત્ય નથી, અર્થાત્ એમનો સંન્યાસ આશ્રમ નિત્ય નથી પણ વિક્ષેપ કર્મના ત્યાગને અર્થે છે, માટે તે કામ્ય છે. હે રાજશાર્દૂલ! વિક્ષેપ કર્મના ત્યાગને અર્થે સંન્યાસ વૃત્તિ ચારે આશ્રમમાં વસનારા માટે કહેલી છે[૧૯]. લોકમાં શ્રેષ્ઠ એવો મનુષ્યોનો ધર્મ, ધર્મનું સેવન કરતા ક્ષત્રિઓના બાહુબળને આધીન છે. વળી ત્રણે વર્ણના સર્વ ધર્મ અને ઉપધર્મ, રાજાના ધર્મ ઉપર આધાર રાખીને રહ્યા છે, એવું મ્હેં વેદમાંથી સાંભળ્યું છે[૨૦]. હે રાજન! જેમ હાથીના પગલાંમાં સર્વ પ્રાણીઓનાં પગલાં સમાઈ જાય છે, તેમ રાજધર્મમાં સર્વ અવસ્થામાં આચરવાના ધર્મ સમાઈ જાય છે, એમ જાણ[૨૧]. ધર્મને જાણનારા આચાર્યો, બીજા સર્વ ધર્મને અલ્પ આશ્રયવાળા અને અલ્પ ફળવાળા કહે છે; પણ મોટા આશ્રયવાળો એટલે ઘણા સમુદાય જેને આશ્રયે રહેલા છે એવો અને બહુ કલ્યાણરૂપ ક્ષત્રિય ધર્મ છે; એમ કહ્યું છે. આર્ય પુરૂષોએ, તેની બરોબર બીજો મોટો ધર્મ કહ્યો નથી. સર્વ ધર્મમાં પ્રધાન ધર્મ રાજધર્મ છે, કેમ કે, તેથી સર્વ વર્ણોનું પાલન થાય છે. (હે રાજન! ત્યાગરૂપ ધર્મને સર્વોત્તમ અને સનાતન ધર્મ કહ્યો છે અને તે સર્વ ત્યાગરૂપ ધર્મ રાજધર્મમાં રહેલો છે; કેમ કે, ત્યાગીઓના ફળનો છઠો ભાગ રાજાને મળે છે માટે રાજા પણ સર્વત્યાગી થઈ શકે છે)[૨૨]. દંડનીતિનો નાશ પામે છે, ત્યારે વેદત્રયીનો પણ નાશ થાય છે, તથા પ્રકટ થયેલા સર્વ ધર્મનો પણ ક્ષય થાય છે. પ્રાચીન અને

ક્ષત્રિયોએ આચરવા યોગ્ય રાજધર્મનો ત્યાગ કરવાથી સર્વ આશ્રમોના ધર્મનો પણ નાશ થઈ જાય છે[23]. સર્વ પ્રકારના ત્યાગ રાજધર્મમાં જોવામાં આવ્યા છે અને સર્વ પ્રકારની દીક્ષાઓ રાજધર્મમાં કહેલી છે; સર્વ પ્રકારની વિદ્યાઓનો સંબંધ રાજધર્મમાં છે અને સર્વ લોકોનો સમાવેશ રાજધર્મમાં થઇ જાય છે[24]. જે પ્રમાણે નીચ મનુષ્યો મૃગાદિ જીવોનો વધ કરે છે, ત્યારે તેઓ હણનારના ધર્મ અને શ્રવણ-દર્શન આદિનો નાશ કરનારા થાય છે; એજ પ્રમાણે રાજધર્મમાં કહેલી નીતિ આદિથી છુટા પડેલા અગ્નિહોત્રાદિ ધર્મોનો ચોર આદિ લોકો નાશ કરે છે અને તે ધર્મ આચરનારાઓના ધર્મને અને ચિત્તને ખેદ પમાડે છે ત્યારે તેઓ સ્વાસ્થ્યનો શોધ કરે છે અને વ્યાકુળપણાથી ધર્મનો આદર કરી શકતા નથી. માટે રાજધર્મ એજ મુખ્ય ધર્મ છે"[25].

॥ यथा जीवा प्राकृतैर्बध्यमाना धर्मश्रुतानामुपपीडनाय ॥

॥ एवं धर्मो राजधर्मैर्वियुक्ताः संचिन्वंतो नाद्रियंते स्वधर्मम् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि वर्णाश्रमकथने गुर्जरभाषायां त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥

---

## અધ્યાય ૬૪ મો-વર્ણાશ્રમ ધર્મ.

भीष्म उवाच॥ चातुराश्रमधर्माश्च यतिधर्माश्च पांडव ॥

॥ लोकवेदोत्तराश्चैव क्षात्रधर्मे समाहिताः ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ—"હે પાંડવ! ચારે આશ્રમના ધર્મ અને સંન્યાસીઓના ધર્મ તથા લોક અને વેદથી પણ પર એવા સર્વ ધર્મ, ક્ષત્રિય ધર્મમાં સમાઇ રહેલા છે[1]. હે ભરતશ્રેષ્ઠ! આશ્રમ આદિનાં સર્વ કર્મનો પણ ક્ષત્રિય ધર્મમાં સમાવેશ થાય છે. જો ક્ષત્રિય ધર્મની વ્યવસ્થાનો ભંગ થાય, તો જીવ લોકોના કલ્યાણનો પણ નાશ થાય[2]. (આશ્રમવાસી મનુષ્યોના ધર્મ પરોક્ષ અને બહુ માર્ગવાળા છે; કેટલાક પુરૂષો વિરૂદ્ધ શાસ્ત્રોવડે સનાતન ધર્મના સ્વરૂપને કોપાવે છે. અર્થાત્ ધર્મના સ્વરૂપમાં ગરબડ કરી મૂકે છે. કેટલાક વાદ કરનારા, ઉત્તમ વચનોવડે લોકના નિશ્ચયને કોપાવે છે-ડગાવે છે. એવા પુરૂષો, ધર્મનો નિશ્ચય જાણતા નથી તથા તેઓએ તેનો અંત પણ જોયો નથી પરંતુ તે પરમ ધર્મમાં નષ્ટ બુદ્ધિવાળા છે.) પ્રત્યક્ષ ફળ આપનારો, અત્યંત સુખકર, સર્વના આત્માની ખાત્રી કરી આપનારો, નિર્મળ, અને સર્વ લોકનું હિત કરનાર ધર્મ, ક્ષત્રિયધર્મમાં રહેલો છે[3]. (તેમ હે યુધિષ્ઠિર વર્ણાશ્રમમાં રહેલા નૈષ્ઠિક, વાનપ્રસ્થ અને સંન્યાસી તથા બ્રાહ્મણોના અને બીજા ત્રણે વર્ણના ધર્મનું ભવિષ્ય પૂર્વે કહેલું છે; એવી રીતે કે, બધા ધર્મોસહિત સર્વ લોકનો રાજધર્મમાં સમાવેશ થાય છે.) હે રાજેંદ્ર! આગળ ઉપર તને કથા કહેલી છે કે, પૂર્વે ઘણાક શૂરા રાજાઓ, દંડ નીતિને અર્થે મોટા બળવાળા, સર્વ ભૂતના ઇશ્વર, સમર્થ દેવ નારાયણ કે, જેને "વિષ્ણુ" કહે છે, તેની પાસે ગયા હતા[4]. (ત્યાં પોતાનું એક એક કર્મ તથા આશ્રમના ધર્મની તુલના કરીને એટલે આશ્રમ ધર્મ શ્રેષ્ઠ? કે, દંડનીતિનો ધર્મ શ્રેષ્ઠ? એમ સંદેહ કરીને તેનો સિદ્ધાંત સાંભળવાની ઇચ્છાથી રાજાઓ, શ્રીપ્રભુની ઉપાસના કરવા લાગ્યા હતા. એ કથા તને કહેલી છે.) આદિ દેવ નારાયણે, સાધ્યા દેવ, વસુઓ, અશ્વિની દેવો, રૂદ્રો, મરૂતોના સમુદાય, સિદ્ધો અને દેવો; એ સર્વ ઉત્પન્ન કર્યાં, તથા તે, પ્રજાને ક્ષત્રિય ધર્મથી વર્ત્તાવવા લાગ્યા[5]. આ સ્થળમાં હું, તને જેમાં અર્થનો

નિશ્ચય કર્યો છે એવો ધર્મ કહીશ. હે રાજેંદ્ર! પૂર્વે જ્યારે દાનવો નિર્મર્યાદ થઇને વર્ત્તતા હતા તથા જગત એક સમુદ્રરૂપ થઇ ગયું હતું[6]. ત્યારે માંધાતા નામે પૃથ્વીને પાળનારો વીર્યવાન રાજા થયો હતો. તેણે નારાયણ દેવ કે જેનો આદિ, મધ્ય અને અંત નથી, એવા પ્રભુનું દર્શન કરવાની ઇચ્છાથી યજ્ઞ કર્યો હતો[7]. હે રાજશાર્દૂલ! તે યજ્ઞમાં માંધાતા રાજા, મહાત્મા પરમેશ્વર–વિષ્ણુના બન્ને ચરણમાં મસ્તક મૂકી તેમને શરણે ગયો ત્યારે વિષ્ણુએ તેને ઇંદ્રનું રૂપ ધારણ કરીને દર્શન આપ્યું[8,9]. તે સમયે ઉત્તમ રાજાઓથી વીંટાએલા તે માંધાતાએ, પ્રભુનું પૂજન કર્યું. પછી રાજાઓમાં સિંહ જેવા માંધાતાનો અને મહાત્મા ઇંદ્રનો મહા તેજવાળા વિષ્ણુના સંબંધમાં આ પ્રમાણે મોટો સંવાદ થયો[10]. ઇંદ્ર કહે છેઃ–"હે ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ! તું, અપ્રમેય, અનંત માયાવાળા, અનંત મંત્રવાળા અને અનંત વીર્યવાળા, સનાતન, આદિ દેવ જે નારાયણનાં દર્શન કરવા ઇચ્છે છે[11]. તે વિશ્વરૂપ દેવનું દર્શન કરવું મ્હારાથી કે, સાક્ષાત બ્રહ્માથી પણ શકય નથી; પરંતુ હે રાજન! ત્હારા મનમાં જે મનોરથ હશે, તે હું પૂર્ણ કરીશ, કેમ કે મનુષ્યોમાં તું રાજા છે[12]. તું સત્ય પાળનારો, ધર્મમાં તત્પર, જીતેંદ્રિય, શૂરો, દેવો ઉપર દૃઢ પ્રીતિ રાખનારો તથા બુદ્ધિમાં, ભક્તિમાં અને શ્રદ્ધામાં ઉત્તમ છે, માટે હું ત્હારા યથેષ્ઠ મનોરથ પૂર્ણ કરીશ"[13]. માંધાતા કહે છેઃ– "હે ભગવન્! હું મસ્તક નમાવી તમને પ્રસન્ન કરીને આદિદેવ નારાયણનું નિશ્ચય દર્શન કરીશ. હું સાંસારિક વિષયોને છોડીને તથા ધર્મની કામનાવાળો થઇ અરણ્યમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખું છું, કેમ કે લોકથી જાણવામાં આવેલો સન્માર્ગ તે છે[14]. વિશાળ અને અપ્રમેય ક્ષત્રિય ધર્મથી મને લોકની પ્રાપ્તિ થઇ અને મ્હેં મ્હારા યશનું સ્થાપન કર્યું; પણ આદિ દેવ નારાયણથી પ્રવૃત્ત થયેલો જે વર્ણાશ્રમાદિનો ધર્મ છે, તેને ક્ષાત્રધર્મથી શ્રેષ્ઠ કરવાનું કારણ હું, જાણતો નથી"[15]. ઇંદ્ર કહે છેઃ–"જે પુરૂષો ધર્મમાં તત્પર છે પરંતુ ક્ષત્રિય નથી તે ધર્મ વિષયમાં સહેલાઇથી સર્વોત્તમ ગતિને પામી શકતા નથી. અર્થાત્ ધર્મની અત્યંત પ્રવૃત્તિ કરી શક્તા નથી; કેમ કે આદિ દેવથકી ક્ષત્રિયનો ધર્મ પ્રવૃત્ત થયો છે અને બાકીના અંગભૂત ધર્મો તે પછી ઉત્પન્ન થયેલા છે[16]. ક્ષત્રિય ધર્મ સિવાયના બાકીના ધર્મ અંતવાન ફળવાળા છે, અનંત છે અને સંન્યસ્તસહિત તે ધર્મો, ક્ષત્રિય ધર્મથી વિશેષ નથી; આ ક્ષત્રિય ધર્મમાં સર્વ ધર્મોનો સમાવેશ થયેલો છે, માટે આ ધર્મને સર્વથી શ્રેષ્ઠ કહ્યો છે[17]. પૂર્વે વિષ્ણુએ, ક્ષત્રિય ધર્મરૂપ કર્મવડે શત્રુઓને બળાત્કારે મારીને, દેવોને અને અમિત બળવાળા ઋષિઓને બચાવ્યા છે[18]. જો એ અપ્રમેય ભગવાને સર્વે અસુર શત્રુઓને ન હણ્યા હોત, તો બ્રાહ્મણ, લોક કર્ત્તા બ્રહ્મદેવ, આ ધર્મ અને આદિ ધર્મ, એ કાંઇ રહ્યું ન હોત[19]. જો તે શ્રેષ્ઠદેવ આદિદેવે, અસુરો પાસેથી વિક્રમવડે આ પૃથ્વી ના જીતી લીધી હોત, તો ચારે વર્ણના ધર્મ અને ચારે આશ્રમના ધર્મ બ્રાહ્મણોનો વિનાશ થવાથી નાશ પામ્યા હોત[20]. એ સનાતન ધર્મો સેંકડો પ્રકારે નાશ પામી ગયા હોય છે, તે ક્ષત્રિય ધર્મવડે પુનઃ વૃદ્ધિ પામે છે, તથા યુગેયુગે આદિ ધર્મોની પ્રવૃત્તિ થાય છે માટે લોકમાં ક્ષત્રિય ધર્મ સર્વથી શ્રેષ્ઠ કહેલો છે[21] ક્ષત્રિય ધર્મમાં રાજાને શું શું કરવાનું કહેલું છે? યુદ્ધમાં આત્માનો ત્યાગ કરવો, સર્વ પ્રાણી ઉપર દયા રાખવી, લોક સંબંધી જ્ઞાન મેળવવું, પ્રજાનું પાલન કરવું, તેને દુઃખ અને સંકટમાંથી મુક્ત કરવી, ખેદ પામેલાઓને અને પીડા પામેલાઓને મુક્ત કરવા. એવું એવું ક્ષત્રિય ધર્મમાં રાજાને આચરવાનું કહેલું છે[22]. કામ અને ક્રોધથી પ્રવૃત્ત થયેલા મર્યાદારહિત પુરૂષો, રાજાથી ભય પામીને પાપ કર્મ કરી શક્તા નથી; તથા સર્વ ધર્મથી યુક્ત અને સારાં આચરણવાળા ઉત્તમ પુરૂષો, રાજાના ભયથી ઉત્તમ ધર્મ કરે છે[23]. આ લોકમાં

રાજાઓએ, રાજધર્મવડે પુત્રની પેઠે પાલન કરાતાં સર્વ પ્રાણી વિચરે છે, એમાં સંશય નથી[૨૪]. માટે ક્ષત્રિયધર્મ સર્વથી ઉત્તમ છે, લોકમાં શ્રેષ્ઠ છે, સનાતન, નિત્ય અને મોક્ષ પર્યંત પહોંચેલો છે, અક્ષય છે તથા સર્વ દિશાએ ગતિવાળો છે"[૨૫].

॥ सर्वधर्मपरं क्षात्रं लोके श्रेष्ठं सनातनम् । शश्वदक्षरपर्यंतमक्षरं सर्वतोमुखम् ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजध० वर्णाश्रमकथनं नाम गुर्जरभाषायां चतुःषष्टितमोऽध्यायः ॥ ६४ ॥**

---

## અધ્યાય ૬૫ મો–વર્ણાશ્રમ ધર્મ.

**इंद्र उवाच ॥ एवं वीर्यः सर्वधर्मोपपन्नःक्षात्रः श्रेष्ठः सर्वधर्मेषु धर्मः ॥**

**॥ पाल्यो युष्माभिर्लोकहितैरुदारैर्विपर्यये स्यादभावः प्रजानाम् ॥**

ઇંદ્ર કહે છેઃ—"એ પ્રકારના બળવાળો, સર્વ ધર્મથી યુક્ત, ક્ષત્રિય ધર્મ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ છે; તે લોકનું હિત કરનારા અને ઉદાર એવા તમોએ પાળવો જોઇએ; જો ન પાળો તો પ્રજાનો નાશ થાય[૧]. પૃથ્વીને ખેડીને અનાજ પકવવા યોગ્ય કરવી, રાજસૂય-અશ્વમેધ આદિ યજ્ઞ કરવા, સંન્યાસ ધારણ ન કરવો, પ્રજાનું પાલન કરવું; સંગ્રામમાં દેહનો ત્યાગ કરવો, આ મુખ્ય ધર્મ સર્વ પ્રાણી ઉપર દયા રાખનાર રાજાએ, જાણવો જોઇએ[૨]. મુનિઓ કહે છે કે, ત્યાગ કરવો એ સર્વથી શ્રેષ્ઠ છે, પણ રાજધર્મમાં નિરંતર આસક્ત સર્વે રાજાઓ તો સર્વશ્રેષ્ઠ શરીરનો પ્રત્યક્ષ ત્યાગ કરે છે, માટે રાજધર્મમાં કહેલો ત્યાગ સર્વોત્તમ છે[૩]. મુનિઓ વાદમાં એક બીજાનો પરાજય કરીને કહે છે કે, ધર્મની ઇચ્છાવાળા ક્ષત્રિયે, એકલાં નિવાસ કરીને, ઘણું વેદાધ્યન કરીને તથા ગુરૂની સેવા કરીને બ્રહ્મચર્ય આશ્રમનો નિત્ય ધર્મ પાળવો[૪]. સર્વ સામાન્ય વ્યવહાર પ્રવૃત્ત થયેલો છે, એમ જાણીને પ્રિય અને અપ્રિય, એ બન્નેનો પ્રયત્નથી ત્યાગ કરવો. ચારે વર્ણના ધર્મનું સ્થાપન કરવા વડે, તેનું પાલન કરવાવડે પૌરૂષને લગતા પ્રયોગવડે અને સર્વ પ્રકારના ઉદ્યોગવડે ક્ષત્રિય ધર્મનું આચરણ કરવું[૫]. કેમકે સર્વ ધર્મથી યુક્ત ક્ષત્રિયધર્મ, સર્વથી શ્રેષ્ઠ કહેવાય છે. પ્રત્યેક વર્ણના લોકો, જ્યારે પોતપોતાના ધર્મ પાળતા નથી, ત્યારે તેઓ જે ધર્મ આચરે છે, તે વિપરીત અર્થવાળા ધર્મ કહેવાય છે[૬]. તે વિપરીત ધર્મ નિર્મર્યાદ અને નિરંતર દ્રવ્યાદિ વિષયોની પ્રાપ્તિમાંજ રહેલા છે. એ ધર્મ આચરનાર મનુષ્યો પશુ સરખા જાણવા. પણ અર્થના યોગવડે જગતમાં ક્ષત્રિય ધર્મ, નીતિ પ્રવર્ત્તાવે છે માટે તે તે આશ્રમો કરતાં ક્ષત્રિયધર્મ શ્રેષ્ઠ છે[૭]. ત્રણે વેદના જાણનારા બ્રાહ્મણોએ, યજ્ઞાદિ કર્મ કરવાં તથા તેમના વર્ણને આચરવાના આશ્રમ ધર્મ કહેલા હોય તે આચરવા, બ્રાહ્મણે એ કરવું શ્રેષ્ઠ છે, પણ એ વિના બીજાં વિપરીત કર્મ આચરે તો તે શૂદ્રની પેઠે શસ્ત્રથી વધ કરવા યોગ્ય થાય છે[૮]. હે રાજન! બ્રાહ્મણે ચારે આશ્રમના ધર્મ અને વેદના ધર્મને અનુસરવું; બ્રાહ્મણને બીજો ધર્મ આચરવાનું કોઇ વખતે કહ્યું નથી[૯]. જે બ્રાહ્મણ, એ ધર્મ છોડીને બીજી રીતે વર્ત્તે છે, તેની જીવિકા પણ બ્રાહ્મણને ઘટે તેવી હોઇ શકતી નથી[૧૦]. કર્મવડે ધર્મ, વૃદ્ધિ પામે છે અને જેવો ધર્મ તેવો તે ( બ્રાહ્મણ ) થાય છે. જે બ્રાહ્મણ, પોતાનું કર્મ છોડીને વિપરીત કર્મ આચરે છે, તે બ્રાહ્મણ સન્માનને યોગ્ય નથી; જે પોતાનું કર્મ આચરતો નથી, તેનો વિશ્વાસ કરવો યોગ્ય નથી[૧૧]. એ સર્વે ધર્મો સર્વે વર્ણોમાં લીન થયેલા છે, તેને ક્ષત્રિયોએ, ઉત્કર્ષ પમાડવો, એ તેઓનો ધર્મ છે. હે રાજન! એટલા માટે રાજધર્મ શ્રેષ્ઠ છે અને બીજા ધર્મ શ્રેષ્ઠ નથી, હે વીર! વીર પુરૂષોના ધર્મને હું સર્વથી શ્રેષ્ઠ માનું

છું[૧૨]. માંધાતા કહે છે, "યવન, ભિલ્લ, ગાંધાર દેશમાં વસનારા, ચીના, શબર જાતિના, બર્બર દેશમાં વસનારા, શક તુષાર જાતિના, કંક જાતિના, પેહલવી ભાષા બોલનારા, આંધ્ર દેશના, મદ્ર દેશના, પોંડ્ર દેશના, પુલિંદ દેશના, રમઠ દેશના અને કાંબોજ દેશના લોકો, એ સર્વ તથા બ્રાહ્મણ અને ક્ષત્રિયથી ઉપજેલી પ્રજા, વૈશ્ય અને શૂદ્ર, એ સર્વ મનુષ્યો કે, જે સર્વ દેશમાં વસનારા છે તે શી રીતે ધર્મને આચરશે? જે લોકો લૂંટ ચોરીનો ધંધો કરીને નિર્વાહ કરનારા છે, તેમને મ્હારા સરખા રાજાએ શી રીતે ધર્મમાં સ્થાપન કરવા?[૧૩.૧૫]. હે સુરેશ્વર! હે ભગવન્! એ સાંભળવાને હું ઇચ્છું છું માટે તમે મને કહો, તમે અમ્હારા ક્ષત્રિયોના બંધુભૂત છો[૧૬]. ઇંદ્ર કહે છે,-સર્વ ચૌર્ય કર્મ કરનારી પ્રજાએ પણ માતા-પિતાની સેવા કરવી તથા આચાર્ય, ગુરૂ અને આશ્રમવાસી લોકોની પણ સેવા કરવી[૧૭]. વળી તે તે સર્વ દસ્યુ (લૂંટારા) લોકોએ રાજાનું પણ સેવન કરવું, વેદ ધર્મમાં કહેલી ક્રિયાઓ કરવી, એ તેમનો ધર્મ છે[૧૮]. વળી તેમણે શ્રાદ્ધ કરવાં કૂવા, વાવ અને પરબો કરાવવી. વખતો વખત બ્રાહ્મણોને બિછાનાનાં અને બીજા પદાર્થોનાં દાન કરવાં[૧૯]. જે દસ્યુઓ પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તેમણે હિંસા કરવી નહિ, સત્ય બોલવું, ક્રોધ તજવો, જીવિકા આપનારનું પાલન કરવું, પુત્ર અને સ્ત્રીઓનું પોષણ કરવું, પવિત્રતા રાખવી, દ્રોહ તજવો, અને સર્વ યજ્ઞોની દક્ષિણા આપવી. સર્વે દસ્યુ લોકોએ, હોમ-હવન વગેરે શુદ્ર યજ્ઞ તથા પાક યજ્ઞની દક્ષિણા આપવી. એટલે પાક યજ્ઞને ઉદ્દેશીને બ્રાહ્મણોને કાચું ધાન્ય અને દ્રવ્ય આપવું[૨૦.૨૧]. હે પાપ રહિત રાજન! એ પ્રકારનાં આ સર્વ લોકનાં કર્ત્તવ્ય કર્મ પૂર્વે કહેલાં છે"[૨૨]. માંધાતા કહે છે,-"આ મનુષ્ય લોકમાં સર્વ વર્ણોમાં ચોર (દસ્યુ) લોકો દેખાય છે અને ચારે આશ્રમોમાં જૂદા જૂદા વેશ ધારણ કરીને રહેલા છે"[૨૩]. ઇંદ્ર કહે છે,-"હે પાપરહિત! જ્યારે દંડનીતિનો નાશ થાય છે અને રાજ ધર્મને રાજા તજી દે છે ત્યારે રાજાની દુષ્ટતાથી પ્રાણી માત્ર મોહ પામે છે[૨૪]. જ્યારે આ સત્યયુગ વિરામ પામશે, ત્યારે અસંખ્યાત સંન્યાસીઓ અને વેષધારીઓ પ્રકટ થશે તથા જૂદા જૂદા આશ્રમોની પણ અનેક કલ્પનાઓ થશે-કલ્પિત આશ્રમો પ્રકટ થશે[૨૫]. તથા લોકો, પ્રાચીન ધર્મની ઉત્તમ ગતિઓને ન સાંભળતાં કામ અને ક્રોધથી પ્રેરિત થઇને ઉલટે માર્ગે ચાલશે[૨૬]. જ્યારે મહાત્મા રાજાઓ, દંડનીતિવડે પાપીઓને પાપ કર્મથી અટકાવશે, ત્યારે સનાતન ઉત્તમ સદ્ધર્મ ચલાયમાન નહિ થાય[૨૭]. જે, સર્વ લોકના ગુરૂ રાજાની અવગણના કરે છે, તેણે કરેલું દાન, હોમ અને શ્રાદ્ધ કોઇ સ્થળમાં ફળતું નથી[૨૮]. દેવતાઓ, પણ મનુષ્યોના અધિપતિ સનાતન દેવરૂપ અને ધર્મની કામનાવાળા રાજાની અવગણના કરતા નથી, તો પછી મનુષ્યે, તો કેમજ કરવી?[૨૯]. ભગવાન પ્રજાપતિએ, આખું વિશ્વ ઉત્પન્ન કર્યું અને પછી ધર્મની પ્રવૃત્તિ અને અધર્મની નિવૃત્તિના અર્થે ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા[૩૦]. જે રાજા પ્રવૃત્ત થયેલા ધર્મના ફળનો બુદ્ધિવડે નિશ્ચય કરે છે, તે મ્હારે માન્ય છે અને તે મ્હારે પૂજ્ય છે; કેમ કે, ક્ષત્રિયપણું તેમાં રહેલું છે"[૩૧]. ભીષ્મ કહે છે,-એ પ્રમાણે કહીને દેવતાઓના ગણથી વીંટાએલા ભગવાન પ્રભુ, જ્યાં અક્ષય અને નિત્ય એવું વિષ્ણુનું પરમ ધામ છે ત્યાં ગયા[૩૨]. હે નિષ્પાપ! ઉત્તમ ચરિત્રવાળો ક્ષત્રિય ધર્મ આ પ્રકારે પૂર્વથી પ્રવૃત્ત થયેલો છે, એમ જાણ્યા છતાં પણ કયો જ્ઞાની અને પંડિત પુરૂષ ક્ષત્રિયની અવગણના કરે વારૂ? કોઇજ નહિ[૩૩]. ક્ષત્રિયધર્મની અવજ્ઞા કરીને પ્રવૃત્ત થયેલા તેમજ નિવૃત્ત થયેલા ધર્મો, જેમ આંધળો માણસ માર્ગમાં નાશ થાય છે તેમ, વચમાંજ નાશ પામી જાય છે[૩૪]. હે પુરૂષમાં વ્યાઘ્ર! યુધિષ્ઠિર! ક્ષત્રિયધર્મરૂપ ચક્ર, આદિ કાળથી પ્રવૃત્ત થયેલું છે તથા ત્હારાથી

પૂર્વે થઈ ગયેલા રાજાઓ તે ધર્મને શરણે થઇને વર્ત્યા છે, માટે તું, પણ તેજ ધર્મથી વર્ત્તન કરજે; હે નિષ્પાપ! તું તે ધર્મ પ્રમાણે વર્તવાને સારી રીતે સમર્થ છે, એમ હું જાણું છું "[૩૫].

॥ आदौ प्रवर्त्तिते चक्रे तथैवादिपरायणे । वर्तस्व पुरुषव्याघ्र संविजानामि तेऽनघ ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गुर्जरभाषायां पंचषष्टितमोऽध्यायः ॥ ६५ ॥**

---

## અધ્યાય ૬૬ મો–આશ્રમ વિધિ.

**युधिष्ठिर उवाच** ॥ श्रुता मे कथिताः पूर्वे चत्वारो मानवाश्रमाः ॥
॥ व्याख्यानयित्वा व्याख्यानमेतदाचक्ष्व पृच्छतः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—" મનુષ્ય માત્રના આશ્રમ ચાર છે, એમ તમે પૂર્વે કહ્યું છે તે મ્હેં સાંભળ્યું; તો દસ્યુઓ ( ચોરો )ને પણ ઉત્તમ આશ્રમનો યોગ કેમ થઇ શકે? માટે એ આશ્રમોનું સ્પષ્ટીકરણ વિસ્તારથી મને કહો!! કેમ કે, હું તેજ પૂછું છું "[૧]. ભીષ્મ કહે છેઃ–" હે યુધિષ્ઠિર ! મ્હેં, સત્પુરૂષોએ પ્રમાણ કરેલા સર્વ ધર્મ જેવી રીતના જાણેલા છે, તેવા હે મહાબાહો ! ત્હારા પણ જાણવામાં છે[૨]. હે ધર્મનું પાલન કરનારાઓમાં શ્રેષ્ઠ રાજન ! હે યુધિષ્ઠિર ! હવે તું, જે આશ્રમનાં સૂક્ષ્મ લિંગમાં રહેલા ધર્મ વિષે મને પૂછે છે, તેનો ઉત્તર સાંભળ[૩]. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! હે કુંતીપુત્ર ! એ ચારે આશ્રમોનાં કર્મનાં લિંગ ચિહ્ન, રૂડે આચારે પ્રવૃત્ત થયેલા ચતુરાશ્રમ ધર્મને ચલાવનારા રાજાઓના ધર્મમાં રહેલાં છે[૪]. હે યુધિષ્ઠિર ! કામ અને દ્વેષથી રહિત થવું તથા પ્રાણીમાત્રમાં સમાન દૃષ્ટિ રાખવી, એ સંન્યાસીનો અસાધારણ ધર્મ છે[૫]. ( જે રાજા, તેજ ધર્મને આચરનારો એટલે કામ અને દ્વેષથી રહિત તથા સમાન દૃષ્ટિવાળો દંડનીતિવડે પ્રાણીઓ પ્રત્યે વરતે, તો તેને સંન્યાસીઓનું પદ જે બ્રહ્મલોક તેની પ્રાપ્તિ થાય છે.) જે રાજા, જ્ઞાન અને તેથી પ્રાપ્ત થયેલા ત્યાગને જાણે છે, નિગ્રહ અને અનુગ્રહને જાણે છે, તથા શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વૃત્તિ રાખીને ધીર થઇને વર્તે છે, તેને ગૃહસ્થાશ્રમીઓનું સ્થાન મુક્તિ પ્રાપ્ત થાય છે. અર્થાત્ ગૃહસ્થાશ્રમીઓના એ અસાધારણ ધર્મ છે[૬]. હે પાંડવ ! અન્નાદિકના વિભાગવડે ( બલિ નૈવેદ્ય આદિ કાઢીને ), પૂજવા યોગ્ય પિતૃ, અગ્નિ અને અતિથિ આદિનું જે પૂજન કરે છે, હે કૌંતેય ! તે રાજાને સર્વ પ્રકારે બ્રહ્મચારીઓના આશ્રમનું પદ પ્રાપ્ત થાય છે. અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમીઓના એ અસાધારણ ધર્મ ( લિંગ ) છે[૭]. હે યુધિષ્ઠિર ! જ્ઞાતિજન, સંબંધીઓ, અને મિત્રો આપત્તિમાં પડ્યા હોય તેનો ઉદ્ધાર કરે, તેને દીક્ષાશ્રમ ( એટલે વાનપ્રસ્થ ) આશ્રમનોજ એક ભેદ છે, તે આશ્રમીઓનું પદ પ્રાપ્ત થાય છે[૮]. હે કૌંતેય ! લોકોમાં મુખ્ય અને આશ્રમ ધર્મવાળાઓના મુખ્ય પુરૂષોનો વારંવાર સત્કાર કરનાર રાજા, વન્યાશ્રમીઓના પદને પામે છે[૯]. હે પૃથા પુત્ર ! જે રાજા આહ્નિક કર્મ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, અને મનુષ્યયજ્ઞ કરે છે, તે વન્યાશ્રમીઓના પદને પામે છે[૧૦]. હે રાજેંદ્ર ! ભૂત–પ્રાણીઓનાં બળિદાનનો વિભાગ કાઢવાથી, અતિથિઓનું પૂજન કરવાથી, તેમજ દેવતાઓનું ભજન કરવાથી વન્યાશ્રમીઓનું પદ પમાય છે[૧૧]. હે સત્ય પરાક્રમવાળા ! હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા ! સત્પુરૂષોને માટે શત્રુઓના દેશનું પીડન કરનારા રાજાને વન્યાશ્રમીઓનું પદ મળે છે[૧૨]. સર્વ ભૂતનું પાલન કરવાથી તથા પોતાના દેશનું રક્ષણ કરવાથી બહુ પ્રકારની દીક્ષાઓનું ફળ મળે છે એટલે જેટલું જેટલું પાલન કર્યું હોય, તેટલા તેટલા યજ્ઞનું ફળ મળે છે તથા સત્યાશ્રમીઓનું પદ જે બ્રહ્મલોક તે

પ્રાપ્ત થાય છે[13]. નિરંતર વેદનું અધ્યયન કરવાથી, ક્ષમા રાખવાથી, આચાર્ય એટલે ગુરૂનું પૂજન કરવાથી, તથા ઉપાધ્યાયનું સેવન કરવાથી, બ્રહ્માશ્રમના પદને પ્રાપ્ત થવાય છે[14]. હે પુરૂષોમાં વ્યાઘ્ર જેવા ! આહ્નિક કર્મવડે તે સંબંધી જપ કરનારને અને નિરંતર ધર્મવડે દેવોનું પૂજન કરનારને ધર્માશ્રમનું પદ પ્રાપ્ત થાય છે[15]. (મ્હારે પ્રજાનું રક્ષણ કરવું અથવા પછી ન બને તો તે કરવામાંજ મરવું, એવો જે રાજાનો નિશ્ચય હોય, તે પ્રાણની બાજી રમનાર રાજાને બ્રહ્મચર્યાશ્રમીઓનું પદ પ્રાપ્ત થાય છે. હે ભારત ! વાનપ્રસ્થ આશ્રમમાં ગયેલા બ્રાહ્મણોને અને ત્રણે વેદનું અધ્યયન કરનારા બ્રાહ્મણોને પુષ્કળ દ્રવ્ય આપનાર રાજા, વન્યાશ્રમના પદને પ્રાપ્ત થાય છે. જે રાજા, સર્વ પ્રાણી ઉપર દયા રાખે છે, અને ક્રૂર થઇને વર્ત્તતો નથી, તેને સર્વે આશ્રમનાં પદ પ્રાપ્ત થાય છે. હે કુંતીપુત્ર યુધિષ્ઠિર ! જે સર્વ અવસ્થામાં બાળક અને વૃદ્ધ ઉપર દયા કરે છે તેને સર્વે આશ્રમોનું પદ પ્રાપ્ત થાય છે. હે કુરૂવંશને ઉન્નતિએ પહોંચાડનાર ! હે કૌરવ્ય ! જેમના ઉપર બીજાઓએ બળાત્કાર કરેલો છે તેમનું તથા જેઓ શરણે આવેલા છે, તેમનું જે રાજા રક્ષણ કરે છે તેને ગૃહસ્થાશ્રમીઓનું પદ પ્રાપ્ત થાય છે. જે સ્થાવર અને જંગમ પ્રાણી માત્રનું સર્વ પ્રકારે રક્ષણ કરે છે તથા યથાર્થ રીતે જે, તેમનો સત્કાર કરે છે તે ગૃહસ્થાશ્રમીઓના પદને પામે છે. પોતાના મોટા ભાઈ તથા નાના ભાઇની સ્ત્રીઓ, પુત્રો, છોકરાના છોકરા, એ સર્વનો નિગ્રહ તથા અનુગ્રહ કરનારને ગૃહસ્થાશ્રમીઓના તપનું ફળ મળે છે. હે પુરૂષમાં વ્યાઘ્ર યુધિષ્ઠિર ! પૂજન કરવા યોગ્ય સત્પુરૂષો, કે જેઓ પ્રજાઓમાં પ્રસિદ્ધ થયેલા છે, તેમનું પાલન કરવાથી ગૃહસ્થાશ્રમીઓના પદને પમાય છે.) હે ભરતવંશના યુધિષ્ઠિર ! જે આશ્રમમાં રહેલા પ્રાણીઓને ઘરમાં બોલાવીને ભોજન આપી તેમનો સત્કાર કરે છે તેને ગૃહસ્થાશ્રમીઓના પદની પ્રાપ્તિ થાય છે[16]. જે પુરૂષ, વિધાતાએ નિર્માણ કરેલા ધર્મમાં યથાર્થપણે સ્થિર થયેલો છે, તેને સર્વ આશ્રમોનું શુદ્ધ ફળ પ્રાપ્ત થાય છે[17]. હે કૌંતેય ! હે યુધિષ્ઠિર ! જે પુરૂષના ગુણો સદાકાળ નાશ પામતા નથી, તે ઉત્તમ પુરૂષને આશ્રમમાં રહેલો મનુષ્ય જાણવો[18]. જે પુરૂષ સ્થાનને, કુળને અને વયને માન આપે છે, તે પુરૂષને સર્વે આશ્રમોમાં વસનારો જાણવો[19]. હે કુંતીપુત્ર ! હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા ! જે રાજા, દેશધર્મને અને કુળધર્મને પાળીને વર્ત્તે છે તે રાજાને સર્વે આશ્રમોનું ફળ પ્રાપ્ત થાય છે[20]. (હે પુરૂષવ્યાઘ્ર ! સમય આવ્યે, પ્રાણી માત્રની વિભૂતિનું સન્માન કરવાથી અને બલિદાનાદિથી તેમનું પૂજન કરવાથી સત્પુરૂષોના આશ્રમનું પદ પ્રાપ્ત થાય છે. હે કૌંતેય ! જે ભયાદિ દશ ધર્મવડે અત્યંત વ્યાકુળ થઇ જવાથી અધર્મ કે, ધર્મ ઓળખવાને અશક્ત છે, છતાં પણ જે રાજા, ધર્મ ઉપર દૃષ્ટિ રાખે છે તે રાજાને સર્વ લોકોના આશ્રમનું ફળ પ્રાપ્ત થાય છે.) હે ભારત ! ધર્મ કરવામાં કુશળ પુરૂષોનું જે રાજાના રાજ્યમાં પાલન થાય છે, તે રાજાને તેમના ધર્મનો અંશ મળે છે[21]. હે પુરૂષવ્યાઘ્ર ! જે રાજા, ધર્મમાં આનંદ માનનારા અને ધર્મ કરવામાં તત્પર મનુષ્યોનું રક્ષણ કરતો નથી તે રાજાને તેમના પાપનો ભાગ મળે છે[22]. હે પાપરહિત યુધિષ્ઠિર ! બીજા લોકો ધર્મ કરે છે, તેઓનું પાલન કરવામાં રાજાઓને જેઓ સહાય કરનારા છે તેમને તે ધર્મ કરનારાઓના ધર્મનો વિભાગ મળે છે[23]. હે પુરૂષવ્યાઘ્ર ! સર્વે આશ્રમોના સ્થાનમાં જેનો નિર્ણય પ્રકાશિત છે એવો ગૃહસ્થાશ્રમ પવિત્ર કરનારો છે અને તેથી આપણે સર્વ તે આશ્રમનું ઉપાસન કરીએ છીએ[24]. જે મનુષ્ય, સર્વ પ્રાણીને પોતાના સમાન જાણે છે, તથા દંડનો ત્યાગ કરીને ક્રોધને જીતે છે, તે આ લોકમાં તથા પરલોકમાં સુખ પામે છે[25]. (હે રાજન ! ધર્મરૂપ સમુદ્રમાં રહેલી, સત્વરૂપ સુકાનીના બળવાળી, શાસ્ત્રરૂપી શઢનાં દોરડાંવાળી અને

ત્યાગરૂપ વાયુવડે ઝપાટાબંધ ચાલનારી રાજધર્મરૂપી નૌકા તને તારશે, જ્યારે મનુષ્યના હૃદયમાં રહેલી કામવાસના સર્વ વિષયોમાંથી વિરામ પામશે, ત્યારે બુદ્ધિમાં રહેલા સત્વમાં તેની સ્થિતિ થશે અને ત્યારેજ તે બ્રહ્મપદ પામશે. પુરૂષમાં શાર્દૂલ જેવા હે રાજન! જ્યારે ત્હારૂં મન અત્યંત સ્વચ્છ થશે તથા તું ચિત્તનો નિરોધ કરવાવડે પ્રજાનું પાલન કરવામાં આસક્ત થઇશ, ત્યારે તને ધર્મ પ્રાપ્ત થશે.) માટે વેદાધ્યયન કરવાનું જેમનું શીલ છે અને ઉત્તમ જેમનાં કર્મ છે એવા બ્રાહ્મણોનું અને સર્વ લોકનું પાલન કરવામાં યત્ન કર[૨૬]. હે ભારત! જે પુરૂષો, વનમાં અને બીજા આશ્રમોમાં નિવાસ કરીને ધર્માચરણ કરે છે તેમનું રક્ષણ કરવાથી રાજા, તેમના ધર્મથી સોગણો ધર્મ પામે છે[૨૭]. હે પાંડવોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! આ અનેક પ્રકારના ધર્મ તને કહ્યા; એ પૂર્વથી ચાલતા આવેલા છે એમ જોયું છે તથા એ અનાદિ ધર્મ છે, એમ જાણીને તેને તું અનુસર!![૨૮]. હે પાંડવ! હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા! તું પ્રજાનું પાલન કરવામાં પ્રીતિવાળો થઇશ, તેથી ચારે આશ્રમનો અને ચારે વર્ણનો ધર્મ તને પ્રાપ્ત થશે[૨૯].

॥ चातुराश्रम्यमेकाग्र्यं चातुर्वर्ण्यं च पांडव । धर्मं पुरुषशार्दूल प्राप्स्यसे पालने रतः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि चातुराश्रमविधौ गुर्जरभाषायां षट्षष्टितमोऽध्यायः ॥ ६६ ॥

---

## અધ્યાય ૬૭ મો–રાજાની મહત્તા.

युधिष्ठिर उवाच ॥ चातुराश्रम्यमुक्तं ते चातुर्वर्ण्यं तथैव च ॥
॥ राष्ट्रस्य यत् कृत्यतमं ततो ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"ચારે આશ્રમના અને ચારે વર્ણના ધર્મ તમે કહ્યા. હવે હે પિતામહ! દેશ સંબંધી એટલે દેશમાં વસનારી પ્રજા સંબંધી જે મુખ્ય કાર્ય હોય, તે મને કહો"[૧]. ભીષ્મ કહે છે,–"દેશના લોક સંબંધી મુખ્ય કાર્ય એ છે કે, તેમણે રાજ્ય ગાદી ઉપર રાજાનો અભિષેક કરવો અર્થાત્ પોતાના ઉપર રાજા ઠરાવવો. કેમ કે રાજા વગરના નિર્બળ દેશનો ચોર લોકો પરાભવ કરે છે[૨]. રાજા વિનાના દેશમાં ધર્મ સ્થિર થતો નથી અને લોકો પરસ્પરનો નાશ કરે છે માટે રાજા વિનાના દેશને સર્વથા ધિક્કાર છે[૩]. દેવોએ ઇંદ્રને રાજા પસંદ કર્યો, એવી શ્રુતિ છે; માટે જેમ દેવનો રાજા ઇંદ્ર છે તેમ, મનુષ્યોએ પણ પોતાના રાજાને ઇંદ્ર માનીને પૂજવો; કેમકે, તેથી વૈભવ અને આબાદીની પ્રાપ્તિ થાય છે[૪]. રાજા વિનાના દેશમાં નિવાસ કરવો, હું પસંદ કરતો નથી; તેમજ રાજા વિનાના દેશમાં અગ્નિ હુતદ્રવ્યને વહન કરતો નથી–અગ્નિ આહુતિ ગ્રહણ કરતો નથી[૫]. (જો કદાચિત રાજ્યની ઇચ્છાવાળો કોઇ બળવાન પરદેશી રાજા, પોતાના દેશ ઉપર ચઢી આવે, તો તેનું પણ પૂજન કરવું; કેમ કે, રાજા વિનાના દેશનું બળ નાશ થાય છે. તેવા રાજાનો પણ સામે જઇને સત્કાર કરવો, એજ સારો મંત્ર કર્યો કહેવાય, કેમ કે, રાજાવિનાનો દેશ હોવો, તે કરતાં બીજો કોઇ વિશેષ પાપવાળો પદાર્થ જગતમાં નથી. તેનો સત્કાર કરવાનું કારણ એ છે કે, જો તે અનુકૂળ થઇને દેશના સામું જુએ તો સર્વ પ્રકારે કુશળ થાય; પણ જો બળવાન કોપ કરે તો સર્વનો નાશ પણ કરી નાખે. લોકો, જે ગાય દોહોતી વખતે વિપત્તિ પાડે છે તેને બાંધે છે અને અત્યંત કલેશ આપે છે, તથા જે ગાય સુખેથી દોહોવા દે છે તેને કોઇ દુઃખ દેતું નથી; વળી જે કાષ્ઠ તપાવ્યા વિના વળી શકે છે તેને કોઇ, તપાવતું નથી અને જે કાષ્ઠ પોતાની મેળે નમે છે.

તેને કોઇ નમાવતું નથી, ) હે વીર! તેજ પ્રમાણે જે, પોતાની મેળે બળવાનને તાબે થાય છે, તેને તેના તરફથી પીડા થતી નથી; માટે બળવાનને નમવું, એ ઠીક છે. જે કોઇ બળવાનને નમસ્કાર કરે છે તે ઇન્દ્રને નમસ્કાર કરે છે, એમ જાણવું[૬]. એ કારણ માટે નિરંતર કલ્યાણ ઇચ્છનારા લોકોએ, રાજા કરવોજ; જેઓના દેશમાં રાજા નથી તેઓનો ધનનો અર્થ કે, સ્ત્રીનો અર્થ પણ સિદ્ધ થતો નથી.–અર્થાત્ સ્ત્રી અને પૈસો તેઓથી સુખે ભોગવાતો નથી[૭]. રાજા વિનાના દેશમાં પાપી પુરૂષો, બીજાનું દ્રવ્ય હરણ કરીને આનંદ પામે છે. જ્યારે બીજા લોકો, તે પાપી પાસેથી ધન પાછું લેવા ઇચ્છે છે ત્યારે તેમને રાજાની જરૂર પડે છે[૮]. રાજા હોય તો પાપીઓ પણ કોઈ સમયે તેમાં સુખી થઇ શકતા નથી, પણ રાજા ન હોય તો, બે જણ મળીને એકનું ધન હરી લે છે, અને કેટલાક પુરૂષો મળીને બે જણનું ધન હરી લે છે[૯]. દાસ ન હોય તેને દાસ કરે છે; બળાત્કારે સ્ત્રીઓને લઇ જાય છે. એ કારણથી દેવોએ, રાજાઓને પ્રજાનું પાલન કરનાર ઠરાવ્યા છે[૧૦]. પૃથ્વીમાં દંડનું ધારણ કરનાર રાજા, ન હોય તો જેમ પાણીમાં નાના દુર્બળ મત્સ્યોને મોટા મત્સ્ય ખાઇ જાય છે, તેમ દુર્બળ મનુષ્યોનો બળવાન મનુષ્યો નાશ કરે છે[૧૧]. ( અમે સાંભળ્યું છે કે, રાજા વિનાની પ્રજાઓ, જેમ પાણીમાં દુર્બળ મત્સ્યને બળવાન મત્સ્ય ખાઇ જાય છે તેમ, પરસ્પર વિનાશ કરીને નાશ પામી છે. વળી અમે સાંભળ્યું છે કે, તે સર્વે પ્રજાઓ એકઠી મળીને પરસ્પર પ્રતિજ્ઞાઓ કરવા લાગી કે, જે મનુષ્ય નિષ્ઠુર વચન બોલનારો, નિર્દય, દંડ કરનારો, પરસ્ત્રીનું ગમન કરનારો, અને પારકું ધન હરણ કરનારો હોય, તેવા મનુષ્યનો આપણે ત્યાગ કરવો. સામાન્યપણે સર્વ વર્ણને વિશ્વાસ ઉપજાવવા માટે એવી પ્રતિજ્ઞા કરીને તે પ્રજાઓ, તે સરતો પ્રમાણે વર્ત્તવા લાગી. પરંતુ તેથી પણ તેમને સુખ થયું નહિ અને ) પ્રજાઓ દુઃખથી પીડાઇને પિતામહ બ્રહ્મદેવની પાસે ગઈ અને કહ્યું કે: “હે ભગવાન! રાજા વિના અમે નાશ પામીએ છીએ માટે અમને રાજા આપો!! કે, જેનું અમે સર્વ એકત્ર થઇને પૂજન કરીએ અને તે અમારૂં પાલન કરે;” પછી બ્રહ્માએ, મનુને રાજા થવાની આજ્ઞા કરી, પણ મનુએ પ્રજાઓના રાજા થવાને પોતાની ઇચ્છા બતાવી નહિ[૧૨.૧૩]. મનુએ કહ્યું કે:–“હું પાપ કર્મથી ભય પામું છું તથા રાજ્યરૂપ સમુદ્ર તરવો, એ મહા કઠિન છે; અને તેમાં વળી નિરંતર અસત્ય આચરણવાળાં મનુષ્યોમાં રાજ્ય કરવું અત્યંત દુષ્કર છે”[૧૪]. ભીષ્મ કહે છે કે:–મનુનું એવું વચન સાંભળીને પ્રજાએ, કહ્યું કે: “તમે ભય પામશો નહિ; પાપીઓનું પાપ, જે કરશે તેના પ્રત્યે જશે. અમે પશુઓમાંથી અને દ્રવ્યમાંથી પચાશમો ભાગ તમને આપીશું. વળી તમારા ભંડારની વૃદ્ધિના અર્થે ધાન્યમાંથી દશમો ભાગ આપીશું. વિવાહ કરવાને તૈયાર થયેલી કન્યાનું શુલ્ક* લેવામાં આવતું હશે તો, તેવી કન્યાઓમાંથી જે અત્યંત સુંદર હશે તે તમને આપીશું[૧૫.૧૬]. જેમ દેવતાઓ ઇંદ્રની પાછળ જાય છે તેમ, અમારામાંથી શ્રેષ્ઠ શ્રેષ્ઠ મનુષ્યો, હથીઆર અને વાહન લઇને તમારી પાછળ આવશે[૧૭]. જેમ કુબેર યક્ષોને સુખ આપે છે તેમ, બળવાળા, પ્રતાપવાળા અને શત્રુથી પરાજય ન પામો એવા તમે, અમારા રાજા થઇને અમને સુખ આપશો[૧૮]. રાજાએ સારી રીતે રક્ષણ કરેલી પ્રજા, જે ધર્મ આચરશે તે ધર્મનો ચોથો ભાગ તમને પ્રાપ્ત થશે[૧૯]. હે રાજન! એ પ્રમાણે સુખવડે પ્રાપ્ત થયેલા આ મોટા ધર્મવડે ભાવનાયુક્ત થયેલા તમે, જેમ ઇંદ્ર દેવોનું રક્ષણ કરે છે તેમ, અમારૂં સર્વથી રક્ષણ કરો!![૨૦]. સૂર્યની પેઠે પ્રતાપ જણાવીને વિજયના અર્થે નીકળો!! તથા શત્રુઓના માનનો નાશ કરો!! તમારો સર્વ કાળે જય થાઓ!!”[૨૧].

---

* કન્યા આપવા માટે વર પાસેથી કન્યાના પક્ષવાળા જે કાંઇ ધન લે છે તેને “શુલ્ક” કહે છે.

એ સાંભળીને અત્યંત તેજવાળો મનુ, મોટી સેનાથી વીંટાઇને તથા મોટા કુલિનપણાથી યુક્ત થઇને પોતાના તેજવડે પ્રકાશમાન થતો ત્યાંથી નીકળ્યો[૨૨]. તે વખતે જેમ દેવો, ઇંદ્રની મહત્તા જોઇને પોતાના ધર્મમાં પ્રવૃત્ત થાય છે તેમ, તેની મહત્તા જોઇને સર્વે પાપી મનુષ્યો, ત્રાસ પામ્યા અને સ્વધર્મનું આચરણ કરવામાં પ્રવૃત્ત થયા[૨૩]. પછી વૃષ્ટિ કરનારા મેઘની પેઠે તે, પૃથ્વીની ચારે બાજૂ ફરી વળ્યો અને સર્વ સ્થળમાં પાપીઓનો નાશ કરીને પ્રજાની ધર્મમાં યોજના કરી[૨૪]. એ પ્રમાણે પૃથ્વીમાં કોઇ પણ સ્થળમાં જે માણસો, પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તેમણે પ્રજાના ઉપર અનુગ્રહ થવાના હેતુથી સર્વથી શ્રેષ્ઠ રાજાને સ્થાપન કરવો[૨૫]. તથા જેમ શિષ્યો ગુરૂને ભક્તિથી પ્રણામ કરે છે અને જેમ દેવો ઇંદ્રને ભક્તિથી પ્રણામ કરે છે, તેમ રાજાની સમીપમાં જઇને ભક્તિથી પ્રણામ કરવો[૨૬]. પોતાના રાજાને પ્રણામ કરવાનો હેતુ એવો છે કે, પોતાનાં મનુષ્યો જેનો સત્કાર કરે છે, તેને બીજા લોકો પણ મોટો માને છે અને પોતાનાં મનુષ્યો, જેની અવજ્ઞા કરે છે તેનો બીજા લોકો પરાભવ કરે છે[૨૭]. માટે પ્રજાએ પોતાના રાજાનો સત્કાર કરવો યોગ્ય છે; કેમ કે, શત્રુઓ રાજાનો પરાભવ કરે તો તેથી આખી પ્રજાને દુઃખ ઉત્પન્ન થાય છે. માટે પ્રજાએ, રાજાને છત્ર, વાહન વસ્ત્ર, અલંકાર, ભોજન, પીવાનાં પાત્ર, ઘર, આસન, શયન અને સર્વે સાહિત્ય આપવાં[૨૮,૨૯]. રાજાએ પણ એ કારણથી પ્રજાનું રક્ષણ કરવું, શત્રુઓ ધર્ષણા ન કરી શકે એવા થવું, હસતા મુખથી વચન બોલનારા થવું, કોઇ બોલાવે તો, તે મનુષ્યો પ્રત્યે મધુર વચનથી બોલવું[૩૦]. પ્રજાના ઉપકારને જાણનારા થવું, પોતાની પ્રજા ઉપર દૃઢ પ્રીતિ રાખવી, અન્નના વિભાગ કરીને ભોજન કરવું, ઇંદ્રિયો ઉપર જય મેળવવો કોઇ સામું જુએ તો, તેના પ્રત્યે કોમળ દૃષ્ટિથી, સારા ભાવથી અને સુંદર આકૃતિથી જોવું "[૩૧].

॥ कृतज्ञो दृढभक्तिः स्यात् संविभागी जितेंद्रियः । ईक्षितः प्रतिवीक्षेत मृदु वल्गु च सुष्ठु च ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मे गुर्जरभाषायां सप्तषष्ठितमोऽध्यायः॥ ६७ ॥

## અધ્યાય ૬૮ મો-વસુમના અને બૃહસ્પતિનો સંવાદ-રાજાની શ્રેષ્ઠતા.

युधिष्ठिर उवाच ॥ किमाहुर्दैवतं विप्रा राजानं भरतर्षभ ॥

॥ मनुष्याणामधिपतिं तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"બ્રાહ્મણો, મનુષ્યોના અધિપતિ રાજાને કયું દૈવત કહે છે? હે ભરતશ્રેષ્ઠ! હે પિતામહ! તે મને કહો"[૧]. ભીષ્મ કહે છે,—"હે ભારત! આ સ્થળમાં પણ એક પુરાતન ઇતિહાસ છે, તેમાં વસુમનાએ બૃહસ્પતિને એજ વાત પૂછી હતી[૨]. (કોશલ દેશનો રાજા બુદ્ધિમાન વસુમના નામે હતો, તેણે મહાજ્ઞાની મહર્ષિ બૃહસ્પતિને પૂછયું હતું. વિનયને જાણનારા અને સર્વ લોકનું હિત કરવામાં પ્રીતિવાળા રાજાએ, ધર્મયુક્ત આચરણવાળા બૃહસ્પતિને વિધિપૂર્વક પ્રણામ કરીને અને દક્ષિણા આપ્યા પછી, સર્વે પ્રકારના વિનયથી પ્રજાનું સુખ ઇચ્છીને રાજ્ય વિધિનો પ્રશ્ન કર્યો.) વસુમના કહે છે,—"હે મહાજ્ઞાની! પ્રાણીમાત્ર વૃદ્ધિ શાથી પામે છે! અને તેમનો ક્ષય શાથી થાય છે? તથા કોનું પૂજન કરવાથી તે અખંડ સુખને પામે છે?"[૩]. અમાપ બળવાલા કોશલ દેશના રાજાએ, એ પ્રમાણે પૂછયું ત્યારે તીક્ષ્ણ બુદ્ધિવાળા બૃહસ્પતિએ કહ્યું કે, સાવધાનીથી રાજાનો સત્કાર કરવાથી એ સર્વ ઠીક થાય છે[૪]. બૃહસ્પતિ કહે છે,—"હે તીક્ષ્ણ બુદ્ધિવાળા રાજન! લોકના ધર્મનું મૂળ રાજા છે એમ જણાય છે. રાજાના ભયથીજ પ્રજા પરસ્પરનો વિનાશ કરતી નથી[૫]. જ્યારે આ સમગ્ર

લોક અધર્મ કરવાને પ્રેરાય છે અને ઉત્સુક થાય છે, ત્યારે રાજાજ ધર્મવડે તેને શુદ્ધ કરે છે (એટલે સજા કરીને નિર્દોષ કરે છે) તથા પ્રજાને શુદ્ધ કરીને રાજા શોભે છે[૬]. હે રાજન ! સૂર્ય અને ચંદ્રનો ઉદય ન થયો હોય ત્યારે, પ્રાણીઓ જેમ એક બીજાને જોઇ શકતાં નથી અને મહા અંધકારમાં ડૂબી જાય છે[૭]. જેમ થોડા જળવાળા સરોવરમાં માછલાં અને જ્યાં કોઇ મનુષ્યને કે, હિંસક પ્રાણીને શબ્દ ન સંભળાતો હોય ત્યાં પક્ષીઓ, ઇચ્છામાં આવે તેમ એક બીજાનો વારંવાર સંહાર કરીને ભમે છે તથા પરસ્પરના પ્રહાર સહન કરીને પણ એક બીજાનો નાશ કરી અતિક્રમણ કરે છે અને થોડા કાળમાં ક્ષય પામી જાય છે, એમાં સંશય નથી[૮.૯]. તેમજ આ સઘળી પ્રજા રાજા વિના નાશ પામે અને ગોવાળ વિનાના પશુઓની પેઠે, ગાઢ અંધકારમાં ડૂબી જાય[૧૦]. જો રાજા, રક્ષણ ન કરે તો બળવાન પુરૂષો દુર્બળ પુરૂષોની સ્ત્રીઓનું હરણ કરી જાય તથા પોતપોતાના ધનનું રક્ષણ કરનારા પુરૂષોને મારી નાંખે[૧૧]. વળી જો રાજા, રક્ષણ ન કરે તો 'આ વસ્તુ મ્હારી છે' એ પ્રમાણે માનીને કોઇ પણ વસ્તુનો સંગ્રહ ન થાય પરંતુ 'આ વસ્તુ બળવાનની છે' એમજ કહેવું પડે. સ્ત્રી, પુત્ર કે, ધન, એમાંથી કશા ઉપર દાવો રાખી શકાય નહિ; અને ચારે બાજુથી દ્રવ્ય વગેરેની લૂંટફાટજ પ્રવૃત્ત થાય[૧૨]. જો રાજા, રક્ષણ કરે નહિ તો પાપી પુરૂષો, ઓચિંતા આવીને વાહન, વસ્ત્ર, અંલકાર અને અનેક પ્રકારનાં રત્નો લઇ જાય[૧૩]. જો રાજા, પાલન ન કરે તો ધર્મ પ્રમાણે આચરણ કરનારા પુરૂષો ઉપર અનેક પ્રકારે શસ્ત્રના ઘા પડે અને લોકો અધર્મનો માર્ગ પકડે[૧૪], જો રાજા, રક્ષણ કરે નહિ તો પ્રજામાં દુષ્ટ લોકો, માતા, પિતા, વૃદ્ધ, આચાર્ય, અતિથિ અને ગુરૂને દુઃખ દે અથવા હણે[૧૫]. જો રાજા, રક્ષણ કરે નહિ તો દ્રવ્યવાળા લોકોનો વધ થાય, બંધન થાય અને એવાંજ બીજાં દુઃખ હમ્મેશાં ભોગવવાં પડે તથા કોઇપણ વસ્તુ ઉપર પોતાપણું (સ્વામિત્વ) રહે નહિ[૧૬]. જો રાજા, રક્ષણ કરે નહિ તો મનુષ્યોનું અકાળે મરણ થાય, સર્વ લોકો ચોરને આધીન થઈ જાય, અને ઘોર નરકમાં પડે[૧૭]. જો રાજા, પાલન કરે નહિ તો વ્યભિચાર બંધ થાય નહિ, ખેતી થાય નહિ, વેપારનો માર્ગ બંધ પડે, ધર્મ ડૂબી જાય અને વેદ નાશ પામે[૧૮]. જો રાજા, રક્ષણ કરે નહિ તો પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞ થાય નહિ, વિવાહ કર્મ બને નહિ કે, સમાજ પણ મળે નહિ[૧૯]. જો રાજા, રક્ષણ કરે નહિ તો સાંઢીયા પ્રજાની ઉત્પત્તિ કરે નહિ, દહીંની ગોળીઓમાં દહીં પણ વલોવાય નહિ, અને ગાયોના ગોઠા (વાડા) નાશ પામે[૨૦]. જો રાજા, રક્ષણ કરે નહિ તો સઘળું જગત ત્રાસ પામે, સૌનાં હૃદયમાં ઉદ્વેગ થાય, હાહાકાર વર્તાઇ જાય, અચેતન થઇ જાય અને જોતજોતાંમાં સર્વ કંઇ નાશ પામે[૨૧]. જો રાજા, રક્ષણ કરે નહિ તો વિધિ પ્રમાણે જેમાં દક્ષિણા અપાય છે એવા સંવત્સર યજ્ઞોની દીક્ષા, નિર્ભય થઇને કોઈ ધારણ કરે નહિ[૨૨]. જો રાજા, પાલન કરે નહિ તો વિદ્યાસ્નાતક અને વ્રતસ્નાતક તપસ્વી બ્રાહ્મણો, ચારે વેદનું અધ્યયન કરે નહિ[૨૩]. જો રાજા, રક્ષણ કરે નહિ તો બ્રાહ્મણોની નાસ્તિ થવાના કારણથી મનુષ્યોને ધર્મનો યોગ થાય નહિ; તથા ધનાદિનું હરણ કરનારો સુખથી (જીવતો) ચાલ્યો જાય[૨૪]. જો રાજા, રક્ષણ કરે નહિ તો ચોરો, હાથમાંની વસ્તુને પણ લઇ જાય, ધર્મનાં તમામ બંધારણ તૂટી જાય અને સર્વ કોઈ ભયથી પીડા પામીને ભાગી જાય[૨૫]. જો રાજા, રક્ષણ કરે નહિ તો અનીતિઓ પ્રવૃત્ત થાય, પ્રજા વર્ણસંકર ઉપજે, અને દેશમાં દુકાળ પડે[૨૬]. જ્યારે રાજા, મનુષ્યોનું રક્ષણ કરે છે ત્યારેજ તેઓ, સર્વ તરફથી નિર્ભય થઇને ઘરનાં બારણાં ઉઘાડાં મૂકીને મરજી પ્રમાણે સૂઇ રહે છે[૨૭]. (રાજા, ધાર્મિક થઇને પણ જ્યારે સારી રીતે પૃથ્વીનું પાલન કરતો નથી, ત્યારે કોઇ પણ મનુષ્ય આળ કે,

માર કેમ સહન ન કરે ? રાજા નહિ હોવાથી લાચારીથી સહન કરેજ.) જો રાજા, રક્ષણ કરે છે તો સ્ત્રીઓ, પુરૂષના સંગાત વિના પણ સર્વ અલંકારથી ભૂષિત થઇને માર્ગમાં ભયરહિતપણે ચાલી જાય છે[૨૮]. જ્યારે રાજા, રક્ષણ કરે છે ત્યારે લોકો, ધર્મને માર્ગે ચાલે છે અને પરસ્પર હિંસા કરતા નથી તથા અન્યોન્ય ઉપર ઉપકાર કરે છે[૨૯]. જ્યારે રાજા, રક્ષણ કરે છે ત્યારે ત્રણે વર્ણના લોકો, જૂદી જૂદી વિધિઓથી મોટા મોટા યજ્ઞ કરે છે અને એકત્ર થઇને વિદ્યાનું અધ્યયન કરે છે[૩૦]. (આ લોકોનો આધાર જીવિકા ઉપર છે અને તે જીવન વૃષ્ટિ વગેરેને આધીન છે; જ્યારે રાજા, રક્ષણ કરે છે ત્યારે તે સર્વ સારે પ્રકારે પ્રવર્ત્તે છે.) જ્યારે રાજા, પોતાના મોટા બળથી પ્રજાને લઇને રાજ્યરૂપી શ્રેષ્ઠ ધુંસરીનું વહન કરે છે ત્યારે લોક પ્રસન્ન થાય છે[૩૧]. જેનો નાશ થવાથી પ્રાણી માત્રનો પણ સર્વ તરફથી નાશ થાય છે, તથા જેના અસ્તિત્વવડે પ્રાણી માત્રનું નિરંતર અસ્તિત્વ થાય છે, એવા રાજાનું પૂજન કોણ નહિ કરે ?[૩૨]. (જે પુરૂષ, રાજાનું પ્રિય અને હિત, બન્ને વાનાં સંપાદન કરીને સર્વ લોકને ભય ઉપજાવનાર રાજ્ય ભારનું વહન કરે છે તે, આ લોક તથા પરલોક બન્નેમાં જય પામ્યો, એમ જાણવું.) જે પુરૂષ, એવા રાજાનું મનવડે પણ ભૂંડું ચિંતવે છે, તે પુરૂષ આ લોકમાં દુઃખ પામીને મરી ગયા પછી નિશ્ચય નરકમાં પડે છે[૩૩]. રાજાને જોઇને 'આ મનુષ્ય છે' એમ ધારી તેની અવગણના કરવી નહિઃ કેમ કે એ, પુરૂષરૂપે કોઇ મોટો દેવ છે[૩૪]. (રાજા, સમય પ્રમાણે નિરંતર પાંચ રૂપ ધારણ કરે છે; એટલે સમય પ્રમાણે અગ્નિ, સૂર્ય, મૃત્યુ, કુબેર અને યમ થાય છે.) જ્યારે કોઈ પુરૂષ, અસત્ય આચરણ કરીને રાજાને છેતરે છે ત્યારે પાસે બેસનારા તે પાપીઓને પોતાના ભયંકર તેજવડે બાળી નાખે છે; એ વખતે રાજા અગ્નિસ્વરૂપ થાય છે[૩૫]. જ્યારે રાજા, સર્વ પ્રાણીઓને પોતાના દૂતરૂપ નેત્રોવડે જુએ છે અને તેમનું કલ્યાણ કરે છે ત્યારે તે સૂર્યસ્વરૂપ થયો કહેવાય છે[૩૬]. જ્યારે રાજા, ક્રોધ પામીને કૂડાં કર્મ કરનારા સેંકડો પુરૂષોનો પુત્ર, પૌત્ર અને અમાત્ય-સહિત નાશ કરે છે ત્યારે મૃત્યુસ્વરૂપ થાય છે[૩૭]. જ્યારે સર્વે અધર્મીઓને પોતાના તીક્ષ્ણ દંડવડે તે શિક્ષા કરે છે અને ધાર્મિક લોકોના ઉપર મેહેરબાની કરે છે, ત્યારે તે, યમસ્વરૂપ થાય છે[૩૮]. જ્યારે તે, પોતા ઉપર ઉપકાર કરનારાઓને ધનની ધારાઓવડે તૃપ્ત કરે છે તથા અપકાર કરનારાઓનાં અનેક પ્રકારનાં રત્નો ખુંચાવી લે છે, વળી કોઇને લક્ષ્મી આપે છે અને કોઈની પાસેથી લઈ લે છે, ત્યારે રાજા, લોકોમાં ધનપતિ કુબેરસ્વરૂપે થાય છે[૩૯,૪૦]. (જે પુરૂષ ડાહ્યો, કલેશરહિત કર્મવાળો, ઇર્ષ્યારહિત અને ધર્મથી પ્રાપ્ત થનારા લોકની અભિલાષા રાખનારો હોય, તેણે લોકોના ઇશ્વર રાજાના અપવાદમાં ઉભા રેહેવું નહિ. ગમે તો પ્રાણ સમાન વહાલો પોતાનો પુત્ર, ભાઇ કે, મિત્ર હોય તથાપિ રાજાથી ઉલટું ચાલીને સુખ પામે નહિ. વાયુ જેનો પ્રેરક છે એવો અગ્નિ સળગ્યા છતાં, તે કાંઇ બાળ્યા વિનાનું શેષ રહેવા દે છે, પરંતુ રાજાએ જેનો તિરસ્કાર કર્યો છે એવા મનુષ્યનું તો કાંઇ પણ શેષ રહેજ નહિ. માટે રાજાએ રક્ષણ કરેલા કે, રક્ષણ કરવાના અભિપ્રાયથી મૂકેલા સર્વ પદાર્થો દૂરથીજ પડયા મૂકવા; અને) જેમ મનુષ્ય મૃત્યુથી, કંટાળે તેમ પુરૂષે, રાજાનું દ્રવ્ય હરણ કરવાથી કંટાળવું. જેમ મૃગ પકડવાના ફાંસાને અડતાં વેંતજ મૃગ તત્કાળ નાશ પામે છે, તેમ રાજાના દ્રવ્યને સ્પર્શ કરતાંજ મનુષ્ય નાશ પામે છે[૪૧]. બુદ્ધિમાન પુરૂષને રાજદ્રવ્ય સોંપ્યું હોય તો તેણે પોતાના દ્રવ્યની પેઠે તેનું રક્ષણ કરવું[૪૨]. રાજાના દ્રવ્યનું હરણ કરનાર પુરૂષ, સ્થિતિ વિનાના અને જડરૂપ મોટા ઘોર નરકમાં ઘણા કાળ પર્યંત પડી રહે છે[૪૩]. પ્રજાને રંજન કરે છે માટે રાજા, સુખ ભોગવાવે છે માટે ભોજ,

અનેક પ્રકારે શોભે છે માટે વિરાટ્, રૂડે પ્રકારે શોભે છે માટે સમ્રાટ્, દુઃખથી રક્ષણ કરે છે માટે ક્ષત્રિય, પૃથ્વીનો પતિ માટે ભૂપતિ, મનુષ્યોનો પાલન કરનારો માટે નૃપ, એવા શબ્દોવડે જેનું સ્તવન થાય છે તેનું પૂજન કોણે ન કરવું જોઇએ?[૪૪]. એટલા માટે જે, સુખી થવાને ઇચ્છતો હોય તેવા બુદ્ધિમાન, સ્મૃતિવાળા અને ડાહ્યા પુરૂષે, નિયમિત થઇને, મનને વશ રાખીને, અને ઇંદ્રિયોને નિયમમાં રાખીને રાજાનો આશ્રય કરવો[૪૫]. રાજાએ પણ કૃતજ્ઞ, ડાહ્યા, મોટા મનના, દૃઢ ભક્તિવાળા, જીતેંદ્રિય, નિરંતર ધર્મ આચરનારા, અને નિરંતર સ્થિર ચિત્તવાળા મંત્રીનું પૂજન કરવું—સત્કાર કરવો[૪૬]. વળી રાજાએ દૃઢ ભક્તિવાળા, બુદ્ધિમાન, ધર્મને જાણનારા, ઈંદ્રિયોનું નિયમન કરનારા, શૂરા અને ઉદાર કર્મ કરનારા એકાંગ વીરનો આશ્રય કરવો. કેમ કે, એકાંગ વીર કોઈ પણ કાર્યમાં બીજા સહાય કરનારાઓની અપેક્ષા ન રાખતાં પોતે એકલોજ તે કાર્ય સાધવાને તૈયાર થઈ જાય છે. બુદ્ધિ, મનુષ્યને ડહાપણવાળો કરે છે અને રાજા, મનુષ્યને કૃશ કરે છે; માટે રાજાથી વિરૂદ્ધ ચાલનારને સુખ ક્યાંથી પ્રાપ્ત થાય? પણ જે પુરૂષ તેને અનુકૂળ થઇને તેના આશ્રયે આવે છે તેને તે સુખી કરે છે[૪૭-૪૮]. હે રાજન! રાજા, એ પ્રજાનું મોઢું હૃદય છે, ગતિ છે, પ્રતિષ્ઠા છે અને ઉત્તમ સુખ છે. જે પુરૂષો, રાજાના આશ્રયે રહેલા છે તે આ લોકોનું તથા પરલોકોનું પૂજન સારી રીતે કરી શકે છે; તાત્પર્ય કે, બન્ને લોકોનું શ્રેય સંપાદન કરી શકે છે[૪૯]. રાજા પણ પોતામાં રહેલા સમતા ગુણવડે, સત્યવડે અને મિત્રભાવવડે પૃથ્વીનું પાલન કરીને તથા મોટા યજ્ઞોવડે દેવનું પૂજન કરીને મોટો યશ મેળવીને સ્વર્ગ લોકમાં અખંડ પદ પામે છે"[૫૦]. બૃહસ્પતિએ એ પ્રમાણે કહ્યું તે સાંભળીને રાજાઓમાં શ્રેષ્ઠ કોશળ દેશના રાજા વસુમના વીરે, પ્રયત્નથી પ્રજાનું પાલન કર્યું"[૫૧].

स एवमुक्तोङ्गिरसा कौशल्यो राजसत्तमः। प्रयत्नात् कृतवान् वीरः प्रजानां परिपालनम्॥

**इति श्रीमहाभारते शांति० रा० अंगिरोवाक्ये गु० भा० अष्टषष्टितमोऽध्यायः॥ ६८॥**

---

## અધ્યાય ૬૯ મો—રાજધર્મ.

**युधिष्ठिर उवाच॥ पार्थिवेन विशेषेण किं कार्यमवशिष्यते॥**

**॥ कथं रक्ष्यो जनपदः कथं जेयाश्च शत्रवः॥ १॥**

યુધિષ્ઠિર કહે છે,—"હે પિતામહ! રાજાએ વિશેષે કરીને કરવાનું શું બાકી રહ્યું છે? તે, તથા તેણે દેશનું રક્ષણ શી રીતે કરવું? શત્રુઓને કેવી રીતે જીતવા? દૂતોની કેવી રીતે યોજના કરવી? ચારે વર્ણની પ્રજાને તથા પુત્ર, સ્ત્રી અને સેવકોને વિશ્વાસ શી રીતે ઉત્પન્ન કરવો? તથા તેમની યોજના શી રીતે કરવી? તે સર્વે મને કહો!!"[૧-૨]. ભીષ્મ કહે છે,—"હે મહારાજ! રાજાએ કેમ વર્તવું તથા તેણે પ્રથમ શું કરવું અથવા તેણે મોકલેલા તેના પ્રતિનિધિ વગેરેએ શું કરવું; તે સર્વ તું સાવધાન થઇને સાંભળ[૩]. પ્રથમ તો રાજાએ, પોતાના ચિત્ત ઉપર સર્વદા જય મેળવવો અને પછી શત્રુઓને જીતવા. કેમ કે, જે રાજાએ, પોતાના ચિત્ત ઉપર જય મેળવ્યો નથી તે શત્રુઓને શી રીતે જીતશે[૪]? કર્ણ, નેત્ર, નાસિકા, જીહ્વા અને ત્વચા એ પાંચે ઇંદ્રિયોને કબજે રાખવી એટલે ચિત્ત ઉપર જય મેળવ્યો કહેવાય છે, અને જે રાજાએ, એ પ્રકારે ઇંદ્રિય ઉપર જય મેળવ્યો છે તે રાજા શત્રુઓને પીડા કરવાને શક્તિમાન થાય છે[૫]. હે કુરૂનંદન રાજાએ, કિલ્લામાં, રાજ્યના સીમાડા ઉપર, નગરની બહારના બાગોમાં, નગરમાંની વાડીઓમાં, કોટવાળ આદિની સર્વે કચેરીઓમાં, પુરમાં અને નગરોમાં,

અંતઃપુરમાં અને રાજમેહેલમાં; એટલી જગ્યાએ તે તે સ્થળનું રક્ષણ કરનારા પાયદળ સૈન્યના મનુષ્યો રાખવા[૬,૭]. હે પુરૂષોમાં વ્યાઘ્ર જેવા રાજન! જડ સરખા, આંધળા સરખા અને બેહેરા સરખા દેખાવવાળા ચારા (ગુપ્ત દૂત) રાખવા; તે સર્વ પુરૂષો, પરીક્ષા કરેલા બુદ્ધિમાન અને ભૂખ, તરસ તથા શ્રમને વેઠી શકનારા જોઇએ[૮]. હે મહારાજ! રાજાએ, તે ચારાઓની યોજના સર્વ પ્રધાન મંડળમાં, અનેક પ્રકારના મિત્રોમાં, પુત્રોમાં, નગરમાં, દેશમાં, અને માંડલિક રાજાઓમાં સાવધાનપણાથી કરવી[૯]. તે ચારાઓને એવી રીતે મોકલવા કે, એક ચારો બીજા ચારાને ઓળખી શકે નહિ[૧૦]. હે ભરત શ્રેષ્ઠ! શત્રુએ મોકલેલા ચારાઓને પણ ઓળખવા. શત્રુઓએ મોકલેલા ચારા બજારની દુકાનોમાં, મલ્લોના અખાડા વગેરે સ્થળમાં, ઘણા માણસોના સમુદાયમાં, સંન્યાસી વગેરે ભિક્ષુઓમાં, નગરમાંની વાડીઓમાં, નગર બહારના બાગોમાં, પંડિતોની સભામાં, ખાણ ખોદવાનાં ઠેકાણાંમાં, અધિકારીઓની કચેરીઓમાં, રાજસભામાં અને મોટા લોકોના મકાનોમાં આવીને રહે છે[૧૧,૧૨]. હે પાંડવ! એ પ્રકારે વિચિક્ષણ રાજાએ શત્રુના ચારાની શોધ કરીને ઓળખવા; કેમ કે, ચારાઓને પ્રથમથીજ ઓળખી રાખવાથી હિત થાય છે[૧૩]. હવે રાજા, જો પોતે પોતાને શત્રુ કરતાં હીન (નિર્બળ) સમજતો હોય તો, પ્રધાનોની સાથે મંત્ર (વિચાર) કરીને બળવાન શત્રુ સાથે સંધિ કરવી[૧૪]. વિચિક્ષણ રાજાએ, પોતાની નિર્બળતા જાણીને અથવા કોઈ પ્રકારનો અર્થ સાધવા માટે બળવાન શત્રુ સાથે શીઘ્ર સંધિ કરવી[૧૫]. ધર્મવડે પોતાના દેશનું પાલન કરનારા રાજાએ, ગુણવાન, મોટા ઉત્સાહવાળા, ધર્મને જાણનારા અને સારા આચરણવાળા રાજાઓ સાથે સંધિ કરવી[૧૬]. તીક્ષ્ણ બુદ્ધિવાળા રાજાને જ્યારે એમ માલૂમ પડે કે, મને પદભ્રષ્ટ કરવાનો વિચાર ચાલે છે, ત્યારે પૂર્વે જેમને દુષ્ટ જાણીને સજા કરી હોય, પણ પછીથી દયાવડે જેમને છોડી મૂક્યા હોય, તથા જેમના ઉપર લોકોની અપ્રીતિ હોય, એવાઓને સર્વ પ્રકારે હણવા[૧૭]. જે શત્રુ રાજા, ઉપકાર પણ કરી શકતો નથી કે, અપકાર પણ કરી શકતો નથી, તેમ જેની ઉન્નતિ થવી અશક્ય છે એવાઓની ઉપેક્ષા કરવી[૧૮]. શત્રુ રાજાના ઉપર ચઢાઈ કરવાની ઈચ્છા હોય તો વિચિક્ષણ રાજાએ, પોતાના કરતાં દુર્બળ રાજા ઉપર કરવી; તથા તે ન જાણે ત્યારે, તેના મિત્રોએ તેને તજી દીધો હોય ત્યારે, બંધુજન વિનાનો હોય ત્યારે, કોઇ બીજા દુશ્મન જોડે યુદ્ધમાં ગુંથાયો હોય ત્યારે અને અસાવધ હોય ત્યારે, ચઢાઇ કરવી[૧૯]. જ્યારે પોતે શક્તિમાન હોય, સેના આદિ બળ પુષ્ટ હોય અને પોતે સુખી હોય, ત્યારે વીર રાજાએ ચઢાઇ કરવાની આજ્ઞા આપવી અને તે આજ્ઞા આપતા પેહેલાં પોતાના નગરનું રક્ષણ થાય તેવી સામગ્રી સંપાદન કરીને પછી આજ્ઞા આપવી[૨૦]. જે શત્રુ રાજા, ઘણો બળવાન હોય અને વશ ન થતો હોય, ત્યારે તેનું બળ અને વીર્ય હીન કરવું તથા તેટલા માટે તેને ક્ષીણ કરવાને તૈયાર થવું[૨૧]. કૃશ કરવાના ઉપાય આ પ્રમાણે છે; તેના દેશને શસ્ત્ર, અગ્નિ અને વિષથી મૂર્છિત કરીને પીડવો તથા પોતાના સેવકોના સાધનથી તેના પ્રધાનો અને રાજા વચ્ચે તકરાર ઉત્પન્ન કરાવવી[૨૨]. બુદ્ધિવાન રાજાએ, વધારે રાજ્ય મેળવવાની ઇચ્છાથી કોઇ સમયે પણ યુદ્ધ કરવું નહિ; કેમ કે, બૃહસ્પતિએ અર્થગ્રહણ કરવાને માટે સામાદિક ત્રણ ઉપાયજ કહેલા છે[૨૩]. હે રાજન! સામ, દામ અને ભેદ એ ઉપાયથી જે અર્થ પ્રાપ્ત કરી શકાય તેટલાવડે પંડિત રાજાએ, સંતોષ માનવો[૨૪]. હે કુરૂનંદન! બુદ્ધિમાન રાજાએ પોતાની પ્રજા પાસેથી ઉપજનો છઠ્ઠો ભાગ કર લેવો, અને તેનાજ રક્ષણના અર્થે વાપરવો[૨૫]. મત્ત, ઉન્મત્ત આદિ દશ પ્રકારના ગુન્હેગાર પાસેથી જે થોડો ઘણો દંડ લેવામાં આવે છે, તે સહસા લઈ લેવો તેનો ઉપયોગ નગરવાસી જનોના રક્ષણમાં કરવો[૨૬]. જેવા પુત્ર તથા પૌત્ર હોય તેવાજ લોકોને પણ ત્હારે

માનવા, પણ વ્યવહારનો માર્ગ બતાવતાં તેમના ઉપર સ્નેહ કરવો નહિ[27]. લોકોની માંહો માંહની તકરારો જાણવાને સર્વ અર્થને જાણનારા પંડિતોની યોજના કરવી. કેમ કે, રાજ્યની સ્થિતિ વ્યવહારના નિર્ણયમાં રહેલી છે[28]. સોના વગેરેની ખાણ ઉપર, મીઠાની ઉત્પત્તિ થતી હોય ત્યાં, દાણા વગેરે વેચાતા હોય ત્યાં, નદી તરવાના ઘાટ ઉપર અને હાથીઓની સેના ઉપર, ઉપજ ખર્ચનો હિસાબ રાખવાને અમાત્યની કે, વિશ્વાસુ માણસની યોજના કરવી.[29] સારી રીતે દંડને ધારણ કરનારા રાજાને ધર્મની પ્રાપ્તિ થાય છે. રાજાને તો નિરંતર સારા પ્રકારના ધર્મવાળો દંડજ વખાણવા યોગ્ય છે[30]. હે ભારત! રાજાએ, વેદ અને વેદાંગને જાણનારા, ડાહ્યા, અત્યંત તપસ્વી, નિરંતર દાન કરનારા અને યજ્ઞ કરનારા થવું. એ સર્વે ગુણો રાજામાં સ્થિર જોઇએ[31]. વ્યવહારનો લોપ થાય તો રાજાને સ્વર્ગ અને યશ ક્યાંથી પ્રાપ્ત થાય?[32]. જ્યારે દુર્બળ રાજાને બળવાન રાજા પીડા કરે, ત્યારે બુદ્ધિમાન એવા તે રાજાએ કિલ્લાનો આશ્રય લેવો–કિલ્લામાં ભરાઈ બેસવું[33]. પોતાના મિત્રોને કબજે લઇને શત્રુ રાજા સાથે કહેણ મોકલવું; તથા શામ અને ભેદ ઉપાય વ્યર્થ જાય ત્યારે લડાઇને માટે કહેણ મોકલવું[34]. તેના આવવાના માર્ગમાં ગાયોના સમુદાય મૂકવા; તેના આવવાના માર્ગનાં ગામ ઉજડ કરવાં; તે સર્વે ગામવાળાઓને શેહેરની બહારનાં પરાંમાં રાખવા. જે કિલ્લાઓ સારી રીતે રક્ષિત કરેલા હોય તેમાં ધનવાન પુરૂષો વગેરેને રાખવા. ધનવાન પુરૂષો અને પોતાના સેનાના મુખ્ય પુરૂષોને વારંવાર શાંત કરવા[35]. જો શત્રુનો નગરમાં પ્રવેશ થવાનો સંભવ ન હોય તો રાજાએ ઘાસ–દાણા વગેરે નગરમાં આણવું. પણ તેવો યોગ ન હોય તો ખેતરોમાં પાકેલા અનાજના છોડને પણ દવ લગાડી બાળી નાંખવા[36]. તે કર્મ શત્રુનાં મનુષ્યોને ફોડીને કરાવવું; અથવા પોતાનું લશ્કર મોકલીને તેનો નાશ કરાવવો[37]. નદીઓના માર્ગમાં પૂલ કે, હોડીઓ વગેરે હોય તેનો નાશ કરવો. બાંધેલાં પાણી છોડી મૂકીને વેહવરાવી મૂકવાં તથા વેહેવરાવવાને યોગ્ય ન હોય તેવાં વાવ અને કૂવા વગેરેનાં પાણીમાં ઝેર નાખીને બગાડવાં[38]. (પોતાના દેશમાં જે મુખ્ય સ્થાન હોય, તેનો કબજો લઇને રાજાએ તેમાં નિવાસ કરવો તથા પાસેના દેશમાં વસનારા પોતાના વર્તમાન શત્રુના દુશ્મન સાથે સ્નેહ કરીને તેના બળવડે શત્રુને પોતાના દેશમાંથી દૂર કરવો. બીજા હલકા ગઢ કે, જેમાં શત્રુ આવી સહેલથી ભરાઈ બેસે એવા હોય, તેનો મૂળમાંથી નાશ કરવો. તેમ લોકો જેનું પૂજન કરતા હોય, તેવા વૃક્ષ રહેવા દઇને બાકીનાં તમામ નાનાં ઝાડનો પણ નાશ કરી દેશ પાધર કરી મૂકવો; જે વૃક્ષો મોટાં વધેલાં હોય તેનાં ડાળાં પણ કાપી નાખવાં અને પૂજ્ય વૃક્ષનું તો પાંદડું સરખું પણ પાડવું નહિ.) કિલ્લાની આસપાસ બહારનો કોટ ઉંચો કરાવવો કે, જેના ઉપર ચઢીને દૂરથી આવતા–જતા શત્રુનો સંચાર પણ જાણવામાં આવે. કિલ્લાની આસપાસની ખાઇમાં પાણી ભરી દેવું તથા તેમાં ભાલા ચોટેલા સ્તંભ રોપવા કે, જેના ઉપર પડનાર વીંધાઈ જાય તથા મોટા મત્સ્ય અને મગર તેમાં લાવી મૂકવા કે, જેથી તરીને કિલ્લા પાસે આવી શકાય નહીં[39]. નગરમાંથી છાનામાના નીકળી જવું હોય તેને માટે સંકટ દ્વાર રાખવાં તથા પૂરા પ્રયત્નવડે તેનું પણ નગરના દરવાજાની પેઠેજ રક્ષણ કરવું[40]. દરવાજા ઉપર સદૈવ મોટાં યંત્રો રાખવાં તથા જંજાળો ચઢાવી રાખવી અને તે યંત્રો પોતાના સ્વાધીનમાં રાખવાં[41]. કાષ્ઠ પણ એકઠાં કરી રાખવાં; તથા કૂવા ખોદાવવા અને પૂર્વે જળના અર્થવાળાઓએ કૂવા કરાવેલા હોય તેને સુધરાવવા[42]. ઘાસથી છાયેલાં છાપરાં ઉપર કાદવથી લીંપાવવું તથા અગ્નિના ભયથી ચૈત્ર માસમાં તો તે છાજ કાઢીજ નખાવવું[43]. એવે વખતે રાજાએ, રાત્રેજ રસોઇ કરાવવી અને અગ્નિહોત્ર સિવાય દિવસે અગ્નિ સળગાવવો નહિ[44].

લુહાર અને સુવાવડીના સ્થળમાં બહુ સાચવણીની સાથે અગ્નિ સળગાવવા દેવો તથા તે પણ ઘરમાં ઢાંકેલો અગ્નિજ સળગાવવા દેવો[૪૫], નગરના રક્ષણને અર્થે એવી દાંડી પિટાવવી કે 'જેના ઘરમાં દિવસે અગ્નિ સળગશે તેને ભારે શિક્ષા કરવામાં આવશે'[૪૬]. ભિક્ષુક, ગાડાં ફેરવનારા, નપુંસક (હીજડા) ગાંડા અને ખેતી કરનારા ખેડુત; એઓને શેહેરની બહાર કાઢી મૂકવા, કેમ કે, હે નરશ્રેષ્ઠ! તેઓને રાખવાથી હરકત થાય છે[૪૭]. (રાજાએ કચેરીઓમાં, તીર્થોમાં, સભાઓમાં અને મોટા લોકોના મકાનોમાં એ સર્વ લોકો ઉપર યથાર્થ વર્ણના (જોઇએ તેવા) ચારાઓ મૂકવા. રાજાએ, રાજમાર્ગ મોટા રખાવવા તથા પરબો અને દુકાનો જ્યાં જ્યાં જોઇએ, ત્યાં ત્યાં મંડાવવી. હે યુધિષ્ઠિર! ભંડારગૃહ, આયુધગૃહ, લશ્કરને રહેવાની બરાખો, ઘોડાર, હાથીશાળા, યોદ્ધાઓનાં મકાન, ખાઇઓ, શેરીઓ, ઘરમાંના એટલે ઘરની પાસેના બાગ, એ સર્વે પ્રકારે શત્રુઓમાંનો કોઈ માણસ, કદાચિત્ પણ જોઇ શકે નહિ એમ કરવું; હે યુધિષ્ઠિર! એ વાત ગુહ્ય છે.) શત્રુના બળથી પીડાએલા રાજાએ દ્રવ્યનો સંગ્રહ કરવો. તેમજ તેલ, ચરબી, મધ, ઘી; અને ઔષધોનો પણ સર્વ પ્રકારે સંગ્રહ કરવો[૪૮]. વળી કોયલા, દર્ભ, રસોઇઆ, ખાખર, શરણ, લખનારા કારકુનો, ઘાસ, બળતણ અને ઝેર પાયેલા તીરનો પણ સંચય કરવો[૪૯]. વળી સાંગ, ઋષ્ટિ અને પ્રાસ નામનાં આયુધ તથા કવચ વગેરે આયુધોનો પણ સંચય કરવો[૫૦]. મૂળ, ફળ, સર્વ ઔષધો અને ઝેર, શલ્ય, રોગ તથા કૃત્રિમ પીડાઓ મટાડી શકે એવા ચારે પ્રકારના વૈદ્યોનો પણ વિશેષે કરીને સંગ્રહ કરવો[૫૧]. વળી નટ, નૃત્ય કરનારા, મલ્લ, માયા એટલે ઇંદ્રજાળ વગેરે વિદ્યા જાણનારા, એમનો પણ સંગ્રહ કરવો; કેમ કે, તેઓ નગરને શોભાવે છે તથા સર્વ પ્રકારે આનંદયુક્ત કરે છે.[૫૨]. (ચાકર, મંત્રી કે, નગરવાસી કોઇ પુરૂષ, કે જેથી રાજાને શંકા ઉપજે એમ હોય, તેને સ્વાધીન કરી રાખવા. હે રાજેંદ્ર! કોઇએ બતાવેલું કાર્ય કર્યું તો, ધન આપીને, યથાયોગ્ય ઈનામ આપીને કે, અનેક પ્રકારનાં સાંત્વનાયુક્ત વચન કહીને તેનો સત્કાર કરવો. રાજાએ અઘટિત જગ્યોએ કોપ કરીને કોઇને દિલગીર કર્યો હોય કે, માર્યો હોય તો, દાન-માન વગેરેથી પુનઃ તેનો આદર કરવો અને તેના મનનું સમાધાન કરવું; કેમ કે, એ વિષે જે શાસ્ત્રમાં કહ્યું છે તેમ સન્માન કરીનેજ રાજા અનૃણી થઈ શકે છે.) હે કુરૂનંદન! રાજાએ આ સાતનું તો રક્ષણ કરવુંજ જોઇએ, તે હું તને કહું તે સાંભળ!! પોતાનો દેહ, પ્રધાન મંડળ, ભંડાર, શિક્ષા કરવાનો અધિકાર, મિત્રો, દેશ અને નગર; એ સાત મળીને રાજ્ય કહેવાય છે માટે તેનું રક્ષણ મોટા યત્નવડે કરવું[૫૩.૫૪]. (હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર! પાડ્ગુણ્ય, ત્રિવર્ગ, અને પરમ ત્રિવર્ગ, એટલાંને જે જાણે છે, તે રાજા, આ પૃથ્વીને ભોગવે છે. હે યુધિષ્ઠિર! જેને "પાડ્ગુણ્ય" કહે છે, તેનું લક્ષણ તને કહું તે સાંભળ!! (૧) સંધાનાસન એટલે સંધી કરીને રહેવું; (૨) યાત્રા સંધાન એટલે ચઢાઈ કરવી; (૩) વિગ્રહાસન એટલે વેર કરીને રહેવું; (૪) વિગ્રહ યાત્રા એટલે શત્રુને ભય દેખાડવા માટે ચઢાઈ કરીને સ્થિર રહેવું, (૫) દ્વૈધીભાવ એટલે બન્ને પાસેથી સંધી કરવી; (૬) સંશ્રય એટલે બીજા બળવાન રાજાનો કે, કિલ્લા વગેરેનો આશ્રય લેવો. એને "પાડ્ગુણ્ય" કહે છે. હવે ત્રિવર્ગનું લક્ષણ પણ જે કહેલું છે તે કહું તે તું એક ચિત્તે સાંભળ!! ક્ષય, સ્થાન અને વૃદ્ધિ, એને ત્રિવર્ગ કહે છે. તેજ પ્રમાણે ધર્મ, અર્થ અને કામ, એને પરમ ત્રિવર્ગ કહે છે. માટે તે પરમ ત્રિવર્ગને સમય પ્રમાણે રાજાએ સેવવો. ધર્મવડે રાજા ઘણા કાળ સુધી પૃથ્વીનું પાલન કરે છે.) એ અર્થમાં અંગિરાએ બે શ્લોક કહેલા છે. હે કુંતીપુત્ર! ત્હારૂં કલ્યાણ થાઓ!! તે બે શ્લોક ત્હારે પણ સાંભળવા યોગ્ય છે[૫૫]. રાજા, સર્વ કાર્ય કરીને અને પૃથ્વીનું

તથા નગરના લોકોનું રૂડે પ્રકારે પાલન કરીને પરલોકમાં અત્યંત સુખ પામે છે[૫૬]. જે રાજા, પ્રજાનું સારી રીતે રક્ષણ કરે છે, તેનેજ ધર્મ જાણુનારો કહેવો; તે રાજાને તપ કરીને પણ શું કામ છે? અને યજ્ઞ કરીને પણ શું કામ છે?"[૫૭]. યુધિષ્ઠિર કહે છે,–"દંડનીતિ, રાજાને શું ફળ આપનારી છે? અને રાજા, દંડનીતિને શું ફળ આપનારો છે? તેમજ દંડનીતિ અને રાજા; બન્ને, કોને ફળ આપનારાં છે? હે પિતામહ! તે મને કહો"[૫૮]. ભીષ્મ કહે છે,–"(દંડનીતિ એ શબ્દ હેતુવાળો અને સિદ્ધ છે. એથી રાજા અને પ્રજાના મોટા ભાગ્યનો ઉદય થાય છે. હે ભારત! હે રાજન! તે હું તને કહું તે સાંભળ!!) રાજાએ, સારી રીતે યોજેલી દંડનીતિ ચારે વર્ણુના લોકોને અધર્મમાંથી અટકાવે છે અને સ્વધર્મમાં વર્ત્તાવે છે[૫૯]. એ પ્રમાણે જ્યારે ચારે વર્ણુની પ્રજા, પોતપોતાના ધર્મમાં પ્રવર્ત્તે છે, ત્યારે મર્યાદા તૂટતી નથી, પ્રજા વર્ણુસંકર થતી નથી, અને પ્રજાને કોઇ તરફથી ભય રહેતો નથી[૬૦]. એ પ્રકારે જ્યારે દંડનીતિથી કલ્યાણુ ઉત્પન્ન થાય છે, ત્યારે ત્રણે વર્ણુની પ્રજા સ્વસ્થતામાં રહેવાને યથાવિધિ પ્રયત્ન કરે છે. એ મર્યાદાનો ભંગ નહિ થવારૂપ કલ્યાણુથીજ ત્હારે, મનુષ્યોનું સુખ સારી રીતે પ્રાપ્ત થયેલું જાણુવું[૬૧]. (રાજાનું કારણુ કાળ છે કે, કાળનું કારણુ રાજા છે? એવો સંશય કરવો નહિ; કેમ કે, રાજાજ કાળનું કારણુ છે.) રાજા જ્યારે સમગ્રપણે દંડનીતિ પ્રમાણે પ્રવર્ત્તે છે, ત્યારે કાળે ઉત્પન્ન કરેલો સત્યયુગ પણ પ્રવર્ત્તે છે[૬૨]. ત્યારે સર્વત્ર ધર્મજ પ્રસરે છે; કોઈ જગ્યોએ અધર્મ રહેતો નથી; તેવે વખતે સર્વ મનુષ્યોનાં મન ધર્મમાંજ આનંદ પામે છે[૬૩]. પ્રજાઓનાં સર્વ કર્મ કુશળપણે પ્રવર્ત્તે છે, એમાં સંશય કરવો નહિ; સર્વ વૈદિક કર્મ પણ ઉત્તમ પ્રકારે ચાલે છે[૬૪]. સર્વ ઋતુઓ પણ રોગરહિત અને સુખ આપનારી થાય છે, મનુષ્યોના સ્વર, વર્ણુ અને મન સ્વચ્છ થાય છે[૬૫]. વ્યાધિઓ થતા નથી તથા કોઇ પુરૂષ અલ્પ આયુષ્યવાળો દેખાતો નથી. કોઇ સ્ત્રી, વિધવા થતી નથી અને કોઈ કૃપણુ પુરૂષ, પણ ઉત્પન્ન થતો નથી[૬૬]. ખેડ્યા વિના પૃથ્વીમાંથી ધાન્ય પાકે છે. ઔષધીઓ પણ તેમજ પાકે છે. ઝાડની છાલ, પાંદડાં, ફળ અને મૂળ; એ સર્વ વીર્યવાન થાય છે[૬૭]. તે કાળમાં અધર્મ થતોજ નથી; કેવળ ધર્મજ થાય છે. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે સત્યુગના ધર્મ છે, તે તું જાણ[૬૮]. જ્યારે રાજા, દંડનીતિના ત્રણ અંશનું અનુવર્ત્તન કરે છે. અને ચોથા અંશનો ત્યાગ કરે છે ત્યારે ત્રેતાયુગ પ્રવૃત્ત થાય છે[૬૯] એ વખતે અધર્મનો ચોથો અંશ એ ત્રણ અંશનું અનુવર્ત્તન કરે છે. તે વખતે પૃથ્વી અને ઔષધીઓ ખેડવાથીજ પાકે છે[૭૦]. રાજા, જ્યારે દંડનીતિનો અરધો ભાગ તજીને પ્રવૃત્ત થાય છે, ત્યારે તે કાળ દ્વાપર નામે કહેવાય છે[૭૧]. તે સમયે અધર્મના બે અંશ મળીને ચાર અંશ પૂરા થાય છે; પૃથ્વી ખેડવાથીજ પાકનારી અને અરધું ફળ આપનારી થાય છે[૭૨]. રાજા, જ્યારે દંડનીતિનો સમૂળો ત્યાગ કરે છે, ત્યારે પ્રજાઓ નિરૂપાય થઇને કલેશ પામે છે અને કળિયુગ પ્રવૃત્ત થાય છે[૭૩]. કળિયુગમાં અધર્મ અત્યંત થાય છે અને કોઇ સ્થળમાં ધર્મ દેખાતો નથી. સર્વ વર્ણુની પ્રજાઓનાં મન સ્વધર્મથી પતન થાય છે[૭૪]. શૂદ્રો, ભિક્ષા ધર્મથી જીવે છે અને બ્રાહ્મણો, સેવા કરે છે. સ્વધર્મના રક્ષણુનો નાશ થાય છે અને વર્ણુસંકર પ્રજાઓ ઉત્પન્ન થાય છે[૭૫]. વૈદિક કર્મ પણ ખામીવાળાં અને સામર્થ્યહીન થાય છે. ઋતુઓ સુખ આપતી નથી, પણ રોગ ઉત્પન્ન કરે છે[૭૬]. મનુષ્યોના સ્વર, કાંતિ અને મન ઘટે છે એટલે નિર્બળ થાય છે. વ્યાધિઓ ઉત્પન્ન થાય છે અને મનુષ્યો, આયુષ્ય નષ્ટ થવાથી મૃત્યુ પામે છે[૭૭]. કળિકાળમાં સ્ત્રીઓ, વિધવા થાય છે અને સંતાન દુષ્ટ (ક્રૂર) ઉત્પન્ન થાય છે; કોઇક વખતે વરસાદ વરસે છે તથા કોઇ વખતે નથી પણ વરસતો[૭૮]. અને કોઇક સ્થળમાં અનાજ વગેરેના

છોડ ઉગે છે, તો કોઇક સ્થળમાં નથી પણ ઉગતા. જ્યારે રાજા, દંડનીતિમાં મન રાખીને પ્રજાનું રક્ષણ કરવાને નથી ઇચ્છતો, ત્યારે એ રીતે સર્વે પ્રજાઓ ક્ષય પામે છે[૭૯]. એટલા માટે સત્યયુગનો, ત્રેતાનો અને દ્વાપરનો ઉત્પન્ન કરનાર રાજા છે તથા ચોથા કલિયુગનો કારણભૂત પણ રાજાજ છે[૮૦]. (રાજા, જ્યારે સત્યયુગ પ્રવર્ત્તાવે છે, ત્યારે તે સ્વર્ગમાં અત્યંત સુખ ભોગવે છે, રાજા, જ્યારે ત્રેતાયુગ પ્રવર્ત્તાવે છે, ત્યારે સ્વર્ગમાં અત્યંત સુખ ભોગવતો નથી. પણ ત્રણ ભાગનું સુખ ભોગવે છે; તે જ્યારે દ્વાપરયુગ પ્રવર્ત્તાવે છે, ત્યારે બે ભાગનું સુખ ભોગવે છે; અને કળિયુગ પ્રવર્ત્તાવવાથી તો અત્યંત પાપજ ભોગવે છે. કલિયુગ પ્રવર્ત્તાવવાથી દુષ્કર્મ કરનારો રાજા, ઘણા કાળ સુધી નરકમાં વસે છે અને પ્રજાના પાપમાં ડૂબીને અપકીર્ત્તિ અને પાપનાં ફળને પામે છે.) એટલા માટે જ્ઞાનવાન ક્ષત્રિયે, નિરંતર દંડનીતિ પ્રમાણે વર્ત્તીને, નહિ પ્રાપ્ત થયેલાની ઇચ્છા કરવી તથા પ્રાપ્ત થયેલાનું પાલન કરવું.[૮૧]. જો દંડનીતિનો ઉપયોગ સારી રીતે કરવામાં આવે તો, તે દંડનીતિ, માતા તથા પિતાની પેઠે, પ્રજાની આબાદી કરનારી, મર્યાદારૂપ તથા લોકની વ્યવસ્થા કરનારી થાય છે[૮૨]. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ! જેનેવિષે પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે તેને તું જાણ!! જો રાજા, દંડનીતિ પાળનારો હોય તો એજ ઉત્તમ ધર્મ છે[૮૩]. માટે હે યુધિષ્ઠિર! તું દંડનીતિથી યુક્ત થઇને ધર્મવડે પ્રજાનું પાલન કર!! કેમ કે, એમ કરવાથી પ્રજાનું રક્ષણ કરતો તું, દુર્જય સ્વર્ગને જીતીશ"[૮૪].

तस्मान् कौरव्य धर्मेण प्रजाः पालय नीतिमान् । एवंवृत्तः प्रजा रक्षन् स्वर्गं जेतासि दुर्जयम् ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि रा० गु० भा० एकोनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥**

## અધ્યાય ૭૦ મો–છત્રીશ ગુણોનું વર્ણન.

**युधिष्ठिर उवाच ॥ केन वृत्तेन वृत्तज्ञ वर्तमानो महीपतिः ॥**

**॥ सुखेनार्थान् सुखोदर्कानिह च प्रेत्य चाप्नुयात् ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છેઃ—"હે શુભ આચરણને જાણનારા પિતામહ ભીષ્મ! રાજા, કેવા આચરણવડે દંડનીતિનો સારી રીતે ઉપયોગ કરીને આ લોકમાં તથા પરલોકમાં ગયા પછી પણ, જેના પરિણામમાં સુખ છે એવા અર્થની પ્રાપ્તિ સુખેથી કરી શકે?"[૧]. ભીષ્મ કહે છે,– "હું, તને આ છત્રીશ ગુણ યુક્ત છત્રીશ ગુણોનો સમુદાય કહું છું; એ છત્રીશ ગુણને બીજા છત્રીશ ગુણ–સહિત આચરવાથી પુરૂષને મોટા ગુણ–લાભ થાય છે. તે ગુણ સાંભળ[૨]. (૧) રાગ (પ્રીતિ) અને દ્વેષનો ત્યાગ કરીને, સર્વે ધર્મનું આચરણ કરવું. (૨) આસ્તિક થવું અને સ્નેહ તજવો નહિ, એટલે પરલોકની કામના રાખીને સ્નેહ કરવો પણ લોભાદિથી સ્નેહ કરવો નહિ. (૩) દ્રવ્ય ઉપાર્જન કરવું પણ ક્રૂર થવું નહિ એટલે નિર્દય કૃત્ય કરીને ધન મેળવવું નહિ. (૪) ધર્મ અને અર્થનો નાશ ન કરીને, ઇંદ્રિયોને તૃપ્ત કરવી[૩]. (૫) મીઠું બોલવું પણ દીનતા દાખવવી નહિ. (૬) શૂરા થવું પણ આત્મસ્તુતિ કરવી નહિ. (૭) દાતા થવું પણ કુપાત્રને આપવું નહિ. (૮) બહાદુર અને દૃઢ થવું પણ નિર્દય થવું નહિ.[૪] (૯) સંધિ કરવી પણ સજ્જનના સાથે કરવી. (૧૦) વિગ્રહ કરવો, પણ બાંધવો સાથે ન કરવો. અર્થાત્ બાંધવો સાથે વૈર ન કરવું (૧૧) પુષ્કળ ભોજન પદાર્થો આપ્યા વિના ચારાને મોકલવો નહિ અથવા સ્વામિભક્તિ વિનાના ચારાની કોઈ કાર્યમાં યોજના કરવી નહિ. (૧૨) પોતાનું કાર્ય કરી લેવું પણ કોઇને પીડા કરવી નહિ.[૫] (૧૩) પ્રયોજન કહેવું હોય તો સજ્જનપણાની પરીક્ષા કરીને કહેવું પણ અસત્પુરૂષને પોતાની ઇચ્છા કહેવી નહિ. (૧૪) ગુણોનું

વર્ણન કરવું, તો બીજાના ગુણોનું વર્ણન કરવું; પણ પોતાના ગુણોનું વર્ણન કરવું નહિ. (૧૫) લઇ લેવું તો, સત્પુરૂષો પાસેથી નહિ. તાત્પર્ય કે, સત્પુરૂષોનું કાંઇ હરણ કરવું નહિ. (૧૬) અસત્પુરૂષનો આશ્રય કરવો નહિ[૬]. (૧૭) તપાસ કર્યા વિના દંડ કરવો નહિ. (૧૮) મંત્ર-( ગુહ્ય વાર્ત્તા ) નો પ્રકાશ કરવો નહિ. (૧૯) લોભીઓને આપવું નહિ. (૨૦) અપકાર કરનારાઓ ઉપર વિશ્વાસ રાખવો નહિ[૭]. (૨૧) સ્ત્રીનું રક્ષણ કરવું પણ તેની અભિલાષા રાખવી નહિ. (૨૨) શુદ્ધ અને અનિંદિત થવું. (૨૩) સ્ત્રીઓની અતિશય સેવા કરવી નહિ. (૨૪) મિષ્ટ પદાર્થ ખાવા પણ અહિત પદાર્થ ખાવા નહિ[૮]. (૨૫) અક્કડપણાનો ત્યાગ કરીને માન્ય પુરૂષોનું પૂજન કરવું. (૨૬) કપટ તજીને ગુરૂઓનું સેવન કરવું. (૨૭) દંભ તજીને દેવતાઓનું અર્ચન કરવું. (૨૮) અનિંદિત કર્મથી પ્રાપ્ત થનારી લક્ષ્મીની ઈચ્છા કરવી[૯]. (૨૯) નમ્રતા ધારણ કરીને સેવા કરવી. (૩૦) સમયને જોઇને ચતુર થવું. (૩૧) ઇતરને ફળ આપીને શાંત કરવો. (૩૨) મહેરબાની કરીને, પછી ઠપકો દેવો નહિ[૧૦]. (૩૩) શત્રુના દોષ જાણ્યા વિના ( તજવીજ કર્યા વિના ) પ્રહાર કરવો નહિ. (૩૪) શત્રુને હણીને શોક કરવો નહિ. પરંતુ શત્રુના બાંધવોના શોકનો નાશ કરવો. (૩૫) કારણ વિના ક્રોધ કરવો નહિ. (૩૬) અપકાર કરનારાઓ ઉપર કોમળ થવું નહિ.[૧૧] જો તું, પોતાનું શ્રેયઃ ( કલ્યાણ ) ઇચ્છતો હોય તો, હે રાજેંદ્ર ! રાજ્ય ઉપર રહેલો તું, એ પ્રમાણે આચરણ કર !! કેમ કે એથી બીજે પ્રકારે ( ઉલટા ) ચાલવાથી રાજા અત્યંત તાપ પામે છે[૧૨] એ સર્વ ગુણોને જે પ્રકારે કહ્યા છે તે પ્રકારે જે આચરે છે, તે આ લોકમાં કલ્યાણ ફળની પ્રાપ્તિ કરીને મૃત્યુ થયા પછી સ્વર્ગમાં સુખ પામે છે"[૧૩]. વૈશંપાયન કહે છે,—પછી શ્રેષ્ઠ એવા ભીમાદિક પાંડુપુત્રોથી રક્ષિત થએલા યુધિષ્ઠિર રાજાએ, શંતનુપુત્ર ભીષ્મનું આ વચન સાંભળીને તે સમયે પિતામહને પ્રણામ કર્યા તથા તેમણે જે પ્રમાણે નીતિ બતાવી હતી તે પ્રમાણે વર્ત્તવા લાગ્યો[૧૪].

इदं वचः शांतनवस्य शुश्रुवान्युधिष्ठिरः पांडवमुख्यसंवृतः ॥
तदा ववंदे च पितामहं नृपो यथोक्तमेतच्च चकार बुद्धिमान् ॥
इति श्रीमहाभारते शा० रा० मु० भा० सप्ततितमोऽध्यायः ॥ ७० ॥

---

## અધ્યાય ૭૧ મો–રાજધર્મ.

युधिष्ठिर उवाच ॥ कथं राजा प्रजा रक्षन्नाधिबंधेन युज्यते ॥
॥ धर्मे च नापराध्नोति तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–"હે પિતામહ ! પ્રજાનું રક્ષણ કરનારા રાજાને રક્ષણ કરવા સંબંધી ચિંતારૂપ બંધન કેવી રીતે નડે નહિ ? તથા શી રીતે કરવાથી ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ કર્મ બને નહિ? તે મને કહો !!"[૧]. ભીષ્મ કહે છે,–"હે રાજન ! હું તને સંક્ષેપમાં બધા ધર્મો કહીશ; કેમ કે, વિસ્તારથી બધા ધર્મ કહેવા માંડીએ, તો તેનો કદાપિ અંત પણ આવે નહિ[૨]. ધર્મમાં નિષ્ઠાવાળા, વિદ્વાન, દેવતાઓનું પૂજન કરનારા, અને ગુણવાન બ્રાહ્મણોને પોતાને ઘેર બોલાવીને અને પૂજન કરીને પછી તું, નિત્ય પ્રત્યે ઘરમાં કરવાના યજ્ઞ કરજે ! ! અર્થાત તેવા બ્રાહ્મણોને ધર્મ સંબંધી સલાહ પૂછીને વર્ત્તજે !![૩]. વળી તેવા બ્રાહ્મણો, જ્યારે ઘેર આવે ત્યારે ઉભા થઇને તેમના સામે જવું, અને તેમને ઘરમાં તેડી લાવવા, તથા તેમના ચરણનું વંદન કરવું; એમ કર્યા પછી પુરોહિતસહિત ત્હારે બધાં ધર્મ–કાર્ય કરવાં. એ પ્રમાણે

ધર્મકૃત્યથી પરવારીને, તથા મંગળ શબ્દ અને મંગળ ક્રિયાઓ કરીને અર્થની સિદ્ધિ કરનારૂં તથા વિજય આપનારૂં આશીર્વાદ યુક્ત સ્વસ્તિવાચન કરાવવું[૪.૫]. હે ભારત! બ્રાહ્મણોએ આપેલાં આશીર્વચન, ધૃતિ, બુદ્ધિ અને સરળતાથી યુક્ત થઇને યથાર્થપણે ગ્રહણ કરવાં; અને કામ તથા ક્રોધનો ત્યાગ કરવો[૬]. જે રાજા, કામ અને ક્રોધને વશ થઇને હરકોઈ અર્થ સિદ્ધ કરવાનો આરંભ કરે છે, તે નાદાન રાજાને ધર્મ કે, અર્થ બેમાંનું એકે પ્રાપ્ત થતું નથી[૭]. મનોરથ સિદ્ધ કરવાના અર્થમાં લોભી અને મૂર્ખોની યોજના કરવી નહિ; પરંતુ સર્વે કામમાં લોભરહિત તથા બુદ્ધિવાળા પુરૂષોની યોજના કરવી[૮]. કામ અને ક્રોધથી યુક્ત તથા કાર્ય કરવામાં અણ આવડતવાળા કોઈ મૂર્ખને અર્થ સિદ્ધ કરવાના અધિકાર ઉપર યોજવાથી, તે અર્થ સિદ્ધ થતો નથી, એટલુંજ નહિ પરંતુ, પ્રજા પણ પીડાય છે[૯]. ધાન્ય વગેરેની ઉપજ ઉપર બરાબર છઠ્ઠો ભાગ–કર લેવાથી, અપરાધીઓનો દંડ કરવાથી અને વેપારીઓએ માલ ઉપર આપેલી જકાતથી,–એ પ્રમાણે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રાપ્ત કરેલા વેતનથી દ્રવ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવી[૧૦]. (જો છઠ્ઠો ભાગ કર લેવાથી પ્રજાનું રક્ષણ ન થતું હોય, અર્થાત્ દુકાળ વગેરે આપદાથી તે કર, એટલો ભારે પડતો હોય કે, કર આપતાં બાકી રહેલી ઉપજ વડે પ્રજાનો વરસસુધી ગુજારો ન થઇ શકે તેમ હોય તો, આળસરહિત રાજાએ, ધર્મયુક્ત તે કર પ્રજાને પાછો અપાવીને વિધિ પ્રમાણે દેશનું રક્ષણ કરવું અને તેમની જીવિકા ચલાવવી.) કેમ કે, જે રાજા, પ્રજાનું રક્ષણ કરે છે, વખત આવ્યે આપે છે, નિરંતર ધર્મ કૃત્યનું આચરણ કરે છે, આળસ રાખતો નથી, અને કામ તથા ક્રોધનો ત્યાગ કરે છે, તેના ઉપર તેની પ્રજા પ્રસન્ન થાય છે[૧૧]. લોભરહિત ધર્મ વડેજ ત્હારે ધનની પ્રાપ્તિ કરવાની ઇચ્છા રાખવી; કેમ કે, જે પુરૂષ શાસ્ત્રના નિયમ પ્રમાણે ચાલતો નથી, તેનો ધર્મ અને અર્થ ચિરકાળ ટકતા નથી[૧૨]. શાસ્ત્રનું ઉલ્લંઘન કરીને વર્તનારા રાજાને ધર્મ કે, અર્થ પ્રાપ્ત થતા નથી; તેનું સર્વ દ્રવ્ય, કઠેકાણે વપરાય છે અને આખરે સઘળું નાશ પામે છે[૧૩]. જે, શાસ્ત્ર ઉપર વિચાર કર્યા સિવાય દ્રવ્ય મેળવવાની લાલચ રાખીને મોહથી અનેક પ્રકારના કરવડે પ્રજાનું પીડન કરે, તે રાજા પોતાની મેળેજ પોતાનો નાશ કરી લે છે, એમ જાણવું[૧૪]. એ વાતનું દૃષ્ટાંત આવું છે કે,–જેમ કોઇ પુરૂષને દૂધની અત્યંત ઇચ્છા હોય પણ તેથી જો ગાયનું બાંવલું (જેમાંથી દૂધ નીકળે છે તે) કાપી નાખે, તો તેથી તેને દૂધ મળતું નથી; તેમ યુક્તિ વિના વગર વિચારે ધનની લાલચથી પ્રજાનું પીડન કરનારનો દેશ આબાદ થતો નથી[૧૫]. જે માણસ, દૂઝણી ગાયનું પોષણ કરે છે. તેને નિત્ય દૂધ મળે છે; એ પ્રમાણે જે રાજા, યુક્તિથકી દેશનો ઉપભોગ કરે છે તેને તેની પાસેથી ઇચ્છેલું ફળ પણ મળે છે[૧૬]. હે યુધિષ્ઠિર! જે, નિરંતર યુક્તિથી યોજેલા ઉપાયોવડે રાજ્યનો ઉપભોગ કરે છે તથા તેનું સારી રીતે રક્ષણ કરે છે, તેના ભંડારમાં હમ્મેશાં પુષ્કળ વૃદ્ધિ થયા કરે છે[૧૭]. જેમ તૃપ્ત થયેલી માતા બાળકોને દૂધ આપે છે, તેમ રાજાએ સારી રીતે રક્ષણ કરેલી પૃથ્વી પણ રાજાને અને બીજાઓને પણ ધાન્ય તથા સુવર્ણ વગેરેથી સદૈવ પરિપૂર્ણ કરે છે[૧૮]. હે રાજન! તું, હમ્મેશાં માળીના સરખી વૃત્તિ રાખજે!! પણ કોયલા પાડનારના જેવી વૃત્તિ રાખીશ નહિ. જો તે પ્રમાણે સાવધાન થઇને વર્ત્તીશ તો, પોતાના રાજ્યનું ઘણા કાળ સુધી પાલન કરીને તેને ભોગવી શકીશ[૧૯]. કદાચિત્ બીજા રાજ્યની સામે થવાના કારણથી ત્હારા ધનનો ક્ષય થઇ ગયો હોય, તો તું સામ ઉપાયવડે પ્રજા પાસેથી ધનની ઇચ્છા કરજે, અને તેમાં પણ બ્રાહ્મણની પાસે જે ધન હોય તેની ઇચ્છા કરીશ નહિ[૨૦]. હે ભારત! તું, છેક કનિષ્ઠ દશાને પામી ગયો હોય, તો પણ ત્હારૂં મન રખેને પૈસાવાળા બ્રાહ્મણને જોઇને ચલાયમાન થાય!! અર્થાત્ તેવી દશામાં પણ ત્હારૂં મન, બ્રાહ્મણના

દ્રવ્ય ઉપર લોભાવું નહિ જોઇએ, તો પછી જ્યારે તું, શક્તિમાન અને સારી સ્થિતિમાં હોય, ત્યારે તો કેમજ લોભાય ?[21]. પરંતુ જેવી ત્હારી શક્તિ હોય અને જેવી તેઓની યોગ્યતા હોય તે પ્રમાણે, તેઓનું રક્ષણ કરીને અને તેઓને શાંત કરીને, તેઓને ધન આપજે, તેથી દુર્જય સ્વર્ગ તને પ્રાપ્ત થશે[22]. હે કુરૂનંદન ! તું એ પ્રમાણે ધર્મયુક્ત આચરણથી પ્રજાનું પાલન કરીશ, તો અતિ સારા પરિણામવાળા પુણ્ય અને કીર્તિને પામીશ[23]. હે યુધિષ્ઠિર ! ધર્મવડે અને વ્યવહારવડે ઘટે તેવી રીતે તું, પ્રજાનું પાલન કર, તેથી તું જે મને પૂછે છે, તે ત્હારા મનનો પરિતાપ નાશ પામશે. તું આધિરૂપ બંધનથી યુક્ત થવાનો નથી[24]. રાજાએ, પ્રજાનું રક્ષણ કરવું એજ તેનો પરમ ધર્મ છે; અને તેવીજ રીતે ભૂતમાત્રનું રક્ષણ કરવું અને પરમ દયા રાખવી, એ સર્વ કોઇનો ધર્મ છે એટલા માટે, જે રાજા પ્રજાનું રક્ષણ કરવામાં આસક્ત થઇને પ્રાણીમાત્ર ઉપર દયા કરે છે, તો તેના એવા આચરણનેજ ધર્મમાં નિપુણ પુરૂષો, પરમ ધર્મ માને છે[25,26]. કોઈ રાજા, પોતાની પ્રજાનું એકજ દિવસ ભયથી રક્ષણ ન કરવાથી જે પાપ કરે છે, તે પાપનું ફળ એક હજાર વર્ષ પર્યંત તેને ભોગવવું પડે છે અને ત્યારેજ તેનો પાર આવે છે[27]. અને રાજા, ધર્મથી પ્રજાનું રક્ષણ કરીને એકજ દિવસમાં જે પુણ્ય પ્રાપ્ત કરે છે, તેનું ફળ સ્વર્ગમાં દશ હજાર વર્ષ પર્યંત ભોગવે છે[28]. ઉત્તમ પ્રકારે યજ્ઞ કરનારા, સારી રીતે વેદનું અધ્યયન કરનારા અને અતિશય તપ કરનારા, પોતાના પુણ્યના સંચયથી જે જે ઉત્તમ લોકની પ્રાપ્તિ કરી શકે છે, રાજા પણ ધર્મવડે પ્રજાને પાળવાથી તે સર્વ લોકને એક ક્ષણમાં પ્રાપ્ત કરી શકે છે[29]. હે કુંતીના પુત્ર ! તું એ પ્રકારના પ્રજા પાલનરૂપ ધર્મનું યત્નવડે પરિપાલન કર !! તેથી તું પુણ્યનું ફળ પામીશ અને આધિ ( મનસ્તાપ ) રૂપ બંધનથી યુક્ત થઇશ નહિ[30]. હે પાંડવ ! સર્વે લોકોમાં શ્રેષ્ઠ લક્ષ્મી તને પ્રાપ્ત થશે. જે દેશમાં રાજ્યવ્યવસ્થા નથી, ત્યાં આવા ધર્મ હોવાનો પણ અસંભવ છે, માટે જેને પ્રજારક્ષણરૂપ ધર્મનું ફળ પ્રાપ્ત થાય, તેનેજ રાજા જાણવો[31]. હવે તને રાજ્ય પ્રાપ્ત થયું છે માટે ધૃતિવાળો થઇ તું, તેનું ધર્મવડે પાલન કરીને સોમવડે ઈંદ્રને તૃપ્ત કર !! ( અર્થાત્ યજ્ઞો કર ) અને પોતાના સ્નેહીઓને મનોરથ સંપૂર્ણ કરીને તૃપ્ત કર !! "[32].

॥ स राज्यं धृतिमान् प्राप्य धर्मेण परिपालयन् । इन्द्रं तर्पय सोमेन कामैश्च सुहृदो जनान् ॥

इति श्रीमहाभारते शां० रा० गु० भा० एकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

---

## અધ્યાય ૭૨ મો-પુરૂરવા અને વાયુનો સંવાદ.

भीष्म उवाच ॥ य एवं तु सतो रक्षेदसतश्च निवर्तयेत् ॥

॥ स एव राज्ञा कर्त्तव्यो राजन् राजपुरोहितः ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—" હે રાજન ! એ પ્રમાણે જે, સત્પુરૂષોનું રક્ષણ કરે, તથા અસત્પુરૂષોને રાજ્યમાંથી બહાર કાઢી મૂકે, રાજાએ તેનેજ રાજપુરોહિત કરવો[1]. આ જગ્યોએ એક પુરાતન ઇતિહાસ કહેલો છે. તે ઇતિહાસમાં ઈલાના પુત્ર પુરૂરવા અને વાયુનો સંવાદ છે[2]. પુરૂરવા કહે છે " હે વાયુ ! બ્રાહ્મણ ક્યાંથી ઉત્પન્ન થયા ? અને ત્રણે વર્ણ પણ ક્યાંથી ઉત્પન્ન થઇ ? તથા તે ત્રણ વર્ણમાં બ્રાહ્મણ શા માટે શ્રેષ્ઠ કહેવાય છે ? તે મને વ્યાખ્યાન કરી સમજાવવું જોઇએ "[3]. વાયુ કહે છે,—" હે ઉત્તમ રાજન ! બ્રહ્માના મુખથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા છે, બે બાહુઓથી ક્ષત્રિય ઉત્પન્ન થયા છે, અને બંને જંઘાઓથી

વૈશ્ય ઉત્પન્ન થયા છે[૪]. હે ભરત વંશમાં શ્રેષ્ઠ રાજા! એ ત્રણે વર્ણોની સેવા કરવાને અર્થે એક ચોથો વર્ણ ઉત્પન્ન થયો છે, તે વર્ણ શૂદ્ર કહેવાય છે; અને તે બ્રહ્માના બંને પગથી નિર્માણ થએલો છે[૫]. બ્રાહ્મણ ઉત્પન્ન થયો એટલે તે આ પૃથ્વીમાં ધર્મરૂપી ભંડારનું રક્ષણ કરવા માટે સર્વ પ્રાણી માત્રનો ઈશ્વર થાય છે[૬]. એટલા માટે આ પૃથ્વીમાં લોકોને નિયમમાં રાખનાર અને દંડનું ધારણ કરનાર ક્ષત્રિયને ઉત્પન્ન કર્યો અને એમ કરીને પ્રજાનું રક્ષણ કરવાને બીજો દંડજ જાણે ઉત્પન્ન કર્યો છે[૭]. વૈશ્યે, ધન, ધાન્ય, આદિ ઉત્પન્ન કરીને ત્રણે વર્ણનું પોષણ કરવું અને શૂદ્રે ત્રણે વર્ણની સેવા કરવી, એવી બ્રહ્મદેવની આજ્ઞા છે"[૮] પુરૂરવા કહે છે.—"હે વાયુ! તેં મને પૂર્વે કહ્યું કે, પૃથ્વીમાં બ્રાહ્મણ ઈશ્વર છે. અને ક્ષત્રિય પણ દંડ ધારણ કરીને લોકોનું નિયમન કરવાથી ઈશ્વર છે. ત્યારે આ પૃથ્વી ઉપર સ્વામિપણું કોનું? ધર્મનું પ્રવર્તન કરનાર બ્રાહ્મણનું કે, વીર્યવડે પૃથ્વીનું રક્ષણ કરનાર ક્ષત્રિયનું?"[૯] વાયુ કહે છે,—"બ્રાહ્મણ પ્રથમ ઉત્પન્ન થયો માટે સર્વનો મોટો બંધુ છે, તેથી આ પૃથ્વી ઉપર જે કાંઈ છે તે સર્વ બ્રાહ્મણનુંજ છે, એમ ધર્મને જાણવામાં નિપુણ પુરૂષો કહે છે[૧૦]. આ પૃથ્વીમાં બ્રાહ્મણ જે કાંઈ ભોગવે છે તે પોતાનુંજ ભોગવે છે, પોતાનાજ વાસમાં વસે છે, અને પોતાનીજ મિલ્કત બીજાને આપે છે, તે સર્વે વર્ણોનો ગુરૂ છે, જ્યેષ્ઠ છે અને શ્રેષ્ઠ પણ છે[૧૧]. જેમ સ્વામી ન હોય, ત્યારે સ્ત્રી, પોતાના દિયરની સાથે નિયોગ (દિયરવટું) કરે છે, તેજ વાત આ જગ્યોએ ત્હારે પણ બરાબર સમજવી; અને એકના સંકટમાં પડવાથી, તેની મીલકત બીજો દબાવી પડે છે; એવું તું જુએ, ત્યારે પણ ત્હારે એજ ન્યાય સંભારવો[૧૨]. માટે જો તું પોતાના ધર્મની શોધ કરતો હોય અને સ્વર્ગમાં સર્વથી ઉત્તમ સ્થાન પ્રાપ્ત કરવાની તને ઈચ્છા હોય તો, તું જે થોડી પણ પૃથ્વીને જીતે, તે બ્રાહ્મણોને નિવેદન કર[૧૩]. જે બ્રાહ્મણ, વેદાધ્યયનમાં સંપૂર્ણ હોય, જેનાં આચરણ ઉત્તમ હોય, જે ધર્મને જાણતો હોય, તપ કરવાની આસક્તિવાળો હોય, પોતાના ધર્મ પ્રમાણે આચરણ કરીને નિરંતર સંતોષમાં રહેતો હોય, જેને ધન મેળવવા ઉપર પ્રીતિ ન હોય તેને તે પૃથ્વિ નિવેદન કરવી[૧૪]. કેમ કે, તે પોતાની સંપૂર્ણ બુદ્ધિવડે રાજાને ધર્મ માર્ગમાં દોરે છે; વળી સારા કુળમાં ઉત્પન્ન થયેલો, બુદ્ધિમાન અને વિનયવાળો તે બ્રાહ્મણ, રાજાને અનેક પ્રકારની હિતકારક વાણી સંભળાવીને, કલ્યાણ પ્રાપ્ત કરી આપે છે[૧૫]. રાજા, બ્રાહ્મણે બતાવેલા જે ધર્મ પ્રમાણે આચરણ કરે છે તથા બ્રાહ્મણની સેવા કરનારો, બડાઈ નહિ મારનારો, ક્ષત્રિય ધર્મમાં આસક્ત અને તેમાં સ્થિતિવાળો થાય છે તો તે બુદ્ધિમાન રાજા, ઘણુકાળ સુધી ટકે એવા યશને પ્રાપ્ત કરે છે. રાજાના ધર્મનો વિભાગી પુરોહિત છે; અને એજ પ્રમાણે સઘળી પ્રજા રાજાના ઉપર આધાર રાખીને રહેલી છે; અને તેથી તે ઉત્તમ આચરણ કરે છે, પોતાના ધર્મ પ્રમાણે ચાલે છે અને કોઈ જગ્યોએથી તેમને ભય રહેતો નથી[૧૬-૧૮]. તે પ્રજા, રાજાના દેશમાં રાજાએ રૂડી રીતે રક્ષિત કરેલી રહીને જે ધર્મ આચરે છે, તેનો ચોથો ભાગ રાજાને પ્રાપ્ત થાય છે[૧૯]. દેવ, મનુષ્ય, પિતૃઓ, ગંધર્વો, સર્પ, રાક્ષસો, એ સર્વે યજ્ઞ ઉપર નિર્વાહ કરે છે, રાજા વિનાના દેશમાં યજ્ઞ થતા નથી[૨૦]. આ લોકમાંથી આપેલા દ્રવ્ય વડે દેવતાઓ અને પિતૃઓ, જીવે છે; માટે એ ધર્મનું યોગક્ષેમ (કુશળ વર્ત્તન) રાજાના ઉપરજ આધાર રાખીને રહ્યું છે[૨૧]. મનુષ્ય ઉષ્ણકાળમાં છાયામાં, પાણીમાં અને વાયુમાં સુખ પામે છે, તથા શીતકાળમાં અગ્નિથી, વસ્ત્ર પેહેરવાથી, અને તડકામાં બેસવાથી સુખ પામે છે[૨૨]. તેમજ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ; એ વિષયોમાં મન વિનોદ પામે છે, તે સર્વ ભોગમાં ભય પામેલો માણસ, સુખ પામતો નથી[૨૩]. માટે પ્રાણીને જે અભયદાન

આપે છે તેને મોટું ફળ પ્રાપ્ત થાય છે. ત્રણે લોકમાં પ્રાણદાન સમાન દાન નથી[24]. રાજા ઈંદ્રનું રૂપ છે, રાજા યમનું રૂપ છે, રાજા ધર્મનું રૂપ છે; રાજા એ સર્વનાં રૂપ ધારણ કરનારો છે અને આ સકળ જગત રાજાએ ધારણ કરી રાખેલું છે"[25].

॥ इंद्रो राजा यमो राजा धर्मो राजा तथैव च । राजा बिभर्ति रूपाणि राज्ञा सर्वमिदं धृतम् ॥

इति श्रीमहाभारते शां० रा० नु० भा० द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

---

## અધ્યાય ૭૩ મો–ઐલ (પુરૂરવા) અને કશ્યપનો સંવાદ.

भीष्म उवाच ॥ राज्ञा पुरोहितः कार्यो भवेद्विद्वान् बहुश्रुतः ॥

। उभौ समीक्ष्य धर्मार्थावप्रमेयावनंतरम ॥ १ ॥

ભીષ્મ કહે છે કે,–"રાજાએ, વિદ્વાન અને બહુશ્રુત પુરોહિત કરવો અને મોટી બુદ્ધિવાળા તે બન્ને જણે, મળીને ધર્મ અને અર્થનું અવલોકન કરીને કાર્ય કરવાં[1]. હે રાજન! જે રાજાઓનો પુરોહિત ધર્માત્મા, અને મંત્રને જાણનાર હોય છે, તથા જે પુરોહિતોનો રાજા પણ એવાજ ગુણવાળો હોય છે, તેમને સર્વ સ્થાનમાં કુશળ પ્રાપ્ત થાય છે[2]. એવો રાજા અને એવો પુરોહિત મળીને પ્રજાની વૃદ્ધિ કરે છે તથા સર્વ દેવ, પુત્રો, અને પિતૃઓને પણ તૃપ્ત કરે છે[3]. વળી તે, ધર્મમાં સ્થિતિવાળા, શ્રદ્ધા આણવાયોગ્ય, અને મોટા વેગવાળા થાય છે. તે બન્ને પરસ્પર મિત્ર થાય છે અને સમાન અંતઃકરણવાળા થાય છે; આ બન્ને મળીને બ્રાહ્મણનું તથા ક્ષત્રિયનું સારી રીતે સન્માન કરી શકે છે (કેમકે, એમાં પુરોહિત બ્રાહ્મણ અને રાજા ક્ષત્રિય હોય છે) અને તેથી પ્રજા સુખ પામે છે[4]. બ્રાહ્મણ વર્ગ અને ક્ષત્રિયવર્ગનું અપમાન કરવાથી પ્રજાનો નિશ્ચય નાશ થાય છે, કેમકે, તમામ વર્ણનું મૂળ બ્રાહ્મણ અને ક્ષત્રિય છે[5]. હે યુધિષ્ઠિર! આ જગ્યોએ પણ ઐલ (પુરૂરવા) અને કશ્યપનો સંવાદ ઉદાહરણ તરીકે આપવામાં આવે છે; એ પ્રાચીન ઇતિહાસ હું, તને કહું તે સાંભળ![6] ઐલે કશ્યપને પૂછયું કે, "જ્યારે બ્રાહ્મણ વર્ગ, ક્ષત્રિયનો ત્યાગ કરે છે અથવા ક્ષત્રિય વર્ગ, બ્રાહ્મણ વર્ગનો ત્યાગ કરે છે, ત્યારે પાછળથી પ્રકાશિત થાય તેવું બળ કોનામાં રહે છે? અર્થાત્ ક્ષત્રિય વર્ગ બ્રાહ્મણ વર્ગને પોતાની પાછળ ખેંચે છે કે, બ્રાહ્મણ વર્ગ, ક્ષત્રિય વર્ગને પોતાની પાછળ ખેંચે છે? અને તેમજ સર્વે વર્ણો, એ બેમાંથી કોના ઉપર વિશ્વાસથી ટકી રહે છે."[7]. કશ્યપ કહે છે કે,—"જ્યારે બ્રાહ્મણ અને ક્ષત્રિય વચ્ચે વિરોધ થાય છે ત્યારે છિન્નભિન્ન થયેલો દેશ ક્ષત્રિયને મળે છે અને તે વખતે ચોર-લૂંટારાઓનું પ્રાબલ્ય થાય છે તથા બીજા લોકો, તે ક્ષત્રિયમાં બ્રાહ્મણનું અપમાન કરનાર મ્લેચ્છ જાતિના વર્ણને જુએ છે અને અનુમાનથી તેને રાજા જાણે છે" તે વખતે ક્ષત્રિયોની અને બ્રાહ્મણોની વેદવિદ્યા વૃદ્ધિ પામતી નથી, સંતતિની પણ વૃદ્ધિ થતી નથી, ગાય આદિ પશુઓની વૃદ્ધિ થતી નથી, દહીં વલોવાતાં નથી, જય પામતા નથી, તથા તેમના પુત્રો વેદનું અધ્યયન કરતા નથી; જ્યારે ક્ષત્રિયો, બ્રાહ્મણોનો ત્યાગ કરે છે ત્યારે એમ થાય છે[8-10]. બ્રાહ્મણ અને ક્ષત્રિય; એ બે તો પરસ્પર બચાવ કરવા માટે સંયુક્ત થયેલાજ જોઇએ; બ્રાહ્મણનું ઉત્પત્તિસ્થાન ક્ષત્રિય અને ક્ષત્રિયનું ઉત્પત્તિસ્થાન બ્રાહ્મણ છે[11]. એ બન્ને વર્ગ નિરંતર એકત્ર હોય, ત્યારે તેઓ મોટી પ્રતિષ્ઠા (સ્થિતિ) ને પામે છે, અર્થાત્ ઘણા કાળ પર્યંત સ્થિરપણે ટકી રહે છે. જ્યારે પ્રાચીન કાળથી ચાલતો આવેલો તેમનો એકત્રપણાનો સંબંધ તૂટી જાય છે, ત્યારે સર્વ જગત અત્યંત મોહયુક્ત

થઈ જાય છે.[૧૨]. જ્યારે બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગ, પરસ્પર છૂટા પડે છે, ત્યારે જેમ અત્યંત ઉંડા જળમાં ગુચવાયલું વહાણ કર્ત્તવ્ય શૂન્ય થાય છે અને તેમાં બેઠેલા, સમુદ્રના કાંઠે જવાને ઇચ્છનારા ઉતારૂઓ સમુદ્રનો કાંઠો પામી શકતા નથી, તેમ ચારે વર્ણની પ્રજા પણ કર્ત્તવ્યશૂન્ય થઇ જાય છે; અને ક્ષયના ખાડામાં ફસાઇ પડે છે.[૧૩]. બ્રાહ્મણ વર્ગ એક મોટા વૃક્ષરૂપ છે, તેનું રક્ષણ કર્યું હોય તો તેમાંથી મધુ અને સુવર્ણ વરસે છે; પણ તેનું રક્ષણ ન કર્યું હોય, તો તેમાંથી અશ્રુ અને પાપનોજ વરસાદ વરસે છે.[૧૪]. જ્યારે બ્રાહ્મણ વર્ણ, પોતાનું વેદાધ્યયનરૂપ બ્રહ્માચરણ કરવામાં લૂંટારા વગેરેથી થતી હરકત મટાડવાને ક્ષત્રિયરૂપ રક્ષણ પ્રાપ્ત કરી શકે નહિ, ત્યારે તે દેશમાં વૃષ્ટિ થાય એ તો આશ્ચર્ય ગણાય? અર્થાત્ અતિ અલ્પ વૃષ્ટિ થાય. તથા વારંવાર દુષ્કાળ, મહામારી, વગેરે ઉપદ્રવો પેદા થાય છે.[૧૫]. જ્યારે કોઈ પાપી મનુષ્ય, બ્રાહ્મણનો કે, સ્ત્રીનો વધ કરીને ન્યાય સભામાં પ્રશંસા પામે, તથા રાજાના સમીપમાં પણ તેને ભય ઉત્પન્ન થાય નહિ, ત્યારે એમ જાણવું કે, તેનાથી ક્ષત્રિયને ભય ઉત્પન્ન થશે.[૧૬]. હે ઐલરાજન! જ્યારે પાપીઓ પાપ કરે છે ત્યારે તે પાપથી રૂદ્ર દેવ ઉત્પન્ન થાય છે; પાપીઓ, પોતાનાં પાપવડે રૂદ્ર દેવને જન્મ આપે છે અને તે, સારા તથા નરસા સર્વનો સંહાર કરે છે. એનો અર્થ એવો છે કે, પાપીઓ પાપવડે રાજાની હિંસક વૃત્તિને ઉત્પન્ન કરે છે અને પાપી પુરૂષો, પાપવડે કલહ ઉત્પન્ન કરે છે. કલહ ઉત્પન્ન થયો એટલે હિંસકવૃત્તિયુક્ત થયેલો રાજા સારા–નરસા સર્વનો સંહાર કરવામાં પ્રવૃત્ત થાય છે.[૧૭]. ઐલ કહે છે, "રૂદ્ર ક્યાંથી ઉપજે છે? રૂદ્ર કેવો છે? અને પ્રાણી, પ્રાણીની હિંસા કરે છે, એવું દેખાય છે એનું શું કારણ? હે કશ્યપ! એ સર્વ મને કહો!! કે, એ દેવ (રાજા) રૂદ્ર (કોપરૂપ) ક્યાંથી ઉત્પન્ન થાય છે?"[૧૮] કશ્યપ કહે છે. "આત્મા રૂદ્ર છે અને તે મનુષ્યોના હૃદયમાં રહે છે; તે પોતાના અને પારકા દેહોનો નાશ કરે છે; વાયુના ઉત્પાતવડે ચલાયમાન થતા વરસાદ દેવના જેવું રૂદ્રનું સ્વરૂપ છે. અર્થાત્–મનુષ્ય હૃદયમાં રહેલો આત્મા, રૂદ્ર એટલે સંહાર કરનારો થાય છે. જેમ આકાશમાં રહેલા શાંત મેઘમંડલને વાયુચક્ર ભમાવે છે તથા તેમાંથી વીજળી, વૃષ્ટિ વગેરે ઉત્પન્ન કરે છે તેમ, હૃદયમાં રહેલા શાંત આત્માને કામ–ક્રોધાદિ ભાવો, ભમાવીને હિંસા આદિ અઘોર કૃત્ય કરાવે છે."[૧૯] ઐલ કહે છે કે,–" (વાયુ અને મેઘ આકાશમાં યુક્ત છતાં તેનાથી પૃથક્ દેખાય છે, તેજ પ્રમાણે જીવ અને તેને ભમાવનારા કામાદિક દેખાતા નથી; પણ અગ્નિમાં જેમ ગરમી રહેલી છે તે પ્રમાણે, તે કામાદિક ભાવ પણ આત્મામાંજ દેખાય છે અને તે બન્ને (કામ અને ક્રોધ) આત્માનું બંધન કરનારા તથા તેને મોહ કરનારા છે એમ સમજવામાં આવે છે.) વળી વાયુ કોઈ અમુક વસ્તુને જોઇને તેને વીંટી લેતો નથી કે, વરસાદ, કોઈ અમુક વસ્તુને જોઇને તેના ઉપર વરસતો નથી, પણ મનુષ્યમાં રહેલા કામ–ક્રોધ વડે તો બીજાને હણાતા અને મોહિત થતા જોઈએ છીએ."[૨૦] કશ્યપ કહે છે,—" જેમ એક ઘરમાં સળગેલો અગ્નિ, આખા ગામને અથવા શેરીને બાળી મૂકે છે, તે પ્રમાણે રૂદ્રદેવ, એક સ્થળમાં પ્રકટ થઇને સર્વને મોહિત કરે છે અને આપણે સર્વ કોઈને પાપ તથા પુણ્યનો સ્પર્શ થએલો જોઇએ છીએ. સ્પષ્ટાર્થ એ છે કે, અલ્પ પણ અગ્નિ, ઘણાં કાષ્ઠમાં પ્રવેશ કરીને આખા ગામને બાળી મૂકે છે, તેમાં કેવળ કાષ્ઠ પણ બાળનારાં નથી કે, કાષ્ઠમાં પ્રવેશ કર્યા વિનાનો અગ્નિ પણ બાળનારો નથી; પરંતુ તે બન્ને એકત્ર મળીને બાળે છે. તેમાં પણ વિવેકવડે જોઇએ, તો કાષ્ઠરૂપ ઉપાધિના યોગથી અગ્નિનુંજ દાહકત્વ માલૂમ પડે છે. એજ પ્રમાણે આત્મારૂપ કાષ્ઠમાં પેસીને અહંકારરૂપ અગ્નિ કામક્રોધાદિકથી પ્રદીપ્ત થઇને રૂદ્રપણું

ધારણ કરે છે, પછી લોઢાથી દઝાય છે, બળતણથી રંધાય છે, એ પ્રમાણે લોકો અહંકારના કરેલા કૃત્યને ભ્રાંતિથી આત્મામાં આરોપણ કરે છે. એ રીતે આખું જગત અસંગ છતાં પણ, જેમ ચંદ્રનું પ્રતિબિંબ જળમાં દેખાવાથી લોકો, કહે છે કે, જળમાં ચંદ્રમા છે, તેમ જગત પાપવાળું અને જગત પુણ્યવાળું છે, એમ લોકો કહે છે. અર્થાત્ જગત શબ્દથી ઉપલક્ષિત આત્મા અસંગ છે[૨૧]. ઐલ કહે છે,–"જો પુણ્ય કે પાપરહિત આત્માને પણ દંડ વેઠવો પડે છે અને તેમાં પાપ કરનાર પાપીઓને તો વિશેષે કરીને વેઠવો પડે છે તો આત્મા અસંગ શાનો? તમે કહેશો કે, એ તો મોહથી સુખ માની લે છે, કાંઈ ખરેખરૂં સુખ–દુઃખ આત્માને નથી. તોપછી શા માટે સુકૃત કરવું? અને શા માટે દુષ્કૃત ન કરવું? અર્થાત શાસ્ત્રમાં કહેલું છે કે 'પુણ્ય કરવું, પાપ ન કરવું' એ આજ્ઞા મિથ્યા થાય છે, એ સંદેહ નિવારણ કરો!!"[૨૨]. કશ્યપ કહે છે કે,–"આત્મા અને અહંકાર એક છે, એવી સમજણથી મનુષ્ય, અહંકારને લાગેલું સુખ–દુઃખ પોતામાં માની બેસે છે. માટે અહંકાર તથા આત્માને જૂદા સમજનાર, પાપ કરશે તોપણ તેને પાપ નથી, પણ આત્મા તથા અહંકારને મિશ્ર કરી નાખશે તો અહંકારની સાથે આત્માને પણ સમાન દંડ ભોગવવોજ પડશે. જેમ લીલો પદાર્થ, સૂકા પદાર્થની સાથે મિશ્ર થવાથી બળી જાય છે, તેમ આત્મા, પણ અહંકાર સાથે મિશ્ર થવાથી દુઃખ પામે છે. માટે પાપ કરનારાઓ સાથે કદાપિ મિશ્ર થવું નહિ"[૨૩]. ઐલ કહે છે કે,–"પૃથ્વી સત્ અને અસત્ સર્વેને ધારણ કરે છે, સૂર્ય, સત્ અને અસત્ સર્વેને તપાવે છે, વાયુ, સત્ અને અસત્ સર્વેને વાય છે, તથા જળ, સત્ અને અસત્ સર્વેને સ્વચ્છ કરે છે. તેજ પ્રમાણે આત્મા પણ સૂર્ય, ભૂમિ, વાયુ, જળની પેઠે, અસંગ થઇને તમામ પ્રાણીઓને ભલે પ્રકાશ કરે; પણ તેથી અહંકાર ધર્મવાળા રૂદ્રની સાથે તેનો શો સંબંધ છે? કે, જેથી તમે આત્માને રૂદ્ર કહો છો?"[૨૪]. કશ્યપ કહે છે,–"હે રાજપુત્ર! તત્વદૃષ્ટિવડે તો હું, કહું છું તેમજ છે; તથાપિ વ્યવહારદૃષ્ટિવડે તેમ નથી. એટલે આ લોક સંબંધી તથા પરલોક સંબંધી દૃષ્ટિથી જોતાં, આત્મામાં કાંઈક વિશેષ માલુમ પડે છે. એવી રીતે કે, એક પાપ–પુણ્ય ભોગવે છે અને એક પાપ–પુણ્ય નથી ભોગવતો; એક આલોક તથા પરલોકમાં ગમન કરે છે તથા બીજો સર્વત્ર છે. (ગમનાગમન કરતો નથી.) એ વિષમતા શાસ્ત્ર માત્રથીજ સમજાય તેવી છે[૨૫]. જે પુણ્ય કરે છે તેમનાં સ્થાન મધુમાન, ઘૃતાર્ચિ, હિરણ્યજ્યોતિ, અમૃતનાભિ વગેરે છે. તે સ્થળમાં જઇને બ્રહ્મચર્યવ્રતનું આચરણ કરનાર પુરૂષ આનંદ પામે છે; ત્યાં મૃત્યુ, વૃદ્ધતા કે, દુઃખ નથી[૨૬]. પાપકર્મ કરનારનું સ્થળ નરક છે; ત્યાં પ્રકાશ નથી, નિરંતર દુઃખ છે, અને અત્યંત શોક છે. પાપકર્મ કરનાર ત્યાં જઇને અસ્થિરપણે ઘણા વર્ષ સુધી અધોમાર્ગમાં પડતો પડતો શોક કરે છે[૨૭]. બ્રાહ્મણ અને ક્ષત્રિયનો પરસ્પર ભેદ થવાથી પ્રજાને દુઃસહ દુઃખ પ્રાપ્ત થાય છે, એમ જાણીને રાજાએ અનેક વિદ્યાને જાણનાર બ્રાહ્મણ પુરોહિત હમ્મેશાં રાખવોજ જોઇએ[૨૮]. બ્રાહ્મણને પુરોહિત પસંદ કર્યા પછી રાજાએ, પોતાને રાજ્યાભિષેક કરવો જોઇએ. કેમ કે, તેમ કર્યાથી ધર્મની વૃદ્ધિ થાય છે. સર્વ કોઇનું પ્રમુખ સ્થળ ન્યાયની રીતે જુઓ!! તો બ્રાહ્મણજ છે. વેદને જાણનારા એમ કહે છે કે, પ્રથમ સૃષ્ટિ બ્રાહ્મણની ઉત્પન્ન થઇ છે[૨૯]. માટે બ્રાહ્મણ સર્વ પ્રજાનો વડિલ બાંધવ છે, અને એજ કારણથી જે કાંઇ શ્રેષ્ઠ ભાગ હોય, તે પ્રથમ બ્રાહ્મણનેજ પ્રાપ્ત થવો જોઇએ. એજ કારણથી બ્રાહ્મણ, સર્વે ઉત્પન્ન થયેલા ફળમાં અગ્ર ભાગ પામવાને યોગ્ય છે; અને સર્વ પ્રજાએ, માન્ય કરવા યોગ્ય તથા પૂજવા યોગ્ય છે[૩૦]. જે કાંઇ શ્રેષ્ઠ હોય તથા જે કાંઇ વિશિષ્ટ હોય, તે બ્રાહ્મણને ધર્મ પ્રમાણે નિવેદન કરવું યોગ્ય છે. રાજા, બળવાન હોય તોપણ

તેથી, એ રીતે અવશ્ય કરવું ઘટે છે[31]. કેમકે, બ્રાહ્મણ ક્ષત્રિયવર્ગની વૃદ્ધિ કરે છે, અને તે ક્ષત્રિયવડે બ્રાહ્મણની વૃદ્ધિ થાય છે. એ પ્રમાણે રાજાએ, નિરંતર બ્રાહ્મણોને વિશેષે કરીને પૂજવા જોઇએ"[32].

॥ ब्रह्म वर्धयति क्षत्रं क्षत्रतो ब्रह्म वर्धते । एवं राज्ञा विशेषेण पूज्या वै ब्राह्मणाः सदा ॥

इति श्रीमहाभारते शां० गु० मा० त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

---

## અધ્યાય ૭૪ મો-કુબેર અને મુચુકુંદનો સંવાદ.

भीष्म उवाच ॥ योगक्षेमो हि राष्ट्रस्य राजन्यायत्त उच्यते ॥

॥ योगक्षेमो हि राज्ञो हि समायत्तः पुरोहिते ॥ १ ॥

ભીષ્મ કહે છે,-"દેશની આબાદી અને કલ્યાણ ક્ષત્રિય રાજાના સ્વાધીનમાં છે, અને તે ક્ષત્રિય રાજાની આબાદી અને કલ્યાણ પુરોહિતના સ્વાધીનમાં છે[1]. જે રાજ્યમાં બ્રાહ્મણ અનાવૃષ્ટિ આદિ પ્રજાનું અદષ્ટ ભય શમાવે છે, અને બીજા રાજાના હુમલા વગેરેનું દૃષ્ટભય રાજા પોતાના બાહુબળથી શમાવે છે. તે પ્રજા સુખેથી વૃદ્ધિ પામે છે[2]. આ જગ્યોએ પણ કુબેર અને રાજા મુચુકુંદના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[3]. મુચુકુંદ નામે રાજા, આ પૃથ્વીમાં દિગ્વિજય કરીને અલકાનગરીના રાજા કુબેરનું બળ જાણવાની ઇચ્છાથી ત્યાં ગયો[4]. તે વખતે કુબેર રાજાએ, રાક્ષસો ઉત્પન્ન કર્યા અને તે રાક્ષસો મુચુકુંદની સેનાનો નાશ કરવા લાગ્યા[5]. જ્યારે પોતાનું સૈન્ય હણાવા લાગ્યું ત્યારે શત્રુઓને દમન કરનાર મુચુકુંદ રાજા, પોતાના વિદ્વાન પુરોહિતની નિંદા કરવા લાગ્યો[6]. તે વખતે ધર્મને જાણનારાઓમાં ઉત્તમ વસિષ્ઠે, ઉગ્રતપ કરીને રાક્ષસોનો નાશ કર્યો તથા કુબેરની પુરી સુધી જવાનો માર્ગ પણ જાણી લીધો[7]. પછી પોતાના સૈન્યનો વધ થતો જોઈને કુબેર, રાજા મુચુકુંદને તે દેખાડવા લાગ્યો અને આ વચન બોલ્યો[8]. કુબેર કહે છે,—"હે મુચુકુંદ! ત્હારાથી બળવાન અને પુરોહિતવાળા રાજાઓ પૂર્વે ઘણા થઈ ગયા છે, પણ તું, જે રીતે આ જગ્યોએ વર્તે છે તેમ, તેઓ વર્તતા નહોતા[9]. અસ્ત્રવિદ્યાને જાણનારા અને બળવાન તે રાજાઓ, મ્હારી પાસે આવીને મ્હારી ઉપાસના કરતા હતા કેમ કે હું, સુખ અને દુઃખનો સ્વામી છું[10]. જો ત્હારામાં બાહુબળ હોય તો, તે ત્હારે આ જગ્યોએ દેખાડવું ઘટે છે; પણ બ્રાહ્મણના બળવડે આમ મર્યાદા છોડીને શું આચરણ કરે છે?[11] પછી મુચુકુંદ, ક્રોધ પામીને ધનના ઇશ્વર કુબેર પ્રત્યે બરાબર ન્યાયપૂર્વક, ગર્વ વિનાનું અને ભ્રાંતિ વિનાનું આ પ્રમાણે વચન બોલ્યો કે:-"બ્રહ્મદેવે, બ્રાહ્મણ અને ક્ષત્રિયની ઉત્પત્તિ એક સરખી રીતે એક મૂળમાંથી કરેલી છે; માટે તેમનું બળ, જો અરસપરસથી ભિન્ન થઇને વાપરે તો તેથી પ્રજાનું પાલન થાય નહિ[12,13]. બ્રાહ્મણમાં નિરંતર તપનું અને મંત્રનું બળ રહેલું છે, તેમ અસ્ત્રનું બળ અને બાહુનું બળ નિરંતર ક્ષત્રિયમાં રહેલું છે[14]. તે બન્નેએ એકત્ર મળીને પ્રજાનું રક્ષણ કરવું જોઈએ, અને તે પ્રમાણે હું આચરૂં છું. હે અલકાધિપ! શા માટે તમે મને નિંદો છો?"[15]. પછી વૈશ્રવણ (કુબેર) પુરોહિતસહિત રાજાને કહેવા લાગ્યો કે, "હે રાજન! જેને ઇશ્વરે રાજ્ય આપવાની આજ્ઞા ન કરી હોય, તેવા કોઈને હું, રાજ્ય આપતો નથી, તથા ઇશ્વરે જેનું રાજ્ય લઇ લેવાની મને આજ્ઞા ન કરી હોય, તેવા કોઇનું રાજ્ય હું, લઇ લેતો નથી; એમ ત્હારે જાણવું"[16]. એ વચન સાંભળીને મુચુકુંદ રાજાએ આ પ્રત્યુત્તર કહ્યો[17]. મુચુકુંદ કહે છે,-"હે રાજન! હું તમ્હારૂં આપેલું રાજ્ય ભોગવવાને ઇચ્છતો નથી,

પણ પોતાના બાહુબળથી મેળવેલું રાજ્ય ભોગવવાની મને ઇચ્છા છે”[૧૮]. ભીષ્મ કહે છે,–પછી મુચુકુંદને ગભરાટ વિનાનો તથા ક્ષત્રિયધર્મમાં દૃઢ જોઇને રાજા વૈશ્રવણ (કુબેર) પરમ વિસ્મય પામ્યો અને મુચુકુંદ રાજાએ, ક્ષત્રિયધર્મનું અનુવર્તન કરીને પોતાના બાહુબળથી પ્રાપ્ત કરેલી પૃથ્વીનું સારી રીતે પાલન કર્યું[૧૯-૨૦]. એ પ્રમાણે જે રાજા, બ્રાહ્મણને પ્રમુખ-સ્થાન આપીને ધર્મમાં પ્રવૃત્ત થાય છે તે કોઇએ નહિ જીતેલી પૃથ્વીને પણ જીતે છે તથા મોટા યશને પ્રાપ્ત કરે છે[૨૧]. બ્રાહ્મણે, નિરંતર જળયુક્ત થવું જોઇએ. તથા ક્ષત્રિયે નિરંતર શસ્ત્રયુક્ત થવું જોઈએ; કેમકે આ પૃથ્વી ઉપર જે કાંઈ છે, તે બધું તે બન્નેના સ્વાધીનમાં રહેલું છે”[૨૨].

॥ नित्योदकी ब्राह्मणः स्यान्नित्यशस्त्रश्च क्षत्रियः । तयोर्हि सर्वमायत्तं यत्किंचिज्जगतीगतम् ॥ २२ ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि मुचुकुंदोपाख्याने गुर्जर-भाषायां चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥

---

## અધ્યાય ૭૫ મો–રાજધર્મ.

युधिष्ठिर उवाच ॥ यया वृत्त्या महीपालो विवर्धयति मानवान् ॥
॥ पुण्यांश्च लोकान् जयति तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે,–“હે પિતામહ! જેવી રીતે વર્તવાથી રાજા, પ્રજાની વૃદ્ધિ કરી શકે અને પુણ્યલોક (સ્વર્ગાદિ)ની પ્રાપ્તિ કરી શકે, તે મને કહો!!”[૧] ભીષ્મ કહે છે,–“રાજાએ દાન કરનારા અને યજ્ઞ કરનારા થવું. હે ભારત! તેમજ લેણે, ઉપવાસ, વ્રત તથા પ્રજાઓનું પાલન કરવામાં આસક્ત થવું જોઇએ[૨]. રાજાએ, સઘળી પ્રજાનું ધર્મવડે પાલન કરવું અને નિત્ય ઉદ્યોગ કરવાવડે તથા દાન આપવાવડે ધર્મવાળા પુરૂષોનું પૂજન કરવું[૩]. રાજાએ, ધર્મનું પૂજન કર્યું એટલે તે ધર્મ સર્વ જગ્યોએ પૂજાય છે; રાજા જેવું જેવું આચરણ કરે છે તે તે પ્રજાને રૂચિકર લાગે છે[૪]. રાજાએ, શત્રુઓના ઉપર નિરંતર દંડ ઉગામેલા મૃત્યુ સરખા થવું. સર્વ ઠેકાણેથી ચોર લોકોનો શોધી શોધીને નાશ કરવો, પણ કોઇ ચોરને સ્વેચ્છાથી જીવતો તો મૂકવોજ નહિ[૫]. હે ભારત! રાજાએ, સારી રીતે રક્ષણ કરેલી પ્રજા જે જે ધર્મ આચરે છે, તે ધર્મનો ચોથો ભાગ રાજાને પ્રાપ્ત થાય છે[૬]. પ્રજા, જે અધ્યયન કરે છે, જે દાન કરે છે, જે હોમ કરે છે, જે પૂજન કરે છે, તે સર્વનો ચોથો ભાગ, જો રાજા ધર્મ પ્રમાણે પ્રજાનું રક્ષણ કરતો હોય તો, મળે છે[૭]. હે ભારત! રાજા, પ્રજાનું રક્ષણ કરે નહિ અને તેથી દેશમાં જે પાપકર્મ થાય, તે પાપનો ચોથો ભાગ પણ રાજાને પ્રાપ્ત થાય છે[૮]. જે રાજા, દુષ્ટ અને અસત્યવાદી હોય તેના માથે પ્રજાનું સર્વ પાપ આવે છે; એમ કેટલાક કહે છે, પરંતુ અર્ધું પાપ તો તેને ભોગવવુંજ પડે છે, એ નિશ્ચય છે[૯]. હવે રાજા તેવા પાપમાંથી શી રીતે મુક્ત થાય? તે હું તને કહું છું તે સાંભળ!! જો ચોરલોકો, કોઇ પુરૂષનું ધન હરણ કરી ગયા હોય અને તે ધન રાજાથી પાછું આણવું અશક્ય હોય અથવા રાજા પાછું આણી આપવાને અશક્ત હોય તો, ધન ઉપરજ નિર્વાહ કરનારા વેપારી વગેરેનું લૂંટાયલું ધન રાજાએ, પોતાના ભંડારમાંથી આપવું[૧૦]. સર્વ વર્ણના લોકોએ, જેમ બ્રાહ્મણનું રક્ષણ કરવું ઘટે છે, તેમ બ્રાહ્મણની મિલકતનું પણ રક્ષણ કરવું ઘટે છે; જે માણસ બ્રાહ્મણનો અપકાર કરે તેને, રાજાના દેશમાં વસવા દેવો નહીં. અર્થાત્ રાજાએ, તેવા માણસને દેશપાર કરવો[૧૧]. કેમ કે, બ્રાહ્મણની મિલકતનું રક્ષણ કરવાથી સર્વ

પદાર્થોનું રક્ષણ થાય છે; માટે રાજાએ બ્રાહ્મણોની કૃપા (પ્રસન્નતા) વડેજ કૃતકૃત્ય થવાની અભિલાષા રાખવી[૧૨]. રાજા, સર્વ અર્થની સિદ્ધિ કરનારો છે અને જેમ સર્વ પ્રાણીઓનું જીવન, વૃષ્ટિ ઉપર આધાર રાખે છે તથા પક્ષીઓ, જેમ મોટા વૃક્ષનો આશ્રય કરીને તે ઉપર પોતાનું જીવન ચલાવે છે, તેમ સર્વે પુરૂષો, રાજાના ઉપર આધાર રાખીને પોતાનો નિર્વાહ ચલાવે છે[૧૩]. જે રાજા, માત્ર પોતાની કામનાઓ પૂર્ણ કરવામાંજ આસક્ત છે અને નિરંતર કામ બુદ્ધિવાળો થઇને વર્તે છે તથા જે અતિ દુષ્ટ કર્મ કરનાર અને લોભી હોય છે, તેથી પ્રજાનું પાલન થવું અશકય છે"[૧૪]. યુધિષ્ઠિર કહે છે,—"હું, રાજ્ય સુખની ઇચ્છા રાખતો નથી અને તેથી એક ક્ષણવાર પણ મ્હારે રાજ્ય જોઇતું નથી; હું ધર્મના અર્થેજ રાજ્ય પસંદ કરૂં છું, પણ ધર્મ તો તેમાં છે જ નહિ[૧૫]. માટે જેમાં ધર્મ નથી એવા રાજ્યને હું શું કરૂં? મ્હારે, તે જોઇતું નથી; એમાં ધર્મ નથી માટે હું, તો ધર્મ કરવાની ઇચ્છાથી વનમાંજ જવાની ઇચ્છા રાખું છું[૧૬]. રાજ્યદંડનો ત્યાગ કરી, ત્યાં જઇને, પવિત્ર અરણ્યમાં મુનિવ્રત ધારણ કરીને, ઇંદ્રિયો ઉપર જય મેળવીને; અને કંદમૂળ તથા ફળ ખાઇને ધર્મનું આરાધન કરીશ"[૧૭]. ભીષ્મ કહે છે,—"મને ત્હારી બુદ્ધિ બહુ દયાવૃત્તિવાળી માલમ પડી છે અને તે રાજ્ય ચલાવવાને યોગ્ય નથી[૧૮]. જે પુરૂષ અત્યંત દયાવાળો હોય, તે રાજ્ય કરવાને લાયક નથી. તું, બહુ કોમળ બુદ્ધિનો, અત્યંત સજ્જન, અત્યંત ધાર્મિક, પૌરૂષ વિનાનો, ધર્મરૂપ દયાથી યુક્ત છે; તેથી લોકો, તને બહુ માન આપતા નથી[૧૯]. તું ત્હારા પિતા અને પિતામહને ઘટે તેવું પોતાનું કુળપરંપરાગત આચરણ કરવાની અપેક્ષા રાખ!![૨૦] તું, જેવી રીતે વર્ત્તન કરવા ઇચ્છે છે તેવી રીતે વર્તવું રાજાઓને ઘટિત નથી; અને રાજાઓ તેમ વર્તતા પણ નથી. નામરદાઇથી ઉપજેલું સૌજન્ય ધારણ કરીને આ સ્થળમાં રહેલો તું, પ્રજાનું પાલન કરવાથી ઉત્પન્ન થયેલા ધર્મના ફળને પામવાનો નથી[૨૧]. હે તાત! તું હાલમાં જે બુદ્ધિથી અને જે જ્ઞાનથી વર્તે છે, તેવો આશીર્વાદ કુંતીએ કે, પાંડુએ, મહર્ષિ બ્રહ્મદેવો પાસેથી માગી લીધો નહોતો.[૨૨]. ત્હારા પિતાએ ત્હારા શૌર્ય અને બળની પ્રશંસા કરી છે અને કુંતીએ, ત્હારા માહાત્મ્ય-મ્હોટાઈ તથા ઉદારતાની યાચના કરી છે.[૨૩]. નિત્ય સ્વાહાકાર અને નિત્ય સ્વધાકાર, એ બે મનુષ્યના દેવતાઓ છે; અર્થાત્ દેવતાઓનું યજન અને પિતૃઓનું પૂજન મનુષ્યને સર્વદા કર્ત્તવ્ય છે, દેવ અને પિતૃઓ, પુત્રની પાસેથી સ્વાહા અને સ્વધા અનુક્રમે મળવાની આશા રાખે છે.[૨૪]. દાન, અધ્યયન, યજ્ઞ, અને પ્રજાનું પાલન, એ ગમે તો ધર્મ હો? કે ગમે તો અધર્મ હો? પરંતુ તું, તે કરવાને જન્મથીજ બંધાયો છે, એટલે તે કર્યા સિવાય છૂટકો નથી.[૨૫]. સમય પ્રમાણે વ્યવહારના ધુંસરે જોડાએલા અને ભરેલો ભાર ખેંચી જનારા પુરૂષો, કદાપિ તે ભાર ખેંચતાં થાકી જાય અને શિથિલ થઈ જાય, તોપણ તેમની કીર્ત્તિ ઝાંખી પડતી નથી.[૨૬]. યદ્યપિ સુશિક્ષિત ઘોડો પશુ છે, તથાપિ ચારે પાસે નાશ-ભાગ ન કરતાં, નિયમ પ્રમાણે રહીને અટકયા વિના રથનું વહન કરે છે તથા તેના કર્મમાં દોષ આવતો નથી, તો તું, તો કર્મ અને વચનવડે મનુષ્ય છે, તે પોતાને ખેંચવાનો ભાર ખેંચે; તેમાં શું આશ્ચર્ય છે? એમ કરવું એજ કર્મની સિદ્ધિ છે.[૨૭]. અધર્મની ગતિ ગહન છે અને ગમે તેટલી સાવધાનીથી ધર્મ આચરતાં છતાં, પણ અત્યંત સૂક્ષ્મ અધર્મ તજી શકાવાના નથી, એમ જોઇને કોઇ ધર્મ આચરનારા ગૃહસ્થ, રાજા કે, બ્રહ્મચારી, કોઇ પણ અત્યંત આસક્તિથી ધર્મનું આચરણ કરતું નથી.[૨૮]. કોઈ કાર્ય હિંસા આદિથી તુચ્છ હોય તથાપિ ઘણાજનને તેમાંથી સુખ પ્રાપ્ત થતું હોય તો, તે કામ ઉત્તમ સમજવું. કાંઇ ન કરવું તે કરતાં કાંઇ પણ કરવું ઉત્તમ છે; જે, કાંઈ કરતો નથી તેથી બીજો મોટો પાપી

કોઇ નથી.[૨૯]. જ્યારે કુળવાન અને ધર્મજ્ઞ પુરૂષને ઉત્તમ ઐશ્વર્ય (મંત્રીપણું) પ્રાપ્ત થાય છે, ત્યારે રાજાની આબાદીમાં વિઘ્ન આવતું નથી.[૩૦]. ધર્મજ્ઞ પુરૂષ, જ્યારે મંત્રી થાય છે ત્યારે કોઇને દાનવડે, કોઇને બળવડે અને કોઇને મીઠી વાણીવડે વશ કરે છે.[૩૧]. જેને પામીને કુળમાં ઉત્પન્ન થયેલા તથા અવૃત્તિરૂપી ભયથી પીડાયલા વૈદ્યો તૃપ્ત થઇને સ્થિર થાય છે, તે કરતાં બીજો મોટો ધર્મ કયો છે? અર્થાત્ દરિદ્ર વૈદ્યોને તૃપ્ત કરવા, એ મોટો ધર્મ છે[૩૨]. (કેમ કે, રોગરૂપ ભયથી પીડાતા પ્રાણીઓને તે સુખ કરે છે. અને તેથી ગમે તે ભયથી પીડાતા પ્રાણીઓને સુખ કરવા રૂપ કર્મ કરવું તે તેથી પણ મોટો ધર્મ છે.)" યુધિષ્ઠિર કહે છે,—"હે પિતામહ! સ્વર્ગની પ્રાપ્તિ કરનાર ઉત્તમ પદાર્થ કયો છે? તેથી કયી ઉત્તમ પ્રસન્નતા પ્રાપ્ત થાય છે? અને તેથી કયું ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે? તે જાણવાની મ્હારી યોગ્યતા હોય, તો મને કહો."[૩૩]. ભીષ્મ કહે છે,—"જે પુરૂષવડે ભયથી પીડાએલો પ્રાણી ક્ષણવાર પણ સારી રીતે આશ્વાસન પામે છે અને તેને કુશળ પ્રાપ્તિ થાય છે, તે પુરૂષનું તે કાર્ય સ્વર્ગપ્રાપ્તિ કરવામાં સૌથી ઉત્તમ છે, એમ અમ્હારૂં માનવું છે અને એ અમે તને સત્ય વાત કહેલી છે.[૩૪]. હે કુરૂઓમાં શ્રેષ્ઠ! એ રીતે સ્વર્ગ પ્રાપ્ત કરવાથીજ તું ઉત્તમ રીતે પ્રસન્ન થા; હે રાજન! તું સ્વર્ગ પ્રાપ્ત કર!! અને સત્પુરૂષોનું રક્ષણ કરીને અસત્પુરૂષોનો નાશ કર!![૩૫]. જેમ વરસાદની પછવાડે આખું વિશ્વ જીવે છે તથા જેમ મિષ્ટ ફળવાળા ઝાડની પછવાડે પક્ષીઓ જીવે છે, તેમ ત્હારી પછવાડે સત્પુરૂષો-સહિત ત્હારા સન્મિત્રો જીવન મેળવો!![૩૬]. જે પુરૂષ, બીજાના તેજમાં દબાતો નથી, શૂરો અને શત્રુઓ ઉપર પ્રહાર કરનારો છે, જેનામાં નિર્દયપણું નથી, જેણે પોતાની ઇંદ્રિયો સ્વાધીનમાં રાખી છે, જેઓ, પોતાના અનુસરનાર ઉપર પ્રીતિવાળા છે અને જે સર્વ સુખકર વસ્તુઓને રૂડે પ્રકારે વહેંચી આપે છે, તેની પાછળ ઘણા પુરૂષોની ઉપજીવિકા ચાલે છે."[૩૭].

॥ धृष्टं शूरं प्रहर्त्तारमनृशंसं जितेंद्रियम् । वत्सलं संविभक्तारमुपजीवंति तं नराः ॥

इति श्रीमहाभारते शां० रा० शु० भा० पंचसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥

## અધ્યાય ૭૬ મો–બ્રાહ્મણોના ભેદ.

युधिष्ठिर उवाच ॥ स्वकर्मण्यपरे युक्तास्तथैवान्ये विकर्मणि ॥
॥ तेषां विशेषमाचक्ष्व ब्राह्मणानां पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—"હે પિતામહ! કેટલાક બ્રાહ્મણો, પોતાની જાતિને ઉચિત કર્મ કરે છે અને કેટલાક વિરૂદ્ધ કર્મ કરે છે; માટે તેઓમાં શી વિશેષતા છે? તે મને કહો!!"[૧]. ભીષ્મ કહે છે,—"વેદાદિ વિદ્યાથી અને શમ, દમ આદિ લક્ષણોથી યુક્ત જે બ્રાહ્મણો હોય તેમને બ્રાહ્મણસમાન એટલે બ્રાહ્મણને ઉચિત કર્મ આચરનારા "બ્રાહ્મણ" કહેલા છે[૨]. હે રાજન! ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદનું અધ્યયન કરનારા અને પોતાના કર્મમાં સ્થિતિવાળા બ્રાહ્મણોને દેવસમાન જાણવા. અર્થાત્ તે "દેવ બ્રાહ્મણ" કહેવાય છે[૩]. જે બ્રાહ્મણો, પોતાનો જન્મ જે વર્ણમાં થયો છે તેને યોગ્ય કર્મ કરતા નથી તથા અત્યંત કૃપણતા કરે છે તે બ્રાહ્મણોને શૂદ્રસમાન "શૂદ્રબ્રાહ્મણ" જાણવા[૪]. જે બ્રાહ્મણ, વેદનું અધ્યયન કરતા નથી તથા જેઓ, અગ્નિનું સ્થાપન કરતા નથી, તે સર્વેની પાસેથી ધાર્મિક રાજાએ, રાજ્ય કર લેવો તથા વેઠ પણ કરાવવી[૫]. વળી પંથ ચલાવીને તેના આચાર્ય થનારા, પૈસા (પગાર) લઇને દેવની પૂજા કરનારા, પંચાંગ માત્ર જાણીને તે ઉપરથી નિર્વાહ ચલાવનારા (ટીપણું જોઈ

ખાનારા ) તથા ગામોટ, અને લાંબી મુસાફરી કરનારા, એટલાં પાંચ કર્મ કરનારા બ્રાહ્મણોને ચાંડાલસમાન "ચાંડાલ બ્રાહ્મણ" જાણવા[6]. હે રાજન ! યજ્ઞમાં ઋત્વિક્ થનારા, પુરોહિત, મંત્રી, દૂત; અને ખબરો મેળવીને તેને પ્રસિદ્ધ કરવાનો ધંધો કરનારા, એ બ્રાહ્મણોને ક્ષત્રિયસમાન "ક્ષત્રિય-બ્રાહ્મણ" જાણવા[7]. હે રાજન !જે બ્રાહ્મણો ઘોડે ચઢનારા છે, હાથીએ ચઢનારા છે, રથમાં બેસી જાણનારા છે, યુદ્ધમાં પાયદળ થઈ વર્તનારા છે, તેમને વૈશ્યસરખા "વૈશ્ય બ્રાહ્મણ" જાણવા[8]. જ્યારે રાજાના ભંડારમાં નાણાંની તંગી પડે, ત્યારે એવા બ્રાહ્મણો પાસેથી કર લેવો. પરંતુ જે બ્રાહ્મણ, બ્રાહ્મણસમાન છે તથા દેવસમાન છે, તેમની પાસેથી કર લેવો નહિ[9]. જે બ્રાહ્મણ હોય નહિ, તેના ધનનો રાજા માલિક છે, એવું વેદમાં કહેલું છે. તેમ બ્રાહ્મણોમાં પણ જે પોતાની વર્ણને કરવાનાં ઉચિત કર્મ છોડી બીજાં કર્મ કરે છે, તેના ધનનો માલિક પણ રાજાજ છે[10]. જે બ્રાહ્મણ અન્યથા કર્મનું આચરણ કરતો હોય; તો રાજાએ તેની ઉપેક્ષા કરવી નહિ. પણ તેનું નિયમન કરવું અને તેની ઘટે તેવી વહેંચણ કરવી; કેમ કે, એમ કર્યા વિના ધર્મનું રક્ષણ થઇ શકે નહિ[11]. જે રાજાના દેશમાં બ્રાહ્મણ ચોર હોય, તો તે અપરાધ ધર્મશાસ્ત્ર જાણનારા પુરૂષો, રાજાનોજ માને છે[12]. હે રાજન ! વેદને જાણનારો તથા સ્નાતક વ્રત પાળનારો કોઇ બ્રાહ્મણ, જીવિકા નહિ મળવાથી ચૌર્યકર્મ કરતો હોય, તેનું રાજાએ ભરણ-પોષણ કરીને ચોરી કરવા દેવી નહિ, એમ વેદને જાણનાર કહે છે[13]. શત્રુઓને સંતાપનાર હે યુધિષ્ઠિર ! જીવિકા બાંધી આપ્યા છતાં પણ તે, જો પોતાના ચૌર્યકર્મથી અટકે નહિ તોપછી તેને કુટુંબસુદ્ધાં દેશપાર કરવો"[14].

॥ स चेन्नोपनिवर्तेत कृतवृत्तिः परंतप । ततो निर्वासनीयः स्यात्तस्माद्देशात्सबांधवः ॥

इति श्रीमहाभारते शां० रा० गु० भा० षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥

---

## અધ્યાય ૭૭ મો-ક્ષત્રિયધર્મ પ્રસંગે-રાજા કેકય અને રાક્ષસનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ केषां प्रभवते राजा वित्तस्य भरतर्षभ ॥

॥ कया च वृत्या वर्त्तेत तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે,-"હે પિતામહ ! હે ભરતશ્રેષ્ઠ ! રાજા, કોના દ્રવ્યનો માલિક થઇ શકે ? તથા રાજાએ, કયી વૃત્તિથી વર્તવું ? તે મને કહો ! ! "[1] ભીષ્મ કહે છે,-"બ્રાહ્મણ વિનાના બીજા વર્ણના લોકોના ધન ઉપર રાજાનું સ્વામિત્વ છે, તથા બ્રાહ્મણોમાંથી જે કોઈ પોતાના વર્ણને ઉચિત કર્મ છોડીને અન્યથા કર્મ કરતા હોય, તેમના ધનનો સ્વામી પણ રાજા છે, એમ વેદમાં કહેલું છે[2]. રાજાએ અન્યથા કર્મ કરનારા બ્રાહ્મણોની ઉપેક્ષા કોઇ પ્રકારે પણ કરવી નહિ. કેમ કે, પૂર્વે રાજાઓ ઉપેક્ષા કરતા નહોતા, એમ સજ્જન પુરૂષો કહે છે[3]. જે રાજાના દેશમાં બ્રાહ્મણ, ચૌર્યકર્મ કરે છે તે પાપરૂપ અપરાધ તે રાજાનોજ છે, એમ સત્પુરૂષો માને છે[4]. એવા કર્મવડે રાજા એમ માને છે કે, જાણે મ્હારા માથેજ ચૌર્યનો અભિશાપ આવ્યો છે, માટે પૂર્વે સર્વે રાજર્ષિઓ, બ્રાહ્મણોનું પાલન કરતા હતા[5]. આ સ્થળે કેકય દેશના રાજાને રાક્ષસ લઇ જતો હતો ત્યારે તેણે જે વચન કહ્યાં હતાં, તે સંબંધી ઈતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[6]. કેકય દેશનો રાજા, સ્વાધ્યાયથી યુક્ત હતો તથા પ્રશંસા કરવા યોગ્ય આચરણવડે આયુષ્ય ગાળતો હતો. તે એક વખત અરણ્યમાં ફરતો હતો તેવામાં એક રાક્ષસે આવીને તેને મહા ભયાનક રીતે પકડયો[7]. તે સમયે તે રાજા બોલ્યો કે,-"મ્હારા દેશમાં

ચોર નથી, કદર્ય* નથી કે, મદ્યપાન કરનાર નથી; તેમજ જેણે અગ્નિગ્રહણ નહિ કર્યું હોય તેવો કે, યજ્ઞ નહિ કરનારો કોઈ નથી. તો પછી હે રાક્ષસ! તેં, મ્હારામાં કયું છિદ્ર જોઇને પ્રવેશ કર્યો ?[૮] મ્હારા દેશમાં કોઈ બ્રાહ્મણ અવિદ્વાન, વ્રત વિનાનો, સોમપાન કર્યા વિનાનો, અગ્નિ, ધારણ કર્યો વિનાનો કે, યજ્ઞ ન કરતો હોય તેવો છે નહિ તોપછી તે, મ્હારૂં કયું છિદ્ર જોઈને પ્રવેશ કર્યો ?[૯] મ્હારા દેશમાં દક્ષિણા આપ્યા સિવાયનો કોઈ યજ્ઞ કરતું નથી કે, અધ્યયનરૂપ વ્રત ધારણ કર્યા વિનાનો કોઈ છે નહિ તો પછી તેં, મ્હારૂં કયું છિદ્ર જોઈને પ્રવેશ કર્યો ?[૧૦] મ્હારા દેશમાં બ્રાહ્મણો અધ્યયન કરે છે અને અધ્યયન કરાવે છે, યજ્ઞ કરે છે અને યજ્ઞ કરાવે છે; દાન આપે છે અને દાન લે છે; એવાં છ કર્મમાં બ્રાહ્મણો સ્થિતિવાળા છે.[૧૧]. વળી પૂજન કરેલા, રૂડી રીતે વિભક્ત કરેલા, કોમળ અંતઃકરણના, સત્ય બોલનારા, તથા પોતાના કર્મમાં સ્થિતિવાળા બ્રાહ્મણો મ્હારા દેશમાં છે, છતાં તું, કયું અંતર જોઇને મ્હારામાં પેઠો છે?[૧૨]. વળી મ્હારા રાજ્યમાં ક્ષત્રિયો કેવા છે તે તને કહું તે સાંભળ!! તેઓ, દાન કરે છે, પણ યાચના કરતા નથી; ભણે છે, પણ ભણાવતા નથી; યજ્ઞ કરે છે, પણ યજ્ઞ કરાવતા નથી; સત્યમાં અને ધર્મમાં નિપુણ છે.[૧૩]. બ્રાહ્મણોનું રક્ષણ કરે છે તથા સંગ્રામમાંથી નાસતા નથી, એવા પોતાનાં કર્મમાં સ્થિતિવાળા ક્ષત્રિયો મ્હારા દેશમાં છે, છતાં મ્હારા દેશમાં તેં, કેમ પ્રવેશ કર્યો ?[૧૪] વળી ખેતી, પશુ, વેપાર, એવા ઉદ્યોગ ઉપર કપટ કર્યા વિના નિર્વાહ કરનાર વૈશ્યો મ્હારા દેશમાં છે. તેઓ સાવધાન, ક્રિયા જાણનારા, ઉત્તમ વ્રતવાળા, સત્ય બોલનારા, વિભાગ કાઢીને જમનારા, ઈંદ્રિયોનું દમન કરનારા, પવિત્રતા રાખનારા, સ્નેહ–પ્રીતિ સાચવનારા અને પોતાનાં કર્મમાં સ્થિતિવાળા છે. છતાં હે રાક્ષસ! તેં, મ્હારામાં કયું છિદ્ર જોઇને પ્રવેશ કર્યો ?[૧૫.૧૬]. મ્હારા રાજ્યમાં જે શૂદ્રો છે, તે પણ કોઈની ઈર્ષ્યા કરતા નથી અને ત્રણે વર્ણની સેવા કરીને તે ઉપર પોતાનો નિર્વાહ કરે છે, તથા પોતાના કર્મમાં સ્થિતિવાળા છે, છતાં તેં, મ્હારા કયા છિદ્રને જોઇને મ્હારામાં પ્રવેશ કર્યો ?[૧૭]. વળી મ્હારા રાજ્યમાં જે દીન, અનાથ, વૃદ્ધ, દુર્બળ, રોગી, સ્ત્રીઓ વગેરે છે તે સર્વેને હું અન્નાદિક આપીને પાલન કરૂં છું. છતાં તું કયું અંતર જોઇને મ્હારામાં પેઠો છે?[૧૮]. હું કુળધર્મ, દેશધર્મ વગેરે પરંપરાથી ચાલતા આવેલા ધર્મોને યથાવિધિ ચલાવું છું તથા તેમનું ઉત્થાપન કરતો નથી; છતાં તેં, મ્હારા કયા છિદ્રને જોઇને મ્હારામાં પ્રવેશ કર્યો છે ?[૧૯] મ્હારા દેશમાં જે તપસ્વીઓ છે, તેમનું મેં, પૂજન તથા પાલન કરેલું છે, તેમજ તેમનું અન્નાદિકથી પોષણ કરીને તેમનો સત્કાર પણ કરેલો છે. છતાં તું, મ્હારા દેશમાં કેમ પેઠો છે ?[૨૦] હું વિભાગ કર્યા સિવાય ભોજન કરતો નથી, પર-સ્ત્રીનો ઉપભોગ કરતો નથી, સ્વતંત્ર થઇને કોઈ દિવસ ક્રીડા કરતો નથી. છતાં તું, મ્હારામાં કયું અંતર પામીને પેઠો ?[૨૧] બ્રહ્મચારી હોવા સિવાય મેં; ભિક્ષા કરી નથી, અથવા ભિક્ષા કરનારો થઇને હું, બ્રહ્મચર્ય વિનાનો રહ્યો નથી; ઋત્વિજ હોવા સિવાય મેં; હોમ કર્યો નથી, તોપછી કયા અંતરને પામીને તેં, મ્હારામાં પ્રવેશ કર્યો છે![૨૨] જેમનો સત્કાર કરવો જોઇએ એવા વૃદ્ધોની કે, તપસ્વીઓની, અવજ્ઞા કરી નથી; મ્હારા દેશમાં લોકો, જ્યારે સૂઈ જાય છે ત્યારે હું જાગું છું, છતાં તેં, મ્હારા કયા છિદ્રને જોઇને મ્હારામાં પ્રવેશ કર્યો છે ?[૨૩]

---

* કદર્ય કોને કહેવો ? તે માટે કહ્યું છે કેઃ–

**आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयेत्। विभवे सति यो लुब्धः स कदर्य इति स्मृतः ॥**

**ભાવાર્થઃ**—પોતાની પાસે વૈભવ છતાં પણ જે દુષ્ટ પુરૂષ, પોતાના દેહને, ધર્મ કર્મને, પુત્રોને અને સ્ત્રીને કષ્ટ આપે છે અર્થાત્ ઇચ્છિત વસ્તુ ધર્મ પ્રમાણે આપીને સંતુષ્ટ કરતો નથી તેને "કદર્ય" કહેલો છે.

મ્હારો પુરોહિત આત્મવિજ્ઞાનમાં સંપન્ન છે, તપસ્વી છે, સર્વ ધર્મને જાણનારો છે, આખા દેશનો સ્વામી છે અને બુદ્ધિમાન છે[૨૪]. હું, દાન કરીને વિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખું છું; સત્ય ચાલવાવડે તથા બ્રાહ્મણોનું રક્ષણ કરવાવડે દ્રવ્યની ઇચ્છા રાખું છું. સેવા કરવાવડે ગુરૂઓની ઉપાસના કરૂં છું, માટે મને રાક્ષસોથી ભય નથી[૨૫]. મ્હારા દેશમાં કોઇ વિધવા સ્ત્રી નથી, કોઇ અધમ બ્રાહ્મણ નથી. કોઇ બ્રાહ્મણ, ઠગ કે, ચોર નથી, કોઈ, યજ્ઞ ન કરાવવા યોગ્ય માણસને ત્યાં યજ્ઞ કરાવતો નથી કે, પાપ કરનારો નથી; માટે મને રાક્ષસોથી ભય નથી.[૨૬]. ધર્મને અર્થે યુદ્ધ કરતાં મને એવા ઘા લાગ્યા છે કે, જેથી મ્હારા શરીર ઉપર બે આંગળ પણ એવી જગ્યા નથી કે, જ્યાં શસ્ત્રનો ઘા નહિ વાગ્યો હોય છતાં તું, મ્હારા અંતરમાં કેમ પ્રવેશ કરે છે?[૨૭]. દેશમાં મ્હારા તરફથી લોકો, ગાય, બ્રાહ્મણ અને યજ્ઞના અર્થે રક્ષણરૂપ કલ્યાણની નિરંતર ઇચ્છા રાખે છે, છતાં મ્હારા અંતરમાં તું, કેમ પ્રવેશ કરે છે?"[૨૮]. રાક્ષસ કહે છે,—"જેથી તું, સર્વે અવસ્થાઓમાં ધર્મનીજ અપેક્ષા રાખે છે માટે તું નિરાંતે નિશ્ચિંતપણે ઘેર જા!! ત્હારૂં કલ્યાણ થાઓ!! હું જાઉં છું[૨૯]. હે કૈકેય! જે રાજાઓ, ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરે છે તથા નિરંતર પ્રજાનું રક્ષણ કરે છે; તેમને રાક્ષસોથી ભય નથી તોપછી પાપીઓથી ભય શાનોજ હોય?[૩૦]. જે રાજાઓના પુરોહિત બ્રાહ્મણો છે, વેદ અને બ્રાહ્મણ, જેમનું પરમ બળ છે, તથા જેના નગરના લોકને અતિથિ પ્રિય છે, તે રાજાએ સ્વર્ગને જીતેલું છે"[૩૧]. ભીષ્મ કહે છેઃ–"બ્રાહ્મણોનું રક્ષણ કરવું; કેમ કે, તેમનું રક્ષણ થયું, તોપછી તેઓ રાજાનું રક્ષણ કરે છે. જે રાજાઓ, રૂડી રીતે વર્તન કરે છે, તેમને તેઓ આશીર્વાદ આપે છે[૩૨]. માટે રાજાએ, વિશેષે કરીને અન્ય કર્મ કરનાર બ્રાહ્મણોના ઉપર દાબ નાખીને, તેમને સ્વકર્મમાં પ્રેરવા તથા તેમને અન્નાદિ આપવું; કેમ કે, તેમ કરવાથી તેમની કૃપા પ્રાપ્ત થાય છે[૩૩]. માટે જે રાજા નગરની અને દેશની પ્રજામાં એ પ્રમાણે વર્તે છે, તે આ લોકમાં સુખ ભોગવીને ઇંદ્રના લોકને પામે છે"[૩૪].

॥ एवं यो वर्तते राजा पौरजानपदेष्विह । अनुभूयेह भद्राणि प्राप्नोतींद्रसलोकताम् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि कैकेयोपाख्याने गुर्जरभाषार्थ सप्तसप्ततितमोऽध्यायः ॥ ७७ ॥

---

## અધ્યાય ૭૮ મો–આપત્કાળમાં રાજા કોણ થઈ શકે?

युधिष्ठिर उवाच ॥ व्याख्याता राजधर्मेण वृत्तिरापत्सु भारत ॥
॥ कथंचिद्वैश्यधर्मेण संजीवेद् ब्राह्मणो न वा ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે ભારત! આપત્ કાળમાં બ્રાહ્મણે, હથિયાર બાંધીને પણ ગુજરાન ચલાવવું; એમ કહેલું છે; પણ તેવાજ વખતમાં વૈશ્ય ધર્મવડે બ્રાહ્મણે ગુજરાન ચલાવવું કે કેમ? તે મને કહો!!"[૧]. ભીષ્મ કહે છેઃ–"બ્રાહ્મણ, જ્યારે સંકટમાં પડેલો હોય, તથા તેની જીવિકાનો નાશ થઈ ગયો હોય અને ક્ષત્રિય ધર્મવડે પણ જીવિકા ચલાવવાને અશક્ત હોય, ત્યારે તેણે ખેતી કરીને કે, પશુઓને પાળીને વૈશ્યવૃત્તિથી નિર્વાહ કરવો"[૨]. યુધિષ્ઠિર કહે છેઃ–"હે ભારતશ્રેષ્ઠ! બ્રાહ્મણ જ્યારે વૈશ્યવૃત્તિથી વર્તન કરે, ત્યારે કયા પદાર્થો વેચવા-વડે તે સ્વર્ગલોકથી પતન થતો નથી? અર્થાત્ તેને પાપ લાગતું નથી? તે કહો"[૩]. ભીષ્મ કહે છેઃ–"હે યુધિષ્ઠિર! મદિરા, મીઠું, તલ, કેશવાળીવાળાં પશુઓ, ઘોડા વગેરે, ગાય, બકરાં, ઘેટાં, પાડા વગેરે પશુઓ, બળદ, માંસ, રાંધેલું અન્ન, એટલાં વાનાં ગમે તે સ્થિતિમાં પણ

બ્રાહ્મણે, વેચવાં નહિ. હે તાત ! એ વસ્તુઓનો વિક્રય કરવાથી બ્રાહ્મણ નરકમાં પડે છે[૪,૫]. વળી બકરાને વેચવાથી અગ્નિનો વિક્રય કર્યા જેટલું પાપ લાગે છે, ઘેટાને વેચવાથી વરૂણ દેવતાના વિક્રય જેટલું પાપ લાગે છે, ઘોડાને વેચવાથી સૂર્યને વેચવા જેટલું પાપ લાગે છે. પૃથ્વીને વેચવાથી વિરાટ પુરૂષને વેચવા જેટલું પાપ લાગે છે, ગાયને વેચવાથી યજ્ઞના અને સોમના વેચાણ જેટલું પાપ લાગે છે, માટે બ્રાહ્મણે, તે કદાપિ વેચવાં નહિ[૬]. હે ભારત ! રાંધેલું અન્ન આપીને કાચું અન્ન લેવું, એને પણ સત્પુરૂષો વખાણતા નથી; પણ કેવળ ભોજનનેજ અર્થે કાચું અન્ન આપીને રાંધેલું અન્ન લેવાનો દોષ નથી[૭]. "તમે આ કાચું અન્ન રાંધો ! ! અને આપણે સર્વ તેનું ભોજન કરીશું" એમ વિચારીને એકની મહેનત અને એકનું અન્ન; એનો અદલોબદલો કરવાનો પણ દોષ નથી[૮]. વળી જમતી વખતે "હું તમને આ પદાર્થ આપું છું અને તેના બદલામાં તમે મને ફલાણો પદાર્થ આપો ! !" એમ અદલો-બદલો કરવાનો પણ દોષ નથી; કેમ કે, એમાં પોતપોતાની રૂચિ ઉપર ધર્મ–આધાર રાખે છે, કાંઇ બળાત્કારથી કે, લાભ મળવાના લોભથી એ બદલો કરવામાં આવતો નથી. એ પ્રમાણે ઋષિઓના અને બીજાઓના વ્યવહાર પુરાતન કાળથી ચાલતા આવે છે અને એ વ્યવહાર ઉત્તમ છે, એમાં સંશય નથી"[૯-૧૧]. યુધિષ્ઠિર કહે છેઃ–"હે પિતામહ ! જ્યારે સઘળી પ્રજા શસ્ત્ર ધારણ કરે એટલે વૈશ્ય, શૂદ્ર અને અંત્યજ, સર્વ લોકો હથિયાર ઉપર નિર્વાહ કરે, ત્યારે તેઓ પોતાના ધર્મનું ઉલ્લંઘન કરીને વર્તે અને ક્ષત્રિયનું બળ ક્ષીણ થઇ જાય[૧૨]. હે રાજન ! તે વખતે લોકનું રક્ષણ કરનાર રાજા, તેઓનું રક્ષણ શી રીતે કરે ? એ મ્હારો સંશય વિસ્તારથી નિવારણ કરો" ! ![૧૩]. ભીષ્મ કહે છેઃ–"બ્રાહ્મણ આદિ વર્ણોએ, દાનવડે, તપવડે, યજ્ઞોવડે, અદ્રોહવડે અને ઇંદ્રિય દમનવડે પોતાનું કલ્યાણ ઇચ્છવું[૧૪]. તેઓમાં જેઓ, વેદના બળવાળા હોય તેમણે, સર્વ પાસથી ઉદ્યોગ કરીને, જેમ દેવતાઓ ઇંદ્રનું બળ વધારે છે, તેમ રાજાનું બળ વધારવું[૧૫]. ક્ષય પામતા રાજાનો આશ્રય બ્રાહ્મણજ છે, માટે નીતિ-શાસ્ત્રને જાણનારા રાજાએ, બ્રાહ્મણના બળનોજ આશ્રય લઇને ઉદ્યોગ કરવો[૧૬]. જ્યારે પૃથ્વીમાં વિજય કરનારો રાજા, પોતાના દેશનું કલ્યાણ કરે છે. ત્યારે તમામ વર્ણના લોક, પોતાના ધર્મ પ્રમાણે આચરણ કરવા માંડે છે[૧૭]. હે યુધિષ્ઠિર ! જ્યારે મર્યાદાનો ભંગ થાય અને ચોર લોકોથી પ્રજામાં ગોટાળો ઉત્પન્ન થાય, ત્યારે સર્વ વર્ણની પ્રજાએ, શસ્ત્ર ધારણ કરવાં અને નિર્મર્યાદપણું થતું અટકાવવું"[૧૮]. યુધિષ્ઠિર કહે છે,–"હવે સર્વ પ્રકારથી ક્ષત્રિયો, બ્રાહ્મણોનો દ્વેષ કરે તો કયો બ્રાહ્મણ તેનું રક્ષણ કરનાર છે ? અને ક્ષત્રિયોનો તે વખતે ધર્મ શો છે ? અને તેમનું આશ્રયસ્થાન કયું છે ?"[૧૯]. ભીષ્મ કહે છે,–"તે વખતે તપવડે, બ્રહ્મચર્યવડે, શસ્ત્રવડે, બળવડે, નિષ્કપટભાવવડે અને કપટભાવવડે બ્રાહ્મણોએ, ક્ષત્રિયોનું નિયમન કરવું. ક્ષત્રિયો, જ્યારે મર્યાદા મૂકીને વર્તવા લાગે અને તેમાં વિશેષે કરીને જ્યારે બ્રાહ્મણોની સામેજ નિર્મર્યાદપણે વર્તે, ત્યારે બ્રાહ્મણોજ તેનું નિયમન કરે; કેમકે, ક્ષત્રિય જાતિ બ્રાહ્મણમાંથીજ પેદા થયેલી છે[૨૦,૨૧]. જળમાંથી અગ્નિ, બ્રાહ્મણમાંથી ક્ષત્રિય અને પથ્થરમાંથી લોઢું પ્રકટ થયેલું છે તથા તેમનું તેજ સર્વત્ર પ્રસરનારૂં છે; તેમ છતાં તે, પોતાના ઉત્પત્તિસ્થાનમાં શાંત થાય છે[૨૨]. જ્યારે લોહ, પાષાણને તોડવાનો યત્ન કરે છે, જ્યારે અગ્નિ જળનો નાશ કરવા ઇચ્છે છે અને જ્યારે ક્ષત્રિય બ્રાહ્મણનો દ્વેષ કરે છે, ત્યારે તે ત્રણેનો નાશ થાય છે[૨૩]. હે યુધિષ્ઠિર ! તેથી ક્ષત્રિયોનાં વૃદ્ધિ પામેલાં અને ન જીતાય તેવાં બળ બ્રાહ્મણોમાં સમાઈ જાય છે. જે વખતે બ્રાહ્મણનું વીર્ય, કોમળ થઇ જાય છે, અને ક્ષત્રિયનું વીર્ય દુર્બળ થઇ જાય છે અને સર્વ વર્ણોની પ્રજા,

બ્રાહ્મણો પ્રત્યે સર્વ પ્રકારે નિર્મર્યાદ થઇને વર્તે છે[૨૪,૨૫]. તે વખતે બ્રાહ્મણોનું, પોતાનું અને ધર્મનું રક્ષણ કરવાના હેતુથી પોતાના જીવતરની પણ દરકાર ન રાખીને, જે સ્વતંત્ર વિચારના પુરૂષો, ક્રોધ પામીને યુદ્ધ કરે છે, તેમને પુણ્યલોક પ્રાપ્ત થાય છે. બ્રાહ્મણોને અર્થે સર્વેએ, હથિયાર ઝાલવાં યોગ્ય છે[૨૬]. જેઓ, ઘણાક મોટા મોટા યજ્ઞ કરે છે, ઘણું વેદાધ્યયન કરે છે, અત્યંત તપ કરે છે, અન્નનો ત્યાગ કરીને ઉપવાસ વ્રત કરે છે, અગ્નિમાં પડીને જીવિતનો નાશ કરે છે, તેઓ જે લોકને પામે છે તેમના કરતાં બ્રાહ્મણનું રક્ષણ કરવામાં પ્રાણ આપનાર ઉત્તમ ગતિને પામે છે[૨૭,૨૮], ત્રણે વર્ણમાં બ્રાહ્મણ હથિયાર ધારણ કરવાથી દોષ પામતો નથી તથા એ રીતે યુદ્ધમાં પ્રાણત્યાગ કરવા કરતાં, સત્પુરૂષો બીજા મોટો ધર્મ જાણતા નથી[૨૯]. જેઓ, બ્રાહ્મણનો દ્વેષ કરનારાઓનો નાશ કરે છે તથા તે કર્મ કરવામાં પોતાનાં શરીરો હોમી દે છે તેમને નમસ્કાર છે; તેમનું કલ્યાણ થાઓ !! તથા તેઓ જે લોકને પામ્યા છે તે લોકની અમને પ્રાપ્તિ થાઓ !![૩૦]. જેવી રીતે અશ્વમેધ યજ્ઞ સંપૂર્ણ કરીને સ્નાન કરનારા પવિત્ર થાય છે તેવી રીતે બ્રાહ્મણને અર્થે દેહ અર્પણ કરનારા પુરૂષો, બ્રહ્મલોકને જીતનારા અને સ્વર્ગમાં નિવાસ કરનારા થાય છે, એમ વીર મનુએ કહેલું છે. કેમ કે જેમ સંગ્રામમાં શસ્ત્રથી હણાએલાનાં દુષ્કૃત નાશ પામે છે તેમ, તેમનાં પણ દુષ્કૃત નાશ પામે છે[૩૧]. દેશ–કાળના બળથી અધર્મરૂપ કર્મ પણ ધર્મરૂપ થાય છે અથવા ધર્મ તે અધર્મ અને અધર્મ તે ધર્મ થાય છે; કેમકે, દેશકાળજ એવો હોય છે[૩૨]. કોઇ વખતે દેશકાળના યોગથી ઉત્તંક, પરાશર આદિ જગતના મિત્રરૂપ પુરૂષો, સર્પસત્ર વગેરે ક્રૂર કર્મ કરીને ઉત્તમ સ્વર્ગને પ્રાપ્ત કરે છે, અને કોઇ વખતે ધર્માચરણ કરનારા ક્ષત્રિયો, શત્રુના દેશને ભાગવો વગેરે પાપ કર્મ કરીને પણ પરમ ઉત્તમ ગતિને પામે છે[૩૩]. બ્રાહ્મણ, હાથમાં શસ્ત્ર ઝાલવાથી (હથિયાર બાંધવાથી) ત્રણે કાળમાં (વર્તમાન, ભૂત અને ભવિષ્યમાં) દોષ પામતો નથી; પણ જ્યારે પોતાનુંજ રક્ષણ કરવાનો પ્રસંગ આવ્યો હોય, અથવા પોતાનું કે, બીજાનું બ્રાહ્મણત્વ નાશ કરવા કોઇ તૈયાર થયું હોય, અથવા છેક નિર્મર્યાદપણે અને બેહદપણે વર્તનારાને વશ કરવાની જરૂર પડી હોય, ત્યારેજ બ્રાહ્મણે, શસ્ત્ર ધારણ કરવું"[૩૪]. યુધિષ્ઠિર કહે છેઃ–"જ્યારે ચોરલોકોનું બળ વિશેષ વૃદ્ધિ પામે, પ્રજાઓમાં વર્ણસંકરપણું ઉત્પન્ન થઇ ગડબડાટ થઇ રહે, ક્ષત્રિય વર્ણ મોહિત (કર્ત્તવ્યશૂન્ય) થઇ જાય[૩૫]. તે વખતે ક્ષત્રિયને બદલે કોઇ બીજો બ્રાહ્મણ, વૈશ્ય, અથવા શૂદ્ર, તે ચોર લોકોથી પ્રજાનું રક્ષણ કરે ?[૩૬]. હે રાજસત્તમ ! અથવા ધર્મવડે રાજદંડનું ધારણ કરે, તો તેણે, રાજાનું કામ કરવું કે નહિ ? અથવા તેને તેમ કરતાં અટકાવવો કે નહિ ? ક્ષત્રિય વિના બીજી વર્ણે, એવી જગ્યોએ શસ્ત્ર લેવું કે કેમ ? તે કહો !![૩૭]. (જો તેણે રાજા થવું, એમ કહેશો તો અક્ષત્રિય છતાં તેને સર્વ કોઇએ માન્ય કરવો જોઇશે; જો તેણે, રાજા ન થવું એમ કહેશો તો સર્વનો નાશ થશે; ત્યારે શું કરવું તે કહો !!)" ભીષ્મ કહે છે,–"આવી પડેલાં સંકટરૂપી સમુદ્રનો જે વખતે પાર પામી શકાતો નથી તેમાંથી જે, પાર લઇ જાય, અને જે વખતે તરી શકાતું નથી તે વખતે તેમાંથી જે, તારે, તે ગમે તો શૂદ્ર હો !! અથવા બીજો કોઈ હો !! પરંતુ તે સર્વ પ્રકારે માન પામવાને યોગ્ય છે[૩૮]. હે રાજન ! જેનો આશ્રય કરીને સર્વ પુરૂષો સુખથી પોતાના સ્થાનમાં નિવાસ કરી શકે છે તથા લુંટારાઓથી ભય પામેલી અનાથ પ્રજાનું જે રક્ષણ કરે છે, તેનુંજ તેમણે, પોતાના બાંધવની પેઠે પૂજન કરવું. હે કૌરવ્ય ! નિર્ભયપણે એવું કર્મ કરનાર સન્માન પામવાને યોગ્ય છે[૩૯,૪૦]. જે બળદ, ગાડે જોડવાના કામમાં આવતા નથી, તે બળદ શા કામના ?

અને જે ગાય, દૂધ દેતી નથી તે ગાય શા કામની? તેમજ જે સ્ત્રી સંતાન નથી પ્રસવતી તેવી વાંઝણી સ્ત્રી શા ઉપયોગની? અને જે રાજા રક્ષણ નથી કરતો, તે રાજા પણ શા કામનો[41]. જેવો લાકડાનો હાથી, જેવો ચામડાનો મૃગ, જેવો કામ વિનાનો નપુંસક પુરૂષ, જેવું ખાર ભૂમિવાળું ખેતર, તેવોજ વેદાધ્યયન વિનાનો બ્રાહ્મણ સમજવો; તેવોજ રક્ષણ ન કરનારો રાજા સમજવો અને તેવોજ જે ન વરસે તે મેઘ સમજવો; એ સર્વે નકામા છે[42.43]. જે નિરંતર સત્પુરૂષોનું રક્ષણ કરે અને અસત્પુરૂષોનો નાશ કરે, તેનેજ રાજા કરવો યોગ્ય છે; કેમ કે, તેણેજ આ સર્વ ધારણ કરી રાખેલું છે"[44].

॥ नित्यं यस्तु सतो रक्षेदसतश्च निवर्त्तयेत् । स एव राजा कर्त्तव्यस्तेन सर्वमिदं धृतम् ॥

इति श्रीमहाभारते शां० रा० गुर्जरभाषायां अष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

## અધ્યાય ૭૯ મો—યજ્ઞમાં—ઋત્વિગ્‌નું લક્ષણ.

युधिष्ठिर उवाच ॥ क समुत्थाः कथं शीला ऋत्विजः स्युः पितामह ॥

॥ कथं विधाश्च राजेंद्र तद् ब्रूहि वदतांवर ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે,*—"હે પિતામહ! હે રાજેંદ્ર! હે બોલનારાઓમાં શ્રેષ્ઠ! ઋત્વિક્‌ની ઉત્પત્તિ શા માટે છે! તેમનાં આચરણ કેવાં હોય છે? તથા તેઓ કેવા હોય છે? તે મને કહો!!"[1]. ભીષ્મ કહે છે,—"જેમ યોગશાસ્ત્રમાં મૈત્ર્યાદિકથી "ચિત્તપ્રસાદન" નામે પ્રતિકર્મ કરવામાં આવે છે તેમ, ઋત્વિજોએ રાજાઓને માટે પણ શાંતિક અને પૌષ્ટિક આદિ કર્મના પ્રયોગથી શુદ્ધ થયેલું પ્રતિકર્મ કરવાનું હોય છે. એ કર્મ કરવા માટે ઋત્વિજો હોય છે. તે કર્મ તેઓ, ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને મીમાંસા આદિનું જ્ઞાન મેળવીને કરે છે[2]. જે પુરૂષો, એકજ માર્ગે ચાલનારા, વીર પુરૂષોની સાથે પ્રિય વાદ કરનારા, પરસ્પર મિત્ર, ચારે બાજુ સમાન દૃષ્ટિવાળા, મનુષ્ય ભાઇઓ પ્રત્યે દયાવાળા, સત્ય વચન બોલનારા, વ્યાજ ઉત્પન્ન કરીને જીવિકા નહિ ચલાવનારા, સરળ સ્વભાવના, દ્રોહ વિનાના, અભિમાન વિનાના, લજ્જા, સહન શીળતા, ઇંદ્રિયોનું દમન, મનનો નિગ્રહ, એ ગુણોથી યુક્ત, બુદ્ધિમાન, સત્યનું પાલન કરનારા, મનમાં સંતોષ રાખનારા, દમ ગુણયુક્ત; પ્રાણીમાત્રની હિંસા નહિ કરનારા, કામ અને દ્વેષ અથવા પ્રીતિ અને વૈરથી વેગળા રહેનારા, તથા વેદાધ્યયન, આચરણ અને કુળ, એ ત્રણે જેમનાં પવિત્ર છે એવા ઋત્વિજો હોય છે[3-5]. તેમાંથી જે હિંસા નહિ કરનાર તથા જ્ઞાનવડે તૃપ્તિ પામનાર હોય છે, તે બ્રહ્માસન પામવાને યોગ્ય થાય છે. હે તાત! એ સર્વને મહા ઋત્વિજો જાણવા અને સર્વને જેની જેવી યોગ્યતા, તે પ્રમાણે માન આપવું ઘટે છે"[6] યુધિષ્ઠિર કહે છે,—"ઋત્વિક્‌ને દાન આપવું ઘટે છે, તોપણ દક્ષિણા આપવાના સંબંધમાં યોગ્ય એવું વેદનું વચન જણાતું નથી; કેમ કે, આ આપવું, આ આપવું, અર્થાત્ થોડું પણ આપવાના સંબંધમાં સર્વસ્વ દાન કરવું. એવી આજ્ઞાઓ હોવાથી દાન આપવા સંબંધી કાંઇ વ્યવસ્થા સમજાતી નથી. કેમ કે, સર્વસ્વ દાન કર્યા પછી, બાકી રહેલો યજ્ઞ શાવડે પૂર્ણ કરવો? એ શંકા ઉત્પન્ન થાય છે[7]. વળી આપત્તિકાળમાં દક્ષિણા આપવા સંબંધી જે આજ્ઞાઓ કરેલી છે, તે જોતાં એમ સમજાય છે કે, એ આજ્ઞાઓ ધનને ઉદ્દેશીને કરેલી

* સ્વામી, અમાત્ય, સુહૃત્ (મિત્રવર્ગ), કોષ, દેશ, કિલ્લો અને સેના, એ સાત રાજ્યનાં અંગ છે. તેમાં પુરોહિત, રાજા, અને ઋત્વિક્, એ ત્રણ 'સ્વામી'ના ભેદ છે તેમાંથી રાજા અને પુરોહિત; એનું અત્યાર સુધીમાં નિરૂપણ કર્યું. હવે ત્રીજો ભેદ જે ઋત્વિક્ છે તે જાણવા માટે રાજા યુધિષ્ઠિરનો પ્રશ્ન છે.

નથી. કેમકે, બારસો રૂપિયા દક્ષિણા આપી શકાય એવું સામર્થ્ય ન હોય, તેણે સર્વસ્વદાન કરવું, એવી શાસ્ત્રની આજ્ઞા મહાભયંકર છે કેમ કે, શાસ્ત્રકારે, તે આજ્ઞા આપતી વખતે આપનારની શક્તિનો કાંઈ વિચાર કર્યો નથી[૮]. વળી "શ્રદ્ધાવાળાએ યજ્ઞ કરવો" એવી વેદની શ્રુતિ છે. હવે માત્ર શ્રદ્ધા હોવાથી, યજ્ઞ કરનારનો યજ્ઞ કેવી રીતે પૂર્ણ થશે? અને દક્ષિણાદિના સ્થળમાં માત્ર શ્રદ્ધાથી જેમાં કાર્ય કરવાનું કહેલું છે, એવા મિથ્યાચારથી યુક્ત યજ્ઞને શ્રદ્ધા શી રીતે પૂર્ણ કરશે?[૯]. (જેમ ગાય આપવાની કહી હોય, તે સ્થળે ગાય જેટલા ચરૂપાત્રનું દાન કરવું કે, ગાય જેટલાં વસ્ત્ર આપવાં, એ મિથ્યાચાર છે; અને જેમ તે ચરૂથી કે, વસ્ત્રથી ગાયનો બદલો વળવાનો નથી તેમ, એવી શ્રદ્ધાથી યજ્ઞ પણ સંપૂર્ણ થવાનો નથી.)" ભીષ્મ કહે છેઃ—"કોઇ મનુષ્ય વેદ વચનનો પરાભવ કરવાથી કે, શઠપણું કરવાથી કે, કપટ કરવાથી મોટા ફળને પામતો નથી; માટે ત્હારી એવી બુદ્ધિ ન થાઓ!! અર્થાત્ તું કહે છે તેવું શાસ્ત્રના વચનનું તાત્પર્ય નથી[૧૦]. હે તાત! વેદની શ્રુતિઓનું કહેવું એમ છે કે, દક્ષિણા યજ્ઞનું અંગ છે; દક્ષિણા વિનાના યજ્ઞ, યજ્ઞ કરનારને કોઈ પ્રકારે તારતા નથી[૧૧]. (વેદમાં જે દક્ષિણા આપવાની કહી છે, તેમાં આપનારની શક્તિની સમાનતા ઉપર વિચાર કરવાનો છે, પણ દક્ષિણાની રકમની સમાનતા ઉપર વિચાર કરવાનો નથી; "બશેર સાથવો આપનારને અશ્વમેધતુલ્ય ફળ મળે છે" તે પ્રમાણે) દરિદ્રના સંબંધમાં એક પૂર્ણપાત્રનું દાન પણ બારસો રૂપિયા–દક્ષિણા બરોબર છે. માટે હે તાત! ત્રણે વર્ણની પ્રજાએ, વિધિ પ્રમાણે યજ્ઞ અવશ્ય કરવા[૧૨]. "સોમ બ્રાહ્મણોનો રાજા છે" એવી વેદની શ્રુતિ છે. માટે યજ્ઞાદિ કરવાના નિમિત્તવિના, સોમનો વિક્રય જીવિકા ચલાવવાના હેતુથી ન કરવો[૧૩]. સોમ વેચવાથી જે ધન આવે, તેવડે કરેલો યજ્ઞ પણ 'યજ્ઞ'જ છે, એમ ધર્માચરણ કરનારા ઋષિઓએ ધર્મવડે નિશ્ચય કરેલું છે[૧૪]. પુરૂષ, યજ્ઞ અને સોમ; એ ત્રણે જો ન્યાયથી ઉપાર્જન કરેલા હોય તો, તે ફળદાયી થાય છે; પણ અન્યાયપણે ઉપાર્જન કરેલા હોય તો, તે બીજાને કે, પોતાને, એમ કોઇને ફળ આપનારા થતા નથી[૧૫]. વેદમાં એવી શ્રુતિ સાંભળી છે કે "મહાત્મા બ્રાહ્મણોએ માત્ર દેહ ધારણ કરીને કરેલા યજ્ઞ ઉત્તમ નથી; કેમ કે, તેમાં હિંસા થાય છે અને તેનો બદલો દક્ષિણા આદિથી ભરપૂર વાળી શકાતો નથી[૧૬]. માટે યજ્ઞથી પણ તપ ઉત્તમ છે" એવી વેદની ઉત્તમ શ્રુતિ છે. હે વિદ્વાન! તે તપ હું તને કહું છું, તે તું સાંભળ[૧૭]. અહિંસા, સત્યવચન, સૌજન્ય, ઇંદ્રિયદમન, અને દયા, એ ગુણોને ધીરપુરૂષો તપ કહે છે કાંઈ શરીરશોષણને તપ કહેતા નથી[૧૮]. વળી વેદને પ્રમાણ ન માનવા, શાસ્ત્રોની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરવું, અને સર્વ સ્થાનમાં વ્યવસ્થા છોડીને વર્તવું; એ પુરૂષનો નાશ કરનારૂં છે[૧૯]. હે અર્જુન! દશ હોતાઓનું વિધાન કેવું છે, તે હું તને કહું તે સાંભળ!! યજ્ઞમાં જે સરવો હોય છે,—જેનાવડે આહુતિ અને અગ્નિનું ઐક્ય થાય છે, તે માત્ર સરવોજ ન સમજવો પણ પરમાત્મામાં આત્માનું ઐક્ય કરવાના સાધનરૂપ યોગ સમજવો; તેમ જે હોમવાનું દ્રવ્ય ઘૃત છે, તેને પરમાત્મામાં લય કરવાનું જે ચિત્ત, તે સમજવું. માટે જે જ્ઞાન છે તેજ અત્યંત પવિત્ર છે, કેવળ યજ્ઞજ પવિત્ર છે, એમ સમજવું નહિ[૨૦]. આ જગતની સર્વ વસ્તુઓ વક્ર અને મૃત્યુના સ્થાનભૂત છે; માત્ર બ્રહ્મનું સ્થાન વક્ર નથી પણ સરળ છે. એટલોજ જ્ઞાનનો વિષય છે, તે વિના બીજા વિશેષ પ્રલાપથી શું ફળ થવાનું છે?"[૨૧].

॥ सर्वं जिह्मं मृत्युपदमार्जवं ब्रह्मणः पदम् । एतावान् ज्ञानविषयः किं प्रलापः करिष्यति ॥

इति श्रीमहाभारते शां० रा० गु० भा० एकोनाशीतितमोऽध्यायः ॥ ७९ ॥

## અધ્યાય ૮૦ મો–પ્રધાન લક્ષણ.

યુધિષ્ઠિર ઉવાચ ॥ यदप्यल्पतरं कर्म तदप्येकेन दुष्करम् ॥
॥ पुरुषेणासहायेन किमु राज्ञा पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે:—"કોઇ કર્મ બહુ નાનું હોય, તોપણ તે સહાય વિનાના એકલા પુરૂષથી બનવું મુશ્કેલ થઈ પડે છે. તોપછી હે પિતામહ! રાજ્ય ચલાવવા સરખું મોટું કર્મ, સહાય વિનાના એકલા રાજાથી બનવું મુશ્કેલ હોય, એમાં શું આશ્ચર્ય![1]. માટે રાજાએ, પ્રધાન રાખવો તે કેવા આચરણવાળો અને કેવા શીળવાળો જોઇએ? રાજાએ, કેવા પ્રધાન ઉપર વિશ્વાસ રાખવો અને કેવા ઉપર વિશ્વાસ ન રાખવો?"[2]. ભીષ્મ કહે છે:–"હે રાજન! રાજાઓને ચાર પ્રકારના મિત્ર થઇ શકે છે. એક તો **સહાર્થ** એટલે,–આપણે બન્નેએ મળીને આ શત્રુને ઉખેડી નાખવો અને એનું રાજ્ય વેંહેચી લેવું, એમ સરત કરીને કરેલો મિત્ર તે સહાર્થ જાણવો; બીજો **ભજમાન** એટલે,–વંશ પરંપરાથી રાજસેવા કરતો આવેલો હોય તે; ત્રીજો **સહજ** એટલે,–માસીનો પુત્ર વગેરે સગાઇના સંબંધવાળો હોય તે, અને ચોથો **કૃત્રિમ** એટલે,–ધન વગેરે આપીને કરેલો મિત્ર[3]. એ વિના વળી એક પાંચમો સહાયક હોઈ શકે; એટલે જે ધર્માત્મા હોય તે. તે સહાયક, માત્ર ધર્મનોજ પક્ષપાતી હોય છે. એટલે જે તરફ ધર્મ દેખે, તે તરફ સહાય કરે છે. તેમાં કોઇ પક્ષપાત વિનાનો હોય છે એટલે બન્નેમાંથી હરેકનો નિષ્પક્ષપાતે વાંધો પતાવવાને ઉદ્યુક્ત હોય તે. કોઇ બન્નેનો પક્ષ કરતો નથી પણ બન્નેના પૈસા ખાઇને કપટ કરે છે, કેટલાક એવા હોય છે કે, અધર્મના સંગી થતા નથી; પરંતુ એક બીજાના ઉપર જય મેળવવાને ઇચ્છનારા રાજાઓ ધર્મ તથા અધર્મ એમ બન્ને પ્રકારથી પોતાનું કાર્ય સિદ્ધ કરે છે[4]. માટે તેમણે, તેવા ધર્મસ્થ સહાયને જે રૂચિકર હોય તેજ વાત પ્રકાશ કરવી, અને જે રૂચતી ન હોય, તે તેણે પ્રકાશ કરવી નહિ[5]. ચાર પ્રકારના મંત્રીઓમાંથી જે, વંશપરંપરાથી મંત્રીપણું કરતો આવેલો પુરૂષ હોય તે તથા સગાઇ સંબંધથી સહાય કરનારો હોય તે, એવા ભજમાન અને સહજ બન્ને ઉત્તમ મંત્રી સમજવા, પહેલો અને છેલ્લો અથવા સહાર્થ અને કૃત્રિમ, એ બન્ને નિરંતર શંકા કરવા જેવા છે. કેમકે, સહાર્થ જો બળવાન હોય છે તો પ્રથમ સહાય કરીને ફળની વહેંચણી વખતે પોતેજ બધું લઇ જાય છે, તેમ કૃત્રિમને શત્રુ વધારે ધન આપે છે તો, તે કૃત્રિમ, પોતાના રાજાનો પક્ષ અધવચ છોડી દે છે, તેમજ દુષ્ટ પ્રધાનનો નિગ્રહ કરવા વગેરે કાર્યમાં બીજા મંત્રીઓની સલાહ લીધા છતાં પણ તેવું કાર્ય પાંચે પ્રકારના મંત્રીઓની સમક્ષ કરવું નહિ. અર્થાત્ તે સર્વ પણ નિરંતર શંકા કરવા જેવા તો છેજ[6]. રાજાએ મિત્રનું રક્ષણ કરવામાં અને કુમિત્રનો નાશ કરવામાં કોઇ વખત પ્રમાદ કરવો નહિ; કેમ કે, લોકો પ્રમાદવાળા રાજાનો પરાભવ કરે છે[7], દુર્જન પુરૂષ, સજ્જન થાય છે અને સજ્જન પુરૂષ, દુર્જન થાય છે; શત્રુ મિત્ર થાય છે અને, મિત્ર શત્રુ થઈ જાય છે[8]. (માટે રાજાએ કોઇ સ્થળમાં પણ સ્થિર વિશ્વાસ ન રાખીને કોષ, કિલ્લો અને સેના વગેરેનું રક્ષણ પ્રત્યક્ષજ કરવું) કેમ કે, સર્વદા પુરૂષનું ચિત્ત એક સરખું રહેતું નથી, માટે તેના ઉપર કોઇ વખત પણ સ્થિર વિશ્વાસ કોણ કરે?! માટે જે મુખ્ય કાર્ય હોય, તે પોતાની નજર આગળ થવા દેવું જોઇએ[9]. કોઈ સ્થળમાં અત્યંત વિશ્વાસ રાખવાથી તે સમૂળો ધર્મ અને અર્થનો નાશ કરનારો થાય છે; તેમ સર્વત્ર અવિશ્વાસ રાખવાથી પણ મૃત્યુને પ્રાપ્ત થાય છે[10]. સર્વત્ર અત્યંત વિશ્વાસ રાખવાથી અકાળ મૃત્યુ થાય છે; અને વિશ્વાસ ન રાખવાથી પણ નાશ પમાય છે જેના ઉપર વિશ્વાસ

કરવામાં આવે છે તેની મરજી ઉપર, વિશ્વાસ રાખનારના જીવતરનો આધાર રહે છે[૧૧]. માટે હે તાત ! કોના ઉપર વિશ્વાસ કરવો ? અને કોના ઉપર શંકાયુક્ત થવું ? એ નીતિની સનાતન ગતિ સારી રીતે લક્ષમાં લેવી જોઇએ[૧૨]. પોતાના પછી જેને રાજ્યગાદી મળવાનો સંભવ હોય, તેનાથી નિરંતર શંકાયુક્ત રહેવું; કેમ કે, વિદ્વાન પુરૂષો, તેમને અમિત્ર માને છે[૧૩]. જેના ખેતરમાં થઇને બીજાના ખેતરમાં પાણી જતું હોય, ત્યાં પ્રથમ ખેતરવાળાની ઇચ્છા ન હોય, તો પાણીનો બાંધ તૂટી શકે નહિ. અર્થાત્ કોઇ મોટા તળાવનું પાણી પોતાનાં ખેતરોમાં રવી ન જાય માટે જે બાંધ બાંધ્યો હોય, તે બાંધને જો બાંધની પાસેના પહેલા ખેતરવાળો તોડે નહિ તો બધાં ખેતરમાં જોઈતું પાણી મળે, પણ તે, જો બાંધ તોડી નાખે તો પાણી ફરી વળવાથી બધાં ખેતરનો નાશ થઇ જાય[૧૪]. તેમ રાજ્યની સીમાનું રક્ષણ કરનાર સીમાનું બરાબર રક્ષણ કરે તો, પરરાજ્યના શત્રુઓ દેશમાં આવી શકે નહીં; પણ વેપારની ઉત્તમ વસ્તુઓ દેશમાં આવવાથી દેશ આબાદ થાય પરંતુ જો સીમાનું રક્ષણ ન કરે તો, શત્રુઓ દેશમાં પેશીને રાજ્યને હાનિ કરે. માટે જો સીમાપાળથી ભય ઉપજે એમ હોય તો તેને શત્રુ જાણવો. શત્રુને કોપ ઉત્પન્ન કરવો કે, તેને શાંત રાખવો, એ સીમાપાળની ઇચ્છા ઉપર આધાર રાખે છે માટે તેનો પણ વિશ્વાસ કરવો નહિ[૧૫]. જે પુરૂષ, રાજ્યની વૃદ્ધિથી તૃપ્ત થાય નહિ, પણ ક્ષય થવાથી અત્યંત દીન થઈ જાય, તો તેને ઉત્તમ મિત્ર સમજવો; પણ જો તે ક્ષય થવાથી દીનતા ન પામતો હોય તો, તેને શત્રુ સમજવો[૧૬]. વળી રાજા જેને જોઈને એમ ધારતો હોય કે, મ્હારા અભાવથી (મ્હારો નાશ થવાથી) આનો પણ નાશ થાય એમ છે, તો જેમ પુત્ર પિતાનો વિશ્વાસ કરે તેમ, રાજાએ તે પુરૂષનો વિશ્વાસ કરવો. રાજાએ, પોતાની સત્તા વધવાની સાથે એવા મિત્રની સર્વ પ્રકારે વૃદ્ધિ કરવી[૧૭]. જે મિત્ર, ધર્મવાળાં કૃત્યમાં પણ રાજ્યને કલંક લાગતું જોઇને તેથી રાજાને અટકાવતો હોય, તેના ઉપર વિશ્વાસ કરવો; કેમ કે રાજ્યને કલંક લાગવાથી જે ભય પામતો હોય, તેનામાં ઉત્તમ મિત્રનું લક્ષણ છે, એમ જાણવું, પણ જે રાજાનું કલંક જોવાને ઇચ્છા રાખે છે તે તેના શત્રુઓ જાણવા[૧૮]. જે મિત્ર આપત્તિ આવવાથી નિરંતર ભય પામતો હોય અને સમૃદ્ધિ પ્રાપ્ત થયાથી પણ જેની મતિ દોષ પામતી ન હોય, એવા મિત્રને આત્મસમાન મિત્ર જાણવો[૧૯]. જે પુરૂષનાં રૂપ, વર્ણ અને વાણી સુંદર હોય, જે, સહનશીલ અને બીજાની આબાદી જોઇને કલેશ ન પામનારો હોય, જે કુળવાન અને કુળવાનને યોગ્ય ગુણોથી યુક્ત હોય, તેને રાજાથી બીજી પદવીનો પ્રધાન સમજવો[૨૦]. વળી જે, બુદ્ધિશાળી સ્મૃતિવાળો, નિપુણ, અને સ્વભાવિક રીતેજ સૌજન્ય ગુણવાળો હોય, જેને માન આપ્યું કે, ન આપ્યું છતાં પણ કોઈ વખત દુભાય નહિ, એવો હોય, અને તે ગમે તો ઋત્વિક્ હો !! અથવા આચાર્ય હો !! અથવા અત્યંત સ્તુતિ કરવા યોગ્ય મિત્ર હો !! પણ તેનું ત્હારે, પરમ પૂજન કરીને (માન–સન્માન કરીને) ઘરમાં રાખવો યોગ્ય છે[૨૧-૨૨]. તેને ત્હારે પરમ મંત્રરૂપ જાણવો અને ધર્મ[૧] તથા અર્થનાં કાર્યમાં પ્રકૃતિરૂપ જાણવો. જેમ પિતાને વિષે વિશ્વાસ કરાય છે, તેમ તેના ઉપર ત્હારે વિશ્વાસ રાખવો[૨૩]. એક બાબતમાં, બે કે ત્રણ અધિકારી નીમવા નહિ, કેમકે, તેઓ એક

૧ સાત પ્રકારના પ્રકૃતિઓ આ પ્રમાણે છે,–દુર્ગાધ્યક્ષ (કોટવાળ), બલાધ્યક્ષ (સેનાપતિ) ધર્માધ્યક્ષ, રાજા, પુરોહિત, રાજવૈદ્ય, રાજકુળનો જોશી, એ સાત પ્રકૃતિઓમાં ધર્માધ્યક્ષ એને ધર્મપ્રકૃતિ જાણવો. તેમજ દ્રવ્યપ્રાપ્તિના આઠ માર્ગ છે. જેવા કે ખેતી, વેપાર, ગઢ, સેતુ, હાથી પાળવા, ખાણ ખોદાવવી, કર લેવો અને નવાં ગામ વસાવવાં એ કામમાં યોજેલા તે અર્થ પ્રકૃતિ જાણવા.

બીજાનું કરેલું ઉથાપી નાખે છે. સદા એકજ વિષયમાં મનુષ્યોના મતભેદ પડે; એવો નિયમજ છે. અર્થાત્ એક અધિકારીના ગુણ–દોષ જાણવાને બીજો અધિકારી નીમવો નહિ, પરંતુ પોતાના ચારા (દૂતો) વડે તેમના ગુણ–દોષ જાણવા[૨૪]. જે માણસને કીર્તિ મુખ્યત્વે પ્રિય હોય, જેને નીતિની મર્યાદામાં રહેવાની ટેવ હોય, જે, સમર્થ પુરૂષોની સાથે વૈર ન કરતો હોય, જે, કોઇ પ્રકારનો અનર્થ ન કરતો હોય[૨૫]. જે, કામ, ભય, લોભ કે, ક્રોધથી ધર્મનો ત્યાગ ન કરનારો હોય, કાર્યમાં નિપુણ અને પોતાનું બોલેલું પરિપૂર્ણ કરવાનો જેનો સ્વભાવ હોય, તે ત્હારો પ્રતિનિધિ (એટલે પ્રધાન) થઇ શકે[૨૬]. વળી કુળવાન, શીળવાળો, સહનશીળ બડાઇ નહિ મારનારો, શૂરો, સજ્જન, વિદ્વાન, કરવા ન કરવાના વિવેકમાં કુશળ, એવા ગુણવાળા જે પુરૂષો હોય, તેઓને ત્હારે પ્રધાન કરવા તથા સર્વ કર્મમાં તેમની યોજના કરવી. તેઓનો આદરસત્કાર કરવો અને રૂડી રીતે પગાર આપવો[૨૭.૨૮]. તથા સારી સહાય આપીને તેઓને યોગ્ય કાર્યમાં યોજ્યા હોય તો, તે કાર્ય સંપૂર્ણપણે અને સારી રીતે કરે છે. તેઓને મોટાં કર્મમાં યોજ્યા હોય તો, તેમાંથી બહુ કલ્યાણકારી ફળ પેદા કરે છે[૨૯]. તે સર્વ, એક બીજાની સ્પર્ધા કરીને કર્મ કરે છે; તથા અરસ્પરસનાં કાર્ય જોઇને અર્થ સિદ્ધ કરવામાં યત્ન કરે છે.[૩૦]. જેમ મૃત્યુનો ભય રહે છે તેમ, સર્વદા ત્હારે, ત્હારા જ્ઞાતિબાંધવોથી ભય જાણવું; કેમ કે, પાડોશના રાજ્યવાળા રાજાની પેઠે, ત્હારી રાજ્યસમૃદ્ધિ જોઇને તેઓ, તેને સર્વદા સહન કરી શકતા નથી[૩૧]. સરળ અને કોમળ સ્વભાવના, દાનશીલ, મર્યાદાશીલ, અને સત્યવાદી રાજાનો વિનાશ જોઇને જ્ઞાતિજન સિવાય, બીજું કોઇ ખુશી થતું નથી[૩૨]. તેમ જ્ઞાતિ વિનાના બીજા પુરૂષો પણ સુખકારક નથી. તેમ તેમની અવજ્ઞા પણ કરવી ઘટતી નથી. બીજા લોકો, પોતાની જ્ઞાતિનો ન હોય તેવા પુરૂષનો પરાભવ કરે છે[૩૩]. બીજાઓ જ્યારે તેનો તિરસ્કાર કરે છે ત્યારે જ્ઞાતિજન, તેને આશ્રય આપનાર થઈ પડે છે; કેમ કે જ્ઞાતિના પુરૂષો, પોતાની જ્ઞાતિના એકનો કોઇએ તિરસ્કાર કર્યો હોય તો, તે કોઈ પણ પ્રકારે સહન કરી શકતા નથી[૩૪]. ગમે તે તેના બાંધવોએ તિરસ્કાર કર્યો હોય, તથાપિ એમ સમજે છે કે, એ તો આપણોજ તિરસ્કાર થયો. એ પ્રમાણે જ્ઞાતિમાં ગુણ અને અવગુણ બન્ને છે[૩૫]. જ્ઞાતિ સિવાય બીજો કોઇ મદદ પણ કરતો નથી કે નમસ્કાર પણ કરતો નથી; તે બન્ને વાનાં જ્ઞાતિવર્ગમાંજ દેખાય છે, માટે જ્ઞાતિવર્ગ સારો છે અને માઠો પણ છે[૩૬]. માટે વાણી અને કર્મવડે જ્ઞાતિજનનું માન રાખવું તથા પૂજન કરવું, તેમજ તેમનું બને તેટલું પ્રિય કરવું પણ અપ્રિય તો કદાપિ કરવું નહિ[૩૭]. જાણે ઉપરથી તું, તેમનો વિશ્વાસ રાખતો હોય, તેવું દેખાડીને અંદરથી વિશ્વાસ ન રાખતાં તેઓ સાથે સર્વદા વર્તવું; કેમ કે, ગુણ સાથે મિશ્ર થયેલો દોષ નિરૂપણ કરીને દેખાડી શકાતો નથી[૩૮]. સાવધાની રાખીને એ પ્રમાણે વર્તનારા પુરૂષના શત્રુઓ પણ પ્રસન્ન થાય છે અને તેના મિત્ર થાય છે[૩૯]. જે પુરૂષ પોતાના જ્ઞાતિ અને સંબંધીના સમુદાયમાં, મિત્રોમાં અને શત્રુઓમાં નિરંતર એ પ્રમાણે વર્તે છે. તેનો યશ ઘણા કાળ સુધી સ્થિર થાય છે"[૪૦].

॥ य एवं वर्तते नित्यं ज्ञातिसंबंधिमंडले । मित्रेष्वमित्रे मध्यस्थे चिरं यशसि तिष्ठति ॥

इति श्रीमहाभारते शां० रा० गु० भा० अशीतितमोऽध्यायः ॥ ८० ॥

## અધ્યાય ૮૧ મો–શ્રીકૃષ્ણ અને નારદનો સંવાદ.

**युधिष्ठिर उवाच ॥ एवमप्राप्यके तस्मिन् ज्ञातिसंबंधिमंडले ॥**

॥ मित्रेष्वमित्रेष्वपि च कथं भावो विभाव्यते ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"એ પ્રમાણે જ્ઞાતિ અને સંબંધિઓનો સમુદાય વશ કરવાને અશક્ય છે અને જ્યારે તેઓ માંહોમાંહે સ્પર્ધા કરતા હોય ત્યારે તેમાંથી એકનો આદર કરવાથી બીજાનો કોપ થાય. એ રીતે થવાથી જે મિત્ર હોય તે પણ શત્રુ થાય. ત્યારે તે સર્વનાં ચિત્ત શી રીતે વશ કરવાં? તે કહો!!"[1]. ભીષ્મ કહે છેઃ–"આ સ્થળે પણ શ્રીકૃષ્ણ અને દેવર્ષિ નારદના સંવાદના પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપું છું તે સાંભળ[2]. વાસુદેવ કહે છેઃ–"હે નારદ! જે મિત્ર ન હોય તેને પરમ ગુહ્ય વાર્તા કહેવી ઘટતી નથી; મિત્ર છતાં મૂર્ખ હોય તેને પણ કહેવી ન જોઇએ; તેમ પંડિત છતાં જે મનને વશમાં રાખી ન શકતો હોય, તેને પણ કહેવી ઘટતી નથી[3]. હે નારદ! હે સ્વર્ગમાં ગમન કરનાર! એટલા માટે તમારી મિત્રતા ઉપર વિશ્વાસ રાખીને, હું તમને કાંઇક કહેવાને ઇચ્છું છું; કેમ કે, જે કાંઈ પૂછવું જોઇએ તે સામાનું તમામ બુદ્ધિબળ જાણ્યા પછીજ પૂછવું જોઇએ[4]. હું ઈશ્વર-પણાનું કથન કરવાવડે જ્ઞાતિજનનું દાસત્વ કરતો નથી; પણ મને જે ભોગ પ્રાપ્ત થાય છે, તેમાંથી અર્ધોઅર્ધ જ્ઞાતિજનને આપીને તથા તેમનાં કટુવચનની ક્ષમા કરીને, તેમનું દાસત્વ કરૂં છું[5]. પરંતુ જ્ઞાતિજન, જેમ અગ્નિ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી અરણીનું મથન કરે તેમ, મારા હૃદયનું મથન કરે છે. વાણીવડે તેઓ, જે કડવાં વચન બોલે છે તે મને નિરંતર બાળ્યા કરે છે[6] એટલે જેમ અક્રૂર કહે છે કે, આહુકના સ્નેહથી કૃષ્ણ, મારો દ્વેષ કરે છે; અને આહુક કહે છે કે, અક્રૂરના સ્નેહથી કૃષ્ણ, મારો દ્વેષ કરે છે, સંકર્ષણ (બળરામ) માં હમ્મેશાં બળ રહેલું છે. ગદમાં સુકુમારપણું રહેલું છે, પ્રદ્યુમ્ન, રૂપવડે મદવાળો છે, તેથી હે નારદ! હું સહાય વિનાનો છું[7]. હે નારદ! અંધક, વૃષ્ણિ વગેરે બીજા બધા યાદવો નિરંતર ઉદ્યોગથી સંપન્ન છે, માટે તેઓ બળવાન છે, મોટા ઉત્સાહવાળા છે અને ઘણા ભાગ્યવાળા છે, જેઓની સહાયમાં તેઓ, ન હોય તે નાશ પામે અને જેઓના પક્ષમાં તેઓ હોય, તેઓને સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે[8]. પણ હું તો તે બન્નેમાંથી એક્કે પક્ષમાં મળી શકતો નથી કેમ કે, તેમ કરવાથી બીજા પક્ષવાળાનો મારા ઉપર કોપ થાય. હવે બન્ને કુળવાળા પરસ્પર યુદ્ધ કરે છે, તેમાં જો હું મધ્યસ્થ થઇને તેમને વારવા જાઉં તો, જેમ બે પાડા લડતા હોય, તેમની વચ્ચે પડનારનો નાશ થાય છે તેમ, મારો પણ થાય છે, એથી મોટું દુઃખ કયું છે? જો તે બન્ને-માંથી એક્કેનો પક્ષ ન કરતાં હું, મધ્યસ્થ રહું તો તે બન્ને પક્ષવાળા મને શત્રુ ધારે છે, એથી પણ મોટું દુઃખ કયું છે? હે મોટી બુદ્ધિવાળા નારદ! માટે જુગાર રમનારા બે ભાઈ-ઓની માતાની પેઠે, મારે હવે એકનો જય અને બીજાનો પરાજય ઇચ્છવો પડે છે. હે નારદ! આ રીતે બન્ને પ્રકારથી હું, ક્લેશ પામું છું, માટે મારૂં અને મારા જ્ઞાતિ સંબંધી-ઓનું જે રીતે શ્રેય થાય, તે રીતે મને કહેવું ઘટે છે"[9-11]. નારદ કહે છે,–"હે કૃષ્ણ! આપત્તિઓ બે પ્રકારની છે, એક બહારની અને બીજી અંતરની. તેમાં બહારની આપત્તિઓ બીજા લોકથી ઉત્પન્ન થાય છે અને અંતરની આપત્તિઓ પોતાની ભૂલથી અથવા જ્ઞાતિજનોથી ઉત્પન્ન થાય છે[12]. હે કૃષ્ણ! તેમાં પોતાના કર્મથી ઉત્પન્ન થયેલી આ જે આપત્તિ તમને નડે છે, તે અંતરની આપત્તિ છે; કેમ કે, તે અક્રૂર અને ભોજથી ઉપજેલી છે તથા તે સર્વે તેના વંશજ છે[13]. પ્રથમ તમે અર્થના હેતુથી કે, કોઈ ઇચ્છા પૂર્ણ કરવાના હેતુથી કે, કોઈ કડવી વાણી સાંભળીને ઉપજેલા ક્રોધથી પોતાને મળેલું ઐશ્વર્ય બીજાને આપ્યું[14]. હવે તે ઐશ્વર્યનાં મૂળ ઊંડાં

ચોટ્યાં અને તેનું વૃક્ષ થયું; અને વળી તે 'જ્ઞાતિ' એવા શબ્દથી સહાયતા પામ્યું; હવે જેમ ઓકેલું અન્ન હોય, તેમ તમારાથી તે પાછું લઇ લેવું શક્ય નથી[15]. બભ્રુ અને ઉગ્રસેનનું રાજ્ય તમારાથી કોઇ પ્રકારે પાછું લઇ શકાવાનું નથી. હે કૃષ્ણ ! તેમાં વળી જ્ઞાતિમાં ભેદ થવાના ભયથી તમો, વિશેષે કરીને લઇ શકવાના નથી[16]. કદાચિત્ મહા દુષ્કર કર્મ કરીને, મોટા પ્રયત્નથી તમે તે રાજ્ય લઈ શકો—તમારો પ્રયત્ન સિદ્ધ થાય, તોપણ તેમાં શું ? તેમાંથી કાં તો મોટો ક્ષય નિપજે, મોટો ખરચ થાય કે, પુનઃ તે રાજ્યનો નાશ થાય[17]. માટે હવે તો લોઢા વગરનું, કોમળ અને હૃદયને કાપનાર, એવું હથિયાર લઇને તેઓની રીસ મટાડીને અને પ્રીતિ સંપાદન કરીને તેઓની જીભ એંચી કાઢો ! ! અર્થાત્ તેઓને તમારાથી વિરૂદ્ધ બોલતાં બંધ કરો ! ! "[18]. શ્રીકૃષ્ણ કહે છે,–" હે મુનિ ! હું, જે હથિયારથી તેઓની રીસ મટાડીને અને પ્રીતિ સંપાદન કરીને તેમને વિરૂદ્ધ વચન બોલતા બંધ કરૂં; એવું કોમળ અને લોઢા વગરનું હથિયાર શી રીતે ઓળખી શકું ? "[19]. નારદ કહે છેઃ–" શક્તિ પ્રમાણે તેઓને નિરંતર ભોજન કરાવવું, સહનશીલતા રાખવી, સરળતા રાખવી, કોમળ સ્વભાવ રાખવો, તથા જેની જેવી યોગ્યતા, તે પ્રમાણે તેઓનો આદર–સત્કાર કરવો; એ લોઢા વગરનું શસ્ત્ર જાણવું[20]. વળી પોતાની જ્ઞાતિના લોકો, કડવાં તથા હલકાં વચન બોલવાની ઇચ્છાવાળા થાય, ત્યારે તમારે મિષ્ટ વાણીવડે તેમનાં વચનને, દુષ્ટ નિશ્ચયવાળા હૃદયને અને નઠારા સંકલ્પવાળાં તેમનાં મનને શમાવવાં[21]. જે, મહાપુરૂષ હોતો નથી, જેણે, મનને જીત્યું નથી અને જે, સહાય વિનાનો છે, તે મોટી ધુંસરી ઉપાડી શકતો નથી; પણ તમારે તે છાતી ઉપર લઇને વહન કરવી ઘટે છે. અર્થાત્ ક્ષમાવડે તે સર્વ સહન કરવું જોઇએ[22]. જ્યાં સુધી રસ્તો સમાન હોય, ત્યાં સુધી તો બળદીઆ ગમે તેટલો ભાર પણ એંચી જાય છે, પણ જ્યારે અઘરો રસ્તો આવે છે ત્યારે એંચી ન શકાય તેવા ભારને જોરાવર અને જાતવાન બળદજ એંચી શકે છે[23]. હે કેશવ ! જ્ઞાતિ જનમાં કલહ પેસવાથી સર્વ સમુદાયનો વિનાશ થશે અને તમે સર્વ સમુદાયમાં મુખ્ય છો; માટે જેમ તમારા આશ્રયથી આ સમુદાય નાશ ન પામે તેમ કરો ! ![24]. જ્ઞાનવાન પુરૂષમાં જે ગુણ રહેલો છે, તે બુદ્ધિ અને ક્ષમા વિના બીજા કશામાં રહેલો નથી, તેમ ઇંદ્રિયનિગ્રહ અને ધનનો ખરચ કરવો, એ બે સિવાય પણ બીજા કશામાં રહેલો નથી[25]. પોતાના પક્ષની ઉન્નતિ થાય તેમ કરવું તે સાબાશી આપનારૂં, યશ આપનારૂં, અને આયુષ્યની વૃદ્ધિ કરનારૂં છે; માટે હે કૃષ્ણ ! જે રીતે કરવાથી જ્ઞાતિજનનો વિનાશ ન થાય તેમ કરો ! ![26]. હે પ્રભો ! ભાવિ–સમયમાં શું બનશે ? તથા તેવો કાળ પ્રાપ્ત થયે શું કરવું ? તે, તેમજ ષાડ્ગુણ્ય ( રાજનીતિના છ ગુણો )ની યોજના કરવાવડે શત્રુ રાજા ઉપર ચઢાઈ કરવી અથવા દેશ જીતવા નીકળવું, તે પણ તમારાથી અજાણ્યું નથી[27]. હે મહાબાહો ! યાદવ, કુકુર, ભોજ, સર્વ અંધક, વૃષ્ણિઓ તથા સઘળા લોક અને લોકના ઇશ્વરો પણ તમારા વિષે આસક્ત છે. હે માધવ ! ઋષિઓ, પણ તમારી બુદ્ધિનું ઉપાસન કરે છે[28]. તમે સર્વ લોકના ગુરૂ છો તથા ભૂત–ભવિષ્ય વગેરે સર્વનું તમને જ્ઞાન છે. યાદવોમાં શ્રેષ્ઠ એવા તમારો આશ્રય પામીને યાદવો, સુખથી વૃદ્ધિ પામે છે "[29].

॥ त्वं गुरुः सर्वभूतानां जानीषे त्वं गतागतम् । त्वामासाद्य यदुश्रेष्ठमेधंते यादवाः सुखम् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि वासुदेवनारदसंवादो नाम गुर्जरभाषायां एकाशीतितमोऽध्यायः ॥ ८१ ॥

## અધ્યાય ૮૨ મો-કાલકવૃક્ષીય મુનિનું આખ્યાન.

भीष्म उवाच ॥ एषा प्रथमतो वृत्तिर्द्वितीयां शृणु भारत ॥
॥ यः कश्चिज्जनयेदर्थं राज्ञा रक्ष्यः सदा नरः ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ-"હે ભારત! પ્રધાનોને મિષ્ટાન્ન જમાડવાં, સહનશીલતા રાખવી, સરળતા રાખવી, એ વગેરેથી સન્માન કરવાનું મેં તને કહ્યું છે, એ પ્રથમ આચરણ છે; હવે હું તને બીજું આચરણ કરવાનું કહું તે સાંભળ. જે કોઇ પુરૂષ, રાજાના ભંડારમાં વધારો કરે તે પુરૂષનું રાજાએ, નિરંતર રક્ષણ કરવું જોઇએ[1]. વળી પોતાનો સેવક હોય અથવા સેવક ન હોય પણ જે માણસ, રાજાના ભંડારમાંથી પ્રધાન કે, અધિકારી ધન લઇ જતો હોય, અને એ રીતે રાજાના નાશ પામતા ભંડારને, જોઇને તે વાત રાજાને જાહેર કરે, તો હે યુધિષ્ઠિર! રાજાએ, તેનું તે કહેવું એકાંતમાં સાંભળી લેવું જોઇએ, અને પ્રધાનોથી તેનું રક્ષણ કરવું જોઇએ. કેમ કે, હે ભારત! જે અમાત્યો, રાજાના ધનનું હરણ કરે છે તે તેના ઘણા ધનનો નાશ કરે છે[2,3]. અને રાજાના ભંડારનો નાશ કરનારા તેઓ, સર્વ એકઠા મળીને રાજાના ધન-ભંડારનું રક્ષણ કરનારને પીડા કરે છે; અને એ રીતે રાજાના ભંડારનું રક્ષણ કરનાર મનુષ્ય, જો રાજા તરફથી રક્ષણ ન પામે તો નાશ પામે છે[4]. આ વિષે કાલકવૃક્ષીય મુનિએ, કોશલદેશના રાજાને જે કહ્યું હતું તે સંબંધી પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપું છું તે સાંભળ[5]. અમે સાંભળ્યું છે કે, કોશલ દેશના રાજા ક્ષેમદર્શી પાસે એક વખત કાલકવૃક્ષીય મુનિ ગયા હતા. તે મુનિ, એક કાગડાને પાંજરામાં ઘાલીને પ્રધાનોના દોષ રાજાને દેખાડવાના હેતુથી ઉદ્યોગી થઇને ક્ષેમદર્શી રાજાના સમગ્ર દેશમાં વારંવાર ફરતા હતા[6,7]. તે બોલતા હતા કેઃ "હે લોકો! તમે કાકવિદ્યા શીખો!! કેમ કે, મારો કાગડો ભૂત, વર્તમાન અને ભવિષ્યની તમામ વાત કહે છે"!![8]. એ પ્રમાણે ઘણા પુરૂષોને લઇને તે મુનિ, દેશમાં ફરતા હતા અને તેમાં તેણે, રાજાએ નીમેલા સર્વ અધિકારીઓનાં રાજાનું ધન હરણ કરવારૂપ પાપ કર્મ જોયાં[9]. તે રાજાના દેશમાં થતી તમામ ખટપટો જાણી તથા તે તે સ્થળમાં રાજાએ ઠરાવેલા રાજસેવકો, જે દ્રવ્ય મારી ખાતા હતા તે પણ જાણ્યું[10]. પછી પ્રશંસા કરવા યોગ્ય આચરણવાળા તે મુનિ "હું સર્વજ્ઞ છું" એમ બોલતા બોલતા, કાગડાને લઇને રાજાને મળવા ગયા[11]. તે મુનિ, રાજસભામાં કોશલેશ્વરની પાસે આવીને અલંકારયુક્ત બેઠેલા અમાત્યને કાગડાના વચન ઉપરથી કહેવા લાગ્યા કે, "અમુક જગ્યોએથી તેં આટલું ધન ચોર્યું છે, અને તે વાત અમુક અમુક જાણે છે કે, તેં રાજાના ભંડારમાંથી ધન લીધું છે. એ પ્રમાણે આ કાગડો કહે છે માટે ઉતાવળે તે વાતની તપાસ કરો"[12,13]. તેજ પ્રમાણે બીજા પણ જે રાજદ્રવ્ય ખાઈ જનારા હતા, તેમને પણ કહ્યું કેઃ "આ કાગડાનું વચન અસત્ય હોય, એમ કોઈ જગ્યોએ સાંભળવામાં આવ્યું નથી"[14]. હે કૌરવના ધુરંધર! તેનું આવું વચન સાંભળીને કલંકયુક્ત થયેલા તે સર્વ રાજસેવકોએ, રાત્રે કાગડો ઉંઘી ગયો હતો ત્યારે અંધારામાં તેને તીર મારીને વીંધ્યો[15]. બીજે દિવસે સવારમાં તે મુનિએ પાંજરામાં બાણવડે ભેદાયલા કાગડાને જોઇને ક્ષેમદર્શી રાજાને કહ્યું કેઃ "હે રાજન! તમે સર્વના ઇશ્વર છો અને પ્રાણ તથા ધનના સ્વામી છો; હું, તમારી પાસેથી અભયદાનની યાચના કરૂં છું, કેમકે, મિત્રના અર્થે મનમાં અત્યંત સંતાપ પામીને તમારી પાસે સંપૂર્ણ ભક્તિથી આવ્યો છું[16,17]. માટે તમારી આજ્ઞા હોય તો, તમારા હિતનું વચન તમને કહું. જેમ જાતવાન અશ્વને સારથી સમજાવે છે તેમ, તમને

મિત્ર જાણીને, તમારૂં ધન હરાતું દેખીને જે ખમી ન શકતો હોય તે અતિ ક્રોધવાળો થઇને અને તેથી બળાત્કારે પ્રેરાઇને તમારા હિતના અર્થે જે કાંઈ વચન બોલે, તેવા પુરૂષના વચનની, તમારા સરખા સ્નેહવાળા, પોતાની મહત્તાને જાણનારા, ઐશ્વર્યની ઇચ્છા રાખનારા અને આબાદી ઇચ્છનારા પુરૂષે, ક્ષમા કરવી ઘટે છે"[૧૮.૧૯]. તે સાંભળીને રાજાએ, ઉત્તર આપ્યો કેઃ "તમે મને જે કાંઈ કહેશો તે સાંભળીને પોતાનું હિત ઇચ્છતો હું, તે વચનની ક્ષમા કેમ નહિ કરૂં વારૂ?[૨૦]. હે બ્રાહ્મણ! હું, તમારા આગળ પ્રતિજ્ઞા કરૂછું કે, તમે જે વચન મને કહેશો તે હું કરીશ, માટે હે વિપ્ર! તમે જે કહેવા ઇચ્છતા હો તે કહો!!"[૨૧]. મુનિ કહે છે!–"તમારા રાજ્યમાં પાપકર્મ કરનારા તથા પાપકર્મ નહિ કરનારા કોણ કોણ છે? તથા તમારા સેવકોથી તમને શાં શાં ભય છે? તે સર્વ જાણીને હું, તમારા ઉપર પ્રીતિ હોવાથી સર્વ વર્તમાન તમને વિદિત કરવાને આવેલો છું[૨૨]. આચાર્યોએ રાજાનું સેવન કરનારાઓનો દોષ તો પ્રથમથીજ કહેલો છે; કેમકે, રાજાનું સેવન કરનારાઓની અવગતિઆઓના જેવી પાપરૂપ ગતિ થાય છે[૨૩]. જેઓનો રાજાની સાથે સમાગમ છે, તેઓનો સર્પોની સાથે સમાગમ છે, એમ જાણવું; કેમકે, રાજાને મિત્ર ઘણા હોય છે, તેમ દુશ્મન પણ ઘણા હોય છે. તેથી રાજાનું સેવન કરીને જીવિકા ચલાવનારને ભય છે, એમ કહેલું છે. હે રાજન! તેજ પ્રકારે તેઓને રાજાથી પણ એક મુહૂર્તમાં ભય ઉત્પન્ન થાય છે[૨૪.૨૫]. રાજાની સેવા કરનારે અત્યંત પ્રમાદ કરવો યોગ્ય નથી; માટે જે પોતાનો અભ્યુદય ઇચ્છતો હોય તેણે, કોઇ પણ પ્રકારે રાજસેવામાં પ્રમાદ કરવો નહિ[૨૬]. પ્રમાદ કરવાથી રાજા, તેણે (પ્રમાદ કરનારા સેવકે), કરેલા બધા ઉપકાર ભૂલી જાય છે અને દ્વેષ કરે છે. જ્યાં રાજા, દ્વેષ કરવા લાગ્યો એટલે જીવતરનો અંત આવે છે. જે મનુષ્ય, પૂરેપૂરો પ્રવીણ ન હોય પણ ગાફલ હોય અને જો રાજાની સેવા કરવા જાય, તો જેમ પ્રદીપ્ત થયેલા અગ્નિની પાસે બેસનાર ગાફલ માણસ બળી જાય છે, તેમ નાશ પામે છે[૨૭]. માટે રાજાને ક્રોધ પામેલા સર્પસમાન માનીને, પોતાનો પ્રાણ તથા ધનનો માલિક માનીને અને જીવતરની આશા છોડીને મનુષ્યે, નિરંતર ઘણા યત્નથી સેવવો[૨૮]. રાજાને સેવનારા પુરૂષે, રાજાના દુર્વચનથી શંકા રાખવી, તેમજ રાજાની ઉભા રહેવાની રીતિ, ઉપર રહીને જોવાની રીતિ, બેસવાની રીતિ, શરીરના ચાળા અને શરીરનાં ચેષ્ટિત, એ સર્વે વિલક્ષણ જોઇને પણ શંકા રાખવી[૨૯]. જો રાજાને પ્રસન્ન કરી શકાય તો, તે પ્રસન્ન કરેલા દેવતાની પેઠે, સર્વ અર્થ સિદ્ધ કરી આપે છે; તથા જો ક્રોધ પામે તો અગ્નિની પેઠે, મૂળસહિત બાળી નાખે છે[૩૦]. હે રાજન! એ પ્રકારે મયાસુરે નીતિ કહેલી છે, અને તે ખરી પણ છે. હવે હું, પણ તારો મોટો અર્થ (કાર્ય) વારંવાર કરીશ[૩૧]. મારા સરખો અમાત્ય આપત્તિકાળમાં બુદ્ધિથી સહાય કરી શકે છે. હે રાજન! મારો કાગડો પણ યથાર્થ કાર્ય કરનારો હતો, તેમ હું પણ છું[૩૨]. (પણ તમ્હારા પ્રધાનોએ, પોતાના દોષ ઉઘાડા થવાથી, જેમ તેને માર્યો તેમ, મને પણ મારશે, એમ હું તર્ક કરૂં છું.) હવે એ કામમાં મારે તમારી નિંદા કરવી યોગ્ય નથી અથવા જેઓને તમે પ્રિય છો, તે પણ નિંદા કરવા યોગ્ય નથી; પણ તમારૂં હિત કરનારા કોણ છે? તથા અહિત કરનારા કોણ છે? તેઓને તમારે ઓળખવા જોઇએ. તમારે પરોક્ષ બુદ્ધિવાળા થવું ઘટતું નથી[૩૩]. તમારા ઘરમાં જે પુરૂષો, પ્રાણીઓનું અકલ્યાણ ઇચ્છનારા તથા તમારૂં ધન ગ્રહણ કરવામાં તત્પર થઇને વસે છે, તેમણે મારી સાથે વૈર કરેલું છે[૩૪]. જે માણસ તમારો નાશ થવાથી તમારી પછી તમારી રાજ્યગાદી મળવાની ઇચ્છા રાખે છે, તે માણસ આવા તમારા ઘરના પુરૂષો સાથે સંધિ કરીને પોતાના કાર્યમાં

સિદ્ધ થાય, બીજે પ્રકારે સિદ્ધ થઇ શકે નહિ. અર્થાત્ તમારા ચાકર, નોકર, રસોઇઆ વગેરેની સાથે મસલત કરીને વિષ આદિથી તમારો નાશ કરે, પછી આયુષ્ય હોય તો, તમે ઉગરશો[૩૫]. હે રાજન ! તેઓનાજ ભયથી હું હવે અહીંથી બીજી જગ્યોએ જઈશ. હે રાજન ! તેમણે તો તે બાણુ મારા ઉપરજ તાકયો હતો, પણ તે કાગડા ઉપર પડયો. તાત્પર્ય કે, તેઓ કાગડાની પેઠે, મારી પણ અવસ્થા કરશે[૩૬]. કપટપ્રપંચ કરવાની ઇચ્છાવાળા પુરૂષોએ જેને કાંઈ કરવાની ઇચ્છા નથી એવા મારા કાગડાને મારી નંખાવ્યો છે; હે રાજન ! તે મેં, તપવડે વિશાળ થયેલાં નેત્રવડે જોયું[૩૭]. જાણે મોટા વૃક્ષ, પાષાણુ અને કાંટાવાળી તથા સિંહ અને વાઘથી સમાકુલ અને કોઇથી ન જવાય એવી અને ન સહન કરાય એવી હિમાલયની ગુફાથી હું બચી ગયોછું[૩૮]. અનેક મત્સ્ય, મઘર, ગ્રાહ અને તિમિંગલ મત્સ્યના સમુદાયથી યુક્ત, તારા રાજ્યરૂપી નદી, પોતાનું મૃત્યુ સંપાદન કરનારા મૂર્ખ કાગડારૂપી સહાયથી હું, તરી ગયોછું[૩૯]. અંધકારમય કિલ્લામાં પ્રવેશ કરવો હોય તો, અગ્નિનો પ્રકાશ લઇને તેમાં પ્રવેશ કરી શકાય તથા જળમધ્યે દુર્ગ હોય તો, તેમાં વહાણુમાં બેસીને જઇ શકાય, પરંતુ રાજારૂપી કિલ્લામાં પ્રવેશ કરવાનો ઉપાય પંડિતો જાણુતા નથી[૪૦]. તમારૂં રાજ્ય કપટરૂપ અને અંધકારયુક્ત તથા તેથી મહાગહન છે. એ રાજ્યમાં તમારે પણ વિશ્વાસથી રહેવું શકય નથી તોપછી મારે રહેવું કયાંથી બને ? [૪૧]. એટલા માટે આ સ્થળમાં વાસ કરવો યોગ્ય નથી કેમ કે, સારૂં અને નરતું બન્ને અહીં સરખાં છે. આ સ્થળમાં સત્કર્મ કરનારનો તથા દુષ્કર્મ કરનારનો એક સરખોજ વધ થાય છે, એમાં સંશય નથી[૪૨]. દુષ્કર્મ કરનારનો વધ કરવામાં આવે તે તો ન્યાય છે, પણ સત્કર્મ કરનારનો વધ કોઈ પણ પ્રકારે યોગ્ય નથી; માટે આ દેશમાં હવે લાંબો વખત રહેવું યોગ્ય નથી, પણ જે ડાહ્યો હોય, તેણે તો અહીંથી ચાલ્યા જવું ઘટે છે[૪૩]. જેમ ઘણા વમળવાળી સીતા નામે નદીમાં ગમે તે નાવ હોય, પણ ભાગીજ જાય છે, તેમ હું આ તમ્હારા રાજ્યને પણ તેવુંજ સમજું છું[૪૪], આ રાજ્ય સર્વનો નાશ કરનાર પારધીના ફાંદા જેવું છે. હે રાજન ! તું મધુપાન કરીને પડવારૂપ છે અથવા વિષસહિત ભોજનરૂપ છે. તારી સ્થિતિ અસત્ પુરૂષના જેવી જણાય છે, સત્ પુરૂષોના જેવી જણાતી નથી હે રાજન ! તું સર્પથી વીંટાએલા કૂવા જેવો છે[૪૫]. હે રાજન ! મધુર જળથી ભરેલી, મોટા તરંગથી ઉછળતી, જેનો ઘાટ દુઃખવડે ગમન કરવા જેવો છે એવી, કેરડાનાં છૂંપલાંવાળી તથા નેતરના વેલાવાળી નદી હોય, તેવો તું છે[૪૬]. કૂતરાં, ગીધ, અને શિયાળના ટોળામાં ભળેલો રાજહંસ હોય, તેવો તું છે[૪૭]. જેમ મોટા વૃક્ષનો આશ્રય કરીને સૂકાં લાકડાં અને ઘાસ વગેરેનો મોટો સમુદાય તેની ( વૃક્ષની ) આસપાસ જામે છે, અને વીંટી લે છે તથા તેના મૂળ વૃક્ષ કરતાં પણ વધી જાય છે[૪૮]. પછી તેજ ભયાનક બળતણવડે દારૂણ દાવાગ્નિ ઉત્પન્ન થઇને તે વૃક્ષસુદ્ધાં પોતાનો નાશ કરીને ચારે બાજૂ પ્રસરે છે, તેમ હે રાજન ! તું વૃક્ષરૂપ છે અને તારા પ્રધાનો તે સૂકા બળતણ રૂપ છે, તેમની તારે તજવીજ કરવી જોઇએ[૪૯]. કેમ કે, તેં, તેઓને પ્રધાનાદિક પદ આપ્યાં છે અને તેઓનું પાલન કર્યું છે, તેમ છતાં પણ તમારી સાથે કપટ કરીને તમારા હિતનો નાશ કરે છે[૫૦]. જે ઘરમાં સાપ હોય, તેમાં રહેનાર મનુષ્યની પેઠે અથવા કોઇ વીર પુરૂષની સ્રીના ઘરમાં જાર પુરૂષ રહે તેની પેઠે, હું પ્રાણુ ખોવાના સ્થળમાં–તમારા ઘરમાં તમારૂં તથા તમારી સાથે રહેનારાઓનું આચરણ જાણુવાના હેતુથી શંકા કરતો અને ગફલત રાખતો રહ્યો[૫૧]. મારે એમ જાણુવાની અભિલાષા હતી કે, આ રાજા જીતેંદ્રિય છે કે, કેમ ? એણે, કામાદિ છ અંતરના શત્રુઓને જીત્યા છે કે, કેમ ? પ્રધાનો વગેરેને રાજા પ્રિય છે કે, કેમ ?

રાજાને પ્રજા પ્રિય છે કે, કેમ ?[૫૨]. હે રાજાઓમાં શ્રેષ્ઠ ! એવી રીતે તમારા સંબંધી જાણવાની ઇચ્છાથી હું, તમારી પાસે આવ્યો હતો. તેમાં જેમ ભૂખ્યાને ભોજન પ્રિય લાગે તેમ, તમે તો મને પ્રિય લાગો છો; પણ જેને તૃષા ન હોય તેને જેમ પાણી પ્રિય લાગે નહિ તેમ, તમારા પ્રધાનો મને પ્રિય લાગતા નથી[૫૩]. કેમ કે હું, તમારો અર્થ સુધારનારો છું, એટલા ઉપરથીજ તેમણે, મારામાં દોષનો આરોપ કર્યો છે, બીજું કાંઈ કારણ નથી; એ વિષે મારા મનમાં કાંઇ પણ સંદેહ નથી[૫૪]. યદ્યપિ મેં, એઓનો કાંઈ દ્રોહ કર્યો નથી તથાપિ "આ અમારો દ્રોહ કરનારો છે" એ રીતે તેઓ મારામાં દોષ જુએ છે માટે અહિં રહેવું ઉચિત નથી; જેનું ચિત્ત દોષ પામ્યું છે એવો શત્રુ, કદાપિ સ્નેહ દેખાડતો હોય, તોપણ વાંસામાં લાકડી મારીને કોપાવેલા સર્પની પેઠે, તેનો ભય રાખવો જોઇએ"[૫૫]. આ સાંભળી રાજા કહે છે કેઃ—"તમને હું અત્યંત દ્રવ્ય આપીશ તથા તમારો અત્યંત સત્કાર કરીશ; અને હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! એ પ્રમાણે મારા તરફથી પૂજન પામીને તમે, હવેથી મારા ઘરમાં રહો !! એમ હું ઇચ્છું છું[૫૬]. હે બ્રાહ્મણ ! જેઓ, તમને અહીં જોવાને રાજી ન હોય, તેઓને મારા ઘરમાંથી કાઢી મૂકીશ અને તેઓ હવે પછી શું કરે છે તે પણ તમારે જાણીને મને કહેવું જોઇએ[૫૭]. હે ભગવન ! મેં દંડ ધારણ કર્યો છે, પણ જેવી રીતે ધારણ કરવાથી તે ઉત્તમ કહેવાય અને હું, જે કૃત્ય કરૂં છું તે પણ જેવી રીતે કરવાથી ઉત્તમ કર્યું કહેવાય; તે રીતે વિચાર કરીને જેથી મારૂં કલ્યાણ થાય, તેવી મારી યોજના કરો !!"[૫૮]. મુનિ કહે છે,—"મારો કાગડો મારી નાખ્યો તે દોષ દેખાડીને એક એક અમાત્યને તેની પદવીથી દૂર ખસેડીને નિર્બળ કરી નાખો !! અને પછી કાગડાને મારવારૂપ કારણ ખોળી કાઢીને તેમને એક એકને મારી નાખો !![૫૯]. તેમને એકાએક સામટાજ નાશ કરવા નહિ, કેમકે, એક જાતના દોષવાળા ઘણા જણ એકઠા મળીને મંત્રભેદ થવાના ભયથી (છૂપી મસલત ઉઘાડી થવાના ભયથી) કઠિન કંટક સરખાને પણ ચોળી નાખે, તો પછી મારા સરખા કોમળ મનુષ્યોને ચોળી નાખે, એમાં શું આશ્ચર્ય છે ? એટલા માટે હે રાજન ! હું, તમને એક એકને નાશ કરવાનું કહું છું[૬૦]. અમે બ્રાહ્મણજ કે નહિ ? અમારો દંડ ઘણો કોમળ અને અમે સ્વભાવે અત્યંત દયાળુ, માટે તમારૂં, બીજાઓનું અને પોતાનું કલ્યાણ ઇચ્છીએ છીએ[૬૧]. હે રાજન ! હું તમારા સંબંધમાં છું, એમ કોઈ જગ્યોએ કેહેતો નથી, પણ હું તો "કાલકવૃક્ષીય" નામે મુનિ છું, એમ સર્વત્ર કહું છું[૬૨]. હે રાજન ! તમારા પિતા મરણ પામ્યા અને તમારૂં રાજ્ય થયું, તેમાં તમારા પિતાનો જે મિત્ર માન પામેલો અને સત્ય પ્રતિજ્ઞાવાળો હતો તે મૃત્યુ પામ્યો[૬૩]. ત્યારે મેં, પણ સર્વ અભિલાષાઓનો ત્યાગ કરીને તપ કરવા માંડ્યું. પરંતુ તમારા પ્રત્યેના મારા સ્નેહથી આટલું પણ મારે કેહેવું યોગ્ય હતું કે, જેથી પુનઃ તું ભુલાવામાં ન પડે[૬૪]. સુખ અને દુઃખ, બન્ને દીઠા છતાં અને દૈવયોગથી રાજ્ય પ્રાપ્ત થયા છતાં, તે રાજ્ય અમાત્યો ઉપર આધાર રાખનારૂં છે, એમ જાણીને પણ હે રાજન ! તું કેમ પ્રમાદ રાખે છે ?"[૬૫] પછી પુરોહિતના કુળમાં ઉત્તમ બ્રાહ્મણ પ્રાપ્ત થયો એટલે રાજાના ગૃહમાં અત્યંત મંગળ પાઠ થવા લાગ્યા[૬૬]. કાલકવૃક્ષીય મુનિએ, કોશલ દેશના રાજાને સાર્વભૌમ રાજ્ય પ્રાપ્ત કરાવી, તેનો યશ વિસ્તારીને ઉત્તમ યજ્ઞોથી યજન કરાવ્યું[૬૭]. હે ભારત ! કોશલ દેશના રાજાએ, પણ તેનું હિતકારક વચન સાંભળીને પૃથ્વીમાં જય મેળવ્યો તથા તેણે જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે કર્યું"[૬૮].

॥ हितं तद्वचनं श्रुत्वा कौशल्योऽप्यजयन् महीम् । तथा च कृतवान् राजा यथोक्तं तेन भारत ! ॥

इति श्रीमहाभारते शां० रा० कालकवृक्षीयोपाख्याने त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥

## અધ્યાય ૮૩ મો–સભાસદ વગેરેનો તથા મંત્ર ( વિચાર ) નો નિર્ણય.

**युधिष्ठिर उवाच ॥ सभासदः सहायाश्च सुहृदश्च विशांपते ॥**

॥ परिच्छदास्तथामात्याः कीदृशाः स्युः पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—" હે પિતામહ ! હે રાજન ! વ્યવહારનો નિર્ણય કરનારા સભાસદ, યુદ્ધ વગેરેમાં ઉપયોગી થનારા સહાયક, હિત કરનારા સ્નેહીઓ, સેનાપતિ આદિ છાવણીના પુરૂષો, અને મંત્રીઓ; એ સર્વ કેવા જોઇએ ? "[1]. ભીષ્મ કહે છે,–" જેઓ લજ્જાવાળા, ઇંદ્રિયદમન કરનારા, સત્ય વચન બોલનારા, સરળ સ્વભાવના, ન્યાય કે, અન્યાય જોઇને, તે સારી રીતે બતાવી આપવાને શક્તિમાન હોય, તેઓને સભાસદ કરવા[2]. હે ભારત ! હે કૌંતેય ! જે પુરૂષો, મંત્રિઓ, અતિ શૂરા, વિદ્વાન અને અત્યંત સંતુષ્ટ બ્રાહ્મણો, અને કર્મ કરવામાં મોટા ઉત્સાહવાળા હોય, તેઓને સર્વ પ્રકારની આપત્તિમાં તારે સહાયક જાણીને ઇચ્છવા[3]. કુળવાન, નિરંતર સત્કાર પામેલો, પોતાની શક્તિને છાની રાખનારો, તેમજ તને પ્રસન્ન કે, અપ્રસન્ન દેખે અથવા પીડા પામેલો કે, હણાએલો દેખે તથાપિ નિરંતર સમાન સ્નેહથી જે, વર્તતો હોય, તેવા પુરૂષોનુંજ તારે સ્નેહી જાણીને પાળન કરવું[4]. સેનાપતિ આદિ પરિચ્છદ કેવા જોઇએ ? તે વિષે કહે છે કે,–જેઓ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા, સ્વદેશમાં જન્મેલા, બુદ્ધિમાન, રૂપવાળા, બહુશ્રુત, ધીરા અને ગંભીર, તથા પ્રીતિવાળા હોય, તેમને તારે પરિચ્છદ કરીને રાખવા[5]. હે તાત ! જેઓ નઠારા કુળમાં જન્મ પામેલા છે, લોભી છે, આશ્રિત જન ઉપર દયા રાખતા નથી, લજ્જા વિનાના છે, તેઓ જ્યાં સુધી હાથ લીલો હશે ત્યાં સુધી તારૂં સેવન કરશે. અર્થાત્ તેમને દ્રવ્યાદિક ન મળ્યું એટલે તરતજ વિકાર પામશે[6]. વળી કુળવાન, શીલ ગુણયુક્ત, સામા પુરૂષનાં ચેષ્ટિતને જાણનારા, દયાવાળા, દેશકાળ જાણીને કરવા ન કરવા યોગ્ય વિધિને જાણનારા, અને સ્વામીનું કાર્ય સુધારવાની ઇચ્છાવાળા, જે પુરૂષો હોય, તેઓને રાજાએ સર્વ અર્થમાં નિરંતર મંત્રી ઠરાવવા[7]. તું જેઓને તારા પ્રિય અને અર્થ કરનારા માનતો હોય તેઓને ધન, માન અને સત્કાર આપીને, દિવ્ય વસ્ત્ર વગેરે સરપાવ આપીને તથા નાના મોટા અને પ્રીતિકારક સુખ ભોગ આપીને સુખી કરવા[8]. કેમ કે, તેવા પુરૂષોજ આપત્તિમાં પોતાના સ્વામીની સાથે ભિન્ન વર્તણુંક ચલાવતા નથી. તેઓ વિદ્વાન, સારાં આચરણવાળા, વ્રત આચરનારા, નિરંતર પ્રાર્થના કરનારા અને તારી પાસેથીજ જેમને સુખ ભોગ મળે છે એવા, મોટા મનવાળા, અને સત્યવાદી હોવાથી સંકટમાં તારો ત્યાગ નહિ કરે[9]. જે અનાર્ય અને મંદબુદ્ધિવાળા પુરૂષો ધર્મ અને અધર્મની મર્યાદામાં સમજતા નથી, તથા જેઓ પોતાની પ્રતિજ્ઞા તોડીને વર્તે છે, તેઓથી ધર્મની મર્યાદાનું તારે રક્ષણ કરવું[10]. એક ગુણવાન પુરૂષ અને ગુણવાન પુરૂષોનો સમુદાય; એ બેમાંથી કોને રાખવા ? એમ તને શંકા થતી હોય તો, ગુણવાનના સમુદાયને તજીને, એક ગુણવાન રાખવો નહિ; પણ ઘણા ( સમુદાય ) કરતાં જો એક વધારે ગુણવાન હોય, તો સમુદાયને પડયો મૂકીને એકનેજ રાખવો[11]. ગુણવાન કેમ ઓળખવો ? તેનાં લક્ષણ આ પ્રમાણે છે; જેનામાં પરાક્રમ જોવામાં આવતું હોય, કીર્ત્તિ જેને મુખ્યત્વે વહાલી હોય, જે ધર્મની મર્યાદામાં રહેતો હોય[12]. જે સમર્થ પુરૂષોનું પૂજન કરતો હોય, સ્પર્ધા નહિ કરવા જેવાની સાથે જે, સ્પર્ધા નહિ કરતો હોય, જે કામ, ભય, ક્રોધ કે, લોભથી ધર્મનો ત્યાગ કરનાર ન હોય[13]. જે માની ન હોય, સત્યવાદી હોય, ક્ષમા ગુણવાળો હોય, જેણે ઇંદ્રિયો જીતી હોય, પ્રતિષ્ઠા પામેલો હોય, અને જેની સર્વ અવસ્થામાં પરીક્ષા કરેલી હોય, તેને મંત્રસહાયક એટલે સલાહ આપવામાં મદદગાર માનવો[14].

હે પાર્થ ! કુળવાન, સારા ગુણોવડેયુક્ત, સહનશીલ, ચતુર, ઇંદ્રિયજીત, શૂરો, કૃતજ્ઞ અને સત્યવક્તા હોય, તેને સત્પુરૂષ જાણવો[૧૫]. કેમ કે, તેવા પુરૂષનાં એવાં આચરણથી શત્રુઓ પણ પ્રસન્ન થાય છે અને મિત્ર થાય છે[૧૬]. હવે અભ્યુદય ઇચ્છનારા, બુદ્ધિમાન અને જીતેંદ્રિય રાજાએ, મંત્રીઓના ગુણ અવગુણની પરીક્ષા કરવી; તથા તે પરીક્ષા કરવા માટે પોતાના સંબંધી, સત્યવાદી, પ્રીતિવાળા, કુળવાન અને સ્વદેશમાં જન્મેલા, ધન વગેરે લાંચ આપીને વશ ન કરી શકાય એવા, એક પક્ષમાં છતાં બીજા પક્ષમાં નહિ ભળી જનારા અને સર્વ પ્રકારે સારી રીતે પરીક્ષા કરેલા પુરૂષોને યોજવા[૧૭,૧૮]. ઐશ્વર્યની ઇચ્છાવાળા તથા અભ્યુદય થએલો જોવા ઇચ્છનારા પુરૂષે (રાજાએ), ઉત્તમ કુળમાં જન્મેલા, વેદ માર્ગમાં વર્તનારા, પરંપરાના રિવાજને માન આપનારા અને ગર્વ વિનાના પુરૂષોને મંત્રી નીમવા[૧૯]. તેજ, ધૈર્ય ક્ષમા, પવિત્રતા, પ્રીતિ, સ્થિતિ અને ધારણ કરવાનું સામર્થ્ય, એ ગુણોનેજ વિનયબુદ્ધિ અને ઉત્તમ પ્રકૃતિ કહે છે[૨૦]. વળી રાજાએ, અર્થ ઉત્પન્ન કરનારા પાંચ મંત્રીઓ ઠરાવવા જોઈએ; તેમના ગુણની પ્રથમથી પરીક્ષા કરવી એટલે તેઓના મનનું તત્વ પ્રૌઢ હોય, તેઓ રાજ્યરૂપી ધુંસરીને ધારણ કરવાને શક્તિમાન હોય તથા કપટ વગેરે દુર્ગુણોથી રહિત હોય, તેમનેજ મંત્રી ઠરાવવા[૨૧] જે મંત્રીઓ, કહેવાના અર્થને સંપૂર્ણ રીતે બતાવનારૂં વચન બોલનારા હોય વીર, પ્રસંગ પડયે ગભરાઇને ન બેસે પણ કાર્યનો નિકાલ કાઢી શકે એવા, કુળવાન, સત્વયુક્ત, સામાના મનનો ભાવ સમજી જનારા, દયાવાળા, દેશકાળને અનુસરતું કર્મ કરી જાણનારા અને સ્વામીનું કાર્ય સુધારવાની ઇચ્છાવાળા હોવા જોઇએ, હે રાજન ! રાજાએ, તેવાનેજ સર્વ અર્થમાં મંત્રીઓ કરવા[૨૨,૨૩]. હવે કેવા મંત્રીઓ તજવા, તે કહીએ છીએ. જે પુરૂષ, હીનતેજવાળા મિત્રથી સંબંધવાળો હોય તે કર્તવ્ય કે અકર્તવ્યનો નિશ્ચય કરી શકતો નથી; અને તમામ કર્મમાં અવશ્ય સંશય પેદા કરે છે[૨૪]. એજ પ્રમાણે બીજા ઘણા સારા ગુણ છતાં પણ એકાદ મંત્રી, બહુશ્રુત ન હોય તો તેને પણ તજવો; કેમ કે, તે ધર્મ, અર્થ અને કામથી યુક્ત છતાં મંત્રની પરીક્ષા કરવાને પુરેપૂરો સમર્થ નહિ થાય[૨૫]. તેમજ બહુશ્રુત છતાં પણ કુળવાન નહિ હોય, તો આંધળા નાયકની પેઠે સૂક્ષ્મ કર્મમાં મૂઝાય છે[૨૬]. તેજ પ્રમાણે કોઈ મંત્રી બુદ્ધિમાન, શાસ્ત્રને જાણનારો અને ઉપાય જાણનારો છતાં પણ તે સ્થિર બુદ્ધિવાળો નહિ હોય તો ઘણે કાળે પણ એકાદ કર્મને સિદ્ધ કરી શકશે નહિ[૨૭]. જે મંત્રી, દુર્બુદ્ધિવાળો અને મૂર્ખ છતાં આરંભ શૂર હોય, તો તે પણ તજવા જેવો છે. કેમ કે, કેવળ કર્મને હાથમાં લેવા માત્રથીજ તે તે કર્મોનાં જૂદાં જૂદાં ફળ સમજાતાં નથી[૨૮]. જે મંત્રી, રાજા ઉપર પ્રીતિવાળો ન હોય તેનો વિશ્વાસ પડતો નથી. માટે અપ્રીતિવાળા મંત્રીની આગળ મંત્ર પ્રકાશ કરવો નહિ. કેમકે, અગ્નિ જેમ વૃક્ષને બાળતો હોય, તે સમયે અગ્નિએ કરેલાં છિદ્રના માર્ગે ( તેમાં ) વાયુ પણ પ્રવેશ કરીને તે વૃક્ષને બાળવામાં સહાય કરે છે તેમ, જે મંત્રી સરળ સ્વભાવનો ન હોય તે બીજા મંત્રીઓ સાથે સલાહ કરીને રાજાને પીડા ઉત્પન્ન કરે છે[૨૯,૩૦]. કોઇ વખત રાજા મંત્રી ઉપર કોપ પામીને તેને તેવી પદવીથી ભ્રષ્ટ કરે, કોઇ વખત ક્રોધ કરીને કઠોરવચન કહીને ઠપકો આપે, અને વળી પુનઃ તે રાજા તેના ઉપર પ્રસન્ન પણ થાય, તેવાં તેવાં રાજાનાં કર્મ જે મંત્રી, પ્રીતિવાળો હોય તેનાથી સહન થઈ શકે છે. પણ જેનાથી સહન થઇ શકે નહિ તેને મંત્રી કરવો નહિ; કેમ કે મંત્રીઓનો કોપ વજ્રપાત જેવો ભયંકર છે[૩૧,૩૨]. જે મનુષ્ય, પોતાના સ્વામીનું પ્રિય કરવાના હેતુથી રાજાનાં તેવાં તેવાં કર્મ સહન કરે છે અને રાજાના દુઃખે દુઃખી તથા રાજાના

સુખે સુખી થઇને જે વર્તે છે, તેનેજ કોઇપણ અર્થમાં સલાહ પૂછવી[૩૩]. જે માણુસ સરળ સ્વભાવનો ન હોય અને રાજા ઉપર પ્રીતિવાળો હોય, બીજા પણુ ગુણો તેનામાં હોય, અને રાજા સંબંધી જ્ઞાનવાળો હોય, તોપણુ તે, રાજાનો મંત્ર સાંભળવાને યોગ્ય નથી.[૩૪]. જે મનુષ્ય શત્રુઓના સંબંધવાળો હોય અને નગરના લોકોને બહુ માન પુરઃસર જોતો ન હોય, તેવા મનુષ્યને પોતાનો મિત્ર સમજવો નહિ, તથા તે, રાજાનો મંત્ર સાંભળવાને યોગ્ય નથી[૩૫]. જે માણુસ અવિદ્વાન, અપવિત્ર, જડ, શત્રુની સેવા કરનાર, પોતાની બડાઇ હાંકનાર, હૃદયમાં સાચો સ્નેહ નહિ રાખનાર, ક્રોધી અને લોભી હોય તે, મંત્ર સાંભળવાને યોગ્ય નથી[૩૬]. કોઇ માણુસ ભલે પ્રીતિવાળો, બહુશ્રુત, સત્કાર પામેલો અને રૂડે પ્રકારે ભોજન કરાવેલો હોય, તથાપિ તે નવીનજ આવેલો હોય તો તે, મંત્ર સાંભળવાને યોગ્ય નથી[૩૭]. પૂર્વે જેના પિતાને અન્યાયવડે દંડ કરેલો છે, અને પછી તેનો સત્કાર કરીને તેની જગ્યા ઉપર ઠરાવ્યો હોય તો તે પણુ મંત્ર સાંભળવાને યોગ્ય નથી[૩૮]. સ્નેહી છતાં, જેને કોઇ સ્વલ્પ કાર્યથી ધન વગેરે ખૂંચી લઇને ખાલી કર્યો હોય, અને પછી તે બીજા ગુણોવડે યુક્ત હોય તો પણુ તે, મંત્ર સાંભળવાને યોગ્ય નથી[૩૯]. સ્થિર નિશ્ચયવાળો, બુદ્ધિમાન, ડાહ્યા, સ્વદેશમાં જન્મેલો, પવિત્ર અને સર્વ કર્મમાં જે શુદ્ધ હોય, તેવો પુરૂષ, મંત્ર સાંભળવાને યોગ્ય છે[૪૦]. જે પુરૂષ જ્ઞાન અને વિજ્ઞાનથી સંપન્ન હોય તથા પોતાની અને શત્રુની પ્રકૃતિ (સ્વામી, અમાત્ય વગેરે) જાણુનારો હોય તથા રાજાને પોતાના સમાન પ્રિય હોય તે, મંત્ર સાંભળવાને યોગ્ય છે[૪૧]. જે પુરૂષ, સત્ય વચન બોલનાર, શીલગુણુથી સંયુક્ત, ગંભીર, લજ્જાવાન, કોમળ તથા વંશપરંપરાથી મંત્રીનો અધિકાર જેના કુળમાં ચાલ્યો આવતો હોય તે પુરૂષ, મંત્ર સાંભળવાને યોગ્ય છે[૪૨]. જે પુરૂષ સંતુષ્ટ, માન પામેલો, સત્ય બોલનાર, બુદ્ધિમાન, પાપનો દ્વેષ કરનારો, મંત્રને જાણુનાર, સમયને જાણુનાર અને શૂરો હોય તે, મંત્ર સાંભળવાને યોગ્ય છે[૪૩]. હે રાજન ! દંડ ધારણુ કરવાની ઇચ્છાવાળા રાજાએ, જે પુરૂષ સામ ઉપાયથી આ સર્વ લોકને વશમાં રાખવાને શક્તિમાન હોય તેનેજ મંત્ર કહેવો[૪૪]. નગરના અને પ્રાંતોના લોકો, જે પુરૂષ ઉપર ધર્મવડે વિશ્વાસ રાખતા હોય તથા જે પોતે ઉત્તમ યોદ્ધા અને રાજનીતિમાં પંડિત હોય તે પુરૂષ, મંત્ર સાંભળવાને યોગ્ય છે[૪૫]. એટલા માટે ઉપર કહેલા સર્વ ગુણોથી સંપન્ન, સારૂં પૂજન પામેલા, મોટી ઇચ્છા રાખનારા અને મંત્રીઓનાં લક્ષણુમાં સ્થિર રહેનારા ઓછામાં ઓછા ત્રણુ મંત્રીઓ જોઇએ[૪૬]. પોતાના અમાત્યમાં શત્રુએ ફૂટ કરી હોય તો, તે લક્ષમાં રાખવું. કેમ કે, મંત્રીઓના મંત્ર ઉપરથીજ રાજાના દેશની આબાદી થાય છે[૪૭]. વળી શત્રુ, પોતાનું છિદ્ર જોઇ શકે નહિ, પરંતુ શત્રુનું છિદ્ર જોઇને તે માર્ગે તેમાં પ્રવેશ કરવો. કાચબાની પેઠે, પોતાનાં અંગ સંતાડવાં અને પોતાના છિદ્રનું રક્ષણુ કરવું[૪૮]. રાજ્યના જે બુદ્ધિમાન મંત્રીઓ હોય છે તેઓ, મંત્રને ગુપ્ત રાખે છે અને મંત્રજ રાજાને રક્ષણુ કરવાનું કવચ છે. જેમ કવચ તૂટવાથી શસ્ત્રનો ઘા શરીરને લાગે છે, તેમ મંત્ર ફૂટવાથી પણુ રાજ્યાંગ ઉઘાડું થાય છે તથા તેને સહેલથી ઘા લાગી શકે છે[૪૯]. બીજા શૂર પુરૂષો વગેરે રાજાની પેઠે મંત્રના અંગભૂત નથી. રાજ્યનું મૂળ મંત્રીઓ છે અને રાજ્યનો સાર મંત્ર છે. જ્યારે રાજ્ય નિર્વાહ કરવાને અર્થે સ્વામી અને મંત્રી અરસપરસ, મદ અને ક્રોધનો તથા માન અને ઈર્ષ્યાનો નિરંતર ત્યાગ રાખીને અનુવર્તન કરે (એક બીજાની વૃત્તિને અનુસરે) છે ત્યારેજ તેઓ નિવૃત્તિ પામે છે[૫૦]. પાંચ પ્રકારના છળરહિત મંત્રીઓ સાથે નિરંતર મંત્ર કરવો[૫૧]. (તે પાંચ પ્રકારનાં છળ આ પ્રમાણે સમજવાં. તેમાં એક તો કેવળ વાચિક છળ. જેમ દ્રોણુના વધ પ્રસંગમાં યુધિષ્ઠિરે કહ્યું કે:

'અશ્વત્થામા હણાયો' એ કેવળ વાચિક છળ છે. કેમ કે, યુધિષ્ઠિરના મનમાં કાંઇ કપટ પ્રપંચ હતો નહિ, અને એજ છળ ભીમમાં તો કાયિક તથા વાચિક હતો. કેમ કે, તેણે કાયાવડે અશ્વત્થામા (કુંજર)નો નાશ કરીને વાણીવડે યુધિષ્ઠિરને કહ્યું કેઃ 'મેં અશ્વત્થામાને હણ્યો' અને તે ઉપરથીજ યુધિષ્ઠિરે કહ્યું કેઃ 'અશ્વત્થામા હણાયો' ત્રીજો પ્રકાર ધૃતરાષ્ટ્રમાં જોવામાં આવે છે, એટલે તેનામાં કેવળ માનસિક છળ હતો; તે વાણીથી કોઇ વખત છળ જાહેર કરતો નહોતો. ચોથો છળ કાયિક, વાચિક અને માનસિક મિશ્ર હોય તે; એ છળ લાક્ષાગૃહમાં પાંડવોને બાળવાના વિચારથી દુર્યોધન વગેરે ધૃતરાષ્ટ્રના પુત્રોએ કર્યો હતો. સૌપ્તિક પર્વમાં અશ્વત્થામાએ કરેલો છળ કાયિક કહેવાય. એ પ્રકારે પાંચ પ્રકારનો છળ જેનામાં ન હોય, તેવા મંત્રીઓ સાથે મંત્ર કરવો.) તે ત્રણે મંત્રીઓના જૂદા જૂદા પ્રકારના અભિપ્રાય જાણીને અને તેમાં ચિત્ત પરોવીને તે સાથે પોતાનો નિશ્ચય પણ ઉત્તર મંત્ર સમયે (બાકીનો મંત્ર કરતી વખતે) બીજાના નિશ્ચયને જાણનાર ગુરૂને નિવેદન કરવો[૫૨]. ધર્મ, અર્થ અને કામને જાણનાર બ્રાહ્મણ ગુરૂની પાસેથી ઉત્તર મંત્રનો અર્થ પૂછવો; અને તેની સાથે તર્ક-વિતર્ક કરીને જ્યારે નિશ્ચય કરવામાં આવે ત્યારે સર્વ જગ્યાએથી છૂટા રહીને તે મંત્રનો કાર્યમાં પ્રયોગ કરવો એટલે જે કરવાનું હોય, તે કરવાનો હુકમ આપવો[૫૩]. જેઓ, મંત્રના તત્વને અને મંત્રના વિશેષ નિશ્ચયને જાણનારા છે, તેઓ કહે છે કેઃ "એ રીતેજ નિરંતર મંત્ર કરવો." માટે પ્રજાનું રક્ષણ કરવામાં સમર્થ એવા ત્હારા મંત્રને પણ ત્હારે નિરંતર એજ પ્રમાણે ચલાવવો[૫૪]. એ મંત્ર કરવાની જગ્યોએ ઠીંગણો પુરૂષ, જેનાં અંગ વાંકાં થઇ ગયેલાં છે એવો મનુષ્ય, કૃશ, ખોડવાળો, આંધળો, જડ, સ્ત્રી કે, નપુંસક, એઓ-માંનો કોઇ પણ કોઈ પ્રકારે હરે ફરે નહિ તેવી સાવચેતી રાખવી. તેવો મનુષ્ય ત્રાંસી ગતિથી, આગળ, પાછળ, ઉંચે, નીચે કે, કોઈ પ્રકારે પણ ત્યાં જોઇએ નહિ[૫૫]. મંત્ર કરવાનું સ્થળ પણ શૂન્ય એટલે વસ્તી વિનાનું, મોટું (વિશાળ અને જાડી ભીંતોવાળું), જેમાં સૂર્યનો પ્રકાશ પડતો હોય અને જેના પડોશમાં કાંઈ પણ કુત્સિત વસ્તુ હોય નહિ એવું જોઇએ. એવા મકાનમાં બેસીને મોટે સ્વરે બોલવા વગેરે વાણીના દોષ અને આંખ કે, મુખને ફેરવવું, વગેરે અંગના સર્વ દોષનો ત્યાગ કરીને ઉત્તમ સમયે અમુક કાર્યનો મંત્ર (વિચાર) કરવો "[૫૬].

आरुह्य वा वेश्म तथैव शून्यं स्थूलं प्रकाशं कुशकाशहीनम् ॥
वागंगदोषान्परिहृत्य सर्वान्संमंत्रयेत्कार्यमहीनकालम् ॥

इति श्रीमहाभारते शां० रा० गु० मा० त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥

## અધ્યાય ૮૪ મો-ઇંદ્ર અને બૃહસ્પતિનો સંવાદ.

भीष्म उवाच ॥ अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ॥
॥ बृहस्पतेश्च संवादं शक्रस्य च युधिष्ठिर ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ—"હે યુધિષ્ઠિર ! આ સ્થળે પણ બૃહસ્પતિ અને ઇંદ્રના સંવાદના પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ અપાય છે"[૧]. ઇંદ્ર કહે છે,-"હે બ્રહ્મન્ ! એવું એક તત્વ શું છે ? કે, જે તત્વ આચરવાથી પુરૂષ સર્વ પ્રાણીમાત્રમાં પ્રમાણરૂપ મનાય અને કીર્ત્તિ પણ પામે ?"[૨]. બૃહસ્પતિ કહે છે,-"હે ઇંદ્ર ! કપટ વિનાનું પ્રિય વચન, એ એક તત્વ છે કે, જે સારી રીતે આચરવાથી પુરૂષ સર્વ પ્રાણીઓમાં પ્રમાણભૂત થાય છે અને કીર્ત્તિ પામે છે[૩]. હે ઇંદ્ર ! સર્વ લોકને સુખ આપનારૂં એક એજ તત્વ છે કે, જે આચરવાથી મનુષ્ય સર્વ

પ્રાણીઓને સર્વ કાળમાં પ્રિય થાય છે[૪]. જે માણસની ભ્રૃકુટી નિરંતર ચઢેલી રહે છે અને ઉપર કહેલા સાંત્વ પ્રકારનો ઉપયોગ કરતો નથી તેનો સર્વ પ્રાણીઓ, દ્વેષ કરે છે[૫]. જે રાજા, સામા ધણીને પોતાનું દુઃખ નિવેદન કરતા પેહેલાં તેને તેનો અર્થ હસતે મુખે પૂછે છે, તેના ઉપર સર્વ લોક પ્રસન્ન થાય છે[૬]. કપટ વિનાનાં પ્રિય વચનનો ત્યાગ કરીને દાન કર્યું હોય તો, તે દાન પણ, જેમ શાક કે, અથાણાં વિનાનું ભોજન પ્રીતિકર થતું નથી, તેમ પ્રાણીઓને પ્રીતિકર થતું નથી[૭]. હે ઇંદ્ર ! લોકોની પાસે સર્વસ્વ હરણ કરવા છતાં પણ જો મીઠી વાણી બોલીને, હરણ કર્યું હોય તો, તે સાંત્વ ઉપાયવડે સર્વ લોકને વશ કરે છે[૮]. માટે દંડ ધારણ કરનારા રાજાએ, પણ સાંત્વ ઉપાયનો પ્રયોગ કરવો. અર્થાત્ મીઠું વચન બોલવું. કેમ કે, તેથી ધારેલું ફળ પ્રાપ્ત થાય છે અને બીજાનું મન ઉદ્વેગ પામતું નથી[૯]. એક પુરૂષ, સારૂં કૃત્ય કરી જાણતો હોય અને બીજો મધુર અને કોમળ સાંત્વ વચન બોલી જાણતો હોય, તેમાં જો સાંત્વ વચનનો સારી રીતે ઉપયોગ કર્યો હોય તો, તેની તુલના પેલું સારૂં કૃત્ય પણ કરી શકતું નથી"[૧૦]. ભીષ્મ કહે છે,–એ પ્રમાણે સાંભળીને પોતાના પુરોહિત બૃહસ્પતિએ જેમ કહ્યું તેમ ઇંદ્ર સર્વ વસ્તુ કરવા લાગ્યો; હે કુંતીપુત્ર ! તું પણ એ પ્રકારનું સારી રીતે આચરણ કર"[૧૧].

॥ इत्युक्तः कृतवान् सर्वं यथा शक्रः पुरोधसा । तथा त्वमपि कौंतेय सम्यगेतत्समाचर ॥

इति श्रीमहाभारते शां० रा० गु० भा० चतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥

## અધ્યાય ૮૫ મો–રાજધર્મ–અમાત્યવિભાગ.

युधिष्ठिर उवाच ॥ कथंस्विदिह राजेंद्र पालयन् पार्थिवः प्रजाः ॥

॥ प्रीतिं धर्मविशेषेण कीर्तिमाप्नोति शाश्वतीम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે રાજેંદ્ર ! રાજા, પ્રજાનું કેવી રીતે પાલન કરે તો, તેના ઉપર તેની પ્રજા પ્રસન્ન થાય, તથા તેને વિશેષે કરીને ધર્મ અને સદાકાળની કીર્ત્તિ પણ પ્રાપ્ત થાય ?"[૧]. ભીષ્મ કહે છે,–"સ્પષ્ટ રીતે ન્યાય કરવાથી અને પ્રજાનું પાલન કરવામાં આસક્ત રહેવાથી પવિત્ર રાજા, ધર્મ અને કીર્ત્તિ પ્રાપ્ત કરી શકે છે તથા આલોક અને પરલોક બન્નેમાં સુખ પામે છે"[૨]. યુધિષ્ઠિર કહે છે,–"હે મોટા બુદ્ધિમાન ભીષ્મ ! રાજાએ કેવા લોકોવડે કેવો વ્યવહાર કરવો ? તે મને યથાર્થ કહેવું ઘટે છે. અર્થાત્ કેવો ન્યાય કરવામાં કેવા ન્યાય કરનારા રાખવા ? તે કહો ! ![૩]. પૂર્વે તમે જે ગુણો પુરૂષમાં હોવા જોઇએ એમ કહ્યું છે, તે સર્વ ગુણો એક પુરૂષમાં હોતા નથી એમ હું માનું છું"[૪]. ભીષ્મ કહે છે,–"હે મોટા જ્ઞાનવાળા ! હે બુદ્ધિમાન ! તું જેમ કહે છે તે પ્રમાણેજ છે; એવા ઉત્તમ ગુણવાળો પુરૂષ મળવો તો દુર્લભજ છે, પરંતુ પ્રયત્નવડે પણ દુર્લભ એવું શીળ હું તને સંક્ષેપમાં કહીશ કે, જે ઉપરથી કેવા મંત્રીઓ ત્હારે રાખવા ? તે તું જાણીશ[૫,૬]. વેદને જાણનારા, બુદ્ધિમાન, સ્નાતક વ્રતવાળા અને પવિત્ર એવા ચાર બ્રાહ્મણો, તેમજ બળવાન અને હથિયાર જેમના હાથમાં છે એવા આઠ ક્ષત્રિય, દ્રવ્યથી સંપન્ન એવા એકવીશ વૈશ્ય, અને વિનયને જાણનારા તથા નિત્ય કર્મમાં પવિત્ર એવા ત્રણ શૂદ્ર, વળી સેવા, શ્રવણ, ગ્રહણ, ધારણ, ઉહન (તર્ક કરવો), અપોહન (રાખવા જેટલો અર્થ રાખીને બાકીના અર્થનો ત્યાગ કરવો), વિજ્ઞાન (જૂદા જૂદા વિભાગોનું જ્ઞાન), અને તત્વજ્ઞાન; એ આઠ ગુણ યુક્ત પુરાણ જાણનાર પૌરાણિક, એઓને ન્યાય કરવામાં (વ્યવહારનો નિર્ણય કરવામાં) મંત્રીઓ કરવા. તે દરેક પચાશ

વર્ષની ઉમરના, બુદ્ધિમાન, ગંભીર, ઈર્ષ્યારહિત, શ્રુતિ અને સ્મૃતિને જાણનારા, વિનયવાળા, સર્વને વિષે સમાન દૃષ્ટિવાળા, વિવાદ કરનારા, પુરૂષોનાં કાર્યનો નિર્ણય કરવાને શક્તિમાન, દ્રવ્યસંબંધી લોભ વિનાના અને જેમણે, સાત[1] પ્રકારનાં અત્યંત ભયાનક વ્યસનો કેવળ છોડેલાં છે એવા ( અર્થાત્ તે સાત વ્યસન વિનાના ) જોઇએ. એ મંત્રીઓમાંથી ચાર બ્રાહ્મણ, ત્રણ શૂદ્ર અને એક પુરાણવક્તા, એ આઠ મંત્રીઓની મધ્યે રાજાએ મંત્ર મૂકવો. અર્થાત્ તેઓને વિવાદિત વસ્તુનો વિચાર કરી નિર્ણય કરવાનું કહેવું[૭-૧૧]. પછી તેઓએ કરેલો નિર્ણય પોતાના દેશમાં પ્રાંતોના સૂબા તરફ મોકલવો અને દેખાડવો. એ વ્યવહારવડે ત્હારે નિરંતર પ્રજાનો ઇનસાફ કરવો[૧૨]. (છાની થાપણ મૂકેલી હોય અને તે કોઇએ ઓળવી હોય તો, ત્હારે લેવી નહિ, તેમ એકજ મિલકત વિષે બે જણ તકરાર કરતા હોય અને તે કોઈની પણ સાબિત થાય નહિ તો, તે મિલકત ઉપર રાજાનો હક્ક છે, એવી બુદ્ધિ પણ કરવી નહિ, કેમ કે, તે કાર્યનો નાશ કરનારૂં છે.) વાદી–પ્રતિવાદીનો ઈનસાફ બરાબર ન થવાથી કોઇ કામ કથળી જાય તો, તેથી ઉપજેલો અધર્મ તને અને ત્હારા મંત્રીઓને પીડા કરશે[૧૩]. અને જેમ બાજ પક્ષીને દેખીને બીજા પક્ષીઓ નાસી જાય છે તેમ, ત્હારો તે ન્યાય જોઇને ત્હારો દેશ ભાંગી જશે. જેમ તૂટેલી હોડી ધીમે ધીમે સમુદ્રમાં નીચે બેસતી જાય છે તેમ, જે રાજા પ્રજાનું રૂડે પ્રકારે રક્ષણ કરે છતાં, તેના વ્યવહારમાં અધર્મ થવાથી તેની પ્રજા ધીમે ધીમે નિરંતર બીજા સ્થાનમાં જતી રહે છે[૧૪]. હે નરમાં શ્રેષ્ઠ ! રાજ્યનું મૂળ ધર્મ છે, તેમ છતાં ધર્માસન ઉપર બેસાડેલો કોઈ રાજા, પ્રધાન કે, રાજપુત્ર, અધર્મવડે પ્રજાનું રક્ષણ કરે તો, તેના દેશમાં ભય ઉત્પન્ન થાય છે અને તેનો સ્વર્ગલોક નાશ પામે છે[૧૫]. તેમજ રાજાએ મોટાં કામ ઉપર અધિકાર આપી નીમેલા જે સેવકો, તે કાર્ય ઉત્તમ પ્રકારે બજાવે નહિ તો તેઓ પોતે આગળ થઇને અને પોતાની પાછળ રાજાને પણ સાથે લઇને અંધતામિસ્ર નરકમાં પડે છે[૧૬-૧૭]. કેમ કે, જેમના ઉપર બળવાન પુરૂષોએ, બળાત્કાર કરેલો છે તથા જેઓ બહુ દીન વાણીથી પોતાનું દુઃખ રડે છે, એવા અનાથ પુરૂષોનો નાથ રાજાજ છે[૧૮]. વ્યવહારની પરીક્ષા ન કરે તો રાજા, મંત્રીઓસહિત નરકમાં જાય છે, માટે એક અર્થ માટે બે જણ વિવાદ કરતા હોય, તેમાં રાજાએ, સાક્ષીઓ ઉપર આધાર રાખીને નિર્ણય કરવો; અને જેમાં સાક્ષીઓ પણ ન મળતા હોય અને તકરારી મિલકત ઉપર એક્કે જણનો દાવો સાબિત ન થતો હોય, તેની પરીક્ષા વિશેષે કરીને સોગંદ આદિથી કરવી[૧૯]. એમ પરીક્ષા કરતાં જેની તકરાર ખોટી ઠરે, તે પાપીને તેના અપરાધના પ્રમાણમાં દંડ કરવો; તે ધનવાન હોય તો તેનો દંડ કરવો અને નિર્ધન હોય તો તેને કેદમાં નાંખવો[૨૦]. જેનાં આચરણ નઠારાં છે એવા રાજાઓ સામે પણ હથિયાર ધારણ કરીને અને તેમને શિક્ષા કરીને પણ વિનયથી વર્તાવવા તથા જેઓ શિષ્ટ છે, તેમને મધુર વચનથી અને દ્રવ્યાદિક આપીને પણ તેમનું પાલન કરવું[૨૧]. જે પુરૂષ રાજાનો વધ કરવાની ઇચ્છા કરે, ઘર સળગાવે, ચોરી કરે, અથવા પ્રજાને વર્ણસંકર કરે, તો રાજાએ તેનો અનેક પ્રકારથી વધ કરવો. હે રાજન ! એમ અનેક પ્રકારે વધ કરવામાં અધર્મ સમજવો નહિ; કેમ કે, જે રાજા રૂડી રીતે દંડનો ઉપયોગ કરવામાં સાવધાન થઇને વર્તે છે તેને અધર્મ પ્રાપ્ત થતો નથી, પણ તેનું તે કર્મ નિરંતર ધર્મરૂપજ ગણાય છે[૨૨-૨૩]. પણ જે મૂર્ખ રાજા, પોતાની કોઈ ઈચ્છા પ્રાપ્ત કરવાના હેતુથી પ્રજાનો દંડ કરે છે, તે આ લોકમાં અપકીર્ત્તિ પામીને મરી ગયા પછી નરક પામે છે[૨૪]. એકના ગુન્હાના

૧. મૃગયા, દ્યૂત, વ્યભિચાર અને મદ્યપાન એ ચાર કામ સંબંધી વ્યસનો; અને શિક્ષા કરવી, કઠોર વચન કહેવાં તથા દ્રવ્યને હાનિ પહોંચાડવી એ ત્રણ ક્રોધ સંબંધી વ્યસનો, એમ સાત વ્યસન છે.

માટે બીજાને શિક્ષા કરવી નહિ. જેમ પિતાના અપરાધને માટે પુત્રને શિક્ષા ઘટતી નથી; પણ પિતાને લાવવાના હેતુથી પુત્રને બંધનમાં રખાય; અને તેમ કરવાથી પિતા આવે તો, તેનો ઇનસાફ કરી તેને શિક્ષા કરવી. પણ પિતા ન આવે તોપછી પુત્રને છોડી મૂકવો. કેમ કે, પિતાએ દેશપાર થવાની સજા પોતાને હાથેજ પોતે કરી લીધી છે એમ સમજવાનું છે[૨૫]. ગમે તેવી આપત્તિ છતાં પણ રાજાએ દૂતને હણવો નહિ; કેમકે, દૂતને હણનારો રાજા પ્રધાનસહિત નરકમાં પડે છે[૨૬]. જે દૂત પોતાને મોકલનાર રાજાએ કહેલાં વચન કહી બતાવે છે, તેને ક્ષત્રિય ધર્મમાં પ્રીતિવાળો જે રાજા, હણે તેના પિતૃઓને ગર્ભહત્યાનું પાપ લાગે છે[૨૭]. રાજાનો દૂત સાત ગુણવાળો જોઇએ. એટલે, તે કુળવાન, કુળવાનને યોગ્ય આચરણ કરનારો, બોલી જાણનારો, નિપુણ, મધુર વાણીવાળો, કહ્યા પ્રમાણે બોલનારો; અને સ્મૃતિવાળો જોઇએ[૨૮]. રાજાના દ્વારનું રક્ષણ કરનાર પ્રતીહાર પણ એવાજ ગુણવાળો જોઇએ અને કિલ્લો, નગર વગેરેનું રક્ષણ કરનાર પણ એ સાત ગુણથી યુક્ત જોઇએ; કેમ કે, તે સ્થાન રાજ્યના મસ્તક જેવાં છે[૨૯]. રાજાનો સંધિવિગ્રહ કરનારો (એલચી) ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના તત્વને જાણનારો જોઇએ; તેમજ તે બુદ્ધિવાન, ધીરજવાળો, લજ્જાવાળો; અને ગુપ્ત વાર્તાને ઢાંકનારો પણ જોઈએ[૩૦]. રાજાનો પ્રધાન કુળવાન, સત્વવાળો અને મન, વાણી તથા કર્મથી પવિત્ર જોઈએ; તેમજ ઉપર કહેલા સંધિવિગ્રહના ગુણ અને પ્રધાનના ગુણથી યુક્ત સેનાપતિ જોઇએ[૩૧]. વળી વ્યૂહરચના એટલે સેનાની કવાયત, યુદ્ધ કરવાનાં યંત્ર અને હથિયારો સંબંધી તાત્વિક જ્ઞાનવાળો, પરાક્રમયુક્ત, વર્ષા, શીત અને તાપ વગેરે સહેનારો તથા શત્રુઓનાં છિદ્રને જાણનારો જોઇએ[૩૨]. હે રાજેંદ્ર! બીજાઓનો પોતાના ઉપર વિશ્વાસ ઉત્પન્ન કરવો પણ પોતે કોઈ જગ્યોએ વિશ્વાસ કરવો નહિ; પુત્ર ઉપર પણ વિશ્વાસ કરવો ઠીક નથી[૩૩]. હે પાપરહિત યુધિષ્ઠિર! મેં તને રાજનીતિ શાસ્ત્રના અર્થનું પરમતત્વ કહ્યું; કેમકે, રાજાએ સર્વત્ર અવિશ્વાસ રાખવો; એ રાજાનું પરમ ગુહ્ય કહેવાય છે."[૩૪].

॥ एतच्छास्त्रार्थतत्वं तु मयाख्यातं तवानघ । अविश्वासो नरेंद्राणां गुह्यं परममुच्यते ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि अमात्यविभागो नाम गुर्जरभाषायां पंचाशीतितमोऽध्यायः ॥ ८५ ॥

---

## અધ્યાય ૮૬ મો–દુર્ગપરીક્ષા. (નગર માટે કિલ્લો કેવો કરવો?)

युधिष्ठिर उवाच ॥ कथंविधं पुरं राजा स्वयमावस्तुमर्हति ॥

॥ कृतं वा कारयित्वा वा तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે પિતામહ! કેવી રીતે બાંધેલું અથવા કેવી રીતે બંધાવેલું નગર હોય તેમાં રાજાએ વસવું યોગ્ય છે? તે મને કહો!! અર્થાત્ રાજાની રાજ્યધાનીનું નગર કેવા પ્રકારનું જોઈએ?"[૧] ભીષ્મ કહે છે,–"હે કૌંતેય! હે ભારત! જે સ્થળમાં પુત્ર, જ્ઞાતિ અને બાંધવોસહિત નિવાસ કરવાનો છે, તે સ્થળમાં વૃત્તિ અને રક્ષણના પ્રકારની પૂછપાછ કરીને તજવીજ કરવી એ યથાન્યાય છે[૨]. માટે હું તને વિશેષ કરીને કિલ્લો બાંધવાનો પ્રકાર કહીશ; તે સાંભળીને ત્હારે તેમ કરવું અને યત્નવડે સ્થિતિ કરવી[૩], છ પ્રકારના દુર્ગ (કિલ્લા) બાંધીને નગર વસાવવું, તથા જ્યાં સર્વ પ્રકારની સંપત્તિઓ મુખ્યત્વે હોય તથા તેવી સંપત્તિઓ જ્યાં પુષ્કળ ઉત્પન્ન થતી હોય ત્યાં દુર્ગ બંધાવવો[૪]. છ પ્રકારના દુર્ગ આ પ્રમાણે છે।–એટલે જેની ચારે પાસે જળ હોય તે જળદુર્ગ, જેની આસપાસ કોટ કર્યો હોય તે

મહીદુર્ગ, પર્વત ઉપર કિલ્લો હોય તે ગિરિદુર્ગ, જેની આસપાસ રક્ષણ કરનાર મનુષ્યોની છાવણી પડેલી હોય તે મનુષ્યદુર્ગ, મૃત્તિકાથી બાંધેલો કિલ્લો મૃત્તિકાદુર્ગ; અને જેની આસપાસ સજડ ઝાડી હોય તે વનદુર્ગ, એવા છ પ્રકારના દુર્ગ છે[૫]. જે નગરની ચારે બાજૂ કિલ્લો હોય, જેમાં ધાન્ય અને આયુધનો સંચય કરેલો હોય, જેની આસપાસ મજબૂત કોટ અને ખાઇ ખોદેલી હોય, જેમાં હાથી, ઘોડા અને રથ બહુ હોય, જ્યાં વિદ્વાન કારીગર વસતા હોય, જ્યાં સારી રીતે સંચય કરેલા ભંડાર હોય, જ્યાં ઉત્તમ પ્રકારની દક્ષતાવાળા ધાર્મિક લોક રહેતા હોય, જ્યાંના પુરૂષ, હાથી અને ઘોડા બળવાન હોય, જે ચબુતરા અને દુકાનોથી શોભાયમાન હોય, જ્યાંનો વ્યવહાર દેશાવરમાં પ્રસિદ્ધ થયેલો હોય, જ્યાં નિરંતર શાંતિ રહેતી હોય, જ્યાં કોઇ તરફથી ભય આવવાના માર્ગ ન હોય, જ્યાંનો પ્રકાશ સારો હોય, જ્યાં ગીત અને વાદિત્રના નાદ અહોનિશ થયા કરતા હોય, જેમાં રહેવાનાં ઘર ઘણાં પ્રશંસનીય હોય, જ્યાં શૂરા અને ધનવાન લોકોની વસ્તી વિશેષ હોય, જ્યાં વેદની ધ્વનિનો નાદ સંભળાયા કરતો હોય, જ્યાં વારંવાર સમાજ મળતો હોય તથા ઉત્સવ થતા હોય, જ્યાંના લોક સદૈવ દેવતાઓનું પૂજન કરતા હોય, એવા નગરમાં જે રાજાના પ્રધાન તથા સેના વગેરે પોતાના સ્વાધીનમાં હોય તેણે, નિવાસ કરવો[૬-૧૦]. તે સ્થળમાં રહીને પોતાનો ખજાનો, બળ, મિત્ર અને વ્યવહારની વૃદ્ધિ કરવી. નગરમાં અને દેશમાં જે જે ખામીઓ હોય, તે સર્વ દૂર કરવી. વળી ત્યાં રહીને પોતાના ભંડાર અને શસ્ત્રગૃહની પ્રયત્નવડે વૃદ્ધિ કરવી[૧૧]. અનાજ વગેરે સર્વ વસ્તુના ભંડાર, મંત્ર કરવાનાં સ્થળ, આયુધ રાખવાનાં સ્થળ, લાકડાં, લોઢું, છાલાં, કોયલા, ઇમારતી લાકડાં, સીંગડાં, અસ્થિ અને વાંસ, એ વસ્તુઓના સમૂહની પણ વૃદ્ધિ કરવી. વળી ચરબી, તેલ, વસા, મધ અને ઔષધ માત્રનો પણ સંગ્રહ કરવો[૧૨,૧૩]. શણ, રાળ, ધાન્ય, અનેક પ્રકારનાં હથિયાર, અનેક પ્રકારનાં તીર, ચામડું, તાંત, નેતર, મુંજ, છાજ અને શબ્દ કરનારાં નોબત વગેરે સાહિત્યનો પણ સંગ્રહ કરવો[૧૪]. વળી વાવ, કૂવા, તળાવ વગેરે જ્યાં પુષ્કળ પાણી મળતું હોય તેનું તથા જેમાંથી દૂધ નીકળતું હોય તેવા વૃક્ષોનું રાજાએ નિરંતર રક્ષણ કરવું[૧૫]. આચાર્ય, ઋત્વિજ, પુરોહિત, મોટા ધનુષ્યધારીઓ, સરદારો, જોશીઓ, વૈદ્યો, બુદ્ધિવાન ગ્રંથકારો, તાર્કિકો, ઇંદ્રિય દમન કરવામાં કુશળ, નિપુણ, શૂર, બહુશ્રુત, કુળવાન, સત્યવાન અને સર્વ કર્મમાં કુશળ, એવા જે પુરૂષો હોય તેઓનો પ્રયત્નવડે રાજાએ સત્કાર કરવો[૧૬,૧૭]. રાજાએ, ધાર્મિક પુરૂષોનું પૂજન કરવું અને અધર્મિઓને શિક્ષા કરવી; તથા પ્રયત્નવડે સર્વ વર્ણની પ્રજાને પોતપોતાના કર્મમાં યોજવી[૧૮]. પોતાના ઘરની અને બહારની, નગરની અને દેશની, સર્વ હકીકત ચારાઓવડે સારી રીતે જાણીને પછી જે કર્મ કરવું ઘટતું હોય તે કરવું[૧૯]. ચારાઓ, મંત્ર, ખજાનો અને વિશેષે કરીને રાજદંડ, એટલી વસ્તુઓ ઉપર રાજાએ, જાતેજ તજવીજ રાખવી; કેમ કે, સર્વ કાંઈ એમાંજ રહેલું છે[૨૦]. રાજાએ ચારારૂપી નેત્રવડે શત્રુ, મિત્ર અને ઉદાસીનની નગરમાં અને દેશમાં કેવી વર્તણુંક છે? તે જાણવી[૨૧]. અને તે જાણ્યા પછી યોગ્ય ઉપાય સાવધાનીથી કરવા; પ્રીતિ રાખનાર ઉપર આદરભાવ દર્શાવવો અને દ્વેષ કરનારાઓને સજા કરવી[૨૨]. રાજાએ, નિરંતર યજ્ઞ કરીને દેવોનું પૂજન કરવું; પ્રજાને પીડા ઉત્પન્ન ન કરતાં દાન કરવું; ધર્મનો બાધ કર્યા સિવાય પ્રજાનું રક્ષણ કરવું[૨૩]. દીન, અનાથ, વૃદ્ધ અને વિધવા સ્ત્રીઓની આજીવિકા બાંધી આપવી તથા તેમની આશીષ લેવી[૨૪]. રાજાએ; ત્યાગી, બ્રહ્મચારી વગેરેના આશ્રમમાં વખતો વખત વસ્ત્ર, ભોજન અને વાસણ આદિ પદાર્થો નિરંતર આપતા રહેવું તથા ત્યાંનાં વસનારનો સત્કાર કરવો તથા પૂજન કરવું[૨૫]. તપસ્વી પુરૂષના આગળ પોતાને,

સર્વ કાર્યને અને આખા દેશને, પ્રયત્નવડે નિવેદન કરીને સર્વકાળ નમ્ર થઈને રહેવું[૨૬]. જેણે સર્વ અર્થનો ત્યાગ કરેલો છે અને જે ઉંચા કુળમાં ઉત્પન્ન થયેલો છે તથા જે બહુશ્રુત છે, એવા તપસ્વીને જોઇને શયન, આસન અને ભોજનવડે તેની પૂજા કરવી[૨૭]. કોઈ પણ પ્રકારની આપત્તિ પડે તો, તેના ઉપર વિશ્વાસ કરવો; કેમ કે, ચોર સરખા પણ, તપસ્વી ઉપર વિશ્વાસ કરે છે; તેમને ત્હારે ધન ભંડાર સોંપવો, તથા તેમની પાસેથી બુદ્ધિ ગ્રહણ કરવી; તેમનું વારંવાર સેવન ન કરવું તથા અત્યંત પૂજન પણ ન કરવું, કેમ કે, તેમ થવાથી ચોર વગેરે તેનો (તપસ્વીનો) નાશ કરે છે[૨૮,૨૯]. પોતાના દેશમાં કોઈ એક તપસ્વી સાથે મિત્રતા કરવી, નગરમાં અને પ્રાંતોમાં ફરનાર કોઇ બીજા તપસ્વી સાથે સ્નેહ કરવો, જંગલમાં ફરનાર કોઈ ત્રીજા તપસ્વી સાથે સ્નેહ કરવો, પોતાના સામંતોના નગરમાં ફરનાર કોઈ ચોથાજ તપસ્વી સાથે સ્નેહ કરવો, તેમનો સત્કાર કરવો, તથા માન આપવું; તેમજ તેમને અન્ન-વસ્ત્રાદિકથી સંતુષ્ટ રાખવા. જેમ પોતાના દેશમાં તપસ્વીઓની મિત્રતા કરવી, તેમ શત્રુના દેશમાં અને જંગલ વગેરેમાં પણ તેવા તેવા તપસ્વીઓની મિત્રતા કરવી[૩૦,૩૧]. તે તપસ્વીઓ, કોઈક વખતે સંકટની અવસ્થામાં આશ્રયની જેને જરૂર છે એવા રાજાને તેની ઇચ્છા પ્રમાણે આશ્રય આપે છે. કેમ કે, તપસ્વીઓનાં વ્રત પ્રશંસા કરવા જેવાં હોય છે[૩૨]. એ પ્રમાણે રાજાએ વસવાયોગ્ય નગરનું લક્ષણ મેં સંક્ષેપમાં કથન કર્યું."[૩૩].

॥ एष ते लक्षणोद्देशः संक्षेपेण प्रकीर्तितः । यादृशे नगरे राजा स्वयमावस्तुमर्हति ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि दुर्गपरीक्षानाम गुर्जरभाषायां षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

---

## અધ્યાય ૮૭ મો-રાષ્ટ્રરક્ષણ પ્રકાર.

युधिष्ठिर उवाच ॥ राष्ट्रगुप्तिं च मे राजन् राष्ट्रस्यैव तु संग्रहम् ॥
॥ सम्यग्जिज्ञासमानाय प्रब्रूहि भरतर्षभ ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે રાજન! હે ભરતશ્રેષ્ઠ! દેશનું રક્ષણ કેવી રીતે કરવું? તથા દેશનું એકીકરણ કેવી રીતે કરવું? તે જાણવાની મને ઇચ્છા છે, માટે તે મને સારી રીતે કહો"[૧]. ભીષ્મ કહે છે,-"દેશનું રક્ષણ કરવાનો તથા તેનું એકીકરણ કરવાનો (એટલે એક સત્તા નીચે આણી મૂકવાનો) પ્રકાર હું તને કહું છું, તે તું એકાગ્ર ચિત્તે સાંભળ[૨]. એક ગામનો અધિકારી એકને ઠરાવવો, પછી તેવાં તેવાં દશ ગામનો એક અધિપતિ ઠરાવવો; તેમનો ઉપરી એક, વીસ ગામનો અધિપતિ ઠરાવવો; વળી તેમનો ઉપરી એક, સો ગામનો અને તેમનો ઉપરી એક, હજાર ગામનો અધિપતિ ઠરાવવો[૩]. પ્રત્યેક ગામમાં ગામ સંબંધી જે તકરારો ઉત્પન્ન થાય, તેનો નીવેડો ગામધણી અથવા ગામનો મુખી કરે; તથા ગામના સમાચારની ખબર રાખે, તથા દશ ગ્રામાધિપતિને જાહેર કરે, તે દશગ્રામાધિપતિ વીશગ્રામાધિપતિને નિવેદન કરે[૪]. તે વીશ ગામનો અધિકારી પોતાના તાબાનાં ગામોના સારા-માઠા સર્વ સમાચાર સો ગામના અધિકારીને જાહેર કરે. ગામમાં ઉપભોગના જે પદાર્થો ઉત્પન્ન થતા હોય, તેનો વિભાગ ગામના અધિકારીને મળે અને તેણે, તેવડે પોતાના સુખભોગ સંપાદન કરવા. વળી તેવડે દશ ગામના અધિકારીનું પણ પોષણ કરવું. દશ ગામના અધિકારીએ, વીશ ગામના અધિકારીનું પોષણ કરવું[૫,૬]. જે સો ગામનો અધિકારી હોય, તેનો સત્કાર કરીને તેને

નોકરીના બદલામાં એક ગામની ઉપજ આપવી. હે ભરતશ્રેષ્ઠ ! તે ગામ મોટું, વિશાળ અને સારી વસ્તીવાળું જોઇએ[7]. હે ભારત ! તે ગામ રાજાએ ઠરાવેલા અનેક ગામના અધિપતિના તાબાનું હોવું જોઇએ. કારણ કે, નહિ તો સો ગ્રામાધિપતિ, તેપર પોતાનો સ્વતંત્ર અખત્યાર ચલાવીને પ્રજાને પીડન કરે. હજાર ગામના અધિપતિને એક શાખાનગર નોકરીના બદલામાં ઉપભોગ માટે આપવું[8]. અને રાષ્ટ્રપાળ ( પ્રાંતના સુબા ) સહિત તે, ધાન્ય અને સુવર્ણના ઉપભોગ-યુક્ત શાખાનગર ભોગવવાને યોગ્ય છે. તેમણે, સંગ્રામ કરવાનો હોય ત્યારે સંગ્રામ કરવો, નહિ તો, ગ્રામ સંબંધી કૃત્ય કરવાં[9]. એ સર્વ અધિકારીઓનાં કૃત્ય ઉપર ધર્મને જાણનાર એકાદ સચિવે ( પ્રધાને ) સાવધાન થઇને તપાસ રાખવી જોઇએ અથવા પ્રત્યેક નગરમાં સર્વ અર્થનું ચિંતન કરી શકે એવો એક એક પ્રધાન રાખવો[10]. જેમ નક્ષત્રોમાં સર્વથી ઉચ્ચ સ્થાનમાં રહેલો મહા ભયંકર રૂપવાળો કોઈ ગ્રહ હોય તેમ, સર્વ અધિકારીઓથી ઊંચા સ્થાનમાં રહેલો અને સર્વના કાર્યની તપાસ રાખનારો અધિકારી જોઇએ. તે સર્વ અધિકારીનો ઉપરી હોય અને છૂપા દૂતોવડે તાબાના અધિકારીઓનાં આચરણની ખબર મેળવતો રહે, એમ કરવું[11]. કેમ કે, પ્રજાનું રક્ષણ કરવાને અધિકાર આપેલા પુરૂષોમાંથી કેટલાક હિંસા કરનારા, પાપી મનોરથવાળા, પારકું ધન હરણ કરનારા અને લુચ્ચા હોય છે. તેઓનાથી સઘળી પ્રજાનું રક્ષણ કરવું ઘટે છે[12]. વેપારી વર્ગ પાસેથી જે કર લેવો, તેમાં તેમની મૂળ ખરીદી, વકરો, માર્ગનું ખરચ, તેમના સઘળા કુટુંબ વગેરેનું ભોજન ખરચ અને તેમના નિર્વાહની યોગ્યતા, એ સર્વ ઉપર વિચાર કરીને પછી તેમની પાસેથી કર લેવાની રકમ ઠરાવવી[13]. કારીગર પાસેથી કર લેવો, તેમાં પણ કારીગરીની વસ્તુની ઉપજ, તે ઉપર થતી ખરાજાત, તેમના ગુજરાનનું સાધન, તેમની કારીગરીની કુશળતા, એ સર્વનો વારંવાર વિચાર કરીને કારીગરી ઉપર કર ઠરાવવી અને તે કારીગરો પાસેથી લેવો[14]. હે યુધિષ્ઠિર ! પૂર્વે થઈ ગયેલા રાજાઓએ, જે હલકા ભારે કર યોજ્યા હોય તેનું રાજાએ અનુસરણ કરવું; તથા પોતાની પ્રજા જે રીતે દુઃખી ન થાય તે રીતે કરવું[15]. ધન, ધાન્ય વગેરે વૃદ્ધિરૂપ ફળ અને તે પ્રાપ્ત કરવાની મેહેનત રૂપ કર્મ, એ બન્ને ઉપર વિચાર કરીને પછી સર્વે પ્રકારના કરની રકમ ઠરાવવી; કેમ કે, ફળ અને કર્મ એ બન્નેમાં હેતુ વિના કોઇની પ્રવૃત્તિ થતી નથી[16]. જે રીતે રાજા અને કર્મનો કર્ત્તા, એ બન્ને જણ તે કર્મમાં ભાગીઆ થઈ શકે એ રીતે વિચાર કરીને હમ્મેશાં રાજાએ કર લેવો[17]. રાજાએ, પોતાની લોભવૃત્તિને રોકીને અને પ્રસન્ન મુખે સર્વની સાથે વર્તન કરીને પોતાના મૂળરૂપ દેશ અને બીજાના મૂળરૂપ ખેતી, કારીગરી, વેપાર વગેરેનું છેદન કરવું નહિ. કેમ કે, જે રાજા બહુ ખાનારો હોય છે એટલે પ્રજા પાસેથી ઘણો ભારે કર લેનારો હોય છે, તે રાજા સર્વત્ર પ્રખ્યાત હોય તથાપિ તેની પ્રજા તેનો દ્વેષ કરે છે; અને જેનો સર્વ કોઇ દ્વેષ કરે છે તેનું ભલું ક્યાંથી થાય? જે કોઇને પ્રિય નથી; તેને સારૂં ફળ મળતું નથી[18.19]. અત્યંત બુદ્ધિવાળા પુરૂષે, વાછરડાની પેઠે દેશને દોહોવો; એટલે જેમ વાછરડાનું પોષણ થવા દઇને પછી ગાયને દોહી હોય, તો તે દોહોનારને દૂધ મળે છે અને વાછરડો પણ બળવાન થવાથી ધણીએ મૂકેલો ભાર વેહેવાને સમર્થ થાય છે[20]. પણ હે યુધિષ્ઠિર ! જો ગાયને અત્યંત દોહી લીધી હોય, તો તેનો વાછરડો દુર્બળ થવાથી કર્મ કરવાને શક્તિવાન રહેતો નથી; તેમ દેશને પણ અતિશય દોહી લેવામાં આવે તો, તે કાંઇ મોટું કર્મ કરવાને સમર્થ થતો નથી[21]. પણ જે રાજા, પોતેજ પોતાના દેશનું રક્ષણ કરીને તે દેશના ઉપર કૃપા કરે છે—તેનું પોષણ કરે છે, તે પોતાના સજાતિ પુરૂષો ઉપર પોતાની જીવિકા પ્રાપ્ત કરીને

અત્યંત મોટું ફળ પ્રાપ્ત કરી શકે છે[22]. આપત્તિ કાળ નિર્ગમન કરવાને માટે દેશને આપેલું ધન દેશમાંજ વધવા દેવું. કેમ કે, દેશ એજ ખજાનારૂપ છે તથા તેનેજ ઘરમાંનો ખજાનો જાણવો[23]. માટે પ્રત્યક્ષ કે, પરોક્ષ રીતે જે પોતાને આશ્રયે રહેલા હોય તથા જેઓ પાસે બહુ થોડું ધન હોય તેવા સર્વ નગરવાસી તથા દેશવાસી મનુષ્યોને રાજાએ, શક્તિ પ્રમાણે મદદ કરવી[24]. રાજાને જ્યારે ધન જોઇતું હોય, ત્યારે બહારના ચોર વગેરે લોકોની સાથે ભેદ કરીને ગામના લોકો પાસેથી સુખે ધન લેવું. એમ કરવાથી લોકો સુખમાં કે, દુઃખમાં હશે પણ રાજા ઉપર કોપ પામશે નહિ[25]. પ્રથમ તો ધનની જરૂર છે; માટે પ્રત્યેક ગામમાંથી ધન લેવામાં આવશે, એમ તેમને સૂચના આપવી; પછી પોતાના દેશમાં સ્વારી ફરવા નીકળીને, દેશમાં ભય ઉત્પન્ન થયો છે, એમ બતાવવું[26]. તેમને એમ જણાવવું કે, શત્રુ રાજા, આપણા દેશ ઉપર ચઢી આવે છે અને તેથી મોટી આપત્તિ અને મોટું ભય ઉત્પન્ન થયું છે તથા જેમ વાંસ, ફળ આવવાથી સૂકાઇ જાય છે, તેમ આ શત્રુની ચડાઈ, દેશનો અંત આણશે[27]. શત્રુઓ, ઘણા ચોર લોકોની સાથે મળી જઇને મ્હારા ઉપર ચઢી આવ્યા છે તથા પોતાનોજ વધ કરવાને માટે આ દેશને પીડા કરવા ઇચ્છે છે[28]. આવી મહા ઘોર આપત્તિ આવી છે તથા મહા દારૂણ ભય પ્રાપ્ત થયું છે; એમાંથી તમને બચાવવાને માટે તમ્હારી પાસેથી મ્હારે ધન મેળવવાની જરૂર પડી છે[29]. એ સંકટનું નિવારણ થશે એટલે હું તમને તમ્હારૂં ધન પાછું આપીશ, પણ તમે કદાચિત્ મને ધન નહિ આપો !! અને તેથી શત્રુઓ, દેશમાં પેસીને બળાત્કારે જે ધન હરણ કરી જશે, તે તે તમને પાછું મળવાનું નથી[30]. શત્રુઓ, દેશમાં પેસશે તો તમ્હારી સ્ત્રી આદિ સર્વ સંપત્તિનો વિનાશ થશે. કદાપિ તમે કહેશો કે, અમ્હારાં પુત્ર અને સ્ત્રીને માટે અમે દ્રવ્યનો સંચય કર્યો છે, તો તમ્હારૂં તે કહેવું હું, માન્ય કરૂં છું; અને હું તમ્હારા પુત્રોને અર્થેજ તે આપવાની તમને પ્રેરણા કરૂં છું. તમને અને દેશને પીડા થાય નહિ તેમ, શક્તિ પ્રમાણે સર્વની પાસેથી હું ધનનું ગ્રહણ કરૂં છું, માટે આ આપત્તિકાળમાં જાતવાન બળદની પેઠે, તમ્હારે એ ભાર વહેવો ઘટે છે, કોઈ પણ પ્રકારનું સંકટ આવે, તે સમયે તે સંકટ મટાડવા કરતાં ધનને વિશેષ વહાલું કરવું યોગ્ય નથી[31,33]. એ પ્રમાણે સમયને વર્તનારા રાજાએ, ઉપચારસહિત મધુર અને કોમળ વાણીથી બોલનારા, પોતાના અધિકારીઓને પ્રજામાંથી ધન એકઠું કરવાને મોકલવા અને તેમણે, ધન ગ્રહણ કરવાના ઉપાયની સારી રીતે યોજના કરીને ધન ગ્રહણ કરવું[34]. વળી શત્રુથી રક્ષણ કરવાનો કિલ્લો, સેવકોનું પોષણ કરવામાં થતો ખરચ, સંગ્રામથી ઉપજેલો ભય અને યોગક્ષેમ, એ સર્વે બતાવીને, પશુઓને પાળનાર વૈશ્યની પાસેથી કર લેવો[35]. જો તેમની ઉપેક્ષા કરવામાં આવે તો ગોવાળ કે, જેઓ અરણ્યમાં વસે છે, તેઓ નાશ પામે; માટે તેમની સાથે વિશેષે કરીને કોમળ ઉપાય કામે લગાડવા[36]. હે યુધિષ્ઠિર ! ગોવાળ જાતિનું વારંવાર સાંત્વન કરવું, રક્ષણ કરવું, તેઓને ઇચ્છિત પદાર્થ કે, ધનાદિ આપવું, તેઓની સ્થિતિ, દેશમાં રહે તેમ કરવું[37]. તથા તેઓને અન્નાદિ આપીને રાજી કરવા. હે ભારત ! ગોવાળ જાતિને વિષે સારા ફળની નિરંતર યોજના કરવી. અર્થાત્ તેમને સારૂં ફળ આપવું. તેઓ દેશને, વ્યવહારને અને ખેતીને સમર્થ કરે છે, માટે ગોવાળ જાતિ ઉપર ઘણો ઓછો અને કોમળ કર નાંખવો[38,39]. હે યુધિષ્ઠિર ! સર્વ સ્થાનમાં પશુ પાળનારી ગોવાળ જાતિમાં કુશળપણે નિર્વાહ કરવો સુલભ છે, માટે એના સરખું બીજું કાંઈ ઉત્તમ નથી"[40].

॥ सर्वत्र क्षेमचरणं सुलभं नाम गोमिषु । न ह्यतः सदृशं किंचिद्वस्वस्ति युधिष्ठिर ॥

**इति श्रीमहाभारते शां० रा० गु० भा० सप्ताशीतितमोऽध्यायः ॥ ८७ ॥**

## અધ્યાય ૮૮ મો–રાજાએ પ્રજા પાસેથી કર લેવાનો પ્રકાર.

युधिष्ठिर उवाच ॥ यदा राजा समर्थोपि कोशार्थी स्यान्महामते ॥
॥ कथं प्रवर्त्तेत तदा तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–"હે મોટી બુદ્ધિવાળા! હે પિતામહ! જ્યારે રાજા સમર્થ છતાં પણ તેને ખજાનાની જરૂર હોય, ત્યારે તેણે કેમ વર્તવું તે મને કહો"[1]. ભીષ્મ કહે છે,–"જેવો દેશ, જેવો કાળ, જેવી બુદ્ધિ અને જેવું બળ હોય તે પ્રમાણે રાજાએ, માત્ર ધર્મનો સ્વીકાર કરીને અને પ્રજાના હિતમાં પ્રીતિ રાખી, પાલન કરવું[2]. જે રીતે કરવાથી પ્રજાનું તથા પોતાનું પણ હિત થાય, તે રીતે રાજાએ, સર્વ કર્મ પોતાના દેશમાં પ્રવર્ત્તાવવાં[3]. જેમ ભ્રમરો, વૃક્ષમાંથી મધુ ગ્રહણ કરે છે, તેમ મૂળ પદાર્થને હાનિ ન કરતાં રાજાએ સાર માત્રના ગ્રહણ કરનારા થઈને દેશમાંથી ધન ગ્રહણ કરવું. જેમ ગાયનો દોહોનારો, વાછરડાનું પોષણ થવા જેટલું દૂધ આંચળમાં રહેવા દે છે, પણ આંચળમાં દૂધ ભરેલું છે, એવી સમજથી આંચળનેજ કચરીને, નીચોવી લેતો નથી તેમ, રાજાએ પણ પ્રજાના પોષણ માટે રહેવા દઈ દેશમાંથી ધન ગ્રહણ કરવું, પણ પ્રજાને પીડા કરવી નહિ[4]. રાજાએ જળોના જેવો ગુણ રાખવો; એટલે જળો, જેમ કોમળ દંશવડે રૂધિર ચુશી લે છે, તેમ રાજાએ, પણ કોમળ ઉપાયોથી દેશમાંથી દ્રવ્ય હરણ કરવું. જેમ વાઘણ, પોતાનાં બચ્ચાંને મ્હોંમાં ઘાલીને એક જગ્યેથી બીજી જગ્યેએ લઈ જાય છે, પણ દાંત બેસવા દેતી નથી, તેમ રાજાએ, પણ માત્ર ધન ગ્રહણ કરવા રૂપ કાર્ય સાધતાં પ્રજાને પીડા થવા દેવી નહિ[5]. જેમ તીક્ષ્ણ ચાંચવાળો ઉંદર, નિદ્રાવશ થયેલા માણસના પગના તળિયાનું માંસ કોમળ ઉપાયથી ખાય છે; તે વખતે તેની થોડીક વેદના થવાથી તે, માત્ર પગને હલાવે છે, પણ જાગીને ઉંદરનું નિવારણ કરતો નથી, તેમ રાજાએ, પણ કોમળ ઉપાયવડે દેશમાંથી દ્રવ્ય મેળવવું[6]. પ્રથમ થોડો થોડો કર લેવો; પછી પ્રતિ વર્ષે તેમાં કાંઈ કાંઈ માલૂમ પડે નહિ તેવો વધારો કરતા જવું; વળી પુનઃ કાંઈ વધારો કરવો; એ રીતે અનુક્રમે કરમાં વધારો કરતા જવું; અને એ રીતે દેશની ઉપજમાં વૃદ્ધિ કરવી[7]. જેમ વાછરડાને નાથ ઘાલીને ધીમે ધીમે તેઓને ભાર ખેંચવાને યોગ્ય કરવામાં આવે છે, તેમજ કોમળ ઉપાયથી પ્રયત્ને કરીને ધીમે ધીમે પ્રજાને પણ કરરૂપી નાથ ઘાલવી; પણ એકદમ ઘણો બોજો ખેંચાવવો નહિ[8]. જો વાછરડાઓને એકદમ નાથ ઘાલીને તરતજ ગાડે જોડવામાં આવે, તો તે વશમાં રહેતાં નથી. માટે ઘટિત પ્રકારથીજ તેઓને ભાર ખેંચવાને યોગ્ય કરવાં જોઇએ. તે પ્રમાણે, તું એકદમ પ્રજા ઉપર કરનો બોજો અત્યંત નાંખીશ તો, સહન કરશે નહિ અને નવા નાથેલા આખલાની પેઠે તોફાન કરશે; માટે ધીમે ધીમે પ્રયત્ને કરીને ત્હારે, તેમની પાસેથી ઘટતી રીતે દ્રવ્ય મેળવવું[9]. રાજાએ પુરૂષો પ્રત્યે જે જે સમારંભ કરવો ઘટે છે, તે તે મહા કઠિન છે; માટે મુખ્ય મુખ્ય પુરૂષોનું સાંત્વન કરીને બીજા મનુષ્યો પાસેથી દ્રવ્ય મેળવવું. તે મુખ્ય પુરૂષદ્વારા, બીજા પુરૂષો કે, જેમની પાસેથી રાજાને દ્રવ્ય ગ્રહણ કરવાની ઇચ્છા છે, તેમનો પરસ્પર ભેદ કરીને અને તેમને સાંત્વયુક્ત ઉપાયથી સમજાવીને વિના પ્રયાસે પોતાની મરજીમાં આવે તેટલું ધન રાજા પ્રાપ્ત કરી શકશે.[10,11]. રાજાએ, કર નાખતાં પણ દેશ કાળનો વિચાર કરવો. કેમ કે, જ્યાં ઘટે નહિ ત્યાં અને જે સમયે કર નાખવો યોગ્ય ન હોય તે સમયે, પ્રજા ઉપર કર નાખવો નહિ; પણ ક્રમે કરીને સમય પ્રમાણે અને વિધિ પ્રમાણે સાંત્વયુક્ત ઉપાયથી કર નાખવો.[12] એ રીતે ધન ગ્રહણ કરવાના ઉપાય હું કહું છું, તેમાં કોઈ પ્રકારનું કપટ કરવાનું કહેવાનો મ્હારો ઈરાદો નથી;

પણ ઘટિત ઉપાય કામે લગાડવા, એમજ કહેવાનો મ્હારો અભિપ્રાય છે. કેમ કે, ઘટિત ઉપાય કામે લગાડયા વિના, જેમ ઘોડાને લગામ આપતાં તે ( ઘોડો ) ખીજવાય છે, તેમ પ્રજાને માટે પણ જાણવું.[13] મદ્યશાળા (દારૂનાં પીઠાં), વેશ્યાઓ, દૂતીઓ, ધર્મહિંસક (દુરાચારીઓ ), ઠગ ( જુગારીઓ, ) અને એવાજ જે બીજા હોય, તે સર્વનું રાજાએ નિયમન કરવું. કેમ કે, એ સર્વ, દેશને હાનિ કરનારા છે. એવા લોકો, દેશમાં રહેવાથી દેશની સારી પ્રજાને પણ હરકત કરે છે.[14.15]. કોઈ મનુષ્યે, આપત્તિમાં આવ્યા સિવાય બીજા પાસે કાંઇ પણ માગવું નહિ; એવી પ્રાણીમાત્રની વ્યવસ્થા મનુએ પૂર્વકાળથી કરેલી છે.[16] જો મનુષ્યો, ધંધો–રોજગાર કરે નહિ તો, સર્વ કોઇ બીજાએ કરેલી મેહેનત ઉપર પોતાની જીવિકા ચલાવે અને એમ થવાથી આ સર્વ લોકોનો નાશ થાય, એમાં કાંઇ સંશય નથી[17]. એવા સર્વ લોકોનો કબજો કરવાને રાજા, સમર્થ છે, માટે જે રાજા, તેઓનો કબજો કરતો નથી, તે તેમના પાપનો ચતુર્થાંશ ભોગવે છે, એમ વેદમાં કહેલું છે.[18] હે રાજન ! જેમ પ્રજાએ, કરેલા પુણ્યના ફળનો વિભાગ રાજાને મળે છે, તેમ તેમણે, કરેલા પાપના ફળનો વિભાગ પણ રાજાને મળે છે,[19] માટે જેઓ પાપી હોય તેમને રાજાએ, નિરંતર શિક્ષા કરવી. જે રાજા, તેવા પાપીઓને શિક્ષા કરી તેમનો કબજો કરતો નથી, તે રાજાએ જાતેજ પાપ કર્યું, એમ જાણવું. કેમ કે, જેમ પ્રજાએ કરેલા ધર્મનો ચોથો ભાગ રાજાને મળે છે. (તેમ પ્રજાએ કરેલા અધર્મનો પણ ચોથો ભાગ રાજાને મળે છે. )[20] એ પ્રમાણે પૂર્વે કહેલાં મદ્યશાળા આદિ સ્થાનનો નિગ્રહ કરવાથી રાજાને ધર્મનું ફળ મળે છે. કેમ કે, જેઓ મદ્યાદિકના પ્રસંગમાં પડે છે, તેમના અભ્યુદયનો નાશ થાય છે, જે પુરૂષ કામલંપટ બન્યો, તે કયું અકાર્ય નહિ કરે વારૂ ?[21] મદ્ય, માંસ, પારકું ધન, પરસ્ત્રી, પારકી બીજી કાંઇ મિલકત, એ વગેરે પદાર્થોમાં જેનું મન પ્રીતિથી બંધાયું તે તેનું ગ્રહણ કરે છે અને તેવાં તેવાં શાસ્ત્ર પણ બનાવીને પ્રવર્ત્તાવે છે[22]. જે માણસને દાન લેવાનો અધિકાર નથી, તેવો કોઇ માણસ આપત્તિ પડવાના કારણથી યાચના કરતો હોય, તો ધર્મ વિચારીને તેને આપવું, પણ ન આપવાથી આપણી નિંદા થશે, એવા ભયથી આપવું નહિ[23]. હે યુધિષ્ઠિર ! ત્હારા રાજ્યમાં ભીખારીઓ ન હોશો ! ! અને લૂંટારા, ચોર પણ ન હોશો ! ! જેઓ સંકટમાં પડ્યા સિવાય શઠપણાવડે યાચના કરે છે, તેઓને આપનારા પુરૂષો, પ્રાણીઓની અભ્યુન્નતિ કરનારા નથી, એમ ત્હારે જાણવું[24]. જે પુરૂષો પ્રાણીઓ ઉપર દયા કરે છે અને પ્રજાની આબાદી કરે છે, તેઓ ત્હારા દેશમાં વૃદ્ધિ પામો ! ! પણ જેઓ પ્રાણીઓની અભ્યુન્નતિ કરનારા નથી તેવા પુરૂષો વૃદ્ધિ પામશો નહિ[25]. હે મહારાજ ! જે અધિકારીઓ, પ્રજા પાસેથી લેવાને ઠરાવેલી રકમ કરતાં અધિક રકમ લે છે અથવા અધિક રકમ લેવાની પરવાનગી આપે છે, તેઓનો દંડ કરવો તથા એવા અધિક લેનારા પાસેથી ઠરાવેલી કરની રકમ લેવરાવનારા અધિકારી ત્હારે ઠરાવવા[26]. ખેતી, પશુપાલન, વેપાર અને એવાંજ બીજાં કામ ઘણા પુરૂષો પાસે જૂદાં જૂદાં કરાવવાં. કેમ કે, તેમ નહિ કરવાથી તે કર્મનો નાશ થાય છે. જો એકજ માણસ ખેતી, પશુપાલન અને વેપાર, એ સર્વ કર્મ કરવા માંડે તો તેને ચોરથી, લૂંટારાથી કે, રાજપુરૂષોથી કાંઇ પણ ભય ઉત્પન્ન થાય છે અને તેથી તે રાજાની નિંદા કરવાને પ્રવૃત્ત થાય છે[27.28]. ત્હારા રાજ્યમાં જેઓ ધનવાન હોય, તેઓનો નિરંતર અન્ન, પાન અને વસ્ત્રાદિકથી સત્કાર કરવો અને તેઓને કહેવું કે, “ અમ્હારી સાથે તમે પણ પ્રજા ઉપર ઉપકાર કરો”[29]. હે ભારત ! ધનવાન પુરૂષો, રાજાનું મોટું અંગ છે તથા ધનવાન પુરૂષ, સર્વ પ્રાણીઓનું સર્વોત્તમ શિખર છે, એમાં સંશય નથી[30]. “જ્ઞાની, શૂરો, ધનવાન, સ્વામી, ધાર્મિક,

તપસ્વી, સત્યવાદી અને બુદ્ધિમાન એટલા પુરૂષો બીજાનું રક્ષણ કરવાને શક્તિમાન છે"[31]. માટે હે રાજન! તું સર્વ પ્રાણીઓ ઉપર પ્રીતિવાળો થા!! અને સત્ય, નિષ્કપટ ભાવ, અક્રોધ અને આશ્રિત ઉપર દયા, એ ગુણોનું પાલન કર"[32]. "હે રાજન! એ રીતે સત્ય અને નિષ્કપટ ભાવ રાખવાથી તથા મિત્ર, કોશ અને બળયુક્ત થવાથી દંડ, કોશ, મિત્ર અને પૃથ્વી તને પ્રાપ્ત થશે."[33]

॥ एवं दंडं च कोशं च मित्रं भूमिं च लप्स्यसि । सत्यार्जवपरो राजन् मित्रकोशबलान्वितः ॥

इति श्रीमहाभारते शां० रा० गु० भा० अष्टाशीतितमोऽध्यायः ॥ ८८ ॥

## અધ્યાય ૮૯ મો-રાજનીતિ વર્ણન.

भीष्म उवाच ॥ वनस्पतीन् भक्ष्यफलान् न छिंद्युर्विषये तव ।

॥ ब्राह्मणानां मूलफलं धर्ममाहुर्मनीषिणः ॥ १ ॥

ભીષ્મ કહે છે:-હે રાજન! ત્હારા દેશમાં જે વૃક્ષનાં ફળ ભક્ષણ કરવાને યોગ્ય છે, તે વૃક્ષનું છેદન કરવા દેવું નહિ; કેમ કે, મૂળ અને ફળ ઉપર નિર્વાહ કરવો, એ બ્રાહ્મણોનો ધર્મ છે; એમ બુદ્ધિમાન ઋષિઓ કહે છે[1]. બ્રાહ્મણ તેનો ઉપયોગ કરે, તે કરતાં વિશેષ હોય તો, બીજા લોકો પણ તે ખાઈ શકે; પણ બ્રાહ્મણની વૃત્તિને હરકત કરીને બીજા કોઇને તેનો ઉપયોગ કોઈ પણ પ્રકારે કરવા દેવો નહિ[2]. હે રાજન! જો ત્હારા દેશમાં કોઇ બ્રાહ્મણ પોતાની જીવિકા નહિ મળવાથી પોતાના જીવન અર્થે દેશ છોડીને જતો હોય તો, ત્હારે તેને જવા દેવો નહિ પણ સ્ત્રીસહિત તેની જીવિકા બાંધી આપવી. તેમ છતાં જો, તે પાછો ન વળે તો તેને બ્રાહ્મણોની સભામધ્યે પૂછવું કે, "ત્હારે શું જોઇએ? તું જે કહે તેની મર્યાદા આ લોક કરી આપશે." અર્થાત્ બ્રાહ્મણ, વૃત્તિ ન હોવાથી દેશનો ત્યાગ કરતો હોય તો, તેને વૃત્તિ કરી આપવી. પણ રાજરથાદિક ન મળવાથી દેશનો ત્યાગ કરતો હોય તો, તે પણ તેને આપવું જોઇએ, એમ કાંઇ નથી. જો તે બ્રાહ્મણ એમ કહે કે: "જો તમે મને આજ સુધીમાં જીવિકા આપી હોત તો હું નિશ્ચય પાછો વળત. પણ તમે તો હું જ્યારે દેશ તજવા તૈયાર થયો, ત્યારે જીવિકા બાંધી આપવા તૈયાર થયા છો!!" તો તેને કહેવું કે: "જે વાત બની ગઇ તે ભૂલી જવી જોઇએ છે, અર્થાત્ તે વાતની ક્ષમા કરવી;" હે કૌંતેય! એ સનાતન ધર્મ છે[3.5]. જો બ્રાહ્મણ, પરમ ભોગની ઇચ્છાથી દેશ તજતો હોય તો, તેને ભોગ પણ આપીને દેશમાં રાખવો અને જીવિકા ન હોવાથી દેશ છોડતો હોય તો, જીવિકા પણ આપવી, એમ લોકો કહે છે, તેમાંથી છેલ્લી વાત તો ઠીક છે, પણ પેહેલી વાત ઉપર મને શ્રદ્ધા આવતી નથી[6]. ખેતી, પશુપાલન અને વેપાર, એ લોકોની જીવિકાના હેતુ છે; અને ત્રણ વેદ લોકોને સ્વર્ગપ્રાપ્તિ કરાવી આપનાર છે[7]. તે વિદ્યા જ્યારે પડતી દશામાં આવે છે, ત્યારે જેઓ તેથી વિરૂદ્ધ ચાલનારા ચોર લોકો હોય છે, તેઓનો વધ કરવાને અર્થે બ્રહ્માએ, ક્ષત્રિઓને સરજ્યા છે[8]. હે રાજન! હે કુરૂકુળને આનંદ આપનાર યુધિષ્ઠિર! શત્રુઓને જીત!! પ્રજાનું રક્ષણ કર!! યજ્ઞો કરીને દેવતાઓનું પૂજન કર!! અને સંગ્રામમાં વીર થઇને યુદ્ધ કર!![9]. જે રાજા, રક્ષણ કરવા યોગ્ય પ્રજાનું રક્ષણ કરે છે તેને સર્વ રાજાઓમાં ઉત્તમ રાજા જાણવો; પણ જે રાજાઓ તેઓનું રક્ષણ કરતા નથી તેઓની (આ પૃથ્વીમાં) કાંઇ જરૂર નથી[10]. હે યુધિષ્ઠિર! રાજાએ, સર્વ લોકથી નિરંતર માહિતી મેળવતાં રહેવું કે, મનુષ્યો ઉપર મનુષ્ય શા માટે સરદારી ભોગવે?[11] પોતાના મનુષ્યોથી બીજા

લોકોનું રક્ષણ કરવું અને બીજા લોકોથી અથવા શત્રુઓથી પોતાના મનુષ્યોનું રક્ષણ કરવું; વળી પ્રજાના બીજા લોકોનું શત્રુઓ થકી અને પોતાના મનુષ્યોનું પોતાના બીજા મનુષ્યોથી સર્વદા રક્ષણ કરવું[12]. વળી હે રાજન! એ સર્વેથી ત્હારે, પોતાનું રક્ષણ કરીને પછી પૃથ્વીનું રક્ષણ કરવું. કેમ કે, વિદ્વાન પુરૂષોએ સર્વનું મૂળ આત્મા કહેલો છે[13]. મ્હારૂં છિદ્ર શું છે? મને કયા વ્યસનની આસક્તિ થઈ છે? મેં કયું કર્મ સંપાદન કર્યું નથી કે, પૂર્ણપણે સિદ્ધ કર્યું નથી? અને મને કયા સ્થળમાંથી દૂષણ લાગશે? એ વાતોનું નિરંતર ચિંતન કરવું[14]. વળી મ્હારાં કરેલાં કામ જતે દહાડે વખણાય છે કે, કેમ? તે જાણવાને માટે છુપા ચારાઓને પૃથ્વીમાં ફરવાને મોકલવા. કેમ કે, તેઓ ફરીને ખબર મેળવે કે, લોકો રાજાનાં કૃત્ય વખાણે છે કે, નહિ? દેશમાં રાજાનું આચરણ લોકોને પસંદ પડે છે કે, નહિ? રાજાની કીર્તિ દેશમાં સારી છે કે, કેમ?[15.16]. હે યુધિષ્ઠિર! ધર્મને જાણનારા, ધૃતિવાળા, અને સંગ્રામમાં પલાયન નહિ કરનારા વીરપુરૂષો કે, જેઓ ત્હારા રાજ્યમાં પોતાનું જીવન કરતા નહિ હોય અથવા જેઓ, ત્હારા આશ્રયથી જીવતા હોય, અથવા ત્હારા સર્વ પ્રધાનો અને બીજા મધ્યસ્થ લોકો પૈકી જેઓ, તને નિંદતા હોય કે, વખાણતા હોય તે સર્વ ત્હારા પ્રત્યે સારી રીતે આચરણ કરે, એમ તું કરજે[17-18]. હે ભારત! હે તાત! મિત્ર, શત્રુ અને મધ્યસ્થ વગેરે સર્વ કોઇને અત્યંત પસંદ પડવું અશક્ય છે"[19]. યુધિષ્ઠિર કહે છે,–"હે પિતામહ! મનુષ્યોમાં જેઓનાં બાહુબળ સમાન છે, અને ગુણ પણ સમાન છે, તેમાંથી એકાદ, સર્વના કરતાં અધિક શી રીતે થઈ શકે? અને સર્વના ઉપર શી રીતે અધિકાર ભોગવી શકે"[20]. ભીષ્મ કહે છે,–"જંગમ પ્રાણીઓ સ્થાવર પ્રાણીઓને ખાય છે, દાઢોવાળા દાઢો વિનાનાને ખાય છે, દાઢમાં જેમને ઝેર છે એવા સર્પ, જેમ સર્પને ખાય છે, તેમ તેઓ, એક બીજાને ખાઇ જાય છે[21]." હે યુધિષ્ઠિર! એ શત્રુઓ થકી ત્હારે સદા સાવધાન રહેવું. કેમ કે, અસાવધાની રાખવાથી તેઓ, ગીધની પેઠે તૂટી પડે છે[22]. "વારૂ, ત્હારા દેશમાં વેપારીઓ, કરથી પીડાઇને ઉદ્વેગ તો નથી પામતા? વારૂ, તેઓને ઘણું આપીને થોડું લેવું પડે તથા તેઓ, વનવગડામાં પડી રહીને તેનું ફળ ન પામે, એમ તો નથી થતું?[23]. વારૂ, ખેડૂતો, અત્યંત પીડા પામીને ત્હારો દેશ છોડીને જતા તો નથી રહેતા? કેમ કે, જેઓ રાજ્યની ધોંસરી વહન કરે છે, તેમ બીજાઓનું પણ ભરણપોષણ કરે છે[24]. એઓના આપવાથી દેવ, પિતૃઓ, મનુષ્ય, સર્પ, રાક્ષસો, પક્ષીઓ અને પશુઓ જીવે છે[25]. હે ભારત! મેં, તને એ પ્રમાણે ત્હારા દેશની વૃત્તિ, તથા રાજાઓનું રક્ષણ કહ્યું. હે પાંડવ! એજ અર્થનો આશ્રય કરીને પુનઃ પણ તને કહીશ"[26].

**॥ एषा ते राष्ट्रवृत्तिश्च राज्ञां गुप्तिश्च भारत । एतमेवार्थमाश्रित्य भूयो वक्ष्यामि पांडव ॥**

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि राष्ट्रगुप्तौ गुर्जरभाषायां एकोननवतितमोऽध्यायः ॥ ८९ ॥**

---

## અધ્યાય ૯૦ મો–અંગિરાપુત્ર ઉતથ્ય અને માંધાતા રાજાનો સંવાદ.

**॥ भीष्म उवाच ॥ यानंगिराः क्षत्रधर्मानुतथ्यो ब्रह्मवित्तमः ।**

**॥ मांधात्रे यौवनाश्वाय प्रीतिमानभ्यभाषत ॥ १ ॥**

**ભીષ્મ કહે છે,**–"હે યુધિષ્ઠિર! બ્રહ્મને જાણનારાઓમાં શ્રેષ્ઠ અંગિરાના પુત્ર ઉતથ્યે, યૌવનાશ્વના પુત્ર માંધાતાને જે ક્ષત્રિયધર્મ પ્રસન્ન થઇને કહ્યા હતા[1]. તે વેદ જાણનારાઓમાં

ઉત્તમ ઉતથ્યે, જેવી એને ધર્મશિક્ષા કહી હતી તે સર્વ હું તને કહીશ[૨]. ઉતથ્ય કહે છે,–"હે માંધાતા ! રાજાની ઉત્પત્તિ ધર્મના અર્થે છે, પણ કામ–ઇચ્છા તૃપ્ત કરવા માટે નથી; રાજા લોકનો રક્ષણ કરનાર છે, એમ ત્હારે જાણવું[૩]. જો રાજા ધર્મનું આચરણ કરે છે તો, તેનામાં દેવપણું આવે છે; પણ જો તે, અધર્મ આચરે છે, તો નરકમાં પડે છે[૪]. સર્વ પ્રાણીમાત્રની સ્થિતિ ધર્મમાં છે અને તે ધર્મ રાજામાં રહે છે, જે રાજા ધર્મનું સારી રીતે પાલન કરે છે તે રાજાજ પૃથ્વીનો પતિ થવાને યોગ્ય છે[૫]. પરમ ધર્મસ્વરૂપ અને લક્ષ્મીવાન રાજા, ધર્મજ કહેવાય છે; પણ જ્યારે ધર્મનો નાશ થાય છે અને પાપીઓને વારનાર કોઇ હોતો નથી, ત્યારે દેવતાઓની નિંદા થાય છે[૬]. પોતાના ધર્મમાં વર્તનાર પુરૂષોના અર્થની સિદ્ધ થાય છે; અને તે મંગળરૂપ ધર્મનુંજ લોકો અનુવર્ત્તન કરે છે[૭]. જ્યારે પાપકર્મથી પાપી પુરૂષોનું નિવારણ થતું નથી, ત્યારે ધર્માચરણનો નાશ થાય છે, મોટો અધર્મ ઉત્પન્ન થાય છે; તથા તેથી રાત્રિ–દિવસ ભય દૃશ્યમાન થાય છે[૮]. જ્યારે પાપી પુરૂષોનું પાપથી નિવારણ થતું નથી, ત્યારે ધર્મવડે "આ મ્હારી મિલકત છે" એમ સત્પુરૂષો કહી શકતા નથી તથા દેશમાં (પ્રજામાં) વ્યવસ્થા રહેતી નથી[૯]. જ્યારે પાપીઓ બળવાન થાય છે, ત્યારે સ્ત્રી, પશુ, ખેતર, ઘર ઇત્યાદિ કોઇ પણ પદાર્થના ઉપર મનુષ્યોની સત્તા રહી શકતી નથી[૧૦]. જ્યારે પાપીઓનું નિવારણ થતું નથી ત્યારે અતિથિઓનો પૂજાવડે સત્કાર થતો નથી, દેવતાઓ પૂજન પામતા નથી અને પિતૃઓ સ્વધા પણ પામતા નથી[૧૧]. જ્યારે પાપીઓનું નિવારણ થતું નથી ત્યારે વ્રત આચરનારા બ્રાહ્મણો, વેદનું અધ્યયન કરી શકતા નથી કે, વિપ્રો યજ્ઞ કરી શકતા નથી[૧૨] હે મહારાજ ! જ્યારે પાપી પુરૂષનું નિવારણ થતું નથી, ત્યારે શસ્રથી કાપેલા પ્રાણીઓની પેઠે, સર્વનાં મન વિહ્વળ થાય છે[૧૩]. પૂર્વે ઋષિઓએ, આ લોક તથા સ્વર્ગ લોક બન્નેને જોઇને રાજારૂપ એક મોટું સત્વ ઉત્પન્ન કરીને ધાર્યું કે, આ ધર્મ થશે. એ ધર્મ જેનામાં શોભે છે તેને 'રાજા' કહે છે; પણ જેનામાં તે ધર્મ લય પામી જાય છે તેને દેવતાઓ 'વૃષલ' (અધર્મી) જાણે છે[૧૪,૧૫]. ભગવાન્ ધર્મને 'વૃષ' નામે કહે છે. જે પુરૂષ તેનો લય કરી નાંખે છે તેને 'વૃષલ' કહે છે; માટે ધર્મની વૃદ્ધિ કરવી[૧૬]. જ્યારે ધર્મ વૃદ્ધિ પામે છે ત્યારે સર્વ પ્રાણીઓ નિરંતર વૃદ્ધિ પામે છે; અને જ્યારે ધર્મની ક્ષીણતા થાય છે, ત્યારે સર્વ પ્રાણીઓની ક્ષીણતા થાય છે, માટે ધર્મનો લોપ કરવો નહિ[૧૭]. ધનને ઉત્પન્ન કરે છે માટે તે ધર્મ કહેવાય છે; હે રાજન ! અથવા જ્યાં સુધી પાપનો ક્ષય થાય ત્યાં સુધી નરકમાં પ્રાણીને ધારણ કરી રાખે છે, માટે તે ધર્મ કહેવાય છે, એ નિશ્ચય છે[૧૮]. સ્વયંભૂ ભગવાને, પ્રાણીમાત્રની ઉત્પત્તિના માટે ધર્મ ઉત્પન્ન કર્યો છે, માટે પ્રજા ઉપર દયા કરવાના હેતુથી ધર્મની પ્રવૃત્તિ કરવી[૧૯]. હે રાજાઓમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર ! હે પુરૂષશ્રેષ્ઠ ! એટલા માટે ધર્મ સર્વથી ઉત્તમ છે; તેમ જે પ્રજાનું શાસન કરે છે તેનેજ "સત્કર્મકારી રાજા" કહેવો[૨૦]. હે ભરતશ્રેષ્ઠ ! કામ અને ક્રોધનો અનાદર કરીને ધર્મનુંજ તું પાલન કર !! રાજાઓને ધર્મજ અત્યંત કલ્યાણકારી છે[૨૧]. હે માંધાતા ! ધર્મનુંજ ઉત્પત્તિસ્થાન બ્રાહ્મણો છે, માટે તેમનું નિરંતર પૂજન કરવું તથા ઈર્ષ્યા તજીને તેમના મનોરથ સંપૂર્ણ કરવા[૨૨]. બ્રાહ્મણોના મનોરથ ન પૂરવાથી રાજાને ભય ઉત્પન્ન થાય છે; તથા તેઓના મિત્રોની વૃદ્ધિ થતી નથી પરંતુ શત્રુઓની વૃદ્ધિ થાય છે[૨૩]. વિરોચનનો પુત્ર બલિ, બાળપણાથી આરંભીને નિરંતર બ્રાહ્મણોની ઈર્ષ્યા કરતો હતો, તેથી તેની પાસે રહેલી પ્રતાપવાળી લક્ષ્મી દૂર જતી રહી હતી[૨૪]. લક્ષ્મી બલિની પાસેથી નીકળીને ઇંદ્રની પાસે ગઇ અને જ્યારે તેણે, લક્ષ્મીને ઇંદ્રની પાસે જોઇ ત્યારે તે, પાછળથી પોતાના મનમાં બહુ પરિતાપ પામવા લાગ્યો[૨૫].

હે માંધાતા ! હે રાજન ! એ અસૂયાનું અને અભિમાનનું ફળ છે, માટે ત્હારે સમજવું જોઇએ કે, ત્હારી પ્રતાપવાળી લક્ષ્મી ત્હારો ત્યાગ કરે નહિ[૨૬]. હે રાજન ! અમે એમ સાંભળ્યું છે કે, લક્ષ્મીને અધર્મથી "ગર્વ" નામે એક પુત્ર થયેલો છે, તેણે ઘણા દેવ અને અસુરોનો ક્ષય કર્યો છે[૨૭]. હે ભારત ! તે ગર્વે, ઘણા રાજર્ષિઓનો પણ ક્ષય કરેલો છે- તેને જે જીતે તેજ રાજા થઇ શકે; પણ તેથી જે પરાજય પામે તે, દાસ થાય છે[૨૮]. હે માંધાતા ! એટલા માટે જો ત્હારી ઇચ્છા ચિરકાળ રાજ્યલક્ષ્મી ભોગવવાની હોય તો, ત્હારાથી જેમ ગર્વસહિત અધર્મનું સેવન બને નહિ તેમ વર્તજે ! ![૨૯]. મદ પામેલો, અત્યંત ઉન્મત્ત થયેલો, પાખંડ ધર્મથી વર્તનારો, અને વિશેષ કરીને ગાંડો થયેલો, તથા તેવાજ ઘણા જણનો સમુદાય મળેલો હોય, તેમના પરિચયથી તું દૂર રહેજે ! ![૩૦] વળી કબજે કરેલો પ્રધાન, અને વિશેષે કરીને સ્ત્રીઓ, પર્વત, વિષમ જગ્યો, હાથી, ઘોડા અને પેટે ચાલનાર સર્પ સરખા પ્રાણી, એ સર્વથી સર્વદા ત્હારે દૂર રહેવું; અને કદાચિત્ પ્રસંગ પડે તો રાત્રીએ તો તેમની સાથે ફરવું નહિજ. કૃપણપણું, અભિમાન, દંભ અને ક્રોધ, એટલાં વાનાંનો ત્યાગ કરવો[૩૧,૩૨]. હે રાજન ! જે સ્ત્રીને તું જાણતો ન હોય, જે સ્ત્રી કલીબા (પાવૈ) હોય, જે સ્ત્રી સ્વેચ્છાચારથી વર્તનારી હોય, જે સ્ત્રી પરકીયા હોય અને જે કન્યા હોય, તેવી સ્ત્રીઓની સાથે મૈથુન કરવું નહિ[૩૩]. જ્યારે રાજા, સાવધ ન રહેતાં પ્રમાદથી વર્તે છે, ત્યારે તેના કુળમાં વર્ણસંકરતા થવાથી પાપી રાક્ષસો પેદા થાય છે, વળી કેટલાક નપુંસક, ખોડીલા, મૂંગા ગાંડા અને એવાજ બીજા ઉત્પન્ન થાય છે, માટે રાજાએ, વિશેષે કરીને પ્રજાના હિતને અર્થે વર્તવું[૩૪,૩૫]. જ્યારે ક્ષત્રિય, પ્રમત્ત થાય છે ત્યારે મોટો દોષ ઉપજે છે, તથા પ્રજાને વર્ણસંકર કરનારો અધર્મ વૃદ્ધિ પામે છે[૩૬]. તેવે સમયે શીતકાળ ન હોય છતાં શીત (ટાઢ) પડે છે; શીતકાળમાં શીત પડતું નથી; વર્ષાકાળમાં વૃષ્ટિ થતી નથી કે, અતિવૃષ્ટિ થાય છે. વૃષ્ટિકાળ ન હોય છતાં, વૃષ્ટિ થાય છે; પ્રજાઓમાં વ્યાધિઓ પ્રસરે છે[૩૭] ધૂમકેતુઓ અને ભયાનક ગ્રહો આકાશમાં નજરે આવે છે; તથા તેવાજ બીજા પણ રાજ્યનો નાશ કરનારા ઘણા ઉત્પાત દેખાવા માંડે છે[૩૮]. જે રાજા, પોતાનું રક્ષણ કરી શકતો નથી તે રાજા પ્રજાનું પણ રક્ષણ કરી શકતો નથી; પછી રાજાનો ક્ષય થવા માંડે છે અને તેની પાછળ રાજાનો પણ નાશ થાયછે[૩૯]. જે રાજાના રાજ્યમાં એક જણનું ધન બે જણ મળીને પડાવી લે છે; તથા તે બેજણનું ધન ઘણા જણ મળીને પડાવી લે છે અને કુંવારી કન્યાઓની આબરૂ લૂંટાય છે, તે દૂષણ રાજાનુંજ કહેવાય છે[૪૦]. જ્યારે રાજા, ધર્મને તજીને પ્રમાદ રાખે છે, ત્યારે મનુષ્યોમાં "આ વસ્તુ મ્હારી છે" એવી વ્યવસ્થા રહેતી નથી"[૪૧].

॥ ममेदमिति नैकस्य मनुष्येष्ववतिष्ठति । त्यक्त्वा धर्मं यदा राजा प्रमादमनतिष्ठति।

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि उतथ्यगीतासु गुर्जरभाषायां नवतितमोऽध्यायः ॥ ९० ॥**

---

## અધ્યાય ૯૧ મો–ઉતથ્ય ગીતા.

**उतथ्य उवाच** ॥ कालवर्षी च पर्जन्यो धर्मचारी च पार्थिवः ।

॥ संपद्यदैषा भवति सा बिभर्ति सुखं प्रजाः ॥ १ ॥

**ઉતથ્ય કહે છે–"જ્યારે વરસાદ, સમય પ્રમાણે વરસે છે તથા રાજા, ધર્મ પ્રમાણે આચરણ કરનારો હોય છે ત્યારે સંપત્તિ પ્રજાને સુખ આપે છે,[૧] જે ધોબી, રંગેલાં વસ્ત્રનો રંગ**

નાશ કર્યા સિવાય, તેનો મેલ માત્ર કાઢી શકે, એવી રીતે ધોઇ ન જાણતો હોય તો, તે ધોબી છતાં પણ નહિ જેવો છે અર્થાત્ નકામો છે[2]. તેવીજ રીતે રત્નોને શુદ્ધ કરનાર પણ તેને બિગાડયા સિવાય, શુદ્ધ ન કરી શકે તો, તે પણ નહીં જેવો છે. એજ પ્રમાણે બ્રાહ્મણશ્રેષ્ઠ ક્ષત્રિય, વૈશ્ય, અને ચોથો વર્ણ જે શૂદ્ર છે, તે પણ અનેક પ્રકારનાં કર્મ કરનારા છતાં પોતપોતાનાં કર્મ કરી ન જાણતા હોય તો, તે નહિ જેવા છે[3] શૂદ્રનું કર્મ દાસત્વ (સેવા) કરવાનું છે; વૈશ્યનું કર્મ ખેતી; ક્ષત્રિયનું કર્મ દંડનીતિ; અને બ્રાહ્મણનું કર્મ બ્રહ્મચર્ય, તપ, મંત્ર અને સત્ય છે[4]. તેઓમાંથી જે ક્ષત્રિય, વસ્ત્રને શુદ્ધ કરવાની પેઠે, શીલ–આચરણમાં જે દોષ હોય તેનો નાશ કરી જાણે છે, તેનેજ પિતા જાણવો અને તેનેજ પ્રજાનો પતિ જાણવો[5]. હે ભરતશ્રેષ્ઠ! સત્ય, ત્રેતા, દ્વાપર અને કળિયુગ, એ સર્વ રાજાની વર્તણુંકોનાં નામ છે; રાજાજ યુગ કહેવાય છે[6]. જ્યારે રાજા, પ્રમાદી થાય છે ત્યારે ચારે વર્ણના ધર્મ, ચારે વેદ, ચારે આશ્રમ, એ સર્વ કથળી જાય છે[7]. જ્યારે રાજા, પ્રમાદી થાય છે ત્યારે ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આહવનીય, એ ત્રણ અગ્નિઓ–ઋગ્, યજુર્ અને સામન્, એ ત્રણ વેદો અને દક્ષિણાઓસહિત યજ્ઞ, એ સર્વ પ્રમાદ પામે છે અર્થાત્ અવ્યવસ્થિત થાય છે[8]. પ્રાણીમાત્રનો કર્ત્તા પણ રાજા છે અને વિનાશ કરનારો પણ રાજાજ છે; જે રાજા, ધર્માત્મા હોય તે કર્ત્તા કહેવાય છે, અને અધર્મી હોય તે વિનાશ કરનારો કહેવાય છે[9]. જ્યારે રાજા, પ્રમાદી થાય છે ત્યારે તેની સ્ત્રીઓ, પુત્રો, બાંધવો અને મિત્રો, સર્વે એકઠા મળીને શોક કરે છે[10]. જ્યારે રાજા, અધર્મરૂપ થાય છે ત્યારે હાથી, ઘોડા, ગાયો, ઉંટ, ખચ્ચર અને ગધેડાં વગેરે સર્વ પ્રાણીઓ શિથિલ થઈ જાય છે[11]. હે માંધાતા! જગતના સરજનારે, દુર્બળના માટે રાજારૂપ બળ ઉત્પન્ન કર્યું છે; જેનામાં સર્વ કાંઇ રહેલું છે એવું મહદ્ભૂત નિર્બળ છે, માટે તેનું પાલન કરવાથી મોટું પુણ્ય થાય છે અને તેનું પાલન નહિ કરવાથી મોટું પાપ થાય છે[12] હે રાજન! જે પુરૂષો, દુર્બળ પ્રાણીઓને અન્નાદિ આપે છે તથા તેઓ અન્નાદિ પામીને તેની સેવા કરે છે, તે સર્વે, રાજા જ્યારે અધર્મમાં સ્થિતિવાળો થાય છે, ત્યારે શોક કરે છે[13]. દુર્બળનું, મુનિનું અને સર્પનું નેત્ર (દૃષ્ટિ) સહન ન થાય એવું કઠોર છે; માટે તું દુર્બળને પીડા કરીશ નહિ[14]. હે તાત! તું અવમાન પામેલા દુર્બળને ઓળખીને તેનું સન્માન કરજે!! કેમ કે, તે દુર્બળનાં નેત્ર, બાંધવોસહિત ત્હારો નાશ કરે નહિ.[15] દુર્બળ પુરૂષોએ, દગ્ધ કરેલાં કુળમાં કોઇ અંકુર પુનઃ ફૂટતો નથી; કેમ કે, દુર્બળનાં નેત્ર તેને મૂળસહિત બાળી નાખે છે, માટે તું દુર્બળને પીડા કરીશ નહિ[16] હું બળવાનપણાથી નિર્બળપણાને ઉત્તમ માનું છું, કેમ કે, તે અતિશય બળવાન બળ છે; નિર્બળ પુરૂષોએ દહન કરેલા બળમાંથી પાછળ કાંઇ પણ બાકી રહેતું નથી.[17] અપમાન પામેલો, હણાયલો કે, નિંદા પામેલો પુરૂષ, જ્યારે દેશમાં પોતાનું રક્ષણ કરે એવા કોઇ પુરૂષને પામતો નથી, ત્યારે તે રાજા દૈવકૃત દંડથી હણાય છે.[18]. હે તાત! તું બળવાન થઇને દુર્બળ પુરૂષનો ઉપભોગ કરીશ નહિ; કેમ કે, રખેને તને દુર્બળનાં નેત્ર, અગ્નિ જેમ ઘરને બાળી મૂકે છે, તેમ બાળી નાખે નહિ!![19] મિથ્યા અભિશાપ મૂકવાથીરૂદન કરનારાં મનુષ્યનાં નેત્રોથી આંસુઓનાં જે બિંદુ પડે છે તે, મિથ્યા અભિશાપ મૂકનારના પુત્ર અને પશુઓનો ક્ષયકરે છે[20]. પાપકર્મ કર્યું હોય તેનું ફળ, ગાયની પેઠે, તરત ફળતું નથી; એટલે તેનું ફળ, તે કર્મ કરનારને નથી મળતું તો, તેના છોકરાઓને મળે છે, તેને નથી મળતું તો, તેના પૌત્રોને અને તેમને નહિ તો, પૌત્રોના પુત્રોને પણ મળે છે[21] જે દેશમાં હણાતો દુર્બળ મનુષ્ય, પોતાના રક્ષણ કરનારને પ્રાપ્ત કરી શકતો નથી. તે દેશમાં દૈવકૃત દારૂણદંડ પડે છે[22]. જે દેશના લોકો એકઠા થઇને બ્રાહ્મણની પેઠે ભિક્ષા માગે છે,

તેઓ રાજાને ભિક્ષુરૂપથી વારંવાર હણે છે[૨૩]. જે રાજાના દેશમાં રાજાના ઘણા લોકો અનીતિથી વર્તે છે, ત્યારે રાજાને મોટું પાપ લાગે છે[૨૪]. જો તે રાજસેવકો, કોઇ યુક્તિવડે દાન અને યાચના કરતા ગરીબ લોકોનું દ્રવ્ય કામબુદ્ધિથી કે, દ્રવ્ય મેળવવાની બુદ્ધિથી હરણ કરે છે તો, તેનું રાજાને મોટું પાપ લાગે છે[૨૫]. જેમ એકાદ મોટું વૃક્ષ ઉત્પન્ન થાય છે અને વૃદ્ધિ પામે છે, ત્યારે પ્રાણીઓ, તેના આશ્રયે આવીને રહે છે, જ્યારે તે વૃક્ષને કોઇ કાપી નાંખે છે અથવા બાળી નાંખે છે ત્યારે, તેના આશ્રયે રહેલા પ્રાણીઓ સ્થાન વિનાનાં થાય છે, તેમ જે દેશમાં રાજા અને પ્રજા ઉત્તમ ધર્મ આચરે છે, રૂડાં આચરણ કરે છે તથા રાજાના ગુણનું કથન કરે છે, તે દેશમાં તેઓ મોહથી અધર્મ આચરણ કરે છે ત્યારે, તેમનું સુકૃત નાશ પામે છે અને દુષ્કૃત પ્રાપ્ત થાય છે[૨૬-૨૭]. જે દેશમાં પાપીઓ, ઉઘાડે છોગે પાપ કર્મ કરે છે ત્યારે તે પાપીઓનું પાપ રાજાને પ્રાપ્ત થાય છે; પણ જ્યારે રાજા, તેવા અધર્મી પુરૂષોને શિક્ષા કરે છે, ત્યારે રાજાનું રાજ્ય વૃદ્ધિ પામે છે[૨૮]. જે રાજા, પ્રધાનોનું યથા-યોગ્ય સન્માન કરીને તેમની યોજના, સલાહ–મસલત કરવામાં કે, યુદ્ધમાં કરે છે તે રાજાનો દેશ વૃદ્ધિ પામે છે અને તે, સમગ્ર પૃથ્વીને ઘણા સમયપર્યંત ભોગવે છે[૨૯]. વળી કાંઇ પુણ્યવાળું કર્મ કે, રૂડે પ્રકારે કરેલું ભાષણ જોઇને રાજા તેનો સત્કાર કરે છે, ત્યારે તે રાજાને અતિ ઉત્તમ ધર્મ પ્રાપ્ત થાય છે[૩૦]. રાજાનો ધર્મ એવો છે કે, તેણે વિભાગ કરીને એટલે બીજાઓને આપીને ભોજન કરવું, પ્રધાનોનું અપમાન કરવું નહિ તથા બળવાન અને ગર્વવાળા હોય, તેઓનો નાશ કરવો[૩૧]. જ્યારે મન, વાણી અને કર્મવડે રાજા સર્વનું રક્ષણ કરે તથા પુત્રનો પણ અપરાધ જાણીને તેને શિક્ષા કર્યા વિના રહે નહિ, ત્યારે તે રાજા ધર્મયુક્ત કહેવાય[૩૨]. જ્યારે બળવાન રાજા, પુરૂષોને ભોજન આપીને પછી પોતે ભોજન કરે ત્યારે તેના પુરૂષો બળવાન થાય છે અને ત્યારેજ તેણે ધર્મ આચર્યો કહેવાય છે[૩૩]. જ્યારે રાજા દેશોનું રક્ષણ કરે છે, જ્યારે ચોર લોકોનો નાશ કરે છે, જ્યારે સંગ્રામમાં જીતે છે, ત્યારે રાજાનો ધર્મ કહેવાય છે[૩૪]. જ્યારે કોઇ પુરૂષ, વાણીવડે કે, કર્મવડે પાપ કરતો હોય અને તે પુરૂષ રાજાનો પ્રિય હોય, તોપણ રાજા, તેનો અપરાધ ક્ષમા કરે નહિ ત્યારે રાજાનો ધર્મ કહેવાય છે[૩૫]. જ્યારે રાજા શરણે આવેલા લોકોનું, પુત્રની પેઠે રક્ષણ કરે છે, તથા ધર્મની મર્યાદા તોડતો નથી, ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય છે[૩૬]. જ્યારે રાજા કામ અને દ્વેષ, એ બન્ને દુર્ગુણોનો ત્યાગ કરીને, શ્રદ્ધાયુક્ત થઇને અને પુષ્કળ દક્ષિણા આપીને યજ્ઞ કરી દેવતાઓનું પૂજન કરે છે, ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય છે[૩૭]. જ્યારે રાજા દીન, અનાથ અને વૃદ્ધ મનુષ્યોનાં આંસુ લોહીને મનુષ્યોને હર્ષ પમાડે છે, ત્યારે તે રાજાઓનો ધર્મ કહેવાય છે[૩૮]. જ્યારે રાજા મિત્રોની વૃદ્ધિ કરે છે, શત્રુઓને કમી કરે છે તથા સાધુઓનું પૂજન કરે છે, ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય છે[૩૯]. જ્યારે રાજા પ્રીતિવડે સત્યનું પાલન કરે છે, નિરંતર ધર્મ આચરે છે અને અતિથિ તથા સેવકોનો સત્કાર કરે છે, ત્યારે તે રાજાનો ધર્મ કહેવાય છે[૪૦]. જે રાજાના રાજ્યમાં નિગ્રહ અને અનુગ્રહ બન્ને સ્થિર થયેલાં હોય, ત્યારે તે રાજા આ લોકમાં અને પરલોકમાં ફળ પામે છે[૪૧]. હે માંધાતા! રાજા, યમના સમાન છે; તે ધાર્મિક પુરૂષો ઉપર, પરમેશ્વરની પેઠે અનુગ્રહ કરનારો છે. એ માટે સર્વ પુરૂષોની ઇંદ્રિયોને નિયમમાં રાખવાથી તે ઐશ્વર્ય પામે છે અને નિયમમાં ન રાખવાથી પતન પામે છે[૪૨]. જ્યારે રાજા ઋત્વિજ, પુરોહિત અને આચાર્ય, એઓનો સત્કાર કરીને તથા અપમાન ન કરીને સારી રીતે તેઓના ઉપર અનુગ્રહ કરે છે, ત્યારે રાજાનો ધર્મ કહેવાય છે[૪૩]. જે પ્રમાણે યમ, સર્વ પ્રાણીઓને સમાન ભાવથી નિયમમાં રાખે છે,

તે પ્રમાણે રાજાએ, પણ યમનું અનુકરણ કરીને વિધિ પ્રમાણે પ્રજાને નિયમમાં રાખવી[૪૪]. સર્વ પ્રકારે રાજાને ઇંદ્રની ઉપમા આપવામાં આવે છે, હે પુરૂષશ્રેષ્ઠ! તે જે વસ્તુને 'ધર્મ' એવી રીતે જુએ છે, તેજ ધર્મ કહેવાય છે[૪૫]. ત્હારે, પ્રમાદનો ત્યાગ કરીને ક્ષમા, બુદ્ધિ, ધૃતિ અને મતિ, એ ગુણોનો અભ્યાસ કરવો. કેમ કે, સર્વ પ્રાણીઓને સારી કે, માઠી જીજ્ઞાસા નિરંતર હોય છેજ[૪૬]. સર્વ પ્રાણીઓ ઉપર સર્વદા કૃપા કરવી, દાન આપવું અને મધુર વચન બોલવું તથા નગરની અને દેશની પ્રજાને સુખ ઉપજે એવી રીતે તેઓનું રક્ષણ કરવું[૪૭]. જે રાજામાં દક્ષતા ગુણ હોય નહિ તે રાજા, પ્રજાનું કદાપિ રક્ષણ કરી શકતો નથી; હે તાત! રાજ્ય, એ કોઈ મહા દુષ્કર અને મોટો ભાર છે[૪૮]. માટે જે રાજા દંડનીતિને જાણનાર, બુદ્ધિમાન અને શૂરો હોય તે, રાજ્યનું રક્ષણ કરી શકે છે; પણ જે દંડનીતિને જાણતો નથી, જે નામરદ છે, તથા જે બુદ્ધિવિનાનો છે, તેનાથી રાજ્યનું રક્ષણ થવું અશક્ય છે[૪૯]. સારા કુળમાં જન્મેલા, પ્રધાનના પદને યોગ્ય, દક્ષ, પ્રીતિવાળા અને બહુશ્રુત પ્રધાનોને સાથે રાખીને, તપસ્વીઓના આશ્રમમાં રહેનારા પુરૂષોની પણ બુદ્ધિની પરીક્ષા કરવી[૫૦]. એ રીતે કરવાથી સર્વ પ્રાણીઓનો પરમ ધર્મ શો છે? તે તું જાણીશ; અને સ્વદેશમાં તથા પરદેશમાં ત્હારો ધર્મ નાશ પામશે નહિ[૫૧]. અર્થમાંથી કે, કામમાંથી પણ પરિણામે ધર્મ પ્રકટ થાય છે અને આ લોકમાં તથા પરલોકમાં પણ ધર્માત્મા પુરૂષ, સુખ પામે છે[૫૨]. જો તું મનુષ્યોનો સત્કાર કરીશ તો, ત્હારે માટે મનુષ્યો પોતાના પુત્રોને અને સ્ત્રીઓને પણ છોડી દેશે. મનુષ્યોને વશ કરવાનો ઉપાય એજ છે કે, તેમને આપવું અને તેમની સાથે મધુર વચનથી વાત કરવી[૫૩]. હે માંધાતા! અપ્રમાદ અને પવિત્રતા, એ બે રાજાને અત્યંત ઐશ્વર્ય આપનારાં છે, માટે તું, એ બે બાબતમાં નિરંતર ગાફલ થઇશ નહિ[૫૪]. રાજાએ, સદાય સાવધ રહેવું તથા પોતાનાં અને પારકાં છિદ્ર જોયાં કરવાં; બીજો કોઈ પોતાનું છિદ્ર જાણી જાય નહિ, એમ વર્તીને તેણે, સામાનું છિદ્ર જોઇને તેમાં પ્રવેશ કરવો[૫૫]. એવીજ વર્તણુંક ઇંદ્ર, યમ, વરૂણ અને સર્વ રાજર્ષિઓની છે, માટે તું પણ એજ રીતે ચાલ. હે ભરતર્ષભ! હે મહારાજ! રાજર્ષિઓએ સેવેલું એજ આચરણ, ત્હારે પણ રાખવું અને નિરંતર દિવ્ય માર્ગને અનુસરીને ચાલ[૫૬]. જે રાજા ધર્મ પ્રમાણે વર્તન કરે છે, તેની આ લોકમાં અને પરલોકમાં મોટા સામર્થ્યવાળા દેવ, ઋષિઓ, પિતૃઓ અને ગંધર્વો પણ પ્રશંસા કરે છે"[૫૭]. ભીષ્મ કહે છેઃ–હે ભારત! ઉતથ્ય મુનિએ કહેલાં વચન સાંભળીને, માંધાતાએ, શંકાનો ત્યાગ કરીને તે પ્રમાણે આચરણ કર્યું અને તેથી તેને આખી પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થયું[૫૮]. હે રાજન! તું પણ માંધાતાની પેઠે, સારી રીતે ધર્મનું આચરણ કરીને પૃથ્વીનું પાલન કર!! તેથી સ્વર્ગમાં ઉત્તમ સ્થાન પામીશ"[૫૯].

॥ भवानपि तथा सम्यग्मांधातेव महीपते । धर्मं कृत्वा महीं रक्ष स्वर्गे स्थानमवाप्स्यसि ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि उतथ्यगीता नाम गुर्जरभाषायां एकनवतितमोऽध्यायः ॥ ९१ ॥

---

## અધ્યાય ૯૨ મો–વામદેવ અને વસુમનાનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ कथं धर्मे स्थातुमिच्छन् राजा वर्तेत धार्मिकः ॥
॥ पृच्छामि त्वां कुरुश्रेष्ठ! तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,–"ધર્મમાં સ્થિતિ કરવાને ઇચ્છનારા ધાર્મિક રાજાએ, શી રીતે વર્તવું? હે પિતામહ! એ હું તમને પૂછું છું, માટે મને કહો!!"[૧]. ભીષ્મ કહે છે,–"આ વિષે

પણ અર્થતત્વને જાણુનારા બુદ્ધિમાન વામદેવે, કહેલા ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[२]. વસુમના નામે જ્ઞાનવાળો ધૃતિવાળો અને પવિત્ર રાજા હતો; તેણે, તપસ્વી મહર્ષિ વામદેવને પૂછ્યું કે "હે ભગવાન ! જે આચરણથી આ લોકમાં સ્થિતિ કરતાં છતાં પણ મ્હારા ધર્મમાં દોષ આવે નહિ, એવી રીતે ધર્મ અને અર્થસહિત વચનોવડે મને શિક્ષા આપો"[૩,૪]. એ સાંભળીને તપ કરનારાઓમાં ઉત્તમ તેજસ્વી વામદેવે, નહુષના પુત્ર યયાતિના સમાન, સુવર્ણના સિંહાસન ઉપર સુખપૂર્વક બેઠેલા તે રાજાને કહ્યું[૫]. વામદેવ કહે છેઃ— "તું ધર્મનુંજ અનુવર્તન કર!! ધર્મથી બીજું કાંઈ ઉત્તમ નથી. ધર્મમાં સ્થિતિવાળા રાજાઓ, આ સઘળી પૃથ્વીને જીતે છે[૬]. જે રાજા, દ્રવ્યની સિદ્ધિ કરતાં ધર્મને ઉત્તમ માને છે, અને તેથી ધર્મની વૃદ્ધિ થવાની બુદ્ધિ કરે છે, તે ધર્મવડે શોભે છે[૭]. જે રાજા, અધર્મ આચરવાની બુદ્ધિથી બળાત્કારે આચરણ કરે છે. તેનો ધર્મ જલદીથી નાશ પામે છે અને તેને ધર્મ તથા અર્થનું ફળ મળતું નથી[૮]. જે રાજાનો પ્રધાન દુર્જન અને પાપી હોય, તેવા રાજાનો લોકોએ ( પ્રજાએ ) વધ કરવો યોગ્ય છે, કેમ કે, ધર્મનો નાશ કરનારો છે તથા તે પોતાનાજ પાપવડે પોતાના કુટુંબ પરિવારસુદ્ધાં જલદીથી દુર્દશા પામે છે[૯]. જે રાજા, અર્થ સિદ્ધ કરતો નથી, મરજીમાં આવે તેમ ચાલે છે અને પોતાના મુખથી પોતાની પ્રશંસા કરે છે, તેને આખી પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થાય, તોપણ તે સત્વર નાશ પામે છે[૧૦]. જે રાજા કલ્યાણકારી કર્મનું ગ્રહણ કરે છે, બીજાની ઈર્ષ્યા કરતો નથી, અને જેણે ઇંદ્રિયો વશમાં રાખી છે, એવો બુદ્ધિમાન રાજા, જેમ નદીઓથી સમુદ્ર વૃદ્ધિ પામે છે તેમ, વૃદ્ધિ પામે છે[૧૧]. રાજાએ ધર્મ, અર્થ, કામ, બુદ્ધિ અને મિત્ર, એ સર્વ પામીને પણ, "હું પૂર્ણ છું" એમ કોઇ કાળે માનવું નહિ, એ ધર્માદિમાંજ સર્વ લોકોની આજીવિકા રહેલી છે તથા એ ધર્માદિનું શ્રવણ કરવાથી યશ, કીર્ત્તિ, લક્ષ્મી અને પ્રજા મળે છે[૧૨,૧૩]. એ પ્રમાણે જે પુરૂષ, ધર્મની અપેક્ષાવાળો હોય છે, તથા ધર્મ અને અર્થનું ચિન્તવન કરનારો હોય છે, તથા અર્થનો વિચાર કરીને ધર્મનું સેવન કરે છે, તે મોટા ફળને નિશ્ચય પામે છે[૧૪]. જે રાજા દાન કરતો નથી, કોઇના ઉપર અતિશય સ્નેહ રાખતો નથી, પોતાની પ્રજાને નિરંતર દંડવડેજ વશ વર્તાવે છે, તથા વગર વિચાર્યાં કામ કરવાને જેનો સ્વભાવ છે, તેવો રાજા સત્વર નાશ પામે છે[૧૫]. જે મૂર્ખ રાજા, પોતાની બુદ્ધિવડે પાપ કરનારાઓને દેખતો નથી, તે આ લોકમાં અત્યંત અપકીર્તિ પામે છે, અને મરણ પછી નરકને ભોગવે છે[૧૬]. જે રાજા, સર્વેનો સત્કાર કરે છે, દાન આપે છે, કોમળતા રાખે છે અને ધર્મના સ્વાધીનમાં રહે છે, તેનું દુઃખ જોઇને સર્વે મનુષ્યો, જાણે પોતાને દુઃખ ઉત્પન્ન થયું હોય તેમ, તેના દુઃખનો નાશ કરે છે[૧૭]. જે રાજાને ધર્મમાં ચલાવનાર ગુરૂ નથી, અથવા જે બીજાઓને પૂછતો પણ નથી, તથા જે દ્રવ્ય મેળવવામાં અત્યંત સ્વતંત્ર થઇને વર્તે છે, તે ઘણા કાળ સુધી સુખ ભોગવતો નથી[૧૮]. પણ જે ધર્મકૃત્યમાં ગુરૂને મુખ્ય માની, તેમને સલાહ પૂછે છે, હરકોઈ અર્થની પોતાની જાતે તજવીજ રાખે છે અને દ્રવ્યાદિ લાભમાં ધર્મને મુખ્ય માને છે, તે ઘણા કાળ સુધી સુખ ભોગવે છે"[૧૯].

॥ गुरुप्रधानो धर्मेषु स्वयमर्थानवेक्षिता । धर्मप्रधानो लाभेषु स चिरं सुखमश्नुते ॥

इति श्रीमहाभारते शां० रा० वामदेवगीतासु गु० मा० द्विनवतितमोऽध्यायः ॥ ९२ ॥

## અધ્યાય ૯૩ મો–વામદેવગીતા–રાજોપનિષદ.

वामदेव उवाच ॥ यत्राधर्मं प्रणयते दुर्बले बलवत्तरः ॥
॥ तां वृत्तिमुपजीवंति ये भवंति तदन्वयाः ॥

વામદેવ કહે છેઃ—"જ્યાં બળવાન રાજા, દુર્બળના ઉપર અધર્મ કરે છે ત્યાં જે લોકો, રાજાના સંબંધમાં હોય છે તે પણ રાજાની પેઠેજ આચરણ કરે છે[1]. પાપને પ્રવર્ત્તાવનારા પાપી રાજાને તેના સેવકો અનુસરે છે; તેના દેશમાં મનુષ્યો, વિનય છોડીને વર્તે છે અને તે દેશનો જલદી નાશ થાય છે[2]. સ્વધર્મને આચરનારા રાજાના જે આચરણને જોઇને બીજા મનુષ્યો પણ તેવું આચરણ કરે છે, તેજ આચરણ જ્યારે અધર્મરૂપ થાય છે, ત્યારે તેના પોતાના મનુષ્યો પણ તેનું સહન કરી શકતા નથી[3]. સાહસ પ્રકૃતિનો રાજા, કોઇ કૃત્યને મર્યાદાનો ત્યાગ કરીને કરે છે, ત્યારે શાસ્ત્રની રીતિનો ત્યાગ કરી વર્તનારો તે રાજા, જલદીથીજ નાશ પામે છે[4]. જે ક્ષત્રિય જીતાએલા કે, નહિ જીતાયેલા અર્થાત્ શરણે આવેલા કે, નહિ આવેલા મનુષ્યોની વૃત્તિનું અનુવર્ત્તન કરતો નથી તે ક્ષત્રિય ધર્મથી દૂર થાય છે[5]. જે પુરૂષ, પોતાના ઉપર પૂર્વે ઉપકાર કરનાર પણ પાછળથી દ્વેષ કરનાર રાજાને સંગ્રામમાંથી કેદ કરીને દ્વેષબુદ્ધિથી તેનું સન્માન કરતો નથી, તે ક્ષત્રિય ધર્મથી હીન થાય છે[6]. જે રાજા, શક્તિમાન હોય ત્યારે સુખ ભોગવે પણ આપત્તિ પડે ત્યારે આપત્તિને નિવારણ કરનાર ધંધો–રોજગાર પણ કરે, તે રાજા સર્વ પ્રાણીને પ્રિય થાય છે અને લક્ષ્મી તેનો ત્યાગ કરતી નથી[7]. રાજાએ જેનું પ્રથમ અપ્રિય કર્યું હોય, તેનું પુનઃ પ્રિય પણ કરવું. કેમ કે, જે પ્રથમ અપ્રિય કરીને પાછળથી પ્રિય કરે છે, તે થોડાજ કાળમાં સર્વને પ્રીતિકર થાય છે[8]. મિથ્યા વચનનો ત્યાગ કરવો; પ્રાર્થનાની અપેક્ષા રાખ્યા સિવાય બીજાનું ભલું કરવું અને કામથી, ક્રોધથી કે, દ્વેષથી ધર્મને તજવો નહિ[9]. કોઈ પ્રશ્ન કરે ત્યારે લાજ ન પામતાં, કઠોર પરંતુ ન્યાયસહિત ઉત્તર આપવો. ગંભીરતાને તજીને વાણી બોલવી નહિ; કોઈ કામમાં ઉતાવળ કરવી નહિ તથા કોઇનાપર ઈર્ષ્યા પણ કરવી નહિ, કેમ કે, એમ કરવાથી સર્વ કોઇને વશ કરી શકાય છે[10]. રાજાએ, પ્રજાના હિતનું મનમાં સ્મરણ રાખીને, કોઇ પ્રીતિકર બનાવ બનવાથી અત્યંત ખુશી ન થવું, અપ્રિય બનાવ બનવાથી અતિ દિલગીર ન થવું અને દ્રવ્ય સંબંધી સંકટમાં મુઝાવું નહિ[11]. જે રાજા, પોતાના ગુણોવડે પ્રજાનું પ્રિય કરે છે તે રાજાનાં સર્વ કર્મ સિદ્ધ થાય છે અને રાજ્યલક્ષ્મી, તેનો ત્યાગ કરતી નથી[12]. રાજાના ઉપર પ્રીતિ રાખનારો જે સેવક હોય તે, રાજાથી વિરૂદ્ધ વર્તણુંક કરનારા પુરૂષોથી દૂર રેહેતો હોય અને રાજાને અનુકૂળ વર્તણુંક કરનારાઓની સંગતિ રાખતો હોય, તેવા પુરૂષની ઉપર રાજાએ સાવધાન થઇને પ્રીતિ રાખવી[13]. જે, ઇંદ્રિયોને નિયમમાં રાખતો હોય, રાજાને અનુકૂળ પડે તેમ આચરણ કરતો હોય, રાજાપર પ્રીતિ રાખનારો હોય અને શક્તિવાન હોય તેવા પુરૂષને મોટા કામમાં યોજવો[14]. એજ પ્રમાણે જેનામાં એવા ગુણો હોય તથા રાજાના ઉપર પ્રીતિ રાખનારો હોય, અને રાજાના કામમાં નિરંતર સાવધાન હોય, તેને દ્રવ્ય સંબંધી કામમાં યોજવો[15]. પણ જે પુરૂષ મૂઢ, ઇંદ્રિય સુખનો અભિલાષી, લોભી, દુરાચરણી, લુચ્ચો, કપટી, હિંસા કરનારો, દુષ્ટબુદ્ધિવાળો, સાંકડા જ્ઞાનવાળો (થોડાં જ્ઞાનવાળો), ઉદ્ધાર, કર્મનો ત્યાગ કરનારો, મદ્યપાન કરનારો, જુગારી, લંપટ, શિકાર કરવામાં આસક્ત, એવો જે પુરૂષ હોય તેને મોટા કામમાં યોજનાર રાજાની રાજ્યલક્ષ્મી નાશ પામે છે[16,17]. જે રાજા, પોતાનું રક્ષણ છે અને રક્ષણ કરવા યોગ્ય મનુષ્યોનું પણ જે રક્ષણ કરે છે, તેની પ્રજા વૃદ્ધિ પામે છે અને નિશ્ચય, તે રાજાને

મોટું ફળ પ્રાપ્ત છે[૧૮]. શત્રુઓ તથા મિત્રો ન જાણી શકે, એવા દૂત જે રાજાની પાસે હોય અને તે દૂતોવડે શત્રુ અને મિત્ર સર્વની તજવીજ રાખતો હોય તે રાજા અધિક રાજ્યલક્ષ્મી પામે છે[૧૯]. કોઇ બળવાન પુરૂષનો અપકાર કરીને પછી, 'હું તેનાથી દૂર છું,' એવી રીતે વિશ્વાસ રાખી બેસી રહેવું નહિ; કેમ કે, અસાવધાન પુરૂપ ઉપર, (શકરા) બાજની પેઠે તેઓ, ઓચિંતા તુટી પડે છે[૨૦]. જે રાજાનું (પોતાનું) મૂળ દૃઢ હોય અને જે, ધર્મથી ચાલનારો હોય, તેણે પોતાનું બળ જોઇને, નિર્બળ શત્રુઓ સાથે વૈર કરવું, પણ બળવાન શત્રુઓ સાથે વૈર કરવું નહિ[૨૧]. રાજાએ, પોતાના પરાક્રમથી પૃથ્વી પ્રાપ્ત કરીને પ્રજાનું ધર્મવડે પાલન કરવું તથા ધર્મવાન રાજાએ, સંગ્રામમાં પોતાનું મૃત્યુ સાધવું[૨૨]. આ જગતમાં સર્વનું અવસાન મરણથી થાય છે. કોઈ પણ પદાર્થ અવિનાશી નથી, માટે ધર્મમાં સ્થિતિવાળા રાજાએ, પ્રજાનું ધર્મવડેજ પાલન કરવું[૨૩]. રક્ષણ કરવા જેવા પદાર્થનું સ્થાન એટલે કિલ્લો, યુદ્ધ અને ધર્મવડે પાલન કરવું, મંત્રનું ચિંતવન કરવું અને સમય આવ્યે સુખ ભોગવવું, એ પાંચવડે રાજાની પૃથ્વી વૃદ્ધિ પામે છે[૨૪]. જેણે એ પાંચેનું યથાર્થ પરિપાલન કર્યું હોય, તે રાજા આ લોકમાં નિરંતર રહીને પૃથ્વીનું ધારણ કરી રાખે છે. એકજ માણુસથી એ પાંચે ઉપર સતત નજર રાખવી બની શકે એમ નથી, માટે એ પાંચે ઉપર પાંચ જૂદા જૂદા અધિકારી ઠરાવીને તે તે વસ્તુનો કારભાર તે તે આધકારીને સોંપવો, એમ કરવાથી રાજા ઘણા કાળપર્યંત પૃથ્વીનું રાજ્ય ભોગવે છે[૨૫,૨૬]. જે મનુષ્ય દાતા હોય, બીજાને આપીને ભોજન કરનારો હોય, કોમળ મનવાળો હોય, પવિત્ર હોય અને પોતાના આશ્રયે રેહેનાર મનુષ્યોનો ત્યાગ ન કરે એવો હોય, તેવા પુરૂષને લોકો રાજા બનાવે છે[૨૭]. જે મનુષ્ય, એકાદ કલ્યાણકારી જ્ઞાન સાંભળીને પોતાનો મત છોડી દે છે અને તે જ્ઞાન વચનને અનુસરે છે, તેની પછવાડે લોકો અનુચર થઇને વર્ત્તે છે[૨૮]. પણ જે મનુષ્ય, પોતાનું હિત ઇચ્છિનારા મિત્રે કહેલું વચન પ્રતિકૂળ હોવાને લીધે સહન કરતો નથી તથા શત્રુએ, કહેલાં વચનને સાંભળે છે, સર્વદા ઉદાસ સરખો વર્તે છે, ગ્રામ્ય આચરણનો ત્યાગ કરતો નથી તથા તેથી વિપરીત આચરણને સેવતો નથી તથા શરણ આવેલા અને શરણ નહિ આવેલા પુરૂષોના ઉત્તમ આચરણ જોઇને તેનું અભિનંદન કરતો નથી, તે રાજા ક્ષત્રિયધર્મથી દૂર થાય છે[૨૯,૩૦]. વળી રાજાએ, કબજે કરેલા પ્રધાનથકી અને વિશેષ કરીને સ્ત્રીઓથકી તેમજ પર્વત, વિષમ કિલ્લા, હાથી, ઘોડા અને સર્પ વગેરે પેટે ચાલનારા પ્રાણીઓથકી નિરંતર સાવધાન થઇને પોતાનું રક્ષણ કરવું[૩૧]. જે રાજા, પોતાના મુખ્ય પ્રધાનોનો ત્યાગ કરીને હલકા મનુષ્યોને પ્રિય કરે છે, તે રાજા વિપત્તિ પામીને પીડાય છે, અને દુઃખનો અંત પામતો નથી[૩૨]. જે રાજા કલ્યાણકારી ગુણવાળા પોતાના જ્ઞાતિજનોનો દ્વેષ કરે છે અને તેમની ઉન્નતિ કરતો નથી એવો કઠોર મનવાળો અને દૃઢ ક્રોધવાળો રાજા મૃત્યુની પડોશમાં વસે છે, એમ જાણવું[૩૩]. પણ જે રાજા ગુણવાન પુરૂષો પોતાના હૃદયને પ્રિય હોય છતાં પણ પુનઃ તેઓનું પ્રિય કરીને તેમને વશ કરે છે, તે રાજા ઘણાકાળ સુધી કીર્તિમાન રેહે છે[૩૪]. જે સમયે દ્રવ્ય લેવું જોઇતું નથી તે સમયે પ્રજા પાસેથી દ્રવ્ય લેવું નહી; પોતાનું કાંઇક અપ્રિય થયું હોય તો તેથી કોઇ વખત પણ પરિતાપ પામવો નહિ, પોતાનું પ્રિય થયું હોય તો તેથી અત્યંત આનંદ પામવો નહિ અને જેથી આરોગ્ય પ્રાપ્ત થાય એવા કર્મમાં સદા યુક્ત થવું[૩૫]. વળી રાજાએ, નિરંતર એવો વિચાર કરવો કે, કયા ક્ષત્રિયો મ્હારા ઉપર પ્રીતિવાળા છે તથા મ્હારા ભયથી મ્હારા આશ્રયે આવીને રેહેલા કોણ છે, તથા એ આશ્રયે આવીને રહેલામાં મધ્યસ્થપણાના દોષવાળા કોણ કોણ છે[૩૬]. પોતે બળવાન છતાં પણ કોઇ વખત દુર્બળ ઉપર વિશ્વાસ કરવો નહિ; કેમ કે,

શત્રુઓ દુર્બળ છતાં, અસાવધ પુરૂષના ઉપર, ગીધની પેઠે તુટી પડે છે[37]. વળી પોતાનો સ્વામી પ્રિય વચનવાળો અને સર્વ ગુણથી સંયુક્ત છતાં પણ પાપી પુરૂષ, તેનો દ્રોહ કરે છે, માટે કોઇ મનુષ્યનો વિશ્વાસ કરવો નહિ "[38]. એ પ્રમાણે વામદેવે, રાજાની રહસ્ય વિદ્યા કહેલી છે તે સાંભળીને નહુષનો પુત્ર યયાતિ મનુષ્યોમાં સાવધાન થઇને વર્ત્તવા લાગ્યો તથા તેણે બળવાન શત્રુઓનો નાશ કર્યો[39].

॥ एवं राजोपनिषदं ययातिः स्माह नाहुषः । मनुष्यविषये युक्तो हंति शत्रूननुत्तमान् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि रा० वामदेवगीतासु गुर्जरभाषायां त्रिनवतितमोऽध्यायः ॥९३॥

## અધ્યાય ૯૪ મો-વામદેવગીતા-રાજધર્મ.

વામદેવ ઉવાચ ॥ अयुद्धेनैव विजयं वर्जयेद्वसुधाधिपः ॥

॥ जघन्यमाहुर्विजयं युद्धेन च नराधिप ॥

વામદેવ કહે છે,-" હે રાજન ! રાજાએ, યુદ્ધ કર્યા વગર મળેલો વિજય ત્યાગ કરવા જેવો છે, તેમ યુદ્ધથી મળેલો વિજય પણ અધમ ગણાય છે[1]. જે રાજાનું મૂળ અત્યંત દૃઢ ન હોય તેણે, અલબ્ધ વસ્તુની ઇચ્છા કરવી નહિ; કેમ કે, જેનું મૂળ નિર્બળ છે એવા રાજાને લાભ મળતો નથી[2]. જે રાજાનો દેશ, વિશાળ અને સંપત્તિવાળો હોય, જેને રાજા પ્રિય હોય, સંતુષ્ટ હોય અને જેમાં પ્રધાનોનું પોષણ થયેલું છે એવો હોય, તે રાજાનું મૂળ દૃઢ જાણવું[3]. જે રાજાના યોદ્ધાઓ, સારી રીતે સંતોષ પામેલા, સાંત્વ ઉપાયવાળા અને શત્રુઓ પ્રત્યે છળ કરવામાં નિપુણ તથા સ્થિતિવાળા હોય છે, તે રાજા થોડા સૈન્યથી પણ પૃથ્વીને જીતે છે[4]. જે રાજાના, દેશના અને નગરના લોકો, પ્રાણીઓ ઉપર દયા કરનારા, ધનવાન અને ધાન્યવાળા હોય છે, તે રાજાનું મૂળ દૃઢ જાણવું[5]. જ્યારે બુદ્ધિમાન રાજા, પોતાના પ્રતાપની ચઢતી કળા છે, એમ જાણે ત્યારે તેણે શત્રુની ભૂમિ અને ધન લેવાની ઇચ્છા કરવી[6]. જેના ભોગનો ઉદયકાળ હોય અને જે પ્રાણીઓ ઉપર દયા કરતો હોય, તેવા ત્વરાવાળા રાજાના આત્માનું ( તેનું ) રક્ષણ કરનાર વિજય અને વૃદ્ધિ પામે છે[7]. જે રાજા, પોતાના તરફ સારી રીતે ચાલનાર પુરૂષો પ્રત્યે કપટબુદ્ધિથી વર્તે છે તે રાજા, જેમ ફરશીથકી વનમાં વૃક્ષો છોલાઇને પાતળાં થઇ જાય છે તેમ, પોતાની ક્ષીણતા પોતાના હાથવડે કરી લે છે[8]. જે રાજા, દ્વેષના કારણભૂત શત્રુનો નાશ કરતો નથી, તેના શત્રુઓ કમી થતા નથી. પણ જે પોતાના ક્રોધને હણે છે, તેનો એક પણ શત્રુ રહેતો નથી[9]. જે કર્મ આર્ય પુરૂષોએ નિંદિત ગણેલું છે તે કર્મ ડાહ્યા પુરૂષે આચરવું નહિ; પણ જે કર્મ કલ્યાણનું કથન કરતું હોય તેમાં રાજાએ પોતાની યોજના કરવી[10]. જે રાજા, બીજાં સર્વ કાર્ય કરી આપીને કાંઇ પણ તેમાં કરવાનું બાકી રાખતો નથી અને પછી સુખનો અનુભવ લેવાની ઇચ્છા કરે છે, તેનું શત્રુઓ અપમાન કરે છે, ( કેમ કે, તેમને પોતાનું કામ પૂર્ણ થઈ જવાથી તેની કાંઈ ગરજ રહેતી નથી )[11]. તથા તે રાજા, પોતે પોતાના મનમાં પરિતાપ પામે છે. જે રાજા, આ પ્રમાણે મનુષ્યોમાં વર્તે છે, તે આ લોક તથા પરલોક, બન્નેમાં વિજય મેળવીને સ્થિર થાય છે"[12]. ભીષ્મ કહે છે,-એ પ્રમાણે વામદેવનું કહેલું વચન સાંભળીને રાજાએ, તે પ્રમાણે કર્યું હતું; તું પણ તે પ્રમાણે કરીને બન્ને લોકમાં વિજય મેળવીશ; એમાં સંશય નથી "[13].

॥ इत्युक्तो वामदेवेन सर्वं तत्कृतवान्नृपः । तथा कुर्वंस्त्वमप्येतौ लोकौ जेता न संशयः ॥

इति श्रीमहाभारते शां० रा० वामदेवगीतासु गुर्जरभाषायां चतुर्नवतितमोऽध्यायः ॥९४॥

## અધ્યાય ૯૫ મો–રાજધર્મ–યુદ્ધધર્મ વર્ણન.

**युधिष्ठिर उवाच ॥ अथ यो विजिगीषेत क्षत्रियं क्षत्रियो युधि ॥**
**॥ कस्तस्य विजये धर्मो ह्येतत्प्रष्टुर्ब्रवीहि मे ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છેઃ—"જે ક્ષત્રિય, બીજા ક્ષત્રિયને સંગ્રામમાં જીતવાને ઇચ્છે, તથા તેને જીતે, તો તે વિજયમાં તેણે શો ધર્મ આચરવો ? એ હું પૂછું છું, માટે મને કહો"[1]. ભીષ્મ કહે છે,*–"જે પૃથ્વીનો પાળનાર રાજા હોય, તે સહાયવાળો હો !! અથવા સહાય વિનાનો હો !! તથાપિ તેણે, દેશમાં જઇને કહેવું કે, હું તમારો રાજા છું અને હું તમારૂં નિરંતર રક્ષણ કરીશ અને તમે ધર્મ પ્રમાણે કર આપો !! અથવા તમે મ્હારા પ્રત્યે કેવી રીતે વર્તવાને ઇચ્છો છો ? જો તે લોકો આવેલા રાજાને પસંદ કરે તો, સર્વનું કુશળ થાય[2-3]. પણ હે રાજન ! તેઓ જો ક્ષત્રિય ન છતાં, કોઇ પ્રકારે પણ વિરોધ કરે તો, પોતાને ઉચિત કર્મ છોડીને વિકર્મ કરનારા તે લોકોને સર્વ ઉપાયવડે પણ કબજે કરવા[4]. ક્ષત્રિયને શસ્ત્ર ધારણ કરતો ન જોઇને બીજા લોકો, તેને રક્ષણ કરવાને અસમર્થ માને છે તથા શત્રુ પ્રત્યે બહુ માનપૂર્વક જોઇને શસ્ત્ર ગ્રહણ કરે છે[5]. (માટે શસ્ત્રના બળથીજ ગામ વગેરેને જીતીને તેના મુખ્ય અધિપતિ થઇને વર્તવું તથા જીતેલો દેશ સામાદિ ઉપાયવડે વશ કરવો)" યુધિષ્ઠિર કહે છેઃ–"હે પિતામહ ! જે ક્ષત્રિય રાજા, ક્ષત્રિયની સામે થાય, તો તેની સાથે યુદ્ધ શી રીતે કરવું? તે મને કહો !![6]. ભીષ્મ કહે છેઃ–"જે ક્ષત્રિયે કવચ પેહેર્યું ન હોય, તેની સાથે સંગ્રામમાં કવચ પેહેરેલા ક્ષત્રિયે યુદ્ધ કરવું નહિ. એકલો ક્ષત્રિય લડવા આવે તો તેની સાથે એકલા ક્ષત્રિયે યુદ્ધ કરવું અને તે લડવાને અશક્ત થાય તો, તેને જવા દેવો[7]. જો સામો ક્ષત્રિય કવચ સજીને આવે તો, તેની સાથે કવચ સજીને યુદ્ધ કરવું. જો તે સૈન્ય લઇને આવે તો, બીજા રાજાએ પણ સૈન્ય લઇને તેની સામે જવું[8]. જો તે કપટ કરીને યુદ્ધ કરે તો, તેની સાથે પણ કપટ કરીને યુદ્ધ કરવું અને જો તે ધર્મથી યુદ્ધ કરે તો, તેનું ધર્મથીજ નિવારણ કરવું[9]. રથમાં બેઠેલા રાજા સામે ઘોડે બેસીને જવું નહિ, પણ રથમાં બેઠેલા સામે તો રથમાં બેસીનેજ જવું. શત્રુ સંકટમાં પડ્યો હોય, ભય પામ્યો હોય કે, જીતાયો હોય, તો તેના ઉપર પ્રહાર કરવો નહિ[10]. વિષ ચોપડેલા કે, વાંકા કાંટા-વાળાં બાણ રાખવાં નહિ; કેમ કે, તે અસત્પુરૂષોનાં આયુધ છે. યથાર્થપણે યુદ્ધ કરવું, પણ હણાતા શત્રુને જોઇને ક્રોધ કરવો નહિ[11]. સત્ પુરૂષોમાં ભેદ ઉત્પન્ન કરવાથી જો સામો પણ સત્ પુરૂષ હોય તો, તે પણ સંકટમાં પડે છે, ગતપ્રાણ થયેલા શત્રુને હણવો નહિ; સંતતિ વિનાના શત્રુને પણ કોઈ પ્રકારે હણવો નહિ તેમજ જેનું શસ્ત્ર ભાગી ગયું છે, જે વિપત્તિમાં પડી ગયો છે, જેના ધનુષ્યની પણછ કપાઈ ગઈ છે તથા જેનું વાહન હણાયું છે; એવા શત્રુ સાથે પણ લડવું નહિ. જો શત્રુ ઘાયલ થયો હોય તો, તેને પોતાના દેશમાં રાખીને તેનો ઔષધોપચાર કરવો અથવા તેને, ઘેર પહોંચાડવો. તેને ક્ષતરહિત કરીને છોડવો, એવો સનાતન ધર્મ છે[12,13]. એટલા માટે ધર્મથી યુદ્ધ કરવું; એ પ્રમાણે સ્વાયંભુવ મનુએ આજ્ઞા કરેલી છે. સત્પુરૂષોમાં નિરંતર સદ્ધર્મને ધારણ કરીને સત્પુરૂષોના ધર્મનો નાશ કરવો નહિ[14]. જે યુદ્ધમાં અધર્મથી વર્તનારો ક્ષત્રિય, અધર્મવડે જય મેળવે છે, તે કપટથી જીવન

* પૂર્વે કહ્યું કે, સ્વામી આદિ સાત પ્રકૃતિઓ જેના દ્દઢ હોય, તેણે શત્રુની પૃથ્વી જીતવાની ઇચ્છા કરવી, હવે તે જીતનારા બે પ્રકારના; એક "ઉપસ્થિત પરિપંથી" અને બીજો "અનુપસ્થિત પરિપંથી" તેમાં અનુપસ્થિતપરિપંથી એટલે જેના સામા શત્રુઓ છે નહિ તેના ધર્મ પ્રથમ કહે છે.

કરનારો પાપી, પોતાની મેળેજ પોતાનો ઘાત કરે છે[15]. એ કર્મ અસત્પુરૂષોનું સમજવું; સત્પુરૂષોનું કર્મ તો એજ કે, સરળ ઉપાયથી જય મેળવવો. ધર્મવડે યુદ્ધ કરતાં મૃત્યુ થાય તો તે ઉત્તમ છે, પણ પાપકર્મથી વિજય મળે, તે સારો નથી[16]. હે રાજન! અધર્મ આચર્યો હોય તો, તે ગાયની પેઠે તત્કાળ ફળતો નથી. તે અધર્મનાં મૂળ અને શાખાઓ દેહમાં પ્રવેશ કરે છે[17]. પાપી પુરૂષ પાપ કર્મથી દ્રવ્ય મેળવીને આનંદ પામે છે. વળી તે પાપી, ચૌર્ય કર્મથી વૃદ્ધિ પામીને બીજાં વિશેષ પાપ-કર્મ કરે છે[18]. તથા "ધર્મ છે નહિ!" એ રીતે માનીને પવિત્ર અને ધર્મી પુરૂષોને હસે છે. ધર્મ ઉપર શ્રદ્ધા રાખતો નથી અને આખરે વિનાશ પામે છે[19]. તે વરૂણ દેવના પાશથી બંધાતો છતાં, પણ પોતાને દેવ હોય તેમ માને છે, અને મોટી ધમણની પેઠે, તે પુષ્ટ થઇને સત્કર્મમાં પ્રવર્તતો નથી. પણ છેવટે નદીના કાંઠા ઉપરના વૃક્ષની પેઠે, મૂળસહિત નષ્ટ થાય છે[20]. જેમ પથરા ઉપર પડીને ઘડો ભાંગી ગયો હોય તેમ, તેનો નાશ થયેલો જોઇને લોકો ખુશી થાય છે, માટે રાજાએ, ધર્મવડેજ વિજય અને દ્રવ્ય ભંડાર મેળવવાની ઇચ્છા રાખવી"[21].

॥ अथैनमभिनंदंति भिन्नं कुंभमिवाश्मनि । तस्माद्धर्मेण विजयं कोशं लिप्सेत भूमिपः ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मोनुशासनपर्वणि विजिगीषमाणवृत्ते गुर्जर-भाषायां पंचनवतितमोऽध्यायः ॥ ९५ ॥**

---

## અધ્યાય ૯૬ મો-રાજધર્મ.

**भीष्म उवाच** ॥ नाधर्मेण महीं जेतुं लिप्सेत जगतीपतिः ॥
॥ अधर्मविजयं लब्ध्वा को नु मन्येत भूमिपः ॥ १ ॥

ભીષ્મ કહે છે,-"રાજાએ અધર્મવડે પૃથ્વીને જીતવાની ઇચ્છા રાખવી નહિ; અધર્મથી વિજય મેળવીને તે વિજયથી કયો રાજા તેને પસંદ કરે એવો છે?[1]. હે ભરતશ્રેષ્ઠ! અધર્મથી યુક્ત વિજય આ લોકમાં તથા પરલોકમાં અનિશ્ચિત છે તથા રાજાનો અને તેની જીતેલી ભૂમિનો વિનાશ કરે છે[2]. યુદ્ધ કરતાં, જેનું કવચ તુટી ગયું હોય, અથવા "હું ત્હારે શરણ છું" એમ કહીને જે, પાસે આવ્યો હોય, અથવા જે, હાથ જોડીને પ્રાણની યાચના કરતો હોય, અથવા જેણે હથિયાર નાખી દીધાં હોય, એવા શત્રુને પકડીને તેનો વધ કરવો નહિ[3]. રાજાએ બળવડે જેનો પરાજય કર્યો હોય, તેની સાથે યુદ્ધ કરવું નહિ, પણ એક વર્ષ સુધી તેને કેદમાં રાખીને તેની પાસે "હું ત્હારો દાસ છું" એમ કહેવરાવવું[4] (વર્ષ પુરૂં થયા પછી કદાપિ તે પોતાના મુખથી "દાસ છું" એમ ન કહે તોપણ જીતનારનો તે પુત્ર થાય છે, તેથી તે ઉપરાંત તેનો ઉપભોગ કરવો.) પરાક્રમવડે જે કન્યાને હરણ કરી આણેલી હોય, તેને એક સંવત્સર થયા પહેલાં એમ ન પૂછવું કેઃ-"તું અમને પરણીશ? કે, બીજાને પરણવા ઇચ્છે છે?" અર્થાત્ જો તેની ઇચ્છા, બીજા સાથે લગ્ન કરવાની હોય તો, તેને અટકાવવી નહિ. એજ પ્રમાણે એકાએક છળ ભેદથી જે કાંઇ ધન વગેરે આણેલું હોય, તે સર્વને પણ એજ નિયમ લાગુ પડે છે[5]. જેમ એકાએક પકડી આણેલી દાસી કે, દાસ પણ એક વરસ પછી જેનાં હોય તેને પાછાં આપવાં; કેમ કે, તેથી તે જાણે પોતેજ તેને આપ્યાં હોય તેમ થાય છે. ચોર વગેરેને એકાએક પકડીને તેઓનું ધન આણેલું હોય, તે પણ રાજાએ રાખવું નહિ, પણ તેનું દૂધ બ્રાહ્મણોને પાવું; અર્થાત્ તે ખરચી નાંખવું. અથવા તેનો ઉપયોગ બળદ માટે કરવો અર્થાત્ પશુઓના પોષણ માટે તે ધન આપવું.

અથવા પકડી આણેલો પુરૂષ ચોર ન હોય તો, તેને માફી આપીને તેનું ધન તેને પાછું આપવું[૬]. રાજાએ રાજાની સાથેજ યુદ્ધ કરવું એવો ધર્મ કહેલો છે; પણ ક્ષત્રિય વિના બીજા પુરૂષે, રાજા સાથે યુદ્ધ કરવાને તેના સામે શસ્ત્ર કોઇ પણ પ્રકારે ફેંકવું નહિ[૭]. બે સેનાઓ એકઠી મળી હોય અને તે બન્નેની વચમાં બ્રાહ્મણ આવીને બન્ને પક્ષની શાંતિ ઇચ્છતો હોય, તોપછી યુદ્ધ કરવું નહિ[૮]. જે પુરૂષ બ્રાહ્મણનું ઉલ્લંઘન કરે છે, તે સનાતન કાળની મર્યાદાનું ભેદન કરે છે, એમ જાણવું. એમ છતાં પણ, કોઇ અધમ ક્ષત્રિય તે મર્યાદાનું ઉલ્લંઘન કરે, તો તે સમયથી તેને ક્ષત્રિયમાં ગણવો નહિ તથા તેને ક્ષત્રિયની સભામાં આવવા દેવો નહિ; અર્થાત્ તેનો જાતિબહિષ્કાર કરવો[૯-૧૦]. જે રાજા, જય મેળવવાની ઇચ્છાથી ધર્મનો લોપ કરીને મર્યાદાનો ભંગ કરવાવડે તે વૃત્તિનું અનુવર્તન કરતો નથી, તેનો પણ જાતિબહિષ્કારજ કરવો. ધર્મવડે યુદ્ધ કરતાં જે વિજય પ્રાપ્ત થાય છે, તે કરતાં બીજો મોટો લાભ કયો છે?[૧૧]. તે, વિજયાદિ કરીને અનાર્ય પ્રાણીઓને સહસા ઉતાવળેજ પ્રસન્ન કરે છે. કેમ કે, તે તેઓને મધુર વચનવડે તથા સુખભોગ આપવાવડે પ્રસન્ન કરી શકે છે, રાજાની એજ પરમ અને ઉત્તમ રાજનીતિ છે[૧૨]. અનાથ પ્રાણીઓને સાંત્વ ઉપાય છોડીને ભોગવવાથી તેઓ, પરિતાપ પામે છે, તેઓ, પોતાના ઉપર બળાત્કાર કરનારને દુઃખનો સમુદાય આવી પડે, એવા સમયની રાહ જોતાં જોતાં, શત્રુ રાજાનું ઉપાસન કરે છે[૧૩] અને જ્યારે રાજાના ઉપર સંકટ આવે છે ત્યારે તેઓ, તેના શત્રુઓને અનુકૂળ થાય છે. હે રાજન્! રાજાનું સંકટ ઇચ્છતા તેઓ સર્વ પ્રકારે સંતુષ્ટ થાય છે[૧૪]. એટલા માટે વિશેષે કરીને શત્રુને પણ છેતરવો નહિ તથા તેનો અતિશય છેદ પણ કરવો નહિ કેમ કે, તેનો અતિ છેદ કરવાથી તે કદાચિત્ જીવતરનો પણ ત્યાગ કરે[૧૫]. રાજા, કોઇ સમયે અલ્પ મળવાથી પણ તેટલાવડે સંતોષ માને છે અને તેવો રાજા પોતાના શુદ્ધ જીવિતને બહુ કરી માને છે[૧૬]. જે રાજાનો દેશ, વિશાળ હોય, સંપત્તિવાળો હોય, જેના લોકોને રાજા પ્રિય હોય, જેના રાજ્યમાં સેવક અને પ્રધાનો સંતુષ્ટ રહેતા હોય, તે રાજાનું મૂળ દૃઢ છે, એમ જાણવું[૧૭]. જે રાજાના રાજ્યમાં ઋત્વિક્, પુરોહિત, આચાર્ય અને બીજા પૂજવા યોગ્ય વિદ્વાનોનું પૂજન થાય છે, તે રાજાને લોકસંબંધી જ્ઞાનવાળો જાણવો[૧૮]. ઇંદ્રને એજ આચરણવડે રાજ્ય પ્રાપ્ત થયું અને એજ આચરણવડે રાજાઓ ઇંદ્રના લોકને જીતવાને ઇચ્છે છે[૧૯]. હે રાજન્! મોટા સંગ્રામમાં પૃથ્વી સિવાય, બીજું ધન મળે તોપણ રાજાએ જીતવું. કેમ કે, અન્ન અને ઔષધીઓ પણ પ્રતિદિને વારંવાર હરણ કરેલી છે, તોપછી સુવર્ણ આદિ હરણ કરવામાં શું આશ્ચર્ય?[૨૦]. અગ્નિહોત્ર તથા અગ્નિમાં હોમતાં શેષ રહેલુ હવિ અને રાંધેલું અન્ન, હરણ કરવું નહિ. કેમ કે, તે હરણ કરવાથી દિવોદાસ નામે રાજા ઠગાયો છે[૨૧]. હે ભારત! નાભાગ નામે રાજાએ દક્ષિણામાં રાજાસહિત દેશો આપ્યા હતા, પણ તેણે શ્રોત્રિય બ્રાહ્મણનું અને તપસ્વિયોનું દ્રવ્ય લીધું નહોતું, માટે ત્હારે પણ તે દ્રવ્ય લેવું નહિ[૨૨]. હે યુધિષ્ઠિર! પૂર્વે થઇ ગયેલા ધર્મજ્ઞ રાજાઓના ભારે-હલકાં અનેક દ્રવ્ય હતાં, તેવાં દ્રવ્યનું હરણ કરવું મને ગમે છે[૨૩]. જે રાજા પોતાની આબાદી ઇચ્છતો હોય, તેણે સર્વ પ્રકારની વિદ્યાના આધિક્યથી જય ઇચ્છવો, પણ કપટ અથવા દંભવડે જય ઇચ્છવો નહિ”[૨૪].

॥ सर्वविद्यातिरेकेण जयमिच्छेन्महीपतिः । न मायया न दंभेन य इच्छेद्भूतिमात्मन ॥

इति श्रीमहाभारते शां० प० राज० गु० भा० षण्णवतितमोऽध्यायः ९६ ॥

## અધ્યાય ૯૭ મો-ક્ષત્રિયોના યુદ્ધ ધર્મનું પ્રતિપાદન.

**युधिष्ठिर उवाच** ॥ क्षत्रधर्मान्नहि पापीयान्न धर्मोऽस्ति नराधिप ॥
॥ अपयानेन युद्धेन राजा हंति महाजनम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે રાજન્! ક્ષત્રિય ધર્મના કરતાં વધારે પાપી બીજો એકે ધર્મ છે નહિ. કેમ કે, રાજા જ્યારે યુદ્ધથી પાછો ભાગે છે, અથવા યુદ્ધ કરે છે ત્યારે તે, ઘણા પુરૂષનો નાશ કરે છે[1]. હે ભરતશ્રેષ્ઠ! હે વિદ્વન્! એમ છતાં પણ રાજા કયા કર્મવડે લોકોને જીતે છે? તે જાણવાની મને ઇચ્છા છે માટે તે તમે મને કહો!!"[2]. ભીષ્મ કહે છે—"રાજાઓ પાપી પુરૂષોનો નિગ્રહ કરવાવડે, સાધુઓનો સંગ્રહ કરવાવડે તથા યજ્ઞ અને દાન કરવાવડે પવિત્ર અને નિર્મળ થાય છે[3]. (વિજયની ઇચ્છાવાળા રાજાઓ, પ્રજાનો રોધ કરે છે અને તેને હેરાન કરે છે, પણ જ્યારે વિજય પ્રાપ્ત થાય છે, ત્યારે તેઓ, પુનઃ પ્રજાની વૃદ્ધિ કરે છે તેના દાન, યજ્ઞ અને તપના બળથી પાપ નાશ થાય છે અને પ્રાણીઓના ઉપર અનુગ્રહ કરવાને અર્થે તેઓનું પુણ્ય વૃદ્ધિ પામે છે.) જેમ ખેતરમાં નીંદણુ થયું હોય, ત્યારે તેને ખેતરમાંથી કાઢી નાંખનારા તે ખેતરના ધાન્યનો તથા નીંદણુનો વિનાશ કરે છે; પણ નીંદણુ ખેતરમાંથી બહાર કાઢી નાંખવામાં આવવાથી વસ્તુતઃ ધાન્યનો વિનાશ થતો નથી; એજ પ્રમાણે રાજા, શાસ્ત્રનો ત્યાગ કરીને, વધ કરવા યોગ્ય પુરૂષનો વધ કરે છે, તો તેનું પ્રાયશ્ચિત્ત એટલુંજ કે, તેણે પ્રાણીઓની પુનઃ સંભાવના કરવી[4,5]. જે રાજા, પ્રાણીઓનું પોતાના બળથી જતું ધન અટકાવીને અથવા વધ કે, કલેશથી રક્ષણ કરે છે, તેમજ લુંટારાઓથી છોડાવીને તેઓને પ્રાણ આપે છે, તે રાજાને ધન આપનારો અને સુખ આપનારો મહારાજા જાણવો[6]. તે રાજા, અભય દક્ષિણા જેમાં દક્ષિણારૂપ છે એવા સર્વ યજ્ઞોવડે ઈશ્વરનું પૂજન કરીને તથા આ લોકમાં કલ્યાણનો અનુભવ કરીને ઇંદ્રલોકમાં સુખ પામે છે[7]. જે રાજા, બ્રાહ્મણના ઉત્પન્ન થયેલા શત્રુઓની સાથે યુદ્ધયજ્ઞ કરે છે તથા તે યજ્ઞમાં આત્મારૂપ યજ્ઞસ્તંભને રોપે છે. તે યજ્ઞ અનંત દક્ષિણાવાળો જાણવો[8]. જે રાજા, નિર્ભય થઇને અને હાથમાં બાણ લઇને શત્રુઓને વિખેરી નાખે છે, તેના કરતાં પૃથ્વી ઉપર વિશેષ કલ્યાણકારી દેવતાઓ, બીજું કાંઇ જોતા નથી[9]. જે રાજાનાં શસ્ત્રો, સંગ્રામમાં જેટલી ત્વચાઓને ભેદે છે તે રાજા, સર્વે મનોરથને આપનારા તેટલા અક્ષયલોકને ભોગવે છે[10]. સંગ્રામમાં રાજાના શરીરમાંથી જે રૂધિર નિકળે છે તેથી સર્વ દુઃખસહિત સર્વ પાપોથી તે મુક્ત થાય છે[11]. ક્ષત્રિય, સંગ્રામમાં પરિતાપ પામીને જે જે દુઃખ સહન કરે છે, તે તે દુઃખવડે તેને તપ કર્યાનું ફળ થાય છે, એમ ધર્મને જાણનારા કહે છે[12]. (સંગ્રામમાં બીકણ એવા ધર્મ પુરૂષો યુદ્ધ કરનારા શૂરવીરોની પાછળ રહે છે અને જેમ વૃષ્ટિથી જળની ઇચ્છા રાખે છે તેમ, તેઓ શૂરાઓથી શરણની ઇચ્છા રાખે છે. જો શૂર પુરૂષ, ભયથી રક્ષણ કરીને મનુષ્યને યુદ્ધ કરવાને અભિમુખ કરે નહિ, અર્થાત્ તેને સહાય આપીને યુદ્ધ કરવાને પ્રેરણા કરે નહિ અને તેઓને પાછળ મૂકી, પોતેજ આગળ થઇને તેઓની વતી સંગ્રામ કરે તો, તે પણ પૂર્વવત્ પુણ્ય ઉત્પન્ન કરનારૂંજ કર્મ છે. કદાચિત્ તે ક્ષત્રિયો (રક્ષણ કરનારા થઇને) કાર્ય જોઇને તેને નમસ્કાર કરે અને તેઓ પાછા વળીને ધર્મ યુદ્ધ કરે તોપણ તે તેવું ફળ આપનારૂં નથી. જ્યારે સંગ્રામમાં બન્ને સૈન્ય સામ સામા આવી જાય છે, અને તેના ઉત્તમ યોદ્ધાઓ એક બીજા સામે શસ્ત્રોના પ્રહાર કરવા માંડે છે, તે વખતે) જે પુરૂષો પ્રથમ સમાન દેખાતા હોય છે, તેઓમાં પણ મોટું અંતર દેખાવા માંડે છે. શૂર પુરૂષ શત્રુઓની સામો ચાલ્યો

જાય છે અને બીકણુ પુરૂષ નાસવા માંડે છે[13] કેટલાક, વિષમ વેળાએ પોતાના દેહનો ત્યાગ કરીને, પોતાના સહાયોને પણ છોડી દે છે. હે તાત ! જે પુરૂષો, સંગ્રામમાં પોતાના સહાયોને તજીને પોતે કુશળતાથી ઘેર પાછા જાય, તેવા અધમ પુરૂષોને તું ઉત્પન્ન કરીશ નહિ. જે પુરૂષો પોતાના સહાયોને તજીને પોતાના પ્રાણુનું રક્ષણુ કરવા ઇચ્છે છે તેઓનું ઇંદ્રાદિક દેવો અકલ્યાણુ કરે છે[14,15]. એવા ક્ષત્રિયોને કાષ્ઠવડે કે, પથરાવડે પ્રહાર કરીને મારી નાંખવો, અથવા ઘાસની પુળીઓમાં બાંધીને તેને બાળી નાંખવો અથવા પશુની પેઠે, તેને મારી નાખવો[16]. (જો ક્ષત્રિય કફ, લીંટ અને મૂત્ર કાઢતો, તથા દીનની પેઠે વિલાપ કરતો, ખાટલામાં પડયો પડયો મરણુ પામે તો, તે અધર્મ સમજવો. જે ક્ષત્રિયના શરીરમાં ઘા વાગ્યો ન હોય અને તેવા અક્ષત દેહથી જો તે, મરી જાય તો પ્રાચીન ધર્મને જાણુનારા ક્ષત્રિયો, તે કર્મનું વખાણુ કરતા નથી. હે તાત ! ક્ષત્રિય પુરૂષનું ઘરમાં મરણુ થવું વખાણુવા લાયક નથી. જેને શૂરપણાનું અભિમાન છે તે પોતાનું શૂરત્વ તજીને મરણુ પામે, તો તે બહુ અધર્મ અને કંગાલપણું જાણુવું. જો કોઇ ક્ષત્રિય, ખાટલામાં પડયો પડયો, બેબાકળા મુખથી પોતાનાં છોકરાંનો શોક કરતો, રોગવડે દુર્ગંધ શરીરવાળો, "હાય હાય" કરતો, મરણુ પામે તો તે મૃત્યુ પાપ ભરેલું, મહાકષ્ટકારક અને દુઃખવાળું જાણુવું. જે પુરૂષ વીર, અભિમાની અને ગર્વવાળો હોય છે, તે એવા મૃત્યુને ઇચ્છતો નથી; પણુ સંગ્રામમાં નીરોગીઓ જેવું મૃત્યુ પામે છે તેવા મૃત્યુની ઇચ્છા કરે છે.) જે શૂર ક્ષત્રિય હોય તે, પોતાની જ્ઞાતિના સમુદાયથી વીંટાઇને, સંગ્રામમાં શત્રુઓનું નિકંદન કરીને તથા તીવ્ર શસ્ત્રોવડે ક્લેશ પામીને મૃત્યુ પામવાને યોગ્ય છે[17]. તે પુરૂષ, લોકોએ પૂજેલું અને વખાણુવા યોગ્ય મૃત્યુ પામીને, અત્યંત સ્વધર્મ પ્રાપ્ત કરીને, ઇંદ્રલોકમાં જઇને સુખ ભોગવે છે[18]. જે પુરૂષ, પોતાના સર્વ ઉપાયવડે સંગ્રામમાં મોખરે રહીને પીઠ ન દેખાડતાં, જીવિતનો ત્યાગ કરે છે, તે ઇંદ્રલોકમાં જાય છે[19]. શત્રુઓથી વીંટાએલો શૂર પુરૂષ, દીનતા ન દેખાડે તો જે જે સ્થળમાં મરણુ પામે, તે તે સ્થળમાંથી તે અક્ષયલોકને પામે છે"[20].

॥ यत्र यत्र हतः शूरः शत्रुभिः परिवारितः । अक्षयान् लभते लोकान् यदि दैन्यं न सेवते ॥

**इति श्रीमहाभारते शा० रा० गु० भा० सप्तनवतितमोऽध्यायः ॥ ९७ ॥**

---

## અધ્યાય ૯૮ મો–યુદ્ધથી દેવલોક પ્રાપ્તિ સંબંધે ઇંદ્ર અને અંબરીષનો સંવાદ.

**युधिष्ठिर उवाच** ॥ के लोका युध्यमानानां शूराणामनिवर्तिनाम् ॥

॥ भवंति निधनं प्राप्य तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે–"હે પિતામહ ! જે શૂર પુરૂષો સંગ્રામમાંથી પાછા ન વળતાં, યુદ્ધ કરે છે અને તેમાં મૃત્યુ પામે છે તેઓને કયા લોક મળે છે ? તે મને કહો !"[1]. ભીષ્મ કહે છે,–"હે યુધિષ્ઠિર ! આ વિષે પણુ ઇન્દ્ર અને અંબરીષના ઇતિહાસનું પુરાતન ઉદાહરણુ આપવામાં આવે છે[2]. નાભાગના પુત્ર અંબરીષે, દુર્લભ એવા સ્વર્ગમાં જઇને દેવલોકમાં ઇંદ્રની સાથે બેઠેલા પોતાના સેનાપતિને, સર્વ દિશામાં તેજોમય ઉત્તમ વિમાનમાં બેઠેલો, સર્વથી ઉપર જતો અને દેવના સરખી સમૃદ્ધિવાળો જોયો, તેથી ઉદાર બુદ્ધિવાળો અંબરીષ, વિસ્મય પામીને ઇંદ્રને કહેવા લાગ્યો[3-5]. અંબરીષ કહે છે,–"જેની ચારે બાજુ સમુદ્ર વીંટાએલો છે એવી સમગ્ર પૃથ્વીને વિધિ પ્રમાણે મેળવીને તથા ચારે વર્ણના લોકોનું શાસ્ત્ર પ્રમાણે પાલન કરીને મેં, ધર્મની

ઇચ્છાથી મ્હારી પ્રવૃત્તિ કરી છે[૬]. વળી મહા કઠિન બ્રહ્મચર્ય પાળીને, ગુરૂની સેવા કરીને ધર્મવડે વેદનું અધ્યયન કરીને તેમ કેવળ રાજનીતિનું શાસ્ત્ર પણ ભણીને મેં, પ્રજાનું પાલન કર્યું છે[૭]. વળી હે ઇંદ્ર! અતિથિઓને અન્નપાન આપીને, પિતૃઓને સ્વધાપૂર્વક તૃપ્ત કરીને, સ્વાધ્યાયની દીક્ષાવડે ઋષિઓનું પૂજન કરીને, મહા ઉત્તમ યજ્ઞોવડે દેવોનું પૂજન કરીને અને શાસ્ત્ર પ્રમાણે તથા વિધિ પ્રમાણે ક્ષત્રિય ધર્મ આચરીને મેં, મ્હારી સેનાને લઇને સર્વ સ્થળમાં વિજય કર્યો છે[૮.૯]. હે દેવરાજ! આ મ્હારો સેનાપતિ સુદેવ કે, જે પૂર્વે શાંત બુદ્ધિવાળો મ્હારો યોદ્ધા હતો તે આજ મ્હારાથી અધિકતા કેમ પામે છે?[૧૦]. હે ઇંદ્ર! એણે, મોટા મોટા યજ્ઞ કરીને દેવતાઓનું પૂજન કર્યું નથી તથા વિધિપ્રમાણે બ્રાહ્મણોને તૃપ્ત કર્યા નથી, તોપણ તે મ્હારાથી આગળ કેમ જાય છે?"[૧૧]. ઇંદ્ર કહે છે,–"હે રાજન! એ સુદેવે, યજ્ઞ તો કર્યાં નથી પણ તેણે વિશાળ અને અત્યંત મોટો સંગ્રામરૂપ યજ્ઞ કરેલો છે તથા બીજા જે ક્ષત્રિયો પણ યુદ્ધ કરે છે તેઓ તેવોજ યજ્ઞ કરે છે, એમ જાણવું[૧૨]. સર્વ યોદ્ધાઓ કવચ સજીને સેનાને મોખરે યુદ્ધ કરવાને તત્પર થાય છે, તેજ તેમણે યજ્ઞ કરવાની દીક્ષા ધારણ કરી, એમ જાણવું અને તેમને જે યજ્ઞ કરવાનો અધિકાર છે તે યુદ્ધયજ્ઞ છે, એમ નિશ્ચય જાણવું"[૧૩]. અંબરીષ કહે છે,–"હે ઇંદ્ર! તમે જે યુદ્ધ–યજ્ઞ કહ્યો, તેમાં હોમવાનું હુતદ્રવ્ય શું છે? ઘૃત શું છે? દક્ષિણા શી છે? અને ઋત્વિજ કોણ છે? તે મને કહો!!"[૧૪]. ઇંદ્ર કહે છે,–"યુદ્ધયજ્ઞમાં હાથીઓ ઋત્વિજ છે, ઘોડા ઓ અધ્વર્યુ છે, શત્રુઓનાં માંસ હુતદ્રવ્ય છે અને તેમનું રૂધિર ઘૃત છે[૧૫]. શીઆળ, ગીધ, કાગડા અને બીજા માંસાહારી પક્ષીઓ સદસ્ય છે; એ સદસ્યો, હોમતાં બાકી રહેલું ઘૃત પીએ છે તથા યજ્ઞ કરતાં રહેલું હુતદ્રવ્ય ખાઈ જાય છે[૧૬]. પ્રાસ અને તોમર નામે આયુધોના સમુદાય, તરવાર, શક્તિ અને ફરશી નામે ચળકતાં અને પાણી પાએલાં આયુધો, એ સર્વ તે યજ્ઞ કરનારાઓના સરવા છે[૧૭]. વળી ધનુષ્યના વેગથી વિસ્તાર પામેલો, શત્રુના શરીરને ભેદનાર, સરળ, અત્યંત તીક્ષ્ણ અને પાણી પાએલો તીર, (બાણ) મોટો સરવો જાણવો[૧૮]. તે યુદ્ધયજ્ઞમાં ગજચર્મથી વીંટાએલું; હાથીની સુંઢને ધારણ કરનારૂં ખડ્ગ સ્ફિક્ જાણવું[૧૯]. વળી તેજવડે જાજવલ્યમાન, તીક્ષ્ણ અને સર્વ પ્રકારના તીક્ષ્ણ લોહથી નિર્માણ કરેલાં પ્રાસ નામે આયુધ, શક્તિ, ઋષ્ટિ અને ફરસીવડે જે પ્રહાર કરવા, તે યજ્ઞ કરવાનું દ્રવ્ય સમજવું[૨૦]. વળી સંગ્રામમાં જેમ જેમ સેનાની સંખ્યા વિશેષ હોય અને જેમ જેમ વિશેષ વખત સુધી યુદ્ધ ચાલે, તેમ તેમ મોટા વિસ્તારવાળું, પ્રહાર કરવાથી ઉત્પન્ન થયેલું, જે રૂધિર, મોટા વેગથી પૃથ્વી ઉપર પડે છે તે તે યજ્ઞની સર્વ સમૃદ્ધિવાળી અને ઇષ્ટ મનોરથને આપનારી પૂર્ણાહુતિ જાણવી[૨૧]. સેનાને મોખરે, "મારો, કાપો" એવો જે શબ્દ સંભળાય છે, તે સામવેદનું ગાન કરનાર પુરૂષો, યમલોકમાં મોકલનારા યુદ્ધયજ્ઞમાં સામવેદનું ગાન કરે છે, એમ જાણવું[૨૨]. શત્રુઓની સેનાનો મોખરો, તે હુતદ્રવ્યને સ્થાપન કરવાની જગ્યો સમજવી, વળી હાથી, ઘોડા અને કવચ સજેલા યોદ્ધા પુરૂષોનો સમુદાય, તે યજ્ઞમાં "શ્યેનચિત્ત" નામે અગ્નિ સમજવો. અને યુદ્ધયજ્ઞમાં તેજ અગ્નિ જોઇએ[૨૩]. એક હજાર યોદ્ધાઓને હણીને મસ્તક વિનાનું જે ધડ, તે યજ્ઞમાં ઉભું થાય છે તે, શૂર પુરૂષના યુદ્ધ–યજ્ઞમાં ખેરના લાકડાનો યજ્ઞસ્તંભ જાણવો[૨૪]. અંકુશ મારીને હાંકેલા હાથીઓ જે ચીસો પાડે છે, તે હે રાજન! હાથની તાળી પાડીને વષટ્કારનો ઉચ્ચાર કર્યો, એમ સમજવું. હે રાજન! તે યજ્ઞમાં દુંદુભીને સામાહિક ત્રણે વેદને જાણનાર ઉદ્ગાતા જાણવો[૨૫]. બ્રાહ્મણનું ધન હરણ થયેલું જોઇને, પોતાના પ્રિય દેહને યુદ્ધમાં તજીને તથા પોતાને યજ્ઞસ્તંભના સ્થળે પડ્યો

મૂકીને જે, જાય છે તેણે અનંત દક્ષિણાવાળો યુદ્ધયજ્ઞ કર્યો, એમ જાણવું[૨૬]. જે શૂર પુરૂષ, પોતાના સ્વામી રાજાના અર્થે સંગ્રામના મોખરે પરાક્રમ કરે તથા કોઈપ્રકારના ભયથી પાછો વળે નહિ તેને મ્હારા સમાન લોકની પ્રાપ્તિ થાય છે[૨૭]. કાળાં ચામડાંથી વીંટેલાં ખડ્ગવડે અને ભોંગળ જેવા બાહુઓ વડે જેણે યુદ્ધયજ્ઞની વેદી પાથરેલી છે, તેને મ્હારા સમાન લોકની પ્રાપ્તિ થાય છે[૨૮]. જે શૂર પુરૂષ, વિજય કરવામાં સ્થિતિવાળો થઇને બીજા કોઇની પણ સહાયની અપેક્ષા રાખતો નથી અને સેનાની મધ્યે ધસ્યો જાય છે, તેને મ્હારા સમાન લોક મળે છે[૨૯]. (જે વીર પુરૂષ રૂધિરના સમૂહવાળી, ભેરીરૂપ દેડકા તથા કાચબાવાળી, વીર પુરૂષોનાં અસ્થિરૂપ કાંકરાવાળી, માંસ અને રૂધિરરૂપ કાદવ થવાથી ગમન કરવાને અશક્ય, તરવાર અને ઢાલરૂપી હોડીથી તરી શકાય એવી, ભયાનક, કેશરૂપી સેવાળ અને કાંઠા ઉપરના ઘાસવાળી, કપાઇ ગયેલા ઘોડા, હાથી અને ભાંગી ગયેલા રથવડે વમળવાળી, ધ્વજા અને પતાકારૂપ નેતરના વેલાઓવાળી, હણાએલા હાથીઓરૂપ વાહનવાળી, રૂધિરરૂપ સંપૂર્ણ જળથી ભરેલી, સંગ્રામરૂપ નદી, પાર જનારા પુરૂષોએ તરવી મહા કઠિન છે. તે હણાએલા હાથીરૂપ મોટા મગરવાળી, પરલોક પ્રત્યે વહન કરનારી શુભાશુભ ફળ આપનારી, “ ઋષ્ટિ ” નામે આયુધ અને ખડ્ગરૂપી મોટી નૌકાવાળી, ગીધ, કાગડા અને કંક પક્ષીરૂપ હોડીઓવાળી, રાક્ષસો જેના બન્ને તટનું સેવન કરે છે તથા બીકણને મહાકષ્ટ ઉત્પન્ન કરનારી તે નદી યોદ્ધાઓના સંગ્રામથી ઉપજેલી છે. યોદ્ધાઓ સંગ્રામયજ્ઞ સંપૂર્ણ કરી તે નદીમાં સ્નાન કરે છે;) જે સંગ્રામયજ્ઞની વેદી શત્રુઓના મસ્તકોથી પથરાય છે તથા હાથી અને ઘોડાની ખાંધોવડે વ્યાપ્ત થાય છે, તે પુરૂષને મ્હારા લોકની પ્રાપ્તિ થાય છે[૩૦]. (એ યજ્ઞમાં શત્રુઓની સેનાનો મોખરો, તે પત્નીશાળા છે અને પોતાની સેનાનો મોખરો, તે આહુતિ મૂકવાનું સ્થાન છે, સદસ્ય અને દક્ષિણા, તે યોદ્ધાઓ છે અને સેનાનું ડાબું પાસું, તે અગ્નિ રાખવાનું સ્થાન છે, શત્રુની સેના, તે ભાર્યા છે, એવા યુદ્ધરૂપી દીક્ષાવાળાને સર્વ લોકો દૂર નથી. જે સમયે બંને બાજુએ વ્યૂહ રચનાથી સેના ઉભી રહેલી હોય છે અને તેના આગળ જે અવકાશ હોય છે તે શૂરવીરનો વેદી છે, ત્યાં તે વીર સંગ્રામયજ્ઞ કરીને દેવતાઓનું પૂજન કરે છે અને તેજ તેના વેદ અને ત્રણે અગ્નિઓ છે.) જે યોદ્ધા, શત્રુઓથી ત્રાસ પામીને સંગ્રામમાંથી પાછો પડીને નાસે છે તે પ્રતિષ્ઠાહીન થઇને, નરકને પામે છે, એમાં સંશય નથી[૩૧]. જેના રૂધિરના વેગવડે સંગ્રામભૂમિ ડુબી જાય છે તથા કેશ, માંસ અને અસ્થિથી સંપૂર્ણ થાય છે તે પુરૂષ, પરમગતિને પામે છે[૩૨]. જે, સેનાપતિને હણીને તેના વાહન ઉપર બેસે છે, તેને વિષ્ણુના સરખો પરાક્રમી, શત્રુઓનું આક્રમણ કરનાર અને બૃહસ્પતિના સરખો ઇશ્વર જાણવો[૩૩], જે યોદ્ધા સેનાના નાયકને, તેના છોકરાને, અથવા તેની સેનામાં જે પૂજવાયોગ્ય હોય, તેને જીવતો પકડી લે છે, તેને મ્હારા જેવા લોકની પ્રાપ્તિ થાય છે[૩૪]. સંગ્રામમાં હણાએલા શૂર પુરૂષનો કદાપિ શોક કરવો નહિ. જે શૂરો સંગ્રામમાં હણાયો છે, તે સ્વર્ગલોકમાં પૂજાય છે માટે તેનો શોક કરવો ઘટિત નથી[૩૫]. સંગ્રામમાં હણાએલા શૂર પુરૂષની પછવાડે અન્ન કે, ઉદક આપવાની જરૂર નથી તથા તેનું સ્નાન કે, સૂતક પાળવાને ડાહ્યા પુરૂષો ઇચ્છતા નથી. તેને જે લોક પ્રાપ્ત થાય છે, તે હું તને કહું તે સાંભળ[૩૬]. જ્યારે કોઈ શૂર પુરૂષ સંગ્રામમાં હણાય છે, ત્યારે ઉત્તમ હજારો અપ્સરાઓ “ આ મ્હારો સ્વામી થાઓ” એવી ઇચ્છાથી ત્વરાવડે તેના સામી દોડે છે[૩૭]. જે પુરૂષ યુદ્ધમાં વિજય મેળવે છે તેનું એજ તપ અને પુણ્ય છે તથા સનાતન ધર્મ પણ એજ છે. તેજ પ્રકારે ચારે આશ્રમોનું ફળ પણ તેને પ્રાપ્ત થાય છે[૩૮]. વૃદ્ધ, બાળક અને સ્ત્રી, એઓને હણવા નહિ; નાસી જતાને

પાછળથી હણવો નહિ; જે મુખમાં ઘાસ ઘાલીને શરણે આવેલો હોય તથા જે મુખથી એમ બોલતો હોય કે "હું ત્હારે શરણ છું" તેને પણ ત્હારે મારવો નહિ[૩૯]. જંભાસુર, વૃત્રાસુર "બલ" નામે અસુર, 'પાક' નામે અસુર, સો માયા જાણનાર વિરોચન, દુર્વાય, નમુચી, અનેક માયા જાણનાર શંબર, દિતિનો પુત્ર વિપ્રચિત્તિ; દનુના સર્વે પુત્રો અને પ્રહ્લાદ, એ સર્વને સંગ્રામમાં હણીને હું, દેવતાઓનો રાજા થયો છું"[૪૦,૪૧]. ભીષ્મ કહે છે,–એ પ્રમાણે ઇંદ્રનું વચન સાંભળીને અને તેને ગ્રહણ કરીને અંબરીષ પોતાના યોદ્ધાઓની સિદ્ધિને પામ્યો"[૪૨].

॥ इत्येतच्छक्रवचनं निशम्य प्रतिगृह्य च । योधानामात्मनः सिद्धिमंबरीषोभिपन्नवान् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि रा० गु० भा० अष्टनवतितमोऽध्यायः ॥ ९८ ॥

## અધ્યાય ૯૯ મો–રાજા જનકે, પોતાના યોદ્ધાઓને સ્વર્ગ–નરક બતાવ્યાં.

भीष्म उवाच ॥ अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ॥
॥ प्रतर्दनो मैथिलश्च संग्रामं यत्र चक्रतुः ॥ १ ॥

ભીષ્મ કહે છે,–"શૂર પુરૂષોના ઉત્સાહ સંબંધી એક પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, તેમાં પ્રતર્દન અને મૈથિલના સંગ્રામની વાત છે[૧]. હે યુધિષ્ઠિર ! તે બન્નેના સંગ્રામમાં યજ્ઞોપવીત ધારણ કરનાર મિથિલાનો રાજા જનક પોતાના યોધાઓને ઉત્સાહ ઉત્પન્ન કરવા લાગ્યો તે હું તને કહું છું તે સાંભળ[૨]. મહાત્મા અને સર્વ તત્વને જાણુ-નાર મિથિલાના રાજા જનક, પોતાના યોદ્ધાઓને યોગબળથી સ્વર્ગ તથા નરક બતાવીને કહેવા લાગ્યો કે: "અરે હે યોદ્ધાઓ !* જુઓ ! આ લોક શૂર પુરૂષોના છે; તે ગંધર્વની કન્યાઓથી પરિપૂર્ણ, સર્વ કામની પ્રાપ્તિ કરી આપનારા અને અક્ષય છે[૩,૪]. આ + નરકલોક છે. જેઓ સંગ્રામમાંથી નાસી જાય છે, તેઓના અર્થે ઉપસ્થિત થયેલા છે; એમાં પડીને અનંતકાળ સુધી અપકીર્તિ ભોગવે છે. માટે આ જોઇને હવે પછી જે યત્ન કરવો ઘટે તે કરો[૫]. એ નરક લોકને તથા સ્વર્ગ લોકને જોઇને દેહનો ત્યાગ કરવાની બુદ્ધિ રાખીને શત્રુ-ઓનો પરાજય કરો ! પણ તમે અપ્રતિષ્ઠાવાળા નરકના વંશમાં આવી પડશો નહિ. દેહનો ત્યાગ કરવાથી સર્વોત્તમ સ્વર્ગનું દ્વાર પ્રાપ્ત થાય છે"[૬]. હે શત્રુનાં નગરને જીતનાર યુધિષ્ઠિર ! એ પ્રમાણે રાજાનાં વચન સાંભળીને તે યોદ્ધાઓએ, પોતાના રાજાને હર્ષ પમાડીને સંગ્રામમાં શત્રુઓનો પરાજય કર્યો એટલા માટે આત્માને (પોતાને) વશમાં રાખનાર સત્યવાન પુરૂષે, નિરંતર સંગ્રામના શિખર ઉપર રહેવું યોગ્ય છે[૭]. ચારે બાજુ હાથીઓ રાખીને તેની વચ્ચે રથીઓની § સેના રાખવી અને રથીઓની વચમાં ઘોડેસ્વાર લશ્કર રાખવું તથા ઘોડેસ્વારની વચ્ચે કવચ સજેલું પાયદળ × સૈન્ય રાખવું, એ પ્રકારે જે રાજા વ્યૂહરચના કરે છે તે નિરંતર શત્રુઓને જીતે છે; માટે હે યુધિષ્ઠિર ! ત્હારે નિરંતર એ પ્રકારે કરવું[૮,૯]. અતિ-શય ક્રોધવાળા સારી રીતે યુદ્ધ કરીને સર્વ સુકૃત પ્રાપ્ત કરવાની (જય મેળવવાની) ઇચ્છા રાખે છે. અને તેઓ, જેમ સમુદ્રને મગરો ક્ષોભ પમાડે છે તેમ, સેનાને ક્ષોભ પમાડે છે[૧૦]. જો તેમની સેનાના યોદ્ધાઓ ખેદ પામી ગયા હોય તો, તેઓ પરસ્પર વ્યવસ્થા કરીને તેઓને હર્ષ આપે છે. ત્હારે જીતેલી ભૂમિનું રક્ષણ કરવું; સંગ્રામ છોડીને નાઠેલાઓની પાછળ અત્યંત દોડવવું નહિ[૧૧]. કેમ કે, હે રાજન ! નાસતા સૈન્યની પાછળ પડવાથી તેઓ, જીવવાની

* સ્વર્ગલોક બતાવીને કહે છે. + નરકલોક બતાવીને કહે છે. § રથમાં બેઠેલા યોદ્ધાઓનું લશ્કર.
× પગે ચાલનાર પાળાનું લશ્કર.

આશા તજીને પાછા વળી સામા થાય છે, ત્યારે તેઓનો વેગ સહન કરવો અતિ કઠિન થઈ પડે છે; માટે નાસતાની પછવાડે પડવું ન જોઇએ[12]. જે પુરૂષો શૂર હોય છે, તેઓ અત્યંત નાસતા શત્રુના ઉપર પ્રહાર કરવા ઇચ્છતા નથી, માટે પલાયન કરતા પુરૂષોની પાછળ અતિશય પડવું નહિ[13]. નહિ ચાલનારા પદાર્થો ચાલનારા પ્રાણીઓનું ભોજન છે; દાઢો વિનાના પ્રાણીઓ દાઢોવાળા પ્રાણીઓનું ભોજન છે; તરસ્યા પ્રાણીઓનું ભોજન જળ છે અને તેજ રીતે શૂર પુરૂષોનું ભોજન કાયર છે[14]. આ જગતમાં સર્વ પુરૂષોને પીઠ, પેટ, હાથ અને ચરણ સમાન છે, તથાપિ તેઓમાં જે બીકણ હોય છે તે શૂરાથી પરાભવ પામે છે; એટલા માટે ભયથી પીડિત થઇને વારંવાર પ્રણામ કરીને અને હાથ જોડીને તેઓ શૂર પુરૂષોની સેવામાં ઉભા રહે છે[15]. આ સર્વ લોક પુત્રની પેઠે, શૂર પુરૂષોના બાહુ ઝાલીને ઉભા રહેલા છે, અર્થાત્ આ લોક શૂરાઓના આધારથી ટકી રહેલા છે; માટે સર્વ સ્થિતિમાં જે શૂરો હોય, તેજ સન્માનને યોગ્ય છે[16]. ત્રણે લોકમાં શૌર્યથી બીજું કાંઇ ઉત્તમ તત્વ છે નહિ; શૂર આ સઘળાનું પાલન કરે છે અને સર્વ કાંઈ શૂર પુરૂષમાંજ સ્થિતિ કરીને રહેલું છે"[17].

॥ न हि शौर्यात्परं किंचित्रिषु लोकेषु विद्यते । शूरः सर्वं पालयाति सर्वं शूरे प्रतिष्ठितम् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि विजिगीषमाणवृत्ते गुर्जरभाषायां नवनवतितमोऽध्यायः ॥ ९९ ॥

## અધ્યાય ૧૦૦ મો–યુદ્ધ કરવાની રીતિ.

युधिष्ठिर उवाच ॥ यथा जयार्थिनो सेनां नयंति भरतर्षभ ॥
॥ ईषद्धर्मं प्रपीड्यापि तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–" હે પિતામહ ! હે ભરતશ્રેષ્ઠ ! જયને ઇચ્છિવાવાળા રાજાઓ, ધર્મને સાધારણ રીતે છોડીને પણ જે રીતે સેનાને લઈ જાય છે–ભય પામેલાઓને પણ રાજભય બતાવીને યુદ્ધમાં આગળ કરે છે, તે મને કહો ! ! "[1]. ભીષ્મ કહે છેઃ–" કેટલાક પુરૂષોમાં સત્યવડેજ ક્ષત્રિયધર્મ રહેલો છે; કેટલાકમાં મરણના નિશ્ચયથી એટલે " જ્યારે ત્યારે પણ મરવુંજ છે, ત્યારે યુધ્ધમાં પરાક્રમ કરીને શા માટે ન મરવું ? " એવી સમજણથી ક્ષત્રિય ધર્મ રહેલો છે; કેટલાક પુરૂષોમાં શિષ્ટાચારથી એટલે " અમે ક્ષત્રિય છીએ છતાં યુધ્ધમાં ન જઇએ તો, લોકમાં ખોટું દેખાય તથા અમારી મહત્તાને ખામી લાગે " એવી સમજણથી ક્ષત્રિયધર્મ રહેલો છે; કેટલાકમાં પ્રથમ કહેલા રાજભયને લીધે ક્ષત્રિયધર્મ રહેલો છે. એ ચાર હેતુવડે ક્ષત્રિયધર્મ સ્થિર થયેલો છે[2]. હવે અર્થ અને ધર્મ એ બન્નેના સદ્યઃફળ આપનારા ઉપાય કેવા છે ? તથા તે ઉપાય કામે લગાડતાં કેવા ધર્મ આચરવા ? તે હું કહું છું. જેઓ ધર્મની મર્યાદા છોડીને વર્તે છે તેમને દસ્યુ (લૂંટારા–ચોર) અને ધર્મના નાશ કરનારા જાણવા[3]. તે દસ્યુઓનો નાશ કરવાને અને સર્વ કાર્યની સિદ્ધિને અર્થે હું, વેદમાં કહેલા ઉપાય તને કહું છું, તે તું મ્હારા થકી સાંભળ ! ![4]. હે ભારત ! વેદમાં બે પ્રકારની બુદ્ધિઓ કહેલી છે; એક વાંકી અને બીજી સીધી. તેમાંથી જાણી જોઇને વાંકી બુદ્ધિનું સેવન કરવું નહિ; પણ કાર્ય આવી પડે, એટલે સામા શત્રુઓ વાંકા ચાલનારા હોય તો, વાંકી બુદ્ધિથીજ તેમનો વિનાશ કરવો[5]. જેઓ, રાજાના શત્રુઓ હોય છે તેઓજ રાજાની સાથે ભેદ કરીને વર્તે છે; પણ રાજા તેમનું કપટ સમજીને, જેમ અમિત્રને બાધ કરે છે તેમ, તેમના કપટનો પણ બાધ કરે છે[6]. હે યુધિષ્ઠિર ! હાથીનાં ચામડાં બાણ વાગવાથી રક્ષણ કરનારાં છે; ગાય,

બળદ અને અજગરનાં ચામડાં શલ્ય, કંટક અને લોહથી રક્ષણ કરનારાં છે; એવાં ચર્મ, બખ્તર, ચમર, ધોળાં તથા પીળાં વસ્ત્ર, પીળાં કે રાતાં કવચ, અનેક પ્રકારના રંગથી રંગેલી ધ્વજાઓ અને પતાકાઓ; ઋષ્ટિ, તોમર, ખડ્ગ અને તીક્ષ્ણ ધારવાળી ફરસીઓ, ઢાલો અને ચામડાં, એવાં અનેક આયુધ બનાવવાં[૯]. પછી એવાં શસ્ત્રો લઇને નિશ્ચય યુક્ત થયેલા યોદ્ધાઓ તૈયાર કરવા. ચૈત્ર કે, માર્ગશીર્ષ માસની તિથિમાં સેનાને સજ્જ કરવાનો યોગ પ્રશસ્ત કહેલો છે[૧૦]. કેમ કે, તે કાળમાં પૃથ્વી ઉપર અન્ન પાકે છે તથા પૃથ્વી જળથી પરિપૂર્ણ હોય છે, હે ભારત! તે કાળ અતિ ઉષ્ણ હોતો નથી કે, અતિ શીતળ પણ હોતો નથી[૧૧]. એટલા માટે તે વખતે યુદ્ધ કરવામાં કે, શત્રુઓને સંકટમાં આણી મૂકવામાં સેનાની યોજના કરવી. શત્રુઓને પીડા કરવામાં એ યોગ ઉત્તમ કહ્યા છે[૧૨]. શત્રુની સામે જવામાં જે માર્ગ પસંદ કરવો તે જળવાળો, ઘાસવાળો, સમાન અને ગમન કરવાને યોગ્ય જોઇએ. વળી વનમાં ફરી જાણનારા તથા કુશળ અને જાણીતા ચારાઓએ, જ્યાં વારંવાર આવજાવ કરવાથી (તે ચારાઓને) સારી રીતે વિદિત થઇ રહેલો માર્ગ હોય તે માર્ગ સેનાને લઈ જવામાં ઉત્તમ ગણાય છે[૧૩]. શિકાર પકડનારા જેવી રીતે અરણ્યમાં જઈ શકે છે, તેવી રીતે અજાણ્યાથી જવાતું નથી, માટે જયને ઇચ્છનારા રાજાઓ, સેનામાં તેઓને માર્ગ બતાવવાને યોજે છે[૧૪]. તે માર્ગે પ્રથમ પદાતિ સેના મોકલવી; તેમાંના પુરૂષો શક્તિમાન અને કુળવાન જોઇએ. માર્ગમાં છાવણી કરવી તો, જેની નજીકમાં જળ હોય તથા જ્યાં શત્રુઓને આવવાને માર્ગ કઠણ પડે તેવો તથા એકજ હોય, એવી જગ્યોએ કોઈ કિલ્લામાં કરવી[૧૫]. કેમ કે, તેમ કરવાથી શત્રુઓ તેના ઉપર ચારે બાજુથી હુમલો કરી શકતા નથી. એવી રીતે કિલ્લામાં છાવણી કરવા કરતાં, વનમાં છાવણી નાંખીને રહેવું તે વિશેષ લાભકારક છે[૧૬]. કેમ કે, તેમાં ઘણા લાભ જોઇને યુદ્ધમાં નિપુણ પુરૂષો, તેવી જગ્યાને પસંદ કરે છે. વળી ત્યાં થોડેક છેટે થોડુંક સૈન્ય (અનામત) રાખી શકાય છે[૧૭]. વળી તે (સિલક) રાખેલા સૈન્યને એકાએક આવી પડવું હોય તો, તે પણ ઠીક પડે છે; વળી પદાતિ લશ્કરને ઝાડીમાં સંતાડી શકાય છે અને તેથી તે અચાનક શત્રુ ઉપર હુમલો કરી શકે છે તથા મુખ્ય ફોજને સંકટ આવે, ત્યારે મદદે આવી શકે છે[૧૮]. યુદ્ધ કરતી વેળાએ સપ્ત ઋષિઓને પછવાડે રાખીને પર્વતના સરખા સ્થિર થઇને લડવું; એવી રીતે યુદ્ધ કરીને દુર્જય શત્રુઓને પણ જીતવા[૧૯]. જે દિશામાંથી વાયુ આવતો હોય, જે દિશામાં (ઉત્તરાયન કે, દક્ષિણાયન) સૂર્ય હોય, જે દિશામાં શુક્ર હોય, તે દિશામાં જય પ્રાપ્તિ થાય છે. હે યુધિષ્ઠિર! એ સર્વમાંથી શુક્ર કરતાં સૂર્ય અને સૂર્ય કરતાં વાયુની દિશા બળવાન છે તથા એ ત્રણે એકજ દિશામાં હોય તો, તે સૌથી શ્રેષ્ઠ છે[૨૦]. જે પુરૂષો યુદ્ધમાં કુશળ છે તેઓ કાદવ વિનાની, જળવિનાની, સેતુ કે, કોટ આદિ મર્યાદા વિનાની અને માટીનાં ખાડિયાંવિનાની ભૂમિ ઘોડાને માટે ઉત્તમ ગણે છે; અર્થાત્ ઘોડેસ્વારોએ તેવી ભૂમિમાં ગમન કરવું યોગ્ય છે[૨૧]. રથને ગમન કરવા માટે કાદવરહિત તથા ખાડાટેકરા વિનાની ભૂમિ વખણાય છે. નીચાં ઝાડવાળી, અત્યંત ઘાસવાળી અને જળવાળી ભૂમિ હાથીપર બેસીને યુદ્ધ કરનારાઓને અનુકૂળ છે[૨૨]. ઘણા કિલ્લાવાળી, અત્યંત ઘાસવાળી, વાંસ અને નેતરથી ભરપૂર, પર્વતવાળી અને વાડીઓવાળી ભૂમિ પાયદળને અનુકૂળ છે[૨૩]. હે ભારત! જે સેનામાં પાયદળ વિશેષ હોય, તે સેના દૃઢ સમજવી. ઘોડા અને રથની સેના વૃષ્ટિ વિનાના વગેરે સારા દિવસે ઉત્તમ છે. ઘણા હાથી અને ઘણા પાયદળવાળી સેના ચોમાસામાં વખણાય છે. એવા સઘળા ગુણોનો સારી રીતે વિચાર કરીને, દેશ અને કાળની યોજના કરવી[૨૪-૨૫]. એવી રીતે વિચાર કરીને સારી તિથિ તથા શુભ નક્ષત્ર જોઇને સેનાને યુદ્ધ કરવા માટે મોકલનાર રાજા, નિરંતર વિજય પામે છે[૨૬].

યુદ્ધમાં પકડેલા કેદીઓને છોડી દેતી વખતે, યુદ્ધ કરવાને પ્રયાણ કરતી વખતે, ચાલવા વખતે, ખાવાની કે, પીવાની વેળાએ, જેઓ સૂતેલા હોય, તરસ્યા હોય, શાંત હોય અને વેરાઇ ગયેલા હોય તેઓને હણવા નહિ;[૨૭] તેમજ જેઓને ઠપકો આપ્યો હોય, ગાળો દીધી હોય, હણેલા હોય, હલકા કર્યા હોય, જેઓ વિશ્વાસ રાખતા ન હોય (સાવધ હોય), જેમણે કોઇ કામનો આરંભ કર્યો હોય, સુરંગ વગેરે ગુપ્ત ઉપાય કરતા હોય, જેઓને પરિતાપ પમાડેલા હોય, જેઓ ઘાસ વગેરે લેવાને અર્થે બહાર ફરતા હોય, જેઓ, કોઇની થાપણ લઇને જતા હોય, ઘેર જતા હોય, જે વંશ પરંપરાથી દ્વારપાળ હોય, જે બારણા આગળ ચોકી કરતા હોય અને જે કોઈ, જમાતના અધિકારી હોય, એવા પુરૂષોને પણ હણવા નહિ[૨૮.૨૯]. જે પુરૂષો, શત્રુની સેનાનો ભેદ પમાડે છે અથવા પોતાની સેના ભેદ પામેલી હોય તો, તેને પાછી એકત્ર કરીને તેની વ્યવસ્થા કરે છે તેને પોતાના સમાન ખાનપાન આપવું અને તેઓનો પગાર બમણો કરવો[૩૦]. તે દશ ગામનો અધિપતિ હોય તો, તેને સો ગામનો અધિપતિ કરવો. શૂર અને તંદ્રારહિત તે પુરૂષ સો ગામનો અધિપતિ હોય તો, તેને હજાર ગામનો અધિપતિ કરવો[૩૧]. રાજાએ, મુખ્ય મુખ્ય યોદ્ધાઓને એકઠા કરીને કહેવું કેઃ— "સંગ્રામમાં આપણો વિજય થશે, એ વાતનો અમને સંશય છે; માટે તમે જો સંગ્રામમાં એક બીજાનો ત્યાગ ન કરો એમ હોય તો, સંગ્રામમાં આવો. જેઓ કાયર અને બીકણ હોય તેઓએ અહીંથીજ પાછા વળવું ઘટે છે. જેઓ તુમુલ યુદ્ધ સમયે પોતાની સેનાના મુખ્ય પુરૂષોનો ઘાત કરાવે એવા હોય અથવા જેઓ શત્રુની સેના એકઠી થઇને આવે, તે સમયે તેનો વધ કરે નહિ કે, તેમને નસાડે નહિ એવા હોય, તેમણે ઘેરથીજ પાછા વળવું ઠીક છે; કેમકે, સંગ્રામમાં નાસવાથી પુરૂષ, પોતાનો તથા પોતાના પક્ષનો નાશ કરે છે. વળી પલાયન કરવાથી અર્થનો નાશ, પોતાનો વધ અને અપકીર્ત્તિ પ્રાપ્ત થાય છે; તેમજ જે પુરૂષો, યુદ્ધમાંથી નાસે છે તેઓને કડવી તથા દુઃખ ઉત્પન્ન કરે એવી વાણી ( લોકનિંદા ) પ્રાપ્ત થાય છે[૩૨-૩૫]. મ્હારા દુશમનના વીરો, પોતાના શત્રુઓ સાથે યુદ્ધ કરવાથી જેના ઓઠ અને દાંત પડી ગયા છે તથા જેણે સર્વ આયુધ તજી દીધાં છે એવા સદૈવ ભલે થાઓ !! અર્થાત્ અમારામાંથી કોઈ એવો પરાજય પામી શસ્ત્ર ત્યાગ કરનારો થશો નહિ, એમ અમે ઇચ્છીએ છીએ[૩૬]. જે પુરૂષો યુદ્ધમાં મુખ ફેરવીને પીઠ બતાવે છે તેઓને અધમ પુરૂષ જાણવા; તેઓ માત્ર સેનાની સંખ્યામાંજ વધારો કરવારૂપ છે, પણ આ લોકમાં કે, પરલોકમાં તેઓને સુખ મળવાનું નથી[૩૭]. જે પુરૂષ યુદ્ધમાંથી નાસે છે તેની પાછળ શરીરે ચંદન ચોપડીને અને અલંકાર ધારણ કરીને વિજય પામેલા શત્રુઓ, મનમાં આનંદ પામીને દોડે છે[૩૮]. સંગ્રામમાં આવેલા શત્રુઓ, જે પુરૂષના યશનો નાશ કરે છે તેને હું, વધ કરતાં પણ અત્યંત અસહ્ય દુઃખ માનું છું[૩૯]. જે વિજય મેળવવો બીકણને પરમ ગ્લાનિ ઉત્પન્ન કરનારો છે, તે વિજય ધર્મનું અને તમામ સુખનું મૂળ છે[૪૦]. શૂર પુરૂષ, તે વિજયને પ્રાપ્ત કરે છે. સંગ્રામમાં જેમણે જીવતરની આશાનો ત્યાગ કર્યો છે અને જેઓ સ્વર્ગની ઇચ્છાને રાખે છે અથવા જેઓ સંગ્રામમાં ઘાયલ થઇને પણ વિજય મેળવે છે, એવા અમે સદ્‌ગતિ પામીશું[૪૧]. એ પ્રમાણે જેમણે સોગંદ ખાધેલા છે, જેમણે જીવતરની આશા છોડી દીધી છે અને જેઓ બીકણ નથી, એવા વીર પુરૂષો શત્રુની સેનામાં ઘુસે છે[૪૨]. સેનાના આગલા ભાગમાં ઢાલ-તરવારવાળું પુરૂષનું સૈન્ય જોઇએ અને સેનાના પાછલા ભાગમાં ગાડા વગેરેનું સૈન્ય તથા મધ્યમાં સ્ત્રી આદિ ખટલો રાખવો[૪૩]. જે, સેનામાં આગળ જાય, તે નગરના વૃદ્ધ પુરૂષો હોય, તથાપિ તેમણે શત્રુઓનો નાશ કરવાના અર્થે પાયદળનું રક્ષણ કરવું[૪૪]. જે સ્વતંત્ર વિચારના અને

સત્વવાળા પુરૂષો સર્વથી વધારે માન પામેલા છે, તેમણે સેનામાં આગળ થઇને જવું અને બીજા સર્વ, તેઓની પાછળ પાછળ જાય[૪૫]. જેઓ કાયર હોય તેઓને પણ યત્નથી ઉત્સાહ આપવો અને તેઓથી કાંઇ પરાક્રમ ન બની શકે, તો માત્ર સેનાનો સમૂહ મોટો દેખાડવાને માટે પણ યુદ્ધ કરનારાઓની પાસે ઉભા રહેવું[૪૬]. સેનાપતિએ, પોતાની સેના થોડી હોય અને શત્રુની સેના વધારે હોય તો, તે ઘણા મળેલા શત્રુ સાથે પોતાના થોડા યોદ્ધાઓનું યુદ્ધ ચલાવવું અને તે વખતે તેઓને પાસે પાસે રાખવા. પણ ઘણા યોદ્ધા હોય ત્યાં પોતાની મરજીમાં આવે તો, તેઓને ફેલાતા રાખવા; ઘણા શત્રુઓની સાથે લડનારા થોડા યોદ્ધાઓનું સૈન્ય, સોયના મુખ જેવું આગળથી સાંકડું અને પાછળથી મોટું જોઇએ[૪૭]. યુદ્ધ શરૂ થયું હોય તે વખતે અથવા પરાજય પામતું હોય તે વખતે, સાચું કે, જુઠું પણ હાથ ઝાલીને એમ બોલવું કે "શત્રુઓ હાર્યા છે અને નાઠા છે[૪૮]. આ મ્હારા શત્રુઓના સૈન્ય ઉપર તમે નિર્ભય થઇને પ્રહાર કરો!!" જે બળવાળા હશે તે ભૈરવ નાદ કરતા શત્રુઓને બાધ કરશે[૪૯]. વળી ચીસો, કીકીઆરીઓ, ક્રકચ નામે રણવાજું, રણસિંગાં, ભેરી, મૃદંગ, પણવ વગેરે રણવાજાં વગાડીને આગળ ચાલનારાઓને શૂર ચડાવવું!!"[૫૦].

॥ क्ष्वेडाः किलकिलाशब्दाः क्रकचा गोविषाणिकाः । भेरीमृदंगपणवान्नादयेयुः पुरश्चरान् ॥

**इति श्रीमहाभारते शां० रा० सेनानीतिनाम गु० भा० शततमोऽध्यायः ॥ १०० ॥**

---

## અધ્યાય ૧૦૧ મો–યોદ્ધાઓનાં લક્ષણોનું વર્ણન.

**युधिष्ठिर उवाच** ॥ किंशीलाः किंसमाचाराः कथंरूपाश्च भारत ॥

॥ किंसन्नाहाः कथंशस्त्रा जनाः स्युः संगरे क्षमाः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–"હે ભારત! સંગ્રામમાં સમર્થ એટલે યોગ્ય પુરૂષો કેવા આચરણવાળા, કેવા શીલવાળા, કેવી આકૃતિવાળા, કવચ વગેરે કેવી સામગ્રીવાળા અને કેવા હથિયારવાળા જોઇએ?"[૧]. ભીષ્મ કહે છેઃ–"વીર પુરૂષે દેશકાળને યોગ્ય હથિયાર તથા વાહન રાખવું, કેમ કે, વીરપુરૂષ તેવા હથિયાર તથા વાહનથી પોતાના કામમાં યથાયોગ્ય વરતી શકે છે[૨]. ગાંધાર (કાબુલ) દેશના, સિંધદેશના અને સોરઠદેશના યોદ્ધાઓ, પંઝા અને પ્રાસ નામના આયુદ્ધથી લડનારા, બળવાન તથા શૂરા હોય છે, માટે તેઓની સેના સર્વ કામમાં પૂરી પડે એવી થાય છે[૩]. કંદહારના યોદ્ધા, સર્વ શાસ્ત્રમાં કુશળ અને સત્યવાળા હોય છે; પૂર્વ દેશના યોદ્ધા, હાથીની લડાઇમાં કુશળ અને કપટયુદ્ધ કરનારા હોય છે[૪]. યવન, કાંબોજ અને મથુરાની આસપાસના યોદ્ધાઓ, બાહુયુદ્ધમાં કુશળ હોય છે. દક્ષિણ દેશનાં યોદ્ધાઓ, તરવારથી લડવામાં કુશળ હોય છે[૫]. વળી સર્વ દેશમાં મોટા સત્વવાળા, મોટા બળવાળા, શૂર પુરૂષો ઉત્પન્ન થાય છે, તેઓ વિશેષે કરીને કેવા હોય છે? તેનાં લક્ષણ હું, તને કહું તે સાંભળ[૬]. તેઓની વાણી તથા નેત્ર સિંહ અને વાઘનાં જેવાં હોય છે; તેઓનું ગમન પણ સિંહ અને વાઘ જેવું હોય છે. કબૂતર અને કુલિંગ પક્ષીના જેવા નેત્રવાળા પુરૂષો પણ શૂરા અને શત્રુનો નાશ કરનારા હોય છે[૭]. હરણના જેવા સ્વરવાળા, વાઘના અને બળદના જેવા નેત્રવાળા પુરૂષો વેગવાળા હોય છે. ઘંટડીના જેવા સ્વરવાળા પુરૂષો પ્રમાદી, ક્રોધી અને મંદ હોય છે[૮]. જે પુરૂષો, મેઘના જેવા સ્વરવાળા તથા જેઓ, ઉંટના જેવા સ્વરવાળા હોય છે, તેઓ ક્રોધમુખા હોય છે. જેઓના નાકની અણી તથા જીભ વાંકી હોય છે, તેઓ દૂર જનારા અને દૂર જગ્યો ઉપર પડનારા હોય છે[૯]. બિલાડાના જેવા

નેત્રવાળા, વાંકા શરીરવાળા, થોડા કેશવાળા અને પાતળી ત્વચાવાળા પુરૂષો ઉતાવળીઆ, ચપળ અને પકડાવાને કઠિન હોય છે[10]. મગરના જેવી આંખવાળા તથા મીચાયલી જેવી આંખવાળા પુરૂષો કોમળ પ્રકૃતિના હોય છે. ઘોડાના સરખી ગતિવાળા તથા તેવા અવાજવાળા પુરૂષો શત્રુની પાછળ જનારા હોય છે[11]. બાંધીદડીના શરીરવાળા, સુંદર દેખાવવાળા, પહોળી છાતીવાળા અને સર્વ અંગ જેઓનાં સમાન હોય એવા પુરૂષો રણવાજાંનો નાદ સાંભળીને કોપે છે તથા યુદ્ધમાં આનંદ પામે છે[12]. જેઓ ગંભીર નેત્રવાળા, બહાર નીકળેલાં નેત્રવાળા, માંજરાં નેત્રવાળા, નોળિયાનાં જેવાં નેત્રવાળા અને જેઓની ભ્રમર ચઢેલી હોય એવા મુખવાળા પુરૂષો, શૂરા અને સંગ્રામમાં દેહ આપનારા હોય છે[13]. વાંકી દ્રષ્ટિવાળા, ઉંચા કપાળવાળા, માંસરહિત હડપચીવાળા, કઠિન બાહુવાળા, આંગળીઓ ઉપર ચક્રવાળા તથા શરીરે કૃશ અને જેઓની નસો ઉપર દેખાય છે એવા જેઓ હોય છે તેઓ, સંગ્રામ ઉપસ્થિત થાય ત્યારે વેગથી તેમાં પ્રવેશ કરે છે તથા હાથીની પેઠે, મદવાળા થઇને શત્રુથી પરાજય કરવાને કઠિન થાય છે[14,15]. જેઓના કેશ પીળચટા તથા તેના છેડા ફાટેલા હોય છે, જેઓનાં પાસાં, હડપચી અને મુખ લાંબાં હોય છે, જેઓના સ્કંધ ઉંચા અને ગ્રીવા લાંબી હોય છે તથા જેઓના ચરણની પિંડીઓ ભારે હોય છે, તેઓને ભયાનક જાણવા[16]. શ્રીકૃષ્ણના સુગ્રીવ અશ્વના જેવા ઉદ્ધત, ગરૂડના જેવા ઉન્નત, ગોળ મસ્તકવાળા, પહોળી મુખાકૃતિવાળા, બિલાડાના જેવા મુખવાળા, ઉગ્ર સ્વરવાળા, ક્રોધી, સંગ્રામમાં જ્યાં બૂમ પડે ત્યાં દોડનારા, ધર્મને નહિ જાણનારા, ગર્વિષ્ઠ, ભયાનક સ્વભાવવાળા તથા ભયાનક દેખાવવાળા, એ સર્વ સીમાડાના દેશમાં ઉપજેલા ભિલ્લ વગેરે જાણવા. તેઓ સંગ્રામમાં દેહ આપે પણ પાછા વળે નહિ એવા હોય છે, માટે સર્વદા સૈન્યમાં તેઓને મોખરે કરવા, કેમ કે, તેઓ કાંતો શત્રુઓને હણે છે અથવા પોતે હણાય છે[17,18]. તેઓ અધર્મી અને સદાચારરહિત હોય છે; તેઓનો પરાભવ સાંત્વ ઉપાયથી કરવો; કેમ કે, જેમ તેઓ શત્રુઓ સાથે મરણીઆ થઇને યુદ્ધ કરે છે, તેજ રીતે પોતાના રાજા ઉપર પણ વારંવાર કોપે છે"[20].

॥ अधार्मिका भिन्नवृत्ता सांत्वेनैषां पराभवः । एवमेव प्रकुप्यंति राज्ञोप्येते ह्यभीक्ष्णशः ॥

**इति श्रीमहाभारते शां० रा० गु० भा० शतोपरि प्रथमोऽध्यायः ॥१०१ ॥**

## અધ્યાય ૧૦૨ જો-વિજયચિહ્ન અને રાજનીતિનું વર્ણન.

**युधिष्ठिर उवाच** ॥ जयिन्याः कानि रूपाणि भवंति भरतर्षभ ॥

॥ पृतनायाः प्रशस्तानि तानि चेच्छामि वेदितुम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે ભરતશ્રેષ્ઠ! વિજય મેળવનારી સેનાનાં પ્રશંસા કરવા યોગ્ય લક્ષણ કેવાં હોય છે? હું તે જાણવાને ઇચ્છું છું"[1]. ભીષ્મ કહે છેઃ–"હે ભરતશ્રેષ્ઠ! વિજય મેળવનારી સેનાનાં પ્રશંસા કરવા યોગ્ય જે લક્ષણ હોય છે, તે હું તને સર્વ પ્રકારે કહું છું તે સાંભળ"[2]. પ્રથમ દૈવ કોપે છે અને પછી કાળથકી પ્રેરાયલા મનુષ્યો કોપે છે; વિદ્વાનો એ બન્નેના કોપને જ્ઞાનરૂપી દિવ્ય ચક્ષુથી જોઇ શકે છે. તાત્પર્ય કે, દૈવજ્ઞ સંપત્તિ અને પુરોહિત સંપત્તિ એ વિજયનું લક્ષણ છે[3]. એમાં દૈવકોપ જાણવામાં આવે તો, તેના જ્ઞાનવાળા પુરૂષો પ્રાયશ્ચિત્ત વિધિ, જપ, હોમ અને બીજાં મંગલ કાર્ય કરે છે તથા અહિત શમાવે છે[4]. હે ભારત! જેની સેનામાં યોદ્ધાઓ અને વાહનો ઉત્સાહયુક્ત મનવાળા હોય છે, તે સેના નિશ્ચય શત્રુનો પરાજય કરે છે[5]. જે સેનાની પાછળ વાયુ વાય છે, જેની

પછવાડે ઇંદ્રધનુષ્ય થાય છે, જેની પછવાડે મેઘ ગર્જના કરે છે, જેની પછવાડે સૂર્યનાં કીરણ હોય છે[6]. શિયાળ, કાગડા અને ગીધ; એવાં જાનવરો જેઓને અનુકૂળ શબ્દ કરી શુકન આપે છે, તે સેનામાં ઉત્તમ પ્રકારનો વિજય પ્રાપ્ત થાય છે[7]. જે સેનાના નિર્ગમન સમયમાં આકાશ નિર્મળ હોય છે, અગ્નિની જ્વાળાઓ સીધી ઉંચે ચાલી જાય છે તથા જમણી તરફ લગાર નમે છે અને તેમાંથી ધૂમાડો નીકળતો નથી, તેમાં હોમાતી આહુતિઓના સુખદાયક સુગંધ નીકળે છે, ત્યારે તે આગળ થવાના વિજયનું લક્ષણ જાણવું[8]. જ્યારે મોટા શબ્દવાળા, ગંભીર નાદવાળા શંખ અને ભેરીઓ વાગવા માંડે છે તથા યુદ્ધ કરવાને ઉત્સુક યોદ્ધાઓ અનુકૂળ થાય છે, તેને આગળ થવાના વિજયનું લક્ષણ જાણવું[9]. યુદ્ધ કરવાને નીકળેલી સેના જ્યારે ચાલવા માંડે ત્યારે ઇષ્ટ એવાં હરણો પછવાડે કે, ડાબી બાજુએ જાય અને શત્રુઓની જમણી બાજુએ જાય, ત્યારે વિજયની સિદ્ધિ જાણવી. પણ જો હરણો સામાં આવે છે તો અપશુકન જાણવા, ત્યારે સેનાનું પ્રયાણ અટકાવવું[10]. જ્યારે હંસ, ક્રૌંચ, મોર અને ચાસ વગેરે પક્ષીઓ મંગળ શબ્દ બોલે છે તથા યોદ્ધાઓ હર્ષ પામેલા અને સત્યવાળા થાય છે, ત્યારે આગળ થવાના વિજયનું લક્ષણ જાણવું[11]. જેની સેના શસ્ત્ર, યંત્ર, કવચ, ધ્વજા અને યુવાન પુરૂષોનાં કાંતિવાળાં મુખવડે તેજસ્વી અને સામું ન જોઇ શકાય એવી હોય, તેની સેના શત્રુઓનો પરાજય કરે છે[12]. જેની સેનામાંના યોદ્ધાઓ, વૃદ્ધ અને ગુરૂની સેવા કરનારા તથા રાજસેવામાં નિષ્ઠાવાળા, અભિમાન વિનાના તથા પરસ્પર મિત્રતા રાખનારા હોય તથા પવિત્રતા પાળનારા હોય, ત્યારે તેને આગળ થવાના વિજયનું લક્ષણ કહેલું છે[13]. જ્યારે શબ્દ, સ્પર્શ અને ગંધ મનને આનંદ આપે છે તથા યોદ્ધાઓના મનમાં ધૈર્ય પ્રવેશ કરે છે, ત્યારે તેને વિજયનું દ્વાર જાણવું[14]. સંગ્રામમાં પ્રવેશ કર્યા પછી કાગડો ડાબી તરફ શબ્દ કરે તો તે ઉત્તમ શુકન જાણવા; સંગ્રામમાં પ્રવેશ કરવાની ઇચ્છા હોય તે વખતે, તે જમણે પાસે બોલે તો તે ઉત્તમ જાણવો; જો પછવાડે બોલે તો, અર્થની સિદ્ધિ કરે અને જો આગળ આવીને બોલે તો તે સારો નથી[15]. હે યુધિષ્ઠિર ! ચાર અંગવાળી મોટી સેના એકઠી કરીને પ્રથમ સામ ઉપાયથી વર્તણુંક કરવી અને તેથી કાર્ય ન થાય તો યુદ્ધમાં યત્ન કરવો[16]. હે ભારત ! જેને "યુદ્ધ" નામથી કહે છે તેમાં મળેલો વિજય અધમ છે; કેમ કે, સંગ્રામમાં વિજય મળવો દૈવઇચ્છાપર આધાર રાખે છે તથા યુધ્ધનું પરિણામ શું થશે ? તે પણ ઈશ્વરજ જાણી શકે છે[17]. જેમ પાણીનો મોટો વેગ હોય, જેમ ત્રાસ પામેલાં મોટાં પશુઓ હોય, તેમ નાસતી મોટી સેના પણ નિવારણ કરી શકાતી નથી; અર્થાત્ તેને અટકાવી શકાય નહિ[18]. સેના નાસે છે, એટલે કાંઇ કારણ ન છતાં, પણ જાણીતા અને અનુભવી પુરૂષો, પણ નાસવા માંડે છે. સેના, જાણે અત્યંત બળવાળી અને મોટા મૃગના ટોળા જેવી છે[19]. એક બીજાને જાણનારા, હર્ષ પામેલા, પ્રાણની દરકાર નહિ રાખનારા, દ્રઢ નિશ્ચયવાળા માત્ર પાંચસેંજ શૂરા હોય તો, શત્રુની મોટી સેનાનો નાશ કરે છે[20]. કદિ પાંચ, છ કે, સાત એકઠા મળેલા, એક નિશ્ચયવાળા, કુળવાન અને સારી રીતે સત્કાર પામેલા યોદ્ધાઓ હોય તો, તે પણ શત્રુઓને જીતે છે[21]. જો બની શકે એમ હોય તો, યુદ્ધ કરવાનું કોઇ પ્રકારે માન્ય કરવું નહિ; કેમ કે, સામ, ભેદ અને દાન, એ ત્રણ ઉપાય વ્યર્થ જવા પછી ચોથો ઉપાય યુદ્ધ કહ્યો છે[22]. જે બીકણ હોય છે તેઓને તો માત્ર સેનાનું દર્શન કરાવવાવડેજ ભય પ્રાપ્ત થાય છે અને તેઓ ધારે છે કે. જેમ પ્રજ્વલિત વજ્રમાંથી દંડ પડે તેમ, કોણ જાણે આ સેના કઈ જગ્યોએ તૂટી પડશે[23]. સામા આવતા સંગ્રામને જાણીને જે પુરૂષો, તેની સામે જાય છે, તે યોદ્ધાઓના શરીરમાંથી વિજયને અર્થે પરસેવો નીકળે છે[24].

હે રાજન ! અગ્નિના તાપવડે તપેલા પ્રાણીઓની મજ્જા નામે ધાતુ શિથિલ થઇ જાય છે તથા સ્થાવર-જંગમ બધો દેશ પીડા પામે છે; તેવા દેશની સાથે ક્રૂર ઉપાયથી મિશ્ર સામ ઉપાયનો પ્રયોગ કરવો; કેમ કે, શત્રુઓથી પીડાઇને તેઓ સર્વ તરફથી સંધિ કરવાને કબૂલ થાય છે[25,26]. શત્રુ રાજાના દેશમાં તેના મિત્રોને ફોડવાને અર્થે છૂપા દૂત મોકલવા તથા શત્રુ રાજા કરતાં, બીજો જે બળવાન રાજા હોય તેની સાથે સંધિ કરવી અને એ પ્રકારે એકી વખતે ભય, સંધિ અને શત્રુના શત્રુને ઉત્તેજન આપીને શત્રુને જીતવો[27]. ચારે પાસેથી હેરાન કરવાથી જેવી રીતે શત્રુઓનો પરાજ્ય કરી શકાય છે, તેવી રીતે બીજે પ્રકારે પરાજય કરી શકાતો નથી[28]. હે પાર્થ ! સજ્જનો પ્રત્યે ક્ષમા ગુણ રાખવો યોગ્ય છે, પણ અસજ્જનો પ્રત્યે ક્ષમા રાખવી યોગ્ય નથી; ક્ષમા અને અક્ષમાનું શું પ્રયોજન છે ? તે ત્હારે, એ રીતે જાણવું જોઇએ[29]. જે રાજા, શત્રુને જીતીને પછી તેને ક્ષમા કરે છે તેઓના યશની વૃદ્ધિ થાય છે તથા મોટો અપરાધ કર્યો હોય, તોપણ શત્રુઓ ક્ષમા કરનારા ઉપર વિશ્વાસ લાવે છે[30]. શંબર, પોતાની નીતિમાં એમ કહે છે કે, "શત્રુને ખેંચીને પાંશરો કર્યા પછી તેના ઉપર ક્ષમા કરવી ઉત્તમ છે; કેમ કે, જે લાકડું તપાવ્યા વિના સીધું કરવામાં આવે છે, તે લાકડું પુનઃ પોતાની અસલ સ્થિતિ પ્રમાણે વાંકુ થઈ જાય છે[31]. તે પ્રમાણે શત્રુને પણ પ્રતાપ બતાવ્યા સિવાય ક્ષમા કરવામાં આવે છે તો, તે પુનઃ થોડા વખતમાં પ્રતિકૂળ થઇ જાય છે. પણ એ દ્રષ્ટાંત બરોબર નથી તથા આચાર્યો તેની પ્રશંસા કરતા નથી; ક્રોધ કર્યા વિના તથા વિનાશ કર્યા વિના પુત્રની પેઠે, શત્રુનું નિયમન કરવું, એજ સારૂં છે[32]. હે યુધિષ્ઠિર ! જે રાજા, બહુ કઠોર થાય છે તે રાજાનો સર્વ પ્રાણીઓ દ્વેષ કરે છે અને જે રાજા, કોમળ સ્વભાવ રાખે છે, તેનું સર્વ કોઇ માન રાખતું નથી; માટે કોમળ તથા કઠોર બંને ગુણ ધારણ કરવા[33]. હે ભારત ! શત્રુના ઉપર પ્રહાર કરવાનો હોય અથવા પ્રહાર કરતો હોય તોપણ રાજાએ, મીઠાં વચનજ બોલતાં જવું તથા પ્રહાર કરીને પણ, જાણે શોક કરતો હોય તથા રૂદન કરતો હોય, એમ બતાવીને તેના ઉપર કૃપા કરવી[34]. રાજાએ એમ બોલવું કેઃ "મ્હારા પુરૂષોએ સંગ્રામમાં ઘણા જણને માર્યા, એ મને પ્રિય લાગતું નથી; હું તેઓને વારંવાર કહું છું, તોપણ તેઓ મ્હારા કહ્યા પ્રમાણે કરતા નથી[35]. અરે ! જીવવાની આશા રાખનાર આવા પુરૂષનો વધ કરવો યોગ્ય નથી. સંગ્રામમાં નહિ નાસનારા ઉત્તમ પુરૂષો અત્યંત દુર્લભ છે. જેણે, આ પુરૂષને સંગ્રામમાં માર્યો, તેણે મ્હારૂં ઘણુંજ અપ્રિય કર્યું છે" એ પ્રમાણે મુખથી બોલવું અને પેલા પુરૂષને હણનાર પોતાના યોદ્ધાનું છુપી રીતે સન્માન કરવું[36,37] હણનારના અને હણાયલાના પક્ષના પુરૂષો, જેમ કરે તેવી રીતે લોકની પ્રીતિ ઉત્પન્ન કરવાને માટે તેનો બાહુ ઝાલીને રડવું પણ ખરૂં[38]. એ પ્રમાણે સર્વ અવસ્થામાં રાજાએ, સાંત્વ પૂર્વક આચરણ કરવું; તેથી ધર્મને જાણનારો તે રાજા, સર્વ પ્રાણીઓને પ્રિય અને ભયરહિત થાય છે[39]. હે ભારત ! તેના ઉપર સર્વ પ્રાણીઓ વિશ્વાસ રાખે છે અને જેઓ વિશ્વાસ રાખે છે તેઓનો સમય પ્રમાણે ઉપભોગ થઇ શકે છે[40] એટલા માટે જે રાજા, પૃથ્વી ભોગવવાને ઇચ્છિતો હોય, તેણે કપટનો ત્યાગ કરી સર્વ પ્રાણીઓનો પોતાના ઉપર વિશ્વાસ ઉત્પન્ન કરવો તથા તેઓનું સર્વ પ્રકારથી રક્ષણ કરવું"[41].

तस्माद्विश्वासयेद्राजा सर्वभूतान्यमायया । सर्वतः परिरक्षंश्च यो महीं भोक्तुमिच्छति ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि सेनानीतिनाम गुर्जरभाषायां शतोपरि द्वितीयोऽध्यायः ॥ १०२ ॥**

## અધ્યાય ૧૦૩ જો–શત્રુને જીતવાના ઉપાયો.

युधिष्ठिर उवाच ॥ कथं मृदौ कथं तीक्ष्णे महापक्षे च पार्थिव ॥
॥ आदौ वर्तेत नृपतिस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–"હે પિતામહ! હે રાજન! રાજાએ, કોમળ સ્વભાવના અથવા તીક્ષ્ણ સ્વભાવના મોટા પક્ષ સાથે પ્રથમ શી રીતે વર્તવું? તે મને કહો?"[1] ભીષ્મ કહે છેઃ–"હે યુધિષ્ઠિર! આ વિષે પણ બૃહસ્પતિ અને ઇંદ્રના સંવાદના પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[2]. શત્રુઓના વીરને હણનાર દેવતાનો પતિ ઇંદ્ર, બૃહસ્પતિની પાસે જઇ હાથ જોડીને નમસ્કાર કરી પૂછવા લાગ્યો[3]. ઇંદ્ર કહે છેઃ–"હે બ્રહ્મન્! મ્હારા શત્રુઓ પ્રત્યે હું સાવધાન થઈને શી રીતે વર્તું? તથા વિનાશ કર્યા સિવાય તેઓને કયા ઉપાયવડે વશ કરૂં?[4] બે સેનાનો સંગ્રામ થાય તો, તેમાં વિજય કોને મળશે? એ વાતનો નિશ્ચય થઇ શકે નહિ. માટે હું શું કરૂં? તો પ્રતાપવાળી તેજસ્વી રાજ્યલક્ષ્મી મ્હારો ત્યાગ કરે નહિ"[5]. એ પ્રશ્ન સાંભળીને ધર્મ, અર્થ અને કામમાં કુશળ, સન્માન પામેલા અને રાજધર્મના વિધાનને જાણનારા બૃહસ્પતિએ ઇંદ્રને કહ્યું[6]. બૃહસ્પતિ કહે છે–"પોતાનો અપકાર કરનારા શત્રુઓને યુદ્ધવડે કબજે કરવાને કદાપિ ઇચ્છવું નહિ. અમર્ષ અને અક્ષમા, એ બે ગુણ મૂર્ખ પુરૂષોમાં હોય છે[7]. શત્રુના વધ ઇચ્છનારાએ શત્રુને નિવૃત્તિ આપવી નહિ. પણ ક્રોધ, ભય અને હર્ષ; એ વિકારોનું પોતાનામાં નિયમન કરીને, વિશ્વાસ ન રાખતાં છતાં, વિશ્વાસ રાખનારની પેઠે શત્રુનું સેવન કરવું. નિરંતર પ્રિયજ બોલવું. કંઈ પણ અપ્રિય કરવું નહિ[8,9] જેમાંથી ફળ ઉપજતું નથી તેવા શુષ્ક વૈરથી વિરામ પામવો, મિથ્યા ગળું દુખાડવાથી પણ વિરામ પામવો; જે પ્રમાણે પક્ષીને પકડનારો, પક્ષીના સરખો શબ્દ કરીને પક્ષીઓને વશ કરે છે, તે પ્રમાણે રાજાએ પણ, શત્રુને અનુકૂળ વચન બોલીને તેને વશ કરવો. હે ઇંદ્ર! શત્રુને હણવો અને તેના વંશને સ્થાપન કરવો[10,11]. હે ઇંદ્ર! રાજાએ શત્રુનો પરાજય કરીને નિરંતર સુખે સૂઇ રહેવું નહિ; કેમ કે, તડતડીઆવાળા અગ્નિની પેઠે, તે દુષ્ટ પુરૂષ નિરંતર જાગતોજ રહે છે[12]. હે મહારાજ! સંગ્રામમાં વિજય મળવો, એ દૈવ ઇચ્છા ઉપર આધાર રાખે છે માટે સંગ્રામ કરવો નહિ, પણ શત્રુને વિશ્વાસ પમાડીને વશ કરીને અર્થ પ્રાપ્ત કરી લેવો[13]. મંત્રને જાણનારા મહાત્મા પ્રધાનો સાથે વિચાર કરીને તથા હૃદયમાં ધૈર્ય રાખીને તત્કાળ તો શત્રુની ઉપેક્ષા કરવી તથા તેની અવજ્ઞા કરવી[14]. પણ સમય આવે ત્યારે, અને તે શત્રુ પોતાના સ્થાનથી કંઈક ચલાયમાન થાય ત્યારે, તેને પ્રહાર કરવો તથા પોતાના વિશ્વાસના પુરૂષોવડે તેની સેનાનો ભેદ કરીને તેના બળને દુષિત કરવું[15]. તેવે વખતે આદિ, મધ્ય અને અંતને જાણનાર રાજાએ, પોતાનો વિચાર ગુપ્ત રાખવો તથા શત્રુના બળનું પ્રમાણ જાણીને, તેને દૂષિત કરવું[16]. ભેદ કરીને, બક્ષીસ આપીને તથા વિષાદિકથી પણ કાર્ય સિદ્ધ કરવું, પરંતુ શત્રુની સાથે યુદ્ધ કરવાને ઇચ્છવું નહિ[17]. કદાચિત્ જરૂર પડે તો, ઘણા દિવસ સુધી પ્રતિક્ષા કરવી તથા જેવી રીતે શત્રુઓને વિશ્વાસ ઉત્પન્ન થાય, તેવી રીતે યોગ્ય કાળ આવતા સુધી દિવસ નિર્ગમન કરવા, પરંતુ શત્રુઓને અથવા શત્રુના પક્ષવાળાઓને તો હણવાજ. કાળ પ્રાપ્ત થયા સિવાય તત્કાળ શત્રુને હણવો નહિ, પણ વિજય થવાનો નિશ્ચય હોય, તોજ તેના ઉપર પ્રહાર કરવો[18]. કાળ પ્રાપ્ત થયા સિવાય ડાહ્યો પુરૂષ શત્રુને શસ્ત્ર મારતો નથી તથા વાણીવડે પણ પ્રહાર કરતો નથી. સમય પ્રાપ્ત થાય ત્યારે શત્રુને એવો પ્રહાર કરવો કે, જે પાછો વળે નહિ[19]. હે દેવરાજ! શત્રુને મારવા ઇચ્છનાર પુરૂષ, મારવાના જે કાળની પ્રતિક્ષા કરે છે અને તેનો

તે કાળ વીતી જાય છે, તો તે કર્મ કરનારને તે કાળ પુનઃ મળવો દુર્લભ છે[૨૦]. સત્પુરૂષોનો અભિપ્રાય ગ્રહણ કરીને, શત્રુના સામર્થ્યનું હરણ કરવું. શત્રુને પ્રહાર કરવાનો કાળ પ્રાપ્ત ન થયા છતાં, તે શત્રુ જો પ્રાપ્ત થાય તો, તેની સામે શત્રુતા દાખવવી નહિ તથા તેને પીડા પણ કરવી નહિ અને વખત આવે ત્યારે ચૂકવું પણ નહિ[૨૧]. કામ, ક્રોધ તથા અહંકારનો ત્યાગ કરીને, સાવધાન થઇને શત્રુઓનાં છિદ્ર વારંવાર જોયા કરવાં[૨૨]. હે ઇંદ્ર! કોમળપણું, દંડ, આળસ અને પ્રમાદ; એ દૈવની કરેલી માયા છે. તે અવિચિક્ષણ પુરૂષને શિથિલ કરી નાંખે છે[૨૩]. જ્યારે પુરૂષ, એ કોમળતા વગેરે ચારેનો નાશ કરીને અને માયાનો ત્યાગ કરીને યત્ન કરે છે, ત્યારે વિચાર કર્યા સિવાય શત્રુને હણવાને સમર્થ થાય છે[૨૪]. જે કાર્ય એકજ મનુષ્યથી બની શકે એવું હોય, તે કાર્ય એકનેજ કહેવું, કેમ કે, એમ ન કરતાં જો તે ગુહ્ય કાર્ય ઘણા જણને નિવેદન કર્યું હોય તો, પ્રધાનોમાંથી તે વાત ફૂટે છે અથવા તેઓ એક બીજાનાં કાર્યને તોડી પાડે છે[૨૫]. એમ થાય ત્યારે રાજાથી તે કામ કરવું અશક્ય છે, એવું પ્રધાનોને સંભળાવીને પછી તે વાતનો વિચાર બીજાઓની સાથે કરવો અને પછી નાશ કરવાનું કાર્ય દૂર હોય તો, પોતાના પુરોહિતદ્વારા અભિચારનો પ્રયોગ કરવો; અને તે કાર્ય દૃષ્ટ હોય તો ચાર અંગવાળી સેનાનો પણ પ્રયોગ કરવો[૨૬]. રાજાએ પ્રથમ ભેદનો પ્રયોગ કરવો, પછી ઉપેક્ષા કરવી તથા તે તે સમયે, તે તે કાર્યના વિષે જે ઘટિત હોય તેનો પ્રયોગ કરવો[૨૭]. જો શત્રુ બળવાન હોય તો, વખત આવ્યે તેને નમી જવું અને જો શત્રુ ગાફલ હોય તો, સાવધ થઇને તથા સજ્જ થઇને તેનો નાશ કરવો[૨૮]. વળી પોતાના શત્રુને પણ પ્રણામ કરીને, ભેટ–બળિદાન આપીને અને મધુર વાણી બોલીને સેવવો; પરંતુ તેને શંકા આવે, એવું કામ કોઇ દિવસ કરવું નહિ[૨૯]. પોતાના શત્રુઓની સાથે પ્રીતિ કરનારા અથવા રાજાએ જેઓને કાઢી મૂક્યા હોય, તેવા પુરૂષોના સ્થાનનો રાજાએ, હમ્મેશાં ત્યાગ કરવો તથા તેઓપર વિશ્વાસ કરવો નહિ; કેમ કે, જેઓનો ત્યાગ કરેલો હોય છે તેઓ રાજાને શત્રુરૂપે જુએ છે[૩૦]. હે દેવેશ્વર! જૂદા જૂદા પ્રકારના આચરણવાળા પુરૂષોના ઉપર અધિકાર ચલાવવા કરતાં, બીજું કોઈ દુષ્કર કામ નથી. વળી પ્રજામાં અનેક પ્રકારના સ્વભાવવાળા પુરૂષોની ઉત્પત્તિ થાય છે તથા તેઓ એકત્ર થઇને યત્ન કરે છે; માટે રાજાએ તેમાં પોતાના મિત્ર કોણ છે? અને અમિત્ર કોણ છે? તેનો વિચાર કરવો[૩૧-૩૨]. જે રાજા કોમળ હોય છે, તેનું લોકો અવમાન કરે છે અને જે રાજા તીક્ષ્ણ હોય છે, તેથી લોકો ઉદ્વેગ પામે છે; માટે તું તીક્ષ્ણ થઈશ નહિ કે, કોમળ પણ થઈશ નહિ પરંતુ તું તીક્ષ્ણ અને કોમળ બંને સ્વભાવ રાખજે[૩૩]. જેમ પાણીનો વેગવાળો પ્રવાહ વેહેતો હોય અને ચારે બાજૂ પાણી ભરાઈ ગયું હોય, તે વખતે તેને નિરંતર રોકી રાખવાથી બાધ થાય છે તેમ ન રોકી રાખવાથી પણ બાધ થાય છે. તે પ્રમાણે ગાફલ રાજાના રાજ્યની અવસ્થા થાય છે[૩૪]. હે ઇંદ્ર! સામ, દામ, ભેદ અને દંડ; એ ચારે પ્રકારવડે ઘણા શત્રુઓ સાથે એકદમ વેર બાંધી બેસવું નહિ. પણ વારા ફરતી એમાંના એક એકનો પરાજય કરીને પછી બાકી રહેલાઓનો અનુક્રમે વિનાશ કરવો[૩૫]. હે રાજન! રાજા બુદ્ધિમાન હોય તથાપિ સર્વની સાથે સામટું વેર જોડવાથી તેમાં તે પાર પડતો નથી[૩૬]. જ્યારે ઘોડા, હાથી, રથ, પાયદળ, ભંડાર અને યંત્રાદિક સાહિત્યવાળી, છ અંગવાળી, પ્રીતિયુક્ત મોટી સેના હોય અને જ્યારે યુદ્ધ કરવાથી ઘણા પ્રકારનો લાભ મળે, એમ હોય ત્યારે શત્રુતા થવાનો ભય ન રાખીને અને ઉઘાડા પડીને વિચાર કર્યા સિવાય લૂંટારાઓ ઉપર પ્રહાર કરવો[૩૭-૩૮]. શત્રુ બળવાન હોય, ત્યારે સામવિધિ પણ તેના સામો ચાલતો નથી પણ તેવા સ્થળમાં ગુપ્ત દંડ કરવો; એટલે પ્રપંચ–કપટથી તેને શિક્ષા કરવી; શત્રુ સાથે છેવટ સુધી કોમળતા રાખવી નહિ.

વળી શત્રુના ઉપર ચઢાઈ લઈ જવી તે પણ ઠીક નથી; કેમ કે, તેમ કરવાથી ધાન્યનો નાશ કરવો પડે છે, સર્વ ઠેકાણે બિગાડ થાય છે, વિષાદિવડે જળ વગેરેનો નાશ કરવો પડે છે તથા વારંવાર સાત પ્રકારની પ્રકૃતિયોનો વિચાર કરવો પડે છે એટલે મ્હારો ખજાનો કેવો છે? પ્રધાન કેવા છે? દંડ સામગ્રી કેવી છે? ઇત્યાદિ સંદેહ આવી પડે છે, માટે કપટપૂર્વક દંડ કરવો, એ ઉત્તમ છે[૩૯]. શત્રુ પ્રત્યે અનેક પ્રકારનાં કપટ કરવાં, તેઓને પરસ્પર શત્રુ ઉત્પન્ન કરવા; પણ "આ પુરૂષે અમારો અપકાર કરવાનો વિચાર કર્યો હતો" એમ કહીને તેઓનો યશ નાશ કરવો નહિ; ફળ ઉત્પન્ન થતા પહેલાં, તેવી રીતે તેની અપકીર્ત્તિ કરવાથી તંત્ર કથળી જાય છે[૪૦]. પણ શત્રુઓના નગરોમાં અને દેશમાં પોતાના વિશ્વાસુ મનુષ્યોને ગુપ્ત રીતે મોકલીને શત્રુઓનો છળ કરવો. હે બલિ તથા વૃત્રાસુરનો નાશ કરનારા ઇંદ્ર! શત્રુ રાજાઓના નગરનું અનુસરણ કરીને તે નગરોમાં રાજાઓ સમગ્ર ભોગનો વિજય મેળવે છે તથા પોતાના નગરમાં જે પ્રકારે રાજનીતિ પ્રવર્તાવી છે, તે પ્રકારે ત્યાં રાજ્યનીતિ પ્રવર્તાવી શકે છે[૪૧]. શત્રુઓના નગરનું અનુસરણ કરવાની રીત એવી છે કે, ગુપ્ત રીતે દ્રવ્ય આપીને અને ઉઘાડી રીતે પોતાને ત્યાંથી કાઢી મૂકીને તથા "તેઓ પોતાના દોષવડે દૂષિત થયા છે" એમ પ્રકટ કરીને તેઓને શત્રુના નગરમાં મોકલવા[૪૨]. તેઓ ત્યાં રહીને પોતાની રાજનીતિ શત્રુના નગરમાં પ્રવર્તાવે છે, તેમજ શાસ્ત્રને જાણનારા, શાસ્ત્રનું વિધાન કરવામાં દૃષ્ટિવાળા, સારી રીતે અલંકૃત થએલા, સારૂં શિક્ષણ પામેલા, ભાષણ કરવામાં તથા કથા કરવામાં નિપુણ એવા વિદ્વાનોને પણ શત્રુ-રાજાના નગરમાં, મૃત્યુ કરનારી કૃત્યાની પેઠે મોકલવા"[૪૩]. ઇંદ્ર કહે છેઃ–"હે બ્રાહ્મણશ્રેષ્ઠ! દુષ્ટ પુરૂષનાં કેવાં ચિહ્નન હોય છે? તથા દુષ્ટ પુરૂષને શી રીતે ઓળખવો? એ હું તમને પૂછુંછું માટે કહો!![૪૪] બૃહસ્પતિ કહે છે. "પરોક્ષમાં (આપણી પછવાડે) જે અવગુણનું કથન કરે છે તથા સદ્‌ગુણની ઇર્ષ્યા કરે છે; શત્રુઓ અથવા બીજા, સ્તુતિ કરતા હોય, ત્યારે જે છાનોમાનો તથા અવળું જોઇને બેસી રહે છે[૪૫] અને કારણ ન હોય, તથાપિ છાનોમાનો બેસી રહીને પણ કોઈના કાનમાં કાંઈ કહેતો હોય તેમ કરે છે અથવા હોઠ કરડે છે કે, મસ્તક ધુણાવે છે અને એ પ્રકારે બીજાં ચિહ્નન પણ વારંવાર કરે છે, બીજાને કાંઇ ચિહ્નન કરી બતાવે છે, અજાણ્યો થઇને બોલે છે અથવા પોતાને લાગતું વળગતું ન હોય તેવી રીતે બોલે છે, પરોક્ષમાં કહેલું કાર્ય પણ કરે નહિ, સામો મળે ત્યારે બોલે નહિ; ભોજનાદિક પ્રસંગ હોય ત્યારે આગળ પાછળ આવીને જૂદો બેસીને જમે છે, કરેલું કાર્ય જોઇને એમ કહે છે કે, આ કંઈ જોઇએ તેમ થએલું નથી; તેને દુષ્ટ સમજવો તથા એજ પ્રકારે આસન, શયન, અને પ્રયાણમાં વિશેષે કરીને દુષ્ટના ભાવ સમજવા[૪૬-૪૮] જે પીડા જોઇન પીડિત થાય તથા પ્રીતિવાળા ઉપર પ્રીતિ કરે તે મિત્રનું લક્ષણ જાણવું તથા તેથી વિપરીત લક્ષણ જાણવામાં આવે તો તેને શત્રુનું લક્ષણ જાણવું[૪૯]. હે દેવના ઇશ્વર ઇંદ્ર! પૂર્વે કહેલાં એ લક્ષણો ત્હારે દુષ્ટ પુરૂષનાં જાણવાં. દુષ્ટ પુરૂષનો સ્વભાવ બળવાન હોય છે એટલે તેઓ સ્વભાવવડેજ દુષ્ટ હોય છે અને કેમે કરીને પોતાનો દુષ્ટ સ્વભાવ છોડતા નથી[૫૦]. હે દેવને વિષે ઉત્તમ! દેવના ઇશ્વર! મેં, શાસ્ત્રનો તત્વાર્થ જોઇને, દુષ્ટ પુરૂષનું વિજ્ઞાન યથાવત તને કહ્યું"[૫૧]. ભીષ્મ કહે છેઃ–પછી શત્રુનો નાશ કરવામાં ઉદ્યોગવાળા ઇંદ્રે, બૃહસ્પતિનું તે વચન પ્રમાણ કર્યું અને શત્રુનો નાશ કરનાર તે ઇંદ્ર, વિજય કરવાનો સમય આવ્યેથી વિજય કરવાને ગયો અને શત્રુઓને વશ કર્યા"[૫૨].

स तद्वचः शत्रुनिबर्हणे रतस्तथा चकारावितथं बृहस्पतेः ॥
चचार काले विजयाय चारिहा वशं च शत्रूननयत्पुरंदरः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गुर्जरभाषायां शतोपरि तृतीयोऽध्यायः ॥ १०३ ॥

## અધ્યાય ૧૦૪ થો–કૌશલ્ય રાજા અને કાલકવૃક્ષીયનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ धार्मिकोर्थानसंप्राप्य राजामात्यैः प्रबाधितः ॥
॥ च्युतः कोशाच्च दंडाच्च सुखमिच्छन् कथं चरेत् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે,–" પ્રધાનોવડે બાધિત થયેલો ધાર્મિક રાજા, દ્રવ્યને ન પામીને, દ્રવ્યના ભંડારથી તથા રાજદંડથી ભ્રષ્ટ થયો હોય તો, તેણે સુખ ઇચ્છીને કેવી રીતે આચરણ કરવું ?"[1]. ભીષ્મ કહે છે,–" હે યુધિષ્ઠિર ! આ સ્થળમાં ક્ષેમદર્શીનો ઇતિહાસ હું તને કહું તે સાંભળ !![2]. તેમાં એવી કથા છે કે, રાજાનો ત્ર ક્ષેમદર્શી પૂર્વે ક્ષીણ બળવાળો થઇ જવાથી, કાલકવૃક્ષીય મુનિની પાસે ગયો હતો એમ અમે સાંભળ્યું છે તથા કષ્ટતર આપદામાં આવી પડેલા તેણે કાલકવૃક્ષીય મુનિની પ્રાર્થના કરીને પ્રશ્ન કર્યો હતો[3]. રાજા કહે છે,–" હે બ્રહ્મન્ ! દ્રવ્યની ઇચ્છાવાળો તથા વારંવાર અર્થ પ્રાપ્ત થવાની અભિલાષા કરતો મ્હારા સરખો પુરૂષ, રાજ્ય પ્રાપ્ત ન થવાથી શું કરે ? તે કહેવું ઘટે છે[4]. હે મુનિશ્રેષ્ઠ ! મરણ સિવાય, દીનતા બતાવ્યા સિવાય, બીજાના આશ્રયે જઇને રહ્યા સિવાય અથવા એવાંજ બીજાં હલકાં આચરણ કર્યા સિવાય કોઈ માર્ગ હોય તો, મને બતાવો[5]. હે મુનિ ! માનસિક આધિ કે, એવાજ બીજા વ્યાધિથી દુઃખિત થયેલા પુરૂષને તમારા સરખો ધર્મજ્ઞ અને કૃતજ્ઞ પુરૂષ હોય તેજ શરણ આપે છે[6]. જ્યારે પુરૂષ, મનોરથથી અથવા વિષયભોગથી વૈરાગ્ય પામે છે ત્યારે, તે એવા વૈરાગ્યથીજ સુખ પામે છે. જ્યારે પ્રીતિ અને શોકનો ત્યાગ કરી બુદ્ધિરૂપી સુખ પામે છે, ત્યારેજ નિવૃત્ત થાય છે[7]. જે પુરૂષો એમ માને છે કે, મ્હારૂં સુખ અર્થના આશ્રયે છે, એટલે દ્રવ્ય મળશે તો હું સુખી થઇશ. તેઓનો હું શોક કરૂં છું કેમ કે, મ્હારે ઘણું દ્રવ્ય હતું; તે સ્વપ્નની પેઠે નાશ પામી ગયું છે[8]. જે પુરૂષો, ઘણા દ્રવ્યનો ત્યાગ કરે છે તે ખરેખર, મહા દુષ્કર કર્મ કરે છે; કેમ કે, દ્રવ્ય અસત એટલે મિથ્યા છે, એમ જાણવા છતાં પણ અમે તેનો ત્યાગ કરી શકતા નથી[9]. હે બ્રાહ્મન્ ! હું એવી અવસ્થાને પામેલો છું; દીન છું; પીડાએલો છું અને રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થયેલો છું; માટે હવે જો બીજું કાંઇ સુખ આ લોકમાં હોય તો, મને કૃપા કરીને ઉપદેશ કરો[10]. કોશલ દેશના રાજાના પુત્રે, એ પ્રમાણે કહ્યું તે સાંભળીને મોટા તેજવાળા કાલકવૃક્ષીય મુનિ બોલ્યા[11]. મુનિ કહે છે,–" જો ત્હારામાં જ્ઞાન હતું તો. પ્રથમથીજ ત્હારે એવી બુદ્ધિ રાખવી જોઇતી હતી કે, આ લોકમાં જે ' હું ' અને ' મ્હારૂં ' એમ કહેવાય છે, તે સર્વ અનિત્ય એટલે નાશવંત છે[12]. આ જગતમાં જે કાંઈ ' છે ' એમ, તું માને છે તે સર્વ ' નથી ' એ પ્રમાણે જાણ !! એ રીતે જાણવાથી બુધ્ધિમાન પુરૂષ, મહા કષ્ટતર આપત્તિમાં પડવાથી પણ પીડા પામતો નથી[13]. જે કાંઇ થઇ ગયેલું છે અને જે કાંઇ થશે, તે સર્વ થવાનું નથી; અર્થાત્ મિથ્યા છે. એ પ્રમાણે જ્ઞેય તત્વને જાણીને તું અધર્મ થકી મુક્ત થઇશ[14]. પૂર્વના રાજાઓના ભંડારમાં જે કાંઇ હતું તથા તેઓની પણ પૂર્વના રાજાઓએ જે કાંઈ સંચી રાખેલું ધન-ધાન્યાદિક હોય, તે સર્વ ત્હારૂં નથી, એમ સમજીને મમતા તજવી; કેમ કે, એમ જાણવા છતાં પછી તે ન મળવાથી પરિતાપ પામે, એવો પુરૂષ કોણ છે ?[15] વળી જેઓની પાસે દ્રવ્યાદિક સંપત્તિઓ છે તે તેઓની નથી અને જેઓની પાસે નથી તે તેઓની છે. અર્થાત્ જ્યાં દ્રવ્ય હોય છે, ત્યાંથી નાશ પામે છે અને ન હોય ત્યાં આવી મળે છે; પણ શોકમાં એવું કાંઇ સામર્થ્ય નથી કે, જેથી ન હોય તે દ્રવ્ય મળે; માટે કોઇ પણ પ્રકારે શોક કરવો યોગ્ય નથી[16]. હે રાજન ! આજ ત્હારો પિતા ક્યાં

છે? ત્હારો પિતામહ પણ ક્યાં છે? તેઓને આજ તું જોઇ શકતો નથી કે, તેઓ તને જોઇ શકતા નથી; તાત્પર્ય કે, જે સંપત્તિઓ તેઓની છતાં તેઓએ છોડી દીધી છે, તે સંપત્તિઓ ઉપર તું, કેમ મમતા રાખે છે?[17] વળી તું ત્હારા પિતાઓ અને પિતામહોનો પણ કેમ શોક કરે છે? કેમ કે, આત્મા તો અવિનાશી છે, માટે તેને બુદ્ધિવડે જાણ!! તથા નિશ્ચય, તું પણ આ લોકમાં નિરંતર રહેવાનો નથી[18]. હે રાજન! હું, તું, ત્હારા મિત્રો અને ત્હારા શત્રુઓ, એ સર્વ નાશ પામનારા છીએ તથા આ સમગ્ર જગત પણ નાશ પામનારૂં છે[19]. હમણાં જે મનુષ્યો વીશ વરસના છે તથા જેઓ ત્રીશ વરસના છે, તે સર્વ આજથી સો વરસ પૂરાં થયા પહેલાં, મરી જવાના છે . એમ છતાં પણ જો પુરૂષ, કોઇ મોટી સંપત્તિનો ત્યાગ ન કરી શકતો હોય તો, એ સમૃદ્ધિ મ્હારી નથી, એમ પોતાના મનથી માનીને જેમ પોતાનું હિત થાય તેમ, કરવું[21]. જે પુરૂષો, ભવિષ્ય સંપત્તિ વગેરે મ્હારૂં નથી એમ માને તથા જે સંપત્તિ વગેરે ભૂતકાળમાં જતું રહ્યું છે તે પણ મ્હારૂં નથી, એમ માને છે, તેમજ દૈવ બળવાન છે, એમ પોતાના મનમાં સમજે છે, તેઓનેજ પંડિત જાણવા તથા તેઓનેજ સત્પુરૂષોની પઙ્ક્તિમાં ગણવા યોગ્ય સમજવા . હે રાજન! ઘણા પુરૂષો જગતમાં માત્ર અન્ન ખાઇને જીવે છે તથા ઘણા રાજ્ય પણ ભોગવે છે; તેમાંના ઘણા, બુદ્ધિ અને પુરૂષપરાક્રમવાળા અને ત્હારા જેવા છે, પણ તેઓ ત્હારી પેઠે, શોક કરતા નથી, માટે તું પણ શોક કરીશ નહિ. કેમ કે, તું, તે પુરૂષોથી ઉત્તમ છે અથવા તો, બુદ્ધિ અને પુરૂષપરાક્રમમાં તેઓની પણ બરોબર છે"[23-24]. રાજા કહે છે,—"હે દ્વિજ! મને મળેલું રાજ્ય વગેરે સર્વ કાંઇ યદૃચ્છાથી (દૈવ યોગથી) મળેલું હતું, એમ હું માનું છું તથા એ સર્વ મહાન એવા કાળવડે નાશ પામે છે, એમ જાણું છું[25]. હે તપોધન! જેમ પાણીના પ્રવાહમાં વૃક્ષાદિક તણાઇ જાય તેમ, કાળના મોટા પ્રવાહમાં તે સર્વ રાજ્યાદિક તણાઇ જવાથી હવે માત્ર જીવિત ચલાવવું, એજ મ્હારે રહેલું છે. પણ દૈવયોગથી મળેલા દ્રવ્યાદિના નાશની સાથે મ્હારો શોક પણ નાશ પામતો નથી, એ મોટું દુઃખ છે"[26]. મુનિ કહે છે, "હે કૌશલ્ય! જે બની ગયું તે તથા જે થવાનું છે તે, એ બન્નેનો યથાર્થ નિશ્ચય કરીને ત્હારે શોક કરવો ઘટતો નથી; તેમજ સર્વ અર્થોમાં તું એવી બુદ્ધિ રાખ[27]. જે વિષયભોગ તને પ્રાપ્ત થાય એવા હોય, તેવા અર્થની અભિલાષા રાખ!! પણ જે વિષયભોગ તને પ્રાપ્ત થાય એવા નથી, તેની તું કોઈ દિવસ અભિલાષા રાખીશ નહિ; તેમજ જે ભોગ તને પ્રાપ્ત થયા છે, તેનો અનુભવ કર!! પણ જે ભોગ પ્રાપ્ત થયા નથી તેનો શોક કરીશ નહિ[28]. હે કૌશલ્ય! જે તને પ્રાપ્ત થયું હોય, તેનો ઉપભોગ કરવાવડેજ તું આનંદ પામીશ; કેમ વારૂ; લક્ષ્મીથી રહિત થઇને પણ શુદ્ધ સ્વભાવવડે તું શોક તો કરતો નથી?[29]. પ્રથમ જે ભોગ હતા તે નાશ પામ્યા તથા હવે પછી નવા ભોગ પ્રાપ્ત થવાના નથી, એવા વિચારથી દુર્બુદ્ધિવાળો પુરૂષ, દૈવને હમ્મેશાં નિંદે છે તથા કદાચિત્ દ્રવ્ય મળે તો, તેથી સંતોષ પામતો નથી[30]. વળી તે મ્લેચ્છાદિ નીચ પુરૂષોને ધનવાળા જોઇને એમ માને છે કે; જેઓ યોગ્ય નથી, તેઓને પરમેશ્વરે શા માટે દ્રવ્ય આપ્યું હશે? એ કારણથી ફરીને પણ તેના મનમાં દુઃખ ઉપજે છે[31]. હે રાજન! એવા પુરૂષ ઇર્ષ્યાવાળા તથા અભિમાનવાળા હોય છે અને પોતાને પુરૂષપરાક્રમવાળા માને છે. હે કોશલેશ્વર! કેમ વારૂ, તું તેવો ઇર્ષ્યાવાળો તો નથી?[32]. યદ્યપિ ત્હારી પાસે લક્ષ્મી ન હોય તો, તું બીજાની લક્ષ્મી જોઇને, સહન કરજે, કેમ કે, લક્ષ્મી બીજા સ્થળમાં હોય, છતાં પણ કુશળ પુરૂષો તેને નિરંતર ભોગવી શકે છે. જે પુરૂષ બીજાની લક્ષ્મી જોઇને તેની ઇર્ષ્યા કરે છે, તેની પાસેથી લક્ષ્મી હોય છે તે પણ ખસવા માંડે છે[33]. યોગધર્મને જાણનારા

ધીર અને ધર્મને આચરનારા પુરૂષો લક્ષ્મી, પુત્ર અને પૌત્રને પોતાની મેળેજ તજી દે છે[૩૪]. બહુ અસ્થિર એટલે નવો નવો આરંભ જેમાં કરવાનો છે, એવું જોઇને તથા અનેક પ્રકારની ક્રિયાઓ કરવામાં જેને વિષે વિરામ નથી મળતો તે જોઇને બીજા સામાન્ય લોકો, તે કાર્યને પરમ દુર્લભ જાણીને પણ પડયું મૂકે છે[૩૫]. પણ તું તો બુદ્ધિમાન છતાં પણ, દીનની પેઠે પરિતાપ પામે છે તથા પરાધીન, ઉપદ્રવવાળા એટલે અસ્થિર અને નહિ ઇચ્છિવા યોગ્ય અર્થની ઇચ્છા કરે છે[૩૬]. માટે તું તે સંબંધી તત્વાર્થને જાણવાની ઇચ્છા-વાળો એ અર્થોનો ત્યાગ કર ! ! કેમ કે, જે અનર્થ કહેવાય છે, તે અર્થરૂપે દેખાય છે અને અર્થ કહેવાય છે, તે અનર્થરૂપે ભાસમાન થાય છે[૩૭]. કેટલાક પુરૂષોની લક્ષ્મીનો નાશ, ખરેખરા અર્થના માટેજ થાય છે તથા તેનું ફળ તેઓને મોક્ષસુખ પ્રાપ્ત થાય છે. એમ જોઇને પણ બીજો પુરૂષ લક્ષ્મીની ઇચ્છા કરે છે[૩૮]. કેટલાક પુરૂષો લક્ષ્મીમાંજ રમણ કરનારા થઇને, લક્ષ્મીથી વિશેષ બીજું કાંઇ શ્રેય છે, એમ માનતાજ નથી. તેઓ એ રીતે લક્ષ્મીની ઇચ્છા કરે છે એટલામાં તેઓનો બધો સમારંભ નાશ પામે છે[૩૯]. હે કૌશલ્ય ! ઘણા કષ્ટવડે પ્રાપ્ત કરેલું તથા જેમાંથી સુખ મળવાની આશા છે, તેવા કાર્યનો જ્યારે નાશ થાય છે, ત્યારે ઉપક્રમ ( આરંભ ) નષ્ટ થવાથી તે પુરૂષ, અર્થથી વૈરાગ્ય પામે છે[૪૦]. એમ થવાથી કેટલાક પુરૂષો કે, જેઓને કલ્યાણ ઉપર પ્રેમ હોય છે અથવા જેઓને હિતકર પુરૂષોનો સમાગમ હોય છે, તેઓ પરલોકના સુખની ઇચ્છા રાખીને, લૌકિક વિષયથી વૈરાગ્ય પામે છે તથા ધર્મમાં પ્રવૃત્ત થાય છે[૪૧]. કેટલાક પુરૂષો, ધનના લોભમાં આસક્ત થઇને જીવતરનો ત્યાગ કરે છે; કેમ કે, તેવા પુરૂષો, ધનથી વિશેષ જીવિતનું બીજું કાંઈ મોટું પ્રયોજન માનતા નથી[૪૨]. તું, તેઓની દીનતા જો ! ! અને તેઓની મૂર્ખતા જો ! ! તેઓ અનિશ્ચિત જીવતરમાં પણ મોહથી અર્થ દૃષ્ટિવાળા થયેલા છે અર્થાત્ જીવવું તે દ્રવ્યનેજ માટે છે એવી તેઓની બુદ્ધિ થયેલી છે[૪૩]. ધનનો સંચય કે, જેનું પરિણામ વિનાશ છે, જીવતર કે, જેનું પરિણામ મરણ છે અને સમાગમ કે, જેનું પરિણામ વિયોગ છે, તેમાં પોતાનું મન કોણ રાખે ? તાત્પર્ય કે, નાશવંત દ્રવ્યસંચય, અનિત્ય જીવતર અને અશાશ્વત સમાગમમાં આદર કરીને કયો ડાહ્યો પુરૂષ મન લગાડે ? અર્થાત્ કોઈ નહિ[૪૪]. હે રાજન ! પુરૂષ કાંતો ધનને તજે છે, કાંતો ધન પુરૂષને તજે છે, એમ પરસ્પર ત્યાગ કરે છે એ નિશ્ચય છે, તોપછી તેના માટે કયો પુરૂષ પરિતાપ પામે ? અર્થાત્ કોઇ પણ પરિતાપ પામે નહિ [૪૫]. હે રાજન ! બીજા પુરૂષોનાં પણ મિત્ર અને ધન નાશ પામે છે, ત્યારે તે પ્રમાણે તું પોતાની આપત્તિને પણ બુદ્ધિવડે જાણ !! તથા એટલા માટે ઇંદ્રિયોનો રોધ કર ! ! મનને વશમાં રાખ ! ! તથા વાણીને નિયમમાં રાખ !! તાત્પર્ય કે, તેમ કરવાથી તને જગત કલ્પિત છે, એમ જણાશે અને કલ્પિત જગતમાં, જેમ બીજાના મિત્ર અને ધનનો નાશ કલ્પિત છે તેમ, ત્હારા મિત્ર અને ધનનો નાશ થવારૂપ આપત્તિ કલ્પિત છે, એમ તને સમજાશે[૪૬]. જગતના તમામ પદાર્થો કે, જે દુર્બળ હો ! ! અથવા શત્રુરૂપ હો ! ! તોપણ તે દર્શન માત્રથી ઉત્પન્ન થયેલા છે, એટલે જોવા માત્રજ છે, વસ્તુતઃ ખરા નથી[૪૭]. જે વખતે પ્રાપ્ત થયા તે વખતે સત્ય જેવા દેખાયા એટલુંજ; તેમ જે પદાર્થો દેશ–કાળના યોગથી અંતરિત થયા છે એટલે દૂર સ્થાનમાં છે અથવા ભૂતકાળમાં થઇ ગયેલા છે કે, ભાવિકાળમાં બનવાના છે; પણ વર્તમાન-કાળમાં પ્રત્યક્ષ નથી, તે પણ જોવામાં નથી આવતા માટે તેઓનો અભાવ માનવામાં છે, એવા પદાર્થો કે, જેઓનો ભાવ અને અભાવ કલ્પિત છે, તે વિષે આત્મજ્ઞાનથી તૃપ્ત થયેલો ત્હારા જેવો પુરૂષ, શોક કરે નહિ[૪૮]. દેહનિર્વાહ યોગ્ય અલ્પ સાધનની ઇચ્છા કરનારો,

સ્થિર બુદ્ધિવાળો, કોમળ સ્વભાવનો, ઇંદ્રિયોનું દમન કરનાર, દૃઢ નિશ્ચયવાળો તથા બ્રહ્મચર્યયુક્ત ત્હારા જેવો પુરૂષ એવા પદાર્થોનો શોક કરે નહિ[૪૯]. એવી દુષ્ટ કાપાલિક વૃત્તિની ઇચ્છા તને ઘટતી નથી; કેમ કે, તે વૃત્તિ, નિર્દય પુરૂષોએ આચરેલી દુષ્ટ, મહા પાપવાળી અને નઠારા પુરૂષોને યોગ્ય છે[૫૦]. ભલે! મૌનવ્રત ધારણ કરીને, આત્માનું સંયમન કરીને તથા સર્વ પ્રાણીઓ ઉપર દયાવાળો થઇને મૂળ તથા ફળથી નિર્વાહ કરતો એકલો તું, મહા વનમાં આનંદથી ફર્યા કર[૫૧]. જેમ હાથી જંગલમાં એકલો ફરે છે અને જે કાંઇ મળે છે તેવડે સંતોષ પામે છે તેમ, વૃત્તિ કરવી તથા ફળાદિક વીણીને ભોજન કરવું, એ પંડિતને શોભે તેવું છે[૫૨]. જેમ પાણીનો મોટો ધરો ક્ષોભ પામીને, પુનઃ પોતાની મેળેજ શાંત થાય છે, તેમ જે મહાત્મા એવી વૃત્તિ રાખે છે તેનું જીવવું હું સુખવાળું જોઉં છું[૫૩] હે રાજન! જ્યારે રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થવાનો સંભવ નથી, પ્રધાનો વગેરે તજીને જતા રહ્યા છે અને દૈવ પ્રતિકૂળ છે, ત્યારે તું એ વિના બીજું શું કલ્યાણકારી માને છે?[૫]

॥ असंभवे श्रियो राजन् हीनस्य सचिवादिभिः । दैवं प्रतिनिविष्टे च किं श्रेयो मन्यते भवान् ॥

इति श्रीमहाभारते शां० रा० कालकवृक्षीये शतोपरि चतुर्थोऽध्यायः ॥ १०४ ॥

## અધ્યાય ૧૦૫ મો–કૌશલ્ય રાજા અને કાલકવૃક્ષીયનો સંવાદ.

मुनिरुवाच ॥ अथ चेत्पौरुषं किंचित्क्षत्रियात्मनि पश्यसि ॥
॥ ब्रवीमि तां तु ते नीतिं राज्यस्य प्रतिपत्तये ॥ १ ॥

મુનિ કહે છે,*–"હે ક્ષત્રિય! તું જો કદાપિ પોતાનામાં કાંઇ પણ પુરૂષપણું દેખતો હોય, તો હું તને રાજ્યની પ્રાપ્તિ થવાની નીતિ કહું છું[૧]. તે નીતિ પ્રમાણે વર્તવાને તું, શક્તિમાન હોય અને જો તે કર્મ કરી શકે એમ હોય તો, તે વાત સર્વ તને યથાર્થ કહું છું તે સાંભળ[૨]. જો તું તે પ્રમાણે કર્મ કરીશ તો, મોટા અર્થને પામીશ; તેમજ રાજ્ય, રાજ્યનો મંત્ર અથવા મોટી લક્ષ્મીને પણ પુનઃ પામીશ[૩]. હે રાજન! હવે જો તને તે રૂચતું હોય તો મને કહે!! એટલે હું તને કહેવા માંડું." રાજા કહે છે,–"હે ભગવાન! હે પ્રભો! તમે મને તે નીતિ કહો!! હું પૌરૂષ ગુણથકી યુક્ત છું[૪]. આજ મેં તમારી સાથે સમાગમ કર્યો, તે મ્હારો સમાગમ સફળ થયો." મુનિ કહે છે–"દંભ, કામ, ક્રોધ, હર્ષ તથા ભયનો ત્યાગ કરીને હાથ જોડીને અને કાલાવાલા કરીને પણ ત્હારા શત્રુઓનું સેવન કર!! તેમને તું, ઉત્તમ ચોખવટવાળાં કર્મ કરીને પ્રસન્ન કર!! એટલે સત્ય પ્રતિજ્ઞાવાળો તે વિદેહ રાજા તને વેતનરૂપ (પગારરૂપ) દ્રવ્ય આપશે. એમ કરવાથી સર્વ લોકોમાં તું પ્રમાણભૂત ઠરીશ અને તું જેનું સેવન કરતો હોઇશ, તેના બાહુરૂપ બનીશ[૫-૭]. એટલે પછી તને ઉત્સાહવાળા, વ્યસનરહિત અને પવિત્ર એવા સહાય કરનારા આવી મળશે. એ રીતે રાજનીતિશાસ્ત્ર પ્રમાણે વર્તવાથી, મનને નિયમમાં રાખનાર તથા ઇંદ્રિયજીત પુરૂષ, પોતાનો દુઃખમાંથી ઉદ્ધાર કરી શકે છે તથા પ્રજાને પ્રસન્ન કરી શકે છે. તેથી જેનું તું સેવન કરતો હોઇશ તે ધૃતિવાળો અને લક્ષ્મીવાળો વિદેહ રાજા ત્હારો સત્કાર કરશે[૮,૯] અને તું સર્વે પ્રાણીઓમાં પ્રમાણરૂપ મનાઇને મોટો આદર પામીશ. પછી મિત્રોનું બળ પામીને, સારા

* શત્રુએ જીતેલા સંપત્તિ વિનાના દુર્બળને તો, પાછલા અધ્યાયમાં કહ્યો તે નિવૃત્તિ ધર્મજ ઠીક છે, પણ જો પ્રબળ ક્ષત્રિય હોય તો, તેના માટે નીતિ કહેવાને આ અધ્યાયનો આરંભ થાય છે. કૌશલ્યનો શત્રુ વિદેહ રાજા છે, એમ જાણવું.

મંત્રીઓ સાથે મંત્ર કરીને તથા શત્રુમાંનાજ મનુષ્યોને ફોડીને, બીજાવડે બીજું ફોડી નાંખ. અર્થાત્ તેના દુશ્મનો સાથે મસલત કરીને ત્હારા શત્રુના બળનો નાશ કર[૧૦-૧૧]. અલભ્ય એવા પદાર્થો, સારી કાંતિવાળી સ્ત્રીઓ, ઉત્તમ આચ્છાદન, શય્યાઓ, આસનો, વાહન, મોટી કિમ્મતનાં ઘર, પક્ષીઓ, પશુઓ, રસ, સુગંધ પદાર્થ અને ફળ, એવા પદાર્થોમાં ત્હારે ત્હારા શત્રુને આસક્ત કરવો કે, જેથી તે નાશ પામે[૧૨-૧૩]. વળી જો શત્રુને કોઈ કામથી રોકવો ઘટતો હોય તો, તેને રોકવો, પણ તેમ ન કરતાં જો, તે વાતની ઉપેક્ષા કરીશ એટલે તેને રોકીશ નહિ તો, તે તને પોતાનો શત્રુ જાણી જશે. માટે ઉત્તમ રાજનીતિને ઇચ્છનારા પુરૂષે, ઉઘાડા પડીને શત્રુતા કરવી નહિ[૧૪]. હે પરમ ઉત્તમ રાજન ! દેશમાં બુદ્ધિમાન પુરૂષોથી માન પામેલો એવો તું શત્રુની પાસે મિત્ર ધર્મવડે દાવ રમજે ! ! તથા તે સાથે શ્વાનની પેઠે જાગ્રત રહીને, મૃગની પેઠે નિરંતર ભયચકિત રહીને તથા કાગડાની પેઠે શત્રુની ચેષ્ટાને જાણનારો થઇને તેને ભજજે ! ! તથા મિત્રધર્મવડે ત્હારા શત્રુનો અનર્થ કરજે[૧૫]. વળી મોટાં અને દુઃખવડે કરી શકાય એવાં કામોનાં આરંભ તેની પાસે કરાવજે ! ! તથા બળવાનની સાથે મોટી નદીની પેઠે દુસ્તર એવો વિરોધ કરાવજે*[૧૬]. વળી મોટા ખરચ જેમાં થાય એવા બાગ, બિછાનાં, બેઠકો અને વૈભવનાં સાહિત્યોના મિષથી ત્હારા શત્રુ રાજાનો ભંડાર ખાલી કરાવજે[૧૭]. બ્રાહ્મણોનું વર્ણન કરીને મોટા યજ્ઞ કરાવવાની સલાહ આપજે ! ! એટલે તે બ્રાહ્મણો કલ્યાણ–આશીર્વાદાદિ કરીને ત્હારા ઉપર ઉપકાર કરશે તથા તેનો ( ત્હારા શત્રુનો ) વરૂની પેઠે, નાશ કરશે[૧૮]. જો ધર્મમાં કે, અધર્મમાં ભંડાર ખાલી થાય એમજ છે, તો તે બેમાંથી જેનો ભંડાર પુણ્યમાર્ગે ખાલી થશે તે પરમગતિ પામશે એ નિશ્ચય છે. પુણ્ય કરવાથી સ્વર્ગમાં મનુષ્ય ઉત્તમ સ્થાન પામે છે[૧૯]. હે કૌશલ્ય ! ધર્મથી કે, અધર્મથી પણ ભંડાર ખાલી થયો એટલે તે શત્રુના વશમાં પડે છે. સ્વર્ગ અને વિજય બન્નેનું કારણ કોષ છે[૨૦]. માટે શત્રુ રાજાના કોષનો નાશ કરવો, તેથી તે શત્રુના શત્રુઓ આનંદ પામે છે તથા તે મનુષ્ય પરાક્રમ કરી શકતો નથી અને દૈવના બળ ઉપર આધાર રાખનારો થાય છે[૨૧]. જે પુરૂષ દૈવ ઉપર આધાર રાખનારો થાય છે તે નિશ્ચય નાશ પામે છે અને વિશ્વજિત્ નામે સર્વસ્વ દક્ષિણાવાળો યજ્ઞ કરાવીને શત્રુને સર્વસ્વથકી રહિત કર[૨૨]. પછી શત્રુને યજ્ઞાદિમાં પ્રીતિવાળો કરીને તેમાં તેની આસક્તિ થાય ત્યારે તે કરવા નિમિત્ત જે ઘણા સમુદાયને પીડા ઉત્પન્ન થવાની તે તેને કહેવી તથા પછી પોતાના મનમાં યજ્ઞથી પણ સંપૂર્ણતા ન માનીને મોટા વનમાં જવાનો તેને બોધ કરવો તથા તેના મનનો અસંતોષ મટાડવાને યોગધર્મને જાણનાર કોઈ આચાર્ય બતાવી દેવો[૨૩]. પછી જોવું કે, વારૂ, તે પોતાનું રાજ્ય તજીને સાકેતાજો વનમાં જાય છે કે, નહિ ? તથા ત્યાં જઇને કુશળ પ્રાપ્ત કરે છે કે નહિ ? પછી સર્વ શત્રુને નાશ કરનાર સિદ્ધૌષધિ યોગવડે તથા કૃત્રિમ યુદ્ધવડે શત્રુના હાથી, ઘોડા અને મનુષ્યોનો નાશ કરવો[૨૪]. એ અને બીજા, સારી રીતે ચિંતવન કરેલા ઘણાક દંભયોગ છે, તે કૃતાત્મા અને સહનશીલ પુરૂષથી કરી શકાય એમ છે"[૨૫].

॥ एते चान्ये च बहवो दंभयोगाः सुचिंतिताः । शक्या विसहता कर्तुं पुरुषेण कृतात्मना ॥

इति श्रीमहाभारते शां० प० राज० गु० मा० शतोपरि पंचमोऽध्यायः ॥ १०५ ॥

---

* પ્રત્યેક સજ્જને આ બાબત ઉપર તેમ ઉપરની બાબતો ઉપર લક્ષ પણ આપવું ઘટે છે, બીજાની સલાહ દેખીતી હિતકર હોય તથાપિ અંદરથી પોતાનું કોષ વગેરે બળ કમી કરનારી હોય, તો તે વિષે પુખ્ત વિચાર કરવો ઘટે છે.

## અધ્યાય ૧૦૬ હ્રો–કૌશલ્ય રાજાને પુનઃ રાજ્ય મળ્યું.

राजोवाच ॥ न निकृत्या न दंभेन ब्रह्मन्निच्छामि जीवितुम् ।
॥ नाधर्मयुक्तानिच्छेयमर्थान् सुमहतोऽप्यहम् ॥ १ ॥

રાજા કહે છે,–"હે બ્રહ્મન્! દંભવડે અથવા કપટવડે હું જીવવાને ઇચ્છતો નથી; તેમ અતિઘણા છતાં પણ અધર્મયુક્ત અર્થને હું ઇચ્છતો નથી[1]. મેં દંભ અને કપટનું કર્મ તો પ્રેમથીજ તજેલું છે કે, જેથી તે વિષે મ્હારા ઉપર કોઈ શંકા રાખે નહિ તથા સર્વનું હિત થાય[2]. હું સૌજન્ય ધર્મવડે આ લોકમાં જીવવાને ઇચ્છું છું; માટે હું એ કર્મ કરવાને સમર્થ નથી, તેમ તમારે મને એવો બોધ કરવો યોગ્ય નથી"[3]. મુનિ કહે છે–"હે ક્ષત્રિય! તું, જેમ કહે છે તેમ, ક્ષત્રિય ધર્મ પ્રમાણે ચાલવાને શક્તિમાન છે; તું બહુ અનુભવવાળો છે માટે સ્વભાવવડે અથવા બુદ્ધિવડે પણ યોગ્ય છે[4]. ત્હારો અને ત્હારા શત્રુ વિદેહનો અર્થ સિદ્ધ થાય, તેવી રીતે હું, યત્ન કરીશ અથવા જેમાંથી હાનિ થાય નહિ તથા જે નિરંતર ટકી શકે, એવી ત્હારી તથા તેની વચ્ચે હું સંધિ કરી આપીશ[5]. ત્હારા સરખા કુળવાન, સુજન, બહુશ્રુત અને રાજનીતિમાં કુશળ રાજાને પામીને અમાત્યકર્મ કોણ નહિ કરે? સર્વ કોઇ કરશેજ[6]. હે ક્ષત્રિય! તું રાજ્યથી ભ્રષ્ટ થયેલો છે તથા અત્યંત દુઃખ પામેલો છે, તોપણ સૌજન્ય ધર્મવડે જીવવાને ઇચ્છે છે[7]. તો હે તાત! મ્હારે ઘેર સત્ય પ્રતિજ્ઞાવાળો વિદેહરાજા આવવાનો છે, તેને હું, જે કરવાનું કહીશ તે, તે નિશ્ચય કરશે. એટલે હું ત્હારી તેની સાથે સંધિ કરીશ"[8]. પછી તે મુનિએ વિદેહ રાજાને બોલાવીને કહ્યું કેઃ "આ પુરૂષ રાજકુળમાં જન્મ પામેલો છે તથા મને તેના આભ્યંતરની ખબર છે[9]. જેવો શરદઋતુનો ચંદ્રમા હોય, જેવી આરસી હોય, તેવો એનો આત્મા શુદ્ધ છે; એનામાં હું કાંઇ પાપ દેખતો નથી, કેમ કે, મેં સર્વ પ્રકારે એની પરીક્ષા કરી છે[10]. માટે એની સાથે ત્હારે સંધિ કરવી તથા તું મ્હારા ઉપર જેવો વિશ્વાસ રાખે છે તેવો એના ઉપર પણ રાખજે[11]. અમાત્ય વિનાના રાજાએ, ત્રણ દિવસ પણ રાજ્ય ચલાવવું અશક્ય છે માટે અમાત્ય તો, શૂર જોઇએ અથવા બુદ્ધિસંપન્ન જોઇએ[12]. હે રાજન! શૂરતા અને બુદ્ધિવડે આ લોક તથા પરલોક જીતી શકાય છે, માટે રાજ્યનું પ્રયોજન શું છે? તેનો તું વિચાર કર!! ધર્માત્મા પુરૂષોને એના જેવી બીજી એક્કે ઉત્તમ ગતિ નથી[13]. આ મહાત્મા રાજપુત્રે સત્પુરૂષોના માર્ગનું સેવન કરેલું છે, માટે તું ધર્મમાં અગ્રેસર એ રાજપુત્રને રૂડી રીતે ગ્રહણ કર!! જો તું, કદાપિ તેમ નહિ કરે તો એ ત્હારા ઘણાક શત્રુઓનું સેવન કરશે, અને તેથી મોટી સહાય મેળવીને ત્હારી સાથે યુદ્ધ કરશે તો, એ ક્ષત્રિયનું કર્મ છે કે, પોતાના બાપદાદાનું સ્થાન પુનઃ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરેજ[14-15]. તું પણ તેનો પરાજય કરવાનો નિયમ ધારણ કરીને સામું યુદ્ધ કરીશ, પરંતુ તેમ કરવા કરતાં, યુદ્ધ કર્યા વિનાજ મ્હારી આજ્ઞાથી ત્હારા તથા તેના હિતમાં મનની સ્થિતિ કરીને તેને વશ કર!![16]. તું અઘટિત લોભનો ત્યાગ કરીને માત્ર ધર્મનીજ અપેક્ષા રાખ!! કામથી કે, દ્રોહથી ધર્મ તજવો યોગ્ય નથી[17]. હે તાત! નિરંતર જય મળતો નથી કે, નિરંતર પરાજય પણ થતો નથી, માટે શત્રુ પુરૂષને ભોજન કરાવવું અને આપણે પણ તેને ત્યાં ભોજન કરવું. તાત્પર્ય કે, દંડ ઉપાય કરતાં, સામ ઉપાયજ શ્રેષ્ઠ છે[18]. હે તાત! જેમ શત્રુને જય, પરાજય પ્રાપ્ત થાય છે, તેમ પોતાનો પણ જય, પરાજય થાય, એમ જાણવું. જે પુરૂષ, સમગ્રપણે જય મેળવવાને ઇચ્છે છે તેને તેવા સંપૂર્ણ જયમાંથીજ ભય ઉપજે છે"[19]. એ પ્રમાણે તે કાલકવૃક્ષીય

મુનિનું ભાષણ સાંભળીને વિદેહ રાજા, તે પૂજવા યોગ્ય શ્રેષ્ઠ બ્રાહ્મણનું પૂજન કરીને, સત્કાર કરીને તથા માન આપીને બોલ્યો કેઃ "હે બ્રાહ્મણ! મહા બુદ્ધિવાન, મહા વિદ્વાન અને કલ્યાણ ઇચ્છનારા તમે જેમ કહો છો, તેમ અમે બન્ને જણને આચરવા યોગ્ય છે[૨૦.૨૧]. તમે મને જે જે વચન કહ્યાં છે તે તે વચન પ્રમાણેજ હું કરીશ; કેમ કે, એ વચન કલ્યાણકારી છે, એમાં મ્હારે વિચારવા જેવું કાંઇ નથી[૨૨]. પછી વિદેહ રાજાએ, કૌશલ્ય રાજાને બોલાવીને કહ્યું કે "મેં ધર્મવડે અને રાજનીતિવડે આ લોક ઉપર જય મેળવ્યો છે[૨૩]. પણ હે શ્રેષ્ઠ રાજન! તમે મને પોતાના ગુણોવડે જીત્યો છે, માટે પોતાની અવજ્ઞા ન કરતાં, જેમ તમે જય પામ્યા હો!! તેમ મ્હારી સાથે વર્તજો!![૨૪]. હું તમારી બુદ્ધિની કે, તમારા પૌરૂષની અવગણના કરતો નથી, તેમ હું જય પામ્યો છું, એવી રીતે માનીને પણ તમારી અવગણના કરતો નથી; માટે તમે જેમ જય પામ્યા હો તેવી રીતે વર્તજો!! હે રાજન! યથાયોગ્ય સત્કાર ગ્રહણ કરીને મ્હારા ઘેર ચાલો!!"[૨૫]. પછી તે બન્ને જણ એક બીજાના ઉપર વિશ્વાસ લાવીને તથા તે બ્રાહ્મણનું પૂજન કરીને ઘેર ગયા[૨૬]. પછી વિદેહરાજાએ, કૌશલ્ય રાજાને પોતાના ઘરમાં લઇ જઈને પાદ્ય, અર્ધ્ય, મધુપર્ક આદિ સાહિત્યવડે પૂજવાયોગ્ય તે રાજાનું પૂજન કર્યું[૨૭] તથા તેને પોતાની પુત્રી પરણાવી અને અનેક પ્રકારનાં રત્ન આપ્યાં. રાજાઓનો ઉત્તમ ધર્મ તો એજ છે; કેમકે, હાર અને જીત, એ તો અનિત્ય છે[૨૮].

ददौ दुहितरं चास्मै रत्नानि विविधानि च । एष राज्ञां परो धर्मो नित्यौ जयपराजयौ ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि पुनःकालकवृक्षीय गुर्जरभाषायां शतोपरि षष्ठोऽध्यायः ॥ १०६ ॥

---

## અધ્યાય ૧૦૭ મો–સમૂહની વૃદ્ધિ કરવાનો પ્રકાર.

युधिष्ठिर उवाच ॥ ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
॥ धर्मवृत्तं च वित्तं च वृत्युपायाः फलानि च ॥

યુધિષ્ઠિર કહે છે,–"હે શત્રુઓને પરિતાપ આપનાર પિતામહ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના ધર્મનું આચરણ, વિત્ત, જીવિકાના ઉપાય, ફળ, રાજાઓનું વિત્ત, કોષ, કોષનો સંચય, જય, અમાત્યોના ગુણ, વૃત્તિ, પ્રકૃતિઓની વૃદ્ધિ, ષાડગુણ્ય ગુણનો કલ્પ, સેનાની વૃત્તિ, દુષ્ટને ઓળખવાની રીતિ, સત્પુરૂષોનું લક્ષણ, સમાન, હિત–અને અધિકનું લક્ષણ, વૃદ્ધિ પામનારાએ મધ્યમના સંતોષને અર્થે કેમ રહેવું? તે, ક્ષીણ થઇ ગયેલાનું ગ્રહણ, તેની જીવિકા, હે ભારત! તમે એ સર્વ સુગમ તથા ઉપદેશરૂપ વાક્યવડે મને ધર્મ પ્રમાણે કહ્યું[૧.૫]. તેમજ વિજય મેળવવા ઇચ્છનારનું આચરણ પણ કહ્યું. હે બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ! હવે હું શૂરપુરૂષોના સમુદાયની વૃત્તિ સાંભળવાને ઇચ્છું છું[૬]. હે ભારત! જે રીતે શૂર પુરૂષોના સમુદાયની વૃદ્ધિ થાય તથા તેઓમાં ભેદ થાય નહિ, વળી તે શત્રુઓને જીતે અને સન્મિત્રને પામે, એ તમારે મને કહેવું યોગ્ય છે[૭]. શૂરપુરૂષોના ગણનો ભેદજ વિનાશનું કારણ છે, એમ મને સમજાય છે. તેમજ ઘણાની સાથે મંત્ર કરીને, પછી તે મંત્ર ફૂટવા ન દેવો, એ મોટું કષ્ટ છે; એમ મ્હારા માનવામાં છે[૮]. હે શત્રુને તાપ પમાડનાર પિતામહ! હું એ સર્વ સાંભળવાને ઇચ્છું છું, માટે હે રાજન! જેમ કરવાથી તેઓમાં ફૂટ થાય નહિ તે મને કહો"[૯]. ભીષ્મ કહે છે,–"હે ભારત કુળમાં શ્રેષ્ઠ! હે નૃપતે! શૂર પુરૂષોના સમુદાયમાં, કુળમાં અને રાજાઓમાં લોભ તથા અમર્ષ, એ બે વૈર

પ્રકટ કરનારાં છે[10]. તેઓમાંથી એક જણ, લોભનો અંગીકાર કરે છે ત્યારે બીજો અમર્ષનો અંગીકાર કરે છે; એટલે રાજા લોભી થાય છે, ત્યારે શૂરસમુદાય અમને આપતો નથી, એમ જાણીને અમર્ષ રાખે છે અને એમ થવાથી તે બન્ને એટલે રાજા અને શૂરગણ ક્ષય તથા વ્યર્થ (ખરચયુક્ત) થઇને એક બીજાનો નાશ કરનારા થઇ પડે છે[11]. પછી તેઓ પોતાના છુપા દૂત મોકલીને, મંત્ર કરીને સૈન્યને પાછું ખેંચીને, તેમજ સલાહ તોડવાથી, મંત્ર ફોડવાથી, ક્ષય ઉપાયથી, વ્યર્થ ઉપાયથી તથા ભય દેખાડવાથી એક બીજાને ખેંચે છે . તેમાં જ્યારે રાજા, લોભથી શૂરગણને કાંઈ આપતાં હાથ પાછો ખેંચે છે, ત્યારે સમુદાયરૂપે જીવનારા શૂરગણ, ભેદ પામે છે, તેઓનાં મન જૂદાં થઈ જાય છે અને ભય પામીને શત્રુના તાબામાં નિવાસ કરે છે[1] . વળી શૂરગણમાં ભેદ થવાથી પછી તે ગણ (સમૂહ) રહેતો નથી અને તેઓ છૂટા છૂટા થઇ ગયા એટલે શત્રુઓથી જીતાવા સહેલ થાય છે, માટે શૂર પુરૂષોના સમૂહે તો સર્વદા એકઠા મળીનેજ પ્રયત્ન કરવો ઘટે છે[14]. જ્યારે શૂર પુરૂષોનો એકત્ર મળીને એક જથો થયેલો હોય છે ત્યારે તેઓનાં બળ અને પૌરૂષવડે અર્થ પણ પ્રાપ્ત થાય છે તથા બીજા લોકો પણ જથો કરીને વર્તનારા તે શૂર લોકોની મૈત્રી કરે છે . અરસપરસ સેવા કરતા જ્ઞાનવૃધ્ધ પુરૂષો પણ તેઓને વખાણે છે તથા તેઓનો જથો અતિ દૃઢ થવાથી સર્વ પ્રકારે સુખથી વૃદ્ધિ પામે છે[16]. તેઓ શાસ્ત્રવડે અતિશય ઉત્તમ ગુણવાળા વ્યવહારનું સ્થાપન કરે છે, તથા તે ઉપર યથાવિધિ ધ્યાન આપીને વર્તે છે, તેથી ઉત્તમ ગુણવાળા થઈને વૃધ્ધિ પામે છે[17]. તેઓ પોતાના પુત્ર અથવા ભાઇને ઉન્મત્ત થયેલો જોઇને, તેનો નિગ્રહ કરે છે તથા તેઓને સર્વદા વિનયથી વર્તાવે છે; વળી જેઓ વિનયથી વર્તતા હોય તેઓનું સેવન કરીને માન આપે છે અને એવી રીતે ઉત્તમ ગુણવાળા થઇને વૃદ્ધિ પામે છે[18]. હે મહાબાહો ! એવા ગણ, છૂપા દૂતનું (છૂપી પોલીસનું) કામ કરવાને, મંત્ર કરવાને અને કોષનો સંચય કરવાને નિરંતર ઉદ્યોગી રહે છે અને એ રીતે સર્વ પ્રકારે તેઓ વૃદ્ધિ પામે છે[19]. હે રાજન ! બુદ્ધિમાન, શૂરા, મોટા ઉત્સાહવાળા અને કર્મ કરવામાં સ્થિર પૌરૂષવાળા પુરૂષોને માન આપનારા અને સદૈવ એકત્રપણે રહેનારા તે ગણ વૃદ્ધિ પામે છે[20]. વળી દ્રવ્યવાળા, શૂરા, શસ્ત્રને જાણનારા, સંપૂર્ણ શાસ્ત્રના જ્ઞાનવાળા તથા કષ્ટતર આપત્તિમાં પણ મોહ નહિ પામનારા ગણ, દુઃખમાંથી તારવાને સમર્થ છે[21]. હે ભરતશ્રેષ્ઠ ! ક્રોધ, ભય, દંડ, કર્ષણ, નિગ્રહ અને વધ, એ સર્વ જેઓને સર્વ તરફથી વશ કરી શકતા નથી; શૂર પુરૂષોના ગણ એવા હોય છે[22]. માટે મુખ્યત્વે ત્હારે તેઓમાં જે શ્રેષ્ઠ પુરૂષો હોય તેઓને માન આપવું. હે રાજન ! લોક વ્યવહાર બધો વિશેષ ભાગે તેઓને આધીન છે[23]. હે શત્રુનો નિગ્રહ કરનાર ભારત ! જે કાર્યમાં મંત્રને ગુપ્ત રાખવાની જરૂર છે, એવાં કાર્યમાં ચારાઓને અને શૂરગણને પણ તે મંત્ર સમગ્ર સંભળાવવો નહિ[24] જેઓ અગ્રેસર હોય તેઓએ એકઠા મળીને, એક બીજાનું હિત કરવું. કેમ કે, પ્રત્યેક ગણ જ્યારે છૂટો પડી જાય છે તથા વિસ્તાર પામે છે (એટલે જૂદા જૂદા સ્થળમાં ફેલાય છે) ત્યારે તેથી ઉલટું અહિત થાય છે[25]. તેઓ જ્યારે પરસ્પર ભેદ પામે છે તથા પોતપોતાની શક્તિ ઉપરજ અવલંબન કરીને રહે છે, ત્યારે અર્થ નાશ પામે છે અને અનર્થ ઉત્પન્ન થાય છે[26]. એમ થાય ત્યારે વિચક્ષણ પુરૂષે, મુખ્યત્વે તત્કાળ તેનો નિગ્રહ કરવો. જ્યારે કુળમાં કલહ ઉત્પન્ન થાય છે અને કુળના વૃધ્ધ પુરૂષો, તેની ઉપેક્ષા કરે છે ત્યારે તે ગોત્રનો નાશ કરે છે અને તેથી ગણનો ભેદ ઉત્પન્ન થાય છે[27]. અંદર–અંદરથી જે ભય ઉત્પન્ન થતું હોય, તેથી રક્ષણ કરવું; તેમ બહારથી ઉપજતા ભયથી પણ સારી રીતે રક્ષણ કરવું; કેમ કે, હે રાજન ! અંદર–અંદરનું ભય તત્કાળ મૂળને

કાપી નાખે છે[૨૮]. અકસ્માત થયેલા ક્રોધ, મોહ કે, સ્વભાવથી ઉપજેલા લોભથી જ્યારે, તેઓ અન્યોઅન્ય ભાષણ ન કરતા હોય ત્યારે, તેથી પરાભવનું લક્ષણ જાણવું[૨૯]. એકગણના પુરૂષો, જાતિથી અને કુળથી સમાન હોય છે, પણ તેઓ ઉદ્યોગથી અથવા બુદ્ધિથી અથવા રૂપ અને દ્રવ્યથી સમાન હોતા નથી[૩૦]. શત્રુઓ, ભેદવડે તથા દાન ઉપાયવડે ગણનો ભેદ કરે છે, માટે સમુદાય એજ ગણનું મોટું શરણ છે"[૩૧].

भेदाचैव प्रदानाच्च भिद्यंते रिपुभिर्गणाः । तस्मात्संघातमेवाहुर्गणानां शरणं महत् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गणवृत्तं नाम गुर्जरभाषायां शतोपरि सप्तमोऽध्यायः ॥ १०७ ॥

---

## અધ્યાય ૧૦૮ મો–માતા, પિતા અને ગુરૂના મહાત્મ્યનું વર્ણન.

युधिष्ठिर उवाच ॥ महानयं धर्मपथो बहुशाखश्च भारत ।

॥ किंस्विदेवेह धर्माणामनुष्ठेयतमं मतम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–"હે ભારત ! આ ધર્મમાર્ગ મોટો અને ઘણી શાખાઓવાળો છે; માટે તમે એ ધર્મોમાંથી આચરવા યોગ્ય ધર્મ કયો માનેલો છે ? તે કહો ! ![૧]. તમે બધા ધર્મ કરતાં, કયું ઉત્તમ કાર્ય માનેલું છે ? તે કહો ! ! કે, જેથી હું આ લોકમાં તેમ પરલોકમાં પણ ઉત્તમ ધર્મનું ફળ પામી શકું ?"[૨] ભીષ્મ કહે છેઃ–"માતા, પિતા અને ગુરૂનું પૂજન કરવું, એને મેં મોટું માનેલું છે. એ ધર્મમાં ઉદ્યોગી પુરૂષ મોટો યશ અને ઉત્તમ લોક પામે છે[૩]. હે તાત ! હે યુધિષ્ઠિર ! સારી રીતે પૂજન કરેલા તે, ધર્મ અને અધર્મથી વિરૂદ્ધ પણ કોઇ કાર્યની આજ્ઞા કરે, તો તે કરવું[૪]. તેમણે જે કરવાની આજ્ઞા કરી હોય, તે પુરૂષે બીજા ધર્મનું આચરણ કરવું નહિ. પરંતુ તેઓ જે કર્મની આજ્ઞા કરે, તેનેજ ધર્મ જાણવો, એ નિશ્ચય છે[૫]. માતા, પિતા અને ગુરૂ; એ ત્રણે ત્રણ લોક છે, ત્રણ આશ્રમ છે, ત્રણ વેદ છે અને ત્રણ અગ્નિ છે[૬]. પિતા ગાર્હપત્ય અગ્નિ છે, માતા દક્ષિણાગ્નિ છે અને ગુરૂ આહવનીય અગ્નિ છે; એ પ્રમાણે એજ ત્રણ અગ્નિનો મોટો સમુદાય છે. તું એ ત્રણનું સાવધાનપણાથી પૂજન કરીશ, તો તું ત્રણ લોકને જીતીશ[૭]. પિતાની આજ્ઞા પાળવાથી આ લોકને, માતાની આજ્ઞા પાળવાથી પરલોકને તથા ગુરૂની આજ્ઞા પાળવાથી નિયમવડે બ્રહ્મલોકને પામીશ[૮]. હે ભારત ! ત્રણે લોકમાં એ ત્રણની સાથે સારી રીતે વર્ત્તન કર ! ! તેથી તને યશ, કલ્યાણ, ધર્મ અને મોટું ફળ પ્રાપ્ત થશે[૯]. એ ત્રણના કરતાં, પોતાનો ભાગ કે, ક્રિયા કદાપિ અધિક બનાવવી નહિ, એઓના કરતાં, અધિક ઉપભોગ કરવો નહિ તથા તેઓને દૂષણ આપવું નહિ. પરંતુ નિરંતર તેઓની પરિચર્યા (સેવા) કરવી, એ ઉત્તમ સુકૃત છે[૧૦]. હે રાજશ્રેષ્ઠ ! તેથી તું કીર્તિ, પુણ્ય, યશ અને ઉત્તમ લોકમાં ગતિ પામીશ. જે પુરૂષ, એ ત્રણનો આદર કરે છે તેણે, સર્વ લોકોનો આદર કર્યો, એમ જાણવું[૧૧]. પણ જે પુરૂષ એ ત્રણનો અનાદર કરે છે તેની સઘળી ક્રિયાઓ નિષ્ફળ જાય છે. હે શત્રુને પરિતાપ પમાડનાર રાજા ! જે પુરૂષ એ ત્રણ પોતાના ગુરૂજનનું માન રાખતો નથી અને અપમાન કરે છે, તેને આ લોકમાં યશ અને સુખ વગેરે મળતાં નથી અને પરલોકમાં તેની ઉત્તમ ગતિ થતી નથી[૧૨]. જે મનુષ્ય, એ ત્રણેનું અપમાન કરે છે તે પુરૂષનો યશ આ લોકમાં, તેમ પરલોકમાં પણ પ્રકાશતો નથી, તેમજ તેને પરલોકમાં બીજું કાંઇ પણ કલ્યાણ પ્રાપ્ત થતું નથી[૧૩]. હું સર્વ સત્કર્મ તેઓનેજ અર્પણ કરૂં છું, તેથી

તે મને સોગણું અને હજારગણું ફળ આપે છે. હે યુધિષ્ઠિર ! તેવડે મને ત્રણલોક પ્રકાશમાન થાય છે[14]. એક ઉત્તમ આચાર્ય, દશ શ્રોત્રિય બ્રાહ્મણથી અધિક છે; એક ઉપાધ્યાય, દશ આચાર્ય કરતાં અધિક છે અને એક પિતા દશ ઉપાધ્યાયથી અધિક છે[15]. તથા એક માતા, દશ પિતાથી અધિક છે; અથવા માતા કરતાં અધિક ગુરૂતા, સર્વ પદાર્થો અને આખી પૃથ્વીની પણ નથી; માતા સમાન કોઇ ગુરૂ છેજ નહિ[16]. હવે માતા અને પિતા, બન્નેના કરતાં, ગુરૂ વધારે શ્રેષ્ઠ છે, એમ મ્હારી બુદ્ધિ કહે છે. માતા અને પિતા પ્રાણીને માત્ર જન્મજ આપે છે[17]. હે ભારત ! માતા તથા પિતા શરીરજ ઉત્પન્ન કરે છે, પણ આચાર્ય જે જન્મ ધારણ કરાવે છે, તે જન્મ દિવ્ય છે અને અજરામર છે[18]. (માતા, પિતા અને ગુરૂ, ઉપકાર કરનારાં છે માટે તેઓએ વધ કરવા યોગ્ય અપરાધ કર્યો હોય, તથાપિ તેઓનો વધ કરવો યોગ્ય નથી.) જેમ વધ કરવા યોગ્ય મનુષ્યનો વધ ન કરવાથી રાજાને દોષ લાગે છે તેમ, પોતાનાં માતાપિતા અપકારી હોવાથી વધ્ય છતાં, તેઓનો વધ ન કરવાથી મનુષ્ય દોષ પામતો નથી; તેમજ વધ કરવા યોગ્ય માતાદિક તેને દોષિત કરતાં પણ નથી. માતા, પિતા અને ગુરૂ દુષ્ટ હોય, તથાપિ ધર્મના માટે જે પુરૂષ, તેઓનું પાલન કરવાને યત્ન કરે છે, તેના ઉપર દેવતાઓ અને મહર્ષિઓ કૃપા કરે છે[19]. જે પુરૂષ, વેદ વચન બોલીને મોક્ષ આપે છે તથા સત્ય કર્મવડે અનુગ્રહ કરે છે, તેનેજ માતા અને તેનેજ પિતા જાણવો; કરેલા ઉપકાર સંભારીને તેનો દ્રોહ કરવો નહિ[20]. જે પુરૂષો, વિદ્યા જાણીને, પછી ગુરૂનો આદર કરતા નથી તથા મન, વચન અથવા કર્મવડે વિપરીત થઇને તે ઉપકારનો નાશ કરે છે, તે પુરૂષોનું પાપ ગર્ભહત્યા સમાન જાણવું; તેઓના કરતાં, વધારે પાપ કરનારો બીજો કોઈ આ લોકમાં નથી. વળી પુરૂષો જે રીતે પોતાના ગુરૂઓને માન આપે, તેજ પ્રમાણે ગુરૂના ગુરૂઓને પણ માન આપવું ઘટે છે[21]. માટે જેઓ સનાતન ધર્મની ઈચ્છા રાખતા હોય, તેણે યત્નથી ગુરૂઓનું પૂજન કરવું તથા તેઓને ભોજન કરાવવું, તેમજ તેઓનું અર્ચન કરવું (સત્કાર કરવો)[22]. કોઇ મનુષ્ય, જે કર્મવડે પિતાને પ્રસન્ન કરે છે, તેના તે કર્મવડે પ્રજાપતિદેવ પ્રસન્ન થાય છે અને જે કર્મવડે માતાને પ્રસન્ન કરે છે, તે કર્મવડે પૃથ્વી દેવી અત્યંત પ્રસન્ન થાય છે[23]. તેમજ જે કર્મવડે પોતાના ઉપાધ્યાયને (ગુરૂને) પ્રસન્ન કરે છે, તે કર્મવડે બ્રહ્મા પ્રસન્ન થાય છે. એટલા માટે માતા તથા પિતાથી પણ ગુરૂ વધારે પૂજવા યોગ્ય છે[24]. જ્યારે ગુરૂઓનું પૂજન કરવામાં આવે છે, ત્યારે પિતૃઓસહિત ઋષિઓ અને દેવતાઓ પણ પ્રસન્ન થાય છે માટે ગુરૂ સર્વ કરતાં, વધારે પૂજવા યોગ્ય છે[25]. કોઈ પણ પ્રકારના આચરણથી ગુરૂની અવજ્ઞા કરવી યોગ્ય નથી; કેમ કે, જેવું માન ગુરૂને ઘટે છે તેવું માન તો માતાને કે, પિતાને પણ ઘટતું નથી[26]. તેમ માતા, પિતા અને ગુરૂ, એ ત્રણમાંથી કોઈ પણ અપમાન પામવાને યોગ્ય નથી; તેમ તેઓના કરેલા ઉપકારને દૂષણ પણ લગાડવું યોગ્ય નથી; કેમ કે, મોટા ઋષિઓસહિત દેવતાઓ, ગુરૂઓનાજ સત્કારને શ્રેષ્ઠ જાણે છે[27]. જે પુરૂષ, પોતાને વિદ્યા ભણાવનાર ગુરૂનો, પિતાનો કે, માતાનો મનવડે કે, કર્મવડે પણ દ્રોહ કરે છે તેઓનું પાપ ગર્ભહત્યાથી પણ અધિક છે; તેના કરતાં વધારે પાપ કરનારો આ લોકમાં બીજો કોઈ છે નહિ[28]. જે પુત્રનું માતા–પિતાએ પોષણ કર્યું છે તથા ઉછેર્યો છે એવો કોઇ પુત્ર પોતાનાં માતપિતાનું પોષણ ન કરે, તો તેને ગર્ભહત્યાથી પણ અધિક પાપ લાગે છે; તેનાથી વધારે પાપ કરનારો આ લોકમાં બીજો કોઈ છે નહિ[29]. મિત્રનો દ્રોહ કરનાર, કૃતઘ્ન, સ્ત્રીહત્યા કરનાર અને ગુરૂનો ઘાત કરનાર, એ ચારની પ્રાયશ્ચિત્તવડે પણ શુદ્ધિ થતી હોય, એમ અમે સાંભળ્યું નથી[30]. આ લોકોમાં પુરૂષે, જે કરવું ઘટે છે તે

સર્વ વિસ્તારથી એ પ્રમાણે અમે કહ્યું છે. એજ કલ્યાણકારી છે, એ કરતાં કાંઇ વિશેષ બીજું છે નહિ; કેમ કે, મેં સર્વ ધર્મને એકત્ર કરીને તેમાંથી આ સારભૂત તત્વ કહેલું છે"[31].

एतत्सर्वमनिर्देशेनैवमुक्तं यत्कर्त्तव्यं पुरुषेणेह लोके ।

एतच्छ्रेयो नान्यदस्माद्विशिष्टं सर्वान् धर्माननुसृत्यैतदुक्तम् ॥

इति श्रीमहाभारते शां० राज० गु० भा० शतोपरि अष्टमोऽध्यायः ॥ १०८ ॥

## અધ્યાય ૧૦૯ મો–સત્ય તથા અસત્યનો નિર્ણય.

युधिष्ठिर उवाच ॥ कथं धर्मेस्थातुमिच्छन्नरो वर्तेत भारत ॥

॥ विद्वन्जिज्ञासमानाय प्रब्रूहि भरतर्षभ ॥ १ ॥

*યુધિષ્ઠિર કહે છેઃ–"હે ભારત! ધર્મમાં રહેવાને ઇચ્છતો પુરૂષ કેવી રીતે વર્તે? હે વિદ્વાન! તે જાણવાની મ્હારી ઇચ્છા છે માટે હે ભરતશ્રેષ્ઠ! તે મને કહો[1]. સત્ય અને અસત્ય આ લોકને વીંટીને રહેલાં છે; હે રાજન! ધર્મમાં નિશ્ચયવાળા પુરૂષે, તે બેમાંથી કયાનું આચરણ કરવું?[2] સત્ય શું? અસત્ય શું? સનાતન ધર્મ શું? કયે સમયે સત્ય બોલવું? અને કયે સમયે અસત્ય બોલવું? તે મને કહો"[3]. ભીષ્મ કહે છેઃ–"જે વચન સત્ય છે, તે ઉત્તમ છે; સત્ય કરતાં બીજું કાંઈ શ્રેષ્ઠ છે નહિ. તોપણ હે ભારત! સત્ય અને અસત્યના સંબંધમાં લોકોમાં જે વિપરીત સમજણ ચાલે છે તે હું, તને કહીશ[4]. જે સ્થળમાં અસત્ય વચન સત્યરૂપ થતું હોય, ત્યાં સત્ય વચન છતાં, બોલવા જેવું નથી; અને જ્યાં સત્ય વચન અસત્યરૂપ થતું હોય ત્યાં અસત્ય વચન છતાં, બોલવા જેવું છે. તાત્પર્ય એ છે કે, જે સત્ય બોલવાથી હિંસા આદિ અધર્મ ઉપજતો હોય તે સત્ય ન બોલવું; તથા જે અસત્ય બોલવાથી અહિંસા આદિ ધર્મ ઉપજતો હોય તે અસત્ય બોલવું[5]. સત્ય અને અસત્યનું તત્વ જાણ્યા વિનાનો મૂર્ખ, કોઇ સ્થળમાં સત્ય બોલીને પોતાના પ્રાણ ખૂએ છે; માટે જેથી બહુ ઉપકાર થતો હોય તેવું ધર્મવાળું વચન તે સત્ય અને એથી વિપરીત એટલે જેથી અલ્પ ઉપકાર અને ભારે હાનિ થાય તે અસત્ય, એવી રીતે સત્ય તથા અસત્યનો નિશ્ચય કરીને પછી મનુષ્ય, ધર્મને જાણનારો થાય છે[6]. કદાચિત અનાર્ય, મૂર્ખ અને અતિ દારૂણ પુરૂષ હોય; તથાપિ જેમ કર્ણપર્વમાં પારધી, આંધળાના વધથી ઉત્તમ ગતિને પામ્યો એવી કથા છે; તેમ તે, મોટા પુણ્યને પામે છે[7]. (વળી કર્ણપર્વમાં કથા કહેલી છે કે, જેમ સત્યવાદીએ સત્ય વચન બોલવાના અભિમાનથી ચોરને માર્ગ બતાવીને કાપડીઆઓનો નાશ કરાવ્યો, તો એ સ્થળમાં એ મૂઢ પુરૂષ, ધર્મની ઇચ્છાવાળો છતાં, તેનાથી સત્ય વચન બોલવાથીજ અધર્મ થયો છે.) વળી હિંસા આદિ અધર્મનું કૃત્ય કરવાથી ધર્મ પણ પ્રાપ્ત થાય છે; જેમ ગંગાના કાંઠા ઉપર એક ઘુવડે, સાપણે મૂકેલાં હજારો ઇંડાં ફોડી નાખ્યાં તેથી તેને મોટું પુણ્ય પ્રાપ્ત થયું; કેમ કે, તે ન ફોડયાં હોત તો, તીક્ષ્ણ વિષવાળા સર્પોની વૃદ્ધિ થવાથી લોકનો નાશ થાત[8]. આ ત્હારો પ્રશ્ન તેવોજ છે કે, જેમાં

* આ અધ્યાય સત્ય અને અસત્ય બોલવાના વિવેક વિષે છે. સત્ય એ ધર્મ છે અને અસત્ય એ અધર્મ છે, તથાપિ સત્ય હિંસાયુક્ત અને અસત્ય અહિંસાયુક્ત હોય ત્યારે, સત્ય એ અધર્મ અને અસત્ય એ ધર્મ દેખાય છે. માટે સત્ય બોલવારૂપ ધર્મ આચરીને, હિંસારૂપ અધર્મ થવા દેવો? કે, અસત્ય બોલવારૂપ અધર્મ આચરીને અહિંસારૂપ ધર્મ થવા દેવો? એવો સંશય થવાથી યુધિષ્ઠિર ધર્મ સંબંધી પ્રશ્ન કરે છે.

ધર્મનો વિવેક કરવો અત્યંત કઠિન છે. જે ધર્મ કે, અધર્મનાં કૃત્યોની ગણના કરી નિયમ ઠરાવવો દુષ્કર છે, તે વિષે નિશ્ચય શાવડે કરી શકાય?[૯] પ્રાણીઓના અભ્યુદયના માટે “ધર્મ” શબ્દ ઠરાવેલો છે. માટે જે અર્થ અભ્યુદયસહિત હોય, તેને ધર્મ કહેવો, એ નિશ્ચય છે[૧૦]. ધારણ એટલે સંરક્ષણ અર્થના માટે “ધર્મ” શબ્દ કહેલો છે; ધર્મવડે પ્રજાનું રક્ષણ થાય છે. માટે જે કર્મ ધારણ એટલે રક્ષણસહિત હોય, તેને ધર્મ કહેવો, એ નિશ્ચય છે[૧૧]. અહિંસા અર્થને માટે ધર્મ શબ્દ ઠરાવેલો છે, તેથી જે કર્મ અહિંસાયુક્ત હોય, તેને ધર્મ કહેવો, એ નિશ્ચય છે[૧૨]. ( એ પ્રમાણે પ્રભવ એટલે અભ્યુદય, અહિંસા એટલે અપીડન, અને ધારણ એટલે સંરક્ષણ, એ ત્રણ સત્યવડે કે, અસત્યવડે તીક્ષ્ણ ઉપાયથી કે, કોમળ ઉપાયથી, ગમે તેનાથી થાય, તેને ધર્મ જાણવો. ) શ્રુતિમાં કહેલો સર્વ વિધિ ધર્મ છે, એમ કેટલાક કહે છે તથા શ્રુતિમાં કહેલો સઘળો વિધિ ધર્મ નથી, એમ બીજા કેટલાક કહે છે; પણ અમે તે બન્ને વચનની ઈર્ષ્યા કરતા નથી; તોપણ શ્રુતિમાં કહેલા સઘળા વિધિનું ધર્મરૂપે વિધાન કરવું, એમ તો બનતુંજ નથી[૧૩]. ( કેમકે, શ્યેનયાગ આદિ વિધિ શ્રુતિએ કહેલા છે પણ તેમાં ધર્મ નથી, શ્યેનયાગનું ફળ શત્રુનાશ છે, માટે તે કેવળ અમુક વ્યક્તિને પ્રીતિ કરનારૂં છે પણ વસ્તુતઃ તે કર્મ સર્વનું હિત કરનારૂં નથી, માટે તે ધર્મ નથી. ) જે પુરૂષો અન્યાયવડે કોઈનું ધન હરણ કરવાને ઇચ્છતા હોય, તેઓને તે સ્થાન ન બતાવવું, એ ધર્મ છે; એમ નિશ્ચય જાણવું[૧૪]. ( જેમ ચોર લોકો, ચોરી કરવાના હેતુથી કોઇ ધનવાનનું ઘર પૂછતા હોય તો, તેઓને ન બતાવવું પણ, કોઇ ભિક્ષુક ભિક્ષા કરવાના હેતુથી કોઇ ધનવાનનું ઘર પૂછતો હોય તો, તેને બતાવવું, એ ધર્મ છે. ) જે સ્થળમાં ચોર આદિ પુરૂષોએ પૂછવાથી તેઓને સાચો કે, જૂઠો કાંઈ પણ ઉત્તર આપ્યા વિના છૂટકો થાય, એમ હોય તો તેવી જગ્યોએ અસત્ય બોલીને ધર્મ કરવાની જરૂર નથી; પણ ત્યાં તો કાંઇ પણ નજ બોલવું, એ ઉત્તમ છે. પણ જે જગ્યોએ અવશ્ય બોલવુંજ પડે, અથવા જ્યાં કાંઇ પણ ન બોલવાથી પૂછનાર ચોર વગેરેને શંકા ઉપજે એમ હોય ( એટલે ન બોલવાથીજ તે એમ જાણી જતા હોય કે, આ ધનવાનનું ઘર છે અથવા આ પુરૂષ પાસે ધન છે, માટે એને મારી નાંખવો ઇ૦) ત્યાં સત્ય કરતાં અસત્ય બોલવું–સોગન ખાઇને પણ અસત્ય બોલવું, કલ્યાણકારક છે; એમ નિર્ણય કરેલો છે. કેમ કે, પાપીનો સંબંધ થયો હોય તેમાંથી સોગન ખાઈને પણ છૂટા થવું, એ ઘણું સારૂં છે[૧૫,૧૬]. જો બની શકે એમ હોય તો, તેવા પાપીઓને કોઈ પ્રકારે ધન પણ આપવું નહિ; કેમ કે, પાપીઓને ધન આપવાથી તેઓ આપનારને પણ પીડા કરે છે[૧૭]. જ્યારે કોઈ બે જણ, એવી સરત કરે કે, ધન ત્હારૂં અને શ્રમ મ્હારો, તથા તેમાંથી જે લાભ મળે, તે આપણ બન્નેએ વહેંચી લેવો. એ પ્રમાણે કર્યા પછી, ચોર આદિથી ધનનો નાશ થાય ત્યારે, નાણાં આપનાર પેલા બીજા ભાગીઆને દાસ કરીને તેની પાસેથી પોતાનું ધન કઢાવવા ઇચ્છતો હોય ત્યાં સાચ–જૂઠનો નિકાલ કરવાને બોલાવેલા સાક્ષીઓ, જે કહેવા યોગ્ય હોય તે કહ્યા વગર માત્ર એટલુંજ કહે કેઃ “પેહેલા ભાગીઆએ બીજા ભાગીઆને નાણાં આપ્યાં હતાં.” તો તે સાક્ષીઓ સર્વે અસત્યવાદી થાય છે. કેમ કે, તેની સાથે તેઓએ કરેલી સરત પણ કહેવી જોઇએ છીએ[૧૮]. પ્રાણનો નાશ થતો હોય ત્યારે કે, વિવાહ કાર્ય કથળતું હોય, ત્યારે પણ અસત્ય બોલવું, એથી ધર્મ થાય છે[૧૯]. બીજાઓના અર્થનું રક્ષણ કરવાને માટે ધર્મના હેતુથી બીજાઓની સિદ્ધિ ઇચ્છીને અને વેષ બદલીને ધર્મના અર્થે ભિક્ષા માગનાર નીચ પણ થવું, એ ધર્મ છે[૨૦]. જે માણસે જે આપવાની પ્રતિજ્ઞા કરી હોય તેણે, તે

આપવું ઘટે છે. અર્થાત્ પોતે જે કામ કરવાની પ્રતિજ્ઞા કરી છે તે કામ તે ન કરે તો, તેની પાસે બળાત્કારે કરાવવું. કોઈ ધર્મ સાધવાના અર્થે આરંભ કરીને પછી તે ધર્મની પ્રતિજ્ઞા તોડે તો, તેવા પુરૂષનો દંડ કરવો તથા તેવા માર્ગે જે બીજા ચઢયા હોય તેઓનો પણ દંડ કરવો[૨૧]. જે પુરૂષ, આસુરી ધર્મનો આશ્રય કરે છે તથા જે ઠગ પુરૂષ, પોતાનો ધર્મ તજીને આસુરી ધર્મ આચરવાને ઇચ્છે છે, તે પોતાના ધર્મથી સદૈવ ભ્રષ્ટ થયેલો છે, એમ જાણવું[૨૨]. જે પુરૂષ છળભેદવડે જીવિકા ચલાવે છે, તેને રાજાએ હણવો ઘટે છે. કેમ કે, તે પાપીઓ આ લોકમાં ધનનેજ કલ્યાણરૂપ માને છે પણ ધર્મને કલ્યાણરૂપ માનતા નથી, એવો સર્વનો નિશ્ચય છે[૨૩]. એવા પુરૂષોને સહન ન કરાય એવા, સાથે ભોજન ન કરાવવા યોગ્ય, છળભેદવડે અધોગતિ પામેલા, દેવ અને મનુષ્યમાંથી ભ્રષ્ટ થયેલા તથા પ્રેતના જેવા જાણવા[૨૪]. તેઓ યજ્ઞ કરતા નથી તથા તપ કરતા નથી, તું તેઓની સાથે સમાગમ કરીશ નહિ. તેઓ ધનનો નાશ થવાથી મહા કષ્ટતર એવું પ્રાણ તજવારૂપ પાપ પણ કરે છે[૨૫]. એવા અધર્મીઓને "આ ધર્મ છે માટે ત્હારે તે પસંદ કરવો જોઇએ." એમ પ્રયત્નવડે ઉપદેશ કરવો નહિ; કેમ કે, તે પાપીઓને જગતમાં કોઇ પણ આચરણ અધર્મ નથી પણ સર્વ કાંઈ કૃત્ય ધર્મ છે; કેમકે અધર્મની તેઓને સ્ફુરણાજ થતી નથી[૨૬]. એવા અધર્મી અને હીન બુદ્ધિવાળાઓને હણવાને કોઇ પણ (નિયમ–પ્રતિજ્ઞા) ધારણ કરે અને તેને હણે તો, પાપ લાગતું નથી. કેમ કે, પોતાના કર્મથી હણાયલાનેજ તે, હણે છે[૨૭]. છળકપટથી જીવનારા, કાગડા અને ગીધ જે યોનિમાં જન્મ પામેલા છે તે યોનિમાં દેહ નાશ થયા પછી, જન્મ પામે છે[૨૮]. જે પુરૂષ, જેની સાથે જેવી રીતે વર્તે છે, તેણે પણ તે પુરૂષની સાથે તેવીજ રીતે વર્તવું, એ ધર્મ છે. કપટથી ચાલનારો હોય, તેના સાથે કપટથી ચાલીને બાધ કરવો અને સારી રીતે વર્તનારો હોય, તેની સાથે સારા આચરણથી વર્તવું"[૨૯].

यस्मिन् यथा वर्तते यो मनुष्यस्तस्मिंस्तथा वर्तितव्यं स धर्मः ।
मायाचारो मायया बाधितव्यः साध्वाचारः साधुना प्रत्युपेयः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि सत्यानृतकं नाम गुर्जरभाषायां शतोपरि नवमोऽध्यायः ॥ १०९ ॥

---

## અધ્યાય ૧૧૦ મો–દુર્ગાતિતરણાધ્યાય.

युधिष्ठिर उवाच ॥ क्लिश्यमानेषु भूतेषु तैस्तैर्भावैस्ततस्ततः ॥
॥ दुर्गाण्यतितरेद्येन तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–"હે પિતામહ! પ્રાણીઓ તે તે ભાવોવડે તે તે સ્થળમાં ક્લેશ પામતા હોય ત્યારે તેઓ જેથી સંકટોને તરી શકે તે મને કહો!"[૧]. ભીષ્મ કહે છેઃ–"જે બ્રાહ્મણો, પોતાના અર્થે શાસ્ત્રમાં કહેલા આશ્રમોના ધર્મ પ્રમાણે ઇંદ્રિયોને નિયમમાં રાખીને વર્તે છે, તેઓ સંકટને તરે છે[૨]. જેઓ, દંભવડે આચરણ કરતા નથી તથા જેઓની વૃત્તિ નિયમિત છે, તેમજ જે, વિષયોના ભોગના સાધનરૂપ ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે, તેઓ સંકટને તરે છે[૩]. જેઓની નિંદા કર્યા છતાં, જેઓ સામી નિંદા કરતા નથી, તથા જેઓના પ્રત્યે હિંસાવૃત્તિથી વર્ત્યા છતાં, સામા હિંસાવૃત્તિથી વર્તતા નથી, તેમજ જેઓ દાન આપે છે પરા, પણ યાચના કરતા નથી, તેઓ સંકટને તરે છે[૪]. જેઓ નિરંતર અતિથિઓને

નિવાસ કરાવે છે, જેઓ, નિરંતર* [1]અસૂયા કરતા નથી તથા જેઓ નિરંતર સ્વાધ્યાયનો પાઠ કરે છે, તેઓ સંકટને તરે છે[5]. જેઓ ધર્મમાં કુશળ થઇને, માતા તથા પિતાની વૃત્તિનું અનુવર્તન કરે છે તથા દિવસે શયન કરતા નથી, તેઓ સંકટને તરે છે[6]. જેઓ મન, વચન અને કર્મવડે પાપ કરતા નથી તથા જેઓએ, પ્રાણીઓનો દંડ દૂર ફેંકી દીધો છે—અર્થાત કોઇને દુઃખ થાય તેમ કરતા નથી, તેઓ સંકટને તરે છે[7]. જે રાજાઓ રજોગુણયુક્ત થઇને લોભથી દ્રવ્યનું હરણ કરતા નથી તથા જેઓ, પોતાના દેશનું સર્વ તરફથી રક્ષણ કરે છે, તેઓ સંકટને તરે છે[8]. જે પુરૂષો, અગ્નિહોત્ર ધારણ કરનારા થઇને પ્રત્યેક ઋતુ સમયે પોતાની સ્ત્રી પ્રત્યે ન્યાય વૃત્તિથી (શાસ્ત્રમાં કહેલા ધર્મ પ્રમાણે) વર્તે છે, તેઓ સંકટને તરે છે[9]. જે રાજાઓ, સંગ્રામમાં શૂરપણું ધારણ કરીને તથા મરણનો ભય તજીને ધર્મવડે વિજય મેળવવાની ઇચ્છા કરે છે, તેઓ સંકટને તરે છે[10]. જે પુરૂષો, પોતાના પ્રાણ જવાનો સમય આવ્યો હોય તેમ છતાં પણ, સત્ય વચનજ બોલે છે તથા જેઓ, પ્રાણીઓમાં પ્રમાણભૂત મનાય છે, તેઓ સંકટને તરે છે[11]. જેઓનાં કર્મ કપટ વિનાનાં છે, જેઓની વાણી મધુર છે તથા જેઓના અર્થ (પૈસા) ન્યાયપૂર્વક ઉપાર્જન કરેલા છે, તેઓ સંકટને તરે છે[12]. જે બ્રાહ્મણો, અનાધ્યાયની તિથિએ સ્વાધ્યાયનું પઠન કરતા નથી તથા જેઓ, તપમાં સ્થિતિવાળા અને ઉત્તમ તપસ્વી છે, તેઓ સંકટને તરે છે[13]. જેઓ, કૌમાર અવસ્થાથી બ્રહ્મચર્ય ધારણ કરીને તપ આચરે છે તથા વિદ્યા, વેદ અને વ્રત સમાપ્ત કરીને સ્નાતક થયેલા છે, તેઓ સંકટને તરે છે[14]. જે મહાત્મા પુરૂષોનો રજોગુણ શાંત થઇ ગયેલો છે તથા જેઓનો તમોગુણ પણ શાંત થઇ ગયેલો છે અને જેઓ સત્વગુણમાં સ્થિતિવાળા થયેલા છે, તેઓ સંકટને તરે છે[15]. જેઓથી કોઈ ત્રાસ પામતું નથી તથા જેઓ, કોઇથી પણ ત્રાસ પામતા નથી અને જેઓને સર્વ લોક આત્મસમાન છે, તેઓ સંકટને તરે છે[16]. જે પુરૂષમાં શ્રેષ્ઠ એવા સત્પુરૂષો, બીજાની લક્ષ્મી જોઇને પરિતાપ પામતા નથી તથા ગ્રામ્ય વિષયોથકી નિવૃત્ત થયેલા છે, તેઓ સંકટને તરે છે[17]. જે પુરૂષો, સર્વ દેવને નમસ્કાર કરે છે તથા સર્વ ધર્મનું શ્રવણ કરે છે, તેમ જેઓ શ્રદ્ધાવાળા અને શાંત છે, તેઓ સંકટને તરે છે[18]. જેઓ, માનને ઇચ્છતા નથી, પણ બીજાને માન આપે છે તથા જગત જેઓને માન આપે છે અને પ્રણામ કરે છે, તેઓ સંકટને તરે છે[19]. જેઓ, સંતતિની ઇચ્છાથી તિથિએ તિથિએ અત્યંત શુદ્ધ મનથી શ્રાદ્ધ કરે છે; તેઓ સંકટને તરે છે[20]. જેઓ, પોતાના ક્રોધને દબાવી દે છે, બીજા ક્રોધ પામ્યા હોય તેઓના ક્રોધને શાંત કરે છે તથા પોતે બીજાં પ્રાણીઓ ઉપર ક્રોધ કરતા નથી, તેઓ સંકટને તરે છે[21]. જે પુરૂષો, મધુ અને માંસનો નિરંતર ત્યાગ કરે છે તથા જન્મથી આરંભીને જેઓએ મદ્યનો ત્યાગ કરેલો છે, તેઓ સંકટને તરે છે[22]. જે પુરૂષોનું ભોજન દેહનિર્વાહના અર્થે, મૈથુન સંતાનને અર્થે અને વાણી સત્ય વચનને અર્થે છે, તેઓ સંકટને તરે છે[23]. સર્વે પ્રાણીઓના ઇશ્વર તથા જગતની ઉત્પત્તિ અને નાશ કરનારા નારાયણ દેવના જે ભક્ત પુરૂષો છે, તેઓ સંકટને તરે છે[24]. કમળના સમાન રક્ત નેત્રવાળા, જેમણે પીળું પીતાંબર પહેરેલું છે, જેના બાહુ મોટા છે અને જે ત્હારા સુહૃત, ભ્રાતા, મિત્ર અને સંબંધી છે આ ભગવાન તે પ્રભુ અચિંત્ય છે[25]. એ જો ઇચ્છે તો, આ સઘળા લોકને ચર્મની પેઠે, વીંટી લેવાને સમર્થ છે; ગોવિંદ અને પુરૂષોત્તમ એવાં તેનાં નામ છે[26]. તે અર્જુનની પ્રીતિના અર્થે રહેલા છે; હે રાજન્! એ વૈકુંઠના પતિ અને પુરૂષમાં શ્રેષ્ઠ પુરૂષોત્તમ છે તથા ત્હારાથી તેની ધર્ષણા કરવી અશક્ય છે[27]. જે પુરૂષો, એ

* સામાનો ઉત્કર્ષ જોઇને તે સહન ન કરવાના ગુણને, અસૂયા કહે છે.

નારાયણનો—હરિનો આશ્રય કરીને તેની ભક્તિ કરે છે, તેઓ સર્વે સંકટને તરી જાય છે એમાં કાંઇ સંદેહ નથી[૨૮]. જે પુરૂષો, આ દુર્ગાતિતરણ અધ્યાયનો પાઠ કરે છે, તેનું બીજાને શ્રવણ કરાવે છે તથા બ્રાહ્મણ પાસે તેની કથા કરાવે છે, તો તેઓ પણ સંકટને તરે છે[૨૯]. હે પાપરહિત યુધિષ્ઠિર ! મેં એ પ્રમાણે કર્ત્તવ્યના કાંઇક દોષ તને કહી દેખાડયા છે કે, જેથી મનુષ્યો, આ લોકમાં અને પરલોકમાં સંકટને તરે છે."[૩૦]

इतिकृत्यसमुद्देशः कीर्तितस्ते मयानघ । तरंते येन दुर्गाणि परत्रेह च मानवाः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि दुर्गातितरणं नाम गुर्जरभाषायां शतोपरि दशमोऽध्यायः ॥ ११० ॥

---

## અધ્યાય ૧૧૧ મો—વ્યાઘ્ર અને શિયાળની કથા.

युधिष्ठिर उवाच ॥ असौम्याः सौम्यरूपेण सौम्याश्चासौम्यदर्शनाः ॥।
॥ ईदृशान् पुरुषांस्तात कथं विद्यामहे वयम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—" હે તાત ! કેટલાક અસૌમ્ય પુરૂષો, દેખાવમાં સૌમ્ય હોય છે તથા કેટલાક સૌમ્ય પુરૂષો, દેખાવમાં અસૌમ્ય હોય છે; એવા પુરૂષોને અમારે શી રીતે ઓળખવા ? તે કહો "[૧]. ભીષ્મ કહે છેઃ—" હે યુધિષ્ઠિર ! આ સ્થળમાં પણ વ્યાઘ્ર અને શિયાળના સંવાદનો એક પુરાતન ઇતિહાસ કહેવામાં આવે છે, તે તુ સાંભળ[૨]. પૂર્વે " પૂરિકા " નામે એક નગરી હતી તેમાં " પૌરિક " ( પુરિકા નગરીનો અધિપતિ ) નામે એક રાજા થયો હતો. તે બીજાની હિંસા કરવામાં પ્રીતિવાળો, ક્રૂર અને અધમ પુરૂષ હતો[૩]. જ્યારે તેના આયુષ્યનો ક્ષય થયો—મૃત્યુ પામ્યો, ત્યારે તે, જે ગતિની કોઇ ઇચ્છા કરે નહિ એવી અધમ ગતિને પામ્યો; અર્થાત્ પોતાના પૂર્વ કર્મથી દૂષિત થયેલો તે, શિયાળના જન્મને પામ્યો[૪]. તે વખતે તે શિયાળ, પોતાના પૂર્વ જન્મનો વૈભવ સંભારીને પરમ વૈરાગ્યને પામ્યો તથા બીજાં જાનવરોએ લાવી આપેલું માંસ પણ ખાતો નહોતો[૫]. ( તે શિયાળ, સર્વ પ્રાણીઓમાં અહિંસા વૃત્તિથી વર્તનારો, સત્યવાળો અને દૃઢ વ્રતવાળો થયો. તથા પડેલાં ફળ ઉપર સમય પ્રમાણે નિર્વાહ કરવા લાગ્યો. જન્મભૂમિના સંબંધથી તે શિયાળને બીજે ઠેકાણે નિવાસ કરવો પસંદ પડયો નહિ. પણ સ્મશાનમાં નિવાસ કરવો તેને ઠીક લાગ્યો. ) પછી તેની જાતિના બીજા શિયાળોને તેની પવિત્ર રહેવાની રીત ઠીક લાગી નહિ, તેથી તેઓ નમ્રતા ભરેલાં વચન બોલીને તેની બુદ્ધિને ભમાવવા લાગ્યા[૬]. ( તેઓ બોલ્યા કે, તું આ ભયંકર સ્મશાનમાં નિવાસ કરીને પવિત્ર રહેવા ઇચ્છે છે અને વળી જાતિથી તુ માંસ ભક્ષક છે, માટે ત્હારી એ બુદ્ધિ વિપરીત છે, તેથી તુ અમારા સમાન થા !! અને અમે તને ભોજન આપીશું, ઈશ્વરે ત્હારા માટે જે ભોજન વિશેષે કરીને નિર્માણ કરેલું છે તેને તું, પવિત્રતા છોડીને ખા !! " એ પ્રમાણે બીજા શિયાળોનું વચન સાંભળીને તેણે, સાવધાન થઇને મધુર, વિસ્તારવાળાં, હેતુવાળાં અને કોમળ વચન બોલીને તેઓને પ્રત્યુત્તર આપ્યો કેઃ " મ્હારા મતથી જન્મનું કુળ પ્રમાણ નથી; કેમકે, શીળવડે કુળ બંધાય છે. માટે જે કર્મ કરવાથી યશ વિસ્તાર પામે છે, તે કર્મની હું પ્રાર્થના કરૂં છું. મ્હારો વાસ સ્મશાનમાં છે. એ વાત ખરી !! પણ તે વિષે મ્હારો શો વિચાર છે તે સાંભળો !! જે પુરૂષ ગમે તે આશ્રમમાં રહીને, જમે તે કર્મ કરે છે, તેને તે કર્મ પોતેજ ફળે છે, પણ આશ્રમ કાંઈ ધર્મનો હેતુ નથી. આશ્રમમાં રહીને કોઈ બ્રહ્મહત્યા કરે અથવા આશ્રમરહિત થઇને જે ગોપ્રદાન

કરે તો, શું બ્રહ્મહત્યાનું પાપ નહિ થાય? અથવા શું તે દાન આપેલું વૃથા થશે? તમે કેવળ સ્વાર્થના લોભથી ભક્ષણ કરવામાં આસક્ત છો; પણ તેના પરિણામમાં ત્રણ દોષ રહેલા છે, તેને તમે મોહિત થઇને દેખતા નથી. અસંતોષવડે કરેલી, નિંદવા યોગ્ય, ધર્મહાનિવડે દૂષિત તથા આ લોકમાં અને પરલોકમાં અનિષ્ટકારક એવી શિયાળની વૃત્તિ છે, માટે હું તેને પસંદ કરતો નથી." પછી એ શિયાળને પવિત્ર અને પંડિત માનીને કોઈ વિખ્યાત પરાક્રમવાળા વ્યાઘ્રે, પોતાના સમાન તેનું પૂજન કરીને તેને પ્રધાન પદ્વિ આપવાને પોતાની ઇચ્છા જણાવી.) વ્યાઘ્ર બોલ્યો કે, "હે સૌમ્ય! ત્હારૂં લક્ષણ અમોએ જાણેલું છે, માટે મ્હારી સાથે રાજકાર્ય કરવાને ચાલ!! તથા ત્હારી ઇચ્છામાં આવે એવા તથા નહિ ઇચ્છેલા-અર્થાત્ વગર માગ્યે પ્રાપ્ત થયેલા અનેક ભોગોને તું પસંદ કર!![૭]. (અમે તીક્ષ્ણ (ક્રોધી) છીએ; તે અમે તને સૂચના કરીએ છીએ કે, તું અમારો અમાત્ય થઇશ અને કોમળ વચનો બોલીને અમને હિતની સૂચના કરીશ, તો તેથી તને કલ્યાણ પ્રાપ્ત થશે." પછી મૃગના પતિ તે શાર્દૂલનાં વચનનો સત્કાર કરીને શિયાળે, કાંઇક નમીને વિનયપૂર્વક આ વચન કહ્યું.) શિયાળ કહે છેઃ-"હે મૃગરાજ! તમે, ધર્મ અને અર્થમાં કુશળ તથા પવિત્ર અને સહાયક અમાત્યોને શોધો છો, તો તેમાં મ્હારા નિમિત્તે જે વચન તમે કહ્યું છે, તે યોગ્યજ છે[૮]. (હે વીર! અમાત્ય વિનાના પુરૂષે, કોઇ પણ મહત્વની વસ્તુનું પાલન કરવું અશકય છે તેમજ દુષ્ટ અને શૂર પુરૂષોના દેહના શત્રુ (એટલે ઘણા શૂરાનો નાશ કરીને અલ્પ કાર્ય સિદ્ધ કરે એવા) અમાત્યવડે રાજ્ય જેવા મહત્વના વિષયનું પાલન કરવું અશકય છે. હે મહાભાગ! જે સહાય પ્રીતિવાળા, રાજનીતિ જાણનારા, રાજા સાથે એક સંપથી ચાલનારા, પરસ્પર વિરોધ વિનાના, જય મેળવવાની ઇચ્છાવાળા, લોભ વિનાના, છળ-કપટ વિનાના તથા કાર્ય પ્રસંગે છળની યોજના કરી જાણનારા બુદ્ધિમાન, હિતમાં યુક્ત તથા સ્વતંત્ર મનના હોય તેઓનું પૂજન, પિતાની તથા ગુરૂની પેઠે કરવું.) હે મૃગાધિપ! હું સદા સંતોષી છું માટે મને તો એવું પૂજન કે, સત્કાર પસંદ નથી; હું સુખ, ભોગ તથા રાજ્ય સંબંધી ઐશ્વર્યની ઇચ્છા કરતો નથી[૯]. તમારા પુરાતન (પહેલાંના) સેવકો સાથે મ્હારૂં શીળ-આચરણ તમે મળતું કરી શકવાના નથી; પણ ઉલટા તેઓ તમને ભેદ પમાડશે અને મ્હારા સંબંધમાં નઠારા આચરણવાળા થશો[૧૦]. (બીજા મોટા તેજસ્વી રાજકારભારીઓનો આશ્રય કરવો, પણ મ્હારે મન વખાણવા લાયક નથી. હું તો સર્વ પ્રકારે સંપૂર્ણ અત્યંત મોટા ભાગ્યવાળો, પાપીઓના ઉપર પણ દયા વૃત્તિવાળો, લાંબી દૃષ્ટિવાળો, મોટા ઉત્સાહવાળો, બહુ દાન આપનારો, કૃતાર્થ થયેલો, જે કાર્ય કરૂં તે સફળ કરનારો, તથા ભાગ્યવડે અલંકૃત છું, હું થોડાથી સંતુષ્ટ થાઉં એવો નથી તથા મેં મહા કષ્ટતર વૃત્તિ આચરેલી છે. સેવા કરવામાં હું અભિજ્ઞ (પ્રવીણ) નથી, પણ મરજીમાં આવે તેમ વર્તનારો વનચર છું. જેઓ રાજાના આશ્રમમાં વસે છે તે સર્વેમાં રાજનિંદારૂપ દોષ ભરેલા હોય છે અને વનવાસીઓને વ્રતચર્યા તો સંગરહિત તથા નિર્ભય હોય છે. રાજાનું તેડું આવવાથી રાજાના સેવકોના હૃદયમાં જે ભય ઉત્પન્ન થાય છે તે, મૂળ અને ફળ ઉપર નિર્વાહ ચલાવનારા સંતુષ્ટ વનવાસીઓના હૃદયમાં હોતો નથી. વગર પ્રયાસે અને વગર ભયે, માત્ર પીવાનું પાણી મળે અને ભયસહિત સ્વાદિષ્ટ અન્ન મળે, તો વિચાર કરતાં મને એમ દેખાય છે કે, જે નિવૃત્તિ છે તેમાંજ સુખ છે. રાજ્ય પ્રકરણમાં (મિથ્યા દોષારોપ કરવાથી દૂષિત થયેલા જેટલા સેવકો નાશ પામે છે તેટલા સેવકો રાજાઓએ અપરાધ માટે સજા કરવાથી નાશ પામતા નથી.) તોપણ હે મૃગેંદ્ર! જો મ્હારી રાજ્યમાં

જરૂર છે, એમ તમે માનતા હો !! તો, મ્હારી સાથે તમારે કેમ વર્તવું ? તે સંબંધી કાંઈ સરત કરવી જોઇએ, એવી મ્હારી ઇચ્છા છે[11]. જે પુરૂષોને હું, મ્હારા તરફથી રાજ્યમાં રાખું તેઓને તમારે કબૂલ કરવા જોઇએ તથા હું તમને હિતકારક વચન કહું તે તમારે સાંભળવાં જોઈએ; તેમજ તમે મ્હારી જે વૃત્તિ નિર્માણ કરી હોય તે વૃત્તિ હમ્મેશાં કાયમ રાખવી જોઇએ[12]. તમારા બીજા પ્રધાનો સાથે હું, કોઇ સ્થળમાં મંત્ર કરીશ નહિ, કેમકે, રાજનીતિમાં કુશળ એવા બીજા મંત્રીઓ, પોતાનો ઉદય ઇચ્છીને મ્હારા માટે મિથ્યા વાર્તાઓ બોલશે[13]. હું એકલોજ એકની સાથે વિચાર કરીને, જે તમારૂં હિત હશે, તે તમને ગુપ્ત રીતે કહીશ. તમારે જ્ઞાતિજનના કાર્યમાં હિતાહિત સંબંધી કાંઈ પૂછવું નહિ[14]. ( મ્હારી સાથે મંત્ર કર્યા પછી, તમારે તત્કાળ સચિવોનો વધ કરવો નહિ. મ્હારા મંત્રીઓ ઉપર કોપ પામીને તમારે તેમને શિક્ષા કરવી નહિ ” ) એ સરતો સાંભળીને તે વ્યાઘ્રે, તે કબૂલ કરી તથા સત્કાર પામેલો તે શિયાળ, તે વ્યાઘ્ર રાજાથકી બુદ્ધિ સાચિવ્ય ( બુદ્ધિમાં સહાય કરનાર મંત્રીના પદને ) પામ્યો[15]. તેને એ પ્રમાણે સત્કાર પામેલો જોઇને તથા પોતાના કાર્યમાં માન પામતો જોઇને પ્રથમના રાજસેવકો, એકઠા મળીને વારંવાર તેનો દ્વેષ કરવા લાગ્યા[16]. તેઓ મિત્રબુદ્ધિ દેખાડીને, શિયાળને શાંત કરવા લાગ્યા તથા તેને પ્રસન્ન કરવા લાગ્યા. અશુભ બુદ્ધિવાળા તેઓ એ પ્રમાણે કરીને તેને પોતાના જેવો દોષયુક્ત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા[17]. કેમ કે, તેઓ પેહેલાં તો રાજ્યમાં રહીને બીજાનું દ્રવ્ય હરણ કરતા હતા, પણ હવે તો આ શિયાળના બંધનમાં પડીને કાંઇ પણ હરણ કરી શકતા નહોતા[18]. તેઓ, શિયાળની પાસે આવીને અનેક પ્રકારના ઉદ્યોગની આકાંક્ષાથી તેવી વાતો કહીને, તેને લોભ પમાડવા લાગ્યા; તેમ મોટી મોટી ધનની રકમો તેને પ્રાપ્ત કરી આપવાની કહીને, તેની બુદ્ધિને લોભ પમાડવા લાગ્યા, પણ તે મહા બુદ્ધિવાળો શિયાળ ધૈર્યથી ચલાયમાન થયો નહિ[19]. ત્યારે તેનો નાશ કરવાને સર્વે જણાએ મળીને સંકેત કર્યો. તે માટે એવી યુક્તિ કરી કે, જે માંસ મૃગેંદ્રને બહુ પ્રિય હતું અને તે મૃગપતિ ( રાજા ) ને માટે તૈયાર કરેલું હતું, તે માંસ રાજાના ઘરમાંથી લઇ જઇને તેઓએ શિયાળના ઘરમાં મૂક્યું[20]. (તે શિયાળ, તે સર્વ વાત જાણતો હતો; જે કારણ માટે તેઓએ રાજાના ઘરમાંથી માંસ લઇને પોતાના ઘરમાં મૂક્યું હતું તથા જેઓએ, એમ કરવાની સલાહ કરી હતી; તે સર્વ તેના જાણમાં હતું, પણ કાંઇક કારણથી તે વાત તેણે, ધ્યાનમાં લીધી નહિ. તેણે, પ્રધાનપદ સ્વીકારતી વખતે રાજાની સાથે જે સરત કરી હતી કે “ હે રાજન ! તમારે મ્હારી સાથે મૈત્રી રાખવાની ઇચ્છા હોય તો, તમારે મ્હારા પક્ષનો નાશ કરવો નહિ ” એ વાત પણ તેના ધ્યાનમાં હતી. ) ભીષ્મ કહે છેઃ—હવે મૃગપતિ જ્યારે ભૂખ્યો થયો અને ભોજન કરવાને ઉઠયો, ત્યારે ભોજન કરવાને જે માંસ લાવીને તેના આગળ મૂકવાને તૈયાર કરેલું હતું તે જોવામાં આવ્યું નહિ. તેજ વખતે તે મૃગપતિએ, આજ્ઞા કરી કે “ એ માંસનો ચોર કોણ છે ? તે શોધી કાઢો ”[21]. તે વખતે પેલા કપટ કરનારાઓએ જઇને રાજાને જાહેર કર્યું કે “ તમારો નવો પ્રધાન કે, જે પોતે વિદ્વાનનું ડોળ ઘાલે છે તથા પોતાને બુદ્ધિમાન માને છે, તેણે ચોરી લીધું છે ”[22]. એ સાંભળીને તથા તે શિયાળની એવી ખટપટ અને ચાપલ્ય જોઇને વાઘને બહુ ક્રોધ ઉપજ્યો તથા ગુસ્સે થઇને તેણે તેનો વધ કરવાની ઇચ્છા કરી[23]. ( આ પ્રમાણે શિયાળનું છિદ્ર જોઇને પહેલાંના સર્વ મંત્રિઓ બોલ્યા કે “ મહારાજ ! એ અમારા સર્વની વૃત્તિનો નાશ કરવાને પ્રવૃત્ત થયેલો છે. ” વળી તેઓએ નિશ્ચયપૂર્વક તેનાં બીજાં કર્મનું પણ વર્ણન કર્યું કે “ જે મંત્રી આવું કર્મ કરે, તે મંત્રિએ બીજાં શાં શાં કર્મ કર્યાં નહિ હોય ?

મહારાજે ( આપે ) જેવો તેને પહેલાં સાંભળ્યો હતો તેવો તે હવે નથી; વાણી માત્રથીજ તે ધર્મિષ્ઠ છે, પણ સ્વભાવથી તો તે, અતિ દારૂણ છે. એ પાપી, ધર્મનું બહાનું કરીને બહુ ખોટાં કર્મ કરે છે અને ઉપરથી મિથ્યા ડોળ બતાવે છે. પોતાના કાર્યના અર્થે અને ભોજનના અર્થે તે, અનેક પ્રકારનાં વ્રત કરવામાં શ્રમ કરે છે. જો મહારાજને આ અમારા કહેવા ઉપર વિશ્વાસ ન આવતો હોય તો, તે અમે આપને બતાવીએ ! ! ” એ પ્રમાણે તે શિયાળના માંસ ખાવા ઉપર નજર કરીને તેઓએ એ પ્રકારે કહ્યું. પોતાના ઘરમાંથી માંસ ચોરી ગયો ) એ વાત સાંભળીને તથા પોતાના મંત્રીઓનાં એવાં વચન સાંભળીને તે વ્યાઘ્રે આજ્ઞા કરી કે: “ એ શિયાળનો વધ કરો ! ! ” વાઘનું એ વચન સાંભળીને, તે વાઘની માતા કે જે, તે હકીકત સાંભળતી હતી તે, વાઘની પાસે આવી અને હિતકારક વચન બોલીને તેને બોધ કરવા લાગી કે: “ હે પુત્ર ! ત્હારે એ વચન માનવું નહિ, કેમ કે, એ વચન કપટથી યુક્ત છે, કામ કરવામાં ઉપજેલી સ્પર્ધારૂપ દોષવડે અશુચિ જંતુઓ શુચિ (પવિત્ર) જંતુઓને દોષ પમાડે છે[૨૪-૨૬]. કોઇ પ્રાણી ઉત્તમ કર્મ કરે તો, તેથી તેને મળેલી મહત્તાને બીજા લોકો, સહન કરી શકતા નથી. તેઓ પવિત્ર તથા નિયમિત વર્તનારાને માથે પણ દોષારોપ કરે છે[૨૭]. વનમાં રહેનારા અને પોતાનું કર્મ કરનારા મુનિને પણ શત્રુ, મિત્ર અને ઉદાસીન, એવા ત્રણ પક્ષ ઉપજે છે[૨૮]. ( લોભીઓ, પવિત્ર પુરૂષોનો દ્વેષ કરે છે; કાયર પુરૂષો, શુરાઓનો દ્વેષ કરે છે; મૂર્ખ પુરૂષો, પંડિતોનો દ્વેષ કરે છે; દરિદ્ર પુરૂષો, મોટા ધનવાળાઓનો દ્વેષ કરે છે; અધર્મી પુરૂષો, ધર્મી પુરૂષોનો દ્વેષ કરે છે અને કદરૂપા પુરૂષો, સુંદર રૂપવાળાઓનો દ્વેષ કરે છે. ઘણા અપંડિત, મૂર્ખ, લોભી અને કપટથી જીવનારા પુરૂષો, બૃહસ્પતિસમાન બુદ્ધિવાળા પુરૂષના માથે પણ દોષારોપ કરે છે.) વારૂ કદાપિ ત્હારા શૂન્ય ઘરમાંથી એ શિયાળે માંસ ચોરી લીધું હોય, તોપણ ત્હારે સારી રીતે વિચાર કરવો જોઇએ કે, તેને તે આપવામાં આવે છે, ત્યારે તે લેવાની કેમ ઇચ્છા કરતો નથી ?[૨૯]. ઘણા અસભ્ય પુરૂષો, સભ્યના સરખા દેખાય છે અને સભ્ય પુરૂષો અસભ્ય જેવા દેખાય છે, એ પ્રમાણે અનેક પ્રકારના પદાર્થો વિપરીતરૂપે જોવામાં આવે છે, માટે તેઓની પરીક્ષા કરવી યોગ્ય છે[૩૦]. (આકાશ ઊંધી મૂકેલી તળવાની કડાઇ જેવું દેખાય છે; આગિયો કીડો અગ્નિ સરખો દેખાય છે; પણ આકાશ કાંઇ કડાઇના પૃષ્ઠ જેવું નથી કે, આગિયા કીડામાં અગ્નિ નથી. ) એટલા માટે જે અર્થ પ્રત્યક્ષ જોવામાં આવે, તથાપિ તે તેમ છે કે, નહિ ? તેની પરિક્ષા કરવી યોગ્ય છે; કેમ કે, પરીક્ષા કર્યા પછી જે અર્થ સિદ્ધ કરવાને બીજાને આજ્ઞા કરવામાં આવે, તેમાં પાછળથી પસ્તાવું પડતું નથી[૩૧]. હે પુત્ર ! સમર્થ રાજા થઇને બીજાનો ઘાત કરાવે, એમાં કાંઇ દુષ્કર કામ નથી; પણ સમર્થ પુરૂષે, ક્ષમા રાખવી, એ વખાણવા યોગ્ય અને કીર્તિ વધારનારી વાત છે[૩૨]. હે પુત્ર ! આ શિયાળ મોટી કીર્ત્તિવાળો છે અને તેં તેને બધા સામંતોનો અધિષ્ઠાતા બનાવ્યો છે; તો એવું પાત્ર હાથમાંથી ગયા પછી પુનઃ મહા દુઃખવડેજ પ્રાપ્ત થાય છે, માટે એ ત્હારો મિત્ર છે, એમ જાણીને એને તું રાખ ! ![૩૩]. બીજાઓએ જેને દૂષિત કર્યો છે, પણ જો બીજાઓએ તેને દૂષિત ન કર્યો હોત તો, તે પવિત્રજ હતો, એવા પુરૂષનું રાજાઓ ગ્રહણ કરે છે; કેમ કે, જે અમાત્ય પોતાના દોષવડેજ દૂષિત છે તે થોડા કાળમાં તેની મેળેજ નાશ પામે છે[૩૪]. એ શિયાળના શત્રુઓમાંથીજ એક શિયાળના પક્ષના કોઈ ધર્માત્માએ, આવીને મને કહ્યું કે: “ આ સર્વ તરકટ રચેલું છે[૩૫]. ” આ વચન સાંભળીને રાજાને સર્વ વાતની યથાર્થ ખબર પડી, ત્યારે તેણે તે શિઆળનો સત્કાર કરીને તેને બંધનમાંથી મુક્ત કર્યો તથા ઘણો સ્નેહ લાવીને તે મૃગપતિ, તેને પુનઃ પુનઃ ભેટયો[૩૬]. પછી નીતિશાસ્ત્રને જાણનારા શિઆળે,

મૃગપતિની આજ્ઞા લઇને, ત્યાંથી નીકળીને, પોતાના ઉપર બનેલા તરકટના રોષથી સંતપ્ત થઇને અને ઉપવાસ કરીને મૃત્યુ પામવાનો નિશ્ચય કર્યો[૩૭]. પણ સ્નેહવડે જેનાં નેત્ર પ્રફુલ્લ થયાં છે એવા શાર્દૂલે, તે ધર્મિષ્ઠ શિયાળનો પૂજનાદિથી સત્કાર કર્યો તથા તેને તે કૃત્ય કરતાં અટકાવ્યો[૩૮]. તે શિયાળ, વ્યાઘ્રને પ્રણામ કરીને અને સ્નેહથી ત્વરાયુક્ત થઇને હૃદયમાં ડુમો ભરાઇ આવવાથી ગદ્‌ગદ્ વાણીથી બોલ્યો કે: "હે રાજન્! તેં, પ્રથમ મ્હારો સત્કાર કર્યો તથા પાછળથી મ્હારૂં અપમાન કર્યું અને તેં મને શત્રુઓના સ્થાનમાં મૂક્યો; હવે ત્હારી પાસે વસવાને હું, યોગ્ય નથી[૩૯.૪૦]. (સંતોષ નહિ પામેલા, સ્થાનભ્રષ્ટ થયેલા, જેઓનું માન ખંડન કર્યું હોય એવા રાજાએ, પોતે જેઓને દૂર કર્યા હોય એવા સેવકો, શત્રુઓએ જેઓના વિષે કપટ કર્યું હોય એવા, સંતાપ પમાડેલા, લોભી, ક્રોધી, બીકણુ, ઠગાયલા, જેઓનું ધન હરણ થયું હોય (મીલકત સરકારમાં જપ્ત કરી હોય) એવા, માની, ત્યાગ કરેલા (કાઢી મૂકેલા), જેઓને એક વાર શિક્ષા કરેલી હોય એવા, મોટી આશા રાખનારા, સંતાપ પમાડેલા, રાજ્યમાં આફત પડવાની રાહ જોનારા, ગુપ્તપણે ફરનારા, બીજાએ છળ કરેલા, એ સર્વને પ્રીતિશૂન્ય અને નિર્ધન જાણવા તથા તેઓને શત્રુઓના સાધનભૂત સમજવા. અપમાનથકી યુક્ત થયેલા તથા પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલા મ્હારા સરખાનો તું વિશ્વાસ કેમ કરે છે? તથા મ્હારાથી રહેવાય પણ શી રીતે? તું સમર્થ માટે મ્હારૂં ગ્રહણ કરીને તેં મને સ્થાપિત કર્યો અને મ્હારી પરીક્ષા કરી; પણ તેં, કરેલી પ્રતિજ્ઞા તોડીને મ્હારૂં અપમાન કર્યું. સભામાં એક વખત જેને સારા આચરણવાળો પ્રસિદ્ધ કર્યો હોય, તેને પ્રતિજ્ઞાનું રક્ષણ કરવા ઇચ્છનારે, તેથી હલકા ગુણનો છે, એમ કહેવું ઘટતું નથી. એ પ્રમાણે મ્હારૂં અપમાન કર્યા પછી મ્હારો વિશ્વાસ કરવો યોગ્ય નથી; તેમ મને પણ ત્હારા ઉપર વિશ્વાસ નહિ રહેવાથી ઉદ્વેગ થશે. તું શંકિત, હું ભયયુક્ત અને બીજાઓ છિદ્ર જોવામાં તત્પર, સ્નેહરહિત અને દુઃખથી સંતોષ પામનારા છે. એવું રાજ્યરૂપ કર્મ બહુ છળવાળું છે. જે એક વખત ભેદ પામ્યું હોય તેનું સંધાન દુઃખવડે થાય છે, તેમ જે એક વખત સંધાન પામ્યું હોય તેનો ભેદ થતાં પણ અત્યંત દુઃખ થાય છે; જે પ્રીતિ ભેદ પામીને પછી સંધાન પામી હોય, તે પ્રીતિ સ્નેહયુક્ત થતી નથી, કેવળ સ્વામીનાજ હિતમાં હોય, એવો તો જગતમાં કોઇજ જણાતો નથી; પણ સ્વામીનું અને પોતાનું હિત જેમાં હોય એવા કાર્યમાં સામેલ રહેનારા ઘણા છે અને તેથી લોકો પોતાના કાર્યની અપેક્ષાવડે સ્વામીનું સેવન કરે છે. એમ કહેવાય, સ્વભાવેથી સ્વામી ઉપર સ્નેહવાળા તો અત્યંત દુર્લભ છે. સારા પુરૂષનું જ્ઞાન થવું દુષ્કર છે; કેમ કે, રાજાઓનું ચિત્ત અસ્થિર હોય છે; રાજા સમર્થ છતાં નિઃશંક રહેનારો તો, સોમાં એકાદ નીકળે! કારણુ વિના અકસ્માત કોઇ પણ મનુષ્યના ઉપર સંતુષ્ટ થવું અથવા કોઇ કૃત્યનો આરંભ કરવો; તેમજ કોઇના ઉપર કોપવું કે, કોઈ કૃત્યને ખેંચી લેવું-બંધ રાખવું, એમ કરવાથી તે કરનારની બુદ્ધિની હલકાઈ માલૂમ પડે છે.)" એ પ્રમાણે તે શિયાળ ધર્મ, કામ અને અર્થના હેતુવાળા સામ વચન બોલીને અને રાજાને પ્રસન્ન કરીને વનમાં ગયો[૪૧]. મૃગપતિએ કરેલા વિનયનું ગ્રહણ ન કરીને તે બુદ્ધિમાન શિયાળ, અન્ન-જળ છોડી દઇને મરવાનો નિશ્ચય કરીને બેઠો અને પછી દેહનો ત્યાગ કરીને સ્વર્ગમાં ગયો"[૪૨].

अगृहानुनयं तस्य मृगेंद्रस्य च बुद्धिमान् । गोमायुः प्रायमास्थाय त्यक्त्वा देहं दिवं ययौ ॥

इति श्रीमहाभारते शां० राज० व्याघ्रगोमायुसंवादे गु० मा० शतोपरि एकादशोऽध्यायः ॥१११॥

## અધ્યાય ૧૧૨ મો-સો યોજનની ગ્રીવાવાળા એક ઊંટની કથા.

**युधिष्ठिर उवाच ॥ किं पार्थिवेन कर्त्तव्यं किं च कृत्वा सुखी भवेत् ॥**
**॥ एतदाचक्ष्व तत्वेन सर्वधर्मभृतां वर ॥ १ ॥**

§યુધિષ્ઠિર કહે છેઃ-"સર્વે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ હે પિતામહ! રાજાનું શું કર્ત્તવ્ય છે? તથા શું કરવાવડે સુખી થાય? તે તમે મને યથાર્થ કહો"[1]. ભીષ્મ કહે છેઃ-"રાજાએ જે કરવું જોઇએ તથા જે કરવાવડે સુખી થાય, તેનો એક નિશ્ચય હું તને કહું તે તું સાંભળ[2]. હે યુધિષ્ઠિર! જેમ અમે એક ઊંટનું મોટું આચરણ સાંભળ્યું છે તેમ, રાજાએ વર્તવું નહિ; તે હું તને કહું તે સાંભળ[3]. પૂર્વે પ્રાજાપત્યયુગમાં એક મોટો ઊંટ હતો તે જાતિસ્મર એટલે પૂર્વજન્મની વાત જાણતો હતો તેણે, વખાણવા યોગ્ય આચરણવાળા થઈને અરણ્યમાં મોટું તપ કર્યું[4]; તેના તપના અંતે તેના ઉપર બ્રહ્મદેવ પ્રસન્ન થયા અને તે પિતામહ બ્રહ્મદેવે તેને વરદાન આપવાની પોતાની ઈચ્છા જણાવી[5] ત્યારે ઊંટ બોલ્યો કેઃ-"હે ભગવન્! તમારી કૃપાથી મ્હારી ડોક લાંબી થાઓ; એટલી બધી લાંબી કે, જેથી પૂરેપૂરા સો યોજન સુધી હું, ચારો ચરી શકું"[6]. ત્યારે વરદાન આપનારા મહાત્મા બ્રહ્મદેવે તેને "તથાસ્તુ" કહીને વર આપ્યો. એ પ્રમાણે બ્રહ્મા પાસેથી વરદાન પામીને તે ઊંટ, પોતાના વનમાં ગયો[7]. પછી વરદાન પામીને તે દુર્બુદ્ધિવાળા ઊંટે, આળસ રાખવા માંડયું અને કાળથી મોહ પામેલા તથા દુષ્ટ બુદ્ધિવાળા તે ઊંટે, ચરવા જવાની ઈચ્છા કરી નહિ[8]. એક વખત તે ઊંટ, પડયો પડયો પોતાની સો યોજન લાંબી ડોકને પસારીને અને મનમાં નિરાંત રાખીને ચરતો હતો; તેવામાં ભારે વાયુ વાવા લાગ્યો[9]. તે સમયે તે પશુ, પોતાનું મસ્તક અને ડોક એક ગુફામાં ઘાલી બેસી રહ્યો; ત્યાર પછી એટલો વરસાદ થયો કે, જેથી સમગ્ર જગત ડૂબી ગયું[10]. તે સમયમાં કોઈ શિયાળ, પણ ક્ષુધા અને શ્રમથી આકુળ થઈને તથા વૃષ્ટિથી પીડિત થઈને પોતાની સ્ત્રીસહિત તેજ ગુફામાં પેઠો[11]. તે માંસ ઉપર જીવન કરનારા શિયાળે ગુફામાં પડેલી ઊંટની ડોક જોઇ અને તે, ક્ષુધા તથા શ્રમથી અત્યંત વ્યાકુળ હતો માટે; તેણે તે ઊંટની ડોકનું ભક્ષણ કરવાનો આરંભ કર્યો[12]. જ્યારે ઊંટે જાણ્યું કે મ્હારી ડોકને ગુફામાંથી કોઈ કરડી ખાય છે, ત્યારે અત્યંત દુઃખીત થઈને તે ડોકને સંકોચવાને (પાછી ખેંચી લેવાને) યત્ન કરવા લાગ્યો[13]. પણ તે ડોકને ગુફામાંથી ઉંચે નીચે કરીને બહાર કાઢતાં તેને જેટલો વખત લાગ્યો તેટલા વખતમાં તો, તે શિયાળ અને શિયાળણીએ, મળીને તેની ડોક કરડી ખાધી[14]. એ પ્રમાણે શિયાળ, તે ઊંટને હણીને અને માંસ ભક્ષણ કરીને, જ્યારે વાયુ અને વરસાદ બંધ પડયો ત્યારે, તે ગુફાના મુખમાંથી બહાર નીકળ્યો[15]. એ પ્રમાણે તે દુષ્ટ બુદ્ધિવાળો ઊંટ, આળસ રાખવાથી મોટા દોષને પામ્યો અને મરી ગયો[16]. ત્હારે પણ એ પ્રકારનું આળસ તજીને અને ઉદ્યોગવડે ઇંદ્રિયોને કબજામાં રાખીને વર્તવું; કેમ કે, વિજયનું મૂળ બુદ્ધિ છે, એમ મનુએ કહેલું છે[17]. હે ભારત! સઘળાં શ્રેષ્ઠ કર્મ બુદ્ધિને આધારે રહેલાં છે તથા શૌર્ય બન્ને બાહુઓના મધ્યમાં રહેલું છે; વળી ગતિ, સઘળી જંઘાઓના બળ ઉપર આધાર રાખે છે તથા ભાર પીઠ ઉપર વહન કરવાનો હોય છે, તાત્પર્ય એ છે કે, હાથ, પગ હલાવ્યા સિવાય, કોઇ ઉત્તમ કાર્ય બનતું નથી, માટે બુદ્ધિ, હાથ અને પગ વડે કર્મ કરવું; આળસુ થવું નહિ[18]. જે પુરૂષ દક્ષ, ઇંદ્રિયજીત અને અતિશય લોભવાળો

---

§ નીચ પુરૂષ, મહત્પદ પામીને પણ મૂર્ખતાથી અને આળસથી નાશ પામે છે એ સંબંધીની કથા આ અધ્યાયમાં છે.

હોય છે, તેનું રાજ્ય સ્થિર રહે છે; કેમ કે, વિજયનું મૂળ બુદ્ધિ છે, એમ મનુએ કહેલું છે[૧૯]. હે પાપરહિત! હે યુધિષ્ઠિર! ગુહ્ય મંત્ર સાંભળનાર, સારી સહાયવાળા અને પરીક્ષા કરીને કાર્ય કરનાર પુરૂષના અર્થ સિદ્ધ થાય છે[૨૦]. સહાયવાળા પુરૂષથી સંપૂર્ણ પૃથ્વીનું રાજ્ય ચલાવવું બની શકે છે[૨૧]. મહેંદ્રસમાન સામર્થ્યવાળા હે યુધિષ્ઠિર! હે રાજન! રાજનીતિના વિધિને જાણનાર સત્પુરૂષોએ, એમ કહેલું છે તથા શાસ્ત્ર ઉપર વિચાર કરીને મેં, પણ તને એ કહેલું છે, માટે બુદ્ધિવડે વિચાર કરીને જેમ ઘટે તેમ આચરણ કર"[૨૨].

एवं हि सद्भिः कथितं विधिज्ञैः पुरा महेन्द्रप्रतिमप्रभाव ।
मयापि चोक्तं तव शास्त्रदृष्ट्या यथैव बुध्या प्रचरस्व राजन् ॥

इति श्रीमहाभारते शां० राज० उष्ट्रग्रीवोपाख्यानं नाम गुर्जरभाषामां शतोपरि द्वादशोऽध्यायः ॥ ११२ ॥

---

## અધ્યાય ૧૧૩ મો–નદી અને સમુદ્રના સંવાદથી નેતરની નમ્રતાનું વર્ણન.

युधिष्ठिर उवाच ॥ राजा राज्यमनुप्राप्य दुर्लभं भरतर्षभ ॥
॥ अमित्रस्यातिवृद्धस्य कथं तिष्ठेदसाधनः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–"હે ભરતશ્રેષ્ઠ! દુર્લભ રાજ્યને પામીને પણ અતિશય વૃદ્ધિ પામેલા શત્રુની સામે સાધન સિવાય શી રીતે વર્તવું? તે કહો!"[૧] ભીષ્મ કહે છેઃ–"હે ભારત! આ વિષે પણ સમુદ્ર અને નદીઓના સંવાદનો પુરાતન ઈતિહાસ કહેવામાં આવે છે[૨]. એક વખતે દેવના શત્રુ દૈત્યોના નિવાસરૂપ સરિતાઓના પતિ સમુદ્રે, સર્વ નદીઓને પોતાના મનમાં ઉપજેલો સંશય પૂછયો[૩]. સમુદ્ર કહે છેઃ–"હે નદીઓ! તમે સંપૂર્ણ ભરાઓ છો ત્યારે મૂળ તથા ડાળાંસહિત મોટાં મોટાં વૃક્ષને ઉખેડીને અહીં લાવો છો તે હું જોઉં છું, પણ તેમાં નેતર જોવામાં આવતું નથી[૪]. તે બહુ સ્થૂલ નથી, તેમાં ભાર પણ બહુ થોડો છે અને તે વળી તમારા મધ્યમાંજ ઉગનારો છે; એ હલકો છે, માટે તેની અવગણના કરીને તમે નથી લાવતાં શું? અથવા તેણે, તમારૂં પ્રિય કર્યું છે શું? તે કહો[૫]. તમારા કાંઠાને છોડીને નેતર અહિં આવતો નથી એનું શું કારણ છે? એ વિષે તમારો સર્વનો શો અભિપ્રાય છે? હું તે સાંભળવાને ઈચ્છું છું"[૬] તે સાંભળીને ગંગા નદીએ ઉત્તમ અર્થવાળું, હેતુવાળું અને મનોગત અર્થને ગ્રહણ કરાવનારૂં વાકય નદીઓના પતિ સમુદ્રને કહ્યું[૭]. ગંગા કહે છેઃ–"એ સર્વ વૃક્ષો સ્તબ્ધ થઇને પોતપોતાના સ્થાનમાં રહે છે તથા અમારા વેગની સામે આવે છે માટે તેઓને પોતાનું સ્થાન છોડવું પડે છે, પણ નેતર તેમ કરતો નથી[૮]. નેતર તો વેગ આવતો જોઈને નમે છે તથા નદીનો વેગ આવી ગયા પછી પુનઃ પોતાના સ્થાનને પામીને ઉભો રહે છે; પણ બીજાં વૃક્ષ તેમ નમતાં નથી[૯]. નેતર કાળને અને સમય (પ્રતિજ્ઞા) ને જાણનારો, નિરંતર વશમાં રહેનારો અને ઉદ્ધત નથી; વળી તે બીજાની ઈચ્છાને અનુકૂળ થનારો તથા કોઈની સાથે ગુંચાયલો નથી, તેથી નેતર આવતો નથી[૧૦]. એ પ્રમાણે જે ઔષધીઓ, વૃક્ષો અને ભોથાવાળું હોય છે તથા જળના વેગને જોઇને નમી જાય છે અને તે ગયા પછી પુનઃ ઉંચા થાય છે. તે પરાભવ પામતાં નથી."[૧૧]. ભીષ્મ કહે છેઃ–જે પુરૂષ વૃદ્ધિ પામેલા તથા બંધનને તોડી નાંખવાને સમર્થ શત્રુનો વેગ પ્રથમ સહન કરતા નથી, તેઓ તત્કાળ નાશ પામે છે[૧૨]. પણ જે ડાહ્યો પુરૂષ, પોતાનું અને શત્રુનું બળ, વીર્ય, સત્વ, અસત્વ, એ વગેરેને જાણીને આચરણ કરે છે, તે પરાભવ પામતો નથી[૧૩].

એ પ્રમાણેજ જ્યારે શત્રુ અતિ બળવાન છે, એમ જાણવામાં આવે, ત્યારે જ્ઞાતા પુરૂષે, નેતરના જેવી વૃત્તિ રાખવી, એ જ્ઞાનનું લક્ષણ છે"[૧૪].

एवमेव यदा विद्वान् मन्यतेतिबलं रिपुम् । संश्रयेद्वैतसीं वृत्तिमेतत्प्रज्ञानलक्षणम् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि सरित्सागरसंवादे गुर्जरभाषायां शतोपरि त्रयोदशोऽध्यायः ॥ ११३ ॥

---

## અધ્યાય ૧૧૪ મો–દુર્જનોથી થતી નિંદાને સહન કરવાનો ઉપાય.

युधिष्ठिर उवाच ॥ विद्वान् मूर्खप्रगल्भेन मृदुस्तीक्ष्णेन भारत ॥
॥ आक्रुश्यमाणः सदसि कथं कुर्यादरिंदम ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે ભારત ! મૂર્ખ અને ધીટ પુરૂષ, કોમળ અને તીક્ષ્ણ ઉપાયવડે કોઇ વિદ્વાનની સભામાં નિંદા કરતો હોય તો, કેમ કરવું ? હે શત્રુને દમન કરનાર પિતામહ ! તે મને કહો ! !"[૧]. ભીષ્મ કહે છેઃ-"હે રાજન ! જે પ્રમાણે એ વાત કહેવામાં આવે છે તે પ્રમાણે હું, તને કહું છું તે સાંભળ ! ! જે પુરૂષ મોટા મનવાળો હોય છે, તે અલ્પ બુદ્ધિવાળા પુરૂષનાં કડવાં વચનને નિરંતર સહન કરે છે[૨]. જે માણસ, નિંદા કરનારના ઉપર કોપ કરતો નથી તેનું સુકૃત નિંદા કરનારને મળતું નથી, પરંતુ નિંદા કરનારનું સુકૃત (જે તેનાં વચન સાંભળીને કોપ કરતો નથી) તેને પ્રાપ્ત થાય છે; તથા (જે કોપ કરતો નથી) તેનું દુષ્કૃત નિંદા કરનાર ક્રોધવાળા મનુષ્યને પ્રાપ્ત થાય છે[૩]. નિંદા કરનાર મનુષ્યને પીડાયલા ટીંટોડા જેવો નિરંતર ટેંટેં કરનારો જાણવો. તે મનુષ્ય નિરર્થક લોકમાં નિંદિત થાય છે તથા તેણે કરેલી નિંદાથી કાંઇ ફળ થતું નથી[૪]. નિંદા કરનારો પુરૂષ, તેવું પાપકર્મ કરીને હમ્મેશાં પોતાની પ્રશંસા કરે છે કે, મેં કોઇ એક માનવંતા પુરૂષને મનુષ્યોની સભામાં આ પ્રમાણે કહ્યું તેથી તે લજ્જા પામીને નિસ્તેજ મુખથી મરી ગયેલા જેવો થઇને બેસી રહ્યો. એ પ્રમાણે નિંદનીય કૃત્ય કરીને પણ તે નિર્લજ્જ માણસ પોતાની પ્રશંસા કરે છે[૫-૬]. સારા પુરૂષે, એવા અધમ પુરૂષને જોઈને યત્નવડે તેની અવગણના કરવી ઘટે છે તથા હીન બુદ્ધિવાળો તે પુરૂષ, જે બોલે, તે તે ડાહ્યા પુરૂષે, સહન કરવું જોઇએ[૭]. સાધારણ પ્રાકૃત માણસ, ભલે નિંદા કરે ! ! અથવા સ્તુતિ કરે ! ! તો તે, નિંદા કે, સ્તુતિથી શું કરી શકવાનો હતો ? જંગલમાં જેમ કાગડો નિરર્થક કાકૂકાક્ કરે છે, તે પ્રમાણે તે અબુદ્ધ પુરૂષ, વૃથા લવારો કરે છે[૮]. (જો નિંદા કરનાર પુરૂષ એમ કહે છે કે, અમુક માણસે પાપ કર્મ કર્યું છે, તો માત્ર તેની વાણીનોજ તે પ્રયોગ છે પણ વસ્તુતઃ તે અર્થ સત્ય નથી. તાત્પર્ય કે, નિંદા કરનારની વાણીથી જેટલું બોલવામાં આવે છે, તેટલુંજ સત્ય હોય તો, કોઇ માણસ એમ કહે કે "ત્હારો પુત્ર મરી જાઓ" તો તેથી પુત્ર મરી જવો જોઇએ અને મારવાને માટે જે ક્રિયા કરવી પડે છે, તે કરવાની જરૂર રહે નહિ; પણ તેમ થતું નથી. એટલે વાણીવડે દૂષિત કરેલો પુરૂષ વસ્તુતઃ દોષ પામતો નથી, નિંદા કરનારો માણસ, પોતાના આચરણની ચેષ્ટાવડે પોતાની માતાનો વિપરીત વ્યભિચાર બતાવી આપે છે એટલે પોતાની માતાને વિષે પિતા સિવાય બીજા કોઇએ વીર્ય ધારણ કર્યું છે, એમ સ્પષ્ટ કહી બતાવે છે. જેમ મોર પોતાનો ગુહ્ય પ્રદેશ બતાવીને નૃત્ય કરે છે અને મનમાં એમ જાણે છે કે, હું બહુ સારો નાચું છું; પણ એમ જાણતો નથી કે, લોકો મ્હારૂં ગુહ્યસ્થળ જુએ છે, તેજ પ્રમાણે ખળપુરૂષ પણ "સભામાં મેં અમુક મોટા મનુષ્યને નઠારાં વચન કહ્યાં,

એમ કહીને પોતાની પ્રશંસા કરે છે પણ એવડે મ્હારા દોષને હુંજ, ઉઘાડા કરૂં છું. એમ લાજતો નથી. જે પુરૂષને જગતમાં કાંઇ પણ અવાચ્ય નથી એટલે નહિ બોલવા જેવું નથી અથવા જે પુરૂષને જગતમાં કાંઈ પણ નહિ કરવા જેવું નથી, તે પુરૂષ સાથે પવિત્ર અને ઉત્તમ કર્મ કરનારા મનુષ્યે, બોલવું પણ નહિ. જે પુરૂષ, પ્રત્યક્ષમાં ગુણનાં વખાણ કરતો હોય, પણ પરોક્ષમાં (પછવાડે) નિંદા કરતો હોય, તે માણસને કૂતરા જેવો જાણવો. તેના આ લોક તથા પરલોક બન્ને નાશ થાય છે. તેવો પુરૂષ એકસો માણસને દાન આપતો હોય અથવા તેજ પ્રમાણે હોમ કરતો હોય, પણ એક ક્ષણમાં તેનાં બધાં સત્કર્મનો નાશ થાય છે. માટે ડાહ્યા પુરૂષે, તેવા પાપબુદ્ધિવાળા અને સાધુ પુરૂષોએ ત્યાગ કરવા યોગ્ય પુરૂષનો, કૂતરાના માંસની પેઠે, તત્કાળ ત્યાગ કરવો ઘટે છે. જેમ સાપ, પોતાની ફેણ ઉંચી કરીને તેમાં રહેલું જોર બતાવે છે, તેમ મોટા પુરૂષના અપવાદ બોલનારો દુરાત્મા પુરૂષ પોતાના વર્ણસંકરપણાના દોષને પ્રકટ કરે છે. જે પુરૂષ, નિંદારૂપ કાર્ય કરનાર મનુષ્યને સુધારવાને કે, શીખામણ દેવાને યત્ન કરે છે તે મૂર્ખ પુરૂષ, જેમ રાખોડીના ઢગલામાં ગધેડો આળોટે છે તેમ, દુઃખમાં પડે છે.) નિંદા કરનાર પુરૂષને મનુષ્યરૂપી ક્રોધી કૂતરાના સમાન જાણવો, જે મનુષ્ય, નિરંતર દૂષણ આપવામાંજ આસક્ત થયલો છે; તે મનુષ્યને ગાંડા હાથીની પેઠે ચીસો પાડતા તથા અત્યંત રૌદ્ર અને ફાડી ખાનાર કૂતરાના જેવો જાણીને, તેનાથી દૂર રહેવું જોઇએ[૯]. બાયલા પુરૂષોએ, જે માર્ગ આચાર્યો છે, તે માર્ગનું સેવન કરનાર, મનને વશમાં ન રાખી શકનાર, વિનયથી વેગળા રહેનારા, પાપી, જેણે સર્વની સાથે શત્રુતા કરવાનુંજ વ્રત ધારણ કર્યું છે એવા, નિરંતર લોકોની પડતી દશા ઇચ્છનારા અને પાપબુદ્ધિવાળા તે પુરૂષને ધિક્કાર છે[૧૦]. તેવો પુરૂષ, જ્યારે ત્હારી સામે આવીને ત્હારી નિંદા કરે ત્યારે, તેને સાંભળીને તું દીલગીર થઇશ નહિ; કેમ કે, જે સ્થિરબુદ્ધિવાળા પુરૂષો છે તેઓ, ઉત્તમ પુરૂષનો નીચ પુરૂષની સાથે સમાગમ થતો જોઇને, તેને પસંદ કરતા નથી[૧૧]. કારણ કે, ક્રોધ પામેલા તે પાપીની સાથે સંભાષણ વગેરે પ્રસંગ પાડવાથી પણ શું નહિ કરે ? તે કહી શકાતું નથી. તે, ક્રોધ પામીને હાથના પંચાવડે તમાચો મારે, ધૂળની પોશ ભરીને નાંખે, છાલાં ફેંકે અથવા દાંતીયાં કરીને બીવરાવે; આ સર્વ મૂઢ અને કોપ પામેલા દુષ્ટ પુરૂષમાં સ્વાભાવિકજ છે[૧૨]. જે પુરૂષ, દુરાત્મા દુર્જન પુરૂષે સભામાં કરેલી પોતાની નિંદાને સહન કરે છે તથા આ દૃષ્ટાંતનું નિરંતર પઠન કરે છે, તેને વાણી સંબંધી કાંઈ અપ્રિય પ્રાપ્ત થતું નથી"[૧૩].

विगर्हणां परमदुरात्मना कृतां सहेत यः संसदि दुर्जनान्नरः ॥
पठेदिदं चापि निदर्शनं सदा न वाङ्मयं स लभति किंचिदप्रियम् ॥

इति श्रीमहाभारते शां० रा० टिट्टिभकं नाम गु० भा० शतोपरि चतुर्दशोऽध्यायः ॥११४॥

## અધ્યાય ૧૧૫ મો–રાજ્યમાં સહાયની આવશ્યકતા.

युधिष्ठिर उवाच ॥ पितामह महाप्राज्ञ संशयो मे महानयम् ॥
॥ संछेत्तव्यस्त्वया राजन् भवान् कुलकरो हि नः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે પિતામહ! હે મોટી બુદ્ધિવાળા! હે રાજન! મને આ મોટો સંશય ઉત્પન્ન થયો છે તે તમારે દૂર કરવો જોઇએ. કેમ કે, તમે અમારા કુળના ધારણ કરનારા છો[૧]. હે તાત! તમે દુરાત્મા અને દુરાચરણી પુરૂષોના વાક્યનો સંચાર કહ્યો, એટલા માટે હું,

તમને વિજ્ઞાપના કરૂં છું કે, રાજ્યથી ત્રાસ પામેલાને જે હિતકર હોય, વર્તમાનકાળમાં તથા ભવિષ્યકાળમાં કુળના સુખનો ઉદય કરનારૂં અને કુશળતા તથા વૃદ્ધિ કરનારૂં હોય, પુત્ર અને પૌત્ર આદિને સુખકર હોય, દેશની આબાદી કરનારૂં હોય તથા અન્નપાન અને શરીરને પણ હિતકર હોય, તે તમે મને કહો ! ![૨-૪]. જે રાજાનો રાજ્યગાદીપર અભિષેક કર્યો હોય, દેશમાં રહેનારો હોય, મિત્રથી વિંટાયલો હોય; તથા સુહૃદ્થી યુક્ત હોય, તેવો રાજા પોતાની પ્રજાને શી રીતે રંજન કરી શકે ?[૫]. જે રાજા, ઇંદ્રિયોને કબજામાં ન રાખી શકતો હોય તથા સ્નેહ ને પ્રીતિના બળથી પોતાના ઉપરથી પોતાની સ્વાધીનતા ઉઠી ગયેલી હોય તથા તેથી અસત્ પુરૂષો સાથે પ્રીતિ કરનારો હોય, તેના જે ચાકર સેવકો વગેરે તેના કુળમાં રહેતા હોય છે તે સર્વ ગુણરહિત થઈ જાય છે તથા સેવકોના બળવડે પ્રાપ્ત થયેલા ધનાદિ ફળથી તે યુક્ત થતા નથી અર્થાત્ તેને ધનાદિ મળતું નથી[૬-૭]. હે રાજન ! તમે, બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન છો માટે જાણવાને અત્યંત કઠિન એવા આ રાજધર્મ સંબંધી મ્હારા સંશયનું નિવારણ કરો ! ! તમારે તે મને કહેવું યોગ્ય છે[૮]. હે પુરૂષમાં વ્યાઘ્ર જેવા પિતામહ ! તમે અમારા કુળના હિતમાં સદા પ્રીતિવાળા છો તેથી તમે અમારૂં હિત કહેનારા છો તથા મોટી બુદ્ધિવાળા વિદુર અમારા હિતચિંતક છે કે, જે નિરંતર અમને હિતનું કથન કરે છે[૯]. હું તમારી પાસેથી રાજ્યના હિતનો ઉદય કરનારૂં તથા કુળનું હિત કરનારૂં વચન સાંભળીને અને તે નિર્વિકાર અમૃતથી તૃપ્ત થઇને સુખેથી શયન કરીશ[૧૦]. રાજાની પાસે રહેનારા સેવકો કેવા જોઇએ ? તથા કયા ગુણવડે યુકત જોઇએ ? તેમજ કેવા કુળવાળા અને કેવા પ્રકારના પુરૂષોસહિત ચઢાઇ કરવા નિકળવું ઘટે છે ?[૧૧]. સેવક વિનાનો એકલો રાજા રાજ્યનું રક્ષણ કરી શકતો નથી, એટલા માટે રાજ્યમાં સર્વ કોઈ કુળવાન પુરૂષોની અપેક્ષા કરે છે"[૧૨]. ભીષ્મ કહે છેઃ—" હે તાત ! હે ભારત ! એક પુરૂષથી આખું રાજ્ય ચલાવવું બનતું નથી તથા સહાય વિનાના પુરૂષને કોઇ પણ અર્થ પ્રાપ્ત થઇ શકતો નથી. હે ભરતશ્રેષ્ઠ ! (રાજાનો) રાજ્ય અથવા અર્થ પ્રાપ્ત કરવાને માટે અને પ્રાપ્ત કર્યા પછી પણ સદા રક્ષણ કરવાને માટે જે રાજાના સર્વ સેવકજન જ્ઞાન અને વિજ્ઞાનમાં પ્રવીણ હોય છે તથા હિત ઇચ્છિનાર, કુળવાન અને સ્નેહવાળા હોય છે, તે રાજા રાજ્યનું ફળ ભોગવી શકે છે[૧૩.૧૪]. જે રાજાના મંત્રીઓ, સત્કુળમાં ઉત્પન્ન થયેલા, લાંચ વગેરેથી ભેદ ન પામે એવા, સાથે રહેનારા રાજાને બુદ્ધિ આપનારા, સંબંધના જ્ઞાનમાં પ્રવીણ, દીર્ઘદર્શી એટલે પાણી પહેલી પાળ બાંધનારા, સમયને ઓળખી તે પ્રમાણે વર્તનારા અને જે વાત થઇ ગઇ હોય તેનો શોક નહિ કરનારા હોય છે, તે રાજા રાજ્યનું ફળ ભોગવે છે[૧૫.૧૬]. જેના સહાયકો સુખમાં અને દુઃખમાં સમાન રહે છે, રાજાનું પ્રિય કરનારા હોય છે, અર્થ કેમ પ્રાપ્ત કરવો ? તેનું ચિંતવન કરનાર હોય છે, તથા સત્યવાદી હોય છે, તે રાજા રાજ્યનું ફળ પ્રાપ્ત કરી શકે છે[૧૭]. જે રાજાનો દેશ, રાજધાનીની નજીકમાં હોય છે અને પીડા યુક્ત હોતો નથી તથા જે, ઉત્તમ આચરણવાળો તથા સન્માર્ગનું આલંબન કરનારો હોય છે, તે રાજા રાજ્યનું ફળ ભોગવે છે[૧૮]. જે રાજાનો કોશ (દ્રવ્યનો ખજાનો), કોશની વૃદ્ધિ કરનારા પુરૂષોથી તથા વિશ્વાસુ અને સંતુષ્ટ પુરૂષોથી નિરંતર ભરાતો જાય છે, તે રાજા ઉત્તમ સુખ પામે છે[૧૯]. જે રાજાના કોઠારનું પ્રમાણિક, લાંચ ન લેનારા, વિશ્વાસુ, સંચય કરવામાં તત્પર, સત્પાત્ર ( લાયકીવાળા ) અને લોભરહિત પુરૂષો રક્ષણ કરતા હોય છે. તે રાજાનો ભંડાર વૃદ્ધિ પામે છે[૨૦]. જે રાજાના નગરમાં કૃત્ય કરનારને તેનાં કૃત્યનું ફળ બરાબર મળે છે તથા શંખ—લિખિતના જેવો વ્યવહાર

ચાલે છે, તે રાજાને પોતાના ધર્મનું ફળ પ્રાપ્ત થાય છે[૨૧]. રાજધર્મને જાણનારો જે રાજા, યોગ્ય મનુષ્યની પરીક્ષા કરીને તેનો સંગ્રહ કરે છે તથા સંધિ–વિગ્રહાદિ ષડ્વર્ગનું ગ્રહણ કરે છે, તે રાજા ધર્મનું ફળ ભોગવે છે”[૨૨].

संगृहीतमनुष्यश्च यो राजा राजधर्मवित् । षड्वर्गं प्रतिगृह्णाति स धर्मफलमश्नुते ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राज० गु० भा० शतोपरि पंचदशोऽध्यायः ॥ ११५ ॥

## અધ્યાય ૧૧૬ મો–એક શ્વાન અને ઋષિની કથા. ભાગ ૧ લો.

भीष्म उवाच ॥ अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ॥
॥ निदर्शनं परं लोके सज्जनाचरिते सदा ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ–“ આ વિષે પણ પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે. એટલે ઉત્તમ, અધમ અને મધ્યમ સ્થાનમાં અનુક્રમે ઉત્તમ, અધમ અને મધ્યમ પુરૂષોનીજ યોજના કરવી, પણ ઉચ્ચ સ્થાનમાં નીચ પુરૂષની યોજના કરવી નહિ, એ વિષે (લોકમાં) પરમ દૃષ્ટાંતરૂપ ઇતિહાસનું ઉદાહરણ અપાય છે[૧]. ઉત્તમ ઋષિઓએ જમદગ્નિના પુત્ર પરશુરામને જે વાત કહી હતી તે મેં, તપોવનમાં સાંભળી હતી તેજ કહું છું[૨]. કોઇ એક મોટા વનમાં કે, જ્યાં મનુષ્ય–પ્રાણીનો નિવાસ હતો નહિ ત્યાં એક ઋષિ રહેતા હતા. તે મૂળ અને ફળનો આહાર કરીને જીવતા હતા[૩]. તે ઋષિ નિયમમાં રહેનાર, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, દીક્ષાધારી, મન ઉપર કબજો રાખનાર, શાંત, સ્વાધ્યાયનું પઠન કરનાર, પવિત્ર, ઉપવાસ વડે શુદ્ધ થયેલા અને નિરંતર સત્વ વૃત્તિમાં રહેનારા હતા[૪]. જ્યારે તે, પોતાના સ્થાનમાં બેસતા ત્યારે તે બુદ્ધિમાન ઋષિનો સદ્‌ભાવ જોઇને વનમાં ફરનારાં સર્વ પ્રાણીઓ તેમની પાસે આવીને બેસતાં હતાં[૫]. સિંહ અને વાઘના સમૂહ કે, જેઓ ઘણા ક્રૂર હોય છે તે, મદોન્મત્ત મોટા હાથીઓ, દીપડા, ગેંડા, રીંછ અને બીજાં પણ ભયાનક દેખાવવાળાં પ્રાણીઓ તેમની પાસે આવીને બેસતાં હતાં[૬]. કુશળ પ્રશ્ન પૂછનારા અને શિષ્યની પેઠે દાસરૂપ થઇને તેમનું પ્રિય કરનારા તે સર્વ માંસભક્ષક પ્રાણીઓ, ઋષિને કુશળ સમાચાર પૂછીને, જ્યાંથી આવતા હતા ત્યાં, પાછા જતા હતા[૭]. પણ તેમાં એક પશુ ગામવાસી ( કૂતરો ) હતો. તે પેલા મહામુનિનો ત્યાગ કરતો નહતો[૮]. તે ભક્તિમાન, પ્રીતિવાળો, નિરંતર ઉપવાસ કરીને નિર્બળ થયેલો, ફળ, મૂળ અને ઉદકનો આહાર કરીને રહેનારો, શાંત અને શિષ્ટના જેવા લક્ષણવાળો હતો[૯]. મોટી બુદ્ધિવાળા ઋષિ, જ્યાં બેસતા હતા ત્યાં તેમના ચરણ આગળ તે, બેસી રહેતો અને મનુષ્યની પેઠે, મનમાં પ્રીતિ રાખીને અત્યંત સ્નેહવડે બંધાયલો હતો[૧૦]. પછી એક વખત, એક મોટો બળવાન દીપડો કે, જે રૂધિરનું ભોજન કરનારો, સ્વાર્થમાંજ અત્યંત સંતુષ્ટ, યમરાજાના જેવો ભયંકર, કાળના જેવો ક્રૂર, જીભવડે પોતાનાં ગલોફાંને ચાટતો, તરશ્યો થયેલો, પૂંછડું પછાડતો, ભૂખ્યો થયેલો, પોતાના મુખને ફાડતો અને પેલા કૂતરાના માંસને ખાવાની ઇચ્છા કરતો ત્યાં આવ્યો[૧૧-૧૨]. હે રાજન ! હે પૃથ્વીપતે ! તે ક્રૂર દીપડાને આવતો જોઇને, બચવાને ઇચ્છતા તે કૂતરાએ, મુનિને જે કહ્યું; તે તું સાંભળ ! ![૧૩]. “ હે ભગવાન ! આ દીપડો, કૂતરાંનો શત્રુ છે તે મને હણવાને ઇચ્છે છે. હે મહામુને ! તમારી કૃપાથી મને એના થકી ભય થવું ન જોઇએ. હે મહાબાહો ! એનાથી મને ભય ન થાય તેમ કરો ! ! તમે સર્વજ્ઞ છો ! ! એમાં સંશય નથી ”[૧૪]. ( ત્યારે ચિત્તને જાણનારા મુનિ, સર્વ પ્રાણીઓની વાણીનો અર્થ જાણતા હતા તથા ઐશ્વર્યવડે યુક્ત હતા, તેથી તે કૂતરાના ભયનું કારણ

જાણીને બોલ્યા ) મુનિ કહે છેઃ–"હે પુત્ર ! ત્હારે એ દીપડાથી ભય પામવું નહિ તથા મૃત્યુથી પણ કોઇ પ્રકારે ભય પામવું નહિ, હવે તું પણ પોતાનું રૂપ તજીને દીપડારૂપે થયો છે"[૧૫]. પછી મુનિએ, તે કૂતરાને સુવર્ણના સરખી આકૃતિવાળો, વિચિત્ર અંગવાળો અને ચળકતી દાઢોવાળો દીપડો બનાવી દીધો; ત્યારે તો તે, નિર્ભય થઇને વનમાં રહેવા લાગ્યો[૧૬]. પછી તે દીપડો, પોતાની સામે તેને પોતાના સરખો જોઇને, તેની સાથે વિરોધ ન કરતાં, એક ક્ષણમાં ત્યાંથી ચાલ્યો ગયો[૧૭]. પછી કોઇ સમયે મહા ક્રૂર, ક્ષુધાથી યુક્ત, મોંઢું ફાડતો, ગલોફાં ચાટતો અને રૂધિર પીવાની પ્રીતિવાળો મોટો વાઘ, તે દીપડા પાસે આવ્યો[૧૮]. એટલે તે દીપડો ( કૂતરાનો બનેલો દીપડો ), ક્ષુધાથકી આવિષ્ટ, વનમાં ફરનારા અને મોટી દાઢોવાળા તે વાઘને જોઇને પોતાના જીવિતના રક્ષણના અર્થે ઋષિના શરણે ગયો[૧૯]. ઋષિએ, તે સમયે નિરંતરના સહવાસથી તેના ઉપર પરમ સ્નેહ આણીને દીપડાનો વાઘ બનાવ્યો. એટલે તે, તેના શત્રુઓથી વિશેષ બળવાન થયો[૨૦]. હે રાજન ! તેને વાઘ થયેલો જોઇને, પેલા વાઘે તેને હણ્યો નહિ અને તે કૂતરો, પણ વાઘનું રૂપ પામીને બળવાન તથા માંસભક્ષક થયો. પછી મૂળ, ફળ વગેરે પ્રથમ જે ખાતો હતો, તેના ઉપર તે, ઇચ્છા કરવા લાગ્યો નહિ[૨૧]. ( અને મૃગપતિની પેઠે, નિરંતર વનપશુની ઇચ્છા કરવા લાગ્યો. હે મહારાજ ! તે સમયે આ પ્રકારે તે વાઘ થયો )"

**यथां मृगपतिर्नित्यं प्रकांक्षति वनौकसः । तथैव स महाराज व्याघ्रः समभवत्तदा ॥**

**इति श्रीमहाभारते शां० राज० श्वर्षिसंवादे गु० भा० शतोपरि षोडशोऽध्यायः ॥११६॥**

---

## અધ્યાય ૧૧૭ મો–એક શ્વાન અને ઋષિની કથા. ભાગ ૨ જો.

**भीष्म उवाच ॥ व्याघ्रश्चोटजमूलस्थः स्वस्थस्तृप्तो हतैर्मृगैः ॥**

**॥ नागश्चागात्तमुद्देशं मत्तो मेघ इवोत्थितः ॥ १ ॥**

ભીષ્મ કહે છેઃ—"પછી તે વાઘ થયેલો કૂતરો, હણેલા મૃગવડે તૃપ્ત થઇને ઋષિની ઝુંપડી પાસે સ્વસ્થપણે પડી રહેવા લાગ્યો. એવામાં એક મદોન્મત્ત હાથી, જાણે મેઘ ચઢી આવ્યો હોય તેવો, તે સ્થળમાં આવ્યો[૧]. તેના ગંડસ્થળમાંથી મદ ઝરતો હતો તે, બહુ ઉંચો હતો તથા પદ્મવાળો, વિશાળ કુંભસ્થળવાળો, મોટા દંતુશળવાળો, મોટા દેહવાળો અને મેઘના સરખી ગંભીર ગર્જના કરનારો હતો[૨]. એવા મદોન્મત્ત અને બળ વડે ગર્વિષ્ટ હાથીને જોઇને, તેના ભયથી પેલો વાઘ, તે ઋષિના શરણે ગયો[૩]. ત્યારે તે ઉત્તમ ઋષિએ, પેલા વાઘને હાથી બનાવ્યો. તેને મોટા મેઘ સરખી કાયાવાળો જોઇને, આવેલો હાથી ભય પામીને ચાલતો થયો[૪]. પછી આ હાથી ( કૂતરાનો બનેલો હાથી ), આનંદ પામીને કમળવનમાં તથા શલ્લકીના વનમાં કમળના કેસરથી અલંકૃત થઇને ફરવા લાગ્યો[૫]. કોઈ વખતે તે, હાથીઓની સન્મુખ ભ્રમણ કરતો હતો અને એવી રીતે ફરતાં ફરતાં, તેણે ઋષિના આશ્રમની સમીપમાં બહુ રાત્રીઓ કાઢી[૬]. એવામાં એક વખતે કેસરના સરખા રાતા રંગવાળો, ગિરિની ગુફામાં ઉત્પન્ન થયેલો હાથીના કુળનું નિકંદન કરનારો અને ભયાનક એવો કેસરીસિંહ તે જગ્યાએ આવ્યો[૭]. તે સિંહને આવતો જોઈ તેના ભયથી પીડાયલો તે હાથી, ધ્રુજવા લાગ્યો અને ઋષિના શરણે ગયો[૮]. ત્યારે મુનિએ, તે હાથીને સિંહ બનાવ્યો. એટલે પોતાની જાતિના સંબંધથી આવેલા સિંહને તેણે હણ્યો નહિ[૯]. પેલા હાથીને સિંહ થયેલો જોઇને, વનમાંથી આવેલો સિંહ ભય પામી ચાલતો થયો અને આ ઋષિએ બનાવેલો સિંહ,

તે મહા વનમાં ઋષિના આશ્રમમાં નિવાસ કરીને રહ્યો. તેના ભયથી તપોવનની પાસે જીવતરની આકાંક્ષા રાખનારાં બીજાં પ્રાણીઓ પછી દેખાવા લાગ્યાં નહિ[૧૦]. હવે કોઇ વખત કાળ બળથી સર્વ પ્રાણીનો નાશ કરનાર, બળવાન, રૂધિરનો આહાર કરનાર, વિવિધ પ્રકારનાં પ્રાણીઓને ભય આપનાર, આઠ પગવાળો, ઉંચાં નેત્રવાળો અને વનમાં ફરનાર, શરભ (એ નામનો પ્રાણી) ત્યાં આવ્યો અને તે, પેલા સિંહને મારવાના અર્થે મુનિના આશ્રમ તરફચાલ્યો[૧૧,૧૨]. હે શત્રુને દમન કરનાર રાજા! શરભને જોઇને મુનિએ, પોતાના સિંહને પણ મહા બળવાન શરભ બનાવ્યો. તે વખતે મુનિના અત્યંત ઉગ્ર અને બળવાન શરભને જોઇને વનમાંથી આવેલો શરભ, ભય પામીને તપોવનમાંથી ઉતાવળે નાસી ગયો[૧૩,૧૪]. એ પ્રમાણે તે કૂતરાને મુનિએ શરભના સ્થાનમાં આણી મૂકયો. પછી તે શરભ, મુનિની પાસે નિવાસ કરીને સુખ પામવા લાગ્યો[૧૫]. હે રાજન! પછી તે શરભથી ત્રાસ પામીને સર્વ પશુઓ જીવ બચાવવાની આશાથી ચારે બાજુ નાસી ગયાં[૧૬]. શરભ પણ અતિશય આનંદ પામીને નિરંતર પ્રાણીઓનો વધ કરવામાં પ્રીતિવાળો થતો ગયો અને પછી તેણે માંસભક્ષણ કે, ફળ મૂળ ખાવાની ઇચ્છા કરી નહિ[૧૭]. પણ રૂધિર પીવાની બળવાન ઇચ્છાથી યુક્ત થઇને કૂતરાની યોનિથકી ઉત્પન્ન થયેલો તે કૃતઘ્ની શરભ, મુનિને હણવાને તૈયાર થયો[૧૮]. પછી તે મોટા મુનિએ પોતાની તપરૂપ શક્તિવડે અને જ્ઞાનચક્ષુવડે તેના મનનો મનસુબો જાણીને તે કૂતરાને કહ્યું કેઃ "હે કૂતરા! મેં તને કૂતરાની જાતમાંથી દીપડો બનાવ્યો; દીપડાનો વાઘ બનાવ્યો; વાઘનો મદઝર હાથી બનાવ્યો; હાથીનો સિંહ બન્યો[૧૯,૨૦] સિંહ થયા પછી બળ પામીને પુનઃ પણ તું શરભ થયો. એ પ્રમાણે સ્નેહથી યુક્ત થઇને મેં, તને એક એક કરતાં ચઢતી પદ્ધિ આપી, પણ તું, તે તે કુળમાં ઉત્પન્ન થએલો નથી, પણ નીચ એવા કૂતરાના કુળમાં ઉત્પન્ન થયેલો છે; એટલા માટે પાપરહિત મને તું મારી ખાવાને ઇચ્છે છે, તેથી પોતાની જાતિને પામીને તું કૂતરોજ થશે"[૨૧,૨૨]. પછી મુનિજનનો દ્વેષ કરનાર, દુષ્ટ બુદ્ધિવાળો અને પ્રકૃતિને અનુસરનાર તે મૂર્ખ, શરભ, ઋષિથી શાપ પામીને પુનઃ પોતાના અસલ રૂપને (કૂતરાપણાને) પામ્યો"[૨૩].

ततो मुनिजनद्वेष्टा दुष्टात्मा प्राकृतोबुधः । ऋषिणा शरभः शप्तस्तद्रूपं पुनराप्तवान् ॥

इति श्रीमहाभारते शां राज० श्वर्षिसंवादे गु० भा० शतोपरि सप्तदशोऽध्यायः ॥११७॥

---

## અધ્યાય ૧૧૮ મો–પ્રધાન વગેરેના ગુણોનું વર્ણન.

भीष्म उवाच ॥ स श्वा प्रकृतिमापन्नः परं दैन्यमुपागतः ॥

॥ ऋषिणा हुंकृतः पापस्तपोवनबहिष्कृतः ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ–"પછી કૂતરાની પ્રકૃતિને પામેલા અને પરમ દીનતાને પ્રાપ્ત થયેલા તે કૂતરાને હોંકારો કરીને, ઋષિએ તપોવનમાંથી બહાર કાઢી મૂકયો[૧] એ પ્રમાણેજ બુદ્ધિમાન રાજાએ, પવિત્રતા, સરળતા, સ્વભાવ, સત્ય, વિદ્વત્તા, આચરણ, કુળ, દમ (ઇંદ્રિય નિગ્રહ કરવાનો ગુણ), દયા, બળ, વીર્ય, સામર્થ્ય, નમ્રતા અને ક્ષમા, એ ગુણોને જોઇને જે સેવક જે સ્થાનમાં યોગ્ય હોય, તે સ્થાનમાં તેનું સ્થાપન કરવું તથા દૂત આદિ મોકલીને તેઓનું રક્ષણ કરવું[૨,૩]. રાજાએ, પરીક્ષા કર્યા સિવાય કોઇને પ્રધાન ઠરાવવો નહિ. કેમ કે, નીચ કુળમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોથી વિંટાયલો રાજા, સુખ પામતો નથી[૪]. ખાસ કુળમાં ઉત્પન્ન થયેલો પ્રાકૃત મનુષ્ય, રાજાએ અપરાધ વિના દંડયો હોય, તથાપિ પોતાના

કુળવાનપણાથી તે, પાપ બુદ્ધિ કરતો નથી[૫]. પણ જે પુરૂષ નીચ કુળનો હોય છે તે પુરૂષ સાધારણ છતાં પણ સતપુરૂષના આશ્રયવડે દુર્લભ એવા ઐશ્વર્યને પામે છે. પણ તેની લગાર નિંદા કરવામાં આવે છે એટલામાંજ તે શત્રુતા ધારણ કરે છે[૬]. (હવે રાજાએ, પ્રધાન વગેરે કેવા ગુણયુક્ત (પરીક્ષા કરીને) રાખવા; તે કહે છે.) કુળવાન, શીક્ષણ પામેલો બુદ્ધિમાન, જ્ઞાન અને વિજ્ઞાનને જાણવાવાળો, સર્વ શાસ્ત્રના અર્થતત્વને જાણનારો, સહનશીલ, પોતાના દેશમાં જન્મેલો[૭]. કૃતજ્ઞ, બળવાન, ક્ષમાવાળો, દમ ગુણયુક્ત, જીતેંદ્રિય, લોભરહિત, મળે તેટલા ઉપર સંતોષ પામનાર, પોતાના સ્વામીનો મિત્ર થવાની ઇચ્છા રાખનાર[૮]. દેશ-કાળને જાણનાર, પ્રાણીમાત્રનું રંજન કરનાર, નિરંતર ઉદ્યોગશીલ મનવાળો, હિત ઇચ્છનારો, આળસરહિત[૯]. ઘટે તેવા આચારવાળો, પોતાના કામમાં નિપુણ, સંધિ-વિગ્રહમાં કુશળ, શત્રુ, મિત્ર અને ઉદાસીન એવા, રાજાના ત્રિવર્ગને જાણનાર, નગરના લોકને અને દેશના લોકને પ્રિય,[૧૦]. ( *શત્રુના સૈન્યનો નાશ કરનારી વ્યૂહ રચનાઓ (કવાયતો) ને જાણનાર, સેનાને ઉત્સાહ પમાડવામાં પ્રવીણ, ચેષ્ટિત અને આકારના તત્વને જાણનાર, શત્રુ રાજા ઉપર ચઢાઈ કરવા સંબંધી જ્ઞાનમાં પ્રવીણ[૨૨]. હસ્તિ શીક્ષાના તત્વને સારી રીતે સમજનાર, અહંકારથી રહિત, ગંભીર બુદ્ધિવાળો, ચતુર, ડાહ્યો, બળવાન, ઘટે તેવું કાર્ય કરનાર[૨૩]. શુદ્ધ અંતઃકરણવાળો, શુદ્ધ મનુષ્યોથી વિંટાયલો, સુંદર મુખાકૃતિવાળો, જેને જોવાથી સુખ ઉપજે એવો, સેનાને લઇ જવામાં ચતુર, નીતિમાં કુશળ, ગુણની ચેષ્ટાઓથી યુક્ત[૨૪]. સ્તબ્ધતા વિનાનો, ઝીણી બાબતને સમજનારો, કોમળ અંતઃકરણવાળો, મીઠું બોલનારો, ધીર, શૂર, ઘણી દોલતવાળો અને દેશ-કાળને અનુસરીને કાર્ય કરનારો[૨૫]. જે રાજા એવા ગુણવાળા માણસને પ્રધાનપદ આપે છે અને તેનું અપમાન કરતો નથી તેનું રાજ્ય, જેમ સૂર્યનો પ્રકાશ પ્રસરે છે તેમ, વિસ્તાર પામે છે[૨૬]. (હવે રાજા કેવો જોઇએ ? તે કહે છે.) રાજા સર્વ શાસ્ત્રમાં કુશળ અને ઉપર કહ્યા તેવાજ ગુણવાળો, ધર્મિષ્ઠ, પ્રજાનું પાલન કરવામાં પ્રીતિવાળો, ધીર, ક્ષમાવાળો, પવિત્ર, તીક્ષ્ણ, સમય આવ્યે પુરૂષને અને કાળને જાણનારો, સેવા કરી જાણે એવો, વિદ્યા સંપન્ન, શ્રવણ કરવામાં કુશળ (કાનનો કાચો નહિ), ભાગભાગ કરવામાં વિચક્ષણ બુદ્ધિવાળો, ધારણાયુક્ત, સર્વને ન્યાય આપનાર, ઉદાર, સદા પ્રિય વચન બોલનાર, અપકાર કરનારને ક્ષમા કરનાર, દાન આપનાર, શ્રદ્ધાવાળો, રમણીય આકૃતિવાળો, દુઃખિતને આશ્રય આપનાર, એવા ગુણવાળો રાજા જોઇએ. અમાત્ય પણ તેવોજ જોઇએ. તેમજ રાજાના હિતમાં આસક્ત જોઇએ[૨૭-૩૦]. વળી રાજા, અહંકારરહિત, પરિગ્રહવાળો, પોતાની મરજીથી કાર્ય નહિ કરનારો, પ્રધાનોએ કોઇ કાર્ય કર્યું હોય તો, તેઓની યોગ્યતા જાણીને, તેઓપર ઉપકાર કરનારો, પોતાનું સેવન કરનારા મનુષ્યોને પ્રિય, લાયક મનુષ્યોનો સંગ્રહ કરનારો, સ્તબ્ધતા વિનાનો, નિરંતર પ્રસન્ન મુખવાળો, સદૈવ સેવકજનની અપેક્ષાવાળો, ક્રોધરહિત, અત્યંત ઉદાર મનવાળો, દંડની યોજના કરનારો, પણ તેને છોડી દેનારો નહિ, ધર્મનાં કાર્ય કરાવનારો, છૂપા દૂતરૂપ નેત્રવાળો, પ્રજા ઉપર તજવીજ રાખનારો, નિરંતર ધર્મ અને અર્થમાં કુશળ, એ પ્રમાણે જે પુરૂષ, +સોગુણથી યુક્ત હોય, તે રાજા થઇ શકે છે. હે નરપતિ ! રાજાના યોદ્ધાઓ, પણ ગુણના સમૂહવડે

* ૧૦ મા શ્લોક પછી કૌંસમાં આપેલા શ્લોકોના આંક બીજી કોપીપરથી લેવામાં આવ્યા છે તેથી તે આંક જુદાજ રાખેલ છે **સંશોધક.**

+ કુળવાનપણું વગેરે એકાવન અમાત્યના ગુણ તથા ધર્મિષ્ઠ વગેરે એકતાળીશ રાજાના ગુણ અને સંધિ-વિગ્રહમાં કુશળઃ એ વગેરેથી આઠ ગુણ, એ સર્વ મળીને પૂરા સો ગુણ સમજવા.

યુક્ત જોઇએ[૩૧-૩૪]. અને રાજ્યને ધારણ કરવામાં સહાય કરે એવા શોધી કાઢવા; તથા વૃદ્ધિ ઇચ્છનારા રાજાએ, તેઓનું અપમાન કરવું નહિ[૩૫]. યુદ્ધ કરવામાં શૂરા, કૃતજ્ઞ, યુદ્ધ શાસ્ત્રને જાણનારા, ધર્મશાસ્ત્રને જાણનારા, ધર્મશાસ્ત્રથી યુક્ત, પાયદળથી વિંટાયલા, નિર્ભય, હાથી ઉપર બેસી જાણનારા, રથ ફેરવવામાં કુશળ, બાણ અને અસ્ત્રના પ્રયોગમાં નિપુણ, એવા ગુણવાળા યોદ્ધાઓ જેની પાસે હોય, તે રાજાની આ પૃથ્વી જાણવી[૩૬-૩૭]. જે રાજા, સર્વનો સંગ્રહ કરવામાં ઉદ્યોગી, ઉદ્યોગશીળ અને મિત્રથી સંપૂર્ણ હોય તેને ઉત્તમ રાજા જાણવો[૪૫]. હે ભારત ! વીર પુરૂષો જેના ઉપર સ્વારી કરે છે એવા હજારો અશ્વયુક્ત સેનાવડે તથા સંગ્રહ કરેલા મનુષ્યોવડે સમગ્ર પૃથ્વી જીતી શકાય છે "[૪૬].)

शक्या चाश्वसहस्रेण वीरारोहेण भारत । संगृहीतमनुष्येण कृत्स्ना जेतुं वसुंधरा ॥

इति श्रीमहाभारते शां० राज० अमात्यादिलक्षणवर्णनं गु० भा० नाम शतोपरि अष्टादशोऽध्यायः ॥ ११८ ॥

---

## અધ્યાય ૧૧૯ મો–સેવકોને યથાધિકાર પદ્વિમાં જોડવા.

भीष्म उवाच ॥ एवं शुना समान् भृत्यान् स्वे स्वे स्थाने नराधिपः ॥
॥ नियोजयति कृत्येषु स राज्यफलमश्नुते ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ–" એ પ્રમાણે પેલા કૂતરાના સરખા (તે દૃષ્ટાંતને ધ્યાનમાં રાખીને) જે રાજા, સેવકોને પોતપોતાના યોગ્ય સ્થાનમાં તથા યોગ્ય કૃત્યમાં યોજે છે, તે રાજા રાજ્યનું ફળ ભોગવે છે, અર્થાત્ ઉદાહરણમાં કહેલા શ્વાન જેવી વૃત્તિવાળા પુરૂષને તેના સ્થાનથી ઉંચી પદ્વિએ ચઢાવવો ઘટતો નથી[૧]. કેમ કે, જો તેને ઉંચું સ્થાન આપવામાં આવે તો તે, પોતાના સ્થાનમાં મદોન્મત્ત થઇ, પ્રમાદી થઈ જાય છે[૨]. એટલા માટે રાજાએ, પોતાની જાતિના ગુણથી સંપન્ન તથા પોતાના કર્મમાં સ્થિતિવાળા અમાત્ય કરવા; પણ જે, કર્મ કરવાને યોગ્ય નથી તેને તે સ્થાનમાં યોજવો નહિ[૩]. જે રાજા, પોતાના સેવકોને અનુરૂપ કર્મ આપે છે, તે રાજા, સેવકથી થતા ગુણથી યુક્ત થઇને ફળ ભોગવે છે[૪]. શરભને શરભના સ્થાનમાં, સિંહને સિંહના સ્થાનમાં, વાઘને વાઘના સ્થાનમાં અને દીપડાને દીપડાના સ્થાનમાંજ યોજવો[૫]. (પોતાના સેવકોની અનુરૂપ કર્મમાંજ યોજના કરવી, પણ કર્મનું ફળ ઇચ્છનારા તે સેવકોને પ્રતિલોમ એટલે, હલકાને ઉંચા દરજ્જામાં અને ઉંચા દરજ્જાના યોગ્ય પુરૂષને હલકા કામમાં યોજવો નહિ. જે મૂર્ખ રાજા, પ્રમાણનું ઉલ્લંઘન કરીને પોતાના સેવકોની પ્રતિલોમ યોજના કરે છે, તે રાજા પ્રજાને રંજન કરી શકતો નથી. ગુણના સમૂહને ઇચ્છનારા રાજાએ નાદાન, હલકા, અજ્ઞાન, અજીતેંદ્રિય અને નીચ કુળના પુરૂષોને મોટા દરજ્જામાં સ્થાપન કરવા નહિ. રાજાની પાસે રહીને તેની પરિચર્યા કરનાર ( હજુરના નોકર ) સારા આચરણવાળા, સારા કુળમાં જન્મ પામેલા, શૂર, જ્ઞાની, ઈર્ષ્યા વિનાના, મોટા મનવાળા, પવિત્ર અને ડાહ્યા જોઇએ. રાજાએ, પોતાના રાજ્યમાં ( પોતાથી દૂર ) જે પુરૂષોની યોજના કરવી ઘટે છે, તે પુરૂષો રાજાની સાથે તાબેદારીથી વર્તનારા, આજ્ઞા પાળવામાં તત્પર, શાંત, ચોખ્ખટવાળા, સ્વભાવમાં સારા તથા જે સ્થાનમાં તેઓની યોજના કરી હોય તે સ્થાનમાં સંતોષ માનીને, રાજાની નિંદા નહિ કરનારા જોઇએ. તે પુરૂષો, રાજાથી દૂર બહાર ફરનારા, જાણે રાજાના બહિશ્ચર પ્રાણ હોય તેવા છે. ) રાજાએ, પોતાની બાજૂપર સદૈવ સિંહ રાખવો તથા પોતાનો અનુચર પણ સિંહજ રાખવો; કેમ કે, પોતે સિંહ ન છતાં પણ જે સિંહની

સાથે રહે છે, તે સિંહની પેઠે ફળ પામે છે. તાત્પર્ય કે, રાજાએ પોતાની પાસે શૂરા પુરૂષો રાખવા; તેથી રાજા પોતે કદાચિત શૂરો નહિ હોય, તોપણ શૂરના જેવું ફળ પામશે[૬]. પણ જે સિંહ છતાં, તેની આસપાસ શ્વાનનું મંડળ વીંટાયલું હોય અને પછી તે સિંહ; સિંહના જેવું કર્મ કરીને તેનું ફળ ભોગવવાની આશા કરે, તો શ્વાન મંડળે ઉપાસન કરેલો તે સિંહ, સિંહનું ફળ ભોગવી શકતો નથી[૭]. હે રાજન! એ પ્રમાણે શૂર, બુદ્ધિશાળી, બહુ-શ્રુત અને કુળવાન પુરૂષોને પાસે રાખવાથી આખી પૃથ્વી જીતવી શક્ય છે[૮]. સેવકવાળા રાજાઓમાં શ્રેષ્ઠ હે યુધિષ્ઠિર! રાજાઓએ અવિદ્વાન, અસત્યવાદી, અબુદ્ધ અને નિર્ધન સેવકને રાખવો નહિ[૯]. જે સેવકો, સ્વામીનું કાર્ય કરવાને, ધનુષ્યથી છૂટેલા બાણની પેઠે, જાય છે અને કાર્ય કર્યાવિના પાછા આવતા નથી તથા જેઓ પોતાના રાજાના હિતમાંજ ઉદ્યુક્ત છે; તેઓને બક્ષિસો આપવી ઘટે છે[૧૦]. રાજાએ, બહુ યત્ન કરીને નિરંતર ભંડારનું રક્ષણ કરવું; કેમકે, રાજાઓનું મૂળ કોશમાં છે અને કોશજ વૃદ્ધિ કરનારો થાય છે[૧૧]. હે રાજન! ત્હારા અન્નાદિનો કોઠાર નિરંતર પુષ્કળ ધાન્યથી ભરેલો રાખજે!! તથા તેની સોંપણી સારા પુરૂષોને કરજે!! અને તેથી ધન તથા ધાન્યવાળો થજે!![૧૨] ત્હારા સેવકો, નિરંતર ઉદ્યોગી અને સંગ્રામમાં કુશળ થાઓ!! તેમજ તેઓ, ઘોડાઓ ફેરવવામાં અને તે ઉપર સ્વારી કરવામાં પ્રવીણ થાઓ!![૧૩]. હે કૌરવનંદન! તું જ્ઞાતિજન અને બંધુજનની તપાસ રાખજે!! મિત્ર અને સંબંધીઓથી વીંટાયલો રહેજે!! તથા પુરવાસી પ્રજાના કાર્યમાં હિતની અપેક્ષા કરનારો થજે!![૧૪]. હે તાત! પ્રજા ઉપર સ્થિતિવાળી ત્હારી બુદ્ધિ એ પ્રમાણે જોઇએ, એ મેં, તને કહ્યું તથા તે ઉપર શ્વાનનું દૃષ્ટાંત કહ્યું; હવે તું શું સાંભળવાને ઇચ્છે છે?"[૧૫].

एषा ते नैष्ठिकी बुद्धिः प्रजास्वभिहिता मया । शुनो निदर्शनं तात किं भूयः श्रोतुमिच्छसि ॥

**इति श्रीमहाभारते शां० राज० श्वार्षिसंवादे गु० भा० शतोपरि एकोनविंशोऽध्यायः ॥११९॥**

---

## અધ્યાય ૧૨૦ મો—પ્રજાપાલન કરવાનો પ્રકાર.

युधिष्ठिर उवाच ॥ राजवृत्तान्यनेकानि त्वया प्रोक्तानि भारत ॥
॥ पूर्वैः पूर्वनियुक्तानि राजधर्मार्थवेदिभिः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે ભારત! તમે રાજધર્મના અર્થને જાણનારા પૂર્વજોએ પૂર્વ કાળમાં યોજેલી અનેક રાજનીતિઓ મને કહી. તમે જે રાજનીતિને પૂર્વે જોએલી છે અને સત્પુરૂષોએ જેને માન્ય કરેલી છે. તે તમોએ મને વિસ્તારીને કહી; હે ભરતશ્રેષ્ઠ! તે હવે સંક્ષેપથી કહો!! કે, જેથી સુખપૂર્વક જાણી શકાય"[૧.૨]. ભીષ્મ કહે છેઃ—"હે રાજન! સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવું, એ ક્ષત્રિયનો પરમ ધર્મ છે; માટે જે રીતે રક્ષણ થાય તેમ હું, તને કહું તે સાંભળ[૩]. ધર્મને જાણનારા રાજાએ, મોરની પેઠે, વિચિત્ર રૂપ રાખવું. એટલે જેમ મોર અનેક પ્રકારનાં પીછાં રાખે છે, તેમ રાજાએ પણ અનેક પ્રકારનો દેખાવ રાખવો જોઇએ[૪]. રાજાએ તીક્ષ્ણતા, વક્રતા, સત્યતા અને સરળતા રાખવી તથા મધ્યસ્થપણે રહીને તેણે, સત્વ ગુણ રાખવો; કેમ કે, એમ કરવાથી સુખ પ્રાપ્ત થાય છે[૫]. જે અર્થમાં જેવી રીતે હિત થાય, તે રીતે પોતાનું રૂપ દેખાડવું. કેમ કે, બહુ રૂપવાળા રાજાનો અર્થ સૂક્ષ્મ પણ બગડતો નથી[૬]. જેમ શરદ ઋતુમાં મયૂર બોલતો નથી તેમ (શરદ ઋતુના મયૂરની પેઠે) હમ્મેશાં મંત્રનું રક્ષણ કરવું. વળી રાજાએ, રાજનીતિના શાસ્ત્રથી પ્રવીણ થઇને કોમળ ઉચ્ચારથી વાણી બોલવી તથા શોભાયમાન થવું[૭]. (મંત્રભેદ આદિ આપત્તિઓનાં દ્વાર છે, તેમાં

સદા સાવધાન રહેવું. જેમ મોટા પર્વતમાં ઢોળાવ હોવાથી વૃષ્ટિથી પડેલું નદીઓનું પાણી જલદી વહી જાય છે, તેમ મંત્ર પણ ત્વરાથી ભેદ પામે છે. માટે તે વિષે વધારે સાવધાન રહેવાની જરૂર છે.) વળી જેમ પર્વતના પોલાણમાં વૃષ્ટિનાં જળ આશ્રય કરીને રહે છે તથા તેમાંથી થોડો થોડો પ્રવાહ બહાર નીકળે છે અને તેથી તે લાંબા સમય સુધી પહોંચે છે, તેમ રાજાએ પણ પર્વતના જેવા સહનશીલ અને સંચયશીલ સિદ્ધ બ્રાહ્મણોનો આશ્રય કરવો કે, જેઓ મંત્રાદિનો સંચય કરે તથા રાજાને સદ્બુદ્ધિ આપે તથા ધનાદિનો નિયમિત વ્યય કરાવે. વળી રાજાએ પોતાનો અર્થ સિદ્ધ કરવાને ધર્મધ્વજની પેઠે, યોગ્ય વખતે ક્રૂરત્વાદિ ચિહ્ન પણ પ્રગટ કરવાં[8]. નિરંતર ઉદ્યતદંડવાળા થવું તથા ઘણી સાવધાનીથી આચરણ કરવું. પ્રજાની ઉપજ તથા ખરચ જોઇને રાજાએ, તેઓના ઉપર કરનો બોજો નાંખવો. જેમ તાડનાં મોટાં વૃક્ષ પૃથ્વીમાંથી રસ ખેંચીને ટોચે લાવે છે અને તાડી કાઢનાર નિયમિત રીતે તેને દોહી લે છે, પણ શેરડીની પેઠે તેનું મૂળમાંથી છેદન કરીને, તેનો રસ લેવાની લાલસા રાખતા નથી, તેમ રાજાએ પણ નિયમિત રીતે પ્રજા પાસેથી દ્રવ્ય લેવું[9]. રાજાએ પોતાના સમાજમાં નિરંતર શુદ્ધ રહેવું તથા પોતાના અશ્વાદિવડે શત્રુરાજાનાં ધાન્યાદિનો નાશ કરવો; પક્ષી જેમ પાંખો આવવાથી ઉડવા લાગે છે, તેમ પાંખો આવવાથી એટલે પક્ષ પ્રબળ થવાથી શત્રુ રાજાની સામે ચડાઈ કરવી તથા પોતાના પક્ષમાં કાંઈ વિકળતા હોય, તેને જોતા રહેવું; અર્થાત્ તેનો સુધારો કરવો[10]. શત્રુ રાજાના દોષ પ્રગટ કરતા રહેવું તથા મૃગયાદિના નિમિત્તથી બહાર ફરવા નીકળીને શત્રુના પક્ષવાળા મનુષ્યને ભમાવવા; અરણ્યમાં જેમ પુષ્પ બહાર નીકળીને (ખીલીને) મુસાફરના મનને લોભાવે છે, તેમ રાજાએ, બહાર નીકળીને શત્રુ પક્ષના મનુષ્યોના મનને લોભાવવું[11]. પર્વતના સરખા ઉંચા વધેલા તથા મહત્તા પામેલા શત્રુરાજાનો નાશ કરવો. શત્રુરાજાના દુર્ગાધિપતિ સાથે ગુપ્ત મસલત કરવી તથા દેવદર્શનાદિના બહાનેથી ઓચિંતા ત્યાં જઇને, તેના દુર્ગનો નાશ કરવો[12]. વર્ષાઋતુમાં જેમ મયૂર રાત્રિમાં છાનોમાનો નિર્જન અને એકાંત સ્થળમાં બેસી રહે છે, તેમ (મયૂરનો ગુણ ધારણ કરીને) રાત્રિમાં રાજાએ અંતઃપુરમાંજ રહેવું[13]. રાજાએ નિરંતર કવચયુક્ત રહેવું તથા પોતાના ભરોંસાથીજ પોતાનું રક્ષણ કરવું, ચારાઓએ બતાવેલી ભૂમિમાં રહેલા પાશથી પોતાનું રક્ષણ કરવું અર્થાત્ ધાવ, રસોઇયા વગેરે ફૂટીને વિષાદિનો પ્રયોગ કરે, તેથી નિરંતર રાજાએ તેઓથી સાવધ રહેવું. જો રાજા તેઓથી સાવધ ન રહે તો, તેઓ રાજાને પાશભૂમિ ઉપર લઇ જાય અને તે ફાંસામાં ફસાવીને રાજાનો નાશ કરે[14]. (જેમ શત્રુરાજાઓ વિષમયી કન્યા કરીને મોકલે અને તે કન્યા સાથે આવેલા પુરૂષો એમ કહે કે, આ દ્વીપાંતરમાંથી આણેલી પદ્મિની કન્યા આપને ભેટ કરીએ છીએ માટે તેને અંગીકાર કરીને એના ઉપર તથા અમારા ઉપર અનુગ્રહ કરવો જોઇએ. પણ) રાજાએ તે ઉપર શંકિત નજરથી જોઇને, પોતાના ગુપ્ત ચારાઓથી તેની તજવીજ કરીને તથા તેમાંનું કપટ શોધી કાઢીને તેવા ફાંસીઆઓનો તથા કપટગતિ કરનારાઓનો નાશ કરવો[15]. શત્રુરાજાએ પોતાનું બળ વિસ્તારીને મોરની પેઠે, જે પીછાં ફેલાવ્યાં હોય તેનો નાશ કરવો; તથા તેના સ્થળમાં પોતાના શૂરા સામંતોને વસાવવા. મોર, જેમ મરજીમાં આવે ત્યારે પીંછાં પ્રસારે છે અને સંકોચે છે, તેમ રાજાએ, ઇચ્છા પ્રમાણે પોતાના બળનો વિસ્તાર કરવો અને સંકોચ કરવો. જેમ પતંગ, દીવામાં પડીને નાશ પામે છે, તેમ પોતે ઝંપલાવવું નહિ, પણ શત્રુને પાશમાં પાડીને નાશ પમાડવાનો ઘાટ કરવો[16]. એ પ્રમાણે વિચક્ષણ રાજાએ, મોરની પેઠે પોતાના રાજ્યનું પાલન કરવું તથા બુદ્ધિની વૃદ્ધિ કરે એવી

રાજનીતિને ધારણ કરવી[૧૭]. રાજાએ, પોતાની બુદ્ધિવડે આત્મસંયમન કરવું અથવા આ રીતેજ કરવું છે, એવો નિયમ કરવો તથા તેમાં બીજાની બુદ્ધિ લઇને, તે ઉપર તર્ક ચલાવવો તથા શાસ્ત્રની બુદ્ધિથી તેનો નિશ્ચય કરવો, એજ શાસ્ત્રનું પ્રયોજન છે[૧૮]. સામાદિ ઉપાયવડે શત્રુને વિશ્વાસ ઉત્પન્ન કરવો તથા પોતાની શક્તિનો નિશ્ચય કરવો અને શત્રુને તે બતાવવી. વળી પોતાની બુદ્ધિથી ભૂત–ભવિષ્યનો વિચાર કરીને, જે કરવા યોગ્ય હોય તેમાં પોતાની બુદ્ધિથી યોજના કરવી[૧૯]. જે પુરૂષ, સાંત્વયોગમાં બુદ્ધિવાળો, જ્ઞાતા, કાર્ય અને અકાર્યની યોજના કરી જાણનાર, નિગૂઢ બુદ્ધિવાળો તથા ધીર છે, તેને કાંઈ કહેવાપણું છેજ નહિ. પણ જો બુદ્ધિવાળો તે પુરૂષ બૃહસ્પતિ સરખો હોય, પણ નિર્બુદ્ધના જેવી વાત કરે તો, જેમ તપાવેલો લોઢાનો ગોળો પાણીમાં નાખવાથી પોતાના અસલ રૂપને પામી જાય છે, તેમ યુક્તિવડે તે પુરૂષ પણ પોતાની અસલ પ્રકૃતિને પામે છે[૨૦-૨૧]. રાજાએ પોતાનાં અને શત્રુના સંબંધનાં સર્વ કર્મમાં, જે કર્મ જેમ કરવાની શાસ્ત્રથી આજ્ઞા કરી હોય, તે કર્મ તેમ કરવાની આજ્ઞા કરવી[૨૨]. જે પુરૂષ, કોમળ શીળવાળો હોય, જ્ઞાની, શૂરો અને અર્થના વિધાનને જાણનારો હોય, તેને તથા બીજા પણ જે અધિક બળવાળા હોય, તેઓને રાજાએ, પોતાના કૃત્યમાં યોજવા[૨૩]. પછી રાજાએ જોવું કે, તે સર્વ પોતપોતાના યોગ્ય કાર્યમાં નિયુક્ત થયેલા છે, ત્યારે તેણે પણ તંત્રી ( વીણા ) ને અનુસરનારા સ્વરની પેઠે, તે સર્વને અનુસરવું[૨૪]. જે રાજા એમ માને કે, આ તો મ્હારો સેવક છે તથા એવી પ્રીતિવડે ધર્મને વિરોધ ન આવવા દેતાં, સર્વનું પ્રિય કરે તે રાજા પર્વતની પેઠે, સ્થિર થાય છે[૨૫]. જેમ સૂર્ય, સારી કે, નઠારી; સર્વ વસ્તુઓ ઉપર પોતાના વિસ્તારવાળા કિરણોને ફેલાવે છે, તેમ રાજાએ પણ પ્રિય અને અપ્રિયને સમાન ગણીને ધર્મનુંજ રક્ષણ કરવું[૨૬]. રાજાએ, પોતાના સર્વ કાર્યોમાં ધર્મ તથા અર્થનું રક્ષણ કરનારા પુરૂષોનું સ્થાપન કરવું. તે કુળ, પ્રકૃતિ અને દેશોના ધર્મને જાણનારા, મીઠું બોલનારા, આયુષ્યના મધ્ય ભાગમાં આવેલા ( ઠરેલ ઉમરના ), દોષરહિત, હિતમાં યુક્ત, વિકૂલવતા દોષરહિત, લોભવિનાના, શિક્ષિત, હોંશીયાર અને ધર્મમાં નિષ્ઠાવાળા જોઇએ[૨૭.૨૮]. રાજાએ એજ પ્રકારે પોતાના ચારાઓ પાસેથી છાની બાતમીઓ મેળવતાં, ઉદ્યોગી રહેતાં અને સંતુષ્ટ રહેતાં, કૃત્યોની ઉત્તમ ગતિ જોતાં રહેવું. એટલે યોજેલાં કામ બરાબર થાય છે કે, કેમ ? તેની ગુપ્ત તપાસ કરતાં રહેવું, પરંતુ તે વિષે એકદમ ખળભળાટ કરવો નહિ[૨૯]. જે રાજાનો ક્રોધ અને પ્રસન્નતા નિષ્ફળ જતાં નથી, જે રાજા રાજકૃત્ય ઉપર પોતેજ દૃષ્ટિ રાખે છે તથા જે રાજાનો ખજાનો પોતાનાજ વિશ્વાસ ઉપર રાખેલો છે, તેને સમગ્ર વસુંધરા ( પૃથ્વી ) વસુ ( દ્રવ્ય ) આપનારી છે[૩૦]. જે રાજાનો અનુગ્રહ સ્પષ્ટ છે તથા નિગ્રહ પણ યથાર્થ છે તથા જે રાજા પોતાનું અને પોતાના દેશનું રક્ષણ કરે છે, તે રાજાને રાજધર્મનો જ્ઞાતા જાણવો[૩૧]. જેમ સૂર્ય ઉદય પામી, હરરોજ પોતાના કિરણોને લંબાવીને સર્વ પદાર્થોની તજવીજ કરે છે, તેમ રાજાએ, પણ સારી રીતે અનુસરનારા ચારાઓને મોકલીને નિત્ય સર્વ દેશની તજવીજ કરવી તથા પોતે પણ બુદ્ધિવડે આચરણ કરવું[૩૨]. રાજાએ સમય પ્રમાણે પ્રજા પાસેથી ધન ગ્રહણ કરતાં જવું, પણ પોતાનું ધનવાનપણું બતાવવું નહિ તથા બુદ્ધિમાન પુરૂષ, જેમ ગાયનું દોહન કરે છે, તેમ નિત્ય નિત્ય પૃથ્વીનું દોહન કરવું[૩૩]. જેમ ભમરો અનુક્રમે ફૂલોમાંથી મધુનો સંચય કરે છે તેમ, રાજાએ પ્રજા પાસેથી દ્રવ્ય લઇને તેનો સંચય કરવો[૩૪]. સંચય કરતાં જે ધન બાકી રહેલું હોય, તેમાંથીજ ધર્મ અને કામભોગના માટે ખરચ કરવું; પણ જે રાજા, રાજનીતિને જાણનાર તથા આત્મસંયમન હોય, તેણે સંચય કરેલા કોશમાંથી કાંઈ પણ વાપરવું નહિ[૩૫]. અલ્પ અર્થ હોય, તોપણ તેનો નાશ કરવો નહિ તથા

શત્રુના પક્ષના પુરૂષોનું અપમાન પણ કરવું નહિ. પોતાની બુદ્ધિવડે પોતાને જાણવો તથા બુદ્ધિહીન પુરૂષો ઉપર વિશ્વાસ કરવો નહિ[૩૬]. ધૈર્ય, દક્ષતા, સંયમ, બુદ્ધિ, સંતોષ, આત્મા, શૂરત્વ અને દેશકાળ જાણવામાં સાવધાની, એ આઠ વસ્તુઓ થોડા કે, ઘણા દ્રવ્યની વૃદ્ધિ કરનારી છે[૩૭]. અગ્નિ અલ્પ હોય, તથાપિ તેમાં થોડું થોડું ઘૃત નાંખવાથી વૃદ્ધિ પામે છે; બીજ એક હોય, પણ તેને વાવવાથી તેનાં હજારો બીજ થાય છે. માટે રાજાએ, પોતાની આવક અને ખરચ બહુ ભારે છે, એમ જાણીને અલ્પ વિત્ત હોય, તેની પણ અવગણના કરવી નહિ[૩૮]. શત્રુ, બાળક, જુવાન કે વૃદ્ધ હોય, તોપણ અસાવધ પુરૂષનો નાશ કરે છે; પરંતુ સમયને ઓળખનારો પુરૂષ તેનું મૂળ છેદી શકે છે; માટે સમયને ઓળખનારો રાજા સર્વમાં શ્રેષ્ઠ છે[૩૯]. શત્રુ બળવાન કે, દુર્બળ હોય, તો પણ તેથી સાવધજ રહેવું; તેની કીર્ત્તિનો નાશ કરવો, તેના ધર્મનો રોધ કરવો, તેના અર્થનો નાશ કરવો અને તેના મોટા વીર્ય (પરાક્રમનો) નાશ કરવો[૪૦]. (ક્ષય અને વૃદ્ધિ, પાલન અને સંચય, એ સર્વ જાણીને ઐશ્વર્યાદિની ઇચ્છાથી કે, વિજયાદિની ઇચ્છાથી તે બન્ને રાજાએ, કાંતો બુદ્ધિવડે સંધિ કરવી ઘટે છે અથવા પછી વિગ્રહ કરવો ઘટે છે, એટલા માટે રાજાએ, બુદ્ધિમાનપણું તો રાખવુંજ જોઇએ. જો બુદ્ધિ બળવાન હોય તો બળવાનનો નાશ કરે છે; બુદ્ધિ બળવાન હોય, તો તેજ બુદ્ધિથી રક્ષિત થયેલું પોતાનું બળ રક્ષણ થવાથી વૃદ્ધિ પામે છે; શત્રુ વૃદ્ધિ પામતો હોય, તો તેને બુદ્ધિવડે નાશ કરી શકાય છે; પ્રથમ બુદ્ધિ ઉપજ્યા પછી, જે જે કાર્ય કરવામાં આવે છે તે તે કાર્ય પ્રશંસનીય થાય છે. જે પુરૂષ, પોતામાં અલ્પ સત્વ છતાં, પણ દોષરહિત અને ધીર હોય તે જે જે કામની ઇચ્છા કરે, તેનાં તે તે કામ પરિપૂર્ણ થાય છે. પરંતુ જે પુરૂષ, અત્યંત લોભી અને ગર્વિષ્ઠ થાય છે, તેને બીલકુલ પણ શ્રેયઃ મળતું નથી. એટલામાટે રાજાએ, સ્નેહયુક્ત થઇને પ્રજામાંથી સર્વ પ્રકારે લક્ષ્મીનાં મૂળ પકડવાં. રાજાએ ઘણા કાળ સૂધી એ પ્રમાણે પ્રજાને નીચોવીને અથવા રૂડે પ્રકારે પ્રજા ઉપર પડીને પણ બળવાન થવું. એમ ધન ગ્રહણ કરવામાં એટલે પ્રજાને નીચોવીને ધન લેવામાં તાડ વૃક્ષનું દૃષ્ટાંત ધ્યાનમાં રાખવું એટલે જેમ શેરડીને નીચોવીને રસ કાઢી લે છે તેમ, પ્રજા પાસેથી લક્ષ્મી લેવી નહિ, પણ જેમ તાડના વૃક્ષમાંથી તાડી દોહી લેવાય છે તેમ લક્ષ્મી લેવી. વિદ્યા, તપ અને પુષ્કળ પૈસો, એ સર્વ વ્યવસાયવડે પ્રાપ્ત કરવાને શક્ય છે. એ સર્વ બુદ્ધિના સ્વાધીનમાં છે માટે જે દેહધારીમાં બુદ્ધિ છે, તેનામાં તે વસે છે. એટલા માટે વ્યવસાય સર્વથી શ્રેષ્ઠ છે. જે સ્થળમાં બુદ્ધિમાન અને સ્વતંત્ર મનુષ્યો વસે છે, જે સ્થળમાં ઇંદ્ર, સરસ્વતી અને વિષ્ણુ વસે છે, તથા જેમાં સર્વ પ્રાણી વસે છે એવો આ દેહ છે. માટે જે ડાહ્યા પુરૂષ હોય, તેણે અનુદ્યોગી થઇ દેહનો નાશ કરવો નહિ. અર્થાત્ મનુષ્યે પોતાનું સઘળું આયુષ્ય ઉદ્યોગમાં ગાળવું ઘટે છે. નિરંતર દ્રવ્ય આપવાવડે લોભીને હણવો. લોભી માણસ પારકું ધન લેવાથી તૃપ્ત થતો નથી. યજ્ઞાદિ કર્મ અને ગુણ તેના ઉપભોગમાં એટલે સુખની વાસનામાં સર્વ કોઇ લોભીજ છે. તેવો પુરૂષ જો અર્થ વિનાનો થાય તો, સુખના લોભથી ધર્મનો અને કામનો ત્યાગ કરે છે; કેમ કે, તેમાં દ્રવ્યનો ખર્ચ થાય છે. લોભી માણસ પારકાં ધન, ભોગ, પુત્ર, સ્ત્રી અને સમૃદ્ધિ, એ સર્વની ઇચ્છા કરે છે. લોભી માણસમાં સર્વ દોષનો સંભવ છે માટે રાજાએ લોભી માણસનો સંગ્રહ કરવો નહિ. હલકો મનુષ્ય હોય તોપણ, તેના તરફ દૃષ્ટિ કરીને તેને પ્રેરણા કરવી—ઉત્તેજન આપવું તથા ડાહ્યા પુરૂષે શત્રુઓના સર્વ આરંભોનો તથા સર્વ અર્થનો નાશ કરવો. હે પાંડવ ! જે રાજા, બ્રાહ્મણ મંડળમાં તત્વને જાણનારો હોય, મંત્રીઓવડે રક્ષણ કરાયલો હોય, સર્વ લોક જેનો વિશ્વાસ

રાખતા હોય અને જે સત્કુળમાં જન્મ પામેલો હોય, તે રાજા પોતાના સામંતોને વશ કરવામાં સમર્થ થાય છે. હે યુધિષ્ઠિર ! બ્રહ્માએ યોજના કરેલા રાજધર્મ મેં તને સંક્ષેપમાં કહ્યા. તેનો તું બુદ્ધિવડે વિચાર કર ! ! જે રાજા, ગુરૂનું અનુસરણ કરીને આ રાજધર્મને હૃદયમાં ધારણ કરે છે તે આખી પૃથ્વીને પામવાને સમર્થ થાય છે. જે રાજાનું સુખ અનીતિવડે પ્રાપ્ત કરેલું હોય છે, દૈવયોગથી પ્રાપ્ત થયેલું હોય છે અથવા બળાત્કારે પ્રાપ્ત કરેલું હોય છે; તે વિધિપૂર્વક દેખાય છે તો ખરૂ ? પણ તેથી રાજાને ઉત્તમ ગતિ તથા સર્વોતમ રાજસુખ પ્રાપ્ત થતું નથી. જે રાજા, ઇંદ્રિઓનો નિગ્રહ કરનારો હોય છે તેના શત્રુઓ કદાપિ ધનવાન હોય, બુદ્ધિવાળા પુરૂષોએ પૂજન કરેલા હોય, ગુણોથી યુક્ત હોય, સંગ્રામમાં પરાક્રમ કરનારા હોય, તોપણ સંધિ-વિગ્રહાદિનો વિચાર કરીને ઉદ્યોગ કરતાં, તે શત્રુઓની સાથે સંધાન કરીને તેનો નાશ કરે છે. અનેક પ્રકારની ક્રિયાઓના માર્ગથી ઉપાય શોધવા પણ જે ઉપાય શાસ્ત્રસંમત નથી તેમાં રાજાએ, બુદ્ધિનો પ્રવેશ કરવો નહિ. જે પુરૂષ નિર્દોષમાં દોષ જોનારો થાય છે તેને ઉત્તમ ધન અને પુષ્કળ યશ પ્રાપ્ત થતાં નથી. પ્રીતિ રાખનારા બે મિત્ર હોય અને બન્નેને એકજ કાર્ય સોંપેલું હોય અને તેઓ બન્ને, તે કાર્યને કરતા હોય, તેમાંથી જે મિત્ર ઘણો ભાર વહન કરે, તે મિત્રજ ખરો સ્નેહી છે, એમ ડાહ્યા પુરૂષે જાણવું. હે રાજન ! મ્હારા કહેલા એ રાજધર્મોનું તું આચરણ કર ! ! તથા મનુષ્યોનું રક્ષણ કરવામાં બુદ્ધિને ધારણ કર ! ! તેથી તું સુખેથી સુકૃતનું ફળ પામીશ કેમ કે, આ સર્વ લોકનું મૂળ ધર્મ છે )"

एतान्मयोक्तांश्चर राजधर्मान्नृणां च गुप्तौ मतिमादधत्स्व ।
अवाप्स्यसे पुण्यफलं सुखेन सर्वोहि लोको नृप धर्ममूलः ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि गुर्जरभाषायां शतोपरि विंशतितमोऽध्यायः ॥ १२० ॥

---

## અધ્યાય ૧૨૧ મો-દંડસ્વરૂપ વર્ણન.

युधिष्ठिर उवाच ॥ अयं पितामहेनोक्तो राजधर्मः सनातनः ॥
॥ ईश्वरश्च महादंडो दंडे सर्वं प्रतिष्ठितम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—" પિતામહે કહેલો આ રાજધર્મ સનાતન છે તથા તેમાં વર્ણવેલો એ મહાદંડ સમર્થ છે[1]. ( હે મહારાજ ! સર્વ દેવ, ઋષિ, મહાત્મા પિતૃઓ, યક્ષ, રાક્ષસ, પિશાચ, વિશેષે કરી સાધ્યદેવો, જગતમાંના સર્વ પ્રાણીઓ, પશુ પક્ષીની યોનિમાં જન્મ પામેલાં પ્રાણીઓ, એ સર્વમાં વ્યાપ્ત થઇને રહેનાર મોટા તેજવાળો દંડ સર્વોત્તમ છે. ) તમે એમજ કહ્યું છે કે, દેવ, અસુર અને મનુષ્ય તથા સચરાચર જગત એ સર્વ દંડમાં જોયું છે[2]. હે ભરતશ્રેષ્ઠ ! દંડ કોણ છે ? કેવો છે ? તેનું રૂપ કેવું છે ? તેનું સ્થાન કયું છે ? એ સર્વ હું તત્વથી જાણવા ઇચ્છું છું[3]. હે પ્રભો ! તે શાનો બનેલો છે ? તે શી જાતનો છે ? તેની મૂર્ત્તિ કેવી છે ? તે કેવી રીતે જાગે છે ? ( પ્રવર્તે છે ) અને પ્રજામાં શી રીતે ધ્યાન આપે છે ?[4]. પૂર્વાપર સર્વનું પ્રતિપાલન કરતો જે જાગૃત રહે છે એવો દંડ તે કોણ છે ? પૂર્વે એ દંડને કોણે જાણ્યો ? તથા દંડ સંજ્ઞાને ધારણ કરનાર ઉત્તમ એવા કોણ કોણ છે ? દંડની સંસ્થા કેવી છે ? અને એની ગતિ કેવી કહેવાય છે ?"[5]. ભીષ્મ કહે છે-" હે યુધિષ્ઠિર ! દંડ શું છે તથા તેનો વ્યવહાર જેવી રીતે થાય છે, સર્વ કાંઈ જેની

સ્વાધીનતામાં રહેલું છે, તે કેવળ દંડ વિષે હું તને કહું છું[૬]. હે રાજન ! રૂડે પ્રકારે ધર્મનું વ્યાખ્યાન કરવું–પ્રકાશ કરવો તેને વ્યવહાર કહે છે. લોકમાંથી તે વ્યવહારનો લોપ, ધ્યાન આપીને જેવી રીતે વર્ત્તવાથી ન થાય, તે વ્યવહારનું વ્યવહારપણું છે પૂર્વે મનુએ આરંભથી એ વ્યવહારપણાને કહેલું છે. એનેજ "દંડ" કહે છે. જે રાજા, એ દંડને સારી રીતે ચલાવીને તથા પ્રિય અને અપ્રિય બન્નેને સમાન રાખીને પ્રજાનું રક્ષણ કરે છે, તે રાજાને કેવળ ધર્મજ જાણવો[૭]. હે નરપતે ! બ્રહ્મદેવનું મહા વચન કે, જે મેં તને કહ્યું તેજ વચન પૂર્વે મનુએ કહેલું છે. આ વચન પૂર્વે કહેલું છે માટે તેને "પૂર્વવચન" કહે છે. અર્થાત્ દંડના પૂર્વે ધર્મ કહેલો છે માટે તેને "ધર્મ" એવું નામ આપેલું છે તથા તેમાં વ્યવહારનું નિરૂપણ કરેલું છે માટે તેને "વ્યવહાર" એમ કહે છે. અર્થાત્ વ્યવહાર, એ દંડનું ત્રીજું નામ છે[૮.૯]. જો સારી રીતે દંડનો ઉપયોગ કર્યો હોય તો, ધર્મ, અર્થ અને કામ સિદ્ધ થાય છે અને એ ત્રણે વર્ગ નિરંતર દંડમાંજ રહેલા છે. પરમ દંડ એજ સાક્ષાત દેવ છે અને જાજ્વલ્યમાન અગ્નિ જેવું દંડનું સ્વરૂપ છે[૧૦]. ( એનો વર્ણ કાળા કમળના પત્ર સરખો શ્યામ છે, એને ચાર દાઢો છે, ચાર ભુજા છે, આઠ પગ છે, અનેક નેત્ર છે, શંકુ આકૃતિના કાન છે અને ઉભાં રૂવાંટાં છે. તેના મસ્તકપર જટા છે, બે જીભ છે, રાતું મોઢું છે, તેણે મૃગ-ચર્મ ઓઢેલું છે, દંડ દેવતાએ એવું ઉગ્ર અને પ્રબળરૂપ ધારણ કરેલું છે. ) તરવાર, ધનુષ્ય, ગદા, શક્તિ, ત્રિશૂળ, મુદ્ગર, બાણ, મૂશળ, ફરસી, ચક્ર, પાશ; દંડ, ઋષ્ટિ અને તોમર, એ સર્વ અને એ વિના પણ બીજાં જે જે આયુધો જગતમાં છે તે સર્વને દંડે ધારણ કરેલાં છે, સર્વનો આત્મારૂપ તે, એવી રીતે મૂર્તિમાન થઇને લોકમાં વિચરે છે[૧૧]. ફોડતો, કાપતો, પીડા કરતો, કાતરતો, ચીરતો, ઉખેડી નાંખતો, હણતો અને દોડતો તે દંડ લોકમાં ફરે છે[૧૨]. હિંસા કરનાર અસિરૂપ, તીક્ષ્ણ કવચવાળો, ધારણ ન કરી શકાય એવો, જેના ગર્ભમાં લક્ષ્મી રહેલી છે, એટલે જેથી લક્ષ્મી ઉત્પન્ન થાય છે એવો વિજયરૂપ જગતને શાસન કરનાર અને સનાતન વ્યવહારરૂપ દંડ છે[૧૩]. તે દંડ શાસ્ત્રરૂપ, બ્રાહ્મણરૂપ, મંત્રરૂપ, શાસ્ત્રની શિક્ષા આપનારરૂપ અને પૂર્વનાં વચન કહે-નારરૂપ છે. ધર્મનું પાલન કરનાર, અક્ષર, દેવ, સત્યમાં ગતિ કરનાર, નિત્ય વસ્તુમાં ગતિ કરનાર અને સર્વથી આગળ જન્મ પામેલો તે દંડ છે[૧૪]. તે અસંગ છે, રૂદ્રનો પુત્ર છે, મનુરૂપ છે, સર્વથી જ્યેષ્ઠ છે અને કલ્યાણ કરનાર છે. એ ઉપરથી અસિ, વિશસન, ધર્મ, તીક્ષ્ણવર્મા, દુરાધર, શ્રીગર્ભ, વિજય, શાસ્તા, વ્યવહાર, સનાતન, શાસ્ત્ર, બ્રાહ્મણ, મંત્ર, ધર્મપાલ, અક્ષર, દેવ, સત્યગ, નિત્યગ, અગ્રજ, અસંગ, રૂદ્રતનય, મનુ, જ્યેષ્ઠ, અને શિવં-કર વગેરે દંડનાં નામ પાડેલાં છે. હે યુધિષ્ઠિર ! તે મેં તને કહ્યાં[૧૫]. દંડ એ ભગવાન વિષ્ણુરૂપ છે. તે શાશ્વત તથા મહાન રૂપને ધારણ કરનારો મહાપુરૂષ કહેવાય છે[૧૬]. (લક્ષ્મી, વૃત્તિ, સરસ્વતી, દંડનીતિ, જગદ્ધાત્રી, એ સર્વ જેમ બ્રહ્માની કન્યાનાં રૂપ છે, તેમ દંડ પણ ઘણા દેહવાળો છે. તે દંડનાં રૂપ આ પ્રમાણે છે. એટલે અર્થ અને અનર્થ, સુખ અને દુઃખ, ધર્મ અને અધર્મ, બળ અને નિર્બળતા, ભાગ્ય અને દુર્ભાગ્ય, પુણ્ય અને પાપ, ગુણ અને દુર્ગુણ, કામ અને અકામ, ઋતુ, માસ, રાત્રિ, દિવસ, ક્ષણ, પ્રમાદ અને અપ્રમાદ, હર્ષ અને ક્રોધ, શમ અને દમ, દૈવ અને પુરૂષપ્રયત્ન, મોક્ષ અને અધોગતિ, ભય અને નિર્ભયતા, હિંસા અને અહિંસા, તપ, યજ્ઞ, સંયમ, વિષ, અમૃત, આદિ, મધ્ય, અંત, કૃત્યનો પ્રપંચ, મદ, પ્રમાદ, દર્પ, દંભ, ધૈર્ય, નીતિ અને અનીતિ, શક્તિ અને અશક્તિ, માન અને અક્કડતા, ઉપજ અને ખરચ, વિનય, ત્યાગ, કાળ અને અકાળ, સત્ય અને અસત્ય; જ્ઞાનવાનપણું, શ્રદ્ધા અને અશ્રદ્ધા, નપુંસકપણું; વ્યવસાય, લાભ અને હાનિ, જય

અને પરાજય, તીક્ષ્ણતા અને કોમળતા, મૃત્યુ, આગમ અને નાશ, વિરોધ અને અવિરોધ, કાર્ય અને અકાર્ય, બળ અને નિર્બળતા, અસૂયા અને અનસૂયા, ધર્મ અને અધર્મ, લાજ અને નિર્લજ્જપણું, શરમાળપણું, સંપત્તિ અને વિપત્તિ, તેજસ્વી કર્મ, પાંડિત્ય, વક્તૃત્વશક્તિ, તત્વબુદ્ધિપણું. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે જગતમાં દંડનાં અનેક રૂપ છે.) જો દંડ હોય નહિ તો લોકો એકએકનો નાશ કરે. હે યુધિષ્ઠિર ! મનુષ્યો દંડના ભયથી એક બીજાનો નાશ કરતા નથી[17]. હે રાજન ! દંડવડે રક્ષાએલી પ્રજા દિવસે દિવસે રાજાની વૃદ્ધિ કરે છે; માટે દંડ એ સર્વનો શરણભૂત છે[18]. (હે રાજન ! દંડ આ સર્વ લોકની તત્કાળ વ્યવસ્થા કરે છે અને એ પ્રમાણે વ્યવસ્થિત થયેલો ધર્મરૂપી દંડ બ્રાહ્મણોમાં રહે છે.) જે બ્રાહ્મણો ધર્મયુક્ત છે તે બ્રાહ્મણો દેવયુકત થાય છે. યજ્ઞ દેવતાઓમાંથી ઉત્પન્ન થયેલો છે અને તે યજ્ઞ દેવતાઓને પ્રસન્ન કરે છે[19]. દેવતાઓ પ્રસન્ન થઇને નિરંતર ઇંદ્રને નિવેદન કરે છે અને ઇંદ્ર, આ પ્રજા ઉપર અનુગ્રહ કરીને અન્ન આપે છે[20]. સર્વ પ્રાણીમાત્રના પ્રાણ અન્નના આધારે રહેલા છે માટે પ્રજા તે અન્નવડે સ્થિર થાય છે અને પ્રજામાં તે દંડ સર્વદા જાગૃત છે[21]. દંડનું એવું પ્રયોજન છે, તે દંડ ક્ષત્રિયપણાને પામીને નિરંતર પ્રજાનું રક્ષણ કરીને જાગે છે. તે અક્ષરરૂપ (અવિનાશી) અને નિરંતર સાવધાન છે[22]. ઇશ્વિર, પુરૂષ, પ્રાણ, સત્વ, વિત્ત, પ્રજાપતિ, ભૂતાત્મા અને જીવ, એવાં આઠ નામ દંડનાં છે[23]. ઇશ્વિરે, ક્ષત્રિયને દંડ આપેલો છે તથા તેમાં ઐશ્વર્ય ધારણ (રાખેલું) કરેલું છે અને તેથી તે બળથી યુકત તથા નિરંતર પાંચ પ્રકારના સ્વરૂપવાળો છે[24]. (હે યુધિષ્ઠિર ! કુળ, ઘણું ધન, અમાત્ય, બુદ્ધિ અને બળ તથા તેજ, ઓજ, સહ, આખ્યાન, દેહ, ઇંદ્રિય, બુદ્ધિ અને સામર્થ્ય એ વિના વક્ષ્યમાણ આઠ સાધનવડે રાજા, શત્રુના બળનો નાશ કરે છે. હાથી, ઘોડા, રથ, પાયદળ, નાવ, વિષ્ટિ, દૈશિક અને આવિક, એ અષ્ટાંગ બળ કહેવાય છે અથવા એ આઠથી યુક્ત એવા રથી, હાથી ઉપર બેસનારા, સ્વાર, પાયદળ, મંત્રીઓ, વૈદ્ય, ભિક્ષુક, આચાર્ય, મુહૂર્ત આપનાર જોશી, દૈવચિંતક જોશી, કોશ, મિત્ર, ધાન્ય, સર્વ સાહિત્ય, સાત પ્રકૃતિ, આઠ અંગ, એ જેનું શરીર છે એવા રાજ્યનું દંડ એજ અંગ છે. દંડ એજ ઉત્પતિસ્થાન છે.) ઇશ્વરે, પ્રયત્નવડે પ્રજાનું રક્ષણ થવાને માટે સમાન રૂપવાળો દંડ ક્ષત્રિયને આપ્યો છે. આ સકળ વિશ્વ દંડના આધીન છે[25]. જે પ્રમાણે રાજાએ ધર્મ પ્રત્યક્ષ પૂજવા યોગ્ય છે તેવું બીજું કાંઈ વિશેષ પૂજવા યોગ્ય રાજાને નથી. ઇશ્વિરે લોકનું રક્ષણ કરવાના અર્થે અને ધર્મનું સ્થાપન કરવાના અર્થે[26]. (બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા છે; માટે રાજાએ, તેઓને પૂજવા યોગ્ય છે. બે મનુષ્ય વિવાદ કરતા હોય ? તેને વાદી–પ્રતિવાદી કહે છે. બન્નેમાંથી એકનો જય અને બીજાનો પરાજય થાય છે, તેથી તે વ્યવહાર ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય છે; માટે વિવાદ કરનારાઓના વિશ્વાસથી ઉત્પન્ન થયેલો વ્યવહાર છે. તેથી વાદી–પ્રતિવાદીના વિશ્વાસરૂપ એ વ્યવહાર વેદોક્ત છે અને તેથી તેને "વેદપ્રત્યય" કહે છે. હે નરવ્યાઘ્ર ! તેમાંનો એક વ્યવહાર કુળાચારથી ઉત્પન્ન થયેલો છે અને બીજો શાસ્ત્રથી ઉત્પન્ન થયેલો છે. એનો અર્થ એવો છે કે, પરસ્ત્રીગમનાદિ દોષ કરીને, સભાસદોની પાસે જવાથી દોષની શુદ્ધિના અર્થે તેઓ, જે પ્રાયશ્ચિત્ત આપે છે તે વેદોક્ત વ્યવહાર છે તથા જેમ શૂદ્ર સુરાપાન કરે તો, તેને પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં કહ્યું નથી. તથાપિ કોઈ શૂદ્રની ન્યાતમાં એવો પ્રતિબંધ કર્યો હોય કે, આપણામાં જે સુરાપાન કરે, તેને જ્ઞાતિબાહાર મૂકવો, તો એ વ્યવહાર કુળાચાર સંબંધી છે. તેજ પ્રમાણે શાસ્ત્ર જાણનારાઓએ, ધર્મના જ્ઞાન સંબંધી જે નિયમો કર્યા હોય તેને શાસ્ત્રોક્ત વ્યવહાર જાણવો. એ ત્રણ દંડોમાંથી જે દંડ રાજસભામાં થાય છે, તે દંડ

ક્ષત્રિયને આધીન છે, એમ અમારૂં જાણવું છે. જે દંડ વ્યવહારના પ્રત્યયથી સિદ્ધ થયેલો છે એટલે રાજસભામાં ઇનસાફ આપીને જે દંડ ઠરાવવામાં આવે છે, તે દંડ યદ્યપિ મન્વાદિક ઋષિઓએ કહેલો છે તોપણ તેનું મૂળ વેદમાં છે માટે તેને વેદસંબંધી દંડ જાણવો. જે દંડની ઉત્પત્તિ વેદમાંથી છે તે દંડ ધર્મરૂપ જાણવો; કેમ કે, તે ધર્મ ગુણના દર્શનવડે ઉત્પન્ન થયેલો છે, તેથી સત્પુરૂષોએ તેને ધર્મસંબંધી દંડ કહેલો છે. એનું દૃષ્ટાંત એ છે કે, કોઇ પુરૂષ, પરસ્ત્રીનો સમાગમ કર્યા પછી, મનમાં એમ વિચારે કે, આ અધર્મથી મ્હારો ધર્મ લોપ થાય નહિ અને તેટલા માટે પશ્ચાત્તાપ પામીને પ્રાયશ્ચિત્તરૂપ જે દંડ ધારણ કરે છે, તે ધર્મદંડ છે. હે યુધિષ્ઠિર ! એ દંડ અથવા વ્યવહાર પ્રજાનું રક્ષણ કરવાના અર્થે બ્રહ્માએ ઉત્પન્ન કર્યો છે, તે સત્યરૂપ અને જગતની આબાદી કરનાર દંડ, ત્રણ લોકનું ધારણ કરે છે.) જેને દંડ કહે છે, તેજ સનાતન વ્યવહાર છે, એમ અમે જાણીએ છીએ અને અમે જેને વ્યવહાર જાણીએ છીએ તે વેદ છે, એ નિશ્ચય છે[૨૭]. અને જે વેદ છે તેજ ધર્મ છે અને જે ધર્મ છે તેજ સન્માર્ગ છે. પૂર્વે પ્રજાના પતિ પિતામહ બ્રહ્મા ઉત્પન્ન થયા, તે દેવ દૈત્ય, મનુષ્ય, નાગ તથા સર્વ પ્રાણીઓસહિત આ લોકના કર્ત્તા છે[૨૮,૨૯]. પૂર્વે જે વાદી-પ્રતિવાદીના વ્યવહારરૂપ દંડ કહ્યો છે તે બ્રહ્માથકી ઉત્પન્ન થયો છે; તે કારણથી આ વ્યવહાર સંબંધી દૃષ્ટાંત પણ બ્રહ્મદેવેજ કહેલું છે કે, માતા, પિતા, ભ્રાતા, સ્ત્રી અને પુરોહિત કે, જે પોતાના ધર્મ પ્રમાણે વર્ત્તે તેઓને રાજાએ, દંડ કરવો યોગ્ય નથી"[૩૦-૩૧].

माता पिता च भ्राता च भार्या चैव पुरोहितः । नो दंडो विद्यते राज्ञो यः स्वधर्मेण तिष्ठति ॥

इति श्रीमहाभारते शां० राज० गु० भा० शतोपरि एकविंशोऽध्यायः ॥ १२१ ॥

## અધ્યાય ૧૨૨ મો–દંડોત્પત્તિ આખ્યાન.

भीष्म उवाच ॥ अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ॥

॥ अंगेषु राजा द्युतिमान्वसुहोम इति श्रुतः ॥ १ ॥

ભીષ્મ કહે છે,–" આ જગ્યેએ પણ આ પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે. અંગદેશમાં "વસુહોમ" નામે તેજસ્વી અને કીર્તિમાન રાજા થયો હતો[૧]. તે રાજા નિરંતર ધર્મને જાણનારો હતો, તે, પોતાની સ્ત્રી સાથે, દેવ ઋષિ અને પિતૃઓએ પૂજેલા મુંજપૃષ્ઠ ઉપર ગયો[૨]. ત્યાં મેરૂના બરફવાળા શિખર ઉપર, મુંજાવટ પ્રદેશમાં રામે, જટાનું હરણ કરવાની આજ્ઞા કરી હતી[૩]. તે ઉપરથી હે રાજેંદ્ર ! પ્રશંસા કરવા યોગ્ય જેઓનાં આચરણ છે એવા ઋષિઓ, રૂદ્રે સેવેલા પ્રદેશને મુંજાપૃષ્ઠ કહેવા લાગ્યા[૪]. તે સ્થળમાં રહીને તે રાજા, ઘણા વેદમય ગુણોથી યુક્ત થયો તથા બ્રાહ્મણોએ માન આપેલો તે દેવર્ષિ સરખો થયો[૫]. એક સમયે ઇંદ્રનો માનવંતો સખો, અદીન પ્રકૃતિવાળો અને શત્રુનો નાશ કરનાર માંધાતા તે રાજાની પાસે આવ્યો[૬]. તે માંધાતા રાજા, વસુહોમ રાજાની પાસે જઇને, તેને ઉગ્ર તપવાળો જોઇને નમસ્કાર કરીને ઉભો રહ્યો[૭]. વસુહોમ રાજાએ પણ પાદ્ય અને અર્ઘ્ય નિવેદન કર્યું તથા સપ્તાંગ રાજ્યની કુશળતાનો તથા તેના નિર્વિકારપણાનો પ્રશ્ન કર્યો[૮]. વસુહોમે તેને પૂછ્યું કે "સત્પુરૂષોએ આચરણ કરેલા માર્ગને તમે યથાવત્ અનુસરનારા છો. હે રાજન ! હું તમારી કઇ આજ્ઞા સંપાદન કરૂં ?"[૯]. હે પાંડવ ! પછી તે માંધાતા, અતિ પ્રસન્ન થઇને મહા બુદ્ધિવાળા અને ત્યાં બેઠેલા વસુહોમ પ્રત્યે બોલ્યા[૧૦]. માંધાતા કહે છે–" હે રાજન ! હે ઉત્તમ પુરૂષ ! તમે બૃહસ્પતિનું સઘળું શાસ્ત્ર ભણ્યા છો તેજ પ્રમાણે શુક્રાચાર્યની

રાજનીતિનું પણ તમને જ્ઞાન છે[11]. એટલા માટે દંડ શી રીતે ઉત્પન્ન થાય છે ? તે હું જાણવાને ઇચ્છું છું. વળી તે શી રીતે જાગૃત રહે છે ? અને તેની મહત્તા શી છે ? તેમજ ક્ષત્રિયોના હાથમાં દંડ શી રીતે આવ્યો ? હે મહા બુદ્ધિવાળા રાજન ! તે મને કહો !! હું તમને આચાર્ય દક્ષિણા આપીશ "[12-13]. વસુહોમ કહે છે–" હે રાજન ! લોક સમુદાયમાંથી દંડ જે રીતે ઉત્પન્ન થયો તે તું સાંભળ !! તે દંડ પ્રજાની નીતિનું રક્ષણ કરવાના અર્થે સનાતન ધર્મરૂપ છે[14]. સર્વ લોકના પિતામહ ભગવાન બ્રહ્મદેવને એક વખત યજ્ઞ કરવાની ઇચ્છા થઇ. પણ તેમને પોતાના સરખો કોઇ ઋત્વિજ મળ્યો નહિ, એમ અમે સાંભળ્યું છે[15]. ત્યારે તેમણે તે વિચારરૂપ ગર્ભને ઘણા વરસ સુધી મસ્તકમાં ધારણ કરી રાખ્યો; અને એક હજાર વરસ પૂરાં થયાં ત્યારે, છીંક ખાતાં તેમાંથી તે ગર્ભ નિકળી પડયો[16]. હે શત્રુનો નાશ કરનાર માંધાતા ! તે "ક્ષુપ" નામે પ્રજાપતિ થયો. હે મહારાજ ! મહાત્મા બ્રહ્મદેવના યજ્ઞમાં તે ઋત્વિજ થયો[17]. હે રાજશ્રેષ્ઠ ! બ્રહ્મદેવનો યજ્ઞ ચાલુ થયો એટલે બ્રહ્મદેવનું દીક્ષા ધારણ કરેલું સ્વરૂપ જોઇને દંડ અંતર્ધાન થયો. અર્થાત્ પ્રજાના નિયંતા બ્રહ્મદેવે દીક્ષા ધારણ કરી, માટે નિયમન કરનાર કોઈ રહ્યો નહિ તેથી દંડ અંતર્ધાન થયો[18]. જ્યારે દંડ અંતર્ધાન થયો ત્યારે, પ્રજામાં મોટો ગરબડાટ ઉપજ્યો. કાર્ય, અકાર્ય, ભોજ્ય, અભોજ્ય, એ સંબંધી કાંઈ વિચાર રહ્યો નહિ તો પછી, પેય અને અપેયનો વિચાર તો કયાંથીજ હોય. પ્રજા એક બીજાનો નાશ કરવા લાગી. તે સમયે ગમ્ય અને અગમ્ય એવો ભેદ રહ્યો નહિ તથા પોતાનું અને પારકું સર્વ સરખું થઇ ગયું[19-20]. જેમ કૂતરા માંસના ટુકડાને ચારે પાસથી લૂંટવા માંડે છે, તેવી મનુષ્યોની સ્થિતિ થઈ ગઇ. બળવાન પુરૂષો, નિર્બળનો નાશ કરવા લાગ્યા તથા મર્યાદા રહિત થઇને વર્તવા લાગ્યા[21]. પછી પિતામહ દેવ, સનાતન ભગવાન વિષ્ણુનું પૂજન કરીને વરદાનને આપનારા મહાદેવ પ્રત્યે બોલ્યા કેઃ "હે કેશવ ! આ સ્થળમાં તમારે અમારા ઉપર કૃપા કરવી યોગ્ય છે. જે રીતે આ પ્રજામાં સંકટ ન થાય, તે પ્રમાણે કરો[22-23]. પછી ઉત્તમ ત્રિશૂળને ધારણ કરનારા તે દેવસત્તમ ભગવાને ઘણાક વખત સુધી ધ્યાન કરીને, આત્મારૂપ દંડ પોતામાંથીજ પ્રકટ કર્યો[24]. તથા તેજ ધર્માચરણમાંથી સરસ્વતી દેવી પ્રકટ થઇ અને તેણે દંડ નીતિને ઉત્પન્ન કરી તે દંડનીતિ ત્રણ લોકમાં પ્રસિદ્ધ થઇ[25]. વળી ઉત્તમ ત્રિશૂળવાળા તે ભગવાને પુનઃ પણ ઘણીવાર સુધી ધ્યાન કરીને, તે તે સમુદાયનો એક એક અધિપતિ ઉત્પન્ન કર્યો[26]. સહસ્ર નેત્રવાળા ઇંદ્રને દેવતાઓનો ઈશ્વર કર્યો. વિવસ્વાન ( સૂર્ય )ના પુત્ર યમને પિતૃઓનો રાજા ઠરાવ્યો[27]. કુબેરને રાક્ષસ અને ધનનો સ્વામી નિર્માણ કર્યો, મેરૂને પર્વતનો સ્વામી કર્યો. સમુદ્રને નદીઓનો સ્વામી કર્યો[28]. વરૂણને અસુર અને જળના રાજ્યમાં સ્વામી બનાવ્યો. મૃત્યુને પ્રાણનો સ્વામી કર્યો, અગ્નિને તેજનો સ્વામી કર્યો[29]. અને રૂદ્રોનું રક્ષણ કરનારો સ્વામી ઈશાન દેવને કર્યો. મહાત્મા અને વિશાળ નેત્રવાળા તે ઇશાન દેવ સનાતન મહાદેવ છે[30]. (વસિષ્ઠને બ્રાહ્મણના સ્વામી કર્યા. અગ્નિને વસુઓનો સ્વામી કર્યો. સૂર્યને તેજનો સ્વામી કર્યો. ચંદ્રને નક્ષત્રનો સ્વામી ઠરાવ્યો. સૂર્યને વેલીઓનો સ્વામી ઠરાવ્યો. બાર હાથવાળા ઉત્તમ સ્કંદકુમારને ભૂતોના સ્વામી ઠરાવ્યા. સંહાર અને વૃદ્ધિરૂપ કાળને સર્વનો સ્વામી ઠરાવ્યો. સર્વના દેવ, રાજાના રાજા અધિપતિ કુબેરને શસ્ત્ર, શત્ર, યમ અને કર્મ, એ ચાર છે વિભાગ જેના એવા મૃત્યુના અને સુખ તથા દુઃખના સ્વામી ઠરાવ્યા. શૂળપાણિ શંકરને સર્વ રૂદ્રોના સ્વામી ઠરાવ્યા, એમ સાંભળવામાં છે. બ્રહ્માનો પુત્ર પાછળથી ઉત્પન્ન થયેલો, પ્રજાનો અધિપતિ, સર્વ ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ એવો ક્ષુપ, તે શંકરને આપ્યો.)

પછી તે યજ્ઞ યથાવિધિ ચાલતો થયો એટલે મહાદેવે, ધર્મનું રક્ષણ કરનાર દંડ સત્કારપૂર્વક વિષ્ણુને આપ્યો[૩૧]. વિષ્ણુએ તે દંડ અંગિરાને આપ્યો. મુનિશ્રેષ્ઠ અંગિરાએ તે દંડ ઇંદ્ર તથા મરીચિને આપ્યો, મરીચિએ, ભૃગુને આપ્યો[૩૨]. ધર્મસહિત દંડ ભૃગુએ, ઋષિઓને આપ્યો. ઋષિઓએ લોકપાળને આપ્યો. લોકપાળોએ ક્ષુપને આપ્યો[૩૩]. ક્ષુપે સૂર્યના પુત્ર મનુને આપ્યો. તે મનુએ સૂક્ષ્મ એવા ધર્મ અને અર્થના કારણથી પોતાના પુત્રોને આપ્યો (અને કહ્યું કે) "તમારે દંડનો વિભાગ કરીને એટલે ન્યાયાન્યાયનો વિચાર કરીને કર્મવડે દંડ કરવો. પણ મરજીમાં આવે તેમ (દૈવયોગે થયેલા કાર્યની પેઠે) દંડ કરવો નહિ. દંડનું મુખ્ય પ્રયોજન એ છે કે, દુષ્ટ પુરૂષોનો નિગ્રહ કરવો. લોકો પાસેથી દ્રવ્યાદિ લેવામાં આવે છે તે માત્ર લોકને ભય પમાડવાને બાહ્યોપચાર છે પણ તેમાં રાજાના ભંડારમાં વૃદ્ધિ કરવાનો હેતુ નથી[૩૪,૩૫]. અલ્પ કારણ માટે મનુષ્યને ખોડખાંપણ આણવી નહિ તથા તેના દેહનો નાશ પણ કરવો નહિ. શરીરની પીડાઓ, દેહત્યાગ, દેશનિકાલ ઇત્યાદિ દંડ યોગ્યતા જોઇને કરવા"[૩૬]. (સૂર્યના પુત્ર મનુએ, પ્રજાના રક્ષણના અર્થે પોતાના પુત્રોને તે દંડ આપ્યો. એ પ્રમાણે પૂર્વથી ચાલતો આવેલો દંડ પ્રજાનું પાલન કરીને જાગતો રહેલો છે. ભગવાન ઇંદ્ર જાગે છે અને ઇંદ્રવડે ભગવાન સૂર્ય સાવધ રહે છે, તેથી વરૂણ દેવતા સાવધ રહે છે. વરૂણથી પ્રજાપતિ દેવ અને પ્રજાપતિ દેવથી વિનયરૂપ ધર્મ સાવધ રહે છે. ધર્મથી બ્રહ્માનો પુત્ર સનાતન વ્યવસાય અને વ્યવસાયથી સર્વનું પાલન કરીને તેજ જાગ્રત રહે છે. તે તેજથી ઔષધી અને ઔષધીથી પર્વતો અને પર્વતથી રસ તથા રસના ગુણ જાગ્રત રહે છે. તેથી દેવી નિર્ઋતિ સાવધ રહે છે અને તેથી જ્યોતિઓ જાગ્રત રહે છે, જ્યોતિઓથી વેદ અને પ્રતિષ્ઠા, તેથી હયશિરા પ્રભુ, તેથી પિતામહ બ્રહ્મા જે નિર્વિકરણ પ્રભુ છે તે, જાગ્રત રહે છે. પિતામહથી મહાદેવ ભગવાન શિવ, જાગ્રત રહે છે. શિવથી વિશ્વેદેવા, વિશ્વેદેવાથી ઋષિઓ, ઋષિઓથી ભગવાન સોમ, સોમથી સનાતન દેવો અને દેવતાઓથી બ્રાહ્મણ જાગ્રત રહે છે. બ્રાહ્મણથી રાજાઓ જાગ્રત રહીને, ધર્મવડે લોકનું રક્ષણ કરે છે અને ક્ષત્રિયોથી સનાતન કાળથી ચાલતું આવેલું સ્થાવર અને જંગમ જાગ્રત રહે છે. આ લોકમાં પ્રજા જાગ્રત રહે છે અને તેનામાં દંડ જાગે છે. પિતામહસમાન તેજવાળો દંડ, સર્વનો પોતામાં સમાવેશ કરે છે. હે ભારત! આદિ, મધ્ય અને અંતમાં સર્વ લોકના ઇશ્વર પ્રજાના પતિ મહાદેવ કાળરૂપે જાગ્રત રહે છે. દેવના દેવ, શિવ, સર્વના પ્રભુ, જેનાં શર્વ, કપર્દી, શંકર, રૂદ્ર, શિવ, સ્થાણુ, ઉમાપતિ એવાં નામ છે તે જાગ્રત રહે છે. એ પ્રમાણે મેં આદિ, મધ્ય તથા અંતમાં દંડનું સ્વરૂપ તને નિરૂપણ કરી બતાવ્યું. ધર્મને જાણનારા રાજાએ, એ દંડનીતિવડે યથાન્યાય આચરણ કરવું." ભીષ્મ કહે છેઃ—એ પ્રમાણે જે પુરૂષ આ વસુહોમનો અભિપ્રાય સાંભળે! અને સાંભળીને તે પ્રમાણે આચરણ કરે! તો તેના સર્વ મનોરથ પૂર્ણ થાય છે. હે નરપતે! હે ભારત! ધર્મથી વ્યાપ્ત આ સર્વ લોકનો નિયંતા દંડ છે, તે સર્વ મેં તને કહ્યું.)"

इति ते सर्वमाख्यातं यो दंडो मनुजर्षभ । नियंता सर्वलोकस्य धर्माक्रांतस्य भारत ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि दंडोत्पत्त्युपाख्याने गुर्जरभाषायां शतोपरि द्वाविंशतितमोऽध्यायः ॥ १२२ ॥



## અધ્યાય ૧૨૩ મો—આંગરિષ્ઠ અને કામંદકનો સંવાદ.

**યુધિષ્ઠિર ઉવાચ** ॥ तात धर्मार्थकामानां श्रोतुमिच्छामि निश्चयम् ॥
॥ लोकयात्रा हि कार्त्स्न्येन तिष्ठत्केषु प्रतिष्ठिता ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે તાત ! હું, ધર્મ, અર્થ અને કામનો નિર્ણય સાંભળવાને ઇચ્છું છું; તથા સમગ્ર લોકયાત્રા શામાં સ્થિતિ કરીને રહેલી છે ?[1]. ધર્મ, અર્થ અને કામ, એ ત્રણનાં મૂળ કયાં છે ? એ ત્રણનું ઉત્પત્તિસ્થાન શું છે ? તેઓ અન્યોન્ય એકત્ર થઇને શી રીતે રહેલા છે ? તથા પૃથક્ પૃથક્ શી રીતે રહેલા છે ?"[2]. ભીષ્મ કહે છેઃ—"જ્યારે લોકો, ધર્મ અને અર્થના નિશ્ચયમાં સારા મનવાળા થાય છે ત્યારે કાળ, ઉત્પત્તિસ્થાન અને સંસ્થા, એ ત્રણેમાં ધર્મ, અર્થ અને કામ એકત્ર થાય છે. એથી કહેવાનો અભિપ્રાય એવો છે કે, જ્યારે લોકોના મનમાં ધર્માદિની શ્રદ્ધા હોય છે, ત્યારે તેઓ એમ માને છે કે "હું ગર્ભાધાન વિધિમાં કહ્યા પ્રમાણે વિધિપૂર્વક ઋતુકાળે સ્ત્રીસંગમ કરીને પુત્ર પામીશ." તે વખતે ઋતુકાળ, એ કાળ, સ્ત્રી, એ ઉત્પત્તિસ્થાન અને સારી રીતે કર્મનું નિષ્પન્ન થવું, એ સંસ્થા, એ ત્રણેમાં યોનિસંસ્કારરૂપ ધર્મ, પુત્રરૂપ અર્થ, અને સ્ત્રીસંગરૂપ કામ, એ ત્રણે એકત્ર થાય છે[3]. અર્થનું મૂળ ધર્મ છે; અર્થનું ફળ કામ છે; તે સર્વનું મૂળ સંકલ્પ છે અને સંકલ્પ વિષયરૂપ છે[4]. સર્વ વિષયો સમગ્રપણે આહારની સિદ્ધિના અર્થે છે. એ પ્રમાણે સંકલ્પને ધર્મ, અર્થ અને કામનું મૂળ જાણવું અને તે સંકલ્પનો નાશજ મોક્ષ છે, એમ જાણવું[5]. ધર્મથી શરીરનું રક્ષણ થાય છે અને અર્થ ધર્મને માટે ઉપયોગી છે. ઇંદ્રિયોની પ્રીતિના ફળને માટે કામ છે; એ સર્વ રજોગુણયુક્ત વાસનાઓ છે[6]. ધર્મ, અર્થ અને કામનો મનવડે પણ ત્યાગ ન કરવો, પણ આત્મરૂપ ફળને માટે ઉત્તમ એવા ધર્માર્થકામને સેવવા અને તજવા હોય તો, માત્ર સંગફળનો ત્યાગ કરવો, વિચાર માત્રથીજ એનો ત્યાગ કરવો. કામમાં સ્થિતિવાળાએ ધર્માદિકથી તપવડે વિમુક્ત થવું યોગ્ય છે. અર્થાત્ ચિત્તશુદ્ધિ માટે ધર્મ, નિષ્કામ કર્મને માટે અર્થ અને દેહ ધારણને માટે કામનું સેવન કરવું[7]. (જો મનુષ્ય, ધર્માદિ ત્રિવર્ગવડે મોક્ષની પ્રાપ્તિ કરી શકે તો; તેની શ્રેષ્ઠ બુદ્ધિ જાણવી. પણ ધર્મથી અર્થ અને અર્થથી ધર્મ, એ વિષયમાં અજ્ઞાનવડે નિકૃષ્ટ બુદ્ધિવાળો પુરૂષ મોહ પામે તો તે ધર્મ અને અર્થના ફળરૂપ મોક્ષને પ્રાપ્ત કરી શકતો નથી, પૂર્વે કહ્યું છે કે, ધર્મ, અર્થ અને કામ, એ ત્રણ રજોગુણ યુક્ત છે એટલે મલિન છે (હવે તે મળ બતાવે છે કે,) ફળ પ્રાપ્તિ થવાની ઇચ્છા રાખીને ધર્મ કરવો એ ધર્મનો મળ છે; દાન ન કરવું કે, ભોગ ન ભોગવવા એ અર્થનો મળ છે. અત્યંત આસક્ત થઈ જવું એ કામનો મળ છે. એ સર્વે પોતાના ગુણથી વર્જિત છે. એટલે દુર્ગુણ છે, માટે જો એ ત્રણે મળથી રહિત અને શુદ્ધ રીતે આચર્યા હોય તો, ચિત્તશુદ્ધિદ્વારા બ્રહ્માનંદની પ્રાપ્તિ કરી આપે છે.) હવે એ ત્રણ વર્ગ પૃથક્ પૃથક્ નિરૂપણ કરવાને માટે કામંદક અને આંગરિષ્ઠ, એ બન્નેના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસનું આ સંબંધમાં ઉદાહરણ અપાય છે; તે હું કહું છું[8]. એક સમયે કામંદક ઋષિ બેઠા હતા, ત્યારે આંગરિષ્ઠ રાજાએ, પ્રણામ કરીને અને મર્યાદા ભંગ કરીને પૂછ્યું કેઃ "હે ઋષે ! જે રાજા કામ અથવા મોહના આવેશથી ન ઇચ્છતાં છતાં પાપ કરે અને પછી તે પશ્ચાત્તાપથી તૃપ્ત થાય તો, તેનું પાપ શી રીતે નાશ પામે ?[9,10]. જે પુરૂષ, અજ્ઞાનથી અધર્મને ધર્મ જાણીને આચરે અને લોકમાં અધર્મનો વિસ્તાર કરે તો, તેનું પણ રાજાએ શી રીતે નિવર્તન કરવું ?"[11]. કામંદક ઋષિ કહે છેઃ—"જે પુરૂષ, ધર્મ અને અર્થનો ત્યાગ કરીને કામનુંજ સેવન કરે છે, તે પુરૂષ ધર્મ અને અર્થનો પરિત્યાગ કરવાથી પોતાની બુદ્ધિનો નાશ કરવાને ઇચ્છે છે[12]. બુદ્ધિનો

નાશ થવો, એજ મોહનું સ્વરૂપ છે તથા તેજ મોહ, ધર્મ અને અર્થનો નાશ કરે છે. ધર્મ અને અર્થનો નાશ થવાથી નાસ્તિકપણું તથા દુરાચાર ઉત્પન્ન થાય છે[13]. જ્યારે રાજા દુરાચારથી દુષ્ટ પુરૂષોનું નિવારણ કરતો નથી ત્યારે, જેમ ઘરમાં ભરાયલા સાપથી ઘરમાં રહેનારાઓને ઉદ્વેગ થાય છે, તેમ તેનાથી લોકો ઉદ્વેગ પામે છે[14]. એમ થાય છે, ત્યારે પ્રજા, સત્પુરૂષો કે, બ્રાહ્મણો, તેનું અનુવર્ત્તન કરતા નથી; પછી તે સંશય ભરેલી સ્થિતિમાં આવી પડે છે અને છેવટે વધ પામે છે[15]. વધ નથી પામતો તો, પદભ્રષ્ટ થાય છે, અપમાન પામે છે અને દુઃખ ભરેલું જીવતર ભોગવે છે. પદભ્રષ્ટ થઇને જીવવું, તે ચોખ્ખું મૃત્યુજ સમજવું[16]. આ વિષયમાં આચાર્યોએ પાપનાં પ્રાયશ્ચિત્ત આ પ્રમાણે કહેલાં છેઃ– વેદત્રયી વિદ્યાનું સેવન કરવું, બ્રાહ્મણોનો સત્કાર કરવો[17]. ધર્મના કાર્યમાં ઉદાર થવું, મોટા કુળમાં લગ્ન કરવું, ક્ષમાયુક્ત અને સ્વતંત્ર મનના બ્રાહ્મણોનું સેવન કરવું[18]. સુખથી બેસીને નિરંતર જપ કરવો તથા સ્નાન કરવું; ધર્મવાળા પુરૂષોને બોલાવીને રાજ્યમાં રાખવા તથા દુષ્કૃતવાળા પુરૂષોને રાજ્યથી બહાર કાઢી મૂકવા[19]. મધુર વાણીથી અથવા મધુર કર્મથી સત્પુરૂષોને પ્રસન્ન કરવા; બીજાઓના ગુણનું કીર્તન કરીને "હું તમારોજ છું" એ રીતે નિરંતર બોલવું[20]. જો કોઈ મનુષ્ય, પાપરહિત થઇને એ પ્રમાણે આચરે છે તો તે, થોડા સમયમાં ઘણું માન પામે છે તથા જો તેણે, કષ્ટતર પાપ કર્યા હોય તોપણ તેના શુભ આચરણથી તે પાપનો નાશ થાય છે, એમાં સંશય નથી[21]. ગુરૂઓ તને જે પરમ ધર્મ કહે, તે ધર્મને તું તેવી રીતે આચર ! ! તું ગુરૂઓની કૃપાથીજ પરમ કલ્યાણને પામીશ "[22].

गुरवो हि परं धर्मं यं ब्रूयस्त्वं तथा कुरु । गुरूणां हि प्रसादाद्धि श्रेयः परमवाप्स्यसि ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि कामंदांगरिष्ठसंवादे गुर्जरभाषायां शतोपरि त्रयोविंशतितमोऽध्यायः ॥ १२३ ॥

---

## અધ્યાય ૧૨૪ મો–ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનના સંવાદથી શીલવ્રત મહાત્મ્ય કથન.

युधिष्ठिर उवाच ॥ इमे जना नरश्रेष्ठ प्रशंसंति सदा भुवि ॥

॥ धर्मस्य शीलमेवादौ ततो मे संशयो महान् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–" હે નરશ્રેષ્ઠ ! આ લોકો, પૃથ્વી ઉપર સર્વદા ધર્મના શીલનું સર્વથી પ્રથમ વખાણ કરે છે, તેથી મને મોટો સંશય થાય છે કે, એનું શું કારણ હશે ?[1] હે ધર્મધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ! જો એ વાત મ્હારાથી જાણી શકાય તેવી હોય તો, હું તે સર્વ સાંભળવાને ઇચ્છું છું કે, જેથી તે મને સમજાય[2]. હે ભારત ! તે શીલ શી રીતે પ્રાપ્ત થાય ? તે સાંભળવાને ઇચ્છું છું; હે વક્તાઓમાં શ્રેષ્ઠ ! તે શીલનું શું લક્ષણ છે ? તે મને કહો "[3]. ભીષ્મ કહે છેઃ–"હે માનદ ! તને લક્ષ્મી પ્રાપ્ત થયલી જોઇને, પરિતાપ પામેલા દુર્યોધને, પૂર્વે એક વખત ધૃતરાષ્ટ્રને એ સંબંધી પૂછ્યું હતું. હે ભારત ! હે મહારાજ ! ઇંદ્રપ્રસ્થમાં ભાઇઓસહિત ત્હારી સભામાં તેણે, જે વચન કહ્યું હતું; તે સાંભળ[4-5]. ત્હારી સભા અને ત્હારી સર્વોત્તમ સમૃદ્ધિ જોઈને ત્યાં બેઠેલા દુર્યોધને, તે સર્વ પોતાના પિતાની પાસે નિવેદન કર્યું[6]. ધૃતરાષ્ટ્રે દુર્યોધનનું તે વચન સાંભળીને કર્ણના સાંભળતાં, આ પ્રમાણે વચન કહ્યું[7]. ધૃતરાષ્ટ્ર કહે છેઃ–"હે પુત્ર ! તું શાને માટે પરિતાપ પામે છે ? તે હું યથાર્થપણે સાંભળવાને ઇચ્છું છું અને ત્હારૂં વચન સાંભળીને, તે રૂડું હશે તો, તેનું હું, સમાધાન કરીશ[8]. હે શત્રુના નગરને જીતનાર ! તને મોટું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે; ત્હારા મિત્ર,

સંબંધીઓ અને સર્વ ભાઇઓ ત્હારા સેવક છે; તું શાલદુશાલા ઓઢે છે; માંસસહિત ભાતનું ભોજન કરે છે, જાતવાન ઘોડાઓ ત્હારૂં વહન કરે છે, તોપણ તું હરિણના જેવો કૃશ કેમ છે"[૯-૧૦]. દુર્યોધન કહે છેઃ–"દશહજાર સ્નાતક બ્રાહ્મણો, સુવર્ણની થાળીઓવાળી તેટલીજ સ્ત્રીઓસહિત યુધિષ્ઠિરના ઘેર ભોજન કરે છે[૧૧]. વળી મેં દિવ્ય પુષ્પ અને ફળવડે યુક્ત એવી દિવ્ય સભા તેના ઘેર જોઇ; તેતરના જેવા વિચિત્ર વર્ણના ઘોડાઓ અને અનેક પ્રકારનાં વસ્ત્ર તેના ઘેર જોયાં[૧૨]. હે ભારત! મ્હારા શત્રુ પાંડુના પુત્રોની કુબેરના જેવી સુંદર અને મોટી સમૃદ્ધિ જોઈને મને શોક થાય છે"[૧૩]. ધૃતરાષ્ટ્ર કહે છેઃ–"હે પુત્ર! જેવી લક્ષ્મી યુધિષ્ઠિરને છે, તેવી અથવા તેથી વધારે લક્ષ્મીને તું ઇચ્છતો હોય તો શીલવાળો થા[૧૪]. શીલવડે ત્રણે લોક જીતવા શક્ય છે એમાં સંશય નથી; શીલવાળા પુરૂષને લોકમાં કાંઈ અસાધ્ય નથી[૧૫]. શીલવડે માંધાતાએ એક રાત્રિમાં, જનમેજયે ત્રણ રાત્રિમાં અને નાભાગે સાત રાત્રિમાં પૃથ્વી પ્રાપ્ત કરી છે[૧૬]. એ સર્વ રાજાઓ, શીલવાળા અને દયાવાળા હતા, માટે તેઓના ગુણવડે ખરીદ કરેલી પૃથ્વી પોતાની મેળે આવીને તેઓને પ્રાપ્ત થયેલી છે"[૧૭]. દુર્યોધન કહે છેઃ–"હે ભારત! તે શીલ કેવી રીતે પ્રાપ્ત થાય? તે હું સાંભળવાને ઇચ્છું છું કે, જે શીલવડે તેઓએ શીઘ્ર પૃથ્વીને પ્રાપ્ત કરી?"[૧૮]. ધૃતરાષ્ટ્ર કહે છેઃ–"હે ભારત! શીલના સંબંધમાં નારદે કહેલા પુરાતન ઇતિહાસનું આ સ્થળમાં દૃષ્ટાંત આપવામાં આવે છે[૧૯]. "પ્રહ્લાદ" નામે દૈત્યે, શીલ ગુણને ધારણ કરીને મહાત્મા મહેંદ્રનું રાજ્ય લઇ લીધું તથા ત્રણ લોકને વશ કર્યા[૨૦]. ત્યારે ઈંદ્ર બૃહસ્પતિની પાસે જઈને, હાથ જોડીને ઉભો રહ્યો તથા તે મહા બુદ્ધિમાન ઈંદ્રે બૃહસ્પતિને કહ્યું કેઃ "મ્હારૂં કલ્યાણ કેમ થાય? તે હું જાણવાને ઇચ્છું છું"[૨૧]. હે કુરૂવંશને ધારણ કરનારા! એવું સાંભળીને પછી ભગવાન બૃહસ્પતિએ, દેવના રાજા ઇંદ્રને કલ્યાણકારી પરમ જ્ઞાન કહ્યું[૨૨]. અને પછી બૃહસ્પતિ બોલ્યા કે "એટલુંજ કલ્યાણ છે." ત્યારે ઇંદ્રે પુનઃ પૂછ્યું કે "એથી કાંઈ વિશેષ જ્ઞાન છે? અને છે, તો તે શું છે? તે કહો"[૨૩]. બૃહસ્પતિ કહે છેઃ–હે તાત! એમાં વિશેષ ઘણું છે અને તે વિશેષ જ્ઞાન મહાત્મા ભાર્ગવ (શુક્ર) પાસે છે. હે દેવશ્રેષ્ઠ! ત્હારૂં કલ્યાણ થાઓ!! તું ત્યાં જા"[૨૪]. પછી તે મહાતપસ્વી અને પરમ તેજસ્વી ઈન્દ્રે, ભાર્ગવ પાસેથી પ્રીતિવડે પુનઃ પણ જ્ઞાન પ્રાપ્ત કર્યું[૨૫]. તે મહાત્મા ભાર્ગવે ઇન્દ્રને કહ્યું કેઃ "એ કલ્યાણ છે;" ત્યારે ઇન્દ્રે પુનઃ શુક્રને પૂછ્યું કે, એથી કાંઈ વિશેષ જ્ઞાન છે?"[૨૬]. ત્યારે સર્વજ્ઞ શુક્રાચાર્યે કહ્યું કેઃ "મહાત્મા પ્રહ્લાદને એથી વિશેષ જ્ઞાન છે" એ સાંભળીને તે આનંદ પામ્યો[૨૭]. પછી બુદ્ધિશાળી ઇંદ્ર, બ્રાહ્મણ થઇને પ્રહ્લાદની પાસે જઇ બોલ્યો કેઃ "હું શ્રેયઃ શું છે? તે જાણવાને ઇચ્છું છું."[૨૮]. ત્યારે પ્રહ્લાદે જવાબ દીધો કેઃ "હે દ્વિજશ્રેષ્ઠ! ત્રણ લોકના રાજ્યની ખટપટમાં રહેવાથી મને વખત મળતો નથી, માટે હું તને એ જ્ઞાનનો ઉપદેશ કરી શકતો નથી."[૨૯]. બ્રાહ્મણે કહ્યું કે "હે રાજન્! જે સમયે તમને વખત મળે, તે સમયે એ સર્વોત્તમ અને આચરવા યોગ્ય ધર્મનો મને ઉપદેશ કરજો; એમ મ્હારી ઇચ્છા છે"[૩૦]. એ પ્રમાણે "હું બ્રાહ્મણ છું" એમ કહેનારા ઇંદ્રનું વચન સાંભળીને રાજા પ્રહલાદ બહુ પ્રસન્ન થયો; અને "વારૂ તેમ કરીશું" એમ કહીને સારો સમય મળ્યો ત્યારે, તેને જ્ઞાનોપદેશ કર્યો[૩૧]. તે બ્રાહ્મણે, પણ પોતાના સર્વ ભાવથી તેની સર્વોત્તમ ગુરૂવૃત્તિનું અનુવર્તન કર્યું તથા તેના મનની જેમ ઇચ્છા હતી, તે પ્રકારે કર્યું[૩૨]. ઇંદ્રે, બહુ પ્રકારે પૂછ્યું કે "હે ધર્મજ્ઞ! ત્રણ લોકનું સર્વોત્તમ રાજ્ય તમને શી રીતે પ્રાપ્ત થયું? તેનું કારણ મને કહો." હે મહારાજ! ત્યારે પ્રહ્લાદે પણ બ્રાહ્મણને આવું વચન કહ્યું[૩૩]. પ્રહ્લાદ કહે છેઃ–"હે વિપ્ર! હું રાજા છું, એવા અભિમાનથી કોઇ

વખત બ્રાહ્મણુની અસૂયા–ઈર્ષ્યા કરતો નથી; જ્યારે તેઓ, આવીને શુક્રાચાર્યકૃત નીતિશાસ્ત્ર મને સંભળાવે છે, ત્યારે સર્વજ્ઞપણાના અભિમાનથી હું, તેઓની ઇર્ષ્યા કરતો નથી, પણુ હું, મ્હારા મનનું નિયમન કરીને બોલું છું[૩૪]. તેઓ મને વિશ્વાસ લાવીને કહે છે કેઃ "તમે ઇંદ્રિયનું નિયમન રાખો!!" તેઓ મને શુક્રની નીતિના માર્ગમાં યુક્ત, સેવા કરવામાં તત્પર, અસૂયા વિનાનો, ધર્માત્મા, ક્રોધને જીતનાર, નિયમમાં રહેનાર અને ઇંદ્રિયોને કબજે રાખનાર જોઇને ઉપદેશ કરે છે તથા જેમ મધમાખીઓ મધપૂડાને મધથી ભરે છે, તેમ મને ઉપદેશથી પરિપૂર્ણ કરે છે[૩૫-૩૬]. તેથી હું જીભના ટેરવે રહેલા વિદ્યાના રસનો સ્વાદ ચાખનારો થાઉં છું અને જેમ ચંદ્રમા નક્ષત્રોનો અધિષ્ઠાતા થઈને વર્તે છે, તેમ હું મ્હારી નીતિથી દૈત્યોનો અધિષ્ઠાતા થઇને વર્ત્તુ છું[૩૭]. શુક્રાચાર્યની નીતિનું વચન એજ પૃથ્વીમાં અમૃત અને અનુત્તમ નેત્ર છે. જે પુરૂષ, બ્રાહ્મણુના મુખથી શુક્રનીતિનું વચન સાંભળીને, તે પ્રમાણે વર્તે છે, એજ કલ્યાણુ છે"[૩૮]. એ પ્રકારે પ્રહ્લાદે તે બ્રહ્મવાદીને કહ્યું. પછી તેણે દૈત્યેંદ્ર પ્રહ્લાદની સારી સેવા કરી ત્યારે તે બોલ્યો કેઃ "હે દ્વિજશ્રેષ્ઠ! તેં યથાવત્ ગુરૂ સેવા કરી; તેથી હું પ્રસન્ન થયો છું, માટે તું વરદાન માગ!! ત્હારૂં કલ્યાણુ થાઓ!! હું તને તે આપીશ, એમાં સંશય નથી"[૩૯-૪૦]. ત્યારે તે બ્રાહ્મણે પ્રહ્લાદને કહ્યું કે, "તમે એ પ્રમાણે કૃપા કરી, તેથી હું પરિપૂર્ણ થયો છું." ત્યારે પ્રહ્લાદે પુનઃ પણુ પ્રસન્ન થઈને કહ્યું કે "વરદાન માગ!!"[૪૧]. બ્રાહ્મણુ કહે છે;–"હે રાજન્! જો તમે મ્હારા ઉપર પ્રસન્ન થયા છો અને મ્હારૂં પ્રિય કરવાને ઇચ્છો છો. તો હું, તમારૂં શીલ ઈચ્છું છું; એ વરદાન મને આપો!!"[૪૨]. પછી પ્રહ્લાદે, પ્રસન્ન થઇને તેને તે વરદાન આપ્યું, પણુ તે દૈત્યપતિના મનમાં મોટો ભય ઉત્પન્ન થયો કે, બ્રાહ્મણુના રૂપથી આ કોઈ મોટા તેજવાળો પુરૂષ છે[૪૩]. પછી વિસ્મય પામીને પ્રહ્લાદ બોલ્યો કે "વારૂં, તે પ્રમાણે થશે." પ્રહ્લાદ બ્રાહ્મણુને વરદાન આપી, ઉપકાર કરીને દુઃખી થયો[૪૪]. વરદાન આપ્યું અને બ્રાહ્મણુ ગયો. ત્યાર પછી પ્રહ્લાદને મોટી ચિંતા ઉત્પન્ન થઈ. હે મહારાજ! તોપણુ પ્રહ્લાદે, જે વચન આપ્યું હતું તેના નિશ્ચયમાં ફેર પડયો નહિ[૪૫]. હવે એ વિચાર કરતો હતો; એવામાં છાયારૂપ, મોટી કાંતિવાળું અને દેહધારી તેજ તેના શરીરમાંથી નીકળીને ચાલ્યું[૪૬]. તે મોટી કાયાવાળા તેજને પ્રહ્લાદે, પૂછ્યું કે "તું કોણુ છે?" તેણે જવાબ દીધો કેઃ "હું શીલ છું અને તેં, મ્હારો ત્યાગ કર્યો તેથી હું જાઉં છું[૪૭]. હે રાજન્! પેલો પ્રશંસા કરવા યોગ્ય બ્રાહ્મણુ, જે ત્હારો શિષ્ય થઇને નિરંતર સાવધાનીથી ત્હારૂં સેવન કરતો હતો, હું તેમાં જઇને નિવાસ કરીશ." હે પ્રભો! એમ કહીને તે અંતર્ધાન થયું તથા તેણે જઇને ઇંદ્રમાં નિવાસ કર્યો[૪૮]. તે તેજના ગયા પછી તેના શરીરમાંથી તેવાજ રૂપનો બીજો એક પુરૂષ નીકળ્યો. તેને પ્રહ્લાદે પૂછ્યું કે "તું કોણુ છે?"[૪૯]. ત્યારે તેણે ઉત્તર આપ્યો કે "હે પ્રહ્લાદ! મને તું ધર્મ જાણુ!! હે દૈત્યેંદ્ર! પેલો દ્વિજશ્રેષ્ઠ જ્યાં વસે છે, ત્યાં હું જઇશ. જ્યાં શીલ રહે છે ત્યાંજ મ્હારો નિવાસ છે"[૫૦]. હે મહારાજ! પછી તેજવડે પ્રજ્વલિત એવો એક બીજો પુરૂષ, મહાત્મા પ્રહ્લાદના શરીરમાંથી નીકળ્યો; તેને પ્રહ્લાદે પૂછ્યું કે "તું કોણુ છે?" ત્યારે તે મોટી કાંતિવાળો પુરૂષ બોલ્યો કે "હે અસુરેંદ્ર! તું મને સત્ય જાણુજે!! જ્યાં ધર્મ ગયો છે ત્યાં હું પણુ જઇશ"[૫૧-૫૨]. એમ કહીને તે પણુ ધર્મની પાછળ ચાલ્યો ગયો. ત્યાર પછી વળી બીજો એક મહાપુરૂષ પ્રહ્લાદમાંથી નીકળ્યો; પ્રહ્લાદના પૂછવાથી તે પણુ બોલ્યો કે "મ્હારૂં નામ વૃત્ત* છે; જ્યાં સત્ય રહે છે ત્યાંજ હું રહું છું"[૫૩]. તેના ગયા પછી

* વૃત્ત એટલે નિયમિત શુભાચરણુ–સારાં આચરણુથી અને નિયમથી વર્તવું તે.

તેના દેહમાંથી એક મોટા શબ્દવાળો પુરૂષ નીકળ્યો તેને પૂછવાથી તેણે કહ્યું કે "હે પ્રહ્લાદ! મ્હારૂં નામ બળ છે, એમ તું જાણ!! જ્યાં વૃત્ત રહે છે ત્યાંજ હું રહું છું"[૫૪]. એમ કહીને વૃત્તની પાછળ બળ પણ ચાલ્યું. પછી તેના શરીરમાંથી કાંતિવાળી એક દેવી નીકળી[૫૫]. તેને દૈત્યપતિએ પૂછ્યું કે "તું કોણ છે?" ત્યારે તે બોલી કે "હું દેવી લક્ષ્મી છું. હે વીર! હે સત્યપરાક્રમ પ્રહ્લાદ! હું આજ સુધી ત્હારા વિષે રહેલી હતી, પણ હવું તું મ્હારો ત્યાગ કરે છે ત્યારે હું જઇશ; કેમ કે, હું હમ્મેશાં બળની પાછળ જાઉં છું"[૫૬]. તે વખતે મહાત્મા પ્રહ્લાદને મોટો ભય ઉત્પન્ન થયો અને પુનઃ તે દેવીને પૂછ્યું કેઃ "હે કમલવાસિની દેવિ! તું કયાં જાય છે?[૫૭]. તું લોકની પરમેશ્વરી સત્યવ્રતવાળી દેવી છે. એ બ્રાહ્મણશ્રેષ્ઠ કોણ હતો? તે હું યથાર્થ જાણવાને ઇચ્છું છું"[૫૮]. લક્ષ્મી કહે છેઃ—"હે પ્રભો! તેં, જે બ્રહ્મચારીને ઉપદેશ કર્યો તે ઇંદ્ર હતો, ત્રણ લોકમાં જે ત્હારૂં ઐશ્વર્ય હતું તે, તેણે લઇ લીધું છે[૫૯]. હે ધર્મજ્ઞ! તેં શીલવડે ત્રણ લોકને જીત્યા હતા. તે જાણીને દેવાધિપતિએ, ત્હારા શીલનું હરણ કર્યું છે[૬૦]. હે મહા બુદ્ધિશાળી! ધર્મ, સત્ય, વ્રત, બળ અને હું (લક્ષ્મી), એ સર્વનું મૂળ શીલ છે, એમાં સંશય નથી"[૬૧]. ભીષ્મ કહે છેઃ—"હે યુધિષ્ઠિર! એ પ્રકારે કહીને લક્ષ્મી તથા તે સર્વ, પ્રહ્લાદને તજીને ગયાં, આ સાંભળીને દુર્યોધને પુનઃ પણ પોતાના પિતાને પૂછ્યું કેઃ—"હે કૌરવનંદન! હું શીલનું તત્વ જાણવાને ઇચ્છું છું; તથા જે પ્રકારે તે શીલ પ્રાપ્ત કરી શકાય, તેનો ઉપાય મને કહો!!"[૬૨.૬૩]. ધૃતરાષ્ટ્ર કહે છેઃ—"તેનો ઉપાય પૂર્વે મહાત્મા પ્રહ્લાદે બતાવેલો છે; હે નરપતે! તોપણ હું તને સંક્ષેપમાં કહું તે સાંભળ!![૬૪]. મન, વાણી, અને કર્મવડે સર્વ કોઇ (કોઇ પણ) પ્રાણીનો દ્રોહ કરવો નહિ, પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવો તથા દાન કરવું, તેને પ્રશંસનીય શીલ કહે છે[૬૫]. જે કર્મ કરવાથી પોતાનું કે, બીજાનું હિત થતું ન હોય તથા જે કર્મ કરવાથી તે કોઇ પુરૂષત્વવાળું કર્મ ન થતું હોય, તેમજ જે કર્મ કરવાથી લાજવું પડે, એમ હોય તે કર્મ કોઇ પણ પ્રકારે કરવું નહિ[૬૬]. કર્મ તો એવું કરવું કે, જે કર્મ કરવાથી સભામાં પોતાનું વખાણ થાય અથવા તે કર્મની પ્રશંસા થાય. હે કુરૂસત્તમ! મેં સંક્ષેપમાં શીલનો પ્રકાર કહ્યો[૬૭]. યદ્યપિ શીલરહિત પુરૂષો કોઈ સ્થળમાં કદાચિત લક્ષ્મી પામે, તોપણ હે તાત! તેઓ ઘણા કાળ પર્યંત ભોગવી શકતા નથી તથા તેઓ મૂળસહિત નાશ પામી જાય છે"[૬૮]. (ધૃતરાષ્ટ્ર કહે છેઃ—)"હે પુત્ર! એ વાત યથાર્થ જાણીને, જો ત્હારી અભિલાષા યુધિષ્ઠિર કરતાં વિશેષ રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરવાની હોય તો, તું શીલવાન થા"[૬૯]. ભીષ્મ કહે છેઃ—"ધૃતરાષ્ટ્ર, રાજાએ, પોતાના પુત્રને એ પ્રમાણે કહ્યું હતું; માટે હે કૌંતેય! તું એ પ્રમાણે કર!! તેથી તેનું ફળ પામીશ"[૭૦].

एतत्कथितवान् पुत्रे धृतराष्ट्रो नराधिपः । एतत्कुरुष्व कौंतेय ततः प्राप्स्यसि तत्फलम् ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि शीलवर्णने गुर्जरभाषायां शतोपरि चतुर्विंशतितमोऽध्यायः ॥ १२४ ॥



## અધ્યાય ૧૨૫ મો-આશાનું વર્ણન-સુમિત્ર રાજાની મૃગયા.

**युधिष्ठिर उवाच ॥ शीलं प्रधानं पुरुषे कथितं ते पितामह ॥**
**॥ कथं त्वाशासमुत्पन्ना या चाशा तद्वदस्व मे ॥**

યુધિષ્ઠિર કહે છેઃ-"હે પિતામહ! તમોએ શીલ પુરૂષમાં શ્રેષ્ઠ છે એમ કહ્યું પણ વારૂ, આશા કેવી રીતે ઉત્પન્ન થઇ? તથા આશા એ શું છે? તે મને કહો!![1]. હે પિતામહ! એ મને મોટો સંશય ઉત્પન્ન થયેલો છે. હે શત્રુના નગર ઉપર જય પ્રાપ્ત કરનાર પિતામહ! તમારા વિના બીજો કોઇ એ સંશયનો નાશ કરનાર છે નહિ[2]. હે પિતામહ! દુર્યોધન વિષે મને મોટી આશા હતી કે, યુદ્ધ કરવાનો સમય પ્રાપ્ત થયો છે, એમ જાણી યુદ્ધ કર્યા વિનાજ જે યોગ્ય છે (એટલે વિના યુદ્ધે અર્ધું રાજ્ય અમને આપવું) તે દુર્યોધન કરશે. સર્વ કોઇ પુરૂષને મોટી આશા ઉત્પન્ન થાય છે અને તે આશાનો ભંગ થવાથી દુઃખવડે મૃત્યુ પ્રાપ્ત થાય છે, એમાં કાંઇ સંશય નથી[3,4]. હે રાજેંદ્ર! દુરાત્મા ધૃતરાષ્ટ્રના પુત્રે મને આશાભંગ અને દુષ્ટબુદ્ધિવાળો કર્યો; તમે મ્હારા મંદ બુદ્ધિપણાને જુઓ!![5]. હું વૃક્ષો અને પર્વતો કરતાં, પણ આશાને મોટી માનું છું; હે રાજન્! તે આકાશથી મોટી છે અથવા અપ્રમેય છે એટલે તેનું માપજ થઈ શકતું નથી[6]. હે કુરૂશ્રેષ્ઠ! એ આશા, અત્યંત દુર્વિચિંત્ય અને અત્યંત દુર્જય છે. એને દુર્જય જોઇને હું, ધારૂં છું કે, એથી બીજું વિશેષ દુર્જય શું છે?"[7]. ભીષ્મ કહે છેઃ-"હે યુધિષ્ઠિર! એ વિષે હું તને સુમિત્ર અને ઋષભનો ઇતિહાસ કહું છું તે સાંભળ!![8]. હૈહય દેશનો "સુમિત્ર" નામે રાજા, એક વખત મૃગયા કરવા ગયો અને તીક્ષ્ણ બાણવડે એક મૃગને વિંધીને, તેની પાછળ પડયો[9]. તે અત્યંત બળવાળો મૃગ પણ બાણ લઇને દોડવા લાગ્યો, ત્યારે રાજા પણ તેની પાછળ પોતાની સેનામાંથી નીકળીને દોડયો[10]. પછી ઉતાવળી ગતિવાળો મૃગ, એક નીચાણવાળા સ્થળમાં ગયો અને એક મુહૂર્તમાંજ પાછો સમાન માર્ગ ઉપર થઇને દોડયો[11]. તે વખતે રાજા પણ યુવાવસ્થા હોવાથી છાતીના બળથી હાથમાં ધનુષ્યબાણ લઇને, ખડ્ગ અને કવચ સુદ્ધાં, તેની પાછળ દોડવા લાગ્યો[12]. પછી મોટા નદ, નદીઓ, તળાવ અને વનનું ઉલ્લંઘન કરીને એકલો તે, વનમાં તેની પાછળ દોડવા લાગ્યો[13]. હે રાજન્! મૃગ પણ પોતાની ઇચ્છાથી ક્ષણમાં રાજાની પાસે થઇ જાય તેથી જાણે હમણાં પકડયો!! એમ જણાય પરંતુ એટલામાં તો, પાછો મોટા વેગથી દૂર જતો રહે[14]. વનમાં ફરનારા તે મૃગ ઉપર રાજાએ, ઘણાં બાણ નાખ્યાં પણ પકડાયો નહિ. પરંતુ ગમ્મત કરતો હોય તેમ, રાજાની પાસે આવી પહોંચે અને વળી પુનઃ મૃગના ટોળાનો અધિપતિ તે હરિણ વેગથી ઘણો દૂર જતો રહે!![15,16]. પછી શત્રુઓના નાશ કરનારા તે રાજેંદ્રે, તેના મર્મનું છેદન કરનારૂં ભયાનક ઉત્તમ બાણ ધનુષ્ય ઉપર ચઢાવીને છોડયું[17]. એટલે તો મૃગયૂથપતિમાં શ્રેષ્ઠ તે હરિણ, એક ગવ્યૂતિ (બે ગાઉ) જેટલે દૂર જતો રહ્યો અને બાણની ગતિને ચૂકાવીને, જાણે તેને હસતો હોય તેમ, ત્યાં ઉભો રહ્યો[18]. પ્રજ્વલિત તેજવાળું બાણ પૃથ્વી ઉપર પડયું; એટલે તે મૃગ, મોટા અરણ્યમાં પેસી ગયો ત્યારે રાજા પણ તેની પછવાડે દોડયો"[19].

**तस्मिन्निपतिते बाणे भूमौ ज्वलिततेजसि । प्रविवेश महारण्यं मृगो राजाप्यथाद्रवत् ॥**

**इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि ऋषभगतासु गुर्जरभाषायां टीकोपरि पंचविंशतितमोऽध्यायः ॥ १२५ ॥**

## અધ્યાય ૧૨૬ મો-મોટું કોણ? આશા કે, આકાશ.

**भीष्म उवाच ॥ प्रविश्य स महारण्यं तापसानामथाश्रमम् ॥**
**॥ आससाद ततो राजा श्रांतश्चोपाविशत्तदा ॥ १ ॥**

ભીષ્મ કહે છેઃ-"પછી તે રાજાએ મોટા અરણ્યમાં પ્રવેશ કર્યો, ત્યાં તેને તપસ્વીઓનો એક આશ્રમ જોવામાં આવ્યો, રાજા થાકી ગયેલો હતો તેથી તે આશ્રમમાં જઇને બેઠો[1]. રાજાને ધનુષ્યધારી, શ્રમથી પીડિત અને ક્ષુધાતુર જોઇને ત્યાંના ઋષિઓ, તેની પાસે આવ્યા તથા યથાવિધિ તેનો સત્કાર કર્યો[2]. રાજાએ પણ ઋષિઓએ અર્પણ કરેલું પૂજન ગ્રહણ કરીને, સર્વ તપસ્વીઓને "તપની ઉત્તમ વૃદ્ધિ થાય છે કે, કેમ?" ઇત્યાદિ સમાચાર પૂછ્યા[3]. ત્યારે તપરૂપી ધનવાળા તે ઋષિઓએ, રાજાનું વચન સાંભળીને, તે રાજશ્રેષ્ઠને વનમાં આવવાનું કારણ પૂછયું[4]:-"હે રાજન્! હે ભદ્રમૂર્ત્તિ નરેશ્વર! તમે કવચ પેહેર્યું છે, ધનુષ્યબાણ ધારણ કર્યાં છે અને ચરણવડે ચાલતા છો, માટે કયા સુખના હેતુથી આ તપોવનમાં પધાર્યા છો?[5]. હે રાજન્! હે માનદ! અમે એ સાંભળવાને ઇચ્છા કરીએ છીએ માટે તમે કયાંથી આવ્યા છો? કયા કુળમાં તમારો જન્મ છે? તથા તમારૂં શું નામ છે? તે અમને કહો!!"[6]. હે પુરૂષશ્રેષ્ઠ! હે ભારત! પછી રાજાએ, સર્વ ઋષિઓને પોતાનું વૃત્તાંત તથા વનમાં આવવાનું કારણ યથાન્યાય કહ્યું[7]. "મિત્રને આનંદ આપનાર હું, હૈહયના કુળમાં જન્મેલો છું. મ્હારૂં નામ "સુમિત્ર" છે અને બાણુવડે હજારો પ્રકારે મૃગનાં ટોળાંમાં પ્રહાર કરતો હું ફરૂં છું[8]. હું મોટું સૈન્ય, પ્રધાન અને અંતઃપુરને લઇને મૃગયા માટે નીકળેલો છું; મેં એક મૃગને બાણવડે વીંધ્યો છે તથા તે બાણ તેના શરીરમાં ચોટયું છે[9]. તે, બાણસહિત નાસી ગયેલો છે. તેની પછવાડે પડવાથી શ્રમવડે કર્ષિત; આશા ભંગ થયેલો અને લક્ષ્મીરહિત થયેલો હું, દૈવયોગથી આ સ્થળમાં તમારી પાસે આવ્યો છું[10]. હું શ્રમથકી કર્શિત થઇને, આશાભંગ થઇને તથા લક્ષ્મી (શોભા) રહિત થઇને તમારા આશ્રમમાં આવ્યો છું; એથી બીજું મોટું દુઃખ શું છે?[11]. હે તપોધનો! મેં રાજાના લક્ષણોનો ત્યાગ કર્યો નથી, નગર છોડયું નથી, તથાપિ મૃગને પકડવાની આશા ભંગ થઇ છે તેથી મને તીવ્ર દુઃખ થાય છે[12]. મોટો પર્વત હિમાલય, મહાસાગર અથવા આકાશ પણ મહત્તામાં આશાને પહોંચી શકે એમ નથી[13]. તપમાં શ્રેષ્ઠ એવા હે મુનિઓ! હું આશાના અંતને પામ્યો નથી. તમો તે સર્વે જાણોજ છો; કેમ કે, તપોધન પુરૂષો સર્વજ્ઞ હોય છે[14]. તમે અત્યંત મોટા ભાગ્યવાળા છો, માટે હું તમને સંશય પૂછું છું કે, જે પુરૂષ આશાવાળો હોય તે તથા આકાશ, એ બેમાંથી વધારે મોટું કોણ છે![15]. એટલે આશાવાળા પુરૂષની આશાનું મહત્વ વધારે છે કે, આકાશનું મહત્વ વધારે છે? હે મહારાજ! આ લોકમાં આશા કરતાં બીજું શું વધારે દુર્જય છે? તે હું યથાર્થપણે સાંભળવાને ઇચ્છું છું[16]. હે દ્વિજશ્રેષ્ઠ! એ વચન જો અતિશય ગુપ્ત રાખવા જેવું હોય તો, મને સત્વર કહી દો; કેમ કે, હું ગુપ્ત રાખવા જેવું વચન તમારી પાસેથી સાંભળવાને ઇચ્છતો નથી.[17] જો મ્હારા એ પ્રશ્નથી તમારા તપને અડચણ થતી હોય તો, હું તે પ્રશ્ન પૂછવા ઇચ્છતો નથી; પણ જો મેં કરેલા પ્રશ્નનો ઉત્તર કહેવા જેવો હોય તો, એ કારણનું સામર્થ્ય હું યથાર્થ સાંભળવાને ઇચ્છું છું; અને તમે પણ નિરંતર તપ આચરનારા છો!! માટે આ સ્થળમાં એકમત થઇને મને કહેશો."[18.19].

**एतत्कारणसामर्थ्यं श्रोतुमिच्छामि तत्त्वतः । भवंतोपि तपोनित्या ब्रूयुरेतत्समन्विताः ॥ १९ ॥**

**इति श्रीमहाभारते शां० राज० ऋषभगीतासु गु० मा० शतोपरि षड्विंशोऽध्यायः ॥१२६॥**

## અધ્યાય ૧૨૭ મો–રાજા વીરદ્યુમ્ન અને તનુ ઋષિનો સમાગમ.

ભીષ્મ ઉવાચ ॥ ततस्तेषां समस्तानामृषीणामृषिसत्तमः ॥
॥ ऋषभो नाम विप्रर्षिर्विस्मयन्निदमब्रवीत् ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ–પછી સર્વ ઋષિઓમાં શ્રેષ્ઠ ઋષભ ઋષિ સર્વને વિસ્મય પમાડતા, આ પ્રમાણે બોલ્યા કેઃ–"હે રાજાઓમાં વ્યાઘ્ર જેવા સુમિત્ર! હે પ્રભો! હું પૂર્વે તીર્થયાત્રા કરતો હતો. તીર્થમાં ફરતાં ફરતાં, હું નરનારાયણના દિવ્ય આશ્રમમાં આવી પહોંચ્યો[1,2]. જ્યાં પુરાણોમાંનું પ્રસિદ્ધ બદરીનું વૃક્ષ છે, જ્યાં આકાશ માર્ગથી ગમન કરતી મંદાકિની નદીનો હ્રદ છે, તથા હે રાજન્! જ્યાં અશ્વશિરા મુનિ સનાતન વેદોનું પઠન કરે છે[3]. ત્યાં હું સરોવરમાં દેવતાઓ તથા પિતૃઓનું વિધિ પ્રમાણે તર્પણ કરીને, પછી બદ્રિકાશ્રમમાં ગયો[4]. જ્યાં નિરંતર નર અને નારાયણ ઋષિ રમણ કરે છે, તે સ્થળની પાસે નિવાસને માટે કોઈક આશ્રમમાં ગયો[5]. તે સ્થળમાં મેં વલ્કલ તથા મૃગચર્મને ધારણ કરનારા, શરીરે અતિ કૃશ, અતિશય ઉંચા અને તપરૂપી ધનવાળા એક "તનુ" નામના ઋષિને આવતા જોયા[6]. હે મહાબાહો! તે બીજા પુરૂષો કરતાં, આઠગણા શરીરવાળા હતા. તેમજ હે રાજર્ષિ! મેં શરીરની એવી કૃશતા પણ કોઈ જગ્યોએ જોઇ નહોતી. હે રાજેંદ્ર! તેનું શરીર પણ કનિષ્ઠિકાના જેવું પાતળું હતું તથા ગ્રીવા, બન્ને બાહુ, બન્ને ચરણ અને કેશ પણ અદ્‌ભુત દેખાવવાળા હતા. મસ્તક પણ શરીરના અનુરૂપ એટલે પ્રમાણમાં હતું તથા બન્ને કાન અને બન્ને નેત્ર પણ પ્રમાણમાં હતાં. હે રાજસત્તમ! તેની વાણી અને ચેષ્ટાઓ તો, સર્વના સમાન હતી[7-9]. હું તે કૃશ વિપ્રને જોઇને ઉદાસ થયો અને ભય પામ્યો. તેના બન્ને ચરણમાં પ્રણામ કરીને તથા તેના મુખ આગળ બન્ને હાથ જોડીને ઉભો રહ્યો[10]. હે નરપતે! હું તેમના આગળ મ્હારૂં નામ, ગોત્ર અને પિતાનું નામ નિવેદન કરીને, તેમણે બતાવેલા આસન ઉપર ધીમેથી બેઠો[11]. હે મહારાજ! પછી ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ! તે તનુ ઋષિએ, ઋષિઓના મધ્યમાં ધર્મ અને અર્થથી યુક્ત કથા કહેવા માંડી[12]. તે કથા કહેતા હતા એવામાં, કમળસમાન નેત્રવાળો એક રાજા, વેગવાળા અશ્વ ઉપર સેના અને અંતઃપુર સાથે ત્યાં આવી પહોંચ્યો[13]. મોટા યશવાળો તે "વીરદ્યુમ્ન" નામે રાજા હતો કે, જેનો "ભૂરિદ્યુમ્ન" નામે પુત્ર અરણ્યમાં નાશ પામવાથી ઉદાસ થઇને તે, ત્યાં આવેલો હતો[14]. "મ્હારો છોકરો મને અહીં મળશે; આ જગ્યોએ હું મ્હારા પુત્રને જોઇશ" એ પ્રમાણે આશા વડે ખેંચી આણેલો તે રાજા, આખા જંગલમાં ભટકતો ભટકતો ત્યાં આવ્યો હતો[15]. તે કહેતો હતો કે "પરમ ધાર્મિક અને એકનો એક મ્હારો પુત્ર મોટા અરણ્યમાં ખોવાઇ ગયો છે. નક્કી હવે, પુનઃ તેને દેખવો દુર્લભ છે" એમ તે, વારંવાર બોલતો હતો[16]. "તેને મ્હારે દેખવો દુર્લભ છે અને મ્હારી આશા તો મોટી છે; આશાથી વીંટાયલા દેહવાળો હું આ સ્થળમાં મરણ પામીશ એમાં સંશય નથી"[17]. એવું સાંભળીને મુનિવરોમાં ઉત્તમ એવા ભગવાન તનુઋષિએ, નીચું જોઇને ધ્યાન ધર્યું તથા એક મુહૂર્ત પર્યંત તે સ્થિતિમાં રહ્યા[18]. તે ધ્યાન કરે છે, એમ જોઇને પરમ ઉદાસ થઇ ગયેલા અને દીન સરખા તે રાજાએ, ધીમે ધીમે વારંવાર આ વચન કહ્યું કે "હે દેવર્ષે! જગતમાં દુર્લભ વસ્તુ શી છે? અને આશા કરતાં મોટું શું છે? તે જો કહેવાને હરકત ન હોય તો, હે ભગવાન! મને કહો"[19,20]. મુનિ કહે છેઃ–"ત્હારા પુત્રે પૂર્વે પોતાના મંદભાગ્યવડે બાળકબુદ્ધિ ધારણ કરીને (મૂર્ખ થઇને) ભગવાન મહર્ષિની અવગણના કરી હતી[21]. તે મુનિએ, તેની પાસે સુવર્ણનો કળશ અને

વલ્કલ માગ્યાં હતાં પણ તેણે મુનિની અવજ્ઞા કરીને ઋષિને તે પ્રાપ્ત કરી આપ્યું નહિ"[22]. એ પ્રમાણે મુનિનું વચન સાંભળીને તે રાજર્ષિ નિર્વેદ પામીને નિરાશ થયો. હે નરશ્રેષ્ઠ! તે ધર્માત્મા વીરદ્યુમ્ન રાજા લોકમાં પૂજિત એવા તે મુનિને પ્રણામ કરીને ત્હારી પેઠે પ્રથમ શ્રમિત થયેલો હતો તે હવે છેક નષ્ટપ્રાય થઇ ગયો[23]. પછી તે મહર્ષિએ, અર્ધ્ય અને પાદ્ય આણીને અરણ્ય વિધિવડે રાજાને સર્વ નિવેદન કર્યું[24]. પછી હે નરવ્યાઘ્ર! સપ્તર્ષિઓ જેમ ધ્રુવની આસપાસ સ્થિતિ કરીને રહેલા છે તેમ, તે સર્વ મુનિઓ તે રાજાની આસપાસ વીંટાઇને બેઠા અને પરાજય ન પામે એવા તે રાજાને આ આશ્રમમાં પ્રવેશ કરવાનું સર્વ પ્રયોજન પૂછવા લાગ્યા"[25,26].

अपृच्छंश्चैव तं तत्र राजानमपराजितम् । प्रयोजनमिदं सर्वमाश्रमस्य निवेशने ॥

**इति श्रीमहाभारते शां० रा० ऋषभगीतासु गु० भा० शतोपरि सप्तविंशतितमोऽध्यायः ॥१२७॥**

## અધ્યાય ૧૨૮ મો–આકાશથી મોટી અને સર્વથી કૃશ આશા છે.

**राजोवाच** ॥ वीरद्युम्न इति ख्यातो राजाहं दिक्षु विश्रुतः ॥
॥ भूरिद्युम्नं सुतं नष्टमन्वेष्टुं वनमागतः ॥ १ ॥

રાજા કહે છેઃ–"હું "વીરદ્યુમ્ન" નામે પ્રસિદ્ધ અને દિશાઓમાં કીર્ત્તિવાળો રાજા છું; તથા "ભૂરિદ્યુમ્ન" નામના ખોવાઇ ગએલા મ્હારા પુત્રને શોધવાને વનમાં આવેલો છું[1]. હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મ્હારો તે એકનો એકજ પુત્ર બાળક છે; હે અનઘ! (પાપરહિત) તે આ વનમાં જોવામાં આવતો નથી, તેને શોધવાને હું ભમું છું"[2]. ઋષભ કહે છેઃ–રાજાએ એવું વચન કહ્યું ત્યારે તે મુનિ, નીચું મુખ રાખીને છાનામાના બેસી રહ્યા અને રાજાને કાંઈ પણ પ્રત્યુત્તર કહ્યો નહિ[3]. (પછી તે, પોતે પાછલા અધ્યાયમાં જે ભૂરિદ્યુમ્નના પૂર્વજન્મની વાત કહી હતી તેનું અનુસંધાન કરીને બોલ્યા કે) "પૂર્વે તે રાજાએ અતિ ધન ન આપવાવડે જે બ્રાહ્મણની અવગણના કરી હતી, તે બ્રાહ્મણની આશા ભંગ થવાથી તેણે, ઘણા કાળ પર્યંત તપ કર્યું[4]. તેણે એમ નિશ્ચય કર્યો કે, હું હવે રાજાઓનો પ્રતિગ્રહ કોઈ પ્રકારે પણ કરીશ નહિ, તથા બીજી વર્ણના લોકોનો પણ પ્રતિગ્રહ કરીશ નહિ[5]. પુરૂષ અને બાળક સર્વને ઉભા કરી, ટેકો આપનારી આશા છે, તે આશાને હું દૂર કરીશ, એમ ધારીને તે સ્થિર થયો." વીરદ્યુમ્ને પુનઃ પણ તે મુનિશ્રેષ્ઠને પૂછ્યું[6]. રાજા કહે છે,–"આશાનું કૃશપણું કેવું છે? તથા જગતમાં આશાને દુર્લભ શું છે? હે ભગવન! તે તમે કહો!! કેમ કે, તમેજ ધર્મ અને અર્થને જાણનારા છો"[7]. પછી ભગવાન કૃશ તનુ* મુનિ, જાણે રાજાને સંભારી આપતા હોય નહિ તેમ, તે સર્વ સંભારીને બોલ્યા[8]. ઋષિ કહે છે,–"હે નૃપ! હે રાજન્! આશાસમાન જગતમાં બીજું કાંઇ કૃશ નથી અને એ આશા પ્રાપ્ત થવી દુર્લભ છે માટે મેં રાજાઓની પ્રાર્થના કરી છે"[9]. રાજા કહે છેઃ–"હે બ્રાહ્મણ! જેણે આશાને જીતી, તે પુષ્ટ અને જેને આશાએ જીત્યો, તે કૃશ, એ વાતને મેં, તમારા વચનથી ગ્રહણ કરી અને હે દ્વિજ! જાણે વેદવચન હોય તેમ, આશાનું દુર્લભપણું

* "તનુ" અને "કૃશતનુ" બન્ને નામ એકજ ઋષિનાં છે એટલે તનુનો અર્થ "શરીર" તથા "કૃશ" એમ બે પ્રકારનો છે. ૧૨૭ મા અધ્યાયમાં ઋષિનું તનુ નામ વાપર્યું છે તે સ્થળે કૃશ–અર્થમાં છે અને અત્રે કૃશતનુ નામમાં તનુનો શરીર અર્થ છે એટલે ત્યાં બહુવ્રીહિ સમાસ છે. "कृशा तनुर्यस्य सः कृशतनुः । શુષ્ક છે શરીર જેનું એવા" સંશોધક.

પણ મેં, ગ્રહણ કર્યું[૧૦]. પરંતુ હે મહા બુદ્ધિમાન! મ્હારા હૃદયમાં એક સંશય ઉત્પન્ન થયો છે તે હું, તમને પૂછું છું માટે મને યથાર્થ કહો[૧૧]. હે મુનિસત્તમ! જગતમાં તમારાથી બીજું કાંઈ કૃશ છે કે, નહિ? તે જો ગુહ્ય વાત ન હોય તો, ભગવાન ઋષિદેવે, મને કહેવાની કૃપા કરવી ઘટે છે"[૧૨]. કૃશતનુ મુનિ કહે છે:–"જે પુરૂષ, દ્રવ્યવાન છતાં પણ સંતોષને ધારણ કરે છે તેવો પુરૂષ દુર્લભ છે અથવા છે પણ નહિ અને હે તાત! જે મનષ્ય, અર્થવાળા પુરૂષની અવગણના કરતો નથી, તે, તો અત્યંત દુર્લભજ છે[૧૩]. જે પુરૂષ, અર્થવાળા પુરૂષનો સત્કાર કરીને પછી તેના ઉપર પોતાની શક્તિ પ્રમાણે અને યોગ્યતા પ્રમાણે ઉપકાર કરતો નથી તેવી જગ્યોએ સર્વ પ્રાણીઓમાં જે આશા રાખેલી હોય, તે આશાને અત્યંત કૃશ જાણવી[૧૪]. વળી કૃતઘ્ન, દુર્જન, આળસુ અને અપકારી ઉપર જે આશા રાખી હોય તેને અત્યંત કૃશ જાણવી[૧૫]. એકજ પુત્રવાળા પિતાનો પુત્ર ખોવાઈ ગયો હોય કે, પરદેશ જતો રહ્યો હોય, પણ તેની ખબર જે પિતા જાણતો નથી, તે પિતાની આશાને મ્હારાથી પણ વધારે કૃશ જાણવી[૧૬]. પ્રસવને વિષે સ્ત્રીઓની આશા, પુત્રે કરેલી વૃદ્ધોની આશા અથવા પુત્રને માટે કરેલી વૃદ્ધોની આશા, તેમજ, હે રાજન્! ધનવાન પુરૂષોની આશા, તે આશા મ્હારાથી પણ કૃશ છે[૧૭]. જેઓનો કન્યાકાળ પાસે આવેલો છે તથા જે પોતાનું કન્યાદાન થયેલું જોવાની આકાંક્ષા રાખે છે એવી કન્યાઓના પ્રદાનનું વચન સાંભળીને, જે તેમની આશા રાખે છે, તે આશા અત્યંત કૃશ છે"[૧૮]. હે રાજન્! એમ સાંભળીને અંતઃપુરસહિત તે રાજાએ, મુનિના બન્ને ચરણનો મસ્તકવડે સ્પર્શ કરીને, દંડવત્પ્રણામ કર્યો[૧૯]. રાજા કહે છે–"હે ભગવાન! હું તમારી કૃપા માગું છું અને મ્હારા પુત્રની સાથે મ્હારો સમાગમ થાય તેમ કરો!! હે દ્વિજશ્રેષ્ઠ! તમે જે કહ્યું છે તે સર્વ સત્ય છે, એમાં સંદેહ નથી"[૨૦]. પછી ધર્માચરણ કરનારામાં શ્રેષ્ઠ ભગવાન તનુઋષિએ હસીને પોતાના તપ તથા વેદાભ્યાસના બળ વડે તત્કાળ તેનો પુત્ર આણી આપ્યો[૨૧]. પછી ધર્માચરણવાળાઓમાં ઉત્તમ મુનિએ રાજાને ઠપકો આપીને પોતાના ધર્મનું રૂપ પ્રકાશ કર્યું[૨૨]. એ પ્રમાણે પાપરહિત તથા ક્રોધરહિત તે મુનિ, દિવ્ય અને અદ્ભુત દર્શનવાળું તે રૂપ દેખાડીને, ત્યાંથી ઉઠીને વનમાં ચાલતા થયા[૨૩]. હે રાજન્! એ પ્રમાણે મેં, જોયું છે તથા વચન પણ સાંભળ્યાં છે, માટે અત્યંત કૃશ એવી ત્હારી આશાને ઝટપટ દૂર કર!!"[૨૪]. ભીષ્મ કહે છે,–હે રાજન્! તે સમયે મહાત્મા ઋષભે, કહેલું વચન સાંભળીને સુમિત્રરાજાએ અત્યંત કૃશ એવી પોતાની આશાને તત્કાળ દૂર કરી[૨૫]. હે કૌંતેય! એ પ્રમાણે તું પણ આ મ્હારી વાણી સાંભળીને હિમાલય પર્વતની પેઠે, સ્થિર થા!![૨૬]. સંકટમાં પડેલા પુરૂષોમાં પ્રશ્ન કરનાર અને સાંભળનાર તુંજ છે. માટે હે મહારાજ! મ્હારાં વચન સાંભળીને ત્હારે સંતાપ પામવો યોગ્ય નથી[૨૭].

त्वं हि प्रष्टा च श्रोता च कृच्छ्रेष्वनुगतेष्विह। श्रुत्वा मम महाराज न संतप्तुमिहार्हसि ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि राजधर्मानुशासनपर्वणि ऋषभगीतासमाप्तौ गुर्जरभाषायां शतोपरि अष्टाविंशतितमोऽध्यायः ॥ १२८ ॥



## અધ્યાય ૧૨૯ મો–પુત્ર માતા–પિતાની સેવાથી ઋણમુક્ત થાય છે.

**युधिष्ठिर उवाच ॥ नामृतस्येव पर्याप्तिर्ममास्ति ब्रुवति त्वयि ॥**
**॥ यथा हि स्वात्मवृत्तिस्थस्तथा तृप्तोस्मि भारत ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે,–"જેમ અમૃતપાન કરનારને તૃપ્તિ થતી નથી, તેમ તમારાં વચન સાંભળીને મને પણ તૃપ્તિ થતી નથી. હે ભારત! જે પ્રકારે સમાધિસુખમાં મગ્ન થયેલો પુરૂષ તૃપ્તિ પામે છે તે પ્રમાણે હું તમારા વચનરૂપ અમૃતથી તૃપ્ત થયેલો છું. અર્થાત્ સમાધિસુખવાળો, તે આનંદમાં તૃપ્ત રહે છે ખરો!! પણ તેને તજવાને ઇચ્છતો નથી તેમજ હું તમારાં વચનથી તૃપ્ત થઇને પણ, તેને પુનઃ સાંભળવાને ઇચ્છું છું[1]. માટે હે પિતામહ! તમે શીલવાળા અને આશાને જીતનારા પુરૂષના કર્ત્તવ્યધર્મ કહો!! તમારા ધર્મરૂપ અમૃતનું પાન કરતાં હું, તૃપ્તિ પામતો નથી"[2]. ભીષ્મ કહે છે,–"આ વિષે પણ ગૌતમ અને મહાત્મા યમના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[3]. પારિયાત્ર પર્વત ઉપર ગૌતમનો મોટો આશ્રમ છે; ત્યાં ગૌતમ, જેટલો સમય રહ્યા તે પણ હું કહું છું તે તું સાંભળ!![4] ગૌતમે ત્યાં સાઠ હજાર વર્ષ સુધી તપ કર્યું. હે નરવ્યાઘ્ર! ઉગ્ર તપવડે પવિત્ર થયેલા તે મહામુનિની પાસે લોકપાલ યમરાજા ગયા તથા અત્યંત તપથી યુક્ત ગૌતમઋષિને જોયા[5,6]. તે બ્રહ્મર્ષિએ તપોબળથી પોતાના આશ્રમમાં આવેલો આ યમ છે, એમ જાણ્યું અને નિયમપૂર્વક હાથ જોડીને તેમની સન્મુખ બેઠા[7]. ધર્મરાજાએ, તેને જોઇને અને તે દ્વિજશ્રેષ્ઠનો સત્કાર કરીને કહ્યું કે "હું ધર્મ છું; હું ત્હારૂં કયું ઇષ્ટ સંપાદન કરૂં?"[8]. ગૌતમ કહે છે,–"માતા તથા પિતાના ઋણથી મુક્ત શી રીતે થવાય? તથા મનુષ્યને પવિત્ર અને દુર્લભ એવા પુણ્ય લોક શી રીતે પ્રાપ્ત થાય? તે કહો!!"[9]. યમ કહે છે,–"તપ અને પવિત્રતા રાખીને તથા સત્ય ધર્મમાં આસક્તિ રાખીને દરરોજ માતા–પિતાનું સેવન પ્રેમથી કરવું તેથી માતા–પિતાના ઋણમાંથી મુક્ત થવાય છે[10]. તથા અત્યંત દક્ષિણાવાળા ઘણા અશ્વમેધ યજ્ઞોવડે ઇશ્વરનું પૂજન કરવું, તેથી મનુષ્યને અદ્ભુત દર્શનવાળા લોક પ્રાપ્ત થાય છે"[11].

**अश्वमेधैश्च यष्टव्यं बहुभिः स्वाप्तदक्षिणैः । तेन लोकानवाप्नोति पुरुषोद्भुतदर्शनान् ॥**

**इति श्रीमहाभारते शां० राज० गु० भा० शतोपरि एकोनत्रिंशोऽध्यायः ॥ १२९ ॥**

---

## અધ્યાય ૧૩૦ મો–રાજાએ આપત્તિમાં કેવી રીતે વર્ત્તવું?

**युधिष्ठिर उवाच ॥ मित्रैः प्रहीयमाणस्य बह्वमित्रस्य का गतिः ॥**
**॥ राज्ञः संक्षीणकोशस्य बलहीनस्य भारत ॥ १ ॥**

* યુધિષ્ઠિર કહે છેઃ—"હે ભારત! જે રાજાના મિત્રો રાજાને તજીને જતા રહ્યા હોય, જેને ઘણા શત્રુ થયા હોય, જેનો ભંડાર ક્ષીણ થઇ ગયો હોય અને જે બળહીન થઇ ગયો હોય, તેણે શું કરવું? તે કહો!![1]. જે રાજાના સહાયક તથા અમાત્ય દુષ્ટ હોય, જેનો મંત્ર સર્વ પ્રકારે નાશ પામ્યો હોય, જે રાજ્યથી ભ્રષ્ટ થયો હોય અને જેને પોતાની ઉત્તમ ગતિનો કોઈ પ્રકાર માલૂમ ન પડતો હોય, તેણે શું કરવું? તે કહો!![2]. વળી જે રાજા પોતે દુર્બળ છતાં, બળવાન શત્રુના દેશ ઉપર ચડાઇ કરીને ગયો હોય તથા શત્રુના દેશને ચાંપતો હોય

---

* આગળ જે આપદ્ધર્મ કહેવાશે, તેનો સૂત્રભૂત આ અધ્યાય છે. તેમાં તાત્પર્ય એ છે કે, સર્વ પ્રકારે આપત્તિ આવી પડવાથી પ્રજાને પીડન કરવારૂપ અધર્મથી પણ કોશની વૃદ્ધિ કરવી. કેમ કે, તેવડે સર્વ આપદાઓનો નાશ કરી શકાય છે.

અને વિગ્રહમાંજ આવી પડયો હોય, તેણે શું કરવું? તે કહો!![3]. વળી જે પોતાના દેશનું રક્ષણ પણ કરી શકતો ન હોય અને દેશકાળને જાણતો ન હોય, અતિ પીડનવડે શત્રુના પ્રધાન મંડળમાં ભેદ ઉત્પન્ન કરી શકવાનું દ્વાર પણ હોય નહિ તથા ધન વિના સાંત્વ ઉપાયનો પ્રયોગ પણ કરી શકતો ન હોય, તેણે શું કરવું?[4]. (તેણે અર્થ પ્રાપ્તિ કરીને જીવિતનું રક્ષણ કરવું, એ ઠીક છે? એમ હોય તો તે અર્થ (દ્રવ્ય) અમાર્ગે ઉત્પન્ન કરવાનો તે વખત હોય છે, માટે ગમે તે રીતે પણ અર્થ પ્રાપ્ત કરવો અથવા દ્રવ્ય ન મળવાથી મરણ, એજ શ્રેષ્ઠ છે)" ભીષ્મ કહે છે,–"હે ભરતર્ષભ! હે ધર્મપુત્ર! તેં, મને અત્યંત ગુપ્ત વાત પૂછી છે. હે યુધિષ્ઠિર! તેં, જો મને પૂછયું ન હોત તો, હું તને એ વાત કહેવાની ઇચ્છા કરત નહિ[5]. (હે ભરતર્ષભ! ધર્મની ગતિ અને બુદ્ધિ, શાસ્ત્રના વચન કરતાં બહુ સુક્ષ્મ છે. શાસ્ત્રથી તે ધર્મ સાંભળીને, સદાચારવડે તેનું ઉપાસન કરવું ઘટે છે, પણ તે ધર્મ કોઇ જગ્યોએ ઉપાસવા જેવો હોય છે અને કોઇ જગ્યોએ નથી પણ હોતો. મનુષ્ય, કર્મવડે અને બુદ્ધિવડે ધનવાન થાય છે અને નથી પણ થતો. ત્હારો પ્રશ્ન તે સંબંધી છે, માટે તેનો ઉત્તર ત્હારે ત્હારી બુદ્ધિવડે કરવો યોગ્ય છે. તાત્પર્ય એ છે કે, આપત્તિના સમયમાં પ્રજાનું પીડન કરવાવડે પણ, જો ધનની પ્રાપ્તિ થતી હોય તો, તેવી રીતે પણ ધન મેળવીને જ્યારે આપત્તિકાળ દૂર થઈ જાય ત્યારે, પ્રજા ઉપર પુનઃ કૃપા કરીને, તેનો બદલો આપવો; પણ જો પ્રજાની પાસેથી ધન ન મળે, એમ હોય તો, તેથી પ્રજાનો અને પોતાનો પણ નાશ થાય છે, એમ વિચારીને શું કરવું? એ પ્રશ્નનો ઉત્તર પોતાની મેળેજ શોધી કાઢવો યોગ્ય છે. હે ભારત! રાજાઓના વ્યવહારના નિર્વાહને માટે આપદ્ધર્મના ઘણા ઉપાય છે, તે તું સાંભળ!! પણ હું તો ધર્મના કારણથી એવા ધર્મવડે કોઇ પણ કાર્ય સંપાદન કરવા ઇચ્છતો નથી. પ્રજાને પીડીને દ્રવ્ય લેવું, એ બહુ દુઃખકારક છે, એ ઉપાય મરણતુલ્ય સમજવો; કેમ કે, પ્રજાને પીડા કરવાથી થયેલા સંતાપમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ, રાજાના પ્રાણ, બળ અને કોશને બાળીને શાંત થાય છે. સર્વની બુદ્ધિઓને એકત્ર કરીએ તો, તે સર્વનો એક મત એ પ્રમાણે છે. જેમ જેમ પુરૂષ, દરરોજ શાસ્ત્ર જુએ છે તેમ તેમ તેને જ્ઞાન થાય છે અને તેની વિજ્ઞાન ઉપર રૂચિ થાય છે, જો પુરૂષને જ્ઞાન થાય નહિ તો, તેને કોઈ ઉપાય સૂઝે નહિ પણ જ્ઞાન થવાથી તેને ઉપાય સૂઝી આવે છે અને તે ઉપાયથી તેને પરમ ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે. તું મનમાંથી શંકાને તજીને અને અસૂયા–દોષનો નાશ કરીને આ વચન સાંભળ!!) રાજાના કોશનો ક્ષય થવાથી બળનો ક્ષય થાય છે. જેમ જળ વગરની ભૂમિમાંથી જળ પ્રાપ્ત કરવામાં આવે છે. તેમ રાજાએ ભંડાર ઉત્પન્ન કરવો[6]. અને વખત આવે ત્યારે, રાજાએ પ્રજા ઉપર અનુગ્રહ કરવો, એ સનાતન ધર્મ છે. આ આપત્તિ કાળમાં આચરવાનો ગૌણ ધર્મ પૂર્વે થઈ ગયેલા રાજાઓએ આચરેલો છે[7]. (હે ભારત! સમર્થ પુરૂષના ધર્મ જૂદા છે અને આપત્તિમાં પડેલાના ધર્મ જૂદા છે. કોશ વિના પણ ધર્મ પ્રાપ્ત કરી શકાય છે. પણ જીવિકા ધર્મથી ઉત્તમ છે. અર્થાત્ નિર્વાહવૃત્તિનો લોપ થતો હોય તો, કોશનો સંચય કરવામાં જે ધર્મ બાધ કરનાર હોય, તેને તજવો. જે પુરૂષ દુર્બળ હોય તે, ધર્મવડે આચરણ કરીને ન્યાય પ્રમાણે વૃત્તિ પ્રાપ્ત કરી શકેજ!! એમ કાંઇ બનતું નથી; કેમ કે, યત્ન કરવાથી અવશ્ય બળની પ્રાપ્તિ થશે એવો કાંઇ નિયમ નથી. એટલા માટે આપત્તિ કાળમાં અધર્મ એજ ધર્મ છે અને આપત્તિ કાળમાં જે ધર્મ આચરવાને યોગ્ય માનેલા છે તે ધર્મ આચરવામાં ન આવે તો તેજ અધર્મ છે. એટલે આપત્તિમાં પ્રજાનું પીડન કરીને પણ દ્રવ્ય પ્રાપ્ત કરવું, એ ધર્મ છે પણ જો તે ન થયું તો તે અધર્મ છે, એમ જાણવું. આપત્તિકાળ ગયા પછી પૂર્વે કરેલા અધર્મનું એજ પ્રાયશ્ચિત્ત છે

કે, જે રીતે ધર્મ નાશ ન પામે તથા શત્રુના વશમાં આવી પડાય નહિ, એ રીતે વર્તવું, એજ કર્ત્તવ્ય કહેલું છે; પણ રાજાએ પોતાનો નાશ થવા દેવો નહિ. સર્વ ઉપાયવડે બીજાના ધર્મનો કે, પોતાના ધર્મનો ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખવી નહિ પણ સર્વ રીતે આપત્તિમાંથી પોતાનો ઉદ્ધાર કરવો, એ નિશ્ચય છે. હે તાત! ધર્મના જાણનારાઓનો એ વિષે એવો નિશ્ચય છે કે, ધર્મમાં નિપુણતા રાખવી અને તે નિપુણતા ક્ષત્રિયને માટે બાહુબળથી પ્રાપ્ત કરેલો ઉદ્યમ છે, એવી શ્રુતિ છે. હે ભારત! બ્રાહ્મણ અને તપસ્વીના ધર્મ સિવાય જીવિકા ચલાવવાના સંકટમાં આવી પડેલા ક્ષત્રિયે તપસ્વી અને શ્રોત્રિય* બ્રાહ્મણના ધન સિવાય કોનું ધન લેવું યોગ્ય નથી? અર્થાત્ સર્વ કોઇનું લેવું યોગ્ય છે, જેમ કોઈ બ્રાહ્મણ, સંકટમાં આવી પડવાથી જેને યજ્ઞ કરાવવો ન ઘટે તેને યજ્ઞ કરાવે!! અને જેનું ભક્ષણ કરવું ન ઘટે તેનું ભક્ષણ કરે!! તે રીતે આ પણ સમજવું, એમાં સંશય નથી. જેનું પીડન (રોકાણ) થયું તેને માટે અદ્વાર કયું છે? એટલે જેના ઉપર દબાણ થયું હોય તે, જેમ ગમે તે માર્ગથી બહાર નીકળે!! તેમ પીડા પામેલો ગમે તે માર્ગે પોતાને તે પીડામાંથી મુક્ત કરે!! જેને પકડ્યો છે તેને માટે ઉન્માર્ગ કયો છે? અર્થાત્ ગમે તે રસ્તે તે નાસે!! જેમ જેમ પુરૂષ પીડિત થાય, તેમ તેમ તે અયોગ્ય દ્વારથી પણ નાસે છે. કોશ અને બળનો નાશ પામવાથી જે રાજાનો સર્વ લોકમાં પરાભવ થયેલો છે, શાસ્ત્રે જેને ભિક્ષુક વૃત્તિ કરવાની આજ્ઞા આપી નથી; શાસ્ત્રે જેને વૈશ્ય કે, શૂદ્રની વૃત્તિથી જીવિકા ચલાવવાનું કહ્યું નથી, તેણે પોતાની જાતિના ક્ષત્રિયો પાસેથી યાચના કરીને જીવવું અથવા કોઈને આધારે જીવવું, એ પણ યોગ્ય નથી; પરંતુ તેણે પોતાના ધર્મથી જે વૃત્તિ કરવી ઘટિત હોય તે કરવી. ક્ષત્રિયે વિજય કરીને દ્રવ્ય પ્રાપ્ત કરવું, એ તેનો પ્રથમ કલ્પ (સર્વોત્તમ ધર્મ) છે; પણ સંકટમાં પડવાથી તેમ ન બન્યું તો, પોતાના કે, શત્રુના દેશમાં લૂંટ કરીને પણ ધન મેળવવું, એ તેનો અનુકલ્પ (તે પછીનો બીજો માર્ગ) છે. તાત્પર્ય કે, નિરંતર પ્રથમ કલ્પ પ્રમાણે વૃત્તિ કરવા છતાં, પણ સંકટમાં અનુકલ્પથી જીવિકા ચલાવવી, એ પણ યોગ્ય છે. આપત્તિમાં પડેલા પુરૂષે ધર્મનો ત્યાગ કરીને અન્યાયથી પણ નિર્વાહ કરવો. જીવિકાનો ક્ષય થાય છે ત્યારે બ્રાહ્મણોને પણ તેમ કરવાનું કહેલું છે; એટલે બ્રાહ્મણને ત્રણ દિવસ સુધી અન્ન ન મળે, તો તેણે ચોથે દિવસે શૂદ્રનો પણ પ્રતિગ્રહ કરવો, ઇત્યાદિ કહેલું છે; એમ છે તો, ક્ષત્રિયે તેમ કરવાને શા માટે સંશય રાખવો? તેણે પણ જેઓ વિશેષ ધનવાળા હોય, તેઓની પાસેથી બળાત્કારે ધન લેવું, પણ દુઃખથી કોઇ પ્રકારે નાશ પામવું નહિ; એ નિશ્ચય છે, ક્ષત્રિય પ્રજાનું રક્ષણ કરનાર તથા હણનાર છે, માટે ક્ષત્રિયે પ્રજાનું રક્ષણ કરીને તેની પાસેથી ધનનું ગ્રહણ કરવું. હે રાજન્! કોઇને પણ હિંસા વિના તો બીજી કોઇ વૃત્તિજ નથી; જે મુનિ અરણ્યમાં જન્મ પામ્યો છે અને એકલોજ ફરે છે તેને પણ હિંસા વિના બીજી વૃત્તિ નથી; તો બીજાની તો વાતજ શી કરવી? હે કુરૂશ્રેષ્ઠ! નશીબમાં લખ્યું હશે તે બનશે, એમ દૈવના ઉપર આધાર રાખીને વૃત્તિ કરવાથી તો, રાજા પણ જીવી શકે નહિ અને નિરંતર પ્રજાનું પાલન કરવાની ઇચ્છાવાળાને તો, એ વાત બનેજ નહિ. રાજાએ અને પ્રજાએ સંકટમાં એક બીજાની નિરંતર રક્ષા કરવી, એજ સનાતન ધર્મ છે. જેમ રાજા, પ્રજાને આપતકાળ આવે છે ત્યારે ઘણું દ્રવ્ય ખરચી નાખીને પણ પ્રજાનું રક્ષણ કરે છે, તેમ પ્રજાએ પણ સંકટમાં રાજાનું રક્ષણ કરવું ઘટિત છે. કોશ, દંડ, બળ, મિત્ર અને બીજું પણ જે કાંઈ સંચિત હોય, તેને ક્ષુધાવડે વ્યાપ્ત થયેલા રાજાએ,

* વેદ અને તેના અર્થને જાણનારને "શ્રોત્રિય" કહે છે.

દેશમાંથી દૂર કરવું નહિ. અર્થાત્ આપત્કાળમાં સંચિતનો નાશ થવા દેવો નહિ. મોટી માયાવાળા શંબરનું કહેલું દૃષ્ટાંત છે કે, જેમ વાવવાને અર્થે રાખી મૂકેલાં બીજ રાંધી ખાવાથી, આગળ ભોજન મળવું દુર્લભ થઇ પડે છે, એમ ધર્મ જાણનારા જાણે છે, તેમ રાજા નિર્ધન થાય ત્યારે, પ્રજાએ તેનું રક્ષણ કરવું અને ન કરે તો, તે રાજા નાશ પામે છે તથા રાજાનો નાશ થવાથી પ્રજા પણ નાશ પામે છે. જે રાજાનો દેશ દુઃખી થાય છે તે રાજાના જીવિતને ધિક્કાર છે અથવા જે રાજા, જીવિકા ચલાવી શકવાને સમર્થ નથી, તેથી થોડા મનુષ્યોને રાખે છે, અથવા જે પરદેશમાં જઇને જીવિકા ચલાવે છે, તે રાજાને ધિક્કાર છે.) રાજાનું મૂળ કોશનું બળ છે અને બળનું મૂળ કોશ છે તથા બળ સર્વ ધર્મનું મૂળ છે અને પ્રજાનું મૂળ ધર્મ છે[૮]. બીજાને પીડા કર્યા સિવાય કોશ પ્રાપ્ત કરવો અશક્ય છે, તોપછી બળને તો શી રીતે પ્રાપ્ત કરી શકાય? એટલા માટે રાજા પ્રજાનું પીડન કરીને કોશ સંચય કરે તો, તે દોષ પામતો નથી[૯]. વળી કાંઇ કાર્ય નહિ કરવા જેવું છતાં, યજ્ઞ કર્મમાં જેમ કરવામાં આવે છે, તેમ રાજા પણ રક્ષણને માટે પ્રજા પાસેથી બળાત્કારે ધન લે, તેમાં દોષ પામતો નથી[૧૦]. (આપત્તિ કાળમાં પ્રજાને પીડા કરીને દ્રવ્ય ગ્રહણ કરવું, એથી પણ અર્થ થાય છે અને તેવા સમયમાં પ્રજાનું પીડન ન કરીને દ્રવ્ય ગ્રહણ ન કરે, તો તેથી અનર્થ થાય છે. વળી હાથી પાળવા વગેરે ભારે ખરચ રાખવો, એ અર્થની હાનિ કરનારા છતાં, દ્રવ્યને ઉત્પન્ન કરનારા છે માટે તેથી અર્થ પ્રાપ્ત થાય છે, એ સર્વ અર્થનાં સાધન છે. એ પ્રમાણે બુદ્ધિમાન પુરૂષે, કાર્યનો નિશ્ચય જાણીને અર્થ ઉત્પન્ન થાય, એવાંજ કાર્ય કરવાં. જેમ પશુ, આદિક ચરીને અર્થે હોય છે અને યજ્ઞ વિત્તના સંસ્કારને અર્થે હોય છે તથા પશુ, યજ્ઞ અને વિત્તસંસ્કાર, એ ત્રણે મોક્ષને અર્થે થાય છે. તેમ દંડ કોશને અર્થે, કોશ બળને અર્થે અને બળ શત્રુના પરાભવને અર્થે હોય છે તથા કોશ, બળ અને જય, એ ત્રણે દેશની આબાદીને અર્થે થાય છે–દેશની આબાદી સંપાદન કરવાને કામ લાગે છે) એ જગ્યોએ હું, એક ધર્મના તત્વને પ્રકાશ કરનારી ઉપમા આપું છું કે, જેમ યજ્ઞના અર્થે યૂપ (યજ્ઞસ્તંભ) કાપવામાં આવે છે ત્યાં જે વૃક્ષો, તે યૂપના વૃક્ષની પાસે જતાં રોધ કરનારા હોય છે તેને પણ કાપવામાં આવે છે તથા તે હણેલાં વૃક્ષો જ્યારે નીચે પડે છે ત્યારે બીજા વૃક્ષોને પણ હણે છે[૧૧.૧૨]. હે પરતંપ! એજ પ્રમાણે મોટા કોશને ઉપાર્જન કરવામાં જે પુરૂષો આડે આવે છે તેઓને હણ્યા સિવાય હું, કોઇ બીજો માર્ગ કોશનું ઉપાર્જન કરવાનો દેખતો નથી[૧૩]. પુરૂષ ધનવડેજ આ લોક તથા પરલોકમાં જય મેળવે છે; તેમ સત્ય તથા ધર્મ વચન પણ ધનવડેજ સાચવી શકાય છે, નિર્ધન પુરૂષ તો, તેમાંનું કશું કરી શકતો નથી; તે તો જીવતો છતાં પણ મરેલોજ છે[૧૪]. યજ્ઞના અર્થે નિષિદ્ધ અને અનિષિદ્ધ સર્વ ઉપાયોવડે ધન પ્રાપ્ત કરવું. હે ભારત! પણ કાર્ય અને અકાર્યમાં એટલે વિહિત અને નિષિદ્ધમાં સમાન દોષ થતો નથી; એટલે આપત્તિમાં પ્રજા પીડન વિહિત કર્મ છે, તેજ કર્મ આપત્કાળ ન હોય ત્યારે નિષિદ્ધ છે. એ પ્રમાણે દેશકાળને અનુસારે કાર્ય પણ અકાર્ય થાય છે તથા અકાર્ય હોય તે કાર્ય થાય છે. માટે જે દેશકાળ અકાર્ય કરવા જેવો હોય, તેમાં અકાર્ય કરવાથી દોષ પ્રાપ્તિ નથી, પણ જે દેશકાળ અકાર્ય કરવા જેવો નથી તેમાં અકાર્ય કરવાથી દોષ પ્રાપ્ત થાય છે માટે કોઇ અકાર્યમાં એવી રીતે વર્તવાથી સમાન દોષ થતો નથી[૧૫]. હે રાજન! હે પૃથ્વીપતે! એકજ પુરૂષને એકજ વખતે ધનનો સંગ્રહ તથા ધનનો ત્યાગ સંભવતો નથી; મેં અરણ્યમાં ધનવૃદ્ધ પુરૂષોને કોઇ વખતે દીઠા નથી[૧૬]. આ પૃથ્વીમાં જે કાંઇ ધન જોવામાં આવે છે તે "મને મળે! મને મળે!!" એ પ્રમાણે મનુષ્યો, અભિલાષા રાખે છે"[૧૭]. હે શત્રુને સંતાપનાર

યુધિષ્ઠિર ! રાજ્યસમાન બીજો કોઇ પણ ધર્મ નથી. રાજાઓએ સંપત્તિ કાળમાં "ધર્મ" શબ્દવડે જે અર્થ કહેલો છે. વિપત્તિકાળમાં તે "ધર્મ" શબ્દવડે બીજો અર્થ સમજવાનો છે[૧૮]. કેટલાક દાન લઇને, કેટલાક કર્મ કરીને, કેટલાક તપસ્વીઓ તપ કરીને, કેટલાક બુદ્ધિવડે અને કેટલાક દક્ષતાવડે ધનસંચય કરે છે[૧૯]. નિર્ધનને દુર્બળ કહે છે; ધનવડેજ બળવાન થવાય છે. ધનવાળો પુરૂષ સર્વ કાંઇ પ્રાપ્ત કરી શકે છે અને જેની પાસે કોશસંચય છે, તે સર્વ આપત્તિઓની પાર જઈ શકે છે[૨૦]. કોશવડે ધર્મ, કામ, પરલોક અને આ સર્વ સિદ્ધ થાય છે; પરલોકની ઇચ્છા ધર્મવડે કરવી, પણ અધર્મવડે કદાપિ કરવી નહિ[૨૧].

कोशेन धर्मः कामश्च परलोकस्तथा ह्ययम् । तं च धर्मेण लिप्सेत नाधर्मेण कदाचन ॥

इति श्रीमहाभारते शतसाहस्र्यां संहितायां वैयासिक्यां शांतिपर्वणि राजधर्मे शतोपरि त्रिंशत्तमोऽध्यायः ॥ १३० ॥





श्रीमहाभारतनुं

# शान्तिपर्व.

# २ आपद्धर्म.

## અધ્યાય ૧ લો–રાજાએ, આપત્તિમાં ગમે તે ઉપાયવડે આત્માનું રક્ષણ કરવું.

॥ नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ॥
॥ देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥
युधिष्ठिर उवाच ॥ क्षीणस्य दीर्घसूत्रस्य सानुक्रोशस्य बंधुषु ॥
॥ परिशंकितवृत्तस्य श्रुतमंत्रस्य भारत ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે ભારત ! જે રાજાનો ધાન્યનો કોઠાર–કોશ વગેરે સંગ્રહ ક્ષીણ થઇ ગયેલો હોય, જે રાજા, આળસુ થયેલો હોય, જે બાંધવોનો ક્ષય થવાના ભયથી કિલ્લામાંથી બહાર નીકળીને યુદ્ધ આપવાને અસમર્થ હોય, જેનો મંત્ર સર્વત્ર પ્રસરી જવાથી સર્વ લોકો જેના વૃત્ત ઉપર શંકા રાખતા હોય, જેના નગર અને દેશ શત્રુઓએ જીતી લઇને વહેંચી લીધા હોય અને તેથી જે, દ્રવ્ય વગેરે સામગ્રી વિનાનો થયો હોય તથા જે, દ્રવ્ય ન હોવાના કારણથી મિત્રોની સંભાવના કરી ન શકતો હોય, તેમજ મિત્ર અને બળની હીનતા હોવાથી જેના પ્રધાનો ફરી જઇને સર્વ પ્રકારે શત્રુના તાબે થયા હોય, જે, શત્રુવડે પરાજય પામ્યો હોય, પોતે દુર્બળ હોવાથી સબળ શત્રુએ, જેના ચિત્તને વ્યાકુળ કર્યું હોય, એવા રાજાએ શું કરવા યોગ્ય છે ? તે કહો !!"[1,2,3]. ભીષ્મ કહે છેઃ–"જો બહારથી જીતવા આવેલો શત્રુ, ધર્મ અર્થમાં કુશળ અને પવિત્ર હોય તો, તેની સાથે જલદી સંધિ કરવી અને પછી પોતાના પૂર્વજોનાં ગામ–નગરો વગેરે સામ ઉપાયથીજ એકે એકે છોડાવવાં[4]. જો બહારથી જીતવાને આવેલો શત્રુ, બળવાન અને પાપકર્મ કરવાના નિશ્ચયવાળો હોય તો, પોતાના દેશમાંથી કેટલાંક ગામ આપીને પણ તેની સાથે સંધિ કરવી[5] અને તેથી પણ શત્રુ દુષ્ટ હોય તો રાજધાનીનો ત્યાગ કરીને દૂર જવું તથા દ્રવ્યવડે આપત્તિકાળ વટાવવો; પછી જો પોતે રાજત્વગુણયુક્ત હોય તો, તેણે જીવતા રહીને પુનઃ પોતાનો દેશ પ્રાપ્ત કરવો[6]. શત્રુ

સર્વથી અતિશય દુષ્ટ હોય તો, કોશબળનો પણ ત્યાગ કરવો. કેમ કે, જો કોશબળનો ત્યાગ કરવાથી આપત્તિઓ તરી શકાય તેમ હોય તો, તે કોશના કરતાં અધિક એવા આત્માનો ત્યાગ કોણ કરે ? અર્થાત્ સર્વ જવા દઈને પ્રાણનું રક્ષણ કરવું[૭]. એવો વખત આવે ત્યારે, અંતઃપુર ( સ્ત્રીઓ વગેરે ) ને પણ પડતાં મૂકીને નાસવું. કેમ કે, તેનું રક્ષણ કરવાની શક્તિ પોતાનામાં રહી ન હોય તો, તે વખતે શત્રુના ધનરૂપ થઈ પડેલી સ્ત્રીઓ વગેરે ઉપર પણ દયા શી કરવી ? અર્થાત્ તેમના ઉપર પણ સ્નેહ કરવો ઉચિત નથી; પરંતુ બની શકે ત્યાં સૂધીમાં તો, પોતાનો આત્મા શત્રુના હાથમાં જવા દેવો નહિ "[૮]. યુધિષ્ઠિર કહે છેઃ–" જ્યારે અંદરના પ્રધાન વગેરે ફુટેલા હોય તથા શત્રુ બાહારથી દેશ ચાંપતો હોય, તેમ ભંડાર ખાલી થઈ ગયો હોય અને મંત્ર ખુલ્લો થઇ ગયો હોય, ત્યારે શું કરવું ? તે કહો ! ! "[૯]. ભીષ્મ કહેઃ–" એમ થયું હોય, ત્યારે જો આવનાર શત્રુ ધર્મિષ્ઠ હોય તો, તેની સાથે સત્વર સંધિ કરવી અને અધર્મિષ્ઠ હોય તો, તીક્ષ્ણ પરાક્રમ કરીને તેની સાથે યુદ્ધ કરવું. એમ કરવાથી શત્રુ શીઘ્ર દૂર થશે અથવા ધર્મયુદ્ધમાં મૃત્યુ થવાથી પણ લોકનું હિત થશે[૧૦]. રાજાની પાસે થોડું, પરંતુ પ્રીતિવાળું અને હર્ષ પામેલું સૈન્ય હોય તો, તેટલા અલ્પ સૈન્યવડે પણ રાજા પૃથ્વીને જીતી શકે છે. માટે એવા પ્રસંગે યુદ્ધ કરવાથી બન્ને પ્રકારે હિત છે[૧૧]. મરણ પામે તો સ્વર્ગપ્રાપ્તિ થાય અને જય પામે તો, પૃથ્વીનું રાજ્ય ભોગવે. જે પુરૂષના પ્રાણ યુદ્ધ કરતાં જાય છે તેને ઇંદ્રલોકની પ્રાપ્તિ થાય છે[૧૨]. પ્રથમ યુદ્ધ ન કરવા માટે સર્વ લોકમાં પ્રસિદ્ધ શાસ્ત્ર ( જે સોગંદ વગેરે ઉપાય તે ) કરીને, તેમાં કપટ ન થાય માટે તેઓને વિશ્વાસ ઉત્પન્ન કરીને વિનય કરવો તથા તેવાજ કોમળ ઉપાયથી તેઓના ઉપર પણ વિશ્વાસ કરવો પરંતુ દુરાગ્રહ કરીને યુદ્ધ કરવાની હઠ કરવી નહિ[૧૩]. જ્યારે દેશમાંની ફાટફુટથી શત્રુની સાથે યુદ્ધ કરવું અશકય હોય, તેમ બહારના શત્રુના કોપથી સામ ઉપાય પણ નિરર્થક થઇ પડયો હોય, ત્યારે સામ ઉપાય વડેજ કિલ્લામાંથી નાસવાની ઇચ્છા કરવી. કિલ્લામાંથી નાઠા પછી કેટલાક દેશનું તથા કેટલાક કાળનું ઉલ્લંઘન કરીને ( દૂર જઇને કેટલોક કાળ વીતવા દઇને ) પછી મંત્રના બળથી પૃથ્વીને જીતવાનો પુનઃ આરંભ કરવો "[૧૪].

**अथ विक्रमिषुः क्षिप्रं साम्ना वा परिसांत्वयन् । विलंघयित्वा मंत्रेण ततः स्वयमुपक्रमेत् ॥१४॥**

**इति श्रीमहाभारते शांतिपर्वणि आपद्धर्मे गु० भा० प्रथमोऽध्यायः ॥ १ ॥**

---

## અધ્યાય ૨ જો–આપત્તિમાં રાજાએ બ્રાહ્મણોનું રક્ષણ કરવું.

**युधिष्ठिर उवाच ॥ हीने परमके धर्मे सर्वलोकाभिसंहिते ॥**

**॥ सर्वस्मिन् दस्युसाद्भूते पृथिव्यामुपजीवने ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છેઃ—" જ્યારે રાજાનો પરમ ધર્મ ( બ્રાહ્મણોનું રક્ષણ કરવું, તે ) નાશ થઇ ગયો હોય, જ્યારે સર્વ પ્રજા ભેળસેળ થઇ ગઈ હોય, સઘળા દેશમાં સર્વ ઠેકાણે ઉપજીવિકાનાં સાહિત્યોની લૂંટ–ચોરી પ્રસરી ગઇ હોય; એવો અતિ આપત્તિનો સમય આવે ત્યારે, હે પિતામહ ! બ્રાહ્મણે, દયાભાવથી પુત્ર તથા પૌત્રોનો ત્યાગ કરીને શાવડે નિર્વાહ કરવો[૧,૨]. ભીષ્મ કહે છે,–" તેવો વખત આવે ત્યારે બ્રાહ્મણે, વિજ્ઞાનનું બળ રાખીને નિર્વાહ કરવો. તથા જે કાંઇ મળે તેને સત્પુરૂષોનુંજ ધન માનવું. અસત્પુરૂષોનું કાંઇ પણ સમજવું નહિ[૩]. જે મનુષ્ય, અસજ્જન પુરૂષોની પાસેથી ધન લઇને સજ્જન પુરૂષને અર્પણ કરે છે તથા તે આપનાર " હું છું " એમ બતાવે છે, તે પુરૂષને આપદ્ધર્મનો જ્ઞાતા જાણવો[૪].

હે રાજન્! રાજ્ય ઉપર પોતાની સ્થિતિની આકાંક્ષા કરનાર રાજાએ, કોઇ દાન ન આપતો હોય, તેની પાસેથી વિત્ત લઇ લેવું અને "તે વિત્ત મ્હારૂં છે" એમ કહીને પણ બ્રાહ્મણોને આપવું. અર્થાત્ સ્થાનભ્રષ્ટ થયેલા રાજાને બ્રાહ્મણનું પાલન કરવાના અર્થે સર્વસ્વ હરણ કરવામાં પણ દોષ નથી[૫]. વિજ્ઞાનના બળવડે પવિત્ર થયેલો કોઇ પુરૂષ નિંદિત કૃત્યમાં વર્તતો હોય તો, તેવા વૃત્તિના વિજ્ઞાનવાળા ધીર પુરૂષની નિંદા કરવાને કોણ યોગ્ય છે?[૬]. હે યુધિષ્ઠિર! જે સત્પુરૂષોની વૃત્તિ બળવડે ઉપાર્જન કરવામાં આવે છે, તેઓને બીજી વૃત્તિ પસંદ પડતી નથી; બળવાન પુરૂષો તે વૃત્તિવડેજ પોતાનો નિર્વાહ કરે છે[૭]. આપત્તિમાં પડેલા રાજાએ, પોતાના રાજ્યમાં તથા શત્રુના રાજ્યમાં પ્રજાપીડન કરીને, દ્રવ્ય મેળવી નિર્વાહ કરવો, એ સામાન્ય શાસ્ત્ર છે[૮]. (પણ તેમાં જે બુદ્ધિમાન હોય છે તેઓ તો, દેશમાં રહેલા ધનવાન પુરૂષો કે, જેઓ કૃપણતા રાખીને દ્રવ્ય સંચયજ કરતા હોય છે અને તેથી દંડને પાત્ર હોય છે, તેઓનેજ લૂંટે છે,-તેઓની પાસેથીજ ધન ગ્રહણ કરવાનો રિવાજ રાખે છે) ગમે તેટલી આપત્તિ પડે તોપણ ઋત્વિક્, પુરોહિત આચાર્ય, એ સત્કાર પામેલા અને સત્કાર કરવા યોગ્ય એવા બ્રાહ્મણોને ધનહરણ કરવાવડે પીડા કરવી નહિ, કેમ કે, તેઓનો ઘાત કરવાથી દોષ પ્રાપ્ત થાય છે[૯]. બ્રાહ્મણ, એ તો લોકમાં પ્રમાણભૂત છે અને સનાતન નેત્ર છે. તેઓના પ્રમાણને માનીને કોઇપણ કાર્યમાં પ્રવેશ કરવો તથા તેઓના કહેવા પ્રમાણે ત્હારૂં ભલું કે, ભૂડું થશે, એ નિશ્ચય છે[૧૦]. વળી ગામમાં રહેનારા પુરૂષો, એક બીજાના ઉપર રીસ રાખીને ઘણા જણનું પરસ્પરનું ભૂડું બોલે છે; રાજાએ તેઓના વચન ઉપરથી કોઇનો સત્કાર ન કરવો કે, ઘાત પણ ન કરવો[૧૧]. ઋત્વિક્ વગેરેની નિંદા કરવી નહિ અથવા સાંભળવી પણ નહિ*; જ્યાં તેઓની નિંદા થતી હોય ત્યાં કાનમાં આંગળીઓ ઘાલવી અથવા ત્યાંથી બીજી જગ્યોએ ચાલી નીકળવું[૧૨]. હે રાજન્! પારકી નિંદા કરવી અને ચાડી કરવી, એજ અસત્પુરૂષોનું આચરણ છે અને જેઓ સત્પુરૂષો હોય છે, તેઓ તો સત્પુરૂષોના ગુણજ બોલે છે[૧૩]. જેમ સારી રીતે નાથેલા અને સારી પ્રશંસા પામેલા બે વાછરડા ધૂંસરી ઉપાડીને વહન કરે છે, તેમ રાજાએ વર્તવું[૧૪]. જેમ જેમ રાજા સદાચારથી વર્તતો જશે, તેમ તેમ તેને બીજા ઘણા સહાયક આવી મળશે; પંડિતો, ધર્મનાં લક્ષણવાળા આચારનેજ શ્રેષ્ઠ માને છે[૧૫]. ઋત્વિક્ આદિનો પણ દંડ કરવો, એમ શંખ-લિખિતના ધર્મને અનુસરનારા માને છે. જેમ શંખે, પોતાના ભાઇનો પણ હસ્તચ્છેદ કર્યો હતો, તેમ ઋત્વિક્નો પણ પ્રસંગે દંડ કરવો, એમ તેઓનું કહેવું છે; કેટલાક એમ કહે છે કે; ઇર્ષ્યાથી કે, લોભથી ઋત્વિક્નો દંડ કરવાનું કહેવું નહિ પણ ધર્મવડે તો દંડ કરવાનું કહેવું[૧૬]. કેટલાક ઋષિ પરંપરાનો ધર્મ બતાવે છે કે, જો ગુરૂ વિપરીત કર્મ કરનારો હોય તો તેનો પણ દંડ કરવો; પરંતુ તેના જેવું કાંઇ પ્રમાણ કોઇ સ્થળમાં જોવામાં આવતું નથી[૧૭]. પણ યથાર્થ જોઇએ તો રાજાએ, ઋત્વિક્ આદિનો દંડ કરવો નહિ, એમ અમને લાગે છે. કેમકે, વિપરીત કર્મ કરનારા અધમ પુરૂષનો દંડ દેવતાઓજ કરે છે. છતાં રાજા, દંડ કરવારૂપ બહાનાથી ઋત્વિકનો દંડ લે તો, તે ધર્મથી હીન થાય છે[૧૮]. સર્વ લોકોએ, જે ધર્મનો અંગીકાર કરેલો છે (શ્રૌતધર્મ), સત્પુરૂષો (મન્વાદિ)

* નિંદા અને સ્તુતિનું સ્વરૂપ આ પ્રમાણે છે. "**गुणेषु दोषारोपणं, दोषेषु गुणारोपणं च निंदा। गुणेषु गुणारोपणं दोषेषु दोषारोपणं च स्तुतिः॥** ગુણ હોય ત્યાં, દોષ-અવગુણ બતાવવા તે અને દોષ હોય ત્યાં, ગુણ વર્ણવવા તે નિંદા કહેવાય છે તથા ગુણ હોય, તેમાં ગુણો દેખાડવા અને દોષ હોય, તેમાં દોષ પ્રકટ કરવા તે સ્તુતિજ કહેવાય છે." અથવા તો એકજ વ્યક્તિને ફજેત કરવાને માટે તેના દોષ પ્રકટ કરવા તે પણ નિંદાજ કહેવાય છે. સંશોધક.

જેનો આદર કરે છે ( સ્માર્તધર્મ ), કુલ અને દેશની પરંપરાથી ચાલતો આવેલો, એટલે શાસ્ત્રમાં નહિ કહેલો પણ શિષ્ટ પુરૂષોએ આદર કરેલો તથા પોતાના હૃદયમાં ધર્મત્વ બુદ્ધિથી નિશ્ચિત થયેલો, એવાં ચાર કારણોવડે ધર્મ સિદ્ધ થાય છે કેવળ અમુક શાસ્ત્રના વચન ઉપરથી કે, અમુક પુરૂષના કહેવાથી ધર્મ સિદ્ધ થતો નથી[૧૯]. જે પુરૂષ ચાર ગુણવડે સંપન્ન એવા ધર્મને કહે તેનેજ ધર્મ જાણનારો જાણવો. આન્વીક્ષિકી, ત્રયી, વાર્તા અને દંડનીતિ, એ ચાર ધર્મના ગુણ સમજવા. જેમ સર્પ ગયો હોય તેને તેના લીસોટા ઉપરથી શોધી કાઢવો પરમ દુઃખકર થાય છે, તેમ ધર્મનો માર્ગ શોધી કાઢવો પણ પરમ દુઃખકર છે[૨૦]. જેમ બાણવડે વીંધેલા મૃગનાં પગલાં (તેના અંગમાંથી) પડતા રૂધિરવડે શોધી કાઢીને પુરૂષ, તેના સ્થાનને શોધી કાઢે છે, તેમ ધર્મના સ્થાનને પણ પામી શકાય છે[૨૧]. સત્પુરૂષો, જે ધર્મના માર્ગે ગયેલા છે, તેજ માર્ગેથી પુરૂષે, પણ વિનય રાખીને ચાલ્યા જવું; રાજર્ષિઓનું એજ આચરણ છે. માટે હે યુધિષ્ઠિર ! તું પણ એમ ચાલજે ! ! "[૨૨].

**यथा सद्भिर्विनीतेन यथागंतव्यमित्युत । राजर्षीणां वृत्तमेतदेवं गच्छ युधिष्ठिर ॥ २२ ॥**

**इति श्रीमहाभारते शां आप० राजर्षिवृत्तं नाम गु० भा० द्वितीयोऽध्यायः ॥ २ ॥**

---

## અધ્યાય ૩ જો–રાજાએ, કોઈ પણ ઉપાયથી કોશ–ભંડારની વૃદ્ધિ કરવી.

**भीष्म उवाच ॥ स्वराष्ट्रात्परराष्ट्राच्च कोशं संजनयेन्नृपः ॥**

**॥ कोशाद्धि धर्मः कौंतेय राज्यमूलं च वर्द्धते ॥ १ ॥**

ભીષ્મ કહે છેઃ—" હે કૌંતેય ! રાજાએ, પોતાના રાજ્યમાંથી અને પરરાજ્યમાંથી કોશ પ્રાપ્ત કરવો. કેમ કે, રાજ્યના મૂળરૂપ ધર્મની વૃદ્ધિ કોશથીજ થાય છે. એટલા માટે કોશ ઉપાર્જન કરવો તથા ઉપાર્જન કરેલા કોશનો ઉત્તમ કર્મમાં વ્યય કરીને તેનું પાલન કરવું; તેમજ કોશનું પાલન કરીને તેની વૃદ્ધિ કરવી; એ સનાતન ધર્મ છે[૧,૨]. શુદ્ધ–પવિત્રતા રાખીને વર્તવાથી કોશનું ઉપાર્જન થતું નથી; તેમ છેકજ દુષ્ટતા કરીને પણ કોશનું ઉપાર્જન થતું નથી, તેથી મધ્યમ માર્ગે વર્તીને કોશનો સંગ્રહ કરવો[૩]. નિર્બળ રાજાને કોશનો સંચય ક્યાંથી હોય ? અને કોશ વિનાના રાજાને બળ પણ કયાંથી હોય ? નિર્બળ રાજાને રાજ્ય કયાંથી હોય ? અને રાજ્ય હોય નહિ, ત્યારે રાજલક્ષ્મી પણ કયાંથી ?[૪]. જે પુરૂષ મોટા સ્થાનમાં રહેલો છે, તેને લક્ષ્મીની હાનિ મરણતુલ્ય છે; માટે રાજાએ કોશ, બળ અને મિત્ર, એ ત્રણની વૃદ્ધિ કરવી[૫]. જે રાજા કોશહીન હોય છે, તેની મનુષ્યો અવજ્ઞા કરે છે. તે જે અલ્પ આપે છે, તેવડે તેના સેવકો સંતોષ પામતા નથી તથા કાર્ય કરવાને પણ ઉત્સાહ રાખતા નથી[૬]. લક્ષ્મી હોવાથી રાજા પરમ સત્કાર પામે છે; જેમ સ્ત્રીનાં વસ્ત્ર તેના ગુપ્ત સ્થળને ઢાંકે છે, તેમ લક્ષ્મી પણ રાજાનાં પાપ ઉપર આચ્છાદન કરે છે[૭]. રાજાએ, પૂર્વે જેઓની સાથે વિરોધ કર્યો હોય છે, તે પુરૂષો તેની સમૃદ્ધિ જોઇને પરિતાપ પામે છે તથા કૂતરાની પેઠે, પોતાને હણવાની ઇચ્છા રાખનાર તે રાજાનોજ પાછા નિરંતર આશ્રય કરે છે તથા કપટવડે તેને હણવાની ઇચ્છા રાખે છે[૮]. હે ભારત ! એવા રાજાને સુખ કયાંથી પ્રાપ્ત થાય ? (એવા) રાજાએ ઉદ્યોગજ કરવો અને પોતાના મસ્તકને સર્વેથી ઉપરજ રાખવું, નમવું નહિ. કેમ કે, ઉદ્યમ છે, એજ પૌરૂષ છે[૯]. શેરડી જેમ સાંધાઓમાંથી ભાગી જાય છે; તેમ ભલે ! ભાગી જવું. પણ કોઇને નમન આપવું નહિ; અથવા જો કાંઇ ન બને તો, અરણ્યમાં જઇને મૃગના સમૂહ સાથે ફરવું. અર્થાત્ તપ કરવું; પણ ચોર જેવા અમાત્યો સાથે રહીને ફરવું નહિ[૧૦].

હે ભારત ! વનમાં ચોર લોકોની સેના સેહેલથી મળી આવે છે તથા તે રૌદ્ર કર્મ કરવામાં ઉપયોગી થાય છે. તેઓની સાથે પણ સત્ય અને મૃદુતાથી રહેવું[11]. કેમ કે, જે અત્યંત અમર્યાદ થાય છે તેનાથી સર્વ કોઈ મનુષ્ય ઉદ્વેગ પામે છે તથા જે દયા નથી રાખતો તેનાથી ચોર લોકો શંકિત થાય છે[12]. મનુષ્યના ચિત્તને પ્રસન્ન કરનારી મર્યાદાનું સ્થાપન કરવું. અર્થ અલ્પ હોય, તોપણ લોકમાં મર્યાદાથી પૂજન પામે છે[13]. જે પુરૂષે, એમ નિશ્ચય કરેલો હોય છે કે, આ લોક શાશ્વત નથી, માટે તેમાં સત્કર્મ આદિની જરૂર નથી, તેમ પરલોક પણ છે નહિ, એવા નાસ્તિક અને ભયની શંકા રાખવા જેવા મનુષ્ય ઉપર કોઇ પ્રકારે વિશ્વાસ લાવવો નહિ[14]. જો ચોર લોકો પણ સારા (ચોર) હોય તો, તેઓ બીજાનું ધન લૂંટે ખરા !! પણ તેમાં હિંસા થતી નથી; ચોર લોકો પણ મર્યાદાવાળા હોય છે, ત્યારે લોકો તેઓના ઉપર પણ રંજિત થાય છે[15]. જે લૂંટનો ધંધો કરતો હોય એવા ચોરે પણ પોતાની સાથે જે યુદ્ધ કરવા ઇચ્છા ન રાખતો હોય, સામો ન થતો હોય, તેનો વધ કરવો નહિ; કોઇની સ્ત્રીનું હરણ કરવું નહિ; તેમજ કૃતઘ્નતા, બ્રાહ્મણના ધનનું હરણ, કાંઈ પાસે બાકી ન રહેવા દેતાં છેકજ લૂંટી લેવો તથા કન્યાની ચોરી કરી, લઈ જઇને તેના સ્વામી થઇને રહેવું, એ ચોર લોકોને પણ નિંદવા યોગ્ય છે. વળી પરસ્ત્રીને પકડીને તેની સાથે વ્યભિચાર પણ કરવો નહિ. એટલાં કર્મ ચોર લોકોએ પણ તજવાં[16,17]. જે મનુષ્યોનું ચોર લોકોએ, સર્વસ્વ લૂંટી લીધું છે, તઓ એકત્ર મળીને, પછી તે ચોર લોકો સાથે મળી જાય છે અને તેઓને વિશ્વાસ ઉત્પન્ન કરે છે તથા તેમ કરતાં તેઓનાં ગુપ્ત સ્થાન વગેરેથી માહિત થઇને તેઓને પણ નિઃશેષ લૂંટી લે છે અથવા અન્ય દ્વારા તેઓને નિઃશેષ કરે છે[18]. એટલા માટે ચોરે પણ પોતાના સ્વાધીનમાં આવેલા દ્રવ્યમાંથી કેટલોક ભાગ રહેવા દઈને બાકીનો લેવો; પણ "હું બળવાન છું માટે મને કોઈ શું કરી શકનાર છે ?" એમ સમજીને છેક દુષ્ટતા આચરવી નહિ[19]. જેઓ, શેષ રાખીને પ્રજાનું ધન હરણ કરે છે તે સર્વ સ્થળમાં કાંઈ પણ શેષ રહેલું છે, એમજ દેખે છે. પણ નિઃશેષ હરણ કરનારને તો નિઃશેષ કરવાથી ભય ઉપજે. છે"[20].

सशेषकारिणस्तत्र शेषं पश्यति सर्वशः । निःशेषकारिणो नित्यं निःशेषकरणाद्भयम् ॥ २०॥

इति श्रीमहाभारते शां० आ० गु० भा० तृतीयोऽध्यायः ॥ ३ ॥

## અધ્યાય ૪ થો–બળની પ્રશંસા.

भीष्म उवाच ॥ अत्र धर्मानुवचनं कीर्तयंति पुराविदः ॥
॥ प्रत्यक्षावेव धर्मार्थौ क्षत्रियस्य विजानतः ॥ १ ॥

ભીષ્મ કહે છે,–"આ જગ્યોએ પૂર્વના આચાર્યો, પ્રત્યક્ષ દુઃખનાં કારણરૂપ સર્વસ્વ હરણ તથા ચોરીમાં પણ ધર્મ છે, એમ કહે છે તથા જે ક્ષત્રિયને તેનું જ્ઞાન હોય છે, તેને પણ પ્રત્યક્ષ દુઃખનાં કારણમાં ધર્મ અને અર્થ રહેલા છે. આ સ્થળમાં ધર્મોપદેશ પરોક્ષ છે. કેમ કે, તેમાં દષ્ટ ફળનો અભાવ છે તથા તેથી ધર્મોપદેશ વિશ્વાસ રાખવા યોગ્ય નથી. માટે (અરણ્યમાં કોઇ પણ પશુનું પગલું જોઇને) "આતે વરૂનું પગલું હશે ? કૂતરાનું હશે ? કે, ચિત્તાવાઘનું હશે ?" એવો વિચાર જેમ વ્યર્થ છે, તેમ અત્રે પણ "આ ધર્મ કે, અધર્મ" એ વિચાર પણ વ્યર્થ છે અને તેથી શાસ્ત્રોક્ત ધર્માધર્મનો વિચાર કરીને તેમાં વ્યવધાન નાખવું નહિ[1,2]. ધર્મ કે, અધર્મનું ફળ અદૃષ્ટ (જોવામાં ન આવે એવું) છે. તે કોઇએ આ જગતમાં જોયું નથી, *માટે બળ પ્રાપ્ત કરવાનીજ ઇચ્છા કરવી; કેમ કે, સર્વ

* વિશાખે દશ પ્રકારનું બળ કહેલું છેઃ–વિદ્યા, અભિજન, મિત્ર, બુદ્ધિ, સત્વ, ધન, તપ, સહાયક, વીર્ય અને દૈવ એ દશ પ્રકારના બળનોજ આશ્રય કરવો; ધર્માધર્મ કલ્પના કરવી આપત્કાળમાં વ્યર્થ છે.

કાંઈ બળવાનના વશમાં થાય છે[3]. લક્ષ્મીથી બળ પ્રાપ્ત થાય છે અને બળથી અમાત્ય આવી મળે છે, એ પ્રમાણે બળવાનને સર્વ આવી મળે છે. પણ જેની પાસે ધન નથી તેને પતિત જાણવો; જેમ ઘણા પાક (રસોઇ)માંથી થોડું અન્ન વધ્યું હોય તે ઉચ્છિષ્ટ કહેવાય છે, તેમ થોડું ધન પણ તેવું છે[4]. બળવાન માણસમાં ઘણો અનાચાર જોઈને પણ તેને કોઈ ભયથી કહી શકતું નથી. માટે ધર્મ અને બળ, એ બન્ને જો પોતાના સ્થાનમાં રહેલાં હોય તો મોટા ભયથી રક્ષણ કરે છે[5]. ધર્મ અને બળ, એ બેમાંથી હું ધર્મ કરતાં પણ બળને વિશેષ મોટું માનું છું. કેમ કે, બળથી ધર્મની પ્રવૃત્તિ થાય છે. જેમ પૃથ્વિ ઉપર જંગમ પ્રાણી માત્ર રહેલાં છે તેમ, બળ ઉપર ધર્મ સ્થિતિ કરીને રહેલો છે[6]. જેમ ધૂમાડો વાયુને વશ છે, તેમ ધર્મ, બળનું અનુવર્તન કરીને રહેલો છે, પણ જેમ વેલ, વૃક્ષના આશ્રયે રહેલી હોય, તેમ બળના આશ્રયે રહેલો ધર્મ કાંઈ પણ કરવાને સમર્થ નથી[7]. જેમ વૈભવવાળાઓના સ્વાધીનમાં સુખ હોય છે, તેમ બળવાનના સ્વાધીનમાં ધર્મ હોય છે; બળવાનને કાંઇ અસાધ્ય નથી અને બળવાનને માટે સર્વે વસ્તુઓ પવિત્ર છે[8]. જે પુરૂષ દુરાચારી અને ક્ષીણ બળવાળો હોય છે, તે રક્ષણ પામતો નથી તથા જેમ વરૂથી સર્વ કોઈ ઉદ્વેગ પામે છે, તેમ તેથી પણ સર્વ લોકો ત્રાસ પામે છે[9]. તે પદભ્રષ્ટ થઇને અને અવગણના પામીને દુઃખમાં જીવતર પૂરૂં કરે છે તથા તેવું નિંદિત જીવતર મરણસમાન છે[10]. તેના પોતાના પાપી આચરણથી તેના બાંધવ આદિ પણ તેનો ત્યાગ કરે છે તથા તેઓએ કહેલાં વચનરૂપી બાણથી ભેદાઇને અત્યંત પરિતાપ પામે છે[11]. અધર્મવડે ધનપ્રાપ્તિ કરી હોય તો, તેના પાપમાંથી મુક્ત થવાને માટે વેદત્રયીનું પઠન કરવું તથા બ્રાહ્મણોનું ઉપાસન કરવું[12]. બ્રાહ્મણોને નેત્રવડે, વાણીવડે અને કર્મવડે પ્રસન્ન કરવા તથા ઉદાર મનવાળા થવું. તેણે મોટા કુળમાં લગ્ન કરવું[13]. “હું તો આવો છું” એ પ્રકારે સહુને કહેવું તથા બીજાઓના ગુણનું કીર્તન કરવું. મંત્રનો જપ કરવો; વારંવાર સ્નાન કરવું; કોમળ થવું અને બહુ બોલવું નહિ[14]. બહુ દુષ્કર તપ કરીને, બ્રહ્મક્ષત્રિયના વર્ગમાં પ્રવેશ કરવો. લોક ગમે તેમ કહે, તોપણ એ પ્રમાણે ઘણો આચાર પાળવો, બહુ પરોપકાર કરવો પણ તેને સંભારી રાખવો નહિ–તેનું ચિંતવન કર્યા ન કરવું કે, મેં ફલાણા ઉપર ઉપકાર કર્યો છે[15]. એમ આચરણ કરવાથી અલ્પ સમયમાં તે, પાપરહિત અને ઘણા લોકોથી માન પામનારો થાય છે. વળી તે, વિચિત્ર અને અનેક પ્રકારનાં સુખ ભોગવે છે. તથા માત્ર સદાચાર પાળવાવડે તે, પોતાનાં પાપકર્મને ઢાંકી શકે છે. તેમજ લોકમાં પૂજન પામે છે તથા આ લોકમાં તેમ પરલોકમાં પણ મોટું ફળ પામે છે”[16,17].

सुखं च चित्रं भुंजीत कृतेनैकेन गोपयेत् । लोके च लभते पूजां परत्रेह महत्फलम् ॥ १७ ॥

इति श्रीमहाभारते शां० आप० गु० भा० चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## અધ્યાય ૫ મો–કાયવ્ય દસ્યુ–લૂટારાનું આખ્યાન.

भीष्म उवाच ॥ अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ॥

॥ यथा दस्युः समर्यादः प्रेतभावे न नश्यति ॥ १ ॥

ભીષ્મ કહે છે,—“આ સ્થળમાં પણ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે કે, જેમાં મર્યાદાસહિત વર્તનારો ચોર પણ મૃત્યુ પામીને અધોગતિ પામતો નથી[1]. પૂર્વે પ્રહાર કરવામાં કુશળ, બુદ્ધિવાળો, શૂરો, વિદ્યાવાળો અને અત્યંત ભલો એક “કાયવ્ય” નામે ચોર હતો. તે આશ્રમીઓના ધર્મનું રક્ષણ કરતો હતો, બ્રાહ્મણનો સત્કાર કરતો હતો

તથા ગુરૂનું પૂજન કરનારો હતો[૨]. તે એક ભીલ જાતિની સ્ત્રીના પેટે ક્ષત્રિયથી ઉત્પન્ન થયેલો હતો અને ક્ષત્રિયના ધર્મનું પાલન કરનારો હતો. એ ભીલડીનો પુત્ર કાયવ્ય લુંટચોરી કરીને પણ સિદ્ધિ પામ્યો[૩]. અરણ્યમાં તે સાયંકાળે અને સવારમાં મૃગનાં ટોળાંને ખીજવતો હતો. વનપશુઓની વિધિને જાણનાર તથા નિષાદ (ભિલ્લ)ના ધંધામાં કુશળ હતો[૪]. તે સર્વ સમયને અને સર્વ પ્રદેશને જાણનાર હતો તથા નિરંતર પારિયાત્ર પર્વતમાં ફરતો હતો. સર્વ પ્રાણીઓ પ્રત્યે પોતાનો શો ધર્મ છે? તે, જાણતો હતો. તેનું એકકે બાણ ખાલી જતું નહોતું તથા તેનાં આયુધ મજબૂત હતાં[૫]. સેંકડો સેનાઓ તેના સામે આવે, તોપણ તે એકલોજ તેને જીતતો હતો. તેનાં વૃદ્ધ તથા આંધળાં માતા-પિતા અરણ્યમાં હતાં; તેઓનું પૂજન કરતો હતો[૬].તેઓને માન આપતો હતો તથા મધુ, માંસ, મૂળ, ફળ તથા અનેક પ્રકારનાં અન્નવડે તેઓની પરિચર્યા (ચાકરી) કરતો હતો[૭]. તે અરણ્યમાં વસનારા ત્યાગી બ્રાહ્મણોનું પૂજન કરતો હતો તથા વનમાં મૃગને હણીને તેઓને લાવી આપતો હતો[૮]. જે બ્રાહ્મણો ચોરનું ભોજન કરવું નહિ, એવી શંકાથી તેની પાસેથી લેતા નહોતા, તેઓના ઘરમાં તે, પાછલી રાતે છાનો-માનો મૂકીને જતો રહેતો હતો[૯]. તેને જોઇને બીજા હજારો નિર્મર્યાદ વર્તનારા અને નિર્દય કામ કરનારા ચોર લોકોએ, તેને પોતાનો નાયક કર્યો[૧૦]. દસ્યુઓ (ચોરો) કહે છેઃ-"હે કાયવ્ય! તું મુહૂર્ત, દેશ-કાળને જાણનારો શૂરો અને દૃઢવ્રત છે, માટે તું અમો સર્વની સાથે આવીને અમારો નાયક થા!! તું અમને જેમ આચરણ કરવાને કહીશ તે પ્રમાણે અમો સર્વ કરીશું; માટે જેમ માતા તથા પિતા પુત્રોનું પાલન કરે છે, તેમ તું અમારૂં યથાન્યાય પાલન કર!!"[૧૧,૧૨]. કાયવ્ય કહે છે,-"તમારામાં કોઇએ પણ સ્ત્રી, બીકણ, બાળક કે, તપસ્વીનો વધ કરવો નહિ; જે સામો યુદ્ધ કરતો ન હોય, તેને પણ હણવો નહિ તથા બલાત્કારે સ્ત્રીનું ગ્રહણ કરવું નહિ[૧૩]. કોઇ પણ પ્રાણીમાં, સ્ત્રી જાતિનો વધ કોઇએ પણ કોઇ પ્રકારે કરવો નહિ. નિરંતર બ્રાહ્મણના કલ્યાણના અર્થે યત્ન કરવો તથા તેના અર્થે યુદ્ધ પણ કરવું[૧૪]. સત્યને કદાપિ તજવું નહિ તથા વિવાહમાં વિઘ્ન કરવું નહિ. જે સ્થળમાં દેવ, પિતૃઓ, અતિથિઓ અને સર્વ પ્રાણીઓ મધ્યેથી વિશેષે કરીને બ્રાહ્મણનું પૂજન થાય છે, તે સ્થળમાં સદૈવ મોક્ષનો વાસો થાય છે. અર્થાત્ તેઓનું પૂજન કરનાર મોક્ષ પામે છે. સર્વસ્વ આપવાવડે પણ જો તેઓનું પૂજન થતું હોય તો, કરવું[૧૫,૧૬]. બ્રાહ્મણો, જેના ઉપર રોષ લાવીને તેનો પરાભવ કરવાનો વિચાર કરે છે, તેનું રક્ષણ ત્રણે લોકમાં કોઇ કરતું નથી[૧૭]. જે પુરૂષ બ્રાહ્મણનો પરાભવ કરે અથવા તેનો વિનાશ કરવાની વાત પસંદ કરે છે, તે પુરૂષનો, જેમ સૂર્યોદય થવાથી અંધકારનો નાશ થાય છે તેમ, નાશ થાય છે[૧૮]. આ જગ્યોએ બેસીનેજ સર્વ પ્રકારે ફળની આશા કરવી. જે જે વેપારીઓ આપણને આપવું ઘટે તે આપશે નહિ તે તે પોતાના તેવા આચરણથી પરાભવ પામશે[૧૯]. દુષ્ટનો નાશ કરવાના અર્થે દંડ ઠરાવેલો છે, પણ કોશની વૃદ્ધિ કરવાને માટે દંડ ઠરાવેલો નથી, એમ નિશ્ચય જાણવું. જેઓ શિષ્ટ પુરૂષોને પીડા કરે છે તેઓનો વધ કરવો, એ દંડ છે[૨૦]. જે પુરૂષો દેશને પીડા કરવાવડે કોશની વૃદ્ધિ કરે છે, તેઓને (તેઓના તેવા કૃત્યથી) શરીરના માંસમાં પડેલા જીવડા જેવા જાણવા એટલે જેમ તે પીડા કરનારા હોવાથી ઔષધાદિથી નાશ કરવામાં આવે છે, તેમ તેવા પ્રજાપીડકનો પણ નાશ કરવો ઘટે છે[૨૧]. પણ જે ચોર લોકો ધર્મશાસ્ત્ર પ્રમાણે ચાલે છે, તેઓ ચોર છતાં પણ ઉતાવળે સિદ્ધિને પામે છે"[૨૨]. ભીષ્મ કહે છેઃ-પછી તે સર્વ ચોરોએ કાયવ્યની શિક્ષા માન્ય કરી તથા તેથી તેઓ વૃદ્ધિ પામ્યા અને પાપથી વિરામ પામ્યા[૨૩]. કાયવ્ય પણ સત્પુરૂષોનું કલ્યાણ આચરીને તથા ચોર

લોકોને પાપથી નિવૃત્ત કરીને તે કર્મથી મોટી સિદ્ધિને પામ્યો[24]. જે આ કાયવ્યના ચરિત્રનું નિરંતર ચિંતવન કરે, તેને વનમાં વસનાર કોઈ પ્રાણીથી કાંઇ પણ ભય થાય નહિ[25]. હે ભારત ! તેને સર્વ પ્રાણીથી ભય થાય નહિ તથા અસત્પુરૂષોથી પણ તેને ભય થાય નહિ, પણ અરણ્યમાં વસનારા સિંહની પેઠે, તે નિર્ભયપણે વિચરે છે."[26].

**न भयं तस्य भूतेभ्यः सर्वेभ्यश्चैव भारत । नासतो विद्यते राजन् स ह्यरण्येषु गोपतिः ॥ २६ ॥**

**इति श्रीमहाभारते शां० आ० गु० भा० पंचमोऽध्यायः ॥ ५ ॥**

## અધ્યાય ૬ ઠ્ઠો–કોશ વૃદ્ધિ.

**भीष्म उवाच ॥ अत्र गाथा ब्रह्मगीता कीर्तयंति पुराविदः ॥**

**॥ येन मार्गेण राजा वै कोशं संजनयत्युत ॥ १ ॥**

ભીષ્મ કહે છેઃ—"રાજા જે માર્ગથી કોશ પ્રાપ્ત કરે છે, તે વિષે પ્રાચીન આચાર્યો બ્રહ્માએ કહેલી ગાથા કહે છે[1]. રાજાએ, જે પુરૂષો યજ્ઞ કરતા હોય તેઓનું તથા દેવનું ધન હરણ કરવું નહિ; પણ ચોર લોકોનું અને જેઓ યજ્ઞાદિ કરતા નથી તેઓનું ધન હરણ કરવું ઘટે છે[2]. હે ભારત ! આ પ્રજા ક્ષત્રિયની છે તથા તે રાજાએ ભોગવવા યોગ્ય છે અને તેનું પાલન કરવું, એ ધર્મ પણ ક્ષત્રિયનોજ છે, બીજા કોઇનો પણ નથી[3]. એટલા માટે રાજાએ બળના અર્થે અથવા યજ્ઞના અર્થે ધનસંચય કરવો જોઇએ. જેમ મનુષ્યો, જે વનસ્પતિઓ ભોજન વગેરે ભોગ્યપદાર્થના અર્થમાં નથી આવતી, તેને કાપીને, ભોજનમાં ઉપયોગી પદાર્થને રાંધવા માટે બળતણને ઠેકાણે વાપરે છે, તેમ રાજાએ દુષ્ટ પુરૂષોનો દંડ કરીને, તેવડે સતપુરૂષોનું પાલન કરવું ઘટે છે[4]. જે પુરૂષ, પોતાના ધનવડે દેવ, પિતૃઓ કે, મનુષ્યને હવિર્ભાગ ( બલિદાન ) આપતો નથી, તેનું ધન નિરર્થક છે, એમ ધર્મ જાણનારા પુરૂષો કહે છે[5]. હે રાજન્ ! ધાર્મિક પૃથ્વિપતિ, દુષ્ટ પાસેથી દ્રવ્યનું હરણ કરીને, તેવડે લોકને તૃપ્ત કરે છે; તેના તે કર્મનો શોક કરવો જોઇતો નથી[6]. જે રાજા, પોતાને નિમિત્તભૂત કરીને અસત્પુરૂષ પાસેથી ધન લેઇને, સત્પુરૂષોને આપે છે તેને સંપૂર્ણ ધર્મનો જ્ઞાતા જાણવો[7]. જેમ પૃથ્વિમાંથી ઉત્પન્ન થનારા કીડી આદિ ઉદ્‌ભિજ્જ* જીવો અથવા શુક્લ જીવો, પૃથ્વિમાંથી નીકળીને દૂર દેશ પ્રત્યે જાય છે, તેમ રાજાએ પણ ધીમે ધીમે શક્તિ પ્રમાણે લોકને જીતતા જવું–પરલોકપ્રાપ્તિ કરતાં જવી[8]. જેમ મત્સર, ડાંસ અને કીડીઓનાં ઇંડાં વગેરે પોતપોતાની મેળેજ ઉત્પન્ન થાય છે, તેમ અયાજ્ઞિક મનુષ્યો પણ પ્રકટ થાય છે. પરંતુ રાજાએ, જેમ પશુઓ મત્સર–ડાંસ વગેરેને દૂર કરે છે, તેમ તેવા અયાજ્ઞિક મનુષ્યોને દેશમાંથી દૂર કરવા જેથી ધર્મ થાય[9,10]. જેમ પૃથ્વિ ઉપર માર્ગમાં વટાવાથી સહજ ધૂળ ઉત્પન્ન થાય છે, પણ તે ધૂળ ઉપજાવવાને કોઇએ પ્રયત્ન કર્યો હોય તેમ હોતું નથી, તેમ સૂક્ષ્મ અને તેથી પણ સૂક્ષ્મ ધર્મ પણ એજ રીતે આ લોકમાં ઉત્પન્ન થાય છે[11].

**यथा ह्यकस्माद्भवति भूमौ पांसुर्विलोलितः । तथैवेह भवेद्धर्मः सूक्ष्मः सूक्ष्मतरस्तथा ॥ ११ ॥**

**इति श्रीमहाभारते शां० आप० गु० भा० षष्ठोऽध्यायः ॥ ६ ॥**

---

* "**उद्भिज्ज**" શબ્દનો અર્થ અહીં આ પ્રમાણે છે "**उद्भिद्य भुवं जायन्त इति उद्भिज्जाः ।** પૃથ્વીને ભેદીને જન્મે–નીકળે, તે ઉદ્‌ભિજ્જ" કીડી અને સરસીઆં વગેરે ચોમાસામાં થાય છે તે પૃથ્વીમાંથી નીકળે છે. **સંશોધક.**

## અધ્યાય ૭ મો–ત્રણ મત્સ્યની વાર્તા.

**भीष्म उवाच ॥ अनागतविधाता च प्रत्युत्पन्नमतिश्च यः ॥**
**॥ द्वावेव सुखमेधेते दीर्घसूत्री विनश्यति ॥ १ ॥**

ભીષ્મ કહે છે,–" આ લોકમાં અનાગતવિધાતા (સમય આવ્યા પહેલાં સાવધ રહેનાર) અને પ્રત્યુત્પન્નમતિ (સમય આવે, ત્યારે જેને બુદ્ધિ સૂઝે તે) એ બે સુખવડે વૃદ્ધિ પામે છે અને દીર્ઘસૂત્રી (આજનું કામ આવતી કાલે કરવા ઉપર મુલતવી રાખનાર–આળસુ) નાશ પામે છે[1]. એ વિષે એક ઉત્તમ આખ્યાન કહું, તે એકચિત્ત થઇને સાંભળ ? ! કાર્ય અને અકાર્યનો નિશ્ચય કરવામાં દીર્ઘસૂત્રી થવાથી કેવાં ફળ થાય છે; તે તને માલૂમ પડશે[2]. હે કૌંતેય ! પુષ્કળ જળવાળા પણ બહુ ઊંડા નહિ એવા એક જળાશયમાં પુષ્કળ મત્સ્ય હતા; ત્યાં કુશળ તથા સાથે ફરનારા ત્રણ મિત્ર મત્સ્યો વસતા હતા[3]. તે ત્રણ મિત્રોમાંથી એક દીર્ઘદર્શી હતો, એટલે તે આગળ શું થવાનું છે ? તે અગાઉથી નિશ્ચય કરી શકે એવો હતો; બીજો મિત્ર એવો હતો કે, સમય આવ્યે શું કરવું ? તેની તેને તત્કાળ બુદ્ધિ સૂઝતી હતી તથા ત્રીજો દીર્ઘસત્રી એટલે હમણાં કરીશું, હમણા કરીશું, કાલે કરીશું; એમ આળસમાં સમય ગાળનાર હતો[4]. કોઇક સમયે તે જળાશયમાં માછી લોકોએ, આવીને મત્સ્ય પકડવાના બાંધ બાંધ્યા અને નીચાણના પ્રદેશ તરફથી અનેક પ્રકારના જળ વહી જવાના માર્ગ કરીને, વહેવરાવવા માંડ્યાં[5]. તે જળાશયમાંથી પાણી કમી થઇ જતું જોઇને, ભય આવશે ? એમ જાણી દીર્ઘદર્શી (અનાગતવિધાતા) મત્સ્ય પોતાના બન્ને મિત્રોને કહેવા લાગ્યો કેઃ–" હવે સર્વે જળવાસી પ્રાણીઓને આ મોટું સંકટ આવ્યું છે, માટે જ્યાં સુધી આપણો નીકળી જવાનો માર્ગ રોકયો નથી ત્યાંસુધીમાં ઉતાવળે આપણે બીજી જગ્યોએ જઈએ[6,7]. જ્યાં સુધી અનર્થ પાસે આવી પહોંચ્યો નથી ત્યાં સુધીમાં જે ઉત્તમ નીતિવડે તેનો અટકાવ કરે છે, તે સંશયમાં આવી પડતો નથી; માટે તમને યોગ્ય ભાસતું હોય તો, આપણે અહીંથી ચાલી નીકળીએ "[8]. તે સાંભળીને, તેમાં જે દીર્ઘસૂત્રી મત્સ્ય હતો તે બોલ્યો કે, " તું ઠીક કહે છે, પણ એટલી બધી ઉતાવળ કરવાની કાંઈ જરૂર નથી, એમ મ્હારી બુદ્ધિએ નિશ્ચય કરેલો છે "[9]. ત્યારે સમય પ્રમાણે કરી જાણનાર (પ્રત્યુત્પન્નમતિ) મત્સ્ય દીર્ઘદર્શીને કહેવા લાગ્યો કે, " જ્યારે સમય આવશે, ત્યારે તે વખતે શું કરશું ? તેમાં હું કાંઇ ભૂલવાનો નથી, તેથી મને કાંઇ હાનિ થવાની નથી"[10]. એમ સાંભળીને મોટી બુદ્ધિવાળો દીર્ઘદર્શી મત્સ્ય, તે જળાશયમાંથી નીકળીને તે પ્રવાહ માર્ગે બીજા ઊંડા જળવાળા જળાશયમાં ગયો[11]. પછી માછીઓએ, જોયું કે, જળાશયમાંથી જળ વહી ગયું છે; તેથી મત્સ્ય ઉપર ઉપજીવિકા કરનાર તે માછીઓએ અનેક પ્રકારના યોગથી મત્સ્યને બાંધવા માંડ્યા[12]. જેમાંથી જળ વહી ગયું છે એવા જળાશયને પછી ડોહોળવા માંડયું અને તે વખતે બીજા મત્સ્યો સાથે 'દીર્ઘસૂત્રી' મત્સ્ય પણ બંધનમાં આવી ગયો[13]. પછી માછીઓએ, દોરીવતી મત્સ્યને પકડી પકડીને બાંધવા માંડ્યા ત્યારે સમય પ્રમાણે કરી જાણનાર પ્રત્યુત્પન્નમતિ મત્સ્ય પણ તે બાંધેલા મત્સ્યોની વચમાં ભરાઇને, પોતાના મુખથી દોરી ઝાલીને ટીંગાઈ રહ્યો. પછી જ્યારે માછીઓ, બધા મત્સ્યને બાંધી રહ્યા ત્યારે તે જાળને લઈ ને જોયું તો સર્વને એક સરખા દોરીએ લટકાવેલા અને તેથી બંધાયલા જોયા[14,15]. પછી પુષ્કળ જળવાળા જળાશયમાં લઈ જઈને તે મત્સ્યોને ધોઈ નાખવા માંડ્યા ત્યારે પેલો સમય પ્રમાણે કરી જાણનાર મત્સ્ય દોરીને છોડીને ઉતાવળે તેથી છૂટો પડી ગયો[16]. પરંતુ

મહાત્મા, હીન બુદ્ધિવાળો, જડ અને મૂઢ એવો 'દીર્ઘસૂત્રી' મત્સ્ય વિકળ ઇંદ્રિયવાળા પ્રાણીની પેઠે, મરણ પામ્યો[17]. એ પ્રમાણે જે, પ્રાપ્ત થયેલા સમયને મોહથી ઓળખતો નથી તે, દીર્ઘસૂત્રી મત્સ્યની પેઠે, જલદી નાશ પામે છે[18]. જે પુરૂષ એમ ધારે છે કે 'મને શી હરકત છે?' અને તેથી પ્રથમથી પોતાનું શ્રેય કરતો નથી, તે સમય પ્રમાણે કરી જાણુનાર પ્રત્યુત્પન્નમતિ મત્સ્યની પેઠે, સંશયમાં આવી પડે છે[19]. સમય આવી પહોંચતા પહેલાં કાર્ય કરનાર તથા સમય આવ્યે જેને યોગ્ય બુદ્ધિ ઉપજે છે, તે બન્ને સુખમાં વૃદ્ધિ પામે છે અને દીર્ઘસૂત્રી નાશ પામે છે[20]. નિમેષ, કળા, મુહૂર્ત, દિવસ, રાત્રિ, લવ, માસ, પક્ષ, છ ઋતુઓ, સંવત્સર, કલ્પ, એ સર્વે કાળનાં સ્વરૂપ છે તથા પૃથ્વિને દેશ કહે છે. પણ કાળ જોવામાં આવતો નથી. પણ ઇચ્છિત અર્થની સિદ્ધિને માટે જે કાળનું ચિંતવન કર્યું હોય, તે કાળ સમજવો[21,22]. એ પ્રમાણે સાવધાન થઇને દેશ તથા કાળની સૂક્ષ્મતા જાણવી. ઋષિઓએ, એ દેશ અને કાળને ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર અને મોક્ષશાસ્ત્રમાં મુખ્ય તથા મનુષ્યોને અભિમત ગણેલા છે[23]. તપાસીને કાર્ય કરનાર તથા ઉદ્યોગી પુરૂષ, મનથી નિશ્ચિત કરેલા દેશ અને કાળને સારી રીતે સંપાદન કરી શકે છે તથા ફળ પણ પ્રાપ્ત કરી શકે છે"[24].

**परीक्ष्यकारी युक्तश्च स सम्यगुपपादयेत् । देशकालावभिप्रेतौ ताभ्यां फलमवाप्नुयात् ॥ २४ ॥**

**इति श्रीमहाभारते शां० आप० शाकुलं* नाम गु० भा० सप्तमोऽध्यायः ॥ ७ ॥**

---

## અધ્યાય ૮ મો–શત્રુની સાથે સંધિ-વિગ્રહ કરવા માટે બિલાડા અને ઉંદરનો સંવાદ.

**युधिष्ठिर उवाच ॥ सर्वत्र बुद्धिः कथिता श्रेष्ठा ते भरतर्षभ ॥**
**॥ अनागता तथोत्पन्ना दीर्घसूत्रा विनाशिनी ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છેઃ—"હે ભરતશ્રેષ્ઠ! સમય આવ્યા પહેલાં ઉપજેલી તથા સમય ઉપર ઉપજેલી બુદ્ધિ સર્વત્ર શ્રેષ્ઠ તથા દીર્ઘસૂત્રતાવાળી બુદ્ધિ નાશ કરનારી છે, એમ તમે કહ્યું[1]. ત્યારે હે ભરતર્ષભ! ધર્મ અને અર્થમાં કુશળ તથા ધર્મશાસ્ત્રમાં પ્રવીણ પણ શત્રુઓથી વીંટાએલો રાજા, જેથી મોહ ન પામે; એ વિષે હું તમારી બુદ્ધિ સાંભળવાને ઇચ્છું છું, માટે તે મને સમજાવવું ઘટે છે[2,3]. ઘણા શત્રુઓથી ગ્રસ્ત થયેલા રાજાએ જે રીતે વર્તવું ઘટે છે, તે હું યથાર્થ સાંભળવાને ઇચ્છું છું[4]. પૂર્વે સંતાપેલા ઘણા શત્રુઓ, એકઠા મળીને વિષમ સ્થાનમાં રહેલા એક રાજાને પણ મૂળમાંથી ઉખેડી નાખવાને યત્ન કરે છે[5]. સર્વ દિશાએથી નાશ કરવાને બોલાવતા અને મોટા બળવાળા શત્રુઓની સામે સહાયહીન અને દુર્બળ એક રાજાએ, ટકી રહેવું શી રીતે શકય થવાય ?[6]. હે ભરતશ્રેષ્ઠ! તેણે મિત્રને અને શત્રુને શી રીતે મળવું? તથા શત્રુ અને મિત્રની મધ્યે રહીને શી રીતે કરવું?[7]. જેનાં લક્ષણ જાણેલાં છે એવો મિત્ર જે સમયે શત્રુ થઇ પડયો હોય, તે સમયે કેવી રીતે કરવાથી પુરૂષ, સુખી થાય?[8]. બળવાન હોય તોપણ તેણે કોની સાથે વિગ્રહ કરવો? અને કોની સાથે સંધિ કરવી? તથા શત્રુના મધ્યમાં રહીને બળવાન છતાં પણ, શી રીતે વર્તવું? હે પરંતપ! સર્વે કૃત્યોમાં એ કૃત્ય મોટું છે; સત્ય પ્રતિજ્ઞાવાળા અને જીતેંદ્રિય એવા શંતનુના પુત્ર ભીષ્મ વિના એ કૃત્યનો કોઇ વક્તા નથી તેમ શ્રોતા પણ અત્યંત દુર્લભ છે. માટે હે મહાભાગ!

---

* **शाकुलं** એટલે મત્સ્ય સંબંધી ઉપાખ્યાન.

એ પ્રશ્નનો ઉત્તર શોધીને સંપૂર્ણ મને કહો !!"[૯-૧૧]. ભીષ્મ કહે છે,–"હે યુધિષ્ઠિર! તેં પૂછેલો આ પ્રશ્ન બહુ આનંદદાયક છે, હે પુત્ર! હે ભારત! હું આપત્તિકાળનું ગુહ્ય તને સમગ્ર કહું, તે સાંભળ![૧૨]. શત્રુ હોય છે તે મિત્ર થાય છે અને મિત્ર હોય છે તે દૂષિત થાય છે. સામર્થ્યના યોગથી કાર્યોની ગતિ નિરંતર અનિત્ય હોય છે[૧૩]. માટે વિશ્વાસ પણ કરવો અને નિગ્રહ પણ કરવો તથા દેશકાળને જાણીને કાર્ય તથા અકાર્યનો નિશ્ચય પણ કરવો[૧૪]. હિતને ઇચ્છનારા પુરૂષોએ, પંડિતોની સાથે સદૈવ સંધિ કરવી; હે ભારત! શત્રુની સાથે પણ સંધિ કરવી તથા પ્રાણનું રક્ષણ કરવું[૧૫]. હે ભારત! જે મૂર્ખ પુરૂષ; શત્રુની સાથે પણ હમ્મેશ સંધિ કરતો નથી, તે કોઈ પણ અર્થને પ્રાપ્ત કરી શકતો નથી; તેમ ફળને પણ પ્રાપ્ત કરી શકતો નથી[૧૬]. જે પુરૂષ, અર્થની યુક્તિ જોઇને શત્રુઓ સાથે સંધિ કરે તથા મિત્રની સાથે વિરોધ કરે, તે પુરૂષ અત્યંત મોટા ફળને પ્રાપ્ત કરી શકે છે[૧૭]. આ વિષે પણ એક વડમાં રહેનારા મૂષક (ઉંદર) અને બિલાડાના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[૧૮]. કોઇએક મોટા વનમાં એક અતિશય મોટો વડ હતો, તે ચારે બાજુથી વેલાઓના સમુદાયથી ઢંકાયલો તથા અનેક પ્રકારનાં પક્ષીઓના સમુદાયથી યુક્ત હતો[૧૯]. તેનાં મોટાં મોટાં ડાળાં બહુ લાંબાં વધેલાં હતાં તથા મેઘ સરખો વિશાળ અને શીતળ છાયાવાળો હતો. તે મનને અતિશય આનંદ આપનાર તથા અરણ્યમાં ચારે બાજુ પ્રસરેલો હતો. તેમાં પશુઓ અને સર્પ વગેરે અનેક પ્રાણીઓનો નિવાસ હતો[૨૦]. તેના મૂળ આગળ સો દ્વારવાળું એક દર કરીને બુદ્ધિશાળી "પલિત" નામે મોટો ઉંદર રહેતો હતો[૨૧]. તથા તે વડની શાખામાં પોતાનું સ્થાન કરી, પક્ષીઓના સમુદાયને ખાઈ જનારો એક "લોમશ" નામે બિલાડો રહેતો હતો[૨૨]. તે વનમાં એક ચાંડાળ આવીને રહ્યો અને સૂર્ય અસ્ત પામે, તે વખતે તે, નિત્ય પશુ, મૃગ અને પક્ષી વગેરેને પકડવાનો ફાંદો પસારી જતો હતો[૨૩]. તેમાં સ્નાયુમય (તાંતના નિર્માણ કરેલા) પાશ યથાવત્ ગોઠવીને ઘેર જઇને તે સુખે સૂઈ રહેતો હતો અને સવાર થાય ત્યારે, પુનઃ ત્યાં આવતો હતો[૨૪]. તે ફાંદામાં રાત્રિયે નિત્ય ઘણા પ્રકારનાં પશુ સપડાઇને બંધાતાં હતાં. તેમાં કોઇ વખતે પેલો બિલાડો સાવધ છતાં પણ બંધાઈ ગયો[૨૫]. મોટા બળવાળા અને નિરંતર આતતાયી પોતાના શત્રુને બંધાયલો જોઇને તે વખતે પેલો પલિત ઉંદર, અત્યંત નિર્ભય થઇને ફરવા લાગ્યો[૨૬]. પછી વિશ્વાસયુક્ત થઇને તે વનમાં ફરતા અને ભક્ષ્ય શોધતા ઉંદરે, કેટલીકવારે પેલા ફાંદામાં મૂકેલું માંસ જોયું[૨૭]. એટલે તે ફાંદા ઉપર ચડીને માંસ ખાવા લાગ્યો તથા માંસ ખાતાં ખાતાં, તે ફાંદામાં બંધાયલા પોતાના શત્રુના સામું જોઇને મનમાં હસવા લાગ્યો[૨૮.૨૯]. એટલામાં તે ઉંદરે શરકટના પુષ્પ સરખા વર્ણવાળા, પૃથ્વિના પોલાણમાં રહેનારા અને ભયાનક એવા પોતાના બીજા શત્રુને ત્યાં આવેલો જોયો[૩૦]. તે "હરિણ" નામે ચપળ અને રાતાં નેત્રવાળો નોળીઓ હતો. તે ઉંદરના ગંધથી ઉતાવળે ત્યાં આવેલો હતો[૩૧]. તે નોળીઓ જે ફાંદા ઉપર ઉંદર ચઢેલો હતો; તેની નીચે આવીને અને ઉંચું મુખ કરીને ઉંદરને ખાઇ જવાની આશા રાખતો ઉભો રહ્યો. એવામાં તેણે (ઉંદરે) વડની ડાળ ઉપર બેઠેલા તથા વડના પોલાણમાં રહેનારા પોતાના એક બીજા શત્રુને જોયો[૩૨]. તે તીક્ષ્ણ ચાંચવાળો અને રાત્રિએ ચારો કરવા નીકળનાર "ચંદ્રક" નામે ઘૂવડ હતો હવે એક પાસે નોળ અને બીજી પાસે ઘૂવડ, એમ બે શત્રુના સપાટામાં પોતાને સપડાયલો જોઇને ઉંદરના મનમાં ભયથી ચિંતા થવા લાગી. તે વિચારવા લાગ્યો કે, આવી મહાકષ્ટવાળી આપદા આવી પડી છે. મરણ પાસે આવી પહોંચ્યું છે તથા ચારે બાજુથી મને ભય પ્રાપ્ત થયું છે, આ સમયે

પોતાનું હિત ઇચ્છીને મ્હારે શું કરવું જોઇએ? એ પ્રમાણે સર્વ તરફથી અંતરાયલો તથા સર્વ દિશાએ ભયને જોતો તે ઉંદર, ભયથી સંતપ્ત થયો અને ઉત્તમ બુદ્ધિ ધારણ કરી કે, જે પુરૂષ આપત્તિમાં આવી પડયો હોય, તેણે આપત્તિનો નાશ કરીને માત્ર જીવિત બચે, એટલાનેજ બહુ માની લેવું જોઇએ[33-36]. ચારે બાજુ જોતાં જીવિત સંશયમાં આવી પડવાથી મ્હારે પણ આપત્તિ આવી પડી છે; જો હું, પૃથ્વી ઉપર જઇશ તો, નોળીઓ મને ખાઈ જશે, જો હું અહીં રહીશ તો પેલો ઘૂવડ ખાઇ જશે અને જો પાશ તૂટશે તો બિલાડો ખાઈ જશે. પણ મ્હારા સરખા બુદ્ધિશાળીએ આવા ભયમાં ગભરાવું જોઇતું નથી[37,38]. હું જ્યાં સુધી બુદ્ધિ ચાલશે ત્યાં સુધી હરકોઈ યુક્તિવડે આ ઘેરામાંથી જીવિત બચવાનો પ્રયત્ન કરીશ. જે પુરૂષ બુદ્ધિમાન, જ્ઞાની અને નીતિશાસ્ત્રમાં પ્રવીણ હોય છે તે મોટી અને દારૂણ આપત્તિને પામીને પણ તેમાં ડૂબી જતો નથી[39-40]. આ વખતે હું આ બિલાડા સિવાય બીજી કોઈ મ્હારી ગતિને દેખતો નથી; એ શત્રુ છે પણ સંકટમાં પડેલો છે, માટે તેની સાથેજ મ્હારે મોટું કામ છે[41]. મને ખાઈ જવાને ત્રણ શત્રુઓ મ્હોં વિકાસીને બેઠેલા છે એટલા માટે મ્હારા શત્રુ બિલાડાનો મ્હારે ગમે તે પ્રકારે આશ્રય લેવો જોઇએ[42]. આ સમયે નીતિશાસ્ત્રનો આશ્રય કરીને તેનું હિત કહી બતાવવું ઘટે છે અને તેથી આ શત્રુસમુદાયને છેતરીને બુદ્ધિપૂર્વક બચી જવાય તેમ છે[43]. આ મ્હારો શત્રુ બિલાડો પરમ સંકટમાં પડેલો છે અને તેથી તેને કર્ત્તવ્ય બુદ્ધિ સૂઝતી નથી, માટે જો બને તો, તેની સાથે સમાગમ કરીને તેને સ્વાર્થનું ગ્રહણ કરાવું[44]. કેમ કે, કદાચિત દુઃખમાં પડેલો છે માટે મ્હારી સાથે સંધિ કરે તો, કરે પણ ખરો; બળવાન પુરૂષ જ્યારે સંકટમાં પડયો હોય અને જીવવાની આશા રાખતો હોય તો, તેણે પોતાનો શત્રુ યદ્યપિ હલકો હોય, તોપણ તેની સાથે સંધિ કરવી, એમ નીતિને જાણનારા આચાર્યો કહે છે. શત્રુ પણ પંડિત હોય તે શ્રેષ્ઠ છે પણ મિત્ર મૂર્ખ હોય તે શ્રેષ્ઠ નથી[45,46]. મ્હારૂં જીવન મ્હારા શત્રુ બિલાડા ઉપર અવલંબીને રહેલું છે, માટે મ્હારા આત્માના રક્ષણનો હેતુ હું, તેને નિવેદન કરીશ[47]. કદાચિત આ શત્રુ સંકટમાં પડવાથી મ્હારા સમાગમવડે હમણાં પંડિત પણ થાય. એ પ્રમાણે તે ઉંદર પોતાના શત્રુનાં ચેષ્ટિત ઉપર વિચાર કરવા લાગ્યો[48]. પછી અર્થની ગતિના તત્વને જાણનાર અને સંધિ તથા વિગ્રહના કાળને જાણનાર તે ઉંદરે, સાંત્વનપૂર્વક તે બિલાડાને આવું વચન કહ્યું કે,[49]. "હે માર્જાર! હું મિત્રતાથી તને પૂછું છું કે, કેમ જીવે છે તો ખરો? ત્હારૂં જીવિત માત્ર હું ઇચ્છું છું કેમ કે, જીવવારૂપી કલ્યાણ ત્હારે અને મ્હારે સમાન છે[50]. હે સૌમ્ય! ત્હારે ભય રાખવો નહિ; તું સુખે કરીને જીવીશ, જો તું મને મારવાની ઇચ્છા નહિ કરે તો, હું તને આ પાશમાંથી છોડાવીશ[51]. જેથી ત્હારો આ પાશમાંથી છૂટકો થાય તથા મને કુશળતાની પ્રાપ્તિ થાય, એવો કોઇ ઉપાય ત્હારા જાણવામાં છે? મને તો એ વાત દુષ્કર જણાય છે. તોપણ મેં, મ્હારી બુદ્ધિથી વિચાર કરી જોયો છે તેથી મને ત્હારા માટે તથા મ્હારા માટે એક ઉપાય સૂઝયો છે; કેમ કે, કુશળતા આપણે બન્નેને સાધારણ છે[52,53]. આ નોળીઓ તથા ઘુવડ, બન્ને પાપ બુદ્ધિવડે મને પકડવાને ટાંપી રહ્યા છે તથા આ બાજુ તું બિલાડો છે, તું મ્હારા ઉપર ધસારો કરતો નથી તેથી હમણાં મ્હારી કુશળતા છે[54]. ઝાડની ડાળીના છેડા ઉપર બેઠેલો આ પાપી તથા ચપળ નેત્રવાળો ઘૂવડ શબ્દ કરે છે અને મને જૂએ છે, તેથી મને બહુ ઉદ્વેગ થાય છે[55]. સાત પગલાં સાથે ચાલવાથી સત્પુરૂષોની મિત્રતા થાય છે. તું પણ તેવો સત્પુરૂષ અને મ્હારો મિત્ર પંડિત છે; માટે હું, ત્હારી પાસે નિવાસ કરીને તને ફાંસામાંથી મુક્ત કરીશ[56]. હવે ત્હારે ભય રાખવાની જરૂર

નથી, હે માર્જાર ! મ્હારા વિના તું પોતે ત્હારા પાશ કાપવાને સમર્થ નથી; માટે જો તું મને ખાઇ ન જાય તો, હું ત્હારા પાશને કાપી નાંખું[૫૭]. તું ઝાડની ટોચે વસે છે અને હું એ વૃક્ષના મૂળમાં વસું છું. આપણે બન્ને ઘણા કાળથી આ વૃક્ષમાં વસીએ છીએ તે ત્હારા જાણવામાંજ છે[૫૮]. જેનો આશ્રય કરીને કોઈ પણ આશ્વાસન પામતું નથી તથા જે પુરૂષ કોઈને આશ્વાસન આપતો નથી, તે બન્ને જણુ નિરંતર ઉદ્વેગયુક્ત ચિત્તવાળા રહે છે તથા ધીર પુરૂષો તેઓની પ્રશંસા કરતા નથી[૫૯]. એટલા માટે આપણી પ્રીતિ વૃદ્ધિ પામે તથા આપણુ બન્ને નિરંતર મિત્ર ભાવથી વર્તીએ, એવી મ્હારી ઇચ્છા છે; સમય વીતી ગયા પછી જે કાર્ય થાય છે, તેને પંડિતો વખાણતા નથી[૬૦]. આ જગ્યોએ જે અર્થની યોજના કરવી છે તે તું યથાર્થ સાંભળ !! હું, ત્હારૂં જીવિત ઇચ્છું છું અને ત્હારે મ્હારૂં જીવિત ઇચ્છવું[૬૧]. કોઇ પુરૂષ અતિશય ઊંડી મોટી નદીને કાષ્ઠવડે તરી જાય છે. તે પુરૂષ પેલા કાષ્ઠને તારે છે અને તે કાષ્ઠ પેલા પુરૂષને તારે છે[૬૨]. એ પ્રમાણે અત્યંત વિસ્તારવાળો ત્હારો અને મ્હારો સમાગમ થશે તથા હું તને તારીશ તથા તું મને તારશે"[૬૩]. એ પ્રમાણે તે પલિત ઉંદર, બન્નેનું હિત કરનાર, હેતુવાળા અને ગ્રહણ કરવા યોગ્ય તે અર્થને કહી બતાવીને બિલાડો તેનો ઉત્તર શો આપે છે ? તે સાંભળવાની વાટ જોવા લાગ્યો. પછી વિચક્ષણ લોમશ બિલાડો, પોતાના શત્રુએ સારી રીતે કહેલું, હેતુવાળું અને ગ્રહણ કરવા યોગ્ય અર્થવાળું તે વચન સાંભળીને આ પ્રમાણે બોલ્યો[૬૪,૬૫]. તે પણ બુદ્ધિમાન તથા વાક્ય બોલવામાં ચતુર હતો. તેણે પોતાની અવસ્થાનો વિચાર કરીને, તેના વચનની પ્રશંસા કરી તથા સામ ઉપાયથી તેનું પૂજન કર્યું[૬૬]. પછી અગ્રભાગ જેના તીક્ષ્ણ છે એવા દાંતવાળો, તથા વૈડૂર્યમણિ જેવાં નેત્રવાળો તે લોમશ બિલાડો, મૂષકને જોઇને ધીમેથી બોલ્યો કે[૬૭], "હે સૌમ્ય ! તું, જે મ્હારૂં જીવિત ઇચ્છે છે, તેથી ત્હારા વચનનું હું, અભિનંદન કરૂં છું. ત્હારૂં કલ્યાણ થાઓ !! જો તું મ્હારૂં ભલું કરવાનું કાંઇ જાણતો હોય તો તે, કર !! વિચાર કરીશ નહિ[૬૮]. હું અત્યંત આપત્તિમાં પડેલો છું તથા તું મ્હારા કરતાં પણ વધારે આપત્તિમાં પડેલો છે; આપણે બન્ને આપત્તિમાં પડેલા છીએ માટે ઉતાવળે આપણે બેની સંધિ કરવી જોઇએ[૬૯]. હે વિભો ! હું જે સમયે જે કરવું ઘટે તે કાર્ય કરીશ. હું, જ્યારે સંકટમાંથી નિર્મુક્ત થઇશ ત્યારે ત્હારો કરેલો ઉપકાર નાશ કરીશ નહિ[૭૦]. મેં, માન છોડી દીધું છે તથા હું ત્હારો ભક્ત છું એટલે ત્હારા ઉપર પ્રીતિ રાખનારો છું. વળી હું ત્હારો શિષ્ય છું એટલે તું જેમ ઉપદેશ કરીશ, તેમ હું વર્તીશ. વળી ત્હારો હિતકર્તા અને ત્હારી આજ્ઞામાં રહેનારો છું. હું ત્હારા શરણે આવેલો છું"[૭૧]. એ સાંભળીને અર્થને જાણનારા પલિત ઉંદરે, પોતાના વશમાં આવેલા તે બિલાડાને નીતિશાસ્ત્ર પુરઃસર અને હિતકારક વચન કહ્યું કે[૭૨]. "તું જે કહે છે તે ઉદાર વચન છે; ત્હારા સરખો બળવાન એમ કહે એમાં આશ્ચર્ય નથી. મેં હિતના અર્થે જે માર્ગનો નિશ્ચય કર્યો છે, તે હું તને કહું છું તે સાંભળ[૭૩]. !! હું ત્હારી તળે ભરાઇને બેસીશ. કેમ કે, નોળીઆથી મને મોટો ભય છે, માટે હે મિત્ર ! મ્હારૂં તું રક્ષણ કર !! અને મ્હારો વધ કરીશ નહિ; હું ત્હારૂં રક્ષણ કરવાને શક્તિમાન છું[૭૪]. વળી પેલા ઘૂવડથી પણ તું મ્હારૂં રક્ષણ કર !! કેમ કે, તે અધમ મને ખાઇ જવાને ઇચ્છે છે, હું ત્હારા પાશને કાપી નાંખીશ. હે મિત્ર ! હું તને સત્યના સોગંદ ખાઈને કહું છું"[૭૫]. લોમશ બિલાડાએ, તેનું વચન યથાવત્ યુક્ત તથા અર્થવાળું સાંભળીને પલિત ઉંદર સામું હર્ષથી જોયું અને તેનો સત્કાર કરીને, તેને આદર આપ્યો તથા પોતાની પાસે બેસાડ્યો. તે પલિતનો સત્કાર કરીને મિત્રભાવમાં સ્થિર થયેલો ધીર બિલાડો, વિચાર કરીને

ઉતાવળે બોલ્યો કે[76.77], "તું ઉતાવળે આવ !! ત્હારૂં ભલું થાઓ !! તું મ્હારો પ્રાણસમાન મિત્ર છે. હે બુદ્ધિમાન ! ત્હારી કૃપાથીજ વિશેષે કરીને હું જીવન પામીશ[78]. હે નાથ ! એમ કર્યા પછી મ્હારાથી ત્હારી જે સેવા બની શકે તેવી હોય, તે કરવાની તું મને આજ્ઞા આપ !! તે હું કરીશ. હે મિત્ર ! આપણ બન્નેમાં સંધિ થાઓ[79]. આ સંકટમાંથી હું મુક્ત થઈને મ્હારા મિત્ર સમુદાય તથા બાંધવોસહિત ત્હારાં સર્વે પ્રિય તથા હિતકારક કાર્ય કરીશ[80]. હે સૌમ્ય! આ સંકટમાંથી હું મુક્ત થઇશ ત્યારે ત્હારી પ્રીતિ સંપાદન કરીશ અને મ્હારી ઉપર પ્રીતિ કરનારનો સત્કાર પણ કરીશ[81]. જે પુરૂષ ઉપકાર કર્યા પછી ગમે તેટલો પ્રત્યુપકાર કરે તોપણ, પ્રથમ ઉપકાર કરનારના જેવો શોભતો નથી; કેમ કે, જે પ્રત્યુપકાર કરે છે તે કરેલા ઉપકારના બદલામાં કરે છે, પણ જે પ્રથમ ઉપકાર કરે છે, તે તો નિષ્કારણજ કરે છે"[82]. ભીષ્મ કહે છેઃ–પછી તે મૂષિક, પોતાના સ્વાર્થનું તે બિલાડાને સમજાવીને, પોતાનો અપરાધ કરનારા તે બિલાડાની છાતી નીચે ભરાઇને બેઠો[83]. તે નીતિને જાણનાર મૂષિક, એ પ્રમાણે બિલાડાથી આશ્વાસન પામીને, જેમ બાળક માતા–પિતાની છાતિ ઉપર સૂઈ રહે, તેમ વિશ્વાસ પામીને તે બિલાડાની છાતી ઉપર સૂઇ ગયો[84]. ત્યારે નોળીઓ તથા ઘૂવડ બન્ને, માર્જારના અંગ ઉપર ઉંદરને લીન થયેલો જોઇને નિરાશ થયા[85]. હાથ આવેલા શિકારને આળસથી જવા દેનાર, દૃઢ આળસુ તથા અત્યંત ત્રાસ પામેલા તે બન્ને જણ, તે બે જણની પરમ પ્રીતિને જોઇને મોટા વિસ્મય પામ્યા[86]. તે બન્ને બળવાન, બુદ્ધિવાળા, સારા આચારણવાળા અને પાસે આવેલા હતા, તેમ છતાં પણ તેઓ, ઉંદર અને બિલાડાની સંધિરૂપ સારી નીતિ હોવાથી, બળાત્કારે તેઓના ઉપર ધસારો કરવાને અશક્ત થયા[87]. કાર્યના અર્થે જેઓએ સંધિ કરી છે એવા માર્જાર તથા ઉંદરને જોઇને ઘૂવડ તથા નોળીઓ શીઘ્ર પોતપોતાના ઠેકાણે ગયા[88]. હે રાજન્ ! પછી માર્જારના અંગની નીચે લીન થયેલો તથા દેશ–કાળને જાણનારો પલિત ઉંદર, માર્જારને છૂટો કરવાના વખતની અપેક્ષા કરતો કરતો, ધીમે ધીમે, તેના પાશને કાપવા લાગ્યો[89]. પછી પાશબંધનથી કલેશ પામેલો અને ત્વરાથી પોતાને પાશમાંથી મુક્ત થયેલો જોવાને ઇચ્છનાર માર્જાર, પોતાના પાશને ધીમે ધીમે કાપનાર અને ત્વરા ન કરનાર ઉંદરને જોઇને, "પલિત પાશ કાપવામાં ઉતાવળ નથી કરતો" એમ જાણીને ઉંદરને પ્રેરણા કરવા લાગ્યો[90.91]. "હે સૌમ્ય ! તું કેમ અતિશય ઉતાવળ કરતો નથી ? શું તું પોતાનો અર્થ થયા પછી મ્હારી અવગણના કરે છે ? હે શત્રુઓનો નાશ કરનાર ! ચાંડાળ આવી પહોંચે, ત્યાર પેહેલાં તું પાશનું છેદન કર !!"[92] એ પ્રમાણે ઉતાવળ કરનારા બિલાડાનું વચન સાંભળીને બુદ્ધિશાળી પલિતે, અપકવ બુદ્ધિવાળા તે બિલાડાને પથ્ય અને આત્મહિતકારક વચન કહ્યું કે, "હે સૌમ્ય ! તું છાનો રહે; ત્હારે ઉતાવળ કરવી નહિ કે, ગભરાવું પણ નહિ. આ સ્થળમાં અમેજ સમય જાણનાર છીએ, માટે સમયને જવા દેનાર નથી[93.94]. સમય મળ્યા સિવાય, કોઈ કૃત્યનો આરંભ કરવો હોય, તો તેથી તેના કર્તાનો કોઈ અર્થ સિદ્ધ થતો નથી; તેજ કૃત્ય સમય આવ્યાથી આરંભ્યું હોય, તો તેથી મોટો અર્થ સિદ્ધ થાય છે[95]. જો સમય આવ્યા વિના હું, તને છોડી દઉં તો, મને ત્હારાથીજ ભય થાય; માટે તું સમયની પ્રતીક્ષા કર !! હે સખે ! તું આમ ઉતાવળ શું કરે છે ?[96]. હું જે વખતે ચાંડાળને હાથમાં હથિયાર લઇને આવતો દેખીશ, તે વખતે તને અને મને એક સરખો ભય પ્રાપ્ત થશે; તે વખતે હું, ત્હારા પાશને કાપી નાખીશ[97]. એટલે મેં તને છોડયો કે, તરત તું વૃક્ષ ઉપર ચઢી જશે !! અને તે વખતે તું જીવિત રક્ષણ કરવા કરતાં બીજું કાંઈ

કૃત્ય કરવાનો નથી[૯૮]. હે લોમશ! જ્યારે તું ત્રાસ અને ભય પામીને અહીંથી દૂર નાસી જઇશ, ત્યારે હું દરમાં પેસી જઇશ અને તું વૃક્ષ શાખા ઉપર જતો રહીશ!!"[૯૯]. એ પ્રમાણે ઉંદરે, વાક્યના તત્વને જાણનાર, મોટી બુદ્ધિવાળા તથા જીવિતના અર્થવાળા માર્જારને હિતનું વચન કહ્યું[૧૦૦]. તે સાંભળીને પોતાના કૃત્યમાં ત્વરાવાળો લોમશ બિલાડો, રૂડી રીતે વાર લગાડનારા ઉંદરને વિનયપૂર્વક કહેવા લાગ્યો કેઃ "સાધુ પુરૂષો, મિત્રનાં કાર્ય આવી રીતે કરતા નથી; જેમ મેં, તને પ્રીતિવડે સંકટમાંથી જલદી મુક્ત કર્યો, તેમ ત્હારે પણ જલદી મ્હારૂં હિત કરવું ઘટે છે. માટે હે મોટી બુદ્ધિવાળા! તું મેહેનત કર!! કે, જેથી આપણ બન્ને જણનું રક્ષણ થાય[૧૦૧-૧૦૩]. અથવા પૂર્વનું વૈર સંભારીને, તું જો કાળક્ષેપ કરતો હોય, તો હે દુષ્કૃત કર્મવાળા! ત્હારા આયુષ્યનો પણ ક્ષય થઈ ગયો છે, એમ સ્પષ્ટ જાણજે[૧૦૪]. જો મેં, પૂર્વે અજ્ઞાનથી ત્હારૂં કાંઇ અનિષ્ટ કર્યું હોય તો ત્હારે આ વખતે તે મનમાં આણવું ઘટતું નથી; હું ત્હારી ક્ષમા માગું છું માટે તું મ્હારાપર પ્રસન્ન થા!!"[૧૦૫]. એ પ્રમાણે બોલતા માર્જાર પ્રત્યે બુદ્ધિમાન અને શાસ્ત્રના જ્ઞાનવાળા ઉંદરે, આ પ્રમાણે ઉત્તમ વચન કહ્યું કે "હે માર્જાર! તેં, પોતાના અર્થનો આદર કરીને જે વચન મને કહ્યું છે તે, મેં સાંભળ્યું તેમજ મેં પોતાના અર્થનો આદર કરીને જે વચન તને કહ્યું છે તે, તું પણ જાણે છે[૧૦૬-૧૦૭]. જે મિત્રને ભીતિવાળાની પેઠે રહીને સાધ્ય કરવો હોય અથવા જે મિત્રથી ભય થવાની આશંકા રહેતી હોય તેથી, જેમ સાપના મુખથી હાથનું રક્ષણ કરવામાં આવે છે તેમ, સારી રીતે રક્ષણ કરવું ઘટે છે[૧૦૮]. જે પુરૂષ, બળવાનની સાથે સંધિ કરીને પોતાનું રક્ષણ કરતો નથી તે પુરૂષને તે સંધિ, અપથ્ય પદાર્થનું ભોજન કર્યું હોય તેમ અર્થસિદ્ધિને આપતી નથી[૧૦૯]. કોઇ, કોઇનો મિત્ર નથી કે, કોઇ, કોઇનો શત્રુ નથી. મિત્રો અને શત્રુઓ અર્થના* હેતુથી બંધાય છે-ઉપજે છે[૧૧૦]. જેમ મોટા હાથીઓથી વનના હાથીઓ બંધાય છે, તેમ અર્થવડે અર્થ બંધાય છે. કાર્ય કરી ચૂકયા પછી કોઈ, તેના કર્ત્તાની દરકાર રાખતું નથી[૧૧૧]. એટલા માટે સર્વ કાર્ય અવશેષ રાખીને કરવાં. તે સમયે તું પણ સૂર્યના પ્રકાશથી ભયયુક્ત થઇને નાસવાનેજ તૈયાર થઈ રહ્યા હોઇશ, તેથી મને પકડી લેવાને શક્તિમાન થવાનો નથી; મેં, પાશના કેટલાક તંતુઓ કાપી નાખ્યા છે અને એક તંતુ બાકી રાખેલો છે, તેને પણ હું ઝટપટ કાપી નાખીશ; માટે હે લોમશ! નિરાંત રાખ!!" એ પ્રમાણે સંકટમાં પડેલા તે બે જણ વાતચિત કરે છે, એવામાં રાત્રિ પૂરી થઈ અને લોમશના મનમાં ભય ઉત્પન્ન થયું. પછી પ્રભાત સમયે વિકૃત વેષવાળો, કાળો, માંજરો, સ્થૂળ નિતંબવાળો, બેડોળ આકૃતિવાળો, રૂક્ષ, કૂતરાંના ટોળાંથી વીંટાયલો, શંકુના જેવા કાનવાળો, મોટા મુખવાળો, મલિન, ભયાનક દેખાવવાળો તથા જેણે હાથમાં હથિયાર ઝાલેલું છે એવો "પરિઘ" નામે ચાંડાળ તેઓના જોવામાં આવ્યો. તેને યમના દૂત સરખો જોઇને, ત્રાસ પામેલા નેત્રવાળો બિલાડો, ભય પામીને બોલ્યો કેઃ "હવે તું શું કરીશ?" એ વખતે પેલો નોળીઓ અને ઘૂવડ કે, જે દૂર બેસી રહ્યા હતા તે પણ બિહામણી સેનાસહિત પેલા ચાંડાળને જોઇને તથા ભયથી ત્રાસ પામીને પોતાની કાર્યસિદ્ધિના માટે છેક નિરાશ થયા. તે બન્ને બળવાન બુદ્ધિમાન અને સાથે મળીને આવેલા હતા, પણ તેની ઉત્તમ નીતિવડે બળાત્કારે તેનાપર ધર્ષણા કરવાને અશક્ય થયેલા હતા. પોતાના કાર્યના અર્થે જેઓએ સંધિ કરી છે એવા બિલાડાને તથા ઉંદરને જોઇને, ઘૂવડ અને નોળીઓ પોતપોતાને ઠેકાણે ગયા. પછી ઉંદરે બાકી રહેલો બિલાડાનો પાશ કાપી નાખ્યો[૧૧૨-૧૨૧]. બિલાડો, તે ઘોર શત્રુથી

* અત્રે "અર્થ" શબ્દથી સર્વત્ર "સ્વાર્થ" સમજવો. સંશોધક.

મુક્ત થયો કે, તુરત વેગથી તેજ વૃક્ષ ઉપર ચઢી ગયો[૧૨૨]. પલિત ઉંદર પોતાના દરમાં પેસી ગયો અને લોમશ બિલાડો ડાળ ઉપર જઇને બેઠો. પછી તે ચાંડાળે, તે પાશને સર્વ દિશામાં જોયું, પણ તે ક્ષણે તેમાં કોઈ પ્રાણીને સપડાયલું ન જોઇને નિરાશ થયો તથા તે જગ્યોએથી દૂર ચાલી નીકળ્યો. હે ભરતશ્રેષ્ઠ ! પછી તે ચાંડાળ પોતાના ઘેર ગયો[૧૨૩,૧૨૪]. પછી ભયમાંથી મુક્ત થયેલો લોમશ, દુર્લભ જીવિતને પામીને વૃક્ષની ટોચ ઉપર રહીને, દરમાં પેઠેલા પલિતને કહેવા લાગ્યો કે, "હું ત્હારી સાથે કાંઈ સંભાષણ કર્યા વિના એકાએક કૂદીને વૃક્ષ ઉપર જતો રહ્યોછું; પણ ખારૂં, તું મને કૃતઘ્ન તો જાણે છે કે, કેમ ? અથવા મ્હારી કૃતજ્ઞતા વિષે તને સંશય તો નથી ?[૧૨૫,૧૨૬]. હે મિત્ર ! મ્હારો વિશ્વાસ કર્યા પછી અને મને જીવિતદાન આપ્યા પછી સુખભોગ સમયે તું મ્હારી પાસે કેમ આવતો નથી ?[૧૨૭]. જે પુરૂષ, પ્રથમ મિત્રતા કરીને પછી મિત્રતાની સ્થિતિમાં તત્પર રહેતો નથી તે દુર્મતિ પુરૂષને મહા કષ્ટતર સંકટમાં પણ મિત્ર મળતો નથી[૧૨૮]. હે મિત્ર ! તેં પોતાના સામર્થ્યથી મ્હારો સત્કાર કરેલો છે, માટે હવે હું ત્હારો મિત્ર થયેલો છું તેથી મ્હારી સાથે મિત્રતાથી વર્તવું તને યોગ્ય છે[૧૨૯]. જે મ્હારા મિત્રો છે તથા જે સંબંધી અને બાંધવો છે તે સર્વ, શિષ્ય જેમ પ્રિય ગુરૂનું પૂજન કરે તેમ, ત્હારૂં પૂજન કરશે[૧૩૦]. અને હું પણ મિત્રસમુદાય અને બાંધવોસહિત ત્હારૂં પૂજન કરીશ; પોતાને જીવિતદાન આપનારનું કયો કૃતજ્ઞ પુરૂષ, પૂજન નહિ કરે ?[૧૩૧]. મ્હારૂં શરીર, મ્હારૂં ઘર અને મ્હારા સર્વ અર્થનો તું સ્વામી થા ! ! તથા મ્હારો ઉપદેશક પણ તું છે[૧૩૨]. હે બુદ્ધિમાન ! તું મ્હારો અમાત્ય થા ! ! અને પિતાની પેઠે, મને શિક્ષા આપ ! ! હું મ્હારા જીવિતના સોગંદ ખાઇને કહું છું, તને અમારા કોઇથી ભય ઉપજવાનો નથી[૧૩૩]. બુદ્ધિવડે તું શુક્રાચાર્યની સમાન છે અને અમે બળવાળા છીએ; પણ આજ તેં, મને જીવિતદાન આપ્યું માટે તું મંત્રના બળથી યુક્ત છે, એમ હું જાણું છું"[૧૩૪]. એ પ્રકારે બિલાડાએ ઉત્તમ સાંત્વ વચન ઉંદરને કહ્યાં, તે સાંભળીને શત્રુના મંત્રને જાણનાર ઉંદર, પોતાનું હિત કરનારૂં મધુર વચન બોલ્યો, કે "હે લોમશ ! તું જે કહે છે, તે સર્વ મેં ત્હારાથી સાંભળ્યું હવે ત્હારે મ્હારૂં પણ વચન સાંભળવું ઘટે છે; મને જે સમજાય છે તે હું તને કહું છું[૧૩૫,૧૩૬]. મિત્રને તેમજ શત્રુને ઓળખવા; એજ કામ આ લોકમાં અતિશય સૂક્ષ્મ છે, એમ બુદ્ધિમાન પુરૂષોનું માનવું છે[૧૩૭]. કેટલાક શત્રુ સરખા દેખાય છે પણ મિત્ર હોય છે અને કેટલાક મિત્ર સરખા દેખાય છે પણ શત્રુ હોય છે; કેમ કે, તેઓની સાથે સંધિ કર્યા છતાં પણ કામ અને ક્રોધના વશમાં પડેલા તેઓ સમજતા નથી[૧૩૮]. કોઈ, શત્રુ પણ નથી અને કોઈ, મિત્ર પણ નથી; સામર્થ્યના યોગથી મિત્ર અને શત્રુઓ ઉત્પન્ન થાય છે[૧૩૯]. જે, જેના ઉપર પોતાના અર્થને લીધે જીવે છે અને જે પીડા જુએ છે એટલે તેના ઉપર નિર્વાહ કરતો નથી તે તેનો મિત્ર કહેવાય છે; પણ જ્યાં સુધી સ્વાર્થનો વિપર્યય થયો નથી, ત્યાં સુધીજ તે મિત્ર કહેવાય છે[૧૪૦]. મૈત્રી સદૈવ સ્થિર રહેતી નથી, તેમ શત્રુતા પણ સદાકાળ સ્થિર રહેતી નથી; મિત્ર અને શત્રુઓ અર્થના યોગથી થાય છે[૧૪૧]. કોઈક સમય એવો ફરી જાય કે, તે વખતે મિત્ર હોય તેજ શત્રુ થઇ પડે છે તથા શત્રુ હોય તે મિત્ર થઇ પડે છે. માટે સ્વાર્થજ બળવાન છે[૧૪૨]. જે પુરૂષ, અર્થની યુક્તિને જાણ્યા સિવાય મિત્રો ઉપર વિશ્વાસ કરે છે અને શત્રુઓ ઉપર વિશ્વાસ કરતો નથી અથવા જે પ્રીતિથી તેઓને પ્રણામ કરે છે, તે પુરૂષની મિત્ર અને શત્રુના વિષે બુદ્ધિ ચલિત થઇ છે, એમ જાણવું. જે, વિશ્વાસ રાખતો ન હોય, તેના ઉપર વિશ્વાસ કરવો નહિ અને જે વિશ્વાસ રાખતો હોય તેના ઉપર પણ વિશ્વાસ કરવો નહિ; કેમ કે, વિશ્વાસથી જે ભય ઉત્પન્ન થાય

છે, તે મળ સુદ્ધાં કાપે છે[૧૪૩,૧૪૪]. અર્થના પ્રયોજનથી પિતા, માતા, પુત્રો, મામા, ભાણેજ, સંબંધી અને બાંધવો થાય છે. અર્થનાજ માટે માતા–પિતા, પોતાના પ્રિય પુત્રને પતિત થયેલો જોઇને તજે છે તથા લોકો, આત્માનું (પોતાનું) રક્ષણ કરે છે; સ્વાર્થનું બળતો જૂઓ![૧૪૫,૧૪૬]. હે બુદ્ધિમાન! ત્હારા અને મ્હારા ઉપકારની નિષ્કૃતિ તો સામાન્યજ છે; હવે તું પાશમાંથી પોતાની મુક્તિ થયા પછી પોતાના જે શત્રુને શોધે છે, તે ત્હારા પોતાના સુખના ઉપાયને માટેજ, એમાં સંશય નથી[૧૪૭]. વડ ઉપરથી ઉતરેલા તેં, આજ સ્થળમાં પ્રથમથી મૂકી રાખેલા ફાંદાને ચપળપણાથી જાણ્યો નહિ. ચપળ પુરૂષ, પોતાનુંજ હિત કરી શકતો નથી તો બીજાનું ક્યાંથી કરી શકે?[૧૪૮,૧૪૯]. એટલા માટે જે ચપળ હોય છે તે સર્વ કાર્યનો નાશ કરે છે, એ નિઃસંશય જાણવું. હે મિત્ર! તું મને જે મધુર વચન કહે છે કે, ‘તું મ્હારો પ્રિય છે ઈ૦’ તેનું સર્વ કારણ પણ વિસ્તારથી સાંભળ!! કારણથી પ્રિય થાય છે અને કારણથી અપ્રિય થાય છે[૧૫૦-૧૫૧]. આ જીવલોક સઘળો અર્થાર્થી છે, કોઇ, કોઇનો પ્રિય નથી. બે સગા ભાઇઓને અથવા સ્ત્રી–પુરૂષને જે પરસ્પર પ્રીતિ રહે છે તેમાં પણ કારણ હોય છે[૧૫૨]. કોઇની પણ પ્રીતિ નિષ્કારણ હોય છે, એમ હું જાણતો નથી. કોઇ કારણથી ભાઇઓ કોપ પામે છે અથવા કોઇક કારણથી ભાર્યા કોપ પામે છે; પણ જેમ સ્વભાવવડે તેઓ પુનઃ પ્રસન્ન થાય છે, તેમ બીજા લોકો પ્રસન્ન થતા નથી. કોઇક મનુષ્ય દાનવડે પ્રિય થાય છે, કોઈ મનુષ્ય પ્રિય વાણીવડે પ્રિય થાય છે અને કોઈ મંત્ર, હોમ અને જપવડે પ્રસન્ન થાય છે. પણ સર્વ કોઈ કાર્યના અર્થેજ પ્રિય થાય છે. આપણા બેની વચ્ચે જે પ્રીતિ ઉત્પન્ન થઈ તેનું પણ કારણ હતું; તેમ પ્રથમ પ્રીતિ નહોતી, તેનું પણ કારણ હતું[૧૫૩-૧૫૫]. પ્રીતિ કારણથી ઉત્પન્ન થાય છે અને તે કારણ જ્યારે નિવૃત્ત થાય છે, ત્યારે પ્રીતિ પણ નિવૃત્ત થાય છે. માટે હું તને પ્રિય જણાઉં છું તેનું પણ કારણ છે, એમ મ્હારા માનવામાં છે[૧૫૬]. મને ખાઈ જવા સિવાય ત્હારે મ્હારા ઉપર પ્રીતિ કરવાનું બીજું હવે શું કારણ છે? તે પણ અમે જાણીએ છીએ. સમય હેતુમાં ફેરફાર કરે છે અને તે હેતુને સ્વાર્થ અનુસરે છે[૧૫૭]. તે સ્વાર્થને ડાહ્યા પુરૂષ સમજે છે તથા લોકો, તે ડાહ્યા પુરૂષને અનુસરે છે; માટે જ્ઞાતા તથા સ્વાર્થ સમજવામાં પંડિત એવા મ્હારા સરખાને ત્હારે એવું વચન કહેવું નહિ[૧૫૮]. હવે આ સમય આપણો સ્નેહ કરવાનો નથી, એમ છતાં ત્હારા સરખો બળવાન પુરૂષ મ્હારી સાથે કુસમયે જે સ્નેહ કરવા આવે છે, તેનો હેતુ એજ (પૂર્વોક્ત) છે. એટલા માટે જો કે, આ લોકમાં સંધિ અને વિગ્રહ ચળ છે, તથાપિ સ્વાર્થથી તે સ્થિર થાય છે[૧૫૯]. તે સંધિ–વિગ્રહ, જેમ મેઘનાં વાદળાં ક્ષણે ક્ષણે પોતાના આકારને બદલે છે, તેમ ક્ષણે ક્ષણે વિકાર પામે છે. તું મ્હારો શત્રુ હતો, તે આજ મિત્ર થયો; તથા આજેજ પુનઃ શત્રુ થઈશ, તું યુક્તિની ચપળતાને જો!! જ્યાં સુધી આપણો સ્વાર્થ હતો, ત્યાંસુધી આપણ બન્નેની મૈત્રી હતી[૧૬૦-૧૬૧]. કાળયુક્ત સ્વાર્થ નાશ થયો તેની સાથે મૈત્રી પણ નાશ પામી ગઈ, તું મ્હારો જાતિથી શત્રુ છે, પણ સામર્થ્યના યોગથી મિત્ર થયો હતો, માટે તે કૃત્ય સંપૂર્ણ થયું એટલે ત્હારી મૂળ પ્રકૃતિ પ્રમાણે તું પુનઃ મ્હારો શત્રુ થયો. એ રીતે શાસ્ત્રના તત્વને જાણનારો હું ત્હારા પાશમાં શી રીતે પ્રવેશ કરૂં વારૂ? તે મને કહે!! ત્હારા સામર્થ્યથી હું મુક્ત થયો છું તેજ પ્રમાણે મ્હારા સામર્થ્યથી તું મુક્ત થયો છે[૧૬૨-૧૬૪]. એક બીજા ઉપરનો અનુગ્રહ થઈ ગયો છે, માટે હવે પુનઃ સમાગમ બને નહિ. હે સૌમ્ય! હવે ત્હારો અને મ્હારો અર્થ સિદ્ધ થઈ ગયો છે[૧૬૫]. માટે હવે મને ખાઇ જવા કરતાં બીજું કાંઈ ત્હારે મ્હારૂં કામ નથી. હું ત્હારૂં ભોજન છું અને તું

મ્હારો ભોક્તા છે. હું દુર્બળ છું અને તું બળવાન છે. આપણા બન્નેનો સ્વભાવ જૂદો છે તથા બળ પણ વિષમ છે તેથી આપણી સંધિ થાય નહિ. તું મુક્ત થયા પછી* ભક્ષ્યની પ્રશંસા કરે છે તથા તે ભક્ષ્ય તને સુખેથી પ્રાપ્ત થાય, તેમ ઇચ્છે છે; માટે ત્હારી એ બુદ્ધિને હું જાણું છું. તું પાશમાંથી મુક્ત થઇને ક્ષુધાવડે પીડિત થયેલો છે અને ભોજનની શોધમાં છે. માટે તું શાસ્ત્રથી ઉપજેલી મતિને ધારણ કરીને આજ મ્હારૂં ભક્ષણ કરી શકે. તું ભુખ્યો છું, તે હું જાણું છું, તેમ આ ત્હારો આહારનો સમય છે, તેને પણ હું જાણું છું[૧૬૬-૧૬૯]. માટે તું મ્હારી સાથે મિત્રતા કરીને પોતાનું ભક્ષ્ય શોધે છે. ત્હારા પુત્ર અને સ્ત્રી વગેરે કુટુંબની મધ્યે રહેલો તું, મ્હારી સાથે જે સંધિ કરવાને ઇચ્છે છે તથા મ્હારી સેવા કરવાનો જે યત્ન કરે છે, હે મિત્ર ! તે સર્વ મ્હારે સહન કરવા યોગ્ય નથી. ત્હારી સાથે મને દેખીને, ત્હારી પ્રિય સ્ત્રી તથા પ્રિય પુત્રો હર્ષ પામીને અને ત્હારા ઉપર અતિશય સ્નેહ બતાવીને મને શા માટે ન ખાઇ જાય ? માટે હું ત્હારી પાસે આવવાનો નથી; કેમ કે, ત્હારો સમાગમ કરવાનો પ્રબળ હેતુ હોવો જોઇએ[૧૭૦-૧૭૨]. માટે જો તને મ્હારા ઉપકારનું સ્મરણ થતું હોય તો, સ્વસ્થ થઇને મ્હારા કલ્યાણનું ચિંતવન કર !! અનાર્ય થઇ ગયેલા, ક્લેશ પામેલા, ક્ષુધાતુર અને ભક્ષ્ય શોધતા એવા શત્રુના દેશમાં (સ્વાધીનમાં) કયો ડાહ્યો પુરૂષ જાય ? ત્હારૂં કલ્યાણ થાઓ !! હવે હું જાઉં છું; દૂર રહીને પણ મને ત્હારાથી ત્રાસ ઉપજે છે[૧૭૩,૧૭૪]. વિશ્વાસ રાખીને રહેનારો હોય અથવા પ્રમાદવાળો હોય, તેણે તો એટલુંજ કરવું કે, કદાપિ બળવાનના સમાગમમાં રહેવું નહિ; કારણ કે, તે સમાગમ હિતકર નથી[૧૭૫]. હે લોમશ ! હવે તું નિવૃત્તિ પામ !! હું ત્હારી સાથે આવવાનો નથી; જો તું મ્હારા ઉપકારને જાણતો હોય તો, મિત્રતાનાં કાર્યોજ કરજે !! એટલે બહુ છે[૧૭૬]. બળવાન અને પાપી પુરૂષ, યદ્યપિ શાંત હોય; તોપણ તેથી મ્હારે ભય રાખવો ઘટે છે. જો ત્હારો સ્વાર્થ ન કરવો હોય (મને ખાઇ ન જવો હોય) તો, તું મને કહે કે, ત્હારા અર્થે હું શું કૃત્ય કરૂં ?[૧૭૭]. ભલે, હું તને મિત્ર જાણીને બધુંય આપી દઇશ, પણ મ્હારો આત્મા આપીશ નહિ. પોતાના આત્માના અર્થે સંતતિ, રાજ્ય, રત્ન, ધન, એ સર્વ તજવાં[૧૭૮]. ભલે સર્વસ્વ જાય, તો જવા દેવું પણ પોતાના આત્માનું રક્ષણ કરવું. જેઓ ઐશ્વર્ય, ધન અને રત્નો પ્રાપ્ત કરીને મિત્રને આપે છે, તેઓ જો જીવતા હોય છે તો, તેઓએ પુનઃ તે સર્વ પ્રાપ્ત થયેલું જોયું છે, એમ અમે સાંભળ્યું છે; પણ ધન અને રત્નની પેઠે, પોતાના દેહનું અર્પણ કરવું યોગ્ય નથી[૧૭૯,૧૮૦]. સ્ત્રી અને ધનનો વ્યય કરીને પણ આત્માનું નિરંતર રક્ષણ કરવું. જે પુરૂષો, આત્માનું રક્ષણ કરવાની યોજનામાં રહે છે તથા સારી રીતે પરીક્ષા કર્યા પછી હરકોઇ કર્મ કરે છે, તેવા પુરૂષોને પોતાના દોષથી ઉપજેલી આપદાઓ પ્રાપ્ત થતી નથી. જે દુર્બળ પુરૂષો પોતાના બળવાન શત્રુને સારી રીતે ઓળખે છે તેઓની બુદ્ધિ શાસ્ત્રના અર્થથી નિશ્ચયવાળી થઇને ચલિત થતી નથી." એ પ્રમાણે સ્પષ્ટ રીતે પલિત ઉંદરે ધિઃકારી કાઢેલો બિલાડો લજ્જા પામીને ઉંદર પ્રત્યે આવું વચન બોલ્યો[૧૮૧-૧૮૪]. લોમશ કહે છેઃ—"હે મિત્ર ! હું ત્હારા સમ ખાઈ સત્ય કહું છું કે, મિત્રદ્રોહ બહુ નિંદા કરવા યોગ્ય છે. તું જે મ્હારા હિતમાં પ્રીતિવાળો છે, તે હું ત્હારી બુદ્ધિને માન આપું છું[૧૮૫]. તું મ્હારા ઉપર ભેદ બુદ્ધિથી જે બોલ્યો છે, તે અર્થવાળું છે, પણ હે સાધુ ! મને ત્હારે એવી ભેદ બુદ્ધિથી જોવો ઘટતો નથી[૧૮૬]. તેં, મને પ્રાણનું દાન કર્યું છે તેથી મ્હારા મનમાં પ્રીતિ ઉત્પન્ન થયેલી છે. હું ધર્મને જાણનારો, ગુણને જાણનારો અને વિશેષે કરીને કૃતજ્ઞ છું[૧૮૭]. તથા

* હવે તે કારણનું સ્પષ્ટીકરણ કરે છે.

મિત્રોમાં પ્રીતિવાળો અને ત્હારો ભક્ત છું માટે હે સાધુ ! મ્હારા વિષે ત્હારે મિત્રબુદ્ધિથી વર્તવું ઘટે છે[૧૮૮]. ત્હારાં વચન માત્રથી હું, બાંધવોસહિત મ્હારા પ્રાણ ત્યાગ કરીશ. પંડિતોએ, મ્હારા સરખા મનસ્વી પુરૂષોમાં વિશ્વાસનું સ્થળ જોયેલું છે[૧૮૯]. હે ધર્મના તત્વને જાણનાર ! જો એમ છે તોપછી ત્હારી મિત્રતા કરીને શોક પામવા જેવું નથી." એ પ્રમાણે બિલાડાએ સ્તુતિ કરી, તોપણ ગંભીર ભાવવાળો ઉંદર ચલિત થયો નહિ અને મનમાં વિચાર કરીને બિલાડાને કહેવા લાગ્યો કેઃ-" હું સાધુ પુરૂષ છું, એમ તેં જે મને કહ્યું તે મેં બરાબર સાંભળ્યું, પણ હું અપ્રિય વસ્તુ ઉપર વિશ્વાસ રાખતો નથી. મ્હારી સ્તુતિ કરવાવડે અથવા ધનના ઢગલા આપવાવડે પણ તું મને પુનઃ વશ કરી શકે એમ નથી. હે સખે ! પંડિત પુરૂષો કારણ વિના પોતાના શત્રુના વશમાં જઈ પડતા નથી[૧૯૦,૧૯૨]. એ સંબંધી શુક્રાચાર્યે બે શ્લોક કહ્યા છે, તે તું સાંભળ !! "જે કાર્ય એવું હોય તેમાં એક કરતાં વધારે શત્રુઓ હોય અને તે સર્વે એકજ પ્રકારનો સ્વાર્થ સિદ્ધ કરવાને ઈચ્છતા હોય, ત્યારે તેમાંથી જે બળવાન હોય તેની સાથે સંધિ કરીને અને સાવધાન થઈને યુક્તિવડે વર્તવું તથા પોતાનો અર્થ થઈ રહ્યો એટલે તેનો વિશ્વાસ કરવો નહિ. જે પોતાના ઉપર વિશ્વાસ રાખતો ન હોય તેના ઉપર વિશ્વાસ કરવો નહિ, તેમ જે વિશ્વાસ રાખતો હોય તેના ઉપર પણ અતિશય વિશ્વાસ રાખવો નહિ. નિરંતર બીજા પુરૂષોનો પોતાપર વિશ્વાસ ઉત્પન્ન કરવો; પણ શત્રુઓ ઉપર તો કોઇ કાળે પણ વિશ્વાસ રાખવો નહિ. માટે સર્વે અવસ્થાઓમાં પોતાના જીવિતનું રક્ષણ કરવું[૧૯૩-૧૯૫]. કેમ કે, દ્રવ્ય અને સંતતિ એ સર્વ જીવતાંને આવી મળે છે. વિશ્વાસ કોઇનો પણ ન કરવો એ ટુંકામાં સઘળું નીતિશાસ્ત્ર છે[૧૯૬]. માટે જે મનુષ્યોમાં અવિશ્વાસ રાખવાનો ગુણ છે, તે પોતાનું અત્યંત હિત કરી શકે છે. જેઓ વિશ્વાસ રાખતા નથી, તેઓ દુર્બળ હોય, તોપણ શત્રુઓના બંધનમાં આવી પડતા નથી અથવા શત્રુઓ તેનો વધ પણ કરી શકતા નથી[૧૯૭]. પરંતુ જેઓ વિશ્વાસ રાખીને રહેલા છે, તેઓ બળવાન છતાં દુર્બળથી માર્યા જાય છે. હે માર્જાર ! ત્હારા સરખાઓથી મ્હારે નિરંતર આત્માનું રક્ષણ કરવું ઘટે છે[૧૯૮]. અને તું પણ પાપજાતિ ચાંડાળથી ત્હારા આત્માનું રક્ષણ કર ! ! " એ પ્રમાણે તે બોલતો હતો તેવામાં બિલાડો અત્યંત ત્રાસથી ગભરાઇને અને ત્વરાયુક્ત થઇને તથા તે ડાળને છોડીને તત્કાળ વેગથી જતો રહ્યો. પછી શાસ્ત્રના અર્થના તત્વને જાણનારો પલિત ઉંદર પોતાની બુદ્ધિનું સામર્થ્ય તેને સંભળાવીને બીજા દરમાં ગયો. એ પ્રમાણે બુદ્ધિવાળા એક દુર્બળ પલિતે, પોતાની બુદ્ધિના સામર્થ્યથી મોટા બળવાળા ઘણા શત્રુઓની સાથે સંધાન કર્યું. માટે જે ડાહ્યો રાજા હોય, તેણે શત્રુઓમાં પણ જે સમર્થ હોય તેની સાથેજ સંધિ કરવી[૧૯૯-૨૦૨]. જેમ કે, ઉંદર અને બિલાડો, એ એક-બીજાનો આશ્રય કરવાથી સંકટમાંથી મુક્ત થયા. હે મહારાજ ! મેં, એ પ્રમાણે શાસ્ત્રના માર્ગથી ક્ષત્રિયધર્મ તને વિસ્તારથી કહ્યો. હવે હું તને સંક્ષેપે કહું; તે પણ સાંભળ ! ! બે જણે અરસપરસ વૈર કર્યું હોય તેઓની બુદ્ધિ જ્યારે એક-બીજા સાથે સંધિ કરવાની થાય ત્યારે તેઓ એક-બીજા સાથે ઉત્તમ પ્રીતિ કરે, તેમાં જે નિપુણ હોય તે રૂડે પ્રકારે બુદ્ધિનો આશ્રય કરીને સંધિ કરે છે[૨૦૩-૨૦૫]. અથવા પ્રમાદવડે મૂર્ખ પુરૂષો સાથે પણ ડાહ્યો પુરૂષ સંધિ કરે; પરંતુ તેણે ભય પામતાં છતાં ભય નથી પામતો, એમ દેખાડીને-તથા વિશ્વાસ ન રાખતાં છતાં વિશ્વાસ રાખું છું, એમ દેખાડીને વર્તવું જોઇએ. કેમ કે, એ પ્રમાણે જે સાવધ રહે છે, તે ચલાયમાન થતો નથી; પણ કદાચિત ચલિત થાય છે તો, તે વિનાશ પામે છે. હે રાજન્ ! સંધિ-વિગ્રહ શાસ્ત્રને જાણનાર પુરૂષો હમ્મેશાં

એમ કહે છે કે, સમય આવ્યે શત્રુની સાથે સંધિ કરવી તથા સમય આવ્યે મિત્રની સાથે વિગ્રહ કરવો. હે મહારાજ! એમ શાસ્ત્રના અર્થને સમજીને, બુદ્ધિની યોજના કરવામાં તત્પર રહીને તથા પ્રસન્ન રહીને પૂર્વે થયેલા ભયથી ભય પામેલાની પેઠે આચરવું. કોઈની પાસે જવું પડે તો ભય પામેલાની પેઠે જવું તથા સંધિ કરવી હોય તો તે પણ ભય પામેલાની પેઠે કરવી[૨૦૧-૨૦૯]. ભયથી તથા સાવધાન રહેવાથી બુદ્ધિ ઉપજે છે. હે રાજન્! ભય ન આવ્યા છતાં પણ જે ભય પામે છે, તેને ભય છેજ નહિ; પણ જે ભય નથી પામતો, તે વિશ્વાસ રાખીને રહે છે માટે તેના મનમાં અત્યંત મોટું ભય ઉત્પન્ન થાય છે. જે પુરૂષ નિરંતર નિર્ભય થઇને વર્તતો હોય, તેને રાજાએ કોઇ પણ પ્રકારે મંત્ર આપવો નહિ[૨૧૦,૨૧૧]. કેમ કે, તેના ન જાણવામાં આવે તેમ તેના મુખથી શત્રુઓના જાણવામાં આવી જશે. માટે ભય પામતાં છતાં ભય ન પામનારની પેઠે અને વિશ્વાસ ન રાખતાં છતાં વિશ્વાસ રાખનારની પેઠે વર્તવું તથા કાર્યની મહત્તા જોઇને કાંઇ અસત્ય વર્તન કરવું નહિ. હે યુધિષ્ઠિર! એ પ્રકારે એ ઇતિહાસ મેં તને કહ્યો[૨૧૨,૨૧૩]. તે સાંભળીને તું મિત્રમંડળમાં જેમ ઘટે તેમ આચરણ કર!! ઉત્તમ બુદ્ધિ ધારણ કરીને, શત્રુ તથા મિત્રનાં અંતર (છિદ્ર)ને જાણીને અને સંધિ-વિગ્રહના સમયે તેમાંથી મુક્ત થવાનો ઉપાય જાણીને નિરંતર વર્તવું. સઘળા શત્રુઓનું એક સામાન્ય કાર્ય હોય ત્યારે બળવાનની સાથે સંધિ કરીને તેના સમાગમમાં યુક્તિપૂર્વક વર્તવું તથા પોતાનો અર્થ સિદ્ધ થયો એટલે તેનો વિશ્વાસ કરવો નહિ. હે રાજન્! ધર્મ, અર્થ અને કામ, એ ત્રિવર્ગથી અવિરૂદ્ધ એવી આ નીતિ છે[૨૧૪,૨૧૬]. આ સાંભળીને તું પ્રજાનું રક્ષણ કરતાં આ નીતિનું આચરણ કરજે!! હે પાંડવ! બ્રાહ્મણોને સાથે લઇને ત્હારે દેશમાં ફરવા નીકળવું અથવા શત્રુ રાજા ઉપર ચઢાઈ કરવા જવું[૨૧૭]. હે ભારત! આ લોકમાં તથા પરલોકમાં બ્રાહ્મણ પરમ કલ્યાણરૂપ છે. હે પ્રભો! એઓ ધર્મના જાણનારા અને નિરંતર કૃતજ્ઞ હોય છે[૨૧૮]. હે રાજન્! એઓને પૂજવાથી ભલું થાય છે માટે તું એઓનું પૂજન કરજે!! હે રાજન્! તેથી તું રાજ્ય, પરમ કલ્યાણ, યશ, કીર્ત્તિ તથા યથાક્રમ અને યથાન્યાય કુળમાં સંતતિને પામીશ[૨૧૯,૨૨૦]. હે ભારત! એ શત્રુ રાજાઓની સંધિ અને વિગ્રહ આ અધ્યાયમાં રૂડે પ્રકારે કહેલો છે, તે વિશેષ બુદ્ધિ ઉત્પન્ન કરનારો છે; માટે હે રાજન્! રાજાએ યોગ્ય રીતે તે ઉપર લક્ષ્ય આપીને, શત્રુ મંડળમાં તેનું સર્વકાળ સેવન કરવું"[૨૨૧].

द्वयोरिमं भारत संधिविग्रहं सुभाषितं बुद्धिविशेषकारकम् ।
यथा त्ववेक्ष्य क्षितिपेन सर्वदा निषेवितव्यं नृप शत्रुमंडले ॥ २२१ ॥

इति श्रीमहाभारते शां० राज० आ० मार्जारमूषिकसंवादे गु० भा० अष्टमोऽध्यायः ॥ ८ ॥

## અધ્યાય ૯ મો—રાજા બ્રહ્મદત્ત અને એક ચકલીનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ उक्तो मंत्रो महाबाहो विश्वासो नास्ति श त्रु ॥
॥ कथं हि राजा वर्तेत यदि सर्वत्र नाश्वसेत् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—"હે મહાબાહો! રાજાએ શત્રુ ઉપર વિશ્વાસ રાખવો નહિ એ મંત્ર તમે કહ્યો, પણ જો રાજા સર્વત્ર વિશ્વાસ રાખે નહિ તો તેણે શી રીતે વર્તન કરવું[૧]. હે રાજન્! રાજાઓને વિશ્વાસથી મોટો ભય ઉપજે છે, એમ તમો કહો છો ત્યારે રાજા વિશ્વાસ કર્યા સિવાય શત્રુઓને શી રીતે જીતે[૨]. હે પિતામહ! વિશ્વાસ ન કરવો, એવી જે કથા

કહી તે સાંભળીને મ્હારી બુદ્ધિ મોહ પામે છે, માટે એ સંશયનું નિવારણ કરો ! !"[૩]. ભીષ્મ કહે છેઃ–"હે રાજન્ ! બ્રહ્મદત્ત રાજાના ઘરમાં બ્રહ્મદત્ત રાજા અને ચકલીનો સંવાદ થયો હતો, તે સાંભળ ! ![૪]. કાંપિલ્ય નગરમાં "બ્રહ્મદત્ત" નામે રાજા હતો. તેના અંતઃપુરમાં "પૂજની" નામે એક ચકલી ઘણા સમયથી રહેતી હતી[૫]. જેમ "જીવજીવક" નામનું પક્ષી, સર્વ મનુષ્યોના અસત્યને જાણે છે, તેમ તે ચકલી પણ સર્વના સત્ય–અસત્યને જાણુ-નારી હતી. તે પક્ષી જાતિમાં જન્મેલી હતી તોપણ સર્વજ્ઞ અને સર્વ તત્વને જાણનારી હતી[૬]. તેને એક સુંદર કાંતિવાળો પુત્ર જન્મ્યો હતો અને તેજ વખતે રાજાની રાણીને પણ પુત્ર જન્મ્યો હતો[૭]. હવે પેલી કૃતજ્ઞ ચકલી પૂજનીએ, સમુદ્ર કાંઠે જઇને તે બે પુત્રોને માટે બે ફળ આણ્યાં[૮]. તે ફળ તેણે પોતાના પુત્રની તથા રાજપુત્રની પુષ્ટિ થવા માટે આણ્યાં હતાં, તેથી તેમાંનું એક ફળ તેણે પોતાના પુત્રને આપ્યું અને બીજું ફળ રાજપુત્રને આપ્યું[૯]. તે ફળ અમૃતના સરખું સ્વાદવાળું તથા બળ અને તેજની વૃદ્ધિ કરનારૂં હતું. ચકલી, નિત્ય તેવાં ફળ લાવીને બે પુત્રોને વારંવાર આપતી હતી[૧૦]. પછી તે રાજપુત્ર, તે ફળ ખાવાથી ઉત્તમ બુદ્ધિ પામ્યો. પછી પોતાની ધાવમાતાની કેડે બેસીને ફરતો બાળક રાજપુત્ર બાળભાવથી (પક્ષીપુત્રની પાસે) જઇને તે પક્ષીપુત્રને જોવા લાગ્યો તથા તેની સાથે રમવા લાગ્યો[૧૧.૧૨]. પછી તે રાજકુમાર, પોતાની સાથે જન્મેલા પક્ષીને લઇને શૂન્ય સ્થળમાં ગયો અને હે રાજેંદ્ર ! તેણે, પેલા પક્ષીને મારી નાખ્યું અને પછી તે ધાવમાતાના પાસે આવ્યો[૧૩]. હવે પેલી પૂજની ચકલી ફળ લઇને આવી ત્યારે તેણે, પોતાના બાળકને રાજપુત્રે મારીને પૃથ્વી ઉપર નાંખી દીધેલો જોયો[૧૪]. પોતાના પુત્રને હણાયલો જોઇને પૂજનીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં તથા દીન થઇને રડવા લાગી. પૂજની દુઃખથી સંતપ્ત થઇને રડતી રડતી, આ વચન બોલી કેઃ "ક્ષત્રિય સાથે સંગત કરવી ખોટી છે; ક્ષત્રિયમાં પ્રીતિ કે, સ્નેહ નથી. જો પોતાનો સ્વાર્થ હોય તો, સામાનું સાંત્વન કરે છે અને સ્વાર્થ પતી જાય કે, તજીને ચાલ્યા જાય છે[૧૫.૧૬]. કોઇએ ક્ષત્રિયો ઉપર વિશ્વાસ કરવો નહિ. કેમ કે, તે સર્વને અપકાર કરનારા છે. તેઓ, અપકાર કરીને પણ પાછળથી નિરર્થક સાંત્વન કરે છે[૧૭]. પણ તેણે મ્હારૂં જે અનિષ્ટ કર્યું છે, તેની બરાબરજ કૃતઘ્ન, દુર્જન અને અત્યંત વિશ્વાસઘાતી એવા તેની પાસેથી વૈર લઈશ[૧૮]. તેણે એ પાપ ત્રણ પ્રકારથી કર્યું છે. એક તો–સાથે જન્મીને સાથેજ મોટા થયેલા, બીજું–સાથેજ ભોજન કરનારા અને ત્રીજું–શરણે આવેલા એવા મ્હારા બાળકનો તેણે વધ કર્યો છે"[૧૯]. એમ કહીને પૂજનીએ પોતાના બન્ને ચરણવડે રાજપુત્રની બન્ને આંખોને ફોડી નાખી અને પછી પૂજની આ વચન બોલી[૨૦]. "જો બુદ્ધિપૂર્વક પાપ કર્યું હોય છે તો તે પાપ, તેના કર્ત્તાને ફળરૂપે તત્કાળ પ્રાપ્ત થાય છે. શુભ કે, અશુભ કર્મ કરનારના સામે જે, શુભ કે, અશુભ કર્મ કરે છે તેનું પણ શુભ કે, અશુભ ફળ નાશ પામતું નથી[૨૧]. જો કરેલું પાપકર્મ (તેનું ફળ) કર્ત્તામાં કાંઇપણ જોવામાં આવે નહિ તો, હે રાજન્ ! તેના પુત્રોમાં, પૌત્રોમાં કે, પૌત્રોના પુત્રોમાં જોવામાં આવે છે"[૨૨]. બ્રહ્મદત્તે જોયું કે, ચકલીએ મ્હારા છોકરાની આંખો ફોડી નાખી છે, તે તેણે કરેલા કર્મનો સામો બદલો આપેલો છે, એમ જાણીને પૂજની ચકલીને આવું વચન કહ્યું[૨૩]. બ્રહ્મદત્ત કહે છેઃ–"હે પૂજની ! અમોએ કાંઈક (ત્હારા પુત્રને મારવારૂપ) કર્મ કર્યું અને તેં તેનું પ્રતિકર્મ કરીને વૈર પણ લીધું. એ બન્ને સમાન થયેલું છે, માટે હે પૂજની ! તું નિશ્ચિંતપણે હવે આ સ્થાનમાં રહે ! ! બીજે સ્થળે જઇશ નહિ"[૨૪]. પૂજની કહે છેઃ–"એકવાર અપરાધ કરીને પુનઃ તેજ સ્થળમાં રહેવું તેને પંડિતો વખાણતા નથી; ત્યાંથી તો દૂર જવું, એમાંજ કલ્યાણ છે[૨૫], જો એકવાર વૈર થયું હોય, તો

પછી સામો માણુસ ગમે તેટલા સાંત્વન ઉપાયની યોજના કરે તથાપિ તેનો વિશ્વાસ કરવો નહિ[26]. જે વિશ્વાસ કરે છે, તે મૂઢ ઉતાવળે બંધનમાં આવે છે, પણ વૈર શાંત થતું નથી. અન્યોઅન્ય વૈર કરનાર, એક બીજાના પુત્ર અને પૌત્રોનો નાશ કરે છે તથા પુત્ર અને પૌત્રોનો નાશ થવાથી તેઓના પરલોકનો પણ નાશ થાય છે[27]. જેઓએ વૈર કર્યું હોય, તે સર્વનો વિશ્વાસ ન કરવો; એજ સુખના ઉદયનું સ્થાન છે. વિશ્વાસઘાતી પુરૂષોની સાથે તો અત્યંત વિશ્વાસ નજ કરવો[28]. જે પોતાના ઉપર વિશ્વાસ ન કરતો હોય, તેના ઉપર વિશ્વાસ ન કરવો, તેમ જે પોતાના ઉપર વિશ્વાસ કરતો હોય, તેના ઉપર પણ વિશ્વાસ કરવો નહિ; કેમ કે, વિશ્વાસ રાખવાની જગ્યોએથીજ જો ભય ઉત્પન્ન થયું તો તે, મૂળસહિત છેદી નાખે છે, ભલે, ચાહ્ય તો બીજાનો વિશ્વાસ આપણા ઉપર ઉત્પન્ન કરવો; પણ આપણે તો બીજાના ઉપર વિશ્વાસ નજ કરવો[29]. માતા અને પિતાને બાંધવોમાં સૌથી શ્રેષ્ઠ માનવાં; સ્ત્રીને વૃદ્ધાવસ્થારૂપ જાણવી; કેમ કે, તે વીર્યનું હરણ કરે છે. પુત્ર તો બીજ માત્ર છે. ભાઇ શત્રુરૂપ છે; કેમ કે, તે વારસામાં ભાગ પડાવે છે. ધનાદિવડે જેનું પૂજન કરવામાં આવે તેજ મિત્ર છે. માત્ર એકલો આત્માજ સુખ અને દુઃખનો ભોગવનાર છે[30]. જેઓએ અન્યોઅન્ય વૈર કરેલું છે તેઓની વચ્ચે સંધિ થઇ શકે નહિ; મેં જેના અર્થે અહીં નિવાસ કર્યો હતો; તે હેતુનો હવે નાશ થયો છે[31]. પૂર્વે જેણે અપકાર કરેલો છે એવા પ્રાણીનું અર્થ અને માનવડે પૂજન કરવામાં આવે છે, તોપણ તેનું મન વિશ્વાસયુક્ત થતું નથી તથા તેનું પોતાનું કર્મ બળાત્કારે ત્રાસ પમાડે છે[32] જે સ્થળમાં પૂર્વે સન્માન થયું હોય અને પાછળથી તેજ સ્થળમાં અપમાન થયું હોય તો, યદ્યપિ તે સ્થળમાં શત્રુ તરફથી માન મળતું હોય તો પણ સત્વવાળા પુરૂષે તે સ્થાનનો ત્યાગ કરવો[33]. હું ઘણા સમય સુધી સત્કાર પામીને ત્હારા ઘરમાં રહી છું; તેમાં હવે આ વૈર ઉત્પન્ન થયું માટે હું સુખેથી જઇશ"[34]. બ્રહ્મદત્ત કહે છેઃ-" જે કોઈ, કરેલા કર્મના બદલે સામું તેવુંજ કર્મ કરે છે એટલે અપકારના બદલે અપકાર કરે છે તે, તે કર્મ કરવાથી અપરાધ–દોષને પામતો નથી–અપરાધી થતો નથી; પણ તેથી અનૃણી થાય છે, માટે હે પૂજની ! તું અહીં રહે ! બીજે સ્થળે જઇશ નહિ"[35]. પૂજની કહે છેઃ-" જેણે અપકાર સહન કર્યો છે તથા જેણે અપકાર કર્યો છે, એ બેની મિત્રતાનું પુનઃ સંધાન થતું નથી; પણ કર્ત્તાનું અને અપકાર સહન કરનારનું હૃદયજ તે વાતને જાણે છે"[36]. બ્રહ્મદત્ત કહે છેઃ- "અપકાર કરનાર અને સહન કરનાર, એ બન્નેની મિત્રતાનું પુનઃ સંધાન થાય છે તથા પ્રાયશ્ચિત્તાદિવડે વૈરની શાંતિ થયેલી પણ જોવામાં આવે છે અને પાપફળ ભોગવવું પડતું નથી"[37]. પૂજની કહે છેઃ-" વૈર નાશ પામતુંજ નથી. અપકાર કરનારે એમ ન જાણવું કે, એણે મ્હારૂં સાંત્વન કર્યું છે માટે એ વિશ્વાસ રાખવા યોગ્ય છે. વિશ્વાસથીજ લોકમાં બંધન થઇ શકે છે, માટે તેનાથી તો દૂર જતા રહેવું, તેમાંજ કલ્યાણ છે[38]. અત્યંત તીક્ષ્ણ શસ્ત્રોવડે તથા વેગવડે પણ જેઓ સ્વાધીન નથી થતા તેઓ પણ સામ ઉપાયથી સ્વાધીન થાય છે. અહીં દૃષ્ટાંત છે કે, હાથીઓ બીજા મોટા મોટા ઉપાયથી સ્વાધીન નથી થતા, પણ હાથણીઓને જોઇને સ્વાધીન થઈ જાય છે"[39]. બ્રહ્મદત્ત કહે છેઃ-" પોતાના જીવિતનો અંત કરનારાની સાથે પણ એકત્ર નિવાસ કરવાથી અન્યોન્યનો સ્નેહ બંધાય છે. અહીં દૃષ્ટાંત છે કે, ચાંડાળ શ્વપચ (કૂતરાંને પાચન કરનાર) કહેવાય છે, તથાપિ તેનો અને કૂતરાંનો એકત્ર નિવાસ થવાથી તેઓને અન્યોન્ય વિશ્વાસ ઉત્પન્ન થાય છે[40]. જેઓએ અન્યોન્ય વૈર કર્યું હોય છે, તેઓના એકત્ર વસવાથી તે વૈર કોમળ ભાવને પામી જાય છે. અને તે વૈર, જેમ કમળમાં પાણી ટકતું નથી, તેમ ટકતું નથી"[41]. પૂજની કહે છેઃ-"વૈર પાંચ પ્રકારથી ઉત્પન્ન થાય છે, તેને પંડિતો જાણે છે. (૧) સ્ત્રીકૃત વૈર એટલે સ્ત્રીથી થયેલું વૈર–જેમ

કૃષ્ણુ અને શિશુપાળનું, (૨) **વાસ્તુજ વૈર** એટલે ગૃહ વગેરે સ્થાન માટે થયેલું વૈર-જેમ કૌરવ અને પાંડવનું, (૩) **વાગુજ વૈર** એટલે વાણીથી ઉપજેલું વૈર-જેમ દ્રોણુ અને દ્રુપદનું, (૪) **સાપત્ન વૈર** એટલે સ્વાભાવિક જાતિ વૈર-જેમ ઉંદર અને બિલાડીનું (૫) **અપરાધજ વૈર** એટલે ગુન્હો કરવાથી થયેલું વૈર-જેમ ત્હારી તથા મ્હારી વચ્ચે થયું છે તે[૪૨]. તેમાં પણુ વૈર કર્યા છતાં પણુ અર્થાદિવડે માન આપનાર દુશ્મનને અર્થની આશાવાળા પુરૂષે, પોતાના બળ તથા નિર્બળતાને વિચારીને અને દોષનો વિચાર કરીને પ્રકાશ કે, ગુપ્ત રીતે પણુ હણુવો નહિ તથા ક્ષત્રિયે તો વિશેષે કરીને હણુવો નહિ[૪૩]. પોતાનો મિત્ર હોય, તોપણુ એક વખત વૈર થયું એટલે તેનો વિશ્વાસ કરવો નહિ; કેમ કે, જેમ રાખમાં ઢાંકેલો અગ્નિ રહે છે, તેમ તેના અંતઃકરણમાં ગુપ્ત વૈર રહે છે[૪૪]. હે રાજન્! કોપરૂપી અગ્નિ, વિત્તવડે, ગુરૂનાં શિક્ષારૂપ કડવાં વચનવડે, સાંત્વનપૂર્વક મધુર વચનવડે કે, વિદ્વત્તાવડે, સમુદ્રમાંના વડવાનળની પેઠે, શાંત થતો નથી[૪૫]. વૈરરૂપી અગ્નિ ઉત્પન્ન થયો હોય અથવા અપરાધથી વૈર ઉપજ્યું હોય તો, હે રાજન્! તે બળ્યા વિના શાંત થતો નથી. અર્થાત્ બેમાંથી એકનો ક્ષય થયા પછીજ તે અગ્નિ ઓલવાય છે[૪૬]. જેણે આગળ-પાછળ અપકાર કર્યો હોય, તેનો અર્થ અને માનવડેજ સત્કાર કરવો ઠીક છે પણુ મિત્રની પેઠે, માનીને તેને વિશ્વાસ સોંપવો નહિ. કેમ કે, અરસ્પરસનાં પૂર્વનાં કર્મ તેને બલાત્કારે ત્રાસ પમાડે છે[૪૭]. જેમ હું, કોઇ બીજા અપકાર કરનાર ઉપર વિશ્વાસ રાખતી નથી, તેમ ત્હારા ઉપર પણુ વિશ્વાસ રાખીશ નહિ અને ત્હારે મ્હારા ઉપર વિશ્વાસ રાખવો નહિ. હું આજ સુધી ત્હારા ઘરમાં રહી, પણુ હવે ત્હારો વિશ્વાસ કરીશ નહિ"[૪૮]. બ્રહ્મદત્ત કહે છેઃ-" કોઇક કાર્ય કાળવડે કરાય છે તથા અનેક પ્રકારની ક્રિયાઓ પણુ કાળવડેજ કરવામાં આવે છે; તે સર્વ કાળના સામર્થ્યથી થાય છે, એમાં કોણુ, કોનો અપરાધ કરે છે?[૪૯]. મરણુ અને જન્મ, એ બન્ને બરાબરજ થાય છે. તે સર્વ કાળવડે થાય છે તથા મૃત્યુ પણુ કાળના નિમિત્તથીજ થાય છે[૫૦]. કેટલાક એકીવારે બંધનમાં આવે છે અને કોઇ વખત એક એક જણુથી એક એક જણુ બંધાય છે. જેમ બળતણુ મળવાથી અગ્નિ સર્વ પદાર્થને બાળે છે, તેમ કાળ સર્વ પ્રાણીનું દહન કરે છે[૫૧]. હે શુભે! આપણુ બન્ને એક બીજાના અપકારનું કારણુ થઇએ છીએ પણુ વસ્તુતઃ તું પણુ નથી તેમ હું પણુ નથી. કાળ, પ્રાણીઓના સુખ અને દુઃખને નિરંતર ધારણુ કરે* છે[૫૨]. એમ સમજીને, સ્નેહ રાખીને અને ઇચ્છામાં આવે તેવી રીતે સ્નેહયુક્ત થઇને તું અહીં રહે; તને હણુનાર કોઈ નથી. તેં જે કર્યું છે, તેની હું, તને ક્ષમા આપું છું તથા હે પૂજની! તું મને પણુ ક્ષમા કર!!"[૫૩]. પૂજની કહે છેઃ-" જો ત્હારા મનમાં કાળજ પ્રમાણુ છે અને કોઇનું કોઈની સાથે વૈર નથી ત્યારે હણુાયલા બાંધવોવડે બીજા બાંધવો શા માટે પૂજન પામે છે?[૫૪]. જો મોક્ષ, સુખ, દુઃખ, જન્મ અને મરણુ કાળવડેજ થતું હોય તો, પૂર્વે દેવો અને અસુરો શા માટે એક બીજાને હણુતા હતા?[૫૫]. જો સર્વ કાળવડેજ મરે છે, તો વૈદ્ય રોગીનું ઔષધ શા માટે કરે છે? કારણુ કે ઔષધોનું શું પ્રયોજન છે?[૫૬]. જો ત્હારા મનમાં કાળજ પ્રમાણુ હોય તો, શોકથી મૂર્છિત થઇને લોકો, શા માટે મોટા વિલાપ કરે છે? જો કાળજ પ્રમાણુ હોય તો, અમુક કાર્ય કરનારને ધર્મ પ્રાપ્તિ કેમ થાય?[૫૭]. ત્હારા પુત્રે, મ્હારા પુત્રને હણ્યો તેથી મેં તેને હણ્યો; હવે હે રાજન્! ત્હારે મને હણુવી એ નિશ્ચય છે[૫૮]. મેં, પુત્રના શોકથી દુઃખ પામીને ત્હારા પુત્રના વિષે પાપાચરણુ કર્યું છે. હવે ત્હારે મ્હારાપર શી રીતે પ્રહાર કરવો? તે હું તને તત્વથી

* એટલે કે, સર્વ પ્રાણીઓને સુખ-દુઃખ કાળથીજ થાય છે.

કહું, તે સાંભળ ! ।[૫૯]. મનુષ્યો, પક્ષીઓની ઇચ્છા ખાવાના અર્થે અથવા રમવાના અર્થે કરે છે. માટે વધ અને બંધન, એ બે સિવાય ત્રીજે પ્રકારે મનુષ્ય અને પક્ષીને સંયોગ થઈ શકે, એમ મને લાગતું નથી[૬૦]. વધ અને બંધ, એ બેના ભયથી પક્ષીઓ સ્વતંત્ર થઇને ફરે છે; કેમ કે, વધ થવો કે, બંધનમાં પડવું તેને મરણના ઉત્પાતથી ઉપજેલું દુઃખ છે, એમ વેદને જાણનારા પુરૂષો કહે છે[૬૧]. સર્વે પ્રાણીઓને પોતાના પ્રાણ તથા પુત્ર વહાલા છે. સર્વ કોઈ દુઃખથી ત્રાસ પામે છે અને સુખથી આનંદ પામે છે[૬૨]. હે બ્રહ્મદત્ત ! વૃદ્ધાવસ્થા, એ દુઃખ છે, અર્થ વિપર્યય ( અનર્થ ) થવો, એ પણ દુઃખ છે; અનિષ્ટ સ્થાનમાં રહેવું, એ પણ દુઃખ છે તથા તેજ પ્રમાણે ઇષ્ટનો વિયોગ, વધ થવો, બંધનમાં પડવું, સ્ત્રી સંબંધી, જન્મસાથે ઉપજેલું, એ સર્વ દુઃખ તે દુઃખજ છે. સુખની સાથે દુઃખ પણ મનુષ્યોના ઉપર વિપરીતપણે ઉત્પન્ન થાય છે[૬૩.૬૪]. કેટલાક મૂર્ખ મનુષ્યો એમ કહે છે કે, અન્યને દુઃખ પડે, તેમાં આપણને શું દુઃખ છે ? જે મનુષ્ય, દુઃખને જાણતો નથી તે, એવી રીતે સભ્યજનો આગળ પણ બોલે છે[૬૫]. પરંતુ જે મનુષ્ય દુઃખથી પીડિત થઇને શોક કરે છે તે, એ પ્રકારે બોલવાનો ઉત્સાહ કેમ રાખે ? તે તો જેમ પોતાનું દુઃખ જાણે છે, તેમ બીજાના દુઃખને પણ જાણે છે[૬૬]. હે શત્રુને દમન કરનાર રાજા ! મેં, ત્હારો જે અપકાર કર્યો છે તથા તેં, મ્હારો જે અપકાર કર્યો છે, તે સો વર્ષે પણ ભૂંસાય, એમ છે નહિ[૬૭]. આપણા બેની વચ્ચે એવું વૈર થઈ ગયું છે કે, જેની પુનઃ સંધિ થાય નહિ; વારંવાર તને ત્હારો પુત્ર સાંભરશે અને મનમાં નવું નવું વૈર ઉત્પન્ન થશે[૬૮]. જો મનુષ્ય, અંતઘડી સુધીનું વૈર થયા પછી સંધિ કરવા ઇચ્છે છે, તો ભાગેલા માટીના વાસણને સાંધવાના મનોરથની પેઠે તેનો મનોરથ સિદ્ધ થતો નથી[૬૯]. જે પુરૂષ, સ્વાર્થશાસ્ત્ર ભણ્યો હોય, તેના ઉપર વિશ્વાસ રાખવાથી સુખની પ્રાપ્તિ થતી નથી; એ વિષે પૂર્વે શુક્રાચાર્યે બે શ્લોક પ્રહ્લાદને કહ્યા હતા કે, પુરૂષો જે શત્રુ ઉપર વિશ્વાસ રાખે છે, તે શત્રુ કદાચિત્ સત્યવાદી હોય કે, અસત્યવાદી હોય તોપણ તેના ઉપર વિશ્વાસ રાખનારા પુરૂષો બંધનમાં પડે છે. અહીં દૃષ્ટાંત છે કે, શત્રુએ દેખાડેલું સુખ આગળનું મધ લેવા જનારના માર્ગમાં સૂકા ઘાસથી ઢંકાયલો કૂવો હોય, તેને લોભથી ન જાણીને મધ લેવા જતાં જેમ કૂવામાં પડે છે, તેમ શત્રુ ઉપર વિશ્વાસ રાખનાર મનુષ્ય ફસાય છે[૭૦.૭૧]. કુળમાં જેનાથી દુઃખ ઉત્પન્ન થયેલું છે, તેવાં વૈર શાંત થતાં નથી. કદાચિત્ સામાસામી વૈર કરનારા બંને મરી પરવાર્યા હોય અને તે બંનેના કુળની પ્રજા, તે વૈર વિષે કાંઈ જાણતી ન હોય, તોપણ તેઓના 'પૂર્વ વૈરનું' કથન કરનાર કોઇ પણ પુરૂષ કુળમાં હોય છે[૭૨]. હે રાજન્ ! જે પુરૂષ વૈર કરીને પછી તેને શાંત કરવા ઇચ્છે છે તે જળથી ભરેલા ઘડાને પથ્થર ઉપર પછાડવા જેવું કૃત્ય કરે છે, એમ જાણવું[૭૩]. રાજાએ કોઈનું પણ ભૂંડું કર્યા પછી, તેનો કદાપિ વિશ્વાસ કરવો નહિ કેમ કે, બીજાને અપકાર કર્યા પછી તેના ઉપર વિશ્વાસ રાખવાથી દુઃખ ઉત્પન્ન થાય છે"[૭૪] બ્રહ્મદત્ત કહે છેઃ—"તું કહે છે તેમ, કેવળ અવિશ્વાસ રાખવાથી કાંઈ પણ સિદ્ધ થઈ શકે નહિ તથા કોઇ પણ અર્થની અભિલાષા પણ રાખી શકાય નહિ. ગમે તે એક તરફનો ભય રાખીને નિરંતર બેસી રહેવાથી તો મરણ તુલ્ય દશા પ્રાપ્ત થાય"[૭૫]. પૂજની કહે છેઃ—"જે પુરૂષના બંને ચરણોમાં વ્રણ ( ગુમડાં ) થયાં હોય અને તે માણસ ચાલવા લાગે તો, તેના બંને ચરણ સૂજી જાય છે અને અત્યંત ગુપ્તપણે તે સ્થળની ધાતુઓ વિકાર પામે છે[૭૬]. વળી જે પુરૂષનાં નેત્રો દુઃખતાં હોય અને તે આવતા વાયુ સામે જુએ છે તો, તે વાયુ, નિશ્ચય તેના નેત્રને અત્યંત પીડા ઉત્પન્ન કરે છે[૭૭]. જે પુરૂષ, મોહવડે દુષ્ટ માર્ગને અનુસરે છે તથા પોતાના બળને જાણી શકતો નથી,

તે મનુષ્યના જીવતરનેજ મરણ સમજવું[૭૮]. જો ખેડૂત, વૃષ્ટિકાળને જાણ્યા સિવાય ખેતર ખેડીને અનાજ વાવે છે તો, તેનો પુરૂષપ્રયત્ન મિથ્યા જાય છે અને ધાન્ય પ્રાપ્ત થતું નથી[૭૯]. જે પુરૂષ, કડવો, તુરો, મધુર અથવા સ્વાદિષ્ટ પણ નિત્યે હિતકર આહાર કરે છે તે આહાર, તેને અમૃત સરખું ફળ આપે છે[૮૦]. જે મનુષ્ય, મોહથી પથ્ય ભોજનનો ત્યાગ કરીને દુષ્ટ ભોજન કરે છે તથા તેનું પરિણામ જાણતો નથી, તે પુરૂષના જીવતરનેજ તેનો મરણકાળ સમજવો[૮૧]. દૈવ અને પુરૂષપ્રયત્ન, એ બન્ને એક બીજાના ઉપર આધાર રાખીને રહેલા છે. તેમાંથી જેઓ, ઉદાર બુદ્ધિવાળા છે તેઓ તો શુભ પુરૂષપ્રયત્નનો આશ્રય કરે છે; પણ જેઓ બાયલા છે તેઓ દૈવના આશ્રયે બેસી રહે છે[૮૨]. તીક્ષ્ણ અથવા કોમળ પણ પોતાનું હિત કરે એવું કર્મ કરવું; જે પુરૂષ, કોઇ પ્રકારનું કર્મ કરતો નથી તે પુરૂષ, આખરે દ્રવ્યરહિત થઇને અનર્થમાં ડુબી જાય છે[૮૩]. એટલા માટે પુરૂષે બીજા સર્વ અર્થને દૂર કરીને પરાક્રમ કરવું; તે એટલે સુધી કે, ભલે, સર્વસ્વનો ત્યાગ કરવો, પણ જેમાં પોતાનું હિત થતું હોય, તેજ કર્મ કરવું[૮૪]. વિદ્યા, શૌર્ય, દક્ષતા, બળ અને ધૈર્ય, એ પાંચ ગુણોને દેહની સાથે જન્મ પામેલા મિત્ર કહ્યા છે. પંડિતો તેઓવડે પોતાનો નિર્વાહ કરે છે[૮૫]. ઘર, સોનું તથા રૂપું વગેરે ધાતુઓ, ખેતર, સ્ત્રી અને મિત્રો, એટલાં પાંચ વાનાં ઉપહિત એટલે ઉતરતા દરજ્જાનાં હિત છે પુરૂષને તે, સર્વ સ્થાનમાં મળી આવે છે[૮૬]. વિદ્યાદિ પૂર્વે કહ્યાં, તેનાં ફળ એવાં છે કે, તે પુરૂષને સર્વત્ર લાભ મળે છે, તે પુરૂષ સર્વત્ર શોભે છે, કોઇને ભય ઉત્પન્ન કરતો નથી કે, બીજો કોઈ તેને ભય ઉત્પન્ન કરતો નથી; તેમ તેને કોઇ ભય ઉત્પન્ન કરે તો, બીતો પણ નથી[૮૭]. બુદ્ધિમાન પુરૂષોની પાસે અર્થ સ્વલ્પ હોય, તથાપિ તે નિરંતર વૃદ્ધિ પામે છે; જે પુરૂષ, દક્ષતાથી કાર્ય કરતો નથી અથવા દક્ષતાનો સંકોચ બતાવે છે, તેનો અર્થ માત્ર સ્થિર થાય છે, પણ વૃદ્ધિ પામતો નથી[૮૮]. જે અલ્પબુદ્ધિવાળા પુરૂષો ઘરના સ્નેહમાં બંધાઈ રહેલા છે, તે પુરૂષોના માંસને, જેમ કરચલીનાં બચ્ચાં પોતાની માતા (કરચલી) ના માંસને ખાઇ જાય છે, તેમ કુલટા (નઠારી) સ્ત્રી ખાઇ જાય છે[૮૯]. જે પુરૂષોની બુદ્ધિ વિપરીત થઇ ગયેલી છે તેઓ એમ જાણે છે કે, આ મ્હારૂં ઘર, આ મ્હારૂં ખેતર, આ મ્હારા મિત્ર, આ મ્હારો સ્વદેશ[૯૦]. અને એજ પ્રમાણે ઘણા પુરૂષો "મ્હારૂં મ્હારૂં" કરીને પીડિત થાય છે. જે દેશમાં પોતાનો જન્મ થયો હોય, તે દેશમાં વ્યાધિ પ્રવેશ કરે અથવા દુકાળ પડે તો, ત્યાંથી જલદી નીકળી જવું અને બીજા દેશમાં નિવાસ કરવાને જવું તથા ત્યાં નિરંતર માનસહિત નિવાસ કરવો[૯૧]. હે રાજન્! એટલા માટે હું અહીંથી નીકળીને બીજા સ્થળમાં જઇશ. અહીં રહેવાની મ્હારી ઇચ્છા નથી; કેમ કે, મેં ત્હારા પુત્ર ઉપર જે કૃત્ય કર્યું છે તે તથા ત્હારા પુત્રે મ્હારા ઉપર જે કૃત્ય કર્યું છે તે અનાર્ય કૃત્ય છે[૯૨]. કુલટા સ્ત્રી, દુષ્ટ પુત્ર, અનીતિમાન રાજા, દુર્ગુણી મિત્ર, નીચ સંબંધ અને નિંદ્ય સ્થાન, એ છ વસ્તુઓનો દૂરથીજ ત્યાગ કરવો[૯૩]. દુષ્ટ પુત્ર ઉપર વિશ્વાસ રખાય નહિ; કુલટા સ્ત્રી ઉપર કામપ્રીતિ ક્યાંથી ઉપજે? અનીતિવાળા રાજ્યમાં નિવૃત્તિ પ્રાપ્ત થાય નહિ; નિંદ્ય દેશમાં જીવિકા મળી શકે નહિ[૯૪]. દુર્ગુણી મિત્ર સાથે સમાગમ રહે નહિ કેમ કે, નિરંતર તેનું મન સ્નેહના સંબંધમાં અસ્થિર હોય છે; નીચ સંબંધ કર્યો હોય અને કોઇક અર્થ વિપરીત બને તો, તત્કાળ અપમાન પામવાનો વખત આવે છે[૯૫]. ભાર્યા તો, તેનેજ જાણવી કે, જે મધુર વચન બોલતી હોય; પુત્ર તો, તેનેજ જાણવો કે, જેનાથી નિવૃત્તિ પ્રાપ્ત થતી હોય; મિત્ર તો, તેનેજ જાણવો કે, જેના ઉપર વિશ્વાસ મૂકી શકાતો હોય; દેશ તો, તેનેજ જાણવો કે, જ્યાં જીવિકા ચાલી શકતી હોય[૯૬]. કદાચિત્ રાજા સખત શિક્ષા કરનારો હોય તો, તેની ચિંતા

નહિ; પણ જેના રાજ્યમાં બળાત્કાર થતો ન હોય તે રાજા ઉત્તમ છે, એમ જાણવું. જે રાજાના રાજ્યમાં મનુષ્યોના અંતરમાં ભય નથી તથા જે રાજા દરિદ્ર પ્રજાને પાળવાને ઇચ્છે છે, તેજ ઉત્તમ રાજા છે[૯૭]. જ્યારે રાજા સારો ગુણવાન અને ધર્મને પ્રવર્ત્તાવનારો હોય છે, ત્યારે સારી સ્ત્રી, સારો દેશ, સારા મિત્ર, સારા પુત્ર, સારા સંબંધી અને સારા બાંધવ પ્રાપ્ત થાય છે[૯૮]. જે રાજા અધર્મી હોય તે, ધર્મી પુરૂષોનો નિગ્રહ કરે છે, તેથી તેની પ્રજા નાશ પામે છે. માટે રાજાએ સાવધાન રહીને ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગના મૂળનું રક્ષણ કરવું[૯૯]. રાજા, પ્રજાની પાસે છઠ્ઠો ભાગ કર લે છે, તેનો તેણે સદુપયોગ કરવો ઘટે છે અને જો તે, પ્રજાનું સારી રીતે રક્ષણ કરે નહિ તો, રાજારૂપે તસ્કર જાણવો[૧૦૦]. જે રાજા બીજાને અભય આપીને પછી દ્રવ્યના લોભથી તેને પ્રમાણ કરતો નથી. તે અધર્મ બુદ્ધિવાળો રાજા સર્વ પ્રકારના લોભથી પાપી થઇને નરકમાં પડે છે[૧૦૧]. જે રાજા અભયદાન આપીને તેને પ્રમાણ કરે છે, તે રાજાને પ્રજાનું ધર્મવડે રક્ષણ કરનારો અને સર્વને સુખ આપનારો જાણવો[૧૦૨]. પ્રજાના પતિ મનુએ રાજાના આ સાત ગુણ કહ્યા છે, જેવા કે, રાજા એ માતા, પિતા, ગુરૂ, રક્ષણ કર્ત્તા, અગ્નિ, કુબેર અને યમ[૧૦૩]. રાજા પ્રજાનો પિતા છે કેમ કે, પ્રજા ઉપર કૃપા કરે છે. જે મનુષ્ય રાજા પ્રત્યે અવિનય કરે છે, તે મનુષ્ય તિર્યક ગતિને ( પશુયોનિને ) પામે છે[૧૦૪]. રાજા માતા જેવો છે કેમ કે, દીન મનુષ્ય પણ શરણે આવે તો, તેની માતાની પેઠે, સંભાવના કરે છે. રાજા અગ્નિ જેવો છે કેમ કે, તે દુષ્ટ પુરૂષોને અગ્નિની પેઠે, બાળે છે. રાજા યમ સરખો છે કેમ કે, અસત્પુરૂષોનું નિયમન કરે છે[૧૦૫]. રાજા કુબેરના સરખો છે કેમ કે, મનુષ્યોના મનોરથને પૂર્ણ કરીને પોતાના ઇષ્ટજન ઉપર અર્થની વૃષ્ટિ કરે છે. અને કર્ત્તવ્ય ધર્મનો ઉપદેશ કરે છે માટે ગુરૂ છે તથા પાલન કરે છે માટે રક્ષક છે[૧૦૬]. જે રાજા પોતાના ગુણોવડે પોતાના નગરના અને દેશના લોકોને રંજન કરે છે તે રાજાનું રાજ્ય ભ્રમણ થતું નથી કેમ કે, તે પોતે ધર્મનું પાલન કરે છે[૧૦૭]. જે રાજા નગરના લોકની સંભાવના કેમ કરવી? તથા દેશના લોકની સંભાવના કેમ કરવી? તેને જાણે છે તે રાજા આ લોકમાં તથા પરલોકમાં સુખ પામે છે[૧૦૮]. જે રાજાની પ્રજા કરના ભારથી પીડા પામીને નિરંતર ઉદ્વિગ્ન રહે છે તથા અનર્થવડે તેઓનો નાશ થાય છે તે રાજા પરાભવ પામે છે[૧૦૯]. જેમ સરોવરમાં કમળ ખીલે છે, તેમ જે રાજાના રાજ્યમાં પ્રજા આબાદ થાય છે તે રાજા સર્વ ફળને ભોગવનારો થાય છે તથા સ્વર્ગલોકમાં પણ પૂજન પામે છે[૧૧૦]. હે રાજન્! કદાપિ પણ બળવાનની સાથે વિગ્રહ કરવો યોગ્ય નથી. જે પુરૂષ બળવાનની સાથે વિગ્રહ કરે છે તેને સુખ ક્યાંથી અને રાજ્ય પણ ક્યાંથી ? ”[૧૧૧]. ભીષ્મ કહે છેઃ—પક્ષીની માતા પૂજની બ્રહ્મદત્ત રાજાને એ પ્રમાણે કહીને તથા તેની રજા માગીને પોતાની ઇચ્છામાં આવી તે દિશામાં ચાલતી થઇ[૧૧૨]. હે શ્રેષ્ઠ રાજન્! એ પ્રમાણે ચકલી તથા બ્રહ્મદત્તની વચ્ચે જે સંભાષણ થયું હતું તે મેં તને કહ્યું; હવે તું શું સાંભળવાને ઇચ્છે છે ? ”[૧૧૩].

एतत्ते ब्रह्मदत्तस्य पूजन्या सह भाषितम् । मयोक्तं नृपतिश्रेष्ठ किमन्यच्छ्रोतुमिच्छसि ॥११३॥

इति श्रीमहाभारते शां० प० ब्रह्मदत्तपूजन्योः संवादे गु० भा० नवमोऽध्यायः ॥ ९ ॥

---

## અધ્યાય ૧૦ મો—ભારદ્વાજ અને શત્રુંજય રાજાનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ युगक्षयात्परिक्षीणे धर्मे लोके च भारत ।

॥ दस्युभिः पीड्यमाने च कथं स्थेयं पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—“ હે ભારત ! હે પિતામહ ! યુગનો ક્ષય થવાથી, ધર્મનો ક્ષય થવાથી

અને ચોર-લૂંટારાથી લોકો પીડા પામતા હોય, ત્યારે શી રીતે રહેવું તે કહો ! !"[1]. ભીષ્મ કહે છેઃ—"હે ભારત ! આપત્‌કાળમાં આચરવાની નીતિ અને તે વખતે રાજાએ દયાનો ત્યાગ કરીને કેવી વર્તવું ? તે વિષે આ સ્થળે હું, તને વર્ણવીને કહીશ[2]. એ વિષે પણ ભારદ્વાજ અને શત્રુંજય રાજાના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[3]. સૌવીર દેશમાં મહારથી "શત્રુંજય" નામે રાજા હતો. તે, એક વખત ભારદ્વાજની પાસે જઇને અર્થનો નિશ્ચય પૂછવા લાગ્યો કેઃ "જે અર્થ પ્રાપ્ત થયો નથી, તેની અભિલાષા શી રીતે પૂર્ણ કરવી ? પ્રાપ્ત થયેલા અર્થની વૃદ્ધિ શી રીતે કરવી ? વૃદ્ધિ પામેલા અર્થનું રક્ષણ શાવડે કરવું ? તથા રક્ષણ કરેલા અર્થનો ઉપયોગ શી રીતે કરવો ?"[4,5]. એ પ્રમાણે વિશેષે કરીને જેણે અર્થનો નિશ્ચય કરેલો છે એવા તે રાજાને, ભારદ્વાજે, જેના વિષે અર્થનો નિશ્ચય જણાયલો છે એવું હેતુવાળું, ઉત્તમ તથા બ્રહ્માએ કહેલું વચન કહ્યું[6]. "રાજાએ નિરંતર દંડમાં સાવધ રહેવું; પુરૂષ પરાક્રમ પ્રકટ કરતા રહેવું; સામાનું છિદ્ર ન હોય તેમાં પણ છિદ્ર શોધવાની ટેવ રાખવી તથા શત્રુઓનાં છિદ્રને જોઇને તેમાં પ્રવેશ કરવો[7]. જે રાજા નિરંતર દંડમાં સાવધ રહે છે. તેનાથી લોકો ત્રાસ પામે છે. માટે સર્વ પ્રાણિયોને દંડવડેજ વશ્ય કરવાં[8]. તત્વદર્શી પંડિતો આ પ્રમાણે દંડને વખાણે છે. માટે એ ચાર ઉપાયોમાં દંડ મુખ્ય ગણાય છે[9]. જે વૃક્ષમાંથી સર્વ કોઇનું જીવન થતું હોય, તેનાં મૂળ કાપી નાખીએ તો, સર્વની જીવિકાનો નાશ થાય છે; માટે કોઇ વૃક્ષનાં મૂળને કાપી નાખવાથી તેનાં ડાળાં પાંખડાં શી રીતે રહેશે ?[10]. એમ વિચારી ડાહ્યા પુરૂષે, પ્રથમ તો શત્રુના પક્ષનું મૂળજ છેદવું. પછી તે મૂળની પેઠેજ તેના સહાય અને તેના પક્ષવાળાનું પણ છેદન કરવું[11]. જે વખતે આપત્તિ આવી પડે, તે વખતે સારી રીતે મંત્ર કરવો, સારી રીતે પરાક્રમ કરવું, સારી રીતે યુદ્ધ કરવું અને સારી રીતે નાસી પણ જવું પરંતુ વિચારવા રહેવું નહિ[12]. વળી રાજાએ વાણી-માત્રમાંજ વિનય રાખવો પણ હૃદયમાં તો અસ્રાની પેઠે, તીક્ષ્ણ ધારવાળા થવું. વાણીથી મૃદુવચન બોલવાનો આરંભ કરવો તથા કામ અને ક્રોધનો ત્યાગ કરવો[13]. જે કાર્ય પોતાના દુશ્મનને સાથે રાખીને કરવા જેવું હોય, તેમાં તેની સાથે સંધિ કરીને તેનો વિશ્વાસ કરવો નહિ; પણ કામ થાય કે, તરતજ ત્યાંથી દૂર થઈ જવું, એજ ડાહ્યા મનુષ્યનું લક્ષણ છે[14]. શત્રુને પણ મિત્રરૂપે થઇને સાંત્વન વચનથીજ શાંત કરવો તથા ઘરમાં સર્પ હોય તેની પેઠે, તેનાથી હમ્મેશાં ત્રાસ પામતા રહેવું[15]. જેવી પોતાની બુદ્ધિ હોય તે પ્રમાણે તેનો પરાભવ કરવો તથા "જે બની ગયું તે અનિવાર્ય છે." ઇત્યાદિ કહીને તેનું સાંત્વન કરવું[16]. દુષ્ટ બુદ્ધિવાળા પુરૂષથી પ્રથમથીજ ચેતીને પંડિતે શત્રુનું સમયોચિત કાર્યથી સાંત્વન કરવું. જે મનુષ્ય, પોતાની આબાદી ઇચ્છતો હોય તેણે, જરૂર હોય તો હાથ જોડવા, સોગન ખાવા, સામ વચન કહેવાં, મસ્તકવડે નમસ્કાર કરીને બોલવું અને આંસુ લોહોવાં[17]. જ્યાં સુધી કાળ વિપરીત હોય ત્યાં સુધી પોતાના શત્રુને ખભે બેસાડીને પણ ફરવું, પરંતુ સમય અનુકૂળ આવ્યો જાણીને, ઘડાને પથ્થર ઉપર પટકતાં વાર લગાડવી નહિ[18]. હે રાજેંદ્ર ! આંબલીના લાકડાના અગ્નિની પેઠે, એક મુહૂર્ત સુધી પણ સારો પરિતાપ ઉત્પન્ન કરે, તેમ પ્રદીપ્ત થવું; પરંતુ છાલાંના અગ્નિની પેઠે, જ્વાળા બાહાર કાઢ્યા સિવાય ઘણા કાળ સુધી ધૂમાયા કરવું નહિ[19]. કૃતઘ્ન પુરૂષની સાથે અનેક પ્રકારના અર્થના સંબંધ કરવા નહિ; જ્યાંસુધી આપણી સાથે સામા મનુષ્યને સ્વાર્થ છે, ત્યાંસુધી આપણે તેને જેમ નચાવવા ઇચ્છીએ તેમ તે નાચશે, પણ કામ થઇ રહ્યું એટલે આપણું અપમાન કરશે; માટે સર્વ કાર્ય કરવાં ખરાં ! પણ તેમાં કાંઇ પણ બાકી રાખવું[20]. વળી રાજાએ કોયલ, વરાહ, મેરૂ, શૂન્યઘર, નટ અને ભક્તિ

કરનારનો મિત્ર એઓના ગુણોને ધારણ કરવા (એટલે કોયલ જેમ પોતાના બચ્ચાનું બીજાની* પાસે પોષણ કરાવે છે, તેમ રાજાએ પણ પોતાના આઠે પ્રકારના અર્થ પ્રજા પાસેથી સિદ્ધ કરવા. તે આઠ પ્રકારના અર્થ આ પ્રમાણે છેઃ–ખેતી, વેપાર, જંગલના માર્ગ, પૂલ, હાથી બાંધવા, ખાણ ખોદવી, કર લેવા અને સંચય કરવો, એ આઠ પ્રકારના અર્થ છે. એ આઠે પ્રકારના અર્થને પ્રજા પાસેથી આ પ્રમાણે સિદ્ધ કરવા,–જમીનદારો કે, જેઓ પોતાની જમીન ખેડે છે તેઓને ભાગે પડતી સરકારી જમીન પણ ખેડવા આપવી તથા તેના તૃણનું રક્ષણ પણ પોતાના તૃણની પેઠે કરે તથા તેનું ઉત્પન્ન રાજાને આપે. પશુને પાળનારા ઢોરનો વેપાર કરે છે, તેઓએ પોતાનાં પશુ સાથે રાજાનાં પશુ બળદ વગેરે રાખવાં તથા તેનું પાલન કરવું. “જંગલના માર્ગમાં અમે રક્ષણ કરીએ છીએ” એ બાહાનાથી મુસાફરો પાસેથી કર લેવો. નદી ઉપર પૂલ કર્યો હોય તે ઉપર થઇને જનારા પાસેથી પણ કર લેવો. રાજાએ હાથી રાખ્યા હોય તેની પણ ગામ પ્રમાણે વેહેંચણ કરી નાખીને તેનું ખરચ તે ગામ પૂરૂં કરે એમ કરવું. હીરા વગેરેની ખાણ ખોદવાની પરવાનગી આપીને, તે ઉપર પણ કર લેવો. ઉપજનો છઠ્ઠો ભાગ પ્રજા પાસેથી લેવો તથા તેનો સંચય કરવો. પણ બીજો ખરચ ઉપર કહ્યા પ્રમાણે પ્રજાદ્વારાજ અદા કરવો. એ રીતે કોયલ જેમ પોતાનું કલ્યાણ બીજાની પાસેથી સાધે છે, તેમ રાજાએ પણ પોતાનું કલ્યાણ પ્રજા પાસેથી સાધવું. બીજો ગુણ વરાહનો છે; વરાહ, જેમ જમીનમાંથી મૂળને ખોદી કાઢે છે, તેમ રાજાએ પણ દુશ્મનનાં મૂળને ખોદી કાઢવાની ટેવ રાખવી. ત્રીજો ગુણ મેરૂનો છે; મેરૂ જેમ પોતાના સ્થાનમાંથી ડગતો નથી, તેમ રાજાએ પણ પોતાના સ્થાનમાં સ્થિર થવું. ચોથો ગુણ શૂન્યઘરનો છે; જેમ શૂન્યઘર સંપત્તિની ઈચ્છા કરે છે, તેમ રાજાએ પણ સંપત્તિની ઇચ્છા કરવી. પાંચમો ગુણ નટનો છે; નટ જેમ અનેક પ્રકારનાં રૂપ ધારણ કરે છે, તેમ રાજાએ ક્રોધી, પ્રસન્ન અને સ્નેહયુક્ત વગેરે અનેક પ્રકારનાં રૂપ ધારણ કરવાં. છઠ્ઠો ગુણ ભક્તિ મિત્રનો છે; જેમ ભક્તિ કરનારનો મિત્ર ભક્તિ કરનારનો ઉદય ઈચ્છે છે, તેમ રાજાએ પાલન કરેલી પ્રજાનો અભ્યુદય સદૈવ ઇચ્છવો)[૨૧]. નિરંતર ઉદ્યોગી થઇને શત્રુના ઘેર જવું તથા યદ્યપિ ભલે તેનું અકુશળ થતું હોય, તથાપિ તેનું કુશળ પૂછવું[૨૨]. જે પુરૂષો આળસુ છે, જેઓ નામરદા છે, જેઓ અભિમાની છે, જેઓ લોકાપવાદથી ડરે છે તથા જેઓ નિરંતર આશા રાખીને બેસી રહે છે, તેઓને અર્થ પ્રાપ્ત થતા નથી[૨૩]. પોતાનું છિદ્ર શત્રુને જાણવા દેવું નહિ; પણ શત્રુનું છિદ્ર પોતે જાણવું; કાચબાની પેઠે પોતાનાં અંગ સંતાડવાં તથા પોતાનું કલંક હોય તો ઢાંકવું[૨૪]. બગલાની પેઠે અર્થનું ચિંતવન કરવું; સિંહની પેઠે પરાક્રમ કરવું; વરૂની પેઠે પોતાનો શિકાર બીજાને હાથ જવા દેવો નહિ પણ જલદીથી ખાઈ જવો તથા સસલાની પેઠે વખત આવ્યે કૂદી જતાં વાર કરવી નહિ[૨૫]. મદ્યપાન, પાસા, સ્ત્રીઓ, મૃગયા, ગાયન અને વાદિત્ર, એ સર્વ એક વિચારથી યુક્તિપૂર્વક સેવવાં, પણ તેમાં વ્યસની થવું નહિ; કેમ કે, તેમાં લપટાઈ પડવાથી દોષ ઉત્પન્ન થાય છે[૨૬]. ઘાસનું ધનુષ્ય કરવું; તાત્પર્ય કે, સમય આવ્યે દર્ભની સળીથી પણ શત્રુની આંખ ફોડી નાંખવી, પણ “હથિયાર નથી; શાવડે પ્રહાર કરૂં ?” એમ જાણી સમય ચૂકવો નહિ. મૃગની પેઠે સૂઇ જવું. એટલે હરણ અચેતન અને અસાવધની પેઠે પડી રહે છે પરંતુ ભય આવ્યો કે, એકદમ કૂદીને દૂર જતું રહે છે. શત્રુથી પકડાતું નથી; તેમ રાજાએ ગમે તે અવસ્થામાં રહીને પણ શત્રુના કબજામાં પડવું

* કોયલ પોતાનાં ઈંડાં કાગડીના માળામાં મૂકે છે તથા કાગડી તેને પોતાનાં સમજીને ઉછેરે છે, એ વાત પ્રસિદ્ધ છે.

નહિ. આંધળા થવાની વેળાએ આંધળા થવું અને બેહેરા થવાની વેળાએ બેહેરા પણ થવું. એટલે વખતે દીઠું અણદીઠું કરવું તથા સાંભળ્યું ન સાંભળ્યું પણ કરવું[૨૭]. વિચિક્ષણ પુરૂષે, દેશકાળ અનુકૂળ પ્રાપ્ત થાય કે, તરત પરાક્રમ કરવું. કેમ કે, દેશકાળ વીત્યા પછી કરેલું પરાક્રમ નિષ્ફળ જાય છે[૨૮]. પોતાનો અનુકૂળ સમય અને વિપરીત સમય, પોતાનું બળ તથા નિર્બળતા, પોતાનું બળ તથા શત્રુનું બળ, એ સર્વ જાણીને પોતાની યોજના કરવી[૨૯]. જે રાજા નમેલા શત્રુને પકડીને દંડવડે વશ કરી લેતો નથી તે, ખચ્ચરી જેમ ગર્ભ* ધારણ કરે છે અને મૃત્યુ પામે છે તેમ પોતાના હાથે પોતાનું મોતને ગ્રહણ કરી લે છે[૩૦]. રાજાએ વાંઝિયા વૃક્ષની પેઠે, અત્યંત પુષ્પવાળા પરંતુ ફળ વિનાના થવું; અર્થાત્ બહુ લાલચ બતાવવી પણ સફળ કરવી નહિ. વળી રાજાએ ફળવાળા થવું તો, તે ફળ દુઃખવડે પ્રાપ્ત થાય તેવું કરવું. વળી તેણે, પાકા ફળની પેઠે સુંદર રંગ દેખાડીને અંદરખાનેથી કાચા ફળ જેવા થવું. એટલે શત્રુ જાણે કે, આમાંથી મધુર સ્વાદ મળશે, પણ ચાખે ત્યારે ખાટો રસ અનુભવીને ખેદ પામે છે તથા રાજાએ કોઇના ભમાવ્યા ભમવું નહિ[૩૧] રાજાએ આશા આપવી પણ તેનો અમુક વખત રાખવો; તે વખતમાં વિઘ્ન આણી મૂકવું; તે વિઘ્ન થવાનું નિમિત્ત યોજવું તથા તે નિમિત્ત પણ કોઇ હેતુથી ઉત્પન્ન કરવું. એટલે તે નિમિત્તને પણ હેતુ જોઇએ; પોતાને માથે લેવું નહિ[૩૨]. જ્યાંસુધી ભય આવ્યો ન હોય, ત્યાંસુધી પ્રત્યેક ક્રિયા ભય પામેલાની પેઠે કરવી; પણ ભય આવ્યા પછી તો નિર્ભયની પેઠે તે ઉપર પ્રહાર કરવો[૩૩]. કોઈ પણ પુરૂષ સંશય ઉપર સ્વાર થયા વિના ઉત્તમ ફળને પામી શકતો નથી; પણ જો તે, સંશય ઉપર સ્વાર થઈને કાર્ય કરે છે અને તેમ કરતાં જો જીવતો રહે છે તો, ઉત્તમ ફળને પ્રાપ્ત થાય છે[૩૪]. જે ભય પ્રાપ્ત થયો નથી તેના સમાચાર મેળવવા; ભય પ્રાપ્ત થાય ત્યારે તેને સ્વાધીનમાં રાખવું અર્થાત્ નાશ કરવો. વળી તે ભય પુનઃ વૃદ્ધિ પામે માટે સર્વદા સાવધ થઈને તે ઉપર લક્ષ્ય રાખવું[૩૫]. જે સમયે જે સુખ પ્રાપ્ત થયું હોય, તેનો ત્યાગ કરવો તથા જે સુખ પ્રાપ્ત થયું નથી તેની આશા રાખવી, એ બુદ્ધિમાનની નીતિ નથી[૩૬]. જે પુરૂષ, શત્રુની સાથે સંધિ કરીને પછી તેના ઉપર વિશ્વાસ રાખીને સુખે સૂઈ રહે છે, તેને વૃક્ષની ટોચ ઉપર સૂતેલા પુરૂષના સમાન જાણવો; જ્યારે તે, પડે છે ત્યારેજ જાગે છે[૩૭]. કઠોર કે, કોમળ ગમે તેવા કર્મવડે પણ દીન પુરૂષનો તથા પોતાનો દુઃખમાંથી ઉદ્ધાર કરવો અને જો સામર્થ્ય હોય તો, ધર્મ કરવો[૩૮]. જે પોતાના શત્રુના શત્રુઓ હોય તે સર્વનું પણ સેવન કરવું તથા પોતાના જે જાસુસોને શત્રુઓએ મારી નાખ્યા હોય, તેઓની પણ તજવીજ કરતા રહેવું[૩૯]. જાસુસ એવો કરવો કે, જેને પોતાના પક્ષના કે, શત્રુના પક્ષના કોઇ ઓળખે નહિ. પાખંડધર્મ આચરનારા તથા તપસ્વી વગેરેને જાસુસ કરીને શત્રુના રાજ્યમાં મોકલવા[૪૦]. બાગબગીચાઓમાં, મઠમાં, પરબોમાં, ધર્મશાળાઓમાં મદિરાનાં પીઠાંમાં, સાર્વજનિક મકાનોમાં, તીર્થમાં અને સભાસ્થળોમાં ધર્મનો ડોળ ધારણ કરનારા, પાપીઓ, ચોર અને લોકમાં કંટકરૂપ એવા લોકો આવે છે, તેઓને ઓળખવા તથા તેઓનો નાશ કરવો[૪૧.૪૨]. જે વિશ્વાસ ન કરતો હોય તેના ઉપર વિશ્વાસ કરવો નહિ તથા વિશ્વાસ કરતો હોય તેના ઉપર પણ અતિશય વિશ્વાસ કરવો નહિ કેમ કે, વિશ્વાસ કરવાથીજ ભય ઉત્પન્ન થાય છે, માટે પરીક્ષા કર્યા સિવાય વિશ્વાસ કરવો નહિ[૪૩]. તત્વરૂપ હેતુવડે શત્રુને પોતાના ઉપર વિશ્વાસ ઉપજાવીને તે લગાર પોતાના સ્થાનમાંથી ચલિત થાય કે, સમય જોઇને તેના ઉપર પ્રહાર કરવો[૪૪]. જેની શંકા કરવી સંભવતી

* એમ કહેવાય છે કે, ગધેડી અને ઘોડાનો સંયોગ થવાથી જે ગર્ભ રહે છે તે પેટ ફાડીને જન્મે છે.

નથી તેવા પુરૂષની પણ શંકા કરવી તથા જે આપણાથી શંકા રાખતો હોય તેનાથી તો નિરંતર શંકાયુક્ત રહેવું. કેમ કે, જેની આપણે શંકા કરતા નથી તેનાથી જો ભય ઉત્પન્ન થયું તો, તે મૂળસહિત નાશ કરે છે[૪૫]. ધ્યાન આપવાવડે, મૌન ધારણ કરવાવડે, કાષાય (ભગવાં) વસ્ત્ર ધારણ કરવાવડે અને જટા તથા મૃગચર્મ ધારણ કરવાવડે શત્રુને વિશ્વાસ ઉત્પન્ન કરીને, વરૂની પેઠે, તેનું જલદી ભક્ષણ કરવું અર્થાત્ નાશ કરવો[૪૬]. જે રાજા પોતાનો અભ્યુદય ઇચ્છતો હોય તેણે, ગમે તો પોતાનો પુત્ર હો !! ભાઈ હો !! પિતા હો !! કે, મિત્ર હો !! પરંતુ જો પોતાના અર્થમાં વિઘ્ન કરનારો હોય તો તેને હણવો[૪૭]. કદાપિ પોતાનો ગુરૂ હોય અને તે ગર્વિષ્ઠ થયો હોય તથા કાર્ય–અકાર્યમાં સમજતો ન હોય, તેમ અવળે માર્ગે ચાલતો હોય તો, રાજદંડ વડે તેને પણ શિક્ષા કરવી યોગ્ય છે[૪૮]. રાજાએ ચઢાઇનો ઉદ્યોગ કરવાવડે અથવા શત્રુની નિંદા પસારવાવડે અથવા કોઇને કાંઇ આપવાવડે પણ તીક્ષ્ણ ચાંચવાળા પક્ષીની પેઠે, શત્રુના કુળનાં પુષ્પનો નાશ કરવો. તાત્પર્ય કે, ધર્મ, અર્થ આદિ પુરૂષાર્થ ફળ છે તથા તેનાં સાધન પુષ્પરૂપ છે. માટે શત્રુના પુરૂષાર્થનાં સાધનોનો નાશ કરવો[૪૯]. શત્રુનાં મર્મ છેદ્યા સિવાય, દારૂણ કર્મ કર્યા સિવાય તથા માછલાં મારનાર માછીની પેઠે, અનેક જીવ ઉપર પ્રહાર કર્યા સિવાય રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થતી નથી[૫૦]. જાતિથી કોઇ કોઈનો શત્રુ નથી તેમ મિત્ર પણ નથી. સામર્થ્યના યોગથી મિત્ર અને શત્રુઓ ઉત્પન્ન થાય છે[૫૧]. શત્રુ સ્વાધીન થયો હોય અને તે, દયા ઉપજે એમ બોલતો હોય, તથાપિ તેને છોડવો નહિ; પૂર્વે આપણા ઉપર અપકાર કરનારને હણવોજ; તેમ કરવામાં મનમાં કાંઇ દુઃખ લાવવું નહિ[૫૨]. પોતાનો અભ્યુદય ઇચ્છનારે, સત્પુરૂષોનો સંગ્રહ કરવામાં તથા તેઓના ઉપર મહેરબાની કરવામાં અસૂયા બુદ્ધિ તજીને સર્વદા યત્ન કરવો તથા તેજ પ્રમાણે અસત્પુરૂષોનો નિગ્રહ પણ કરવો[૫૩]. શત્રુને મારતાં મારતાં પણ મીઠુંજ બોલવું; પ્રહાર કરીને પછીથી પણ મધુરજ બોલવું; તરવારથી શત્રુનું મસ્તક કાપીને પણ શોક કરવો તથા રડવું[૫૪]. પોતાનો ઉદય ઇચ્છનારાએ સાંત્વન ઉપાયવડે તથા સહનશીલતાવડે શત્રુને પણ નિમંત્રણ કરવું કેમ કે, એ લોકને પ્રસન્ન કરવા માટે છે[૫૫]. *શુષ્ક વૈર કોઈની સાથે કરવું નહિ તથા બાહુવડે (વામો નાખીને) નદી તરવી નહિ. જેમ ગાયનાં શીંગડાંનું ભક્ષણ કરવાથી કાંઇ અર્થ સરતો નથી તથા આયુષ્ય પણ વધતું નથી; માત્ર દાંત પડી જાય છે અને રસ પ્રાપ્ત થતો નથી, તેમ શુષ્ક વૈર કરવાથી માત્ર હાનિ થાય છે અને અર્થ સરતો નથી[૫૬]. ધર્મ, અર્થ અને કામ, એ ત્રિવર્ગની ત્રણ પ્રકારની પીડાઓ છે તથા તેના ત્રણ પ્રકારના અનુબંધ છે; માટે અનુબંધને જાણીને પીડાઓનો ત્યાગ કરવો. એનું તાત્પર્ય એ છે કે, ધર્મ કરવા જતાં, અર્થની પીડા થાય છે અને અર્થ સંચય કરવા જતાં, ધર્મની પીડા થાય છે તથા કામ સિદ્ધ કરવા જતાં, ધર્મ તથા અર્થ, એ બન્નેની પીડા થાય છે. (પીડા થાય છે એટલે નાશ પામે છે એમ સમજવું.) અર્થાત્ ધર્મ કરવા જતાં અર્થ, અર્થ સાધતાં ધર્મ અને કામ સાધતાં બન્ને નાશ પામે છે. ફળને "અનુબંધ" કહે છે. પામર પુરૂષોને ધર્મનું ફળ અર્થ, અર્થનું ફળ કામ અને કામનું ફળ ઇન્દ્રિયોનો આનંદ છે; પણ જ્ઞાનીઓના મતથી તો ધર્મનું ફળ ચિત્તશુદ્ધિ, અર્થનું ફળ યજ્ઞ અને કામનું ફળ જીવન માત્ર છે. એ ત્રિવર્ગમાં બળાબળ જાણીને અનુબંધ (ફળ)ની ઇચ્છા કરવી અને પીડાનો ત્યાગ કરવો[૫૭]. ઋણ, અગ્નિ અને શત્રુ, એ ત્રણમાંથી જો સૂક્ષ્મ પણ કાંઇ શેષ રહે તો, તે પુનઃ પુનઃ વૃદ્ધિ પામે છે, માટે એ ત્રણમાંથી કાંઇ પણ શેષ રહેવા દેવું નહિ[૫૮]. વૃદ્ધિ પામતું ઋણ, પરાભવ પામેલા શત્રુ અને ઉત્પન્ન થયેલા વ્યાધિ, એ ત્રણની ઉપેક્ષા કરવામાં આવે

* જેમાથી કાંઈ ફળ થાય નહિ તેને શુષ્ક વૈર કહે છે.

( એટલે દરકાર ન કરવામાં આવે ) તો, તીવ્ર ભય ઉત્પન્ન થાય છે[૫૯]. જે કાર્ય કરવું તે સારી રીતેજ પૂરેપૂરૂં કરવું અને સર્વદા સાવધાન રહેવું. જો પગમાંથી કાંટાને પણ સારી રીતે કાઢી ન નાખ્યો હોય અને અણું જેટલો પગમાં રહી ગયો હોય તો તે, ઘણા સમય પર્યંત વિકાર કરે છે[૬૦]. શત્રુના દેશને નાશ કરવાના ત્રણ ઉપાય છે, એટલે મનુષ્યોનો વધ કરીને, માર્ગમાં લૂંટ, ચોરી વગેરે કરીને, માર્ગને દૂષિત કરીને તથા લોકોનાં ઘરનો નાશ કરીને શત્રુના દેશનો નાશ કરવો[૬૧]. રાજાએ ગીધની પેઠે, દૂરદર્શી થવું; બગલાની પેઠે, નિશ્ચળ થઇને ગુપચુપ બેસી રહેવું; કૂતરાની પેઠે, જાગ્રત તથા ચોરની સૂચના કરનારા થવું; સિંહની પેઠે, પરાક્રમી તથા ઉદ્વેગ વિનાના થવું; કાગડાની પેઠે, મનુષ્યનાં ચેષ્ટિત જાણનારા તથા શંકાવાળા થવું તથા સાપની પેઠે, બીજાએ કરેલા કિલ્લામાં પેસીને બથાવી પડનારા થવું[૬૨]. પોતાના કરતાં અધિક શૂરો હોય, તેને હાથ જોડીને મિત્ર કરવો; બીકણ હોય, તેના મંત્રિમંડળમાં કે, સરદારોમાં ફુટફાટ કરીને ભેદ પમાડવો; લોભી હોય, તેને દ્રવ્ય આપીને વશ કરવો તથા જે સમાન હોય, તેને યુદ્ધ કરીને વશ કરવો[૬૩]. જૂદી જૂદી જાતના મનુષ્યો એક કાર્યમાં સામેલ થયેલા હોય, તેને શ્રેણી કહે છે. એવી શ્રેણીના મુખ્ય નાયકને શત્રુઓ ભેદ પમાડતા હોય ત્યારે, તેઓના મિત્રોની આરાધના બીજા કોઇ ( શત્રુઓ ) કરતા હોય ત્યારે, સર્વ અમાત્યોનો એક સમુદાય થઇને તેઓની એક સલાહ થતી હોય ત્યારે, તેમજ જે અમાત્યોને શત્રુ ભેદ પમાડતા હોય ત્યારે પણ તેઓનું ભેદથી રક્ષણ કરવું. સારાંશ કે, શત્રુઓ પોતાના દાસવર્ગને કે, તેઓના મિત્રોને ફોડવાને પ્રયત્ન કરતા હોય તો, તેમ થવા દેવું નહિ[૬૪]. રાજા, જો અત્યંત કોમળ થાય તો બીજાઓ તેની અવગણના કરે છે તથા તે અત્યંત તીક્ષ્ણ થાય છે તો તેનાથી ત્રાસ પામે છે; માટે રાજાએ, કોમળ થવાને સમયે કોમળ થવું અને તીક્ષ્ણ થવાને સમયે તીક્ષ્ણ થવું[૬૫]. જે કોમળ હોય, તેને તું કોમળ ઉપાયથી છેદજે ! ! તેમજ તીક્ષ્ણ હોય તેને પણ કોમળ ઉપાયથી છેદી શકાય છે. કોમળ ઉપાયથી કાંઈ ન બની શકે એમ નથી. માટે કોમળતો અત્યંત તીક્ષ્ણમાં પણ તીક્ષ્ણ છે[૬૬]. જે પુરૂષ, સમય આવ્યે કોમળ થાય છે તથા સમય આવ્યે કઠિન થાય છે, તે પુરૂષ શત્રુઓને વશ કરે છે તથા તેઓના મસ્તક ઉપર ચઢી બેસે છે[૬૭]. બુદ્ધિમાન પુરૂષ સાથે વિરોધ કરીને "હું તેનાથી દૂર છું માટે મને એ શું કરનાર છે ?" એમ વિશ્વાસ રાખવો નહિ. બુદ્ધિમાનના બાહુઓ ઘણા લાંબા છે અને તેઓના ઉપર જો પ્રહાર કર્યો તો, તેઓ લાંબા બાહુઓવડે મારી નાખે છે[૬૮]. જેની પાર જઈ શકાય તેમ હોય નહિ, તેને તરવાનો આરંભજ કરવો નહિ તથા જેનું હરણ કર્યા પછી બીજો પુરૂષ, આપણી પાસેથી તેનું હરણ કરી જાય, તો તે હરણ કરવુંજ નહિ; જેનું મૂળ ખોદીને કાઢી શકાય નહિ, તેને ખોદવાનો આરંભજ કરવો નહિ તથા જેનું મસ્તક પૃથિવ ઉપર પાડી શકાય નહિ. તેને હણવોજ નહિ[૬૯]. મેં તને જે આ નીતિ કહેલી છે તે પાપથી સંયુક્ત છે, માટે પુરૂષે સર્વદા આચરવા યોગ્ય નથી; પણ જ્યારે શત્રુઓજ એ નીતિની યોજના કરી ત્હારા ઉપર સંકટ આણે, ત્યારે તે શા માટે ત્હારે નહિ યોજવી ? અર્થાત્ યોજવીજ. માટે આપત્કાળે યોજવાના અભિપ્રાયથી ત્હારૂં હિત ઇચ્છીને મેં તને આ નીતિ કહેલી છે"[૭૦] એ પ્રમાણે પોતાનું હિત ઇચ્છનારા તે બ્રાહ્મણે યથાર્થ કહેલું વચન સાંભળીને, પરાક્રમી સુવીર દેશના રાજાએ તે પ્રમાણે કર્યું તથા બાંધવોસહિત પ્રકાશમાન રાજ્યલક્ષ્મી ભોગવી[૭૧].

यथावदुक्तं वचनं हितार्थिना निशम्य विप्रेण सुवीरराष्ट्रपः ।
तथाकरोद्वाक्यमदीनचेतनः श्रियं च दीप्तां बुभुजे सबांधवः ॥ ७१ ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि आ० कणिकोपदेशो नाम मु० मा० दशमोऽध्यायः ॥ १० ॥

## અધ્યાય ૧૧ મો—આપદ્ધર્મ-વિશ્વામિત્ર અને ચાંડાળનો સંવાદ.

**युधिष्ठिर उवाच ॥** ह्रीने परमके धर्मे सर्वलोकाभिलंघिते ।
॥ अधर्मे धर्मतां नीते धर्मे चाधर्मतां गते ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,—"જ્યારે ઉત્તમ ધર્મ, હીનતાને પામી જાય તથા સર્વ લોકો, તેનું ઉલ્લંઘન કરે, તેમજ જ્યારે અધર્મ, ધર્મરૂપ મનાય અને ધર્મ, અધર્મરૂપ મનાય[1]. હે રાજન્! જ્યારે મર્યાદાઓ તૂટી જાય, ધર્મનો ક્ષોભ થાય તથા રાજાઓ અથવા બીજા શત્રુઓ લોકોને પીડા કરે[2]. હે ભારત! જ્યારે સર્વે આશ્રય મોહ પામી જાય, કર્મનો નાશ થઇ જાય, કોઈ કામથી, લોભથી કે, મોહથી કર્તવ્ય કર્મને કરે નહિ તથા જ્યાં ત્યાં ભય જોવામાં આવે[3]. હે રાજન્! જ્યારે સર્વ સ્થળમાં અવિશ્વાસ વ્યાપી જાય, નિરંતર સર્વના મનમાં ભય તાજો થઇ રહેલો હોય, લોકો કપટ કરીને એક બીજાને હણતા હોય તથા પરસ્પર એક બીજાને છેતરતા હોય[4]. જ્યારે સઘળો દેશ ચારે બાજુથી એવી રીતે સળગી ઉઠયો હોય અને બ્રાહ્મણો અતિશય પીડા પામતા હોય, વર્ષાદ વરસતો ન હોય તથા અરસ્પરસ ભેદ બુદ્ધિ ઉત્પન્ન થઇ રહી હોય[5]. હે રાજન્! જ્યારે પૃથ્વિ ઉપર ઉપજીવિકાના તમામ પદાર્થોની લુંટાલૂંટ થઇ રહી હોય તથા ચોર લોકો તે ઉપર સર્વદા તકાશી રહ્યા હોય, એવે વખતે, પુત્ર તથા પૌત્ર વગેરે કુટુંબવાળો બ્રાહ્મણ કે જે, પોતાના કુટુંબનો ભૂખમરો જોઇને, દયા લાવીને તેનું દુઃખ સહન કરી શકતો ન હોય તે, એવા અધમ સમયને આવેલો જોઇને એ આપત્તિનો સમય શી રીતે નિર્ગમન કરે? હે પિતામહ! તે મને કહો[6,7]. હે પરંતપ! વળી એવી રીતે લોક પાપમય થઈ જાય ત્યારે રાજાએ શી રીતે વર્તવું કે, જેથી તે ધર્મથી અને અર્થથી હીન થાય નહિ?"[8]. ભીષ્મ કહે છે—"હે મહાબાહો! પ્રજાનું યોગક્ષેમ, સારી વૃષ્ટિ, વ્યાધિયો, મરણ અને ભય, એ સર્વનું મૂળ રાજા છે[9]. હે ભરતશ્રેષ્ઠ! સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ, એ ચારે યુગનું મૂળ પણ રાજા છે, એમ મ્હારૂં માનવું છે; એમાં કાંઇ સંશય નથી[10]. એમ છતાં પણ પ્રજાને દુઃખ પમાડનાર સમય આવે ત્યારે રાજાએ વિજ્ઞાન બળ ધારણ કરીને જીવિકા કરવી[11]. આ વિષે પણ ચાંડાળના ઘરમાં ચાંડાળ અને વિશ્વામિત્રનો સંવાદ થયો હતો તેનો પુરાતન ઇતિહાસ કહેવામાં આવે છે[12]. ત્રેતા અને દ્વાપરયુગની સંધિમાં દૈવયોગથી એક વખત બાર વર્ષ સુધી ભયાનક અનાવૃષ્ટિ થઈ* હતી[13] તે વખતે પ્રજાની અતિશય વૃદ્ધિ થઇ ગઇ હતી, તે યુગનો અંતકાળ પ્રાપ્ત થયો હતો; તે સમયે ત્રેતાયુગ પૂરો થઇ રહેલો હતો અને દ્વાપર યુગનો પ્રવેશ થતો હતો[14]. તે વખતે ઇંદ્ર વરસ્યો નહિ અને બૃહસ્પતિ પણ વક્રીભાવ પામ્યો હતો તથા ચંદ્રમા પણ વિપરીત લક્ષણવાળો થઇને દક્ષિણ માર્ગે ગમન કરતો હતો[15]. ધૂમર પણ વરસતું નહોતું તોપછી, વાદળાં તો શાનાંજ હોય? નદીઓમાંથી જળ ઘટી ગયું હતું અને તે જમીનમાં કાંઇક ઊંડી જતી રહેલી હતી[16]. તળાવો, સરોવરો, નદીઓ, કૂવા, ઝરણ, એ સર્વ ઝાંખાં થઇને દેખાતાં પણ નહોતાં તથા ઇશ્વરકૃત જળસ્થાનમાં પણ જળ દેખાતું નહોતું[17]. +જેમાંથી જળસ્થાન સૂકાઈ ગયાં છે, જેમાં મુસાફરોને વિશ્રામની જગ્યા—પરબો બંધ પડી છે તથા જેમાં યજ્ઞ, સ્વાધ્યાય, વષ્ટકાર અને મંગળ શબ્દો બંધ થઇ ગયા છે[18]. જેમાંથી ખેતી નાશ પામી છે, જેમાંથી પશુપાલન ભાગી પડયું છે, જેમાં આપવા લેવાનો વેહેવાર ચાલતો નથી એવી

* બાર વર્ષ સુધી વર્ષાદ થયો નહતો અર્થાત્ બાર વર્ષનો દુષ્કાળ હતો.
+ અહિંથી તે ૨૩ મા શ્લોક સુધી દુષ્કાળપીડિત પૃથ્વિનું વર્ણન છે.

દુકાનો જેમાં બંધ પડેલી છે તથા જેમાં યૂપ અને યજ્ઞ સામગ્રીઓ જોવામાં આવતી નથી[૧૯]. જેમાંથી મહોત્સવ નાશ પામ્યા છે, જ્યાં ઠામ ઠામ હાડકાંના સમુદાય વેરાયલા દૃષ્ટિએ પડે છે. જે પ્રાણીઓના મોટા ઘોર શબ્દોથી વ્યાપ્ત થયેલી છે, જેમાં મોટાં મોટાં નગર ખાલી ખંડેર થઇ પડેલાં છે તથા જેમાં ગામ અને ઘર બળી ગયાં છે[૨૦]. કોઈ સ્થળમાં ભયાનક બનાવ બનવાથી, કોઇ જગ્યોએ હથિઆરોવડે કાપાકાપી ચાલવાથી, કોઇ જગ્યોએ રાજાઓના જુલમથી પીડા પામવાથી અને કોઇ જગ્યોએ પ્રજામાં પરસ્પર ભય ઉત્પન્ન થવાથી જેમાં મોટી વસ્તી ઉજ્જડ થઇ ગઈ છે[૨૧]. જેમાંથી દેવતાઓનાં સ્થાન નાશ પામેલાં છે, જેમાંથી વૃદ્ધ લોકોનો ત્યાગ કરેલો છે એવી, ગાય, બકરી, બોકડી તથા ભેંસ વગેરે દૂધ આપનારાં પશુ વિનાની અને પરસ્પર એક બીજાથી હણાએલી[૨૨]. જેમાંથી બ્રાહ્મણોનો નાશ થયેલો છે, જેમાંથી સર્વત્ર રક્ષણનો પણ નાશ થયેલો છે અને જેમાંથી ઔષધિના સંચય નાશ પામેલા છે એવી પૃથ્વિ, જાણે સર્વ પ્રાણી માત્રના એક મોટા સ્મશાનનું વૃક્ષ હોય નહિ, તેવી થઈ ગઇ હતી[૨૩]. હે યુધિષ્ઠિર ! સામાસામી જેમાં ભય ઉત્પન્ન થાય છે એવા ધર્મરહિત તે સમયમાં મનુષ્યો, ઘણા ક્ષુધાતુર થવા લાગ્યા અને પરસ્પર ખાઇ જવા લાગ્યા[૨૪]. ઋષિઓ, પણ પોતાના નિયમોને તજીને, અગ્નિ અને દેવતાઓને તજીને તથા પોતાના આશ્રમોને પણ તજીને અહીં તહીં દોડતા હતા[૨૫]. તે વખતે બુદ્ધિમાન ભગવાન વિશ્વામિત્ર મહર્ષિ, પણ ક્ષુધાથી અત્યંત વ્યાપ્ત થઇને, ઘરનો ત્યાગ કરીને ચારે:બાજુ ભટકતા હતા[૨૬]. મહર્ષિ વિશ્વામિત્ર, પોતાની સ્ત્રી અને પુત્રોને કોઇ એક જનસમુદાયમાં છોડીને, ભક્ષ્ય તથા અભક્ષ્યને સમાન ગણનારા થઇને સ્થાનરહિત તથા અગ્નિના નિત્ય હોમરહિત થઇને ભટકવા લાગ્યા[૨૭]. તે મહર્ષિ, એક વખત કોઇક જંગલમાં ભમતાં ભમતાં, પ્રાણિયોનો ઘાત કરનાર અને હિંસક એવા ચાંડાળ લોકોની વસ્તીમાં જઈ ચઢ્યા[૨૮]. ત્યાં ભાગેલાં માટીનાં લોટાનાં ઠીકરાં વેરાયલાં હતાં, કૂતરાનાં ચામડાં કાપવાનાં કાતાં તે સ્થળમાં નજરે આવતાં હતાં, ભૂંડ અને ગધેડાનાં ભાંગેલાં હાડકાં, કાચલાં અને ભાગેલા ઘડાથી તે જગ્યો યુક્ત હતી[૨૯]. મડદાં ઉપર ઓઢાડેલાં કપડાં ચારે બાજુ સૂકવેલાં હતાં, મડદાંને પેહેરાવેલી માળાઓ વગેરેના નિર્માલ્યથી તે સ્થાન અલંકૃત થયેલું હતું. સાપની કાંચળીઓની માળાથી તેઓના ઘરને અને ઝૂંપડાંને ચિહ્નિત કરેલાં હતાં[૩૦]. ત્યાં ઘણા કૂકડા બોલતા હતા તથા તે સ્થળ ગધેડાના ભૂંકવાથી શબ્દાયમાન થઇ ગયેલું હતું. ઘરમાં ચાંડાળો, કઠોર વચન બોલીને માંહોમાંહે લડાઇ કરીને શોર કરતા હતા[૩૧]. પાસેનાં ઝાડ ઉપર ચારે બાજુ ઘુવડ પક્ષીઓ કઠોર શબ્દ બોલતા હતા. તે સ્થાન મલિન દેવતાઓનાં સ્થાનકોથી વિંટાયલું હતું. લોઢાની ઘંટાઓથી શોભતાં કૂતરાઓનાં ટોળાં તેની ચારે બાજુ વીંટાઇ વળેલાં હતાં[૩૨]. એવી ચાંડાળોની વસ્તીના સ્થાનમાં ભૂખથી પીડાયલા મહાઋષિ વિશ્વામિત્રે, પ્રવેશ કર્યો અને આહાર શોધવામાં ઉદ્યોગી થઇને પરમ યત્ન કરવા લાગ્યા[૩૩]. તે કૌશિક–વિશ્વામિત્ર મુનિએ, ચાંડાળોની વસ્તીમાં ઘેર ઘેર ભિક્ષા માગી પણ તેમને માંસ, અન્ન, ફળ, મૂળ કે, બીજું કાંઈ પણ પેટમાં હોમી શકાય એવું કોઇ જગ્યોએથી પ્રાપ્ત થયું નહિ[૩૪]. પછી ફરી ફરીને થાકયા ત્યારે, તે કૌશિક મુનિ બોલ્યા કેઃ “અરે ! આ તો હું ખરેખરૂં કષ્ટ પામ્યો છું. હવે નિશ્ચય મરણ સંકટ મને પ્રાપ્ત થશે.” એમ નિશ્ચય કરીને નિર્બળતાથી કૌશિકમુનિ તે ચાંડાળોના વાસમાં જમીન ઉપર પડ્યા[૩૫]. હે રાજાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! પછી તે મુનિ વિચાર કરવા લાગ્યા કે, “હવે હું શું કરૂં ! કે, જેથી મ્હારો અર્થ સિદ્ધ થાય અને મ્હારૂં આ રીતે મિથ્યા મૃત્યુ થાય નહિ”[૩૬]. પછી હે રાજન્ ! મુનિએ, તે ચાંડાળના ઘરમાં તત્કાળ શસ્ત્રવડે હણેલા કૂતરાના માંસની નસાઓની જાળ વિસ્તારીને

મૂકેલી દીઠી[૩૭]. તે જોઇને મુનિ, વિચારવા લાગ્યા કે, "હવે આ વખતે મ્હારે ચોરી કરવી ઘટે છે. કેમ કે, મ્હારા પ્રાણ બચાવવાના અર્થે ચોરી સિવાય બીજો ઉપાય હવે મને માલૂમ પડતો નથી[૩૮]. કેમ કે, આપત્કાળમાં મોટા પુરૂષોએ પણ ચૌર્ય કર્મને શ્રેષ્ઠ ગણેલું છે તથા પ્રાણનું રક્ષણ કરવાને બ્રાહ્મણે પણ ચૌર્ય કર્મ કરવું, એ નિશ્ચય છે[૩૯]. પ્રથમ હીન એટલે અધમ પુરૂષો પાસેથી ચોરી કરવી. તેથી કાર્ય ન બને, તોપછી સમાન પુરૂષો પાસેથી ચોરી કરવી અને તેથી પણ કાર્ય ન બને એમ હોય તો, ધર્મવાળા અને ઉત્તમ પુરૂષ પાસેથી ચોરી કરવી[૪૦]. એટલા માટે ભક્ષ્ય વિના હવે મ્હારા પ્રાણ જવા તૈયાર થયા છે, ત્યારે હું, આ કૂતરાની જાઘિની (જઘન સ્થળનો ભાગ) નું હરણ કરીશ, કેમ કે, મ્હારા જાણવા પ્રમાણે પ્રતિગ્રહ કરવા કરતાં, ચોરીનો દોષ કાંઈ અધિક નથી"[૪૧]. હે ભારત! પછી એમ નિશ્ચય કરીને મહામુનિ વિશ્વામિત્ર, પણ જ્યાં ચાંડાળનું ઘર હતું તેજ જગ્યોએ સૂઈ ગયા[૪૨]. પછી ઋષિએ જોયું કે, "હવે રાત્રિ ઘણી ગઇ છે તથા ચાંડળના ઘરમાં સર્વ કોઇ સૂઈ ગયું છે." તે વખતે ભગવાન વિશ્વામિત્રે, ધીમે ધીમે ઉઠીને ચાંડાળની ઝુંપડીમાં પ્રવેશ કર્યો[૪૩]. એટલે કફવડે જેનાં નેત્ર ઢંકાઈ ગયાં છે, જેનો સ્વર ખોખરો અને રૂક્ષ છે તથા જેનો દેખાવ બિહામણો છે એવો ચાંડાળ ઉંઘમાંથી જાગી ઉઠ્યો અને બોલી ઉઠ્યો[૪૪]. ચાંડાળ કહે છેઃ—"અરે! આ ચાંડાળનો વાસ બધો સૂઇ ગયો છે, તે વખતે આ કૂતરાની જાઘિનીને કોણ ખખડાવે છે? હું જાગું છું, ઉંઘતો નથી; હમણાં મારીજ નાખીશ"[૪૫]. એ પ્રમાણે તે કઠોર વચન બોલ્યો. તે સાંભળીને વિશ્વામિત્ર ભયભીત થયા તથા પોતાના તે કર્મથી ઉદ્વેગ પામીને લજ્જાયુક્ત મુખવાળા થઇ ગયા. પછી એકાએક બોલી ઉઠયા કે, "હે આયુષ્યમાન! હું વિશ્વામિત્ર છું; હું અતિશય ક્ષુધાથી પીડિત થઇને આવેલો છું. હે રૂડી બુદ્ધિવાળા! જો તને કાંઇ ઠીક સૂઝતું હોય તો (પરમેશ્વરનો ડર હોય તો,) મને મારીશ નહિ"[૪૬.૪૭]. મોટી પ્રતિષ્ઠાવાળા મહર્ષિનું આ વચન સાંભળીને ચાંડાળની ઉંઘ તો, એકદમ ઉડી ગઇ અને તે, પથારીમાંથી જલદી ઉઠીને ઉભો થયો[૪૮]. તથા પોતાનાં નેત્ર કે, જે રાત્રિના કફવડે ઢંકાયલાં હતાં તેમાંથી આંસુ લોહી નાંખીને અને ઋષિ પ્રત્યે બહુ માનથી હાથ જોડીને કૌશિકમુનિ પ્રત્યે બોલ્યો કે, "હે બ્રહ્મદેવ! તમારી શું કરવાની ઇચ્છા છે?"[૪૯]. ત્યારે ચાંડાળને શાંત કરીને વિશ્વામિત્ર બોલ્યા કેઃ "હું ક્ષુધાવડે પીડાઉં છું અને મ્હારા પ્રાણ નીકળી જાય છે, માટે કૂતરાની જાઘિનીનું હું હરણ કરીશ[૫૦]. હું ક્ષુધાતુર થયો છું માટે પાપકર્મને અનુસરવા તૈયાર થયો છું અને ખાવાની ઇચ્છા થવાથી મને લજ્જા નથી. ક્ષુધા મને આ સ્થળમાં દુઃખ પમાડે છે, તેથી હું કૂતરાની જાઘિનીનું હરણ કરીશ[૫૧]. મ્હારા પ્રાણ દુર્બળ થઇ ગયા છે તથા ભૂખથી મ્હારી શ્રુતિ (શ્રવણ શક્તિ) નાશ પામે છે; હું દુર્બળ થઈ ગયો છું તથા મ્હારી બુદ્ધિ નાશ પામી ગઇ છે; ભક્ષ્ય અને અભક્ષ્યનો વિચાર મને રહ્યો નથી[૫૨]. હું જાણું છું કે, આ કર્મ બહુ અધર્મવાળું છે, છતાં પણ હું કૂતરાની જાઘિનીનું હરણ કરીશ. હું તમારા વાસમાં સર્વત્ર ભમ્યો પણ મને કાંઇ ખાવાનું મળ્યું નહિ[૫૩]. ત્યારે મેં આ પાપકર્મમાં બુદ્ધિ કરી છે માટે આ ત્હારી શ્વજાઘિની (કૂતરાના જઘનસ્થળનો ભાગ) ને લઇ જઇશ. અગ્નિ જેમ સર્વ દેવતાઓનું મુખ છે તથા તેઓનો પુરોહિત છે; પવિત્ર પદાર્થનુંજ તે વહન કરે છે, પણ અપવિત્ર પદાર્થ અગ્નિમાં હોમાય તો, તે કોપે છે એવો તે સમર્થ દેવ છે; એમ છતાં પણ તે સર્વભક્ષી કહેવાય છે અને સમય આવ્યે સર્વ પદાર્થનું ભક્ષણ કરનારો થાય છે, તે પ્રમાણે હું પણ બ્રહ્મદેવ જેવો છું, તથાપિ તું ધર્મબુદ્ધિથી આ વખતે મને સર્વનું ભક્ષણ કરનાર જાણજે!!" એવું વિશ્વામિત્રનું વચન સાંભળીને ચાંડાળ બોલ્યો કેઃ "હે મહર્ષે!

મ્હારૂં આટલું વચન સાંભળો ![૫૪,૫૫]. અને તે સાંભળ્યા પછી જે સત્ય હોય અને જેવી રીતે ધર્મનો નાશ ન થાય, તે રીતે કરો !! હે બ્રહ્મર્ષિ ! તમારો ધર્મ પણ તમને કહું તે સાંભળો ![૫૬]. બુદ્ધિમાન પુરૂષો શિયાળ કરતાં પણ કૂતરાને અધમ કહે છે અને વળી કૂતરાના શરીરમાં પણ તેના પેઢુ આગળનો ભાગ તો અતિ અધમ છે[૫૭]. માટે હે મહર્ષે ! આ કર્મ તો મોટું અધર્મયુક્ત તથા નિંદવા જેવું છે; કેમ કે, ચાંડાળના ઘરમાં ચોરી કરવી અને તે પણ અભક્ષ્ય પદાર્થની ચોરી કરવી. હે મહર્ષે ! આ તમારો નિશ્ચય કાંઈ સારો નથી[૫૮]. હે મહામુને ! તમે પ્રાણનું ધારણ કરવાને ભલે, કોઈ બીજો સારો ઉપાય શોધી કાઢો !! પણ આ રીતે માંસના લોભથી તમારા તપનો નાશ થાય, તે ઠીક નથી[૫૯]. શાસ્ત્રમાં કહેલા ધર્મને જાણનારા તમારા સરખા પુરૂષે ધર્મભ્રષ્ટતા કરવી યોગ્ય નથી; તમે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ છો, માટે ધર્મનો ત્યાગ કરશો નહિ"[૬૦]. હે ભરતશ્રેષ્ઠ ! હે રાજન્ ! એ પ્રમાણે ચાંડાળનું વચન સાંભળીને ક્ષુધાથી પીડાયલા મહામુનિ વિશ્વામિત્રે, પુનઃ પણ તેને પ્રત્યુત્તર આપ્યો કેઃ "આહાર કર્યા વિના ઉપવાસ કરી કરીને અહીં ભમતાં મ્હારો ઘણો સમય વીતી ગયો છે, હવે મ્હારા પ્રાણ ધારણ કરવાનો બીજો કોઈ ઉપાય રહ્યો નથી[૬૧,૬૨]. દુર્બળ થઇ ગયેલા પુરૂષે જે કર્મવડે અને વિશેષે કરીને ગમે તે કર્મવડે પણ જીવતા રહેવાય તેમ કરવું અને જ્યારે ધર્મ આચરવાનું પોતાનામાં સામર્થ્ય આવે ત્યારે આચરવો[૬૩]. જગતનું પાલન કરવારૂપ ઇંદ્ર દેવતાનો ધર્મ ક્ષત્રિયનો છે તથા સર્વનું ભક્ષણ કરવારૂપ અગ્નિ દેવતાનો ધર્મ બ્રાહ્મણનો છે. વેદરૂપ અગ્નિ મ્હારૂં બળ છે માટે તે અગ્નિના બળથી હું, આ કૂતરાના જઘનનું ભક્ષણ કરીને મ્હારી ક્ષુધાને શમાવીશ[૬૪]. મનુષ્યે, જે પ્રકારે જીવી શકાય તે કર્મ મોટા પ્રયત્નવડે પણ કરવું; મરવા કરતાં જીવવું બહુ કલ્યાણકારક છે, કેમ કે, જીવીને ધર્મ કરી શકાશે[૬૫]. માટે મેં એવી રીતે માત્ર જીવવાની ઇચ્છા કરીને બુદ્ધિપૂર્વક અભક્ષ્યનું પણ ભક્ષણ કરવાનો નિશ્ચય કર્યો છે, માટે તું મને તેમ કરવા દે ![૬૬]. જો હું જીવતો રહીશ તો, પુનઃ પણ ધર્મને આચરીશ અને જેમ પ્રકાશવડે મોટા અંધકારનો નાશ કરી શકાય છે, તેમ તપના સમુદાયવડે અને વિદ્યાના બળવડે મ્હારાં સઘળાં પાપનો નાશ કરીશ"[૬૭]. ચાંડાળ કહે છે,–"એ કૂતરાના જઘનનો ભાગ ખાવાથી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થવાનું નથી, પ્રાણ પણ રહેવાના નથી, તેમ અમૃતની પેઠે, તૃપ્તિ પણ થવાની નથી; માટે તમે બીજી કોઈ ભિક્ષા માગો !! અને આ કૂતરાનું માંસ ખાવાની તમારી બુદ્ધિ થાઓ નહિ ! કેમ કે, બ્રાહ્મણોને માટે કૂતરાનું માંસ તો અવશ્ય અભક્ષ્ય છે"[૬૮]. વિશ્વામિત્ર કહે છે,–"હે શ્વપચ ! આ દુષ્કાળના સમયમાં બીજું કોઇ માંસ મળવું સુલભ નથી, એમ હું માનું છું તથા મ્હારી પાસે વિત્ત પણ નથી. હું ભૂખથી અતિશય દુઃખી થયેલો છું; હવે મ્હારે બીજો કોઈ આશ્રય નથી અને હું નિરાશ થયો છું; માટે આ કૂતરાના માંસમાં ઉત્તમ પ્રકારે છ રસ રહેલા છે, એમ હું માનું છું"[૬૯]. ચાંડાળ કહે છેઃ–"બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે પાંચ નખવાળા પાંચ પાંચ પશુઓનું માંસ ભક્ષણ કરવું. પરંતુ તે પાંચ નખવાળાં પણ તમામ ભક્ષ્ય નથી પરંતુ તેમાંથી અમુક પાંચજ ભક્ષ્ય છે, એવું શાસ્ત્રમાં કહેલું છે અને તમારે તે વચન પ્રમાણ માનવું જોઇએ. માટે અભક્ષ્યમાં તમે મન કરશો નહિ"[૭૦]. વિશ્વામિત્ર કહે છે,–"અગસ્ત્યમુનિ, જ્યારે ભૂખ્યા થયા હતા, ત્યારે તે "વાતાપિ" નામના રાક્ષસનું ભક્ષણ કરી ગયા હતા તેમ હું પણ ક્ષુધાવડે આપત્તિમાં પડેલો છું, માટે કૂતરાની જાઘિનીનું ભક્ષણ કરીશ"[૭૧]. ચાંડાળ કહે છે,–"તમે બીજી ભિક્ષા કરો !! પણ તમારે આ કર્મ કરવું યોગ્ય નથી. નિશ્ચય, તમારે એ કરવા જેવું નથીજ; પછી તો ભલે આ શ્વાનની જાઘિનીને લઇ જાઓ !!"[૭૨]. વિશ્વામિત્ર

કહે છે,–" ધર્મના કરનારા શિષ્ટ પુરૂષો છે, માટે તેઓ જેમ ચાલ્યા હશે, તેમ હું પણ ચાલીશ અને તેથી હું માનું છું કે (હાલમાં) આ કૂતરાની જાધિની, પવિત્ર ભોજન પદાર્થથી પણ અત્યંત પવિત્ર ભોજન કરવાનો પદાર્થ છે "૭૩. ચાંડાળ કહે છે,–"અસત્પુરૂષે, કોઇક કર્મ આચર્યું હોય તો, તે સનાતન ધર્મ કહેવાતો નથી, માટે જે અકાર્ય હોય, તે તમારે કરવું ઘટતું નથી; તેથી તમે છળવડે અશુભ કર્મ કરશો નહિ "૭૪. વિશ્વામિત્ર કહે છે–" આ કૂતરાનું માંસ ભક્ષણ કરવામાં આ સમયે કાંઈ પાતક નથી કે, તે કર્મ નિંદિત પણ નથી કેમ કે, ઋષિઓ તેને સત્કર્મ કરવાને યોગ્ય છે. આ વખતે હું, મૃગ અને શ્વાન, બંનેને સમાન માનું છું. માટે હું આ કૂતરાના જઘનસ્થળનું ભક્ષણ કરીશ "૭૫. ચાંડાળ કહે છે–"તમે કહો છો કે, અગસ્તિએ વાતાપિનું ભક્ષણ કર્યું હતું તેમ હું કરીશ તો, તે યોગ્ય નથી કેમ કે, અગસ્તિએ તો બ્રાહ્મણોની પ્રાર્થનાથી તેઓનું રક્ષણ કરવાને માટે વાતાપિનું ભક્ષણ કર્યું હતું, એટલે જાણે કે, તે અગસ્તિએ નહિ પણ બ્રાહ્મણોએજ કર્યું હતું, કેમ કે, અગસ્તિ તે તખતે બ્રાહ્મણના પ્રતિનિધિ થયેલા હતા; તેથી તે અવસ્થાના અધિકારમાં તે સર્વ બ્રાહ્મણરૂપ હતા. તથા તેના તે કર્મને આપણે ધર્મ કહીએ છીએ; કેમ કે, તેમાં પાપકર્મ થયું નથી. સર્વ ઉપાયોવડે ગુરૂઓનું રક્ષણ કરવું ઘટિત છે. માટે અગસ્તિએ સ્વાર્થને માટે નહિ, પણ પરોપકારને માટે નરમાંસનું ભક્ષણ કર્યું હતું, તેનો તેને દોષ નથી "૭૬. વિશ્વામિત્ર કહે છે,–" હું બ્રાહ્મણ છું અને મ્હારો આ આત્મા લોકમાં મિત્ર, પ્રિય અને પૂજ્યતમ છે; હું તેનું ભરણ–પોષણ કરવાને આ શ્વજાઘિની લેવાને ઇચ્છું છું અને એવા પાપથી ભય પામતો નથી "૭૭. ચાંડાળ કહે છે,–" સત્પુરૂષો તો એવા હોય છે કે, તેઓ ભલે, જીવતરને તજી દે છે પણ અભક્ષ્યનું ભક્ષણ કરવાની બુદ્ધિ કરતા નથી; હે વિદ્વાન ! ક્ષુધાને જીતવાવડેજ સર્વ કામ પ્રાપ્ત થાય છે માટે ક્ષુધાને સહન કરીને તમે પણ સર્વ કામનાઓને પરિપૂર્ણ કરો "૭૮. વિશ્વામિત્ર કહે છે,–" અન્ન વિના મૃત્યુ પામવાથી અન્નમાં વાંછના રહે છે અને તેથી સદ્ગતિ થશે કે, નહિ તેનો સંશય રહે છે, પણ મૃત્યુ પામવાથી કર્મનો વિનાશ થશે, એ તો નિઃસંશય છે. એમ છતાં પણ ઉપવાસ કરીને મરવું ઠીક છે, એમ તું જે કહે છે તે સત્ય છે, પણ હું તો નિરંતર વ્રત કરનારો અને શમરૂપ છું, માટે મ્હારે ધર્મના મૂળરૂપ શરીરનું રક્ષણ કરવું યોગ્ય છે કેમ કે, શરીરની વિકળતા થાય તો નિશ્ચય ધર્મનો લોપ થાય છે. માટે હું અભક્ષ્યનું ભક્ષણ કરીને પણ ધર્મના મૂળરૂપ શરીરનું રક્ષણ કરીશ"૭૯. બુદ્ધિરૂપ પ્રમાતાને વિષે વિચાર કરવા જતા કૂતરાનું માંસ ખાવાથી મને પુણ્ય દેખાય છે કેમ કે, જ્ઞાનોત્પત્તિ યોગ્ય શરીરનું ગમે તેવા ખોટા રસ્તાથી પણ રક્ષણ કરવું; પરંતુ જે, મોહસ્વરૂપ છે તે કર્તાપણાના અભિમાનથી ( એટલે હું કૂતરાનું ભક્ષણ કરનારો છું એમ ) શ્વમાંસ ખાય છે અને તેથી તેને દોષ લાગે છે. યદ્યપિ એમ છે, તથાપિ હું આત્મા છું કે, દેહ ? એ વિષેનો મને સંશય નથી. તેથી સર્વત્ર આત્મદૃષ્ટિરૂપ દૃઢ પરિગ્રહ થવાથી શ્વાનનું ભક્ષણ કરવા છતાં પણ હું, ત્હારા જેવો ચાંડાળ થવાનો નથી; અર્થાત્ હું તપવડે તે દોષને દૂર કરવાને સમર્થ છું "૮૦. ચાંડાળ કહે છે,–" આવી રીતે શાસ્ત્રની યુક્તિયો બતાવીને તમારે આ પાપ સંતાડવું છે, એવો તમારે નિશ્ચય છે અને મ્હારે પણ તમને આ પાપકર્મ ન કરવા દેવું, એવો નિશ્ચય છે માટે હું, દુષ્ટ કર્મ કરનારો અને ચાંડાળ છતાં, પણ તમને ઠપકો દઉં છું, તે ખોટું કરૂં છું, પરંતુ તમે શ્વમાંસ ભક્ષણ કરવાનો આગ્રહ કરો છો ત્યારેજ મ્હારે કહેવું પડે છે "૮૧. વિશ્વામિત્ર કહે છે;–" તળાવમાંથી ગાયો જળ પી જાય છે તેથી દેડકાઓ બૂમો પાડ્યાજ કરે છે અને તેમ છતાં, પણ ગાયો પાણી પીએ છે; માટે

ધર્મનો ઉપદેશ કરવાનો ત્હારો અધિકાર નથી. માટે તું પોતાની સ્તુતિ કરીશ નહિ ”૮૨. ચાંડાળ કહે છેઃ–“ હે દ્વિજ ! તમારા ઉપર મને દયા આવે છે અને તેથી હું તમારો મિત્ર થઇને તમને આ શીખામણ દઉં છું; માટે જો તે મ્હારી શિક્ષા કલ્યાણકારી હોય તો, તે કરો ! ! પણ લોભથી પાપ કરશો નહિ ”૮૩. વિશ્વામિત્ર કહે છેઃ–“ જો તું મ્હારો મિત્ર હોય અને મ્હારૂં સુખ ઇચ્છતો હોય તો, આ આપત્તિમાંથી મને ઉગાર ! ! હું ધર્મવડે આત્માને જાણું છું માટે તું મને કૂતરાની જાઘિની આપી દે ! ! ”૮૪. ચાંડાળ કહે છેઃ–“ તમને મ્હારા હાથથી કૂતરાનું માંસ આપવાનો મને ઉત્સાહ થતો નથી; તેમ મ્હારૂં એ ભોજન છે માટે તેની અવગણના કરીને તેને દૂર ફેંકી દેવાને ( કે, તમે ગમે તો લઇ લ્યો અથવા ન લ્યો, જેથી મને તેનું પાપ લાગે નહિ ) પણ શક્તિમાન નથી; જો હું તમને આપું તો, દાતા હું તથા બ્રાહ્મણ છતાં ચાંડાળથી શ્વાનના માંસનો પ્રતિગ્રહ કરનાર તમે, બન્ને પાપથી લિપ્ત થઇને નરકમાં પડીએ ”૮૫. વિશ્વામિત્ર કહે છેઃ–આજ હું, આ પાપકર્મ કરીને જીવતો રહીશ અને પછી મોટું પવિત્ર કર્મ કરીશ તથા એવી રીતે પવિત્ર થવાથી મને ધર્મજ પ્રાપ્ત થશે, માટે પાપકર્મ ન કરીને મરી જવું અને પાપકર્મ કરીને જીવવું, એ બેમાંથી તને જે ઉત્તમ લાગતું હોય તે કહે ! ! ”૮૬. ચાંડાળ કહે છેઃ–“ પોતાના કુળના ધર્મકૃત્યમાં પોતાનો સાક્ષી આત્માજ ( પોતેજ ) છે. એમાં પાપકર્મ કર્યું છે અને પુણ્યકર્મ કર્યું છે ? તે તમેજ જાણો ! ! જે મનુષ્ય કૂતરાના માંસને ભક્ષ્ય કરવા જેવું માનીને તેનો આહાર કરે છે, તેને જગતમાં કાંઇ ત્યાગ કરવા યોગ્ય છે, એમ હું માનતો નથી ”૮૭. વિશ્વામિત્ર કહે છેઃ–“ અમુક વસ્તુ ગ્રહણ કરવામાં અને અમુક વસ્તુનું ભક્ષણ કરવામાં દોષ છે, એ વાત ખરી છે પરંતુ જ્યારે પ્રાણત્યાગનો સમય આવ્યો હોય, ત્યારે એ નિયમને અપવાદ લાગે છે; જે ભક્ષ્યમાં હિંસા અને અસત્ય થાય છે, તે ભક્ષ્ય અત્યંત નિંદ્ય છે. પણ જે ભક્ષ્યમાં અલ્પનિંદા છે, પરંતુ પ્રાણધારણરૂપ મહત્કાર્ય નીપજે છે, તે ભક્ષ્ય હિંસાદિ જેવું અત્યંત નિંદ્ય નથી ”૮૮. ચાંડાળ કહે છેઃ–“જો તમે આ શ્વાનમાંસનું ભક્ષણ કરવામાં એવાજ હેતુ બતાવો છો, તો તમારે વેદનું પણ પ્રમાણ આપવાની જરૂર નથી કે, આર્યધર્મનું પણ પ્રમાણ આપવાની જરૂર નથી; માત્ર પ્રાણનું પોષણ કરવાનીજ જરૂર છે. માટે હે દ્વિજવર્ય ! એમજ છે તો, હું જેમ આ શ્વાન-માંસમાં તમને દોષ બતાવું છું, તેમ ભક્ષ્યમાં અને અભક્ષ્યમાં તમારે માટે કાંઇ દોષ છે, એમ કહી શકતો નથી ”૮૯. વિશ્વામિત્ર કહે છેઃ–“ અમુક પદાર્થના ભક્ષ્યમાંજ અત્યંત પાપ છે, એમ કોઈ જગ્યોએ જોયું નથી; મદ્યપાન કરીને મનુષ્ય ધર્મથી પડે છે તથા હિંસા કરીને મનુષ્ય પાપી થાય છે. પીને પડે છે માટે ‘ પાપ ’* શબ્દ ઉત્પન્ન થયો છે. તાત્પર્ય એ છે કે, અભક્ષ્ય ભક્ષણમાં પાપ કહેલું છે ખરૂં, પરંતુ પાપનો મુખ્ય હેતુ જે હિંસા તે અહીં દેખાતો નથી, માટે આ પાપ નથી. જેમ મૈથુનરૂપ પાપથી માત્ર કરેલા પુણ્યનો ક્ષય થાય છે, તેમ અહીંઆં પાપ માત્રથી કૃતપુણ્યનો ક્ષય નથી. જેમ અઘટિત મૈથુનાદિથી પાપ થાય છે અને બ્રાહ્મણત્વ આદિ ધર્મની પણ હાનિ થાય છે, તેમ અભક્ષ્યભક્ષણથી પાપ થાય છે, એ વાત ખરી, તથાપિ તે પાપથી બ્રાહ્મણત્વની હાનિ થતી નથી ”૯૦. ચાંડાળ કહે છેઃ–“ જે વિદ્વાન થઇને ચાંડાળના ઘરરૂપ–આ સ્થાનમાંથી ચૌર્યકર્મ કરીને તથા તે આપવાને ન ઇચ્છતા કૃપણ અને નિંદ્ય પુરૂષનો પદાર્થ છે, એમ જાણીને પણ તેની પાસેથી જે, આગ્રહવડે શ્વાનનું

* શાસ્ત્રમાં અમુક ક્રિયાથી પાપ અને અમુક ક્રિયાથી પુણ્ય એમ વિધિ દેખાડેલો હોય છે, પરંતુ વસ્તુતઃ તે ક્રિયાના પરિણામ ઉપર પાપ કે, પુણ્ય આધાર રાખે છે. કેટલાકનું કહેવું એમ છે કે, ચિત્તશુદ્ધિ ઉપર પાપ પુણ્યનો આધાર છે. ભા. ક.

માંસ લઈ લે છે, તે વિદ્વાન પુરૂષને સદાચરણ બાધ કરે છે,—એટલે સદ્ધર્મના નિયમ તેને તેમ કરવાની મના કરે છે; એમ છતાં પણ જો તે, નથી માનતો તો સદ્ધર્મના નિયમરૂપ શાસ્ત્રે ઠરાવેલો દંડ પણ તેણેજ સહેવો જોઇએ. તાત્પર્ય કે, હું આટલું આટલું કહું છું, તથાપિ આવું અત્યંત નિંદ્ય શ્વાનમાંસ ચાંડાળના ઘરમાંથી, તે પણ ચોરીથી અને વળી ચોરી પકડાઈ ત્યારે, આપવાને ન ઇચ્છનારા મ્હારા સરખા કૃપણ પાસેથી અને તે પણ અતિ આગ્રહથી જે લે છે, તેનું પાપ તેને માથે"[૯૧]. ભીષ્મ કહે છે:—"એ પ્રમાણે ચાંડાળ વિશ્વામિત્રને કહીને વિરામ પામ્યો; એટલે બુદ્ધિમાન વિશ્વામિત્રે, શ્વાનની જાંઘની લઇ લીધી[૯૨]. જીવવાની ઇચ્છાવાળા મહામુનિ, કૂતરાના અંગને લઈને પોતાની સ્ત્રી પાસે ગયા તથા તેને આપીને વનમાં જઈને તેનું ભોજન કરવાની ઇચ્છા કરી[૯૩]. હવે મુનિએ વિચાર કર્યો કે, હું પ્રથમ વિધિપૂર્વક દેવતાઓને તૃપ્ત કરીને પછી ઇચ્છા પ્રમાણે આ શ્વાનમાંસનું ભોજન કરૂં[૯૪]. પછી મુનિએ બ્રાહ્મવિધિથી અગ્નિ આણીને ઇન્દ્ર અને આગ્નેય વિધિથી હોમ કરવાને ચરૂ તૈયાર કર્યો[૯૫]. હે ભારત! પછી તેમણે દેવકર્મ અને પિતૃકર્મ કરવાનો આરંભ કર્યો તથા ઇન્દ્રાદિક દેવતાઓનું આવાહન કરીને (દેવતાઓને બોલાવીને) વિધિપૂર્વક ક્રમે કરી તેઓને તેઓના ભાગ આપવા માંડ્યા[૯૬]. એજ સમયે ઇન્દ્રદેવે વૃષ્ટિ કરી અને સર્વ પ્રજાને જીવાડીને ઔષધી વનસ્પતિ વગેરે ઉપજાવવા માંડી[૯૭]. તપવડે જેનું પાપ નાશ થયું છે એવા ભગવાન વિશ્વામિત્ર પણ ઘણા કાળે પરમ અદ્ભુત સિદ્ધિને પામ્યા[૯૮]. વૃષ્ટિ થઇ એટલે દ્વિજશ્રેષ્ઠ વિશ્વામિત્રે, તે કર્મ સમેટીને તથા તે હુતદ્રવ્ય (શ્વાનમાંસ)ને ચાખ્યા સિવાય દેવતાઓ તથા પિતૃઓને તૃપ્ત કર્યા[૯૯]. એ પ્રકારે જે જ્ઞાની હોય, તે દુઃખમાં આવી પડે તથાપિ તેણે દીન ન થતાં જીવવાના ઉપાય કરવા અને ઉપાયને જાણનારા તે પુરૂષે સર્વ ઉપાયોવડે દીન એવા પોતાના આત્માનો ઉદ્ધાર કરવો[૧૦૦]. એ બુદ્ધિ ધારણ કરીને સર્વદા મનુષ્યે જીવવું, કેમ કે, જીવવાથી પુણ્યની પ્રાપ્તિ થાય છે તથા પુરૂષને કલ્યાણ પણ પ્રાપ્ત થાય છે[૧૦૧]. હે કૌંતેય! એટલા માટે દૃઢ નિશ્ચયવાળા જ્ઞાની પુરૂષે ધર્મ તથા અધર્મનો નિશ્ચય કરવામાં બુદ્ધિ ધારણ કરીને આ લોકમાં વર્ત્તવું"[૧૦૨].

**तस्मात्कौंतेय विदुषा धर्माधर्मविनिश्चये । बुद्धिमास्थाय लोकेस्मिन् वर्तितव्यं कृतात्मना ॥१०२॥**

**इति श्रीमहाभारते शांतिपर्वणि आपद्धर्मे विश्वामित्रश्वपचसंवादे गु० भा० एकादशोऽध्यायः ॥ ११ ॥**

---

## અધ્યાય ૧૨ મો—દંડ કરવામાં શુક્રાચાર્યનો અભિપ્રાય.

**युधिष्ठिर उवाच ॥ यदि घोरं समुद्दिष्टमश्रद्धेयमिवानृतम् ।**
**॥ अस्ति स्विद्दस्युमर्यादा यामहं परिवर्जये ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે,—"હે પિતામહ! જ્યારે તમે, મોટા પુરૂષોએ પણ આવું ઘોર અને શ્રદ્ધા ન રાખવા જેવું કર્મ કર્યું; એમ કહો છો ત્યારે હવે ચોરની કોઈ મર્યાદા રહેલી છે? કે જેનો હું ત્યાગ કરૂં. અર્થાત્ જ્યારે મોટા પુરૂષો એવાં કર્મ કરે ત્યારે ચોર લોકોમાં અને મોટા પુરૂષોમાં ફેર શો છે?[૧]. આ સાંભળીને હું મોહ પામું છું તથા શિથિલ થઇ જઉં છું; મ્હારો ધર્મ શિથિલ થઈ જાય છે; તેથીજ હું કોઇ પણ ઉપાયવડે મ્હારા મનનું સમાધાન કરીને કોઇ કર્મમાં પ્રવૃત્ત થઇ શકતો નથી"[૨]. ભીષ્મ કહે છે,—"હે યુધિષ્ઠિર! આ શાસ્ત્રનાં વચન મેં, તને વિધિરૂપે કહેલાં નથી કે, જેથી એ પ્રમાણે કરવુંજ જોઇએ.

પણ તેમ ન કરવાથી મોટો અનર્થ ઉત્પન્ન થતો હોય ત્યારે તે કરવું; એમ પંડિતોએ બુદ્ધિવડે ગ્રહણ કરેલું છે તથા તે વાતને અનુકૂળ જાણીને ગ્રંથોમાં પણ લખવામાં આવી છે[૩]. રાજાએ, અનેક જગ્યોએ કોયલ, ભૂંડ, વરૂ અને સિંહ વગેરેથી બુદ્ધિ શીખીને અનેક પ્રકારની બુદ્ધિ વાપરવી જોઇએ છીએ. એકજ પ્રકારનો ધર્મ આચરવાથી પ્રજારક્ષણરૂપ કાર્ય સંપાદન થતું નથી અથવા રાજા પોતાનો નિર્વાહ કરી શકતો નથી[૪]. સત્પુરૂષોનો આચાર અને ધર્મ, બુદ્ધિમાંથી ઉત્પન્ન થયેલો છે. હે યુધિષ્ઠિર! ત્હારે એ જાણવું જોઇએ છીએ અને તે ધર્મ વિષે હું તને જે વચન કહું; તે તું જાણ!![૫]. વિજયની ઇચ્છાવાળા રાજાઓ ઉત્તમ બુદ્ધિ રાખીને આચરણ કરે છે તથા જૂદા જૂદા સ્થળમાં, જૂદા જૂદા ધર્મ આચરવાની જરૂર પડે છે, ત્યાં તેઓએ તે ધર્મને બુદ્ધિવડે કલ્પવો ઘટે છે[૬]. રાજા જો એકજ રીતે ધર્મનું આચરણ કરે તો તે, યથાર્થ ધર્મનું આચરણ કરી શકતો નથી. અહીં દૃષ્ટાંત છે કે, જેમ એક ઇંદ્રિયના જ્ઞાનવાળો વિદ્યાર્થી, ગુરૂએ બતાવેલી એકજ રીતથી અભ્યાસ કરે જાય, પણ પોતાની બુદ્ધિથી જ્યાં ઘટે ત્યાં તેવી યોજના કરે નહિ તો, વિદ્વાન થઇ શકતો નથી; તેમ રાજા પણ શાસ્ત્રમાં બતાવેલા એકદેશી ધર્મનું આચરણ કરે તો તે, ધર્મવાન થઇ શકતો નથી[૭]. જ્યાં બે પ્રકારનો ધર્મ આચરવો ઘટતો હોય; એટલે એકજ કર્મ કે, જે એક જગ્યોએ ધર્મરૂપ અને બીજી જગ્યોએ અધર્મરૂપ થતું હોય ત્યાં રાજાએ ધર્મના બે પ્રકારનાં રૂપને જાણવાં જોઇએ. પણ જો ન જાણે તો, કોઇ વખતે તેવું કાર્ય ઉત્પન્ન થવાથી તેને મોટું ધર્મસંકટ ઉત્પન્ન થાય છે. જેમ કે, હિંસા ન કરવી, એ પરમ ધર્મ છે. આ એકજ વચનનો નિશ્ચય કરીને વર્તનાર રાજા જ્યારે ખુનીને શિક્ષા કરવાનો પ્રસંગ આવે છે ત્યારે, અહિંસા ધર્મરૂપ શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન થવાથી મનમાં સંકટ પામે છે. જેથી ખુનીને શિક્ષા કરી શકતો નથી અને તેથી તે ખુનીને શિક્ષા ન કરવારૂપ અધર્મમાં પડે છે અથવા ખુનીનો વધ કરીને પણ "અધર્મ થયો" એ રીતે પસ્તાવો પામે છે. હે યુધિષ્ઠિર! એટલા માટે રાજાએ ધર્મના બે પ્રકાર જાણવા જોઇએ[૮]. કોઇ રાજા એમ જાણે કે, આ વર્ષમાં દુકાળ વગેરેના કારણથી હું પ્રજા પાસેથી છ ભાગના બદલે તેનો અર્ધ (ત્રણ ભાગ) કર લઇશ અને આવતા વર્ષે તેજ છ ભાગને દોઢા કે, સવાયા કરીને લઇશ, જો રાજા આ પ્રમાણે નિશ્ચય કરીને કરે છે તો લોકો તેના કૃત્યને ધર્મરૂપ જાણે છે પણ તેમ નથી કરતો તો, અધર્મરૂપ જાણે છે[૯]. કેટલાક પુરૂષો યથાર્થ જ્ઞાનવાળા હોય છે અને કેટલાક પુરૂષો મિથ્યા જ્ઞાનવાળા હોય છે એટલે તેઓનું જ્ઞાન સત્ય જેવું દેખાય છે છતાં મિથ્યા હોય છે પણ ડાહ્યા પુરૂષે, તેને યથાર્થ જાણીને સત્પુરૂષોએ તેમાંથી જે જ્ઞાનને ગ્રહણ કરવા જેવું માનેલું હોય તે જ્ઞાનનું ગ્રહણ કરવું[૧૦]. કેટલાક ધર્મથી વિરૂદ્ધ ચાલનારા પુરૂષો શાસ્ત્રનો અર્થ બગાડે છે અને કહે છે કે: "જે અર્થશાસ્ત્ર ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ હોય, તેને માનવું નહિ" પણ તેઓ શાસ્ત્રના યથાર્થ અર્થને જાણનારા હોતા નથી; માટે અર્થશાસ્ત્રને અપ્રમાણ ગણે છે[૧૧]. હે રાજન્! જેઓ વિદ્યા, યશ અને કામ ઉપર જીવિકા ચલાવનાર થઇને, એ રીતે બોલે છે તેઓને ત્હારે પાપી અને ધર્મના શત્રુ જાણવા[૧૨]. તેઓ મંદ અને અપક્વ બુદ્ધિવાળા હોવાથી શાસ્ત્રના યથાર્થ અર્થને જાણતા નથી. શાસ્ત્રમાં અકુશળ પુરૂષો અમુક અર્થની યોજના સર્વત્ર કરી જાણતા નથી અને તેથી તેઓની દૃષ્ટિવડે તે તે શાસ્ત્રમાં દોષ જોવામાં આવે છે તથા તેઓ પોતાની અપક્વ બુદ્ધિ પ્રમાણે શાસ્ત્રના અર્થને બગાડે છે, તેઓ કહે છે કે, "તમે આ વિદ્યાનો અર્થ આવો કરો છો તે અથવા લોકો આ પ્રમાણે જાણે છે તે, યથાર્થ નથી"[૧૩,૧૪]. એવી રીતે બીજાની વિદ્યાની નિંદા કરીને પોતાની વિદ્યાને વખાણે છે.

હે ભારત ! તેઓ વાણીરૂપ અસ્ત્રવાળા અને વાણીરૂપ બાણુવાળા હોય છે. તેઓ મનમાં એમ જાણે છે કેઃ "વિદ્યાનું ફળ અમેજ દોહી લીધું છે"[15]. એવા પુરૂષોને વિદ્યાનો વેપાર કરનારા રાક્ષસસરખા જાણવા. હે યુધિષ્ઠિર ! જો તું દંભવડે ધર્મનું આચરણુ કરીશ, એટલે, તે ધર્મ છે, માત્ર એટલુંજ દેખાડવાની ઇચ્છાથી ધર્મને આચરીશ તો, તેથી ત્હારા ધર્મનો નાશ થશે[16]. કેવળ વાણીવડેજ અથવા કેવળ બુદ્ધિવડેજ ધર્મનો નિશ્ચય થઇ શકતો નથી, પણ વાણી અને બુદ્ધિ, બંનેની યથાર્થ યોજના કરવાથી ધર્મનો નિશ્ચય થાય છે એ પ્રકારે બૃહસ્પતિએ પોતાના શાસ્ત્રમાં કહ્યું છે, એમ ઇન્દ્ર કહે છે[17]. શાસ્ત્રમાં કોઇ પણ વચન નિમિત્ત વિના કહેલું હોતું નથી છતાં, કેટલાક પુરૂષો શાસ્ત્રમાં યુક્તિસહિત પ્રતિપાદન કરેલા વચનને પણ નિશ્ચિત માનતા નથી. એટલે જેમ "આતતાયી પુરૂષ, બ્રાહ્મણુ હોય તોપણુ તેને મારવો" એવું શાસ્ત્રનું વચન છે. અને વળી "બ્રાહ્મણુને મારનાર પુરૂષનું પ્રાયશ્ચિત્તજ થઇ શકે નહિ" એવું પણ વચન છે; માટે પ્રથમ જે વચન કહ્યું તેનું તાત્પર્ય એવું છે કે, આતતાયીને સર્વથા મારવો; પણ આતતાયી બ્રાહ્મણુને મારવો, એવો વિધિ ઠરાવવાનું તાત્પર્ય નથી. પરંતુ કેટલાએક, તો શાસ્ત્રમાં આતતાયીનો વધ કરવાનું કહેલું છે છતાં પણ અહિંસા શાસ્ત્રનો દઢ નિશ્ચય કરીને આતતાયીના વધને કબૂલ કરતા નથી. તેઓનું કહેવું એમ છે કે, ગાય આપણુને મારવાને આવતી હોય તો, તેનાથી નાસીને પોતાનો બચાવ કરવો પણ ગાયનો વધ કરવો યોગ્ય નથી. તેમ પોતાને મારવા આતતાયી આવતો હોય તો, તેનાથી પણ પોતાનું રક્ષણ કરવું યોગ્ય છે પરંતુ તેનો વધ કરવો યોગ્ય નથી[18]. કેટલાક મુખ્ય આચાર્યો તો એમજ કહે છે કે, લોકયાત્રા એટલે જગતમાં વ્યવહાર ચલાવવો, એજ મોટો ધર્મ છે અને તે ધર્મ ચોર વગેરેના વધ કર્યા સિવાય બની શકે એમ નથી; માટે જરૂર પડે તો હિંસા પણ કરવી અને એવી રીતે હિંસા કરવાથી કાંઇ અધર્મ થતો નથી. આ પ્રમાણે ધર્મના વિવિધ મત છે. માટે ડાહ્યા પુરૂષે પોતાની બુદ્ધિથી ધર્મનો યથાયોગ્ય નિશ્ચય કરવો[19]. હે ભારત ! માટે ક્રોધને તજીને, શાસ્ત્રના મોહને તજીને તથા શાસ્ત્ર સંબંધી અજ્ઞાનપણાને તજીને, બુદ્ધિવાન પુરૂષો જેને શાસ્ત્ર કહેતા હોય, તેના ઉપર પોતાની બુદ્ધિથી તર્ક કરીને નિશ્ચય કરવો તથા તેનેજ આચરવા યોગ્ય ધર્મ માનવો[20]. જેને શાસ્ત્રનું જ્ઞાન હોય તેવા પુરૂષનું વચન તથા પોતાની બુદ્ધિ, એ બેવડે જે ધર્મનો નિશ્ચય કર્યો હોય તેને યથાર્થ માનવો; પરંતુ જેઓ કેવળ અજ્ઞાની હોય છે, તેઓ શાસ્ત્રના જ્ઞાનના હેતુભૂત વચનમાત્રવડે તેનું યથાર્થ જ્ઞાન સંપાદન કર્યા સિવાય ધર્મનો નિશ્ચય કરે છે[21]. કેટલાક પુરૂષો એમ કહે છે કે, આ અમુક યુક્તિથી અમુક શાસ્ત્ર દૂષિત થાય છે; માટે તે ખોટું છે, તો તે પણ અજ્ઞાન છે. એવું સંશયને છેદનારૂં વાક્ય પૂર્વે શુક્રાચાર્યે દૈત્યોને કહ્યું હતું. તેનો સારાંશ એ છે કે, તર્કવડે શાસ્ત્રનો અને શાસ્ત્રવડે તર્કનો બાધ ન કરતાં, શાસ્ત્ર અને તર્ક બન્નેના એકમતથી જે સિદ્ધ થતું હોય, તેજ કરવું. એમ કરવાથી બૃહસ્પતિ અને શુક્રાચાર્ય, બન્નેનું વચન સમાન થાય છે[22]. જે જ્ઞાન એક છતાં, વિરૂદ્ધ દિશામાં જતું ન હોય અર્થાત્ જેમાં સંશય ઉપજતો ન હોય, તે જ્ઞાનને ગ્રહણુ કરવા યોગ્ય જાણવું; પણ જો તે જ્ઞાન તેવું ન હોય તો, તેને મૂળમાંથી ઉખાડી નાંખીને દૂર કરવું ઘટે છે[23]. જો તું આ મ્હારાં નીતિવચનને અંગીકાર કરતો નથી તો, તે અયોગ્ય છે; કેમ કે, ઇશ્વરે તને હિંસારૂપ ઉગ્ર કર્મ કરવાને અર્થે સરજ્યો છે, છતાં તું તેને જોતો નથી[24]. હે ભાઈ ! તું રાજસમુદાયનો અભ્યુદય કરવાની ઇચ્છાવાળા મને જો ! ! અને તે પ્રમાણે કરવાને ઇચ્છ ! ! બીજા લોકો જે વાતને પસંદ કરતા નથી અને એમ કહે છે કે "આ ભીષ્મ હિંસા કરનાર છે" એવી રીતે

મ્હારી નિંદા કરતા, ભૂલોકના સુખને ઇચ્છતા અને પોતાના હિતને ન જાણનારા રાજાઓને મેં સ્વર્ગલોક પ્રત્યે પમાડ્યા છે તે માત્ર ઉપકારને અર્થેજ, સ્વાર્થના અર્થે નહિ. તે પ્રમાણે તું પણ ઉગ્ર કર્મવડે પ્રજાના હિતના અર્થે તેઓનું શાસન કર !![25]. બકરો, ઘોડો અને ક્ષત્રિય, એ ત્રણને બ્રહ્માએ સરખા કહેલા છે. યજ્ઞમાં હોમવાને માટે બકરાને યજ્ઞસ્તંભ પ્રત્યે લઈ જવામાં આવે છે, તે જેમ બકરાના સ્વર્ગપ્રાપ્તિરૂપ હિતના અર્થ છે, તેમજ ઘોડાને અને ક્ષત્રિયને પણ સંગ્રામરૂપી યજ્ઞમાં જવાની પ્રેરણા કરવી તે પણ તેના હિતના અર્થે છે; માટે ક્ષત્રિય વગેરેથી નિરંતર કોઈ પણ લોકવ્યવહાર સિદ્ધ થાય છે[26]. અવધ્યનો વધ કરવાથી જે દોષ થાય છે, તેજ દોષ વધ્યનો વધ ન કરવાથી થાય છે, એવી ધર્મની મર્યાદા છે અને ચોર લોકો તે મર્યાદાનું ઉલ્લંઘન કરે છે તથા રાજા ઉલ્લંઘન કરતો નથી. ચોરમાં અને રાજામાં એટલો ફેર છે[27]. માટે રાજાએ તીક્ષ્ણ થઇને પણ પ્રજાનું ધર્મમાં સ્થાપન કરવું. જો રાજા, એમ કરે નહિ તો, પ્રજા વરૂની પેઠે, એક બીજાનું ભક્ષણ કરીને ગમે તેમ વર્તે[28]. જે રાજાના રાજ્યમાં, જેમ જળકાગડા જળમાંથી માંછલાંને લઇ લે છે, તેમ ચોર લોકો બીજાના ધનનું હરણ કરે છે, તેને અધમ ક્ષત્રિય જાણવો[29]. હે રાજન ! કુળવાન તથા વેદ વિદ્યાને ભણેલા પુરૂષોને પ્રધાનપદ આપીને પ્રજાનું ધર્મવડે રક્ષણ કરતો તું પૃથ્વીનું પાલન કર !![30]. જે રાજા, અન્યાય યુક્ત કર્મવડે પ્રજામાંથી કર લે છે, તેને વિશેષ ઉપાય જાણનાર નપુંસક ક્ષત્રિય જાણવો[31]. જે ક્ષત્રિય, અતિ ઉગ્ર હોય અથવા અતિશય કોમળ હોય તે, ક્ષત્રિયધર્મવડે રાજ્ય કરવાને લાયક નથી; માટે તું ઉગ્રતા અને કોમળતાનું ઉલ્લંઘન કર્યા સિવાય ઉગ્ર થઇને કોમળ પણ થા !![32]. ક્ષત્રિયનો ધર્મ મહા કઠિન છે, પણ ત્હારા ઉપર મ્હારી પ્રીતિ છે તેથી હું, તને તે કહું છું. તું ઉગ્ર કર્મ કરવાને ઉત્પન્ન થયેલો છે, માટે રાજ્યનું પાલન કર !![33]. તું જે પુરૂષો દુરાચરણી હોય, તેઓનો નિરંતર નિગ્રહ કરજે !! અને જે પુરૂષો સદાચારી હોય, તેનું પાલન કરજે !! હે ભરતશ્રેષ્ઠ ! બુદ્ધિમાન શુક્રાચાર્યે આપદ્ધર્મમાં એ પ્રમાણે વર્તવાનું કહ્યું છે "[34]. યુધિષ્ઠિર કહે છેઃ-" હે પિતામહ ! જેનું ઉલ્લંઘન કોઇએ કરવું જોઇએ નહિ, એવી કોઇ મર્યાદા હોય તો, તે હું તમને પૂછુંછું માટે હે સત્પુરૂષમાં શ્રેષ્ઠ ! તમે મને કહો !! "[35]. ભીષ્મ કહે છેઃ-" વિદ્વાન, વૃદ્ધ, તપસ્વી, વેદાધ્યયનવાળા અને સદાચરણી બ્રાહ્મણોની સેવા કરવી એજ પરમ ઉત્તમ છે. તું દેવતાને વિષે જે વૃત્તિ રાખે છે, તે વૃત્તિ સર્વદા બ્રાહ્મણોને વિષે રાખજે !![36]. હે રાજન્ ! ક્રોધ પામેલા બ્રાહ્મણોએ ઘણાં દુઃસહ કર્મ કરેલાં છે. બ્રાહ્મણોની પ્રસન્નતાવડે મોટો યશ પ્રાપ્ત થાય છે અને અપ્રસન્નતાવડે મોટું ભય ઉત્પન્ન થાય છે[37]. જો બ્રાહ્મણો પ્રસન્ન હોય તો, તે અમૃતના સરખા સુખ કરનારા છે પણ જો તેઓ ક્રોધ પામેલા હોય તો, ઝેરના જેવા નાશકારક છે "[38].

प्रीत्या यशो भवेन्मुख्यमप्रीत्या परमं भयम् । प्रीता ह्यमृतवद्विप्राः क्रुद्धाश्चैव यथाविषम् ॥३८॥

इति श्रीमहाभारते शां० आप० गु० भा० द्वादशोऽध्यायः ॥ १२ ॥

---

## અધ્યાય ૧૩ મો-કપોત અને પારધીનો સંવાદ-ઉપક્રમ.

युधिष्ठिर उवाच ॥ पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ॥

॥ शरणं पाल्यमानस्य यो धर्मस्तं ब्रवीहि मे ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે,-" હે મોટી બુદ્ધિવાળા અને સર્વ શાસ્ત્રને જાણનારા પિતામહ ! શરણે આવેલાનું રક્ષણ કરનારાનો ધર્મ મને કહો !! "[1]. ભીષ્મ કહે છે,-" હે મહારાજ ! શરણાગ-

તનું રક્ષણ કરવામાં મોટો ધર્મ છે અને હે ભરતશ્રેષ્ઠ ! એવો પ્રશ્ન પૂછવાને તમે યોગ્યજ છો[2]. હે રાજન્ ! મહાત્મા શિબિ આદિ રાજાઓ શરણે આવેલાનું રક્ષણ કરવાથી મોટી સિદ્ધિને પામ્યા છે[3]. એવું સાંભળ્યું છે કે, એક કપોતે પોતાના શત્રુને શરણે આવેલો જોઇને, પોતાના માંસવડે તેનું યથાન્યાય પૂજન કર્યું હતું "[4]. યુધિષ્ઠિર કહે છે,–" હે ભારત ! પૂર્વે કપોતે શરણે આવેલા શત્રુને પોતાના દેહનું માંસ શી રીતે ભોજન કરવા આપ્યું હતું ? તથા તે કેવી ગતિને પામ્યો ?"[5]. ભીષ્મ કહે છેઃ–" હે રાજન્! ભાર્ગવ મુનિએ મુચકુંદને કહેલી દિવ્ય અને સર્વ પાપનો નાશ કરનારી કથા સાંભળ[6]. હે પાર્થ ! હે પુરૂષશ્રેષ્ઠ ! મુચકુંદ રાજાએ ભાર્ગવમુનિને પ્રણામ કરીને આવોજ પ્રશ્ન કર્યો હતો[7]. હે રાજન્ ! સેવા કરનાર તેને મુનિ ભાર્ગવે પણ આ કથા કહી હતી કે, જેમાં કપોત સિદ્ધિ પામ્યો તેવું કહેલું છે[8]. મુનિ કહે છેઃ–" હે રાજન્ ! હે પૃથ્વીપતે ! હું તને ધર્મ, કામ અને અર્થથી યુક્ત કથા કહું છું, તે ધ્યાન આપીને સાંભળ[9]. કોઇએક મોટા અરણ્યમાં અધમ આચરણવાળો, પૃથ્વીમાં કાળ જેવો ભયાનક અને પક્ષીઓને મારનાર પારધી ફરતો હતો[10] તે પારધી, કાળા કાગડા જેવો કૃષ્ણ વર્ણનો, રાતી આંખોવાળો, લાંબી જંઘાવાળો, ટૂંકા પગવાળો, મોટા મુખવાળો, મોટી હડપચીવાળો તથા રાતી આંખોવાળો હતો[11]. તેનું કોઈ મિત્ર, સંબંધી કે, બાંધવ હતું નહિ; કારણ કે, તેનું નિર્દય કૃત્ય જોઇને તેઓએ પણ તેનો ત્યાગ કરેલો હતો[12]. જે મનુષ્ય પાપ આચરણવાળો હોય છે, તેને ડાહ્યા પુરૂષોએ દૂરથીજ તજવો યોગ્ય છે. કેમ કે, જે ઝેર અને ફાંસા વગેરેથી પોતાનો પણ ઘાત કરવાને તૈયાર થાય છે તે બીજાનું ભલું શું કરવાનો હતો[13]. જે પુરૂષો ક્રૂર, દુરાચરણી અને પ્રાણીઓની હિંસા કરનારા હોય છે, તેઓને પ્રાણીઓને ઉદ્વેગ પમાડનારા સર્પ જેવા જાણવા[14]. હે રાજન્ ! તે પારધી, પોતાની જાળ લઇને વનમાં જઇને નિત્ય પક્ષીઓને મારી લાવતો હતો તથા તે પક્ષીઓને વેચતો હતો[15]. એ પ્રમાણે પોતાની વૃત્તિ ચલાવતાં દુરાત્મા પારધીનો ઘણો સમય વીતી ગયો પણ તે ધર્મને સમજી શકયો નહિ[16]. તે પારધી પોતાની સ્ત્રીને લઇને નિરંતર રમણ કરતો હતો; પણ દૈવના યોગથી અતિમૂઢ થયેલા તેને બીજી કોઈ વૃત્તિ પસંદ પડી નહિ[17]. હવે એક વખત તે પારધી, વનમાં ગયો હતો એવામાં ચારે બાજુથી તે વનમાંના વૃક્ષોને પાડી નાખતો મોટો વંટોળીઓ થયો તથા આકાશ વાદળાંથી ભરાઈ ગયું અને ચારે બાજુએ વિજળીઓ ચમકવા લાગી. જોતજોતામાં જેમ નૌકાઓના સમુદાયથી સમુદ્ર ઢંકાઈ જાય, તેમ આકાશ મેઘસમૂહથી ઢંકાઈ ગયું[18-19]. પછી ઇંદ્રે જળની ધારાઓના સમુદાયવડે પ્રવેશ કર્યો અને એક ક્ષણમાં જળવડે પૃથ્વીને પૂર્ણ કરી નાંખી[20]. વર્ષાદની ધારાઓથી વ્યાપ્ત થયેલા તે સમયમાં પારધી આમતેમ દોડવા લાગ્યો તથા નષ્ટ થયેલા ચેતનવાળો, શીતથી પીડા પામેલો અને અંતરમાં આકુળવ્યાકુળ થયેલો તે સઘળા વનમાં ફર્યો પરંતુ તે પક્ષીઓને હણનાર પારધીને કોઇ જગ્યોએ, જ્યાં પાણી ન આવ્યું હોય તેવું સ્થળ માલૂમ પડયું નહિ; તે વનના તમામ માર્ગ જળના ઓઘથી ભરાઇ ગયા હતા[21-22]. તે વખતમાં પક્ષીઓ પણ વૃષ્ટિના વેગથી પીડાઇને સંતાઇ ગયાં હતાં તથા મૃગ, સિંહ અને વરાહ આદિ પશુઓ પણ જ્યાં પોતાને સ્થળ માલમ પડયું, ત્યાં જઇને ઠરી ગયાં હતાં[23]. ઘણાં પશુઓ મોટા વાયુ અને વૃષ્ટિથી ત્રાસ પામીને અને ભય તથા ક્ષુધાથી પીડિત થઇને એકઠા મળીને વનમાં ભમતાં હતાં[24]. પેલો પારધી, પણ શીતથી હણાતાં ગાત્રવાળો થવાથી કોઇ જગ્યોએ જઇ શકતો નહોતો, તેમ એક જગ્યોએ સ્થિર થઇને ઉભો પણ રહી શકતો ન હતો. એટલામાં ટાઢથી વિહ્વળ થઇ ગયેલી એક કપોતી ( હોલી ) તેની દૃષ્ટિએ પડી[25]. પાપિષ્ઠ પારધી પોતે દુઃખનો

અનુભવ કરે છે, છતાં પણ તેણે તેને પકડીને પોતાની પાસેના પાંજરામાં નાખી. તે પોતે દુઃખથી પરાભવ પામેલો છતાં, બીજાને દુઃખ કરવાને ચૂકયો નહિ[૨૬]. તે પાપબુદ્ધિવાળો તથા પાપકર્મ કરનારો હતો તેથી તેણે પાપકર્મજ કર્યું. પછી તેણે તે વનમાં મેઘસમાન નીલ રંગનું એક મોટું વૃક્ષ જોયું[૨૭]. છાયા, નિવાસ અને ફળ, એ ત્રણેની પ્રાપ્તિ થવાના કારણથી પક્ષી આદિ અનેક પ્રાણીઓ તે વૃક્ષ ઉપર વસતાં હતાં. જાણે વિધાતાએ પરોપકાર કરવાને કોઈ સત્પુરૂષને ઉત્પન્ન ન કર્યો હોય તેવું તે વૃક્ષ હતું[૨૮]. હવે આકાશ એક ક્ષણમાં નિર્મળ થયું, તારા દેખાવા લાગ્યા અને અનેક પોયણાંવડે વ્યાપ્ત થયેલા જળવાળું મોટું સરોવર હોય, તેવું આકાશ રમણીય દેખાવા લાગ્યું[૨૯]. શીતથી ધ્રૂજતો પારધી મેઘમંડળથી મુક્ત થયેલું, તારાઓથી ભરપૂર તથા કમળના જેવું અત્યંત નિર્મળ આકાશ જોઇને તથા રાત્રિ ઘણી ગયેલી જોઇને ચારે બાજૂ જોવા લાગ્યો[૩૦]. હે રાજન્! તે વિચારવા લાગ્યો કે, આ જગ્યોએથી મ્હારૂં ઘર બહુ દૂર છે, રાત્રિ ઘણી ગયેલી છે તથા રસ્તામાં જળ ભરાઈ ગયું છે. માટે હવે મ્હારે શું કરવું?[૩૧] પછી તેણે, પેલા વૃક્ષ નીચે રાત્રે નિવાસ કરવાની બુદ્ધિ કરી અને વૃક્ષને હાથ જોડી, પ્રણામ કરીને આ વચન કહ્યું કેઃ "હું આ વૃક્ષમાં જે દેવતાઓ હોય તેઓને શરણ થાઉં છું." પછી મોટા દુઃખયુક્ત પારધી પૃથ્વી ઉપર પાંદડાં પાથરીને તથા પથ્થર ઉપર માથું મૂકીને ત્યાં સૂઈ ગયો "[૩૨-૩૪].

स शिलायां शिरः कृत्वा पर्णान्यास्तीर्य भूतले । दुःखेन महताविष्टस्ततः सुष्वाप पक्षिहा ॥३४॥

इति श्रीमहाभारते शां० आ० कपोतलुब्धकसंवादोपक्रमे गु० भा० त्रयोदशोऽध्यायः ॥१३॥

## અધ્યાય ૧૪ મો–કપોતની ચિંતા અને સ્ત્રીપ્રશંસા.

भीष्म उवाच ॥ अथ वृक्षस्य शाखायां विहंगः ससुहृज्जनः ।
॥ दीर्घकालोषितो राजंस्तत्र चित्रतनूरुहः ॥ १ ॥

ભીષ્મ કહે છે,–"હવે તે વૃક્ષની શાખા ઉપર પોતાના કુટુંબ–પરિવાર સાથે વિચિત્ર પીંછાંવાળો એક કપોત પક્ષી ઘણા સમયથી વસતો હતો[૧]. તેની સ્ત્રી (કપોતી) ઘણા સમયથી ચારો કરવા ગઇ હતી. તે પાછી આવી નહોતી તથા રાત્રિ પડેલી જોઇને, તે પક્ષી મનમાં પરિતાપ પામવા લાગ્યો[૨]. "વાયુ તથા વૃષ્ટિ બહુ ભારે થઇ છે અને મ્હારી પ્રિયા હજી પાછી આવી નહિ, તેનું શું કારણ હશે?[૩]. મ્હારી સ્ત્રી વનમાં ચારો કરવા ગઈ છે તે કુશળક્ષેમ તો હશે? તેના વિના આ મ્હારૂં ઘર મને શૂન્ય લાગે છે[૪]. ઘરમાં પુત્ર હોય પૌત્ર હોય, છોકરાઓની વહુઓ હોય અને સેવક હોય, એ સર્વથી ઘરની સર્વ જગ્યો ભરપૂર હોય તથાપિ સ્ત્રી વિના ગૃહસ્થનું ઘર શૂન્ય કહેવાય છે[૫]. ઘર એજ ઘર છે, એમ જાણવું નહિ પણ ગૃહિણી (સ્ત્રી)જ ઘર કહેવાય છે; જે ઘર ગૃહિણી (સ્ત્રી) વિનાનું છે, તેને અરણ્ય સરખું જાણવું[૬]. રાતા નેત્રના અંતભાગવાળી, વિચિત્ર વર્ણના શરીરવાળી તથા મધુર સ્વરવાળી તે મ્હારી રૂપાળી સ્ત્રી, જો આજ પાછી નહિ આવે તો, મ્હારે જીવવું નથી[૭]. જે ઉત્તમ વ્રતવાળી સ્ત્રી મેં ખાધું ન હોય ત્યાં સૂધી ખાય નહિ, મેં સ્નાન કર્યું ન હોય ત્યાં સૂધી, સ્નાન કરે નહિ, હું ઉભો રહું નહિ તો, ઉભી પણ ન રહે તથા હું સૂઇ જાઉં તોજ સૂઇ જાય, તેવી સ્ત્રી જો આજ પાછી ન આવે તો, મ્હારે જીવવું શાને માટે?[૮]. તે સ્ત્રી મને હર્ષ પામતો જોઇને, હર્ષ પામતી હતી અને મને દુઃખિત જોઇને, દુઃખી થતી હતી;

હું બહાર ગયો હોઉં તો, દીન મુખવાળી થઈ જતી હતી તથા હું ક્રોધ કરૂં તોપણ મધુર વાણી બોલતી હતી. પતિનુંજ વ્રત કરનારી, પતિ એજ જેની પરમ ગતિ છે, પતિનાજ પ્રિયમાં અને હિતમાં પ્રીતિવાળી મ્હારી સ્ત્રીના સરખી જેને સ્ત્રી હોય, તે પુરૂષને પૃથ્વીમાં ભાગ્યશાળી જાણવો*.[10]. તે તપ આચરનારી મ્હારી સ્ત્રી, જો હું થાકી ગયેલો કે, ક્ષુધાતુર હોઉં તો, તુરત જાણતી હતી; તે યશવાળી સ્ત્રી મ્હારા વિષે પ્રીતિવાળી, સ્થિર ભક્તિવાળી અને સ્નેહવાળી હતી[11]. જે પુરૂષ, વૃક્ષના મૂળ આગળ વસતો હોય અને ત્યાં, જો તેની પ્યારી સ્ત્રી હોય તો, તે તેનું ઘર છે; પણ સ્ત્રી વિનાનો મહેલ પણ જંગલ છે, એ નિશ્ચય જાણવું[12]. સ્ત્રી ધર્મ, અર્થ અને કામ, એ ત્રણ કાર્ય સમયે પુરૂષની સહાય કરનારી છે તથા પરદેશ જતી વખતે પુરૂષને વિશ્વાસનું પાત્ર છે[13]. આ લોકમાં પુરૂષને સ્ત્રીજ પરમ અર્થ છે, એમ શાસ્ત્રમાં કહેલું છે. આ લોકમાં સહાય વિનાના પુરૂષને લોક વ્યવહારમાં સહાય કરનારી પણ સ્ત્રીજ છે[14]. જે પુરૂષ રોગવડે પરાજય પામેલો હોય તથા નિરંતર સંકટમાં પડેલો હોય, તેને સ્ત્રીસમાન બીજું કોઇ ઔષધ નથી[15]. સ્ત્રીસમાન કોઇ બંધુ નથી કે, સ્ત્રીસમાન બીજી કોઈ ગતિ નથી; તેમજ આ લોકમાં ધર્મનો સંગ્રહ કરવાને સ્ત્રી-સમાન કોઇ સહાય નથી[16]. જે પુરૂષના ઘરમાં સાધ્વી તથા પ્રિય વચન બોલનારી સ્ત્રી ન હોય તેણે અરણ્યમાં જવું; કેમ કે, તેને તો અરણ્ય અને ઘર બન્ને સમાનજ છે"[17].

यस्य भार्या गृहे नास्ति साध्वी च प्रियवादिनी। अरण्यं तेन गंतव्यं यथारण्यं तथा गृहम् ॥१७॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि आप० भार्याप्रशंसायां गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥१४॥**

---

## અધ્યાય ૧૫ મો–કપોતીનું ભાષણ–સ્ત્રીગુણ વર્ણન.

**भीष्म उवाच ॥ एवं विलपतस्तस्य श्रुत्वा तु करुणं वचः ।**

**॥ गृहीता शकुनीघ्नेन कपोती वाक्यमब्रवीत् ॥ १ ॥**

ભીષ્મ કહે છેઃ—"એ પ્રમાણે વિલાપ કરતા પોતાના સ્વામી કપોતનું કરૂણા વચન સાંભળીને હવે પારધીએ પકડેલી કપોતી બોલી[1]. કપોતી કહે છે,–"અહો ! હું બહુ સારા ભાગ્યવાળી છું કે, જેથી મ્હારા પ્રિય સ્વામી, મ્હારામાં ગુણ નથી કે છે, તોપણ આ પ્રકારે ગુણનું કથન કરે છે[2]. જે સ્ત્રીવડે તેનો સ્વામી સંતોષ પામતો નથી તેને સ્ત્રીજ ન સમજવી કેમકે, જ્યારે સ્ત્રી ઉપર સ્વામી પ્રસન્ન થાય છે, ત્યારેજ સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે[3]. અગ્નિની સાક્ષી રાખીને જેને સ્વામી કરેલો છે, તે સ્વામીજ પરમ દૈવત છે. જે સ્ત્રીના ઉપર તેનો સ્વામી પ્રસન્ન થતો નથી તે સ્ત્રી, જેમ પુષ્પ અને ગુચ્છસહિત વેલી દાવાગ્નિથી બળીને ભસ્મ થાય છે, તેમ ભસ્મ થાય છે" દુઃખવડે પીડિત તથા પારધીએ પક-ડેલી છતાં પણ કપોતી એમ વિચાર કરીને અને પોતાના સ્વામીને દુઃખિત જોઇને આ પ્રમાણે બોલી કેઃ "હે સ્વામી ! હું તમને તમારૂં કલ્યાણ થાય એવો એક ઉપાય બતાવું છું તે સાંભળીને તે પ્રમાણે કરો ! ![4-6]. હે સ્વામી ! વિશેષે કરીને તમે શરણે આવે-લાનું રક્ષણ કરનારા થાઓ ! ! આ પારધી તમારા ઘર નીચે આશ્રય લઇને સૂઈ રહેલો છે[7]. તે શીતથી અને ભૂખથી પીડાએલો છે, માટે તેનો સત્કાર કરો ! ! જે કોઇ બ્રાહ્મણની હત્યા કરે અથવા લોકની માતારૂપ ગાયની હત્યા કરે[8]. તેમજ શરણે આવેલાની હત્યા કરે, તે ત્રણેનું પાપ સમાન છે. આપણે કપોત છીએ, માટે કપોતની જાતિના ધર્મ પ્રમાણે ઇશ્વરે આપણી જે વૃત્તિ નિર્માણ કરી છે, તેનું તમારા સરખા આત્મવાન પુરૂષે અનુસરણ કરવું,

એ ન્યાય છે. આપણે એમ સાંભળ્યું છે કે, જે ગૃહસ્થ, શક્તિપ્રમાણે ધર્મનું અનુવર્ત્તન કરે છે, તે પરલોકમાં જઇને અક્ષયલોકને પામે છે. હે પક્ષી ! માટે તમે હવે પ્રજાવાળા અને પુત્રવાળા છો[૯,૧૧]. તેથી પોતાના દેહ ઉપરથી દયા તજી દઇને અને ધર્મ તથા અર્થનું ગ્રહણ કરીને જે રીતે પારધીનું મન પ્રસન્ન થાય, તે રીતે તેનો સત્કાર કરો[૧૨]. હે પક્ષી ! તમે શરીરમાં સંતાપ કરશો નહિ. કેમ કે, શરીરનો વ્યવહાર ચલાવવા માટે તો, તમને બીજી સ્ત્રી પણ મળશે "[૧૩]. પાંજરામાં રહેલી અને અતિ દુઃખથી પીડાયલી તે તપસ્વિની કપોતી, એ પ્રમાણે વચન બોલીને પોતાના સ્વામીના સામું જોવા લાગી "[૧૪].

इति सा शकुनी वाक्यं पंजरस्था तपस्विनी । अतिदुःखान्विता प्रोक्ता भर्त्तारं समुदैक्षत ॥ १४ ॥

इति श्रीमहाभारते शांति० आप० कपोतं प्रति कपोतीवाक्यं नाम गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥

---

## અધ્યાય ૧૬ મો–કપોત અને પારધીનો સંવાદ–કપોત અગ્નિમાં પડયો.

भीष्म उवाच ॥ स पत्न्या वचनं श्रुत्वा धर्मयुक्तिसमन्वितम् ।

॥ हर्षेण महता युक्तो वाक्यं व्याकुललोचनः ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ—"પછી હર્ષથી યુક્ત થવાથી વ્યાકુળ નેત્રવાળો તે કપોતપક્ષી પોતાની સ્ત્રીનું ધર્મ અને યુક્તિસહિત વચન સાંભળીને વિધિએ દેખાડેલા કર્મવડે (દૈવના કરવાથી) તે પારધીને જોઈને પક્ષી ઉપર જીવનાર પારધીનું યત્નવડે પૂજન કરવાને તત્પર થયો અને આ રીતે વચન બોલ્યોઃ–"હે પારધી ! તમે ભલે પધાર્યા. કહો !! મને શી આજ્ઞા છે ? તમારે કાંઈ ચિંતા કરવી નહિ અને તમે પોતાના ઘેરજ છો, એમ જાણજો !![૧-૩]. તમે જલદી બોલો કે, તમારી શું ઇચ્છા છે તથા હું તમારા અર્થે શું કરૂં ? તમે અમારા શરણે આવેલા છો, માટે હું તમને સ્નેહથી આ વચન કહું છું[૪]. શત્રુ પણ પોતાના ઘેર આવે ત્યારે તેનું યથાયોગ્ય આતિથ્ય કરવું જોઇએ; કેમ કે, વૃક્ષનો કાપનાર પણ વૃક્ષની નીચે આવે છે, ત્યારે કાંઈ, તે વૃક્ષ, તેના ઉપરથી પોતાની છાયાને ખેંચી લેતું નથી[૫]. જે શરણે આવ્યો હોય, તેનો આતિથ્યસત્કાર અવશ્ય કરવો ઘટે છે અને પંચમહાયજ્ઞમાં તો ગૃહસ્થે વિશેષે કરીને પ્રયત્નવડે સત્કાર કરવો જોઇએ[૬]. જે પુરૂષ ગૃહસ્થાશ્રમી છતાં, મોહથી પંચમહાયજ્ઞ કરતો નથી, તેને ધર્મવડે આ લોક કે, પરલોક પ્રાપ્ત થતા નથી[૭]. માટે તમે અત્યંત વિશ્વાસ રાખીને મને કહો !! તમે કહેશો, તે સર્વ કરીશ, તમારે મનમાં શોક કરવો નહિ "[૮]. પક્ષીનું એવું વચન સાંભળીને પારધી બોલ્યો કેઃ "મને અતિશય ટાઢ વાય છે, માટે તું મ્હારૂં રક્ષણ કર !! "[૯]. એમ સાંભળીને તે પક્ષીએ, પૃથ્વી ઉપર સૂકાં પાંદડાંનો ઢગલો કર્યો તથા પોતાની શક્તિ પ્રમાણે ચાંચમાં પાંદડું લઇને શીઘ્ર અગ્નિ લેવાને ગયો[૧૦]. તે પક્ષી, અગ્નિ લઇને પાછો આવ્યો. પછી તેણે પેલાં સૂકાં પાંદડાંના ઢગલામાં અગ્નિ સળગાવ્યો[૧૧]. તેણે, અગ્નિને પ્રજ્વલિત કરીને પોતાના શરણાગત પરોણાને કહ્યું કેઃ "હવે તમે સારી રીતે નિરાંતથી તમારા અંગને શેકો !! અને કોઈ જગ્યાએથી ભયની શંકા રાખશો નહિ "[૧૨]. તેનું એવું વચન સાંભળીને "બહુ સારૂં" એમ કહીને પારધીએ પોતાનાં અંગને શેકવા માંડ્યાં, અગ્નિની ગરમીથી જેના પ્રાણ પાછા આવ્યા છે એવો તે પારધી ઘણો આનંદ પામ્યો અને વિધિપૂર્વક સત્કાર કરવાથી પ્રફુલ્લિત નેત્રવાળો થઇને બોલ્યો કેઃ "મને ક્ષુધા બહુ લાગી છે, માટે તું મને કાંઈ ખાવાનું આપ !! એવી મ્હારી ઇચ્છા છે" તેનું

એવું વચન સાંભળીને પક્ષી બોલ્યો કે "મ્હારો એવો વૈભવ છે નહિ કે, જેથી હું તમારી ક્ષુધાનો નાશ કરૂં; અમે તો વનમાં રહેનારા છીએ માટે નિત્યના ઉત્પન્નવડે નિત્ય જીવીએ છીએ[૧૩-૧૬]. જેમ મુનિઓ ભોજન કરવાનો સંચય રાખે છે, તેમ અમારી પાસે કાંઈ સંચય રહેતો નથી." એ પ્રમાણે તેને કહીને પક્ષી ફીકા મુખવાળો થઈ ગયો[૧૭]. તેના મનમાં એમ ચિંતા થઈ કે "હવે કેમ કરવું ?" હે ભરતશ્રેષ્ઠ ! તે પક્ષી, પોતાની વૃત્તિની નિંદા કરવા લાગ્યો (કે "અરે ! આપણે સંચય નથી રાખતા, તે બહુ ખોટું છે. કેમ કે, સંચય હોય તો આવે પ્રસંગે અતિથિનો સત્કાર થઈ શકે")[૧૮]. પછી બે ઘડીમાં તેને ભાન આવ્યું, એટલે પારધીને કહેવા લાગ્યો કે "તમે બે ઘડી વાટ જુઓ ! ! હું તમને તૃપ્ત કરીશ"[૧૯]. એમ કહીને, સૂકાં પાંદડાંવડે અગ્નિને પ્રદીપ્ત કરીને તથા મોટો આનંદ પામીને તે પક્ષી બોલ્યો કેઃ "ઋષિઓ, દેવતાઓ અને મહાત્મા પિતૃઓનો અતિથિપૂજન એજ મોટો ધર્મ છે એમ મેં, પૂર્વે સાંભળ્યું છે[૨૦,૨૧]. હે સૌમ્ય ! માટે તું મ્હારા ઉપર કૃપા કરીને મ્હારો અંગીકાર કરજે ! ! હું તને સત્ય કહું છું, કેમ કે, અતિથિનું પૂજન કરવામાં મ્હારી બુદ્ધિ નિશ્ચયવાળી છે"[૨૨]. પછી તે પક્ષી, જાણે હસતાં હસતાં (હાસ્યમાં) તે કાર્ય કરતો ન હોય, તેમ પ્રતિજ્ઞા કરી અને પછી મોટી બુદ્ધિવાળા પક્ષીએ અગ્નિની ત્રણ પ્રદક્ષિણા કરી, તેમાં પ્રવેશ કર્યો[૨૩]. પક્ષીને અગ્નિમાં પડેલો જોઇને પારધી મનમાં વિચારવા લાગ્યો કેઃ "આ મેં શું ઘોર કર્મ કર્યું છે ?[૨૪]. અરે ! મહા ક્રૂર અને પોતાનાં કર્મથી નિંદાયલા મને મહાભયંકર અધર્મ પ્રાપ્ત થશે, એમાં સંશય નથી"[૨૫]. એ રીતે પક્ષીને અગ્નિમાં પડેલો જોઇને પોતાનાં કર્મનો ધિક્કાર કરતો પારધી, બહુ પ્રકારે અત્યંત વિલાપ કરવા લાગ્યો"[૨૬].

एवं बहुविधं भूरि विललाप स लुब्धकः। गर्हयन् स्वानि कर्माणि द्विजं दृष्ट्वा तथा गतम् ॥२६॥

**इति श्रीमहाभारते शां० आप० कपोतलुब्धकसंवादे गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥१६॥**

---

## અધ્યાય ૧૭ મો–કપોતના નાશથી પારધીએ હિંસકવૃત્તિનો ત્યાગ કર્યો.

**भीष्म उवाच ॥ तत स लुब्धकः पश्यन् क्षुधयापि परिप्लुतः ।**

**॥ कपोतमग्निपतितं वाक्यं पुनरुवाच ह ॥ १ ॥**

ભીષ્મ કહે છેઃ—"પછી ક્ષુધાવડે વ્યાપ્ત થયેલો છતાં પણ પારધી, અગ્નિમાં પડેલા કપોતને જોઈને પુનઃ આ વચન બોલ્યો કે, "બુદ્ધિહીન અને દુષ્ટ એવા મેં આ શું કર્મ કર્યું ? દુષ્કૃત કરીનેજ જીવનારા મને નિત્ય પાતક લાગશે." એ પ્રમાણે પોતાને અતિશય ધિક્કારતો તે પારધી પુનઃ પુનઃ બોલ્યો કે, "વિશ્વાસ નહિ કરવા જેવો, અત્યંત દુષ્ટ બુદ્ધિવાળો, સર્વદા કપટયુક્ત નિશ્ચયવાળો હું, શુભ કર્મનો ત્યાગ કરીને પક્ષીઓને જાળમાં પકડવાનું કર્મ કરૂં છું[૧-૩]. મહાત્મા કપોતે પોતાના માંસનું દહન કરીને મ્હારા સરખા દુષ્ટને મોટો ઉપદેશ આપ્યો છે, એમાં સંશય નથી[૪]. માટે હું, મ્હારા પ્રિય પ્રાણ, પુત્ર અને સ્ત્રીઓ, એ સર્વને છોડી દઈશ મહાત્મા કપોતે મને નિશ્ચય ધર્મોપદેશજ કરેલો છે[૫]. આજથી આરંભીને આ દેહને સર્વ પ્રકારના ભોગથી વિવર્જીત કરી ગ્રીષ્મ ઋતુના અલ્પ તલાવની પેઠે, શોષિત કરીશ[૬]. હું ભૂખ, તરસ અને તડકાનું સહન કરીને કૃશ તથા માત્ર નસોથી વ્યાપ્ત શરીરવાળો થઇશ તથા અનેક પ્રકારના ઉપવાસવડે પરલોક સંબંધી ધર્મને આચરીશ[૭]. અહો ! ! આ પક્ષીએ પણ પોતાના દેહનું અર્પણ કરીને અતિથિપૂજન બતાવી આપ્યું છે, માટે હું ધર્મનું આચરણ કરીશ, કેમ કે, ધર્મ એજ પરમગતિ છે[૮]. મેં આ ઉત્તમ પક્ષીમાં જેવો ધર્મ દીઠો છે તેવા ધર્મનું હું

આચરણુ કરીશ." એમ કહીને તથા ધર્મ આચરવાનો નિશ્ચય કરીને રૌદ્ર કર્મ કરનારો પારધી વખાણવા યોગ્ય વ્રત ધારણુ કરીને, મહાપ્રસ્થાનના માર્ગે *ચાલ્યો[૯-૧૦]. પછી તેણે પોતાની લાકડી, શલાકા (જાળનો સળીયો), જાળ, પાંજરૂ અને તેમાં બાંધેલી કપોતી, એ સર્વને છોડી દીધાં "[૧૧].

ततो यष्टिं शलाकां च क्षारकं पंजरं तथा । तां च बद्धां कपोतीं स प्रमुच्य विससर्ज ह ॥ ११ ॥

इति श्रीमहाभारते । शां० आप० कपोतोपरतौ गु० भा० सप्तदशोऽध्यायः॥ १७ ॥

## અધ્યાય ૧૮ મો-કપોત અને કપોતી સ્વર્ગમાં ગયાં.

भीष्म उवाच ॥ ततो गते शाकुनिके कपोती प्राह दुःखिता ।

॥ संस्मृत्य सा च भर्तारं रुदती शोककर्षिता ॥ १ ॥

ભીષ્મ કહે છે,-" પારધી ગયો ત્યાર પછી દુઃખ પામેલી, શોકથી કૃશ થઈ ગયેલી તથા પોતાના સ્વામીને સંભારીને રૂદન કરતી કપોતી વિલાપ કરવા લાગી કે, " હે નાથ! તમે કોઈ વખત મ્હારૂં અપ્રિય કર્યું હોય, એમ મને સાંભરતું નથી; વિધવા સ્ત્રીઓ, યદ્યપિ ઘણા પુત્રો હોય તથાપિ સ્વામિ વિના શોક પામે છે[૧-૨]. પતિ વિનાની તપસ્વિની સ્ત્રી, બાંધવોને શોક કરવા યોગ્ય થાય છે. હે સ્વામી! તમે મને નિરંતર લાડ લડાવ્યાં છે તથા મધુર, સ્નેહયુક્ત, કલેશ વિનાનાં અને મનને હરણુ કરે એવાં વચનો બોલીને તથા બહુ માન આપી પૂજન કર્યું છે. પર્વતોની ગુફાઓમાં, નદીઓનાં ઝરણુમાં અને રમણીય વૃક્ષોનાં શિખરો ઉપર મેં, તમારી સાથે રમણુ કર્યું છે. હું આકાશમાં ઉડવાની ક્રીડામાં તમારી સાથે સુખવડે મનમાં આનંદ પામી છું[૩-૫]. તથા હે કાંત! પૂર્વે આપણે અનેક ક્રીડાઓ કરી છે. તેમાંનું આજ મ્હારે કાંઇ નથી. પિતા, ભાઇ તથા પુત્ર, સ્ત્રીને નિયમિત (થોડુંજ) આપે છે; પણુ માપ વિનાના સુખના પદાર્થ આપનાર તો પોતાનો સ્વામીજ છે, તેનું પૂજન કયી સ્ત્રી ન કરે? સ્વામિ સમાન સ્ત્રીનો બીજો કોઈ પ્રભુ નથી અને સ્વામિસમાન સ્ત્રીને બીજું કોઇ સુખ નથી[૬-૭]. સ્ત્રીએ ધન તથા સર્વસ્વનો ત્યાગ કરીને કેવળ સ્વામીને જ શરણુ થવું યોગ્ય છે, કેમ કે, તેના વિના બીજો કોઈ સ્ત્રીને શરણે રાખનાર નથી. હે નાથ! તમારા વિના મ્હારે હવે આ લોકમાં જીવવું નથી[૮]. પતિ વિનાની થઇને કયી સ્ત્રી જીવવાનો ઉત્સાહ રાખે?" અત્યંત દુઃખ પામેલી પતિવ્રતા કપોતીએ એ રીતે બહુ પ્રકારનો કરૂણાજનક વિલાપ કરીને પ્રદીપ્ત થયેલા અગ્નિમાં પ્રવેશ કર્યો. પછી જેણે વિચિત્ર બાજુબંધને ધારણુ કરેલા છે, જે વિમાનમાં બેઠેલો છે તથા પુણ્યવાન મહાત્માઓ જેનું પૂજન કરે છે, જેણે અનેક પ્રકારની માળાઓ તથા અનેક પ્રકારનાં વસ્ત્ર ધારણુ કરેલાં છે, જે સર્વ અલંકારથી શોભાયમાન છે, જે પુણ્ય કર્મવાળાં કરોડો ઉત્તમ વિમાનોથી વીંટાયલો છે, એવા પોતાના સ્વામીને કપોતીએ જોયો. પછી તે પક્ષી ઉત્તમ વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગયો તથા ત્યાં પોતાના કર્મથી પૂજન પામીને સ્ત્રીસહિત વિલાસ કરવા લાગ્યો "[૯-૧૨].

ततः स्वर्गं गतः पक्षी विमानवरमास्थितः । कर्मणा पूजितस्तत्र रेमे स सह भार्यया ॥ १२ ॥

इति श्रीमहाभारते शां० आ० कपोतस्वर्गगमनं नाम गुर्जरभाषायां अष्टादशोऽध्यायः ॥

* અર્થાત્ મરણુના નિશ્ચયવાળો થયો.

## અધ્યાય ૧૯ મો—પારધી પણ દેહ ત્યાગ કરી સ્વર્ગમાં ગયો.

**भीष्म उवाच** ॥ विमानस्थौ तु तौ राजन् लुब्धकः खे ददर्शह ।
॥ दृष्ट्वा तौ दंपती राजन् व्यचिंतयत तां गतिम् ॥ १ ॥

ભીષ્મ કહે છે,–"હે રાજન્! પછી પેલા પારધીએ પણ કપોત તથા કપોતીને આકાશમાં વિમાનમાં બેઠેલાં જોયાં અને તેથી તે ગતિનો વિચાર કરવા લાગ્યો કે "હું આવાજ તપવડે પરમ ગતિને પામીશ." એમ પોતાની બુદ્ધિવડે નિશ્ચય કરીને, પક્ષીઓ ઉપર જીવન કરનારો પારધી, મહાપ્રસ્થાન કરવાના હેતુથી ત્યાંથી ચાલી નીકળ્યો. તે પારધી, સ્વર્ગની ઇચ્છાથી કોઈ પ્રકારની ચેષ્ટા વિનાનો, વાયુનો આહાર કરનાર અને મમત્વ વિનાનો થઇને ચાલ્યો[૧-૩]. પછી જતાં જતાં તેણે, એક સુંદર, મોટું, મનોરમ, કમળવડે શોભાયમાન, અનેક પ્રકારના પક્ષીઓના સમુદાયથી વ્યાપ્ત, શીતળ જળવાળું અને કલ્યાણકારી સરોવર જોયું[૪]. તૃષાથી પીડિત પુરૂષ તે સરોવરને જોઇનેજ તૃપ્ત થાય, એમાં સંદેહ નથી, હે રાજન્! એવું સરોવર આવ્યું તોપણ તે પારધીની ચિત્તવૃત્તિ ચલિત થઈ નહિ અને તેના સામું જોયા વિનાજ હર્ષ પામીને આગળ ચાલ્યો[૫]. એટલે હિંસક પશુઓ જેમાં રહેતાં હતાં એવું ઝાડીવાળું વન આવ્યું; પારધીએ નિશ્ચય કરીને તેમાં પણ પ્રવેશ કર્યો[૬]. વનમાં પેસતાંજ તેના શરીરમાં કાંટા ભોકાવા લાગ્યા. તે કાંટાવડે તેનું અંગ ભેદાવા લાગ્યું તથા તેના શરીરે રૂધિરના રેલા ચાલવા લાગ્યા[૭]. છતાં પણ તે, તેની દરકાર કર્યા વિના મનુષ્ય વિનાના તથા પશુ અને પક્ષીઓથી વ્યાપ્ત એવા તે વનમાં ભમવા લાગ્યો[૮]. પછી તે વનમાં એકાએક અત્યંત પવન છુટયો, તેથી વૃક્ષો અરસપરસ ઘસાયાં, તે ઘર્ષણથી અત્યંત અગ્નિ પ્રકટ થયો અને તે અગ્નિ વૃક્ષોથી સંપૂર્ણ ભરેલા તથા વેલીઓ અને વૃક્ષની શાખાઓથી વ્યાપ્ત એવા તે વનને પ્રલયકાળના અગ્નિની પેઠે, ક્રોધ પામીને બાળવા લાગ્યો. તે અગ્નિની જ્વાળાસહિત ઉડતા તણખાઓ, ચારે બાજૂ ફેલાવા લાગ્યા અને પશુ તથા પક્ષીઓથી વ્યાપ્ત એવા ભયાનક વનને અગ્નિએ બાળી નાંખ્યું. તે જોઇને પારધી, પોતાના દેહનો ત્યાગ કરવાની ઇચ્છાથી મનમાં હર્ષ પામીને વૃદ્ધિ પામતા અગ્નિ તરફ દોડયો અને હે ભરતસત્તમ! તે પારધી, અગ્નિમાં બળી મૂઓ. તેથી જેનાં પાપ નાશ થયાં છે એવો તે, પરમ સિદ્ધિને પામ્યો[૯-૧૨]. પછી પરિતાપરહિત પારધીએ યક્ષ, ગંધર્વ અને સિદ્ધોની મધ્યે શોભતા ઇંદ્ર જેવા પોતાને સ્વર્ગમાં જોયો[૧૩]. એ પ્રમાણે પુણ્યકર્મ આચરવાથી કપોત, પતિવ્રતા કપોતી અને પારધી, ત્રણે સ્વર્ગમાં ગયાં[૧૪]. જે સ્ત્રી, કપોતીના જેવા આચરણવાળી થઇને સ્વામીનું અનુવર્તન કરે છે તે, મૃત્યુ પામ્યા પછી તરતજ કપોતીની પેઠે સ્વર્ગમાં જઇને શોભે છે.[૧૫]. એ રીતે પારધી અને મહાત્મા કપોતની પુણ્ય કર્મવડે ધર્મયુક્ત ગતિ પૂર્વે થઈ હતી[૧૬]. જે પુરૂષ, આ આખ્યાનનું નિત્ય શ્રવણ કરે અથવા કીર્તન કરે, તેના મનમાં પ્રમાદથી પણ અશુભ રહેતું નથી[૧૭]. હે યુધિષ્ઠિર! હે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ! શરણાગતનું રક્ષણ કરવું તે મોટો ધર્મ છે; ગોહત્યાથી થયેલું પાપ પણ તેથી નિવૃત્ત થાય છે, પણ જે શરણે આવેલાને હણે છે, તેની નિષ્કૃતિ થતી નથી. આ પવિત્ર અને પાપને નાશ કરનારો ઇતિહાસ સાંભળવાથી મનુષ્ય, નીચ ગતિને પામતો નથી અને મૃત્યુ થયા પછી તેને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે"[૧૮,૧૯].

इतिहासमिमं श्रुत्वा पुण्यं पापप्रणाशनम् । न दुर्गतिमवाप्नोति स्वर्गलोकं च गच्छति ॥ १९ ॥

**इति श्रीमहाभारते शां० आप० लुब्धकस्वर्गगमनं नाम गु० भा० एकोनविंशोऽध्यायः ॥१९॥**

## અધ્યાય ૨૦ મો–ઇંદ્રોત ઋષિ અને પરિક્ષિતનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ अबुद्धिपूर्वं यत्पापं कुर्याद्भरतसत्तम ।
॥ मुच्यते स कथं तस्मादेतत्सर्वं ब्रवीहि मे ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—“ હે ભરતશ્રેષ્ઠ ! કોઈ પુરૂષે, કાંઈ પાપ બુદ્ધિપૂર્વક ન કર્યું હોય ( અજાણતાં પાપ થઇ ગયું હોય ) તો, તે પાપથી શી રીતે મુક્ત થાય ? તે સર્વ મને કહો ! ! ”[૧]. ભીષ્મ કહે છેઃ-“આ વિષે ઋષિએ પ્રશંસા કરેલી પ્રાચીન કથા કે, જે શૌનક કુળના “ ઇન્દ્રોત ” નામે બ્રાહ્મણે જનમેજયને કહી હતી તે હું, તને કહું છું[૨]. પરિક્ષિતનો પુત્ર વીર્યવાન “ જનમેજય ” નામે રાજા હતો. તે રાજાએ અજાણતાં બ્રહ્મહત્યા કરી[૩]. તે જોઇને, તેના પુરોહિતસહિત સર્વ બ્રાહ્મણોએ તેનો ત્યાગ કર્યો, તેથી તે રાજા રાત્રિદિવસ પરિતાપ પામવા લાગ્યો અને પછી તે વનમાં ગયો[૪]. પ્રજાએ ત્યાગ કરેલા તે રાજાએ, મોટું કલ્યાણકારી કર્મ કર્યું. એટલે કે, ક્રોધથી પરિતાપ પામતા તેણે ઘણા સમય સુધી તપ કર્યું[૫]. વળી તે રાજાએ બ્રહ્મહત્યાનો નાશ કરવા માટે સઘળી પૃથ્વીમાં ફરીને દેશોદેશના ઘણા બ્રાહ્મણોને પૂછ્યું[૬]. તેમાં ધર્મની વૃદ્ધિ કરનારો જે બનાવ બન્યો તેનો ઇતિહાસ હું તને કહું છું. પાપકર્મથી બળતો જનમેજય ફરતો ફરતો, પ્રશંસનીય વ્રતવાળા શૌનક કુળના ઇન્દ્રોત મુનિની પાસે ગયો અને તેમના બન્ને ચરણ પકડ્યા અર્થાત્ પ્રણામ કર્યા[૭.૮]. તે રાજાને જોઇને ઋષિએ તેનો અત્યંત તિરસ્કાર કર્યો અને કહ્યું કેઃ “ મોટા પાપનો કરનાર–ગર્ભહત્યા કરનાર તું અહીં શામાટે આવ્યો છે ?[૯]. ત્હારે અમારી સાથે શું કામ છે ? મને કોઇ પ્રકારે સ્પર્શ કરીશ નહિ; અહીંથી જલદી જતો રહે ! ! કેમ કે, તું અહીં રહે તે અમને પ્રીતિકર નથી[૧૦]. ત્હારા શરીરનો વાસ રૂધિરના જેવો અને ત્હારો દેખાવ મડદા જેવો જણાય છે. તું અકલ્યાણકારી અને અપવિત્ર છતાં પવિત્ર જેવો થઇને અને મરી ગયેલો છતાં જીવતા જેવો થઇને ફરે છે[૧૧]. બ્રાહ્મણના મૃત્યુરૂપ અપવિત્રાત્માવાળો તું પાપનુંજ ચિંતવન કરતો જાગે છે અને તેવોજ સૂઈ જાય છે. તું એ પ્રકારના પરમ સુખમાં છે[૧૨]. હે રાજન્ ! ત્હારૂં જીવવું નિષ્ફળ છે તથા તું જે જીવે છે, તે દુઃખ ભરેલું જીવે છે. તું પાપના અર્થે ઉત્પન્ન થયો છે તથા હીનકર્મ માટે ત્હારો જન્મ છે[૧૩]. પિતૃઓ તપવડે દેવતાઓનું અર્ચન કરીને, દેવને નમસ્કાર કરીને અને સહનશીલતાવડે પુત્રોની ઇચ્છા કરે છે તથા તેઓનું ઘણું કલ્યાણ ઇચ્છે છે[૧૪]. ત્હારા દોષથી નરકને પામેલા ત્હારા પિતૃવંશને જો ! ! ત્હારા ઉપર એઓએ જે જે આશાઓ બાંધેલી હતી, તે તે સઘળી નકામી થઈ છે[૧૫] લોકો જેઓને પૂજવાવડે સ્વર્ગ, આયુષ્ય, યશ અને પ્રજાને પામે છે તે બ્રાહ્મણોનો તું નિરંતર નિષ્ફળ દ્વેષ કરનારો છે[૧૬]. જ્યારે તું આ લોકનો ત્યાગ કરીશ ( મૃત્યુ પામીશ ), ત્યારે ત્હારાં સર્વ કર્મ સમાપ્ત થઇ જશે અને તું ઘણા સમય સુધી ઉંધે મસ્તકે પતન પામીશ[૧૭]. અને તે સ્થળમાં જેના કંઠમાં ઝેર છે તથા જેમનાં મુખ લોઢાનાં છે એવા ગીધોવડે પીડા પામતો તું ત્યાંથી પુનઃ પાપયોનિમાં જન્મ પામીશ[૧૮]. હે રાજન્ ! જો તું આ લોકને ત્હારા માનતો હોય તો જાણજે ! ! કે, તને આ લોકજ સુખકર નથી, તોપછી પરલોક ક્યાંથી હોય ? એ વાતનું સ્મરણ યમદૂતો તને યમલોકમાં કરાવશે ”[૧૯]

यदिदं मन्यसे राजन् नायमस्ति कुतः परः । प्रतिस्मारयितारस्त्वां यमदूता यमक्षये ॥ १९ ॥

इति श्री महाभारतेशांतिपर्वणि आ० इंद्रोतपारिक्षितीयसंवादे गु० भा० विंशतितमोऽध्यायः ॥ २० ॥

## અધ્યાય ૨૧ મો–બ્રાહ્મણોનો દ્રોહ નહિ કરવા માટે જનમેજયે પ્રતિજ્ઞા કરી.

**भीष्म उवाच ॥** एवमुक्तः प्रत्युवाच तं मुनिं जनमेजयः ।
॥ गर्ह्यं भवान् गर्हयते निंद्यं निंदति मां पुनः ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ—"ઇંદ્રોત મુનિએ એમ કહ્યું તે સાંભળીને જનમેજયે કહ્યું કે, હું તિરસ્કાર કરવા યોગ્ય છું, તેનો તમે તિરસ્કાર કરો છો અને નિંદવા યોગ્ય છું, તેની નિંદા કરો છો[1] તેમજ ધિક્કાર પામવા યોગ્ય છું, તેનો ધિક્કાર કરોછો. માટે હું, તમારી પ્રાર્થના કરૂં છું. મેં જે પાપકર્મ કર્યું છે તેથી જાણે મને અગ્નિમાં મૂકયો હોય, તેમ હું દગ્ધ થાઉં છું[2]. મ્હારાં કર્મને જોઇ જોઇને, મ્હારૂં મન પ્રસન્ન થતું નથી. યમરાજાથી પણ અધિક દારૂણ ભય પામીને તથા તે પાપરૂપ શલ્યનો ત્યાગ કર્યા સિવાય હું, શી રીતે જીવી શકીશ? અર્થાત્ યમયાતના ભોગવ્યા પછી મ્હારા દુષ્કૃતનું શલ્ય મને પુનઃ પ્રાપ્ત થશેજ. હે શૌનક !* તમે મ્હારા ઉપરથી સઘળો કોપ દૂર કરીને મને કહો ? ![3,4]. હું બ્રાહ્મણનો પરમ ભક્ત હતો તથા હમણાં છું અને હવે પછી પણ થઇશ. આ કુળનો નાશ ન થાઓ !! પણ કાંઈક શેષ રહો !! એમ મ્હારી પ્રાર્થના છે[5]. જયાંસુધી બ્રાહ્મણો અમોને એકમતથી વખાણતા-નથી ત્યાં સુધી બ્રાહ્મણની હિંસા કરનારા અમારા જેવા પાપીનું કુળ શેષ રહેવાનું નથી. તમે વેદનો નિશ્ચય જાણનારા છો માટે હું તમારી પુનઃ પ્રાર્થના કરૂં છું કે, હું મ્હારા આત્માથી નિર્વેદ પામી ગયો છું, માટે જેમ યોગી પુરૂષો દીન પુરૂષોનું રક્ષણ કરે છે, તેમ તમે મ્હારૂં રક્ષણ કરો[6-7]. જે પુરૂષો યજ્ઞ કરતા નથી, તેને આલોક તથા પરલોક પ્રાપ્ત થતા નથી તથા જ્યારે તે, નરક ભોગવીને જન્મ લેવા આવે છે ત્યારે તેના સામે મ્લેચ્છ અને ભિલ્લ આદિ લોકો ઉભા રહેલાજ હોય છે, અર્થાત્ તે જાતિમાં જન્મ પામે છે[8]. હું તમારે શરણે આવેલો છું માટે મ્હારામાં દોષ છતાં, તે ઉપર દૃષ્ટિ ન કરશો" પંડિત જેમ મૂર્ખ ઉપર દયા કરે તથા પિતા જેમ પુત્ર ઉપર દયા કરે, તેમ હે શૌનક ! હે બ્રહ્મન્ ! તમે મ્હારા ઉપર પ્રીતિમાન થાઓ"[9] શૌનક કહે છેઃ–"અબુદ્ધિમાન પુરૂષ, ઘણું અયોગ્ય કર્મ કરે ? એમાં શું આશ્ચર્ય છે ? એમ જાણીને પંડિત પુરૂષ પ્રાણીઓ ઉપર કોપ કરતો નથી[10]. તે અશોચ્ય પુરૂષ બુદ્ધિરૂપી મેહેલ ઉપર ચઢીને બીજા મનુષ્યોનો શોક કરે છે; જેમ કોઈ પુરૂષ પર્વતના શિખર ઉપર બેસીને પૃથ્વી ઉપર રહેલા પુરૂષોનો શોક કરે, તેમ પોતાની બુદ્ધિના ઉન્નતપણા ઉપર રહીને તે મૂર્ખોને શોચે છે[11]. જે પુરૂષ સાધુપુરૂષોથી દૂર રહીને તેઓની નજરથી દૂર રહે છે તથા પ્રથમ જેનો સાધુપુરૂષોએ ધિક્કાર કરેલો છે, એવો પુરૂષ, બુદ્ધિને પામી શકતો નથી. પંડિતો તે જોઇને વિસ્મય પણ પામતા નથી. કેમ કે, સત્સંગ વિના બુદ્ધિ દુર્લભજ છે[12]. તેં બ્રાહ્મણનું મહાત્મ્ય અને વીર્ય વેદશાસ્ત્રમાં જાણેલુંજ છે, હવે તું તે બ્રાહ્મણો શાંત થાય તેવી રીતે કર !! અને બ્રાહ્મણોજ તને શરણે રાખી શકશે[13]. હે તાત ! જ્યાં સૂધી બ્રાહ્મણો કોપ પામ્યા નથી, ત્યાં સૂધી જે કર્યું તે પરલોકનું સાધન જાણવું, પણ જો તેઓ કોપ પામ્યા તો, તું ધર્મને જાણીને પણ ત્હારાં પાપવડે પરિતાપ પામીશ"[14]. જનમેજય કહે છે-"હે શૌનક ! હું મ્હારાં પાપથી પરિતાપ પામું છું તથા ધર્મનો લોપ કરતો નથી અને મ્હારો અભ્યુદય થાય, એવી મ્હારી ઇચ્છા છે તથા હું તમારી ભક્તિ કરનારો છું, માટે મ્હારા ઉપર પ્રસન્ન થાઓ !!"[15]. શૌનક કહે છે–"હે રાજન્ ! તું દંભ અને માનનો ત્યાગ કરીને બ્રાહ્મણો વિષે પ્રીતિ કર !! એમ હું ઇચ્છું છું. વળી તું સર્વ પ્રાણીઓનું

* ઇંદ્રોત મુનિ શૌનક કુળમાં જન્મેલા હોવાથી તેમનું "શૌનક" નામથી આ સંબોધન છે.

હિત કરનારજ થજે ! ! તથા ધર્મને કદાપિ તજીશ નહિ[૧૬]. હું તને મ્હારો શિષ્ય કરૂં છું પણ ભયથી, લોભથી કે, દીનતાથી તને શિષ્ય કરતો નથી, એ ત્હારે નિશ્ચય સમજવું; બ્રાહ્મણોસહિત હું, તને દેવવાણી કહું છું તે સાંભળ ! ![૧૭]. હું કોઇ પ્રકારે પણ ત્હારી પાસેથી દ્રવ્યની આશા રાખતો નથી, પણ હું તને ધર્મને માટે શિષ્ય કરૂં છું. "શૌનકે પાપિષ્ઠ રાજાનું ગ્રહણ કર્યું માટે તેને ધિક્કાર છે !" એ પ્રમાણે સર્વ લોકો મ્હારી નિંદા કરશે, તોપણ એ નિંદાની દરકાર ન કરતાં હું, ત્હારૂં ગ્રહણ કરૂં છું[૧૮]. લોકો મને અધર્મજ્ઞ કહેશે તથા મ્હારાં સગાંવહાલાં મને તજી દેશે. આ વાત મ્હારા મિત્રો સાંભળીને મ્હારા ઉપર અત્યંત કોપ પામશે[૧૯]. એ સર્વમાંથી જેઓ મોટી બુદ્ધિવાળા હશે, તેઓજ યથાર્થ વાત જાણશે. હે ભારત ! તોપણ હું જે કરૂં છું તે ઉપરથી બ્રાહ્મણો પ્રત્યે મ્હારી શી ઇચ્છા છે તે તું જાણજે ! ![૨૦] જે રીતે તેઓ મ્હારા નિમિત્તથી ત્હારાવડે કલ્યાણ પામે, તેમ તું કર ! ! હે રાજન્ ! બ્રાહ્મણોનો દ્રોહ ન કરવો, એ વાતની તું પ્રતિજ્ઞા કર"[૨૧]. જનમેજય કહે છે,–"હે વિપ્ર ! હવે હું કોઇ પણ દિવસ વાણીવડે, મનવડે કે, કર્મવડે પુનઃ બ્રાહ્મણનો દ્રોહ કરીશ નહિ, એ માટે હું, તમારા ચરણપર હાથ મૂકું છું"[૨૨].

नैव वाचा न मनसा पुनर्जातु कर्मणा । द्रोग्धास्मि ब्राह्मणान् विप्र चरणावपि ते स्पृशे ॥२२॥

इति श्रीमहाभारते शां० आप० इंद्रोतपारिक्षितीये गु० भा० एकविंशतितमोऽध्यायः ॥ २१ ॥

## અધ્યાય ૨૨ મો–ઇંદ્રોત–જનમેજય સંવાદ.

शौनक उवाच ॥ तस्मात्तेहं प्रवक्ष्यामि धर्ममावृतचेतसे ।
॥ श्रीमान् महाबलस्तुष्टः स्वयं धर्ममवेक्षसे ॥ १ ॥

શૌનક કહે છે,–" વિદ્યાયુક્ત અને વિદ્યારૂપ મોટા બળવાળો હું ત્હારા ઉપર પ્રસન્ન થયેલો છું, તું ધર્મ સાંભળવાની ઇચ્છા રાખે છે અને ત્હારૂં ચિત્ત મ્હારામાં આસક્ત થયું છે તો હું તને ધર્મ કહીશ[૧]. તું રાજા પ્રથમ મહા દારૂણ થઇને પછી પોતાનાં આચરણ વડે પ્રાણીઓ ઉપર દયા કરે છે, એ અત્યંત વિસ્મયકારક છે ! લોકો એમ નિશ્ચય કરે છે કે, એવો દારૂણ નિશ્ચય સમગ્ર ધર્મને બાળી મૂકશે અને એ પ્રમાણે પરિતાપ આપનારો થઇને તું ધર્મની અપેક્ષા કરે છે, એ આશ્ચર્યકારક છે[૨-૩]. હે જનમેજય ! ઘણા સમયથી તેં તપ આરંભીને ભક્ષ્ય તથા ભોજ્યનો ત્યાગ કર્યો છે, એ સર્વ લોકોને અદ્ભુત જણાય છે[૪]. કોઇ ધન સંપન્ન થઇને દાતાર થાય તથા દીન થઇને તપસ્વી થાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી કેમ કે, તેને તો (કાર્ય–કારણ) ઘણું પાસે પાસે છે[૫] ત્હારામાં જે દીનતા જણાય છે તે સર્વે પૂર્વાપર સંબંધ વિનાની છે; પણ તે દીનતા કોઈ કાર્યની ઇચ્છાથી સંબંધવાળી હોય તો, તેથી ગુણ થાય છે[૬]. હે રાજન્ ! યજ્ઞ, દાન, દયા, વેદ અને સત્ય એ પાંચ તથા છઠ્ઠું સારા આચરણથી કરેલું તપ એ સર્વ પવિત્ર છે[૭]. હે જનમેજય ! તપ, એજ રાજાઓને પરમ પવિત્ર સાધન છે; જો તેનુંજ રૂડી રીતે ગ્રહણ કરવામાં આવે તો, કલ્યાણકારક ધર્મ પ્રાપ્ત થાય છે[૮]. વળી પુણ્યશાળી સ્થળમાં જવું, તે પણ પરમ પવિત્ર છે. આ વિષે પણ યયાતિએ કહેલી ગાથાનું ઉદાહરણ અપાય છે[૯]. તે ગાથા એવી છે કે, જે મનુષ્ય પોતાના જીવિતરૂપ આયુષ્યને પામે છે, તેણે અતિ યત્નવડે યજ્ઞ કરવો અને તેને ઇશ્વરાર્પણ કરીને તપ કરવું[૧૦]. કુરૂક્ષેત્ર પુણ્ય સ્થળ છે, કુરૂક્ષેત્રથી સરસ્વતી, સરસ્વતીથી તીર્થસ્થળ

અને તીર્થોથી વિશાળ જળવાળાં સ્થળ વિશેષ છે[11]. તે સ્થળમાં સ્નાન કરીને જળપાન કરવાવડે મૃત્યુ પરિતાપ આપી શકતું નથી. મોટા સરોવર, પુષ્કર, પ્રભાસ, ઉત્તર માનસ સરોવર અને કાળોદક, એ તીર્થમાં તું જીવતો રહે તો જજે!! જે સ્થળમાં સરસ્વતી અને દૃષદ્વતીનો સમાગમ થાય છે તેને "માનસસરોવર" કહે છે[12,13]. સ્વાધ્યાયનું પઠન કરતાં કરતાં એ સર્વ સ્થાનમાં જળનો સ્પર્શ કરવો. સર્વ પવિત્ર ધર્મોમાં સર્વથી વિશેષ પવિત્ર દાનધર્મ છે તથા સદ્ધર્મ તેથી પણ વિશેષ પવિત્ર છે, એમ મનુએ કહેલું છે[14]. આ જગ્યોએ સત્યવાને કહેલી ગાથાનું ઉદાહરણ આપું છું. તે એવું છે કેઃ-જેમ બાળક, રાગદ્વેષ વિનાનો હોવાથી સત્ય છે તથા તે પુણ્ય કે, પાપ કાંઈ કરતો નથી[15]. તેમ આચરણ કરવું. સર્વ પ્રાણીઓને દુઃખજ નથી તો, સુખ ક્યાંથી હોય? અર્થાત્ સુખ અને દુઃખ, બન્ને મનઃકલ્પિત છે. એ પ્રમાણે બ્રહ્મસ્વરૂપ સર્વ પ્રાણીને સંસર્ગરૂપ પાપ પ્રાપ્ત થાય છે[16]. તે પાપ અને પુણ્ય નિવૃત્ત થયા પછી દેહત્યાગ થવો કલ્યાણકારક છે. વળી રાજાને સર્વથી મોટું કાર્ય જે કરવાનું છે, તે કહું છું; સાંભળ!![17]. હે નરપતે! તું ધૈર્ય અને દાનવડે સ્વર્ગને જીતજે!! કેમ કે, જેની પાસે ધૈર્ય અને દાન, એ બે ગુણ છે તે પુરૂષ સ્વર્ગને જીતે છે[18]. હે રાજન્! તું બ્રાહ્મણના અર્થે અને સુખના અર્થે પૃથ્વીનું પાલન કર!! જે પ્રમાણે પૂર્વે તું તેઓની નિંદા કરતો હતો; તે પ્રમાણેજ હવે તેઓને પ્રસન્ન કર!![19]. કદાચિત તેઓ ત્હારો તિરસ્કાર કરે અથવા અનેક રીતે ત્યાગ કરે તોપણ બ્રાહ્મણોને આત્મસમાન જાણીને તેઓની તું હિંસા કરીશ નહિ, એવો નિશ્ચય કર!! અને એ રીતે પોતાના કાર્યમાં ઉદ્યોગી રહીને પરમ કલ્યાણ પ્રાપ્ત કર!![20]. કોઇક રાજા હિમ-બરફ જેવો શીતળ, અગ્નિ સરખો ક્રૂર અને યમ સરખો ગુણદોષને વિચારનારો હોય છે તથા કોઈ રાજા હળની પેઠે, દુષ્ટ પુરૂષોનાં મૂળ ઉખેડી નાખનાર અને વજ્રની પેઠે, દુષ્ટ ઉપર અકસ્માત તૂટી પડનાર હોય છે[21]. વિશેષ ગુણ હોવાથી (જેમ કે, અમુક પુરૂષ હોંશીઆર છે એમ ધારીને) પણ ખળ પુરૂષોના સંગમાં જવું નહિ; અથવા બ્રાહ્મણત્વાદિ સામાન્ય ગુણોથી પણ જવું નહિ; વળી ખળની સંગતિ કરીને "હું કાંઈ ખળ નથી. તેથી મને તેનો સંગ શો બાધ કરનાર છે?" એમ ધારવું નહિ, પરંતુ એમજ ધારવું કે "હું પણ ખળ છું કેમ કે, મને ખળ ઉપર પ્રીતિ થાય છે" માટે ખળ પુરૂષોની સાથે કદાપિ પ્રીતિ કરવી નહિ[22]. દુષ્ટ કર્મ એકવાર કર્યું હોય તો પછી, તેનો પરિતાપ કરવાથીજ તેના પાપથી મુક્ત થવાય છે તથા બે વાર કર્યું હોય તો "હવે ફરીને એવું કાર્ય કરવું નહિ" એમ દૃઢ નિશ્ચય કરવારૂપ બીજા કાર્યથી મુક્ત થવાય છે[23]. તેમજ જો ત્રણ વાર દુષ્ટ કર્મ કર્યું હોય તો "હું ધર્માચરણ કરીશ" એવા ત્રીજા સંકલ્પથી મુક્ત થવાય છે. પરંતુ જો વારંવાર દુષ્ટ કર્મનો અભ્યાસ કર્યો હોય તો, અનેક પવિત્ર તીર્થમાં ફરવાવડે તે પાપોથી મુક્ત થવાય છે[24]. જે પુરૂષ પોતાના અભ્યુદયની ઇચ્છા રાખતો હોય, તેણે પુણ્યકર્મ કરવાં; જેમ કે, જે પુરૂષો સુગંધી પદાર્થોનું સેવન કરે છે, તેઓનાં અંગ સુગંધમય થાય છે તથા જેઓ દુર્ગંધમય પદાર્થોને સેવે છે તેઓનાં અંગ દુર્ગંધમય થાય છે. જે પુરૂષ તપનું આચરણ કરે છે તે તત્કાળ પાપથી મુક્ત થાય છે[25,26]. જેના ઉપર અપવાદ આવ્યો છે, તે પુરૂષ, એક વરસ સુધી અગ્નિનું સેવન કરવાથી મુક્ત થાય છે. ગર્ભહત્યા કરનારા ત્રણ વરસ સુધી અગ્નિનું સેવન કરવાથી મુક્ત થાય છે[27]. તેમજ મહાસરોવર, પુષ્કર તીર્થ, પ્રભાસ અને ઉત્તર માનસરોવર, એ તીર્થોમાં જવાવડે સો યોજન ચાલવાથી ગર્ભહત્યાથી મુક્ત થવાય છે[28]. જે પુરૂષ જેટલાં પ્રાણીઓની હિંસા કરે; તેટલાં પ્રાણીઓને વધ થતાં બચાવે તો, પ્રાણીઓને હણનારો પોતાના પાપથી મુક્ત થાય છે[29]. જળમાં સ્નાન કરીને અઘમર્ષણ (ઋગ્વે૦

એ ત્રણ મંત્રો) નો જાપ કરવાથી અશ્વમેધ યજ્ઞ કર્યા જેટલું પુણ્ય થાય છે* એમ મનુએ કહેલું છે[૩૦]. એ અઘમર્ષણ તત્કાળ પાપનો નાશ કરે છે તથા તેને કરનાર પુરૂષ સત્કાર પામે છે અને પ્રાણીઓ તેના ઉપર જડ તથા મૂગાની પેઠે, પ્રસન્ન થાય છે[૩૧]. હે રાજન્! એક વખત દેવ અને દૈત્યો એકત્ર મળીને બૃહસ્પતિની પાસે ગયા અને પૂછવા લાગ્યા કેઃ "હે મહર્ષે! ધર્મથી ઉપજેલું સુખરૂપ ફળ શું છે? તેમ પરલોકમાં નરકનાં દુઃખરૂપ ફળ શું મળે છે? તે તમે જાણો છો[૩૨]. વળી જે યોગીને સુખ અને દુઃખ બન્ને સમાન છે, તેને તે બન્નેની બરોબર ફળ મળે છે કે, કેમ? વળી જેને સુખદુઃખ સમાન નથી એવો ધર્મશીલ પુરૂષ, દાનપુણ્યથી પાપનો શી રીતે નાશ કરે છે? તથા તે પુણ્યનું ફળ શું છે? તે કહો!!"[૩૩]. બૃહસ્પતિ કહે છેઃ–"જે પુરૂષ, પ્રથમ અબુદ્ધિપૂર્વક પાપ કરીને, પછી તે પાપનો ક્ષય થવા માટે બુદ્ધિપૂર્વક પુણ્ય કરે છે, તે કર્મશીલ પુરૂષ ક્ષારયુક્ત મલિન વસ્ત્રની પેઠે, પાપનો નાશ કરે છે[૩૪]. જે પુરૂષ, પાપ કરીને એમ માને છે કે, તેનો કર્તા હું નથી; અર્થાત્ અભિમાનરહિત થઇને પાપ કરે છે, તે શ્રદ્ધાવાળો અને અસૂયા વિનાનો પુરૂષ કલ્યાણનેજ પ્રાપ્ત કરે છે[૩૫]. જે પુરૂષ, સત્પુરૂષોનાં ઉઘાડાં થયેલાં છિદ્રને ઢાંકે છે, તે પુરૂષ પાપ કરીને પણ કલ્યાણને પામે છે[૩૬]. જે પ્રમાણે પ્રાતઃકાળમાં સૂર્ય, ઉદય પામીને સર્વ અંધકારનો નાશ કરે છે, તે પ્રમાણે પુરૂષ કલ્યાણકારી કર્મ કરવાવડે સર્વ પાપનો નાશ કરે છે"[૩૭]. ભીષ્મ કહે છેઃ–એ પ્રમાણે શૌનક વંશના ઇંદ્રોત ઋષિએ જનમેજય રાજાને કહીને તે રાજાની પાસે વિધિપૂર્વક અશ્વમેધ યજ્ઞ કરાવ્યો[૩૮]. પછી–હે રાજન્! જેનું પાપ દૂર થયું છે એવા કલ્યાણથી વીંટાયલા, પ્રજ્વલિત અગ્નિના સરખા તેજસ્વી અને શત્રુનો નાશ કરનાર જનમેજય રાજાએ, જેમ સંપૂર્ણ મંડળવાળો ચંદ્રમા આકાશમાં પ્રવેશ કરે, તેમ પોતાના રાજનગરમાં પ્રવેશ કર્યો[૩૯].

ततः स राजा व्यपनीतकल्मषः श्रेयोवृतः प्रज्वलिताग्निरूपवान् ।
विवेश राजन् स्वममित्रकर्षणो यथा दिवं पूर्णवपुर्निशाकरः ॥ ३९ ॥

इति श्रीमहाभारते शांति० आ० इंद्रोतपारेक्षितीये गु० भा० द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

## અધ્યાય ૨૩ મો–ગીધપક્ષી અને શિયાળનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ कच्चित्पितामहेनासीच्छ्रुतं वा दृष्टमेव च ॥
॥ कच्चिन्मर्त्यो मृतो राजन् पुनरुज्जीवितो भवेत् ॥ १ ॥

+યુધિષ્ઠિર કહે છેઃ—"હે રાજન્! મરી ગયેલો કોઈ પુરૂષ પુનઃ જીવતો થયો

---

* અઘમર્ષણના ત્રણ મંત્રો નીચે પ્રમાણે છે.

ॐ ऋतं च सत्यं चाभीद्धात्तपसोऽध्यजायत । ततो रात्र्यजायत ततः समुद्रोऽअर्णवः ॥ १ ॥
ॐ समुद्रादर्णवादधि संवत्सरोऽअजायत । अहोरात्राणि विदधद्विश्वस्य मिषतो वशी ॥ २ ॥
ॐ सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् । दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥ ३ ॥
ऋग्वेद, मंडल १० । सूक्त १९० ॥

આ મંત્રો તીર્થમાં સ્નાન કરતી વખતે જળની અંદર રહીને જપવા, એવો વિધિ છે. સંશોધક.

+ ગયા અધ્યાયમાં કહ્યું છે કે, "આ લોકમાં બુદ્ધિપૂર્વક કે, અબુદ્ધિપૂર્વક જે પાપ કર્યું તે, સત્કર્મથી અને ધર્મ આચરવાથી નાશ થાય છે. એટલે પાપી મનુષ્ય મૃતતુલ્ય છે અને તે આ લોકમાંજ રહીને પાપરહિત થયો એથી જીવતો થયો. એમ બનવું સંભવિત છે શું? જો એમ બનતું હોય તો મરી ગયેલો મનુષ્ય પણ જીવતો થવો જોઇએ" એવો તર્ક કરીને હવે યુધિષ્ઠિર પૂછે છે કે "મરી ગયેલો કોઇ પુનઃ જીવતો થયો છે કિં? અર્થાત્ કોઇ કાળે તેમ બન્યું હોય તો, પાપી પુરૂષ પુણ્યશાળી પણ થઈ શકે, એ સંભવિત છે; અન્યથા સંભવિત નથી." આ પ્રમાણે યુધિષ્ઠિરના પ્રશ્નનું તાત્પર્ય છે.

હોય, એવું પિતામહે ( તમોએ ) સાંભળ્યું છે કે, જોયું છે શું ?"[1]. ભીષ્મ કહે છે,-" પૂર્વે નૈમિષારણ્યક્ષેત્રમાં ગીધ અને શિયાળનો સંવાદ થયો હતો; તેનો પુરાતન ઇતિહાસ હું તને યથાર્થ કહું છું તે સાંભળ ! ![2]. કોઇ એક બ્રાહ્મણને મહાદુઃખથી એક પુત્ર પ્રાપ્ત થયો પરંતુ વિશાળ નેત્રવાળો તે બાળક બાળગ્રહથી પીડા પામીને બાળપણમાંજ મરી ગયો[3]. તે જોઇને તેનાં સગાંવહાલાં બહુ દુઃખિત થયાં; કેમ કે, સઘળા કુળમાં એ પુત્રથી સર્વનાં દ્વાર ખુલ્લાં રહેવાનાં હતાં, તેથી તેઓ જેને યૌવન પ્રાપ્ત થયું નથી એવા તે બાળકને લઇને અને શોકથી વિહ્‌વળ થઇને રડવા લાગ્યાં[4]. પછી તેઓ મરી ગયેલા બાળકને લઇને સ્મશાન ભણી ચાલ્યાં અને ત્યાં જઇને બાળકને ખોળામાં સૂવાડીને તથા અત્યંત દુઃખ પામીને રડવા લાગ્યાં[5]. તે બાળક પૂર્વે જે જે શબ્દ બોલતો હતો, તેને તેને સંભારીને, તેઓ વારંવાર શોક કરતાં હતાં પરંતુ બાળકને પૃથ્વીમાં નાખીને ત્યાંથી જવાને શક્તિમાન થયાં નહિ[6]. તેઓના રૂદનનો શબ્દ સાંભળીને, એક ગીધ પક્ષી ત્યાં આવ્યો તથા તે લોકોને બાળકને સ્મશાનમાં મૂકીને ઘર તરફ નહિ જતાં જોઇને બોલ્યો કે; " અરે ! આ જગતમાં હવે તમે પોતાના એક બાળકને પણ છોડીને ચાલ્યા જાઓ ! ! વિલંબ ન કરો ! ![7]. આ જગ્યા ઉપર કાળે (મૃત્યુએ) હજારો પુરૂષોને અને હજારો સ્ત્રીઓને આણેલાં છે તથા તેના બાંધવો તેને તજીને પાછા ચાલ્યા ગયા છે ! ![8]. તમે જુઓ તો ખરા કે, સમગ્ર જગત સુખ અને દુઃખથી ભરપૂર છે; તેમાં અનુક્રમે સંયોગ અને વિયોગ થયાજ કરે છે[9]. જે મનુષ્યો મરનારને લઇને સ્મશાનમાં જાય છે તથા તેનાં જે સગાંવહાલાં રડતાં કકળતાં તેની પાછળ જાય છે, તેઓ પણ પોતાના આયુષ્યના પ્રમાણમાં તેની પાછળ સ્મશાનમાં આવીને પડે છે. અર્થાત્ તેઓ પણ પોતાનું આયુષ્ય પૂરૂં થવાથી સ્મશાનમાંજ આવીને પડે છે[10]. માટે ગીધ તથા શિયાળવાંવડે ભયંકર અને મનુષ્યનાં હાડકાંવડે રૈદ્ર એવા આ સ્મશાનમાં બેસી રહેવાથી શું ફળ છે ?[11]. જે એક વખત કાળના સપાટામાં સપડાઇને મૃત્યુ પામ્યો, તે પછી ગમે તો પ્રિય હો ! ! અથવા શત્રુ હો ! ! પરંતુ પુનઃ કોઇ જીવતો થયો નથી; સર્વ પ્રાણીઓની એવીજ ગતિ છે[12]. જે આ મૃત્યુલોકમાં જન્મ પામ્યો છે, તે સર્વને નિશ્ચય મરવાનુંજ છે સર્વ પ્રાણીઓ કૃતાંતે કરેલા માર્ગે ચાલ્યાં જાય છે; માટે મરી ગયેલાને જીવાડે એવું કોણ છે ?[13]. હવે સર્વ લોકો પોતપોતાના કર્મથી વિરામ પામ્યા છે અને સૂર્ય અસ્ત થવાનો સમય થયો છે, માટે પુત્રસ્નેહનો ત્યાગ કરીને તમે સર્વ પોતપોતાને ઠેકાણે જાઓ"[14]. હે રાજન્ ! આવું ગીધનું વચન સાંભળીને સર્વ બાંધવો રડવા લાગ્યા તથા તે પુત્રને પૃથ્વી ઉપર મૂકીને ત્યાંથી ઘર તરફ જવાને ચાલવા લાગ્યા[15]. તેઓએ નિશ્ચય કર્યો કે, હવે મરી ગયેલો આ પુત્ર આપણને પુનઃ પ્રાપ્ત થનાર નથી તથા પુનઃ એનું દર્શન થવું પણ દુર્ઘટ છે, એમ આશા તજીને, તેઓ તે સ્થળમાં રૂદન કરતાં કરતાં ચાલવા લાગ્યા[16]. પોતાના પુત્રનો ત્યાગ કરીને ચાલવા તત્પર થયેલા તથા તેના પુનર્જીવન વિષે નિરાશ થયેલા તેના બાંધવોએ નિશ્ચય કર્યો હતો કે, હવે પુનઃ તે જીવતો થનાર નથી, તેથી સર્વે જવાના માર્ગમાં ચાલવાને તત્પર થઇને ઉભા રહ્યા હતા[17]. એવામાં કાગડાની પાંખોના જેવા વર્ણનો ( કાળો ) એક શિયાળ પોતાના નિવાસમાંથી બહાર નીકળીને પેલા મરનારના સંબંધીઓને કહેવા લાગ્યો કેઃ " અરે હે ! મનુષ્યો તમે ખરેખરા નિર્દય છો ! ! અરે મૂઢ મનુષ્યો ! હજી તો સૂર્ય દેખાય છે, માટે સ્નેહને તજી દેશો નહિ અને ભય પામશો નહિ. પ્રત્યેક મુહૂર્ત અનેક રૂપવાળું છે માટે તમે તે બાળકને મરી ગયેલો કહો છો, પરંતુ જીવે પણ ખરો ?[18,19]. અરે ! તમે પુત્રસ્નેહને તજીને પોતાના બાળકને સ્મશાનમાં છોડીને, પૃથ્વી ઉપર નાંખીને

અને નિર્દય સરખા થઇને કેમ ચાલ્યા જાઓ છો?[૨૦]. અથવા મધુર વચન બોલનાર બાળક ઉપર તમને સ્નેહજ નથી ? તમે જે બાળકના બોલવા માત્રથીજ આનંદ પામતા હતા; તેજ બાળકને છોડીને જાઓ છો !![૨૧]. પશુ અને પક્ષીઓને પોતાનાં બાળક ઉપર કેવો સ્નેહ હોય છે, તેનો તો વિચાર કરો ! ! પશુપક્ષીઓ પોતાનાં બાળકને ઉછેરે છે, છતાં તેઓને તે બાળકો પાસેથી કોઇ પ્રકારના ફળની પ્રાપ્તિ નથી[૨૨]. પરલોકની ગતિમાં રહેલા મુનિની યજ્ઞ-ક્રિયાની પેઠે, પોતાનાં બાળકો ઉપર સ્નેહથી આસક્તિ કરનાર પશુ, પક્ષી અને કીટ આદિ પ્રાણિયોને પણ કોઈ ફળની આશા નથી[૨૩]. પ્રાણીઓ પુત્રની ઇચ્છા રાખે છે, પરંતુ તેઓને આ લોકમાં કે, પરલોકમાં પુત્રથી કોઇ પ્રકારનો ગુણ થતો નથી; છતાં પણ તેઓ પોતાની સંતતિનું પોષણ કરે છે[૨૪]. જ્યારે બાળકો મોટાં થાય છે અને તેઓનાં માતા–પિતા તેઓને દેખતાં નથી ત્યારે પણ તેઓના મનમાં શોક રહેતો નથી તથા કોઈ સ્થળમાં મોટા થયેલા પુત્રો પોતાનાં માતા–પિતાનું પોષણ કરતા નથી. પણ જેઓને માત્ર શોક થાય છે, એવા મનુષ્યોને સ્નેહ શાનો હોય ? આ તમારા કુળની વૃદ્ધિ કરનાર પુત્રને છોડીને તમે કયાં જશો ?[૨૫-૨૬]. અરે ! તમે એની પાસે બેસીને ઘણી વાર નેત્રમાંથી આંસુ પાડો !! અને ઘણીવાર સુધી સ્નેહવડે એના સામું જુઓ !! આવાં આવાં ઈષ્ટજનનો ત્યાગ કરવો, વિશેષ દુઃખદાયક છે[૨૭]. ક્ષીણ થયેલા તથા સ્નેહરૂપ અર્થથી સંયુક્ત એવા સ્મશાનમાં પડેલા મનુષ્યના બાંધવો, જે સ્થળમાં રહે છે ત્યાં બીજાથી ઉભા રહેવાતું પણ નથી[૨૮]. સર્વ કોઇને પોતાના પ્રાણ પ્રિય છે તથા સર્વ કોઇ સ્નેહને પ્રાપ્ત કરી શકે છે; પશુ–પક્ષી આદિ તિર્યક્ યોનિમાં રહેલા પ્રાણીઓનો પણ સ્નેહ કેવો હોય છે, તેજ તમે જુઓને ![૨૯]. અરે ! કમળના સરખા વિશાળ અને ચંચળ નેત્રવાળા આ બાળકનો ત્યાગ કરીને, તમે કેમ જઈ શકો છો ? જાણે પેહેલ–વેહેલોજ વિવાહ કરવા ( પરણાવવા ) માટે સ્નાન તથા હાર આદિથી અલંકૃત કર્યો હોય તેવો એ દેખાય છે ! "[૩૦]. એ રીતે કરૂણા ઉપજે એવું બોલતા શિયાળની વાણીને સાંભળીને તે સર્વે મનુષ્યો, પાછા વળ્યા અને શબની પાસે ગયા[૩૧]. તેઓને પાછા આવતા જોઇને *ગીધ બોલ્યો કે–" અરે અલ્પબુદ્ધિવાળા ! અધમ અને દુષ્ટ શિયાળે તમને આમ તેમ કહ્યું, તે સાંભળીને હીનસત્વવાળા અને નિર્બળ મનના હે મનુષ્યો ! તમે પાછા કેમ આવો છો ?[૩૨]. પાંચ ભૂતે ત્યાગ કરેલા, શૂન્યરૂપ અને લાકડા જેવા શબનો શોક શું કરો છો ? તમે પોતે, પોતાનોજ શોક શામાટે કરતા નથી ?[૩૩] તમે તમારૂં ભલું ઈચ્છતા હો !! તો તીવ્ર તપ કરો કે, જેથી પાપથી મુક્ત થાઓ !! તપવડે સર્વ કાંઈ પ્રાપ્ત થાય છે. વિલાપથી શું ફળ થવાનું છે ?[૩૪]. આ શબના દેહરૂપે અનિષ્ટ ભાગ્યજ જન્મ પામીને આવે છે કે, જેથી આ બાળક તમને અનંત શોક આપીને જાય છે[૩૫]. ધન, ગાયો ( પશુઓ ) સુવર્ણ, મણિ, રત્ન અને બાળકો એ સર્વનું મૂળ તપ છે; તપના યોગથીજ એ સર્વ પ્રાપ્ત થાય છે[૩૬]. પ્રાણીઓને સુખ અને દુઃખ પૂર્વે કરેલાં કર્મના અનુસારે પ્રાપ્ત થાય છે. પ્રાણી જ્યારે જન્મે છે ત્યારે, સુખ અને દુઃખ સાથે લઇનેજ જન્મે છે[૩૭]. પિતાએ કરેલાં કૃત્યનું ફળ પુત્રને કે, પુત્રનાં કરેલાં કૃત્યનું ફળ પિતાને ભોગવવું પડતું નથી; પરંતુ સર્વ પોત-પોતાનાં સુકૃત કે, દુષ્કૃત સાથે લઇને આજ માર્ગે ( મૃત્યુના માર્ગે ) ચાલ્યાં જાય છે[૩૮]. એટલા

---

* ગીધ તથા શિયાળ પ્રેતના બંધુઓને ભિન્ન ભિન્ન ઉપદેશ કરે છે; તેનો હેતુ આવો સમજવો. ગીધના મનમાં એમ છે કે, દિવસ છતાં, મનુષ્યો જાય તો હું પ્રેતને લઈ જાઉં, કેમકે, રાત પડી જશે તોપછી મ્હારૂં ફાવશે નહિ તથા શિયાળ રાત્રિયે ફરનાર છે ( કેમકે, દિવસે તેને કૂતરાં વગેરેનો ડર રહે છે ) તેથી રાત પડતાં સુધી પ્રેતના બંધુઓને રોકવાનો પ્રયત્ન કરે છે.

માટે તમે યત્નવડે ધર્મનું આચરણ કરો !! અને અધર્મમાં મન રાખશો નહિ તથા તમે જીવો ત્યાં સુધી સમય પ્રમાણે બ્રાહ્મણ અને દેવ ઉપર પ્રીતિ રાખી, તેઓનું ઉપાસન કરો !![૩૯]. તમે શોકનો અને દીનતાનો ત્યાગ કરો !! તથા હવે મરી ગયેલા પુત્ર ઉપરથી સ્નેહ ઉઠાવી લો !! તથા એને આકાશમાં ફેંકી દઇને પછી ઉતાવળે પાછા વળીને ઘેર જાઓ !![૪૦]. મનુષ્ય સારૂં કે, પછી માઠું જે કર્મ કરે છે તે કર્તાનેજ ભોગવવું પડે છે; બાંધવોને તેમાં શું લાગે વળગે ![૪૧] છેવટે પણ બાંધવો પોતાના પ્રિય બાંધવને આ જગ્યાએ પડયો મૂકીને, અશ્રુથી નેત્ર મલિન કરીને અને સ્નેહ છોડીને ચાલ્યા જાય છે, પણ અહીંને અહીંજ બેસી રહેલા નથી; તો વેળાસરજ સ્નેહ છોડીને શા માટે ચાલ્યા ન જવું ?[૪૨]. ગમે તો ડાહ્યા હો !! કે, મૂર્ખ હો !! ધનવાન હો !! કે, નિર્ધન હો !! પણ તે સર્વ પોતપોતાનાં સારાં-માઠાં કર્મને લઇને કાળના આધીન થાય છે[૪૩]. તમે શોક કરીને શું કરશો અને જ્યારે તમારૂં કાંઇ ઉપજે એમ નથી ત્યારે મરી ગએલાનો શોક શા માટે કરો છો ?[૪૪]. કાળ સર્વનો રાજા છે અને ધર્મવડે તે સમાન દૃષ્ટિવાળો છે. મૃત્યુ યુવાન, બાળક, વૃદ્ધ કે, ગર્ભમાં રહેલા સર્વને પકડે છે; આ સર્વ જગત મૃત્યુરૂપજ છે"[૪૫]. આ સાંભળીને શિયાળ પ્રેતના બાંધવોને કહેવા લાગ્યો કે-"અરે ! તમે પુત્રના સ્નેહવડે પરાભવ પામેલા અને અત્યંત શોક કરતા હતા તે તમારા સ્નેહને અલ્પ બુદ્ધિવાળા ગીધે મંદ કરી નાંખ્યો જણાય છે[૪૬]. આ લોકો સમાન અને સારી રીતે યોજેલાં તથા છેવટે સિદ્ધતા કરી બતાવનારાં તેનાં વચનોને સાંભળીને દુઃખ વડે તજવા જેવા સ્નેહનો ત્યાગ કરી ઘેર જાય છે[૪૭]. અરે !! પુત્ર મરણ પામવાથી તેના વિયોગવડે શૂન્યસરખા આ જગતમાં રહીને આક્રંદ કરતા બાંધવોને અત્યંત દુઃખ થાય છે. જેમ ગાય વાછરડાના વિયોગથી દુઃખ પામતી હોય, તેવું એ દુઃખ છે[૪૮]. પૃથ્વી ઉપર મનુષ્યોને કેવા શોક સહન કરવા પડે છે, તે મેં આજ જાણ્યું; સ્નેહવડે ઉત્પન્ન થતા દુઃખને જોઇને મ્હારાં પણ નેત્રમાંથી આંસુ પડે છે[૪૯]. મનુષ્યે હમ્મેશાં યત્ન તો કરવોજ; પછી દૈવયોગથી તે સિદ્ધ થાય તો ઠીક છે. કદાચિત "કાળના મુખની આગળ પુરૂષયત્ન ચાલતો નથી" એમ કહેશો, તોપણ દૈવયોગ તો ખરોજ છે[૫૦]. મનુષ્યે સર્વદા અનિર્વેદ (ઉત્સાહ) રાખવો. કેમ કે, નિર્વેદ પામવાથી સુખપ્રાપ્તિ થાય કેમ ? પ્રયત્ન કરવાથી અર્થની પ્રાપ્તિ થાય છે, માટે તમે નિર્દય થઈને કેમ ચાલ્યા જાઓ છો ?[૫૧]. પોતાના માંસથી નિર્માણ થયેલા, અર્ધા શરીરરૂપ તથા પિતૃઓના વંશને વધારનાર આ દેહને વનમાં પડયો મૂકીને ક્યાં જાઓ છો ?[૫૨]. અથવા સૂર્યને અસ્ત થવા દો !! અને સંધ્યાકાળ થવા દો !! તે વખતે કાંતો તમે તમારા પુત્રને ઘેર લઇને જજો !! અથવા તમે અહીંજ તેની પાસે બેસજો !!"[૫૩]. શિયાળનાં એવાં વચન સાંભળીને ગીધ તેઓને કહેવા લાગ્યો કેઃ "હે મનુષ્યો ! આજ આ જગ્યાએ મને પૂરેપૂરાં હજાર વર્ષ થયાં છે, પણ મેં કોઈ સ્ત્રી, પુરૂષ કે, નપુંસકને મરી ગયા પછી જીવતું થયેલું જોયું નથી[૫૪]. મરી ગએલા ગર્ભમાં આવે છે અને જન્મેલા મરે છે; કેટલાક યુવાનીમાં છતાં ને ચાલતાં ચાલતાં મરે છે[૫૫]. ચાર ચરણવાળાં પ્રાણી અને પક્ષીઓનાં ભાગ્ય પણ આ લોકમાં અનિત્ય છે. જંગમ અને પર્વત આદિ સ્થાવર પદાર્થોનું પણ આયુષ્ય બંધાઇ ગયેલું છે[૫૬]. અનેક લોકો પોતાનાં ઇષ્ટજન, સ્ત્રી અને પુત્રના શોકથી યુક્ત થઇને તથા શોકથી દગ્ધ થઇને નિત્ય ઘેર જાય છે[૫૭]. હજારો અનિષ્ટ જનોને અને સેંકડો ઇષ્ટજનોને આ સ્મશાનમાં નાંખી દઇને, તેના બાંધવો અત્યંત દુઃખિત થઇને ચાલ્યાં જાય છે[૫૮]. અરે મનુષ્યો ! આ તેજરહિત થયેલા શૂન્ય અને કાષ્ઠપણાને પામી ગયેલા શબને હવે પડતું મૂકો !! એનો આત્મા હવે બીજા દેહમાં ગયો છે, તેથી એ શબ કાષ્ઠરૂપ

થયેલું છે[૫૯]. હવે જીવે એ દેહને તજી દીધો છે, તમે તેને છોડીને હજી કેમ જતા નથી? હવે તમારો આ બધો સ્નેહ નિરર્થક છે તથા તમારો પરિશ્રમ પણ નિષ્ફળ છે[૬૦]. એ દેહ હવે નેત્રવડે જોઇ શકતો નથી, કાનવડે સાંભળી શકતો નથી, એમ છે ત્યારે તેને છોડીને શા માટે તમે જલદી ઘેર જતા નથી?[૬૧]. અત્યંત કઠોર પણ મોક્ષ ધર્મને અનુસરીને મેં તમને હેતુવાળાં વચનો કહેલાં છે, માટે તે ધ્યાનમાં રાખીને હવે ઉતાવળથી સર્વે પોતપોતાને ઘેર જાઓ!![૬૨]. હે મનુષ્યો! મેં જ્ઞાન અને વિજ્ઞાનથી યુક્ત તથા બુદ્ધિ અને સંજ્ઞાને આપનારૂં વચન તમને સંભળાવ્યું છે, માટે તમે હવે ઘેર જાઓ!![૬૩]. પોતાના પ્રિય મનુષ્યના પ્રેતને જોઇને તથા તેનાં ચેષ્ટિતને સંભારીને શોક બમણો થાય છે." એ વચન સાંભળીને તે મનુષ્યો, તે જગ્યાએથી પાછા વળ્યા. તે વખતે પેલા બાળકને એકલો જમીન ઉપર સૂતેલો જોઇને શિયાળ શીઘ્ર પાસે જઇને તેના બંધુઓને કહેવા લાગ્યો કે:-"અરે!! આ સોનાના રંગ જેવી કાંતિવાળા અરે!! અલંકારથી અલંકૃત કરેલા પિતૃઓને પિંડ આપનારા બાળકનો ગીધનાં વચનથી તમે કેમ ત્યાગ કરો છો!![૬૪.૬૫]. તમે વિલાપ કરીને રૂદન કરવાનો તથા બાળક પ્રત્યે તમારા સ્નેહનો એકદમ ત્યાગ ન કરી દેશો!! આ મૃત બાળકનો ત્યાગ કરવાથી તમને નિશ્ચય, અત્યંત પરિતાપ થશે[૬૬]. એમ સાંભળ્યું છે કે, પૂર્વે સત્ય પરાક્રમવાળા રામચંદ્રે શંબૂક શૂદ્રને હણવાથી ધર્મ પ્રાપ્ત કરીને, મરી ગયેલા બ્રાહ્મણના બાળકને જીવતો કર્યો હતો[૬૭]. તેમજ "શ્વેત" નામે રાજર્ષિનો બાળક પણ મૃત્યુ પામ્યો હતો, તેને ધર્મનિષ્ઠ શ્વેત રાજર્ષિએ મરી ગયા છતાં, પુનઃ જીવતો કર્યો હતો[૬૮]. તેજ પ્રમાણે કદાચિત તમને પણ કોઈ સિદ્ધ કે, મુનિ અથવા દેવ જો મળી જાય તો, તમો દીન મનુષ્યોનું વિલાપ-યુક્ત રૂદન સાંભળીને તમારા ઉપર પણ દયા કરે"[૬૯]. એવું શિયાળનું વચન સાંભળીને પુત્રના સ્નેહવાળા તથા શોકથી પીડાયલા તેઓ વળી પાછા વળ્યા અને શબનું મસ્તક પોતાના ખોળામાં મૂકીને અનેક પ્રકારે રડવા લાગ્યા. ગીધ તેઓના રૂદનનો શબ્દ સાંભળીને ત્યાં આવ્યો અને બોલ્યો[૭૦]. ગીધ કહે છે:-"તમારાં નેત્રમાંથી આંસુ પડવાથી જેનું શરીર પલળી ગયું છે તથા તમારા હાથના સ્પર્શથી જેનાં અંગ દબાઇ ગયાં છે એવા આ બાળકને ધર્મરાજની આજ્ઞાથી દીર્ઘ નિદ્રામાં પ્રવેશ કરાવ્યો છે (પુનઃ જાગે નહિ, એવી લાંબી ઉંઘમાં ઉંઘાડી દીધો છે)[૭૧]. તપવડે સંયુક્ત, ધનવાન અને મોટી બુદ્ધિવાળા, મૃત્યુના આધીન થઇને જે સ્થળમાં આવી પડે છે તે આ પ્રેત નગર છે[૭૨]. જ્યાં હજારો બાળક અને વૃદ્ધને એમને-એમ તજીને તેઓના બાંધવો નિરંતર રાત્રિ અને દિવસો દુઃખવડે પૃથ્વી ઉપર નિર્ગમન કરે છે, તે આ સ્થળ છે![૭૩]. હવે તમે શોક ધારણ કરવામાં મનને શું કરવા રોકો છો? હવે એનું જીવિત પુનઃ પ્રાપ્ત થાય, એમ કયાંથી બને? એવું કોઈ સ્થળમાં બનેલું જોયું નથી[૭૪]. જે મરણ પામ્યો અને જેણે દેહત્યાગ કર્યો, તેને પુનઃ તે દેહ પ્રાપ્ત થતો નથી; તમે જે શિયાળનાં વચન સાંભળીને પાછા આવો છો, તેના સરખાં એક સો શિયાળના દેહનું બલિદાન આપો!! તોપણ, તે બને નહિ[૭૫]. તમે એમને-એમ શબને લઇને સો વર્ષ સુધી વિલાપ કર્યા કરો!! તોપણ, એ બાળક તો નજ જીવે. હા; કદાપિ શંકર, સ્વામિ કાર્તિકેય, બ્રહ્મા કે, વિષ્ણુ વરદાન આપે તો કદાચિત એ બાળક જીવે તો જીવે. પણ તમે અશ્રુપાત કરો!! તમે નિશ્વાસો મૂકો કે, તમે ઘણા કાળ સુધી રૂદન કરો!! તેથી તો પુનઃ જીવતો થાય નહિ. હું, એ શિયાળ, તમે અને આ પ્રેતના બીજા બાંધવો, એ સર્વે પોતાના કરેલા ધર્મ તથા અધર્મને સાથે લઇને, એજ માર્ગે ચાલીએ છીએ અને એ માટેજ બુદ્ધિમાન પુરૂષે, કોઈનું અપ્રિય કરવું, કઠોર વાણી બોલવી, બીજાનો

દ્રોહ કરવો, પરસ્ત્રીનું ગ્રહણ કરવું, અધર્મ આચરવો અને અસત્ય બોલવું, એટલાંનો દૂરથીજ ત્યાગ કરવો ઘટે છે, તેમજ ધર્મ, અસત્ય, વેદપઠન; ન્યાયપ્રમાણે આચરણ, પ્રાણી ઉપર અત્યંત દયા, સરળતા અને ખળતાનો ત્યાગ, એટલાનું સદા યત્નથી સેવન કરવું ઘટે છે. જેઓ માતા, પિતા, બાંધવ અને સન્મિત્ર જીવતાં છતાં, તેઓના સામું જોતા નથી તેને અધર્મ પ્રાપ્ત થાય છે. પણ જે બાળક, પોતાનાં બન્ને નેત્રથી તમારા સામું જોતો નથી અથવા કોઇ પ્રકારે બીજી પણ ચેષ્ટા કરતો નથી. એવા બાળકનું જ્યારે મૃત્યુ થયું, ત્યારે તમે રડીને શું કરશો ? ” એ પ્રમાણે ગીધનાં વચન સાંભળીને શોકમાં ડૂબી ગયેલા બાંધવો પોતાના પુત્રને પૃથ્વી ઉપર મૂકીને પુત્રના સ્નેહથી દગ્ધ થતા થતા, પોતાના ઘેર જવાને નીકળ્યા[૭૬-૮૩]. તેઓને જવા તૈયાર થયેલા જોઇને શિયાળ બોલ્યો કે: “સર્વ પ્રાણીઓનો નાશ કરનાર આ મૃત્યુલોક મહાકઠિન દેખાય છે. આ મનુષ્યલોકમાં પોતાના ઇષ્ટબંધુનો વિયોગ, અલ્પ જીવતર, અત્યંત કપટ, અત્યંત અસત્ય, અતિશય બોલવું, અપ્રિય વાણી અને દુઃખ તથા શોકની વૃદ્ધિ કરનાર જન્મ અને મરણ એ સર્વ જોઇને મને મનુષ્યલોક એક ઘડી પણ પ્રીતિકર થતો નથી. અરે ! તમને ધિક્કાર છે કે, તમે ગીધના કહેવાથી નિર્બુદ્ધની પેઠે, પુત્રસ્નેહને છોડીને તથા છેકજ સ્નેહવિનાના થઇને ચાલવા માંડો છો. પુત્રના શોકથી પ્રદીપ્ત થયેલા હે મનુષ્યો ! પાછા વળો ![૮૪-૮૭]. પાપી અને અકૃતાત્મા ગીધનું વચન સાંભળીને જશો નહિ. આ લોક સુખ અને દુઃખથી વીંટાયલોજ છે; તેમાં સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ ચાલ્યુંજ આવે છે; સુખ કે, દુઃખ, એમાંથી એકે એવું નથી કે, જે નિરંતર એકનું એકજ સ્થિર રહે. હે મૂઢ મનુષ્યો ! કુળને શોભા આપનાર અને રૂપવાળા આ બાળકને પૃથ્વી ઉપર નાંખીને તમે ક્યાં જાઓ છો ? એ બાળક રૂપ અને બાળપણના સૌકુમાર્યથી યુક્ત છે. જાણે શોભાવડે પ્રકાશમાનજ થઈ રહ્યો હોય, તેવો તે દેખાય છે[૮૮-૯૦]. તેથી હું તો મ્હારા મનથી તેને જીવતોજ જોઉં છું, એમાં સંશય નથી એ બાળકનો નાશ થયો નથી અને તેથી હે મનુષ્યો ! તમે તેનો ત્યાગ કરીને જવાથી સુખ પામવાના નથી ![૯૧]. તમો આજે પુત્રના શોકવડે સંતાપ પામેલા છો, માટે એ બાળક પ્રત્યે સુખની સંભાવના કરીને તથા પોતાના મનમાં પણ સુખની ધારણા કરીને, પછી તમારે ઘેર જવું યોગ્ય છે; પરંતુ તમને જો ઘેર જતાં સુખ ઉપજતું ન હોય તો, પછી તમે માત્ર ગીધનાંજ વચનથી બાળકને તજીને અલ્પ બુદ્ધિવાળાની પેઠે, ક્યાં જશો ![૯૨]. ભીષ્મ કહે છે–“ હે રાજન્ ! પછી ધર્મનો વિરોધ કરનારા, પ્રિય પરંતુ મિથ્યા વચન કહેનારા, નિરંતર સ્મશાનમાં વસનારા અને રાત્રિ પડવાની વાટ જોતા તે શિયાળે, પોતાના કાર્યના માટે અમૃત સરખાં વચન બોલીને પ્રેતના બાંધવોને જતા અટકાવ્યા તથા તેનાં વચન સાંભળીને તેઓ, પાછા વળીને પ્રેતની પાસે બેઠા[૯૩.૯૪]. તે જોઇને ગીધ બોલ્યો કે,–“ આ સ્મશાન ભૂમિ પ્રેતવડે વ્યાપ્ત છે તથા યક્ષ અને રાક્ષસો તેમાં ફર્યા કરે છે. જંગલનો આ પ્રદેશ મહા દારૂણ છે. એમાં ચારે બાજૂ ઘુવડના શબ્દ થયા કરે છે[૯૫]. આ પ્રદેશ મહા ભયાનક, અત્યંત ઘોર તથા કાળા મેઘના સમાન જણાય છે. આ પ્રદેશમાંથી તમે શબને પડતું મૂકીને જલદી જલદી જતા રહો ! ! અને જે પ્રેતકાર્ય કરવાનું હોય તે કરો ! ![૯૬]. હે મનુષ્યો ! જ્યાં સુધીમાં સૂર્ય અસ્ત પામે તથા દિશાઓ નિર્મળ રહે, ત્યાં સુધીમાં તમે આ શબનો ત્યાગ કરીને જાઓ ! ! અને પ્રેતકાર્ય કરો ! ![૯૭]. જુઓ ! ! સમળીઓ કઠોર વાણીથી ચીસો પાડે છે, શિયાળવાં દારૂણ શબ્દથી રડે છે, સિંહની ભયંકર ગર્જનાઓ સંભળાય છે અને સૂર્ય પણ અસ્ત પામવાની તૈયારીમાં છે[૯૮]. આ ચિતામાંથી નીકળતા કાળાં રંગના ધુમાડાથી વૃક્ષો છવાઇ ગયાં છે ! આહાર વિનાના સ્મશાનવાસી દેવતાઓ ચારે બાજૂ ગર્જનાઓ કરવા લાગ્યા છે[૯૯]. ભયાનક

દેહવાળા, વિકૃત આકારવાળા અને માંસનું ભોજન કરનારા જીવો આ દારૂણ સ્મશાન ભૂમિમાં આવીને તમારા ઉપર તાકશે તથા તમને ભય ઉત્પન્ન કરશે.[૧૦૦]. આ સ્મશાનભૂમિ બહુ ક્રૂર છે અને તેથી નિશ્ચય તમને આજ ભય થવાનો છે, માટે શિયાળનાં વચન ઉપર આધાર ન રાખતાં કાષ્ઠરૂપ થઇ ગયેલા શબને તજીને ચાલ્યા જાઓ[૧૦૧]. જો તમે શિયાળનાં નિષ્ફળ અને અસત્ય વચન સાંભળ્યા કરશો તો તમારૂં જ્ઞાન ભ્રષ્ટ થઇ જશે અને તમે સર્વ નાશ પામશો "[૧૦૨]. એ સાંભળીને શિયાળ બોલ્યો કે–"જ્યાં સુધી સૂર્ય આથમ્યો નથી, ત્યાં સુધી તમે બેફીકર અહીં રહો !! જરા પણ ભય પામશો નહિ. જ્યાં સુધી સૂર્ય તપે છે, ત્યાં સુધી આ પુત્ર ઉપર સ્નેહ તજ્યા સિવાય ઉત્સાહી રહો !![૧૦૩]. તમે ઇચ્છામાં આવે, એ પ્રકારે વિલાપ કરીને અને વિશ્વાસ રાખીને ઘણીવાર સુધી હજી પુત્ર પ્રત્યે સ્નેહની દૃષ્ટિથી જુઓ !! જ્યાં સુધી સૂર્ય દેખાય છે. ત્યાં સુધી રહો !! માંસાહારી ગીધનાં વચનથી શું થવાનું હતું[૧૦૪]. જો તમે મોહ બુદ્ધિવાળા થઇને તીવ્ર અને સાહસરૂપ દોષવાળાં ગીધનાં વચન સાંભળશો તથા માન્ય કરશો તો પછી આ પુત્ર તમારો નથી, એમજ જાણજો"[૧૦૫]. ભીષ્મ કહે છે,–" પછી ગીધ બોલ્યો કે " હવે સૂર્ય આથમી ગયો છે અને તમારે આ સ્મશાનમાં વસવું ઘટિત નથી " એવું સાંભળીને શિયાળ બોલ્યો કે: " સૂર્ય હજુ આથમ્યો નથી, માટે ત્યાં સુધી રાહ જુઓ !! " હે રાજન્ ! એ પ્રકારે ક્ષુધાથી યુક્ત થયેલા અને પોતાનું કાર્ય સિદ્ધ કરવાને કેડ બાંધી મંડેલા તે ગીધ અને શિયાળ, મરી ગયેલાના બાંધવોને વારંવાર ભમાવવા લાગ્યા. તે બન્ને, ક્ષુધા અને તૃષાથી થાકી ગયેલા હતા. શાસ્ત્રનો આધાર લઈ લઇને બોલતા હતા[૧૦૬-૧૦૭]. તે બન્ને, પોતાના અર્થના જ્ઞાનમાં કુશળ હતા તેથી એક પશુ અને બીજો પક્ષી, એ બન્નેનાં અમૃતસમાન વચનોવડે તેઓ, પાછા વળે અને વળી ચાલવા માંડે, એમ સ્થિરતા પામી શકતા નહોતા અને શોક તથા દીનતાથી વ્યાપ્ત થઇને રૂદન કરતા, સ્મશાનમાં ઉભા રહ્યા હતા. એ પ્રકારે પોતાના કાર્યમાં કુશળ, શિયાળ અને ગીધ, પોતાની કુશળતાથી તેઓને *ભમાવતા હતા. એ રીતે વિજ્ઞાનને જાણનારા બન્ને જે વખતે વિવાદ કરતા હતા અને પ્રેતના બંધુઓ પૂર્વોક્ત સ્થિતિમાં ઉભા હતા, તે વખતે ત્યાં શ્રીશંકર આવી ચઢ્યા[૧૦૮-૧૧૦]. શંકર અને પાર્વતી બન્ને, ત્યાં થઇને જતાં હતાં તેમણે આ મનુષ્યોનું દુ:ખ જોયું તથા કરૂણાવડે જેનાં નેત્ર ભરાઈ આવ્યાં છે એવા શંકર, જગદંબા પાર્વતીની પ્રેરણાથી તે મનુષ્યોની પાસે જઈને કહેવા લાગ્યા કે: " હું શંકર તમને વરદાન આપવા આવેલો છું "[૧૧૧]. તે સાંભળીને દુ:ખિત થએલા તે મનુષ્યો શંકરને પ્રણામ કરીને બોલ્યા કે: " એક પુત્ર વિનાના અમે સર્વ જીવવાની ઇચ્છા કરીએ છીએ, અર્થાત્ આ એક પુત્રનું જીવિત જવાથી અમારૂં પણ જીવિત જવા બેઠું છે, માટે અમારા પુત્રને જીવતો કરવાની કૃપા કરીને અમને જીવિતદાન આપવું ઘટે છે. " એ વચન સાંભળીને જેનાં નેત્ર જળથી ભરાઇ ગયાં છે એવા ભગવાન શંકરે, તે બાળકને સો વર્ષનું આયુષ્ય આપ્યું તથા પિનાક ધનુષ્યધારી ભગવાન શ્રીશંકર કે, જે સર્વદા સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા છે, તેમણે શિયાળ તથા ગીધને પણ ક્ષુધા નાશ કરનારૂં વરદાન આપ્યું. હે રાજન્ ! તેઓ એવી રીતે ઉત્સાહ રાખવાથી અને દીર્ઘ નિશ્ચય તથા સ્થિરતા રાખવાથી દેવના દેવ શ્રીશંકરની કૃપાવડે તત્કાળ ફળ પામીને કૃતકૃત્ય થયા તથા સુખપૂર્વક હર્ષ પામીને, વિશેષ આનંદયુક્ત થઇને અમે શ્રીશંકરને પ્રણામ કરીને પોતાના ઘેર ગયા. હે રાજન્ ! તું તે પ્રેતના બાંધવોના નિશ્ચયને તથા દૈવના સંયોગને

*સામાનું હિતાહિત ન જોતાં માત્ર પોતાનાજ સ્વાર્થને માટે વિરુદ્ધ, શાસ્ત્ર કે, કાયદો બતાવીને તકરાર કરનાર પુરૂષોને માટે આ ઉત્તમ નિદર્શન છે.

જો !![૧૧૨-૧૧૭]. ઈશ્વરે દીન અને રડતા એવા તે બંધુઓનાં આંસુ લોહ્યાં, વળી તે દુઃખિત બાંધવો નિશ્ચય રાખવાથી અલ્પ કાળમાં શ્રીશંકરની કૃપા પામીને સુખ પામ્યા, તે જો !![૧૧૮]. હે ભરતશ્રેષ્ઠ ! શંકરની કૃપાથી પુનઃ પુત્ર જીવતો થયો તેથી તેઓ વિસ્મય પામ્યા અને હર્ષયુક્ત થયા[૧૧૯]. હે રાજન્ ! પછી તેઓ પુત્રના મરણથી ઉપજેલા શોકને છોડી દઈને, પોતાના પુત્રને સાથે લઈને અને હર્ષ પામીને શીઘ્ર નગરમાં ગયા તથા ચારે વર્ણના લોકોએ, એ સર્વની નિશ્ચિત બુદ્ધિને જોઈ[૧૨૦,૧૨૧]. હે રાજન્ ! તું આ ધર્મ, અર્થ અને મોક્ષસહિત ઇતિહાસ સાંભળ ! ! એને સાંભળવાથી મનુષ્ય નિરંતર આ લોકમાં તથા પરલોકમાં આનંદ પામે છે "[૧૨૨].

**धर्मार्थमोक्षसंयुक्तमितिहासमिमं शृणु । श्रुत्वा मनुष्यः सततमिहामुत्र प्रमोदते ॥ १२२ ॥**

**इति श्रीमहा० शांतिपर्वणि आ० गृध्रगोमायुसंवादे गु० भा० त्रयोविंशतितमोऽध्यायः॥२३॥**

## અધ્યાય ૨૪ મો—નારદમુનિ અને શાલ્મલિ વૃક્ષનો સમાગમ.

**युधिष्ठिर उवाच** ॥ बलिनःप्रत्यमित्रस्य नित्यमासन्नवर्तिनः ।

॥ उपकारापकाराभ्यां समर्थस्योद्यतस्य च ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—" હે પિતામહ ! જે રાજા અલ્પ બળવાળો, હલકો અને મોહથી પોતાનાં વખાણુજ કરતો હોય, એવા નિર્બળ રાજાએ બળવાન, નિરંતર સમીપ ( પડોશ ) માં રહેનાર, સમર્થ અને ઉપકાર તથા અપકારવડે પોતાને મૂળમાંથી ઉખેડી નાંખવાને સદા તૈયાર એવા શત્રુ રાજા સાથે માત્ર વાણીથી વિરોધ કર્યો હોય ત્યારે, પોતાનું બળ ધારણ કરીને શી રીતે વર્તવું તથા પોતાને ઉખેડી નાંખવાને આવતા અતિ ક્રોધાયમાન શત્રુથી શી રીતે બચવું ? "[૧-૩]. ભીષ્મ કહે છેઃ—" હે ભરતશ્રેષ્ઠ ! આ જગ્યોએ પણ પવન અને શાલ્મલિ ( શીમળાના વૃક્ષ ) ના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[૪]. હિમાલય ઉપર એક મોટું વૃક્ષ હતું તે ઘણા વર્ષથી વૃદ્ધિ પામેલું, મોટી શાખા અને ઉપશાખાઓવાળું તથા પાંદડાંવાળું હતું[૫]. હે મહાબાહો ! તેની છાયા નીચે તાપથી પીડિત તથા શ્રમથી કૃશ થયેલા મદોન્મત્ત હાથીઓ અને બીજાં પણ અનેક પશુપક્ષીઓ વિશ્રાંતિ કરતાં હતાં[૬]. તે વૃક્ષનો ઘેરાવો ચારસેં હાથનો હતો તથા તેની છાયા બહુ ગાઢ હતી; તેના ઉપર પોપટ અને મેના વગેરે પક્ષીઓ રહેતાં હતાં તથા તેને પુષ્પ અને ફળ પણ આવતાં હતાં[૭]. એ ઉત્તમ અને રમણીય વૃક્ષની છાયામાં માર્ગે ચાલનાર વટેમાર્ગુઓ, વેપારીઓ અને તેઓના કાફલા, તપસ્વિઓ તથા વનવાસીઓ વસતા હતા[૮]. હે ભરતશ્રેષ્ઠ ! તે વૃક્ષની વિશાળ ડાળીઓ અને ડાળાંને જોઈને એક વખત નારદઋષિ તેની પાસે આવીને કહેવા લાગ્યા કેઃ " હે વૃક્ષોમાં શ્રેષ્ઠ શીમળા ! શી ત્હારી રમણીયતા છે. તથા શું ત્હારૂં મનોહરપણું છે. અમે ત્હારાથી નિરંતર પ્રસન્ન થઈએ છીએ[૯,૧૦]. હે તાત ! હે મનોહર વૃક્ષ ! મનોહર એવાં પક્ષીઓ, પશુઓ અને હાથીઓ સદૈવ હર્ષ પામીને ત્હારા આશ્રયે વસે છે[૧૧]. હે મોટી શાખાઓવાળા વૃક્ષ ! ત્હારા વિશાળ ગાળા તથા શાખાઓ વાયુએ કોઈ પ્રકારે પણ ભાગ્યાં હોય, તેમ મને જણાતું નથી[૧૨]. હે તાત ! ત્હારે પવન સાથે પ્રીતિ છે શું અથવા તે ત્હારો મિત્ર છે શું ? કે, જેથી આ વનમાં તે ત્હારૂં નિરંતર રક્ષણ કરે છે[૧૩]. વેગવાળો ભગવાન વાયુ નાનાં-મોટાં સર્વ વૃક્ષોને તથા પર્વતનાં શિખરોને ઉખેડી નાંખીને દૂર ફેંકી દે છે[૧૪]. પવિત્ર અને ગંધનું વહન કરનારો વાયુ, નદીઓ, સરોવર, સમુદ્ર અને પાતાળનું પણ શોષણ કરે છે[૧૫]. માટે પવન ત્હારી સાથે મિત્રતા રાખીને ત્હારૂં રક્ષણ કરે છે,

એમાં કાંઈ સંશય નથી તેથીજ તું ઘણી શાખાઓવાળો, પત્રવાળો અને પુષ્પવાળો છે[૧૬]. હે વૃક્ષરાજ ! પક્ષીઓ આનંદ પામીને ત્હારા વિષે રમે છે, એ મને બહુ રમણીય જણાય છે. જે સમયે તને પુષ્પ આવેલાં છે તથા તેનો ઉત્સવ કરવાનો સમય છે, તે સમયે ત્હારા વિષે વસતાં પક્ષીઓ જૂદી જૂદી રીતે બોલે છે, તેનો તથા એકઠાં મળીને બોલે છે, તેનો મધુર સ્વર અતિશય મનોહર સંભળાય છે[૧૭,૧૮]. હે શીમળા ! તેજ પ્રમાણે આ ગર્જના કરતા હાથીઓ કે, જે પોતાના ટોળા તથા સંતતિની સાથે શોભે છે, તેઓ ઘામથી પીડાઈને ત્હારી છાયામાં આવીને સુખ પામે છે[૧૯]. હે વૃક્ષ ! તેજ પ્રમાણે તું બીજા અનેક પશુઓને આશ્રય આપે છે તેથી અને ત્હારા ઉપર સર્વ પ્રાણીઓનો નિવાસ છે તેથી તું મેરૂની પેઠે શોભે છે[૨૦]. વળી તપવડે સિદ્ધિને પામેલા તપસ્વી બ્રાહ્મણો અને શરવણોના નિવાસવડે ત્હારા સ્થાનને હું સ્વર્ગના સરખું માનું છું"[૨૧].

॥ ब्राह्मणैश्च तपःसिद्धैस्तापसैः श्रमणैस्तथा । त्रिविष्टपसमं मन्ये तवायतनमेव हि ॥ २१ ॥

**इति श्रीमहाभारते शां० आ० पवनशाल्मलिसंवादे गु० भा० चतुर्विंशतितमोऽध्यायः॥२४ ॥**

## અધ્યાય ૨૫ મો–શાલ્મલિ વૃક્ષે વાયુનો તિરસ્કાર કર્યો.

नारद उवाच ॥ बंधुत्वादथवा सख्याच्छाल्मले नात्र संशयः ।
॥ पालयत्येव सततं भीमः सर्वत्रगो निलः ॥ १ ॥

નારદ કહે છેઃ–" હે શીમળા ! સર્વ સ્થાનમાં ગતિ કરનારો અને ભયાનક વાયુ બંધુપણાથી અથવા મિત્રતાથીજ ત્હારૂં નિરંતર રક્ષણ કરે છે, એમાં કાંઇ સંશય નથી[૧]. હે શાલ્મલિ વૃક્ષ ! " હું ત્હારો છું " એ પ્રમાણે તું વાયુ આગળ પરમ નમ્રતાને ધારણ કરે છે, તેથી વાયુ ત્હારૂં રક્ષણ કરે છે[૨]. આ પૃથ્વી ઉપર મેં એવું કોઇ ઝાડ પર્વત કે, ધામ જોયું નથી કે, જેને વાયુએ પોતાના બળથી ભાગી નાખ્યું ન હોય. એમ મ્હારી બુદ્ધિમાં નિશ્ચય થયેલો છે[૩]. પણ હે શીમળા ! વાયુ, ઉપર કહેલાં અને બીજાં કારણોથી પરિવારસહિત ત્હારૂં રક્ષણ કરે છે. તેથી તું ટકી રહેલો છે"[૪]. શાલ્મલિ કહે છેઃ–" હે બ્રહ્મન્ ! વાયુ મ્હારો મિત્ર નથી કે, વાયુ મ્હારો બાંધવ નથી અથવા વાયુ મ્હારો સ્નેહી નથી. તેમજ વાયુ મ્હારો ઈશ્વર પણ નથી કે, જેથી મ્હારૂં રક્ષણ કરે[૫]. હે નારદ ! વાયુ કરતાં પણ મ્હારૂં તેજ અને બળ ભયાનક છે. વાયુ મ્હારા સામર્થ્યની અઢારમી કળાની પણ બરાબરી કરી શકે તેમ નથી[૬]. મહા કઠોર વાયુને આવતો જોઇને હું બળવડે તેને અટકાવી રાખું છું. વાયુ પર્વત, વૃક્ષો તથા બીજું પણ, જે કાંઇ તેના ઝપાટામાં આવે છે તેને ભાંગી નાખે છે માટે તે " પ્રભંજન " કહેવાય છે[૭]. એવો પ્રભંજન વાયુ મ્હારાથી બહુ વાર હારીને ભાગી ગયો છે. હે દેવના ઋષિ નારદ ! વાયુ અત્યંત કોપ પામે તથાપિ હું તેનાથી ભય પામતો નથી"[૮]. નારદ કહે છેઃ–" હે શીમળા ! તું જે આ વાત કહે છે, તે મને વિપરીત ભાસે છે અને વિપરીતજ છે, એમાં કાંઇ સંશય નથી. વાયુસમાન બળવાળું કોઈ સત્વ ( પ્રાણી–પદાર્થ ) કોઇ સ્થળમાં નથી[૯]. હે વૃક્ષ ! ઈંદ્ર, યમ, કુબેર અને જળનો સ્વામી વરૂણદેવ પણ વાયુની બરોબરી કરી શકે, એમ નથી તો તું તો માત્ર વૃક્ષજ છે[૧૦]. તું તેની બરોબરી ક્યાંથી કરી શકે ? હે શાલ્મલે ! આ પૃથ્વી ઉપર હર કોઈ પ્રાણી ચેષ્ટા કરે છે ( હાલે છે, ને ચાલે છે, તથા ક્રિયા કરે છે ) તે સર્વની સકળ ચેષ્ટાઓને કરાવનાર તથા તેઓને પ્રાણ આપનાર સમર્થ વાયુજ છે[૧૧]. વાયુ

કુડે પ્રકારે વિસ્તાર પામીને પ્રાણીઓને ગમનાદિ ચેષ્ટા કરાવે છે તથા જ્યારે તે કુડે પ્રકારે વિસ્તાર પામતો નથી, ત્યારે મનુષ્યોની ચેષ્ટાઓ વિકૃત થઇ જાય છે[१२]. એ પ્રમાણે સર્વ પદાર્થોમાં ઉત્તમ વાયુનો તું સત્કાર કરતો નથી ત્યારે ત્હારામાં બુદ્ધિની ન્યૂનતા સિવાય બીજું શું રહેલું છે ?[१३]. તું બળ વિનાનો તથા દુષ્ટ બુદ્ધિવાળો છે તેથીજ ઘણું ભાષણ કરે છે; હે શીમળા ! ક્રોધાદિથી ઢંકાયલો તું, જેટલું બોલે છે તે સર્વ અસહ્ય છે[१४]. તું બોલે છે, તે સાંભળીને મને પણ ક્રોધ ઉત્પન્ન થાય છે તથા હું ત્હારાં અતિશય દુર્વચનો વાયુને કહીશ[१५]. હે કુબુદ્ધિ ! ચંદનવૃક્ષ, સ્યંદનવૃક્ષ, સાલવૃક્ષ, સરલવૃક્ષ, દેવદારવૃક્ષ, વેતસવૃક્ષ તથા બીજાં પણ જે વિશેષ બળવાન વૃક્ષો છે[१६]. તે પુણ્યવાન વૃક્ષોએ પણ ત્હારી પેઠે, વાયુનો તિરસ્કાર કર્યો નથી[१७]. તેઓ પણ પોતાનું તથા વાયુનું બળ કેટલું કેટલું છે ? તેને જાણે છે તથા તેટલા માટે તે ઉત્તમ વૃક્ષો વાયુને પ્રણામ કરે છે[१८]. પણ તું તો મૂઢતાથી વાયુના અનંત બળને જાણતો નથી. વારૂ, એ પ્રમાણે છે ત્યારે હું હવે વાયુની પાસે જાઉં છું "[१९].

॥ त्वं तु मोहान्न जानीषे वायोर्बलमनंतकम् ॥ एवं तस्माद्गमिष्यामि सकाशं मातरिश्वनः ॥१९॥

इति श्रीमहाभारते शा० आप० पवनशाल्मलिसंवादे गु० भा० पंचविंशतितमोऽध्यायः ॥२५॥

---

## અધ્યાય ૨૬ મો–પવને (વાયુએ) શાલ્મલિને નષ્ટ કરવાને કહ્યું.

भीष्म उवाच ॥ एवमुक्त्वा तु राजेंद्र शाल्मलिं ब्रह्मवित्तमः ॥
॥ नारदः पवने सर्वं शाल्मलेर्वाक्यमब्रवीत् ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ–" હે રાજેન્દ્ર ! બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ નારદે શીમળાને એ પ્રમાણે કહીને પવનની પાસે જઈને શીમળાનાં કહેલાં સર્વ વચન પવનને કહી સંભળાવ્યાં[१]. નારદ કહે છે,–" હે વાયુ ! હિમાલયના પૃષ્ઠ ઉપર વિસ્તારવાળું, મોટાં મૂળવાળું અને મોટી છાયાવાળું એક શીમળાનું વૃક્ષ છે, તે ત્હારૂં અપમાન કરે છે[२]. હે વાયુ ! તેણે તને ઘણાં ધિક્કારયુક્ત વચન કહ્યાં છે તે સર્વ, ત્હારી આગળ કહેવાં યોગ્ય નથી[३]. હે વાયુ ! હું તને સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ જાણું છું તથા તેઓને વિષે ઉત્તમ અને મોટો પણ તને જાણું છું. તું ક્રોધમાં યમના સરખો ભયંકર છે"[४]. ભીષ્મ કહે છેઃ–નારદનું એવું વચન સાંભળીને વાયુ, તે શીમળાની પાસે ગયો અને ક્રોધ પામીને આ પ્રમાણે બોલ્યો[५]. વાયુ કહે છે,–" અરે શીમળા ! નારદ ત્હારી પાસે થઇને જતા હતા ત્યારે, તેં તેમના આગળ મ્હારી નિંદા કરી; માટે હું (વાયુ) તને મ્હારો પોતાનો પ્રભાવ અને બળ બતાવું છું[६]. હે વૃક્ષ ! હું તને ઓળખું છું અને મેં પૂર્વેથી તને જાણેલો છે. જ્યારે પ્રજાની ઉત્પત્તિ કરી ત્યારે પિતામહ બ્રહ્મદેવ પ્રભુએ ત્હારી નીચે વિશ્રામ કર્યો હતો[७]. તેમણે ત્હારી છાયા નીચે વિશ્રાંતિ લીધી હતી તે કારણથી આજ સુધી ત્હારા ઉપર મેં કૃપા કરીને ત્હારૂં રક્ષણ કર્યું છે; હે દુષ્ટ બુદ્ધિવાળા અધમ વૃક્ષ ! ત્હારા પોતાના પરાક્રમથી ત્હારૂં રક્ષણ થતું નથી, પણ મેં એ કારણથી ત્હારૂં રક્ષણ કર્યું છે[८]. પરંતુ તું મને બીજા પ્રાકૃત જીવોના જેવો ગણીને મ્હારૂં અપમાન કરે છે તેથી હવે હું તને મ્હારૂં સ્વરૂપ દેખાડું છું કે, જેથી તું મ્હારૂં અપમાન કરે નહિ"[९]. ભીષ્મ કહે છેઃ–વાયુનું એવું વચન સાંભળીને શીમળાનું વૃક્ષ, હસતું હોય, તેમ તેને કહેવા લાગ્યું કેઃ " હે પવન ! ક્રોધ પામીને તું મને ત્હારૂં સ્વરૂપ બતાવ ![१०]. પણ હે વાયુ ! તું મ્હારા ઉપર ક્રોધ કરવો રહેવા દે ! કેમ કે, તું ક્રોધ પામીને મને શું

કરવાનો છે? હે પવન! તું ગમે તેટલો સમર્થ ભલે, હો!! પરંતુ હું ત્હારાથી ભય પામતો નથી[૧૧]. હું ત્હારા કરતાં વિશેષ બળવાન છું, માટે મ્હારે ત્હારાથી ભય પામવાનું કાંઇ કારણ નથી કેમ કે, જેઓ બુદ્ધિવડે બળવાન છે, તેઓજ બળવાન કહેવાય છે[૧૨]. જેઓ માત્ર પ્રાણ ધારણ કરી શકવા રૂપ બળવાળા છે, તેઓ બળવાન કહેવાતા નથી." એ પ્રમાણે પવનને કહ્યું, તે સાંભળીને પવન બોલ્યો કે, "વારૂ, ત્યારે સવારે હું, તને મ્હારૂં બળ બતાવીશ" એમ કહીને વાયુ ગયો. પછી શીમળાના વૃક્ષે વાયુથી ઉત્પન્ન થનારા અરિષ્ટનો મનમાં નિશ્ચય કરીને જોયું કે, વાયુના બળ સાથે મ્હારૂં બળ કાંઇ તુલ્ય નથી તથા હું જે વચન નારદની પાસે બોલ્યો હતો, તે સર્વ મિથ્યા હતાં[૧૩-૧૫]. હું વાયુની સાથે બાથ ભીડવાને અસમર્થ છું તથા વાયુ તો બળવડે મ્હારાથી બળવાન છે, એમાં સંશય નથી!! નારદે કહ્યું હતું તે પ્રમાણે, વાયુ તો નિરંતર બળવાનજ છે[૧૬]. તથા હું બીજા વૃક્ષોથી પણ દુર્બળ છું, એમાં સંશય નથી. પરંતુ કોઈ વનસ્પતિ બુદ્ધિવડે મ્હારી બરોબરી કરી શકે એવી નથી[૧૭]. માટે હું બુદ્ધિને ધારણ કરીને વાયુથી ઉત્પન્ન થનારા ભયથી મુક્ત થઇશ. જો સર્વે વૃક્ષો એવી બુદ્ધિનો આશ્રય કરીને વનમાં રહે તો ક્રોધ પામેલા પવનથી અરિષ્ટ તો નિરંતર ઉત્પન્ન થાય, એમાં સંશય નથી; પરંતુ જેમ હું જાણું છું કે, ક્રોધ પામેલો વાયુ, જેમ તે અરિષ્ટોને પ્રેરણા કરે છે, તેમ તે મૂર્ખ વૃક્ષો જાણતા નથી"[૧૮-૧૯].

ते तु बाला न जानंति यथा वैतान् समीरणः। समीरयति संक्रुद्धो यथा जानाम्यहं तथा ॥१९॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि पवनशाल्मलिसंवादे गुर्जरभाषायां षड्विंशतितमोऽध्यायः ॥२६॥**

## અધ્યાય ૨૭ મો-બળવાન સાથે વાદ કરતાં દુર્બળ, પોતેજ નષ્ટ થાય છે, શાલ્મલિનો નાશ.

**भीष्म उवाच** ॥ ततो निश्चित्य मनसा शाल्मलिः क्षुभितस्तदा ॥
॥ शाखास्कंधान्प्रशाखाश्च स्वयमेव व्यशातयत् ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ—"પછી એ પ્રમાણે મનવડે નિશ્ચય કરીને, ક્ષોભ પામેલા શીમળાએ પોતાની ડાળીઓ, ડાળાં અને પાંખડાંને પોતાની મેળેજ પાડી નાંખ્યાં[૧]. એ રીતે ડાળાં, પાંદડાં અને પુષ્પનો ત્યાગ કરીને, તે વૃક્ષે સવારમાં આવતા વાયુને જોયો[૨]. પછી ક્રોધ પામેલો અને સૂસવાટા કરતો મોટો વાયુ, મોટા મોટા વૃક્ષોને પાડી નાંખતો, પાડી નાંખતો જ્યાં આગળ તે શીમળાનું વૃક્ષ ઉભું હતું ત્યાં આગળ આવી પહોંચ્યો[૩]. ત્યારે વાયુએ, તે શીમળાને પાંદડાં વિનાનો, જેની મોટી મોટી શાખાઓ ભાગી પડી છે એવો તથા જેનાં પુષ્પ ગરી ગયાં છે એવો જોઇને તથા હાસ્ય કરતાં હર્ષ પામીને, ઉગ્ર શાખાવાળા શીમળાને કહ્યું[૪]. વાયુ કહે છે,—"હે શીમળા! તેં પોતાની શાખાઓને પાડી નાંખવારૂપ જે કષ્ટ પોતાની મેળે વેઠયું, તેજ કષ્ટ હું પણ તને કરનારો હતો[૫]. ત્હારાં પુષ્પ અને શાખાઓ નાશ પામ્યાં છે તથા ત્હારા અંકુર અને પાંદડાં ગરી ગયાં છે, એ રીતે તું પોતાનીજ દુષ્ટ સલાહથી પોતાની મેળે, મ્હારા સામર્થ્યના વશમાં આવી પડયો છે"[૬]. ભીષ્મ કહે છે,—એવું વાયુનું વચન સાંભળીને, તે શીમળો મનમાં લજ્જા પામ્યો; તથા પ્રથમ નારદે જે વચન કહ્યું હતું, તેને સંભારીને મનમાં પરિતાપ પામવા લાગ્યો[૭]. હે ક્ષત્રિયમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર! એ પ્રમાણે જે મૂર્ખ પોતે દુર્બળ છતાં, બળવાનની સાથે વૈર કરે છે, તે આ શીમળાની પેઠે, પરિતાપ પામે છે[૮]. માટે જે દુર્બળ હોય, તેણે બળવાનની સાથે વૈર કરવું નહિ કેમકે, જે

દુર્બળ છતાં, બળવાનની સાથે વૈર કરે છે, તે આ શીમળાની પેઠે, શોકને પામે છે[૯]. જેઓ મોટા પુરૂષો હોય છે તેઓ પોતાના પ્રત્યે અપકાર કરનારા ઉપર વૈર પ્રકટ રીતે બતાવતા નથી; પણ હે મહારાજ ! તેઓ ધીમે ધીમે પોતાનું બળ બતાવે છે[૧૦]. બુદ્ધિહીન પુરૂષે, બુદ્ધિની આજીવિકા ઉપર જીવનાર પુરૂષની સાથે વૈર કરવું નહિ કેમકે, જેમ તરણાંના ઢગલામાં અગ્નિ પ્રવેશ કરે છે, તેમ બુદ્ધિમાન પુરૂષોની બુદ્ધિ પણ નિર્બુદ્ધ પુરૂષના સમૂહમાં પ્રવેશ કરીને, તેનો નાશ કરે છે[૧૧]. હે રાજન્ ! હે નરપતિ ! પુરૂષમાં બુદ્ધિસમાન મોટું તત્વ બીજું કાંઇ છે નહિ તથા બુદ્ધિબળની તુલના બીજું કોઇ બળ કરી શકે તેમ પણ નથી[૧૨]. હે શત્રુઓને હણુનાર રાજા ! માટે જે બાળક, જડ, આંધળો, બેહેરો અને પોતાનાં કરતાં અધિક બળવાળો હોય, તેને ક્ષમા કરવાનો સ્વભાવ રાખવો તે ગુણ ત્હારામાં છે[૧૩]. હે રાજન્ ! અઢાર અક્ષૌહિણી સૈન્ય મહાત્મા એક અર્જુનના બળની સમાન નથી કેમકે, સંગ્રામમાં બળનો આશ્રય કરીને ફરનારા અને યશવાળા પાંડુપુત્ર અર્જુને, હણેલી તે અક્ષૌહિણીઓ ભાગી ગઈ છે તથા હણાઈ ગઈ છે[૧૪,૧૫]. હે ભારત ! મેં રાજધર્મ અને આપદ્ધર્મ તને વિસ્તારથી કહ્યા; હે મહારાજ ! હવે ત્હારે શું સાંભળવાની ઇચ્છા છે ?”[૧૬].

उक्ताश्च ते राजधर्मा आपद्धर्माश्च भारत । विस्तरेण महाराज किं भूयः श्रोतुमिच्छसि ॥१६॥

इति श्रीमहाभारते शां० आ० गु० भा० सप्तविंशतितमोऽध्यायः ॥ २७ ॥

## અધ્યાય ૨૮ મો–લોભનું વર્ણન.

**युधिष्ठिर उवाच** ॥ पापस्य यदधिष्ठानं यतः पापं प्रवर्तते ॥
॥ एतदिच्छाम्यहं श्रोतुं तत्वेन भरतर्षभ ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–“ હે ભરતશ્રેષ્ઠ ! જે પાપનું સ્થાન છે તથા જેથી પાપની પ્રવૃત્તિ થાય છે, તે હું યથાર્થપણે સાંભળવાને ઇચ્છું છું ”[૧]. ભીષ્મ કહે છે–“ હે રાજન્ ! હું પાપનું સ્થાન તને કહું, તે સાંભળ ! ! એક લોભ, એ મોટા ગ્રાહ ( મગર ) જેવો છે; એ લોભથી પાપની પ્રવૃત્તિ થાય છે[૨]. એથીજ પાપ, અધર્મ અને અત્યંત દુઃખ ઉપજે છે; લોભજ કપટ માત્રનું મૂળ છે અને તેનાવડેજ મનુષ્યો પાપકર્મ કરનારા થાય છે[૩]. લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે અને લોભથીજ કામ પણ ઉત્પન્ન થાય છે. મોહ, માયા ( છળ ), માન, સ્થંભ ( અક્કડપણું ) અને પારકા સ્વાધીનમાં જીવતર સોંપવારૂપ કર્મ, એ સર્વ પણ લોભથીજ બને છે[૪]. વળી અક્ષમા, લજ્જાનો ત્યાગ, લક્ષ્મીનો નાશ, ધર્મનો ક્ષય, ચિંતા અને અપકીર્તિ, એ સર્વ પણ લોભથીજ ઉપજે છે[૫]. દાન નહિ કરવાનો ગુણ, અતિશય તૃષ્ણા, વિપરીત કર્મ કરવાની ક્રિયાઓ, કુળનો મદ, વિદ્યાનો મદ, રૂપનો મદ, ઐશ્વર્યનો મદ, સર્વ પ્રાણીઓનો દ્રોહ, સર્વ પ્રાણીઓનો સત્કાર ન કરવારૂપ કર્મ, સર્વ પ્રાણીઓનો અવિશ્વાસ, સર્વ પ્રાણીઓ પ્રત્યે વાંકા ચાલવું, પારકા દ્રવ્યનું હરણ, પારકી સ્ત્રીઓ ઉપર બળાત્કાર, વાણીનો વેગ, મનનો વેગ, નિંદાનો વેગ, ઉપસ્થનો વેગ, ઉદરનો વેગ, કઠિન એવો મૃત્યુનો વેગ, બળવાન એવો ઇર્ષ્યાનો વેગ, ન જીતાય એવો મિથ્યા વેગ, નિવારણ ન કરી શકાય એવો રસનો વેગ, સહન ન કરી શકાય એવો શ્રવણેંદ્રિયનો વેગ, પારકી નિંદા, પોતાની બડાઇ, બીજાની અદેખાઇ, પાપ, દુષ્કર કર્મ કરવાપણું, અને સર્વ સાહસ અને સર્વ અકાર્યની ક્રિયા; એ સર્વનું મૂળ લોભ છે, જન્મ થયા પછી મનુષ્યો, જેનાવડે બાળકપણામાં, કુમારવસ્થામાં અને યુવાનીમાં પોતાના કર્મને તજતા નથી. મનુષ્ય

જીર્ણ થાય છે, પણ તે જીર્ણ થતો નથી. હે કુરૂવંશના ધુરંધર ! પ્રાપ્તિથી પણ પૂર્ણ કરી શકાતો નથી, તે લોભજ સર્વ પાપનું મૂળ છે[૯-૧૨]. ઉંડાં જળવાળી નદીઓવડે નિરંતર ભરાતો છતાં પણ સમુદ્ર જેમ પૂર્ણ થતો નથી, તેમ જે અનેક કામનાઓવડે પૂર્ણ થતાં પણ તૃપ્તિ પામતો નથી તથા હે નૃપ ! લોભે કરેલા પદાર્થોની પ્રાપ્તિથી પણ જે હર્ષ પામતો નથી[૧૩]. જેને દેવ, ગંધર્વ, અસુર, મોટા નાગ અને સર્વ પ્રાણીઓના સમુદાયજ યથાર્થપણે ઓળખી શકતા નથી, તે લોભને જીતેંદ્રિય પુરૂષે મોહસહિત જીતવો. અર્થાત્ ઇન્દ્રિયજીત પુરૂષજ મોહ તથા લોભને જીતી શકે છે[૧૪]. હે કૌરવ્ય ! અજીતેંદ્રિય અને લોભી પુરૂષોમાં દંભ, દ્રોહ, નિંદા, ચાડિયાપણું અને અદેખાઈ, એવા દુર્ગુણો ઉત્પન્ન થાય છે[૧૫]. કેટલાક પુરૂષો અત્યંત મોટાં મોટાં શાસ્ત્રોને ભણેલા અને બહુશ્રુત હોય છે તથા બીજાઓના સંશયને છેદે એવા હોય છે, તથાપિ લોભના વશ થઇને કલેશ પામે છે. તે પુરૂષો દ્વેષ અને ક્રોધથી યુક્ત તથા શિષ્ટાચારથી રહિત હોય છે[૧૬-૧૭]. તેઓની વાણી મધુર હોય છે, પરંતુ તેઓ અંતરમાં ક્રૂર હોય છે; એવા પુરૂષોને, ઘાસથી ઢાંકેલા કુવાના જેવા જાણવા. લોભ સંબંધી જ્ઞાનમાં સ્થિર થયેલા અધમ અને વેષધારી પુરૂષો ધર્મના બહાનાથી જગતને લૂંટે છે[૧૮]. વળી તેઓ શાસ્ત્રના બળનો આશ્રય કરીને અનેક માર્ગને પ્રસારે છે અને સત્પુરૂષોના માર્ગનો લોપ કરે છે (જેમ કે, તેઓ કહે છે કે "ગમે તે ઉપાયથી પણ બીજાને સંતોષ પમાડવો; એજ સર્વથી ઉત્તમ ઇશ્વરપૂજન છે"* આવા વાકયનો સ્વાર્થી પુરૂષો અવળો અર્થ કરે છે. અને તેથી "વ્યભિચારાદિથી અન્યોઅન્ય સંતોષ ઉપજે છે માટે તે ધર્મ છે" એમ માની સન્માર્ગનો લોપ કરે છે. એ રીતે)[૧૯]. લોભે ગળેલા દુરાત્મા પુરૂષો ધર્મનું હરણ કરીને, તેની જે જે સ્થિતિમાં ફેરફાર કરે છે, તે તે વિકારવાળી ધર્મની સ્થિતિ લોકોમાં પ્રસરે છે[૨૦]. હે કૌરવ્ય ! લોભયુક્ત બુદ્ધિવાળા મનુષ્યોમાં ગર્વ, ક્રોધ, મદ, નિદ્રા, હર્ષ, શોક અને અતિશય માન, એવાજ દુર્ગુણો જોવામાં આવે છે[૨૧]. તું નિરંતર લોભયુક્ત પુરૂષોને અશિષ્ટ પુરૂષોજ જાણજે ! ! હવે પવિત્ર વ્રતવાળા શિષ્ટ પુરૂષોનાં લક્ષણ હું તને કહું છું, તેવાને ધર્મ પૂછજે[૨૨]. જે પુરૂષોને મૃત્યુ પછી પુનઃ જન્મ પામવાનો ભય નથી, જેઓને પરલોક સંબંધી પણ ભય નથી, જેઓને માંસમાં પ્રસંગ નથી, જેઓને પ્રિય અને અપ્રિય કાંઈ છે નહિ[૨૩]. જેઓને શિષ્ટાચાર વહાલો છે, જેઓ ઇન્દ્રિયોને દમન કરી શકે છે, જેઓને સુખ અને દુઃખ સમાન છે; જેઓને સત્યજ પરમ શરણરૂપ છે[૨૪]. જેઓ દાન કે, પ્રતિગ્રહ નથી કરતા, જેઓ દયાવાળા છે, જેઓ નિરંતર પિતૃ, દેવ અને અતિથિનું પૂજન કરે છે, જેઓ નિરંતર ઉદ્યોગી છે[૨૫]. હે ભારત ! જેઓ વીર અને સર્વનો ઉપકાર કરનારા છે, જેઓ સર્વ ધર્મનું પાલન કરે છે, જેઓ સર્વ પ્રાણીઓનું હિત કરે છે તથા સર્વ વસ્તુઓનું દાન કરે છે[૨૬]. એવા પૂર્વોક્ત સત્પુરૂષો કે, જેઓ ધર્મના વ્યાપારમાં ફરનારા હોય છે, તેઓ શિષ્ટાચારથી ચલાયમાન થતા નથી. પૂર્વે સત્પુરૂષોએ જે આચરણ ઠરાવેલું છે, તે તેઓનું આચરણ ભેદ પામતું નથી[૨૭]. જેઓ ત્રાસ પામતા નથી; જેઓ ચપળ કે, રૌદ્ર નથી તથા જેઓ સન્માર્ગમાં સ્થિર થયેલા છે તેમજ જેઓને વિષે અહિંસારૂપ ધર્મ સ્થિર થયેલો છે, તેઓને સાધુ પુરૂષોએ નિરંતર સેવવા ઘટે છે[૨૮]. જે પુરૂષો કામ તથા ક્રોધનાં વિકારરહિત છે, જેઓમાં અહંકાર કે, મમત્વ રહેલું નથી તથા જેઓના વ્રત ઉત્તમ છે અને જેઓની મર્યાદા

---

* "येन केन प्रकारेण यस्य कस्यापि देहिनः । संतोषं जनयेन्नित्यं तदेवेश्वरपूजनम् ॥ ગમે તે ઉપાયવડે કોઇપણ પ્રાણીને સંતોષ આપવો, તેજ ઇશ્વરપૂજન છે." દુર્જન પુરૂષો, આવા સરળ વાક્યનો દુરૂપયોગ કરે છે હવે તે બતાવે છે. સંશોધક.

સ્થિર છે, તેઓની ઉપાસના કરીને, તેઓને ધર્મ પૂછજે ! ![29]. હે યુધિષ્ઠિર ! તેઓ જે ધર્મ આચરે છે તે ધન માટે અથવા યશ માટે નહિ, પરંતુ ધર્મ અવશ્ય આચરવોજ જોઇએ, એમ જાણી, તેનું આચરણ કરે છે. તેઓના શરીરની આહારાદિ ક્રિયાઓ પણ તેમજ બને છે[30]. તેઓમાં ભય, ચપળતા કે, શોક છે નહિ. તેઓ ધર્મનાં બહાને દંભ કરતા નથી તથા ગુપ્ત રાખવા યોગ્ય કોઈ પાખંડ ધર્મનું આચરણ પણ કરતા નથી[31]. જેઓને વિષે લોભ કે, મોહ નથી તથા જેઓ સત્યતા અને સરળતાથી વર્તે છે, તેમજ હે કૌંતેય ! જેઓનું ઉત્તમ વ્રત નાશ પામતું નથી, તેઓને વિષે તું આસક્તિ રાખજે[32]. જે પુરૂષો લાભ થવાથી હર્ષ પામતા નથી, હાનિ થવાથી ખેદ પામતા નથી તથા મમતારહિત, અહંકારરહિત, સત્વગુણમાં સ્થિતિવાળા અને દૃષ્ટિવાળા છે, તેઓની તું ઉપાસના કરજે ! ![33]. હે તાત ! લાભ અને હાનિ, સુખ અને દુઃખ, પ્રિય અને અપ્રિય તથા મરણ અને જીવિત, એ સર્વ સ્થિર પરાક્રમવાળા, મહત્પદ ઇચ્છનારા અને સત્યના માર્ગમાં રહેલા પુરૂષોને સમાન છે. તું ઇંદ્રિયોને નિયમમાં રાખીને તથા સાવધાન રહીને એવા ધર્મમાં પ્રીતિવાળા અને મોટા અનુભવવાળા પુરૂષોનું પૂજન કરજે ! ! હે ભદ્ર ! દૈવબળથી વાણીના સર્વ પ્રલાપ ગુણવાળા થાય છે તથા મૂર્ખની વાણીના પ્રલાપ અશુભના અર્થે થાય છે. અર્થાત્ સત્પુરૂષનો ઉપદેશ સુખકર થાય છે અને અસત્પુરૂષનો ઉપદેશ દુઃખકર થાય છે, માટે લોભને જીતવા ઇચ્છનારાએ સત્સંગ કરવો, એમ કહેવાનો અભિપ્રાય છે "[34,35].

धर्मप्रियांस्तान् सुमहानुभावान् दांतोप्रमत्तश्च समर्चयेथाः ।
दैवात्सर्वे गुणवन्तो भवंति शुभाशुभे वाक्प्रलापास्तथान्ये ॥ ३५ ॥

इति श्रीमहाभारते शांति० आप० गु० भा० अष्टाविंशतितमोऽध्यायः ॥ २८ ॥

---

## અધ્યાય ૨૯ મો–અજ્ઞાનનું વર્ણન.

युधिष्ठिर उवाच ॥ अनर्थानामधिष्ठानमुक्तो लोभः पितामह ॥
॥ अज्ञानमपि वै तात श्रोतुमिच्छामि तत्वतः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—" હે પિતામહ ! સર્વ અનર્થનું સ્થાન લોભ છે, એ તમે કહ્યું; હે તાત ! હવે અજ્ઞાન શું છે ? તેને હું તત્વથી સાંભળવાને ઇચ્છું છું "[1]. ભીષ્મ કહે છેઃ–" જે પુરૂષ અજ્ઞાનવાથી પાપ કરે છે, તે પાપથી પોતાનો ક્ષય થાય છે, તેને જાણતો નથી તથા સતપુરૂષોનાં આચરણનો દ્વેષ કરે છે, તે લોકની નિંદાનું પાત્ર થાય છે[2]. પુરૂષ અજ્ઞાનવડે નરકમાં પડે છે, અજ્ઞાનવડે દુર્ગતિ પામે છે તથા અજ્ઞાનવડે ક્લેશ પામે છે અને આપત્તિમાં ડૂબે છે "[3]. યુધિષ્ઠિર કહે છેઃ–" હે રાજન્ ! અજ્ઞાનનું સ્વરૂપ, પ્રવૃત્તિ સ્થાન, વૃદ્ધિ, ક્ષય, ઉદય, મૂળ, યોગ, ગતિ, કાળ, કારણ અને હેતુ, એ હું યથાર્થ સાંભળવાને ઇચ્છું છું કેમ કે, આ લોકમાં જે દુઃખ પ્રાપ્ત થાય છે, તેનું મૂળ અજ્ઞાનજ છે "[4,5]. ભીષ્મ કહે છેઃ–" રાગ (પ્રીતિ), દ્વેષ, મોહ, હર્ષ, શોક, અભિમાનીપણું, કામ ક્રોધ, ગર્વ, તંદ્રા, આળસ, ઇચ્છા, અનિચ્છા, તાપ, પારકી વૃદ્ધિ જોઇને બળી મરવાનો ગુણ (અદેખાઈ) તથા હિંસા આદિ પાપીઓનાં કર્મને અજ્ઞાન કહે છે[6,7]. હે મહારાજ ! એ સર્વની પ્રવૃત્તિ કેમ થાય છે તથા વૃદ્ધિ કેમ થાય છે ? એ વગેરે જે કાંઇ તું સાંભળવાને ઇચ્છે છે, તે હું તને વિસ્તારથી કહું છું તથા તેમાં પણ હું તને વિશેષે કરીને કહું, તે સાંભળ ! ![8]. હે ભારત ! અજ્ઞાન અને લોભ, એ બન્ને સમાન ફળ આપનારા અને સમાન દોષ ઉત્પન્ન કરનારા છે. હે રાજન્ !

એ બન્નેને એક સરખાજ જાણવા[૯]. અજ્ઞાનનું ઉત્પત્તિસ્થાન લોભ છે. લોભ જ્યારે વૃદ્ધિ પામે છે ત્યારે, અજ્ઞાન પણ વૃદ્ધિ પામે છે અને જ્યારે લોભ સમાન અવસ્થાને પામે છે ત્યારે, અજ્ઞાન પણ સમાન અવસ્થાને પામે છે. જ્યારે લોભ ક્ષીણ થાય છે ત્યારે, અજ્ઞાન પણ ક્ષીણ થાય છે. એવી રીતે એક લોભજ દુઃખ, સંતાપ, મોહ આદિને ઉત્પન્ન કરીને અનેક પ્રકારની ગતિને પામે છે." યુધિષ્ઠિરના છ પ્રશ્નનો એવી રીતે ઉત્તર થયો, એટલે અજ્ઞાનનું સ્વરૂપ લોભ, અજ્ઞાનની પ્રવૃત્તિ લોભથી, સ્થાન પણ લોભમાં વૃદ્ધિ પણ લોભની સાથે, ક્ષય પણ લોભની સાથે, ઉદય પણ લોભના ઉદય સાથે, એ રીતે છં પ્રશ્નનો ઉત્તર થયો. હવે સાતમો પ્રશ્ન એવો છે કે, અજ્ઞાનનું મૂળ શું ? તેનો ઉત્તર આ રીતે છે[૧૦]. "અજ્ઞાનરૂપ લોભનું મૂળ મોહ છે તથા મોહનો સંયોગ, એજ અજ્ઞાનનો સંયોગ છે. મોહનો કાળ, એજ અજ્ઞાનનો કાળ અને મોહની ગતિ, એજ અજ્ઞાનની ગતિ છે. લોભનો છેદ અને ભેદ, એ અજ્ઞાનનું કારણ છે. એટલે જ્યારે ઇચ્છેલો પદાર્થ પ્રાપ્ત થતાં વિઘ્ન થાય ત્યારે, ચૈચત્યરૂપ અજ્ઞાનનો કાળ, એ લોભરૂપ અજ્ઞાનનું કારણ થાય છે. તે કાળરૂપ અજ્ઞાનના મૂળના અજ્ઞાનથી લોભરૂપ કાર્ય ઉત્પન્ન થાય છે અને લોભથી અજ્ઞાન ઉપજે છે. તેજ પ્રમાણે સર્વ દોષ લોભથીજ પ્રકટે છે માટે લોભનો ત્યાગ કરવો[૧૧,૧૨]. જનક, યુવનાશ્વ, વૃષાદર્ભિ, પ્રસેનજિત્ અને બીજા રાજાઓ પણ લોભને તજવાથી સ્વર્ગને પામ્યા છે[૧૩]. માટે લોભને વર્જો ! ! હે કુરૂશ્રેષ્ઠ ! તું પોતાની મેળે પ્રત્યક્ષ રીતે લોભનો તો ત્યાગજ કર ! ! કેમ કે, લોભને તજવાથી તું આ લોકમાં અને પરલોકમાં સુખેથી વિચરીશ "[૧૪].

प्रत्यक्षं तु कुरुश्रेष्ठ त्यज लोभमिहात्मना । त्यक्त्वा लोभं सुखं लोके प्रेत्य चानुचरिष्यसि ॥१४॥

इति श्रीमहाभारते शां० आ० गु० भा० एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

## અધ્યાય ૩૦ મો—દમ—ઇંદ્રિયનિગ્રહ વર્ણન.

युधिष्ठिर उवाच ॥ स्वाध्याये कृतयत्नस्य नरस्य च पितामह ॥
॥ धर्मकामस्य धर्मात्मन् किन्नु श्रेय इहोच्यते ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે—" હે ધર્મરૂપ પિતામહ ! સ્વાધ્યાયમાં યત્ન કરનારા અને ધર્મને ઈચ્છનારા પુરૂષને આ લોકમાં કલ્યાણકારક શું છે ? તે મને કહો ! ![૧]. કેમ કે, લોકમાં અનેક પ્રકારનું શ્રેય જોવામાં આવે છે તેમાં આ લોકમાં તથા પરલોકમાં જે કલ્યાણકારી હોય, તે મને કહો ! ![૨]. હે ભારત ! હે તાત ! ધર્મનો આ માર્ગ બહુ મોટો અને ઘણી શાખાવાળો છે, માટે તેનું જે પરમ મૂળ હોય, તે મને તત્વથી કહો!!"[૩,૪]. ભીષ્મ કહે છે,—" વારૂં, હું તને તેવો માર્ગ કહીશ કે, જેથી બુદ્ધિમાન એવો તું કલ્યાણને પ્રાપ્ત કરી શકશે અને જેમ અમૃતપાન કર્યું હોય તેમ જ્ઞાનવડે તૃપ્ત થઇશ[૫]. મહર્ષિઓએ પોતપોતાના વિજ્ઞાનનો આશ્રય કરીને ધર્મના જે વિધિ કહેલા છે, તે અનેક છે. પણ *દમ સર્વ વિજ્ઞાનનું પરમ સ્થાનરૂપ છે[૬]. નિશ્ચિત શાસ્ત્રવાળા વૃદ્ધોએ દમને કલ્યાણરૂપ કહેલો છે; વિશેષે કરીને બ્રાહ્મણને માટે દમ એ, સનાતન ધર્મરૂપ છે[૭]. બ્રાહ્મણની ક્રિયાઓની સિદ્ધિ દમવડેજ થાય છે. દમ, એ ગુણ, દાન, યજ્ઞ અને વેદાધ્યયનથી પણ શ્રેષ્ઠ છે[૮]. દમ તેજની વૃદ્ધિ કરે છે; દમ પરમ પવિત્ર ગુણ છે; દમગુણવાળો પુરૂષ પાપરહિત થઇ અને તેજવડે યુક્ત થઇને મોટા ફળને પામે છે[૯]. લોકોમાં અમે દમના સરખા બીજા કોઈ ધર્મને

*ઇંદ્રિયોને દમન કરવાના (કબજામાં રાખવાના) ગુણને "દમ" કહે છે.

સાંભળ્યો નથી; દમ, એજ સર્વથી શ્રેષ્ઠ અને બધા ધર્મવાળાઓનો પ્રશંસનીય ધર્મ છે[10]. હે નરપતે! દમ ધર્મવડે યુક્ત પુરૂષ આ લોકમાં તેમજ પરલોકમાં પરમ સુખને પામે છે તથા મોટા ધર્મના ફળને ભોગવે છે[11]. દમ ગુણવાળો પુરૂષ, સુખેથી શયન કરે છે તથા સુખેથી જાગે છે, સુખથી લોકમાં ફરે છે તથા તેનું મન પ્રસન્ન થાય છે[12]. જે પુરૂષ દમ ગુણવાળો નથી, તે નિરંતર કલેશને પામે છે તથા પોતાના દોષથી ઉત્પન્ન થયેલા બીજા અનેક અનર્થને ઉત્પન્ન કરે છે[13]. ચારે આશ્રમમાં દમ, એજ ઉત્તમ વ્રત કહેવાય છે. જે પુરૂષમાં દમ ગુણ હોય, તેનાં લક્ષણ કેવાં હોય? તે તને કહું છું[14]. જે પુરૂષ દમ ગુણવાળો હોય, તેનામાં ક્ષમા, ધૃતિ, અહિંસા, સમાનપણું, સત્ય, સરળપણું, ઈંદ્રિયોને જીતવાપણું; દક્ષતા, કોમળતા, લજ્જા, અચળતા, અદીનતા, અક્રોધ, સંતોષ, પ્રિય વચન બોલવાપણું, ઘાત ન કરવાપણું અને અસૂયા ન કરવાપણું, એવા ગુણો પ્રકટ થાય છે[15,16]. હે કૌરવ્ય! દમગુણવાળો પુરૂષ ગુરૂજનની પૂજા કરે છે, પ્રાણીઓ ઉપર દયા રાખે છે તથા ચાડીઆપણું, લોકનિંદા, મિથ્યા વચન અને કોઈની સ્તુતિ કે, નિંદા કરતો નથી[17]. જે પુરૂષ દમગુણવાળો હોય તે, કામ, ક્રોધ, લોભ, ગર્વ, અક્કડપણું, બડાઈ મારવી, રોષ, ઇર્ષ્યા તથા અભિમાન, એ ગુણોને ધારણ કરતો નથી[18]. દમ ગુણવાળો પુરૂષ, નિંદિત કર્મ કરતો નથી, કોઇ પ્રકારની ઇચ્છા રાખતો નથી, વિષય સુખ જેવા અલ્પ પદાર્થની યાચના કરતો નથી તથા કોઇના અભ્યુદયને જોઇને પરિતાપ પામતો નથી; તે મહાન પુરૂષ, સમુદ્રની પેઠે કોઇ પ્રકારે પૂર્ણ થતો નથી; અર્થાત સમુદ્ર જેમ અનેક નદીઓનાં જળ મળવા છતાં પણ પૂર્ણ થતો નથી, તેમ બ્રહ્મલોકપર્યંતના સુખની પ્રાપ્તિ થવા છતાં પણ તે પુરૂષ, સંતોષ પામતો નથી. કેમ કે, તે તો માત્ર આત્માનંદનીજ અભિલાષા રાખે છે[19]. દમગુણવાળો પુરૂષ "હું ત્હારા વિષે પ્રીતિ રાખું છું, તું મ્હારો છે, તું મ્હારા વિષે પ્રીતિ રાખે છે, તેઓના વિષે હું પ્રીતિ રાખું છું" તથા "પૂર્વે હું તેઓના વિષે હતો" ઇત્યાદિ પૂર્વના સંબંધીઓના સંયોગને રાખતો નથી, અર્થાત તેમાં આસક્ત થતો નથી[20]. જે પુરૂષ દમ ગુણવાળો હોય છે તે, ગ્રામસંબંધી સર્વ પ્રવૃત્તિઓ, અરણ્ય સંબંધી સર્વ પ્રવૃત્તિઓ તથા નિંદા અને પ્રશંસા એ સર્વનો આશ્રય કરતો નથી; પરંતુ તે પ્રવૃત્તિઓથી મુક્ત રહે છે અને જે એવી રીતે મુક્ત રહે છે, તેજ મુક્તિને પામે છે[21]. જે પુરૂષ ઇંદ્રિયાદિકનું દમન કરે છે તે પુરૂષ જગતનો મિત્ર, શીલ ગુણથી સંપન્ન, નિરંતર પ્રસન્ન આત્માવાળો અને આત્માને જાણનારો હોય છે અને અનેક પ્રકારના સંગથી મુક્ત હોય છે, તેને પરલોકમાં મોટું ફળ પ્રાપ્ત થાય છે[22]. દમગુણયુક્ત મનુષ્ય સારા આચરણવાળો, શીલ ગુણથી યુક્ત, પ્રસન્ન આત્માવાળો, આત્માને જાણનારો અને પંડિત હોય છે. તે, આ લોકમાં સત્કારને પામીને સારી ગતિને પામે છે[23]. આ લોકમાં જે કર્મ સારૂં કહેવાય છે તથા સત્પુરૂષો જેનું આચરણ કરે છે, તેજ કર્મ જ્ઞાનવાળા મુનિનો સ્વાભાવિક માર્ગ છે અને દમગુણયુક્ત મનુષ્ય, તે માર્ગથી ખસતો નથી[24]. એવો જીતેંદ્રિય અને જ્ઞાનયુક્ત પુરૂષ ઘરથી નીકળીને વનમાં જાય છે અને ત્યાં જઇને દેહ પડવાના સમયની રાહ જોતો જોતો, પોતાનું યથાયોગ્ય આચરણ કરે છે અને એવી રીતે વર્તતાં તે, બ્રહ્મસ્વરૂપ થાય છે[25]. જેને સર્વ પ્રાણીથી નિરંતર અભયજ છે તથા જેનાથી સર્વ પ્રાણીઓને અભય છે, એવો દમયુક્ત મનુષ્ય, જ્યારે દેહને તજે છે ત્યારે, તેને કોઇ જગ્યેએથી ભય ઉત્પન્ન થતું નથી[26]. એવો પુરૂષ પ્રારબ્ધ ભોગને ભોગવીને કર્મનો ક્ષય કરે છે, પણ નૂતન કર્મનો સંચય કરતો નથી તથા સર્વે પ્રાણી પ્રત્યે સમતા રાખીને અને સર્વનો મિત્ર થઇને વર્તે છે[27]. એવો પુરૂષ દેહને તજે છે ત્યારે તે વિમાનમાં બેસીને ગયો? કે, તેના પ્રાણ અમુક માર્ગે

ગયા, તે માલૂમ પડતું નથી કેમ કે, જેમ પક્ષીઓની ગતિ આકાશમાં જણાતી નથી તથા જળચરની ગતિ જળમાં જોવામાં આવતી નથી, તેમ તેના પ્રાણની ગતિ પણ પ્રાણોત્ક્રમણજ થવાથી માલૂમ પડતી નથી. અર્થાત્ તે બ્રહ્મરૂપ પુરૂષ બ્રહ્મમાંજ લીન થાય છે[૨૮]. હે રાજન્! જે પુરૂષ ઘરને તજીને મોક્ષના માર્ગે ગમન કરે છે, તેને અનંત સમય પર્યંત તેજોમય લોક પ્રાપ્ત થાય છે[૨૯]. એવો પુરૂષ સર્વ કર્મનો ત્યાગ કરીને, વિધિપૂર્વક તપનો પણ ત્યાગ કરીને અને અનેક પ્રકારની વિદ્યાઓ તથા સર્વ કાંઇનો ત્યાગ કરીને, સત્ય માત્રની કામનાવાળો, સ્વેચ્છાચરણવાળો, પ્રસન્ન આત્માવાળો, આત્માને જાણનારો અને પવિત્ર થઇને આ લોકમાં સત્કારને પામે છે, તથા પછી સ્વર્ગ લોકને પામે છે[૩૦,૩૧]. તે પુરૂષ, પોતાના દમગુણવડે બ્રહ્મરાશિથી ઉત્પન્ન થએલું પિતામહનું સ્થાન કે, જે નિરંતર ગુહામાં ઢાંકેલું છે તેને પામે છે[૩૨]. એવા જ્ઞાનમાં રમનારા, જ્ઞાનવાન અને સર્વ પ્રાણીની સાથે અવિરોધથી આચરણ કરનારા પુરૂષને આ લોકમાં પુનઃ આવવાનુંજ ભય નથી* તો પછી પરલોકનું ભય તો ક્યાંથીજ હોય?[૩૩]. એટલું છતાં પણ, દમગુણમાં માત્ર એકજ દોષ છે બીજો દોષ નથી. તે એ છે કે, દમયુક્ત મનુષ્ય, નિરંતર ક્ષમાયુક્ત રહે છે, માટે લોકો તેને અશક્ત માને છે[૩૪]. હે અત્યંત તીક્ષ્ણ બુદ્ધિવાળા! તેનો એ દોષ, એજ અત્યંત મોટો ગુણ છે કેમ કે, તેને ક્ષમાવડે વિશાળ લોકની પ્રાપ્તિ સુખેથી થઇ શકે છે અને સહન કરવાનો ગુણ પણ સુલભ થાય છે[૩૫]. હે ભારત! જે પુરૂષ દમગુણવાળો છે, તેને અરણ્યમાં જવાથી પણ શું અધિક છે? કેમ કે, દમગુણવાળો પુરૂષ જ્યાં વસે છે, તેજ અરણ્ય છે અને તેજ આશ્રમ છે તથા જે, દમગુણવાળો નથી તેને પણ અરણ્યમાં જવાવડે શું અધિક છે? કેમ કે, અરણ્યમાં રહીને પણ તે પ્રવૃત્તિને તજી શકવાનો નથી"[૩૬]. વૈશંપાયન કહે છેઃ—એવું ભીષ્મનું વચન સાંભળીને યુધિષ્ઠિર રાજા, જેમ અમૃતથી તૃપ્ત થયા હોય, તેમ અત્યંત આનંદ પામ્યા[૩૭]. અને ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ભીષ્મને પુનઃ પણ કેટલાક પ્રશ્ન કર્યા તથા કુરૂકુળને વહન કરનાર ભીષ્મપિતાએ પણ પ્રસન્ન થઇને તેને સર્વ પ્રત્યુત્તર કહ્યા[૩૮].

पुनश्च परिपप्रच्छ भीष्मं धर्मभृतां वरम् । ततः प्रीतः स चोवाच तस्मै सर्वं कुरूद्वहः ॥३८॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि आपद्धर्मे दमकथने गु० भा० त्रिंशतितमोऽध्यायः ॥३०॥**

## અધ્યાય ૩૧ મો—તપની પ્રશંસા.

**भीष्म उवाच** ॥ सर्वमेतत्तपो मूलं कवयः परिचक्षते ॥
॥ न ह्यतप्ततपा मूढः क्रियाफलमवाप्नुते ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ—"આ સર્વનું મૂળ તપ છે એમ કવિઓ (પંડિતો) કહે છે; જે મૂઢ પુરૂષ તપ કરતો નથી, તેને પોતાની ક્રિયાનું ફળ મળતું નથી[૧]. સમર્થ પ્રજાપતિ બ્રહ્મદેવે આ સર્વ સૃષ્ટિને તપવડેજ સરજી છે; તેમજ ઋષિઓને વેદ પણ તપવડેજ પ્રાપ્ત થાય છે[૨]. અન્ન, ફળ અને મૂળ તપવડેજ સરજાયાં છે તથા સિદ્ધ પુરૂષો સાવધાન થઇને ત્રણે લોકને તપવડેજ જુએ છે અર્થાત્ ત્રણે લોકની વાતને તપવડેજ જાણે છે[૩]. ઔષધિ, ઓસડ અને અનેક પ્રકારની ક્રિયાઓ તપવડેજ સિદ્ધ થાય છે કેમ કે, સર્વ સાધનનું મૂળ તપ છે[૪].

* એટલે તેવા મનુષ્યો, પરબ્રહ્મ સ્વરૂપ—મોક્ષને પામે છે કે, જેથી "न स पुनरावर्तते। न स पुनरावर्तते। તે પુનઃ જન્મતો નથી" એ શ્રુતિના અભ્યાસ વાક્ય પ્રમાણે તેને પુનઃ સંસારમાં આવવાનો ભય રહેતું નથી.

જે કાંઈ આ લોકમાં દુર્લભ હોય, તે સર્વ તપવડે પ્રાપ્ત થાય છે તથા ઋષિઓ જે ઐશ્વર્યને પામ્યા છે, તે પણ તપવડેજ. એમાં સંશય નથી[૫]. મદ્યપાન કરનાર, પરદ્રવ્યની ચોરી કરનાર, ગર્ભહત્યા કરનારા અને ગુરૂની સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર, એવા પાપવાળા પુરૂષો પણ સારી રીતે આચરેલા તપવડે તે તે પાપથી મુક્ત થાય છે[૬]. તપનાં ઘણાં સ્વરૂપ છે તથા અનેક પ્રકારથી તપની પ્રવૃત્તિ થાય છે; પરંતુ જે પુરૂષ નિવૃત્તિ ધર્મને પાળીને વર્તન કરે છે, તેને ઉપવાસ કરતાં બીજું મોટું તપ નથી[૭]. હે મહારાજ ! અહિંસાવ્રત પાળવું, સત્ય વચન બોલવું, દાન કરવું, ઇન્દ્રિયોને નિયમમાં રાખવી, એ સર્વ તપ કરતાં પણ અનશન (ઉપવાસ) રૂપ તપ મોટું છે[૮]. દાન કરવા સરખું બીજું કાંઇ દુષ્કર કર્મ નથી તથા દાન સરખી બીજી ઉત્તમ ગતિ પણ નથી. વળી ત્રણે વેદવિદ્યા કરતાં બીજું કાંઇ ઉત્તમ તત્ત્વ નથી. વળી સંન્યાસ પણ પરમ તપ છે[૯]. એમ છે ખરૂં, પરંતુ સ્વર્ગધર્મના રક્ષણના અર્થે ઇન્દ્રિયોનું રક્ષણ કરવું યોગ્ય છે; માટે અર્થકાર્યમાં અને ધર્મકાર્યમાં અનશનવ્રતસમાન બીજું મોટું તપ નથી[૧૦]. ઋષિયો, પિતૃઓ, દેવતાઓ, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ અને બીજાં સ્થાવર તથા જંગમ પ્રાણીઓ, એ સર્વેનો મુખ્ય આશ્રય તપ છે તથા તેઓનાં કાર્ય તપવડે સિદ્ધ થાય છે એ પ્રમાણે દેવતાઓ પણ તપવડેજ મહત્પદને પામેલા છે[૧૧,૧૨]. આકાશમાં જે નક્ષત્રાદિ દેખાય છે, તે પણ જેમાં તપનો ઇષ્ટ વિભાગ પ્રાપ્ત થયો છે એવાં સત્કર્મ કરનારાઓનાં તેજોમય સ્વરૂપ છે; તપવડે દેવપણું પામી શકાય છે, એમ નિશ્ચય જાણવું"[૧૩].

॥ इमानीष्टविभागानि फलानि तपसः सदा । तपसा शक्यते प्राप्तुं देवत्वमपि निश्चयात् ॥१३॥

इति श्रीमहाभारते शां० आप० तपःप्रशंसायां गु० भा० एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

---

## અધ્યાય ૩૨ મો–સત્યની પ્રશંસા.

**युधिष्ठिर उवाच** ॥ सत्यं धर्मं प्रशंसंति विप्रर्षिपितृदेवताः ॥

॥ सत्यमिच्छाम्यहं श्रोतुं तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–"હે પિતામહ ! બ્રાહ્મણ, ઋષિયો, પિતૃઓ અને દેવતાઓ સત્યરૂપ ધર્મની પ્રશંસા કરે છે માટે હું, સત્ય સાંભળવાને ઇચ્છું છું તે મને કહો ! ![૧] હે રાજન્ ! સત્યનું શું લક્ષણ છે ? તથા તે શી રીતે પ્રાપ્ત થાય છે ? તે કહો !! વળી સત્ય પામવાથી શું થાય છે ? અને તે શી રીતે થાય છે ? તે પણ કહો !!"[૨]. ભીષ્મ કહે છેઃ–"હે ભારત ! ચારે વર્ણના ધર્મમાં સંકરપણું થાય, તે ઠીક કહેવાતું નથી કેમ કે, સર્વ વર્ણમાં સત્યરૂપ ધર્મ તો અવિકારીપણેજ રહેવો જોઇએ[૩]. સત્પુરૂષોમાં સદા સત્યજ ધર્મ કહેવાય છે. સત્ય એજ સનાતન ધર્મ છે. માટે સત્યનેજ સર્વદા નમસ્કાર કરવો અને સત્યજ પરમગતિ છે[૪]. સત્યજ ધર્મ, તપ અને યોગ છે; સત્યજ સનાતન બ્રહ્મ છે; સત્યજ પરમ યજ્ઞ છે અને સર્વ કાંઇ સત્યને વિષેજ રહેલું છે[૫]. આ સ્થળમાં હું તને સત્યનાં સર્વ આચરણ તથા સત્યનાં સર્વ લક્ષણ અનુક્રમે કહીશ[૬]. વળી જે રીતે સત્યની પ્રાપ્તિ થાય છે, તે પણ ત્હારે સાંભળવું યોગ્ય છે. હે ભારત ! સર્વ લોકમાં સત્ય, તેર પ્રકારનું છે[૭]. હે રાજેન્દ્ર ! તે સત્યના તેર પ્રકાર આ પ્રમાણે છેઃ–સત્ય, સમાન બુદ્ધિ, ઇન્દ્રિય દમન, માત્સર્યનો ત્યાગ, ક્ષમા, લજ્જા, સહનશીલતા, અનસૂયતા, ત્યાગરૂપ ધ્યાન, આર્યપણું, બુદ્ધિ નિરંતર દયા અને અહિંસા, એ તેર પ્રકારનું સત્ય જાણવું[૮,૯]. (એ તેર પ્રકારના

અર્થ આગળ કહેવામાં આવે છે તે પ્રમાણે જાણવા.) **પહેલો પ્રકાર સત્ય છે.** સત્ય સર્વદા વિકારરહિત તથા પોતાના સ્વરૂપથી રહેનારૂં તત્ત્વ છે તથા સર્વ ધર્મને અવિરૂદ્ધ એવા યોગવડે પ્રાપ્ત થાય છે[૧૦]. **બીજો ગુણ સમાનતા છે:** પોતાના વિષે, ઇષ્ટ વસ્તુમાં, અનિષ્ટ વસ્તુમાં અને શત્રુમાં સમાન ભાવને સમાનતા કહે છે. ઇચ્છા તથા દ્વેષ, કામ તથા ક્રોધનો ક્ષય થવાથી સમાનતા ગુણ પ્રાપ્ત થાય છે[૧૧]. **ત્રીજો પ્રકાર દમ છે.** અન્ય પદાર્થની સ્પૃહા ન રાખવી, નિરંતર ગંભીરતા રાખવી, ધીરજ રાખવી, અભય આપવું અને રોગને સમાવવા, એ દમનું સ્વરૂપ છે તથા તે જ્ઞાનવડેજ પ્રાપ્ત થાય છે[૧૨]. **ચોથો પ્રકાર અમાત્સર્ય છે.** દાન અને ધર્મમાં સંયમ રાખવો, તેને અમાત્સર્ય કહે છે અને તે ગુણ સત્યવડે પમાય છે[૧૩]. **પાંચમો પ્રકાર ક્ષમા છે.** જે માન પામેલો સત્પુરૂષ હોય છે તે, ક્ષમા કરવા જેવાં કાર્યમાં અથવા ક્ષમા નહિ કરવા જેવાં કાર્યમાં પણ પ્રિય કે, અપ્રિય જે જે કાર્ય થાય, તેની ક્ષમા કરે છે. આ ક્ષમાનું સ્વરૂપ છે તથા સત્યવાળો પુરૂષ સારાં આચરણવડે તેને પ્રાપ્ત કરે છે[૧૪]. **છઠ્ઠો પ્રકાર લજ્જા છે.** જે બુદ્ધિમાન પુરૂષ લજ્જાવાળો હોય છે, તે કલ્યાણયુક્ત કર્મ કરે છે તથા કોઈ સ્થળમાં ગ્લાનિ પામતો નથી. વળી તે પુરૂષ નિરંતર શાંત વાણીવાળો અને શાંત મનવાળો થઇને વર્તે છે; તે લજ્જા ધર્મથી પ્રાપ્ત થાય છે[૧૫]. **સાતમો પ્રકાર સહનશીલતા** અથવા **ક્ષાંતિ છે.** પુરૂષ, ધર્મ અને અર્થના હેતુથી તથા લોકને ઉદાહરણ આપવાના હેતુથી જે સુખ–દુઃખ, ભૂખ–તરસ તથા શીત–ઉષ્ણ વગેરેને સહન કરે છે, તેને તિતિક્ષા અથવા સહનશીલતા કહે છે. એ તિતિક્ષા ગુણ ધૈર્યથી પ્રાપ્ત થાય છે[૧૬]. ***આઠમો પ્રકાર અનસૂયતા છે.** બીજાના ગુણમાં દોષ જોવા તેને અસૂયા કહે છે. તેનો ત્યાગ કરવો, તેનું નામ અનસૂયતા છે. તે ગુણ તિતિક્ષા અથવા સહનશીલતાથી પ્રાપ્ત થાય છે. **નવમો પ્રકાર ત્યાગ છે.** સ્નેહ અને વિષયના ત્યાગનેજ “ ત્યાગ ” નામે સત્યનો પ્રકાર કહેલો છે અને તે રાગ અને દ્વેષને તજવાથીજ પ્રાપ્ત થાય છે, બીજે પ્રકારે પ્રાપ્ત થતો નથી[૧૭]. **દશમો પ્રકાર આર્યપણું છે.** જે પુરૂષ દંભને અને રાગને તજીને પ્રયત્નવડે શુભ કર્મ કરે છે તેજ પુરૂષમાં “ આર્યતા ” નામે સત્યનો પ્રકાર જાણવો[૧૮]. **અગીઆરમો પ્રકાર ધૃતિ છે.** જે સુખ અને દુઃખમાં વિક્રિયા પામતો નથી, તેના ગુણને “ ધૃતિ ” કહે છે. જે પુરૂષ પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય, તેણે ધૃતિ ગુણને ધારણ કરવો[૧૯]. પુરૂષે સર્વ પ્રકારે ક્ષમાયુક્ત થવું તથા સત્યયુક્ત થવું; જે વિદ્વાન પુરૂષનાં હર્ષ, ભય અને ક્રોધ નાશ પામ્યાં છે, તેને ધૃતિ ગુણ પ્રાપ્ત થાય છે[૨૦]. **બારમો તથા તેરમો પ્રકાર દયા અને અહિંસા છે.** મન, વાણી અને કર્મવડે સર્વ પ્રાણીઓનો દ્રોહ ન કરવાનો ( અહિંસા ) ગુણ, દયા કરવાનો ગુણ તથા દાન, એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે[૨૧]. હે ભારત ! એ જૂદા જૂદા તેરે પ્રકાર સત્યના છે તથા તે સર્વનું એક સત્ય લક્ષણ છે. એ સર્વ ગુણો સત્યના આશ્રયે રહેલા છે તથા સત્યનેજ પુષ્ટિ આપે છે[૨૨]. હે રાજન્ ! કોઈ સત્યના ગુણોના અંતને કહેવાને શક્તિમાન નથી અને એ માટેજ પિતૃઓ, દેવ અને બ્રાહ્મણો સત્યની પ્રશંસા કરે છે[૨૩]. સત્ય કરતાં બીજો કોઈ ઉત્તમ ધર્મ નથી અને અસત્ય કરતાં બીજું કોઈ મોટું પાપ નથી. વેદમાં પણ સત્યનેજ ધર્મ કહ્યો છે, માટે કદાપિ સત્યનો લોપ કરવો નહિ[૨૪]. દાન, દક્ષિણાઓસહિત યજ્ઞ, ત્રણે અગ્નિઓમાં હોમ, વેદ અને ધર્મના નિશ્ચય, એ સર્વ

* ‘ અનસૂયતા ’ ગુણનું વ્યાખ્યાન ગ્રંથમાં નથી, પણ ટીકાકાર લખે છે કે “ ગમે તો એ શ્લોકનો લોપ થયો હોય અથવા તિતિક્ષા સરખુંજ તેનું વ્યાખ્યાન સમજવું; એવો વ્યાસનો હેતુ હોય ” માટે આ વ્યાખ્યાન ટીકાના આધારે લખ્યું છે; મૂળમાં નથી.

સત્યવાળાને પ્રાપ્ત થાય છે[૨૫]. એક હજાર અશ્વમેધ અને સત્ય, એ બન્નેને તુલામાં મૂક્યાં હોય (ત્રાજવામાં મૂકી જોયાં હોય) તો, હજાર અશ્વમેધ કરતાં પણ સત્ય વધશે, એ નિશ્ચય છે”[૨૬].

अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् । अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥ २६ ॥

इति श्रीमहाभारते शां० आप० सत्यप्रशंसायां गु० भा० द्वात्रिंशत्तितमोऽध्यायः ॥ ३२ ॥

## અધ્યાય ૩૩ મો–લોભ નિરૂપણ,

**युधिष्ठिर उवाच** ॥ यतः प्रभवति क्रोधः कामो वा भरतर्षभ ॥

॥ शोकमोहौ विधित्सा च परासुत्वं च तद्वद ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે:—“હે ભરતશ્રેષ્ઠ ! હે મહા બુદ્ધિમાન ! ક્રોધ, કામ, શોક, મોહ, વિધિત્સા પરાસુત્વ, લોભ, માત્સર્ય, ઈર્ષ્યા, કુત્સા, અસૂયા, કૃપા અને ભય, એ તેર ક્યાંથી ઉત્પન્ન થાય છે? તે મને યથાથ કહો ! !”[૧,૨]. ભીષ્મ કહે છે:–“તે તેર ગુણો, પ્રાણીઓના મહાબળવાન શત્રુઓ છે; હે મહારાજ ! તે શત્રુઓ, પુરૂષની ચારે બાજુથી ઉપાસના કરે છે[૩]. જે પુરૂષ ગાફલ હોય, તેને તે શત્રુઓ કે, જે સર્વદા સાવધજ છે તેઓ તોડી ખાય છે. ગાફલ પુરૂષને દેખીને, વરૂની પેઠે, ફાડી ખાય છે[૪]. હે પુરૂષશ્રેષ્ઠ ! પાપની પ્રવૃત્તિ તે શત્રુઓથીજ થાય છે અને દુઃખની પ્રવૃત્તિ પણ એઓથીજ થાય છે, એમ નિરંતર જાણવું[૫]. હું તે તેર શત્રુઓની ઉત્પત્તિ, સ્થિતિ અને ક્ષય તને કહીશ. હે રાજન્ ! પ્રથમ તો, તું ક્રોધની ઉત્પત્તિ વગેરે સાંભળ ! ! હે પૃથ્વીપતે ! હું તને યથાર્થ કહીશ, માટે તું એકાગ્ર ચિત્તથી સાંભળજે ! ! લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે; બીજાના દોષથી તે ક્રોધ વૃદ્ધિ પામે છે[૬,૭]. હે રાજન્ ! ક્ષમાવડે તે સ્થિર થાય છે અને ક્ષમાવડેજ નિવૃત્ત થાય છે. સંકલ્પથી કામ ઉત્પન્ન થાય છે; સેવન કરવાથી તે વૃદ્ધિ પામે છે[૮]. જ્યારે ડાહ્યો પુરૂષ, પોતાની મેળે સમજીને વિરામ પામે છે ત્યારે કામ, તત્કાળ નાશ પામે છે. બીજાના વિષે દોષ જોવા, તેને “પરાસૂયા” કહે છે. તે પરાસૂયા ક્રોધ તથા લોભની મધ્યમાં પ્રકટ થાય છે[૯]. સર્વ પ્રાણી ઉપર દયા રાખવાની વૃત્તિથી પરાસૂયા નિવૃત્ત થાય છે. બીજાનામાં દોષ જોવાથી અસૂયા ઉપજે છે તથા બુદ્ધિમાન પુરૂષોની અસૂયા વસ્તુના તત્વજ્ઞાનથી નાશ પામે છે[૧૦]. અજ્ઞાનથી મોહ ઉપજે છે; પાપકર્મના અભ્યાસથી તે વૃદ્ધિ પામે છે; જ્યારે પુરૂષ બુદ્ધિમાન પુરૂષોનો સમાગમ કરે છે ત્યારે, તે મોહ તત્કાળ નાશ પામે છે[૧૧]. જ્યારે શાસ્ત્ર એક બીજાથી વિરૂદ્ધ જોવામાં આવે છે ત્યારે, વિધિત્સા ઉત્પન્ન થાય છે. (આરંભમાં પ્રબળતાને વિધિત્સા કહે છે.) જ્યારે તત્વજ્ઞાન થાય છે ત્યારે, તે વિધિત્સા નાશ પામે છે[૧૨]. જ્યારે અમુક દેહધારીનો વિયોગ થાય છે, ત્યારે તેના ઉપરની પ્રીતિથી શોક ઉત્પન્ન થાય છે; પણ જ્યારે તેને નિરર્થક જાણે છે, ત્યારે તે શોક તત્કાળ નાશ પામે છે[૧૩]. ક્રોધ અને લોભથી પરાસુતા એટલે અકાર્યમાં અત્યંત આસક્તિ ઉપજે છે. સર્વ પ્રાણી ઉપર દયા રાખવાથી ક્રોધથી ઉપજેલી પરાસુતા નાશ પામે છે તથા વૈરાગ્યને ધારણ કરવાથી લોભથી ઉપજેલી પરાસુતા નાશ પામે છે[૧૪]. સત્યનો ત્યાગ કરવાથી તથા અહિતનું સેવન કરવાથી માત્સર્ય એટલે અદેખાઇ ઉપજે છે; હે તાત ! સત્પુરૂષોનું સેવન કરવાથી તે માત્સર્ય નાશ પામે છે[૧૫]. ઉત્તમ કુળથી, જ્ઞાનથી તથા ઐશ્વર્યથી મદ ઉપજે છે. પણ જ્યારે તે કુળ, જ્ઞાન અને ઐશ્વર્યનું યથાર્થ વિજ્ઞાન થાય છે, ત્યારે તે મદ નાશ પામે છે[૧૬]. કામથી તથા અતિ હર્ષથી ઈર્ષ્યા ઉપજે છે; પણ જ્યારે બીજા પ્રાણીઓની સ્થિતિનું યથાર્થ જ્ઞાન થાય છે, ત્યારે તે ઈર્ષ્યા નિવૃત્તિને પામે છે[૧૭]. હે રાજન્ ! લોકમાંથી બહાર કરેલા

મનુષ્યોની ભ્રાંતિથી અસંમત અને દ્વેષ કરવા યોગ્ય વચન સાંભળવાવડે કુત્સા (નિંદા) ઉપજે છે; તે નિંદા લોકને જોવા જાણુવાથી શાંત થાય છે[૧૮]. જેઓ પોતાના ઉપર અપકાર કરનાર બળવાન પુરૂષને યથાયોગ્ય પ્રતીકાર કરવાને શક્તિમાન નથી, તેઓના મનમાં તેના વિષે તીવ્ર અસૂયા (બીજાનું ભલું સહન ન કરવાપણું) ઉપજે છે; પણ કરૂણાગુણથી તે અસૂયા શમી જાય છે[૧૯]. (કૃપા પણ ચિત્તનો ક્ષોભ કરનારી છે માટે તાજ્ય છે, એવા વિચારથી તેના સંબંધમાં પણ કહે છે કે) નિરંતર દીન પુરૂષોને જોવાથી કૃપા ઉત્પન્ન થાય છે, પણ જ્યારે ધર્મનિષ્ઠાને સમજે છે, ત્યારે તે કૃપા શમે છે[૨૦]. * પ્રાણી માત્રમાં જે લોભ ઉત્પન્ન થાય છે, તેનું ઉત્પત્તિ સ્થાન અજ્ઞાન છે; પરંતુ જ્યારે તે સાંસારિક ભોગના અસ્થિરપણાને બરાબર જાણે છે, ત્યારે લોભ નિવૃત્ત થાય છે[૨૧]. શમ ગુણવડે એ તેર ગુણો જીતાય છે, માટે શમ ગુણથી તેઓને જીતવા. હે યુધિષ્ઠિર ! ધૃતરાષ્ટ્રના પુત્રોમાં એ સર્વ દોષ હતા, પરંતુ સત્યની ઇચ્છા રાખનારે, મહત્પુરૂષોનું સેવન કરવાથી તે દોષોને જીતેલા છે"[૨૨].

एते हि धार्तराष्ट्राणां सर्वे दोषास्त्रयोदश । त्वया सत्यार्थिना नित्यं विजिता ज्येष्ठसेवनात् ।२२॥

इति श्रीमहाभारते शांति० आ० लोभनिरूपणं नाम गु० भा० त्रयस्त्रिंशोऽध्यायः ॥३३॥

## અધ્યાય ૩૪ મો–નૃશંસ મનુષ્યનું વર્ણન.

युधिष्ठिर उवाच ॥ आनृशंस्यं विजानामि दर्शनेन सतां सदा ॥
॥ नृशंसान् न विजानामि तेषां कर्म च भारत ॥

યુધિષ્ઠિર કહે છેઃ–"હું સર્વકાળ સત્પુરૂષોના સમાગમથી સજ્જનપણાને જાણું છું. પણ હે ભારત ! દુર્જન તથા તેઓના કર્મને જાણતો નથી, માટે તે મને કહો ! ![૧]. જે રીતે પુરૂષો, કાંટાને, કૂવાને અને અગ્નિને તજીને ચાલ્યા જાય છે, તેજ રીતે સર્વ લોકો દુષ્ટ કર્મ કરનાર પુરૂષને તજીને ચાલ્યા જાય છે[૨]. હે ભારત ! દુર્જન પુરૂષ આ લોકમાં અને પરલોકમાં પણ સ્પષ્ટ દહન કરનારો છે, માટે હે કૌરવ ! નૃશંસ મનુષ્યનો ધર્મ મને કહો ! ![૩]. ભીષ્મ કહે છેઃ–જે પુરૂષના મનમાં દુષ્કર્મ કરવાની સ્પૃહા રહેલી હોય તથા કર્મની નિંદા પણ કરતો હોય (જેમ કે "મ્હારૂં દુર્ભાગ્ય છે કે, જેથી હું આવું નિંદ્ય કર્મ કરૂં છું" એવી રીતે) જાણતાં છતાં, જે નિંદ્ય કર્મ કરવાની ઇચ્છા રાખતો હોય, તાત્પર્ય કે, પોતેજ નિંદ્ય છતાં નિંદક બનતો હોય, તેને દુર્જન પુરૂષ જાણવો[૪]. વળી જે પુરૂષ દાન કરીને પછી તેનાં વખાણ કરતો હોય, પ્રાણીઓ ઉપર સમવિષમ ભાવ રાખનારો હોય, નીચ કર્મ કરનારો હોય, સ્નેહ બતાવીને ઠગનારો હોય, સામર્થ્ય છતાં દરિદ્રતા દેખાડનારો શઠ હોય, કોઇને આપ્યા સિવાય, પોતે એકલોજ ભક્ષણ કરી જનારો હોય, માની સ્વભાવનો હોય, પુત્રાદિમાં આસક્ત હોય અને પોતાના મુખથી પોતાની બડાઇ હાંકનાર હોય તેને દુર્જન પુરૂષ જાણવો[૫]. જે સર્વ ઉપર અતિશય શંકા આણનારો હોય, કાગડાની પેઠે ધૂર્ત દૃષ્ટિવાળો હોય, દીનતા બતાવનારો હોય, પોતાના વર્ણની પ્રશંસા કરનારો હોય, નિરંતર ચારે આશ્રમનો દ્વેષ કરનારો હોય તથા વર્ણસંકર, હિંસા કરવામાં નિરંતર ગમ્મત માનનારો, સાધારણ ગુણવાળો, નિર્ગુણ, અત્યંત અસત્ય આચરનારો, સ્વેચ્છાચારી, અત્યંત લોભી અને દુષ્ટ કર્મ કરનારો હોય, તેને દુર્જન જાણવો[૬.૭]. જે પુરૂષ ધર્મશીલ અને સદ્ગુણવાળા પુરૂષને પાપી જાણે

* ટીકાકાર લખે છે કે, કૃપા પછી ભયની વ્યાખ્યા થવી જોઇએ માટે લોભના સ્થળે ભયનું વ્યાખ્યાન કર્યું.

છે, પોતાના આચરણથી સર્વ કોઇનાં આચરણનું અનુમાન કરે છે, કોઇનો વિશ્વાસ કરતો નથી, બીજાઓના જયાં દોષ રહેલા હોય, તેવું ગુપ્ત છિદ્ર ઉઘાડું કરે છે. પોતાના સરખોજ બીજાનો દોષ હોય, છતાં પોતાની વૃત્તિને માટે તેનો ઘાટ કરાવે છે, પોતાના ઉપર જે કોઈ ઉપકાર કરે, તેના વિષે એમ સમજે કે, મેં તેને છેતર્યો છે, સમય આવ્યે પોતાના ઉપર ઉપકાર કરનારને ધન આપીને, પછી મનમાં પરિતાપ પામે તથા ભક્ષ્ય, ભોજ્ય, પેય ( પીવાના પદાર્થ ) અને લેહ્ય (ચાટવા જેવા પદાર્થ ) તથા એવાંજ બીજાં જે સારાં ભોજન હોય તેને બીજાઓના જોતાં, પણ તેઓને ન આપે અને પોતેજ એકલો ભક્ષણ કરી જાય છે, તેને દુર્જન કહેવો[૮-૧૧]. જે પુરૂષ, બ્રાહ્મણને શ્રેષ્ઠ ભાગ આપીને બાકીનું રહેલું પોતાના સ્નેહી વર્ગની સાથે વેહેંચીને ખાય છે, તે મૃત્યુ પછી સ્વર્ગને પામે છે તથા આ લોકમાં પણ શ્રેષ્ઠ ફળને ભોગવે છે[૧૨]. હે ભરતશ્રેષ્ઠ! જ્ઞાનવાન પુરૂષે, સદા વર્જવા યોગ્ય દુર્જન કેવો હોય છે? તે મેં તને કહ્યું "[૧૩].

एष ते भरतश्रेष्ठ नृशंसः परिकीर्तितः । सदा विवर्जनीयो हि पुरुषेण विजानता ॥ १३ ॥

इति श्रीमहाभारते शां० आप० नृशंसाख्यानं नाम गु० भा० चतुस्त्रिंशत्तमोऽध्यायः ॥३४॥

## અધ્યાય ૩૫ મો–પ્રાયશ્ચિત્ત વર્ણન.

भीष्म उवाच ॥ हृतार्थो यक्ष्यमाणश्च सर्ववेदांतगश्च यः ॥
॥ आचार्यपितृकार्यार्थं स्वाध्यायार्थमथापि च ॥ १ ॥

ભીષ્મ કહે છે–" જેનું ધન ચોરોએ લૂંટી લીધું હોય, જે યજ્ઞ કરતો હોય, જેને સકળ વેદાંતનું જ્ઞાન હોય, જે ગુરૂ અને પિતૃઓના કાર્યના અર્થે તથા સ્વાધ્યાયના અર્થે ભિક્ષા કરતો હોય, તેવા બ્રાહ્મણને "સાધુબ્રાહ્મણ" જાણવો. તે બ્રાહ્મણોને "ધર્મભિક્ષુ" સમજવા. હે ભારત! દ્રવ્ય વિનાના તેવા બ્રાહ્મણોને આપવું, તેને દાન સમજવું[૧,૨]. હે ભરતશ્રેષ્ઠ! એ કહેલા બ્રાહ્મણો સિવાય બીજા પણ સત્પાત્ર બ્રાહ્મણોને દક્ષિણા અને દાન આપવું. બીજા બ્રાહ્મણોને કાચું અન્ન આપવું યોગ્ય છે[૩]. રાજાએ યોગ્યતા જોઇને બ્રાહ્મણને સર્વ રત્નો આપવાં; કેમ કે, બ્રાહ્મણોજ વેદસ્વરૂપ અને બહુ દક્ષિણાવાળા યજ્ઞસ્વરૂપ છે[૪]. તે બ્રાહ્મણો, પોતપોતાના વૈભવ અને આચારને અનુસારે અન્યોન્યનું નિરંતર પૂજન કરે છે. જે બ્રાહ્મણના ઘરમાં સેવક અને પોષ્ય વર્ગની જીવિકાના માટે ત્રણ વર્ષ ચાલે એટલું અન્ન ભરેલું હોય અથવા તેથી અધિક હોય તો તે, સોમપાન કરવાને યોગ્ય છે[૫]. કોઈ યજ્ઞ કરનારા પુરૂષની સ્ત્રીનો નાશ થવાથી, જો તેનો યજ્ઞ અટકે વળી તે પણ ધાર્મિક રાજા છતાં, ( બ્રાહ્મણનો યજ્ઞ ) અટકે તો, જે વૈશ્યને ઘેર ઘણાં પશુ હોય, જે યજ્ઞ ન કરતો હોય અને જેણે સોમપાન ન કર્યું હોય, તેવા વૈશ્યના કુટુંબમાંથી રાજાએ યજ્ઞના અર્થે ધન હરણ કરવું[૬,૭]. પરંતુ શૂદ્રના ઘરમાંથી કાંઇ પણ લેવું નહીં. કેમ કે, યજ્ઞના કામમાં શૂદ્રનું કાંઇ લેવા યોગ્ય નથી[૮]. જે વૈશ્યના ઘેર સો બળદ હોય અને તેણે અગ્નિ લીધેલો ન હોય તથા જેના ઘેર હજાર બળદ છતાં, તેણે યજ્ઞ ન કર્યો હોય તો, બંનેના કુટુંબમાંથી પણ વિચાર કરવા ન રહેતાં ધન લેવું[૯]. જે પુરૂષો દાન ન કરતા હોય, તેઓને રાજાએ પ્રથમથી સૂચના આપીને તેઓનું ધન હરણ કરવું. એવી રીતે ધર્મ આચરનારા રાજાને સમગ્ર ધર્મ પ્રાપ્ત થાય છે[૧૦]. તેજ પ્રમાણે હું એક દિવસ ચાલે એટલું ભોજન પ્રાપ્ત કરવાની રીત તને કહું, તે સાંભળ!! જેને છ વખતનું ભોજન ન મળ્યું હોય એટલે જે ત્રણ દિવસનો

ઉપવાસી હોય તેણે ખળામાંથી, ખેતરમાંથી, બાગમાંથી તેમજ જેમાંથી માલૂમ પડી આવે, તેમાંથી હીન કર્મવડે પણ એક દિવસનું ભોજન મેળવવું, પછી રાજા તે કર્મ પૂછે અથવા ન પૂછે તથાપિ તેને કહેવું[૧૧,૧૨]. ધર્મને જાણનારા રાજાએ તે પ્રમાણે કહેવા આવનાર બ્રાહ્મણને દંડ કરવો નહીં કેમ કે, તેને દંડ કરવો એ ધર્મ નથી કારણ કે, જો બ્રાહ્મણ, ક્ષુધાથી ક્લેશ પામતો હોય તો, તે ક્ષત્રિયનોજ દોષ છે[૧૩]. રાજાએ બ્રાહ્મણની વિદ્વત્તા તથા આચરણ જોઇને, તેને જીવિકા બાંધી આપવી તથા પિતા જેમ ઔરસ પુત્રનું રક્ષણ કરે, તેમ તેનું રક્ષણ કરવું[૧૪]. વર્ષનો ફેરફાર થાય ત્યારે નિરંતર વૈશ્વાનર નામે યાગ કરવો, એમ ધર્મને જાણનારા પુરૂષોએ કહેલું છે. તેમાં ધર્મ વચનોવડે બે માર્ગ બતાવ્યા છે; એક પ્રથમ કલ્પ અને બીજો અનુકલ્પ[૧૫]. જ્યારે આપત્તિ કાળમાં મરણનો ભય આવી પડે ત્યારે, વિશ્વેદેવો, સાધ્યદેવો, બ્રાહ્મણો અને મહર્ષિઓએ વિધિના પ્રતિનિધિરૂપ અનુકલ્પ કહેલો છે (યથાર્થ વિધિનું નામ પ્રથમકલ્પ અને તેના બદલે કામચલાઉ વિધિનું નામ અનુકલ્પ જાણવું)[૧૬]. જે પુરૂષ, એ બેમાંથી પ્રથમકલ્પ આચરવાને સમર્થ હોય છતાં જો તે, અનુકલ્પનું આચરણ કરે છે તો તે દુષ્ટ બુદ્ધિવાળા શઠને પરલોકનું ફળ મળતું નથી[૧૭]. રાજાને શું નિવેદન કરવું ઘટે છે? તે જાણનારા બ્રાહ્મણે રાજાને પોતાના સંકટ સંબંધી કાંઇ પણ નિવેદન કરવું નહિ કેમ કે, બ્રાહ્મણનું બળ અને રાજાનું બળ, એ બેમાંથી બ્રાહ્મણનું બળ વધારે શ્રેષ્ઠ છે*[૧૮]. માટે બ્રહ્મવાદી બ્રાહ્મણોનું તેજ રાજાથી સર્વદા દુઃસહ છે એમ જાણવું. બ્રાહ્મણ, કર્ત્તા, શાસ્તા અને વિધાતા દેવના સમાન છે[૧૯]. બ્રાહ્મણને કાંઇ અકુશળ કહેવું નહિ કે, તેના પ્રત્યે શુષ્ક વચન બોલવું નહિ. ક્ષત્રિયે પોતાના બાહુના પરાક્રમથી આપદા આવે તેને તરવી[૨૦]. વૈશ્ય અને શૂદ્રે ધનવડે આપત્તિને તરવી તથા બ્રાહ્મણે મંત્ર અને હોમવડે તરવી. કન્યાએ, સ્ત્રીએ, મંત્ર ન જાણનારાએ, નાહાન પુરૂષે કે, સંસ્કાર પામ્યા વિનાના પુરૂષે અગ્નિહોત્રમાં હોમ કરવો નહિ. કેમ કે, જો તેઓ કોઇ અગ્નિહોત્રમાં હોમ કરે છે તો, તેથી તે અને જેનો અગ્નિહોત્ર હોય તે બંને નરકમાં પડે છે. માટે યજ્ઞના વૈતાન કર્મમાં કુશળ અને વેદને સંપૂર્ણ જાણનાર પુરૂષેજ હોમ કરવો+[૨૧,૨૨]. જે પુરૂષે, પ્રાજાપત્ય અશ્વરૂપ અગ્નિધારણ કરવાની દક્ષિણા આપી ન હોય, તેને ધર્મ જાણનારા પુરૂષો અનાહિતાગ્નિ એટલે અગ્નિ ધારણ કર્યા વિનાનો કહે છે[૨૩]. શ્રદ્ધાવાળા અને જીતેંદ્રિય પુરૂષે, બીજાં જે પુણ્ય કર્મ કરવાં હોય તે કરવાં પણ જેમાં દક્ષિણા ન આપી શકાય તેમ હોય, તેવો યજ્ઞ કોઈ પ્રકારે કરવો નહિ. કેમ કે, દક્ષિણા વિનાનો યજ્ઞ પ્રજાનો, પશુઓનો અને પરલોકનો નાશ કરે છે. તેમજ ઇંદ્રિયો, યશ, આયુષ્ય અને કીર્તિનો પણ નાશ

---

* આ સ્થળે વિશ્વામિત્રનું દૃષ્ટાંત ધ્યાનમાં લેવા યોગ્ય છે. જ્યારે વિશ્વામિત્ર અને વસિષ્ઠઋષિનું યુદ્ધ થયું. ત્યારે વસિષ્ઠઋષિથી વિશ્વામિત્ર હારી ગયા પછી વિશ્વામિત્રે વસિષ્ઠઋષિને જીતવાને માટે શ્રીમહાદેવજીની આરાધના કરીને શસ્ત્રો મેળવ્યાં અને ફરી યુદ્ધ કરવાને આવ્યા. આ સમયે વિશ્વામિત્ર ક્ષત્રિય હતા. તેમણે શ્રીમહાદેવજીની કૃપાથી મેળવેલાં શસ્ત્રોવડે વસિષ્ઠઋષિની સામું ફરી યુદ્ધ કર્યું. પરંતુ બ્રહ્મતેજથી પોતાનું ક્ષત્રિયતેજ નિર્બળ થઇ ગયું અને છેવટે વિશ્વામિત્ર હારી ગયા ત્યારે ક્ષત્રિયબળને ધિક્કાર કરતા કહેવા લાગ્યા કેઃ "**धिग्बलं क्षत्रियबलं ब्रह्मतेजो बलं बलम् । एकेन ब्रह्मदण्डेन सर्वास्त्राणि हतानि मे ॥** ક્ષત્રિયના બળને ધિક્કાર છે. બળ તો એક બ્રહ્મતેજ, એજ છે; આ મ્હારાં સર્વ શસ્ત્રાસ્ત્રો એક બ્રહ્મદંડથી નષ્ટ થયાં છે" પછી વિશ્વામિત્રે, ક્ષત્રિયત્વનો ત્યાગ કરી, તપવડે બ્રહ્મર્ષિત્વ મેળવ્યું છે. તાત્પર્ય કે, સર્વ કરતાં બ્રહ્મબળ શ્રેષ્ઠ છે. **સંશોધક.**

+ **આ શ્લોકો એટલે શ્લોક ૧૧ થી ૩૦ સુધીના શ્લોકો મુરાદાબાદવાળી કોપીમાં નથી. સંશોધક.**

કરે છે[૨૪.૨૫]. કેટલાક બ્રાહ્મણો અગ્નિરહિત છતાં, હોમ કરે છે અથવા શ્રોત્રિય કર્મ કરે છે તેમજ જેઓ રજસ્વલા સ્ત્રી સાથે ગમન કરે છે, તે સર્વને પાપકર્મ કરનારા જાણવાં[૨૬]. જે ગામમાં એકજ કૂવો હોય અને સર્વનો નિર્વાહ તે ઉપર થતો હોય, તેવા ગામમાં રહેનારો તથા વ્યભિચારિણી સ્ત્રીનો સ્વામી એવો બ્રાહ્મણ, પૂર્વોક્ત ગામમાં બાર વરસ સુધી વસવા પછી શૂદ્ર થઇ જાય છે[૨૭]. જેની સાથે લગ્ન સંબંધ કર્યો નથી, તેવી સ્ત્રીને પોતાની શય્યામાં ધારણ કરનારો તથા વૃદ્ધિ પામેલા શૂદ્રને મોટો માનનારો તેમજ વૃદ્ધિ પામેલા ક્ષત્રિય અથવા વૈશ્યને મોટો માનનારો બ્રાહ્મણ, તેઓના પાછલા ભાગમાં ઘાસની સાદડી ઉપર બેસે, તો પછીથી તે બ્રાહ્મણ જેવી રીતે શુદ્ધ થાય, તે હું તને કહું છું; હે રાજન્! તું મ્હારૂં વચન સાંભળ!![૨૮]. પોતે બ્રાહ્મણ છતાં પોતાના કરતાં હલકા વર્ણના મનુષ્યનું સેવન કરે તથા તેની સાથે એક સ્થાનમાં એક આસન ઉપર બેસે; તેમ કરવાથી એકજ રાત્રિમાં જે પાપ થાય છે તે પાપ મટવાને માટે ત્રણ વરસ સુધી વ્રત ધારણ કરે તો, તે પાપ મટે છે[૨૯]. હે રાજન્! જે વચન હાસ્યમશ્કરીમાં કહ્યું હોય. જે વચન સ્ત્રી આગળ કહ્યું હોય, જે વચન વિવાહના સમયે કહ્યું હોય, જે વચન ગુરૂના અર્થે એટલે ગુરૂના હિતના અર્થે કહ્યું હોય અને જે વચન પોતાની જીવિકાને અર્થે કહ્યું હોય તે વચન કદાપિ અસત્ય હોય, તોપણ તેથી ધર્મહાનિ થતી નથી. હે રાજન્! એ પાંચ સ્થળે અસત્ય વચન બોલવાનું પાપ નથી[૩૦]. કોઇ હીન–નીચ પુરૂષની પાસે ઉત્તમ વિદ્યા હોય તો, શ્રદ્ધા રાખીને તે ઉત્તમ વિદ્યા તેની પાસેથી શીખી લેવી; અપવિત્ર જગ્યાએ સોનું પડયું હોય તો તે લેવામાં આનાકાની કરવા રહેવું નહિ[૩૧]. નીચ કુળમાંથી પણ સ્ત્રીરૂપી રત્ન લેવું અને ઝેરમાંથી પણ અમૃત લેવું. સ્ત્રી-રત્ન અને જળ પોતાના સ્વાભાવિક ધર્મથીજ નિર્દોષ છે[૩૨]. વૈશ્યે પણ ગાય અને બ્રાહ્મણના હિતના અર્થે, વર્ણસંકરપણું અટકાવવાના અર્થે અને પોતાની જાતિનું રક્ષણ કરવાના અર્થે શસ્ત્ર ધારણ કરવાં[૩૩]. સુરાપાન, બ્રહ્મહત્યા અને ગુરૂની સ્ત્રી સાથે ગમન, એ ત્રણ પાતક જો બુદ્ધિપૂર્વક કર્યાં હોય તો, તેના નિવારણ માટે પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં કહેલું નથી; તેનું પ્રાય-શ્ચિત્ત એજ છે કે, પ્રાણનો ત્યાગ કરવો[૩૪]. હે મહારાજ! સોનાની ચોરી, સામાન્ય ચોરી (ચૌર્ય કર્મ) અને બ્રાહ્મણના ધનનું હરણ કરવું, એ ત્રણ પાપ કરવાથી, મદ્યપાન કરીને વિહાર કરવાથી, અગમ્યા સ્ત્રી સાથે ગમન કરવાથી, પતિતની સાથે વ્યવહાર કરવાથી અને બ્રાહ્મણ ન છતાં બ્રાહ્મણી સાથે ગમન કરવાથી અલ્પ સમયમાં પતિત થવાય છે[૩૫.૩૬]. પતિ-તની સાથે યજ્ઞ કરાવવા સંબંધી, અધ્યાપન કરાવવા સંબંધી કે, વિવાહ સંબંધી વ્યવહાર એક વર્ષ પર્યંત કરવાથી પતિત થવાય છે; પણ તેની સાથે એક વાહનમાં બેસીને જવાથી, એક આસન ઉપર બેસવાથી કે, ભોજન કરવાથી પતિત થવાતું નથી[૩૭]. હે ભારત! એ વિના બીજાં સર્વ પાપનાં પ્રાયશ્ચિત્ત કરી શકાય એવાં છે. પ્રાયશ્ચિત્તથી પાપ નિવારણ થઈ શકે છે, એમ જાણીને કોઇ અવ્યસની પુરૂષે, પાપકર્મ કરવામાં રૂચિવાળા થવું નહિ. તથા એકવાર પ્રાયશ્ચિત્ત કર્યા પછી પુનઃ પાપ આચરવું નહીં[૩૮]. સુરાપાન કરનાર, બ્રહ્મહત્યા કર-નાર અને ગુરૂપત્નીની સાથે ગમન કરનાર, એ ત્રણ પૈકી કોઇ મરણ પામ્યો હોય તથા તેનું પ્રેત કર્મ કરવામાં ન આવ્યું હોય તથાપિ તેના સપિંડોને તેનું સ્નાનસૂતક લાગતું નથી માટે તેને દાહક્રિયા ન કરી હોય તથાપિ અન્ન અને સુવર્ણ લેવાનો બાધ નથી તથા એ વાતનો વિચાર પણ કરવા જેવો નથી[૩૯]. કદાપિ એ ત્રણ પાતક પૈકી એકાદ પાતક કરનાર અમાત્ય હોય અથવા ગુરૂ હોય, તોપણ ધર્મવાન પુરૂષે તેનો ત્યાગ કરવો, એજ ધર્મ છે કેમ કે, તેને પ્રાયશ્ચિત્તરૂપ કર્મ લાગુ પડતાં નથી તથા તેની સાથે ભાષણ પણ કરવું યોગ્ય નથી[૪૦]. એવી

રીતે પાપીઓની સાથે ભાષણ કરવાથી પણ મનુષ્ય, અધર્મી થાય છે અને તે અધર્મરૂપ પાપ ધર્મથી અને તપથી મટે છે[૪૧]. જેમ કે, ચોરને 'ચોર' એ પ્રમાણે કહેવાથી પણ પાપ લાગે છે, તો પછી તેની (ચોરની) સાથે સંભાષણની વાતજ શી કરવી ? જે પુરૂષ ચોર નથી, તેને ચોર કહ્યાથી બમણું પાપ લાગે છે. એજ પ્રમાણે બીજા દોષનાં પાપ પણ સમજી લેવાં. જો પરણાવ્યા વિનાની કન્યા, કોઇની સાથે મૈથુનની ઇચ્છા કરે તો, તે કન્યાને બ્રહ્મહત્યાના ત્રણ ભાગનું પાપ લાગે છે[૪૨]. તથા તે કન્યાને જે પુરૂષે દૂષિત કરી હોય, તેને બ્રહ્મહત્યાના બાકીના બે ભાગનું પાપ લાગે છે. જો કોઈ પુરૂષ, બ્રાહ્મણની નિંદા કરે અથવા તેને ધક્કો મારવા વગેરેના કારણથી સ્પર્શ કરે તો, તેજ બ્રહ્મહત્યાના બે ભાગરૂપ પાતક વિશેષ–ભારે થાય છે[૪૩]. અને તે, સો વર્ષ સુધી પ્રેતયોનિથી મુક્ત થતો નથી તથા એક હજાર વરસ પર્યંત નરકમાં વસે છે[૪૪]. માટે બ્રાહ્મણની કદાપિ નિંદા કરવી નહિ તથા તેને પાડી નાંખવો નહિ. જે પુરૂષ, બ્રાહ્મણના રૂધિરને પૃથ્વી ઉપર પાડે છે તે પુરૂષ, તે બ્રાહ્મણનો ક્ષય થવાથી જેટલું રૂધિર પૃથ્વી ઉપર પડે છે અને તેને જેટલા રેતીના કણ વળગે છે, તેટલા સમય સૂધી નરકમાં રહે છે. ભ્રૂણહત્યા કરનાર મનુષ્ય, સંગ્રામમાં જઇને બ્રાહ્મણના રક્ષણના અર્થે અથવા ગાયના રક્ષણના અર્થે યુદ્ધ કરે અને શસ્ત્ર વાગવાથી મૃત્યુ પામે તો શુદ્ધ થાય છે અથવા અગ્નિ પ્રજ્વલિત કરીને, તેમાં પડી બળી મરે, તો શુદ્ધ થાય છે. મદ્યપાન કરનારો મનુષ્ય, મદ્યને અત્યંત ગરમ કરીને પી જાય તો, પાપથી મુક્ત થાય છે અથવા ગરમ મદ્યથી શરીરને બાળીને મૃત્યુ પામે તો, શુદ્ધ થાય છે, એ રીતે પ્રાયાશ્ચિત્ત કરે છે, તોજ બ્રાહ્મણ ઉત્તમ લોકને પામે છે. પણ તેનો પરલોક સુધારવાનો બીજો માર્ગ નથી[૪૫-૪૮]. જે દુરાત્મા અને પાપબુદ્ધિવાળો મનુષ્ય ગુરૂપત્નીની સાથે ગમન કરે છે તે, સ્ત્રીના આકારની પ્રતિમા બનાવીને, તેને તપાવીને તથા તેનું આલિંગન કરીને પ્રાણ તજે, તોજ તેની શુદ્ધિ થાય છે અથવા ગુરૂસ્ત્રીની સાથે ગમન કરનાર પુરૂષ, પોતાનું શિશ્ન ઇન્દ્રિય તથા વૃષણ, બન્નેને કાપીને, હાથમાં લઇ નૈઋત દિશા તરફ મૃત્યુ થતાં સુધી ચાલ્યો જાય અને મૃત્યુ આવે ત્યારે પૃથ્વી ઉપર પડે તો, શુદ્ધિ થાય છે અથવા બ્રાહ્મણના અર્થે પ્રાણનો ત્યાગ કરે તેથી શુદ્ધ થાય છે અથવા અશ્વમેધવડે, ગોમેધવડે અથવા અગ્નિષ્ટોમવડે સારી રીતે યજ્ઞ કરવાથી તે, આ લોક અને પરલોકમાં પૂજવા યોગ્ય છે[૪૯-૫૨]. તેજ પ્રમાણે બ્રહ્મહત્યા કરનાર મનુષ્ય, બાર વરસ પર્યંત હાથમાં બ્રહ્મ કપાળને ઝાલીને, બ્રહ્મચર્ય પાળીને અને મુનિવૃત્તિ આચરીને પોતાના કર્મની પ્રસિદ્ધિ કરતો કરતો, પૃથ્વીમાં ફરે તો, તે કર્મથી મુક્ત થાય છે[૫૩]. એ પ્રમાણે બ્રહ્મહત્યા કરનારે, એવું તપ કરીને મુનિવ્રત પાળવું. જો કોઈ માણસ રજસ્વલા સ્ત્રીનો વધ કરે તો, તેને બ્રહ્મહત્યા કરતાં બમણું પાપ થાય છે. જે કોઈ સુરાપાન કરે, તેણે બ્રહ્મચર્ય વ્રત પાળવું અને પૃથ્વી ઉપર સૂઇ રહેવું. એ રીતે ત્રણ વરસ ઉપરાંત વ્રત પાળ્યા પછી અગ્નિષ્ટોમ યજ્ઞ કરવો અથવા એક હજાર બળદ અથવા એક હજાર ગાયોનું દાન આપવું તેથી પવિત્ર થવાય છે[૫૪-૫૬]. જો વૈશ્યની હત્યા કરી હોય તો, બે વરસ સૂધી વ્રત આચરવું તથા એકસો બળદ અથવા ગાયો આપવી, જો શૂદ્રની હત્યા કરી હોય તો, એક વરસ સુધી વ્રત આચરવું તથા સો બળદ અથવા સો ગાય આપવી[૫૭]. કૂતરા, વરાહ અને ગધેડાને હણવાથી શૂદ્રની હત્યા જેટલું પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધિ થાય છે. હે રાજન્ ! બિલાડી, ચાસ, દેડકો, કાગડો, સાપ, ઉંદર અને બીજાં એવાંજ પ્રાણીની હત્યા કરવાથી પશુહત્યાસમાન પાપ લાગે છે. હું, તને બીજાં પણ પ્રાયશ્ચિત્ત અનુક્રમે કહીશ[૫૮-૫૯]. અબુદ્ધિપૂર્વક જીવડાં વગેરેની હત્યા કરવારૂપ અલ્પ પાતક થવાથી પશ્ચાત્તાપ

કરવો; તેટલાવડેજ તે પાપની મુક્તિ થાય છે. ગોવધ સિવાય બીજા ઉપપાતક કરવાથી તે પ્રત્યેક ઉપપાતકનું પ્રાયશ્ચિત્ત એક એક સંવત્સર સુધી કરવું. શ્રોત્રિયની સ્ત્રી સાથે ગમન કરવાથી ત્રણ વર્ષ સુધી અને પરસ્ત્રીગમન કરવાથી બે વર્ષ સુધી પ્રાયશ્ચિત્ત આચરવાની જરૂર છે[૬૦]. તે પ્રાયશ્ચિત્ત એવું છે કે, સાંજરે એક વખત ખાવું, બ્રહ્મચર્ય વ્રત પાળવું અને સ્થાન તથા આસનને તજીને ફરવું તથા જેણે પોતાના માતા-પિતાને તજ્યાં હોય અથવા જેણે અગ્નિનો ત્યાગ કર્યો હોય, તેણે પણ એજ પ્રમાણે કરવું[૬૧]. જે પુરૂષ વિના કારણ માતા, પિતા અને ગુરૂનો ત્યાગ કરે છે, તે પુરૂષ પતિત થાય છે. હે કૌરવ્ય! ધર્મનો એવોજ નિશ્ચય છે[૬૨]. જો પોતાની સ્ત્રી વ્યભિચારિણી હોય, અને તેથી તેને રોકી રાખી હોય તો, તેને ખોરાકી–પોશાકી આપવી, એવો શાસ્ત્રનો નિયમ છે તથા પુરૂષને પરસ્ત્રીગમન કરવાથી જે પ્રાયશ્ચિત્ત કરવું પડે છે તે પ્રાયશ્ચિત્ત તેની પાસે કરાવવું[૬૩]. જે સ્ત્રી, પોતાના બ્રાહ્મણ પતિની શય્યાને તજીને નીચ વર્ણના પુરૂષની શય્યામાં જાય છે, તે સ્ત્રીને રાજાએ, ઘણી વિશાળ જગ્યામાં કૂતરાઓ પાસે ફાડી ખવરાવવી. તેમજ તે સ્ત્રીની સાથે સંગમ કરનાર પુરૂષને પણ તપાવેલા લોઢાના શયન ઉપર સૂવાડવો અને તેથી બાળીને મારી નાંખવો અથવા અગ્નિકાષ્ઠ ધારણ કરાવીને બાળી નાંખવો[૬૪,૬૫]. હે મહારાજ! સ્ત્રીઓ પોતાના સ્વામીની મર્યાદાનું ઉલ્લંઘન કરે, તો તેને એવો દંડ કરવો ઘટે છે. જેને પ્રાયશ્ચિત્ત કરવાનું ઠરાવેલું છે તે, જો એક વર્ષમાં પ્રાયશ્ચિત્ત કરે નહિ અને વાર લગાડે તો, તે દુષ્ટને બમણા સમય પર્યંત પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરવી[૬૬]. પતિત પુરૂષનો સંસર્ગ રાખનારી સ્ત્રી, જો એક વરસ સુધી સંસર્ગ રાખે તો, તેણે બે વરસ પ્રાયશ્ચિત્ત આચરવું. બે વરસ સુધી રાખે તો, ત્રણ વરસ, ત્રણ વરસ સુધી રાખે તો, ચાર વરસ તથા ચાર વરસ સુધી રાખે તો, પાંચ વરસ સુધી પ્રાયશ્ચિત્ત કરાવવું. પતિતનો સંસર્ગ રાખનાર પુરૂષ હોય તો, તેણે પણ એજ પ્રમાણે પ્રાયશ્ચિત્ત આચરવું તથા મુનિવ્રત ધારણ કરીને પૃથ્વીમાં ફરીને ભિક્ષા કરવી[૬૭]. જેષ્ઠભાઇ અવિવાહિત છતાં, જો નાનો ભાઇ વિવાહ કરે તો, વિવાહ કરનાર નાનો ભાઇ, જ્યેષ્ઠ ભાઇ અને વિવાહિતા સ્ત્રી, એ ત્રણે અધર્મથી પતિત થાય છે. અને તેઓએ, બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત આચરવું જોઇએ અથવા એક માસ સૂધી કૃચ્છ્રચાંદ્રાયણ વ્રત આચરે તો, તે પાપની શુદ્ધિ થાય છે અથવા વિવાહ કરનાર નાનો ભાઈ, જ્યેષ્ઠ ભાઇને તે સ્ત્રી સ્નુષા (વહુ--દીકરાની વહુ) તરીકે અર્પણ કરે અને પછી જ્યેષ્ઠ ભાઇની આજ્ઞાથી નાનો ભાઇ તે સ્ત્રીને રાખે; એ પ્રમાણે યથાધર્મ આચરણ કરવાથી તે બન્ને ભાઇ તથા તે સ્ત્રી પાપમાંથી છૂટે છે[૬૮-૭૦]. આપત્તિ આવી પડવાથી ગાય વિના અન્ય પશુની હિંસા કરવાનો દોષ નથી; પરંતુ જે પુરૂષ, પશુઓનો સ્વામી છતાં તેનો વધ કરે, તો ચમરીના પૂંછડાના વાળનું વસ્ત્ર પહેરીને અને મૃત્તિકાનું પાત્ર હાથમાં લઇને પોતાના કરેલા કર્મને પ્રસિદ્ધ કરતો કરતો, સાત ઘેર ફરીને નિત્ય ભિક્ષા માગી લાવે અને તે ઉપર નિર્વાહ કરે, એ પ્રમાણે બાર દિવસ સુધી કરવાથી તે શુદ્ધ થાય છે. વળી તેના ઉભા વાળને કાપે તો, તેણે એક સંવત્સર પર્યંત એવું વ્રત કરવું[૭૧-૭૩]. આ પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણના માટે કહેલું છે અને તે સર્વ કરતાં શ્રેષ્ઠ છે. જે પુરૂષ દાન કરવાને શક્તિવાળો હોય, તેને માટે દાન આપવાની પણ કલ્પના કરવી[૭૪]. જે પુરૂષ નાસ્તિક ન હોય, તેના માટે એક ગાયનું દાન આપવાનું કહેલું છે. શ્વાન, ભૂંડ, મનુષ્ય, કૂકડા, ગધેડા; એ પ્રાણીઓનું માંસ, મૂત્ર અને વિષ્ઠા વગેરે ભક્ષણ કરવામાં આવે તો, તે ફરી સંસ્કાર પામવાને યોગ્ય થાય છે. જેણે સોમપાન કર્યું હોય એવા બ્રાહ્મણે, મદ્ય પીનારા મનુષ્યનો વાસ લીધો હોય તો, ત્રણ દિવસ

ઉનું પાણી પીને રહેવું તથા ત્રણ દિવસ ઉનું દૂધ પીને રહેવું તથા ત્રણ દિવસ વાયુ ભક્ષણ કરીને રહેવું[૭૫-૭૭]. આ પ્રકારે મેં તને સનાતન પ્રાયશ્ચિત્ત કહ્યું અને તે વિશેષે કરીને, બ્રાહ્મણથી અજાણતાં થયેલા કર્મની શુદ્ધિના અર્થે કહ્યું છે"[૭૮].

एवमेतत्समुद्दिष्टं प्रायश्चित्तं सनातनम् । ब्राह्मणस्य विशेषेण यदज्ञानेन संभवेत् ॥ ७८ ॥

इति श्रीमहाभारते शां० आप० प्रायश्चित्तीये गु० भा० पंचत्रिंशतितमोऽध्यायः ॥ ३५ ॥

## અધ્યાય ૩૬ મો–ખડ્ગ ( તરવાર )ની ઉત્પત્તિ

**वैशंपायन उवाच** ॥ कथांतरमथासाद्य खड्गयुद्धविशारदः ॥
॥ नकुलः शरतल्पस्थमिदमाह पितामहम् ॥ १ ॥

વૈશંપાયન કહે છેઃ—પછી ખડ્ગયુદ્ધમાં નિપુણ નકુલે આપદ્ધર્મ વર્ણનની સમાપ્તિ થવાથી કથામાં સમય પામીને બાણ શય્યામાં સૂતેલા પિતામહ ભીષ્મને આવું વચન કહ્યું[૧]. નકુલ કહે છે કે, હે પિતામહ! પ્રહાર કરવાના આયુદ્ધોમાં ધનુષ્ય અત્યંત શ્રેષ્ઠ છે; પરંતુ હે ધર્મજ્ઞ! તેનાથી પણ વિશેષે પ્રશંસનીય તો મ્હારા ધારવા પ્રમાણે ખડ્ગ છે[૨]. હે રાજન્! જ્યારે ધનુષ્ય તૂટી જાય છે અને ઘોડાઓનો નાશ થઈ જાય છે, ત્યારે સંગ્રામમાં ખડ્ગવડે આત્માનું રક્ષણ કરવું સારી રીતે બની શકે છે[૩]. ધનુષ્યધારીઓને, ગદાધારીઓને અને શક્તિ ધારણ કરનાર વીરોને બાધ કરવાને ખડ્ગને ધારણ કરનાર એકજ વીર પુરૂષ સમર્થ છે[૪]. હે રાજન્! તથાપિ મ્હારા મનમાં મોટો સંશય છે તથા તે જાણવાનું મને મોટું કુતૂહલ છે કે, સર્વ યુદ્ધમાં સર્વથી શ્રેષ્ઠ કયું હથિયાર કહેવાય?[૫]. હે પિતામહ! ખડ્ગ શી રીતે ઉપજ્યું? શાને અર્થે તેને ઉત્પન્ન કર્યું? કોણે ઉત્પન્ન કર્યું? તેનો પ્રથમ આચાર્ય કોણ? એ સર્વ મને કહો!![૬]. વૈશંપાયન કહે છે કે,–હે ભારત! આ પ્રમાણે બુદ્ધિમાન એવા માદ્રીના પુત્ર નકુળનું કુશળતાયુક્ત તથા સૂક્ષ્મ અને વિચિત્ર અર્થવાળું વચન સાંભળીને, ધર્મને જાણનાર, ધનુર્વેદમાં સંપૂર્ણ જ્ઞાનવાળા અને બાણશય્યામાં સૂતેલા પિતામહ ભીષ્મે, જેણે શસ્ત્ર સંબંધી શિક્ષા લીધેલી છે એવા દ્રોણના શિષ્ય મહાત્મા નકુળને સ્વર અને વર્ણથી યુક્ત, સૂક્ષ્મ અને વિચિત્ર અર્થવાળું તથા નિપુણતાથી સંયુક્ત એવું ઉત્તરરૂપ વચન આ પ્રમાણે કહ્યું[૭-૯]. ભીષ્મ કહે છે કે,–હે માદ્રીના પુત્ર! તું મને જે પૂછે છે, તે સાંભળ!! તેં ગેરૂના પર્વત સરખા, રૂધિરથી લાલ રંગવાળા મને જાગૃત કર્યો છે[૧૦]. હે તાત! પૂર્વે આ સર્વ વિશ્વ જળવડે એક સમુદ્રરૂપ થઈ ગયું હતું. તે હાલતું–ચાલતું નહોતું, આકાશ પણ રહ્યું નહોતું તથા પૃથ્વીનું પૃષ્ઠ પણ ક્યાંય માલૂમ પડતું નહોતું[૧૧]. સઘળું વિશ્વ અંધકારથી વીંટાયલું, બીજું કાંઇ સ્પર્શ કરવામાં ન આવે એવું, અત્યંત ગંભીર દેખાવવાળું, શબ્દરહિત અને બુદ્ધિમાં ન સમાય એવું થઈ ગયું હતું. એવા જળના સમુદાયમાં પિતામહ બ્રહ્મદેવ ઉત્પન્ન થયા[૧૨]. તે સમર્થ બ્રહ્મદેવે વાયુ, અગ્નિ અને સૂર્યને પ્રકટ કર્યા; ઉંચે આકાશ અને નીચે પૃથ્વીને ઉત્પન્ન કરી. વળી તેમણે ચંદ્ર અને તારાઓસહિત આકાશ, નક્ષત્રો, ગ્રહો, સંવત્સર, ઋતુઓ, માસ, પક્ષ, ઘડી અને ક્ષણ, એ સર્વ પણ ઉત્પન્ન કર્યું[૧૩-૧૪]. પછી પિતામહ ભગવાન બ્રહ્મદેવે, પોતાના લોકમાં રહેલા દેહને ધારણ કરીને, ઉત્તમ તેજવાળા પુત્રોને ઉત્પન્ન કર્યા[૧૫]. એ પુત્રોનાં નામ આ પ્રમાણે છેઃ–મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, અંગિરા અને લોકના પ્રભુ તથા ઈશ્વર એવા રૂદ્ર[૧૬]. પછી પ્રચેતા થયા અને દક્ષ થયા. દક્ષે સાઠ કન્યાઓને ઉત્પન્ન કરી, તે સર્વ કન્યાઓનું બ્રહ્મર્ષિઓએ

પ્રજાના અર્થે ગ્રહણ કર્યું[17]. હે તાત! તે કન્યાઓથી સમગ્ર પ્રાણી માત્ર, દેવતાઓ, પિતૃઓ, ગંધર્વો, અપ્સરાઓ, અનેક પ્રકારના રાક્ષસો, પાંખોવાળાં પ્રાણી, પશુઓ, માછલાં, વાંદર, મોટા સર્પ, સર્વ પક્ષીઓના સમુદાય, જળમાં સ્થાન કરીને રહેનારાં તથા જળમાં ફરનારાં પ્રાણીઓ, પૃથ્વીમાંથી પેદા થનારાં, પરસેવામાંથી પેદા થનારાં, ઇંડાંમાંથી પેદા થનારા, જરાયુ સાથે પેદા થનારાં અને એ વિના પણ બીજું સંપૂર્ણ સ્થાવર અને જંગમ વિશ્વ પેદા થયું[18-20]. પછી સર્વલોકના પિતામહે, આ સૃષ્ટિને ઉત્પન્ન કરીને, વેદમાં કહેલા સનાતન ધર્મની તેમાં યોજના કરી[21]. તે ધર્મમાં દેવો, આચાર્ય, પુરોહિત, આદિત્યો, વસુઓ, રૂદ્ર દેવો, સાધ્યા દેવો, મરૂત દેવો, અશ્વિનીકુમાર દેવો, ભૃગુ, અત્રિ, અંગિરા, સિદ્ધ, તપરૂપ ધનવાળા કાશ્યપના પુત્રો, વસિષ્ઠ, ગૌતમ, અગસ્ત્ય, નારદ, પર્વત, વાલખિલ્ય ઋષિઓ, પ્રભાસ, સિક્તા, ઘૃતપા, સોમપા, વાયવ્ય, વૈશ્વાનર, મરીચિપા, અકૃષ્ટા, હંસ અને અગ્નિમાંથી ઉપજેલા ઋષિઓ વાનપ્રસ્થ તથા પ્રશ્નિ આદિ મુનિઓ સ્થિતિવાળા થયા અને બ્રહ્મદેવની આજ્ઞાને માનવા લાગ્યા[22-25]. પણ કેટલાક મોટા મોટા દાનવો ક્રોધ અને લોભયુક્ત થઇને પિતામહના શાસનનું ઉલ્લંઘન કરવા લાગ્યા તથા તેઓએ ધર્મનો ક્ષય કરવા માંડયો[26]. હિરણ્યકશિપુ, હિરણ્યાક્ષ, વિરોચન, શંબર, વિપ્રચિત્તિ પ્રહ્લાદ, નમુચિ તથા બલિ, એ અને બીજા પણ દૈત્ય તથા દાનવો, પોતપોતાના સમુદાયસહિત ધર્મસેતુનું ઉલ્લંઘન કરીને અને અધર્મ કરવાનોજ નિશ્ચય કરીને યથેષ્ટ આચરણ કરતા હતા[27,28]. તેઓ એમ કહેતા હતા કે: “ દેવો અને આપણે સર્વ એકજ જાતિના છીએ અને એકજ કુળમાં ઉપજેલા છીએ માટે સમાન છીએ.” એ પ્રમાણે ધર્મનું મૂળ પકડીને દેવતાઓ તથા ઋષિઓની સાથે નિરંતર સ્પર્દ્ધા કરતા હતા[29]. હે ભારત! તે દૈત્યોએ પ્રજાનું પ્રિય ન કર્યું કે, તેઓના ઉપર દયા ન કરી; પરંતુ સામાદિ ત્રણે ઉપાયનો ત્યાગ કરીને ચોથા ઉપાય-દંડવડેજ પ્રજાનો રોધ કરવા માંડયો. તે અસુરશ્રેષ્ઠોએ દેવો સાથે ગર્વથી સલાહ પણ કરી નહિ. પછી ભગવાન બ્રહ્મદેવ, ઋષિઓસહિત રમણીય એવા હિમાલયના શિખરપર ગયા કે, જે શિખર ઉપર આવી રહેલા તારાઓ જાણે સરોવરમાં કમળ ઉગેલાં હોય તેવા શોભી રહ્યા હતા, જેનો વિસ્તાર સો યોજન જેટલો છે અને જ્યાં મણિ તથા રત્નના સમુદાય પથરાયલા છે અને જેના ઉપર પત્ર અને પુષ્પવાળાં વૃક્ષોનાં વન છે, એવા ઉત્તમ હિમાલય ઉપર દેવતાઓમાં શ્રેષ્ઠ બ્રહ્મદેવ, લોકના અર્થની સિદ્ધિના માટે સ્થિત થયા[30-33]. એક હજાર વર્ષ સુધી તે સ્થળમાં રહ્યા પછી બ્રહ્માએ ત્યાં યજ્ઞ કરવાનો આરંભ કર્યો. તે યજ્ઞ, યજ્ઞકલ્પમાં કહેલા વિધિ પ્રમાણે યથાવત્ કર્મ કરનારા અને યજ્ઞકર્મમાં કુશળ ઋષિઓએ ઉપપાદન કરેલો, સમિધવડે વ્યાપ્ત, પ્રદીપ્ત થયેલા અગ્નિવડે દેદીપ્યમાન અને સુવર્ણનાં તેજસ્વી યજ્ઞપાત્રોવડે અલંકૃત હતો. તે યજ્ઞમંડળ દેવતાઓના સમુદાયથી વીંટાયલું અને બ્રહ્મર્ષિ સદસ્યોવડે શોભાયમાન હતું. મેં ઋષિઓના મુખથી સાંભળ્યું છે કે, ત્યાં એક મહાભયાનક બનાવ બન્યો હતો[34-37]. તે એવો કે, તે યજ્ઞકુંડમાંથી અગ્નિને આકાશમાં ઉરાડતું એક સત્વ ઉત્પન્ન થયું તેથી, નિર્મળ આકાશમાં ચંદ્રમાથી તારા ઉગ્યા હોય, તેવો ભાસ થયો[38]. તે સત્વ, કાળા કમળના સરખા શ્યામ વર્ણનું, તીક્ષ્ણ દાઢોવાળું, કૃશ ઉદરવાળું, ઉંચું, અત્યંત દુર્ધર્ષ અને અત્યંત બળવાળું હતું[39]. તે, જે વખતે પ્રકટ થયું તે વખતે પૃથ્વી કંપવા લાગી તથા મોટાં મોજાં થવાથી જેમાં ઉંડા આવર્ત થયા છે એવો સમુદ્ર પણ ક્ષોભ પામ્યો[40]. આકાશમાંથી મોટા ઉત્પાતની સાથે ઉલ્કા (બળતો અગ્નિ) પડવા લાગ્યો તથા વૃક્ષની ડાળો ભાંગીને પૃથ્વી ઉપર પડી. સઘળી દિશાઓમાં કોલાહલ

થઈ રહ્યો તથા શરીરની શાંતિને હરણ કરે એવો અકલ્યાણકારી પવન વાવા લાગ્યો[૪૧]. પ્રાણીઓ વારંવાર ભયથી પીડા પામવા લાગ્યાં. પછી અત્યંત ભયાનક સત્વને ઉત્પન્ન થયેલું જોઇને પિતામહ બ્રહ્મદેવ મહર્ષિ, દેવ અને ગંધર્વને કહેવા લાગ્યા કેઃ–મેં આ પ્રકારનું સત્વ ઉત્પન્ન થવાનું ચિંતવન કર્યું હતું; આ "અસિ" (ખડ્ગ) નામે વીર્યવાન્ સત્વ છે[૪૨,૪૩]. આ સત્વ લોકના રક્ષણના અર્થે અને દેવના શત્રુ દૈત્યોના વધના અર્થે ઉત્પન્ન થયું છે. પછી ખડ્ગ તે રૂપને તજીને ખડ્ગરૂપેજ થયું અને નિર્મળ, તીક્ષ્ણ ધારવાળું તથા જેમ પ્રલયકાળનો અંતક પ્રજાને હણવાને તૈયાર થયો હોય તેવું દેખાવા લાગ્યું. પછી બ્રહ્માએ જેની ધ્વજામાં વૃષભનું ચિહ્ન છે એવા શિતિકંઠ–રૂદ્રને અધર્મનું નિવારણ કરનારૂં તે તીક્ષ્ણ ખડ્ગ આપ્યું. પછી મહર્ષિ પુરૂષોએ સ્તુતિ કરેલા ભગવાન રૂદ્રે, તે ખડ્ગને હાથમાં લઇને બીજા રૂપને ધારણ કર્યું. ત્યારે પૃથ્વી ઉપર રહેલા છતાં મસ્તકવડે સૂર્યમંડળને સ્પર્શ કરતા રૂદ્રદેવે ચાર બાહુ, ઉર્ધ્વ દૃષ્ટિ અને મોટું લિંગ, એવા રૂપને ધારણ કર્યું. તે, મુખમાંથી અગ્નિની જ્વાળાઓને વરસાવવા લાગ્યા તથા કાળા, ધોળા અને રાતા એવા અનેક તરેહના રંગને ધારણ કર્યા[૪૪-૪૮]. જેમાં સુવર્ણની ઉત્તમ ટપકીઓ ચોઢેલી છે એવું કાળા મૃગચર્મનું વસ્ત્ર પહેર્યું તથા કપાળમાં સૂર્યના સરખા એક નેત્રને ધારણ કર્યું[૪૯]. તે ત્રીજા નેત્ર સિવાય એક કાળું અને પિંગટ, એવાં બે નેત્ર શોભતાં હતાં. પછી જેના હાથમાં ત્રિશૂળ છે તથા "ભગ" નામે દેવના નેત્રને ફોડનારા, મોટા બળવાળા અને મોટા પરાક્રમવાળા શ્રીમહાદેવ, પ્રલયકાળના અગ્નિના સમાન તેજવાળા તથા ત્રણ ધારવાળા તે ખડ્ગ તથા ઢાલને લઇને ફરવા લાગ્યા[૫૦-૫૧]. તે જાણે મેઘસહિત વિજળીને લઇને ફરતા હોય, તેવા શોભતા હતા. હે ભારત ! તે, યુદ્ધ કરવાની ઇચ્છાથી આકાશમાં તરવારને ફેરવતા હતા તથા મોટું હાસ્ય અને ઘોર ગર્જના કરતા હતા તે વારે તેમનું રૂપ અત્યંત ભયંકર દેખાવા લાગ્યું. પછી દાનવોએ સાંભળ્યું કે, રૂદ્રે એવું રૂપ ધારણ કર્યું છે, ત્યારે તેઓ પણ રૌદ્ર કર્મ કરવાની ઇચ્છાથી હર્ષ પામીને તેમની સામે થવાને દોડી આવ્યા તથા તેમના ઉપર પથ્થરાઓ અને અગ્નિથી સળગતાં કાષ્ઠોની વૃષ્ટિ કરવા માંડી; તેમજ તીક્ષ્ણ ધારવાળાં લોહનાં બનાવેલાં બીજાં પણ હથિયાર તેમના ઉપર ફેંકવા માંડ્યાં. પછી દાનવની સેનાએ, દેવની સેનાના સેનાપતિ, અખંડિત અને અત્યંત બળવાળા રૂદ્રને જોયા અને તેથી તેઓ મોહ પામ્યા અને કંપિત થયા[૫૨-૫૬]. શ્રીમહાદેવજી એક છતાં સર્વે અસુરોએ તેમને હજારરૂપે જાણ્યા. રૂદ્ર પણ શત્રુની સેનામાં જેમ વૃક્ષના પોલાણમાંથી દાવાગ્નિ સળગ્યો હોય તેમ કેટલાકને કાપી નાખીને, કેટલાકને તોડી નાખીને, કેટલાકને ઘાયલ કરીને, કેટલાંકનાં અંગ જૂદાં કરી નાખીને, કેટલાકને ફાડી નાખીને અને કેટલાકને જમીન ભેગા કરી નાખીને નાશ કરવા લાગ્યા[૫૭]. રૂદ્રના ખડ્ગના વેગથી ભાગી ગયેલા મોટા બળવાળા અસુરો, જેઓના બાહુ, જંઘા અને છાતીઓ કપાઇ ગયાં છે તથા જેઓનાં આંતરડાં અને અંગ વેરાઈ ગયાં છે એવા થઇને પૃથ્વી ઉપર પડ્યા. ખડ્ગના પ્રહારથી પીડિત થયેલા કેટલાક દાનવો સંગ્રામમાંથી નાસી ગયા[૫૮-૫૯]. કેટલાક એક–બીજાને બૂમો પાડીને બોલાવતા બોલાવતા, ઇચ્છિત દિશામાં નાસી ગયા; કેટલાક પૃથ્વીમાં પેસી ગયા તથા કેટલાક પર્વતોમાં સંતાઇ ગયા[૬૦]. કેટલાક આકાશમાં જતા રહ્યા અને કેટલાક પાણીમાં સંતાઈ ગયા. એ પ્રમાણે અત્યંત દારૂણ અને મોટો સંગ્રામ થયો. જેથી પૃથ્વી માંસ અને રૂધિરના કાદવવાળી તથા જોવાથી ભય ઉપજે એવી થઇ[૬૧]. હે મહાબાહો ! રૂધિરથી ખરડાયલાં દાનવોનાં શરીરવડે વ્યાપ્ત એવી તે ભૂમિ, જાણે કેસુડીનાં ફૂલથી છાયેલા પર્વતવાળી ભૂમિ હોય, તેવી

દેખાતી હતી. રૂદ્રે, એ પ્રમાણે દાનવોને હણીને તથા જગતમાં ધર્મ પ્રવર્તાવીને પોતાનું રૌદ્રરૂપ સમેટી લીધું અને પુનઃ પોતાના કલ્યાણકારી સ્વરૂપને ધારણ કર્યું. પછી સર્વ મહર્ષિઓ તથા સર્વ દેવના સમુદાય અદ્‌ભુત જય પામીને, દેવના દેવ શંકરનું પૂજન કરવા લાગ્યા. પછી ભગવાન સદાશિવે દાનવના રૂધિરથી ખરડાયલું અને ધર્મનું રક્ષણ કરનારૂં તે ખડ્ગ સત્કારપૂર્વક વિષ્ણુને આપ્યું, વિષ્ણુએ મરીચિને આપ્યું; ભગવાન મરીચિએ મહર્ષિઓને આપ્યું, મહર્ષિઓએ ઇન્દ્રને આપ્યું, ઇન્દ્રે લોકપાલોને આપ્યું અને હે પુત્ર! લોકપાલોએ સૂર્યના પુત્ર મનુને આપ્યું તથા તેને આ વચન કહ્યું કેઃ–તું મનુષ્યોનો સ્વામી છે માટે તું આ ધર્મગર્ભ ખડ્ગવડે પોતાની પ્રજાનું પાલન કરજે!! વળી જેઓ પોતાના સ્થૂળ દેહના અર્થે તથા સૂક્ષ્મ દેહ એટલે મન આદિ ઇન્દ્રિયોની પ્રીતિના અર્થે ધર્મના સેતુનું ઉલ્લંઘન કરીને વર્તે છે, તેઓને યથાયોગ્ય દંડ આપીને ધર્મવડે પ્રજાનું રક્ષણ કરવું; પણ દૈવયોગથી બની આવ્યું તો રક્ષણ કરવું, એમ કરવું નહિ. કઠિન વચન કહેવું, કેદ કરવો, ઘણુંક સુવર્ણ લેવારૂપ દંડ કરવો, શરીરને ખોડ આણવી અને વધ કરવો, એ સર્વ ખડ્ગનાંજ રૂપ છે. પણ અલ્પ કારણ માટે વધ કરવો નહિ[૬૨-૭૧]. પછી મનુરાજાએ, ખડ્ગનાં એવાં રૂપ જાણીને, તેવડે ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન નહિ કરતાં, પ્રજાનું રક્ષણ કરીને પોતાના પુત્રને પ્રજાના રાજા કરીને તે ખડ્ગ તેને આપ્યું[૭૨]. એ રીતે મનુએ પ્રજાઓનું રક્ષણ થવા માટે પોતાના પુત્ર ક્ષુપને તે ખડ્ગ આપ્યું. પછી તે ખડ્ગ ક્ષુપ પાસેથી ઈક્ષ્વાકુને અને ઈક્ષ્વાકુ પાસેથી પુરૂરવાને મળ્યું[૭૩]. પુરૂરવા પાસેથી આયુને મળ્યું; આયુની પાસેથી સમર્થ નહુષને મળ્યું; નહુષ પાસેથી યયાતિને મળ્યું અને યયાતિની પાસેથી પુરૂને મળ્યું[૭૪]. તે ખડ્ગ પુરૂની પાસેથી અમૂર્તરયસને, અમૂર્તરયસની પાસેથી "ભૂમિશય" નામે રાજાને અને ભૂમિશય રાજાની પાસેથી દુષ્યંતના પુત્ર ભરતને મળ્યું[૭૫]. હે રાજન્! ભરતની પાસેથી ધર્મજ્ઞ ઐલવિલ રાજાને અને ઐલવિલની પાસેથી "ધુંધુમાર" નામે નરપતિને તે ખડ્ગ પ્રાપ્ત થયું[૭૬]. ધુંધુમારની પાસેથી કાંબોજને, કાંબોજની પાસેથી મુચુકંદને મળ્યું, મુચુકંદની પાસેથી મરૂત્ત રાજાને અને મરૂત્તની પાસેથી રૈવત રાજાને મળ્યું[૭૭]. તે ખડ્ગ રૈવતની પાસેથી યુવનાશ્વને તથા યુવનાશ્વની પાસેથી રઘુને મળ્યું અને રઘુની પાસેથી ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલો પ્રતાપી હરિણાશ્વ રાજા તે ખડ્ગને પામ્યો[૭૮]. તે ખડ્ગ હરિણાશ્વની પાસેથી શુનકને, શુનકની પાસેથી ધર્માત્મા ઉશીનરને તથા ઉશીનરની પાસેથી યદુકુળસહિત ભોજ રાજાને મળ્યું[૭૯]. તે ખડ્ગ યાદવોની પાસેથી શિબિ રાજાને, શિબિની પાસેથી પ્રતર્દનને, પ્રતર્દનની પાસેથી અષ્ટકને, અષ્ટકની પાસેથી પૃષદશ્વને, પૃષદશ્વની પાસેથી ભારદ્વાજને, ભારદ્વાજની પાસેથી દ્રોણને અને દ્રોણની પાસેથી કૃપાચાર્યને પ્રાપ્ત થયું તથા કૃપાચાર્ય પાસેથી ભાઈઓસહિત તું, તે ઉત્તમ ખડ્ગને પામ્યો છે[૮૦.૮૧]. તે ખડ્ગનું નક્ષત્ર કૃત્તિકા છે, દેવતા અગ્નિ છે, રોહિણી ગોત્ર છે અને તેના ઉત્તમ ગુરૂ રૂદ્ર છે[૮૨]. હે પાંડુપુત્ર! ખડ્ગનાં આઠ નામ છે, તે પરમ ગુપ્ત છે; તે નામ હું તને કહું તે સાંભળ!! કેમ કે; તેનું કીર્તન કરવાથી સદા જય પ્રાપ્ત થાય છે[૮૩]. અસિ, વિશસન, ખડ્ગ, તીક્ષ્ણધાર, દુરાસદ, શ્રીગર્ભ, વિજય અને ધર્મપાળ, એવાં તેનાં આઠ નામ છે[૮૪]. હે માદ્રવતીના પુત્ર! સમગ્ર આયુધમાં ખડ્ગ સર્વથી શ્રેષ્ઠ છે તથા શ્રીમહેશ્વરે તેને નિર્માણ કર્યું છે, એમ પુરાણમાં પણ નિશ્ચય થયેલો છે[૮૫]. શત્રુનું દમન કરનાર પૃથુએ, પ્રથમ ધનુષ્યને પેદા કર્યું હતું તથા તે વડે તેણે આ પૃથ્વીમાંથી અનેક પ્રકારનાં ધાન્ય દોહ્યાં હતાં[૮૬]. હે માદ્રેય! પૃથુએ જે પ્રમાણે ધનુષ્યને ઉત્પાદન કરીને ધર્મવડે પૃથ્વીનું રક્ષણ કર્યું હતું તે પ્રમાણે આ ખડ્ગને

પણ પ્રાચીન જાણીને પ્રમાણ કરવું ઘટે છે. જે પુરૂષ યુદ્ધમાં કુશળ હોય, તેણે ખડ્ગની સદા પૂજા કરવી જોઇએ[૮૭]. હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે મેં તને ખડ્ગની ઉત્પત્તિ અને એક બીજા પાસેથી તેની પ્રાપ્તિરૂપ સંસર્ગ વિસ્તારથી કહ્યા, તે પ્રથમ કલ્પ છે[૮૮]. મનુષ્ય સર્વ પ્રકારે ઉત્તમ એવી ખડ્ગની ઉત્પત્તિને સાંભળવાથી આ લોકમાં કીર્તિને પામે છે અને પરલોકમાં મોક્ષને પ્રાપ્ત થાય છે"[૮૯].

सर्वथैतदिदं श्रुत्वा खड्गसाधनमुत्तमम् । लभते पुरुषः कीर्तिं प्रेत्य चानंत्यमश्नुते ॥ ८९ ॥

इति श्रीमहाभारते शांतिपर्वणि आप० गुर्जरभाषायां खड्गोत्पत्तिकथनं नाम षट्त्रिंशत्तमोऽध्यायः ॥ ३६ ॥

---

## અધ્યાય ૩૭ મો–ષડ્જ ગીતાધ્યાય.

**वैशंपायन उवाच** ॥ इत्युक्तवति भीष्मे तु तूष्णींभूते युधिष्ठिरः ॥

॥ पप्रच्छावसथं गत्वा भ्रातॄन् विदुरपंचमान् ॥ १ ॥

વૈશંપાયન કહે છે કે,–એ પ્રમાણે ભીષ્મ કહેતા હતા, તે વખતે કાંઈ પણ બોલ્યા સિવાય બેસી રહેલા યુધિષ્ઠિર, ઘેર ગયા પછી પોતાના ચાર ભાઈઓને અને પાંચમા વિદુરને પૂછવા લાગ્યા કે,–ધર્મ, અર્થ અને કામમાં લોભવૃત્તિનું આરોપણ કર્યું છે; ત્યારે તે ધર્માદિમાંથી ઉત્તમ કયો, મધ્યમ કયો અને કનિષ્ઠ કયો?[૧,૨]. કામ, ક્રોધ અને લોભરૂપ ત્રિવર્ગને જીતવા માટે આત્માનું આરોપણ શામાં કરવું? તેના ઉત્તરમાં તમે હર્ષ પામીને યોગ્ય અને સ્થિતિવાળું વાક્ય કહો[૩]. પછી અર્થની ગતિના તત્વને જાણનારા અને બુદ્ધિવાળા વિદુર, ધર્મશાસ્ત્રનું સ્મરણ કરીને આ પ્રમાણે બોલ્યા[૪]. વિદુર કહે છે કે,–ઘણું અધ્યયન, તપ, ત્યાગ, શ્રદ્ધા, યજ્ઞક્રિયા, ક્ષમા, નિષ્કપટપણું, દયા, હિંસારહિત યથાર્થ વચન (સત્ય) અને મનઃસંયમ–મનને કબજે રાખવું, તે ધર્મની સંપત્તિઓ છે[૫]. હે યુધિષ્ઠિર! ધર્મની આ સંપત્તિઓજ આચરવા યોગ્ય છે, માટે ત્હારૂં મન તેમાંથી ચલિત ન થાઓ!! ધર્મ અને અર્થ બન્નેનું મૂળ એજ છે અને એજ એક એવું પગલું છે કે, જેમાં સર્વ પગલાંનો સમાવેશ થઇ જાય છે[૬]. ઋષિયો ધર્મવડે તરી ગયા છે. લોકની સ્થિતિ પણ ધર્મમાંજ રહેલી છે. દેવો ધર્મવડેજ વૃદ્ધિને પામે છે તથા ધર્મમાંજ અર્થ રહેલો છે[૭]. હે રાજન્! ધર્મ, એજ ઉત્તમ ગુણ છે અને અર્થ તો મધ્યમ ગુણ છે તથા કામ કનિષ્ઠ ગુણ છે, એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે[૮]. માટે મનને વશ રાખીને મનુષ્યે મુખ્યત્વે ધર્મ આચરવા ઉપર ધ્યાન રાખવું તથા જેવી રીતે મનુષ્ય પોતાના પ્રત્યે વર્તે છે તેજ પ્રમાણે સર્વ પ્રાણીઓ પ્રત્યે વર્તવું[૯]. વૈશંપાયન કહે છે કે,–વિદુરનું વચન સમાપ્ત થયું એટલે યુધિષ્ઠિરના પૂછવાથી ધર્મ અને અર્થના તત્વને જાણનારો તથા અર્થ શાસ્ત્રમાં કુશળ એવો અર્જુન આવું વચન બોલ્યો[૧૦]. અર્જુન કહે છે કે,–હે રાજન્! આ લોક કર્મભૂમિ કહેવાય છે. માટે વૃત્તિ–નિર્વાહને યોગ્ય ઉદ્યમ કરવો, એ પ્રશંસનીય છે. ખેતી, વેપાર, પશુપાલન, અનેક પ્રકારનાં શિલ્પ, આ સર્વ અર્થ કહેવાય છે અને તે સર્વ કર્મની મર્યાદાભૂત છે. ધર્મ અને કામ, એ બે પુરૂષાર્થ અર્થ વિના બનતા નથી[૧૧-૧૨]. જે પુરૂષની પાસે અર્થ (દ્રવ્ય) હશે, તે પુરૂષ ઉત્તમ પ્રકારનો ધર્મ આચરવાને તથા કામ કરવાને શક્તિમાન છે. દ્રવ્ય વિનાના અકૃતાત્મા પુરૂષો ધર્મ અને કામને મેળવી શકતા નથી[૧૩]. એમ સાંભળ્યું છે કે, ધર્મ અને કામ એ બન્ને અર્થના અવયવ છે; જો અર્થની સિદ્ધિ થાય છે તો તે બન્ને સ્વતઃ સિદ્ધ થાય છે[૧૪]. માટે જેની પાસે દ્રવ્ય હશે,

તે પુરૂષને સર્વ ઉત્તમ વર્ણના પુરૂષો પણ, જેમ પ્રાણીઓ બ્રહ્મદેવની ઉપાસના કરે છે, તેમ નિરંતર ઉપાસશે[૧૫]. પુરૂષો અર્થની ઈચ્છા રાખીને જટા અને મૃગચર્મને ધારણ કરે છે. ઇંદ્રિયોનું દમન કરે છે, શરીરે કાદવ ચોપડે છે, ઇંદ્રિયોને જીતે છે, મસ્તક મૂંડાવી નાંખે છે અને એક તાંતણો પણ વસ્ત્ર માટે રાખતા નથી[૧૬]. કેટલાક નૈષ્ઠિક બ્રહ્મચર્યને પાળે છે. કેટલાક કાષાય (ભગવાં) વસ્ત્રને ધારણ કરે છે, કેટલાક દાઢી-મૂછને વધારે છે અને કેટલાક લજ્જાનું સેવન કરે છે, પરંતુ તે સર્વ અર્થ (દ્રવ્ય) માટેજ એવો પ્રયત્ન કરે છે તેમાં કેટલાક વિદ્વાન, શાંત અને સર્વ પ્રકારનાં પરિગ્રહથી મુક્ત હોય છે[૧૭]. તથા તેમાંના કેટલાક અર્થની અપેક્ષાવાળા તથા કેટલાક સ્વર્ગની અપેક્ષાવાળા હોય છે. તે સર્વ પોતપોતાના કુળમાં જે શાસ્ત્રની માન્યતા ચાલતી હોય તેના અનુસારે આચરણ કરે છે[૧૮]. કેટલાક આસ્તિક છે, કેટલાક નાસ્તિક છે તથા કેટલાક સંયમશીલ છે, પણ તે સર્વ અનર્થને (અદ્રવ્ય)ને જે અંધકારરૂપ જાણે છે તથા અર્થની શ્રેષ્ઠતારૂપ વિષયને પ્રકાશરૂપ જાણે છે[૧૯]. સેવકને ભોગવડે યુક્ત કરવા તથા શત્રુઓને દંડવડે યુક્ત કરવા, તે સર્વ માત્ર અર્થવાળોજ પુરૂષ કરી શકે છે. હે સર્વોત્તમ બુદ્ધિવાળા! એ મ્હારો યોગ્ય મત છે. હવે જેઓના કંઠમાં વાક્ય આવી રહેલું છે એટલે જેઓ બોલવાને ઉત્સુક છે એવા આ નકુલ તથા સહદેવના વચનને સાંભળો!![૨૦]. વૈશંપાયન કહે છે કે,–પછી ધર્મ અને અર્થમાં કુશળ એવા માદ્રીના પુત્ર નકુલ તથા સહદેવ બોલ્યા[૨૧]. નકુલ તથા સહદેવ કહે છે કે,–પુરૂષ, ભલે, બેઠો હોય, સૂતો હોય, ચાલતો હોય અથવા ઉભો રહ્યો હોય, તોપણ તેણે, સારા-નરસા (ઉત્તમ-અધમ) પ્રયોગવડે અર્થયોગને દૃઢ કરવો[૨૨]. અત્યંત દુર્લભ અને પરમ પ્રિય એવો અર્થયોગ દૃઢ થઇ જાય તો, આ લોકમાં સર્વ કામનાઓ પ્રત્યક્ષ પ્રાપ્ત થાય, એમાં કાંઇ સંશય નથી[૨૩]. અર્થનો યોગ, તે શું? જે અર્થ ધર્મની સાથે સંયુક્ત છે અને જે ધર્મ અર્થની સાથે સંયુક્ત છે તેને અમે તમારા પ્રત્યે અમૃતસમાન સુખપ્રદ કહીએ છીએ[૨૪]. અર્થરહિત પુરૂષને કામ પ્રાપ્તિ થતી નથી; તેમજ માત્ર ધર્મ ઉપાર્જન કરનારને અર્થની પ્રાપ્તિ પણ ક્યાંથી થાય? માટે જે પુરૂષ ધર્મ અને અર્થથી બહિષ્કૃત છે, તેનાથી લોકો ઉદ્વેગ પામે છે તથા એટલા માટેજ ઇંદ્રિય સંયમ કરનારા પુરૂષે, ધર્મનું દાન કરીને અર્થ સિદ્ધ કરવો. અમે જે આ વચન કહીએ છીએ; તેના ઉપર વિશ્વાસ રાખનારા પ્રાણીઓને સર્વ કાંઈ પ્રાપ્ત થશે[૨૫-૨૬]. માટે પ્રથમ ધર્મનું આચરણ કરવું અને પછી તેથી ધર્મસહિત અર્થપ્રાપ્તિ થશે. તે પછી કામનું આચરણ કરવું; કેમ કે, અર્થ પ્રાપ્તિ થયા પછીજ તે (કામ)નું ફળ પ્રાપ્ત થાય છે[૨૭]. વૈશંપાયન કહે છે કે,–એ પ્રમાણે વચન બોલીને તે બન્ને અશ્વિનીકુમાર નકુલ અને સહદેવ વિરામ પામ્યા એટલે પછી ભીમસેને, આ પ્રકારે વચન બોલવાનો આરંભ કર્યો[૨૮]. ભીમસેન કહે છે કે,–કામની ઇચ્છા વિનાનો પુરૂષ અર્થની ઈચ્છા કરતો નથી અને કામ વિનાનો પુરૂષ ધર્મની પણ ઇચ્છા કરતો નથી; વધુ શું કહું? કામ વિનાનો પુરૂષ કંઇ પણ ઇચ્છતોજ નથી; માટે કામજ શ્રેષ્ઠ છે[૨૯]. ઋષિઓ કામથી યુક્ત થઇને તપ કરવામાં આસક્ત થયેલા છે તથા ફળ-મૂળને ખાઇને અથવા વાયુભક્ષણરૂપ દેહદમન કરીને સારી રીતે નિયમમાં વર્તે છે[૩૦]. વળી કેટલાક વેદ અને ઉપવેદમાં યુક્ત છે, કેટલાક સ્વાધ્યાયનું સંપૂર્ણ પઠન કરે છે, કેટલાક શ્રાદ્ધક્રિયા, યજ્ઞક્રિયા, તપક્રિયા, દાનક્રિયા અને પ્રતિગ્રહક્રિયામાં કુશળ છે[૩૧]. કેટલાક વેપાર કરે છે, કેટલાક ખેતી કરે છે, કેટલાક પશુપાલન કરે છે, કેટલાક કારીગરી કરે છે; કેટલાક શિલ્પકામ કરે છે, તેમજ કેટલાક દેવકર્મ કરે છે, એ સર્વને "કામ (ઇચ્છા)" એ નામના વિકારે કામ (કર્મ) માં યોજ્યા છે[૩૨]. કામથી સંયુક્ત થઇને કેટલાક પુરૂષો સમુદ્રમાં પેસે છે; કામનાં અનેક રૂપ છે તથા આ સમગ્ર વિશ્વ કામવડે વ્યાપ્ત છે[૩૩]. જે પ્રાણી કે, પદાર્થ

કામમય હોય નહિ, એવો કોઇ પ્રાણી કે, પદાર્થ ત્રણ લોકમાં છે નહિ, હતો નહિ કે, થશે પણ નહિ. હે મહારાજ ! ધર્મ અને અર્થ, બન્ને જેમાં રહેલા છે એવો સારભૂત પદાર્થ તો માત્ર એકલો કામજ છે[૩૪]. જેમ દહીંમાંથી સારભૂત માંખણ કાઢવામાં આવે છે, તેમ અર્થ અને ધર્મનું સારભૂત તત્વ કામ છે. જેમ ખોળ કરતાં તેલ ઉત્તમ છે તથા જેમ મઠા (ભાગેલા દહીં) કરતાં ઘૃત ઉત્તમ છે[૩૫]. જેમ કાષ્ઠ કરતાં પુષ્પ અને ફળ ઉત્તમ છે, તેમ ધર્મ અને અર્થ કરતાં કામ ઉત્તમ છે. જેમ પુષ્પના કરતાં, તેમાંનો મકરંદ ઉત્તમ છે, તેમ ધર્મ તથા અર્થ, એ બન્ને કરતાં કામ ઉત્તમ છે. કામજ ધર્મ અને અર્થનું ઉત્પત્તિસ્થાન છે તથા કામજ ધર્મ અને અર્થનું સ્વરૂપ છે[૩૬]. જો કામ હોય નહિ તો, બ્રાહ્મણો ઉત્તમ ભોજનને પામે નહિ અથવા દેવોને બળિદાન આપે નહિ; જો કામ હોય નહિ તો, બ્રાહ્મણોને કોઇ કાંઇ આપે નહિ; જો કામ હોય નહિ તો, અનેક પ્રકારની લોકક્રિયા બને નહિ; માટે ધર્માદિ ત્રણે વર્ગમાં કામજ શ્રેષ્ઠ છે[૩૭]. હે રાજન્ ! તું સુંદર આકૃતિવાળી, અલંકારયુક્ત (શણગારેલી), મદથી ઉત્કટ અને પ્રિય દર્શનવાળી સ્ત્રીઓ સાથે ઇચ્છામાં આવે, તેવી રીતે રમણ કર ! ! કેમ કે, ક્ષત્રિયનો આશ્રય કામજ છે[૩૮]. હે ધર્મપુત્ર ! સર્વ રીતે મૂળ પર્યંત શોધ કરી જોતાં મ્હારો તેજ નિશ્ચય થાય છે. માટે તમારે પણ તે નિશ્ચયથી ડગવું જોઇએ નહિ. મ્હારૂં એ વચન સત્પુરૂષોએ ગ્રહણ કરેલું, ઉત્તમ સારવાળું અને પરમ અનિષ્ઠુર છે. અર્થાત્ કઠોર નથી[૩૯]. ધર્મ, અર્થ અને કામ, એ ત્રણેનું અકેકે કાળે સેવન કરવું; પણ જે પુરૂષ એ ત્રણમાંથી એકનું સેવન કરે છે, તે પુરૂષને અધમ જાણવો. અર્થ, કામ અને ધર્મ, એ ત્રણમાંથી અર્થનું સેવન કરનાર મધ્યમ છે અને જે ધર્માદિ ત્રણે વર્ગમાં આસકત હોય, તેજ ઉત્તમ છે[૪૦]. પછી ડાહ્યો, સ્નેહવાળો, જેણે ચંદનનો લેપ કરેલો છે એવો અને અનેક પ્રકારના હાર તથા અલંકારથી યુકત ભીમસેન, પોતાના ભાઇઓને એ પ્રમાણે સંક્ષિપ્ત અને વિસ્તારથી પૂર્વોક્ત વચન સંભળાવીને વિરામ પામ્યો[૪૧]. હવે શ્રવણ કરનારાઓમાં તથા ધર્મવાળાઓમાં સર્વોત્તમ એવા ધર્મરાજાએ, પોતાના ભાઇઓ તથા વિદૂરનાં પૂર્વોક્ત વચન ઉપર એક મુહૂર્ત પર્યંત સારી રીતે વિચાર કરીને પછી, યથાર્થ તત્વનું સ્મરણ કરીને આ પ્રમાણે વચન કહ્યું[૪૨]. યુધિષ્ઠિર કહે છે કે,—તમે સર્વેએ, ધર્મશાસ્ત્રનો નિશ્ચય કહેલો છે અને પ્રમાણને જાણો છો, એમાં સંશય નથી; મને નિશ્ચય જાણવાની ઇચ્છા થવાથી તેમોએ જે સિદ્ધાંતરૂપ વચન કહ્યાં, તે મેં સાંભળ્યાં. વારૂ, હવે હું પણ તે સંબંધી જે વચન કહું છું તેને તમે એકચિત્ત થઇને સાંભળો ! ![૪૩]. જે પુરૂષ પાપમાં અથવા પુણ્યમાં આસક્ત નથી, ધર્મ, અર્થ કે, કામમાં આસક્ત નથી તથા જે પુરૂષને મન માટીનું ઢેકું અને સુવર્ણ સમાન છે, તે પુરૂષ દોષથી મુક્ત થઇને દુઃખ અને સુખરૂપ અર્થની સિદ્ધિથી મુક્ત થાય છે. અર્થાત્ તેને દુઃખ—સુખ બાધ કરતું નથી[૪૪]. પ્રાણીઓ જન્મમરણ અને તેની પેહેલાંની વાતોનું પણ સ્મરણ કરે છે—એવાં પણ કેટલાંક પ્રાણી છે—અર્થાત્ જન્મમરણયુક્ત પ્રાણીઓ છે, વળી તે વૃદ્ધાવસ્થા આદિ વિકારોથી યુક્ત છે અને વારંવાર સુખ—દુઃખ, જન્મ, મરણ, જરા, વ્યાધિ આદિ વિકારો તેઓને પુનઃ ભોગવવા પડે છે, એવો કોઈ પ્રાણી મોક્ષની પ્રશંસા કરે, તો ભલે કરો ! ! પણ તે મોક્ષ એ શું છે ? તે અમે જાણતા નથી, અર્થાત્ પ્રાણી સુખદુઃખના હેતુરૂપ કર્મ કરવાથી જ્યાં સુધી વિરામ પામશે નહિ તથા તે ઉપરથી તેની આસક્તિ મટશે નહિ, ત્યાં સુધી તેને જન્મ—મરણાદિ વિકારો ટળવાના નથી અને મોક્ષ પણ મળવાનો નથી[૪૫]. જે પુરૂષ સ્નેહયુક્ત છે, તેને મુક્તિ પ્રાપ્ત થતી નથી. એ પ્રકારે ભગવાન બ્રહ્મદેવ વેદમાં કહે છે. જે પંડિત પુરૂષો હોય છે, તેઓનાં મન વિષયથી વિરામ પામી જાય છે માટે તેઓ

કોઇને પણ પ્રિય કે અપ્રિય કરતા નથી[૪૬]. જે મનુષ્ય પોતાના મનમાં એમ સમજે છે કે, હું જે કાંઈ કરૂં છું તે મ્હારી ઇચ્છાથી કરતો નથી પણ મને વિધિ જેમ પ્રેરણા કરે છે, તેમ કરૂં છું, તો એ વિચાર સર્વોત્તમ છે કેમ કે, વિધિજ સર્વ પ્રાણીઓને કર્મમાં યોજે છે તથા વિધિજ બળવાન છે, એમ તમે જાણો ! ![૪૭]. જે અર્થ પ્રાપ્ત થાય તેવો નથી તે કર્મ કરવાથી પ્રાપ્ત થતો નથી પરંતુ જેમ બનવાકાળ હોય છે તેમજ બને છે, એમ તમે સમજો ! ! ધર્મ, અર્થ અને કામ, એ ત્રણેથી રહિત થયેલો છતાં મોક્ષના અર્થે પુરૂષ રહસ્ય જ્ઞાનને પામે છે[૪૮]. વૈશંપાયન કહે છેઃ-પછી તેઓ સર્વ, ઉત્તમ તથા મનને રૂચિકર એવું ( યુધિષ્ઠિરનું ) સમસ્ત વચન સાંભળીને અને તેનો હેતુ જાણીને મનમાં હર્ષ પામ્યા તથા કુરૂશ્રેષ્ઠ યુધિષ્ઠિરને પ્રણામ કરીને હાથ જોડ્યા[૪૯]. હે રાજન્ ! તેઓ સર્વ, અત્યંત સુંદર વર્ણ અને અક્ષરવાળી, અત્યંત સુંદર રીતે અલંકૃત કરેલી, મનને અનુસરનારી, કઠોરતારહિત અને યુધિષ્ઠિરે વાક્યરચનાવડે શોભાયમાન કરેલી એવી વાણીને સાંભળીને પ્રશંસા કરવા લાગ્યા[૫૦]. પછી વીર્યવાન અને ઉદાર મનવાળા ધર્મપુત્રે પણ પોતાના વચન ઉપર વિશ્વાસવાળા પોતાના ભાઈઓની પ્રશંસા કરી અને દૃઢ ચિત્તવાળા ગંગાપુત્ર ભીષ્મને પુનઃ પણ તેથી ઉત્તમ બીજા ધર્મ પૂછવા માંડ્યા[૫૧].

स चापि तान् धर्मसुतो महामनास्तदा प्रतीतान् प्रशशंस वीर्यवान् ।

पुनश्च पप्रच्छ सरिद्वरासुतं ततः परं धर्ममहीनचेतसम् ॥ ५१ ॥

**इति श्रीमहाभारते शां० आ० गुर्जरभाषायां षड्जगीता नाम सप्तत्रिंशोऽध्यायः ॥३७॥**

---

## અધ્યાય ૩૮ મો કૃતઘ્નોપાખ્યાન-એક બ્રાહ્મણની કથા.

**युधिष्ठिर उवाच** ॥ पितामह महाप्राज्ञ कुरूणां प्रीतिवर्द्धन ।

॥ प्रश्नं किंचित्प्रवक्ष्यामि तन्मे व्याख्यातुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે,-કુરૂકુળના પુરૂષોની પ્રીતિની વૃદ્ધિ કરનાર હે પિતામહ ! હે મોટી બુદ્ધિવાળા ભીષ્મ ! હું કાંઇક પ્રશ્ન કરવાને ઇચ્છું છું, તેનું મને નિરૂપણ કરી સમાધાન આપવું જોઇએ[૧]. કેવા મનુષ્યોને સૌમ્ય કહેવા ? તથા કોની સાથે પરમ ઉત્તમ પ્રીતિ થાય ? પરિણામે તથા વર્તમાનકાળમાં પણ કેવા મિત્ર કાર્યને યોગ્ય છે ? તે મને કહો ! ![૨]. મ્હારી બુદ્ધિ તો એવી છે કે, જ્યાં મિત્રો રહે છે ત્યાં પુષ્કળ ધન, સંબંધી કે, બાંધવ પણ રહી શકતા નથી. અર્થાત્ ધન, સંબંધી અને બાંધવ, એમાંનું કોઇ મિત્રની તુલના કરવાને યોગ્ય નથી; મિત્ર તે કરતાં પણ વિશેષ છે અથવા મિત્ર હૃદયના જે સ્થાનમાં રહે છે ત્યાં ધન, સંબંધી વગેરે રહેતાં નથી. અર્થાત્ ધનાદિ કરતાં મિત્ર વધારે હૃદયંગમ ( પ્રિય ) છે[૩]. સુખદુઃખની વાતને સાંભળે એવો પ્રીતિવાળો મિત્ર દુર્લભ છે અને હિતકર મિત્ર પણ દુર્લભ છે; હે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ પિતામહ ! એ સર્વ મને વ્યાખ્યાન કરીને કહેવું ઘટે છે[૪]. ભીષ્મ કહે છે કે,-હે રાજન્ ! હે યુધિષ્ઠિર ! જે પુરૂષો સાથે મિત્રતા કરવી ઘટે છે તથા જેઓની સાથે મિત્રતા કરવી ઘટતી નથી, તે હું તને યથાર્થ કહું છું તે સાંભળ ! ![૫]. લોભી, ક્રૂર, તજ્યો છે ધર્મ જેઓએ એવો કપટી, શઠ, હલકો, પાપી, સર્વની ( સર્વ વાતમાં ) શંકા રાખનાર, આળસુ[૬]. દીર્ઘસૂત્રી, વાંકો ચાલનાર, નિંદિત, ગુરૂસ્ત્રીની ધર્ષણા કરનાર, સંકટ વેળાએ તજીને જતો રહેનાર, દુરાત્મા, નિર્લજ્જ[૭]. સર્વ તરફ પાપની દૃષ્ટિથી જોનાર, નાસ્તિક, વેદની નિંદા કરનાર જેના સ્વાધીનમાં ઇન્દ્રિયો હોય નહિ એવો, ઇચ્છામાં આવે તેમ

અતિશયપણે આચરનાર[૮]. અસત્યવાદી, લોકોમાં દ્વેષને પાત્ર થયેલો, પ્રતિજ્ઞા નહિ પાળનાર, ચાડીઓ, જેને સમય આવ્યે બુદ્ધિ ન સૂઝે એવો, અદેખો, પાપ કર્મ કરવાના નિશ્ચયવાળો[૯]. દુષ્ટ શીલવાળો, અકૃતાત્મા, દુર્જન, ઠગ, મિત્રો સાથે અપકાર આચરનાર, નિરંતર પારકા દ્રવ્યનીજ આશા કરનાર[૧૦]. મંદ બુદ્ધિવાળો હોવાથી યથાશક્તિ આપ્યા છતાં, સંતોષ નહિ પામનાર, હે રાજન્! મિત્ર પ્રત્યે ધીરજ નહિ રાખનાર[૧૧]. ન ઘટે ત્યાં ક્રોધ કરનાર, ધ્યાન રાખવાની જગ્યાએ ધ્યાન નહિ રાખનાર, વિના કારણ અકસ્માત વિરોધ કરનાર, પાપમતિવાળો, મૂઢ પુરૂષ, સાધારણ અપકાર કર્યો હોય અથવા અજાણતાં કાંઇ અપકાર થઇ ગયો હોય તો, તેટલામાં પોતાનું કલ્યાણ કરનારા મિત્રોને જલદી તજી દેનાર, હે રાજન્! કામ હોય ત્યાં સુધીજ મિત્રની સેવા કરનાર મિત્ર થઇને પોતાના મિત્રનો દ્વેષ કરનાર[૧૨.૧૩]. મિત્રના જેવો ડોળ બતાવીને શત્રુ સરખું કાર્ય કરનાર, વાંકી દૃષ્ટિથી જોનાર, સર્વદા વિપરીત દૃષ્ટિવાળો, કોઇનું કલ્યાણ દેખીને રાજી નહિ થનાર[૧૪]. મદ્યપાન કરનાર, દ્વેષ કરનાર, ક્રોધી સ્વભાવનો, નિર્દય, બીજાને પરિતાપ કરનાર, મિત્રનો દ્રોહ કરનાર, પ્રાણીઓનો વધ કરવામાં પ્રીતિવાળો[૧૫]. કૃતઘ્ન અને અધમ હોય એવા પુરૂષ સાથે કોઈ કાળે મિત્રતા કે, સંધિ કરવી નહિ. વળી તેજ પ્રમાણે જેને બીજાનાં છિદ્ર શોધવાની ટેવ હોય, તેની સાથે પણ મિત્રતા કરવી નહિ. હવે સંધિ કરવા જેવા પુરૂષો તને કહું તે સાંભળ!![૧૬]. જે પુરૂષો કુળવાન હોય, જેઓ વચન બોલી જાણતા હોય, જેઓ જ્ઞાન તથા વિજ્ઞાનમાં નિપુણ હોય, જેઓ રૂપવાળા, ગુણવાન, લાલચરહિત તથા જેઓએ શ્રમને જીત્યો છે એવા હોય[૧૭]. જેઓ સન્મિત્ર, કૃતજ્ઞ, સર્વજ્ઞ અને લોભ વિનાના હોય, જેઓ માધુર્ય ગુણથી યુક્ત, સત્ય પ્રતિજ્ઞાવાળા અને જિતેંદ્રિય હોય[૧૮]. જેઓને નિરંતર કસરત કરવાનો અભ્યાસ હોય, જેઓ, કુળવાન માતા–પિતાના પુત્ર હોય, જેઓએ સારા કુળમાં લગ્ન કર્યું હોય, જેઓ દોષારોપ થયા પછી, તેમાંથી મુક્ત થઇને ખ્યાતિ પામ્યા હોય અથવા જેઓ લાલચોથી ન લલચાતાં શુદ્ધ રહેવાવડે કીર્ત્તિને પામ્યા હોય, તેવા પુરૂષોને રાજાએ મિત્ર તરીકે ગ્રહણ કરવા[૧૯]. હે સમર્થ રાજા! પોતાની શક્તિના પ્રમાણમાં આચરણ કરનાર, સદા સંતોષથી રહેનાર, અઘટીત જગ્યાએ ક્રોધ નહિ કરનાર તથા અકસ્માત સ્નેહને છોડીને જૂદા નહી પડી જનાર તથા જે પુરૂષે સવનો સંગ છોડયો હોય એવા પુરૂષ મનવડે પણ દોષ પામતા નથી કેમ કે, તેઓ અર્થ જ્ઞાનમાં પ્રવીણ હોય છે. જે પુરૂષો, પોતે પીડા વેઠીને પણ મિત્રનું કાર્ય કરવામાં તત્પર રહે છે, તે પુરૂષોની પ્રીતિ, જેમ ઉનના વસ્ત્રને ચઢાવેલો રંગ નાશ પામતો નથી, તેમ નાશ પામતી નથી, તેઓ પોતાના મિત્રથી પ્રીતીને તજી છૂટા પડતા નથી[૨૦.૨૧]. તેવા પુરૂષો ક્રોધથી પ્રીતિનો ત્યાગ કરતા નથી કે, સ્રીના વિષે લોભ મોહથી પ્રીતિનો ત્યાગ કરતા નથી, મિત્ર નિર્ધન થઇ જાય તો પણ તેના ઉપરની પોતાની પ્રીતિનો ત્યાગ કરતા નથી. વિશ્વાસ રાખીને રહેલા ધર્મનું પ્રતિપાલન કરનારા, જેઓના મન માટીનું ઢેકું અને સોનું સમાન છે એવા તથા મિત્રને વિષે દૃઢ બુદ્ધિવાળા મિત્રો ક્રોધ, મોહ, લોભ આદિના કારણથી પ્રીતિને તજી દેતા નથી. જે પુરૂષો આત્માભિમાનને છોડી દેહનાં પ્રારબ્ધ કર્મને ભોગવે છે તથા પોતાના સ્વામિનો અર્થ સાધવામાં નિરંતર ઉદ્યોગી રહીને પરિજનનું ગ્રહણ કરે છે એવા પુરૂષો સાથે જે રાજા સંધિ કરે છે, તે રાજાનું રાજ્ય ચંદ્રના ચાંદરણાની પેઠે વિસ્તાર પામે છે. જે પુરૂષો, શાસ્ત્રમાં કહેલી નીતિ પ્રમાણે વર્તીને ક્રોધને જીતે છે, જેઓ સંગ્રામમાં સદા બળવાન છે તથા જેઓનો સારા કુળમાં જન્મ થયો હોય, જેઓ શીલવાળા હોય, જેઓ સદ્ગુણવાળા હોય, એવા ઉત્તમ પુરૂષ સાથે મિત્રતા કરવી. હે પાપરહિત રાજન્!

મેં તને જે દોષયુક્ત પુરૂષો કહ્યા છે, તેઓના કરતાં પણ કૃતઘ્ન અને મિત્રનો ઘાત કરનારા પુરૂષોને અધમ જાણવા એવા દુરાચારી પુરૂષોને સર્વ કોઇએ તજવા, એવો શાસ્ત્રનો નિશ્ચય છે[૨૨-૨૭]. યુધિષ્ઠિર કહે છે કે,–હે પિતામહ! તમે જે મિત્રદ્રોહી અને કૃતઘ્ન કહ્યા તેના સંબંધી હું વિસ્તારથી અને તત્વથી જાણવાને ઇચ્છું છું, માટે મને કહો!![૨૮]. ભીષ્મ કહે છે કે,–હે રાજન! એ વિષે ઉત્તર દિશામાં મ્લેચ્છોમાં એક વર્તમાન બન્યું હતું, તેનો પુરાતન ઇતિહાસ તને કહીશ[૨૯]. કોઇ એક મધ્ય દેશમાં રહેનારો, વેદ ભણ્યા વિનાનો તથા વેદોક્ત કર્મને પણ નહિ જાણનારો બ્રાહ્મણ, ભિક્ષા કરવાની ઇચ્છાથી એક વસ્તીવાળું ગામ જોઇને, તેમાં પેઠો[૩૦]. તે ગામમાં સર્વ વર્ણના કરતાં વિશેષ જાણનારો, બ્રાહ્મણ ઉપર નિષ્ઠાવાળો, સત્ય પ્રતિજ્ઞાવાળો અને દાન કરવામાં પ્રીતિવાળો એક ધનવાન મ્લેચ્છ રહેતો હતો[૩૧]. તે મ્લેચ્છના ઘેર જઇને, પેલા બ્રાહ્મણે રહેવાના માટે આશ્રમ અને વરસ સુધી ચાલે એટલી ભિક્ષા માગી[૩૨]. ત્યારે મ્લેચ્છે દશીવાળું નવું વસ્ત્ર અને સ્વામી વિનાની જુવાન (દાસી) સ્ત્રી પેલા બ્રાહ્મણને આપી[૩૩]. હે રાજન્! બ્રાહ્મણ પેલા મ્લેચ્છ પાસેથી એ પ્રમાણે સર્વ પામીને મનમાં આનંદ પામ્યો તથા ગૌતમકુળનો તે બ્રાહ્મણ, મ્લેચ્છે આપેલ ઘરમાં રહીને તે સ્ત્રી સાથે રમવા લાગ્યો[૩૪]. તે બ્રાહ્મણ પોતાના કુટુંબના અર્થે અને પેલી દાસીના અર્થે ધનાદિ ઉપાર્જન કરી લાવીને તેઓનું પોષણ કરતો હતો તથા એ પ્રમાણે સમૃદ્ધિવાળા ભિલ્લના ઘરમાં તે, કેટલાંક વર્ષ પર્યંત રહ્યો[૩૫]. હે રાજન્! ત્યાં રહીને તે ગૌતમે બાણવડે નિશાન તોડવામાં બહુ મહેનત લીધી તથા તે કામમાં પ્રવીણ થયો અને પછી નિત્ય બીજા ભિલ્લ લોકોની સોબત કરીને તેઓની પેઠે, વનમાં ફરનારા હંસ વગેરે પ્રાણીનો ઘાત કરવા લાગ્યો. ગૌતમ એ રીતે ભિલ્લ લોકોના સહવાસથી હિંસા કરવામાં ચપળ, દયા વિનાનો અને નિરંતર પ્રાણીઓનો વધ કરવામાં પ્રીતિવાળો થયો અને એમ કરતાં તે ભિલ્લ લોકોની બરાબરીને પામ્યો. એ રીતે તે દસ્યુ લોકોના ગામમાં સુખથી રહેતો હતો, ત્યાં અનેક પક્ષીઓને હણતાં હણતાં તેના ઘણાક માસ વીત્યા. પછી એક સમયે તે સ્થળમાં એક બ્રાહ્મણ આવી પહોંચ્યો[૩૬-૩૯]. તેણે પોતાના મસ્તકપર જટા ધારણ કરી હતી, વલ્કલ વસ્ત્ર પહેરેલાં હતાં અને આસન માટે સાથે મૃગચર્મ રાખેલું હતું. વળી તે બ્રાહ્મણ સ્વાધ્યાયનું પઠન કરનારો, પવિત્ર વિનયવાળો નિયમિત આહાર કરનારો, બ્રાહ્મણ ઉપર શ્રદ્ધા રાખનારો, સર્વ વેદને સંપૂર્ણ ભણેલો અને બ્રહ્મચારી હતો. તે બ્રાહ્મણ, પેલા ગૌતમના દેશનો અને ગૌતમનો વહાલો મિત્ર હતો. તે બ્રાહ્મણ, જ્યાં ગૌતમ રહેતો હતો, તે ગામમાં આવ્યો[૪૦,૪૧]. ગામમાં આવીને તે, બ્રાહ્મણનું ઘર શોધતો શોધતો ચારે બાજુ ફરતો હતો કેમ કે, તે શૂદ્રનું અન્ન જમતો નહતો અને તે ગામ તો ભિલ્લ લોકોથીજ ભરેલું હતું[૪૨]. પછી તે ઉત્તમ બ્રાહ્મણને પોતાના મિત્ર ગૌતમનું ઘર જાણવામાં આવ્યું તેથી તેના ઘરમાં ગયો; એવામાં ગૌતમ પણ બહારથી આવતો હતો તે, તેને મળ્યો અને એ પ્રમાણે તે બન્ને જણનો સમાગમ (ગૌતમના) ઘર આગળ થયો[૪૩]. ગૌતમે, તે દિવસે હંસ માર્યા હતાં, તેનો ભાર ખભે લાદેલો હતો, તેના હાથમાં ધનુષ્ય હતું તથા પાસે બીજાં હથિયાર રાખેલાં હતાં. રૂધિરવડે તેનું શરીર પલળી ગયું હતું. જાણે કોઇ રાક્ષસ હોય તેવી તેની કાન્તિ થઈ ગઈ હતી. એવા ભ્રષ્ટ થઈ ગયેલા અને બાહારથી શિકાર કરીને ઘેર આવેલા તથા ઘરનાં બારણાં આગળ ઉભા રહેલા તે ગૌતમ બ્રાહ્મણને ઓળખીને, પેલો પવિત્ર બ્રાહ્મણ તો મનમાં લજ્જા પામ્યો અને બોલ્યો કેઃ–અરે! આ તું મોહથી શું લઈ બેઠો છે? તું તો મધ્યદેશમાં પ્રખ્યાત અને સારા કુળમાં જન્મ પામેલો બ્રાહ્મણ છે; તું આ રીતે ભિલ્લરૂપ શી રીતે થઇ ગયો[૪૪-૪૫]. અરે!

ત્હારા પેહેલાંના જ્ઞાતિબંધુ બ્રાહ્મણોને સંભાર તો ખરો ! ! તેઓ પ્રખ્યાત અને વેદમાં પારંગત થયેલા છે અને તું તેઓના કુળમાં કુળને કલંક લગાડનારો ઉત્પન્ન થયો છે ! ![૪૭]. હે બ્રાહ્મણ ! તું પોતાની મેળેજ પોતાને ઓળખ ! ! અને સત્વ, શીલ, વેદાધ્યયન, ઇન્દ્રિયદમન, દયા ઈત્યાદિ ગુણોનું સ્મરણ કરીને આ સ્થળનો ત્યાગ કર ! ![૪૮]. હે રાજન્ ! તેનું હિત ઇચ્છિનારા મિત્રે, તેને એ પ્રમાણે કહ્યું. તે સાંભળીને અને દુઃખીની પેઠે, મનમાં નિશ્ચય કરીને, ગૌતમે ઉત્તર આપ્યો કેઃ–હે દ્વિજોત્તમ ! હું નિર્ધન છું તથા વેદ પણ ભણેલો નથી હે બ્રાહ્મણસત્તમ ! હું આ ગામમાં દ્રવ્યના માટે આવ્યો હતો, એમ જાણજો ! ![૪૯.૫૦]. હે દ્વિજ ! હું તમારાં દર્શન થવાથી આજે કૃતાર્થ થયો છું; હે વિપ્રેન્દ્ર ! કાલે સવારે આપણે બન્ને સાથે આ ગામમાંથી નીકળીને જઇશું, માટે આજની રાત અહીં રહો ! ![૫૧]. એમ સાંભળીને, તે દયાળુ બ્રાહ્મણ તે જગ્યાએ રહ્યો પણ તેણે કોઇ પદાર્થને સ્પર્શ કર્યો નહિ; તે ભૂખ્યો હતો તેથી ગૌતમે તેને ભોજન કરવાને બહુ આગ્રહ કર્યો તથાપિ તેણે ભોજન કરવું પસંદ કર્યું નહિ "[૫૨].

स तत्र न्यवसद्विप्रो घृणी किंचिदसंस्पृशन् । क्षुधितश्छंद्यमानोपि भोजनं नाभ्यनंदत ॥५२॥

इति श्रीमहाभारते शांतिपर्वणि आ० गु० भा० कृतघ्नोपाख्यानं नाम अष्टत्रिंशतितमोऽध्यायः ॥ ३८ ॥

## અધ્યાય ૩૯ મો–કૃતઘ્નોપાખ્યાન–નાડીજંઘની સાથે બ્રાહ્મણનો સમાગમ.

**भीष्म उवाच** ॥ तस्यां निशायां व्युष्टायां गते तस्मिन् द्विजोत्तमे ।
॥ निष्क्रम्य गौतमोगच्छन् समुद्रं प्रति भारत ॥ १ ॥

ભીષ્મ કહે છે કે,–હે ભારત ! રાત્રિ વીતિ ગઇ અને પેલો આવેલો બ્રાહ્મણ પણ ચાલતો થયો એટલે ગૌતમ, પોતાના ઘરમાંથી નીકળીને સમુદ્ર તરફ ગયો[૧]. ત્યાં જતાં સમુદ્રના કાંઠે વણજાર લઇ જનારા વેપારીઓ રસ્તામાં પડ્યા હતા, તેઓને ગૌતમે જોયા; એટલે તેઓના કાફલા સાથે તે પણ સમુદ્ર પ્રત્યે ચાલ્યો[૨]. હે રાજન્ ! તે વેપારીઓનો મોટો કાફલો, કોઇ પર્વતની ખીણમાં થઇને જતો હતો તેવામાં એક ગાંડો હાથી તેમાં આવી પડયો તેથી ઘણેભાગે તેનો નાશ થયો[૩]. તેમાં પેલો ગૌતમ બ્રાહ્મણ પણ હતો, પરંતુ કાંઈ કરતાં તે ભયમાંથી બચ્યો તો ખરો ? પરંતુ કયી દિશાએ જવું, તે તેને ગભરાટમાં સૂજ્યું નહિ. તેથી જીવવાની ઇચ્છાવાળો તે બ્રાહ્મણ, ઉત્તર દિશા તરફ નાઠો[૪]. એ પ્રમાણે કાફલામાંથી છૂટો પડી ગયેલો તથા તે જગ્યાએથી ભૂલો પડેલો બ્રાહ્મણ, જેમ અરણ્યમાં કિંપુરૂષ ભટકે, તેમ એકલો ભટકવા લાગ્યો[૫]. પછી ભટકતાં ભટકતાં તેને સમુદ્ર તરફ જવાનો એક રસ્તો પ્રાપ્ત થયો અને તે માર્ગે જતાં મનને આનંદ આપે એવું તથા દિવ્ય અને પુષ્પવાળાં વૃક્ષવાળું એક વન તેના જોવામાં આવ્યું[૬]. તે વન સર્વ ઋતુઓમાં ફળ આપનારાં અને પુષ્પોથી ભરાઈ ગયેલાં આંબાનાં વૃક્ષોવડે શોભાયમાન હતું. જાણે નંદનવનનો કોઇ ભાગ હોય, તેવું તે હતું. તેમાં યક્ષ અને કિન્નર વસતા હતા[૭]. તેમાં શાલવૃક્ષ, તાડવૃક્ષ, તમાલવૃક્ષ, અગરૂનાં વૃક્ષ અને મોટાં ચંદનનાં વૃક્ષ હતાં; તેથી તે શોભતું હતું. તે વનમાંના રમણીય પર્વતોના શિખર ઉપર તથા અનેક પ્રકારના સુગંધયુકત પ્રદેશમાં ચારે બાજુ ઉત્તમ પક્ષીઓ શબ્દ કરતાં હતાં. તેમાં કેટલાંક પક્ષી મનુષ્યના જેવા મુખવાળાં કે, જેઓને " ભારૂંડ " કહે છે, તે હતાં તથા કેટલાંક પૃથ્વી ઉપર વસનારાં, કેટલાંક સમુદ્ર કાંઠે વસનારાં અને કેટલાંક પર્વત ઉપર ઉત્પન્ન થનારાં પક્ષીઓ હતાં. એવાં પક્ષીઓનાં મનોહર અને અત્યંત

રમણીય ગાયન સાંભળતો સાંભળતો ગૌતમ બ્રાહ્મણ ચાલ્યો જતો હતો. હે રાજન્ ! પછી આગળ જતાં સુવર્ણની રેતીથી વ્યાપ્ત, અત્યંત રમણીય, સમાન, સુખકર, વિચિત્ર અને સ્વર્ગની ભૂમિસમાન એક પ્રદેશ આવ્યો. તેમાં એક લક્ષ્મીએ સેવેલું (શોભાયમાન) સુંદર મંડળાકાર (ગોળ) આકૃતિવાળું અને યોગ્ય એવી અનેક ઉપશાખાઓવડે છત્રના સરખું શોભતું વડનું વૃક્ષ તે ગૌતમના, જોવામાં આવ્યું. તે વડનાં મૂળ ઉત્તમ તથા ચંદનના જળવડે સીંચેલાં હતાં અને ત્યાં દિવ્ય પુષ્પો વેરેલાં હતાં. શોભાયમાન બ્રહ્મદેવની પેઠે તે વૃક્ષ શોભતું હતું. એવા મનને આનંદ આપનારા, અનુપમ, પવિત્ર દેવાલય સરખા અને પુષ્પવાળાં વૃક્ષોથી વીંટાયલા વડના વૃક્ષને જોઇને ગૌતમ, મનમાં પ્રસન્ન થયો તથા આનંદ પામીને તે (વૃક્ષ)ની નીચે બેઠો[૮-૧૫]. હે કૌંતેય ! ગૌતમ ત્યાં બેઠો એટલે શરીરને તથા મનને સુખ કરનારો, કલ્યાણકારી અને શુભ પવન પુષ્પમાં થઇને વાવા લાગ્યો, અર્થાત્ સુગંધયુક્ત પવન વાતો હતો. હે રાજન્ ! તે પવિત્ર વાયુવડે ગૌતમનાં સર્વ અંગ આનંદ પામ્યાં[૧૬]. કલ્યાણકારી વાયુનો સ્પર્શ થવાથી તે બ્રાહ્મણ, શાંતિને પામ્યો અને મનમાં સુખ પામીને પૃથ્વી ઉપર સૂઈ ગયો તથા તે સમયે સૂર્ય પણ અસ્ત પામ્યો અને સંધ્યાકાળ થયો એટલે બ્રહ્મલોકમાંથી એક ઉત્તમ પક્ષી ત્યાં આવ્યો[૧૭,૧૮]. તે "નાડીજંઘ" એ નામવડે પ્રખ્યાત હતો તથા બ્રહ્માનો પ્રિય મિત્ર હતો. તે તીક્ષ્ણ બુદ્ધિવાળો, કશ્યપનો પુત્ર તથા બગલાઓનો રાજા હતો તથા તેનું "રાજધર્મા" એવું નામ પણ હતું. તેના સમાન બીજો પક્ષી પૃથ્વીમાં છે નહિ[૧૯,૨૦]. તે શોભાયમાન, વિદ્વાન્, દેવસમાન કાંતિવાળો અને દેવકન્યાનો પુત્ર, તપાવેલા સુવર્ણના અલંકારવડે અને સૂર્ય સરખાં દેદીપ્યમાન ભૂષણવડે સર્વે અંગે અલંકૃત થયેલો હતો. તે સમગ્ર વેદનો જાણનારો અને લક્ષ્મીવડે જાજવલ્યમાન જણાતો હતો[૨૧]. ક્ષુધા અને તૃષાથી શ્રમિત થયેલો ગૌતમ ત્યાં આવેલા તે પક્ષીને જોઇને વિસ્મય પામ્યો તથા હિંસા કરવાના વિચારથી તેને જોવા લાગ્યો[૨૨]. રાજધર્મા કહે છે કે,–"હે વિપ્ર ! તમે ભલે પધાર્યા; સૂર્ય હવે અસ્ત પામ્યો છે અને આ સંધ્યાકાળનો સમય થયો છે તેવા સમયે તમે મ્હારા ઘેર આવ્યા, તે બહુ રૂડી વાત છે ! તમે પ્રશંસા કરવા યોગ્ય તથા પ્રિય અતિથિ મ્હારા ઘેર પધાર્યા છો માટે શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે અહીં તમારૂં પૂજન થશે અને પછી સવારમાં તમારે જવું હોય ત્યાં જજો ! !"[૨૩,૨૪].

मम त्वं निलयं यातः प्रियातिथिरनिंदितः । पूजितो यास्यसि प्रातर्विधिदृष्टेन कर्मणा ॥२४॥

इति श्रीमहाभारते शां० आप० गुर्जरभाषायां कृतघ्नोपाख्यानं नाम एकोनचत्वारिंशत्तमोऽध्यायः ॥ ३९ ॥

## અધ્યાય ૪૦ મો–કૃતઘ્નોપાખ્યાન–બ્રાહ્મણ અને નાડીજંઘનો સંવાદ.

**भीष्म उवाच** ॥ गिरं तां मधुरां श्रुत्वा गौतमो विस्मितस्तदा ।
॥ कौतूहलान्वितो राजन् राजधर्माणमैक्षत ॥ १ ॥

ભીષ્મ કહે છે કે,–એ પ્રમાણે મધુર વચન સાંભળીને, ગૌતમ વિસ્મય પામ્યો તથા કુતૂહલયુક્ત થઇને રાજધર્મા પ્રત્યે જોવા લાગ્યો[૧]. રાજધર્મા કહે છે કે,–હે દ્વિજોત્તમ ! હું કશ્યપનો પુત્ર છું તથા દક્ષની પુત્રી મ્હારી માતા છે તમે મોટા ગુણવાળા અતિથિ છો માટે તમો ભલે પધાર્યા[૨]. ભીષ્મ કહે છે કે,–પછી રાજધર્માએ વિધિ યુક્ત કર્મવડે તેને સત્કાર આપીને શાલવૃક્ષના પુષ્પથી નિર્માણ કરેલું દિવ્ય આસન આપ્યું[૩]. પછી જે દેશમાં ભગીરથ

રાજાનો રથ ફરેલો છે તથા જેમાં ગંગા વહન કરે છે. એવા દેશમાં ભ્રમણ કરનારા મોટા મત્સ્ય લાવીને તેને નિવેદન કર્યાં[૪]. કશ્યપના પુત્ર રાજધર્માએ સારો પ્રજ્વલિત અગ્નિ તથા અતિશય પુષ્ટ મત્સ્ય પોતાના અતિથિ ગૌતમને અર્પણ કર્યાં[૫]. પછી પ્રસન્ન ચિત્તવાળા તથા ભોજન કરતા તે બ્રાહ્મણનો ખેદ મટાડવાને માટે મહા તપસ્વી એવા પક્ષીએ, તેને પોતાની બન્ને પાંખોવડે વાયુ નાખવા માંડયો[૬]. પછી રાજધર્માએ વિશ્રાંતિ પામીને બેઠેલા તે બ્રાહ્મણને તેનું ગોત્ર પૂછયું; ત્યારે તેણે કહ્યું કે,–હું ગૌતમ કુળનો બ્રાહ્મણ છું; એ વિના તેણે બીજી કાંઇ પણ વાત કહી નહિ[૭]. પછી રાજધર્માએ દિવ્ય પુષ્પવડે સુવાસિત કરેલું, સુગંધથી ભરપૂર અને પાંદડાંથી નિર્માણ કરેલું એક દિવ્ય બિછાનું તેને આપ્યું. પછી બ્રાહ્મણ તે ઉપર સુખથી સૂઈ ગયો[૮]. પછી વચન બોલવામાં કુશળ એવા કશ્યપના પુત્ર રાજધર્માએ બિછાનામાં બેઠેલા ગૌતમને પૂછયું કે, તમારે આ સ્થળમાં શા કારણથી આવવું પડયું છે ?[૯]. હે ભારત ! તે સાંભળી ગૌતમે કહ્યું કે,–હે મોટી બુદ્ધિવાળા પક્ષીરાજ ! હું દરિદ્ર છું અને તેથી દ્રવ્યના અર્થે સમુદ્ર પ્રત્યે જવાને નીકળ્યો હતો; ત્યાંથી અહીં આવી ચઢયો છું[૧૦]. તે સાંભળીને કશ્યપના પુત્ર પક્ષીરાજે પ્રસન્ન થઇને કહ્યું કેઃ–હે દ્વિજોત્તમ ! તમારે એ વાતની ચિંતા કરવી નહિ; અહીંથી તમે તમારા કાર્યને સિદ્ધ કરીને (દ્રવ્ય લઇને) પોતાના ઘેર જશો.[૧૧]. હે પ્રભો ! બૃહસ્પતિના મત પ્રમાણે અર્થની સિદ્ધિ ચાર પ્રકારે થાય છે; એક તો વંશપરંપરાથી દ્રવ્યની પ્રાપ્તિ થાય, બીજું–દૈવયોગથી દ્રવ્યની પ્રાપ્તિ થાય; ત્રીજું–પોતાની મતલબ પાર પાડવાના હેતુથી કોઇ દ્રવ્ય આપે તથા ચોથું–મિત્રતા હોવાથી કોઇની પાસેથી દ્રવ્ય મળે[૧૨]. એ ચાર પૈકી મિત્રપણાનો સંબંધ આપણા બેની વચ્ચે ઉત્પન્ન થયો છે તથા ત્હારા ઉપર મ્હારો મિત્રભાવ રહેલો છે એટલા માટે તું દ્રવ્યવાળો થાય, તેવો હું યત્ન કરીશ[૧૩]. પછી રાજધર્મા બીજે દિવસે સવારમાં કુશળ સમાચાર પૂછીને આ પ્રમાણે બોલ્યો કે–હે સૌમ્ય ! તું આ માર્ગે જા ! ! તેથી તું કૃત કૃત્ય થઇશ[૧૪]. તું અહીંથી ત્રણ યોજન જઇશ એટલે ત્યાં એક મ્હારો મિત્ર "વિરૂપાક્ષ" નામે મોટો બળવાન રાક્ષસોનો રાજા રહે છે, તેનો તને મેળાપ થશે[૧૫]. તેને તું મ્હારા વચનથી કહેજે ! ! એટલે હે દ્વિજશ્રેષ્ઠ ! ત્હારા મનમાં જે જે અભિલાષાઓ હશે, તે તે અભિલાષાઓને તે પૂર્ણ કરશે; એમાં સંશય નથી[૧૬]. હે રાજન ! એ પ્રમાણે વચન સાંભળીને ખેદરહિત થયેલો ગૌતમ, પોતાની ઇચ્છા પ્રમાણે અમૃત જેવાં ફળાદિનું ભોજન કરીને ત્યાંથી ચાલી નીકળ્યો[૧૭]. હે મહારાજ ! તે માર્ગમાં ચંદનનાં, અગરનાં, તજનાં અને તમાલપત્રનાં મોટાં મોટાં વૃક્ષ ઉગેલાં હતાં, તેનું સેવન કરતો કરતો તે શીઘ્ર ચાલ્યો[૧૮]. આગળ જતાં એક "મેરૂવ્રજ" નામે નગર આવ્યું; તેના દરવાજા પર્વતના હતા, તેનો કોટ અને બુરજ પણ પર્વતનાજ હતા અને તે પર્વતોથીજ યંત્રિત કરેલું હતું[૧૯]. હે રાજન્ ! ગૌતમ બ્રાહ્મણ ત્યાં ગયો એટલે, તે નગરના બુદ્ધિમાન રાજાને તત્કાળ ખબર થઇ કે, પ્રિયમિત્ર રાજધર્માએ પોતાને પ્રિય અને પ્રીતિવાળા અતિથિને મોકલ્યો છે[૨૦]. હે યુધિષ્ઠિર ! પછી તે રાક્ષસના રાજાએ પોતાના સેવકોને આજ્ઞા કરી કેઃ–જાઓ ! ! અને નગરની બહાર જે ગૌતમ બ્રાહ્મણ આવ્યો છે, તેને તાકીદે અહીં તેડી લાવો ! ![૨૧]. રાજાની આજ્ઞાને સાંભળીને બાજ પક્ષીના જેવી ઝડપવાળા રાજપુરૂષો નગરમાંથી દોડવા લાગ્યા અને "હે ગૌતમ ! હે ગૌતમ !" એ પ્રકારે બોલતા નગરની બાહાર આવ્યા[૨૨]. હે મહારાજ ! ત્યાં આવીને રાજપુરૂષો, તેને કહેવા લાગ્યા કે,–હે દ્વિજ ! ઉતાવળે ચાલો ! ! રાજા તમને જોવાને ઇચ્છે છે. રાક્ષસોનો મહારાજા "વિરૂપાક્ષ" એ નામે પ્રખ્યાત છે, તે તમને જોવાને બહુ ત્વરા કરે છે, માટે ઉતાવળ કરો "[૨૩,૨૪]. આ સાંભળીને ગૌતમ બ્રાહ્મણ, વિસ્મય પામ્યો અને તેનો

શાક પણ ઉતરી ગયો. તે રાજસેવકોની સાથે નગરમાં ચાલ્યો તથા રાજાની પરમ સમૃદ્ધિને જોઇને આશ્ચર્ય પામ્યો. પછી રાક્ષસના રાજા વિરૂપાક્ષનું દર્શન કરવાની ઇચ્છા કરતો બ્રાહ્મણ, તેજ સેવકોની સાથે તાકીદે રાજભવન પ્રતિ ચાલ્યો[૨૫,૨૬].

तैरेव सहितो राज्ञो वेश्म तूर्णमुपाद्रवत् । दर्शनं राक्षसेंद्रस्य कांक्षमाणो द्विजस्तदा ॥ २६ ॥

इति श्रीमहाभारते शां० आप० गु० भा० कृतघ्नोपाख्याने नाम चत्वारिंशत्तमोऽध्यायः ॥४०॥

## અધ્યાય ૪૧ મો–કૃતઘ્નોપાખ્યાન–નાડીજંઘે બ્રાહ્મણને ધન અપાવ્યું.

**भीष्म उवाच** ॥ ततः स विदितो राज्ञः प्रविश्य गृहमुत्तमम् ।
॥ पूजितो राक्षसेंद्रेण निषसादासनोत्तमे ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ—પછી રાજાની જાણમાં આવેલા તે ગૌતમે, રાજાના ઉત્તમ ઘરમાં પ્રવેશ કર્યો તથા રાક્ષસના રાજા વિરૂપાક્ષે પૂજન કર્યા પછી ઉત્તમ આસન ઉપર બેઠો[૧]. પછી રાજાએ, તેને ગોત્ર, આચાર, સ્વાધ્યાય અને બ્રહ્મચર્ય આદિના પ્રશ્ન કર્યા, ત્યારે બ્રાહ્મણે, પોતાના ગોત્ર સિવાય બીજું કાંઇ કહ્યું નહિ[૨]. બ્રહ્મતેજથી હીન, સ્વાધ્યાયમાં શૂન્ય અને માત્ર ગોત્રને જાણનાર બ્રાહ્મણને રાજાએ, તેના નિવાસ સ્થળની ખબર પૂછી[૩]. રાક્ષસ કહે છે કે,–હે કલ્યાણરૂપ બ્રાહ્મણ! ત્હારૂં નિવાસસ્થળ કયાં છે? તથા ત્હારી બ્રાહ્મણી (સ્ત્રી) કયા ગોત્રની છે, તે મને કહે!! ત્હારે મનમાં લેશ પણ ભય રાખવો નહિ, તું સુખથી મ્હારો વિશ્વાસ કરજે[૪]. ગૌતમ કહે છે કે,–મ્હારો જન્મ મધ્ય દેશમાં થયેલો છે તથા ભિલ્લના ઘરમાં મ્હારો નિવાસ છે; પુનઃ પરણેલી શૂદ્રની સ્ત્રી મ્હારી ભાર્યા છે. મેં તમને સાચું હતું તે કહી દીધું[૫]. ભીષ્મ કહે છેઃ–પછી રાજા વિચારવા લાગ્યો કે, હવે આનું શું કરવું? વળી પોતાની બુદ્ધિવડે વિચારવા લાગ્યો કે, હું શું કરૂં? તો ઠીક કર્યું કહેવાય? આ તો માત્ર જન્મથીજ બ્રાહ્મણ છે અને મહાત્મા રાજધર્માનો મિત્ર છે તથા મહાત્મા કશ્યપ પુત્રે, આ બ્રાહ્મણને મ્હારી પાસે મોકલ્યો છે. માટે હું તો જે પ્રકારે રાજધર્માનું પ્રિય થાય તે પ્રકારે કરીશ; કેમ કે, તે સર્વદા મ્હારોજ આશ્રય કરીને રહેલો, મ્હારો ભ્રાતા, બાંધવ અને હૃદયના વિષે રહેલો સખા છે[૬-૮]. આજ કાર્તિકીના દિવસે હું, હજાર બ્રાહ્મણોને જમાડવાનો છું, તેમાં આ બ્રાહ્મણને પણ જમાડીશ અને ધન આપીશ[૯]. આજનો દિવસ ઘણો કલ્યાણરૂપ છે અને તેમાં વળી આ અતિથિ આવી પહોંચ્યો છે અને મ્હેં તેને આપવાના ધનનો સંકલ્પ પણ કર્યો; હવે બીજું શું વિચારવાનું છે?[૧૦]. પછી વિદ્વાન! એવા એક હજાર બ્રાહ્મણો નાહી–ધોઇને, ઉત્તમ ચીરવસ્ત્રને પેહેરીને તથા અલંકાર ધારણ કરીને ત્યાં આવ્યા[૧૧]. હે પૃથ્વીપતે! વિરૂપાક્ષ રાજાએ ત્યાં આવેલા ઉત્તમ બ્રાહ્મણોનો શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે જેને જેમ ઘટે તેમ સન્માન આપીને, સત્કાર કર્યો[૧૨]. હે ભરતશ્રેષ્ઠ! સેવકોએ રાક્ષસના રાજાની આજ્ઞાથી તે સ્થળમાં પૃથ્વી ઉપર ઉત્તમ દર્ભ પાથર્યા અને બ્રાહ્મણોને બેસવાને આસન આપ્યાં[૧૩]. તે આસનો ઉપર રાજાએ પૂજેલા ઉત્તમ બ્રાહ્મણો બેઠા હતા તથા રાજાએ તલ અને દર્ભના પાણીથી વિધિપૂર્વક તેઓનું અર્ચન કર્યું[૧૪]. પછી તેમાંથી પિતૃસહિત અને અગ્નિસહિત વિશ્વેદેવાની કલ્પના કરી તથા તેઓને ચંદનનો લેપ કરીને પુષ્પ ચઢાવ્યાં અને સારી રીતે પૂજન કર્યું[૧૫]. હે મહારાજ! પછી તે બ્રાહ્મણો, જાણે ચન્દ્રમા હોય, તેમ શોભવા લાગ્યા. પછી રાજાએ હીરાવડે જડેલાં, નિર્મળ અને સુંદર સુવર્ણનાં પાત્રમાં ઉત્તમ અન્ન ભરીને તથા પરિપૂર્ણ મધ અને ઘી ભરીને તેઓને આપ્યાં. વળી ઘણા

બ્રાહ્મણો આષાઢ અને માઘ માસની પૂર્ણિમાના દિવસે તે રાજાની પાસેથી સત્કારપૂર્વક અભીષ્ટ ભોજન પામતા હતા અને તે રાજાનો નિત્યનો એવો નિયમ હતો કે, જ્યારે શરદ્ ઋતુનો અંત આવે ત્યારે, એટલે કાર્તિકી પૂર્ણિમાના દિવસે તે રાજા બ્રાહ્મણોને અનેક રત્ન આપતો હતો, એમ સાંભળવામાં છે. હે ભારત ! તે દિવસે તે રાજા દક્ષિણા આપવાને અર્થે સુવર્ણ, રૂપું, મણીઓ, મોતી, હીરા, ઘણું ધન, વૈડૂર્યમણિ, મૃગચર્મ, "રંકુ" નામે મૃગનું ચર્મ અને રત્નોના ઢગલા કરતો હતો[૧૯-૨૦]. પછી તે મોટા બળવાળો વિરૂપાક્ષ, ઉત્તમ બ્રાહ્મણોને કહેતો હતો કે, તમારી ઇચ્છા પ્રમાણે અને ઉત્સાહ પ્રમાણે આમાંથી રત્ન લ્યો[૨૧]. હે ભારત ! અને વળી તે એમ પણ કહેતો કે,–હે બ્રાહ્મણ શ્રેષ્ઠો ! તમે જે પાત્રમાં જમ્યા હો ! ! તે પાત્ર પણ તમારે ઘેર લઇ જાઓ[૨૨]. મહાત્મા રાક્ષસનો અધિપતિ એમ વચન કહેતો હતો એટલે બ્રાહ્મણશ્રેષ્ઠો પોતાની ઇચ્છા પ્રમાણે રત્નોને લઇ જતા હતા[૨૩]. પછી તે દિવસે આવેલા મોટી યોગ્યતાવાળા બ્રાહ્મણો પણ એ પ્રમાણે સુંદર રત્નોવડે પૂજન પામીને અને ઉત્તમ વસ્ત્રને ધારણ કરીને અત્યંત પ્રસન્ન થયા[૨૪]. પછી વિરૂપાક્ષે અનેક પ્રકારના દેશમાં રહેનારા સર્વ રાક્ષસોને કહ્યું કે,–તમારે આજનો દિવસ કોઇને હેરાન કરવા નહિ. એ પ્રમાણે આજ્ઞા કરીને પછી બ્રાહ્મણોને કહ્યું કેઃ–હે વિપ્રો ! તમારે આજનો દિવસ આ સ્થળમાં કોઇ પણ પ્રકારથી રાક્ષસનો ભય રાખવો નહિ અને આનંદ પામીને તમારે જવું હોય ત્યાં જલદી જાઓ ! ! બહુવાર લગાડશો નહિ[૨૫,૨૬]. એ સાંભળીને સમગ્ર બ્રાહ્મણોનાં ટોળાં ચારે પાસે નાસી જવા લાગ્યાં. તે વખતે પેલો ગૌતમ પણ મસ્તકપર સોનાનો ભાર મહાકષ્ટથી ઉપાડીને ઉતાવળે પેલા વડ નીચે આવ્યો અને શ્રમિત થવાથી ખેદયુક્ત તથા ક્ષુધાયુક્ત થઇને ત્યાં બેઠો[૨૭,૨૮]. હે રાજન્ ! પછી પ્રીતિથી મિત્રનું રક્ષણ કરનાર રાજધર્મા પક્ષી, તેની પાસે આવ્યો તથા ગૌતમનો આદર સત્કાર કરીને તેનું અભિનંદન કર્યું[૨૯]. પછી તે પક્ષીએ પોતાની પાંખના અગ્રભાગને આસપાસ પ્રસારીને તેને પવન નાંખ્યો તથા તેનો ખેદ દૂર કર્યો, તેની પૂજા કરી તથા તેને ભોજન પણ આપ્યું[૩૦]. પછી ગૌતમ, ભોજન કરીને અને સારી રીતે વિશ્રાંતિ પામીને વિચારવા લાગ્યો કે,–મેં લોભ તથા મોહથી મનને અનુકૂળ પડે, તેટલું સોનું લેઇને પુષ્કળ ભાર એકઠો કર્યો છે અને જવાનું ઘણું દૂર છે. વળી માર્ગમાં ખાવાને ભાતું પણ નથી કે, જેથી હું મ્હારા પ્રાણને ધારણ કરી શકીશ[૩૧,૩૨]. માટે હું માર્ગમાં મ્હારા પ્રાણને શી રીતે ધારણ કરી શકીશ ? હે પુરૂષવ્યાઘ્ર ! એમ વિચાર કરતાં પછી તેને જ્યારે માર્ગમાં ભોજન કરવાનું કાંઈ માલૂમ પડયું નહિ, ત્યારે તે કૃતઘ્ન બ્રાહ્મણે મનમાં વિચાર કર્યો કે,–આ મ્હારી બાજુ ઉપર બેઠેલો બગલાઓનો સ્વામી રાજધર્મા માંસના મોટો ઢગલારૂપજ છે; માટે હું તેને મારીને અને સાથે લઇને ઉતાવળો અહીંથી ચાલી નીકળીશ"[૩૩,૩૪].

अयं बकपतिः पार्श्वे मांसराशिः स्थितो महान् । इमं हत्वा गृहीत्वा च यास्येहं समभिद्रुतम् ॥३५॥

इति श्रीमहाभारते शां० आ० गु० भा० कृतघ्नोपाख्यानं नाम एकचत्वारिंशत्तमोऽध्यायः ॥४१॥

## અધ્યાય ૪૨ મો–કૃતઘ્નોપાખ્યાન–કૃતઘ્ન બ્રાહ્મણે નાડીજંઘને માર્યો. કૃતઘ્નતાનું ફળ.

भीष्म उवाच ॥ अथ तत्र महार्चिष्मानवलो वातसारथिः ।
॥ तस्याविदूरे रक्षार्थं खगेंद्रेण कृतोभवत् ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ–હવે તે પક્ષીરાજે જેનો સારથી વાયુ છે એવો મોટી જ્વાળાવાળો અગ્નિ

બ્રાહ્મણના રક્ષણના અર્થે તેનીજ પાસે સળગાવ્યો હતો[1]. રાજધર્મા તે અગ્નિની એક બાજુએ વિશ્વાસયુક્ત થઇને સૂતો હતો તથા તેને મારવાની ઇચ્છાવાળો, કૃતઘ્ન અને દુષ્ટાત્મા ગૌતમ પણ તે અગ્નિની આગળ સૂતો હતો[2]. પછી તે ગૌતમે વિશ્વાસ રાખીને સૂતેલા પક્ષીને સળગતા લાકડાના ઉમાયડાવડે હણ્યો તથા તેને હણીને મનમાં હર્ષ પામ્યો પણ તેથી થયેલા પાપરૂપ દોષને જોયો નહિ[3]. પછી તેણે તેની પાંખો કાઢી નાંખી અને રૂવાં કાઢી નાખ્યાં અને તેને અગ્નિમાં શેકયો અને પછી તે બ્રાહ્મણ તેને તથા પોતાની પાસેના સોનાના ભારને લઇને ઉતાવળે ચાલ્યો[4]. હવે બીજો દિવસ વીતી ગયો એટલે વિરૂપાક્ષે, પોતાના પુત્રને કહ્યું કે,–હે પુત્ર! તે ઉત્તમ રાજધર્મા પક્ષી આજ મને મળ્યો નથી[5]. તે સવારમાં સર્વદા બ્રહ્માનું વંદન કરવા જાય છે, પણ ત્યાંથી પાછા વળતાં, મને મળ્યા વિના તે કોઇ દિવસ પોતાના ઘેર જતો નથી[6]. તે મ્હારો મિત્ર રાજધર્મા બે સંધ્યાકાળ અને બે રાત્રિયોથી ઘેર આવ્યો નથી માટે મ્હારા મનમાં શંકા ઉપજી આવી છે માટે જાઓ અને મ્હારા મિત્રની ખબર કાઢો[7]. સ્વાધ્યાયનું પઠન નહિ કરનારો અને બ્રહ્મતેજરહિત તથા હિંસક ધર્મવાળો એક બ્રાહ્મણ તેણે મોકલેલો અહીં આવ્યો હતો કદાપિ તે અધમ બ્રાહ્મણે તેને હણ્યો પણ હોય[8]. કેમ કે, મને તેના ઉપર શંકા થાય છે. મેં તેનાં ચેષ્ટિત ઉપરથી તેને દુરાચારી અને દુષ્ટ બુદ્ધિવાળો જાણેલો છે; તે દયા વિનાનો, દારૂણ આકૃતિવાળો, દુષ્ટ અને ભિલ્લના જેવો અધમ જણાતો હતો[9]. તેનું નામ “ગૌતમ” હતું અને તે ત્યાં ગયો છે તેથી મ્હારૂં મન ઉદ્વેગ પામે છે. માટે હે પુત્ર! તું અહીંથી ઉતાવળે રાજધર્માના ઘેર જા અને તજવીજ કર!! કે, તે વિશુદ્ધ અંતઃકરણવાળો મ્હારો મિત્ર જીવે છે કે, કેમ? જા, વાર લગાડીશ નહિ. એ પ્રમાણે તે રાજપુત્ર પિતાની આજ્ઞા પામીને અને રાક્ષસોને સાથે લઇને તે વડની પાસે ગયો; તો ત્યાં રાજધર્માનું હાડપિંજર પડેલું જોયું. તેને જોઇને બુદ્ધિમાન રાક્ષસ રાજાનો પુત્ર રૂદન કરવા લાગ્યો અને પછી પોતાની ઘણામાં ઘણી જેટલી શક્તિ હતી તેવડે ગૌતમને પકડવાને ઉતાવળ કરી. પછી ગૌતમ બહુ દૂર ગયો નહોતો, એટલામાંજ રાક્ષસોએ તેને પકડી પાડયો તથા તેની પાસે પાંખો, ચરણ અને અસ્થિ વિનાનું રાજધર્માનું શરીર હતું, તેને પણ જોયું. પછી રાક્ષસો, તેને પકડીને ઉતાવળે મેરૂવ્રજ નગરમાં ગયા[10,14]. રાજધર્માનું શરીર રાજાને દેખાડયું તથા તેની સાથે પેલા પાપકરનારા કૃતઘ્ન પુરૂષ ગૌતમને પણ રજુ કર્યો[15]. રાજા તે પક્ષીના શરીરને જોઇને, પોતાના પુરોહિત તથા પ્રધાન સુદ્ધાં રડવા લાગ્યો અને તેના ઘરમાં દુઃખી મનુષ્યોની મોટી રડારોળ થઈ રહી[16]. નગરનાં સ્ત્રી, બાળક અને વૃદ્ધ સર્વ કોઇના મનમાં સંતાપ ઉત્પન્ન થયો, પછી રાજાએ પોતાના પુત્રને કહ્યું કે, આ પાપીનો વધ કરવો જોઇએ અને એના માંસવડે આ સર્વ રાક્ષસોને યથેષ્ટ ઉજાણી કરાવો!! હે રાક્ષસો! આ પુરૂષ પાપનું આચરણ કરનારો, પાપરૂપ કર્મ કરનારો, પાપાત્મા અને પાપના સાધનરૂપ છે, માટે તમારે તેને હણવો એવો મ્હારો અભિપ્રાય છે. રાક્ષસાધિપતિએ ભયંકર પરાક્રમવાળા રાક્ષસોને એ પ્રમાણે કહ્યું; તે સાંભળીને પણ રાક્ષસોએ, “આ પાપકર્મ કરનારો છે, માટે આનું માંસ ભક્ષણ કરવા યોગ્ય નથી” એમ સમજીને, તેને ભક્ષણ કરવાની ના કહી. હે મહારાજ! અને સર્વ રાક્ષસોએ રાક્ષસના અધિપતિને આ રીતે કહ્યું કે,–હે મહારાજ! એ અધમ પુરૂષ ભિલ્લ લોકોને આપી દો!! તો સારૂ, આ પુરૂષના પાપનું ભક્ષણ કરવાને અમને એનું શરીર આપશો નહિ. એમ સર્વે રાક્ષસોએ મસ્તક નમાવીને રાક્ષસાધિપતિને કહ્યું. એ સાંભળીને રાક્ષસના રાજાએ રાક્ષસોને કહ્યું કે, વારૂ, ત્યારે તેમ કરો[17,22]. હે રાક્ષસો! એ કૃતઘ્નને આજેજ ભિલ્લ લોકોના હાથમાં

આપી દો. એવું વચન સાંભળીને, હાથમાં ભાલા તથા "પટ્ટિશ" નામે આયુધને ધારણ કરનારા રાક્ષસોએ તેના કકડે કકડા કરી નાંખ્યા અને ભિક્ષુ લોકોને આપી દીધો. ભિક્ષુ લોકોએ પણ તેનો આહાર કરવાની ઇચ્છા કરી નહિ; તેઓએ હવે ગીધ વગેરે માંસાહારી પક્ષીઓને ભોજન કરવાને તેના શરીરના કકડા નાંખ્યા પરંતુ હે રાજેંદ્ર! માંસાહારી પક્ષીઓએ પણ તે કૃતઘ્ન પુરૂષના માંસનું ભક્ષણ કર્યું. નહિ[૨૩,૨૪]. હે રાજન્! બ્રહ્મહત્યા કરનાર, સુરાપાન કરનાર, ચોરી કરનાર અને વ્રત ભંગ કરનાર, એ સર્વનું પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં કહેલું છે. પણ કૃતઘ્ન પુરૂષનું પ્રાયશ્ચિત્ત કોઈ ઠેકાણે કહેલું નથી[૨૫]. હે નરપતે! જે પુરૂષ મિત્રનો દ્રોહ કરનારો, કૃતઘ્ન અને ઘાતકી હોય, તેવા પુરૂષોના માંસને માંસાહારી પક્ષીઓ અને જંતુઓ પણ ભક્ષણ કરતાં નથી"[૨૬].

**मित्रद्रोही कृतघ्नश्च नृशंसश्च नराधिप । क्रव्यादैः कृमिभिश्चैव न भुज्यंते हि तादृशाः ॥ २६ ॥**

**इति श्रीमहाभारते शांति० आप० गु० भा० कृतघ्नोपाख्यानं नाम द्विचत्वारिंशत्तमोऽध्यायः ॥४२॥**

---

## અધ્યાય ૪૩ મો–કૃતઘ્નોપાખ્યાન–નાડીજંઘનું પુનરૂજજીવન.

**भीष्म उवाच** ॥ ततश्चितां बकपतेः कारयामास राक्षसः ।
॥ रत्नैर्गंधैश्च बहुभिर्वस्त्रैश्च समलंकृताम् ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ—પછી તે વિરૂપાક્ષ રાક્ષસે બકના રાજા રાજધર્માની રત્ન તથા સુગંધવાળા પદાર્થો અને વસ્ત્રોવડે અલંકૃત એવી ચિતા બનાવી[૧]. તથા પ્રતાપવાળા વિરૂપાક્ષ રાજાએ, તેને અગ્નિસંસ્કાર કરીને વિધિપૂર્વક પ્રેતકાર્ય કરવા માંડ્યા[૨]. તે સમયે દક્ષની પુત્રી દેવી સુરભી (કામદુઘા) આકાશમાં તેના ઉપર (ચિતા ઉપર) આવીને ઉભી રહી[૩]. હે પાપરહિત યુધિષ્ઠિર! તે કામદુઘાના મુખમાંથી ફેન સાથે મિશ્ર થયેલું અમૃત ગળવા માંડયું અને તે, રાજધર્માની ચિતામાં પડ્યું[૪]. હે નિષ્પાપ! તેના પ્રભાવથી તે બકરાજ રાજધર્મા સજીવન થયો અને ચિતામાંથી ઉઠીને વિરૂપાક્ષની પાસે આવ્યો[૫]. પછી દેવનો રાજા ઇન્દ્ર, વિરૂપાક્ષના નગરમાં આવ્યો તથા તેને કહ્યું કે,–વારૂ, બકરાજ રાજધર્મા જીવતો થયો, તે બહુ રૂડું થયું[૬]. પછી ઇન્દ્રે વિરૂપાક્ષને પૂર્વની કથા કહી સંભળાવી તેમાં બ્રહ્માએ જે રીતે રાજધર્માને શાપ દીધો હતો, તે સર્વ કહ્યું[૭]. "હે રાજન્! જ્યારે આ બકરાજા બ્રહ્માની પાસે ન જવા લાગ્યો ત્યારે ક્રોધથી પિતામહ બ્રહ્મદેવે પક્ષીરાજના માટે આ પ્રમાણે કહ્યું કેઃ–જેથી તે મૂઢ અને અધમ બક રાજધર્મા મ્હારી સભામાં આવતો નથી તેથી તે દુષ્ટાત્માનો અલ્પ સમયમાં વધ થશે[૮,૯]. એ પ્રમાણે બ્રહ્મદેવના વચનથી, તેને ગૌતમે માર્યો છે તથા તેજ કારણથી અમૃતસિંચન કરીને બકરાજને ફરી જીવતો કર્યો છે"[૧૦]. પછી રાજધર્મા બકે, પ્રણામ કરીને ઇન્દ્રને પ્રાર્થનાસહિત કહ્યું કે,–હે દેવાધિપતે! જો તમે મ્હારા ઉપર કૃપા દૃષ્ટિ કરી છે, તો મ્હારા અત્યંત પ્રિય મિત્ર આ ગૌતમને પણ પુનઃ જીવતો કરો!! હે પુરૂષશ્રેષ્ઠ! ઇન્દ્રે તેનું વચન કબૂલ કરીને ગૌતમને અમૃત છાંટીને જીવતો કર્યો. તે જીવતો થયો એટલે તે પોતાના પાત્ર તથા બીજા બધા સાહિત્યસહિત બકરાજને આવી મળ્યો તથા બકરાજ, પોતાના મિત્રને પરમ પ્રીતિથી ભેટયો. પછી બકરાજ રાજધર્મા પાપકર્મના કરનાર તે બ્રાહ્મણને ધનસહિત વિદાય કરીને, પોતે પોતાના સ્થાનમાં ગયો તથા પોતાની યોગ્યતા પ્રમાણે બ્રહ્મસભામાં પણ ગયો[૧૧-૧૫]. ત્યાં બ્રહ્માએ તેનો આતિથ્યસત્કાર કરીને પૂજન કર્યું. ગૌતમે પણ પુનઃ તે ભિલ્લના ગામમાં જઇને પોતાની શૂદ્રા સ્ત્રીના પેટે દુષ્કર્મ કરનારા પુત્રોને ઉત્પન્ન કર્યા[૧૬]. હે

રાજન્! કારણ કે, તે વખતે દેવના સમૂહે તેને મોટો શાપ દીધો હતો કે:—આ પાપી, અલ્પ સમયમાં પુનર્ભૂ (પુનઃ પરણેલી) સ્ત્રીના પેટે પુત્રોને ઉત્પન્ન કરીને મોટા નરકને પામશે કેમ કે, તે કૃતઘ્ન છે. હે ભારત! પૂર્વે નારદે આ સર્વ વૃત્તાંત મને કહ્યું હતું[17,18]. હે ભરતર્ષભ! આ મોટા આખ્યાનને સંભારીને જેવું હતું તેવું મેં તને કહ્યું[19]. માટે કૃતઘ્નને યશ ક્યાંથી? સ્થાન ક્યાંથી? અને સુખ ક્યાંથી હોય? નિશ્ચય; કૃતઘ્ની પુરૂષ શ્રદ્ધા કરવા યોગ્ય નથી અને કૃતઘ્ની માટે પ્રાયશ્ચિત્ત પણ નથી[20]. મનુષ્યો વિશેષે કરીને મિત્રનો દ્રોહ કરવો નહિ. મિત્રદ્રોહી પુરૂષ અનંતકાળ સુધી ઘોર નર્કને પામે છે[21]. માટે મિત્રપણાની ઇચ્છા રાખનારે નિરંતર કૃતજ્ઞ (કર્યા કાર્યને જાણનાર) થવું. મિત્રથી સર્વ પમાય છે અને માન્ય પમાય છે[22]. મિત્રથી ભોગ ભોગવાય છે, મિત્રથી આપત્તિ નાશ થાય છે, માટે વિચિક્ષણ પુરૂષે, ઉત્તમ સત્કારવડે મિત્રને પૂજવો[23]. પંડિત પુરૂષોએ નિર્લજ્જ, પાપરૂપ, મિત્રનો દ્રોહ કરનાર, કુળમાં અંગારારૂપ, પાપકર્મનો કરનાર, નરાધમ એવા કૃતઘ્ન મનુષ્યોનો ત્યાગ કરવો[24]. હે ધર્મના ધારણ કરનારામાં શ્રેષ્ઠ! મેં તને આ પાપરૂપ મિત્રદ્રોહી કૃતઘ્ન પુરૂષનું વૃત્તાંત કહી દેખાડ્યું. ત્હારે બીજું શું સાંભળવાની ઇચ્છા છે?[25]. વૈશંપાયન કહે છેઃ—હે જનમેજય! યુધિષ્ઠિર તે સમયે મહાત્મા ભીષ્મે કહેલાં, વચનને સાંભળીને મનમાં પ્રસન્ન થયા"[26].

एतच्छ्रुत्वा तदा वाक्यं भीष्मेणोक्तं महात्मना । युधिष्ठिरः प्रीतमना बभूव जनमेजय ॥२६॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि आप० कृतघ्नोपाख्यानं नाम गुर्जरभाषायां त्रिचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४३ ॥**

॥ आपद्धर्मः समाप्तः ॥





श्रीमहाभारतनुं

# शान्तिपर्व.

## ३ मोक्षधर्म–पूर्वार्ध.

### અધ્યાય ૧ લો–બ્રાહ્મણ અને સેનજીત્ રાજાનો સંવાદ–પિંગલાગીત.

॥ नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ॥

॥ देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥

युधिष्ठिर उवाच ॥ धर्माः पितामहेनोक्ता राजधर्माश्रिताः शुभाः ॥

॥ धर्ममाश्रमिणां श्रेष्ठं वक्तुमर्हसि पार्थिव ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે,—પિતામહ આપે રાજધર્મ અને તેના અંગભૂત આપદ્ધર્મ આદિ ઉત્તમ ધર્મ કહ્યા. હે રાજન ! હવે ગૃહસ્થ વગેરે સર્વ આશ્રમના મનુષ્યોનો શ્રેષ્ઠ ધર્મ મોક્ષ કહેવો ઘટે છે[1] ભીષ્મ કહે છે–સર્વ આશ્રમોમાં આચરવા લાયક ધર્મ વેદમાં કહેલા છે પણ તે ધર્મનું ફળ મૃત્યુ થયા પછી પરલોકમાં પ્રાપ્ત થાય છે, માટે તે અદૃષ્ટ ફળવાળા ધર્મ કહેવાય છે. પરંતુ પરમાત્મરૂપ વસ્તુમાં શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ તપવડે આલોચન કરવું અને તેથી સાક્ષાત્કાર થવો, તે દૃષ્ટ ફળ છે કેમકે, પરલોકમાં ગયા પહેલાં–જીવતાંજ તે ફળ પ્રાપ્ત થઈ શકે છે. દૃષ્ટ ફળ તે જ્ઞાન છે. ત્યારે કોઇ કહેશે કે, તપ કરવું એજ શ્રેષ્ઠ છે ? તો તેનો ખુલાસો એમ છે કે, તપરૂપ ધર્મના ઘણા માર્ગ છે. જેમ કેરીના માટે આંબો વાવનારને કેવળ કેરીજ મળે છે, એમ નથી પણ તેની સાથે છાયા, સુગંધ વગેરે પણ મળે છે, તેમ મોક્ષના અર્થે તપરૂપ ધર્મ આચરનારને સ્વર્ગાદિ ફળ પણ મળે છે અને સ્વર્ગાદિ ફળના માટે ધર્મ કરનારને અંતઃકરણ શુદ્ધિદ્વારા જ્ઞાન પણ ઉપજે છે અને મોક્ષ પણ મળે છે. એ રીતે ધર્મની કોઇ ક્રિયા નિષ્ફળ જતી નથી. તેમ ધર્મના અનેક રસ્તા હોવાથી કયો ધર્મ આચરવો ? તે વિષે વિવાદ ઉપજે છે[2]. હે ભરતશ્રેષ્ઠ ! જે મનુષ્યને જે ધર્મ વિષે નિશ્ચય થાય છે તે મનુષ્ય તે ધર્મનેજ કલ્યાણરૂપ માને છે અને બીજાને તેવો માનતા નથી[3]. પછી તે જેમ જેમ આ તુચ્છ જગતની બાળને જોતો જાય છે, તેમ તેમ તેને તેમાં વૈરાગ્ય ઉપજતો જાય છે અને તેજ ધર્મદ્વારા અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત કરે છે, એ નિશ્ચય જાણવું[4]. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે વસ્તુ–ખોટું ઐશ્વર્ય, મોટાઇ, હલકાપણું, નાશ પામવાપણું વગેરે અનેક દોષથી આ જગત

પરિપૂર્ણ છે, એમ જાણીને બુદ્ધિમાન પુરૂષે પોતાનો મોક્ષ થવાના અર્થે યત્ન કરવો[5] યુધિષ્ઠિર કહે છે કે,—હે પિતામહ ! જ્યારે ધનનો નાશ થાય અથવા પિતા, પુત્ર કે, સ્ત્રી મરી જાય ત્યારે કેવી બુદ્ધિ રાખીને શોકનો ત્યાગ કરવો ? તે મને કહો[6]. ભીષ્મ કહે છે—જ્યારે ધનનો નાશ થાય અથવા પિતા, પુત્ર કે, સ્ત્રી મરી જાય ત્યારે આત્મા સિવાય બીજું સઘળું જગત દુઃખરૂપ છે, એમ ચિંતવન કરીને શોકનો નાશ કરવાના ઉપાયરૂપ શમ, દમ આદિને ધારણ કરીને રહેવું[7]. આ વિષે પણ એક પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે કે—સેનજીત નામે એક રાજા હતો. તેનો એકનો એક પુત્ર મરણ પામવાથી તે, શોકવડે બહુ પરિતાપ પામ્યો અને તેથી વિહ્વળ તથા અતિ ખેદાતુર થઈ ગયો. તે વખતે તેનો મિત્ર કોઈ બ્રાહ્મણ હતો તેણે તેને ખેદયુક્ત જોઈને તેની પાસે આવી આ પ્રમાણે વચન કહ્યાં[8,9] તે બોલ્યો કેઃ—તું પ્રીતિના પાશમાં પડીને મૂઢ બની ગયો છે છતાં હવે પુત્રના શોકથી પુનઃ શા માટે મોહ પામે છે ? તથા તું જાતેજ શોચનીય છે છતાં બીજાનો શા માટે શોક કરે છે ? તું જાણતો નથી કે, ત્હારી પેઠે બીજા લોકો ત્હારો પણ શોક કરશે અને તેઓનો વળી બીજા લોકો શોક કરશે[10]. હે રાજન્ ! તું, હું અને બીજા લોકો કે, જેઓ ત્હારૂં ઉપાસન કરે છે તે સર્વ આપણે જ્યાંથી આવ્યા છીએ ત્યાંજ પાછા જવાના છીએ[11]. સેનજિત્ કહે છે કે—હે વિપ્ર ! હે તપરૂપ ધનવાળા ! એવી બુદ્ધિ કયી છે ? એવું તપ કયું છે ? એવી સમાધિ કયી છે ? એવું જ્ઞાન કયું છે અને એવી વિદ્યા કયી છે ? કે, જેને પ્રાપ્ત થવાથી મનુષ્ય ખેદને પામે નહિ[12]. બ્રાહ્મણ કહે છે કે,—હે રાજન્ ! આ જગતમાં ઉત્તમ, મધ્યમ, અને અધમ પ્રાણીઓ અનેક પ્રકારનાં કર્મમાં સર્વ પ્રકારે દુઃખવડે આસક્ત થયાં છે, તેને તું જો[13]. અહંભાવનાવડે જે પ્રતીત થાય છે, તે આત્મા પણ મ્હારો નથી તેમ આ સઘળી પૃથ્વી પણ મ્હારી નથી, તેમ બીજા કોઇની પણ નથી કેમ કે, પરમાત્મસ્વરૂપ હું કેવળ એકજ છું અને તેથી ભિન્ન બીજું સર્વ માયાકલ્પિત—ઇન્દ્રજાળ સરખું મિથ્યા છે. એવા વિચારથી મને દુઃખ થતું નથી. હું એવીજ બુદ્ધિને ધારણ કરીને નથી તો હર્ષ પામતો કે, નથી શોક પામતો ? કયી બુદ્ધિને ધારણ કરવાથી શોક ન થાય ? એવો જે તેં પ્રશ્ન કર્યો તેનો ઉત્તર એ છે[14]. ( હવે તપ કહું છું. ) જેમ મહાસાગરમાં એક કાષ્ઠની સાથે બીજું કાષ્ઠ આવીને મળે છે તથા મળ્યા પછી વળી જેમ જૂદાં પડી જાય છે, તે પ્રમાણે પ્રાણીઓના સમાગમ અને વિયોગ વિષે પણ જાણવું[15]. એજ પ્રમાણે પુત્ર, પૌત્ર, જ્ઞાતિજન અને બાંધવોનો પણ સમાગમ થયેલો છે, એમ જાણી તેઓની સાથે સ્નેહના બંધનથી બંધાવું નહિ કેમ કે, સમાગમ થયા પછી તેઓથી નિશ્ચય જૂદા પડવાનું છેજ[16]. ત્હારો પુત્ર કયાંથી આવ્યો, તેની તને ખબર નથી માટે તે ત્હારા અજાણપણામાંથી આવ્યો છે અને પુનઃ ત્હારા અજાણપણામાં ગયો છે કેમ કે, તે કયાં ગયો ? તેની તને ખબર નથી; તે તને નથી જાણતો કે, તું તેને નથી જાણતો; ત્યારે તું કોણ છે ? અને કોનો શોક કરે છે ? તે મને કહે[17]. તૃષ્ણારૂપ પીડાથી દુઃખ ઉત્પન્ન થાય છે અને દુઃખરૂપ પીડામાંથી પુનઃ સુખ ઉત્પન્ન થાય છે, તે સુખથી વળી પુનઃ દુઃખ ઉપજે છે. એવી રીતે વારંવાર દુઃખનું દર્શન થાય છે[18]. સુખની પછી દુઃખ છે અને દુઃખની પછી સુખ છે. જેમ ગાડીનું ચક્ર ( પૈડું ) ફરતું હોય, તેમ સુખ અને દુઃખ વારાફરતી ફર્યા કરે છે[19]. તને પ્રથમ સુખ મળ્યું હતું, તેમાંથી તું દુઃખને પામ્યો છે અને વળી પુનઃ તને સુખ મળશે કેમ કે, નિરંતર દુઃખ મળતું નથી, તેમ નિરંતર સુખ પણ પ્રાપ્ત થતું નથી[20]. સુખ તથા દુઃખનું સ્થાન શરીરજ છે માટે પ્રાણી શરીરવડે જે જે કર્મ કરે છે, તેજ દેહવડે તે કર્મને ભોગવે છે[21].

જીવનનું હેતુભૂત લિંગ શરીર સ્વભાવથીજ સ્થૂલ શરીરની સાથે ઉત્પન્ન થાય છે અને સાથે રહીને વર્તન કરે છે તથા નાશ પણ સાથેજ પામે છે[૨૨]. જેઓનું શરીર અનેક પ્રકારના સ્નેહના પાશવડે વીંટાયું છે એવા પુરૂષો પોતાના કાર્યને કરી રહ્યા પહેલાં, જેમ વેળુની બાંધેલી પાળો પાણીનાં મોજાંથી નાશ પામે છે તેમ નાશ પામે છે[૨૩]. જેમ ઘાંચી તલને ઘાણીમાં ઘાલીને પીલી નાંખે છે તેનું કારણ સ્નેહ છે, તેમ સૃષ્ટિરૂપી ઘાણીમાં સ્નેહના કારણરૂપ અજ્ઞાનથી ઉપજેલા અવિદ્યાદિ ક્લેશોવડે સઘળું વિશ્વ પીલાય છે[૨૪]. મનુષ્ય પોતાનાં સ્ત્રી તથા છોકરાંના માટે અશુભ કર્મ કરે છે પણ તે અશુભ કર્મના બદલામાં આ લોકમાં તથા પરલોકમાં જે ક્લેશ સહન કરવા પડે છે તે એકલાનેજ સહન કરવા પડે છે[૨૫]. જેમ વૃદ્ધ થયેલા હાથી કોઇ ભારે કાદવના સમુદ્રમાં ડૂબી ગયા હોય, તેમ સર્વ મનુષ્યો પુત્ર-અને સ્ત્રી આસક્ત થઇને શોકરૂપી કાદવના સમુદ્રમાં ડૂબી જાય છે[૨૬]. હે રાજન્! જ્યારે તેઓની પ્રીતિનાં પાત્ર સ્ત્રી, પુત્ર, જ્ઞાતિ કે, સંબંધીનો નાશ થાય છે ત્યારે તેને દાવાનળ સરખું અત્યંત મોટું દુઃખ પ્રાપ્ત થાય છે. આ સર્વ દુઃખ અને સુખ તથા જન્મ અને મરણ દૈવના આધીન છે[૨૭]. પુરૂષ, સ્નેહીવાળો કે, સ્નેહી વગરનો, શત્રુવાળો કે, મિત્રવાળો, બુદ્ધિવાળો કે, બુદ્ધિ વિનાનો હો!! પરંતુ તેને સુખ તો દૈવબળથીજ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય કે, ગમે તેટલું આનુકૂલ્ય છતાં પણ તૃષ્ણાનો ત્યાગ ન થયો હોય તો સુખ થતું નથી અને કોઈ પણ પ્રકારની અનુકૂળતા ન છતાં પણ તૃષ્ણાનો ત્યાગ કરે તો સુખ પ્રાપ્ત થાય છે[૨૮]. સ્નેહી વર્ગ છતાં તે કાંઈ સુખ કરવાને શક્તિમાન નથી કે, શત્રુવર્ગ છતાં તે કાંઇ દુઃખ કરવાને સમર્થ નથી. ધારેલો અર્થ સિદ્ધ કરવાને બુદ્ધિ સમર્થ નથી કે, ધન છતાં તે સુખ કરવાને સમર્થ નથી[૨૯]. બુદ્ધિ હોવાથી ધનનો લાભ થશે એમ કાંઇ નથી, તેમજ મૂઢતા હોવાથી સમૃદ્ધિ નહિ મળે, એમ પણ નથી. લોકવ્યવહાર કેમ ચાલે છે? તેને તો જ્ઞાની પુરૂષજ જાણે છે, બીજા જાણતા નથી. અર્થાત્ જે તત્વજ્ઞાની હોય છે તે તો સંસારને ઝાંઝવાના પાણી જેવો મિથ્યા સમજીને દુઃખથી ખેદ પામતો નથી કે, સુખથી હર્ષ પામતો નથી[૩૦]. ગમે તો મનુષ્ય બુદ્ધિમાન હો! કે, શૂરો હો!! મૂઢ હો!! કે, બીકણ હો!! આળસુ હો! કે, દીર્ઘદર્શી હો!! અને ગમે તો દુર્બળ હો!! કે, બળવાન હો!! પરંતુ દૈવ બળવાળાને સુખ સ્વયમેવ આવીને પ્રાપ્ત થાય છે, અર્થાત્ તેને માટે કાંઈ યત્ન કરવો પડતો નથી[૩૧]. એક ગાય ઉપર વાછરડાનો, ગોવાળિયાનો, તેના માલિકનો અને ચોરનો પણ સરખોજ હક્ક છે, પરંતુ જે પુરૂષ તેનું દૂધ પીએ, તેનીજ તે ગાય કહેવાય, એ ખરેખરી વાત છે. (કહ્યું છે કે, એક માણસની પાસે સો ગાયો હોય, પરંતુ તે માણસ જેનું દૂધ પીએ છે તેજ ગાય તેની છે, ઘરમાં સેંકડોમણ અનાજ ભર્યું હોય તથાપિ જે બશેર અનાજ ખવાય છે તેટલાનોજ તે માલિક છે તેમજ જે મોટો મહેલ પોતાના માટે બાંધેલો હોય તેમાંથી એક અર્ધી શય્યા જેટલી જગ્યાજ તેની છે, બાકીનું સર્વ પારકું એટલે જે ભોગવે તેનું છે)[૩૨]. જે પુરૂષો મૂઢમાં મૂઢ છે અથવા જે પુરૂષો અપાર બુદ્ધિશાળી છે, તેઓજ સુખને પામે છે. પણ નહિ મૂઢ કે, નહિ બુદ્ધિમાન એવા મધ્યમ લોકો દુઃખમાં કૂટાય છે. તાત્પર્યાર્થ એ છે કે, સુષુપ્તિ અવસ્થામાં રહેલા જડ કે, નિર્વિકલ્પ સમાધિમાં રહેલા યોગીંદ્ર એ બન્ને સુખી છે, પરંતુ બીજા લોકો કે, જેઓને દ્વૈતભાવ છે અને જેઓને જગત ભિન્ન ભાસે છે તેઓ ક્લેશને પામે છે[૩૩]. ધીર પુરૂષો એમાંની છેલ્લી સ્થિતિમાં રમણ કરે છે, પણ વચલી સ્થિતિમાં આનંદ માનતા નથી કેમ કે, જ્ઞાનીઓએ તે છેલ્લી સ્થિતિની પ્રાપ્તિને સુખપ્રદ કહેલી છે, પણ પહેલી તથા છેલ્લી સ્થિતિની વચ્ચે રહેલી મધ્યમ સ્થિતિમાં દુઃખ છે. મધ્યમ સ્થિતિમાં રહીને પણ જેઓને જ્ઞાનથી પોતાને ઓળખવારૂપ સુખ પ્રાપ્ત થયું છે તેઓ સુખ-દુઃખાદિ

દ્વંદ્વથી રહિત છે અને મત્સર વિનાના છે, તેઓને સ્ત્રીઆદિ અર્થ અને તેના વિયોગ આદિ અનર્થ દુઃખ ઉત્પન્ન કરી શકતા નથી[૩૪,૩૫]. પણ જેઓને જ્ઞાન પ્રાપ્ત થયું નથી અને મૂઢતાવાળી અવસ્થાનું ઉલ્લંઘન કરીને કાંઇક સમજણના ઘરમાં આવેલા છે તેઓ સુખને જોઇને અત્યંત હર્ષ પામે છે અને દુઃખને જોઇને સંતાપ પામે છે[૩૬]. જેઓ સમજણના ઘરમાં આવ્યા નથી એવા મૂઢ પુરૂષો તો, જેમ દેવતાઓ સ્વર્ગમાં આનંદ પામે છે, તેમ મોટા ગર્વની સાથે હમ્મેશાં આનંદમાં રહે છે. તેઓનો પરાભવ થાય છે, તથાપિ તેઓ કામાદિથી ગ્રસ્ત મનવાળા અને સત્ તથા અસત્‌ના વિવેકથી રહિત હોવાથી પરમ આનંદ પામે છે[૩૭]. પરંતુ કોઇએ એવા સુખની ઇચ્છા કરવી નહિ કેમ કે, એવા સુખનું પરિણામ દુઃખ છે. જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધનમાં જે દુઃખ પ્રાપ્ત થાય છે, તે દુઃખ સુખનો ઉદય કરનારૂં છે. જે મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરવામાં દક્ષ છે તેને લક્ષ્મીસહિત ઐશ્વર્ય મળે છે, પણ આળસુને કાંઈ મળતું નથી[૩૮]. માટે જે સુખ કે, દુઃખ અથવા પ્રિય કે, અપ્રિય પ્રાપ્ત થાય તેને મનમાં ધીરજ રાખીને સહન કરવું[૩૯]. ઇષ્ટના વિયોગથી શોક ઉપજવાનાં હજારો સ્થાનો છે અને અનિષ્ટની પ્રાપ્તિથી ભય ઉપજવાનાં પણ સેંકડો સ્થાનો (ઠેકાણાં) છે, પરંતુ તે શોક અને ભય મૂઢ માણસના હૃદયમાં દરરોજ વ્યાપે છે પણ પંડિતના હૃદયમાં વ્યાપતો નથી[૪૦]. જે પુરૂષ ગ્રંથાદિમાંના જ્ઞાનને ધારણ કરવા જેટલી બુદ્ધિવાળો, તેમાંથી ત્યાગ-ભાગ કરવા જેટલી કુશળતાવાળો, શાસ્ત્રનો અભ્યાસ કરનારો, શાસ્ત્રમાં કહેલા અર્થમાં દોષ દૃષ્ટિ ન રાખનારો, બહારની ઈંદ્રિયોને વશમાં રાખનારો અને મનને કબજે રાખનારો હોય તેને શોક સ્પર્શ કરતો નથી[૪૧]. પંડિતે એવી બુદ્ધિને ધારણ કરીને તથા કામ, ક્રોધ વગેરેથી મનનું રક્ષણ કરીને વ્યવહાર કરવો. જેનાથી સંસારનો ઉદય અને અસ્ત (લય) થાય છે, એવા બ્રહ્મને જાણનાર પુરૂષને શોક સ્પર્શ કરી શકતો નથી[૪૨]. જે વડે શોક, પરિતાપ, દુઃખ કે, આયાસ થતો હોય તે કદાપિ પોતાના શરીરનું એકાદું અંગ હોય તોપણ તેનો ત્યાગ કરવો[૪૩]. જ્યારે કોઇ પણ પદાર્થ ઉપર લગાર જેટલી પણ મમતા કલ્પવામાં આવે ત્યારે તે સર્વ પરિતાપ આપનારૂં થઇ પડે છે[૪૪]. માટે પુરૂષ જે જે કામનાને તજી દે છે તે તે કામનાનો ત્યાગ તેને સુખવડે પરિપૂર્ણ કરે છે. જે પુરૂષ કામનાને અનુસરનાર હોય છે તે, તે કામનાનો નાશ થતાં તેની સાથે નાશ પામે છે[૪૫]. માટે સંસારનાં સર્વ કામની પરિપૂર્ણતા થવાથી જે સુખ મળે છે અને જે શ્રેષ્ઠ દિવ્ય સુખ છે તે સર્વ તૃષ્ણાનો ક્ષય થવાથી ઉત્પન્ન થતા સુખના સોળમે હિસ્સે પણ નથી[૪૬]. સારૂં કે, માઠું જેવું કર્મ પૂર્વના દેહવડે કર્યું હોય તે કર્મ પ્રમાણે બુદ્ધિમાનને, મૂઢને કે, શૂરાને પણ સુખ-દુઃખ આગળ આવીને ઉભું રહે છે[૪૭]. એજ પ્રમાણે પ્રીતિકર સુખ અને અપ્રીતિકર દુઃખ પ્રાણીને વારા ફરતી પ્રાપ્ત થાય છે એમાં સંદેહ નથી[૪૮]. ગુણવાળો પુરૂષ એવી બુદ્ધિ રાખીને તથા તૃષ્ણાને તજીને સુખવડે રહે છે. માટે સમગ્ર કામનાઓની જુગુપ્સા ( નિંદા ) કરવી અને ક્રોધનો છેકજ ત્યાગ કરવો[૪૯]. કારણ કે, મનુષ્યના મનમાં ઉત્પન્ન થયેલો અને હૃદયમાં નિવાસ કરનારો કામ, નિત્ય ઉત્પન્ન થનારા પ્રૌઢ મૃત્યુરૂપ છે અને મનુષ્યોનો એજ કામ જ્યારે કોઇક કારણવડે હણાયો ( સંપાદન થયો ) તો ડાહ્યા પુરૂષો તેનેજ "ક્રોધ" એ પ્રકારે કહે છે. અર્થાત્ કામ અને ક્રોધ કાંઇ જૂદા નથી, પણ એકજ છે[૫૦]. જેમ કાચબો પોતાનાં અંગને સર્વ તરફથી સંકેલી લે છે ( પાછાં ખેંચી લે છે ) તેમ જ્યારે પુરૂષ સર્વ મનોરથોને ખેંચી લઇને પોતાના મનમાં સમાવી દે છે, ત્યારેજ તેને પોતાના સ્વરૂપમાં ચિત્સ્વરૂપે આત્મા દૃશ્યમાન થાય છે અને તે આત્માનેજ જાણવાની આકાંક્ષા કરીને પોતાના આત્માના વિષેજ આનંદ પામે છે. તાત્પર્ય કે, જેમ કાચબાના

અંગ તેનાથી જૂદાં નથી તથા તેના સ્વાધીનમાં છે, તેમ કામ પણ આત્માથી જૂદો નથી તથા તેનો લય પણ આત્મામાંજ થઇ શકે છે. ( સ્થૂલ ઉપાધિ ( જાગ્રત અવસ્થા ), સૂક્ષ્મ ઉપાધિ ( સ્વપ્નાવસ્થા ) અને કારણોપાધિ ( સુષુપ્તિ અવસ્થા ) એ ત્રણવડે જેનો ભોગ થઈ શકે છે એવા કામના ત્રણ પ્રકાર છે. સ્થૂળ કામ સંગ વર્જવાથી તજી શકાય છે, સૂક્ષ્મ એટલે વાસનામય કામ વૈરાગ્યની દૃઢતા કરવાથી તજી શકાય છે. જેમાં એ સર્વ વિષયના સ્મરણનો અભાવ છે એવો કારણમય કામ ગુરૂએ કહેલી યોગસમાધિની રીતિથી તજી શકાય છે. એ તજવાનું કારણ એવું છે કે, હૃદયાકાશરૂપ કારણદેહમાં રહેલા યોગીને સર્વ કામ* આવીને સ્વયં પ્રાપ્ત થાય છે; તે વખતે કદાચિત તે યોગી લોભાઈ જઇને તેનો અંગીકાર કરવાથી પાછો જન્મ-મરણના ચક્રમાં ફસાઈ જાય છે માટે કારણરૂપ કામને પણ તજવો જોઈએ. એ પ્રમાણે પુરૂષ સર્વ કામનાઓનો ત્યાગ કરવાથી આત્માના વિષેજ આનંદ પામે છે. પણ જ્યારે કોઇ પણ વસ્તુના વિષે મમત્વ બુદ્ધિવડે કલ્પના કરે છે. ત્યારે તેજ સર્વ કલ્પિત વસ્તુઓ તેને પરિતાપ આપનારી થાય છે. જ્યારે પુરૂષનું મન સ્થિર થાય છે અને ચંચળતાને તજી દે છે ત્યારે તેને કોઇથી ભય રહેતો નથી કેમકે, લજ્જા, ભય આદિ સર્વ મનનાજ ધર્મ છે )[૫૧]. એ પ્રમાણે જ્યારે તે કોઇથી બીતો નથી કે, બીજું કોઈ તેનાથી ભય પામતું નથી, તેમજ જ્યારે તે કોઇ પદાર્થની ઇચ્છા કરતો નથી કે, કોઇ પદાર્થનો દ્વેષ કરતો નથી ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે[૫૨]. મનુષ્યનો આત્મા સત્ય અને અસત્ય, શોક અને આનંદ, ભય અને અભય તથા પ્રિય અને અપ્રિય, એ સર્વનો ત્યાગ કરવાવડે શાંત થાય છે[૫૩]. જ્યારે પુરૂષ ધીર થઈને સર્વ પ્રાણીઓની મન, કર્મ અને વચનવડે હિંસા કરવાનું છોડી દે છે ત્યારે તેને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે[૫૪]. નિર્બળ અથવા નીચ ગતિવાળા પુરૂષોએ તૃષ્ણાનો ત્યાગ કરવો કઠિન છે. પુરૂષ જીર્ણ (વૃદ્ધ-ઘસાયલો) થાય છે પણ તૃષ્ણા જીર્ણ થતી નથી અને જે પ્રાણના અંત સુધી રહેનારા અથવા પ્રાણનો અંત આણનારા રોગ સરખી છે, એવી તૃષ્ણાનો ત્યાગ કરનારાજ સુખી થાય છે[૫૫]. હે રાજન્ ! આ સ્થળે પિંગળાએ કહેલી એક ગાથા કહેવામાં આવે છે. તે ગાથાનું તાત્પર્ય એવું છે કે, તૃષ્ણાને તજવાવડે પિંગળાને સંકટના સમયમાં પણ સનાતન ધર્મ પ્રાપ્ત થયો[૫૬]. “ પિંગળા ” નામની એક વેશ્યાએ પોતાના ( જાર ) સ્વામીને મળવાને માટે એક જગ્યાએ સંકેત કર્યો હતો, પણ ત્યાં તે જાર પુરૂષ આવ્યો નહિ તેથી તેના મનમાં દુઃખ ઉત્પન્ન થયું અને આશાને તજીને પોતાની બુદ્ધિથી આ પ્રમાણે વ્યવસ્થા કરી[૫૭]. પિંગળા કહે છેઃ-કે હું પૂર્વે ઉન્મત્ત થઇને ઉન્મત્તતારહિત એવા મ્હારા સ્વામીની પાસે ઘણા સમયપર્યંત વસી હતી. પણ તેને મેં સંતાડી રાખેલો હતો તેથી તે મ્હારો રમણ ( સ્વામી ) મ્હારી પાસે છતાં પણ મને મળ્યો નહિ. તાત્પર્ય કે, કામ-ક્રોધાદિ વિકારવાળી હું નિર્વિકાર એવા આત્માની પાસે ઘણા સમય સુધી વસી હતી, પરંતુ મેં કામ-ક્રોધાદિક અહંકારના ધર્મ ઉપર દૃષ્ટિ રાખીને આત્માને આચ્છાદિત કરી નાંખ્યો હતો, તેથી તે આત્મા મ્હારી પાસે છતાં પણ મને મળ્યો નહિ-મેં જાણ્યો નહિ[૫૮]. હવે એક અવિદ્યારૂપ થાંભલા ઉપર રહેલા તથા ચાર અંતઃકરણ અને પાંચ ઈંદ્રિયોરૂપ નવ દ્વારવાળા આ દેહરૂપ ઘરને ઢાંકી દઇશ-તે ઉપર હું નજર નહિ કરૂં કેમ કે, પરમાત્મારૂપ સ્વામીની શોધ લાગ્યા પછી હૃદયાકાશમાં આવેલા ચિન્માત્ર સ્વરૂપને “ આ સ્વામી છે ” એમ કયી સ્ત્રી માનશે ? કોઈ માનશે નહિ[૫૯]. હવે મેં કામને તજી દીધો છે, માટે ધૂર્ત અને નરકરૂપ એવા કામી પુરૂષો પોતાનાં

* અહિં “ કામ ” એ શબ્દનો અર્થ “ ઇચ્છા ” જાણવો. સંશોધક.

કામરૂપવડે પુનઃ મ્હારો છળ કરી શકશે નહિ કેમકે, મેં આત્માનું તત્ત્વ જાણ્યું છે અને મ્હારી અવિદ્યારૂપ નિદ્રા નાશ પામવાથી હું જાગૃત થઇ છું[૬૦]. દૈવકૃપાથી અથવા પૂર્વ જન્મમાં કરેલા કર્મના બળથી જે અનર્થ હોય તેજ અર્થરૂપ થઇ જાય છે. મને સ્વામી ન મળવારૂપ અનર્થ પ્રાપ્ત થવાથી આત્મજ્ઞાનરૂપ અર્થ સિદ્ધ થયો છે એ દૈવબળ છે. હું વિષયરહિત જ્ઞાનરૂપ થઇને જાગૃત થઇ છું. પણ હવે હું અજિતેંદ્રિય સ્ત્રી નથી[૬૧]. આશાને તજી દેનાર પુરૂષો સુખવડે શયન કરે છે માટે નિરાશાજ પરમ સુખ છે. આ રીતે આશાને તજીને અને નિરાશાને ધારણ કરીને આ પિંગળા સુખવડે સૂઇ રહે છે[૬૨]. ભીષ્મ કહે છે કેઃ બ્રાહ્મણે ઉપર્યુક્ત અને બીજાં પણ એવાંજ હેતુવાળાં ભાષણવડે શ્યેનજિત્ રાજાને આત્મતત્ત્વમાં સ્થાપિત કર્યો. તેથી તે સુખી થઇને આનંદ પામવા લાગ્યો "[૬૩].

एतैश्चान्यैश्च विप्रस्य हेतुमद्भिः प्रभाषितैः । पर्यवस्थापितो राजा श्येनजिन्मुमुदे सुखी ॥६३॥

इति श्रीमहाभारते शांतिपर्वणि मोक्षधर्मे ब्राह्मणसेनजित्संवादे पिंगलागीता नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

## અધ્યાય ૨ જો–પિતા–પુત્રનો સંવાદ.

**युधिष्ठिर उवाच** ॥ अतिक्रामति कालेऽस्मिन् सर्वभूतक्षयावहे ॥

॥ किं श्रेयः प्रतिपद्येत तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

* યુધિષ્ઠિર કહે છે કે, હે પિતામહ ! સર્વ પ્રાણીમાત્રનો ક્ષય કરનાર આ કાળ ચાલ્યો જાય છે તેમાં કલ્યાણના સાધનરૂપ શું કરવું ? તે મને કહો ![૧]. ભીષ્મ કહે છે કે, હે યુધિષ્ઠિર ! આ વિષે પણ પિતા–પુત્રના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે, તે તું સાંભળ ![૨]. હે કુંતીપુત્ર ! સ્વાધ્યાયમાં આસક્ત એવા કોઈ એક બ્રાહ્મણને એક પુત્ર થયો. તે બહુ બુદ્ધિમાન હતો તથા તેનું નામ પણ "મેધાવી" (બુદ્ધિમાન) હતું[૩]. એક સમયે મોક્ષધર્મના અર્થ જાણવામાં વિચક્ષણ અને લોકસંબંધી તત્વને જાણીને, તેમાંથી ત્યાગ–ભોગ કરવામાં કુશળ એવા પુત્રે સ્વાધ્યાયનો પાઠ કરવામાં પ્રીતિવાળા પોતાના પિતાને આ પ્રમાણે પૂછયું[૪]. પુત્ર કહે છે કે, હે પિતા ! મનુષ્યોનું આયુષ્ય જલદી નાશ થાય છે એમ જાણીને, ધીર પુરૂષે શું કરવું ? તે મને યથાર્થ સંબંધપૂર્વક અનુક્રમથી કહો ! કે, જેથી હું ધર્મને આચરી શકું[૫]. પિતા કહે છે કે, હે પુત્ર ! પ્રથમ બ્રહ્મચર્યને ધારણ કરીને વેદનો અભ્યાસ કરવો પછી પિતૃઓને પાવન કરવાને પુત્ર ઉત્પન્ન કરવા–ગૃહસ્થાશ્રમ માંડવો. પછી અગ્નિઓને પોતાના વિષે ધારણ કરીને તથા વિધિપૂર્વક યજ્ઞ કરીને વનમાં જવું અને ત્યાં જઇને મુનિ થવાની ઇચ્છા કરવી[૬]. પુત્ર કહે છે કે, તમે જુઓ છો કે, આ લોકો તો આ રીતે હણાય છે, ચારે બાજુથી ઘેરાઇ ગયેલા છે અને નિષ્ફળ ન થાય એવી જે આ પડે છે તે આયુષ્ય હરણ કરીને કૃતાર્થ થાય છે. એમ છતાં ધીર પુરૂષની પેઠે, શું બોલો છો ?[૭]. પિતા કહે છે કે, લોકો શી રીતે હણાય છે ? શાવડે ઘેરાયલા છે ? નિષ્ફળ ન થાય એવી પડે છે એ શું ? અને તું મને જાણે ભયભીત કરતો હોય, તેમ આ શું કહે છે ? તે સમજણ પાડીને કહે[૮]. પુત્ર કહે છે કે, આ સઘળા લોક મૃત્યુથી હણાય છે જરા (ઘડપણ) થી ઘેરાયલા છે અને નિષ્ફળ (મિથ્યા) ન થાય એવી આ દિવસ–રાત્રિયો પડે છે. વાહ, તમે તેને કેમ જાણતા નથી ?[૯]. જે વખતે હું એમ જાણું છું કે, મૃત્યુ કાંઈ પાસે આવીને ઉભું

* પાછલા અધ્યાયમાં કહ્યું કે, તૃષ્ણાના નાશથી મોક્ષ મળે છે. હવે આ અધ્યાયમાં તૃષ્ણાનો નાશ કરવામાં વિલંબ ન કરવો એ વાત કહે છે.

રહેલું નથી, તે વખતે સફળ એવી રાત્રિયો આયુષ્યની ચોરી કરવાને આવે છે અને જતી રહે છે. માટે જયારે તે મ્હારા જાણવામાં આવ્યું ત્યારે હું મ્હારૂં હિત કરવાને તત્પર થઇને વ્યર્થ સમય કેમ વીતી જવા દઉં ?[૧૦]. જેમ જેમ એક એક રાત્રિ વીતે છે, તેમ તેમ મનુષ્યનું આયુષ્ય ઓછું થાય છે અને વિચક્ષણ પુરૂષે જે એક દિવસ વીતી ગયો તે વ્યર્થ ગયો, એમ જાણવું[૧૧]. જેમ મત્સ્ય થોડા-છાછરા જળમાં પડેલો હોય, તેને જળ સૂકાઈ જવાના ભયથી શાંતિ ઉપજે નહિ, તેમ બાકી રહેલા અલ્પ અને અનિશ્ચિત આયુષ્યને જોઇને કયા પુરૂષને સુખ ઉપજે ? કેમ કે, મૃત્યુ મનોરથ સંપૂર્ણ થયા પેહેલાંજ માણુસને આવીને પકડે છે[૧૨]. જેમ આર્તવ પ્રાપ્ત થયેલી ઘેટીના સમાગમને શોધતા અને જેનું મન અન્ય સ્થળમાં ગયેલું છે એવા ઘેટાને વરૂની માદા ઓચીંતી આવીને પકડી જાય છે, તેમ અનેક પ્રકારની કામનાઓને પૂરી કરવામાં ગુંથાયલા અને જેનું મન અનેક પ્રકારના વિષયોમાં ચોટેલું છે એવા મનુષ્યને મૃત્યુ અચાનક આવીને લઈ જાય છે[૧૩]. તમારૂં કલ્યાણ કરે એવું જે કૃત્ય હોય તેને આજેજ કરો ! ! પણ તે કૃત્ય કરતાં પહેલાં સમય જવા દેશો નહિ કેમ કે, કરવાનાં કાર્ય પૂરાં થઇ રહ્યા પેહેલાંજ મૃત્યુ પ્રાણીને ખેંચવા માંડે છે[૧૪]. જે કામ આવતી કાલે કરવાનું હોય તેને આજ કરો ! ! અને જે પાછલે પહોર કરવાનું હોય તેને પહેલા પહોરે કરો ! ! કેમ કે, આ માણુસનું કામ પૂરૂં થયું છે કે, અધુરૂં છે તેની વાટ કાંઈ મૃત્યુ જોવાનું નથી[૧૫]. કોણુ જાણે છે કે, આજ કોનું મૃત્યુ થવાનું છે ? માટે યુવાવસ્થા છતાં ધર્મ આચરવાનો અભ્યાસ રાખવો કેમ કે, જીવતર નાશવંત છે. પણ જો ધર્મ આચર્યો હોય તો, આ લોકમાં કીર્તિ અને પરલોકમાં સુખ પ્રાપ્ત થાય છે[૧૬]. મનુષ્ય મોહના આવેશમાં પડીને પુત્ર તથા સ્ત્રીના અર્થે ઉદ્યોગ કરે છે તથા કરવા યોગ્ય કે, ન કરવા યોગ્ય કર્મ કરીને તેઓનું પોષણુ કરે છે. પણુ પુત્ર અને પશુરૂપ સમૃદ્ધિવાળા તથા જેનું મન તેઓમાં પ્રીતિયુક્ત થયું છે એવા તે પુરૂષને, જેમ વાઘ ઉંઘતા હરણુને લઇ જાય છે તેમ, મૃત્યુ લઇને ચાલતું થાય છે[૧૭.૧૮]. કુત્સિત કર્મ કરીને પોતાની અભિલાષાઓ પૂરી કરવાને મેહેનત કરનારા અને કામનાઓ પૂર્ણ નહિ થવાથી અતૃપ્ત એવા પુરૂષને, વાઘ જેમ પશુને ખેંચી જાય તેમ, મૃત્યુ લેઈને ચાલતું થાય છે[૧૯]. "આ કામ તો કર્યું છે પણુ આ કામ કરવા જેવું છે; આ બીજું કામ થોડુંક કર્યું છે અને થોડુંક બાકી છે." એ પ્રમાણે આશાઓમાં બંધાઈ રહેલા પુરૂષને કાળ આવીને કબજે કરે છે[૨૦]. અનેક પ્રકારના ઉદ્યોગ-ધંધાથી જેઓનાં વેપારી, કારીગર, રંગારા, ધોબી, ઘાંચી અને નાણાવટી ઇત્યાદિ નામ પડી ગયાં છે અને તેઓ કરેલા ધંધાનાં પૂરાં ફળને મેળવી રહ્યા નથી, તેટલામાં તો મૃત્યુ ખેતર, દુકાન કે, ઘરમાં આસક્ત થઇ રહેલા પુરૂષોને લઇને ચાલતું થાય છે[૨૧]. દુર્બળ કે, બળવાન, શૂરો કે, કાયર તથા મૂર્ખ કે, વિદ્વાન ગમે તે હો ! ! પરંતુ તેઓએ પોતાના સર્વ મનોરથો સિદ્ધ કર્યા નહિ હોય, તે પેહેલાંજ મૃત્યુ આવીને તેઓને પકડીને લઈ જાય છે[૨૨]. હે પિતા ! મૃત્યુ, વૃદ્ધાવસ્થા, રોગ અને અનેક કારણુથી ઉપજતાં દુઃખો આ દેહની પાછળ લાગીજ રહેલાં છે છતાં તમે સ્વસ્થ સરખા બેસી શું રહ્યા છો[૨૩]. જે કોઇ જન્મ પામ્યું કે, તેનો અંત આણુવાને અંતક ( કાળ ) તેની પછવાડે ટાંપતોજ ફરે છે અને દેહ ઉત્પન્ન થયો કે, તેને પકડી પાડવાને વૃદ્ધાવસ્થા પછવાડે ચાલતી આવે છેજ. કાળ અને જરા એ બન્ને સ્થાવર અને જંગમ પદાર્થ માત્રને વળગેલાંજ છે[૨૪]. "ગામમાં નિવાસ કરીને પ્રીતિ કરવી, એ તો મૃત્યુના મુખમાંજ પડવા જેવું છે. અરણ્યમાં નિવાસ કરવો, તે ઇંદ્રિયોરૂપી ગાયોને બાંધવાનો વાડો છે" એમ શ્રુતિમાં કહેલું છે. અર્થાત પુરાણિમા

વિષે વૈરાગ્ય પામીને બેસી રહેવું એટલુંજ કરવાનું નથી, પરંતુ તેઓનો ત્યાગ કરીને એકાંતમાં જઇને ધ્યાનાસક્ત થવું[૨૫]. ગામમાં વસીને પ્રીતિ કરવી, એજ મનુષ્યને બંધાવાનું દોરડું છે, માટે જે પુણ્યશાળી પુરૂષો હોય છે તેજ તેને તોડીને ચાલ્યા જાય છે, પણ જેઓએ દુષ્કૃત કર્મ કર્યા હોય એવા પુરૂષો તેને તોડી શકતા નથી[૨૬]. જે પુરૂષો જીવન અને અર્થને હરણ કરનારા પારધી તથા ચોર વગેરેને સાધનરૂપ ન કરીને માનસિક, વાચિક અને કાયિક કર્મવડે પ્રાણીઓની હિંસા કરતા નથી તેઓ પ્રાણીઓથી બંધન પામતા નથી. અર્થાત જેઓની પૂર્વે હિંસા કરી હોય છે તેજ પ્રાણીઓ મનુષ્યને પ્રીતિના પાશથી બાંધીને મુક્તિના માર્ગથી ચૂકાવે છે[૨૭]. યોગસાધના કરનારા પુરૂષ વિના બીજો કોઈ, જરા અને વ્યાધિરૂપ મૃત્યુની સેનાને રોકવાને સમર્થ થતો નથી કેમ કે, અમૃત (મરણનો નાશ) યોગમાંજ રહેલું છે. માટે પુરૂષે બ્રહ્મની પ્રાપ્તિ કરનારાં વ્રત–નિયમ આદિનાં આચરણ કરવાં, ચિદાભાસ-રૂપ જીવનો બ્રહ્મમાં લય કરવો, ગુરૂ અને વેદવાક્યને પ્રમાણભૂત માનવા તથા સદાકાળ ઇંદ્રિયોનું દમન કરવું એ રીતે સત્ય યોગથીજ કાળને જીતવો[૨૮,૨૯]. અમૃત (મોક્ષ) અને મૃત્યુ, એ બન્ને દેહમાંજ રહેલાં છે; મોહથી મૃત્યુ અને બ્રહ્મજ્ઞાનથી અમૃત પ્રાપ્ત થાય છે[૩૦]. માટે હું હિંસા કરનારો નહિ થાઉં, કામ અને ક્રોધને બાહાર કાઢી નાખીશ, સુખ અને દુઃખને સમાન ગણીશ, બીજાને સુખ ઉપજે એવાં કર્મ કરીશ અને હિરણ્યગર્ભની પેઠે મૃત્યુથી છૂટી જઈશ[૩૧]. હવેથી જ્યારે વેદાધ્યયનને યોગ્ય ઉત્તરાયનનો સમય આવશે ત્યારે હું નિવૃત્તિ માર્ગના અભ્યાસરૂપ શાંતિયજ્ઞને આચરીશ, ઇંદ્રિયોનું દમન કરીશ, ઉપનિષદ્‌ના અર્થનું ચિંતન કરવારૂપ બ્રહ્મયજ્ઞમાં સ્થિતિવાળો થઈશ, મુનિને યોગ્ય આચરણથી વર્તીશ; પ્રણવનો જપ કરવારૂપ વાણીયજ્ઞ કરીશ; પ્રણવની માત્રાઓને* ઉત્તરોત્તર માત્રામાં લય કરવારૂપ મનોયજ્ઞ કરીશ અને સ્નાન, શૌચ, ગુરૂસેવા વગેરે આવશ્યક ધર્મના અનુષ્ઠાનરૂપ કર્મયજ્ઞને કરીશ[૩૨]. હિંસાયુક્ત પશુયજ્ઞ કે, જે અનિત્ય (નાશવંત) ફળને આપનારા અને પિશાચના ક્ષેત્રયજ્ઞ+ જેવા છે, તેવા યજ્ઞ મ્હારા સરખા બુદ્ધિમાન પુરૂષે કરવા કેમ યોગ્ય હોય? અર્થાત્ એવા હિંસક યજ્ઞ મ્હારે નજ કરવા જોઇએ[૩૩]. જેનાં વાણી અને મન નિરંતર પરમાત્મામાં સમર્પણ કરેલાં હોય તથા જેના તપ, ત્યાગ અને સત્ય, એ પણ બ્રહ્મમાં સમર્પણ કરેલાં હોય તેને સર્વ પદાર્થો પ્રાપ્ત થાય છે[૩૪]. વિદ્યાસમાન બીજું નેત્ર નથી, સત્યસમાન બીજું તપ નથી, પ્રીતિસમાન બીજું દુઃખ નથી અને ત્યાગસમાન બીજું સુખ નથી[૩૫]. હું આત્માના વિષે આત્માવડે જન્મ પામ્યો છું, આત્માના વિષે સ્થિતિવાળો છું અને મ્હારે પ્રજા ઉત્પન્ન કરવી નથી કેમ કે, હું તો આત્મારૂપ અને સર્વદા પ્રજાવિનાનોજ છું. વળી હું આત્માના વિષેજ ઉત્પન્ન થઈશ, અર્થાત્ પિતાથી માતાના વિષે ઉત્પન્ન થનાર નથી અને મને સંતતિ તારનાર નથી, પણ હું મ્હારી શક્તિવડે તરીશ[૩૬]. એકલા રહેવું, સર્વના વિષે સમાન બુદ્ધિ રાખવી, સત્ય પાળવું પ્રશંસનીય કર્મ કરવું, સ્થિર ચિત્ત થવું, મન–વાણી–કર્મવડે હિંસા ન કરવી, સરળતા રાખવી અને સર્વ ક્રિયાઓથી વિરામ પામવો, એના જેવું બ્રાહ્મણનું અન્ય શ્રેષ્ઠ ધન નથી[૩૭]. તમારે

---

* **अ**, **उ**, **म्**, એ ત્રણ પ્રણવની માત્રાઓ છે. તેમાંથી **अ** નો લય **उ** માં કરવો તથા **उ** નો લય **म्** માં કરવો, તેને ઉત્તરોત્તર લય કહે છે.

+ જેમ કોઇ પિશાચ, જે જે દેહ પ્રાપ્ત થાય, તે તે દેહને પૂર્વની વાસનાના બળથી ઝેરવડે, અગ્નિ-વડે કે, ગળે ફાંસો ખાઇને નાશ કરે છે, તેમ હું પણ સર્વ પ્રાણીઓને આત્મારૂપ જાણીને પછી તેઓની હિંસા કરૂં તો તે મ્હારી પોતાનીજ હિંસા કરી એમ થાય. એમાં પિશાચ જે પોતાના દેહનો નાશ કરે છે તેને "ક્ષેત્રયજ્ઞ" કહ્યો છે.

ધનને શું કરવું છે ? અને તમારા બાંધવો પણ શા કામમાં આવવાના છે ? તમારે સ્ત્રીઓથી પણ શું કામ છે ? તમે બ્રાહ્મણના કુળમાં જન્મ પામીને પણ એમના એમ મરી જશો ! ! માટે બુદ્ધિરૂપી ગુફામાં સંતાઇ રહેલા આત્માની શોધ કરો ! ! તથા તમારા પિતા અને પિતામહો ક્યાં ગયા, તેનો વિચાર કરો ! ![૩૮]. ભીષ્મ કહે છે-હે રાજન્ ! પુત્રનું એવું વચન સાંભળીને, પિતાએ જેમ કર્યું; તેમ તું પણ સત્ય ધર્મનું આચરણ કરીને વર્તજે ! ![૩૯].

**पुत्रस्यैतद्वचः श्रुत्वा यथाकार्षीत् पिता नृप । तथा त्वमपि वर्त्तस्व सत्यधर्मपरायणः ॥ ३९ ॥**

**इति श्रीमहा० शान्ति० मोक्षधर्मे गु० भा० पितापुत्रसंवादो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥**

---

## અધ્યાય ૩ જો-લક્ષ્મી ( દ્રવ્ય )થી થતા અનર્થોનું વર્ણન.

**युधिष्ठिर उवाच** ॥ धनिनोथाधना ये च वर्तयन्ते स्वतंत्रिणः ॥
सुखदुःखागमस्तेषां कः कथं वा पितामह ॥ १ ॥

( મોક્ષનું સાધન યજ્ઞ છે અને યજ્ઞ કરવાનું સાધન ધન છે, માટે નિર્ધન પુરૂષોને તો મોક્ષ દુર્લભ હશે, એમ માનીને ) યુધિષ્ઠિર પૂછે છે કે-હે પિતામહ ! જે પુરૂષો ધનવાન છે અથવા જે પુરૂષો નિર્ધન છે છતાં જેઓ પોતાના શાસ્ત્રને અનુસરીને વર્તે છે, તેઓને સુખ અને દુઃખ શી રીતે પ્રાપ્ત થાય ? અર્થાત મોક્ષ અને સંસાર કેવી રીતે પ્રાપ્ત થાય ? તે કહો ! ![૧] ભીષ્મ કહે છે-આ વિષે પણ શાંતિ પામેલા અને મુક્ત થયેલા "શંપાક" નામે બ્રાહ્મણે જે કહેલું છે, તે પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[૨]. કોઈ "શંપાક" નામે બ્રાહ્મણ નીચ સ્ત્રી, મલિન વસ્ત્ર અને ક્ષુધા, એ ત્રણથી પીડા પામીને ત્યાગી થયો હતો તેણે મને પૂર્વે આ પ્રમાણે કહ્યું હતું કેઃ-આ લોકમાં જે મનુષ્ય ઉત્પન્ન થયો તેને જન્મથી આરંભીને અનેક પ્રકારનાં સુખ અને દુઃખ પ્રાપ્ત થાય છે[૩,૪]. હવે જો દૈવ મનુષ્યને એમાંથી એક માર્ગે પમાડે અર્થાત્ સુખ કે, દુઃખ આપે, તો તેણે સુખ પામીને હરખાવું નહિ કે, દુઃખ પામીને પરિતાપ પામવો નહિ[૫]. કેમ કે, તું અકામાત્મા ( સંકલ્પ-રહિત આત્મા ) છતાં મનની સાથે તાદાત્મ્ય બુદ્ધિથી પોતાને કામાત્મા સરખો માનીને ધીર-જવડે સંસારની ધુંસરીને ઉપાડીને વહે છે અને પોતાનું કલ્યાણ આચરતો નથી. તેનું કારણ એજ છે કે, તું પોતાને વશમાં રાખી શકતો નથી. તાત્પર્ય કે, ત્હારો કબજો ત્હારા ઉપર નથી; માટેજ તું સુખ-દુઃખનો ભોગ થઇ પડયો છે[૬]. તું નિષ્કિંચન થઇને જગતમાં ફરીશ !! તો તેથી તને સુખનો અનુભવ થશે. જે પુરૂષો નિષ્કિંચન હોય છે તેઓ સુખથી સૂઈ રહે છે અને સુખથી જાગે છે[૭]. આ લોકમાં નિષ્કિંચનપણું હિતકારક, કલ્યાણકારક અને ઉપદ્રવ વિનાનું છે. શત્રુ વિનાના માર્ગને ઇચ્છનારા મનુષ્યને માત્ર એજ માર્ગ ઉત્તમ છે. કામી પુરૂષોને એ માર્ગ દુર્લભ છે. એમાં પરતંત્રતા ન હોવાથી સ્વતંત્ર પુરૂષોને તે માર્ગ સુલભ છે[૮]. હું ત્રણે લોકોને જોઉં છું, પણ જે પુરૂષ નિષ્કિંચન, શુદ્ધ અને સર્વ વસ્તુઓથી વૈરાગ્ય પામેલો છે તેની બરોબર હું બીજા કોઇને દેખતો નથી[૯]. નિર્ધનતા અને રાજ્ય, એ બન્નેને ત્રાજવામાં મૂકીને તોળી જોયાં તો, નિર્ધનતામાં ગુણનું વજન વધારે થવાથી રાજ્ય કરતાં પણ નિર્ધનતાનું ત્રાજવું વધારે થયું[૧૦]. નિર્ધનતા અને રાજ્ય, એ બેમાં તફાવત આ પ્રમાણે છેઃ-જેમ મૃત્યુના મુખમાં પડયો હોય, તેમ રાજ્યસમૃદ્ધિવાળો ધનવાન મનુષ્ય નિરંતર ઉદ્વેગમાં રહે છે[૧૧]. પણ ધનનો ત્યાગ કરવાથી જેને અગ્નિ પરાભવ કરી શકતો નથી, અરિષ્ટ પરાભવ કરી શકતું નથી, મૃત્યુ પરાભવ કરી શકતું નથી કે, ચોર પણ પરાભવ કરી શકતા નથી એવા તૃષ્ણા-

રહિત અને મુક્ત થયેલા નિર્ધનને કોઈ પ્રકારનો ઉદ્વેગ નથી[12]. નિરંતર ઇચ્છામાં આવે ત્યાં ફરનારા, જમીન ઉપર કાંઈ બિછાવ્યા વિના શયન કરનારા, પોતાના બાહુનુંજ ઉશીકું કરનારા અને શાંતિવાળા નિષ્કિંચન મનુષ્યનાં દેવતાઓ પણ વખાણ કરે છે[13]. ધનવાન પુરૂષ ક્રોધ અને લોભના આવેશથી ભરાઇ ગયેલો, બુદ્ધિ વિનાનો, વાંકી દૃષ્ટિવડે જોનારો, સૂકાયલા મુખવાળો, વાંકી ભ્રકુટીવાળો અને દુષ્ટ સરખો હોય છે[14]. વળી ધનવાન મનુષ્ય, પોતાનો નીચલો હોઠ દાંતવડે દાબીને તથા ક્રોધ કરીને દારૂણ વચન બોલે છે. એવો ધનવાન મનુષ્ય કદાપિ સઘળી પૃથ્વી આપી દેવાની ઇચ્છા કરતો હોય, તથાપિ તેનું મુખ જોવાની કોણ ઇચ્છા કરે ?[15]. લક્ષ્મી પોતાની સાથે નિરંતર નિવાસ કરવાથી મૂર્ખ પુરૂષને મોહ પમાડી દે છે અને જેમ વાયુ શરદ્ ઋતુના વાદળાંને ખેંચી જાય છે, તેમ લક્ષ્મી તેના ચિત્તનું હરણ કરી લે છે[16]. લક્ષ્મી પ્રાપ્ત થવાથી રૂપનું માન અને ધનનું માન વળગે છે એટલે એમ માનવા લાગે છે કે, હું તો ઉત્તમ કુળમાં જન્મ પામેલો છું અને સિદ્ધ છું; હું કેવળ મનુષ્યજ નથી[17]. એ પ્રકારે ધન, રૂપ અને કુળ એ ત્રણ કારણોવડે તેના ચિત્તમાં પ્રમાદ ઉત્પન્ન થાય છે અને ભોગમાં આસક્ત થઇને બાપ-દાદાએ સંચિત કરેલું ધન ઉરાડી મૂકે છે. પછી ધનનો ક્ષય થવાથી તે બીજાની સંપત્તિહરણ કરવાનું શ્રેષ્ઠ માને છે[18]. પછી તે મનુષ્ય રાજાદિએ કરેલી મર્યાદાનો ભંગ કરીને, જ્યાંથી લાગ ફાવે ત્યાંથી ધનહરણ કરે છે. એટલે જેમ પારધીઓ બાણોવડે અહીંથી તહીંથી હરણને રોકે છે, તેમ રાજાઓ તેને અટકાવે છે અને શાસન કરે છે[19]. એ રીતે ધનાદિના લોભથી મનુષ્ય એવાં અને બીજાં પણ-અંગનો છેદ તથા દાહ-વગેરે વિવિધ પ્રકારનાં દુઃખને પામે છે[20]. માટે પુત્રાદિની પ્રીતિરૂપ લોકધર્મનો ધિક્કાર કરીને નાશવંત દેહ સાથે પૂર્વના સંસ્કારના બળથી અવશ્ય ઉત્પન્ન થનારાં પરમ દુઃખનું બુદ્ધિવડે ઔષધ કરવું. અર્થાત્ દેહનાં પ્રારબ્ધ કર્મરૂપ દુઃખ દેહનેજ ભોગવવાં જોઇએ તથા દેહ અનિત્ય છે અને આત્મા નિત્ય છે માટે આત્મા તેથી જૂદો છે. એવા જ્ઞાનવડે દુઃખને દૂર કરવાં[21]. ધનાદિનો ત્યાગ કર્યા વિના સુખ મળતું નથી, પરમ તત્વની પ્રાપ્તિ થતી નથી કે, નિર્ભયપણે સૂવાતું નથી. માટે તું સર્વ પદાર્થોનો ત્યાગ કરીને સુખી થા ! ![22]. એ પ્રમાણે પૂર્વે હસ્તિનાપુરમાં “શંપાક” નામે બ્રાહ્મણે મ્હારા આગળ વર્ણન કર્યું હતું માટે ત્યાગ એજ ઉત્તમ છે, એમ હું માનું છું[23].

**इत्येतद्धास्तिनपुरे ब्राह्मणेनोपवर्णितम् । शंपाकेन पुरा मह्यं तस्मात्त्यागः परो मतः ॥ २३ ॥**

**इति श्रीमहाभा० शां० मोक्षधर्म० गु० भा० शंपाकगीता नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥**

---

## અધ્યાય ૪ થો-દૈવબળ વિના પુરૂષાર્થ વ્યર્થ થાય છે.

**युधिष्ठिर उवाच** ॥ ईहमानः समारंभान्यदि नासादयेद्धनम् ।

॥ धनतृष्णाभिभूतश्च किं कुर्वन् सुखमाप्नुयात् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે*-જીવનને નિભાવવા માટે જે ખેતી, વેપાર, યજ્ઞ અને દાન આદિ સમારંભ કરવાની જરૂર પડે છે, તેવા સમારંભ કરવાની ઇચ્છાવાળો કોઇ પુરૂષ ધન ન પામે

---

* પાછલા અધ્યાયમાં ધનનો ત્યાગ કરવાનો કહ્યો છે તેનો સાર એ છે કે, મોક્ષના સાધનરૂપે ધનની જરૂર નથી, માટે તેને તજવું. પણ જીવન ચલાવવાને તો ધન જોઇએજ, માટે તેવા પુરૂષે ધનના માટે યત્ન કરવો કે, વિરામ પામીને બેસી રહેવું ? જો ધનને માટે યત્ન કરે છે તો, તેના ચિત્તમાં વ્યગ્રતા પેસે છે તેથી મોક્ષ સાધન બનતું નથી અને જો યત્ન નથી કરતો તો દેહનો નાશ થવાથી મોક્ષ સાધન બનતું નથી. માટે શું કરવું ? એવું પ્રશ્નનું તાત્પર્ય છે.

તો, ધનની તૃષ્ણાથી પરાભવ પામેલા તેવા પુરૂષે શું કરવું ? કે, જેથી તેને સુખ પ્રાપ્ત થાય ?[1]. ભીષ્મ કહે છેઃ-" હે ભારત ! સમતા, લાભ કે, અલાભ, માન કે, અપમાન વગેરે સર્વમાં સમાન બુદ્ધિ રાખવી; અનાયાસ-ધનાદિના અર્થે શ્રમ ન કરવો, સત્યવચન, નિર્વેદ ( વૈરાગ્ય ), વિધિત્સા-કર્મ કરવામાં ઇચ્છા ન કરવી, જે પુરૂષમાં એ પાંચ વાનાં હોય તેને સુખી જાણવો[2]. વૃદ્ધોએ મોક્ષના અર્થે એ પાંચ પદાર્થોનો આશ્રય કરવાનું કહ્યું છે એજ સ્વર્ગ, એજ ધર્મ અને એજ સર્વોત્તમ સુખ છે[3]. હે યુધિષ્ઠિર ! આ જગ્યોએ પણ "મંકી" નામે પુરૂષે નિર્વેદ ( વૈરાગ્ય ) પામીને જે કથન કહ્યું છે તેના પુરાતન ઇતિહાસનું ઉદાહરણ તને કહું તે સાંભળ !![4]. "મંકી" નામે કોઇ પુરૂષ ધનની ઇચ્છાથી વારંવાર ઉદ્યોગ કરતો હતો પણ વારંવાર તેમાં નિષ્ફળ જતો હતો. પછી કાંઇક ધન બાકી રહ્યું હતું, તેમાંથી તેણે બે વાછરડા લીધા તથા તેઓને પલોટવાને એક ધૂંસરી લીધી[5]. પછી તે બન્ને વાછરડાને પેલી ધૂંસરી સાથે મજબૂત બાંધ્યા અને પલોટવાને માટે બાહાર કાઢી હાંકવા માંડયા. માર્ગમાં એક ઊંટ બેઠું હતું તેને વચમાં રાખીને પેલા બે વાછરડા તેની બન્ને બાજૂએ થઇને એકાએક દોડયા[6]. તે બે વાછરડા ઊંટની ખાંધ ઉપર ધૂંસરી આવે તે રીતે ચાલ્યા એટલે મોટા વેગવાળો તથા અમર્ષવાળો ઊંટ તે બન્ને વાછરડાને ઉપાડીને ચાલવા લાગ્યો, તેથી જાણે ત્રાજવાની ડાંડી મૂકી હોય તથા બે પાસે બે ત્રાજવાં લટકતાં, તેમ તે બન્ને વાછરડા બે બાજુએ લટકવા લાગ્યા[7]. "ઉન્મત્ત ઊંટ બન્ને વાછરડાને લઇને જાય છે તેથી વાછરડાં મરી જશે," એમ વિચારી મંકી આ પ્રમાણે બોલ્યો કે ગમે તેવો પુરૂષ નિપુણ હોય પણ દૈવે તેને જે દ્રવ્ય મળવાનું નિર્માણ કર્યું નથી તે ધન તેને પ્રાપ્ત થવું અશકય છે. તે, ગમે તેવો ઉદ્યોગશીળ હશે અને "ઉદ્યોગમાંથી નિશ્ચય ફળ મળશે" એવી ગમે તેટલી શ્રદ્ધા રાખીને કામ કરતો હશે પરંતુ ફળ મળવું દૈવાધીન છે[8-9]. પૂર્વે મેં જે જે ઉદ્યોગ કર્યા તેમાં મને દ્રવ્ય પ્રાપ્ત થયું નહિ અને ઘણો ઉદ્યોગ કરીને પછી મેં દ્રવ્યપ્રાપ્તિ થવા માટે આ યત્ન કર્યો ત્યારે આ બે વાછરડાના યોગથી દૈવે મ્હારા ઉદ્યોગને નાશ કર્યો તે જુઓ ! ![10]. આ ઊંટ કાકતાલીયની પેઠે, અકસ્માત ઉભો થઇને અવળા માર્ગે ચાલ્યો જાય છે તથા મ્હારા બે વાછરડાને ઉપાડીને વિષમ ગતિથી ચાલે છે[11]. મ્હારા વ્હાલા બે વાછરડા, જાણે બે મણિ હોય, તેમ ઊંટની ડોક ઉપર લટકે છે માટે આ ચોખ્ખું દૈવનું કૃત્ય છે, પુરૂષપરાક્રમ હઠવડે થઇ શકતું નથી[12]. લોકો કહે છે કે, પૌરૂષ વિના કાંઇ બનતું નથી. પરંતુ જો કોઇ જગ્યોએ પૌરૂષ માલૂમ પડતું હોય તો, શોધ કરતાં તે પણ દૈવાધીન જ જણાય છે[13]. એટલા માટે સુખને ઇચ્છનારા પુરૂષે વૈરાગ્ય પામવો એજ યોગ્ય છે કેમકે, વૈરાગ્યવાળો અને દ્રવ્ય પ્રાપ્ત કરવાની આશાનો ત્યાગ કરનારો પુરૂષ સુખવડે સૂઇ રહે છે[14]. અહો ! શુક મુનિએ જનકના ઘરમાંથી નીકળીને અને સર્વ પદાર્થોનો સંગ છોડી દઇને મોટા અરણ્યમાં જતી વખતે બહુ રૂડી વાત કહી છે[15]. ( તેણે કહ્યું છે કે )-જે મનુષ્ય સર્વ કામનાઓને સિદ્ધ કરે અને જે મનુષ્ય તે કામનાઓ માત્રને છોડી દે, તો તે બેમાંથી સર્વ કામનાઓને પ્રાપ્ત કરનારા કરતાં તજી દેનારો વધારે ઉત્તમ છે[16]. કેમ કે, જગતમાં જે જે પદાર્થોની ઇચ્છાઓ છે, તે સઘળી ઇચ્છાઓનો પાર પૂર્વે કોઇ પામેલો નથી; માટે જે મંદ પુરૂષ હોય તેની જ તૃષ્ણા શરીર અને જીવતર ઉપર વધે છે[17]. હે કામુક !* કાર્ય કરવાની ઇચ્છાઓથી વિરામ પામ ! ! અને શાંતિને ધારણ કર ! ! આશાએ તને વારંવાર છેતર્યો છે, તો પણ તું તેથી વૈરાગ્ય પામતો નથી[18]. હે વિત્તકામુક ! જો તું એ પ્રમાણે મ્હારી સાથે રમે છે, અને હું જો ત્હારાથી

* અહિં સંબોધ આપીને મંકી પોતે પોતાનેજ કહે છે

વિનાશ કરવા યોગ્ય હોઉં નહિ તો તું મને લોભની સાથે યોજીશ નહિ[19]. હે ધન-કામુક ! ! તેં જે દ્રવ્યનો સંચય કર્યો તે વારંવાર નાશ પામ્યું માટે હે મૂઢ ! તું ધનની તૃષ્ણાને ક્યારે છોડી દઇશ ?[20]. હું ત્હારૂં રમકડું થઈ રહ્યો હતો, તે મ્હારી નાદાની સંભારીને મને વિસ્મય થાય છે એવો પુરૂષ ધનની ઇચ્છાથી કોઈ વખત પણ બીજાનું દાસત્વ નથી કરતો શું ? કરેજ છે[21]. મ્હારી પેહેલાં જે થઇ ગયા અને મ્હારા પછી જે થશે તે સર્વ પણ કોઇ વખત કામનાઓના અંતને પામ્યા નથી અને પામશે પણ નહિ, માટે સર્વ સમારંભને તજીને હવે હું સમજણને પામ્યો છું અને સાવધાન થયો છું[22]. હે કામ ! ત્હારૂં હૃદય નિશ્ચય વજ્રથી ઉપજ્યું હોય તેવું કઠિન છે કે, જેથી સેંકડો અનર્થથી વિંટાયા છતાં પણ ફાટીને તેના સો ટુકડા થઇ જતા નથી[23]. હે કામ ! હું તને ઓળખું છું અને તને શું શું પ્રિય છે ? તે પણ જાણું છું પરંતુ ત્હારૂં જે પ્રિય છે તેની હું ઇચ્છા કરીને મ્હારા આત્મામાં સુખ પામતો નથી[24]. હે કામ ! હું ત્હારા મૂળને પણ જાણું છું કે, તું સંકલ્પમાંથી પેદા થાય છે, માટે હું સંકલ્પજ નહિ કરૂં એટલે તું મૂળમાંથી જ ઉત્પન્ન થઈ શકીશ નહિ[25]. ધનની ઇચ્છા સુખ કરનારી નથી, વારૂ, એમ છતાં ધનની ઇચ્છા કરી, તથાપિ શ્રમ કરતાં પણ તે ધન મળે છે કે, નથી પણ મળતું. મળ્યું તો તેને સાચવી રાખવાને મોટી ચિંતા વેઠવી પડે છે, એમ કરતાં કદાચિત્ મળેલા ધનનો નાશ થયો તો મૃત્યુ જેટલો પરિતાપ થાય છે[26]. ધન મેળવવાને માટે પોતાના દેહને પરાધીન કરવાથી પણ તે ધન નથી મળતું તો તેથી અધિક દુઃખ શું છે ? અને મળ્યું તો, તેથી કાંઇ સંતોષ થાય છે કે ? વળી તેથી અધિક મેળવવાને ફરીને યત્ન કરવામાં આવે છે[27]. હે કામ ! ગંગાનાં મધુર જળનું જેમ જેમ પાન કરીએ, તેમ તેમ તૃષા વધતી જાય છે, તેમ દ્રવ્ય પણ જેમ જેમ પ્રાપ્ત થતું જાય છે, તેમ તેમ તૃષ્ણા વધતી જાય છે. તૃષ્ણા મ્હારો નાશ કરનારી છે માટે તું મને છોડી દે ! ! કેમ કે, હું જાગ્રત થયેલો છું[28]. મ્હારા દેહમાં જે ભૂતસમુદાય આવીને રહેલો છે, તે ભલે આ દેહમાં સુખથી રહે ! ! અથવા જવું હોય ત્યાં જાય[29]. કેમ કે, કામ તથા લોભને અનુસરનારા ભૂતસમુદાય ઉપર મ્હારી પ્રીતિ નથી અને હું પણ એટલા માટે સર્વ કામનાઓને તજીને સત્યરૂપ બ્રહ્મનો આશ્રય કરૂં છું[30]. હું, આ દેહમાં સર્વે ભૂતને જોઇને અને પોતાના મનમાં પણ સાત્વિક, રાજસ તથા તામસ અહંકાર આદિને જોઇને યોગના વિષયમાં બુદ્ધિને ધારણ કરીશ, જ્ઞાન શ્રવણમાં એકાગ્ર વૃત્તિ કરીશ અને મનને બ્રહ્મના વિષે ધારણ કરીશ[31]. એ રીતે હું આસક્તિનો ત્યાગ કરીને, સુખી થઇને તથા નિર્વિકાર થઇને સર્વ લોકમાં ફરીશ કે, જેથી તું મને પુનઃ દુઃખમાં લાવી મૂકવાને શક્તિમાન થઈશ નહિ[32]. હે કામ ! તું જો મ્હારો નાશ કરે તો પછી મ્હારી બીજી ગતિજ નથી, તૃષ્ણા, શોક અને શ્રમ, એ સર્વનું ઉત્પત્તિસ્થાનજ તું છે[33]. બીજા સર્વ દુઃખ કરતાં હું ધનના નાશને મોટું દુઃખ માનું છું કેમ કે, જેનું ધન નાશ થાય છે તેનું તેના જ્ઞાતિજન અને મિત્રો પણ અપમાન કરે છે[34]. જે પુરૂષ નિર્ધન થાય છે તેનું હજારો પ્રકારે અપમાન થાય છે. એમ છતાં પણ ધનમાં જે કાંઇ સુખની કળા ( ભાગનો ભાગ ) રહેલી હોય છે તે પણ દુઃખથી યુક્ત હોય છે[35]. "આ પુરૂષ પાસે ધન છે," એમ જાણીને ચોર લોકો તેને આગળથીજ મારી નાખે છે. અથવા અનેક પ્રકારના દંડ દઇને કલેશ પમાડે છે અને નિરંતર ઉદ્વેગ પમાડે છે[36]. દ્રવ્યની લોલુપતા રાખવી એજ દુઃખ છે, એમ મેં ઘણા સમયથી જાણેલું છે. હે કામ ! તું જે જે પદાર્થોનું આલંબન કરે છે, તે તે પદાર્થોમાં પ્રીતિવાળો થાય છે[37]. તું તત્વને જાણતો નથી અને નાદાન છે તેથી સમજતો નથી કે, તું ધરાય નહિ એવો અને

પૂર્ણ થાય નહિ એવો અગ્નિના જેવો છે કે, જેમાં જે હોમવામાં આવે, તે ભસ્મરૂપ થઇ જાય અને અગ્નિ વધતો જાય. તું આ પદાર્થ સુલભ છે કે, દુર્લભ છે? તેને જાણતો નથી[૩૮]. પણ પાતાળની પેઠે, નહિ પૂરાય એવો તું મને દુઃખમાં નાખવા ઇચ્છે છે. પરંતુ હે કામ! હવે તું મ્હારામાં ફરી પ્રવેશ કરવાને શક્તિમાન નથી[૩૯]. કેમ કે, દૈવયોગથી મ્હારૂં દ્રવ્ય નાશ થવાથી હું વૈરાગ્યને ધારણ કરીને પરમ નિવૃત્તિને પામ્યો છું અને બીજા મનોરથનું ચિંત્વન કરતો નથી[૪૦]. મેં આજ સુધી ઘણા કલેશને સહન કર્યા છે અને બુદ્ધિ વિનાના મેં મનમાં કાંઇ સમજણ આણી નહિ. હવે હું ધનનો નાશ થવાથી ઠગાયો છું; તેથી મ્હારા શરીરમાંથી તમામ પરિતાપને દૂર કરીને શયન કરૂં છું[૪૧]. હે કામ! હું મનની સર્વ વૃત્તિઓનો નાશ કરીને ત્હારો પણ ત્યાગ કરૂં છું, માટે હવે તું મ્હારામાં પુનઃ નિવાસ કરી શકવાનો નથી કે, વિનોદ પણ પામવાનો નથી[૪૨]. જે કોઈ મ્હારો ધિક્કાર કરશે, તેઓના ધિક્કારની હું તેઓને ક્ષમા કરીશ, મને કોઇ મારશે તોપણ હું તેઓને સામો મારીશ નહિ. કોઇ દ્વેષયુક્ત થઇને મ્હારૂં અપ્રિય કરશે તોપણ હું તેને મનમાં ન લાવીને, તેનું ભલું બોલીશ[૪૩]. હું જે મળશે તે ઉપર નિર્વાહ કરીને નિરંતર તૃપ્ત તથા સ્વસ્થ ઇન્દ્રિયોવાળો રહીશ, પણ તું મ્હારો શત્રુ છે તથા હું ત્હારા મનોરથને પૂર્ણ કરનાર નથી[૪૪]. હવે મને વૈરાગ્ય, સુખ, તૃપ્તિ, શાંતિ, સત્ય, દમ, ક્ષમા અને સર્વ પ્રાણીઓ ઉપર દયા, એ ગુણો પ્રાપ્ત થયા છે એમ તું જાણ!![૪૫]. માટે હું કહું છું કે, કામ, લોભ, તૃષ્ણા, દીનતા વગેરે મનોવિકારોએ મોક્ષના માર્ગે જનારા એવા મ્હારો ત્યાગ કરીને ચાલ્યાં જવું કેમ કે, હવે મેં બ્રહ્મના વિષે નિવાસ કર્યો છે[૪૬]. હમણાં હું કામ અને લોભનો ત્યાગ કરીને સુખ પામ્યો છું, માટે હવે હું અજિતેંદ્રિય થઇને અને લોભના વશમાં પડીને દુઃખ નહિ પામું[૪૭]. જે પુરૂષ જે જે પદાર્થની કામનાને તજે છે, તે તે પદાર્થ તેના સુખને પૂર્ણ કરે છે. પણ જે નિરંતર કામનાના સ્વાધીનમાં રહે છે, તે માત્ર દુઃખનેજ પામે છે[૪૮]. રજોગુણ કામની સાથે બંધાયલો છે તથા દુઃખ, નિર્લજ્જતા અને અરતિ ( અણગમો ) વગેરે દુઃખ કામ તથા ક્રોધથી ઉત્પન્ન થયેલાં છે, માટે પુરૂષે તે રજોગુણનો પણ ત્યાગ કરવો જોઇએ[૪૯]. જેમ ઉષ્ણકાળમાં કોઈ પુરૂષ જળના ઠંડા હ્રદમાં ( ધરામાં ) પેસે, તેમ મેં હવે બ્રહ્મમાં પ્રવેશ કર્યો છે. હવે હું સર્વ કર્મથી વિરામ પામું છું. દુઃખરહિત થાઉં છું અને કેવળ મને સુખજ પ્રાપ્ત થાય છે[૫૦]. જગતમાં જેટલું કામ સંબંધી સુખ છે અને જે કાંઈ દિવ્ય સુખ છે, તે સર્વ તૃષ્ણાનો ક્ષય કરવારૂપ સુખના સોળમા ભાગની બરોબર પણ નથી[૫૧]. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય, એ પાંચ કોશ તથા છઠ્ઠો "સાનંદ" નામે સત્વપ્રધાન કોશ અને સર્વ અનર્થના બીજરૂપ સાતમો કામ, એ પ્રમાણે હું કામસહિત સાતે શત્રુઓને હણીને, જેનો વધ બની શકતો નથી એવા બ્રહ્મપુરને પામીશ અને ત્યાં રાજાની પેઠે સુખી થઈશ[૫૨].મંકી એવી બુદ્ધિને ધારણ કરીને વૈરાગ્ય પામ્યો અને સર્વ કામનાઓનો ત્યાગ કરીને બ્રહ્મરૂપ મોટા સુખને પામ્યો[૫૩]. મંકી વાછરડાંઓનો નાશ થવાથી મોક્ષ પામ્યો તથા તેણે કામના મૂળને કાપી નાંખ્યું તેથી તેને મોટું સુખ પ્રાપ્ત થયું[૫૪].

दम्यनाशकृते मंकिरमृतत्वं किलागमत्। अच्छिनत् काममूलं स तेन प्राप्यमहत्सुखम् ॥५४॥

इति श्रीमहा० शान्ति० मोक्ष० गु० भा० मंकिगीता नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## અધ્યાય ૫ મો–બૌધ્યગીતા છ ગુરૂઓનું વર્ણન.

**ભીષ્મ उवाच** ॥ अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
॥ गीतं विदेहराजेन जनकेन प्रशाम्यता ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ–આ સ્થળે પણ શમગુણને ધારણ કરનારા વિદેહના રાજા જનકે કહેલું પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે[1]. જનકરાજા કહે છે કે,–જેમ મ્હારા કોશ ( ભંડાર ) માં અગણિત દ્રવ્ય રાખી મૂકેલું છે, તેમ પંચકોશમાં ગૂઢ થયેલો આત્મા એજ મ્હારૂં સ્વરૂપ છે. એ વિના બીજું સર્વ, જેમ દોરડીમાં સર્પની કલ્પના થાય છે, તેમ મ્હારા વિષે ( આત્મામાં ) કલ્પિત છે, માટે વસ્તુતઃ મ્હારૂં કાંઈ નથી અને ( તેથી ) મિથિલા નગરી બળે છે તો તેમાં મ્હારૂં કાંઈ બળતું નથી. ( કેમ કે, જેમ ઝાંઝવાંના પાણીની નદીવડે ખારભૂમિમાં ભિનાશ ઉપજતી નથી, તેમ અધ્યસ્ત ( મિથિલા ) ના દોષવડે અધિષ્ઠાન ( આત્મા ) દૂષિત થતું નથી )[2]. હે યુધિષ્ઠિર ! આ જગ્યોએ બોધ્ય ઋષિએ વૈરાગ્યને ઉદ્દેશીને કહેલા શ્લોકનું ઉદાહરણ આપવામાં આવે છે તે તું સાંભળ[3]. એક વખતે નાહુષ રાજા, વૈરાગ્યવડે શાંતિ પામેલા અને શાસ્ત્રના જ્ઞાનવડે તૃપ્ત થયેલા તથા શાંત એવા બોધ્ય ઋષિને પૂછવા લાગ્યો કે.–હે મોટા જ્ઞાનવાળા ઋષિ ! શાંતિ થાય એવો મને ઉપદેશ કરો !! તમે કયી બુદ્ધિને ધારણ કરીને, નિવૃત્તિ પામીને તથા શાંત થઇને ફરો છો[૪.૫]. બોધ્ય કહે છે કે, હું કોઇને ઉપદેશ આપતો નથી કે, કોઇને શિષ્ય પણ કરતો નથી, તોપણ હું ઉપદેશનાં લક્ષણ કહું તે સાંભળીને, તું પોતાની મેળે વિચાર કરી જો જે !![6]. પિંગળા, કૂતરૂં, સાપ, સારંગપક્ષી ( જે વનમાં પોતાના ભોજનનો શોધ કરતું ફર્યા કરે છે તે ), તીરઘડો અને કુમારિકા, એ છ મ્હારા ગુરૂઓ છે[7]. આશા બળવાન છે અને દુઃખ કરનારી છે તથા નિરાશા પરમ સુખને આપનારી છે. માટે આશાને નિરાશા કરીને ( આશા છોડીને અને નિરાશા રાખીને ) પિંગળા સુખેથી સૂઇ રહે છે.–( હે રાજન્ એ પ્રમાણે પિંગળા પાસેથી "નિરાશા" ગુણ શીખવો )[8]. એક કૂતરા પાસે માંસ હતું તેને જોઇને જેઓની પાસે નહોતું તે, તેને મારવા લાગ્યા, પછી જ્યારે પેલા કૂતરાએ માંસનો ત્યાગ કર્યો ત્યારે તે સુખી થયું ( એ રીતે કૂતરા પાસેથી "ત્યાગ" ગુણ શીખવો )[9]. ગૃહારંભ કરવો એ દુઃખ ઉત્પન્ન કરનાર છે પરંતુ તેથી કોઇ વખતે સુખ થતું નથી. જેમ કે, સાપ બીજાએ કરેલા રાફડામાં પ્રવેશ કરીને સુખી થાય છે[10]. જેમ સારંગ પક્ષી વનમાં ભ્રમણ કરીને પોતાનું ભોજન મેળવે છે, તેમ મુનિઓ ભિક્ષાવૃત્તિનો આશ્રય કરીને જેવી રીતે પ્રાણીઓનો દ્રોહ ન થાય તેમ વર્તે છે અને સુખ મેળવે છે[11]. કોઇ તીરઘડા ( તીર બનાવનારા ) પુરૂષનું મન તીર બનાવવામાં એટલું ચોટેલું હતું કે, તેની પાસે થઇને રાજાની સ્વારી ગઈ પણ તેને ખબર પડી નહિ. એ તીરઘડાની પેઠે, બ્રહ્મમાં ચિત્તને એકાગ્ર કરવું[12]. કોઈ કુમારિકા ડાંગર ખાંડતી હતી; તે વખતે તેના હાથે પેહેરેલી ચૂડીઓ ખખડવા લાગી, તેથી તેણે તે કાઢી નાખીને એક એક રાખી ત્યારે શબ્દ થયો નહિ. માટે હું કુમારીકાના હાથના શંખની ચૂડીઓની પેઠે, એકલોજ ફરીશ કેમ કે, ઘણાના સમાગમથી તેઓમાં નિરંતર કલહ થાય છે અને બે જણ મળે તો તેઓને પરસ્પર વાતચિત પણ થાય છે, એ નિશ્ચય છે આ ઉપરથી એકાકી ( એકલાં ) રહેવાનો ગુણ ગ્રહણ કરવો[13].

**बहूनां कलहो नित्यं द्वयोः संकथनं ध्रुवम् । एकाकी विचरिष्यामि कुमारी शंखको यथा ॥१३॥**

**इति श्रीमहा० शां० मो० बौध्यगीता नाम गु० भा० पंचमोऽध्यायः ॥ ५ ॥**

## અધ્યાય ૬ ઠ્ઠો—આજગર મુનિ અને પ્રહ્લાદનો સંવાદ.

**युधिष्ठिर उवाच** ॥ केन वृत्तेन वृत्तज्ञ वीतशोकश्चरेन्महीम् ॥
॥ किं च कुर्वन् नरो लोके प्राप्नोति गतिमुत्तमाम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે, હે વૃત્તજ્ઞ! શોકરહિત થયેલો પુરૂષ કેવા આચરણવાળો થઇને પૃથ્વીમાં ફરે? અને શું કરીને ઉત્તમ ગતિને પામે? [1]. ભીષ્મ કહે છેઃ—આ જગ્યોએ પણ આજગર મુનિ અને પ્રહ્લાદના સંવાદના મહા પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે[2]. કોઇએક દૃઢ ચિત્તવાળો, રાગ–દ્વેષાદિ વિકાર વિનાનો તથા બુદ્ધિમાન બ્રાહ્મણ પૃથ્વીમાં ફરતો હતો, તેને બુદ્ધિમાન પ્રહ્લાદ રાજા આ રીતે પૂછવા લાગ્યા[3]. પ્રહ્લાદ કહે છે કે, હે બ્રહ્મન્! તમે વિષયવડે ખેંચાયા નથી, દંભાદિ વિનાના છો, દયાવાળા છો, જીતેન્દ્રિય છો, કોઈ કાર્યનો આરંભ કરતા નથી, સર્વત્ર ગુણને જુઓ છો પરંતુ દોષને જોતા નથી, સત્યવચન બોલો છો, ગંભીર બુદ્ધિવાળા છો, વિચાર કરીને ત્યાગ–ભોગ કરવામાં કુશળ છો અને તત્વજ્ઞાની છો. એમ છતાં પણ તમે બાળકની પેઠે ચેષ્ટા કરતા ફરો છો[4]. તમે લાભના માટે ઇચ્છા રાખતા નથી કે, હાનિ થવાથી શોક કરતા નથી. હે બ્રહ્મન્! તમે નિરંતર તૃપ્તસમાન થઇને કોઇ પણ પદાર્થની અવગણના કરતા નથી[5]. જ્યારે આ સઘળી પ્રજાઓ કામ–ક્રોધાદિ મોટા પ્રવાહમાં ખેંચાઇને ચાલી જાય છે ત્યારે તમે તો અવ્યાકુળ ચિત્તવાળાજ જણાઓ છો તથા ધર્મ, અર્થ અને કામ સંબંધી કાર્યમાં વૃક્ષની પેઠે વ્યાપાર વિનાના જણાઓ છો[6]. તમે ધર્મ, અર્થ કે, કામ સંબંધી કાર્યમાં ચિત્તને રાખતા નથી પરંતુ ઇન્દ્રિયોના વિષયોનો અનાદર કરીને અને મુક્ત થઇને સાક્ષીની પેઠે ફરો છો[7]. હે મુને! તમારૂં તત્વદર્શન (સિદ્ધાંત) શું છે? તે સિદ્ધાંતનું મૂળભૂત શાસ્ત્ર કયું છે? તે શાસ્ત્રના અર્થનું અનુષ્ઠાન કેવું છે? હે બ્રહ્મન્! જો તમે મ્હારૂં કલ્યાણ કરવાનું સ્વીકારતા હો!! તો તે મને શીઘ્ર કહો!![8]. ભીષ્મ કહે છે—એ પ્રમાણે પ્રહ્લાદે પૂછયું તે સાંભળીને, જન્મ–જરાદિ લોકધર્મના કારણરૂપ, અવિદ્યા, કામ અને કર્મ વગેરેને જાણનાર તથા બુદ્ધિમાન તે મુનિએ અર્થવાળા અને મધુર વચનથી પ્રહ્લાદને આ પ્રમાણે કહ્યું કે—હે પ્રહ્લાદ! પ્રાણીમાત્રની (જગતની) ઉત્પત્તિ, હ્રાસ, વૃદ્ધિ અને વિનાશ કારણહીન અદ્વિતીય બ્રહ્મથી છે, તેને તું જાણ!! તે વિષે એવી યુક્તિ છે કે, શૂન્યમાંથી કાંઇ બની શકે નહિ માટે જગતની ઉત્પત્તિ શૂન્યમાંથી સંભવતી નથી. "જગતનેજ અનાદિ" કહેશો તો, અચેતન એવાં પ્રધાન, પરમાણુ વગેરેનો કોઇ અધિષ્ઠાતા નહિ હોવાથી તેઓના સમુદાય બને નહિ. "જગતનું કારણ સ્વભાવ છે" એમ માનશો તો, સંસારની મુક્તિ થવી દુર્ઘટ છે. માટે સ્વપ્ન, માયા કે, ઇન્દ્રજાળની પેઠે, જગતને અવિદ્યા કલ્પિતજ માનવું પડશે. અવિદ્યા મિથ્યાભાસ જેવી છે, માટે મિથ્યા છે. જગતમાં બ્રહ્મવિના બીજું કાંઈ છે નહિ અને હું પણ બ્રહ્મરૂપ છું, માટે કોનાથી ભય પામવો? અને શાની ઇચ્છા રાખવી? એમ સમજીને હું હર્ષ કે, ખેદને પામતો નથી[9,10]. જગતમાં જે કાંઈ ઉપજેલું છે, તે સ્વરૂપ સત્તામાંથી ઉત્પન્ન થએલું છે તથા તે સર્વ પ્રવૃત્તિઓ તેમાંજ (વર્તમાન સ્થિતિમાં પણ) રહેલી છે એમ જાણવું તથા તે સર્વનો લય પણ સ્વરૂપસત્તામાંજ થાય છે એમ જાણીને બ્રહ્મલોકનું ઐશ્વર્ય પ્રાપ્ત થાય તથાપિ તેના લોભથી સંતોષ માનવો નહિ[11]. હે પ્રહ્લાદ! આ જગતના પદાર્થોનો પ્રથમ સંયોગ થઇને, પછી વિયોગ થાય છે તેને તું જો!! જે ધનાદિનો એકત્ર સંચય થાય છે તેનો પરિણામે વિનાશ થાય છે, માટે તેમાં કોઈ વખત મનને આસક્ત કરવું નહિ[12]. આ સર્વ પદાર્થોને અંતવાળા અને ગુણયુક્ત જુએ છે તથા ઉત્પત્તિ તથા પ્રલયને જાણે છે, તેને પછી શું કરવાનું બાકી

રહેલું છે? અર્થાત્ તેને કાંઈ કરવાનું બાકી નથી[૧૩]. વળી હું મહાસમુદ્રના જળમાં ઉત્પન્ન થયેલા, મોટી કાયાવાળા અને સૂક્ષ્મ કાયાવાળા પ્રાણીઓનો ક્રમે કરીને નાશ થતો જોઉં છું[૧૪]. હે અસુરાધિપ! હું જંગમ, સ્થાવર અને પૃથ્વીમાંથી ઉપજેલા જીવોના નાશને સર્વત્ર દેખું છું[૧૫]. અંતરિક્ષમાં ફરનાર દાનવો અને ઉત્તમ પક્ષીઓ તથા તેવાજ બળવાન પુરૂષોનું પણ મૃત્યુ વખતો વખત આવીને ઉભું રહે છે[૧૬]. આકાશમાં ભ્રમણ કરનારાં નાનાં અને મોટાં તેજને પણ સમય આવ્યે હું પતન થતાં જોઉં છું[૧૭]. એ પ્રમાણે હું સર્વ પ્રાણી માત્રને મૃત્યુ વળગેલું જોઇને,સર્વ સામાન્ય એવા બ્રહ્મસ્વરૂપને પામીને અને કૃતકૃત્ય થઇને સુખે સૂઇ રહું છું[૧૮]. જો દૈવયોગથી મને અતિ શ્રેષ્ઠ ભોજન પદાર્થ પ્રાપ્ત થાય તો હું તેને પણ ખાઇને આનંદ માનું છું અને વળી કોઇ વખત ઘણા દિવસો સુધી ભોજન કર્યા વિના પણ સૂઇ રહું છું[૧૯]. કોઇ વખત કેટલાક લોકો મને અત્યંત ગુણવાળું ભોજન કરાવે છે, કોઈ વખત ઘણું થોડું મળે છે, કોઈ વખત તેથી પણ થોડું અને કોઇ વખત તો બિલકુલ પણ નથી મળતું[૨૦]. હું કોઈ વખત કાચા દાણા ખાઉં છું, કોઇ વખત ખોળ ખાઇનેજ ચલાવું છું, કોઈ વખત "શાલિ" નામે ડાંગરનો ભાત અને માંસ ભોજનને માટે મને પ્રાપ્ત થાય છે, તેમજ સારાં-નરતાં ભોજન પણ મળે છે[૨૧]. હું કોઇ વખત પલંગમાં સૂઇ રહું છું અને કોઈ વખત પૃથ્વી ઉપર પણ સૂઇ રહું છું તથા કોઇ વખત મહેલમાં પણ સૂવાનું મને પ્રાપ્ત થાય છે[૨૨]. મને કોઈ વખત ઉત્તમ ચીર (રેશમી વસ્ત્ર) પહેરવાને મળે છે. હું કોઇ વખત શણનાં, કોઇ વખત ક્ષૌમ (અળસી નામે છોડની છાલ)-નાં અને કોઇ વખત મૃગચર્મનાં વસ્ત્રને પહેરૂં છું હું કોઇ વખત ભારે કીંમતનાં વસ્ત્રને પહેરૂં છું[૨૩]. મને દૈવેચ્છાથી ધર્મયુક્ત ઉપભોગ પ્રાપ્ત થાય તો હું, તેની ના પણ પાડતો નથી કે, અત્યંત દુર્લભ એવો એ ઉપભોગ ન પ્રાપ્ત થાય તો હું, તેની ઇચ્છા પણ કરતો નથી[૨૪]. એવી રીતે દૃઢ મૃત્યુનો નાશ કરનારૂં, કલ્યાણકારી, શોકને હણનારૂં, પવિત્ર, જેની બરોબરી કોઈ કરી શકે નહિ એવું, જ્ઞાની પુરૂષોએ માનેલા બ્રહ્મમાં જેનો પ્રવેશ છે એવું તથા મૂઢ પુરૂષોએ સ્વીકાર કરીને નહિ આચરેલું એવું આ* આજગર વ્રત હું પવિત્ર થઇને આચરૂં છું[૨૫]. વળી મ્હારી બુદ્ધિ આ વ્રત આચરવામાં દૃઢ છે, હું ધર્મથી ભ્રષ્ટ થઇને આ વ્રતને આચરૂં છું એમ પણ નથી, મ્હારી ગતિ મર્યાદામાં છે, હું ઉત્તમ અધમને જાણું છું. ભય, રાગ, દ્વેષ, લોભ, તથા મોહને મેં છોડી દીધાં છે. એવો હું પવિત્ર થઇને આ આજગર વ્રતને આચરૂં છું[૨૬]. "મ્હારે આ જોઇએ છીએ અને મ્હારે અમુક જોઇએ છીએ," એવી રીતે તૃષ્ણાથી પરાભવ પામેલા તથા જેને ધન પ્રાપ્ત થયું નથી, તેથી ખેદ પામેલા લોકોને સારી રીતે જોઇને, અને તત્ત્વબુદ્ધિથી વિચાર કરીને તથા પવિત્ર થઇને હું આ આજગર વ્રતને આચરૂં છું[૨૭]. "આ દ્રવ્ય મ્હારે પ્રાપ્ત કરવું" એવી તૃષ્ણાવડે વ્યાપ્ત છતાં, તે દ્રવ્ય નહિ મળવાથી ખેદ પામતા મનુષ્યને જોઇને, મેં તત્ત્વબુદ્ધિવડે નિશ્ચય કર્યો છે અને હવે હું પવિત્ર થઇને આજગરવ્રતને આચરૂં છું[૨૮]. મેં જોયું કે, આ લોકમાં દ્રવ્યના અર્થે કોઈ દીન પુરૂષ, સજ્જન છતાં પણ અનાર્ય પુરૂષનો ઘણે પ્રકારે આશ્રય કરે છે; તેથી શમ ગુણમાંજ પ્રીતિ કરીને, શાંત થઇને તથા દૃઢ અને પવિત્ર થઇને હું આજગર વ્રતનું આચરણ કરૂં છું[૨૯]. સુખ અને દુઃખ, (દ્રવ્યનો) લાભ અને હાનિ, પ્રીતિ અને અપ્રીતિ તથા મરણ અને જીવન એ સર્વે દૈવના સ્વાધીનમાં છે એમ તત્ત્વથી સમજીને તથા પવિત્ર થઇને હું આજગર વ્રતને આચરૂં છું[૩૦]. મેં ભય, રાગ, મોહ અને

* અજગરના જેવું આચરણ.

ગર્વનો ત્યાગ કર્યો છે. ધીરજ, જ્ઞાન તથા બુદ્ધિવડે હું યુક્ત થયો છું તેથી હું શાંત થયેલો છું. માટે દૈવયોગથી જે ફળ આવી મળે છે તેનોજ ઉપભોગ કરનારા અજગરને જોઇને, પવિત્ર એવો હું આ આજગર વ્રતને આચરૂં છું[૩૧] મ્હારા શયનનો કે, આસનનો કાંઇ નિયમ નથી તથા હું સ્વભાવથીજ બની આવે તેટલો ઇન્દ્રિયનિગ્રહ, નિયમ, વ્રત, શૌચ અને સત્યથી યુક્ત છું. તાત્પર્ય કે, સાધક યોગીની પેઠે, મ્હારે તે બલાત્કારે કરવું પડતું નથી. મને યોગના ફળસમૂહની ઇચ્છા નથી તેથી હું નિરંતર આનંદ પામીને અને પવિત્ર થઇને આ આજગર વૃત્તિનું આચરણ કરૂં છું[૩૨]. ઇચ્છાના વિષય રૂપાદિને જોઇને આત્માથી વિમુખ થયેલા, પરિણામે દુઃખકારક વિષયોની ઇચ્છાવાળા, વિષયોથી તૃપ્ત નહિ થયેલા, કબજે નહિ રહેનારા અને જેની સમાપ્તિ આત્મામાં છે એવા મનને કબજે રાખવાને જેને બુદ્ધિ પ્રાપ્ત થયેલી છે એવો હું પવિત્ર થઇને આ આજગર વ્રતનું આચરણ કરૂં છું[૩૩]. બુદ્ધિ, વાણી અને મન, એ સર્વની ઉપેક્ષા કરીને તથા તેના વિષે આત્માને પ્રિય સુખ અત્યંત દુર્લભ તથા અનિત્ય છે, એમ સુખની દુર્લભતા અને અનિત્યાને જોઇને પવિત્ર એવો હું આ આજગર વ્રતને આચરૂં છું[૩૪]. બુદ્ધિમાન અને વિદ્વાનોએ પોતાની કીર્તિને ફેલાવવાને માટે આત્મતત્ત્વ ઉપર બહુ બહુ તર્ક કર્યા છે. જેમ કોઈ કહે છે કે, આત્મા શૂન્ય છે, કોઈ કહે છે કે, આત્મા નિર્વિષય જ્ઞાનવાળો છે, કોઈ કહે છે કે, જડ છે, કોઈ કહે છે કે, બુદ્ધિ વગેરે વિશેષ ગુણથી હીન છે. કોઈ કહે છે કે, તે સ્વરૂપ સત્તામાત્ર છે અને કોઇ કહે છે કે, ચિન્માત્ર છે. ઇત્યાદિ તે તે સ્થળમાં તેવા તેવા અનેક તર્ક કર્યા છે. તથાપિ સર્વેએ આ આજગર વ્રતને ઘણું શ્રેષ્ઠ માન્યું છે[૩૫]. માટે પ્રત્યક્ષાદિ પ્રમાણવડે સિદ્ધ થયેલા આ જગતને બુદ્ધિહીન મનુષ્યોએ આત્માથી ભિન્ન માનીને ગ્રહણ કરેલું છે, માટે પર્વતની કરાડ ઉપરથી પડીને નાશ પામવાની જગ્યોની પેઠે તે નાશ કરનારૂં છે, એમ જાણીને હું સંસારમાં કરૂં છું કેમ કે, જગતનો દેશ, કાળ અને ગુણ, એ ત્રણેમાં કોઇ જગ્યોએ સીમાડો નથી તથા નાશ અને દોષનો પણ સીમાડો નથી માટે હું દોષબુદ્ધિ તથા તૃષ્ણાને દૂર કરીને લોકોમાં ભ્રમણ કરૂં છું[૩૬]. ભીષ્મ કહે છેઃ–જે મહાત્મા પુરૂષ આ લોકમાં પ્રીતિને દૂર કરીને તથા ભય, લોભ, મોહ અને ક્રોધને તજીને આજગર વ્રતનું આચરણ કરશે તે નિશ્ચય આ જગતમાં સુખેથી વિચરી શકશે[૩૭].

॥ अजगरचरितं व्रतं महात्मा य इह नरोनुचरेद्विनीतरागः ॥

॥ अपगतभयलोभमोहमन्युः स खलु सुखी विचरेदिमं विहारम् ॥ ३७ ॥

**इति श्रीमन्म० शांति० मोक्ष० गु० भा० अजगरप्रह्लादसंवादो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥**

## અધ્યાય ૭ મો–શિયાળ અને કાશ્યપનો સંવાદ.

**युधिष्ठिर उवाच** ॥ बांधवाः कर्म वित्तं वा प्रज्ञा वेह पितामह ॥

॥ नरस्य का प्रतिष्ठा स्यादेतत्पृष्टो वदस्व मे ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ–હે પિતામહ ! તમે આજગર વ્રતરૂપ સ્વાસ્થ્ય લક્ષણવાળી જે સ્થિતિ કહી તે સ્વાસ્થ્ય લક્ષણવાળા પુરૂષની સ્થિતિ બાંધવોમાં રહેલી છે, કર્મમાં રહેલી છે, વિત્તમાં રહેલી છે કે, પ્રજ્ઞા ( જ્ઞાનરૂપ બુદ્ધિ ) માં રહેલી છે ? એ હું તમને પુછું છું માટે મને કહો !![૧]. ભીષ્મ કહે છેઃ–પ્રજ્ઞાજ પ્રાણી માત્રની સ્થિતિ છે અને પ્રજ્ઞાનો લાભજ પરમ લાભ છે પ્રજ્ઞાજ કલ્યાણ કરનારી છે અને સત્પુરૂષોએ પ્રજ્ઞાને સ્વર્ગરૂપ માનેલી છે[૨]. જ્યારે બલિરાજાનું ઐશ્વર્ય

નાશ પામ્યું ત્યારે તે તેને પુનઃ પ્રજ્ઞાવડેજ પ્રાપ્ત થયું હતું તેમજ પ્રહ્લાદ, નમુચિ અને મંકી, એ સર્વ પણ પ્રજ્ઞાવડે ઐશ્વર્યને પામ્યા છે માટે પ્રજ્ઞાથી અધિક શું છે? કાંઇ નહિ[3]. હે યુધિષ્ઠિર! આ વિષે હું તને ઇન્દ્ર અને કાશ્યપના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપું છું તેને સાંભળ![4]. કોઇ ધનવાન અને ગર્વિષ્ઠ વૈશ્યે પ્રશંસનીય વ્રત વાળા ઋષિપુત્ર તપસ્વી કાશ્યપને રથના ધક્કાવડે પાડી નાખ્યા[5]. રથનો ધક્કો લાગવાથી પડેલા અને પીડિત થયેલા ઋષિએ ક્રોધ પામીને ધીરજછોડીને કહ્યું કે–હવે હું મરી જઇશ કેમ કે, આ લોકમાં નિર્ધન પુરૂષે જીવવાની કાંઇ જરૂર નથી[6]. એ રીતે મરવાની ઇચ્છા કરીને બેઠેલા, મૂર્છાવડે કાંઇ શબ્દોચ્ચાર વિનાના, અચેતન સરખા અને ધનમાં જેનું મન લોભાયું છે એવા તે ઋષિને ઇન્દ્ર શિયાળનું રૂપ ધરીને કહેવા લાગ્યો કે–દેવાદિ સર્વ પ્રાણીઓ પણ સર્વ પ્રકારે મનુષ્ય જાતિમાં જન્મ લેવાની ઇચ્છા કરે છે અને મનુષ્યજાતિમાં પણ બ્રાહ્મણપણાની સર્વ કોઈ ઇચ્છા કરે છે[7-8]. હે કાશ્યપ! તું મનુષ્ય છે અને બ્રાહ્મણ છે, તેમાં વળી શ્રોત્રિય–વેદને ભણેલો છે, એ સર્વે અત્યંત દુર્લભ વસ્તુઓ તને પ્રાપ્ત થઇ છે, માટે તેને પામીને ત્હારે મૂઢતાથી મરવાને ઇચ્છા કરવી યોગ્ય નથી[9]. "સર્વ લાભ અભિમાન યુક્ત છે" એવી વેદની શ્રુતિ સત્ય છે. અર્થાત્ "મને આ ધન મળ્યું" એવો અભિમાનજ માત્ર ધન લાભ છે; વસ્તુતઃ કોઇનો પણ ધન સાથે સંબંધ નથી[10]. તું લોભથી પોતાના સંતોષ પામવા યોગ્ય જે આત્મરૂપની અવગણના કરે છે, તે ત્હારૂં આત્મસ્વરૂપ છે. જેઓને પરમેશ્વરે હાથ આપ્યા છે તેઓની કૃતાર્થતા જોઇને અમને બહુ આશ્ચર્ય થાય છે કે, તે કેવા ભાગ્યશાળી છે? કે, પરમેશ્વરે તેઓને હાથ આપ્યા છે[11]. જેઓને હાથ છે તેઓની હું અત્યંત સ્પૃહા કરૂં છું તને જેમ ધનની સ્પૃહા છે તેમજ અમારે હાથવાળાઓની સ્પૃહા છે કેમ કે, જો હાથ મળે તો તેથી બીજો કોઇ શ્રેષ્ઠ લાભ નથી[12]. હે બ્રહ્મન્! અમારે હાથ નથી માટે અમે કાંટાને કાઢી શકતા નથી[13]. પણ જેઓને પરમેશ્વરે દશ આંગળીઓવાળા હાથ આપ્યા છે તે પોતાના શરીર ઉપર બેઠેલાં જીવડાંને દૂર કરે છે તથા કરડતા હોય તેઓનો નાશ કરી શકે છે[14]. તેઓ વૃષ્ટિ, શીત અને તડકાનું નિવારણ કરી શકે છે. વસ્ત્ર, અન્ન, શય્યા અને પંખા વગેરેના ઉપભોગરૂપ સુખને ભોગવી શકે છે[15]. તેઓ બળદ કે, પૃથ્વીના સ્વામી થઇને તેને ભોગવે છે તથા તેઓની પાસે પોતાને વહન કરાવે છે–વાહન કરીને હાંકે છે તથા ઘણા ઉપાયો કરીને તેઓને પોતાના સ્વાધીન કરે છે[16]. હે મુનિ! જેઓને જીહ્વા નથી તથા હાથ નથી તે દીન અને અલ્પ બળવાળા પુરૂષો, જેવાં દુઃખ વેઠે છે, તેવાં દુઃખ ત્હારે ભોગવવાં પડતાં નથી તે બહુ સારૂં છે[17], તું શિયાળ નથી, કીડો નથી, ઉંદર નથી, સાપ નથી, દેડકો નથી કે, તું એવીજ બીજી પાપયોનિમાં ઉપજેલો નથી તેજ બહુ સારૂં છે[18]. હે કાશ્યપ! ત્હારે એટલા લાભવડે પણ મનમાં સંતોષ પામવાનો છે; તોપછી તું સર્વ પ્રાણીઓમાં ઉત્તમ એવો બ્રાહ્મણ છે તેથી તો ત્હારે અધિક સંતોષ પામવો જોઇએ એમાં શું આશ્ચર્ય?[19]. આ જીવડાં મને ખાઇ જાય છે તેઓને શરીર ઉપરથી દૂર કરવાની મ્હારામાં શક્તિ નથી કેમ કે, મ્હારે હાથ નથી, માટે આ મ્હારી અવસ્થાને તું જો![20]. પણ આત્મહત્યા કરવી, એ તો અકાર્ય છે એમ સમજીને તથા આત્મહત્યા કરવાથી આથી પણ નીચ જાતિમાં મ્હારો જન્મ થાય તે ઠીક નહિ, એમ સમજીને હું આ દેહનો ત્યાગ કરતો નથી[21]. જેટલી પાપયોનિઓ છે તે પૈકી એક પાપયોનિ જે આ શિયાળની જાતિ તેમાં હું જન્મ પામ્યો છું. એથી પણ વધારે પાપી જાતિયો ઘણી છે[22]. કેટલાક માત્ર પોતાનો ઉત્તમ જાતિમાં જન્મ હોવાથીજ સુખી છે અને કેટલાક તેમ છતાં પણ અત્યંત દુઃખી છે, પણ હું કોઇ

સ્થળમાં કોઇને પણ અત્યંત સુખી દેખતો નથી[23]. મનુષ્ય પ્રથમ ધનવાન થવાને ઇચ્છે છે, ધનવાન થયા પછી રાજ્યને ઇચ્છે છે, રાજ્ય મળ્યા પછી દેવપણાને ઇચ્છે છે અને દેવપણું મળ્યા પછી ઇન્દ્રપણાને ઇચ્છે છે[24]. કદાચિત તું ધનવાન થઇશ તોપણ રાજા કે, દેવ થવાનો નથી અને દેવપણું પામીશ તોપણ તું ઇન્દ્ર થવાની ઇચ્છા કરીશ અને ઇંદ્ર થયા પછી પણ તું તેથી સંતોષ પામવાનો નથી[25]. પ્રિય વસ્તુની પ્રાપ્તિ થયા છતાં પણ તૃપ્તિ થતી નથી અને તૃષ્ણા, અગ્નિની પેઠે, કાંઇ જળથી હોલવાય તેવી નથી. પરંતુ જેમ અગ્નિ સમિધ નાખવાથી વધારે પ્રજ્વલિત થાય છે, તેમ એક ઇચ્છા પૂર્ણ થઇ કે, બીજી તૈયાર થાય છે અને એ પ્રમાણે વધારે પ્રજ્વાલત થાય છે[26]. જેમ તને હમણાં શોક થાય છે તેમ હર્ષ પણ ત્હારાજ વિષે થાય છે તેમજ સુખ અને દુઃખ એ બન્ને પણ ત્હારાજ વિષે રહેલાં છે; તેમાં શોક શો કરવાનો છે ?[27]. સર્વ પ્રકારના કામ અને સર્વ પ્રકારનાં કર્મનું મૂળ બુદ્ધિ તથા ઈન્દ્રિયોનો સમૂહ છે, તેઓને પક્ષીની પેઠે પાંજરામાં પૂરીને–વશમાં રાખીને રહેવું[28]. જેમ બીજા મસ્તકનું છેદન સંભવતું નથી કે, ત્રીજા હાથનું છેદન સંભવતું નથી, તેમ જે છે નહિ તેનાથી ભય ઉપજતું નથી. અર્થાત્ બીજું મસ્તક કે, ત્રીજો હાથ હોયજ નહિ તોપછી, તેનું છેદન તો ક્યાંથીજ થાય ? એ પ્રમાણે આત્મા-વિના જગતરૂપ વસ્તુ કાંઇ છેજ નહિ તોપછી, જે એકજ છે તેને ભય કોનાથી થાય ? ( કોઇ કહેશે કે, અમને શીત–ઉષ્ણ વગેરેના ભયનો પ્રત્યક્ષ અનુભવ થાય છે છતાં તમે કેમ કહો છો કે, ભય ન રાખવો ? તો કહેવાનું કે, જેના શરીરની ત્વચા બહેર મારી ગઇ હોય તેને શીત કે, ઉષ્ણનું જ્ઞાન થતું નથી, તેમ બુદ્ધિ આદિ ઇન્દ્રિયોનો નિરોધ કરવાથી કામ (સંકલ્પ) ઉપજતો નથી તો ભય કયાંથી ઉત્પન્ન થાય ? )[29]. જેણે એકવાર જેનો અનુભવ કર્યો હોય છે તે વિષે તેને કામના ઉપજે છે, પણ જેણે અનુભવ કર્યો નથી હોતો તેને તે વિષયની કામના ઉપજતી નથી. પછી તેને સ્પર્શ થાય, દર્શન થાય કે, શ્રવણ થાય તોપણ શું ?[30]. જો કે મદ્ય અને "લટ્વા" નામે ( ચકલી ) પક્ષીનું માંસ, એ બેના કરતાં વધારે સુંદર રસવાળું ભોજન કોઇ જગ્યોએ બીજું નથી છતાં, તું બ્રાહ્મણ છે તેથી તને તેના રસનું સ્મરણ થતું નથી[31]. તેમજ હે કાશ્યપ ! પ્રાણી માત્રમાં બીજાં પણ જે ભક્ષ્ય છે અને તેમાંનાં જેનું પૂર્વે તેં ભક્ષણ કર્યું નથી તે તને ન જ સાંભરે[32]. માટે ભક્ષણ કરવું નહિ, સ્પર્શ કરવો નહિ, અને જોવું નહિ, એવો નિયમ જે પુરૂષ રાખે તેજ કલ્યાણકારી છે એમાં સંશય નથી. જેઓને હાથ છે, તેજ બળવાન અને ધનવાન છે એમ નિશ્ચય જાણવું; પણ અમારે તે નથી માટે દૈવાધીન વસ્તુનો શોક શો કરવો ? મનુષ્યો દૈવબળથીજ મનુષ્યોને દાસ કરે છે અને એક બીજાના કબજામાં પડીને વધ, બંધન અને તેવાજ બીજા અનેક ક્લેશને વારંવાર સહન કરે છે તથા તેઓજ પુનઃ દૈવ અનુકૂળ થતાં રમે છે, આનંદ પામે છે અને હસે છે[33-35]. કેટલાક વિદ્વાન અને મનસ્વી પુરૂષો બાહુબળવાળા છતાં પણ નિંદિત, હીનતા ભરેલી અને પાપવાળી વૃત્તિનું સેવન કરે છે, તેઓ બીજી સારી વૃત્તિઓનું સેવન કરવાનો ઉત્સાહ રાખે છે. પરંતુ પોતાના કર્મવડે જે નિર્માણ થયેલું છે તે તેમજ થાય છે[36,37]. ઢેડ અને ભંગીઆ સરખા હીનવર્ણના મનુષ્યો પણ પોતાની જાતિમાં સંતોષ માનીને દેહનો ત્યાગ કરવાને ઇચ્છતા નથી. તું દેવની વિચિત્ર માયાને તો જો ! ![38]. હે કાશ્યપ ! કેટલાક પુરૂષો હાથ વિનાના હોય છે તથા કેટલાકને પક્ષાઘાત થવાથી અર્ધે અંગે રહી ગયેલા હોય છે. એવા રોગી પુરૂષોને જોઈને તું પોતાના શરીરવડે સારી રીતે સંપૂર્ણ છે માટે ત્હારે એમ માનવું કે, મને સર્વ પ્રકારનો લાભ મળેલો છે[39]. તને બ્રાહ્મણનો દેહ મળ્યો છે વળી તે, રોગ અને વિકાર વિનાનો છે, સર્વ અંગ ખોડ–ખાંપણ વિનાનાં છે તથા

લોકોમાં ત્હારો ધિક્કાર થયેલો નથી[૪૦]. તું ત્હારી બ્રાહ્મણ જાતિથી ભ્રષ્ટ થયો હોય, એવું કોઈ સાચેસાચું કલંક પણ તને લાગેલું નથી. માટે હે વિપ્રર્ષિ! તું ઉઠ!! અને ધર્માચરણ કર!! પણ આત્માનો ત્યાગ કરવો ઉચિત નથી[૪૧]. હે બ્રહ્મન્! જો તું મ્હારા આ વચનને સાંભળતો હોય અને તે ઉપર શ્રદ્ધા આવતી હોય તો, તું વેદમાં કહેલા ધર્મના મુખ્ય ફળને પામીશ[૪૨]. તું ત્હારા સ્વાધ્યાયનું પઠન કર અગ્નિમાં હોમ કર અને સાવધાન થઈને સત્ય, દમ અને દાન એ ધર્મનું પાલન કર તથા કોઈની સાથે સ્પર્ધા કરીશ નહિ[૪૩]. જે બ્રાહ્મણો પોતાના સ્વાધ્યાયનું અધ્યયન કરે છે, યજ્ઞ કરે છે તથા યજ્ઞ કરાવે છે, તેવા બ્રાહ્મણો શામાટે શોક કરે અથવા શામાટે અયોગ્ય વસ્તુનું ચિંતવન પણ કરે?[૪૪]. જો એવા પુરૂષો વિહારની ઇચ્છા કરે છે તો તેઓને શ્રેષ્ઠ સુખ પ્રાપ્ત થાય છે. જે પુરૂષો પુષ્યાદિ સારાં નક્ષત્ર, સારી તિથિ અને સારા મુહૂર્તમાં જન્મ પામેલા છે તેઓ યજ્ઞ, દાન અને પ્રજાની ઇચ્છાને પૂર્ણ કરવા માટે શક્તિ પ્રમાણે યત્ન કરે છે[૪૫]. જે પુરૂષો મૂળ અને આશ્લેષા વગેરે આસુરી નક્ષત્રોમાં, દુષ્ટ તિથિમાં અને દુષ્ટ મુહૂર્તમાં જન્મ પામે છે તે પુરૂષો યજ્ઞ, દાન વગેરે કરતા નથી અને તેથી આસુરી યોનિમાં પડે છે[૪૬]. હું પૂર્વે કુત્સિત વાદ કરનારો પંડિત થઈને હેતુવાદ કરીને કહેતો હતો કે, આકાશાદિ નિત્ય છે અને જેનાથી ધર્માદિ ચાર પુરૂષાર્થ સિદ્ધ થાય નહિ એવી નિરર્થક તર્કવિદ્યા કે, જેમાં ધર્માદિના દર્શનથી અગ્નિ આદિનાં અનુમાન કરવાનું મુખ્યત્વે કરીને કહેલું છે, તેને પ્રીતિથી પ્રમાણ માનતો હતો અને વેદની નિંદા કરતો હતો. અનુમાન સાથે શ્રુતિનો વિરોધ ન આવતો હોય તોજ તે પ્રમાણ છે, એમ હું વિશેષે કરીને હેતુવાદ કરતો હતો. હું, એવા હેતુવાદ, વેદને યુક્તિઓવડે અપ્રમાણ કહેનારા નાસ્તિકોનું ખંડન કરવા માટે નહોતો કરતો પણ સાધુ પુરૂષોની સભામાં કરતો હતો; વળી હું બહુ કઠોર વાણી બોલનારો તથા બીજાની નિંદા કરીને બોલનારો હતો અને તે પણ જે બ્રાહ્મણો વેદ વાક્યોનાં મનન કરતા હતા તેઓના પ્રત્યે બોલતો હતો[૪૭,૪૮]. હું નાસ્તિક એટલે વેદના પ્રમાણપણાની નિંદા કરનારો હતો;* વળી હું સર્વશંકી એટલે સ્વર્ગાદિ અદૃષ્ટ ફળ સત્ય છતાં પણ તેની શંકા કરનારો હતો. હું મૂર્ખ છતાં "પંડિત છું" એવું અભિમાન રાખતો હતો. હે દ્વિજ! જે હું શિયાળ થયો છું તે મ્હારા એવા આચરણનુંજ ફળ છે[૪૯]. માટે હું તો એટલુંજ ઇચ્છું છું કે, એક સો રાત્રિ-દિવસોથી પણ એવું કાંઈ બને કે, જેથી હું શિયાળ યોનિમાંથી નિકળીને મનુષ્ય યોનિમાં આવું તથા તેમાં આવીને સંતોષ-યુક્ત તથા સાવધ થઇને યજ્ઞ, દાન અને તપ કરવામાં પ્રીતિવાળો, જાણવાયોગ્ય વસ્તુનો જ્ઞાતા અને ત્યાગ કરવા યોગ્ય વસ્તુનો ત્યાગ કરનારો થાઉં[૫૦,૫૧]. એવું સાંભળીને કાશ્યપ મુનિ વિસ્મય પામીને તે જગ્યોએથી ઉઠ્યા અને બોલ્યા કે, અહો! તું ઘણો પ્રવીણ અને બુદ્ધિ-માન જણાય છે[૫૨]. પછી કાશ્યપ મુનિએ પોતાના જ્ઞાનવડે દીર્ઘ થયેલા નેત્રથી જોયું (જ્ઞાનવડે જોયું) તો માલૂમ પડયું કે, તે શચીનો સ્વામી અને દેવોનો રાજા ઇંદ્ર છે. (સમજવાનું એ છે કે, દિવ્યજ્ઞાનવાળા કાશ્યપાદિ મુનિઓને પણ કદાચિત્ દેહાભિમાનના આવેશથી આવી બુદ્ધિ થઇ જાય છે તોપછી સાધારણ પ્રાકૃત મનુષ્યની તો વાત જ શી કરવી! માટે મનુષ્યે દેહાભિમાનના આવેશથી સાવચેત રહેવું ઘટે છે.)[૫૩]. પછી તે કાશ્યપ મુનિએ ઇંદ્રનો સારી રીતે આદરસત્કાર કર્યો અને તેની આજ્ઞા લઇને પોતાના ઘેર ગયા"[૫૪].

**ततः संपूजयामास काश्यपो हरिवाहनम् । अनुज्ञातस्तु तेनाथ प्रविवेश स्वमालयम् ॥ ५४ ॥**

**इति श्रीमहाभा० शां० मो० सृगालकाश्यपसंवादे गु० भा० सप्तमोऽध्यायः ॥ ७ ॥**

---

* નાસ્તિકનું લક્ષણ મનુસ્મૃતિમાં પણ આ પ્રમાણે છે કે:-"**नास्तिको वेदनिन्दकः** । વેદને નહિ માનનાર-નિંદા કરનાર નાસ્તિક છે."

## અધ્યાય ૮ મો–કરેલાં કર્મો અવશ્ય ભોગવવાં પડે છે.

**યુધિષ્ઠિર ઉવાચ ॥ યદ્યસ્તિ દત્તમિષ્ટં વા તપસ્તપ્તં તથૈવ ચ ॥**

**॥ ગુરૂણાં વાપિ શુશ્રૂષાં તન્મે બ્રૂહિ પિતામહ ॥ ૧ ॥**

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ ! દત્ત, ઇષ્ટ, તપ* અને ગુરૂસેવા, એ સર્વ શુભ અદૃષ્ટને ઉત્પન્ન કરીને કાળાંતરે બુદ્ધિના પરિણામરૂપ પ્રજ્ઞાને ઉત્પન્ન કરનારાં હોય તો તે આચરવા યોગ્ય છે? એ મને કહો ! ! અને તેમ ન હોય તો પછી સ્વભાવનેજ શરણ થવું યોગ્ય છે કે, કેમ ? તે કહો ! ![1]. ભીષ્મ કહે છેઃ–કામક્રોધાદિ અનર્થયુક્ત બુદ્ધિવડે મન પાપકર્મમાં પ્રવેશ કરે છે અને તેથી પાપકર્મ કરીને કષ્ટ આપનારા નરકાદિ લોકમાં જવું પડે છે[2]. કેમ કે, કોઇને કાંઈ નહિ આપવાથી તે ( નહિ આપનાર )ને કાંઈ પણ મળતું નથી, બીજાને ક્લેશ આપવાથી ક્લેશ પ્રાપ્ત થાય છે, ભય આપવાથી ભય પ્રાપ્ત થાય છે અને મરણ કરવાથી મરણ પ્રાપ્ત થાય છે. એ પ્રકારે પાપકર્મ કરનારા વારંવાર દરિદ્ર થઇને જન્મે છે અને મરે છે[3]. જે પુરૂષો બીજાને આનંદ આપે છે તેઓને તે કર્મથી આનંદ પ્રાપ્ત થાય છે. જેઓ બીજાને સ્વર્ગપ્રાપ્તિ કરી આપે છે તેઓને પણ સ્વર્ગપ્રાપ્તિ થાય છે. જેઓ બીજાઓને સુખ પ્રાપ્ત કરી આપે છે તેઓને પણ સુખ મળે છે તથા જેઓ શ્રદ્ધાવાળા, દાનશીળ અને શુભ કર્મ કરનારા હોય છે તેઓ ધનાઢ્ય થાય છે[4]. જેઓ નાસ્તિક થઇને સ્વેચ્છાચરણથી વર્તે છે તેઓના બન્ને હાથને બાંધીને તેઓનું કર્મ, તેઓને મદોન્મત્ત હાથીઓના ઉપદ્રવથી દુર્ગમ તથા સર્પ અને ચોરના ભયથી પરિપૂર્ણ એવા અરણ્યમાં હાંકી દે છે; એથી બીજી શિક્ષા શી જોઇએ ?[5]. જે પુરૂષોને દેવ અને અતિથિઓ પ્રિય છે તથા જેઓ દાનશીલ અને સાધુ પુરૂષો ઉપર પ્રીતિ રાખનારા છે તેઓ જીતેંદ્રિય અને યોગી પુરૂષોના કુશળ માર્ગે થઇને હાથવડે દેખાડેલા અનુકૂળ વિમાનમાં બેસીને જાય છે[6]. જે પુરૂષો ધર્મને સુખાદિનો હેતુ માનતા નથી તેઓ ધાન્યમાં સડી ગયેલી ડાંગરનાં થોથાં જેવા તથા પક્ષીઓમાં મચ્છર જેવા અધમ છે. શુભ પ્રજ્ઞાનો હેતુ ધર્મ છે તથાપિ ધર્મમાં પ્રવૃત્તિ થવી; એ પૂર્વ કર્મના આધીન છે માટે "પુરૂષપ્રયત્ન કર્યાથી શું ફળ છે ?" એમ માનવું નહિ[7]. કેમ કે, જે પુરૂષ અત્યંત ઉતાવળો દોડે છે તેની સાથે પૂર્વ કર્મ પણ ઉતાવળે દોડે છે તથા જે પુરૂષ સૂઈ રહે છે તેની સાથે પૂર્વકર્મ પણ સૂઈ રહે છે; એ રીતે જે પુરૂષ જે જે રીતે પ્રયત્ન કરે છે તે તે રીતે પૂર્વકર્મ તેને વહેલું કે, મોડું ફળ આપે છે[8]. પુરૂષ ઉભો રહે તો પૂર્વનું કર્મ પણ તેની પાસે ઉભું રહે છે પુરૂષ ચાલે તો કર્મ પણ ચાલે છે; પુરૂષ કર્મ કરે તો પૂર્વકર્મ પણ ફળ આપવારૂપ કર્મ કરવા લાગે છે. એ પ્રમાણે પુરૂષને પોતાના દેહની છાયાની પેઠે, કર્મ અનુસરે છે કહેવાનું તાત્પર્ય એ છે કે, અનાદિ સંસારમાં અનંત જન્મનાં સારાં કે નરતાં સંચિત કર્મમાંથી ઉત્પન્ન થયેલા પ્રારબ્ધ–દેહનાં કર્મ તેને અહંપૂર્વિકા+ ન્યાયથી ફળ આપવાને એક્કે–કાળે તૈયાર હોય છે[9]. તેમાંથી પુરૂષ, પોતાના પુરૂષપ્રયત્નથી જે કર્મનું ગ્રહણ કરી લે, તે કર્મ તેને ફળ–ભોગ આપે છે. જે પુરૂષે જે પ્રકારે પૂર્વે જે કર્મ કરેલું છે તે પોતાનાં કરેલાં કર્મના ફળને તે એકલોજ નિરંતર ભોગવે છે[10]. પોતાના કર્મની ફળરૂપ થાપણ કે, જે કર્મથી ઉપજેલા અદૃષ્ટે સાચવીને રાખી મૂકી હોય છે, તે પાછી આપવાને કાળ આ સર્વ પ્રાણી સમુદાયને

* શરણાગતનું રક્ષણ કરવું, પ્રાણી માત્રનો વધ ન કરવો અને દાન કરવું તેને દત્ત કહે છે. અગ્નિહોત્ર, તપ, શૌચ, વેદની આજ્ઞાનું પાલન, અતિથિનો સત્કાર અને વૈશ્વદેવ, એટલાંને ઇષ્ટ કહે છે. આ દત્ત અને ઇષ્ટ ગૃહસ્થના ધર્મ છે. તપ વાનપ્રસ્થનો ધર્મ છે. તથા ગુરૂઓની સેવા બ્રહ્મચારીનો ધર્મ છે.

+ હું પ્રથમ કરૂં, હું પ્રથમ કરૂં, એમ સ્પર્ધા કરવી તેને "અહંપૂર્વિકાન્યાય" કહે છે.

તે થાપણુ તરફ ખેંચ્યા કરે છે. અર્થાત્ કૃતકર્મ કાળયોગે સ્વયમેવ પ્રાપ્ત થાય છે[11]. જેમ કોઈ પુષ્પ તથા ફળને કહેતું નથી કે, હવે તમારે ઉત્પન્ન થવાનો સમય આવ્યો છે, છતાં તે પોતાને ઉત્પન્ન થવાનો વખત વીતી જવા દેતાં નથી, તેમજ પૂર્વે કરેલું કર્મ પણ સ્વયમેવ વખત આવ્યે આવીને ફળ આપવાને ઉભું રહે છે[12]. માન કે, અપમાન, લાભ કે, હાનિ તથા ક્ષય કે, ઉદય, એ સર્વ પૂર્વકર્મના બળથી પ્રવૃત્ત થાય છે અને તે તે કર્મનો ફળભોગ પૂરો થયો કે, સ્વયમેવ નિવૃત્ત થાય છે અને એવીજ રીતે વારંવાર બન્યા કરે છે[13]. પ્રાણી જ્યારથી ગર્ભમાં આવે છે ત્યારથીજ પૂર્વ જન્મનાં કર્મના યોગથી સ્વયમેવ ઉત્પન્ન થયેલા દુઃખને કે, સુખને ભોગવવા માંડે છે[14]. બાળક, યુવાન કે, વૃદ્ધ જે સારૂં કે, નરતું કર્મ કરે છે તે કર્મનું ફળ તે અવસ્થામાં પ્રાપ્ત થાય છે[15]. જેમ હજાર ગાયોમાંથી વાછરડું પોતાની માતાને શોધી કાઢીને તેને ધાવવા લાગે છે, તેમ પૂર્વ કર્મનું ફળ પણ કર્તાને શોધી કાઢીને પ્રાપ્ત થાય છે[16]. જેમ મલિન વસ્ત્ર પ્રથમ જળમાં પલાળી પછી ધોવાવડે શુદ્ધ થાય છે, તેમ વિષય ત્યાગરૂપ ઉપવાસવડે તપ કરનારાઓને મોક્ષસુખરૂપી દીર્ઘ ફળ મળે છે[17]. પુરૂષનાં પાપ તપોવનમાં ઘણા સમય સુધી તપ કરવાવડે ( ધર્મથી ) ધોવાઈ જાય છે અને જ્ઞાનનો લાભ થવારૂપ મનોરથ પૂર્ણ થાય છે[18]. જેમ પક્ષીઓનાં પગલાં આકાશમાં જોવામાં આવતાં નથી કે, માછલાંનાં પગલાં જળમાં જોવામાં આવતાં નથી, તેમ જ્ઞાની પુરૂષો બ્રહ્મમાં એકરૂપતા પામે છે તેનાં પણ કાંઈ ચિહ્ન બાહેર જોવામાં નથી[19]. પણ હવે બીજાં ઠપકાનાં વચન કહેવાનું કાંઈ કામ નથી કે, અપરાધ કહી બતાવવાનું કામ નથી; પણ માત્ર કુશળતા પ્રાપ્ત થાય એવું તથા મનુષ્યદેહને યોગ્ય હોય તેવું આત્માનું હિત કરવું, એજ સર્વનું કર્ત્તવ્ય છે. અર્થાત્ બીજી–ત્રીજી વાત પડી મૂકીને છેવટ અમે એટલુંજ કહીએ છીએ કે, સારાં કર્મ કરવાથી સદ્વાસનાનો ઉદય થઈને રૂડી પ્રજ્ઞા–જ્ઞાનબુદ્ધિ ઉત્પન્ન થાય છે[20].

**अलमन्यैरुपालंभैः कीर्तितैश्च व्यतिक्रमैः । पेशलं चानुरूपं च कर्त्तव्यं हितमात्मनः ॥ २० ॥**

**इति श्री महा० शां० मो० गु० भा० कृतकर्मफलप्राप्तिवर्णनं नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥**

---

## અધ્યાય ૯ મો–ભૃગુ અને ભારદ્વાજનો સંવાદ–સૃષ્ટિની ઉત્પત્તિ.

**युधिष्ठिर उवाच ॥ कुतः सृष्टमिदं विश्वं जगत्स्थावरजंगमम् ॥**

**॥ प्रलये च कमभ्येति तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે કેઃ–હે પિતામહ! પૂર્વે તમે કહ્યું કે, આત્મા ત્રિવિધ ભેદરહિત અખંડ અને એકરસ છે તથા જગત તો છે જ નહિ. ત્યારે આ સ્થાવર–જંગમ વિશ્વની ઉત્પત્તિ ક્યાંથી થઈ? અને તેનો લય થાય છે ત્યારે પુનઃ ક્યાં સમાઈ જાય છે? તે મને કહો!![1]. સમુદ્ર, આકાશ, પર્વત, મેઘ, પૃથ્વી, અગ્નિ અને પવનસહિત આ સઘળા લોકને કોણે ઉત્પન્ન કર્યા?[2]. સર્વ પ્રાણીની ઉત્પત્તિ કેવી રીતે થઈ? તેમાં બ્રાહ્મણાદિ વર્ણના ભેદ શી રીતે ઉત્પન્ન થયા? તેઓમાં શૌચ અને આશૌચ વિધિ તથા ધર્મ અને અધર્મનો વિધિ કેવી રીતે ઉપજ્યો?[3]. જીવવાળા પ્રાણીઓનો જીવ કેવો છે? જે મૃત્યુ પામે છે તે આ લોકમાંથી બીજા લોકમાં જાય છે–એટલે ક્યાં જાય છે? અને મુક્તિ પામેલા જીવો ક્યાં જાય છે? તમે મ્હારા એ સર્વ પ્રશ્નોના ઉત્તર આપવાને યોગ્ય છો[4]. ભીષ્મ કહે છેઃ–આ વિષે પણ ભારદ્વાજે ભૃગુઋષિને પ્રશ્ન કર્યો હતા ત્યારે ભૃગુઋષિએ તેને જે શાસ્ત્ર કહ્યું હતું, તે પુરાતન ઇતિહાસ હું તને કહું છું[5]. કૈલાસ પર્વતના શિખર ઉપર દેદીપ્યમાન અને મોટા તેજસ્વી મહર્ષિ ભૃગુ બેઠેલા હતા, તે વખતે ભારદ્વાજે તેમને પૂછ્યું કેઃ–સમુદ્ર, આકાશ, પર્વત, મેઘ,

પૃથ્વી, અગ્નિ અને પર્વતસહિત આ સઘળા લોકને કોણે નિર્માણ કર્યો ?[૭] સર્વ પ્રાણીની ઉત્પત્તિ કેવી રીતે થઈ ? તેમાં બ્રાહ્મણાદિ વર્ણના ભેદ શી રીતે ઉત્પન્ન થયા ? તેઓમાં શૌચ અને અશૌચ વિધિ તથા ધર્મ અને અધર્મનો વિધિ કેવી રીતે ઉપજ્યો ?[૮]. જીવવાળા પ્રાણીઓનો જીવ કેવો છે ? જે મૃત્યુ પામે છે તે આ લોકમાંથી બીજા લોકમાં જાય છે એટલે કયાં જાય છે ? અને મુક્તિ પામેલા જીવો કયાં જાય છે ? એ સર્વ મને કહેવું ઘટે છે[૯]. એ પ્રમાણે ભારદ્વાજે પોતાના સંશય પૂછયા. તે સાંભળીને બ્રહ્માના સરખા તે બ્રહ્મર્ષિએ તેના સર્વ સંશયોને નિવારણ કર્યા[૧૦]. ભૃગુ કહે છે કેઃ–પૂર્વે અસતથી–અજ્ઞાનથી મન ઉત્પન્ન થયું. તે મન ચિત્તના પ્રતિબિંબથી યુક્ત થયું ત્યારે તેમાં મહર્ષિઓએ જાણેલો એવો એક દેવ પ્રગટ થયો. તે દેવ ઉત્પત્તિ–લય વિનાનો છે. કેમકે, તેનું કારણ અસત્ અજ્ઞાન અનિર્વચનીય છે. તે એક હોવાથી ભેદરહિત અને અજરામર છે[૧૧]. તે દેવને " અવ્યક્ત " કહે છે કેમ કે, તે સત્–અસત્ વ્યક્તિ વિનાનો છે, શાશ્વત એટલે સદા એકરૂપે રહેનાર છે, અક્ષય તથા જન્મ–વૃદ્ધિ આદિ વિકાર વિનાનો છે આકાશાદિ ભૂત તેમાંથી ઉત્પન્ન થાય છે અને તેમાંજ લય પામે છે[૧૨]. તે અવ્યક્તમાંથી સમષ્ટિ જીવરૂપ મહત્તત્વ પ્રકટ થયું અથવા માનસ અવ્યક્તમાંથી બુદ્ધિ પ્રકટ થઈ, મહત્તત્વમાંથી અહંકાર ઉત્પન્ન થયો તથા ભગવાન અહંકારથી સર્વ ભૂતને ધારણ કરનાર, વિખ્યાત અને સમર્થ આકાશ ઉત્પન્ન થયું[૧૩]. આકાશથી *જળ ઉત્પન્ન થયું અને જળથી અગ્નિ તથા વાયુ ઉત્પન્ન થયા. અગ્નિ અને વાયુના સંયોગથી પૃથ્વી ઉત્પન્ન થઇ[૧૪]. પછી સ્વયંભૂ ભગવાને તેજોમય અને દિવ્ય એવું કમળ સરજ્યું, તે કમળમાં વેદથી પૂર્ણ, જ્ઞાન અને ઐશ્વર્ય આદિના ભંડારરૂપ બ્રહ્મા ઉત્પન્ન થયા. અર્થાત પંચીકૃત સ્થૂલભૂતથી બ્રહ્માંડરૂપ કમળ ઉપજ્યું અને તેમાં વિરાટ પુરૂષ પ્રકટ થયો[૧૫]. સર્વ પ્રાણીના શરીરરૂપ અને ચાર પ્રકારના પ્રાણી સમુદાયના સરજનાર આકાશાદિ પાંચ ધાતુઓ કે, જે " અહંકાર " એવા નામથી પ્રસિદ્ધ છે, તેનેજ બ્રહ્મા જાણવો[૧૬]. પર્વતો વિરાટ્ પુરૂષ ( બ્રહ્મદેવ ) ના શરીરનાં અસ્થિ છે, પૃથ્વી મેદ અને માંસ છે, સમુદ્રો રૂધિર છે, આકાશ ઉદર છે[૧૭]. પવન નિઃશ્વાસ છે, અગ્નિ તેજ છે, નદીઓ શિરાઓ ( નસો ) છે, શીતળ અને ગરમ એવા ચંદ્ર અને સૂર્ય પ્રસિદ્ધ નેત્ર છે[૧૮]. આકાશ ઉંચુ માથું છે, પૃથ્વી બન્ને ચરણ છે તથા દિશાઓ હાથ છે એવો એ વિરાટ્ પુરૂષ સિદ્ધ પુરૂષોએ પણ કષ્ટ વડે જાણી શકાય એવો તથા અચિંત્ય સ્વરૂપવાળો છે એમાં સંશય નથી[૧૯]. તેને " ભગવાન" "વિષ્ણુ" અને "અનંત" કહે છે. તેજ સર્વ પ્રાણીનો આત્મા અને સર્વ પ્રાણીના સ્થાનરૂપ છે અજિતેંદ્રિય પુરૂષો તેને જાણી શકતા નથી[૨૦]. તે સર્વ ભૂતની ઉત્પત્તિના અર્થે અહંકારનો સરજનારો છે તથા તેં મને જેના વિષે પૂછયું તથા જેથી વિશ્વ ઉત્પન્ન થયું છે તે એજ છે[૨૧]. ભારદ્વાજ કહે છે કેઃ–આકાશનું, દિશાઓનું, પૃથ્વીનું અને વાયુનું પરિમાણ શું છે ? તે મને યથાર્થ કહીને મ્હારા સંશયને છેદો[૨૨]. ભૃગુ કહે છે કેઃ–સિદ્ધ અને દેવતાઓએ સેવેલું આકાશ અનંત છે. તે અનેક પ્રકારનાં સ્થાનથી વ્યાપ્ત અને રમણીય છે તથા તેનો અંત પામી શકાતો નથી[૨૩]. જ્યાં ચંદ્ર અને સૂર્યના કિરણોની ગતિ પ્રહોંચતી નથી તથા જ્યાં ચંદ્ર અને સૂર્ય દેખાતા નથી ત્યાં અગ્નિના જેવી કાંતિવાળા, તેજસ્વી અને સ્વંય પ્રકાશમાન દેવતાઓ વસે છે[૨૪]. હે માનદ ! અત્યંત બળવાળા દેવતાઓ પણ આકાશના અંતને જોઇ શકતા નથી કેમ કે, તે દુર્ગમ તથા અનંત છે, એ પ્રમાણે તું મ્હારા કહેવાથી

* ટીકાકાર કહે છે કે, આકાશથી જળ થયું એવો પાઠમાં કહેલો ક્રમ વિવક્ષિત નથી, પણ આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ અને જળથી પૃથ્વી, એવો શ્રુતિમાં કહેલો ક્રમ સમજવો. ભા. ક.

જાણુ[25]. તે દેવતાઓની ઉપર અને તેની પણ ઉપર સ્વયંપ્રકાશ અને દેદીપ્યમાન દેવતાઓવડે તે અપ્રમેય આકાશ રોકાયલું છે[26]. જેમ ઉંચે આકાશનો પાર નથી, તેમ આસપાસ પણ આકાશનો અંત આવતો નથી. કેમ કે, પૃથ્વી પછી સમુદ્રો છે, સમુદ્રોની પેલી પાર અંધકારના અંતે જળ છે અને જળની અંતે અગ્નિ છે એમ કહેલું છે[27]. પૃથ્વીની નીચે (સૌથી અંતે) રસાતળ છે, રસાતળની અંતે નાગરાજાઓ વસે છે, તેઓની અંતે ફરીને આકાશ છે અને આકાશની અંતે પાછું જળ છે[28]. એ પ્રમાણે જળરૂપી ભગવાન અને આકાશના અંતને આપણે જાણીએ છીએ, પરંતુ જળ અને આકાશ, પુનઃ જળ અને આકાશ વળી પુનઃ જળ અને આકાશ એવી રીતે જળાકાશ માળાના અંતને દેવતાઓ જાણી શકતા નથી[29]. એજ પ્રમાણે અગ્નિ, વાયુ અને જળનો અંત પણ જાણી શકાય તેમ નથી. અગ્નિ, વાયુ, જળ અને પૃથ્વી, એ ચારે તત્ત્વોના વર્ણ પણ આકાશથીજ ગ્રહણ કરવામાં આવે છે. એટલે જેમ આકાશરૂપ તથા સ્પર્શ આદિ ગુણથી રહિત છે, તેમ અગ્નિ વગેરે પણ રૂપ તથા સ્પર્શ વગેરે ગુણથી રહિત છે, માત્ર જેઓ તત્ત્વદૃષ્ટિથી જોતા નથી તેઓને જ તે જૂદા જૂદા ગુણવાળાં જણાય છે[30]. બૌદ્ધ લોકો, જયોતિષીઓ અને પૌરાણિકો પૃથ્વી વગેરેના જે પ્રમાણને કહે છે તે તો ત્રૈલોકયરૂપી સમુદ્રનું પ્રમાણ કે, જે પ્રમાણે અનેક પ્રકારનાં શાસ્ત્રોમાં કહેલું છે અને મુનિઓ કહે છે, તે પ્રમાણે કહે છે. નહિ તો, બ્રહ્મ કે, જે અદૃશ્ય તથા અગમ્ય છે તેનું પ્રમાણ કોણ કહી શકે? કેમ કે, આકાશાદિનું કારણ બ્રહ્મ છે માટે જેનું કારણ અનંત છે તેનું કાર્ય પણ અનંત હોય, આકાશ સિદ્ધ અને દેવતાઓનો ગમન માર્ગ છે તે જો પરિમિત હોય તો જેની ઉત્પત્તિ મનથી છે એવા મોટા આકાશને યોગ્ય "અનંત" એવું પ્રખ્યાત નામ પણ કહેવા માત્રજ થાય[31-33]. પરમાત્માનું જે દિવ્યરૂપ લય પામે છે અને ઉદય પામે છે તેનો પાર જાણવાને પરમાત્મારૂપ થયેલો પણ બીજો કયો મનુષ્ય સમર્થ થાય? તાત્પર્ય કે, જેમ મૃગજળના સ્પર્શનું કે, રસનું જ્ઞાન થવું અશકય છે, તેમ જગત અસત્ હોવાથી તેના પ્રમાણનું જ્ઞાન થવું એ અશકય છે. જગત ઉપજ્યું નહોતું ત્યારે હતું નહિ અને લય પામ્યા પછી પણ નથી, ત્યારે જે આદિ અને અંતમાં નથી તે વર્તમાનકાળમાં પણ નથીજ, એ ન્યાયથી જગત અસત્ છે માટે તેનું પ્રમાણ જાણવાને કોઈ સમર્થ થઇ શકે નહિ[34]. સ્થૂલ-સૂક્ષ્મ કાર્યરૂપ કમળમાંથી સર્વજ્ઞ, સમર્થ, ધર્મમય, સર્વથી પ્રથમ, પ્રજાના પતિ અને સર્વોત્તમ મૂર્તિમાન બ્રહ્મદેવ ઉત્પન્ન થયા[35]. ભારદ્વાજ કહે છે કેઃ-બ્રહ્મા જ્યારે કમળમાંથી ઉત્પન્ન થયા ત્યારે તો તે કમળ બ્રહ્માથી મોટું હોવું જોઇએ અને તમે તો બ્રહ્મદેવને કમળથી પૂર્વે ઉપજેલા કહો છો!! એ મને મોટો સંદેહ છે[36]. ભૃગુ કહે છે કેઃ-માનસ બ્રહ્માની જે મૂર્તિ બ્રહ્માપણાને પામી હતી, તેને આસન કરવાના અર્થે નિર્માણ કરેલી પૃથ્વી "પદ્મ" કહેવાય છે. તાત્પર્ય કે, બીજમાંથી અંકુર અને વૃક્ષ બન્ને ઉપજે છે, માટે અંકુર અને વૃક્ષથી બીજ મોટું છે, તેમ "માનસ" નામે ઇશ્વર (હિરણ્યગર્ભ)થી ઉત્પન્ન થયેલા સૂત્રાત્મા અને વિરાટ્, બીજા સૂત્રાત્મા અને વિરાટ્‌ને સરજવાને સમર્થ નથી પણ ચતુર્મુખ બ્રહ્મામાં તો માનસદેવની સઘળી શક્તિ પ્રકટ થયેલી છે, માટે તે સૂત્ર અને વિરાટ્‌રૂપ કમળથી મોટો છે. પણ બીજમાંથી અંકુર અને વૃક્ષ ઉત્પન્ન થયા પછી ફળ લાગે છે ત્યારે ઝાડમાં ફળ થયું, એમ કહેવાય છે, તેજ રીતે સૂત્ર અને વિરાટ્‌રૂપ કમળમાં બ્રહ્મા થયા, એમ કહેવાય છે[37]. એ કમળની કર્ણિકા મેરૂ છે, તે આકાશમાં ઉંચો વધેલો છે. તેના મધ્યમાં રહેલા જગતના પ્રભુ બ્રહ્મદેવ સર્વ લોકને સરજે છે[38].

**कर्णिका तस्य पद्मस्य मेरुर्गगनमुच्छ्रितः। तस्य मध्ये स्थितो लोकान् सृजते जगतः प्रभुः ॥३८॥**

**इति श्रीमहाभारते शां० मो० भृगु भारद्वाजसंवादे गु० मा० नवमोऽध्यायः ॥ ९ ॥**

## અધ્યાય ૧૦ મો—સૃષ્ટિની ઉત્પત્તિ—પંચભૂતોત્પત્તિ વર્ણન.

**भीष्म उवाच** ॥ प्रजाविसर्गं विविधं कथं स सृजते प्रभुः ॥
॥ मेरुमध्ये स्थितो ब्रह्मा तद् ब्रूहि द्विजसत्तम ॥ १ ॥

ભારદ્વાજ કહે છે કેઃ—હે દ્વિજશ્રેષ્ઠ ! મેરૂની મધ્યે રહેલા સમર્થ બ્રહ્મદેવ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ પ્રજાની અનેક પ્રકારની સૃષ્ટિને શી રીતે ઉત્પન્ન કરે છે ? તે મને કહો ! ![1]. ભૃગુ કહે છે કેઃ—હિરણ્યગર્ભ ( બ્રહ્મા ) અનેક પ્રકારની સૃષ્ટિને મનવડે સરજે છે. તેણે ભૂતોના સંરક્ષણના માટે પ્રથમ જળ સરજ્યું[2]. જે જળ સર્વનો પ્રાણ છે, જેવડે પ્રજા વૃદ્ધિ પામે છે તથા જે જળ પ્રજાનો ત્યાગ કરે તો પ્રજા નાશ પામે છે, તે જળવડે આ સઘળું વિશ્વ વીંટાયલું છે[3]. પૃથ્વી, પર્વત, મેઘ અને બીજું જે જે કાંઈ મૂર્તિમાન દેખાય છે તે સર્વને જળનીજ પેદાશ જાણવી. કેમ કે, શ્રુતિમાં કહ્યા પ્રમાણે જળનું સ્તંભન થઇને તે, જળ ઘનીભૂત* થવાથી તે સર્વ ઉપજ્યાં છે[4]. ભારદ્વાજ કહે છે કેઃ—જળ શી રીતે ઉત્પન્ન થયું ? અગ્નિ અને વાયુ શી રીતે ઉત્પન્ન થયા ? તથા પૃથ્વી શી રીતે ઉત્પન્ન થઈ ? એ વિષે મને મોટો સંદેહ છે[5]. ભૃગુ કહે છેઃ—હે બ્રહ્મન્ ! પૂર્વે બ્રહ્મકલ્પમાં બ્રહ્મર્ષિઓની સભામાં મહાત્માઓને આ લોક કેવી રીતે ઉત્પન્ન થયા ? તે વિષે સંદેહ ઉપજ્યો હતો. જ્યારે તે સંદેહનું નિવર્તન થયું ત્યારે તેઓ ધ્યાન કરીને અને મૌન્ય ધારણ કરીને બેઠા તથા દેવનાં સો વર્ષ સુધી આહારને તજીને માત્ર પવનનું ભક્ષણ કરીને રહ્યા[6-7]. પછી તે વખતે આકાશમાંથી દેવવાણી થઇ[8]. તે બ્રહ્મમય વાણી સર્વના સાંભળવામાં આવી તે વાણી એવી થઈ કે, પૂર્વે પર્વતસરખું નિશ્ચળ અને સૂર્ય-ચંદ્ર વિનાનું અનંત આકાશ, જાણે સૂતેલું હોય તેવું પ્રગટ થયું[9]. તે આકાશ અંધકારરૂપ હતું તેમાં જાણે બીજો અંધકાર આવીને મળતો હોય, તેમ જળ ઉત્પન્ન થયું. તે જળ તેમાં ભરાવાથી—દબાણ થઇને વાયુ ઉત્પન્ન થયો[10]. જેમ છિદ્રવિનાના પાત્રમાં શબ્દ થતો નથી પણ જ્યારે તેમાં જળ રેડવામાં આવે છે ત્યારે વાયુથી તેમાં શબ્દ ઉત્પન્ન થાય છે, તેમ આકાશના મધ્યમાં જે ભાગ જળવડે રોકાયલો છે તે માંહેનો વાયુ સમુદ્રના પૃષ્ઠભાગને તોડીને શબ્દ સાથે બહાર નિકળે છે[11,12]. એ રીતે સમુદ્રના દબાણમાંથી ઉપજેલો વાયુ સર્વત્ર ફરે છે અને પછી આકાશરૂપી સ્થાન પામીને પણ શાંતિ પામતો નથી—સ્થિર થતો નથી[13]. તે ( આકાશ ) વાયુ અને જળના ઘર્ષણથી મહાબળવાન, પ્રકાશિત તેજવાળો તથા ઉંચી જ્વાળાવાળો અગ્નિ આકાશને અંધકારરહિત કરતો ઉત્પન્ન થયો[14]. તે અગ્નિ પવન સાથે મળીને જળને આકાશમાં ફેંકવા લાગે છે ત્યારે વાયુના યોગથી તે જળ ઘન ( જાડું-કઠિન ) થાય છે[15]. અગ્નિ જ્યારે આકાશમાં ચઢે છે ત્યારે તેમાંથી જે સ્નેહ ( આકર્ષણ ) રહે છે તે એકીભૂત થઇને પૃથ્વીપણાને પામે છે[16]. પૃથ્વીનેજ સર્વ રસ, સર્વ ગંધ, સર્વ પ્રાણીઓનું ઉત્પત્તિસ્થાન જાણવી કારણ કે, તેમાંથી સર્વ કાંઇ જન્મે છે[17].

॥ रसनां सर्वगंधानां स्नेहानां प्राणिनां तथा । भूमिर्योनिरिह ज्ञेया यस्यां सर्वं प्रसूयते ॥१७॥
**इति श्रीमहाभा० शां० मोक्षधर्मे भूतोत्पत्तिकथनं नाम गु० भा० दशमोऽध्यायः ॥ १० ॥**

## અધ્યાય ૧૧ મો—સૃષ્ટિની ઉત્પત્તિ—સ્થાવરમાં પણ પંચભૂતો છે.

**भारद्वाज उवाच** ॥ य एते धातवः पंच ब्रह्मा यानसृजत्पुरा ॥
॥ आवृत्ता यैरिमे लोका महाभूताभिसंज्ञितैः ॥ १ ॥

ભારદ્વાજ કહે છે કેઃ—પાંચ ધાતુઓ કે, જેઓને પૂર્વે બ્રહ્મદેવે સરજી છે અને "મહાભૂત"

* ઘનીભૂત એટલે કઠણાશવાળા થવું તે.

નામવાળી જે ધાતુઓવડે આ લોક વીંટાયલા છે[1]. તે પાંચનેજ શા માટે ભૂત કહેવાં ? કેમ કે, મહામતિ બ્રહ્માએ બીજાં પણ હજારો ભૂત સરજ્યાં છે[2]. ભૃગુ કહે છે કેઃ–તે મહાભૂત કહેવાય છે તેનું કારણ એવું છે કે, તે પ્રમાણરહિત–અમાપ છે માટે "મહા" કહેવાય છે અને તેનો સંભવ (ઉત્પત્તિ) થયેલો છે માટે "ભૂત" કહેવાય છે. એ પ્રમાણે "મહા" અને "ભૂત" બે શબ્દો મળીને "મહાભૂત" કહેવાય છે[3]. મનુષ્યનું શરીર પંચમહાભૂતથી બનેલું છે. કેમ કે, તેમાં ચેષ્ટા વાયુનો ભાગ છે, પોલાણ આકાશનો ભાગ છે, ગરમી અગ્નિનો ભાગ છે, દ્રવ (પ્રવાહી) જળનો ભાગ છે અને સમુદાય (કઠિનતા) પૃથ્વીનો ભાગ છે. એ પ્રમાણે પંચમહાભૂતથી સઘળું સ્થાવર અને જંગમ વિશ્વ બનેલું છે[4]. પાંચ ઇન્દ્રિયો પણ પંચમહાભૂતથીજ બનેલી છે. એટલે શ્રોત્ર ઇંદ્રિય આકાશથી, ઘ્રાણ ઇન્દ્રિય પૃથ્વીથી, રસનેંદ્રિય જળથી, સ્પર્શ ઇન્દ્રિય વાયુથી અને ચક્ષુ ઇન્દ્રિય અગ્નિથી બનેલું છે[5]. ભારદ્વાજ કહે છે કેઃ–જ્યારે સ્થાવર–જંગમ માત્ર પંચમહાભૂતથી યુક્ત છે અને તે પાંચ ધાતુઓ સ્થાવરના શરીરમાં દેખાય છે[6]. ત્યારે વૃક્ષો કે, જે ગરમી વિનાનાં, ચેષ્ટા વિનાનાં અને ઘનરૂપ છે તેઓના શરીરમાં પાંચ ધાતુઓ દેખાતી નથી તેનું શું કારણ ?[7]. વળી તેઓ સાંભળતા નથી, જોઈ શકતા નથી, ગંધ, રસ, કે, સ્પર્શને જાણતા નથી છતાં તેઓને પંચમહાભૂતવાળા શામાટે કહેવા જોઇએ ?[8]. વૃક્ષોમાં કાંઈ પ્રવાહી પદાર્થ દેખાતો નથી માટે તેમાં જળ નથી, ગરમી દેખાતી નથી માટે અગ્નિ નથી, તેજ પ્રમાણે ભૂમિ કે, વાયુ પણ દેખાતાં નથી અને આકાશ તો અપ્રમેય–પ્રતીત ન થાય એવું છે; માટે તે વૃક્ષમાં છે, એમ પણ માનવું યોગ્ય નથી. એ રીતે વિચારી જોતાં વૃક્ષો કાંઈ પંચમહાભૂતથી ઉપજ્યાં હોય, એમ જણાતું નથી[9]. ભૃગુ કહે છે કેઃ–વૃક્ષ ઘન છે તથાપિ તેમાં આકાશ છે એમ નિશ્ચય જાણવું. કેમ કે, તેઓમાંથી નિત્ય પુષ્પ અને ફળ પ્રગટ થાય છે તે આકાશ ન હોય તો ક્યાંથી પ્રગટ થાય ?[10]. વૃક્ષનો વર્ણ કરમાયલો માલૂમ પડે છે તે ગરમીથી છે. વૃક્ષને સ્પર્શ કરવાથી કરમાઈ જાય છે કે, ખરી પડે છે, તેથી તેને સ્પર્શ છે* એમ માલૂમ પડે છે[11]. વાયુ, અગ્નિ કે, મેઘના કડાકાથી વૃક્ષનાં ફળ કે, પુષ્પ ખરી પડે છે. એ શબ્દને વૃક્ષ શ્રોત્ર ઇન્દ્રિયથી ગ્રહણ કરે છે માટે વૃક્ષો સાંભળે છે[12]. વેલ વૃક્ષને વીંટાય છે તથા સર્વ દિશાએ જાય છે. જેને દૃષ્ટિ ન હોય તેને માર્ગ સૂઝે કેમ ? માટે વૃક્ષો જોઈ શકે છે[13]. સારા કે, નરસા ગંધવડે તથા અનેક પ્રકારના ધૂપવડે વૃક્ષો રોગ વિનાનાં અને પુષ્પવાળાં થાય છે માટે વૃક્ષો વાસ લઈ શકે છે[14]. વૃક્ષ મૂળવડે પૃથ્વીમાંથી જળને પીએ છે તથા વૃક્ષને ખરાબ જળથી વ્યાધિ પણ થાય છે, તેમ વૃક્ષને કોઈ વ્યાધિ થયો હોય તો તેના મૂળમાં ઔષધ રેડીને પ્રતીકાર કરવામાં આવે છે, માટે વૃક્ષને રસનેન્દ્રિય પણ છે[15] વૃક્ષ કમળના નાળસરખા મુખથી પૃથ્વીમાંથી જળને ઉંચે ખેંચે છે, તેમ પવનને પણ ખેંચે છે વળી તે, પાદ (મૂળ) વડે જળને પીએ છે માટે તેને "પાદપ" કહે છે[16]. વૃક્ષ સુખ અને દુઃખનું ગ્રહણ કરી શકે છે તથા કાપવાથી પણ તે પાછું ફૂટે છે, તે વૃક્ષમાં મને જીવ માલુમ પડે છે. એ પ્રમાણે કોઇ જગ્યોએ અચેતનપણું નથી[17]. તેણે પૃથ્વીમાંથી જે જળને ચૂસેલું હોય છે તેને અગ્નિ અને વાયુ પચાવે છે તથા તેણે કરેલા આહારનો પારિપાક થઇને તેના દેહમાં સ્નેહ અને વૃદ્ધિ થાય છે[18]. એ રીતે સર્વ જંગમ પ્રાણીઓના દેહમાં પણ પાંચ ધાતુઓ છે કે, જે પ્રત્યેક ધાતુવડે શરીરની સ્થિતિ થાય છે તથા ચેષ્ટાઓ થાય છે[19].

* લાજાળુ–લજ્જાવંતીના છોડમાં એવો ગુણ જોવામાં આવે છે કે, સ્પર્શ કરવાથી તે કરમાઈ જાય છે. સંશોધક.

શરીરમાં ત્વચા, માંસ, હાડકાં, મજ્જા તથા સ્નાયુ, એ પાંચનો સમુદાય પૃથ્વીરૂપ છે[૨૦]. શરીરમાં તેજ, ક્રોધ, ગરમી, નેત્ર અને જઠરાનળ, એ પાંચ અગ્નિથી ઉપજેલા પદાર્થો છે[૨૧]. પ્રાણીઓના શરીરમાં શ્રોત્ર (કાન), ઘ્રાણ (નાક), મુખ, હૃદય અને કોઠો, એ પાંચમાં જે પોલાણ રહ્યું છે તે આકાશની પાંચ ધાતુઓ છે[૨૨]. પ્રાણીઓના શરીરમાં કફ, પિત્ત, પરસેવો, વસા અને રૂધિર, એ પાંચ પ્રકારે જળધાતુ રહેલો છે[૨૩]. શરીરમાં વાયુ પાંચ પ્રકારે રહેલો છે. "પ્રાણ"વાયુવડે પ્રાણી એક જગ્યોએથી બીજી જગ્યોએ જાય છે–આવે છે, "વ્યાન"વાયુવડે બીજા પદાર્થનું ગ્રહણ કરે છે–ઉદ્યોગ કરે છે, "અપાન"વાયુવડે ગમન કરે છે, અપાનવાયુ હૃદયમાં રહે છે તથા હૃદયમાં કાર્ય કરે છે, "સમાન"વાયુ સરખા વિભાગ કરે છે[૨૪]. "ઉદાનવાયુ"થી શ્વાસોચ્છ્વાસ લે છે તથા છાતી, કંઠ, મૂર્ધા વગેરે જૂદાં જૂદાં સ્થાનના યોગથી શબ્દ બોલાય છે. એ પ્રમાણે પાંચ વાયુઓ મનુષ્યોને ચેષ્ટા કરાવે છે[૨૫]. શરીરવાળો પ્રાણી ઘ્રાણરૂપ ભૂમિવડે ગંધ ગુણને જાણે છે, રસનેન્દ્રિયરૂપ જળવડે રસને જાણે છે, તેજરૂપ નેત્રવડે રૂપને જાણે છે, વાયુરૂપ ત્વચાવડે સ્પર્શને જાણે છે અને શબ્દરૂપ આકાશવડે શબ્દને જાણે છે[૨૬]. ગંધ, સ્પર્શ, રસ, રૂપ અને શબ્દ એ પાંચ ગુણ ગંધમય પૃથ્વીમાં રહે છે. હું તને તે ગંધના ગુણ વિસ્તારથી કહીશ[૨૭]. કસ્તુરી વગેરેમાં જે ગંધ રહેલો છે તે "ઇષ્ટ" કહેવાય છે, શબ્દ વગેરેનો ગંધ "અનિષ્ટ" કહેવાય છે, મધુ અને પુષ્પ વગેરેનો ગંધ મધુર છે. મરી આદિમાં કટુ ગંધ છે, હિંગ વગેરેમાં જે ગંધ છે તે "નિર્હારી" કહેવાય છે કેમ કે, તે સર્વ જાતના ગંધને દબાવી દે છે, અનેક દ્રવ્ય એકઠાં ખાંડવાથી જે વાસ આવે તેને "સંહતગંધ" કહે છે, તરત ઉના કરેલા ઘી વગેરેમાં રહેલા ગંધને સ્નિગ્ધ જાણવો, સરસવના તેલ વગેરેમાં રહેલા ગંધને રૂક્ષ જાણવો તથા ચોખા વગેરેના ગંધને વિશદ જાણવો[૨૮]. એ પ્રમાણે પૃથ્વીના ગંધનો વિસ્તાર નવ પ્રકારનો છે. પૃથ્વીમાં રહેલું તેજ નેત્રવડે જોઈ શકાય છે તથા સ્પર્શ વાયુવડે જાણવામાં આવે છે[૨૯]. શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ, એ રસના ગુણ છે. હું તને રસનું જ્ઞાન કહું છું માટે તું મ્હારાથી સાભળ![૩૦]. પ્રખ્યાત આત્મજ્ઞાનવાળા ઋષિયોએ રસના બહુ પ્રકાર કહેલા છે. રસ મધુર, લવણ, કડવો, કષાય, ખાટો અને તીખો એમ છ પ્રકારનો છે[૩૧]. રસ માત્ર જળમય છે. તેજના ત્રણ ગુણ છે; શબ્દ, સ્પર્શ અને રૂપ[૩૨]. તેજવડે રૂપ દેખાય છે અને તે રૂપ ઘણા પ્રકારનાં છે. તેજમાંથી ઉપજેલા રૂપના ગુણનો વિસ્તાર સોળ પ્રકારે કહેલો છે, તે આ પ્રમાણે છેઃ–લાંબું, ટૂંકું, જાડું, ચોખંડુ, ગોળ, ધોળું, કાળું, રાતું, લીલું, પીળું, કઠિન, ચીકણું, લીસું, પિચ્છાયુક્ત, કોમળ અને દારૂણ[૩૩,૩૪]. વાયુનો ગુણ સ્પર્શ છે અને તે સ્પર્શ ઘણા પ્રકારનો છે. સ્પર્શ ગરમ, ઠંડો, શીતળ, સુખદ, દુઃખદ, સ્નિગ્ધ, વિશદ, કરકરો, કોમળ, લીસો, હલકો અને ભારે એવા સ્પર્શના પ્રકાર છે. શબ્દ અને સ્પર્શ એ બે ગુણ વાયુના છે. એ પ્રમાણે વાયુના ગુણ *બાર છે[૩૫-૩૭]. આકાશનો ગુણ શબ્દ એકજ છે હું તને તે શબ્દનો અનેક પ્રકારનો વિસ્તાર કહીશ[૩૮]. ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત તથા નિષાદ એ પ્રમાણે આકાશમાંથી થયેલા શબ્દનો સાત પ્રકારનો ગુણ છે. શબ્દ વ્યાપકપણે સર્વત્ર છે તથાપિ નગારા વગેરેમાં પ્રગટ દેખાય છે[૩૯,૪૦]. મૃદંગ, નોબત, શંખ, મેઘગર્જના તથા રથનો ગડગડાટ વગેરે જે શબ્દ સાંભળવામાં આવે છે, તેમજ પ્રાણી કે, જડ વસ્તુનો શબ્દ કર્ણમાં પડે છે. તે સર્વ એકજ શબ્દ છે પરંતુ તે તે સ્થળમાં જવાથી તેવો તે થાય છે[૪૧]. એ પ્રમાણે આકાશમાંથી ઉપજેલા શબ્દના ઘણા પ્રકાર છે. આકાશમાંથી

* હલકો–ભારે, એમ એક ગણે તો અગિયાર થાય છે નહિ તો બાર થાય છે.

ઉપજેલા શબ્દને વાયુના ગુણો મળે છે ત્યારે તે પ્રગટ થાય છે[૧૨]. જો વાયુના સ્પર્શાદિ ગુણ અટકાવવિના શબ્દને મળે તો તે શબ્દ સાંભળવામાં આવે છે અને સ્પર્શાદિ વિષમ સ્થિતિમાં હોય એટલે અટકાવ પામેલા હોય તો શબ્દ જાણવામાં આવતો નથી. તે શબ્દાદિ ગુણો નિરંતર ધાતુઓને તૃપ્ત કરે છે[૧૩]. તે ધાતુઓવડે જળ, અગ્નિ અને વાયુ નિરંતર પ્રાણીના શરીરમાં જાગ્રત રહે છે અને તે, પ્રાણીના દેહના મૂળરૂપ છતાં પ્રાણવાયુને પ્રાપ્ત થઈને રહેલા છે[૧૪].

॥ आपोग्निर्मारुतश्चैव नित्यं जाग्रति देहिषु । मूलमेते शरीरस्य व्याप्य प्राणानिह स्थिताः॥१४॥

॥ इति श्रीमहा भा० शांति० मोक्षध० भृगुभारद्वाजसंवादे गु० भा० एकादशोऽध्यायः ॥११॥

## અધ્યાય ૧૨ મો–પંચ પ્રાણાદિના કર્મોનું વિવેચન.

**भारद्वाज उवाच ॥** पार्थिवं धातुमासाद्य शारीरोग्निः कथं प्रभो ।

॥ अवकाशविशेषेण कथं वर्तयतेनिलः ॥ १ ॥

ભારદ્વાજ કહે છે કેઃ–હે પ્રભો ! અગ્નિ-તેજ પાંચભૌતિક દેહને પામીને શરીરાભિમાની પ્રકાશમય વિજ્ઞાન ધાતુરૂપ કયે પ્રકારે થાય છે? તથા વાયુ પણ પાંચભૌતિક દેહને પામીને તથા આકાશમાં રહીને દેહને ચેષ્ટાવાળો કેવી રીતે કરે છે? તે કહો !![૧]. ભૃગુ કહે છે કેઃ–હે પાપવિનાના દ્વિજ ! હું તને બળવાન વાયુ પ્રાણીઓના દેહને જેવી રીતે ચેષ્ટાવાળા કરે છે તે તથા વાયુની ગતિ કહીશ[૨]. શરીરનું રક્ષણ કરતો અગ્નિ મસ્તકમાં રહેલો છે અને ત્યાં રહીને શરીરનું પાલન કરે છે. અર્થાત્ વિજ્ઞાનરૂપ અગ્નિ ચિદાત્માના આશ્રયે રહેલો છે તથા શરીરને ચેતનાવાળું કરે છે અને પ્રાણવાયુ મસ્તક તથા અગ્નિ, એ બન્નેમાં રહીને દેહને ચેષ્ટાયુક્ત કરે છે[૩]. એ પ્રમાણે પ્રાણ તથા તેજરૂપ વિજ્ઞાનના સમુદાયરૂપ જીવ, દેહમાંના સર્વ પ્રાણીનો આત્મા છે તથા તેજ ઉપાધિરહિત થવાથી સનાતન પુરૂષ છે અને તેજ ઉપાધિસહિત થવાથી પ્રાણીના મનરૂપ, બુદ્ધિરૂપ, અહંકારરૂપ, પ્રાણીરૂપ અને શબ્દાદિ વિષયરૂપ થાય છે[૪]. એ રીતે શરીરમાં અને બહાર રહેલું સર્વ ઇંદ્રિયાદિ પ્રાણવાયુવડે ગતિમાન થાય છે તથા તે પ્રાણવાયુ જીવપણાને પામ્યા પછી દેહ–ઈંદ્રિયાદિ સર્વ સમાન વાયુવડે ચેષ્ટા પામે છે. અર્થાત્ તે પ્રાણવાયુજ સમાન વાયુરૂપે થાય છે. પ્રાણવાયુ સમાન વાયુરૂપ થઈને ઉદરમાં જઠરના આશ્રયે રહે છે તથા તેજ પાછો બસ્તિના મૂળમાં અને ગુદામાં રહીને મૂત્ર તથા મળનું વહન કરે છે ત્યારે તેને "અપાનવાયુ" કહે છે[૫,૬]. જે વાયુ ગમનાદિ કર્મ, તે (કર્મ)ને અનુકૂળ ચેષ્ટારૂપી પ્રયત્ન તથા ભાર ઉંચો કરવા આદિ સામર્થ્યરૂપ બળ, એ ત્રણના વિષે રહેલો છે તેને અધ્યાત્મ વિદ્યા જાણનારા પુરૂષો "ઉદાન" કહે છે[૭]. પ્રાણીઓના શરીરોના તમામ સાંધાઓમાં જે વાયુ રહેલો છે તેને "વ્યાન" કહે છે[૮]. જે અગ્નિ ધાતુઓમાં વિસ્તાર પામીને રહેલો છે તેને સમાનવાયુ પ્રજ્વલિત કરે છે, તેથી તે રસ, ધાતુઓ અને વાત, પિત્ત, કફ એવા દોષોને પાચન કરે છે[૯]. (શી રીતે પાચન કરે છે તે કહે છે,) અપાન વાયુ નાભિથી નીચે રહેલો છે તથા પ્રાણવાયુ નાભિની ઉપર રહેલો છે; એ બે વાયુની મધ્યે નાભિમાં સમાનવાયુ રહેલો છે. તે વાયુથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને તેથી અન્નનું પાચન થાય છે. તે અન્ન રસાદિ પરિણામને પામીને તથા છેવટે "ઓજ" સંજ્ઞાને પામીને જીવનરૂપ થાય છે[૧૦]. મુખથી આરંભીને પાંચ ઈંદ્રિય સુધી એક મોટું સ્રોત (આંતરડું) છે કે, જેના ઉપલા ભાગની "મુખ" અને નીચલા ભાગની "ગુદા" એવી સંજ્ઞા છે. તેમાંથી બીજી અનેક નાડીઓ નીકળેલી છે તે સર્વ પ્રાણીઓના શરીરમાં

વ્યાપીને રહેલી છે[૧૧]. પ્રાણવાયુ તે નાડીઓના માર્ગે સઘળા શરીરમાં પ્રવેશ કરે છે તથા તેનીજ સાથે ગમન કરનાર જઠરાગ્નિના તેજરૂપ અગ્નિ કે, જે પ્રાણીઓના અન્નને પાચન કરે છે તેનો પણ સઘળા દેહમાં પ્રવેશ થાય છે[૧૨]. જેમ વાયુ અગ્નિને વહન કરે છે, તેમ અગ્નિ વાયુનું પણ વહન કરે છે તેથી અગ્નિ જેને વેગથી વહન કરે છે એવો પ્રાણવાયુ ગુદાના અંત ભાગમાં અથડાઈને પાછો ફરે છે અને ઉપર આવીને, આગળ જે અગ્નિ હોય છે તેને પ્રદીપ્ત કરે છે તથા આગળ ગતિમાન કરે છે[૧૩]. નાભિની નીચે પકવાશય છે તથા નાભિની ઉપર આમાશય છે અને શરીરના નાભિના મધ્યમાં સર્વ પ્રાણવાયુઓ રહેલા છે[૧૪]. એ પાંચે પ્રાણ હૃદયમાં જઈને, ત્યાંથી શરીરમાં ઉપર, નીચે અને આસપાસ ફરે છે તથા નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય, પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન અને સમાન એ દશ પ્રાણવાયુઓ નાડીઓના માર્ગે અન્નથી ઉપજેલા રસને દેહમાં લઈ જાય છે[૧૫]. જે યોગી પુરૂષોએ શ્રમને જીત્યો છે, જેઓ ધીર છે અને જેઓની સર્વત્ર સમાન વૃત્તિ છે તેઓનોએ ( ઉપર કહેલો ) માર્ગ છે. તેઓ એ માર્ગે પ્રાણને આકર્ષીને સુષુમ્ના નાડીના માર્ગે મસ્તકમાં "સહસ્રાર" ચક્ર છે તેમાં આત્માને લાવીને સ્થિર કરે છે તથા પરમાત્માના પદને પામી જાય છે[૧૬]. એ પ્રમાણે પ્રાણીઓના પ્રાણ, અપાન વગેરે સર્વ માર્ગો નિમિત્તભૂત છતાં પ્રાણનિરોધરૂપ યોગસાધન કર્યું હોય તો, જેમ તપેલીમાં મૂકેલો અગ્નિ પ્રકાશ પામે છે, તેમ નિત્ય અને સદ્રૂપ એવું બ્રહ્મ પ્રકાશ પામે છે. અર્થાત્ પ્રાણાદિને વહેનારી નાડીઓમાંથી પ્રાણ આકર્ષીને મસ્તક સ્થાનમાં એકત્ર આણવાથી ઇન્દ્રિયોની વૃત્તિઓ વિરામ પામે છે તથા ઉપાધિરહિત કેવળ આત્મસ્વરૂપનું જ ભાન થાય છે. ("अग्निर्मूर्धा०" મંત્રનો અર્થ આ અધ્યાયવડે પ્રકાશ કર્યો છે )[૧૭].

एवं सर्वेषु विहितः प्राणापानेषु देहिनाम् । तस्मिन् समिध्यते नित्यमग्निः स्थाल्यामिवाहितः ॥१७॥

**इति श्रीमहा० मो० गु० भा० भृगुभारद्वाजसंवादो नाम द्वादशोऽध्यायः ॥१२॥**

## અધ્યાય ૧૩ મો–પંચમહાભૂતથી ભિન્ન જીવના અસ્તિત્વમાં આક્ષેપ.

**भारद्वाज उवाच** ॥ यदि प्राणयते वायुर्वायुरेव विचेष्टते ।
॥ श्वसित्याभाषते चैव तस्माज्जीवो निरर्थकः ॥ १ ॥

ભારદ્વાજ કહે છે કેઃ—જો વાયુજ જીવન ચલાવે છે, વાયુજ દેહને ચેષ્ટાવાળો કરે છે, વાયુજ શ્વાસોચ્છ્વાસાદિ ક્રિયા ચલાવે છે અને વાયુજ વાણીનો ઉચ્ચાર કરાવે છે તોપછી જેને "જીવ" કહે છે તેનો શો ઉપયોગ છે ? અર્થાત્ એથી તો જીવ છે જ નહિ એમ થયું[૧]. અગ્નિનો ઉષ્ણુતા ગુણ છે, માટે જો અગ્નિ અન્નાદિનું પાચન કરે છે અને અગ્નિજ સ્પષ્ટ કરે છે, ત્યારે જીવ કાંઈ ક્રિયા કરતો નથી, તેથી નિરર્થક છે[૨]. જ્યારે પ્રાણી મરણ પામે છે ત્યારે તેમાંથી જતો જીવ કાંઈ જોવામાં આવતો નથી. માત્ર વાયુ જ તે ( દેહ )નો ત્યાગ કરે છે અને ઉષ્ણુતા નાશ પામે છે[૩]. જો જીવ વાયુમયજ હોય અને તેનો દેહની સાથે સમાગમ વાયુની પેઠે હોય તો વાયુમંડળ ( વંટોળિયા )ની પેઠે વાયુઓના સમુદાયની સાથે તે જતો આવતો દેખાવો જોઇએ[૪]. જો વાયુ ઉપાધિ સાથે જીવ યુક્ત થયેલો માનીએ તો તે ઉપાધિ નાશ થયા પછી જીવ છૂટો પડવો જોઇએ, જેમ મોટા સમુદ્રમાં શિલાની સાથે તુંબડાંને બાંધીને નાખ્યું હોય, પરંતુ પછી તે શિલાનો નાશ થવાથી તુંબડું છૂટું પડીને જળની ઉપર તરી આવે, તેમ જીવ પણ ઉપાધિથી નિર્મુક્ત થવા પછી પૃથક્ માલૂમ પડવો જોઇએ[૫]. જો જીવ બ્રહ્મનો અંશ છે એમ માનીએ તો, જેમ કૂવામાં નાખેલું જળ અથવા અગ્નિમાં મૂકેલો દીવો ( અથવા સમુદ્રમાં પેઠેલી નદી ) પોતાના સ્વરૂપનો ત્યાગ

કરીને તદ્રૂપ થઈ જાય છે, તેમ જીવ સ્વરૂપથી નાશ થઇને બ્રહ્મરૂપે રહેવો જોઇએ[૬]. આ શરીર પૃથ્વી આદિ પાંચ તત્ત્વથી ઉત્પન્ન થયું છે; તેમાં પાંચના સમુદાયવિના અન્ય જીવ ક્યાંથી સંભવે ? અર્થાત્ પાંચનો એકત્ર સમુદાય તેજ જીવ છે. કેમ કે, ખાટલા ઉપર પુરૂષ સૂતેલો હોય, તેવો દેહમાં જીવરૂપ કોઈ જૂદો પદાર્થ નથી અને જો દેહથી જૂદો હોય તો, જેમ ખાટલાનો એકાદ પાયો કે, ઇસ નાશ થવા છતાં પુરૂષનો નાશ થતો નથી, તેમ દેહના એકાદ તત્ત્વનો નાશ થવા છતાં પણ જીવનો નાશ થવો જોઈએ નહિ. પણ જેમ ખાટલાના એકાદ અંગનો નાશ થવાથી ખાટલાનો નાશ થાય છે, તેમ દેહમાંના એકાદ તત્ત્વનો નાશ થવાથી બાકીનાં ચારે તત્ત્વનો પણ નાશ થતો જોવામાં આવે છે. માટે ખાટલામાં બેઠેલા પુરૂષની પેઠે દેહના તત્ત્વોથી જીવ જૂદો નથી, પણ પાંચ તત્ત્વોના સમુદાયનેજ "જીવ" કહેવો જોઇએ. કેમ કે, જ્યાં સમુદાય નથી ત્યાં જીવ પણ નથી અને જ્યાં સમુદાય છે ત્યાં જીવ પણ માલૂમ પડે છે[૭]. જો પ્રાણી આહાર ન કરે તો જળનું તત્વ નાશ પામે અને તેથી પાંચભૂતના સમુદાયનો ભંગ થવાથી જીવ નાશ પામે છે. તેમજ શ્વાસ બંધ થાય તો વાયુ નાશ પામે; કોઠો ફાટી જાય તો આકાશ નાશ પામે; ભોજન ન કરે તો અગ્નિ નાશ પામે; વ્યાધિ થવાથી અને સોજો ચડવા વગેરેથી પૃથ્વીનું તત્ત્વ પણ નાશ પામે છે. એ પ્રમાણે પાંચમાંથી એકાદ તત્વનો નાશ થાય છે ત્યારે બીજાં તત્ત્વ પણ તેના ઉત્પત્તિસ્થાનરૂપ મુખ્ય તત્વોમાં મળી જાય છે અને સંઘાત (સમુદાય) નો નાશ થાય છે[૮-૯]. એ પ્રમાણે પાંચે તત્ત્વો પાંચ પ્રકારે જતાં રહે છે, ત્યારપછી જો જીવ રહેતો હોય તો તે કોઈ વિષયનું ગ્રહણ કરે છે–જાણી શકે છે? સાંભળે છે? કે, બોલે છે શું? અર્થાત્ જીવનું એકે કર્મ તે પછી માલૂમ પડતું નથી કે, જેથી સંઘાતનો નાશ થયા પછી પણ જીવ "છે" એમ કહી શકાય માટે પાંચતત્વોના સમુદાયનેજ "જીવ" કહેવો જોઇએ[૧૦]. એ રીતે જ્યારે "જીવ" નામે કોઇ જૂદો પદાર્થ નથી ત્યારે પરલોક પણ મિથ્યા છે. માટે "હું આ ગાયનું દાન કરીને મરી જાઉં છું, તેથી પરલોકમાં આ ગાય મને તારશે" એમ સમજીને ગાયનું દાન આપીને મનુષ્ય મરણ પામે છે પરંતુ તે ગાય કોને તારવાની છે?[૧૧]. કેમ કે, ગાય, ગાયનો આપનાર અને લેનાર એ સર્વ આ લોકમાંજ લય પામી જાય છે ત્યારે તેઓનો પરલોકમાં સમાગમ શી રીતે બનશે?[૧૨]. જે દેહને પક્ષીઓ ખાઈ જાય છે, જે દેહ પર્વતના શિખર ઉપરથી પડી ગયેલો છે તથા જે દેહને અગ્નિમાં બાળીને ભસ્મ કરી નાખેલો છે, તે પુનઃ જીવતો શી રીતે થશે?[૧૩]. તમે કહેશો કે, તત્વોના સમુદાયરૂપ દેહનો નાશ થાય છે પણ તેનાં મૂળરૂપ કર્મનો નાશ થતો નથી, માટે મૂળ હોવાથી દેહરૂપ વૃક્ષ પુનઃ નવું ઉગશે, તો તે દૃષ્ટાંત અહીં સંભવતું નથી. કેમ કે, નવા વૃક્ષને ઉગવાનું કારણરૂપ બીજ પ્રત્યક્ષ જોવામાં આવે છે, પણ નવા દેહને ઉત્પન્ન થવાનું કારણરૂપ કર્મબીજ કોઇ જગ્યોએ પ્રત્યક્ષ જોવામાં આવતું નથી. માટે કાપી નાખેલા વૃક્ષનાં મૂળ પુનઃ ઉગતાં નથી પરંતુ તેનાં બીજમાંથી નવું વૃક્ષ ઉપજે છે. પણ મરી ગયેલો પ્રાણી પુનઃ ક્યાંથી ઉત્પન્ન થશે?[૧૪]. શરીર ઉત્પન્ન થવાનું જે પ્રત્યક્ષ બીજ દેખાય છે તે પૂર્વે ઉત્પન્ન થયેલું છે અને તેમાંથી નવા દેહ ઉત્પન્ન થાય છે, જેમ વૃક્ષમાંથી બીજ ઉત્પન્ન થયા પછી, તે વૃક્ષ નાશ પામીને પુનઃ ઉત્પન્ન થતું નથી, પણ પેલા બીજ-માંથી નવું વૃક્ષ ઉત્પન્ન થાય છે, તેમ જે મરી ગયા તે નાશ પામતા જાય છે અને તેઓનાં બીજથી નવી સંતતિ ઉપજતી જાય છે. એ પ્રમાણે બીજમાંથી બીજ ઉત્પન્ન થયા કરે છે[૧૫].

॥ बीजमात्रं पुरा सृष्टं यदेतत्परिवर्तते । मृता मृताः प्रणश्यन्ति बीजाद्बीजं प्रवर्तते ॥ १५ ॥

॥ इति श्रीमहा० शांति० मो० गु० भा० भृगुभारद्वाजसंवादे जीवस्वरूपाक्षेपो नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

## અધ્યાય ૧૪ મો-જીવાત્માના સ્વરૂપનો નિર્ણય.

भृगुरुवाच ॥ न प्रणाशोऽस्ति जीवस्य दत्तस्य च कृतस्य च ॥
॥ याति देहान्तरं प्राणी शरीरं तु विशीर्यते ॥ १ ॥

ભૃગુ કહે છે કેઃ-કરેલા દાનનો, કરેલા કર્મનો કે, જીવનો, નાશ થતો નથી; માત્ર શરીરનો નાશ થાય છે અને જીવ તેમાંથી નીકળીને બીજા દેહમાં જાય છે[1]. જેમ કાષ્ઠનો નાશ થવાથી ( કાષ્ઠ બળી જવાથી ) તેમાં રહેલા અગ્નિનો નાશ થતો નથી, તેમ શરીરનો નાશ થવાથી તેમાં રહેલા જીવનો નાશ થતો નથી[2]. ભારદ્વાજ કહે છે કેઃ-વારૂ, જો અગ્નિની પેઠે જીવનો નાશ નથી થતો એમ તમે કહો, તો મ્હારૂં માનવું એમ છે કે, કાષ્ઠને બાળી મૂકવા પછી અગ્નિ શાંત થઇ જાય છે અને પછી જણાતો નથી માટે તેનો નાશ થઇ જાય છે. તેવી રીતે જીવનો પણ નાશ થઇ જાય છે. કેમ કે, તે પણ દેહનો નાશ થયા પછી કહીં જોવામાં આવતો નથી. કાષ્ઠ બળી રહ્યા પછી શાંત થયેલો અગ્નિ નાશ થાય છે એવીજ રીતે હું જાણું છું કેમ કે, તે પછી તેની ગતિ, પ્રમાણ કે, સ્થિતિ જણાતી નથી[3,4]. ભૃગુ કહે છે કેઃ-કાષ્ઠનો ઉપયોગ ( બાળવામાં ) કરી રહ્યા પછી અગ્નિ, પોતાના આશ્રયરૂપ કાષ્ઠનો નાશ થવાથી, પોતે ગ્રહણ થઈ શકે નહિ એવો સૂક્ષ્મ હોવાથી તથા આકાશની પેઠે સર્વ સ્થાનમાં વ્યાપી રહેલો અને નિત્ય હોવાથી જણાતો નથી[5]. તેમજ દેહનો નાશ થયા પછી જીવ પોતાના આશ્રયરૂપ દેહનો નાશ થવાથી, પોતે સૂક્ષ્મ હોવાથી અને આકાશની પેઠે સર્વવ્યાપી અને નિત્ય હોવાથી માલૂમ પડતો નથી. જો મંથન કરવા પૂર્વે કાષ્ઠમાં અગ્નિ ન હોય તો કાષ્ઠનું મંથન કરવા માત્રથીજ અગ્નિ પ્રકટે છે એમ બને નહિ; પણ કાષ્ઠમાં પૂર્વે અગ્નિ હતો તેજ મંથનથી માત્ર પ્રકટ થાય છે. જેમ તલને કચરવાથી તેમાં રહેલું તેલ પ્રકટ થાય છે. પરંતુ જે પદાર્થમાં તેલ નજ હોય તેને ગમે તેટલો કચરે તોપણ તેમાંથી તેલ નીકળતું નથી, તેમ જો કાષ્ઠમાં અગ્નિ નજ હોત તો મંથનથી પ્રકટ થાત નહિ. એજ પ્રમાણે જીવ સર્વત્ર છે, માત્ર ભૂતાદિનો સંયોગ થવાથી તે તેમાં પ્રકટ જણાય છે અને સંયોગનો નાશ થવાથી પ્રકટ જણાતો બંધ પડે છે, પરંતુ તેનો કાંઇ નાશ થતો નથી. માટે સમજવું કે, જીવ શરીરનો નાશ થવાથી આકાશની પેઠે રહે છે અને અગ્નિની પેઠે સૂક્ષ્મ હોવાથી તેનું ગ્રહણ થઇ શકતું નથી ( જણાતો નથી )[6]. જે અગ્નિ ( વિજ્ઞાન ) પ્રાણોનું ધારણ કરે છે તેને "જીવ" કહે છે એમ સમજવું અને વાયુથી અગ્નિની સ્થિતિ દેહમાં થાય છે માટે વાયુજ વિજ્ઞાનમય જીવને ધારણ કરી રાખનારો છે તથા શ્વાસોચ્છ્વાસરૂપ વાયુનો રોધ કરવાથી તે નાશ પામે છે એટલે અદૃશ્ય થાય છે[7]. શરીરમાં રહેલો તે (વિજ્ઞાનમય) અગ્નિ જ્યારે નાશ (અદૃશ્ય) થાય છે, ત્યારે દેહ અચેતન થઇને પૃથ્વી ઉપર પડે છે તથા પૃથ્વીમાં લય પામી જાય છે[8]. સર્વ સ્થાવર અને જંગમના દેહની એજ ગતિ થાય છે. એટલે આકાશનો ભાગ આકાશમાં મળી જાય છે, પવન પણ આકાશમાં રહેનાર હોવાથી ત્યાં જાય છે અને અગ્નિ પવનના આધારે રહેલો હોવાથી તે ( અગ્નિ ) પણ પવનની સાથે જાય છે. એ પ્રમાણે ત્રણ ભૂત એકત્ર થઇને રહે છે ત્યારે જળ અને પૃથ્વી એ બન્ને ભૂત પૃથ્વીમાં રહે છે[9]. મૂર્તિમાન દેહધારીના દેહનાં ત્રણ તત્ત્વ આકાશ, વાયુ અને અગ્નિ મૂર્તિરહિત છે તેથી જ્યાં આકાશ રહે છે ત્યાં પવન રહે છે અને જ્યાં પવન રહે છે ત્યાંજ અગ્નિ પણ રહે છે[10]. ભારદ્વાજ કહે છે કેઃ-હે પાપરહિત મુનિ ! શરીરધારીઓના શરીરમાં અગ્નિ, વાયુ, આકાશ, જળ અને પૃથ્વી રહેલાં છે તે તો સમજાય છે, પણ તેમાં રહેલા જીવનું શું લક્ષણ છે ? તે મને કહો ![11]. પ્રાણીઓનું

જે શરીર પંચભૂતથી ઉપજેલું છે, જેને પંચ વિષય ઉપર પ્રીતિ છે અને જે પંચ ઇન્દ્રિયોરૂપ જ્ઞાનનાં સાધન હોવાથી ચેતન જણાય છે, તે શરીરમાં જીવ કેવો છે? તે હું જાણવાને ઇચ્છું છું[૧૨]. માંસ અને રૂધિરના સમુદાયરૂપ તથા મેદ, સ્નાયુ અને અસ્થિના સંચયરૂપ શરીર જ્યારે નાશ પામે છે, ત્યારે તેમાં જીવ જણાતો નથી[૧૩]. જો પંચભૂતના સમુદાયરૂપ શરીર, જીવ વિનાનું તથા જડ હોય તો શારીર કે, માનસ પીડા થવાથી તે તેને કોણ જણાવે છે?[૧૪]. હે મહર્ષે ! જો શરીર જીવ ન હોય, તો મન જીવ છે કેમ કે, કોઇએ કહેલું વચન કાનવડે સંભળાય છે, પણ જો મન વ્યગ્ર હોય તો બન્ને કાન ખુલ્લા છતાં પણ સંભળાતું નથી. માટે તમે મન વિના બીજો "જીવ" કહો છો તે નિરર્થક છે[૧૫]. મનથી યુક્ત એવા નેત્રવડે લોકો સર્વ દૃશ્ય વસ્તુને જૂએ છે; પરંતુ જો મન વ્યાકુળ હોય તો નેત્ર ઉઘાડાં છતાં પણ તે જોઈ શકાતી નથી[૧૬]. જ્યારે મનુષ્ય નિદ્રાવશ થાય છે ત્યારે નેત્ર છતાં જોતો નથી. નાસિકા છતાં સૂંઘતો નથી, કર્ણ છતાં સાંભળતો નથી, મુખ છતાં બોલતો નથી, જીહ્વા છતાં રસને જાણતો નથી અને ત્વચા છતાં સ્પર્શને જાણતો નથી[૧૭]. વળી શરીરમાં કોણ હર્ષ પામે છે? કોણ ક્રોધ પામે છે? કોણ શોક પામે છે? કોણ ઉદ્વેગ પામે છે? કોણ ઇચ્છે છે? કોણ ચિંતવન કરે છે? અને કોણ વાણીનો ઉચ્ચાર કરાવે છે?[૧૮]. ભૃગુ કહે છે કે-શરીરમાં કર્ણ ઇન્દ્રિય પોતાના સજાતીય શબ્દનું શ્રવણ કરે છે. કેમ કે, શ્રોત્ર ઇન્દ્રિય અને શબ્દ ગુણ બન્ને આકાશના સંબંધવાળાં છે. તેજ પ્રમાણે પાંચે ભૂતમાંથી ઉપજેલું મન પણ એક ઇન્દ્રિય છે, માટે તે પાંચે વિષયનું ગ્રહણ કરે છે તેથી પાંચે ઇન્દ્રિયોને સાધારણ એવું એક મન શરીરનું વહન કરતું નથી, પરંતુ એક અંતરાત્મા જ શરીરનું વહન કરે છે. તે જ ગંધ, રસ, શબ્દ, સ્પર્શ, રૂપ અને બીજા ગુણોને જાણે છે[૧૯]. તે અંતરાત્મા પંચભૂતાત્મક શરીરમાં પાંચે વિષયનું ગ્રહણ કરે છે તથા સઘળા શરીરમાં વ્યાપીને રહેલો છે. દેહમાંના સુખ અને દુઃખને પણ તે જાણે છે પરંતુ આત્માનો વિયોગ થવાથી દેહ, કાંઈ સુખ-દુઃખને જાણી શકતો નથી[૨૦]. જ્યારે આત્મા દેહનો ત્યાગ કરે છે ત્યારે શરીરનો અગ્નિ શાંત થઈ જાય છે, ત્યારે તે રૂપને ગ્રહણ કરી શકતો નથી અને તેમાંના અગ્નિમાં ઉષ્ણતા પણ રહેતી નથી. એમ થાય છે ત્યારે દેહ મરણ પામે છે પરંતુ માત્ર ચેતન તેને તજીને જાય છે; કાંઈ દેહની પેઠે નાશ પામતું નથી[૨૧]. એ પ્રમાણે સ્થૂલ દેહનો નાશ થાય છે તેમજ સૂક્ષ્મ દેહનો પણ નાશ થાય છે. જેમ સ્થૂલ પંચભૂતથી સ્થૂલ શરીર બનેલું છે, તેમ સૂક્ષ્મ પંચભૂતથી સૂક્ષ્મ શરીર બનેલું છે. સૂક્ષ્મ ભૂત સમુદાયને "જળ" કહે છે. આ સર્વ વિશ્વ એ જળમય છે અને દેહધારીઓના દેહ પણ જળજ છે. તે જળમાં સર્વ જગતમાંના લોકને ઉત્પન્ન કરનારા માનસ બ્રહ્મદેવ રહેલા છે. તેને "સૂત્રાત્મા" કહે છે. અર્થાત્! સૂક્ષ્મ પંચભૂતથી બંધાયલા સૂક્ષ્મ દેહમાં મન રહેલું છે, તે મન સર્વ લોકની કલ્પના કરે છે. તે જેવી કલ્પના કરે છે, તેવું તેને દેખાય છે[૨૨]. સૂક્ષ્મ શરીરમાં રહેલો સૂત્રાત્મા એ જીવ છે. તેને "ક્ષેત્રજ્ઞ" પણ કહે છે. તે ક્ષેત્રજ્ઞમાં પ્રકૃતિસંબંધી ગુણો મળેલા છે. જ્યારે ક્ષેત્રજ્ઞ ત્રિગુણાત્મક મૂળ પ્રકૃતિના ઇન્દ્રિયાદિ વિકારોથી મુક્ત થાય છે, ત્યારે તેનેજ "પરમાત્મા" કહે છે. અર્થાત્ મનની સર્વ કલ્પનાઓ નિર્મૂળ થાય છે ત્યારે જીવ ઉપાધિરહિત થવાથી બ્રહ્મરૂપ થાય છે[૨૩]. તું એ ક્ષેત્રજ્ઞનેજ આત્મા જાણ. તે જ સર્વ લોકના સુખને કરનારો અને સુખરૂપ છે. તે આત્મા પૂર્વે કહેલા સ્થૂલ અને સૂક્ષ્મ દેહમાં સૂક્ષ્મરૂપે રહેલો છે. જેમ કમળમાં જળનું બિંદુ રહેલું હોય, તેમ તે દેહમાં રહેલો છે. આ દૃષ્ટાંતથી એમ સમજવું કે, કમળમાં જળનું બિંદુ રહેલું છતાં તે, તેથી ભિન્ન અને નિર્લેપ છે તેમ આત્મા

પણ દેહમાં રહેલો છતાં તેથી ભિન્ન અને નિર્લેપ છે[૨૪]. તે ક્ષેત્રજ્ઞ નિત્ય અને આનંદરૂપ છે, તે જ પરમાત્મા છે અને તે જ સર્વ લોકનો હિતરૂપ છે એમ તું જાણ !! પણ જ્યારે તે આત્મા તમ, રજ અને સત્વ, એ ત્રણ ગુણથી યુક્ત થાય છે ત્યારે તે "જીવ" કહેવાય છે[૨૫]. જ્યારે દેહ, ઇન્દ્રિયો અને મન ચેતનથી સહિત થાય છે ત્યારે તેને "જીવગુણ" કહે છે. તે જીવગુણ (દેહાદિ) અનેક પ્રકારની ચેષ્ટા કરે છે અને સર્વાત્મક બ્રહ્મ તેને તે તે ચેષ્ટાઓ* કરાવે છે. એ જીવથી અન્ય જે અસંસારી છે તેને "ક્ષેત્રજ્ઞ" કહે છે કે, જે સાતે ભુવનોને પ્રવર્તાવે છે[૨૬]. માટે દેહનો ભેદ થયા છતાં જીવનો નાશ થતો નથી એ સત્ય છે. અને જે "મરી ગયો" એમ કહે છે તે તો મૂર્ખ પુરૂષોનું મિથ્યાવચન છે. જીવ માત્ર એક દેહમાંથી બીજા દેહમાં જાય છે અને તેનો દેહ પાંચ ભૂતમાં મળી જાય છે એટલે તેને બીજો દેહ લેવો પડે છે. દેહભેદ થવાનું એ કારણ છે[૨૭]. એ પ્રમાણે આત્મા સર્વ પ્રાણીઓમાં (ભૂતોમાં) વીંટાયલો રહીને તથા ગૂઢ થઇને ફરે છે, તત્વવેત્તા પુરૂષો સોયના અગ્ર જેવી સૂક્ષ્મ બુદ્ધિવડે તેને જાણે છે. તાત્પર્ય કે, દેહ અને ઇન્દ્રિયોમાં લીન થઈ રહેલો આત્મા દેહેન્દ્રિયના અજ્ઞાનવડે વીંટાયલો છે, તેથી જણાતો નથી; પણ "अहं ब्रह्मास्मि" એ વાકયની કરણરૂપ બુદ્ધિની વૃત્તિવડે તે જણાય છે અને આવરક અજ્ઞાનના નાશપૂર્વક દેહાદિથી તેનો વિવેક કર્યા પછી તે (આત્મા)નો સાક્ષાત્કાર થાય છે[૨૮]. ડાહ્યા પુરૂષ પૂર્વ રાત્રિમાં અને અપરરાત્રિમાં સૂક્ષ્મ આહાર કર્યા પછી પવિત્ર થઇને યોગવડે તેને જોવા માંડે છે તો તે પોતાના વિષે આત્માના દર્શનને પામે છે[૨૯]. જ્યારે ચિત્ત નિર્મળ થાય છે તથા ચિત્તની પ્રવૃત્તિઓ અંતર્મુખ થાય છે ત્યારે શુભ અને અશુભ કર્મનો ત્યાગ કરનારો તથા પ્રસન્ન આત્માવાળો પુરૂષ આત્માના વિષે સ્થિતિ કરીને મોક્ષસુખને ભોગવે છે[૩૦]. જરાયુજાદિથી વેષ્ટિત થયેલા શરીરમાં, મનમાં આવિર્ભૂત થયેલો જે અગ્નિ-અગ્નિના જેવો પ્રકાશાત્મા પુરૂષ છે તેને લોકો "જીવ" કહે છે. તેજ આત્મા પ્રજાપતિ (સર્વેશ્વર) છે અને તેથીજ આ પ્રત્યક્ષ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. કોઇ કહેશે કે, શું વ્યવહારપક્ષનો આશ્રયકરીને આમ કહો છો? તો કહેવાનું કે,–ના; અમે અધ્યાત્મ વિદ્યાથી પ્રવૃત્ત થયેલો "अहं ब्रह्मास्मि" એવો નિશ્ચય થવાથી એમ કહીએ છીએ[૩૧].

मानसोऽग्निः शरीरेषु जीव इत्यभिधीयते । सृष्टिः प्रजापतेरेषा भूताध्यात्मविनिश्चये ॥ ३१ ॥

इति श्रीमहाभा० शांति० पूर्वार्धे मोक्षधर्मे गु० भा० जीवस्वरूपनिर्णयो नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

## અધ્યાય ૧૫ મો–ચાતુર્વર્ણ્યવિભાગ વર્ણન.

भृगुरुवाच ॥ असृजद् ब्राह्मणानेव पूर्वं ब्रह्मा प्रजापतीन् ।
॥ आत्मतेजोभिनिर्वृत्तान् भास्कराग्निसमप्रभान् ॥ १ ॥

ભૃગુ કહે છે કે:–બ્રહ્માએ પ્રથમ પોતાના સત્ય-સંકલ્પત્વાદિ સામર્થ્યવડે પ્રકટ થયેલા, સૂર્યના તેજ જેવા પ્રજ્વલિત અને પ્રજાના પતિ એવા બ્રાહ્મણોનેજ સરજ્યા[૧]. પછી તેઓને સ્વર્ગલોકની પ્રાપ્તિ થવાને માટે સત્ય, યજ્ઞાદિ ધર્મ, કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપ, નિત્ય એવો વેદ, સ્નાનાદિ આચાર અને પ્રાયશ્ચિત્તાદિ શૌચ ઉત્પન્ન કર્યું[૨]. તથા તેજ પ્રમાણે દેવ, દાનવ, ગંધર્વ, દૈત્ય, અસુર, ઉરગલોક, યક્ષ, રાક્ષસ, નાગ, પિશાચ અને મનુષ્યોને પણ ઉત્પન્ન

* જેમ નટ દોરીથી બાંધેલી પૂતળીને નચાવે છે તેમ.

કર્યા[૩]. પછી હે દ્વિજશ્રેષ્ઠ ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને પ્રાણી સમુદાયના બીજા પણ જે જે વર્ણ આપણા જોવામાં આવે છે તેને તેને નિર્માણ કર્યા[૪]. બ્રાહ્મણનો સાત્વિક ગુણ હોવાથી શ્વેતવર્ણ, ક્ષત્રિયનો રાજસ ગુણ હોવાથી રક્તવર્ણ, વૈશ્યનો રજસ્તમોમિશ્ર ગુણ હોવાથી પીળો વર્ણ અને શૂદ્રનો તમોગુણ હોવાથી કૃષ્ણવર્ણ કર્યો. ( એ ગુણના સ્વભાવ એવા છે કે, સત્વગુણ શમદમાદિ સ્વભાવવાળો છે, રજોગુણ પ્રવૃત્તિ–લક્ષણ શૌર્ય અને તેજ આદિ સ્વભાવવાળો છે, રજસ્તમો ( મિશ્ર ) ગુણ કૃષિ આદિ હીન કર્મની પ્રવૃત્તિ કરવાવાળો છે અને તમોગુણ આવરણાત્મક, સ્વતઃપ્રકાશહીન, સ્વતઃપ્રવૃત્તિહીન તથા શકટની પેઠે પરપ્રેર્ય સ્વભાવવાળો છે. એ ઉપરથી ચારે વર્ણના સ્વભાવ અને કર્મ સમજવાં)[૫]. ભારદ્વાજ કહે છે કેઃ– જ્યારે ચાર વર્ણની પ્રજાના જાતિ અને સાત્વિકાદિ ગુણ જૂદા જૂદા જણાય છે ત્યારે તો સર્વ વર્ણોમાં વર્ણસંકર થયો હોય તેમ દેખાય છે[૬]. આપણુ સર્વ કામ, ક્રોધ, ભય, લોભ, શોક, ચિંતા, ક્ષુધા અને શ્રમ, એ સર્વેનો સરખોજ અનુભવ કરીએ છીએ ત્યારે વર્ણના ભેદ શીતે કહેવાય ?[૭] પરસેવો, મૂત્ર, પુરીષ (ઝાડો), કફ, પિત્ત, રૂધિર, એ સર્વ કાંઈ સર્વે વર્ણોનું જૂદા જૂદા પ્રકારનું નીકળતું નથી. ત્યારે વર્ણમાં ભેદ શાથી ઉત્પન્ન થયો?[૮]. વળી પશુ આદિ જંગમ પ્રાણીઓની જાતિઓ પણ અસંખ્ય છે તથા વૃક્ષાદિક સ્થાવરની જાતિઓ પણ અસંખ્ય છે, તેમજ તેઓના વર્ણ પણ અનેક પ્રકારના છે ત્યારે તેઓના વર્ણનો નિશ્ચય શી રીતે થઇ શકે? અને તેઓની પેઠે મનુષ્યના વર્ણનો પણ નિશ્ચય શી રીતે થઇ શકે ?[૯]. ભૃગુ કહે છે કેઃ–હે ભારદ્વાજ ! વર્ણમાં કાંઇ વિશેષ નથી સંપૂર્ણ જગત બ્રાહ્મણ જાતિવાળું છે. કેમ કે, પ્રથમ બ્રહ્માએ જગતને ઉત્પન્ન કર્યું ત્યારે તો બ્રાહ્મણોજ સરજ્યા હતા; પણ પછી પોતપોતાનાં કર્મવડે જૂદા જૂદા વર્ણ બંધાયા છે[૧૦]. જે બ્રાહ્મણોને કામભોગ વાહાલો લાગ્યો, તીક્ષ્ણ અને ક્રોધી સ્વભાવના થયા, જેઓને સાહસ કરવું પ્રીતિકર લાગ્યું, જેઓએ પોતાના ધર્મને તજી દીધા અને રજોગુણવાળા થયા, તે બ્રાહ્મણો ક્ષત્રિયપણાને પામ્યા[૧૧]. જે બ્રાહ્મણોએ બળદથી નિર્વાહ ચલાવવા માંડયો, ખેતીવડે ઉપજીવિકા કરવા માંડી, સ્વધર્મ પ્રમાણે ન આચરવા લાગ્યા અને રજોગુણ તથા તમોગુણથી મિશ્ર પ્રકૃતિના થયા, તે બ્રાહ્મણો વૈશ્યપણાને પામી ગયા[૧૨]. જે બ્રાહ્મણોને હિંસા અને અસત્ય પ્રિય લાગ્યાં, જેઓ લોભી થયા, જેઓ સર્વ કર્મ કરીને જીવિકા ચલાવવા લાગ્યા, જેઓએ શૌચનો ત્યાગ કર્યો અને જેઓ તમોગુણવાળા થયા, તે બ્રાહ્મણો શૂદ્રપણાને પામી ગયા[૧૩]. એવા કર્મવડે પૃથક્ થયેલા બ્રાહ્મણો વર્ણાંતરને પામી ગયા છે, પરંતુ તેઓનો ધર્મ, અને યજ્ઞક્રિયા આદિ જે નિત્ય કરવાનાં કર્મ છે તેનો કાંઈ તેથી પ્રતિષેધ કરેલો નથી[૧૪], એ પ્રમાણે ચાર વર્ણ જાણવા. બ્રહ્માએ જેઓના અર્થે પૂર્વે બ્રહ્મમય વેદવાણી નિર્માણ કરી હતી, પરંતુ તેઓ લોભવડે અજ્ઞાનરૂપ તમોભાવને પામી ગયા છે[૧૫]. જે બ્રાહ્મણો વેદમાં કહ્યા પ્રમાણે આચરણ કરે છે તથા નિરંતર વેદ, વ્રત અને નિયમોનું ધારણ કરે છે તેઓના તપનો નાશ થતો નથી[૧૬]. જે હીન બ્રાહ્મણો સર્વ કાર્યને બ્રહ્મસાથે અભેદપણે જાણતા નથી તેઓ તે તે યોનિઓમાં પડીને અનેક પ્રકારની જાતિઓને પામે છે[૧૭]. તે જાતિઓ એવી કે, પિશાચ, રાક્ષસ, પ્રેત, અનેક પ્રકારના મ્લેચ્છ કે, જે જાતિઓમાંના જીવો સ્વચ્છંદપણે આચરણ કરે છે તથા જેઓનું જ્ઞાન અને વિજ્ઞાન નાશ પામેલું છે[૧૮]. પ્રાચીન ઋષિયો પોતાના તપવડે અર્વાચીન પ્રજા કે, જેઓને વેદોક્ત સંસ્કાર થઇ શકે છે તથા જેઓએ પોતાનાંજ વિહિત કર્મ કરવામાં નિશ્ચય કરેલો છે, તેઓને સરજે છે[૧૯]. જે સૃષ્ટિ આદિદેવ ( બ્રહ્મા ) થકી ઉત્પન્ન થઇ છે, જે નાશરહિત અને અપચય વિનાની છે, જેનું મૂળ બ્રહ્મ છે અને જેનું યોગનુષ્ઠાનજ પરમ સ્થાન છે તેને બ્રહ્માની માનસી સૃષ્ટિ

જાણવી. તાત્પર્ય કે, જેમ રજ્જુમાં સર્પ માત્ર મનથીજ કલ્પેલો હોવાથી તેની ઉત્પત્તિ નાશ કે, અપચય સંભવતો નથી, તેમ આ સૃષ્ટિ પણ બ્રહ્મદેવે મનવડેજ સરજેલી હોવાથી તે અક્ષય છે અને અપચય વિનાની છે[૨૦].

आदिदेवसमुद्भूता ब्रह्ममूला क्षयाव्यया । सा सृष्टिर्मानसी नाम धर्मतंत्रपरायणा ॥ २० ॥

इति श्रीमहा० शां० मोक्ष० गु० भा० वर्णविभागकथनं नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥

## અધ્યાય ૧૬ મો—વર્ણસ્વરૂપ કથન.

**भारद्वाज उवाच** ॥ ब्राह्मणः केन भवति क्षत्रियो वा द्विजोत्तम ॥

॥ वैश्यः शूद्रश्च विप्रर्षे तद् ब्रूहि वदतां वर ॥ १ ॥

ભારદ્વાજ કહે છે કે:—હે દ્વિજોત્તમ! હે વ્યાખ્યાન કરનારાઓમાં શ્રેષ્ઠ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે, શૂદ્ર શાવડે થાય છે? તે કહો![૧] ભૃગુ કહે છે કે:-જેને જાતકર્મ આદિ અડતાળીસ સંસ્કાર થયા હોય, જે પવિત્ર હોય, જે વેદાધ્યયન કરતો હોય, જે સ્નાન-સંધ્યા-જપ હોમ-દેવપૂજા-આતિથ્ય ( વૈશ્વદેવ, ) એવાં છ કર્મ નિરંતર કરતો હોય[૨]. જે બરાબર શૌચ અને આચારને પાળતો હોય, જે બ્રાહ્મણાદિને જમાડયા પછી શેષ રહેલાં અન્નને જમતો હોય, જેને પોતાના ગુરૂ પ્રિય હોય, જે નિત્ય વ્રતયુક્ત રહેતો હોય તથા જે સદૈવ સત્યજ બોલતો હોય, તેને "બ્રાહ્મણ" કહેવો[૩]. વળી જેના વિષે સત્ય, જ્ઞાન, અદ્રોહ, સૌજન્ય, લજ્જા, દયા અને તપ, એવા ગુણો જોવામાં આવે, તેને બ્રાહ્મણ જાણવો[૪]. જે પુરૂષ યુદ્ધાત્મક કર્મ કરતો હોય જે વેદાધ્યયનમાં આસક્તિવાળો હોય, જે બ્રાહ્મણોને દાન આપતો હોય અને પ્રજા પાસેથી કર આદિ ગ્રહણ કરતો હોય, તેને "ક્ષત્રિય" કહે છે[૫]. જે પુરૂષ વેપારાદિના અર્થે પશુઓને લઇને તેમાંથી પ્રતિષ્ઠા મેળવે છે, જે ખેતી આદિ કરીને તેમાંથી ધન મેળવે છે અને જે પવિત્ર રહી વેદાધ્યયન કરે છે, તેને "વૈશ્ય" કહેવો[૬]. જે પુરૂષ સર્વનું ભક્ષણ કરવામાં પ્રીતિવાળો હોય, જે સર્વ કર્મ કરતો હોય, જે અપવિત્ર રહેતો હોય, જે વેદાધ્યયન ન કરતો હોય અને જે આચાર ન પાળતો હોય, તેને "શૂદ્ર" કહે છે[૭]. જો સત્ય, જ્ઞાન, અદ્રોહ, સૌજન્ય, લજ્જા, દયા અને તપ એ સાત ગુણ શૂદ્રમાં જણાતા હોય અને બ્રાહ્મણ આદિ ત્રણ વર્ણમાં ન જણાતા હોય, તો તે શૂદ્રને શૂદ્ર ન જાણવો અને બ્રાહ્મણાદિને બ્રાહ્મણાદિ ન જાણવો[૮]. સર્વ ધર્મનું મૂળ ક્રોધ અને લોભનો ત્યાગ છે માટે બ્રાહ્મણે સર્વ ઉપાયવડે ક્રોધ અને લોભનો નિગ્રહ કરવો; એજ સર્વમાં સર્વથી પવિત્ર જ્ઞાન છે અને એજ આત્માનો સંયમ છે[૯]. એ બે વિકાર (ક્રોધ-લોભ) કલ્યાણનો નાશ કરવામાં બળવાન છે માટે જેટલું બને તેટલું સામર્થ્ય કરીને પણ તે બેને (ક્રોધ-લોભ) ને અટકાવવા ઘટે છે[૧૦]. નિરંતર ક્રોધથી લક્ષ્મીનું રક્ષણ કરવું કેમ કે, ક્રોધ લક્ષ્મીનો નાશ કરે છે, અદેખાઈથી તપનું રક્ષણ કરવું; કેમ કે, અદેખાઈ તપનો નાશ કરે છે, માનાપમાનથી વિદ્યાનું રક્ષણ કરવું કેમ કે, માનાપમાન વિદ્યાનો નાશ કરે છે અને પ્રમાદથી આત્માનું રક્ષણ કરવું, કેમ કે, પ્રમાદ આત્માનો નાશ કરે છે[૧૧]. હે દ્વિજ! જેના ફળાભિલાષરૂપ સર્વે સમારંભ બંધન વિનાના છે તથા જે અગ્નિમાં હોમ કરે છે કે, બ્રાહ્મણોને આપે છે પરંતુ તેમાં ફળની ઈચ્છા રાખતો નથી, તેનેજ ત્યાગી અને તેનેજ બુદ્ધિમાન સમજવો[૧૨]. માટે બ્રાહ્મણે સર્વ પ્રાણીઓની હિંસાનો ત્યાગ કરીને તથા સર્વ પ્રાણીપ્રત્યે મિત્રભાવ રાખીને વર્તવું, તેમજ સ્ત્રી, ધન આદિના વિષે મમત્વનો ત્યાગ કરીને પોતાની બુદ્ધિવડે જીતેન્દ્રિય થવું. સંયમવાળા મુનિએ નિરંતર તપ અને દમગુણયુક્ત થઇને અને આ

લોકમાં તથા પરલોકમાં નિર્ભય અને શોકરહિત સ્થાનપ્રત્યે અભિમુખ થઇને રહેવું[13]. તથા જે સ્થાન જીતાયું નથી તે સ્થાન ( મોક્ષપદ )ને જીતવાની ઇચ્છા રાખીને પુત્રદારાદિમાંથી આસક્તિને તજીને રહેવું[14]. ઇન્દ્રિયોથી જે જે વસ્તુનું ગ્રહણ થઇ શકે એમ છે તે તે "વ્યક્ત" કહેવાય છે, પરંતુ ઇન્દ્રિયોથી જે વસ્તુ ગ્રહણ થઇ શકતી નથી તે "અવ્યક્ત" કહેવાય છે. એ અવ્યક્તને જાણવાનો યત્ન કરવો. કેમ કે, તે અવ્યક્ત અતીંદ્રિય અને સૂક્ષ્મ શરીરવડે ગ્રહણ કરવા જેવું છે[15]. જ્યાં વિશ્વાસ ન હોય ત્યાં જવું યોગ્ય નથી પણ વિશ્વાસ હોય ત્યાંજ મનને ધારણ કરવું. અર્થાત્ ગુરૂ અને વેદવાક્ય ઉપર વિશ્વાસ રાખીને, તેમાં કહેલા અર્થ ઉપર મન રાખવું. સર્વ ઇન્દ્રિયોનું આકર્ષણ કરીને માત્ર મનની સ્થિતિમાં રહેવું. પછી મનને પ્રાણમાં ધારણ કરવું અને માત્ર પ્રાણવડે રહેવું તથા પ્રાણને બ્રહ્મના વિષે ધારણ કરીને માત્ર બ્રહ્મરૂપે રહેવું[16]. એ યોગનું લક્ષણ છે. એ યોગનો હેતુ વૈરાગ્ય છે, માટે વૈરાગ્યથીજ મનની શાંતિ થાય છે અને વૈરાગ્યથી બ્રાહ્મણ બ્રહ્મસુખને પામે છે. વૈરાગ્યથી મનની સ્થિરતા કરીને બ્રહ્મરૂપે રહેવું, એજ "મોક્ષ" નામે પરમ સ્થાન છે. ત્યાં સ્થિતિ કર્યા પછી ધ્યેય, ધ્યાતા કે, ધ્યાન આદિ કાંઇ પણ ચિંતવન કરવું નહિ[17]. એ પ્રમાણે યોગનું નિરૂપણ કર્યા પછી સંક્ષેપમાં યોગાધિકારીનું નિરૂપણ કરે છે કે, બ્રાહ્મણાદિ ત્રણ વર્ણમાં જે નિરંતર પવિત્રપણાવડે યુક્ત હોય, સદાચારથી યુક્ત હોય અને પ્રાણીઓ ઉપર દયાવાળો હોય તે યોગનું અનુષ્ઠાન કરવાને અધિકારી થાય છે. ( એ અધિકારીનું લક્ષણ છે )[18].

शौचे च सततं युक्तः सदाचारसमन्वितः । सानुक्रोशश्च भूतेषु तद्द्विजातिषु लक्षणम् ॥ १८॥

इति श्रीमहाभा० शांति० मो० गु० भा० वर्णस्वरूपकथनं नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો–સ્વર્ગ તથા મોક્ષનું નિરૂપણ.

भृगुरुवाच ॥ सत्यं ब्रह्म तपः सत्यं सत्यं विसृजते प्रजाः ॥
॥ सत्येन धार्यते लोकः स्वर्गं सत्येन गच्छति ॥ १ ॥

ભૃગુ કહે છે કેઃ—વેદ સત્ય છે અને તપ પણ સત્ય છે એટલે તે બન્ને સત્ય વસ્તુરૂપ બ્રહ્મને પમાડનારાં છે. સત્યરૂપ વેદ અને તપ પ્રજાને ઉત્પન્ન કરે છે, સત્યથીજ લોકનું ધારણ થયું છે અને સત્યથીજ પ્રાણી સ્વર્ગે જાય છે અર્થાત્ વેદ અને તપથીજ પ્રકાશરૂપ જ્ઞાન પ્રાપ્ત થાય છે[1]. સત્યથી વિપરીત અસત્ય અવૈદિકયથેષ્ટાચરણ અને તમોરૂપ અજ્ઞાન છે. તે અજ્ઞાનવડે અજ્ઞાનથી વીંટાયલા પ્રાણીઓને અધોગતિ પ્રાપ્ત થાય છે. અજ્ઞાનથી વીંટાયલા પ્રાણીઓ પ્રકાશરૂપ જ્ઞાનને જોઈ શક્તા નથી[2]. સ્વર્ગને "પ્રકાશ" કહે છે અને નરકને "તમ" ( અંધકાર ) કહે છે. તેવડે આ જગતમાં પ્રાણીઓને સત્ય, અનૃત અને સત્યાનૃત, એવી ત્રણ સ્થિતિઓ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય કે, સત્વગુણથી દેવપણું પ્રાપ્ત થાય છે તે સ્વર્ગ છે, તમોગુણથી તિર્યક્‌યોનિ પ્રાપ્ત થાય છે તે નરક છે અને સત્વ તથા તમોગુણના મિશ્રણથી મનુષ્યયોનિ પ્રાપ્ત થાય છે[3]. મનુષ્યયોનિમાં ધર્મ અને અધર્મ, પ્રકાશ અને અપ્રકાશ અથવા જ્ઞાન અને અજ્ઞાન તથા દુઃખ અને સુખ એવી સત્ય અને અસત્યથી ઉત્પન્ન થનારી વૃત્તિઓ રહેલી છે[4]. તેમાં સત્ય તે ધર્મ છે, ધર્મ તે પ્રકાશ ( જ્ઞાન ) છે અને પ્રકાશ ( જ્ઞાન ) તે સુખ છે. અર્થાત્ સત્યથી ધર્મ, ધર્મથી જ્ઞાન અને જ્ઞાનથી સુખ પ્રાપ્ત થાય છે અને તેજ પ્રમાણે અસત્ય તે અધર્મ છે, અધર્મ તે અંધકાર છે અને અંધકાર તે દુઃખ છે. અર્થાત્ અસત્યથી

અધર્મ, અધર્મથી અજ્ઞાન અને અજ્ઞાનથી દુઃખ પ્રાપ્ત થાય છે[૫]. તે વિષે કહ્યું છે કે, પંડિતો મન સંબંધી અને શરીર સંબંધી દુઃખથી તથા પરિણામે દુઃખ ઉત્પન્ન કરનારાં સુખથી વ્યાપ્ત એવી આ લોકસૃષ્ટિને જોઇને મોહ પામતા નથી[૬]. આ સૃષ્ટિમાં તથા પરલોકમાં પણ પ્રાણીઓને જે પુત્રાલિંગનાદિરૂપ સુખ પ્રાપ્ત થાય છે તે અનિત્ય છે એમ સમજીને ડાહ્યા પુરૂષે સુખના માટે યત્ન કરવો નહિ, પરંતુ ઉપાધિયુક્ત દુઃખથીજ છૂટવાને યત્ન કરવો. કોઇ કહેશે કે, શું સંસારમાં સુખ નથી ? કે, તેને માટે યત્ન કરવાનું ના કહો છો ? તો કહેવાનું કે સુખ છે ખરૂં, પણ પ્રકાશતું નથી[૭]. જેમ રાહુએ ગળેલા ચંદ્રમાના પ્રકાશને બીજાઓ દેખતા નથી, તેમ અજ્ઞાનથી પરાભવ પામેલા પ્રાણીઓ જ્ઞાન ( સુખ ) ને પણ દેખી શકતા નથી[૮]. સુખ બે પ્રકારનું છે; શારીર સુખ અને માનસ સુખ. આ લોકમાં અને પરલોકમાં જે દૃષ્ટ ફળવાળી અને અદૃષ્ટ ફળવાળી વસ્તુઓની પ્રવૃત્તિ જોવામાં આવે છે તે સુખનાજ અર્થે છે એમ કહેલું છે. એ સુખથી ધર્મ, અર્થ અને કામ, એ ત્રિવર્ગનું ફળ કાંઇ વિશેષ–ભિન્ન નથી. માત્ર ગુણવડે અવશેષ રહેલા કામનો આરંભ ધર્મ અને અર્થના માટે છે, અર્થાત્ કામ ( ઇચ્છા–સંકલ્પ ) રૂપ હેતુથી ધર્મ અને અર્થની ઉત્પત્તિ થાય છે અને ધર્મ તથા અર્થનો આરંભ સુખના પ્રયોજનના અર્થે છે[૯]. ભારદ્વાજ કહે છે કેઃ–તમે કહ્યું કે, સર્વ આરંભ સુખના અર્થે છે અને સુખજ સર્વથી પરમસ્થાન છે, તે વાતનો અમે સ્વીકાર કરતા નથી કેમ કે, અમને નિત્ય સુખનો લાભ થતો નથી. જો કામાદિના આરંભથી ઉપજેલું સુખજ પરમ સુખ હોય તો જેઓને યોગૈશ્વર્ય પ્રાપ્ત થયેલું છે એવા ઋષિઓને અપ્રાપ્ય અને ઇચ્છવાયોગ્ય એ કોઇ વિશેષ ગુણ નથી, તેમ તેવા ઋષિયો તે સુખની ઇચ્છા પણ કરતા નથી. તપ કરનારા મહર્ષિઓ વિષે સાંભળ્યું છે કે, ત્રણ લોકના કર્તા પ્રભુ બ્રહ્મદેવ એકલાજ વસે છે. તે બ્રહ્મચારી છે અને પોતાની ઇચ્છાને કામ સુખમાં જવા દેતા નથી. વળી પાર્વતીના પતિ ભગવાન મહાદેવે પોતાની સામે કામને આવતો જોઇને, તેને અંગરહિત કરીને શાંતિ પમાડી દીધો. અમે વિશેષ શા માટે કહીએ ?ઃમહાત્મા પુરૂષોએ તે ( કામ ) નું ગ્રહણ નથી કર્યું તથા તે ( કામ ) કાંઈ તેઓનો શ્રેષ્ઠ ગુણ હોય તેમ પણ નથી. હે ભગવન્ ! તમે કહ્યું કે, સુખથી બીજું કાંઇ પર નથી, પરંતુ તે વાત ઉપર મને વિશ્વાસ આવતો નથી. લોકમાં જે પ્રવાદ ચાલે છે તેનું તાત્પર્ય એ પ્રકારનું છે. સુકૃતથી સુખ પ્રાપ્ત થાય છે અને દુષ્કૃતથી દુઃખ પ્રાપ્ત થાય છે[૧૦]. ભૃગુ કહે છેઃ–અસત્યથી અંધકાર ( અજ્ઞાન ) પ્રગટે છે, અજ્ઞાનથી ગ્રસ્ત થયેલા પુરૂષો અધર્મનુંજ આચરણ કરે છે, ધર્મનું આચરણ કરતા નથી. અને તેથી ક્રોધ, લોભ, હિંસા તથા અસત્ય આદિ પાપગુણોથી ઢંકાયલા તેઓ આ લોકમાં કે, પરલોકમાં સુખને નથી જ પામતા. તેઓ અનેક પ્રકારના વ્યાધિ, રોગ અને ઉપતાપથી વ્યાપ્ત થઈ જાય છે. તેઓ વધ અને બંધન આદિ કલેશથી અને ક્ષુધા, તૃષા તથા શ્રમ આદિ ઉપતાપથી પરિતાપ પામે છે. વળી તેઓ વર્ષા, વાયુ, અતિશય ઉષ્ણતા અને અતિશય શીતતાથી ઉપજેલાં ભયંકર શારીર–દુઃખથી પીડાય છે તથા તેઓ બાંધવના કે, ધનના નાશથી કે, ઈષ્ટ જનના વિયોગથી ઉપજેલા માનસ શોકથી પરાભવ પામે છે. તથા તેઓને વૃદ્ધાવસ્થા અને મરણના ભયથી પણ અધિક દુઃખ ઉપજે છે[૧૧]. જે પુરૂષને શારીર તથા માનસ દુઃખ સ્પર્શ કરતાં નથી તે સુખને જાણે છેઃ–તેને સુખનો અનુભવ થાય છે. જ્યારે મનુષ્ય સ્વર્ગમાં જાય છે ત્યારે ત્યાં તેને તે દુઃખ–દોષ પ્રકટતા નથી[૧૨]. સ્વર્ગમાં અત્યંત સુખકર પવન વાય છે, ગંધ પણ અતિ સુગંધયુક્ત આવે છે, ક્ષુધા, તૃષા કે, શ્રમ ઉપજતાં નથી, વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી અને કોઈ પણ પ્રકારનું પાપ બાધ કરતું નથી[૧૩]. સ્વર્ગમાં નિરંતર સુખજ છે, આ લોકમાં સુખ અને દુઃખ બન્ને છે તથા નરકમાં

કેવળ દુઃખજ છે. સુખજ પરમપદ છે[14]. જેમ સર્વ પ્રાણીઓની ઉત્પન્ન કરનારી સ્ત્રીરૂપ પૃથ્વી (અવિદ્યા) આ લોકમાં સર્વ ક્લેશની ક્ષેત્રરૂપ અનુભવામાં આવે છે, તેમજ સ્વર્ગમાં અનંત ક્લેશરૂપ સંતાનની ક્ષેત્રરૂપ સ્ત્રીઓ છે. આ લોકમાં જેમ અવિદ્યાયુક્ત મનુષ્ય અનેક ક્લેશને પામે છે, તેમ સ્વર્ગમાં પણ પ્રજાપતિ અનેક ક્લેશને પામે છે. આ લોક કરતાં સ્વર્ગમાં વિશેષતા એટલીજ છે કે, આ લોકમાં પુણ્યમય વાસનાનો સમૂહ જન્માંતરનું બીજ છે અને ત્યાં તેજોમય એટલે કેવળ પુણ્યમય બીજ જન્માંતરનું કારણ છે. તાત્પર્ય કે, નિરૂપાધિક સુખજ પરમ પુરૂષાર્થ છે, કાંઈ સ્વર્ગજ પુરૂષાર્થ નથી માટે નિરૂપાધિક સુખને પ્રાપ્ત કરવાને યત્ન કરવો; તે મોક્ષ સાધવા બરોબર છે[15]. એ પ્રમાણે પૂર્વે બ્રહ્મદેવે લોકનું નિર્માણ કરેલું છે, તેમાં પોતપોતાનાં કર્મથી વીંટાયલી પ્રજા અનુવર્તન કરે છે[16].

॥ इत्येतल्लोकनिर्माणं ब्रह्मणा विहितं पुरा ॥ प्रजाः समनुवर्तंते स्वैः स्वैः कर्मभिरावृताः ॥ १६ ॥

॥ इति श्रीमहाभारते शांति० मोक्ष० गु० भा० भृगुभारद्वाजसंवादो नाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥

## અધ્યાય ૧૮ મો—બ્રહ્મચર્ય—ગૃહસ્થાશ્રમ લક્ષણ.

भारद्वाज उवाच ॥ दानस्य किं फलं प्राहुर्धर्मस्य चरितस्य च ।
॥ तपसश्च सुतप्तस्य स्वाध्यायस्य हुतस्य वा ॥ १ ॥

ભારદ્વાજ કહે છે કે*:—દાન, ધર્માચરણ, સારી રીતે કરેલું તપ, સ્વાધ્યાય અને અગ્નિમાં કરેલો હોમ, એ સર્વનું શું ફળ છે? તે કહો[1]. ભૃગુ કહે છે કેઃ–અગ્નિમાં હોમ કરવાથી પાપનો નાશ થાય છે, સ્વાધ્યાયનું પઠન કરવાથી ઉત્તમ પ્રકારની શાંતિ પ્રાપ્ત થાય છે, દાન કરવાથી નિરંતર ભોગ પ્રાપ્ત થાય છે અને તપ કરવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે[2]. હવે દાન બે પ્રકારનું છે, એક પરલોકના અર્થે અને બીજું આ લોકના અર્થે. જે દાન સત્પુરૂષોને આપવામાં આવે છે તે પરલોકમાં પ્રાપ્ત થાય છે તથા જે દાન અસત્પુરૂષોને આપવામાં આવે છે તેનું ફળ આ લોકમાંજ પ્રાપ્ત થાય છે. અર્થાત્ અસત્પુરૂષોને આપેલું દાન વ્યર્થ જાય છે. જેવું દાન આપવામાં આવે છે તેવું ફળ પ્રાપ્ત થાય છે[3-4]. ભારદ્વાજ કહે છેઃ–કેવા અધિકારીનું ધર્માચરણ કેવું હોય? અર્થાત્ કોણે કેવા પ્રકારનો ધર્મ આચરવો? ધર્મનું શું લક્ષણ છે? તેમજ ધર્મના કેટલા પ્રકાર છે? તે તમારે કહેવું યોગ્ય છે[5]. ભૃગુ કહે છે કેઃ–જે બુદ્ધિમાન પુરૂષો પોતપોતાના વર્ણાશ્રમના ધર્મ પ્રમાણે વર્તે છે તેઓને સ્વર્ગના ફળની પ્રાપ્તિ થાય છે, પણ જેઓ અન્યથા વર્તે છે તેઓ મોહ (દુઃખ)ને પામે છે[6]. ભારદ્વાજ કહે છે કેઃ–ત્યારે તો પૂર્વે બ્રહ્મર્ષિએ જે ચાર આશ્રમ નિર્માણ કર્યા છે, તે આશ્રમના જે ધર્મ હોય તે મને કહેવા જોઇએ[7]. ભૃગુ કહે છે કેઃ–ભગવાન બ્રહ્મદેવે લોકનું હિત થવા માટે પૂર્વ કાળથીજ ચાર આશ્રમો નિર્માણ કરેલા છે, તેમાં ગુરૂકુળમાં નિવાસ કરવો (બ્રહ્મચર્ય) એનેજ પ્રથમ આશ્રમ કહેલો છે તે આશ્રમમાં નિવાસ કરનારા બ્રહ્મચારીએ સારી રીતે શૌચ (પવિત્રતા), સંસ્કાર, નિયમ અને વ્રતવડે નિયમિત રહેવું, પ્રાતઃકાળે તથા સાયંકાળે સૂર્ય અને અગ્નિરૂપ દેવતાનું ઉપાસન કરવું, તંદ્રા અને આળસનો ત્યાગ કરવો, ગુરૂને પ્રણામ કરીને

* ગયા અધ્યાયમાં કહ્યું કે, અસત્યથી અજ્ઞાન પ્રકટે છે. ઈત્યાદિ સાંભળીને ઉદ્દિગ્ન થયેલો ભારદ્વાજ મોક્ષ દુર્લભ છે એમ માનીને તથા ચિત્તની શુદ્ધિદ્વારા મોક્ષની પ્રાપ્તિ કરાવી આપનાર પુણ્યનોજ આશ્રય કરવો એમ નિશ્ચય કરીને હવે તે પુણ્ય વિશેનાં ફળ પૂછે છે.

તથા વેદનો અભ્યાસ અને તેના અર્થનો વિચાર કરીને આત્માને પવિત્ર કરવો–પોતે પવિત્ર થવું, ત્રણ કાળે–પ્રાતઃ કે મધ્યાહ્ન અને સાયંકાળે જળનો સ્પર્શ કરવો (સંધ્યાવંદન કરવું), બ્રહ્મચર્ય પાળવું, અગ્નિનું સેવન કરવું, ગુરૂનું સેવન કરવું, નિત્ય ભિક્ષા માગી લાવીને તે (ભિક્ષા) ગુરૂને નિવેદન કરવી તથા તેમાંથી તેમની આજ્ઞા થાય ત્યારે જમવું, ભિક્ષા વિના બીજું પણ અંતઃકરણપૂર્વક ગુરૂને નિવેદન કરવું, ગુરૂનું વચન અને ગુરૂની આજ્ઞા પાળવામાં અપ્રતિકૂળ થવું તથા આ પ્રમાણે વર્તીને ગુરૂની કૃપાથી પ્રાપ્ત થયેલા વેદાધ્યયનમાં આસક્ત રહેવું[૮]. આ વિષે એક શ્લોક છે કે, જે બ્રાહ્મણગુરૂની આરાધના કરીને વેદની પ્રાપ્તિ કરે છે તેને સ્વર્ગનું ફળ મળે છે તથા તેના મનની ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે[૯]. બ્રહ્મચર્ય પછી ગાર્હસ્થ્ય બીજો આશ્રમ છે, અમે તેનાં સર્વ લક્ષણનું વ્યાખ્યાન કરીએ છીએ. જેઓએ ગુરૂકુળમાં નિવાસ કરીને તથા સંપૂર્ણ અધ્યયન કરીને પછી બ્રહ્મચર્ય સમાપ્ત કર્યું હોય, એટલે કે, સમાવર્તન સંસ્કાર કરીને સ્નાતક થયા હોય, જેઓ સદાચારવાળા હોય, જેઓ સ્ત્રી–પુરૂષ બન્ને મળીને ધર્માચરણ કરવા ઈચ્છતા હોય તથા વિવાહ કરીને ધર્માચરણ કરવાથી પ્રાપ્ત થતું પુત્રજન્માદિ ફળ મેળવવાને ઇચ્છતા હોય તેઓએ ગૃહસ્થાશ્રમ કરવો યોગ્ય છે. તે ગૃહસ્થાશ્રમમાં રહીને ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ કરી શકાય છે, માટે તે આશ્રમમાં ધર્માદિ ત્રિવર્ગનું સાધન કરવાની ઇચ્છા રાખવી. અનિંદિત કર્મવડે ધન ગ્રહણ કરવું. ગૃહસ્થે ધન મેળવવાના પ્રકાર આ છે કે, પોતાના વેદાધ્યયનથી પ્રાપ્ત કરેલા સામર્થ્યવડે બ્રહ્મર્ષિએ નિર્માણ કરેલા યાજન (યજ્ઞ કરાવવો), અધ્યાપન (ભણાવવું) અને પ્રતિગ્રહ (દાન લેવું) એ કર્મવડે, મણિ, દિવ્ય ઔષધિ કે, સ્વર્ણાદિની ખાણ પ્રાપ્ત કરવાવડે અથવા અગ્નિમાં હુતદ્રવ્ય હોમીને, પિતૃઓને બળિદાન આપીને કે, નિયમ પાળીને કોઇ દેવતાને પ્રસન્ન કરીને તેની કૃપાવડે ધન પ્રાપ્ત કરવું અને પોતાનું ગાર્હસ્થ્ય ચલાવવું. સર્વ આશ્રમોનું મૂળભૂત ગાર્હસ્થ્ય કહેવાય છે. જેઓ ગુરૂકુળમાં નિવાસ કરે છે, જેઓએ સંન્યસ્ત ધારણ કર્યું છે અને જેઓએ સંકલ્પ કરી વ્રત, નિયમ તથા ધર્મનું અનુષ્ઠાન કરવાનો આરંભ કર્યો છે, તે સર્વેને પણ ગૃહસ્થ પાસેથીજ ભિક્ષા, બળિદાન કે, સંવિભાગ પ્રાપ્ત થાય છે[૧૦]. જેઓ વાનપ્રસ્થ છે તેઓએ ધનાદિ સાધન–સામગ્રીનો ત્યાગ કરવો અથવા ફળ, મૂળ તથા નમાર આદિ ઉપસ્કરનું ગ્રહણ કરવું, એ મુખ્યત્વે તેઓના ધર્મ છે. તે વાનપ્રસ્થ શુભ આચરણવાળા, સારૂં ઉચિત ભોજન કરનારા અને સ્વાધ્યાયનું પઠન કરનારા થઇને તીર્થ યાત્રા કરવાને માટે તથા દેશ જોવાને માટે પૃથ્વીમાં ભ્રમણ કરે છે. તેઓ જ્યારે કોઇ ગૃહસ્થના ઘેર આવે ત્યારે ગૃહસ્થે ઉઠીને તેઓની સામા જવું, તેઓને નમસ્કાર કરવો, તેઓની સાથે અસૂયારહિત વાણી બોલવી તથા સુખથી થઇ શકે એવી રીતે શક્તિ પ્રમાણે તેઓને આસન, સુખકર બિછાનું અને ભોજન આપીને તેઓનો સત્કાર કરવો[૧૧]. એ વિષે એક શ્લોક કહ્યો છે કે, અતિથિ જે પુરૂષોના ઘેરથી આશાભંગ થઈને પાછો જાય છે તે ગૃહસ્થને પોતાનું પાપ આપીને તથા તેનું પુણ્ય લઈને જાય છે[૧૨]. વળી ગૃહસ્થાશ્રમમાં રહીને યજ્ઞ કરવાથી દેવતાઓ પ્રસન્ન થાય છે, પિતૃતર્પણ કરવાથી પિતૃઓ પ્રસન્ન થાય છે; વિદ્યાભ્યાસ કરીને તેનો અર્થ વિચારવાથી તથા તેનું સ્મરણ રાખવાથી ઋષિયો પ્રસન્ન થાય છે અને પુત્ર ઉત્પાદન કરવાથી પ્રજાપતિ પ્રસન્ન થાય છે[૧૩]. એ વિષે બે શ્લોક કહેલા છે, સર્વે પ્રાણીઓ ઉપર પ્રેમભાવ રાખીને એવી વાણી બોલવી કે, જેથી તેઓના કર્ણને આનંદ ઉપજે તથા પરિતાપનો નાશ થાય. વાણીની કઠોરતાનો ત્યાગ કરવો યોગ્ય છે કેમ કે, તે નિંદ્ય છે. બીજાની અવજ્ઞા કરવી, અહંકાર કરવો કે, દંભ કરવો, એ પણ નિંદ્ય છે. અહિંસા,

સત્ય અને અક્રોધ એ સર્વ આશ્રમવાળાને આચરવા યોગ્ય તપ છે[14,15]. ગાર્હસ્થ્યમાં માળાઓ, અલંકાર, વસ્ત્ર અને અભ્યંગને નિત્ય ઉપયોગ થાય છે, ગીત, વાદિત્ર આદિક કર્ણને સુખ ઉપજાવે છે, નેત્રને આનંદ આપનાર દર્શનની પ્રાપ્તિ થાય છે, ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય ( ચાટવા જેવા ), પેય ( પીવા જેવા ), ચોષ્ય ( ચૂસવા જેવા ) ભોજનના પદાર્થોનો ઉપભોગ પ્રાપ્ત થાય છે, પોતાના વિહારવડે પોતાને સંતોષ મળે છે તથા કામસુખની પ્રાપ્તિ થાય છે[16]. એ પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં વસતાં વસતાં ધર્મ, અર્થ અને કામ, એ ત્રિવર્ગ તથા તે સાથે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ એ સર્વથી કૃતાર્થ થઈને જેને તેથી નિવૃત્તિ પ્રાપ્ત થાય છે-જે તેથી વિરામ પામે છે, તે આ લોકનાં સુખને અનુભવીને પછી, "**तत्वमसि**" ઇત્યાદિ વાકયોવડે ગુરૂ પાસેથી બોધ પામેલા પુરૂષો જે ગતિને પામે છે તે ગતિને પણ પામે છે. અર્થાત્ તેને મોક્ષ પ્રાપ્ત થાય છે[17]. જે પુરૂષ દાણા વીણી લાવીને, તેવડે નિર્વાહ ચલાવતો હોય તેને "ઉંચ્છવૃત્તિવાળો" કહે છે. જે ગૃહસ્થો એવો ઉંચ્છવૃત્તિવાળા થઇ સ્વધર્મનું આચરણ કરવામાં પ્રીતિવાળા હોય છે તથા જેઓએ કામ સુખનો આરંભ તજી દીધો છે, એવા પુરૂષોને સ્વર્ગ કાંઇ દુર્લભ નથી.[18].

॥ उंच्छवृत्तिर्गृहस्थो यः स्वधर्माचरणे रतः। त्यक्तकामसुखारंभः स्वर्गस्तस्य न दुर्लभः ॥१८॥

**इति श्रीमहाभा० शां० मो० गु० भा० भृगुभारद्वाजसंवादो नाम अष्टादशोऽध्यायः ॥१८॥**

## અધ્યાય ૧૯ મો—વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમના ધર્મનું વર્ણન તથા સ્વર્ગ નિર્ણય.

भृगुरुवाच ॥ वानप्रस्थाः खल्वपि धर्ममनुसरन्तः पुण्यानि तीर्थानि नदीप्रस्रवणानि सुविविक्तेष्वरण्येषु मृगमहिषवराहशार्दूलवनगजाकीर्णेषु तपस्यन्तोनुसंचरन्ति त्यक्तग्राम्यवस्त्राभ्यवहारोपभोगा वन्यौषधिफलमूलपर्णपरिमितविचित्रनियताहाराः स्थानासनिनो भूमिपाषाणसिकताशर्करावालुकाभस्मशायिनः काशकुशचर्मवल्कलसंवृताङ्गाः केशश्मश्रुनखरोमधारिणो नियतकालोपस्पर्शना अस्कन्दितकालबलिहोमानुष्ठायिनः समित्कुशकुसुमापहारसंमार्जनलब्धविश्रामाः शीतोष्णवर्षपवनविष्टंभविभिन्नसर्वत्वचो विविधनियमोपयोगचर्यानुष्ठानविहितपरिशुष्कमांसशोणितत्वगस्थिभूता धृतिपराः सत्त्वयोगाच्छरीराण्युद्वहन्ते ॥ १ ॥

ભૃગુ કહે છે કેઃ-વાનપ્રસ્થ આશ્રમમાં નિવાસ કરનારા પુરૂષો, ઋષિધર્મને અનુસરીને પવિત્ર તીર્થ, નદી, ઝરણો, અત્યંત એકાંત અરણ્યો કે, જેમાં હરિણ, પાડા, વરાહ, વાઘ અને જંગલી હાથીઓ ઇત્યાદિ વસે છે તેમાં તપ કરતા ફરે છે અથવા એમાંના કોઈ એક સ્થળમાં આશ્રમ બાંધીને વસે છે. તેઓ ગામમાં ઉત્પન્ન થયેલાં વસ્ત્ર, ભોજન અને ઉપભોગનો ત્યાગ કરે છે, વનમાં ઉત્પન્ન થતી ઔષધીઓ, ફળ, મૂળ અને પાંદડાં, એ તેઓનો વિચિત્ર તથા નિયમિત આહાર હોય છે. એક સ્થળમાં પર્ણકુટી બાંધીને આશ્રમ કરે છે; તેઓ પૃથ્વી, પથ્થર, રેત, કાંકરી, ઝીણી કાંકરીવાળી વેળુ અથવા રાખમાં શયન કરે છે, કાસ, દર્ભ, ચામડું કે, વલ્કલને શરીરપર ધારણ કરે છે, કેશ, દાઢી, નખ અને રોમ વધારે છેં, નિયમિત વખતે સ્નાન-સંધ્યા કરે છે, સમયે સમયે પૃથ્વીપર બળિદાન આપે છે, અગ્નિમાં હોમ કર્યા કરે છે, અગ્નિમાં હોમવાનું સમિધ, દર્ભ અને પુષ્પ વીણીને તથા પોતાના આશ્રમને વાળી-ઝુડીને અને સ્વચ્છ રાખીને વિશ્રામ પામે છે, ટાઢ, તાપ, વરસાદ તથા પવન વગેરેને સહન કરવાથી તેઓના શરીરની સઘળી ત્વચા ફાટી ગયેલી હોય છે,

તેઓએ અનેક પ્રકારના નિયમ આચર્યા હોય છે, તેઓએ પંચાગ્નિ આદિનું સાધન કર્યું હોય છે, આહાર કમી કરી નાખ્યો હોય છે, તીર્થોમાં ભ્રમણ કર્યું હોય છે તેથી તેઓના શરીરનું માંસ, રૂધિર, ત્વચા અને અસ્થિ સૂકાઈ ગયેલાં જણાય છે, તેઓ સંતોષવાળા હોય છે અને તેઓ સત્વગુણના યોગથી શરીરને ધારણ કરી રહ્યા હોય છે[1]. જે પુરૂષ બ્રહ્મર્ષિએ નિર્માણ કરેલી એ વાનપ્રસ્થની નિયમિત ચર્યાને આચરે છે તે પુરૂષ અગ્નિની પેઠે, દોષને બાળી મૂકે છે તથા દુર્જયલોક (સ્વર્ગાદિ) ને જીતે છે–દુર્જય લોકની તેને પ્રાપ્તિ થાય છે[2]. હવે સંન્યાસીઓનો આચાર આ પ્રમાણે છે, જે મનુષ્ય સન્યાસી થવાનો હોય છે તે અગ્નિનો ત્યાગ કરે છે, દ્રવ્ય, સ્ત્રી તથા શય્યાદિ ભોગ સામગ્રીને છોડી દે છે, પોતે સર્વ વસ્તુ ઉપરથી સ્નેહરૂપી પાશને તોડી નાખે છે અને સન્યાસ આશ્રમને ધારણ કરે છે. તે સંન્યાસીઓ માટીનાં ઢેફાંને, પથ્થરને અને સુવર્ણને સમાન ગણે છે, તેઓની બુદ્ધિ, ધર્મ, અર્થ, અને કામની પ્રવૃત્તિમાં આસક્ત હોતી નથી, તેઓ શત્રુ, મિત્ર અને ઉદાસીન ઉપર સમાન દ્રષ્ટિથી જૂએ છે, સ્થાવર, જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ આદિ સર્વે પ્રાણીઓ ઉપર વાણી, મન અને કર્મવડે દ્રોહ આચરતા નથી, ઘર કરીને રહેતા નથી, પર્વત, સમુદ્રના કિનારા, વૃક્ષનાં મૂળ અને દેવાલય એવા સ્થળમાં નિવાસના અર્થે ફરતા ફરતા જઇ ચઢે છે, વખતે નગરમાં કે, ગામમાં પણ રહે છે, નગરમાં પાંચ રાતો રહે છે. અને ગામમાં એક રાત રહે છે. તેઓ પોતાના પ્રાણનું ધારણ કરવા માટે (ભિક્ષા માટે) શુદ્ધ રીતે પોતાના ધર્મને પાળનારા કોઈ દ્વિજના ઘેર જઈને ઉભા રહે છે, તેઓ પાત્રમાં પડેલી અયાચિત ભિક્ષા ઉપર નિર્વાહ કરે છે તથા તેઓ કામ, ક્રોધ, ગર્વ, લોભ, મોહ, દીનતા, દંભ, નિંદા, અભિમાન અને હિંસાથી નિવૃત્ત હોય છે[3]. એ વિષે શ્લોક કહ્યા છે કે, જે મુનિ સર્વ પ્રાણીને અભયદાન આપીને ફરે છે તેને સર્વ પ્રાણીથી કોઇ સ્થળમાં ભય ઉત્પન્ન થતો નથી[4]. જે બ્રાહ્મણ અગ્નિહોત્રને પોતાના દેહના વિષે આરોપણ કરે છે અને શરીરમાં રહેલા અગ્નિને ઉદ્દેશીને ભિક્ષાવડે પ્રાપ્ત થયેલા હુતદ્રવ્યવડે પોતાના મુખમાં હોમ કરે છે તે બ્રાહ્મણ, જેઓએ અગ્નિચયન કરેલું છે એવા મુનિઓના લોકને–પ્રજાપતિના લોકને પામે છે[5]. અથવા જે બ્રાહ્મણ પોતાના શરીરમાં રહેલા પ્રાણાગ્નિમાં હોમ કરીને શરીરસંબંધી અગ્નિને–જીવને પોતાના મુખમાં–તેના નિર્ગમસ્થાન બ્રહ્મમાં હોમે છે–લીન કરે છે તે બ્રાહ્મણ બ્રહ્મલોકને પામે છે. તાત્પર્ય કે, જીવનો બ્રહ્મસાથે યોગ–એકતા કરવાથી મુક્તિ થાય છે. જેની બુદ્ધિ સંકલ્પથી રહિત છે–જેના સંકલ્પ નાશ પામ્યા છે એવો જે દ્વિજ પવિત્ર થઇને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મોક્ષાશ્રમ (સંન્યાસ)નું આચરણ કરે છે તો તે દ્વિજ, કાષ્ઠ વિનાના અગ્નિની પેઠે, શાંત થઈને બ્રહ્મલોકને પામે છે–બ્રહ્મરૂપ થાય છે[6]. ભારદ્વાજ કહે છે કેઃ–આ લોકથી અન્યલોક (સ્વર્ગ) માત્ર સાંભળવામાં આવે છે પણ જોવામાં આવતો નથી–પ્રાપ્ત થતો નથી, માટે મને તે લોકનો સાક્ષાત્કાર થાય એવી મ્હારી ઈચ્છા છે, તો તમારે મને તે કહેવું જોઇએ[7]. ભૃગુ કહે છે કેઃ–હિમાલયની ઉત્તર બાજૂ "મેરૂ" નામે પર્વત છે. તે સ્થળ પુણ્યપ્રદ અને સર્વ ગુણથી યુક્ત છે. ત્યાં પવિત્ર, કલ્યાણકર અને ઇચ્છવા યોગ્ય લોક–દેશ છે. તે પ્રદેશને "પરલોક" કહે છે. (આ* શ્લોકનું તાત્પર્ય એવું છે કે, હિમાલય સરખી નાકની ડાંડીની ઉપર જે ઉત્કૃષ્ટ પ્રદેશ છે તે ભૃકુટી અને નાકની વચ્ચેના સાંધા આગળ છે. તે સ્થળ ઘણા પુણ્યવડે પ્રાપ્ત થાય એવું છે. તે રમણીયત્વાદિ ઘણા ગુણથી યુક્ત છે. ત્યાં પાપરહિત, કલ્યાણકર, સત્યકામ, સત્યસંકલ્પ અને સર્વ ઇચ્છિત ભોગને ભોગવવાને યોગ્ય પરલોક એટલે પરમાત્મા છે. અર્થાત્ તે સ્થળમાં (દૃષ્ટી રાખી) ધ્યાન

* હવે પૂર્વોક્ત બાબતને ટીકાકાર અધ્યાત્મ અર્થથી ઘટાવે છે.

કરવાથી પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. તે સ્થળમાં પરમાત્માનું સ્થાન છે. એ વિષે મંત્ર શાસ્ત્રમાં કહ્યું છે કે "બન્ને ભ્રમરની મધ્યે સુવર્ણરૂપી મેરૂ પર્વત છે" ઈ૦ શ્રુતિમાં પણ કહ્યું છે કે "ભ્રમર અને નાસિકાની સંધિમાં અનંત તથા અવ્યક્ત આત્માનું સ્થાન છે." ઈ૦)[૮]. તે સ્થળમાં, જે મનુષ્યો પુણ્ય કર્મ કરનાર, પવિત્ર, અત્યંત નિર્મળ અંતઃકરણવાળા, લોભ અને મોહ વિનાના હોય છે તેઓ જઈ શકે છે અને ત્યાં ઉપદ્રવરહિત થઇને નિવાસ કરી શકે છે. તાત્પર્ય કે, ઉપર્યુક્ત ગુણવાળા પુરૂષો ઉપદ્રવ વિના સમાધિ કરી શકે છે[૯]. તે પ્રદેશ સ્વર્ગના સરખો છે. ઉપર્યુક્ત સર્વ ઉત્તમ ગુણો ત્યાં રહેલા છે. તે દેશમાં સમાધિ વખતે જીવાત્મા ઈશ્વર થાય છે અને તેને વ્યાધિઓ સ્પર્શ કરતા નથી[૧૦]. (શ્રુતિમાં કહેલા **आत्ममिथुन**, **आत्मक्रीड**, **आत्मरति**, ઈત્યાદિ અર્થ પ્રકટ કરતાં કહે છે કે) તે પ્રદેશમાં ગયેલા પુરૂષને પરસ્ત્રીમાં લોભ નથી. એટલે અનાત્મરૂપ સ્ત્રીના વિષે લોભ નથી પણ પોતાનો આત્માજ તેને સ્ત્રીરૂપ છે, માટે તેમાંજ તે પ્રીતિવાળો રહે છે. ત્યાં આત્માના વિષે ભેદ નથી માટે અન્યોન્ય બંધન થતું નથી. વળી તે સ્થળમાં સર્વ આત્મરૂપ છે માટે દ્રવ્યાદિના વિષે આશ્ચર્ય બુદ્ધિ થતી નથી. ત્યાં અનાત્મરૂપ અધર્મ–અનૃતાદિ નથી કેમ કે, આત્મા સત્યરૂપ છે. વળી ત્યાં સંદેહ પણ થતો નથી કે, દેહાદિ આત્મા છે? કે બીજો કોઈ આત્મા છે?[૧૧]. ત્યાં કરેલા કર્મમાત્રનું ફળ પ્રત્યક્ષ અનુભવમાં આવે છે–પ્રાપ્ત થાય છે–પાન, આસન અને ભોજન આદિ કર્મના સર્વ ફળનો બ્રહ્મવિદ્યામાં અંતર્ભાવ થાય છે. વળી ત્યાં મેહેલ કે, ઘરમાં રહેવારૂપ ફળનો પણ અનુભવ થાય છે[૧૨]. ભ્રકુટીની સંધિમાં રહેલા કેટલાક યોગીઓને સર્વ કામ પ્રાપ્ત થાય છે તથા તેઓ સુવર્ણના અલંકારથી અલંકૃત થાય છે. અર્થાત્ એવા કામભોગથી યુક્ત થયેલા મનુષ્યો યોગથી પુનઃ સ્ખલિત થાય છે. ત્યાં માત્ર પ્રાણધારણ કરનારા તો કોઇકજ હોય છે. અર્થાત્ સિદ્ધિઓથી ન લોભાઇને સર્વ કામનાઓનો પરમાત્મામાં લય કરવાપણું તો દિવ્ય ભોગમાં પણ કોઈકજ વિરકત યોગીને પ્રાપ્ત થાય છે[૧૩]. કેટલાક પુરૂષો મોટા શ્રમવડે પ્રાણધારણ કરે છે અર્થાત્ કામનાઓનો ક્ષય કરે છે. કેટલાક યોગના ઐશ્વર્યને પામીને પરોપકારના અર્થેજ પોતાની સિદ્ધિનો ઉપયોગ કરે છે. એવા યોગી વ્યાસ અને નારદાદિને જાણવા. ત્યાં કેટલાક પોતેજ પોતાને ઠગનારા છે એટલે બાહ્ય ભોગવડે યોગથી પ્રાપ્ત થયેલા ધર્મનો નાશ કરનારા છે. માટે કેટલાક ધર્મવાળા સુખી છે અને કેટલાક નૈષ્કૃતિક (પોતાની મેળે પોતાને ઠગનારા) દુઃખી છે. તેવા પુરૂષો નિર્ધન એટલે ક્ષીણ પુણ્યવાળા છે અને ધર્મવાળા ધનવાન એટલે યોગથી ઉત્પન્ન થયેલા ધર્મવડે પરોપકારથી થયેલા ધર્મરૂપી ધનની વૃદ્ધિ કરવાવાળા છે[૧૪]. જે પુરૂષો બાહ્યભોગથી આસકત થાય છે તેઓને આ લોકમાં શ્રમ, ભય, મોહ, તીવ્ર ક્ષુધા અને દ્રવ્યના અર્થે લોભ ઉત્પન્ન થાય છે, પણ પંડિતોજ મોહને પ્રાપ્ત થઇને બાહ્યભોગમાં આસકત થતા નથી[૧૫]. આ સ્થળમાં ધર્મ અને અધર્મને ઉત્પન્ન કરનારી બહુ પ્રકારની વાર્તાઓ છે. જે બુદ્ધિમાન પુરૂષ તે ધર્મને ઉપાદેયરૂપ (ગ્રહણ કરવારૂપ) અને અધર્મને ત્યાગ કરવારૂપ જાણે છે તે પુરૂષ પાપવડે લેપાતો નથી[૧૬]. જે પુરૂષ દંભ રાખીને લોકોને ઠગે છે, ચોરી કરે છે, નિંદા કરે છે, પારકા ઉત્કર્ષને સહન કરતો નથી, બીજાનો ઘાત કરે છે, હિંસા કરે છે, ચાડી કરે છે અને જૂઠું બોલે છે, તેના તપનો નાશ થાય છે. પણ જે જ્ઞાની પુરૂષ એવાં નીચ કર્મનું આચરણ કરતો નથી તેના તપની વૃદ્ધિ થાય છે[૧૭,૧૮]. માટે આ લોકમાંજ ધર્મ અને અધર્મરૂપ કર્મનો વિચાર બહુ પ્રકારે કરવો જોઇએ છીએ. કેમ કે, સર્વ લોકમાં આ કર્મભૂમિ છે. આ લોકમાં શુભ કે, અશુભ જેવું કર્મ કર્યું હશે તેનું તેવું ફળ પરલોકમાં પ્રાપ્ત થશે. શુભ કર્મવડે શુભ ફળ મળશે અને અશુભ કર્મવડે

અશુભ ફળ મળશે[૧૯]. પૂર્વે પ્રજાના પતિ દેવો અને ઋષિઓનો સમુદાય આ લોકમાંજ પોતાને પ્રિય એવું તપ કરીને તથા પવિત્ર થઇને હિમાચળની ઉત્તર બાજૂપર આવેલા બ્રહ્મલોકને પામ્યા છે[૨૦]. પૃથ્વીનો ઉત્તરભાગ સર્વ કરતાં વિશેષ પવિત્ર અને શુભ છે. આ લોકમાં-આ ભૂમિમાં પુણ્ય કરનારા મનુષ્યો ત્યાં જન્મ પામે છે-પ્રકટ થાય છે[૨૧] જો મનુષ્યો યોગના વિષે આદર પામે તો તેને બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે, પણ જો યોગમાં આદર નથી પામતા તો તિર્યક્યોનિમાં—પશુ આદિની જાતિમાં જન્મ પામે છે અને પૃથ્વીમાં પોતાના આયુષ્યનો ક્ષય કરીને નાશ પામે છે-અધોગતિને પામે છે[૨૨]. જે મનુષ્યો પરસ્પર ભક્ષણ કરવામાં આસક્ત છે તથા લોભ અને મોહથી યુક્ત છે, તેઓ આ સંસારમાંજ ભમ્યા કરે છે-જન્મ અને મરણ પામે છે પરંતુ તેઓ ઉત્તર દિશામાં જઈ શકતા નથી તથા તેઓથી યોગસાધના બનતી નથી[૨૩]. જે પુરૂષો શમ, દમ તથા ઉપરતિ આદિ ગુણોથી યુક્ત થઇને બ્રહ્મચારી એટલે બ્રહ્મમાંજ કાયા, વાણી અને મનની પ્રવૃત્તિ રાખનારા હોય છે તથા જેઓ ગુરૂનું ઉપાસન કરે છે, તે બુદ્ધિમાન પુરૂષોજ સર્વ લોકના બ્રહ્મલોકમાં જવા-આવવાના માર્ગને જાણે છે. અર્થાત્ તેઓ નિર્ગુણ વસ્તુની પ્રાપ્તિનું દ્વાર સગુણ બ્રહ્મ છે, એમ જાણે છે[૨૪]. એ પ્રકારે મેં વેદમાં પ્રકાશિત કરેલો ધર્મ સંક્ષેપમાં કહ્યો છે. બુદ્ધિમાનતો તેનેજ જાણવો કે, જે લોકોના કર્ત્તવ્ય (ધર્મ) અને અકર્ત્તવ્ય (અધર્મ)ને જાણે છે[૨૫]. ભીષ્મ કહે છે-હે રાજન્! એ પ્રકારે પ્રતાપવાન ભારદ્વાજને ભૃગુએ કહ્યું તે સાંભળીને, પરમ ધર્મવાળા ભારદ્વાજે વિસ્મય પામીને ભૃગુનો બહુ સત્કાર કર્યો[૨૬]. હે રાજન્! પ્રત્યેક આત્મા જગતનું ઉત્પત્તિસ્થાન છે તે મેં તને સઘળું કહ્યું. હે મહા બુદ્ધિશાળી રાજન્! હવે બીજું શું સાંભળવાની ત્હારી ઇચ્છા છે?[૨૭].

एष ते प्रसवो राजन् जगतः संप्रकीर्तितः। निखिलेन महाप्राज्ञ किं भूयः श्रोतुमिच्छसि ॥२७॥

**इति श्रीमहा० शांति० मो० पूर्वा० गु० भा० भृगुभारद्वाजसंवादे आश्रमधर्मवर्णनं नाम एकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥**

## અધ્યાય ૨૦ મો-આચારવિધિવર્ણન.

**युधिष्ठिर उवाच** ॥ आचारस्य विधिं तात प्रोच्यमानं त्वयानघ ॥
॥ श्रोतुमिच्छामि धर्मज्ञ सर्वज्ञो ह्यसि मे मतः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે:—હે તાત! હે પાપરહિત! હું તમોએ કહેલા આચારનો વિધિ સાંભળવાને ઇચ્છું છું. હે ધર્મને જાણનારા! તમે સર્વજ્ઞ છો!! એમ મેં માનેલું છે[૧]. ભીષ્મ કહે છે:-અસત્ પુરૂષો દુરાચારી, દુષ્ટ ચેષ્ટાઓ કરનારા, દુષ્ટ બુદ્ધિવાળા અને વગર વિચારે કામ કરવામાં પ્રીતિવાળા હોય છે અને તેથીજ તેઓ નીચ પુરૂષો છે એમ જગતમાં પ્રસિદ્ધ થયું હોય છે, પણ જેઓ સત્ (સારા) પુરૂષો હોય છે તેઓનું તો આચાર એજ લક્ષણ હોય છે; અર્થાત્ તું પણ આચાર જાણવાની ઇચ્છા કરે છે માટે સતપુરૂષ છે[૨]. જે પુરૂષો રાજમાર્ગમાં, ગાયોની વચ્ચે કે, ધાન્યના ઢગલામાં મળ-મૂત્ર કરતા નથી તેઓને સતપુરૂષો જાણવા[૩]. આવશ્યક શૌચાદિ કર્મ કરીને આચમન કરવું, પછી નદીમાં સ્નાનાદિ કરવું તથા પછી તર્પણ કરવું. એવો મનુષ્યોનો ધર્મ કહેલો છે, પણ આચમન કર્યા સિવાય નદીમાં સ્નાન કરવું નહિ[૪]. દરરોજ સૂર્યનું ઉપસ્થાન કરવું, સૂર્યોદય થતી વેળાએ શયન કરવું નહિ. પ્રાતઃકાળે પૂર્વાભિમુખ રહીને સંધ્યા કરવી તથા ગાયત્રી જપ કરવો અને સાયંકાળે પશ્ચિમાભિમુખ રહીને સંધ્યા કરવી તથા ગાયત્રી જપ કરવો[૫]. ભોજન કરતાં પહેલાં પાંચ અંગોને જળવડે

ભીનાં કરવાં એટલે બે હાથ, બે પગ અને મુખ, એ પાંચ અંગ ધોઇને ભોજન કરવું. પૂર્વ દિશા તરફ મુખ રાખીને ભોજન કરવું, તે સમયે કાંઈ બોલવું નહિ, ભોજન કરવાના અન્નની કે, બીજા ભક્ષ્ય પદાર્થોની નિંદા કરવી નહિ પણ તેમાંથી જે સ્વાદિષ્ટ પદાર્થ હોય તેનું પ્રથમ ભક્ષણ કરવું[૬]. ભોજન કર્યા પછી હાથ ધોઇને ઉઠવું. રાત્રિયે ચરણ ભીના છતાં સૂઇ રહેવું નહિ. એ પ્રમાણે દેવોના ઋષિ નારદે આચારનાં લક્ષણ કહેલાં છે[૭]. યજ્ઞાદિ પવિત્ર સ્થળ, ગાડી, દેવ, ગાયનો ગોઠો, ચાર માર્ગનો ચકલો, બ્રાહ્મણ, ધાર્મિક પુરૂષ અને દેવાલયને નિરંતર પોતાના જમણા હાથ તરફ રહેવા દઇને ચાલવું[૮]. ગમે તે મનુષ્ય પણ જો પોતાના ઘેર અતિથિરૂપે આવેલો હોય તો તેને તથા દૂત, પોતાના કુટુંબના મનુષ્ય અને ચાકર, એ સર્વને સમાન ભોજન કરાવવું પ્રશંસનીય છે, અર્થાત્ ઉપર્યુક્ત અતિથિ વગેરેના ભોજન પદાર્થમાં પાકભેદ કરવો નહિ[૯]. મનુષ્યોએ સાંજ અને સવાર, બે વેળાજ ભોજન કરવું, પણ વચમાં ભોજન કરવું નહિ. જો વચમાં ત્રીજીવાર ભોજન કરવામાં આવે તો ઉપવાસ કરવાથી શુદ્ધિ થાય છે એવી વેદની આજ્ઞા છે અથવા જે સાંજ–સવાર મળીને બેજ વખત ભોજન કરે છે અને વચમાં ભોજન કરતો નથી તેને ઉપવાસ કર્યા જેટલું ફળ પ્રાપ્ત થાય છે[૧૦]. જે અગ્નિમાં હોમ કરવાની સમયે હોમ કરતો હોય, ઋતુકાળમાંજ પોતાની સ્ત્રી સાથે ગમન કરતો હોય અને અન્ય સ્ત્રી સાથે ગમન કરતો ન હોય તે જ્ઞાની પુરૂષને બ્રહ્મચર્યનું ફળ પ્રાપ્ત થાય છે[૧૧]. બ્રાહ્મણના જમતાં શેષ રહેલું અન્ન, માતાએ પ્રીતિથી આપેલા ભોજનના સરખું અમૃતતુલ્ય છે. જે સત્પુરૂષો એવા અમૃત સરખા ભોજનનું ઉપાસન કરે છે–ભક્ષણ કરે છે, તેઓને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે; ( કેમ કે, આહારની શુદ્ધિથી સત્વગુણની શુદ્ધિ થાય છે, સત્વગુણની શુદ્ધિથી સ્મૃતિ નિશ્ચળ થાય છે, સ્મૃતિ નિશ્ચળ થવાથી સર્વ હૃદયગ્રંથિઓ મુક્ત થાય છે અને હૃદયગ્રંથિઓનો મોક્ષ થવાથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે. ) એવા ક્રમથી આહારશુદ્ધિ થવાથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે[૧૨]. જે પુરૂષ યજ્ઞીય (યજ્ઞ કરવા યોગ્ય) વેદી કરવાના અર્થે માટીના ઢેફાને ભાગી નાખનારો હોય, તરણાં કાપનારો હોય, ભક્ષણ માટે યજ્ઞના શેષ માંસને નખવડે ફાડતો હોય, નિત્ય સોમપાન કરનારો હોય અને યજ્ઞાદિ કરીને તેના ફળને ઇચ્છનારો હોય તેને દીર્ઘ આયુષ્યની પ્રાપ્તિ થતી નથી–તે મૃત્યુને જીતતો નથી[૧૩]. જે પુરૂષ માંસભક્ષણ કરવાથી નિવૃત્ત થયો હોય તેણે, યજુર્વેદ જાણનારા અધ્વર્યુએ સંસ્કારયુક્ત કરેલા માંસનું પણ ભક્ષણ કરવું નહિ અને જેનો યજ્ઞાદિ કર્મમાં સંસ્કાર થયો ન હોય તે માંસનું તો કદાપિ ભક્ષણ કરવું નહિ. તેમજ પૃષ્ઠમાંસ અર્થાત્ શ્રાદ્ધ કરતાં શેષ રહેલું માંસ પણ ખાવું નહિ. તાત્પર્ય એ છે કે, હિંસાયુક્ત ધર્મ કરવો નહિ[૧૪]. સ્વદેશમાં કે, પરદેશમાં અતિથિ આવે તો તેને ઉપવાસ કરાવવો નહિ, શુભ કર્મથી ફળ પ્રાપ્ત કરીને પોતાના ગુરૂઓને નિવેદન કરવું[૧૫]. જ્યારે ગુરૂઓ પોતાના ઘેર આવે ત્યારે તેઓને આસન આપવું તથા પ્રણામ કરવા. ગુરૂઓનું પૂજન કરવાથી આયુષ્ય, યશ અને લક્ષ્મી પ્રાપ્ત થાય છે[૧૬]. ઉગતા સૂર્યનું દર્શન કરવું નહિ, પરસ્ત્રીને નગ્ન જોવી નહિ તથા ઋતુ ધર્મમાં આવેલી પોતાની સ્ત્રીસાથે પણ ધર્મયુક્ત મૈથુન એકાંતમાંજ કરવું[૧૭]. ગુરૂ સઘળાં તીર્થનું રહસ્ય છે અને અગ્નિ સઘળા પવિત્ર પદાર્થોમાં રહસ્ય છે. શિષ્ટ પુરૂષોએ જે કર્યું હોય તેને પ્રશસ્ત જાણવું અને જે પદાર્થને ગાયના પૂંછડાનો સ્પર્શ થયો હોય તેને પણ પવિત્ર જાણવો[૧૮]. જ્યારે જ્યારે બ્રાહ્મણ મળે ત્યારે ત્યારે તેને કુશળ પ્રશ્ન પૂછવો તથા દરરોજ સાંજે–સવારે બ્રાહ્મણોને નમસ્કાર કરવા એવી વેદમાં આજ્ઞા કરેલી છે[૧૯]. દેવાલયમાં, ગાયોની મધ્યે, બ્રાહ્મણોના શ્રૌત કે, સ્માર્ત કર્મના અનુષ્ઠાનમાં, સ્વાધ્યાયનું પઠન કરતાં અને ભોજન કરતાં જમણા હાથને ઉંચો કરવો એટલે સવ્ય ઉપવીત ધારણ

કરવું[૨૦]. સાંજે તથા સવારે વિધિપૂર્વક બ્રાહ્મણોનું પૂજન કરવું કેમ કે, વેપારીને તેજ સર્વોત્તમ વેપાર (ક્રય-વિક્રય) છે અને ખેડૂતને સર્વ ખેતીઓમાં તેજ ખેતી સ્થિર થાય છે તથા તેથી અનાજના છોડ અતિશય ઉત્પન્ન થાય છે અને તેથીજ ઇન્દ્રિયોને માટે દિવ્ય સ્ત્રી, અન્નપાન આદિ ઇષ્ટપ્રાપ્તિ પણ થાય છે[૨૧]. બ્રાહ્મણનું પૂજન કેવી રીતે કરવું, તે વિષે કહે છે કે, બ્રાહ્મણને ભોજન આપતી વખતે આપનારે કહેવું કે: "**सम्पन्नम्?**" ત્યારે ભોજન ગ્રહણ કરનાર બ્રાહ્મણે કહેવું કે: "**सुसम्पन्नम्**" બ્રાહ્મણને જળ આપતી વખતે દાતાએ કહેવું કે: "**तर्पणम्?**" ત્યારે પ્રતિગ્રહીતાએ કહેવું કે: "**सुतर्पणम्.**" દૂધપાક વગેરે નરમ-જાવળું અને ખીચડી આપતી વખતે દાતાએ કહેવું કે: "**शृतम्?**" ત્યારે પ્રતિગ્રહીતાએ કહેવું કે: "**सुशृतम्.**" એવો પૂજનનો પ્રકાર છે[૨૨]. રોગી મનુષ્ય ક્ષૌર (હજામત) કરાવતો હોય, છીંકતો હોય, સ્નાન કરતો હોય અથવા ભોજન કરતો હોય, તે વખતે બ્રાહ્મણ આવે તો તેને વંદન આદિ કરીને સંતોષ પમાડવો કેમ કે, તેથી આયુષ્યની વૃદ્ધિ થાય છે[૨૩]. સૂર્યની સામે મૂત્ર કરવું નહિ, પોતાની વિષ્ઠાને પોતે જોવી નહિ, સ્ત્રીની સાથે શયન કરવું નહિ તથા તેની સાથે એક પાત્રમાં ભોજન કરવું નહિ[૨૪]. પોતાથી જે મોટા હોય તેને ટૂંકારો અથવા નામ દઇને બોલાવવાની રીતિ રાખવી નહિ. જે પોતાનાથી નાના હોય તથા પોતાના સમાન હોય તેઓને ટૂંકારો કે, નામ દઇને બોલાવવામાં દોષ નથી[૨૫]. જેઓનાં આચરણ પાપયુક્ત હોય છે તેઓના નેત્રાદિના વિકાર ઉપરથી તેઓનું પાપાચરણ જણાઈ આવે છે. તેઓ ઘણા મનુષ્યો આગળ પોતાનાં પાપને સંતાડવા જાય છે, પરંતુ જ્ઞાનપૂર્વક નાશ પામે છે[૨૬]. જે પુરૂષ બહુશ્રુત નથી તે જાણી-બૂઝીને પાપ કરે છે અને પછી તેને ઢાંકવાનો પ્રયત્ન કરે છે. મનુષ્યો પાપને તો દેખતાં નથી પણ દેવતાઓ દેખે છે[૨૭]. પાપવડે ઢાંકેલું પાપ પાપનુંજ અનુવર્તન કરે છે અર્થાત્ પાપી પુરૂષ કરેલા એક પાપને ઢાંકવાને બીજું પાપ (સત્યને છુપાવવારૂપ પાપ) કરે છે અને તે બીજા પાપને ઢાંકવાને ત્રીજું પાપ કરે છે. એમ ઉત્તરોત્તર એક પાપની પછવાડે બીજું પાપ ઉપજતુંજ જાય છે. તેજ પ્રમાણે ધર્મવડે પ્રકાશિત કરેલો ધર્મ, ધર્મનુંજ અનુવર્ત્તન કરે છે. અર્થાત્ ધાર્મિક પુરૂષ એક ધર્મ કરે છે તથા તે ધર્મને વિશેષ પ્રકાશિત કરવાને બીજો ધર્મ કરે છે, એ પ્રમાણે ઉત્તરોત્તર ધર્મનીજ વૃદ્ધિ થતી જાય છે. તાત્પર્ય કે, જો પાપ થઇ ગયું હોય તો તેને પ્રકટ કરી દેવું કે, જેથી બીજું પાપ કરવાનો પ્રસંગ આવે નહિ અને ધર્મ કર્યો હોય તેને ઢાંકવો કે, જેથી મદાદિ દોષ ઉપજે નહિ. ધર્મીએ કરેલો ધર્મ, ધર્મનુંજ અનુવર્તન કરે છે[૨૮]. મૂઢ પુરૂષ પાપ કરે છે અને તેને સંભારતો નથી તથાપિ શાસ્ત્રને દૂર કરીને ચાલનારા તે પાપી પુરૂષને તે પાપ સ્વયમેવ આવીને વળગે છે. જેમ રાહુ ચંદ્રમાને આવીને પકડે છે, તેમ મૂર્ખ પુરૂષને પાપ-કર્મ આવી પકડે છે[૨૯]. કોઇ પુરૂષ આશાને વશ થઈને દ્રવ્યનો સંચય કરે છે તથા તેનો ઉપભોગ કરવો હોય છે તો મહાકષ્ટવડે તેને વાપરે છે, એવા કૃત્યને પંડિતો વખાણતા નથી કેમ કે, મૃત્યુ કાંઈપ્રતિક્ષા કરતું નથી કે, આ મનુષ્યે ભોગ ભોગવવાને દ્રવ્ય એકઠું કરેલું તે તેને ભોગવી રહેવા દઉં[૩૦]. સર્વ પ્રાણીઓનો ધર્મ મનવડે આચરવા યોગ્ય છે એમ પંડિતો કહે છે માટે સર્વ પ્રાણીઓનું મનવડે કલ્યાણ આચરવું[૩૧]. ધર્મ એકલાએજ આચરવાનો છે, ધર્મ આચરવામાં કોઈ સહાય કરી શકતું નથી, "સ્ત્રી-પુરૂષ બન્નેએ એકઠાં મળીને ધર્મ આચરવો" એવો શાસ્ત્રમાં વિધિ કહેલો છે ખરો!! પણ ધર્મ કાંઈ તેવા બાહ્યોપચારથી થતો નથી પરંતુ મનથી આચરવામાં આવે છે. માટે જો મનમાં ધર્મ નહિ હોય તો, કેવળ વિધિનું ગ્રહણ કરીને સહાયના યોગથી આચરેલો ધર્મ શું કરશે? શા કામનો છે? અર્થાત

એકલાએ પણ મનવડે ધર્મ આચરવો[32]. મનુષ્યની ઉત્પત્તિનું કારણ પણ ધર્મ છે. એટલે દેવત્વ અને મનુષ્યત્વ પણ ધર્મવડેજ પ્રાપ્ત થાય છે. દેવ અને મનુષ્યને સ્વર્ગમાં-હાર્દાકાશ નામે બ્રહ્મલોકમાં અમૃત એટલે કૈવલ્યનું કારણ પણ ધર્મજ છે તથા ધર્મ કરનારા મનુષ્યો પરલોકની પ્રાપ્તિ થયા પછી પણ ધર્મથીજ નિરંતર સુખને ભોગવે છે[33].

धर्मो योनिर्मनुष्याणां देवानाममृतं दिवि । प्रेत्यभावे सुखं धर्माच्छश्वत्तैरुपभुज्यते ॥ ३३ ॥

इति श्रीमहा० शां० मो० भीष्मयुधिष्ठिरसंवादे आचारविधिर्नाम गु० भा० विंशतितमोऽध्यायः ॥ २० ॥

---

## અધ્યાય ૨૧ મો—અધ્યાત્મજ્ઞાનકથન.

युधिष्ठिर उवाच ॥ अध्यात्मं नाम यदिदं पुरुषस्येह चिंत्यते ॥
॥ यदध्यात्मं यथा चैतत्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

*યુધિષ્ઠિર કહે છે કેઃ—પુરૂષે આત્મા ( ચિત્ત ) સંબંધી પ્રવૃત્ત થયેલો યોગધર્મ આચરવા જેવો છે એમ શાસ્ત્રમાં ચિંતન કર્યું છે-કહ્યું છે, તે અધ્યાત્મનું શું લક્ષણ છે ? તથા તે કેવા પ્રકારનું છે ? તે હે પિતામહ ! મને કહો[1]. (પ્રજાની ઉત્પત્તિનું કારણ બ્રહ્મ છે, એ પ્રસિદ્ધ છે, પરંતુ તમે તો પ્રજાની ઉત્પત્તિનું કારણ માનસધર્મ કહો છો. તે કેમ સંભવે ? એવા આશયથી પૂછે છે કે)–હે બ્રહ્મન્ ! આ સ્થાવર અને જંગમ વિશ્વ કયાંથી ઉત્પન્ન થયું ? અને પ્રલય કાળમાં કેવી રીતે નાશ પામે છે ? તે મને કહેવું યોગ્ય છે[2]. ભીષ્મ કહે છે કેઃ-હે કુંતિપુત્ર ! અધ્યાત્મ શું છે? એ વિષે તું મને જે પૂછે છે તે હું તને કહીશ. હે તાત ! તે અધ્યાત્મ અત્યંત કલ્યાણકારી અને સુખ આપનારૂં છે[3]. અધ્યાત્મજ્ઞાન સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલયથી આચાર્યોએ બતાવેલું છે. પુરૂષ તેને જાણવાવડે પ્રીતિ અને સુખને પામે છે. તે જાણનારને સર્વ કામનાઓના ફળનો લાભ થાય છે અને તે જ્ઞાન સર્વ પ્રાણીને હિત કરનારૂં છે[4]. સર્વ પ્રાણીમાત્રનાં ઉત્પત્તિ અને લયનાં સ્થાન પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને અગ્નિ, એ પાંચ મહાભૂત છે[5]. જેમ સમુદ્રની લેહેરો સમુદ્રમાંથી ઉપજીને, સમુદ્રમાંજ સમાઇ જાય છે, તેમ સર્વ પ્રાણીઓ જે મહાભૂતમાંથી ઉત્પન્ન થાય છે, તેમાંજ પુનઃ લય પામે છે[6]. જેમ કાચબો પોતાના અંગને વિસ્તાર પમાડીને પુનઃ ખેંચી લે છે, તેમ ભૂતાત્મા જીવ મહાભૂતને પોતામાંથી ઉત્પન્ન કરીને પુનઃ પોતામાંજ સંહાર કરે છે[7]. પ્રાણીને ઉત્પન્ન કરનાર આત્માએ સર્વ પ્રાણીમાં પાંચ મહાભૂત કરેલાં છે તથા તેના વિષે વિષમપણું ઉત્પન્ન કર્યું છે તેને જીવ દેખતો નથી[8]. શબ્દ, શ્રોત્ર અને ઇન્દ્રિયોનાં પોલાણ એ ત્રણ આકાશ મહાભૂતથી ઉપજેલાં છે. સ્પર્શ, ચેષ્ટા અને ત્વચા એ ત્રણ વાયુ મહાભૂતથી ઉપજેલાં છે[9]. રૂપ, ચક્ષુ અને પાક એ ત્રણ તેજ મહાભૂતથી થયાં છે. રસ, ક્લેદ અને જીહ્વા એ ત્રણ જળ મહાભૂતના ગુણ છે[10]. ઘ્રેય (સૂંઘવા યોગ્ય વસ્તુ), ઘ્રાણ ( સૂંઘવાનું ઇન્દ્રિય ) અને શરીર એ ત્રણ ભૂમિના ગુણ છે. એ પ્રમાણે પાંચ મહાભૂત (તથા તેનો વિસ્તાર) છે તથા મન છઠ્ઠું છે[11]. હે ભારત ! એ પાંચ ઇન્દ્રિયો અને મન જીવને જ્ઞાન થવાનાં સાધન છે. સાતમી બુદ્ધિ છે અને આઠમો ક્ષેત્રજ્ઞ છે[12]. ચક્ષુ આદિ ઇન્દ્રિયો દર્શન આદિ વિષયને ગ્રહણ કરવાના અર્થે છે. મન સંકલ્પ કરે છે, બુદ્ધિ નિશ્ચય કરે છે અને ક્ષેત્રજ્ઞ સાક્ષીની પેઠે રહેલો છે[13]. પગના તળિયાથી માંડીને

---

*માનસિક ધર્મ દેવાદિનું ઉત્પત્તિસ્થાન છે, એમ પૂર્વે કહ્યું છે, તેથી માનસિક ધર્મનું સ્વરૂપ કેવું છે ? તથા તે દેવાદિની ઉત્પત્તિનું કારણ શીતે થાય છે ? તે વિષે યુધિષ્ઠિર આ અધ્યાયમાં પ્રશ્ન કરે છે.

શરીર ઉપર અને નીચે જે સાક્ષી ચૈતન્યરૂપ જુએ છે તેવડે આ દૃશ્યમાન બહારના પદાર્થ અને શરીરની માંહેના સર્વ પદાર્થ વ્યાપ્ત છે[૧૪]. એ પ્રમાણે પાંચ ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ એ સર્વ, પુરૂષોએ સમગ્ર જાણવા યોગ્ય છે. તમ, રજ અને સત્વ એ ત્રણ ભાવ પણ ઇન્દ્રિયોને આશ્રયેજ રહેલા છે[૧૫]. પુરૂષ પોતાની બુદ્ધિવડે એ પ્રમાણે પ્રાણીઓની ઉત્પત્તિ અને લયને જાણીને તથા ધીમે ધીમે તેના તત્વનો વિચાર કરીને ઉત્તમ શાંતિને પામે છે[૧૬]. બુદ્ધિ સત્વાદિ ગુણોવડેજ વારંવાર વિષયાત્મપણાને પામે છે અને વિષયને પામેલી બુદ્ધિ મન તથા ઇન્દ્રિયોને પણ વિષયાત્મપણાને પમાડે છે. પરંતુ જ્યારે તે બુદ્ધિનોજ બાધ કરવામાં આવે ત્યારે ગુણ પણ ક્યાંથી રહે ![૧૭] એ રીતે સ્થાવર અને જંગમ સર્વ બુદ્ધિમય છે. બુદ્ધિનો લય થાય છે ત્યારે તે સર્વનો પણ લય થાય છે અને બુદ્ધિ પ્રકટ થાય છે; ત્યારે તે સર્વ પણ પ્રકટ થાય છે, માટે વેદમાં સર્વ જગત બુદ્ધિમય કહેલું છે. મન અને બુદ્ધિમાં ભેદ નથી માટે મનવડેજ સર્વ ઉત્પન્ન થાય છે અને લય થાય છે એમ કહ્યું છે[૧૮]. તે બુદ્ધિ જે દ્વારવડે જુએ છે તેને ચક્ષુ કહે છે; જે દ્વારવડે સાંભળે છે તેને શ્રોત્ર કહે છે; જે દ્વારવડે સૂંઘે છે તેને ઘ્રાણ કહે છે; જે દ્વારવડે રસને જાણે છે તેને જીહ્‌વા કહે છે તથા જે દ્વારવડે સ્પર્શને જાણે છે તેને ત્વચા કહે છે એ પ્રમાણે એકજ બુદ્ધિ વારંવાર વિકાર પામીને પૃથક્ પૃથક્ રૂપને ધારણ કરે છે. જે દ્વારા તે તે વિષયોનું ગ્રહણ કરે છે તે રૂપ તે (મન) થાય છે.[૧૯.૨૦]. જૂદા જૂદા પાંચ વિષયોને ગ્રહણ કરનારાં પાંચ પ્રકારનાં જે બુદ્ધિનાં અધિષ્ઠાન છે તેને "ઇન્દ્રિયો" કહે છે. તે સર્વનો અધિષ્ઠાતા અદૃશ્ય જીવ તેઓને વ્યાપારયુક્ત કરે છે–તેઓની પાસે તે તે ક્રિયાઓ કરાવે છે[૨૧]. જ્યારે પુરૂષરૂપ જીવ દેહમાં સ્થિત થયો હોય છે ત્યારે બુદ્ધિ સત્વ, રજ અને તમ, એ ત્રણ ભાવોમાં વર્તે છે (સુખરૂપ સત્વ છે, દુઃખરૂપ રજ છે અને મોહરૂપ તમ છે.) તથા તેથી કોઈ વખત આનંદ પ્રાપ્ત થાય છે અને કોઈ વખત શોક પ્રાપ્ત થાય છે[૨૨]. તેમજ કોઈ વખત આનંદ અને શોકરહિત મુગ્ધ અવસ્થા પણ પ્રાપ્ત થાય છે. એ પ્રકારે મનુષ્યોના મનમાં સત્વાદિ ત્રણે ભાવમાં રહેલી બુદ્ધિ પ્રવર્તે છે તથા મનોદ્વારા ઇન્દ્રિયના વિષયોમાં પણ પ્રવર્તે છે[૨૩]. જે પ્રમાણે સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી* નદીઓ પુનઃ સમુદ્રને પામે છે તથા તે વખતે નદીઓની લહેરો સમુદ્રની લેહેરોમાં અંતર્ધાન થાય છે, તે પ્રમાણે બુદ્ધિથી ઉપજેલા દેહ, ઇન્દ્રિયો અને વિષયો યોગવડે બુદ્ધિમાં લીન થાય છે તે વખતે સંસ્કાર બુદ્ધિમાં અંતર્ધાન થાય છે. કેમ કે, ત્યારે બુદ્ધિ બ્રહ્માકાર થાય છે. તાત્પર્ય એ છે કે, બુદ્ધિ સત્વાદિ ગુણાત્મક થાય છે અને વળી જેમ સમુદ્રની લહેરો નદીની લહેરોને દાબી નાખે છે, તેમ બુદ્ધિ સત્વાદિ ગુણને પણ દાબી નાખીને સર્વોત્તમપણે વર્તે છે[૨૪]. એ રીતે બુદ્ધિ ગુણમય દેખાતાં છતાં ગુણાતીત પણ છે. એ બુદ્ધિ ગુણાતીતપણાને પામે છે તથાપિ મનમાં સત્વાદિ ગુણમાં સૂક્ષ્મરૂપે રહે છે; જ્યારે પુનઃ તેનો અભ્યુત્થાન કાળ થાય છે ત્યારે પ્રવર્તમાન થયેલા રજોગુણવડે તે સૂક્ષ્મ બુદ્ધિ પુનઃ ગુણમય થાય છે અને વિશ્વ ભાસે છે. તાત્પર્ય કે, સમાધિકાળમાં બુદ્ધિ સત્તામાત્ર રહે છે અને સત્વાદિ ગુણ તેમાં લીન થઈ ગયેલા હોવાથી વિશ્વ ભાસમાન થતું નથી; જ્યારે સમાધિમાંથી જાગૃત થવાનો કાળ આવે છે ત્યારે તે ગુણ પુનઃ પ્રવૃત્ત થવાથી બુદ્ધિ ગુણોમાં આવીને વિશ્વને ભાસમાન કરેછે[૨૫]. તે વખતે બુદ્ધિ સઘળી ઇન્દ્રિયોને વિષયમાં પ્રવૃત્ત કરે છે, વિષયના સંબંધથી સત્વાત્મિક બુદ્ધિવડે વિષયનું યથાર્થ જ્ઞાન પ્રવર્તે છે તથા તમોભાવ એટલે વિષયના અજ્ઞાનથી ઉપજેલો વિષયના વિપર્યાસરૂપ ભાવ પણ પુરૂષમાં

* મેઘ–વાદળાં સમુદ્રમાંથી જળ લે છે અને વરસાવે છે તેથી નદીઓ પ્રવર્તે છે. માટે અહીં નદીઓને "સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી" કહી છે. સંશોધક.

રહેલા રાગ ( પ્રીતિ ) આદિ દોષવડે પ્રવૃત્ત થાય છે. આ લોકમાં શમ, દમ, કામ, ક્રોધ, ભય અને વિષાદ આદિ જે જે ભાવો છે તે સર્વે સત્વાદિ ત્રણ ગુણમાં પ્રકટ થાય છે. સત્વમાં પ્રીતિ, રજોગુણમાં શોક અને તમોગુણમાં મોહ, એ મુખ્ય ભાવો સમાયલા છે[26,27]. હે ભારત ! એ પ્રમાણે બુદ્ધિની સર્વ ગતિનું તને વ્યાખ્યાન કરી બતાવ્યું, માટે બુદ્ધિમાન પુરૂષે તેને જાણીને સર્વ ઇન્દ્રિયોને જીતવી ઘટે છે[28]. સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ સદૈવ પ્રાણીઓમાં રહેલા છે કેમ કે, પ્રીતિ, શોક અને મોહ, એ ત્રણ પ્રકારની વેદના પણ સર્વ પ્રાણીઓમાં દેખાય છે[29]. એ વેદનાઓને અનુક્રમથી સાત્વિકી, રાજસી અને તામસી કહે છે. હે ભારત ! સત્વગુણ સુખસ્પર્શી છે અને રજોગુણ દુઃખસ્પર્શી છે, તમોગુણ જ્યારે પ્રકટ થાય છે ત્યારે સુખ અને દુઃખ એ બન્નેનો સ્પર્શ થતો નથી માટે દેહમાં કે, મનમાં જે કાંઈ પ્રીતિયુક્ત લાગણી થાય તેને સાત્વિક ભાવ છે, એમ કહેલું[30,31]. હવે જે કાંઇ દુઃખયુક્ત અને આત્માને ( પોતાના દેહ કે, મનને ) અપ્રીતિકર હોય તેવી લાગણી થાય ત્યારે, રજોગુણ પ્રવૃત્ત થયો છે, એમ જાણવું અને તેનું અનુસંધાન કરવાથી માત્ર દુઃખજ વૃદ્ધિ પામશે એમ જાણીને તેનું ચિંત્વન કરવું નહિ. અર્થાત્ દુઃખને દેખીને જાણવું કે, એ રજોગુણનું કાર્ય છે માટે તેથી ક્ષોભ પામવો નહિ[32]. વળી જે મોહયુક્ત, અવ્યક્ત વિષયવાળું, જેનો તર્ક થઈ શકે નહિ એવું અને જે જાણી પણ શકાય નહિ એવું હોય તેને તમોગુણનો પ્રાદુર્ભાવ જાણવો[33]. જ્યારે ઈષ્ટ વસ્તુના શ્રવણ, દર્શન, પ્રાપ્તિ કે, ઉપભોગથી સુખ થાય ત્યારે તેને “ પ્રહર્ષ ” કહે છે. તે પ્રહર્ષ, પ્રીતિ, આનંદ, સુખ અને સારી રીતે ચિત્તનું શાંતપણું એવા ભાવ કોઈક પ્રકારે પણ ઉત્પન્ન થાય ત્યારે તેને સાત્વિક ગુણ કહેવા[34]. જ્યારે અસંતોષ, પરિતાપ, શોક, લોભ અને અક્ષમા એ કોઈ હેતુથી અથવા હેતુવિના પણ જોવામાં આવે ત્યારે તેને રાજસ ગુણ કહેવા–રજોગુણનાં એ લક્ષણ છે[35]. જ્યારે કોઈ પણ પ્રકારે અપમાન થાય, મોહ ઉપજે, પ્રમાદ થાય, ઉંઘ આવે કે, તંદ્રા ( ઉંઘ સંબંધી આળસ ) ઉત્પન્ન થાય ત્યારે તેને અનેક પ્રકારના તામસ ગુણો જાણવા[36]. જે પુરૂષનું મન દુર્લભ વસ્તુમાં પણ આસક્ત હોય અથવા દીર્ઘદૃષ્ટિવાળું હોય, અનેક વિષયમાં એકી વખતે પ્રવેશ કરી શકે એવું હોય, કોઈની પાસે કાંઇ પ્રાર્થના કરવામાં સંશયવાળું હોય અને સારી રીતે કબજામાં રાખેલું હોય, તે પુરૂષને આ લોકમાં તથા પરલોકમાં સુખી સમજવો[37]. બુદ્ધિ–સત્વ અને ક્ષેત્રજ્ઞ એ બન્ને સૂક્ષ્મ છે પણ તેઓના વચ્ચે જે ભેદ છે તેને તું જો ! ! એક (એટલે બુદ્ધિ–સત્વ) અહંકારાદિ ગુણોને સરજે છે અને ક્ષેત્રજ્ઞ ગુણોને સરજતો નથી, પણ સાક્ષીરૂપે રહે છે[38]. જેમ મચ્છર અને ઉમેડાનું ફળ ( ગુલર ) એ બન્ને નિરંતર એકઠાં મળીને રહે છે, તેમ સત્વ અને ક્ષેત્રજ્ઞ પણ અન્યોન્ય એકઠાં મળીને રહે છે. જેમ મચ્છર ચેતન અને ફળ જડ હોવાથી સ્વભાવે જૂદાં છે, તેમ સત્વ અને ક્ષેત્રજ્ઞ સ્વભાવે ભિન્ન છે[39]. પરંતુ જેમ મત્સ્ય અને જળ એકત્ર રહે છે, તેમ સત્વ અને ક્ષેત્રજ્ઞ પણ એકત્ર રહે છે. જળ વિના મત્સ્ય રહી શકે નહિ, તેમ ક્ષેત્રજ્ઞ વિના સત્વ રહી શકે નહિ એમ પણ સમજવું. તે બેમાં ભિન્નતા એટલીજ છે કે, જળ મીનને જાણી શકતું નથી કેમ કે, તે જડ છે; પણ મીન ચેતન હોવાથી જળને જાણી શકે છે[40]. તેમ ગુણો એટલે સત્વ ( મન ) આદિ જડ હોવાથી ક્ષેત્રજ્ઞને અથવા પોતાને જાણી શકતા નથી પણ ક્ષેત્રજ્ઞરૂપી ચૈતન્ય તે સર્વને સર્વ પ્રકારે જાણી શકે છે. ક્ષેત્રજ્ઞ પુરૂષ દેહ તથા અહંકારાદિનો દ્રષ્ટા ( સાક્ષી ) છતાં પણ ઉત્પન્ન કરેલા તે ગુણોને પોતારૂપ ( સ્વતાદાત્મ્યને પામેલા ) માને છે; પરંતુ દ્રષ્ટા અને દૃશ્યનો ભેદ માનતો નથી. જેમ હું ગૌર છું, હું કાંણો છું હું કર્ત્તા છું, હું સુખી છું, એમ માને છે. આ પ્રમાણે દૃષ્ટા અને દૃશ્યનો સંબંધ મરૂ પ્રદેશ અને મોટા જળના ધરાના જેવો અધ્યાસથી

ઉપજેલો છે[41]. ચિદાત્મા (પરમાત્મા) ગુણનો સંગી હોય તો, ઘડામાં ઢાંકેલા દીવાની પેઠે કોઈ પદાર્થને પ્રકાશ કરી શકે નહિ, એવી શંકા કરવી નહિ કેમ કે, ઘડાને કાણાં હોય તો પ્રકાશ જેમ બાહાર જણાય છે, તેમ પાંચ ઇન્દ્રિયો, છઠું મન અને સાતમી બુદ્ધિ એ સર્વ ચેષ્ટારહિત તથા જ્ઞાન વિનાનાં છતાં તેદ્વારા દીવાની પેઠે, પરમાત્મા બીજા પદાર્થોનો પ્રકાશ કરે છે; અર્થાત્ ઇન્દ્રિયદ્વારા બીજા પદાર્થોનું જ્ઞાન થાય છે[42]. સત્વ (બુદ્ધિ) ગુણોને સરજે છે અને ક્ષેત્રજ્ઞ તેને જૂએ છે-જાણે છે. સત્વ અને ક્ષેત્રજ્ઞનો એ સંબંધ અનાદિ છે[43]. ક્ષેત્રજ્ઞ અને સત્વનો કોઈ આશ્રય નથી. સત્વ મનને સરજે છે–દેખાડે છે–પ્રકાશે છે, પણ ગુણોને કોઈ વખત સરજતું નથી[44]. જ્યારે પુરૂષ સત્વની અનેક વૃત્તિઓની લગામરૂપ ઇન્દ્રિયોને મનવડે સારી રીતે કબજે રાખે છે ત્યારે જેમ ઘડામાં બળતો દીવો પ્રકાશે છે, તેમ આત્મા પ્રકાશે છે[45]. જે મુનિ પ્રાકૃત કર્મને તજીને નિરંતર આત્માના વિષેજ પ્રીતિ રાખનારો થાય છે. અર્થાત્ અનન્યનિષ્ઠ થાય છે, તે સર્વ પ્રાણીઓનો આત્મા થઈને ઉત્તમ ગતિને પામે છે. તાત્પર્ય કે, તે મુનિ બ્રહ્મરૂપ થઇને મોક્ષને પામે છે[46]. જેમ હંસ પક્ષી જળમાં ફરે છે પરંતુ જળથી લેપાતો નથી, તેમ જેણે આત્મતત્વને જાણેલું છે તેવો સંન્યાસી પ્રાણીઓમાં વસતાં છતાં સ્વાભાવિક કર્મથી લેપાતો નથી[47]. એ પ્રમાણે પુરૂષ આત્મા નિર્લેપ છે, એમ પોતાની બુદ્ધિવડે નિશ્ચય કરીને જગતમાં વિચરવું તથા શોક કરવો નહિ, હર્ષ કરવો નહિ, ઇર્ષ્યા રાખવી નહિ અને સમાનપણે વર્તવું[48]. જેમ કરોળિયો પોતાના દેહમાંથી તંતુઓને કાઢે છે અને પુનઃ પોતાના દેહમાંજ સંકેલી લે છે, તેમ ગુણો તંતુઓ જેવા છે, તેને યોગયુક્ત થયેલો આત્મવિદ્ પુરૂષ નિરંતર સ્વભાવમાં સરજે છે અને પુનઃ લય કરે છે. અર્થાત્ પુરૂષ આત્મસ્વરૂપમાં યોગ કરવાવડે દેહ અને ઇન્દ્રિયોની સાથે આત્માનું જે તાદાત્મ્યપણું જાણવારૂપ અધ્યાસ થયેલો છે તેનો ત્યાગ કરીને તથા આત્મસ્વરૂપમાં રહેવા વડે પ્રાણીના તથા ભૌતિક પદાર્થોના ગુણોને પોતાના યોગૈશ્વર્ય બળવડે ઉત્પન્ન કરે છે[49]. જીવન્મુક્ત પુરૂષ પ્રત્યે પ્રારબ્ધ કર્મની સમાપ્તિ થવાથી દેહેન્દ્રિયાદિ ગુણો નાશ થયા છતાં તે નાશ થતા નથી; કેમ કે, જો ગુણોનો નાશ થતો હોત તો બીજાને તે પ્રતીત ન થવા જોઇએ. તેજ પ્રમાણે ગુણોની નિવૃત્તિ પણ માલૂમ પડતી નથી. માટે પરોક્ષ આત્મતત્વ પ્રત્યક્ષ જગત ઉપરથી અનુમાન કરીને જાણવામાં આવે છે[50]. જીવને અનેક માનનારા પુરૂષો એવો નિશ્ચય કરે છે. જીવને એક માનનારા પુરૂષો કહે છે કે, પોતાના અજ્ઞાનથી ભાસમાન થતા આ પ્રપંચનો નાશ કરવાથી સંસારની નિવૃત્તિ થાય છે. એ બે મતનો સારી રીતે વિચાર કરીને પોતાની બુદ્ધિ પ્રમાણે નિશ્ચય કરવો[51]. દુઃખાદિ બુદ્ધિના ધર્મ ક્ષેત્રજ્ઞમાં દેખાય છે તથા સત્, ચિત્પણું આદિ ક્ષેત્રજ્ઞના ધર્મ બુદ્ધિમાં દેખાય છે. માટે બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞનો અન્યોન્યાધ્યાસ તે બુદ્ધિવડે કરેલો ભેદ છે. એ ભેદમય દૃઢ ગ્રંથિને છોડીને એટલે સત્વ (બુદ્ધિસત્વ) અને પુરૂષને ભિન્ન સમજીને સુખથી રહેવું તથા સંશયને છેદીને શોક કરવો નહિ[52]. જેમ મલિન પુરૂષો જળથી પૂર્ણ ભરેલી નદીમાં સ્નાન કરીને શુદ્ધ થાય છે, તેમ મલિન અંતઃકરણવાળા પુરૂષો આ જ્ઞાનરૂપી નદીમાં સ્નાન કરીને શુદ્ધ થાય છે અને તેઓને ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે[53]. નદીની પાર જવાની ઇચ્છાવાળો પુરૂષ, નદીના સામા કાંઠાને જોવા માત્રથીજ કૃતકૃત્ય થતો નથી પણ નૌકાદિ સાધનવડે પાર જવાથી કૃતકૃત્ય થાય છે. પરંતુ આત્મતત્વ તો એવું છે કે, જેને માત્ર જાણવાવડેજ કૃતકૃત્ય થવાય છે. તેમાં બીજા કોઈ સાધનની જરૂર રહેતી નથી[54]. એ પ્રમાણે જેઓ હૃદયાકાશમાં રહેલા કેવળ નિર્વિષય આત્માને જાણે છે તેઓને ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે[55]. પુરૂષ પ્રાણીઓની ઉત્પત્તિ અને લયને જાણવાથી

અને પોતાની બુદ્ધિવડે ધીમેથી તેની પરીક્ષા કરી નિશ્ચય કરવાથી અનંત સુખને પામે છે[૫૬]. જે પુરૂષે ધર્માદિ ત્રિવર્ગને જાણેલો છે તથા તેને *જોઇને પડયો મૂક્યો છે અને જેણે શ્રવણ તથા મનનવડે આત્મતત્ત્વનો નિશ્ચય કરીને, જે, મનવડે ધ્યાનશીલ થયો છે તે પુરૂષને તત્વદર્શી જાણવો તથા તેને આત્મદર્શનવડે સર્વ કામનાઓ પ્રાપ્ત થવાથી બીજી કામનાઓમાં આસ્થા રહેતી નથી[૫૭]. જે પુરૂષની ઇન્દ્રિયો કબજામાં રહેતી નથી તથા અનેક જગ્યોએ ફેલાયલી છે તેવા અકૃતાત્મા (અજીતેંદ્રિય) પુરૂષોથી ઇન્દ્રિયોવડે આત્માનું વિભાગપૂર્વક અવલોકન થતું નથી. કેમ કે, દર્પણમાં જેમ મુખ દેખાય છે, તેમ કેવળ નેત્રવડે આત્મા જોવામાં આવતો નથી. તેમ એકલા શ્રવણવડે સાંભળવામાં પણ આવતો નથી. ઈ૦ રૂપાદિમાં આત્મા સંપૂર્ણ નથી એમ વેદમાં કહ્યું છે. માટે જે ઇન્દ્રિયોનો રોધ કરીને આત્માને જૂએછે તેનેજ તે દેખાય છે[૫૮]. એ જ્ઞાનને જાણીને જ્ઞાની થવું ઘટે છે કેમ કે, એ વિના જ્ઞાનીનું બીજું લક્ષણ શું છે ? કાંઈ નથી. બુદ્ધિમાન પુરૂષો આત્માને જાણીનેજ પોતાને કૃતકૃત્ય માને છે[૫૯]. જેમ દોરડીમાં સાપ ન છતાં, સાપ માનવાથી અજ્ઞાનીને ભય થાય છે, તેમ આત્માને જગત ન છતાં જગત માનવાથી અજ્ઞાનીને મોટો ભય થાય છે, તે ભય જ્ઞાનીઓને થતો નથી. કેમ કે, તેઓ જાણે છે કે, આત્માના વિષે જગત ન છતાં માત્ર આરોપ કરેલો છે. અજ્ઞાનનો સંસર્ગ બંધ છે અને અજ્ઞાનનો અસંસર્ગ મોક્ષ છે માટે સર્વ કોઇની સ્વરૂપાત્મિક મુક્તિ તો સમાનજ છે; પણ સંસારરૂપ અજ્ઞાન હોવાથી મુક્તિના વિષે અસમાનતા જણાય છે[૬૦]. જે પુરૂષ ફળની ઇચ્છા રાખ્યાવિના કર્મ કરે છે તેના પૂર્વનાં કરેલાં સઘળાં કર્મ નાશ થાય છે. જ્ઞાની પુરૂષ કર્મ કરે છે છતાં પૂર્વનાં સંચિત કર્મ અથવા આ લોકનાં ક્રિયમાણ કર્મ તેને સર્વ પ્રકારે અપ્રિય (બંધ) ઉત્પન્ન કરતાં નથી, તો તે કર્મ મોક્ષ તો કેમજ આપી શકે ? અર્થાત્ કર્મથી મોક્ષપ્રાપ્તિ થતી નથી અને નિષ્કામ કર્મ બંધન પણ કરતાં નથી[૬૧]. એ રીતે જ્ઞાનનું ફળ દષ્ટ તથા અદષ્ટ ભયને નાશ કરનારૂં છે તેમજ અજ્ઞાનનું ફળ દષ્ટ અને અદષ્ટ ભયને ઉત્પન્ન કરનારૂં છે. જે પુરૂષને પરીક્ષા હોય છે તે, કામ–ક્રોધાદિ વ્યસનવડે જર્જર થયેલા લોકનો ધિક્કાર કરે છે[૬૨]. કામ–ક્રોધથી જર્જર થયેલા પુરૂષને તેના નિંદ્ય કર્મવડે આ લોકમાં સર્વ જાતિયોમાં જન્મ લેવો પડે છે. અર્થાત્ તેવા અજ્ઞાનીનું જીવતર નિંદવાયોગ્ય હોય છે અને મરી ગયા પછી પશુ આદિની જાતિમાં જન્મે છે. તું લોકોમાં પ્રવેશ કરીને જો કે, આતુર પુરૂષો નાશ પામેલા પુત્ર–સ્ત્રી આદિનો અતિ શોક કરે છે અને જેઓ, ઉપાસકોની ક્રમમુક્તિ અને જ્ઞાનીઓની સદ્યોમુક્તિ એ બન્નેને સત્પુરૂષોનાં પદરૂપ જાણે છે તેવા સારાસારનો વિવેક કરવામાં કુશળ પુરૂષોને પણ તું જો કે, તેઓ નાશ પામેલા પુત્રદારાદિનો શોક કરતા નથી[૬૩].

॥ लोक आतुरजनान्निराविशन् तत्तदेव बहु पश्य शोचतः ॥
॥ तत्र पश्य कुशलानशोचतो ये विदुस्तदुभयं पदं सताम् ॥ ६३ ॥

**इति श्रीमहा० शांति० मोक्ष० गु० भा० अध्यात्मकथनं नाम एकविंशोऽध्यायः ॥ २१ ॥**



* જે કરેલું (કૃતક) છે તે અનિત્ય છે કેમ કે, તે કાર્ય છે. "ઘડાની પેઠે" એમ યુક્તિથી તથા "કર્મવડે જીતેલો આ લોક જેમ ક્ષય થાય છે તેમ પુણ્યવડે જીતેલો પરલોક પણ ક્ષય થાય છે," એમ શ્રુતિથી ત્રિવર્ગને અનિત્ય તથા ક્ષયયુક્ત સમજવો.

## અધ્યાય ૨૨ મો—ધ્યાનયોગનું વર્ણન.

**भीष्म उवाच ॥ हन्त वक्ष्यामि ते पार्थ ध्यानयोगं चतुर्विधम् ।**
**यज्ज्ञात्वा शाश्वतीं सिद्धिं गच्छंतीह महर्षयः ॥ १ ॥**

ભીષ્મ કહે છે કે:—હે પાર્થ ! હવે હું તને ચાર પ્રકારનો ધ્યાનયોગ કહીશ કે, જેને જાણીને મહર્ષિઓ સદાકાળની સિદ્ધિને પામે છે. (યોગશાસ્ત્રમાં ચાર પ્રકારના ધ્યાનનાં આલંબન કહેલાં છે; એવાં કે, રેચક અથવા પૂરકના અભ્યાસથી વાયુને સ્થિર કરીને પ્રાણાયામ કરવો તથા મનને તેનું આલંબન આપીને સ્થિર કરવું. કેમકે, વાયુ સ્થિર થવાથી મન પણ અવશ્ય સ્થિર થાય છે અથવા બીજું આલંબન–બાહ્ય પદાર્થોમાંહેના સૂર્ય, ચંદ્ર, તેનાં કિરણ, તેની પ્રતિમા અથવા આભ્યંતર પદાર્થો માંહેના નાસિકાગ્ર, જીહ્‌વાગ્ર આદિમાંથી કોઇ એક ચિત્તનું આલંબન કરવું અથવા ત્રીજું જાગ્રત અને નિદ્રાના મધ્યમાં જે અસ્મિતા માત્ર ભાસ થાય છે તેનું આલંબન કરવું. અથવા ચોથું–પોતાને જે ઇષ્ટ હોય તે જેમ કે, નીલગ્રીવ, (પિતાંબરધારી, ષટ્ચક્ર દેવતા આદિ ગમે તે ઇષ્ટનું મનને આલંબન આપીને સ્થિર કરવું)[1]. મહર્ષિઓ સદૈવ જ્ઞાનવડે તૃપ્ત હોય છે, તેઓનાં મન નિર્વાણના વિષે પામેલાં હોય છે તથા તેઓ જે પ્રકારે સારૂં ધ્યાન થાય તેમ કરે છે[2]. હે પાર્થ ! સંસારરૂપ દોષથી મુક્ત થયેલા અને જેઓનો જન્મ લેવારૂપી દોષ ક્ષીણ થઇ ગયો છે એવા સ્વરૂપમાં સ્થિત કરીને રહેલા યોગીઓ પુનઃ સંસારમાં આવતા નથી[3]. તેઓ શીતોષ્ણાદિનું સહન કરનારા, નિરંતર સત્વમાં એટલે પ્રકાશમાં રહેલા, લોભાદિથી મુક્ત થયેલા અને શૌચ, સંતોષાદિ નિયમમાં રહેલા હોય છે. તેઓ સ્ત્રી આદિના સંગરહિત, પ્રતિપક્ષશૂન્ય ( વિવાદશૂન્ય ) હોય છે અને તેઓનાં સ્થાન મનને શાંતિ કરનારાં હોય છે[4]. શાંતિપ્રદ સ્થાનમાં ધ્યાન કરીને ધ્યેય વસ્તુની સાથે એકીભાવને પામેલું મન એકાગ્ર કરવું ( એકાગ્ર કરવું એટલે એ ધ્યેય વિષયજ પોતાની આગળ સ્ફુરણાયમાન થાય પણ બીજા શબ્દાદિ વિષયનું સ્ફુરણ થાય નહિ.) એવી રીતે મનને એકાગ્ર કરીને ધારણ કરવાનો ઉપાય એવો છે કે, ધ્યાન કરનારા મુનિએ ઈન્દ્રિય સમુદાયને સંકેલી લઇ, ગોળો કરીને લાકડાની પેઠે સ્થિર બેસીને ધ્યાન કરવું. મનરૂપી કાચબાનાં ઈન્દ્રિયરૂપી અંગ છે. જેમ કાચબો અંગને સંકેલી લઈ ગોળો થઇને બેસે છે, તેમ ઇન્દ્રિયોને સંકેલી લઇને મનને પણ પિંડીભૂત કરવું. એમ કરવાથી ઇન્દ્રિયો વિષયનો સ્પર્શ કરતી નથી. એ પ્રકારે ઇન્દ્રિયોને સંકેલી લેવાની યુક્તિ ગુરૂપાસેથી જાણવી તથા મનને એકાગ્ર કરવું[5]. ઇન્દ્રિયોને સંકેલી લીધી એવું ત્યારે જાણવું કે, જ્યારે કાનવડે શબ્દ સંભળાય નહિ, ત્વચાવડે સ્પર્શ માલૂમ પડે નહિ, નેત્રવડે રૂપ માલૂમ પડે નહિ, જીભવડે રસ માલૂમ પડે નહિ[6]. તથા ઘ્રાણ ( નાસિકા) વડે સર્વે સુંઘવાના પદાર્થો જણાય નહિ. યોગને જાણનારા પુરૂષે ધ્યાનયોગવડે પાંચે ઇન્દ્રિયોના પાંચે વિષયને તજવા અને તેવા વીર્યવાન મુનિએ શ્રોત્રાદિ પાંચ ઇન્દ્રિયોને મથન કરનાર શબ્દાદિ વિષયની ઇચ્છા પણ કરવી નહિ[7]. પછી વિચક્ષણ પુરૂષે શ્રોત્રાદિ પાંચ વર્ગને મનમાં સંકેલી લઇને ભ્રમણ કરતું મન પાંચ ઇન્દ્રિયોસહિત ધ્યેય વિષયમાંજ વળગી રહે એમ કરવું[8]. પ્રથમ વિષયમાં સંચાર કરવાના સ્વભાવવાળા તથા પાંચ ઇન્દ્રિયોરૂપી પાંચ દ્વારવાળા, મનને દેહાદિ આલંબનરહિત કરીને તથા ચળ વિષયના વિષે અચળ કરીને ધીરજથી હૃદયાકાશમાં, પૂર્વે કહેલાં ચાર પ્રકારનાં આલંબનો પૈકી એકાદમાં સ્થિર કરવું[9]. એ રીતે ઇન્દ્રિયો અને મનને એકત્ર કરીને તેનો પિંડીભાવ ( ગોળો ) કરવો, તેજ મેં મુખ્ય ધ્યાનનો માર્ગ વર્ણવેલો છે એટલુંજ કરવાથી કૃતકૃત્ય થયા, એમ જાણવું નહિ[10]. ધ્યાન કરનારની

પાંચ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ તથા છઠ્ઠું અંતરંગ મન કે, જે પૂર્વે રોકેલું છતાં અતિ ચંચળ હોવાથી, જેમ મેઘમાં વિજળી ઝબકી ઉઠે છે, તેમ ઉદ્ભ્રાંત થઇને પાછું સ્ફુરી ઉઠે છે[11]. જેમ પાંદડામાં રહેલું જળનું ટીપું ચારે બાજૂથી હાલ્યા કરે છે, સ્થિર રહેતું નથી, તેમ ધ્યાનમાર્ગમાં મનની સ્થિતિ પણ જાણવી[12]. પ્રથમ કાંઇક સ્થિર થઇને તે ધ્યાનના માર્ગમાં રહે છે પણ પાછું વાયુના માર્ગને ( નાડીઓના માર્ગને ) પામીને વાયુના જેવું ચંચળ થાય છે. કેમ કે, યોગમાર્ગની નાડીઓ શુક્લ, નીલ, પિંગળ, રક્ત તથા હરિત એવા અનેક વર્ણની હોય છે. તેમાં અનેક પ્રકારનાં રૂપને જોઇને પુનઃ ચલિત થઈ જાય છે[13]. એ રીતે ચિત્ત ભમવા માંડે ત્યારે ધ્યાનનો અભ્યાસ કરનારે, શ્રમ થાય તથાપિ નિરૂત્સાહ થઇને તેને છોડી દેવું નહિ પણ ધ્યાન યોગને જાણનારા પુરૂષે આળસને તજીને, બીજાની પ્રત્યે મત્સર મૂકી દઇને તથા ધ્યાન કરીને પુનઃ ચિત્તને ધ્યેય વસ્તુમાં સ્થિર કરવું[14]. પ્રથમ જેણે યોગસાધના કરી નથી અને જેને પહેલવહેલોજ ધ્યાન કરવાનો આરંભ હોય છે તેને પ્રથમ વિચારાખ્ય ધ્યાન, વિવેકાખ્ય ધ્યાન અથવા વિતર્કાખ્ય ધ્યાન થાય છે. ( મધ્યમ અધિકારીને વિચારાખ્ય ધ્યાન થાય છે. મનવડે કલ્પેલી પીળાં વસ્ત્રવાળી સૂક્ષ્મ મૂર્ત્તિ આદિમાં ચિત્તને સ્થિર કરવું તેને "વિચારાખ્ય" ધ્યાન કહે છે. એજ ધ્યાન જ્યારે સ્થૂલ મૂર્ત્તિનું હોય ત્યારે તેને "વિતર્કાખ્ય" ધ્યાન કહે છે, તે અધમ અધિકારીને યોગ્ય છે. જ્યારે એ વિચાર અને વિતર્કનું આલંબન વ્યકત હોય છે ત્યારે તે અનુક્રમે મધ્યમ તથા અધમ અધિકારીને યોગ્ય થાય છે. જ્યારે તેજ વિચાર અને વિવેકનું આલંબન અવ્યકત હોય છે ત્યારે તે ઉત્તમ અને અત્યુત્તમ અધિકારીને યોગ્ય છે તથા તેને અનુક્રમે "સાનંદ" અને "સાસ્મિત" કહે છે. ગુરૂએ કહેલી યુકિત પ્રમાણે જ્યારે અવ્યકતમાં ચિત્તને ધારણ કરવામાં આવે છે અને એમ કરતાં જ્યારે દેહનું અત્યંત વિસ્મરણ થાય છે ત્યારે "આ સર્વ જગત હું છું" એમ થાય છે અને સર્વાત્મપણું તથા કામપણું વગેરે ઇશ્વરીય ગુણો પ્રકટ થાય છે. એને ઉત્તમાધિકારીનો સાનંદસમાધિ જાણવો. જ્યારે એ સર્વનો લય કરવામાં આવે છે ત્યારે માત્ર અસ્મિતા (હું) રહે છે. એને સાસ્મિતસમાધિ જાણવો. એ પ્રમાણે વિચાર અને વિતર્કનું વિવરણ છે. બુદ્ધિ–સત્વ અને ક્ષેત્રજ્ઞ પુરૂષને એક સમજવારૂપ હૃદયમાં જે ગ્રંથિ રહેલો છે તેના ભેદને "વિવેક" કહે છે. એટલે બુદ્ધિ જડ છે અને ક્ષેત્રજ્ઞ પુરૂષ ચેતન છે એમ સમજવું તેને "વિવેક" કહે છે. તે પરમ વૈરાગ્યવાળો તથા જેની સમગ્ર ભોગની વાસનાઓ નાશ પામી છે એવા પુરૂષને ઐશ્વર્યાદિના આવિર્ભાવ વિના પણ થાય છે. સાનંદ સમાધિનો એમાં અંતર્ભાવ થાય છે. નિદ્રાના આરંભમાં અને જાગ્રતના અંતમાં જે ભાવ થાય છે તેની ભાવના મનમાં કરવાવડે અક્ષય સુખની પ્રાપ્તિ થાય છે એમ શાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યું છે, પરંતુ ગુરૂના ઉપદેશ વિના તે સમાધિ ( ધ્યાન ) દેહાભિમાનવાળાઓને દુર્ગમ અને ક્લેશસાધ્ય છે. એમાં વ્યક્ત અને અવ્યકત બન્ને આલંબનવાળી પ્રાણાલંબનની ગતિ છે. એ ચારે પ્રકારની યોગવિદ્યાઓમાં વિતર્કાખ્ય ધ્યાન સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને ચૈતન્યવડે અનુગત છે. વિચારાખ્ય સમાધિ ( ધ્યાન ) સૂક્ષ્મ, કારણ અને ચૈતન્ય ત્રણવડે અનુગત છે. વિવેકસમાધિ કારણ અને ચૈતન્ય બેવડે અનુગત છે. છેવટ જેમાં ચૈતન્ય માત્ર અનુગત છે તેને "નિર્બીજસમાધિ" કહે છે. એ કૈવલ્યરૂપ અને ફળભૂત સમાધિ છે માટે તેને સાધનમાં ગણી નથી )[15]. સમાધિ કરનાર મુનિના મનમાં ક્લેશ થાય તથાપિ સમાધિ કરવી શરૂજ રાખવી. સમાધિ કરવાથી નિર્વેદ પામવો નહિ–નિરૂત્સાહ થઇને તેને છોડી દેવી નહિ, પરંતુ તેમાં પોતાનું હિત રહેલું હોવાથી કર્યાજ

કરવી[૧૬]. ધૂળ, રાખોડી અને સૂકાં અડાયાં છાણાંના ઢગલા પડયા હોય તેમાં જળ છાંટયું કે તરતજ તેના મૂર્ત્તિ આદિ આકાર બની જતા નથી, પણ કાળ અને ક્રિયાની અપેક્ષા રહે છે. તેમ સમાધિ કરવા માંડયા પછી કાળક્રમવડે અવશ્ય ફળ થાય છે માટે તે અભ્યાસને પડયો મૂકવો નહિ[૧૭]. જેમ માટી, રાખ અને અડાયાં છાણાંના ભૂકા ઉપર બહુ દિવસ જળ છાંટ્યા કરીએ તો તે કાંઇક ચિકાશવાળાં થાય છે અને પછી તેના ક્રમવડે મૂર્ત્યાદિ આકાર ધીમે ધીમે કરી શકાય છે તેજ પ્રમાણે ચિત્ત પણ ઘણા સમય સુધી યોગમાં મગ્ન થઈ રહે ત્યારે તેને તત્વાકાર પમાડી શકાય એવું થાય છે. એ ઉપરથી એમ સમજવું કે, ઘણા કાળની સમાધિથી ( ધ્યાન કરવાના અભ્યાસથી ) ચિત્ત મૂર્ત્તિ આદિ આકારને પમાડવાને યોગ્ય થાય છે[૧૮]. તેમ થાય એટલે પ્રથમ ઇંદ્રિય સમૂહની ભાવના કરવી. પછી બીજાં અંગની અને અંતે મૂર્તિની ભાવના કરવી. સઘળી મૂર્તિ ઉપર ચિત્ત સ્થિર થાય એટલે તેમાંથી એક એક અંગને ક્રમવાર છોડતા જવું અને પછી રૂપરહિત ચિત્ત માત્રની ભાવના કરવી. એ રીતે જે જે આલંબન ઉપર ચિત્ત સ્થિર થાય તે તે આલંબનને છોડીને, સીડીનાં પગથીઆં ઉપર ચઢવાની પેઠે, પછીના અંગનું આલંબન કરવું. સર્વ આકારનો વિરામ થાય ત્યારે મન અત્યંત શાંત થાય છે–નિર્વિકલ્પ થાય છે. તાત્પર્ય કે, વિતર્કસમાધિથી વિચારસમાધિમાં જવું, વિચારસમાધિથી સાનંદસમાધિમાં જવું, સાનંદસમાધિથી સાસ્મિતસમાધિમાં જવું અને સાસ્મિતસમાધિના અંતમાં કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. એવો ક્રમ યોગશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે[૧૯]. હે ભારત ! દરરોજ યોગનો અભ્યાસ કરીને બુદ્ધિ, મન અને પાંચે ઇંદ્રિયો, એ સર્વને પૂર્વે કહેલા ધ્યાનમાર્ગમાં સ્થાપન કરવાથી ( એટલે વિલાપન લય કરવાથી ) ચિત્ત પોતાની મેળેજ શાંત થઈ જાય છે[૨૦]. જે સુખ ચિત્તનો રોધ કરનારા યોગીને સમાધિમાં પ્રાપ્ત થાય છે તે સુખ આ લોકમાં પરમ સુખવાળા સર્વાંગસંપન્ન સાર્વભૌમ રાજાના પદથી મળતું નથી. તેમ પરલોકમાં–બ્રહ્માના લોકમાં પણ પ્રાપ્ત થતું નથી[૨૧]. માટે યોગસાધન કરનારો પુરૂષ તેમાંથી પ્રાપ્ત થતા સુખવડે ધ્યાન કરવામાં પોતાની મેળેજ પ્રીતિ પામે છે (કોઇને તેમાં આગ્રહ કરવાનું પ્રયોજન નથી) યોગીઓ એ પ્રમાણે યોગસાધન કરીને, દ્વૈતભાવરહિત થઈ કૈવલ્યપદને પામે છે[૨૨].

॥ सुखेन तेन संयुक्तो रंस्यते ध्यानकर्मणि । गच्छन्ति योगिनो ह्येवं निर्वाणं तन्निरामयम् ॥२२॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० ध्यानयोगकथनं नाम द्वाविंशोऽध्यायः ॥२२॥

---

## અધ્યાય ૨૩ મો–જપનું ફળ તથા તેના પ્રકારનું વર્ણન.

**युधिष्ठिर उवाच** ॥ चातुराश्रम्यमुक्तं ते राजधर्मास्तथैव च ॥

॥ नानाश्रयाश्च बहव इतिहासाः पृथग्विधाः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ ! તમે ચારે આશ્રમના ધર્મ કહ્યા, રાજધર્મ પણ કહ્યા તથા જૂદા જૂદા પ્રસંગને લાગુ પડતા જૂદા જૂદા ઇતિહાસ પણ કહ્યા[૧]. હે મહાબુદ્ધિવાળા ! મેં તમારી પાસેથી ધર્મયુક્ત કથાઓને પણ સાંભળી, પણ મને એક સંદેહ છે તે તમારે નાશ કરવો જોઇએ[૨]. હે ભારત ! જપ કરનારાઓને શું ફળ પ્રાપ્ત થાય છે ? તે હું સાંભળવાને ઇચ્છું છું. જપ કરનારાઓનું શું ફળ છે ? જપ કરનારા કયાં રહે છે ?[૩]. જેનો જપ કરવો હોય તેનો વિધિ કેવો છે ? હે પાપરહિત ! તે સઘળું મને કહેવું ઘટે છે. જાપક એટલે શું સમજવું ? જાપક શબ્દવડે શું વેદાંતશાસ્ત્રનો વિચાર કરનારા સમજવા ? અથવા ચિત્તવૃત્તિનો નિરોધ કરનારા–યોગ સાધનારા સમજવા ? અથવા યજ્ઞક્રિયા કરનારા સમજવા ?[૪]. જેને જપ કહે છે તે શું બ્રહ્મયજ્ઞનો

વિધિ છે? જપ શું છે? હું તમને સર્વજ્ઞ માનું છું માટે તમે એ સર્વ મને કહો[૫]. ભીષ્મ કહે છે કેઃ—આ વિષે આ એક પુરાતન ઈતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે. તે ઈતિહાસ યમ, કાળ અને બ્રાહ્મણને પૂર્વે જે થયું હતું તે સંબંધી છે[૬]. મોક્ષશાસ્ત્રને જાણનારા મુનિઓએ સાંખ્યશાસ્ત્ર અને યોગશાસ્ત્ર કહેલાં છે તે એમાંથી "સાંખ્ય" નામે વેદાંતમાં તો જપનો ત્યાગ કહેલો છે; કેમ કે, વેદનાં સર્વ વચનનું બ્રહ્મમાં પર્યવસાન થાય છે, પણ ઉપાસનના વિધિમાં થતું નથી. કારણ કે, તે શાંત એટલે નિવૃત્તિપ્રધાન છે અને ઉપાસનામાં માનસક્રિયા કહેલી છે માટે જો તે વચન ઉપાસનાપર હોય તો વેદાંતમાં શાંતત્વ ઘટે નહિ. તેથી વેદવાદ શાંત અને બ્રહ્મમાં પર્યવસાનવાળા છે તેથી તેમાં જપનું કાંઇ પ્રયોજન નથી[૭]. સમાન દૃષ્ટિવાળા મુનિ જેને સાંખ્ય શાસ્ત્ર અને યોગશાસ્ત્ર કહે છે, તે બન્ને માર્ગમાં જપની અપેક્ષા નથી અને છે પણ ખરી. સાંખ્યમાં "**तत्वमसि**" એ વાક્યાર્થનું જ્ઞાન થવા માટે ચિત્તશુદ્ધિદ્વારા મહાવાક્યનો જપ ઉપકારી થાય છે, માટે અપેક્ષા છે અને સાક્ષાત્કાર થયો એટલે જપની અપેક્ષા નથી. યોગમાં આલંબનરૂપે પ્રણવનો જપ ઉપકારી છે, માટે જપની અપેક્ષા છે અને નિર્વિકલ્પ સમાધિમાં તે ઉપકારી નથી[૮]. હે રાજન્! જે પ્રમાણે સાંભળ્યું છે તે પ્રમાણે હું તને આ જગ્યોએ જપનું કારણ કહું છું કે, બન્ને માર્ગમાં મનોનિગ્રહ અને ઇન્દ્રિયજય એજ કારણ છે. અર્થાત્ સાંખ્ય કે, યોગમાં જપ કરવાનો હેતુ મનોનિગ્રહ અને ઇન્દ્રિયોનો જય એજ છે[૯]. જેને સ્વર્ગાદિ કામનાને સિદ્ધ કરવી હોય તેણે જપ કરીને સત્ય પાળવું, અગ્નિની પરિચર્યા કરવી, એકાંત દેશમાં (સ્થળમાં) રહેવું તથા શુદ્ધ આહારાદિનું સેવન કરવું, ધ્યાન કરવું, વિષયમાં દોષ જોવા આદિ તપ કરવું, જીતેલાં ઇન્દ્રિયોને તત્વપ્રાપ્તિ થવાની યોગ્યતા કરવારૂપ દમગુણને ધારણ કરવો, ક્ષમા રાખવી, અસૂયા (પારકા ઉત્કર્ષને સહન ન કરવો તે) નો ત્યાગ કરવો, મિત ભોજન કરવું, વિશેષે કરીને બંધન કરનારા વિષયો ઉપર જય મેળવવો, થોડું ભાષણ કરવું અને નિગ્રહ કરેલા મનને વિક્ષેપરહિત કરવું, એ પ્રમાણે વર્તવું તેને કામનાવાળાને સ્વર્ગાદિ ફળ આપનારો "જપ યજ્ઞ" કહે છે. હવે નિવર્તક (જપ) યજ્ઞ કહું તે સાંભળ[૧૦-૧૧]. જે પ્રકારે જપ કરનારા બ્રહ્મચારીનાં કર્મની નિવૃત્તિ થાય તે પ્રકારે એટલે નિષ્કામપણે પૂર્વે કહેલાં સત્ય આદિને આચરવાં અને પાછળ કહેલાં સ્થૂલ તથા સૂક્ષ્મ—વિતર્ક અને વિચાર સમાધિનાં આલંબનરૂપ વ્યકત, સાનંદ અને સાસ્મિતના આલંબનરૂપ અવ્યકત તથા શુદ્ધ ચિન્માત્ર એ અનાશ્રય (નિરાલંબ) એવા નિવૃત્ત માર્ગને ગ્રહણ કરવો[૧૨-૧૩]. નિવૃત્ત માર્ગની પ્રાપ્તિ થવાનો હેતુ આ પ્રમાણે છેઃ—પુરૂષે, દર્ભના આસન ઉપર બેસીને, હાથમાં તથા મસ્તકપર દર્ભ રાખીને અને ચારે બાજુ તથા મધ્યમાં પણ દર્ભવડે વિંટાઇને રહેવું અને મનને બાહ્ય વિષયથી વેગળું કરવું તથા વિષયોનું ચિંત્વન કરવું નહિ. તાત્પર્ય કે, કદંબના ફૂલની કળી જેવા હૃદય પિંડમાંથી નીકળેલી નાડીઓ દર્ભની પેઠે મૂળમાં જાડી અને અગ્રભાગ આગળ સૂક્ષ્મ છે. તે અગ્રભાગ હૃદય પિંડને સ્પર્શ કરે છે તથા મૂળથી બ્રહ્માંડને પૂરીને રહેલી છે, તે નાડીઓ નીચે ગયેલી છે માટે આત્મપુરૂષને દર્ભ સમુદાય ઉપર બેઠેલો કહેલો છે, આગળ પ્રસરેલી છે માટે હાથમાં દર્ભવાળો કહેલો છે, ઉપર પ્રસરેલી છે માટે મસ્તકપર દર્ભવાળો કહ્યો છે. ચારે બાજૂ પ્રસરેલી છે માટે દર્ભથી વિંટાયેલો કહેલો છે; તે નાડીઓથી હૃદયપિંડમાં પણ ઢંકાયેલો છે માટે મધ્યમાં પણ દર્ભથી વિંટાયલો કહ્યો છે. જેમ દીપક પોતાના પ્રકાશદ્વારા ઘડામાં વ્યાપ્ત છે, તેમ પુરૂષ પણ નાડીદ્વારા બ્રહ્માંડમાં વ્યાપ્ત છે[૧૪]. પુરૂષે મનને વિષયથી વેગળું કરવું તથા વિષયનું ચિંત્વન કરવું નહિ અને મનવડે જીવ તથા બ્રહ્મની સમાનતા કરીને મનને વિષેજ મનને લીન કરવું[૧૫]. એ રીતે જીવ અને બ્રહ્મની સમાનતાયુક્ત બુદ્ધિ રાખીને મનમાં એમ ભાવના કરવી કે, હું દેહ,

તથા ઇન્દ્રિય આદિથી ભિન્ન અને શુદ્ધ બ્રહ્મ છું. એમ ધ્યાન કરતાં હિતકર એવી પ્રણવ ગાયત્ર્યાદિરૂપ સંહિતાનો જપ કરવો. એમ કરતાં ચિત્તની સ્થિરતા પ્રાપ્ત થાય ત્યારે ઇચ્છામાં આવે તો તે જપનો ત્યાગ કરવો અને પછી સમાધિનિષ્ઠ થવું[૧૬]. સંહિતાનો જપ કરવાથી તે જપના બળથી તેને ધ્યાન ( સમાધિ ) ઉપજે છે કેમ કે, જપવડે તેનું ચિત્ત શુદ્ધ થયેલું હોય છે અને તેણે તપવડે ઇન્દ્રિયોને જીતી હોય છે એવા અને જેનો દ્વેષ નિવૃત્ત થયો છે તથા જે સર્વ પ્રાણીને અભય આપનાર છે એવા યોગી પુરૂષો જે બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા કરે છે, તેવીજ ઇચ્છાવાળો તે હોય છે. વળી તેને કોઈ વસ્તુ ઉપર પ્રીતિ નથી કે, મોહ નથી, તેને શીતોષ્ણાદિ દ્વંદ્વ બાધ કરતાં નથી અને તે શોક કરતો નથી કે, આસક્તિ રાખતો નથી. તે કર્મ કરતો નથી કે, તેના ફળભોગને ઇચ્છતો પણ નથી, "હું કર્ત્તા છું" એમ અહંકારના યોગવડે કોઈ જગ્યોએ મનને સ્થાપન કરતો નથી; દ્રવ્યાદિ ગ્રહણ કરવામાં ઉદ્યોગી થતો નથી; કોઈનું અપમાન કરતો નથી, તે પોતાને અયોગ્ય એવી કોઈ ક્રિયા કરતો નથી[૧૭-૧૯]. જેણે ધ્યાનક્રિયાનેજ ઉત્તમ માનેલી છે તથા જે તેમાંજ ઉદ્યોગી રહે છે અને તેથી જેને ધ્યાન સિદ્ધ થયેલું છે; ધ્યાનદ્વારા તત્વનિશ્ચય કરવાની જેની ઇચ્છા છે; જે ધ્યાનાલંબનમાં સમાધિ (ચિત્તની એકાગ્રતા) ને ઉત્પાદન કરીને તેને પણ ક્રમવડે તજી દે છે[૨૦]. એ પ્રમાણે જેણે સર્વ આલંબનને તજી દીધાં છે એવો તે પુરૂષ એવી અવસ્થાને પ્રાપ્ત થયા પછી નિર્બીજસમાધિમાં રહેલા યોગીના સુખને પામે છે. અણિમાદિ સિદ્ધિયો કે, જે યોગના ફળ રૂપ છે તેમાં પણ તે ઇચ્છારહિત થઇને પ્રાણ, મન, બુદ્ધિ અને ઇન્દ્રિયાત્મક લિંગ શરીર કે, જે લોકાંતરમાં જવાનું સાધન છે તેને તજી દે છે, તે બ્રહ્મશરીરમાં પેસે છે–બ્રહ્મરૂપ થાય છે[૨૧]. અથવા જો તે બ્રહ્મશરીરમાં પ્રવેશ કરવાની ઇચ્છા ન રાખતો હોય તો તે યોગી પોતાની ઇચ્છા પ્રમાણે કૈવલ્યને કે બ્રહ્મલોકને પામે છે, પણ સંસારમાં જન્મ પામતો નથી[૨૨]. તે આત્મતત્વનો સાક્ષાત્કાર કરવાવડે બ્રહ્મભાવરૂપ આત્યંતિક અમૃતનો સારી રીતે અનુભવ કરીને, નિષ્કામ થઈને તથા જરા–મરણરહિત થઈને વિશુદ્ધ આત્માને પામે છે[૨૩].

आत्मबुद्ध्या समास्थाय शांतीभूतो निरामयः । अमृतं विरजः शुद्धमात्मानं प्रतिपद्यते ॥२३॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० जापकोपाख्यानं नाम त्रयोविंशोऽध्यायः ॥२३॥

## અધ્યાય ૨૪ મો—જપ કરનારને ફળ પ્રાપ્તિનું વર્ણન

युधिष्ठिर उवाच ॥ गतीनामुत्तमा प्राप्तिः कथिता जापकेष्विह ॥
॥ एकैवैषा गतिस्तेषामुत यान्त्यपरामपि ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે:—જપ કરનારાઓને યોગસિદ્ધિદ્વારા જરામરણરાહિત્ય, સ્વેચ્છા પ્રમાણે દેહત્યાગ, બ્રહ્મલોકમાં ગમન અને વિશુદ્ધ કૈવલ્ય પ્રાપ્ત થવારૂપ ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે તે તમે કહ્યું. તેઓને એવી એકજ ગતિ પ્રાપ્ત થાય છે કે, બીજી કોઈ પણ ગતિ પ્રાપ્ત થાય છે ?[૧]. ભીષ્મ કહે છે કે:–હે રાજન્ ! હે વિભો ! હું તને જપ કરનારાઓની ગતિ કહું તે તું ધ્યાન દઇને સાંભળ. હે પુરૂષશ્રેષ્ઠ ! તે જેવી રીતે અનેક પ્રકારના નરકમાં જાય છે તે હું કહું છું[૨]. જપ કરનારો જે મનુષ્ય પૂર્વે જપ કરવાનું કહ્યું છે તે પ્રકારે જપ કરતો નથી પણ તેનો માત્ર એક દેશ કરે છે (એટલે જપનાં પૂરેપૂરાં અંગનું અનુષ્ઠાન કરતો નથી ) તે નરકમાં પડે છે[૩]. જે જાપક શ્રદ્ધારહિત થઇને જપ કરે છે તથા તેમાં આનંદ પામતો નથી

કે, પ્રસન્ન પણ થતો નથી તો તે જપ કરનારો નરકમાં પડે છે, એમાં સંશય નથી[૪]. જે પુરૂષો અહંકાર રાખીને જપ કરે છે તેઓ નરકમાં જાય છે. જે પુરૂષ જપ કરીને બીજાઓનું અપમાન કરે છે તે પણ નરકમાં પડે છે[૫]. જે પુરૂષ મોહને આધીન થઇને તથા ફળના વિષે અનુસંધાન રાખીને જપ કરે છે અને તે પુરૂષની પ્રીતિ જે જે ફળમાં હોય છે. તે તે ફળને ભોગવવા યોગ્ય દેહને પામે છે[૬]. જે જપ કરનારો પુરૂષ અણિમાદિ ઐશ્વર્યની પ્રવૃત્તિઓમાં પ્રીતિયુક્ત થાય છે તેની એ પ્રીતિજ નરક છે, તેમાંથી તે મુક્ત થતો નથી[૭]. જપ કરનારો, જે જે ઐશ્વર્યની વસ્તુઓમાં મોહિત થઇને તથા તે ઉપર પ્રીતિ રાખીને જપ કરે છે, તે તે વસ્તુઓમાંથી જેના ઉપર તેની પ્રીતિ ચોંટે છે તે તે જગ્યોએ તે જાપક જન્મ પામે છે[૮]. જે પુરૂષની બુદ્ધિ દુષ્ટ ભોગમાં આસકત છે, જેની બુદ્ધિ સ્થિર થયેલી નથી અને જેનું મન ચળ છે એવો પુરૂષ જપ કરીને ચળ ગતિને પામે છે અથવા નરકમાં પડે છે[૯]. જે નાહાન જપ કરનારની બુદ્ધિ સ્થિર થઇ નથી તે મોહ પામે છે અને મોહવડે નરકમાં પડે છે તથા નરકમાં પડીને શોક કરે છે[૧૦]. જે જાપક પુરૂષ "ગમે તેમ થશે તોપણ હું જપ કરીશ" એવો દૃઢ આગ્રહ કરીને જપ કરે છે અર્થાત્ વૈરાગ્યવાન્ ન છતાં પણ બળાત્કારે ભોગનો ત્યાગ કરે છે, તે જપનાં અંગને સંપૂર્ણ કરી શકતો નથી કે, તેને જપનો સંયોગ થઇ શકતો પણ નથી એવો પુરૂષ નરકમાં પડે છે[૧૧]. યુધિષ્ઠિર કહે છે કેઃ–સ્વાભાવિક પર અને અવ્યક્ત બ્રહ્મરૂપ જે તત્વ, તેમાં રહેલો જાપક પુનઃ શરીરને શા કારણથી પામે છે?[૧૨]. ભીષ્મ કહે છે કેઃ–બુદ્ધિ કામાદિ દોષવડે વ્યાપ્ત થયેલી હોવાથી જાપકને અનેક નરકની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું છે, પણ જાપકપણું તો પ્રશસ્તજ છે, તેમાં જે દોષ ઉપજે છે તે દુષ્ટબુદ્ધિથી ઉપજે છે. (અને તેથી જાપક પુનઃ શરીરને પ્રાપ્ત થાય છે)[૧૩].

दुष्प्रज्ञानेन निरया बहवः समुदाहृताः । प्रशस्तं जापकत्वं च दोषाश्चैते तदात्मकाः ॥ १३ ॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० जापकोपाख्यानं नाम चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

## અધ્યાય ૨૫ મો–જાપકોપાખ્યાન.

युधिष्ठिर उवाच ॥ कीदृशं निरयं याति जापको वर्णयस्व मे ॥
॥ कौतूहलं हि राजन्मे तद्भवान् वक्तुमर्हति ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—હે રાજન્! જપ કરનારો પુરૂષ કેવા પ્રકારના નરકને પામે છે તે મને કહો. જપરૂપ શુભ કર્મ કરનાર પણ અશુભ નરકને પામે; એ મને મોટું આશ્ચર્ય લાગે છે માટે તમારે તેનો ખુલાસો કરવો યોગ્ય છે[૧]. ભીષ્મ કહે છે કેઃ–હે નિષ્પાપ! તું ધર્મના અંશથકી જન્મ પામ્યો છે અને સ્વભાવવડે પણ ધર્મિષ્ઠ છે, માટે ધર્મના મૂળરૂપ વેદ અને ધર્મના આશ્રયરૂપ પરમાત્મા, તે બન્નેથી યુક્ત એવું વચન સાવધાન થઇને સાંભળ[૨]. હે તાત! મહા બુદ્ધિવાળા દેવોનાં સ્થાન કે, જે અનેક પ્રકારની આકૃતિવાળાં, અનેક પ્રકારનાં રૂપવાળાં અને અનેક પ્રકારનાં ફળવાળાં છે[૩]. ઇચ્છામાં આવે ત્યાં ગમન કરનારાં જે દિવ્ય વિમાન અને સભાઓ છે, જે અનેક પ્રકારનાં રમત–ગમતનાં સ્થાન છે, જે સુવર્ણની પદ્મિનીઓ (પદ્મયુક્ત સરોવરો) છે[૪]. જે ચારે લોકપાલનાં, શુક્રનાં, બૃહસ્પતિનાં, દેવોનાં, વિશ્વેદેવોનાં, સાધ્યા દેવોનાં, અશ્વિની પુત્રોનાં, રૂદ્રનાં, આદિત્યનાં, વસુઓનાં અને બીજા દેવોનાં સ્થાન છે. હે રાજન્! તે સર્વ પરમાત્માનાં સ્થાન સાથે સરખાવતાં નરકતુલ્ય છે–માટે નરક છે[૫-૬]. અર્થાત્ તે સર્વ પરબ્રહ્મના સ્થાનથી કનિષ્ઠ છે. પરમાત્માનું સ્થાન નાશ તથા ભયરહિત છે,

નિમિત્તવિના ઉપજેલું એટલે સ્વભાવસિદ્ધ છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચ કલેશથી રહિત છે, પ્રિયહેતુ અને અપ્રિયહેતુ એ બે હેતુઓથી મુક્ત છે, સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણથી પણ મુક્ત છે, પ્રાણી, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, વાસના, કર્મ, વાયુ અને અવિદ્યા એ આઠ વર્ગને "પુર્યષ્ટક" કહે છે એ પુર્યષ્ટકથી પણ મુક્ત છે. વળી તે જ્ઞેય, જ્ઞાન અને જ્ઞાતૃ એ ત્રિપુટીથી પણ મુક્ત છે[૭]. દૃષ્ટિ, શ્રુતિ, મતિ અને જ્ઞાન એ ચાર લક્ષણથી પણ તે મુક્ત છે, એજ દૃષ્ટિ આદિના વિષયરૂપ ચાર કારણોથી પણ મુક્ત છે. ઇષ્ટ વિષયના લાભથી ઉપજેલું સુખ, પ્રહર્ષ અને તે સુખના ભોગથી ઉપજેલો આનંદ એ બન્નેથી રહિત છે તથા અંતરનું દુઃખ, શોક અને બહારનું દુઃખ-ખેદ એ બન્નેથી પણ રહિત છે[૮]. કાળ કે, જે આદિ-અંતરહિત અખંડ દંડસમાન છે તે પણ જ્યાંથી ઉત્પત્તિ પામે છે; પણ તે કાળ કે, જેની ઉપાધિથી જન્ય વસ્તુમાત્ર ઉપજી છે તે પણ જ્યાં સમર્થ થતો નથી. હે રાજન્! તે કાળનો પણ જે પ્રભુ છે અને સ્વર્ગનો પણ જે ઇશ્વર છે તે પરમાત્માનું તે ધામ છે[૯]. જ્યારે પુરૂષ કેવળ આત્મરૂપને પામે છે ત્યારે તેને તે ધામની પ્રાપ્તિ થાય છે. ત્યાં જઈને તે પુરૂષ શોક કરતો નથી. પરમસ્થાન એવું છે અને તે વિના જે બીજાં કહ્યાં તે સર્વ નરકતુલ્ય છે[૧૦]. એ સર્વ નરકોના સમાન છે તે મેં તને કહ્યાં. પરમાત્માના ઉત્તમ સ્થાનની અપેક્ષાએ દેવાદિનાં સર્વે સ્થાનને નરકતુલ્ય કહેલાં છે[૧૧].

एते ते निरयाः प्रोक्ताः सर्व एव यथातथम् । तस्य स्थानवरस्येह सर्वे निरयसंज्ञिताः ॥११॥

इति श्रीमहा० शां० मो० पृ० गु० भा० जापकोपाख्याने पंचविंशोऽध्यायः ॥ २५ ॥

## અધ્યાય ૨૬ મો-જાપકોપાખ્યાન-રાજા અને બ્રાહ્મણનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ कालमृत्युयमानां ते इक्ष्वाकोर्ब्राह्मणस्य च ॥
॥ विवादो व्याहृतः पूर्वं तद्भवान्वक्तुमर्हति ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—કાળ,* મૃત્યુ,+ યમ,÷ ઇક્ષ્વાકુરાજા અને બ્રાહ્મણ એઓનો જે સંવાદ પૂર્વે તમે કહ્યો હતો તે હવે તમારે મને કહેવો જોઇએ[૧]. ભીષ્મ કહે છે કેઃ—આ જગ્યોએ હું સૂર્યનો પુત્ર ઇક્ષ્વાકુ અને બ્રાહ્મણ એઓના વૃત્તાંતનો પ્રાચીન ઇતિહાસ તને કહું છું[૨]. વળી કાળ અને મૃત્યુનો વૃત્તાંત પણ સાંભળ. તેઓનો સંવાદ જે રીતે અને જે સ્થાનમાં થયો છે તે પણ હું તને કહું છું[૩]. કોઇ એક "પૈપ્પલાદિ" નામે કૌશિક ગોત્રનો બ્રાહ્મણ હતો. તે જપ કરનારો, ધર્માચરણવાળો, મોટા યશવાળો, હૃદયાદિ ષડંગ અથવા વેદનાં છ અંગને જાણનારો અને મોટી બુદ્ધિવાળો હતો[૪]. તેને વેદનાં છ અંગના વિષે પ્રત્યક્ષ તત્વદર્શનાત્મક વિજ્ઞાન થયું હતું. તે વેદને સંપૂર્ણ જાણતો હતો તથા હિમાલયના મૂળમાં રહેતો હતો[૫]. તે નિયમપૂર્વક વર્તન કરીને નિરંતર સંહિતાનો જપ કરતો હતો એ રીતે તે, બ્રાહ્મણને યોગ્ય ઉત્તમ તપ કરતો હતો. એવી રીતે નિયમ પાળતાં એક, હજાર વર્ષ વીતી ગયાં[૬]. ત્યારે (હજાર વર્ષને અંતે) સાવિત્રીદેવીએ દર્શન આપીને તેને કહ્યું કે,—હે બ્રાહ્મણ! હું ત્હારા ઉપર પ્રસન્ન છું. આ પ્રમાણે સાવિત્રીદેવીએ કહ્યું તે વખતે તે બ્રાહ્મણ સંહિતાનું આવર્તન કરતો હતો તેથી મૌન રાખીને દેવી પ્રત્યે કાંઇ પણ બોલ્યો નહિ[૭]. ત્યારે તો વેદની માતા સાવિત્રી દેવી વિશેષ પ્રસન્ન થઈ અને તેના ઉપર કૃપા કરીને તેના જપની પ્રશંસા કરી[૮]. પછી જ્યારે સંહિતાનો પાઠ સમાપ્ત થયો ત્યારે તે ધર્માત્મા બ્રાહ્મણ ઉભો થઇને દેવીના ચરણમાં મસ્તક મૂકીને પ્રણામ

* આયુષ્યનું પરિમાણ કરનારો દેવ. + પ્રાણનો વિયોગ કરનારો દેવ. ÷ પુણ્ય-પાપનું ફળ આપનારો દેવ.

કર્યાં તથા તે ધર્માત્મા આવું વચન બોલ્યો કે,–હે દેવિ ! તું મ્હારાપર પ્રસન્ન થઇ છે તેથી મને બહુ આનંદ થાય છે તથા મને તેં દર્શન આપ્યું તેથી મ્હારાપર મોટી કૃપા કરી છે; જો તું મ્હારા ઉપર પ્રસન્નજ હોય તો "સંહિતાનો જપ કરવામાં મ્હારૂં મન રમ્યા કરે" એવું વરદાન આપ[૯,૧૦]. સાવિત્રી કહે છે કેઃ–હે વિપ્રર્ષિ ! હે જપ કરનારાઓમાં શ્રેષ્ઠ ! તું મ્હારી પાસે શું માગે છે ? તથા હું ત્હારૂં કયું ઈષ્ટ સંપાદન કરૂં ? તે તું મને કહે, તું જે જે ઈચ્છીશ તે તે તને પ્રાપ્ત થશે[૧૧]. દેવીનું એવું વચન સાંભળીને ધર્મને જાણનારા બ્રાહ્મણે કહ્યું કે,–સંહિતાનો જપ કરવાની મ્હારી ઇચ્છા ફરી ફરીને વૃદ્ધિ પામો એજ મ્હારૂં ઇષ્ટ છે. હે શુભે ! મ્હારા મનની એકાગ્રતા દરરોજ વૃદ્ધિ પામો. તે સાંભળીને દેવીએ મધુર વચનથી કહ્યું કે,–તે સર્વ ત્હારી ઈચ્છા પ્રમાણે થશે[૧૨,૧૩]. વળી દેવીએ તેનું હિત કરવાની ઈચ્છાથી બીજું પણ કહ્યું કે,–જપ કરનારા ઘણાક બ્રાહ્મણો જે નરકમાં ગયા છે તે નરકમાં તું જવાનો નથી (અર્થાત્ સ્વર્ગાદિ તુચ્છ ભોગ તને પ્રાપ્ત નહિ થાય.) પણ તું સ્વભાવસિદ્ધ અને પ્રશંસાને પાત્ર એવા બ્રહ્મસ્થાનને પામીશ. વળી તેં આ સ્થળમાં મ્હારી પ્રાર્થના કરી છે તેથી હું ત્હારા અર્થે તે બ્રહ્મલોકને સિદ્ધ કરૂં છું. માટે તું એકાગ્રચિત્તે નિયમ પ્રમાણે જપ કર, હવે ત્હારી પાસે ધર્મ આવશે તથા તેજ પ્રમાણે કાળ, મૃત્યુ અને યમ, એ સર્વ પણ ત્હારા સમીપમાં આવશે અને આ સ્થળમાં ત્હારો તથા તેઓનો ધર્મ પ્રમાણે વિવાદ થશે. (ભીષ્મ કહે છે કે) એ પ્રમાણે કહીને ભગવતી સાવિત્રીદેવી પોતાના સ્થાનમાં ગયાં[૧૪-૧૭]. અને બ્રાહ્મણ પણ સદૈવ દમનશીલ થઇને ક્રોધને જીતીને, સત્ય પ્રતિજ્ઞાયુક્ત થઇને અને અસૂયાનો ત્યાગ કરીને જપ કરવા માંડયો. એ રીતે જપ કરતાં દેવનાં સો વર્ષ* વીતી ગયાં[૧૮]. સો વર્ષ પછી તે બુદ્ધિમાન બ્રાહ્મણનો નિયમ જ્યારે સમાપ્ત થયો ત્યારે પ્રસન્ન થયેલા ધર્મે બ્રાહ્મણને સાક્ષાત્ દર્શન આપ્યું[૧૯]. ધર્મ કહે છે કે,–હે બ્રાહ્મણ ! આ હું ધર્મ, તને મળવાને આવ્યો છું તેને તું જો અને તને જપનું જે ફળ પ્રાપ્ત થયું છે તે હું કહું તે સાંભળ[૨૦]. હે સાધો ! તેં દેવલોક અને મનુષ્યલોક ઉપર જય મેળવ્યો છે, તું સર્વ દેવોનાં સ્થાનનું ઉલ્લંઘન કરીને તેની પેલીપાર જઈશ[૨૧]. હે મુનિ ! હવે તું પ્રાણત્યાગ કર અને ત્હારી ઈચ્છામાં આવે તે લોકમાં જા. તું પોતાના શરીરનો ત્યાગ કરીને તે લોકને પામીશ[૨૨]. બ્રાહ્મણ કહે છે કે,–હે ધર્મ ! તમોએ કહેલા લોકની સાથે મ્હારે શું પ્રયોજન છે ? માટે તમો તમારી ઈચ્છામાં આવે ત્યાં જાઓ. હે વિભો ! જેમાં ઘણા દુઃખથી મિશ્ર એવું સુખ છે એવા નવા દેહને હું ધારણ કરવા ઈચ્છતો નથી કેમ કે, હું જાપક છું[૨૩]. ધર્મ કહે છે કે,–હે મુનિશ્રેષ્ઠ ! ત્હારે આ શરીરને અવશ્ય તજવું પડશે માટે તું સ્વર્ગમાં જા અથવા હે અનઘ ! તને બીજા શાના ઉપર રૂચિ છે ? તે કહે[૨૪]. બ્રાહ્મણ કહે છે કે,–હે વિભો ! આત્માને તજીને અનાત્મ એવા સ્વર્ગવાસ ઉપર મને રૂચિ નથી. હે ધર્મ ! તમે જાઓ; આત્માવિના સ્વર્ગમાં જવાની મને શ્રદ્ધા નથી[૨૫]. ધર્મ કહે છે કે,–તું દેહ ઉપર મનને રાખીશ નહિ, પણ દેહને તજીને સુખી થા. તું દુઃખરહિત લોકમાં જા કે, જ્યાં જઇને તને શોક થવાનો નથી[૨૬]. બ્રાહ્મણ કહે છે કે,–હે મહાભાગ ! હું જપ કરીનેજ આનંદ પામું છું. મને સનાતન લોકની પ્રાપ્તિ થાય તો તેનું પણ મ્હારે કાંઈ પ્રયોજન નથી. હે વિભો ! દેહસાથે તમે મને સ્વર્ગમાં જવાનું કહો તોપણ મ્હારે જવું નથી[૨૭]. ધર્મ કહે છે કે,–હે દ્વિજ ! જો તું શરીરનો ત્યાગ કરવાને ઇચ્છતો નથી તો આ કાળ, મૃત્યુ અને યમ ત્હારી પાસે આવેલા છે. તેઓને જો[૨૮]. ભીષ્મ કહે છે કેઃ–હવે યમ,

---

* આપણી ગણત્રીથી જે બાર માસનું વર્ષ છે. તેના ૭ માસ દિવસના અને ૭ માસ રાત્રિના મળી આપણું એક વર્ષ તે દેવોનો એક દિવસ થાય છે. સંશોધક.

કાળ અને મૃત્યુ એ ત્રણે તે મહાભાગ બ્રાહ્મણની પાસે જઇને કહેવા લાગ્યા[૨૯]. યમ કહે છે કે,–હું યમ, ત્હારી પાસે આવીને તને કહું છું કે, તેં સારી રીતે આચરેલા આ તપ તથા સુચરિત્રની ફળ પ્રાપ્તિ મોટી છે અર્થાત્ તેનું તને મોટું ફળ મળશે[૩૦]. કાળ કહે છે કે,–હું કાળ, ત્હારી પાસે આવીને કહું છું કે, તેં જે જપ કર્યો છે તેનું જોઇએ તેવું યોગ્ય સર્વોત્તમ ફળ તને પ્રાપ્ત થયું છે, હવે ત્હારે સ્વર્ગમાં જવાનો સમય આવ્યો છે[૩૧]. મૃત્યુ કહે છે કે,–હે ધર્મજ્ઞ ! મને તું મૂર્તિમાન મૃત્યુ જાણજે. હે વિપ્ર ! હું કાળની આજ્ઞાથી આજ તને અહીંથી લઈ જવાને પોતાની મેળે આવ્યો છું[૩૨]. બ્રાહ્મણ કહે છે કે,–હે સૂર્ય-પુત્ર યમ ! હે મહાત્મા કાળ ! હે મૃત્યો ! હે ધર્મ ! તમે ભલે પધાર્યા ! ! આપની હું શી સેવા ઉઠાવું ?[૩૩]. ભીષ્મ કહે છે કે,–પછી તે સ્થળમાં એકઠા મળેલા દેવોને અર્ઘ્ય તથા પાદ્ય આપીને, બ્રાહ્મણ પરમ પ્રસન્ન થઇને બોલ્યો કે,–હું મ્હારી શક્તિ પ્રમાણે આપની કેવી આજ્ઞા સંપાદન કરૂં ? તે કહો[૩૪]. હે વિભો ! (તે બ્રાહ્મણ એમ કહેતો હતો તેવામાં) તીર્થ-યાત્રા કરવા નીકળેલો ઇક્ષ્વાકુ રાજા, જ્યાં આગળ તે સર્વ એકઠા મળેલા હતા ત્યાં આવી ચઢ્યો[૩૫]. તે રાજર્ષિએ સર્વને ત્યાં જોઇને અને તેઓનું પૂજન કરીને પ્રણામ કર્યો અને પછી તે સર્વને કુશળ સમાચાર પૂછ્યા[૩૬]. બ્રાહ્મણે પણ રાજાને પાદ્ય, અર્ઘ્ય અને આસન આપીને તથા કુશળ સમાચાર પૂછીને કહ્યું કે,–હે મહારાજ ! તમે ભલે પધાર્યા ! ! આ સ્થળમાંથી જે વસ્તુની તમને ઇચ્છા હોય તે મને કહો. હું મ્હારી શક્તિ પ્રમાણે આપની કઇ આજ્ઞાને સંપાદન કરૂં ? તે મને કહો[૩૭,૩૮]. રાજા કહે છે કે,–હું રાજા છું અને તું બ્રાહ્મણ છે. જો તમે યજન–યાજન, અધ્યયન–અધ્યાપન અને દાન–પ્રતિગ્રહ એ છ કર્મમાં સ્થિતિવાળા હો તો તેમાં પ્રતિગ્રહ કરવાનો તમારો ધર્મ છે, માટે હું સુવર્ણ તથા રત્ન આદિ કાંઇક દ્રવ્ય તમને આપું; તેથી તમે જે ઇચ્છા હોય તે મને કહો[૩૯]. બ્રાહ્મણ કહે છે કે,–હે રાજન્ ! બ્રાહ્મણ બે પ્રકારના છે અને ધર્મ પણ બે પ્રકારનો છે. કેટલાક બ્રાહ્મણ તથા તેઓનો ધર્મ પ્રવૃત્તિયુક્ત હોય છે અને કેટલાક બ્રાહ્મણ તથા તેઓનો ધર્મ નિવૃત્તિયુક્ત હોય છે. હું પ્રતિ-ગ્રહ કરવાથી નિવૃત્તિ પામેલો છું[૪૦]. હે નરાધિપ ! જે બ્રાહ્મણો પ્રવૃત્તિવાળા છે તેઓને દાન આપો કેમ કે, હું તો દાન ગ્રહણ કરતો નથી. માટે તમે કહો કે, તમને શું ઇષ્ટ છે ? તથા હું તમને શું આપું ? હે રાજાઓમાં શ્રેષ્ઠ ! તમે મને કહો કે, હું તપવડે તમારો કયો અર્થ સિદ્ધ કરૂં ?[૪૧]. રાજા કહે છે કેઃ–હું ક્ષત્રિય છું તેથી "આપ" એવું વચન તો કોઈ જગ્યોએ જાણતોજ નથી; હે દ્વિજશ્રેષ્ઠ ! અમે "યુદ્ધ આપ" એ પ્રકારે બોલનારા છીએ[૪૨]. બ્રાહ્મણ કહે છે કેઃ–તમે પોતાના ધર્મવડે સંતોષ પામેલા છો તેજ પ્રમાણે હે રાજન્ ! અમે પણ અમારા ધર્મવડે સંતોષ પામેલા છીએ. હવે આપણ બેમાં કાંઇ અંતર રહ્યું નથી, માટે જેવી તમારી ઇચ્છા હોય તેમ કરો[૪૩]. રાજા કહે છે કેઃ–હે દ્વિજ ! તમે પ્રથમ કહ્યું હતું કે, મ્હારી શક્તિ પ્રમાણે હું આપીશ. તેથી હું તમારી પાસે માગું છું કે, તમે આ જપનું સઘળું ફળ મને આપો[૪૪]. બ્રાહ્મણ કહે છે કે,–તમે કહ્યું હતું કે, મ્હારી વાણી સદૈવ યુદ્ધનીજ યાચના કરે છે; હવે યુદ્ધ તો મ્હારી સાથે બનવાનું નથી ત્યારે શાસાટે યાચના કરો છો ?[૪૫]. રાજા કહે છે કેઃ–બ્રાહ્મણોનું હથિઆર વાણી છે અને ક્ષત્રિયોનું હથિઆર બાહુ છે. હે વિપ્ર ! માટે હું તમારી સાથે આ તીવ્ર વાણીયુદ્ધ માગું છું[૪૬]. બ્રાહ્મણ કહે છે કે,–જો એમજ હોય તો અદ્યાપિ પણ મ્હારી તેજ પ્રતિજ્ઞા છે કે, કહો મ્હારી શક્તિ પ્રમાણે હું તમને શું આપું ? હે રાજેંદ્ર ! બોલો, વાર લગાડશો નહિ. મ્હારી પાસે હશે તો હું તે તમને તત્કાળ આપીશ[૪૭]. રાજા કહે છે કે,–જો તમે મને આપવાની ઇચ્છાવાળા

હો તો સંહિતાનો જપ કરતાં જે પૂરેપુરાં સો વર્ષ સુધી જપ કર્યો છે અને તેનું ફળ જે પ્રાપ્ત થયું છે, તે મને આપો[૪૮]. બ્રાહ્મણ કહે છે કે,–બહુ સારૂ, મેં જે જપ કર્યો છે તેનું પરમ અર્દ્ધ ફળ તમે તત્કાળ ગ્રહણ કરો; વિચાર કરવા રહેશો નહિ. હે રાજન્! તે ફળ તમને પ્રાપ્ત થાઓ[૪૯]. અથવા હે રાજન્ ! જો તમે સંપૂર્ણ ફળને ઇચ્છતા હો તો તમારી ઇચ્છા પ્રમાણે મ્હારા કરેલા જપનું સઘળું ફળ તમને પ્રાપ્ત થાઓ[૫૦]. રાજા કહે છે કે,–મ્હારે સઘળું ફળ નથી જોઇતું; તમારૂં કલ્યાણ થાઓ. હવે હું જાઉં છું. પણ મેં જે જપનું ફળ તમારી પાસે માગ્યું હતું તેનું શું ફળ છે? તે મને કહો[૫૧]. બ્રાહ્મણ કહે છે કે,–હું તેની ફળપ્રાપ્તિને જાણતો નથી પણ જે મેં જપ કર્યો છે તે તમને મેં આપ્યો છે અને તે વાતના આ કાળ, ધર્મ, યમ અને મૃત્યુ સાક્ષીઓ છે[૫૨]. રાજા કહે છે કે,–જો જપથી કરેલા ધર્મનું ફળ જાણવામાં આવે નહિ તો તે મને શો ઉપકાર કરશે? જો તમે જપવડે કરેલા ધર્મનું ફળ મને કહેતા નથી તો તે ફળ આ બ્રાહ્મણને (તમને)જ પુનઃ પ્રાપ્ત થાઓ; નિશ્ચય, હું તેની ઇચ્છા કરતો નથી[૫૩]. બ્રાહ્મણ કહે છે કે,–હું એકવાર જે બોલ્યો તેથી વિપરીત બીજા વાક્યનો અંગીકાર કરતો નથી. એ ફળ મેં તમને આપ્યું તે આપ્યુંજ. હે રાજર્ષે! તમારૂં અને મ્હારૂં, બન્નેનું વાક્યજ આ જગ્યોએ પ્રમાણભૂત છે[૫૪]. મેં જપ કરતાં પૂર્વે કોઈ વખત ફળની ઇચ્છા કરી નથી, તેથી હે રાજશાર્દૂલ! હું જપના ફળને શી રીતે જાણી શકું?[૫૫]. તમે કહ્યું કે "આપ" અને મેં કહ્યું કે "હું આપું." માટે હવે હું મ્હારી વાણીને દૂષણ પમાડીશ નહિ; તમે પણ સત્યનુંજ રક્ષણ કરો અને સ્થિર થાઓ[૫૬]. હે રાજન્! આમ કહું છું છતાં જો તમે મ્હારૂં વચન માનશો નહિ તો મિથ્યા આચરણ કરવાવડે તમને મોટો અધર્મ પ્રાપ્ત થશે[૫૭]. હે શત્રુને દમન કરનાર! તમારે મિથ્યા વચન બોલવું યોગ્ય નથી તેમજ હું પણ જે વચન બોલ્યો છું તે વચનને મિથ્યા કરવાને શક્તિમાન નથી[૫૮]. હું પ્રથમજ વગર વિચારે "આપું છું" એ પ્રકારે બોલી ગયો છું. તેથી જો તમે સત્ય પાળતા હો તો વિચાર કર્યાવિનાજ તેને ગ્રહણ કરો[૫૯]. હે રાજન્! આ જગ્યોએ તમે આવીને મ્હારી પાસે જપનું ફળ માગ્યું, તે મેં તમને આપ્યું, માટે હવે ગ્રહણ કરો અને સત્યમાં સ્થિર થાઓ[૬૦]. જે મિથ્યા વચન બોલે છે તેને આ લોકમાં કે, પરલોકમાં સુખ મળતું નથી તે પોતાના પૂર્વજને તારી શકતો નથી તો પછી થનારી સંતતિને તો શાનોજ તારી શકે?[૬૧]. હે પુરૂષશ્રેષ્ઠ! જે પ્રકારે સત્ય આ લોકમાં તથા પરલોકમાં તારી શકે છે તે પ્રકારે યજ્ઞ, ફળ, દાન અને નિયમો તારી શકતાં નથી[૬૨]. તમે જેટલાં તપ કર્યાં હશે તથા હવે પછી કરશો, તેવાં તેવાં સેંકડો કે, લાખો તપ એકઠાં કરો તોપણ તે સત્યના કરતાં અધિક થવાનાં નથી[૬૩]. સત્યજ એકાક્ષર બ્રહ્મ છે, સત્યજ એકાક્ષર તપ છે, સત્યજ એકાક્ષર યજ્ઞ છે અને સત્યજ એકાક્ષર વિદ્યા છે[૬૪]. સત્યજ વેદમાં જાગૃત છે, સત્યમાંજ પરમ ફળ રહ્યું છે, સત્યથીજ ધર્મ અને ઈન્દ્રિય દમન પણ થાય છે અને સત્યમાં સર્વ કાંઈ રહેલું છે[૬૫]. સત્યજ વેદ અને વેદાંગ છે, વિદ્યા અને વિધિ છે, સત્યજ વ્રતચર્યા છે અને સત્યજ ૐકાર છે[૬૬]. સત્યજ પ્રાણીઓને જન્મ આપનાર છે. સત્યજ સંતતિ છે, સત્યવડે વાયુ વાય છે તથા સત્યવડે સૂર્ય તપે છે[૬૭]. સત્યવડે અગ્નિ બાળે છે, સત્યમાંજ સ્વર્ગ રહેલું છે અને યજ્ઞ, તપ, વેદ, સ્તોત્ર, મંત્ર અને સરસ્વતી એ સર્વ સત્યમાંજ છે[૬૮]. અમે સાંભળ્યું છે કે, એક વખત સત્ય અને ધર્મ એ બેને ત્રાજવામાં મૂકી અને બન્નેમાં અધિક શું છે? તે જોવાની ઇચ્છાથી તેને તોળી જોતાં, જે તરફ સત્ય હતું તે પાસું વધારે થયું હતું[૬૯]. જ્યાં ધર્મ છે ત્યાં સત્ય છે અને સર્વ કાંઈ સત્યવડેજ વૃદ્ધિ પામે છે. હે રાજન્!

એમ છતાં પણ તમે શામાટે અસત્ય કર્મ કરવાને ઇચ્છો છો[૭૦]. હે રાજન્! તમે સત્યમાં સ્થિરભાવ કરો અને અસત્ય આચરશો નહિ. "આપો" એવા શુભ સત્ય વચનને અસત્ય શામાટે કરો છો[૭૧]. હે રાજન્! જો તમે મેં આપેલાં ફળને ગ્રહણ કરશો નહિ તો ધર્મથી ભ્રષ્ટ થઇને સર્વ લોકમાં રખડવું પડશે[૭૨]. હે રાજન્! જે પુરૂષ "આપીશ" એમ કહીને આપતો નથી અને જે પુરૂષ માગ્યા પછી લેતો નથી, એ બન્ને જણ અસત્યવાદી થાય છે, તે તમારાથી મિથ્યા થઇ શકે એમ નથી[૭૩]. રાજા કહે છે કે,–હે બ્રાહ્મણ! યુદ્ધ કરવું અને રક્ષણ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે એમાં સંશય નથી અને દાન આપવું એ પણ ક્ષત્રિયનો ધર્મ છે. ત્યારે હું તમારી પાસેથી દાન કેમ લેઇ શકું[૭૪]. બ્રાહ્મણ કહે છે કે,–હે રાજન્! મેં તમને દાન લેવાને લલચાવ્યા નથી કે, હું તમારા ઘેર આપવા આવ્યો નથી પણ અહીં આવીને દાન માગ્યા પછી તમે તે શામાટે લેતા નથી?[૭૫]. ધર્મ કહે છે કે,–તમે વિવાદ કરશો નહિ. કેમ કે, હું ધર્મ તેનું નિરાકરણ કરવાને અહીં આવેલો છું એમ જાણો. બ્રાહ્મણને દાનનું ફળ મળે અને રાજાને સત્યનું ફળ મળે એ યુક્ત છે[૭૬]. સ્વર્ગ +કહે છે કે,–હે રાજેન્દ્ર! મને તું પોતાની મેળે આવેલું મૂર્તિમાન સ્વર્ગ જાણજે. તમે વિવાદ કરશો નહિ કેમ કે, તમને બન્નેને સમાન ફળની પ્રાપ્તિ થશે[૭૭]. રાજા કહે છે કે,–મ્હારે સ્વર્ગનું કામ નથી માટે હે સ્વર્ગ! તું જેમ આવ્યું તેમ જા. જો આ બ્રાહ્મણને સ્વર્ગમાં જવાની ઇચ્છા હોય તો મેં કરેલા તપના ફળને તે લે[૭૮]. બ્રાહ્મણ કહે છે કે,–મેં બાળકપણામાં અજ્ઞાનતાથી કદાચિત કોઇના આગળ હાથ ધર્યો હોય તો તેને હું જાણતો નથી; પણ હમણાં તો સંહિતાનો જપ કરીને નિવૃત્તિ લક્ષણવાળા ધર્મની ઉપાસના કરૂં છું[૭૯]. હે રાજન્! તમે ઘણા કાળથી નિવૃત્ત થયેલા મને શા માટે લોભાવો છો? હું જેટલું મ્હારૂં છે તેટલાવડેજ કાર્ય કરી લઇશ, પણ હે નૃપ! હું તમારાથી ફળની ઇચ્છા કરતો નથી[૮૦]. કેમ કે, તપ અને સ્વાધ્યાય કરવાના સ્વભાવવાળો હું પ્રતિગ્રહ કરવાથી વિરામ પામેલો છું. રાજા કહે છે કે,–હે વિપ્ર! જો તમે જપના ઉત્તમ ફળનો ત્યાગ કર્યો હોય, તો આપણ બંનેનું ફળ એકત્ર થઇને આપણને મળે તેમ થાઓ, એવી મ્હારી ઇચ્છા છે[૮૧]. હે વિપ્ર! જો તમે બ્રાહ્મણોએ પ્રતિગ્રહ કરવો અને રાજવંશીઓએ દાન કરવું એવો ધર્મ સાંભળ્યો હોય તો આપણ બન્નેને તે ફળ એકઠું મળો અથવા આપણ બન્નેને તે ફળનો એકત્ર ભોગ મળે, તેમ ન થતાં મ્હારા ફળને માન્ય કરો. જો તમારી મ્હારા ઉપર કૃપા હોય તો મ્હારા કરેલા ધર્મનો તમે અંગીકાર કરો[૮૨,૮૩]. ભીષ્મ કહે છે કે;–પછી વિકૃત વેષવાળા બે પુરૂષ ત્યાં આવીને ઉભા રહ્યા. તેઓનાં વસ્ત્ર મલિન હતાં તથા તેઓએ એક બીજાને ઝાલ્યા હતા. તેઓ ત્યાં આવીને સામાસામી બોલવા લાગ્યા[૮૪]. એક બોલ્યો કે,–હું ત્હારી પાસે કાંઇ માગતો નથી. ત્યારે બીજો બોલ્યો કે,–તું મ્હારી પાસે માગે છે–મ્હારે ત્હારૂં દેવું છે. આપણ બન્નેને એજ તકરાર છે અને અહીં આ રાજા છે તે આપણો ન્યાય કરશે[૮૫]. પહેલો બોલ્યો કે,–હું સાચું કહું છું કે, ત્હારી પાસે મ્હારૂં કાંઇ લેણું નથી. બીજો બોલ્યો કે,–તું જૂઠું બોલે છે, હું ત્હારા ઋણને ધારણ કરૂં છું[૮૬]. એમ બોલતાં બોલતાં તે *બન્ને જણ અત્યંત તપી ગયા અને રાજાને કહેવા લાગ્યા કે,–અમે બે જે પ્રકારે નિંદિત થઇએ નહિ તે પ્રકારે તપાસ કરો[૮૭]. વિરૂપ કહે છે કે,–હે નરમાં વ્યાઘ્ર જેવા મહિપતિ! એક ગોપ્રદાનના ફળનું મ્હારે વિકૃતનું દેવું છે. તે હું તેને આપું છું પણ તે

+ બ્રાહ્મણના તપના પ્રભાવથી જીતાયલું સ્વર્ગ પણ ત્યાં આવ્યું છે.

* તે બન્ને જણ કામ અને ક્રોધ હતા; જે પૈકી એકનું નામ "વિરૂપ" અને બીજાનું નામ "વિકૃત" હતું.

વિકૃત લેતો નથી[88]. વિકૃત કહે છે કે,–હે નરાધિપ! વિરૂપની પાસે મ્હારૂં કાંઈ નથી. હે રાજન્! એનું બોલવું સત્યના સરખું ભાસે છે ખરૂં, પણ સત્ય નથી. તે તમારા આગળ મિથ્યા બોલે છે[89]. રાજા કહે છે કે,–હે વિરૂપ! આ વિકૃતનું ત્હારી પાસે શું છે? તે મને કહે. હું ત્હારી વાતને સાંભળીને જેમ કરવું મ્હારા મનમાં યોગ્ય લાગશે તેમ કરીશ[90]. વિરૂપ કહે છે કે,–હે રાજન્! હે રાજર્ષિ! હે નરાધિપ! આ વિકૃતનું જે કાંઇ મ્હારી પાસે છે તે હું સઘળું તમને કહું છું. તે તમે ધ્યાન રાખીને સાંભળો[91]. આ વિકૃતે પૂર્વે ધર્મની પ્રાપ્તિ થવા માટે તપ અને સ્વાધ્યાયનું પરિશીલન કરનાર એક બ્રાહ્મણને એક ઉત્તમ ગાયનું દાન કર્યું[92]. મેં તે ગોદાનનું ફળ વિકૃતની પાસે જઇને માગ્યું અને વિકૃતે પણ શુદ્ધ અંતઃકરણવડે મને આપ્યું[93]. પછી મેં મ્હારી પોતાની શુદ્ધિ થવા માટે એક સુકૃત કર્મ કર્યું. તે એવું કે, મેં વાછરડાંવાળી અને ઘણું દૂધ દેનારી બે કપિલા ગાયો ખરીદ કરી[94]. અને હે રાજન્! તે મેં ઉચ્ચ વૃત્તિવાળા બ્રાહ્મણને વિધિપૂર્વક તથા શ્રદ્ધાપૂર્વક સમર્પણ કરી[95]. હે પ્રભો! હવે હું તે બે ગાયોનું ફળ લઇને આ વિકૃતને, તેણે આપેલાથી બમણું ફળ આપું છું પરંતુ વિકૃત લેતો નથી. હે પુરૂષોમાં વ્યાઘ્ર જેવા રાજન્! એ પ્રમાણે અમારો વિવાદ છે. તેમાં કોણ શુદ્ધ છે? અને કોણ દોષવાળો છે? તેનો તમે ન્યાય કરો[96]. હે નૃપ! આ પ્રકારે વિવાદ કરતા કરતા અમે તમારી પાસે આવ્યા છીએ. માટે તમને ઘટે તો ધર્મ કરો કે, અધર્મ કરો; પણ અમારા વાદનો નિર્ણય કરીને અમારૂં સમાધાન કરો[97]. જે રીતે વિકૃતે મને દાન આપ્યું છે તે રીતે જો તે મ્હારી પાસેથી લેવા ખુશી ન હોય તો તમે સ્થિર થઇને અમને જેમ માર્ગ બતાવશો તેમ અમે કરીશું[98]. રાજા કહે છે કે,–હે વિકૃત! વિરૂપ ત્હારૂં દેણું તને પાછું આપે છે તે તું હવે કેમ લેતો નથી? જે રીતે તેણે તને આપવાનું કબૂલ કરેલું છે તે રીતે તું જલદી ગ્રહણ કર[99]. વિકૃત કહે છે કે,–મેં વિરૂપને કહ્યું કે,–"હું આપું છું" અને તેણે કહ્યું કે "હું લઉં છું" એ પ્રમાણે મેં આપ્યું અને તેણે લીધું. હવે તેની પાસે મ્હારૂં કાંઈ લેણું નથી માટે તેની ઇચ્છામાં આવે ત્યાં જાય[100]. રાજા કહે છે કે,–વિરૂપ તને આપે છે પરંતુ તું લેતો નથી એ મને બહુ વિષમ જણાય છે. મ્હારા મત પ્રમાણે તું દંડ પામવાને યોગ્ય છે એમાં સંશય નથી[101]. વિકૃત કહે છે કે,–હે રાજર્ષિ! મેં એને જે એકવાર આપ્યું તે હવે પાછું કેમ લઉં? જો એમાં મ્હારો અપરાધ હોય તો હે પ્રભો! તમે સ્વામી છો, તમે જે શિક્ષા ફરમાવશો તેને હું સહન કરીશ[102]. વિરૂપ કહે છે કે,–હે વિકૃત! હું તને ત્હારૂં ઋણ પાછું આપું છું તેને તું કોઈ પણ પ્રકારે ગ્રહણ નહિ કરે તો ધર્મનું અનુસાસન કરનાર આ રાજા તને શિક્ષા કરશે[103]. વિકૃત કહે છે કે,–તેં મ્હારી પાસે આવીને મ્હારૂં ગોપ્રદાનનું ફળ માગ્યું ત્યારે મેં તને તે આપી દીધું છે. હવે તે હું આજ આ જગ્યોએ શી રીતે પાછું લેઇ શકું? માટે હું તને રજા આપું છું કે, તું ત્હારે જવું હોય ત્યાં ચાલ્યો જા[104]. બ્રાહ્મણ કહે છે કે,–હે રાજન્! આ બન્નેજણે જે કહ્યું તે તમે સાંભળ્યું, માટે મેં જે તમને આપવાની પ્રતિજ્ઞા કરી છે તે તમે વગર વિચાર્યે ગ્રહણ કરો[105]. રાજા કહે છે કે,–જેમ આ બે જણના વિવાદનો નિર્ણય મહા ગહન છે તેમ આ મ્હારા ઉપર આવી પડેલું પ્રસ્તુત કાર્ય પણ મહા ગહન છે. જાપક પોતાના આગ્રહને દૃઢ વળગી રહ્યો છે માટે તેનું હવે કેમ થશે?[106]. જો આ બ્રાહ્મણે મને આપવાને સંકલ્પિત કરેલા ફળને હું ગ્રહણ કરૂં નહિ તો આજ હું મોટા પાપવડે લેપાયમાન કેમ થાઉં નહિ?[107]. પછી તે રાજર્ષિએ વિરૂપ અને વિકૃતને કહ્યું કે,–તમારા બેના વિવાદનો નિર્ણય થતાં સુધી તમે બન્ને બેસો, તમે બેઉ મ્હારી પાસે

આવ્યા છો તો મ્હારો રાજધર્મ પણ મિથ્યા થાય, એવું બને નહિ.[૧૦૮]. રાજાઓએ પોતાનો ધર્મ પાળવો એ તો નિશ્ચય છે અને બ્રાહ્મણનો ધર્મ મહાગહન છે, તેણે મ્હારા સરખા અનાત્મમાં આવીને પ્રવેશ કર્યો છે[૧૦૯]. બ્રાહ્મણ કહે છે કે,–હે રાજન્! તમે જે માગ્યું અને મેં જે આપવાની પ્રતિજ્ઞા કરી છે તે તમારૂં ઋણ હું ધારણ કરૂં છું માટે તે લ્યો. હે રાજન્! જો તમે તેને ગ્રહણ નહિ કરો તો તમને હું શાપ દઇશ એમાં સંશય નથી[૧૧૦]. રાજા કહે છે કેઃ–રાજધર્મને ધિક્કાર છે કે, જેના કાર્યનો આ સ્થળમાં આવોજ નિશ્ચય થયો છે[૧૧૧]. મેં પૂર્વે કોઇ વખત આ હાથને મૂકેલી થાપણ ગ્રહણ કરવાને પ્રસારેલો નથી. તે આજ પ્રસારૂં છું. હે વિપ્ર! મ્હારૂં જે ઋણ તમારી પાસે હોય તે હવે મને આપો[૧૧૨]. બ્રાહ્મણ કહે છે કે,–જો મેં સંહિતાનો જપ કરીને કાંઇ ગુણ (ફળ) પ્રાપ્ત કર્યો હોય, તો તે જેટલો હોય તેટલો અને તે વિના પણ જે કાંઈ મ્હારૂં જપ–સંબંધી સુકૃત હોય તે સર્વનો તમે પ્રતિગ્રહ કરો[૧૧૩]. રાજા કહે છે કે,–હે દ્વિજોત્તમ! મ્હારા હાથમાં આજે જળ જે પડયું તેનું ફળ આપણને બંનેને સમાન અને સાથેજ પ્રાપ્ત થાઓ અને તમે તે સમાન ફળનો પ્રતિગ્રહ કરો[૧૧૪]. વિરૂપ કહે છે કે,–હે રાજન્! તું અમને બન્નેને કામ તથા ક્રોધ જાણ. અમેજ તને આ કામ કરાવ્યું છે. પણ તેં "સાથેજ પ્રાપ્ત થાઓ" એમ કહ્યું તેથી તેને અને તને સમાન લોકની પ્રાપ્તિ થશે[૧૧૫]. આ બ્રાહ્મણ ત્હારૂં કાંઈ ઋણ ધારણ કરતો નથી અથવા આ વિકૃત મને કાંઇ આપવાનું ધારણ કરતો નથી પરંતુ ત્હારા અર્થે અમે આ જીજ્ઞાસા ઉભી કરી હતી. કાળ, ધર્મ, મૃત્યુ, કામ, ક્રોધ અને તમે બે, એ સર્વ અન્યોઅન્યના સંબંધમાં આવીને ત્હારા દેખતાં કસોટીએ ચઢી ચૂકયા છે. માટે પોતાના કર્મવડે જીતેલા જે જે લોકમાં જવાની ઇચ્છા હોય તે તે લોકમાં તું જા[૧૧૬,૧૧૭]. ભીષ્મ કહે છે કે,–જાપકને જે ફળ પ્રાપ્ત થાય છે તે મેં તને બતાવ્યું. હવે તેઓને જે ગતિ અને સ્થળ પ્રાપ્ત થાય છે તે તથા જાપકે જીતેલા લોક, એ સર્વ હું તને કહું છું[૧૧૮]. સંહિતાનું અધ્યયન કરનાર મનુષ્ય પરમેષ્ઠી (બ્રહ્મદેવ) ના લોકને પામે છે, અગ્નિના લોકને પામે છે અથવા સૂર્યના લોકને પામે છે[૧૧૯]. જો તે તૈજસ ભાવવડે (તેજોમય અથવા સ્વપ્નરૂપ ભાવવડે) તે લોકમાં રમે છે તો પ્રીતિવડે મોહિત થઇને તેઓના ગુણોને ધારણ કરે છે[૧૨૦]. તેજ પ્રમાણે તે રાગયુક્ત જાપક ચન્દ્રના લોકમાં, વાયુના લોકમાં, ભૂમિ લોકમાં અથવા આકાશમાં તેના ગુણોને ધારણ કરીને વસે છે[૧૨૧]. જો કદાચિત્ તે, અગ્નિના લોક આદિમાં સંશયવાળો થઇને વિરાગ પામે છે અને ઉત્કૃષ્ટ એવા મોક્ષની ઇચ્છા રાખે છે તો પુનઃ ત્યાંથી બ્રહ્માના લોકમાં જાય છે[૧૨૨]. પછી બ્રહ્માના લોકમાંથી તે કૈવલ્ય મુક્તિને પામે છે અને ત્યાં નિષ્કામ, આત્મ બુદ્ધિવાળો તથા અહંકારરહિત થયેલો હોવાથી બ્રહ્મભૂત, સુખ–દુઃખાદિ દ્વંદ્વ વિનાનો, સુખી, શાંત અને દ્વૈતદર્શન વિનાનો થઇને રહે છે[૧૨૩]. બ્રહ્મનું સ્થાન દુઃખરહિત, જરારહિત અને શાંત છે, જ્યાંથી પુનઃ સંસારમાં આવવું પડતું નથી. તે એક છે અને તેને "અક્ષર" કહે છે. તે સ્થાનને પામે છે[૧૨૪]. તે અક્ષર સ્થાનમાં જે પુરૂષ છે તે પ્રત્યક્ષ, આગમ, અનુમાન અને ચિત્ત એ ચાર લક્ષણવડે હીન છે કેમ કે, તે રૂપ, ગુણ, સંબંધ અને જડત્વાદિથી રહિત છે. વળી તે અશના–પિપાસા (ભૂખ–તરસ), (પ્રાણધર્મ), શોક–મોહ, (ચિત્તધર્મ), જન્મ–મૃત્યુ (દેહધર્મ) એવી છ ઉર્મીઓથી રહિત છે. વળી તે પ્રાણાદિષોડશ વર્ગ (પંચ પ્રાણ) પંચ ભૂત અને મનથી પણ રહિત છે. જાપક પુરૂષ કારણ બ્રહ્મનું અતિક્રમણ કરીને તે પુરૂષને પામે છે[૧૨૫]. કદાચિત જાપક પુરૂષના મનમાં વિષયની પ્રીતિ રહેલી હોય અને તેથી તે પરમ પુરૂષને પામવાની ઇચ્છા ન કરતો હોય તો સર્વાત્મક આકાશાખ્ય કારણોનો તે અભિમાની થાય છે

અને પછી પોતાના મનવડે તે, જે જે વસ્તુની ઈચ્છા કરે છે તે તે વસ્તુને પ્રાપ્ત થાય છે[૧૨૬]. અથવા જો તે પરમ વૈરાગ્ય પામીને સર્વ લોકને નરકતુલ્ય દેખે છે અને સર્વ વિષયથી સ્પૃહારહિત થાય છે તો મુક્ત થઈને નિર્ગુણ સ્થાનમાં સુખને ભોગવે છે[૧૨૭]. હે મહારાજ ! એ પ્રમાણે જાપકની ગતિ જેવી રીતે થાય છે તેવી રીતે આ સર્વ મેં તને વર્ણવી બતાવ્યું. હવે બીજું શું સાંભળવાની ત્હારી ઈચ્છા છે ?[૧૨૮]

एवमेषा महाराज जापकस्य गतिर्यथा । एतत्ते सर्वमाख्यातं किं भूयः श्रोतुमिच्छसि ॥१२८॥

इति श्रीमहा० शां० मो० पृ० जापकोपाख्याने गु० भा० षड्विंशोऽध्यायः ॥ २६ ॥

## અધ્યાય ૨૭ મો–જાપકોપાખ્યાન–રાજા અને બ્રાહ્મણની મુક્તિ.

युधिष्ठिर उवाच ॥ किमुत्तरं तदा तौ स्म चक्रतुस्तस्य भाषिते ॥
ब्रह्मणो वाथवा राजा तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—વિરૂપે એ પ્રમાણે કહ્યા પછી તે બન્નેએ શો ઉત્તર આપ્યો ? તેને બ્રાહ્મણે ઉત્તર આપ્યો કે, રાજાએ. હે પિતામહ ! તે મને કહો[૧]. અથવા તમે જે સ્થાન કહ્યું ત્યાં તે બન્ને ગયા ? અથવા તે બન્નેનો સંવાદ શો થયો ? અથવા તે બે જણાએ ત્યાં રહીને શું કર્યું ? તે મને કહો[૨]. ભીષ્મ કહે છે કેઃ–પછી તે બ્રાહ્મણે રાજાના વચનને માન્ય કરીને ત્યાં આવેલા ધર્મનું, યમનું, કાળનું, મૃત્યુનું તથા જે બ્રાહ્મણો ત્યાં પ્રથમ હતા તથા જેઓ પછી આવ્યા હતા તે સર્વનું મસ્તક નમાવી, પૂજન કરીને ( અર્થાત્ તે સર્વને પ્રણામ કરીને ) રાજાને કહ્યું કેઃ–હે રાજર્ષિ ! તમે આ ફળવડે યુક્ત થઈને શ્રેષ્ઠપણાને પામો અને હું પણ તમારી આજ્ઞાને પામીને પુનઃ જપ કરીશ[૩.૫]. હે મોટા બળવાળા રાજા ! હે પૃથ્વીપતે ! મને પૂર્વે દેવીએ વરદાન આપ્યું છે કે, જપ કરવામાં દરરોજ ત્હારી શ્રદ્ધા વધતી જશે[૬]. રાજા કહે છે કે,–હે વિપ્ર ! જો એ પ્રમાણે મને ફળ આપવાવડે તમારી જપની સિદ્ધિ નિષ્ફળ થઈ છે તો તમે મ્હારી સાથે ચાલો અને જપનું દાન કરવાથી ઉત્પન્ન થયેલા પુણ્યવડેજ તમારૂં જે ફળ વૃદ્ધિ પામ્યું છે તેને પામો[૭]. બ્રાહ્મણ કહે છે કે,–આ જગ્યોએ મેં સર્વની સમક્ષમાં તને જપનું દાન આપવાના અર્થે મોટો પ્રયત્ન કર્યો છે અને તેથી આપણે બન્ને સમાન ફળવાળા થઈને સાથેજ ફળ ભોગવવાનું નક્કી કરી ચૂક્યા છીએ, માટે આપણ બન્નેની ગતિ જ્યાં થશે ત્યાં જઈશું[૮]. એ બન્ને જણનો એવો નિશ્ચય જોઈને દેવોનો ઈશ્વર ઈન્દ્ર, બીજા દેવોને તથા લોકપાળોને સાથે તેડીને તે સ્થળમાં આવ્યો[૯]. સાધ્યા દેવો, વિશ્વ દેવો, વાયુ દેવો, નદીઓ, પર્વતો, સમુદ્રો અને તીર્થો, તે સ્થળમાં અનેક પ્રકારનાં વાદ્ય બજાવવાનાં વાજીંત્રો લઈને આવ્યાં[૧૦]. અનેક પ્રકારનાં તપ, *સંયોગવિધિ, વેદ, +સ્તોભ, સરસ્વતી, નારદ, પર્વત, વિશ્વાવસુ, હાહા, હુહૂ, પોતાના પરિવારસહિત ચિત્રસેન ગંધર્વ, નાગ, સિદ્ધો, મુનિઓ અને દેવના દેવ પ્રજાપતિ તે સ્થળમાં આવ્યા[૧૧-૧૨]. હે વિભો ! સહસ્ર મસ્તકવાળા અચિંત્ય દેવ વિષ્ણુ પણ ત્યાં આવ્યા. તે વખતે આકાશમાં ભેરી અને તુરીઓ વાગવા લાગી[૧૩]. અને તે મહાત્માઓ ઉપર આકાશમાંથી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. અપ્સરાઓના સમુદાય ચારે બાજુ નૃત્ય કરવા લાગ્યા[૧૪]. પછી મૂર્તિમાન સ્વર્ગે બ્રાહ્મણની પાસે આવીને કહ્યું કેઃ–હે મહાભાગ ! ત્હારો પ્રયત્ન સિદ્ધ થયો છે અને હે

* જીવ અને બ્રહ્મનું એકત્વ પ્રતિપાદન કરનારાં વેદાંતશાસ્ત્ર. + સામવેદના ગાનમાં સ્વર પૂરનારા અક્ષરોઃ જેવા કે "हायि हाबु" ઇત્યાદિ.

રાજન્ ! ત્હારો પણ પ્રયત્ન સિદ્ધ થયો છે[૧૫]. હે રાજન્ ! પછી તે બન્નેએ પરસ્પર ઉપકાર કર્યો હતો તે કારણથી એકત્ર મળીને એકેજ સમયે તે બન્નેએ વિષયનાં કારણભૂત ઇન્દ્રિયનો ઉપસંહાર કરવા માંડયો[૧૬]. પ્રથમ મૂળાધાર ચક્રથકી કુંડલિનીનું ઉત્થાપન કરીને તેની તેની ઉપરનાં ચક્રનો જપ કરતાં કરતાં ક્રમવડે તેનું હૃદયમાં જે અનાહત ચક્ર છે તેમાં તેનું સ્થાપન કર્યું અને પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન એ વાયુઓને આકર્ષીને તથા એકત્ર કરીને તેના વિષે મનને ધારણ કર્યું[૧૭]. પછી તેમણે પદ્માસન વાળીને બન્ને ભ્રકુટીની નીચે નાસિકાના અગ્ર ઉપર દૃષ્ટિ રાખી અને પ્રાણાપાનસહિત મનને ભ્રકુટીની મધ્યે આજ્ઞા ચક્રમાં સ્થાપન કર્યું[૧૮]. એ પ્રમાણે જેમણે પોતાના ચિત્તને જીત્યું છે એવા તે બન્ને જણનું શરીર ચેષ્ટારહિત થયું તથા દૃષ્ટિ સ્થિર થઈ ત્યારે સુષુમ્ણા નાડીના માર્ગે થઇને પ્રાણસહિત મનને મૂર્ધાસ્થાનમાં સ્થાપન કર્યું[૧૯]. તે સમયે મહાત્મા બ્રાહ્મણના બ્રહ્મરંધ્રને ફાડીને એક મહાન્ તેજનું બિંબ નીકળ્યું અને ત્યાંથી સ્વર્ગમાં ગયું[૨૦]. તે વખતે સર્વ દિશાઓમાં સર્વ જણાએ મોટો હાહાકાર કર્યો. પછી તેજના બિંબે દેવોવડે સ્તુતિ કરાતા એવા બ્રહ્મદેવના વિષે પ્રવેશ કર્યો[૨૧]. હે રાજન્ ! બ્રહ્માએ તે તેજના વિષે અંગુષ્ઠ પ્રમાણવાળા પુરૂષને દેખીને તેનો સત્કાર કર્યો[૨૨]. અને પુનઃ પણ મધુર વચન કહ્યું કે,–યોગીઓને જે ફળ પ્રાપ્ત થાય છે તેની બરોબર જપ કરનારાઓને ફળ પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી[૨૩]. આ સભામાં આવેલા સર્વેએ યોગીના ફળને તો પ્રત્યક્ષ જોયું છે. પરંતુ જાપકને જે ફળ મળે છે તે વિશેષ કહેલું છે[૨૪]. પછી બ્રહ્માએ તેને "મ્હારા વિષે રહે" એમ કહીને બ્રહ્મ અને આત્માના ઐક્યનો બોધ કર્યો અને તે બ્રાહ્મણે પણ દુઃખના કારણરૂપ વ્યષ્ટિલિંગને તજીને મુખના વિષે પ્રવેશ કર્યો[૨૫]. જે રીતે બ્રાહ્મણે બ્રહ્માના મુખમાં પ્રવેશ કર્યો હતો તેજ રીતે રાજાએ પણ ભગવાન પિતામહના મુખમાં પ્રવેશ કર્યો[૨૬]. પછી સર્વ દેવોએ બ્રહ્માને પ્રણામ કરીને કહ્યું કે,–જાપકને જે ફળ મળે છે તે વિશેષ છે[૨૭]. કેમકે, તમે આ યત્ન જાપકના અર્થે કર્યો છે તથા અમે સર્વ પણ જાપકના અર્થેજ આવ્યા છીએ. તમે આ બન્ને જણાનો સમાન સત્કાર કર્યો અને સમાન ફળ આપ્યું[૨૮]. અમે યોગી અને જાપક એ બંનેના અત્યંત મોટા ફળને આજે જોયું હવે તેઓ સર્વ લોકને અતિક્રમણ કરીને પોતાની ઇચ્છા હોય ત્યાં જાય[૨૯]. બ્રહ્મા કહે છે કે,–જે પુરૂષ સંહિતાની પેઠે મહાસ્મૃતિનો પાઠ કરે અને ઉત્તમ એવી અનુસ્મૃતિનો પાઠ કરે છે તેઓ પણ એજ વિધિથી મ્હારા લોકને પામે છે[૩૦]. જે પુરૂષ યોગસાધના કરે છે તે પણ આજ વિધિ પ્રમાણે દેહનો અંત થવાથી મ્હારા લોકને પામે છે એમાં સંશય નથી. તમને જે ઇષ્ટ છે તે હું કહીશ, માટે હે સભાસદો ! હવે તમે પોતપોતાનું કાર્ય સિદ્ધ કરવાને પોતાના સ્થાનમાં જાઓ[૩૧]. ભીષ્મ કહે છે કે,–બ્રહ્મદેવ એ પ્રકારે કહીને તેજ સ્થળમાં અંતર્ધાન થયા અને દેવતાઓ પણ રજા લઇને પોતાના સ્થાનમાં ગયા[૩૨]. હે રાજન્ ! તે સર્વ મહાત્માઓ ધર્મનો સત્કાર કરીને તથા ધર્મના જવા પછી મનમાં અત્યંત પ્રસન્ન થયા અને પછી પોતાના સ્થાનપર ગયા[૩૩]. હે મહારાજ ! જાપકોનું એવું ફળ છે અને ગતિ પણ એવી છે, મેં જે પ્રમાણે સાંભળ્યું હતું તે પ્રમાણે તને કહ્યું. હવે તું બીજુ શું સાંભળવાને ઇચ્છે છે ?[૩૪].

**एतत्फलं जापकानां गतिश्चैषा प्रकीर्तिता । यथा श्रुतं महाराज किं भूयः श्रोतुमिच्छसि ॥३४॥**

**इति श्रीम० शां० मो० पू० जापकोपाख्याने गु० भा० सप्तविंशोऽध्यायः ॥२७॥**

## અધ્યાય ૨૮ મો-મનુ અને બૃહસ્પતિનો સંવાદ.

**युधिष्ठिर उवाच ॥ किं फलं ज्ञानयोगस्य वेदानां नियमस्य च ॥**
**॥ भूतात्मा च कथं ज्ञेयस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે કે,-હે પિતામહ ! જ્ઞાનસહિત યોગનું, વેદોનું અને નિયમોનું શું ફળ છે? તથા સર્વ પ્રાણીના આત્મારૂપ બ્રહ્મને શી રીતે જાણવો ? તે મને કહો[1]. ભીષ્મ કહે છે કે:-આ વિષે પણ પ્રજાપતિ મનુ અને મહર્ષિ બૃહસ્પતિના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[2]. તે એવું છે કે, એક સમયે દેવ અને ઋષિના સમુદાયમાં શ્રેષ્ઠ એવા બૃહસ્પતિએ પ્રજાઓમાં અત્યંત એવા શ્રેષ્ઠ પ્રજાપતિ મનુની પાસે જઇને, શિષ્ય ગુરૂને પ્રણામ કરે, તેમ પ્રણામ કર્યો અને આ પ્રમાણે પ્રાચીન પ્રશ્ન પૂછયો કે,-હે ભગવન્ ! જે સર્વ જગતનું કારણ છે, જેના નિમિત્તથી કર્મકાંડનો સર્વ વિધિ પ્રવૃત્ત થયો છે, જેના વિષે બ્રાહ્મણો એમ કહે છે કે, એ ફળ જ્ઞાન થવાથીજ પ્રાપ્ત થાય એવું છે અને વેદના મંત્રોવડે પણ જે પ્રકાશમાં આવી શકયું નથી. તે તત્વ શું છે? તે મને યથાવત કહો[3,4]. ધર્મ, અર્થ અને કામને પ્રતિપાદન કરનારા અર્થશાસ્ત્રને, વેદને અને મંત્રોને જાણનારા મહાપુરૂષો અનેક યજ્ઞાદિ કર્મ કરીને અથવા ગોપ્રદાનાદિ દાન કરીને જે ફળનું ઉપાસન કરે છે, તે ફળ શું છે ? તે કેવી રીતે પ્રાપ્ત થાય અને કયા સ્થાનમાં ? તે કહો[5]. હે ભગવન્ ! જેથી પૃથ્વી, સ્થાવર-જંગમ પદાર્થો, પવન, આકાશ, જળજંતુઓ, જળ, સ્વર્ગ અને દેવતાઓ ઉત્પન્ન થયા છે તે પ્રાચીન વસ્તુ શી છે? તે મને કહો[6]. જે વસ્તુનું પ્રથમ મનુષ્યને જ્ઞાન થાય છે પછી તે, વસ્તુની પ્રાર્થના કરે છે- ઇચ્છા કરે છે અને પછી તે વસ્તુ પ્રાપ્ત કરવામાં તેની પ્રવૃત્તિ થાય છે. પણ હું તો પરમપ્રાચીન વસ્તુને જાણતોજ નથી તો પછી તેને પ્રાપ્ત કરવાની મિથ્યા પ્રવૃત્તિ શી રીતે કરૂં ?[7]. હું ઋગ્વેદ, સામવેદના સમુદાય, યજુર્વેદના સર્વ મંત્રો, છંદો, નક્ષત્રની ગતિ ( જ્યોતિષ્ય ), નિરૂક્ત, કલ્પસહિત વ્યાકરણ અને શિક્ષા, એ સર્વ ( વેદ અને વેદાંગ ) ને ભણ્યો છું. પરંતુ આકાશાદિ મહાભૂતનું ઉપાદાન કારણ શું છે ? તે જાણતો નથી[8]. માટે તમે મને સામાન્ય અને વિશેષ શબ્દોવડે તે સર્વ કહો. તમે મને તે સર્વ પણ કહો કે, જ્ઞાનનું ફળ શું છે અને કર્મનું ફળ શું છે ?[9]. તેજ પ્રમાણે આત્મા દેહમાંથી નીકળીને પુનઃ બીજા શરીરને શી રીતે પામે છે? તે પણ કહો. મનુ કહે છે કે,-જેને જે વસ્તુ પ્રિય હોય છે તે, તે વસ્તુને સુખ કહે છે અને જે અનિષ્ટ હોય છે તેને દુઃખ કહે છે[10]. "મને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાઓ અને અનિષ્ટ વસ્તુ પ્રાપ્ત ન થાઓ" એટલા માટે કર્મ વિધિની પ્રવૃત્તિ થયેલી છે. વળી "મને ઇષ્ટ અને અનિષ્ટ બન્ને પ્રાપ્ત થાઓ નહિ." એટલા માટે જ્ઞાનવિધિ ( નિષ્કામ કર્મવિધિ ) પ્રવૃત્ત થયેલો છે[11]. વેદમાં જે કર્મયોગ કહેલા છે તે સર્વે કામપ્રધાન છે. એ કામપ્રધાન કર્મયોગથી જે વિમુક્ત થાય છે તે પરમ સુખ ( મુક્તિ ) ને પામે છે. સુખની ઇચ્છાવાળો અનેક પ્રકારના વૈદિક અને લૌકિક કર્મમાર્ગમાં પ્રવૃત્ત થઇને સ્વર્ગમાં કે, નરકમાં જાય છે. બૃહસ્પતિ કહે છે કે,-ઇષ્ટ એટલે સુખ અને અનિષ્ટ એટલે દુઃખ એ બેમાંથી સુખ ઇષ્ટ છે માટે ગ્રહણ કરવા યોગ્ય છે અને દુઃખ અનિષ્ટ છે માટે ત્યાગ કરવા યોગ્ય છે, એવી પ્રાણીમાત્રની ઇચ્છા હોય છે. તે ઇચ્છા, ઇચ્છા કરનાર પુરૂષને કર્મવડે વ્યાપ્ત કરે છે[12]. મનુ કહે છે કે,-જો પુરૂષ એજ કર્મવડે મુક્ત થાય તો પરમ પદને પામે છે અને જે કર્મવિધિ પ્રવૃત્ત થયો છે તે પણ મોક્ષલાજ માટે. અર્થાત્ બ્રહ્મજ્ઞાનના અર્થેજ કર્મનું અનુષ્ઠાન કરવું પણ ક્ષુદ્ર ફળના માટે કરવું નહિ. જે પુરૂષો કામાત્મા હોય છે-કામની ઇચ્છાવાળા હોય છે તેઓને

કર્મયોગ વ્યાપ્ત કરે છે, માટે કામવાસનાનો ત્યાગ કરીને કર્મ કરવાં તથા પરમ પુરૂષની પ્રાપ્તિ કરવી[૧૩]. આત્મા ( ચિત્ત ) કર્મવડે રાગાદિ દોષને દૂર કરવાથી આદર્શ ( આરસી ) ની પેઠે પ્રકાશમાન ( શુદ્ધ ) થાય છે અને સદસદ્ વિષયને જાણનારો થઇ ધર્મમાં પ્રવૃત્ત થાય છે. એ રીતે સુખની ઇચ્છાવાળો એટલે મુમુક્ષુ થયા પછી જ્યારે તે કર્મના માર્ગથી અત્યંત નિવૃત્ત થાય છે ત્યારે સ્પૃહારહિત પરમ બ્રહ્મને પામે છે[૧૪]. આ પ્રજા મન અને કર્મવડે સરજેલી છે. અર્થાત્ મન અને કર્મ એ બેજ જન્મ–મરણરૂપ સંસારને આપનારાં છે તથાપિ તે બેજ સર્વ લોકો જેને સેવે એવા સન્માર્ગ છે. અર્થાત્ તે બેવડેજ મુક્તિ પણ પ્રાપ્ત થાય છે. શ્રુતિબોધિત કર્મ નિષ્કામપણે આચરે તો તે શાશ્વતપદને આપનારૂં થાય છે અને સકામપણે આચરે તો અંતવાન ક્ષુદ્ર ફળને આપનારૂં થાય છે. તેમાં મનવડે ફળનો ત્યાગ કર્યો હોય તો શાશ્વત પદનું કારણ થાય છે. સ્વરૂપથી કર્મનો ત્યાગ કરવાથી કાંઇ ત્યાગ કહેવાતો નથી[૧૫]. જે રીતે રાત્રિના અંતમાં ( પ્રભાતમાં ) જનાર મનુષ્યનાં નેત્ર, તેના આત્મા સાથે યુક્ત થાય અર્થાત્ નેત્રયુક્ત પુરૂષ પોતાને દોરનારો થાય તો તે, જેમ અંધકારથી વીંટાયલો ન થઇને માર્ગમાં ત્યાગ કરવા જેવું કંટકાદિ દેખી શકે છે, તેમ જ્યારે બુદ્ધિ વિવેકની સાથે યુક્ત થાય છે ત્યારે ત્યાગ કરવા જેવા અશુભ કર્મને જોઇ શકે છે–સમજે છે[૧૬]. જેમ માર્ગમાં સર્પ પડયો હોય અથવા દર્ભનાં અગ્ર પડયાં હોય અથવા કૂવો હોય, તો તેને જાણવાથી મનુષ્યો તેનો ત્યાગ કરે છે અને અજાણપણાથી કેટલાક તેમાં પડે છે પણ ખરા. એજ રીતે કેટલાક અશુભ કર્મને જાણી તેનો ત્યાગ કરે છે અને કેટલાક અજાણ્યા હોવાથી તેવાં કર્મનું સેવન કરીને દુઃખી થાય છે, માટે જ્ઞાનનું ફળ કેટલું વિશેષ છે ? તે તું આ દૃષ્ટાંતથી સમજ[૧૭]. યજ્ઞ–કર્મનું ફળ આ પાંચ વસ્તુઓમાં સમાએલું છે. વિધિ પ્રમાણે યોજેલો સઘળો મંત્ર સમુદાય, યથોક્ત વિધિપૂર્વક યજ્ઞ, યજ્ઞને યોગ્ય દક્ષિણા, મુખ્ય અન્ન અને મનની એકાગ્રતા છે[૧૮]. વેદમાં કહેલું છે કે, કર્મ ગુણાત્મક છે. કર્મ મંત્રથી થાય છે માટે મંત્ર પણ ગુણાત્મક છે અને એજ પ્રમાણે વિધિ, વિધેય કર્મ, કર્ત્તા, ફળ અને તેનો ભોક્તા દેહધારી એ સર્વ ગુણાત્મક છે. " ગુણાત્મક છે " એમાં વિશેષ એટલું જાણવાનું છે કે, ઉપર કહેલાં પ્રત્યેક સાત્વિક, રાજસ અથવા તામસ હોય છે. જેમ વિધેય કર્મ પણ સાત્વિક, રાજસ અને તામસ હોય છે. મંત્ર પણ સાત્વિક, રાજસ કે, તામસ હોય છે. " **अग्निमिले** ઈ૦ " સાત્વિક મંત્ર છે " **इषे त्वोर्जे त्वा** ઈ૦ " રાજસ મંત્ર અને " **सर्वं प्रविश्य हृदयं प्रविश्य** ઈ૦ " તામસ મંત્ર છે. વિધિ પણ ત્રણ પ્રકારનો છે, આત્મપ્રાપ્તિ થવા માટે યજ્ઞ કરવો તેને સાત્વિક, સ્વર્ગ મળવાને યજ્ઞ કરવો તેને રાજસ અને અભિચાર (મારણ–ઉચ્ચાટનાદિ) કરવાને યજ્ઞ કરવો તેને તામસ વિધિ જાણવો. કર્તા પણ ત્રણ પ્રકારનો છે; વિદ્યા, શ્રદ્ધા અને ઉપનિષદ્વડે કર્મના કર્ત્તાને સાત્વિક, વિદ્યાદિથી હીન કર્ત્તાને રાજસ અને દંભવડે કરનારાને તામસ કર્ત્તા જાણવો. ફળ પણ ત્રણ પ્રકારનું છે, અતિ વીર્યવાન્ ફળને સાત્વિક, વીર્યવાન્ ફળને રાજસ અને વીર્યહીન ફળને તામસ જાણવું. તે ફળનો ભોક્તા પણ ત્રણ પ્રકારનો છે, સુખી ભોક્તાને સાત્વિક, દુઃખી ભોક્તાને રાજસ અને મૂઢ ભોક્તાને તામસ જાણવો[૧૯]. શબ્દ, રૂપ, રસ, પુણ્યસ્પર્શ, શુભ ગંધ એ સર્વ કર્મનાં ફળ આ લોકમાં રહેલા મનુષ્યને પ્રાપ્ત થતાં નથી પણ પરલોકમાં પ્રાપ્ત થાય છે. એ રીતે આ લોકમાં કર્મ કરીને પરલોકમાં તેને ભોગવવું પડે છે, એવું કર્મનું અદૃષ્ટ ફળ છે તેથી દૃષ્ટ ફળ જ્ઞાનજ શ્રેયસ્કર છે. કેમ કે, જ્ઞાન આ લોકમાંજ પ્રાપ્ત થાય છે તથા તેનું ફળ પણ આ લોકમાંજ મળે છે[૨૦]. વળી મનુષ્ય શરીરવડે જે જે કર્મ કરે છે તે તે કર્મનું ફળ પણ શરીરવાળો

થઇનેજ ભોગવે છે; શરીરજ સુખનું અને દુઃખનું સ્થાન છે. અર્થાત્ જેનું અશરીરત્વ લક્ષણ છે એવો મોક્ષ શરીરવડે કરેલા કર્મથી સિદ્ધ થતો નથી[૨૧]. પુરૂષ વાણીવડે જે કર્મ કરે છે તેને વાણીવડેજ ભોગવે છે અને મનવડે કર્મ કરે છે તેનું ફળ મનમાં રહીનેજ ભોગવે છે[૨૨]. ફળની ઇચ્છાવાળો પુરૂષ, કર્મના ફળમાં મનની આસ્થા રાખીને જેવા જેવા ગુણવાળું કર્મ કરે છે તેવા તેવા ગુણથી યુક્ત થઇને કર્મના શુભ કે, અશુભ ફળને ભોગવે છે[૨૩]. જેમ મત્સ્ય જળમાં પ્રવાહની સાથે જાય છે, તે કાંઈ પોતાની ઇચ્છાથી જાય છે એમ નથી પણ જળના વેગથીજ જાય છે. તેમ પૂર્વે કરેલું કર્મ સ્વભાવથી પુરૂષને આવીને પ્રાપ્ત થાય છે; તેમાંથી તે શુભ કર્મને પામીને સંતોષ પામે છે અને અશુભ કર્મના ફળને પામીને સંતોષ પામતો નથી. એ પણ દેહધારીનો પરમ સ્વભાવજ છે[૨૪]. માટે જેનાથી આ સર્વ જગત ઉત્પન્ન થયું છે તેને જાણીને આત્મજ્ઞાની પુરૂષો તે જગતનું ઉલ્લંઘન કરી જાય છે–તરી જાય છે. જેનો વેદમાંહેના મંત્રોના શબ્દોવડે પ્રકાશ થયો નથી તે પરમતત્વ હવે હું તને કહું છું તે સાંભળ[૨૫]. તે તત્વ અનેક પ્રકારના રસ અને ગંધવિનાનું છે, શબ્દ, સ્પર્શ અને રૂપ વિનાનું છે, ગ્રહણ કરી શકાય તેવું નથી, રક્ત, શ્વેત કે, કૃષ્ણ આદિ રંગરહિત છે અને કોઈ યુક્તિમાં આવે તેવું નથી માટે અવ્યક્ત છે. એવું છતાં પણ તેણે પ્રજાઓને ભોગવવાના અર્થે શબ્દાદિ પાંચ પ્રકાર ઉત્પન્ન કર્યા છે[૨૬]. તે સ્ત્રી નથી, પુરૂષ નથી કે, નપુંસક પણ નથી અને તે સત્ (પ્રધાન–પરમાણુ આદિ) નથી, અસત્ (શૂન્ય) નથી કે, સદસત્ (અનિર્વચનીય–માયાશબલ) પણ નથી પરંતુ બ્રહ્મવેત્તા મનુષ્યો જેને જ્ઞાનદૃષ્ટિવડે જૂએ છે તે અક્ષર (અપરિણામી) છે તથા તેનો નાશ થતો નથી એમ તું જાણ[૨૭].

॥ न स्त्री पुमान्नापि नपुंसकं च न सन्न च सत्सदसच्च तन्न ॥
॥ पश्यंति यद् ब्रह्मविदो मनुष्यास्तदक्षरं न क्षरतीति विद्धि ॥ २७ ॥

इति श्रीमहा० शांति० मो० पर्वा० मनुबृहस्पतिसंवादे गु० भा० अष्टविंशोऽध्यायः ॥२८॥

---

## અધ્યાય ૨૯ મો–મનુ અને બૃહસ્પતિનો સંવાદ.

मनुरुवाच ॥ अक्षरात्खं ततो वायुस्ततो ज्योतिस्ततो जलम् ॥
॥ जलात्प्रसूता जगती जगत्यां जायते जगत् ॥ १ ॥

મનુ કહે છે કેઃ–અક્ષરથી આકાશ ઉત્પન્ન થયું. આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી અને પૃથ્વીમાંથી આ જગત ઉત્પન્ન થયું છે. (અહીં સમજવાનું એમ છે કે, માયાસહાય અક્ષરથી જગત ઉત્પન્ન થયું છે. કોઈ શંકા કરે કે, જ્યારે અક્ષર પહેલાં કાંઇ નહોતું ત્યારે માયા કયાં હતી ? અને માયા હતી ત્યારે અક્ષરને અદ્વૈત કેમ કહેવાય ? તો તેનું સમાધાન એવું કરવું કે, છીપમાં રૂપાનો ભાસ થવાથી તે (છીપ)માં કાંઈ રૂપું આવતું નથી અને તેથી એમ પણ કહેવાતું નથી કે, છીપની સાથે રૂપું પણ લાગેલુંજ છે. એ દોષ માત્ર જોનારનો છે. તેમજ માયા કાંઇ અક્ષરને વળગેલ પદાર્થ નથી પણ અક્ષરના વિષે અધ્યાસ–મિથ્યા પ્રતીતિ છે)[૧]. જગતની ઉત્પત્તિ કહ્યા પછી તેનો વિપરીત ક્રમે લય કહે છે કે, પૃથ્વીથી ઉપજેલાં શરીરનો જળમાં લય થાય છે, જળનો લય તેજમાંજ થાય છે. તેજનો લય પવનમાં અને પવનનો લય અંતરિક્ષમાં થાય છે. એ પ્રમાણે અંતરિક્ષ સુધી જઇને પછી જેઓના આત્મત્વના વિષે અક્ષર નથી, જેઓએ આત્મા એજ અક્ષર છે એમ જાણેલું નથી તેઓ ત્યાંથી સંસારમાં પાછા પડે છે. પણ જેઓએ આત્મા એજ અક્ષર છે એમ જાણેલું છે તેઓ માયાશબળની પેલીપાર જઇને

પછી ત્યાંથી સંસારમાં પાછા આવતા નથી, પણ પરમ મોક્ષને પામે છે[૨]. તે અક્ષર તત્વ ઉષ્ણ નથી કે, શીત નથી, મૃદુ ( કોમળ ) નથી કે, તીક્ષ્ણ ( કઠોર ) નથી, ખાટું નથી કે, તુરૂં નથી તથા મધુર નથી કે, કડવું નથી. વળી તે શબ્દવાળું, ગંધવાળું કે, રૂપવાળું પણ નથી. પણ સર્વરહિત પરમસ્વભાવવાળું છે[૩]. ત્વચા સ્પર્શને જાણે છે, જીહ્વા રસને જાણે છે, નાસિકા ગંધને જાણે છે, બન્ને કર્ણ શબ્દને જાણે છે, નેત્ર રૂપને જાણે છે, પણ જેઓ અધ્યાત્મ-વિદ્યાને જાણતા નથી તેવા મનુષ્યો એ સર્વ ઇન્દ્રિયોવડે ઇન્દ્રિયોના વિષયથી પર એવા અક્ષર તત્વને જાણી શકતા નથી[૪]. માટે ગુરૂએ કહેલી યુક્તિવડે રસ વિષયથી રસના-ઇન્દ્રિયનું, ગંધ વિષયથી ઘ્રાણેન્દ્રિયનું, શબ્દ વિષયથી શ્રવણેન્દ્રિયનું, સ્પર્શ વિષયથી ત્વચા ઇન્દ્રિયનું અને રૂપ વિષયથી ચક્ષુઇન્દ્રિયનું નિવર્તન કરીને સ્વરૂપસત્તામાત્ર અક્ષરને જોઈ શકાય છે[૫]. જે કર્ત્તા (પુરૂષ) જે કર્મવડે જે પ્રાપ્ય વસ્તુને ઉદ્દેશીને જે દેશમાં અને જે કાળમાં જે નિમિત્તભૂત સુખ-દુઃખમાં અને સુખદુઃખને અનુકૂળ યત્નનો આરંભ કરે છે અને જેનો આરંભ કરીને રાગ-દ્વેષથી અથવા ઈશ્વરેચ્છાથી ( અદૃષ્ટથી ) દર્શન તથા ગમન આદિ કર્મ કરે છે, તે સર્વ એટલે કર્ત્તા, કર્મ, કરણ, દેશ, કાળ, સુખ, દુઃખ, પ્રવૃત્તિ, આરંભ, યત્ન, ગત્યાદિ, રાગ-દ્વેષ અને ઈશ્વરેચ્છારૂપ અદૃષ્ટ, એ સર્વના સમુદાયનો હેતુ જે ચિન્માત્ર છે તેજ એ સત્તા-માત્ર અક્ષર છે[૬]. વ્યાપક ઇશ્વર અને સાધક જીવ છે. જે સર્વત્ર વ્યાપી રહ્યો છે અને શ્રુતિના મંત્રમાં કહ્યા પ્રમાણે જે પ્રત્યેક પ્રાણીમાં રહેલો છે. જે સર્વનો હેતુ અને પરમાર્થ આત્મ-સ્વરૂપવડે સર્વને કરનારો છે તેનેજ સર્વનું કારણ જાણવું અને તેના વિના બીજા સર્વને કાર્ય જાણવું[૭]. જેમ કોઇ મનુષ્યે સારી રીતે પુણ્ય કે, પાપ કર્યાં હોય તેથી તે શુભ કે, અશુભ ફળને પામે છે, તેમ શુભ કે, અશુભ જડ શરીરમાં પણ પોતાના કર્મવડે સ્વભાવરૂપ પરમ કારણ જ્ઞાન બંધાયલું છે. જેમ શુભ અને અશુભ પણ સાથે હોય છે, તેમ જડ અને ચેતન પણ સાથે હોય છે, તેમાં વિરોધ આવતો નથી[૮]. જેમ વૃક્ષની ટોચે મૂકેલો દીપ ઘણા પ્રદે-શમાં પ્રકાશ આપે છે, તેમ વૃક્ષના મૂળ આગળ મૂકેલો દીપ પ્રકાશ આપતો નથી. તેવીજ રીતે પાંચ ઇન્દ્રિયોરૂપી દીપ-વૃક્ષની ટોચે મૂકેલા જ્ઞાનરૂપી દીવાવડે પ્રકાશિત થાય છે. અર્થાત્ ઇન્દ્રિયો જડ છે અને જ્ઞાનરૂપી દીવાના પ્રકાશને આધીન છે[૯]. જેમ કોઈ રાજાના ઘણા પ્રધાન હોય પણ તે રાજાની આજ્ઞાને પામીને બીજાઓને જૂદી જૂદી આજ્ઞાઓ કરે છે. તેજ પ્રમાણે શરીરમાં પણ જ્ઞાનરૂપ સ્વભાવ એકજ છે પણ તેના આશ્રયવાળાં પાંચ ઇન્દ્રિય જૂદા જૂદા પ્રકાશ કરે છે[૧૦]. જેમ અગ્નિ તેનેતેજ છતાં જવાળા ઉત્પન્ન થાય છે, પ્રજળે છે અને જાય છે, પવન એકનોએકજ છતાં તેમાં વેગ ઉપજે છે, વહે છે અને બંધ પડે છે. સૂર્ય એકનોએકજ છતાં તેમાંથી કિરણ નીકળે છે, તપે છે અને જતાં રહે છે તથા નદી એકનીએકજ છતાં તેમાં જળ આવે છે, વહે છે અને જાય છે. તેમ જ્ઞાનસત્તા સદાકાળ એકનીએકજ છતાં શરીર જન્મે છે, જીવે છે અને મરે છે[૧૧]. જેમ કોઈ પુરૂષ કાષ્ઠના ઘર્ષ-ણથી ધૂમાડો અને અગ્નિ પ્રકટ થતો સાંભળીને ધારે કે “ કાષ્ઠમાં અગ્નિ તથા ધૂમાડો છે, તેને મ્હારે પ્રત્યક્ષ જોવો ” પછી તે જોવાને માટે કો’વાડી લઇને કાષ્ઠને ચીરે તો તેથી કાંઈ કાષ્ઠમાં ધૂમાડો કે, અગ્નિ માલૂમ પડતો નથી. તેમજ શરીરનાં ઉદર, પગ, હાથ આદિ કોઈ પણ અંગને કાપીને જૂએ તો તેમાં શરીરથી ભિન્ન જે ચેતનતત્વ રહેલું છે તે માલૂમ પડતું નથી. પણ જો તેજ કાષ્ઠનો યોગ કરીને મથન કરે તો તેમાંથી ધૂમાડો અને અગ્નિ નીકળતો માલૂમ પડે છે તેજ પ્રમાણે કોઈ બુદ્ધિમાન ડાહ્યો પુરૂષ પણ યોગાદિ ઉપા-યવડે તેને જોવાનો પ્રયત્ન કરે તો બુદ્ધિ અને આત્મા, બંનેને એકે કાળે જોઈ શકે છે[૧૨,૧૩].

જેમ સ્વપ્નમાં કોઈ પુરૂષ પોતાના શરીર (મસ્તક)ને પોતાથી જૂદું થઇને પૃથ્વીમાં પડેલું જૂએ છે, તેજ પ્રકારે પુરૂષ, મન અને બુદ્ધિથી યુક્ત શ્રોત્રાદિ દશ ઇન્દ્રિયો અને પંચ પ્રાણસહિત સત્તર તત્વના લિંગ શરીરને મરણ સમયે પોતાથી જૂદું જોઇને તથા "આત્માથી (પોતાથી) તે ભિન્ન નથી" એમ ન જાણીને બીજા શરીરને ધારણ કરે છે-એક દેહમાંથી બીજા દેહમાં જાય છે[૧૪]. ઉત્પત્તિ, વૃદ્ધિ, ક્ષય અને મરણ એવા ભાવોવડે પરમાત્મા યુક્ત થતોજ નથી, પણ સુખ-દુખને આપનારાં કર્મના યોગથી આત્મા શબરૂપ થએલા દેહને તજીને જોવામાં ન આવે એવી રીતે બીજા દેહમાં જાય છે[૧૫]. (એ પ્રમાણે આત્મા તથા બુદ્ધિને એક જાણવારૂપ ભ્રાંતિથી સંસાર ઉપજે છે એમ કહ્યા પછી તે વસ્તુતઃ અસંગ છે તે વિષે કહે છે) આત્મા નેત્રવડે પોતાના રૂપને જોતો નથી. ત્વચાવડે સ્પર્શ કરતો નથી. ઇન્દ્રિયોવડે કોઈ કાર્યને સાધતો પણ નથી. ઇન્દ્રયાદિ ભાવો તે આત્માને જોઇ શકતા નથી પણ તે આત્મા ઇન્દ્રિયાદિ ભાવોને જુએ છે-જાણે છે, અર્થાત્ આત્મા માત્ર સાક્ષી છે[૧૬]. જેમ લોહના ગોળાને અગ્નિમાં નાખ્યો હોય તો તે સમીપમાં રહેલા પ્રજ્વલિત અગ્નિના તાપથી ઉપજેલા રૂપને ધારણ કરે છે, પણ તેથી તે અગ્નિ ગોળાના રૂપ અને ગુણને ધારણ કરતો નથી. તેજ પ્રમાણે આત્માનું રૂપ દેહમાં દેખાય છે. યદ્યપિ લોહનો ગોળો વર્તુલ હોય તો વર્તુલત્વાદિ રૂપ અગ્નિમાં જણાય છે ખરૂં, પણ તે અગ્નિનું રૂપ ન છતાં લોહનું રૂપ છે એમ પંડિતો જાણે છે, તેમ સુખ-દુઃખાદિ દેહના ધર્મ આત્માના વિષે પ્રતીત થાય છે. પરંતુ તે ધર્મ આત્માના ન છતાં દેહના છે એમ પંડિતો જાણે છે[૧૭]. તેજ પ્રમાણે જ્યારે મનુષ્યનો આત્મા દેહનો ત્યાગ કરીને બીજા અદૃશ્ય શરીરમાં પ્રવેશ કરે છે ત્યારે પૂર્વના દેહને પંચભૂતમાં પડતો મૂકીને તે આત્મારૂપી તેજ બીજા દેહનો આશ્રય કરીને તેના રૂપને ધારણ કરે છે[૧૮]. જીવ એક દેહનો ત્યાગ કર્યા પછી પોતાની ચારે બાજુ રહેલાં આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીમાં પ્રવેશ કરે છે. તેજ પ્રમાણે શ્રોત્રાદિ સત્તર તત્વો પણ પોતપોતાનાં ઉપાદાન કારણમાં જાય છે ખરાં, પણ તે પૂર્વનાં કર્મસહિત-વાસનાયુક્ત હોય છે તેથી એકત્ર થઇને શબ્દાદિ ગુણોને ધારણ કરે છે. તાત્પર્ય એ છે કે, સ્થૂલ દેહનો નાશ થયા છતાં પણ કર્મવડે બંધાયલું સત્તર તત્વાત્મક લિંગ શરીર નાશ થતું તથી, પણ બીજા દેહને ધારણ કરે છે[૧૯]. શ્રોત્ર ઇન્દ્રિય આકાશના શબ્દ ગુણનો આશ્રય કરે છે. ઘ્રાણ ઇન્દ્રિય પૃથ્વીના ગંધ ગુણનો આશ્રય કરે છે. ચક્ષુ ઇન્દ્રિય તેજના રૂપ ગુણનો આશ્રય કરે છે. રસનેન્દ્રિય જળના રસ ગુણનો આશ્રય કરે છે. ત્વચા ઇન્દ્રિય વાયુના સ્પર્શ ગુણનો આશ્રય કરે છે એ રીતે શબ્દાદિ વાસનાસહિત શ્રોત્રાદિ ઇન્દ્રિયો કર્મના વિષે એકત્ર થાય છે[૨૦]. પાંચ ઇન્દ્રિયોના પાંચ વિષય પંચ મહાભૂતમાં વસે છે અને તે પંચમહાભૂત ઇન્દ્રિયોમાં વસે છે અને એ સર્વ મનને અનુસરનારાં છે. મન બુદ્ધિને અનુસરે છે અને બુદ્ધિ સ્વભાવને અનુસરે છે (તેથી અર્થો (વિષયો) નું કારણ ઇન્દ્રિયો, તેનું કારણ મન, મનનું કારણ બુદ્ધિ અને બુદ્ધિનું કારણ ચિદાત્મા એવો ક્રમ છે. માટે સર્વ વાસનાથી વાસિત થયેલી બુદ્ધિમાં સર્વ કાંઈ છે અને તે બુદ્ધિનો વિયોગ થયો નથી માટે ચિદાત્મા વારંવાર જન્મ-મરણને પામે છે)[૨૧]. પૂર્વજન્મે જે શુભ કે, અશુભ કર્મ કર્યું હોય તેજ કર્મ નવા દેહમાં ઇન્દ્રિયાદિ ધારણ કરે છે અને જેમ જળજંતુઓ જળના અનુકૂળ પ્રવાહમાં સહજ ગમન કરીને બીજા પ્રવાહમાં જાય છે, તેમ પૂર્વ દેહના સંસ્કારથી ઉત્તમ અને અધમ વિષયોનું અનુવર્તન કરીને મન ઉત્તરોત્તર દેહને ધારણ કરવામાં પ્રવૃત્ત થાય છે[૨૨]. (જ્યારે એવી રીતે વાસનાસંતતિ ઉત્તરોત્તર ચાલી જાય છે ત્યારે મોક્ષ તો થવાનોજ નહિ ? એમ શંકા કરવી નહિ કેમ કે,

અનાદિ કાળના ચાલતા આવેલા ભ્રમને પણ તત્વજ્ઞાનવાળો પુરૂષ મૂળમાંથી ઉખેડી નાખવાને સમર્થ છે.) જેમ નાવમાં બેસીને જનારા પુરૂષને કાંઠા ઉપરના વૃક્ષ સ્થિર છતાં ચાલતાં હોય એમ દૃષ્ટિએ પડે છે, તેમ કૂટસ્થ આત્મા નિર્વિકારી છતાં બુદ્ધિના વિકારથી વિકારયુક્ત જણાય છે. વળી જેમ પુસ્તકના અક્ષર સૂક્ષ્મ હોય તથાપિ ચસ્માના યોગથી મોટા જણાય છે, તેમ કૂટસ્થ આત્મા સૂક્ષ્મ છતાં પણ બુદ્ધિના યોગથી સ્થૂલ–જગતરૂપ જણાય છે, વળી જેમ મનુષ્ય પોતાનું રૂપ જોવાને સમર્થ નથી પરંતુ દર્પણના યોગથી પોતાના રૂપને જોઈ શકે છે, તેમ એકજ પ્રત્યકૂવસ્તુને પોતાના અજ્ઞાનવડે કલ્પેલા બુદ્ધિરૂપી દર્પણમાં જોવાથી આકાશાદિ અનેકરૂપે દેખે છે. ( એવી અનાદિકાળની ભ્રાંતિ તત્વજ્ઞાનથી બાધિત થઈ શકે છે, જેમ નાવમાં બેઠેલો પુરૂષ નાવને સ્થિર કરીને જુએ તો તેણે વૃક્ષોમાં જે ચલપણું જોયું હતું તે બાધિત થઇને નિવૃત્ત થાય છે, તેમજ પોતાની બુદ્ધિને સ્થિર કરીને આત્મતત્વનો વિચાર કરવાથી સકળ ભ્રમ બાધિત થઇને નિવૃત્તિને પામે છે માટે ભ્રાંતિજ્ઞાનને દૂર કરવાને માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો યત્ન કરવો જોઇએ એવું તાત્પર્ય છે. )[૨૩].

॥ चलं यथा दृष्टिपथं परैति सूक्ष्मं महद्रूपमिवाभिभाति ॥

॥ स्वरूपमालोचयते च रूपं परं तथा बुद्धिपथं परैति ॥ २३ ॥

इति श्रीमहा० शां० मो० पृ० मनुबृहस्पतिसंवादे गु० भा० एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

---

## અધ્યાય ૩૦ મો–મનુ અને બૃહસ્પતિનો સંવાદ.

मनुरुवाच ॥ यदिंद्रियैस्तूपहितं पुरस्तात्प्राप्तान् गुणान् संस्मरते चिराय ॥

॥ तेष्विंद्रियेषूपहतेषु पश्चात्स बुद्धिरूपः परमः स्वभावः ॥ १ ॥

મનુ કહે છે કેઃ—મનસહિત ઇન્દ્રિયોવડે વ્યાપ્ત એવું જે ચેતન પૂર્વે ઘણા કાળ સુધી પ્રાપ્ત થયેલા વિષયોને કાળાંતરે સંભારે છે, તે ચેતન જ્યારે ઇન્દ્રિયો સ્વપ્નકાળમાં લીન થાય છે ત્યારે જ્ઞેય, જ્ઞાન અને જ્ઞાતૃ આત્મક બુદ્ધિરૂપ થઇને રહે છે અને એવી રીતે જે બુદ્ધિરૂપ થઇને રહે છે તેજ સર્વોત્કૃષ્ટ સ્વભાવ ( ચિદ્રૂપ ) છે. અર્થાત્ ચિદ્રૂપ આત્મા બુદ્ધિથી જૂદો છે[૧]. જેથી તે ( આત્મા ) એક્કે કાળે અથવા જૂદે જૂદે સમયે આ જન્મમાં કે, પરજન્મમાં અનુભવેલા ઇન્દ્રિયોના અર્થને ( વિષયોને ) સ્વપ્નાવસ્થામાં અંતઃકરણમાં પ્રાપ્ત થયેલા જોઇને તેઓની ઉપેક્ષા કરતો નથી પણ પ્રકાશ કરે છે તથા જેથી માતા, મેય અને માન, એવી બુદ્ધિની ત્રણે અવસ્થાઓ તે વખતે પરસ્પર વ્યભિચાર પામીને સંચરે છે, તેથી તે એક સર્વોત્કૃષ્ટ આત્મા સાક્ષીરૂપ છે. તાત્પર્ય કે, સ્વપ્નાવસ્થામાં અતીત અને અનાગત વસ્તુમાત્ર એક્કે કાળે નજર આગળ દેખાય છે, તે વખતે ઇન્દ્રિયો વિરામ પામેલી હોય છે માટે ઇન્દ્રિયો જોનાર નથી, એ સ્પષ્ટ છે, જો ઇન્દ્રિયો તેને જાણતી હોય તો માત્ર પ્રત્યક્ષ વસ્તુ વિના થઈ ગયલી અને થનારી વસ્તુઓનું જ્ઞાન ન થવું જોઇએ. પણ સ્વપ્નમાં તે થાય છે માટે સ્વપ્નમાં બુદ્ધિજ માતા, મેય અને માનરૂપ થાય છે તથા તે સાક્ષી ચૈતન્યવડે પ્રકાશિત થાય છે–જાણે છે. માટે જાગ્રતની પેઠે સ્વપ્નમાં પણ સાક્ષી ચૈતન્યબુદ્ધિથી ભિન્ન છે એમ સમજવું[૨]. જાગ્રદાદિ બુદ્ધિનાં સ્થાનમાં રજ, સત્વ અને તમ ગુણો રહેલા છે. એ સ્થાનના ગુણો એટલે તેમાં રહેલાં સુખ–દુઃખ આદિ પરસ્પર વિલક્ષણ છે, તેને માત્ર આત્મા જાણનારો છે પણ ભોગવનારો નથી; ભોગવનારી તો બુદ્ધિ છે. જેમ વાયુ અગ્નિમાં પ્રવેશ કરીને અગ્નિને પ્રજ્વલિત કરે છે પણ કાષ્ઠને બાળતો નથી; કાષ્ઠને બાળનારો તો અગ્નિજ છે. તેમ ઇન્દ્રિયોમાં રહેલી બુદ્ધિજ

ઇન્દ્રિથી ઉપજેલા સુખ–દુઃખને ભોગવે છે; આત્મા તો માત્ર બુદ્ધિને ચેતનાયુક્ત–પ્રકાશયુક્ત–જ્ઞાનયુક્ત કરે છે, પણ સુખાદિ ભોગવતો નથી. ઇન્દ્રિયનું પણ ઇન્દ્રિય એટલે ઇન્દ્રિયોને પણ પ્રકાશ કરનાર આત્મા ઇન્દ્રિયવડે પ્રકાશ થઇ શકે નહિ[3]. માટે તે નેત્રવડે પોતાનું રૂપ જોતો નથી, સ્પર્શ ઇન્દ્રિયવડે પોતાને સ્પર્શ કરી શકતો નથી અને કાનવડે શ્રોત્રગમ્ય શબ્દને સાંભળતો નથી. એમ છતાં પણ જેવડે તેનું જ્ઞાન થાય છે તેનો પણ નાશ થાય છે. અર્થાત્ તેનું જ્ઞાન વેદાંત-શ્રવણ કરવાથી થાય છે અને જ્ઞાન થયું એટલે વેદાંતનો પણ બાધ થાય છે[4]. શ્રોત્રાદિ પોતે પોતાના આત્માને જોઈ શકતાં નથી, પણ સર્વજ્ઞ અને સર્વદર્શી આત્મજ્ઞ પુરૂષ તેને જોઈ શકે છે[5]. જેમ પૂર્વે કોઈ વખત મનુષ્યોએ હિમાલયની બન્ને* બાજુ (પડખાં) અને ચંદ્રમાના પાછલા ભાગને દીઠો નથી માટે "નથી" એમ કહેવાય નહિ[6]. તેમ પ્રાણી માત્રનો આત્મા કે, જે જ્ઞાનસ્વરૂપ છે, તે પ્રાણીઓમાં સૂક્ષ્મરૂપે રહેલો છે અને તે, નેત્રવડે કોઈ વખત કોઇને જણાયો નથી; તેટલાથી કાંઈ આત્મા "નથી" એમ થતું નથી[7]. જેમ લોકો ચંદ્રમાં પડેલા જગતના પ્રતિબિંબને કલંક (શશલાંછન) કહે છે, પણ તેઓ જગતનું પ્રતિબિંબ છે એમ જાણતા નથી; તેમજ લોકો બુદ્ધિમાં પડેલા આત્માના પ્રતિબિંબરૂપ આ જગતને જોઇને આત્માને પણ જાણતા નથી; પરંતુ આત્મજ્ઞાન "છે" તે ઉત્પન્ન થયેલું નથી અને તેથી દુઃખનો નાશ નહિ થાય એમ પણ નથી. કોઈ કહેશે કે, જો આત્માજ બ્રહ્મ છે ત્યારે તો અમે તે જાણ્યું; પરંતુ એટલું જાણવાથી અમારા શોકની નિવૃત્તિ કેમ થતી નથી? તેનો ખુલાસો એવો છે કે, આત્માને સાંભળીને જાણ્યો ખરો, પણ તેનું યથાર્થ જ્ઞાન તેને શાસ્ત્રવડેજ થાય છે માટે તેને શાસ્ત્રવડે જાણ્યો એટલે તમારા શોકની નિવૃત્તિ થશે+[8]. જેમ પંડિતો કોઈ વૃક્ષને જોઇને તેને મૃત્તિકા માને છે. કેમ કે, તે જ્યારે ઉત્પન્ન થયું નહોતું ત્યારે મૃત્તિકારૂપ હતું અને નાશ થયા પછી પણ મૃત્તિકાજ થનાર છે. હવે પંડિતોએ તે વૃક્ષને મૃત્તિકારૂપ પ્રત્યક્ષ જોયું નથી તથાપિ બુદ્ધિવડે તેને મૃત્તિકારૂપ કહે છે અને તે સત્ય છે. વળી સૂર્યના ઉદયકાળ પહેલાં અને અસ્તકાળ પછી પંડિતો બુદ્ધિવડે એમ કહે છે કે, સૂર્ય દેશાંતરમાં પ્રકાશે છે. આ ઉપરથી પંડિતો દૂરત્વ દોષથી સૂર્યની ગતિને પ્રત્યક્ષ જોઇ શકતા નથી પરંતુ બુદ્ધિવડે જોઇ શકે છે અને તે સત્ય પણ છે[9]. તેજ પ્રમાણે પંડિતો વૃક્ષની પેઠે દુર્લક્ષ્ય અને સૂર્યની ગતિની પેઠે દૂરસ્થ આત્માને બુદ્ધિરૂપી દીવાવડે જુએ છે અને પોતાની પાસે રહેલા જ્ઞેયરૂપ પ્રપંચને જ્ઞાન શબ્દવડે કહેવાતા બ્રહ્મના વિષે લય કરવાને ઇચ્છે છે. તે જ્ઞાનપ્રાપ્તિ પણ ઉપાય કર્યા વિના પ્રાપ્ત થતી નથી[10]. જળજંતુઓ ઉપર જીવનારા–મત્સ્યાહારી મનુષ્યો સૂત્રની જાળ

---

* હિમાલયનાં બે પડખાં પૂર્વ અને પશ્ચિમ સમુદ્રમાં ગયાં છે તેથી જોવામાં આવતાં નથી, એમ કલ્પના છે. આ વિષયમાં શ્રીમહાકવિ કાલિદાસ પ્રણીત **કુમારસંભવ નામક પ્રસિદ્ધ કાવ્યમાં** વર્ણન છે કેઃ—

**"अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः ।**
**पूर्वापरौ तोयनिधीवगाह्य स्थितः पृथिव्या इव मानदण्डः ॥"**

**સ૦ ૧. શ્લો૦ ૧.**

**ભાવાર્થ:—**ઉત્તર દિશામાં દેવતા સ્વરૂપ "હિમાલય" નામનો પર્વતોનો રાજા (પર્વતોમાં શ્રેષ્ઠ) પર્વત છે કે, જે પૂર્વ અને પશ્ચિમ સમુદ્રમાં પ્રવેશ કરીને રહ્યો છે જેથી પૃથ્વીને માપવાના દંડના સરખો જણાય છે. **ભા૦ ક૦**

\+ જેમ કોઇ એક રાજાનો "ભર્જુ" નામે વહાલો મંત્રી હતો તે ઘણા દિવસે પરદેશથી ઘેર આવ્યો. તેને જોઇને બીજા પ્રધાનોએ રાજાને કહ્યું કે,–ભર્જુ તો મરણ પામીને બ્રહ્મરાક્ષસ થયો છે અને તે અહીં આવ્યો પણ છે; આવું સાંભળીને પછી રાજાએ જ્યારે તેને દીઠો ત્યારે પોતાની બુદ્ધિના દોષથી પૂર્વે હતો તેવો તેને જાણ્યો નહિ. ઇ૦ **ભા૦ ક૦**

ગૂંથીને તેવડે મત્સ્યોને બાંધે છે. માટે ઉપાય કર્યા વિના કોઈ પણ અર્થ સિદ્ધ થતો નથી[11]. જેમ મૃગવડે મૃગનું ગ્રહણ થાય છે, પક્ષીઓવડે પક્ષીઓનું ગ્રહણ થાય છે અને હાથીઓવડે હાથીઓનું ગ્રહણ થાય છે, તેમ જ્ઞેય બ્રહ્મનું ગ્રહણ તેના સજાતીય જ્ઞાનવડેજ થાય છે[12]. આપણે સાંભળ્યું છે કે, "સાપ સાપના ચરણને જાણે." તેજ પ્રમાણે સ્થૂલ દેહોના વિષે લિંગ દેહમાં રહેલા જ્ઞેય આત્માને બુદ્ધિની વૃત્તિરૂપ જ્ઞાનવડે જોઇ શકાય છે[13]. ઇંદ્રિયો પણ તે આત્માને ઈંદ્રિયોવડે જાણવાને અશક્ત છે તેમજ પરાબુદ્ધિ (બુદ્ધિની ચરમાવૃત્તિ) પણ શુદ્ધ બોધસ્વરૂપ આત્માને જોઈ શકતી નથી[14]. જેમ અમાવાસ્યામાં સૂર્યને પામવાથી જ્ઞાપક ઉપાધિરહિત થયેલો ચંદ્રમા જોવામાં આવતો નથી, પણ તેથી તે નાશ પામતો નથી એ સિદ્ધ છે. તેમજ બુદ્ધિની વૃત્તિ પણ આત્માને પામીને જ્ઞાપક ઉપાધિરહિત થવાથી દૃશ્યમાન થતી નથી, પણ તેથી તે નાશ પામતી નથી એમ જાણવું[15]. જેમ અમાવાસ્યામાં કલાનો ક્ષય થવાથી ચંદ્રમા પ્રકાશતો નથી, તેમજ કોશ (અન્નમયાદિ) નો ક્ષય થવાથી વૃત્તિરહિત થયેલો આત્મા પણ માલૂમ પડતો નથી[16]. જેમ ચંદ્રમા આકાશના બીજા ભાગને પામીને પુનઃ પ્રકાશિત થાય છે, તેમજ દેહી (આત્મા) પણ બીજા લિંગ દેહને પામીને પુનઃ દૃશ્યમાન થાય છે[17]. જન્મ થવો, વૃદ્ધિ પામવું અને ક્ષય થવો, એવી વૃત્તિયો દેહમાં દેખાય છે તે ચંદ્રમંડળની વૃત્તિયો છે; એ વૃત્તિઓ આત્માને લાગુ પડતી નથી[18]. કાળભેદથી શરીરના પરિણામમાં ઉત્પત્તિ, વૃદ્ધિ અને વય આદિનો ફેર પડે છે, તેમ છતાં પણ "તેજ આ દેવદત્ત" એમ શરીરવડે એકપણું સમજાય છે. જેમ અમાવાસ્યામાં ચંદ્રનું અદર્શન થાય છે તથાપિ તે ચંદ્રમા જ્યારે પુનઃ મૂર્તિમાન નજરે પડે છે ત્યારે આપણે જાણીએ છીએ કે, આ તેનોતેજ ચંદ્રમા છે, તેમ જીવ એક દેહને મૂકીને બીજા દેહમાં પ્રવેશ કરે છે તથાપિ તે એકજ છે એમ સમજવું[19]. જેમ અંધકારરૂપ રાહુ ચંદ્રની પાસે આવતો કે, તેને છોડી દેતો જોવામાં આવતો નથી; તેમ ચિદ્રૂપ દેહીને અચિદ્રૂપ (જડરૂપ) દેહ સ્પર્શ પણ કરતો નથી કે, તજતો પણ નથી. અર્થાત્ દેહ અને દેહીનો સંબંધ પ્રતીત થાય છે છતાં પણ તે સંબંધ ત્રણે કાળમાં છેજ નહિ. કેમ કે, આત્મા પ્રકાશરૂપ છે તેને અંધકારરૂપ દેહ સ્પર્શ કરવાને શક્તિમાન નથી[20]. જેમ રાહુ અદૃશ્ય છતાં ચંદ્ર-સૂર્યનો યોગ થવાથી જણાય છે, તેમ દેહી પણ દેહનો સંયોગ થવાથી જણાય છે[21]. જેમ રાહુ ચંદ્ર કે, સૂર્યનો વિયોગ થવાથી જણાતો નથી, તેમ આત્મા પણ શરીરનો વિયોગ થવાથી જણાતો નથી[22]. જેમ અમાવાસ્યામાં સૂર્યની સાથે રહેલો ચંદ્ર નક્ષત્રયુક્ત હોવાથી (નક્ષત્ર ઉપરથી) જાણવામાં આવે છે, તેમ શરીરમાંથી નિર્મુક્ત થયેલો આત્મા પણ કર્મનાં ફળરૂપ બીજા શરીરવડે યુક્ત થાય છે એમ જાણવું. (ત્યારે જાણવામાં આવે છે.)[23].

**यथा चंद्रो ह्यमावास्यां नक्षत्रैर्युज्यते गतः । तद्वच्छरीरनिर्मुक्तः फलैर्युज्यति कर्मणः ॥ २३ ॥**

**इति श्रीमहा० शान्ति० मो० पू० मनुबृहस्पतिसं० गु० भा० त्रिंशोऽध्यायः ॥ ३० ॥**

---

## અધ્યાય ૩૧ મો—મનુ અને બૃહસ્પતિનો સંવાદ.

**मनुरुवाच ॥ यथा व्यक्तमिदं शेते स्वप्ने चरति चेतनम् ।**
**॥ ज्ञानमिंद्रियसंयुक्तं तद्वत्प्रेत्य भवाभवौ ॥ १ ॥**

મનુ કહે છે કે,—જ્યારે આ સ્થૂલ શરીર શયન કરે છે ત્યારે સ્વપ્નમાં ચેતન, લિંગદેહમાં જઈને સ્થૂળ શરીરથી વિયુક્ત થઇને ફરે છે, તે પ્રમાણે પ્રાણીને મૃત્યુ પછી સંસાર

(બીજો જન્મ) પ્રાપ્ત થાય છે તથા ઇન્દ્રિયસહિત લિંગ શરીર પણ શયન કરે છે અને કેવળ જ્ઞાન સુષુપ્તિમાં જઈને લિંગ શરીરથી વિયુક્ત થઇને ફરે છે તે પ્રમાણે મૃત્યુ પછી મોક્ષપ્રાપ્તિ સમજવી[1]. જેમ નિર્મળ જળમાં નેત્રવડે રૂપ જોઈ શકાય છે, તેમ ઇન્દ્રિયો નિર્મળ હોય તો જ્ઞેય–આત્માને બુદ્ધિવડે જોઈ શકાય છે. અર્થાત્ આત્મજ્ઞાનથી મોક્ષ થાય છે. તે આત્મજ્ઞાન ઇન્દ્રિયોને જીતવાથી પ્રાપ્ત થાય છે[2]. પરંતુ જેમ જળ ડોહોળી નાંખેલું હોય તો તેમાં રૂપ દેખાતું નથી, તેમ ઇંદ્રિયો પણ વ્યાકુળ થયેલી હોય તો તેમાં જ્ઞાનવડે (બુદ્ધિવડે) જ્ઞેય–આત્મા જોઇ શકાતો નથી[3]. અનિત્ય, અશુચિ, દુઃખરૂપ અને જડ, એવા દેહાદિના વિષે નિત્ય, પવિત્ર, સુખ અને ચેતનત્વાદિ અબુદ્ધિ ( અવિદ્યા ) અજ્ઞાનવડે ઉત્પન્ન થયેલી છે. તે અબુદ્ધિવડે મન રાગાદિથી આક્રાંત થાય છે. એવી રીતે મન દોષને પ્રાપ્ત થાય છે એટલે જેમાં મન પ્રધાન છે એવાં શ્રોત્રાદિ પાંચ ઇન્દ્રિય પણ દોષયુક્ત થાય છે[4]. ઇન્દ્રિય દૂષિત થવાથી પ્રાણી મોહપૂર્ણ થાય છે તથા વિષયોમાં અત્યંત ડૂબી જાય છે અને પુરૂષ ધર્માધર્મયુક્ત અદૃષ્ટવાળો થઇને વિષયોથી નિવૃત્તિને પામે છે અર્થાત્ પોતે પ્રાપ્ત કરેલા અદૃષ્ટને ભોગવવાને માટે નવો જન્મ ધારણ કરે છે[5]. જ્યાંસુધી પુરૂષનાં પાપ બાકી હોય છે ત્યાંસુધી તૃષ્ણાનો છેદ થતો નથી. જ્યારે પાપનો નાશ થાય છે ત્યારેજ તૃષ્ણા નિવૃત્ત થાય છે[6]. વિષયોનો સંસર્ગ રાખીને શાશ્વત વસ્તુનો આશ્રય કરવાથી તથા મનવડે અન્યથા કાંક્ષા રાખીને રહેવાથી શ્રેષ્ઠ મોક્ષ પ્રાપ્ત થતો નથી[7]. જ્યારે પાપકર્મનો ક્ષય થાય છે ત્યારે પુરૂષોને જ્ઞાન ઉત્પન્ન થાય છે અને જેમ સ્વચ્છ આરસીના પૃષ્ઠ ઉપર પ્રતિબિંબ દેખાય છે, તેમ બુદ્ધિમાં શુદ્ધ આત્મા જણાય છે[8]. ઇન્દ્રિયો વિષયોમાં અનુગત હોય તો તેથી દુઃખ પ્રાપ્ત થાય છે અને તેજ ઇન્દ્રિયો નિયમમાં રાખી હોય તો સુખ પ્રાપ્ત થાય છે. માટે પોતાના મનવડે વિષયોમાંથી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો[9]. ઇન્દ્રિયોનું કારણ મન છે, મનનું કારણ બુદ્ધિ છે, બુદ્ધિનું કારણ જીવાત્મા છે અને જીવાત્માનું કારણ પરમાત્મા છે માટે કાર્યનો કારણમાં લય કરવો[10]. વળી અવ્યકત એટલે શુદ્ધ ચિન્માત્રથી જ્ઞાનસ્વરૂપ જીવાત્મા પ્રકટ થયો છે, તેથી બુદ્ધિ તથા તેથી મન પ્રકટ થયું છે, તે મન શ્રોત્રાદિ ઇંદ્રિયો સાથે યુક્ત થઇને સારી રીતે વિષયોને જુએ છે[11]. જે પુરૂષ શબ્દાદિ વિષયોને તથા શબ્દાદિનાં આશ્રયરૂપ આકાશાદિ કારણ શરીરોનો ત્યાગ કરે છે તથા પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણશરીરને છોડી દે છે તે કૈવલ્ય મોક્ષને પામે છે[12]. જેમ સૂર્ય ઉદય પામીને કિરણને સરજે છે અને અસ્ત પામતાં તેઓનોજ પોતામાં ઉપસંહાર કરે છે[13]. તેમ આ અંતરાત્મા દેહમાં પ્રવેશ કરીને ઇન્દ્રિયોરૂપી કિરણોવડે ઇન્દ્રિયોના પાંચ ગુણોને ( વિષયોને ) પામીને પછી જ્યારે અસ્ત પામે છે ત્યારે તે ઇન્દ્રિયોરૂપી કિરણોનો ઉપસંહાર કરે છે[14]. એ રીતે તેણે વારંવાર પ્રવૃત્તિ ધર્મ કરેલો હોવાથી તેનાં કર્મથી ઉત્પન્ન થયેલા માર્ગે તેને વારંવાર લઈ જવામાં આવે છે–મરણ થયું કે, પુનઃ જન્મ આપવામાં આવે છે અને ત્યાં તે પોતાનાં કર્મના ફળને પામે છે[15]. જે પુરૂષ વિષયભોગનો ત્યાગ કરે છે તેના વિષયો–શબ્દાદિની અભિલાષાઓ નિવૃત્ત થાય છે, પરંતુ વાસના મટતી નથી. જ્યારે તેને આત્મજ્ઞાન થાય છે ત્યારે તે વાસના પણ ટળી જાય છે[16]. જ્યારે કર્મગુણથી હીન થયેલી બુદ્ધિ મનમાં પ્રવર્તે છે ત્યારે મન પણ ત્યાંજ લય પામીને બ્રહ્મભાવને પામે છે[17]. મનનો લય થયો એટલે બુદ્ધિ પણ સ્પર્શેન્દ્રિયરહિત, શ્રોત્રરહિત, સ્વાદેન્દ્રિયરહિત, દૃષ્ટિરહિત, ઘ્રાણરહિત અને અનુમાનવડે અગમ્ય એવા બ્રહ્મતત્વમાં લય પામે છે[18]. એ રીતે ઘટાદિ આકૃતિઓ મન, વડે કલ્પેલી છે માટે તે મનમાં લય પામે છે, મન બુદ્ધિમાં લય પામે છે, બુદ્ધિ જ્ઞાનમાં

(જીવમાં) લય પામે છે અને જ્ઞાન પરમાત્મામાં લય પામે છે[૧૯]. ઇન્દ્રિયોવડે મન જાણી શકાતું નથી અને મન બુદ્ધિને જાણી શકતું નથી, બુદ્ધિ સૂક્ષ્મ એવા આત્માને જાણી શકતી નથી, પણ સૂક્ષ્મ એવો આત્મા તે સર્વને જાણી શકે છે. અર્થાત્ ઇન્દ્રિયાદિ સર્વ પોતપોતાના કારણને જાણી શકતાં નથી પરંતુ આત્માવડે વ્યાપ્ત સર્વ કારણો કાર્યને જાણી શકે છે[૨૦].

॥ इंद्रियैर्मनसः सिद्धिर्न बुद्धिं बुध्यते मनः । न बुद्धिर्बुध्यते युक्तं सूक्ष्मं त्वेतानि पश्यति ॥२०॥

॥ इति श्रीमहा० शां० मो० पू० मनुबृहस्पतिसंवादे गु० भा० एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

## અધ્યાય ૩૨ મો–મનુ અને બૃહસ્પતિનો સંવાદ.

मनुरुवाच ॥ दुःखोपघाते शारीरे मानसे चाप्युपस्थिते ॥
॥ यस्मिन्न शक्यते कर्तुं यत्नस्तं नानुचिंतयेत् ॥ १ ॥

મનુ કહે છે કે:—પૂર્વે કહેલા યોગમાં શરીર કે, માનસ દુઃખરૂપી ઉપઘાત–વ્યવધાન પ્રાપ્ત થાય તો, તેમાંથી જે ઉપઘાત થવાથી યોગાભ્યાસનો યત્ન કરી શકાય નહિ તેનું ચિંત્વન કરવું નહિ–ઉપાય શોધવો નહિ. અર્થાત્ તેનું ચિંત્વન ન કરવાવડેજ તેનો પરિહાર કરવો[૧]. તેનું ચિંત્વન ન કરવું એજ તે દુઃખનું ઔષધ છે. જ્યારે તેનું ચિંત્વન કરવામાં આવે છે ત્યારે જાણે તે દુઃખ સામું આવે છે અને તે પુનઃ પ્રવૃત્ત થાય છે[૨]. જ્ઞાનવડે માનસ દુઃખનો નાશ કરવો અને ઔષધવડે શારીરિક દુઃખનો નાશ કરવો, એજ વિજ્ઞાનનું સામર્થ્ય છે પરંતુ તે દુઃખનો શોક કરીને બાળકની સમાન થવું નહિ. અર્થાત્ બાળકબુદ્ધિ કરીને બેસી રહેવું નહિ[૩]. યૌવન, રૂપ, જીવન, દ્રવ્યનો સંચય, આરોગ્ય અને પ્રિયજન સાથે નિવાસ, એ સર્વ અનિત્ય છે માટે પંડિત પુરૂષે તેમાં લલચાઇને લપટાવું નહિ[૪]. એક જણાએ સઘળા દેશનાં દુઃખનો શોક કરવો યોગ્ય નથી; પરંતુ જો કોઈ ઉપાય માલુમ પડતો હોય તો શોક કર્યા વગર તે ઉપાયજ કરવો[૫]. જીવનના સમયમાં સુખથી દુઃખ ઘણું છે, એમ નિશ્ચય જાણવું. જે પુરૂષ ઇન્દ્રિયોના વિષયમાં સ્નેહ કરીને મોહિત થાય છે, તેમાંથી તેને અપ્રિય મરણ પ્રાપ્ત થાય છે[૬]. જે પુરૂષ સુખ અને દુઃખ બંનેનો ત્યાગ કરે છે તે અનંત બ્રહ્મને પામે છે અને પંડિતો તેને પામીને શોક કરતા નથી[૭]. વિષયો પ્રાપ્ત કરવા સમયે મહા દુઃખ વેઠવું પડે છે; તેનું રક્ષણ કરવા સમયે પણ સુખ પ્રાપ્ત થતું નથી અને તેનો નાશ થયો તોપણ તે મહા દુઃખવડેજ સહન કરી શકાય છે માટે તેનો નાશ થાય તો ચિંત્વન કરવું નહિ[૮]. અહંકારથી આરંભી ઘટાદિ સુધી સર્વ કાંઈ અવિદ્યાથી ઉત્પન્ન થયું છે માટે મન એ જ્ઞાનનો કોઇ ધર્મ છે એમ જાણવું. કેમ કે, જ્યારે મન જ્ઞાનેંદ્રિયયુકત થાય છે ત્યારે બુદ્ધિ વિષયાકાર વૃત્તિરૂપ થઇને પ્રવર્તે છે. તાત્પર્ય કે, સુવર્ણના જૂદા જૂદા અલંકાર જૂદે જૂદે રૂપે ભાસે છે છતાં, તે સર્વ સુવર્ણજ છે, તેમ વિષયો જૂદા જૂદા ભાસે છે પણ તે સર્વ બુદ્ધિની વૃત્તિયોજ છે[૯]. જ્યારે કર્મથી ઉપજેલા સંસ્કારોસહિત બુદ્ધિ મનમાં પ્રવર્તે છે–બુદ્ધિની વૃત્તિ મનનાત્મિક થાય છે ત્યારે ધ્યાનયોગ સમાધિવડે બ્રહ્મનું જ્ઞાન થાય છે. તાત્પર્ય કે, જ્યારે વિષયાકાર થયેલી બુદ્ધિની વૃત્તિનો નિગ્રહ કરીને, તેની યોજના બ્રહ્મના મનન ઉપર કરવામાં આવે છે ત્યારે તે વૃત્તિ બ્રહ્માકાર થાય છે અને તેથી બ્રહ્મજ્ઞાન થાય છે[૧૦]. જેમ પર્વતના શિખરમાંથી નીકળીને જળ પૃથ્વીના નીચલા ભાગ તરફ વહન કરે છે, તેમ બુદ્ધિની વૃત્તિ અજ્ઞાનમાંથી નીકળીને ઇન્દ્રિયોની સાથે યુકત થઇને રૂપાદિ ગુણોમાં પ્રવૃત્ત થાય છે. પરંતુ જ્યારે તે અજ્ઞાનનું કારણ એવી નિર્ગુણ ધ્યેય વસ્તુ બુદ્ધિની વૃત્તિમાં

પ્રાપ્ત થાય છે ત્યારે જેમ કસોટી ઉપર સોનાનો કસ કાઢી જોવાથી તેનું યથાર્થ જ્ઞાન થાય છે, તેમ બ્રહ્મનું પણ યથાર્થ જ્ઞાન થાય છે[૧૧,૧૨]. બ્રહ્મનું જ્ઞાન મનવડે થતું નથી. કેમ કે, તે મન તો ઇન્દ્રિયોની સાથે મળીને વિષયોને બતાવનારૂં છે અને તે પણ જ્યારે વિષય ઇન્દ્રિયોની સમક્ષ હોય છે ત્યારેજ બતાવી શકે છે. પણ બ્રહ્મ તો નિર્ગુણ છે માટે મન બ્રહ્મને બતાવી શકતું નથી, તેથી બ્રહ્મજ્ઞાન થતાં મન તો પ્રથમથીજ લય પામી જાય છે[૧૩]. માટે ઇન્દ્રિયોરૂપી સર્વ દ્વારને બંધ કરીને સંકલ્પ માત્ર કરીને મનમાં રહેવું તથા મનનો પણ બુદ્ધિમાં લય કરીને એકાગ્ર થવું—"હું છું" એટલુંજ જ્ઞાન રહે તેમ કરવું. એમ કરવાથી બુદ્ધિની પર એવા જ્ઞાનચૈતન્યની પ્રાપ્તિ થાય છે[૧૪]. જેમ શબ્દ તન્માત્રાદિ અપંચીકૃત ભૂતનો સુષુપ્તિમાં ક્ષય થાય છે ત્યારે તેનાં કાર્ય—પંચીકૃત સ્થૂલ મહાભૂતનો પણ ક્ષય થાય છે, તેમ અહંકારમાં બુદ્ધિ લય પામે છે ત્યારે તેનાં કાર્ય—ઇન્દ્રિયોનો પણ સાથેજ લય થઈ જાય છે. કારણનો નાશ થવાથી કાર્યનો નાશ થાય એ સ્પષ્ટ છે[૧૫]. જ્યારે નિશ્ચયરૂપ ધર્મથી યુક્ત થયેલી બુદ્ધિ અહંકારમાં પ્રવર્તે છે ત્યારે મનરૂપ થાય છે. જેમાં ધ્યાનવડે સત્વના ઉત્કર્ષરૂપ ગુણ આવ્યો છે એવો અહંકાર જ્યારે રૂપાદિમાન્ વિષયોસહિત અવ્યક્ત પ્રકૃતિને પામે છે ત્યારે તે ( અહંકાર—મન ) સર્વ ગુણોને ત્યાગ કરીને નિર્ગુણ બ્રહ્મને પામે છે[૧૬,૧૭]. અવ્યક્તનું જ્ઞાન કરવાને બરોબર યોગ્ય દૃષ્ટાંત કહીં પણ છે નહિ; જ્યાં પગલુંજ મંડાતું નથી તે દેશને કોણ પામી શકે ? ( અહંકારાદિનું ઉપાદાન કારણ "અવ્યક્ત" નામે ત્રણ ગુણનો સમુદાય છે. તે અવ્યક્ત સત નથી કેમ કે, બ્રહ્મનું અદ્વૈતપણું સિદ્ધ કરવામાં શ્રુતિવડે બાધિત થયેલું છે. તે અસત્ નથી કેમ કે, તેનું કાર્ય જોવામાં આવે છે. તે સત્ અને અસત્ બંને પણ થઈ શકે નહિ કેમ કે, તે તો પરસ્પર વિરોધી છે. માટે અવ્યક્ત અનિર્વચનીય છે અને અવ્યક્તના જ્ઞાનવડે બ્રહ્મને પામી શકાય તેમ નથી )[૧૮]. તો તપથી ( એટલે ધ્યાનવડે ) ઉપજેલા સાક્ષાત્કારવડે, અનુમાનવડે એટલે મનનરૂપ યુક્તિનું અનુસંધાન કરવાવડે, શમ—દમાદિ ગુણોવડે, બ્રાહ્મણાદિ જાતિને ઉચિત ધર્મ પાળવાવડે અને વેદાંત શ્રવણ કરવાવડે અંતરાત્માને શુદ્ધ કરીને પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવવી[૧૯]. જે પુરૂષ તત્વદર્શી થાય છે તે, જેમ અંતરમાં સઘળે બ્રહ્મ દેખે છે તેમ તેને બહાર પણ ભેદબુદ્ધિ રહેતી નથી. કેમ કે, તે વિષયાત્મક ગુણરહિત હોવાથી બહારથી પણ નિષ્પ્રપંચવાળા માર્ગનુંજ અનુવર્ત્તન કરે છે. તેનું કારણ એવું છે કે, મૂળ પ્રકૃતિના તુચ્છપણાથી તથા ગુણોના અભાવથી અતકર્ય તથા શુદ્ધ એવા ચિદાત્માને તે, અંદર અને બહાર એકરસ સમજે છે[૨૦]. નિર્ગુણપણાથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે અને સગુણપણાથી નિવૃત્તિ પામે છે—પ્રાપ્તિ થતી નથી. જેમ અગ્નિ કાષ્ઠમાં સંચરે છે, તેમ બુદ્ધિ ગુણોમાં સંચરીને તેનો લય કરે છે[૨૧]. જેમ પાંચ ઇંદ્રિયો સુષુપ્તિ અવસ્થામાં પોતપોતાના કર્મથી મુક્ત થાય છે, તેમ પરમ બ્રહ્મ સદા પ્રકૃતિથી મુક્ત છે[૨૨]. એ પ્રમાણે સર્વે દેહધારીઓ પ્રકૃતિ ( અજ્ઞાન ) વડે પ્રવૃત્તિને પામે છે તથા સ્વર્ગમાં જાય છે અને જ્યારે અજ્ઞાનથી નિવૃત્તિને પામે છે ત્યારે મોક્ષને પામે છે[૨૩]. જીવ, પ્રકૃતિ, બુદ્ધિ, વિષયો, ઇંદ્રિયો, અહંકાર અને અભિમાન ( આ આવુંજ છે એવી બુદ્ધિને "અભિમાન" કહે છે ) એ ભૂતસંજ્ઞક સમુદાય છે[૨૪]. એ સમુદાયની પ્રથમ પ્રવૃત્તિ પ્રધાનથી છે. અર્થાત્ પ્રથમ સૃષ્ટિ અવ્યાકૃત એટલે માયાશબળ કે, જેને "પ્રધાન" કહેલું છે તેથી થઈ છે. બીજી સૃષ્ટિ પંચ તન્માત્રા, એકાદશ ઇંદ્રિયો અને અહંકાર એટલાવડે મૈથુનથી થએલી છે અને તે નિયમપૂર્વક થયેલી છે[૨૫]. ધર્મથી શ્રેયનો ઉત્કર્ષ થાય છે અને અધર્મથી અશ્રેય ( અકલ્યાણ ) નો ઉત્કર્ષ થાય છે. જે પુરૂષ વિષયમાં પ્રીતિવાળો છે તે પ્રલય કાળે પ્રકૃતિને પામે છે અને વિરક્ત

પુરૂષ પ્રકૃતિનો બાધ કરીને આત્મજ્ઞાનયુકત થાય છે[૨૬].

॥ धर्मादुत्कृष्यते श्रेयस्तथा श्रेयोऽप्यधर्मतः । रागवान् प्रकृतिं ह्येति विरक्तो ज्ञानवान् भवेत् ॥२६॥

इति श्रीमहा० शांति० मोक्षधर्मे पूर्वार्धे मनुबृहस्पतिसंवादे गु० भा० द्वात्रिंशोऽध्यायः॥३२॥

---

## અધ્યાય ૩૩ મો–મનુ અને બૃહસ્પતિના સંવાદની સમાપ્તિ.

मनुरुवाच ॥ यदा तैः पंचभिः पंच युक्तानि मनसा सह ॥
॥ अथ तद्रक्ष्यते ब्रह्म मणौ सूत्रमिवार्पितम् ॥ १ ॥

મનુ કહે છે કેઃ—જ્યારે શબ્દાદિ પાંચ વિષયો, પાંચ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એ સર્વેનો એક સાથે નિગ્રહ કરવામાં આવે છે ત્યારે મણિમાં પરોવેલા દોરાની પેઠે, અનાત્મ ઇંદ્રિયાદિથી આત્મબ્રહ્મ જૂદો જોવામાં આવે છે[૧]. વળી તેજ દોરો (સૂત્ર) સુવર્ણમાં, મોતીમાં, પરવાળાંમાં અને માટીના તથા રૂપાના મણકામાં તેવોજ શોભે છે[૨]. તેજ પ્રમાણે જે આત્મા ઇંદ્રિયાદિમાં છે તેજ આત્મા ગાય, ઘોડો, મનુષ્ય, હાથી અને મૃગાદિમાં પણ છે અને તેજ પ્રમાણે કીડા અને પતંગાદિમાં પોતાના કર્મથી જોડાયલો છે[૩]. આત્મા જે જે શરીરવડે જે જે કર્મને કરે છે તે તે શરીરવડે તે તે ફળને ભોગવે છે[૪]. જેમ પૃથ્વી એકરસ છતાં જૂદી જૂદી ઔષધીઓના વિષયને અનુસરે છે, તેમ એકજ બુદ્ધિ જૂદાં જૂદાં પૂર્વ કર્મને અનુસરીને તેવી થાય છે તથા અંતરાત્મા તેને જોનારો–સાક્ષી થઇને રહે છે, અર્થાત્ અંતરાત્મારૂપ સાક્ષી ચેતનથી પ્રકાશ પામે છે[૫]. પ્રથમ વિષયનું જ્ઞાન થયા પછી, વિષયની ઇચ્છા ઉપજે છે અને ઇચ્છા ઉપજ્યા પછી અભિસંધિ (આ અર્થ હું સિદ્ધ કરૂં એવો યત્ન) ઉપજે છે, અભિસંધિ ઉપજ્યા પછી કર્મ ઉપજે છે અને કર્મ ઉપજ્યા પછી ફળ ઉપજે છે[૬]. ફળ કર્મથી ઉત્પન્ન થાય છે, કર્મ જ્ઞેયાત્મક (એટલે "હું" એવા અર્થથી ઉપજેલું) છે, જ્ઞેય જ્ઞાનાત્મક (એટલે જીવરૂપ છે) અને જ્ઞાન સદસદાત્મક એટલે ચિત્ અને જડરૂપ છે[૭]. જ્ઞાન, ફળ, જ્ઞેય અને કર્મોના ક્ષયની અંતે જે દિવ્ય ફળ પ્રાપ્ત થાય છે તે એજ જ્ઞેય વસ્તુમાં સ્થિત થએલું જ્ઞાન છે[૮]. જ્ઞેયનું સ્વરૂપ આવું છે. સર્વોત્કૃષ્ટ મહત્ ભૂત કે, જેને યોગીઓ જ્ઞાનદૃષ્ટિવડે જુએ છે અને વિષયમાં બુદ્ધિવાળા મૂર્ખ પુરૂષો આત્માના વિષે રહેલું છતાં જેને દેખતા નથી તે મહતત્વ જ્ઞેય છે[૯]. પૃથ્વીના રૂપથી જળનું રૂપ મોટું છે, જળથી તેજ મોટું છે અને તેજથી પવન મોટો છે[૧૦]. પવનથી આકાશ મોટું છે અને આકાશથી મન મોટું છે. મનથી બુદ્ધિ મોટી છે, બુદ્ધિથી કાળ મોટો છે[૧૧]. કાળથી ભગવાન વિષ્ણુ (શુદ્ધ બ્રહ્મ) કે, જેનાથી આ સકળ વિશ્વ ઉત્પન્ન થયું છે, તે મોટો છે. તે દેવનો આદિ, અંત કે, મધ્ય નથી[૧૨]. તેનો આદિ, અંત કે, મધ્ય નથી માટે તે અવ્યય (અપક્ષયશૂન્ય) છે તે, સર્વ દુઃખનું ઉલ્લંઘન કરીને તેની પેલીપાર વર્તે છે અને દુઃખ તો, જ્ઞાતૃ, જ્ઞેય વિભાગવાળું છે માટે અંતવાન છે. (તેનો અંત તે અવ્યય વિષ્ણુને જાણવાથી થાય છે)[૧૩]. તે બ્રહ્મ એજ સર્વોત્કૃષ્ટ છે અને તેનો આશ્રય એજ પરમપદ છે. પુરૂષ તેના ધામને પામીને કાળના કબજામાંથી મુકત થઇને મોક્ષને પામે છે[૧૪]. એ મુકત પુરૂષો માન અને મેયના વ્યવહારવાળા ગુણોમાં પ્રકાશે છે. એ ગુણોથી ઉત્કૃષ્ટ બ્રહ્મમાં નિર્ગુણપણાથી પ્રકાશે છે. અર્થાત્ મુકત પુરૂષો શુદ્ધ ચિદાત્મારૂપ ભાસે છે તથા ગુણોમાં સગુણ ભાસે છે અને બ્રહ્મમાં નિર્ગુણ ભાસે છે. એ નિર્ગુણપણાથીજ શબ્દાદિ નિવૃત્તિ લક્ષણ ધર્મ કે, જે નિર્વિકલ્પ છે, તેને જાણવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે[૧૫]. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મંત્રો લિંગ શરીરના આશ્રયે રહેલા છે પણ ચિદાત્માના વિષે રહેલા

નથી અને તેથીજ તે યત્નવડે સાધ્ય થઇને જીહ્વાના અગ્રદ્વારા પ્રવર્તે છે. તેજ કારણથી તે નાશવંત પણ છે. અર્થાત્ અધ્યયનાદિ ધર્મ શરીરના આશ્રયે રહેલો છે માટે નાશવંત છે પણ બ્રહ્મ શરીરના આશ્રયે રહેલું ન હોવાથી અવિનાશી છે[૧૬]. બ્રહ્મનો સંભવ શરીરના આશ્રયે જણાય છે ખરો, પણ તે અધ્યયનની પેઠે યત્નસાધ્ય નથી કેમ કે, અધ્યયન જેમ આદિ, મધ્ય અને અંતવાળું છે, તેમ બ્રહ્મ આદિ, મધ્ય અને અંતવાળું નથી[૧૭]. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ, એ સર્વેનો આદિ છે અને જેનો આદિ છે તેનો અંત પણ જોવામાં આવેલો છે; પરંતુ બ્રહ્મનો તો આદિ નથી માટે તેનો અંત પણ નથી[૧૮]. તે અનાદિ છે તથા અનંત છે, માટે તે વ્યાપક અને અવ્યય છે. તે અવ્યય છે માટે દુઃખરહિત છે અને તેથી તેના વિષે માનાપમાનાદિ દ્વંદ્વ ભાવ છે નહિ[૧૯]. મનુષ્યો અદૃષ્ટનું (ભાગ્યનું) અવલંબન કરીને ઉપાયરહિત થવાવડે તથા વિષયભોગરૂપી કર્મથી માત્ર નિવૃત્તિ પામવાવડે તે પરમપદ કે, જે ઉપાયવડે પામી શકાય છે તેને જોઈ શકતા નથી. (અદૃષ્ટનું અવલંબન કરીને ઉપાય ન કરવો તેને સાંખ્યશાસ્ત્રમાં ચાર પ્રકારની આધ્યાત્મિક તુષ્ટિ કહેલી છે એટલે શાસ્ત્રથી પ્રકૃતિ અને પુરૂષનો વિવેક થવો તેને (૧)પ્રકૃતિતુષ્ટિ કહે છે. સર્વનો વિવેક અનાયાસે થશે માટે તુષ્ટિ રાખવી તેને (૨)ઉપાદાનતુષ્ટિ કહે છે. કૈવલ્ય સમય આવ્યે એની મેળે પ્રાપ્ત થશે માટે સમયની પ્રતિક્ષા કરવા રૂપ તુષ્ટિને (૩)કાળતુષ્ટિ કહે છે. પૂર્વના પુણ્યના બળથીજ સાક્ષાત્કાર થશે એવી રીતે તુષ્ટિ રાખવી તેને (૪)ભોગતુષ્ટિ કહે છે. એ ચાર આધ્યાત્મિક તુષ્ટિઓ રાખીને રહેવું અને ઉપાય ન કરવો તેને આ જગ્યોએ અદૃષ્ટનું આલંબન માનેલું છે. વિષયભોગરૂપી કર્મનો ત્યાગ કરવારૂપ પાંચ બહિસ્તુષ્ટિ પણ સાંખ્યશાસ્ત્રમાં કહેલી છે. જેમ ધન પ્રાપ્ત કરવામાં દુઃખ જોઇને તેથી વિરામ પામવો તે પરાતુષ્ટિ છે; રાજા કે, ચોરાદિથી ધનનો નાશ થવાનું દુઃખ જોઇને વિરામ પામવો તે સુપરાતુષ્ટિ છે, ભોગથી પણ ધનનો નાશ થવાનું દુઃખ જોઇને વિરામ પામવો તે પારાપાર તુષ્ટિ છે, ભોગ પણ ક્ષય પામનારા છે એમ દોષ સમજીને વિરામ પામવો તે અનુત્તમાંભ તુષ્ટિ છે તથા ભોગમાં હિંસાદોષ જોવાવડે વિરામ પામવો તે ઉત્તમાંભતુષ્ટિ છે. એ પ્રકારે પાંચ બહારની તુષ્ટિઓ છે અને તે રીતે વિષયભોગથી નિવૃત્ત થઇને પણ ઉપાય ન કરવો તેને આ જગ્યોએ "વિષય ભોગથી માત્ર નિવૃત્તિ પામવી" એમ કહેલું છે. અર્થાત્ જે પુરૂષ એ નવ તુષ્ટિઓનું માત્ર અવલંબન કરીને આત્મજ્ઞાન થવાનો ઉપાય કરતો નથી તે પરમપદને જોઈ શકતો નથી, તેને સાક્ષાત્કાર થતો નથી)[૨૦]. પ્રાણીઓનો વિષયમાં સંગ સ્વાભાવિક છે, માટે "હાર્દાકાશ" નામે બ્રહ્મલોકને પામેલા યોગીઓને "મધુમતી" નામે યોગભૂમિમાં માત્ર સંકલ્પથી પ્રાપ્ત થયેલા વિષયો દેખાય છે. એવી સ્થિતિમાં તે યોગી મનવડે યોગૈશ્વર્ય સુખની ઇચ્છા કરીને પરમપદને પામતો નથી[૨૧]. કેમ કે, કેટલાક પુરૂષો આ લોકમાં જે જે વિષયોને જુએ છે તે તે વિષયોને ઇચ્છે છે; પણ વિષયની ઇચ્છાવાળા પુરૂષો પરમ બ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છા કરતા નથી કેમ કે, તે નિર્ગુણ છે[૨૨]. જેઓ અતિ મૂઢપણાથી બહારના ગુણોમાં આસકત થયેલા છે તેઓ યોગીઓને પામવા યોગ્ય ઉત્કૃષ્ટ ગુણોને શી રીતે પામી શકે? નજ પામી શકે, પણ તે ઉત્કૃષ્ટ ગુણોને માત્ર અવયવભૂત ગુણોથી અનુમાન કરીનેજ જાણી શકાય છે[૨૩]. અમે તે ગુણોને સૂક્ષ્મ મનવડે જાણી શકીએ છીએ, પણ વાણીથી કહેવાને સમર્થ નથી. કેમ કે, મન જેવો સૂક્ષ્મ વિષય માત્ર મનથીજ ગ્રહણ

(૧) અંભ, (૨) સલિલ, (૩) ઓઘ, (૪) વૃષ્ટિ, એવાં આધ્યાત્મિક તુષ્ટિઓનાં નામ સાંખ્યશાસ્ત્રમાં છે.

કરી શકાય છે અને દૃષ્ટિગ્રાહ્ય વિષયનું દૃષ્ટિવડેજ ગ્રહણ કરી શકાય છે[૨૪]. જ્ઞાનવડે બુદ્ધિને નિર્મળ કરીને, બુદ્ધિવડે મનને નિર્મળ કરીને અને મનવડે ઇંદ્રિયોના સમૂહને નિર્મળ કરીને તે અક્ષરબ્રહ્મને પામી શકાય છે[૨૫]. ધ્યાન પરિપકવ થવાથી બુદ્ધિની વૃત્તિયોથી રહિત થયેલો અને શ્રવણ-મનન આદિવડે મનથી સમૃદ્ધ થયેલો પુરૂષ કે, જેને પ્રાર્થનાનું પ્રયોજન નથી એવો તે નિર્ગુણ બ્રહ્મને પામે છે. પણ પ્રાર્થનાઓવડે આકુળ થયેલા પુરૂષો-અતિ ઘણી ઈચ્છાવાળા પુરૂષો-તે બ્રહ્મને તજી દે છે. જેમ વાયુ લાકડામાં રહેલા અગ્નિને પ્રજ્વલિત કરતો નથી પણ તજી દે છે, તેમ તેઓ પણ અંતરમાં રહેલા આત્માને તજી દે છે[૨૬]. જ્યારે વિષયોનું આત્મામાં પ્રવિલાપન ( લય ) કરવામાં આવે છે ત્યારે મન બુદ્ધિથી પર બ્રહ્મસ્વરૂપને પામે છે, જ્યારે વિષયો પૃથક્ પૃથક્ ગ્રહણ કરવામાં આવે છે ત્યારે બુદ્ધિથી અવર-ઉતરતા બ્રહ્મલોક સુધીના ઐશ્વર્યને પામે છે. જીવ એજ વિધિથી વિષયમાં આસક્ત થઈને બંધનમાં પડવાને પ્રવૃત્ત થાય છે તથા વિષયરહિત થઈને મુક્તિને પામે છે[૨૭]. પુરૂષ, આદિ કાળમાં અવ્યક્ત અને આત્મારૂપ છે. મધ્ય કાળમાં દેહાદિ ઉપાધિના યોગથી કર્મના ભોગવાળો દેખાય છે અને જ્યારે અંતકાળે દેહાદિ ઉપાધિ નાશ પામે છે ત્યારે પુનઃ અવ્યક્તપણાને પામે છે. તે આત્મા અકામરૂપ એટલે ઈચ્છારહિત છતાં ઇંદ્રિયોના યોગથી પોતાનામાં વૃદ્ધિ તથા ક્ષય આદિ ભ્રમને દેખે છે[૨૮]. તે ચિદાભાસ લિંગ શરીરને પામીને સર્વ ઇંદ્રિયોથી યુક્ત થાય છે તથા પંચભૂતને પામીને સ્થૂળ દેહવાળો થાય છે. પણ જ્યાં સુધી બિંબભૂત અંતર્યામી પરમાત્માથી હીન હોય છે ત્યાં સુધી તેનામાં ગતિ આદિ કરવાનું સામર્થ્ય આવતું નથી અને કર્મ કરવામાં પ્રવૃત્ત થઈ શકતો નથી[૨૯]. કોઇએ આ પૃથ્વીના અંતને જોયો નથી તથાપિ પૃથ્વી વિભુ દ્રવ્ય નહિ હોવાથી તેનો અંત છે, એમ આપણે જાણીએ છીએ. તેમજ દુઃખનો પણ અંત છે કેમ કે, દુઃખ જન્ય વસ્તુ છે. જેમ વાયુ સમુદ્રમાં પડેલા તૃણાદિ પદાર્થને પ્રવાહને અનુસરીને ઘણે કાળે પણ પેલે પાર પહોંચાડે છે, તેમ કર્મરૂપી વાયુ સંસાર સમુદ્રમાં પડેલા જીવરૂપી નાવને પણ ચિત્તશુદ્ધિ ઉત્પન્ન કરવારૂપ પ્રવાહને અનુકૂળ થઈને પેલેપાર પહોંચાડે છે. અર્થાત્ કર્મવડે પણ જ્ઞાનપ્રાપ્તિની યોગ્યતા પ્રાપ્ત થાય છે[૩૦]. જેમ ઉપાધિરહિત સૂર્ય ઉપાધિને પામીને ઉદય તથા અસ્તને પામે છે, તેમ ઉપાધિરહિત આત્મા ઉપાધિને પામીને જન્મ-મરણ પામે છે. પણ જ્યારે તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે રાત્રિ અને દિવસની પેઠે જન્મ અને મરણને ઉપાધિજન્ય માને છે તથા જ્યારે તેમાંથી સુખત્વાદિ ધર્મવાળો અહંકાર નાશ પામે છે ત્યારે તે, નિર્ગુણ અને અવ્યય બ્રહ્મમાં પ્રવેશ કરે છે[૩૧]. અનાદિ સંસારમાં સર્વ પ્રકારનાં સુખ કોઇ પણ જન્મમાં મનુષ્યને પ્રાપ્ત થયાં હશે પણ મોક્ષસુખ તો કોઈ વખત પ્રાપ્ત થયેલુંજ નહિ. કારણ કે, જો તે પ્રાપ્ત થયું હોય તો તે પુનઃ જગતમાં આવેજ નહિ. માટે મોક્ષ-સુખ અનાગત છે, સુકૃત કરનાર પુરૂષોને પામવા યોગ્ય સર્વોત્તમ ગતિ છે, પોતાની મેળે સ્વભાવસિદ્ધ છે, તેમાંથી સર્વની ઉત્પત્તિ થાય છે તથા તેમાંજ પુનઃ લય થાય છે માટે તે પ્રભવનિધાન છે, અવ્યય-નાશહીન છે, આદિ, મધ્ય અને અંતરહિત છે માટે સનાતન છે, મોક્ષસ્વરૂપ છે, નિત્ય છે અને નિશ્ચળ છે. એવી પ્રત્યગભિન્ન વસ્તુનો વિચાર કરવાવડે વેદમાં પ્રસિદ્ધ એવું પરમ ( અગૌણ ) અમૃતત્વ ( મોક્ષ ) પ્રાપ્ત થાય છે[૩૨].

॥ अनागतं सुकृतवतां परां गतिं स्वयंभुवं प्रभवनिधानमव्ययम् ॥

॥ सनातनं यदमृतमव्ययं ध्रुवं विचार्य तत् परममृतत्वमश्नुते ॥ ३२ ॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० मनु-बृहस्पतिसंवादसमापनं नाम त्रयस्त्रिंशोऽध्यायः॥३३॥

## અધ્યાય ૩૪ મો–સૃષ્ટિની ઉત્પત્તિ.

युधिष्ठिर उवाच ॥ पितामह महाप्राज्ञ पुंडरीकाक्षमच्युतम् ॥
॥ कर्त्तारमकृतं विष्णुं भूतानां प्रभवाप्ययम् ॥ १ ॥

( પૂર્વ અધ્યાયમાં બ્રહ્મસાક્ષાત્કારથી મોક્ષ થાય છે તથા તે બ્રહ્મ “ નિર્ગુણ છે ” એમ કહ્યું છે. હવે પ્રથમ સગુણનું જ્ઞાન થયા પછી નિર્ગુણનું જ્ઞાન થાય છે એમ માનીને પાસે બેઠેલા શ્રીકૃષ્ણજ “ પરમાત્મા છે ” એમ જાણીને ) યુધિષ્ઠિર પિતામહ ભીષ્મને પૂછે છે કે,–હે મોટી બુદ્ધિવાળા પિતામહ ! હે ભરતશ્રેષ્ઠ ! પુંડરીક–કમળ સરખાં નેત્રવાળા છતાં પણ અચ્યુત ( નાશ-રહિત ) તથા પ્રાણીના કર્ત્તા છતાં પણ ઉત્પત્તિહીન, વ્યાપક, જેનું સ્થાન જીવ સમુદાયમાં છે, જે ઇંદ્રિયોના સ્વામી છે, જેનું વેદવાણી કથન કરે છે અને જે દેહના ધર્મ જરા આદિવડે પરાજિત નથી એવા કેશવ વિષે હું સાંભળવાને ઈચ્છું છું. (તાત્પર્ય કે, જે પુંડરીકાક્ષ (દેહધારી) હોય તે અચ્યુત ( વિનાશરહિત ) કેમ હોઇ શકે ? એવી શંકા આ પ્રશ્નમાં ગુપ્ત રીતે કરેલી છે તથા તેનું સમાધાન એવું છે કે, પૃથ્વી, બીજ, અંકુર, વૃક્ષ અને ફળ એવાં પાંચ પરમેશ્વરનાં રૂપ છે તે અનુક્રમે શુદ્ધ, શબળ, સૂત્ર, વિરાટ્ અને વિષ્ણુ જાણવાં. તેમાં વૃક્ષ ઉપર ફળ ઉત્પન્ન થાય છે તથાપિ તેમાં અનેક બીજ સમાયેલાં હોવાથી તે બીજ અંકુર અને વૃક્ષ કરતાં પણ મહાન છે. એ પ્રમાણે પુંડરીકાક્ષ વિષ્ણુ પણ શબલ, સૂત્ર અને વિરાટ્ કરતાં મહાન છે એટલે શુદ્ધ ચૈતન્ય છે માટે તેના વિષે અચ્યુતત્વાદિ વિશેષણ સંભવે છે. એવો ભાવ છે)[૧,૨]. ભીષ્મ કહે છે કે,–જમદગ્નિના પુત્ર પરશુરામના વચનથી, દેવર્ષિ નારદના કહેવાથી અને વ્યાસ મહામુનિના કહેવાથી એજ અર્થ સાંભળેલો છે[૩]. હે તાત ! અસિત અને દેવલ ઋષિ, મોટા તપવાળા વાલ્મીકિ ઋષિ અને માર્કંડેય ઋષિ, એ સર્વ પણ શ્રીકૃષ્ણના વિષે મોટા અદ્‌ભુત મહાત્મ્યનું કથન કરે છે[૪]. હે ભરતશ્રેષ્ઠ ! કેશવ સર્વ ઐશ્વર્ય, જ્ઞાન, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને ધર્મ, એ છ ગુણવાળા–ભગવાન અંતર્યામી પ્રભુ છે. એ મહાપુરૂષ કે, જેના વિષે આ સર્વ વિશ્વ રહ્યું છે, એવા છતાં વિભુ–વ્યાપક છે, એમ બહુ પ્રકારે સાંભળીએ છીએ[૫]. પણ હે મોટા બળવાળા યુધિષ્ઠિર ! બ્રાહ્મણો મહાત્મા શાર્ઙ્ગધન્વા શ્રીકૃષ્ણનાં જે જે કર્મને જાણે છે તે હું તને કહું તે સાંભળ[૬]. હે નરેન્દ્ર ! પુરાણને જાણનારા પુરૂષો ગોવિંદના જે કર્મ કહે છે હું તે કર્મનું કીર્તન કરીશ[૭]. મહાત્મા અને પ્રાણી માત્રના આત્મારૂપ પુરૂષોત્તમે વાયુ, અગ્નિ, જળ, આકાશ અને પૃથ્વી, એ મહાભૂતને ઉત્પન્ન કર્યાં[૮]. સર્વ પ્રાણીના ઈશ્વર પ્રભુએ પૃથ્વી ઉત્પન્ન કરીને પછી* મહાત્મા પુરૂષોત્તમે (૧)જળ-માંજ પોતાનો નિવાસ કર્યો[૯]. પછી સર્વ (૨)તેજથકી યુક્ત પુરૂષોત્તમ કે, જેણે જળના વિષે શયન કરેલું છે તેણે મનવડે સર્વ પ્રાણીથી આગળ ઉત્પન્ન થયેલા (૩)સંકર્ષણની કલ્પના કરી; એમ અમે સાંભળીએ છીએ. તે સંકર્ષણ સર્વ પ્રાણીના આશ્રય છે અને તે થઇ ગયેલાં તથા હવે પછી થનારાં પ્રાણીને ધારણ કરે છે[૧૦,૧૧]. તે મહાત્મા મહાબાહુ પ્રકટ થયા પછી સૂર્યના સરખું એક દિવ્ય (૪)પદ્મ પુરૂષોત્તમની નાભિના વિષે પ્રકટ થયું[૧૨]. હે તાત ! તે

---

* આ ટીકામાં આપેલા અર્થના અનુસારે ભાષાંતર સમજવાથી, બહિઃસૃષ્ટિની પેઠે અંતરની સૃષ્ટિને લાગુ પડતો અર્થ કેમ કરવો ? તે પણ સમજાશે. ભાષાંતરમાં એ અર્થ સાથે કરવાથી સમજનારને ગુંચ-વણ પડે માટે ત્યાં એક અર્થ બતાવી, બીજો અધ્યાત્મને લગતો અર્થ અત્રે ટુંકામાં જણાવ્યો છે. જેથી વાંચનારને ચાલતા પ્રકરણમાંથી બીજી વાત સમજાઇને ગમ્મત મળશે. **ભા. ક.**

( ૧ ) જળમય દેહમાં. ( ૨ ) વાસનાથકી યુક્ત. ( ૩ ) અહંકારની. ( ૪ ) હૃદય કમળ.

પદ્મના વિષે સર્વ પ્રાણીના પિતામહ ભગવાન (૫)બ્રહ્મદેવ પ્રકટ થયા તથા પોતાના તેજવડે સર્વ દિશાઓને પ્રકાશિત કરી[૧૩]. મહાત્મા મહાબાહુ તે બ્રહ્મા પ્રકટ થયા એટલે તમો ગુણવડે સર્વની પૂર્વે પ્રકટ થયેલો (૬)"મધુ" નામે મોટો અસુર ઉત્પન્ન થયો[૧૪]. તે ભયાનક દૈત્ય કે, જેનાં કર્મ પણ ભયાનક હતાં તથા જે બ્રહ્માને ભક્ષણ કરી જવારૂપ ઉગ્ર કર્મ કરવાને તૈયાર થયો હતો; તેનો (૭)પુરૂષોત્તમે વધ કર્યો અને બ્રહ્માનું રક્ષણ કર્યું[૧૫]. હે તાત ! તે દૈત્યનો વધ કરવાથી સર્વ (૮)યાદવમાં શ્રેષ્ઠ એવા ભગવાનને દેવ, દાનવ અને માનવો "મધુસૂદન" કહેવા લાગ્યા[૧૬]. પછી બ્રહ્માએ મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને દક્ષ એ સાત (૯)માનસ પુત્ર ઉત્પન્ન કર્યા[૧૭]. તે સર્વમાં મરીચિ મોટા હતા. તેમણે પોતાના વડા પુત્ર કશ્યપને મનવડે ઉત્પન્ન કર્યો. તે બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ તથા રજોગુણી હતો[૧૮]. હે ભરતશ્રેષ્ઠ ! બ્રહ્માએ મરીચિથી પણ મોટા એવા દક્ષ પ્રજાપતિને અંગુઠાથી ઉત્પન્ન કર્યા હતા[૧૯]. તે પ્રજાપતિને પ્રથમ તેર પુત્રીઓ થઈ હતી તેમાં સર્વથી મોટી દિતિ હતી[૨૦]. હે તાત ! સર્વ ધર્મની વિશેષતાને જાણનાર પવિત્ર કીર્તિવાળો અને મોટા યશવાળો મરીચિનો પુત્ર કશ્યપ, દક્ષની સર્વ કન્યાઓનો સ્વામી થયો[૨૧]. હે મહાભાગ ! ધર્મને જાણનાર દક્ષ પ્રજાપતિએ કશ્યપને આપેલી તેર કન્યાઓથી નાની બીજી દશ કન્યાઓ ઉત્પન્ન કરીને ધર્મને આપી[૨૨]. હે ભારત ! તેમના વિષે ધર્મના પુત્ર વસુઓ, અમાપ તેજવાળા રૂદ્રો, વિશ્વે દેવો, સાધ્યા દેવો અને મરૂત્વાન દેવો થયા[૨૩]. હે મહાભાગ ! દક્ષ પ્રજાપતિએ ધર્મને આપેલી દશ કન્યાઓ કરતાં નાની બીજી સત્તાવીશ કન્યાઓ ઉત્પન્ન કરી, તેનો સ્વામી ચંદ્રમા થયો[૨૪]. હવે કશ્યપની બીજી સ્ત્રીઓએ ગંધર્વ, અશ્વ, પક્ષીઓ ગાયો, કિંપુરૂષો, મત્સ્ય, ઉદ્ભિજ્જ પ્રાણીઓ અને વનસ્પતિઓ, એ સર્વને જન્મ આપ્યો[૨૫]. અદિતિએ મોટા બળવાળા દેવોમાં શ્રેષ્ઠ એવા આદિત્યોને જન્મ આપ્યો. તે સર્વમાં સર્વના પ્રભુ તથા જેનાં ગોવિંદ અને વિષ્ણુ નામ છે એવા વામન પણ થયા[૨૬]. તેણે પગલાં ભરવાથી દેવતાઓની લક્ષ્મી વૃદ્ધિ પામી અને દિતિની આસુરી પ્રજા તથા દાનવો પરાભવ પામ્યા[૨૭]. સઘળી આસુરી પ્રજા દિતિથી ઉત્પન્ન થઇ તેમાં દનુએ વિપ્રચિત્તિ આદિ દાનવોને જન્મ આપ્યો અને દિતિએ મોટા બળવાળા સર્વ અસુરોને જન્મ આપ્યો[૨૮]. પછી મધુસૂદન ભગવાને દિવસ, રાત્રિ, ઋતુઓ પરત્વે કાળ, પહેલો પહોર અને પાછલો પહોર, એ સર્વની કલ્પના કરી[૨૯]. પછી તેણે ધ્યાન કરીને મેઘને ઉત્પન્ન કર્યા તથા સ્થાવર-જંગમ પદાર્થોને ઉત્પન્ન કર્યા, વળી તેણે મહા તેજવાળી અને સર્વ પ્રાણીસહિત સમગ્ર પૃથ્વીને ઉત્પન્ન કરી[૩૦]. હે યુધિષ્ઠિર ! પછી મહાભાગ કૃષ્ણ પ્રભુએ પુનઃ પણ પોતાના મુખથી સેંકડો શ્રેષ્ઠ બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા[૩૧]. હે ભરતર્ષભ ! તેજ પ્રમાણે બન્ને બાહુઓથી સેંકડો ક્ષત્રિયને, ઊરૂઓથી સેંકડો વૈશ્યને અને પગથી સેંકડો શૂદ્રોને ઉત્પન્ન કર્યા[૩૨]. પછી જેનું મહાન તપ છે એવા ભગવાને, એ રીતે ચારે વર્ણને ઉત્પન્ન કરીને પોતે સર્વ પ્રાણીના અધિષ્ઠાતા-ધાતા (સમષ્ટિ અહંકાર) ને કર્યા[૩૩]. પછી

(૫) મનસહિત અહંકાર. (૬) યોગવિઘ્ન. (૭) ચિદાત્મા. (૮) સાત્વત=યોગીઓ. (૯) માનસ સૃષ્ટિમાં દેવ અને અસુર બે છે. તેમાં અસુર મોટા અને દેવ નાના છે. તેનો અર્થ એમ સમજવો કે, કામાદિ અસુરો જીવને અનાદિકાળના વળગેલા હોવાથી મોટા છે અને શમ, દમાદિ ગુણો પાછળથી આવેલા હોવાથી નાના છે. કામાદિ અસુરો શમાદિ દેવોને પરાજય કરીને જ્યારે આત્માને મોહપાશથી બાંધે છે ત્યારે તેને આત્મજ્ઞાન થતું નથી, પણ જ્યારે વિષ્ણુની સહાય મળે છે એટલે સાત્વિક ગુણોની વૃદ્ધિ થાય છે ત્યારે શમદમાદિ દેવો પ્રબળ થઇને કામાદિ અસુરોને હરાવીને આત્માને મોહપાશથી મુક્ત કરે છે, ત્યારે તેને આત્મજ્ઞાન થાય છે.

બ્રહ્માને વેદ વિદ્યાના ઉત્પન્ન કરનાર તથા અપાર તેજવાળા કર્યા. પ્રાણી અને માતૃઓના સમુદાયના અધિપતિ વિરૂપાક્ષને સરજ્યા[૩૪]. સર્વ પાપીઓને શિક્ષા કરનાર તથા પિતૃઓમાં સમાનપણે વર્તનાર યમને કર્યા. તે સર્વ પ્રાણીના આત્મારૂપી ભગવાને નિધિઓનું રક્ષણ કરનાર કુબેરને ઉત્પન્ન કર્યા[૩૫]. તેણે સર્વ જળચર પ્રાણીઓના અધિપતિ વરૂણને સરજ્યા. તે પ્રભુએ સર્વ દેવતાઓના અધ્યક્ષ ઇંદ્રને સરજ્યા[૩૬]. તે વખતે મનુષ્યોને જ્યાં સુધી દેહધારણ કરવાની શ્રદ્ધા થતી હતી ત્યાં સુધી તેઓ ઇચ્છા પ્રમાણે જીવતા હતા, પણ તેઓને યમનો ભય નહોતો[૩૭]. હે ભરતશ્રેષ્ઠ! તેઓને મૈથુનધર્મ હતો નહિ; પણ તેઓ સંકલ્પ માત્રથીજ સંતતિ ઉત્પન્ન કરતા હતા[૩૮]. હે નરપતિ! પછી ત્રેતાયુગમાં માત્ર સ્પર્શ કરવાથી પ્રજા ઉત્પન્ન થતી હતી; તેઓને પણ મૈથુનધર્મ હતો નહિ[૩૯]. હે રાજન્! દ્વાપરયુગની પ્રજામાં મૈથુનધર્મ પેદા થયો અને પછી કલિયુગમાં મનુષ્યોનાં જોડાં બંધાયાં[૪૦]. હે તાત! એજ ભગવાન સર્વ પ્રાણીનો પતિ તથા અધ્યક્ષ કહેવાય છે. હે કૌંતેય! હવે ધર્મની અપેક્ષા ન રાખનારા મનુષ્યો કહું તે સાંભળ[૪૧]. હે નરશ્રેષ્ઠ! દક્ષિણ દેશમાં વસનારા સર્વ આંધ્ર લોકો, ગુહ લોકો, પુલિંદ લોકો, શબર લોકો, ચુચુક લોકો અને મદ્રક લોકો, એ સર્વને અધર્મી જાણવા[૪૨]. હવે ઉત્તર દેશના લોકો પણ હું તને કહું છું. યવન લોકો, કાંબોજ લોકો, ગાંધાર લોકો, કિરાત લોકો અને શબર લોકો. હે તાત! હે રાજન્! એ પાપ કરનારા લોકો કૂતરા તથા ગીધના બાળક જેવા છે અને ધર્મને છોડીને આ પૃથ્વી ઉપર ફરે છે[૪૩.૪૪]. હે તાત! તેઓ સત્યયુગમાં પૃથ્વી ઉપર ફરતા નહોતા, પણ હે ભરતશ્રેષ્ઠ! તેઓ ત્રેતાયુગપર્યંત વૃદ્ધિ પામતા હતા[૪૫]. પછી ત્રેતાયુગના અંતમાં અને દ્વાપરના આદિમાં જ્યારે બે યુગની સંધિનો સમય આવ્યો ત્યારે ક્ષત્રિયો એક બીજાને સામા બોલાવીને યુદ્ધ કરવાને તત્પર થતા હતા[૪૬]. હે કુરૂશ્રેષ્ઠ! મહાત્મા શ્રીકૃષ્ણથી આ જગતની ઉત્પત્તિ થઈ છે. એ પ્રમાણે દેવર્ષિ નારદે કહ્યું છે, કેમ કે, તે સર્વલોકની વાતને જાણનારા છે[૪૭]. હે નરાધિપ! હે મહાબાહો! હે ભરતશ્રેષ્ઠ! નારદ પણ શ્રીકૃષ્ણના શાશ્વતપણાને યથાવત્ ઉત્તમ માને છે[૪૮]. એ પ્રમાણે મહાબાહુ આ પુંડરીકાક્ષ કેશવ સત્ય પરાક્રમવાળા અને અચિંત્ય છે પરંતુ કેવળ મનુષ્ય નથી[૪૯].

॥ एवमेष महाबाहुः केशवः सत्यविक्रमः । अचिन्त्यः पुंडरीकाक्षो नैष केवलमानुषः ॥ ४९ ॥

इति श्रीमहा० शां० मो० पृ० सर्वभूतोत्पत्तिकथने गु० भा० चतुर्स्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥

## અધ્યાય ૩૫ મો–મરીચ્યાદિના વંશનું વર્ણન તથા દિશામાં રહેતા ઋષિયોનાં નામ.

युधिष्ठिर उवाच ॥ के पूर्वमासन् पतयः प्रजानां भरतर्षभ ॥
॥ के चर्षयो महाभागा दिक्षु प्रत्येकशः स्मृताः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે ભરતશ્રેષ્ઠ! પ્રત્યેક દિશામાં પૂર્વે પ્રજાઓના પતિ કોણ હતા તથા મહાભાગ ઋષિ કોણ કહેલા છે? તે કહો[૧]. ભીષ્મ કહે છે કે,–હે ભરતશ્રેષ્ઠ! તું મને પૂછે છે, તે સાંભળ; જે દિશામાં પ્રજાપતિ તથા ઋષિ હતા તે હું તને કહું છું[૨]. આદિ, મધ્ય અને અંતના વિષે એક એવા બ્રહ્માજ આદિકાળમાં સ્વયંભૂ ભગવાન એક હતા તે સ્વયંભૂ બ્રહ્માને સાત મહાત્મા પુત્રો હતા[૩]. તેઓનાં નામઃ–મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને મહાભાગ વસિષ્ઠ; તે સર્વ બ્રહ્માના સરખાજ હતા[૪]. પુરાણોમાં એ સાતને સાત બ્રહ્માજ નિશ્ચય

કરેલા છે. હવે હું તને સર્વ પ્રજાપતિઓ કહું છું[૫]. અત્રિના વંશમાં ઉત્પન્ન થયેલા સનાતન બ્રહ્મયોનિ ભગવાન પ્રાચીનબર્હિ હતા તેનાથી દશ પ્રચેતા ઉત્પન્ન થયા[૬]. એ દશ પ્રચેતાઓનો એક પુત્ર "દક્ષ" નામે પ્રજાપતિ હતો, તેનાં લોકમાં "દક્ષ" અને "ક" એવાં બે નામ કહેવાય છે[૭]. મરીચિનો પુત્ર કશ્યપ હતો, કેટલાક તેને "અરિષ્ટનેમિ" કહેતા હતા અને કેટલાક "કશ્યપ" કહેતા હતા[૮]. અત્રિનો ઔરસ પુત્ર વીર્યવાન અને લક્ષ્મીવાન સોમરાજા હતો, જેણે હજાર દિવ્ય યુગ સુધી ઉપાસન કર્યું હતું[૯]. તથા અત્રિનો બીજો પુત્ર "અર્યમા" નામે હતો, તેના જે પુત્રો થયા તે સર્વ સ્વામીપણું કરવાને યોગ્ય તથા સૃષ્ટિને વિસ્તાર કરનારા હતા[૧૦]. શશબિંદુને દશ હજાર સ્ત્રીઓ હતી તથા તે દરેક સ્ત્રીને હજાર હજાર પુત્રીઓ થઈ તથા એજ પ્રમાણે તે મહાત્માને દશ લાખ પુત્ર થયા. તે સર્વ બીજા કોઈ પ્રજાપતિને ઈચ્છતા નહોતા[૧૧-૧૨]. પુરાણ જાણનારા બ્રાહ્મણો તો સઘળી પ્રજાને શશબિંદુથી ઉપજેલી કહે છે. વૃષ્ણિ વંશમાંથી ઉત્પન્ન થયેલો પ્રજાપતિનો એ મોટો વંશ છે[૧૩]. યશવાળા પ્રજાના પતિઓ એ પ્રમાણે મેં તને કહ્યા. હવે હું તને ત્રણ ભુવનના ઇશ્વર એવા દેવો કહું છું[૧૪]. ભગ, અંશ, અર્યમા, મિત્ર, વરૂણ, સવિતા, ધાતા, મોટા બળવાળો વિવસ્વાન્[૧૫]. ત્વષ્ટા, પૂષા, ઇન્દ્ર અને વિષ્ણુ, એ બાર આદિત્ય કશ્યપના પુત્ર છે[૧૬]. નાસત્ય અને દસ્ર એ બન્ને "અશ્વિનૌ" કહેવાય છે. તે મહાત્મા આઠમા આદિત્યના પુત્ર છે[૧૭]. તે આદિત્યો અને પૂર્વે કહેલા દેવતાઓ, એ સર્વ અનેક પ્રકારના પિતૃઓ કહેલા છે. ત્વષ્ટાનો પુત્ર શ્રીમાન્ વિશ્વરૂપ મોટા યશવાળો હતો[૧૮]. વળી અજ, એકપાત્ અહિર્બુધ્ન્ય, વિરૂપા, રૈવત, હર, બહુરૂપ, ત્ર્યંબક, સુરેશ્વર[૧૯]. સાવિત્ર, જયંત, પિનાકી, અપરાજિત અને પૂર્વે કહેલા આઠ વસુઓ, એ અને એવા બીજા દેવોનો પ્રજાપતિ મનુ હતો. એ દેવો અને પૂર્વે કહેલા દેવ, એ રીતે બે પ્રકારના પિતૃઓ કહેવાય છે[૨૦,૨૧]. વળી શીલયૌવનથી "ઋભુ" નામે દેવોનો ગણુ થયેલો છે અને સિદ્ધ તથા સાધ્યથી "મરૂત્ત" નામે દેવોનો ગણુ થયેલો છે તે પ્રથમથીજ છે[૨૨]. એ પ્રમાણે વિશ્વ દેવો અને બંને અશ્વિનૌની ઉત્પત્તિ શાસ્ત્રમાં કહેલી છે. તેમાંથી આદિત્યો ક્ષત્રિય છે. મરૂતો વૈશ્ય છે[૨૩]. અશ્વિનૌ શૂદ્ર છે, તે ઉગ્ર તપ કરે છે. એ "અંગિરસ" નામે બ્રાહ્મણુ છે એમ નિશ્ચય જાણવું[૨૪]. એ પ્રમાણે સર્વ દેવોના ચાર વર્ણુ કહેલા છે. જે પુરૂષ પ્રાતઃકાળમાં ઉઠીને એ દેવોના નામનું કીર્તન કરે છે તે પોતાથી તથા બીજાથી ઉપજેલા સર્વ પાપથી મુક્ત થાય છે. યવક્રીત, રૈભ્ય, અર્વાવસુ અને પરાવસુ[૨૫,૨૬]. ઔષનો પુત્ર કક્ષીવાન્, અંગિરાનો પુત્ર બલ, મેધાતિથિનો પુત્ર કણ્વ ઋષિ અને બર્હિષદ[૨૭]. હે તાત ! ત્રણ લોકમાં ગતિવાળા એ સપ્તર્ષિયો પૂર્વમાં રહેલા છે. ઉન્મુચ, વિમુચ, સ્વસ્તિ, વીર્યવાન્, આત્રેય[૨૮]. પ્રમુત, ઇધ્મવાહ, ભગવાન્ દઢવ્રત, મિત્રાવરૂણનો પુત્ર પ્રતાપવાન અગસ્ત્ય[૨૯]. એ બ્રહ્મર્ષિયો નિરંતર દક્ષિણુ દિશાએ રહે છે. ઉષંગુ, કવષ, ધૌમ્યનો પુત્ર વીર્યવાન્ પરિવ્યાધ[૩૦]. એકત, દ્વિત અને મિત, એ મહર્ષિયો અને અત્રિનો પુત્ર સમર્થ એવો ભગવાન સારસ્વત[૩૧]. એ મહાત્મા ઋષિયો પશ્ચિમ દિશામાં રહેલા છે. આત્રેય, વસિષ્ઠ, મહાઋષિ કાશ્યપ[૩૨]. ગૌતમ, ભારદ્વાજ, કૌશિક કુળના વિશ્વામિત્ર તેમજ મહાત્મા ઋચીકનો પુત્ર જમદગ્નિ, એ સાત ઉત્તર દિશામાં રહેલા છે. તીક્ષ્ણ તેજવાળા ત્રણે લોકમાં સમર્થ અને મહાત્મા તે ઋષિયો પ્રત્યેક દિશામાં સાક્ષિરૂપ થઇને રહેલા છે તે મેં તને કહ્યા. એ પ્રકારે તે મહાત્માઓ પ્રત્યેક દિશામાં રહેલા છે[૩૩-૩૫]. પુરૂષ તેઓનું કીર્તન કરવાથી સર્વ પાપથી મુક્ત થાય છે[૩૬]. તેઓ જે જે દિશામાં છે તે તે દિશામાં તેઓના શરણે ગયેલો પુરૂષ સર્વ પાપથી મુક્ત થઇને કલ્યાણયુક્ત પોતાના ઘેર આવે છે[૩૭].

॥यस्यां यस्यां दिशि ह्येते तां दिशं शरणं गतः। मुच्यते सर्वपापेभ्यः स्वस्तिमांश्च गृहान् व्रजेत्॥३७॥

**इति श्रीमहा० शां० मो० पूर्वार्धे दिक्स्वस्तिकं नाम गु० भा० पंचत्रिंशोऽध्यायः ॥ ३५ ॥**

## અધ્યાય ૭૬ મો–વરાહાવતાર કથા.

**युधिष्ठिर उवाच ॥ पितामह महाप्राज्ञ युधि सत्यपराक्रम ॥**
**॥ श्रोतुमिच्छामि कार्त्स्न्येन कृष्णमव्ययमीश्वरम् ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે કે,—હે પિતામહ! હે મોટી બુદ્ધિવાળા! યુદ્ધમાં સત્ય પરાક્રમવાળા હે ભીષ્મ! હું નાશરહિત એવા ઈશ્વર શ્રીકૃષ્ણનો સમગ્ર મહિમા સાંભળવાને ઇચ્છું છું[1]. હે પુરૂષશ્રેષ્ઠ! તેમનું અત્યંત મોટું જે તેજ છે તથા તેમણે પૂર્વે જે અત્યંત મોટું કર્મ કરેલું છે તે સર્વ મને યથાર્થ કહો[2]. તે પ્રભુએ કયા કાર્યના સ્વભાવવડે તથા કેવી રીતે પશુ યોનિમાં રૂપ ધારણ કર્યું તે હે મહાબળવાન પિતામહ! મને કહો[3]. ભીષ્મ કહે છે કે,–પૂર્વે એક વખત હું મૃગયા કરવા ગયો હતો ત્યાં માર્કંડેયના આશ્રમમાં જઇ પોહોંચ્યો. તે સ્થળમાં મેં હજારો મુનિયોને બેઠેલા જોયા[4]. પછી તેઓએ મધુપર્કવડે મ્હારો સત્કાર કર્યો અને મેં તે સત્કારને ગ્રહણ કરીને ઋષિયોને અભિનંદન આપ્યું[5]. તે સ્થળમાં મહર્ષિ કશ્યપે મનને આનંદ આપનારી આ દિવ્ય કથા કહી હતી તે તું એકાગ્રચિત્તે સાંભળ[6]. પૂર્વે દાનવમાં મુખ્ય દાનવો તથા નરક આદિ અનેક મોટા અસુરો ક્રોધ અને લોભથી યુક્ત થઇને બળવડે મદોન્મત્ત થયા હતા[7]. તેજ પ્રમાણે બીજા પણ યુદ્ધમાં અતિશય મદવાળા ઘણાક દાનવો દેવોની સર્વોત્તમ સમૃદ્ધિને જોઇને સહન કરી શક્તા નહોતા[8]. હે રાજન્! તે દાનવોથી દેવ તથા દેવર્ષિયોને અતિ પીડા થવા લાગી તેથી તેઓ અહીં–તહીં સંતાતા ફરતા હતા, પણ તેઓને શાંતિ પ્રાપ્ત થતી નહોતી[9]. દેવોએ જોયું કે, મોટા બળવાળા અને ભયાનક આકૃતિયોવાળા દાનવોવડે વ્યાપ્ત થયેલી *પૃથ્વી બહુ પીડા પામે છે[10]. પૃથ્વી હર્ષ વિનાની, દુઃખિત અને ભારથી પીડા પામીને ડૂબી જતી દેવોના જોવામાં આવી તેથી ત્રાસ પામેલા અદિતિના પુત્રોએ બ્રહ્માની પાસે જઇને આ પ્રમાણે કહ્યું કે,–હે બ્રહ્મન્! દાનવો અમારો સંહાર કરે છે તે અમારાથી શી રીતે સહન કરી શકાય? ત્યારે સ્વયંભૂ બ્રહ્મદેવે તેઓને કહ્યું કે,–આ કામને માટે જે કરવું જોઇએ તે મેં કરી મૂકેલું છે[11,12]. દાનવો અને અસુરો વરદાન પામીને બળવાળા તથા મદવાળા થયા છે. તેથી તેઓ અવ્યક્ત દર્શનવાળા વિષ્ણુને જાણી શક્તા નથી[13]. તે દેવ વિષ્ણુ દેવતાઓથી પણ ધર્ષણ કરી શકાય નહિ એવા +વરાહરૂપને ધારણ કરીને રહ્યા છે. અધમ અને ભયાનક હજારો દાનવો પૃથ્વીની અંદર જ્યાં નિવાસ કરીને રહ્યા છે ત્યાં તે વરાહરૂપી પરમેશ્વર વેગવડે જશે અને તેઓને દબાવી દેશે. એવું બ્રહ્માનું વચન સાંભળીને દેવતાઓ આનંદ પામ્યા.[14,15]. પછી જેણે વરાહના રૂપને ધારણ કર્યું છે એવા મોટા તેજવાળા વિષ્ણુએ પૃથ્વીની અંદર પેસીને દિતિના પુત્રો તરફ ગમન કર્યું[16]. પછી સર્વે દૈત્યો આ અલૌકિક પ્રાણીને જોઇને એકઠા મળીને હઠવડે વેગથી તેના સામા ગયા કેમ કે, તેઓ કાળવડે મોહિત થયેલા હતા[17]. પછી તેઓ સર્વેએ મળીને વરાહની સામે દોડીને તે વરાહને ઝાલ્યા તથા ક્રોધથી તે (વરાહ)ને ચારે બાજુ ખેંચવા લાગ્યા[18]. હે વિભો! દાનવો મોટા શરીરવાળા, મોટા વીર્યવાળા અને અતિશય બળવાળા હતા તથાપિ તે સમયે તેઓ તેને કાંઈ પણ કરવાને સમર્થ થયા નહિ[19]. તે જોઇને દાનવોને મોટો વિસ્મય પેદા થયો અને તેઓના મનમાં ભય ઉપજ્યો તથા તે હજારો દાનવોએ મનમાં એમ માન્યું કે,

* પૃથ્વી શબ્દવડે વાસના બીજોનું ક્ષેત્રભૂત બુદ્ધિ સમજવી. દાનવો એટલે કામ–ક્રોધાદિ સમજવા.

+ વરાહરૂપ " **वरः** શ્રેષ્ઠ એવો **आहः** યજ્ઞ છે સ્વરૂપ જેનું " એટલે શ્રેષ્ઠ યજ્ઞસ્વરૂપ. શ્રીમદ્ ભાગવતમાં વરાહનું યજ્ઞસ્વરૂપ વર્ણન ઉત્તમ પ્રકારનું છે.

આપણું જીવિત હવે સંશયમાં આવી પડયું છે[૨૦]. હે ભરતસત્તમ! પછી યોગના આત્મારૂપ તથા યોગ જેનો સહગામી છે એવા ભગવાન દેવાધિદેવે યોગને ધારણ કરીને એક મોટો નાદ કર્યો. તેથી દૈત્ય અને દાનવો ક્ષોભ પામ્યા. તે નાદવડે સર્વ લોક અને દશે દિશાઓ નાદયુક્ત થઈ[૨૧,૨૨]. તે નાદના ઘોષવડે ત્રણલોક ખળભળી ઉઠ્યા અને દેવલોકમાં ઇંદ્રાદિ દેવો પણ અત્યંત ત્રાસ પામી ગયા[૨૩]. વળી તે નાદવડે મોહિત થયેલું સ્થાવર-જંગમ સર્વ જગત અત્યંત ચેષ્ટારહિત થઈ ગયું[૨૪]. પછી તેજ નાદવડે ભય પામેલા સર્વ દાનવો વિષ્ણુના તેજથી અત્યંત મોહ પામીને પ્રાણરહિત થઇને નીચે પડ્યા[૨૫]. રસાતળમાં ગયેલા વરાહે દેવોના શત્રુઓનાં માંસ, મેદ અને અસ્થિયોના ઢગલાઓને પોતાની ખરીઓવડે ફાડી નાખ્યા[૨૬]. આ પ્રમાણે નાદ કર્યો તેથી સર્વ પ્રાણીના વિષે વિરાજમાન, પ્રાણીના અધિપતિ, મહાયોગી, જેની નાભિથી કમળ ઉત્પન્ન થયું છે એવા ભગવાન “ સનાતન ” કહેવાય છે[૨૭]. પછી સર્વ દેવો પિતામહ બ્રહ્મદેવની પાસે ગયા અને ત્યાં જઇને તે ( મહાત્મા ) ઓ જગતના પતિ બ્રહ્માને કહેવા લાગ્યા કે,-હે પ્રભો! આ નાદ કેવો ઉત્પન્ન થયો? તે અમે જાણી શકતા નથી. એ નાદ કોનો છે તથા તે નાદ કરનાર કોણ છે? કે, જેણે સઘળા જગતને વિહ્વલ કરી મૂકયું છે[૨૮,૨૯]. અને દેવ તથા દાનવો પણ તે ( નાદ ) ના તેજથી મોહ પામી ગયા છે. હે મહાબાહો! દેવો બ્રહ્માને એ પ્રમાણે કહેતા હતા એટલામાં જેણે વારાહરૂપને ધારણ કર્યું છે તથા જેનું મહર્ષિયો સ્તવન કરે છે એવા વિષ્ણુ પૃથ્વીમાંથી બહાર નીકળ્યા[૩૦]. પિતામહ કહે છે કે,-હે દેવો! દાનવોના રાજાઓને હણીને આ મોટા બળવાળા તથા મોટા તેજવાળા વિષ્ણુ પૃથ્વીમાંથી બહાર નીકળ્યા છે તેને તમે જુઓ[૩૧]. એ દેવ મહાયોગવાળા પ્રાણના આત્મારૂપ તથા પ્રાણીના વિષે પ્રવેશ કરીને રહેલા છે. તે પ્રાણીમાત્રના ઇશ્વર છે, યોગી છે, મુનિ છે તથા આત્માના ( દેહોના ) આત્મા છે. એ સર્વ વિઘ્નના નાશ કરનાર કૃષ્ણ છે માટે તમે સ્થિર થાઓ[૩૨]. તે અમાપ સામર્થ્યવાળા, મોટા ભોગવાળા અને મોટા પ્રકાશવાળા દેવે અતિ શુભ કર્મ કરીને પોતાના આત્મામાં પ્રવેશ કર્યો છે[૩૩]. જેની નાભિને વિષે પદ્મ થયેલું છે એવા મહાત્મા અને મહાયોગી આ વિષ્ણુ સર્વ પ્રાણીઓને ચેતના આપનાર છે. હે દેવશ્રેષ્ઠો! તમારે સંતાપ, ભય કે, શોક કરવો નહિ[૩૪]. આ વિધિ પ્રભાવ અને સંહાર કરનાર કાળ છે. સર્વ લોકને ધારણ કરનારા તે દેવે આ મહાનાદ કરેલો છે[૩૫]. તે આ મહાબાહુ પુંડરીકાક્ષ (મૂર્તિમાન કૃષ્ણ) છે કે, જેને સર્વ લોકોએ નમસ્કાર કરેલો છે તથા જે સર્વ પ્રાણીના આદિ ઈશ્વર અને અવિનાશી છે[૩૬].

**॥ स एष हि महाबाहुः सर्वलोकनमस्कृतः । अच्युतः पुंडरीकाक्षः सर्वभूतादिरीश्वरः ॥ ३६ ॥**

**इति श्रीमहा० शां० मो० पू० अंतर्भूमिविक्रीडनं नाम गु० भा० षट्त्रिंशोऽध्यायः ॥३६॥**

## અધ્યાય ૩૭ મો-ગુરૂ-શિષ્યસંવાદ, શ્રીકૃષ્ણતત્વવર્ણન.

**युधिष्ठिर उवाच ॥ योगं मे परमं तात मोक्षस्य वद भारत ॥**

**॥ तमहं तत्वतो ज्ञातुमिच्छामि वदतां वर ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે કે,-હે તાત! હે ભારત! મને મોક્ષનો પરમ યોગ કહો. હે વ્યાખ્યાન કરનારાઓમાં શ્રેષ્ઠ! તેને હું યથાર્થ જાણવાને ઈચ્છું છું[૧]. ભીષ્મ કહે છે કે,-આ વિષે પણ એક પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે, જેમાં ગુરૂની સાથે શિષ્યનો મોક્ષયુક્ત સંવાદ કહેલો છે[૨]. કોઇ એક જીતેંદ્રિય, સત્ય પ્રતિજ્ઞાવાળો, મહાત્મા, તેજનો

સમુદાય, ઋષિયોમાં શ્રેષ્ઠ એવો આચાર્ય બ્રાહ્મણ પોતાના આસન ઉપર બેઠો હતો[3]. તે વખતે પરમ બુદ્ધિવાળો, કલ્યાણના અર્થવાળો અને જેનું સારી રીતે એકાગ્રચિત્ત થયેલું છે એવો તેનો શિષ્ય તેના ચરણનો સ્પર્શ કરીને (પ્રણામ કરીને) તથા હાથ જોડીને તેની પાસે બેસીને બોલ્યો કે,–હે ભગવાન! જો તમે મ્હારી સેવાથી પ્રસન્ન હો તો મને એક મહાન સંશય થયો છે તેનું વ્યાખ્યાન–સમાધાન કહેવું યોગ્ય છે. હે દ્વિજસત્તમ! હું કયાંથી ઉત્પન્ન થયો તથા તમે કયાંથી ઉત્પન્ન થયા? તેનું ઉપાદાન કારણ મને સારી રીતે કહો[4,5]. વળી સર્વ પ્રાણીઓ સમાન છતાં પણ–તેઓનાં ઉપાદાન કારણ પંચભૂત સમાન છતાં પણ ક્ષય અને ઉદય વિષમ થઇને કેમ વર્તે છે?[6]. વળી વર્ણાશ્રમના ધર્મથી વ્યવસ્થા સંબંધી જે વચન વેદમાં કહ્યાં છે, જે વચન સ્મૃતિમાં કહ્યાં છે તથા જે વચન વ્યાપક એટલે સર્વ વર્ણાશ્રમ ધર્મને સાધારણ છે તે સર્વનું યથાર્થ વ્યાખ્યાન કરીને મને કહેવું ઘટે છે કેમ કે, તમે તેને જાણનારા છો[7]. ગુરૂ કહે છે કે,–હે શિષ્ય! હે મોટી બુદ્ધિવાળા! તેં બ્રહ્મવિદ્યા સંબંધી આ ગુહ્ય પ્રશ્ન કર્યો છે તે વિષે હું તને કહું તે સાંભળ. એ પરમ ગુહ્ય તથા સર્વ વિદ્યાઓમાં શ્રેષ્ઠ અધ્યાત્મ વિદ્યા છે. સર્વે આગમ (શાસ્ત્ર) નું ધન છે[8]. જગતના બ્રહ્મરૂપ વેદના ઉત્કૃષ્ટ મુખરૂપ ઓંકાર વાસુદેવ છે. તે સત્યરૂપ, જ્ઞાનરૂપ, યજ્ઞરૂપ, તિતિક્ષા (સહનતા)–રૂપ, દમરૂપ અને આર્જવ (સરલતા) રૂપ છે[9]. વેદને જાણનારા જેને "સનાતન પુરૂષ" કહે છે, જેને "વિષ્ણુ" તથા "સૃષ્ટિની ઉત્પત્તિ તથા લય કરનાર" કહે છે, જેને "શાશ્વત બ્રહ્મ" કહે છે, તે એ વૃષ્ણિકુળમાં ઉપજેલું બ્રહ્મ છે. હું તને તેના સ્વરૂપને પ્રકાશ કરનાર ઇતિહાસ કહું તે સાંભળ. બ્રાહ્મણોએ અમિત તેજવાળા અને દેવના દેવ વિષ્ણુનું માહાત્મ્ય બ્રાહ્મણ પાસેથી સાંભળવું, ક્ષત્રિયોએ ક્ષત્રિય પાસેથી સાંભળવું, વૈશ્યોએ વૈશ્ય પાસેથી સાંભળવું, અને શૂદ્રોએ ઉદાર દિલવાળા શૂદ્ર પાસેથી સાંભળવું[10-12]. તું પણ તે કલ્યાણકારી મહાત્મ્ય સાંભળવાને યોગ્ય છે માટે હું સર્વોત્કૃષ્ટ કૃષ્ણાખ્યાન તને કહું તે તું સાંભળ. જેનો આદિ નથી કે, અંત નથી તથા ઉત્પત્તિ અને પ્રલય જેનું લક્ષણ છે એવું કાળચક્રમય ત્રૈલોકય સર્વ પ્રાણીના ઈશ્વર વાસુદેવના આધારથી ભ્રમણ કરે છે. હે નરશ્રેષ્ઠ! જેને "અક્ષર, અવ્યક્ત, અમૃત અને શાશ્વત બ્રહ્મ" કહે છે તે સર્વ પુરૂષમાં શ્રેષ્ઠ કેશવનાંજ નામ છે[13,14]. તે પરમ અવ્યય પુરૂષ પિતૃઓને દેવોને અને ઋષિયોને, યક્ષોને, રાક્ષસોને, નાગોને, અસુરોને અને મનુષ્યોને સરજે છે[15]. તેજ પ્રમાણે પ્રલયકાળ થયા પછી પ્રકૃતિ (સ્વભાવ) ને પામીને વેદ, શાસ્ત્રો અને લોકોના સનાતનધર્મને પણ સરજે છે[16]. જેમ પ્રત્યેક ઋતુ–ઋતુમાં નિયમ પ્રમાણે વૃક્ષોનાં અનેક પ્રકારનાં રૂપ દેખાય છે અર્થાત્ જેમ વસંતમાં આંબાને ફૂલ (મો'ર) આવે છે, ગ્રીષ્મ ઋતુમાં મોગરાને ફૂલ આવે છે અને વર્ષા ઋતુમાં કદંબને ફૂલ આવે છે; એ પ્રમાણે પ્રત્યેક વર્ષે નિયમ પ્રમાણે થયાજ કરે છે, તેમ પ્રત્યેક યુગે યુગે તે તે ભાવો નિયમ પ્રમાણે થયા કરે છે. એટલે પ્રત્યેક કલ્પે બ્રહ્મા થઇને સૃષ્ટિ ઉપજાવે છે, વિષ્ણુ થઇને પાલન કરે છે અને રૂદ્ર થઇને સંહાર કરે છે[17]. વળી કાળના યોગથી યુગાદિમાં જે જે કાળે જે જે ભાસમાન થાય છે, તે તે પદાર્થનું જ્ઞાન પણ લોકવ્યવહારવડે ઉપજે છે[18]. યુગના અંતમાં ઇતિહાસો-સહિત વેદો અંતર્ધાન થઈ ગયા હતા તે વેદોને મહર્ષિયોએ બ્રહ્માની આજ્ઞાથી તપ કરીને પુનઃ પ્રાપ્ત કર્યા હતા[19]. વેદને જાણનારા ભગવાન બ્રહ્મદેવે વેદોને કહ્યા; બૃહસ્પતિયે વેદાંગ કહ્યા અને જગતના હિતને અર્થે શુક્રાચાર્યે નીતિશાસ્ત્ર કહ્યું[20]. નારદમુનિ ગાંધર્વ વેદને જાણતા હતા તથા ભારદ્વાજ ધનુર્વિદ્યાને જાણતા હતા તેથી તેમણે લોકના હિતના અર્થે પ્રકાશ કરી. ગાર્ગ્યમુનિ દેવર્ષિનાં ચરિત્રને જાણતા હતા અને કૃષ્ણાત્રેયમુનિ ચિકિત્સા શાસ્ત્રને જાણતા હતા,

તે તેમણે કહ્યાં[૨૧]. તાર્કિક, વૈશેષિક કાપિલ તથા પાતંજલ આદિ અનેક ન્યાયતંત્ર તે તે અનેક વાદીઓએ કહ્યા છે. પણ યુક્તિ, વેદ અને પ્રમાણવડે તેમાં જે કહ્યું છે તે તે ઉપાસના કરવા યોગ્ય છે. અર્થાત્ તેમાં બ્રહ્મ મુખ્ય ન હોવાથી તે ઉપાસનાજ કરવા યોગ્ય છે, પણ તે વેદાંતપ્રતિપાદ્ય બ્રહ્મ નથી[૨૨]. કેમ કે, તે ઉત્કૃષ્ટ બ્રહ્મ અનાદિ છે તેને દેવો કે, ઋષિયો પણ જાણતા નહોતા. જગતને ધારણ કરનારા ભગવાન પ્રભુ નારાયણજ તેને જાણતા હતા[૨૩]. એ દુ:ખના સર્વોત્તમ ઔષધને નારાયણથી ઋષિયોના સમુદાયે તથા મુખ્ય એવા દેવ અને અસુરોએ જાણ્યું તથા તેજ પ્રમાણે પ્રાચીન રાજર્ષિયોએ જાણ્યું[૨૪]. જ્યારે પ્રકૃતિ અનેક પ્રકારના ભાવોને ઉત્પન્ન કરે છે તથા તેમાં જ્યારે આત્મા–પુરૂષ અધિષ્ઠિત થાય છે ત્યારે ધર્મ અને અધર્મ, એ હેતુયુક્ત જગત પ્રવર્તે છે[૨૫]. જેમ એક દીવામાંથી બીજા અનેક દીવાઓ, તેલ અને દીવેટના હેતુથી ઉત્પન્ન થાય છે, તેમ પ્રકૃતિ પણ ધર્મ અને અધર્મ અથવા પાપ અને પુણ્યના હેતુથી જગતને ઉત્પન્ન કરે છે તથા જેમ એક દીવામાં અનેક દીવા થયા છતાં મૂળ દીવામાં કાંઈ ઘટાડો થતો નથી, તેમ પ્રકૃતિ પણ અનંત છે માટે તેમાંથી કાંઈ ઘટાડો થતો નથી[૨૬]. પ્રથમ અવ્યક્ત પુરૂષથી કર્મના હેતુવડે બુદ્ધિ ( મહત્તત્વ ) ઉપજે છે. બુદ્ધિથી અહંકાર અને અહંકારથી શબ્દ તન્માત્રારૂપ આકાશ ઉત્પન્ન થાય છે. આકાશથી સ્પર્શ તન્માત્રારૂપ વાયુ ઉત્પન્ન થાય છે[૨૭]. વાયુથી રૂપ તન્માત્રારૂપ અગ્નિ ઉપજે છે અને અગ્નિથી રસ તન્માત્રારૂપ જળ ઉપજે છે. જળથી ગંધ તન્માત્રારૂપ પૃથ્વી ઉપજે છે. એ પાંચ તન્માત્રાઓ તથા અવ્યક્ત, મહત્તત્વ અને અહંકાર એ આઠ મૂળ પ્રકૃતિયો છે; આ જગત એ આઠમાં રહેલું છે[૨૮]. જ્યારે એ પ્રકૃતિ વિકારને પામે છે ત્યારે પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ વિષયો અને એક મન, એમ સોળ તત્વ ઉત્પન્ન થાય છે[૨૯]. શ્રોત્ર, ત્વચા, નેત્ર, જીહ્વા અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે; પગ, ગુદા, ઉપસ્થ, હાથ અને વાણી એ પાંચ કર્મેંદ્રિયો છે[૩૦]. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ સંકલ્પરૂપ વિષયો મનથી ઉપજેલા છે એમ જાણવું કેમ કે, તે સર્વમાં મન વ્યાપક છે[૩૧]. જેમ રસનું જ્ઞાન કરવું હોય ત્યારે તેજ મન જીહ્વારૂપે થાય છે અને વાણી બોલવી હોય ત્યારે તેજ મન વાક્ (વાણી)–રૂપે થાય છે. તેમ અનેક પ્રકારનાં ઇંદ્રિયવડે વ્યક્ત થયેલું મહત્થી આરંભીને ઘડા સુધી સર્વ મનજ છે[૩૨]. એ સોળ તત્વને દેહમાં વિભાગવડે રહેલાં સોળ દૈવત જાણવાં તથા દેહમાં રહેલા જ્ઞાનકર્તા આત્માનું ઉપાસન કરે છે એમ જાણવું[૩૩]. તેજ પ્રમાણે જીહ્વામાં સોમનો ગુણ જાણવો, ગંધમાં પૃથ્વીનો ગુણ જાણવો, શ્રોત્રમાં આકાશનો ગુણ જાણવો, નેત્રમાં અગ્નિનો ગુણ જાણવો અને સ્પર્શમાં વાયુનો ગુણ જાણવો. એ રીતે સર્વ ભૂતમાં સર્વકાળે તે તે દેવોના ગુણોને જાણવા[૩૪]. મન સત્વ ગુણનું કાર્ય છે અને સત્વ અવ્યક્તનું કાર્ય છે. માટે બુદ્ધિમાન પુરૂષે સત્વને સર્વ ભૂતના આત્મારૂપ જાણવું તથા સત્વનેજ જાણવાનો પ્રયત્ન કરવો કેમ કે, તેજ જ્ઞેયપણાથી સર્વ ભૂતમાં રહેલું છે[૩૫]. તે સર્વ ભાવો સચરાચર જગતનું વહન કરે છે તથા તે ભાવો, જેને પ્રકૃતિથી પર “ કૂટસ્થ ” કહે છે તેવા પ્રવૃત્તિશૂન્ય કૂટસ્થ પુરૂષના આશ્રયે રહેલા છે[૩૬]. એ મહાન આત્મા ઇંદ્રિય, મન, બુદ્ધિ, દેહ અને પ્રાણ એ નવ વિષયની પ્રાપ્તિ કરાવનારાં દ્વારવાળા તથા શબ્દાદિ ભાવયુક્ત દેહમાં વ્યાપીને શયન કરે છે માટે તે “પુરૂષ” કહેવાય છે[૩૭]. તે પુરૂષ જરા તથા મરણરહિત છે, જે જે ભાવ મૂર્ત્તિમાન છે તથા જે જે ભાવ અમૂર્ત છે, તે બન્નેવડે તે બતાવી શકાય છે. અર્થાત્ તે કાર્ય અને કારણનો આત્મા છે. વળી તે વ્યાપક તથા સર્વજ્ઞત્વાદિ ગુણવાળો, દુર્લક્ષ્ય અને સર્વ પ્રાણી તથા સત્વાદિ ગુણોનું આશ્રયસ્થાન છે[૩૮]. જેમ દીવો ઉપાધિવશાત્ નાનો કે, મોટો થાય છે પણ પ્રકાશરૂપે

સરખોજ છે, તેમ સર્વ જંતુઓમાં ઉપાધિવશાત્ તે ભિન્ન ભિન્ન દેખાય છે છતાં જ્ઞાનાત્મારૂપે સરખોજ છે[39]. જેવડે શ્રોત્ર પોતાના વેદ્ય શબ્દ વિષયને જણાવે છે અને તેને જે જાણે છે, તેમજ જેવડે ચક્ષુ પોતાના વેદ્ય રૂપ વિષયને જણાવે છે અને તેને જે જાણે છે, તેનું કારણ આ દેહ છે, પણ સર્વ કર્મનો કર્ત્તા તો તેજ છે. અર્થાત્ શબ્દાદિ વેદન કર્મનું કારણ–નિમિત્ત માત્ર–આ દેહ છે, પણ દેહ કાંઇ જાણનારો નથી; જાણનારો તો દેહમાં રહેલો કર્ત્તાજ છે[40]. જેમ કાષ્ઠમાં અગ્નિ રહેલો છે પણ તે કાષ્ઠને કાપવાથી જણાતો નથી, તેમ દેહમાં આત્મા રહેલો છે પણ તે દેહને ફાડીને જોવાથી જણાતો નથી; તે તો માત્ર યોગસાધન વડેજ જણાય છે[41]. જેમ ઉપાયવડે કાષ્ઠનું મથન કરવાથી કાષ્ઠમાં રહેલો અગ્નિ જણાય છે, તેમ શરીરમાં રહેલો આત્મા યોગવડેજ જણાય છે[42]. જેમ નદીમાં જળ યુક્ત થઇને નિરંતર ચાલ્યાં આવે છે અને જેમ સૂર્યમાંથી સતત કિરણો ચાલ્યાં આવે છે, તેમ કર્મ પરંપરાથી દેહ પણ ઉત્પન્ન થતા ચાલ્યા આવે છે, અર્થાત્ યોગ વિના દેહનો સંબંધ જૂદો થઈ શકતો નથી[43]. જેમ પાંચ ઇંદ્રિયોસહિત આત્મા સ્વપ્નમાં જાય છે, તેમજ આત્મા દેહનો ત્યાગ કરીને પણ બીજા દેહમાં જતો જોવામાં આવે છે. તે તેનું ગમન શાસ્ત્ર દૃષ્ટિવડે અથવા યોગના અભ્યાસવડે જોવામાં આવે છે અન્યથા જણાતું નથી[44]. કર્મવડે પૂર્વ શરીરનો બાધ થઇને કર્મવડેજ બીજું શરીર પ્રાપ્ત થાય છે પોતાનાં કરેલાં બળવાન કર્મવડેજ આત્માને બીજા સ્થળમાં જવાનું બને છે[45]. આત્મા જેમ એક દેહમાંથી ( તે દેહને તજીને ) બીજા દેહને પામે છે, તેમ પોતાના કર્મથી ઉત્પન્ન થયેલો પ્રાણીઓનો સમુદાય પણ બીજા દેહને પામે છે, તે હું તને કહીશ[46].

॥स तु देहाद्यथा देहं त्यक्त्वान्यं प्रतिपद्यते । तथान्यं संप्रवक्ष्यामि भूतग्रामं स्वकर्मजम् ॥४६॥

**इति श्रीमहा० शां० मो० पू० गु० भा० वार्ष्णेयाध्यात्मकथनं नाम सप्तत्रिंशोऽध्यायः ॥३७॥**

---

## અધ્યાય ૩૮ મો–ગુરૂ–શિષ્યના સંવાદનો અનુવાદ.

**भीष्म उवाच** ॥ चतुर्विधानि भूतानि स्थावराणि चराणि च ॥

॥ अव्यक्तप्रभवान्याहुरव्यक्तनिधनानि च ॥

॥ अव्यक्तलक्षणं विद्यादव्यक्तात्मात्मकं मनः ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—સ્થાવર અને જંગમ પ્રાણી ચાર પ્રકારનાં છે, તે સર્વની ઉત્પત્તિ અવ્યક્તમાંથી છે અને નાશ પણ અવ્યક્તમાં છે એમ કહેલું છે. અર્થાત્ તેની ઉત્પત્તિ ક્યાંથી થાય છે તથા તેનો નાશ થઇને તે કયાં જાય છે ? તે બંને, જેમ એક ઘરમાંથી બીજા ઘરમાં કરેલો પ્રવેશ સ્પષ્ટ જોવામાં આવે છે, તેમ જોવામાં આવતાં નથી. તેનું કારણ એવું છે કે, ઉત્પત્તિ અને નાશ મનના કલ્પેલા ધર્મ છે ( કેમકે, વસ્તુતઃ ઉત્પત્તિ–નાશ છેજ નહિ ) અને તે મનનું લક્ષણ અવ્યક્ત છે. લક્ષણ અવ્યક્ત હોવાનું કારણ એવું છે કે, તે અવ્યક્ત આત્મામાં કલ્પેલું છે. અર્થાત્ અવ્યકત આત્માજ મન છે, એમ મનાયલું છે માટે મન પણ અવ્યકત છે તથા તેના કલ્પેલા ઉત્પત્તિ–નાશ રૂપ ધર્મ પણ અવ્યકત છે. એમ છતાં પણ તે મધ્યે અવ્યકત નથી[1]. જેમ પીંપળાના ઝીણા બીજમાં મોટું વૃક્ષ સમાયલું છે તે અવ્યકત છે અને તેમાંથી પીંપળો ઉત્પન્ન થાય છે ત્યારે તે વ્યકત થાય છે અને અંતે નાશ થાય છે ત્યારે પુનઃ તે મૃત્તિકાદિમાં મળી જઇને અવ્યકત થાય છે, તેમ ઉત્પત્તિ અને નાશ અવ્યક્ત છતાં તે બેની મધ્યે દેહાદિ વ્યકત જણાય છે[2]. જેમ લોહ સ્વભાવે જડ

છતાં, લોહચુંબક પાષાણને દેખીને તેના તરફ ખેંચાઈ જાય છે, તેમ દેહ વ્યકત થયો એટલે જેઓનો પૂર્વ સંસ્કાર હેતુ છે એવાં કર્મથી ઉત્પન્ન થયેલા ધર્મ, અધર્મ આદિ ભાવો અને બીજું પણ અવિદ્યા, અસ્મિતાદિ જે હોય તે સર્વ તે દેહ પ્રત્યે ખેંચાઇ જાય છે-દેહને પ્રાપ્ત થાય છે[૩]. તેજ પ્રમાણે અવિદ્યામાંથી ઉપજેલા કામ, કર્મ, વાસના દેહ, ઇંદ્રિય આદિ અચેતન ભાવો અને ચેતન બ્રહ્મરૂપ કારણમાંથી ઉપજેલા સત્વ, ચિત્વ તથા આનંદત્વ આદિ ભાવો, એ સર્વ એકત્ર થઇને દેહને પ્રાપ્ત થાય છે[૪]. પ્રથમ જીવ વિના જ્યારે પૃથ્વી નહોતી, આકાશ નહોતું, સ્વર્ગ નહોતું, પ્રાણી નહોતાં, ઋષિયો (પ્રાણ) નહોતા, દેવ (શમાદિ) નહોતા કે, અસુર (કામાદિ) નહોતા ત્યારે અજ્ઞાનોપાધિ જીવને પૃથ્વી આદિ તત્વો પ્રાપ્ત થયાં નહોતાં અને પાછળથી પણ તે જીવને વળગેલાં નથી. અર્થાત્ પૃથ્વી આદિ તત્વ જીવથી સદા વેગળાંજ છે[૫]. તથાપિ તે જીવને માયાના કાર્યથી "હું પૃથ્વી આદિ તત્વથી યુકત છું" એમ ભાસે છે. તે માયાનું કાર્ય અનાદિ, નિત્ય, વિદ્વાન, અવિદ્વાન સર્વને સાધારણ રીતે પ્રાપ્ત થયેલું, મનમાંથી ઉત્પન્ન થયેલું, અનિર્વચનીય અને પૂર્વ વાસના જેનું લક્ષણ છે, એવું કહેલું છે[૬]. તે જીવનું સ્વરૂપ વાસનારૂપ કારણોથી યુક્ત થઇને અનેક પ્રકારનાં કર્મનો સંગ્રહ કરે છે. અર્થાત્ પૂર્વની વાસનાઓવડે કર્મમાં પ્રવૃત્ત થાય છે તથા તે કર્મવડે તેમાં તદાકારપણું પ્રાપ્ત થઇને નવીન વાસના ઉપજે છે. એ વાસનાવડે પુનઃ કર્મ ઉપજે છે. એમ કર્મનો સંગ્રહ કરાવનારૂં આદિ-અંતરહિત એક મોટું ચક્ર ફરવા માંડે છે[૭]. તે ચક્રમાં અવ્યકત-વાસના સમુદાય નાભિ છે, દેહ, ઇંદ્રિય આદિ વ્યકત, આરા છે, જ્ઞાન, ક્રિયા આદિ વિકાર, ગોળ ફરતાં પૂઠીઆં જોડાઇને થયેલો પરિધ (નેમિ) છે તથા સ્નિગ્ધ રજોગુણ, ચક્રને ફરવાનો અક્ષ-આંસ (ધરી) છે તેના ઉપર બેઠેલો ક્ષેત્રજ્ઞ ભ્રમણ કરે છે. એવું એ ચક્ર નિશ્ચળ છે[૮]. તે, રજોગુણથી આક્રાંત થયેલા સ્નિગ્ધ ચક્રને ફેરવીને, જેમ તેલી તલને લઇને તેને કચરી નાખે છે, તેમ અજ્ઞાનથી ઉપજેલા ભોગ આપીને આખા જગતને પોતાના આંસ ઉપર લઇને કચરી નાંખે છે[૯]. તે સમુદાયાત્મક ચક્ર અહંકારનું ગ્રહણ કરીને તૃષ્ણાથી કર્મ કરે છે; એ કર્મવડે દેહ અને અજ્ઞાનનો યોગ થવાનો હેતુ વધારે પ્રબળ થાય છે[૧૦]. જેમ બે મલ્લનો સંયોગ થાય છે, તેમ કારણ (અજ્ઞાન) કાર્ય (દેહ) ની પાસે જતું નથી કે, કાર્ય (દેહ) કારણ (અજ્ઞાન) ની પાસે જતો નથી; પણ કાર્યની વ્યકિતના અર્થે (દેહ પ્રગટ થવાના અર્થે) અદૃષ્ટાદિ સહાયવાળો કાળજ હેતુરૂપ થાય છે. તાત્પર્ય કે, જેમ કારણરૂપ મૃત્તિકામાંથી કાર્યરૂપ ઘટ ઉત્પન્ન કરવાને કર્ત્તાના વ્યાપારની અપેક્ષા રહે છે, તેમ અહીં થતું નથી, પણ ભોગને આપનારાં કર્મને ઉદ્બોધન કરવામાં કાળ હેતુરૂપ થાય છે. કાળવડે કર્મ ઉદ્બોધિત થયાં એટલે દેહરૂપ કાર્ય વ્યકત થાય છે[૧૧]. પૂર્વે કહેલી આઠ પ્રકૃતિયો અને સોળ વિકાર કર્મના યોગથી પરસ્પર એકબીજા સાથે એકત્ર થઇને આત્મા-પુરૂષમાં અધિષ્ઠિત થાય છે. અર્થાત્ તે આત્મ-પુરૂષરૂપી અધિષ્ઠાનમાં પ્રતીત થાય છે[૧૨]. જેમ વાયુથી ઉડેલી ધૂળ અવશ થઇને વાયુ લઈ જાય ત્યાં જાય છે, તેમ કર્મરૂપ હેતુ અને પૂર્વ પ્રજ્ઞા તથા અવિદ્યારૂપી બળથી યુકત જીવ રાજસ અને તામસ ભાવોવડે, ક્ષેત્રજ્ઞનું અનુસરણ કરીને લોકાંતરમાં જાય છે[૧૩]. જેમ વાયુ ધૂળને ઉડાડીને લઈ જાય છે તેથી વાયુ ધૂળવાળો કહેવાય છે પણ ધૂળ કાંઈ વાયુને સ્પર્શ કરતી કે, વાયુ ધૂળને સ્પર્શ કરતો નથી, તેમ મહાત્મા ક્ષેત્રજ્ઞ પુરૂષ તે પૂર્વોકત ભાવવડે મિશ્ર થતો નથી કે, ભાવને ક્ષેત્રજ્ઞ સ્પર્શ કરતો નથી[૧૪]. જેમ વાયુ અને ધૂળનું અંતર સમજવામાં આવે છે, તેમ ડાહ્યો પુરૂષ સત્વ અને ક્ષેત્રજ્ઞના અંતરને જાણે અને દેહના વિષે જે તાદાત્મ્યપણાનો અભ્યાસ થઈ ગયો છે તેને છોડીને "દેહ તથા આત્મા જૂદો છે" એ જાણવાનો અભ્યાસ કરે તો તે પુનઃ

પ્રકૃતિના કાર્યમાં પડે નહિ[15]. કેટલાક કહે છે કે, આત્મા અણુ અને સ્વભાવબદ્ધ છે. કેટલાક કહે છે કે, આત્મા દેહ જેવડો છે, કેટલાક કહે છે કે, આત્મા વિભુ છતાં સ્વભાવબદ્ધ છે તથા કેટલાક કહે છે કે, આત્મા અસંગ છે. એમાંથી ખરૂં શું અને ખોટું શું ? તેનો સંદેહ ભગવાન ઋષિયે ( વેદ મંત્રે ) કાપી નાખ્યો છે. એટલે વેદમાં કહ્યું છે કે “ આત્મા-પુરૂષ અસંગ છે ” તેથી એ સંદેહ રહેતો નથી. પણ વેદમાં તો એમ પણ કહેલું છે કે “ સ્વર્ગની ઇચ્છાવાળાએ યજ્ઞ કરવો ” ત્યારે ત્યાં આત્મા સંગવાળો દીસે છે, તેનું શું સમજવું ? તેનો ખુલાસો એવો છે કે, એ વાકયમાં ક્રિયાવડે નિષ્પાદન કરેલા લક્ષણને ઘટે તેવી ક્રિયા કરવાનુંજ માત્ર કહેલું છે. અર્થાત્ જેમ વેદમાં કહ્યું છે કે “ સ્વરાજ્ય ઇચ્છનારા રાજાએ રાજસૂય યજ્ઞ કરવો ” હવે આ વચનથી હરકોઈ રાજા રાજસૂય યજ્ઞ કરી શકે, એ વાત ખરી પણ યજ્ઞ કરતી વખતે જ્યાં સુધી તેનો અભિષેક થાય નહિ ત્યાં સુધી તે યજ્ઞ-કર્મ કરવાને યોગ્ય ગણાય નહિ. યજ્ઞ કરી રહ્યા પછી યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય તે વખતે તો તે “ અભિષેક કરેલો રાજા હોવો જોઇએ ” એવો કાંઈ નિયમ નથી. એટલે ક્રિયા કરતી વખતે તેણે અભિષેકયુક્ત થવું પણ ફળપ્રાપ્તિ વખતે અભિષેકકર્મ તજી દેવું એવો અર્થ થવો જોઇએ. એજ પ્રમાણે મુમુક્ષુ પુરૂષે પણ “ હું કર્ત્તા ” એમ સંગવાળા થઇને મોક્ષનું સાધન કરવું પણ તે (સાધન) નું ફળ ( મોક્ષ ) પ્રાપ્ત થાય ત્યારે “ હું કર્ત્તા ” એમ તજી દઇને અસંગ રહેવું[16]. જેમ અગ્નિમાં શેકેલાં બીજ પુનઃ ઉગતાં નથી, તેમ જ્ઞાનવડે દગ્ધ થયેલા અવિદ્યાદિ કલેશ આત્માને પુનઃ વળગતા નથી[17].

॥बीजान्यग्न्युपदग्धानि न रोहन्ति यथा पुनः । ज्ञानदग्धैस्तथा क्लेशैर्नात्मा संपद्यते पुनः ॥१७॥
इति श्रीमहा० शां० मो० पू० गु० भा० वार्ष्णेयाध्यात्मकथनं नाम अष्टत्रिंशोऽध्यायः ॥३८॥

## અધ્યાય ૩૯ મો-અધ્યાત્મવિદ્યા.

भीष्म उवाच ॥ प्रवृत्तिलक्षणो धर्मो यथायमुपलभ्यते ॥
॥ तेषां विज्ञाननिष्ठानामन्यत्तत्त्वं न रोचते ॥ १ ॥

ભીષ્મ કહે છે કે,-જેમ કર્મનિષ્ઠ પુરૂષોનો આ પ્રવૃત્તિ લક્ષણ ધર્મ જોવામાં આવે છે, તેમ વિજ્ઞાનમાં સ્થિતિવાળા પુરૂષોને વિજ્ઞાન વિના બીજું કોઈ તત્વ પસંદ પડતું નથી[1]. વેદને જાણનારા જે પુરૂષો વેદમાં કહેલા અગ્નિહોત્રાદિ કર્મમાં તથા શમ-દમાદિ ધર્મમાં અધિકાર પ્રમાણે નિષ્ઠાવાળા હોય છે તેવા તો દુર્લભ છે. તેથી વેદમાં કહેલા ધર્મનાં સ્વર્ગ અને મોક્ષ એ બે પ્રયોજનમાંથી મોક્ષ, એ મહત્વનું પ્રયોજન હોવાથી વિશેષ બુદ્ધિમાન પુરૂષો સ્તુતિપાત્ર એવા નિવૃત્તિરૂપ મોક્ષમાર્ગને ઇચ્છે છે[2]. પૂર્વે સત્પુરૂષોએ કર્મનો ત્યાગ કરીને નિવૃત્તિ માર્ગનું ગ્રહણ કરેલું છે માટે તે માર્ગે વર્ત્તન કરવું નિંદ્ય નથી કેમ કે, આ નિવૃત્યાત્મક બુદ્ધિવડે વર્તવાથી ઉત્તમ ગતિ (મોક્ષ) પમાય છે[3]. શરીરના અભિમાનવાળો મનુષ્ય એ નિવૃત્તિમાર્ગનું ગ્રહણ ન કરે તો રજોગુણના અને તમોગુણના ક્રોધ-લોભ આદિ ભાવવડે યુક્ત થઇને મૂઢપણાથી સર્વ પરિગ્રહને ધારણ કરે છે. એ ઉપરથી એમ સમજવું કે, વેદોક્ત કર્મ ત્યાગજ કરવાનાં કહ્યાં છે[4]. કેમ કે, દેહનો સંબંધ મૂકવાની ઇચ્છાથી કોઇ અશુભ કર્મ આચરવું યોગ્ય નથી, પણ વેદોકત શુભ કર્મ કરીને સ્વર્ગાદિ લોકની ઇચ્છા તજવી તથા આત્મજ્ઞાન પ્રાપ્ત થવાનું દ્વાર કરવું[5]. જેમ લોઢામાં મળેલા સોનાને તપાવ્યું હોય તથાપિ શોભતું નથી, તેમ કર્મવડે જેનાં અંતઃકરણ શુદ્ધ થયાં નથી એવા પરિપકવ નહિ થયેલા પુરૂષના વિષે વિજ્ઞાન

શોભતું નથી. અર્થાત્ જેણે રાગાદિ દોષ ઉપર જય મેળવ્યો નથી તેને કહેલું બ્રહ્મજ્ઞાન નિષ્ફળ જાય છે[૬]. જે પુરૂષ ધર્મમાર્ગનું ઉલ્લંઘન કરીને કામ તથા ક્રોધને અનુસરીને અધર્મ આચરે છે તે અનુબંધસહિત નાશ પામે છે[૭]. માટે મોક્ષને ઇચ્છનારા પુરૂષે શબ્દાદિ વિષયોમાં અતિ પ્રીતિ કરીને વર્તવું નહિ કેમ કે, એ આદિ ગુણોવડે વિષયોમાંથી પરસ્પર ક્રોધ, હર્ષ અને ખેદ ઉપજે છે. સત્વથી હર્ષ, રજોગુણથી ક્રોધ અને તમોગુણથી ખેદ ઉપજે છે[૮]. આ દેહ પંચભૂતથી તથા સત્વ, રજ અને તમોગુણથી ઉત્પન્ન થયો છે. તેમાં આત્મા અવિકારી છે અને મન વિકારી તથા જડ છે, તો મનુષ્ય કોની સ્તુતિ કરે છે અને શું બોલીને કોની નિંદા કરે છે[૯]. મૂર્ખ પુરૂષોજ સ્પર્શ, રૂપ, રસ આદિ ગુણોમાં આસક્તિ કરે છે તથા પોતાની અવળી બુદ્ધિથી દેહને પૃથ્વીનો વિકાર છે એમ સમજતા નથી[૧૦]. જેમ મૃત્તિકામય ઘરનું રક્ષણ કરવા માટે તેને મૃત્તિકાથીજ લીંપવામાં આવે છે, તેમ પૃથ્વીથી ઉત્પન્ન થયેલો આ દેહ મૃત્તિકાના વિકારરૂપ ધાન્યવડે નાશ થતો નથી. (એમાં શું આશ્ચર્ય છે ?)[૧૧]. મધ, તેલ, દૂધ, ઘી, માંસ, મીઠું, ગોળ, ધાન્ય, ફળ, મૂળ અને જળ એ સર્વ મૃત્તિકાના વિકાર છે[૧૨]. જેવી રીતે સંન્યાસી પુરૂષ વનમાં રહીને મિષ્ટાન્નાદિ પદાર્થો ઉપર પ્રીતિ કરતો નથી તથા માત્ર દેહનો નિર્વાહ થઇ શકે એવું ગામમાંથી મળેલું અન્ન કે, જે સ્વાદરહિત હોય છે તથાપિ તેને ગ્રહણ કરે છે[૧૩]. તેજ પ્રમાણે સંસારરૂપી વનમાં રહેલા પુરૂષે મોક્ષના શ્રમમાં તત્પર રહીને, જેમ રોગી ઔષધને ખાય, તેમ દેહનિર્વાહના માટે આહાર લેવો. તાત્પર્ય કે, રસ વિષયને જીતવો[૧૪]. પછી સત્ય, બહારનું તથા અંતરનું શૌચ (પવિત્રતા), સરળતા, વૈરાગ્ય, અધ્યયનાદિનું તેજ, મન જીતવાનું શૌર્ય, શાસ્ત્ર શ્રવણથી ઉપજેલી બુદ્ધિ, કલેશ સમયે પણ ચિત્તને ધારણ કરવાનો યત્ન (ધૃતિ), ક્ષમા, મન અને તપ, એ ગુણોવડે ઉદાર ચિત્તવાળા પુરૂષે સર્વ વિષયાત્મક ભાવોને નિવૃત્ત થયેલા જોઇને તથા શાંતિ ઇચ્છીને ઇંદ્રિયોનો સંયમ કરવો. કેમ કે, સંયમ ન કરવાથી પ્રાણીઓ સત્વ, રજ અને તમ, એ ગુણોવડે મોહિત થઇને અજ્ઞાનથી ચક્રની પેઠે અત્યંત ભ્રમણ કરે છે[૧૫-૧૭]. માટે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા દોષની સારી રીતે પરીક્ષા કરવી અને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા દુઃખનો તથા અહંકારનો ત્યાગ કરવો[૧૮]. કેમ કે, મહાભૂતો, ઇંદ્રિયો, સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણો અને ઈશ્વરસહિત ત્રણે લોક, એ સર્વ અહંકારના વિષે રહેલું છે[૧૯]. જેમ આ લોકમાં કાળ નિયમિત પણે ઋતુ–ઋતુના ગુણોને પ્રકટ કરે છે, તેમ અહંકારજ સર્વ પ્રાણીમાં કર્મની પ્રવૃત્તિ કરનારો છે[૨૦]. અહંકાર ત્રિગુણાત્મક છે, તેમાંથી તમોગુણી અહંકાર મોહ પમાડનાર અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો છે અને અપ્રકાશાત્મક છે; રાજસગુણ દુઃખ ઉત્પન્ન કરનારો છે તથા સત્વગુણ પ્રીતિ ઉત્પન્ન કરીને બંધન કરનારો છે. એ પ્રમાણે ત્રણ ગુણનાં સર્વ કાર્યને જાણવાં[૨૧]. વળી હું સત્વ, રજ અને તમોગુણનાં વિશેષ કાર્ય કહું તે સાંભળ. પ્રસન્નતા, હર્ષથી ઉપજેલી પ્રીતિ, અસંદેહ, ધૃતિ અને સ્મૃતિ, એને સત્વ ગુણનાં કાર્ય જાણવાં. હવે રજોગુણ તથા તમોગુણનાં કાર્યને સાંભળ[૨૨]. કામ, ક્રોધ, પ્રસાદ ( મહેરબાની ), લોભ, મોહ, ભય, થાક, ખેદ, શોક, અપ્રીતિ, માન, ગર્વ અને અનાર્યપણું, એ પ્રમાણે દોષની ગુરૂતા અથવા લઘુતાની પરીક્ષા કરીને પછી દરરોજ વિચાર કરવો કે, મ્હારામાં અમુક દોષ કેટલો હતો, કેટલો ઘટયો અને કેટલો રહ્યો છે? એ પ્રમાણે પોતામાં તે દોષની સ્થિતિનો વિચાર કરવો[૨૩,૨૪]. યુધિષ્ઠિર કહે છે કે,–પૂર્વે મુમુક્ષુ પુરૂષોએ કયા દોષને મનવડે તજેલા છે? કયા દોષને બુદ્ધિવડે શિથિલ કરેલા છે? કયા દોષ તજી શકાતા નથી? કયા દોષ તજ્યા છતાં પુનઃ પુનઃ આવે છે? અને કયા દોષ મોહથી ઉત્પન્ન થયા છતાં

નિષ્ફળ છે ?[૨૫]. કયો દોષ કયા હેતુથી પ્રબળ થશે તથા કયા હેતુથી કયો દોષ નિર્બળ થશે ? એમ પંડિતે વિચારવું. હે પિતામહ ! હે તાત ! એ મને સંશય છે, તેનું તમે નિવારણ કરો[૨૬]. ભીષ્મ કહે છે કે,–દોષને મૂળમાંથી ઉખેડી નાખવાવડે જેનો આત્મા શુદ્ધ થયો છે એવો પુરૂષ મુક્ત થાય છે. જેમ લોઢાની બેડીને લોઢાની ધાર નાશ કરે છે તથા પછી તે ધાર પણ ખંડિત થઈ જાય છે, તેમ ધ્યાનાદિવડે સંસ્કારયુક્ત થયેલી બુદ્ધિ પુરૂષના અનાદિ અવિદ્યાદિ દોષોનો નાશ કરીને પછી તે પણ શાંત થઇ જાય છે[૨૭]. રજોગુણ, તમોગુણ અને શુદ્ધ સત્વગુણ, એ ત્રણે ગુણ પ્રાણીને દેહ આપવામાં બીજરૂપ છે[૨૮]. પણ જેણે ચિત્તને જીત્યું છે તેવા પુરૂષને તે સત્વગુણ બ્રહ્મની પ્રાપ્તિ કરાવવામાં સાધનરૂપ છે. માટે ઇન્દ્રિયજિત પુરૂષે રજોગુણ અને તમોગુણનો ત્યાગ કરવો. કેમ કે, રજ અને તમોગુણથી નિર્મુક્ત થયેલો સત્વગુણ નિર્મળ થાય છે[૨૯]. *કેટલાક પુરૂષો બુદ્ધિને વશ કરવાને "મંત્રવાળું યજ્ઞાદિ કર્મ દુષ્કૃત છે" એમ કહે છે. તેઓના મતથી જપાદિ સાધનજ બુદ્ધિને શુદ્ધ કરવામાં ઉત્તમ માર્ગ છે. પણ અમારા મતથી તો તે મંત્રવાળું યજ્ઞાદિ કર્મ વૈરાગ્યનો હેતુ છે તથા શુદ્ધ ધર્મનું રક્ષણ કરવાનો પણ હેતુ છે. વૈદિક કર્મમાં પણ રાજસ અને તામસ કર્મ કે, જે કામ તથા ક્રોધ આદિનાં હેતુરૂપ છે એવાં કર્મનો ત્યાગ કરવો અને શમાદિનાં હેતુરૂપ સાત્વિક કર્મનું સેવન કરવું[૩૦]. કેમ કે, રજોગુણવડે મનુષ્યને અધર્મયુક્ત કાર્ય પ્રાપ્ત થાય છે અને રજોગુણવાળો પુરૂષ અત્યંત અર્થવાળાં કાર્યનું તથા સર્વ કામનું સેવન કરે છે[૩૧]. તમોગુણવડે હિંસાવિહાર (મૃગયાદિ)માં આસક્ત અને તંદ્રા તથા નિદ્રાથી યુક્ત થયેલો પુરૂષ ક્રોધથી ઉત્પન્ન થયેલાં કનિષ્ઠ તથા લોભયુક્ત કર્મનું સેવન કરે છે[૩૨]. સત્વગુણમાં રહેલો પુરૂષ સાત્વિકગુણનો આશ્રય કરીને રહે છે તેથી તે શુદ્ધ એવા સાત્વિક ભાવોને જૂએ છે. તે પુરૂષ નિર્મળ, લક્ષ્મીવાન તથા શ્રદ્ધા અને વિદ્યાયુક્ત થાય છે[૩૩].

॥ सत्वस्थः सात्विकान् भावान् शुद्धान् पश्यति संश्रितः ।
स देही विमलः श्रीमान् श्रद्धाविद्यासमन्वितः ॥३३॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० वार्ष्णेयाध्यात्मकथनं नाम एकोनचत्वारिंशोऽध्यायः ॥३९॥

## અધ્યાય ૪૦ મો–અધ્યાત્મવિદ્યા–ગર્ભવાસ કથન.

भीष्म उवाच ॥ रजसा साध्यते मोहस्तमसा भरतर्षभ ॥
॥ क्रोधलोभौ भयं दर्प एतेषां सादनाच्छुचिः ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—હે ભરતશ્રેષ્ઠ ! રજોગુણ અને તમોગુણવડે મોહ ઉપજે છે તથા ક્રોધ, લોભ, ભય અને ગર્વ ઉત્પન્ન થાય છે. એ ગુણોને શાંત કરવાથી પુરૂષ પવિત્ર ( નિર્મળ ) થાય છે[૧]. સર્વથી ઉત્કૃષ્ટ, અક્ષય, અવ્યય, વ્યાપકશીલ, અવ્યકત આકૃતિવાળા, સર્વ પ્રાણીઓમાં પ્રવેશ કરનારા અને દેવના વિષે શ્રેષ્ઠ એવા પરમાત્મા દેવને જાણવા[૨]. એ દેવની માયાથી જેઓની ઇન્દ્રિયો રૂપાદિવડે જડ થઇ છે અને તેથીજ જેઓનું જ્ઞાન નાશ થયું છે એવા વિવેકહીન મનુષ્યો બુદ્ધિના વિક્લવપણાથી અથવા બ્રહ્મના અજ્ઞાનથી ચિત્તના વિક્ષેપરૂપ ક્રોધને પામે છે[૩]. ક્રોધ થયો એટલે–ચિત્તમાં વિક્ષેપ થયો એટલે કામ ( વિષયમાં અભિલાષા ) પ્રાપ્ત થાય છે, કામ ઉત્પન્ન થયો એટલે લોભ અને મોહ ઉત્પન્ન થાય છે તથા તે પછી ÷માન, +ગર્વ તથા ×અહંકાર અને તે પછી ક્રિયા ઉત્પન્ન થાય છે[૪]. ક્રિયાથી સ્નેહનો સંબંધ થાય છે

* સાંખ્ય મતવાળા. ÷ પોતાના વિષે પૂજ્યબુદ્ધિ. + ઉચ્છૃંખલપણું. × બીજાને તુચ્છ ગણવાપણું.

અને સ્નેહ થયો એટલે પછી શોક ઉપજે છે. એ રીતે સુખ-દુઃખ ઉત્પન્ન કરનારી ક્રિયાનો આરંભ કર્યો એટલે તેને જન્મ-મરણનો સ્વીકાર કરવોજ પડે છે[૫]. જન્મ થયો એટલે જેની ઉત્પત્તિ વીર્ય અને રૂધિરથી છે તથા વિષ્ઠા અને મૂત્રનો જ્યાં કાદવ થઇ રહેલો છે તથા જ્યાં રૂધિરની ઉત્પત્તિ થવાવડે મલિનતા થઇ રહેલી છે એવા ગર્ભવાસને પામે છે[૬]. તૃષ્ણાવડે પરાજય પામેલો અને ક્રોધાદિ ભાવોવડે બંધાયલો જે પુરૂષ તે ભાવોને તરી જવાની ઇચ્છા રાખતો હોય, તેણે સ્ત્રીઓને સંસારરૂપી વસ્ત્રના તાંતણાઓને વહન કરનારા કાંઠલાના જેવી જાણવી. જેમ સાળવી કાંઠલામાં કોકડીનો તાર પરોવીને વસ્ત્ર વણે છે, તેમ પુરૂષ સ્ત્રીરૂપી કાંઠલામાં પરોવાઇને સંસારરૂપી વસ્ત્રમાં વણાય છે[૭]. જેમ પ્રકૃતિ ક્ષેત્રજ્ઞને બાંધે છે, તેમ સ્ત્રી સ્વભાવવડેજ સંતાનની ઉત્પત્તિ કરવાના ક્ષેત્રરૂપ છે અને પુરૂષો ક્ષેત્રજ્ઞ જેવા છે, માટે તેમાં બંધાય છે. તેથી જે ડાહ્યા પુરૂષો હોય તેઓએ વિશેષે કરીને તેમનું અનુસરણ કરવું નહિ[૮]. શત્રુને મારવાને માટે મંત્રમયી જે શક્તિ ઉત્પન્ન કરવામાં આવે છે તેને "કૃત્યા" કહે છે, તેવીજ એને ભયાનક રૂપવાળી કૃત્યા સમજવી. અવિચક્ષણ પુરૂષોને તે મોહ પમાડે છે. જેમ મૃત્તિકામાં સૂક્ષ્મરૂપે ઘડા રહેલા છે, તેમ રજોગુણમાં ઢંકાયલી ઇન્દ્રિયોની તે સનાતન મૂર્ત્તિ છે[૯]. માટે સ્ત્રીયાત્મક પ્રીતિરૂપ બીજમાંથી જંતુઓ (પ્રાણીઓ) ઉત્પન્ન થાય છે. જેમ પોતાનાજ દેહમાંથી મનુષ્ય સંજ્ઞા વિનાના જૂ તથા લીખ આદિ જીવોને "પોતાના નથી" એમ માનીને કાઢી નાંખે છે, તેમ મનુષ્ય સંજ્ઞાવાળા તથા "પોતાના છે" એમ માનેલા પુત્ર નામના કૃમિને પણ તે બહાર કાઢી નાખે છે[૧૦]. વીર્યવડે અથવા રસવાળા દેહમાંથી સ્વભાવવડે કર્મયોગે જંતુઓ ઉત્પન્ન થાય છે. અર્થાત્ કર્મયોગે વીર્યવડે મનુષ્ય થાય છે તથા સ્વભાવયોગે રસવડે જૂ, લીખ, કૃમિ આદિ થાય છે, પણ બુદ્ધિમાન પુરૂષે તેમાં આસક્ત ન થતાં તેની ઉપેક્ષા કરવી ઘટે છે[૧૧]. સત્વગુણ રજોગુણમાં લીન થાય છે અને રજોગુણ તમોગુણમાં લીન થાય છે. તે અજ્ઞાનરૂપી તમોગુણનું અધિષ્ઠાન જ્ઞાન છે. તે જ્ઞાન અધિષ્ઠાનમાં અજ્ઞાનનો અધ્યાસ થવાથી તે બુદ્ધિ અને અહંકારનું જ્ઞાપક (જણાવનારૂં-લક્ષણ) થાય છે[૧૨]. એ બુદ્ધિ અને અહંકારયુક્ત અજ્ઞાનને દેહીઓને દેહની પ્રાપ્તિ કરાવવામાં બીજરૂપ જાણવું અને દેહરૂપ કાર્યનું અધિષ્ઠાનરૂપ જ્ઞાન તે "જીવ" નામે કાર્ય જાણવું. તે જીવ કાળયુક્ત કર્મવડે સંસારમાં ભ્રમણ કરે છે[૧૩]. જેમ જીવ મનવડે દેહધારી થઇને સ્વપ્નમાં રમે છે તેમજ જેમાં કર્મબીજ ભરેલાં છે એવા ગુણોવડે તે દેહધારી જીવ માતાના ઉદરમાં જઈને પણ રમે છે-રહે છે[૧૪]. બીજરૂપ કર્મવડે તથા પ્રીતિયુક્ત ચિત્તવડે અહંકારથી જે જે ઇન્દ્રિયની પ્રેરણા થાય છે તે તે ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે; અર્થાત્ વીર્ય અને રૂધિરના સંયોગથી ગર્ભમાં પ્રથમ માંસનો ગોળો બને છે. પછી પૂર્વની વાસનાના યોગથી જે જે વિષયનું તે સ્મરણ કરે છે તે તે વિષયને ગ્રહણ કરનારૂં ઈંદ્રિય તેને પ્રકટ થાય છે[૧૫]. શબ્દની ભાવના કરનારા આત્માને શબ્દની પ્રીતિથી શ્રોત્ર ઇંદ્રિય પ્રકટ થાય છે, રૂપના રાગથી ચક્ષુ ઇંદ્રિય પ્રકટ થાય છે, ગંધની ઇચ્છાથી ઘ્રાણેંદ્રિય પ્રકટ થાય છે[૧૬]. સ્પર્શની ઇચ્છાથી ત્વચા ઉત્પન્ન થાય છે, તેમજ પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન, એ પાંચ પ્રાણોને આશ્રયે રહેલો વાયુ ઉત્પન્ન થાય છે. એ પ્રકારે દેહનિર્વાહ ચાલે છે[૧૭]. જ્યારે કર્મથી ઉપજેલાં શરીરનાં અંગ સારી રીતે બની જાય છે ત્યારે જેના આદિ અને અંતમાં તથા મધ્યમાં પણ શારીર અને માનસ દુઃખ રહેલાં છે એવા દેહથી વીંટાયલો દેહી અવતાર પામે છે[૧૮]. દેહ અને ઇંદ્રિયાદિનો ગર્ભમાં અંગીકાર કરેલો હોવાથી દુઃખનું આદિથી ગ્રહણ કરેલું છે અને તે દેહમાં અભિમાન બંધાવાથી દેહની પેઠે

જન્માંતરનું દુઃખ વૃદ્ધિ પામે છે. એજ પ્રમાણે મરણથી પણ તે દુઃખની વૃદ્ધિ થાય છે. માટે તે દુઃખના હેતુઓનો નિરોધ કરવો. કેમ કે, નિરોધને જાણનારો મુક્ત થાય છે[૧૯]. ઈંદ્રિયો રજોગુણમાંથી ઉત્પન્ન થાય છે અને લય પણ તેમાંજ પામે છે. માટે જ્ઞાની પુરૂષે શાસ્ત્રદૃષ્ટિથી બરાબર પરીક્ષા કરીને વર્તન કરવું. અર્થાત્ રજોગુણરૂપ પ્રવૃત્તિનો નિરોધ કરવાથી ઇંદ્રિયોનો નિરોધ થાય છે અને ઈંદ્રિયોનો નિરોધ કરવાથી દુઃખનો નિરોધ થાય છે[૨૦]. તૃષ્ણાહીન પુરૂષની જ્ઞાનેંદ્રિયો ઈન્દ્રિયોના વિષયોને પામીને પણ તે (તૃષ્ણાહીન) પુરૂષના પ્રત્યે જતી નથી. એ રીતે ઇન્દ્રિયો ક્ષીણ થઈ ગઈ એટલે જીવ પુનઃ દેહને ધારણ કરતો નથી[૨૧].

॥ ज्ञानेंद्रियाणींद्रियार्थान्नोपसर्पेत्यतर्षुलम् । हीनैश्च करणैर्देही न देहं पुनरर्हति ॥ २१ ॥

**इति श्रीमहा० शां० मो० पू० गु० भा० वार्ष्णेयाध्यात्मकथनं चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥**

## અધ્યાય ૪૧ મો—અધ્યાત્મવિદ્યા—બ્રહ્મચર્ય નિયમ.

**भीष्म उवाच** ॥ अत्रोपायं प्रवक्ष्यामि यथावच्छास्त्रचक्षुषा ॥

॥ तद्विज्ञानाच्चरन् राजन् प्राप्नुयात्परमां गतिम् ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—હે રાજન્! હું તને ઈન્દ્રિયને જીતવાનો ઉપાય કહું છું. તેનું શાસ્ત્ર દૃષ્ટિથી બરાબર જ્ઞાન પામીને શમાદિ ગુણો ધારણ કરવાથી મોક્ષપ્રાપ્તિ થાય છે[૧]. સર્વ પ્રાણીમાં પુરૂષ (મનુષ્ય) શ્રેષ્ઠ કહેવાય છે; મનુષ્યોમાં બ્રાહ્મણોને શ્રેષ્ઠ કહ્યા છે અને બ્રાહ્મણોમાં પણ જેઓ મંત્રને જાણનારા છે તેઓને શ્રેષ્ઠ કહ્યા છે[૨]. તે બ્રાહ્મણો સર્વ પ્રાણના આત્મારૂપ, સર્વજ્ઞ, સમાન દૃષ્ટિવાળા, વેદશાસ્ત્રને જાણનારા અને જેઓએ તત્વાર્થનો નિશ્ચય કરેલો છે એવા હોય છે[૩]. જેમ નેત્ર વિનાનો કોઈ પુરૂષ માર્ગમાં સંકટને પામે છે, તેમ જ્ઞાન વિનાનો પુરૂષ પણ લોકમાં સંકટને પામે છે. માટે જ્ઞાનવાળા પુરૂષો શ્રેષ્ઠ છે[૪]. તેઓ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે માત્ર ધર્મનીજ ઇચ્છાથી ધર્મોની ઉપાસના કરે છે, પણ તેઓને મોક્ષ વિના અન્ય ફળની આશા હોતી નથી. તેઓના ગુણો આ પ્રમાણે હોય છે[૫]. તે ધર્મજ્ઞ બ્રાહ્મણો વાણી, દેહ અને મનનું શૌચ (પવિત્રતા), ક્ષમા, સત્ય, ધૃતિ અને સ્મૃતિ એવા શુભ ગુણોને સર્વ ધર્મમાં જણાવે છે[૬]. વળી બ્રહ્મચર્ય એટલે યોગધર્મ બ્રહ્મનું રૂપ છે, તેથી તે સર્વ ધર્મ કરતાં ઉત્કૃષ્ટ છે; તેઓ બ્રહ્મચર્યવડે પરમ ગતિને પામે છે[૭]. બ્રહ્મનું સ્વરૂપ પંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇન્દ્રિય, એમ સત્તર તત્વાત્મક લિંગ શરીરના સંયોગ વિનાનું અને તેથી શબ્દ, સ્પર્શાદિ વિષયરહિત છે. (બ્રહ્મસ્વરૂપ) જ શ્રોત્ર ઉપાધિવડે શ્રવણ એટલે શબ્દાનુભવરૂપ છે અને ચક્ષુ ઉપાધિવડે રૂપાદિ અનુભવરૂપ છે[૮]. જેમાં વાણીવડે માત્ર કથન પ્રવૃત્ત થયેલું છે એવા પાપરહિત બ્રહ્મચર્યની સ્થિતિ માત્ર મનવડેજ છે. તે વિષયેંદ્રિયોથી હીન છે. અર્થાત્ શબ્દથી માત્ર કહેવામાંજ આવે એવી સવિકલ્પકાવસ્થા બ્રહ્મચર્ય છે તે બ્રહ્મચર્યનો બુદ્ધિવડે નિશ્ચય કરવો[૯]. જે પુરૂષ બ્રહ્મચર્યને સારી રીતે આચરે છે તે બ્રહ્મલોકને પામે છે, મધ્યમ રીતે આચરનાર દેવલોકને પામે છે અને નિકૃષ્ટ રીતે આચરનાર વિદ્વાન બ્રાહ્મણ થાય છે[૧૦]. બ્રહ્મચર્ય અત્યંત કઠિન છે, માટે હું તને તેનો ઉપાય કહું તે સાંભળ. બ્રહ્મચર્ય આચરવા ઇચ્છનાર બ્રાહ્મણે કામાદિ રજોગુણ ઉત્પન્ન થાય કે, વૃદ્ધિ પામે તો તેનો નિગ્રહ કરવો—તેને ઉત્પન્ન થવા દેવો નહિ કે, વધવા દેવો નહિ[૧૧]. તેઓએ સ્ત્રીઓની કથા સાંભળવી નહિ કે, નગ્ન સ્ત્રીઓને જોવી નહિ (કેમ કે, તેમનું દર્શન

થવાથી કોઈ પણ પ્રકારે દુર્બળ બ્રહ્મચારીઓના મનમાં રજોગુણ ( કામાદિરૂપ ) પ્રવેશ કરે[૧૨]. જો કામાદિમાં પ્રીતિ ઉત્પન્ન થાય તો *પ્રાજાપત્ય ( કૃચ્છ્ર ) વ્રત આચરવું. વીર્યની વૃદ્ધિ થવાથી અત્યંત પીડા થાય તો જળમાં પેસવું, સ્વપ્નમાં વીર્યપાત થાય તો મનવડે ત્રણવાર +અઘમર્ષણ મંત્રનો જપ કરવો[૧૩]. વિચક્ષણ પુરૂષે મનમાં ઉત્પન્ન થયેલા, રજોગુણમય પાપી કામને નિરંતર જ્ઞાનયુક્ત મન રાખવાવડે બાળી નાખવો[૧૪]. જેમ શરીરમાં રહેલા મળમાત્રને શરીરમાં દૃઢ બંધનથી બાંધેલો છે, તેમ આત્માને પણ દેહરૂપી દૃઢ બંધનથી બંધાયેલો જાણવો[૧૫]. મનુષ્યોએ ભક્ષણ કરેલા રસ તેના શરીરના વાત, પિત્ત અને કફ, એ દોષોને, રક્તને, ત્વચાને, માંસને, સ્નાયુને, અસ્થિને, મજ્જાને અને સમગ્ર દેહને નસાઓના સમુદાયના માર્ગે તૃપ્ત કરે છે[૧૬]. દેહમાં પાંચ ઇન્દ્રિયોના ગુણને વેહેનારી દશ ધમનિઓ (નાડીઓ) છે અને તેમાંથી બીજી હજારો ઝીણી ઝીણી નસાઓ ઉત્પન્ન થયેલી છે[૧૭]. એ રીતે જેમ નદીઓ જળ લાવીને સમુદ્રમાં નાખે છે તથા તેને તૃપ્ત કરે છે, તેમ આ શિરા (નસાઓ)રૂપ નદીઓ કામાદિ રજોગુણરૂપ જળથી ભરેલી થઇને દેહરૂપી સમુદ્રને તૃપ્ત કરે છે[૧૮]. હૃદયની મધ્યે એક શિરા મનોવહા નામે છે, તે મનુષ્યનાં અંગોમાંથી સંકલ્પવડે વીર્યને લાવીને ઉપસ્થદ્વારા બહાર કાઢે છે. તે એક શિરાની પાછળ સમગ્ર શરીરને તપાવનારી–ગરમ કરનારી બીજી અનેક શિરાઓ છે, તે ગરમીનું વહન કરતી બન્ને નેત્ર સુધી જાય છે[૧૯,૨૦]. જેમ દૂધમાં અંતર્ધાન થયેલા ધૃતને રવૈયાવડે મંથન કરીને બહાર કાઢવામાં આવે છે, તેમ દેહમાં રહેલા, પોતાની ઇન્દ્રિયોથી ઉત્પન્ન થયેલા સંકલ્પરૂપી રવૈયાવડે સ્ત્રીનું દર્શન તથા સ્પર્શન આદિ મંથન કરીને વીર્યને બહાર કાઢવામાં આવે છે[૨૧]. સ્વપ્નમાં સ્ત્રીસંગનો અભાવ છતાં પણ મન સ્ત્રીના રાગને પામે છે તેથી મનોવહા નાડી દેહમાંથી સંકલ્પથી ઉપજેલા વીર્યને ઉત્પન્ન કરે છે–બહાર કાઢે છે[૨૨]. મહર્ષિ ભગવાન્ અત્રિ વીર્યની ઉત્પત્તિને જાણે છે. અન્નરસ, મનોવહા નાડી અને સંકલ્પ એ ત્રણ તેનાં બીજ (ઉત્પત્તિનાં કારણ) છે. તેનો દેવતા ઇન્દ્ર છે માટે તે ઇન્દ્રિય કહેવાય છે[૨૩]. જે પુરૂષો અનુલોમ–પ્રતિલોમ ગમનવડે પ્રાણીઓમાં વર્ણસંકર કરનારી વીર્યની ગતિને જાણે છે તથા તેનો વિચાર કરીને, વૈરાગ્યને પામે છે તેઓના દોષ દગ્ધ થાય છે અને તેઓની પુનઃ દેહોત્પત્તિ થતી નથી[૨૪]. મનવડે એટલે શાસ્ત્રના યોગબળથી સત્વાદિ ગુણોને સમાન કરીને–નિર્વિકલ્પકપણાને પામીને, માત્ર દેહ નિર્વાહને અર્થેજ કર્મ કરનારો જે પુરૂષ ( બાહ્ય–પ્રવૃત્તિશૂન્ય ) અંતકાળે પ્રાણોને સત્ય લોકને પમાડનારી સુષુમ્ણા નાડીના માર્ગે ચઢાવીને દેહને તજે છે તે પુરૂષ પણ મુક્ત થાય છે[૨૫]. જીવન્મુક્તિ આપનારો જ્ઞાન માર્ગ એવો છે કે, વિશ્વાત્મક મનનું જ્ઞાન થવાથી આત્મજ્ઞાન થાય છે. તે મનજ જગતરૂપે થઇને પ્રકાશે છે. જેમ સ્વપ્નમાં મન અનેક પ્રકારના આકારને ધારણ કરે છે, તેમજ જાગ્રતના આકારને પણ મનવડેજ કલ્પેલા સમજવા. મહાત્માઓએ પ્રણવ મંત્રનું ઉપાસન કરીને સિદ્ધ કરેલું મન અનાદિ વાસનારહિત, પ્રકાશવાળું, સર્વજ્ઞ અને સર્વ શક્તિવાળું થાય છે[૨૬]. સૃષ્ટિ ઉત્પન્ન કરનારૂં મન છે માટે તેનો નાશ કરવાને પાપરહિત કર્મ કરવું અને રજોગુણ તથા તમોગુણનો ત્યાગ કરીને યથેષ્ટ ગતિને પામવું[૨૭]. યુવાવસ્થામાં પ્રાપ્ત કરેલું જ્ઞાન વૃદ્ધાવસ્થામાં દુર્બળતાને પામી જાય છે અને બુદ્ધિ કાળવડે પરિપકવ થઇને સંકલ્પ મનના બળનો સંહાર કરે છે[૨૮]. માટે મનુષ્ય દેહેંદ્રિયાદિ બંધનથી

---

* ત્રણ દિવસ ત્રણ હંતકાર માત્ર ખાવું, ત્રણ દિવસ સાંજે ખાવું, ત્રણ દિવસ અયાચિત ખાવું અને ત્રણ દિવસ ન ખાવું તેને “ પ્રાજાપત્ય કૃચ્છ્ર ” કહે છે.

+ “ ઋતં ચ સત્યં ચા૦ ” એ મંત્ર અઘમર્ષણ છે.

વ્યાપ્ત એવા અતિશય વિકટ સંસાર માર્ગને ઉલ્લંઘીને તથા તેમાં જે જે દોષ જોવામાં આવતા જાય તે તે દોષનું પણ ઉલ્લંઘન કરીને મોક્ષને પામે છે[૨૯].

॥ सुदुर्गमिव पंथानमतीत्य गुणबंधनम् । यथा पश्येत्तथा दोषानतीत्यामृतमश्नुते ॥ २९ ॥

**इति श्रीमहा० शां० मो० पूं० गु० भा० वार्ष्णेयाध्यात्मकथनं नाम एकचत्वारिंशोऽध्यायः ॥४१॥**

## અધ્યાય ૪૨ મો–અધ્યાત્મવિદ્યા–યોગીના નિયમો.

**भीष्म उवाच** ॥ दुरन्तेष्विंद्रियार्थेषु सक्ताः सीदन्ति जंतवः ॥

॥ ये त्वसक्ता महात्मानस्ते यान्ति परमां गतिम् ॥ १ ॥

ભીષ્મ કહે છે કે:–પ્રાણીઓ કોઈ દિવસ પૂર્ણ થાય નહિ એવા ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત થઇ દુઃખને પામે છે, પણ મહાત્મા પુરૂષો તે વિષયોમાં આસક્ત થતા નથી, તેઓ તો પરમ ગતિ (મોક્ષ) ને પામે છે[૧]. બુદ્ધિમાન્ પુરૂષે લોકને જન્મ મૃત્યુ અને જરા (વૃદ્ધા)નાં દુઃખવડે, વ્યાધિયોવડે તથા મનમાંહેના સંતાપવડે વ્યાપ્ત થયેલા જોઇને મોક્ષના અર્થે પોતાની યોજના કરવી[૨]. વાણી, મન અને શરીરવડે નિરંતર પવિત્ર રહેવું, અહંકાર રાખવો નહિ, મનમાં શાંત રહેવું, આત્મજ્ઞાની થવું, ભિક્ષા માગીને દેહનો નિર્વાહ કરવો તથા કોઇની અપેક્ષા ન રાખીને સુખથી ફરવું અથવા પ્રાણીઓ ઉપર દયા કરવાવડે પણ મનની આસક્તિ થવાનો ભય હોય તો "જગત પોતપોતાના કર્મનાં ફળને ભોગવે છે" એમ જાણીને તેમાં પણ ઉપેક્ષા કરવી–અર્થાત્ તેવી દયા પણ કરવી નહિ[૩,૪]. જે પ્રાણીએ જે પુણ્યકર્મ કે, પાપકર્મ કર્યું હોય તે, તે કર્મના ફળને ભોગવે છે, માટે બુદ્ધિ અને કર્મવડે શુભ કર્મજ કરવાં[૫]. શુભ કર્મ એવાં છે કે, કોઇ જીવની હિંસા કરવી નહિ, સત્ય વચન બોલવું, સર્વ પ્રાણીઓ સાથે સરળપણે (ભોળે ભાવે) વર્તવું, ક્ષમા રાખવી અને કૃપા કરવી. એટલા ગુણ જેનામાં હોય છે તે સુખી થાય છે[૬]. માટે "આ સર્વ આત્મારૂપ છે" એવી શાસ્ત્રીય બુદ્ધિવડે રાગ–દ્વેષરહિત થયેલા મનને સર્વ પ્રાણીઓ ઉપર રાખવું. જે સર્વ પ્રાણીને સુખ ઉત્પન્ન કરનારા પરમ ધર્મને આચરે છે તે સુખી થાય છે[૭]. જે પુરૂષ દુઃખમાંથી નીકળવાનું જાણતો હોય તેને "સર્વજ્ઞ" કહેવો અને તે સુખી થાય છે માટે રાગ–દ્વેષ વિનાનું સ્થિર મન સર્વ પ્રાણીઓ ઉપર રાખવું[૮]. કોઇનું અનિષ્ટ ચિંતવન કરવું નહિ, પોતાને યોગ્ય ન હોય તેવી વસ્તુનું ચિંતવન કરવું નહિ; નાશ પામેલા કે, ભાવી સ્ત્રી–પુત્રાદિનું ચિંતવન કરવું નહિ; જેવી રીતે પ્રયત્ન નિષ્ફળ થાય નહિ તેવી રીતે જ્ઞાનના સાધનમાં મનનું આરોપણ કરવું, તેમજ વેદાંત વચનનું કથન તથા ચિંતવન આદિ કરવાથી અથવા મૌન ધારણ કરીને સાંખ્ય શાસ્ત્રમાં કહેલી કાળ પ્રતીક્ષા કરવારૂપ ઓઘતુષ્ટિ ધારણ કરવાથી અથવા યમનિયમાદિ યોગનાં અંગનો પ્રયોગ (યોજના) કરવાથી મન જ્ઞાનમાં પ્રવૃત્ત થાય છે[૯]. સૂક્ષ્મ ધર્મની તપાસ રાખીને તથા સત્ય વાક્ય બોલવાની ઇચ્છા રાખીને સત્ય અને અહિંસાયુક્ત તથા અપવાદરહિત વાણી બોલવી[૧૦]. વળી શાઠયથી હીન, કઠોરતારહિત, નિર્દયતા (દુષ્ટત્વ) રહિત, પિશુનતા (ચાડીઆપણા) થી રહિત તથા ઉપયોગ જેટલું સ્વસ્થ ચિત્તથી બોલવું[૧૧]. આ લોકનો અને પરલોકનો સર્વ અર્થ વાણીવડેજ બંધાયલો છે માટે સારીજ વાણી બોલવી. જે બોલવું તે બુદ્ધિવડેજ અનુગૃહીત મનથી બોલવું. અર્થાત મનમાં આવે તેટલું બોલવું નહિ, પણ બુદ્ધિવડે બોલવાનો વિવેક કરીને પછી બોલવું. જો વૈરાગ્ય હોય તો પોતે કરેલું હિંસાદિ તામસ કર્મ પણ કહી દેવું કેમ કે, પાપ કે, પુણ્યનું પોતાના મુખથી કથન કરવામાં આવે તો તે નાશ પામે

છે[૧૨]. જે રજોગુણયુક્ત સાધનોથી કર્મમાં પ્રવૃત્ત થાય છે તે આ લોકમાં દુઃખ પામીને અંતે નરકમાં પડે છે. માટે મન, વાણી અને શરીરવડે પોતાનાં ધૈર્યને છોડવું નહિ[૧૩]. જેમ ચોર લોકો ઉત્તમ માંસનો ભાર લઇને નાસતા હોય અને તેઓ જે માર્ગે જવાથી રાજસેવકોથી પકડાઇ જાય, તેવા માર્ગને (પ્રતિકૂળ) જાણ્યા છતાં તેજ માર્ગે જાય તો, બંધનમાં આવી પડે છે. તેમજ મૂર્ખ પુરૂષો અવિદ્યાના કર્મની ચોરી કરીને–તેને લઇને અવિદ્યાના સેવક સરખા કામાદિ જે માર્ગે હોય તે માર્ગે જન્મ–મરણરૂપ સંસારનો ભય સમજીને પણ ચાલ્યા જાય તો, તેઓ પણ બંધનમાં પડે છે[૧૪]. પણ જેમ ચોર લોકો તે માંસના ભારને નાખી દઇને, પોતાને કલ્યાણકારી દિશામાં ચાલ્યા જાય તો તેઓને કાંઇ ભય રહેતો નથી, તેમ મનુષ્ય રજોગુણનાં અને તમોગુણનાં કાર્યને તજી દે તો તે પણ કલ્યાણને પામે[૧૫]. જે પુરૂષ સંદેહ વિનાનો, ઇચ્છા વિનાનો, સર્વ પરિગ્રહથી મુક્ત, એકાંતમાં ફરનારો, સૂક્ષ્મ ભોજન કરનારો, *તપસ્વી, ઇંદ્રિયોને નિયમમાં રાખનારો, જ્ઞાનવડે જેના કલેશ દહન થયેલા છે એવો, યોગનાં અંગનું અનુષ્ઠાન કરવામાં પ્રીતિ રાખનારો અને બુદ્ધિવાળો હોય તે પોતાના મનનો રોધ કરવાથી પરમ મોક્ષ પદાર્થને પામે છે[૧૬-૧૭]. જે પુરૂષ ધીરજવાળો અને બુદ્ધિવાળો હોય છે તે નિઃસંશય બુદ્ધિનો નિગ્રહ કરી શકે છે. તેમજ બુદ્ધિવડે મનનો નિગ્રહ કરે છે તથા મનવડે પોતાની ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે[૧૮]. જ્યારે ઇંદ્રિયોનો નિગ્રહ કરે છે તથા મનને વશ કરે છે ત્યારે તે અવસ્થામાં તેને ઇંદ્રિયો પ્રકાશ થાય છે તથા હર્ષ પામીને યોગી (ઈશ્વર)માં પ્રવેશ કરે છે[૧૯]. જેનું મન ઇંદ્રિયોરૂપ દેવતાઓની સાથે એકાત્મપણાને પામેલું છે તેવા પુરૂષને બુદ્ધિસત્વ પ્રકાશમાન થાય છે. જ્યારે મન આદિ સર્વ દૂર થાય છે અને માત્ર એક બુદ્ધિ રહે છે, ત્યારે તે પુરૂષ બ્રહ્મભાવને પામે છે; અર્થાત્ તે બુદ્ધિસત્વમાં ઐશ્વર્ય પ્રકાશમાન દેખાય છે[૨૦]. અથવા જો તેને ઐશ્વર્ય પ્રકાશમાન થાય નહિ તો યોગતંત્રમાં કહેલા નિરોધપ્રધાન યત્નોવડેજ ઉપક્રમ કરવો. અર્થાત્ સત્ય સંકલ્પ આદિ ભાવોની ભાવના કરવી નહિ, પણ અસ્થૂલત્વાદિ ભાવોની ભાવના કરવી. કેમ કે, યોગતંત્રમાં પ્રતિપાદન કરેલા યોગને આચરતાં જે રૂપવડે વિશિષ્ટ (વિશેષયુક્ત–સવિશેષ) વૃત્તિ થાય છે તેને આચરવું[૨૧]. એવા યોગીએ દાણા, બાકળા, ખોળ, શાક, જવના લોટની ઘેંસ, સાથવો, મૂળ, ફળ અને ભિક્ષામાં જે મળે તે ઉપર નિર્વાહ કરવો; પણ યોગૈશ્વર્ય પ્રાપ્ત કરીને, તે વડે જીવવું નહિ[૨૨]. તે યોગી જે દેશમાં અને જે કાળમાં જેવો આહારનો નિયમ કરવાથી સાત્વિક કહેવાય, તે તે દેશ–કાળની પરીક્ષા કરીને તેની પ્રવૃત્તિને અનુસરવું[૨૩]. જે કર્મ પ્રવૃત્ત થયું હોય તેને એકાએક રોકીને યોગમાં અંતરાય કરવો નહિ; પણ તે કર્મને જ્ઞાનથી યુક્ત કરીને ધીમેથી અગ્નિની પેઠે પ્રદીપ્ત કરવું[૨૪]. તેમ કરવાથી સૂર્યની પેઠે જ્ઞાન (બ્રહ્મ) પ્રકાશી નીકળે છે, જેનું અધિષ્ઠાન જ્ઞાન છે એવું અજ્ઞાન ત્રણે લોકમાં સર્વોપરિ થઇને વર્તે છે; અર્થાત્ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થામાં અજ્ઞાન વ્યાપીને રહ્યું છે. તેમજ બુદ્ધિને અનુગત જે જ્ઞાન છે; તેને અજ્ઞાન નીચે ખેંચી પાડે છે. તાત્પર્ય કે, આત્માદિ બુદ્ધિરૂપ અવિપર્યયપણે જ્ઞાનનો પ્રકાશ કરે છે છતાં, જાગ્રદાદિ ત્રણ અવસ્થાની મલિનતાને લીધે પ્રકાશ પામતું નથી[૨૫]. આત્મા જાગ્રદાદિ ત્રણે અવસ્થાથી જૂદો છતાં તેને જાગ્રદાદિ ત્રણ અવસ્થાસહિત ગણવાથી શાશ્વત અને ઉપાધિરહિત પરમાત્માને દૂષિત કરીને તેને જાણી શકતો નથી. પણ જે પુરૂષ તે બેમાંથી આત્માને પૃથક્ જાણે છે તે વૈરાગ્યવડે મોક્ષને પામે છે[૨૬]. વળી તે પુરૂષ કાળને તથા

* મન અને ઇંદ્રિયોની એકાગ્રતા, એ પરમ તપ છે.

જરા-મરણને જીતીને વિનાશરહિત સનાતન બ્રહ્મરૂપી અમૃત (મોક્ષ) કે, જેને અક્ષર કહે છે તેને પ્રાપ્ત કરે છે-મોક્ષને પામે છે[૨૭].

॥ वयोतीतो जरामृत्यू जित्वा ब्रह्म सनातनम् । अमृतं तदवाप्नोति यत्तदक्षरमव्ययम् ॥ २७ ॥

**इति श्रीमहाभा० शां० मो० पू० गु० भा० वार्ष्णेयाध्यात्मकथनं नाम द्विचत्वारिंशत्तमोऽध्यायः ॥ ४२ ॥**

## અધ્યાય ૪૩ મો-અધ્યાત્મવિદ્યા.

**भीष्म उवाच** ॥ निष्कल्मषं ब्रह्मचर्यमिच्छता चरितुं सदा ॥

॥ निद्रा सर्वात्मना त्याज्या स्वप्नदोषानवेक्षता ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—નિષ્કામ બ્રહ્મચર્ય પાળવાને ઇચ્છતા બ્રહ્મચારીએ નિદ્રામાં સ્વપ્નના દોષને જોઇને તેનો સર્વ પ્રકારે ત્યાગ કરવો. અર્થાત્ અવિદ્યાનો ત્યાગ કરવો. કેમ કે, તેમાં મોહાદિ દોષ છે[૧]. પ્રાણી સ્વપ્ન ( અવિદ્યા ) માં રજોગુણ અને તમોગુણથી પરાજયને પામે છે અને જેમ બીજો દેહ પ્રાપ્ત થયો હોય, તેમ પોતાના મૂળ દેહ પ્રત્યે સ્પૃહારહિત થઇને ફરે છે[૨]. વિચારના અર્થે જ્ઞાનના અભ્યાસથી નિરંતર જાગરણની જરૂર છે અને જેને વિજ્ઞાન થયું છે તે તો નિરંતર જાગેજ છે[૩]. આ જગ્યોએ કોઇ સંશય કરે કે, સ્વપ્નમાં દૃશ્યમાન દેહાદિ પદાર્થ સત્ય છે કે, અસત્ય છે? તે વખતે ઈંદ્રિયો લય પામી જાય છે તથાપિ દેહી દેહવાળો હોય, તેમ જણાય છે તે સત્ય છે કે, અસત્ય છે? સત્ય કહેશો, તો તેનો બાધ થઈ શકે નહિ અને એમ કહેશો કે, જાગ્રતમાંહેના દેહાદિજ સ્વપ્નમાં બીજા પ્રકારે દેખાય છે; તો તેટલાવડે સ્વપ્ન કોઈ વિષયજ નથી એમ થઇ શકતું નથી. જેમ જળની ઉપર એકત્ર થઇને રહેલા સૂર્યનું તેજ નેત્ર ઉપર પડીને ત્યાંથી પરાવર્તન પામીને પાછું જળ ઉપર પડે છે, તેથી જળની ઉપર રહેલો સૂર્ય પણ મુખ આગળ હોય તેમ જળની નીચે દેખાય છે. પણ સ્વપ્નમાં ઇન્દ્રિયો લય પામેલી હોય છે, તેથી પ્રતિબિંબ છે એમ જણાતું નથી. નહિ તો પ્રતિબિંબ પડતી વખતે જેમાં પ્રતિબિંબ પડેલું છે તે અને મુખ આગળના બીજા પદાર્થો જેમ દેખાય છે, તેમ સ્વપ્નમાં બાહ્ય દેશાદિ પણ દેખાત. માટે સ્વપ્નમાં જોયેલો ભાવ સત્ય નથી કે, અસત્ય પણ નથી. જો અસત્ય હોત તો સસલાનાં શીંગડાં અસત્ય હોવા છતાં જેમ દેખાતાં નથી તેમ દેખાત નહિ[૪]. એવી રીતે કહેનારા પૂર્વપક્ષીનો ઉત્તર કહીએ છીએ કે, એ વિષે યોગેશ્વર હરિ જાણે છે તથા મહર્ષિયો ઉત્પત્તિસહિત તેને વર્ણવે છે. અર્થાત્ યોગીનો સંકલ્પ માત્રજ સ્વપ્નમાં દેખાતો ભાવ છે, વસ્તુતઃ તેનો અભાવજ છે[૫]. સર્વ પ્રાણીઓના જાણવામાં છે કે, ઈંદ્રિયો જાગ્રતના શ્રમથી શ્રમિત થઈને, જ્યારે વિરામ પામે છે ત્યારે સંકલ્પાત્મક સ્વભાવવાળું મન વિરામ ન પામતાં, જે જે સંકલ્પને કરે છે તેને પંડિતો "સ્વપ્ન" કહે છે[૬]. તેના વિષે પ્રસિદ્ધ દૃષ્ટાંત એવું છે કે, કાર્યમાં અત્યંત આસક્ત થયેલા પુરૂષના મનનો જાગ્રત અવસ્થામાં જેવો સંકલ્પ અને જેવું મનોરથનું ઐશ્વર્ય છે, તેવુંજ મનોગત ઐશ્વર્ય સ્વપ્નનું પણ છે. અર્થાત્ જાગ્રતમાં જે જે મનોરથ થાય છે તે તે મનોરથનો ઈંદ્રિયોના વિક્ષેપવડે રૂડે પ્રકારે ભાસ થતો નથી, પણ સ્વપ્નમાં ઈંદ્રિયોનો વિક્ષેપ ન હોવાથી જાગ્રતમાં જોતા હોઈએ તેમ, વિષયોનું રૂડે પ્રકારે ભાન થાય છે એટલોજ મનોરથ તથા સ્વપ્નમાં અંતર છે[૭]. સકામ પુરૂષ અનંત જન્મના પ્રાચીન સંસ્કારથી સ્વપ્નાદિ ઐશ્વર્યને પામે છે. એવી રીતે કે, ઉત્તમ પુરૂષ (સાક્ષી ચૈતન્ય) મનમાં અંતર્ધાન થયેલા સર્વ ભાવને એટલે માતૃ, માન અને મેયસ્વરૂપ મનને જાણે છે, સાક્ષીને

વિક્રિયારૂપ ભોક્તૃત્વ નથી, પણ સાક્ષ્ય પદાર્થને પ્રકાશ માત્ર કરવાનું છે. જે વિક્રિયાવાન પ્રમાતા છે તે તો દૃશ્ય કોટિમાં હોવાથી ભોક્તા પણ છે[૮]. સત્વાદિ ગુણોમાંથી પ્રાચીન કર્મવડે સત્વ, રજ કે, તમ, જે જે ગુણ ઉપસ્થિત થાય અને વળી મન જે સમયે જે કર્મવડે સંસ્કારયુક્ત થયું હોય, તે સમયે સૂક્ષ્મ ભૂતો તે તે સ્ત્રી આદિ આકારને સ્વપ્નમાં નિવેદન કરે છે[૯]. સ્વપ્નમાં એ રીતે મનનો આકાર નિવેદન થયો એટલે રાજસ, તામસ કે, સાત્વિક ગુણો, તે પછીના સુખાદિ રૂપનો ઉદય થવાને યોગ્ય હોય તે રીતે તેની પાસે આવે છે-પ્રકટ થાય છે[૧૦]. પછી અજ્ઞાનથી વાત, પિત્ત અને કફ એવા ત્રણ ધાતુથી બનેલા દેહને તે જુએ છે. અને તે રજોગુણ તથા તમોગુણને પામેલા ભાવોવડે તે સ્વપ્નમાંના દર્શનને તજી શકતો નથી, માત્ર યોગથીજ તે તજી શકાય છે[૧૧]. નિર્મળ ઈંદ્રિયોસહિત મન જે ભાવની કલ્પનાને કરે છે તે ભાવને સ્વપ્નમાં મન હર્ષ પામીને જુએ છે[૧૨]. મન પ્રતિઘાત-શૂન્ય અને સર્વ પ્રાણીમાં વ્યાપક છે. તેને આત્મપ્રભાવથી જાણવું કેમ કે, આકાશાદિ સર્વ દેવતાઓ આત્મા ( દેહ ) ના વિષે છે[૧૩]. મનમાં અંતર્ધાન પામેલા સ્વપ્નદર્શનના દ્વારભૂત મનુષ્યના સ્થૂલ દેહને આશ્રયે સત્ તથા અસતરૂપ અવ્યક્ત-માયાશબલમાં સર્વ પ્રાણીનો આત્મરૂપ અને અહંકારમાં પ્રતિબિંબરૂપે રહેલો આત્મા શયન કરે છે. અર્થાત્ સુષુપ્તિમાં અહંકાર આદિ શુદ્ધ સાક્ષીમાં લીન થાય છે[૧૪]. જે પુરૂષ મનવડે જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્ય આદિ ઈશ્વરી ગુણનો સંકલ્પ કરે અને તેને તે પ્રાપ્ત થાય તેને ચિત્તનો પ્રસાદ (નિર્મળતા) જાણવો. કેમ કે, સર્વ દેવતાઓ આત્માના ( મનના ) વિષે છે; અર્થાત્ શુદ્ધ મનજ ઈશ્વર છે[૧૫]. વિષયાદિને જોનારૂં મન એવું થાય છે અને તમ ( વિષયાદિકના આલોચન ) થી પાર ગયેલું મન સૂર્યના જેવું જ્ઞાન સત્તારૂપ થાય છે. જીવમાં ત્રણ લોકની પ્રકૃતિ રહેલી છે અને તે ત્રણ લોકની પ્રકૃતિની અંતે મહેશ્વર છે-અર્થાત્ જીવ કારણ બ્રહ્મ છે અને કારણભૂત તમની અંતે તો તેજ જીવ મહેશ્વર એટલે શુદ્ધ બ્રહ્મરૂપ છે[૧૬]. દેવતાઓએ અગ્નિહોત્રાદિ તપ કરેલું છે અને અસુરોએ તપને નાશ કરનારૂં દંભ, દર્પ આદિ તમ આચરેલું છે. માટે દેવ અને અસુરના હેતુથી પ્રજાપતિયે બ્રહ્મને ગુપ્ત કરેલું છે. તે રજોમય અને તમોમય પુરૂષોથી પ્રાપ્ત થઈ શકે તેવું નથી. તે બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે[૧૭]. દેવ અને અસુરોના ગુણ સત્વ, રજ અને તમ છે; તેમાંથી સત્વ ગુણો દેવોના છે અને બાકીના બે ગુણો અસુરોના છે[૧૮]. સાત્વિક અને અસાત્વિક ભાવો કરતાં ઉત્કૃષ્ટ જ્ઞાન બ્રહ્મ છે વળી તે અમૃત એટલે બીજા કોઈ જ્ઞાનથી બાધ કરી શકાય તેવું નથી, તે સ્વયંપ્રકાશ અને વ્યાપક છે. ધ્યાનાદિવડે સંસ્કારયુક્ત થયેલા ચિત્તવાળા જે પુરૂષો તેને જાણે છે તે પરમગતિને પામે છે[૧૯]. બ્રહ્મ તત્વદર્શી પુરૂષો વાચ્ય વૃત્તિવડે સગુણસ્વરૂપ અને લક્ષણા વૃત્તિવડે નિર્ગુણસ્વરૂપ બ્રહ્મને યુક્તિસહિત કહેવાને ( પ્રતિપાદન-કરવાને ) શક્તિમાન છે; અથવા યોગનાં આઠ અંગમાંના પ્રત્યાહાર અંગવડે તે અક્ષર બ્રહ્મ જાણી શકાય છે માટે વિષયોથી ઈંદ્રિયોનું આકર્ષણ કરીને બ્રહ્મને જાણવાનો યત્ન કરવો[૨૦].

॥ हेतुमच्छक्यमाख्यातुमेतावज्ज्ञानचक्षुषा । प्रत्याहारेण वा शक्यमक्षरं ब्रह्म वेदितुम् ॥२०॥

इति श्रीमहा० शां० मो० पू० वार्ष्णेयाध्यात्मकथनं नाम गु० भा० त्रिचत्वारिंशोऽध्यायः ॥४३॥



## અધ્યાય ૪૪ મો—અધ્યાત્મવિદ્યા.

भीष्म उवाच ॥ न स वेद परं ब्रह्म यो न वेद चतुष्टयम् ॥
॥ व्यक्ताव्यक्तं च यत्तत्वं संप्रोक्तं परमर्षिणा ॥ १ ॥

ભીષ્મ કહે છે કે:—પરમ ઋષિ નારાયણે કહેલાં સ્વપ્ન અને સુષુપ્તિ એ બે દૃષ્ટાંત તથા સગુણ અને નિર્ગુણ બ્રહ્મભાવ એ બે સિદ્ધાંત મળીને ચાર કે, જેમાંનાં બે વ્યકત તત્વ છે અને બે અવ્યકત તત્વ છે તેને જે જાણતો નથી તે પરબ્રહ્મને જાણતો નથી[1]. જે વસ્તુ મૃત્યુના મુખમાં પડે છે તેને વ્યકત કહેવું અને મૃત્યુના મુખમાં નહિ પડનાર એવું અમૃત પદ છે તેને અવ્યકત કહેવું. તેમાંથી પ્રવૃત્તિલક્ષણ ધર્મ નારાયણ ઋષિયે ( વેદે ) કહેલો છે[2]. તે પ્રવૃત્તિલક્ષણ ધર્મમાંજ સચરાચર ત્રૈલોક્ય રહેલું છે; અર્થાત્ બ્રહ્માંડના અધિપતિ-પણાની યોગ્યતા સુધી સર્વ કર્મનાં ફળ છે. દેહ, ઇંદ્રિય અને અહંકાર સુધી સર્વનો બાધ કરવારૂપ નિવૃત્તિધર્મ અવ્યકત છે અને તેજ શાશ્વત બ્રહ્મ છે[3]. પ્રજાપતિ બ્રહ્મદેવ રજોગુણમય હોવાથી તેમણે પ્રવૃત્તિલક્ષણ ધર્મ કહેલો છે, પ્રવૃત્તિ એટલે પુનઃ સંસારમાં આવવું તે અને નિવૃત્તિ એટલે પરમગતિ થવી કે, જ્યાંથી પુનઃ આવવું પડે નહિ[4]. જે મુનિ નિરંતર મુક્તિ અને સંસારને નિશ્ચયવડે જોવાને ઇચ્છતો હોય, અર્થાત્ સંસારથી મુક્તિ ભિન્ન છે, અનિત્ય વસ્તુ કરતાં નિત્ય વસ્તુ જૂદી છે, એમ જાણતો હોય, જે નિરંતર જ્ઞાનતત્વનુંજ મનન કરતો હોય તથા જે નિવૃત્તિને પરમ આનંદ માનતો હોય; તે મુનિ પરમગતિને પામે છે[5]. તત્વનો વિચાર કરનાર પુરૂષે અવ્યક્ત ( પ્રધાન ) ને અને ક્ષેત્રજ્ઞ ( પુરૂષ ) ને જાણવા, એ અવ્યકત અને પુરૂષ, એ બેથી ત્રીજું અત્યંત શ્રેષ્ઠ તત્વ ઈશ્વર છે[6]. વિચક્ષણ પુરૂષે તે તત્વને બાધ્યત્વ—અબાધ્યત્વ લક્ષણથી વિશેષ જાણવું. અર્થાત્ જેનો બાધ થઈ શકે તે ગુણોનો બાધ કરીને તે પરમાત્માનો સાક્ષાત્કાર કરવો[7]. એ વિના પ્રધાન અને ક્ષેત્રજ્ઞ એ બન્ને અનાદિ, અનંત અને લિંગરહિત છે. વળી બન્ને નિત્ય, જેનો મૂઢ પુરૂષથી પરિહાર થઈ શકે નહિ એવાં અને મહાનથી પણ મહાન છે. એ પ્રમાણે બન્નેના સમાન ધર્મ કહ્યા. હવે તે બે ( પ્રકૃત્તિ અને પુરૂષ ) ના જે જૂદા જૂદા ધર્મ છે તે કહીએ છીએ[8]. પ્રકૃતિનો સ્વભાવ સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો તથા ત્રણ ગુણયુકત છે અને ક્ષેત્રજ્ઞનું લક્ષણ તેથી વિપરીત એટલે સૃષ્ટિ ઉત્પન્ન ન કરવી તથા નિર્ગુણપણું છે[9]. વળી તે ક્ષેત્રજ્ઞ પ્રકૃતિ અને તેના વિકારનો દ્રષ્ટા છે તથા ગુણરહિત છે. હવે ક્ષેત્રજ્ઞ અને ઇશ્વરનું સાધર્મ્ય કહીએ છીએ. તે બન્નેને જણાવનારૂં કાંઈ ચિહ્‌ન નહિ હોવાથી તે બન્ને અગ્રાહ્ય છે તથા અત્યંત વિવિકત ( એકલા ) છે[10]. પ્રકૃતિ અને ઇશ્વર એ બન્નેથી જીવ જૂદો છે. કેમ કે, શાસ્ત્રીય અને લૌકિક કર્મની નિષ્પત્તિ તેનાથી બને છે માટે તે શાસ્ત્રાદિનો નિયોજ્ય છે. ( પ્રકૃતિ ( બુદ્ધિ ) જડ હોવાથી નિયોજ્ય થઈ શકે નહિ. ) અને ઇંદ્રિયોવડે કર્મ કરે છે માટે તે કર્તા છે. ( ઈશ્વરમાં કર્તાપણું છે નહિ ) માટે એ બન્નેના સંયોગથી જીવનું જીવત્વ ઉત્પન્ન થયેલું છે. એ રીતે જેની સંયોગ લક્ષણ ઉત્પત્તિ છે એવો જીવ ઇંદ્રિયાદિ સાધનોવડે જેમ જેમ કર્મ કરે છે તેમ તેમ તે યોનિમાં જન્મ આપનાર કર્મસહિત તેનું ગ્રહણ થાય છે. એ પ્રમાણે કર્તા—જીવ વ્યવહારની દૃષ્ટિવડે જોતાં—ત્રીજો જણાય છે તથાપિ તે દશ્ય કોટિમાં નથી. માત્ર “ હું કોણ ” “ તે આ ” એવી શબ્દની સંજ્ઞાજ જૂદી કહેવામાં આવે છે. જેમ કર્ણ પોતાને “ કુંતીસુત ” ન જાણીને પૂછે છે કે “ કુંતીસુત કોણ છે ? ” પછી જ્યારે તેને સૂર્ય કહે ત્યારે તે સમજે છે કે “ કુંતી-સુત હું છું ” એજ પ્રમાણે અજ્ઞાની પુરૂષ પૂછે છે કે “ બ્રહ્મ શું છે ? ” પણ જ્ઞાની તો

જાણે છે કે "બ્રહ્મ હું છું." એમ એકજ વસ્તુમાં ઉપાધિ ભેદથી–જ્ઞાનાજ્ઞાનકૃત ભેદથી જૂદા જૂદા શબ્દોનો પ્રત્યય (સંજ્ઞા–ભાસ) થાય છે, એજ પ્રમાણે દશ્યમાં પણ "તે આ છે" એવી રીતે એકજ વસ્તુમાં "દૂર" અને "પાસે" એવા ઉપાધિથી બે શબ્દનો પ્રત્યય થાય છે. એજ પ્રમાણે જીવ અને ઈશ્વર જૂદા ન છતાં ઉપાધિવશાત્ જૂદા જૂદા બે શબ્દનો પ્રત્યય થાય છે[11]. જેમ આપણે કહીએ છીએ કે "પાઘડીવાળા માણસે ત્રણ વસ્ત્ર પહેર્યા છે" તથાપિ આપણે પાઘડીવાળાથી પાઘડીને જૂદી સમજીએ છીએ, તેમ દેહી, સાત્વિક, રાજસ અને તામસ એવા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહથી વીંટાયલો છતાં આપણે તેને તેથી ભિન્ન સમજવો[12]. માટે પૂર્વે કહેલા અનાદ્યંતત્વ, ચિજ્જડત્વ, અસંહતત્વ અને કર્તૃત્વ, એ ચાર હેતુ વડે વીંટાયલું પુરૂષ અને પ્રકૃતિનું સાધર્મ્ય તથા જીવ અને ઇશ્વરનું સાધર્મ્ય અને વૈધર્મ્ય જાણવું કે, જેથી સિદ્ધાંત સમયે મોહ પામે નહિ[13]. જે દેહધારી એ ચાર વસ્તુને જાણ્યા પછી દિવ્ય લક્ષ્મીને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખતો હોય તેણે મનથી પવિત્ર રહીને શરીરસંબંધી તથા ઇન્દ્રિયસંબંધી–શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન આદિ ઉગ્ર નિયમોવડે નિષ્કામ તપ કરવું[14]. ત્રણે લોકમાં અંતર્ભૂત થઇને રહેલા સૂર્યવડે ત્રણ લોક તપથી વ્યાપ્ત છે. આકાશમાં સૂર્ય અને ચંદ્ર પણ તપવડે પ્રકાશે છે. અર્થ એવો છે કે, ત્રણે દેહ (સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ) તેની અંદર રહેલા ચૈતન્ય પ્રકાશવાળા આત્માના યોગબળવડે વ્યાપ્ત છે. હૃદયાકાશમાં સૂર્યાદિ પણ યોગ બળવડે ભાસમાન થાય છે[15]. તપ–(યોગ)નું ફળ જ્ઞાન છે. લોકમાં તપ શબ્દનો એવો અર્થ છે; પણ રજોગુણ અને તમોગુણને નાશ કરનારૂં કર્મ–વૈરાગ્યપૂર્વક, વેદાંતશ્રવણનેજ "તપ" કહે છે[16]. બ્રહ્મચર્ય પાળવું* અને હિંસા કરવી નહિ, એ શારીરિક તપ છે તથા વાણી અને મનને નિયમમાં રાખવું એ માનસ તપ કહેવાય છે[17]. વિધિને જાણનાર બ્રાહ્મણ પાસેથી અન્ન ગ્રહણ કરવું એ શ્રેષ્ઠ ગણાય છે. આહારના નિયમથી પુરૂષનું રાજસ ગુણરૂપી પાપ નાશ પામે છે[18]. વળી તેથી પુરૂષની ઇન્દ્રિયો વિષયથી વૈરાગ્યને પામે છે. માટે આહાર જેટલુંજ અન્ન લેવું; પણ ધનાદિ તો શિષ્ટ પુરૂષ પાસેથી પણ ન લેવું[19]. સ્વસ્થ (રોગાદિથી રહિત) મનુષ્ય યોગયુક્ત મનવડે ધીમે ધીમે (ક્રમવડે) જે જ્ઞાનને પ્રાપ્ત કરે છે તે જ્ઞાન અંતકાળે બળોત્કર્ષવડે પ્રાપ્ત કરી શકાય છે. કહેવાનો આશય એવો છે કે, વિષ્ણુના અનુગ્રહથી દેવતાઓને અમૃત પ્રાપ્ત થયું અને રાહુએ તે (અમૃત) કપટવડે પ્રાપ્ત કર્યું, એવી કથા આદિપર્વમાં છે. તે જગ્યોએ એ આખ્યાયિકાનું સ્વાર્થમાં તાત્પર્ય નથી માટે તે ઉપરથી કોઈ વિધેય અર્થ સમજવો જોઇએ. તે એવો છે કે,–યથોકત સાધનનું અનુષ્ઠાન કરવાથી સાત્વિક વૃત્તિવાળા મુક્તિને પાત્ર થાય છે. અસાત્વિક પણ મરણકાળે મોક્ષ-ક્ષેત્રમાં રહીને મુક્તિને પામે છે. જેમ પુરાણોમાં કહે છે કે, કાશીમાં મૃત્યુ પામનારને રૂદ્રના મુખથી તારક બ્રહ્મનો ઉપદેશ થવાથી તેનો મોક્ષ થાય છે. અર્થાત્ અંતકાળે અતિયત્નવડે કાશીમાં નિવાસ કરી ઈશ્વરના ઉપદેશથી જ્ઞાન સંપાદન કરીને મોક્ષ પમાય છે[20]. કોઈ દેહધારી બાહ્યેંદ્રિયોની પ્રવૃત્તિ વિનાનો થઇને દેહને તજે; અર્થાત્ સમાધિમાં રહીને સ્થૂલ દેહનો ત્યાગ કરે તોપણ, તે પુરૂષ દેહવાન થઇને શબ્દાદિ સૂક્ષ્મ વિષયોના કાર્યરૂપ સૂક્ષ્મ દેહમાં

---

* બ્રહ્મચર્ય આઠ પ્રકારથી પાળવાનું છે. તે આઠ પ્રકાર આ પ્રમાણે છે. "**स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् । संकल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च ॥** સ્ત્રીનું, (૧) સ્મરણ કરવું, (૨) કીર્તન કરવું, (૩) ક્રીડા કરવી, (૪) દર્શન કરવું, (૫) ગુપ્ત ભાષણ કરવું, (૬) વિચાર કરવો, (૭) નિશ્ચય કરવો અને (૮) ક્રિયા (સમાગમરૂપ) કરવી. આ આઠ પ્રકારનું મૈથુન કહેવાય છે. તેનો ત્યાગ કરવો તેને "બ્રહ્મચર્ય" કહે છે. **સંશોધક.**

રહે છે, જે પુરૂષ વૈરાગ્યવડે સૂક્ષ્મ ભોગમાં પણ સ્પૃહા વિનાનો હોય તે કારણ શરીર-(પ્રકૃતિ)માં લીન થાય છે, પણ પરપુરૂષને પામતો નથી. તાત્પર્ય કે, સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરથી મુક્ત થયેલો યોગી તત્કાળ મોક્ષને પામે છે. સ્થૂલ માત્રથી રહિત થઇને વિદેહપણાને પામે છે અને સ્થૂલ-સૂક્ષ્મ બન્નેથી રહિત થઇને પ્રકૃતિમાં લય પામે છે. એ બન્ને યોગીઓ મોક્ષ પામવા જતાં વચમાંજ લયવડે પરાભવ પામીને નિર્વિકલ્પ સ્થાનનો અનુભવ કરે છે. માટે તેમનો અસંપ્રજ્ઞાતસમાધિ સંસારનો હેતુ થાય છે[૨૧]. જે, દેહ પડતા સુધી અપ્રમાદ રાખીને સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, એ ત્રણે દેહનો ત્યાગ કરે છે તેનો મોક્ષ થાય છે કેમ કે, અનાદિ અજ્ઞાન એ ત્રણે દેહનો હેતુ છે અને તે અજ્ઞાનનો નાશ થયા વિના પ્રાણીઓનું જન્મ-મરણ ટળતું નથી[૨૨]. શુદ્ધ બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી તે (મનુષ્ય)ને ધર્માધર્મ લાગુ પડતા નથી, અર્થાત્ બ્રહ્મજ્ઞાન થવાથી પૂર્વ પાપનો નાશ થાય છે અને પછીથી લાગુ પડનારાં પાપનો સંયોગ થતો નથી; એ રીતે આગામી જન્મના કારણનો અભાવ થવાથી મુક્તિ થાય છે. પણ જેઓ પ્રકૃતિથી દેહ સુધી ગમે તેમાં આત્મબુદ્ધિ કરીને રહે છે તેઓની બુદ્ધિ મહદાદિ ભાવોનો નાશ અને ઉત્પત્તિમાંજ રહે છે. તાત્પર્ય કે, વિપર્યસ્ત બુદ્ધિવાળા પુરૂષોને મોક્ષ મળતો નથી[૨૩]. જે યોગીઓ ધૃતિવડે દેહને ધારણ કરીને બુદ્ધિવડે ચિત્તને વિષયોમાંથી ખેંચી લે છે તેઓ અન્નમય કોશનો ત્યાગ કરીને સૂક્ષ્મત્વવડે પ્રાણેંદ્રિયાદિનું આત્મપણે ચિંતવન કરે છે[૨૪]. એ પ્રમાણે પ્રાણમય કોશનો ત્યાગ કરીને મહાભૂતનું ચિંતવન કરે છે. તે પછી મનનું, તે પછી બુદ્ધિનું અને પછી મહત્તત્વ અને અવ્યક્તનું અનુક્રમે ઉપાસન કર્યા પછી બુદ્ધિવડે પોતાની મેળેજ બોધ પામીને પરપુરૂષને પામે છે. અન્યથા કોઇકજ યોગી શાસ્ત્રાચાર્યના ઉપદેશને પામીને તથા યોગવડે બુદ્ધિને શુદ્ધ કરીને આશ્રયરહિત પરમ પુરૂષને પામે છે[૨૫]. કેટલાક ધારણાના વિષયભૂત કૃષ્ણાદિકે યુક્ત અથવા તેની સાથે તાદાત્મ્ય સંબંધે યુક્ત અથવા સેવ્ય સેવક ભાવે યુક્ત આત્માનું ઉપાસન કરે છે. કેટલાક અવિદ્યા શબળનું ઉપાસન કરે છે. કેટલાક વિદ્યુત્‌ની પેઠે એકવાર પ્રકાશિત થયો તે થયોજ, એવા બ્રહ્મલોક-અક્ષરનું ઉપાસન કરે છે[૨૬]. એ સર્વ મહાત્માઓ નિરંતર (સતત) ઉપાસનારૂપ તપવડે પાપરહિત થઇને ક્રમે કરીને અથવા તત્કાળ પરમગતિને પામે છે[૨૭]. એ સોપાધિક બ્રહ્મનાં ઉપાધિસહિત વિશેષણને શાસ્ત્ર દૃષ્ટિવડે હેય બુદ્ધિથી જોવાં અને સ્થૂલ દેહના અધ્યાસરહિત અવ્યક્તના લયના અધિષ્ઠાનરૂપ બ્રહ્મને પરમ (છેવટનું) તત્વ જાણવું[૨૮]. જેઓ વિરાટનો ત્યાગ કરીને મનને ધારણામાં આસક્ત કરે છે-ધ્યાન કરે છે, તેઓ હાર્દાકાશથી અન્યતર સૂત્રાત્માને પામે છે[૨૯]. જેઓ વેદમાં કહેલા કોઇ પણ ઉપાસનથી યુક્ત હોય છે તેઓ રાગાદિથી રહિત થઇને અને બ્રહ્મભાવને પામીને મૃત્યુ લોકથી મુક્ત થાય છે તથા પછી ઉત્તમ ગતિને પામે છે. એ રીતે વેદને જાણનારા પુરૂષોએ જેમાં બ્રહ્મજ પ્રાપ્તિ સ્થાન છે એવો ધર્મ કહ્યો છે[૩૦]. અને જેમ જ્ઞાનનું ઉપાસન કરનારા પરગતિને પામે છે, તેમ તેઓ પણ પરમગતિને પામે છે. જેઓને રાગાદિથી રહિત પરોક્ષ પરંતુ દૃઢ જ્ઞાન ઉત્પન્ન થાય છે તેઓ પણ પોતાના વૈરાગ્ય પ્રમાણે ઉત્તમ લોકને પામે છે[૩૧]. જેઓ સર્વ ઐશ્વર્યયુક્ત, જન્મરહિત, દિવ્ય અને જેની અવ્યક્ત સંજ્ઞા છે એવા વિષ્ણુને શુદ્ધ ભાવથી શરણ જાય છે, જેઓ જ્ઞાનથીજ તૃપ્ત રહીને વિષયાદિની પ્રાર્થના કરતા નથી[૩૨]. અને પોતાનામાં "તે વિષ્ણુ રહ્યા છે" એમ જાણે છે તે પણ નાશરહિત થઇને પુનઃ સંસારમાં આવતા નથી તથા વિકારરહિત "અક્ષર" નામે પરમ સ્થાનને પામીને આનંદ પામે છે[૩૩]. જગત્ "રજ્જૂમાં સર્પ દેખાય છે તેવું છે" પણ ખરૂં અને તે સર્પ મિથ્યા હોવાની પેઠે, નથી પણ ખરૂં. એવું મિથ્યા છતાં તૃષ્ણાનું

બંધાયેલું સઘળું જગત ચક્રની પેઠે ભ્રમણ કરે છે એમ જાણવું એજ સંક્ષેપમાં વિજ્ઞાન છે. અર્થાત્ અનિર્વચનીય જગતને મિથ્યા જાણીને તૃષ્ણાનો ત્યાગ કરવો[૩૪]. જેમ કમળના દાંડાનો તંતુ સઘળા દાંડામાં વ્યાપી રહેલો છે, તેમ તૃષ્ણારૂપી તાંતણો દેહમાં અનાદિથી વ્યાપી રહેલો છે[૩૫]. જેમ વસ્ત્રને તૂનનાર (રફુગર) સોયવડે વસ્ત્રમાં દોરો ભરી લે છે, તેમ સંસારરૂપી સૂત્ર તૃષ્ણારૂપી સોયવડે ભરી લેવામાં આવે છે[૩૬]. જે પ્રકૃતિ, પ્રકૃતિના વિકાર અને સનાતન પુરૂષ, એને યથાર્થ જાણે છે તેની તૃષ્ણા નાશ પામે છે તથા તે મુક્ત થાય છે[૩૭]. જગતના ગતિરૂપ ભગવાન નારાયણ ઋષિયે પ્રાણીઓ ઉપર કૃપા કરીને આ મોક્ષનું સાધન સ્પષ્ટ કહ્યું છે[૩૮].

॥ प्रकाशं भगवानेतदृषिर्नारायणोऽमृतम् । भूतानामनुकंपार्थं जगाद जगतो गतिः ॥ ३८ ॥

इति श्रीमहाभा० शां० मो० पू० वार्ष्णेयाध्यात्मकथनं नाम गु० भा० चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥

---

## અધ્યાય ૪૫ મો-ચાર્વાક વગેરે મતનું ખંડન.

**युधिष्ठिर उवाच** ॥ केन वृत्तेन वृत्तज्ञ जनको मिथिलाधिपः ॥

॥ जगाम मोक्षं मोक्षज्ञो भोगानुत्सृज्य मानुषान् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે વૃત્તજ્ઞ ! મોક્ષને જાણનાર મિથિલાનો રાજા જનક કયા આચરણવડે માનુષ ભોગનો ત્યાગ કરીને મોક્ષને પામ્યો ? તે કહો[૧]. ભીષ્મ કહે છે કેઃ—આ વિષે એક પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે અને તેમાં આચરણને જાણનાર જનક રાજા જે આચરણવડે મોક્ષને પામ્યો તેનું કથન કરેલું છે[૨]. જનકના વંશમાં થયેલો "જનદેવ" નામે મિથિલામાં રાજા હતો તે દેહપતન થયા પછી બ્રહ્મને પ્રાપ્તિ કરવાના ધર્મનું ચિંતવન કરવામાં યુક્ત હતો[૩]. તેના ઘેર નિરંતર સેંકડો આચાર્ય રહેતા હતા, તેઓ ઉપાસનાના જૂદા જૂદા ધર્મને બતાવતા હતા તથા જૂદા જૂદા આશ્રમમાં રહેતા હતા[૪]. તે આચાર્યોના કહેવા પ્રમાણે "આત્મા દેહમાંથી નીકળીને પરલોકમાં જાય છે તથા ત્યાંથી બીજો જન્મ ધારણ કરે છે" એ વિષે આત્મતત્વનો નિશ્ચય કરવામાં તથા વેદમાં નિષ્ઠાવાળો તે રાજા અત્યંત સંતોષને પામતો નહોતો. કેમ કે, વેદમાં જે કહ્યું હતું તેથી તે તાર્કિકાદિ આચાર્યોનું કહેવું જૂદું હતું[૫]. એવામાં "પંચશિખ" નામે કોઈ કાપિલેય મુનિ સઘળી પૃથ્વીમાં પર્યટન કરતો કરતો મિથિલામાં આવી પહોંચ્યો[૬]. તેણે સર્વ ત્યાગધર્મના તત્વજ્ઞાનનો નિશ્ચય કરીને તેના પ્રયોજનનો સારી રીતે નિશ્ચય કર્યો હતો, વળી તે સુખ-દુઃખાદિ દ્વંદ્વ ભાવથી રહિત હતો અને તેને કાંઈ પણ સંશય રહ્યો નહોતો[૭]. ઋષિયોમાં તે એકજ અનેક પ્રકારના કામથી વ્યાપ્ત નહિ થયેલો કહેવાતો હતો તથા તે અત્યંત દુર્લભ અને શાશ્વત એવું અપાર સુખ મનુષ્યોને પ્રાપ્ત કરી આપવાને ઇચ્છતો હતો[૮]. સાંખ્યાચાર્યો જેને પ્રજાના પતિ મહર્ષિ "કપિલ" કહે છે તેજ પોતે પંચશિખનું રૂપ ધારણ કરીને જગતને વિસ્મય પમાડે છે એમ હું માનું છું કેમ કે, તે એવોજ હતો[૯]. આસુરી મુનિનો પ્રથમ શિષ્ય કે, જેને "ચિરંજીવી" કહે છે, જે પંચનદ પ્રદેશમાં એક હજાર વર્ષનો યજ્ઞ આરંભીને બેઠેલો હતો[૧૦]. જેના સમીપમાં કપિલ મતને અનુસરનારૂં મોટું મુનિમંડળ બેઠેલું હતું તથા જેણે ત્યાં આગળ પરમાર્થ તત્વને કહ્યું હતું તે આ પંચશિખ હતો. તે પંચશિખ પાંચ ઇન્દ્રિયોરૂપી નદીઓના મૂળરૂપ મનમાં નિષ્ણાત હતો; અર્થાત્ ત્યાગ-ભાગ કરવામાં કુશળ હતો.

"પાંચરાત્ર" નામે વિષ્ણુતત્વ પ્રકાશક તંત્ર અથવા યજ્ઞમાં વિશારદ હતો[11]. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય કોશને જાણતો હતો તથા શાસ્ત્રમાં કહેલાં પંચકોશનાં ઉપાસનને કરતો હતો. શાંત, દાંત (દમ-ગુણ યુક્ત) ઉપરતિવાળો, તિતિક્ષા (સહનતા) વાળો અને સમાહિત (એકાગ્ર) એવી રીતે પાંચ ગુણવાળો હતો. પાંચના સમુદાયથી અધિક, સર્વોપરી બ્રહ્મને "પંચશિખ" કહે છે; તે પંચશિખ-બ્રહ્મને જાણનારો હોવાથી તે પણ "પંચશિખ" કહેવાતો હતો. તે પંચશિખે કાપલમતાનુસારી મુનિમંડળને પુરૂષરૂપે રહેલા અવ્યકત બ્રહ્મનું પરમ તત્વ કહ્યું હતું[12]. જેણે યજ્ઞરૂપ તપ કરી રહ્યા પછી આત્મજ્ઞાનના અર્થે આસુરિ મુનિને પુનઃ પ્રશ્ન કર્યો હતો અને દિવ્યદૃષ્ટિવાળા પંચશિખે તેમની પાસેથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની બાધ્યત્વ અને અબાધ્યત્વરૂપ સ્પષ્ટતા જાણી હતી[13]. જે એક અક્ષર બ્રહ્મ અનેકરૂપે દેખાય છે તે અવ્યય બ્રહ્મનું આસુરિ મુનિએ તે મંડળમાં પ્રતિપાદન કર્યું[14]. પંચશિખ તે આસુરિ મુનિનો શિષ્ય હતો. જે માનવી સ્ત્રીએ તેને પોતાના દૂધવડે ઉછેર્યો હતો, તે કુટુંબવાળી સ્ત્રી "કાપિલા" નામે બ્રાહ્મણી હતી[15]. તે તેનો પુત્ર થઇને તે સ્ત્રીને ધાવતો હતો તેથી તે "કાપિલેય" કહેવાય છે. તેની બુદ્ધિ પરમાર્થને વિષે નિષ્ઠાવાળી હતી[16]. એ પ્રમાણે કાપિલેયનો જન્મ તથા તે સર્વોત્તમ સર્વજ્ઞપણાને શી રીતે પામ્યો અને તેનું કાપિલેય નામ શા માટે પડયું ? તે સર્વ એવી રીતે મને ભગવાન માર્કંડેયે કહ્યું હતું[17]. તે ધર્મજ્ઞ પંચશિખે જનકરાજાને સર્વ આચાર્યોના વિષે સમાન બુદ્ધિવાળો જોઇને તેને ઉત્તમ જ્ઞાન કહ્યું. ત્યાં જઈને પ્રથમ તેણે તેના સો આચાર્યોને હેતુઓ (યુક્તિવાદ) વડે મોહિત કર્યા[18]. કાપિલેયનું જ્ઞાન સાંભળીને જનક તો તેમાં અત્યંત આસક્ત થયો અને તેનો ભક્ત થઇને તથા પોતાના સો આચાર્યોને મૂકીને પંચશિખનીજ પાછળ ચાલ્યો-તેના વચન પ્રમાણે વર્તવા લાગ્યો[19]. તે જોઇને ધર્મવડે પ્રણામ કરતા તથા જ્ઞાનનું ગ્રહણ કરવાને પરમ સમર્થ એવા જનકને સાંખ્યમાં જે મોક્ષનું કથન કહેલું છે તે પ્રમાણે પરમ મોક્ષ કહ્યો[20]. પ્રથમ તેણે જનકને કહ્યું કે,-જન્મના વિષે દુઃખરૂપ દોષ છે માટે ત્યાજ્ય છે, એમ કહીને પછી કહ્યું કે,-યજ્ઞાદિ કર્મના વિષે દોષ છે કેમ કે, ક્ષય પામે છે અને એટલા માટે તે પણ ત્યાજ્ય છે. એમ કહીને પછી કહ્યું કે,-બ્રહ્મલોકપર્યંત સર્વ પણ દોષયુક્ત છે કેમ કે, તેમાં દુઃખ અને ક્ષય થવાપણું છે માટે તે પણ ત્યાજ્ય છે. એ રીતે જાતિ અને કર્મના વિષે તથા તેના ફળના વિષે રાજાને વૈરાગ્ય ઉત્પન્ન કર્યો[21]. વળી પંચશિખે કહ્યું કે,-જેના અર્થે ધર્મનો સંસર્ગ કરવાનો છે તથા જેના અર્થે ધર્મનું ફળ ઇચ્છવું છે તે સર્વ વિશ્વાસ નહિ કરવા જેવો મોહ માત્ર છે કેમ કે, તે સર્વ નાશવંત, ચંચળ અને અનિશ્ચિત છે[22]. દેહાદિ નાશવંત અને દુઃખરૂપ છે તેના વિષે આત્મબુદ્ધિ કરવારૂપ મોહને સ્પષ્ટ કરવાને લૌકાયતિક (નાસ્તિક) મત કહીને તેનું ખંડન કરે છે. **લૌકાયતિક કહે છે** કે, પૃથ્વી, જળ, તેજ અને વાયુના પરમાણુઓ કે, જેઓ અનુક્રમે કઠિન, સ્નિગ્ધ, ઉષ્ણ અને પ્રેરક સ્વભાવવાળા છે તેઓજ એકત્ર થઇને મદ* શક્તિની પેઠે ચૈતન્ય શક્તિને ઉત્પન્ન કરે છે. એવી શક્તિ ઘટાદિમાં ઉત્પન્ન થતી નથી તેનું કારણ સ્વભાવ છે. એ પ્રમાણે તેઓ સત્ આત્માને "અસત્" કહે છે અને અસત્ દેહને "સત્" કહે છે. વળી તેઓ કહે છે કે, દેહરૂપ આત્માનો નાશ થાય છે તે પ્રત્યક્ષ છે અને સર્વ લોક તેને જુએ છે, એમ છતાં "દેહથી પર કોઈ આત્મતત્વ છે" એમ જેઓ શાસ્ત્રના પ્રમાણથી કહે છે તેઓ લોકવિરૂદ્ધ આગમ (શાસ્ત્ર) પ્રમાણવાદી થઇને હારેલાજ છે[23].

* બે ચાર ઔષધો વાટીને પાણીમાં એકત્ર ભરી રાખવાથી જેમ તેમાં બે ચાર દિવસ જતાં માદકશક્તિ ઉપજે છે તેમ.

આત્માનો અભાવ થવો એ આત્માનું મૃત્યુજ છે. વળી તેને ક્લેશ થવો, વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવી, રોગ થવો, એ પણ અંશભાગે મૃત્યુજ છે. જેમ ઘરનો નબળો નબળો ભાગ વેહેલો નાશ થાય તો તે પણ અંશતઃ ઘરનોજ નાશ છે, તેમ રોગાદિથી એકાદ ઇન્દ્રિયનો નાશ થવો એ પણ આત્માનું અંશતઃ મૃત્યુજ છે. એમ છતાં પણ જેઓ મોહથી આત્માને દેહથી પર માને છે તે મત શ્રેષ્ઠ ( બરાબર ) નથી[૨૪]. "યજ્ઞાદિ કરવાથી સ્વર્ગાદિ મળે છે" તેનું તાત્પર્ય એટલુંજ છે કે, જેમ "આ રાજા અજર થાઓ, અમર થાઓ" એવો આશીર્વાદ આપવામાં આવે છે, તેમ "તું યજ્ઞ કર, દાન કર, તને સ્વર્ગ મળશે, વૈભવ પ્રાપ્ત થશે." એ પણ આશીર્વાદ છે, માટે જે લોકમાં પ્રાપ્ત થતું નથી તે જો મળતું હોય તો, તે એવીજ રીતે છે, અર્થાત્ પ્રત્યક્ષથી વિરૂદ્ધશ્રુતિમાં જે કહ્યું છે તેનું તાત્પર્ય એવું ભિન્ન સમજવું જોઇએ[૨૫]. જો "પરલોક છે" એમ કહેશો તો વ્યાપ્તિનું ગ્રહણ થઈ શકતું નથી માટે અનુમાન પણ નિરર્થક છે. જો "પરલોક નથી" એમ કહેશો તો લોકમાં પરલોક ગમનાદિ વ્યવહાર ચાલે છે તેનો નિશ્ચય શાને આશ્રયે કરવો?[૨૬]. માટે આગમપ્રમાણ અને અનુમાન પ્રમાણ એ બન્નેનું મૂળ પ્રત્યક્ષ પ્રમાણ છે. જો પ્રત્યક્ષથી આગમપ્રમાણ વિરૂદ્ધ હોય તો તે દૂષિત છે અને અનુમાનની તો ઉત્પત્તિજ પ્રત્યક્ષમાંથી છે માટે તે પણ જો પ્રત્યક્ષથી બાધિત હોય તો કાંઈ પ્રમાણ નથી[૨૭]. માટે ગમે ત્યાં અનુમાન પ્રમાણવડે ઇશ્વર, અદૃષ્ટ ( સ્વર્ગાદિ ) કે, નિત્ય આત્મા એમાંથી કોઈ પણ સાધ્યને સિદ્ધ કરવાનો તમે યત્ન કરતા હો તો તે યત્ન કરવાનું કાંઈ પ્રયોજન નથી. નાસ્તિકોના મતમાં તો શરીરથી ભિન્ન જીવ છેજ નહિ[૨૮]. જેમ વડના બીજમાં પત્ર, પુષ્પ, ફળ, મૂળ, ત્વચા, રૂપ, રસ આદિ સર્વ અંતર્ભાવ પામીને રહ્યાં છે, તેમ વીર્યમાં પણ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર તથા શરીરનો આકાર આદિ ગુણો અંતર્ધાન થઇને રહેલા છે. જન્મકાળે તેના તેજ સર્વ પ્રકટ થાય છે અથવા જેમ એકજ જાતનાં ઘાસ–જળનો ચારો કરનારી જૂદી જૂદી ગાયોનાં દૂધ, ઘી વગેરે ભિન્નભિન્ન સ્વભાવનાં થાય છે અથવા બહુ દ્રવ્યના ચૂર્ણને બે ત્રણ રાત્રિ આથી મૂકવાથી માદકશક્તિ ઉત્પન્ન થાય છે, એ પ્રમાણે વીર્યથી ઉપલબ્ધ અને ઉપલબ્ધિના અંશ અથવા ભૂતોના સંયોગથી ચૈતન્ય ઉપજે છે. જેમ બે કાષ્ઠનો સંયોગ ( ઘર્ષણ ) કરવાથી તે કાષ્ઠને પ્રકાશ કરનારો અગ્નિ ઉપજે છે, તેમ ભૂતોના યોગથી પણ તે ભૂતોને પ્રકાશ કરનારૂં ચૈતન્ય ઉપજે છે; અથવા તાર્કિકના મત પ્રમાણે આત્મા (દેહ) અને મન બન્ને જડ છતાં, તેમના યોગથી અજડ એવું સ્મૃત્યાદિ જ્ઞાન ઉપજે છે, તેમ અહિં પણ જડના યોગથી ચૈતન્ય ઉપજશે. એ પ્રમાણે ઉત્પન્ન થયેલું ચૈતન્ય, જેમ લોહચુંબક લોઢાને ચલિત કરે છે તેમ, ઇન્દ્રિયસમુદાયને લિપ્ત કરશે અને પૃથ્વીના અંશમાં રહેલા જાતિના ભેદથી કાર્યની પણ વિચિત્રતા થશે. જેમ સૂર્યકાંત મણિના યોગથી સૂર્યના કિરણો અગ્નિને પ્રસવે છે અને તે જળાદિનું શોષણ કરે છે, તેમ ભૂતસમુદાયથી ઉપજેલા ચૈતન્યને ભોક્તૃત્વ લાગુ પડશે માટે શરીરથી ભિન્ન જીવ નથી[૨૯]. ( આ પ્રમાણે **પંચશિખે જનકને લૌકાયતિક મત કહીને તેનું ખંડન કરતાં કહ્યું કે,** ) જો દેહજ આત્મા હોત તો મરી ગયેલા દેહમાં પણ આત્મા હોવો જોઇએ અને જે તે મરતાં પેહેલાં ક્રિયા કરતો હતો, તેમ તેણે મરી ગયા પછી પણ ક્રિયા કરવી જોઇએ. પરંતુ તેમ થતું નથી માટે દેહધર્મ ચૈતન્ય નથી, તેમજ લૌકાયતિક શીતજ્વરની નિવૃત્તિના અર્થે મંત્રથી પ્રતિપાદન કરેલી દેવતાઓની પ્રાર્થના કરે છે તે દેવતાઓ જો ભૂતમયી હોય તો ઘટાદિની પેઠે દેખાવી જોઇએ. સૂક્ષ્મ શરીર કે, જે લોકાંતરમાં ગમન કરે છે તેનો તો લૌકાયતિક સ્વીકાર કરતા નથી. તેમજ ભૂતાવેશ વિષે જોઇએ, તો જેના શરીરમાં ભૂત પેસે છે તેના શરીરને તે વખતે પીડા કરવાથી દેહવાળા પ્રાણીને કષ્ટ

થતું નથી પણુ ભૂતનેજ થાય છે કેમ કે, તે વખતે દેહાભિમાની ભૂત હોય છે. તે ભૂતના ગયા પછી જેનો દેહ હોય છે તેને પીડા થાય છે. માટે દેહજ આત્મા નથી કેમ કે, પ્રત્યક્ષથી એ સિદ્ધાંત વિરૂદ્ધ છે વળી " કરેલાં કર્મનો ભોગવ્યા સિવાય નાશ નથી " અને " જે કર્મ કર્યાં નથી તે પ્રાપ્ત થતાં નથી " એવો સિદ્ધાંત છે. માટે જો દેહજ આત્મા હોય તો દેહનો નાશ થવાની સાથે કૃત કર્મનો પણુ નાશ થાય તથા દેહ ઉત્પન્ન થવાની સાથે અકૃત કર્મ પણુ લાગુ પડે માટે દેહ આત્મા નથી[30]. વળી લૌકાયતિક કહે છે કે, જડે જડના સંયોગથી અજડજ્ઞાન ઉત્પન્ન થાય છે, તે ખોટું છે. કેમ કે, તેઓએ અગ્નિ આદિ પ્રકાશના જે જે હેતુઓ કહ્યા છે તે સર્વે જડમાંથી જડનીજ ઉત્પત્તિ કરી શકે છે; પણુ અજડની ઉત્પત્તિ કરી શકતા નથી. કેમ કે, જો મૂર્તિમાન જડ પદાર્થથી મૂર્તિરહિત જ્ઞાન ઉત્પન્ન થઈ શકતું હોય તો પૃથ્વી આદિ ચાર ભૂતોમાંથી આકાશ પણુ ઉત્પન્ન થાત; અર્થાત્ કાર્યનું કારણુની સાથે સામાન્ય–સરખાપણું સઘળે જોવામાં આવે છે. જેમ ઘડાનું મૃત્તિકા સાથે સામાન્ય–સરખાપણું મૂર્ત અને અમૂર્ત કે, જે અત્યંત વિલક્ષણુ છે તેમાં સંભવતુંજ નથી, વળી જડ એવા આત્મા ( દ્રવ્ય ) અને મન ( દ્રવ્ય ) ના યોગથી અજડ ( જ્ઞાન ) ઉપજે છે એમ તર્ક મતવાળા કહે છે, તે પણુ બરાબર નથી કેમ કે, દૃશ્ય ( જડ ) થી દૃષ્ટા ( જ્ઞાન ) ની ઉત્પત્તિ સંભવતી નથી[31]. એ પ્રમાણે લૌકાયતિક મતનું ખંડન કરીને બૌદ્ધ મતનું ખંડન કરવાને પ્રથમ તેનો ઉપન્યાસ કરે છે. કેટલાક **બૌદ્ધો કહે છે કે,–** અવિદ્યા, કર્મ અને તૃષ્ણા તથા લોભ અને મોહ, તેમજ અવિદ્યા, સંસ્કાર, વિજ્ઞાન, નામ, રૂપ, ષડાયતન ( દેહ ), સ્પર્શ, વેદના, તૃષ્ણા, ઉપાદાન, ભવ, જાતિ, જરા, મરણુ, શોક, પરિદેવના, દુઃખ, દુર્મનસ્તા, એ દોષોનું સેવન દેહાંતર પ્રાપ્તિ થવાનું કારણુ છે. રૂપ, વિજ્ઞાન, વેદના, સંજ્ઞા અને સંસ્કાર, એ પાંચ સ્કંધાત્મક અધ્યાત્મિક સંઘાત આ લોક અને પરલોકમાં ગમનાગમન કરે છે[32]. અવિદ્યારૂપી ક્ષેત્રમાં પૂર્વે કરેલા કર્મરૂપી બીજને તૃષ્ણાથી ઉત્પન્ન થયેલા સ્નેહરૂપ જળ સીંચવાથી ઉપર કહેલા સંઘાતને પુનર્જન્મ લેવો પડે છે. શયનમાં કે, પ્રલયકાળે તે અવિદ્યાદિકલાપ સંસ્કારરૂપે ગૂઢ રહે છે. જ્યારે મરણુ ધર્મવાન એવો દેહ નાશ પામે છે ત્યારે તેજ અવિદ્યાકલાપમાંથી બીજો દેહ ઉત્પન્ન થાય છે; તે અવિદ્યાકલાપને જ્ઞાનવડે દગ્ધ કરવામાં આવે, ત્યારે દેહનો મોક્ષ થાય છે[33,34]. **એવી રીતે બૌદ્ધ મતને પ્રદર્શિત કરીને તેને દૂષિત કરે છે** કે, જ્યારે સ્વરૂપવિજ્ઞાન, જાતિવિજ્ઞાન, પુણ્ય–પાપવિજ્ઞાન અને બંધ–મોક્ષવિજ્ઞાન, એ સર્વ વિજ્ઞાન બૌદ્ધવાદીના મતથી જૂદાં જૂદાં અને ક્ષણિક છે ત્યારે એકજ પુરૂષના વિષે " તે આ પુરૂષ છે " એને અભેદ વિજ્ઞાન કેમ થાય ? કેમ કે, પ્રથમ કાળમાં જોયેલા ઘટનું વિજ્ઞાન વર્તમાનકાળમાં જોયેલા ઘટના વિજ્ઞાનથી જૂદું છે અને એ રીતે પ્રથક્ પ્રથક્ હોવાથી ભોગ–મોક્ષાદિ પણુ કેવી રીતે પ્રાપ્ત થાય ? અર્થાત્ તેથી મુમુક્ષુ જૂદો, સાધન કરનારો જૂદો અને મુક્ત પણુ જૂદો એમ થશે[35]. વળી એમ ક્ષણિક વિજ્ઞાન હોવાથી દાન, વિદ્યા અને તપના બળમાં શી રીતે પ્રીતિ ઉપજે ? કેમ કે, અન્ય વિજ્ઞાને આચરેલું કર્મ અન્ય વિજ્ઞાનને પ્રાપ્ત થશે અને એ રીતે સર્વ કર્મ કોઇ કરશે અને કોઇ ભોગવશે[36]. વળી એકના કરેલા કર્મથી બીજો દુઃખ કે, સુખને પામશે. એ પ્રમાણે કોઇ દુઃખી, બીજાના કર્મથી સુખી અને સુખી બીજાના કર્મથી દુઃખી થશે. આ રીતે દૃશ્ય અને અદૃશ્ય સુખ–દુઃખનો નિર્ણય કેમ થઈ શકે ?[37]. કદાપિ એમ કહેશો કે, એકના જ્ઞાનથી બીજાનું જ્ઞાન જૂદું છે, સરખું નથી, માટે એકની જ્ઞાનધારાજ સજાતીય છે; તો ઉત્પન્ન થએલા સદૃશ જ્ઞાનનું ઉપાદાન શું છે ? " પૂર્વજ્ઞાન ઉપાદાન છે " એમ કહેશો તો તે થઇ શકે નહિ કેમ કે, તે ક્ષણિક હોવાથી તે પછીનું બીજું જ્ઞાન ઉત્પાદન કરવામાં તેનો વ્યાપાર થઇ શકે નહિ. જો " પૂર્વ-

જ્ઞાનનો નાશ" કહેશો તો સાંબેલાવડે નાશ કરેલા શરીરમાંથી બીજું શરીર નીકળવું જોઇએ. કેમ કે, એક જ્ઞાનનો નાશ થયો એટલે બીજું જ્ઞાન નવું ઉપજે છે. માટે પૂર્વજ્ઞાનયુક્ત દેહનો ભંગ થયો તથાપિ બીજા જ્ઞાનની ઉત્પત્તિની સાથે નવો દેહ પણ ઉપજે[૩૮]. જેમ ઋતુ, સંવત્સર, કળિયુગ, શીત, ઉષ્ણ, પ્રિય તથા અપ્રિય, એ સર્વ ઉત્પન્ન થઇને નિવૃત્તિને પામે છે તથા પુનઃ ઉત્પન્ન થાય છે, તેમ જ્ઞાનધારા અનંત હોય તો મોક્ષ પણ પુનઃ પુનઃ પ્રાપ્ત થઈ પાછો નિવૃત્તિને પામે. એ પ્રમાણે અનેક દોષથીયુક્ત હોવાથી ક્ષણિક વિજ્ઞાનવાદ અયુક્ત છે[૩૯]. વારૂ ત્યારે "વિજ્ઞાનોનો આશ્રય એવો કોઇ સ્થિર આત્મા છે" એવા તર્કમતનો ઉપન્યાસ કરીને કહે છે કે,—જેમ ઘરનો નબળો નબળો ભાગ પડતો જાય છે અને તેથી અંશતઃ ઘર નાશ પામતું જાય છે, તેમ જરાવસ્થાથી અને વિનાશ કરનારા મૃત્યુથી વ્યાપ્ત દેહ પણ નાશ પામતો જાય છે. તાત્પર્ય કે, વિજ્ઞાન ધર્મ ક્ષણિક છે માટે વિજ્ઞાન ધર્મવાળો આત્મા પણ ક્ષણિક હોવો જોઇએ. કેમ કે "ધર્મનો આશ્રય કરનાર ધર્મી પણ તેનીજ પેઠે વિકારને પામે" એવો નિયમ છે. વિજ્ઞાન ક્ષણે ક્ષણે નાશ પામે છે એટલે આત્મા પણ ક્ષણે ક્ષણે નાશ પામવો જોઇએ[૪૦]. ઇંદ્રિયો, મન, વાયુ, રૂધિર, માંસ તથા અસ્થિ, એ સર્વ એક પછી એક નાશ પામે છે અને અંતે પોતાના ભૂતમાં મળી જાય છે[૪૧]. તમે એમ કહેશો કે બુદ્ધયાદિ ગુણોના આશ્રય વિનાનો આત્મા શુદ્ધ છે. આત્મા અકર્તા અને અભોક્તા છે. જો એમ હોય તો તેને દાન તથા ધર્મ આદિનાં ફળની પ્રાપ્તિ થશે નહિ અને દાન તથા ધર્મ આદિને પ્રતિપાદન કરનારા વેદનાં વચન તથા લૌકિક વ્યવહાર, એ સર્વ વ્યર્થ થશે[૪૨]. એ પ્રમાણે મનમાંથી ઉત્પન્ન થયેલા અનેક તર્કમાં યુક્તિવડે "આ છે" "તે છે" એમ કહેવામાં આવે છે, પણ તેમાંના કોઈ એકનો પણ નિશ્ચય થઇ શકતો નથી[૪૩]. એ વાદીઓ તે તે વિષયનો વિચાર કરે છે અને તે તે અનેક મતની પછવાડે દોડે છે; તેમાંથી એકાદ વિષયમાં તેઓની બુદ્ધિ પ્રવિષ્ટ થઇને સ્થિર થાય છે તથા તેમાંજ વૃક્ષની પેઠે જીર્ણ થઈ જડ ઘાલે છે[૪૪]. એ પ્રમાણે જેમ માહાવત હાથીઓને આમ-તેમ ખેંચી જાય છે, તેમ અર્થવાળાં અને અર્થ વિનાનાં શાસ્ત્રોવડે સર્વ પ્રાણીઓ આમ તેમ ખેંચાઇને દુઃખ પામે છે[૪૫]. એ સર્વ વાદીઓમાંહેના ઘણાક શુષ્ક જ્ઞાનવાળા થઈને તથા મનને સુખ ઉત્પન્ન કરનારા દ્રવ્યને ઇચ્છીને અતિ મોટાં દુઃખને પામે છે તથા અવશ થઇને પોતાના ઇચ્છિત પદાર્થનો ત્યાગ કરીને મૃત્યુના વશમાં પડે છે[૪૬]. નાશવંત દેહવાળા તથા અનિશ્ચિત જીવિતવાળા પુરૂષને ભિન્ન પરિગ્રહવાળા બાંધવોથી શું ફળ છે? માટે જે પુરૂષ એ સર્વનો ત્યાગ કરીને એક ક્ષણમાં ચાલ્યો જાય છે તે મૃત્યુ પામીને પુનઃ સંસારમાં આવતો નથી[૪૭]. પૃથ્વી, આકાશ, જળ, અગ્નિ તથા વાયુ પણ સદા શરીરનું રક્ષણ તો અન્નાદિ દ્વારા કર્યા કરે છે, એવું જોઇને પણ આ વિનાશવાળું શરીર કે, જેમાંથી શાંતિ પ્રાપ્ત થતી નથી તે ઉપર પ્રીતિ કેમ થાય?[૪૮]. એ પ્રમાણે જનક રાજા ભ્રમ કે, ઠગાઈરહિત તથા વૈદિક છતાં પણ કર્મકાંડની પેઠે માયાસહિત નહિ એવું, અત્યંત વિકારરહિત તથા આત્મસાક્ષિક વચન સાંભળીને વિસ્મય પામ્યો તથા પુનઃ પણ પૂર્વપક્ષ કરવાનો આગળ પ્રમાણે આરંભ કર્યો[૪૯].

॥ इदमनुपधिवाक्यमच्छलं परमनिरामयमात्मसाक्षिकम् ।
॥ नरपतिरभिवीक्ष्य विस्मितः पुनरनुयोक्तुमिदं प्रचक्रमे ॥ ४९ ॥

**इति श्रीमहा० शां० मो० पू० पंचशिखवाक्ये पाखंडखंडनं नाम गु० भा० पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥**

---

## અધ્યાય ૪૯ મો-જનક રાજા અને પંચશિખનો સંવાદ.

**भीष्म उवाच** ॥ जनको जनदेवस्तु ज्ञापितः परमर्षिणा ॥
॥ पुनरेवानुपप्रच्छ सांपराये भवाभवौ ॥ १ ॥

ભીષ્મ કહે છે:—પરમર્ષિ પંચશિખે "જનદેવ" નામના જનકને જગતનું અનિર્વચનીયપણું સંભળાવ્યું, તે સાંભળીને તેણે પુનઃ પણ મરણ થયા પછી મોક્ષ કેવી રીતે મળે છે અથવા જન્મ શી રીતે મળે છે? તે વિષે પ્રશ્ન કર્યો[૧]. જનક કહે છે કે,–હે ભગવન્! જ્યારે સંસાર દોરડીમાં જોયેલા સર્પની પેઠે મિથ્યા છે, ત્યારે પરલોક સંજ્ઞા પણ કોઇને રહી નહિ અને જ્યારે પરલોક મિથ્યા છે ત્યારે અજ્ઞાન કે, જ્ઞાન બન્ને નિરર્થક છે. અથવા જેમ મૂર્છા પામેલાને જ્ઞાન નથી હોતું તેમ મોક્ષ પણ અત્યંત વિસ્મૃતિરૂપ હોય તો જ્ઞાન કે, અજ્ઞાનથી શું ફળ છે?[૨]. હે દ્વિજોત્તમ! જો એમ હોય તો સર્વનો નાશજ થયેલો છે. ત્યાં સાવધ કે, અસાવધ પુરૂષ વિશેષ શું કરી શકશે?[૩]. જો મોક્ષ થયા પછી ત્યાં દિવ્યાંગના આદિ પ્રાણીનો સંસર્ગ ન હોય અને તે સંસર્ગ જ્યાં હોય તે સ્વર્ગ જેવાં વિનાશી સ્થાન હોય ત્યારે આ લોક કરતાં ત્યાં વિશેષ કાંઇ ન હોવાથી શા ફળ માટે શો નિશ્ચય કરવો? અને એમ કરેલો નિશ્ચય શી રીતે ઘટે? માટે અવિનાશી મોક્ષ સ્વર્ગસુખ છે અને તે અનિર્વચનીય છે[૪]. ભીષ્મ કહે છે કે:–પંચશિખ તે રાજાને અંધકારમાં ઢંકાએલા પુરૂષ જેવો અથવા ભ્રાંતિ પામેલા રોગી જેવો જોઇને પોતાના વચનોવડે તેને પુનઃ શાંતિ ઉત્પન્ન કરીને બોલ્યો કે,–આ જગતનું પર્યવસાન નાશમાં નથી કે, સ્થિતિમાં નથી, પણ આ જગત અવિદ્યાવડે આત્મામાં આરોપિત કરેલું છે. જેમ દોરડીમાં સર્પનો આરોપ કરેલો મિથ્યા છે તેમ એ પણ મિથ્યા છે. આ શરીર, ઇન્દ્રિયો અને મનનો સમુદાય જૂદો જૂદો છતાં કર્મના વિષે એક બીજાને આશ્રયે રહેલો છે. એ સર્વનો આત્મામાં આરોપ છે તે દૂર કરવાથી સર્વ અનર્થની નિવૃત્તિ થઇને કંઠમાં રહેલા વિસ્મૃત મણિની પેઠે, સ્વરૂપાનંદની પ્રાપ્તિ થાય છે[૫-૬]. જગતની ઉત્પત્તિ કરનાર ધાતુઓ પાંચ છે; આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી તે ધાતુઓ સ્વભાવવડે એકત્ર થાય છે અને સ્વભાવવડે વિયુક્ત થાય છે[૭]. શરીરમાં જે પોલાણ છે તે આકાશ છે, પ્રાણ છે તે વાયુ છે, ગરમી છે તે અગ્નિ છે, રૂધિરાદિ પ્રવાહી છે તે જળ છે તથા અસ્થિ આદિ જે કઠિન છે તે પૃથ્વી છે. વળી શરીર પણ જરાયુજ આદિ અનેક પ્રકારનું છે[૮]. શરીરમાં જ્ઞાન, ગરમી અને વાયુ, એ ત્રણ કાર્યનો સંગ્રહ કરનારો ગણ છે. એમાંથી ઇન્દ્રિયાદિ સર્વ નીકળેલાં છે. તેમાં ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના અર્થ, અર્થને પ્રકાશ કરવાપણાનો સ્વભાવ, ઘટાદિ આકારવાળી વૃત્તિરૂપ ચેતના અને સંકલ્પરૂપ મન, એ જ્ઞાનનાં કાર્ય છે. પ્રાણ, અપાન તથા વ્યાન આદિ વાયુઓ વાયુનું કાર્ય છે; ભક્ષણ કરેલા અથવા પાન કરેલા પદાર્થોને પાચન કરીને ઇન્દ્રિયોને તૃપ્ત કરવી તથા ધાતુઓ આદિ ઉત્પન્ન કરવી, તે ઉષ્ણતાનું કાર્ય છે[૯]. શ્રવણેંદ્રિય, ત્વચા, જીહ્વા, ચક્ષુ અને ઘ્રાણ, એ પાંચ ઇન્દ્રિયોના ગુણોનું ઉપાદાન કારણ મન છે[૧૦]. તેમાં વિજ્ઞાનયુક્ત ચેતના ત્રણ પ્રકારની છે; સુખચેતના, દુઃખચેતના અને સુખ-દુઃખરહિત ચેતના. અર્થાત્ જ્ઞાનનું પ્રતિબિંબ જેમાં પડેલું છે એવી ચેતના વૃત્તિ વિષયનું ગ્રહણ કરે છે, ત્યાગ કરે છે અને ઉપેક્ષા કરે છે, એવાં ત્રણ કર્મવાળી છે[૧૧]. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ તથા તેઓની મૂર્તિયો (રૂપાશ્રય દ્રવ્ય) એ છ ગુણ મરણ સુધી જ્ઞાનની સિદ્ધિ કરાવનારાં છે. અર્થાત્ વિષય અને ઇન્દ્રિયના યોગથી જ્ઞાન (પ્રમા) ઉપજે છે[૧૨]. તે શ્રોત્રાદિવડે કર્મ કરવાથી સ્વર્ગાદિ મળે છે, કર્મનો ત્યાગ કરવાથી બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે અને સર્વ તત્વના અર્થનો નિશ્ચય કરવાથી

મોક્ષ મળે છે. તે તત્વનિશ્ચયનેજ શ્રેષ્ઠ "મોક્ષનું બીજ" કહે છે, તેનેજ "બુદ્ધિ" કહે છે તેનેજ "અવ્યય" કહે છે અને તેનેજ "મહત્" કહે છે[૧૩]. જે પુરૂષ આ ગણના સમુદાયને આત્મબુદ્ધિથી જૂએ છે–અનાત્મ વસ્તુમાં આત્મદૃષ્ટિ રાખે છે તે અસમ્યક્ દૃષ્ટિવાળો કહેવાય છે તથા તેને અનંત દુઃખ પ્રાપ્ત થાય છે, તે શમતું નથી[૧૪]. જ્યારે પુરૂષ આત્માથી ભિન્ન સર્વને અનાત્મારૂપે જૂએ છે ત્યારે "હું" પણ નથી અને "મ્હારૂં" પણ નથી, ત્યારે જે દુઃખનો વિસ્તાર પ્રતીત થાય છે તેનું અધિષ્ઠાન શું છે? કેમ કે, આત્મા અસંગ છે અને અહંકાર મિથ્યા છે. માટે દોરડીના સાપના ભયની પેઠે, તે દુઃખનો વિસ્તાર પણ અધિષ્ઠાન–પાયા વિનાનો છે[૧૫]. આ જગ્યાએ ત્હારા મોક્ષના અર્થે +"સમ્યગ્વધ" નામે સર્વોત્તમ ત્યાગશાસ્ત્ર હું તને કહીશ[૧૬]. જેઓ મુક્તિના અર્થે નિરંતર ઉદ્યોગી હોય તેવા પુરૂષોએ પણ સર્વ કર્મનો તથા ધનાદિનો ત્યાગજ કરવો જોઇએ કેમ કે, જે પુરૂષ ત્યાગવિના શાંતિ આદિ રાખીને મોક્ષના અર્થે યત્ન કરતા હોય તેઓને અવિદ્યાદિરૂપ ન સહી શકાય એવો માત્ર ક્લેશ પ્રાપ્ત થાય છે. સર્વ શાસ્ત્રોનું તાત્પર્ય ત્યાગજ છે[૧૭]. દ્રવ્યનો ત્યાગ કરાવવા નિમિત્ત યજ્ઞ કર્માદિનો ઉપદેશ કરેલો છે, ભોગનો ત્યાગ કરાવવાને વ્રતોનો ઉપદેશ કરેલો છે, સુખનો ત્યાગ કરવાના નિમિત્તથી તપનો ઉપદેશ કરેલો છે અને સર્વનો ત્યાગ કરાવવાને યોગનો ઉપદેશ કરેલો છે કેમ કે, સર્વ ત્યાગરૂપી યોગજ ત્યાગની પરિસીમા છે[૧૮]. તે સર્વ ત્યાગનો પ્રકાર–ભેદરહિત માર્ગ હું તને કહું છું; તેથી દુઃખનો નાશ થશે. પણ અન્યથા–ત્યાગ વિના તો દુર્ગતિજ પ્રાપ્ત થશે. (ભાલ્લવી શાખાના બ્રાહ્મણો તો કહે છે કે, સર્વ કોઈને સર્વોત્તમ મોક્ષ–સાધન જોઇએ તો ત્યાગજ છે; ત્યાગ કરતાં કરતાંજ જ્ઞેય વસ્તુનું જ્ઞાન થાય છે અને ત્યાગ કરનારનેજ પરમપદ પ્રાપ્ત થાય છે.) પાંચ જ્ઞાનેંદ્રિયો અને છઠું મન કહીને પછી પાંચ કર્મેન્દ્રિયો અને છઠું બળ (પ્રાણ) એ સર્વે ચિત્તમાં (બુદ્ધિમાં) છે એ હું તને કહીશ. અર્થાત્ એ સર્વે બુદ્ધિમાં છે માટે બુદ્ધિનો ત્યાગ કરવાથી એ સર્વનો ત્યાગ થાય છે[૧૯,૨૦]. બે હાથને કર્મેન્દ્રિય જાણવું, બે પગને ગતીંદ્રિય જાણવું, લિંગને જનનેંદ્રિય અથવા આનંદેંદ્રિય જાણવું, મળત્યાગ કરવામાં ગુદેંદ્રિય જાણવું[૨૧]. શબ્દ વિશેષનો ઉચ્ચાર કરવા માટે વાક્ ઈંદ્રિય જાણવું એ પાંચ કર્મેન્દ્રિયયુક્ત છઠું મન છે. એ પ્રમાણે અગીયાર ઇન્દ્રિયોને જાણીને બુદ્ધિરહિત મનને તજવું. અર્થાત્ મનને તજવાથી પાંચ કર્મેન્દ્રિયોનો ત્યાગ થાય છે અને બુદ્ધિને તજવાથી પાંચ જ્ઞાનેંદ્રિયોનો ત્યાગ થાય છે[૨૨]. શ્રવણ ઇન્દ્રિય કરણ, શબ્દ વિષય અને શ્રવણક્રિયા. અર્થાત્ શ્રવણક્રિયા નિષ્પન્ન કરવાને શ્રોત્ર, શબ્દ અને ચિત્ત, એ ત્રણ ઉપયોગી છે. તેમજ ત્વચા, સ્પર્શ અને ચિત્ત, એ ત્રણ સ્પર્શનક્રિયા કરવામાં ઉપયોગી છે. એજ રીતે દર્શનક્રિયામાં ચક્ષુ, રૂપ અને ચિત્ત, રસગ્રહણ ક્રિયામાં જીહ્વા, રસ અને ચિત્ત તથા ગંધગ્રહણ ક્રિયામાં ઘ્રાણ, ગંધ અને ચિત્ત ઉપયોગી છે[૨૩]. એ પ્રમાણે પાંચ ત્રિક (ત્રણનો સમુદાય) શબ્દાદિ જ્ઞાનની અભિવ્યક્તિ કરે છે, જેથી કારણ કર્મ અને કર્તારૂપ ત્રણ પ્રકારનો ભાવ જૂદા જૂદા અર્થરૂપે ઉપસ્થિત થાય છે. એ પ્રત્યેક ભાવ ત્રણ ત્રણ રૂપે રહેલો છે[૨૪]. સાત્વિક, રાજસ અને તામસ, એવા તેના ત્રણ પ્રકાર છે; તે ભાવોમાં હર્ષાદિ સર્વને સાધનારા ત્રણ પ્રકારના અનુભવ રહેલા છે[૨૫]. ઇષ્ટશ્રવણથી હર્ષ, ઈષ્ટદર્શનથી પ્રીતિ, ઈષ્ટ પ્રાપ્તિથી આનંદ, ઇષ્ટની ભેટથી સુખ અને ચિત્તની શાંતતા, એ લક્ષણ વૈરાગ્યથી, સ્વભાવથી, કે, ઇષ્ટલાભથી ઉપજેલાં હોય તથાપિ

+ **"વધ"** સંજ્ઞાનો અર્થ ગુણાકાર થાય છે. તેથી **સમ્યગ્વધ** સારી રીતે ગુણાકાર, અર્થાત્ જેમાં વારંવાર તત્વોનો અભ્યાસ કરવામાં આવે છે એવું સાંખ્યશાસ્ત્ર.

સાત્વિક ગુણનાં છે[26]. અસંતોષ, પરિતાપ, શોક અને અક્ષમા એ રજોગુણનાં લક્ષણ છે તથા તે પણ સ્વભાવથી કે, કોઈ કારણથી ઉત્પન્ન થયેલાં જોવામાં આવે છે[27]. ગમે તે કારણથી અવિવેક, મોહ, પ્રમાદ, નિદ્રા અને તંદ્રા, એ લક્ષણ પ્રવૃત્ત થાય તો તેને તમોગુણ જાણવો[28]. હવે જો શરીરમાં કે, મનમાં કાંઇ પ્રીતિયુક્ત ભાવ વર્તતો હોય તો તે વખતે સાત્વિક ભાવ પ્રવર્તે છે એમ જાણવું તથા તેને રાખીને રજોભાવ તથા તમોભાવનો ત્યાગ કરવો[29]. જો મનમાં કાંઇ અસંતોષયુક્ત કે, પોતાને અપ્રીતિ કરે એમ વર્તતું હોય તો તે વખતે રજોગુણ પ્રવર્ત્તે છે એમ જાણવું[30]. જો શરીર કે, મનમાં કાંઇ મોહયુક્ત વર્તતું હોય તે જાણવામાં ન આવતું હોય કે, તે વિષે કાંઈ તર્ક પણ પહોંચતો ન હોય તો તે વખતે તમોગુણ પ્રવર્ત્તે છે એમ જાણવું[31]. શ્રોત્ર એ આકાશનું આશ્રિત ભૂત છે અને શબ્દ શ્રોત્રનો આશ્રિત છે; માટે શ્રોત્ર અને શબ્દ એ બન્ને પરંપરાવડે તો આકાશજ છે, તથાપિ શબ્દનું વિજ્ઞાન થવાથી આકાશ અને શ્રોત્ર એ બન્ને વિજ્ઞાનના વિષય થતા નથી, તેમ શબ્દ આકાશ અને શ્રોત્રથી જૂદો પણ નથી, માટે શબ્દનું વિજ્ઞાન થવાથી આકાશ અને શ્રોત્ર એ અજ્ઞાનના પણ વિષય થતા નથી. પણ શબ્દ આકાશનો ગુણ છે તથા શ્રોત્ર આકાશનું કાર્ય છે, માટે શ્રોત્રાદિનો લય કરવાથી શબ્દ અને આકાશ કે, જે તેથી ભિન્ન નથી તેનો પણ લય થશે. શ્રોત્રાદિ ચિત્તથી જૂદાં નથી માટે ચિત્તનો લય કરવાથી શ્રોત્રાદિ સર્વનો લય થશે. ચિત્ત પણ બુદ્ધિથી જૂદું નથી માટે બુદ્ધિનો લય થવાથી સર્વનો લય થશે[32]. એજ પ્રમાણે ત્વચા, ચક્ષુ, જીહ્વા, નાસિકા તથા સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ સર્વનો લય ચિત્તમાં તથા ચિત્તનો લય બુદ્ધિમાં કરવો. ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષયો મળીને દશે પોતપોતાનાં કર્મ એકકી વખતે કરે છે તથા અગિયારમું ચિત્ત તે સર્વમાં અનુગત છે તથા એકકી વખતે તે સર્વનું જ્ઞાન કરનાર બારમી બુદ્ધિ છે[33,34]. સુષુપ્તિ અવસ્થામાં તે બારે ભાવ એકેકાળે પ્રવર્તતા નથી તથાપિ “ આત્માનો તેમાંથી નાશ થાય છે ” એમ સમજવું નહિ. જ્ઞાતૃ, જ્ઞાન અને જ્ઞેય એ ત્રણે જે વખતે એકે કાળે ભાસમાન થાય છે. તે આત્માનું વાસ્તવ તત્વજ નથી. અયુગપદ્‌ભાવ ( એકેકાળે બહુનો ભાસ ન થવો ) એજ આત્માનું વાસ્તવિક તત્વ છે. આત્મા અનેક ભાવોને એકે કાળે જાણે છે એવો જે વ્યવહાર છે તે લૌકિક છે. જેમ વ્યવહારમાં યુગપદ્‌ભાવ મિથ્યા છે તેમ સ્વપ્નમાં યુગપદ્‌ભાવ દેખાય છે તે પણ મિથ્યા છે[35]. પૂર્વે જોયેલા કે, સાંભળેલા ભાવોને સૂક્ષ્મ ઇન્દ્રિયો તથા મન પુનઃ ચિંત્વન કરીને તેનો વિષયમાં સંગ કરવાની ભાવના કરે છે તથા સ્વપ્નદર્શી પુરૂષ સાત્વિકાદિ ત્રણ ગુણોસહિત તે ભાવનાને અનુસરે છે, તેને “સ્વપ્ન” કહે છે[36]. તમોગુણવડે હણાયલા ચિત્તની પ્રવૃત્તિ પ્રકાશાત્મક આત્માને ખેંચી લઇને મોક્ષની પેઠે અનંતપણારહિત અવસ્થામાં લાવીને તેને દેહમાં વિરામ પમાડી દે છે–પૂર્વે કહેલા યુગપદ્‌ભાવનો ઉચ્છેદ કરે છે, તેને “તામસ સુખ” કહે છે તથા તે સુખનો અનુભવ સુષુપ્તિમાં થાય છે[37]. કૈવલ્ય સુખ પણ સુષુપ્તિના સરખુંજ છે પરંતુ પ્રકાશાત્મક છે. જે સુખ વેદબોધિત આનંદ બ્રહ્મયુકત છે કે, જેમાં દ્વૈત–દુઃખ જોવામાં નથી આવતું, તથા જેમાં અવ્યકત તમોભાવ જેવું કાંઈ હોય નહિ (યદ્યપિ વસ્તુતઃ તમોભાવ નથી તથાપિ દ્વૈત–દર્શનના અભાવની સમતાથી જેમાં જ્ઞાતૃ આદિ વિભાગ છે નહિ) તેમ અદ્વૈતદર્શન માત્ર છે તે સુખને “કૈવલ્ય સુખ” કહે છે[38]. મોક્ષમાં પણ અહંકારથી માંડીને ઘડાપર્યંત દશ્યમાન ગુણ કેટલાકને પોતાના કર્મના હેતુથી પ્રતીત થઇને વજ્રના પાંજરાની પેઠે, આવિર્ભૂત થાય છે અને કેટલાકને ત્રણે કાળમાં હોતોજ નથી[39]. પૂર્વે કહેલાં ભૂતાદિ સમાહારને અધ્યાત્મચિંતકો “ક્ષેત્ર” કહે છે તથા મનમાં જે ભાવસ્થિત છે તેને “ક્ષેત્રજ્ઞ” કહે છે. એ પ્રમાણે સર્વ ભૂતો અનાદિ કાળની

અવિદ્યારૂપ કાર્યવડે કર્મના વશ થઇને સ્વભાવથી વ્યવહારમાં પ્રવર્તે છે[૪૦]. તો ઉચ્છેદ કોનો? તથા શાશ્વત પણ કોણ? અથવા શાશ્વત આત્માનો ઉચ્છેદ કેમ થાય? તાત્પર્ય કે, ભૂતાદિ સમુદાયનો સ્વરૂપે કરીનેજ અભાવ છે તો તેનો ઉચ્છેદ સંભવતો નથી, તેમ આત્મા શાશ્વત છે માટે તેનો પણ ઉચ્છેદ સંભવતો નથી[૪૧]. જેમ નાની નદીઓ મોટા નદમાં સમાઇને પોતાનાં નામ તથા રૂપનો ત્યાગ કરે છે અને તે મોટા નદ પણ સમુદ્રમાં સમાઇને પોતાનાં નામ તથા રૂપનો ત્યાગ કરે છે, તેજ પ્રમાણે મહત્‌થી આરંભીને ઘટપર્યંત રહેલાં સર્વ સત્વોનો ઉત્પત્તિના વિપરીત ક્રમવડે લય થાય છે, અર્થાત્ સ્થૂલ-સૂક્ષ્મમાં લય પામે છે, સૂક્ષ્મ કારણમાં લય પામે છે અને કારણ શુદ્ધ બ્રહ્મમાં લય પામે છે[૪૨]. એ પ્રમાણે જીવ ઉપાધિમિશ્ર હોવાથી દર્પણમાં દેખાતા મુખની પેઠે તેનું ગ્રહણ થાય છે ખરૂં, પરંતુ જ્યારે તે ઉપાધિરહિત થાય ત્યારે તેની સંજ્ઞા (આ હું "દેવદત્ત છું" એમ ગ્રહણ) કેમ કરીને સંભવે?[૪૩]. મોક્ષ પામવાની ઇચ્છાવાળો જે પુરૂષ આ વિદ્યાને જાણે છે તથા સાવધ થઇને આત્માને પ્રાપ્ત કરવા માટે શમાદિ સાધનમાં તત્પર થાય છે, તે પુરૂષ, જેમ કમળનું પત્ર જળથી સીંચાયા છતાં જળથી લેપાયમાન થતું નથી, તેમ અનિષ્ટ એવાં કર્મફળથી લેપાતો નથી[૪૪]. જ્યારે પ્રાણી પ્રજાના નિમિત્તથી અને દેવતાઓના નિમિત્તથી પ્રાપ્ત થયેલાં અનેક દૃઢ બંધનોમાંથી મુક્ત થઇને સુખ-દુઃખનો ત્યાગ કરે છે ત્યારે પંચ પ્રાણ, મન, બુદ્ધિ અને દશ ઇન્દ્રિયાત્મક લિંગ શરીરરહિત થઇને સર્વોત્તમ ગતિને પામીને મુક્ત થાય છે[૪૫]. પુરૂષ "तत्त्वमसि" મહાવાક્યનો બોધ થવાથી અને વેદમાં કહેલાં શમદમાદિ આચરવાથી જરા અને મરણનો ભય તજીને સૂઈ રહે છે, અર્થાત્ તેને જરા-મૃત્યુનો ભય રહેતો નથી. તથા એ પ્રમાણે જ્યારે તેનાં પુણ્ય અને પાપનો ક્ષય થાય છે તથા તે પુણ્ય-પાપનાં ફળરૂપ સુખ-દુઃખ નાશ પામે છે ત્યારે માત્ર અસ્મિતા બુદ્ધિતત્વમાં રહીને તથા ત્યાં આસક્ત ન થઇને-હાર્દાકાશાખ્ય સગુણ બ્રહ્મનો આશ્રય કરીને નિર્લેપ તથા નિર્ગુણ બ્રહ્મને જૂએ છે[૪૬]. જેમ કરોળિયો પોતાના ઉત્પન્ન કરેલા તાંતણાના ઘરમાં રહે છે, તેમજ જીવ પણ અવિદ્યાને વશ થઇને પોતાના કરેલા કર્મના ઘરમાં રહે છે. જેમ કરોળિયો પોતાના તાંતણાના ઘરનો ત્યાગ કરે છે, તેમ જીવ પણ કર્મથી મુક્ત થઇને દુઃખનો ત્યાગ કરે છે અને જેમ માટીનો ગોળો વેગથી પથ્થર સાથે પછડાયો હોય તો તેના ચૂરે ચૂરા થઈ જાય છે, તેમ તેનાં કર્મબંધન પણ નાશ પામે છે[૪૭]. જેમ "રૂરૂ" નામે મૃગ જૂના શીંગડાને તજી દે છે તથા જેમ સર્પ જૂની ત્વચાને તજી દઇને જોવામાં ન આવે તેમ ચાલ્યો જાય છે, તેમ મુક્ત થયેલો પુરૂષ દુઃખને તજી દે છે[૪૮]. જેમ આસક્તિ વિનાનું પક્ષી જળમાં પડતા ઝાડને તજીને ઉડી જાય છે, તેમ સુખ-દુઃખને તજીને લિંગરહિત થયેલો મુક્ત પુરૂષ શ્રેષ્ઠ ગતિને પામે છે[૪૯]. આ પ્રમાણે જ્ઞાન થવાથી મૈથિલ રાજાએ પોતાના નગરને અગ્નિવડે બળતું જોઇને પોતેજ કહ્યું હતું કે,-મિથિલા નગરી બળે છે તેમાં મ્હારૂં કાંઈ બળતું નથી. એ પ્રમાણે પંચશિખ આચાર્યે કહેલા આ મોક્ષજ્ઞાનને સાંભળીને તથા તેથી તે રાજાએ સમગ્ર જગતને મિથ્યા જોઇને પરમાર્થનો નિશ્ચય કર્યો અને શોકરહિત તથા પરમ સુખી થઇને વર્તવા લાગ્યો[૫૦,૫૧]. હે રાજન્! જે આ મોક્ષના નિશ્ચયનો પાઠ કરશે તથા નિરંતર તેનો વિચાર કરશે તે પુરૂષ, જેમ મૈથિલ રાજા કપિલના શિષ્ય પંચશિખને પામીને મુક્ત થયો, તેમ દુઃખરહિત થઇને ઉપદ્રવોનો અનુભવ નહિ કરે તથા મુક્ત થશે[૫૨].

॥ इमं हि यः पठति च मोक्षनिश्चयं महीपते सततमवेक्षते तथा ।
॥ उपद्रवाम्नानुभवत्यदुःखितः प्रमुच्यते कपिलमिवैत्य मैथिलः ॥ ५२ ॥

इति श्रीमहा० शां० मो० पू० पंचशिखवाक्यं नाम गु० भा० षट्चत्वारिंशत्तमोऽध्यायः ॥४६॥

## અધ્યાય ૪૭ મો–દમ–બાહ્યેંદ્રિયનિગ્રહની પ્રશંસા.

**युधिष्ठिर उवाच** ॥ किं कुर्वन् सुखमाप्नोति किं कुर्वन् दुःखमाप्नुयात् ॥
॥ किं कुर्वन् निर्भयो लोकः सिद्धश्चरति भारत ! ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે ભારત ! મનુષ્ય શું કરીને સુખને પામે તથા શું કરીને દુઃખને પામે ? તેમજ શું કરીને ભયરહિત થઇને સિદ્ધ થઇ ફરે ?[1]. ભીષ્મ કહે છે કે,–વેદાધ્યયનમાં એકાગ્ર થયેલા વૃદ્ધો સર્વ વર્ણને અને વિશેષે બ્રાહ્મણને દમ ( ઇન્દ્રિયદમન કરવાનો ગુણ ) રાખવાની પ્રશંસા કરે છે[2]. જે પુરૂષે ઇન્દ્રિયોને દમન કરી નથી તેના કોઈ કર્મની બરાબર સિદ્ધિ થતી નથી. ક્રિયા, તપ અને સત્ય, એ સર્વ દમમાં રહેલું છે[3]. દમ તેજને વધારે છે અને દમ પવિત્ર ગુણ છે. જે પુરૂષ દમશીળ છે તે પાપરહિત અને ભયરહિત થઇને મહત્ પદાર્થ ( મોક્ષ ) ને પામે છે[4]. દમગુણથી યુક્ત પુરૂષ સુખથી શયન કરે છે, સુખથી જાગે છે અને સુખથી લોકમાં વ્યવહાર કરે છે તથા તેનું મન પણ પ્રસન્ન રહે છે[5]. દમવડે તેજને ધારણ કરાય છે, દમવડે રાજસ ગુણને જીતી શકાય છે તથા દમવડે કામાદિ ઘણા વિકારોને આત્માથી પૃથક્ જાણવામાં આવે છે[6]. જેમ પ્રાણીઓને વ્યાઘ્રાદિ હિંસક પશુઓથી સદૈવ ભય રહે છે, તેમ દમ ગુણ વિનાના પુરૂષોથી પણ પ્રાણીઓને સદા ભય ઉત્પન્ન થયા કરે છે. બ્રહ્મદેવે એવા અદાંત ( દમ ગુણ વિનાના ) પુરૂષોને અટકાવવાને માટે રાજાને ઉત્પન્ન કર્યો છે[7]. સર્વ આશ્રમોમાં દમજ મુખ્ય છે; તે આશ્રમોના ધર્મ પાળવામાં જે અધિક ફળ છે, તે દમ ગુણવાળાને પ્રાપ્ત થાય છે[8]. જેઓને દમ ગુણ ઉપજ્યો છે તેઓનાં લક્ષણ કહું છું:–અદીનતા, અસંરંભ ( અભિનિવેશનો અભાવ ), સંતોષ, શ્રદ્ધાળુપણું[9]. અક્રોધ, સરળતા, લૌકિક અર્થના અતિ ભાષણનો અભાવ, અભિમાનનો અભાવ, ગુરૂપૂજા, અસૂયાનો ત્યાગ, પ્રાણીઓ ઉપર દયા, ચાડીઆપણાનો અભાવ[10]. રાજાદિની વાર્તાનું વર્જન, મિથ્યા ભાષણનો અભાવ, સ્તુતિ કે, નિંદાનો ત્યાગ, મોક્ષના અર્થવાળા થઇને સુખ–દુઃખાદિના અનુભવમાં તે પછીના વખતની આશા ન રાખવી અર્થાત્ જે સમયે જે સુખ–દુઃખ પ્રાપ્ત થયાં તે ભોગવવાં પણ તે પછી "મને અમુક સુખ પ્રાપ્ત થાય" એમ ઇચ્છા ન રાખવી. એવાં લક્ષણ દમ ગુણવાળા પુરૂષનાં હોય છે[11]. વળી દમ ગુણવાળો મનુષ્ય કોઇની સાથે વેર કરતો નથી, શઠતા છોડીને બીજાનો સત્કાર કરે છે, કોઈ નિંદા કે, સ્તુતિ કરે તેથી વિષાદ કે, હર્ષને ન પામતાં સમાન મન રાખે છે, સારાં આચરણ રાખે છે, શીળ ગુણથી સંપન્ન હોય છે, ચિત્તને શુદ્ધ રાખે છે, ધીરજવાળો હોય છે તથા તેણે કામાદિ દોષને જીતેલા હોય છે[12]. એવો દમ-ગુણવાળો પુરૂષ લોકમાં સત્કાર પામીને મૃત્યુ પામ્યા પછી સ્વર્ગમાં જાય છે, વળી તે પુરૂષ સર્વ લોકને દુકાળમાં દુર્લભ અન્નાદિ આપીને આનંદ પામે છે તથા સુખી થાય છે[13]. દમગુણયુક્ત સર્વ પ્રાણીઓના હિતમાં ઉદ્યોગી હોય છે તથા કોઈ મનુષ્યોનો દ્વેષ કરતો નથી. જળના મોટા ધરાની પેઠે ક્ષોભ પામતો નથી, પણ પોતાના મનમાં જ્ઞાનવડે તૃપ્ત રહીને પ્રસન્ન થાય છે[14]. જેને સર્વ પ્રાણીઓથી સદૈવ અભય હોય છે તથા સર્વ પ્રાણીઓને જેનાથી સર્વદા અભય હોય છે એવો દમગુણવાળો બુદ્ધિમાન પુરૂષ સર્વ કોઇએ નમસ્કાર કરવા યોગ્ય છે[15]. મોટો અર્થ સિદ્ધ થયો હોય તથાપિ તે હર્ષ પામતો નથી કે, મોટું સંકટ ઉત્પન્ન થયું હોય તથાપિ તે શોકને પામતો નથી એવો અપાર બુદ્ધિવાળો બ્રાહ્મણ દમગુણયુક્ત કહેવાય છે[16]. જે સદૈવ વેદનું અધ્યયન કરનારો, સત્પુરૂષોએ આચરેલા માર્ગનું સેવન કરનારો, પવિત્ર અને દમ ગુણવાળો પુરૂષ હોય છે તે પોતાનાં દમગુણયુક્ત કર્મવડે મોટાં ફળને ભોગવે છે[17]. અસૂયા ગુણનો ત્યાગ, ક્ષમા, શાંતિ સંતોષ, મધુર વચન બોલવાપણું, સત્ય,

દાન અને અનાયાસ, એ કાંઈ દુરાત્મા પુરૂષોનો માર્ગ નથી, પણ દમગુણવાળા પુરૂષનો માર્ગ છે[૧૮]. કામ, ક્રોધ, લોભ, બીજાની ઈર્ષ્યા તથા પોતાની વડાઈનું કથન, એ દુરાત્મા પુરૂષોનો માર્ગ છે. બ્રહ્મચર્ય આચરનાર, ઇંદ્રિયજીત અને જેનું વ્રત પ્રશંસા કરવા યોગ્ય છે એવા બ્રાહ્મણે આ ઘોર અંધકારરૂપ સંસારમાં પરાક્રમ કરીને કામ અને ક્રોધને વશમાં કરવા તથા દેહનું પતન થવાના કાળની વાટ જોતાં જોતાં, ઉપદ્રવ થવા છતાં પણ ઉપદ્રવરહિત હોય તેમ મનને દૃઢ રાખીને વ્યવહાર કરવો[૧૯,૨૦].

॥ विक्रम्य घोरे तमसि ब्राह्मणः संशितव्रतः । कालाकांक्षी चरेल्लोकान् निरपाय इवात्मवान् ॥२०॥

**इति श्रीमहा० शांति० मोक्षधर्मे पू० गु० भा० दमप्रशंसायां सप्तचत्वारिंशोऽध्यायः ॥४७॥**

## અધ્યાય ૪૮ મો-અમૃતપ્રાશી કોને કહેવો?

**युधिष्ठिर उवाच** ॥ द्विजातयो व्रतोपेता यदिदं भुंजते हविः ॥
॥ अन्नं ब्राह्मणकामाय कथमेतत्पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે,—હે પિતામહ! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વ્રતદીક્ષા ધારણ કરીને દેવતાને આપતાં શેષ રહેલા હવિ તથા માંસમદ્યાદિનું પૂર્વ કહેલા-બે પ્રકારના તંત્રમાં કહેલા સ્વર્ગ-પુત્રાદિ કામના અર્થે ભક્ષણ કરે છે તે યુકત છે કે, અયુકત છે? તે કહો; અર્થાત્ "પ્રાણી માત્રની હિંસા કરવી નહિ" એમ વેદમાં કહેલું છે અને પશુ હોમવાનો વિધિ પણ વેદમાં કહેલો છે તે પરસ્પર વિરૂદ્ધ છે કે, નહિ? તે કહો[૧]. ભીષ્મ કહે છે કે,—જેઓ વેદમાં નહિ કહેલાં વ્રતને ધારણ કરીને કાર્ય સિદ્ધ કરવાના અર્થે માંસ તથા મદ્યનું ભક્ષણ કરે છે તેઓ તો આ લોકમાં પણ અધોગતિને પામેલા છે તથા પરલોકમાં પણ અધોગતિને પામે છે. હે યુધિષ્ઠિર! જે પુરૂષો વેદમાં કહેલા વિધિ પ્રમાણે દીક્ષા લઇને ફળની પ્રીતિવાળા થઈને માંસ--મદ્યાદિનું સેવન કરે છે તેઓ સ્વર્ગમાં જઈને પછીથી અધોગતિને પામે છે[૨]. યુધિષ્ઠિર કહે છે કે,-કેટલાક પુરૂષો ઉપવાસ કરીને દેહપીડા કરવી તેને "તપ" કહે છે. હે મહારાજ! તેને "તપ" કહેવું કે, ન કહેવું? તો જો તમે બીજો પક્ષ સ્વીકાર કરતા હો, તો પછી કોને તપ કહેવું? તે કહો[૩]. ભીષ્મ કહે છે કે,-કેટલાક પુરૂષો એક માસ કે, એક પક્ષ સુધી ઉપવાસ કરવા તેને "તપ" માને છે, પણ તેથી આત્મવિદ્યામાં વિઘ્ન થાય છે માટે સત્પુરૂષો તેને "તપ" માનતા નથી[૪]. આત્મવિદ્યાને ઉપકાર કરનારૂં તપ આ પ્રમાણે છેઃ-સર્વ પ્રાણીને ભય ઉત્પન્ન કરનારાં કર્મનો ત્યાગ કરવો તથા સર્વ પ્રાણીઓનું આરાધન કરવું એટલે પ્રાણીઓ જેમ પ્રસન્ન રહે તેમ કરવું તેને ઉત્તમ "તપ" કહે છે. કદાચિત્ તેવો પુરૂષ ત્યાગી ન હોય પણ ગૃહસ્થ હોય તથાપિ એ પ્રમાણે આચરણ કરે તો તેને સદા ઉપવાસી અને સદા બ્રહ્મચારી જાણવો[૫]. તેનેજ સદૈવ મુનિ અને તેનેજ વૈશ્વદેવની અંતે પ્રાપ્ત થયેલા અતિથિનું દેવની પેઠે પૂજન કરનારો જાણવો. હે ભારત! જે, ગૃહસ્થ ધર્મના અર્થે એવું તપ કરતો હોય તેને સદૈવ જાગ્રત જાણવો[૬]. વળી તે તપ કરનારાએ સદૈવ માંસભક્ષણ કરવું નહિ, સદા પવિત્ર રહેવું, સદા અમૃતનું ભોજન કરવું, સદૈવ દેવતા અને અતિથિનું પૂજન કરવું[૭]. સદા વિઘસાશી (દેવો અને પિતૃઓના અવશેષને જમનાર) થવું, સદૈવ અતિથિને ભોજન કરાવવાના વ્રતવાળા થવું; સદૈવ શ્રદ્ધાયુક્ત થવું તથા સદૈવ દેવતા અને બ્રાહ્મણને પૂજનારા થવું[૮]. યુધિષ્ઠિર કહે છે કે,-સદા ઉપવાસી કેવી રીતે થવાય? સદા બ્રહ્મચારી કેવી રીતે થવાય? વિઘસાશી કેવી રીતે થવાય? અને

સદૈવ અતિથિના વ્રતવાળા કેવી રીતે થવાય ?[૯]. ભીષ્મ કહે છે કેઃ-પ્રાતઃકાળનું ભોજન તથા સાયંકાળનું ભોજન, એ બેની વચમાં જે કાંઇ ભક્ષણ કરતો નથી તેને સદા ઉપવાસી જાણવો[૧૦]. જે ત્રૈવર્ણિક (બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય) ઋતુકાળમાં સ્ત્રી સાથે ગમન કરે છે અને બીજે સમયે નથી કરતો તેને સદા બ્રહ્મચારી જાણવો. જે પુરૂષ સદા જ્ઞાનનિષ્ઠ છે તેને સદા સત્યવાદી જાણવો[૧૧]. જે પુરૂષ વૃથામાંસભક્ષણ કરતો નથી તેને અમાંસાશી (માંસ ભક્ષણ નહિ કરનાર) જાણવો. જે નિત્ય દાન કરે છે તેને સદા પવિત્ર જાણવો. જે દિવસે સૂતો નથી તેને સદા જાગનારો જાણવો[૧૨]. હે યુધિષ્ઠિર ! જે પુરૂષ, પોતાના પોષ્યવર્ગ તથા અતિથિના ભોજન કર્યા પછી જમે છે તે કેવળ અમૃત જમે છે એમ જાણવું[૧૩]. જે બ્રાહ્મણ અતિથિ આદિકે ભોજન ન કર્યું હોય ત્યાં સુધી જમતો નથી તે સ્વર્ગને જીતે છે[૧૪]. જે પુરૂષ દેવ, પિતૃ અને અતિથિને આપતાં શેષ રહેલા અન્નને જમે છે તેને "વિઘસાશી" કહે છે[૧૫]. તેઓને બ્રહ્માના સ્થાનમાં અનંત લોકની પ્રાપ્તિ થાય છે તથા તેઓ અપ્સરાઓસહિત દેવરૂપ થઇને અનંત લોકોમાં વિચરે છે[૧૬]. જે પુરૂષો દેવતા અને પિતૃઓની સાથે ભોજન કરે છે તેઓ પુત્ર અને પૌત્રસહિત વિનોદ કરે છે તથા તેઓને સર્વોત્તમ ગતિ પ્રાપ્ત થાય છે[૧૭].

॥ देवताभिश्च ये सार्धं पितृभ्यश्चोपभुंजते । रमन्ते पुत्रपौत्रैश्च तेषां गतिरनुत्तमा ॥ १७ ॥

**इति श्रीमहा० शां० मो० पृ० गु० भा० अमृतप्राश्नीको नाम अष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥**

## અધ્યાય ૪૯ મો-પ્રહ્લાદ અને ઇંદ્રનો સંવાદ.

**युधिष्ठिर उवाच** ॥ यदिदं कर्म लोकेऽस्मिन् शुभं वा यदि वाशुभम् ॥
॥ पुरुषं योजयत्येव फलयोगेन भारत ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે ભારત ! આ લોકમાં શુભ કે, અશુભ કર્મ જે પુરૂષને ફળના યોગથી યોજે છે તેનો કર્તા પુરૂષ છે કે, નથી ? એવો મને સંશય છે. હે પિતામહ ! હું તે સંશયનું યથાર્થ નિરાકરણ તમારાથી સાંભળવાને ઇચ્છું છું. અર્થાત્-કણાદ મતવાળા તાર્કિકો પુરૂષને "કર્તા" કહે છે; કપિલ મતવાળા સાંખ્યો "અકર્તા" કહે છે. જો કર્તા માનીશું, તો મોક્ષ પ્રાપ્ત થશે નહિ કેમ કે, સ્વાભાવિક કર્તૃત્વનો અગ્નિની ઉષ્ણતાની પેઠે, આશ્રય નાશ થયા વિના નાશ સંભવતો નથી. જો પુરૂષને અકર્તા માનીશું તો જડ દેહ કાંઇ પ્રેરણા કરી શકતો નથી અને ચેતનને કર્તૃત્વ નથી એમ શાસ્ત્ર કહે છે માટે શાસ્ત્ર અનર્થક થાય છે. એવો સંશય છે[૧,૨]. ભીષ્મ કહે છે કેઃ-હે યુધિષ્ઠિર ! આ વિષે પણ પ્રહ્લાદ અને ઇન્દ્રના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[૩]. એક વખતે પ્રહ્લાદ એકાંતમાં બેઠો હતો. તેની બુદ્ધિ જોવાને ઇન્દ્ર તેની પાસે ગયો. તે *પ્રહ્લાદ ફળની ઇચ્છાથી રહિત હતો, તેણે પાપનો નાશ કર્યો હતો અથવા કામને દૂર કર્યો હતો, તે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો અને ઘણો વિદ્વાન હતો, તે આળસરહિત, ગર્વરહિત, સાત્વિક ગુણવાળો અને પોતાને યોગ્ય એવા શમાદિ ધર્મમાં આસક્ત હતો. નિંદા અને સ્તુતિ એ બન્ને તેને સમાન હતાં, તે દમગુણયુક્ત થઇને એકાંત ઘરમાં બેઠેલો હતો, તે સ્થાવર-જંગમ પ્રાણીમાત્રની ઉત્પત્તિરૂપ અપરિણામી પરમાત્માને જાણતો હતો, તે પ્રિય વસ્તુની પ્રાપ્તિથી હર્ષને પામતો નહોતો કે, અપ્રિય વસ્તુની પ્રાપ્તિથી ક્રોધને પામતો નહોતો. તે સુવર્ણ અને માટીનું ઢેફું, એ બંનેમાં સમાન દૃષ્ટિથી જોતો હતો, તે આનંદરૂપ ચિન્માત્ર આત્માના વિષે કુતર્કથી પરાભવ ન પામતાં,

* તત્વજ્ઞાનીઓમાં જે લક્ષણ હોવાં જોઇએ તે પ્રહ્લાદના નિમિત્તે કહે છે.

ધીર સરખો હતો. તેણે નિશ્ચય કરવાના તત્વનો નિશ્ચય કર્યો હતો, પ્રાણીમાત્રમાં "પર કોણ અને તેથી અવર (નીચો) કોણ?" તેને તે જાણતો હતો. તે સર્વજ્ઞ તથા નિર્વિશેષ દર્શનવાળો હતો. એવો પ્રહ્લાદ ઇન્દ્રિયોનો સંયમ કરીને એકાંતમાં બેઠો હતો, ત્યાં ઇન્દ્ર તેની બુદ્ધિને જાણવાની ઇચ્છાથી તેની પાસે જઇને બોલ્યો કે,-જે ગુણોવડે આ લોકમાં કોઇ પણ પુરૂષ સર્વ પુરૂષોમાં માનવંતો થાય-માન પામે, તે સઘળા ગુણો ત્હારામાં સ્થિર થયેલા છે એમ મને જણાય છે[૪-૯]. છતાં પણ ત્હારી બુદ્ધિ (ઉપર ઉપરથી જોતાં) બાળકના સરખી દિસે છે. વારૂં, તું આત્માને જાણનારો છે ત્યારે અમને કહે કે, તેં આત્મજ્ઞાનના અર્થે વિશેષ પ્રશસ્ત સાધન શું માનેલું છે?[૧૦]. તું પાશવડે બંધાયો, સ્થાનથી ભ્રષ્ટ થયો, શત્રુઓના વશમાં આવી પડયો અને લક્ષ્મીરહિત થયો પણ હે પ્રહ્લાદ! તું શોક કરવા યોગ્ય દશાનો શોક કરતો નથી[૧૧]. હે પ્રહ્લાદ! તું પોતાનું દુઃખ જોઇને પણ સ્વસ્થ સરખો દેખાય છે, તે જ્ઞાનવડે કે ધીરજવડે? તે મને કહે[૧૨]. એ પ્રમાણે ઇંદ્રના વચનને સાંભળીને જેણે નિશ્ચય કરવા યોગ્ય તત્વનો નિશ્ચય કરેલો છે એવા ધીર પ્રહ્લાદે મધુર વચનથી પોતાના જ્ઞાનનું વ્યાખ્યાન કરીને તેને આ પ્રમાણે કહ્યું[૧૩]. પ્રહ્લાદ કહે છે કે,-જે પુરૂષ, પ્રાણીઓને ભોગ તથા અપવર્ગ (સ્વર્ગ-મોક્ષ) સિદ્ધ કરી આપનારી અનુલોમ અને પ્રતિલોમ પરિણામવાળી મૂળ પ્રકૃતિ કે, જે કર્તૃ, કરણ અને ક્રિયારૂપ છે તેને આત્માથી જૂદી જાણતો નથી તેને મૂર્ખપણાવડે જડતા ઉપજે છે, પણ જે તેને આત્માથી જૂદી જાણે છે તેને જડતા ઉપજતી નથી[૧૪]. સર્વ ભાવ તથા અભાવ સ્વભાવવડેજ પ્રવૃત્ત થાય છે, ભોગ અને અપવર્ગરૂપ પુરૂષાર્થ કાંઈ છે નહિ. અર્થાત્ જેમ ગાભણી ગાયના આવલામાં સ્વભાવથી દૂધ ભરાય છે-તેને પ્રેરકની કાંઈ જરૂર રહેતી નથી, તેમ સર્વ ક્રિયાઓ પ્રકૃતિવડેજ બને છે. હવે જ્યારે પ્રકૃતિજ કર્મને કરનારી છે ત્યારે તેનો ભોકતા પુરૂષ (આત્મા) હોય એ ન્યાયયુકત નથી, માટે પુરૂષ ભોકતા ન થતાં પ્રકૃતિજ ભોગવનારી થાય છે[૧૫]. ઉપર કહ્યા પ્રમાણે પુરૂષાર્થનોજ સંભવ નથી તો પછી કોઈ કર્તા નથી એ પણ સિદ્ધ છે. પુરૂષ કાંઈ કરતો નથી પરંતુ તેને અવિદ્યાથી માત્ર કર્તાપણાનું અભિમાન ઉપજે છે[૧૬]. જે પુરૂષ પોતાને સારા કે, માઠા કૃત્યનો કરનાર માને છે તે પુરૂષની બુદ્ધિ તત્વને નહિ જાણનારી અને દોષવાળી છે એમ હું માનું છું[૧૭]. હે શક્ર! જો પુરૂષજ કર્તા હોય તો તે પોતાના કલ્યાણ માટે જે જે આરંભ કરે છે તે સઘળા સિદ્ધ થવા જોઇએ[૧૮]. પણ પૂર્વે એવું કોઇ વખત થયું નથી. આપણા જોવામાં તો એમ આવે છે કે, પુરૂષો યત્ન કરીને પણ જે અનિષ્ટને સંપાદન કરવાને ઇચ્છતા નથી તે અનિષ્ટ તેઓને પ્રાપ્ત થાય છે અને જે પ્રિય વસ્તુની પ્રાપ્તિને ઇચ્છેછે તે વસ્તુઓની પ્રાપ્તિ ન થતાં નિવૃત્તિ થાય છે ત્યારે પછી પુરૂષાર્થનું ફળ કયાં રહ્યું?[૧૯]. વળી કેટલાક પુરૂષોને અનિષ્ટ વસ્તુની નિવૃત્તિ અને ઇષ્ટની પ્રાપ્તિ પ્રયત્ન વિના સ્વયમેવ સ્વભાવથી સિદ્ધ થયેલી જોવામાં આવે છે[૨૦]. કેટલાક ઘણા રૂપવાન તથા બુદ્ધિમાન પુરૂષો રૂપવિનાના તથા અલ્પબુદ્ધિવાળા પુરૂષો પાસેથી ધન મળવાની ઇચ્છા કરતા દેખાય છે[૨૧]. જો પુરૂષને સ્વભાવથી પ્રેરિત થયેલાં શુભ અને અશુભ સર્વ ગુણો પ્રાપ્ત થાય છે તો "હું સુખી છું, હું કર્તા છું, હું ભોકતા છું." એવો અભિમાન કોણે શા કારણથી કરવો?[૨૨]. મોક્ષ અને આત્મજ્ઞાન એ સર્વ પણ સ્વભાવથીજ થાય છે એવું મ્હારૂં નિશ્ચય માનવું છે. કેમ કે, બંધ પણ અસત્ છે ત્યારે મોક્ષ પણ અસત્ છે, હું એથી બીજે પ્રકારે માનતો નથી[૨૩]. કેટલાક શુભ અને અશુભ ફળના યોગને કર્મથી ઉત્પન્ન થયેલો માને છે, પણ હું તમને કર્મથી ઉત્પન્ન થયેલો સર્વ વિષય કહું તે સાંભળો[૨૪]. જેમ કાગડો ભાતના દાણા ખાતો ખાતો, તે બીજાને પ્રકાશ કરે છે એ તેનો સ્વભાવ છે,

તેમ સર્વ પ્રકારનાં કર્મ સ્વભાવને માત્ર પ્રકાશિત કરે છે, કાંઈ પ્રેરણા કરતાં નથી[૨૫]. જે મનુષ્ય માત્ર વિકારનેજ જાણે છે પણ તે વિકારોના પરમ ઉપાદાન બ્રહ્મને જાણતો નથી તેને મૂર્ખપણાથી જડતા પ્રાપ્ત થાય છે; પણ જે પર પ્રકૃતિરૂપ બ્રહ્મને જાણે છે તેને સ્તંભ થતો નથી[૨૬]. જે આત્મજ્ઞાની પુરૂષ આ લોકના સર્વ ભાવોને સ્વભાવથી ઉત્પન્ન થયેલા સમજે છે તેને દર્પ કે, માન શું કરશે?[૨૭]. હે ઇન્દ્ર! હું સમગ્ર ધર્મના વિધિને જાણું છું તથા પ્રાણીની અનિત્યતાને પણ જાણું છું, માટે હું શોક કરતો નથી કેમ કે, આ સર્વ અંતવાન છે. અને એટલા માટે હું મમત્વ વિનાનો, અહંકાર વિનાનો, પ્રાર્થના વિનાનો, વાસના વિનાનો, સ્વરૂપમાં સ્થિતિવાળો અને દેહાદિના અભિમાન વિનાનો થઇને પ્રાણીઓની ઉત્પત્તિ અને લયને જોઉં છું[૨૮,૨૯]. હે ઇન્દ્ર! આત્મજ્ઞાની, દમગુણયુક્ત, તૃષ્ણારહિત અને પ્રાર્થના વિનાનો હું છું તેથી મને કોઇ પ્રકારનો શ્રમ થતો નથી તથા હું સર્વ લોકને અપાયરહિત જોઉં છું[૩૦]. હું વિશ્વને ઉત્પન્ન કરનારી પ્રકૃતિમાં અને તેના વિકારરૂપ ધર્મ અને અધર્મનાં ફળરૂપ સુખ-દુઃખમાં પ્રીતિ નથી રાખતો, દ્વેષ પણ નથી રાખતો. તેમજ હું મ્હારો કોઇ દ્વેષ કરનારો અથવા પુત્ર-મિત્રાદિક કે, જે "મ્હારો" હોય તેવાને પણ દેખતો નથી[૩૧]. સ્વર્ગ, મૃત્યુ કે, પાતાળમાં કોઈ પણ કાળે મ્હારી કામના છે નહિ, તેમ જ્ઞેય, બુદ્ધિ કે, જ્ઞાન, એઓની સાથે પણ મ્હારે કાંઈ કામ નથી[૩૨]. ઇન્દ્ર કહે છે કે,-હે પ્રહ્લાદ! જે ઉપાયથી જ્ઞાન પ્રાપ્ત થાય તથા જે ઉપાયથી શાંતિ મળે તે ઉપાય તું મને સારી રીતે કહે કેમ કે, હું તને એજ વાત પુછું છું[૩૩]. પ્રહ્લાદ કહે છે કે, હે ઇન્દ્ર! પુરૂષ સરળતાથી, સાવધાનપણાથી, બુદ્ધિની નિર્મળતાથી અને વૃદ્ધોની સેવા કરવાથી મોક્ષને પામે છે[૩૪]. સ્વભાવથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, સ્વભાવથી શાંતિ પ્રાપ્ત થાય છે અને તું જે કાંઇ જુએ છે તે સર્વ સ્વભાવથીજ ઉત્પન્ન થાય છે[૩૫]. એ પ્રકારે દૈત્યના રાજા પ્રહ્લાદે કહેલું જ્ઞાન સાંભળીને ઇન્દ્રને વિસ્મય થયો તથા હે રાજન્! પ્રસન્ન થઈને તેના વચનની પ્રસંશા કરવા લાગ્યો[૩૬]. પછી ત્રણલોકનો સ્વામી ઇન્દ્ર દૈત્યપતિ પ્રહ્લાદનું પૂજન કરીને તથા આજ્ઞા લઇને પોતાના સ્થાનમાં ગયો[૩૭].

॥ स तदाभ्यर्च्य दैत्येंद्रं त्रैलोक्यपतिरीश्वरः । असुरेंद्रमुपामन्त्र्य जगाम स्वं निवेशनम् ॥ ३७ ॥

इति श्रीमहा० शां० मो० पू० शक्रप्रल्हादसंवादो नाम गु० भा० एकोनपंचाशत्तमोऽध्यायः ॥४९॥

## અધ્યાય ૫૦ મો-બલિરાજા અને ઇંદ્રનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ यया बुद्ध्या महीपालो भ्रष्टश्रीर्विचरेन्महीम् ॥
॥ कालदंडविनिष्पिष्टस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે,—હે પિતામહ! જેની રાજ્યલક્ષ્મી નાશ પામી છે તથા જે કાળના દંડથી કચરાયો છે-વિપત્તિથી ગ્રસ્ત થયેલો છે એવા રાજાએ કેવી બુદ્ધિ રાખીને પૃથ્વીમાં ફરવું જોઇએ? તે મને કહો[૧]. ભીષ્મ કહે છે કે,-આ વિષે પણ ઇન્દ્ર અને વિરોચનના પુત્ર બલિના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[૨]. એક સમયે ઇંદ્ર સર્વ અસુરોને જીતીને બ્રહ્માની પાસે ગયો અને તેણે હાથ જોડી તથા પ્રણામ કરીને બલિરાજાની વાત પૂછી કે,-હે બ્રહ્મન્! જે એક વખત યાચકોને ધન આપતો હતો પણ તે ઓછું થતું નહોતું તે બલિરાજા આજે મને જડતો નથી. હે બ્રહ્મન્! બલિ ક્યાં છે? તે તમે મને કહો[૩,૪]. તે બલિ વાયુ, વરૂણ, સૂર્ય, ચંદ્ર અને અગ્નિરૂપ થઇને પ્રાણીઓમાં ફરતો હતો તથા જળ પણ પોતેજ થતો હતો. તે બલિ હમણાં ક્યાં છે? તે હું જાણતો

નથી[૫]. હે બ્રહ્મન્! બલિરાજા કયાં છે? તે મને કહો. બલિ પોતેજ સૂર્ય થઇને આથમતો હતો તથા દિશામાં પ્રકાશ કરતો હતો[૬]. તેમ આળસ વિનાનો તેજ યોગ્ય સમયે વરસાદ વરસાવતો હતો, તે બલિ મને જડતો નથી. હે બ્રહ્મન્! મને બલિ બતાવો[૭]. બ્રહ્મા કહે છે કેઃ—હે ઇન્દ્ર! તું મને પૂછે છે તે સારૂં કહેવાય નહિ; પણ પૂછયું તો અસત્ય બોલવું જોઇએ નહિ. માટે તે બલિ હું તને બતાવું છું[૮]. હે ઇન્દ્ર! ઊંટમાં, બળદમાં, ખરમાં અથવા ઘોડામાં જે પ્રાણી સૌથી મોટો હોય અને જે શૂન્ય ઘરમાં રહેતો હોય તે બલિ છે એમ તું જાણજે[૯]. ઇન્દ્ર કહે છે કેઃ—હે બ્રહ્મન્! જો શૂન્ય ઘરમાં મને બલિનો સમાગમ થાય તો તેને હું મારૂં કે, ના મારૂં? તે વિષે મને આજ્ઞા આપો[૧૦]. બ્રહ્મા કહે છે કેઃ—હે ઇન્દ્ર! તું બલિની હિંસા કરીશ નહિ, બલિ વધને યોગ્ય નથી. ત્હારે ઇન્દ્રપદની ઇચ્છા હોય તો તેને જે ન્યાય હોય તે પૂછવું, પણ તેનો વધ તો કરવો નહિ[૧૧]. ભીષ્મ કહે છે કેઃ—ભગવાન્ બ્રહ્મદેવનું એવું વચન સાંભળીને લક્ષ્મીવડે વીંટાયલો ઇન્દ્ર ઐરાવત ઉપર બેસીને પૃથ્વીમાં ફરવા લાગ્યો[૧૨]. પછી ફરતાં ફરતાં ભગવાન્ બ્રહ્માએ જેમ કહ્યું હતું તેમ ખરના વેષને ધારણ કરનારો અને એકાંત ઘરમાં સ્થાન કરીને રહેલો બલિરાજા ઇન્દ્રના જોવામાં આવ્યો[૧૩]. ઇન્દ્ર કહે છે કેઃ—હે દાનવ! હવે તું ખરયોનિને પામીને છાલાં ખાઇને નિર્વાહ કરે છે? તું આવી અધમ જાતિમાં આવી પડયો છે. છતાં આ શોક કરવા યોગ્ય દશાનો શોક કરતો નથી; તેથી મને આશ્ચર્ય લાગે છે[૧૪]. મ્હારા શત્રુઓનો વંશ લક્ષ્મી અને મિત્રોથી રહિત થયો છે તથા તેનું વીર્ય અને પરાક્રમ નાશ પામ્યું છે. પણ તેઓની પૂર્વે ન જોયેલી આવી દશા જોઇને મને ખેદ થાય છે[૧૫]. હે બલિ! તું હજારો વાહન સાથે પોતાના જ્ઞાતિજનને સાથે લઇને સર્વ લોકમાં પોતાના પ્રતાપને વિસ્તાર પમાડતો ફરતો હતો તથા અમારી ગણના પણ કરતો નહોતો[૧૬]. તું જેઓમાં શ્રેષ્ઠ છે એવા બીજા દૈત્યો પણ ત્હારી આજ્ઞામાં રહેતા હતા. ત્હારા ઐશ્વર્યના સમયમાં ખેડ્યા વિના પૃથ્વીમાંથી પાક ઉપજતો હતો[૧૭]. પણ આજ તને આ સંકટ આવી પડયું છે; એ શોક કરવા જેવું છતાં તું તેનો કેમ શોક કરતો નથી? સમુદ્રના પૂર્વ કાંઠા ઉપર રહીને જગતને જાણે ગળી જતો હોય તેવો તું, જ્યારે પોતાના જ્ઞાતિજનને નિત્ય વિભાગ પાડી આપતો હતો, તે વખતે ત્હારૂં મન કેવું હતું? હે દાનવેશ્વર! જ્યારે હજારો દેવાંગનાઓ લક્ષ્મીવડે પ્રકાશમાન થઈ રહેલા ત્હારા વિહારમાં અનેક વર્ષ સુધી નૃત્ય કરતી હતી તથા તે સર્વ દેવાંગનાઓએ કમળના હાર પેહેરેલા હતા અને સુવર્ણના સરખી કાંતિવાળી હતી, ત્યારે ત્હારૂં મન કેવું હતું અને આજ કેવું છે. ત્હારૂં છત્ર અત્યંત મોટું, સોનાનું તથા રત્નથી જડેલું હતું.[૧૮-૨૧]. તે સ્થળમાં છ હજાર ગંધર્વો સાત પ્રકારે નૃત્ય કરતા હતા. તું યજ્ઞ કરતો હતો ત્યારે પશુને બાંધવાનો સ્તંભ (યૂપ) ઘણો મોટો અને સોનાનો હતો[૨૨]. તથા તેં જે સ્થળમાં દશ કરોડ ગાયોનું દાન કર્યું હતું અને તે પછી નિત્ય તું હજાર ગાયોનું દાન આપતો હતો. હે દૈત્ય! તે વખતે ત્હારી બુદ્ધિ કેવી હતી?[૨૩]. જે વખતે બળવાન પુરૂષે ફેંકેલી *શમ્યાના વિધિવડે તું સઘળી પૃથ્વીમાં યજ્ઞ કરતો કરતો સઘળી પૃથ્વીનું ગ્રહણ કરીને ફરતો હતો તે વખતે ત્હારૂં હૃદય કેવું હતું?[૨૪]. હે અસુરાધિપ! હમણાં હું, ત્હારા છત્રને, બન્ને ચામરને, સોનાની ઝારીને કે, બ્રહ્માએ આપેલી માળાને દેખતો નથી[૨૫].

* મૂળ તરફ સ્થૂલ અને ટોચ તરફ સૂક્ષ્મ એવા છત્રીશ આંગળના દંડને "શમ્યા" કહે છે, તે શમ્યાને એક બળવાન પુરૂષ ફેંકે અને તે જ્યાં પડે ત્યાં યજ્ઞ કરવો; વળી ત્યાં યજ્ઞ પૂરો થાય ત્યારે ત્યાંથી તે શમ્યા ફેંકવી તે જ્યાં પડે તે સ્થળમાં યજ્ઞ કરવો. તેને "શમ્યાક્ષેપ વિધિ" કહે છે. બલિરાજાએ એ પ્રમાણે સઘળી પૃથ્વીમાં યજ્ઞ કર્યા હતા, તે અહીં કહ્યું છે.

બલિ કહે છે કે,–હે ઇન્દ્ર ! તું મ્હારી સોનાની ઝારીને, મ્હારા છત્રને, મ્હારા ચામરને અને બ્રહ્માએ આપેલી માળાને દેખતો નથી[૨૬]. તું મને *ગુફામાં સંતાડેલાં મ્હારાં તે રત્નો વિષે પૂછે છે, પણ જ્યારે મ્હારો વખત આવશે ત્યારે તેને તું દેખીશ[૨૭]. હમણાં તું સમૃદ્ધિવાળો થઇને જેની સમૃદ્ધિ હમણાં નાશ પામી છે તેના આગળ પોતાની બડાઈનું કથન કરે છે તે ત્હારા યશને અને કુળને અનુરૂપ નથી[૨૮]. જે પુરૂષો આત્મજ્ઞાની, જ્ઞાનવડે તૃપ્ત, ક્ષમાવાળા અને બુદ્ધિમાન છે તેઓ સમૃદ્ધિ સમયે હર્ષ પામતા નથી કે, દુઃખમાં શોક પામતા નથી[૨૯]. હે ઇન્દ્ર ! તું પ્રાકૃત બુદ્ધિવડે હમણાં મ્હારી પાસે પોતાની પ્રશંસા કરે છે, પણ હમણાં જેવી મ્હારી અવસ્થા છે તેવી આગળ ઉપર ત્હારી અવસ્થા થશે ત્યારે તું એમ બોલીશ નહિ[૩૦].

॥ त्वं तु प्राकृतया बुद्ध्या पुरंदर विकत्थसे । यदाहमिव भावी स्यात्तदा नैवं वदिष्यति ॥३०॥

इति श्रीमहा० शां० मो० पू० बलिवासवसंवादो नाम गु० भा० पंचाशत्तमोऽध्यायः ॥५०॥

## અધ્યાય ૫૧ મો–ઇંદ્ર અને બલિનો સંવાદ.

**भीष्म उवाच** ॥ पुनरेव तुं तं शक्रः प्रहसन्निदमब्रवीत् ॥

॥ निश्वसंतं यथा नागं प्रव्याहाराय भारत ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—હે ભારત ! પછી ઇન્દ્રે સારી રીતે ઉત્તર પ્રાપ્ત થાય એ માટે ફુંફવાડા મારતા નાગ જેવા બલિરાજાને પુનઃ પણ હસતાં હસતાં આવી રીતે કહ્યું[૧]. ઇન્દ્ર કહે છે કે,–હે બલિ ! તું પોતાના જ્ઞાતિજનસહિત હજારો વાહનો લઇને સર્વે લોકમાં પોતાનો પ્રતાપ જણાવતો જણાવતો તથા અમારી ગણના પણ નહિ કરતો જતો હતો[૨]. તે આજ પોતાની આવી અત્યંત દીન અવસ્થાને જોઇને શોક કરે છે કે, નથી કરતો ? પૂર્વે તું સર્વે લોકોને પોતાના સ્વાધીનમાં થયેલા જોઇને અપાર આનંદને પામતો હતો ત્યારે હવે આ બહારથી ત્હારી પડતી દશા થઇ છે તેને જોઇને, તું શોક કરે છે કે, નથી કરતો ?[૩,૪]. બલિ કહે છે કે,–હે ઇન્દ્ર ! હું આ લોકમાં કાળના વારાફેરાના સ્વભાવથી સઘળું અનિત્ય સમજીને શોક કરતો નથી કેમ કે, આ સઘળું અંતવાન છે એ નિશ્ચય જાણું છું[૫]. હે દેવાધિપ ! પ્રાણીઓના દેહ અંતવાન છે તેથી હું તેનો શોક કરતો નથી. હે ઇન્દ્ર ! મને આ ખરપણું પ્રાપ્ત થયું છે તે મ્હારા અપરાધથી થયું નથી પણ કાળના પર્યાયથી પ્રાપ્ત થયું છે[૬]. શરીર અને જીવિત એ બન્ને જન્મની સાથેજ ઉત્પન્ન થાય છે, તે બન્ને સાથેજ વૃદ્ધિ પામે છે અને સાથેજ નાશ પામે છે[૭]. હું આ ખરપણું પામીને કેવળ અવશ થયો નથી કેમ કે, હું દેહ ધર્મવડે પરાભવ પામેલો નથી, અર્થાત્ આત્મા અસંગ છે એમ જાણું છું; ત્યારે એવી રીતે જાણનારા મને શું દુઃખ ઉત્પન્ન થવાનું હતું ?[૮]. હે વજ્રધારી ! જેમ નદીઓની છેવટની ગતિ સાગર છે તેમ પ્રાણીઓની છેવટની ગતિ મૃત્યુ છે[૯]. જે પુરૂષો એ રીતે રૂડે પ્રકારે જાણતા નથી તેઓ મોહને પામે છે. જે પુરૂષો એ પ્રકારે નહિ જાણવાથી રજોગુણને આધીન થઇને મોહમાં આસક્ત થાય છે, તેઓ સંકટને પામીને દુઃખી થાય છે તથા તેઓની બુદ્ધિ નાશ પામે છે[૧૦]. જે પુરૂષ બુદ્ધિમાન છે તે સર્વ દુઃખનો નાશ કરે છે, તેઓમાંથી કામ, મોહાદિ પાપ દૂર થાય છે તથા બુદ્ધિ પ્રાપ્ત થાય છે. બુદ્ધિ પ્રાપ્ત થઈ એટલે મોહથી ઉત્પન્ન થયેલી મલિનતાને દૂર કરીને પ્રસન્ન થાય છે[૧૧]. જે પુરૂષો બુદ્ધિરૂપી સત્વ ગુણમાંથી નીકળીને રજોગુણ તથા

* મૂળ પ્રકૃતિમાં અંતર્ધાન થયેલાં.

તમોગુણવડે પરાભવને પામે છે તેઓ વારંવાર જન્મને ધારણ કરે છે અને જન્મ લીધા પછી કામાદિ વિષયોથી પ્રેરિત તથા દીન સરખા થઇને પરિતાપને પામે છે[૧૨]. મને ભલે અર્થ-સિદ્ધિ પ્રાપ્ત થાઓ કે, અનર્થ પ્રાપ્ત થાઓ, જીવિત પ્રાપ્ત થાઓ કે, મરણ પ્રાપ્ત થાઓ, સુખરૂપ ફળ પ્રાપ્ત થાઓ કે, દુઃખરૂપ ફળ પ્રાપ્ત થાઓ, પણ તે માંહેના કોઇનો હું દ્વેષ કરતો નથી કે, કોઇને ઇચ્છતો પણ નથી[૧૩]. જે દેહાત્મવાદી એવું જાણે છે કે, હું હણું છું, તો તેથી તે હણેલાનેજ હણે છે કેમ કે, દેહ જડ હોવાથી હણાયલોજ છે અને આત્મા ચેતન હોવાથી હણાતો નથી. જે પોતાને દેહથી અન્ય જાણીને "હું કર્તા" એવા અભિમાનવાળો થઇને એમ જાણે છે કે, હું હણનારો છું અને અન્યને હણું છું, તો તે પણ હણાએલો છે કેમ કે, તે આત્મારૂપે પોતાને માને છે તથાપિ દેહની પેઠે, તે દૃશ્ય છે માટે જડ છે. એ રીતે દેહાત્મવાદી અને બુદ્ધયાત્મવાદી, એ બેમાંથી એકે જાણતા નથી કે, કોણ હણે છે અને કોણ હણાય છે; અથવા જે હણે છે અને જે હણાય છે તે બેમાંથી એકે આત્મતત્વને જાણનારો નથી[૧૪]. હે ઇન્દ્ર ! જે કોઇ પુરૂષ શત્રુને હણીને તથા તેને જીતીને પોતાને આત્મારૂપે જાણે છે તે આત્મા નથી પણ આત્માભાસ છે કેમ કે, આત્મા તો સદૈવ અકર્તા છે, જે કર્તા છે તેજ કરે છે[૧૫]. લોકની ઉત્પત્તિ અને નાશ બન્ને કોણ કરે છે ? જે એમ કહે છે કે, હું કરૂં છું, તો તે પણ કાર્ય છે અને તેનો પણ કર્તા બીજો છે. અર્થાત્ મન એ જગતની ઉત્પત્તિ તથા લય કરનારૂં છે અને મનનો પણ કર્તા બીજો છે[૧૬]. સર્વ પ્રાણીઓ પૃથ્વી, અગ્નિ, આકાશ, જળ અને પાંચમો વાયુ, એ પાંચ મહાભૂતમાંથી પ્રકટ થાય છે ત્યારે તેનો શોક શો કરવો ?[૧૭]. ભલે, કોઈ ઘણી વિદ્યાવાળો હો અથવા થોડી વિદ્યાવાળો હો, બળવાન હો અથવા દુર્બળ હો, દર્શનીય ( રૂપવાન ) હો અથવા કદરૂપો હો તથા ભાગ્ય-શાળી હો અથવા હીનભાગ્ય હો, પણ સર્વને ગંભીર એવો કાળ પોતાના તેજવડે ગ્રહણ કરે છે. એમ સઘળું જગત કાળના વશમાં પ્રાપ્ત થયેલું છે એમ હું જાણું છું તો મને શાનું દુઃખ ઉત્પન્ન થાય ?[૧૮,૧૯]. કાળે જેને બાળેલું છે તેનેજ મનુષ્ય બાળે છે, કાળે જેને હણેલો છે તેનેજ પુરૂષ હણે છે; જે પ્રથમથીજ નાશ થયેલું છે તેનોજ તે નાશ કરે છે અને જે પ્રાપ્ત થવાનું છે તેનેજ તે પ્રાપ્ત કરે છે[૨૦]. કાળરૂપી મહાસાગરમાં બેટ નથી તો કિનારો શાનો હોય અને પેલીપાર પણ કયાંથી હોય ? હું કાળરૂપી દિવ્ય વિધિના અંતને વિચારીને જોઉં છું પણ દેખતો નથી[૨૧]. હે શચીપતે ( ઇન્દ્ર )! જો મ્હારા દેખતાં કાળ પ્રાણીઓનો નાશ ન કરતો હોત, તો મને હર્ષ, ગર્વ કે, ક્રોધ થાત[૨૨]. મને છાલાં ખાનાર ગધેડાનું રૂપ ધારણ કરીને એકાંત ઘરમાં વસેલો જોઇને, મ્હારી પાસે આવીને તું મ્હારી નિંદા કરે છે[૨૩]. પણ હું તો ધારૂં તેટલાં અનેક પ્રકારે પોતાનાં રૂપને કરી શકું એમ છું અને તે રૂપ એવાં ભયંકર કે, જેને જોઇને તું મ્હારી પાસેથી તરત નાસી જાય[૨૪]. કાળ સઘળું ગ્રહણ કરે છે અને કાળ સઘળું આપે છે, કાળેજ સર્વ કરેલું છે, માટે હે ઇન્દ્ર ! તું પુરૂષપરાક્રમનો ગર્વ કરીશ નહિ[૨૫]. હે ઇન્દ્ર ! પૂર્વે હું ક્રોધ પામતો હતો ત્યારે ત્રણે લોક વ્યથિત થતા. હે ઇન્દ્ર ! વૃદ્ધિ થવી અને હ્રાસ ( ઘટાડો ) થવો એ આ લોકનો સનાતન ધર્મ છે તેને હું જાણું છું[૨૬]. તું પણ એજ પ્રમાણે જાણ અને વિસ્મય પામીશ નહિ. ઐશ્વર્ય અને તેનું પ્રકટ થવું એ કોઈ વખત સ્વાધીનમાં નથી[૨૭]. પહેલાં કુમાર અવસ્થામાં ત્હારૂં જેવું ચિત્ત હતું તેવુંજ હમણાં પણ છે, અર્થાત્ ત્હારામાં બાળક બુદ્ધિ છે. પણ હે ઇન્દ્ર ! તું વિચાર કરીને જો અને આત્માના વિષે સ્થિતિવાળી બુદ્ધિ રાખ[૨૮]. હે વાસવ ! દેવ, મનુષ્યો, પિતૃઓ, ગંધર્વો, ઉરગ તથા રાક્ષસો, એ સર્વ મ્હારા સ્વાધીનમાં હતા તેને તું

જાણું છે[૨૯]. મ્હારી બુદ્ધિની અદેખાઈ કરીને મોહ પામેલા પુરૂષો "જે દિશામાં વિરોચનનો પુત્ર બાલ છે તે દિશાને પણ નમસ્કાર હો" એમ કહીને મ્હારા શરણે આવતા હતા[૩૦]. હે ઈન્દ્ર! મ્હારો આજ ભ્રંશ થયો છે તેથી હું તેનો શોક કરતો નથી, પણ સર્વને શાસન કરનાર ઇશ્વરના વશમાં રહેલો છું[૩૧]. આ મ્હારી બુદ્ધિનો નિશ્ચય છે. તેં એમ જોયું છે કે, ઉત્તમ કુળમાં જન્મ પામેલો, રૂપવાન અને પ્રતાપવાળો પુરૂષ પોતાના પ્રધાનસહિત દુઃખથી જીવે છે; એ એમજ બનવાકાળ છે[૩૨]. તેમ તેં એવું પણ જોયું છે કે, દુષ્કાળમાં ઉત્પન્ન થયેલો, મૂઢ અને દુષ્ટ પુરૂષ પોતાના પ્રધાનોસહિત સુખથી જીવે છે; એ એમજ બનવાકાળ છે[૩૩]. હે ઇન્દ્ર! પવિત્ર અને રૂપવાળી સ્ત્રી દુષ્ટ ભાગ્યવાળી જોવામાં આવે છે અને હીન લક્ષણુવાળી તથા કદરૂપી સ્ત્રી શ્રેષ્ઠ ભાગ્યવાળી જોવામાં આવે છે[૩૪]. હે ઇન્દ્ર! તું ઐરાવતના ઉપર બેસવાની દશાને પામ્યો છે અને અમે આજે ગધેડાની જાતિમાં પ્રવેશ કરવાની દશાને પામ્યા છીએ, તે દશા અમારી કરેલી નથી તેમ હે ઈન્દ્ર! ત્હારી પણ કરેલી નથી. હે ઈન્દ્ર! આ ફળ મ્હારા કરેલા કર્મનું છે એમ પણ નથી. સમૃદ્ધિ મળવી કે, સમૃદ્ધિ નાશ થવી એ કાળક્રમનું કૃત્ય છે, અર્થાત્ કરેલાં કર્મ પણ કાળની અપેક્ષા કરીનેજ ફળ આપે છે[૩૫,૩૬]. તથાપિ દેવનો રાજા થઇને શોભતો, શ્રીમાન અને પ્રકાશમાન તું આજે મ્હારા ઉપર આવીને ગર્જના કરે છે તે જો કાળનું કરેલું ન હોય અને તેજ કાળ મ્હારૂં આક્રમણ કરીને રહેલો ન હોય તો ભલે, તું વજ્રસહિત સામો આવે, તોપણ હું આ જગ્યોએ તને એક મૂક્કીથી પાડી નાખું[૩૭,૩૮]. પણ હમણાં મ્હારે પરાક્રમ કરવાનો વખત નથી પણ શાંતિ રાખવાનો વખત આવ્યો છે. કાળ સર્વની સ્થાપના કરે છે અને કાળ સર્વનું પાચન કરે છે[૩૯]. દાનેશ્વરો જેનું પૂજન કરે છે એવો હું ગર્જના કરતો અને પ્રતાપને વિસ્તારનારો હતો. તેની પાસે પણ કાળ આવ્યો તો તે બીજા કોની પાસે નહિ જાય?[૪૦]. હે દેવરાજ! તમારામાંના મહાત્મા બાર આદિત્યનાં તેજને મેં એકલાએ ધારણ કર્યાં હતાં[૪૧]. હે ઇન્દ્ર! હું જળને ધારણ કરતો હતો તથા વરસાવતો હતો[૪૨]. હું ત્રણે લોકને તપાવતો હતો તથા પ્રકાશ કરતો હતો. હું જ સંરક્ષણ કરતો હતો તથા લૂંટી પણ લેતો હતો. હું આપતો હતો અને હું લઇ લેતો હતો. હું બાંધતો હતો અને હુંજ છોડતો હતો. એ પ્રમાણે હું લોકોમાં સમર્થ અને ઐશ્વર્યવાળો હતો[૪૩]. હે અમરાધિપ! તે બધું મ્હારૂં ઐશ્વર્ય આજ જતું રહ્યું છે અને કાળની સેનામાં ડૂબી ગયેલા મને તે માંહેનું કાંઈ દેખાતું નથી[૪૪]. હે શચીપતે! હું કર્તા નથી, તું કર્તા નથી કે, બીજો પણ કોઇ કર્તા નથી. હે ઇન્દ્ર! કાળના ક્રમે કરીને સ્વયમેવ લોકોનું રક્ષણ થાય છે અને સંહાર પણ થાય છે[૪૫]. વેદને જાણુનારા લોકો તે કાળને "આયુષ્ય" કહે છે, માસ અને પખવાડીઆં તેનું ઘર છે, દિવસ અને રાત્રિથી તે ઘર બંધ થયેલું છે, ઋતુ તેનું દ્વાર છે અને વાયુ તેનું મુખ છે અથવા કેટલાક (તાર્કિકાદિ) તે કાળને માસાદિવડે ઉપલક્ષિત "દ્રવ્ય વિશેષ" કહે છે. એ કાળનું અધિષ્ઠાન "માયાશબલ છે" એમ કહે છે. તે દિવસ, રાત્રિ અને ઋતુ એ સંજ્ઞાઓથી વીંટાયલું છે. વસંતાદિ ઋતુમાં કરવાને વેદમાં કહેલું ધ્યાન તથા જ્યોતિષ્ટોમ આદિ કર્મ જેનું દ્વાર એટલે પ્રાપ્તિ-સાધન છે તથા વર્ષ જેનું મુખ છે એવો કાળ માત્ર નિર્વિષય ધ્યાનવડેજ ગમ્ય છે. એ પ્રમાણે આયુ (બ્રહ્મ) ને પ્રતિપાદન કરનારા ઉપનિષદ્‌ને જાણનારા લોકો કહે છે[૪૬]. "આ સર્વ જગત કાળરૂપ છે તેનો બુદ્ધિથી વિચાર કરવો તેથી મોક્ષપ્રાપ્તિ થાય છે." એમ કેટલાક કહે છે. એ વિચાર પંચ કોશસંબંધી છે તથા શ્રુતિમાં પ્રત્યેકને પાંચ પ્રકારનો કહેલો છે એમ હું જાણું છું[૪૭]. તે બ્રહ્મ, મહાસમુદ્ર જેવું ગંભીર, ગહન, અનાદિ, અનંત, અક્ષર

અને જગતરૂપે ક્ષર છે[૪૮]. જે પુરૂષો તત્વદૃષ્ટિવાળા છે તેઓ બ્રહ્મને નિરૂપાધિ છતાં બુદ્ધિ-સત્વમાં પ્રવેશ કરીને ઉપાધિયુક્ત થયેલું દેખે છે. અર્થાત્ જો જીવજ ઉપાધિરહિત હોય તો તે બ્રહ્મ છે[૪૯]. આત્મા બ્રહ્મરૂપ છતાં અવિદ્યાવડે પંચ મહાભૂત સંબંધી વિપર્યાસ (વિપરીતપણા) ને પોતાના વિષે દેખે છે. પણ તે સર્વ અવિદ્યાવડે પ્રકાશેલું છે માટે તેને આત્માના વિષે માનવું નહિ કે, જેથી પુનઃ અવિદ્યાકૃત સંસાર ઉત્પન્ન થાય નહિ[૫૦]. બ્રહ્મજ સર્વ પ્રાણીઓની ગતિ છે, તેને પામવાનો યત્ન કરવાનું પ્રયોજન નથી કેમ કે, તે નિત્ય પ્રાપ્ત છે. દોડવાથી જે પાછળ રહી જતું નથી અને ઉભા રહેવાથી જે કાઢી નંખાતું નથી એવું તે બ્રહ્મ છે; અર્થાત્ તે નિત્યપ્રાપ્ત, અહેય અને અવિકારી છે[૫૧]. તેને પાંચે ઇન્દ્રિયો પાંચે પ્રકારે (પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિથી) જોઇ શકતી નથી. કેટલાક તેને "અગ્નિ" કહે છે અને કેટલાક "પ્રજાપતિ-કાળાભિમાની સૂત્રાત્મા" કહે છે[૫૨]. તેઓ તે કાળને એક છતાં "ઋતુ, માસ, પક્ષ, દિવસ, ક્ષણ, પૂર્વાહ્ણ, પરાહ્ણ, મધ્યાહ્ન અને મુહૂર્ત" એવી રીતે અનેક પ્રકારે કહે છે. આ સર્વ જગત જેના વશમાં છે તે કાળને તું એવો જાણજે[૫૩,૫૪]. હે વાસવ! હે શચીપતે! બળ અને વીર્યથી ઉત્પન્ન થયેલા અનેક સહસ્ર જે ઇન્દ્રો થઈ ગયા છે તેવો તું પણ એક ઇન્દ્ર છે[૫૫]. હે શક્ર! તું અતિશય બળવાન, દેવોનો રાજા અને બળવડે સમર્થ છે તથાપિ જ્યારે કાળ પ્રાપ્ત થશે ત્યારે જેનું વીર્ય મોટું છે એવો કાળ તને પણ બાંધી લેશે[૫૬]. કાળ સર્વનું ગ્રહણ કરે છે માટે હે ઇન્દ્ર! તું સ્થિર થા. હું, તું અને પૂર્વે જે થઇ ગયા તે સર્વે પણ તે (કાળ)ને દૂર કરી શકીએ તેમ નથી[૫૭]. તું જે રાજ્યલક્ષ્મીને પામીને એમ ધારે છે કે, આ અનુત્તમ રાજ્યલક્ષ્મી મ્હારા જ વિષે રહેલી છે, તે મિથ્યા છે કેમ કે, લક્ષ્મી એક સ્થળમાં રહેતી નથી[૫૮]. હે દેવાધિપ! તે હજારો ઉત્તમ ઇન્દ્રોના વિષે પૂર્વે રહેલી છે અને તે એક વાર મ્હારા વિષે પણ રહેલી હતી, તે ચંચળ રાજ્યલક્ષ્મી મ્હારો પણ ત્યાગ કરીને હમણાં ત્હારા વિષે આવી છે[૫૯]. માટે હે ઇંદ્ર! પુનઃ તું એ પ્રમાણે કરીશ નહિ, ત્હારે તો શાંત થવું ઘટે છે. કેમ કે, એ રાજ્યલક્ષ્મી તને પણ એવોજ (પૂર્વે થઈ ગએલા ઇન્દ્રના જેવોજ) જાણીને ઉતાવળે બીજા પાસે જશે[૬૦].

॥मैवं शक्र पुनः कार्षीः शान्तो भवितुमर्हसि। त्वामप्येवं विधं ज्ञात्वा क्षिप्रमन्यं गमिष्यति॥६०॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० बलिवासवसंवादो नामएकपंचाशत्तमोऽध्यायः॥५१॥

---

## અધ્યાય ૫૨ મો—લક્ષ્મી અને ઇંદ્રનો સંવાદ.

भीष्म उवाच ॥ शतक्रतुरथापश्यद् बलेर्दीप्तां महात्मनः॥
॥ स्वरूपिणीं शरीराद्धि निष्क्रामंतीं तदा श्रियम् ॥ १ ॥

ભીષ્મ કહે છે કે:—પછી ઇન્દ્રે મહાત્મા બલિરાજાના શરીરમાંથી નીકળતી મૂર્તિમાન પ્રકાશિત રાજ્યલક્ષ્મીને જોઇ[૧]. ભગવાન ઇન્દ્ર તેજવડે પ્રકાશિત તે લક્ષ્મીને જોઈને વિસ્મય પામ્યો તથા તેથી જેનાં નેત્ર ઉત્ફુલ્લ થયાં છે એવા ઇન્દ્રે બલિને પૂછયું[૨]. ઇંદ્ર કહે છે કે:—હે બલિ! આ પોતાના તેજવડે પ્રકાશિત, ચોટલાવાળી, જેણે હાથમાં બાજુબંધ પહેર્યા છે એવી અને સુંદર દેખાતી, આ કોણ ત્હારા શરીરમાંથી નીકળીને ઉભી છે?[૩] બલિ કહે છે કે,—એ આસુરી છે, દૈવી છે કે, માનુષી છે તેને હું જાણતો નથી; હે ઇન્દ્ર! ત્હારી ઇચ્છામાં આવે તો તું તેને પૂછ અથવા ન પૂછ; ગમે તેમ કર[૪]. ઇન્દ્ર કહે છે કે:—હે બાલે! સુંદર રૂપવાળી

તથા ચોટલાવાળી! બલિરાજાના શરીરમાંથી નીકળેલી તું કોણ છે? હે નિર્મળ હાસ્યવાળી સ્ત્રી! હું તને જાણુતો નથી માટે ત્હારૂં નામ શું છે? તે કહે[૫]. હે સુંદર ભ્રૂકુટીવાળી સ્ત્રી! પોતાના તેજવડે મને પ્રકાશ કરતી અને આ ઉત્તમ દૈત્યને તજીને નીકળેલી તું કોણ છે? એ હું તને પૂછું છું માટે મને કહે[૬]. લક્ષ્મી કહે છે કે,–મને વિરોચન જાણુતો નથી કે, વિરોચનનો પુત્ર આ બલિ પણ જાણુતો નથી; મને "વિધિત્સા" કહે છે તથા મને "દુઃસહા" પણ કહે છે[૭]. હે ઇન્દ્ર! મને "ભૂતિ" અને "લક્ષ્મી" પણ કહે છે તથા મને "શ્રી" પણ કહે છે. હે ઇન્દ્ર! તું મને જાણુતો નથી કે, સર્વ દેવો પણ જાણુતા નથી[૮]. ઇન્દ્ર કહે છે કેઃ–હે દુઃસહે! તું બલિના શરીરમાં ઘણા કાળ સુધી રહેલી છે તથાપિ હમણાં તેને તજી દેછે તે શું મ્હારા અર્થે કે, બલિના અર્થે? તે મને કહે[૯]. લક્ષ્મી કહે છે કેઃ–ધાતા કે, વિધાતા મને કોઇ પ્રકારે ધારણુ કરવાને સમર્થ નથી. હે ઇન્દ્ર! સમય આવ્યો એટલે હું તેના શરીરમાંથી નીકળી છું. હે શક્ર! તેની તું અવગણુના કરીશ નહિ[૧૦]. ઇન્દ્ર કહે છે કેઃ–હે શિખંડિનિ! તેં બલિને શા માટે અને કેવી રીતે તજ્યો તથા હે નિર્મળ હાસ્યવાળી! શું કરવાથી તું મ્હારો ત્યાગ નહિ કરે? તે મને કહે[૧૧]. લક્ષ્મી કહે છે કેઃ–હું સત્યમાં, વ્રતમાં, દાનમાં, તપમાં, પરાક્રમમાં અને ધર્મમાં રહેલી છું. બલિ રાજા તેથી વિમુખ થયો છે[૧૨]. પ્રથમ બલિરાજા બ્રાહ્મણોનું પાલન કરનાર, સત્યવાદી અને જીતેંદ્રિય હતો. પણ પછીથી તેણે બ્રાહ્મણોની ઈર્ષ્યા કરવા માંડી તથા પોતે ઉચ્છિષ્ટ છતાં ઘૃતનો સ્પર્શ કર્યો[૧૩]. બલિરાજા સદા યજ્ઞ કરતો હતો પણ તેમાં મ્હારૂંજ પૂજન કરતો હતો અને કાળવડે પીડિત થયેલો તથા જેનો કાળ આવી રહેલો છે એવો મૂઢાત્મા તે, લોકોને પોતાનાં પરાક્રમ કહી બતાવતો હતો[૧૪]. હે ઇન્દ્ર! તેથી હું તેનાથી દૂર થયેલી છું અને હવે ત્હારામાં નિવાસ કરીશ. ત્હારે મને ત્હારા તપવડે અને પરાક્રમવડે સાવધ થઇને ધારણુ કરી રાખવી જોઇએ[૧૫]. ઇન્દ્ર કહે છે કેઃ–હે કમળમાં રહેનારી લક્ષ્મી! દેવ, મનુષ્યો અને સર્વે પ્રાણીઓમાં એવો કોઈ પુરૂષ નથી કે, જે એકલો તને સહન કરી શકે[૧૬]. લક્ષ્મી કહે છે કે,–દેવ, ગંધર્વ, અસુર કે, રાક્ષસ, એમાંથી કોઈ પણ એવો નથી કે, જે મને એકલો સહન કરવાને શક્તિમાન હોય[૧૭]. ઇંદ્ર કહે છે કેઃ–હે શુભે! તું નિરંતર મ્હારા વિષે કેવી રીતે રહી શકે? તે તું મને કહે, હું ત્હારા કહેવા પ્રમાણે કરીશ, માટે જે સાચું હોય તે ત્હારે મને કહેવું જોઈએ[૧૮]. લક્ષ્મી કહે છે કેઃ–હે દેવેંદ્ર! જે રીતે હું ત્હારા વિષે નિરંતર રહું, તે ઉપાય તને કહું તે સાંભળ. વેદમાં કહેલા વિધિ પ્રમાણે તું મ્હારા ચાર વિભાગ કર[૧૯]. ઇન્દ્ર કહે છે કેઃ–હે લક્ષ્મી! મ્હારી જેટલી શક્તિ અને જેટલું બળ હશે તે પ્રમાણે હું ધારણુ કરીશ તથા કોઇ વખત ત્હારૂં ઉલ્લંઘન કરીશ નહિ[૨૦]. પ્રાણીઓને ઉત્પન્ન કરનાર પૃથ્વીજ મનુષ્યોને ધારણુ કરવાને સમર્થ છે. તેજ ત્હારા એક ચરણને સહન કરવાને સમર્થ છે એમ હું માનું છું[૨૧]. લક્ષ્મી કહે છે કેઃ–જે મ્હારો ચરણ પૃથ્વી ઉપર રહેલો છે તે મેં આ પૃથ્વી ઉપર સ્થાપન કર્યો. હે ઇન્દ્ર! હવે મ્હારા બીજા ચરણને સ્થિર કરવાની જગ્યા બતાવ[૨૨]. ઇન્દ્ર કહે છે કેઃ–મનુષ્યોમાં જળજ પ્રવાહી થઈને સર્વત્ર ભ્રમણુ કરે છે, માટે તેજ ત્હારા બીજા ચરણને સહન કરો. જળજ ત્હારા ચરણને સહન કરવાને સમર્થ છે[૨૩]. લક્ષ્મી કહે છે કેઃ–મેં આ મ્હારો બીજો ચરણ જળમાં સ્થાપન કર્યો. હે ઇન્દ્ર! હવે મ્હારા ત્રીજા ચરણને સ્થિર કરવાની જગ્યા બતાવ[૨૪]. ઇન્દ્ર કહે છે કેઃ–વેદ, યજ્ઞ અને દેવો જેના વિષે રહેલા છે, તે અગ્નિ ત્હારા ત્રીજા ચરણને સારી રીતે ધારણુ કરશે[૨૫]. લક્ષ્મી કહે છે કેઃ–મ્હારો ત્રીજો ચરણ મેં અગ્નિમાં સ્થાપન કર્યો. હે ઇન્દ્ર! હવે મ્હારા ચોથા ચરણને

સ્થિર કરવાની જગ્યા બતાવ[૨૬]. ઇન્દ્ર કહે છે કેઃ-મનુષ્યોમાં બ્રાહ્મણનું રક્ષણ કરનાર અને સત્યવાદી જે સજ્જન પુરૂષો છે તે ત્હારા ચોથા ચરણને સહન કરો. સત્પુરૂષો ત્હારા ચરણને સહન કરવાને સમર્થ છે[૨૭]. લક્ષ્મી કહે છે કેઃ-જે મ્હારો ચરણ, તેં સત્પુરૂષોમાં ધારણ કરવાને કહ્યો, તે આ મેં ધારણ કર્યો. હે ઇન્દ્ર ! એ પ્રકારે પ્રાણીમાં મૂકેલા મ્હારા ચરણને તું ધારણ કર; અર્થાત્ પૃથ્વીમાં વિત્ત, જળમાં તીર્થાદિ પુણ્ય, અગ્નિમાં યજ્ઞાદિ ધર્મ અને સત્પુરૂષોમાં વિદ્યા, એ ચાર લક્ષ્મીના ચરણ છે. તેનો નાશ અનુક્રમે ચોરી, કામ, અપવિત્રતા અને શમાદિ ગુણનો ત્યાગ, એ ચારવડે થાય છે[૨૮]. ઇન્દ્ર કહે છે કેઃ-આ રીતે મેં તને સ્થાપન કરી છે, માટે પ્રાણીઓમાંથી જે કોઇ તને હણશે તેને હું શાસન કરીશ, આ મ્હારા વચનને સર્વેએ સાંભળવું. પછી લક્ષ્મીએ તજેલો દૈત્યનો રાજા બલિ બોલ્યો[૨૯]. બલિ કહે છે કેઃ-સૂર્ય, જેટલા કાળ સુધી પૂર્વ દિશામાં તપશે, તેટલા કાળ સુધી દક્ષિણ દિશામાં તપશે અને તેટલા કાળ સુધી પશ્ચિમ દિશામાં તપશે તથા તેટલાજ કાળ સુધી ઉત્તર દિશામાં તપશે[૩૦]. જ્યારે સૂર્ય મધ્યાહ્ન કાળે અસ્ત નહિ પામે ત્યારે દેવ તથા અસુરનું પુનઃ યુદ્ધ થશે અને તે વખતે હું તમને જીતીશ[૩૧]. હે ઇન્દ્ર ! જ્યારે સૂર્ય એક સ્થળમાં રહીને સર્વ લોકોને તાપ કરશે ત્યારે દેવ અને અસુરનું યુદ્ધ થશે, તેમાં હું તને જીતવાનો છું. (એનો અર્થ એવો છે કે, મેરૂ ઉપર મધ્ય ભાગે બ્રહ્મલોક છે તથા તેની ચારે બાજુ પૂર્વમાં ઇન્દ્રની, દક્ષિણમાં યમની, પશ્ચિમમાં વરૂણની અને ઉત્તરમાં કુબેરની પુરીઓ છે. હવે સૂર્ય ઇન્દ્રની પુરીમાંથી નીકળીને સર્વદા મેરૂને ડાબી બાજૂ રાખીને (તેની) પ્રદક્ષિણા કરે છે. જે વખતે સૂર્ય પૂર્વમાં તપતો હોય તે વખતે દક્ષિણમાં સૂર્યોદય, પશ્ચિમમાં મધ્યરાત્રિ અને ઉત્તરમાં અસ્તમયનો સમય હોય છે; તથાપિ ચારે પુરીઓમાં સૂર્ય તપે છે એમ કહેવાય. બીજું એ ધ્યાનમાં રાખવું કે, ભાસ્ય (પ્રકાશવા યોગ્ય વસ્તુ) ની અપેક્ષાએ "ભાસકત્વ" કહેવાય છે. જો ભાસ્ય ન હોય તો ભાસકત્વ કહેવાનું પ્રયોજન નથી. તેથી જે પુરીનો ઉચ્છેદ (નાશ) થાય ત્યાં સૂર્ય તપતો નથી એમ કહેવાનો વ્યવહાર છે. હવે બલિએ કહ્યું કે, જેટલો કાળ સૂર્ય પૂર્વમાં તપે છે તેટલો કાળ દક્ષિણમાં તપે છે, એટલે જેટલા કાળમાં પૂર્વની પુરીનો ઉચ્છેદ થશે. તેથી બમણા કાળમાં દક્ષિણની પુરીનો ઉચ્છેદ થશે. એ પ્રમાણે બીજી પુરીઓના ઉચ્છેદનો કાળ પણ બમણો-બમણો સમજવો. જેમ બ્રહ્માના એક દિવસના સોળ ભાગ કરીએ તો તેમાંના એક ભાગ સુધી સૂર્ય તપ્યા પછી ઇન્દ્રની પુરીનો ઉચ્છેદ થશે, બે ભાગ સુધી સૂર્ય તપ્યા પછી યમની પુરીનો ઉચ્છેદ થશે, ચાર ભાગ સુધી સૂર્ય તપ્યા પછી વરૂણની પુરીનો ઉચ્છેદ થશે અને આઠ ભાગ સુધી સૂર્ય તપ્યા પછી કુબેરની પુરીનો ઉચ્છેદ થશે. એ પ્રમાણે ચારે પુરીઓનો ઉચ્છેદ થશે એટલે સૂર્યને જોનાર અને નહિ જોનાર અથવા ઉદય અને અસ્ત કહેનાર કોઈ રહેશે નહિ; માટે તે સર્વદા મધ્યમાં રહેલા બ્રહ્મલોકોનેજ પ્રકાશ કરશે તથા ત્યાં સદા મધ્યાહ્નજ રહેશે. (કેમ કે, સૂર્ય ચારે બાજૂ ફરે તથાપિ બ્રહ્મલોકને તો સદાકાળ સરખોજ પ્રકાશ મળે) માટે બલિએ કહ્યું કે,-જ્યારે સૂર્ય મધ્યાહ્નના સમયે અસ્ત પામશે નહિ તથા જ્યારે એક સ્થળમાં રહીને સર્વ લોકને તાપ કરશે, તે વખતે (બ્રહ્માના મધ્યાહ્ન વખતે) વૈવસ્વત મનુ અધિકારથી ભ્રષ્ટ થશે તથા સાવર્ણિ મનુ થશે તે વખતે બલિ ઇન્દ્ર થશે અથવા વૈવસ્વત મનુના કાળના આઠ ભાગ કરીને તેમાં પાછળ કહ્યું તેમ સર્વ પુરીનો ઉચ્છેદ થવા પછી મન્વંતર બદલાશે ત્યારે બાલ ઇન્દ્ર થશે)[૩૨]. (એ રીતે મન્વંતરના પેહેલાજ અષ્ટમાંસમાં પોતાના રાજ્યનો ઉચ્છેદ (પૂર્વમાં ઇન્દ્રની પુરી અને તેનો ઉચ્છેદ પ્રથમ) થવાનો સાંભળીને કર્મના ફળરૂપ ઇન્દ્ર પદને નિત્ય

માનીને કોપેલો ઇન્દ્ર બોલ્યો ). ઇન્દ્ર કહે છે કે,–બ્રહ્માએ મને આજ્ઞા કરી છે કે, મ્હારે તને હણવો નહિ તેથી હે બલિ ! ત્હારા મસ્તકમાં વજ્ર મારતો નથી[33]. હે દૈત્યરાજ ! તું ત્હારી ઇચ્છામાં આવે ત્યાં જા; ત્હારૂં કલ્યાણ થાઓ; અર્થાત્ ત્હારે કાંઈ ભય રાખવો નહિ. સૂર્ય મધ્યાહ્નમાં રહીને કોઈ દિવસ તપવાનો નથી[34]. બ્રહ્મદેવે સૂર્યને ફરવાનો માર્ગ પૂર્વેથીજ નિર્માણ કરી મૂકેલો છે તેથી સત્યવડે તે, પ્રજામાં તપતો નિરંતર ભ્રમણ કરે છે[35]. છ માસ સુધી તેનું ગમન ઉત્તરમાં થાય છે તથા છ માસ સુધી દક્ષિણમાં થાય છે. તેથી સૂર્ય લોકોમાં શીતળતા તથા ઉષ્ણતા આપતો ચાલ્યો જાય છે[36]. ભીષ્મ કહે છે કે:–હે ભારત ! એ પ્રકારે ઇન્દ્રે દૈત્યના રાજા બલિને કહ્યું, તેને સાંભળીને તે દક્ષિણ દિશામાં ગયો તથા ઇન્દ્ર ઉત્તર દિશામાં ગયો. એ પ્રમાણે બલિ રાજાએ અનહંકાર સંજ્ઞક વાક્ય કહ્યું તે સાંભળીને ઇન્દ્ર આકાશમાં ચઢયો; અર્થાત બલિનાં વાક્ય અહંકારરહિત નહોતાં પરંતુ તેમાં કાંઇક અહંકાર હતો માટે તેને અનહંકાર સંજ્ઞક કહ્યાં છે. તાત્પર્ય કે, આ જગ્યોએ ત્રણ પક્ષ બતાવ્યા છે. જેવા કે, જે અહંકારરહિત હોય તેને જગતનો એકે કાળે સર્વનો ઉચ્છેદ થાય છે. જેમ પુરાણોમાં પ્રલયકાળે મેરૂ ઉપરની ચારે પુરીઓનો ઉચ્છેદ એકે કાળે કહ્યો છે તેમ સાહંકારને જગતનો ઉચ્છેદ છેજ નહિ. જેમ ઇન્દ્રના મતથી પુરીઓનો ઉચ્છેદ નથી તેમ અને સાહંકાર છતાં વિવેકીને ક્રમે કરીને જગતનો નાશ થાય છે. જેમ બલિના મતથી પુરીઓનો ઉચ્છેદ ક્રમે કરીને છે તેમ[37]. છેવટે બલિનું વચન સાંભળીને–એટલે જગતનો નાશ ક્રમે કરીને જાણીને ઇન્દ્ર ઉત્તર દિશામાં ગયો–એટલે શ્રુતિ–યુક્તિ બળવડે વિચાર કર્યો તથા આકાશમાં ગયો–હાર્દાકાશમાં ગયો[38].

॥ इत्येतद् बलिना गीतमनहंकारसंज्ञितम् । वाक्यं श्रुत्वा सहस्राक्षः खमेवारुरुहे तदा ॥३८॥

॥ इति श्रीमहाभा० शां० मो० पू० श्रीसच्चिदानंदो नाम गु० भा० द्विपंचाशत्तमोऽध्यायः ॥५२॥

## અધ્યાય ૫૩ મો–ઇન્દ્ર અને નમુચિનો સંવાદ.

भीष्म उवाच ॥ अत्रैवोदाहरन्तीममितिहासं पुरातनम् ॥

॥ शतक्रतोश्च संवादं नमुचेश्च युधिष्ठिर ॥ १ ॥

ભીષ્મ કહે છે કે:–હે યુધિષ્ઠિર ! અનહંકારપણા વિષે ઇન્દ્ર અને નમુચિના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે[1]. ક્ષોભ ન પમાડી શકાય એવા સમુદ્રના સરખા અક્ષોભ્ય, પ્રાણીઓના ઉત્પત્તિ–લયને જાણનાર અને લક્ષ્મીથી હીન એવા નમુચિને બેઠેલો જોઇને ઇન્દ્રે આ પ્રમાણે કહ્યું કે:–હે નમુચિ ! તું પાશવડે બંધાયો, સ્થાનથી ભ્રષ્ટ થયો, શત્રુઓના તાબામાં આવી પડયો અને લક્ષ્મીથી હીન થયો. છતાં હે નમુચિ ! તું શોક કરે છે કે, નથી કરતો[2-3]. નમુચિ કહે છે કે:–જે શોકનું નિવારણ થઇ શકે એમ નથી તે શોકવડે શરીર પરિતાપને પામે છે, શત્રુઓ હર્ષ પામે છે તથા તેથી દુઃખ મટતું નથી એટલા માટે હું શોક કરતો નથી[4]. હે ઇન્દ્ર ! આ સઘળું અંતવાન એટલે છેવટે નાશ પામનારૂં છે, સંતાપથી રૂપ નાશ પામે છે અને સંતાપથી લક્ષ્મી પણ નાશ પામે છે[5]. હે દેવેશ્વર ! સંતાપથી આયુષ્ય અને ધર્મ બન્ને નાશ પામે છે. માટે શોકથી ઉપજેલું દુઃખ દૂર કરીને જ્ઞાની પુરૂષે પોતાના મનવડે આત્મસ્વરૂપ એવા કલ્યાણનું ચિંત્વન કરવું. જ્યારે જ્યારે પુરૂષ કલ્યાણમાં મન કરે છે ત્યારે ત્યારે તેના સર્વ અર્થ સિદ્ધ થાય છે એમાં સંશય નથી[6-7]. જગતનો શાસ્તા એકજ પુરૂષ છે, બીજો શાસ્તા નથી. તે ગર્ભમાં સૂતેલા પુરૂષને

શાસન કરે છે. તે શાસ્તા પુરૂષ મ્હારી જેમ જેમ યોજના કરે છે તેમ તેમ જેમ જળ નીચાણુ પ્રદેશમાંથી વહે છે તેમ, સ્વભાવવડે હું ઉપસ્થિત થયેલી દશાને વહન કરૂં છું; અર્થાત્ અંતર્યામી પુરૂષ મને જેમ પ્રેરણા કરે છે તેમ હું વર્તું છું; તેમાં મ્હારે શોક કરવાનું શું કારણ છે ?[૮]. હું બંધ અને મોક્ષને જાણું છું તથા તે બેમાં જ્ઞાનથી કલ્યાણ પ્રાપ્ત કરવું એ ઉત્તમ છે એમ પણ હું જાણું છું. તથાપિ ધર્મયુક્ત શ્રેષ્ઠ આશાઓના નિમિત્તથી કર્મ કરીને અંતર્યામી પરમાત્મા મને જેમ યોજે છે તેમ હું વહન કરૂં છું[૯]. જેવી જેવી રીતે પ્રાણીને કોઈ વસ્તુ પ્રાપ્ત થવાની હોય છે તેવી તેવી રીતે પ્રાપ્ત થાય છે અને જે વસ્તુ જેમ બનવાની નિર્માણ કરી હોય છે તેમજ બને છે[૧૦]. ધાતા પ્રાણીને જે જે ગર્ભમાં નાખે છે ત્યાં ત્યાં પુનઃ પુનઃ જન્મ ધારણ કરે છે, પણ પ્રાણી જ્યાં જન્મ લેવાને ઇચ્છે છે ત્યાં જન્મ ધારણ કરી શકતો નથી[૧૧]. જે ભાવ મને હમણાં પ્રાપ્ત થયો છે તે પ્રમાણે મ્હારૂં ભવિતવ્ય ( બનવાકાળ ) હતું; એ પ્રકારે જેને જે ભાવ પ્રાપ્ત થવાનોજ છે તે ભાવ તેને પ્રાપ્ત થાય છે એમ જોઇને હું કોઈ વખત મોહને પામતો નથી[૧૨]. પ્રાણીઓ કાળના ક્રમમાં આવેલાં સુખ–દુઃખવડે હણાય છે તેમાં કોઈ તેનો યોજના કરનારો નથી, માત્ર તે દુઃખનો દ્વેષ કરનારો જે મનુષ્ય પોતાને કર્તાપણાના અભિમાનવાળો માને છે એજ દુઃખ છે[૧૩]. ઋષિયો, દેવો, મોટા અસુરો, વેદત્રયી જાણવામાં વૃદ્ધ થયેલા પુરૂષો અને વનમાં રહેનારા મુનિયો, એમાંથી કોને કોને આપદાઓ નથી અનુસરતી ? પરંતુ લોકોમાં જેઓ સદસદ્ વસ્તુના વિવેકને જાણનારા છે તેઓ ભ્રમયુક્ત થતા નથી–તે આપદાઓથી ભય પામતા નથી[૧૪]. જે પંડિત હોય છે તે ક્રોધ નથી પામતો કે, આસક્ત નથી થતો, તેમ શોક નથી કરતો કે હર્ષ નથી પામતો, તેજ પ્રમાણે અતિશય દુર્નિવાર્ય દુઃખમાં પડીને શોચતો પણ નથી. પરંતુ હિમાલય પર્વતની પેઠે સ્વભાવથીજ અચળ રહે છે[૧૫]. પરમ અર્થસિદ્ધિ જેને મોહ પમાડતી નથી, તેમ સમય આવ્યે સંકટ પણ જેને મોહ પમાડતું નથી, જે પુરૂષ મધ્યમ રીતે રહીને સુખ અને દુઃખ, બન્નેનું સેવન કરે છે તેને “ ધુરંધર પુરૂષ ” જાણવો[૧૬]. પુરૂષને જે જે અવસ્થા પ્રાપ્ત થાય તે તે અવસ્થામાં પરિતાપ ન પામતાં આનંદ માનવો, એ રીતે શ્રમ–દુઃખને કરનારો, વૃદ્ધિ પામેલો, સંતાપરૂપ મનોવિકાર શરીરમાંથી નાશ કરવો[૧૭]. જે સદસ્ ( શ્રૌત સમાજ ) પરિષત્ ( સ્માર્ત સમાજ ) કે, સભા ( લૌકિક સમાજ ) કે, જેમાં ગયા છતાં, તે સદસ્, પરિષત્ અથવા સભા ધર્માધર્મ કે, ન્યાયાન્યાયનો નિર્ણય કરીને સર્વદા અભય નથી આપતી તેને “ સદસ્, પરિષત્ કે, સભા ” કહેવી નહિ. પણ જે બુદ્ધિમાન પુરૂષ તેમાં ધર્મના તત્વનો નિર્ણય કરે છે તેનેજ “સભ્ય” (શ્રેષ્ઠ) જાણવો. અર્થાત્ ધર્મના તત્વનો નિર્ણય કરવો પણ કઠિન છે તો બ્રહ્મતત્વનો નિર્ણય કઠિન હોય એમાં શું આશ્ચર્ય ?[૧૮]. બુદ્ધિમાન પુરૂષનાં કૃત્યનો મર્મ જાણવો કઠિન છે. ડાહ્યો પુરૂષ મોહ ઉપજવાનું સ્થાન હોય ત્યાં પણ મોહ પામતો નથી. વૃદ્ધ ગૌતમ ગૃહસ્થાશ્રમથી ભ્રષ્ટ થયો તથા દુઃસહ આપત્તિને પામ્યો તથાપિ મોહને પામ્યો નથી. તાત્પર્ય કે, તું ગૌતમની સ્ત્રીને જોઇને મોહ પામી ગયો તથા તેં વ્યભિચાર કર્યો, પણ ધન્ય છે ! ! ગૌતમને કે, જેણે પોતાની સ્ત્રીને શાપ દઈ શિલા બનાવી દીધી* પણ તેવી સ્ત્રીનો અંગીકાર કરી ગૃહસ્થાશ્રમ

* આ સ્થળે જાણવા જેવી બાબત છે કે, ઘણા ગ્રંથોમાં “ ગૌતમના શાપથી અહલ્યા શિલા=પથ્થર થઈ ગઈ. ” એવી કથા આવે છે. પરંતુ વાલ્મિકીય રામાયણમાં તેવી કથા નથી. તેમાં તો માત્ર ગૌતમે પોતાની પત્ની અહલ્યાને શાપ દેતાં આ પ્રમાણે કહ્યું છે કે “ **वातभक्षा निराहारा तप्यन्ती भस्मशायिनी । अदृश्या सर्वभूतानामाश्रमेऽस्मिन् वसिष्यसि ॥** બાળકાંડ, સર્ગ ૪૮, શ્લોક ૩૦.

ચાલતો રાખવા ઇચ્છા ન કરી?[19]. આવી રીતે નમુચિયે માર્મિક મેહેણું મારીને ઇન્દ્રને એવું સમજાવ્યું કે, હું ત્હારા જેવો અજિત ચિત્તવાળો નથી પણ જીતેંદ્રિય છું. અલભ્ય એવી ચિત્તની સ્થિરતા મંત્રવડે, બળવડે, વીર્યવડે, બુદ્ધિવડે, પૌરૂષવડે, શીલવડે કે, ધનસંપત્તિવડે પ્રાપ્ત થતી નથી, તો તેમાં શોક કરવાનું શું કારણ છે?[20]. મને જન્મ આપનારાએ મ્હારા માટે પૂર્વથી જે આવુંજ નિર્માણ કરી રાખ્યું છે તો હું પણ તેજ આચરીશ; મૃત્યુ મને શું કરશે?[21]. પુરૂષને જે સુખ કે, દુઃખ મળવાનું હોય છે તેજ મળે છે, જે સુખ કે, દુઃખ જવાનું હોય છે તેજ જાય છે અને જે પામવાનું હોય છે તેજ પામે છે[22]. જે માણસ એ વાતને સારી રીતે જાણીને મોહ પામતો નથી તથા સર્વ પ્રકારનાં દુઃખમાં વ્યથિત થતો નથી તેજ માણસને સર્વ પ્રકારના ધનવાળો જાણવો[23].

॥ एतद्विदित्वा कार्त्स्न्येन यो न मुह्यति मानवः । कुशली सर्वदुःखेषु स वै सर्वधनो नरः ॥२३॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शक्रनमुचिसंवादो नाम त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥

---

## અધ્યાય ૫૪ મો–બલિ અને ઇંદ્રનો સંવાદ.

**युधिष्ठिर उवाच** ॥ मग्नस्य व्यसने कृच्छ्रे किं श्रेयः पुरुषस्य हि ॥
॥ बंधुनाशे महीपाल राज्यनाशेऽथवा पुनः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ–હે રાજન્! જ્યારે પુરૂષ કઠિન સંકટમાં ડૂબી જાય તથા તેના બંધુઓનો અથવા તેના રાજ્યનો પણ નાશ થાય ત્યારે તે પુરૂષે શું કરવું શ્રેય છે? તે કહો[1]. હે ભરતશ્રેષ્ઠ! તમેજ અમારા સર્વોત્તમ વ્યાખ્યાન કરનારા છો માટે એ હું તમને પૂછું છું તથા તમારે પણ એ પ્રશ્નનો ઉત્તર આપવો ઘટે છે[2]. ભીષ્મ કહે છે કેઃ–હે રાજન્! જે પુરૂષ પોતાના પુત્ર, સ્ત્રી અને ધન એ સર્વથી રહિત થયો હોય અને જે કઠિન સંકટમાં ડૂબી ગયો હોય તેણે ધીરજ રાખીને સર્વ સહન કરવું એજ શ્રેયસ્કર છે[3]. જે પુરૂષ ધીરજથી યુક્ત હોય છે તેનું શરીર જલદી ઘસાઈ જતું નથી. શોક ન કરવાનો સ્વભાવ રાખવાથી સુખ પ્રાપ્ત થાય છે અને ઉત્તમ આરોગ્ય પણ પ્રાપ્ત થાય છે[4]. શરીરના આરોગ્યવડે પુનઃ લક્ષ્મીને પ્રાપ્ત કરી શકે છે. હે તાત! જે બુદ્ધિમાન પુરૂષ સાત્વિક વૃત્તિને ધારણ કરીને રહે છે તેને ઐશ્વર્ય, ધૈર્ય અને કર્મના વિષે દઢતા પ્રાપ્ત થાય છે. હે યુધિષ્ઠિર! આ જગ્યોએ પણ હું તને બલિ અને ઇન્દ્રના સંવાદરૂપ પુરાતન ઈતિહાસનું દૃષ્ટાંત પુનઃ પણ કહું છું. પૂર્વે જ્યારે દેવ અને અસુરનું યુદ્ધ થયું તથા દૈત્ય અને દાનવોનો ક્ષય થયો[5-7]. જ્યારે વામને ત્રણ લોકનું આક્રમણ કરીને ઇન્દ્રને રાજ્ય આપ્યું અને ઇન્દ્ર દેવતાઓનો રાજા થયો. જ્યારે દેવતાઓના યજ્ઞ થવા લાગ્યા અને ચારે વર્ણ વ્યવસ્થાપૂર્વક વર્તવા લાગી[8]. જ્યારે ત્રણે લોક સમૃદ્ધિવાન થયા અને બ્રહ્મદેવ પ્રસન્ન થયા, ત્યારે રૂદ્રો, વસુઓ, આદિત્યો, બન્ને અશ્વિની–કુમાર, ઋષિયો, ગંધર્વો, સર્પ, રાજાઓ, સિદ્ધો અને બીજા દેવોથી વીંટાયલો સમર્થ ઇન્દ્ર, ચાર દાંતવાળા, સારી રીતે કબજામાં રાખેલા તથા શોભાયમાન એવા હસ્તીઓના રાજા ઐરાવત ઉપર બેસીને ત્રણ લોકમાં ફરવા નીકળ્યો[9,10]. ફરતાં ફરતાં કોઇક સમયે ઇન્દ્રે સમુદ્રના તટ ઉપર કોઇ એક પર્વતની

---

**ભાવાર્થ:**—"તું ભસ્મમાં શયન કરનારી, આહાર નહિ કરનારી અને માત્ર વાયુનું ભક્ષણ કરનારી થઇને તપ કરીશ તથા સર્વ પ્રાણીઓને અદૃશ્ય થઇને આ આશ્રમમાં વસીશ." વળી ગૌતમના શાપથી ઇંદ્રનાં વૃષણ તૂટી પડયાં હતાં. અન્યત્ર "સહસ્ર ભગવાળો થયો" એવી કથા જોવામાં આવે છે. શોધક દૃષ્ટિથી જોતાં વાલ્મિકીયમાં વર્ણવેલી કથા સત્ય ભાસે છે. **સંશોધક.**

ગુફામાં વિરોચનના પુત્ર બલિને દીઠો, તેને જોઈને તેની પાસે ગયો[11]. દૈત્યનો રાજા બલિ, દેવના રાજા ઇન્દ્રને ઐરાવતની પીઠ ઉપર બેઠેલો તથા દેવતાઓના સમૂહથી વીંટાયલો જોઇને મનમાં શોક પામ્યો નહિ કે, તેને દુઃખ પણ ઉત્પન્ન થયું નહિ. પોતાના શત્રુની રાજ્ય-લક્ષ્મીને જોઈને બલિને કાંઈ વિકાર થયો નહિ તથા પૂર્વની પેઠેજ તે ભય પામ્યા વિના બેસી રહ્યો[12]. તે જોઇને ગજરાજ ઐરાવત ઉપર બેઠેલા ઇન્દ્રે બલિને આ પ્રમાણે કહ્યું કેઃ–હે દૈત્ય! મને જોઈને ત્હારા મનમાં દુઃખ ઉપજતું નથી તે ત્હારા શૌર્યવડે, વૃદ્ધોનું સેવન કરવાવડે અથવા તપના પ્રભાવવડે ? આવી રીતે મનને નિર્વિકાર રાખવું તે સર્વથી દુષ્કર છે[13,14]. હે વિરોચનના પુત્ર! શત્રુઓએ તને વશ કર્યો છે તથા સર્વોત્તમ અત્યંત સ્થાનમાંથી હીનસ્થા-નમાં આણ્યો છે; હવે તું શાનો આશ્રય કરીને શોક કરવા જેવી દશાનો શોક કરતો નથી[15]. પ્રથમ તેં સ્વજાતિના પુરૂષોમાં સર્વથી શ્રેષ્ઠ પદને ભોગવ્યું છે, સર્વોત્તમ મોટા ભોગ ભોગવ્યા છે અને હવે શત્રુઓએ ત્હારાં રત્ન અને રાજ્ય લઇ લીધાં છે, તથાપિ તું શોક કેમ નથી કરતો ? તે કહે[16]. ત્હારા બાપદાદાઓના જે રાજ્યાસન ઉપર પૂર્વે તેં અધિકાર ભોગવ્યો છે, તે (રાજ્યાસન)ને આજ શત્રુઓએ લઈ લીધું છે તથાપિ તું તેનો શોક કેમ કરતો નથી?[17]. તને વરૂણના પાશથી બાંધ્યો, વજ્રવડે હણ્યો તથા ત્હારી સ્ત્રીઓ અને ત્હારૂં ધન લઈ લીધું, એટલું એટલું કર્યા છતાં પણ તું શોક કેમ કરતો નથી ? તે કહે[18]. ત્હારી લક્ષ્મી નાશ પામી છે અને ત્હારો વૈભવ પણ જતો રહ્યો છે, તથાપિ તું તેનો શોક કરતો નથી એ મહાદુષ્કર કાર્ય છે. ત્રણ લોકના રાજ્યનો પોતાની પાસેથી નાશ થયેલો જોઇને ત્હારાથી બીજો કોણ જીવવાનો પણ ઉત્સાહ રાખે?[19]. ઇન્દ્ર એ પ્રમાણે તેનો પરાભવ કરીને એવાં તથા બીજાં પણ અનેક કઠોર વચન બોલ્યો, બલિયે તેને સુખેથી સાંભળ્યાં તથા તે વિરોચનના પુત્રે કાંઇ પણ ગભરાયા વિના જવાબ દીધો[20]. બલિ કહે છે કે,–હે ઇન્દ્ર ! તેં મને અત્યંત વશ કરેલો છે; હવે તું મ્હારા આગળ પોતાનાં વખાણ કરે તેથી શું ફળ છે? હે પુરંદર ! હું તને વજ્ર ઉગામીને ઉભો રહેલો જોઉં છું[21]. તું પૂર્વે અશક્ત હતો પણ હવે ઘણા ઘણા યત્ન કરવાથી તું ઇન્દ્ર થયો છે. ત્હારા વિના આવી ક્રૂર વાણી બીજો કોણ બોલે[22]. જે પુરૂષ શક્તિમાન છતાં પણ હાથ આવેલા પરાક્રમી શત્રુ ઉપર દયા કરે છે તેનેજ "પુરૂષ" કહે છે[23]. બે જણ વિવાદ કરીને યુદ્ધ કરતા હોય ત્યાં જય–પરાજયનો નિશ્ચય થઈ શકતો નથી, પણ છેવટે તેમાંથી એક જય પામે છે અને બીજો પરાજય પામે છે[24]. હે દેવશ્રેષ્ઠ ! " મેં મ્હારા પરાક્રમવડે સર્વે પ્રાણીઓના ઇશ્વરને જીત્યો છે" એવું કહેવાનો સ્વભાવ ત્હારે રાખવો ઘટિત નથી[25]. હે ઇન્દ્ર ! હે વજ્રધારી ! તું આવા રાજ્યપદને પામ્યોછે અને અમે ત્હારાથી પરાજય પામીને આવી દશાને પામ્યા છીએ તે કાંઈ અમારૂં કૃત્ય નથી કે, ત્હારૂં પણ નથી[26]. જેવો તું આજ છે તેવો હું પૂર્વે હતો તથા અમે જેવા હમણાં છીએ તેવો તું પાછો થવાનો છે; માટે " કોઈથી ન થાય એવું કર્મ મેં કર્યું છે " એમ માનીને તું બીજાની અવગણના કરીશ નહિ[27]. હે ઇન્દ્ર ! પુરૂષ કાળક્રમવડે સુખ અને દુઃખમાં પડે છે. તને આજ ઇન્દ્રત્વ પ્રાપ્ત થયું છે તે પણ કાળક્રમવડેજ, પણ કાંઇ ત્હારા પોતાના કૃત્યથી પ્રાપ્ત થયું નથી[28]. જ્યારે મ્હારો ઉદયકાળ આવશે ત્યારે મને પણ તે કાળ યોગ્યપદને પમાડશે અને તને પણ આ કાળ યોગ્ય પદે પમાડવાને લઇ જશે; તેથી જેવો તું આજ છે તેવો હું નથી અને આજ અમે જેવા છીએ તેવો તું પણ નથી[29]. માતા–પિતાની સેવા, દેવતાઓનું પૂજન, બીજો કોઇ ગુણ કે, સારૂં આચરણ પણ કાળે પીડેલા મનુષ્યને સુખ ઉત્પન્ન કરે તેમ નથી[30]. કાળવડે પીડાયેલા પુરૂષનું રક્ષણ કરવામે

વિદ્યા, તપ, દાન, મિત્રો કે, બાંધવો શક્તિમાન નથી[31]. પુરૂષો હજારો ઉપાય કરે તથાપિ જે અનર્થ અવશ્ય આવવાનોજ છે-પ્રાપ્ત થવાનો છે તેને બુદ્ધિબળ સિવાય સહન કરવાને શક્તિમાન નથી[32]. કાળક્રમવડે હણાયલા પુરૂષનો રક્ષણ કર્તા કોઈ છે નહિ. હે ઇન્દ્ર! તું જે પોતાને કર્તા માને છે તે મોટું દુઃખ છે[33]. જો તું કર્તા હોત તો ત્હારો કોઈ કર્તા હોત નહિ; પણ જેથી કર્તાનો પણ કરનારો છે તેથી કર્તા પણ ઈશ્વર (સમર્થ) નથી[34]. મે, તને કાળે કરીને જીત્યો છે અને હું ત્હારાથી કાળવડે જીતાયો પણ છું. જેઓ ગમન કરનારા છે તે સર્વમાં કાળજ સર્વોત્તમ ગતિ કરનારો છે અને કાળજ પ્રજાને ગતિમાન કરે છે[35]. તું સાધારણ પ્રાકૃત મનુષ્યના જેવી બુદ્ધિ રાખીને આ પ્રલય (પ્રલયરૂપ કાળ) ને પણ જાણતો નથી. કેટલાક પ્રાકૃત બુદ્ધિવાળા પુરૂષો તને પોતાના કર્મવડેજ શ્રેષ્ઠતા પામેલો સમજે છે, પણ તું તેઓના જેવી પ્રાકૃત બુદ્ધિવાળો થઇને “ આ કાળનું કૃત્ય છે ” એમ કેમ જાણતો નથી ?[36]. “ સર્વ લોકની કાળવડે પ્રવૃત્તિયો થાય છે ” એમ જાણવા છતાં પણ અમારા સરખો પુરૂષ કાળવડે હણાઇને કેમ શોક કરે, મોહ પામે અથવા ભ્રમિત થાય ?[37] નિરંતર કાળવડે વીંટાયલા મ્હારા સરખાની અથવા મ્હારી બુદ્ધિ દુઃખ પામીને, ભાગી ગયેલા નાવની પેઠે, ડુબી જાય છે[38]. હે ઇન્દ્ર ! હું, તું અને બીજા પણ જે દેવોના રાજાઓ થશે તે સર્વ હજારો ઇન્દ્ર જે માર્ગે ગયા છે તે માર્ગે જશે[39]. તું પણ જે હમણાં દુર્ધર્ષ તથા સર્વોત્તમ લક્ષ્મીવડે દેદીપ્યમાન જણાય છે, પણ જ્યારે કાળનો પરિણામ આવશે ત્યારે મ્હારી પેઠેજ તે કાળ, તેને પણ પોતાના ફેરામાં લઈ લેશે[40]. કાળવડે અનેક સહસ્ર ઇન્દ્રો તથા દેવતાઓ પણ પ્રત્યેક યુગમાં નાશ પામી ગયા છે, માટે કાળનું અતિક્રમણ કોઇથી થઈ શકે એમ નથી[41]. તું આ ઇન્દ્રપદને પામીને જાણે સર્વ પ્રાણીઓના ઉત્પન્ન કરનાર બ્રહ્મદેવનું સનાતન પદ પામ્યો હોય ના ? એમ પોતાને બહુ કરી માને છે[42]. પણ આ સ્થાન અચળ કે, અનંત નથી, તેમ બીજા કોઇનું સ્થાન પણ અચળ કે, અનંત નથી પણ તું જે માને છે કે, આ મ્હારૂં ઇન્દ્રપદ અચળ અને અનંત છે, એ ત્હારી નાદાની છે[43]. હે સુરેશ્વર ! જે ત્હારા ઉપર વિશ્વાસ નથી રાખતો તેના ઉપર કાળથી નિરંતર વીંટાયલો તું વિશ્વાસ રાખે છે અને જે અનિશ્ચિત છે તેને નિશ્ચિત માને છે[44]. “આ મ્હારી રાજ્યલક્ષ્મી છે” એમ તું મોહથી તેની ઇચ્છા રાખે છે, પણ એ ત્હારી નથી, અમારી નથી કે, બીજા કોઇની પણ નથી કેમ કે, તે સદાકાળ સ્થિર રહે એવી નથી[45]. રાજ્યલક્ષ્મી બીજા અનેકની પાસે જઇને પછી તેઓનું અતિક્રમણ કરીને ત્હારી પાસે આવી છે. હે ઇન્દ્ર ! એ ચંચળ રાજ્યલક્ષ્મી ત્હારી પાસે પણ થોડો સમય રહીને, ગાય જેમ વાડાને છોડીને જતી રહે છે, તેમ વળી બીજાની પાસે જશે. એણે એટલા રાજા લોકોનું અતિક્રમણ કર્યું છે કે, તેની મ્હારાથી ગણત્રી થઇ શકતી નથી[46,47]. અને હે ઇંદ્ર ! હવે પછી પણ ત્હારા કરતાં બીજા ઘણા એવા થશે કે, જેઓનું અતિક્રમણ કરીને તે ચાલી જશે. જેઓએ વૃક્ષ, ઔષધિ, રત્નો, પ્રાણીઓ, વન અને ખાણોસહિત આ પૃથ્વીને પૂર્વે ભોગવી છે તેઓને હું હમણાં જોઉં છું-સ્મરણ કરૂં છું[48]. પૃથુ, ઐલ, મય, ભયંકર નરકાસુર, શંબરાસુર[49]. અશ્વગ્રીવ, પુલોમા, સ્વર્ભાનુ, અમિતધ્વજ, પ્રહ્લાદ, નમુચિ, દક્ષ, વિપ્રચિત્તિ, વિરોચન[50]. હ્રીનિષેવ, સુહોત્ર, ભૂરિહા, પુષ્પવાન, વૃષ, સત્યેપ્સુ, ઋષભ, બાહુ, કપિલાશ્વ, વિરૂપક[51]. બાણ, કાર્તસ્વર, વહ્નિ, વિશ્વદંષ્ટ્ર, નૈર્ઋતિ, સંકોચ, વરીતાક્ષ, વરાહ, અશ્વ, રૂચિપ્રભ[52]. વિશ્વજિત, પ્રતિરૂપ, વૃષાંડ, વિસ્કર, મધુ, હિરણ્યકશિપુ અને કૈટભ[53]. એ વિના પણ અનેક દૈત્યો, દાનવો, રાક્ષસો તથા બીજાઓ પૂર્વે થઇ ગયા તે તથા તેઓની પૂર્વે થઇ ગયા

તે અને જે દૈત્યેંદ્રો, દાનવેંદ્રો અને બીજાઓને અમે સાંભળ્યા છે તેઓ સર્વ દૈત્યેંદ્રો પૃથ્વીને તજીને ગયા છે[૫૪-૫૫]. કાળે એ સર્વને હણ્યા છે. કાળજ સર્વથી બળવત્તર છે. તું એકલોજ કાંઇ સો યજ્ઞ કરનારો નથી. પણ તે સર્વએ સો સો યજ્ઞ કરીને દેવતાઓનું યજન કર્યું છે[૫૬]. તે સર્વ દૈત્યો ધર્મપરાયણ, નિરંતર યજ્ઞ કરનારા, આકાશમાં ગમન કરનારા, સન્મુખ રહીને યુદ્ધ કરનારા[૫૭]. કવચને ધારણ કરનારા, હાથમાં પરિઘ (નામે આયુધ) ને ઝાલનારા, સેંકડો માયાને ધારણ કરનારા, ઇચ્છામાં આવે તેવાં રૂપ ધારણ કરનારા[૫૮]. સંગ્રામમાં ઉતરીને પરાજય પામ્યા હોય એમ સાંભળવામાં નહિ આવેલા, સત્યવ્રતને પાળનારા, ઇચ્છામાં આવે ત્યાં ગતિ કરનારા[૫૯]. વેદમાં કહેલાં વ્રતને પાળનારા. બહુશ્રુત, સમર્થ. પોતાના ઇચ્છેલા ઐશ્વર્યને પામેલા[૬૦]. પણ તેથી ઐશ્વર્યના મદરહિત, પાત્ર જોઇને યોગ્ય દાન કરનારા, અદેખાઇ વિનાના[૬૧]. અને સર્વ પ્રાણીઓ ઉપર યથાયોગ્ય દયા રાખનારા હતા. તેઓ સર્વ દક્ષની પુત્રીના પુત્રો હતા તથા પ્રજાપતિના વંશમાંના હતા[૬૨]. તેઓ સર્વ પ્રતાપવાળા તથા તેજસ્વી હતા, પણ તે સર્વનો કાળે સંહાર કર્યો છે. હે ઇન્દ્ર ! તું જ્યારે આ પૃથ્વીને ભોગવીને ત્યાગ કરશે ત્યારે તું પોતાના શોકને કબજામાં રાખી શકવાનો નથી. તું કામભોગથી ઇચ્છાને તજી દે તથા લક્ષ્મીથી થયેલા ગર્વને પણ છોડી દે કેમ કે, એમ કરવાથી જ્યારે ત્હારા રાજ્યનો નાશ થશે ત્યારે તું શોકને સહન કરવાને શક્તિમાન થઈશ. તું શોક સમયે શોચ કરીશ નહિ અને હર્ષ સમયે ખુશી થઈશ નહિ[૬૩-૬૫]. જે થઈ ગયું તેનો તથા હવે પછી જે થશે તેનો ત્યાગ કરીને જે તને હમણાં પ્રાપ્ત થયું છે તેવડે નિર્વાહ કર; અર્થાત્ ભૂતકાળનું ચિંતવન અને ભાવિકાળની ઇચ્છાને છોડી દે. આળસરહિત કાળે મ્હારા સરખા સદા ઉદ્યોગી મનુષ્યને પકડી લીધો[૬૬]. તો હે ઇન્દ્ર ! મ્હારા વચનની ક્ષમા કરજે, પરંતુ થોડા વખતમાં તે કાળ તને પણ આવીને પકડશે. હે દેવેંદ્ર ! મને ત્રાસ પમાડીને તું વાણીવડે મ્હારાં છોડાં પાડે છે–દુઃખ દે છે[૬૭]. અને હું મનને કબજે રાખીને બેસી રહ્યો છું. ત્યાં તું પોતાને મોટો માને છે, પણ એમ સમજ કે, કાળ પ્રથમ મ્હારી પાસે આવ્યો છે અને હવે ત્હારી પછવાડે દોડે છે[૬૮]. હે દેવેંદ્ર ! કાળે પ્રથમ મને હણ્યો છે; તેથી તું ગર્જના કરે છે, પણ સંગ્રામમાં હું જે વખતે ક્રોધ પામું, તે વખતે મ્હારી સામે ઉભો રહેવાને ત્રણ લોકમાં કોણ સમર્થ છે ?[૬૯]. પણ હે ઇન્દ્ર ! મ્હારાથી બળવાન કાળ પ્રાપ્ત થયો છે તેથી તું આ જગ્યોએ ઉભો રહ્યો છે. એક હજાર વર્ષ હજી પૂરાં થવાં જોઇએ[૭૦]. કેમ કે, હું મોટા તેજવાળો છું પરંતુ મ્હારાં અંગ સારી સ્થિતિમાં નથી. હું ઇન્દ્રના સ્થાનથી ભ્રષ્ટ થયો અને સ્વર્ગમાં તને ઇન્દ્ર કર્યો છે[૭૧]. આ અત્યંત વિચિત્ર જીવલોકમાં હમણાં તું કાળનાં ક્રમવડે સેવન કરવા યોગ્ય થયો છે; નહિ તો શું કરીને તું ઇન્દ્ર થયો અને શું કરીને અમે પદભ્રષ્ટ થયા ?[૭૨]. કાળજ કર્તા અને વિકર્તા (વિપરીત કર્તા) છે, બાકીનું બીજું સર્વ નકામું છે. માટે જે જ્ઞાની પુરૂષ હોય તેણે નાશ, વિનાશ, ઐશ્વર્ય, સુખ, દુઃખ જન્મ તથા મરણ આદિ પામીને હર્ષ ન પામવો કે, શોક પણ ન કરવો, હે ઇન્દ્ર ! તું મને જાણે છે અને હું તને પણ જાણું છું[૭૩-૭૪]. હે કાળથી લજ્જારહિત થયેલા ! તું મ્હારા આગળ બડાઈ શું કરે છે ? ત્હારા જાણવામાંજ છે કે, પૂર્વે મ્હારૂં પરાક્રમ કેવું હતું ? સંગ્રામમાં મેં કેવું પરાક્રમ કરેલું હતું ? એટલુંજ દૃષ્ટાંત બસ છે. હે શચીપતે ! પૂર્વે મેં આદિત્યો, રૂદ્રો, સાધ્યા દેવો, વસુઓ અને મરૂતો, એ સર્વને જીત્યા છે. હે ઇન્દ્ર ! ત્હારા જાણવામાં છે કે, જ્યારે દેવ અને અસુરોનું યુદ્ધ થયું ત્યારે મેં સંગ્રામમાં વેગથી એકઠા મળેલા દેવોને નસાડ્યા હતા. સંગ્રામમાં મેં ત્હારા મસ્તક ઉપર વન,

વનવાસી, શિખર અને અધિત્યકાસહિત પર્વતો વારંવાર નાંખ્યા હતા; તેથી તે પર્વતો ભાગી ગયા હતા. હું શું કરવાને સમર્થ નથી ? પણ કાળનું અતિક્રમણ થઈ શકે એમ નથી[૭૫-૭૯]. તું વજ્રધારી છે તથાપિ એક મુઠ્ઠીવડે તને મારી નાંખવાનો મ્હારામાં ઉત્સાહ નથી એમ ન જાણતો. પણ આ મ્હારે પરાક્રમ કરવાનો સમય નથી પરંતુ આ ક્ષમા કરવાનો કાળ છે[૮૦]. અને હે ઇન્દ્ર ! તેથીજ હું ત્હારાથી સહન ન કરી શકાઉ એવો છતાં પણ ત્હારા બોલવાને સહન કરૂં છું ! હું આજ એવી દશામાં છું કે, જેનો કાળ પરિણામ પામ્યો છે, જે કાળરૂપી અગ્નિથી વીંટાયલો છે, જે કાળના પાશથી બંધાયલો છે અને જેણે મનને નિયમમાં રાખ્યું છે તેના આગળ તું આવીને પોતાનાં વખાણ કરે છે. પણ આ કાળો અને ભયંકર પુરૂષ કે, જેનું લોકો ઉલ્લંઘન કરી શકતા નથી તે, જેમ પશુને દોરડાથી બાંધે છે, તેમ મને બાંધીને ઉભો રહ્યો છે. લાભ અને અલાભ, સુખ તથા દુઃખ, કામ અને ક્રોધ, જન્મ તથા મરણ, વધ અને બંધન તથા મોક્ષ, એ સર્વ કાળવડે પ્રાપ્ત થાય છે. હું કર્તા નથી કે, તું પણ કર્તા નથી, પણ સમર્થ કર્તા એવો કાળ, જેમ ઝાડ ઉપર આવેલા ફળને પકવે છે તેમ મને પણ પકવે છે. એક પુરૂષ જે કર્મ કરીને કાળવડે સુખને પ્રાપ્ત કરે છે તેજ કર્મને બીજો પુરૂષ કાળવડે કરીને દુઃખથી યુક્ત થાય છે. કાળને જાણનાર પુરૂષને કાળ સ્પર્શ કરે ત્યારે તેણે શોક કરવો યોગ્ય નથી[૮૧-૮૬]. હે ઇન્દ્ર ! હું તેથી શોક કરતો નથી, તેમ શોક કરવાથી કાંઈ સહાય મળે તેમ પણ નથી. જો શોક કરનારનો શોક, દુઃખને ખેંચી લેતો નથી અથવા શોક કરવાથી દુઃખને મટાડવાનું સામર્થ્ય પણ આવતું નથી[૮૭]. તો તેજ કારણથી હું આજ શોક કરતો નથી. એવાં બળિરાજાનાં વચન સાંભળીને "પાક" નામના અસુરને શાસન કરનાર, હજાર નેત્રવાળો ભગવાન ઇન્દ્ર ક્રોધને સમાવીને આ રીતે બોલ્યો કેઃ—જેણે હાથમાં વજ્ર લઇને ઉગામ્યું છે એવા મને અને વરૂણના પાશોને પોતાના મુખની આગળ જોઇને કોની બુદ્ધિ વ્યથિત થાય નહિ ? સર્વને હણનારા મૃત્યુની પણ બુદ્ધિ વ્યથિત થાય. એમ છતાં પણ તત્વને જાણનારી અને સ્થિર એવી ત્હારી બુદ્ધિ વ્યથિત થતી નથી[૮૮-૯૦]. સત્ય પરાક્રમવાળા હે બલિ ! નિશ્ચય તું આજ ધૈર્યવાન હોવાથીજ વ્યથિત થતો નથી. શરીરને ધારણ કરનારો કયો પુરૂષ જગતને કાળવડે ગતિમાન થયેલું જોઇને શરીર તથા દ્રવ્યમાં વિશ્વાસ કરવાનો ઉત્સાહ રાખે ? હું પણ એજ રીતે આ લોકને નાશવંત તથા કાળરૂપી ઘોર, ગુપ્ત, નિરંતર ગતિમાન અને પરિણામવાળા અગ્નિમાં નાંખેલો જાણું છું. જેને કાળે સ્પર્શ કર્યો છે તેવો કોઇ પુરૂષ તેને તજી શકે એમ નથી[૯૧-૯૩]. હું પણ એવીજ રીતે આ લોકને નાશવંત જાણું છું. સૂક્ષ્મ અને મહત્ સર્વ પ્રાણી તેમાં રંધાઈ જાય છે. કાળનો કોઈ નિયામક નથી તથા તે સદા સાવધાન રહીને પ્રાણીઓને રાંધ્યા કરે છે.—પરિણામને પમાડે છે—નાશ કરે છે[૯૪]. નિવૃત્તિ નહિ પામનારા કાળના સ્થાનમાં પહોંચેલો કોઇ પ્રાણી છૂટતો નથી. દેહધારી પ્રાણીઓ અસાવધ છે અને તેમાં કાળ સાવધ રહીને જાગે છે[૯૫]. તે કાળ પ્રયત્નવડે પણ દૂર થયો હોય એમ પૂર્વે કોઇએ જોયું નથી. તે પ્રાચીન, સનાતન અને સર્વ પ્રાણીઓનો સાધારણ ધર્મ છે[૯૬]. કાળનો પરિહાર થઇ શકતો નથી અને તેનું ઉલ્લંઘન પણ થઈ શકતું નથી. જેમ વ્યાજવટું કરનારો મનુષ્ય મુદ્દલ રકમમાં વ્યાજને મેળવતો જાય છે, તેમ કાળ પણ રાત્રિ, દિવસ, માસ, ક્ષણ, કાષ્ઠા, લવ અને કળા, એ સર્વને એકત્ર કરતો જાય છે. "હું આ કામને આજ કરીશ" અને "બાકીના કામને કાલે કરવાનો છું." એ પ્રમાણે કહેનારા પુરૂષને કાળ, જેમ નદીનો વેગ ઝાડને લઇ જાય છે, તેમ લઈ જાય છે. "અરે ! મેં એને હમણાંજ દીઠો હતો; એ શાથી મરી ગયો." કાળ જેને લઈ જાય છે તેના વિષે લોકો એમ

બોલતા સંભળાય છે. ભોગ, સ્થાન, ઐશ્વર્ય અને દ્રવ્ય, એ સર્વ નાશ પામે છે, કાળ આવીને જીવલોકના જીવતરને લઈ જાય છે, કોઇ પદાર્થ ઉચ્ચતાને પામે છે અને જ્યાં સુધી તે ત્યાંથી પડતો નથી ત્યાં સુધી તે પદાર્થજ છે, અર્થાત્ પડયો એટલે તેનો અભાવ થાય છે[૯૭-૧૦૧]. એ રીતે સર્વ કાંઇ અનિત્ય અને અનિશ્ચિત છે તેમાં કોઈ પણ વ્યવસાય કરવો એ દુષ્કર છે, એમ જાણીને તત્વને જાણનારી ત્હારી અચળ બુદ્ધિ વ્યથા પામતી નથી[૧૦૨]. બળવાન કાળે આક્રમણ કરીને આ લોકને પાચન કરવા માંડયા છે તેમાં હું પૂર્વે હતો એટલું મનથી પણ જાણી શકાતું નથી[૧૦૩]. તે કાળ નાના અને મોટા સર્વને એવા તો ફેંકી દે છે કે, તે જાણવામાં પણ આવતું નથી. લોકો ઇર્ષ્યા, અભિમાન, લોભ, કામ, ક્રોધ, ભય, સ્પૃહા, મોહ અને અહંકારમાં આસક્ત થઇને મોહને પામે છે. તું તો પદાર્થના તત્વને જાણનારો, વિદ્વાન, જ્ઞાની અને તપસ્વી હોવાથી, જેમ હાથમાં રહેલા આમળાને જોઇ શકાય છે, તેમ કાળને અત્યંત સ્પષ્ટ જુએ છે. હે વિરોચનપુત્ર ! તું કાળના ચારિત્ર્યના તત્વને જાણનાર, સર્વ શાસ્ત્રમાં વિશારદ, કૃતાત્મા અને જ્ઞાનીઓએ સ્પૃહા કરવા જેવો છે. તેં બુદ્ધિવડે આ સર્વ લોકને જાણેલો છે એમ હું માનું છુ[૧૦૪-૧૦૭]. તું સર્વ જગ્યાએ વિહાર કરે છે તથાપિ મુક્ત છે કેમ કે, કોઇ જગ્યાએ આસક્ત થતો નથી. તું જીતેંદ્રિય છે તેથી તને રજોગુણ કે, તમોગુણ સ્પર્શ કરતો નથી[૧૦૮]. તું પ્રીતિ અને સંતાપ બન્નેથી રહિત આત્માનું ઉપાસન કરનારો છે. તને સર્વ પ્રાણીઓ ઉપર મિત્રભાવવાળો, વૈર વિનાનો અને શાંત મનવાળો જોઇને ત્હારા વિષે મ્હારી બુદ્ધિ દયાવાળી થઈ છે. ત્હારા સરખા બોધને પામેલા પુરૂષને બંધનમાં પડેલો છતાં, હું હણવા ઇચ્છતો નથી કેમ કે, સૌજન્ય એ પરમ ધર્મ છે તથા ત્હારા ઉપર મને કૃપા ઉપજી છે. કાળક્રમથી આ વરૂણના પાશ કે, જેથી તને બાંધેલો છે તે પ્રજાઓના ઉપચારવડે છૂટી જશે. હે મહાસુર ! ત્હારૂં કલ્યાણ થાઓ, જ્યારે વહુ વૃદ્ધ સાસુની પાસે કામ કરાવશે[૧૦૯-૧૧૨]. જ્યારે પુત્ર મોહ (મૂઢતા)થી પિતાને કામ બતાવીને મોકલશે, જ્યારે શૂદ્રો બ્રાહ્મણોની પાસે પગ ધોવરાવશે[૧૧૩]. જ્યારે શૂદ્રો નિર્ભય થઇને બ્રાહ્મણ જાતિની સ્ત્રીની સાથે સમાગમ કરશે, જ્યારે પુરૂષો વિજાતીય યોનિમાં બીજ મૂકશે[૧૧૪]. જ્યારે કાંસાનાં વાસણ વાપરવામાં ભેળસેળ થશે, જ્યારે કુપાત્ર પુરૂષોવડે બલિ આપવામાં આવશે અને જ્યારે ચારે વર્ણની સમગ્ર પ્રજા અમર્યાદ થશે[૧૧૫]. ત્યારે ત્હારો એક એક પગ ક્રમે કરીને છૂટો થશે. અમારાથી ત્હારે ભય રાખવો નહિ, પણ તે સમયની વાટ જો. તું પીડારહિત, સ્વસ્થ ચિત્તવાળો, રોગરહિત અને સુખી થા[૧૧૬]. જેણે ગજરાજનું વાહન કરેલું છે એવો ઇન્દ્ર બલિરાજાને કહીને પાછો વળ્યો તથા તે દેવાધિપતિ ઇંદ્ર સર્વ અસુરોને જીતીને ત્રણ લોકમાં એકજ રાજા થયો અને હર્ષવડે આનંદ પામ્યો[૧૧૭]. મહર્ષિયો તે ઇન્દ્રની સ્તુતિ કરવા લાગ્યા કેમ કે, તે સર્વ સ્થાવર–જંગમ પ્રાણીનો ઇશ્વર હતો; અગ્નિ ઈશ્વર છતાં પણ યજ્ઞમાં તેના માટે હવ્યનું તથા અર્પણ કરેલા અમૃતનું વહન કરતો હતો[૧૧૮]. વળી સર્વ સ્થાનમાં રહેલા ઉત્તમ બ્રાહ્મણોએ જેની સ્તુતિ કરેલી છે, તેથી જે પ્રસન્ન થયેલો છે તથા ક્રોધ ઉતરી જવાથી જેનું ચિત્ત શાંત થયું છે અને જેનું તેજ વિશેષ પ્રકાશિત છે એવો દેવોનો ઈશ્વર ઇન્દ્ર પોતાના સ્થાનમાં–સ્વર્ગમાં જઈને હર્ષ પામ્યો[૧૧૯].

॥ द्विजोत्तमैः सर्वगतैरभिष्टुतो विदिप्ततेजा गतमन्युरीश्वरः ॥

॥ प्रशांतचेता मुदितः स्वमालयं त्रिविष्टपं प्राप्य मुमोद वासवः ॥११९॥

इति श्रीमहा० शां० मो० पू० गु० मा० बलिवासवसंवादो नाम चतुःपंचाशत्तमोऽध्यायः ॥५४॥

## અધ્યાય ૫૫ મો–લક્ષ્મી–ઈન્દ્ર સંવાદ. લક્ષ્મી આદિ ઐશ્વર્ય કેવા સ્થળમાં રહે છે?

युधिष्ठिर उवाच ॥ पूर्वरूपाणि मे राजन् पुरुषस्य भविष्यतः ॥
॥ पराभविष्यतश्चैव तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ ! હે રાજન્ ! પુરૂષનો ઉદય થવાનો હોય કે, પરાભવ થવાનો હોય તેનાં પૂર્વરૂપ (આગમચથી જણાતાં લક્ષણ) કેવાં હોય છે? તે મને કહો[1]. ભીષ્મ કહે છે કે,–ત્હારૂં કલ્યાણ થાઓ; તેં આ પ્રશ્ન બહુ સારો કર્યો છે. જે પુરૂષનો ઉદય થવાનો હોય અથવા પરાભવ થવાનો હોય તેનું મનજ તેનાં પૂર્વરૂપને કહે છે[2]. હે યુધિષ્ઠિર ! આ જગ્યાએ પણ હું તને લક્ષ્મીની સાથે થયેલા ઇન્દ્રના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપું છું[3]. નારદ મુનિ કે, જે અત્યંત તપના સમૂહના બળથી ઉત્તમ અને અધમ બન્ને લોકને જોઈ શક્તા હતા, જે બ્રહ્મલોકમાં વસનારા ઋષિયોની બરાબર હતા, જે બ્રહ્માના સરખા અમાપ અને પ્રકાશિત તેજવાળા હતા, જે પાપરહિત હતા, જે મોટા તપવાળા હતા અને પોતાની ઈચ્છા પ્રમાણે ત્રણે લોકમાં ફરતા હતા[4,5]. તે નારદ મુનિ કોઇએક સમયે પ્રાતઃકાળમાં ઉઠીને પવિત્ર જળનો સ્પર્શ કરવાની ઈચ્છાથી ધ્રુવના દ્વારથી નીકળેલી આકાશગંગાના કીનારે ગયા તથા ત્યાં જઇને સ્નાન કર્યું[6]. તે સમયે "શંબર" અને "પાક" નામના અસુરને હણનાર વજ્રધારી હજાર નેત્રવાળો ઇન્દ્ર પણ દેવ અને ઋષિયોએ સેવેલી તે નદીનો કીનારે આવ્યો[7]. પછી બન્ને જણાએ તે નદીમાં ઉતરીને તથા સ્નાન કરીને સંક્ષેપમાં મંત્રનો જપ કર્યો, પછી સૂક્ષ્મ સુવર્ણની રેતીવાળા નદીના તટ ઉપર બેઠા[8]. તે બન્ને તે સ્થળમાં બેસીને, પવિત્ર કર્મવડે ખ્યાતિ પામેલી તથા દેવર્ષિયોએ અને મહર્ષિયોએ કહેલી કથાઓ એક બીજાને કહેવા લાગ્યા[9]. તથા પૂર્વે પોતાને શું બન્યું હતું ? તે પણ એકચિત્ત થઇને એક બીજાને કહેતા હતા, પછી તે બન્ને જેના કિરણોનો સમુદાય પ્રસરેલો છે એવા ઉદય પામતા સૂર્યના પૂર્ણમંડળને જોઇને ઉભા થયા તથા ઉપસ્થાન કર્યું. સૂર્ય ઉદય થતો હતો તેની ચારે બાજુ જાણે બીજો સૂર્ય ઉદય પામતો હોય અથવા જાણે કોઈ તેજનું બિંબ ઉદય પામતું હોય તેવી કાંતિવાળું એક તેજનું મંડળ આકાશમાં દેખાયું. હે ભારત ! પછી તે તેજ તેઓના સમીપમાં આવતું દેખાયું[10-12]. આકાશના વિષે રહિને ત્રણે લોકને પ્રકાશિત કરતું, પોતાની કાંતિવડે અપ્રતિમ શોભતું અને પક્ષીઓમાં શ્રેષ્ઠ ગરૂડે રચેલું તે વિમાન હતું[13]. તે વિમાનમાં યોગ્ય શોભાવાળી અપ્સરાઓ આગળ બેઠેલી હતી. તેમાં સર્વથી મોટી સૂર્યના સરખી કાંતિવાળી, સૂર્યના તેજની કિરણો સરખી, જેણે નક્ષત્ર સરખા અલંકારને ધારણ કરેલા છે એવી, જેણે મોતીની માળા પહેરેલી છે એવી, કમળમાં રહેનારી અને સાક્ષાત કમળના પત્રમાં બેઠેલી લક્ષ્મીને તે બન્ને જણાએ જોઇ[14-15]. સ્ત્રીઓમાં સર્વોત્તમ એવી તે લક્ષ્મી વિમાનના શિખર ઉપરથી ઉતરીને, જ્યાં દેવર્ષિ નારદ તથા ઈન્દ્ર બેઠા હતા તે તરફ ચાલી[16]. ઈન્દ્ર તેને આવતી જોઈને, ઉઠીને તેની સામે ગયો તથા નારદ પણ ઇન્દ્રની પાછળ ગયા. ઇન્દ્રે તેની પાસે જઈને તથા બન્ને હાથ જોડીને દેવીને નિવેદન કર્યું કે,–હું ઈન્દ્ર છુ[17]. પછી સર્વ વિધિને જાણનાર ઇંદ્રે તેનું સારી રીતે પૂજન કર્યું, હે રાજન્ ! પછી દેવના રાજા ઇંદ્રે લક્ષ્મીને આ પ્રમાણે કહ્યું[18].–ઈન્દ્ર કહે છે કેઃ–હે સુંદર હાસ્યવાળી સ્ત્રી ! તું કોણ છે અને શા કારણથી અહીં આવી છે? હે સુંદર ભ્રકુટીવાળી સ્ત્રી ! તું ક્યાંથી આવે છે અને હે શુભે ! ત્હારે ક્યાં જવું છે ?[19]. લક્ષ્મી કહે છે કેઃ–પુણ્યવાન ત્રણે લોકમાં સ્થાવર અને જંગમ સર્વ પ્રાણીઓ મને પોતાની કરી લેવાની ઈચ્છાથી અત્યંત પરિશ્રમ કરીને યત્ન કરે છે[20]. તે હું સૂર્યના કિરણથી પ્રફુલ્લિત થયેલા કમળમાં ઉત્પન્ન થયેલી

લક્ષ્મી છું. સર્વ પ્રાણીઓના અભ્યુદયના અર્થે મને ઉત્પન્ન કરી છે[૨૧]. મને "પદ્મા, શ્રી અને પદ્મમાલિની" કહે છે. હે બલસૂદન ! હે ઇન્દ્ર ! હું લક્ષ્મી છું, હું ભૂતિ (ઐશ્વર્ય) છું. શ્રદ્ધા, મેધા, સન્નતિ, વિજિતિ (વિજય), સ્થિતિ, ધૃતિ, સિદ્ધિ અને ત્હારો વૈભવ, તે પણ હુંજ છું. હુંજ સ્વાહા, સ્વધા, પ્રણામ, નિયમ, અને સ્મૃતિ છું[૨૨,૨૩]. હે બલસૂદન ! વિજય કરતા રાજાઓની સેનાને મોખરે, ધ્વજાઓમાં, ધર્મશીલ પુરૂષોના નિવાસસ્થાનમાં, ધર્મશીલ રાજાઓના દેશમાં, ધર્મવાળા નગરમાં અને વિજયવાળો શૂર પુરૂષ કે, જે સંગ્રામમાં પાછો ન વળે એવો હોય તેનામાં સદૈવ રહું છું[૨૪,૨૫]. વળી હું, જે પુરૂષ ધર્મશીલ, મોટી બુદ્ધિવાળો, બ્રાહ્મણનું રક્ષણ કરનારો, વિનયવાળો અને દાન કરવાના આચરણવાળો હોય તેનામાં સદૈવ વસું છું[૨૬]. સત્ય અને ધર્મના બંધારણવાળી હું પૂર્વે અસુરોમાં વસતી હતી, પણ હવે તેઓને વિપરીત થયેલા જાણીને ત્હારા વિષે નિવાસ કરવાની મ્હારી રૂચિ થઈ છે[૨૭]. ઇન્દ્ર કહે છે કેઃ–હે સુંદરમુખી ! દૈત્યો કેવા આચરણવાળા હતા ત્યારે તું તેઓમાં રહેતી હતી? અને હવે તેઓમાં તેં એવું શું જોયું ? કે, જેથી દૈત્ય અને દાનવોને છોડીને તું અહીં આવી છે?[૨૮]. લક્ષ્મી કહે છે કેઃ– જ્યારે દૈત્યો પોતાના ધર્મ પ્રમાણે વર્તતા હતા, જ્યારે તેઓ ધૈર્યથી ચલિત થયા નહોતા અને જ્યારે તેઓની ઇચ્છા સ્વર્ગના માર્ગમાં જવાની હતી, ત્યારે હું તેઓના વિષે રહેલી હતી[૨૯]. જ્યારે તેઓ દાન કરતા હતા, વેદાદિકનું અધ્યયન કરતા હતા, યજ્ઞ કરતા હતા, પિતૃ અને દેવતાઓનું પૂજન કરતા હતા, ગુરૂ અને અતિથિનો સત્કાર કરતા હતા તથા જ્યારે સત્યને પાળતા હતા ત્યારે હું તેઓમાં નિવાસ કરતી હતી[૩૦]. જ્યારે તે અસુરોનાં અંતઃકરણ નિર્મળ હતાં, તેઓએ સ્ત્રીઓને જીતી હતી (અર્થાત્ કામને જીત્યો હતો), તેઓ અગ્નિમાં હોમ કરતા હતા, ગુરૂઓનું સેવન કરતા હતા, બહારની ઇન્દ્રિયોનો નિગ્રહ કરતા હતા, બ્રાહ્મણનું સેવન કરતા હતા, સત્ય વચન બોલતા હતા[૩૧]. વેદ, ગુરૂ અને દેવ ઉપર શ્રદ્ધા રાખતા હતા, તેઓએ ક્રોધને જીત્યો હતો, તેઓ નિરંતર દાન કરતા હતા, બીજાનો ઉત્કર્ષ જોઇને પરિતાપ પામતા નહોતા, પોતાના પુત્ર, પ્રધાન અને સ્ત્રીઓનું પોષણ કરતા હતા, ઈર્ષ્યા કરતા નહોતા[૩૨]. અમર્ષ રાખીને એક બીજાની સ્પૃહા કોઈ વખત કરતા નહોતા, બીજાની સમૃદ્ધિને જોઇને કોઈ દિવસ સંતાપ નહિ પામનારા અને ધીર હતા[૩૩]. તેઓ દાતાર હતા, સંગ્રહ કરનારા હતા, સજ્જન હતા, તેઓની લાગણી કોમળ હતી, તેઓની મેહેરબાની મોટા ફળને આપનારી હતી, તેઓ સરળ સ્વભાવવાળા, દૃઢભક્ત અને જીતેંદ્રિય હતા[૩૪]. તેઓના સેવક અને પ્રધાનો નિરંતર સંતોષ પામેલા રહેતા, તેઓ કૃતજ્ઞ અને પ્રિય વચનને બોલનારા હતા, જેને જેટલું ઘટે તેટલું તેને માન અને દ્રવ્ય આપનારા હતા, લજ્જાવાળા અને નિયમપૂર્વક આચરનારા હતા[૩૫]. જ્યારે પર્વ આવે ત્યારે તેઓ ઉત્તમ પ્રકારે સ્નાન કરીને તથા સુંદર ચંદનાદિનો લેપ કરીને સારા અલંકારને ધારણ કરતા હતા, ઉપવાસ અને તપ કરતા હતા, બ્રહ્મવાદી સરખા જણાતા હતા[૩૬]. તેઓ સૂતા હોય અને સૂર્ય ઉગ્યો હોય એમ થવા દેતા નહોતા (તેઓ સૂર્યોદય પૂર્વે જાગતા હતા) અને સૂર્યાસ્ત થયા પહેલાં સૂઈ જતા નહોતા, રાત્રિમાં દહીં તથા સાથવાને નિરંતર વર્જતા હતા[૩૭]. તે બ્રહ્મવાદીઓ કહીં જતા હોય ત્યારે મદ્ય કે, ઘૃતને જોઇને જતા હતા, તેઓ મંગળ વસ્તુઓનાં પણ દર્શન કરતા હતા તથા બ્રાહ્મણોને પણ પૂજતા હતા[૩૮]. તેઓ સદા ધર્મયુક્ત બોલતા હતા, સદૈવ પ્રતિગ્રહ કરતા નહોતા, રાત્રિના અર્ધભાગ જેટલો સમય સૂઇ રહેતા હતા, દિવસે સૂતા નહોતા[૩૯]. તેઓ દીન, અનાથ, વૃદ્ધ, દુર્બળ, માંદા અને સ્ત્રીઓના ઉપર દયા

કરવાનું તથા તેઓના અર્થે પોતાના ઉત્પન્નમાંથી વિભાગ કાઢવાનું પસંદ કરતા હતા[૪૦]. તેઓ ત્રાસ પામેલાને, વિષાદ પામેલાને, ઉદ્વેગ પામેલાને, ભયથી પીડાયલાને, વ્યાધિવાળાને, કૃશને, જેનું ધન હરણ થયું હોય તેને અને સંકટવડે પીડાતાને નિરંતર આશ્વાસન કરતા હતા[૪૧]. તેઓ ધર્મ પ્રમાણેજ વર્તતા હતા પણ પરસ્પર હિંસા કરતા નહોતા, એક બીજાને કામ પડે તો સહાય કરતા હતા, ગુરૂ અને વૃદ્ધોનું ઉપાસન કરતા હતા[૪૨]. તેઓ પિતૃ, દેવ અને અતિથિને યથાયોગ્ય પૂજતા હતા તથા તેઓના જમતાં શેષ રહેલું અન્ન જમતા હતા, તેઓમાંના કેટલાક નિરંતર સત્ય અને તપને ધારણ કરીને અતિશય સ્વાદવાળું અને સુંદર ભોજન જમતા નહોતા, તેઓ પરસ્ત્રીની સાથે ગમન કરતા નહોતા, તેઓ જેમ પોતાના પ્રત્યે દયા રાખીને વર્તતા હતા તેમ સર્વ પ્રાણીઓ ઉપર પણ દયા રાખીને વર્તતા હતા[૪૩.૪૪]. તે આકાશમાં ( કલ્પિત સ્ત્રી આદિમાં ), પશુઓમાં, વિજાતીય યોનિમાં અને પર્વદિવસમાં કોઈ વખત પોતાના ઇન્દ્રિયનો વિસર્ગ કરતા નહોતા ( અયોગ્ય સમયે અને દિવસે મૈથુન કરતા નહિ )[૪૫]. હે પ્રભો ! તેઓમાં ત્યાગ, દાન, દક્ષતા, આર્જવ, ઉત્સાહ, અનહંકાર, પરમ સૌહૃદ (મૈત્રી), ક્ષમા[૪૬] સત્ય, નિત્યદાન, તપ, પવિત્રતા, કરૂણા, કોમળ વાણી, મિત્રોનો દ્રોહ ન કરવો એ સર્વ ગુણ હતા[૪૭]. નિદ્રા, નિદ્રા સંબંધી આળસ, અપ્રીતિ, અસૂયા (સામાનો ઉત્કર્ષ સહન ન કરવાનો ગુણ,) બેદરકારી, નિઃસ્નેહપણું, ખેદ, સ્પૃહા (ખુશામત,) એવા ગુણો તેઓમાં હતા નહિ[૪૮]. હું પૂર્વે એવા ગુણવાળા દાનવોમાં પ્રજાની ઉત્પત્તિનું ગ્રહણ કરીને, અનેક યુગ જતાં સુધી વસતી હતી[૪૯]. પછી કાળ બદલાવાની સાથે દાનવોના ગુણ પણ બદલાઇ ગયા એટલે તેઓ કામ અને ક્રોધને વશ થયા અને તેઓમાંથી ધર્મ નીકળી ગયો, તેને મેં જોયું[૫૦]. પછી જ્યારે સભાસદો અને વૃદ્ધો તેઓને કથા કહેતા હતા, ત્યારે અધમ ગુણવાળા તે દાનવો વૃદ્ધોને હસતા હતા તથા તેઓના માનના ઉત્કર્ષને સહન કરતા નહોતા[૫૧]. વળી જુવાનીઆઓ વૃદ્ધોને આવતા જોઈને ઉભા થઇને નમસ્કાર પણ કરતા નહોતા અને પૂર્વની પેઠે સત્કાર પણ નહોતા કરતા[૫૨]. પિતા વ્યવહાર ચલાવવાને શક્તિમાન છતાં પણ પુત્ર, સર્વનો સ્વામી થઈને વ્યવહાર ચલાવતો હતો તથા તેઓ રાજસેવક નહિ છતાં રાજસેવક થઈને નિર્લજ્જપણે પોતાની પ્રસિદ્ધિ કરતા હતા[૫૩]. વળી જેઓ અધર્મયુક્ત નિંદ્ય કર્મવડે ઘણા દ્રવ્યને પ્રાપ્ત કરતા હતા તેવા દ્રવ્ય ઉપર દાનવોની ઇચ્છા થવા લાગી[૫૪]. તેઓ રાત્રિયે ઘાંટા કાઢી બોલતા હતા તથા તેઓની હોમશાળાઓમાં અગ્નિ મંદ તેજથી બળતો હતો. પુત્રો પિતાઓનું (આજ્ઞાનું) ઉલ્લંઘન કરવા લાગ્યા અને સ્ત્રીઓ પોતાના સ્વામીઓનું ઉલ્લંઘન કરવા લાગી[૫૫]. તે દાનવો માતા, પિતા, વૃદ્ધ, આચાર્ય, અતિથિ અને ગુરૂ, એઓના ગુરૂપણાને પસંદ કરતા નહોતા તથા પોતાના બાળકોનું પાલન કરતા નહોતા[૫૬]. ભિક્ષુને ભિક્ષા અને દેવતાઓને બલિ આપ્યા વિના અન્ન જમતા હતા. તેમજ પિતૃ, દેવ, અતિથિ, અને ગુરૂનું પૂજન કર્યા વિના તથા વિભાગ કાઢ્યા વિના જમતા હતા[૫૭]. તેઓના રસોઇઆઓ મન, વાણી અને કર્મવડે પવિત્રતા પાળતા નહોતા તેઓનું ભોજન (રસોઇ) ઢાંકયું થતું નહોતું[૫૮]. કાગડા તથા ઉંદરડા ખાય તેવી રીતે તેઓનાં ધાન્ય વેરાયલાં હતાં. તેઓ દૂધને ઉઘાડું મૂકી રાખતા હતા તથા ઉચ્છિષ્ટ છતાં ઘૃતને સ્પર્શ કરતા હતા. અર્થાત્ ભોજન કરતાં ઉચ્છિષ્ટ મુખથી ઘૃતને સ્પર્શ કરતા હતા[૫૯]. તેઓના ઘરની મુખ્ય સ્ત્રી કોદાળી, દાતરડું, પેટી, કોઠીઓ, પરચુરણ ઘરનો સામાન, કાંસાનાં વાસણ, દ્રવ્ય અને બીજાં સાહિત્યની તપાસ રાખતી નહોતી[૬૦]. તેઓના કોટ-કિલ્લાઓ અને ઘર વગેરે પડી જતાં હતાં પરંતુ સુધરાવતા નહિ. પશુઓને આંગણે બાંધ્યા પછી તેઓને ઘાસ-પાણી નાંખીને આદર કરતા

નહિ[૧૧]. બાળકો જોઇ રહેતાં છતાં પોતે ભક્ષ્ય પદાર્થને ભક્ષણ કરતા હતા. તેમજ તે દાનવો પોતાના સઘળા પોષ્ય વર્ગને પોષણ કર્યા વિના એકલા જમતા હતા[૧૨]. તેઓ કેવળ પોતાનાજ અર્થે દૂધપાક, ખીચડી, માંસ, માલપૂડા તથા જલેબી આદિ ભોજન રંધાવતા હતા અને યજ્ઞાદિ નિમિત્ત વિના વૃથા માંસનું ભક્ષણ કરતા હતા[૧૩]. તેઓ સૂર્ય ઉગ્યા પછી શય્યામાંથી ઉઠતા હતા તથા પ્રભાત કાળમાં ઉંઘતા હતા. દિવસે અને રાત્રિયે ઘેરેઘેર તેઓમાં કલહ થતા હતા[૧૪]. અનાર્ય પુરૂષો આર્ય પુરૂષને બેઠેલો જોઈને, તેની પાસે બેસીને તેનું સેવન કરતા નહોતા. જેઓ બ્રહ્મચર્યાદિ આશ્રમમાં રહીને ધર્મને સાધતા હતા તેઓનો અનાશ્રમી અને વિધર્મી પુરૂષો દ્વેષ કરતા હતા તથા તે વિધર્મી પુરૂષો પોતપોતામાં પરસ્પર પણ દ્વેષ કરતા હતા[૧૫]. પ્રજામાં વર્ણસંકરતા થતી હતી. કોઇ પવિત્રતા પાળતું નહોતું, જે બ્રાહ્મણો વેદને જાણનારા હતા અને જેઓ વેદને જાણનારા નહોતા એમ સ્પષ્ટ હતું[૧૬]. તે બન્નેમાં બહુમાન અને અવમાનજ નિરંતર વિશેષ હતો; અર્થાત્ તેઓ માત્ર માનના અર્થે વેદાધ્યયન કરતા હતા, ધર્મના અર્થે નહિ. સ્ત્રીઓ હાર, આભૂષણ કે, વસ્ત્રાદિ ગયાં કે, છે તેની તજવીજ રાખતી નહિ[૧૭]. પુરૂષો દાસીઓ રાખીને તેને સેવતા હતા અને તે રખાત સ્ત્રીઓ દુર્જન મનુષ્યોએ આચરવા જેવાં કર્મ આચરતી હતી. સ્ત્રીઓ પુરૂષના વેષે ફરતી હતી અને પુરૂષો સ્ત્રીના વેષને ધરતા હતા[૧૮]. તેઓ રમત, ગમત અને સ્ત્રીસેવન આદિ વિહારમાં પરમ હર્ષ પામતા હતા. સમર્થ પુરૂષોએ યોગ્ય વારસોને જે વારસો આપેલો હોય તે અથવા જે કાંઇ દાન ધર્મના કારણથી વંશપરંપરા ધર્માદા આપેલું હોય તેને તેઓ પાળતા નહોતા અને કદાચિત પાળવાનો સંભવ હોય તો, શ્રદ્ધા વિના પાળતા હતા. કોઇ વખતે કોઇ મિત્રે પોતાના મિત્ર પાસેથી રૂપિયા ઉછીના કે, કરજે લીધા હોય અને જ્યારે તેનો હાથ તાણમાં હોવાથી; તે રૂપિયાની બાબતમાં શક પડે તો, એક વાળના અગ્રના કરોડમા હિસ્સા જેટલા સ્વાર્થ માટે તેના દ્રવ્યનો નાશ કરતા હતા. આર્યવર્ણના પુરૂષોમાં પણ પારકું ધન હરણ કરવાની રૂચિવાળા તથા દુકાન માંડીને વેચવા–સાટવાનો રોજગાર કરનારા થયા હતા. શૂદ્રો તપોધન થયા હતા અર્થાત્ શૂદ્રો છતાં તપ કરતા હતા. કેટલાક શૂદ્રો વ્રતને ધારણ કરીને અને કેટલાક મિથ્યા વ્રતને ધારણ કરીને વેદનું અધ્યયન કરતા હતા[૧૯-૭૨]. શિષ્ય ગુરૂની સેવા કરતો નહોતો. કોઈ ગુરૂ શિષ્યનો મિત્ર થતો હતો. વિવાહાદિ પ્રસ્તુત થઈ રહ્યા પછી શ્રમિત થયેલાં હોય તેવા વૃદ્ધ પિતા અને વૃદ્ધ માતા ઘરમાં સ્વામિત્વ ( અધિકાર ) વિનાનાં થઇને પુત્રોની પાસે અન્ન માગતાં હતાં[૭૩]. તે દાનવોમાં જેઓ વેદને જાણનારા, જ્ઞાની અને ગંભીરાઈમાં સમુદ્ર સરખા હતા[૭૪]. તેઓ ખેતીઆદિ કર્મ કરવામાં આસક્ત થયા તથા જેઓ મૂર્ખ હતા તેઓ શ્રાદ્ધને જમતા હતા. જેઓએ પોતાના પુત્રો–શિષ્યોને ગુરૂઓને ઘેર અધ્યયન કરવાને મોકલ્યા ન હોય તેઓના ઘેર જઇને ગુરૂઓ સુખ પ્રશ્ન પૂછતા હતા તથા તેઓને પોતાની શાળામાં મોકલવાની ક્રિયા કરતા હતા. વહુ, સાસુ અને સસરો બેઠાં હોય, તેમના આગળ ઉભી રહીને ઘરના માણસોને શિખામણ દેતી હતી, પોતાના સ્વામીને પણ શિખામણ દેતી હતી અને પોતાની પાસે બોલાવીને વાત કહેતી હતી. પિતા પ્રયત્નથી પણ પોતાના પુત્રનું મન રાખતો હતો અથવા ક્રોધના આવેશથી તેઓને વિભાગ આપીને જુદા કરતો હતો અને પોતે દુઃખથી નિવાસમાં રહેતો હતો. અગ્નિમાં બળી જવાથી અથવા ચોર કે, રાજાઓએ હરણ કરવાથી ધનને નાશ પામેલું જોઇને મિત્ર અથવા અન્ય કે, જેઓની તેણે સંભાવના કરી હોય તેવા પુરૂષો પણ દ્વેષથી હસતા હતા. તેઓ કૃતઘ્ન, નાસ્તિક, પાપી અને ગુરૂની સ્ત્રી ઉપર કુદૃષ્ટિ રાખનારા થયા

હતા. તેઓ અભક્ષ્યનું ભક્ષણ કરવામાં પ્રીતિવાળા, મર્યાદારહિત અને નષ્ટ તેજવાળા થયા હતા. તેઓ કાળ બદલાતાં એવા એવા અનાચાર કરવા લાગ્યા હતા[૭૫-૮૦]. માટે હું હવે દાનવોમાં રહીશ નહિ. એવી મ્હારી બુદ્ધિ છે. હે ઇન્દ્ર! એ માટે મને સ્વયમેવ પ્રાપ્ત થયેલી જોઇને મ્હારૂં અભિનંદન કર[૮૧]. હે દેવેશ્વર! તું મ્હારૂં પૂજન કરીશ એટલે બીજા દેવતાઓ મને અગ્રેસર કરશે. જ્યાં હું જઇશ ત્યાં મ્હારા સરખી તેજસ્વી, મ્હારા જેવા ગુણોવાળી અને મ્હારા વિષે જેમણે પોતાને અર્પણ કરેલી છે એવી સાત દેવીઓ તથા આઠમી "જયા" નામની દેવી આવીને નિવાસ કરશે. એ સાતનાં નામ આ પ્રમાણે છેઃ–શ્રદ્ધા, ધૃતિ, આશા, ક્ષાંતિ, વિજિતિ, સન્નતિ, ક્ષમા[૮૨,૮૩]. હે ઇન્દ્ર! એ સર્વમાં સર્વથી મુખ્ય "વૃત્તિ" નામની આઠમી છે. તે દેવીઓ અને હું, અસુરોનો ત્યાગ કરીને તમારા (દેવતાઓના) દેશમાં આવી છીએ[૮૪]. દેવતાઓનો અંતરાત્મા ધર્મનિષ્ઠ છે માટે અમે દેવતાઓમાં નિવાસ કરીશું. એ પ્રમાણે દેવીનું વચન સાંભળીને દેવર્ષિ નારદ તથા વૃત્રાસુરને હણનાર ઇન્દ્ર તેને પ્રસન્ન કરવાના અર્થે અભિનંદન આપવા લાગ્યા પછી, સુગંધયુક્ત, સુખકર સ્પર્શવાળો અને સર્વ ઇન્દ્રિયોને સુખ ઉપજાવનાર એવો અગ્નિનો મિત્ર પવન દેવતાઓના માર્ગમાં વાવા લાગ્યો. તે સમયે લક્ષ્મીસહિત બેઠેલા ઇન્દ્રને જોવા માટે પવિત્ર અને ઇષ્ટ એવા સ્થળમાં દેવતાઓ આવેલા હતા[૮૫-૮૮]. પછી સહસ્ર નેત્રવાળો તથા દેવતાઓનો સ્વામી ઇન્દ્ર, સ્ત્રીઓની સાથે તથા મહર્ષિ અને મિત્ર એવા નારદની સાથે અશ્વયુક્ત રથમાં બેસીને સત્કારયુક્ત દેવની સભામાં ગયો[૮૯]. પછી વજ્રને ધારણ કરનારા ઇન્દ્રના તથા લક્ષ્મીદેવીના મનોગત ભાવને જાણીને, જેનું પૌરૂષ દેવતાઓએ જાણેલું છે એવા નારદે, તે વખતે "મહર્ષિયોસહિત શિવ આવ્યા છે" એમ લક્ષ્મીને કહ્યું[૯૦]. તે સમયે પિતામહ બ્રહ્મદેવના સ્થાનમાં તેજોમય અંતરિક્ષમાંથી અમૃતની વૃષ્ટિ થઈ. બજાવ્યા વિના દુંદુભિ વાગવા લાગ્યાં તથા દિશાઓ નિર્મળ થઇને પ્રકાશવા લાગી[૯૧]. તે સમયે મેઘ પણ ઋતુ પ્રમાણે અનાજ તથા વનસ્પતિ આદિમાં વૃષ્ટિ કરવા લાગ્યો, કોઈ પણ ધર્મના માર્ગથી ચલાયમાન ન થવા લાગ્યું, પૃથ્વી પણ અનેક રત્નની ખાણોથી અલંકૃત થવા લાગી અને દેવતાઓના નિવાસ સ્થાનમાં સુંદર ધ્વનિયુક્ત જયનાં વાજિંત્ર વાગવા લાગ્યાં[૯૨]. મનુષ્યો પણ પુણ્ય કરનારાઓના માર્ગમાં રહેનારા–પુણ્ય કરનારા તથા સ્વતંત્ર અંતઃકરણવાળા થઇને યજ્ઞાદિ ક્રિયાઓ કરવામાં શોભવા લાગ્યા. મનુષ્ય, દેવ, કિન્નર, યક્ષ અને રાક્ષસ, એ સર્વ પ્રસન્ન મનવાળા તથા સમૃદ્ધિવાળા થયા[૯૩]. પવનથી કંપિત થયેલા વૃક્ષથી પણ અકાળે પુષ્પ પડતાં નહોતાં; તો ફળ તો શાનુંજ પડે? ગાયો દૂધ આદિ રસને આપનારી તથા કામદુઘાઓ થઇ હતી અને કોઈના મુખમાંથી કઠોર વાણી નીકળતી નહોતી[૯૪]. એ રીતે જે પુરૂષો સર્વ કામને આપનારા ઇન્દ્રાદિ દેવોએ કરેલી આ લક્ષ્મીની પૂજાનો પાઠ બ્રાહ્મણની સભામાં રહીને કરશે તેઓના મનોરથ સફળ થશે તથા તેઓ લક્ષ્મીને પામશે[૯૫]. હે કૌરવશ્રેષ્ઠ! તેં મને જે પૂછ્યું હતું, તે ઉદય અને પરાભવનું સર્વોત્તમ નિદર્શન મેં તને સઘળું કહી સંભળાવ્યું છે. હવે ત્હારે તત્વની પરીક્ષા કરીને તેને જાણવું યોગ્ય છે[૯૬].

॥ त्वया कुरूणां वर यत्प्रचोदितं भवाभवस्येह परं निदर्शनम् ॥
॥ तदद्य सर्वं परिकीर्तितं मया परीक्ष्य तत्वं परिगंतुमर्हसि ॥ ९६ ॥

**इति श्रीमहा० शां० मो० पू० श्रीवासवसंवादो नाम गु० मा० पंचपंचाशत्तमोऽध्यायः ॥१५॥**

## અધ્યાય ૫૬ મો—જૈગીષવ્ય અને અસિત મુનિનો સંવાદ.

**યુધિષ્ઠિર ઉવાચ** ॥ किं शीलः किं समाचारः किं विद्यः किं पराक्रमः ॥
॥ प्राप्नोति ब्रह्मणः स्थानं यत्परं प्रकृतेर्ध्रुवम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—બ્રહ્મનું સ્થાન કે, જે પ્રકૃતિથી પર અને નિશ્ચળ છે તેને કેવા શીળવાળો, કેવા આચારવાળો, કેવી વિદ્યાવાળો અને કેવા પરાક્રમવાળો પુરૂષ પામે છે ? તે કહો[1]. ભીષ્મ કહે છે કે,—જે પુરૂષ મોક્ષધર્મમાં નિયમવાળો, થોડું ભોજન કરનારો અને જીતેંદ્રિય હોય તે પ્રકૃતિથી પર એવા બ્રહ્મના સ્થાનને પામે છે[2]. હે ભારત ! આ સ્થળમાં પણ જૈગીષવ્ય અને અસિતના સંવાદરૂપ પુરાતન ઈતિહાસનું દૃષ્ટાંત કહું છું[3]. એક સમયે મહા જ્ઞાનવાળા, ધર્મના તત્વને જાણનારા તથા ક્રોધ અને હર્ષરહિત એવા જૈગીષવ્ય મુનિને અસિત નામવાળા દેવલે* પુછયું[4]. દેવલ કહે છે કેઃ—હે જૈગીષવ્ય ! તમને કોઈ પ્રણામ કરે તો તમે પ્રસન્ન થતા નથી અને કોઈ નિંદા કરે તો કોપ પામતા નથી માટે તે તમારી બુદ્ધિ કેવી છે ? એવી બુદ્ધિ તમને કયાંથી ઉત્પન્ન થઈ? અને તે બુદ્ધિ રાખવામાં તમારો શો હેતુ છે ? તે કહો[5]. ભીષ્મ કહે છે કેઃ—એ પ્રમાણે દેવલના પૂછવાથી તે મહાતપસ્વી મુનિયે સંદેહરહિત પુષ્કળ અર્થયુક્ત પદવાળું અને પવિત્ર મહા વાકય આ પ્રમાણે કહ્યું[6]. જૈગીષવ્ય કહે છે કેઃ—હે ઋષિશ્રેષ્ઠ ! જે સર્વોત્તમ ગતિ છે, જે સર્વથી છેલ્લી સીમા છે અને જે પુણ્ય કર્મવાળા પુરૂષોની શાંતિ છે, તે મોટી શાંતિ વિષે હું તને કહીશ[7]. હે દેવલ ! તે શાંતિવાળા મનુષ્યો નિંદા કરનારા પુરૂષો પ્રત્યે સમાન બુદ્ધિ રાખે છે. જે પ્રતિજ્ઞા કરી હોય તથા પોતે જે શુભકર્મ કર્યું હોય તેને ગુપ્ત રાખે છે[8]. તેઓને કોઈ અહિત વચન કહે તો તેઓ તેના પ્રત્યે અહિત કે, હિત બોલતા નથી. તે બુદ્ધિવાળા પુરૂષો પોતાને મારવા આવેલા પુરૂષને મારવાની ઈચ્છા કરતા નથી[9]. તેઓ અપ્રાપ્ત વસ્તુનો શોચ કરતા નથી પણ જે સમયે જે પ્રાપ્ત થયું હોય તેજ તેઓ કરે છે. તેઓ જે વસ્તુ થઈ ગઈ તેનો શોચ કરતા નથી તથા ભવિષ્યકાળના માટે પ્રતિજ્ઞા પણ કરતા નથી[10]. હે દેવલ ! કોઈ કામથી કોઈ અર્થનું પૂજન કરવાનું તેઓને પ્રાપ્ત થાય તો, શક્તિમાન અને વ્રતવાળા તેઓ પોતાની સમૃદ્ધિ પ્રમાણે તેનું પૂજન કરે છે[11]. તેઓની વિદ્યા પરિપકવ હોય છે, તેઓ મોટા બુદ્ધિમાન હોય છે અને તેઓએ ઈન્દ્રિયો તથા ક્રોધને જીત્યો હોય છે. તેઓ મન, કર્મ કે, વચનવડે કોઈ સ્થળમાં કોઇનો અપરાધ કરતા નથી[12]. તેઓ ઇર્ષ્યારહિત થઈને અન્યોઅન્યની હિંસા કોઇ પણ સમયે કરતા નથી. તે ધીર પુરૂષો પારકી સમૃદ્ધિને જોઇને કોઈ વખત પરિતાપ પામતા નથી[13]. તેઓ કોઈ વખત બીજાની નિંદા કે, અત્યંત પ્રશંસા કરતા નથી, તેઓ નિંદા અને પ્રશંસાવડે વિકાર પામતા નથી[14]. તેઓ સર્વ પ્રાણીઓના હિતમાં આસક્ત હોય છે, કોઈના ઉપર ક્રોધ કરતા નથી, હર્ષ પામતા નથી કે, અપરાધ પણ કરતા નથી[15], તેઓએ પોતાના હૃદયની ગ્રંથિને છોડી નાખેલી હોય છે, તેઓ પોતાની ઈચ્છામાં આવે ત્યાં ફરતા ફરે છે, તેઓના કોઈ બાંધવો હોતા નથી પરંતુ તેઓ કોઈના બાંધવ નથી હોતા એમ નહિ[16]. તેઓના કોઈ શત્રુઓ હોતા નથી અને તેઓ પણ કોઈના શત્રુ હોતા નથી. જે પુરૂષો નિરંતર એ પ્રમાણે વર્તે છે તેઓ સર્વ કાળ સુખવડે જીવે છે[17]. હે દ્વિજશ્રેષ્ઠ ! જેઓ ધર્મ પ્રમાણે પોતાનું વર્તન કરે છે તેઓ સુખી થાય છે. પણ જેઓ ધર્મના માર્ગથી ભ્રષ્ટ થાય છે તેઓ હર્ષને પામે છે અને ઉદ્વેગને પણ પામે છે[18]. હું પણ તે માર્ગમાં સ્થિતિ કરીને રહ્યો

* "અસિત" અને "દેવલ" એ બન્ને નામ એકજ વ્યક્તિનાં છે.

છું માટે હું કોની અને કયે પ્રકારે અસૂયા કરૂં? તેમજ મ્હારી કોઇ નિંદા કરે કે, સ્તુતિ કરે તોપણ હું કયા હેતુવડે હર્ષ પામું[19]. મનુષ્યો જેની પાસેથી જે ઇચ્છે છે તેની પાસેથી તે પામો, પણ નિંદા કે, પ્રશંસાવડે મ્હારે તો હ્રાસ-વૃદ્ધિ (વધારો-ઘટાડો) કાંઈ થવાનો નથી[20]. જે તત્વને જાણનારો હોય તેણે અપમાન પામીને તે (અપમાન)થી અમૃતની પેઠે તૃપ્ત રહેવું અને જેમ ઝેરથી ઉદ્વેગ થાય છે, તેમ માનથી ઉદ્વેગ પામીને તે (માન)થી દૂર રહેવું[21]. જે પુરૂષનું અપમાન થાય છે તે આ લોકમાં તથા પરલોકમાં નિર્ભય થઈને સુખવડે સૂએ છે તથા તે સર્વ દોષથી મુક્ત થાય છે. પણ જે અપમાન કરે છે તે સમજીને પશ્ચાત્તાપને પામે છે[22]. પરમગતિની ઇચ્છા કરનારા અને બુદ્ધિવાળા પુરૂષો આ વ્રતને ગ્રહણ કરીને સુખને પામે છે[23]. જીતેંદ્રિય પુરૂષ સર્વ સ્થાનમાંથી સર્વ યજ્ઞોના ફળનું ગ્રહણ કરીને પ્રકૃતિથી પર બ્રહ્મના સ્થાનને પામે છે[24]. એવી રીતે જેને પરમ ગતિ પ્રાપ્ત થઇ છે તેના પદને દેવો, ગંધર્વો, પિશાચો કે, રાક્ષસો પણ અનુસરી શકતા નથી-પામતા નથી[25].

॥ नास्य देवा न गंधर्वा न पिशाचा न राक्षसाः । पदमन्ववरोहन्ति प्राप्तस्य परमां गतिम् ॥२५॥

इति श्रीमहा० शां० मो० गु० मा० जैगीषव्यासितसंवादे षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

## અધ્યાય ૫૭ મો-વાસુદેવ અને ઉગ્રસેનનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ प्रियः सर्वस्य लोकस्य सर्वसत्त्वाभिनंदिता ॥

॥ गुणैः सर्वैरुपेतश्च कोन्वस्ति भुवि मानवः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ-આ પૃથ્વીમાં સર્વ પ્રાણીઓનું અભિનંદન કરનાર, સર્વ લોકને પ્રિય અને સર્વ ગુણોવડે યુક્ત એવો મનુષ્ય કોણ છે?[1]. ભીષ્મ કહે છે કેઃ-હે ભરતશ્રેષ્ઠ! તેં પૂછ્યું તે હું તને નારદના સંબંધમાં ઉગ્રસેન અને વાસુદેવનો સંવાદ થયો હતો તે કહું છું[2]. ઉગ્રસેન કહે છે કેઃ-લોકો નારદના ગુણનું કથન કરવાની ઇચ્છા રાખે છે માટે તે "ગુણવાળો છે" એમ હું માનું છું; માટે નારદમાં એવા કયા ગુણ છે? તે મને કહો કેમ કે, હું તમને પૂછું છું[3]. વાસુદેવ કહે છે કે,-હે કુકુર દેશના અધિપતિ! હે નરાધિપ! નારદના જે ગુણોને હું સારા માનું છું તે હું તમને સંક્ષેપમાં કહું છું તે સાંભળો[4]. નારદને પોતાના ઉત્તમ આચરણ માટે અહંકાર નથી કે, જે તેના દેહને પરિતાપ ઉત્પન્ન કરે, તેમજ જેવું વેદમાં કહ્યું છે તેવુંજ તેનું આચરણ છે અને તેવુંજ તેનું અધ્યયન છે માટે નારદ સર્વત્ર પૂજાય છે[5]. અપ્રીતિ, ક્રોધ અને ચપળતા એ અવગુણો સંબંધી ભય નારદને નથી કેમ કે તે અવગુણો તેનામાં છે નહિ; વળી તે દીર્ઘસૂત્રી નથી તથા શૂરો છે માટે સર્વત્ર પૂજાય છે[6]. નારદની પાસે બેસીને તેનું ઉપાસન કરવું યોગ્ય છે કેમ કે, કામથી કે, લોભથી તેના વચનમાં વિપરીતપણું ઉપજતું નથી માટે તે સર્વત્ર પૂજાય છે[7]. તે અધ્યાત્મ શાસ્ત્રના વિધિ તથા તેના તત્વને જાણે છે. તે ક્ષમાશીલ, શક્તિમાન અને જીતેંદ્રિય છે, તેમજ સરળ અને સત્યવાદી છે, માટે તે સર્વત્ર પૂજાય છે[8]. તે તેજવડે, યશવડે, બુદ્ધિવડે, જ્ઞાનવડે, વિનયવડે, જન્મવડે અને તપવડે વૃદ્ધ છે, માટે તે સર્વત્ર પૂજાય છે[9]. તે ઉત્તમ શીલવાળો, નિરંતર સુખથી શયન કરનારો, સારૂં ભોજન કરનારો ( નિયમિતાદિ ગુણવાળું ), સારા આદરવાળો, પવિત્ર, સારૂં વચન બોલનારો અને ઈર્ષ્યા વિનાનો છે, માટે તે સર્વત્ર પૂજાય છે[10]. તે બીજાનું કલ્યાણ કરવામાં યત્નવાળો છે, તેનામાં પાપ નથી અને તે બીજાનો અનર્થ જોઇને પ્રસન્ન થતો નથી, માટે તે સર્વત્ર પૂજાય છે[11]. વેદ, શ્રુતિયો અને આખ્યાનોમાંથી તે અર્થને

શોધી કાઢે છે-જાણે છે, તેમજ તે સહનશીલ તથા અવજ્ઞા પામે એવો નથી, માટે તે સર્વત્ર પૂજાયલો છે[૧૨]. તે સર્વત્ર સમભાવ રાખે છે માટે કોઇને પ્રિય નથી તેમ કોઈ પ્રકારે કોઇને અપ્રિય પણ નથી, વળી મનને અનુકૂળ આવે તેવું બોલનારો છે, માટે તે સર્વત્ર પૂજાયલો છે[૧૩]. તે બહુશ્રુત અને વિચિત્ર કથાઓને જાણનારો, પંડિત, લાલચુ નહિ એવો, શઠતા વિનાનો, દીનતારહિત, ક્રોધરહિત અને લોભરહિત છે, માટે તે સર્વત્ર પૂજાયલો છે[૧૪]. કોઈ પદાર્થ માટે, ધન માટે કે, કામ માટે તેણે કોઈ વખત પૂર્વે પણ કજીયો કર્યો નથી તથા તેના દોષ ઉચ્છિન્ન થયેલા છે માટે તે સર્વત્ર પૂજાયલો છે[૧૫]. તે દૃઢભક્તિવાળો, અનિંદિત અંતઃકરણવાળો, વેદને જાણનારો, સૌજન્યવાળો અને મોહરૂપી દોષરહિત છે માટે તે સર્વત્ર પૂજાયલો છે[૧૬]. તે સર્વ સંગથી રહિત છે છતાં આસક્ત હોય તેવો જણાય છે, તેને બહુ મોટા સંશય નથી તથા તે બોલવામાં હોશીઆર છે માટે તે સર્વત્ર પૂજાય છે[૧૭]. તે કામના અર્થે ચિંત્વન કરતો નથી, કોઈ વખત પોતાની પ્રશંસા કરતો નથી, કોઈ વખત બીજાની ઈર્ષ્યા કરતો નથી તથા તેનાં વચન કોમળ છે માટે તે સર્વત્ર પૂજાય છે[૧૮]. તે લોકોનાં અનેક પ્રકારનાં ચિત્તને જુએ છે ખરો, પણ તેની નિંદા કરતો નથી, વળી તે સંસર્ગ વિદ્યામાં કુશળ છે માટે તે સર્વત્ર પૂજાય છે[૧૯]. તે કોઇ પ્રકારનું દુઃખ-સુખ પ્રાપ્ત થાય પણ તેની ઈર્ષ્યા કરતો નથી, પોતાની નીતિવડે જીવન ચલાવે છે, પોતાના સમયને મિથ્યા જવા દેતો નથી અને તેણે પોતાના મનને વશમાં રાખેલું છે માટે તે સર્વત્ર પૂજાય છે[૨૦]. તેણે શ્રમ કરેલો છે, તેણે દૃઢજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે સમાધિથી તૃપ્ત થતો નથી, નિરંતર ઉદ્યોગી છે તથા સર્વદા સાવધ રહે છે, માટે તે સર્વત્ર પૂજાય છે[૨૧]. તેને બીજો કોઇ કલ્યાણના માર્ગે યોજે છે ત્યારે તે લજ્જા પામતો નથી પણ તે માર્ગમાં યુક્ત થાય છે તથા બીજાની ગુહ્ય વાતને ઉઘાડી કરતો નથી, માટે તે સર્વત્ર પૂજાય છે[૨૨]. તે દ્રવ્યનો લાભ થાય તેથી હર્ષ પામતો નથી તથા લાભ થાય નહિ તેથી વ્યથિત થતો નથી, તેની બુદ્ધિ સ્થિર છે અને તે કોઇ વસ્તુમાં આસક્ત નથી, માટે તે સર્વત્ર પૂજાય છે[૨૩]. તે સર્વ ગુણથી સંપન્ન, દક્ષ, પવિત્ર, નિર્વિકારી, કાળને જાણનાર તથા પ્રિયને જાણનાર છે, માટે તેને કોણ પ્રિય નહિ કરે ? અર્થાત્ સર્વ કોઈ તેનું પ્રિય કરશે[૨૪].

॥ तं सर्वगुणसंपन्नं दक्षं शुचिमनामयम् । कालज्ञं च प्रियज्ञं च कः प्रियं न करिष्यति ॥ २४ ॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० वासुदेवोग्रसेनसंवादो नाम सप्तपंचाशत्तमोऽध्यायः॥५७॥

---

## અધ્યાય ૫૮ મો-શુકદેવના પ્રશ્નનો વ્યાસે આપેલો ઉત્તર.

**युधिष्ठिर उवाच** ॥ आद्यंतं सर्वभूतानां ज्ञातुमिच्छामि कौरव ॥
॥ ध्यानं कर्म च कालं च तथैवायुर्युगे युगे ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે કૌરવ ! સર્વ પ્રાણીઓનો આદિ અને અંત તથા ધ્યાન, કર્મ, કાળ અને પ્રત્યેક યુગમાં આયુષ્ય, એ સર્વ હું જાણવાને ઇચ્છું છું[૧]. વળી સમગ્ર લોકોનું તત્વ તથા પ્રાણીઓની ઉત્પત્તિ અને લયને પણ જાણવાને ઇચ્છું છું. પંચભૂતથી ઉત્પન્ન થયેલા પ્રાણીઓની સૃષ્ટિ (ઉત્પત્તિ) અને લય બ્રહ્મમાંથીજ થાય છે કે, બીજા કશામાંથી થાય છે ? એ ક્યાંથી થાય છે ?[૨]. સત્પુરૂષોમાં શ્રેષ્ઠ એવા હે ભીષ્મ ! જો તમે અમારા ઉપર કરૂણાજ રાખો છો તો એ મ્હારા પ્રશ્નના ઉત્તર કૃપા કરીને કહો[૩]. પૂર્વે તમે મને ભૃગુ ઋષિયે ભારદ્વાજ બ્રાહ્મણને કહેલી પવિત્ર કથા કહી હતી તે સાંભળીને મ્હારી બુદ્ધિ ઉત્તમ

થયેલી છે[૪]. મ્હારી બુદ્ધિ ઉત્તમ ધર્મવાળી અને અલૌકિક સ્વરૂપમાં સ્થિતિવાળી થયેલી છે માટે પૂર્વે તમે સંક્ષેપમાં કહેલી કથાને વિસ્તારથી જાણવાના હેતુથી હું તમને પૂછું છું; તો તમારે મને કહેવું યોગ્ય છે[૫]. ભીષ્મ કહે છે કેઃ–આ સંબંધમાં વ્યાસ મુનિયે પોતાના પુત્રે કરેલા પ્રશ્નથી તેને જે કહ્યું હતું તેનો પુરાતન ઇતિહાસ હું તને કહું છું[૬]. વ્યાસના પુત્ર શુક મુનિયે છ અંગ* અને ઉપનિષદ્સહિત સમગ્ર વેદનું અધ્યયન કર્યું તથા ધર્મના વ્યાખ્યાનમાં ઉપયોગી એવાં ષડ્દર્શનનું+ જ્ઞાન પ્રાપ્ત કરીને નૈષ્ઠિક કર્મ આચરવાની ઇચ્છા કરી[૭]. તથા તે પછી દ્વૈપાયન વ્યાસમુનિ કે, જેના ધર્મ અને અર્થ સંબંધી સમગ્ર સંશય છિન્ન થયેલા છે, તેને શુક મુનિયે આ સંદેહ નિવેદન કર્યો[૮]. શ્રીશુક કહે છે કેઃ–આ સકળ પ્રાણીના સમુદાયનો કર્તા કોણ છે? વળી કાળના જ્ઞાનવડે જેની સ્થિતિ કહેલી છે તે ઇશ્વર કોણ છે? અર્થાત્ ઇશ્વર અવિદ્યાવડે જીવ ભાવને પામીને કયા ધર્મથી કેવા ભાવને ભોગવે છે? તથા બ્રાહ્મણનું કૃત્ય શું છે? તે મને કહો[૯]. ભીષ્મ કહે છે કેઃ–સર્વજ્ઞ, જ્ઞાની અને સર્વ ધર્મને જાણનારા વ્યાસ મુનિયે પુત્રનો એવો પ્રશ્ન સાંભળીને તેને ભૂત અને ભવિષ્યસહિત સર્વ જ્ઞાન કહ્યું[૧૦]. વ્યાસ કહે છે કેઃ–જ્યારે કાંઈ નહોતું ત્યારે આદિ અને અંત વિનાનું, જન્મરહિત, જરા (પરિણામ–વિકાર) રહિત, નિશ્ચળ અથવા સ્થિર, અવિનાશી, જેનો તર્ક કરી શકાય નહિ એવું અને જે જાણવામાં ન આવે એવું બ્રહ્મ હતું. કોઇ કહેશે કે, જેનો તર્ક થઇ શકતો નથી તથા જે જાણવામાં આવતું નથી તે “છે” એમ શા ઉપરથી જાણવું? તેનો ખુલાસો એવો છે કે, જેમ મનુષ્ય દર્પણદ્વારા પોતાના મુખને જોઈ શકે છે, તેમ પરમાત્માને પણ બુદ્ધિરૂપી દર્પણમાં પ્રતિબિંબિત થયેલોજ જોઇ શકાય છે અને તેથી તથા વ્યતિરેકના પ્રકારથી આત્માને જાણી શકાય છે[૧૧]. ઇશ્વરનું કાળરૂપે પ્રતિપાદન કરેલું છે તેમાં એમ સમજવાનું છે કે, કાળનું કાંઇ સ્વરૂપ કહી શકાતું નથી કે, તે જાણવામાં આવતું નથી માટે અવ્યક્ત છે, તથાપિ કળા, કાષ્ઠા, નિમેષ આદિ અવયવો કે, જે મનવડે કલ્પેલા છે તેથી કાળ વ્યક્ત થાય છે, તેમ ઇશ્વિર પણ અવ્યક્ત છતાં મનના કલ્પેલા ભાવવડે વ્યક્ત થાય છે. (કાળ કેવી રીતે વ્યક્ત થાય છે તે કહી બતાવે છે કે) નેત્ર મીંચીને ઉઘાડતાં જેટલી વાર લાગે તેને “નિમેષ” કહે છે. પંદર નિમેષની એક કાષ્ઠા થાય છે. ત્રીસ કાષ્ઠાની એક કળા થાય છે અને ત્રીસ કળા તથા એક કળાનો એક દશાંશ મળીને એક મુહૂર્ત થાય છે[૧૨]. ત્રીશ મુહૂર્તનો એક દિવસ–રાત્રિ થાય છે, એવી સંખ્યા મુનિઓએ બાંધેલી છે. ત્રીશ રાત્રિ દિવસનો એક માસ થાય છે તથા બાર માસનો એક સંવત્સર થાય છે[૧૩]. એક સંવત્સરમાં બે અયન

---

* વેદનાં છ અંગ જેવાં કે, છંદ, કલ્પ, જ્યોતિષ, નિરૂક્ત, શિક્ષા અને વ્યાકરણ, આ છ અંગોનું વર્ણન પાણિનીય શિક્ષામાં આ પ્રમાણે છે.

**छंदः पादौ तु वेदस्य हस्तौ कल्पोऽथ पठ्यते । ज्योतिषामयनं चक्षुर्निरुक्तं श्रोत्रमुच्यते ॥ शिक्षा घ्राणं तु वेदस्य मुखं व्याकरणं स्मृतम् ।**

છંદ વેદના ચરણ છે, કલ્પ હાથ છે, જ્યોતિષ ચક્ષુ સ્થાને છે, નિરૂક્ત કર્ણ છે, શિક્ષા નાસિકા છે અને વ્યાકરણ મુખ છે. **સંશોધક.**

+ છ દર્શન–છ શાસ્ત્ર જેવાં કે, ન્યાય, વૈશેષિકન્યાય, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા, યોગ અને સાંખ્ય ગૌતમપ્રણીત ન્યાયશાસ્ત્રમાં સોળ પદાર્થોનું વર્ણન છે, કણાદપ્રણીત વૈશેષિક ન્યાયશાસ્ત્રમાં સપ્ત પદાર્થોનું વર્ણન છે, જૈમિનિપ્રણીત પૂર્વમીમાંસામાં કર્મકાંડનું વર્ણન છે, વ્યાસપ્રણીત ઉત્તરમીમાંસામાં વેદાંતવિષયક જીવ–બ્રહ્મનું વર્ણન છે, પતંજલિપ્રણીત યોગશાસ્ત્રમાં યમ–નિયમાદિ અષ્ટાંગ યોગ સાધનનું વર્ણન છે અને કપિલપ્રણીત સાંખ્યશાસ્ત્રમાં તત્વોનું વર્ણન અને પ્રકૃતિ–પુરૂષનું વિવેચન છે. આ છ શાસ્ત્રો છે એને વેદનાં “ઉપાંગ” કહે છે. **સંશોધક.**

હોય છે. કાળની ગણના જાણનારા પુરૂષો તેમાંના એકને "ઉત્તરાયન" અને બીજાને "દક્ષિણાયન" કહે છે[૧૪]. મનુષ્યલોકમાં સૂર્ય રાત્રિ અને દિવસના વિભાગ કરે છે. પ્રાણી માત્રને રાત્રિ નિદ્રા કરવાને માટે નિર્માણ કરી છે અને દિવસ કર્મ કરવા માટે નિર્માણ કર્યો છે[૧૫]. એક માસ એ પિતૃઓનો રાત્રિ-દિવસ છે, તેમાંથી શુક્લપક્ષ (એક પખવાડીયું) પિતૃઓનો દિવસ છે તેમાં તેઓ કર્મની ચેષ્ટા કરે છે તથા કૃષ્ણપક્ષ (એક-બીજું પખવાડીયું) રાત્રિ છે તેમાં તેઓ નિદ્રા કરે છે[૧૬]. મનુષ્યોનું એક વર્ષ એ દેવતાઓનો રાત્રિ-દિવસ છે; તેમાં રાત્રિ તથા દિવસનો વિભાગ આ પ્રમાણે છેઃ-ઉત્તરાયન દેવનો દિવસ છે અને દક્ષિણાયન દેવની રાત્રિ છે[૧૭]. જીવ લોકના રાત્રિ-દિવસ જે પૂર્વે કહેલા છે તેજ પ્રમાણે, તેનાં વર્ષની ગણના કહ્યા પછી હું બ્રહ્માના રાત્રિ-દિવસ કહીશ. અર્થાત્ જીવનાં રાત્રિ-દિવસના પ્રમાણથી બ્રહ્માના રાત્રિ-દિવસનું પ્રમાણ બતાવીશ તથા તેજ પ્રમાણે સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કળિયુગ, એ ચારે યુગોનાં જૂદાં જૂદાં વર્ષ પણ કહીશ[૧૮,૧૯]. દેવનાં ચાર હજાર વર્ષનો "કૃતયુગ*" કહેવાય છે તથા ચારસો વર્ષનો સંધિકાળ અને તેટલાજ વરસનો સંધ્યાંશ એટલે ચારસો વરસનું બે યુગ વચ્ચેનું અંતર ગણાય છે[૨૦]. કૃતયુગ પછીના બીજા યુગોમાં યુગકાળ, સંધ્યાકાળ અને સંધ્યાંશકાળ ચોથે ચોથે ભાગે ઘટતો જાય છે. ( એટલે ત્રેતાયુગનું પ્રમાણ ત્રણ હજાર વરસનું, તેની ત્રણસો વરસની સંધ્યા અને ત્રણસો વરસનો સંધ્યાંશકાળ જાણવો; દ્વાપર યુગનું પ્રમાણ બે હજાર વર્ષનું, તેની બસો વરસની સંધ્યા અને બસો વરસનો સંધ્યાંશ જાણવો તથા કળિયુગનું પ્રમાણ એક હજાર વર્ષનું, તેની સો વરસની સંધ્યા અને સો વરસનો સંધ્યાંશ જાણવો. એ પ્રમાણે દેવનાં બાર હજાર વરસ થવાથી એક ચોકડી અથવા ચારયુગનો સમૂહ થાય છે. )[૨૧]. એ સર્વ કાળનાં રૂપ છે અને તે સનાતન લોકને ધારણ કરે છે. હે તાત ! કાળ નામે ચતુર્યુગાત્મક એ જીવનું સ્વરૂપ આદિ અને અંતરહિત છે તથા મનરૂપી ઉપાધિવડે ચાર પ્રકારનું ભાસે છે, તેમ છતાં પણ "તે સર્વ વિકારરહિત બ્રહ્મ છે" એમ બ્રહ્મવેત્તા મુનિયો જાણે છે[૨૨]. સત્યયુગમાં સઘળો ધર્મ ચતુષ્પાદ એટલે ચાર પાયાવાળો અર્થાત્ સંપૂર્ણ હતો. અધર્મવડે તેમાં કોઈ પ્રકારનો ઉપદેશ હતો નહિ અને તેવા વેદની તેમાં પ્રવૃત્તિ હતી. અર્થાત્ સત્યયુગમાં કેવળ ધર્મયુક્ત વેદની પ્રવૃત્તિ હતી[૨૩]. સત્યયુગ પછીના યુગોમાં અનુક્રમે ધર્મનો એક એક પાયો કમી થતો ગયો તથા તેની જગ્યોએ ચોરી, જૂઠ અને કપટ, એવા અધર્મના પાયા ઉપજતા ગયા[૨૪]. સત્યયુગમાં પ્રજા રોગ વિનાની હતી તથા તેમના સર્વ અર્થ સિદ્ધ થતા હતા. તે યુગની પ્રજાનું આયુષ્ય ચારસો વર્ષનું હતું. ત્રેતાયુગથી તેમાં પણ ચોથે ચોથે ભાગે ક્ષય થતો ગયો. અર્થાત્ પછીના યુગોમાં રોગ પ્રસરતા ગયા, અર્થની સિદ્ધિ પણ ન્યૂન થવા લાગી અને આયુષ્ય પણ ત્રણસો, બસો તથા સો વરસનું થયું[૨૫]. એજ પ્રમાણે વેદનો અભ્યાસ અથવા વેદનાં વચનોનું માહાત્મ્ય, આયુષ્ય, આશીર્વાદ અથવા કલ્યાણકારી વસ્તુ અને વેદનું ફળ એ પણ પ્રત્યેક યુગમાં ઘટતું ગયું એમ અમે સાંભળ્યું છે[૨૬]. સત્યયુગના ધર્મ જૂદા છે, ત્રેતાયુગના જૂદા છે, દ્વાપરના જૂદા છે અને કલિયુગમાં પણ મનુષ્યોના ધર્મ જૂદા છે. એ રીતે યુગના ઘટાડાના પ્રમાણમાં ધર્મનો પણ ઘટાડો થવાથી પ્રત્યેક યુગના ધર્મ ભિન્ન ભિન્ન થાય છે[૨૭]. સત્યયુગમાં તપનેજ શ્રેષ્ઠ કહેલું છે, ત્રેતાયુગમાં જ્ઞાનનેજ ઉત્તમ કહ્યું છે, દ્વાપરયુગમાં યજ્ઞનેજ ઉત્તમ કહ્યો છે અને કલિયુગમાં કેવળ દાનનેજ ઉત્તમ કહેલું છે[૨૮]. એ પ્રમાણે ચાર યુગ બાર હજાર વર્ષના થાય છે. એવા ચાર યુગ એક હજાર વખત થઇ જાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે[૨૯].

* "સત્યયુગ, કૃતયુગ તથા આદિયુગ" એ નામો એકજ યુગનાં છે.

અને તેટલાજ વખત સુધીની બ્રહ્માની એક રાત્રિ થાય છે. તે રાત્રિના આરંભમાં ઈશ્વર એવા બ્રહ્મદેવ યોગ નિદ્રાવડે સૂઈ જઈને ધ્યાન કરે છે એટલે વિશ્વનો પ્રલય થાય છે અને રાત્રિના અંતમાં જાગ્રત થાય છે ત્યારે વિશ્વની ઉત્પત્તિ થાય છે[30]. જે પુરૂષો એ પ્રમાણે એક હજાર યુગ સુધીના બ્રહ્મદેવના દિવસને જાણે છે અર્થાત્ બ્રહ્મદેવની કલ્પનાવડે ઉત્પન્ન થયેલા જગતને જાણે છે તથા જે પુરૂષ એક હજાર યુગ સુધીની બ્રહ્મદેવની રાત્રિને જાણે છે, અર્થાત બ્રહ્મદેવની કલ્પનાના પ્રતિસંહાર (કલ્પનાના બંધ પાડવા) ને પ્રલય જાણે છે તે અહોરાત્ર (રાત્રિ–દિવસ) અથવા ઉત્પત્તિ–પ્રલયને જાણનારા પુરૂષ કહેવાય છે[31]. સ્વતઃ નિર્વિકાર છતાં પણ બ્રહ્મારૂપ જીવ રાત્રિના અંતમાં જાગ્રત થયા પછી માયાવડે પોતાના રૂપને વિકારયુક્ત કરે છે. તે પ્રથમ મહાભૂત (અહંકાર) ને ઉત્પન્ન કરે છે. અહંકારથી આકાશાદિ પંચભૂતાત્મક મનને ઉત્પન્ન કરે છે. અર્થાત્ કાળ અને આકાશ આદિ સર્વ કેવળ મનનાંજ સ્વરૂપ છે અને જાગ્રત તથા નિદ્રાજ સૃષ્ટિ અને પ્રલય છે[32].

॥ प्रतिबुद्धो विकुरुते ब्रह्माक्षय्यं क्षयाक्षये । सृजते च महद्भूतं तस्माद्व्यक्तात्मकं मनः ॥३२॥

इति श्रीमहा० शां० मो० पु० शुकानुप्रश्ने गु० भा० अष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

## અધ્યાય ૫૯ મો–જગદુત્પત્તિવર્ણન.

व्यास उवाच ॥ ब्रह्मतेजोमयं शुक्रं यस्य सर्वमिदं जगत् ॥
॥ एकस्य भूतं भूतस्य द्वयं स्थावरजंगमम ॥ १ ॥

વ્યાસમુનિ કહે છે કેઃ—*મહત્તત્વ અથવા જેને સૂક્ષ્મ બુદ્ધિતત્વ કહેલું છે તેજ સૂક્ષ્મ વાસનામય બીજ છે. એ વાસનામય બીજ એક છતાં જ્યારે તે પ્રકટ થાય છે–સ્ફુરી આવે છે ત્યારે તેમાંથી સ્થાવર અથવા નિત્ય–ચેતન અને જંગમ અથવા અનિત્ય–અચેતન જગત ઉત્પન્ન થાય છે[1]. બ્રહ્માના દિવસના આદિ ભાગમાં બ્રહ્મા જાગ્રત થઈને માયાવડે જગતને ઉત્પન્ન કરે છે, તે એવી રીતે કે, સૃષ્ટિના આદિ કાળમાં મહત્તત્વ થાય છે, પછી તત્કાળ તે મહત્તત્વ પંચ ભૂતાત્મક મનરૂપે થાય છે. તાત્પર્ય કે, મન, મહત્તત્વ, મતિ, બ્રહ્મા, પૂર્ણબુદ્ધિ, ખ્યાતિ, ઇશ્વર, પ્રજ્ઞા, સંવિત્, ચિતિ અને સ્મૃતિ, એ સર્વ શબ્દો મનના સમાન અર્થવાચક (પર્યાય) છે. માટે જ્યારે મન કલ્પના કરવાને તત્પર થાય છે ત્યારે તે બ્રહ્મા (મન)ના દિવસનો આદિભાગ અથવા પ્રારંભ છે. તે મન માયા એટલે ભ્રાંતિરૂપ જ્ઞાનવડે અથવા વાસનાવડે જગતને સરજે છે. જગત સર્વ યદ્યપિ એકકે કાળે ઉત્પન્ન થયેલું દેખાય છે તથાપિ તેનો ક્રમ છે, તે એવો કે, પ્રથમ સૂક્ષ્મ બુદ્ધિરૂપ મહત્તત્વ પ્રકટે છે. તે સૂક્ષ્મ બુદ્ધિ વ્યક્ત નથી હોતી માટે તેને "અવ્યક્ત" કહે છે. એ અવ્યકતમાંથી વ્યક્ત મન ઉપજે છે. તે મન આકાશાદિ પંચમહાભૂતરૂપે થાય છે, એટલે આકાશાદિ પંચમહાભૂત પ્રતીત થાય છે[2]. પ્રકાશાત્મક ચિદાત્માનો પરાભવ કરીને એટલે તેના ઉપર માયાનું આવરણ કરીને, અર્થાત "હું એક છું તે બહુરૂપે થાઉં§" એમ પ્રાર્થનાત્મક અને "હું જગતરૂપે છું કે, બ્રહ્મરૂપે છું?" એમ સંશયાત્મક થઈને; ઇશ્વર (મનથી) +સાત ભાવોને સરજે છે. તે મન આત્માથી દૂર

*કોઈ કહેશે કે,—જગત તો પ્રથમથીજ હતું પણ તે જાણવામાં નહોતું તેને આપણે ઇન્દ્રિયોના યોગથી જાણીએ છીએ; ત્યારે તેને મનથી ઉત્પન્ન થયેલું કેમ કહો છો? એ સંદેહનું નિરાકરણ કરવા માટે હવે વ્યાસ મુનિ કહે છે.

§ एकोहं बहुस्याम । એ શ્રુતિ પ્રમાણે.

+ મહત્તત્વ, અહંકાર અને આકાશાદિ પાંચ સૂક્ષ્મ ભૂત, એમ સાત.

જનારૂં (એટલે જગતરૂપે ઉપજનારૂં) અને ઘણા રૂપને ધારણ કરનારૂં છે[3]. ઉત્પન્ન કરવાની ઈચ્છાથી પ્રેરિત કરેલી સૃષ્ટિને મન વિકારયુકત કરે છે. તે મનથી આકાશ ઉત્પન્ન થાય છે તેનો શબ્દ ગુણ છે[4]. આકાશ વિકાર પામે છે ત્યારે સર્વ ગંધનું વહન કરનારો, પવિત્ર અને બળવાન વાયુ ઉત્પન્ન થાય છે, તે વાયુનો સ્પર્શ ગુણ છે[5]. વાયુ વિકાર પામે છે ત્યારે તેમાંથી પ્રકાશમાન તેજ ઉત્પન્ન થાય છે, તે તેજ કાંતિમાન વીર્યરૂપે થાય છે અને તેનો ગુણ રૂપ છે[6]. તેજ વિકાર પામે છે ત્યારે તેમાંથી રસાત્મક જળ ઉત્પન્ન થાય છે. જળ માંથી ગંધ ગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થાય છે, તે સર્વનું ઉત્પત્તિસ્થાન કહેવાય છે[7]. પૂર્વ ભૂતોના સર્વ ગુણો ઉત્તરોત્તર ભૂતમાં આવે છે. એટલે આકાશ એકજ–શબ્દગુણવાળું છે વાયુમાં શબ્દ અને સ્પર્શ એ બે ગુણ આવે છે. તેજમાં શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણ આવે છે. જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણ આવે છે. પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણ આવે છે. તેમાંથી જે ભૂત જેટલા કાળ પર્યંત જે રૂપે રહે છે તેટલા કાળ પર્યંત તે ગુણવાળું કહેવાય છે. એ વ્યવસ્થા સૂક્ષ્મ ભૂતોની જાણવી. સ્થૂલ ભૂતોમાં તો પંચીકરણ થયા પછી સર્વ ભૂત પાંચ ગુણયુકત થાય છે[8]. કેટલાક મૂર્ખ પુરૂષો જળમાં ગુલાબ વગેરેના ગંધને જાણીને, મૂર્ખતાથી જળને "ગંધવાળું" કહે છે, પણ તે તેઓની ભૂલ છે, ગંધ તો માત્ર પૃથ્વીનોજ ગુણ છે છતાં તે ગંધ જળ તથા વાયુમાં દેખાય છે તે માત્ર પૃથ્વીના સંસર્ગથીજ[9]. મહત્, અહંકાર અને પંચભૂત, એ સાત પ્રકારના ભાવ કે, જે અનેક પ્રકારના વીર્યવાળા છે તે જુદા જુદા થઈને જ્યાં સુધી એકઠા મળ્યા નહોતા ત્યાં સુધી પ્રજાની ઉત્પત્તિ કરી શકયા નહીં[10]. પછી વ્યાપક એવા તે સર્વ એકત્ર થઈને એક બીજાનો આશ્રય કરીને રહ્યા તથા પુર એટલે શરીરને ધારણ કર્યું અને પુરૂષરૂપે થયા તથા તેઓનું એક નામ "પુરૂષ" એવું પડયું[11]. પંચ સ્થૂલ ભૂત, દશ ઇન્દ્રિયો અને મન, એવાં સોળ તત્વથી શરીર ઉત્પન્ન થયું છે. એ શરીર ઉપર કહેલાં ભૂતોના પરસ્પર આશ્રયથી ઉપજેલું છે તથા તેમાં પોતપોતાનાં કર્મસહિત મહાભૂતો પ્રવેશ કરે છે, તાત્પર્ય કે, પ્રત્યેક પુરૂષનાં ભિન્નભિન્ન કર્મની સૂક્ષ્મ વાસનાથી વાસિત થયેલી સૂક્ષ્મબુદ્ધિ આત્મામાં લીન થઇને રહેલી હોય છે, તે સૃષ્ટિ સમયે પ્રકટ થાય છે અને સોળ તત્વોના મિશ્રણથી પુરૂષરૂપે બને છે[12]. (એ રીતે સ્થૂળ શરીરમાં લિંગ શરીરનો પ્રવેશ કર્યા પછી, તેમાંજ ચૈતન્યનો પ્રવેશ થાય છે તે વિષે કહે છે કે)–જગતનો આદિ કર્તા પોતાની ઉપાધિરૂપ માયાના એક દેશમાંથી ઉપજેલાં ભૂતોને ગ્રહણ કરીને તેમાં પ્રવેશ કરે છે, અર્થાત્ તે રૂપે જાય છે. એમ પ્રવેશ કરવાનું કારણ એજ કે, તેથી તે જ્ઞાનમય તપનું આલોચન કરી શકે. શ્રુતિમાં કહ્યું છે કે, પરમેશ્વર તે તે ઉપાધિને અનુસરે છે તેનું કારણ એવું છે કે, તેથી તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય છે તે ઉપાધિમાં પ્રવેશ કરીને જીવભાવને પામેલા પ્રજાપતિને "બ્રહ્મા" કહે છે[13]. તે બ્રહ્મા સ્થાવર–જંગમ પ્રાણીઓને તથા દેવ, ઋષિ અને પિતૃઓને સરજે છે[14]. વળી તે બ્રહ્માએ ચૌદ લોકને, નદીઓને, સમુદ્રોને, દિશાઓને, પર્વતોને, વનસ્પતીઓને, મનુષ્યોને, કિન્નરોને, રાક્ષસોને, પક્ષીઓને, પશુઓને, મૃગોને અને સર્પોને પણ સરજ્યાં. વળી તેમણે આકાશાદિ તથા ઘટાદિને પણ સરજ્યાં[15]. એ રીતે ઉત્પન્ન થયેલા પ્રાણી આદિનાં જે જે કર્મ પૂર્વની સૃષ્ટિમાં હતાં તે તે કર્મ તેઓને પછીની સૃષ્ટિમાં પ્રાપ્ત થયાં અને પુનઃ પુનઃ ઉત્પન્ન થનારાં પ્રાણીઓને તે તે કર્મ એવીજ રીતે પ્રાપ્ત થાય છે[16]. પૂર્વ સૃષ્ટિમાં જેનો સ્વભાવ હિંસા કરવાનો હોય, તે પછીની સૃષ્ટિમાં પણ હિંસા કરવાના સ્વભાવવાળોજ થાય છે, તેમજ જે કોમળ કે, ક્રૂર સ્વભાવનો; ધર્મી કે, અધર્મી, સાચો કે, જૂઠો; જેવો હોય તેવોજ ઉત્પન્ન થાય છે.

કેમ કે, તેઓ પૂર્વ જન્મની તે તે વાસનાઓથી વાસિત થયેલા હોવાથી તેઓને તેવા તેવા ગુણ અનુકૂળ થયેલા હોય છે અને તેથી તેઓ તે તે ગુણને પામે છે[17]. જગતરૂપી ઈન્દ્રજાળને વિસ્તાર પમાડનાર બ્રહ્મા આકાશાદિ મહાભૂતોમાં, રૂપાદિ ઇન્દ્રિયોના અર્થમાં અને દ્રવ્યોની આકૃતિયોમાં ભિન્ન ભિન્નપણું ઉત્પન્ન કરે છે તથા જીવોને વિનિયોગ એટલે ભોક્તાભાવ તથા ભોગ્યભાવરૂપ સંબંધ પણ ઉત્પન્ન કરે છે[18]. કેટલાક મીમાંસક પુરૂષો ધાતા (બ્રહ્મદેવ) ને "કર્મ" કહે છે, એટલે તેઓ એમ કહે છે કે, પુરૂષનું સામર્થ્ય કર્મના વિષેજ રહેલું છે માટે કર્મજ શ્રેષ્ઠ છે. કેટલાક દૈવજ્ઞ (જોશીઆદિ) પુરૂષો તેને "દૈવ" કહે છે. એટલે આદિત્ય આદિ ગ્રહોજ શુભ કે, અશુભ ફળને આપનાર છે. કેટલાક આકાશાદિ ભૂત સંબંધી વિચાર કરનારા પુરૂષો (સ્વભાવવાદી સાંખ્ય વગેરે) સ્વભાવને શુભાશુભ ફળ આપનારા માને છે[19]. કેટલાક પુરૂષો એમ કહે છે કે, પુરૂષપરાક્રમ, દૈવની ઈચ્છાથી બનેલું કર્મ અને સ્વભાવથી પ્રાપ્ત થએલું ફળ, એ ત્રણે એકજ છે, એમાં કાંઈ જૂદું પાડી શકાય એમ નથી[20]. આર્હત અથવા જૈન મતવાળા પુરૂષો "ભૂતાદિના અનેકપણાનું કારણ આ પ્રમાણેજ છે" એમ વિશેષપણું બતાવીને કહેતા નથી. અર્થાત્ "તેનું કારણ કહી શકાય તેવું નથી" એમ કહે છે તથા તેઓ "ભૂતાદિના અનેકપણાનું કાંઈ કારણ નથી" એમ પણ કહેતા નથી. અર્થાત્ તેનું કારણ નથી એમ પણ નહિ. તાત્પર્ય કે, ભૂતાદિ જે અનેક જૂદાં જૂદાં દેખાય છે તેનું કારણ "દૈવ છે કે, કર્મ છે?" એમ પૂછવાથી તે બેમાંથી અમુકનો નિર્ણય કરીને કહેતા નથી. દૈવ અથવા કર્મ એ બેમાંથી એકને કારણરૂપે સિદ્ધ કરી શકાતું નથી કે, અસિદ્ધ પણ કરી શકાતું નથી કે, તેમ "તે બન્ને એકઠાં મળીને કારણરૂપ છે" એમ પણ કહેવાતું નથી, તેમ "તે બન્ને પણ કારણ નથી" એમ પણ કહેવાતું નથી. પણ જેઓ સત્વસ્થ એટલે રજોગુણ તથા તમોગુણરહિત અંતઃકરણમાં સંપ્રજ્ઞાત સમાધિરૂપ અવસ્થામાં રહેલા છે તેવા યોગીઓ સર્વત્ર સમાન એવા બ્રહ્મનેજ કારણરૂપે દેખે છે. દૈવજ્ઞ પુરૂષો જગતના અનેકપણાનું કારણ "કાળ છે" એમ કહે છે. પરિણામવાદી સાંખ્યના મતથી સ્વભાવ કારણ છે. કર્મવાદી મીમાંસકના મતથી નિયતિ (નિયમ) કારણ છે. અનિયમ વાદી જૈનોના મતથી યદૃચ્છા (એની મેળે બનવાપણું) કારણ છે. લોકાયતિક (ચાર્વાક) ના મતથી પૃથ્વી આદિ ભૂત કારણ છે. તટસ્થ ઈશ્વર વાદીઓના મતથી પુરૂષ કારણ છે. એમ જૂદા જૂદા અનેક મત છે, પરંતુ સત્વસ્થ એવા યોગીઓએ જગતની વિચિત્રતાનું કારણ "બ્રહ્મ" કહ્યું છે[21]. એ બ્રહ્મની પ્રાપ્તિનું સાધન તપ છે. તપજ પ્રાણીને કલ્યાણ આપનારૂં છે. તપનું મૂળ શમ અને દમ છે, મનુષ્ય મનવડે જેની ઈચ્છા કરે છે તેને શમ અને દમવડે પ્રાપ્ત કરે છે[22]. જે ભૂત જગતને સરજે છે–અર્થાત્ બ્રહ્મરૂપી ભૂતને તપવડે પામી શકાય છે. જ્યારે પુરૂષ બ્રહ્મભાવને પામે છે ત્યારે તે બીજા સર્વ ભૂતનો પ્રભુ થાય છે[23]. ઋષિયો તપવડે રાત્રિદિવસ વેદનું અધ્યયન કરે છે અને ભગવાન સ્વયંભૂએ તપવડેજ પરમેશ્વર પાસેથી વેદવિદ્યાને પ્રાપ્ત કરીને, શિષ્ય–પ્રશિષ્ય ક્રમે કરીને પ્રવર્તાવી છે[24]. વળી બ્રહ્મદેવે ઋષિયોના નામ તથા વેદમાં જે જે ઉત્પત્તિ કહેલી છે તે તથા વેદમાં કહેલાં કર્મ એ સર્વની પ્રવૃત્તિ તપવડે કરી છે[25]. બ્રહ્મદેવે વેદના શબ્દોનો ઉચ્ચાર કરીનેજ પ્રથમ સૃષ્ટિને ઉત્પન કરી છે તથા ઋષિયોનાં નામ અને વેદમાં જે સૃષ્ટિ કહેલી છે તે સર્વ વેદ શબ્દના ઉચ્ચારણવડે ઉપજાવેલી છે[26]. જ્યારે પ્રલય કાળનો અંત થાય છે ત્યારે સૃષ્ટિના આદિ કાળમાં ઉત્પન્ન થયેલા સર્વ પ્રાણી તથા પદાર્થોથી બ્રહ્મદેવે નામ, ભેદ, તપ, કર્મ, યજ્ઞ, આખ્યા, એકલોક, અપરલોક, શુદ્ધલોક અને સિદ્ધિ એ દશને ઉત્પન્ન કર્યાં છે અને તેથી

આત્માની સિદ્ધિ (મુક્તિ) થાય છે. તાત્પર્ય કે, આત્માની (પોતાની) મુક્તિ નામ આદિ દશ ક્રમેથી કહેલી છે. હવે એ દશ ક્રમનું વિવરણ કરે છે. **નામ** એ વેદાધ્યયનનો ભેદ છે. નામ-વડે મુક્તિ પ્રાપ્ત થાય છે. અર્થાત્ વેદાભ્યાસ કરવાથી મુક્તિ મળે છે તેને દશપૈકીનું એક સાધન સમજવું. **ભેદ** એ બીજું સાધન છે. તેનો અર્થ એવો છે કે, પુરૂષ જ્યારે પત્ની કરે છે ત્યારે પોતાના અંગના બે ભેદ કરે છે અને તેથી પત્ની અર્ધું અંગ થાય છે એ પ્રમાણે સ્ત્રી-પુરૂષ બે ભેદ-એક અંગના થાય છે માટે તેને "ભેદ" કહે છે. તાત્પર્ય કે, ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવાવડે પણ મુક્તિ મળે છે. **તપ** એ ત્રીજું સાધન છે. કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રત કરવાં તેને "તપ" કહે છે અને તે તપ વાનપ્રસ્થ આશ્રમ ધારણ કરીને આચરવાનાં હોવાથી વાનપ્રસ્થ આશ્રમના ધર્મ પાળવા એ મુક્તિનું ત્રીજું સાધન છે. ચોથું સાધન **કર્મ** છે. કર્મ એટલે સંધ્યા ઉપાસન આદિ સમજવું. પાંચમું સાધન **યજ્ઞ** છે. યજ્ઞ એટલે જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ જાણવા. છઠ્ઠું સાધન **આખ્યા** એટલે કીર્તિ છે. તળાવ ખોદાવવાં અને ઘાટ બંધાવવા વગેરે કર્મ કીર્તિ ઉત્પન્ન કરનારાં છે તથા તે દ્વારા ધર્મ થાય છે માટે તે પણ મુક્તિનું સાધન છે. આલોક એટલે ધ્યાનાદિમાં જોવું. આલોક ત્રણ પ્રકારના છે માટે સાતમો આઠમો અને નવમો પ્રકાર આલોક છે. વેદાદિમાં કહેલા યજ્ઞનાં અંગનું ધ્યાન કરવું તે વિરાટ્ આદિનું ધ્યાન કહેવાય છે. તે વિરાટ્દૃષ્ટિ એકાદૃષ્ટિ અથવા **એકાલોક** સાતમું સાધન છે. એજ પ્રમાણે દેહના વિષે રહેલા પ્રતીક (પ્રતિનિધિ)નું ધ્યાન કરવું તે અપરાદૃષ્ટિ અથવા **અપરાલોક** આઠમું સાધન છે, વિદ્યા દહરાદિ અહંગ્રહનું ઉપાસન કરવાવડે શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન થાય તે **શુદ્ધાલોક** નવમું સાધન છે. પછી "કૈવલ્ય" નામે **સિદ્ધિ** પ્રાપ્ત કરવી તે દશમું સાધન છે. એ પ્રમાણે વેદમાં મુક્તિનાં દશ સાધન કહેલાં છે[૨૭]. વેદોક્ત કર્મમાં વેદવાદી પુરૂષોએ જે ગહન બ્રહ્મને પ્રસ્તાવાદિ દેવતારૂપે કહેલું છે અને જેને ઉપનિષદ્માં અતિશય સ્પષ્ટપણે કહ્યું છે તે બ્રહ્મ પૂર્વે કહેલા નામાદિ દશ ક્રમવાળા યોગવડે જાણવામાં આવે છે[૨૮]. દેહના અભિમાની જીવને જે આ સૃષ્ટિમાં પોતાનાથી બીજા પદાર્થો જૂદા દેખાય છે તેનું કારણ કર્મ છે. સુષુપ્તિ અવસ્થામાં કે, સમાધિમાં જ્યારે કર્મ વિરામ પામે છે ત્યારે દ્વૈતપણું દેખાતું નથી. એ દ્વૈતપણું સુખ-દુઃખ, શીત-ઉષ્ણ તથા માન-અપમાન આદિ દ્વંદ્વ (જોડાં) વાળું છે અને તે, કર્મના યોગથી ભાસમાન થાય છે. પણ જ્યારે તત્વમસ્યાદિ વાક્યવડે આત્માનું સારી રીતે જ્ઞાન થાય છે ત્યારે આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે અર્થાત્ પોતેજ આત્મા છે એમ જાણે છે; ત્યારે વિજ્ઞાનરૂપ બળથી જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય-રૂપ ભેદબુદ્ધિનો ત્યાગ કરે છે[૨૯]. બ્રહ્મનાં બે સ્વરૂપ જાણવા જેવાં છે. તેમાંનું એક સ્વરૂપ શબ્દબ્રહ્મ છે અને બીજું પરબ્રહ્મ છે. પ્રણવ એટલે ઓંકારને "શબ્દબ્રહ્મ" કહે છે અને તે ઓંકારની ત્રણ માત્રાથી પર જે તુરીયબ્રહ્મ છે તેને "પરબ્રહ્મ" કહે છે. જે પુરૂષ શબ્દબ્રહ્મમાં કુશળ છે એટલે પ્રણવનું ઉપાસન કરવામાં કુશળ છે તેને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે[૩૦]. બ્રહ્મનું ઉપાસન કરવા માટે ક્ષત્રિયાદિ યજ્ઞ કરે છે, તેમાં ક્ષત્રિયો પશુઓની હિંસારૂપ યજ્ઞ કરે છે. વૈશ્યો ડાંગર આદિ ધાન્યનો હોમ કરીને યજ્ઞ કરે છે. શૂદ્રો ત્રણે વર્ણની સેવારૂપ યજ્ઞ કરે છે અને બ્રાહ્મણો તપરૂપી યજ્ઞ કરે છે[૩૧]. સત્યયુગમાં એ યજ્ઞનો વિધિ (એટલે નહિ પ્રવૃત્ત થયેલા કર્મને પ્રવર્તાવવારૂપ વિધિ) હતો નહિ કેમકે, ત્યારે તે સર્વ વિધિ સ્વતઃસિદ્ધ હતા. ત્રેતાયુગમાં તે યજ્ઞનો વિધિ કરવો પડયો. દ્વાપર યુગમાં તે યજ્ઞો નાશ પામવા લાગ્યા અને કળિયુગમાં તો નાશ પામી ગયા. તાત્પર્ય કે, સત્યયુગમાં પુરૂષો ધર્મનું અનુષ્ઠાન કરતા હતા. ત્રેતાયુગમાં ધર્મના અનુષ્ઠાનનો આરંભજ કરતા હતા. દ્વાપરયુગમાં ધર્માનુષ્ઠાનની માત્ર ઈચ્છાજ કરતા હતા અને

કળિયુગમાં તો પ્રજા ધર્માનુષ્ઠાનથી વિમુખ થઇ જવા લાગી[૩૨]. સત્યયુગમાં મનુષ્યો અદ્વૈતમાં સ્થિતિવાળા હતા, તેઓ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ તથા વેદથી પ્રતિપાદન કરેલા કામ્ય યજ્ઞ, એ સર્વને દ્વૈતરૂપ જાણીને અને તેના સ્વર્ગાદિ ફળને પણ અનાત્મભૂત-નાશવંત જોઇને તપવડે યોગમાંજ આસક્ત થતા હતા[૩૩]. ત્રેતાયુગમાં મનુષ્યની પ્રવૃત્તિ ધર્મમાં સ્વયમેવ થતી નહોતી, તેથી વેદ, યજ્ઞ, વર્ણ અને આશ્રમ, એ સર્વનો ઉપદેશ કરનારા-ધર્મમાં પ્રવર્તાવનારા મોટા બળવાળા ઋષિયો પ્રકટ થયા હતા અને તેઓ સ્થાવર તથા જંગમ સર્વને સર્વ પ્રકારે ધર્મનો ઉપદેશ આપી નિયમમાં રાખતા હતા[૩૪]. એ પ્રમાણે ત્રેતાયુગમાં વેદ, યજ્ઞ અને વર્ણાશ્રમના ધર્મ એકત્ર થયા હતા તથા દ્વાપરયુગમાં આયુષ્યનો રોધ થવાથી તે ધર્મનો ભ્રંશ થવા લાગ્યો હતો[૩૫]. કળિયુગમાં તો જેમાં ધર્મ પીડાને પામ્યો છે એવા યજ્ઞસહિત સમગ્ર વેદ કોઇકજ જગ્યોએ જોવામાં આવે છે અને કોઇ જગ્યોએ જોવામાં આવતા પણ નથી; અર્થાત્ સઘળા વેદ તથા તેમાં કહેલા યજ્ઞ પણ કવચિત્ જણાય છે અને કવચિત્ નથી જણાતા તથા એકલા વેદની પણ તેજ દશા થયેલી છે; તેજ પ્રમાણે તેમાં કહેલા ધર્મ પણ નાશ પામ્યા છે તથા કેટલાકનું મરડી-મચરડીને રૂપાંતર કરી નાંખ્યું છે[૩૬]. સત્યયુગમાં ધર્મના ચાર પાદ કહેલા છે. તે હમણાં પણ જીતેંદ્રિય, તપસ્વી (યોગનિષ્ઠાવાળા) અને વેદાંતને જાણનારા બ્રાહ્મણોમાં દેખાય છે માટે તે બ્રાહ્મણોજ સત્યયુગરૂપ છે[૩૭]. ત્રેતાયુગમાં બ્રાહ્મણો પોતાના આચારાદિ ધર્મનું ઉલ્લંઘન ન કરીને અગ્નિહોત્રાદિ આચરનારા, વેદનું પઠન કરનારા, વેદમાં કહેલા યજ્ઞાદિ ધર્મસહિત એકાદશી આદિ વ્રતને આચરનારા અને તીર્થ ક્ષેત્રાદિમાં જઇને ધર્મ આચરનારા હતા. વળી તેઓ યજ્ઞાદિ કર્મ સ્વર્ગાદિ ફળની પ્રાપ્તિ માટે કરતા હતા. દ્વાપરમાં આ લોકના સુખ-પુત્રાદિને માટે યજ્ઞ વગેરે કરતા હતા અને કળિયુગમાં શત્રુમારણ આદિ ફળ માટે યજ્ઞાદિ કર્મ કરતા હતા[૩૮]. જેમ વર્ષાઋતુમાં વૃષ્ટિના યોગથી સમગ્ર સ્થાવર-જંગમ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને અતિ વૃદ્ધિ પામે છે, તેમ પ્રત્યેક યુગમાં ધર્મ અને અધર્મ વૃદ્ધિ પામે છે તથા ક્ષય પામે છે. તાત્પર્ય કે, વર્ષાઋતુમાં વૃષ્ટિ થવાથી સ્વાભાવિક રીતે પ્રાણી તથા વનસ્પતિ ઉત્પન્ન થાય છે તેમ કૃતાદિ યુગમાં સ્વાભાવિક રીતે ધર્મની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે. ત્રેતાયુગમાં સ્વાભાવિક રીતે ધર્મના ક્ષયનો આરંભ થઇને અધર્મની ઉત્પત્તિ થવા માંડે છે. એ પ્રમાણે પ્રત્યેક યુગમાં જાણવું[૩૯]. જેમ પ્રત્યેક ઋતુ બદલાતાં તે તે ઋતુનાં ચિહ્ન (શીત, ઉષ્ણ આદિ)-નો ફેરફાર થાય છે, તેમ એકજ ઇશ્વર સૃષ્ટિ કાળમાં બ્રહ્મા થઇને જગતની ઉત્પત્તિ કરે છે તથા વિષ્ણુ થઇને જગતની સ્થિતિ કરે છે અને રૂદ્ર થઇને સંહાર કરે છે. તાત્પર્ય કે, જેમ યુગ અને ઋતુઓ એકજ કાળનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ થઇને પ્રજામાં ભિન્ન ભિન્ન ધર્મને ઉપજાવે છે, તેમ એકજ ઇશ્વર ભિન્ન ભિન્ન રૂપે થઇને સૃષ્ટિની ઉત્પત્તિ અને લય કરે છે[૪૦]. જેનો આદિ અને અંત નથી એવો કાળ ચાર યુગ આદિ જૂદાં જૂદાં રૂપને ધારણ કરે છે, પ્રજાને ઉત્પન્ન કરે છે અને સંહાર કરે છે; તે સર્વ મેં તને પૂર્વે કહેલું છે[૪૧]. તેજ કાળ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ એવાં ચાર પ્રકારના રૂપને ધારણ કરીને પ્રકટ થાય છે, તે ચાર પ્રકારનાં પ્રાણીને ધારણ કરે છે તથા પોષણ કરે છે, તેમનાં સ્થાનરૂપ થાય છે તથા તે કાળનાજ સ્વભાવથી સુખ-દુઃખાદિ અનેક દ્વંદ્વ તેઓ (પ્રાણીઓ)ને પ્રાપ્ત થાય છે[૪૨]. કાળ પ્રાણીઓનો માત્ર આત્માજ છે એમ નથી, પણ તે સૃષ્ટિની ઉત્પત્તિરૂપ, દર્શ (અમાવાસ્યા) આદિ કાળરૂપ, યજ્ઞ, શ્રાદ્ધાદિ ક્રિયારૂપ, યજ્ઞાદિનો પ્રકાશ કરનાર વેદરૂપ, યજ્ઞાદિનું અનુષ્ઠાન કરનાર કર્તારૂપ, દેહાદિ કાર્યરૂપ અને ક્રિયાના ફળ (સ્વર્ગ) રૂપ પણ છે; અર્થાત્ એ સર્વ

કાળાત્મા પુરૂષનાંજ રૂપ છે. હે પુત્ર ! તું જે મને પૂછે છે તે સર્વ મેં તને કહ્યું છે[૪૩].

॥ सर्गकालक्रिया वेदाः कर्ता कार्यक्रियाफलम्। प्रोक्तं ते पुत्र सर्वं वै यन्मां त्वं परिपृच्छसि ॥४३॥

इति श्रीमहा० शां० मो० पू० शुकानुप्रश्ने गु० भा० एकोनषष्टितमोऽध्यायः ॥ ५९ ॥

## અધ્યાય ૬૦ મો-પ્રલયવર્ણન.

व्यास उवाच ॥ प्रत्याहारं तु वक्ष्यामि शर्वर्यादौ गतेहनि ॥

॥ यथेदं कुरुतेध्यात्मं सुसूक्ष्मं विश्वमीश्वरः ॥ १ ॥

*વ્યાસમુનિ કહે છે કેઃ—સૃષ્ટિની ઉત્પત્તિ કરવામાં દિવસ વીતી ગયા પછી જ્યારે રાત્રિ પડે ત્યારે-રાત્રિના આરંભમાં બ્રહ્મદેવ આ વિશ્વને જેવી રીતે અત્યંત સૂક્ષ્મ કારણ અવસ્થાને પમાડે છે તેને "પ્રત્યાહાર" અથવા "પ્રલય" કહે છે. એ પ્રલય કેવી રીતે થાય છે ? તે હું તને કહીશ[૧]. સંકર્ષણના મુખમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિની જ્વાળાઓમાંહેની સાત જ્વાળાઓ તથા આકાશમાં રહેલાં સૂર્યનાં કિરણ વિશ્વને બાળી નાખે છે, તે વખતે સઘળું જગત જ્વાળાઓવડે ભરાઇને બળવા માંડે છે[૨]. પ્રથમ પૃથ્વી ઉપર જે સ્થાવર અને જંગમ પ્રાણીઓ હોય છે તે લય પામે છે અને તે સર્વ પૃથ્વીરૂપ થઈ જાય છે[૩]. જ્યારે સર્વ સ્થાવર-જંગમનો લય થાય છે ત્યારે પૃથ્વી વૃક્ષ વિનાની તથા તૃણ વિનાની થવાથી કાચબાની પીઠ જેવી જણાય છે[૪]. પૃથ્વીના ગંધ ગુણને જ્યારે જળ ગ્રહણ કરે છે ત્યારે ગંધરહિત થયેલી પૃથ્વી જળમાં લય પામે છે. જેમ ઘી ઉપણ જળમાં ઓગળી જાય છે, તેમ જળમાં ઓગળી ગયેલી પૃથ્વી જળરૂપ થયા પછી સર્વ જગ્યોએ કેવળ જળ-જળાકાર થઇ રહે છે. તે જળમાંથી મોટાં મોટાં મોજાં ઉઠે છે તથા મોટા મોટા ઘુઘવાટા થાય છે. તે સઘળા વિશ્વને પૂરીને ચારે બાજૂ પ્રસરે છે[૫,૬]. હે તાત ! પછી જ્યારે અગ્નિ જળના રસ ગુણનું શોષણ કરીલે છે ત્યારે રસહીન થયેલું જળ પણ અગ્નિમાં લીન થઇને રહે છે. એ રીતે સર્વત્ર અગ્નિ-અગ્નિજ થઇને રહે છે[૭]. એ પ્રમાણે અવકાશના મધ્યમાં રહેલા સૂર્યને અગ્નિની જ્વાળાઓ ઢાંકી દે છે ત્યારે જ્વાળાઓવડે ભરાઇ ગયેલું સઘળું આકાશ પ્રકાશમાન થઇ રહે છે[૮]. પછી જ્યારે વાયુ અગ્નિના રૂપ ગુણનું હરણ કરે છે ત્યારે અગ્નિ શાંત થઇને વાયુમાં મળી જાય છે. (જેમ એક દીવો પ્રચંડ વાયુના વેગથી વાયુમાં મળી જઇને અદૃશ્ય થઈ જાય છે, તેમ આ મહા અગ્નિ પણ મહા બળવાન વાયુમાં મળીને અદૃશ્ય થઈ જાય છે) ત્યારે મોટો વાયુ વાવા માંડે છે . પછી વાયુ જેમાંથી ઉત્પન્ન થયેલો છે એવો શબ્દ કે, જે આકાશની તન્માત્રા છે, તેને પામીને વાયુ દશે દિશાઓમાં દોડે છે[૧૦]. જ્યારે આકાશ વાયુના સ્પર્શ ગુણને ગળી જાય છે અર્થાત્ જ્યારે વાયુ આકાશમાં મળી જાય છે ત્યારે વાયુ અદૃશ્ય થઈ જાય છે અને વર્ણ વિભાગ વિનાનું કેવળ ધ્વનિવાળું માત્ર આકાશ રહે છે[૧૧]. એવી રીતે નાદવાળું આકાશ કે, જેને રૂપ નથી, રસ નથી, સ્પર્શ નથી, ગંધ નથી કે, આકૃતિ નથી તથા જે સર્વ લોકમાં ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થોમાં શબ્દાયમાન થાય છે, તે માત્ર રહે છે[૧૨]. આકાશનો ગુણ શબ્દ છે તે મનમાંથી ઉત્પન્ન થયેલો છે. મન અવ્યકત (સૂક્ષ્મ) છતાં આકાશાદિરૂપે વ્યકત થએલું છે માટે આકાશ મનમાં લય પામે છે. એ મનના લયને બ્રહ્માની સૃષ્ટિનો પ્રલય જાણવો. અથવા પરમાત્માના મનથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે માટે મનના વિષે આકાશાદિ સૃષ્ટિના લયને બ્રહ્મદેવની સૃષ્ટિનો લય જાણવો. મનથી વિરાટ્‌ની કલ્પના થયેલી છે માટે વિરાટ્‌નો લય પણ

* ગયા અધ્યાયમાં જગતની ઉત્પત્તિ કહીને હવે તેનો પ્રલય કહે છે.

મનમાંજ થાય છે[13]. પછી "હું" એવા અભિમાનવાળું મન સીમાવિનાના જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, ધર્મ આદિ આત્માના ગુણમાં પ્રવેશ કરે છે તથા તેને ચંદ્રમા ગળે છે. અહીં હિરણ્યગર્ભના સમષ્ટિ મનને ચંદ્રમા કહ્યો છે માટે વ્યષ્ટિ મન સમષ્ટિ મનમાં લીન થાય છે, એમ સમજવું. એ રીતે વ્યષ્ટિ મન સમષ્ટિ મનમાં લીન થયા પછી સમષ્ટિ મન રહે છે[14]. તે "ચંદ્રમા" નામે સમષ્ટિ મનને ઘણા કાળે ઉપાધિરૂપ સંકલ્પ વશ કરે છે કેમ કે, વિચારાત્મક ચિત્તની વૃત્તિનો સંકલ્પ ગળી જાય છે, તે સંકલ્પનો નિરોધ કરવો મહા કઠિન છે તથા સંકલ્પનો નિરોધ થવો એજ અનુત્તમ જ્ઞાન છે. (આમાં સમજવાનું એ છે કે, જેને પરબ્રહ્મની પ્રાપ્તિ કરવી હોય, તેણે પ્રણવ એટલે ओम्काररूपी બીજા બ્રહ્મનું ઉપાસન કરવું. अ, उ, म्= ओम् છે. તેમાં સ્થૂલ ભૂતાત્મક વિરાટ્ अकार છે. સ્થૂલ ભૂત (આકાશાદિ)નો પ્રલય મનમાં થાય છે એમ જે પાછળ કહ્યું છે તે अ કારનો પ્રલય उ કારમાં કરવા બરોબર છે. અર્થાત્ જે પુરૂષ "સ્થૂલ ભૂત મનમાંથી ઉપજેલાં છે માટે તેમાં લય પામે છે" એમ વિચારીને મનોમાત્ર રહે છે તે યોગીએ अ કારનો उકારમાં લય કર્યો છે અને તે ઐશ્વર્યવાળો યોગી થાય છે. उ કારરૂપ મન અથવા જેને "ચંદ્રમા કે, સમષ્ટિ મન" કહેલું છે, અથવા જેને "સૂક્ષ્મ સમષ્ટિ શરીર" પણ કહેવામાં આવે છે તેનો લય કારણરૂપ म् કાર અથવા સંકલ્પમાં થાય છે. અર્થાત્ સમાધિ કરનાર યોગી મનનો લય સંકલ્પમાં કરીને સંકલ્પમાત્ર રહે છે, તે વખતે તેને "હું" એવું ભાન રહેતું નથી, પણ કાંઇક અતિ સૂક્ષ્મ કલ્પના રહે છે. તે સૂક્ષ્મ કલ્પના અથવા म् કારનો લય અર્ધમાત્રામાં થાય છે તથા તેનેજ સર્વોત્તમ જ્ઞાન માનેલું છે)[15]. એ જ્ઞાનનો લય કાળમાં થાય છે તથા તે કાળને **અર્દ્ધમાત્રા** કહે છે. "બળ" નામે તે કાળને શક્તિ ગળે છે. અર્થાત્ અર્ધમાત્રાની ઉપર બિંદુનાદ શક્તિ છે કે, જેને યોગીઓ "શાંત" કહે છે અને અર્ધમાત્રારૂપ કાળનો તેમાં લય થાય છે. એ બળ શકિતને કાળ ગળે છે અને તે કાળને વિદ્યા વશ કરે છે. એનું તાત્પર્ય એ છે કે, યોગી સમાધિ કાળમાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહનો તુરીય અવસ્થામાં લય કરીને, તે તુરીય અવસ્થાનો લય "બળ" નામે શકિતના વિષે કરે છે. પણ "હું છું" એટલો જીવપણાનો અનુભવ રહેવાથી કાળ કે; જેને અર્ધમાત્રા કહે છે, તેમાં તે લીન થાય છે. કેમ કે, "હું છું" એમ જીવનો અનુભવ થયો એટલે "બ્રહ્મ નથી" એવો પણ અનુભવ થાય છે એમ માનવુંજ જોઇએ. પણ તેટલાથી પરાજય ન પામનારા યોગીના કાળને વિદ્યા એટલે "બ્રહ્મવ્યતિરિકત કાંઈ છે નહિ" એવો બોધ વશ કરે છે. અર્થાત્ પછી તેને "હું બ્રહ્મ છું" એમ ભાન થાય છે અને તે આત્મારૂપે રહે છે[16]. (યોગીઓ આત્મભાવને કેમ પામે છે? તેનો ક્રમ કહે છે કે,) જ્યારે પાછળ કહ્યા પ્રમાણે વિદ્યા કાળને વશ કરે છે ત્યારે આકાશનો ઘોષ અથવા બિંદુનાદ શકિતનો તુરીયપદરૂપ આત્મામાં લય કરે છે. એ બિંદુનાદ શકિતનો લય જે સ્થાનમાં થાય છે તે અવ્યક્ત અને પરમબ્રહ્મ છે. તેજ સર્વોત્તમ અને નિત્યતત્વ છે. એ પ્રમાણે સર્વ પ્રાણી માત્ર બ્રહ્મમાં લય પામીને કેવળ બ્રહ્મ માત્ર અવશિષ્ટ રહે છે તેને પ્રલય જાણવો[17]. એ પ્રમાણે મેં તને રૂડે પ્રકારે કહ્યું છે; એમાં કાંઈ સંશય નથી. પરમાત્મસ્વરૂપ યોગી પુરૂષો વિદ્યાની અત્યંત ઉત્કંઠાવાળા શિષ્યને જોઇને એ તત્વનો ઉપદેશ કરે છે, તે મેં તને કહ્યું છે[18]. એ પ્રમાણે એક હજાર મહાયુગના આદિ સમયમાં દિવસ અને તેની અંતે રાત્રિ પણ એક હજાર મહાયુગની થાય છે, તેમાં વારંવાર બ્રહ્મા સૃષ્ટિનો વિસ્તાર કરે છે અને લય કરે છે તથા એથી એમ સમજવાનું છે કે, બ્રહ્માએ દિવસે કરેલી સૃષ્ટિ એ બ્રહ્માનું વ્યકત સ્વરૂપ છે તથા

ઓમ્કારરૂપ છે. યોગીઓ એ પ્રણવના ઉપાસનાના સાધનથી અવ્યક્ત બ્રહ્મને પામે છે એ બ્રહ્માની રાત્રિ તથા સૃષ્ટિનો પ્રલય છે[૧૯].

॥ एवं विस्तरसंक्षेपौ ब्रह्माव्यक्ते पुनः पुनः । युगसाहस्रयोरादावहोरात्रस्तथैव च ॥ १९ ॥

इति श्रीमहा० शां० मो० पू० शुकानुप्रश्ने गु० भा० षष्टितमोऽध्यायः ॥ ६० ॥

## અધ્યાય ૬૧ મો–દાન મહાત્મ્યવર્ણન.

व्यास उवाच ॥ भूतग्रामे नियुक्तं यत्तदेतत्कीर्तितं मया ॥

॥ ब्राह्मणस्य तु यत्कृत्यं तत्ते वक्ष्यामि तच्छृणु ॥ १ ॥

*વ્યાસમુનિ કહે છે કેઃ—ભૂત સમુદાયમાં જેની યોજના કરેલી છે તે તત્વ મેં તને કહ્યું; હવે બ્રાહ્મણનું કર્ત્તવ્ય શું છે? તે હું તને કહું છું તે સાંભળ[૧]. બ્રાહ્મણના કુળમાં જન્મ પામેલા બાળકને જાતકર્મ આદિ દક્ષિણાવાળાં કર્મની ક્રિયા ઉપવીત આપ્યા પેહેલાં કરવી તથા ઉપવીત આપ્યા પછી વેદમાં પારંગત એવા આચાર્ય પાસે જઇને તથા ગુરૂની સેવામાં આસક્ત થઇને તેણે સમગ્ર વેદનું અધ્યયન કરવું. પછી ગુરૂને ગુરૂદક્ષિણા આદિથી સંતોષ પમાડીને તે-(ગુરૂ)ના ઋણમાંથી મુક્ત થવું અને યજ્ઞને જાણનારા તે બ્રાહ્મણે ઘેર પાછા આવવું[૨-૩]. આચાર્યની આજ્ઞા લઇને બ્રહ્મચર્યાદિ ચારમાંહેના એક આશ્રમનો વિધિપૂર્વક શરીર પડતાં સુધી અંગીકાર કરીને રહેવું. અર્થાત્ કદાપિ આશ્રમહીન રહેવું નહિ[૪]. જો તેને પ્રજાની ઉત્પત્તિ કરવાની ઇચ્છા હોય તો તેણે સ્ત્રીસહિત રહેવું એટલે લગ્ન કરવું અથવા તેવી ઇચ્છા ન હોય તો બ્રહ્મચર્ય પાળીને રહેવું અથવા યતિ (સંન્યાસી) ના ધર્મને આચરીને વનમાં કે, ગુરૂની સમીપમાં રહેવું[૫]. એ સર્વ ધર્મનું મૂળ ગૃહસ્થાશ્રમ છે કેમ કે, એના વિષે ઇન્દ્રિયોનું દમન કરનારા ગૃહસ્થના મળ પરિપકવ થઇને તે ગૃહસ્થ દાનાદિ કર્મવડે સર્વત્ર સિદ્ધિને પામે છે[૬]. ગૃહસ્થ પુરૂષ કે, જેણે વેદનું અધ્યયન કરેલું હોય તેણે પ્રજાને ઉત્પન્ન કરીને તથા યજ્ઞ કરીને દેવ, પિતૃ અને મનુષ્ય એ ત્રણેનાં ઋણમાંથી મુકત થવું. એવી રીતે કે, પ્રજા ઉત્પન્ન કરીને પિતૃના ઋણમાંથી, યજ્ઞ કરીને દેવના ઋણમાંથી તથા દાનાદિ કરીને મનુષ્યના ઋણમાંથી મુકત થવું. તે પછી વૈદિક કર્મોવડે પવિત્ર થયેલા ગૃહસ્થે બીજા આશ્રમોમાં જવું[૭]. બીજો આશ્રમ ધારણ કરીને પૃથ્વીમાં જે સર્વથી અતિશય પવિત્ર સ્થાન હોય તેમાં જઇને વસવું તથા ઉત્તમ યશમાં પ્રમાણભૂત થવાને ત્યાં રહીને યત્ન કરવો. અર્થાત્ વેદોક્ત ધર્મ આચરીને યશ પ્રાપ્ત કરવો[૮]. અતિશય મોટાં તપ કરવાથી, વિદ્યાનું પારાયણ કરવાથી, યજ્ઞ કરવાથી અથવા દાન કરવાથી બ્રાહ્મણોના યશની વૃદ્ધિ થાય છે[૯]. જે પુરૂષની સત્કીર્તિ પૃથ્વી ઉપર જ્યાં સુધી રહે છે ત્યાં સુધી તે પુરૂષ પુણ્ય કરનારાઓના લોકને ભોગવે છે[૧૦]. બ્રાહ્મણે બીજાને અધ્યયન કરાવવું તથા અધ્યયન કરવું, બીજાને યજ્ઞ કરાવવા તથા યજ્ઞ કરવા. કોઇની પાસેથી વૃથાદાન લેવું નહિ અથવા વૃથાદાન આપવું નહિ. (અપાત્ર પાસેથી પ્રતિગ્રહ કરવો કે, અપાત્રને દાન આપવું તે વૃથાપ્રતિગ્રહ અને વૃથાદાન કહેવાય છે. અધ્યયન કરાવવું વગેરે છ કર્મ બ્રાહ્મણનાં છે)[૧૧]. કોઇને યજ્ઞ કરાવ્યાથી, શિષ્ય પાસેથી અથવા કન્યાથી જો અતિશય ધન પ્રાપ્ત થાય તો, તેવડે યજ્ઞ કરવો અથવા દાન કરવું, પણ તે ધનનો ઉપભોગ એકલાએ કોઇપણ પ્રકારે કરવો નહિ[૧૨]. જે બ્રાહ્મણ ઘર

* પૂર્વોક્ત અર્થને સ્પષ્ટ કરવાના હેતુથી સાંખ્ય અને યોગનું નિરૂપણ કરવાને માટે પ્રથમ તે શાસ્ત્રનો કેવો અધિકારી જોઇએ? તેનું વર્ણન બે અધ્યાયવડે કરે છે.

બાંધીને રહેતો હોય, અર્થાત્ ગૃહસ્થાશ્રમી હોય, તે પુરૂષ જો દેવ, ઋષિ, પિતૃ અને ગુરૂઓના અર્થે પ્રતિગ્રહ કરે તો તે તેણે સુખેથી કરવો કેમ કે, દેવ તથા ઋષિ વગેરેથી બીજું કોઈ મોટું તીર્થ નથી[13]. જેઓ અંતરમાં રહેલા કામ, ક્રોધ તથા લોભ આદિ શત્રુઓવડે પરિતાપ પામેલા હોય તથા પોતાની શક્તિ પ્રમાણે ઉદય પામવાને ઈચ્છતા હોય, તેવા વૃદ્ધ, રોગી અને ભૂખે મરતા મનુષ્યોને પોતે પ્રાપ્ત કરેલા દ્રવ્યમાંથી પોતાની શક્તિ ઉપરાંત પણ આપવું[14]. વળી જેઓ યોગ્યતાવાળા અને કુળ, શીળ, રૂપ અને વિદ્યાઆદિથી પરિપૂર્ણ હોય તેઓને કાંઈ પણ આપવું અયોગ્ય નથી કેમ કે, "ઉચ્ચૈઃશ્રવા" નામે અશ્વ સત્પુરૂષ (ઈન્દ્ર)ને પણ આપ્યો હતો અને તે તેણે લીધો હતો એમ આપણે જાણીએ છીએ[15]. વળી એક સત્ય પ્રતિજ્ઞાવાળા અને મોટા વ્રતવાળા બ્રાહ્મણે, કોઈ એક મનુષ્યને તેની ઇચ્છા મુજબ શાંત કરીને તથા પોતાના પ્રાણ આપીને તેના પ્રાણનું રક્ષણ કર્યું હતું. તેથી તે બ્રાહ્મણ સ્વર્ગમાં ગયો હતો[16]. સાંકૃતિના પુત્ર રંતિદેવે મહાત્મા વસિષ્ઠને ઉષ્ણ તથા શીત જળ આપ્યું હતું તેથી તે સ્વર્ગ લોકમાં પૂજાય છે[17]. અત્રિગોત્રનો "ઈન્દ્રદમન" નામે રાજા હતો, તેણે પાત્ર જોઈને અનેક પ્રકારનું ધન આપ્યું હતું તેથી તે બુદ્ધિમાન રાજા અનંત લોકમાં એટલે સ્વર્ગમાં ગયો હતો[18]. ઉશીનરના પુત્ર શિબિ રાજાએ બ્રાહ્મણના અર્થે પોતાનાં અંગ તથા પ્રિય એવો પોતાનો ઔરસ પુત્ર અર્પણ કર્યો હતો તેથી તે આ લોકમાંથી સ્વર્ગમાં ગયેલો છે[19]. કાશીના રાજા પ્રતર્દને બ્રાહ્મણને પોતાનાં બન્ને નેત્ર આપ્યાં હતાં તેથી તે હજી આ લોકમાં તથા પરલોકમાં અતુલ કીર્તિને ભોગવે છે[20]. "દેવાવૃધ" નામે રાજાએ પરમ સમૃદ્ધિવાળું (ભારે મૂલનું) સોનાની આઠ સળીઓવાળું એક દિવ્ય છત્ર આપ્યું હતું (દાન કર્યું હતું) તેથી તે પોતાના દેશસહિત સ્વર્ગમાં ગયો હતો[21]. અત્રિના પુત્ર સાંકૃતિયે પોતાના શિષ્યોને નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કર્યો હતો તેથી અત્યંત તેજસ્વી તે સાંકૃતિ સર્વોત્તમ લોકને પામ્યો હતો[22]. પ્રતાપી અંબરીષ રાજાએ બ્રાહ્મણોને અગિયાર અબજ ગાયો આપી હતી તેથી તે પોતાના દેશસહિત સ્વર્ગમાં ગયો હતો[23]. સાવિત્રીએ દિવ્ય એવાં બે કુંડળ તથા જનમેજયે પોતાનું શરીર અર્પણ કર્યું હતું, તેથી તે બન્ને ઉત્તમ લોકને પામ્યાં હતાં[24]. વૃષાદર્ભિયે સર્વ રત્ન આપી દીધાં હતાં તથા યુવનાશ્વ રાજાએ પોતાની પ્રિય સ્ત્રીઓ અને રમણીય મેહેલ આપી દીધો હતો તેથી તે બન્ને સ્વર્ગ લોકને પામીને ત્યાં રહેલા છે[25]. વિદેહના પુત્ર નિમિયે બ્રાહ્મણોને દેશ આપ્યો હતો, જમદગ્નિના પુત્ર પરશુરામે બ્રાહ્મણોને પૃથ્વી આપી હતી અને ગય રાજાએ નગરોસહિત પૃથ્વી આપી હતી[26]. જ્યારે વૃષ્ટિ થઈ નહિ અને દુષ્કાળ પડયો ત્યારે જેમ પ્રાણીને ઉત્પન્ન કરનારા પ્રજાપતિ પ્રજાને જીવાડે, તેમ વસિષ્ઠ મહામુનિયે સર્વ પ્રાણીઓને જીવાડ્યાં હતાં[27]. કરંધમનો પુત્ર કૃતાત્મા મરૂત હતો, તેણે અંગિરા મુનિને કન્યા આપી હતી તેથી તે તત્કાળ સ્વર્ગને પામ્યો હતો[28]. પાંચાલ દેશનો રાજા મહા બુદ્ધિમાન "બ્રહ્મદત્ત" નામે હતો તેણે ઉત્તમ બ્રાહ્મણોને શંખપર્યંત ભંડાર આપ્યો હતો તેથી તેને ઉત્તમ લોક પ્રાપ્ત થયા હતા[29]. "મિત્રસહ" નામે રાજાએ મહાત્મા વસિષ્ઠને પોતાની પ્રિયા દમયંતી આપી હતી તેથી તે દમયંતીસહિત સ્વર્ગમાં ગયો હતો[30]. મોટા યશવાળા "સહસ્રજિત્" નામે રાજર્ષિયે બ્રાહ્મણના અર્થે પોતાના પ્રિય પ્રાણનો ત્યાગ કર્યો હતો તેથી તે સર્વોત્તમ લોકને પામ્યો હતો[31]. "શતદ્યુમ્ન" નામે રાજા "મુદ્ગલ" નામે ઋષિને સર્વ ઇચ્છિત વસ્તુઓથી પરિપૂર્ણ સુવર્ણનું ઘર આપીને સ્વર્ગમાં ગયો હતો[32]. જગતમાં જેનું નામ પ્રકાશિત છે એવો "શાલ્વ" નામે પ્રતાપી રાજા ઋચીક મુનિને રાજ્ય આપીને સર્વોત્તમ લોકને પામ્યો હતો[33]. "લોમપાદ" નામે સમર્થ

રાજર્ષિયે ઋષ્યશૃંગ મુનિને પોતાની પુત્રી શાંતા આપી હતી તેથી અત્યંત વિસ્તારવાળા સર્વ ઇચ્છિત પદાર્થો તેને પ્રાપ્ત થયા હતા[૩૪]. 'મદિરાશ્વ" નામે રાજા "હિરણ્ય હસ્ત" નામે બ્રાહ્મણને અત્યંત સુંદર એવી કન્યા આપીને દેવ લોકોથી સ્તુતિ કરાતા એવા લોકને પામ્યો હતો[૩૫]. "પ્રસેનજિત્" નામે મોટા તેજવાળા રાજાએ વાછરડાંસહિત એક લક્ષ ગાયોનું દાન કર્યું હતું તેથી તે સર્વોત્તમ લોકને પામ્યો હતો[૩૬]. આ વર્ણવેલા અને બીજા પણ કેટલાક શિષ્ટાત્મા તથા જીતેંદ્રિય મહાત્મા પુરૂષો દાનવડે તથા તપવડે સ્વર્ગને પામેલા છે[૩૭]. તથા તેઓની કીર્તિ જ્યાં સુધી પૃથ્વી રહેશે ત્યાં સુધી સ્થિર થયેલી છે. એ સર્વ દાન કરવાથી, યજ્ઞ કરવાથી તથા પ્રજાની ઉત્પત્તિ કરવાથી સ્વર્ગને પામ્યા છે[૩૮].

तेषां प्रतिष्ठिता कीर्तिर्यावत्स्थास्यति मेदिनी । दानयज्ञप्रजासर्गैरेते हि दिवमाप्नुवन् ॥ ३८ ॥

इति श्रीमहा० शां० मो० पु० गु० भा० शुकानुप्रश्ने एकषष्टितमोऽध्यायः ॥ ६१ ॥

## અધ્યાય ૬૨ મો-અધિકારીનું લક્ષણ.

વ્યાસ उवाच ॥ त्रयी विद्यामवेक्षेत वेदेषूक्तामथांगतः ॥

॥ ऋक्सामवर्णाक्षरतो यजुषोथर्वणस्तथा ॥ १ ॥

વ્યાસ કહે છે કેઃ—બ્રાહ્મણે ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ તથા અથર્વવેદના મૂળાક્ષરાત્મક વર્ણ અને સ્વરસહિત, અક્ષરસહિત તથા વેદનાં છ અંગોએ સહિત વેદમાં કહેલી કર્મ, ઉપાસના અને જ્ઞાનરૂપ ત્રણ વિદ્યાઓનું અવલોકન નિરંતર કરવું[૧]. કેમ કે, એ વિદ્યાઓમાં અને બ્રાહ્મણનાં છ કર્મના વિષે સ્થિતિવાળા ભગવાન રહેલા છે. વળી જે બ્રાહ્મણો વેદાધ્યયન કરવામાં કુશળ છે તથા જેઓ અધ્યાત્મવિદ્યામાં કુશળ છે એવા સત્યવાળા મહાભાગ બ્રાહ્મણો જગતની ઉત્પત્તિ અને લયને જાણી શકે છે. એ પ્રમાણે બ્રાહ્મણે ધર્મથી આચરણ કરવું તથા શિષ્ટ પુરૂષોએ માન્ય કરેલાં કર્મ કરવાં[૨-૩]. વળી બ્રાહ્મણે પ્રાણીઓને પીડા ન થાય તેવી રીતે પોતાની જીવિકા ચલાવવી. તેણે સત્પુરૂષો પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવું, શિષ્ટ થવું અને શાસ્ત્રોમાં કુશળતા સંપાદન કરવી[૪]. બ્રાહ્મણે સ્વધર્મ પ્રમાણે ક્રિયાઓ કરીને સત્વ ગુણવાળા કર્મમાં પ્રવૃત્તિ કરવી. જે પુરૂષ ગૃહસ્થાશ્રમવાળો થઇને પોતાનાં ષટ્કર્મ આચરે છે તેને બ્રાહ્મણ જાણવો[૫]. બ્રાહ્મણે નિરંતર શ્રદ્ધા રાખીને પંચ મહાયજ્ઞવડે દેવાદિનું પૂજન કરવું. તેણે સંતોષી, સાવધ, દમ ગુણથી યુક્ત, ધર્મને જાણનારા, જીતેંદ્રિય થવું તથા હર્ષ, મદ અને ક્રોધનો ત્યાગ કરવો. કેમ કે, જે બ્રાહ્મણ ઉપર્યુક્ત ગુણવાળો હોય છે તે કલેશને પામતો નથી. દાન, અધ્યયન, યજ્ઞ, તપ, લજ્જા, સરળતા અને દમ, એ ગુણોવડે તેજની વૃદ્ધિ થાય છે, તેનું પાપ કમી થાય છે—નાશ પામે છે. જેનું પાપ નાશ પામ્યું છે એવો, બુદ્ધિમાન, અલ્પ આહાર કરનારો અને જીતેંદ્રિય બ્રાહ્મણ કામ તથા ક્રોધને જીતીને બ્રહ્મના પદને પામે છે. બ્રાહ્મણે અગ્નિ અને બ્રાહ્મણોનું પૂજન કરવું, દેવતાઓને પ્રણામ કરવો[૬-૯]. મિથ્યા વાણીનો ત્યાગ કરવો અને અધર્મયુક્ત હિંસાને વર્જવી. બ્રાહ્મણની વૃત્તિ પરાપૂર્વથી ચાલતી આવેલી છે[૧૦]. બ્રાહ્મણે જ્ઞાન પ્રાપ્ત કરીને કર્મ કરવાં કેમ કે, જ્ઞાન પ્રાપ્ત થવા પછી કર્મ કરવાથી કર્મની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. વળી સંસારરૂપ નદી કે, જે પાંચ ઇન્દ્રિયોરૂપ જળથી ભરેલી હોવાથી ભયાનક, લોભરૂપી કિનારાવાળી હોવાથી અત્યંત દુસ્તર (તરવાને કઠિન) અને ક્રોધરૂપી કાદવથી જેની પાર ન જઇ શકાય અથવા જેને તરવાની હામ ન ભીડી શકાય એવી છે તે સંસારરૂપ નદીને બુદ્ધિમાન પુરૂષ જ્ઞાન પ્રાપ્ત કરવાવડે તરી જાય છે. બુદ્ધિમાન પુરૂષે અત્યંત મોહ પમાડનારા કાળને

નિરંતર તૈયાર થઇ રહેલો જોવો[11,12]. સઘળું જગત, જેનું બળ અટકાવી શકાય નહિ તેવું વિધાતાએ નિર્માણ કરેલું છે એવા સ્વભાવરૂપી ઝરામાં ગુંચાઇને મોહ પામે છે[13]. વિધાતાએ સરજેલાં સઘળાં પ્રાણીઓને કાળરૂપી જળનો પ્રવાહ યમલોક પ્રત્યે ખેંચી જાય છે. (કાળરૂપી મોટા જળના પ્રવાહનું વર્ણન કરે છે–) તે પ્રવાહ એવો છે કે, જેમાં વર્ષરૂપી મોટાં વમળ થયાં કરે છે. જેમાં માસરૂપી લહેરો ઉઠે છે, જેનો ઋતુરૂપી વેગ છે, જેમાં પખવાડીઆંરૂપી વેલા અને ઘાસ તણાય છે. જેમાં નિમેષ અને ઉન્મેષરૂપી ફીણ તરે છે, જેમાં દિવસ અને રાત્રિ-રૂપી જળ ભરેલું છે, જેમાં કામરૂપી ભયંકર મગર છે, જેમાં વેદ અને યજ્ઞરૂપી નાવ ફરે છે, જેમાં ધર્મરૂપી બેટ છે તથા જે બેટમાં પ્રાણીઓને અર્થ અને કામરૂપી જળ પ્રાપ્ત થાય છે, જેમાં સત્ય વચન અને મોક્ષરૂપી સામો કિનારો છે, જેમાં હિંસારૂપી વૃક્ષ તણાયાં જાય છે, જેના મધ્યમાં યુગરૂપી મોટો ધરો છે અને જેની બહુધા બ્રહ્મમાંથી ઉત્પત્તિ થયેલી છે એવો કાળરૂપી મોટો જળનો સમુદાય છે, અને તે વિધાતાએ સરજેલાં પ્રાણીઓને યમલોક પ્રત્યે ખેંચી જાય છે[14-17]. બુદ્ધિમાન અને ધીર પુરૂષો એ કાળરૂપી મોટા સમુદ્રને બુદ્ધિરૂપી નાવવડે તરી જાય છે; પણ જેઓ પોતાના મનને વશમાં રાખી શકતા નથી તથા જેઓને બુદ્ધિરૂપી નાવ પ્રાપ્ત થયું નથી એવા પુરૂષો શું કરવાના છે? અર્થાત્ તેઓ તે કાળરૂપી મહાસાગરને તરી શકવાના નથી[18]. બુદ્ધિમાન પુરૂષજ તેને તરી શકે છે. નિર્બુદ્ધ પુરૂષો તરી શકતા નથી; એ વાત યથાર્થજ છે કેમ કે, જે બુદ્ધિમાન પુરૂષ હોય છે તે દૂર રહીને પણ સર્વ સ્થાનમાં ગુણ કયા છે અને દોષ કયા છે? તેને જોઇ શકે છે[19]. જે અલ્પ બુદ્ધિવાળો પુરૂષ કામાત્મા એટલે કામના વિષે આસક્ત છે તથા જેનું મન નિર્બળ છે તે સંશયને પામે છે તેવો બુદ્ધિહીન પુરૂષ કાળ મહાસાગરને તરી શકતો નથી કેમ કે, જે ઉદ્યોગ ન કરતાં બેસી રહે છે તે તેની પાર જતો નથી[20]. તે કાળ મહાસાગરમાં પડેલા જે પુરૂષને વેદ અને યજ્ઞરૂપી નાવ હાથ નથી લાગતું તે પુરૂષ મોહ પામીને (કર્ત્તવ્યશૂન્ય થઇને) મોટા દોષનો સંગ્રહ કરે છે–અર્થાત્ દોષયુક્ત થાય છે. જ્ઞાની છતાં જે પુરૂષને કામરૂપી મગરે પકડેલો છે તો, તે જ્ઞાન પણ તેને નાવરૂપે તારનારૂં થતું નથી; અર્થાત્ કામવાસનાયુક્ત પુરૂષ જ્ઞાની છતાં પણ ડૂબે છે[21]. એટલા માટે વિચક્ષણ પુરૂષે કાળ મહાસાગરમાંથી તરી નીકળવાને યત્ન કરવો (હવે તરી નીકળવાનો ઉપાય એજ છે કે) મનુષ્યે બ્રાહ્મણ થવું–અર્થાત્ બ્રાહ્મણને યોગ્ય ધર્મથી વર્તવું. બ્રાહ્મણ નિર્મળ કુળમાં ઉત્પન્ન થયેલો અને ત્રણ વેદને જાણનારો તથા દાન, યજ્ઞ અને અધ્યયન, એવાં ત્રણ કર્મને કરનારો હોવો જોઇએ કેમ કે, તેવો બ્રાહ્મણ પોતાના જ્ઞાનરૂપી નાવવડે કાળ મહાસાગરમાંથી તરીને પેલીપાર જાય છે[22,23]. જે પુરૂષ જાતકર્માદિ સંસ્કારને પામેલો છે (અથવા જેને પૂર્વના સંસ્કાર ઉદય થયેલા છે), જેણે બહિરિંદ્રિયોનો નિગ્રહ કરેલો છે, જે સદૈવ નિયમમાં રહે છે તથા જેણે પોતાના મનને કબજામાં રાખેલું છે તેમજ જે બુદ્ધિ-માન છે તેને આ લોકમાં તથા પરલોકમાં તત્કાળ સિદ્ધિ પ્રાપ્ત થાય છે[24]. જે એવા બ્રાહ્મણો હોય તેઓના પ્રત્યે ગૃહસ્થે ક્રોધ કરવો નહિ તથા તેઓની અસૂયા પણ કરવી નહિ અને ગૃહસ્થ પુરૂષે પૂર્વે કહેલા ધર્મના વિષે ક્રોધ અને અસૂયાનો ત્યાગ કરીને વર્તવું તથા નિરંતર પંચ મહાયજ્ઞ કરીને દેવાદિનું પૂજન કરવું અને યજ્ઞ કરતાં શેષ રહેલું અન્ન જમવું[25]. તેણે સત્પુરૂષો જે ધર્મને આચરતા હોય તે ધર્મનું આચરણ કરવું અને શિષ્ટ પુરૂષો જે કર્મ કરતા હોય તે કર્મ કરવું કોઇને પીડા થાય નહિ, એવી રીતે અનિંદ્ય કર્મથી પોતાની જીવિકા સંપાદન કરવી[26]. જે પુરૂષ વેદવિદ્યા અને વિજ્ઞાનના તત્વને જાણતો હોય, જે શિષ્ટ પુરૂષોએ

કહેલા આચાર પ્રમાણે વર્તતો હોય, જે વિચક્ષણ હોય, જે પોતાના ધર્મ પ્રમાણે ક્રિયાને જાણનારો હોય, જેનાં કર્મમાં દુરાચારનું મિશ્રણ ન થયું હોય અર્થાત્ જે શુદ્ધ કર્મને કરનારો હોય, જે ક્રિયાવાળો, શ્રદ્ધાવાળો, દમગુણવાળો, જ્ઞાની, અસૂયારહિત અને ધર્મ તથા અધર્મના ભેદને સમજનારો હોય, તે પુરૂષ સર્વ દુસ્તરને તરી જાય છે[૨૭,૨૮]. જે બ્રાહ્મણ સંતોષવાળો, સાવધાન, દમગુણયુક્ત, ધર્મને જાણનારો, ચિત્તને જીતનારો તથા હર્ષ, મદ અને ક્રોધરહિત હોય તે કોઈ વખતે કષ્ટ પામતો નથી[૨૯]. એ પ્રમાણે પ્રાચીન કાળથી ચાલતી આવેલી બ્રાહ્મણની વૃત્તિ છે; જે બ્રાહ્મણ એ વૃત્તિથી વર્તીને તથા જ્ઞાનવાન થઇને કર્મ કરે છે તે સર્વ સ્થાનમાં સિદ્ધિને પામે છે[૩૦]. વિચક્ષણ પુરૂષ ધર્મની ઇચ્છાથી આ લોકમાં અધર્મ કરે છે, તથા અધર્મના જેવો ધર્મ જણાતો હોય તેને પણ તે નાખુશીથી આચરે છે[૩૧]. પણ જે "હું ધર્મ કરૂં છું" એમ જાણીને અધર્મ કરે છે અને "હું અધર્મ કરૂં છું" એમ જાણીને ધર્મ કરે છે તે મૂર્ખ પુરૂષ તે બન્ને કર્મને ન જાણીને જન્મ પામે છે તથા મરણ પામે છે–તેનો મોક્ષ થતો નથી[૩૨].

॥ धर्मं करोमीति करोत्यधर्ममधर्मकामश्च करोति धर्मम् ॥
॥ उभे बालः कर्मणी न प्रजानन् स जायते म्रियते चापि देही ॥ ३२ ॥

इति श्रीमहा० शां० मो० पृ० शुकानुप्रश्ने गु० भा० द्विषष्टितमोऽध्यायः ॥ ६२ ॥

## અધ્યાય ૬૩ મો–જ્ઞાનપ્રશંસા.

व्यास उवाच ॥ अथ चेद्रोचयेदेतद्दुह्येत स्रोतसा यथा ॥
॥ उन्मज्जंश्च निमज्जंश्च ज्ञानवान् प्लववान् भवेत् ॥ १ ॥

વ્યાસ મુનિ કહે છે કેઃ—પાછળ (બે અધ્યાયમાં) કહેલા સાધનનું સંપાદન કર્યા પછી, હવે જે શાંતિરૂપ કૈવલ્યનું નિરૂપણ કરવામાં આવશે તે જો પ્રીતિકર હોય તો જ્ઞાનવાળા થવું, અર્થાત્ મોક્ષની ઇચ્છાવાળાએ જ્ઞાન પ્રાપ્ત કરવું. કેમ કે, મનુષ્ય જ્ઞાનરૂપી નાવ વિના કાળરૂપી અથવા સંસારરૂપી સમુદ્રમાં ડૂબે છે અને ઉપર આવે છે તથા એવી સ્થિતિમાં પ્રવાહથી તણાયો પણ જાય છે. માટે જ્ઞાનરૂપી નાવમાં બેસીને સંસાર સમુદ્રને તરી જવો[૧]. જે પુરૂષોએ જ્ઞાનવડે નિશ્ચય કરેલો છે તે જ્ઞાનરૂપી નાવવડે અજ્ઞાની પુરૂષોને તારે છે, પણ અજ્ઞાની પુરૂષો પોતે તરી શકતા નથી કે, તેઓ બીજાને પણ કોઈ પ્રકારે તારી શકતા નથી[૨]. માટે જેના રાગાદિ દોષ છિન્ન થયેલા હોય તથા જે સ્ત્રીસંગથી મુક્ત થયેલો હોય તેવા મુનિયે દેશ, કર્મ, અનુરાગ, અર્થ, ઉપાય, અપાય, નિશ્ચય, ચક્ષુ, આહાર, સંહાર, મન અને દર્શન, એવા બાર યોગ કરવા. (તે બાર યોગનું વિવેચન કરે છે કેઃ-સમાન, પવિત્ર, કાંકરી–અગ્નિ–રેતી આદિ જ્યાં ન હોય તેવા તથા શબ્દ–જળ–આશ્રય આદિથી મનને અનુકૂળ હોય તેવા સ્થાનમાં આસન કરવું તેને "દેશયોગ" કહે છે. આહાર–વિહાર નિયમિત રાખીને, કર્મની ચેષ્ટાઓને નિયમિત રાખીને તથા જાગવું અને ઉંઘવું પણ નિયમિત રાખીને યોગ કરવો તેને "કર્મયોગ" કહે છે. સારા શિષ્યને પાસે રાખવો તેને "અનુરાગયોગ" કહે છે. દ્રવ્ય (કાષ્ઠ, જળ આદિ અનુકૂળતા માટે) પાસે રાખવું તે "અર્થયોગ" કહેવાય છે. આસનાદિનો યોગ કરવો તેને "ઉપાયયોગ" કહે છે. પ્રીતિ વગેરે કમી કરવી તેને "અપાયયોગ" કહે છે. ગુરૂ અને વેદના વચનમાં નિશ્ચિત ફળ બુદ્ધિ રાખવી તેને "નિશ્ચયયોગ" કહે છે. નેત્રાદિને નિયમમાં રાખવાં તેને "ચક્ષુયોગ" કહે છે. શુદ્ધ આહાર લેવો તેને "આહારયોગ" કહે છે સ્વાભાવિક

વિષયની પ્રવૃત્તિનો સંકોચ કરવો તેને "સંહારયોગ" કહે છે. સંકલ્પ-વિકલ્પને સમાવવા તેને "મનોયોગ" કહે છે. અને સંસારમાં જન્મ, મૃત્યુ, વૃદ્ધતા તથા રોગ વગેરે દુ:ખરૂપી દોષને દેખીને વૈરાગ્ય રાખવો તેને "દર્શનયોગ" કહે છે. મુમુક્ષુ પુરૂષે આ બાર યોગને અનુસરવા.) પછી જે પુરૂષ ઉત્તમ જ્ઞાનની ઇચ્છા રાખતો હોય તેણે પોતાની બુદ્ધિવડે વાણી અને મન, એ બેને કબજામાં રાખવાં તથા સૂક્ષ્મ બુદ્ધિરૂપ જ્ઞાનવડે આત્માનો-જીવભાવનો લય કરવો. જે, શાંતિ એટલે કૈવલ્યને ઇચ્છતો હોય તેણે એ રીતે કરવું. તાત્પર્ય કે, પાછળ કહેલા બાર ગુણોથી યુક્ત અધિકારીએ યોગસાધન આ રીતે કરવું. વાણી આદિ બાહ્ય ઇન્દ્રિયોના વ્યાપારને તજીને માત્ર મનવડે રહેવું અને મન પણ "વિષયની કલ્પના કરવાના સ્વભાવવાળું છે" એમ નિશ્ચય કરીને નિશ્ચયાત્મક બુદ્ધિસ્વરૂપે રહેવું એટલે મનનો બુદ્ધિમાં લય કરવો, એનેજ "ઉત્તમ જ્ઞાન" કહે છે. અર્થાત્ તે કાળે ઇન્દ્રિયો અને મનથી અતિરિક્ત માત્ર કર્તા વિષયનુંજ જ્ઞાન રહે છે[3,4]. બુદ્ધિનો આત્મામાં લય કરવો એટલે બુદ્ધિનું કાર્ય તજીને "હું આત્મા માત્ર છું" એવા ભાવથી રહેવું. એમ આત્મસ્વરૂપે રહેવાથી કૈવલ્યરૂપ શાંતિ પ્રાપ્ત થાય છે. એ રીતે જે ઇન્દ્રિય, મન અને બુદ્ધિ આદિનો દ્રષ્ટા એટલે જાણનારો હોય છે અર્થાત્ જ્ઞાની હોય છે તે પુરૂષ ભલે મહાદારૂણ કર્મ કરનારો, સર્વ વેદને જાણનારો, બ્રાહ્મણ છતાં વેદને નહિ જાણનારો, યજ્ઞ કરનારો, ધાર્મિક, અત્યંત પાપ કરનારો, પુરૂષોમાં વાઘ જેવો શૂરો અથવા કલેશ-યુકત હોય એટલે, ગમે તેવો હોય તથાપિ જરા-મરણરૂપ મહાદુર્ગમ સમુદ્રને તરી જાય છે અર્થાત્ જ્ઞાની મનુષ્યને કોઇપણ પ્રકારનાં પાપ નડતાં નથી[5,7]. એ પ્રમાણે યોગવડે શાંતાત્માની પ્રાપ્તિ થતાં સુધી એજ યોગનું સાધન કરનારો પુરૂષ યોગને જાણવાની ઇચ્છા રાખનારો હોય-યોગનો અભ્યાસ કરનારો હોય તથાપિ કર્મકાંડનું ઉલ્લંઘન કરીને વર્તે છે, અર્થાત્ યોગનું સાધન કરવાની ઇચ્છાવાળો પરોક્ષ જ્ઞાનવાળો છતાં પણ પોતાના કર્મનો ત્યાગ કરવાથી દોષને પામતો નથી તોપછી જે પુરૂષ યોગનું સાધન કરે છે તે દોષને નજ પામે, એમાં શું આશ્ચર્ય ?[8] (અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ કરવા માટે યોગનો ઉપદેશ કરતાં તેને રથના રૂપકથી વર્ણવીને કહે છે કે-) યોગ એ એક રથ છે ધર્મ તે (રથ)નું ઉપસ્થ અથવા સારથીને બેસવાની પાટલી છે, લજ્જા અથવા અકાર્યથી નિવૃત્તિ, વરૂથ અથવા રથનું રક્ષણ કરનાર લાકડાનો કઠેરો છે, પૂર્વે કહેલા ઉપાય અને અપાય (બાર સાધનમાં ગણાવેલા) એ ઉંધો છે, અપાન વાયુ રથની ધરી છે, પ્રાણ વાયુ ધૂંસરી છે, બુદ્ધિ તેનો હડો છે, જીવ તેનું નાડણ છે[9]. સાવધાનતા તેના ધરીના છેડા આગળનાં સુંદર વાંકાં લાકડાં છે (જેના ઉપર રહીને ધરીના છેડા મજબૂત રહે છે), આચારનું ગ્રહણ તેનાં ચક્ર છે, દર્શન, સ્પર્શન, ઘ્રાણ (ગંધ ગ્રહણ) અને શ્રવણ, એ ચાર ઘોડા જોડેલા છે[10], પ્રજ્ઞા, જેમાં ચક્રના આરા ખોસેલો હોય છે તે નાઈડી છે અથવા શમાદિ નાભિ એટલે રથીને બેસવાનો મધ્ય ભાગ છે, સર્વ શાસ્ત્ર તેનો પરોણો છે, જ્ઞાન હાંકનારો સારથી છે, ધીર એવો ક્ષેત્રજ્ઞ (જીવ) તેમાં બેઠેલો છે, શ્રદ્ધા અને દમ એ બે આગળ દોડનારા સેવક છે[11]. ત્યાગ તેની પાછળ દોડનારો કુશળ સેવક છે, પવિત્રતા જેનો માર્ગ છે એવો તે રથ ધ્યેય વસ્તુની એકતાનતા લક્ષ્ય તરફ જાય છે-તે રથને એ પામવાનું સ્થાન છે. તે રથમાં જીવ બેઠેલો છે અને તે દિવ્ય રથ જીવને લઇને બ્રહ્મલોકમાં જઇને શોભે છે[12]. જે પુરૂષ યોગરથને જોડીને અક્ષરની પાસે જવાની ઇચ્છાથી ઉતાવળો થતો હોય તેને માટે હું ઉતાવળે પહોંચાડનારૂં સાધન (અંતરંગ સાધન) કહું છું[13]. યોગ કરનારા પુરૂષે આસનાદિ સિદ્ધ કરીને તથા યમ નિયમાદિથી યુક્ત થઇને ધારણા કરવી. ચિત્તને એક વિષયમાં સ્થાપન કરવું તેને

"ધારણા" કહે છે. એ ધારણા વિષયોના અનેક ભેદ હોવાથી અનેક પ્રકારની છતાં તેના સાત પ્રકાર છે કે, જેમાં સર્વ ભેદનો સમાવેશ થાય છે. સૂર્યમંડળ, ચંદ્રમંડળ અને ધ્રુવ-મંડળ આદિ દૂર પદાર્થોની ધારણા કરવી અથવા પાસેના એટલે નાકનો અગ્ર ભાગ, ભ્રકુ-ટીનો મધ્ય ભાગ તથા કંઠનો ખાડો ઈત્યાદિ પદાર્થોની ધારણા કરવી તથા તે વિના બીજી પણ ધારણાઓ છે; તે સર્વનો સાત ધારણાઓમાં અંતર્ભાવ થવાથી સાત ધારણાઓ કહેલી છે. પાંચ ભૂત તથા અહંકાર અને અવ્યક્ત એ સાત ધારણાના પ્રકાર છે[૧૪]. પ્રથમ પૃથ્વીની, પછી વાયુની, પછી જળની, પછી તેજની, પછી આકાશની, પછી અહંકારની અને પછી અવ્યક્તની ધારણા ક્રમપૂર્વક બુદ્ધિવડે કરવાથી પૃથ્વી આદિનું ઐશ્વર્ય ક્રમથી પ્રાપ્ત થાય છે. (દેહના વિષે પંચભૂત અને અહંકાર તથા અવ્યક્તની ધારણા કરવી હોય તો–પગથી તે ઘૂંટણ સુધીના ભાગને પૃથ્વી જાણીને પૃથ્વીની ધારણા કરવી; ઘૂંટણથી ગુદા સુધી જળનું સ્થાન જાણીને જળની ધારણા કરવી, ગુદાથી હૃદય સુધી અગ્નિનું સ્થાન જાણીને અગ્નિની ધારણા કરવી અને એજ પ્રમાણે હૃદયથી બન્ને ભ્રમરના મધ્યભાગ સુધી વાયુનું સ્થાન જાણીને વાયુની ધારણા કરવી તથા બન્ને ભ્રમરના મધ્યભાગથી તે મસ્તકના અંત સુધી આકાશનું સ્થાન જાણીને આકા-શની ધારણા કરવી. ધારણા કરવાનો પ્રકાર એવો છે કે, પૃથ્વીમાં વાયુને लकार બીજસહિત સ્થાપન કરીને તે સ્થળમાં ચાર મુખવાળા અને સૃષ્ટિના કારણરૂપ બ્રહ્મદેવનું ધ્યાન કરવું, એ પ્રકારે પાંચ ઘડી ધ્યાન કરવાથી પૃથ્વીનો જય થાય છે. જળના સ્થાનના વિષે वकार બીજસહિત વાયુનું સ્થાપન કરીને ચાર હાથવાળા, સુંદર હાસ્ય કરતા, નિર્મળ સ્ફટિકના જેવા શુભ્ર અને પીળાં વસ્ત્રને ધારણ કરનારા ભગવાન નારાયણદેવનું તે સ્થળમાં પાંચ ઘડી ધ્યાન કરવાથી સર્વ રોગથી મુક્ત થવાય છે. અગ્નિના સ્થાનમાં रकार બીજસહિત વાયુનું સ્થાપન કરીને તે સ્થળમાં ત્રણ નેત્રવાળા, વરદાનને આપનારા, ઉગતા સૂર્ય સરખા તેજસ્વી, સઘળે શરીરે ભસ્મ ધારણ કરનારા અને અત્યંત પ્રસન્ન રૂદ્રદેવનું સ્મરણ કરીને પાંચ ઘડી ધ્યાન કરવાથી ધ્યાન કરનાર પુરૂષ અગ્નિથી દાઝતો નથી. વાયુના સ્થાનમાં यकार બીજ-સહિત વાયુનું સ્થાપન કરીને ઉપર કહેલા રૂદ્રદેવના જેવા ઈશ્વરનું ધ્યાન કરવાથી વાયુની પેઠે તે, આકાશમાં ગતિવાળો થાય છે. આકાશમાં हकार બીજસહિત વાયુનું સ્થાપન કરીને તે સ્થાનમાં આકાશ જેવા નિરાકાર મહાદેવનું બિંદુરૂપે એક મહૂર્ત ચિંત્વન કરવું. એ પાંચે ધારણાઓમાં लकारादि બીજ કહ્યાં છે ત્યાં અનુક્રમે अकार, उकार, मकार, અર્ધમાત્રા અને બિંદુ મૂકવાં. અવ્યકતધારણામાં નાદનું ધ્યાન કરવું તથા અહંકારધારણામાં સ્થૂલ દેહના સંગનો અભિમાન તજીને "હુંજ આ સઘળું વિશ્વ છું" એમ અભિમાન કરવો. યોગી અવ્યકતધારણા પછી શુદ્ધ બ્રહ્મસ્વરૂપ થાય છે[૧૫]. યોગી જ્યારે યોગસમાધિમાં પ્રવૃત્ત થાય છે ત્યારે તેને જે અનુભવ જે પ્રકારના ક્રમથી થાય છે તે કહું છું તથા પોતાના દેહના વિષે ધ્યાન કરનારા પુરૂષને યોગ સંબંધી ભૂમિકાની જળ આદિ જે સિદ્ધિયો પ્રાપ્ત થાય છે તે પણ કહું છું[૧૬]. યોગી, ગુરૂએ કહેલી યુક્તિવડે સ્થૂળ દેહનો અધ્યાસ તજતી વખતે સૂક્ષ્મપણાથી આવાં રૂપને જુએ છે. એટલે–તે પૃથ્વીના સ્થાનમાં ધ્યાન કરે છે ત્યારે તે શિયાળામાં પડતો ધૂમસ જેમ આકાશમાં વ્યાપ્ત થયો હોય તેના સરખું દેખે છે. (એની રીતિ આ પ્રમાણે છેઃ–શમદમાદિથી સંપન્ન થઇને એકાંત જગ્યોએ સ્થિર આસનપર સુખેથી બેસીને પ્રથમ પ્રાણાયામ કરવા. પછી ગુરૂએ કહેલી યુક્તિવડે સ્થૂળ દેહના સંગનો ત્યાગ કરવો. પછી ચરણથી તે ઘૂંટણ પર્યંત પૃથ્વીનું સ્થાન છે, તેમાં ચિત્તની ધારણા કરવી. એમ ધારણા કરતાં કરતાં તે સ્થાન અંતર્ધાન થઈ જઇને તેની જગ્યોએ માત્ર ધૂમસ

દેખાશે. ત્યારે એવું દેખાશે કે, દેહનો ઘૂંટણ સુધીનો ભાગ જાણે ધૂમસમાં ડૂબી ગયેલો છે અને ઉપરનો ભાગ દેખાય છે એને "ભૂમિનો જય" કહે છે. એ પ્રમાણે પૃથ્વીનો જય થયા પછી જળના સ્થાનમાં એટલે ઘૂંટણથી તે ગુદા સુધીના અંગમાં ચિત્તની ધારણા કરતાં કરતાં ધૂમસ અને ઘૂંટણથી ગુદા સુધીનું સ્થાન અંતર્ધાન થાય છે તથા ગુદા સુધી શરીર કલ્પાંત સમુદ્રના જળમાં ડૂબેલું હોય તેવું દેખાશે. એ રીતે થાય તેને જળમાં "પૃથ્વીનો લય" કહે છે તથા "જળનો જય" કહે છે. એ પ્રમાણે આગળ પણ ભૂતનો લય અને જય સમજવો)[૧૭,૧૮]. જળનો જય થયા પછી ગુદાથી હૃદય સુધીના અંગમાં ચિત્તની ધારણા કરવી. તેથી હૃદય સુધીનું અંગ તથા જળ અંતર્ધાન થઇને અગ્નિના રૂપનો પ્રકાશ થાય છે તેથી હૃદય સુધી રાતા અંધકારમાં ડૂબેલો પુરૂષ દેખાશે એને "જળનો અગ્નિમાં લય" તથા "અગ્નિનો જય" કહે છે[૧૯]. પછી હૃદયથી તે ભ્રૂકુટી સુધીની ધારણા કરવાથી ભ્રૂકુટી સુધી નીચેનું અંગ તથા અગ્નિ અંતર્ધાન થઇને માત્ર વાયુના ઝપાટા ભાસે છે. માટે કહ્યું છે તે તેજ વિરામ પડ્યા પછી વૃક્ષ, મેહેલ, પર્વત આદિમાં જે શસ્ત્રની પેઠે જાય છે એવો માત્ર વાયુ પ્રકાશ થાય છે તથા તે વાયુમાં જેમ કરોળિયો પોતાનો તાંતણો આકાશમાં અદ્ધર ફેંકીને તે ઉપર ચઢે છે, તેમ ભ્રૂકુટીથી ઉપરનો ભાગ વાયુમાં નિરાધાર તરતો દેખાય છે એમ સકળ વાયુમય દેખાય છે તેને વાયુમાં "અગ્નિનો લય" અને "વાયુનો જય" કહે છે[૨૦]. તેજનો સંહાર અને વાયુનો જય થયા પછી વાયુ સંબંધી સૂક્ષ્મરૂપ એટલે રૂપાદિહીન સ્વરૂપ શ્વેત ગતિને પામે છે. અર્થાત્ વાયુનો લય આકાશમાં થાય છે. પ્રવૃત્તિના આવરણરૂપ રજોગુણ અને તમોગુણ એવા મળ તેમાં નથી માટે તે પ્રકાશમય અને સ્વચ્છ છે તથા તેથીજ તેને "શ્વેત" કહેલું છે–વાયુનો જય થયા પછી પૂર્વે જે ભ્રૂકુટીથી મસ્તકના અંત સુધીનો ભાગ દેખાતો હતો તે અને વાયુ, એ સર્વ અંતર્ધાન થઇને માત્ર નીલ વર્ણવાળું તથા પોલાણરૂપ આકાશ દેખાય છે. તે આકાશ બ્રહ્મરૂપ થવાને ઇચ્છિનારા યોગીને પ્રસન્ન કરનારૂં સ્થાન છે કેમ કે, તે સ્થળમાં ભૂતજય સંપૂર્ણ થાય છે[૨૧]. એ પ્રમાણે પૃથ્વી આદિ ભૂતોનો જય કર્યાં પછી તેથી જે ફળ થાય છે તે હું કહું છું, સાંભળ. જ્યારે યોગી પૃથ્વીનો જય કરે છે–પૃથ્વી તત્વનો જય કરવામાં સિદ્ધ થાય છે ત્યારે તે પૃથ્વી સંબંધી ઐશ્વર્યને પામીને તેથી સૃષ્ટિને ઉત્પન્ન કરી શકે છે[૨૨]. વળી તે પ્રજાપતિ બ્રહ્મદેવ જેવો–ક્ષોભ ન પમાડી શકાય તેવો થઇને પોતાના શરીરમાં પ્રજાને સરજે છે. જ્યારે તે વાયુનો જય કરે છે ત્યારે તે પોતાના એક અંગુઠાથી, આંગળીથી, હાથથી કે, પગથી એકલોજ પૃથ્વીને કંપાવે છે. આકાશનો જય કરવાથી આકાશરૂપ થઇને આકાશમાં સવર્ણપણાને લીધે પ્રકાશે છે. તથા તેની ઇચ્છા હોય તો તે અદૃશ્ય પણ થઈ જાય છે. જળ ભૂતનો જય કરવાથી તે પોતાની મરજીમાં આવે તો સર્વ જળાશયને પી જવાને સમર્થ થાય છે[૨૩,૨૪]. અગ્નિનો જય કરવાથી તે યોગીને અગ્નિના રૂપનું દર્શન થતું નથી અથવા તેની ઇચ્છાથી અગ્નિ શાંત થઇ જાય છે. જો "હું છું" એવા અહંકારના વિષે ધારણા કરે અને અહંકારનો જય થાય તો પૃથ્વી આદિ પંચભૂત કે, જે અહંકારમાં સમાયલાં છે તેનો પણ જય થાય છે[૨૫]. આત્મારૂપ બુદ્ધિની ધારણા કરીને, તેનો જય કરવાથી પંચભૂત અને અહંકાર, એ છનોએ જય થાય છે. એવી સાત ધારણાઓ કરનાર યોગી ઐશ્વર્યવાન્ થાય છે તથા "સંશય–વિપર્યયરૂપ દોષરહિત હું સર્વેશ્વર અને સર્વજ્ઞ છું" એવું જ્ઞાન તેને પ્રકાશે છે[૨૬]. તેજ પ્રમાણે યોગી વ્યક્ત જીવને અવ્યક્ત બ્રહ્મરૂપે જાણે છે અને બુદ્ધિના કાર્યરૂપ આ સર્વ વ્યક્ત લોકને વીસરી જાય છે. તાત્પર્ય કે, જીવને બ્રહ્મરૂપે જાણે છે[૨૭]. હું તને તે

અવ્યક્તનું પ્રતિપાદન કરનારી વિદ્યા વિસ્તારથી કહું છું તે સાંભળ. પણ તે પહેલાં સાંખ્યશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વ્યકતનું નિરૂપણ કરૂં છું તે ધ્યાનમાં રાખ[૨૮]. મૂળ પ્રકૃતિ, મહત આદિ સાત વિકૃતિયો, સોળ વિકાર અને એક પુરૂષ એવી રીતે પચીસ તત્વ સાંખ્ય અને યોગ બન્નેમાં સરખાં છે; પરંતુ તેમાં જે ફેરફાર છે તે હું તને કહું છું તે સાંભળ[૨૯]. જે જન્મે છે, વૃદ્ધિ પામે છે, જીર્ણ થાય છે અને મરે છે, એવાં ચાર લક્ષણથી યુક્ત હોય તેને "વ્યકત" કહે છે[૩૦]. તેથી જે ઉલટા ગુણવાળું દ્રવ્ય હોય તેને "અવ્યકત" કહે છે. વેદમાં અને વેદાંતમાં પણ બે આત્મા (જીવ અને બ્રહ્મ) કહેલા છે[૩૧]. (કાર્યરૂપ ઉપાધિવાળો જીવ છે અને કારણરૂપ ઉપાધિવાળો ઇશ્વર છે, એમ શ્રુતિમાં કહ્યું છે તેને અનુસારે જીવેશ્વરનો વિભાગ બતાવે છે કે)-જન્મ આદિ ચાર લક્ષણવાળો, મહત્તત્વ-અવ્યક્ત-પંચ તન્માત્રા-એકાદશ ઇન્દ્રિયો-પંચભૂત-એવી ઉપાધિવાળો, ધર્મ-અર્થ-કામ-મોક્ષ એવા ચાર વર્ગના અર્થવાળો અને વ્યકત એવો જીવ છે તથા અવ્યકતથી ઉત્પન્ન થયેલો એટલે માયા ઉપાધિવાળો ઇશ્વર છે. એ જીવ અને ઈશ્વર બંને ચેતન તથા જડ છે. અર્થાત્ ચિદ્-ચિદાત્મક છે. ઇશ્વર બિંબરૂપ છે અને જીવ પ્રતિબિંબરૂપ છે, બુદ્ધિ-સત્વ જીવનું સ્વરૂપ છે અને ચિદાત્મા ક્ષેત્રજ્ઞ ઈશ્વરનું સ્વરૂપ છે. જે પુરૂષો વિષયમાં રાગ (પ્રીતિ) વાળા છે તેઓના મતથી વેદમાં કહેલો (સાંખ્ય શાસ્ત્રમાં નિરૂપણ કરેલો) જીવ-ઈશ્વરનો ભેદ તત્વથી છે-ખરેખરો છે; પણ જેઓ જ્ઞાની પુરૂષો છે તેઓના મતથી તે ભેદ બિંબ પ્રતિબિંબ જેવો છે. એટલે જેમ બિંબ સત્ય અને પ્રતિબિંબ મિથ્યા છે તેમ જીવ મિથ્યા અને ચિન્માત્રજ સત્ય છે[૩૨]. સાંખ્ય મતવાળા ઉત્પત્તિના વિપરીત ક્રમથી વિષયોનો લય કરે છે અને અંતે આત્મારૂપે રહે છે. એ પ્રમાણે જે પુરૂષને તત્વજ્ઞાન થાય છે તે જીવન્મુક્ત થાય છે[૩૩]. જીવન્મુક્તનાં લક્ષણ કહે છે કે, જીવન્મુકત મનુષ્યના મનમાં અહંકાર તથા મમત્વ રહેતું નથી, સુખ-દુઃખ, માન-અપમાન આદિ દ્વંદ્વ પણ તેને ભાસતાં નથી, તેના સઘળા સંશય નાશ થયેલા હોય છે, તે ક્રોધ કરતો નથી કે, દ્વેષ પણ કરતો નથી. મિથ્યા (અસત્ય) વચન બોલતો નથી[૩૪]. કોઈ નિંદા કરે અથવા મારે તો તે સર્વને મિત્ર જાણીને તેનું અશુભ ચિંતવતો નથી. વાણીવડે, મનવડે કે, કર્મવડે કોઈને દંડ કરતો નથી, અર્થાત્ કોઈના પ્રત્યે કઠોર ભાષણ ઉચ્ચારતો નથી, કોઈનું અનિષ્ટ ચિંતવતો નથી કે, કોઇને શરીરવડે પીડા ઉત્પન્ન કરતો નથી[૩૫]. કીડીથી આરંભીને બ્રહ્માપર્યંત સર્વ જીવના વિષે સમાનબુદ્ધિવાળો હોય છે. કોઈ પદાર્થની ઇચ્છા કરતો નથી તેમ કોઈ પદાર્થનો દ્વેષ પણ કરતો નથી-માત્ર ગમે તેવી રીતે પોતાના દેહનો નિર્વાહ કરીનેજ આનંદમાં રહે છે[૩૬]. કોઇ વસ્તુમાં તેની લાલસા ચોંટતી નથી, કોઈ વસ્તુથી તેના મનને પીડા ઉત્પન્ન થતી નથી; તેણે પોતાના મનને તથા ઇન્દ્રિયોને નિરંતર કબજામાં રાખેલાં હોય છે, તે કોઇ કાર્યની ઇચ્છાવાળો હોતો નથી તેમ તે, સદા તુચ્છ વેષવાળો પણ હોતો નથી, તેનાં મન તથા ઇન્દ્રિયો સર્વદા વિક્ષિપ્ત એટલે અનેક વિષયોમાં ભમતાં (અનેકાગ્ર) હોતાં નથી, તેને કોઈ મનોરથ સંપાદન કરવાનો પણ હોતો નથી, અર્થાત્ તે સત્ય સંકલ્પવાળો હોવાથી તેના સર્વ મનોરથો સિદ્ધજ થયેલા હોય છે, પણ તે સંકલ્પ તો કરતોજ નથી[૩૭]. સર્વ પ્રાણીને સમાન ગણીને તેઓના પ્રત્યે સમાનભાવ-મિત્રભાવ રાખે છે. માટીના ઢેફાને, પથરાને અને સોનાને સમાન ભાવથી જુએ છે. તેને પ્રિય અને અપ્રિય બન્ને સમાન હોય છે. તે ધીર અને પોતાની સ્તુતિ તથા નિંદામાં સમાન હોય છે[૩૮]. સર્વ ઇચ્છાઓમાં નિસ્પૃહ હોય છે, બ્રહ્મચર્યમાં દૃઢ વ્રતવાળો હોય છે તથા સર્વ પ્રાણીઓમાં કોઇની હિંસા કરતો નથી. ઉપર્યુકત જે સાંખ્યમતનો પુરૂષ હોય છે તે મુક્તિને પામે છે[૩૯]. એ રીતે સાંખ્યમતથી મુક્તિ કહીને યોગના મતથી જે કારણોથી મુક્તિ થાય છે

તે પણ કહું છું તે સાંભળ. જે યોગી યોગનાં ઐશ્વર્યરૂપ અણિમાદિ સિદ્ધિયોને પરમ વૈરાગ્યના બળથી ઉલ્લંઘન કરીને પાર જાય છે-તે સિદ્ધિયોરૂપ યોગના ઐશ્વર્યમાં લોભાતો નથી તે મુક્ત થાય છે. (આ ઉપરથી સાંખ્ય અને યોગમાં જે તફાવત છે તે જાણવામાં આવે છે. એવી રીતે કે, અણિમાદિ પદાર્થો યોગના મતથી સત્ય છે પરંતુ વૈરાગ્યના બળથી તેને તજી દઇને પાર જવાનું છે, પણ સાંખ્યના મતથી તો, છીંપાણીમાં જેમ રૂપાનો ભાસ અસત્ય દેખાય છે, તેમ અણિમાદિ સિદ્ધિયો વગેરે અસત્ય છે માટે તેનો બાધ કરીને જ્ઞાની મુક્તિ પામે છે. યોગ મતવાળાનું માનવું એમ છે કે, પ્રધાન તત્વ સત્ય છે માટે તેનાથી ઉપજેલા તમામ પદાર્થો સત્ય છે, પરંતુ સાંખ્યના મતથી પ્રધાનાદિ સર્વ પ્રપંચ માયામય હોવાથી અસત્ય છે. એ પ્રમાણે સાંખ્ય અને યોગના વિષે જે ભિન્નપણું દેખાય છે તે, શાસ્ત્રનું કથન કરનારા આચાર્યની કહેવાની ઇચ્છાના ભિન્નત્વથી દેખાય છે, પણ વસ્તુતઃ પરિણામે તે બેમાં કાંઈ તફાવત નથી કેમ કે, બ્રહ્મને પામવારૂપ ફળ બન્નેથી થાય છે[४०]. મેં તને એ જૂદા જૂદા કથન કરવાના ભાવથી ઉત્પન્ન થયેલી સાંખ્ય અને યોગરૂપ બુદ્ધિ કહી તેમાં કાંઈ સંશય કરવા જેવું નથી. કેમ કે, પુરૂષ એ પ્રમાણે વર્તવાથી સુખ-દુઃખ આદિ દ્વંદ્વથી રહિત થઇને બ્રહ્મને પામે છે[४१]. (તથા મન અને કર્મવડે તે બેમાંથી ગમે તે માર્ગે ચિત્તની યોજના કરવાથી બ્રહ્મની પણ પેલી પાર જાય છે. અર્થાત્ ગમે તે વર્ણનો પુરૂષ સાંખ્ય અને યોગનો ઉપદેશ પામીને તેનો અનુભવ કરવાથી મુક્તિને પામે છે, કાંઈ બ્રાહ્મણજ પામે અને બીજી વર્ણના પુરૂષોનો તેના વિષે અધિકાર નથી એમ નહિ.)

॥ इत्येषा भावजा बुद्धिः कथिता ते न संशयः ॥
॥ एवं भवति निर्द्वंद्वो ब्रह्माणं चाधिगच्छति ॥ ४१ ॥
( ॥ कर्मणा मनसा युक्तो ब्रह्माणं चातिवर्तते ॥ )

**इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शुकानुप्रश्ने त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥**

---

## અધ્યાય ૬૪ મો-ચાર્વાકાદિમત સમીક્ષા.

**व्यास उवाच** ॥ अथ ज्ञानप्लवं धीरो गृहीत्वा शांतिमात्मनः ॥
॥ उन्मज्जंश्च निमज्जंश्च ज्ञानमेवाभिसंश्रयेत् ॥ १ ॥

વ્યાસ કહે છે કેઃ—યોગ અને સાંખ્ય એ બેમાં સાંખ્ય શ્રેષ્ઠ છે, માટે સંસારરૂપી સમુદ્રમાં ડૂબતા પુરૂષે ધીરજ રાખીને અને આત્માને શાંતિ આપનાર જ્ઞાનરૂપી નાવને ગ્રહણ કરીને (જ્ઞાન)નોજ આશ્રય કરવો[१]. શ્રી શુક કહે છે કેઃ-તમે જે જ્ઞાનનો આશ્રય કરવાનું કહો છો તે જ્ઞાન મ્હારે કયા પ્રકારનું જાણવું? રજ્જૂ-સર્પ ન્યાયથી માત્ર અવિદ્યાનો ત્યાગ કરીને તથા તત્વજ્ઞાન પ્રાપ્ત કરીને આત્મનિષ્ઠ થવું કે, ધ્યાન કરવાવડે જેમ જીવડો ભમરી થાય છે, તેમ ધ્યેય વસ્તુની સરૂપતા પામવારૂપ યોગને આચરવો? અથવા "આત્માનો નાશ થાય છે" એમ શૂન્યવાદી અને ચાર્વાકાદિયે માનેલી નિવૃત્તિનો આશ્રય કરવો? માટે જેથી જન્મ અને મરણ તરી જવાય એવો માર્ગ કયો છે? તે કહો. અર્થાત્ પ્રવૃત્તિલક્ષણ ધર્મ શ્રેષ્ઠ છે કે, નિવૃત્તિલક્ષણ ધર્મ શ્રેષ્ઠ છે? તે કહો[२]. વ્યાસ કહે છે કેઃ-જે પુરૂષ "અધિષ્ઠાન સત્તાવિના સ્વભાવથીજ અહંકારાદિ ઉત્પન્ન થઈને ભાસમાન થાય છે" એમ માને છે તથા જેઓ બુદ્ધિવડે તર્ક કરીને ત્યાગ-ભાગ કરવામાં કુશળ ન છતાં અનુમાન કરે છે તેઓ કોઇ તત્વને પામી શકતા નથી. (એ રીતે શૂન્યવાદીઓનું ખંડન થાય છે, તે સમજાવવા માટે પ્રથમ

તેઓના ભિન્ન ભિન્ન મત જણાવીએ છીએ) **મીમાંસક** આચાર્યોનો એવો મત છે કે "હું" એવો અનુભવ થવાની સાથે જડ અહંકાર અને તેનો પ્રકાશ બન્ને સમજાય છે માટે અહંકાર અને તેનો પ્રકાશ કરનારી ચૈતનસત્તા એ બન્ને આત્મા છે. **તાર્કિક** આચાર્યોનો એવો મત છે કે "અહમ્ (હું)" નો અર્થ આત્મા છે અને પ્રકાશ આત્માનો ગુણ છે તથા તે, ત્રણ ક્ષણ સુધી રહે છે. **સાંખ્ય** આચાર્યોનો એવો મત છે કે,–નિત્ય પ્રકાશસ્વરૂપજ આત્મા છે અને "અહમ્" અર્થ આત્મા નથી તથા તેમાં પણ આત્મા અને અનાત્મા બન્ને તાત્વિક (સત્ય) છે. **લૌકાયતિક (ચાર્વાક)**નું માનવું એવું છે કે, અનાત્મા (જડ) જ સ્થિર છે, ચિદાત્મા (ચૈતન્ય આત્મા) તો દેહનો નાશ થવાથી નાશ પામે છે. **વેદાંત વાદીઓનું** માનવું એવું છે કે, આત્માજ સત્ય છે અને અનાત્મા મિથ્યા છે. **શૂન્ય વાદીઓનું** માનવું એવું છે કે, આત્મા અને અનાત્મા બન્ને નથી. એ પ્રમાણે ભિન્ન ભિન્ન મતોનું વર્ણન કરીને, હવે તેમાં પ્રથમ શૂન્યવાદીઓના મતને ખોટો ઠરાવે છે કે, આત્મા ન હોય તો જ્ઞાન નિરર્થક થાય. કેમ કે, જ્ઞાનરૂપી અધિષ્ઠાન વિના અહંકારાદિ પોતાના સ્વ-રૂપે કરીનેજ પ્રકાશ થાય છે, એમ માનવું સયુકિતક નથી. કેમકે, આ પ્રત્યક્ષ જગત મિથ્યા ભ્રમ છે, એવું તો શૂન્યવાદીએ માનવું પડે છે અને અધિષ્ઠાન વિના તેવો ભ્રમ સંભવતો નથી; અર્થાત્ જ્યારે જગત ભ્રાંતિરૂપ છે ત્યારે તે ભ્રાંતિ કયા પદાર્થને જોઇને થાય છે? તે કહેવું જોઇએ. પણ શૂન્યવાદીઓ તે કાંઈ બતાવી શકતા નથી માટે તેઓ બુદ્ધિહીન છતાં પોતાના શિષ્યોને અસત્ય યુકિતયોથી રંજન કરે છે; તેથી શૂન્યવાદ અત્યંત તજવા જેવો છે[3]. હવે લૌકાયતિક મતનું ખંડન કરે છે કે, જેઓ "કેવળ સ્વભાવથીજ જગત ઉત્પન્ન થયું છે" એમ માને છે તેઓ મુંજના ઘાસની અંદર રહેલા સળિયાને પણ જોતા નહિ હોય; અર્થાત્ મુંજ અથવા શરકટના ઉપર છોડું હોય છે તેને ઉકેલવાથી માંહે રહેલી સળી દેખાય છે, એ સળીને તેઓ પ્રત્યક્ષ દેખતા નથી માટે તે "નથી" એમજ સ્વભાવવાદી લૌકાયતિક કહેતા હશે. તાત્પર્ય આ પ્રમાણે છે કે:–લૌકાયતિકના મતમાં પ્રત્યક્ષજ પ્રમાણ છે તેઓ અનુમાનને પ્રમાણ તરીકે કબૂલ રાખતા નથી. તેઓ કહે છે કે, જેમ દૂધમાંથી દહીં થવાનું કારણ સ્વભાવ છે, તેમ જગત ઉત્પન્ન થવાનું કારણ પણ સ્વભાવજ છે; ઇશ્વર વગેરે અદષ્ટ (દીઠામાં ન આવે એવું) કોઈ કારણ છે નહિ. કેમ કે, જો હોત તો તે જોવામાં આવત. પણ ઇશ્વર પ્રત્યક્ષ દેખાતો નથી માટે તે "છે" એમ માનવાને કાંઈ પ્રમાણ નથી. એવા તેઓના મતને દૂષિત કરે છે કે,–શરકટના છોડામાં ઢંકાઈ રહેલી સળી પ્રત્યક્ષ દેખાતી નથી માટે તે "નથીજ" એમ કહેવાશે શું? નહિજ કહેવાય. તેમ કોઈ વસ્તુ પ્રત્યક્ષ જોવામાં ન આવે માટે તે "નથી" એમ કહેવાય નહિ અને તેજ રીતે જગતનો કર્તા ઇશ્વર જોવામાં ન આવે તેથી તે "નથી" એમ ન કહેવાય. માટે ચાર્વાકો જે એમ માને છે કે, પ્રત્યક્ષ વિના બીજાં પ્રમાણ નથી એ વાત ભૂલ–ભરેલી છે તેમજ શૂન્યવાદીઓ માને છે કે, સ્વભાવથીજ શૂન્યમાં જગતરૂપ ભ્રાંતિ જણાય છે તથા લૌકાયતિક પણ માને છે કે, સ્વાભાવથીજ દેહાદિ ઉપજે છે. એ બન્ને પક્ષ નિરર્થક છે. માટે જે અલ્પ બુદ્ધિવાળા પુરૂષો તે બન્ને પક્ષનો આશ્રય કરીને સ્વભાવને જગતનું કારણ માનીને વર્તે છે તેઓને કલ્યાણની પ્રાપ્તિ થતી નથી[4,5]. કેમ કે, સ્વભાવ એ માત્ર મનથી કલ્પેલું મોહનું કાર્ય છે. અર્થાત્ તે માત્ર મૂઢ પુરૂષોએ મનથી કલ્પેલો છે. **સ્વસ્ય** એટલે પોતાનો, **ભાવ** એટલે સત્તા અથવા કારણ તે સ્વભાવ કહેવાય છે તથા પોતાનું અને બીજાઓનું જે કારણ તે પરિભાવ કહેવાય છે, પણ એટલાજ ઉપરથી જે અવસ્તુરૂપ સ્વભાવને કારણ માનીને નિવૃત્તિ પામે છે તેઓનો નાશ થાય છે.

સ્વભાવ અને પરિભાવ શું છે ? તે હું તને તત્વથી કહું છું તે સાંભળ[૬]. જો લૌકાયતિકના કહેવા પ્રમાણે ક્ષીરદધિ ન્યાયથી એટલે જેમ દૂધમાંથી દહીં સ્વયમેવ ઉપજે છે, તેમ જગત બનતું હોય તો, ખેતી વગેરે અને રસોઈ વગેરે સર્વ કર્મ નિરર્થક થાત; તેની પણ ઉત્પત્તિ સ્વભાવથીજ થવી જોઇતી હતી; પણ તેમ નથી. બુદ્ધિમાન પુરૂષોએ ખેતી વગેરે કર્મ, ધાન્યને એકઠું કરવાનું કર્મ, વાહન, આસન અને ઘર વગેરે ઉત્પન્ન કરવાનાં કર્મ પોતાની બુદ્ધિથી શોધી કાઢેલાં છે તથા તેજ પ્રમાણે રમત-ગમ્મત કરવાનાં સ્થળ અને સાધન, ઘર બાંધવાનાં સાધન, રોગનાં કારણ અને તેનાં ઔષધ, એ સર્વ બુદ્ધિમાન પુરૂષોએ પોતાની બુદ્ધિવડે શોધી કાઢીને તેની યોજના યોગ્ય સ્થાનમાં કરી છે તથા તે તે વિષયના જ્ઞાનવાળા પુરૂષો તે તે કર્મને કરે છે[૭,૮]. બુદ્ધિજ પુરૂષોને ધન પ્રાપ્ત કરી આપે છે અને બુદ્ધિજ કલ્યાણ પ્રાપ્ત કરી આપે છે. રાજાઓ રાજ્ય ભોગવે છે તે પણ પોતપોતાની બુદ્ધિના પ્રમાણમાં ભોગવે છે-અર્થાત્ અધિક બુદ્ધિવાળા અધિક ઐશ્વર્યને પ્રાપ્ત કરે છે[૯]. પ્રાણીઓમાં જડ શું છે અને ચેતન શું છે ? અર્થાત્ ચિદાત્મા અને માયાનો વિવેક પણ જ્ઞાનવડે થાય છે. હે તાત ! એ બન્નેમાં બાધ કરી શકાય એવું શું છે તથા જેનો બાધ થઈ શકે નહિ એવું તત્ત્વ શું છે ? એ પણ વિદ્યારૂપ બુદ્ધિની વૃત્તિવડે સમજાય છે. માયિક પદાર્થોના લયનું સ્થાન પણ વિદ્યાજ છે. માટે જગતનું કારણ સ્વભાવ નથી પણ વિદ્યા-માયા છે અને તેનું અધિષ્ઠાન જ્ઞાનસ્વરૂપ ચિદાત્મા છે, એમ તાત્પર્ય છે[૧૦]. ( એ પ્રમાણે સૃષ્ટિની ઉત્પત્તિ બુદ્ધિમાંથી થાય છે અને પ્રલય પણ બુદ્ધિમાંજ થાય છે એમ જણાવીને વ્યાવહારિક ઉત્પત્તિ-પ્રલયનું નિરૂપણ કરે છે કે, ) અનેક પ્રકારના પ્રાણીઓની ઉત્પત્તિ ચાર પ્રકારની છે. મનુષ્ય તથા પશુ આદિ જરાયુજ કહેવાય છે, પક્ષી તથા સર્પ આદિ અંડજ કહેવાય છે, ઘાસ તથા વનસ્પતિ આદિ ઉદ્ભિજ્જ કહેવાય છે અને જૂ તથા લીખ વગેરે સ્વેદજ કહેવાય છે[૧૧]. એ ચાર પ્રકારના જીવોમાંથી સ્થાવર જીવો કરતાં જંગમ જીવો શ્રેષ્ઠ છે કેમ કે, વિશેષે કરીને તેઓમાં ચેષ્ટા કરવાનું સામર્થ્ય રહેલું છે[૧૨]. જંગમ જીવોમાં બે પ્રકાર છે, બે પગવાળા અને બહુ પગવાળા. તેમાં બહુ પગવાળા જીવો કરતાં બે પગવાળા યદ્યપિ ઘણા પ્રાણીઓ છતાં તે શ્રેષ્ઠ છે[૧૩]. બે પગવાળા જીવોમાં પણ બે પ્રકાર છે, એક પૃથ્વીમાં ફરનારા “ પાર્થિવ ” અને આકાશાદિમાં ફરનારા “ ખેચર ” તેમાં ખેચર બે પગવાળા જીવ કરતાં બે પગવાળા પાર્થિવ જીવો શ્રેષ્ઠ છે કેમ કે, તેઓ અન્ન ખાય છે[૧૪]. પાર્થિવ બે પગવાળા પણ બે પ્રકારના છે, મધ્યમ અને ઉત્તમ. તેમાં ઉત્તમ કરતાં મધ્યમ શ્રેષ્ઠ છે કેમ કે, તેઓ જાતિ અને ધર્મને ધારણ કરનારા છે[૧૫]. એ મધ્યમ પણ બે પ્રકારના છે, ધર્મજ્ઞ અને અધર્મજ્ઞ. તેમાં ધર્મજ્ઞ શ્રેષ્ઠ છે કેમ કે, કાર્ય તથા અકાર્યનો વિવેક કરી શકે છે[૧૬]. ધર્મજ્ઞમાં પણ બે પ્રકાર છે, વેદજ્ઞ ( વેદને જાણનાર ) અને અવેદજ્ઞ. તેમાં વેદજ્ઞ શ્રેષ્ઠ છે કેમ કે, તેઓમાં વેદ સ્થિતિ કરીને રહેલો છે[૧૭]. વેદજ્ઞ પુરૂષો પણ બે પ્રકારના છે, પ્રવક્તા અને અપ્રવક્તા. તેમાં પ્રવક્તા એટલે વેદનું પઠન કરનારા શ્રેષ્ઠ છે કેમ કે, તેઓ વેદમાં કહેલા સર્વ ધર્મને ધારણ કરે છે[૧૮]. વેદના પ્રવક્તાઓ ધર્મ, ક્રિયા અને ફળસહિત સમગ્ર વેદોને જાણે છે તથા ધર્મસહિત સમગ્ર વેદ પ્રવક્તાઓમાંથી નીકળેલા છે[૧૯]. પ્રવક્તાઓ પણ બે પ્રકારના છે, આત્મજ્ઞ ( આત્માને જાણનારા ) અને આત્માને ન જાણનારા. તેમાં આત્મજ્ઞ શ્રેષ્ઠ છે કેમ કે, તેઓ જન્મ અને અજન્મને જાણી શકે છે. અર્થાત્ તેઓ જન્મ થવાના હેતુઓને તથા જન્મ નહિ થવાના હેતુઓને જાણે છે[૨૦]. એ પ્રમાણે જેઓ પ્રવૃત્તિરૂપ અને નિવૃત્તિરૂપ ધર્મને જાણે છે તેને સર્વજ્ઞ ( સર્વને જાણનારો ) જાણવો, તેનેજ ત્યાગી, સત્ય સંકલ્પવાળો

તથા સત્ય, પવિત્ર અને સામર્થ્યવાળો જાણવો[21]. જે પુરૂષ વેદ શાસ્ત્રમાં કુશળ હોય તથા જેણે પરમાત્માનો નિશ્ચય કરેલો હોય, તેમજ જેનાં સમગ્ર કર્મની બ્રહ્મજ્ઞાનના વિષે સમાપ્તિ થઇ હોય, તેનેજ દેવો "બ્રાહ્મણ" કહે છે[22]. જ્ઞાનવાળા પુરૂષો અંતરમાં રહેલા પરમાત્માને તથા બહાર રહેલા પરમાત્માને જાણે છે, તે પરમાત્માને યજ્ઞરૂપે અને યજ્ઞના દેવતારૂપે જાણે છે. હે તાત! તેઓનેજ બ્રાહ્મણો અને દેવો જાણવા[23]. તેઓના વિષે આ ઉત્પન્ન થયેલું વિશ્વ અને સઘળું જગત રહેલું છે. તેઓના મહાત્મ્યરૂપ પદાર્થની બરોબર બીજું કાંઈ છે નહિ[24]. તેઓ આદિ, અંત, નાશ અને સર્વ કર્મનું ઉલ્લંઘન કરીને ચારે પ્રકારના સર્વ પ્રાણીઓના ઇશ્વર તથા સ્વયંભૂ છે અથવા બ્રહ્મદેવની કરેલી ચારે પ્રકારની સૃષ્ટિના ઈશ્વર છે[25].

**आद्यन्ते निधनं चैव कर्म चातीत्य सर्वशः । चतुर्विधस्य भूतस्य सर्वस्येशाः स्वयंभुवः ॥२५॥**

**इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शुकानुपश्ने चतुःषष्ठितमोऽध्यायः ॥ ६४ ॥**

## અધ્યાય ૬૫ મો—નાસ્તિકમત નિરાકરણપૂર્વક યુગ ધર્મવર્ણન.

**व्यास उवाच ॥ एषा पूर्वतरा वृत्तिर्ब्राह्मणस्य विधीयते ।**
**॥ ज्ञानवानेव कर्माणि कुर्वन् सर्वत्र सिद्ध्यति ॥ १ ॥**

વ્યાસ કહે છે કેઃ—પ્રાચીન કાળથી ચાલતી આવેલી અર્થાત નિત્ય એવી બ્રાહ્મણની એજ વૃત્તિ–વર્તન છે કે, તેણે જ્ઞાનયુકત થઈને સર્વ કર્મ કરવાં, કેમ કે, જ્ઞાનવાન પુરૂષજ કર્મ કરીને સર્વત્ર સિદ્ધિને પામે છે. તાત્પર્ય કે, જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના કરેલાં કર્મ અંતવાન હોવાથી મોક્ષફળને આપતાં નથી[1]. જો તે કર્મમાં સંશય ન હોય તો તે કરેલું કર્મ સિદ્ધિને આપે છે. હવે સંશયનું સ્વરૂપ કહે છે કે, શું કર્મ સ્વભાવથીજ નિત્ય છે કે, કર્મથી જ્ઞાન પ્રાપ્તિ થાય છે માટે તે પણ કામ્ય કર્મ છે? જો કર્મ નિત્ય હોય તો તે કામ્ય કર્મ કહેવાય નહિ. કેમ કે, કામ્ય કર્મ તો અંતવાન હોવાથી અનિત્ય છે. જો કર્મ કામ્ય હોય તો ન કરવાથી પ્રત્યવાય લાગે નહિ[2]. હવે જો પુરૂષને બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન કરનારૂં કર્મ હોય તો, તેજ કર્મને બતાવનારો વેદવિધિ પણ નિત્યવિધિ થાય; અર્થાત્ આત્મજ્ઞાનના અર્થે કરેલાં કર્મથી નિત્યકર્મની પણ સિદ્ધિ થાય છે. આ જગ્યોએ કર્મની ઉત્પત્તિ અને ઉપલબ્ધિ એવા બે હેતુઓ છે. સ્રીસંગ્રહ કરવો એ કામ્ય કર્મ છતાં તે સ્રીથી યજ્ઞસિદ્ધિ પણ થાય છે. કામના અર્થે એક સ્રી કરવી અને યજ્ઞના અર્થે બીજી સ્રી કરવી એમ કાંઇ શાસ્ત્રમાં આજ્ઞા કરેલી નથી માટે કામ્ય એવા સ્રીસંગ્રહથી યજ્ઞકર્મ પણ થાય એમ સમજવામાં આવે છે એ ઉપપત્તિ છે. ઉપલબ્ધિ (પ્રાપ્તિ) એવી છે કે, ખેરના લાકડાનો યજ્ઞસ્તંભ કરવો એ સર્વ યજ્ઞના સમાન છતાં કામ્ય યજ્ઞ પણ તેનાથી સિદ્ધ થાય છે એ રીતે કામ્ય અને નિષ્કામ બન્ને પ્રકારનાં કર્મ તને ઉપપત્તિ અને ઉપલબ્ધિસહિત કહું છું તે સાંભળ[3]. કેટલાક કહે છે કે, કર્મનું કારણ પુરૂષપરાક્રમ છે, કેટલાક દૈવ એટલે ગ્રહો અથવા કાળને વખાણીને કહે છે કે, દૈવજ કર્મનું કારણ છે, કેટલાક કહે છે કે, સ્વભાવ એટલે સ્વરૂપની સત્તા માત્ર કર્મનું કારણ છે, કેટલાક કહે છે કે, દૈવ એટલે દષ્ટાદષ્ટ યત્ન, કાળ અને સ્વભાવ, એ ત્રણને અનુસરીનેજ પૌરૂષકર્મ ફળ આપે છે, માટે પુરૂષપરાક્રમ અથવા પૌરૂષકર્મ દૈવની સહાયથી અથવા સ્વભાવની સહાયથી ફળ આપે છે, એકલું કાંઈ કરવાને સમર્થ નથી, કેટલાક કહે છે કે, દૈવ, કાળ અને સ્વભાવ એ ત્રણ એકત્ર મળે છે ત્યારેજ પૌરૂષકર્મ ફળ આપનારૂં થાય છે,

"પૌરૂષકર્મ ફળદાયક છે" એવો મીમાંસકનો મત છે. "કાળ (દૈવ) બળવાન છે" એવો દૈવજ્ઞનો મત છે અને "સ્વભાવ બળવાન છે" એવો શૂન્યવાદી તથા લૌકાયતિકનો મત છે[૪,૫]. આર્હત મતવાળા (જૈન) "જગતને આવું છે, આવું નથી, બન્ને નથી અને નહિ બન્ને નથી" એમ કહે છે. એમાં જૈન લોકો જે સર્વત્ર સપ્ત ભંગીઓ (વિકલ્પ) બતાવે છે તેનો સમાવેશ કરેલો છે. એવી રીતે કે, ૧ જગત છે, ૨ જગત નથી, ૩ જગત છે અને નથી, ૪ જગત છે અને અવક્તવ્ય છે, ૫ જગત નથી અને અવક્તવ્ય છે, ૬ જગત છે અને નથી તથા અવક્તવ્ય છે, ૭ જગત અવક્તવ્ય છે. એવી સાત ભંગીઓ (વિકલ્પ) જૈનના મતમાં છે. એ સર્વ પક્ષોમાંથી સ્વભાવવાદીઓનો મત તુચ્છ છે કેમ કે, તેઓના કહેવા પ્રમાણે સ્વભાવથીજ ઉત્પત્તિ હોય તો કૃતહાન એટલે કરેલા કર્મનો નાશ અને અકૃતાભ્યાગમ એટલે નહિ કરેલા કર્મની પ્રાપ્તિ થવારૂપ દોષ* ઉપજે છે. આર્હત મત પણ તુચ્છ છે કેમ કે, બંધ અને મોક્ષ એ વસ્તુ માત્રનું સ્વરૂપ છતાં "તેમાં છે અને નથી" એવો વિકલ્પ કરવો ઉચિત નથી. માટે વ્યવહાર પક્ષે જોઇએ તો દૃષ્ટાદૃષ્ટ યજ્ઞ, કાળ અને સ્વભાવ, એ ત્રણના સહાયથી પૌરૂષકર્મ ફળદાતા બને છે એવો સમુચ્ચય પક્ષજ ઠીક છે અને પરમાર્થપક્ષે જોઇએ તો સમાનદૃષ્ટિવાળા યોગી પુરૂષો બ્રહ્મનેજ જગતના કારણરૂપે માને છે તેઓનોજ મત શ્રેષ્ઠ છે[૬]. કર્મના વિષે આવા સંશય ઉપજવાનું કારણ પાપ છે કેમ કે, જ્યારે સત્યુગમાં મનુષ્યો તપસ્વી, શાંત અને સત્વમાં સ્થિતિવાળા હતા ત્યારે તેઓને એવા સંશય થતા નહોતા, પણ ત્રેતા, દ્વાપર અને કળિમાં પાપનો અંશ ભળવાથી સંશયવાળા થયા છે[૭]. સત્યયુગમાં મનુષ્યો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ, એ પ્રમાણે વેદમાં ત્રણ ભેદ જોતા નહોતા તથા કામ અને દ્વેષને તજીને તપ એટલે જ્ઞાનનું ઉપાસન કરતા હતા[૮]. એટલા માટે જે પુરૂષ તપ તથા ધર્મવડે યુક્ત છે અને જે નિત્ય જ્ઞાનરૂપ તપ આચરે છે તેજ અત્યંત વખાણવા યોગ્ય પુરૂષ છે કેમ કે તે પુરૂષ મનથી જે જે કામનાઓને ઇચ્છે છે તે સર્વ જ્ઞાનરૂપ તપવડે તેને પ્રાપ્ત થાય છે[૯]. તપ એટલે જ્ઞાનવડે પુરૂષ બ્રહ્મરૂપ થાય છે. બ્રહ્મને જગત ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે માટે તે જ્ઞાની પુરૂષ પણ તેવા સામર્થ્યવાળો થાય છે. માટે બ્રહ્મરૂપ થયેલો જ્ઞાની પુરૂષ સર્વ પ્રાણીઓનો ઇશ્વર થાય છે[૧૦]. (શુકે એવો પ્રશ્ન કર્યો હતો કે, જ્ઞાન શબ્દથી વિદ્યા, કર્મ, કે, આત્મનાશ એ ત્રણમાંથી શું સમજવું ? તેમાંથી છેલ્લાનો ઉત્તર તો સ્વભાવવાદનું ખંડન કરીને કર્યો કે, આત્મનાશ જ્ઞાન નથી. હવે કર્મ પણ જ્ઞાન નથી તે સિદ્ધ કરતાં કહે છે કે,) વેદમાં જે પ્રસ્તાવાદિ દેવતારૂપે બ્રહ્મ કહ્યું છે તેને વેદના જાણનારાઓ પણ જાણતા નથી, પણ વેદાંતમાં તો તેને સ્પષ્ટ જ્ઞાનસ્વરૂપ કહ્યું છે. કર્મના યોગથી એટલે ભાવનારૂપ ઉપાસના કરવાથી, જેમ કીડો ભમરીના રૂપને પામે છે, તેમ પુરૂષ બ્રહ્મભાવને પામે છે એમ કહેવું સયુક્તિક નથી કેમકે, ભાવનાવડે બીજો દિવ્ય જન્મ પામ્યા છતાં પણ જે જન્ય છે તે અનિત્ય છે. એમ અનિત્યપણું લાગુ થાય છે[૧૧]. ક્ષત્રિયો મોટા સમારંભ કરીને યજ્ઞ કરે છે, વૈશ્યો અન્નાદિ આપીને યજ્ઞ કરે છે, શૂદ્રો સેવા કરીને યજ્ઞ કરે છે અને બ્રાહ્મણો જપ કરીને યજ્ઞ કરે છે[૧૨]. કર્મના વિષે નિષ્ઠાવાળો તથા સ્વાધ્યાયનું પઠન કરનારો પુરૂષ "દ્વિજ" કહેવાય છે, તે બીજાં કર્મ કરે કે, ન કરે તથાપિ સર્વ પ્રાણી ઉપર મૈત્રીભાવ રાખનારા પુરૂષને "બ્રાહ્મણ" જાણવો[૧૩]. ત્રેતાયુગના આરંભમાં વેદ, યજ્ઞ, વર્ણ અને આશ્રમ સંપૂર્ણ હતા, પણ પછીથી જેમ જેમ આયુષ્ય ઓછું થતું ગયું તેમ તેમ વેદાદિનો પણ દ્વાપરાદિ યુગોમાં

* સૃષ્ટિવિદ્યા જાણનારા પણ એમજ કહે છે કે, જગતમાં જે છે તેનો નાશ નથી અને જે નથી તે પ્રાપ્ત થતું નથી.

હ્રાસ થતો ગયો. અર્થાત દ્વાપરયુગમાં તેના વિભાગ કરવાની જરૂર પડી[14]. દ્વાપરયુગમાં તથા કળિના આરંભમાં વેદનો નાશ થવા લાગ્યો અને કળિયુગના અંતમાં તો વેદ કોઈ જગ્યોએ દેખાય છે અને કોઈ જગ્યોએ નથી પણ દેખાતો[15]. તે યુગમાં અધર્મથી પીડાયલો ધર્મ નષ્ટ થઇ જાય છે તેજ પ્રમાણે ગાય, પૃથ્વી, જળ અને ઔષધીઓના રસ પણ નષ્ટ થાય છે[16]. કળિયુગમાં અધર્મવડે વેદ અંતર્ધાન થાય છે તથા વેદમાં કહેલા ધર્મ, આશ્રમ આદિ પણ અંતર્ધાન થાય છે. મનુષ્યો આ યુગમાં સ્થાવર અને જંગમ વસ્તુઓને વેચે છે, યજ્ઞનાં ફળને વેચે છે તથા દ્રવ્ય લઇને વેદ ભણાવે છે[17]. જેમ વરસાદ વરસવાથી પૃથ્વીમાંથી થયેલા સર્વ પ્રાણીની પુષ્ટિ થાય છે, તેમ વેદ પણ પ્રત્યેક યુગમાં યમ-નિયમાદિ યોગનાં અંગની પુષ્ટિ કરે છે[18]. કાળનું નાનાપણું (ભિન્ન ભિન્નપણું) અનાદિ છે અને અનંત છે, એ નિશ્ચય છે; એ મેં તને પૂર્વે કહેલું છે. કાળ જગતને ઉત્પન્ન કરે છે અને નાશ કરે છે. અર્થાત્ કાળનું નાનાપણુંજ જીવનાં સ્વરૂપ છે અને કાળજ આત્માનું સ્વરૂપ છે[19]. જે સર્વ પ્રાણીઓનું ઉત્પત્તિ-સ્થાન અને લયનું સ્થાન છે તેજ યમ એટલે નિયંતા છે. તે યમરૂપી સર્વાંતર્યામી આત્માના વિષે લય થવા પછી સર્વ પ્રાણી બ્રહ્મભાવેથી રહે છે પણ વિકારયુક્ત ભિન્ન ભિન્ન રૂપથી રહેતાં નથી[20]. હે તાત! એ પ્રમાણે તું મને જે પૂછે છે તે સૃષ્ટિની ઉત્પત્તિ, ધારણ, વેદ, કર્તા, કાર્ય અને ક્રિયાનું ફળ, એ સર્વ કાળ છે. એ સર્વ મેં તને કહ્યું. માટે અજ્ઞાનકૃત જીવપણાનો બાધ કરીને બ્રહ્મભાવને પ્રકાશ કરનારૂં જ્ઞાનજ છે, એમ જાણવું[21].

॥ सर्गः कालो धृतिर्वेदाः कर्ता कार्यं क्रियाफलम् । एतत्ते कथितं तात यन्मां त्वं परिपृच्छसि ॥२१॥

**इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शुकानुप्रश्ने पंचषष्टितमोऽध्यायः ॥ ६५ ॥**

---

## અધ્યાય ૬૬ મો-મોક્ષવર્ણન.

**भीष्म उवाच** ॥ इत्युक्तोभिप्रशस्यैतत्परमर्षेस्तु शासनम् ।
॥ मोक्षधर्मार्थसंयुक्तमिदं प्रष्टुं प्रचक्रमे ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—એ પ્રમાણે વ્યાસે કહેલું જ્ઞાન સાંભળીને શુકે મહર્ષિ (વ્યાસ)ના ઉપદેશની પ્રશંસા કરી અને પછી મોક્ષધર્મરૂપ અર્થવાળો આ પ્રશ્ન પૂછવાનો આરંભ કર્યો[1]. શુક કહે છે કેઃ-જે પુરૂષ બુદ્ધિમાન, વેદને જાણનારો, યજ્ઞ કરનારો, જીતેંદ્રિય અને અસૂયારહિત હોય તે પ્રત્યક્ષ અનુમાનવડે ન જાણી શકાય એવા અલૌકિક બ્રહ્મને શી રીતે જાણે?[2]. તપવડે, બ્રહ્મચર્યવડે, સર્વસ્વત્યાગ કરવાવડે કે, બુદ્ધિવડે તે બ્રહ્મ જાણવામાં આવે છે? અથવા સાંખ્ય કે, યોગશાસ્ત્રના જ્ઞાનથી જાણવામાં આવે છે? એ હું તમને પૂછું છું તે મને કહો[3]. વળી પુરૂષો જે ઉપાયથી મન તથા ઇન્દ્રિયોના એકાગ્રપણાને પ્રાપ્ત કરી શકે તે તમે મને કહો[4]. વ્યાસ કહે છે કેઃ-કોઈ પુરૂષ વિદ્યા અને તપ પ્રાપ્ત કર્યા વગર, ઇન્દ્રિયોનો નિગ્રહ કર્યા વગર અને સર્વ વસ્તુઓનો ત્યાગ કર્યા વગર સિદ્ધિને પ્રાપ્ત કરી શકતો નથી[5]. બ્રહ્મદેવની સર્વ સૃષ્ટિયોમાં મહાભૂત એ પ્રથમ ઉત્પન્ન કરેલી સૃષ્ટિ છે, તે મહાભૂત દેહધારીઓના શરીરમાં રહેલાં છે, અર્થાત મૂઢ શરીરાભિમાની જીવ તે મહાભૂતના વિષે આત્મબુદ્ધિ કરી બેઠેલા છે[6]. દેહના વિષે પૃથ્વી તત્વ રહેલું છે, જળ તત્વથી શરીરમાં સ્નેહ ઉપજ્યો છે, અગ્નિ તત્વથી બન્ને નેત્ર ઉપજેલાં છે, વાયુ તત્વથી પ્રાણ, અપાન આદિ વાયુ ઉપજ્યા છે, આકાશ તત્વ નેત્ર, કાન આદિ પોકળ ભાગમાં રહેલું છે[7]. જેમ રાજાના રથને ચલાવનારા શૂરવીરો હોય છે, તેમ પાદ ઇન્દ્રિયના દેવતા વિષ્ણુ છે, હાથના દેવતા ઇન્દ્ર છે અને કોઠામાં અગ્નિ દેવતા છે

કે, જે ભોજનની ઇચ્છા કરે છે. એ ઉપરથી સમજવું કે, રાજાના રથનો જય, પરાજય ઈત્યાદિનો અભિમાની રાજા હોવાથી તેનું સુખ–દુઃખ જેમ રાજાને થાય છે તેમ ચક્ષુઆદિ ઇન્દ્રિયોનો અભિમાની જીવ હોવાથી જીવનેજ તેનો ફળભોગ પ્રાપ્ત થાય છે, પણ ઇન્દ્રિયના દેવોને અભિમાન ન હોવાથી તેઓને ફળભોગ પ્રાપ્ત થતો નથી. શ્રોત્ર ઇન્દ્રિયનું સ્થાન કાન છે અને દિશાઓ તેની દેવતા છે, વાક્ ઇંદ્રિયનું સ્થાન જીહ્વા છે અને તેની દેવતા સરસ્વતી છે. એજ પ્રમાણે બીજાં ઇન્દ્રિયનાં સ્થાન તથા દેવતા જાણવા[૮]. દેહનું પોષણ કરવાને અને આહારની સિદ્ધિ થવાને કર્ણ, ત્વચા, ચક્ષુ, જીભ અને નાસિકા એ દર્શનીય ઇન્દ્રિયો નિર્માણ કરેલાં છે[૯]. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ઇન્દ્રિયોના અર્થ અથવા વિષય છે તેને ઇન્દ્રિયોથી નિરંતર જૂદાજ જાણવા[૧૦]. જેમ સારથી ઘોડાઓને વશમાં રાખે છે, તેમ મન ઇન્દ્રિયોને વશમાં રાખીને પ્રેરણા કરે છે તથા તેજ પ્રમાણે બુદ્ધિ ઉપાધિવાળો જીવ સદૈવ તે મનને પ્રેરણા કરે છે[૧૧]. એ સર્વ ઇન્દ્રિયોનો રાજા મન છે તેથી તેની ઉત્પત્તિ કરવામાં તથા લય કરવામાં અર્થાત્ તેને નિશ્ચેષ્ટ કરવામાં તથા તેને કાર્યમાં વ્યાપૃત કરવામાં માનસબુદ્ધિ ઉપાધિયુક્ત જીવજ સમર્થ છે[૧૨]. ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના અર્થ, સ્વભાવ, બુદ્ધિની વૃત્તિ, મન, પ્રાણ, અપાન અને જીવ એ સર્વ નિરંતર દેહમાંજ રહેલાં છે, તે કર્મનો ઉદય થવાથી સ્વપ્નની પેઠે પ્રકટ થાય છે. બુદ્ધિના વિષે સ્વપ્નાના દેહની પેઠે દેહ રહેલો છે માટે દેહ એ બુદ્ધિ–સત્વનો આશ્રય થઈ શકે નહિ[૧૩]. તેમ ગુણ, શબ્દ અને ચેતના એ પણ બુદ્ધિ–સત્વનો આશ્રય નથી. પણ અનાદિ વાસના તે સત્વનું કારણ છે. “આ સાત્વિક છે, આ રાજસ છે” એમ ગુણ બુદ્ધિના ધર્મ છે, એમ વ્યવહારમાં જોવામાં આવે છે પણ વસ્તુતઃ સત્વાદિ ગુણ બુદ્ધિથી ઉત્પન્ન થયેલા નથી[૧૪]. એ પ્રમાણે બુદ્ધિમાન બ્રાહ્મણ સત્તર તત્વથી ઉપજેલા લિંગશરીરમાં પાંચ ઇન્દ્રિય, પાંચ વિષય અને સ્વભાવાદિ છ ગુણ મળીને સોળ ગુણોએ વીંટાયલા આત્માને ચેતના–મનવડે પોતાના વિષે જૂએ છે[૧૫]. આત્મા નેત્રવડે દેખાતો નથી તથા સઘળી ઇન્દ્રિયોવડે પણ જાણવામાં આવે એવો નથી, પણ મનરૂપી દીવાવડે મહાન આત્મા પ્રકાશિત થાય છે[૧૬]. તે આત્મા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વિનાનો તથા નિર્વિકાર છે. તે શરીર વિનાનો અને ઇન્દ્રિય વિનાનો છતાં શરીરમાં રહેલો છે[૧૭]. જે પુરૂષ મૃત્યુ ધર્મવાળા સર્વ દેહોના વિષે અવ્યક્તપણે રહેલા આત્માને ગુરૂ તથા વેદનાં વાક્યથી જાણે છે તે બ્રહ્મરૂપ થાય છે[૧૮]. જ્ઞાની પુરૂષો વિદ્યા અને કુળવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં અને ચાંડાલમાં સમાન બુદ્ધિવાળા હોય છે*[૧૯]. એક મહાન આત્મા કે, જેણે સર્વ જગતને વિસ્તાર્યું છે તે સર્વ સ્થાવર અને જંગમ પ્રાણીઓના વિષે વ્યાપી રહેલો છે[૨૦]. જ્યારે પુરૂષ સર્વ પ્રાણીઓના વિષે આત્માને જુએ છે તથા આત્માના વિષે સર્વ પ્રાણીઓને જુએ છે ત્યારે સર્વ પ્રાણીઓનો આત્મારૂપ તે પુરૂષ બ્રહ્મભાવને પામે છે[૨૧]. વેદની જેટલી વાણી છે તેટલો સઘળો આત્મા છે. અર્થાત્ શબ્દ બ્રહ્મ છે અને સઘળી વેદવાણી બ્રહ્મનું પ્રતિપાદન કરનારી છે, જે પુરૂષ નિરંતર એ પ્રમાણે જાણે છે તે મોક્ષને પામે છે[૨૨]. બ્રહ્મ સર્વ પ્રાણીઓનો આત્મા છે તથા સર્વ પ્રાણીઓના વિષે રહેલો છે. તેને પામવાને દેવમાર્ગ કે, પિતૃમાર્ગ છે નહિ, માટે દેવતાઓ પણ સ્થાન વિનાના બ્રહ્મનું સ્થાન ખોળવામાં મોહ પામી ગયા છે. તાત્પર્ય કે, આકાશતુલ્ય વિભુ આત્મા છે, તેને મરણ પછી પમાતું હશે? એવી કલ્પના કરવી

* “સમાન બુદ્ધિવાળા હોય છે” એનો એવો અર્થ છે કે, તે સર્વમાં આત્મબુદ્ધિ સમાન રાખે છે; એટલે પોતાના આત્માને જેવું સુખ–દુઃખાદિ દ્વંદ્વ જણાય છે તેવું સર્વને જણાય; એવી બુદ્ધિવાળા હોય છે. સંશોધક.

નિરર્થક છે[૨૩]. (જેમ એક ગામથી બીજે ગામ જવાનો માર્ગ હોય છે, તેમ મરણ પામ્યા પછી પ્રાણ નીકળીને બ્રહ્મમાં મળી જશે, એવી કલ્પના કરવી મિથ્યા છે. માત્ર જીવતાં જે બ્રહ્મરૂપ થાય છે તેજ બ્રહ્મને પામે છે.) જેમ આકાશમાં ચાલનારા પક્ષીઓનો અને જળમાં ચાલનારાં માછલાંનો માર્ગ જણાતો નથી, તેમ આત્માને જાણનારા પુરૂષોનો પણ માર્ગ જણાતો નથી[૧૪]. કાળ સર્વ પ્રાણીમાત્રને પોતાની મેળે પોતાના વિષે પરિણામ પમાડે છે પણ તે કાળ જેના વિષે પરિણામ પામે છે તે આત્માને આ લોકમાં કોઈ જાણતું નથી[૨૫]. તે બ્રહ્મ ઊંચે, આડે કે, નીચે નથી, વચમાં પણ નથી અને ઇન્દ્રિયો તેને કોઇ જગ્યોએ કોઈ પણ પ્રકારે ગ્રહણ કરી શકતી નથી. (આ ઉપરથી અમુક સ્થાનમાં મુક્તિ પ્રાપ્ત થાય છે એ વાત અસત્ય ઠરે છે)[૨૬]. આ સર્વ લોક મુક્ત પુરૂષના સ્વરૂપમાં રહેલા છે, તેની બહાર કાંઇ નથી. જો ધનુષ્યમાંથી છૂટેલું બાણ સદાકાળ તેની તે દિશામાં ચાલ્યું જાય તથાપિ બ્રહ્મને પોહોંચી શકે નહિ; અર્થાત્ બ્રહ્મની ગતિ પ્રાપ્ય નથી[૨૭]. જો કોઇ પદાર્થ મનના સરખો વેગવાળો હોય તથાપિ તે, જગતના કારણરૂપ બ્રહ્મના અંતને પામી શકશે નહિ. બ્રહ્મ સર્વ સૂક્ષ્મ પદાર્થોથી અત્યંત સૂક્ષ્મ છે, તેમ બ્રહ્મથી બીજો સ્થૂલ પદાર્થ પણ નથી[૨૮]. બ્રહ્મ સર્વ તરફ હાથ પગવાળું, સર્વ તરફ નેત્રવાળું, મસ્તકવાળું, મુખવાળું અને સર્વ તરફ કર્ણવાળું છે તથા સર્વને વીંટીને રહેલું છે[૨૯]. તે બ્રહ્મ અણુથી પણ અણુરૂપ છે, મોટાથી પણ મોટું છે તથા સર્વ પ્રાણીઓના અંતર ભાગના વિષે રહેલું છતાં જોવામાં આવતું નથી[૩૦]. અક્ષર અને ક્ષર એ બે પ્રકાર આત્માનાજ છે. સર્વ પ્રાણીના વિષે જે આત્મા દેખાય છે તે આત્માનો ક્ષર-ભાવ છે અને જે આત્માનું દિવ્ય સત્સ્વરૂપ છે તે અક્ષરભાવ છે[૩૧]. સ્થાવર અને જંગમ સર્વ પ્રાણીનો ઈશ્વર સ્થિર, ઉપાધિ દોષથી પરાભવ નહિ પામેલો અને સ્વતંત્ર છતાં પણ નવ દ્વારવાળા દેહને પામીને ગતિમાન થાય છે[૩૨]. ગમન, ભંગ તથા વિકલ્પ* આદિ ધર્મવાળા શરીરનું તથા અહંકારાદિ ભાવોનું ગ્રહણ કરવાવડે તત્વજ્ઞાની પુરૂષો આત્માને "હંસ" કહે છે. (કેમ કે, જે ગતિમાન છે તેને હંસ નામ આપેલું છે)[૩૩]. એ હંસ શબ્દવડે જે જીવ નામે અક્ષર બ્રહ્મ કહ્યું છે તેજ કૂટસ્થ અક્ષર છે, જ્ઞાની પુરૂષ તે (કૂટસ્થ અક્ષર)ને પામીને પ્રાણ એટલે દેહત્યાગ કરવાના સાધનને તજે છે; અર્થાત મરણ અને જન્મને તજે છે. તાત્પર્ય કે, જીવ-બ્રહ્મની એકતા કરવાથી જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે[૩૪].

॥ हंसोक्तं चाक्षरं चैव कूटस्थं यत्तदक्षरम् । तद्विद्वानक्षरं प्राप्य जहाति प्राणजन्मनी ॥३४॥

इति श्रीमहा० शां० मो० पू० शु० भा० शुकानुप्रश्ने षट्षष्ठितमोऽध्यायः ॥ ६६ ॥

## અધ્યાય ૬૭ મો-યોગ સાધન વર્ણન.

**व्यास उवाच** ॥ पृच्छतस्तव सत्पुत्र यथावदिह तत्वतः ॥

॥ सांख्यज्ञानेन संयुक्तं यदेतत्कीर्तितं मया ॥ १ ॥

વ્યાસ કહે છે કેઃ—હે સત્પુત્ર! તેં પૂછ્યું તેથી મેં તને તત્વથી સાંખ્યજ્ઞાનસહિત શાસ્ત્ર યથાવત્ કહ્યું[૧]. હવે હું યોગશાસ્ત્ર સંબંધી ત્હારા સઘળા કાર્યને પાર પાડીશ-યોગશાસ્ત્ર સંબંધી ત્હારી સઘળી જીજ્ઞાસા પૂર્ણ કરીશ માટે તે યોગશાસ્ત્રને સાંભળ. હે તાત! બુદ્ધિ, મન તથા ઇન્દ્રિયોનું એકપણું તથા તે સર્વનું સર્વવ્યાપક આત્માની સાથે એકપણું,

* આ મનુષ્ય છે આ પશુ છે એવી કલ્પનાને "વિકલ્પ" કહે છે.

એજ સર્વોત્તમ જ્ઞાન છે. અર્થાત્ ઘટાદિ વૃત્તિયોનું દ્વાર ઇન્દ્રિયો અને દુઃખાદિ વૃત્તિયોનું દ્વાર મન, એ સર્વનું બુદ્ધિસ્વરૂપે અવસ્થાન (સ્થિતિ)-બુદ્ધિની વૃત્તિયોનો નિરોધજ યોગના મતમાં સર્વોત્તમ જ્ઞાન છે, પણ અહંબ્રહ્માસ્મિ એવું બુદ્ધિની વૃત્તિરૂપ જ્ઞાન એ જ્ઞાન નથી. શિષ્યે ચિત્તને જીતીને, બાહ્યેંદ્રિયોને જીતીને, ધ્યાનયુક્ત-ધ્યાનના અભ્યાસવાળા થઇને, આત્મામાંજ પ્રીતિવાળા થઇને, શાસ્ત્રના તત્વને જાણીને, યમ-નિયમાદિ આચરીને તથા યોગ-સંબંધી દોષનો ત્યાગ કરીને ઉપર્યુક્ત જ્ઞાન પ્રાપ્ત કરવું; અર્થાત્ યોગનું જ્ઞાન પ્રાપ્ત કરનારા પુરૂષે પ્રથમ મનને જીતવું, પછી ઇન્દ્રિયોને જીતવી વગેરે ઉપર કહેલા ગુણયુક્ત થવું. પંડિત પુરૂષોએ યોગના દોષ પાંચ કહેલા છે[૨-૪]. પાંચ દોષનાં નામ-કામ, ક્રોધ, લોભ, ભય અને પાંચમી નિદ્રા. શમ ગુણવડે ક્રોધને જીતવો, સંકલ્પનો ત્યાગ કરવાવડે કામને જીતવો[૫]. ધીર પુરૂષે બુદ્ધિના સેવનવડે નિશ્ચયાત્મક બુદ્ધિના અભ્યાસવડે નિદ્રાને જીતવી, ધીરજવડે શિશ્ન તથા ઉદરનું રક્ષણ કરવું. અર્થાત્ ખાવાની લોલુપતા તથા વ્યભિચારાદિની ઇચ્છા ઉત્પન્ન થતાં, તેને ધીરજથી દબાવવી. નેત્રવડે હાથપગનું કંટક આદિથી રક્ષણ કરવું[૬]. મનવડે નેત્ર અને કાનનું રક્ષણ કરવું. અર્થાત્ અભિલાષાસહિત પરસ્ત્રી આદિનું દર્શન-શ્રવણ થવા દેવું નહિ. ધ્યાનાદિવડે તથા યજ્ઞાદિ કર્મવડે મન અને વાણીનું રક્ષણ કરવું. અર્થાત્ ધ્યાન અને યજ્ઞાદિ કર્મમાં મન અને વાણીની પ્રેરણા કરવાથી તે અવળે માર્ગે જતાં અટકશે. સાવધાન રહેવાવડે ભયને તજવો અને બુદ્ધિમાન પુરૂષના સેવનવડે દંભનો ત્યાગ કરવો[૭]. યોગ કરનારે પ્રથમ એ પ્રમાણે યોગના દોષને નિરંતર સાવધાન રહીને જીતવા તથા નિરંતર અગ્નિનું અને બ્રાહ્મણોનું પૂજન કરવું. દેવતાઓને પ્રણામ કરવો[૮]. કામપ્રધાન વાણીનો ત્યાગ કરવો તથા જે વાતચિત હિંસાયુક્ત હોય કે, મનનો ભંગ કરનારી હોય તેનો પણ ત્યાગ કરવો. (એ પ્રમાણે બુદ્ધિનો માત્ર નિરોધ કરવાથી મુક્તિ થતી હોય તો બ્રહ્મજ્ઞાનનું શું પ્રયોજન છે?" એવી શંકાનું નિરસન કરવા માટે પ્રથમ બ્રહ્મ શબ્દનો અર્થ કહે છે કે,)-જેને "બ્રહ્મ" કહે છે તે તેજોમય (જ્ઞાનમય) વીર્ય (બીજ) છે. આ સર્વ વિશ્વ એ બીજનો સાર છે[૯]. આ દશ્યમાન સર્વ સ્થાવર-જંગમ તે પરમ તત્વથી થયેલું છે. તે બ્રહ્મરૂપ તેજની વૃદ્ધિ ધ્યાનાદિથી થાય છે. (તે ધ્યાનાદિ ક્યાં ક્યાં છે? તે જાણવાને માટે કહે છે કે,) ધ્યાન, અધ્યયન, દાન, સત્ય, લજ્જા, સરળતા, ક્ષમા, પવિત્રતા, આચારની રૂડે પ્રકારે શુદ્ધિ અને ઇન્દ્રિયોનો નિગ્રહ, એ દશવડે તેજ વધે છે, પાપનો નાશ થાય છે[૧૦,૧૧]. સર્વ મનોરથ સિદ્ધ થાય છે અને વિજ્ઞાનની પ્રવૃત્તિ થાય છે. યોગ સિદ્ધ કરનારાએ ધ્યાનાદિ દશ આચરવાં. વળી જે પુરૂષ સર્વ પ્રાણીઓમાં અને પદાર્થોમાં સમાન બુદ્ધિને રાખે છે, ઇશ્વરેચ્છાથી જે પ્રાપ્ત થાય તેવડે નિર્વાહ ચલાવે છે[૧૨]. જેનાં પાપ નાશ થયેલાં છે, જે તેજસ્વી થયેલો છે, જે અલ્પ આહાર કરે છે, જેણે ઇન્દ્રિયોને જીતેલી છે અને જેણે કામ તથા ક્રોધને વશ કરેલા છે તે પુરૂષ મહત્તત્વના લય સ્થાનરૂપ પ્રકૃતિને વશ કરવાને ઇચ્છે છે. અર્થાત્ યોગીએ ઉપર્યુક્ત ગુણ રાખી બ્રહ્મપદને પામવાની ઇચ્છા રાખવી[૧૩]. (હવે યોગનો અભ્યાસ કરવાની રીતિ કહે છે કે,) સાવધાનીથી મન તથા ઇન્દ્રિયોનું એકાગ્રપણું કરીને, આગલી રાત્રે તથા પાછલી રાત્રે મનને બુદ્ધિમાં ધારણ કરવું. અર્થાત્ મનને સંકલ્પરહિત કરવું[૧૪]. જેમ પખાલનાં છિદ્રમાંથી જળ નીકળે છે તેમ પાંચ ઇન્દ્રિયોરૂપી છિદ્રવાળા પ્રાણીના ઇન્દ્રિય નામના છિદ્રમાંહેથી બહાર ટપકે છે-બુદ્ધિ ઇન્દ્રિયદ્વારા બહાર પ્રસરે છે અને તેથી મનનું એકાગ્રપણું થતું નથી માટે યોગને જાણનારા પુરૂષે, જેમ મચ્છીમાર જાળને કરડી ખાય તેવાં માછલાંને પ્રથમ પકડીને લઇ લે છે, તેમ મનને પ્રથમ વશ કરવું. મનને વશ

કર્યા પછી શ્રોત્ર, ચક્ષુ, જીહ્વા અને નાસિકા ઇન્દ્રિયને વશ કરવાં[૧૫.૧૬]. યોગીએ એ સર્વ ઇન્દ્રિયોને કબજે કરીને, તેને મનમાં ધારણ કરવી અને પછી સંકલ્પનો નાશ કરીને મનને બુદ્ધિમાં ધારણ કરવું[૧૭]. યોગી પુરૂષે પાંચે ઇન્દ્રિયોનું ધ્યેય વસ્તુ સાથે અનુસંધાન કરીને તેનું મનમાં સ્થાપન કરવું. એટલે પછી જેમ કાષ્ઠ વિનાનો અગ્નિ સ્વયમેવ શાંત થાય છે, તેમ પાંચ ઇન્દ્રિયો અને છઠું મન પણ સ્વયમેવ બુદ્ધિમાં લય પામશે[૧૮]. તે સર્વ બુદ્ધિમાં લય પામ્યાં એટલે તે, સંકલ્પથી ઉત્પન્ન થયેલી મલિનતાનો સ્વયં ત્યાગ કરશે અને મહત્-તત્વરૂપ બ્રહ્મનો પ્રકાશ થશે. પછી જેમ પ્રજ્વલિત અગ્નિની શિખા ધૂમાડા વિનાની હોય, તેમ મળરહિત, સૂર્યના સરખો પ્રકાશવાળો અને આકાશમાંના વીજળીના અગ્નિના જેવો તેજસ્વી આત્મા બુદ્ધિના વિષે ભાસમાન થશે. અર્થાત્ "હું છું" એટલુંજ માત્ર ભાન રહે અને તે વિના બીજું કાંઈ ભાસમાન થાય નહિ; એનું નામજ બ્રહ્મપ્રકાશ છે. એ આત્મા સર્વત્ર વ્યાપક છે માટે તે સર્વ સ્થળમાં જણાય છે[૧૯.૨૦]. એ આત્માને મહાત્મા બુદ્ધિમાન બ્રાહ્મણો જૂએ છે. જે પુરૂષો ધીરજવાળા, મોટી બુદ્ધિવાળા અને સર્વ પ્રાણીઓના હિતના વિષે પ્રીતિવાળા છે તે આ આત્માને જુએ છે[૨૧]. એ પ્રમાણે જે પુરૂષ રાગાદિને તજીને, પ્રશંસનીય નિયમ પાળીને તથા એકાંતમાં એકલો બેસીને નિયમિત કાળ સુધી (છ માસ સુધી) યોગ સાધના કરે છે તે પુરૂષ અક્ષરની સમાનતાને પામે છે–અસ્મિતા ("હું છું" એવા ભાન) રહિત શુદ્ધાત્મસ્વરૂપને પામે છે[૨૨]. યોગમાં જે વિઘ્ન ઉપજે છે તેનો ત્યાગ કરવો. વિઘ્ન આ પ્રમાણે છેઃ–યોગમાં કોઈ વખત પ્રમોહ થાય છે એટલે ધ્યેય વસ્તુનો લય થઈ જાય છે, કોઈ વખત ભ્રમ થાય છે એટલે ન હોય તે જોવામાં આવે છે, કોઇ વખત આવર્ત થાય છે એટલે ધ્યેય વસ્તુનું યથાવત્ ધ્યાન થતું નથી, વળી નાસિકાથી દિવ્ય ગંધનું ગ્રહણ કરવાની શકિત આવે છે, કાનથી દૂરના શબ્દ સંભળાય છે, નેત્રથી દૂરનું દર્શન થાય છે, તેમજ જીહ્વા અને સ્પર્શ ઇન્દ્રિયોથી પણ એવાંજ અદ્‌ભુત કર્મ બને છે. શીત અને ઉષ્ણ સ્પર્શના વિષે પણ એવી અદ્‌ભુત શકિત ઉત્પન્ન થાય છે, વાયુની પેઠે આકાશગમન કરવાની શકિત પ્રાપ્ત થાય છે[૨૩], સકળ શાસ્ત્રના અર્થનું જ્ઞાન થાય એવી બુદ્ધિ પ્રાપ્ત થાય છે, દિવ્ય સ્ત્રી આદિ ઉપસર્ગ પ્રાપ્ત થાય છે, એ સર્વ સિદ્ધિયો યોગના બળથી પ્રાપ્ત થાય તથાપિ તેને વિઘ્નતુલ્ય સમજીને તેનો અનાદર કરવો અને તત્વવેત્તા યોગી પુરૂષે આત્માના વિષેજ પ્રીતિ રાખવી. કેમકે, તે સર્વ સિદ્ધિયો બુદ્ધિવડે કલ્પેલી છે[૨૪]. યોગી પુરૂષે પ્રાતઃકાળમાં પ્રથમ રાત્રિમાં અને પાછલી રાત્રિમાં યોગનો અભ્યાસ કરવો તથા સર્વદા નિયમમાં રહેવું. વળી પર્વતના શિખર ઉપર, જેનાં મૂળ બંધાયલાં હોય તેવા વૃક્ષ ઉપર અથવા વૃક્ષની પાસે બેસીને યોગનો અભ્યાસ કરવો[૨૫]. જેમ ધનાદિ સાહિત્યની કામનાવાળો પુરૂષ તે ધનાદિનું ચિંત્વન કરે છે, તેમ યોગીએ ઇન્દ્રિય સમુદાયને કબજામાં રાખીને તથા એકાગ્ર થઇને અવિનાશી એવી આત્મ વસ્તુનું નિત્ય ચિંત્વન કરવું અને મનને યોગથી ઉદ્વિગ્ન કરવું નહિ[૨૬]. વિષય-વાસનાથી મુકત પુરૂષે જે ઉપાયથી ચંચળ મનને નિયમમાં આણી શકાય તે ઉપાયનું નિરં-તર સેવન કરવું. અર્થાત્ વ્યકત આલંબન આપીને કે, અવ્યકત આલંબન આપીને મનને વશ કરવું. તાત્પર્ય કે, સાકારનું ધ્યાન કરીને મનને વશ કરવું અથવા નિરાકારનું ધ્યાન કરીને મનને વશ કરવું અને તે ધ્યાન એટલે સુધી કરવું કે, જેથી મન ધ્યેય વસ્તુમાંથી ચલાયમાન થાય નહિ[૨૭]. યોગી પુરૂષે પોતાને વસવા માટે પર્વતની શૂન્ય ગુફાઓ, દેવાલય, કે, શૂન્ય ઘર શોધી કાઢીને ત્યાં જવું તથા એકાગ્ર થવું[૨૮]. વાણી, કર્મ અથવા મનવડે ધન ધનાદિનો પરિગ્રહ કરવો નહિ. પણ સર્વ પદાર્થની ઉપેક્ષા કરવી, આહારમાં નિયમિત રહેવું અને

પ્રાપ્ત તથા અપ્રાપ્ત વસ્તુમાં સમાન બુદ્ધિ રાખવી[૨૯]. કોઈ પુરૂષ સ્તુતિ કરે અથવા નિંદા કરે તથાપિ યોગીએ તે બન્નેના ઉપર સમાન દૃષ્ટિ રાખવી અને બેમાંથી એકેનું શુભ ચિંત્વન કે, અશુભ ચિંત્વન કરવું નહિ[૩૦] વળી યોગીએ લાભ મેળવીને હર્ષ પામવો નહિ કે, લાભ ન મળવાથી ચિંતા કરવી નહિ, પણ વાયુની પેઠે સર્વ પ્રાણીના વિષે સમાન, આસક્તિરહિત અને સ્થાનરહિત થઇને વર્તવું[૩૧]. એ પ્રમાણે સર્વત્ર સમાન બુદ્ધિવાળા અને સ્વસ્થ ચિત્તવાળા સત્પુરૂષને નિરંતર યોગ સાધન કરતાં છ માસે પ્રણવરૂપ પ્રત્યક્ષ પ્રકાશ થાય છે[૩૨]. યોગી પુરૂષે સુવર્ણની પ્રાપ્તિ કરવાને અનેક પ્રકારની વેદનાઓથી પીડાયલી સઘળી પ્રજાને જોઇને, દ્રવ્ય પ્રાપ્ત કરવાના માર્ગથી વિરામ પામવું તથા માટીનું ઢેફું અને સુવર્ણ એ બન્નેમાં સમાન બુદ્ધિ રાખીને વર્તવું. કદાચિત્ સુવર્ણ પ્રાપ્ત થાય તથાપિ સત્પુરૂષે તેથી વિરામ પામવો પણ મોહ પામવો નહિ[૩૩]. આ યોગ માર્ગમાં હીનવર્ણનો શૂદ્ર અથવા ધર્મની ઇચ્છાવાળી સ્ત્રી પણ અધિકારી થઇ શકે છે અને આ માર્ગવડે પરમગતિને પામી શકે છે. અર્થાત્ તત્વમસ્યાદિ વાક્યાર્થના વિચારરૂપ સાંખ્યમાં તો ત્રૈવર્ણિકનોજ અધિકાર છે પણ યોગમાં તો સર્વનો અધિકાર છે[૩૪]. સત્પુરૂષો મન અને બુદ્ધિયુક્ત સ્થિર ઇન્દ્રિયોવડે જેને જુએ છે, જે સ્વરૂપ નામ અને રૂપ વિનાનું છે, તેજ સ્વરૂપ જન્મહીન છે. જન્મરહિત છે એનું કારણ કે, તે પ્રાચીન છે વળી તેનો ક્ષય થતો નથી માટે જરારહિત છે. તે સર્વ ભાવ અને વિકારથી રહિત છે માટે સનાતન છે. તે નિત્ય અને એક વસ્તુની યોગી પુરૂષને પ્રાપ્તિ થાય છે. તે વસ્તુ અણુથી પણ અણુ હોવાથી દુર્લક્ષ્ય છે, તે મોટાથી પણ મોટી હોવાથી અનંત છે. જે પુરૂષે પોતાના ચિત્તને જીતેલું છે, તે પુરૂષ પોતાની બુદ્ધિવડે તે મુક્ત વસ્તુને જોઈ શકે છે[૩૫]. બુદ્ધિમાન પુરૂષ મહાત્મા વ્યાસ મહર્ષિયે યથાવત્ કહેલાં વચન (સાંખ્ય અને યોગ સંબંધી વચન)ને મનવડે વિચારીને એટલે ગુરૂના વચનથી સાંભળ્યા પછી તેના શબ્દ અને અર્થનો વિચાર કરીને અને પોતાની મેળે યુક્તિવડે પરીક્ષા કરીને શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવી બ્રહ્મની સમાનતાને જગતનો લય થતા સુધી પામે છે—અર્થાત્ યોગવિદ્યાવડે પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થવાથી પુરૂષ બ્રહ્મલોકમાં જઇને બ્રહ્માના જેવા ભોગને ભોગવે છે તથા સૃષ્ટિનો લય થયા પછી બ્રહ્મદેવની સાથે તેની મુક્તિ થાય *છે. પરોક્ષ જ્ઞાની તો અક્ષરના સાત્મ્યપણાને પામે છે એ પૂર્વે કહેલુંજ છે[૩૬],

॥ इदं महर्षेर्वचनं महात्मनो यथावदुक्तं मनसानुदृश्य च ॥

॥ अवेक्ष्य चेमां परमेष्ठिसात्म्यतां प्रयांति चाभूतगतिं मनीषिणः ॥ ३६ ॥

इति श्रीमहा० शां० मो० शु० भा० शुकानुप्रश्ने सप्तषष्टितमोऽध्यायः ॥ ६७ ॥

---

## અધ્યાય ૬૮ મો-બ્રહ્મવિદ્યાવડે શાશ્વત સ્થાનની પ્રાપ્તિ થાય છે.

शुक उवाच ॥ यदिदं वेदवचनं कुरु कर्म त्यजेति च ॥

॥ कां दिशं विद्यया यांति कां च गच्छन्ति कर्मणा ॥ १ ॥

શુક કહે છે કેઃ—“કર્મ કરવાં” એવું વેદનું વચન છે (જેમ “આ લોકમાં કર્મ કરીને સો વરસ સુધી જીવવાની આશા રાખવી+ ઈ.”) અને “કર્મનો ત્યાગ કરવો” એવું

---

* શ્રુતિમાં પણ આવોજ ભાવાર્થ છે કે, “ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यंति सर्वे । કલ્પ પછી તેઓ મુક્ત થાય છે.” મુક્તિમાંથી પુનરાવૃત્તિને માનનારા આ વાક્યનો અર્થ “મુક્તિમાંથી જીવ પાછો આવે છે.” એવા તાત્પર્યમાં કરે છે. સંશોધક.

+ कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः। એ શ્રુતિનો અર્થ. સંશોધક.

પણ વેદનું વચન છે. (જેમ "કર્મવડે, ધનવડે કે, પ્રજાવડે મુક્તિ પ્રાપ્ત થતી નથી, એકલા ત્યાગથીજ ઘણાક મુક્તિને પામી ગયા છે* ઈ૦") ત્યારે કર્મનો ત્યાગ કરીને બ્રહ્મવિદ્યા જાણવાથી કેવી ગતિ પ્રાપ્ત થાય છે અને કર્મ કરવાવડે કેવી ગતિ પ્રાપ્ત થાય છે ?[૧] તે સાંભળવાને હું ઈચ્છું છું માટે તે મને કહો. કર્મનો ત્યાગ અને કર્મનો વિધિ એ બન્ને પ્રતિકૂળ હોવાથી પરસ્પર વિરૂપ માલૂમ પડે છે[૨]. ભીષ્મ કહે છે કેઃ—એ પ્રમાણે પુત્રનું વચન સાંભળીને પરાશરના પુત્ર વ્યાસે પોતાના પુત્ર શુકને કહ્યું કેઃ—ક્ષર અને અક્ષર એ બન્ને કર્મમય તથા વિદ્યામય છે તેનું હું ત્હારી આગળ નિરૂપણ કરીશ[૩]. હે વત્સ ! જે ગતિ કર્મવડે અને વિદ્યાવડે પ્રાપ્ત થાય છે તે એકચિત્તે સાંભળ. એ બન્ને વચ્ચે આકાશ જેટલો અનંત અંતર છે[૪]. "ધર્મ છે" એવો આસ્તિકનો પક્ષ છે, તે (આસ્તિક)ને કોઈ કહે કે,—ધર્મ નથી, તેથી તે જેવું આસ્તિકને કલેશ ઉપજાવનારૂં થાય તેવો ત્હારો આ પ્રશ્ન મને કલેશ ઉપજાવનારો છે[૫]. વેદની જેમાં સ્થિતિ છે એવા આ બે માર્ગ છે, એક પ્રવૃત્તિલક્ષણ ધર્મ અને બીજો નિવૃત્તિલક્ષણ ધર્મ. તેમાં પ્રવૃત્તિલક્ષણ ધર્મનો સમાવેશ નિવૃત્તિલક્ષણ ધર્મમાં કરેલો છે[૬]. પ્રાણી કર્મવડે બંધનને પામે છે અને વિદ્યાવડે મુક્તિને પામે છે માટે પરમ તત્વને જાણનારા યોગી પુરૂષો કર્મ કરતા નથી[૭]. કર્મ કરીને મૃત્યુ પામ્યા પછી, સોળ તત્વનો મૂર્તિમાન દેહ ઉત્પન્ન થાય છે અને બ્રહ્મવિદ્યા જાણીને મૃત્યુ પામ્યા પછી નિત્ય, અવ્યકત તથા વિકારરહિત આત્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે[૮]. જે પુરૂષો અલ્પ બુદ્ધિવાળા થઈને પોતાની અલ્પબુદ્ધિમાંજ પ્રીતિવાળા છે તેઓ કર્મની પ્રશંસા કરે છે તથા તેવડે સ્ત્રી આદિને રંજન કરીને અને તેની વાસનાઓથી વાસિત થઈને સેંકડો દેહને પામે છે[૯]. જે પુરૂષો ધર્મના વિષે નિપુણ છે તથા જેઓને પરમ બુદ્ધિ પ્રાપ્ત થયેલી છે તેઓ, જેમ નદીમાંથી જળ પીનારો કૂવાને વખાણતો નથી, તેમ કર્મની પ્રશંસા કરતા નથી[૧૦]. કર્મ કરીને તેનું ફળ સુખ કે, દુઃખ અને જન્મ કે, મરણ પુરૂષને મળે છે અને વિદ્યાવડે તો એવું ફળ પ્રાપ્ત થાય છે કે, જે સ્થાનમાં ગયા પછી તે શોક કરતો નથી[૧૧]. વળી જે સ્થાનમાં ગયા પછી તેનું મૃત્યુ થતું નથી, જન્મ થતો નથી, પુનઃ જન્મ થતો નથી અથવા પુનઃ દેહાદિરૂપે રહેતોજ નથી. તે સ્થાન બ્રહ્મવિદ્યાથી પ્રાપ્ત થાય છે[૧૨]. જે સ્થાનમાં ઉત્કૃષ્ટ, અવ્યકત, અચલ, કૂટસ્થ, નિત્ય, અવ્યાકૃત—અવિસ્પષ્ટ, અનાયાસ કલેશ વિના પ્રાપ્ત થાય એવું, મોક્ષસ્વરૂપ, આ જે દ્વૈતરહિત આત્મા છે તે સ્થાન બ્રહ્મવિદ્યાથી પ્રાપ્ત થાય છે[૧૩]. જે સ્થાનમાં સુખ—દુઃખાદિ દ્વંદ્વથી બાધ થતો નથી, જે સ્થાનમાં માનસ કર્મવડે પણ બાધ થતો નથી, જે સ્થાનમાં નિરંતર સર્વના વિષે સમાન અને મિત્રભાવ રહેલો છે તથા જે સ્થાનમાં મનુષ્ય સર્વ પ્રાણીઓના હિતમાં આસકત થાય છે તે સ્થાન અથવા તે સ્થિતિ બ્રહ્મવિદ્યાથી પ્રાપ્ત થાય છે[૧૪]. હે તાત ! વિદ્યામય પુરૂષ જૂદો છે અને કર્મમય પુરૂષ જૂદો છે. જેમ કર્મ કરનારાઓમાં શ્રેષ્ઠ ચંદ્રમા છે. તેની કળા પ્રતિદિન વધીને પાછી પ્રતિદિન ક્ષય થાય છે તથા અમાવાસ્યાના દિવસે પંદર કળાઓ ક્ષીણ થઈને એકજ કળા બાકી રહે છે, તેમ કર્મ કરનારાઓનું ઐશ્વર્ય પ્રથમ વૃદ્ધિ પામીને પાછું ક્ષીણ થઈ જાય છે[૧૫]. યાજ્ઞવલ્કય મુનિયે આકાશમાં વાંકા સુતરના તાર જેવા નવા ચંદ્રમાને જોઈને એ ચંદ્રમાનું દ્દષ્ટાંત બૃહદારણ્યકમાં વિસ્તારથી કહેલું છે[૧૬]. તેથી અનુમાન થાય છે કે, અગિયાર ઇન્દ્રિયાત્મક આ વિરાટ્દેહ પણ કર્મરૂપી કળા અને ધન, અન્ન આદિ સાહિત્યથી ભરેલો છે, તે જાણે મનોમય સૂત્રાત્મા આપણા દેહાદિવડે મૂર્તિમાન થયેલો છે. હે તાત ! તું એ મૂર્તિમાન વિરાટ્ દેહને પણ સાત્વિક, રાજસ અને તામસ એવાં ત્રિગુણાત્મક

* न कर्मणा न प्रजया धनेन, त्यागेनैके अमृतत्वमानशुः । એ શ્રુતિનો અર્થ. સંશોધક.

કર્મવડે ચંદ્રમા જેવો જાણુ—એટલે તે પણ ચંદ્રની પેઠે વૃદ્ધિ તથા ક્ષય ગુણવાળો છે એમ સમજ[17]. જેમ કમળમાં જળનું બિંદુ રહેલું છતાં કમળથી અલગ છે, તેમ વિરાટ્દેહમાં જે દેવ રહેલો છે તેને ક્ષેત્રજ્ઞ જાણવો. એ ક્ષેત્રજ્ઞ પુરૂષે યોગવડે ચિત્તને જીતેલું છે. અર્થાત્ જેણે યોગવડે ચિત્તને જીતેલું છે તે પુરૂષ પોતાના આત્માને જીવરૂપે નહિ, પણ ક્ષેત્રજ્ઞરૂપે જુએ છે[18]. તમોગુણ, રજોગુણ અને સત્વગુણ, એ ત્રણ જીવના ગુણ છે, માટે જીવને ગુણાત્મક સમજવો. અર્થાત્ કર્તૃત્વાદિ ધર્મ આત્માના ગુણ નથી, માટે અજ્ઞાનથી પુરૂષ જ્યાં સુધી આત્મામાં કર્તૃત્વાદિ ગુણના ધર્મનો આરોપ કરે છે ત્યાં સુધી આત્માને જીવરૂપે જુએ છે. પણ જ્યારે જીવને વિજ્ઞાનરૂપે જુએ છે એટલે જીવમાં વિજ્ઞાન ધર્મનો આરોપ કરે છે ત્યારે જીવને આત્મારૂપે જુએ છે. જ્યારે આત્માને ચૈતન્ય સત્તારૂપે જુએ છે ત્યારે આત્માજ પરમાત્મા છે એમ જાણવું[19]. દેહ અચેતન છતાં, જ્યારે ચેતનાયુક્ત થાય છે ત્યારે તેને જીવના ગુણયુક્ત એટલે “સચેતન” કહે છે. તે સચેતનપણું જીવનો ગુણ છે. જીવ સર્વ દેહને ચેષ્ટાયુક્ત કરે છે તથા જીવયુક્ત કરે છે. એ જીવથી પર વસ્તુ તે છે કે, જેણે ભૂર્લોક, ભુવર્લોક આદિ સાત લોકની કલ્પના કરેલી છે, એમ ક્ષેત્રને જાણનારા યોગીઓ કહે છે. અર્થાત્ પરમાત્મા સત્, ચિત્ અને આનંદરૂપ છે. જેમ ક્રિયાવડે એક ગામથી બીજે ગામ જવાય છે, તેમ ( ગામની પેઠે ) તે બ્રહ્મ ક્રિયાપ્રાપ્ય નથી પણ જ્ઞાનપ્રાપ્ય છે. માટે બ્રહ્મની પ્રાપ્તિના વિષે જ્ઞાન અને કર્મનું એકત્રપણું ઘટતું નથી[20].

॥ सचेतनं जीवगुणं वदन्ति स चेष्टते जीवयते च सर्वम् ॥

॥ ततः परं क्षेत्रविदो वदन्ति प्राकल्पयद्यो भुवनानि सप्त ॥ २० ॥

**इति श्रीमहा० शां० मो० पू० शुकानुप्रश्ने गु० भा० अष्टषष्टितमोऽध्यायः ॥ ६८ ॥**

## અધ્યાય ૬૯ મો—બ્રહ્મચર્યાશ્રમના ધર્મ.

**शुक उवाच** ॥ क्षरात्प्रभृति यः सर्गः सगुणानींद्रियाणि च ॥

॥ बुद्ध्यैश्वर्याभिसर्गोयं प्रधानश्चात्मनः श्रुतम् ॥ १ ॥

શુક કહે છે કેઃ—પ્રધાન પુરૂષથી આરંભીને ચોવીશ તત્વાત્મક સૃષ્ટિ ઇશ્વરથી થયેલી છે અને વિષયોસહિત ઇન્દ્રિયોની સૃષ્ટિ બુદ્ધિના ઐશ્વર્યથી ઉત્પન્ન થયેલી ઉત્તમ સૃષ્ટિ છે એમ મેં સાંભળ્યું છે. અર્થાત્ ભૂતમયી સૃષ્ટિ ઈશ્વરે કરેલી છે તે સર્વને સાધારણ છે અને પ્રત્યેક પુરૂષે પોતાની બુદ્ધિથી જે સૃષ્ટિ કલ્પેલી છે તે જીવકૃત સૃષ્ટિ છે અને તે પ્રત્યેક પુરૂષને અસાધારણ છે. એ વાત પૂર્વે તમારા કહેવાથી મ્હારા જાણવામાં આવી છે[1]. હવે પુનઃ પણ આ લોકમાં યુગ યુગના અનુસારે સત્પુરૂષોનું આચરણ કેવું હોય છે તથા સત્પુરૂષો કયા આચરણવડે જગતમાં વર્તે છે ? તે હું સાંભળવાને ઇચ્છું છું[2]. વેદમાં એમ કહેલું છે કે, કર્મ કરો અને કર્મ તજો. ત્યારે કર્મ કરવાં તે શું અને કર્મ તજવાં તે શું ? તે હું શી રીતે જાણી શકું ? માટે તે મને કહેવું યોગ્ય છે[3]. હું લોકોના આચરણની રીતિને જાણીને, ગુરૂના શાસનથી પવિત્ર થઇને અને ધર્માનુષ્ઠાન કરીને મ્હારી બુદ્ધિને સંસ્કારયુક્ત કરીશ તથા મુક્ત થઇને વૃદ્ધિક્ષયરહિત આત્માના જ્ઞાનને પ્રાપ્ત કરીશ[4]. વ્યાસ કહે છે કેઃ—બ્રહ્મદેવે જે પ્રમાણે પ્રથમથીજ મનુષ્યોની વૃત્તિ નિર્માણ કરેલી છે તે વૃત્તિ પ્રમાણે પૂર્વે થઇ ગયેલા મહર્ષિયોએ આચરણ કરેલું છે. અર્થાત્ કર્મનો યોગ જ્ઞાન સાથે મુક્તિપ્રાપ્તિમાં થતો નથી પણ જ્ઞાનપ્રાપ્તિના સાધનરૂપ કર્મનું આચરણ થઇ શકે છે[5]. મહર્ષિયો બ્રહ્મચર્યરૂપ કર્મવડે

ઉત્તમ લોકને પ્રાપ્ત કરે છે તથા પોતાના કલ્યાણના હેતુરૂપ યજ્ઞાદિને મનવડે આત્મામાં આરોપણ કરે છે[૬]. તે ઋષિયો વનમાં રહીને ફળ તથા મૂળનું ભોજન કરે છે, અત્યંત મોટું તપ કરે છે, પવિત્ર તીર્થોમાં ફરે છે તથા પ્રાણીઓની હિંસા કરતા નથી[૭]. તેઓ સાંબેલાનો શબ્દ ન સંભળાય તથા ધૂમાડો ન થતો હોય તે વખતે-તેવા ઘરમાં સમય પ્રાપ્ત થવાથી ભિક્ષા કરે છે અથવા વાનપ્રસ્થ થઇને વનમાં આશ્રમ બાંધીને રહે છે તથા ત્યાં ધૂમાડો અંતર્ધાન થયા પછી ભોજન કરે છે, એવી રીતે આચરણ કરીને બ્રહ્મલોકને પામે છે[૮]. તે ઋષિયો કોઇની સ્તુતિ કરતા નથી કે, કોઇને નમસ્કાર કરતા નથી, શુભ અને અશુભ બન્નેનો ત્યાગ કરીને અરણ્યમાં એકલા ફરે છે તથા જે મળે તેવડે ભોજન કરીને તૃપ્ત રહે છે[૯]. શુક કહે છે કેઃ—એ તો ખરૂં, પણ "કર્મ કરવું" અને "કર્મ ન કરવું" એવી રીતે વેદનું વચન લોકના કહેવા પ્રમાણે વિરૂદ્ધ દેખાય છે. તેમાંથી એ બન્ને વાકય જો પ્રમાણ હોય તો તે શાસ્ત્ર પરસ્પરવિરોધી હોવાથી શાસ્ત્રજ નથી[૧૦]. જો બન્ને વચન અપ્રમાણ હોય તો શાસ્ત્રજ અપ્રમાણ ઠરશે. બેમાંનું એક વાકય પ્રમાણ હોય તો બીજું અપ્રમાણ વાક્ય કહેનારૂં શાસ્ત્ર પણ પ્રમાણ કહેવાય નહિ. માટે બન્ને વિરૂદ્ધ વાકયો શી રીતે પ્રમાણ થઈ શકે? તે હું સાંભળવાને ઇચ્છુંછું. હું એટલું સાંભળવાને ઇચ્છુંછું કે, કર્મની સાથે જ્ઞાનનો અવિરોધ થઇને મોક્ષપ્રાપ્તિ શી રીતે થાય?[૧૧]. ભીષ્મ કહે છે કેઃ-ગંધવતી (સત્યવતી)ના પુત્ર, અત્યંત તેજવાળા વ્યાસે પોતાના પુત્રનું એવું વચન સાંભળીને તથા તેના વાકયની પ્રશંસા કરીને આ પ્રમાણે કહ્યું[૧૨]. વ્યાસ કહે છે કેઃ—બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને ભિક્ષુક, એ સર્વ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આચરણ કરે તો ઉત્તમ ગતિને પામે છે[૧૩]. અથવા કોઈ પુરૂષ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે એ ચારે આશ્રમનું સેવન કરે તથા કામ અને દ્વેષથી રહિત થાય તો તેની બુદ્ધિ પરમાત્માના વિષે યોગ્ય થાય છે[૧૪]. બ્રહ્મને પોહોંચવાને ચાર આશ્રમરૂપ ચાર પગથીઆવાળી નીસરણી છે, પુરૂષ તે નીસરણી ઉપર ચઢીને બ્રહ્મલોકમાં સન્માનને પામે છે[૧૫]. ધર્મ અને અર્થમાં કુશળ એવા પુરૂષે પોતાના આયુષ્યનો ચોથો ભાગ બ્રહ્મચર્યમાં ગાળવો તથા કોઇની અસૂયા (પરોત્કર્ષ ન સહન થવો તેને અસૂયા કહે છે) કર્યા સિવાય ગુરૂની પાસે અથવા ગુરૂના પુત્રની પાસે નિવાસ કરીને રહેવું[૧૬]. (ગુરૂના ઘેર નિવાસ કરવાની રીતિ આ પ્રમાણે છે.) દર્ભની સાદડી ઉપર કે, પૃથ્વી ઉપર પથારી કરીને સૂઈ રહેવું તથા સર્વની પેહેલાં જાગવું. જાગ્યા પછી શિષ્યે અથવા દાસે ગુરૂના ઘરનું જે કામ કરવા જેવું હોય તે સર્વ કરવું. સર્વ કામ ચપળતાથી પૂરૂં કરીને ગુરૂની પાસે જઈને ઉભા રહેવું. બ્રહ્મચારીએ (શિષ્યે) ગુરૂના ઘેર જે કર્મ ચાકરને કરવાં ઘટે તે સર્વ કર્મ કરવાં યોગ્ય છે માટે ચાકરની પેઠે સર્વ આજ્ઞાઓને મસ્તકપર ચઢાવવી અને "મને અમુક નથી આવડતું" કે "મ્હારાથી અમુક નહિ થાય" એમ કહેવું નહિ સર્વ કર્મમાં કુશળ થવું[૧૭,૧૮]. જ્યારે ગુરૂનાં ઘરનાં સમગ્ર કર્મ પૂરાં થાય ત્યારે અભ્યુદયની ઇચ્છાવાળા શિષ્યે, પછી ગુરૂની પાસે અધ્યયન કરવું[૧૯]. શિષ્યે ચતુર થવું અને કોઇના ઉપર અપવાદ મૂકવાની ટેવ ન રાખવી. ગુરૂ જ્યારે જ્યારે બોલાવે ત્યારે ત્યારે તેમની પાસે હાજર રહેવું. શિષ્યે નિરંતર પવિત્ર, ડાહ્યા અને ગુણવાન થવું. ગુરૂને પ્રિય હોય તેવું વચનજ બોલવું. શિષ્યે જીતેંદ્રિય થઇને તથા સ્થિર ચિત્તવાળા થઈને નેત્રવડે ગુરૂનાં દર્શન કરવાં[૨૦]. ગુરૂએ ભોજન કર્યું ન હોય તો ભોજન કરવું નહિ, ગુરૂએ જળપાન આદિ પાન ન કર્યું હોય તો કાંઇ પીવું નહિ, ગુરૂ બેઠા ન હોય તો બેસવું નહિ તથા ગુરૂ સૂતા ન હોય તો સૂવું નહિ[૨૧]. હાથ છત્તા રાખીને જેમ કોમળ સ્પર્શ લાગે તેમ ગુરૂના ચરણને

બન્ને હાથવડે ચાંપવા. જમણા હાથવડે જમણો ચરણ અને ડાબા હાથવડે ડાબો ચરણ ચાંપવો[22]. ગુરૂને પ્રથમ પ્રણામ કરીને બોલવું કે,–હે ભગવન્! મને અધ્યયન કરાવો, હે ભગવન્! આ કામ મેં કર્યું છે અને આ કામ હું કરવાનો છું[23]. હે મહારાજ! હવે વળી તમે જે કામની આજ્ઞા કરશો તે કરીશ. એ પ્રમાણે સર્વ કર્મ વિષે ગુરૂની આજ્ઞા લઈને તથા યથાયોગ્ય ગુરૂને નિવેદન કરીને ગુરૂનાં કાર્ય કરવાં અને કાર્ય કર્યા પછી "સર્વ કાર્ય કર્યાં છે" એવી રીતે ગુરૂને નિવેદન કરવું. એ રીતે વર્તન કરતાં જ્યારે અધ્યયન પૂરૂં થાય અને બ્રહ્મચારીનું કૃત્ય સમાપ્ત થાય ત્યારે જે રસ અને જે ગંધનું બ્રહ્મચારી સેવન કરતા નથી તે સર્વ રસ અને ગંધનું બ્રહ્મચારીએ ગુરૂકુળમાં નિવાસ પૂરો કર્યા પછી સેવન કરવું, એવો ધર્મશાસ્ત્રમાં નિશ્ચય કરેલો છે. વળી બ્રહ્મચારીના જે નિયમો શાસ્ત્રમાં વિસ્તારથી કહેલા છે તે સર્વ નિરંતર પાળવા તથા નિરંતર ગુરૂની પાસે રહેવું. એ પ્રમાણે ગુરૂની પ્રીતિ સંપાદન કરીને પછી શિષ્યે ગુરૂ પ્રસન્ન થાય તેવી ભેટ પોતાની શકિત પ્રમાણે ગુરૂને આપીને બ્રહ્મચર્ય આશ્રમમાંથી ગૃહસ્થાશ્રમ આદિ આશ્રમમાં શાસ્ત્રોકત વિધિ પ્રમાણે જવું અને તેમાં કહેલાં કર્મ કરવાં. એવી રીતે વેદમાં કહેલાં વ્રત અને ઉપવાસ કરતાં આયુષ્યનો ચોથો ભાગ વીતી જાય ત્યાં સુધી ગુરૂકુળમાં નિવાસ કર્યા પછી ગુરૂને વિધિ પ્રમાણે ગુરૂદક્ષિણા આપીને પોતાના ઘેર પાછા જવું[24-29]. ઘેર ગયા પછી ધર્મ પ્રમાણે પ્રાપ્ત કરેલી સ્ત્રીસહિત યત્નવડે અગ્નિનું ઉત્પાદન કરીને–અગ્નિહોત્ર ધારણ કરીને આયુષ્યના બીજા ભાગમાં ગૃહસ્થાશ્રમી તથા વ્રત આદિનું આચરણ કરનારા થવું[30].

॥ धर्मलब्धैर्युतो दारैरग्नीनुत्पाद्य यत्नतः । द्वितीयमायुषो भागं गृहमेधी भवेद् व्रती ॥ ३० ॥

इति श्रीमहा० शां० मो० पृ० गु० भा० शुकानुप्रश्ने एकोनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥

## અધ્યાય ૭૦ મો–ગૃહસ્થાશ્રમના ધર્મ.

व्यास उवाच ॥ द्वितीयमायुषो भागं गृहमेधी गृहे वसेत् ।

॥ धर्मलब्धैर्युतो दारैरग्नीनाहृत्य सुव्रतः ॥ १ ॥

વ્યાસ કહે છે કે:—ધર્મ પ્રમાણે પ્રાપ્ત કરેલી સ્ત્રીસહિત અગ્નિને ધારણ કરીને રૂડી રીતે વ્રત આચરનારા પુરૂષે આયુષ્યના બીજા ભાગમાં ગૃહસ્થાશ્રમી થઇને ઘેર રહેવું[1]. પંડિતોએ ગૃહસ્થની વૃત્તિયો ચાર પ્રકારની કહેલી છે. *કુસૂલધાન્ય પ્રથમ વૃત્તિ છે અથવા બીજો પ્રકાર એ છે કે, ગૃહસ્થે ઘડા ભરીને અન્નનો સંચય કરવો તથા તે થઈ રહે ત્યારે બીજું પ્રાપ્ત પ્રાપ્ત કરવું[2]. અશ્વસ્તન વૃત્તિનો ત્રીજો પ્રકાર છે. એટલે એક દિવસ ચાલે એટલા અન્નનો સંચય કરવો. ચોથો પ્રકાર કાપોતી વૃત્તિ અથવા શિલોંચ્છ વૃત્તિ છે એટલે ખળવાડ વગેરેમાંથી ખેડૂતો ધાન્ય લઈ ગયા પછી, પડી રહેલા દાણા વીણીને તેવડે પોતાનો નિર્વાહ કરવો. જો ધર્મ પ્રમાણે આચરવામાં આવે તો, એ ચાર પ્રકારમાંથી પેહેલા કરતાં બીજો ઉત્તમ છે, તેથી ત્રીજો ઉત્તમ છે અને તેથી ચોથો ઉત્તમ છે, એટલે તેથી સર્વોત્તમ ધર્મ પ્રાપ્ત થાય છે[3]. ગૃહસ્થોમાંથી કોઈ ગૃહસ્થ યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, અધ્યયન કરવું, અધ્યયન કરાવવું તથા દાન આપવું અને લેવું, એવાં છ કર્મવડે નિર્વાહ કરે છે અને વળી અન્ય ગૃહસ્થ યજ્ઞ કરવો, અધ્યયન કરવું તથા દાન કરવું, એ ત્રણ કર્મવડે નિર્વાહ કરે છે. વાનપ્રસ્થ અધ્યયન

* કુસૂલ એટલે કોઠીઓ ભરીને ગૃહસ્થે અન્ન સંચય કરવું તથા તેવડે કુટુંબનો નિર્વાહ કરવો એ ગૃહસ્થની પ્રથમ વૃત્તિ છે.

અને દાન એ બે કર્મ કરે છે તથા ચતુર્થાશ્રમવાળો પુરૂષ પ્રણવનું ઉપાસન કરીનેજ નિર્વાહ કરે છે[૪]. ગૃહસ્થાશ્રમમાં આચરવા યોગ્ય મોટાં મોટાં વ્રત શાસ્ત્રમાં કહેલાં છે, તેમાંનાં કેટલાંક આ સ્થળે કહીએ છીએ. ગૃહસ્થે પોતાનાજ અર્થે અન્ન રાંધવું નહિ. યજ્ઞાદિ કર્મના પ્રયોજન વિના મિથ્યા પશુનો વધ કરવો નહિ[૫]. બકરા વગેરે પ્રાણીનું અથવા પીંપલા વગેરે વનસ્પતિનું છેદન યજુર્વેદના મંત્ર વિના કરવું યોગ્ય નથી; અર્થાત્ યજ્ઞના અર્થેજ મંત્ર-પુરઃસર તેનું છેદન થવું જોઇએ, પણ માત્ર ભક્ષણના અર્થે તેનું છેદન થવું યોગ્ય નથી. ગૃહસ્થે કોઈ વખત દિવસે શયન કરવું નહિ, તેમ પહેલી રાત્રિએ અને પાછલી રાત્રિએ પણ શયન કરવું નહિ[૬]. ભોજનના જે બે સમય મુકરર કરેલા છે તે વિના વચમાં કાંઈ ભક્ષણ કરવું નહિ. ઋતુ પ્રાપ્ત થયા પછી સોળ દિવસ સુધી સ્ત્રીઓને ઋતુકાળ ગણાય છે તે ઋતુ-કાળ સિવાય સ્ત્રીને પોતાની પાસે મૈથુનાર્થે બોલાવવી નહિ. ગૃહસ્થના ઘરમાં આવેલો બ્રાહ્મણ પૂજન પામ્યા વિનાનો તથા ભોજન કર્યા વિનાનો રહેવો જોઈએ નહિ. વળી ગૃહસ્થે અતિથિયોનું પૂજન કરવું[૭]. જે અતિથિયો નિરંતર હવ્ય તથા કવ્યને ધારણ કરે છે, જે અતિથિયો વેદવિદ્યામાં અને વ્રતમાં પારંગત છે તથા જેઓ શ્રોત્રિય અને ચારે વેદમાં પારંગત છે તે અતિથિયોનું પૂજન કરવાથી દેવતાઓ તથા પિતૃઓ પ્રસન્ન થાય છે[૮]. જે અતિથિઓ સ્વધર્મથી જીવન કરનારા હોય, દમગુણયુક્ત હોય, ક્રિયાવાળા હોય અને તપસ્વી હોય તે અતિથિયોના પૂજનના અર્થે હવ્ય અને કવ્ય શાસ્ત્રમાં કહેલું છે[૯]. જે પુરૂષે દંભના અર્થે* નખ, લોમ આદિ વધાર્યા હોય, જે પુરૂષ પોતાના ધર્મને પ્રસિદ્ધ કરવાનું બહાનું ધારણ કરીને ફરતો હોય, જેણે શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરીને અગ્નિહોત્રનો ત્યાગ કર્યો હોય તથા જેણે ગુરૂની સાથે ઠગાઈ કરી હોય તેવા તથા ચાંડાલાદિ સર્વ પ્રાણીઓનો આ ગૃહસ્થા-શ્રમમાં વિભાગ છે; અર્થાત્ ગૃહસ્થ પાસેથી તેઓને ટુકડો મળવો જોઇએ. વળી જેઓ અન્ન રાંધતા નથી એવા બ્રહ્મચારી તથા સંન્યાસી વગેરેને પણ ગૃહસ્થે અન્ન આપવું[૧૦.૧૧]. ગૃહસ્થ પુરૂષે નિરંતર યજ્ઞ કરીને ભોજન કરવું કેમ કે, તે અમૃત ભોજન કહેવાય છે. યજ્ઞનું શેષ અમૃત છે અને હવિ (હુતદ્રવ્ય) સહિત ભોજન કરવું તે પણ અમૃત છે[૧૨]. ગૃહસ્થે વિઘસાશી થવું. પોતાના પોષ્ય વર્ગને ભોજન કરાવ્યા પછી જે ભોજન કરે છે તે "વિઘસાશી" કહેવાય છે અને યજ્ઞ કરતાં શેષ રહેતા અન્નને "અમૃત" કહે છે[૧૩]. ગૃહસ્થે પોતાની સ્ત્રીના વિષેજ આસક્ત થવું, તેણે ઇન્દ્રિયોનું દમન કરીને કબજામાં રાખવી તથા કોઈની મોટાઇ જોઇને અદેખાઇ કરવી નહિ. વળી ગૃહસ્થ પુરૂષે ઋત્વિક, પુરોહિત, આચાર્ય, મામો, અતિથિ, આશ્રિત, વૃદ્ધ, બાળક, રોગી, વૈદ્ય, જ્ઞાતિજન, સંબંધી, બાંધવ, માતા, પિતા, સગોત્ર સ્ત્રીઓ, ભાઇ, પુત્ર, પોતાની સ્ત્રી, દીકરી અને દાસવર્ગ, એટલાની સાથે વિવાદ (તકરાર) કરવો નહિ કેમ કે, તેમાંથી કલહ ઉપજે છે, માટે એટલાઓની સાથે જે સંવાદ કરતો નથી, તે સર્વ પાપથી મુક્ત થાય છે[૧૪-૧૬]. એટલાઓવડે જે જય પામે છે તે સર્વ લોકને જીતે છે એમાં સંશય નથી. આચાર્ય બ્રહ્મલોકનો સ્વામી છે. પિતા પ્રજાપતિના લોકનો સ્વામી છે[૧૭]. અતિથિ ઇન્દ્ર લોકનો સ્વામી છે. ઋત્વિજ દેવલોકનો સ્વામી છે. કુળની સ્ત્રીઓ અપ્સરાના લોકની અધિષ્ઠાત્રી છે. જ્ઞાતિની સ્ત્રીઓ વિશ્વેદેવોના લોકની અધિષ્ઠાત્રીઓ છે[૧૮]. સંબંધી અને બાંધવો દિશાઓના સ્વામી છે. માતા અને મામા આદિ પૃથ્વીના સ્વામી છે. બાળક, રોગી, વૃદ્ધ અને કૃશ, આકાશના સ્વામી છે[૧૯]. મોટો ભાઈ પોતાના પિતાની બરોબર છે. પોતાનાં સ્ત્રી અને પુત્ર પોતાનાં અંગ છે. સેવકવર્ગ પોતાની છાયા છે અને દીકરી

* એટલે કે, પોતે જે કાંઈ અનુષ્ઠાન-જપ વગેરે કરતો હોય તેની પ્રસિદ્ધિના અર્થે. સંશોધક.

પરમ દીનસ્વરૂપ ગાય સમાન છે. અર્થાત્ એ સર્વનું તે પ્રમાણે ગણીને પોષણ કરવું[20]. અને એટલાજ માટે એ સર્વમાંથી કોઈ એક, બે કે, સર્વ મળીને ગૃહસ્થ પુરૂષનો અધિક્ષેપ કરે-ઠપકો દે કે, આળ આપે તો ક્રોધથી તપી ન જતાં સહન કરવું. જે પુરૂષ ગૃહસ્થાશ્રમના ધર્મમાં આસકત હોય, વિદ્વાન હોય, ધર્મશીળ હોય તથા જેણે શ્રમને જીતેલો હોય તેવા ધર્મવાળા પુરૂષે અગ્નિહોત્રાદિ કર્મ દ્રવ્યના અર્થે કરવાં નહિ કે, બીજા પણ એવા ધર્મ દ્રવ્યના અર્થે આચરવા નહિ. ગૃહસ્થની ત્રણ વૃત્તિયો છે તેમાંથી ઉત્તરોત્તર વૃત્તિયો અત્યંત કલ્યાણકારી કહેલી છે. એ વૃત્તિયોનું આચરણ કર્યાથી ચાતુરાશ્રમ્યનું ફળ મળે છે. અભ્યુદયની ઇચ્છાવાળાએ એ વૃત્તિયોના જેમ નિયમો કહેલા છે તેમ વર્તવું[21-23]. તથા કુંભધાન્ય (ઘડો ભરીને ધાન્ય રાખવું), દાણા વીણીને ખાવું અથવા યદચ્છાથી મળે તે ઉપર નિર્વાહ કરવો. જે દેશમાં એવા યોગ્ય પુરૂષો વસતા હોય તે રાજ્યની વૃદ્ધિ થાય છે[24]. એવો પુરૂષ પોતાના પૂર્વના દશ પિતામહ પુરૂષોને તથા પોતાની પછી થનારા દશ પુરૂષોને પવિત્ર કરે છે. જે પુરૂષ મનમાં કલેશ પામ્યા વિના ગૃહસ્થની તે વૃત્તિયોને અનુસરે છે[25]. તે માંધાતા આદિ ચક્રવર્તી રાજાઓના સરખી ઉત્તમ ગતિને પામે છે અથવા જીતેંદ્રિય પુરૂષો જે ગતિને પામે છે તેવી તેઓની ગતિ થાય છે[26]. ઉદાર મનવાળા ગૃહસ્થ લોકોને સ્વર્ગલોક હિતકર છે માટે તેઓને વિમાનયુકત અત્યંત રમણીય સ્વર્ગલોક પ્રાપ્ત થાય છે[27]. ગૃહસ્થાશ્રમમાં નિયમ પ્રમાણે સ્થિતિ કરીને વર્તનારા પુરૂષને સ્વર્ગલોક મળે છે કેમ કે, બ્રહ્મદેવે સ્વર્ગ લોકની ઉત્પત્તિનું કારણ ગૃહસ્થાશ્રમને ઉત્પન્ન કર્યો છે માટે જે પુરૂષ, તે આશ્રમને અનુસરે છે તે પુરૂષ, ક્રમે કરીને ગૃહસ્થાશ્રમને પામ્યા પછી સ્વર્ગલોકમાં પૂજાય છે[28]. એ ગૃહસ્થાશ્રમ કરતાં શ્રેષ્ઠ પરમ ઉદાર ત્રીજો આશ્રમ કહ્યો છે. તે આશ્રમ શરીરનું શોષણ કરીને અસ્થિ તથા ચર્મમાત્ર શરીરને ધારણ કરનારા, વનમાં રહેનારા તપસ્વી કે, જેઓ વનમાં રહીને તથા તપ કરીને દેહનો ત્યાગ કરે છે તેઓનો છે. હું તે વાનપ્રસ્થ આશ્રમના ધર્મ તને કહું તે સાંભળ[29].

॥ अतः परं परममुदारमाश्रमं तृतीयमाहुस्त्यजतां कलेवरम् ॥
॥ वनौकसां गृहपतिनामनुत्तमं श्रृणुष्व संश्लिष्टशरीरकारिणाम् ॥ २९ ॥

**इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शुकानुप्रश्ने सप्ततितमोऽध्यायः ॥ ७० ॥**

---

## અધ્યાય ૭૧ મો-વાનપ્રસ્થ તથા સંન્યાસાશ્રમ ધર્મનિરૂપણ.

**भीष्म उवाच ॥ प्रोक्ता गृहस्थवृत्तिस्ते विहिता या मनीषिभिः ॥**
**॥ तदनंतरमुक्तं यत्तन्निबोध युधिष्ठिर ॥ १ ॥**

ભીષ્મ કહે છે કે:—બુદ્ધિમાન પુરૂષોએ કહેલી ગૃહસ્થની વૃત્તિ મેં તને કહી, હે યુધિષ્ઠિર! તે પછી વ્યાસે શુક મુનિને જે કહ્યું તે હું તને કહુ છું, તે સાંભળ[1]. પૂર્વે કહેલી ગૃહસ્થવૃત્તિમાં પણ સ્રીસહિત વ્રત કરવાનાં કહેલાં છે તેથી જેઓ ખેદ પામીને, ગૃહસ્થાશ્રમનો પણ તિરસ્કાર કરીને તથા ત્રીજી કાપોતી (કપોતની પેઠે દાણા વીણી ખાવાની) વૃત્તિનો પણ તિરસ્કાર કરીને ત્રીજો વાનપ્રસ્થાશ્રમ ધારણ કરીને રહે છે તેઓની વૃત્તિ હું તને કહું છું. હે પુત્ર! ત્હારૂં કલ્યાણ થાઓ, ગૃહસ્થાશ્રમનો પ્રથમ અંગીકાર કર્યા પછી જેમાં પુરૂષ પ્રવૃત્ત થયેલો છે એવા તથા જેઓએ પવિત્ર દેશમાં નિવાસ કરેલો છે એવા સર્વ લોકના તથા સર્વ આશ્રમના આશ્રયરૂપ વાનપ્રસ્થાશ્રમમાં વર્તનારના ધર્મ હું તને કહું છું તે સાંભળ[2-7]. વ્યાસ કહે છે કે:-ગૃહસ્થ પુરૂષ જ્યારે પોતાના શરીર ઉપર કરચલીઓને

તથા વાળને ધોળા થયેલા દેખે, તેમજ જ્યારે પુત્રના પુત્રને દેખે ત્યારે તેણે (ગૃહસ્થે) વનમાં જઇને નિવાસ કરવો[૪]. પોતાના આયુષ્યના ત્રીજા ભાગમાં વાનપ્રસ્થાશ્રમ ધારણ કરીને ત્યાં વસવું અને ગૃહસ્થાશ્રમ ધારણ કરતી વખતે જે અગ્નિ લીધેલો હોય તે અગ્નિનું તથા દેવતાઓનું સેવન કરવું[૫]. વાનપ્રસ્થાશ્રમીએ નિયમમાં રહેવું તથા નિયમિત આહાર કરવો. પોતાના આહારના છ વિભાગ કરીને તે માંહેના પાંચ દેવ, પિતૃ, અતિથિ, ભૂત તથા જંતુઓને આપીને છઠ્ઠા ભાગનું પોતે ભોજન કરવું. સાવધ રહેવું. આળસ્યાદિથી કર્મનો લોપ કરવો નહિ. ગૃહસ્થાશ્રમમાં જેવા અગ્નિહોત્ર, ગાયો અને યજ્ઞનાં સર્વ અંગ હતાં તેવાંજ આ આશ્રમમાં પણ રાખવાં[૬]. આ આશ્રમમાં પણ પંચ મહાયજ્ઞ કરવા અથવા અગ્નિહોત્ર, દર્શશ્રાદ્ધ, પૂર્ણમાસી શ્રાદ્ધ, ચાતુર્માસ્ય યજ્ઞ અને પશુયાગ ઈત્યાદિ યજ્ઞ કરવા તથા હળવડે નહિ ખેડેલાં ડાંગર, જવ, નમાર વગેરે પવિત્ર હુતદ્રવ્યની આહુતિ આપવી[૭]. વાનપ્રસ્થાશ્રમમાં પણ ગાર્હસ્થ્યની પેઠે જીવિકાના અર્થે ચાર વૃત્તિયો કહેલી છે. કેટલાક વાનપ્રસ્થાશ્રમવાળા તત્કાળ અન્ન લાવીને નિર્વાહ કરે છે, કેટલાક એક માસ ચાલે તેટલા અન્નનો સંગ્રહ કરે છે[૮], કેટલાક એક વરસ ચાલે તેટલા અન્નનો સંગ્રહ કરે છે અને કેટલાક બાર વરસ ચાલે તેટલા અન્નનો સંગ્રહ કરે છે. વાનપ્રસ્થાશ્રમીઓ ઉપર્યુક્ત સંગ્રહ અતિથિનું પૂજન કરવાને માટે અથવા યજ્ઞ કરવાને માટે કરે છે[૯]. તેઓ વર્ષાઋતુમાં આકાશ તરફ દૃષ્ટિ કરીને તપ કરે છે, હેમંત ઋતુમાં જળમાં પ્રવેશ કરીને તપ કરે છે, ગ્રીષ્મ ઋતુમાં પંચાગ્નિ તાપે છે અને નિરંતર નિયમિત ભોજન કરે છે[૧૦]. કેટલાક પૃથ્વી ઉપર લોટે છે, કેટલાક ચરણની એડી ઉપર કે, અંગુઠા ઉપર ઉભા રહે છે, કેટલાક એક સ્થળમાં બેસી રહીને જે અન્ન આકાશવૃત્તિથી પ્રાપ્ત થાય તે ઉપર નિર્વાહ કરે છે, કેટલાક ત્રણ કાળ સ્નાન કરે છે[૧૧]. કેટલાક દાંતનેજ ખાંડણી-સાંબેલું માનીને અનાજને ઝાડકયા ખાંડયા વિનાજ ભક્ષણ કરીને ચલાવે છે. કેટલાક પથરાવડે ફળ, મૂળ કે, અનાજને છૂંદીનેજ ભક્ષણ કરે છે. કેટલાક દાંતનેજ ઘંટી માનીને આખું અનાજ ચાવીને નિર્વાહ કરે છે, કેટલાક શુકલપક્ષમાં એકવાર જાવળી (રાબડી) અને કઢીજ પીએ છે[૧૨]. કેટલાક કૃષ્ણપક્ષમાં પીએ છે, કેટલાક દૈવયોગથી જે મળ્યું તેનુંજ ભક્ષણ કરીને ચલાવે છે, કેટલાક મૂળ ખાઇને, કેટલાક ફળ ખાઇને અને કેટલાક દૃઢ વ્રતવાળા વાનપ્રસ્થ પુરૂષો પુષ્પ ભક્ષણ કરીને ચલાવે છે[૧૩]. એ રીતે વાનપ્રસ્થ આશ્રમમાં રહેલા પુરૂષો યથાન્યાય નિર્વાહ કરે છે. બુદ્ધિમાન વાનપ્રસ્થ દીક્ષાવાળા પુરૂષોની એવી બીજી પણ અનેક પ્રકારની દીક્ષાઓ છે[૧૪]. ચોથા આશ્રમમાં કહેલો ઉપનિષદોકત ધર્મ સર્વ આશ્રમમાં સાધારણ છે, તે વાનપ્રસ્થ આશ્રમમાં પણ સાધારણ છે. તે વાનપ્રસ્થ આશ્રમમાં તથા ગૃહસ્થાશ્રમમાં પણ સાધારણ ધર્મ છે. (એ ધર્મ એવો છે કે, શાંત, દાંત, ઉપરતિવાળો, તિતિક્ષાયુક્ત (સહનશીલ) અને એકાગ્ર થઇને આત્માના વિષેજ આત્માને જોવો)[૧૫]. હે તાત ! આ યુગમાં જ સર્વ અર્થને જાણનારા બ્રાહ્મણોએ એ ધર્મને અંગીકાર કર્યો છે તેથી તે સર્વ વર્ણમાં સાધારણ થઈ ગયો છે. અગસ્ત્ય, સપ્ત ઋષિયો, મધુચ્છંદ, અઘમર્ષણ, સાંકૃતિ, સુદિવાતંડી, યથાવાસ, અકૃતશ્રમ, અહોવીર્ય, કાવ્ય, તાંડચ, મેધાતિથિ, બુધ, બળવાન, કર્ણનિર્વાક, શૂન્યપાલ અને કૃતશ્રમ ઈત્યાદિ ઋષિયોએ વાનપ્રસ્થ ધર્મને આચર્યો છે તથા તેથી તેઓ સ્વર્ગને પામ્યા છે[૧૬-૧૮]. હે તાત ! ઉગ્ર તપ કરનારા તથા ધર્મના વિષે નિપુણતાને જાણનારા ઋષિયોમાંથી પ્રત્યક્ષ ધર્મવાળા અનેક ભિક્ષુ સમુદાય તથા બીજા પણ ઘણા બ્રાહ્મણો વનમાં ગયા છે. વૈખાનસ, વાલખિલ્ય, સૈકત અને બીજા પણ ઘણા કર્મ કરીને તથા કષ્ટ વેઠીને નિરંતર ધર્મને પાળતા હતા, ઇન્દ્રિયજીત હતા અને તે સર્વ ઋષિયો કે, જેઓના સંકલ્પ સિદ્ધ થતા હતા

એવા પ્રત્યક્ષ સિદ્ધિવાળા તેઓ વનમાં ગયા અને ઉત્તમ ગતિને પામ્યા છે[૧૯-૨૧]. એ ઉત્તમ ગતિ કયી છે? એમ પૂછશો તો,-નક્ષત્ર, ગ્રહ અને તારાઓથી ભિન્ન જે તેજના સમુદાય દેખાય છે તે એઓનાં સ્થાન છે. હવે વાનપ્રસ્થ આશ્રમમાં તપ કરતાં કરતાં જ્યારે વૃદ્ધાવસ્થાથી શરીર છેક ક્ષીણ થઇ જાય તથા વ્યાધિવડે શરીર પીડિત થાય ત્યારે આયુષ્યના ચોથા ભાગમાં વાનપ્રસ્થાશ્રમનો ત્યાગ કરવો. પછી એક દિવસમાં સાધ્ય થાય એવી પ્રાજાપત્ય કે, ત્રૈધાતવી ઇષ્ટિ કરવી તથા સર્વ વેદ એકજ દક્ષિણા કલ્પવી. પછી જીવતશ્રાદ્ધ કરવું અને આત્માના વિષે સ્થિતિ કરવી. તેમજ પોતાના આત્માવડેજ વિરામ પામવો અને પોતાનોજ આશ્રય લેવો. અર્થાત્ સ્ત્રી આદિથી આનંદ મેળવવાની કે, રાજા આદિથી આશ્રય મેળવવાની ઇચ્છા કરવી નહિ. પછી આત્માના વિષે સર્વ અગ્નિનું સમારોપણ કરીને સર્વ પરિગ્રહનો ત્યાગ કરવો. જો ત્યાગ કરવા જેવો તીવ્ર વૈરાગ્ય ન હોય તો તત્કાળ થઇ શકે તેવા બ્રહ્મયજ્ઞ, ઇષ્ટિયો, દર્શ, પૌર્ણમાસ, મિત્રવિંદાદિક યજ્ઞ સર્વદા કરવા અને એ યજ્ઞ જ્યાં સુધી યજ્ઞ કરનારાને આત્મયજ્ઞ ( યોગાભ્યાસ ) પ્રાપ્ત થાય ત્યાં સુધી કરવા. જ્યાં સુધી દેહનો પાત થાય ત્યાં સુધી ગાર્હપત્ય અગ્નિને હૃદયમાં ધારણ કરવો, અન્વાહાર્ય અગ્નિને મનમાં ધારણ કરવો અને આહવનીય અગ્નિને મુખમાં ધારણ કરવો. અર્થાત્ અગ્નિનો ત્યાગ કરીને તે (અગ્નિ)ને પોતાના દેહના વિષે કલ્પવો તથા પ્રાણાગ્નિહોત્ર વિધિથી પ્રાણાદિ પંચ વાયુને યજુર્મંત્રવડે પાંચ કે, છ આહુતિયો આપીને ભોજન કરવું. ભોજન કરવાના અન્નને નિંદવું નહિ[૨૨-૨૬]. પછી વાનપ્રસ્થે કેશ, લોમ અને નખ મુંડાવી નાંખવા. એ રીતે વાનપ્રસ્થ આશ્રમમાંથી કર્મવડે પવિત્ર થયેલો પુરૂષ ચતુર્થાશ્રમમાં જઇ શકે છે[૨૭]. જે દ્વિજ સર્વ પ્રાણીને અભયદાન આપીને સંન્યસ્ત ધારણ કરે છે તેને તેજોમય લોક પ્રાપ્ત થાય છે તથા મરણ પછી મુક્તિને પામે છે[૨૮]. સંન્યાસ આશ્રમમાં રહેલો આત્મજ્ઞાની પુરૂષ અત્યંત શીલવૃત્તિવાળો, જેનાં પાપ જતાં રહ્યાં છે, જે આ લોકમાં તથા પરલોકમાં પણ કાંઈ કર્મ કરવાને ઇચ્છતો નથી, જેને ક્રોધ કે, મોહ નથી તથા જેણે સંધિ અને વિગ્રહ બન્નેનો ત્યાગ કરેલો છે એવો ઉદાસીન વૃત્તિવાળો થાય છે[૨૯]. સંન્યસ્ત ધારણ કરનારો પુરૂષ અહિંસા, સત્ય, અસ્તેય (અચૌર્ય), બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, એવા પાંચ યમ તથા શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વિરપ્રણિધાન, એવા પાંચ નિયમ પાળતાં કલેશ પામતો* નથી તથા સંન્યાસી શાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણે મંત્રપુરઃસર શિખા અને યજ્ઞોપવીતને જળમાં નાખીને આ લોકમાં અને પરલોકમાં પરાક્રમવાળો થાય છે. તે પોતાની ઇચ્છામાં આવે ત્યાં સુધી જીવીને તત્કાળ મુક્તિને પામે છે અથવા ક્રમે કરીને મુક્તિને પામે છે. કેમ કે, તે આત્માને જાણનારો હોય છે તથા ધર્મમાં તત્પર અને જીતેન્દ્રિય હોય છે માટે તેને યથેષ્ટ ગતિ પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી[૩૦]. એ રીતે વાનપ્રસ્થાશ્રમ પછી પરમ શ્રેષ્ઠ, જેમાં અત્યંત ઉત્તમ ગુણો રહેલા છે એવો, ત્રણે આશ્રમોની અપેક્ષાથી સર્વોપરી, ઉત્તમ અને છેલ્લામાં છેલ્લી સર્વોત્તમ ગતિરૂપ ચતુર્થાશ્રમ સર્વથી મોટો કહેલો છે. એ આશ્રમનું હું તને નિરૂપણ કરી બતાવું છું તે તું સાંભળ[૩૧].

॥ ततः परं श्रेष्ठमतीव सद्गुणैरधिष्ठितं त्रीनधिवृत्तिमुत्तमम् ॥

॥ चतुर्थमुक्तं परमाश्रयं शृणु प्रकीर्त्यमानं परमं परायणम् ॥ ३१ ॥

इति श्रीमहा० शां० मो० गु० भा० शुकानुप्रश्ने एकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

---

* પાતંજલ યોગશાસ્ત્રમાં જે અષ્ટાંગ યોગ સાધન બતાવ્યાં છે. તેમાં પ્રથમ આ બે યમ તથા નિયમ વર્ણવેલા છે. "तत्राऽहिंसासत्यास्तेयब्रह्मचर्या [illegible] यमाः। शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः" ॥ સંશોધક.

## અધ્યાય ૭૨ મો–જ્ઞાનીનાં લક્ષણ.

**श्रीशुक उवाच ॥** वर्तमानस्तथैवात्र वानप्रस्थाश्रमे यथा ।
॥ योक्तव्योत्मा कथं शक्त्या वेद्यो वै कांक्षता परम् ॥ १ ॥

*શ્રી શુક કહે છે કે:–વાનપ્રસ્થાશ્રમમાં જેમ વર્તવાનું કહેલું છે તેમ યજ્ઞાદિ કર્મ કરીને વર્તતાં પોતાની શક્તિપ્રમાણે આત્માનો યોગ શી રીતે કરવો ?–પરમ તત્વને જાણવાની ઈચ્છાવાળા છતાં પણ વાનપ્રસ્થે પરમાત્માને શી રીતે જાણવો ? (એ શંકા છે)[1]. વ્યાસ કહે છે કે:–બ્રહ્મચર્ય અને ગાર્હસ્થ્ય એ બે આશ્રમથી સંસ્કાર પામીને તથા અંતઃકરણની શુદ્ધિ કરીને વાનપ્રસ્થ આશ્રમમાં યોગનો અભ્યાસ કરવો. હું તને તેનો સરળ માર્ગ કહું છું કે, સંસ્કાર પામેલા પુરૂષે જે પરમ અર્થને સિદ્ધ કરવાનો છે તે હવે તું એક ચિત્તથી સાંભળ[2]. નિસરણીરૂપ પેહેલા ત્રણ આશ્રમમાં રહીને ચિત્તના અપરિપક્વ દોષને પરિપક્વ કરીને–તજીને સર્વોત્તમ સંન્યસ્ત આશ્રમમાં જવું કેમ કે, તે આશ્રમ સર્વ આશ્રમથી શ્રેષ્ઠ છે[3]. માટે ત્હારે પણ હું જે રીતિ કહું છું તેને સાંભળવી અને તે પ્રમાણે વર્તવું. સંન્યસ્ત લીધા પછી એકલાએજ ધર્માચરણ એટલે યોગસાધના કરવી, પણ પોતાના યોગરૂપી કાર્યની સિદ્ધિના અર્થે બીજાની સહાયની અપેક્ષા રાખવી નહિ[4]. જે પુરૂષ સર્વત્ર આત્માને જોઈને સર્વત્ર એકલો ફરે છે તે પુરૂષનું કાંઈ જતું નથી કેમ કે, તે સર્વમાં પોતાને વ્યાપક દેખે છે તથા તેનું કાંઈ કમી થતું નથી કેમ કે, તેને અક્ષય મોક્ષ સુખ પ્રાપ્ત થયેલું હોય છે. તેણે અગ્નિનો અને ઘરનો ત્યાગ કરેલો હોય છે તથા અન્નના અર્થેજ ગામમાં જાય છે[5]. નિર્વાહ સમાધાનવાળા તે મુનિયે–સંન્યાસીએ બીજા દિવસના માટે અન્નનો સંગ્રહ કરવો નહિ; તેણે થોડું ખાવું તથા એકવાર જમવું[6]. જેની પાસે જળ પીવાને એક કપાળ ( કાચલું અથવા ખપ્પર ) હોય, ઝાડનાં મૂળમાં રહ્યો હોય, કાષાયવસ્ત્ર પેહેરેલું હોય, સાથે અન્ય સોબતી ન હોય અને જેને સર્વ પ્રાણીઓ વિષે પ્રીતિ કે, દ્વેષ ન હોય તેને ભિક્ષુ જાણવો[7]. જેમ ત્રાસ પામેલા હાથીઓ ખાડામાં પડે છે ત્યાંથી પાછા નીકળવા પામતા નથી, તેમ જેના પ્રત્યે નિંદાયુક્ત વાણી કહ્યા પછી તે નિંદા કરનાર પ્રત્યે પાછી આવતી નથી–અર્થાત્ જેની નિંદા કર્યા છતાં તે નિંદા કરનારને નિંદતો નથી તે પુરૂષને એ કૈવલ્યાશ્રમ ( સંન્યાસાશ્રમ )માં વસવાને યોગ્ય જાણવો[8]. એવો પુરૂષ કોઇ વખત કોઇ પણ મનુષ્યનું અને તેમાં વિશેષે કરીને બ્રાહ્મણનું અવાચ્ય ( ન કહેવા જેવું કર્મ કે, વચન ) જોતો નથી કે, સાંભળતો પણ નથી તથા પોતે પણ પોતાના મુખથી તેવું અવાચ્ય કોઇપણ પ્રકારે બોલતો નથી[9]. (ત્યારે તે શું બોલે છે ? એમ પૂછો તો,) જે વચન બ્રાહ્મણનું હિત કરનારૂં હોય તેવુંજ વચન તે નિરંતર બોલે છે તથા તે યોગી કોઇ પોતાની નિંદા કરતો હોય તેને સાંભળીને પણ પોતાના સંસારરૂપી રોગની ચિકિત્સા કરતો છાનોમાનો બેસી રહે છે[10]. જે પોતે એક છતાં તેનાવડે આકાશ સર્વકાળ સંપૂર્ણ ભરાયલું રહે છે તથા જે પોતે એક ન છતાં મનુષ્ય સમુદાયથી વ્યાપ્ત જગત શૂન્યરૂપ દેખાય છે તેને દેવતાઓ "બ્રાહ્મણ" કહે છે. અર્થાત્ જે આત્માને જાણે છે તે એમ જાણે છે કે, આ સકળ વિશ્વ હું–આત્માજ છું. કે, જે રૂપાદિને ધારણ નથી કરતો એમ વિચાર કરીને જગતને જુએ છે ત્યારે જગત મિથ્યા હોવાથી શૂન્યરૂપ દેખે છે દેવો તેનેજ "બ્રાહ્મણ"

* ગયા અધ્યાયમાં કહ્યું કે, વાનપ્રસ્થ આશ્રમવાળાને તીવ્ર વૈરાગ્ય ન હોય તો તેણે યજ્ઞ કરીને અગ્નિનું ઉપાસન કરવું તથા આત્મજ્ઞાન પણ પ્રાપ્ત કરવું. પરંતુ "યજ્ઞ કર્મમાં ગૂંથાયલા પુરૂષને આત્મજ્ઞાન થવું અશક્ય છે" એમ માનીને શ્રીશુક પૂછે છે.

જાણે છે[11]. જે પુરૂષને ગમે તે મનુષ્ય વસ્ત્રથી ઢાંકે છે કે, ભોજન કરાવે છે અને જે ગમે ત્યાં સૂઇ રહે છે તેને દેવતાઓ "બ્રાહ્મણ" કહે છે[12]. જે પુરૂષ સાપથી બીતો હોય તે, મનુષ્યોના જથામાં રહેવાથી બીહે છે, નરકથી બીતો હોય તે, સ્વાદિષ્ટ અને અનેક પ્રકારનાં ભોજનથી બીહે છે તથા મડદાથી બીતો હોય તે, સ્ત્રીથી બીહે છે. તેને દેવતાઓ "બ્રહ્મજ્ઞ" જાણે છે[13]. જે માન આપવાથી હર્ષ પામતો નથી કે, અપમાન કરવાથી ક્રોધ પામતો નથી તથા જેનાથી સર્વ પ્રાણીઓને ભય થતો નથી તે પુરૂષને દેવતાઓ "બ્રહ્મજ્ઞ" જાણે છે[14]. જે પુરુષ મરણની પણ ઈચ્છા કરતો નથી તેમ જીવવાની પણ ઈચ્છા કરતો નથી; પરંતુ જેમ ચાકર પોતાના સ્વામીની આજ્ઞા શી થાય છે ? તે સાંભળવાને વાટ જોઇ ઉભો થઈ રહે છે તેમ કાળનીજ વાટ જુએ છે[15]. જેનું ચિત્ત દોષથી વ્યાપ્ત થયેલું હોતું નથી તથા જેની વાણી પણ દોષથી વ્યાપ્ત થયેલી હોતી નથી તથા જે સર્વ પાપથી મુક્ત થયેલો હોય છે એવા અજાતશત્રુને ભય ક્યાંથી હોય?[16]. સર્વ પ્રાણીઓથી જેને નિરંતર નિર્ભયતા હોય છે તથા જેનાથી સર્વ પ્રાણીઓને નિર્ભયતા હોય એવા મોહથી મુક્ત થયેલા ત્યાગી પુરૂષને કોઈ પણ સ્થાનમાંથી ભય થતો નથી[17]. જેમ મનુષ્ય તથા અશ્વ આદિ ચરણથી ચાલનારાં સર્વ પ્રાણીઓનાં પગલાં હાથીના પગલામાં અંતર્ધાન થઈ જાય છે, તેમ ઈન્દ્રિયાદિનાં સર્વ સ્થાન કૌંજર ( હાથીના અથવા સમાધિસ્થ યોગી ) ના પદના વિષે અંતર્ધાન થાય છે[18]. એજ પ્રમાણે સર્વ ધર્મ અને અર્થનું અંતર્ધાન અહિંસામાં થાય છે. માટે જે મનુષ્ય હિંસા કરતો નથી તે નિરંતર અમૃતરૂપ થઇને વસે છે. અર્થાત અહિંસારૂપ સંન્યાસયોગથી મુક્તિ પ્રાપ્ત થાય છે[19]. જે પુરૂષ હિંસા કરતો નથી, સર્વત્ર સમાન બુદ્ધિવાળો છે, જે સત્ય વચન બોલે છે, જે ધૃતિ–ધીરજ રાખે છે, જેણે ઇન્દ્રિયો નિયમમાં રાખેલી છે અને જેણે સર્વ પ્રાણીઓને શરણ આપેલું છે, તે ઉત્તમ ગતિને પામે છે[20]. એ પ્રમાણે આત્માનુભવવડે તૃપ્ત થયેલા, નિર્ભય અને અને અપેક્ષારહિત યોગી પુરૂષને મૃત્યુ અતિક્રમણ કરતું નથી પણ તે, મૃત્યુનું અતિક્રમણ કરે છે. અર્થાત્ મૃત્યુ તેનો પરાભવ કરી શકતું નથી પણ તે, મૃત્યુનો પરાભવ કરી શકે છે[21]. જેને સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરમાં "હું" એવું અભિમાન નથી તેથી જે સર્વ આસક્તિયોથી મુક્ત છે તથા તેથીજ જે આકાશની પેઠે નિર્લેપ થઈને રહેલો છે એવો મૂર્તિરહિત, જ્ઞાતૃ–જ્ઞેય–જ્ઞાન એ ત્રણ પ્રકારથી રહિત હોવાને લીધે જે કેવળ એકજ છે તથા શાંત છે એવા મુનિને દેવતાઓ "બ્રહ્મજ્ઞ" જાણે છે[22] જેનું જીવતર ધર્મના અર્થે છે એટલે યોગશાસ્ત્રમાં જે ધર્મમેઘનામે નિર્વિકલ્પ સમાધિ કહ્યો છે તેનાથી ઉપજેલા પુણ્યના અર્થે છે તથા જેનો ધર્મ તેના સમીપ રહેનારા ભક્તોને અર્થે છે અને જેના દિવસ–રાત્રિયો એટલે સમાધિ અને વ્યુત્થાન પુણ્યના અર્થે એટલે લોકની શિક્ષાના અર્થે છે તેને દેવતાઓ "બ્રહ્મવેત્તા" કહે છે[23]. જે પુરૂષ અભ્યુદયની વાસના રાખતો નથી તથા તેથી કાર્યનો આરંભ કરતો નથી, નમસ્કાર કે, સ્તુતિથી ઉપજતા સુખની વાસના રાખતો નથી, તેમજ સર્વ બંધનોથી મુક્ત થયેલો છે તેને દેવતાઓ "બ્રાહ્મણ" કહે છે[24]. સર્વ પ્રાણીઓ સુખથી આનંદ પામે છે તથા દુઃખથી ત્રાસ પામે છે, માટે તેઓને ભય ઉત્પાદન કરવાથી જેના મનમાં ખેદ ઉપજતો હોય એવા શ્રદ્ધાળુ મુનિયે કર્મ કરવાં નહિ[25]. કેમ કે, કર્મ માત્રમાં હિંસા તો રહેલીજ છે. સર્વ પ્રાણીઓને અભય દક્ષિણા આપવારૂપ દાન સર્વ દાન કરતાં શ્રેષ્ઠ છે, માટે જે મનુષ્ય હિંસામય ધર્મનો ત્યાગ કરે છે તે મોક્ષને પામે છે તથા સઘળી પ્રજાથી તે વિશેષ અભયપણાને પામે છે[26]. એવો મુનિ વાનપ્રસ્થની પેઠે વિકાસેલા મુખમાં "પ્રાણાય સ્વાહા" ઇત્યાદિ મંત્રોવડે આહુતિયોનો

હોમ કરતો નથી, પણ ઇન્દ્રિય તથા મન આદિને આત્માના વિષે હોમે છે—આત્મામાં તેનો લય કરે છે. (તેનો પ્રકાર એવો છે કે,—)ચરાચર પ્રાણીમાત્રની નાભિ ત્રૈલોક્યાત્મા વૈશ્વાનરનું સ્થાન છે. એ પ્રાણીમાત્રનાં મસ્તકથી હડપચી સુધીનું અંગ વૈશ્વાનરનું અંગ છે; અથવા નાભિથી હૃદય સુધીનું અંગ તેનું છે એવા બે પક્ષ છે. કેટલાક કહે છે કે, મસ્તકથી હડપચીપર્યંતના અંગમાં વૈશ્વાનરનું ઉપાસન કરવું અને કેટલાક કહે છે કે, નાભિથી હૃદયપર્યંતના અંગમાં વૈશ્વાનરનું ઉપાસન કરવું. એ બન્ને મત કૃતાકૃત છે, આ સઘળું જગત વૈશ્વાનરરૂપ છે માટે ગમે ત્યાં તેનું ઉપાસન કરવું, એજ ઠીક છે[૨૭]. જે પુરૂષ નાભિથી હૃદયપર્યંત પ્રાદેશમાત્ર સ્થાનમાં આવિર્ભૂત (પ્રકટ થયેલું)જે ચિન્માત્ર તત્વ છે તેમાં પ્રાણનો લય કરે છે તેને આત્મયાજી—આત્મારૂપ યજ્ઞ કરનારો જાણવો (વાનપ્રસ્થની પ્રાણાહુતિમાં અને યોગીની પ્રાણાહુતિમાં જે ફેર છે તે આથી સમજાય છે.) એ રીતે જે મનુષ્ય પ્રાણથી ઉપલક્ષિત થયેલા સઘળા પ્રપંચને—સઘળા પ્રાણમય જગતને આત્મામાં લીન કરે છે—આત્માવિના બીજા જગતને દેખતો નથી તેણે આત્મારૂપ અગ્નિહોત્ર કર્યો છે એમ જાણવું. તે આત્મારૂપ છે માટે આત્મામાં હોમ થયો એટલે દેવસહિત સર્વ જગત તૃપ્ત થાય છે. કેમ કે, આત્મામાં સર્વ જગતનો સમાવેશ છે[૨૮]. જેઓ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ દેહના વિષે વ્યાપી રહેનાર અથવા ત્રણ લોકને ધારણ કરનાર તથા ત્રણ ગુણથી વીંટાયલા ઇશ્વરને તથા સર્વ ઉપાધિરહિત અત્યંત સૂક્ષ્મ પરમાત્મપણાના ભાવને જાણે છે તેઓ સર્વ લોકમાં પૂજ્ય ગણાય છે અને સમર્થ એવા દેવતાઓ પણ તેઓની સ્તુતિ કરે છે તથા તેઓ સ્વર્ગલોકને પામે છે[૨૯]. સર્વ વેદ, યજ્ઞાદિ, વેદ્ય, કર્મકાંડ આદિ વિધિ, સમગ્ર નિરૂક્ત (શબ્દવડેજ માત્ર સમજવામાં આવે એવું પરલોક આદિ) અને આત્માનું સત્ય સ્વભાવપણું, એ સર્વને શરીરાત્મ પ્રત્યગ્ રૂપના વિષેજ છે એમ જે પુરૂષ જાણે છે તે પુરૂષનું સેવન કરવાને દેવતાઓ પણ નિરંતર સ્પૃહા કરે છે[૩૦]. જે પુરૂષ પૃથ્વી ઉપર બેઠેલા, આકાશમાં પણ પોહોંચી ગયેલા, માપ વગરના અને સુવર્ણમય પક્ષીને જાણે છે તેની દેવતાઓ પણ ઇચ્છા કરે છે. તે પક્ષી ઇંડામાંથી ઉત્પન્ન થયું છે, ઇંડામાં છે, પીંછાવાળું છે, અંતરિક્ષમાં રહેલું છે, ભોગ્ય આત્માના વિષે રહે છે તથા તે પ્રકાશના કિરણોથી પ્રકાશિત છે. એ બ્રહ્મ પક્ષી છે. મોદ અને પ્રમોદ તેની બે પાંખો છે તથા પક્ષીની પેઠે અસંગ છે માટે તેને "પક્ષી" કહેલું છે. તે પૃથ્વીમાં, આકાશમાં અને સર્વ જગ્યોએ વ્યાપ્ત છે, અપ્રમેય છે, સુવર્ણમય છે એટલે ચિન્મય છે, બ્રહ્માંડની મધ્યે પ્રકટ થયેલું છે તથા ઇંડામાં એટલે દેહમાં છે. પક્ષીને જેમ પીછાં હોય છે તેમ અનેક અંગ દેવતાઓથી "બ્રહ્મ" પણ યુક્ત છે. તે પક્ષીનું મસ્તક અગ્નિ છે, આકાશ નાભિ છે અને પૃથ્વી ચરણ છે એમ વેદમાં પણ કહ્યું છે. કિરણની પેઠે પસાર પામે એવાં ચક્ષુ, શ્રોત્ર આદિ ઇન્દ્રિયોથી તે પ્રકાશિત છે. તે ભોગ્ય આત્મા એટલે દેહના વિષે રહે છે. તે બ્રહ્મરૂપ પક્ષીને જાણનારાની દેવતાઓ પણ સ્પૃહા કરે છે[૩૧]. વળી બુદ્ધિરૂપી ગુફાના વિષે કાળચક્ર મૂકેલું છે તે નિરંતર ભ્રમણ કરે છે. તે જૂનું પણ થતું નથી. છ ઋતુઓ તેની નાઇડી છે. બાર માસરૂપી તેના બાર આરા છે. દર્શ તથા સંક્રાંતિ આદિ પર્વ તેનાં પર્વ એટલે સંધાયલા અવયવો છે. જે ચક્રના મુખ ઉપર આ સઘળું વિશ્વ ઉપર જાય છે અને નીચે આવે છે તથા તે કાળચક્ર જગતના આયુષ્યને કાપતું ચાલ્યું જાય છે[૩૨]. જે (આત્મા) આનંદરૂપ છે તે જગતનું શરીર છે. તે સર્વ લોકનો ઇશ્વર થઇને વર્તે છે. તે આનંદરૂપ આત્માના વિષે આપેલું બલિદાન દેવતાઓને તૃપ્ત કરે છે તથા તે દેવો તૃપ્ત થઇને મનુષ્યના મુખને પામીને તેને તૃપ્ત કરે છે. અર્થાત્ પ્રાણાદિનું આત્મામાં પ્રવિલાપન કરવાથી સર્વ આત્મારૂપ જગત અને દેવતાઓ તૃપ્ત થાય છે—આનંદરૂપ

ભાસે છે[33]. જે પુરૂષ પૂર્વોક્ત સૂક્ષ્મ પરમાત્મપણાને પામતો નથી અને વાત, પિત્ત તથા કફથી ઉત્પન્ન થયેલા અથવા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરમય ઉપાધિરૂપે રહે છે તે તેઓમય, નિત્ય અને પ્રાચીન એવા આત્માના તત્વને જાણ્યા છતાં ઊપાધિનો ત્યાગ કરી શકતો નથી, તો નિર્ભય એવા અનંત લોકને પામે છે. એવા પુરૂષથી પ્રાણીઓ કોઇ વખત ત્રાસ પામતાં નથી અને પ્રાણીઓથી તે પણ કોઈ વખત ત્રાસ પામતો નથી[34]. જે બ્રાહ્મણ પોતે નિંદા કરવા યોગ્ય ન થઇને અન્યની નિંદા કરતો નથી તે પરમાત્માને જોઇ શકે છે. જે પુરૂષનો મોહ નાશ પામેલો છે તથા જેનાં પાપ નાશ પામેલાં છે તે પુરૂષ આ લોકમાં રહીને અથવા પરલોકમાં જઇને ભોગ ભોગવવા યોગ્ય લોકને પામતો નથી તેનો મોક્ષ થાય છે[35]. જે પુરૂષ જીવન્મુક્ત થાય છે તેને ક્રોધ કે, મોહ હોતો નથી, તેને માટીનું ઢેખું તથા સુવર્ણ બન્ને સમાન હોય છે, તેના પંચકોશ નાશ પામ્યા હોય છે, તેણે સંધિ અને વિગ્રહ તજી દીધેલા હોય છે, તે નિંદા અને સ્તુતિથી દૂર થયેલો હોય છે, તેને પ્રિય અને અપ્રિય હોતું નથી તથા તે ભિક્ષુ થઇને ઉદાસીનની પેઠે ફરે છે[36].

॥ अरोषमोहः समलोष्ठकांचनः प्रहीणकोशो गतसंधिविग्रहः ।

॥ अपेतनिंदास्तुतिराप्रियाप्रियश्चरन्नुदासीनवदेष भिक्षुकः ॥ ३६ ॥

**इति श्रीमहा० शां० मो० प० गु० भा० शुकानुप्रश्ने द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥**

## અધ્યાય ૭૩ મો–જ્ઞાનદશા વર્ણન.

**व्यास उवाच** ॥ प्रकृत्यास्तु विकारा ये क्षेत्रज्ञस्तैराधिष्ठितः ।

॥ न चैनं ते प्रजानंति स तु जानाति तानपि ॥ १ ॥

વ્યાસ કહે છે કેઃ—પ્રકૃતિના વિકાર કે, જે દેહ, ઇન્દ્રિય તથા મન આદિ છે તેઓએ ક્ષેત્રજ્ઞને કર્તારૂપ અને ભોક્તારૂપ બનાવી દીધો છે, એમ છતાં પણ પ્રકૃતિના વિકારો ક્ષેત્રજ્ઞને જાણતા નથી પણ ક્ષેત્રજ્ઞ તે વિકારોને જાણે છે[1]. જેમ સારથી સારી પેઠે કબજામાં રાખેલા અને દૃઢ એવા ઉત્તમ અશ્વોવડે ગમનરૂપ કાર્ય સાધે છે, તેમ ક્ષેત્રજ્ઞ છઠ્ઠા મનસહિત ઇન્દ્રિયોવડે સર્વ કાર્યને સાધે છે[2]. ઇન્દ્રિયોથી તેના વિષયો સૂક્ષ્મ છે, વિષયોથી મન સૂક્ષ્મ છે, મનથી બુદ્ધિ સૂક્ષ્મ છે અને બુદ્ધિથી મહાન્ આત્મા સૂક્ષ્મ છે, મહાન્ આત્માથી અવ્યકત સૂક્ષ્મ છે, અવ્યકતથી અમૃત (મોક્ષગતિ–આનંદસ્વરૂપ) સૂક્ષ્મ છે અને અમૃતથી સૂક્ષ્મ કાંઈ છે નહિ. એ અમૃતજ સર્વની પરિસીમા છે અને એજ સર્વોત્તમ ગતિ છે[3,4]. એ પ્રમાણે આત્મા સર્વ પ્રાણીમાત્રમાં અત્યંત સૂક્ષ્મરૂપે રહેલો છે તે બહિર્દૃષ્ટિવાળાને પ્રકાશમાન થતો નથી, પણ સૂક્ષ્મદર્શી પુરૂષો અત્યંત સૂક્ષ્મ અને શ્રેષ્ઠ બુદ્ધિવડે તેને જુએ છે[5]. યોગી પુરૂષ છઠ્ઠા મનસહિત પાંચ ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષયોને બુદ્ધિવડે મહત્તત્વરૂપ અંતરાત્મામાં લીન કરીને ધ્યેય, ધ્યાન અને ધ્યાતૃરૂપ ત્રિપુટીનું ચિંતવન કરે છે[6]. તે ચિંતવન અથવા ધ્યાનવડે બાહ્ય વૃત્તિથી વિરામ પામીને "હું બ્રહ્મ છું" એવા વાકયથી ઉપજેલી બુદ્ધિની વૃત્તિરૂપ વિદ્યાથી મનને સંસારયુકત કરીને પછી ઈશ્વરભાવનો પણ લય કરે છે તથા અત્યંત શાંતાત્મા થઇને અમૃત પદ (કૈવલ્ય)ને પામે છે[7]. મનુષ્ય સર્વ ઇન્દ્રિયોને વશ થઇને પોતાની સ્મૃતિને ચલાયમાન કરે છે–ઇન્દ્રિયોને વશ થાય છે એટલે તેની બુદ્ધિ ચલાયમાન થાય છે તથા ઇન્દ્રિયોને પોતાના આત્માનો ભોગ આપીને મૃત્યુ પ્રાપ્ત કરે છે[8]. માટે સર્વ સંકલ્પનો નાશ કરીને સૂક્ષ્મ બુદ્ધિમાં ચિત્તનો નિવેશ કરવો–ચિત્તને સ્થાપન કરવું. સત્વ (સૂક્ષ્મબુદ્ધિ)માં

ચિત્તનું સારી રીતે સ્થાપન થયું એટલે કાળને પણ નાશ કરી શકે છે; પણ કાળ કાંઈ તેનો નાશ કરી શકતો નથી[૯]. યોગી પુરૂષ ચિત્તને નિર્મળ કરવાવડે આ લોકમાં શુભાશુભ કર્મનો ત્યાગ કરી શકે છે. જેનો આત્મા (ચિત્ત) નિર્મળ થયો છે તે આત્માના વિષે સ્થિતિ કરીને અનંત કાળના સુખ–આત્માનંદરૂપ સુખને પ્રાપ્ત કરે છે–ભોગવે છે[૧૦]. ચિત્તના પ્રસાદ (નિર્મળતા)નું લક્ષણ એવું છે કે, જેમ મનુષ્ય સ્વપ્ના (ઉંઘ)માં સુખથી સૂઈ રહે છે તથા જેમ દીવો વાયુ વગરના પ્રદેશમાં પ્રકાશ કરતો છતાં હાલતો નથી, તેવી ચિત્તની સ્થિરતા થાય છે[૧૧]. એ પ્રમાણે પહેલી રાત્રિયે તથા પાછલી રાત્રિયે આત્માનો પરમાત્મામાં યોગ કરનારો પુરૂષ કે, જે અલ્પ આહાર કરે છે તથા જેનો આત્મા (મન) અત્યંત શુદ્ધ થયેલો હોય છે તે પોતાના સ્વરૂપને આત્માના વિષે જુએ છે[૧૨]. હે પુત્ર ! આ અનુશાસનરૂપ શાસ્ત્ર સર્વ વેદનું રહસ્ય છે તથા કેવળ અનુમાન પ્રમાણથીજ સિદ્ધ કરેલું અથવા શાસ્ત્રનાં વચનોથીજ નિશ્ચય કરેલું નથી, પણ આત્માના અનુભવનું શાસ્ત્ર છે[૧૩]. સર્વ પ્રકારનાં ધર્માખ્યાનમાં તથા સર્વ પ્રકારનાં સત્યાખ્યાનમાં જે સારભૂત છે તથા દશહજાર ઋગ્વેદના મંત્રનું મંથન કરીને કાઢેલું અમૃત તે આ છે[૧૪]. જેમ મંથન કરવાથી દહીંમાંથી માંખણ અને કાષ્ઠમાંથી અગ્નિ તત્વરૂપે નીકળે છે, તેમજ મેં વિદ્વાનોનું જ્ઞાન પુત્રના અર્થે તત્વરૂપે કાઢયું છે[૧૫]. હે પુત્ર ! ત્હારે આ અનુશાસનરૂપ શાસ્ત્ર સ્નાતકોને કહેવું, પણ જેઓનું ચિત્ત શાંત થયું નથી, જેઓ દમગુણયુક્ત નથી તથા જેઓ તપસ્વી નથી તેઓને આ જ્ઞાન કહેવું નહિ[૧૬]. તેમજ જે પુરૂષ વેદને જાણતો ન હોય, વેદ નહિ જાણનારા પુરૂષને અનુસરનારો હોય, બીજાના ઉત્કર્ષને સહન કરી શકતો ન હોય, સરળ રીતે ચાલતો ન હોય તથા ગુરૂએ કહેલી આજ્ઞા પ્રમાણે વર્તતો ન હોય તેને આ જ્ઞાન કહેવું નહિ[૧૭]. વળી જે તર્કશાસ્ત્રવડે દગ્ધ થયેલો હોય અને ચાડીઓ હોય તેને પણ આ જ્ઞાન કહેવું નહિ. જેનાં આચરણ પ્રશંસા કરનાર તથા પ્રશંસા કરવા યોગ્ય હોય તેવા પુરૂષને તથા પોતાના વહાલા પુત્રને, શિષ્યને કે, અનુસરનારાને આ રહસ્ય ધર્મરૂપ શાસ્ત્ર કહેવું, પણ બીજા કોઇને કોઇ પણ પ્રકારે કહેવું નહિ[૧૮-૧૯]. જો કોઈ મનુષ્ય રત્નથી ભરેલી આ સઘળી પૃથ્વી આપવાને તત્પર થાય અને વળી કોઈ અન્ય મનુષ્ય આ જ્ઞાન આપવા તત્પર થાય તો, તે બેમાંથી આ જ્ઞાન ગ્રહણ કરવું શ્રેષ્ઠ છે એમ તત્વવેત્તા પુરૂષે જાણવું[૨૦]. આથી પણ અધ્યાત્મશાસ્ત્ર અત્યંત ગુહ્ય છે, તે શાસ્ત્ર અતિમાનુષ (મનુષ્યની સમજ શક્તિની બહાર) છે. મહર્ષિયો તે શાસ્ત્રને જાણે છે તથા વેદાંતમાં તેનું કથન કરેલું છે[૨૧]. તું જો મને તે પૂછતો હોય તો હું તને કહીશ[૨૨] હે પુત્ર ! તું ત્હારા મનમાં જેને શ્રેષ્ઠ માનતો હોય તથા તને કોઈ પણ સ્થળમાં સંશય હોય તો તે તું મને પૂછ. આ હું ત્હારી પાસેજ છું. હે પુત્ર ! હવે હું તને પુનઃ શું કહું ? અર્થાત્ તું મને પ્રશ્ન કર કે, જેથી ત્હારી ઈચ્છા શું સાંભળવાની છે ? તે જાણીને તદનુસાર હું તને કથન કરૂં[૨૩].

॥ यच्च ते मनसि वर्तते परं यत्र चास्ति तव संशयः क्वचित् ।

॥ श्रूयतामयमहं तवाग्रतः पुत्र किं हि कथयामि ते पुनः ॥ २३ ॥

**इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शुकानुप्रश्ने त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥**

## અધ્યાય ૭૪ મો–અધ્યાત્મવિદ્યા.

शुक उवाच ॥ अध्यात्मं विस्तरेणेह पुनरेव वदस्व मे ।
॥ यदध्यात્मं यथा वेद भगवन् ऋषिसत्तम ॥ १ ॥

શુક કહે છે કેઃ–હે ભગવન્! હે ઋષિસત્તમ! અધ્યાત્મશાસ્ત્ર શું છે? તમે તેને જેવી રીતે જાણો છો તે અધ્યાત્મજ્ઞાન મને વિસ્તારથી કહો. આત્માની આઠ પુરીઓ સબંધી જ્ઞાન અધ્યાત્મ શાસ્ત્રમાં કથન કરેલું હોય છે. તે આઠ પુરીઓનાં નામ. (૧) કર્મેંદ્રિયો, (૨) જ્ઞાનેંદ્રિયો, (૩) મન આદિ ચતુષ્ટય, (૪) પંચપ્રાણ, (૫) પંચભૂત, (૬) કામ, (૭) કર્મ, (૮) અવિદ્યા, એ સર્વ મને વિસ્તારથી કહો[1]. વ્યાસ કહે છે કેઃ–હે તાત! જેને પુરૂષનું અધ્યાત્મશાસ્ત્ર કહે છે તે હું તને કહીશ. તે અધ્યાત્મની વ્યાખ્યા તને કહું તે સાંભળ[2]. જેમ સમુદ્રમાં લેહેરો હોય છે, તેમ પ્રાણીના સમુદાયમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એવાં પાંચ મહાભૂત છે[3]. જેમ કાચબો પોતાનાં અંગને પ્રસારીને પુનઃ પાછાં ખેંચી લે છે, તેમ મહાભૂત નાનાં ભૂતમાં રહીને સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલય કરે છે[4]. એ પ્રમાણે સર્વ સ્થાવર અને જંગમ અલ્પ ભૂતમય છે અને સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલય દેહની માંહેજ કહેવામાં આવે છે[5]. ભૂતની ઉત્પત્તિ કરનારા ઇશ્વરે પાંચજ મહાભૂત ઉત્પન્ન કરેલાં છે તથાપિ તેઓના દેહમાં દેવ, મનુષ્ય, પશુ, પક્ષી આદિ રૂપથી વિષમપણું ઉત્પન્ન કરેલું છે. એ વિષમપણું થવાનું કારણ એવું છે કે, મનુષ્ય મરણ કાળે જે જે ભાવનું ચિંતવન કરીને મરે છે–જેમાં તેની વાસના યાવજ્જીવિત દૃઢ થયેલી હોય છે તે તે ભાવને પામે છે[6]. શુક કહે છે કેઃ–એ વિષમપણું શરીરોમાં ઉત્પન્ન થયેલું છે તેને કેવી રીતે જાણવું? તેમાંનાં કેટલાંક ભૂત ઇન્દ્રિયરૂપે થયાં છે તથા કેટલાંક ભૂત ઇન્દ્રિયોના ગુણરૂપ છે, એ પ્રમાણે સ્વરૂપનો ભેદ છે અને ગુણનો પણ ભેદ છે, તે ભેદને શી રીતે જાણવો?[7]. વ્યાસ કહે છે કેઃ–તે સર્વ હું તને યથાર્થ ક્રમથી કહીશ, માટે તું એકાગ્ર થઇને સાંભળ[8]. શબ્દ, શ્રોત્ર તથા દેહનાં છિદ્ર એ ત્રણે સ્વરૂપથી ભિન્ન છે તથા તેઓના વિષય જૂદા જૂદા છે એ ગુણનો ભેદ છે. એ પ્રકારે સર્વ ઠેકાણે સ્વરૂપભેદ અને ગુણભેદ જાણવો. શબ્દ, શ્રોત્ર અને છિદ્રો, એ ત્રણ આકાશથી ઉત્પન્ન થયેલાં છે. પ્રાણ, ચેષ્ટા અને સ્પર્શ એ ત્રણ વાયુના ગુણ છે[9]. રૂપ, ચક્ષુ અને વિપાક, એ ત્રણ પ્રકારનો અગ્નિ છે. રસ, રસન (ઇન્દ્રિય) અને સ્નેહ, એ ત્રણ જળના ગુણ છે[10]. ઘ્રેય (સૂંઘવાનો પદાર્થ), ઘ્રાણ (સૂંઘવાની ઇન્દ્રિય) અને શરીર, એ ત્રણ પૃથ્વીના ગુણ છે. ઇન્દ્રિયોના સમુદાયસહિત પાંચ ભૂતનો વિકાર એટલો જાણવો[11]. વાયુથી સ્પર્શ ગુણ ઉપજ્યો છે, જળથી રસગુણ ઉપજ્યો છે, તેજથી રૂપગુણ ઉપજ્યો છે, આકાશથી શબ્દ-ગુણ ઉપજ્યો છે અને પૃથ્વીથી ગંધગુણ ઉપજ્યો છે[12]. સંકલ્પ–વિકલ્પાત્મક મન, નિશ્ચયાત્મક બુદ્ધિ અને પૂર્વવાસનાત્મક સ્વભાવ, એ ત્રણ પણ ભૂતમાંથીજ ઉત્પન્ન થયાં છે કેમ કે, તેઓ પણ સત્વાદિ ગુણોથી શ્રોત્રાદિ કાર્યસ્વરૂપને પામેલાં છતાં શબ્દાદિ ગુણોનું અતિક્રમણ કરતા નથી. આ જગ્યોએ એવો આશય છે કે, જે ઇન્દ્રિય જે અર્થનું ગ્રહણ કરનારૂં હોય છે તે તેના ગ્રાહ્યના સજાતીય ગુણનો આશ્રય કરનારૂં હોય છે. જેમ ચક્ષુ ઇન્દ્રિય રૂપ અર્થનું ગ્રહણ કરનારૂં છે માટે તે રૂપના, સજાતીય તેજનો આશ્રય કરનારૂં છે; માટે ચક્ષુ ઇન્દ્રિય તેજમાંથી થયેલું છે એમ કહેવાય છે. તેજ પ્રમાણે મન, બુદ્ધિ અને પૂર્વવાસનારૂપ અહંકાર એ ત્રણે ભાવ પાંચે વિષયનું ગ્રહણ કરનારા છે માટે પાંચે વિષયનાં સજાતીય પાંચ ભૂતમાંથી તેઓની પણ ઉત્પત્તિ થયેલી છે એમ જાણવું. મનસહિત ઇન્દ્રિયોની ઉત્પન્ન કરનારી

બુદ્ધિજ છે[૧૩]. જેમ કાચબો પોતાનાં અંગને પ્રસારીને પોતાની ઇચ્છામાં આવે ત્યારે પુનઃ ખેંચી લે છે, તે પ્રમાણે બુદ્ધિ ઇન્દ્રિયોના સમુદાયને પણ ઉત્પન્ન કરીને પુનઃ ખેંચી લે છે[૧૪]. જે ચરણના તળિયાથી આરંભીને મસ્તક પર્યંત સઘળા શરીરના વિષે "હું" એવો અનુભવ કરે છે તે બુદ્ધિનું સ્વરૂપ છે. તે કૃત્યમાં બુદ્ધિ ઉત્તમતાથી રહેલી છે[૧૫]. બુદ્ધિજ શબ્દાદિ ગુણપણાને પામે છે અને બુદ્ધિજ ઇન્દ્રિયોને વિષયમાં પ્રવૃત્ત કરે છે. છઠ્ઠા મનસહિત સર્વ ઇન્દ્રિયો પણ બુદ્ધિમાંથી ઉત્પન્ન થયાં છે. બુદ્ધિ ન હોય તો શબ્દાદિ ગુણ પણ ક્યાંથી હોય?[૧૬] પુરૂષના શરીરમાં પાંચ ઇન્દ્રિયો છે, છઠ્ઠું મન છે, સાતમી બુદ્ધિ છે અને આઠમો ક્ષેત્રજ્ઞ છે[૧૭]. ચક્ષુ બહારના પદાર્થને જુએ છે, મન તે ઉપર સંશય ઉઠાવે છે, બુદ્ધિ તેનો નિશ્ચય કરે છે અને તેનો સાક્ષી ક્ષેત્રજ્ઞ છે, એમ કહેલું છે[૧૮]. રજ, તમ અને સત્વ, એ ત્રણ ગુણ ચિત્તથી ઉત્પન્ન થયેલા છે અને દેવ, મનુષ્ય, પશુ, પક્ષી આદિ સર્વ પ્રાણીઓમાં સમાનપણે રહેલા છે અને તેઓને કાર્ય ઉપરથી ઓળખવા, તેમાં જે આત્માના વિષે પ્રીતિયુક્ત લાગે છે, શાંત હોય છે તેમ અતિશય શુદ્ધ લાગે છે તેને સત્વગુણ જાણવો[૧૯-૨૦]. જે દેહમાં અથવા મનમાં સંતાપયુક્ત લાગે છે તેને મનમાં રજોગુણ પ્રવૃત્ત થયો છે એમ જાણવું[૨૧]. મનમાં જે મોહ (મૂઢતા) યુક્ત થાય તથા તે શું થાય છે? એની સ્ફુટતા થઈ શકતી ન હોય તેમજ જે જાણવામાં ન આવે અને તર્કમાં પણ ન આવે એવું થતું હોય તેને તમોગુણ જાણવો[૨૨]. અકસ્માત એટલે કોઈ પણ નિમિત્ત વિના અથવા કોઇ પણ નિમિત્તથી મનમાં અતિહર્ષ, પ્રીતિ, આનંદ, સમતા અને ચિત્તની સ્વસ્થતા પ્રવર્તે ત્યારે સાત્વિકગુણ પ્રવર્ત્યા છે એમ જાણવું. અર્થાત્ એ સર્વ સત્વગુણનાં લક્ષણ છે[૨૩]. અભિમાન, મિથ્યા ભાષણ, લોભ, મોહ અને અક્ષમા, એને રજોગુણનાં ચિહ્ન જાણવાં તથા તે પણ સત્વગુણનાં લક્ષણની પેઠે નિમિત્તથી કે, નિમિત્ત વિના પણ પ્રવર્તે છે[૨૪]. તેમજ મોહ, પ્રમાદ (અસાવધપણું–બેકાળજી), નિદ્રા, તંદ્રા (ઉંઘ સંબંધી આળસ), અજ્ઞાન અથવા અજાણપણું–કોઇ કહે તે છતાં ન જાણવાપણું, એ લક્ષણો નિમિત્તથી કે, નિમિત્ત વિના–ગમે તેવી રીતે પણ પ્રવૃત્ત થાય તો તેને તામસગુણની પ્રવૃત્તિ જાણવી[૨૫].

॥ तथा मोहः प्रमादश्च निद्रा तंद्रा प्रबोधिता। कथं चिदभिवर्तन्ते विज्ञेया तामसा गुणाः ॥२५॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शुकानुप्रश्ने चतुःसप्ततितमोऽध्यायः ॥७४॥

## અધ્યાય ૭૫ મો–અધ્યાત્મવિદ્યા.

व्यास उवाच ॥ मनः प्रसृजते भावं बुद्धिरध्यवसायिनी।
॥ हृदयं प्रियाप्रिये वेद त्रिविधा कर्मचोदना ॥ १ ॥

વ્યાસ કહે છે કે:—મન, સંકલ્પમાત્રથી પદાર્થને ઉત્પન્ન કરે છે, બુદ્ધિ તે (પદાર્થ)નો નિશ્ચય કરે છે અને અહંકાર "તે પદાર્થ અનુકૂળ છે કે, પ્રતિકૂળ છે" તેને જાણે છે, એ પ્રકારે કર્મથી ઉત્પન્ન થયેલું બુદ્ધિનું ત્રિવિધિપણું જાણવું–અર્થાત્ બુદ્ધિના એવા ત્રણ પ્રકાર કર્મથી ઉત્પન્ન થયેલા છે[૧]. ઇન્દ્રિયોથી વિષયો સૂક્ષ્મ છે, મનથી બુદ્ધિ સૂક્ષ્મ છે અને બુદ્ધિથી આત્મા સૂક્ષ્મ છે[૨]. બુદ્ધિજ મનુષ્યનો આત્મા છે. બુદ્ધિજ સ્વયમેવ જ્યારે આત્મામાં વિકાર ઉત્પન્ન કરે છે ત્યારે તે (બુદ્ધિ)જ મનરૂપે થાય છે[૩]. ઇન્દ્રિયો જૂદી જૂદી છે માટે બુદ્ધિ પણ જૂદે જૂદે રૂપે થાય છે. તે જ્યારે સાંભળવાનું કામ કરે છે ત્યારે "શ્રોત્ર" કહેવાય છે અને જ્યારે સ્પર્શ કરવાનું કામ કરે છે ત્યારે "સ્પર્શેંદ્રિય" કહેવાય છે[૪]. તેજ પ્રમાણે

જ્યારે જોવાનું કામ કરે છે ત્યારે "ચક્ષુ ઇન્દ્રિય" કહેવાય છે અને જ્યારે રસ ગ્રહણ કરવાનું કામ કરે છે ત્યારે "રસનેંદ્રિય" કહેવાય છે અને જ્યારે સુંઘવાનું કામ કરે છે ત્યારે "ઘ્રાણેન્દ્રિય" કહેવાય છે, તે પ્રમાણે બુદ્ધિજ જૂદે જૂદે પ્રકારે વિકારને પામે છે[૫]. એ પ્રમાણે વિકારને પામેલી બુદ્ધિનાં રૂપને "ઇન્દ્રિયો" કહે છે. તેના વિષે અદૃશ્ય એવા ક્ષેત્રજ્ઞની સત્તા રહેલી છે. પુરૂષના વિષે રહેલી બુદ્ધિ નિરંતર ત્રણમાંથી એક ભાવમાં રહે છે[૬]. બુદ્ધિ કોઈ વખત આનંદને પામે છે, કોઇ વખત શોકને પામે છે અને કોઇ વખત આનંદ કે, શોક બેમાંથી એકે નથી હોતું, એ ભાવસ્વરૂપ બુદ્ધિ ત્રણે ભાવનો લય કરીને વખતે પોતાની સત્તાથીજ વર્તે છે[૭]. જેમ મોટા મોટા તરંગવાળો નદીઓનો સ્વામી સમુદ્ર ભરતી વખતે નદીઓના તરંગને દાબી નાખે છે. તેમ નિરોધ સમયે આનંદમય, શોકમય કે, આનંદ-શોકરહિત, એ ક્રમથી સાત્વિક, રાજસ અને તામસ ભાવોને બુદ્ધિ દાબી નાખે છે; અર્થાત્ તેનું ત્રિવિધિપણું પ્રકટ ભાસમાન થતું નથી[૮]. જ્યારે બુદ્ધિ કોઈ પદાર્થની ઇચ્છા કરે છે ત્યારે તે, મનરૂપે થાય છે પણ વસ્તુતઃ બુદ્ધિવિના બીજું કોઈ તત્વ દેહમાં રહેલું નથી કેમ કે, ઇન્દ્રિયગોલકરૂપ જે ઇન્દ્રિયોનાં અધિષ્ઠાન છે તે પણ બુદ્ધિમાં છે, પણ તેનાથી જૂદાં નથી. રૂપાદિ જ્ઞાનને "મેધા" કહે છે, તે મેધામાં સ્થાપન કરેલાં ઇન્દ્રિયો "મેધ્ય" કહેવાય છે. એ મેધ્ય સર્વ ઇન્દ્રિયોને સમગ્ર જીતવી[૯]. જે જે ઇન્દ્રિયની પાછળ જ્યારે જ્યારે બુદ્ધિ જાય છે ત્યારે ત્યારે વિભાગ નહિ પામેલી બુદ્ધિ સંકલ્પાત્મક મનમાં રહેલી હોય છે અને તેથી બુદ્ધિવડે અનુગ્રહીત કરેલું ઇન્દ્રિય સંકલ્પથી ઉપજેલા ઘડાનું ગ્રહણ કરે છે[૧૦]. એ પ્રમાણે રૂપાદિ વિષયોને પણ પ્રથમ મન કલ્પે છે અને પછી બુદ્ધિવડે અનુગૃહીત ઇન્દ્રિયદ્વારા તેનું ગ્રહણ થાય છે. માટે સર્વ સાત્વિકાદિ ભાવો દેહમાં રહેલા છે તે મન, બુદ્ધિ અને અહંકાર એ ત્રણેના વિષે અર્થને અનુસરીને પ્રવૃત્ત થાય છે. અર્થાત્ જેમ રથના આરાઓ તેના પૈડાના પૂંઠીઆને અનુસરીને પ્રવૃત્ત થાય છે-પૂંઠીઆના ફરવાથી આરા ફરે છે, તેમ રૂપાદિ જે અર્થને અનુસરીને મન આદિ પ્રવૃત્ત થાય છે તે પ્રમાણે "સાત્વિક, રાજસ કે, તામસ" કહેવાય છે[૧૧]. કોઈ કહેશે કે, વિષયોના સ્વરૂપની સત્તાનો અભાવ છે ત્યારે ઇન્દ્રિયસન્નિકર્ષ આદિ તથા તેથી ઉપજેલું ઘટાદિ જ્ઞાન શી રીતે થાય? તેનું સમાધાન કરતાં કહે છે કે, સત્તા અથવા સત્વ ત્રણ પ્રકારનું છે. છીંપમાં રૂપું ભાસે છે તે રૂપાનું સત્વ પ્રાતિભાસિક કહેવાય. ઘડાનું સત્વ વ્યાવહારિક કહેવાય અને બ્રહ્મનું સત્વ પારમાર્થિક કહેવાય. તે સત્વને ક્રમથી સત્, સત્તર અને સત્તમ કહીએ છીએ. હવે વિષયો પણ સત્તમ બ્રહ્મથી અભિન્ન છે માટે તે પણ સત્તમ છે. બુદ્ધિ સત્તમ ઇન્દ્રિયોવડે એટલે બુદ્ધિમાં રહેલા વિષયોસહિત ઇન્દ્રિયોવડે મન દીવાનો અર્થ સિદ્ધ કરે છે. કહેવાનું એ છે કે, જેવો જેવો અકસ્માત યોગ થાય તે પ્રમાણે ઉદાસીન થઇને ફરનારાં ઇન્દ્રિયોના સાધનથી સત્તમ બ્રહ્મને આવરણ કરનારા અજ્ઞાનનો મનવડે નાશ કરવો. એમ કરવાથી સત્તમ બ્રહ્મ સ્વતઃ પ્રકાશમાન થાય છે અને વિષયો તેમાં અધ્યસ્ત છે એમ જોવામાં આવે છે. જેમ ઇન્દ્રિયોવડે છીંપાણી જોયા પછી "તે રૂપું છે" એવો આવરણરૂપ ભ્રમ, ઇન્દ્રિયોથી નાશ કર્યો એટલે બુદ્ધિમાં રહેલા રૂપાપણાનો નાશ ન થતાં પણ તેમાં છીંપાણીનો પ્રકાશ થાય છે અને તેથી રૂપું તેમાં અધ્યસ્ત છે તે સ્વયં જોવામાં આવે છે. માટે અધિષ્ઠાનનું ગ્રહણ કરવું એજ ઇન્દ્રિયોના અન્વય-વ્યતિરેકનો ઉપક્ષય છે. એ પ્રમાણે ઘટાદિના અધ્યાસના વિષે ઇન્દ્રિયદ્વારા મનવડે સત્તમ બ્રહ્મનું આવરણ કરનારા અજ્ઞાનનો નાશ કર્યો એટલે બુદ્ધિમાં રહેલા આકાશાદિ ભાવ જે સત્તમથી જૂદા નથી તેવડે-તે રૂપે સત્તમ બ્રહ્મ સ્વયમેવ પ્રકાશ થાય છે. માટે ઇન્દ્રિય

સત્તમનોજ પ્રકાશ કરનારૂં છે, આકાશાદિ તો દોરડીમાં સાપની પેઠે, માત્ર અવિદ્યાથી કે, સાક્ષિથી ભાસમાન થનારાં છે. તાત્પર્ય કે, વિષયોના સ્વરૂપના સત્વનો અભાવ છતાં પણ–વિષયો વસ્તુતાએ સત્ય ન છતાં પણ જેમ અજ્ઞાનવડે દોરડીમાં સર્પ પ્રતીત થાય છે તેમ બુદ્ધિના વિષે અવિદ્યાવડે વિષયનાં સ્વરૂપ પ્રતીત થાય છે[૧૨]. તે જ્ઞાનનું ફળ એવું છે કે, આ જગત એવી રીતે બુદ્ધિ કલ્પિત છે એમ જાણીને, જેમ સ્વપ્નામાંના ધનનો નાશ થવા પછી જાગેલો પુરૂષ શોકાદિને પામતો નથી તેમ, ડાહ્યો પુરૂષ અપ્રિય થવાથી શોક કરતો નથી કે, પ્રિય થવાથી હર્ષને પામતો નથી, તે નિરંતર અદેખાઈ વિનાનો રહે છે[૧૩]. વારૂ, જો એમજ હોય એટલે ઘટાદિ સર્વ આત્મામાંજ અધ્યસ્ત હોય તો ઘટાદિને જાણનારા પુરૂષે પણ બ્રહ્મને જાણ્યુંજ છે; ત્યારે શ્રવણાદિ સાધનનો શો ઉપયોગ છે? એમ શંકા કરનારે જાણવું કે, ભલે, ઇન્દ્રિયો નિર્દોષ હોય તથાપિ તે ઇચ્છીત વિષયમાં ગોચર થયેલાં હોય છે ત્યારે અદૃઢ પુરૂષ તેઓને કબજામાં રાખી શકતો નથી અને તેથી પ્રવૃત્ત થાય છે. એવી રીતે કબજામાં ન રહેતાં કામ્ય વિષય તરફ પ્રવૃત્ત થયેલાં ઇન્દ્રિયોથી આત્માનું જ્ઞાન થવું શક્ય નથી. પણ જેમ દીવો કરવાથી ઘટાદિ આકૃતિનો પ્રકાશ થાય છે તેમ, મનવડે જ્યારે ઇન્દ્રિયરૂપી ઘોડાની રાશો સારી રીતે ખેંચીને પકડી રાખે છે ત્યારે આત્માનો પ્રકાશ થાય છે–આત્માનો પ્રકાશ ઇન્દ્રિયોના સંયમથી થાય છે[૧૪.૧૫]. જેમ રાત્રિનો અંધકાર જવાથી સર્વ પ્રાણીઓને પ્રકાશ પ્રાપ્ત થાય છે, તેમ આ બ્રહ્મજ્ઞાનના વિષે પણ સમજવું. એટલે અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થવાથી આત્માનો પ્રકાશ થાય છે[૧૬]. કોઈ કહેશે કે, યોગી પુરૂષો પણ બીજાઓની પેઠે ઇન્દ્રિયોવડે વિષયને ગ્રહણ કરે છે તેઓને બ્રહ્મનો પ્રકાશ કેમ થાય? તેના સમાધાન માટે કહે છે કે, જેમ જળનું પ્રાણી જળમાં ફરે છે છતાં જળથી લેપાતું નથી, તેમ મુક્ત થયેલા આત્માવાળો યોગી પુરૂષ ગુણ તથા દોષવડે લેપાતો નથી[૧૭]. એજ પ્રમાણે દૃઢ બુદ્ધિવાળો પુરૂષ કે, જેણે મનને વશ કરેલું છે તે વિષયોને ભોગવતાં છતાં પણ આસક્તિ ન હોવાથી તેમાં કોઈ પ્રકારે લેપાતો નથી[૧૮]. જે પુરૂષ પૂર્વનાં કર્મનો સંન્યાસ–ત્યાગ કરીને સર્વદા આત્માના વિષેજ પ્રીતિ રાખે છે–આત્માનું ધ્યાન કરીને તદાકાર થાય છે તથા સર્વ પ્રાણીનો આત્મારૂપ જે પુરૂષ ભોગ્ય વર્ગમાં આસક્તિ રાખતો નથી[૧૯]. તેની બુદ્ધિ ઇન્દ્રિયો વગેરે બ્રહ્માકાર થાય છે તથાપિ ચિત્ અને અચિત્‌નું ઐક્ય બની શકતું નથી. અર્થાત્ આત્મા તો સર્વદા વિષયોને જાણે છે પણ વિષયો આત્માને જાણતા નથી[૨૦]. તે જડ અને આત્માથી ભિન્ન છે એમ તેની બુદ્ધિના વિષે રહે છે. જડ અને ચેતનનો ભેદ જાણ્યા પછી સત્વ અને ક્ષેત્રજ્ઞનો ભેદ કહું તે સાંભળ[૨૧]. ક્ષેત્રજ્ઞ વિષયોનો દૃષ્ટા તથા સાક્ષી છે અને સત્વ વિષયોનો સ્રષ્ટા–બનાવનારો છે. સૂક્ષ્મ એવા ક્ષેત્રજ્ઞ અને સત્વમાં એજ અંતર છે. એ બેમાંનો એક ગુણો (વિષયો) ને સરજે છે અને એક ગુણોને સરજતો નથી. એ બન્ને પ્રકૃતિવડે જૂદા થયેલા છે–જૂદા જણાય છે, નહિ તો તેઓ સર્વદા એકજ છે[૨૨]. જેમ મત્સ્ય જળમાં છે તથાપિ જળથી ભિન્ન છે. અથવા જેમ મચ્છર અને ઊમૈડું એ બન્ને જોડાયલાંજ છે તથાપિ ભિન્ન છે, તેમ સત્વ પુરૂષમાં ક્ષેત્રજ્ઞ છે, પરંતુ પ્રકૃતિથી ભિન્ન છે[૨૩]. અથવા "મુંજ" નામે ઘાસમાં–સરકટમાં ઈષીકા હોય છે તે મુંજથી જૂદી હોય છે અને તેની સાથે એક પણ છે, તેમજ સત્વ અને ક્ષેત્રજ્ઞ અન્યોન્યમાં રહેલા છતાં જૂદા છે અને એકત્ર પણ છે[૨૪].

॥ इषीका वा यथा मुंजे पृथक् च सह चैव च। तथैव सहितावेतावन्योन्यस्मिन् प्रतिष्ठितौ ॥२४॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शुकानुप्रश्ने पंचसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥

## અધ્યાય ૭૬ મો-અધ્યાત્મવિદ્યા.

**व्यास उवाच ॥ सृजते तु गुणान् सत्वं क्षेत्रज्ञस्त्वधितिष्ठति ॥**
**॥ गुणान् विक्रियतः सर्वानुदासीनवदीश्वरः ॥ १ ॥**

વ્યાસ કહે છે કેઃ- આગળ કહ્યા પ્રમાણે સત્વ ગુણોને-વિષયોને સરજે છે અને ક્ષેત્રજ્ઞ તેનો અધિષ્ઠાતા થઇને જાણે છે, સત્વાદિ ગુણો વિકારને પામે છે તે સર્વને ક્ષેત્રજ્ઞ ઇશ્વર ઉદાસીન -તટસ્થપણે રહીને જૂએ છે-જાણે છે[1]. જ્યારે ઇશ્વર કાંઇ કરતો નથી ત્યારે ગુણોમાં વિકાર કોણ ઉત્પન્ન કરે છે? એ શંકાનું સમાધાન કરતાં કહે છે કે, જેમ કરોળીઓ પોતાના શરીરમાંથી સૂત્ર કાઢીને તેની જાળ બનાવે છે, તેમ સ્વભાવવડે સત્વાદિ ગુણોમાં વિકાર સ્વયમેવ ઉત્પન્ન થાય છે એટલે તે સર્વ વિષયોને ઉત્પન્ન કરે છે[2]. એ ગુણો તત્વજ્ઞાનવડે અદર્શનને પામ્યા છતાં ઘટાદિની પેઠે નિવૃત્ત પામતાં નથી, પણ રજ્જુમાં સર્પની પેઠે બાધિત થાય છે. કારણ કે, ઘડો નાશ થયા પછી પણ તેનાં કાચલાં આદિ રૂપમાં માલૂમ પડે છે તે ઉપરથી સમજાય છે કે, અહીં ઘડો ભાગેલો છે, પણ ગુણોનો નાશ થયા પછી તેવું કાંઈ રહેતું નથી માટે ગુણોનો નાશ થતો નથી પણ બાધ થાય છે. કેટલાકનો એવો અભિપ્રાય છે, પરંતુ કેટલાક તાર્કિક આદિ તો દુઃખાદિ આત્માના ગુણોની અત્યંત નિવૃત્તિજ માને છે તથા એજ પ્રમાણે સાંખ્યાદિ પણ સંસારના હેતુ દૃષ્ટિ અને દૃશ્યનો સંયોગ યદ્યપિ અનાદિ છે તથાપિ તેનો નાશ માને છે[3]. એ બન્નેનો વિચાર કરીને પોતાની બુદ્ધિ પ્રમાણે નિશ્ચય કરવો, એ વિધિ પ્રમાણે એટલે નિવૃત્ત (નાશ) અથવા બાધ બેમાંના ગમે તે નિશ્ચિત પક્ષથી આત્માનો સિદ્ધાંત કરવો તેથી મહાન એવો આત્માનો આશ્રય પ્રાપ્ત થાય છે[4]. આત્મા અનાદિ છે તથા અનંત છે. તે આત્માને જાણીને મનુષ્યે નિરંતર જગતમાં ક્રોધ ન રાખતાં, હર્ષ ન કરતાં તથા ઇર્ષ્યાનો ત્યાગ કરીને નિરંતર ફરવું-વર્તવું[5]. એ પ્રમાણે બુદ્ધનાં ચિંત્વન રૂપ હૃદયના દૃઢ ગ્રંથિનો નાશ થવાથી જેના સમગ્ર સંશય છેદાઈ ગયા છે એવા પુરૂષે શોક ન કરતાં સુખથી રહેવું[6]. જેમ કોઇ મૂર્ખ મનુષ્ય પૃથ્વી ઉપરથી જળવડે સંપૂર્ણ ભરેલી નદીમાં પડે તથા તેમાં નીચે જાય અને ઉપર આવે એમ ડૂબકાં ખાઇને ક્લેશ પામે, તેમ સંસારરૂપી નદીને તરી જવાની વિદ્યા વિનાના અજ્ઞાની પુરૂષો પણ તેમાં ડૂબકાં ખાતાં ક્લેશને પામે છે. પણ જે ડાહ્યો પુરૂષ હોય છે તે જળ અને સ્થળના ભેદને સમજીને સ્થળમાં ફરે છે. અને જળમાં પડતો નથી, તેમ જે જ્ઞાની પુરૂષ કેવળ જ્ઞાન સ્વરૂપ આત્માને પ્રાપ્ત કરે છે તે પણ ક્લેશને પામતો નથી[7.8]. એ પ્રમાણે પુરૂષ પ્રાણીઓના જન્મ અને મરણને જાણીને તથા તેના વિષે વિષય ભાવને જોઇને સર્વોત્તમ સુખ પ્રાપ્ત કરે છે[9]. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું એજ જન્મનું સાફલ્ય છે અને તે વિશેષે કરીને બ્રાહ્મણનું કર્ત્તવ્યજ છે. બ્રાહ્મણે આત્મજ્ઞાની થવું એજ સંપૂર્ણ મોક્ષનું સાધન છે[10]. આત્માને જાણીને બુદ્ધ-જ્ઞાની તથા શુદ્ધ-પુણ્ય-પાપહીન થવું એ સિવાય બુદ્ધ અથવા શુદ્ધનું બીજું શું લક્ષણ છે? અર્થાત્ આત્મજ્ઞાનજ બુદ્ધનું લક્ષણ છે. આત્માને જાણવાવડે બુદ્ધિમાન પુરૂષો કૃતકૃત્ય થઇને મુકત થાય છે[11]. મૃત્યુ પામ્યા પછી પરલોકમાં જે અજ્ઞાની પુરૂષોને મોટો ભય ઉત્પન્ન થાય છે; તેવો મોટો ભય જ્ઞાની પુરૂષોને ઉપજતો નથી, જ્ઞાની પુરૂષને જે સનાતન ગતિ પ્રાપ્ત થાય છે તેનાથી વધારે શ્રેષ્ઠ ગતિ કોઇને પ્રાપ્ત થતી નથી[12]. કેટલાક લોકો સ્ત્રી આદિ ભોગને દોષાક્રાંત જોઇને તેના તરફ દોષ બુદ્ધિથી જુએ છે અને કેટલાક તે સ્ત્રી આદિ ભોગને દોષાક્રાંત જોઇને પણ પોતાને તે પ્રાપ્ત નહિ થવાથી શોક કરે છે. અર્થાત્ જ્ઞાની પુરૂષો ભોગને દોષાક્રાંત જોઇને

તેની ઉપેક્ષા કરે છે અને અજ્ઞાની પુરૂષો તેને ઇચ્છે છે; એ બેમાં મોટો અંતર છે. તેમાં જે પુરૂષો જ્ઞાની છે તે, તેવા ભોગને જોઇને શોક કરતા નથી કેમ કે, તેઓ તત્વવેત્તા હોવાથી તેમાં સત્ય શું છે અને મિથ્યા શું છે? તેને જાણે છે[13]. એવો જ્ઞાની પુરૂષ જે કર્મ કરે છે તે નિષ્કામ બુદ્ધિથી કરે છે અને તેથી તે કર્મ તેનાં પ્રાચીન કર્મનો નાશ કરનારાં થાય છે, કર્મવડે સર્વ કર્મનો ઉચ્છેદ થાય છે એમ તો નથી, પણ તે બન્ને-આ જન્મમાં કરેલું અને પરજન્મમાં કરેલું કર્મ જ્ઞાની પુરૂષને પ્રિયફળ કે, અપ્રિયફળ ભોગને આપતું નથી; અર્થાત જ્ઞાની પુરૂષનાં કર્મ પાપ-પુણ્યરૂપ ફળને ઉત્પન્ન કરતાં નથી, તેથી તે કર્મ કરે છે છતાં તે કર્મથી તેને બંધન થતું નથી[14].

॥ यत्करोत्यनभिसंधिपूर्वकं तच्च निर्नुदति यत्पुरा कृतम् ॥
॥ न प्रियं तदुभयं न चाप्रियं तस्य तज्जनयतीह कुर्वतः ॥ १४ ॥

इति श्रीमहा० शां० मो० पृ० शु० भा० शुकानुप्रश्ने षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥

## અધ્યાય ૭૭ મો-અજ્ઞાન નદીનું વર્ણન.

शुक उवाच ॥ यस्माद्धर्मात्परो धर्मो विद्यते नेह कश्चन ॥
॥ यो विशिष्टश्च धर्मेभ्यस्तं भवान् प्रब्रवीतु मे ॥ १ ॥

શુક કહે છે કે:—આ લોકમાં જે ધર્મથી અન્ય ઉત્તમ ધર્મ નથી તથા જે ધર્મ સઘળા ધર્મથી વિશેષ ગુણવાળો છે તે ધર્મ મને કહો[1]. વ્યાસ કહે છે કે:-જે ધર્મ સર્વથી પ્રાચીન અને ઋષિયોએ સ્થાપન કરેલો છે તથા જે સર્વ ધર્મથી વિશેષ ગુણવાળો છે તે હું તને આ જગ્યોએ કહું છું તે તું એકચિત્તે સાંભળ[2]. ઈન્દ્રિયો તોફાની છે માટે યત્નવડે તેને બુદ્ધિથી નિયમમાં રાખવી, તે ઇંદ્રિયો બાળકની પેઠે ચારે બાજુ નાસભાગ કરનારી છે માટે, પિતા જેમ પોતાના બાળકોને વશમાં રાખે છે, તેમ પુરૂષે ઇન્દ્રિયોને વશમાં રાખવી[3]. મન અને ઇન્દ્રિયોની એકાગ્રતા એજ પરમ તપ છે, તેજ સર્વ ધર્મથી મોટો ધર્મ છે અને તેજ ઉત્તમ ધર્મ છે[4]. માટે પુરૂષે પોતાની બુદ્ધિવડે છઠ્ઠા મનસહિત સર્વ ઇન્દ્રિયોને એકાગ્ર કરીને તથા આત્માના વિષે તૃપ્ત થઇને-કોઈ પણ પ્રકારની ઈચ્છારહિત થઇને બેસવું તથા ધ્યાતા, ધ્યાન અને ધ્યેય, એ ત્રણમાંથી એકકેનું ચિંતવન કરવું નહિ[5]. એમ કરતાં જ્યારે ઇન્દ્રિયો બાહ્ય અને આભ્યંતર વિષયોમાંથી નિવૃત્ત થઇને પરબ્રહ્મરૂપ સર્વના અધિષ્ઠાનના વિષે સ્થિર થશે ત્યારે તું સ્વયમેવ શાશ્વત આત્માનું દર્શન કરી શકીશ[6]. જેવો ધૂમાડારહિત અગ્નિ હોય, તેવો તે સર્વનો આત્મા અને મહાત્મા છે તેને તું જોઈશ, બુદ્ધિમાન અને મહાત્મા બ્રાહ્મણો એ આત્માને જોઈ શકે છે[7]. જેમ પુષ્પ અને ફળવાળું મોટું વૃક્ષ કે, જેને અનેક શાખાઓ હોય, પણ તે વૃક્ષ જાણતું નથી કે, મ્હારાં પુષ્પ ક્યાં છે અને મ્હારાં ફળ ક્યાં છે?[8]. તેમ હું ક્યાંથી આવ્યો અને ક્યાં જઈશ? તે આત્મા જાણતો નથી. આત્મા વૃક્ષની પેઠે જડ છે માટે તેને બુદ્ધિ જાણવી. પણ બીજો એક અંતરાત્મા છે તે સર્વ વસ્તુને જોઈ શકે છે[9]. તે અંતરાત્મા પ્રકાશિત જ્ઞાનરૂપી દીવાવડે સ્વયમેવ પોતાને જોઈ શકે છે. માટે તું પણ ઉપાધિરહિત થા, તેથી તું સર્વને જાણનારો થઇને પોતાના આત્માને પણ જોઈ શકીશ[10]. અને જેમ સાપ પોતાની કાંચળીને ઉતારી મૂકે છે, તેમ તું પણ સર્વ પાપથી મુક્ત થઇને પરમ જ્ઞાનરૂપ બુદ્ધિને પામીશ તથા તને જીવન્મુક્ત સુખ પ્રાપ્ત થશે[11]. અજ્ઞાનરૂપી એક

મોટી નદી છે-તેના પ્રવાહ ચારે બાજુ નીકળીને વહે છે, તે મહાઘોર છે અને સર્વ લોકને પોતાના પ્રવાહ સાથે તાણી જાય છે, તેમાં પાંચ ઇન્દ્રિયોરૂપી મગર છે, મનના સંકલ્પરૂપી કિનારા છે, લોભ અને મોહરૂપી ઘાસથી તેના કાંઠા છવાયલા છે, કામ અને ક્રોધરૂપી તેમાં પેટે ચાલનારાં પ્રાણીઓ-માછલાં તથા સર્પ આદિ છે, સત્યરૂપી તીર્થ છે, અસત્યરૂપી જળનો ક્ષોભ છે અને ક્રોધરૂપી કાદવ છે, એવી ઉત્તમ નદી છે. તેની ઉત્પત્તિ અવ્યક્તમાંથી છે અથવા તેની ઉત્પત્તિ વ્યક્ત નથી એટલે કોઇને સ્પષ્ટ જણાતી નથી. તે ઘણી ઉતાવળથી વહન કરે છે તથા અદૃઢ બુદ્ધિવાળા પુરૂષોથી તે તરી શકાય તેવી નથી. કામરૂપી મગરવડે તે ભરાઈ ગયેલી છે. એવી નદીને તું બુદ્ધિરૂપી નાવથી તરી જા[૧૨,૧૪]. વળી તે નદી સંસારરૂપી સમુદ્રને મળે છે અને વાસનારૂપી પાતાળના જળ સુધી ઊંડી છે તેથી તરી શકાય તેવી નથી. હે તાત ! તે સ્વયં જન્મ પામેલી છે અથવા આત્મામાંથી જન્મ પામે છે અને તેમાં જીહ્વાના રસાદિ વિષયોરૂપી અથવા રસગ્રહણ કરનારા જીહ્વા ઇન્દ્રિયરૂપી આવર્ત-વમળ છે. તે નદીને તરી જવું બહુ કઠિન કામ છે. જે પુરૂષોએ પોતાના મનને વશ કરેલું હોય છે, જેઓ ધીરજવાળા હોય છે અને જેઓ બુદ્ધિવાળા હોય છે તેઓ એ નદીને તરી જાય છે. એ નદીને જે પુરૂષ તરી ગયો તે પુરૂષને સર્વ તરફથી મુક્ત થયેલો જાણવો, તેનેજ જીતેન્દ્રિય, આત્મજ્ઞ અને પવિત્ર જાણવો[૧૫,૧૬]. તું જ્યારે ઉત્તમ બુદ્ધિ રાખીને તે નદીને તરીશ ત્યારે બ્રહ્મરૂપ થઈશ અને ત્યારેજ સર્વ સંસારને તરીશ તથા ત્હારો આત્મા પાપરહિત થઈને નિર્મળ થશે. તું જ્ઞાનરૂપ પર્વત ઉપર ચડીને, ક્રોધ તથા હર્ષને તજીને તથા સજ્જનતા રાખીને ત્હારી નીચે પૃથ્વી ઉપર ચાલતાં પ્રાણીઓને જો[૧૭,૧૮]. એ રીતે તું સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ અને લયને જોઈ શકીશ. પંડિતો તે પુરૂષનેજ સર્વ પ્રાણીઓથી શ્રેષ્ઠ ગણે છે તથા તત્વને જાણનારા તથા ધર્મવાળા મુનિયોમાં શ્રેષ્ઠ મુનિયો યોગવડે અજ્ઞાનરૂપી નદીને તરી જવારૂપ ધર્મને સર્વથી શ્રેષ્ઠ માને છે[૧૯]. હે પુત્ર ! સર્વત્ર વ્યાપક આત્માના જ્ઞાનનું આ શાસ્ત્ર છે તે ત્હારે હિત ઇચ્છનારા, અનુસરનારા તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખનારા શિષ્યને કહેવું[૨૦]. આ આત્મજ્ઞાન જે મેં તને કહ્યું છે તે સર્વ જ્ઞાનથી અત્યંત ગુહ્ય છે. હે તાત ! જેમાં આત્મા સાક્ષીરૂપ વર્ણવેલો છે એવું આ જ્ઞાન મેં તને કહ્યું છે[૨૧]. એ જ્ઞાનરૂપ આત્મા પુરૂષ નથી કે, સ્ત્રી નથી તેમ નપુંસક પણ નથી. તે સુખ અને દુઃખથી રહિત છે તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનરૂપ-ત્રણે કાળોમાં સત્ બ્રહ્મ છે[૨૨]. તે જ્ઞાનને જાણ્યા પછી કોઈ સ્ત્રી અથવા પુરૂષ પુનઃ જન્મ પામતા નથી. જેને જન્મ નથી એવા આત્માની પ્રાપ્તિના અર્થે એ યોગધર્મ કહેલો છે[૨૩]. યદ્યપિ જૂદા જૂદા તંત્રકારોએ પોત-પોતાના તંત્રને અનુસારે જગતની ઉત્પત્તિના પ્રકાર જૂદા જૂદા કહેલા છે તથાપિ સર્વ વાદીઓએ શમાદિ ગુણયુક્ત પુરૂષના સુષુપ્તિની પેઠે સુખ-દુઃખના સંપર્કરહિત અવસ્થાનને મુક્તિ માનેલી છે. વળી કેટલાક વાદીઓ દેહના નાશને "મુક્તિ" કહે છે, કેટલાક શૂન્ય ભાવને, કેટલાક દુઃખના નાશને કેટલાક લિંગના ભંગને, કેટલાક અવિદ્યાની નિવૃત્તિને, કેટલાક સ્વરૂપસ્થિતિને અને કેટલાક પરમાનંદની પ્રાપ્તિને "મુક્તિ" કહે છે. તે સર્વ શબ્દ માત્રવડે જૂદી જૂદી કલ્પનાઓ છે. માટે સર્વ મતનું જે પ્રકારે મુક્તિમાં પર્યવસાન આવે તે પ્રકારે મ્હારાં આ વચનોનું પણ મુક્તિમાં પર્યવસાન થાય છે, તેથી જે મેં કહ્યું છે તે યથાર્થ છે. હે પુત્ર ! તે સર્વ મત છે, પરંતુ તેમાં ફળનો વિરોધ નથી માટે પરિણામે એકજ છે. તેથી સર્વ તંત્રવાળાને આ શાસ્ત્ર પણ ગ્રહણ કરવા જેવું છે કેમ કે, તેઓના ફળની સાથે આ શાસ્ત્રનું ફળ વિરોધી નથી[૨૪]. માટે પ્રીતિયુક્ત, ગુણવાળા, દમગુણયુક્ત અને સારા પ્રેમવાળા પુત્રે પ્રશ્ન કર્યો હોય તો, આ

સ્થળમાં જે શાસ્ત્ર મ્હારા પુત્રને કહ્યું છે તે શાસ્ત્ર યથાર્થ કહેવું; અર્થાત્ પ્રીતિયુક્ત વગેરે ગુણવાળા અધિકારીના પૂછવાથી ગુરૂએ આ શાસ્ત્ર તેને પ્રીતિપૂર્વક કહેવું[૨૫].

॥ तत्प्रीतियुक्तेन गुणान्वितेन पुत्रेण सत्पुत्रदमान्वितेन ॥
॥ पृष्टो हि संप्रीतिमता यथार्थं ब्रूयात्सुतस्येह यदुक्तमेतत् ॥ २५ ॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शुकानुप्रश्ने सप्तसप्ततितमोऽध्यायः ॥ ७७ ॥

## અધ્યાય ૭૮ મો–અધ્યાત્મજ્ઞાન.

व्यास उवाच ॥ गंधान्नसान्नानुरुद्ध्यात्सुखं वा नालंकारांश्चाप्नुयात्तस्य तस्य ॥
॥ मानं च कीर्तिं च यशश्च नेच्छेत् स वै प्रचारः पश्यतो ब्राह्मणस्य ॥१॥

વ્યાસ કહે છે કે:–બ્રહ્મજ્ઞાનની ઇચ્છાવાળા પુરૂષે સુગંધવાળા અને રસવાળા પદાર્થોની ઇચ્છા કરવી નહિ; અથવા તે તે ગંધ તથા રસ આદિ વિષયોનો ત્યાગ પણ કરવો નહિ અર્થાત વિષયોનો રાગ–દ્વેષ ન કરવો પરંતુ ઉદાસીનતા રાખવી. તેજ પ્રમાણે માન, કીર્તિ અને યશની પણ ઇચ્છા ન કરવી. કેમ કે, બ્રહ્મને જાણનારા બ્રહ્મનિષ્ઠનો એવો વ્યવહાર છે[૧]. બ્રાહ્મણે બ્રહ્મ-ચર્ય પાળીને સર્વ વેદનું અધ્યયન કરવું. પરંતુ માત્ર ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદને જે જાણે છે તેને મુખ્ય બ્રાહ્મણ જાણવો નહિ[૨]. ત્યારે કોને બ્રાહ્મણ જાણવો ? જે સર્વ પ્રાણના વિષે પોતાના જ્ઞાતિજન જેવી મમતા અને દયા રાખે છે તે પુરૂષને સર્વજ્ઞ અને સર્વ વેદનો જ્ઞાતા જાણવો. વળી જે બ્રાહ્મણ કામનારહિત છે તે કોઇ વખત મરતો નથી તથા તેવા અકામપણાવડે તે "બ્રાહ્મણ નથી" એમ થતું નથી. અર્થાત્ જે નિર્દય અને સકામ છે તેને "વેદને જાણનારો" અને "બ્રાહ્મણ" કહેવો નહિ, પણ જે સદય અને નિષ્કામ છે તેનેજ "વેદને જાણનારો" અને "બ્રાહ્મણ" જાણવો[૩]. અનેક પ્રકારની ઇષ્ટિયો કરવાથી અને ભારે દક્ષિણાઓવાળા યજ્ઞ કરવાથી પણ જો તે પુરૂષ દયા અને નિષ્કામપણાને અનુસરતો નહિ હોય તો તેને કોઇ પ્રકારે બ્રાહ્મણપણું પ્રાપ્ત થશે નહિ[૪]. જ્યારે પુરૂષ કોઈથી ભય પામતો નથી અને તેનાથી બીજો કોઈ ભય પામતો નથી, તેમજ જ્યારે તે કોઈ પદાર્થની ઇચ્છા કરતો નથી કે, કોઈ પદાર્થનો દ્વેષ કરતો નથી, ત્યારે તે પુરૂષ બ્રહ્મપણાને પામે છે[૫]. જ્યારે પુરૂષ સર્વ પ્રાણીઓ પ્રત્યે મન, કર્મ અને વચનવડે પાપભાવના કરતો નથી ત્યારે તે બ્રહ્મપણાને પામે છે[૬]. જગતમાં કામબંધનજ એક બંધન છે, આ લોકમાં બીજું બંધન નથી. જે પુરૂષ કામરૂપી બંધનથી મુકત થયો તે બ્રહ્મભાવને પામે છે[૭]. જે પુરૂષ કામરૂપી બંધનથી મુકત થાય છે તે પુરૂષ, જેમ ધૂમાડાના વાદળાંથી ચંદ્રમા મુકત થઇને નિર્મળ ભાસે છે, તેમ નિર્મળ થાય છે અને તે ધીર પુરૂષ કાળની પ્રતીક્ષા કરીને ધીરજથી દિવસ નિર્ગમન કરે છે[૮]. જેમ નદીઓ, નિશ્ચળ સ્થિતિવાળો રાત્રિ–દિવસ જે જળથી ભરાયા કરે છે તેવા સમુદ્રમાં આવીને ભળે છે તથા તેમાં લય પામી જાય છે, તેમ જે ધીર પુરૂષ પ્રત્યે સઘળા કામ પ્રાપ્ત થઈને તથા પ્રવેશ કરીને લય પામે છે તે પુરૂષ શાંતિને પામે છે. પણ જે કામની અભિલાષાવાળો છે તે શાંતિ પામતો નથી[૯]. જે પુરૂષમાં સર્વ કામ લય પામે છે તેવા પુરૂષ (યોગી)ને માત્ર સંકલ્પથી સર્વ કામ પ્રાપ્ત થાય છે માટે કામથી મનોહર તો તેજ પુરૂષ છે; પણ સ્વર્ગાદિ કામની કામનાવાળો પુરૂષ તેવો નથી કેમ કે, સ્વર્ગને પામ્યા પછી પણ " સંયોગના અંતે વિયોગ છે " એ નિયમથી તે પુનઃ સ્વર્ગથી પડે છે[૧૦]. વેદનું રહસ્ય સત્ય છે, સત્યનું રહસ્ય દમ છે, દમનું રહસ્ય દાન છે, દાનનું રહસ્ય તપ છે[૧૧]. તપનું રહસ્ય ત્યાગ છે, ત્યાગનું રહસ્ય સુખ છે, સુખનું રહસ્ય

સ્વર્ગ છે અને સ્વર્ગનું રહસ્ય શમ છે. તે શમજ બુદ્ધિ પ્રસાદરૂપ સત્વ છે[૧૨]. તે સત્વ શોક અને તમ (અજ્ઞાનાંધકાર કે, મોહ) ને કોહોવરાવી નાખનાર છે તથા તૃષ્ણાસહિત સંતાપને પણ કોહોવરાવી નાખનાર છે. એ શાંતિ લક્ષણ ઉત્તમ સત્વને સંતોષવડે ઇચ્છવું–સંતોષથી તે સત્વ પ્રાપ્ત થાય છે. સંતોષવાળો, શોકરહિત, મમતારહિત, શાંત, પ્રસન્નાત્મા અને અદેખાઇ રહિત–એ છ લક્ષણથી યુક્ત જે પુરૂષ હોય તે જ્ઞાનવડે તૃપ્ત થઇને મોક્ષને પામે છે[૧૩ ૧૪]. એ પ્રમાણે મુક્તનાં લક્ષણ કહીને મુક્તિનું સાધન કહે છે કે, સુખ અને સ્વર્ગરૂપ ફળનો ત્યાગ કરીને પૂર્વે કહેલાં સત્ય, દમ, દાન, તપ, ત્યાગ અને શમ એ છ ગુણોના રાજસ અને તામસ પ્રકાર વર્જીને તથા સાત્વિક પ્રકાર ગ્રહણ કરીને શ્રવણ, મનન અને નિદિધ્યાસન અથવા આગમ, અનુમાન અને અનુભવ એ ત્રણ પ્રકારવડે પ્રાપ્ત કરેલા (જાણેલા) આત્માને જીવતાં છતાંજ આ શરીરમાં રહેલો છે એમ જે જાણે છે તે પૂર્વોક્ત મુક્ત લક્ષણને પામે છે[૧૫]. અધ્યાત્મજ્ઞાન અકૃત્રિમ એટલે ઉત્પન્ન કરેલું નથી અને તેથીજ તે નાશ થાય એવું પણ નથી; તે સ્વભાવસિદ્ધ છે અને ગુણાધાન તથા મલાપકર્ષણરૂપ સંસ્કારહીન છે; એ પ્રમાણે જે અધ્યાત્મરૂપ સુકૃત–પુણ્યસ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત કરે છે તે અવિનાશી સુખને ભોગવે છે[૧૬]. કેવળ શાસ્ત્રથી અધ્યાત્મજ્ઞાન થયું એટલે મુક્તિ પ્રાપ્ત થાય છે એમ નથી; બીજા પણ સાધનની અપેક્ષા છે. તે સાધન એવું છે કે, મનને પ્રચારરહિત કરીને તથા સર્વ બાજુથી તેને ખેંચી લાવીને એકાગ્ર કરીને પુરૂષ આત્મસ્વરૂપમાં જે તુષ્ટિ પામે છે, તે તુષ્ટિ બીજે પ્રકારે પ્રાપ્ત થતી નથી, અર્થાત્ મનની એકાગ્રતા કરવાનો અભ્યાસ કરવો[૧૭]. જેવડે ભોજન કર્યા વિના તૃપ્તિ થાય છે, જેવડે દ્રવ્ય મળ્યા વિના સંતોષ થાય છે અને જેવડે સ્નેહવિના (વગર ઘી ખાધે) બળ આવે છે તેને જે જાણે છે તેને "વેદને જાણનારો" કહેવો. અર્થાત્ બ્રહ્મને જાણવાવડે તે સર્વ પ્રાપ્ત થાય છે માટે બ્રહ્મને જાણનારોજ વેદને જાણનારો કહેવાય છે[૧૮]. જે બ્રાહ્મણ સારી રીતે ઇન્દ્રિયોનું રક્ષણ કરીને તથા તેનો નિરોધ કરીને બ્રહ્મનું ધ્યાન કરે છે તેને આત્માના વિષે પ્રીતિવાળો કહે છે[૧૯]. જેમ ચંદ્રનું શરીર પ્રથમ ક્ષીણ થઈને પછી વૃદ્ધિને પામે છે, તેમ પરમતત્વ (બ્રહ્મ)ના વિષે એકાગ્ર કરેલું તથા દિવસે દિવસે કામ ક્ષીણ થવાથી નિશ્ચય થયેલું મન સર્વ રીતે વધારે સુખ પામતું જાય છે[૨૦] સ્થૂલ પૃથ્વી આદિ તથા એકાદશ ઇન્દ્રિયોને "વિશેષ" કહે છે; પંચ તન્માત્રાઓ અને બુદ્ધિ એઓને "અવિશેષ" કહે છે. જે મુનિ તે અવિશેષ ભૂત એટલે પંચ તન્માત્રાઓ તથા બુદ્ધિ અને ગુણો એટલે મહત્ તથા અવ્યક્ત, એઓનો ત્યાગ કરે છે તે (મુનિ)નું દુઃખ, જેમ સૂર્યના પ્રકાશથી અંધકાર સહેજ દૂર થાય છે, તેમ સહેજ દૂર થાય છે[૨૧]. એ રીતે જેણે કર્મનું, ગુણનું અને ઐશ્વર્યનું ઉલ્લંઘન કરેલું છે, તેમજ જે વિષયમાં આસક્ત નથી એવા બ્રાહ્મણને જરા અને મૃત્યુ પામી શકતાં નથી; અર્થાત્ તે, જરા અને મૃત્યુને પણ ઉલ્લંઘી જાય છે[૨૨]. તે દયાવાળો થઈને સર્વથી વિરક્ત હોય છે, તે રાગદ્વેષ શૂન્ય થઇને સ્થિર થાય છે તથા શરીરમાં રહેલો છતાં ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના અર્થ ( વિષયો )ને અતિક્રમણ કરીને વર્તે છે[૨૩]. તે પુરૂષ સર્વના પરમ કારણરૂપ બ્રહ્મને પામે છે તેથી કાર્યરૂપ અવ્યક્તનું અતિક્રમણ–ઉલ્લંઘન કરે છે અને એ રીતે પરમપદ પામેલા પુરૂષને પુનઃ જન્મ લેવો પડતો નથી[૨૪].

॥ कारणं परमं प्राप्य अतिक्रांतस्य कार्यताम् । पुनरावर्तनं नास्ति संप्राप्तस्य परं पदम् ॥२४॥

इति श्रीमहा० मो० शां० पू० गु० मा० शुकानुप्रश्ने अष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

## અધ્યાય ૭૯ મો—અધ્યાત્મજ્ઞાન.

**व्यास उवाच** ॥ द्वंद्वानि मोक्षजिज्ञासुरर्थधर्मावनुष्ठितः ।
॥ वक्ता गुणवता शिष्यः श्राव्यः पूर्वमिदं महत् ॥ १ ॥

વ્યાસ કહે છે કેઃ—માનાપમાનાદિ દ્વંદ્વ, અર્થ તથા ધર્મ એ સર્વનું જેણે સેવન કર્યું છે એવો શિષ્ય જો મોક્ષતત્વને જાણવાની ઇચ્છાવાળો હોય તો ગુણવાન આચાર્યે તેને પ્રથમ આ મહા અધ્યાત્મ જ્ઞાન શ્રવણ કરાવવું[1]. આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પાંચ ભૂતમાં સર્વનો સમાવેશ થાય છે. ભાવ, અભાવ અને કાળ, એ સર્વનો પણ એ પાંચ ભૂતમાં સમાવેશ થાય છે. કણાદના મતથી દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ એવા સાત પદાર્થ કહ્યા છે. તેમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા અને મન, એ નવ દ્રવ્ય કહ્યાં છે. તેમાંથી "કાળ" નામે કાંઈ પદાર્થ નથી કેમ કે, અતીત અને અનાગતાદિ વ્યવહારનો હેતુ કાળ છે પરંતુ તે કાંઈ નૂતનત્વ, પુરાણત્વાદિની પેઠે વસ્તુ નથી. માત્ર દ્રવ્યના વિષે રહેલી અતીતત્વાદિ અવસ્થાથી તેવો વ્યવહાર માત્ર થાય છે. માટે કાળ દ્રવ્ય નથી, દિશા પણ દ્રવ્ય નથી કેમ કે, સૂર્યની ઉપાધિથી આકાશમાંજ પૂર્વ આદિ કલ્પના કરેલી છે માટે આકાશ વિના દિશા કાંઈ જૂદું દ્રવ્ય નથી. મન પણ જૂદું દ્રવ્ય નથી કેમ કે, શ્રોત્રાદિ ઇન્દ્રિયની પેઠે, તે જે જે વિષયનું ગ્રહણ કરે છે તેના સજાતીય દ્રવ્યમાંથી તેની ઉત્પત્તિ છે એમ પાછળ સિદ્ધ કરેલું છે. મન પાંચે વિષયને ગ્રહણ કરે છે માટે પાંચે ભૂતમાંથી તેની ઉત્પત્તિ છે; અર્થાત્ મન પંચભૂતથી પૃથક્ દ્રવ્ય નથી. ગુણ ચોવીશ છે તે પણ આશ્રય વિના રહી શકતા નથી. ગુણોનાં આશ્રયભૂત પંચભૂત છે માટે પંચભૂત વિના એકલા ગુણોનો સંભવ નથી તેથી તે પૃથક્ દ્રવ્ય નથી. કર્મ પણ દ્રવ્યનીજ એકાદ હાલવા ચાલવાની અવસ્થા છે માટે કર્મ પણ પૃથક્ પદાર્થ નથી. સદસત્ વ્યવહારના હેતુને "સામાન્ય" કહે છે, અધિષ્ઠાનની સત્તાથીજ સદસત્ વ્યવહારની કલ્પના થાય છે માટે સામાન્ય પણ પૃથક્ પદાર્થ નથી. નિત્ય દ્રવ્યના વિષે વૃત્તિવાળા વિશેષ અનંત છે, એમ કહેલું છે તેથી વિશેષની કલ્પના પણ મિથ્યા છે. કેમ કે, સર્વત્ર એક આત્માવિના બીજું કાંઈ નિત્ય દ્રવ્ય છેજ નહિ ત્યારે કણાદ કહે છે, તેમ નિત્ય દ્રવ્યના વિષે વૃત્તિવાળા અનંત વિશેષ તો ક્યાંથીજ હોય? વળી સમવાય જેમ દ્રવ્યમાં રહેલો છે, તેમ રૂપાદિ પણ સમવાય વિનાજ દ્રવ્યમાં રહેશે માટે સમવાયની કલ્પના કરવી પણ નિરર્થક છે. અભાવ પણ કાંઈ વસ્તુ નથી; માટે ભાવ, અભાવ અને કાળ એ સર્વનો પાંચ ભૂતમાંજ સમાવેશ થાય છે[2]. આકાશ અવકાશાત્મક છે, શ્રોત્ર ઇન્દ્રિય આકાશમય છે. તેનો ગુણ શબ્દ છે. એ રીતે શરીરના સ્વરૂપને પ્રકાશ કરનારા વેદ વાક્યને જાણનારા પુરૂષે આકાશ મહાભૂતમાંથી ઉપજેલા શ્રોત્ર ઇન્દ્રિયનો ગુણ શબ્દ જાણવો[3]. ચરણ ઇન્દ્રિય વાયુમય છે, પ્રાણ અને અપાન પણ વાયુમય છે. સ્પર્શ વાયુની ઇન્દ્રિય છે તથા સ્પર્શ ગુણ વાયુમય છે[4]. તાપ, પાક, પ્રકાશ, જ્યોતિ અને નેત્ર, એ સર્વ અગ્નિતત્વમય છે. અગ્નિનો ગુણ રૂપ છે તથા તે રાતું, ગૌર કે, કાળું હોય છે[5]. ક્લેદ (ભિનાશ), ક્ષુદ્રતા (માંહે પેસીને પાર્થિવ અવયવને છૂટાં કરવાનો ગુણ) અને સ્નેહ, એ ત્રણ જળના ગુણ કહેલા છે. શરીરમાં રૂધિર, મજ્જા, વસા અને બીજું પણ જે કાંઈ સ્નિગ્ધ જોવામાં આવે છે તે સર્વ જલાત્મક છે[6]. રસન ધર્મવાળું જીહ્વા જળનું ઇન્દ્રિય છે. રસ જળનો ગુણ છે. સમુદાયાત્મક પૃથ્વીનો ધાતુ છે. શરીર, હાડકાં, દાંત, નખ, મૂછ, રોમ, કેશ, શિરા, સ્નાયુ, ચર્મ, એ સર્વ પૃથ્વીનાં રૂપ છે. ઘ્રાણ તેની ઇન્દ્રિય છે અને

તેનું સ્થાન નાસિકા છે[7-8]. ગંધ ઘ્રાણ ઇન્દ્રિયનો વિષય છે અને તે પૃથ્વીમય છે. એ ભૂતોમાંથી ઉત્તરના ( પછીના ) ભૂતમાં પૂર્વ ( પ્રથમ ) ભૂતના ગુણ હોય છે, તેથી આકાશમાં શબ્દ ગુણ; વાયુમાં શબ્દ, સ્પર્શ બે ગુણ; તેજમાં શબ્દ, સ્પર્શ, રૂપ ત્રણ ગુણ; જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ચારગુણ અને પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ પાંચ ગુણ છે[9]. તેમજ સર્વ પ્રાણીઓમાં અવિદ્યા, કામ અને કર્મ ગુણો હોય છે, એ સર્વ ગુણો પાંચ ભૂતના સમુદાયનો વિસ્તાર છે એમ મુનિયો કહે છે. પાંચ ભૂત, ભાવના, જ્ઞાન, કર્મ એમ આઠ, નવમું મન, દસમી બુદ્ધિ તથા અગિયારમો આત્મા એટલાથી શરીર ઉત્પન્ન થયું છે[10]. અગિયારમો અનંત આત્મા સર્વથી પર છે, બુદ્ધિનો સ્વભાવ નિશ્ચય કરવાનો છે. મનનો સ્વભાવ સંશય કરવાનો છે. આત્માને કર્મનો સંયોગ થવાથી તે “ જીવ છે ” એમ અનુમાન થાય છે. એ જીવને “ક્ષેત્ર” કહે છે[11]. કૃત, ત્રેતા, દ્વાપર, કળિ, એ કાળનાં સ્વરૂપ છે. એ કાળાત્મક સર્વ ભાવોવડે–પુણ્ય–અપુણ્ય આદિ સંસ્કારાત્મક ભાવોવડે સર્વ પ્રાણીમાત્ર યુક્ત છે, એમ જે જુએ છે તથા તે સ્વરૂપતઃ નિર્મળ છે, એમ જે જાણે છે તે પુરૂષ મોહયુક્ત કર્મનું સેવન કરતો નથી[12],

॥ एभिः कालात्मकैर्भावैर्यः सर्वैः सर्वमन्वितम् ॥
॥ पश्यत्यकलुषं कर्म स मोहं नानुवर्तते ॥ १२ ॥

॥ इति श्रीमहा० शां० मो० पू० शु० भा० शुकानुप्रश्ने एकोनाशीतितमोऽध्यायः ॥ ૭૯ ॥

## અધ્યાય ૮૦ મો–અધ્યાત્મ કથન.

व्यास उवाच ॥ शरीराद्विप्रयुक्तं हि सूक्ष्मभूतं शरीरिणाम् ।
॥ कर्मभिः परिपश्यन्ति शास्त्रोक्तैः शास्त्रवेदिनः ॥ १ ॥

* વ્યાસ કહે છે કેઃ—જીવ સ્થૂલ શરીરથી મુક્ત થયેલો છતાં પણ સૂક્ષ્મ શરીરમાં રહેલો હોય છે, એવા સૂક્ષ્મ જીવને પણ યોગશાસ્ત્રને જાણનારા યોગીઓ શાસ્ત્રમાં કહેલાં કર્મવડે–યોગના અનુષ્ઠાનવડે સમાધિમાં સાક્ષાત જુએ છે[1]. લિંગ દેહના અસ્તિત્વ વિષે માત્ર વિદ્વાનોનો અનુભવજ પ્રમાણ નથી; યુક્તિ પણ છે. એવી કે, જેમ આકાશમાં સૂર્યના કિરણો સજડ છતાં પણ સ્થૂલ દૃષ્ટિથી જોવામાં આવતાં નથી; પરંતુ ગુરૂએ કહેલી યુક્તિવડે તે દૃશ્યમાન થઇને અતિશય સ્પષ્ટ જોઈ શકાય છે. તેમ અતિ માનુષ સત્વ–લિંગાત્મા સ્થૂલ દેહથી મુક્ત થઇને અનેક લોકમાં ફરે છે તે સ્થૂલ દૃષ્ટિથી ગ્રહણ કરી શકાતો નથી પણ યોગીઓ ગુરૂએ કહેલી યુકિતથી તેને પ્રત્યક્ષ જોઈ શકે છે[2]. જેમ સૂર્યનાં કિરણો પ્રત્યેક જળના પાત્રમાં જૂદાં જૂદાં રૂપયુક્ત દેખાય છે, તેમ પ્રત્યેક જૂદા જૂદા દેહમાં સત્વપ્રધાન લિંગાત્મા જૂદો જૂદો ભાસે છે[3]. એમ સૂક્ષ્મ સત્વો શરીરથી મુકત થાય છે ત્યારે સત્વને જાણનારા જીતેન્દ્રિય યોગીઓ તેને પોતાના સત્વ (આત્મા)વડે જુએ છે[4]. તે યોગીઓ પ્રધાન પુરૂષ કે, જે જગતનું કારણ છે તેનાથી જગતને ભિન્ન જાણતા નથી તથા પોતાના વિષે ચિંતવન કરેલું–કલ્પેલું જે કર્મરૂપી રજ–કામાદિ વ્યસન છે તેનો પણ તેઓએ ત્યાગ કરેલો હોય છે. એવા સર્વ યોગીઓ ગમે તો નિદ્રિત હોય કે, જાગ્રત હોય પરંતુ લિંગ શરીર તેઓના સ્વાધીનમાં રહે છે[5]. જે રીતે દિવસે તેજ રીતે રાત્રિયે અને જે રીતે રાત્રિયે તેજ

* આગળ કહ્યા પ્રમાણે પંચભૂત, અવિદ્યા, કામ, કર્મ, મન અને બુદ્ધિ, એ દશના સમુદાયને “ક્ષેત્ર” કહે છે. તેથી ભિન્ન આત્મા અગિયારમો છે, પણ તે દશમાં અંતર્ગત છે તે બતાવવાને કહે છે.

રીતે દિવસે યોગી પુરૂષોને નિરંતર લિંગાત્મા વશ રહે છે. એ યોગી પુરૂષોનો લિંગાત્મા નિરંતર સૂક્ષ્મ એવા સાત ગુણોવડે–મહત્, અહંકાર અને પંચતન્માત્રાવડે યુક્ત થઇને ઇન્દ્રાદિ લોકમાં ફરે છે તથા ત્રણે કાળમાં તે મિથ્યા છે માટે સદા અનિત્ય છે તથાપિ વ્યવહાર પક્ષે અજર અને અમર છે[૬.૭]. એ પ્રમાણે યોગીઓને સૂક્ષ્મ દેહ પ્રત્યક્ષ થાય છે એમજ નથી પણ મૂઢ પુરૂષોને પણ તેવો અનુભવ થાય છે. એવી રીતે કે, મન અને બુદ્ધિથી પરાભવ પામેલો પુરૂષ સ્વપ્નમાં પોતાના દેહને અને બીજાના દેહને સ્થૂલથી ભિન્ન જુએ છે તથા સ્વપ્નમાં પણ સુખ અને દુઃખને જાણે છે[૮]. એ સ્વપ્નાવસ્થામાં પણ પુરૂષ દુઃખ અને સુખને પામે છે, તે અવસ્થામાં પણ તે ક્રોધ અને લોભવડે દુઃખ પ્રાપ્ત કરે છે[૯]. અથવા ઘણા ધનને પ્રાપ્ત કરીને ખુશ પણ થાય છે. તે અવસ્થામાં પણ તે પુણ્ય કરે છે અને પોતે જીવતો હોય તેમ સર્વને જુએ છે[૧૦]. એ પ્રમાણે જેમ સ્વપ્નમાં પ્રાણી વસે છે, તેમ ગર્ભમાં શયન કરે છે, અગ્નિના મધ્યમાં ગર્ભરૂપે રહે છે તથા દસ માસ સુધી માતાની કૂખમાં વસે છે, તથાપિ તે અન્નની પેઠે પચી જતો નથી એ આશ્ચર્ય છે; અથવા તેની દૃષ્ટિયે ગર્ભસ્થાનમાં અગ્નિ આદિનો અભાવ છે માટે તે જઠરાગ્નિ આદિથી દુઃખ પામતો નથી[૧૧]. એ પ્રમાણે પરમેશ્વરના અંશરૂપ જગતના આત્માને સર્વ મૂર્તિયોના હૃદયસ્થાનમાં રહેલો છતાં તમોગુણ અને રજોગુણથી આવિષ્ટ પુરૂષો દેખાતા નથી[૧૨]. આત્માને જોવાનો એજ માર્ગ છે કે, જેઓ તે આત્માને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા હોય તેઓ તેને યોગશાસ્ત્રમાં કહેલા વિધિથી જોઈ શકે છે તથા એ રીતે આત્માને જોઇને તેઓ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, ત્રણે શરીરનું ઉલ્લંઘન કરે છે. અર્થાત્ યોગશાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે અનુષ્ઠાન કરીને જેઓ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરને તજે છે–તેની પેલી પાર જાય છે તેઓ આત્માને પામે છે. સંન્યાસીઓનો સંન્યાસ ધ્યાનના અર્થેજ છે. બીજા આશ્રમવાળાઓને પણ કર્મના અવકાશમાં ધ્યાન કહેલુંજ છે. શાંડિલ્ય મુનિ આ સમાધિ વખતના શમને–સર્વ વૃત્તિયોના ઉપશમાત્મક ભાવને "યોગ" કહે છે[૧૩.૧૪]. જે પુરૂષ ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના અર્થ, મન, બુદ્ધિ, મહત્તત્ત્વ, અવ્યક્ત અને પુરૂષ, એ સાત સૂક્ષ્મને જાણે છે તથા સર્વજ્ઞપણું, તૃપ્તિ, અનાદિ બોધ, સ્વતંત્રતા, અલુપ્ત દૃષ્ટિ અને વિભુની અનંત શકિત, એ ષડંગ "મહેશ્વર" કહેવાય છે તેને જાણે છે, તે ત્રિગુણાત્મક અજ્ઞાનના અત્યંત પરિણામના વિષે રહેલા પરબ્રહ્મને સાક્ષાત જુએ છે[૧૫].

॥ विदित्वा सप्त सूक्ष्माणि षडंगं च महेश्वरम् । प्रधानविनियोगज्ञः परं ब्रह्मानुपश्यति ॥१५॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शुकानुप्रश्ने अशीतीतमोऽध्यायः ॥८०॥

---

## અધ્યાય ૮૧ મો–અધ્યાત્મજ્ઞાન.

व्यास उवाच ॥ हृदि कामद्रुमश्चित्रो मोहसंचयसंभवः ॥

॥ क्रोधमानमहास्कंधो विधित्सापरिषेचनः ॥ १ ॥

*વ્યાસ કહે છે કેઃ–હૃદયરૂપી ભૂમિના વિષે વિચિત્ર કામનારૂપી વૃક્ષ ઉત્પન્ન થયેલું છે, તે મોહરૂપી બીજથી ઉત્પત્તિ પામેલું છે, ક્રોધ અને માન એ બે તેની મોટી શાખા છે, વિધિત્સા એટલે કર્મ કરવાની ઇચ્છા તેની ચારે બાજુ મોટો કયારો છે[૧]. અજ્ઞાનરૂપી તેનાં મૂળ છે તેના આધારથી તે વૃક્ષ ટકી રહેલું છે. પ્રમાદરૂપી જળનું તેને સિંચન કરવામાં આવે છે,

* ગયા બે અધ્યાયવડે સ્થૂલ અને સૂક્ષ્મ શરીરથી આત્માનો વિવેક કરીને હવે મૂળ અજ્ઞાનથી પણ તેનો વિવેક કરવાનો આરંભ કરે છે.

અસૂયારૂપી તેનાં પાંદડાં છે, પૂર્વનાં કરેલાં દુષ્કૃતરૂપી તેનો સાર (વૃક્ષનો અંતર્ગત મધ્ય ભાગ) છે[2]. સંમોહ અને ચિંતારૂપી તેની પાંખડીઓ છે, શોકરૂપી તેની ઉપશાખાઓ છે, ભયરૂપી તેના અંકુર છે. મોહ પમાડનારી તૃષ્ણારૂપી વેલોથી વીંટાયલો છે[3]. અને અત્યંત લોભી અને ફળની ઈચ્છાવાળા પુરૂષો લોઢાના પાસથી યુક્ત થઇને તેની આસપાસ વીંટાઇને તે ફળ આપનારા મહાવૃક્ષનું ઉપાસન કરે છે. દૃઢબંધન કરનારાં શરીર અથવા વાસનાને લોઢાના પાશ સમજવા[4]. જે પુરૂષ તે પાશને વશ કરીને એટલે વાસનાઓને જીતીને વૃક્ષને ખેંચે છે–કામનો નાશ કરે છે. તે પુરૂષ સુખ અને દુઃખથી મુક્ત થઈને (વૈષયિક સુખ તે પણ દુઃખજ ગણાય છે) તે બન્ને દુઃખના અંતને પામે છે[5]. પણ મૂઢ બુદ્ધિવાળા પુરૂષો સ્ત્રી આદિ જે સાધનોવડે કામરૂપી વૃક્ષને વૃદ્ધિ પમાડે છે તેજ સ્ત્રી આદિ સાધનો, જેમ વિષની ગાંઠ રોગીનો નાશ કરે છે તેમ, તે વૃદ્ધિ કરનારનો નાશ કરે છે[6]. પરંતુ જે પુણ્યવાન પુરૂષ છે તે યોગજન્ય પ્રસાદથી નિર્વિકલ્પ સમાધિરૂપ શ્રેષ્ઠ તરવારવડે કામરૂપી વૃક્ષનું બળાત્કારે છેદન કરી નાખે છે[7]. એ પ્રમાણે જે કેવળ કામનું નિવર્તન કરી જાણે છે તથા કામશાસ્ત્રને બંધનકર્તા જાણે છે તે સર્વ દુઃખને ઉલ્લંઘન કરી જાય છે[8]. શરીર એક નગરરૂપ છે અને તેમાં રાજ્ય કરનારી રાણી બુદ્ધિ છે, બુદ્ધિનો સ્વભાવ તત્વનિર્ણય કરવાનો છે. એવી નિશ્ચયાત્મક બુદ્ધિનો અર્થચિંતક પ્રધાન મન છે તે પણ તેજ (શરીર) નગરમાં રહે છે[9]. મનદ્વારા બુદ્ધિના ભોગના અર્થે વિષયરૂપી ધનને આપનારી ઈન્દ્રિયો નગરવાસી મનુષ્યો છે. એ ઇન્દ્રિયોરૂપી પૌરજન (નગરવાસી પુરૂષ) ને પાળવાને મનની મોટી ક્રિયા પ્રવૃત્તિ છે; એટલે યજ્ઞ, દાન, ક્ષેત્ર, આરામ આદિ દૃષ્ટાદૃષ્ટ ફળ આપનારી ક્રિયાઓની પ્રવૃત્તિ તે ઈન્દ્રિયોને તૃપ્ત કરવાના અર્થે કરે છે. તેમાં રાજસાહંકાર અને તામસાહંકાર એ બે મોટા દોષરૂપી મનના કારભારી છે. તે દોષ મનની કરેલી ઈન્દ્રિયોનું પાલન કરવારૂપ ક્રિયાને ઉલટી કરી નાખીને મલિન કરી નાખે છે તેથી તે ક્રિયાનું ફળ સુખ–દુઃખરૂપ મિશ્ર મળે છે. એ પ્રમાણે દોષયુક્ત મન પ્રધાને મેળવેલું ફળ નગરના અધિપતિ–મન, બુદ્ધિ અને અહંકારસહિત પૌરજન–ઈન્દ્રિયો ભોગવે છે[10]. એમ થાય છે એટલે પછી તે બે ઉન્મત કારભારી જેવા દોષ પરસ્ત્રીગમનાદિ નિષિદ્ધ માર્ગે તે સુખાદિરૂપ અર્થને પ્રાપ્ત કરીને ભોગવે છે. એવી રીતે રાજસાહંકાર અને તામસાહંકાર બળવાન થાય છે એટલે બુદ્ધિ કે, જે પ્રથમ દુર્ધર્ષ એટલે શુદ્ધ સત્વમય હોય છે તે પણ મનની સાથે દોષયુક્ત–મલિન થાય છે[11]. બુદ્ધિ પણ રાજસ અહંકારયુક્ત થઈ એટલે ધર્મ–અધર્મને યથાર્થ જાણી શકતી નથી તથા તામસ અહંકારથી અધર્મનેજ ધર્મ જાણે છે. મન દુષ્ટ થયું એટલે ઇન્દ્રિયોરૂપી પૌરજન પણ દોષયુક્ત થઈને ત્રાસ પામેલા નગરવાસી લોકોની પેઠે કોઇ જગ્યોએ સ્થિરતા પામતા નથી. એજ પ્રમાણે દોષ પામેલી બુદ્ધિ પણ જેના અર્થે ધન પુત્રાદિ જે અર્થને હિતકર માનીને તેનું ચિંત્વન કરે છે તેજ અર્થ અનર્થરૂપ થઈને તેને દુઃખકારક થાય છે અને તે અર્થ પણ નાશ પામે છે[12]. અર્થ નાશ થયા પછી બુદ્ધિસહિત મન જે અર્થનું સ્મરણ કરે છે તે તેને ખેદકારક થાય છે કેમ કે, તે અર્થ તેને પ્રાપ્ત થતો નથી તેથી મન પરિતાપને પામે છે. મનના તાપથી બુદ્ધિ પણ પરિતાપને પામે છે. કેમ કે, જ્યારે સંકલ્પરૂપી મન બુદ્ધિથી જૂદું થાય છે ત્યારે તે કેવળ “મન” કહેવાય છે, વસ્તુતઃ એ બુદ્ધિ અને મન જૂદાં ન હોવાથી સંકલ્પાત્મક મન તપે છે એટલે નિશ્ચયાત્મક બુદ્ધિ પણ તપેજ છે[13]. કોઇ કહેશે કે, બુદ્ધિ અને મન તો જડ છે; તે પરિતાપને પામે તેમાં આત્માને શું લાગે–વળગે? તેનું સમાધાન આપતાં કહે છે કે,–બુદ્ધિમાં આત્મા પ્રતિબિંબરૂપે રહેલો છે. તે આત્માને માત્ર દુઃખનુંજ ફળ આપનારો બુદ્ધિમાં રહેલો

રજોગુણ વીંટી લે છે. તેથી પરિચ્છેદ, પરિતાપ આદિ બુદ્ધિના ધર્મ આત્મામાં હોય તેમ દેખાય છે. એમ થાય છે એટલે મન રગુજોણુની સાથે મિત્રતા કરે છે-પ્રવૃત્ત થવાને તત્પર થાય છે. રજોગુણની સાથે એકત્ર મળેલું મન આત્માને અને પૌરજનને-ઇન્દ્રિયોને પોતાના વશમાં કરીને રજોગુણને સ્વાધીન કરે છે-દુઃખમાં નાંખે છે. જેમ દુષ્ટ પ્રધાન રાજાને અને પૌરજનને સ્વાધીન કરીને શત્રુને અર્પણ કરે છે, તેમ રજોગુણયુક્ત મન પણ આત્મા, બુદ્ધિ અને ઇન્દ્રિયોને બાંધીને રજોગુણના વશમાં નાખે છે. અજ્ઞાનકૃત કુરાજ્યની એવી દુર્વ્યવસ્થા થાય છે, તે આ રૂપકથી બતાવ્યું છે[૧૪].

॥ तन्मनः कुरुते सख्यं रजसा सह संगतम् । तं चादाय जनं पौरं रजसे संप्रयच्छति ॥१४॥

इति श्रीमहाभा० शां० मो० पू० गु० भा० शुकानुप्रश्ने एकाशीतितमोऽध्यायः ॥८१॥

## અધ્યાય ૮૨ મો-પંચમહાભૂતાદિના ગુણોનું વર્ણન.

भीष्म उवाच ॥ भूतानां परिसंख्यानं भूयः पुत्र निशामय ॥
॥ द्वैपायनमुखाद् भ्रष्टं श्लाघया परयानघ ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—હે પુત્ર ! હે નિષ્પાપ ! શ્રીવ્યાસ મહામુનિના મુખમાંથી નીકળેલી આકાશાદિ ભૂતોની ગણના "મને ધન્ય છે કે, મેં આવું અધ્યાત્મ સાંભળ્યું" એમ પોતાની અતિ સ્તુતિ કરીને પુનઃ પણ સાંભળ[૧]. એ અધ્યાત્મ શાસ્ત્ર પ્રદીપ્ત અગ્નિ સરખી ( અજ્ઞાનથી આવૃત્ત નહિ માટે ) કાંતિવાળા વ્યાસે ધૂમસમાન તેજવાળા ( ઢાંકેલા અગ્નિ સરખા ) શુક મુનિને કહ્યું કે,-હે પુત્ર ! તેમાંથી અજ્ઞાનનો નાશ કરનારૂં શાસ્ત્ર હું તને પણ કહું છું[૨]. આત્મા સ્થૂલ, અણુ, હ્રસ્વ કે, દીર્ઘ છે નહિ પણ તેવા ગુણો ભૂતોમાં રહેલા છે, એ રીતે આત્માનું નિર્ગુણત્વ સિદ્ધ કરવા માટે પૃથ્વી આદિ ભૂતોના ગુણોનું કથન કરે છે કે, સ્થિરતા, ગુરૂતા, કઠિનતા, ધાન્યાદિ ઉત્પત્તિરૂપ પ્રસવાર્થતા, ગંધ, વિશાળતા, ગંધ ગ્રહણ કરવારૂપ શક્તિ, સંઘાત ( અવયવે અવયવનું વળગી રહેવાપણું ), મનુષ્યાદિને આશ્રય આપવાપણું અને ધૃતિ (ધારણ કરવાપણું ), એ પૃથ્વીના ગુણ છે[૩]. શીતળતા, કલેદ (બીજા પદાર્થને ભીનું કરવાનો ગુણ ), દ્રવત્વ, સ્નેહ, સૌમ્યતા, જીભમાંથી અમી ટપકાવવાનો ગુણ, ઝમવું, બરફ, કરા, રૂપસમુદાય થવો અને પાર્થિવ પદાર્થનું પાચન, એટલા જળના *ગુણ છે[૪], દુર્ધર્ષપણું, જ્વલન કર્મ, તાપ, પાક, પ્રકાશન, શોક, રોગ, હલકાશ અથવા શીઘ્ર ગામિત્વ, તીક્ષ્ણતા તથા નિરંતર ઉપર જવાના ગુણ, એટલા અગ્નિના ગુણ છે[૫]. અનુષ્ણ અને અશીત સ્પર્શપણું, વાકૂઇન્દ્રિયમાં સ્થાન કરીને રહેવું, ગમનાદિમાં સ્વતંત્રતા, બળ, શીઘ્રતા, મૂત્રાદિનો મોક્ષ કરવાપણું, ઉત્ક્ષેપણાદિ કર્મ, શ્વાસોચ્છ્વાસાદિ ચેષ્ટા, પ્રાણરૂપે ચિદ્દનું ઉપાધિપણું અને જન્મ-મરણ એ વાયુના ગુણ છે[૬], શબ્દ, વ્યાપકપણું, છિદ્રતા આશ્રયત્વનો અભાવ (બીજા કોઇને આશ્રય ન આપવાપણું), અનાલંબનત્વ (બીજા કોઈના આશ્રયથી ન રહે-વાપણું), અવ્યક્તપણું, અવિકારીપણું, અપ્રતિઘાતીપણું ( બીજાને આઘાત ન કરવાપણું) શ્રોત્ર ઈન્દ્રિયનું ઉપાદાન કારણ તે છે માટે ભૂતપણું, દેહાંતર્ગત છિદ્રોમાં તે છે માટે વિકૃતત્વપણું, એ ગુણો આકાશના છે. એ રીતે પાંચ ભૂતોના સ્વરૂપમાં લક્ષિત કરેલા ગુણો પચ્ચાસ છે[૭.૮]. ધૈર્ય, ઉત્પત્તિ-ત્યાગ-ભાગની કુશળતા, સ્મરણ, વિસર્ગ-ભ્રાંતિ, કલ્પના, ક્ષમા,

* બીજા ભૂતોના દશ દશ ગુણ છે તેટલા જળના ગણાવ્યા નથી તથાપિ રસાદિ ઉમેરવાથી દશ થાય છે.

વૈરાગ્યાદિ સત્, રાગ-દ્વેષાદિ અસત્ અને અસ્થિરપણું એ નવ મનના ગુણ છે[9]. ઈષ્ટ અને અનિષ્ટ એવી વિશેષ વૃત્તિયોનો નાશ, ઉત્સાહ, ચિત્તની સ્થિરતા, સંશય, પ્રતિપત્તિપ્રત્યક્ષાદિ-પ્રમાણ વૃત્તિ, એ પાંચ બુદ્ધિના ગુણ છે[10]. યુધિષ્ઠિર કહે છે કે:-હે પિતામહ! ઈન્દ્રિયો જડ છે માટે તેના ગુણો પણ જડ છે એ તો ઠીક; પણ મન અને બુદ્ધિ પણ જડ છતાં તેમાં ધૈર્ય અને ઉપપત્તિ આદિ ચેતનના ગુણો શી રીતે દેખાય છે? માટે પાંચ ગુણવાળી બુદ્ધિ કેવી રીતે છે તથા પાંચ ઇન્દ્રિયોના ગુણ પણ કેવી રીતે છે? એ સર્વ સૂક્ષ્મ જ્ઞાન મને કહો[11]. ભીષ્મ કહે છે કે:-પચાસ ગુણ ભૂતોના અને પાંચ ગુણ બુદ્ધિના તથા પાંચ ભૂત એ પણ બુદ્ધિનાજ ગુણો છે, એમ કરીને સાઠ ગુણ બુદ્ધિના કહેલા છે. તે ગુણો ચૈતન્યવડે મિશ્ર છે. હે પુત્ર! એવી ભૂતની વિભૂતિ (વૈભવ) અક્ષરે સરજેલી છે અને તેને નિત્ય કહેતા નથી[12]. માટે જગતની ઉત્પત્તિ આદિ વિષયમાં બીજા વાદીઓએ વેદવિરૂદ્ધ કથન કરેલા વાદ કે, જે મેં તને જણાવ્યા છે તે સર્વ વિચાર કરતાં દોષયુકત જણાય છે; અર્થાત્ તે યુકિતપુરઃસર કથન કરેલા છે છતાં યુકિતવિરૂદ્ધ છે-વેદમાં કહેલો મતજ સરસ અને યુકિતયુકત છે. તેથી હે પુત્ર! હવે તું આ જગ્યોએ મેં કહેલા નિત્યસિદ્ધ એવા બ્રહ્મના સકળ તત્વને મ્હારી પાસેથી પામીને બ્રહ્મસંબંધી ઐશ્વર્યથી શાંતબુદ્ધિવાળો થા-નિવૃત્તિ પામ[13].

॥ तत्पुत्र चिंताकलिलं तदुक्तमनागतं वै तव संप्रतीह ॥
॥ भूतार्थतत्त्वं तदवाप्य सर्वं भूतप्रभावाद् भव शांतबुद्धिः ॥ १३ ॥

**इति श्रीमहा० शां० मो० पृ० गुर्ज० भाषा० शुकानुप्रश्ने द्व्यशीतितमोऽध्यायः ॥८२॥**

## અધ્યાય ૮૩ મો-સૃષ્ટિનો નાશ કરવાને બ્રહ્માએ ક્રોધાગ્નિ પ્રકટ કર્યો.

**युधिष्ठिर उवाच** ॥ य इमे पृथिवीपालाः शेरते पृथिवीतले ॥
॥ पृतनामध्य एते हि गतसंज्ञा महाबलाः ॥ १ ॥

*યુધિષ્ઠિર પૂછે છે કે:—જે આ રાજાઓ હમણાં સંજ્ઞારહિત થઇને સેનાની મધ્યે પૃથ્વી ઉપર સૂતેલા છે તેઓ મોટા બળવાળા હતા[1]. તે માંહેના એક એક વીરનું બળ મહા ભયાનક હતું, કેટલાકમાં તો દશહજાર હાથીનું બળ હતું. તેઓને તેઓના સરખા તેજવાળા અને બળવાળા પુરૂષોએ સંગ્રામમાં હણ્યા છે[2]. તેઓ એવા તો પરાક્રમવાળા, તેજવાળા તથા બળવાળા હતા કે, તે (પ્રાણી)ઓને સંગ્રામમાં હણે એવા બીજા કોઇને મેં જોયા નથી[3]. એમ છતાં પણ એ મોટા બુદ્ધિવાળા પુરૂષોના પ્રાણ જતા રહ્યા છે અને તેઓ પૃથ્વી ઉપર પડેલા છે. જેઓના પ્રાણ ગયા છે એવા તે પુરૂષોના વિષે "મૃત્યુ પામ્યા" એ શબ્દની પ્રવૃત્તિ થાય છે[4]. ઘણું કરીને ભયાનક પરાક્રમવાળા આ રાજાઓ મૃત્યુ પામ્યા છે, તે જોઇને મને એક સંશય થાય છે કે, એ "મરી ગયા" એવી સંજ્ઞા ક્યાંથી ઉત્પન્ન થઈ[5]. એ

* ગયા અધ્યાયમાં કહ્યું છે કે, બુદ્ધિ શાંત થવી એજ કલ્યાણકર છે. જો એમ હોય તો "મૃત્યુ અત્યંત વિસ્મરણ છે" એમ કહેલું છે માટે મૃત્યુ થયા પછી એની મેળે શાંતિ થશે, ત્યારે તે સાધવાને આટલો બધો પ્રયાસ કરવાનું શું કારણ છે? એ શંકા સાથે કહે છે કે, મરણ-જન્મ તો એક ગામથી બીજે ગામ જવા જેવું છે, તેથી કાંઇ સ્વરૂપનો નાશ થતો નથી, જો થતો હોય તો કરેલા કર્મનો નાશ અને નહિ કરેલા કર્મની પ્રાપ્તિરૂપ દોષ લાગુ પડે છે અને વિસ્મરણ થાય છે તે તો માત્ર સ્થૂલ દેહનું થાય છે. એનો નિર્ણય કરવા માટે આ અધ્યાયમાં મૃત્યુ અને પ્રજાપતિના સંવાદનું વર્ણન છે.

મૃત્યુ કોણ ? એ મૃત્યુ કયાંથી ઉપજ્યું અથવા આવ્યું ? એ મૃત્યુને કોણે મોકલ્યું ? કે, જેથી એ સર્વ પ્રજાને લઈ જાય છે. હે દેવસમાન પિતામહ ! તે તમે મને કહો[6]. ભીષ્મ કહે છે કે:-હે તાત ! પૂર્વે કૃતયુગમાં "અનુકંપક" નામે રાજા હતો તેને સંગ્રામમાં શત્રુઓએ કબજે કર્યો હતો કેમ કે, યુદ્ધમાં તેનું વાહન ક્ષીણ થઇ ગયું હતું-થાકી કે, ભાગી ગયું હતું[7]. તેનો એક પુત્ર "હરિ" નામે હતો તે નારાયણ સરખો બળવાન હતો તેને પણ તેના પાયદળસહિત તથા સેનાસહિત સંગ્રામમાં શત્રુઓએ હણ્યો[8]. એથી શત્રુના વશમાં પડેલો તે અનુકંપક રાજા વળી પુત્રના શોકથી યુકત થઇને અધિક શોકવાળો થયો. એવામાં દૈવની ઇચ્છાથી તે શાંતિરહિત રાજાએ પૃથ્વી ઉપર ફરતા નારદ મુનિને દીઠા[9]. તે નરપતિએ, નારદ મુનિને જોઇને "પોતાને શત્રુએ પકડયો છે તે તથા સંગ્રામમાં પોતાનો પુત્ર મૃત્યુ પામ્યો છે." તે સર્વ જેમ બન્યું હતું તેમ કહ્યું[10]. રાજાનું વચન સાંભળીને તપરૂપી ધનવાળા નારદે પુત્રના શોકને નાશ કરનારૂં આ આખ્યાન તેને કહ્યું[11]. નારદ કહે છે કે:-હે રાજન્ ! હે પૃથ્વીપતિ ! આજ હું તને મોટું વિસ્તારવાળું આખ્યાન જેવું બન્યું છે તેવું અને મેં જેવું સાંભળ્યું છે તેવું કહું છું, તે તું સાંભળ[12]. પૂર્વે મોટા તેજવાળા પિતામહ બ્રહ્મદેવે પ્રજાને ઉત્પન્ન કરી, પણ તે પ્રજા અતિશય વૃદ્ધિ પામી તથા અતિ ઘણી થઈ ગઈ તેને જોઇને બ્રહ્મદેવને ઠીક લાગ્યું નહિ[13]. હે રાજન્ ! પ્રાણીઓ જગતમાં એટલાં બધાં વ્યાપી ગયાં કે, કોઈ જગ્યોએ સૂક્ષ્મ પણ અંતર-ખાલી જગ્યા જોવામાં આવતી નહોતી. હે નૃપ ! ત્રણે લોક એવા સજડ ભરાઈ ગયા કે, પછી તેમાં શ્વાસ લેવાની પણ જગ્યા રહી નહી[14]. હે ભૂપતે ! તે જોઇને પ્રજાપતિના મનમાં જગતનો સંહાર કરવા સંબંધી ચિંતા ઉત્પન્ન થઈ. પછી બ્રહ્મદેવે બહુ બહુ વિચાર કર્યો પણ જગતનો સંહાર કરવાના હેતુરૂપ કારણ પ્રાપ્ત થયું નહિ[15]. એટલે બ્રહ્મદેવને ક્રોધ થયો. તે ક્રોધથી તેમનાં મુખાદિ છિદ્રોમાંથી અગ્નિ ઉત્પન્ન થયો, તે અગ્નિવડે બ્રહ્મદેવે સર્વ દિશાઓને બાળવા માંડી[16]. પછી ભગવાન બ્રહ્મદેવના કોપમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિએ આકાશને, પૃથ્વીને, સ્વર્ગને અને ચરાચર જગતને બાળવા માંડયું[17]. પિતામહ બ્રહ્મદેવ કોપ્યા એટલે જંગમ અને સ્થિર સર્વ પ્રાણી તેના ક્રોધના મોટા વેગથી બળવા લાગ્યાં. પછી અહિંસાનેજ જટાની પેઠે મસ્તકપર ધારણ કરનાર, અહિંસાને માન્ય કરનાર, વેદ અને યજ્ઞના પતિ, શત્રુના વીરને હણનાર-અર્થાત્ પરાક્રમી દેવ શિવ સર્વ લોકને બળતા જોઇને બ્રહ્માને શરણે ગયા[18,19]. પ્રજાનું હિત કરવાની ઇચ્છાથી શંકર બ્રહ્મદેવની પાસે ગયા, તેને જોઇને તે શ્રેષ્ઠ બ્રહ્મદેવ જાણે હમણાં સળગી ઉઠશે એવા ક્રોધરૂપ થઇને સદાશિવ પ્રત્યે બોલ્યા કે:-હું આજ ત્હારો કયો મનોરથ પૂર્ણ કરૂં ? તું વરદાન પામવાને યોગ્ય છે એમ હું માનું છું. હે શંભો ! હું ત્હારા હૃદયમાં જે હશે તે ત્હારૂં પ્રિય આજ કરીશ[20,21].

॥ करवाण्यद्य कं कामं वरार्होऽसि मतो मम। कर्त्ता ह्यस्मि प्रियं शंभो तव यद् हृदि वर्तते ॥२१॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० मृत्युप्रजापतिसंवादोपक्रमे ऽयशीतितमोऽध्यायः ॥८३॥

## અધ્યાય ૮૪ મો-મૃત્યુ-મોતની ઉત્પત્તિ.

स्थाणुरुवाच ॥ प्रजासर्गनिमित्तं मे कार्यवत्तामिमां प्रभो ॥
॥ विद्धि सृष्टास्त्वया हीमा मा कुप्यासां पितामह ॥ १ ॥

શિવ કહે છે કે:—હે પ્રભો ! પ્રજાની સૃષ્ટિના નિમિત્તથી આ મ્હારૂં કાર્ય છે એમ તમે

જાણો. તમેજ આ પ્રજાઓને ઉત્પન્ન કરેલી છે માટે હે પિતામહ ! તમારે પ્રજાઓના ઉપર કોપ કરવો યોગ્ય નથી[1]. તમારા તેજથી ઉત્પન્ન થયેલા અગ્નિવડે પ્રજાઓ સર્વ સ્થાનમાં દગ્ધ થાય છે; એ રીતે દગ્ધ થતી પ્રજાઓને જોઇને મને કરૂણા ઉત્પન્ન થાય છે માટે હે જગતના પ્રભો ! એઓના ઉપર કોપ કરશો નહિ[2]. પ્રજાપતિ કહે છે કેઃ–હું કોપ કરતો નથી તેમ પ્રજાની ઉત્પત્તિ ન થાય એવી પણ મ્હારી ઇચ્છા નથી; પરંતુ પૃથ્વી ઉપર ભાર ઓછો થાય માટે સંહાર કરવાની જરૂર છે એમ જાણીને હું તેમ કરૂં છું[3]. હે મહાદેવ ! આ પૃથ્વીદેવી ભારવડે જળમાં ડૂબી જાય છે તેથી તે ભારથી પીડાઇને મને નિરંતર પ્રેરણા કરતી હતી કે, મ્હારા ભારનો સંહાર કરો[4]. પછી તેનો ભાર ન્યૂન કરવાને માટે પ્રજાનો સંહાર કરવો જોઇએ, તે વિષે મેં બહુ વિચાર કર્યો પણ મને આ વૃદ્ધિ પામેલી પ્રજાનો સંહાર કરવાનો કોઈ ઉપાય જડયો નહિ ત્યારે મને ક્રોધ ઉત્પન્ન થયો[5]. શિવ કહે છે કેઃ–હે દેવના ઈશ્વર ! એમ સંહાર કરવાના અર્થે તમે ક્રોધ ન કરતાં પ્રસન્ન થાઓ અને સ્થાવર તથા જંગમ સર્વ પ્રજાઓ તમારા ક્રોધવડે નાશ ના થાઓ[6]. સર્વ સરોવરો, સર્વ ઘાસ–વેલાઓ, સ્થાવર અને જંગમ ચાર પ્રકારનો ભૂતસમુદાય, એ સર્વ ભસ્મસાત્ થઈ ગયું છે તથા સર્વ જગતમાં પ્રલય વર્તી રહ્યો છે. હે સાધો ! હે ભગવન્ ! તમે પ્રસન્ન થાઓ, એટલુંજ હું વરદાન માગું છું[7.8]. આ પ્રજાઓ એકવાર નાશ પામી એટલે તે કોઈ પ્રકારે પણ પુનઃ આવશે નહિ. માટે હે પિતામહ ! તમારો ક્રોધ નિવૃત્તિ પામો અને તમારા તેજવડે પ્રાણીઓના હિતની ઇચ્છાથી બીજો કોઈ ઉપાય શોધી કાઢો કે, જેથી આ સર્વ પ્રાણીઓ દગ્ધ થાય નહિ અને પ્રજાઓની સંતતિ ઉખડી જઇને અભાવને પણ પામે નહિ. હે લોકના ઈશ્વરના ઈશ્વર ! તમે મ્હારી યોજના અહંકારના અધિષ્ઠાતૃપણામાં કરેલી છે[9.11]. તથા હે જગન્નાથ ! આ સ્થાવર અને જંગમ જગત તમારાથી ઉત્પન્ન થએલું છે. માટે હે મહાદેવ ! હે પિતામહ ! હું તમને પ્રસન્ન કરીને મૃત્યુ પામી–પામીને પુનઃ ઉત્પન્ન થાય તેવી પ્રજા માગું છું[12]. નારદ કહે છે કેઃ–શિવનું એવું વચન સાંભળીને જેણે વાણી તથા મનને નિયમમાં રાખેલાં છે એવા બ્રહ્મદેવે પોતાના તેજનો પોતાના આત્માના વિષે પુનઃ ઉપસંહાર કર્યો[13]. પછી લોકોએ પૂજેલા ભગવાન બ્રહ્મદેવે અગ્નિનો ઉપસંહાર કરીને પ્રજાની પ્રવૃત્તિ–જન્મ અને નિવૃત્તિ–મરણની કલ્પના કરી કે, જેથી પ્રજાનો પૃથ્વીમાંથી છેક નાશ પણ ન થાય તેમ અત્યંત ભાર પણ ન થાય[14]. ક્રોધથી ઉત્પન્ન થયેલા તે અગ્નિનો બ્રહ્મદેવ ઉપસંહાર કરતા હતા તે વખતે તે મહાત્માનાં સમગ્ર છિદ્રોમાંથી એક સ્ત્રી ઉપન્ન થઈ[15]. તે સ્ત્રીએ રાતું અને કાળું વસ્ત્ર પહેર્યું હતું તથા નેત્રનું પૃષ્ઠ અને નેત્રની માંહેનો ભાગ પણ તેનો કાળો હતો. તેણે દિવ્ય કુંડળ પહેર્યાં હતાં તથા તે દિવ્ય અલંકારથી અલંકૃત થયેલી હતી[16]. તે કન્યા બ્રહ્મદેવનાં શરીરનાં છિદ્રોમાંથી નીકળીને દક્ષિણ દિશા તરફ ચાલી. તેને જગતના ઇશ્વર એવા તે બન્ને દેવોએ દીઠી[17]. હે રાજન્ ! સર્વ લોકના આદિ બ્રહ્મદેવે તેને જતી જોઈને પોતાની પાસે બોલાવીને કહ્યું કે,–હે મૃત્યો ! આ પ્રજાનો તું નાશ કર[18]. જગતનો સંહાર કરવાની બુદ્ધિથી ક્રોધ પામીને મેં ત્હારૂં ચિંતવન કર્યું છે તેથી તું ઉપજી છે, માટે તું જડ અને પંડિત સર્વ પ્રજાઓનો સંહાર કર[19]. હે સ્ત્રી ! તું સારા–માઠાનો કે, નાના–મોટાનો ભેદ રાખ્યા વિના સામાન્ય રીતે સઘળી પ્રજાનો મ્હારી આજ્ઞાથી સંહાર કર, તેથી તું પરમ કલ્યાણને પામીશ[20]. બ્રહ્મદેવે આવાં વચન મૃત્યુને કહ્યાં તેથી જેણે કમળની માળા ધારણ કરેલી છે એવી તે દેવી મૃત્યુ અતિશય દુઃખિત થઈને વિચાર કરવા લાગી તથા જાણે અશ્રુપાત કરતી હોય તેવી જોવામાં આવી[21]. હે રાજન્ ! મૃત્યુનાં અશ્રુપાત થવાથી સર્વ પ્રાણીનો એકકે કાળે ક્ષય ન

થાઓ ! ! એવા વિચારથી બ્રહ્મદેવે તેનાં આંસુ પોતાના બન્ને હાથવડે ગ્રહણ કર્યાં તથા મનુષ્યોના હિતના અર્થે પુનઃ પણ તેની પાસે એજ પ્રાર્થના કરી.[૨૨].

॥ पाणिभ्यां चैव जग्राह तान्यश्रूणि जनेश्वर । मानवानां हितार्थाय ययाचे पुनरेव ह ॥२२॥

**इति श्रीमहा० शां० मो० पू० गु० भा० मृत्युप्रजापतिसंवादो नाम चतुरशीतितमोऽध्यायः ॥८४॥**

## અધ્યાય ૮૫ મો-બ્રહ્મા અને મૃત્યુનો સંવાદ.

**नारद उवाच** ॥ विनीय दुःखमबला सात्मनैरायतेक्षणा ॥
॥ उवाच प्रांजलिर्भूत्वा तमेवावार्जिता तदा ॥ १ ॥

નારદ કહે છે કેઃ-વિશાળ નેત્રવાળી તે સ્ત્રી (મૃત્યુ) પોતાની મેળેજ પોતાના દુઃખને દૂર કરીને-આંસુ લોહી નાંખીને, સરળ થઇને તથા બ્રહ્મદેવની આગળ બન્ને હાથ જોડીને બોલી કે,-હે વચન બોલનારા પુરૂષોમાં શ્રેષ્ઠ પિતામહ ! તમોએ સરજેલી મ્હારા સરખી સ્ત્રી સર્વ પ્રાણીઓને ભય ઉત્પન્ન કરનારી તથા ક્રૂર કર્મ કરનારી કેમ થાય[૧,૨] હું અધર્મથી ભય પામું છું માટે મને કોઇ ધર્મયુક્ત કાર્યની આજ્ઞા કરો. હું ભય પામેલી છું તેને તમે જુઓ અને મ્હારા ઉપર કલ્યાણયુક્ત દૃષ્ટિ કરો[૩]. હું બાળકને, વૃદ્ધને અને આયુષ્યના મધ્યમાં આવેલાં પ્રાણીઓને અપરાધ કર્યા સિવાય હરણ કરીશ નહિ-નાશ કરીશ નહિ. હે પ્રાણીઓના ઇશ ! તમને નમસ્કાર છે; તમે મ્હારા ઉપર કૃપા કરો[૪]. હું મનુષ્યોના પ્રિય પુત્રોને, મિત્રોને, ભાઈઓને, માતાઓને અને પિતૃઓને નાશ કરીશ નહિ કેમ કે, જો હું નાશ કરૂં તો તેઓના સંબંધી મને શાપ દેશે તેથી હું ભય પામું છું[૫]. જેઓનાં સગાં-વહાલાં મરણ પામ્યાં હોય તે દીન મનુષ્યોના નેત્રની ભિનાશ મને અનંત કાળસુધી દહન કરે તેથી હું અત્યંત ભય પામું છું માટે તમારા શરણે આવી છું[૬]. હે દેવ ! યમના સ્થાનમાં પાપકર્મ કરનારાઓને યાતના ભોગવવામાં આવે છે; માટે હે વરદ ! હે પ્રભો ! હું તમારી કૃપા માગું છું તેથી મ્હારા ઉપર કૃપા કરો[૭]. હે લોકના પિતામહ ! તમારી પાસેથી મ્હારી એટલીજ કામના પરિપૂર્ણ થાઓ તથા હે મહેશ્વર બ્રહ્મદેવ ! તમને પ્રસન્ન કરવાના અર્થે હું તપ કરવાને ઇચ્છું છું[૮]. પિતામહ કહે છે કેઃ-હે મૃત્યો ! મેં પ્રજાઓનો સંહાર કરવાના હેતુથી ત્હારી કલ્પના કરી છે-મેં તને ઉત્પન્ન કરી છે; માટે જા અને સર્વ પ્રજાઓનો સંહાર કર. વિચાર કરીશ નહિ[૯]. મેં તને એટલાજ માટે ઉત્પન્ન કરી છે માટે એ તો એમજ થશે; બીજે પ્રકારે થવાનું નથી. હે પાપરહિત અને નિર્દોષ અંગવાળી સ્ત્રી ! મેં જે પ્રમાણે વચન કહ્યું છે તે પ્રમાણે તું કર[૧૦]. હે મહાબાહો ! હે શત્રુઓનાં નગરને જીતનાર રાજા ! બ્રહ્મદેવનું એવું વચન સાંભળીને મૃત્યુ કાંઈ બોલી નહિ તથા ભગવાન પિતામહની સામે નીચું જોઇને ઉભી રહી[૧૧]. બ્રહ્માએ તેને પુનઃ પુનઃ એ પ્રમાણે કહ્યું તથાપિ તે સ્ત્રી (મૃત્યુ) જાણે મરી ગયેલી હોય તેમ, છાનીમાની ઉભીજ થઈ રહી એટલે દેવતાઓના ઈશ્વરના પણ ઈશ્વર બ્રહ્મદેવ પોતાની મેળે પોતાના આત્માના વિષે પ્રસન્ન થયા તથા હાસ્ય કરીને તે લોકાધીશ્વરે સર્વ લોક તરફ જોયું[૧૨,૧૩]. કોઈથી પરાજય ન પામેલા ભગવાન બ્રહ્માનો રોષ નિવૃત્ત થયો એટલે તે મૃત્યુ કન્યા બ્રહ્મદેવની પાસેથી ગઈ એમ અમે સાંભળ્યું છે[૧૪]. હે રાજેંદ્ર ! તે કન્યા પ્રજાનો સંહાર કરવાની વાતનો અંગીકાર ન કરીને ઉતાવળે નાસી જતી હોય તેમ, માયાના અંતર્વર્તિ ગોતીર્થમાં ગઇ[૧૫]. તે દેવીએ ત્યાં જઇને પંદર પદ્મ વર્ષ સુધી એક ચરણથી ઉભાં રહી અત્યંત કઠિન તપ કર્યું[૧૬] તે

દેવી ત્યાં રહીને પરમ કઠિન તપ કરતી હતી તેવામાં મહા તેજસ્વી બ્રહ્મદેવે તેને પુનઃ પણ આ પ્રમાણે વચન કહ્યું કે,–હે મૃત્યો ! મ્હારૂં વચન માન અને પ્રજાનો સંહાર કરવાનું અંગીકાર કર. પણ હે તાત ! મૃત્યુએ ઉતાવળથી તે વચનનો અનાદર કરીને પુનઃ પણ સાત પદ્મ વર્ષ સુધી એક ચરણથી ઉભા રહીને તપ કર્યું. હે માનદ ! વળી પુનઃ પણ તેર પદ્મ વર્ષ સુધી તેજ પ્રમાણે તપ કર્યું. હે તાત ! પુનઃ પણ દશહજાર પદ્મ વર્ષ સુધી મૃગોની સાથે ફરીને તપ આચર્યું. હે નરશ્રેષ્ઠ ! હે મોટી બુદ્ધિવાળા રાજન્ ! વળી તે મૃત્યુ દેવીએ વીસ હજાર વર્ષ સુધી વાયુનો આહાર કરીને તપ કર્યું તથા પુનઃ પણ તેટલાંજ વર્ષ સુધી ઉત્તમ પ્રકારે મૌન ધારણ કરીને રહી[૧૭-૨૦]. હે રાજન્ ! એક હજાર અને આઠ પદ્મ વર્ષ સુધી જળમાં રહીને તપ કર્યું. હે નૃપશ્રેષ્ઠ ! તે પછી તે કન્યા ગંડકી નદીના કીનારે ગઈ અને ત્યાં પણ વાયુ તથા જળનો આહાર કરીને પુનઃ તપ કરવા લાગી. પછી તે મહા ભાગ્યવતી સ્ત્રી મૃત્યુ ગંગા કીનારે ગઇ અને ત્યાં તપ કર્યું તથા ત્યાંથી મેરૂ પર્વતના વિષે ગઈ અને લાકડાની પેઠે કેવળ ચેષ્ટારહિત થઇને પ્રજાનું હિત કરવાની ઇચ્છાથી તપ કર્યું. ત્યાંથી હિમાચળના શિખર ઉપર કે, જ્યાં દેવતાઓએ યજ્ઞ કર્યો હતો ત્યાં ગઇ તથા હે રાજેંદ્ર ! ચરણના એક અંગુઠા ઉપર ઊભાં રહીને તેણે એક નિખર્વ વર્ષ સુધી તપ કર્યું અને યત્નવડે પિતામહને પ્રસન્ન કર્યા[૨૧-૨૪]. પછી સર્વ લોકોની ઉત્પત્તિ તથા નાશના કરનાર બ્રહ્મદેવ તે સ્થળમાં આવીને તેને કહેવા લાગ્યા કે,–હે પુત્રી ! તું આ શું કરે છે ? હવે તું મ્હારૂં વચન માન્ય કર[૨૫]. એવું ભગવાન પિતામહનું વચન સાંભળીને મૃત્યુએ કહ્યું કે,–હે દેવ ! હું પુનઃ પણ તમારી કૃપા માગું છું કે, હું પ્રજાનું હરણ કરીશ નહિ[૨૬]. પછી બ્રહ્મદેવે તેને અધર્મથી ભય પામેલી તથા પુનઃ પણ કાલાવાલા કરતી જોઈને તેના ઉપર અનુગ્રહ કર્યો તથા આ પ્રમાણે વચન કહ્યું કેઃ–હે મૃત્યો ! મ્હારી આજ્ઞાથી પ્રજાનો સંહાર કરતાં તને અધર્મ થવાનો નથી. માટે હે શુભે ! તું પ્રજાનો સંહાર કર. હે ભદ્રે ! આ સ્થળમાં મ્હારૂં કહેલું વચન મિથ્યા થવાનું નથી[૨૭,૨૮]. આ સ્થળમાંજ સનાતન ધર્મ ત્હારા વિષે પ્રવેશ કરશે તથા હું અને બીજા દેવો નિરંતર ત્હારા હિતમાં આસક્ત રહીશું[૨૯]. વળી મ્હારા મનવડે ઇચ્છેલું એક બીજું વરદાન તને આપું છું કે, પ્રજા વ્યાધિથી પીડા પામીને નાશ પામશે તેથી લોકો મરણનો દોષ ત્હારા ઉપર નાખશે નહિ[૩૦]. હે મૃત્યો ! પુરૂષના વિષે તું પુરૂષરૂપે થઇશ અને સ્ત્રીના વિષે સ્ત્રીરૂપે થઈશ; તેમજ નપુંસકના વિષે નપુંસકરૂપે થઇશ[૩૧]. હે મહારાજ ! એ પ્રમાણે બ્રહ્મદેવનું વચન સાંભળીને મૃત્યુએ પુનઃ પણ હાથ જોડીને દેવોના ઈશ્વર અવિનાશી મહાત્મા બ્રહ્મદેવને સંહાર કરવાની ના કહી[૩૨]. તેથી બ્રહ્મદેવે પુનઃ કહ્યું કે,–હે મૃત્યો ! મનુષ્યોનો સંહાર કર. હે શુભે ! હું ચિંતવન કરીશ કે, જેથી તને અધર્મ ઉત્પન્ન થાય નહિ[૩૩]. હે મૃત્યો ! ત્હારાં અશ્રુના જે બિંદુઓ મ્હારા જોવામાં આવ્યા તથા જેને મેં ત્હારા આગળ મ્હારા બે હાથવડે ઝીલી લીધા હતા તે અશ્રુના બિંદુઓ ભયાનક રૂપવાળા વ્યાધિરૂપ થઇને સમય પ્રાપ્ત થયે મનુષ્યોનો સંહાર કરશે[૩૪]. જ્યારે સર્વ પ્રાણીઓનો અંતકાળ પાસે આવે ત્યારે તું કામ અને ક્રોધને એકત્ર કરીને પ્રેરણા કરજે. એ પ્રમાણે કરવાથી તું સમાન વૃત્તિવાળી રહીશ અને તને અધર્મ પ્રાપ્ત થશે નહિ; પરંતુ અત્યંત ધર્મ પ્રાપ્ત થશે[૩૫]. એ પ્રમાણે કરવાથી તું ધર્મનું પાલન કરી શકીશ અને પોતાના આત્માને અધર્મમાં ડૂબાડીશ નહિ; માટે તું આ પ્રાપ્ત થયેલા અધિકારને પસંદ કર તથા કામની યોજના કરીને આ લોકમાં સર્વ પ્રાણીઓનો સંહાર કર[૩૬]. એ પ્રમાણે બ્રહ્મદેવની આજ્ઞાથી તે "મૃત્યુ" નામની સ્ત્રીએ બ્રહ્મદેવની આજ્ઞાનો લોપ કરવાથી તથા તેના શાપથી

ભય પામીને પ્રજાનો સંહાર કરવાની હા કહી અને તે દિવસથી પ્રાણીઓના અંતકાળના વિષે કામ તથા ક્રોધને મોકલીને-તેઓને મોહ પમાડીને-મૂર્ચ્છિત કરીને તેઓના પ્રાણોનું હરણ કરવા લાગી[37]. મૃત્યુનો અશ્રુપાત થવાથી બ્રહ્માએ જે અશ્રુઓના બિંદુઓ ઝીલી લીધા હતા તે સર્વ રોગ થઇને સર્વ મનુષ્યોના શરીરને જીવિતના અંતકાળે પીડા ઉત્પન્ન કરવા લાગ્યા. માટે હે અનુકંપક રાજન્! તું બુદ્ધિવડે બોધ પામીને ત્હારા મરણ પામેલા પુત્રનો શોક કરીશ નહિ[38]. જ્યારે જીવતરનો અંત આવે છે ત્યારે સર્વ જીવો પરલોકમાં જાય છે તથા ત્યાંથી આવીને પુનઃ જન્મ ધારણ કરે છે. જેમ મનુષ્ય સુષુપ્તિમાં ઉંઘીને જાગે છે ત્યારે ઉંઘતા પહેલાંની વાસનાઓમાં પુનઃ તત્પર થઇને તે પોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તેમ હે રાજસિંહ! સર્વ મનુષ્યો પોતાનો અંતકાળ આવ્યેથી મૃત્યુને પામે છે તથા દેવની પેઠે પુનઃ જન્મ પામે છે[39]. (એ રીતે મૃત્યુ કોણ છે તથા મૃત્યુ કોનાવડે ઉપજે છે? એ પ્રશ્નોનો ઉત્તર કહીને હવે મૃત્યુ કોનું થાય છે? એ પ્રશ્નનો ઉત્તર કહે છે કે,)-ભયાનક નાદવાળો, અને મોટા બળવાળો વાયુ સર્વ પ્રાણીઓના પ્રાણરૂપ છે તે અનેક પ્રકારના દેહમાં રહેલો છે, માટે વાયુજ સર્વ દેવોમાં શ્રેષ્ઠ દેવ છે[40]. જ્યારે દેવતાઓના પુણ્યનો ક્ષય થાય છે ત્યારે તેઓ મનુષ્યપણાને પામે છે અને જ્યારે મનુષ્યોના પુણ્યની વૃદ્ધિ થાય છે ત્યારે તેઓ દેવપણાને પામે છે. માટે સર્વ દેવતાઓ શ્રેષ્ઠ મનુષ્ય થાય છે અને સર્વ મનુષ્યો શ્રેષ્ઠ દેવપણાને પામે છે. એથી રાજાઓમાં સિંહ જેવા ત્હારા પુત્રનો તું શોક કરીશ નહિ કેમ કે, ત્હારો પુત્ર સ્વર્ગને પામીને આનંદ ભોગવે છે[41]. હે રાજન્! એ પ્રમાણે પ્રજાઓનું મૃત્યુ નિર્માણ કરેલું છે તે જ્યારે જ્યારે જે જે પ્રાણીનો સમય પ્રાપ્ત થાય છે ત્યારે ત્યારે તે તે પ્રાણીનો યોગ્ય રીતે સંહાર કરનારૂં થાય છે અને તેના અશ્રુપાત એ વ્યાધિયો છે તે પણ સમય પ્રાપ્ત થયે પ્રાણીઓનો સંહાર કરે છે[42].

॥ एवं मृत्युर्देवसृष्टा प्रजानां प्राप्ते काले संहरंती यथावत् ॥

॥ तस्याश्चैव व्याधयस्तेश्रुपाताः प्राप्ते काले संहरंतीह जंतून् ॥ ४२ ॥

**इति श्रीमहाभा० शां० मो० पू० गु० भा० मृत्युप्रजापतिसंवादे पंचाशीतितमोऽध्यायः ॥८५॥**

## અધ્યાય ૮૬ મો-ધર્મસ્વરૂપ નિર્ણય.

**युधिष्ठिर उवाच** ॥ इमे वै मानवाः सर्वे धर्मं प्रतिविशंकिताः ॥

॥ कोयं धर्मः कुतो धर्मस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—આ સર્વ લોકો ધર્મના સ્વરૂપના વિષે શંકાવાળા છે, માટે હે પિતામહ! ધર્મ તે શું છે-તેનું લક્ષણ શું છે? તથા ધર્મ ક્યાંથી ઉત્પન્ન થયો? તે મને કહો. ધર્મ આ લોકના અર્થે છે કે, પરલોકના અર્થે છે? અથવા ધર્મ બન્ને લોકના અર્થે છે? હે પિતામહ! તે મને કહો[1]. ભીષ્મ કહે છે કેઃ-સદાચાર, સ્મૃતિ અને વેદ, એવું ત્રણ પ્રકારનું ધર્મનું લક્ષણ છે. વળી અર્થ (પ્રયોજન) એ પણ ધર્મનું ચોથું લક્ષણ છે એમ પંડિતો કહે છે[2]. ધર્મના અર્થે હિતકર જે વચનો છે તેનો પંડિતો ન્યૂનાધિક ભાવવડે તથા વિપરીત ભાવવડે પણ નિશ્ચય કરે છે[3]. જેમ ગૃહસ્થાશ્રમીનો મોક્ષ નથી કેમ કે, વિષયલંપટ પુરૂષોજ ગૃહસ્થાશ્રમને ઇચ્છે છે, સંન્યાસમાં પણ મોક્ષ નથી કેમ કે, આળસુ પુરૂષો સંન્યાસને ગ્રહણ કરે છે, ઇત્યાદિ. માટે સત્ય જોતાં વિક્ષેપ વગરના ચિત્તવાળા દઢ પુરૂષને તો ગૃહસ્થાશ્રમમાં પણ જનક તથા વસિષ્ઠ આદિની પેઠે મોક્ષ પ્રાપ્ત થાય છે. બીજા

મનુષ્યોને વેદાંત શ્રવણાદિમાં પ્રત્યક્ષ વિક્ષેપ થાય છે માટે સંન્યાસ ધર્મ યોગ્ય છે. એ રીતે લોક વ્યવહારનો નિર્વાહ થવાને માટે ધર્મનો નિયમ કરેલો છે[૪]. ધર્મ આ લોકમાં તેમ પરલોકમાં પણ સુખ આપનારો છે. માટે જ્યાં સુધી ઉત્તમ ધર્મ પ્રાપ્ત થયો નથી ત્યાં સુધી પાપી પુરૂષ પાપવડે યુક્ત થાય છે[૫]. પાપી પુરૂષ કોઈ પણ આપત્તિમાં પડીને પાપ ન કરે અથવા અધર્મ કરનારો પુરૂષ કોઇ આપદ્દામાં પડીને અધર્મ ન કરે તો તેથી તે પાપથી મુક્ત થતો નથી. ધર્મનું સ્થાન આચારમાં છે માટે આચારનો આશ્રય કરીને તું ધર્મને જાણીશ. પુરૂષ બીજાના પાપને જુએ છે પણ પોતાના પાપને જોતો નથી[૬]. જેમ ધર્મમાં સ્થિતિવાળો ચોર બીજાનું ધન ચોરી લે છે તથા તેવડે ધર્મ કરે છે, પરંતુ ચૌર્ય કર્મરૂપી અધર્મથી મુક્ત થતો નથી અથવા પોતાના પાપકર્મને જોતો નથી. વળી જેમ ચોર, દેશની અરાજ્યસ્થિતિમાં બીજાનું ધન હરણ કરીને આનંદ કરે છે પણ બીજાને એમ કહેતો નથી કે, મેં પાપકર્મ કર્યું છે[૭]. પણ જ્યારે તેજ પુરૂષ ( ચોર )નું ધન બીજો કોઈ લઈ જાય છે ત્યારે તે, રાજાની ઇચ્છા કરે છે–રાજા પોતાનું રક્ષણ કરે એમ ઇચ્છા કરે છે અને પોતાના ધનવડે જેઓ સંતોષ પામેલા છે તેઓની સ્પૃહા કરે છે કે, મને મ્હારૂં ધન તેઓ પાછું આપે તો ઠીક[૮]. તેઓ નથી આપતા ત્યારે કોઇ પણ પ્રકારની શંકા રાખ્યા વિના પવિત્રના જેવો થઇને રાજદ્વારમાં ફરીયાદ કરવા જાય છે તથા પોતાના અંતરાત્માના વિષે કોઈ પ્રકારનું દુશ્ચરિત જોતો નથી[૯]. એમ છે, તથાપિ સત્યનું વચન ઉત્તમ છે; સત્ય કરતાં બીજું કાંઈ ઉત્તમ નથી, સત્યવડે સઘળા લોકનું ધારણ થએલું છે અને સર્વ કાંઈ સત્યના વિષે રહેલું છે, માટે સત્યજ સર્વોત્તમ ધર્મ છે[૧૦]. પાપ કરનારા નિર્દય પુરૂષો પણ પોતપોતામાં સત્યને મધ્યમાં રાખીને એક–બીજાનો દ્રોહ કરતા નથી તથા તેથીજ તેઓનામાં તકરાર ઉઠતી નથી. એવી રીતે તેઓ સત્યના આશ્રયથી પોતાનો વ્યવહાર ચલાવે છે[૧૧]. તે પાપીઓ પણ અરસ્પરસ પ્રતિજ્ઞાનો ભંગ કરીને વર્તે, તો તેઓ નિશ્ચય નાશ પામે. વળી બીજાનું ધન હરણ કરવું નહિ એ પણ સનાતન ધર્મ છે[૧૨]. કેટલાક બળવાન પુરૂષો એમ માને છે કે, એ ધર્મ નિર્બળ પુરૂષોએ પ્રવર્તાવેલો છે. પણ જ્યારે તેઓના પ્રત્યે દૈવ પ્રતિકૂળ થાય છે એટલે તેઓ પોતેજ નિર્બળ થઈ જાય છે ત્યારે તેઓ પણ એમ કહે છે કે, બીજાનું ધન બળાત્કારે હરણ ન કરવું એ ધર્મ છે[૧૩]. કોઈ પુરૂષ સદાકાળ બળવાન કે, સદાકાળ સુખી રહેતો નથી માટે ત્હારે કુટિલતાવાળી બુદ્ધિ કદાપિ કરવી નહિ[૧૪]. સરળ બુદ્ધિવાળા નિર્બળ પુરૂષને અસાધુ પુરૂષથી, ચોરથી કે, રાજાથી ભય નથી કેમ કે, તે કોઇને કાંઈ પણ પીડા ઉત્પન્ન કરતો નથી તેથી તે પવિત્ર થઇને નિર્ભયપણે વસે છે[૧૫]. જે પુરૂષ ચોર હોય છે તે ગામમાં આવેલા હરણની પેઠે, સર્વ પાસેથી શંકાશીલ દૃષ્ટિથી જુએ છે તથા પોતે અનેક પ્રકારે પાપ આચર્યું હોય છે તેથી બીજી જગ્યોએ પણ પાપબુદ્ધિથી જુએ છે[૧૬]. પરંતુ જે મનુષ્ય પવિત્ર હોય છે તે સર્વકાળ નિર્ભય થઇને તથા આનંદ પામીને સર્વ સ્થાનમાં ફરે છે અને પોતાનું કોઈ પણ દુશ્ચરિત બીજાના વિષે જોતો નથી[૧૭]. વળી દાન કરવું એ ધર્મ પણ પ્રાણીઓના હિતમાં આસક્ત પુરૂષોએ કહેલો છે. ધનવાન પુરૂષો એમ જાણે છે કે, એ ધર્મ કૃપણ પુરૂષોએ પ્રવર્તાવેલો છે[૧૮]. પણ જ્યારે દૈવ પ્રતિકૂળ થાય છે અને એ ધનવાન પુરૂષોજ દીન થઇ જાય છે ત્યારે એ ધર્મ તેઓનેજ પસંદ પડે છે. કેમ કે, આ લોકમાં કોઇ સર્વકાળ ધનવાન રહેતું નથી કે, સર્વકાળ સુખી પણ રહેતું નથી[૧૯]. (એ રીતે ધર્મના અનેક પ્રકાર કહ્યા પછી ધર્મનું સામાન્ય લક્ષણ કહે છે કે),–જે કર્મ બીજા પુરૂષો પોતાના પ્રત્યે કરે નહિ એમ જે પુરૂષ ઇચ્છતા હોય, તેઓએ તે કર્મ બીજા પુરૂષો પ્રત્યે કરવું નહિ, એનું નામ ધર્મ છે. કેમ કે,

તે કર્મ જેવું પોતાને અપ્રિય લાગે છે તેવું બીજાને પણ અપ્રિય લાગે એમ સમજવું[20]. જે પુરૂષ પરસ્ત્રીનો જાર હોય તે અન્ય તેવા (જાર)ને શું કહેવાને યોગ્ય છે? કેમ કે, તે પોતેજ દોષવાળો છે. પણ જગતનો સ્વભાવ એવો છે કે, બીજાને જો તે જારપણામાં આસક્ત જુએ તો સહન કરી શકે નહિ, એમ હું માનું છું. અર્થાત્ પોતાનો દોષ તેની નજરમાં આવતો નથી પરંતુ સામાનો તેવો દોષ નજરે ચઢે છે[21]. જે માણસ જીવતરને ઇચ્છતો હોય તેણે બીજાનો ઘાત કેમ કરાવવો? નજ કરાવવો જોઇએ. જેવું જેવું આપણે પોતાનું ઇચ્છીએ તેવું તેવું સામાનું પણ ઇચ્છવું, એ ધર્મ છે[22]. જેટલા ધનની જરૂર હોય તે કરતાં અધિક ધન જેટલું હોય તેવડે બીજા ધન વગરના મનુષ્યોનો નિર્વાહ કરવો, એજ કારણ માટે વિધાતાએ વ્યાજ–વટંતરનો ધંધો પ્રવર્તાવેલો છે. અર્થાત્ જો વ્યાજવૃદ્ધિનો ધંધો કરવો તો ગરીબ લોકોનો નિર્વાહ ચલાવવા માટે કરવો પણ કેવળ ધનના વધારા માટે કરવો નહિ[23]. જેથી દેવતા સન્મુખ થાય એવા માર્ગથી આચરણ કરવું એટલે દમ, દાન, દયા આદિ રાખવાં અથવા જ્યારે જ્યારે લાભ–પ્રાપ્તિ થાય ત્યારે ત્યારે ધર્મમાં સ્થિતિ કરવી એ સારી વાત છે[24]. સર્વ વસ્તુઓ સામ ઉપાયથી પ્રાપ્ત થઈ હોય તે ધર્મથી પ્રાપ્ત થયેલી છે, એમ પંડિતો કહે છે. હે યુધિષ્ઠિર ! અથવા તેનું લક્ષણ સાંભળ. જે પોતાને પ્રિય લાગે તે ધર્મ છે એમ જાણીને બીજા પ્રત્યે તેમ કરવું અને જે પોતાને અપ્રિય લાગે છે તે બીજાને પણ અપ્રિય લાગશે એમ જાણીને તે બીજા પ્રત્યે ન કરવું[25]. લોકો દયાપ્રધાન ધર્મને ગ્રહણ કરે માટે વિધાતાએ પૂર્વથી તે ધર્મ નિર્માણ કર્યો છે તથા સૂક્ષ્મ ધર્મની પ્રાપ્તિ થવાને માટે સત્પુરૂષોનું ઉત્તમ ચારિત્રજ નિયમિત કર્યું છે–અર્થાત્ જ્યાં ધર્માધર્મની શંકા પડે ત્યાં સત્પુરૂષોનું આચરણ જોઇને વર્તવું તથા બીજી જગ્યોએ તો જેમાં દયા મુખ્ય છે, એજ ધર્મ છે એમ જાણવું[26]. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! એ પ્રમાણે તને ધર્મનું લક્ષણ કહ્યું, માટે ત્હારે કોઈ પણ પ્રકારે કુટિલપણાની બુદ્ધિ કરવી નહિ[27].

॥ धर्मलक्षणमाख्यातमेतत्ते कुरुसत्तम । तस्मादनार्जवे बुद्धिर्न ते कार्या कथंचन ॥ २७ ॥

इति श्रीमहाभा० शां० मो० पू० गु० भा० शुकानुप्रश्ने धर्मलक्षणे षडशीतितमोऽध्यायः ॥८६॥

## અધ્યાય ૮૭ મો–ધર્માધર્મ વર્ણન.

युधिष्ठिर उवाच ॥ सूक्ष्मं साधु समुद्दिष्टं नियतं ब्रह्मलक्षणम् ।

॥ प्रतिभा त्वस्तिमेकाचित्तां ब्रूयामनुमानतः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે:–તમે સૂક્ષ્મ અને નિયમિત તથા વેદથીજ જાણી શકાય એવા ધર્મનું પ્રતિપાદન કર્યું તે ઠીક છે, પરંતુ મને અનુમાનથી એક સ્ફુરણા ઉપજી છે તે હું તમને કહું છું[1]. મ્હારા હૃદયમાં જે અનેક પ્રશ્ન હતા તે સઘળાનો ઉત્તર તમે આપ્યો છે; તથાપિ હે રાજન્! હું મ્હારા કુતર્કનો નિગ્રહ કરી શકતો નથી તેથી વળી પુનઃ પ્રશ્ન કરૂં છું[2]. આ શરીરવાળાં પ્રાણી પોતાની મેળેજ આત્માને જીવાડે છે, સરજે છે અને મારે છે. તેથી તમે જે કહ્યું કે, અન્યને સુખ કે, દુઃખ ઉત્પન્ન કરવાથી ધર્મ કે, અધર્મ ઉત્પન્ન થઇને કાળાંતરે જીવને સુખ–દુઃખ આપનારો થાય છે તે માત્ર વેદવચનથી જાણી શકાય છે, પણ હે ભારત! તેટલાથી તેનો નિશ્ચય થઇ શકતો નથી કેમ કે, અન્નાદિથીજ સુખાદિ પ્રાપ્ત થાય છે તે પ્રત્યક્ષ જોવામાં આવે છે. અર્થાત્ દૃષ્ટ (પ્રત્યક્ષ) કારણથી સ્વાભાવિક ધર્મ પ્રમાણે જગતની વિચિત્રતા માલુમ પડે છે ત્યારે વૈદિક ધર્મ કે, જે અદૃષ્ટ છે તેની કલ્પના કરવાની શી

જરૂર છે ? [3]. વળી બીજી રીતે પણ વૈદિક ધર્મનું ધર્મત્વ ખંડન કરી શકાય છે; તે એવી રીતે કે, વેદમાં સુખી પુરૂષના ધર્મ જૂદા કહ્યા છે અને દુઃખી પુરૂષના ધર્મ પણ જૂદા કહેલા છે. હવે આપદાઓની કાંઈ ગણુતરી નથી ત્યારે આપદામાં પડેલા પુરૂષના ધર્મ પણ અનંત હોવા જોઇએ તથા જ્યારે એમ હોય ત્યારે વેદમાં પણ તે અનંત ધર્મની ગણુના કરી બતાવવી અશક્ય હોવાથી વૈદિક ધર્મ દુર્જ્ઞેય છે[4]. વળી તમે સદાચારને ધર્મ કહો છો તો સદાચાર પાળનારને સત્પુરૂષ કહેવા અને સત્પુરૂષ આચરે તેને "સદાચાર" જાણવો એ રીતે તેમાં સાધ્ય અને અસાધ્યનો વિવેક થઇ શકતો નથી માટે સત્પુરૂષનું આચરણ પણ ધર્મનું યથાર્થ લક્ષણ નથી[5]. વળી (પ્રાકૃત–શૂદ્રાદિ પુરૂષ વેદાંતાદિને ધર્મ બુદ્ધિથી સાંભળે છે, યદ્યપિ શૂદ્ર વેદ સાંભળે તો તેના કાનમાં સીસું કે, લાખ રેડવારૂપ પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં કહ્યું છે. માટે) ધર્મના રૂપથી પ્રાકૃત પુરૂષો અધર્મ આચરતા પણ જોવામાં આવે છે, તેમ અપ્રાકૃત–બ્રાહ્મણાદિ પુરૂષો અધર્મરૂપે ધર્મનું આચરણ કરતા પણ જોવામાં આવે છે. (જેમ અગસ્ત્યે પોતે અપ્રાકૃત છતાં પણ દંડકારણ્યને શાપ આપવારૂપ અધર્મ કર્યો હતો. એ રીતે ભ્રષ્ટ પુરૂષોમાં શિષ્ટનાં લક્ષણ જોવામાં આવે છે તથા શિષ્ટ પુરૂષોમાં ભ્રષ્ટનાં લક્ષણ જોવામાં આવે છે, માટે સદાચાર (સત્પુરૂષોનો આચાર) પણ ધર્મનું યથાર્થ લક્ષણ નથી. કેમ કે, તેથી ધર્મનો નિર્ણય થઇ શકતો નથી)[6]. કાળભેદવડે ધર્મમાં પણ ફેરફાર કરી નાખનારા વેદ પણ ધર્મનો નિશ્ચય કરવામાં શ્રદ્ધા રાખવા જેવા નથી કેમ કે, શાસ્ત્રમાં કુશળ પુરૂષોએ એવું પ્રમાણ બતાવેલું છે કે, વેદનાં વચનો પણ દરેક યુગમાં ઓછા ઓછા ધર્મ આચરવાનું કહે છે એમ અમે સાંભળ્યું છે[7]. તેમાં કહ્યું છે કે, કૃતયુગના ધર્મ જૂદા છે, ત્રેતાયુગના ધર્મ જૂદા છે, દ્વાપરયુગના ધર્મ જૂદા છે અને કળિયુગના ધર્મ જૂદા છે. અર્થાત્ દરેક યુગમાં મનુષ્યોની શક્તિના પ્રમાણમાં ધર્મ ઠરાવ્યા છે[8]. "વેદનું વચન સ્મૃતિથી બળવત્તર છે માટે તે સત્ય છે" એમ કહેવું માત્ર લોકસંગ્રહના અર્થે (લોક રંજનના અર્થે) હોય એમ જણાય છે. કેમ કે, સ્મૃતિયો વેદમાંથી નીકળીને સર્વત્ર પ્રસરેલી છે, માટે સ્મૃતિયોજ પ્રમાણ છે[9]. જો સ્મૃતિઓ સઘળીજ પ્રમાણ હોય તો, તે પ્રમાણજ છે, પણ "જ્યાં શ્રુતિના વચનને બાધ ન આવતો હોય ત્યાં સ્મૃતિ પ્રમાણ છે અને શ્રુતિના વચનને બાધ આવતો હોય ત્યાં સ્મૃતિ અપ્રમાણ છે" એમ કહેશો તો સ્મૃતિ અપ્રમાણજ છે. કેમ કે, સ્મૃતિનું પ્રમાણ સાપેક્ષ છે એટલે સ્મૃતિને પ્રમાણ ઠરાવવાને વેદના પ્રમાણની અપેક્ષા રહે છે. હવે જ્યાં સ્મૃતિ અને શ્રુતિ એ બેનો વિરોધ હોય ત્યાં એક સ્મૃતિને અપ્રમાણ કરી ત્યારે સઘળી સ્મૃતિયો પણ અપ્રમાણ ઠરે છે. એ રીતે પ્રમાણ પણ અપ્રમાણવડે વિરૂદ્ધ હોય તોપછી તેને "શાસ્ત્ર" નામ કેમ સંભવે? [10]. કોઇ ધર્મ કરતું હોય તેમાં બળવાન અને દુરાત્મા આવીને જે વિક્રિયા ઉત્પન્ન કરે છે તેવડે ધર્મની વ્યવસ્થા (મર્યાદા) પણ નાશ પામે છે*[11]. અમે ધર્મનું તત્વ એ પ્રમાણે જાણીએ છીએ અથવા કોઇના કહેવાથી એ પ્રમાણે જાણીએ છીએ અથવા નથીજ જાણતા અથવા તે અમારાથી જાણી શકાય તેવુંજ નથી, કાંતો ધર્મનું તત્ત્વ અસ્ત્રાની ધાર કરતાં પણ સૂક્ષ્મ છે અથવા કાંતો પર્વત કરતાં પણ મોટું છે[12]. ધર્મનું તત્ત્વ પ્રથમ ગંધર્વનગર જેવું દેખાય છે પણ જ્યારે વિદ્વાનો તેની સૂક્ષ્મ રીતે નિરીક્ષા કરે છે ત્યારે તે પુનઃ જોવામાં આવતુંજ નથી. જેમ "ચાતુર્માસ્ય યજ્ઞ કરનારને અક્ષય્ય પુણ્ય પ્રાપ્ત થાય છે. અમે સોમનો રસ પીએ અને અમર થઇએ." ઇત્યાદિ વેદનાં વચનો ગંધર્વનગરની પેઠે પ્રથમ અદ્ભુત જોવામાં આવે છે, પણ જ્યારે વિદ્વાનો તે ઉપર સૂક્ષ્મ વિચાર કરે છે કે,

* જનમેજયના અશ્વમેધમાં ઇન્દ્રના અપરાધથી અશ્વમેધની સંસ્થાનો લોપ જોવામાં આવ્યો છે. ભા. કે.

જે કૃતક (ઉત્પન્ન કરેલું)છે તે અનિત્ય છે કેમ કે, તે કાર્ય છે. જે જે કાર્ય હોય છે તે તે અનિત્ય છે; જેમ ઘડો કાર્ય છે અને તે અનિત્ય છે તેમ. તેમજ "જેમ આ લોકમાં કર્મથી એકત્ર થએલા લોકનો ક્ષય થાય છે તેમ પરલોકમાં પણ કર્મથી એકત્ર થએલા લોકનો ક્ષય થાય છે." ઇત્યાદિ ઉત્પત્તિપૂર્વક ઉપનિષદ્‌માં જ્યારે જુએ છે ત્યારે તે અદર્શન થાય છે–તુચ્છ જેવું થઇ જાય છે[૧૩]. હે ભારત! જેમ વાવ કે, કૂવાની પાસે પશુઓને જળ પીવાનો હવાડો કર્યો હોય તેમાંથી નીકો બાંધીને ખેતરમાં કે, ક્યારડામાં જળ લઇજવામાં આવતું હોય તો તે જળ અખંડ વેહેતું જણાય છે ખરૂં; પણ હવાડામાંનું જળ ઓછું થતાં થતાં છેવટે બંધ થઇને તે નીકો સૂકાઈ જાય છે, તેમ વૈદિક ધર્મ પણ ક્ષીણ થતો થતો કળિયુગના અંતમાં જોવામાં આવશે નહિ એવી ભવિષ્ય વિષે સ્મૃતિ છે[૧૪]. (ધર્મ શી રીતે ક્ષીણ થશે? તે ઉપપાદન કરી બતાવે છે કે,) કેટલાક કામનાથી ધર્મ આચરશે, કેટલાક, "પોષણ કરનારને ભણાવવું જોઈએ" ઇત્યાદિ ઇચ્છાઓને વશ થઇને ધર્મ આચરશે અને કેટલાક બીજાં કારણથી એટલે યજ્ઞાદિના ઉદ્દેશથી ધનપ્રાપ્તિ થાય એવા કારણથી ધર્મ આચરશે; એ રીતે બીજા પણ કેટલાક લોકો દાંભિક તથા શ્રદ્ધારહિત થઇને મિથ્યા ધર્માચરણ કરશે. કેટલાક મૂઢ દૃષ્ટિથી એમ કહે છે કે, કામનાસહિત કરેલો ધર્મજ ધર્મ છે, નિષ્કામ કાંઈ છે નહિ માટે નિષ્કામ ધર્મ છે નહિ અથવા ધર્મજ નથી. એવું બોલનારાઓનાં વચનને સત્પુરૂષો "લવારો" કહે છે તથા તેઓને ઉન્મત્ત કહીને હસે છે[૧૫.૧૬]. દ્રોણાચાર્યાદિ મોટા પુરૂષોએ બ્રહ્મધર્મનો ત્યાગ કરીને રાજધર્મનો અંગીકાર કર્યો હતો માટે એવું કોઈ આચાર નથી કે, એકથી સર્વનું હિત થાય. જે આચારવડે એક પુરૂષ શ્રેષ્ઠતાને મેળવે છે તેજ આચારવડે બીજા પુરૂષને પીડા થાય છે. જેમ શમાદિ બ્રાહ્મણના ગુણ ધારણ કરવાથી વિશ્વામિત્રનો અભ્યુદય થયો અને તેજ શમાદિ ગુણ ધારણ કરવાથી જમદગ્નિને સહસ્રાર્જુનથી પીડા ઉત્પન્ન થઇ. તેમજ તેજ આચારવડે વસિષ્ઠાદિ પુરૂષો સમાનરૂપે પણ જણાય છે. એટલે બીજાને બાધ કરે છે, પોતે બાધ પામે છે અને નથી પણ પામતા. એવી રીતે સર્વ આચારની અનેકાગ્રતા પ્રત્યેક સ્થળમાં જોવામાં આવે છે[૧૭.૧૯]. (એવી રીતે શ્રુતિ, સ્મૃતિ અને સદાચાર ધર્મનો નિર્ણય કરવામાં પ્રમાણ નથી એમ કહીને યુધિષ્ઠિર પોતાનો મત કહે છે કે,) અનાદિકાળથી પ્રવૃત્ત થયેલા સ્વભાવવડેજ સુખ–દુઃખ અને કાર્યાકાર્યની વ્યવસ્થા થાય છે પણ શ્રુતિ આદિથી પ્રમાણ થયેલા ધર્મવડે વ્યવસ્થા થતી નથી માટે પંડિતો ચિરકાળથી ચાલતા આવેલા તે ધર્મને પૂર્વથી "ધર્મ" કહે છે તથા તે પૂર્વથી ચાલતા આવેલા આચારવડે અનંત કાળ સુધીની ધર્મની મર્યાદા થાય છે[૨૦].

॥ चिराभिपन्नः कविभिः पूर्वं धर्म उदाहृतः । तेनाचारेण पूर्वेण संस्था भवति शाश्वती ॥२०॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० शु० प्र० सप्ताशीतितमोऽध्यायः ॥ ८७ ॥

---

## અધ્યાય ૮૮ મો–તુલાધાર વૈશ્ય અને જાજલિ મુનિનો સમાગમ.

भीष्म उवाच ॥ अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ॥

॥ तुलाधारस्य वाक्यानि धर्मे जाजलिना सह ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—હવે "સુખાદિની વ્યવસ્થામાં સ્વભાવ નિયામક છે કે, ધર્મ નિયામક છે" એ વિચારના સંબંધમાં તુલાધારે જાજલિની સાથે ધર્મના પ્રમાણના અર્થે જે વચન કહ્યાં હતાં, તે પ્રાચીન ઈતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[૧]. "જાજલિ" નામે વનમાં ફરનારો મહા તપસ્વી (વાનપ્રસ્થ) બ્રાહ્મણ સમુદ્રકાંઠે તપ કરતો હતો[૨]. તે જાજલિ નિરંતર

નિયમમાં રહેતા હતા, નિયમિત આહાર કરતા હતા, ચીર (વલ્કલ) અને મૃગચર્મ પહેરતા હતા તથા મસ્તકપર જટા ધારણ કરતા હતા. તે બુદ્ધિમાન જાજલિ મુનિયે ઘણાક વર્ષ સુધી શરીરપર કાદવ અને મળને ધારણ કરીને તપ કર્યું[3]. હે રાજન્ ! તે મહા તેજસ્વી અને જળમાં નિવાસ કરનારા મુનિ કે, જેના મનના સરખા વેગ હતા તે વિપ્રર્ષિ જાજલિ કોઇક વખત સર્વ લોકને જોતા જોતા ફરતા હતા[4]. એ રીતે સમુદ્રના અંત સુધી વન અને જંગલસહિત પૃથ્વીને જોઇને પુનઃ પોતાના સ્થાનમાં આવ્યો તથા પોતાના જળવાસમાં રહીને એકવાર વિચાર કરવા લાગ્યો કે, આ લોકમાં સ્થાવર અને જંગમ સર્વ પ્રાણીઓમાં કોઈ પણ મ્હારા સમાન નથી કે, જે જળમાં અને આકાશ માર્ગે મ્હારી બરોબર ગમન કરી શકે[5,6]. અથવા એવો કોઈ નથી કે, રાક્ષસોથી અદૃશ્ય રહીને તથા જળની માંહે બોલીને ગમન કરી શકે. (જાજલિને એવી સિદ્ધિ તપોબળથી પ્રાપ્ત થઈ હતી તેથી એમ કહેતા હતા). તે વખતે પિશાચોએ તેને કહ્યું કે, ત્હારે એમ બોલવું યોગ્ય નથી—ત્હારે એવો ગર્વ કરવો યોગ્ય નથી[7]. હે દ્વિજશ્રેષ્ઠ! વણિકનો ધર્મ આચરનાર "તુલાધાર" નામે એક મોટા યશવાળો વાણીઓ કાશીમાં રહે છે, તે ત્હારાથી વિશેષ સામર્થ્યવાળો છે તે પણ ત્હારી પેઠે બોલવાને યોગ્ય નથી, તો તેનાથી અલ્પ સામર્થ્યવાળો તું આવું બોલે તે કેમ સંભવે? અથવા તે વાણીઓ છતાં પણ ગર્વ કરતા નથી તો ત્હારે શમાદિ ગુણવાળા બ્રાહ્મણ થઇને ગર્વ કરવો કેમ ઘટે?[8]. એ પ્રમાણે ભૂતોનું વચન સાંભળીને મહાતપસ્વી જાજલિ બોલ્યો કે,—હું તે મોટી બુદ્ધિવાળા યશસ્વી તુલાધારને જોવાને ઇચ્છું છું. જાજલિનું એવું વાક્ય સાંભળીને રાક્ષસોએ તે ઋષિને સમુદ્રમાંથી બહાર કાઢયો અને કહ્યું કે,—હે દ્વિજ ! આ માર્ગે થઇને તું કાશીએ જા[9,10]. એ પ્રમાણે ભૂતોનું વચન સાંભળીને જાજલિ મુનિ ઉદાસ થઇને કાશીએ ગયો અને ત્યાં જઈ તુલાધારને મળ્યો અને તેને આ પ્રમાણે કહ્યું[11]. યુધિષ્ઠિર કહે છે કેઃ—હે તાત! જાજલિ મુનિયે એવું શું દુષ્કર કર્મ કર્યું હતું ? કે, જેથી તે પરમ સિદ્ધિને પામ્યો હતો?[12]. ભીષ્મ કહે છે કેઃ— તે જાજલિ મુનિ અત્યંત ઘોર તપ કરતા હતા. એ મહાતપસ્વી બ્રાહ્મણ સાયંકાળે અને પ્રાતઃકાળે સ્નાન તથા આચમન કરીને પોતાનું બ્રાહ્મ કર્મ કરવામાં પ્રીતિવાળો હતો[13]. તે જાજલિ અગ્નિનું સારી રીતે ઉપાસન કરતા હતા તથા નિરંતર સ્વાધ્યાયનું પઠન કરતા હતા. જાજલિ મુનિ વાનપ્રસ્થાન વિધિને જાણનારો થઇને કાંતિવડે પ્રકાશિત હતા[14]. જાજલિ વનમાં તપ કરતા હતા પણ એના મનમાં એમ થતું નહોતું કે, હું ધર્મવાન છું અર્થાત્ હજી મેં કાંઇ ધર્મ સંપાદન કર્યો નથી એમ તેનું મન નિરભિમાન રહેતું હતું. વર્ષાઋતુમાં તે આકાશ સામાં નેત્ર કરીને સૂઈ રહેતા હતા. હેમંત ઋતુમાં જળમાં આશ્રય કરતા હતા[15]. ઉષ્ણકાળમાં વાયુ તથા તડકાને સહન કતા હતા પરંતુ તેને ધર્મ પ્રાપ્ત થયો નહિ—હું ધર્મવાન છું એવું માન ઉપજ્યું નહિ. તેણે પૃથ્વીપર કષ્ટવડે જેટલા પ્રકારની શય્યાઓ થઇ શકે તેટલા પ્રકારે કરી—અર્થાત્ અનેક પ્રકારે તેણે કષ્ટયુક્ત આસન અને શયન કર્યું[16]. પછી કોઈક કાળે તે જાજલિ મુનિ વર્ષાઋતુમાં આકાશ સામે જોઇને શયન કરી રહ્યો હતો તથા આકાશમાંથી પડતા જળને વારંવાર પોતાના મસ્તકવડે ગ્રહણ કરતા હતા[17]. હે પ્રભો! તેથી તેની જટા પલળી ગઈ અને પરસ્પર ગુંથાઇ ગઈ. એવી જટા સાથે તે નિરંતર અરણ્યમાં જતા હતા તેથી પોતે મળયુક્ત તો હતા જ, પણ તેથી વધારે મલીન થતા ગયો અને જટા પણ મેલથી ભરાતી ગઈ; અથવા તે નિર્મળ—નિષ્પાપ મુનિ મળયુક્ત થતા ગયો[18]. પછી કોઇક વખત મહા તપસ્વી જાજલિ આહાર કર્યા વિના માત્ર વાયુનું ભક્ષણ કરીને તથા એકાગ્ર થઈને કાષ્ઠની પેઠે ઉભો રહ્યો અને તે સ્થળમાંથી કોઇ દિશા તરફ હાલ્યો ચાલ્યો પણ નહિ[19]. હે ભારત !

જાજલિ પૃથ્વીમાં દાટેલા કાષ્ઠના થાંભલાની પેઠે, ચેષ્ટાહીન થઇને તપ કરતો હતો તેવામાં કોઈ બે ચકલાંએ તેના મસ્તક ઉપર જટામાં માળો ઘાલ્યો[20]. તેને જાણીને બ્રહ્મર્ષિ જાજલિ મુનિ મહા દયાવાન હતા તેથી તેમણે પોતાની જટામાં ઘાસ અને તાંતણા આદિ ઘાલીને માળો બનાવતાં તે બે નર–માદા, ચકલા–ચકલીને નિવારણ કર્યાં નહિ[21]. મહા તપસ્વી મુનિ પોતાના સ્થાનથી ચલાયમાન થતા નહોતા તેથી તે બંને દંપતી તે સ્થાનમાં "સુખ મળશે" એમ વિશ્વાસ રાખીને રહ્યાં[22]. એમ કરતાં વર્ષાકાળ વીતી ગયો અને શરદઋતુ આવી એટલે મુનિના વિશ્વાસથી તે બન્ને ચકલા–ચકલીએ કામથી મોહિત થઈને ગર્ભાધાન વિધિનો આરંભ કર્યો[23]. તથા હે રાજન્! બન્ને પક્ષીએ સમય આવ્યે ઋષિના મસ્તકપર ઈંડાં મૂકયાં. તેજસ્વી અને પ્રશંસા કરવા યોગ્ય વ્રતવાળા મુનિયે તે જાણ્યું ખરૂં[24]. પણ મહા તેજસ્વી જાજલિ પોતાના સ્થાનથી ચલિત થયા નહિ કેમ કે, "ધર્મ સંપાદન કરવો" એવું નિરંતર તેમના મનમાં રહેલું હતું અને અધર્મ કરવો તેમને પસંદ નહોતો[25]. હે વિભો! પછી તે બન્ને પક્ષી દરરોજ ચારો કરી આવીને તથા હર્ષ પામીને વિશ્વાસથી તેમના મસ્તક ઉપર રહેતાં હતાં[26]. એમ કરતાં ઈંડાં પુષ્ટ થયાં અને તેમાંથી બચ્ચાં ઉત્પન્ન થયાં તે પણ ત્યાંજ મોટાં થવા લાગ્યાં પણ જાજલિ પોતાના સ્થાનમાંથી ચલાયમાન થયા નહિ[27]. જેણે વ્રત ધારણ કર્યું છે એવા ધર્માત્મા જાજલિ મુનિ ચકલાનાં ઈંડાંનું રક્ષણ કરીને ચેષ્ટા વિના તથા એકાગ્ર થઇને તેજ પ્રમાણે ઉભા થઈ રહ્યા[28]. એમ કરતાં કાળાંતરે તે બચ્ચાંને પાંખો આવી, ત્યારે પણ મુનિયે જાણ્યું કે, હવે ચકલાંનાં બચ્ચાંને પાંખો આવી છે[29]. પછી તેજ સ્થળમાં તે બચ્ચાં લગાર મોટાં થયાં તેઓને જોઇને નિયમ તથા વ્રતવાળા અને બુદ્ધિમાનમાં અથવા મનન કરનારાઓમાં શ્રેષ્ઠ તે મુનિ અત્યંત પ્રસન્ન થયા[30]. પછી તે બચ્ચાં–પક્ષી મોટાં થયાં ત્યારે પણ તેઓને જોઇને મુનિને મોટો હર્ષ થયો તથા પક્ષીઓ પણ નિર્ભય થઇને પોતાનાં સંતાનસહિત ત્યાં વસતાં હતાં[31]. પછી જ્યારે તેઓને પાંખો પૂરેપૂરી આવી રહી ત્યારે ઉડવા લાગ્યાં અને પાછાં આવીને માળામાં પેસી જવા લાગ્યાં. એવી રીતે તે પક્ષી દરરોજ ઉડીને બહાર જતાં હતાં તથા સાંજે આવીને પાછાં પોતાના માળામાં પેસતાં હતાં, એટલું થયું તથાપિ જાજલિ મુનિ પોતાના સ્થાનથી ચલાયમાન થતા નહોતા[32]. કોઈ વખત તે પક્ષીઓ એક વાર બહાર જઇને પાછાં માળામાં આવતાં હતાં અને પાછાં બહાર જતાં હતાં એમ તે વારંવાર કરતાં હતાં તથા કોઈ વખત પોતાનાં માતા–પિતા (ચકલા–ચકલી) વિના એકલાં બહાર જતાં હતાં. તોપણ જાજલિ ચલાયમાન થતા નહોતા[33]. હે રાજન્! તે પક્ષીઓ દિવસે બહાર જઇને સાંજે પાછાં પોતાના તેજ માળામાં નિવાસ કરવાને આવતાં હતાં[34]. તે પક્ષીઓ કોઈ વખતે પાંચ દિવસ સુધી આકાશમાં ઉડીને જતાં હતાં અને છઠ્ઠે દિવસે પાછાં આવતાં હતાં તોપણ જાજલિ પોતાના સ્થાનથી ચલિત થતા નહોતા[35]. એમ કરતાં જ્યારે પક્ષીઓના પ્રાણ પ્રબળ થયા–હવામાં ઉડવાની શક્તિ વધતી ગઈ ત્યારે તે સર્વે પક્ષીઓ ઉડી ગયાં અને ઘણા દિવસ સુધી પાછાં આવ્યાં નહિ[36]. હે રાજન્! કોઇ વખત પક્ષીઓ ઉડી જતાં હતાં અને એક મહિના સુધી પાછાં આવતાં નહોતાં તથાપિ જાજલિ મુનિ ત્યાંજ સ્થિર ઉભા રહેતા હતા[37]. એક વખત તે પક્ષીઓ ઉડી ગયાં અને તે પુનઃ દેખાયાંજ નહિ, ત્યારે જાજલિના મનમાં મોટો વિસ્મય ઉત્પન્ન થયો અને તેમના મનમાં થયું કે, મેં ધર્મ પ્રાપ્ત કર્યો માટે હું હવે સિદ્ધ થયો, એવી રીતે ગર્વે તેમના મનમાં પ્રવેશ કર્યો[38]. નિયમિત વ્રતવાળા જાજલિ મુનિયે એવી રીતે પક્ષીઓને ઉડી ગયેલાં જોઇને પોતાના વિષે માન ભરેલી દૃષ્ટિથી જોયું તથા પોતાને

માન આપીને મનમાં અત્યંત પ્રસન્ન થયા. (તેમના મનમાં થયું કે, મ્હારા મસ્તક ઉપર પક્ષીઓએ માળો ઘાલ્યો, બચ્ચાં જણ્યાં અને તે મોટાં થઇને ઉડવા શીખ્યાં તથા પરિપકવ વયને પામીને ઉડી પણ ગયાં તથાપિ હું ચલાયમાન થયો નહિ માટે મને ધન્ય છે, મેં ખરેખરો ધર્મ સિદ્ધ કર્યો છે તથા મ્હારા જેવો બીજો ધર્મવાન કોઈ નથી. એવી રીતે જાજલિ પોતાના મનમાં પ્રસન્ન થયા)[૩૯]. પછી તે મોટા તપવાળા મુનિયે નદીમાં સ્નાન કરીને-જળનો સ્પર્શ કરીને અગ્નિને તૃપ્ત કર્યો-હોમ કર્યો તથા ઉદય પામતા સૂર્યનું ઉપસ્થાન કર્યું[૪૦]. પછી "મ્હારા મસ્તક ઉપર ચકલાં ઉત્પન્ન થઈ મોટાં થયાં." એમ મનમાં ગર્વ કરીને જપ કરનારાઓમાં શ્રેષ્ઠ મુનિ જાજલિયે આકાશ સામું જોયું અને બન્ને બાહુ થાબડીને ભારે નાદ કર્યો તથા મોટેથી બોલ્યો કે,-મેં ધર્મ પ્રાપ્ત કર્યો છે એમાં ફેર નથી[૪૧]. જાજલિનો શબ્દ થયા પછી આકાશમાંથી વાણી થઈ તેને જાજલિએ સાંભળી. તે વાણી એવી થઈ કે,-હે જાજલિ ! ત્હારો ધર્મ તુલાધારની બરોબર નથી[૪૨]. હે દ્વિજ ! કાશીપુરીમાં મોટી બુદ્ધિવાળો "તુલાધાર" નામે વાણીઓ રહે છે તે પણ ત્હારી પેઠે બોલવાને યોગ્ય નથી, તો તું શી ગણત્રીમાં છે[૪૩]. આ વાણીને સાંભળીને તેમને ક્રોધ થયો તથા હે રાજન્ ! તે મુનિ તુલાધારને જોવાની ઇચ્છાથી પૃથ્વીમાં ભ્રમણ કરવા લાગ્યા તથા જ્યાં સાંજ પડતી ત્યાં રાતવાસો રહીને બીજે દિવસે પુનઃ માર્ગે ચાલતા હતા[૪૪]. એમ કરીને ઘણે દિવસે વારાણસી (કાશી) નગરીમાં પહોંચ્યા તથા દુકાન ઉપર ગ્રાહકોને માલ વેચતા તુલાધારને જોયો[૪૫]. ભંડોળ (જે મૂળ ધન ઉપર વેપાર કરેલો હોય તે પૂંજી) ઉપર નિર્વાહ કરનાર તે તુલાધાર પણ બ્રાહ્મણને આવતો જોઇને મનમાં અત્યંત આનંદ પામ્યો અને ઉભો થયો તથા તેનું આગત સ્વાગત કરીને તેનો સારો સત્કાર કર્યો[૪૬]. તુલાધાર કહે છે કેઃ-હે બ્રહ્મન્ ! તું આવતો હતો તે વખતથી હું તને જાણું છું એમાં કાંઈ સંશય નથી, પણ હે દ્વિજશ્રેષ્ઠ ! હું તને જે વચન કહું તે સાંભળ[૪૭]. તેં સમુદ્રના નીચાણના પ્રદેશમાં અથવા સમુદ્રના કાંઠા ઉપર રહીને તપ કર્યું છે, પરંતુ તે પહેલાં કોઈ વખત તેં ધર્મની સંજ્ઞા-ધર્મનું લક્ષણ કોઈ પ્રકારે પણ જાણ્યું નથી[૪૮]. હે વિપ્ર ! પછી તપ કરતાં કરતાં તું જ્યારે સિદ્ધ થયો ત્યારે ત્હારા મસ્તક ઉપર પક્ષીઓ જન્મ પામ્યાં તથા તેં તેઓની સંભાવના કરી[૪૯]. હે દ્વિજ ! જ્યારે તેઓને પાંખો આવી અને અહીંથી-તહીં ચારો કરવા લાગ્યાં ત્યારે તેં પોતાના મસ્તક ઉપર ચકલાં ઉત્પન્ન થવાથી "મને મોટો ધર્મ પ્રાપ્ત થયો" એમ માન્યું[૫૦]. હે દ્વિજશ્રેષ્ઠ ! પછી તેં મ્હારા સંબંધી આકાશવાણી સાંભળી તેથી તું અમર્ષના વશમાં પડીને અહીં આવ્યો છે. હે દ્વિજસત્તમ ! હવે હું ત્હારૂં શું પ્રિય કરૂં ? તેની મને આજ્ઞા કર[૫૧].

॥ खे वाचं त्वमथाश्रौषीर्मां प्रति द्विजसत्तम । अमर्षवशमापन्नस्ततः प्राप्तो भवानिह । करवाणि प्रियं किन्ते तद् ब्रूहि द्विजसत्तम ॥ ५१ ॥

**इति श्रीमहा० शां० मो० पू० गु० भा० तुलाधारजाजलिसंवादे अष्टाशीतितमोऽध्यायः ॥८८॥**

## અધ્યાય ૮૯ મો-તુલાધાર અને જાજલિનો સંવાદ-કામ્યકર્મ નિષેધ.

**भीष्म उवाच ॥ इत्युक्तः स तदा तेन तुलाधारेण धीमता ॥**

**॥ प्रोवाच वचनं धीमान् जाजलिर्जपतां वरः ॥ १ ॥**

ભીષ્મ કહે છે કેઃ-બુદ્ધિમાન તુલાધારે એ પ્રમાણે કહ્યા પછી જપ કરનારાઓમાં શ્રેષ્ઠ અને બુદ્ધિમાન જાજલિ આવું વચન બોલ્યા[૧]. જાજલિ કહે છે કેઃ-હે વણીકપુત્ર ! સર્વ પ્રકારના

રસ, સર્વ પ્રકારના ગંધ, વનસ્પતિયો, ઔષધીઓ તથા ઔષધીઓનાં મૂળ અને ફળ વેચતાં વેચતાં–અર્થાત્ નહિ વેચવા જેવા પદાર્થ વેચવાના દોષવાળો છતાં પણ તને નિષ્ઠાવાળી બુદ્ધિ પ્રાપ્ત થઇ છે. હે મોટી બુદ્ધિવાળા ! એ સર્વ તને કયાંથી પ્રાપ્ત થયું ? તે સઘળું તું મને કહે[૨-૩]. ભીષ્મ કહે છે કેઃ–એ પ્રકારે યશવાળા બ્રાહ્મણનું વચન સાંભળીને, ધર્મ તથા અર્થને તત્ત્વથી જાણનારા વૈશ્યે ધર્મનાં સૂક્ષ્મ તત્ત્વ કહેવા માંડયાં[૪]. તુલાધાર કહે છે કેઃ–હે જાજલે ! હું રહસ્યસહિત સનાતન ધર્મને જાણું છું. તે ધર્મનું રહસ્ય એવું છે કે, સર્વ પ્રાણીનું હિત કરવું તથા સર્વ પ્રાણી સાથે મિત્રભાવ રાખવો, એજ ધર્મ પ્રાચીન છે એમ સર્વ લોક જાણે છે[૫]. હે જાજલિ ! પ્રાણીઓનો દ્રોહ કર્યા સિવાય અથવા તેઓનો અલ્પ* દ્રોહ કરીને જે વૃત્તિ ચલાવવી એજ પરમ ધર્મ છે તથા તેવડે હું જીવું છું[૬]. હું જૂદાં કરેલાં કાષ્ઠ તથા ઘાસવડે આ ધંધો ચલાવીને નિર્વાહ કરૂં છું. હે વિપ્રર્ષે ! હું અળતો (લાખનો રસ), કમળકાષ્ઠ, સપેત તપખીર તથા કસ્તૂરી આદિ સારા–માઠા સુગંધી પદાર્થો અને લવણ આદિ મધ વર્જીત અનેક પ્રકારના રસ એવા ઘણા પદાર્થોને બીજાની પાસેથી ખરીદ કરૂં છું અને કપટ રાખ્યા વિના લોકોને વેચાતા આપું છું[૭-૮]. હે જાજલિ ! જે પુરૂષ સર્વનો મિત્ર હોય તથા જે સર્વના હિતમાં મન, કર્મ અને વચનવડે પ્રીતિવાળો હોય તે ધર્મને જાણે છે, એમ જાણવું[૯]. હું કોઈની સાથે પ્રીતિ કરતો નથી કે, કોઈની સાથે વિરોધ પણ કરતો નથી. હું કોઇનો દ્વેષ કરતો નથી કે, કોઇની ઇચ્છા પણ રાખતો નથી. હે જાજલે ! તું મ્હારા વ્રતને જો; હું સર્વ પ્રાણીઓની સાથે સમાન વૃત્તિ રાખીને વર્તું છું. હે જાજલે ! મ્હારૂં ત્રાજવું સર્વ પ્રાણીઓ પ્રત્યે સમાન રહેલું છે[૧૦]. હું બીજાઓનાં કૃત્યની નિંદા નથી કરતો કે, સ્તુતિ પણ નથી કરતો કેમ કે, હે વિપ્રેંદ્ર ! જેમ આકાશના રંગ ઘડી ઘડીમાં અનેક તરેહના થઇ જાય છે, તેમ આ જગતમાં પણ લોકોના રંગ ઘડી ઘડીમાં બદલાયા કરે છે તથા વિચિત્ર છે[૧૧]. હે બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ જાજલિ ! એ પ્રમાણે સર્વ લોકો ઉપર સમાન બુદ્ધિવાળો તથા જેના મનમાં માટી, પથ્થર અને સોનું સમાન છે એવો મને જાણ[૧૨]. જેમ આંધળા, બેહેરા અને મૂગાં કે, જેઓનાં ઇન્દ્રિયદ્વાર દૈવે બંધ કરેલાં છે તે માત્ર શ્વાસોચ્છ્વાસ લઇને જીવે છે, તેમ હું સર્વ દેખું છું તથાપિ તેઓની પેઠેજ વર્તું છું[૧૩]. જેમ વૃદ્ધ, રોગી અને જેઓનું શરીર ક્ષીણ થઈ ગયું છે એવા પુરૂષો વિષયોમાં નિસ્પૃહ હોય છે. તેમ અર્થ, કામ અને ભોગના વિષે મ્હારી પણ સ્પૃહા નાશ પામેલી છે[૧૪]. જ્યારે પુરૂષ કોઇથી ભય પામતો નથી તથા કોઈ પુરૂષ તેનાથી ભય પામતો નથી, તેમજ જ્યારે નથી દ્વેષ કરતો કે, નથી ઇચ્છા કરતો ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે[૧૫]. જ્યારે પુરૂષ કોઈ પણ પ્રાણી ઉપર મન, કર્મ કે, વચનવડે પાપભાવના કરતો નથી ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે[૧૬]. જગતમાં તે વિના બીજો કોઈ ધર્મ થયો નથી, થવાનો નથી કે, થશે પણ નહિ, પરંતુ સર્વ પ્રાણીઓને જે અભય આપે છે તેજ અભયપદને પામે છે[૧૭]. જેમ લોકો મૃત્યુના મુખથી ઉદ્વેગ પામે છે, તેમ સર્વ લોક જેનાથી ઉદ્વેગ પામે છે તે પુરૂષ ક્રૂર વાણીવાળા તથા કઠોર દંડવાળા યમરાજથી મોટા ભયને પામે છે[૧૮]. જેઓ વૃદ્ધ છે, જેઓને પુત્ર અને પૌત્ર છે અને જેઓ હિંસા કરતા નથી એવા મહાત્માનાં આચરણને જોઇને અમે તે પ્રમાણે આનંદ પામીએ છીએ. મૂઢ પુરૂષોએ સત્પુરૂષનાં આચરણથી મોહિત થઈને વેદમાંથી ઉત્પન્ન થયેલા પરંપરાગત ધર્મને તજી દીધો છે. શ્રેષ્ઠ પુરૂષ આપત્તિમાં પડવાથી

* સંકટમાં અલ્પદ્રોહ કરીને વૃત્તિ ચલાવવી અથવા મનુષ્યની જીવિકા પ્રાણીઓનો દ્રોહ કર્યા સિવાય ચાલતી નથી માટે અલ્પદ્રોહ કરવો કહ્યો છે. ભા. ક.

અનાચાર કરે છે તેના અનાચારને જોઇને, તેના બીજા સઘળા સારા આચારનો પણ મૂર્ખ પુરૂષો ત્યાગ કરે છે. કેવળ મૂર્ખ પુરૂષો ત્યાગ કરે છે એમજ નથી, પણ વિદ્વાન, તપસ્વી અને બળવાન પણ તેથી મોહ પામે છે[૧૯-૨૦]. હે જાજલિ! જે, સત્પુરૂષોએ આચરેલા ધર્મને અનુસરે છે તેને ધર્મ તત્કાળ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે જે પુરૂષ સત્પુરૂષોની સાથે દ્રોહ વિનાની બુદ્ધિથી વર્તે છે તથા દમગુણયુક્ત રહે છે તેને જલદીથી ધર્મ પ્રાપ્ત થાય છે[૨૧]. જેમ નદીમાં દૈવયોગે કાષ્ઠ તણાતું જતું હોય તેને દૈવયોગે બીજા કાષ્ઠનો સમાગમ થાય છે, તેમાં વળી બીજાં કાષ્ઠ આવીને પરસ્પર વળગે છે અને તેમાં ઘાસ, કાષ્ઠ, છાણાં આદિ એકઠાં થાય છે તથા તે સર્વનો સંયોગ જેમ દૈવયોગથી થયો છે તેમ વિયોગ પણ દૈવયોગે થાય છે, એજ પ્રમાણે આ લોકમાં સત્પુરૂષો, પિતા, માતા, ભ્રાતા આદિનો સંયોગ અને વિયોગ દૈવથી થાય છે, એમ માનીને હર્ષ–શોક કરતા નથી[૨૨-૨૩]. હે મુનિ! જેનાથી કોઇ પણ પ્રાણી કોઈ વખત કોઈ પણ પ્રકારે ઉદ્વેગ પામતું નથી તે પુરૂષને સર્વદા સર્વથી અભય પ્રાપ્ત થાય છે[૨૪]. હે વિદ્વન્! જેમ જળાશયના કાંઠાપર ભૂંકતા વરૂથી સર્વ જળચર પ્રાણીઓ ઉદ્વેગ પામે છે, તેમ જેનાથી સર્વ જંતુઓ ઉદ્વેગ પામે છે તેને સર્વ તરફથી ભય સમજવો[૨૫]. એ રીતે સર્વને અભયદાન આપવું શ્રેષ્ઠ છે માટે જે સહાયવાળા હોય, જે દ્રવ્યવાળા હોય અને જે સામર્થ્યવાળા હોય તેઓએ પોતાનું બને તેટલું કરીને સર્વ પ્રાણીને અભય આપવું. કેમ કે, અભયદાન ઐશ્વર્યનો હેતુ છે તથા પરલોકને પમાડનારૂં છે. અભયદાન સર્વથી શ્રેષ્ઠ છે[૨૬]. તેથી પંડિતો અભયદાન આપનારાને "ઉત્તમ" કહે છે. જેઓના હૃદયમાં બહારનું અલ્પ સુખ લીટીની પેઠે, કોતરાયલું હોય તેઓએ કીર્તિના માટે પણ અભયદાનરૂપી ધર્મ કરવો. જેઓ કુશળ હોય તેઓએ સમગ્ર જગતને બ્રહ્મસ્વરૂપ જાણીને તેના અર્થે પણ અભયદાન કરવું[૨૭]. તપ કરવાથી, યજ્ઞ કરવાથી, દાન કરવાથી અને વેદાંતાદિ વાક્યોનું ચિંત્વન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ અભયદાનરૂપ ધર્મ કરવાથી પ્રાપ્ત થાય છે[૨૮]. આ લોકમાં જે પુરૂષ સર્વ પ્રાણીઓને અભયદાનરૂપી દક્ષિણા આપે છે તેને સર્વ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે અને તે પણ અભય દક્ષિણા પામે છે[૨૯]. કેમ કે, પ્રાણીઓની હિંસા ન કરવારૂપ ધર્મથી અન્ય એક્કે શ્રેષ્ઠ ધર્મ નથી. હે મહામુનિ! જે ધર્મથી કોઈ વખત કોઇ પણ પ્રાણીને કોઇ પણ પ્રકારે ઉદ્વેગ થતો નથી, તે ધર્મ આચરનાર પુરૂષને સર્વ પ્રાણીથી અભયની પ્રાપ્તિ થાય છે[૩૦]. જેમ ઘરમાં સાપ ભરાયો હોય તેથી ઘરમાં વસનારાં મનુષ્યો ઉદ્વેગ પામે છે, તેમ હિંસા કરનાર પુરૂષ આ લોકમાં કે, પરલોકમાં સુખ ન પામીને ધર્મને પણ પામતો નથી[૩૧]. જે પુરૂષ આત્માને જાણે છે તે સર્વત્ર આત્મા વિના બીજું કાંઈ જોતો નથી તથા પોતાને પણ સર્વનો આત્મા જાણે છે. એ રીતે સર્વ પ્રાણીઓને પોતાના આત્મારૂપે જાણનારો પુરૂષ કોને મારે અને શાવડે મારે? એવા બ્રહ્મજ્ઞ પુરૂષના માર્ગના વિષે દેવતાઓ પણ મોહ પામે છે. કેમ કે, તેને બ્રહ્માના લોક આદિ પદની પણ વાસના નથી માટે તેના પદની ઇચ્છા કરનારા દેવોને પણ તેનો માર્ગ દુર્લભ થઈ પડે છે[૩૨]. સર્વદાનથી અભય આપવાનું દાન ઉત્તમ કહેલું છે. હે જાજલિ! એ હું તને સાચું કહું છું માટે તું તે ઉપર શ્રદ્ધા રાખ[૩૩]. (અભયદાનની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરવાના અર્થે કામ્ય કર્મની નિંદા કરીને તુલાધાર બોલ્યો કે,)–કામ્ય કર્મ કરનાર પુરૂષ પ્રથમ સારા ભાગ્યવાળો થઇને–સ્વર્ગાદિ લોકને પામીને પુનઃ હીન ભાગ્યવાળો થાય છે–મૃત્યુ લોકમાં પડે છે તથા તેના સત્કર્મનો ક્ષય થયેલો જોઇને મનુષ્યો તેની નિરંતર નિંદા કરે છે[૩૪]. હે જાજલિ! સૂક્ષ્મ ધર્મ કાંઇ કારણ વિનાનો હોય નહિ, અર્થાત અભયદાનાત્મક સૂક્ષ્મ ધર્મની પ્રવૃત્તિ થવાનું કારણ એટલે

તે ધર્મ કરવાનું ફળ ન હોય એમ નથી, વેદમાં જે યજ્ઞાદિ સ્થૂલ ધર્મનું કથન કરેલું છે તે બ્રહ્મ તથા સ્વર્ગાદિ પામવાને માટે કરેલું છે; અર્થાત્ શમ-દમાદિ ધર્મ બ્રહ્મ પ્રાપ્તિના અર્થે છે તથા યજ્ઞાદિ ધર્મ સ્વર્ગ પ્રાપ્તિના અર્થે છે અને યજ્ઞાદિ સ્થૂલ ધર્મથી પણ અહિંસારૂપ સૂક્ષ્મ ધર્મ છે[૩૫]. અહિંસા ધર્મ બહુ સૂક્ષ્મ છે તથા તેમાં અપવાદ બહુ છે માટે તે જાણી શકાતો નથી, પરંતુ વેદના હિંસક યજ્ઞના વિધિમાં પણ "અહિંસા શ્રેષ્ઠ છે" એમ સ્થળે સ્થળે જોવામાં આવે છે તેથી અહિંસારૂપ શ્રેષ્ઠ આચાર સમજવામાં આવે છે[૩૬]. તું જે એમ કહે છે કે, અળતો, પદ્મકાષ્ઠ આદિ નહિ વેચવા જેવા પદાર્થને તું કેમ વેચે છે ? તે વિષે કહું તે સાંભળ. જે પુરૂષો પશુઓના વૃષણને કાપી નાખે છે, જેઓ તેઓનાં નાક વીંધે છે, જેઓ તેઓને બાંધે છે અને દામે છે-દોરડાવડે દામણ ઘાલે છે, જેઓ તેઓની પાસે ઘણો બોજો વેહેવરાવે છે અને જેઓ પ્રાણીઓને હણીને ભક્ષણ કરે છે તેઓની નિંદા તું કેમ નથી કરતો ? અને હું, જેમાં હિંસા નથી એવો લાક્ષારસ અને પદ્મકાષ્ઠાદિ વેચું છું તેની નિંદા કરે છે. વળી મનુષ્યો મનુષ્યોને દાસભાવે ભોગવે છે[૩૭,૩૮]. તથા પોતાનો કોઇ વધ કરે, બંધન કરે અથવા પોતાને કોઈ અટકાવી રાખે, તેથી જે દુઃખ ઉત્પન્ન થાય છે તે જાણતાં છતાં પણ બીજાઓનો વધ, બંધન અને નિરોધ (કેદ) કરીને રાત્રિ-દિવસ તેઓની પાસે કામ કરાવે છે અથવા તેઓને પીડા કરે છે[૩૯]. જેઓનાં પાંચે ઇન્દ્રિયોમાં તથા પાંચે ભૂતોમાં આદિત્ય, ચંદ્રમા, વાયુ, બ્રહ્મા, પ્રાણ, યજ્ઞ અને યમ દેવતાઓ વસે છે તેવાં જીવતાં પ્રાણીઓને પણ મનુષ્યો વેચે છે તો મરી ગયેલાંને વેચે એમાં તો શું આશ્ચર્ય ? બકરો, અગ્નિ, વરૂણ, ઘેટો, સૂર્ય, ઘોડો, પૃથ્વી, વિરાટ્, ગાય, વાછરડું અને સોમ (રસ), એટલાં વેચવાથી ધર્મની સિદ્ધિ થતી નથી. તેને પણ લોકો વેચે છે તોપછી હે બ્રહ્મન્ ! તેલ, ઘી, મધ અથવા બીજાં ઔષધો વેચવામાં કેટલો દોષ છે ? જે પશુઓ મચ્છર અને ડાંસ આદિથી રહિત જગ્યામાં સુખે કરીને વૃદ્ધિ પામ્યાં હોય તથા તેઓ પોત-પોતાની માતાને પ્રિય છે, એમ જાણીને પણ લોકો તેને અનેક પ્રકારે આક્રમણ કરીને જે સ્થળ ઘણા ડાંસ અને મચ્છરથી વ્યાપ્ત હોય તથા જ્યાં બહુ કાદવ હોય ત્યાં લઇ જાય છે તથા તેઓના ગળે ઝૂંસરી મૂકીને ભાર ખેંચાવે છે અને પીડિત કરે છે; અર્થાત્ યજ્ઞના અર્થે પણ વિધિવિના પ્રાણીનો વધ કર્યો હોય તો તે પણ દોષાવહ છે તો યજ્ઞના અર્થ વિના પ્રાણીનો વધ કર્યો હોય તે દોષાવહ હોય એમાં શું આશ્ચર્ય ?[૪૦-૪૪]. એવી રીતે પશુઓને હણવારૂપ કર્મથી, ગર્ભહત્યાનું પાપ વધારે છે એમ હું માનતો નથી. કેટલાક લોકો કૃષિ (ખેતી) ને સારી માને છે પણ તે વૃત્તિ પણ પરમ દારૂણ છે[૪૫]. ખેતી કરનારો મનુષ્ય, જેના મુખમાં લોહ જડેલું છે એવા એક કાષ્ઠ (હળ-ચવડા) વડે પૃથ્વીને અને પૃથ્વીમાં રહેનારા સર્પાદિ પ્રાણીઓને હણે છે તથા હે જાજલિ ! ગાડે જોડેલા બે બળદ હોય છે તેઓને તું જો[૪૬]. વેદમાં "અઘ્ન્યા" (હણવાને નહિ યોગ્ય) એવું ગાયનું નામ છે તેને હણવાને કોણ યોગ્ય છે ? કોઈ મનુષ્ય કદાચિત્ પોતાનું બાણ વ્યાઘ્ર આદિ પશુને હણવાને છોડે અને તે જો અજાણતાં ગાયને વાગે તો તેથી પણ મોટું પાપ થાય છે તોપછી જાણી-જોઈને ગોવધ કરનારને જે પાપ થાય તેમાં તો પૂછવાનું જ શું છે?[૪૭]. પૂર્વે ઋષિયોએ અને યોગીઓએ નહુષ રાજાને એમ કહ્યું હતું કે, તેં ગાયને હણી છે તેથી પોતાની માતાને હણ્યા બરોબર પાપ કર્યું છે તથા તેં વૃષભને હણ્યો છે તેથી પ્રજાપતિને હણ્યા બરોબર પાપ કર્યું છે[૪૮]. હે નહુષ ! તેં અકાર્ય કર્યું છે માટે અમે ત્હારા અર્થે પીડા પામીશું. પછી હે જાજલિ ! જેમ ઋષિયોએ પૂર્વે ઇન્દ્રની બ્રહ્મહત્યા સ્ત્રી આદિમાં ઋતુસ્રાવ ઇત્યાદિ રૂપે વેહેંચી નાખી હતી; તેમ નહુષે

કરેલો ગોવધ પણ મહાભાગ ઋષિયોએ એકસો એક રોગરૂપે પૃથ્વીમાં વહેંચી નાખ્યો[49]. ઋષિયોએ નહુષને કહ્યું કે, ગોવધ કરનારો મનુષ્ય ભ્રૂણહત્યા કરનારો છે કેમ કે, ગોવધ કરનારને સ્મૃતિમાં ભ્રૂણહત્યારો કહેલો છે, માટે અમે ત્હારૂં હુતદ્રવ્ય અગ્નિમાં હોમીશું નહિ[50]. મહાત્મા અને તત્વાર્થને જાણનારા સર્વ શાંત ઋષિયોએ તથા યતિઓએ એમ કહીને પોતાના તપોબળથી નહુષને ગોહત્યા કરનારો છતાં "બુદ્ધિપૂર્વક હત્યા કરનારો નથી" એમ કહ્યું તથા પ્રમાદથી કરેલા તેના દોષને સર્વ લોકોમાં રોગરૂપે વહેંચી નાખ્યો[51]. એ રીતે પ્રમાદથી થયેલ ગોવધનો પણ એટલો બધો દોષ છે કે, જેથી તે અદ્યાપિ લોકોને રોગરૂપે પીડે છે તોપછી બુદ્ધિપૂર્વક કરેલા ગોવધનો દોષ મોટો હોય એમાં શું આશ્ચર્ય ?[52]. હે જાજલિ ! તું આવા અકલ્યાણકારી અને ભયાનક આચારને અંધપરંપરા કેવળ આચરે છે પણ તેમાં કુશળ થઇને જાણતો નથી કે, તેનું કારણ શું છે ? અર્થાત્ "મધુપર્કાદિમાં ગવાલંભ કરવો." એવું પરાપૂર્વથી ચાલતું આવેલું છે માટે તું પણ તેમ કરે છે પરંતુ મહર્ષિઓએ ગોવધ અટકાવવાને તે આચાર કરેલો છે તેમ તું જાણતો નથી. જો જાણે તો તને માલૂમ થાય કે, હિંસા કરવાથી કેવું મોટું પાપ થાય છે ? એ રીતે પ્રત્યેક ધર્મનું કે, આચારનું કારણ જાણીને ધર્મ કરવો પણ ગતાનુગતિક થવું નહિ. હે જાજલિ ! કોઈ મને મારે અથવા કોઇ મ્હારી સ્તુતિ કરે તે વિષે પણ હું તને કહું તે સાંભળ[53]. તે એમ છે કે, તે બે (નિંદાકર્તા અને સ્તુતિકર્તા)માં મ્હારો કોઇ વહાલો-અળખામણો નથી, પરંતુ તે બન્ને સમાન છે. બુદ્ધિમાન પુરૂષો આ પ્રકારના ધર્મને વખાણે છે[54]. તે ધર્મ ઉપપત્તિથી સંયુક્ત છે તથા યતિઓ તે ધર્મનું સેવન કરે છે, તેમજ ધર્મશીળ પુરૂષો નિરંતર તે ધર્મને નિપુણ દૃષ્ટિથી જુએ છે[55].

॥ उपपत्या हि संयुक्तो यतिभिश्चैव सेव्यते । सततं धर्मशीलैश्च निपुणेनोपलक्षितः ॥५५॥

इति श्रीमहाभारते शांतिपर्वणि मोक्षधर्मपर्वार्द्धे गु० भा० तुलाधारजाजलिसंवादे एकोननवतितमोध्यायः ॥ ८९ ॥

---

## અધ્યાય ૯૦ મો-તુલાધાર અને જાજલિનો સંવાદ-મોક્ષધર્મપ્રશંસા.

जाजलिरुवाच ॥ अयं प्रवर्तितो धर्मस्तुलां धारयता त्वया ॥

॥ स्वर्गद्वारं च वृत्तिं च भूतानामवरोत्स्यते ॥ १ ॥

જાજલિ કહે છે કે:-તેં ત્રાજુડીઓ ઝાલતાં (અથવા ત્રાજુડીઓ ઝાલી માટે) આ ધર્મ પ્રવર્તાવ્યો છે કે, જેથી કૃષિ આદિને દૂષણ આપવાથી સ્વર્ગનું દ્વાર તથા પ્રાણીઓની જીવન વૃત્તિ એ બન્ને બંધ થાય છે[1]. ખેતીવડે અન્ન ઉત્પન્ન થાય છે તથા તું પણ તેથીજ જીવે છે. હે વાણીઆ ! પશુઓના ખાતરવડે ઔષધીઓ ઉત્પન્ન થાય છે તથા મનુષ્યો પણ પશુઓવડેજ જીવે છે[2]. યજ્ઞ પણ તેથીજ થાય છે. પરંતુ તું તો એમ કહે છે કે, સર્વ યજ્ઞ હિંસાત્મક છે માટે અહિંસાનું પ્રતિપાદન કરવાના બહાનાથી તું યજ્ઞની પણ નિંદા કરીને નાસ્તિકના સરખાં વચન બોલે છે. માત્ર ખેતીનોજ ત્યાગ કરે તો આ લોક જીવેજ નહિ[3]. તુલાધાર કહે છે કે:-હે જાજલિ ! હિંસા કર્યા સિવાય પ્રાણીઓની વૃત્તિ કેમ ચાલે ? તે હું તને કહીશ. અર્થાત્ મ્હારા જેવો રોજગાર કરીને અથવા વાનપ્રસ્થની પેઠે, વનફળ આદિથી નિર્વાહ કરીને જીવિકા ચલાવી શકાય છે તોપછી જેમાં હિંસા આદિ દોષ રહેલા છે તેવી ખેતી શામાટે કરવી ? એમ હું કહું છું. માત્ર ખેતીને દૂષણ આપવાથી હું નાસ્તિક થઈ

જતો નથી કે, તેથી મેં યજ્ઞની નિંદા કરી એમ પણ થતું નથી. હું યજ્ઞની નિંદા કરતો નથી. પણ એમ કહું છું કે, યજ્ઞ કરીને પણ યજ્ઞના ભોક્તા પરમાત્માને જે જાણે તેવો પુરૂષ દુર્લભ છે[૪]. બ્રાહ્મણને આચરવારૂપ યજ્ઞ (યોગ) ને તથા જે પુરૂષો તે યજ્ઞ (યોગ) ને જાણનારા છે તેઓને મ્હારો નમસ્કાર છે. બ્રાહ્મણો યોગયજ્ઞરૂપ પોતાના યજ્ઞનો ત્યાગ કરીને જ્યોતિષ્ટોમાદિ ક્ષત્રયજ્ઞ–હિંસામય યજ્ઞ કરવામાં પ્રવૃત્ત થયેલા છે[૫]. હે બ્રાહ્મણો! લોભીઆ, દ્રવ્યના લાલચુ અને નાસ્તિક પુરૂષોએ અર્થવાદરૂપ વેદનાં વચન ન જાણીને સત્યના આભાસ જેવું અસત્ય પ્રવર્તાવ્યું છે; અર્થાત્ હિંસામય યજ્ઞ કરવાનું જે કથન કરેલું છે તે અર્થવાદરૂપ છે[૬]. હે જાજલિ! "યજ્ઞ કરીને આ આપવું, ફલાણું આપવું, દક્ષિણાવાળો પ્રશંસા કરવા યોગ્ય છે, જે વધારેમાં વધારે દક્ષિણા આપવાને સમર્થ હોય તે જો તેથી ઉતરતી પદ્વીની દક્ષિણા આપે તો તે ચોર થાય છે. શાસ્ત્રમાં કહેલી દક્ષિણા ન આપવાથી અકલ્યાણકારી ફળ ઉત્પન્ન થાય છે" ઇત્યાદિ સર્વ માત્ર અર્થવાદ છે તથા તેવો વાદ લોભી અને ધનગ્રહણ કરવાની ઇચ્છાવાળા પુરૂષોએ પ્રવર્તાવેલો છે[૭]. (એ પ્રમાણે ક્ષત્રયજ્ઞની નિંદા કરીને બ્રાહ્મણયજ્ઞનું સ્વરૂપ કહે છે,)–જ્યારે સુકૃતવડે (પાપ ન કરવાવડે) પ્રાપ્ત કરેલા હુતદ્રવ્યથી દેવતાઓ સંતોષને પામે છે ત્યારે હિંસાત્મક હુતદ્રવ્યનું શું પ્રયોજન છે? સુકૃતવડે પ્રાપ્ત કરેલું હુતદ્રવ્ય ત્રણ પ્રકારનું છે, એક તો નમસ્કારરૂપ હવિ (હુતદ્રવ્ય) છે કેમ કે, નમસ્કારને વેદમાં યજ્ઞ કહ્યો છે. બીજું સ્વાધ્યાયનનું પઠન કરવારૂપ હુતદ્રવ્ય છે કેમ કે, સ્વાધ્યાયના પઠનને વેદમાં બ્રહ્મયજ્ઞ કહ્યો છે અને ત્રીજું જવ, ડાંગર આદિ ઔષધીઓ હુતદ્રવ્ય છે કેમ કે, તેવડે હોમ કરવાનું વેદમાં કહેલું છે. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દેવતાઓનું પૂજન કરી શકાય છે[૮]. પણ અસત્પુરૂષો કે, જેઓ સકામ બુદ્ધિથી *ઇષ્ટ, પૂર્ત્તાદિ કરીને દેવનું યજન કરે છે તેઓને પોતાના જેવુંજ લોભિયું સંતાન પ્રાપ્ત થાય છે. લોભી યજમાન કે, ઋત્વિજ હોય તેથી સંતાન લોભીયું પ્રાપ્ત થાય છે અને યજમાન કે, ઋત્વિજ સમાન બુદ્ધિવાળા હોય તો તેઓને સમાન બુદ્ધિવાળું સંતાન પ્રાપ્ત થાય છે[૯]. જેવો યજમાન તથા જેવો ઋત્વિજ હોય છે તેવીજ પ્રજા થાય છે. જેમ આકાશમાંથી નિર્મળ જળ ઉત્પન્ન થાય છે, તેમ યજ્ઞ કરવાથી નિર્મળ પ્રજા ઉત્પન્ન થાય છે[૧૦]. હે બ્રહ્મન્! અગ્નિમાં નાખેલી આહુતિ સૂર્યને પ્રાપ્ત થાય છે, સૂર્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાય છે તથા અન્નથી પ્રજાઓ ઉત્પન્ન થાય છે[૧૧]. પૂર્વે પ્રજાઓ અત્યંત શ્રદ્ધાવાળી થઈને યજ્ઞ કરતી હતી તેથી ફળની આશા ન રાખ્યા છતાં પણ તેઓને સર્વ કામ્ય ફળ પ્રાપ્ત થતાં હતાં. જેમ આપસ્તંબ કહે છે કે, મનુષ્ય જે ફળની આશાથી આંબાનું વૃક્ષ રોપે છે તેને ફળની સાથે અનિચ્છિત છાયા અને સુવાસ બન્ને પ્રાપ્ત થાય છે, તેમ ઇશ્વરને પ્રસન્ન કરવાના હેતુથી જે યજ્ઞાદિ કરે છે તેને કામ્ય ફળ વગર ઇચ્છાએ પણ મળે છે. તેમ પૂર્વે પણ નિષ્કામ યજ્ઞ કરનારી પ્રજાને પૃથ્વી વગર ખેડયે પાક આપતી હતી તથા જગતનું શુભ થાઓ, એવું ચિંત્વન કરવાથી વેલાઓ ઉત્પન્ન થઈ ફળવાન થતા હતા[૧૨]. તેઓ યજ્ઞ કરતા હતા પણ કર્મનું ફળ કર્તાને મળે છે, એમ જોતા નહોતા–ઇચ્છતા નહોતા. જે પુરૂષો યજ્ઞનું ફળ છે કે, નથી? એવી શંકાવાળા થઇને કોઈ પણ પ્રકારે યજ્ઞ કરે છે તે પુરૂષો અસાધુ, ધૂર્ત, લોભી અને દ્રવ્યના પ્રયોજનવાળા થાય છે. જે પુરૂષ પ્રમાણ અને શુભ એવા વેદને અપ્રમાણ અને અશુભ કરે છે તે પુરૂષ અશુભ કર્મ કરનારા અને પાપી પુરૂષોના લોકને પામે છે[૧૩,૧૪]. અથવા જે મનુષ્ય પ્રમાણ કે, અપ્રમાણ પણ અશુભ કર્મને

* ઇષ્ટ એટલે પશુ સોમાદિ યજ્ઞ અને પૂર્ત એટલે તળાવ ખોદાવવાં આદિ કર્મ. ભા. ક.

કરે છે તે પણ અશુભ કર્મ કરનારા અને પાપી પુરૂષોના લોકને પામે છે. હે દ્વિજશ્રેષ્ઠ ! તે પુરૂષ સદૈવ પાપી અને અજ્ઞાની રહે છે. તેની કદાપિ મુક્તિ થતી નથી[૧૫]. (એ પ્રમાણે ફળની આશા રાખ્યા સિવાય કરેલા કર્મની પ્રશંસા કરીને તથા દાંભિક અને કુતર્કી પુરૂષોની નિંદા કરીને વિદ્વાન્ પુરૂષો કેવા વિચારથી કર્મ કરે છે? તે કહે છે કે,) જે બ્રાહ્મણ હોય છે તે, કર્તાપણાનું અભિમાન તથા ફળની અભિલાષાને તજીને "વેદોક્ત કર્મ કર્તવ્ય છે" એમ સમજીને તે વેદોક્ત કર્મ કરે છે. તે એમ સમજે છે કે, યજ્ઞાદિ કર્મમાં ઋત્વિક્, હુતદ્રવ્ય, મંત્ર, અગ્નિ આદિ સર્વ ઉપસ્કર બ્રહ્મજ છે. લોકમાં બ્રહ્મવિના બીજું કાંઈ છેજ નહિ, તેથી હું "યજ્ઞનો કરનારો છું" એવું અભિમાન રાખતો નથી[૧૬]. વિદ્વાન્ પુરૂષે કરેલું કર્મ અપૂર્ણ-ખોડવાળું હોય તથાપિ તે શ્રેષ્ઠ છે એમ અમે વેદમાં સાંભળીએ છીએ. તેમજ આત્મજ્ઞાની પુરૂષે કરેલા કર્મનો કૂતરા તથા ભૂંડ આદિથી ઉપઘાત થાય તથાપિ તે શ્રેષ્ઠ છે, પરંતુ મૂઢ પુરૂષે કર્મ સાંગોપાંગ કરેલું છતાં પણ તે કામ્ય બુદ્ધિથી કરેલું હોય તો શ્રેષ્ઠ નથી. કર્મનો ઉપઘાત થવાથી જે પ્રાયશ્ચિત્ત કહેલું છે તે પણ કામ્ય કર્મના માટેજ છે. કેમ કે "આ ઉપઘાત થવાથી અમુક કર્મનો નાશ થયો" એવી જેની બુદ્ધિ થાય છે તેનું સમાધાન પ્રાયશ્ચિત્ત વિના થતું નથી, પરંતુ જેને ફળાભિસંધિ છે નહિ તેથી જે ઉપઘાતસહિત કે, ઉપઘાતરહિત કર્મને પણ ઈશ્વરાર્પણ કરી બેઠો છે તેને પ્રાયશ્ચિત્તનું શું પ્રયોજન છે?[૧૭]. (એવી રીતે વિદ્વાનના કર્મયજ્ઞની પ્રશંસા કરીને બીજા યજ્ઞ વિષે કહે છે કે,) કેટલાક પુરૂષો સત્ય પાળવારૂપ યજ્ઞ કરે છે, કેટલાક પુરૂષો ઇન્દ્રિયોનું દમન કરવારૂપ યજ્ઞ કરે છે, કેટલાક પુરૂષો પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ કરવાના લોભરૂપ યજ્ઞને કરે છે-આત્મજ્ઞાન પ્રાપ્ત કરવારૂપ યજ્ઞ કરે છે, કેટલાક પુરૂષો ધનાદિ વિષયોમાં તૃપ્તિ પામીને-વૈરાગ્ય પામીને વૈરાગ્ય રાખવારૂપ યજ્ઞ કરે છે અને કેટલાક પુરૂષો જે મળે તે બીજાને આપી દેવારૂપ યજ્ઞ કરે છે. એ સર્વ મનુષ્યો ઇર્ષ્યાવિનાના હોય છે. તેઓ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના તત્વને જાણનારા હોય છે તથા યોગરૂપી યજ્ઞના વિષે સ્થિતિવાળા હોય છે. તેઓ નિરંતર પ્રણવનો જપ કરે છે તથા બીજાઓને સંતોષ પમાડવારૂપ કર્મ કરે છે[૧૮,૧૯]. ઓમકાર સર્વ દેવતામય છે અને તે બ્રહ્મવેત્તા પુરૂષના વિષે રહેલો છે. હે જાજલિ ! બ્રહ્મવેત્તા નિરંતર બ્રહ્માનંદમાં તૃપ્ત રહે છે અને બ્રહ્મવેત્તા તૃપ્ત થયો એટલે સર્વ દેવો પણ તૃપ્ત થાય છે[૨૦]. જેમ મનુષ્ય સર્વ પ્રકારના રસથી તૃપ્ત થયો હોય તેને કોઇ મનુષ્ય બીજા રસ લાવી આપે તો તે, રસને લગાર પણ ઇચ્છતો નથી, તેમ જ્ઞાનરૂપી રસવડે તૃપ્ત થયેલા બ્રહ્મવેત્તાને સુખ આપનારી નિત્ય તૃપ્તિ રહે છે[૨૧]. એવી બુદ્ધિ પ્રાપ્ત થવાનો હેતુ ધર્મ છે. કેમ કે, જે મુનિયો હોય છે તેઓ એક ધર્મનોજ આશ્રય કરે છે, ધર્મમાંજ સુખ માને છે તથા તેઓએ સમગ્ર કાર્ય અને અકાર્યનો નિશ્ચય કરેલો હોય છે. છતાં પણ અમારા સૂત્રાત્મા પ્રાણથી પ્રાણાદિનું ઉત્પત્તિ સ્થાન ભૂતાત્મા છે એવી રીતે શુદ્ધ અંતઃકરણવાળો જ્ઞાની વિચાર કરે છે[૨૨]. કેટલાક પુરૂષો કે, જેઓ જ્ઞાનવાળા અને વિજ્ઞાનવાળા હોય છે, જેઓ સંસાર સમુદ્રને તરીને પેલીપાર જવાને ઇચ્છનારા હોય છે અને જેઓ સાત્વિક વૃત્તિવાળા હોય છે તેઓ અતિશય પુણ્ય અને ફળને આપનારા, પુણ્યવાન પુરૂષોથી યુક્ત અને જ્યાં જઇને પછીથી શોક કરવો પડતો નથી એવા બ્રહ્મના સ્થાનને પામે છે[૨૩,૨૪]. તેઓ સ્વર્ગને ઇચ્છીને ધનવડે બ્રહ્મનું યજન કરતા નથી; પરંતુ સત્પુરૂષોના માર્ગને અનુસરીને હિંસારહિત યજ્ઞ કરે છે[૨૫]. તેઓ વનસ્પતિ, ઔષધીઓ, ફળ અને મૂળવડે યજ્ઞ કરે છે તથા ધનરૂપ ફળની ઇચ્છાવાળા લોભી ઋત્વિજો તેઓને યજ્ઞ કરાવતા નથી[૨૬]. એવા બ્રાહ્મણો પોતાના આત્માનેજ

યજ્ઞ સામગ્રી કલ્પીને યજ્ઞ કરે છે; અર્થાત્ તેઓ લોકના ઉપર અનુગ્રહ કરવાની ઈચ્છાથી સર્વ કર્મની સમાપ્તિ કરીને માનસિક યજ્ઞ કરે છે[૨૭]. એ રીતે ધનના લોભી ઋત્વિજો તેઓને યજ્ઞ કરાવતા નથી કે, તેઓ તેવા ઋત્વિજોની ઈચ્છા પણ કરતા નથી, ત્યારે તે લોભી ઋત્વિજો ફળની ઈચ્છાવાળા અસાધુ પુરૂષોને યજ્ઞ કરાવે છે. સત્પુરૂષો તો પોતાના ધર્માચરણવડે પ્રજાને સ્વર્ગ પમાડે છે. હે જાજલિ ! હું એમ જાણીને સર્વત્ર સમાન બુદ્ધિ રાખું છું[૨૮]. હે મહામુનિ ! બુદ્ધિમાન બ્રાહ્મણો ધૂમ-રાત્રિ આદિ પુનર્જન્મ આપનારા જે માર્ગનું સેવન કરે છે તથા અર્ચિ-દિવસ આદિ અપુનર્જન્મ આપનારા જે માર્ગનું સેવન કરે છે-અર્થાત્ તેઓ સકામ બુદ્ધિથી કે, નિષ્કામ બુદ્ધિથી જે માર્ગનું ઉપાસન કરે છે તે માર્ગે વિમાનમાં બેસીને જાય છે. "કર્મવડે પિતૃલોકની પ્રાપ્તિ થાય છે અને જ્ઞાનવડે દેવલોકની પ્રાપ્તિ થાય છે" એમ વેદમાં કહ્યું છે, એજ અર્થ અહીં જણાવેલો છે. હે જાજલિ ! કર્મ કરનાર અને જ્ઞાની એ બન્ને દેવમાન (વિમાન)માં બેસીને પરલોકમાં જાય છે પણ તેમાંથી એક (કર્મ કરનારા)ને પુનઃ આ લોકમાં આવવું પડે છે તથા બીજા (જ્ઞાની)ને આવવું પડતું નથી[૨૯,૩૦]. જ્ઞાનીઓના સંકલ્પ સિદ્ધ થાય છે માટે તેઓના અર્થે ગાડાં પોતાની મેળે જોડાય છે તથા તેઓ યજ્ઞ સામગ્રીને પોતાની મેળે વહન કરે છે, તેમજ તેઓની ગાયો પોતાની મેળે દોહાવાય છે. કેમ કે, તેઓ મનમાં જે ઈચ્છે છે તે તેઓને સિદ્ધ થાય છે[૩૧]. તેઓ યજ્ઞ કરવાના હોય છે ત્યારે પોતાની મેળેજ મનઃકલ્પિત યજ્ઞ સ્તંભનું ગ્રહણ કરીને સંપૂર્ણ દક્ષિણાવાળો યજ્ઞ કરે છે. માટે જે પુરૂષ એવી રીતે યોગાભ્યાસવડે શુદ્ધ ચિત્તવાળો થયેલો હોય છે તે મધુપર્કમાં ગાયની હિંસા કરવાને યોગ્ય થાય છે[૩૨]. હે બ્રહ્મન્ ! માટે જેઓ તેઓના જેવા સિદ્ધિવાળા નથી તેઓ પશુ, બીજ આદિ પશુ કે, ઔષધીઓનો વધ કરીને યજ્ઞ કરવાને યોગ્ય નથી. માટે "ત્યાગજ સર્વથી શ્રેષ્ઠ છે" એમ જાણીને હું તને ત્યાગીનાં લક્ષણ કહું છું તે સાંભળ[૩૩]. જે કોઈનું ભલું-ભુંડું ઈચ્છતો નથી, જે ગૃહાદિનો આરંભ કરતો નથી, જે કોઈની પાસેથી નમસ્કાર કે, સ્તુતિને ઇચ્છતો નથી, જેનો આત્માનંદ ક્ષય પામતો નથી તથા જેનાં કર્મ ક્ષય પામ્યાં છે તેને દેવતાઓ "બ્રાહ્મણ" કહે છે[૩૪]. હે જાજલિ ! જે પુરૂષ કોઈને જ્ઞાનાદિનું શ્રવણ કરાવતો નથી, જે દેવાદિનું પૂજન કરતો નથી, જે બ્રાહ્મણાદિને કાંઈ આપતો નથી તથા જે કામ્ય વૃત્તિની ઇચ્છા રાખ્યા કરે છે તે કયી ગતિને પામશે ? અર્થાત્ તે પિતૃલોકના માર્ગે નહિ જાય તેમ દેવલોકના માર્ગે પણ નહિ જાય. પરંતુ જ્યારે તે ઉપર કહેલાં ત્યાગીનાં લક્ષણ રાખીને યજ્ઞ નારાયણ પરમાત્માનું સેવન કરે છે ત્યારેજ સદ્‌ગતિને પામે છે[૩૫]. જાજલિ કહે છે કેઃ-હે વણિક ! તેં જે આત્મયજ્ઞ કરનાર મુનિઓનું રહસ્ય કહ્યું તે અમે સાંભળ્યું નથી કેમ કે, તે તત્વ પરમ ગહન છે અને તે માટેજ હું તને પૂછું છું. પૂર્વના જે આચાર્યો થઈ ગયા તેઓએ તે યોગધર્મનું અવલોકન કાં તો કર્યું નહિ હોય અથવા કર્યું હશે તો તે ધર્મને અત્યંત રહસ્ય જાણીને અથવા "સર્વ કોઈ તેને આચરી શકશે નહિ" એમ જાણીને તે ધર્મનું લોકોમાં સ્થાપન નહિ કર્યું હોય. વારૂ, તેં જેમ કહ્યું તેમ મંદબુદ્ધિવાળા પુરૂષો આત્મારૂપી યજ્ઞ ભૂમિમાં યજ્ઞ કરી શકે તેમ નથી ત્યારે હે વણિક ! તેઓ કયા કર્મવડે સુખને પામે ? તે તું મને કહે. કેમ કે, હે મહાભાગ ! હું ત્હારા ઉપર અત્યંત શ્રદ્ધા રાખું છું[૩૬,૩૭]. તુલાધાર કહે છે કેઃ-જે પુરૂષો દાંભિક હોય છે તેઓના યજ્ઞ શ્રદ્ધારહિત થાય છે માટે તેઓ જે યજ્ઞ કરે છે તે સર્વ અયજ્ઞ થાય છે; તેઓને અંતર્યજ્ઞ અથવા બહિર્યજ્ઞ કરવો યોગ્યજ નથી, પણ જેઓ શ્રદ્ધાવાળા છે તેઓને તો એકજ યજ્ઞ કરવાવડે આખા યજ્ઞની સિદ્ધિ થાય છે. તેઓ ઘીવડે, દૂધવડે, દહીંવડે

શાસ્ત્રોક્ત વિધિપૂર્વક બાર વાર હુતદ્રવ્ય ગ્રહણ કરીને, શરવો પૂર્ણ ભરીને "सप्त ते अग्ने समिधः" એ મંત્રવડે હોમ કરવાથી અથવા વિશેષે કરીને શ્રૌતયજ્ઞના વિધિ પ્રમાણે હોમ કરવાથી યજ્ઞનું ફળ પામે છે. જેઓથી આવું થઈ ન શકે, તેઓએ ગાયના પૂંછડાવડે પિતૃતર્પણાદિ કરીને, ગાયના શૃંગ ઉપર અભિષેક કરીને, ગાયની ખરીની મૃત્તિકાવડે સ્નાન કરીને અને તેવાજ બીજા વિધિથી ગાયનું સ્પર્શન આદિ કરીને પોતાના પાપનો નાશ કરવો. તેઓને તેટલાવડે પણ યજ્ઞનું ફળ મળે છે[૩૮]. આ પ્રમાણે પશુહિંસારહિત ઘૃતાદિથી સાધ્ય થાય એવા યજ્ઞની વિધિ પ્રમાણે ઘૃતાદિ દ્રવ્ય દેવતાના અર્થે યોજે અને યજ્ઞ કરનારને સ્ત્રી ન હોય તો મનઃકલ્પિત સ્ત્રી (શ્રદ્ધારૂપી) કરીને યજ્ઞ કરે તથા "અત્યંત સેવન કરવા યોગ્ય દૈવત યજ્ઞજ છે" એમ માને, તો તેને યથાવત્ યજ્ઞ-(વિષ્ણુ)ની પ્રાપ્તિ થાય છે[૩૯]. પુરોડાશ સર્વ પશુઓમાં મેધ્ય કહેવાય છે. શ્રુતિમાં કહ્યું છે કે "જે પુરૂષ પુરોડાશવડે યજ્ઞ કરે છે તે સર્વ પ્રકારના પશુમેધથી યજ્ઞ કરે છે એમ જાણવું" (એ રીતે શ્રદ્ધાવાળા અજ્ઞાની પુરૂષોના યજ્ઞનું વર્ણન કરીને વિદ્વાનોના યજ્ઞનું કથન કરે છે કે,) હે જાજલિ! વિદ્વાન પુરૂષને સર્વ નદીઓ સરસ્વતી જેવી પવિત્ર અને તીર્થરૂપ છે તથા સર્વ પર્વતો પુણ્યવાન પ્રદેશ છે[૪૦]. આત્માજ તેને સર્વોત્તમ તીર્થ છે, માટે તુ અમુક પ્રદેશનો અતિથિ થઈશ નહિ. અર્થાત્ "અમુક સ્થળમાં યજ્ઞ કરવાથીજ ફળ થશે અને અમુક પ્રદેશમાં યજ્ઞ કરવાથી ફળ નહિ થાય" એમ માનીશ નહિ. હે જાજલિ! એ પ્રમાણે જે પુરૂષ આવા ધર્મ આચરતાં પ્રત્યેક ધર્મનું કારણ જાણીને પછી તેનું આચરણ કરે છે તે ઉત્તમ લોકને પામે છે[૪૧]. ભીષ્મ કહે છે કેઃ-એ પ્રમાણે નિરંતર સત્પુરૂષોએ જેનું સેવન કર્યું છે તથા જે ઉપપત્તિ (યુક્તિ) વડે યુક્ત છે, એવા આ પ્રકારના ધર્મની તુલાધાર પ્રશંસા કરે છે-તુલાધારે પ્રશંસા કરી[૪૨].

॥ एतानीदृशकान् धर्मान् तुलाधारः प्रशंसति । उपपत्त्याभिसंपन्नान्नित्यं सद्भिर्निषेवितान् ॥४२॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० तुलाधारजाजलिसंवादे नवतितमोऽध्यायः ॥९०॥

## અધ્યાય ૯૧ મો-તુલાધાર અને જાજલિના સંવાદની સમાપ્તિ.

तुलाधार उवाच ॥ सद्भिर्वा यदि वासद्भिः पंथानमिवमाश्रितम् ॥
॥ प्रत्यक्षं क्रियतां साधु ततो ज्ञास्यसि तद्यथा ॥ १ ॥

તુલાધાર કહે છે કેઃ—સત્પુરૂષો અથવા અસત્ પુરૂષો જે માર્ગે ગયા છે તે માર્ગ કયો છે? તે તું સારી રીતે પ્રત્યક્ષ કરી જો; તેથી તને સમજાશે કે, આ માર્ગ સારો છે અને આ માર્ગ સારો નથી. અર્થાત્ તેથી તું જાણી શકીશ કે, અહિંસાધર્મજ શ્રેષ્ઠ છે[૧]. આ ઘણા પક્ષીઓ ચારે બાજૂ ભ્રમણ કરે છે તેમાંના કેટલાક ત્હારા મસ્તક ઉપર ઉત્પન્ન થયેલા પક્ષીઓ (તે જાતિના) છે તથા કેટલાક બાજ અને બીજી જાતિના પક્ષીઓ છે. હે મહાબ્રહ્મન્! તે પક્ષીઓ પોતપોતાનાં તે તે સ્થાનમાં પ્રવેશ કરતી વખતે હાથ-પગ-પગપાંખો આદિ સર્વ દેહનો સંકોચ કરીને પ્રવેશ કરે છે તેને તું જો અને તેઓને બોલાવીને ધર્મનું તત્ત્વ પ્રત્યક્ષ કર[૨,૩]. તેં તે પક્ષીઓની સંભાવના કરી છે માટે તું તેઓનો પિતા છે અને તેથી તેઓ ત્હારી પણ સંભાવના કરશે. હે જાજલિ! નિશ્ચય તું તેઓનો પિતા છે માટે તું પોતાના પુત્રોને બોલાવીને પૂછી જો[૪]. ભીષ્મ કહે છે કેઃ-પછી તે જાજલિએ પક્ષીઓને પોતાની પાસે બોલાવ્યાં તેથી તે પક્ષીઓ તેની પાસે આવ્યાં અને અહિંસારૂપ ધર્મના વિશ્વાસથી નિઃશંકપણે

ઉત્તર આપવા લાગ્યા કે:-હે બ્રહ્મન્! અહિંસા આદિ કરેલું કર્મ આ લોકમાં અને પરલોકમાં પ્રત્યક્ષ ફળ આપે છે. પણ જો તે અહિંસાનો નાશ થયો-અર્થાત્ હિંસા ઉત્પન્ન થઈ તો તે શ્રદ્ધાનો નાશ કરે છે અને તે અશ્રદ્ધા વિશ્વાસઘાતીનો નાશ કરે છે. અર્થાત્ તેં અમારી હિંસા ન કરી તો અમને ત્હારો વિશ્વાસ-શ્રદ્ધા ઉત્પન્ન થઈ અને અમે ત્હારી પાસે આવ્યા; એ અહિંસાનું પ્રત્યક્ષ ફળ છે. પણ હિંસારૂપ કર્મ શ્રદ્ધા-વિશ્વાસનો નાશ કરે છે. તું પક્ષીઓની હિંસા કરતો હોય તો અમે ત્હારી પાસે આવત નહિ[૫,૬]. જે પુરૂષો લાભાલાભમાં સમાન બુદ્ધિવાળા છે, જેઓને શ્રદ્ધા છે, જેઓ ઇન્દ્રિયોનું દમન કરનારા છે, જેઓની વૃત્તિ શાંત છે તથા જેઓ "યજ્ઞ કરવો છે" એવી ઈચ્છાથી યજ્ઞ કરે છે પણ "કર્તા હું છું" તથા "યજ્ઞનું ફળ મને પ્રાપ્ત થાઓ" એવા વિચારથી યજ્ઞ કરતા નથી તેઓએ યજ્ઞ ન કરવો એમ કાંઈ નથી, પરંતુ તેઓએ તો યજ્ઞ કરવોજ[૭]. હે દ્વિજ! પ્રકાશરૂપ ચિદાત્મા-સંબંધી શ્રદ્ધા સૂર્યની પુત્રી છે એટલે સૂર્યની પેઠે પ્રકાશ ધર્મવાળા સત્વની પુત્રી હોય તેવી છે. તે શ્રદ્ધા પુરૂષનું રક્ષણ કરનારી છે તથા તેને વિશુદ્ધ જન્મ આપનારી છે. વાણી અને મન તેનાથી બહાર છે. અર્થાત્ શ્રદ્ધા નિશ્ચયાત્મક છે અને મન સંકલ્પાત્મક છે માટે શ્રદ્ધા અંતરંગ છે અને મન બહિરંગ છે. તાત્પર્ય કે, જપ, ધ્યાન અને ધર્મથી પણ શ્રદ્ધા શ્રેષ્ઠ છે[૮]. હે ભારત! મંત્રાદિના ઉચ્ચારમાં સ્વર કે, વર્ણાદિના વિપર્યાસથી જે કર્મ નષ્ટ થયું હોય તેનું શ્રદ્ધા રક્ષણ કરે છે તથા વ્યગ્ર મનવડે કરેલું ધ્યાનાદિ નષ્ટ થયું હોય તેને પણ શ્રદ્ધા પરિપૂર્ણ કરે છે. પણ શ્રદ્ધાવડે છિન્ન થયેલા વાણી અને મનને યજ્ઞાદિ કર્મ પરિપૂર્ણ કરવાને સમર્થ નથી; અર્થાત્ શ્રદ્ધાસહિત ભણેલા મંત્ર, કરેલું કર્મ કે, ધરેલું ધ્યાન વ્યંગ છતાં પણ પરિપૂર્ણ થાય છે પણ શ્રદ્ધારહિત કરેલું કાંઇ પણ પરિપૂર્ણ થતું નથી[૯]. આ જગ્યોએ શ્રદ્ધાની અધિકતા વિષે પ્રાચીન વિદ્વાનો, પૂર્વે બ્રહ્માએ કહેલી ગાથાનું વર્ણન કરે છે, તેમાં પવિત્ર પણ શ્રદ્ધા વિનાના અને અપવિત્ર પણ શ્રદ્ધાવાળા પુરૂષની વાત છે[૧૦]. એક વખતે દેવતાઓ યજ્ઞકર્મમાં શ્રોત્રિય પરંતુ કૃપણ અને અનાજ વેચનારો (કણીઓ) પરંતુ ઉદાર, એ બેના ચિત્તને સમાન માનતા હતા[૧૧]. એ બન્નેના ચિત્તને સમાન વિચારીને દેવતાઓએ તેમના અન્નની સમાન કલ્પના કરી તેથી પ્રજાપતિયે તેઓને કહ્યું કે,-આ કલ્પના તમે વિષમ કરી છે[૧૨]. કેમ કે, જે ઉદાર છે તેનું અન્ન શ્રદ્ધાવડે પવિત્ર છે અને જે કૃપણ છે તેનું અન્ન અશ્રદ્ધાવડે હણાયલું છે. દાણા વેચનાર છતાં પણ તે ઉદાર છે માટે તેનું અન્ન ભોજન કરવા યોગ્ય છે, પણ શ્રોત્રિય છતાં કૃપણ છે માટે તેનું અન્ન ભોજન કરવા જેવું નથી[૧૩]. જે પુરૂષ અશ્રદ્ધાવાળો છે તે એકલોજ દેવતાઓને બલિદાન આપવાને યોગ્ય નથી તથા "તેનું અન્ન ખાવું નહિ" એમ ધર્મને જાણનારા કહે છે[૧૪]. અશ્રદ્ધા પરમ પાપ છે અને શ્રદ્ધા તે પાપથી મૂકાવનારી છે. જેમ સર્પ જીર્ણ થયેલી (જૂની) ત્વચા (કાંચળી)નો ત્યાગ કરે છે, તેમ શ્રદ્ધાવાળા પુરૂષનું પાપ નાશ પામે છે[૧૫]. પવિત્ર પુરૂષો શ્રદ્ધાસહિત જે નિવૃત્તિને પામે છે તે સર્વથી મોટી છે. જે પુરૂષનાં આચરણમાં રાગાદિ દોષ હોય નહિ એવો શ્રદ્ધાવાન પુરૂષ સર્વદા પવિત્રજ છે[૧૬]. શ્રદ્ધાવાળા પુરૂષને તપવડે શું કાર્ય છે, આચરણનું શું કામ છે અને આત્માનું પણ શું કામ છે? એવો પુરૂષ તો શ્રદ્ધામયજ હોય છે, તેમાંથી જેવા પ્રકારની તે શ્રદ્ધા રાખતો હોય છે તેવા પ્રકારનો તે થાય છે. જો સાત્વિકી, રાજસી કે, તામસી શ્રદ્ધાવાળો હોય છે તો તે પુરૂષ સાત્વિક, રાજસ કે, તામસવૃત્તિવાળો થાય છે[૧૭]. હે મુનિ! એ પ્રમાણે ધર્મનાં તત્વને જાણનારા મુનિયોએ ધર્મનું વ્યાખ્યાન કરેલું છે અને અમે પણ તે ધર્મની જિજ્ઞાસા કરતા હતા તેથી તેવા ધર્મજ્ઞ મુનિઓના કહેલા ધર્મશાસ્ત્રથી તેને અમે પામ્યા

છીએ[18]. હે મોટી બુદ્ધિવાળા ! તું શ્રદ્ધા રાખ. તેથી પર વસ્તુ તને પ્રાપ્ત થશે. હે જાજલિ ! જે પુરૂષ વેદના વચન ઉપર શ્રદ્ધા રાખનારો છે તથા જે તેમાં કહેલા અર્થને કરવાના નિશ્ચયરૂપ શ્રદ્ધા રાખનારો છે, તે પુરૂષને ધર્માત્મા જાણવો તથા તે પુરૂષ પોતાના શ્રદ્ધાયુક્ત માર્ગમાં રહ્યો હોય તો તેનેજ સર્વથી શ્રેષ્ઠ જાણવો[19]. ભીષ્મ કહે છે કેઃ–એવો સંવાદ થયા પછી થોડા વખતમાં તુલાધાર અને જાજલિ, એ બન્ને હાર્દાકાશાખ્ય બ્રહ્મને પામીને યોગૈશ્વર્યવડે ક્રીડા કરવા લાગ્યા તથા પોતાના કરેલાં કર્મવડે પ્રાપ્ત કરેલા પોતપોતાના નિવાસ સ્થાનમાં ગયા. (અથવા–એવો સંવાદ થયા પછી થોડા વખતમાં તે બન્ને પરલોકમાં ગયા તથા પોતપોતાના કર્મથી પ્રાપ્ત કરેલા સ્થાનમાં જઇને રહ્યા.) એ પ્રમાણે તુલાધારે જાજલિ મુનિને ઘણા પ્રકારે ધર્મનું કથન કર્યું તથા જાજલિએ પણ તેણે કહેલો સનાતન ધર્મ સારી રીતે જાણ્યો–પ્રાપ્ત કર્યો. હે કૌંતેય ! જેનું બળ પ્રખ્યાત છે એવા તુલાધારનાં વચન સાંભળીને તે બ્રાહ્મણ જાજલિ શાંતિજ પામી ગયો. એ રીતે તુલાધારે યથાયોગ્ય દૃષ્ટાંત આપીને બહુ માન્ય અર્થવાળું ભાષણ કર્યું હતું. હવે તું બીજું શું સાંભળવાને ઇચ્છે છે ? [૨૦-૨૩].

॥ एवं बहुमतार्थं च तुलाधारेण भाषितम् । यथौपम्योपदेशेन किं भूयः श्रोतुमिच्छसि ॥ २३ ॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० तुलाधारजाजलिसंवादे एकनवतितमोऽध्यायः ॥ ९१ ॥

## અધ્યાય ૯૨ મો–વિચખ્યુગીતા–હિંસાયજ્ઞનિષેધ.

भीष्म उवाच ॥ अत्राप्युदाहरन्तीममितिहासं पुरातनम् ॥
॥ प्रजानामनुकंपार्थं गीतं राज्ञा विचख्नुना ॥

ભીષ્મ કહે છે કેઃ–વિચખ્યુ રાજાએ પ્રજાઓના ઉપર દયા કરવાના અર્થે અહિંસાની સ્તુતિ અને હિંસાની નિંદા વિષે જે કહ્યું હતું તે સંબંધી પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે[1]. એક વખત વિચખ્યુ રાજાએ યજ્ઞ કરવાની જગ્યાએ જ્યાં ગાય બાંધી હતી ત્યાં એક આખલાના દેહને કાપી નાખેલો જોયો તથા ગાયો અત્યંત બરાડા પાડતી હતી તે પણ જોયું. વળી તે કર્મ કરનારા નિર્દય બ્રાહ્મણોને પણ જોયા[2]. આ સઘળું જોઇને તે એક નિશ્ચયયુક્ત વચન બોલ્યો કે,–આ લોકમાં ગાયોને કલ્યાણ હો; અર્થાત્ કોઇએ ગાય કે, બળદનો યજ્ઞના અર્થે વધ કરવો નહિ. એ રીતે જે વખતે બળદની હિંસા પ્રવૃત થઇ હતી તે વખતે તેણે એવું આશીર્વચન કહ્યું[3]. તે બોલ્યો કે,–હિંસાયુકત યજ્ઞ ક્ષત્રિયોનો છે અને તે વિના બીજા યજ્ઞ બ્રાહ્મણે કરવાના છે એવી શાસ્ત્રની વ્યવસ્થા છે. તે વ્યવસ્થાની મર્યાદાને તોડીને અત્યંત મૂઢ, "બ્રહ્મ છે નહિ" એમ બોલનારા અને "આત્મા દેહ છે કે, બીજો કોઈ ? બીજો કોઇ હોય તો તે કર્તા છે કે, અકર્તા ? અકર્તા હોય તો એક છે કે, અનેક ? એક છે તો સંગવાળો છે કે, અસંગ ?" એવા સંશયવાળા તથા યજ્ઞાદિદ્વારાજ ખ્યાતિને ઇચ્છનારા પુરૂષોએ યજ્ઞાદિ કર્મમાં પશુ આદિની હિંસા કરવી એમ વ્યાખ્યાન કરેલું છે[4]. બર્હિવેદીના વિષે અને જ્યોતિષ્ટોમાદિ સર્વે કર્મમાં પુરૂષો પોતાની કામના ભરેલી ઇચ્છાઓથીજ પશુની હિંસા કરે છે, પણ કાંઈ શાસ્ત્રમાં તેમ કરવાનું કહેલું નથી કેમ કે, ધર્માત્મા મનુ કે, જે સર્વ વેદના અર્થ તથા તત્ત્વને જાણનારો હતો તેણે અહિંસાનેજ શ્રેષ્ઠ કહેલી છે[5]. માટે જ્ઞાની પુરૂષે શ્રુતિ–સ્મૃતિમાં પ્રમાણનું બળાબળ જાણીને ધર્મ કરવો કેમ કે, ધર્મની ગતિ બહુ સૂક્ષ્મ છે. પરંતુ સર્વ પ્રાણીઓમાંથી કોઇની પણ હિંસા

નજ કરવી એ સર્વ ધર્મથી શ્રેષ્ઠ ધર્મ છે[૬]. કોઇ કહેશે કે, ગૃહસ્થથી પંચસૂના* (પાંચ વધસ્થાનનું પાપ) તજવું બની શકે તેમ નથી તેનું કેમ કરવું? તો—ગામના સમીપમાં વાસ કરીને તથા પ્રશસ્ત (વખાણવા લાયક) આચરણ કરીને ભિક્ષાના અર્થે ગામમાં પેસવું; અર્થાત્ સંન્યાસી થવું. વળી તેણે ફળ શ્રુતિઓનો ત્યાગ કરવો તથા આચારને અનાચાર કરવો—ગૃહસ્થના આચારને તજી દેવો. જેઓ ક્ષુદ્ર બુદ્ધિના મનુષ્યો હોય છે તેઓજ ફળની ઇચ્છા રાખીને કર્મ કરે છે[૭]. જો મનુષ્ય યજ્ઞ, વૃક્ષ અને યૂપ ઇત્યાદિને ઉદ્દેશીને તે બહાને મિથ્યામાંસ ભક્ષણ કરે છે તો તે ધર્મ કોઇ પણ પ્રકારે પ્રશંસા કરવા યોગ્ય નથી[૮]. યજ્ઞમાં સુરા, મત્સ્ય, મદ્ય, માંસ, આસવ, તલમિશ્ર ભાત (તલ—ચોખાની ખીચડી), એ સર્વ ધૂર્ત લોકોએ પ્રવર્તાવેલું છે; વેદમાં એવી કલ્પના કરીજ નથી[૯]. માનવડે, મોહવડે અને લોભવડે ભોગ ભોગવવાની લોલુપતાથી ઠગ લોકોએ એવું કલ્પી કાઢેલું છે કેમ કે, જે સાચા બ્રાહ્મણો હોય છે તેઓ તો સર્વ યજ્ઞમાં વિષ્ણુનેજ જાણે છે[૧૦]. વિષ્ણુનું પૂજન કરવાને મદ્યાદિની જરૂર નથી, પરંતુ દૂધપાક, પુષ્પ અને સુગંધ આદિથી પૂજન કરવાનું કહેલું છે તથા તેના અર્થે યજ્ઞના કામમાં આવે એવાં પવિત્ર વૃક્ષ પણ કહેલાં છે[૧૧]. વિષ્ણુના પૂજનના અર્થે બીજું પણ જે કરવું હોય તે સર્વ પરમ ઉદારતાથી તથા શુદ્ધ ભાવથી અત્યંત ચોખ્ખાઈ પાળીને અને સારી રીતે શોધન કરીને—શુદ્ધ કરીને કરવું અને જે તે પ્રમાણે શુદ્ધ કરેલું હોય છે તેનોજ સર્વદા વિષ્ણુ અંગીકાર કરે છે[૧૨]. યુધિષ્ઠિર કહે છે કેઃ—આપત્તિ શરીરનું શોષણ કરે છે અને શરીર આપત્તિનો નાશ ઇચ્છે છે, એમ છતાં અત્યંત હિંસારહિત થનાર પુરૂષની આપદાઓ કેમ નાશ પામે તથા તેનાથી કર્મનો આરંભ પણ કેમ થાય? અને કર્મનો આરંભ થાય નહિ ત્યારે દેહનો નિર્વાહ પણ કેવી રીતે થાય?[૧૩]. ભીષ્મ કહે છે કેઃ—જેમ વર્તવાથી શરીર ગ્લાનિ પામે નહિ તથા મૃત્યુના વશમાં આવી પડે નહિ તેવી રીતે કર્મના વિષે ધર્મનું આચરણ કરવું, પણ ધર્મના અર્થે શરીરનો નાશ કરવો નહિ. જે સમર્થ હોય તેણે ધર્મ આચરવો[૧૪].

यथा शरीरं न ग्लायेन्नेयान्मृत्युवशं यथा । तथा कर्मसु वर्तेत समर्थो धर्ममाचरेत् ॥ १४ ॥

इति श्रीमहा० शांति० मोक्ष० पू० गु० भा० विचख्नुगीतायां द्विनवतितमोऽध्यायः॥९२॥

---

## અધ્યાય ૯૩ મો—કાંઈ પણ કાર્ય ઘણું વિચારીને કરવું—તે વિષે ચિરકારીનું આખ્યાન.

**युधिष्ठिर उवाच** ॥ कथं कार्यं परीक्षेत शीघ्रं वाथचिरेण वा ॥
॥ सर्वथा कार्यदुर्गेऽस्मिन् भगवान् परमो गुरुः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—એ રીતે જ્યારે અહિંસા ધર્મ અવશ્ય આચરવા યોગ્ય છે, ત્યારે ગુરૂ આદિના વચનથી સર્વ પ્રકારે કાર્યની મુશ્કેલી આવી પડે—હિંસાદિ કર્મ કરવું પડે ત્યારે

---

* ગૃહસ્થ મનુષ્યને પોતાના ઘેર સદાય પાંચ હિંસાસ્થાન છે તે એવાં કે "कण्डणी पेषणी चुल्ली उदकुंभोऽथ मार्जनी । पंचसूना गृहस्थस्य ताभिः स्वर्गं न विंदति ॥ ભાવાર્થઃ—દાળ વગેરે છડવાનો ખાડણીઓ, અનાજ દળવાની ઘંટી, રસોઈ કરવાનો ચૂલો, પાણીઆરૂં અને સાવરણી આ પાંચ ગૃહસ્થને ત્યાં હિંસાસ્થાન છે કેમ કે, તે તે સ્થળમાં સૂક્ષ્મ જીવોની પણ હિંસા થવાનો સંભવ છે અને તેથીજ ગૃહસ્થ સ્વર્ગને પામી શકતો નથી" એ પંચસૂનાની નિવૃત્ત્યર્થે શાસ્ત્રમાં દરરોજ પંચમહાયજ્ઞ કરવાને કહેલું છે. સંશોધક.

ત્યાં ઉતાવળે અથવા ઘણીવારે પણ કાર્યની પરીક્ષા શી રીતે કરવી ? અર્થાત્ જ્યાં હિંસા-કાર્ય વિના ચાલેજ નહિ એવા સંકટમાં તે કાર્ય ધીમે ધીમે અથવા તત્કાળ પણ શી રીતે સાધવું ? તમે કહેશો કે, ગુરૂજનની તેવી આજ્ઞા ન માનવી તો ગુરૂ એજ શ્રેષ્ઠ ભગવાન છે માટે ગુરૂજનની આજ્ઞા માનવીજ પડે. એવા વખતે કેમ કરવું ? તે કહો[1]. ભીષ્મ કહે છે કેઃ–આ જગ્યોએ પણ પૂર્વે આંગિરસ કુળમાં ઉત્પન્ન થયેલા ચિરકારીના વૃત્તાંતના ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[2]. હે ચિરકારક ( ઘણીવારે કાર્ય કરનાર ) ત્હારૂં કલ્યાણ થાઓ. હે ચિરકારી ! ત્હારૂં પણ કલ્યાણ થાઓ. જે બુદ્ધિમાન પુરૂષ વિચાર કરીને ઘણીવારે કર્મ કરનાર હોય છે તે પોતાના કામમાં અપરાધ કરતો નથી–ભુલ ખાતો નથી[3]. ગૌતમનો "ચિરકારી" નામે એક મોટી બુદ્ધિવાળો પુત્ર હતો. તે કાંઈ કામ કરવું હોય તો, સઘળે ફરીને અને બહુ વિચાર કરીને કામ કરતો હતો[4]. તે કોઇ પણ અર્થનો વિચાર ઘણીવારે કરી રહેતો હતો, તે ઘણીવારે જાગતો હતો, ઘણીવારે સૂતો હતો તથા કાંઈ કામ કરવું હોય તો તેમાં પણ ઘણીવારે કામમાં પ્રવૃત્ત થવાના સ્વભાવવાળો હતો તેથી સર્વ લોકો તેને "ચિરકારી એટલે ઘણીવારે કરનાર" એ નામથી ઓળખતા હતા[5]. એનું ચિરકારીપણું જોઇને કેટલાક હલકી બુદ્ધિવાળા તથા ટુંકી દૃષ્ટિવાળા મનુષ્યો તેને આળસુ થઈ ગયેલો તથા બુદ્ધિ-વિનાનો કહેતા હતા[6]. હવે એક વખત એમ થયું કે, ચિરકારીના પિતા ગૌતમે કોઇ વખત પોતાની સ્ત્રી અહલ્યાનો વ્યભિચાર જોયો તેથી ક્રોધ કરીને બીજા પુત્રોને આજ્ઞા નહિ કરતાં ચિરકારીનેજ આજ્ઞા કરી કે,–આ ત્હારી માતાને તું મારી નાખ[7]. એ પ્રમાણે આજ્ઞા કરીને જપ કરનારાઓમાં શ્રેષ્ઠ મહાભાગ ગૌતમ કાંઇ વિચાર કર્યા વિનાજ વનમાં ચાલ્યા ગયા[8]. હવે પુત્ર તો સ્વભાવથીજ ચિરકારી હતો તેથી તેણે ઘણીવારે " વારૂ, તેમ કરીશ" એમ કહ્યું. અને પછી પોતાના સ્વભાવ પ્રમાણે પ્રથમ ઘણીવાર સુધી વિચાર કરવા લાગ્યો કે, મ્હારે મ્હારા પિતાની આજ્ઞા શી રીતે પાળવી ? અને માતાને શી રીતે ન હણવી ? હું આ ધર્મસં-કટમાં અસત્ પુરૂષોની પેઠે શી રાતે ડૂબી શકું નહિ?[9,10]. પિતાની આજ્ઞા એ પરમ ધર્મ છે અને માતાનું રક્ષણ કરવું એ પણ મ્હારો ધર્મ છે તથા પુત્રપણું સ્વતંત્ર નથી, માટે તે મને શી રીતે પીડા કરે નહિ[11]. પોતાની મા અને વળી સ્ત્રી, તેનો વધ કરીને કદાપિ પણ કોણ સુખી થાય ? તેમ પિતાની આજ્ઞાનું અપમાન કરીને પણ પ્રતિષ્ઠા કોને મળે?[12]. પિતાની અવજ્ઞા ન કરવી એ યોગ્ય છે તથા માતાનું રક્ષણ કરવું પણ યોગ્ય છે. તે બન્ને યોગ્ય છે પરંતુ અહિં તો બન્ને પરસ્પર વિરૂદ્ધ થઈ પડ્યાં છે. હવે હું તે બન્ને ધર્મનું ઉલ્લં-ઘન શી રીતે ન કરી શકું?[13]. વેદમાં કહે છે કે, પોતાના ગોત્રનું શીલ અને આચરણનું ધારણ કરી રાખવા માટે તથા કુળનું ધારણ કરી રાખવા માટે પિતા પોતાના આત્માને સ્ત્રીના વિષે ધારણ કરીને તેનાથી જન્મ પામે છે[14]. માટે મને મ્હારા પિતાએ તથા મ્હારી માતાએ પુત્રરૂપે ઉત્પન્ન કર્યો છે તેનું જ્ઞાન મને કેમ ન હોય ? એ બન્ને મ્હારી ઉત્પત્તિનાં હેતુ છે એમ હું જાણું છું[15]. પિતા જાતકર્મ સંસ્કાર કરતી વખતે તથા ઉપનયન કરતી વખતે "अश्मा भव, परशुर्भव" એટલે "પથ્થર સરખો તું અચ્છેદ્ય થા અને ફરસીની પેઠે મ્હારા શત્રુઓનો છેદનારો થા" એમ કહે છે તેજ માત્ર પિતાના ગૌરવ (મહત્તા) નો નિશ્ચય દૃઢ થવાને પરિપૂર્ણ છે (બસ છે)[16]. પિતા સર્વથી શ્રેષ્ઠ ગુરૂ છે તથા પરમ ધર્મસ્વરૂપ છે, તે પોષણ કરે છે તથા અધ્યયન કરાવે છે. પિતા જે કહે છે તેજ ધર્મ વેદમાં નિશ્ચિત કરેલો છે[17]. પુત્ર માત્ર પિતાને પ્રીતિ ઉત્પન્ન કરનારો છે, પરંતુ પિતા તો પુત્રનું સર્વ કાંઈ છે કેમ કે, પિતા એકલોજ પુત્રને શરીર આદિ સર્વ આપવા જેવા પદાર્થને આપે છે[18]. માટે પિતાનું

વચન માન્ય કરવું યોગ્ય છે અને તે ઉપર કોઇ વખત વિચાર કરવા રહેવું નહિ કેમ કે, જે પિતાની આજ્ઞા પાળે છે તેનાં પાપ નાશ થાય છે અને તે પવિત્ર થાય છે[૧૯]. પુત્રને ઇચ્છિત વસ્ત્ર આપવામાં, ઈચ્છિત ભોજન આપવામાં, વેદાધ્યયન કરાવવામાં, સર્વ લોકમાં ચાલતા વ્યવહારનું શિક્ષણ આપવામાં, ગર્ભાધાનાદિ સર્વ સંસ્કાર કરવામાં તથા ચૌળ અને ઉપવીત સંસ્કાર આપવામાં પિતા ધર્મસમાન છે, પિતા સ્વર્ગસમાન છે તથા પિતા એજ પરમ તપ છે. જો એક પિતાજ પ્રસન્ન થાય તો તેને સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે[૨૦,૨૧]. પિતા આનંદ પામીને પુત્રને જે આશીર્વાદ આપે છે તે સર્વ સફળ થાય છે. પિતા જે કર્મ પસંદ કરે છે તે કર્મ પુત્ર કરે એટલે તેનાં સર્વ પાપનું પ્રાયશ્ચિત્ત થઈ ચૂકે છે[૨૨]. પુષ્પ દીંટામાંથી ખરે છે અને ફળ વૃક્ષ ઉપરથી પડે છે. પરંતુ પિતા ક્લેશ પામતા છતાં પણ સ્નેહથી પુત્રનો ત્યાગ કરી શકતો નથી[૨૩]. એ તો મેં પુત્ર પ્રત્યે પિતાનું ગૌરવ કેટલું છે ! તેનો વિચાર કર્યો. પિતા કાંઇ નાનુંસૂનું સ્થાન નથી. હવે માતા વિષે મ્હારે વિચાર કરવાનો છે[૨૪]. મ્હારા દેહમાં મનુષ્યપણું આપનાર જે આ પાંચ ભૂતનો સમુદાય છે તેનો હેતુ મ્હારી માતા છે. જેમ અગ્નિનો હેતુ અરણી છે, તેમ પુત્રનો હેતુ માતા છે[૨૫]. પુરૂષોને માતાનો દેહ અરણીના સ્થાને છે કેમ કે, તેજ ઉત્પત્તિ કરનારી છે. સર્વ દુઃખને પામેલા પુરૂષોનું નિવૃત્તિ સ્થાન તેની માતા છે. માતા હોય તો પુત્ર સનાથ કહેવાય છે પણ માતા મરણ પામી હોય તો છોકરાં અનાથ કહેવાય છે[૨૬]. પુરૂષ ભલે લક્ષ્મીરહિત થયેલો હોય તથાપિ જે પોતાના ઘેર જઇને "ઓ મા" એમ માતાને બોલાવીને બેસે છે–જેની માતા જીવતી હોય છે, તે શોક કરતો નથી કે, તેને વૃદ્ધપણું ખેંચતું નથી–જલદી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી[૨૭]. જે પુરૂષને પુત્ર હોય અને તેના પણ પુત્ર હોય તથાપિ જે પુરૂષે પોતાની માતાનો આશ્રય કર્યો હોય–તેની માતા જીવતી હોય તો, તે પુરૂષને ભલે સો વર્ષ પૂરાં થયાં હોય તથાપિ તે બે વર્ષના બાળકની પેઠે, માતાના આગળ વર્તી શકે છે[૨૮]. પોતાનો પુત્ર સમર્થ હો કે, અસમર્થ હો, તે સૂકાઇ ગયેલો હો કે, પુષ્ટ હો તથાપિ માતા તેનું રક્ષણ કરે છે. બીજું કોઈ વિધિપૂર્વક પોષણ કરતું નથી[૨૯]. જ્યારે પુત્રનો પોતાની માતાથી વિયોગ થાય છે ત્યારેજ તે વૃદ્ધ થાય છે, ત્યારેજ તે દુઃખિત થાય છે અને ત્યારેજ તેને જગત શૂન્ય થાય છે[૩૦]. માતાના સરખી બીજી છાયા નથી, માતાના સરખી બીજી ગતિ (શરણ) નથી, માતાના સરખું બીજું રક્ષણ નથી અને માતાના સરખું બીજું વહાલું નથી[૩૧]. માતા પુત્રને કૂખમાં ધારણ કરી રાખે છે તેથી તે "ધાત્રી" કહેવાય છે, જન્મ આપે છે માટે "જનની" કહેવાય છે, બાળકના અંગની વૃદ્ધિ કરે છે માટે "અંબા" કહેવાય છે તથા વીર પુત્રને જન્મ આપે છે તેથી "વીરસૂ" કહેવાય છે[૩૨]. માતા બાળકની સેવા કરે છે માટે "શુશ્રૂ એટલે સેવા કરનારી" કહેવાય છે. જે પુરૂષનું મસ્તક મેદ અને મજ્જા આદિનો નાશ થવાથી સૂકા તુંબડા જેવું રસ્તામાં રખડતું ન હોય તેવો ચેતનાવાળો કોઈ પણ પુરૂષ માતાના એવા અવ્યવહિત દેહને હણે નહિ[૩૩]. જે વખતે માતા અને પિતાના પ્રાણ (ઉપસ્થેન્દ્રિય)નો યોગ થાય છે તે વખતે માતા અને પિતા જે અભિલાષ કરે છે તે અભિલાષની યથાર્થતા માતાના વિષેજ રહે છે[૩૪]. માતા પુત્રનું જે ગોત્ર જાણતી હોય તેજ ખરૂં ગોત્ર છે તથા માતા પોતાના પુત્રને જે કહે તેજ તે છે. માતા ગર્ભનું ધારણ કરવાના સંબંધથી પુત્ર ઉપર પ્રીતિ અને સ્નેહ કરે છે; માટે પુત્રે તેના પ્રત્યુપકારના બદલામાં માતા ઉપર પ્રીતિ અને સ્નેહ કરવો, પણ વસ્તુતઃ પ્રજા તો પિતાનીજ ગણાય, માટે પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ[૩૫]. પુરૂષ જ્યારે સ્ત્રીનું પાણિગ્રહણ કરે છે ત્યારે પ્રતિજ્ઞા કરે છે કે, હું ધર્મ, અર્થ અને કામ, એ ત્રણના વિષે સ્ત્રીનું ઉલ્લંઘન કરીશ

નહિ; એમ પ્રતિજ્ઞા કર્યા પછી જો પુરૂષો પરસ્ત્રી પ્રત્યે જાય છે તો તે પ્રાર્થના કરવા યોગ્ય નથી. અર્થાત્ પૂજન કરવા યોગ્ય નથી. તાત્પર્ય કે, જે પિતા એવો હોય તે પિતાની આજ્ઞા માનવી નહિ. પણ મ્હારો પિતા તો તેવો નથી માટે મ્હારે તેની આજ્ઞા માનવીજ જોઇએ[36]. (ત્યારે પિતાની આજ્ઞાથી માતાને હણવી કે કેમ ?) પણ પુરૂષ સ્ત્રીનું ભરણ-પોષણ કરે છે તેથી "ભર્તા" કહેવાય છે અને પાલન કરે છે તેથી "પતિ" કહેવાય છે; પણ જ્યારે તે પુરૂષ ભરણ-પોષણરૂપ તથા રક્ષણ કરવારૂપ પોતાના ધર્મનો ત્યાગ કરીને પોતાની ભાર્યા કે, પત્નીના પ્રાણ હરવાની ઇચ્છા કરે ત્યારે તેને ભર્તાપણાના કે, પતિપણાના ગુણથી રહિત માનીને ભર્તા કે, પતિ જાણવો નહિ. અર્થાત્ એવા ગુણહીન અને ઉન્મત્તના સરખી આજ્ઞા કરનારા મ્હારા પિતાની આજ્ઞા મ્હારે માનવી નહિ[37]. (કોઇ કહેશે કે "વ્યભિચારિણી સ્ત્રીને તો હણવીજ જોઇએ કેમકે, તેમ ન કરે તો કુળમાં વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય.") તો એવી રીતે વ્યભિચાર કરવામાં સ્ત્રીનો અપરાધ નથી પણ પુરૂષનોજ અપરાધ છે. કેમ કે, જો કોઈ પુરૂષ સ્ત્રીની પ્રાર્થના કરનારજ ન હોય તો વ્યભિચાર દોષ ઉપજેજ નહિ. માટે પરસ્ત્રી સમાગમરૂપ મોટા દોષને આચરનારો પુરૂષજ અપરાધી થાય છે[38]. (કોઈ કહેશે કે "સ્ત્રીએ પણ બીજા પુરૂષની પ્રાર્થના કબૂલ રાખી માટે તે પણ અપરાધી થાય છે.") જો એમ હોય તોપણ મ્હારી માતાનો તેમાં અપરાધ નથી. કેમ કે, સ્ત્રીઓને સ્વામી પરમ દૈવત કહેલું છે. મ્હારી માતા પોતાના સ્વામીના જેવો વેષ કરીને આવેલા ઇન્દ્રને જોઇને-ઇન્દ્રને ન ઓળખતાં તેને પોતાનો સ્વામી જાણીને તેણે પોતાનું શ્રેષ્ઠ શરીર તેને અર્પણ કર્યું માટે મ્હારી માતાનો તેમાં અપરાધ નથી. તથા તેથી ગર્ભની ઉત્પત્તિ થઇને કુળમાં વર્ણ-સંકર થવાનો નથી માટે તે વધ પામવાને પણ યોગ્ય નથી[39]. સ્ત્રીઓ સર્વ કામમાં પુરૂ-ષને આધીન હોય છે, તેમનું અંગબળ અલ્પ હોય છે તથા પુરૂષો તેમના ઉપર બળા-ત્કાર કરીને પણ વ્યભિચાર કરી શકે છે. એવી રીતે સર્વ કાર્યમાં પરાધીન હોવાથી સ્ત્રી-ઓનો અપરાધ નથી પણ પુરૂષોજ અપરાધી થાય છે[40]. વળી જે મૈથુનજન્ય તૃપ્તિના અર્થે ઇન્દ્રપ્રત્યે વચન* કહેલું છે, તે વચન સંભારી આપનાર ઇન્દ્રનેજ વ્યભિચારનો અધર્મ થાય છે, મ્હારી માતાને થતો નથી, માટે મ્હારી માતા વધને યોગ્ય નથી[41]. એ પ્રમાણે એક તો સ્ત્રી, તેમાં વળી માતા અને તેમાં વળી પતિવ્રતાના ધર્મને આચરનારી તેથી અત્યંત ગૌરવવાળી એવી માતાને વિવેક વિનાના પશુઓ પણ અવધ્ય (વધ નહિ કરવા યોગ્ય) જાણે તોપછી, હું તો વિવેકી બ્રાહ્મણ છું તે જાણું એમાં શું આશ્ચર્ય ![42]. સર્વ દેવતાઓ એક સ્થાનમાં મળે તે સર્વની તુલ્ય પિતા છે એમ પંડિતો કહે છે અને પુત્ર માતાને મનુષ્યલોક તથા દેવલોક એ બન્નેના સમુદાય તુલ્ય માનીને સ્નેહથી માતાની પાસે જાય છે; અર્થાત્ પિતાને સંતોષ પમાડવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે અને માતાને સંતોષ પમાડવાથી આ લોક તથા પરલોક બન્ને સુખાવહ થાય છે[43]. એ પ્રમાણે વિચાર કરતાં તેના ઠંડા સ્વભાવ (ઉતા-વળે કામ ન કરવાના સ્વભાવ) થી ઘણો વખત વીતી ગયો અને તેના પિતા વનમાંથી પાછા ઘેર પણ આવ્યા[44]. ચિરકારીને આજ્ઞા કરીને ગયા પછી મહા બુદ્ધિમાન ગૌતમ, તપ કરવાને

* એ વિષે એવી આખ્યાયિકા છે કે, ત્વષ્ટાના પુત્ર ત્રિશિરાને ઇન્દ્રે હણ્યો તેનો તૃતીયાંશ સ્ત્રી-ઓમાં આર્તવરૂપે ધારણ કરેલો હતો. તે વખતે સ્ત્રીઓએ વરદાન માગ્યું હતું કે, અમે જ્યાં સુધી સંતાન જણી શકીએ ત્યાં સુધી અમને પુરુષનો સંગ હો. એ સ્ત્રીઓએ કહેલા વચનને ઇન્દ્રે સંભારી આપ્યું હતું તેથી જાણી-બુઝીને વ્યભિચાર કરનાર ઇન્દ્રને અધર્મ છે પણ અજાણપણે સેવાયલી ચિરકારીની માતાને અધર્મ નથી એવો અર્થ છે.

ગયા હતા, તેટલા વખતમાં વિચાર કરીને જોયું તો "પોતાની પત્ની વધ કરવાને યોગ્ય નથી" એમ જણાયું[૪૫]. ત્યારે ગૌતમ પોતાના અધ્યયનના બળથી તથા ક્રોધનો પરાજય કરવાથી ચિત્તને સ્થિર કરીને પશ્ચાત્તાપ પામવા લાગ્યા તથા દુઃખવડે અત્યંત સંતાપ પામીને અને નેત્રમાં આંસુ આણીને બોલ્યા કે,–મ્હારા આશ્રમે ત્રણલોકનો રાજા ઇન્દ્ર અતિથિનું વ્રત ધારણ કરીને તથા બ્રાહ્મણનો વેષ લઇને આવ્યો હતો. તેને મેં વચનવડે શાંત કર્યો તથા આગત–સ્વાગત કરીને સત્કાર કર્યો. મેં જેમ ઘટે તેમ તેને અર્ઘ્ય, પાદ્ય આદિ પણ નિવેદન કર્યું. મેં એમ જાણ્યું કે, મ્હારા આદર–સત્કારથી અતિથિ પ્રસન્ન થઇ મ્હારા ઉપર સ્નેહ કરશે માટે મેં તેને એમ કહ્યું કેઃ–હું તમારો સેવક છું. એમ છતાં પણ ઇન્દ્રની લોલુપતાથી મ્હારી સ્ત્રીને દૂષણ લાગ્યું, તેમાં મ્હારી સ્ત્રી અહલ્યાનો અપરાધ નથી[૪૬-૪૯]. એ રીતે સ્ત્રી અપરાધી નથી તેમ હું પણ અપરાધી નથી અને તેવીજ રીતે દેવતાઓનો સ્વામી તથા માર્ગે જનાર પ્રવાસી ઇન્દ્ર પણ અપરાધી નથી. કેમ કે, માર્ગે જતાં ઇન્દ્ર આશ્રમમાં આવ્યો અને અહલ્યાને જોઈને તેનું મન ચળ્યું તથા તેમાંથી આવું કૃત્ય નીપજ્યું, તેમાં ઇન્દ્ર બિચારો શું કરે?* એમાં ધર્મનો અપરાધ ઇન્દ્રે કર્યો નથી પણ પ્રમાદ માત્ર અપરાધી થાય છે[૫૦]. સંકટ ઈર્ષ્યાથી ઉત્પન્ન થાય છે, એમ કહેલું છે અને તે ઈર્ષ્યાથી ઊર્ધ્વરેતા મુનિઓ પણ સંકટમાં પડેલા છે. હું પણ ઈર્ષ્યાથી ક્ષોભ પામીને દુષ્કૃતરૂપી સમુદ્રમાં ડૂબી ગયો છું[૫૧]. પતિવ્રતા સ્ત્રી કે, જેને મેં પાણિગ્રહણ કરી લાવીને મ્હારા આશ્રમમાં વસાવી છે તથા જેનું મ્હારે ભરણ–પોષણ કરવું યોગ્ય છે તેથી જે મ્હારી ભાર્યા થયેલી છે, તેને વ્યસની-પણાથી હણીને મેં પાપકર્મ કર્યું છે તેમાંથી મને કોણ તારશે?[૫૨]. બીજા પુત્રોને આજ્ઞા નહિ કરતાં મેં પ્રમાદથી અતિ ઉદાર બુદ્ધિવાળા ચિરકારીને વધ કરવાની આજ્ઞા કરી છે, પણ આજ જો તે ખરેખરોજ ચિરકારી (મોડું કામ કરનારો) થાય તો તે આ પાપથી મ્હારૂં રક્ષણ કરે[૫૩]. હે ચિરકારી! ત્હારૂં કલ્યાણ થાઓ હે ચિરકારી! ત્હારૂં કલ્યાણ છે જો આજ તું ચિરકારી થાય તો ખરેખરો ચિરકારી છે[૫૪]. હે ચિરકારી! મ્હારૂં અને ત્હારી માતાનું તથા તે સાથે મેં જે તપ કર્યું છે તે સર્વનું તું આજ રક્ષણ કર તથા ત્હારૂં પણ પાપથી રક્ષણ કર અને તું ચિરકારી થા[૫૫]. તું જન્મથી ચિરકારી છે અને ત્હારૂં ચિરકારીપણું ત્હારી અત્યંત બુદ્ધિવડે છે. એ ત્હારૂં ચિરકારીપણું આજ તને સફળ થાઓ તથા આજ તું ચિરકારી થા[૫૬]. ત્હારી માતાએ ત્હારી ચિરકાળ (ઘણા કાળ) સુધી આશા રાખી હતી તથા ચિરકાળ (ઘણા કાળ) સુધી તને ગર્ભમાં ધારણ કરી રાખ્યો હતો. હે ચિરકારિક! માટે ત્હારૂં ચિરકારીપણું આજ સફળ કર[૫૭]. હે ચિરકારી! તું રડતો હોય તો અમે બન્ને તને ઘણીવારે છાનો રાખી શકતાં હતાં. અમે ઘણી- વાર તને હાથમાં ઝાલી રાખતાં ત્યારે ઘણીવારે તું ઊંઘતો હતો. એ રીતે અમારા બેના ચિર સંતાપ (લાંબા વખત સુધીનાં દુઃખ) સામું જોઇને તું આજ ચિરકારી થજે[૫૮]. હે રાજન્! એ પ્રમાણે અત્યંત દુઃખ પામીને ગૌતમ મહર્ષિ ઘેર ગયા તે વખતે પોતાના ચિરકારી પુત્રને પોતાની પાસે આવતો જોયો[૫૯]. ચિરકારી પોતાના પિતાને આવતાં જોઇને પરમ દુઃખ પામ્યો અને હાથમાંનું હથિયાર મૂકી દઇને, પિતાના બન્ને ચરણ આગળ મસ્તક નમાવીને તે (પિતા)ને પ્રસન્ન કરવા લાગ્યો[૬૦]. ગૌતમે પોતાના પુત્રને મસ્તક નમાવીને પૃથ્વી ઉપર પડેલો જોયો

* "યોગધર્મમાં જે પ્રમાદ થાય છે તે ઈંદ્રિયો નહિ જીતાવાથી થાય છે, તેમ ઇન્દ્રનો અહીં પણ તેવો પ્રમાદ છે માટે તે અપરાધી નથી" મુનિએ એવું દ્વેષરહિતપણાવડે તત્વ દૃષ્ટિથી કહ્યું છે, પણ વ્યવહારપક્ષે તે સમજવું નહિ.

તથા પોતાની પત્નીને પણ લાજવડે *પાષાણરૂપ થઇ ગયેલી જોઇ તેથી તે પરમ હર્ષ પામ્યા[૬૧]. તે મહાત્માએ પછી પોતાની પત્નીનો સંસર્ગ કર્યો નહિ અથવા તેને પાષાણરૂપમાંથી જાગ્રત કરી નહિ. તથા આશ્રમમાં રહેલા તે મુનિએ એકાંતમાં જઇને પુત્રનું પણ સમાધાન કર્યું. ગૌતમે વિચાર કર્યો કે, મ્હારો પુત્ર એકાંતમાં છતાં પણ આશ્રમમાં રહેલા તેણે મ્હારી પત્નીનો વધ કર્યો નથી માટે એ પુત્ર સાવધ છે. પુત્રના હાથમાં શસ્ત્ર છતાં "તું ત્હારી માતાનો વધ કરજે" એમ આજ્ઞા આપીને હું મ્હારા કર્મના અર્થે વનમાં ગયો હતો, તે વખતે વધરૂપ અર્થ થવાનો સંપૂર્ણ સંભવ હતો પણ પુત્ર વિનયવાળો હોવાથી તે સંપૂર્ણ થયો નથી[૬૨-૬૩]. વળી પુત્રને પોતાના ચરણમાં નમેલો જોઇને પિતાને એમ પણ વિચાર થયો કે, આણે શસ્ત્રગ્રહણ કરવારૂપ જે ચપળતા કરી છે તેને પુત્ર મ્હારા ભયથી ઢાંકે છે[૬૪]. પછી પિતાએ ઘણીવાર સુધી પુત્રનાં વખાણ કર્યા, ઘણીવાર સુધી તેનું મસ્તક સૂંઘ્યું, ઘણીવાર સુધી બન્ને હાથે તેને ભેટયો તથા પછી કહ્યું કે,–હે પુત્ર ! ચિરંજીવ–લાંબી ઉમ્મરવાળો થા[૬૫]. એ પ્રમાણે તે મોટા જ્ઞાનવાળા ગૌતમ પ્રીતિ અને હર્ષના સમુદાયથી યુક્ત થઇને તથા પોતાના પુત્રને અભિનંદન આપીને આ વચન બોલ્યા[૬૬]. હે ચિરકારિક ! ત્હારૂં કલ્યાણ થાઓ. તું ઘણા કાળસુધી ચિરકારી થા. હે સૌમ્ય ! એ કર્મના વિષે ઘણા કાળ સુધી તું દુઃખી ન થઇને ત્હારૂં કામ ઘણા કાળ સુધી કર[૬૭]. તે વખતે મુનિઓમાં શ્રેષ્ઠ અને વિદ્વાન્ એવા ગૌતમ વિચાર કરીને બહુકાળે કાર્ય કરનારા ધીર પુરૂષોના ગુણને ઉદ્દેશીને એક ગાથા પણ બોલ્યા હતા[૬૮]. તે એવી કે,–કોઇની સાથે મિત્રતા બાંધવી તો ઘણાકાળે બાંધવી તથા કરેલી મિત્રતાનો ત્યાગ કરવો હોય તો ઘણાકાળે કરવો કેમ કે, ઘણાકાળે કરેલી મિત્રતા ઘણાકાળ સુધી ટકી રહે છે[૬૯]. પ્રીતિ કરવામાં, ગર્વ કરવામાં, અભિમાન કરવામાં, દ્રોહ કરવામાં અને પાપકર્મ કરવામાં જે ચિરકારી હોય તે વખણાય છે[૭૦]. જેઓ પોતાના બાંધવો, મિત્ર, ચાકર અને સ્ત્રીજન, એઓના અવ્યક્ત (સ્પષ્ટ નહિ જણાતા) અપરાધમાં ચિરકારી (ઘણીવાર સુધી વિચારીને પછી કરનારા) હોય છે તેઓ વખાણવા યોગ્ય છે[૭૧]. હે ભારત ! એ પ્રમાણે ગૌતમ મુનિ પોતાના પુત્રના કર્મ (માતાનો વધ નહિ કરવારૂપ કર્મ) થી અને તેના ચિરકારીપણાથી પ્રસન્ન થયા[૭૨]. એજ પ્રમાણે પુરૂષે પ્રત્યેક કાર્યમાં પ્રથમ વિચાર કરીને તથા ઘણીવારે તેનો નિશ્ચય કરીને વર્તવું કેમ કે, તેથી મનમાં ઘણાકાળ પર્યંત પરિતાપ થાય તેવું કર્મ બનતું નથી[૭૩]. જે પુરૂષ પોતાના ક્રોધને ઘણીવાર સુધી દબાવી રાખે છે તથા કરવાના કર્મને ઘણા કાળ સુધી મુલતવી રાખે છે તેનાથી પસ્તાવો થાય એવું કોઈ કર્મ બનતું નથી[૭૪]. વૃદ્ધ પુરૂષોનું સેવન ઘણા કાળ સુધી કરવું, ઘણા કાળ સુધી તેમની પાસે બેસીને તેમનું સેવન કરવું, ઘણા કાળ સુધી ધર્મનું સેવન કરવું તથા તત્વનું શોધન પણ ઘણા કાળ સુધી કરવું[૭૫]. જે પુરૂષ ઘણા કાળ સુધી વિદ્વાનોની પાસે બેસે છે, જે પુરૂષ ઘણા કાળ સુધી શિષ્ટ પુરૂષોનું સેવન કરે છે અને જે પુરૂષ ઘણા કાળ સુધી આત્માનો સંયમ કરે છે તે પુરૂષ ઘણા કાળ સુધી અવજ્ઞા પામતો નથી[૭૬]. કોઇ મનુષ્ય ધર્મયુક્ત વચન બોલતો હોય અને તેમાં આપણને કોઇ પ્રશ્ન કરે તો તેનો ઉત્તર પણ ઘણે કાળે આપવો કેમ કે, એમ કરવાથી આપણે ઘણા કાળ સુધી પરિતાપને પામતા નથી[૭૭]. એ રીતે કહ્યા પછી અત્યંત મોટું તપ કરનારા ગૌતમ મુનિ તે આશ્રમમાં ઘણાં વર્ષ નિર્ગમન કરીને પછી પુત્રસહિત સ્વર્ગમાં ગયા[૭૮].

॥ उपास्य बहुलास्तस्मिन्नाश्रमे सुमहातपाः । समाः स्वर्गं गतो विप्रः पुत्रेण सहितस्तदा ॥७८॥

**इति श्रीमहा० शां० मो० पू० मु० भा० चिरकारिकोपाख्याने त्रिषष्टितमोऽध्यायः ॥६३॥**

* બીજા ગ્રંથોમાં એમ લખેલું છે કે, ગૌતમના શાપથીજ અહલ્યા પાષાણરૂપ થઇ ગઈ હતી.

## અધ્યાય ૯૪ મો-દ્યુમત્સેન અને સત્યવાનનો સંવાદ.

**युधिष्ठिर उवाच ॥ कथं राजा प्रजा रक्षेन्न च किंचित्प्रघातयेत् ॥**
**॥ पृच्छामि त्वां सतां श्रेष्ठ तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે કેઃ—એ પ્રમાણે અહિંસા એજ ધર્મ અને હિંસા એજ પાપ હોય તો દંડ કરવા યોગ્ય મનુષ્યોનો દંડ કરનારા રાજાએ પ્રજાનું રક્ષણ કેવી રીતે કરવું? અને કોઈની હિંસા કેવી રીતે ન કરવી? અર્થાત્ દંડ ન કરે તો પ્રજાનું રક્ષણ થાય નહિ અને દંડ કરે તો હિંસા થાય ત્યારે તેણે કેવી રીતે વર્તવું? સત્પુરૂષોમાં શ્રેષ્ઠ એવા હે પિતામહ! એ હું તમને પૂછું છું[1]. ભીષ્મ કહે છે કેઃ—આ જગ્યાએ પણ સત્યવાન્ રાજા સાથે દ્યુમત્સેનના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે[2]. અમે સાંભળ્યું છે કે, અપરાધીઓને પિતાની આજ્ઞાથી વધ કરવાને લઇ જવામાં આવતા હતા તેને જોઇને, સત્યવાને પૂર્વે કોઈએ નહિ કહેલું એવું વચન કહ્યું હતું; અર્થાત્ "દંડ કરવા યોગ્ય પુરૂષોનો પણ દંડ કરવો નહિ" એમ તેણે કહ્યું હતું[3]. તે બોલ્યો કે,—દંડ્ય (દંડ કરવાને યોગ્ય) પુરૂષોનો દંડ કરવાથી—વધ કરવાથી ધર્મ અધર્મપણાને પામે છે અને અધર્મ ધર્મપણાને પામે છે. કેમ કે, જેને વધ કહેલો છે તેજ ધર્મ થાય એમ બનવું સંભવિત નથી. કેમ કે, વધ તો પ્રત્યક્ષ અધર્મ છે; તેનેજ ધર્મ કહેવા જેવું વ્યાઘાત દોષવાળું બીજુ વચન નથી[4]. પુત્રનાં એવાં વચન સાંભળીને તેનો પિતા દ્યુમત્સેન બોલ્યો કે,—જ્યારે અપરાધીનો પણ વધ કરવો નહિ તેને તું ધર્મ કહે છે ત્યારે અધર્મ કોને કહેવો? હે સત્યવાન્! દંડ કરવા યોગ્ય પુરૂષોનો વધ કરવામાં ન આવે તો ચોર લોકો પ્રજાને હણે અને પ્રજામાં ધર્મની અને વર્ણની ભ્રષ્ટતા થાય[5]. વળી જેમાં અધર્મ મુખ્ય છે એવા કળિકાળમાં "એ મ્હારૂં છે" એવી રીતે કોઈનું પણ કોઈ વસ્તુ ઉપર સ્વામિત્વ રહે નહિ તથા તીર્થગમન અને વેપાર આદિ લોકનો વ્યવહાર પણ અટકી પડે, પરંતુ જો તું હિંસા ન કરવાથી પણ ભ્રષ્ટ થાય નહિ એમ જાણતો હોય તો મને કહે[6] સત્યવાન કહે છે કેઃ—ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણે વર્ણને બ્રાહ્મણના કબજામાં સોંપવી. તે બ્રાહ્મણ તેને ધર્મના પાશવડે બાંધી લેશે અને ધર્મના પાશવડે બંધાયલી તે ત્રણે વર્ણની પ્રજા ધર્મ આચરી શકશે, એટલુંજ નહિ પણ સૂત—માગધ આદિ પ્રતિલોમ તથા અનુલોમ જાતિઓ પણ તેઓને જોઇને ધર્મ આચરશે[7]. તે પ્રજામાંથી જે પુરૂષ બ્રાહ્મણના વચનનું ઉલ્લંઘન કરે તે (પુરૂષ)ને બ્રાહ્મણે રાજાની હજુરમાં મોકલવો અને કહેવું કેઃ—આ પુરૂષ મ્હારૂં વચન સાંભળતો નથી માટે રાજાએ તે પુરૂષ ઉપર પોતાનો દંડ ધારણ કરવો[8]. શાસ્ત્રમાં શરીરનો ભેદ કર્યા સિવાય જે શાસન બતાવેલું હોય તે કરવું; પણ કર્મ અને નીતિશાસ્ત્રનું યથાવિધિ અવલોકન કર્યા વિના બીજે પ્રકારે એટલે શરીરનો ભેદ કરવારૂપ શાસન કરવું નહિ[9]. રાજાઓ, એક ચોરનો નાશ કરતાં સાથે બીજા નિરપરાધીઓનો પણ વધ કરે છે કેમ કે, એક ચોર કે, જે અપરાધી હોય છે તેનું મૃત્યુ થવાથી તે (ચોર)ની સ્ત્રી, માતા, પિતા તથા પુત્ર આદિ કે, જેઓ તેના ઉપર આધાર રાખીને જીવતા હોય છે તેઓનો પણ વધ થાય છે, માટે જ્યારે રાજાને કોઇ બીજો પુરૂષ અપરાધ કરે ત્યારે એકના અપરાધથી ઘણાનો વધ કરવો અઘટિત છે એ સારી પેઠે વિચારી રાખવું[10]. કેમ કે, પુરૂષ દુર્જન છતાં કોઈ વખત સજ્જનના સમાગમથી તે દુર્જન સજ્જન થાય છે, તેમજ દુર્જનથી કોઇ વખત સારી પ્રજાઓ ઉત્પન્ન થાય છે[11]. માટે દુર્જનનો પણ મૂળમાંથી વધ કરવો નહિ કેમ કે, મૂળમાંથી વધ કરવો એ સનાતન ધર્મ નથી. વળી વધ કર્યા વિના પણ કરેલા કર્મનું પ્રાયશ્ચિત્ત આપી શકાય છે[12]. તે એવી રીતે

કે, તે (ગુન્હેગાર)નું સર્વસ્વ હરણ કરવા વગેરેનો ભય દેખાડવો, તેને બાંધવો અને વિરૂપ કરવો એ પ્રકારે તેને શિક્ષા કરવી. પણ જેથી તેનાં સ્ત્રી-પુત્રાદિ ભૂખે મરણ પામે એમ કરવું નહિ; અથવા જો તેઓ પુરોહિતની સભામાં જાય તો દંડ કરવો નહિ[13]. એટલે જો તે ચોર લોકો શરણની ઇચ્છા કરીને પોતાના પુરોહિતની પાસે જાય અને તેને કહે કે,-હે બ્રહ્મન્ ! અમે પુનઃ પાપ કરીશું નહિ[14]. એમ ક્ષમા માગનારો ચોર છોડી દેવાને યોગ્ય છે; એવી બ્રહ્મદેવની આજ્ઞા છે. જે બ્રાહ્મણે દંડ અને મૃગચર્મ ધારણ કર્યાં હોય તથા જેણે મુંડન કરાવ્યું હોય તેવો બ્રાહ્મણ પણ અપરાધી હોય તો શિક્ષા પામવાને યોગ્ય છે[15]. જે પુરૂષ મોટો અપરાધ કરે તેને મોટી શિક્ષા થવી યોગ્ય છે અને જે પુરૂષ એક અપરાધ કર્યા પછી પુનઃ પણ તેવો અપરાધ કરે તે પુરૂષ પણ મોટી શિક્ષા પામવાને યોગ્ય છે અને તે વખતે તે પહેલાંની પેઠે પુરોહિતની સભાના શરણે જાય તથાપિ તેને છોડી દેવો યોગ્ય નથી[16]. દ્યુમત્સેન કહે છે કે,-જે જે સમયે પ્રજાઓને નિયમમાં રાખી શકાય છે તેટલા તેટલા કાળ સુધી ધર્મની પ્રવૃત્તિ કહેવાય છે અને જ્યાં સુધી લોકો ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરે નહિ ત્યાં સુધી પ્રજાઓ ધર્મના બંધનમાં રહે અને તું કહે છે તેમ થાય. પણ જ્યારે ચોરલોકનો વધ થાય નહિ ત્યારે સર્વ પ્રજાઓ ધર્મનું ઉલ્લંઘન કરે. પૂર્વના અને તેની પૂર્વના લોકો સારી રીતે શાસન કરી શકાય તેવા હતા[17,18]. તે મનુષ્યો કોમળ, અલ્પદ્રોહ કરનારા, અધિક સત્વવાળા અને અલ્પ ક્રોધવાળા હતા, પૂર્વે સત્યયુગમાં અપરાધીને "તને ધિક્ક છે" એટલું કહેવું એજ દંડ હતો, પછી ત્રેતાયુગમાં વાણીવડે અપમાન કરવું એ દંડ થયો[19]. પછી દ્વાપરયુગમાં અપરાધીની મીલકતનું હરણ કરવું એ દંડ થયો અને કળિયુગમાં વધ કરવો એ દંડ છે. એક જણનો વધ કરવાથી પણ સર્વ લોકોને કબજામાં રાખવા અશકય છે માટે ચોરના પક્ષના સર્વનો વધ કરવો પડે છે[20]. ચોર લોકો મનુષ્યોના કે, દેવોના પણ નથી તેમ ગંધર્વ કે, પિતૃઓના પણ નથી તથા આ લોકમાં કોઇ કોઈનું છે પણ નહિ, માટે ચોરનો વધ કરવાથી તેની ભાર્યા આદિનું કાંઈ જતું નથી[21]. વળી ચોર લોકો મર્યાદામાં વર્તાવી શકાતા નથી. તેઓ સ્મશાનમાંથી શબના અલંકારરૂપ પદ્મને પણ ચોરી લે છે, પિશાચથી હણાયેલા મનુષ્યે ( જેને પિશાચ વળગ્યું હોય તેણે ) મૂકેલા તે ( પિશાચ )ના બળિને પણ લઈ લે છે એવા તે અજ્ઞાન અને મૂઢ બુદ્ધિવાળા છે. તેઓને દેવતાના સોગંદ આદિથી પણ નિયમમાં કોણ રાખી શકે ?[22]. સત્યવાન કહે કહે છે કેઃ-જો એમ કરીને પણ તમે તેઓને હિંસાથી રક્ષણ ન કરી શકતા હો-અર્થાત્ તેઓને સારા માર્ગે ચલાવીને ( સારા પુરૂષ કરીને ) તેઓના વધથી તેઓને બચાવી ન શકતા હો તો કોઇ યજ્ઞ કરીને તેઓનો અંત કરવો; અર્થાત્ સર્વમેધ યજ્ઞ કરીને વધ કરવા યોગ્ય જે પુરૂષો રાખી મૂકયા હોય તેઓનો તેમાં વધ કરવો કે, જેથી તેઓનું પણ કલ્યાણ થાય-સ્વર્ગ પ્રાપ્તિ થાય[23]. રાજાઓ લોકોનો વ્યવહાર રૂડી રીતે ચલાવવાને પરમ તપ કરે છે. તે રાજાઓ જ્યારે પોતાના દેશમાં ચોરને જુએ છે ત્યારે લાજ પામે છે તથા લોક વ્યવહારના અર્થે પોતાની પ્રજાઓ નિર્દોષ રહે એમ ઇચ્છીને પિતૃઓની પેઠે તપસ્વી થાય છે[24]. ત્રાસવડે પ્રજા સારાં આચરણવાળી થાય છે માટે રાજાઓ દુષ્ટ પુરૂષોને ત્રાસ આપે છે. રાજા કાંઇ સ્વેચ્છાવડે-પોતાની ગમ્મતનાજ અર્થે દુષ્ટ પુરૂષોનો નાશ કરતો નથી. એ રીતે જોતાં રાજા બહુધા પુણ્યવડેજ પ્રજાનું શાસન કરે છે[25]. રાજા જ્યારે પુણ્યવડે પ્રજાનું શાસન કરે છે ત્યારે પ્રજા પણ પુણ્યવાળાં કર્મ કરે છે તથા એ પ્રમાણે પુણ્યથી પુણ્ય ઉત્પન્ન થાય છે અને લોકો તે પ્રમાણે વર્તે છે. કેમ કે, મોટા પુરૂષના આચરણને જોઇને તે પ્રમાણે વર્તવાનો

લોકોનો સ્વભાવ છે[२६] જે પુરૂષ પોતાના મનને વશમાં રાખ્યા સિવાય બીજાને વશમાં રાખવાને ઇચ્છે છે તેને સર્વ વિષયોમાં ઇન્દ્રિયોએ જીતેલો જોઇને મનુષ્યો હસે છે; માટે રાજાએ સારાં આચરણ કરીને પ્રજાને સુધારવી[२७]. જે પુરૂષ દંભ કે, મોહથી રાજાની સાથે અઘટિત ચાલતો હોય તેને સર્વ ઉપાયવડે શિક્ષા કરવી કેમ કે, તેમ કરવાથી તે પાપથી નિવૃત્ત થઈ શકે છે[२८]. જે પુરૂષને દુષ્કૃત કર્મનો અટકાવ કરવો હોય તેણે પ્રથમ તો પોતાનાજ મનને કબજે રાખવું તથા પોતાનો બાંધવ કે, પુત્ર પણ તેવું દુષ્કૃત કરે તો તેને મોટો દંડ કરીને શાસન કરવું[२९]. જે સ્થળમાં પાપ કર્મ કરનારો નીચ પુરૂષ મોટા દુઃખને પામતો નથી તે સ્થળમાં પાપ વૃદ્ધિને પામે છે અને ધર્મનો હ્રાસ (ઘટાડો) થાય છે[३०]. હું જે પ્રમાણે કહું છું તે પ્રમાણેજ દયાવાળા વિદ્વાન બ્રાહ્મણોએ કહેલું છે તથા હે પુત્ર! પૂર્વે થયેલા પિતામહોએ પણ મને એ પ્રમાણે ઉપદેશ કરેલો છે[३१]. કૃતયુગમાં રાજાએ પ્રજાનું આશ્વાસન કરીને તથા અત્યંત દયા રાખીને જય મેળવવો. એ પ્રજાનું શાસન કરવાનો પ્રથમ કલ્પ છે[३२]. ત્રેતાયુગમાં ધર્મનો એક ચતુર્થાંશ ઓછો કરીને રાજ્ય ચલાવવું. દ્વાપરમાં ધર્મના બે ચતુર્થાંશ ઓછા કરવા તથા તે પછીના કળિયુગમાં એકપાદ ધર્મથી રાજ્ય ચલાવવું[३३]. જ્યારે કળિકાળ પ્રાપ્ત થાય છે અને રાજાઓનાં આચરણ ભ્રષ્ટ થાય છે ત્યારે કાળના બળથી ધર્મની સોળમી કળા રહે છે[३४]. હે સત્યવાન્! હવે પ્રથમ કલ્પ પ્રમાણે રાજ્ય ચલાવતાં પ્રજાના ધર્મની મિશ્રતા થાય ત્યારે મનુષ્યોનાં આયુષ્ય, શક્તિ અને કાળ ઉપર વિચાર કરીને યથાયોગ્ય દંડ આપવો[३५]. જેમ આ લોકમાં બ્રહ્મની પ્રાપ્તિના અર્થે સત્પુરૂષો ધર્મના ફળરૂપ જ્ઞાનનો ત્યાગ કરતા નથી, તે પ્રમાણે પ્રાણીઓના ઉપર દયા કરવાના અર્થે અહિંસારૂપ ધર્મનો પણ ત્યાગ કરવો નહિ એમ મનુએ કહેલું છે[३६].

॥ सत्याय हि यथा नेह जह्याद्धर्मफलं महत् । भूतानामनुकंपार्थं मनुः स्वायंभुवोऽब्रवीत् ॥३६॥
इति श्रीमहा० शां० मोक्षधर्मपू० गु० भा० द्युमत्सत्यवत्संवादे चतुर्नवतितमोऽध्यायः ॥ ९४ ॥

---

## અધ્યાય ૯૫ મો—ગોકપિલીય—કપિલ અને સ્યૂમરશ્મિનો સંવાદ.

युधिष्ठिर उवाच ॥ अविरोधेन भूतानां योगः षाड्गुण्यकारकः ॥
॥ यः स्यादुभयभाग्धर्मस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ! જે ધર્મમાં પ્રાણીઓની હિંસા કર્યા વિના *ઐશ્વર્યાદિ છ ગુણ અથવા +ઉત્પત્તિ આદિ પ્રકૃતિના છ ગુણને ઉત્પન્ન કરનારો યોગ થાય તથા જે ધર્મ ગૃહસ્થને અને યોગીને સમાન રીતે કલ્યાણકારી હોય તે મને કહો[१]. ગૃહસ્થ ધર્મમાં §પંચસૂના અનિવાર્ય છે અને યોગમાં હિંસાનો સર્વ પ્રકારે ત્યાગ કહેલો છે. એ બન્ને ધર્મ સમાન રેષાપર ચાલ્યા જાય છે, એટલે તત્વનિષ્ઠાવાળો મુનિ ન્યાયથી ધન પ્રાપ્ત કરીને અને તેવડે અતિથિ, પિતૃ અને દેવતાનું પૂજન કરીને નિર્વાહ કરે છે તથા સત્યવાદી થઇને વર્તે છે અને યોગી પણ પ્રાણાયામ કરીને તથા ધારણા કરીને પાપનો નાશ કરે છે અને પ્રત્યાહાર તથા ધ્યાનવડે સંસર્ગ અને ઐશ્વર્યના ગુણોને પણ તજે છે. એ રીતે ગૃહસ્થ અને

* સમસ્ત ઐશ્વર્ય, જ્ઞાન, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને ધર્મ. એ ઐશ્વર્યાદિ છ ગુણ છે.
+ ઉત્પત્તિ, પ્રલય, જન્મ, મરણ, વિદ્યા અને અવિદ્યા. એ છ જ્ઞાનને "ઉત્પત્તિ આદિ છ ગુણ" કહે છે.
§ ખાંડણીઓ, ઘંટી, ચૂલો, પાણીઆરૂં અને સાવરણી. એ પાંચ હિંસાનાં સ્થાન છે તેને "પંચસૂના" કહે છે.

યોગી સમાનપણે પોતાનું કલ્યાણ સાધે છે. હે પિતામહ ! એ બેમાંથી વધારે ઉત્તમ માર્ગ કયો છે ?[૨]. ભીષ્મ કહે છે કે:–એ બન્ને ધર્મ મોટા છે, એ બન્ને ધર્મ આચરવાને પરમ કઠિન છે, એ બન્ને ધર્મ મોટું ફળ આપનારા છે અને એ બન્ને ધર્મ સત્પુરૂષોએ આચરેલા છે[૩]. હે પાર્થ ! એ બન્ને ધર્મ પ્રમાણ છે તે હું તને આ જગ્યોએ બતાવું છું માટે ધર્મના તત્વ વિષે ત્હારા સંશયનો નાશ થાય એવી રીતે તું તેઓને સાંભળ[૪]. હે યુધિષ્ઠિર ! આ સ્થળમાં પણ કપિલ અને વૃષભના સંવાદરૂપ પ્રાચીન ઈતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે તે તું સાંભળ[૫]. અમે સાંભળ્યું છે કે, પૂર્વે નહુષ રાજાના ઘેર ત્વષ્ટા આવ્યો હતો તેને મધુપર્ક આપવાના અર્થે નહુષે પ્રાચીન, સનાતન અને નિશ્ચળ એવા વેદને જોઇને વધ કરવાના અર્થે એક ગાય આણી[૬]. અને ગાયને વધ કરવાને તૈયાર કરી હતી તેવામાં અદીન આત્માવાળા, સત્વ ગુણમાં સ્થિતિવાળા, સંયમમાં પ્રીતિવાળા, જ્ઞાનવાન અને નિયમિત ભોજન કરનારા કપિલ મુનિએ તે (ગાય)ને જોઈ[૭]. ગાયને જોઇને ધર્મના વિષે સ્થિતિવાળા તથા જેને કોઈ તરફનો ભય નથી એવા કપિલ મુનિ સત્યુક્ત, દૃઢ અને સત્ય એવી ઉત્તમ બુદ્ધિને ધારણ કરીને વારંવાર બોલ્યા કે:–અરે ! આ કર્મ વેદનું છે. આ આજ્ઞા વેદની છે[૮]. તે સાંભળીને "સ્યૂમરશ્મિ" નામે ઋષિ પોતાના યોગ બળથી તે ગાયમાં પ્રવેશ કરીને કપિલ પ્રત્યે બોલ્યા કે:–અહો ! જ્યારે વેદનું કર્મ આવું છે ત્યારે બીજા કયા ધર્મ તેવા નથી ? અર્થાત્ આ ગૃહસ્થધર્મ પ્રતિપાદન કરનાર કર્મકાંડ જેમ પ્રમાણ છે તેમ યતિધર્મનું પ્રતિપાદન કરનાર જ્ઞાનકાંડ પણ પ્રમાણ છે. માટે એક બીજાના ધર્મને નિંદવો યોગ્ય નથી[૯]. જે પુરૂષો તપસ્વી, ધૃતિવાળા અને વેદમાં કહેલા વિજ્ઞાનરૂપ નેત્રવાળા હોય છે તે પુરૂષો વેદમાં કહેલાં સર્વ વચનને ઋષિપરંપરા પ્રાપ્ત થયેલા તથા જ્ઞાનાત્મા પરમેશ્વરનાં વચન માને છે; અર્થાત્ વેદનો એક અક્ષર પણ અપ્રમાણ નથી[૧૦]. પરમેશ્વરને કોઈ પ્રકારની તૃષ્ણા નથી, કોઈ પ્રકારનો પરિતાપ કે, શોક નથી, કોઈ પ્રકારની પ્રાર્થના નથી કે, સર્વ સ્થળમાં કોઇ પ્રકારનો આરંભ કરતો નથી; ત્યારે તેને વેદમાં વિષમ વચન શા માટે કહેવું પડે ? અર્થાત્ વેદનાં સર્વ વચન વિષમતારહિત અને સર્વ ધર્મને સમાન છે માટે તે સર્વ વચન પ્રમાણ છે. પણ જ્ઞાનકાંડની અપેક્ષાથી કર્મકાંડ અપ્રમાણ છે કે, કર્મકાંડની અપેક્ષાથી જ્ઞાનકાંડ અપ્રમાણ છે એવું વેદમાં નથી[૧૧]. કપિલ કહે છે કે:–હું વેદની નિંદા કરતો નથી કે, વેદમાં વિષમ વચન છે એમ પણ કહેવાની મ્હારી ઈચ્છા નથી પણ જૂદા જૂદા આશ્રમવાળાઓનાં કર્મનો અર્થ એક છે એમ અમે સાંભળ્યું છે[૧૨]. સંન્યાસી પરમપદને પામે છે, વાનપ્રસ્થ પણ પરમપદને પામે છે અને ગૃહસ્થ તથા બ્રહ્મચારી પણ પરમપદને પામે છે[૧૩]. એ ચારે માર્ગ દેવયાન એટલે દેવલોકમાં લઇ જનારા તથા સનાતન છે. એમાંથી કયો મોટો અને કયો નાનો છે ? તે તેના ફળ ઉપરથી જાણવામાં આવે છે. એવી રીતે કે, સંન્યાસી મોક્ષને પામે છે, વાનપ્રસ્થ બ્રહ્મલોકને પામે છે, ગૃહસ્થ સ્વર્ગલોકને પામે છે અને બ્રહ્મચારી ઋષિના લોકને પામે છે[૧૪]. એ પ્રમાણે સર્વ અર્થને જાણીને વેદમાં કહેલા સ્વર્ગાદિ ફળને આપનારા યજ્ઞ કરવા એમ વેદમાં કહેલું છે તથા બીજી સિદ્ધાંતદર્શક શ્રુતિ એવી પણ છે કે, સ્વર્ગાદિ ફળને આપનારા કર્મનો ત્યાગ કરવો. કેમ કે, ત્યાગજ પરમ શ્રેયસ્કર છે[૧૫]. માટે કર્મનો આરંભ ન કરવાથી દોષ ઉપજતો નથી પણ કર્મનો આરંભ કરવાથી મોટો દોષ પ્રાપ્ત થાય છે. કોઈ કહેશે કે, કર્મવિધિ અને ત્યાગવિધિ એ બેમાંથી વધારે બળવત્તર વિધિ કયો છે તે જાણવું કઠિન છે. કેમ કે, બન્ને માર્ગમાં નિંદા અને સ્તુતિ સમાન છે[૧૬]. તો, અહિંસા શાસ્ત્રવિના બીજું કોઇ હિંસાશાસ્ત્ર પ્રત્યક્ષ ફળવાળું અને ઉત્તમ હોય અને તે વેદશાસ્ત્રમાં કહેલું પ્રત્યક્ષ ફળ

આપનારૂં નહિ પણ વ્યવહારપક્ષે પ્રત્યક્ષ ફળ આપનારૂં હોય, તે તમે કહો. અર્થાત્ વેદમાં અને શાસ્ત્રમાં તો હિંસા કરવાથી પણ સ્વર્ગાદિ ફળ પ્રાપ્તિ થાય છે એવું કહેલું છે, પરંતુ તે આપણે વેદમાં કહ્યાથીજ જાણીએ છીએ તેને પ્રત્યક્ષ જોવાનો બીજો કોઈ ઉપાય નથી. પણ યોગનું ફળ તો પ્રત્યક્ષ છે. જેમ આપસ્તંબે કહ્યું છે કે, યોગીઓને સંકલ્પસિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેઓ દૂરની વસ્તુને જોઈ શકે છે અને મનવેગે ગમન કરી શકે છે ઈત્યાદિ પ્રત્યક્ષ ફળ યોગથી જણાય છે. વળી શ્રુતિ પણ તેને બીજા આશ્રમો કરતાં શ્રેષ્ઠ કહે છે. અનુમાન યુક્તિથી પણ બીજા આશ્રમો કરતાં યોગાશ્રમ શ્રેષ્ઠ જણાય છે. જેમ કે, દોરડીમાં સર્પની પ્રતીતિ મિથ્યાજ્ઞાનથી થાય છે, તેમ જગતમાં આત્માનું બંધન પણ મિથ્યાજ્ઞાનનું કાર્ય છે, એમ શ્રુતિમાં કહેલું છે. માટે અજ્ઞાનનો નાશ થવાથીજ બંધનની નિવૃત્તિ થાય છે. જેમ દોરડીમાં જણાતા સાપથી ભય પામેલા મનુષ્યને હજાર વાર ગંગાસ્નાન કરાવવાથી પણ તે ભયની નિવૃત્તિ થવાનો સંભવ નથી, તેમ મિથ્યાજ્ઞાનથી ઉપજેલા બંધનની નિવૃત્તિ પણ હજારો યજ્ઞ કરવાથી થવાની નથી, પરંતુ અજ્ઞાનના અધિષ્ઠાનનો સાક્ષાત્કાર કરીને તે અજ્ઞાનનો બાધ કરવાથી બંધનની નિવૃત્તિ થાય છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે, પરમાત્માનું જ્ઞાન થવાથી હૃદયની ગ્રંથિ તૂટી જાય છે, સર્વ સંશય કપાઈ જાય છે અને કર્મનો નાશ થાય છે. માટે તત્વજ્ઞાનરૂપ ફળ પ્રત્યક્ષ, અનુમાન અને આગમ (શાસ્ત્ર) એ પ્રકારથી પ્રાપ્ત થાય છે અને કર્મનું ફળ તો માત્ર વેદના વચન ઉપરથીજ જાણવામાં આવે છે. કર્મફળ પ્રત્યક્ષ કે, અનુમાનથી જાણી શકાતું નથી. માટે કર્મવિધિ અને ત્યાગવિધિમાં બળવાન વિધિ કયો છે? એ સહેલથી જાણી શકાય એમ છે. અર્થાત્ ત્યાગ–વિધિજ બળવાન છે, પણ હિંસામય કર્મવિધિ બળવાન નથી. વેદમાં કોઈ સ્થળે ગૃહસ્થ ધર્મની અધિક પ્રશંસા કરી છે. તે અધિકારીની શ્રદ્ધા થવા માટેજ કરી છે. માટે અમારા સમજવામાં છે કે, અહિંસા શાસ્ત્ર વિના પ્રત્યક્ષ ફળવાળું બીજું શાસ્ત્ર નથી પણ તમારા જાણવામાં જો કોઈ વેદશાસ્ત્રવિના પ્રત્યક્ષ ફળ આપનારૂં હિંસાશાસ્ત્ર હોય તો કહો[૧૭]. સ્યૂમરશ્મિ કહે છે કે:–“સ્વર્ગની ઇચ્છાવાળા મનુષ્યે યજ્ઞ કરવો” એવું વેદનું વચન નિરંતર સાંભળવામાં આવે છે તથા પ્રથમ ફળની કલ્પના કરીને પછી યજ્ઞનો વિસ્તાર કરવામાં આવે છે–યજ્ઞનો આરંભ કરવામાં આવે છે[૧૮]. “બકરો, ઘોડો, ઘેટો, ગાય, પક્ષિઓના સમુદાય અને ગામમાં ઉત્પન્ન થનારી અને અરણ્યમાં ઉત્પન્ન થનારી ઔષધીઓ તથા પશુઓ, એ સર્વ પ્રાણનું અન્ન છે” એમ વેદમાં કહેલું છે[૧૯]. અને “તે અન્ન સાંજે તથા સવારે રોજ ઉપયોગમાં આવે છે” એમ પણ કહેલું છે. “પશુઓ અને ધાન્ય એ યજ્ઞનાં અંગ છે” એમ પણ વેદમાં કહેલું છે[૨૦]. એ સર્વને પ્રજાપતિએ યજ્ઞસાહિત્ય કલ્પેલાં છે તથા સમર્થ પ્રજાપતિએ તેવડે યજ્ઞ કરીને દેવતાઓનું પૂજન કર્યું હતું[૨૧]. “તે યજ્ઞમાં એક બીજાથી શ્રેષ્ઠ સાત સાત પ્રકારના પ્રાણીઓ ગ્રહણ કરવા” એવું વેદમાં કહ્યું છે. તે સાત પ્રકારના ગ્રામ્ય પશુઓ અને સાત પ્રકારના આરણ્ય પશુઓ આ પ્રમાણે છે. ગાય, બકરો, મનુષ્ય, ઘોડો, ઘેટો, ખચ્ચર અને ગધેડો, એ સાત ગ્રામ્ય પશુ યજ્ઞમાં ઉપયોગી છે તથા સિંહ, વાઘ, વરાહ, મહિષ (પાડો), હાથી, રીંછ અને વારણ, એ સાત આરણ્ય પશુઓ કહેલા છે, તે પણ યજ્ઞમાં ઉપયોગી છે. તે સર્વથી ઉત્તમ સંજ્ઞાવાળું પશુ મનુષ્ય પણ યજ્ઞમાં ઉપયોગી છે[૨૨]. પ્રાચીન એવા બ્રહ્માદિ ઋષિઓએ અને નારાયણાદિએ તે યજ્ઞકર્મ કરવાની આજ્ઞા આપેલી છે, માટે “હું યજ્ઞના અર્થે બકરો, ઘોડો કે, પુરૂષ આદિનો વધ કરવાને શક્તિમાન છું” એમ જાણતાં છતાં કયો પુરૂષ તેનો શોધ નહિ કરે ?[૨૩]. આ રીતે યજ્ઞમાં હિંસા કરવાનો દોષ નથી પણ યજ્ઞમાં હોમેલાં પશુ, મનુષ્ય,

વૃક્ષ અને ઔષધીઓસહિત યજમાન સ્વર્ગને પામે છે. જપાદિથી પ્રાપ્ત થયેલું સ્વર્ગનું સુખ અલ્પ છે અને તેવા યજ્ઞથી થયેલા વિસ્તાર ભરેલાં સ્વર્ગ સુખને આપી શકતાં નથી[૨૪]. યજ્ઞનાં સત્તર અંગ છે, તે આ પ્રમાણેઃ—ઔષધીઓ, પશુઓ, વૃક્ષો, વેલીઓ, ઘૃત, દૂધ, દહીં, હુતદ્રવ્ય, પૃથ્વી, દિશાઓ, શ્રદ્ધા, કાળ, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, યજમાન અને ગૃહપતિ અગ્નિ, એ સત્તર યજ્ઞનાં અંગ છે[૨૫-૨૬]. "તે સર્વ યજ્ઞનાં અંગ છે તથા યજ્ઞ એ સર્વનું મૂળ છે" એમ વેદમાં કહ્યું છે. બળદનો હોમ કરીને યજ્ઞ કરવો હોય તો ઘૃત, દૂધ, દહીં, છાણુ—દહીં મિશ્ર દૂધ, બળદનું ચર્મ, વાળ, શીંગડું અને ચરણુ એટલાથી થાય છે. એ પ્રમાણે પ્રત્યેક યજ્ઞમાં જેને જે જોઈએ તે શ્રુતિમાં કહેલું છે તેવડે તે યજ્ઞ કરવો[૨૭,૨૮]. તે સર્વ સાહિત્ય એકઠું મળે છે તથા તેની સાથે દક્ષિણા જેઓને આપી છે એવા ઋત્વિજ હોય છે ત્યારે તે સર્વના ગુણ એકત્ર કરવાના ન્યાયથી તેઓને એકત્ર કરીને યજ્ઞ પૂરો થાય છે[૨૯]. તે સર્વ યજ્ઞના અર્થેજ ઉત્પન્ન કર્યા છે તથા તે સંબંધી વેદમાં યથાર્થ વચન કહેલાં છે અને એજ પ્રમાણે પૂર્વના સર્વ મનુષ્યો પ્રવૃત્ત થયેલા છે[૩૦]. જે પુરૂષ "યજ્ઞ કરવો મ્હારો ધર્મ છે" એમ જાણીને ફળની આશારહિત થઈ યજ્ઞનો આરંભ કરે છે તેને હિંસાનો દોષ લાગતો નથી, તે કોઈનો દ્રોહ કરતો નથી કે, તેવા કર્મનો આરંભ કરવાનો દોષ પણ તેને લાગતો નથી[૩૧]. યજ્ઞમાં જે જે યજ્ઞનાં અંગ કહેલાં છે તે ક્રમ પ્રમાણે અને વિધિપુરઃસર યોજેલાં હોય તો તે પરસ્પર ધારણ કરે છે[૩૨]. જેમાં વેદની સ્થિતિ થયેલી છે તેવાં વેદવચન આર્ષ (ઋષિ) પરંપરાથી પ્રાપ્ત થયેલાં છે એમ હું જાણું છું તથા વિદ્વાન પુરૂષો પણ યજ્ઞમાં કહેલા બ્રાહ્મણમંત્રોનો વિચાર કરીને તેમજ જાણે છે[૩૩]. વેદ બ્રાહ્મણમાંથી ઉત્પન્ન થયેલો છે તથા તે બ્રાહ્મણને અર્પણ કરેલો છે, સર્વ જગત યજ્ઞની પછવાડે છે તથા સર્વ જગતની પાછળ યજ્ઞ પણ છે[૩૪]. વેદનું ઉત્પત્તિસ્થાન ओम् (પ્રણવ) છે. માટે યથાશક્તિ કરેલા જેના યજ્ઞમાં એ પ્રણવપૂર્વક नमः स्वाहा, स्वधा, અને वषट् એવા ઉચ્ચારની યોજના થાય છે તેને ત્રણે લોકમાં ભય નથી, એ પ્રમાણે વેદ, સિદ્ધો, મોટા ઋષિઓ, ઋગ્વેદના મંત્રો, યજુર્વેદના મંત્રો, સામવેદના મંત્રો અને વિધિવડે યોજેલા हायिहावु ઇત્યાદિ સામગાનમાં પૂરવાના અક્ષરો—સ્તોભ, એ સર્વ કહે છે. જે પુરૂષમાં એ સર્વ હોય તેને "દ્વિજ" જાણવો.[૩૫-૩૭]. વળી બ્રાહ્મણ અગ્નિને ધારણ કરતી વખતે જે ભાવ (દેવ ભાવ)ને પામે છે, સોમનો રસ કાઢતી વખતે જે ભાવ (સ્વર્ગના અધિપતિપણા)ને પામે છે અને બીજા મોટા મોટા યજ્ઞો કરતી વખતે જે ભાવને પામે છે, તે સર્વ જ્ઞાન અને ઐશ્વર્યથી સંપન્ન એવા તમો પણ જાણોજ છો[૩૮]. હે બ્રહ્મન્! માટે યજ્ઞ કરવો અને યજ્ઞ કરાવવો એમાં કાંઈ વિચારવા જેવું નથી. સ્વર્ગવિધિથી જે યજ્ઞ કરે છે તેને પરલોકમાં ગયા પછી મોટું સ્વર્ગ ફળ પ્રાપ્ત થાય છે[૩૯]. જે પુરૂષો યજ્ઞ કરતા નથી તેઓને આ લોકમાં સુખ પ્રાપ્ત થતું નથી તેમ પરલોકમાં પણ સુખ પ્રાપ્ત થતું નથી એવો નિશ્ચય છે, પણ જે વેદમાં કહેલા અર્થવાદને સમજે છે તેને બન્ને વાતો, એટલે યજ્ઞથી ફળ મળે છે તે તથા મુમુક્ષુને ધર્મમાં રૂચિ ઉપજાવવાને સ્તુતિપરક વચન કહેલાં તે, બન્ને પ્રમાણ છે[૪૦].

॥ नायं लोकोस्त्ययज्ञानां परश्चेति विनिश्चयः । वेदवादविदश्चैव प्रमाणमुभयं तदा ॥ ४० ॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० गोकपिलीये पंचनवतितमोऽध्यायः ॥ ९५ ॥

## અધ્યાય ૯૬ મો–ગોકપિલીય–કપિલ અને સ્યૂમરશ્મિનો સંવાદ.

**कपिल उवाच ॥ एतावदनुपश्यंतो यतयो यांति मार्गगाः ॥**
**॥ नैषां सर्वेषु लोकेषु कश्चिदस्ति व्यतिक्रमः ॥ १ ॥**

કપિલ કહે છે કેઃ—વેદમાં યજ્ઞાદિના ઉપકારક જે અર્થવાદ કથન કરેલા છે તે તથા આત્મજ્ઞાન સંબંધી અર્થવાદ સમાન નથી. કેમ કે, યોગીઓ દૃશ્ય બ્રહ્માંડને કર્મના ફળરૂપે જુએ છે તથા તેઓ શુદ્ધાત્માની પ્રાપ્તિ થતા પહેલાંજ સવિશેષ અવસ્થામાં રહીને પરમાત્માને પામે છે. તેવા યોગીઓને સર્વ લોકમાં કોઇ ભોગ્ય પદાર્થમાં મિથ્યા સંકલ્પપણું નથી. અર્થાત્ તેઓના સર્વ સંકલ્પ સિદ્ધ થાય છે[1]. તેઓ સુખ–દુઃખાદિ દ્વંદ્વરહિત હોય છે તથા તેઓએ કોઈ વસ્તુ પ્રાર્થના કરવા જેવી ન હોવાથી કોઇને નમસ્કાર પણ કરતા નથી. તેઓને પ્રાર્થનારૂપી બંધન નથી. તેઓ જ્ઞાની, સર્વ પાપથી મુક્ત થયેલા, પવિત્ર અને નિર્મળ થઇને ફરે છે[2]. તેઓએ મોક્ષના વિષે, ત્યાગના વિષે નિશ્ચય કરેલો હોય છે. તેઓ બ્રહ્મરૂપ, બ્રહ્મમય અને બ્રહ્મના વિષેજ સ્થિતિવાળા હોય છે[3]. તેઓ શોકરહિત અને રજોગુણ વિનાના હોય છે અને તેથી તેઓને સનાતન લોકની પ્રાપ્તિ થાય છે. તેવી ઉત્તમ ગતિને પામીને ગૃહસ્થાશ્રમમાં શું પ્રયોજન છે ?[4] સ્યૂમરશ્મિ કહે છે કે,–યદ્યપિ સર્વની એજ પરિસીમા છે અને એજ પરમ ગતિ છે તથાપિ ગૃહસ્થનો આશ્રય કર્યા વિનાનો એક્કે આશ્રમ છે નહિ[5]. જેમ સર્વે પ્રાણીઓ માતાનો આશ્રય કરીને જીવે છે, તેમ બીજા આશ્રમો ગૃહસ્થાશ્રમનો આશ્રય કરીને પોતાનો નિર્વાહ ચલાવે છે[6]. ગૃહસ્થજ યજ્ઞ કરી શકે છે અને ગૃહસ્થજ તપ કરી શકે છે. સુખની ઇચ્છાવાળો જે કાંઈ ચેષ્ટા કરે છે—જે કાંઈ અલ્પ ધર્મ કરે છે તે ધર્મના ફળરૂપ સુખનું મૂળ ગૃહસ્થાશ્રમજ છે[7]. સર્વ પ્રાણવાળા પ્રાણીઓ પ્રજાની ઉત્પત્તિને જોઇને સુખ પામે છે. તે પ્રજાની ઉત્પત્તિ ગાર્હસ્થ્ય વિના બીજા એક્કે આશ્રમમાં નથી[8]. વળી જે ઘાસ, ધાન્યો અને બીજી સોમ–પૂતિકાદિ ઔષધીઓ ઉત્પન્ન થાય છે તેનું મૂળ પણ ગાર્હસ્થ્ય છે કેમ કે, ગૃહસ્થના કરેલા યજ્ઞવડે વૃષ્ટિ થવાથી ઔષધીઓ ઉત્પન્ન થાય છે અને ઔષધીરૂપ પ્રાણથી બહાર કાંઈ છે નહિ; અર્થાત્ ઔષધીઓજ પ્રાણ છે–જીવન છે અને તેની ઉત્પત્તિ ગૃહસ્થ ધર્મથી થાય છે માટે ગૃહસ્થ ધર્મજ શ્રેષ્ઠ છે[9]. "ગૃહસ્થાશ્રમથી મોક્ષ નથી મળતો" એવી વાણી કોની સત્ય થઇ શકે ? અર્થાત્ નિશ્ચય ગૃહસ્થાશ્રમથી મોક્ષ પ્રાપ્ત થાય છેજ. જે પુરૂષો શ્રદ્ધા વિનાના, બુદ્ધિ વિનાના, સૂક્ષ્મ દૃષ્ટિથી ન જોનારા, પ્રતિષ્ઠા વિનાના, ગૃહસ્થાશ્રમ ચલાવવાને અશક્ત, આળસુ, પોતાનાં કર્મથી પરિતાપ પામેલા અને મૂર્ખ હોય છે તેઓજ "સંન્યાસાશ્રમ ધારણ કરવામાં પરમ શાન્તિ થાય છે" એમ જાણે છે[10,11]. ભગવાન બ્રાહ્મણ ત્રણ લોકનો હેતુ અને સનાતન તથા નિશ્ચળ મર્યાદારૂપ છે તે જન્મથીજ પૂજનને પામે છે[12]. બ્રાહ્મણોના વિષે ગર્ભાધાનથી પહેલાં મંત્રોની પ્રવૃત્તિ થાય છે તથા સ્વર્ગાદિ સિદ્ધ કરવાને, વૃષ્ટિ આદિ સિદ્ધ કરવાને પણ મંત્રોનીજ પ્રવૃત્તિ થાય છે[13]. વળી દાહક્રિયા કરતાં, શ્રાદ્ધાદિ કરતાં, ગાય કે, પશુઓનાં દાન કરતાં તથા પિંડને જળમાં ડૂબાડતાં પણ મંત્રોનીજ પ્રવૃત્તિ થાય છે[14]. જ્વાળાવાળા અગ્નિ, ક્રવ્યાદ (માંસરૂપ બળિને લેનાર) અને પિતૃઓ પણ મૃત્યુ પામેલાની પ્રીત્યર્થ આપેલું બળિદાન મંત્રસહિત હોય છે તો તેનો સ્વીકાર કરે છે, માટે સર્વનું કારણ મંત્ર છે[15]. મનુષ્યો જન્મ પામીને પિતૃ, દેવ અને બ્રાહ્મણના દેણદાર થાય છે. તે દેવામાંથી મુક્ત થવારૂપ કર્મ વેદમાં કહેલા વિધિ પ્રમાણે કરવાં પડે છે અને તેવાં કર્મ કરવાની આજ્ઞા વેદમાં વારંવાર કરેલી છે, છતાં પણ તેવાં કર્મનો

ત્યાગ કરનાર મનુષ્યનો મોક્ષ ક્યાંથી થાય ?[16]. માટે વેદનાં વચનના અજ્ઞાનરૂપ ( અશરીરપણા રૂપ ) મોક્ષનું લક્ષણ લક્ષ્મી વિનાના અને આળસુ પંડિતોએ પ્રવર્તાવેલું છે, તે સત્યના સરખું દેખાતું છતાં અસત્ય છે[17]. જે બ્રાહ્મણ વેદ-શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યજ્ઞ કરે છે તથા બીજાઓના મનોરથ પૂર્ણ કરીને તૃપ્ત કરે છે તે પુરૂષ તૃપ્ત થઇને પોતાના યજ્ઞોવડે પશુઓસહિત સ્વર્ગમાં જાય છે તથા પાપી પુરૂષો ( યમદૂત ) તેને ખેંચી જતા નથી[18]. પુરૂષ વેદોની નિંદા કરવાથી, શઠપણું રાખવાથી અને કપટ રાખવાથી મહત્પદને પામતો નથી. પણ વૈદિક કર્મ કરવાવડે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે[19]. કપિલ કહે છે કેઃ-બુદ્ધિમાન પુરૂષે ચિત્તની શુદ્ધિ થવાને દર્શશ્રાદ્ધ, પૌર્ણમાસશ્રાદ્ધ, અગ્નિહોત્ર અને ચાતુર્માસ્ય ઇત્યાદિ કર્મ કરવાં કેમ કે, તે સનાતન ધર્મ છે, પણ હિંસાયુક્ત કર્મ ન કરવાં[20]. તમે કહો છો કે, સંન્યાસ ધર્મ આળસુઓએ કલ્પેલો છે તો,-જેઓ કર્મનો આરંભ કરતા નથી તેઓજ અત્યંત ધૈર્યવાન છે. કેમ કે, વૈરાગ્યના બળથી તેઓએ કામને જીતેલો છે તથા તેજ કારણથી તેઓ પવિત્ર છે એટલે પ્રીતિઆદિ મળથી રહિત છે અને બ્રહ્મરૂપ થયેલા છે. તમે કહો છો કે, ત્રણ પ્રકારનાં ઋણ આપ્યા વિના મુક્તિ પ્રાપ્ત થતી નથી તો,-સંન્યાસીઓ બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને દેવ, ઋષિ અને પિતૃઓને તૃપ્ત કરે છે કેમ કે, દેવતાઓ અમૃતની ઇચ્છા કરે છે તથા બ્રહ્મજ્ઞાનજ અમૃતરૂપ છે[21]. તમે કહ્યું કે, યજ્ઞ કરનાર મનુષ્ય પશુઓસહિત સ્વર્ગમાં જાય છે પણ મોક્ષના વિષે તો ગમન અત્યંત વિરૂદ્ધ છે. કારણ કે દેવતાઓ પણ સર્વ પ્રાણીના આત્મારૂપ તથા સર્વ પ્રાણીના દ્રષ્ટા બ્રહ્મના માર્ગના વિષે મોહ પામે છે. કેમ કે, બ્રહ્મને પામવાનો, એક ગામથી બીજે ગામ જવાના માર્ગ જેવો માર્ગ નથી તથા દેવતાઓ તેનો માર્ગ શોધે છે; અર્થાત્ બ્રહ્મ સર્વનો આત્મા હોવાથી તેનું ગમન સંભવતું નથી તો માર્ગ ક્યાંથીજ હોય ? તે આત્મા પદ વિનાનો પુરૂષ છે, અર્થાત્ તે ગતિ કરતો નથી[22]. વિદ્વાનો ગુરૂના વચનવડે તેને વિરાટ્, સૂત્રાત્મા, અંતર્યામી અને શુદ્ધ, એવા ચાર પ્રકારનો જાણે છે, માટે ઉપાધિસહિત આત્મા અને ઉપાધિરહિત આત્મા, એવું આત્માનું દ્વૈવિધ્ય ( દ્વિવિધપણું ) કહેવામાં આવે છે તે યોગ્ય છે. કોઈ કહેશે કે, એ સર્વનો આત્મા છે માટે સર્વદા પ્રાપ્તજ થયેલો છે તો, બાહુ, વાણી, ઉદર અને ઉપસ્થ એ ચાર જાણે ઢાંકવાનાં દ્વાર હોય, તેમ તેને ઢાંકનારાં છે; અર્થાત્ બાહુરૂપ કર્મેન્દ્રિય, વાણીરૂપ વાગિન્દ્રિય, રસરૂપ રસનેન્દ્રિય અને ઉપસ્થરૂપ સ્પર્શેન્દ્રિયવડે આત્મા ઢંકાઇ રહેલો છે. પ્રાણી ઇન્દ્રિયોના ભોગમાં લુબ્ધ થઇને આત્માને તેનો નિયંતા જાણતો નથી, માટે આત્મા સર્વત્ર છતાં સર્વને પ્રાપ્ત નથી. વળી દેહ, ઈન્દ્રિય, મન અને બુદ્ધિરૂપ ચાર આત્માનાં સુખ તે ભોગની પ્રાપ્તિનાં સાધન છે. એથી પણ આત્મા કર્માદિવડે ઢંકાયલો હોવાથી ભોક્તૃત્વાદિરૂપે તેનું અન્યથા ગ્રહણ કરવામાં આવે છે માટે તે ઢંકાયલો જણાય છે. ભાવાર્થ કે, આત્મા ભોક્તા છે એમ વિપરીત જ્ઞાન થવાથી આત્માના સત્ય સ્વરૂપને અજ્ઞાનીઓ જાણી શકતા નથી. માટે કર્મેન્દ્રિય, વાગિન્દ્રિય, રસનેન્દ્રિય અને ઉપસ્થેન્દ્રિયનો સંયમ કરીને તે આત્માને જાણવો[23]. સંયમ કરવાનો માર્ગ એવો છે કે, બુદ્ધિમાન પુરૂષે પાસાવડે રમવું નહિ, બીજાનું ધન લેવું નહિ, વર્ણસંકરનું હવિષ્યાન્ન લેવું નહિ અને ક્રોધ કરીને પ્રહાર કરવો નહિ એવી રીતે ચરણ અને હાથનું સારી રીતે રક્ષણ કરવું-ચરણ કે, હાથવડે દુષ્કર્મ કરવું નહિ[24]. કોઈને ગાળો દેવી નહિ, મિથ્યા ભાષણ કરવું નહિ, ચાડીઆપણું કરવું નહિ, પારકી કુથલી કરવી નહિ, સત્ય વચન બોલવું, થોડું બોલવું અને સાવધ રહેવું. એમ કરીને વાણીદ્વારનું સારી રીતે રક્ષણ કરવું-વાણીવડે દુષ્કર્મ કરવું નહિ[25]. ઘણા અપવાસ કરીને ભૂખે મરવું નહિ,

ઘણું ભોજન કરવું નહિ, કોઈ વિષયમાં લોલુપતા રાખવી નહિ, સત્પુરૂષોની સાથે સમાગમ કરવો તથા દેહનો નિર્વાહ કરવા માટેજ આહાર લેવો પણ સ્વાદ માટે નહિ. એમ કરીને ઉદરદ્વારનું સારી રીતે રક્ષણ કરવું[૨૬]. હે વીર ! લગ્નવિધિથી જેની સાથે સંબંધ થયો છે તે વિના બીજી સ્ત્રી સાથે વિહાર કરવો નહિ, ઋતુપ્રાપ્તિ થયા પછી સોળ દિવસ સુધી "ઋતુકાળ" કહેવાય છે તે વિના બીજી વખતે સ્ત્રીની સાથે વિહાર કરવો નહિ અને એકપત્નીવ્રત ધારણ કરવું. એમ કરીને ઉપસ્થદ્વારનું રક્ષણ કરવું[૨૭]. હે દ્વિજ ! જે બુદ્ધિમાન પુરૂષનું ઉપસ્થ, ઉદર, બાહુ અને વાણી, એ ચાર દ્વારનું સારી રીતે રક્ષણ થાય છે તે પુરૂષનાં તે દ્વાર સફળ થાય છે[૨૮]. પણ જે પુરૂષ તે દ્વારનું રક્ષણ કરતો નથી તેનાં તે દ્વાર નિષ્ફળ થાય છે. તે પુરૂષને તપ કરીને શું કામ છે અને યજ્ઞ કરીને પણ શું કામ છે ? તેમજ તેને આત્માની સાથે પણ શું કામ છે ? અર્થાત્ તેને તપ, યજ્ઞ અને આત્મજ્ઞાન ફળ આપતાં નથી[૨૯]. જેણે ઉત્તરીય વિના વસ્ત્ર પહેરેલું છે, જે પાથર્યા વિના શયન કરે છે તથા જે પોતાના બાહુના ઉશીકા ઉપર સૂઇ રહે છે, તેને દેવતાઓ "બ્રાહ્મણ" જાણે છે[૩૦]. જે મુનિ સુખ–દુઃખરૂપી વાડીમાં એકલો ફરે છે તથા જે બીજાને સુખ–દુઃખ આપવાનો વિચાર કરતો નથી તેને દેવતાઓ "બ્રાહ્મણ" જાણે છે[૩૧]. જે પ્રકૃતિ તથા વિકૃતિ શું છે ? તેને તથા આ સર્વ જગતને જાણે છે અને સર્વ પ્રાણીઓની ગતિને પણ જાણે છે તેને દેવતાઓ "બ્રાહ્મણ" કહે છે[૩૨]. જેને સર્વ પ્રાણીઓથી અભય છે તથા જેનાથી સર્વ પ્રાણીઓ ભયરહિત છે, તેમજ જે સર્વ પ્રાણીના આત્મારૂપ છે તેને દેવતાઓ "બ્રાહ્મણ" કહે છે[૩૩]. જેઓ ઉપર્યુક્ત લક્ષણવાળા બ્રાહ્મણને ઓળખતા નથી તથા દાન અને યજ્ઞક્રિયાની ફળરૂપ ચિત્તની શુદ્ધિને પણ જાણતા નથી તે મૂઢ પુરૂષો ગુરૂ આદિએ કહેલા બ્રહ્મજ્ઞાનનો અનાદર કરીને સ્વર્ગાદિ ફળમાં પ્રીતિ કરે છે[૩૪]. જેનો આશ્રય કરીને આશ્રમમાં રહેલા પ્રાણીઓને પોતાનાં કર્મસહિત સંસારરૂપ અજ્ઞાનનો નાશ કરનાર વેદાંત શ્રવણ આદિ તપ પ્રાપ્ત થાય છે, તે સદાચારનો આશ્રય કરીને અનાદિ, સનાતન ( મુમુક્ષુ પુરૂષોએ નિત્ય અનુષ્ઠેય ), જેનું ફળ વ્યભિચારી ( ચંચળ ) નથી એવું, ધર્મના વિષે સંક્ષિપ્ત રીતે કથન કરેલું, આપદારહિત, ધર્મના આચારરૂપ તથા જેથી સાવધાનપણું અને કામાદિવડે પરાજય ન પામવાપણું પ્રાપ્ત થાય છે[૩૫,૩૬]. જેનાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિરૂપ કર્મ પ્રત્યક્ષ ફળ આપનારાં છે, જે કર્મ પરમેશ્વરપણાને આપનારાં છે તથા જેનાં કર્મ અવિનાશી છે તેવું યોગરૂપી તત્વ આચરવાને અશક્ત પુરૂષો ગુણરહિત ( નિષ્ફળ ) અને અનૈકાંતિક ( વ્યભિચારી–ચંચળ ) યજ્ઞાદિ કર્મમાં આસક્ત થાય છે. યજ્ઞનાં કાર્ય જાણવાં ઘણાં કઠિન છે અને તે જાણ્યાં તો આચરવાં કઠિન છે અને તે આચર્યાં તો તેનું ફળ અંતવાળું ( નાશવંત ) છે, હે સ્યૂમરશ્મિ ! તેને તું પણ જાણે છે[૩૭-૩૮]. સ્યૂમરશ્મિ કહે છે કેઃ–હે ભગવન્ ! વેદમાં કર્મ કરવાની તથા કર્મ તજવાની એવી બન્ને પરસ્પર વિરૂદ્ધ આજ્ઞાઓ કહેલી છે માટે તે બેમાંથી એકનું ગ્રહણ કરતાં વેદનાં પ્રામાણ્યને હાનિ પહોંચે છે. તો તે હાનિ જેવી રીતે ન પહોંચે, અર્થાત્ જેવી રીતે વેદ પ્રમાણરૂપ રહે અને જેવી રીતે ત્યાગ પણ સફળ થાય, અર્થાત્ વેદમાં કહેલાં ત્યાગનાં વચન પણ પ્રમાણ થાય, એવી રીતે એ બન્ને માર્ગને સ્પષ્ટ કરીને મને કહો[૩૯]. કપિલ કહે છે કેઃ–કર્મ માર્ગના આશ્રયે રહેલા તમે પણ બ્રહ્મપ્રાપ્તિના માર્ગમાં સ્થિતિવાળા થઇને ઘટાદિને પ્રત્યક્ષ જુઓ છો અને એજ પ્રત્યક્ષ પ્રમાણથી તમે જે સુખાદિના અનુભવરૂપ તત્વનું ઉપાસન કરો છો, તે સુખાદિના અનુભવનું આ લોકમાં શું સ્વરૂપ છે ? તે જુઓ[૪૦]. (કપિલનું એવું વચન સાંભળીને સુખાદિ અનુભવની પરીક્ષા કરવાને અશક્ત

સ્યૂમરશ્મિએ પ્રતિવાદીપણાનો ત્યાગ કરીને કહ્યું ). સ્યૂમરશ્મિ કહે છે કેઃ—હે બ્રહ્મન્ ! હું “સ્યૂમરશ્મિ” તત્વજ્ઞાનની જિજ્ઞાસાથી આ ગાયમાં પ્રવેશ કરીને અહીં આવ્યો છું. મને કલ્યાણ પ્રાપ્ત કરવાની ઈચ્છા છે માટે પ્રશ્ન કરૂં છું પરંતુ વાદ કરીને પોતાના પક્ષની દૃઢતા કરવા માટે પ્રશ્ન કરતો નથી[૪૧]. માટે તમો ભગવાન્ આ મહા કઠિન સંશયનું છેદન કરો. કેમ કે, તમે સુખાદિ અનુભવને પ્રત્યક્ષ જુઓ છો અને તેથી બ્રહ્મના માર્ગના વિષે રહેલા છો; તમે જેનું ઉપાસન કરો છો તે અત્યંત પ્રત્યક્ષ વસ્તુ શી છે ?[૪૨]. મેં વેદવિરોધી લોકાયતિક આદિનાં શાસ્ત્રવિના વેદને પ્રમાણ માનનારાં બીજાં શાસ્ત્ર જોયાં છે, અર્થાત્ હું ઉત્તરમીમાંસા અને પૂર્વમીમાંસા, સાંખ્ય તથા પાતંજલ શાસ્ત્રને જાણું છું. એ શાસ્ત્રોનું આચરણ આશ્રમ-ધર્મને અનુસરીને કરવું. તેમાં પણ બન્ને મીમાંસાશાસ્ત્ર સિદ્ધ છે અને સાંખ્ય તથા પાતંજલ કાંઈક અંશે વેદથી વિરૂદ્ધ છે; એટલે સાંખ્યમાં અહિંસારૂપ ધર્મ વખાણ્યો છે તથા યોગમાં ચિત્તનો નિરોધ વખાણ્યો છે તેથી એ બન્ને યજ્ઞાદિ અનુષ્ઠાનને બાધ કરનાર છે. વારૂ, પંચ-ભૂતનો જય કરવાથી યોગીઓને પણ અજરપણું, અમરપણું વગેરે સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેનું મૂળ પણ શાસ્ત્રમાં પ્રત્યક્ષજ છે. તેનું સમાધાન એ છે કે, શરીર કે, જે પ્રત્યેક ક્ષણે પરિણામ પામનારૂં છે તે અજર અને અમર થાય એ પ્રત્યક્ષ તથા અનુમાનથી વિરૂદ્ધ છે, માટે જે દિવ્ય ભોગની પ્રાપ્તિ આદિ સિદ્ધિ પ્રત્યક્ષ અને અવિરૂદ્ધ હોય તેજ સિદ્ધિ છે[૪૩.૪૪]. (એ પ્રમાણે સ્યૂમરશ્મિ પોતાનો મત કહી બતાવીને કપિલનો મત જાણવાના હેતુથી શિષ્ય-ભાવ પ્રકટ કરે છે કે, )—જેમ એક નાવની સાથે બાંધેલી બીજી નાવ હોય તે, પહેલી નાવ કે, જે પ્રવાહમાં તણાય તેની સાથે તણાય છે; તેમ હે વિપ્ર ! મને અંધપરંપરાથી કર્મરૂપ નૌકા પ્રાપ્ત થયેલી છે તથા તે કર્મની સાથે બાંધેલી છે. અર્થાત્ કર્મથી કર્મ ઉપજે છે અને કર્મ બંધન કરનારૂં છે માટે તે કર્મ કુબુદ્ધિવાળાને શી રીતે તારશે ? માટે હે પ્રભો ! હું તમારા શરણે આવ્યો છું અને અધિકારી છું માટે સર્વથી પ્રત્યક્ષ સુખાનુભવ કહો[૪૫]. તમે કહેશો કે “આત્માને જાણે તે શોકને તરે + છે” એ તું પણ ભણ્યોજ છે, અથવા નિર્દ્વંદ્વ ઈત્યાદિ ગુણવાળા યોગીઓ બ્રહ્મને જાણે છે એ મેં પણ કહ્યું છે ત્યારે હવે તેથી વધારે શું ભણાવવાનું છે ? એમ નથી. કેમ કે, મ્હારા જોવામાં તો કોઈ પણ પુરૂષ ત્યાગી, સંતુષ્ટ, શોકરહિત, આધિરહિત, કર્મ કર-વાની ઈચ્છાથી રહિત, સંગરહિત અને કર્મરહિત જોવામાં આવતો નથી[૪૬]. તમે પણ અમારી પેઠેજ હર્ષ પામો છો અને શોક કરો છો તથા સર્વ પ્રાણીઓને ઇન્દ્રિયોના જેવા વિષયો છે તેવા તમારે પણ છે[૪૭]. એ પ્રમાણે ચારે વર્ણના લોકો અને ચારે આશ્રમમાં રહેલા લોકોની પ્રવૃત્તિ સુખાદિ અર્થના માટે છે માટે તે એક સુખના આધારે રહેલા સર્વ વર્ણાશ્રમમાંથી કયો વર્ણ અને કયો આશ્રમ હાનિરહિત છે ?[૪૮]. કપિલ કહે છે કેઃ—વૈદિક કે, અવૈદિક જે જે શાસ્ત્ર મોક્ષશાસ્ત્રના જે જે અર્થનું પ્રતિપાદન કરે છે તે તે શાસ્ત્ર પ્રમાણે તે તે અર્થનું અનુષ્ઠાન સફળ થાય છે. તાત્પર્ય કે, ગમે તે શાસ્ત્રના પક્ષમાં રહીને પણ શમાદિનું અનુષ્ઠાન કરવાથી સર્વ દોષથી શૂન્ય આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે[૪૯]. જે પુરૂષ શાસ્ત્રમાં કહેલા જ્ઞાનને અનુસરે છે તેને યથોક્ત સાધનના અનુષ્ઠાનથી ઉપજેલું જ્ઞાન સર્વ સંસાર—સંસારરૂપ બંધનનો નાશ કરે છે, પણ જ્ઞાન વિના વેદમાં કહેલી પ્રવૃત્તિ પણ પ્રજાને જન્મ—મરણરૂપ પ્રવાહમાં નાખીને ક્લેશ ઉત્પન્ન કરે છે[૫૦]. તમે (કર્મમાર્ગી) જ્ઞાની છો અને સર્વ પ્રકારે વિકારરહિત છો એ વાત ખરી, તથાપિ તમારામાં શમાદિ સાધનની ન્યૂનતા છે માટે “દ્વૈતદર્શન વિના સર્વત્ર એક આત્માજ જોવો” એવું એકાત્મજ્ઞાન તમારામાંથી કોઇનેજ ઉપજે છે[૫૧]. તમારામાંહેના કેટલાક

+ “तरति शोकमात्मवित् । આત્મજ્ઞાની શોકથી મુક્ત થાય છે.” સંશોધક.

શાસ્ત્રને યથાર્થ ન જાણીને વાદના બળથી જય મેળવે છે તથા કામ અને દ્વેષથી પરાભવ પામીને અહંકારને સ્વાધીન થાય છે[૫૨]. તેઓ શાસ્ત્રના તત્વને યથાર્થ ન જાણીને શાસ્ત્રમાં કહેલી બ્રહ્મ વસ્તુની ચોરી કરે છે–"બ્રહ્મ નથી." એમ કહે છે. તેથી તેઓને "શાસ્ત્રચોર" કહીએ છીએ. વળી તેઓ દંભ અને મોહના સ્વાધીનમાં પડીને શમાદિ સાધનનો આરંભ કરતા નથી[૫૩]. તેઓ પોતેજ બ્રહ્મ વિદ્યામાં નિર્ગુણપણું જુએ છે અને તેના જ્ઞાન, ઐશ્વર્ય આદિ ગુણોને ન જાણીને બીજાને પણ જણાવી શકતા નથી. એ તમોમય શરીરવાળા અંતે પાછા તમોમય શરીરને સ્વાધીન થાય છે–વારંવાર દેહને ધારણ કર્યા કરે છે[૫૪]. જે પ્રાણીની જે પ્રકૃતિ હોય છે તે પ્રકૃતિના વશમાં રહીને તે વર્તે છે તથા તેવા પુરૂષનો ક્રોધ, દંભ, અસત્ય, મદ, દ્વેષ અને કામ એવા પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણો નિરંતર વૃદ્ધિ પામ્યા કરે છે[૫૫]. પણ જે યોગી પુરૂષો હોય છે તેઓ "પ્રકૃતિના ગુણને બંધન કરનારા છે," એમ જાણીને તથા શુભાશુભ સર્વ કર્મનો ત્યાગ કરીને ધારણા, ધ્યાન અને સમાધિ આદિમાં આસક્ત થાય છે[૫૬]. સ્યૂમરશ્મિ કહે છે કેઃ–હે બ્રહ્મન્! મેં કર્મનાં જે વખાણ અને સંન્યાસની નિંદા કહી હતી તે પણ શાસ્ત્રમાંથીજ કહેલી હતી કેમ કે, શાસ્ત્રને જાણ્યા વિના વાણીની પ્રવૃત્તિ થતી નથી[૫૭]. વેદમાં કહ્યું છે કે, જે આચાર ન્યાયયુક્ત છે તે સર્વ શાસ્ત્ર છે અને જે આચાર ન્યાયયુક્ત નથી તે સર્વ અશાસ્ત્ર છે[૫૮]. "કોઈ પણ કર્મની પ્રવૃત્તિ શાસ્ત્રવિના છે નહિ" એવું વેદમાં કહેલું છે; પણ વેદવચનથી જે વિરૂદ્ધ છે તે અશાસ્ત્ર છે[૫૯]. કેટલાક પુરૂષો કે, જેઓનો ગર્વ સ્પષ્ટ જોવામાં આવે છે, જેઓની બુદ્ધિ અજ્ઞાનથી હરણ થયેલી છે તથા જેઓ તમોગુણથી વીંટાયલા છે તેઓ આ લોકને શાસ્ત્રથી રહિત જુએ છે–તેના વિષે આદર કરે છે તથા શાસ્ત્રમાં કહેલા દોષ–જેવા કે, કૃતનો નાશ અને અકૃતની પ્રાપ્તિ આદિને જોતા નથી અને અમારી પેઠે શોક કરે છે. શીત, ઉષ્ણ આદિ ઇન્દ્રિયોના અર્થ તો પશુ, પામર અને પંડિત, એ સર્વને સમાન છે[૬૦]. તેમ ચારે વર્ણ અને ચારે આશ્રમના મનુષ્યોની પ્રવૃત્તિ એક વસ્તુના આલંબન ઉપર રહેલી છે. તે વસ્તુ સુખ છે અને તે પણ તમારે સર્વની સાથે સમાન છે. એમ છતાં પણ સર્વ પ્રકારે તમે તેનો સિદ્ધાંત કરી આપ્યો છે અને તે સિદ્ધાંત કરવામાં તમોએ શક્તિમાન થઇને શાસ્ત્રનું અનંતપણું સિદ્ધ કર્યું છે. તમે ત્યાગ–ભોગ કરવામાં કુશળ છો તેથી તમોએ અમોને શાંતિ આપી છે[૬૧.૬૨]. યદ્યપિ તમોએ આત્માના વિષે સ્થિતિ રાખીને વર્તવાનું કહ્યું તથાપિ તે દુષ્કર છે. કેમ કે, સર્વ પ્રકારે કૃતકૃત્ય થઈને, દેહ માત્રનો આશ્રય કરીને, મનને જીતીને તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખીને વર્તવાને કોણ શક્તિમાન છે? અર્થાત્ સંન્યાસ વિના મોક્ષ દુષ્પ્રાપ્ય છે[૬૩]. જેનાથી ન્યાયશાસ્ત્ર દૂર રહેલું છે તથા જે સર્વ લોકની નિંદા કરે છે એવો પુરૂષ વેદવચનનો આશ્રય કરીને "મોક્ષ છે" એમ કહેવાને યોગ્ય છે; અર્થાત્ ગૃહસ્થ થઇને તથા કર્મકાંડ કરીને માત્ર વેદવચનથી મોક્ષ સિદ્ધ કરી શકાય નહિ, પણ સંસારનો ત્યાગ કરીને વેદવચનથી મોક્ષ સિદ્ધ કરી શકાય છે[૬૪]. કારણ કે, કુટુંબના અંગે વળગેલું દાન, અધ્યયન, યજ્ઞ, પ્રજાવૃદ્ધિ અને આર્જવ આદિ કર્મની સાથે મોક્ષસિદ્ધિ કરવી દુષ્કર છે[૬૫]. જો એમજ હોય તો ગૃહસ્થાશ્રમીનો મોક્ષજ થાય નહિ. માટે યજ્ઞાદિ કર્મ કરનારને અને યજ્ઞકર્મરૂપ કાર્યને ધિક્કાર છે કેમ કે, તે નિરર્થક શ્રમ છે[૬૬]. એ રીતે કર્મકાંડની વ્યર્થતા થવાની સાથે જેઓ કર્મકાંડને વ્યર્થ જાણે છે તેઓને નાસ્તિકતાનો દોષ પણ લાગે છે તથા વેદની ક્રિયાઓ નિરર્થક થાય છે. હે ભગવન્! તે કર્મકાંડનો એ પ્રકારે નાશ થાય તે યોગ્ય નથી કેમ કે, સર્વ વેદના વચનની એકવાક્યતા થયા વિના તે પ્રમાણ ગણાય નહિ. માટે કર્મકાંડની અનંતતા સાંભળવાને હું ઉતાવળથી ઇચ્છા કરૂં છું[૬૭]. માટે હે બ્રહ્મન્! હું શિષ્ય થઇને તમારી પાસે આવ્યો છું માટે

તમે મને વેદની એકવાકયતા શી રીતે થાય? અર્થાત્ કર્મકાંડ અને જ્ઞાનકાંડનો પરસ્પર વિરોધ શી રીતે દૂર થાય? તે કહો. તમે જે રીતે મોક્ષને જાણો છો તે રીતે હું તમારી પાસેથી જાણુવાને ઇચ્છું છું[૧૮].

॥ तत्त्वं वदस्व मे ब्रह्मन्नुपसन्नोऽस्म्यधीहि भोः । यथा ते विदितो मोक्षस्तथेच्छाम्युपशिक्षितुम् ॥६८॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० गोकपिलीये षण्णवतितमोऽध्यायः ॥ ९६ ॥

## અધ્યાય ૯૭ મો–ગોકપિલીય–કપિલ અને સ્યૂમરશ્મિનો સંવાદ.

**कपिल उवाच** ॥ वेदाः प्रमाणं लोकानां न वेदाः पृष्ठतः कृताः ॥
॥ द्वे ब्रह्मणी वेदितव्ये शब्दब्रह्म परं च यत् ॥ १ ॥

કપિલ કહે છે કે:—સર્વ લોકમાં વેદ પ્રમાણ છે અને વેદને વ્યર્થ ગણ્યા નથી. બ્રહ્મનાં બે સ્વરૂપ જાણુવા યોગ્ય છે. એક શબ્દબ્રહ્મ એટલે કર્મકાંડ અને બીજું પરબ્રહ્મ એટલે આત્મસ્વરૂપ[૧]. જે પુરુષ શબ્દબ્રહ્મમાં કુશળ હોય તે પરબ્રહ્મને પામે છે; અર્થાત્ કર્મકાંડથી ચિત્તશુદ્ધિ કર્યા પછી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. વેદમાં ગર્ભાધાનાદિ સંસ્કારવડે જે શરીરની ઉત્પત્તિ કહેલી છે તેને વેદના મંત્રોવડે સંસ્કારયુક્ત કરવામાં આવે છે[૨]. જ્યારે એ રીતે શરીર શુદ્ધ થાય છે ત્યારે તે બ્રાહ્મણ બ્રહ્મવિદ્યાને પાત્ર થાય છે, એવી રીતે કર્મ મોક્ષમાં ઉપયોગી છે માટે તે અંતવાન નથી એમ જાણ. તે કર્મ કોઈ રીતે અંતવાન નથી તે હું તને કહું છું. યજ્ઞથી ચિત્તની શુદ્ધિ થાય છે તે સ્વર્ગની પેઠે માત્ર શાસ્ત્રથીજ જાણુવામાં આવે એવી નથી અથવા પર્વતવહ્નિની પેઠે અનુમાનથી જાણુવામાં આવે તેવી પણુ નથી, પરંતુ પ્રત્યક્ષ અને સ્વયમેવ જાણી શકાય તેવી છે[૩]. જે પુરુષો યજ્ઞાદિ કર્મ કરીને કોઇ પ્રકારના ફળની આશા ન રાખતા હોય તથા જેઓ "યજ્ઞાદિ કર્મ ધર્મ છે" એટલુંજ જાણીને યજ્ઞ કરતા હોય, જેઓ "પ્રાપ્ત કરેલા ધનનો સારા માર્ગે વ્યય કરવો" એમ જાણીને યજ્ઞ કરતા હોય, જેઓ લોભી ન હોય, જેઓ રાગ–દ્વેષથી રહિત હોય અને જેઓ "ઉત્પન્ન કરેલા ધનને તીર્થ (સત્પાત્ર)માં પ્રતિપાદન કરવું" એમ જાણુતા હોય તેઓને તે યજ્ઞ ચિત્તશુદ્ધિને ઉત્પન્ન કરે છે[૪,૫]. જેઓ સર્વદા પાપકર્મ કરતા ન હોય, જેઓ કોઇ વખત યજ્ઞાદિ કર્મ કરતા હોય, જેઓના મનના સંકલ્પ સિદ્ધ થતા હોય, જેઓના જ્ઞાનનો નિશ્ચય અત્યંત શુદ્ધ હોય[૬]. જેઓ કોઈના ઉપર ક્રોધ ન કરતા હોય, જેઓ કોઈની અસૂયા ન કરતા હોય, જેઓ અહંકાર ન રાખતા હોય, જેઓ અદેખાઈ ન કરતા હોય, જેઓની નિષ્ઠા જ્ઞાનના ઉપાયરૂપ શ્રવણુ, મનન અને નિદિધ્યાસન, એ ત્રણુમાં હોય, જેઓનાં જન્મ, કર્મ અને વિદ્યા, એ ત્રણુવાનાં શુદ્ધ હોય અને જેઓ સર્વ પ્રાણીઓના હિતમાં આસક્ત હોય તેઓને તીર્થસ્વરૂપ જાણુવા[૭]. પોતાના કર્મમાં આદરવાળા એવા ગૃહસ્થો ઘણુા થયા છે. એવા જનકાદિ ધર્મયુક્ત રાજાઓ અને યાજ્ઞવલ્કયાદિ યથાવિધિ વર્તનારા બ્રાહ્મણુ ગૃહસ્થો પૂર્વે થયા છે[૮]. તેઓ સર્વના વિષે સમાન બુદ્ધિવાળા, આર્જવવાળા, સંતુષ્ટ, જ્ઞાનના નિશ્ચયવાળા, સત્યસંકલ્પાદિ ધર્મના પ્રત્યક્ષ ફળવાળા, પવિત્ર અને નિરૂપાધિક બ્રહ્મના વિષે શ્રદ્ધાવાળા હતા[૯]. વળી તેઓએ પ્રથમ યજ્ઞાદિ કર્મ કરીને પોતાના આત્માને સંસ્કારયુક્ત કરેલો હતો, તેઓ યથાવિધિ વ્રત આચરતા હતા અને અતિ સંકટમાં પણુ તેઓ એકત્ર થઇને ધર્મ આચરતા હતા[૧૦]. પૂર્વે તેઓ એકત્ર થઇને ધર્મ આચરતા હતા તેમાં તેઓને એ ધર્માચરણુ સુખરૂપ હતું તથા તેઓને કોઈ પ્રકારે

પ્રાયશ્ચિત્ત કરવું પડતું નહોતું[11]. તેઓ સત્ય ધર્મનો આશ્રય કરીને કોઈથી લગાર પણ ભય પામતા નહોતા. તેઓ પોતાની બુદ્ધિને અનુસરતા નહોતા પણ શાસ્ત્રને અનુસરતા હતા. તેઓ ધર્મના કામમાં કપટ કરતા નહોતા[12]. તેઓ ધર્મ કાર્યમાં જે વિધિ સર્વોત્તમ હોય તેનેજ આચરતા હતા તેથી તેઓને કોઈ વખત કોઈ પણ પ્રકારે પ્રાયશ્ચિત્ત કરવું પડતું નહિ[13]. એ પ્રમાણે ધર્મના વિધિમાં સ્થિતિવાળા પુરૂષોને કોઇ પ્રકારે પ્રાયશ્ચિત્ત છેજ નહિ પણ "જેઓ ધર્મ આચરવાને અશક્ત હોય છે તેઓનેજ પ્રાયશ્ચિત્ત કરવું પડે છે" એવું વેદમાં કહેલું છે[14]. પ્રાચીન કાળમાં એવા ઘણા બ્રાહ્મણો થઈ ગયા છે તે સર્વ યજ્ઞ કરનારા, વેદમયી વિદ્યામાં વૃદ્ધ થયેલા, પવિત્ર, સદાચરણવાળા, યશવાળા, નિત્ય યજ્ઞ કરનારા, પ્રાર્થનારૂપ બંધનથી રહિત અને જ્ઞાનવાળા હતા. તેઓના કામ અને ક્રોધ દૂર થયેલા હતા, તેઓના આચાર અને કર્મ અન્યથી આચરી શકાય નહિ તેવા હતા, તેઓ પોતાનાં કર્મવડે વખણાયલા હતા, તેઓ સ્વભાવવડે પ્રશંસા પામવા યોગ્ય હતા, તેઓ સરળ વર્તણુંકવાળા હતા, તેઓમાં શમ ગુણ નિરંતર વાસ કરીને રહેલો હતો અને તેઓ પોતાના કર્મમાં યથાવિધિ વર્તતા હતા, તેથી તેઓના યજ્ઞ, વેદ, યથાશાસ્ત્ર કર્મ, શાસ્ત્ર અને સમય સમયના સંકલ્પ, એ સર્વ ક્રમ પ્રમાણે અનંત હતાં, એવી સનાતન શ્રુતિ અમે સાંભળી છે. તેઓ દીનતારહિત અને સત્વવાળા હતા તથા તેઓનો આચાર અને કર્મ અન્યથી આચરવાં કઠિન હતાં, એવા તેઓ પરિપૂર્ણ થયા હતા તેથી તેઓનું તપ અવિદ્યાનું નિવર્તન કરવાને શક્તિવાળું થયું હતું. એવા પુરૂષો આપત્સમય વિના અન્ય સમયમાં સ્વસ્થપણે જે આચરણ કરતા હતા તેને "સદાચાર" કહે છે. તે સદાચાર સાવધાનતાયુક્ત અને કામ–ક્રોધાદિથી પરાભવ પામેલો નહિ હતો[15-21]. તે (સદાચાર)ના વિષે કોઇ પણ વર્ણમાં અપૂજ્યનું પૂજન તથા પૂજ્યનું અપૂજન એવો વ્યતિક્રમ હતો નહિ. પ્રાચીન, સનાતન અને નિશ્ચળ સદાચારરૂપ સૂક્ષ્મ ધર્મને આચરવાને અશક્ત પુરૂષોએ તે એકજ સદાચારરૂપ આશ્રમના ચાર ભાગ પાડયા, તેને "ચાર આશ્રમ" કહે છે. જેમ માનસિક વ્યભિચારને અટકાવવાને અસમર્થ બ્રહ્મચારીઓએ ગૃહસ્થધર્મ અંગીકાર કર્યો, તેમાં યજ્ઞાદિ કર્મ કરવાથી માનસિક દોષ સાધારણ રીતે પકવ થયા એટલે જેમાં વૈરાગ્યનો ભાગ ઘણો છે એવા વાનપ્રસ્થ આશ્રમનો અંગીકાર કર્યો, તે આશ્રમમાં દોષો સારી રીતે પકવ થયા એટલે સંન્યસ્ત ધારણ કર્યું; એ રીતે ચઢતા ક્રમે ચાર આશ્રમો ઉપજેલા છે[22]. સત્પુરૂષો તે સદાચારને ઘરમાંથી નીકળીને પ્રાપ્ત કરે છે–સંન્યાસ ધારણ કરીને વિધિપૂર્વક સદાચારને પામે છે અને પરમ ગતિને પ્રાપ્ત કરે છે. કેટલાક પુરૂષો ઘરમાંથી નીકળીને વનમાં જાય છે–વાનપ્રસ્થ થાય છે અને કેટલાક ગૃહસ્થાશ્રમમાં રહીનેજ સદાચારને પાળે છે તથા કેટલાક બ્રહ્મચર્યાશ્રમમાં રહીનેજ સદાચાર પ્રમાણે વર્તે છે. અર્થાત્ ગમે તે આશ્રમમાં રહીને પણ સદાચારવાળા પુરૂષનો મોક્ષ થાય છે. જેઓ બ્રહ્મચર્યાશ્રમમાં રહીને સદાચારને પાળે છે તે બ્રાહ્મણો આકાશમાં તેજોમય થઇને રહેલા દષ્ટિએ આવે છે[23-24]. તેઓ આકાશમાં અનેક તારાના સમુદાય તથા અનેક નક્ષત્ર સરખા દેખાય છે. અગસ્ત્ય તથા વસિષ્ઠ આદિ ગૃહસ્થો વૈરાગ્યથી બ્રહ્મભાવને પામેલા છે[25]. તેઓ પુનઃ સંસારમાં આવે છે તથાપિ પાપરૂપ યોનિપ્રવેશાદિ દુઃખથી લેપાતા નથી પણ જેમ પ્રાણી એક ઘરમાંથી બીજા ઘરમાં જાય છે, તેમ તેઓ એક દેહમાંથી બીજા દેહમાં પ્રવેશ કરે છે[26]. એજ પ્રમાણે ગુરૂનું સેવન કરનાર અતિ દઢ નિશ્ચયવાળો બ્રહ્મચારી પણ કોઈ વખત પાપકૃત્યથી લેપાતો નથી. એ પ્રમાણે આચરણ કરનારને "બ્રાહ્મણ" જાણવો અને તે વિના બીજાને તો માત્ર "નામનાજ બ્રાહ્મણ"

*જાણવા[27]. કેમ કે, મનુષ્ય સારા-માઠા કર્મવડેજ "બ્રાહ્મણ" અથવા "બ્રાહ્મણક (નામનો બ્રાહ્મણ)" કહેવાય છે. એ પ્રમાણે જેઓના રાગાદિ દોષ પરિપકવ થયેલા છે તેઓને "त्वं" પદના અર્થનો સાક્ષાત્કાર થવાથી ઉપજેલા આનંત્ય (બ્રહ્મભાવ) થી તથા "तत्वमसि" વાક્યના અર્થના વિજ્ઞાનરૂપ શ્રુત-અધ્યયનથી સર્વ જગત બ્રહ્મરૂપ થાય છે એવી સનાતન શ્રુતિ અમે સાંભળી છે. એવી રીતે જેઓની તૃષ્ણા દૂર થયેલી છે તથા જેઓએ શુભાશુભનો કે, નિત્યાનિત્યનો નિર્ણય કરેલો છે એવા મુમુક્ષુ પુરૂષોને જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિના અભિમાની ( ક્રમે ) વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ કરતાં ચોથા પરમાત્મા પુરૂષ વિષે જે ઉપનિષત્ વિદ્યા છે તેમાં કહેલો શમ, દમ, તપ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન આદિ સર્વ વર્ણાશ્રમનો સાધારણ ધર્મ માન્ય છે, એમ સ્મૃતિમાં કહેલું છે. સિદ્ધ થયેલા અને મનને જીતનારા બ્રાહ્મણો તે પૂર્વોક્ત ધર્મને નિરંતર સાધે છે અને તે ધર્મથી શુદ્ધ થયેલા બ્રાહ્મણો તુરીય બ્રહ્મની પ્રાપ્તિ કરે છે. અર્થાત્ શાસ્ત્રમાં કહેલા જ્ઞાનનું શ્રવણ પણ સંન્યાસમાંજ વિક્ષેપ વિના બને છે[28-30]. યતિનો ધર્મ સનાતન, નિત્ય, જેમાં મોક્ષ આપનારી બ્રહ્મવિદ્યા રહેલી છે એવો અને જેનું મૂળ સંતોષ છે, ત્યાગ જેનો આત્મા છે તથા જ્ઞાન જેનું અધિષ્ઠાન છે એવો છે[31]. વળી તે ધર્મ ગમે તે આશ્રમના ધર્મની સાથે મિશ્ર કરીને આચરી શકાય એવો છે માટે મુમુક્ષુઓ તેને બીજા આશ્રમમાં રહીને અથવા કેવળ સંન્યાસ આશ્રમમાં રહીને પોતપોતાના વૈરાગ્ય પ્રમાણે આચરે છે. એ ધર્મ વણિક અને પારધી આદિ સર્વને કલ્યાણનો હેતુ છે માટે તે માર્ગે તમે જાઓ, જાઓ; માત્ર જે પુરૂષ દુર્બળ એટલે સંસારમાં પ્રીતિવાળો છે તેનાથી એ માર્ગે થાકી જવાય છે. માટે જે પુરૂષ પવિત્ર (રાગાદિ દોષથી રહિત) હોય છે તે બ્રહ્મનું પદ ઇચ્છીને સંસારથી મુક્ત થાય છે[32]. સ્યૂમરશ્મિ કહે છે કેઃ-જે પુરૂષો પ્રાપ્ત થયેલા ધનવડે ભોગને ભોગવે છે, દાન કરે છે, યજ્ઞ કરે છે, ધારણ કરે છે કે, પ્રતિગ્રહ ગ્રહણ કરે છે અથવા ત્યાગ રાખીને રહે છે[33]. એ સર્વમાંથી મૃત્યુ પામ્યા પછી સર્વોત્તમ પ્રકારે સ્વર્ગને જીતનારો કોણ છે? અર્થાત્ ગાર્હસ્થ્યમાં કે, સંન્યાસમાં યથોક્ત આચારવાળા પુરૂષનો નિવૃતિ ધર્મ યદ્યપિ સમાન છે તથાપિ મૃત્યુ પામ્યા પછી તેઓના કલ્યાણમાં કાંઇ તફાવત છે કે નહિ? હે બ્રહ્મન્! આ મ્હારા પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપો[34]. કપિલ કહે છે કેઃ-વ્યવહારમાં ધનાદિનું ગ્રહણ કરવું, એ સર્વ સારૂં છે તથા તેમાં ગુણ પણ રહેલા છે તથાપિ ત્યાગીના સરખું સુખ પ્રાપ્ત થતું નથી એ તો તું પણ જાણે છે. અર્થાત્ ગૃહસ્થ અને ત્યાગીને મોક્ષ તો સમાન છે તથાપિ ત્યાગીને દૃષ્ટ સુખ (પ્રત્યક્ષ અથવા આ લોકનું સુખ) અધિક છે[35]. સ્યૂમરશ્મિ કહે છે કેઃ-તમે જ્ઞાનમાં સ્થિતિવાળા છો અને ગૃહસ્થના કર્મમાં નિશ્ચયવાળા છો તથા સર્વ આશ્રમની સ્થિતિનું મોક્ષરૂપ ફળ તો એક છે એમ તમે કહો છો[36]. ત્યારે જ્ઞાન તથા કર્મ એ બન્ને સમાન મહત્તાવાળાં ગણીએ તો કાંઇ તફાવત રહેતો નથી અને બન્નેમાંથી એક વિશેષ મહત્તાવાળું હોય તો તે કયું? હે ભગવન્! એ મને યથાન્યાય અને યથાવત્ (જેમ હોય તેમ) કહો[37]. કપિલ કહે છે કેઃ-કર્મ માત્ર સ્થૂલ અને સૂક્ષ્મ શરીરની શુદ્ધિ કરનારાં છે અને જ્ઞાન એ મોક્ષનું સાધન અને સર્વોત્તમ ગતિરૂપ છે. તેનો ક્રમ એવો છે કે, કર્મવડે

---

* મનુસ્મૃતિમાં પણ આવાજ ભાવાર્થનો શ્લોક છે કેઃ—"**यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः । तथा विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥ ભાવાર્થઃ**—કાષ્ઠનો હાથી, ચામડાનો મૃગ અને ભણ્યા વિનાનો બ્રાહ્મણ; આ ત્રણે ફક્ત નામધારીજ છે."

સંશોધક.

રાગાદિ દોષ પરિપક્વ થયા પછી બ્રહ્માનંદનું જ્ઞાન શાસ્ત્રથી ઉપજીને મનમાં ઠસે છે[૩૮]. પછી સૌજન્ય, ક્ષમા, શાંતિ, અહિંસા, સત્ય, સરળતા, અદ્રોહ, અનભિમાન, લજ્જા, સહનતા અને શમ, એ ગુણો પ્રવૃત્ત થાય છે[૩૯]. તે ગુણો બ્રહ્મના માર્ગરૂપ છે તથા તે ગુણોવડે પર વસ્તુની પ્રાપ્તિ થાય છે. માટે વિદ્વાન પુરૂષે પોતાના મનથી જાણવું કે, કર્મવડે દોષની શુદ્ધિ થયા પછી વૈરાગ્યાદિની ઉત્પત્તિ થાય છે[૪૦]. માટે સર્વ પ્રકારે શાંત, અત્યંત શુદ્ધ, જ્ઞાનના નિશ્ચયવાળા અને સંતોષી બ્રાહ્મણો જે અહંકારરહિત ગતિને પામે છે તેને "પરમ ગતિ" કહે છે[૪૧]. એ પરમગતિનું લક્ષણ જેમાં કહેલું છે તે વેદ, કર્મ અને બ્રહ્મના સ્વરૂપ વેદિતવ્ય (જાણવાનું) તથા કર્મનું અનુષ્ઠાન અને બ્રહ્મનું જ્ઞાન, એ સર્વને જે જાણે તેને "વેદવિત્" કહેવો. અન્ય સર્વને ધમણની પેઠે શ્વાસ લેનારા જાણવા[૪૨]. વેદવિત્ બ્રાહ્મણો સર્વને જાણે છે કેમ કે, તેઓ વેદને જાણે છે અને વેદમાં સર્વ રહેલું છે. (વર્તમાન કાળમાં) જે છે તથા (ભૂત અને ભવિષ્યમાં) જે નથી, તે સર્વની સ્થિતિ અથવા સ્વરૂપતત્વ વેદમાં છે[૪૩]. સર્વ શાસ્ત્રમાં સ્વરૂપતત્વ એકજ છે. જે જગત પ્રતીતિકાળમાં છે અને બાધકાળમાં નથી; તે જગતનું સ્વરૂપતત્વ એકજ છે; અર્થાત્ જગત જ્ઞાનીઓને દેખાય છે છતાં માયાનગરની પેઠે તેઓના મન તે છેજ નહિ અને અજ્ઞાનીને જગત અત્યંત અસત્ છતાં પણ વજ્રના પાંજરાની પેઠે અતિશય દૃઢપણે છેજ. જે પુરૂષ સતરૂપ બ્રહ્મને અને અસતરૂપ જગતને જાણે છે તેવો તત્વજ્ઞ તો નિર્વિશેષ લયસ્થાનને અંત અને સવિશેષ લયસ્થાનને મધ્ય જાણીને તેને તત્વરૂપે એકજ જાણે છે[૪૪]. (એ રીતે બ્રહ્મજ્ઞ પુરૂષની સમાધિ અને વ્યુત્થાન દશા વિષે કહે છે કે,) વેદમાં જેની સ્થિતિ કથન કરેલી છે તે સર્વની પ્રાપ્તિ ત્યાગદશામાં એ નિર્વિકલ્પ સમાધિમાં થાય છે. અર્થાત્ ખેતર, વાડી, ઘર, પશુ, પત્ની, પુત્ર, શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ અને અહંકાર એ સર્વનો અનુક્રમે ત્યાગ કરવાથી નિર્વિકલ્પ સમાધિ થાય છે તથા તેમાં આત્માનું પ્રત્યક્ષ દર્શન થાય છે. વ્યુત્થાન દશામાં જેની મોક્ષમાં સ્થિતિ છે એવો સંતોષ પ્રાપ્ત થાય છે. વેદમાં કહ્યું છે કે "મનુષ્યના સો આનંદની બરાબર એક ગંધર્વનો આનંદ છે" અને એમ કહેતાં છેવટે કહ્યું છે કે "શ્રોત્રિય અને કામથી નહિ હણાયલા પુરૂષને તે બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે" તે શ્રુતિઓમાં સર્વત્ર શ્રોત્રિયત્વ અને અકામહતત્વ અનુગત છે. તેમાં શ્રોત્રિયત્વ સર્વત્ર સમાન છે અને અકામહતત્વ આનંદના ઉત્કર્ષને બતાવનારૂં છે. એ અકામહતત્વ કે, જેને સંતોષ કહેલો છે, તે સર્વ આનંદમાં અનુગત છે માટે બ્રહ્મવેત્તાની વ્યુત્થાન દશા તે આનંદની પરિસીમા છે[૪૫]. (મોક્ષનું સ્વરૂપ આ પ્રમાણે છે:)–મોક્ષ અબાધિત છે, સત્ય એટલે મૂર્ત અને અમૂર્ત અપ્રપંચાત્મક છે. તે સર્વનું આત્મા છે માટે વિદિત (જાણેલું) છે. વળી સ્થાવર અને જંગમ સર્વ પોતપોતાના દેહના વિષે તાદાત્મ્ય બુદ્ધિ (તે આત્મા હું છું એવી બુદ્ધિ) કરી બેઠા છે માટે તેઓને વેદિતવ્ય (જણાવવા જેવું) છે, તે સર્વ એટલે ખોડ–ખાંપણ વિનાનું પૂર્ણ છે, તે સુખરૂપ છે, તે સર્વોત્કૃષ્ટ શિવરૂપ એટલે શાંત છે, તે ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત છે માટે તે "બ્રહ્મ" કહેવાય છે, જેનાથી અવ્યક્તની ઉત્પત્તિ છે એવું તે છે, પરિણામ-રહિત છે માટે અવ્યય છે અને વળી અસંગ છે. મોક્ષનું એવું સ્વરૂપ છે[૪૬]. ઇન્દ્રિયોનો જય કરવાના સામર્થ્યને "તેજ" કહે છે. અપકાર કરનારના ઉપર પણ ક્રોધ ન ઉપજવાના ગુણને "ક્ષમા" કહે છે. નિષ્કામપણાવડે સર્વ પ્રકારના કર્તવ્યથી વિરામ પામવાને "શાંતિ" કહે છે. એ રીતે તેજ, ક્ષમા અને શાંતિ એ ત્રણ દુઃખાદિ વિકારને ઉત્પન્ન નહિ કરનારાં તથા શુભ છે. તેમજ અકૃત્રિમ, જગતના કારણરૂપ અથવા આકાશની પેઠે અસંગ, નિત્ય, એકરૂપ અને અવિનાશી બ્રહ્મ છે. બુદ્ધિરૂપી નેત્રવાળા પુરૂષો તેજ આદિ સર્વ (ત્રણ) કારણથી

જે અકૃત્રિમ આદિ બ્રહ્મને જાણે છે તે બ્રહ્મને તથા બ્રહ્મને જાણનારા તે બ્રહ્મવેત્તાને નમસ્કાર છે[૪૭].

तेजः क्षमा शांतिरनामयं शुभं तथाविधं व्योम सनातनं ध्रुवम् ।
एतैः सर्वैर्गम्यते बुद्धिनेत्रैस्तस्मै नमो ब्रह्मणे ब्राह्मणाय ॥ ४७ ॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० गोकपिलीये सप्तनवतितमोऽध्यायः ॥ ९७ ॥

## અધ્યાય ૯૮ મો—કુંડધારોપાખ્યાન.

**युधिष्ठिर उवाच** ॥ धर्ममर्थं च कामं च वेदाः शंसंति भारत ॥
॥ कस्य लाभो विशिष्टोत्र तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે કેઃ—*હે ભારત ! વેદ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થને વખાણે છે તેમાંથી કયા પુરૂષાર્થનો લાભ વિશેષ શ્રેષ્ઠ છે? હે પિતામહ ! તે મને કહો[૧]. ભીષ્મ કહે છે કેઃ–આ સ્થળમાં પૂર્વે કુંડધારે પોતાના ભક્ત ઉપર પ્રીતિથી જે ઉપકાર કર્યો હતો તેનો પુરાતન ઇતિહાસ હું તને કહીશ[૨]. કોઈક બ્રાહ્મણ બહુજ નિર્ધન હતો તેણે પોતાના મનની કામના પૂર્ણ થવાને ધર્મ આચરવાનો વિચાર કરી યજ્ઞ કરવાનું ધાર્યું. પણ યજ્ઞના માટે ધન નહોતું તેથી તેણે ધનના અર્થે અત્યંત કઠિન તપ કર્યું[૩]. “દેવતાઓનું પૂજન કરવાથી ધન મળશે” એવો નિશ્ચય કરીને તેણે દેવતાઓનું પૂજન કર્યું. પરંતુ ભક્તિવડે દેવતાઓનું પૂજન કરવાથી પણ ધન મળ્યું નહિ[૪] ત્યારે તેને ચિંતા થઈ કે, મનુષ્યોએ જડ નહિ કરી નાખેલો એવો કયો દેવ હશે કે, જે મને શીઘ્ર પ્રસન્ન થાય? એવામાં તેણે પોતાના સૌમ્ય મનથી પોતાની પાસે દેવના અનુચર “કુંડધાર” નામે મેઘને સ્થિર રહેલો જોયો[૫,૬]. તે મહાબાહુ કુંડધારને જોઇનેજ તેના ઉપર બ્રાહ્મણની પ્રીતિ થઈ અને તેણે વિચાર્યું કે, આ દેવ મ્હારૂં શ્રેય કરશે કેમ કે, આનું શરીર શ્રેય કરે એવું છે[૭]. આ કુંડધાર નિરંતર દેવની પાસે રહે છે તથા બીજા મનુષ્યોથી વીંટાયલો નથી માટે મને ઉતાવળે પુષ્કળ ધન આપશે[૮]. પછી બ્રાહ્મણે ધૂપ, સુગંધ, પુષ્પની ઉત્તમ માળાઓ અને અનેક પ્રકારનાં બળિદાનથી તેનું પૂજન કરવા માંડયું[૯]. પછી થોડા વખતમાં તે મેઘ પ્રસન્ન થયો તથા તેનો ઉપકાર કરવામાં નિયમવાળી આવી વાણી બોલ્યો કે,–જે પુરૂષે બ્રહ્મહત્યા કરી હોય, મદ્યપાન કર્યું હોય, ચોરી કરી હોય કે, વ્રતભંગ કર્યો હોય તેનું પ્રાયશ્ચિત્ત સત્પુરૂષોએ ઠરાવ્યું છે પણ કૃતઘ્નનું પ્રાયશ્ચિત્ત ઠરાવ્યું નથી[૧૦,૧૧]. આશાનો પુત્ર ધર્મ છે, અસૂયાનો પુત્ર ક્રોધ છે, ઠગાઇનો પુત્ર લોભ છે, પણ કૃતઘ્નતાને પ્રજા ઉત્પન્ન થવી યોગ્ય નથી[૧૨]. પછી રાત્રિમાં તે બ્રાહ્મણ જ્યાં દર્ભની સાદડી ઉપર સૂઈ રહ્યો હતો ત્યાં કુંડધારના પ્રભાવથી સ્વપ્નમાં તેણે સર્વ પ્રાણી માત્રને જોયાં[૧૩]. શમ, તપ અને ભક્તિવડે ભોગવર્જિત એવા શુદ્ધ ચિત્તવાળા બ્રાહ્મણે કુંડધારની ભક્તિના પ્રત્યયરૂપ સ્વપ્નને રાત્રિમાં જોયું[૧૪]. હે યુધિષ્ઠિર! તેણે સ્વપ્નમાં જોયું કે, દેવતાઓમાંનો એક મોટા તેજવાળો મહાત્મા મણિભદ્રદેવ દેવની આજ્ઞાથી તેમની પાસે ફળ માગવા આવેલા પુરૂષોને નિવેદન કરતો હતો[૧૫]. ત્યાં દેવતાઓ, શુભકર્મયુક્ત સજ્જનોને રાજ્ય અને ધન આપતા હતા અને અશુભ કર્મવાળા દુષ્ટજનનાં રાજ્ય તથા ધનાદિને લઇ લેતા હતા[૧૬]. હે ભરતર્ષભ! તે સ્થળમાં મોટી કાંતિવાળો કુંડધાર સર્વ દેવોના દેખતાંજ તે-(દેવો)ની આગળ પૃથ્વીપર પડયો; અર્થાત્ પ્રણામ કર્યા[૧૭]. પછી દેવોના કહેવાથી ઉત્તમ

* હવે આ અધ્યાયમાં મોક્ષધર્મનું અનુષ્ઠાન કરવાને જે અશક્ત હોય તેને ત્રિવર્ગમાંથી કયો શ્રેષ્ઠ છે? એ જાણવાના હેતુથી યુધિષ્ઠિરનો પ્રશ્ન છે.

સ્વભાવવાળા મણિભદ્રે, પૃથ્વીપર પડેલા કુંડધારને કહ્યું કે,–હે કુંડધાર ! તું શું ઇચ્છે છે ?[૧૮]. ત્યારે કુંડધાર બોલ્યો કે,–જો દેવતાઓ મ્હારાઉપર પ્રસન્ન થયા હોય, તો આ એક બ્રાહ્મણ મ્હારો ભક્ત છે. હું તેના ઉપર અનુગ્રહ કરવાને ઇચ્છું છું. જેથી તેના સુખનો ઉદય થાય[૧૯]. પછી દેવતાઓના વચનથી મણિભદ્રે મોટા તેજવાળા કુંડધારને પુનઃ આ પ્રમાણે વચન કહ્યું[૨૦]. મણિભદ્ર કહે છે કે,–હે કુંડધાર ! ઉઠ, ઉઠ, ત્હારૂં કલ્યાણ થાઓ, તું કૃતકૃત્ય થઈને સુખી થા, જો આ બ્રાહ્મણ ધનની ઇચ્છા કરતો હોય તો તેને ધન આપો[૨૧]. આ ત્હારો મિત્ર બ્રાહ્મણ, જેટલું ધન માગતો હોય તેટલું અસંખ્ય ધન હું દેવતાઓના વચનથી આપવાને તૈયાર છું[૨૨]. હે યુધિષ્ઠિર ! પછી કુંડધારે "મનુષ્યપણું ચંચળ અને નાશવંત છે" એમ વિચારીને "બ્રાહ્મણે તપ કરવું એજ શ્રેયસ્કર છે" એમ નિશ્ચય કર્યો[૨૩]. કુંડધાર કહે છે કે,–હે ધન આપનારા દેવ ! હું આ બ્રાહ્મણના અર્થે ધનની યાચના કરતો નથી પણ તમે બ્રાહ્મણ ઉપર બીજો અનુગ્રહ કરો એમ હું ઇચ્છું છું[૨૪]. હું મ્હારા ભકતને રત્નથી સંપૂર્ણ ભરેલી પૃથ્વી અથવા મોટો રત્નનો ભંડાર મળે એવી ઇચ્છા રાખતો નથી, પણ આ બ્રાહ્મણ ધાર્મિક થાય એટલું ઇચ્છું છું[૨૫]. આ બ્રાહ્મણની બુદ્ધિ ધર્મમાં રમણ કરો તથા ધર્મ ઉપરજ પોતાનું જીવતર ગાળો તથા તેના મનમાં ધર્મજ મુખ્ય થાઓ એટલો અનુગ્રહ તેના ઉપર થવો જોઇએ એમ હું માનું છું[૨૬]. મણિભદ્ર કહે છે કેઃ–ધર્મનું ફળ રાજ્ય છે તથા અનેક પ્રકારનાં સુખ છે, માટે પોતાના શરીરને કલેશ આપ્યા વિના તે ધર્મનાં ફળને સદૈવ ભોગવો[૨૭]. ભીષ્મ કહે છે કેઃ–પછી મોટા યશવાળા કુંડધારે વારંવાર દેવતાઓ પાસેથી બ્રાહ્મણના માટે ધર્મનીજ પ્રાર્થના કર્યા કરી ત્યારે દેવતાઓ તેનાપર પ્રસન્ન થયા[૨૮]. મણિભદ્ર કહે છે કેઃ–હે કુંડધાર ! સર્વ દેવતાઓ ત્હારા ઉપર તેમજ આ બ્રાહ્મણ ઉપર પણ પ્રસન્ન થયા છે માટે આ બ્રાહ્મણ નિશ્ચય ધર્માત્મા થશે અને બુદ્ધિને ધર્મના વિષે ધારણ કરશે[૨૯]. હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે બીજાઓને દુર્લભ એવું મનવાંચ્છિત વરદાન પામીને, જેણે કાર્ય કરેલું છે એવો મેઘ પ્રસન્ન થયો[૩૦]. પછી તે ઉત્તમ બ્રાહ્મણે પોતાની આજુબાજુ તથા મુખની આગળ નાખેલાં સૂક્ષ્મ એવાં રેશમી ચીર જોયાં, પણ તે તેને જોઇને વૈરાગ્યને પામ્યો[૩૧]. બ્રાહ્મણ કહે છે કે,–આ પુરૂષ સત્કર્મને જાણતો નથી ત્યારે બીજો કોણ સુકૃતને જાણશે ? માટે હું વનમાંજ જઈશ અને ત્યાં ધર્મવડે જીવતર ચલાવીશ[૩૨]. ભીષ્મ કહે છે કે,–પછી તે ઉત્તમ બ્રાહ્મણ દેવતાઓની કૃપાથી ઉપજેલા વૈરાગ્યવડે વનમાં ગયો તથા ત્યાં જઈને તેણે અત્યંત મોટા તપનો આરંભ કર્યો[૩૩]. તે બ્રાહ્મણે દેવતાઓ તથા અતિથિને અર્પણ કરતાં વધેલાં ફળ અને મૂળનું ભોજન કરવા માંડયું તથા હે મહારાજ ! તેની બુદ્ધિ ધર્મના વિષે દૃઢ થઇ[૩૪]. પછી તે બ્રાહ્મણે મૂળ અને ફળ સર્વનો આહાર મૂકી દીધો અને માત્ર પાંદડાં ખાઈને નિર્વાહ કરવા માંડયો; પછી તે બ્રાહ્મણે પાંદડાંનું ભોજન પણ તજી દીધું અને માત્ર જળનુંજ પાન કરવા માંડયું[૩૫]. પછી ઘણાં વર્ષ સુધી તે વાયુનું ભક્ષણ કરીને રહ્યો, પણ તેના પ્રાણ ક્ષય પામ્યા નહિ એ આશ્ચર્ય સરખું થયું[૩૬]. ધર્મના વિષે શ્રદ્ધા રાખનારા તથા ઉગ્ર તપ કરનારા તે બ્રાહ્મણને ઘણે કાળે દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ[૩૭]. પછી તેને એવી બુદ્ધિ ઉત્પન્ન થઇ કે, હું કોઈના ઉપર પ્રસન્ન થઇને જો ધન આપું તો મ્હારી વાણી મિથ્યા થાય નહિ[૩૮]. આવા વિચારથી તેનું હૃદય હર્ષ પામ્યું અને આનંદયુકત મુખથી તેણે પુનઃ તપનો આરંભ કર્યો તથા તે સિદ્ધ પુરૂષ જેને સર્વથી પરમ તત્વ માનતો હતો તેનું તેણે પુનઃ ચિંતવન કરવા માંડયું[૩૯]. પછી તેને એવો વિચાર થયો કે, જો હું–કોઈના ઉપર પ્રસન્ન થઇને રાજ્ય આપું તો તે અલ્પ કાળમાં રાજા થાય અને મ્હારી વાણી મિથ્યા થાય નહિ[૪૦]. હે ભારત ! પછી તે બ્રાહ્મણના

તપના યોગથી અને તેની પ્રીતિથી પ્રેરાયલા કુંડધારે તેને સાક્ષાત્ દર્શન આપ્યું[41]. હે રાજન્! જ્યારે તેને કુંડધારનાં દર્શન થયાં ત્યારે તેણે યથાવિધિ તેનું પૂજન કર્યું તથા પરમ વિસ્મય પામ્યો[42]. પછી કુંડધાર બોલ્યો કે,-તને ઉત્તમ એવાં દિવ્ય ચક્ષુ પ્રાપ્ત થયાં છે માટે હે વિપ્ર! તેવડે તું રાજાઓની ગતિ તથા બીજા સર્વ લોકને જો[43]. પછી તે બ્રાહ્મણે પોતાના દિવ્ય ચક્ષુવડે દૂરથી હજારો રાજાઓને નરકમાં ડૂબેલા જોયા[44]. કુંડધાર કહે છે કે:-તેં મ્હારૂં ભાવથી પૂજન કર્યું છે, છતાં જો તું દુઃખ પામે તો તેમાં મેં ત્હારૂં શું હિત કર્યું? તથા મેં ત્હારા ઉપર શો અનુગ્રહ કર્યો?[45]. વારૂ, હજી તું પુનઃ જો, જો, કે, મનુષ્યે કામ ભોગની ઇચ્છા કેમ કરવી? તે તને જણાશે. સ્વર્ગનું દ્વાર સદૈવ રોકાયલું છે અને મનુષ્યોમાં તો તે વિશેષે રોકાયલું છે[46]. ભીષ્મ કહે છે કે:-પછી તેણે જોયું તો કામ, ક્રોધ, લોભ, ભય, મદ, નિદ્રા, તંદ્રા અને આળસવડે સ્વર્ગના દ્વારને રોકાયલાં દીઠાં[47]. ત્યારે કુંડધાર કહે છે કે:-આ કામાદિ પુરૂષોએ સ્વર્ગાદિ લોકનાં દ્વારને રોકેલાં છે કેમ કે, દેવતાઓને મનુષ્યોથી ભય છે અને તેથીજ તેઓ દેવતાના વચનથી મનુષ્યોને નિરંતર વિઘ્ન કર્યા કરે છે[48]. દેવતાઓની આજ્ઞા વિના કોઈ ધાર્મિક થઈ શકતો નથી, પણ તું જે પોતાના તપવડે ધન તથા રાજ્ય બીજાને આપવાને શક્તિમાન થયો છે તે દેવનીજ કૃપા છે[49]. ભીષ્મ કહે છે કે:-પછી તે ધર્માત્મા બ્રાહ્મણે કુંડધાર મેઘના આગળ પોતાનું મસ્તક નમાવીને દંડવત્ પ્રણામ કર્યો અને કહ્યું કે,-તમે મ્હારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે[50]. પહેલાં કામ અને લોભથી દોરાઇને તમારો સ્નેહ ન જાણતાં મેં જે તમારો અવગુણ લીધો હોય તેની મને ક્ષમા કરવી ઘટે છે[51]. પછી કુંડધારે કહ્યું કે,-એ સર્વ મેં તને ક્ષમા કર્યું છે. એમ કહીને કુંડધાર તે બ્રાહ્મણશ્રેષ્ઠને પોતાના બાહુઓથી ભેટીને તેજ સ્થળમાં અંતર્ધાન થયો[52]. પછી કુંડધારની કૃપાથી તપવડે સિદ્ધિને પામેલો તે બ્રાહ્મણ સર્વ લોકમાં ફરવા લાગ્યો, તે આકાશમાં ગમન કરવા લાગ્યો. તે જે અર્થનો સંકલ્પ કરતો હતો તે અર્થ સિદ્ધ થતો હતો[53]. તેમજ ધર્મ, શક્તિ તથા યોગથી જે પરમગતિ પ્રાપ્ત થાય છે તે સર્વ તેને પ્રાપ્ત થઈ હતી[54]. દેવતા, બ્રાહ્મણો, સત્પુરૂષો, યક્ષ, મનુષ્ય અને ચારણ આદિ સર્વ ધાર્મિક પુરૂષોનું પૂજન કરે છે પણ ધનવાન કે, કામી પુરૂષનું પૂજન કરતા નથી[55]. હે યુધિષ્ઠિર! ત્હારી પ્રીતિ ધર્મમાં છે તેથી દેવતાઓ ત્હારા ઉપર અત્યંત પ્રસન્ન છે એમ જાણવું. ધર્મમાં કોઈક અનિર્વાચ્ય સુખની કળા રહેલી છે તથા ધર્મમાં પરમ સુખ રહેલું છે[56].

॥ सुप्रसन्ना हि ते देवा यत्ते धर्मे रता मतिः । धर्मे सुखकला काचिद्धर्मे तु परमं सुखम् ॥५६॥

**॥ इति श्री महा० शान्ति० मोक्षधर्मे पू० गु० भा० कुंडधारोपाख्याने अष्टनवतितमोऽध्यायः॥९८॥**

## અધ્યાય ૯૯ મો-યજ્ઞમાં થતી હિંસા અશાસ્ત્રીય છે.

**युधिष्ठिर उवाच ॥ बहूनां यज्ञतपसामेकार्थानां पितामह ॥**

**॥ धर्मार्थं न सुखार्थार्थं कथं यज्ञः समाहितः ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે કે:-હે પિતામહ! જેનો ચિત્તની શુદ્ધિરૂપ કે, ઇશ્વરની પ્રસન્નતારૂપ અર્થ છે એવા ઘણા પ્રકારના યજ્ઞ અને તપમાંથી, જે યજ્ઞ સુખ અને ધનના અર્થે નહિ પણ કેવળ ધર્મના અર્થે કરવાનો કહેલો છે તે કેવો હોય? તે કહો[1]. ભીષ્મ કહે છે કે:-પૂર્વે યજ્ઞ કરવાના અર્થે ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું જે વૃત્તાંત બન્યું હતું તે નારદે કહેલું છે. તે વિષયનો પ્રાચીન ઇતિહાસ હું તને કહીશ[2]. નારદ કહે છે કે:-અધિક ધર્મવાળા શ્રેષ્ઠ વિદર્ભદેશમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે દાણા વીણી લાવીને પોતાનો નિર્વાહ કરતો હતો તેથી "ઉંચ્છવૃત્તિ" એવા

નામથી પ્રખ્યાત હતો. તે બ્રાહ્મણે એક વખત મનમાં યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો[3]. પછી તેણે વનમાં જઇને ભોજનના માટે સામો પ્રાપ્ત કર્યો તથા શાકના માટે કડવી અને રસરહિત પણ તપ વડે સ્વાદુપણાને પામેલી "સૂર્યપર્ણી" અને "સુવર્ચળા" નામે વનસ્પતિની ભાજી પ્રાપ્ત કરી[4]. હે શત્રુઓને તાપ પમાડનાર યુધિષ્ઠિર ! એટલાવડેજ તેણે જેથી સર્વ પ્રાણીમાત્રની હિંસા ન થાય તથા સ્વર્ગ મળે એવો યજ્ઞ મૂળ અને ફળવડેજ સંપૂર્ણ કર્યો અને સિદ્ધિને પામ્યો[5]. તે બ્રાહ્મણની વ્રતવડે કૃશ થયેલી અને પવિત્ર સ્ત્રી "પુષ્કરધારિણી" નામે હતી તે યદ્યપિ પતિના કહેવા પ્રમાણે કરતી હતી તથાપિ "સત્ય" *નામનો તેનો સ્વામી કે, જે અહિંસાપ્રધાન યજ્ઞ કરતો હતો તેને તે અનુકૂળ નહોતી[6]. પરંતુ "સ્વામી શાપ દેશે" એવા ભયથી તેના સ્વભાવનું અનુવર્તન કરતી હતી. તે સ્ત્રી મોરનાં ખરી પડેલાં પીછાંથી ગૂંથેલું વસ્ત્ર પહેરતી હતી, એમ કહે છે[7]. તેણે પોતાના સ્વામીની આજ્ઞાથી યજ્ઞનું ફળ ન ઇચ્છીને એક યજ્ઞ કરવા માંડયો[8]. હવે તે વનમાં તે બ્રાહ્મણની પાસે ( પડોશમાં-વનમાં ) એક મૃગ રહેતો હતો તે, સત્ય બ્રાહ્મણની પાસે જઇને બોલ્યો કે,-અરે ! તેં આ દુષ્કૃત કર્મ કરવા માંડયું છે[9]. કેમ કે, મંત્રના અંગભૂત પશુનો હોમ કર્યા વિના તેં આ યજ્ઞ કર્યો છે તે યોગ્ય નથી. માટે મને તું અગ્નિમાં હોમીને અને યજ્ઞ પરિપૂર્ણ કરીને સ્વર્ગમાં જા. એમ કરવાથી તું પ્રશંસા પામીશ[10]. પછી સૂર્યમંડળની અધિષ્ઠાત્રી દેવી પણ પ્રત્યક્ષરૂપે તેની પાસે આવી અને કહેવા લાગી કે,-મ્હારા અર્થે ત્હારે આ પશુને યજ્ઞમાં હોમવો જોઇએ. ત્યારે બ્રાહ્મણે કહ્યું કે,-હું પશુનો વધ કરનાર નથી કેમ કે, એ હરણ આ વનમાં વસે છે માટે મ્હારો પાડોશી છે અને પાડોશીને હણવાનો દોષ છે[11]. એવું બ્રાહ્મણનું વચન સાંભળીને "યજ્ઞમાં દુશ્ચરિત શું છે?" તે જોવાને ગઈ હોય તેમ, તે સાવિત્રી દેવી રસાતળને જોવાના હેતુથી યજ્ઞના અગ્નિમાં પ્રવેશ કરીને અંતર્ધાન થઇ[12]. સાવિત્રીના ગયા પછી હરિણે, હાથ જોડીને પુનઃ સત્ય બ્રાહ્મણની પ્રાર્થના કરી કે,-તું મને યજ્ઞમાં હોમ. ત્યારે સત્ય બ્રાહ્મણે તેને આલિંગન કરીને કહ્યું કે,-તું અહીંથી જા[13]. તેથી તે હરિણ આઠ પગલાં જઇને પાછો વળ્યો અને બોલ્યો કે,-હે સત્ય ! ભલા, તું મ્હારો વધ કર, હું યજ્ઞમાં વધ પામીને સદ્ગતિને પામીશ[14]. હું તને દિવ્ય નેત્ર આપું છું, તેવડે તું દિવ્ય અપ્સરાઓ અને ગંધર્વોનાં વિચિત્ર વિમાનને જો[15]. પછી બ્રાહ્મણે ઘણીવાર સુધી વિમાન અને અપ્સરા આદિને જોયાં તથા તેથી સ્વર્ગના વૈભવ માટે તેનું મન લલચાયું અને પાસે ઉભેલા મૃગને જોઇને તથા તેનો વધ કરીને સ્વર્ગવાસ પ્રાપ્ત કરી લેવાના વિચારે મનને પ્રબળ કર્યું[16]. પરંતુ તે કાંઈ સાધારણ હરિણ નહોતો, એ તો ધર્મ કોઈ કારણથી મૃગરૂપ થઇને ઘણા વર્ષથી વનમાં રહેલો હતો, તેણે એ રીતે યજ્ઞમાં દેહ સમર્પીને પોતાનો છુટકો કરી લીધો, પરંતુ એ કાંઈ યજ્ઞનો સત્ય અને ઉત્તમ વિધિ નથી, કેમ કે, તેમાં હિંસા થઈ છે[17]. હવે આ રીતે હિંસાત્મક યજ્ઞ કરવાથી તે સત્ય બ્રાહ્મણનું મોટું તપ નાશ થયું, માટે હિંસા કરવી એ કર્મ યજ્ઞીય નથી[18]. પછી ભગવાન ધર્મે તેને યજ્ઞ કરાવ્યો તથા તપના વિષે ઉત્તમ એવી તેની સ્ત્રીનું પણ સમાધાન થયું કે, હિંસાત્મક યજ્ઞ શ્રેષ્ઠ નથી[19]. માટે અહિંસાજ સઘળો ધર્મ છે અને હિંસાધર્મ તો ઉપર આખ્યાયિકામાં કહ્યો તેવો તપનો નાશ કરનાર છે. બ્રહ્મવાદી પુરૂષોનો ધર્મ એજ છે એ હું તને સત્ય કહું છું[20].

॥ अहिंसा सकलो धर्मो हिंसाधर्मस्तथाविधः ॥
॥ सत्यं तेहं प्रवक्ष्यामि को धर्मः सत्यवादिनाम् ॥ २० ॥

**इति श्रीमहा० शां० मो० पू० गु० भा० यज्ञहिंसा निंदा नाम नवनवतितमोऽध्यायः ॥ ९९ ॥**

---

* "ઉચ્છવૃત્તિ" અને "સત્ય" એ બન્ને નામ એકજ વ્યક્તિનાં છે.

## અધ્યાય ૧૦૦ મો–ધર્મમાર્ગ.

**युधिष्ठिर उवाच** ॥ कथं भवति पापात्मा कथं धर्मं करोति वा ॥
॥ केन निर्वेदमादत्ते मोक्षं वा केन गच्छति ॥ १ ॥

યુધિષ્ઠિર *પૂછે છે કેઃ—પુરૂષ પાપી કેમ થાય છે અને ધર્મ કેમ કરે છે? તેમજ કયા ઉપાયવડે વૈરાગ્ય પ્રાપ્ત થાય છે તથા કયા ઉપાયથી મોક્ષ પ્રાપ્ત થાય છે?[1]. ભીષ્મ કહે છે કેઃ-તેં સર્વ ધર્મને જાણેલા છે તથાપિ તું પ્રજામાં ધર્મની સ્થિતિ થવાને માટે પૂછે છે તો મોક્ષ, વૈરાગ્ય, પાપ અને ધર્મ, એ સર્વની ઉત્પત્તિ હું તને કહું તે સાંભળ[2]. હે ભરતર્ષભ! પાંચ જ્ઞાનેન્દ્રિયોને પોતપોતાના વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રથમ ઉત્પન્ન થાય છે, હવે તે વિષય પ્રાપ્ત થયો એટલે તેના વિષે કાંતો પ્રીતિ કે, કાંતો દ્વેષ ઉત્પન્ન થાય છે[3]. હવે જો પ્રીતિ કે, દ્વેષ ઉપજ્યો તો પુરૂષ તે પ્રાપ્ત કરવાને કે, તજવાને યત્ન કરવા માંડે છે અને મોટા કર્મનો આરંભ કરે છે. તેમજ ઇષ્ટ એવા રૂપ તથા ગંધનો અભ્યાસ કરવા માંડે છે[4]. પછી તેને તે વિષયમાં પ્રીતિ થાય છે અને તે પછી અપ્રિય વિષયમાં દ્વેષ પણ ઉત્પન્ન થાય છે. પછી લોભ ઉપજે છે અને પછી મોહ ઉપજે છે[5]. એ પ્રમાણે લોભ અને મોહથી પરાભવ પામેલા તથા રાગ (પ્રીતિ) અને દ્વેષથી યુક્ત પુરૂષની બુદ્ધિ ધર્મમાં સ્થિર થતી નથી, પણ જે જે ધર્મ કરે છે તે તે કપટથી કરે છે[6]. તેવો પુરૂષ કોઈ પણ નિમિત્તથીજ ધર્મને આચરે છે અને નિમિત્તથીજ દ્રવ્યને પણ ઇચ્છે છે અને તેવા નિમિત્ત અથવા કપટથી અર્થની સિદ્ધિ થઈ એટલે, હે કુરૂનંદન! તે દ્રવ્યમાંજ પોતાની બુદ્ધિને આસક્ત કરે છે[7]. તથા પછી પાપ કરવાની બુદ્ધિ કરે છે. હે ભારત! સ્નેહીઓ અને પંડિતો તેને વારે છે[8]. તથાપિ તે શાસ્ત્રમાં કહેલા ન્યાયપૂર્વક ઉત્તર શોધી કાઢીને તેઓને બતાવે છે અને પાપકર્મને કર્યે જાય છે. એવા પુરૂષને પ્રીતિ તથા મોહથી ત્રણ પ્રકારનો અધર્મ ઉત્પન્ન થાય છે[9]. એટલે, તે પાપનું ચિંત્વન કરે છે (માનસિક), પાપ વચન બોલે છે (વાચિક) અને પાપ કર્મ કરે છે (કાયિક). તે અધર્મ માર્ગે પ્રવૃત્ત થાય છે તેના દોષને સત્પુરૂષો જાણે છે[10]. પણ જેઓ તેના જેવાજ શીળવાળા હોય છે તેઓ તે પાપકર્મવાળાની સાથે મિત્રતા રાખે છે. એવો પુરૂષ આ લોકમાં સુખ પામતો નથી તોપછી પરલોકમાં તો સુખ ક્યાંથીજ પામે?[11]. પાપાત્મા પુરૂષ એવો હોય છે. હવે ધર્માત્મા પુરૂષ વિષે સાંભળ. ધર્મના વિષે કુશળ પુરૂષ જેમ જેમ બીજાનું હિત કરે છે તેમ તેમ કુશળ ધર્મવડે તેને પોતાની ઇચ્છિત ગતિ પ્રાપ્ત થાય છે[12]. જે પુરૂષ પોતાની બુદ્ધિવડે પ્રથમથીજ રાગ–મોહ આદિ દોષને દેખે છે તે પુરૂષ સુખ–દુઃખનો વિવેક કરવામાં કુશળ થઇને સત્પુરૂષોનું પણ સેવન કરે છે[13]. એવા પુરૂષની સત્પુરૂષોના સહવાસથી તથા અભ્યાસથી ધર્મબુદ્ધિ વૃદ્ધિ પામે છે તથા તે ધર્મમાં આનંદ માને છે અને ધર્મ ઉપરજ નિર્વાહ કરે છે[14]. એવો પુરૂષ ધર્મવડે ધનને પામે છે એટલે ધનવડે ધર્મનાંજ મૂળનું સિંચન કરે છે[15]. તથા જ્યાં જ્યાં ગુણને જુએ છે તેની તેનીજ વૃદ્ધિ કરે છે. એ પ્રમાણે પુરૂષ ધર્માત્મા થાય છે અને તેને તેના જેવોજ ધર્માત્મા મિત્ર પ્રાપ્ત થાય છે[16]. એ પ્રમાણે તે પુરૂષ મિત્ર તથા ધનનો લાભ પામીને આ લોકમાં તથા પરલોકમાં આનંદ પામે છે. હે ભારત! પુરૂષ શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ, એ પાંચે વિષયો ઉપર સ્વામિત્વપણાને પામે છે એનેજ ધર્મનું ફળ કહે છે—અર્થાત્ ધર્મનું ફળ એજ છે કે,

*અહિંસા ધર્મજ વૈરાગ્યની ઉત્પત્તિ કરવાના દ્વારથી મોક્ષનો હેતુ છે એમ નિશ્ચય કરીને ધર્મથી વિરૂદ્ધ પાપની ઉત્પત્તિનો ત્યાગ કરવાના માટે આ અધ્યાયમાં યુધિષ્ઠિર પૂછે છે.

ઇન્દ્રિયોને પોતાના સ્વાધીન કરવી; અથવા ધર્મનું ફળ એ છે કે, તેને શબ્દાદિ વિષયો માત્ર સંકલ્પથી સિદ્ધ થાય છે. હે યુધિષ્ઠિર ! તે પુરૂષ સંકલ્પસિદ્ધિરૂપ ધર્મના ફળને પામીને હર્ષ પામતો નથી, પણ તેથી તૃપ્ત પામીને પોતાના જ્ઞાનરૂપી ચક્ષુવડે વૈરાગ્ય પામે છે. જ્યારે જ્ઞાનરૂપી નેત્રવાળો પુરૂષ કામ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શ અને રૂપ, એ વિષયોમાં આનંદ માનતો નથી તથા મનને વાસિત કરતો નથી ત્યારે તે કામથી મુક્ત થાય છે, પણ ધર્મને છોડતો નથી[૧૭-૨૦]. તે પુરૂષ સ્વર્ગાદિ લોકોને પણ નાશવંત જાણીને ધર્મનાં ફળ સ્વર્ગાદિની ઇચ્છા કરતો નથી. પછી તે મોક્ષના અર્થે યત્ન કરે છે પણ તે મોક્ષનાં સાધન પ્રાપ્ત કર્યા વગર યત્ન કરતો નથી[૨૧]. જ્યારે પુરૂષ ધીમે ધીમે વિષયોમાંથી વૈરાગ્ય પામતો જાય છે અને પાપકર્મનો ત્યાગ કરે છે ત્યારે તે પુરૂષ ધર્માત્મા થાય છે અને ઉત્તમ મોક્ષને પામે છે[૨૨]. હે તાત ! હે ભારત ! તું મને જે પૂછે છે તે પાપ, ધર્મ, વૈરાગ્ય અને મોક્ષ વિષે મેં તને કહ્યું[૨૩]. હે યુધિષ્ઠિર ! માટે તું ગમે તેવી સ્થિતિમાં રહીને પણ ધર્મમાં પ્રવૃત્ત થા કેમકે, હે કૌંતેય ! જે પુરૂષો ધર્મમાં સ્થિતિવાળા છે તેઓને સદાકાળની સિદ્ધિ પ્રાપ્ત થાય છે[૨૪].

॥ तस्माद्धर्मे प्रवर्तेथाः सर्वावस्थं युधिष्ठिर । धर्मे स्थितानां कौंतेय सिद्धिर्भवति शाश्वती ॥२४॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० प्राश्निको नाम शततमोऽध्यायः ॥ १०० ॥

---

## અધ્યાય ૧૦૧ મો–મોક્ષનો ઉપાય.

युधिष्ठिर उवाच ॥ मोक्षः पितामहेनोक्त उपायान्नानुपायतः ॥

॥ तमुपायं यथान्यायं श्रोतुमिच्छामि भारत ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કે:–હે પિતામહ ! તમે મોક્ષ, ઉપાયથી પ્રાપ્ત કરવાનો કહ્યો છે તે મોક્ષ, ઉપાય કર્યા સિવાય પ્રાપ્ત થતો નથી. હે ભારત ! તે ઉપાયને હું યથાન્યાય સાંભળવાને ઇચ્છું છું[૧]. ભીષ્મ કહે છે કે:–હે અર્થને ગ્રહણ કરવા યોગ્ય મોટી બુદ્ધિવાળા ! હે પાપરહિત ! સાંભળેલા અર્થની પરીક્ષા કરી જોવાને યોગ્ય દર્શન એટલે પોતાની બુદ્ધિના સાક્ષીપણારૂપ ઉપાય ત્હારા વિષેજ તેં યોજેલો છે કે, જેવડે તું નિરંતર ધર્માદિ સર્વ અર્થને શોધે છે[૨]. એ ઉપાય બે પ્રકારનો છે. એક પ્રવૃત્તિરૂપ અને બીજો નિવૃત્તિરૂપ. તેમાં સાધ્ય ધર્મના વિષે જે કરવાપણાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેને "પ્રવૃત્તિરૂપ ઉપાય" કહે છે, અને માત્ર આવરણ જવાથી જ્ઞાનમાત્રમાં સ્થિતિ થાય છે તેને "નિવૃત્તિરૂપ ઉપાય" કહે છે, જેમ ઘડાને બનાવવો હોય તે વિષે જે બુદ્ધિ યોજવી તે પ્રવૃત્તિરૂપ ઉપાય છે અને ઘડો ઉત્પન્ન થયા પછી જે બુદ્ધિ થવી તે નિવૃત્તિરૂપ ઉપાય છે. એજ પ્રમાણે શમ, દમ આદિ નિવૃત્તિધર્મ પ્રાપ્ત થયા એટલે યજ્ઞાદિ પ્રવૃત્તિધર્મનું કાંઈ કારણ નથી કેમ કે, નિષ્કામ યજ્ઞ–યાગાદિકર્મ ચિત્તની શુદ્ધિ દ્વારા નિવૃત્તિના હેતુઓ છે[૩]. પૂર્વ સમુદ્રમાં જવાનો જે માર્ગ છે તે માર્ગે જવાથી પશ્ચિમ સમુદ્ર તરફ જવાતું નથી, તેમ મોક્ષનો પણ એકજ માર્ગ છે તે હું તને વિસ્તારથી કહું છું તે સાંભળ[૪]. ક્ષમાવડે ક્રોધનો નાશ કરવો, સંકલ્પનો ત્યાગ કરવાવડે કામનો નાશ કરવો, આળસ આદિનો ત્યાગ કરવાપૂર્વક ભગવાનના ધ્યાન આદિ સાત્વિક ધર્મનું સેવન કરવાવડે નિદ્રાનો નાશ કરવો[૫]. સાવધાનપણે વર્તીને લોકાપવાદથી ઉપજેલા ભયનું રક્ષણ કરવું, त्वं પદના અર્થ (ક્ષેત્રજ્ઞ)ના વિષે મનની ધારણા કરીને પ્રાણવાયુને જીતવો–રોકવો, ઇચ્છા, દ્વેષ અને સ્ત્રીની અભિલાષારૂપ કામને ધીરજવડે રોકવાં[૬]. વિપરીત જ્ઞાનરૂપભ્રમ, અજ્ઞાનરૂપી સંમોહ અને અનેક કોટિને સ્પર્શ કરનારા જ્ઞાનરૂપ સંશય કે, જેને "આવર્ત" કહે છે તે, એ ત્રણનો તત્વના

અભ્યાસવડે નાશ કરવો. વળી તત્વજ્ઞ પુરૂષે નિદ્રા એટલે અનનુસંધાન ( ધ્યેય પદાર્થમાં વૃત્તિ ન ચોંટવી તે ) અને પ્રતિભા એટલે અન્યાનુસંધાન ( ધ્યેય પદાર્થ કરતાં બીજાના વિષેજ ચિત્તની વૃત્તિ ચોંટવી તે ) એ બે દોષનો નાશ જ્ઞાનાભ્યાસવડે કરવો. (ધ્યેય વસ્તુનું કથન, તેનુંજ ચિંત્વન, તેનોજ એક બીજાને બોધ અને તેજ એક પરમતત્વ, એમ માનવું તેને પંડિતો "જ્ઞાનાભ્યાસ" કહે છે.)[૭]. શ્લેષ્મ તથા અજીર્ણ આદિ ઉપદ્રવ અને જ્વર, અતિસાર આદિ રોગ, એ બન્નેને હિતકારક સાત્મ્ય ( માફક આવે તેવું ) અને ( નિયમિત ) ભોજનવડે નાશ કરવા સંતોષવડે લોભ અને મોહને જીતવા. વિષયોને તત્વ દર્શનવડે એટલે તેઓમાં રહેલા અનર્થને જોવાવડે તજવા[૮]. દયાવડે અધર્મને જીતવો અને પાલન કરવાવડે ધર્મને જીતવો. આવતા સમયનું ચિંત્વન ન કરવાવડે આશાને જીતવી અને અભિલાષ તજવાવડે દ્રવ્યને જીતવું[૯]. સર્વ પદાર્થને અનિત્ય જાણવાવડે સ્નેહને તજવો તથા પંડિત પુરૂષે વાયુનો નિગ્રહ કરવારૂપ યોગવડે ક્ષુધાને જીતવી અને કરૂણાવડે મનનું માન જીતવું તથા સંતોષવડે તૃષ્ણાને જીતવી[૧૦]. ઉદ્યોગવડે તંદ્રા (આળસ) ને જીતવી, નિશ્ચય ( વેદ વચનના વિશ્વાસ)વડે વિપરીત તર્કને જીતવો, મૌન રાખવાવડે બહુ ભાષણ કરવાની ટેવને જીતવી તથા શૂરપણાવડે ભયને તજવો[૧૧]. એ પ્રમાણે યોગનાં અંગ જાણવાં. હવે યોગનો ક્રમ કહું છું. પ્રથમ વાણી આદિ બાહ્ય ઇન્દ્રિયોના વ્યાપારને તજીને મનવડે રહેવું. મન પણ વિષયની કલ્પના કરે છે તેને તજીને બુદ્ધિના સ્વરૂપમાં તેને ધારણ કરવું. ( અર્થાત્ સંકલ્પ-વિકલ્પને છોડી દેવા.) જ્ઞાન ચક્ષુવડે બુદ્ધિનો લય કરવો. એટલે શુદ્ધ त्वं પદના અર્થના જ્ઞાનનું ચિંત્વન કરીને તેમાં બુદ્ધિનો લય કરવો. તે જ્ઞાનનો પણ આત્માવબોધમાં એટલે " આ આત્મા બ્રહ્મ છે " એવા બોધના વિષે લય કરવો અને આત્માવબોધરૂપ બુદ્ધિની વૃત્તિનો પરમ ચૈતન્ય પ્રકાશના વિષે લય કરવો અને શુદ્ધ આત્મસ્વરૂપે રહેવું[૧૨]. એ રીતે પવિત્ર કર્મ કરનારા પુરૂષે શાંત મનથી યોગની ક્રિયાને જાણીને આદરવી તથા જ્ઞાનીઓ જેને પાંચ યોગદોષ કહે છે તેને તજવા[૧૩]. એ પાંચ દોષનાં નામઃ-કામ, ક્રોધ, લોભ, ભય અને નિદ્રા. એ પાંચ યોગદોષનો ત્યાગ કરીને તથા વાણીનો નિગ્રહ કરીને સાધનવડે યોગનો અભ્યાસ કરવો[૧૪]. યોગના વિષે ધ્યાન, અધ્યયન, દાન, સત્ય, લજ્જા, નમ્રતા, ક્ષમા, પવિત્રતા, આહારશુદ્ધિ અને ઇન્દ્રિયોનો સંયમ[૧૫]. એટલાવડે તેજ વધે છે અને પાપનો નાશ થાય છે. વળી સંકલ્પ સિદ્ધ થાય છે અને વિજ્ઞાનની પ્રવૃત્તિ થાય છે[૧૬]. તેજસ્વી અને જેનું પાપ નાશ થયું છે એવો પુરૂષ ઇન્દ્રિયોનો જય કરીને, લઘુ (થોડો) આહાર કરીને તથા કામ અને ક્રોધને પોતાના સ્વાધીન કરીને પોતાના આત્માને બ્રહ્મપદના વિષે પમાડવાને ઇચ્છે છે અર્થાત્ તે બ્રહ્મરૂપ થાય છે[૧૭]. મોક્ષનો નિર્મળ અને પવિત્ર માર્ગ આ છે. વેદાંતશ્રવણનો અભ્યાસ કરવાથી મૂઢપણાનો ત્યાગ, વૈરાગ્યથી અસંગપણું, સંતોષ, ક્ષમા અને દ્રઢતાથી કામ તથા ક્રોધનો ત્યાગ, અદૈન્ય ( પરિપૂર્ણ મનોરથપણું ), અનુદ્દીર્ણત્વ એટલે ગર્વ આદિ અહંકાર-રહિતપણું, નિર્ભયપણું, અવ્યવસ્થિતિ એટલે એક જગ્યોએ ઘર કરીને નહિ રહેવાપણું[૧૮]. તથા કામથી વિપરીતપણે એટલે નિષ્કામપણે વાણી, કાયા અને મન, એ ત્રણનો નિયમ, એ મોક્ષનો નિર્મળ અને પવિત્ર માર્ગ છે. તાત્પર્ય એ છે કે, યોગ નિષ્કામ કરવો પણ યોગથી પ્રાપ્ત થતી સિદ્ધિયોને ઇચ્છવી નહિ[૧૯].

एष मार्गोहि मोक्षस्य प्रसन्नो विमलः शुचिः। तथा वाक्कायमनसां नियमः कामतोऽन्यथा॥१९॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० योगाचारानुवर्णनं नाम एकाधिक त्रिशततमोऽध्यायः॥३०१॥

## અધ્યાય ૧૦૨ જો—મોક્ષનો ઉપાય.

**भीष्म उवाच** ॥ अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ॥
॥ नारदस्य च संवादं देवलस्यासितस्य च ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—આ મોક્ષ વિષયમાં દેવલ અસિત ઋષિની તથા નારદ ઋષિની વચ્ચે થયેલા સંવાદના પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[1]. એક વખતે નારદે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ અને વૃદ્ધ એવા દેવલ મુનિને પ્રાણી માત્રની ઉત્પત્તિ તથા પ્રલય વિષે પ્રશ્ન કર્યો[2]. નારદ કહે છે કેઃ—હે બ્રહ્મન્! આ સ્થાવર અને જંગમ વિશ્વ ક્યાંથી ઉત્પન્ન થયું તથા પ્રલય થયા પછી ક્યાં જાય છે? તે મને કહો[3]. અસિત કહે છે કેઃ—સમગ્ર પ્રાણીઓની બુદ્ધિરૂપી વાસનાવડે પ્રેરેલો પરમાત્મા સમય આવ્યે જેનાવડે આ સર્વ પ્રાણીને સરજે છે તેને ભૂતચિંતક વિદ્વાનો પાંચ મહાભૂત કહે છે[4]. આત્માએ પ્રેરેલો કાળ એ પાંચ મહાભૂતમાંથી ભૂતો (પ્રાણી આદિ)ને સરજે છે. "તે પ્રાણીથી પર ચેતન ઈશ્વર અથવા અચેતન પ્રધાન ભિન્ન છે" એમ જે કહે છે તે નિશ્ચય અસત્ય બોલે છે એમ જાણવું[5]. હે નારદ! એ પાંચને અનાદિ કાળના, પરિણામશૂન્ય તથા આદ્યંતશૂન્ય જાણવા. અર્થાત્ જેમ સ્વપ્નમાં હાથી ઉત્પન્ન થતો નથી કે, નાશ થતો નથી, તેમ ભૂત પણ ઉત્પત્તિ અને નાશરહિત છતાં જે ઉત્પત્તિ—નાશ જણાય છે તે જોનારાની માત્ર ભ્રાંતિ છે. એ સર્વે મહત્તત્વ એટલે બુદ્ધિ-સત્વના તેજના રાશિ હોય તેવા છે—અર્થાત્ સત્વપ્રધાન બુદ્ધિનાં કાર્ય છે તથા તે પાંચની સાથે સ્વભાવથીજ યુક્ત થયેલા કાળને પણ છઠ્ઠો જાણવો[6]. તે પાંચનાં નામ આ પ્રમાણે છેઃ—જળ, અંતરિક્ષ, પૃથ્વી, વાયુ અને અગ્નિ છે. ભૂતથી બીજું કાંઇ શ્રેષ્ઠ હતું નહિ. કેમ કે, જે જે કાંઈ દૃશ્ય છે તે સર્વ ભૂતમય છે. માટે એ વિષે સંશય રાખવો નહિ[7]. એ છ કોઈ ઉપપત્તિથી કે, કોઈ યુક્તિથી સત્ થઇ શકે એમ નથી, માટે તેઓને અસત્ કહેવામાં કાંઇ સંશય રાખવા જેવું નથી. કેમ કે, સર્વત્ર કાર્યરૂપ જગતમાં તે છએ પ્રવેશ કરેલો છે એમ તું જાણે છે. તથા જે બુદ્ધિસત્વમાંથી પ્રકટ થયેલાં છે તેને પણ "અસત્ એટલે અજ્ઞાન છે" એમ તું જાણે છે. કેમ કે, તને "હું અજ્ઞાન છું" એવો અનુભવ થાય છે[8]. પાંચ ભૂત, કાળ, ભાવ (પૂર્વ સંસ્કાર) અને અભાવ (અજ્ઞાન) એ આઠ અનાદિ નિરંતર છે તથા પ્રાણી માત્રની ઉત્પત્તિ અને પ્રલયનાં સ્થાન છે[9]. પ્રાણીઓ તે આઠના વિષે અભાવપણાને પામે છે, પ્રાણીઓ તેમાંથી ઉત્પન્ન થાય છે અને નાશ પામીને પણ તેમાં પાંચ પ્રકારમાં વેહેંચાઇ જાય છે. (કોઇ કહેશે કે, દેહનો લય તો પંચભૂતમાં થાય તે સંભવિત છે પણ જીવ ચૈતન્યનો અંશ હોવાથી તેનો લય પંચભૂતમાં થવો સંભવિત નથી.) એનું સમાધાન એવું છે કે, જેમ જળરૂપ ઉપાધિનો નાશ થવાથી ચંદ્રના બિંબનો નાશ થયોજ કહેવાય છે, તેમ બુદ્ધિસત્વરૂપ ઉપાધિનો નાશ થવાથી જીવનો પણ નાશ થયો સમજવો[10]. પ્રાણીના દેહમાં દેહ પૃથ્વીમય છે, શ્રોત્ર આકાશથી ઉપજેલું છે, ચક્ષુ અગ્નિથી ઉપજેલું છે, ગતિ વાયુથી ઉપજેલી છે અને રૂધિર જળથી ઉપજેલું છે[11]. નેત્ર, નાસિકા, કાન, ત્વચા અને જીભ, એ ઇન્દ્રિયો ઇન્દ્રિયોના પાંચે વિષયનું ભિન્ન ભિન્ન જ્ઞાન કરનારી છે, એમ જ્ઞાનીઓ કહે છે[12]. રૂપના વિષે ચક્ષુ ઇન્દ્રિયનો દર્શન ગુણ છે, શબ્દના વિષે કર્ણ ઇન્દ્રિયનો શ્રવણ ગુણ છે, ગંધના વિષે નાસિકા ઇન્દ્રિયનો ઘ્રાણ (ગંધ) ગુણ છે અને રસના વિષે જીહ્વા ઇન્દ્રિયનો રસન ગુણ છે, એ રીતે પાંચ વિષયોમાં પાંચે ઇન્દ્રિયોના પાંચ ગુણ ઉત્પત્તિવડે જાણવા[13]. રૂપ, ગંધ, રસ, સ્પર્શ અને શબ્દ, એ પાંચ વિષયો તથા તેમાં ગુણમે પાંચ ઇન્દ્રિયો પાંચ પ્રકારે ભિન્ન ભિન્ન ગ્રહણ કરે છે[14]. રૂપ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ અને

તેના ગુણો, એ સર્વને ઇન્દ્રિયો જાણતી નથી પણ ક્ષેત્રજ્ઞ ઇન્દ્રિયોરૂપ સાધનથી તેઓને જાણે છે[૧૫]. ઇન્દ્રિયોથી ચિત્ત પર છે, ચિત્તથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે અને બુદ્ધિથી ક્ષેત્રજ્ઞ પર છે[૧૬]. પ્રથમ પ્રાણી, ઇન્દ્રિયોના સાધનથી વિષયોને જૂદા જૂદા જાણે છે. પછી મનવડે તેનો વિચાર કરે છે તથા બુદ્ધિવડે નિશ્ચય કરે છે. બુદ્ધિમાન ક્ષેત્રજ્ઞ પુરૂષ ઇન્દ્રિયોવડે પ્રાપ્ત થયેલા પદાર્થોનો નિશ્ચય કરે છે, માટે બુદ્ધિ પણ ઇન્દ્રિય છે[૧૭]. એ રીતે અધ્યાત્મ શાસ્ત્રને જાણુ-નારા પુરૂષો ચિત્ત, પાંચ ઇન્દ્રિયો, મન અને આઠમી બુદ્ધિ, એ આઠને "જ્ઞાનેન્દ્રિય" કહે છે[૧૮]. ચરણ, હાથ, ગુદા, લિંગ અને મુખ, એને "કર્મેન્દ્રિય" કહે છે તે પણ તું સાંભળ[૧૯]. બોલ-વાને માટે તથા ભોજનના માટે મુખ છે, ગમન કરવાને માટે બે ચરણ છે. કામ કરવાને માટે બે હાથ છે[૨૦]. ગુદા અને લિંગ એ બે ઇન્દ્રિય મળ–મૂત્ર આદિનો ત્યાગ કરવારૂપ સમાન કર્મ કરે છે. તેમાંથી ગુદા અન્નથી થયેલા મળનો ત્યાગ કરે છે તથા ઉપસ્થ (લિંગ) એ કામ સંબંધી (વીર્ય)નો ત્યાગ કરે છે[૨૧]. એ પાંચ કર્મેન્દ્રિય વિના છઠું બળ એટલે પાંચ પ્રાણને પણ ઇન્દ્રિયરૂપ ગણેલા છે. એ પ્રમાણે જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય અને ઇન્દ્રિયોના ગુણ, એ સર્વ મેં તને શાસ્ત્ર પ્રમાણે કહ્યા છે[૨૨]. એ પ્રમાણે જાગ્રત અવસ્થાની પરીક્ષા કરીને હવે સ્વપ્ન અવસ્થાની પરીક્ષા કરતાં કહે છે કે, જ્યારે ઇન્દ્રિયો પોતાના કર્મથી શ્રમિત થઇને વિરામ પામે છે ત્યારે પ્રાણ વિના બીજી ઇન્દ્રિયો પોતાના કર્મનો ત્યાગ કરે છે તેથી પુરૂષ નિદ્રા-વશ થાય છે[૨૩]. ઇન્દ્રિયો વિરામ પામ્યા છતાં જો મન વિરામ પામતું નથી તો તે એકલું વિષયોનું સેવન કરે છે તેને "સ્વપ્નદર્શન" જાણવું[૨૪]. જે વાસનામય સાત્વિક, રાજસ અને તામસ વિષયો જાગ્રતમાં પ્રસિદ્ધ છે તેજ સાત્વિક આદિ વિષયો સ્વપ્નમાં પણ ભોગપ્રદ કર્મ-યુક્ત થાય છે, અર્થાત્ જાગ્રતનીજ વાસનાઓ કર્મનાં ફળ આપવા તત્પર થઇને સ્વપ્નમાં પણ ભાસમાન થાય છે[૨૫]. સાત્વિક વૃત્તિવાળા પુરૂષના સ્વપ્નમાં આનંદ, કર્મની સિદ્ધિ, જ્ઞાન, પરમ વૈરાગ્ય, એ વિષયોનું સ્મરણ થાય છે. એજ પ્રમાણે રાજસ અને તામસ પુરૂષનાં સ્વપ્ન પણ જાણવાં. સાત્વિક, રાજસ કે, તામસ પુરૂષોમાંથી ગમે તે પુરૂષમાં જે વાસનામય ભાવો જે કર્મની ગતિના આશ્રયે રહેલા હોય છે, સ્મૃતિ તેજ ભાવોનો આશ્રય કરે છે; અર્થાત્ પૂર્વે કરેલાં સાત્વિકાદિ કર્મના સંસ્કારબળથી પુરૂષને સ્વપ્નામાં તેવા તેવા ભાવનું સ્મરણ થાય છે અને તે જ્ઞાન સ્મૃતિરૂપ છતાં પણ ભોગને આપનારાં કર્મના બળથી પ્રત્યક્ષની પેઠે દેખાય છે[૨૬]. જાગ્રતમાં તે સ્વપ્નભાવનો નાશ થાય છે અને જાગ્રતનો નાશ સ્વપ્નમાં થાય છે તથા સ્વપ્ન અને જાગ્રત એ બન્ને ભાવનો નાશ સુષુપ્તિમાં થાય છે. સુષુપ્તિમાં જાગ્રત તથા સ્વપ્નનો નાશ થાય છે ખરો, પણ તે આત્યંતિક નાશ ન હોવાથી પુનઃ જાગ્રતમાં કે, સ્વપ્નમાં જઇને કર્મભોગ ભોગવવા પડે છે. પણ એ બન્ને (જાગ્રત અને સ્વપ્ન) સદાકાળ સુધી નિવૃત્તિ થાય તો એ નિત્ય સુષુપ્તિજ મોક્ષ છે અને તે ઇચ્છા કરવા યોગ્ય છે કેમ કે, જે જાગ્રત અને સ્વપ્નભાવનો સુષુપ્તિમાં થોડા કાળસુધી નાશ થઈ શકે છે તેનો અનંત કાળસુધી પણ લય થશે[૨૭]. પૂર્વે કહેલાં–ચિત્ત, પાંચ જ્ઞાનેન્દ્રિય, મન, બુદ્ધિ, પાંચ કર્મેંદ્રિય અને સાત્વિકાદિ ત્રણ ભાવ, એ સત્તર ભોગ્ય છે તથા અઢારમો જીવ ભોક્તા છે. જેમ અગ્નિમાં ગરમી છે, તેમ જીવ પણ એ સત્તર ભાવોમાં તાદાત્મ્ય એટલે તદ્રૂપપણાને પામી ગયો છે, પરંતુ એ સત્તર ભાવો નાશ કરી શકાય તેવા છે અને તેમાં રહેલો અઢારમો આત્મા અવિનાશી છે[૨૮]. કોઈ કહેશે કે, ભોક્તા પણ વિકારવાન દેખાય છે તો તેને અવિનાશી કેમ કહેવાય? તેનું સમાધાન એવું છે કે, અવિદ્યાસહિત પ્રાણીઓના અષ્ટાદશ ગુણ ભોગ્ય વર્ગ છે અને તે દેહી-(જીવ)નો આશ્રય કરીને રહેલા છે–જ્યારે દેહીનો દેહથી વિયોગ થાય છે ત્યારે તેઓ પણ

શરીરસહિત નાશ પામે છે. અર્થાત્ દેહી પણ અવિદ્યાથી ભોગ્યવર્ગમાં અંતર્ભૂત ગણાય છે[૨૯]. પણ ખરૂં જોતાં તે ભોગ્ય પદાર્થનો અનુભવ કરનાર હોવાથી વિનાશવંત દેહાદિથી જૂદો અને અવિનાશી છે; અથવા પાંચભૂતનો સમુદાય એ શરીર છે અથવા એક અનુભવ, શરીરસહિત અઢાર ગુણ અને ગરમીસહિત વીસ ગુણોનો સમુદાય જે પંચમહાભૂતથી ઉપજેલો છે તે શરીર છે. તે શરીરમાં બુદ્ધિની વૃત્તિરૂપ અનુભવ ક્ષેત્રજ્ઞ નથી પણ માતૃ, મેય અને માન, એ સર્વને પ્રકાશ કરનારો અખંડ જ્ઞાનરૂપ જે અનુભવ ત ક્ષેત્રજ્ઞ છે[૩૦]. તે ક્ષેત્રજ્ઞ વાયુ-( પ્રાણ વાયુ ) સહિત આ શરીરને ધારણ કરે છે, પ્રાણ વાયુ તો તે પ્રતાપયુક્ત ક્ષેત્રજ્ઞનું દેહનો ભેદ કરવામાં એક નિમિત્ત માત્ર છે. જેમ મુદ્દગર ઘડાને ફોડવાને નિમિત્તમાત્ર છે, ફોડનાર તો પુરૂષ છે, તેમ દેહને ધારણ કરવાને અને મૃત્યુ પમાડવાને પ્રાણવાયુ પણ નિમિત્ત માત્ર છે[૩૧]. એજ રીતે પ્રાણાદિ નિમિત્તથી કોઈક દેહ ઉત્પન્ન થાય છે અને કોઈક દેહ નાશ પામે છે. જ્યારે તે પુણ્ય પાપ ભોગવી રહે છે ત્યારે દેહ નાશ પામે છે અને સંચિત પુણ્ય-પાપથી પ્રેરાઈને સમય આવ્યે દેહને ધારણ કરે છે[૩૨]. એ પ્રમાણે કર્મથી ઉત્પન્ન થયેલા એક દેહનો ત્યાગ કરીને બીજા દેહમાં જાય છે. જેમ પુરૂષ એક ઘર જૂનું થાય ત્યારે તેનો ત્યાગ કરીને બીજા ઘરમાં જાય છે, તેમ જીવ પણ કાળની પ્રેરણાથી બીજા દેહમાં જાય છે[૩૩]. જે પુરૂષો બુદ્ધિમાન અને નિશ્ચયવાળા હોય છે તેઓ તેથી પરિતાપ પામતા નથી પણ જે પુરૂષો દીન અને દેહના સંબંધને વળગી રહેલા હોય છે તેઓ મૃત્યુથી પરિતાપ પામે છે[૩૪]. આત્મા કોઈનો નથી અને આત્માનું કોઈ છે નહિ. એ તો નિરંતર એકલો છે અને માત્ર શરીર સુખ-દુઃખને ઉત્પન્ન કરનારૂં છે[૩૫]. પ્રાણી કોઈ વખત જન્મતો નથી કે, મરતો પણ નથી, માત્ર એક દેહનો ત્યાગ કરીને બીજા દેહમાં જાય છે અને કોઈ વખત પરમ ગતિને પણ પામે છે[૩૬]. પ્રાણીનો દેહ પુણ્ય અને પાપથી ઉત્પન્ન થયેલો છે તે કર્મનો ક્ષય થવાથી દેહનો પણ ક્ષય થતો જાય છે. એ પ્રમાણે દેહીનો દેહ ક્ષીણ થાય છે એટલે બ્રહ્મ-પણાને પામે છે[૩૭]. પુણ્ય અને પાપનો ક્ષય કરવાના અર્થે સાંખ્યનું જ્ઞાન કથન કરેલું છે. જ્યારે સાંખ્ય શાસ્ત્રમાં કહેલા જ્ઞાનને અનુસરવાથી પુણ્ય અને પાપનો ક્ષય થાય છે ત્યારે જીવ બ્રહ્મભાવને પામીને પરમગતિને પામે છે, તે પંડિતો શાસ્ત્ર દૃષ્ટિથી જુએ છે[૩૮].

॥ पुण्यपापक्षयार्थं हि सांख्यज्ञानं विधीयते। तत्क्षये ह्यस्य पश्यन्ति ब्रह्मभावे परां गतिम्॥३८॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० नारदासितसंवादे द्व्यधिकशततमोऽध्यायः ॥ १०२॥

## અધ્યાય ૧૦૩ જો-વિદેહરાજા અને માંડવ્ય ઋષિનો સંવાદ.

**યુધિષ્ઠિર ઉવાચ** ॥ भ्रातरः पितरः पौत्रा ज्ञातयः सुहृदः सुताः ॥
॥ अर्थहेतोर्हताः क्रूरैरस्माभिः पापकर्मभिः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—ક્રૂર અને પાપ કર્મ કરનારા અમોએ અર્થ ( ધનાદિ ) ના લોભથી ભાઈઓ, પિતૃઓ, પૌત્રો, જ્ઞાતિઓ, સ્નેહીઓ અને પુત્રોને હણ્યા છે[૧]. હે પિતામહ ! હું અર્થના અર્થે ઉત્પન્ન થયેલી આ તૃષ્ણાનો ક્ષય શી રીતે કરૂં ? તૃષ્ણાએજ અમારી પાસે પાપ કર્મ કરાવ્યું છે[૨]. ભીષ્મ કહે છે કેઃ-આ વિષે પણ વિદેહ રાજાએ પોતાને પ્રશ્ન કર-નારા માંડવ્ય પ્રત્યે કહેલા પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે[૩]. વિદેહ રાજાએ કહ્યું કે,-મ્હારૂં આ લોકમાં કાંઈ છે નહિ, તેથી હું અત્યંત સુખમાં જીવું છું. આ મિથિલા નગરી સળગી જાય છે તેમાં મ્હારૂં કાંઈ સળગતું નથી[૪]. જે પુરૂષો વિવેકી છે તેઓને તો બ્રહ્મલોક પર્યંતના વિષયો પ્રાપ્ત થયા છતાં દુઃખજ છે અને જેઓ વિવેકી નથી તેઓને તો

તે વિષયો પ્રાપ્ત ન થાય છતાં પણ મોહને પમાડે છે[5]. જગતમાં જે કામસંબંધી સુખ છે, અને જે મહત્ સુખ છે તે સર્વ સુખ, તૃષ્ણાનો ક્ષય કરવાથી ઊપજેલા સુખની સોળમી કળાને પણ યોગ્ય નથી[6]. જેમ બળદ મોટો થતો જાય છે તેમ તેનું શીંગડું પણ વધતું જાય છે, તેમ તૃષ્ણા પણ વધતા દ્રવ્યની સાથે વધતી જાય છે[7]. જો આ જગતમાં કાંઇ પણ વસ્તુ ઉપર "મ્હારૂં" એમ માનીને મમતા કરી તો તેનો નાશ થવાથી તેજ વસ્તુ પરિતાપ ઉત્પન્ન કરનારી થાય છે[8]. અનેક પ્રકારના કામાદિ વિષયોને અનુસરવું નહિ કેમ કે; કામમાં પ્રીતિ એજ દુઃખ છે. કદાચિત દ્રવ્ય મળે તો ધર્મ કરવો પણ દ્રવ્યની ઇચ્છા કરવી નહિ. કેમ કે, જેને દ્રવ્યની ઇચ્છા ધર્મ કરવાના અર્થે થાય છે તેના કરતાં તે માટે દ્રવ્યની ઇચ્છા ન રાખવી એજ ઉત્તમ છે. જેમ ચરણ કાદવમાં બોળીને ધોવા કરતાં, તેમાં ન બોળવો એજ શ્રેષ્ઠ છે[9]. જ્ઞાની પુરૂષે સર્વ પ્રાણીઓ ઉપર પોતાના સમાન બુદ્ધિ રાખવી કેમ કે, એમ કરવાથી તે કૃતકૃત્ય અને અત્યંત શુદ્ધ આત્માવાળો થઇને સર્વનો ત્યાગ કરે છે[10]. જે પુરૂષ સત્ય અને અસત્ય, શોક અને આનંદ, પ્રિય અને અપ્રિય તથા ભય અને નિર્ભયતા આ દ્વંદ્વનો ત્યાગ કરે છે, તે પુરૂષ શાંત અને વિકારરહિત થાય છે[11]. કુબુદ્ધિવાળા પુરૂષોથી તૃષ્ણા તજાતી નથી તથા જેમ જેમ પુરૂષ ક્ષીણ થતો જાય છે, તેમ તેમ તૃષ્ણા ક્ષીણ થતી નથી તથા જે પ્રાણનો અંત થતા સુધી રહેનારા રોગ જેવી છે તે તૃષ્ણાનો જે પુરૂષ ત્યાગ કરે છે તેજ સુખી થાય છે[12]. જે ધર્માત્મા પુરૂષ ચંદ્રના સરખા નિર્મળ અને વિકાર વિનાના પોતાના ચરિત્ર (સદાચાર)ને જુએ છે તે આ લોકમાં સુખ અને કીર્તિ મેળવીને પણ સુખ પામે છે[13]. વિદેહ રાજાનું આવું વચન સાંભળીને, તે માંડવ્ય બ્રાહ્મણ આનંદ પામ્યો તથા તેના વચનનો સત્કાર કરીને મુક્ત થયો[14].

राज्ञस्तद्वचनं श्रुत्वा प्रीतिमानभवद्विजः। पूजयित्वा च तद्वाक्यं मांडव्यो मोक्षमाश्रितः ॥१४॥

इति श्रीमहा० शां० मो० पू० गु० भा० मांडव्यजनकसंवादे ऽध्यधिकशततमोऽध्यायः ॥१०३॥

## અધ્યાય ૧૦૪ થો-પિતા-પુત્રસંવાદ-કામ્ય કર્મના ત્યાગ વિષે.

युधिष्ठिर उवाच ॥ अतिक्रामति कालेऽस्मिन्सर्वभूतभयावहे ॥

॥ किं श्रेयः प्रतिपद्येत तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ! સર્વ પ્રાણીઓને ભય ઉત્પન્ન કરે એવો આ કાળ વીતી જાય છે તેમાં પ્રાણીએ શું કલ્યાણ સાધવું? તે મને કહો[1]. ભીષ્મ કહે છે કે,–આ વિષે પણ પિતા અને પુત્રના સંવાદરૂપ ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે; હે યુધિષ્ઠિર! તે તું સાંભળ[2]. હે પાર્થ! સ્વાધ્યાયમાં આસક્ત એવા કોઈક બ્રાહ્મણને એક બુદ્ધિમાન પુત્ર હતો તથા તેનું નામ પણ "મેધાવી" હતું[3]. તે પુત્ર મોક્ષધર્મમાં વિચક્ષણ હતો. તેણે મોક્ષધર્મમાં અવિચક્ષણ તથા સ્વાધ્યાયમાં આસક્ત એવા પોતાના પિતાને આ પ્રમાણે કહ્યું[4]. પુત્ર કહે છે કેઃ–હે તાત! મનુષ્યોનું આયુષ્ય ઉતાવળે નાશ થાય છે એમ જાણતાં છતાં ધીર પુરૂષે શું કરવું યોગ્ય છે? હે પિતા! મને અનુક્રમે તે સંબંધી યથાર્થ યુક્તિ કહો કે, જેથી હું તે ધર્મનું આચરણ કરૂં[5]. પિતા કહે છે કેઃ–હે પુત્ર! પ્રથમ બ્રહ્મચર્ય આશ્રમ ધારણ કરીને વેદનું અધ્યયન કરવું, પછી ગૃહસ્થ થઇને પિતૃઓને પવિત્ર કરવા માટે પુત્રોની ઇચ્છા કરવી તથા અગ્નિધારણ કરીને વિધિ પ્રમાણે યજ્ઞ કરવા, પછી વનમાં જઇને મુનિ થવાની ઇચ્છા કરવી–વાનપ્રસ્થાશ્રમ ધારણ કરવો[6]. પુત્ર કહે છે કેઃ–લોકો આ રીતે નિરંતર હણાયેલા છે અને સર્વ પાસેથી વીંટાયલા છે, વળી નિષ્ફળ ન થાય તેવા તેઓ, મનુષ્યો ઉપર નિત્ય નિત્ય પડતું નાખે છે; એમ છતાં પણ તમે આ ભયાનક જેવું વચન શું બોલો છો[7]. પિતા

કહે છે:-લોકો શી રીતે હણાયલા છે? શાનાથી વીંટાયલા છે? નિષ્ફળ ન થાય એવું અહીંઆં શું પડે છે? તું જાણે, મને ભય પમાડતો હોય તેમ આ શું કહે છે[૮] પુત્ર કહે છે કે:-મૃત્યુવડે લોકો હણાયલા છે, વૃદ્ધાવસ્થાવડે તે સર્વ વીંટાયલા છે, રાત્રિ અને દિવસ રોજ રોજ પડે છે, છતાં પણ તમે કેમ સમજતા નથી?[૯] જ્યારે હું એમજ જાણું છું કે, મૃત્યુ આવ્યું એટલે ક્ષણવાર ઊભું રહેવાનું નથી, તોપછી જ્ઞાનવડે રક્ષિત થયેલો ન થઇને જગતમાં ફરતાં હું વાટ જોઇને કેમ બેસી રહું?[૧૦]. એક રાત્રિ વીતે છે તેમ આયુષ્ય ઘટતું જાય છે તેથી, જેમ થોડા જળમાં માછલું હોય, તેમ કયો પુરૂષ સુખ પામે? અર્થાત્ જેમ થોડા જળમાંથી રાત્રિ-દિવસ જળ વહ્યા કરતું હોય તેમાં રહેલા મત્સ્યને સુખ થતું નથી, તેમ થોડા આયુષ્યમાં રાત્રિ-દિવસરૂપે કાળ ચાલ્યો જાય છે તો તેથી પુરૂષને સુખ કેમ થાય?[૧૧]. જે મનુષ્યનું મન ફૂલ વીણનારની પેઠે સુખાદિ પ્રાપ્ત કરવામાં ગૂંથાયલું હોય અને તે તે કામનાઓ તેને પ્રાપ્ત ન થઈ હોય તથાપિ મૃત્યુ તે વખતે આવીને ઊભું રહે છે[૧૨]. મનુષ્ય એમ ધારે છે કે, આ કામ કાલે સવારે કરીશું, આ કામ પહેલે પહોર કરીશું અને અમુક કામ પાછલે પહોર કરીશું પણ મૃત્યુ એમ જોતું નથી કે, આણે કામ પૂરૂં કર્યું છે કે, નથી કર્યું?[૧૩]. માટે જેથી કલ્યાણ થાય એવું હોય તે કાર્ય તમે આજેજ કરો. કલ્યાણ સાધતા પહેલાં તમારો ઘણો કાળ વીતી જાય એમ તમે કરશો નહિ. કોણ જાણે છે કે, આજ કોનો મૃત્યુકાળ થવાનો છે?[૧૪]. મૃત્યુ, કાર્ય પૂરાં કરી રહ્યા પહેલાંજ પુરૂષને ખેંચવા માંડે છે, માટે યુવાન છતાંજ ધર્મશીલ થવું કેમ કે, જીવતરને કાંઈ નિમિત્ત નથી. મૃત્યુના આગળ કાંઇ નિમિત્ત બતાવ્યે ચાલે તેમ નથી[૧૫]. ધર્મ કાર્યથી આ લોકમાં અને પરલોકમાં અનંત કાળ સુધી આનંદ ઉત્પન્ન થાય છે, પરંતુ જે પુરૂષ મોહવડે વીંટાયલો છે તે પુત્ર અને સ્ત્રીના અર્થે નિરંતર ઉદ્યોગમાં ગૂંથાયલો રહે છે અને કાર્ય કે, અકાર્ય કરીને પણ તેઓને સંતુષ્ટ કરે છે. પણ જેમ જળના પૂરનો જબરો પ્રવાહ સૂતેલા વ્યાઘ્રને પણ ખેંચી જાય છે, તેમ મૃત્યુ કાર્યમાં અસાવધ પુરૂષને ખેંચી જાય છે. પુરૂષ પોતાના મનોરથ સિદ્ધ કરવાની તજવીજ કરતો હોય છે અને જે જે કામ તેને પ્રાપ્ત થયાં છે તેટલાંથી તે તૃપ્ત થયો નથી એટલામાં, જેમ વરૂ ઘેટાને લઈ જાય છે, તેમ મૃત્યુ તેને ઉપાડીને ચાલતું થાય છે. "આ કાર્ય કર્યું છે અને આ કાર્ય કરવાનું છે; આ બીજું કાર્ય થોડું કર્યું છે અને થોડું કરવાનું છે," એ પ્રમાણે વિચારથી યુક્ત પુરૂષને મૃત્યુ લઈ જાય છે. જે કર્મ કરીને હજી તો તેનું ફળ પણ મેળવ્યું નથી એવા ખેતર, દુકાન કે, ઘરમાં આસક્ત થયેલા પુરૂષોને મૃત્યુ ઉપાડીને ચાલતું થાય છે. ગમે તો દુર્બળ હો કે, બળવાન હો, ગમે તો બુદ્ધિમાન, શૂરો, જડ કે, કવિ હો અને તેણે ગમે તો પોતાના સર્વ મનોરથના વિષય પ્રાપ્ત ન કર્યા હો તથાપિ મૃત્યુ તેને ખેંચીને લઇ જાય છે. જો મનુષ્યોથી મૃત્યુ, જરા (વૃદ્ધા), વ્યાધિ અને અનેક કારણથી ઉપજતાં દુઃખનો ત્યાગ થઇ શકે એમ નથી તો તમે સ્વસ્થની પેઠે કેમ બેસી રહ્યા છો? મનુષ્ય જન્મ પામ્યો એટલે કાળ આવીને તેનો અંત કરે છે અને દેહધારણ કર્યો એટલે જરા (જીર્ણ થવારૂપ વિકાર) તેને વળગે છે[૧૬-૨૩]. "જરા" અને "મૃત્યુ" નામના બે ભાવવડે સ્થાવર અને જંગમ સર્વ પદાર્થો યુક્ત થયેલા છે. મૃત્યુની સેના આવતી હોય તેને સત્ય વિના કોઇ પણ મનુષ્ય કોઈ પણ વખત બળાત્કારથી બાધ કરી શકતો નથી; માત્ર સત્યજ તેને અટકાવે છે. સત્યમાં મોક્ષ રહેલો છે. વેદમાં કહ્યું છે કે, ગામમાં રહેનારા પુરૂષની ગામ ઉપર જે પ્રીતિ થાય છે એ મૃત્યુનું ઘર છે[૨૪,૨૫]. અને અરણ્ય એ દેવતાઓનું નિવાસ સ્થળ છે. ગામમાં રહીને સ્ત્રી, પુત્ર અને ધનાદિ ઉપર જે પ્રીતિ કરવી તે પ્રીતિ નથી, પણ પ્રીતિ કરનારને બાંધવાનો

બંધ છે[26]. પુણ્યશાળી પુરૂષો તે બંધને કાપીને જાય છે, પણ દુષ્કર્મવાળા પુરૂષો તે (બંધન) ને કાપી શકતા નથી. જે પુરૂષ મન, વાણી અને કર્મવડે પ્રાણીઓની હિંસા કરતો નથી[27]. તથા તેના જીવતર ચલાવવાના પદાર્થોનું હરણ કરીને નાશ કરતો નથી તે પ્રાણીઓવડે બંધાતો નથી. માટે મનુષ્યોએ સત્યના વ્રતવાળા, સત્યના આચારવાળા અને સત્ય વ્રતજ પરમ શરણ છે એમ માનનારા થવું[28]. વળી સત્યનીજ ઇચ્છા રાખવી, સર્વત્ર સમાન બુદ્ધિવાળા થવું તથા ઈન્દ્રિયોનું દમન કરવું અને એ રીતે સત્યવડેજ અંતક એટલે મૃત્યુને જીતવું. અમૃત (મુક્તિ) અને મૃત્યુ એ બન્ને દેહમાંજ રહેલાં છે[29]. મોહથી મૃત્યુ પ્રાપ્ત થાય છે અને સત્યવડે અમૃત પ્રાપ્ત થાય છે. માટે હું કામ અને ક્રોધથી રહિત થઇને સત્યનો આશ્રય કરીશ અને સુખવડે કુશળ થઇશ તથા એવી રીતે અમર થયેલો હું મૃત્યુનો ત્યાગ કરીશ. હું શાંતિયજ્ઞમાં પ્રીતિવાળો, ઇન્દ્રિયોનું દમન કરનારો અને બ્રહ્મયજ્ઞમાં સ્થિતિવાળો મુનિ થઈશ[30,31]. તથા ઉત્તરાયનમાં વાણી, મન અને કર્મવડે તેવાજ યજ્ઞ કરીશ. પરંતુ મ્હારા સરખો બ્રાહ્મણ હિંસાયુક્ત યજ્ઞો કરવાને શી રીતે યોગ્ય છે? અર્થાત્ હું હિંસાયુક્ત યજ્ઞ કરીશ નહિ[32]. જે પુરૂષ જ્ઞાની હોય તે પિશાચની પેઠે અંતવાન એવા ક્ષત્રયજ્ઞ કેમ કરે? હે પિતા! હું આત્માવડે આત્માના વિષે ઉત્પન્ન થયેલો છું અને આત્માના વિષે રહેલો છું, માટે હું આત્મારૂપ યજ્ઞ કરીશ, મને પ્રજા (સંતતિ) શું તારવાની છે? અર્થાત્ પુત્ર ઉત્પન્ન કરીને તેનાવડે હું મુકિત પામું એમ થવાનું નથી, હું મુક્તિને સ્વયમેવજ પ્રાપ્ત કરીશ. જે પુરૂષમાં વાણી અને મન સર્વદા સારી રીતે એકાગ્ર કરેલાં હોય તથા તપ, ત્યાગ અને યોગ પણ સારી રીતે ધારણ કરેલા હોય તે પુરૂષ તે તપ, ત્યાગ અને યોગવડે સર્વ વસ્તુ પ્રાપ્ત કરે છે. વિદ્યાસમાન બીજું નેત્ર નથી અને વિદ્યાસમાન બીજું ફળ નથી[33-35]. પ્રીતિ (રાગ) સમાન બીજું દુઃખ નથી અને ત્યાગસમાન બીજું સુખ નથી. શમતા, સત્યતા, શીલના વિષે સ્થિતિ, ઇન્દ્રિયોને દંડ કરવો, સમતા રાખવી અને સર્વ ક્રિયાઓથી વિરામ પામવું, તેના જેવું બ્રાહ્મણને બીજું ધન નથી[36,37]. હે બ્રાહ્મણ! જે તું મરવાનો છે તેને ધન, બાંધવ અને સ્ત્રીઓવડે શું ફળ છે? માટે યોગરૂપી ગુફામાં આત્માનો પ્રવેશ કરવાનું ઇચ્છ અથવા વાસનામય ગુફામાં પ્રવિષ્ટ થયેલા આત્માને તેમાંથી બહાર કાઢવાની ઇચ્છા કર. તું વિચાર તો કર કે, ત્હારા પિતા અને પિતામહ એ સર્વ કયાં ગયા?[38]. ભીષ્મ કહે છે કેઃ–હે રાજન્! પુત્રનું એવું વચન સાંભળીને પિતાએ પણ તે પ્રમાણે આચરણ કર્યું, માટે તું પણ સત્યધર્મમાં પરમ આસક્ત થઇને તેમજ વર્તન કર[39].

॥ पुत्रस्यैतद्वचः श्रुत्वा तथाकार्षीत् पिता नृप । तथात्त्वमपि वर्तस्व सत्यधर्मपरायणः ॥३९॥

इति श्रीमहाभारते शांतिपर्वणि मोक्षधर्मपूर्वार्द्धे गुर्जरभाषायां पितापुत्रसंवादो नाम चतुरधिकशततमोऽध्यायः ॥ १०४ ॥

॥ मोक्षधर्मपूर्वार्द्धं संपूर्णम् ॥





श्रीमहाभारतनुं

# शान्तिपर्व.

# ३ मोक्षधर्म–उत्तरार्द्ध.

## અધ્યાય ૧૦૫ મો–સન્યાસધર્મ વર્ણન.

युधिष्ठिर उवाच ॥ किं शीलः किं समाचारः किं विद्यः किं परायणः ।
॥ प्राप्नोति ब्रह्मणः स्थानं यत्परं प्रकृतेर्ध्रुवम् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ! જે સ્થાન પ્રકૃતિથી પર અને અવિચળ છે એવા બ્રહ્મના સ્થાનને કેવા સ્વભાવવાળો, કેવા આચારવાળો, કેવી વિદ્યાવાળો અને શાને વિષે પરમ આસક્તિવાળો પુરૂષ પામે છે?[1]. ભીષ્મ કહે છે કેઃ–જે પુરૂષ મોક્ષ ધર્મના વિષે આસક્ત હોય, જે પવિત્ર અન્નનો આહાર કરતો હોય, જે જીતેંદ્રિય હોય તે પુરૂષ પ્રકૃતિથી પર અને અવિચળ એવા બ્રહ્મના સ્થાનને પામે છે[2]. વળી જે મુનિ લાભ અને અલાભમાં સમાન બુદ્ધિવાળો હોય તથા કામ પ્રાપ્ત થયા છતાં પણ તેની અપેક્ષા કરનારો ન હોય તેવા પુરૂષે પોતાના ઘરથી નીકળીને સન્યાસ ધારણ કરવો[3]. તેવા પુરૂષે પોતાના નેત્રથી, મનથી કે, વાણીથી કોઈને દૂષણ આપવું નહિ, તેણે પ્રત્યક્ષ કે, પરોક્ષમાં પણ કોઈને અથવા પોતાને દૂષણ લાગે તેવું વચન કોઈ પણ કાળે બોલવું નહિ[4]. કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ પણ સર્વની સાથે મિત્રભાવ રાખીને વર્તવું તથા જીવતર પામીને કોઇની સાથે વૈર કરવું નહિ[5]. કોઇ નિંદા કરે તો તે નિંદાને સહન કરવી, કોઇનું અપમાન કરવું નહિ, કોઇ મનુષ્ય ક્રોધ ઉત્પન્ન કરનારૂં વચન કહે તથાપિ તેનું પ્રિય બોલવું અને કોઈ મનુષ્ય ગાળો દે તથાપિ તેનું કુશળ બોલવું[6]. મનુષ્યના સમુદાયમાં જઇને અનુકૂળ કે, પ્રતિકૂળ કાંઈ કહેવું નહિ. ભિક્ષાવૃત્તિવડે નિર્વાહ કરતાં છતાં પણ પ્રથમથી નિશ્ચય કરી રાખેલા સ્થળે જઇને ભિક્ષા કરવી નહિ[7]. લોકો પોતાના ઉપર ધૂળ નાખે કે, ધિક્કાર કરે તથાપિ પોતાના ધર્મના વિષે અચળ થઈને વર્તવું. ઉપર ઉપરથી કોઇને સારૂં લગાડવાનાં વચન પણ કહેવાં નહિ. વળી પુરૂષે કોમળ એટલે દયાવાળા થવું તથા પોતાના વિષે ક્રૂરપણે વર્તનારાની સાથે પણ ક્રૂરપણું કરવું નહિ. નિર્ભય થઇને વર્તવું અને પોતાના મુખથી પોતાનાં વખાણ કરવાં નહિ[8]. જે વખતે રસોડામાંથી ધૂમાડો બંધ થાય, જે વખતે ખાંડણીઆમાં સાંબેલાનો શબ્દ ન થતો હોય, જે વખતે અંગારા છાંટી નાખ્યા હોય, જે વખતે મનુષ્યો ભોજન કરતા હોય તથા જે વખતે પાત્રમાં સકળ ભોજન પીરસાઇ રહ્યું હોય તે વખતે મુનિએ મૌન ધારણ કરીને ભિક્ષા

લેવાનો આરંભ કરવો[9]. જેટલા અન્નવડે પોતાનો આહાર સંપૂર્ણ થાય તેટલા અન્નની પણ ઈચ્છા ન કરતાં જેટલાથી માત્ર પ્રાણનું ધારણ થઈ શકે તેટલાજ અન્નની ઇચ્છા કરવી. અર્થાત્ અન્નાદિના વિષે પણ આદર કરવો નહિ તોપછી વસ્ત્રાદિમાં તો આદર ન જ કરવો. એમાં શું આશ્ચર્ય છે? અન્નાદિ ન મળે તેથી ખેદ પામવો નહિ તથા મળે તો હર્ષ પણ પામવો નહિ[10]. વળી જે ચંદનહાર આદિનો લાભ સર્વ પુરૂષોને પ્રાપ્ત થતો હોય, તેવા સાધારણ લાભની ઈચ્છા પણ કરવી નહિ તથા કોઇ સારી રીતે પજન અર્ચન કરીને ભોજન કરવા લઈ જાય તો જવું નહિ. એવી રીતે પૂજન પામીને જે લાભ થાય તે લાભની નિંદાજ કરવી[11]. અન્નના દોષ બતાવીને તેની નિંદા ન કરવી અથવા તેના ગુણ જોઇને તે (અન્ન)નાં વખાણ પણ ન કરવાં. વળી મુનિએ પોતાને શયન કરવાનું સ્થળ તથા બેસવાનું સ્થળ નિરંતર એકાંતમાંજ પસંદ કરવું[12]. સૂનું ઘર, વૃક્ષનું મૂળ, અરણ્ય અને ગુફા એવા એકાંત વાસ પસંદ કરવા, વળી પિશાચના જેવી અજ્ઞાતચર્યાનું આચરણ કરીને, આત્માના વિષેજ પ્રવેશ કરવો[13]. યોગને અનુસરવાવડે તથા સંગનો ત્યાગ કરવાવડે નિશ્ચળ અને અવિનાશી બ્રહ્મમય થવું. તેમજ કર્મવડે સુકૃત અને દુષ્કૃતની ઇચ્છા કરવી નહિ[14]. નિરંતર મનમાં તૃપ્ત રહેવું, સારી રીતે-અત્યંત સંતુષ્ટ રહેવું તથા નિરંતર પ્રસન્ન એટલે નિર્મળ મુખવાળા તથા નિર્મળ ઇન્દ્રિયોવાળા રહેવું. મુનિએ કોઇનો ભય રાખવો નહિ, નિરંતર પ્રણવનો જપ કરવો, મૌનવ્રત પાળવું અને પરમ વૈરાગ્ય રાખવું[15]. તેણે એમ જાણવું કે, આ ભૂતમય શરીરનો ઘણાકાળ સુધી અભ્યાસ કરેલો છે તથા પ્રાણીઓ જન્મે છે અને મરે છે, એવું જોઇને સ્પૃહા રાખ્યા વિના સર્વને સમાન બુદ્ધિથી જોઇને ભાત આદિ પાકા અન્નથી કે, ફળ-મૂળ આદિ કાચા આહારથી માત્ર દેહને ધારણ કરી રાખવો. વળી જે પુરૂષ પોતાના આત્માવડે આત્માના વિષે-પોતાના મનમાં શાંત થયેલો હોય તેણે જે આહાર મળે તે ઉપર નિર્વાહ કરીને ઇન્દ્રિયોને જીતવી[16]. તપસ્વી પુરૂષે વાણીના વેગને, મન તથા ક્રોધના વેગને, હિંસાના વેગને, ઉદરના વેગને અને ઉપસ્થના વેગને સહન કરવા તથા કોઇએ કરેલી નિંદાથી હૃદયમાં દુઃખ લગાડવું નહિ[17]. કોઈ વખાણ કરે અથવા કોઈ નિંદા કરે તો તે બન્નેના વિષે સમાન બુદ્ધિ રાખીને મધ્યસ્થપણે રહેવું કેમ કે, સન્યાસીના આશ્રમના વિષે એ વ્રત સર્વથી પવિત્ર છે[18]. એવા મહાત્મા પુરૂષે સર્વ પ્રકારથી ઇન્દ્રિયોનું દમન કરવું અને સર્વ સ્થાનમાં સંગરહિત રહેવું. વળી તેણે પોતાના પૂર્વાશ્રમમાં રહેલા આપ્ત વર્ગના વિષે ફરવું નહિ. સૌમ્યપણું ધારણ કરવું. ઘર કરીને રહેવું નહિ અને પરમાત્માના વિષે એકાગ્ર થવું[19]. વાનપ્રસ્થ અને ગૃહસ્થ, એ બન્નેમાંથી કોઇનો પણ સંગ કરવો નહિ. જે આહારાદિ કરવાનો પ્રથમથી નિશ્ચય ન કરી રાખ્યો હોય તે આહારાદિ કરવાની ઈચ્છા કરવી નહિ અને તે પ્રાપ્ત થવાથી હર્ષ પામવો નહિ[20]. જે પુરૂષ આત્માને જાણીને એ સર્વ ધર્મનું આચરણ કરે છે તેને સન્યાસીના ઉપર્યુક્ત ધર્મમોક્ષ આપે છે, પણ જે પુરૂષ આત્માને જાણ્યા વિના સન્યાસીના ધર્મનું આચરણ કરે છે તેને તો કેવળ શ્રમજ છે[21]. હારિત મુનિ કહે છે કે, એ સર્વ ધર્મ જ્ઞાની પુરૂષને મોક્ષ સ્થાનમાં લઇ જનારા વિમાન જેવા છે[22]. માટે જે પુરૂષ સર્વ પ્રાણીઓને અભયદાન આપીને પોતાના ઘરથી સન્યાસ ધારણ કરીને નીકળે છે તે પુરૂષને તેજોમય લોક પ્રાપ્ત થાય છે અને તે અનંતકાળ સુધી રહે છે[23].

॥ अभयं सर्वभूतेभ्यो दत्वा यः प्रव्रजेद् गृहात् । लोकास्तेजोमयास्तस्य तथानंत्याय कल्पते ॥२३॥

इति श्रीमहाभारते शांतिपर्वणि मोक्षधर्मेषूत्तरार्द्धे गुर्जरभाषायां हारीतगीतायां पंचाधिकशततमोऽध्यायः ॥ १०५ ॥

## અધ્યાય ૧૦૬ ઠ્ઠો–વૃત્રાસુર અને શુક્રાચાર્યનો સંવાદ.

**युधिष्ठिर उवाच** ॥ धन्या धन्या इति जनाः सर्वेऽस्मान्प्रवदन्त्युत ॥
॥ न दुःखिततरः कश्चित्पुमानस्माभिरस्ति ह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ–અમને સર્વ લોકો "તમે ધન્ય છો તમે ધન્ય છો" એમ કહે છે પરંતુ આ લોકમાં અમારા કરતાં કોઈ વધારે દુઃખી મનુષ્ય છે નહિ[1]. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ પિતામહ ! મનુષ્યોમાં દેવતાઓથી જન્મ પામીને અને લોકોમાં સંભાવિત થઇને પણ અમે જે દુઃખ પામ્યા છીએ તેથી અમને એમ લાગે છે કે, શરીર ધારણ કરવું એ જ મોટું દુઃખ છે; માટે અમે દુઃખને નાશ કરનારા સન્યાસ ધર્મને કયારે આચરીશું?[2,3]. હે પિતામહ ! પ્રાણ, ઉદાન, સમાન, અપાન અને વ્યાન એ પાંચ પ્રાણ; વાણી, હસ્ત, ચરણ, ગુદા તથા ઉપસ્થ, એ પાંચ કર્મેંદ્રિયો; કર્ણ, ત્વચા, જીહ્વા, નાસિકા અને નેત્ર એ પાંચ જ્ઞાનેન્દ્રિયો; મન અને બુદ્ધિ, એ સત્તર તથા મુક્તિના વિરોધી હોવાથી સંસારના હેતુભૂત પાંચ યોગદોષ જેવા કે, કામ, ક્રોધ, લોભ, ભય અને નિદ્રા એ પાંચ તથા શબ્દાદિ દશ ઇન્દ્રિયોના અર્થ એટલે વિષય; પંચ સ્થૂલ ભૂત અને અવિદ્યા, કામ, કર્મ, એ આઠ; એમ સર્વ મળીને અડત્રીસ થાય છે. તે અડત્રીસથી જેઓનું વ્રત પ્રસંશા કરવા યોગ્ય છે એવા મુનિઓ મુક્ત થઇને પરમપદને પામે છે તથા પુનઃ સંસારમાં આવતા નથી. હે શત્રુને પરિતાપ કરનારા પિતામહ ! અમે રાજ્યને છોડીને એવા કયારે થઈશું ?[4-5]. ભીષ્મ કહે છે કેઃ–હે મહારાજ ! આ લોકમાં કોઈ પણ વસ્તુ અંત વગરની નથી, સર્વ પદાર્થની ગણના થઈ શકે એમ છે. તમે જેને પ્રસિદ્ધ એવો પુનર્જન્મ કહો છો તેનો પણ અંત છે, માટે આ લોકમાં કોઈ વસ્તુ અચળ અને નિત્ય નથી એમ સમજીને તમારે જાણવું કે, દુઃખનો પણ અંત છે[6]. તમે કહેશો કે, ઐશ્વર્યમાં લુબ્ધ થયેલા અમો પરમગતિ પામવાના છીએ શું ? તો ઐશ્વર્યનો પણ અંત છે અને તેના અંતની સાથે તમને વૈરાગ્ય થશે ત્યારે તમે પરમગતિને પામશો. હે રાજન્ ! તમે એમ માનો છો કે, ઐશ્વર્ય દોષરૂપ છે, પણ એમ નથી. તેનું કારણ એમ છે કે, ઐશ્વર્યમાં આશા રહે છે ત્યારે તે મોક્ષનો પ્રતિબંધ કરનારૂં થાય છે. તથાપિ ધર્મજ્ઞ છો માટે શમાદિ સાધનનો અભ્યાસ કરવાવડે કેટલાક કાળે મોક્ષ પામશો[7]. હે રાજન્ ! પુણ્ય અને પાપ મનુષ્યને નિરંતર વશ કરી રાખવાને સમર્થ નથી તથાપિ પુણ્ય અને પાપથી ઉત્પન્ન થયેલા અંધકારવડે તે રોધાય છે ખરો[8]. જેમ કાજળની રજયુક્ત વાયુ મનસીલના પથ્થરાઓની રજ સાથે મળીને અનેક રંગનો દેખાય છે તથા આકાશને પણ તેવા રંગનું કરી મૂકે છે[9]. તેજ પ્રમાણે તમોગુણથી વીંટાયલો અવિદ્યારૂપ ઉપાધિવાળો સમષ્ટિ જીવ રંગ વિનાનો છતાં રાગાદિસહિત હોવાથી (રાગાદિના ધર્મવડે) સુખી–દુઃખી ભાસે છે અને જેમ વાયુ પોતાના ઉત્પત્તિ સ્થાન આકાશને પણ પોતાના જેવા વર્ણનું કરી મૂકે છે, તેમ તે પણ પોતાના ઉત્પત્તિસ્થાન અંતર્યામી ત્રિગુણાતીત આત્માને પણ પોતાના જેવો સુખ–દુઃખવાળો દેખાડે છે અને જેમ વાયુ આકાશમાં ભમે છે, તેમ તે પણ અનેક પ્રકારની યોનિમાં જન્મ લેતો ભમે છે. બિંબ અને પ્રતિબિંબમાં ભેદ નથી માટે પ્રતિબિંબમાં રહેલા કંપાદિ ધર્મ બિંબના વિષે માનવામાં આવે છે. એજ રીતે જીવમાં રહેલો સંસાર (જન્મ–મરણાદિ) બ્રહ્મમાં ભાસે છે. માટે દુઃખાદિ આત્માના ધર્મ નથી તેથી જેમ વાયુમાંથી કાજળની રજ શમી જાય છે, તેમ આત્માના વિષેથી પણ સુખ–દુઃખાદિ ભાવ સહેલથી નાશ થઇ શકે તેવા છે તેથી ત્હારે શોચના કરવા જેવું નથી[10]. તું એમ કહીશ કે, દેહ અને આત્માનો યોગ અનાદિ છે માટે તેનો ઉચ્છેદ

થવો અશક્ય છે, તો જાણવું કે, દેહ અને આત્માનો યોગ અજ્ઞાનથી ઉપજ્યો છે-અર્થાત્ આત્મા અસંગ છતાં તેને દુઃખવાળો અને સુખવાળો ઇત્યાદિ માનવું એ માત્ર ભ્રમ છે. તે ભ્રમ અથવા અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અંધકારને પ્રાણી જ્યારે જ્ઞાનરૂપી દિપકથી દૂર કરે છે ત્યારે સનાતન બ્રહ્મનો પ્રકાશ થાય છે[11]. બ્રહ્મની પ્રાપ્તિ યત્ન કર્યા વિના સાધ્ય થાય એવી છે, કર્મ કરવાથી તે પ્રાપ્ત થતું નથી કેમ કે, કર્મથી ઉપજેલો પદાર્થ સંસ્કાર્ય કે, વિકાર્ય હોય છે. માટે સંસ્કાર્ય કે, વિકાર્ય પદાર્થની પેઠે બ્રહ્મ જો કર્મથી પ્રાપ્ત થાય એવું હોત તો તે સંસ્કાર્ય કે, વિકાર્ય પદાર્થની પેઠે અનિત્ય હોત. જેમ ચાકર શેઠની સેવા કરીને ભોજન પામે છે તેમ બ્રહ્મ ઉપાસન (સેવા) કરવાથી પ્રાપ્ત થાય તેવું નથી, જો હોત તો ભોજનની પેઠે અનિત્ય હોત; જેમ ચાલવાથી ગામ પ્રાપ્ત થાય છે, તેમ બ્રહ્મ આત્મા હોવાથી ગમનથી પ્રાપ્ત થાય તેવું નથી. જેમ ડાંગરને ખાંડવાથી ચોખા નીકળે છે, તેમ ઉપાસન કરીને દોષ દૂર કરવાથી બ્રહ્મ પ્રાપ્ત થાય તેવું નથી કારણ કે, તે ડાંગરની પેઠે છોડાંરૂપી સંગવાળું નથી. તે સંસ્કાર આપવાથી શુદ્ધ થાય તેવું નથી કેમ કે, તે અસંગ હોવાથી તેને સંસ્કારનું પ્રયોજન નથી. જેમ દૂધને વિકાર પમાડીને દહીં મેળવવામાં આવે છે, તેમ બ્રહ્મને વિકાર પમાડીને મુક્તિ મેળવાતી નથી કેમ કે, જો તે વિકાર પામે તેવું હોય તો દહીંની પેઠે અનિત્ય હોય, માટે જ્ઞાનવડે અજ્ઞાનનો નાશ કરવાથી કંઠમાં રહેલા અને ભૂલથી બીજી જગ્યોએ શોધાતા મણિની પેઠે પ્રાપ્ત છતાં પણ તેની પ્રાપ્તિ થાય છે. માટે મુનિઓ જે એમ કહે છે કે, બ્રહ્મ અયત્નસાધ્ય છે તે યોગ્યજ છે. એટલા માટે હે યુધિષ્ઠિર! ત્હારે, બીજા લોકોએ અને દેવોએ પણ મુક્ત પુરૂષોનું ઉપાસન કરવું. બ્રહ્મપ્રાપ્તિના વિષે વિદ્વાનોનો અનુભવ એવોજ છે. અને જેઓ વિદ્વાન એટલે જ્ઞાની છે તેઓ બ્રહ્મનું ઉપાસન કરવાથી વિરામ પામતા નથી, માટે ત્હારે પણ બ્રહ્મપ્રાપ્તિના માટે ઉદ્યોગ કરવો કેમ કે, ઉદ્યોગી પુરૂષને અવશ્ય બ્રહ્મ પ્રાપ્ત થાય છે. ઉદ્યોગ એવો છે કે, બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન જ્ઞાની પુરૂષો પાસેથી પ્રાપ્ત કરવું[12]. હે રાજન્! એ સંબંધી એક પુરાતન ઇતિહાસ કહેવાય છે તેને તું એકચિત્તે સાંભળ. પૂર્વે "વૃત્રાસુર" દૈત્યનું ઐશ્વર્ય નાશ પામ્યું ત્યારે તેણે શું કર્યું હતું? તે હું તને કહું છું[13]. હે ભારત! જ્યારે વૃત્રાસુર પોતાના શત્રુઓથી પરાજય પામ્યો, જ્યારે તેનો સહાય કરનાર કોઇ રહ્યો નહિ અને જ્યારે શત્રુઓએ તેનું રાજ્ય લઇ લીધું ત્યારે તે સંગરહિત બુદ્ધિને ધારણ કરીને શોક કર્યા વિના વર્તતો હતો[14]. પછી પૂર્વે વૃત્રાસુરને રાજ્યભ્રષ્ટ થયેલો જોઇને એક વખતે શુક્રાચાર્યે પૂછ્યું કે,-હે દાનવ! તું પરાજય પામ્યો છે તેની તને વ્યથા તો થતી નથી?[15]. વૃત્રાસુર કહે છે કે,-હું સત્યવડે અને તપવડે પ્રાણીઓની ઉત્પત્તિ તથા લયને નિઃસંશય જાણું છું તેથી શોક પામતો નથી કે, હર્ષ પણ પામતો નથી[16]. કાળે પ્રેરેલા જીવો અવશ થઇને પાપવડે નરકમાં ડૂબે છે અને પુણ્ય કરવાથી, જ્યાં સંતોષ પામવા યોગ્ય સર્વ ભોગ પ્રાપ્ત થાય છે તેવા સ્વર્ગને પામે છે, એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે[17]. પછી નરકમાં કે, સ્વર્ગમાં પોતાના તે કાળ વીતાવીને પુણ્ય-પાપની સમાપ્તિ કરે છે તથા તેમાંથી જે કાંઈ પુણ્ય-પાપ અવશેષ રહ્યાં હોય છે તેવડે મનુષ્યો કાળથી પ્રેરાઇને પશુ આદિ યોનિમાં વારંવાર ઉત્પન્ન થાય છે અને મરે છે[18]. જે જીવો કામના પાશથી બંધાયલા છે તેઓ અવશ થઇને હજારો વાર તિર્યક્ (પશુ-પક્ષી)ની યોનિમાં ઉત્પન્ન થઇને હજારોવાર નરકમાં પડે છે અને નીકળે છે[19]. એ પ્રમાણે અતીન્દ્રિય વસ્તુને જાણનારો હું, એ રીતે જન્મ-મરણને પામતા અનેક જીવોને જાણું છું તથા કર્મ પ્રમાણે ફળની પ્રાપ્તિ થાય છે તે પણ જાણું છું[20]. મનુષ્યોએ પૂર્વ જન્મમાં જેવું આચરણ કર્યું હોય છે, તેના અનુસારે યમયાતના ભોગવ્યા પછી તેઓને તિર્યક્ યોનિ, નરક, ભાગ્ય,

સુખ, દુઃખ, પ્રિય કે, દ્વેષ્ય પ્રાપ્ત થાય છે. એ રીતે સર્વ પ્રાણીઓ જે માર્ગે આવે છે તે માર્ગે પાછા જાય છે. તે માર્ગ કાળની ગણુનાથી ગણાયલો એટલે કાળના સ્વાધીનમાં છે તથા ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું મુખ્ય સ્થાન છે; અર્થાત્ જન્મ-મરણનો પ્રવાહ અનંત છે તથા તે કર્મના માપથી મપાયલો છે તેથી જેઓ નૈષ્કર્મ્યનો આશ્રય કરે છે તેઓને જન્મ-મરણરૂપી માર્ગે જવું-આવવું પડતું નથી. એવી રીતે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું પરાયણ પરમાત્મા છે. વૃત્રાસુર એવી રીતે બોલતો હતો તેથી ભગવાન શુક્રાચાર્યને આશ્ચર્ય લાગ્યું કે,-અસુર યોનિમાં ઉત્પન્ન થયેલા જીવને પણ આવું જ્ઞાન છે? પછી શુક્રાચાર્ય તેની બુદ્ધિની પરીક્ષા કરવાના અર્થે બોલ્યા કે,-હે બુદ્ધિમાન! હે તાત! તું આવા દુષ્ટ (દોષયુક્ત) લવારા કેમ કરે છે?[૨૧-૨૩]. વૃત્રાસુર કહે છે કેઃ-પૂર્વે મેં જય પ્રાપ્ત કરવાના લોભથી મોટું તપ કર્યું હતું તે તો તમે તથા બીજા બુદ્ધિમાન ઋષિઓએ પણ પ્રત્યક્ષ જોયું છે[૨૪]. મેં ગંધ અને બીજા વિવિધ રસાદિ વિષયોને પ્રાપ્ત કરવાના હેતુથી મ્હારા તેજવડે ત્રણ લોકને વશ કરીને કેટલાંક પ્રાણીઓનો નાશ કર્યો હતો[૨૫]. હું અગ્નિની જ્વાળાઓમાં પ્રવેશ કરતો હતો તથા વિમાનમાં બેસીને આકાશમાં ઉડતો હતો અને એવી રીતે પ્રાણીમાત્રથી નિર્ભય થઇને નિરંતર સર્વથી અજેય હતો[૨૬]. એ પ્રમાણે મેં પોતાના કર્મવડે તથા તપવડે પ્રાપ્ત કરેલું ઐશ્વર્ય નાશ કર્યું છે. હે ભગવાન! તેથી હવે હું ધીરજ રાખીને શોક કરતો નથી[૨૭]. જ્યારે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા મહાત્મા મહેંદ્રની સાથે ભગવાન આવ્યા હતા ત્યારે મેં સર્વ ઐશ્વર્યવાન, પાપના હરણ કરનારા, જીવ સમુદાયના સ્થાનભૂત અને સમર્થ એવા ભગવાનને જોયા[૨૮]. તે ભગવાન વિકુંઠાના પુત્ર છે માટે "વૈકુંઠ" કહેવાય છે, તે પૂર્ણ છે માટે "પુરૂષ" કહેવાય છે, તે ત્રણ પ્રકારના (આદિ, મધ્ય અને અંત) પરિચ્છેદ શૂન્ય છે માટે "અનંત" કહેવાય છે, તે શુદ્ધ છે માટે "શુકલ" કહેવાય છે, તે વ્યાપક છે માટે "વિષ્ણુ" કહેવાય છે, વળી તે સનાતન એટલે કૂટસ્થ, મુંજના જેવા પીળા કેશવાળા, હિરણ્યના સરખી દેદીપ્યમાન દાઢી, મૂંછવાળા અને સર્વ પ્રાણીઓના પિતામહ છે[૨૯]. હે ભગવાન! મેં જે તપ કર્યું હતું તેના પુણ્યનો કાંઇક ભાગ હજી અવશેષ હશે એમાં ફેર નથી કેમ કે, જેથી હું કર્મના ફળ વિષે આપને પ્રશ્ન કરવાને ઇચ્છું છું[૩૦]. બ્રાહ્મણાદિ વર્ણના વિષે ઉત્તમ ઐશ્વર્ય કયા વર્ણના વિષે રહેલું છે અને તે ઉત્તમ ઐશ્વર્ય શી રીતે નાશ પામે છે?[૩૧]. વળી પ્રાણીઓ શાવડે જીવે છે તથા પુનઃ સૃષ્ટિના વિષે શી રીતે પ્રવૃત્ત થાય છે? અથવા જીવ કયું પરમ ફળ પામીને અજરામર થઇને રહે છે?[૩૨]. હે વિપ્ર! તે ફળ કયા કર્મવડે અથવા કયા જ્ઞાનવડે પ્રાપ્ત થવું શકય છે, એ મને કહેવું જોઇએ[૩૩]. એ પ્રમાણે વૃત્રાસુરે પ્રશ્ન કરવાથી તે શુક્રાચાર્ય મુનિએ જે પ્રત્યુત્તર કહ્યો તે પ્રત્યુત્તર, હે રાજસિંહ! હું તને કહું છું, તેને હે પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! તું મ્હારા ભાઇઓસહિત એકચિત્તે શ્રવણ કર[૩૪].

॥ इतीवमुक्तः स मुनिस्तदानीं प्रत्याह यत्तच्छृणु राजसिंह ॥

॥ मयोच्यमानं पुरुषर्षभ त्वमनन्यचित्तः सहसोदरीयैः ॥ ३४ ॥

**इति श्रीमहा० शां० मो० उत्त० गु० मा० वृत्रगीतासु षडधिकशततमोऽध्यायः ॥१०६॥**

## અધ્યાય ૧૦૭ મો-સનત્કુમારે વિષ્ણુનું માહાત્મ્ય કહ્યું.

उशनोवाच ॥ नमस्तस्मै भगवते देवाय प्रभविष्णवे ।
॥ यस्य पृथ्वीतलं तात साकाशं बाहुगोचरम् ॥ १ ॥

શુક્રાચાર્ય કહે છે કે:-હે તાત! જે સમર્થ દેવ ભગવાનના બન્ને બાહુઓની મધ્યે આકાશસહિત પૃથ્વીનું પૃષ્ઠ આવી રહેલું છે તે ભગવાનને નમસ્કાર છે[1]. હે દાનવોના વિષે શ્રેષ્ઠ! જેણે મોક્ષસ્થાનને પોતાના મસ્તકવડે ધારણ કરેલું છે તે વિષ્ણુનું ઉત્તમ માહાત્મ્ય હું તને કહીશ[2]. એ પ્રમાણે વૃત્રાસુર અને શુક્રાચાર્ય સંભાષણ કરતા હતા તેવામાં ધર્માત્મા સનત્કુમાર તેમના સંશયનું છેદન કરવાને તે સ્થળમાં આવ્યા[3]. હે રાજન્! તે ધર્માત્મા સનત્કુમારનો વૃત્રાસુરે તથા શુક્રાચાર્યે સત્કાર કર્યો. તે પછી તે મુનિશ્રેષ્ઠ મોટા યોગ્ય આસન ઉપર બેઠા[4]. ત્યારપછી શુક્રાચાર્યે મોટી બુદ્ધિવાળા સનત્કુમારને કહ્યું કે,-આ દાનવોના રાજા વૃત્રાસુરને વિષ્ણુનું ઉત્તમ માહાત્મ્ય કહો[5]. પછી સનત્કુમાર, શુક્રાચાર્યનાં એવાં વચનને સાંભળીને, બુદ્ધિમાન અને દાનવોમાં શ્રેષ્ઠ વૃત્રાસુર પ્રત્યે વિષ્ણુના માહાત્મ્યયુક્ત અર્થવાળું વચન બોલ્યા કે,-હે દૈત્ય! હું તને વિષ્ણુનું ઉત્તમ માહાત્મ્ય કહું છું તે તું સાંભળ. હે શત્રુઓને પરિતાપ કરનાર વૃત્ર! આ સકળ જગત વિષ્ણુના વિષે રહેલું છે એમ તું જાણજે[6,7]. હે મહાબાહો! વિષ્ણુજ સચરાચર પ્રાણી સમુદાયને સરજે છે અને સમય પ્રાપ્ત થયે સંહાર કરે છે. વળી તેજ પુનઃ જગતને સરજે છે[8]. તે વિષ્ણુના વિષે જગત લય પામે છે તથા તેનાથીજ તે ઉત્પન્ન થાય છે. તે વિષ્ણુ જ્ઞાનવાળા પુરૂષથી પણ જાણવામાં આવવા શકય નથી તેમ તપ વડે કે, યજ્ઞ કરવાવડે પણ જાણવામાં આવે તેવા નથી (ત્યારે કોઈ કહેશે કે, તેની પ્રાપ્તિ થવાનો માર્ગ નહિ હોય શું? પણ એમ નથી;) ઇન્દ્રિયોનો સંયમ કરવાથી તેની પ્રાપ્તિ કરી શકાય છે[9]. યજ્ઞાદિ કર્મ બાહ્ય ઇન્દ્રિયોને નિર્મળ કરે છે તથા શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન ઇત્યાદિ ગુણો આંતરને નિર્મળ કરે છે. એવી રીતે ઇન્દ્રિયોને નિર્મળ કરીને જે મનમાં સંકલ્પ માત્ર રહીને બુદ્ધિવડે મનને પણ નિર્મળ કરે છે; અર્થાત્ સમાધ અવસ્થામાં બુદ્ધિના વિષે મનનો લય કરે છે, તે પુરૂષ પરલોકમાં જઇને મોક્ષને પામે છે[10]. જેમ સોની રૂપાને ઘણા પ્રયત્નથી અગ્નિમાં શુદ્ધ કરે છે, તેમ જીવ પોતે કરેલા કર્મવડે અનેક જન્મને પામીને ઉપર કહેલા કર્મથી શુદ્ધ થાય છે. કદાપિ કોઈ અતિશય યત્ન કરે તો તે એક જન્મવડેજ શુદ્ધ થાય છે[11,12]. શરીર ઉપર થોડીક રજ પડી હોય તો તેને કોઈ પુરૂષ અલ્પ પ્રયત્નથી શુદ્ધ કરે છે, પણ શરીરમાં ઘણી રજ ચોંટી ગઈ હોય તો તેને કાઢવાને માટે મોટો યત્ન કરવો પડે છે, તે પ્રમાણે જીવના પણ અલ્પ દોષનો નાશ કરવાને અલ્પ પ્રયત્ન કરવા પડે છે અને ઘણા દોષનો નાશ કરવાને ઘણા પ્રયત્ન કરવા પડે છે[13]. (કોઈ કહેશે કે, કર્મ કરવા છતાં પણ ચિત્તની શુદ્ધિ જોવામાં આવતી નથી માટે કર્મ કરવાં વ્યર્થ છે, તો એમ નથી, તેજ કર્મની વારંવાર આવૃત્તિ થવાથી ફળની સિદ્ધિ થાય છે.) જેમ થોડાંક પુષ્પવડે તલ કે, સરસવને પાસ દેવાથી તલ કે, સરસવ પોતાની વાસને છોડતા નથી; પણ ઘણાં પુષ્પવડે એવાજ પાસ ઘણીવાર દેવાથી તે પુષ્પનો વાસ તલ કે, સરસવમાંથી જતો નથી પરંતુ તલ કે, સરસવ પુષ્પના વાસમાં વાસિત થઈ રહે છે, તેમજ કર્મ વારે વારે કરવાથી ચિત્તને તેનો પાસ બેસી જાય છે તે પછી જતો નથી. એટલે અનેક જન્મોમાં સ્ત્રી-આદિનો સંગ કર્યો છે માટે તેમાં બેઠેલો પાસ એકાએક છૂટતો નથી; પરંતુ બુદ્ધિથી વિચાર કરવાથી અને યત્નવડે અભ્યાસ કરવાથી તે દોષની નિવૃત્તિ થાય છે[14-19]. હે દાનવ! કર્મવડે મનુષ્ય વિષયોમાં પ્રીતિવાળો

અને અપ્રીતિવાળો થાય છે. હવે તે તે કર્મના વિષે પ્રીતિના હેતુઓ જેવી રીતે પ્રાપ્ત થાય છે તે સાંભળ[૧૭]. વળી મનુષ્ય જે રીતે કર્મમાં પ્રવૃત્ત થાય છે તથા વિદ્યાદશામાં જે નિમિત્તથી રહે છે કે, જેથી તે કર્મથી નિવૃત્ત થાય છે તે સર્વ હું તને અનુક્રમે કહું છું. હે વિભો! તે સર્વ તું એકચિત્ત થઇને સાંભળ[૧૮]. જેને આદિ નથી અને અંત નથી એવા શ્રીમાન હરિ પ્રાણી માત્રના સ્થાનરૂપ છે તે સમર્થ ભગવાન સ્થાવર અને જંગમ પ્રાણીને સરજે છે[૧૯]. તે પરમેશ્વરજ સર્વ પ્રાણીમાં ક્ષર એટલે જડરૂપ અને અક્ષર એટલે જીવરૂપ થાય છે તથા તે જીવ એકાદશ વિકારરૂપ થઇને ઇન્દ્રિયોવડે જગતનું પાન કરે છે એટલે અગિયાર ઇન્દ્રિયોવડે જગતને જાણે છે–ગ્રહણ કરે છે. આ જગ્યોએ જે ક્ષર એટલે જડ સૃષ્ટિ કહી તે મહત્તત્વથી થયેલો પ્રથમ સર્ગ (સૃષ્ટિ) છે. "પ્રાણીમાં ઉત્પન્ન થાય છે" એમ જે કહ્યું છે તે "ભૂતસર્ગ" નામે બીજો સર્ગ છે અને ઇન્દ્રિયોના ત્રીજા સર્ગને "વૈકારિક સર્ગ" કહે છે. એ ત્રણે સર્ગ પ્રકૃતિથી થયેલા છે માટે તેને "પ્રાકૃતસર્ગ" કહે છે[૨૦]. હે દૈત્ય! તે જગતરૂપ ઈશ્વરના ચરણ પૃથ્વી છે, સ્વર્ગલોક મસ્તક છે, દિશાઓ બાહુઓ છે, આકાશ કાન છે[૨૧]. સૂર્ય નેત્ર છે, ચંદ્ર મન છે, મહત્તત્વ બુદ્ધિ છે, જળ રસ છે[૨૨]. હે દાનવશ્રેષ્ઠ! આકાશમાં રહેલા ગ્રહો ભમરની પાસે રહેલા છે અને નક્ષત્રનો સમુદાય બન્ને નેત્રની પાસે છે. અને વિષ્ણુના ચરણના વિષે પૃથ્વી રહેલી છે[૨૩]. રજોગુણ, તમોગુણ અને સત્વગુણ, એ પણ નારાયણરૂપ છે એમ તું જાણ. હે તાત! સર્વ આશ્રમનું ફળ નારાયણ છે અને સર્વ કર્મનું ફળ પણ એજ છે એમ કહેલું છે[૨૪]. તેજ પ્રમાણે અકર્મનું ફળ પણ પરમાત્મા છે. તે પરમાત્માનાં રૂવાં વેદના મંત્રો છે. પ્રણવ અક્ષર સરસ્વતી (વાણી) છે[૨૫]. ઘણા વર્ણ અને ઘણા આશ્રમના આશ્રયવાળો પરમ ધર્મ પણ તેજ છે અને એજ બ્રહ્મ સત્ (કારણરૂપ) અને અસત્ (કાર્યરૂપ) તપરૂપ પણ છે[૨૬]. શ્રુતિ, શાસ્ત્ર, ઇન્દ્રાદિ ગ્રહ અને એ સર્વથી યુક્ત જે યજ્ઞ, તે બ્રહ્મજ છે. એજ પિતામહ બ્રહ્મદેવ, વિષ્ણુ, અશ્વિનીકુમાર, ઇન્દ્ર, મિત્ર, વરૂણ, યમ અને કુબેર છે એ સર્વ તેનાંજ જૂદાં જૂદાં રૂપ છે તથા તેઓ તેની સાથે એકપણાને પામે છે. આ સકળ જગત તે એકજ દેવના સ્વાધીનમાં છે એમ તું જાણ[૨૭,૨૮]. હે દૈત્યેંદ્ર! જગતમાં વિવિધ પ્રકારે તેજ થયેલો છે; વેદમાં તેની એકતા કહેલી છે. જ્યારે પ્રાણી બ્રહ્મને વિજ્ઞાનથી જુએ છે ત્યારે બ્રહ્મનો પ્રકાશ થાય છે[૨૯]. જગતમાં ઘણા જીવો સંહાર અને ઉત્પત્તિની હજારો કોટિઓનો અનુભવ કરે છે અને તેમાં ભમે છે. હે દૈત્ય! પ્રજાની ઉત્પત્તિ અને લયનું પરિમાણ અનેક હજાર વાપીઓ જેટલું છે[૩૦]. તે વાપીઓ એક યોજન પહોળી છે, એક યોજન ઉંડી છે અને પાંચસો યોજન લાંબી છે, વળી તે એક વાપી એકસો એક યોજન વૃદ્ધિ પામે છે[૩૧]. હવે તે પૈકીની એક વાપીનું જળ વાળના અગ્ર ભાગવડે દિવસમાં એક વાર કાઢી નાખવું. બીજી વાર નહિ. એ રીતે દરરોજ એક એક વાળના અગ્ર બિંદુ જેટલું જળ કાઢી નાખતાં નાખતાં જ્યારે તે સઘળી વાપીઓનું જળ ઉલેચાઈ રહે અને સૂકી થઇ જાય ત્યારે સંસારનો પણ જ્ઞાન વિના ઉચ્છેદ થાય એમ જાણવું. અર્થાત્ જેમ તે કાર્ય બનવું અશક્ય છે, તેમ જ્ઞાનવિના સંસારનો નાશ થવો પણ દુર્ઘટ છે. કદાચ પૂર્વોક્ત રીતે કોટિ યુગો જતાં એકાદ વાપીનું શોષણ થયું તો તેથી પણ શું ફળ છે? એકનો મોક્ષ થયો છતાં બીજા અનંત કોટી જીવો તેમના તેમ છે. માટે જ્ઞાનવિના સંસારનો નાશ થતો નથી[૩૨]. જીવના છ વર્ણ છે, એવું ઉત્તમ પ્રમાણ છે. એક કૃષ્ણવર્ણ, બીજો ધૂમ્રવર્ણ, ત્રીજો નીલવર્ણ, ચોથો રક્તવર્ણ, પાંચમો હારિદ્રવર્ણ અને છઠ્ઠો શુકલવર્ણ, તેમાંથી જ્યારે તમોગુણનું આધિક્ય થાય, સત્વગુણની ન્યૂનતા થાય અને રજોગુણની સમાનતા થાય

ત્યારે કૃષ્ણવર્ણ જાણવો. જ્યારે તમોગુણનું આધિક્ય થાય, સત્વગુણની સમાનતા થાય અને રજોગુણની ન્યૂનતા થાય ત્યારે ધૂમ્રવર્ણ જાણવો. જ્યારે રજોગુણની અધિકતા થાય, સત્વગુણની ન્યૂનતા થાય અને તમોગુણની સમતા થાય ત્યારે નીળવર્ણ જાણવો. જ્યારે રજોગુણની અધિકતા થાય, સત્વગુણની સમતા થાય અને તમોગુણની ન્યૂનતા થાય, ત્યારે મધ્યમ એટલે રક્તવર્ણ થાય છે. એ રક્તવર્ણ પ્રવૃત્તિમાં કુશળ લોકોને અત્યંત સહ્ય છે. જ્યારે સત્વની અધિકતા થાય, રજોગુણની ન્યૂનતા થાય અને તમોગુણની સમતા થાય ત્યારે પીળો (હારિદ્ર) વર્ણ જાણવો. એ વર્ણ સુખકર છે. જ્યારે સત્વગુણની વૃદ્ધિ થાય, રજોગુણની સમાનતા થાય અને તમોગુણની ન્યૂનતા થાય ત્યારે શુકલવર્ણ જાણવો. એ વર્ણ અત્યંત સુખ કરનારો છે. એ પ્રમાણે વર્ણને અનુસરતી જીવની સુખ–દુઃખની સ્થિતિ છે. તેમાંથી કૃષ્ણવર્ણ સ્થાવર સૃષ્ટિનો મુખ્ય સર્ગ છે. તે ચોથો સર્ગ છે. (મહત્તત્વનો પ્રથમ સર્ગ, બીજો ભૂતસર્ગ અને ત્રીજો વૈકારિક સર્ગ, એ પાછળ કહેલું છે). ચોથો સ્થાવર સૃષ્ટિનો સર્ગ છે, ધૂમ્રવર્ણનો તિર્યક્ યોનિનો સર્ગ પાંચમો છે, પીળો દેવસર્ગ છઠ્ઠો છે, નીળવર્ણનો માનુષસર્ગ સાતમો છે, મધ્યમ (રક્ત) વર્ણનો અનુગ્રહ+ સર્ગ આઠમો છે, શ્વેત વર્ણનો કૈમારસર્ગ નવમો છે[૩૩]. એ સર્વમાં શુકલવર્ણનો કૈમારસર્ગ નિર્મળ છે તથા શોકરહિત છે. હે દાનવોના ઇન્દ્ર ! એ સર્ગમાં શ્રમવિના મુક્તિ સિદ્ધ થાય છે અન્યથા, હે દૈત્ય ! જીવ હજારો યોનિઓમાં જન્મ લીધા પછી સિદ્ધિને પામે છે[૩૪]. ઇન્દ્રે સત્શાસ્ત્રનું જ્ઞાન પામીને જે ગતિને આત્માના અનુભવની કહેલી હતી તે ગતિ શુકલવર્ણની છે. પ્રજાઓના જીવોની ગતિનો આધાર વર્ણ ઉપર છે અને વર્ણનો આધાર કાળ ઉપર છે, અર્થાત્ હે અસુરેંદ્ર ! જીવ ચાર યુગરૂપ છે. એટલે ધર્મમાં પ્રીતિવાળા જીવને સત્યયુગનો કાળ કહેવો, ધર્મમાં આલંબન કરનારા જીવને ત્રેતાયુગનો કાળ કહેવો, અધર્મથી દૂર રહેલા જીવને દ્વાપરયુગનો કાળ કહેવો અને અધર્મમાં પ્રીતિવાળા જીવને કળિયુગનો કાળ કહેવો. એવા જીવના પૂર્વ જન્મના સંસ્કારના બળથી જેવો જેવો સત્વાદિ ગુણનો આવિર્ભાવ થાય છે, તેવી તેવી તેની ગતિ થાય છે[૩૫]. દશ ઇન્દ્રિયો અને ચાર અંતઃકરણ મળીને જીવની ચૌદ ગતિઓ છે. તે પ્રત્યેક ગતિની એક એક લાખ (વિષય ભેદે કરીને) વૃત્તિઓ છે. એવી ચૌદ લાખ વૃત્તિઓરૂપી ગુણ જીવની પરમગતિ છે. તે અનેક વૃત્તિઓવડે તે જીવ ઉંચા પદને ચડે છે, ત્યાં સ્થિર થાય છે અને ત્યાંથી પડે છે. એ રીતે ચઢવું, સ્થિર થવું અને પડવું, એ સર્વ તેનુંજ કરેલું છે એમ તું જાણજે[૩૬]. કૃષ્ણવર્ણની ગતિ અત્યંત અધમ થાય છે તથા તે પોતાની ચૌદ લાખ વૃત્તિઓને દુર્માર્ગે પ્રવર્તાવીને નરકમાં રંધાયા કરે છે–નરકમાં પડે છે અને તેમાં અનેક કલ્પ સુધી સ્થિતિ કરે છે એમ કહેલું છે[૩૭]. એવી રીતે લાખો યુગ નરકમાં રહ્યા પછી તે તિર્યક્યોનિરૂપ ધૂમ્રવર્ણને પામે છે. તે યોનિમાં શીત તથા વાયુ આદિથી પીડાઇને તે દીન સરખો નિવાસ કરે છે. જ્યારે તેના પાપના ભોગનો ક્ષય થાય છે ત્યારે દૈવયોગથી પ્રાચીન પુણ્યનો ઉદય થવાથી તે જીવ વિવેકયુક્ત ચિત્તવાળો થાય છે. *જ્યારે તે જીવ સત્વગુણથી યુક્ત થઈને તથા પોતાની બુદ્ધિથી તમોગુણની પ્રવૃત્તિને દૂર કરીને કલ્યાણના માટે યત્ન કરે છે, ત્યારે સત્વગુણનો ઉત્કર્ષ થાય છે. તો શમદમાદિની અભિમાની દેવતાની સૃષ્ટિને પામે છે–આઠમા રક્તવર્ણના અનુગ્રહ સર્ગને પામે છે. જો સત્વગુણ ઓછો હોય તો નીળપણાને પામીને મનુષ્યલોકમાં જન્મે છે અને મરે છે[૩૮-૩૯]. એ મનુષ્યલોકમાં

+ પ્રજાપતિ કે, જે સર્વ સૃષ્ટિ ઉપર અનુગ્રહ કરે છે તેનો.

* કૃષ્ણવર્ણ અને ધૂમ્રવર્ણ અથવા સ્થાવરયોનિ તથા તિર્યક્યોનિ એ બે માત્ર ભોગભૂમિ છે. એમાં માત્ર પાપાદિ ભોગવવાનાં છે.

ઉત્પત્તિ અને લય પામતો તથા શાસ્ત્રોક્ત ધર્મરૂપી બેડીમાં કલેશ પામતો સેંકડો કલ્પ કાઢી નાખે છે તથા તે પછી દેવસર્ગરૂપ હારિદ્રવર્ણને પામે છે. તે હારિદ્રવર્ણમાં એટલે દેવરૂપમાં પણ હજારો કલ્પ સુધી વસે છે, ત્યાંથી પુનઃ મનુષ્ય થાય છે અને મનુષ્યમાંથી પુનઃ દેવ થાય છે. એ રીતે ફરતો તે સ્વર્ગરૂપી નરકમાં પણ મુક્તિ પામતો નથી અને ત્યાં ઓગણીસ હજાર કલ્પ સુધી રહે છે. એટલા સમય સુધી ત્યાં રહ્યા પછી તેને એ નરકમાંથી મુક્ત થયેલો જાણવો[૪૦-૪૧]. મનુષ્યયોનિ વિના બીજી સ્થાવરયોનિમાં અને તિર્યક્યોનિમાં જેમ મુક્તિ મળતી નથી તેમ દેવયોનિમાં પણ મુક્તિ મળતી નથી; તે માત્ર પુણ્ય ભોગવવાનું સ્થાન છે; અર્થાત્ જેમ તિર્યક્સૃષ્ટિ ત્યાગ કરવા જેવી છે તેમ દેવસૃષ્ટિ પણ અનિત્ય હોવાથી ત્યાગ કરવા જેવી છે[૪૨]. દેવલોકમાં ગયેલો જીવ જ્યારે જ્યારે દેવલોકમાંથી પડે છે ત્યારે ત્યારે મનુષ્યપણાને પામે છે અને આઠસો કલ્પ સુધી મનુષ્યયોનિમાં રહીને મુક્તિને પામે છે[૪૩]. જો તે મનુષ્યયોનિમાં કલિરૂપ થાય છે તો કાળના યોગથી સર્વથી અધમ એવી સ્થાવરયોનિમાં–કૃષ્ણવર્ણમાં પડે છે. હે અસુરના વિષે વીર ! હવે જીવ જે રીતે સિદ્ધ થાય છે–મુક્તિ પામે છે તે હું કહું છું[૪૪]. મુમુક્ષુ પુરૂષ પ્રથમ સાતસો વ્યૂહનો આશ્રય કરીને રક્ત, પછી હારિદ્ર અને પછી શુકલ થઇને બીજા લોકને પામે છે. અર્થ એ છે કે, શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ, મન અને બુદ્ધિ એ સાત પ્રકારે બુદ્ધિ થયેલી છે માટે એ સાતનો વ્યૂહ એટલે સમુદાય કહેવાય છે. તેઓની વૃત્તિઓ સેંકડો છે માટે તે વ્યૂહ સાતસો કહેવાય છે. તેમાંથી જે દૈવી એટલે સાત્વિક વૃત્તિઓ છે તે રક્તવર્ણ છે. તેનો પ્રથમ આશ્રય કરીને એટલે શમાદિ ગુણને ધારણ કરીને પછી હારિદ્રવર્ણનો આશ્રય કરવો. એટલે શમદમાદિના અભિમાની પ્રજાપતિ દેવો તુલ્ય થવું. પછી શુકલવર્ણના એટલે કૌમારસર્ગના વિષે જવું; અર્થાત્ બાળકની પેઠે રાગ–દ્વેષરહિત થવું. પછી તે અનુત્કૃષ્ટ અને અર્ચ્યતમ *એવા સગુણાત્મભૂત આઠ (આઠ પુરીરૂપ) લોકોને પામે છે[૪૫]. હે મોટા પ્રતાપવાળા ! એ આઠ પુરીઓ, બીજો સાઠનો સમુદાય અને બીજા સોના સમુદાય એ સર્વને મોટા તેજસ્વી પુરૂષોએ મનવડે રોકેલાં છે; અર્થાત્ પંચ તત્વ, પંચ પ્રાણ, પંચ કોશ, દશ ઇન્દ્રિયો, અંતઃકરણચતુષ્ટય, અવિદ્યા, કામ, કર્મ, એને "આઠ પુરીઓ" કહે છે; દશ ઇન્દ્રિયો, દશ ઇન્દ્રિયોના દશ વિષયો, પાંચ પ્રાણ, ચિત્તચતુષ્ટય, અવિદ્યાદિસમૂહ, એ ત્રીસ જાગ્રતના તથા ત્રીસ સ્વપ્નના મળીને સાઠનો સમુદાય થાય છે. જે આઠ છે તેજ સાઠ છે તથા તેની વૃત્તિઓરૂપે તેજ સોસો છે. એ સર્વને મહા તેજસ્વી પુરૂષ મનવડે રોકે છે. પરંતુ શુકલવર્ણની એવી ગતિ છે કે, તેમાં જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાનોજ રોધ થાય છે અને ચતુર્થ–અદ્વૈત–શિવનો પ્રકાશ થાય છે. કર્મના ભોગના અર્થે આરંભ થયેલા એક દેહના વિષે દૃષ્ટિ–સૃષ્ટિના અભિપ્રાય પ્રમાણે સેંકડો લય અને ઉદયરૂપ જન્મ રહેલા છે[૪૬]. જે યોગી જીવન્મુક્ત થયા છતાં પણ પ્રારબ્ધ કર્મ ભોગવી ન રહ્યો હોય તેને અનિષ્ટ એવો એક જન્મ લેવો પડે છે અને પછી યોગના ઐશ્વર્યથી ઉપસ્થિત થયેલા દિવ્ય ભોગનો ત્યાગ કરવાને તે સમર્થ ન હોય તો મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોક એવા ચાર લોકમાં દિવ્ય ભોગને ભોગવે છે. પોતાના યોગબળની અધિકતા પ્રમાણે કે, ન્યૂનતા પ્રમાણે તેને તે લોક પ્રાપ્ત થાય છે કેમ કે, યોગીની સત્વ શુદ્ધાત્મક જે છઠ્ઠી ગતિ છે તેની સિદ્ધિ થયા છતાં પણ જે સિદ્ધ ન થયો હોય–બ્રહ્મનો સાક્ષાત્કાર થયા છતાં પણ જીવન્મુક્તિ ન પામ્યો હોય, પરંતુ રાગાદિ દોષ નાશ પામ્યા હોય તે પુરૂષ યોગમાં સિદ્ધ થયા છતાં પણ ક્રમ મુક્તિનો અધિકારી થાય છે[૪૭]. એ રીતે જે

* ચંદ્રલોક અર્ચ્ય, બ્રહ્મલોક અર્ચ્યતર અને યોગફળરૂપ જ્ઞાનૈકપ્રાપ્ય લોક અર્ચ્યતમ છે.

રૂડે પ્રકારે યોગનું અનુષ્ઠાન કરવાને અશક્ત હોય તે પરોક્ષપણે બતાવેલા સ્વર્ગલોકમાં પૂર્વે કહેલા બુદ્ધિના સમવ્યૂહમાં અવશપણે સો કલ્પ સુધી નિવાસ કરે છે તથા કર્મનાં શેષ ફળને ભોગવે છે. ત્યાંથી પુનઃ મનુષ્યલોકમાં આવીને કુળવાન, ધનવાન અને શીળવાન ઈત્યાદિ ગુણયુક્ત પુરૂષના ઘરમાં જન્મ પામે છે[૪૮]. પછી તે મનુષ્યલોકમાંથી પુનઃ સ્વર્ગમાં જાય છે અને ત્યાંથી આવીને પુનઃ મનુષ્ય થાય છે. વળી ત્યાંથી આગળના લોકમાં જાય છે અને પુનઃ મનુષ્ય થાય છે. એ પ્રમાણે કરતાં તે સાતમી ભૂમિકામાં જાય છે. એવી રીતે તે સાતવાર ફરે છે અર્થાત્ જો યોગીપુરૂષ ધ્યેય વસ્તુમાં અહંગ્રહ ન કરે તો સાતમા બ્રહ્મલોકને પામીને પણ પુનઃ મૃત્યુલોકમાં આવે છે. પણ જો અહંગ્રહ કરે તો બ્રહ્મદેવની સાથે તેની પણ મુક્તિ થાય છે[૪૯]. જે પૃથ્વી આદિ સાત લોકનો સંહારના બીજરૂપ પ્રલય માનીને જીવલોકમાં રહે છે—અર્થાત્ જે પુરૂષ મન અને બુદ્ધિસહિત પાંચ જ્ઞાનેંદ્રિયરૂપી સાત લોકનો જ્ઞાનવડે બાધ કરીને જીવલોકમાં રહે છે—શોક—મોહભાવથી સારી રીતે દૂર રહે છે તે પુરૂષ દેહનો અંત થવાથી પરિણામરહિત, આદિ—મધ્ય—અંતરૂપ ત્રણ પ્રકારના પરિચ્છેદશૂન્ય શુદ્ધ બ્રહ્મને પામે છે. એ શુદ્ધ બ્રહ્મને કેટલાક શૈવો "કૈલાસ" કહે છે, કેટલાક વૈષ્ણવો "વૈકુંઠ" કહે છે, કેટલાક હૈરણ્યગર્ભ બ્રહ્માનો "બ્રહ્મલોક" કહે છે, કેટલાક વૈશેષિક શેષનું "સ્થાન" કહે છે, કેટલાક સાંખ્યો નર એટલે જીવનું "પરમસ્થાન" કહે છે અને કેટલાક ઉપનિષદને માનનારા ચિન્માત્ર દેવ વિષ્ણુ કે, જે પરમબ્રહ્મ તૂર્યભૂત છે તે (વિષ્ણુ)નું "પરમપદ" કહે છે[૫૦]. જ્યારે પ્રજાનો સંહાર થવા માંડે છે ત્યારે જેઓની કાયાઓ દગ્ધ થયેલી છે એવી પ્રજાઓ અને ચેષ્ટા કરનારા સર્વ દેવો બ્રહ્માની પાસે આવે છે તથા જે બ્રહ્મલોકથી જૂદા છે તે પણ બ્રહ્મલોકમાં આવે છે. એનો અર્થ એવો છે કે, જ્ઞાનરૂપ પ્રલયાગ્નિવડે જેઓના સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહ ભસ્મ થયેલા છે એવા જીવો તથા ચેષ્ટાત્મક ઇન્દ્રિયોરૂપી દેવતાના સમૂહ એ સર્વ બ્રહ્મને પામે છે, તેમજ પ્રકૃતિ વગેરે પણ બ્રહ્મલોકને પામે છે[૫૧]. (એ પ્રમાણે આત્મબોધરૂપ આત્યંતિક પ્રલય કહ્યા પછી અવાંતર પ્રલય વિષે કહે છે કે)—પ્રલય કાળે જેઓ દેવપણાને પામેલા છે અને કર્મનાં સમગ્ર ફળને ભોગવી રહ્યા નથી તે જીવો પૂર્વ કલ્પમાં પ્રાપ્ત કરેલા પોતપોતાનાં સ્થાનને પામે છે. કેમ કે, સર્વ કલ્પ પોતપોતાથી પૂર્વના કલ્પના હોય છે. જ્યારે કર્મ નિઃશેષપણે ભોગવાઇ રહે છે ત્યારે અંતે બ્રહ્મના પદને પામે છે. એજ પ્રમાણે સર્વ દેવ પણ સ્વર્ગનો નાશ થવાથી બીજાની પેઠે મનુષ્યપણાને પામે છે અને જ્યારે સમગ્ર કર્મનો ભોગ થઇ રહે છે ત્યારે બ્રહ્મલોકને પામે છે[૫૨]. જે યોગીઓ સિદ્ધલોકથી પતન પામેલા છે તેઓ પણ કર્મનો ભોગ સમાપ્ત કરીને પુનઃ સિદ્ધની ગતિથી ક્રમે કરીને મુક્તિને પામે છે અને બીજા જીવો કે, જેઓ તેઓના જેવા બળવાળા અને સિદ્ધિવાળા હોય છે પરંતુ સિદ્ધિઓના ભોગને ઇચ્છતા નથી તેઓ તેઓનાથી ઉલટા માર્ગે એટલે ક્રમને છોડીને—જીવન્મુક્ત થઇને બ્રહ્મભાવને પામે છે. જીવોએ જેવાં જેવાં કર્મ કરેલાં હોય છે તેવાં તેવાં ફળ તે એક કલ્પમાં એકવાર કે, બેવાર આરોહ—અવરોહ કરીને પણ ભોગવે છે. તાત્પર્ય કે, સોવાર પ્રલય થાય તથાપિ કૃત કર્મનો નાશ નથી. પણ જો તત્વજ્ઞાન થાય તો તે (પ્રાચીન કર્મ)નો નાશ થાય છે. માટે સંસારથી ભય પામેલા મનુષ્યે તત્વજ્ઞાનનોજ આશ્રય કરવો[૫૩]. (એ પ્રમાણે બ્રહ્મવિદ્યા કહ્યા પછી કહે છે કે)—બ્રહ્મને જાણનારો પુરૂષ જ્યાં સુધી પોતાના શેષ પ્રારબ્ધ કર્મને ભોગવે છે ત્યાં સુધી તેના અંગમાં તે કર્મને અનુસરતી પ્રજા તથા પરવિદ્યા અને અપર વિદ્યારૂપ શુકલ વર્ણની દેવીઓ રહે છે. અર્થાત્ વિશુદ્ધ કૈવલ્યભાવ થતાં સુધી સમગ્ર જગત છે, તે પછી નથી. યોગવડે ચિત્તને શુદ્ધ

કરીને-યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિરૂપ સંયમનું અનુષ્ઠાન કરીને જે આકાશાદિ પાંચ તત્વ દેખાય છે તેને પાંચ ઇન્દ્રિયોરૂપ જાણવાં. એમ ઇન્દ્રિયોથી જગતને ઇન્દ્રજાળની પેઠે દેખાવ માત્ર જાણ્યું એટલે તેનું મિથ્યાત્વ સિદ્ધ થાય છે, આવી રીતે પુરૂષ, વિશુદ્ધ કૈવલ્યભાવથી જગતનો લય કરવાથી બ્રહ્મભાવને પામે છે. તે મનુષ્યયોનિમાં રહીને શુદ્ધ મનથી બ્રહ્મનું શોધન કરતાં કરતાં પરમ શુદ્ધ ગતિને પામે છે-બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે તથા બ્રહ્મનો સાક્ષાત્કાર થવા પછી દુઃખવડે પ્રાપ્ત થાય તેવું બ્રહ્મસ્થાન કે, જે નિર્વિકાર, નિત્ય અને શાશ્વત છે તેને પામે છે[૫૪,૫૫]. હે અતિ બળવાળા વૃત્રાસુર ! નારાયણનું બળ મેં તને એ રીતે કહ્યું છે[૫૬]. વૃત્રાસુર કહે છે કેઃ-હે અદીનસત્વ ! એમ છે ત્યારે મ્હારે કાંઇ પણ ખેદ નથી તથા તમે જે વચન કહ્યાં તેને હું સારી રીતે સમજી શકું છું. હવે હું તમારાં વચનને સાંભળીને પાપ તથા કલ્મષ વિનાનો થયો છું[૫૭]. હે મહર્ષે ! હે ભગવન્ ! મહા કાંતિવાળા તથા અનંત સ્વરૂપવાળા વિષ્ણુનું તે સનાતન અને અનંત બળવાળું ચક્ર પ્રવૃત્ત થયેલું છે કે, જેના વિષે સર્વ ઉત્પત્તિ અને સ્થિતિ પ્રવૃત્ત થયેલી છે, તે મહાત્મા અને ઉત્તમ પુરૂષ છે તથા તેના વિષે આ સર્વ વિશ્વની સ્થિતિ થયેલી છે[૫૮]. ભીષ્મ કહે છે કેઃ-હે યુધિષ્ઠિર ! એ પ્રમાણે કહીને વૃત્રાસુરે આત્માનો યોગ કરીને-સમાધિ કરીને પોતાના પ્રાણનો ત્યાગ કર્યો તથા પરમ સ્થાન (મુક્તિ) ને પામ્યો[૫૯]. યુધિષ્ઠિર કહે છે કેઃ-હે પિતામહ ! પૂર્વે સનત્કુમારે વૃત્રાસુરને ભગવાનના વિષે જે ઉપદેશ કર્યો હતો તે જનાર્દન ભગવાન આ દેવ છે[૬૦]. ભીષ્મ કહે છે કેઃ-એ ભગવાન જગતના અધિષ્ઠાનરૂપ નિર્વિકારપણે રહેનારા મહાદેવ છે તે ઉદાર મનવાળા ભગવાન પોતાના તેજવડે તેના વિષે રહીને અનેક પ્રકારના જગત આદિ ભાવોને સરજે છે[૬૧]. તે મૂળસ્થાનરૂપ ચિન્માત્રના અષ્ટમાંશવડે નિષ્પન્ન થયેલા મૂર્તિમાન કેશવને તું જાણજે. જ્યાં સુધી તે મૂર્તિમાન છે ત્યાં સુધીજ અનિત્ય છે, પણ તે ભગવાનનું અમૂર્ત સ્વરૂપ નિત્ય છે એમ સમજવું. એ બુદ્ધિમાન ભગવાન અવશેષ રહેલા અષ્ટમાંશવડે ત્રણે લોકની ભાવના કરે છે[૬૨]. સમષ્ટિ કાર્યાત્મા ઇશ્વર આ લોકના મનુષ્યોનાં શરીરની અપેક્ષાથી નિત્ય છતાં પણ કલ્પનો અંત થવાની સાથે નાશ પામે છે અને તે ભગવાન્ કે, જે અતિશય બળવાન અને સમર્થ છે તે જળના વિષે શયન કરે છે તથા નિર્મળ આત્માવાળા વિધાતા તે બ્રહ્મને પામે છે[૬૩]. તે અનંત પરમાત્મા સર્વ કારણોને પોતાની સત્તાની સ્ફૂર્તિ આપીને પરિપૂર્ણ કરે છે. તે સનાતન એટલે સર્વદા એકરૂપ છતાં પણ લોકોના વિષે માયિક ઉપાધિવિશિષ્ટ શ્રીકૃષ્ણરૂપે ફરે છે. એવા છતાં પણ તે શ્રીકૃષ્ણ, આપણી પેઠે ઉપાધિ ધર્મવડે રોધાતા નથી માટે "અનિરૂદ્ધ" કહેવાય છે. સર્વને આધાર આપવા યોગ્ય અનિરૂદ્ધ અહંકારરૂપ થઇને જગતને ઉત્પન્ન કરે છે. પરમાત્મા શ્રીકૃષ્ણના વિષે જેમ બીજમાં વૃક્ષ અને ફળમાં બીજ છે, તેમ સર્વ જગત છે[૬૪]. યુધિષ્ઠિર કહે છે કેઃ-હે પિતામહ ! વૃત્રાસુરે આત્માની શુભ ગતિ જોયેલી હશે એમ હું માનું છું અને એટલાજ માટે તે સુખી થઇને શોક કરતો નથી અર્થાત્ બ્રહ્મવિદ્યામાં વૃત્રાસુરનો અધિકાર હશે ? પણ મ્હારો અધિકાર હશે કે, નહિ ? એ સંદેહ છે[૬૫]. હે પિતામહ ! જે શુકલવર્ણનો અને શુકલ વંશમાં ઉત્પન્ન થયેલો "સાધ્ય" નામે દેવ હોય તથા હે પાપરહિત ! જે તિર્યક્ગતિથી તથા નરકથી મુક્ત થયેલો હોય, તે પુનઃ સંસારમાં આવતો નથી[૬૬]. જે પુરૂષ હારિદ્રવર્ણનો એટલે અધિક સત્વવાળો, અલ્પ રજોગુણવાળો અને સમાન તમોગુણવાળો અર્થાત્ છઠ્ઠા દેવસર્ગમાં હોય તથા જે રક્તવર્ણનો એટલે અધિક રજોગુણવાળો, સમાન સત્વગુણવાળો તથા અલ્પ તમોગુણવાળો, અર્થાત્ મધ્યમ અનુગ્રહસર્ગમાં હોય

અને તેથી કદાચિત રજોગુણ સમાન હોવાથી આવરણની પ્રવૃત્તિનો ઉદ્રેક (અતિશયપણું) હોય, તો હે રાજન્! તેની તિર્યક્ આદિ ગતિ થવાનો સંભવ છે[67]. પરંતુ અમે તો હારિદ્રગતિથી ભ્રષ્ટ થયેલા અને અસુખકારક સુખ-દુઃખમાં આસક્ત એવા કેવળ રજોગુણપ્રધાન રક્તવર્ણમાં રહેલા છીએ, તેથી નીલ કે, કૃષ્ણ એવી અધમ ગતિમાંથી કોણ જાણે કેવીએ ગતિને પામીશું[68]. ભીષ્મ કહે છે કેઃ-તમે પાંડવો શુદ્ધ વંશવડે સંપન્ન છો તથા તમારાં આચરણ પ્રશંસા કરવા યોગ્ય છે માટે તમો દેવલોકમાં વિહાર કરીને પુનઃ મનુષ્યપણાને પામશો[69]. તમે પ્રજાની ઉત્પત્તિના કાળમાં સમય પ્રાપ્ત થશે ત્યારે સુખપૂર્વક દેવલોકમાં જઈને તથા ત્યાં સુખ ભોગવીને પછી સુખપૂર્વક સિદ્ધોની ગણનાને પામશો; તમે સર્વે નિર્મળ છો માટે તમારે ભય રાખવો નહિ[70].

॥ प्रजाविसर्गं च सुखेन काले प्रत्येत्य देवेषु सुखानि भुंक्त्वा ॥
॥ सुखेन संयास्यथ सिद्धसंख्यां मा वो भयं भूद्विमलाः स्थ सर्वे ॥ ७० ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० वृत्रगीता० सप्ताधिकशततमोऽध्यायः ॥ १०७ ॥

## અધ્યાય ૧૦૮ મો-વૃત્રાસુરવધકથા.

**युधिष्ठिर उवाच** ॥ अहो धर्मिष्ठता तात वृत्रस्यामिततेजसः ।
॥ यस्य विज्ञानमतुलं विष्णोर्भक्तिश्च तादृशी ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે તાત ! જે અમાપ તેજવાળા વૃત્રાસુરનું જ્ઞાન તુલના વિનાનું હતું તથા તેની વિષ્ણુભક્તિ પણ તેવીજ (તુલના વિનાની) હતી, તે વૃત્રાસુરની ધર્મિષ્ઠતા આશ્ચર્યકારક છે[1]. રાજાઓના વિષે વ્યાઘ્ર જેવા હે પિતામહ ! અમિત તેજવાળા વિષ્ણુનું પદ દુર્વિજ્ઞેય (દુઃખથી જાણી શકાય તેવું) છે છતાં પણ તે પદનું વૃત્રાસુરને શી રીતે જ્ઞાન થયું[2]. વૃત્રાસુરના વધને પ્રસિદ્ધ કરનારા તમારા વચન ઉપર મને શ્રદ્ધા છે તથાપિ જોઇએ તેવી સ્પષ્ટતા થઇ નથી માટે મને પુનઃ પ્રશ્ન કરવાની બુદ્ધિ ઉત્પન્ન થયેલી છે. અર્થાત્ તમે વૃત્રાસુરનો વધ કહ્યો એ વાત સત્ય છે, તેમ વૃત્રાસુર વૈષ્ણવ હતો માટે તે વધ પામવાને યોગ્ય નહોતો એ વાત પણ સત્ય છે. એ રીતે આ બે વિરુદ્ધ કોટિ એકત્ર પ્રાપ્ત થવાથી મને સંશય છે[3]. હે પુરૂષશ્રેષ્ઠ ! વૃત્રાસુર ધાર્મિક, વિષ્ણુનો ભકત અને વેદાંતવાક્યના વિષે તત્વજ્ઞ હતો. ઈન્દ્રે તેનો વધ શી રીતે અને શા માટે કર્યો ? તે મને સંશય છે[4]. હે ભરતશ્રેષ્ઠ ! ઈન્દ્રે જે રીતે વૃત્રાસુરને જીત્યો તે વિષે મ્હારો પ્રશ્ન છે ? તેનો ઉત્તર કહો[5]. હે પિતામહ ! જે રીતે બન્નેનું યુદ્ધ થયું તે પણ મને વિસ્તારથી કહો કેમ કે, તે જાણવાનું મને મોટું કુતૂહલ છે[6]. ભીષ્મ કહે છે કેઃ-પૂર્વે ઈન્દ્ર રથમાં બેસીને તથા સઘળા દેવોને લઈને વૃત્રાસુરની સાથે યુદ્ધ કરવાને ગયો તે વખતે તેણે પોતાની પાસે પાંચસો યોજન ઉંચો અને ત્રણસો યોજન પહોળો એવો મોટો પર્વત પડેલો હોય તેવા વૃત્રાસુરને ઉભેલો જોયો[7,8]. હે શત્રુને દમન કરનાર યુધિષ્ઠિર ! દેવતાઓ, ત્રણે લોક એકત્ર મળીને આવે તથાપિ જીતવાને કઠિન એવા વૃત્રાસુરના રૂપને જોઇને ત્રાસ પામ્યા અને કોઈ પ્રકારે શાંતિ ઉત્પન્ન થઈ નહિ[9]. વૃત્રાસુરનું એવું અદ્ભુત મોટું સ્વરૂપ જોઇને તેના ભયથી તેજ કાળે ઈન્દ્રના ચરણ તો જડ થઈ ગયા. હે રાજન્! પછી દેવ અને અસુર એ સર્વેનું યુદ્ધ થવાનો આરંભ થયો. તે વખતે ભારે કોલાહલ થયો અને વાદિત્રના ધ્વનિ થવા લાગ્યા[10,11]. હે કૌરવ્ય ! હે રાજન્ ! વૃત્રાસુરે ઈન્દ્રને જોયો પણ તેના મનમાં કાંઈ ગભરાટ કે, કાંઈ ભય કે, "એ પરાક્રમ કરશે"

એવી કલ્પના પણ ઉત્પન્ન થઈ નહિ[૧૨]. પછી ત્રણ લોકને ભય ઉત્પન્ન કરે એવું દેવતાના રાજા ઇન્દ્રનું તથા મહાત્મા વૃત્રાસુરનું યુદ્ધ થયું[૧૩]. તેઓ તરવારોથી, "પટ્ટિશ" નામે આયુધથી, ભાલાથી, "શકિત" નામે આયુધથી, તોમરથી, મુદ્‌ગરથી, અનેક પ્રકારની શિલાઓથી, મોટા શબ્દવાળાં ધનુષ્યોથી, અનેક પ્રકારનાં દિવ્ય શસ્ત્રોથી, અગ્નિથી અને બળતા કાષ્ઠોથી યુદ્ધ કરવા લાગ્યા. એ વખતે દેવ અને અસુરના સૈન્યવડે સઘળી રણભૂમિ વ્યાપ્ત થઈ ગઈ હતી[૧૪,૧૫]. બ્રહ્મદેવ વગેરે સર્વ દેવતાઓ અને મહાભાગ ઋષિઓ પણ તે યુદ્ધ જોવાને આવ્યા હતા[૧૬]. હે ભરતશ્રેષ્ઠ! ઉત્તમ પ્રકારનાં વિમાનોમાં બેસીને સિદ્ધો તથા અપ્સરાઓસહિત શ્રેષ્ઠ વિમાનોમાં બેસીને ગંધર્વો તે યુદ્ધ જોવાને આવ્યા હતા[૧૭]. પછી ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ વૃત્રાસુરે અંતરિક્ષને વીંટી લઇને તથા ઘણી ચપળતાથી દેવતાઓના રાજા ઇંદ્ર ઉપર પાષાણની વૃષ્ટિ કરીને તેને ઢાંકી નાખ્યો[૧૮]. તે જોઈને સંગ્રામમાં ક્રોધ પામેલા દેવતાઓના સમુદાયે ચારે બાજુ બાણની વૃષ્ટિ કરી અને તેથી વૃત્રાસુરે કરેલી પાષાણની વૃષ્ટિને દૂર કરી[૧૯]. કુરૂકુળમાં વ્યાઘ્ર જેવા હે યુધિષ્ઠિર! પછી મોટી માયાવાળા તથા મોટા બળવાળા વૃત્રાસુરે સર્વ રીતે માયાયુદ્ધ કરીને દેવના રાજા ઇન્દ્રને મોહિત કર્યો[૨૦]. વૃત્રાસુરની માયાથી પીડિત થયેલા ઈન્દ્રને મોહ ઉત્પન્ન થયેલો જોઇને અન્ય રથમાં બેઠેલા ઇન્દ્રને વસિષ્ઠ ઋષિ બોધ કરવા લાગ્યા[૨૧]. વસિષ્ઠ કહે છે કેઃ—હે ઇન્દ્ર! તું દેવતાઓમાં સર્વથી શ્રેષ્ઠ છે, તું દૈત્ય અને અસુરનો નાશ કરનારો છે અને ત્હારામાં ત્રણે લોકનું બળ રહેલું છે તો તું શા માટે ખેદ પામે છે?[૨૨]. આ બ્રહ્મદેવ, વિષ્ણુ અને જગતના પતિ શિવ, ભગવાન સોમદેવ અને સર્વ મોટા ઋષિઓ ત્હારી સહાયતા કરે છે[૨૩]. હે ઈન્દ્ર! જેમ કોઇ સાધારણ મનુષ્ય ખેદ કરે તેમ ત્હારે ખેદ કરવો નહિ, પરંતુ હે સુરાધિપ! આર્ય પુરૂષને યોગ્ય યુદ્ધના વિષે બુદ્ધિ કરીને શત્રુનો નાશ કર[૨૪]. જેને સર્વ લોક નમસ્કાર કરે છે એવા જગતના ગુરૂ અને ત્રણ નેત્રવાળા દેવ ભગવાન શંકર તને જૂએ છે માટે હે સુરાધિપતે! મોહનો ત્યાગ કર[૨૫]. વળી હે ઈન્દ્ર! બૃહસ્પતિ આદિ સર્વ બ્રહ્મર્ષિઓ દિવ્ય સ્તવનવડે ત્હારો જય થવાના અર્થે ત્હારી સ્તુતિ કરે છે[૨૬]. ભીષ્મ કહે છે કેઃ—મહાત્મા વસિષ્ઠે એ પ્રમાણે બોધ કરવાથી ઉત્તમ તેજવાળા ઇન્દ્રમાં અતિશય બળ ઉત્પન્ન થયું[૨૭]. પછી ભગવાન ઇન્દ્રે બુદ્ધિને પ્રાપ્ત કરીને તથા મોટા યોગવડે યુકત થઈને માયાનું આકર્ષણ કર્યું[૨૮]. પછી શ્રીમાન અંગિરાના પુત્ર તથા બીજા મોટા ઋષિઓ વૃત્રાસુરના પરાક્રમને જોઈને મહાદેવની પાસે ગયા અને લોકોનું હિત કરવાની ઇચ્છાથી વૃત્રાસુરનો વિનાશ કરવા માટે પ્રાર્થના કરી[૨૯]. તેથી ભગવાન જગત્પતિ મહાદેવ જ્વરરૂપે થયા અને તે રૌદ્ર (રૂદ્ર સંબંધી) તેજે (જ્વરે) લોકોના પતિ વૃત્રાસુરના વિષે પ્રવેશ કર્યો[૩૦]. તેજ પ્રમાણે સર્વ લોકોએ પૂજેલા અને લોકોનું રક્ષણ કરવામાં પ્રીતિવાળા દેવ ભગવાન વિષ્ણુએ પણ ઇન્દ્રના વજ્રના વિષે પ્રવેશ કર્યો[૩૧]. પછી બુદ્ધિમાન બૃહસ્પતિ, મોટા તેજવાળા વસિષ્ઠ અને સર્વ મહર્ષિઓ ઈન્દ્રની પાસે ગયા. તથા લોકોએ સત્કાર આપેલા ઈન્દ્રને મળીને એકાગ્ર ચિત્તથી બોલ્યા કેઃ—હે પ્રભો! તું વૃત્રાસુરનો સંહાર કર[૩૨,૩૩]. મહાદેવ કહે છે કેઃ—હે ઈન્દ્ર! આ મહાન્ વૃત્રાસુર મોટા બળથી વીંટાયલો છે તથા વિશ્વનો આત્મારૂપ, સર્વ સ્થાનમાં ગતિ કરનારો અને ઘણી માયાવાળો છે[૩૪]. એવી રીતે તે પ્રસિદ્ધ થયેલો છે. માટે તું યોગને ધારણ કરીને ત્રણ લોકથી પણ દુર્જય અને અસુરમાં શ્રેષ્ઠ એવા અસુરને હણ. હે દેવાધિપતિ! તું તેની અવગણના કરીશ નહિ[૩૫]. હે અમરોના અધીશ્વર! તે અસુરે બળ પ્રાપ્ત કરવાને સાઠ હજાર વર્ષ તપ કર્યું છે તથા બ્રહ્મદેવે તેને વરદાન આપેલું છે[૩૬]. હે સુરેશ્વર! તેને વરદાન એવું આપ્યું છે કે, તું યોગીઓના જેવું મહત્વ પામીશ,

તું મોટી માયાવાળો થઈશ, ત્હારા વિષે મોટું બળ પ્રાપ્ત થશે તથા તને સર્વોત્તમ તેજ પ્રાપ્ત થશે[37]. હે ઇન્દ્ર! આ મ્હારૂં તેજ ત્હારા વિષે પ્રવેશ કરે છે; માટે તું પણ વ્યગ્ર થયેલા દાનવને વજ્રવડે હણ[38]. ઇન્દ્ર કહે છે કેઃ–હે ભગવન્! હે દેવશ્રેષ્ઠ! હું તમારી કૃપાવડે અત્યંત દુર્જય દાનવને તમારા દેખતાં વજ્રવડે હણીશ[39]. ભીષ્મ કહે છે કેઃ–પછી વૃત્રાસુરના વિષે જ્વરનો પ્રવેશ થવા માંડયો. જે વખતે તે મહાસુરના વિષે જ્વરે પ્રવેશ કરવા માંડયો તે વખતે હર્ષવડે દેવતાઓનો અને ઋષિઓનો મોટો નાદ થયો તથા હજારો દુંદુભીઓ, મોટા શબ્દ કરનારા શંખ, "મુરજ" નામે વાદ્ય અને "ડિંડિભ" નામે વાદ્ય વાગવા લાગ્યાં, તેવડે સર્વ અસુરોની સ્મૃતિનો લોપ થયો અને વૃત્રાસુરની માયાનો એક ક્ષણમાં નાશ થયો[40-42]. "વૃત્રાસુર જ્વરવડે આવિષ્ટ થયો છે" એમ જાણીને ઋષિઓ તથા દેવતાઓ ઇન્દ્રની તથા મહાદેવની સ્તુતિ કરવા લાગ્યા અને ઇન્દ્રને યુદ્ધ કરવાને પ્રેરણા લાગ્યા[43]. પછી યુદ્ધના સમયે જેની ઋષિઓ સ્તુતિ કરે છે એવા અને રથમાં બેઠેલા મહાત્મા ઇન્દ્રનું રૂપ અત્યંત દુર્દર્શ (ન જોઈ શકાય તેવું) થયું[44].

॥ रथस्थस्य हि शक्रस्य युद्धकाले महात्मनः। ऋषिभिः स्तूयमानस्य रूपमासीत् सुदुर्दृशम् ॥४४॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० वृत्रवधे अष्टाधिकशततमोऽध्यायः ॥१०८॥

## અધ્યાય ૧૦૯ મો–વૃત્રાસુરવધ અને બ્રહ્મહત્યાના વિભાગ.

भीष्म उवाच ॥ वृत्रस्य तु महाराज ज्वराविष्टस्य सर्वशः ॥
॥ अभवन् यानि लिंगानि शरीरे तानि मे श्रृणु ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ–હે મહારાજ! સર્વ પ્રકારે જ્વરથી આવિષ્ટ થયેલા વૃત્રાસુરના શરીરના વિષે જે જે ચિહ્‌ન થવા લાગ્યાં તે હું તને કહું છું સાંભળ[1]. તેનું મુખ બળવા લાગ્યું, આકૃતિ ભયાનક થવા લાગી, શરીરનો વર્ણ બદલાઇ જવા લાગ્યો અને શરીરમાં મોટો કંપ થવા લાગ્યો[2]. વળી તેને મોટો શ્વાસ ઉપડયો, તીવ્ર એવો રોમહર્ષ (રૂવાં ઉભાં થવાં તે) થયો અને હે રાજન્! મોટા નિઃશ્વાસ મૂકવા લાગ્યો તથા તેના મુખમાંથી શિવના સરખી એક દારૂણ અને અતિ ભયાનક શિયાળ બહાર નીકળી. હે ભારત! એ તેની સ્મૃતિ હતી. તેનાં બન્ને પાસાં આગળ પ્રજ્વલિત ઉમાંડીઆં પ્રાપ્ત થયાં, ગીધ, કંક અને ચીબડીઓ અત્યંત દારૂણ શબ્દ કરવા લાગી તથા તેઓને જાણે કોઇએ છોડી મૂકી હોય તેમ, વૃત્રાસુરના મસ્તક ઉપર ચક્રની પેઠે ફરવા લાગી[3-5]. પછી ઇન્દ્રે રથમાં બેસીને તથા હાથમાં વજ્ર ઉગામીને દેવતાઓએ સહાયવડે પૂર્ણ કરેલા સંગ્રામના વિષે તે દૈત્યના સામે જોયું[6]. હે રાજેંદ્ર! પછી તે મોટા દૈત્યે અમાનુષ નાદ કર્યો તથા તીવ્ર જ્વરથી યુક્ત થઇને બગાસું ખાધું[7]. જે વખતે વૃત્રાસુર બગાસું ખાતો હતો તે વખતે ઇન્દ્રે વજ્રનો પ્રહાર કર્યો અને પ્રલયકાળના અગ્નિના સરખા, અત્યંત મોટા તેજવાળા વજ્રવડે તત્કાળ મોટી કાયાવાળા વૃત્રાસુર દૈત્યને નીચે પાડયો. હે ભરતશ્રેષ્ઠ! વૃત્રને પૃથ્વી ઉપર પડેલો જોઇને પુનઃ પણ ચારે બાજુથી દેવોનો મોટો હર્ષનાદ થયો[8-9]. એ પ્રમાણે દાનવોના શત્રુ, મોટા યશવાળા વિષ્ણુયુક્ત ઇન્દ્રે વૃત્રાસુરને હણીને વજ્રસહિત સ્વર્ગના વિષે પ્રવેશ કર્યો. હે કૌરવ્ય! હવે વૃત્રાસુરના શરીરથી મહાભયાનક બ્રહ્મહત્યા નીકળી તે સર્વ લોકોને ભય ઉત્પન્ન કરનારી, વિકાલ દાંતવાળી, બિહામણી, વિકૃત વેશવાળી, તથા કાળા અને પિંગટ વર્ણની હતી[10-12]. તેના કેશ મસ્તક ઉપર છૂટા અને વેરાયલા હતા. તેનાં નેત્ર ભયાનક હતાં. તેણે મનુષ્યનાં મસ્તકોની ખોપરીઓની માળા પહેરી

હતી. હે ભરતશ્રેષ્ઠ! તે કૃત્યા સરખી હતી[૧૩]. હે ધર્મજ્ઞ ! તેનું શરીર રૂધિરમાં ખરડાયલું હતું તથા તેણે વૃક્ષની છાલોનાં વલ્કલ પહેર્યાં હતાં. હે રાજેંદ્ર ! એવા રૂપવાળી અને ભય ઉત્પન્ન કરે એવી બ્રહ્મહત્યા વૃત્રાસુરના શરીરમાંથી નીકળીને ઇન્દ્રને શોધવા લાગી. હે ભરતસત્તમ! હે કુરૂનંદન! કોઈએક સમયે ઈન્દ્ર લોકોનું હિત કરવાની ઇચ્છાથી સ્વર્ગની સામે જોઈને જતો હતો, તે વખતે તે બ્રહ્મહત્યાએ મોટા બળવાળા ઈન્દ્રને બહાર નીકળેલો જોઈને તે-(દેવતાઓના સ્વામી)ને પકડયો તથા તેને અત્યંત ચોંટી પડી. ઈન્દ્રે જોયું કે, આ બ્રહ્મહત્યાથી ઉપજેલો ભય પ્રાપ્ત થયો છે, એમ વિચારીને તે નાઠો અને ઘણાં વર્ષ સુધી કમળના બિસ (નળી)માં પેસીને સંતાઈ રહ્યો. પણ હે કૌરવ્ય ! બ્રહ્મહત્યા તેની પાછળ પડી અને યત્નથી તેને શોધી કાઢીને પુનઃ તેને પકડયો, તે વખતે ઈંદ્ર તેજરહિત થઈ ગયો. પછી ઈન્દ્રે બ્રહ્મહત્યાને દૂર કરવાને અત્યંત યત્ન કર્યું તથાપિ દેવનો રાજા ઇંદ્ર બ્રહ્મહત્યાને દૂર કરી શકયો નહિ. હે ભરતશ્રેષ્ઠ! બ્રહ્મહત્યાએ ગ્રહણ કરેલો દેવનો રાજા પછી પિતામહની પાસે ગયો અને મસ્તક નમાવીને પ્રણામ કરી તેમનું પૂજન કર્યું. હે ભરતર્ષભ! બ્રહ્મદેવે જાણ્યું કે, ઈન્દ્રને શ્રેષ્ઠ બ્રાહ્મણની હત્યાએ ગ્રહણ કરેલો છે, તેથી બ્રહ્મદેવ પણ વિચાર કરવા લાગ્યા. હે મહાબાહો ! પછી બ્રહ્મા તે બ્રહ્મહત્યાને શાંત કરતા હોય તેમ, મધુર સ્વરથી બોલ્યા કે, હે સ્ત્રી ! આ ઈન્દ્ર છે, તું એને મૂકી દે અને મ્હારૂં પ્રિય કર[૧૪-૨૩]. બોલ કે, તું શું ઇચ્છે છે? હું ત્હારા અર્થે ત્હારી કયી કામના સંપાદન કરૂં[૨૪]. બ્રહ્મહત્યા કહે છે કે,-ત્રણ લોકને બનાવનારા અને ત્રણ લોકવડે પૂજેલા એવા તમો મ્હારા ઉપર પ્રસન્ન થયા છો તો મ્હારાં સર્વ કાર્ય થયેલાંજ છે; હવે હું જાઉં છું, પણ મ્હારે કયાં રહેવું? તે નક્કી કરી આપો[૨૫]. તમે લોકોનું સંરક્ષણ કરવાની ઈચ્છાથી આવી મર્યાદા કરી છે તથા હે દેવ! આ ધર્મની સ્થાપના પણ તમેજ કરી છે[૨૬]. હે ધર્મજ્ઞ ! હે સર્વ લોકના ઈશ્વર ! હે સમર્થ ! તમે પ્રસન્ન થયા એટલે હવે હું ઇન્દ્રથી દૂર જઈશ, પણ તમે મ્હારો નિવાસ નક્કી કરો[૨૭]. ભીષ્મ કહે છે કે:-પછી બ્રહ્મદેવે તે (બ્રહ્મહત્યા)ને કહ્યું કે,-ત્હારા કહેવા પ્રમાણે ત્હારો નિવાસ નક્કી કરીશું. (એવી રીતે ઉપાય કરીને બ્રહ્મદેવે ઇન્દ્રની બ્રહ્મહત્યા દૂર કરી)[૨૮]. પછી મહાત્મા બ્રહ્મદેવે અગ્નિનું ધ્યાન કર્યું તેથી અગ્નિ બ્રહ્માની પાસે આવીને આ વચન બોલ્યો કે, હે ભગવન્! હે દેવ! હે પ્રશંસા કરવા યોગ્ય દેવ! હું તમારી પાસે આવ્યો છું માટે મને જે કામ કરવાની આજ્ઞા કરવી હોય તે કહેવું જોઇએ[૨૯,૩૦]. બ્રહ્મા કહે છે કે:-ઇન્દ્રનો બ્રહ્મહત્યાથી છુટકારો કરવાને હું તેને ઘણે પ્રકારે વિભક્ત કરી નાખવાનો છું માટે તેનો ચતુર્થાંશ તું ગ્રહણ કર[૩૧]. અગ્નિ કહે છે કે:-હે બ્રહ્મન્! હું તમારી આજ્ઞા પ્રમાણે બ્રહ્મહત્યાના ચતુર્થાંશને ગ્રહણ તો કરીશ, પણ તેથી મ્હારો મોક્ષ થવાનો અંત સમય ક્યારે આવશે? તે હે પ્રભુ! તમે વિચારી નિશ્ચય કરો. હે સર્વ લોકોએ પૂજેલા દેવ! તમારાથી એટલું જાણવાની મને ઈચ્છા છે[૩૨]. બ્રહ્મા કહે છે કે:-જે વખતે તું પ્રજ્વલિત થયો હોઇશ, તે વખતે અજ્ઞાનથી વીંટાયલો જે પુરૂષ તને પ્રાપ્ત કરીને પણ બીજ, ઔષધી અને રસવડે ત્હારૂં યજન નહિ કરે તો તે પુરૂષના વિષે બ્રહ્મહત્યા જશે અને તેજ સ્થળમાં નિવાસ કરીને રહેશે. હે અગ્નિ! ત્હારે હવે મનમાં એ વિષે સંતાપ કરવો નહિ[૩૩,૩૪]. એવું પિતામહનું વચન સાંભળીને હવ્ય અને કવ્યનું વહન કરનાર ભગવાન અગ્નિએ તેમનું વચન અંગીકાર કર્યું અને હે પ્રભો! તે પ્રમાણે બ્રહ્મહત્યા અગ્નિને પ્રાપ્ત થઇ[૩૫]. હે મહારાજ! પછી પિતામહે વૃક્ષ, ઔષધીઓ અને ઘાસ આદિને બોલાવીને, તેમને પણ એજ અર્થ કહ્યો[૩૬]. હે રાજન્! બ્રહ્માએ વૃક્ષ, ઔષધીઓ અને તૃણ એ સર્વને જેમ હતું તેમ સર્વ કહ્યું તે સાંભળીને તેઓ

પણ અગ્નિની પેઠે મનમાં વ્યથિત થઇને બ્રહ્મદેવ પ્રત્યે આ પ્રમાણે બોલ્યાં કે,–હે પિતામહ! બ્રહ્મહત્યા અમને વળગશે તેનો અંત ક્યારે આવશે? અમને દૈવે હણ્યાંજ છે તેને તમારે પુનઃ હણવાં યોગ્ય નથી[૩૭,૩૮]. હે દેવ! અમે અગ્નિ, તાપ, ટાઢ અને પવને પ્રેરેલો વરસાદ, એ સઘળું નિરંતર સહન કરીએ છીએ, તેમ અમને કોઈ કાપે છે કે, તોડે છે તો તેને પણ સહન કરીએ છીએ, છતાં પણ અમે તમારી આજ્ઞાથી બ્રહ્મહત્યાને ગ્રહણ કરીશું. પણ હે ત્રણ લોકના સ્વામિન્! બ્રહ્મહત્યાથી અમારો છૂટકો ક્યારે થશે? તેની તમે કલ્પના કરો[૩૯,૪૦]. બ્રહ્મા કહે છે કેઃ–જે પુરૂષ પર્વ સમય પ્રાપ્ત થયો છતાં મોહથી તમારૂં છેદન કે, ભેદન કરશે તેની પાછળ બ્રહ્મહત્યા જશે; અર્થાત્ પવિત્ર દિવસોમાં વૃક્ષાદિનું છેદન કરનારને બ્રહ્મહત્યાનો અંશ મળશે[૪૧]. ભીષ્મ કહે છે કેઃ–પછી વૃક્ષ, ઔષધીઓ અને તૃણ, મહાત્મા બ્રહ્માએ જે આજ્ઞા કરી તેને માન્ય કરી. અને જ્યાંથી આવ્યાં હતાં ત્યાં ગયાં[૪૨]. હે ભારત! પછી લોકોના પિતામહ બ્રહ્મદેવે અપ્સરાઓને બોલાવીને મધુર વાણીથી શાંત કરતા હોય તેમ કહ્યું કે,–ઇન્દ્રથી પ્રાપ્ત થયેલી આ "બ્રહ્મહત્યા" નામે ઉત્તમ સ્ત્રી છે માટે તેના એક ચતુર્થાંશ ભાગને મ્હારા વચનથી તમે અંગીકાર કરો[૪૩,૪૪]. અપ્સરાઓ કહે છે કેઃ–હે દેવેશ્વર! અમે તમારી આજ્ઞાથી બ્રહ્મહત્યાનું ગ્રહણ કરવાને તત્પર છીએ તથાપિ હે પિતામહ! એથી અમારો છૂટકો ક્યારે થશે? તેનો નિશ્ચય કરો[૪૫]. બ્રહ્મા કહે છે કેઃ–જે પુરૂષ રજસ્વળા સ્ત્રીની સાથે મૈથુન કરશે તેને તે બ્રહ્મહત્યા તત્કાળ લાગશે, માટે તમે તમારા મનના પરિતાપને દૂર કરો[૪૬]. ભીષ્મ કહે છે કેઃ–હે ભરતશ્રેષ્ઠ! પિતામહનું એવું વચન સાંભળીને આનંદ પામેલી અપ્સરાઓનો સમુદાય પોતપોતાના સ્થાનમાં જઇને આનંદ પામ્યો[૪૭]. પછી મોટા તપવાળા અને ત્રણ લોકને બનાવનારા દેવે પુનઃ પણ જળનું ધ્યાન કર્યું અને ધ્યાન કરવાની સાથે તે જળ આવીને હાજર થયું[૪૮]. હે રાજન! તે જળ, અમિત બળવાળા બ્રહ્મદેવની પાસે આવીને પિતામહને પ્રણામ કરીને આવું વચન બોલ્યું કે,–હે દેવ! હે શત્રુને દમન કરનારા! હે લોકેશ્વર! હે પ્રભો! અમે તમારી આજ્ઞાથી તમારી પાસે આવ્યાં છીએ, માટે અમને આજ્ઞા કરો[૪૯,૫૦]. બ્રહ્મા કહે છે કેઃ–આ મહાભયાનક બ્રહ્મહત્યા વૃત્રાસુરમાંથી નીકળીને ઇન્દ્રને વળગેલી છે માટે તેનો એક ચતુર્થાંશ તમે ગ્રહણ કરો[૫૧]. જળ કહે છે કેઃ–હે લોકેશ્વર! હે પ્રભો! તમે જેમ કહો છો તેમ થાઓ; પરંતુ તમારે એ બ્રહ્મહત્યાથી કાળાંતરે અમારો મોક્ષ થાય એવો સંકેત કરવો જોઇએ[૫૨]. હે દેવેશ્વર! તમે સર્વ જગતની પરમગતિરૂપ છો, માટે તમારા વિના અમારાપર બીજો કોણ કૃપા કરશે કે, જે અમને સંકટથી બહાર કાઢશે?[૫૩]. બ્રહ્મા કહે છે કેઃ–જે મૂઢ બુદ્ધિવાળો પુરૂષ "જળ તો અલ્પ છે." એમ જાણીને તેના વિષે કફ, મૂત્ર કે, મળ નાખશે તેના વિષે આ બ્રહ્મહત્યા તત્કાળ જશે અને પછીથી તેના વિષેજ નિવાસ કરશે તથા તમારો એ બ્રહ્મહત્યાથી મોક્ષ થશે, એ હું તમને સાચું કહું છું[૫૪,૫૫]. પછી હે યુધિષ્ઠિર! બ્રહ્મહત્યાએ ઇન્દ્રનો ત્યાગ કરીને, બ્રહ્મદેવે તેને જે પ્રમાણે વહેંચી નાખી હતી તે પ્રમાણે તેણે બ્રહ્માની આજ્ઞાથી તે તે સ્થાનમાં નિવાસ કર્યો[૫૬]. હે રાજન્! એ પ્રમાણે ઇન્દ્રને બ્રહ્મહત્યા પ્રાપ્ત થઇ હતી. પછી ઇન્દ્રે પિતામહની આજ્ઞાથી અશ્વમેધ યજ્ઞ કર્યો[૫૭]. હે મહારાજ! અમે એમ સાંભળ્યું છે કે, ઇન્દ્રને બ્રહ્મહત્યા પ્રાપ્ત થઈ હતી તેથી તે અશ્વમેધ કરવાવડે શુદ્ધ થયો હતો[૫૮]. હે પૃથ્વીપતે! એ રીતે ઇન્દ્રદેવ લક્ષ્મીને પ્રાપ્ત કરીને તથા હજારો શત્રુઓનો નાશ કરીને અત્યંત હર્ષ પામ્યો[૫૯]. હે પાર્થ! વૃત્રાસુરના રૂધિરથી શિખંડ (ચોટી) ઉત્પન્ન થયેલ છે તેથી તે દીક્ષિત અને તપોધન બ્રાહ્મણોએ ભક્ષણ કરવાને અયોગ્ય છે[૬૦].

હે કુરૂનંદન ! તું પણ સર્વ અવસ્થાઓના વિષે બ્રાહ્મણોનું પ્રિય કર કેમ કે, પૃથ્વી ઉપર એ પ્રખ્યાતિ પામેલા દેવ છે[૧૧]. હે કૌરવ્ય ! એ પ્રમાણે બુદ્ધિની સૂક્ષ્મતાવડે અમિત તેજવાળા ઈન્દ્રે "વૃત્રાસુર" નામે મોટા અસુરનો ઉપાયપૂર્વક વધ કર્યો[૧૨]. હે કૌંતેય ! જે પ્રમાણે શત્રુઓનો નાશ કરનાર દેવ ઈન્દ્ર છે તેવોજ તું પણ પૃથ્વીમાં અપરાજિત થઇશ[૧૩]. જે બ્રાહ્મણો આ ઈન્દ્રની દિવ્ય કથાને પર્વે પર્વે મધ્ય ભાગે કથન કરશે તેને પાપ પ્રાપ્ત થશે નહિ[૧૪]. હે તાત ! એ પ્રમાણે વૃત્રાસુરની કથાના નિમિત્તથી ઈન્દ્રનું અતિ અદ્ભુત મહત્કૃત્ય મેં તને કહ્યું, હવે બીજું તું શું સાંભળવાને ઇચ્છે છે ?[૧૫].

॥ इत्येतद्वृत्रमाश्रित्य शक्रस्यात्यद्भुतं महत् । कथितं कर्म ते तात किं भूयः श्रोतुमिच्छसि ॥६५॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० वृत्रवधो नाम नवाधिकशततमोऽध्यायः ॥१०९॥

---

## અધ્યાય ૧૧૦ મો–જ્વરોત્પત્તિ કથા–મહાદેવે દક્ષયજ્ઞનો ભંગ કર્યો.

युधिष्ठिर उवाच ॥ पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ॥
॥ अस्मिन् वृत्रवधे देव विवक्षा मम जायते ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ ! હે મોટી બુદ્ધિવાળા ! હે સર્વ શાસ્ત્રના વિષે નિપુણ ! હે દેવ ! આ વૃત્રવધના વિષે મને કાંઇક કહેવાની ઈચ્છા ઉત્પન્ન થાય છે[૧]. હે રાજન્ ! હે નિષ્પાપ ! તમે કહ્યું કે, વૃત્રાસુર જ્વરવડે મોહિત થયો હતો તે વખતે ઈન્દ્રે તેને પોતાના વજ્રથી માર્યો[૨]. હે મહાપ્રાજ્ઞ ! એ જ્વર કેવી રીતે અને કયા સ્થળમાંથી ઉત્પન્ન થયો ? હે પ્રભો ! હું જ્વરની ઉત્પત્તિ બરાબર સાંભળવાને ઈચ્છું છું[૩]. ભીષ્મ કહે છે કેઃ–હે રાજન્ ! હું તને લોકમાં પ્રખ્યાત એવી જ્વરની ઉત્પત્તિ કહું તે સાંભળ. હે ભારત ! તેનો જેવો વિસ્તાર છે તેવો કહીશ[૪]. હે મહારાજ ! ત્રણ લોકના વિષે પૂજવા યોગ્ય એવું મેરૂનું "જ્યોતિષ્ક" નામે સૂર્ય સંબંધી શિખર છે. તે શિખર સર્વ પ્રકારનાં રત્નોવડે અલંકૃત, બુદ્ધિના તર્કમાં ન આવે એવું અમાપ અને જ્યાં સર્વ લોકોમાં કોઈ પણ જઈ ન શકે એવું છે. હે ભારત ! પૂર્વે એક વખત તે શિખર ઉપર સુવર્ણથી અલંકૃત પર્વતના તટના વિષે મહાદેવ, જેમ પલંગના વિષે શોભતા હોય તેમ, બેઠા હતા. પર્વતના રાજા હિમાલયની પુત્રી પાર્વતી પણ તેમની પાસે નિરંતર બેઠેલાં શોભતાં હતાં તથા મહાત્મા દેવો, અમાપ બળવાળા વસુઓ, દેવના ઉત્તમ વૈદ્ય બન્ને અશ્વિનીકુમારો તથા ગુહ્યકોવડે વીંટાયલો યક્ષોનો સ્વામી કે, જે કૈલાસના વિષે રહે છે તે સમર્થ રાજા કુબેર પણ પાસે બેઠેલો હતો. વળી મહામુનિ શુક્રાચાર્ય, સનત્કુમાર આદિ મહર્ષિઓ, અંગિરા આદિ દેવર્ષિઓ, વિશ્વાવસુ ગંધર્વ, નારદ, પર્વત અને અપ્સરાઓના અનેક સમુદાય ત્યાં આવીને મહાદેવનું ઉપાસન કરતા હતા.[૫-૧૧]. તે વખતે કલ્યાણકારી અને અનેક પ્રકારના સુગંધને વેહેનારો સુખાકારી વાયુ વાતો હતો. સર્વ ઋતુઓનાં પુષ્પથી યુકત પુષ્પવાળાં વૃક્ષ પણ ફૂલી રહ્યાં હતાં[૧૨]. વળી જેમ વિદ્યાધરો મહાદેવનું ઉપાસન કરતા હતા, તેમ હે ભારત ! તે સ્થળમાં પશુના પતિ મહાદેવની તપરૂપી ધનવાળા સિદ્ધો ઉપાસના કરતા હતા[૧૩]. હે મહારાજ ! અનેક પ્રકારનાં રૂપને ધારણ કરનારાં ભૂત, મહારૌદ્રસ્વરૂપવાળા રાક્ષસો, મોટા બળવાળા પિશાચો અને બહુરૂપને ધારણ કરનારા, અનેક પ્રકારનાં આયુધને ઉગામીને રહેલા, વાયુના સરખા વેગવાળા અને બળવાન, મહાદેવના અનુચરો પણ ત્યાં ઉભા હતા[૧૪,૧૫]. તે સમયે ભગવાન નંદીશ્વર પણ પોતાના તેજથી પ્રજ્વલિત થઇને તથા હાથના વિષે દેદીપ્યમાન ત્રિશૂળ ધારણ કરીને મહાદેવની આજ્ઞાના વિષે

ઉભો રહ્યો હતો[૧૬]. હે કુરૂનંદન ! સર્વ નદીઓના વિષે શ્રેષ્ઠ અને સર્વ તીર્થના જળથી ઉત્પન્ન થયેલી નદી ગંગા પણ મૂર્તિમાન થઇને તે દેવનું ઉપાસન કરતી હતી[૧૭]. એ પ્રમાણે દેવર્ષિ અને દેવોએ પૂજ્યમાન અને અત્યંત મોટા તેજવાળા ભગવાન મહાદેવ તે સ્થળમાં બેઠેલા હતા[૧૮]. હવે કોઇક સમયે દક્ષપ્રજાપતિ પૂર્વે કહેલા યજ્ઞનાં વિધાન પ્રમાણે યજ્ઞ કરતો હતો[૧૯]. ઇન્દ્રાદિ સર્વ દેવોએ તેના યજ્ઞમાં જવાની બુદ્ધિ કરી[૨૦]. અમે એમ સાંભળ્યું છે કે, પછી તે મહાત્માઓ મહાદેવની રજા લઇને તથા અગ્નિ અને સૂર્ય સમાન કાંતિવાળા વિમાનમાં બેસીને ગંગાદ્વારના વિષે ગયા[૨૧]. સર્વ દેવતાઓ યજ્ઞમાં જવાના અર્થે નીકળ્યા. તેને જોઇને પર્વતરાજની પુત્રી સાધ્વી પાર્વતીએ પોતાના સ્વામી પશુપતિ ( મહાદેવ ) ને આવું વચન કહ્યું કેઃ–હે ભગવન્ ! આ ઇન્દ્રાદિ દેવો ક્યાં જાય છે ? તે મને સત્ય કહો. હે તત્વજ્ઞ ! એ વિષે મને મોટો સંશય છે[૨૨-૨૩]. મહાદેવ કહે છે કેઃ–હે મહાભાગે ! "દક્ષ" નામે ઉત્તમ પ્રજાપતિ અશ્વમેધ યજ્ઞ કરે છે ત્યાં સર્વ દેવો જાય છે[૨૪]. પાર્વતી કહે છે કેઃ–હે મહાદેવ ! તમે એ યજ્ઞમાં કેમ જતા નથી ? અથવા કયા અટકાવથી તમારૂં જવું ત્યાં થતું નથી ?[૨૫]. મહાદેવ કહે છે કેઃ–હે મહાભાગે ! પૂર્વે દેવતાઓએજ એમ કર્યું છે કે, કોઇ પણ યજ્ઞમાં મ્હારો ભાગ કાઢયો નથી[૨૬]. હે ઉત્તમ પુરૂષોએ વર્ણન કરવા યોગ્ય સતિ ! એવા પૂર્વથી ચાલતા આવેલા સંપ્રદાયથી દેવતાઓ યજ્ઞમાં મ્હારો ભાગ કે, જે ધર્મ પ્રમાણે આપવો જોઇએ તે આપતા નથી[૨૭]. પાર્વતી કહે છે કેઃ–હે ભગવન્ ! સર્વ પ્રાણીના વિષે તમારો પ્રભાવ તથા તમારો ગુણ અધિક છે. વળી તમે તમારા તેજ, યશ અને લક્ષ્મીવડે બીજાઓથી અજેય અને અધૃષ્ય છો[૨૮]. હે મહાભાગ ! યજ્ઞમાં તમારા ભાગનો પ્રતિષેધ થવાથી મને અત્યંત દુઃખ ઉપજ્યું છે તથા હે અનઘ ! તે સાંભળીને મને ધ્રૂજારી આવે છે[૨૯]. ભીષ્મ કહે છે કેઃ–એ પ્રમાણે તે દેવી પોતાના સ્વામી મહાદેવને કહીને અંતઃકરણમાં પરિતાપ પામતી છાની રહી[૩૦]. પછી મહાદેવે દેવીના મતને જાણીને તથા તેના હૃદયમાં જે કરવાની ઇચ્છા હતી તેને જાણીને નંદીને આજ્ઞા કરી કેઃ–હે નંદિન્ ! તું ઉભો રહે[૩૧]. પછી સર્વ યોગેશ્વરના ઇશ્વર, મોટા તેજવાળા મહાદેવે પોતાના યોગબળવડે ભયાનક અનુચરોદ્વારા તે દક્ષના યજ્ઞનો ભંગ કર્યો[૩૨]. દેવનાદેવ અને પિનાક ધનુષ્યને ધારણ કરનારા મહાદેવે તે યજ્ઞનો એકાએક નાશ કર્યો. તેમના કેટલાક અનુચરોએ ત્યાં જઈને હોકારા કરવા માંડયા, કેટલાકે હાસ્ય કરવા માંડયું[૩૩]. કેટલાકે રૂધિરવડે અગ્નિને છાંટવા માંડયો, કેટલાક યજ્ઞસ્તંભને ઉપાડીને વિકૃત મુખવાળા થઇને ફરવા લાગ્યા[૩૪]. કેટલાક યજ્ઞના પરિચારકોને મુખવડે ગળી જવા લાગ્યા. હે રાજન્ ! એ પ્રમાણે ચારે બાજુથી ભંગ થતો તે યજ્ઞ મૃગનું રૂપ ધારણ કરીને આકાશમાં જવા લાગ્યો. "યજ્ઞ મૃગરૂપે આકાશમાં નાસી જાય છે" એવું જોઇને, હાથમાં ધનુષ્ય લઇને અને તેમાં બાણ યોજીને મહાદેવ તેની પછવાડે પડ્યા. ત્યારે દેવના ઇશ્વર અને અમાપ તેજવાળા મહાદેવના કપાળમાંથી ક્રોધવડે પ્રસરેલો પરસેવાનો બિંદુ ઉત્પન્ન થયો અને તે ( બિંદુ ) પૃથ્વી ઉપર પડયો કે, તરત પ્રલયકાળના અગ્નિ સરખો અત્યંત મોટો અગ્નિ પ્રકટ થયો. હે પુરૂષ–શ્રેષ્ઠ ! તે અગ્નિના વિષે એક પુરૂષ પ્રકટ થયો; તે અત્યંત ઠીંગણો, રાતી આંખવાળો, માંજરી દાઢીવાળો, ભયાનક, ઉભા કેશવાળો, અત્યંત રૂવાંટાંવાળો, બાજ અને ઘૂવડ જેવો, વિકાળ, કાળા રંગનો અને રાતાં વસ્ત્રવાળો હતો. જેમ અગ્નિ વનને બાળી મૂકે, તેમ મોટા બળવાળા તે પુરૂષે યજ્ઞને બાળી મૂકયો[૩૫-૪૧]. તથા દેવતાઓને અને ઋષિઓને નસાડતો સર્વ દિશાઓમાં ફરવા લાગ્યો. સર્વ દેવતાઓ પણ એનાથી ભય પામીને દસે દિશાઓમાં નાસી ગયા[૪૨]. હે પૃથ્વીપતે ! તે

સ્થળમાં ભ્રમણ કરતા તે પુરૂષવડે પૃથ્વી પણ અત્યંત ચલાયમાન થઇ[૪૩]. અને સઘળા જગતમાં હાહાકાર થઈ ગયો. હે ભરતશ્રેષ્ઠ! તે જોઈને સમર્થ પિતામહ બ્રહ્મા, મહાદેવની પાસે ગયા તથા તેમનું દર્શન કરીને બોલ્યા[૪૪], બ્રહ્મા કહે છે કેઃ–હે પ્રભો! હે સર્વ દેવના ઈશ્વર! સર્વ દેવો તમારો ભાગ આપશે માટે હવે તમે તમારા ક્રોધનો પ્રતિસંહાર કરો–તમારા ક્રોધને પાછો ખેંચી લો[૪૫]. હે શત્રુઓને પરિતાપ આપનાર મહાદેવ! આ સર્વ દેવતાઓ અને ઋષિઓ તમારા ક્રોધથી શાંતિ પામતા નથી[૪૬]. હે દેવશ્રેષ્ઠ! હે ધર્મજ્ઞ! તમારા પરસેવાથી આ જે પુરૂષ ઉત્પન્ન થયો છે તે "જ્વર" એવા નામે પ્રખ્યાત થઈને લોકોના વિષે ફરશે[૪૭]. પરંતુ હે પ્રભો! એ સઘળું તેજ એક પુરૂષના વિષે એકત્ર થયેલું છે માટે તેને ધારણ કરવાને સઘળી પૃથ્વી પણ સમર્થ નથી માટે તેને ઘણે પ્રકારે વિભકત કરીને ઉત્પન્ન કરો[૪૮]. એ પ્રમાણે યજ્ઞના વિષે પોતાનો ભાગ કલ્પ્યો તથા બ્રહ્મદેવે પ્રાર્થના કરી તેથી મહાદેવે અમાપ બળવાળા ભગવાન બ્રહ્માને "તથાસ્તુ" એ પ્રમાણે કહ્યું[૪૯]. અને "પિનાક" નામના ધનુષ્યને ધારણ કરનારા મહાદેવ હાસ્ય કરીને પરમ પ્રસન્ન થયા. પછી બ્રહ્માના કહેવા પ્રમાણે મહાદેવને યજ્ઞનો ભાગ મળવા લાગ્યો[૫૦]. હે પુત્ર! પછી સર્વ પ્રાણીઓને શાંતિ થવા માટે ધર્મજ્ઞ મહાદેવે એક જ્વરના અનેક પ્રકાર કર્યા, તે તું સાંભળ[૫૧]. હાથીઓને માટે "શીર્ષાભિતાપ" (મસ્તકનું દુઃખવું) નામે જ્વર ઉત્પન્ન કર્યો, પર્વતોને શિલાજીત જ્વર છે, જળને લીલ જ્વર છે, સર્પને કાંચળી જ્વર છે[૫૨]. બળદને ખરવાળો જ્વર છે, પૃથ્વીના પૃષ્ઠ ઉપર ઉખર જ્વર છે. હે ધર્મજ્ઞ! પશુઓને પણ નેત્રથી દેખાય નહિ તે જ્વર છે[૫૩]. ઘોડાઓને રંધ્રાગત–ગળામાં માંસ બાઝે છે તે જ્વર છે, મોરને મસ્તકપર શિખા ફુટે છે તે જ્વર છે, કોયલને નેત્રરોગ જ્વર છે, એમ મહાત્માઓએ કહ્યું છે[૫૪], સર્વ બકરીઓને પિત્તભેદ થાય છે તે જ્વર છે એમ અમે સાંભળ્યું છે. સઘળા પોપટોને ઝીણી હેડકી થાય છે તે જ્વર છે[૫૫]. હે ધર્મજ્ઞ! વ્યાઘ્રને થાક લાગે તે જ્વર છે. હે ભારત! મનુષ્યોને તો જ્વર તે જ્વરજ કહેવાય છે[૫૬]. એ માહેશ્વરનું તેજ અત્યંત દારૂણ છે. તે મરણ સમયે, જન્મ સમયે અને જન્મ–મરણની મધ્યે મનુષ્યના દેહના વિષે પ્રવેશ કરે છે[૫૭]. એ જ્વર સર્વ પ્રાણીઓએ નમસ્કાર કરવા યોગ્ય તથા માન આપવા યોગ્ય ઈશ્વર છે. ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ વૃત્રાસુર એ જ્વરવડે ઘેરાયો હતો[૫૮]. એ જ્વરના બળથી તેને બગાસું આવ્યું હતું તે વખતે ઇન્દ્રે તેને વજ્રનો પ્રહાર કર્યો હતો તથા હે ભારત! તે વજ્રે વૃત્રાસુરના દેહમાં પ્રવેશ કરીને તેને ચીરી નાંખ્યો હતો[૫૯]. વજ્રવડે ચીરી નાખેલો તે મહાયોગી વૃત્રાસુર અમાપ તેજવાળા વિષ્ણુના પરમસ્થાનને પામ્યો હતો[૬૦]. તે કારણથી તે સમયે વિષ્ણુની ભક્તિવડે જગત વ્યાપ્ત થયેલું હતું અને તેથી યુદ્ધમાં મૃત્યુ પામેલો તે વૃત્રાસુર વિષ્ણુના સ્થાનને પામ્યો હતો[૬૧]. એ પ્રમાણે મેં તને વૃત્રાસુરની કથાના પ્રસંગથી જ્વરનો મહા વિસ્તાર કહ્યો. હે પુત્ર! હવે હું બીજું શું કહું?[૬૨]. જે પુરૂષ દૃઢચિત્તવાળો થઈને આ જ્વરની ઉત્પત્તિનું શ્રવણ કરે છે અથવા સારી રીતે ધ્યાન આપીને એનું પઠન કરે છે તે પુરૂષ રોગથી મુક્ત, સુખી અને આનંદયુક્ત થાય છે તથા તેણે જે જે કામનાઓ ધારી હોય છે તે તે પ્રાપ્ત થાય છે[૬૩].

॥ इमां ज्वरोत्पत्तिमदीनमानसः पठेत्सदा यः सुसमाहितो नरः ॥

॥ विमुक्तरोगः स सुखी मुदायुतो लभेत कामान् स यथामनीषितान् ॥ ६३ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० ज्वरोत्पत्तिर्नाम दशाधिकशततमोऽध्यायः ॥११०॥

## અધ્યાય ૧૧૧ મો–વીરભદ્રે દક્ષયજ્ઞનો ભંગ કર્યો.

**जनमेजय उवाच** ॥ प्राचेतसस्य दक्षस्य कथं वैवस्वतेंतरे ॥
॥ विनाशमगमद्ब्रह्मन् हयमेधः प्रजापतेः ॥ १ ॥

જનમેજય કહે છે કેઃ—હે બ્રહ્મન્! વૈવસ્વત મન્વંતરમાં પ્રચેતાના પુત્ર દક્ષપ્રજાપતિનો અશ્વમેધ કેવી રીતે નાશ થયો? તે કહો[1]. પાર્વતીદેવીને તે યજ્ઞથી પરિતાપ થયો તે જોઇને સર્વના આત્મારૂપ પ્રભુ મહાદેવ કોપ પામ્યા હતા, પણ પછી દક્ષે તેમની કૃપા સંપાદન કરીને યજ્ઞ શી રીતે પૂરો કર્યો? તે હું જાણવાને ઇચ્છું છું માટે તે મને યથાસ્થિત કહો[2]. વૈશંપાયન કહે છે કેઃ–પૂર્વે હિમાચળના પૃષ્ઠ ઉપર કે, જ્યાં ગંગા નદીનું દ્વાર છે, જે પ્રદેશનું સિદ્ધ અને ઋષિઓ સેવન કરે છે[3]. જે પ્રદેશ ગંધર્વ અને અપ્સરાઓથી વ્યાપ્ત છે તથા જે અનેક પ્રકારનાં વૃક્ષ તથા વેલીઓથી વીંટાયલો છે, ત્યાં દક્ષપ્રજાપતિએ યજ્ઞ કરવા માંડયો હતો[4]. તે વખતે જે લોકો પૃથ્વીમાં અને અંતરિક્ષમાં રહેતા હતા તથા જેઓ સ્વર્ગલોકમાં રહેતા હતા તે સર્વ ઋષિઓના સમુદાયથી વીંટાયલા અને ધર્મ આચરનારાઓમાં શ્રેષ્ઠ પ્રજાપતિ દક્ષની આગળ હાથ જોડીને ઉભા રહ્યા હતા[5]. તેના યજ્ઞમાં ભાગ લેવાને દેવ, દાનવ, ગંધર્વ, પિશાચ, ઉરગ, રાક્ષસ, "હાહા" અને "હૂહૂ" નામના ગંધર્વો, તુંબુરૂ, નારદ, વિશ્વાવસુ, વિશ્વસેન તથા બીજા ગંધર્વ અને અપ્સરાઓ, આદિત્યો, વસુઓ, રૂદ્ર, સાધ્યાદેવો અને મરૂત્ સમુદાય, એ સર્વ ઇન્દ્રસહિત આવ્યા હતા. વળી ઊષ્મપા, સોમપા, ધૂમપા, આજ્યપા તથા બીજા ઋષિઓ અને પિતૃઓ બ્રહ્માસહિત આવ્યા હતા. એ સર્વ તથા એ વિના બીજા પણ ઘણા આવ્યા હતા. જરાયુજ, અંડજ, ઉદ્ભિજ્જ અને સ્વેદજ, એ ચાર પ્રકારના પ્રાણીઓ પણ ત્યાં આવ્યા હતા. દક્ષ પ્રજાપતિએ નોતરૂં (નિમંત્રણ) દઇને તેડાવેલા સર્વ દેવતાઓ પોતાની પત્નીઓસહિત વિમાનમાં બેસીને આવેલા હતા[6-10]. તેઓ પ્રજ્વલિત અગ્નિની પેઠે શોભતા હતા. તે સર્વને જોઇને ક્રોધવડે યુક્ત થયેલા દધીચિ ઋષિ બોલ્યા કે,–આ તો યજ્ઞ નથી અથવા ધર્મ પણ નથી કે, જ્યાં રૂદ્રનું પૂજન થતું નથી. આ શું તમો સર્વનાં વધ અને બંધન પ્રાપ્ત થયાં છે અથવા શું કાળ વિપરીત થઇ ગયો છે?[11,12]. અથવા શું તમો પ્રાપ્ત થયેલા વિનાશને મોહથી દેખતા નથી? આ મહાભયાનક વિનાશ આ મોટા યજ્ઞમાં ઉપસ્થિત થયો છે તેને તમો સર્વ દેખતા નથી[13]. એ પ્રમાણે કહીને મહાયોગી દધીચિએ પોતાના ધ્યાનરૂપી નેત્રવડે જોયું તો, મહાદેવ, વરદાન આપનારી દેવી પાર્વતી તથા તે (દેવી)ના સમીપમાં ઉભેલા નારદ મુનિને જોયા અને પરમ સંતોષ પામ્યા. પછી યોગ જાણનારા દધીચિ મુનિએ આ પ્રમાણે નિશ્ચય કર્યો કે, આ સર્વ એક વિચારવાળા થયા છે કે, જેથી તેઓએ મહાદેવને નિમંત્રણ મોકલ્યું નથી. એવો નિશ્ચય કરીને દધિચિ મુનિ તે સ્થળમાં તેમની પાસે ગયા અને બોલ્યા કે,–અપૂજ્યનું પૂજન કરવાથી તથા પૂજન કરવા યોગ્યનું પૂજન ન કરવાથી મનુષ્યને નિરંતર પુરૂષહત્યાસમાન પાપ થાય છે[14-17]. હું પૂર્વે કોઈ સમયે અસત્ય બોલ્યો નથી અને હવે પછી પણ કદાપિ અસત્ય બોલવાનો નથી, તેથી દેવતાઓ અને ઋષિઓની વચ્ચે સત્ય કહું છું કે, પશુઓ (મનુષ્યો) ના ભર્તા, જગતના સ્રષ્ટા, સર્વના સ્વામી તથા યજ્ઞમાં સર્વથી આગળ ભાગ લેનારા પ્રભુ મહાદેવ આ સ્થળમાં આવ્યા છે એમ જાણજો; અર્થાત્ થોડીવારમાં તે આવશે[18,19]. દક્ષ કહે છે કેઃ–જેઓના હાથમાં ત્રિશૂળ છે અને જેઓ કપર્દ (જટા)ને ધારણ કરનારા છે એવા રૂદ્ર ઘણા છે, હું તે રૂદ્રોનાં અગિયારે સ્થાનમાં ફરી વળ્યો છું, પણ તેમાં કોઇ મહાદેવ છે, એમ જાણતો નથી–તેમાં કોઈ મહાદેવ કહેવાતો હોય તેવાને ઓળખતો નથી[20]. દધીચિ કહે છે કેઃ–તમો સર્વનો એક મંત્ર (વિચાર)

છે તેથી તમોએ મહાદેવને નિમંત્રણ કર્યું નથી. પણ જેમ હું શંકરથી પર બીજું કાંઇ દૈવત દેખતો નથી તેમ આ પણ સત્ય કહું છું કે, દક્ષનો આ મોટો યજ્ઞ પૂર્ણ થનાર નથી[૨૧]. દક્ષ કહે છે કેઃ–અપ્રતિમ દેવ વિષ્ણુનો સમસ્ત હવિરૂપ તથા વિધિપૂર્વક મંત્રથી પવિત્ર થયેલો ભાગ સુવર્ણના પાત્રમાં મૂકીને આ યજ્ઞના સ્વામીને હું અર્પણ કરૂં છું કેમ કે, તેજ પ્રભુ, વિભુ અને આહુતિ પમાડવા યોગ્ય છે[૨૨]. સતી દેવી કહે છે કેઃ–હું શું દાન, નિયમ કે, તપ કરૂં ? કે જેથી અચિંત્ય ભગવાન મ્હારા પતિ આજ યજ્ઞમાં અરધો તથા ત્રીજો ભાગ પામે[૨૩]. એ પ્રમાણે બોલતી તથા ક્ષોભ પામેલી પોતાની પત્ની સતીને અત્યંત હર્ષ પામેલા ભગવાન મહાદેવ કહેવા લાગ્યા કે,–હે દેવિ ! હે કૃશોદરાંગિ ! તું મને જાણતી નથી, હું યજ્ઞનો સ્વામી છું માટે મને "મખેશ" (મખ–યજ્ઞ તેનો ઇશ–સ્વામી) કહે છે, તો મને–મખેશને ત્હારે કયું વચન કહેવું યોગ્ય છે?[૨૪]. હે વિશાળ નેત્રવાળી સ્ત્રી ! હું જાણું છું કે, જે સત્પુરૂષો નથી અને જેઓ ધ્યાન વિનાના છે તેઓ મને જાણતા નથી. આજ તને મ્હારા સ્વરૂપના વિષે મોહ થયો છે તો એમજ જાણજે કે, ઇન્દ્રસહિત સર્વ દેવો અને ત્રણે લોક પણ સર્વ પ્રકારે મૂઢ થઇને મને જાણતા નથી[૨૫]. યજ્ઞમાં સ્તવન કરનારા મ્હારૂં સ્તવન કરે છે, સામગાન કરનારા બ્રાહ્મણો મ્હારૂં પૂજન કરે છે અને અધ્વર્યુઓ મ્હારા ભાગની કલ્પના કરે છે[૨૬]. સતી દેવી કહે છે કેઃ–અત્યંત પ્રાકૃત પુરૂષ સ્ત્રીઓની સભામાં પોતાની પ્રશંસા કરે છે અને ગર્વ કરે છે એમાં કાંઇ સંશય નથી[૨૭]. મહાદેવ કહે છે કેઃ–હે દેવિ ! હે તનુમધ્યમે ! હે ઉત્તમ પુરૂષોએ વર્ણન કરવા યોગ્ય દેવિ ! હું પોતાની પ્રશંસા કરતો નથી. હે વરારોહે ! તું મ્હારા સામર્થ્યને જો કે, હું યજ્ઞના અર્થે શું ઉત્પન્ન કરૂં છું[૨૮]. એ પ્રમાણે પોતાના પ્રાણથી પણ વધારે પ્રિય એવી પોતાની પત્ની સતીને કહીને, ભગવાન મહાદેવે પોતાના મુખમાંથી એક ભયાનક અને રૂવાં ઉભાં કરે એવો ભૂત ઉત્પન્ન કર્યો[૨૯]. તેને મહાદેવે કહ્યું કે,–જા તું દક્ષના યજ્ઞને ભંગ કર. પછી પોતાના મુખમાંથી છોડેલા સિંહ જેવા તે એક ભૂતે, જાણે રમત કરતો હોય તેમ, દેવીનો ક્રોધ સમાવવાના અર્થે, દક્ષના યજ્ઞને ભંગ કર્યો. વળી દેવીના ક્રોધથી ઉપજેલી મહા ભયાનક મહાકાળી પણ તે વીર "પોતાના ક્રોધને યોગ્ય કર્મ કરે છે કે, નહિ" તેના સાક્ષીપણાને માટે–જોવાને માટે મહાદેવની રજા લઇને તથા મસ્તકવડે પ્રણામ કરીને તે વીરની સાથે ગઇ[૩૦-૩૨]. તે વીરનું શૌર્ય, બળ અને રૂપ મહાદેવની સમાન હતું તેથી તે વીર, ભગવાન મહાદેવજ ક્રોધરૂપે મૂર્તિમાન થયા હોય એવો, દેખાતો હતો[૩૩]. દેવીના ક્રોધનો નાશ કરનાર તે વીર અનંત બળવાળો, અનંત વીર્યવાળો અને અનંત બળવાન પુરૂષત્વવાળો હતો તથા તે "વીરભદ્ર" એ નામથી પ્રસિદ્ધ થયો હતો[૩૪]. તે વીરભદ્રે પોતાના રોમ કૂપથી "રૌમ્ય" નામે ગણના ઈશ્વરોને સરજ્યા તથા રૂદ્રના સરખા જે ગણને સરજ્યા તે "રૌદ્ર" નામે પ્રખ્યાત થયા. તેઓનાં પરાક્રમ પણ રૂદ્રની બરોબર હતાં[૩૫]. મોટી કાયાવાળા સેંકડો અને હજારો વીરો ઉત્પન્ન થઈને દક્ષનો યજ્ઞ નાશ કરવાની ઇચ્છાથી તત્કાળ તૂટી પડ્યા[૩૬]. અને પછી તેઓએ "કિલકિલ" એવી કિલકારીઓ કરીને આકાશને ભરી કાઢ્યું, તેઓના મોટા શબ્દવડે આકાશમાં રહેલા દેવો ત્રાસ પામ્યા[૩૭]. પર્વતો જમીન ઉપર પડવા લાગ્યા, પૃથ્વી કંપવા લાગી, વાયુઓ ભમવા લાગ્યા, જળનાં સ્થાન ક્ષોભ પામવા લાગ્યાં અને અગ્નિ ઝાંખા થઇ જવા લાગ્યા[૩૮]. વળી સૂર્ય પ્રકાશવા ન લાગ્યો તથા ગ્રહો, નક્ષત્રો અને ચંદ્રમા પણ પ્રકાશ ન આપવા લાગ્યા[૩૯]. ઋષિઓ પણ પ્રકાશ થતા નહોતા તેમ દેવ કે, મનુષ્યો પણ પ્રકાશ થતા નહોતા. એ પ્રમાણે સર્વત્ર અંધકાર થઇ જવાની સાથે અપમાન પામેલા તે ગણોએ યજ્ઞનો ભંગ કર્યો[૪૦]. કેટલાક ભયાનક વીરો પ્રહાર કરવા લાગ્યા; કેટલાક યજ્ઞસ્તંભને ઉપાડી નાખવા લાગ્યા, કેટલાક ચોળી નાખવા લાગ્યા તથા

કેટલાક કચરી નાખવા લાગ્યા[૪૧]. વાયુના જેવા વેગવાળા તથા મનના જેવી ગતિવાળા તેઓ આમ તેમ દોડવા લાગ્યા, તે સ્થળમાં જે યજ્ઞનાં પાત્ર તથા દિવ્ય અલંકાર હતાં તેનો ચૂરો કરી નાખ્યો[૪૨]. તથા તેને આસપાસ વેરી નાખ્યાં, તેથી જેમ આકાશના પૃષ્ઠ ઉપર તારાઓ દેખાતા હોય તેમ, દેખાવા લાગ્યાં. ત્યાં દિવ્ય એવાં અન્ન અને પાન પદાર્થના પર્વત જેવડા જે ઢગલા કરેલા હતા તે સર્વ વેરી નાખ્યા[૪૩]. દૂધની નદીઓ ચાલવા લાગી, તેમાં ઘી અને દૂધપાકનો કાદવ થયો, તેમાં દહીંનું દિવ્ય જળ હતું, ખાંડ અને સાકરરૂપી રેતી હતી[૪૪]. તે નદી છ રસની વેહેતી હતી તથા ગોળના કિનારા થયા હતા તેથી તે મનોરમ દેખાતી હતી. તે સ્થળમાં ઉત્તમ મદ્ય-માંસ, અનેક પ્રકારના ભક્ષ્ય, દિવ્ય શરબત, દિવ્ય ચાટણુ અને ચૂને ખાવાના પદાર્થ હતા. તે સર્વને રૂદ્રના ગણો પોતાનાં અનેક પ્રકારનાં મુખવડે ભક્ષણ કરવા લાગ્યા, બગાડવા લાગ્યા અને ફેંકી દેવા લાગ્યા[૪૫,૪૬]. રૂદ્રના કોપથી ઉત્પન્ન થયેલા તેઓ મોટી કાયાવાળા અને પ્રલય કાળના અગ્નિ સરખા ભયાનક હતા. તેઓએ દેવોના સૈન્યને નસાડી મૂક્યું તથા ચારે બાજૂ ફરીને બ્હીવરાવવા લાગ્યા[૪૭]. તેઓ અનેક પ્રકારના આકારવાળા થઈને રમવા લાગ્યા તથા દેવતાઓની સ્ત્રીઓને ઉંચકીને ફેંકી દેવા લાગ્યા. એ રીતે રૂદ્રના ક્રોધથી રૂદ્રના સમાન કર્મવાળા તે વીરે, દેવતાઓએ પ્રયત્નથી રક્ષિત કરેલા તે યજ્ઞને સર્વ બાજૂથી શીઘ્ર દગ્ધ કર્યો અને સર્વે પ્રાણીઓને ભય ઉત્પન્ન કરે તેવો ભયાનક નાદ કર્યો[૪૮,૪૯]. પછી વીરભદ્રે યજ્ઞનું મસ્તક છેદી નાખ્યું અને મોટો નાદ કર્યો તથા હર્ષ પામ્યો. ત્યારે બ્રહ્માદિ દેવ અને દક્ષ પ્રજાપતિ તેનાં આવા ભયંકર કર્મોને જોઇને હાથ જોડીને તેની પાસે આવ્યા તથા બોલ્યા કે,-તમે કોણ છો ? તે કહો. વીરભદ્ર કહે છે કેઃ-હું રૂદ્ર નથી કે, દેવી નથી, તેમ યજ્ઞનો ભાગ લેવાને પણ આવ્યો નથી[૫૦,૫૧]. પણ સતી દેવીને ક્રોધ ઉત્પન્ન થયો તેથી સર્વના આત્મારૂપ પ્રભુ મહાદેવ કોપ પામ્યા. હું તમારા યજ્ઞનું દર્શન કરવાને આવ્યો નથી કે, કોઇ વિપ્રેંદ્રે મોકલવાથી કૌતુકવડે પણ આવ્યો નથી[૫૨]. પરંતુ હું ત્હારા યજ્ઞનો નાશ કરવાને આવ્યો છું એમ જાણજે. મ્હારૂં નામ વીરભદ્ર છે તથા હું રૂદ્રના કોપથી ઉત્પન્ન થયો છું[૫૩]. તેમ જે આ દેવી "ભદ્રકાળી" નામની છે તે, દેવીના કોપથી ઉત્પન્ન થયેલી છે. દેવના દેવ મહાદેવે મોકલેલાં અમે બન્ને આ યજ્ઞમાં આવ્યાં છીએ[૫૪]. માટે હે વિપ્રેંદ્ર ! તું દેવના દેવ સતીના પતિને શરણે જા. કેમ કે, દેવનો ક્રોધ પણ હિતકર છે પરંતુ બીજાથી વરદાન પ્રાપ્ત થાય તે પણ ઠીક નથી[૫૫]. વીરભદ્રનું એવું વચન સાંભળીને ધર્મ આચરનારાઓમાં શ્રેષ્ઠ દક્ષ પ્રજાપતિએ મહાદેવને પ્રણામ કર્યા અને સ્તોત્ર પાઠવડે તેમને પ્રસન્ન કર્યા[૫૬]. દક્ષ બોલ્યો કે,-હું ઇશાન, અવિનાશી, સ્થિર, નિર્વિકાર અને સર્વ જગતના પતિ એવા મહાત્મા મહાદેવને શરણે જાઉં છું[૫૭]. એ પ્રમાણે પ્રજાપતિ દક્ષે સારી રીતે સંપાદન કરેલા દ્રવ્યવડે અને યજ્ઞવડે દેવતાઓનું યજન કરવાનો આરંભ કર્યો હતો તથા તેમાં સર્વ દેવોને અને તપરૂપી ધનવાળા ઋષિઓને બોલાવ્યા હતા[૫૮]. પરંતુ વિશ્વપાલન જેનું કર્મ છે એવા મહેશ્વર દેવને બોલાવ્યા નહોતા તેથી મહાદેવે ક્રોધ પામીને યજ્ઞનો ભંગ કરવાને ગણોને મોકલ્યા[૫૯]. તે ગણોએ જઈને યજ્ઞમંડપને સળગાવી દીધો, બ્રાહ્મણો નાસી ગયા અને સાહિત્ય તારા તારા ( છૂટું છૂટું-વેરાયલું ) થઇ ગયું, મહાત્મા રૂદ્રના ક્રોધથી પ્રજ્વલિત થઈને યજ્ઞની પરિચર્યા કરનાર મનુષ્યોનાં હૃદયને ગણોએ શૂળવડે ભેદી નાખ્યાં હતાં, તેથી તેઓ બૂમો પાડતા પડ્યા હતા. તેઓએ યજ્ઞ સ્તંભને ખોદીને ઉપાડી નાખ્યો હતો તથા છેદી નાખ્યો હતો. તે જગ્યોએ ઉંચે ઉડતા અને ઉડીને નીચે બેસતા, માંસના લોભી ગીધની પાંખોના વાયુવડે સઘળું કંપાયમાન થઇ ગયું હતું. સેંકડો શિયાળીઆં ભૂકતાં હતાં, તે ભૂમિ

યક્ષ અને ગંધર્વનાં ટોળાં, પિશાચ, ઉરગ તથા રાક્ષસોથી ભરાઇ ગઈ હતી. દક્ષ પ્રજાપતિએ યજ્ઞની એવી દશા થયેલી જોઇને પ્રાણ તથા અપાન વાયુને રોકીને-મનને એકાગ્ર કરીને યત્નથી મહાદેવની સ્તુતિ કરી તેથી બહુ નેત્રવાળા અને શત્રુને જીતનારા દેવના દેવ ઇશ્વર ચારે બાજૂ દૃષ્ટિ ફેરવીને યજ્ઞ કુંડમાંથી ઉત્પન્ન થયા[૬૦-૬૪]. તેમનું તેજ હજાર સૂર્ય સરખું હતું તથા તે પ્રલયકાળના અગ્નિ સરખા પ્રતાપવાળા હતા. તેમણે (મહાદેવે) હાસ્ય કરીને દક્ષને કહ્યું કે,-હે દક્ષ! બોલ, હું ત્હારૂં શું પ્રિય કરૂં?[૬૫]. પછી દેવોના ગુરૂ મહાદેવે તેને યજ્ઞાધ્યાય કહી સંભળાવ્યો ત્યારે પ્રજાપતિ દક્ષે તેમ (મહાદેવ)ને હાથ જોડીને અને શક્તિહીન ભય પામેલા મનુષ્યની પેઠે મુખ તથા નેત્રમાં આંસુ આણીને ગદ્ગદ્ વાણીવડે કહ્યું કે,-હે દેવ! જો તમો મ્હારા ઉપર પ્રસન્ન થયા હો, જો હું તમોને પ્રિય હોઉં, જો હું અનુગ્રહ પામવાને યોગ્ય હોઉં અથવા જો તમે મને વરદાન આપતા હો તો, મેં ઘણે કાળે અને ઘણે પ્રયત્ને સારી રીતે સંપાદન કરેલી જે યજ્ઞસામગ્રી તમારા ગણોએ બાળી નાખી છે, ખાઇ ગયા છે, પી ગયા છે, નાશ કરી છે, ચૂરો કરી નાખ્યો છે અને છેદી નાખી છે, તે સર્વ-આ પ્રકારની મ્હારી યજ્ઞની સામગ્રી મિથ્યા ન થાઓ એવું હું વરદાન માગું છું[૬૬-૬૯]. દક્ષનું એવું વચન સાંભળીને ધર્મના અધ્યક્ષ, વિરૂપ નેત્રવાળા, ત્રણ નેત્રવાળા, પ્રજાના પતિ અને "ભગ" નામે દેવના નેત્રનું હરણ કરનાર મહાદેવે કહ્યું કે,-તથાસ્તુ-એમ થાઓ[૭૦]. એ રીતે મહાદેવથી વરદાન પામીને પછી દક્ષે ઘૂંટણવડે પૃથ્વી ઉપર પડીને એક હજાર અને આઠ નામવડે વૃષભધ્વજ મહાદેવની સ્તુતિ કરી[૭૧].

॥ जानुभ्यामवनीं गत्वा दक्षो लब्ध्वा भवाद्वरम्। नाम्नामष्टसहस्रेण स्तुतवान् वृषभध्वजम् ॥७१॥
इति श्रीमहाभा० शां० मो० उ० गु० भा० दक्षयज्ञभंगो नाम एकादशाधिकशततमोऽध्यायः॥१११॥

---

## અધ્યાય ૧૧૨ મો-શિવસહસ્રનામ-સ્તોત્રપાઠ.

युधिष्ठिर उवाच ॥ यैर्नामधेयैः स्तुतवान् दक्षो देवं प्रजापतिः ।
॥ वक्तुमर्हसि मे तात श्रोतुं श्रद्धा ममानघ ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ-હે તાત! પ્રજાપતિ દક્ષે જે નામોવડે મહાદેવની સ્તુતિ કરી હોય તે નામ મને કહેવાં યોગ્ય છે. હે નિષ્પાપ! તે સાંભળવાની મ્હારી શ્રદ્ધા છે[૧]. ભીષ્મ કહે છે કેઃ-દેવનાદેવ, અદ્ભુત કર્મવાળા તથા ગુપ્ત વ્રતવાળા મહાદેવનાં નામ હું તને કહું તે સાંભળ. હે ભારત! જે નામ અશ્રદ્ધાદિ દુર્ગુણવાળા પુરૂષને કહેવાં યોગ્ય નથી તથા જે નામ પ્રકાશ છે તે સર્વ હું તને કહીશ[૨]. હે *દેવ! હે દેવેશ! હે દેવારિબલસૂદન-ઇન્દ્રિયોના શત્રુ કામાદિના બળને નાશ કરનાર અથવા દેવના શત્રુઓના બળને નાશ કરનાર મહાદેવ! તમને નમસ્કાર છે. દેવના રાજા ઇન્દ્રના બળને આશ્રય આપનાર તથા દેવ અને દાનવોએ પૂજેલા હે દેવ! તમને નમસ્કાર છે[૩]. હે સહસ્રાક્ષ! એટલે યોગમાં પ્રથમ પ્રાપ્ત એવી સાંબ મૂર્તિ જેને એકજ સમયે સમગ્ર વિષયોને પ્રકાશ કરવાનાં અનેક ઇન્દ્રિય છે એવા હે

* એક હજાર અને આઠ નામનો અહિં આરંભ થાય છે. તેટલાં નામની સંખ્યા પૂરેપૂરી નહિં પણ થોડી વધારે હશે, તથાપિ તેનો પાઠ કરવાથી અમૃતત્વ પ્રાપ્ત થાય છે એવો લેખ છે. આ જગ્યોએ મૂળમાં કહેલાં નામ માત્ર લખીને પતાવી ન દેતાં તે તે નામના અર્થ કર્યા છે. એ નામનું પઠન કરવાથી મુક્તિ મળે છે માટે તેનો અર્થ અધ્યાત્મ ઉપર ઘટાવવો. જેમ દેવ એટલે ઇન્દ્રિયો, દેવેશ એટલે ઇન્દ્રિઓનો સ્વામી બુદ્ધિ, દેવારિ-એટલે કામાદિ ઇત્યાદિ, ઇત્યાદિ.

દેવ! મનુષ્યાદિની ઇન્દ્રિયોથી વિલક્ષણ ઇન્દ્રિયોવાળા હે દેવ! સોમ, સૂર્ય અને અગ્નિરૂપ ત્રણ નેત્રવાળા હે દેવ! હે યક્ષના સ્વામી કુબેરના પ્રિય! તમને નમસ્કાર છે. સર્વ સ્થળમાં જેના ચરણ છે, સર્વ સ્થળમાં જેના હાથ છે, સર્વ સ્થળમાં જેનાં નેત્ર, મસ્તક અને મુખ છે તથા સર્વ સ્થળમાં જેના કાન છે એવા હે દેવ! તમને નમસ્કાર છે. તમે સર્વને વીંટીને રહેલા છો. હે શંકુકર્ણ!+ હે મહાકર્ણ! હે કુંભકર્ણ! હે અર્ણવાલય! (સમુદ્ર જેનું સ્થાન છે એવા) હે ગજેંદ્રકર્ણ! હે ગોકર્ણ! હે પાણીકર્ણ! તમને પ્રણામ છે. હે સો ઉદરવાળા! હે સો આવર્તવાળા! હે સો જીહ્‌વાવાળા! તમને નમસ્કાર છે[૪-૬]. ગાયત્રીને જાણનારા તમારૂં ગાયત્રીવડે ગાન કરે છે. સૂર્યનું ઉપાસન કરનારા તમને સૂર્યરૂપ માનીને પૂજે છે, ઋષિઓ તમને બ્રહ્મા, ઇન્દ્ર અને ઉંચે રહેલા આકાશરૂપ માનીને પૂજે છે માટે તમે ગાયત્રીગેય, અર્કર્ચ્ય, બ્રહ્મા, શતક્રતુ, ઉર્ધ્વ અને આકાશ છો[૭]. હે મહામૂર્તે! હે સમુદ્રતુલ્ય! હે આકાશતુલ્ય! તમારી પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને યજમાનરૂપ આઠ મૂર્તિરૂપ મૂર્તિના વિષે, જેમ ગાયો વાડામાં રહે છે તેમ, સર્વ દેવતાઓ રહે છે[૮]. હું તમારા શરીરના વિષે ચંદ્ર, અગ્નિ, વરૂણ, સૂર્ય, વિષ્ણુ, બ્રહ્મા અને બૃહસ્પતિને જોઉં છું[૯]. હે ભગવન્! તમેજ કારણરૂપ, કાર્યરૂપ, ક્રિયારૂપ તથા સત્ અને અસતના કારણરૂપ છો. તમેજ જગતના ઉત્પત્તિસ્થાન તથા વિનાશસ્થાન છો[૧૦]. તમે જગતને ઉત્પન્ન કરો છો માટે ભવ છો, તમે રૂ(પાપ)ને દ્ર(વ) એટલે નસાડી મૂકનારા છો માટે રૂદ્ર છો, તમે જગતની હિંસા કરો છો માટે શર્વ છો, તમે વરદાનને આપો છો માટે વરદ છો, તમે બ્રહ્માદિ સ્થાવર પર્યંત જીવો કે, જે "પશુ" કહેવાય છે તેના પતિ છો માટે પશુપતિ છો, તમે અજ્ઞાનરૂપ અંધકનો ઘાત કરો છો માટે અંધકઘાતી છો. હે ભવ! હે શર્વ! હે રૂદ્ર! હે વરદ! હે પશુપતિ! હે અંધકઘાતિન્! તમને નમસ્કાર છે[૧૧]. હે ત્રણ જટાવાળા! હે ત્રણ શીર્ષવાળા! હે ત્રણ શૂળવાળા! હે ત્રિશૂળવડે વ્યવહાર કરનારા! હે શાસ્ત્ર, આચાર્ય અને ધ્યાનરૂપ ત્રણ નેત્રવાળા! અને હે ત્રિપુરનો નાશ કરનારા! તમને નમસ્કાર છે[૧૨]. સર્વને સહન કરવાને યોગ્ય એવા હે ચંડ! સર્વના વિષે સર્વને ધારણ કરવાને સમર્થ હે કુંડરૂપ! હે બ્રહ્માંડને ધારણ કરનારા! હે દંડને ધારણ કરનારા—શાસ્તા! હે સમાનરૂપ અને કર્ણરૂપ—વક્રરૂપ! અને હે સન્યાસીરૂપ તમને પ્રણામ છે[૧૩]. જેની દાઢો તથા કેશ ઊર્ધ્વ છે, જેનો વર્ણ શુક્લ છે, જેનું શરીર જગતરૂપે વિસ્તાર પામેલું છે, જેનો વર્ણ રજોગુણરૂપ રક્ત છે તથા જેનું સ્વરૂપ તમોગુણરૂપ ધૂમ્ર છે અને જગતનું રક્ષણ કરવાના અર્થે કંઠમાં વિષને ધારણ કરવાથી જેનો કંઠ નીલ થયો છે એવા તમને નમસ્કાર છે[૧૪]. જેના સમાન બીજો નથી એવા તમે છો, તમે વિરૂપ એટલે વિવિધ રૂપવાળા છો, તમે શિવ એટલે પરમ કલ્યાણકારી છો, તમે સૂર્ય એટલે સૂર્યમંડળરૂપ છો, તમે સૂર્યમંડળમાં શોભનારા છો તથા તમારી ધ્વજા અને પતાકા સૂર્યના સરખી તેજસ્વી છે એવા હે શિવ! તમને પ્રણામ છે[૧૫]. તમે ગણોના નાથ છો, તમારો સ્કંધ વૃષના સમાન બળવાળો છે, તમે હાથમાં ધનુષ્યને ઝાલેલું છે, તમે શત્રુને દમન કરો છો, તમે જગત (દુષ્ટ)ને દંડ કરો છો તથા તમે પાંદડાં અને વલ્કલનાં વસ્ત્રને ધારણ કરો છો એવા હે મહાદેવ! તમને નમસ્કાર છે[૧૬]. તમે હિરણ્યગર્ભ—બ્રહ્મારૂપ છો, તમારૂં કવચ હિરણ્ય (સુવર્ણ) છે તમે હિરણ્યવડે શિખા કરેલી છે એવા હે હિરણ્યપતિ! તમને પ્રણામ છે[૧૭]. પૂર્વે દેવાદિ સૃષ્ટિએ તમારી સ્તુતિ કરેલી છે, તમે સ્તુતિ કરવા યોગ્ય છો, તમારૂં સ્તવન વર્તમાનકાળના વિષે પણ થાય છે, માટે હે સ્તુતિ-

+ શંકુકર્ણ આદિ સાત ગણ છે તે મહાદેવથી અભિન્ન છે માટે તેઓને મહાદેવરૂપ ગણ્યા છે.

પાત્ર દેવ ! તમને પ્રણામ છે. તમે સર્વરૂપ છો, તમે સર્વનું ભક્ષણ કરનારા–સંહાર કરનારા છો, તમે સર્વ પ્રાણીના અંતરાત્મા છો, હે સર્વરૂપ મહાદેવ ! તમને નમસ્કાર છે[૧૮]. યજ્ઞમાં હોમ કરનારા તમે હોતા છો; તમે મંત્ર છો; તમારી ધ્વજા અને પતાકા શુકલ વર્ણની છે. હે મહાદેવ ! તમને નમસ્કાર છે. તમારી નાભિના વિષે જગત રહેલું છે, જગતના નાભિ (નાઇડી)ના સ્થાનમાં તમે છો તથા સર્વ જગત, જેમ આરા નાભિના આધારે રહે છે, તેમ તમારા આધારે રહેલું છે. સર્વત્ર ફરનારા સર્વ કરતાં પણ તમે શ્રેષ્ઠ ફરનારા છો—અર્થાત્ તમે જગતની અંદર અને બહાર વ્યાપ્ત છો, માટે હે મહાદેવ ! તમને નમસ્કાર છે[૧૯]. *તમારી નાસિકા કૃશ છે; તમારૂં અંગ કૃશ છે; તમે પોતે પણ કૃશ છો. હે કૃશરૂપ મહાદેવ ! તમને નમસ્કાર છે. તમે નિરંતર રૂડી રીતે હર્ષ પામેલા રહો છો અને કિલકારીઓ કરો છો, માટે હે હૃષ્ટરૂપ મહાદેવ ! તમને નમસ્કાર છે[૨૦]. +તમે વર્તમાનકાળમાં પ્રાણીઓના દેહોના વિષે શયન કરો છો, તમે (જગતમાં અંતર્ધાન થઇને) શયન કરેલું છે, તમે (વિશ્વરૂપે) શયન કરીને ઉઠેલા છો, તમે (આત્મારૂપે) સ્થિતિમાન છો, તમે (કાળરૂપે) દોડો છો, તમે (સન્યાસીરૂપે) મુંડ છો અને તમે (યોગી કે, બ્રહ્મચારી રૂપે) જટાધારી છો. હે સર્વ ક્રિયાના કરનારરૂપ મહાદેવ ! તમને નમસ્કાર છે[૨૧]. હે મહાદેવ ! નૃત્ય કરવાનું તમારૂં આચરણ છે, તમે મુખવડે વાદિત્ર વગાડો છો, તમે નદીમાં ઉત્પન્ન થયેલાં કમળની ભેટના લોભી છો અને તમે ગીત તથા વાદિત્રમાં શોભતા છો, હે મહાદેવ ! તમને નમસ્કાર છે[૨૨]. તમે સર્વથી પ્રાચીન છો માટે જ્યેષ્ઠ છો, તમે ગુણોવડે અધિક છો માટે શ્રેષ્ઠ છો, તમે બળના અભિમાની દેવ ઇન્દ્રનો પરાજય કર્યો છે માટે બળપ્રમથન છો, તમે કાળને પણ નિયમમાં રાખો છો માટે કાળનાથ છો, તમે સમર્થ છો માટે કલ્પ છો, તમે મહાપ્રલયરૂપ છો માટે ક્ષય છો અને તમે અવાંતર પ્રલયરૂપ છો માટે અક્ષય છો. હે મહાદેવ ! તમને નમસ્કાર છે[૨૩]. ભયાનક દુંદુભિ જેવું તમારૂં હાસ્ય છે, તમે ભોજન કરવારૂપ ભયાનક વ્રતને ધારણ કર્યું છે, તમે ઉગ્ર છો અને તમારે દશ દિશાઓરૂપ દશ બાહુઓ છે, એવા હે મહાદેવ ! તમને નમસ્કાર છે[૨૪]. તમારા હાથમાં કપાળ (મનુષ્યના મસ્તકની ખોપરી) છે, ચિતાની ભસ્મ તમને પ્રિય છે, તમે ભયથી રહિત છો, તમેજ ભયંકર છો અને તમોએ શમાદિ ભયંકર વ્રત કલ્પાંત સુધી ધારણ કર્યાં છે, એવા હે મહાદેવ ! તમને નમસ્કાર છે[૨૫]. તમારા મુખ ઉપર અનેક પ્રકારનાં ક્ષત થયાં છે (ઘા વાગ્યા છે), તમારી જીહ્વા ખડ્ગના જેવી છે, તમે મોટી દાઢોવાળા છો, તમે યજ્ઞમાં રાંધેલા માંસના તથા સ્મશાનમાંના કાચા માંસના લોભી છો, તુંબડીની બનાવેલી વીણા તમને વ્હાલી છે, એવા હે મહાદેવ ! તમને નમસ્કાર છે[૨૬]. તમે વૃષ્ટિ કરનારા વૃષરૂપ છો, તમે ધર્મનું હિત કરનારા–ધર્મની વૃદ્ધિ કરનારા વૃષ્ય છો; તમે નંદીરૂપ બળદ છો, તમે ધર્મરૂપે વૃષ છો, તમે વાયુરૂપે સર્વત્ર ગમન કરનારા અથવા કાળરૂપે ગતિમાન કાંકટ છો, તમે નિયંતારૂપે દંડ છો, તમે સર્વે પ્રાણીને નિરંતર પકવ કરનાર પર્મપચ છો એવા હે મહાદેવ ! તમને પ્રણામ છે[૨૭]. તમે સર્વથી શ્રેષ્ઠ છો, તમે વરદાનરૂપ છો, તમે વરદાન આપનારા છો, તમે ઉત્તમ માળાઓ, ઉત્તમ સુગંધ અને ઉત્તમ વસ્ત્રરૂપ છો તથા તમે શ્રેષ્ઠ એવાં અતિશય વરદાન આપો છો, હે વરદાતા મહાદેવ ! તમને નમસ્કાર છે[૨૮]. તમે રાગ (પ્રીતિવાળા) છો અને રાગ વિનાના (વિરક્ત) પણ છો; તમે ભાવનારૂપ છો, તમે અક્ષની માળાને ધારણ કરો છો; તમે કારણરૂપે જગતથી જૂદા છો અને કાર્યરૂપે જગતમાં મળેલા પણ છો, તમે વૃક્ષાદિરૂપે છાયારૂપ છો અને સૂર્યાદિરૂપે તાપરૂપ પણ છો;

* સૂક્ષ્મરૂપ વર્ણવ્યું છે. + સર્વ ક્રિયાના કર્તારૂપે વર્ણવ્યા છે.

હે ઉભયરૂપધારી મહાદેવ! તમને પ્રણામ છે[29]. તમે અઘોરરૂપ છો અને ઘોરરૂપ છો, તમે ઘોરમાં પણ વિશેષ ઘોરરૂપ છો, તમે કલ્યાણરૂપ છો અને શાંતરૂપ છો તથા શાંતમાં પણ વિશેષ શાંતરૂપ છો. હે ઘોર અને શાંતરૂપ મહાદેવ! તમને નમસ્કાર છે[30]. તમે (આત્મારૂપ) એક વેગવાળા છો, તમે (જ્ઞાનરૂપ) બહુ નેત્રવાળા છો, તમે (આનંદરૂપ) એક મસ્તકવાળા છો એવા હે મહાદેવ! તમને નમસ્કાર છે. તમે રૂદ્ર છો, ક્ષુદ્ર વસ્તુમાં તમને લોભ છે, વિભાગ કરીને આપવું તમને પ્રિય છે–બલિદાન આપવામાં તમે પ્રીતિવાળા છો એવા હે શંકર! તમને નમસ્કાર છે[31]. તમે વિશ્વકર્મા (કારીગર) છો, તમે શ્વેત અંગવાળા છો, તમે નિરંતર શમ ગુણવાળા છો, ચંડિકારૂપ શત્રુને ભયંકર તમારે ઘંટા છે, તમે ઘંટનાદરૂપ છો, નાદના હેતુનો અભાવ છતાં પણ તમે નાદવાળા છો–અનાહત ધ્વનિવાળા છો. એવા હે શંકર! તમને નમસ્કાર છે[32]. એક હજાર પુરૂષોએ સાથે વગાડેલી ઘંટા એક છતાં પણ જેના વિષે પરિસમાપ્ત થાય છે એવા યોગ બળવાળા તમે તે ઘંટારૂપ છો, જેને એવી ઘંટાઓની માળા પ્રિય છે એવા તમે છો, પાંચ પ્રાણ વાયુઓ ઘંટાની પેઠે જેને શબ્દનો હેતુ છે એવા તમે છો, તમે વાયુએ વહન કરેલા ગંધરૂપ છો, તમે કોલાહલરૂપ છો એવા હે શંકર! તમને નમસ્કાર છે[33]. હુંકાર ક્રોધનો વર્ણ છે, હુંકાર શમગુણ છે, અને હું ભૂરાદિ લોક છે તથા હુંકારની પાર શાંત બ્રહ્મ છે. એવી રીતે કે, હકાર આકાશ છે અને ઉકાર છઠ્ઠી શિવની મૂર્તિ સૂર્ય છે, એ બંનેવડે નામ રૂપાત્મક પ્રપંચ જોવામાં આવે છે. મૂકાર એ તેનું કારણ ઇશ્વર છે, તેની પાર તુરીય શાંત બ્રહ્મ છે. માટે હું હું હુંકારની પાર શાંત બ્રહ્મરૂપ તમે છો, ક્રોધરહિત બે હુંકાર તમને પ્રિય છે. તમે "શાંત થા, શાંત થા." એ પ્રમાણે નિત્ય કહો છો માટે તમે શમશમ છો તથા તમે પર્વત અને વૃક્ષમાં સ્થાન કરીને રહો છો માટે ગિરિવૃક્ષાલય કહેવાઓ છો એવા હે શિવ! તમને નમસ્કાર છે[34]. તમે હૃદય, જીહ્વા, છાતી આદિ અંતર માંસના વિષે શિયાળના જેવા લોભી છો, તમે પાપ સમુદ્રથી તારનારા છો, તમે તરનારા છો, તમે યજ્ઞરૂપ છો, તમે યજમાનરૂપ છો, તમે બ્રાહ્મણના મુખમાં પડેલી આહુતિથી તૃપ્ત થનારા છો તથા અગ્નિના મુખમાં પડેલી આહુતિથી પણ તૃપ્ત થનારા છો એવા હે દેવ! તમને નમસ્કાર છે[35]. તમે ઋત્વિગાદિરૂપથી યજ્ઞને વહન કરનારા છો, તમે જીતેંદ્રિય છો, તમે સત્વમય છો, તમે રજોમય છો, તમે તટ યોગ નદીરૂપ છો તથા તમે તટવાળી નદીઓના પતિ સમુદ્રરૂપ છો એવા હે શિવ! તમને નમસ્કાર છે[36]. તમે અન્નને આપનારા છો, તમે અન્નના પતિ છો, તમે અન્નનું ભોજન કરનારા છો એવા હે મહાદેવ! તમને નમસ્કાર છે. તમારે હજાર મસ્તક છે, હજાર ચરણ છે[37]. તમોએ હજાર ત્રિશૂળ ઉગામેલાં છે અને તમારે હજાર નેત્ર છે એવા હે દેવ! તમને નમસ્કાર છે. ઉગતા સૂર્ય સમાન તમારો વર્ણ છે; તમે *બાળકના સરખું રૂપ ધારણ કરો છો[38]. તમે બાળક એવા અનુચરનું રક્ષણ કરો છો તથા બાળકની સાથે રમત કરો છો એવા હે મહાદેવ! તમને પ્રણામ છે. હે વૃદ્ધરૂપ! હે લુબ્ધરૂપ! હે ક્ષુધારૂપ! અને હે ક્ષોભ કરનાર મહાદેવ! તમને નમસ્કાર છે[39]. તમારા કેશ ગંગાના તરંગવડે ચિહ્નિત છે, તમારા કેશ મુંજ સમાન છે, છ કર્મવડે તમે સંતોષ પામો છો, યજન, અધ્યયન અને દાન એવાં ત્રણ કર્મમાં તમે આસક્ત છો, એવા હે મહાદેવ! તમને નમસ્કાર છે[40]. તમે વર્ણાશ્રમનાં જુદાં જુદાં કર્મ વિધિપ્રમાણે સંપૂર્ણ કરાવો છો, જેના વિષે અથવા જેના પ્રત્યે ઘોષ (ધ્વનિ) કરવામાં આવે છે તે તમે છો, ઘોષરૂપ પણ તમે છો અને કોલાહલરૂપ પણ તમે છો, એવા

* એવડે બાળકૃષ્ણની લીલાના કરનાર પણ તમેજ છો એમ સૂચવ્યું છે.

હે મહાદેવ! તમને નમસ્કાર છે[41]. તમારાં નેત્ર ધોળાં અને પિંગટ વર્ણનાં છે, તમારી દૃષ્ટિ કૃષ્ણ અને રક્ત વર્ણની છે, તમે શ્વાસને જીત્યો છે, તમે આયુધરૂપ છો, તમે વિદારણરૂપ છો, તમે કૃશરૂપ છો એવા હે મહાદેવ! તમને નમસ્કાર છે[42]. તમે ધર્મ, અર્થ, કામ અને મોક્ષના વિષે કથનીય (કથા કરવા યોગ્ય) છો, તમે ધર્માદિની કથારૂપ પણ છો, તમે નિરીશ્વર સાંખ્યશાસ્ત્રના પ્રવર્તાવનારા કપિલ પણ છો; તમે સેશ્વર સાંખ્યયોગ પ્રવર્તાવનાર પાતંજલ પણ છો, તમે વેદાંત વિચારરૂપ સાંખ્ય છો તથા તમે નિદિધ્યાસનરૂપ યોગ પણ છો, એવા હે મહાદેવ! તમને નમસ્કાર છે[43]. તમે રથને યોગ્ય છો, તમે વિરથ (રથવિના ગમન કરનારા) પણાને પણ યોગ્ય છો, વાયુ, અગ્નિ, જળ અને આકાશ, એ ચાર માર્ગના વિષે તમારા રથની ગતિ છે, કૃષ્ણ એવા મૃગચર્મનું તમારે ઉત્તરીય છે અને સર્પનું તમારે ઉપવીત છે એવા હે મહાદેવ! તમને નમસ્કાર છે[44]. તમે સર્વ લોકોના ઇશ છો માટે તમે ઈશાન છો, તમારૂં શરીર વજ્રના સમુદાયની પેઠે કઠિન છે, તમારા કેશ પિળા વર્ણના છે, એવા હે મહાદેવ! તમને પ્રણામ છે. તમે ત્રણ અંબક (નેત્ર)ના નાથ છો, તમે અંબિકાના પણ નાથ છો, તમે વ્યક્તસ્વરૂપ છો અને અવ્યક્તસ્વરૂપ છો, એવા હે મહાદેવ! તમને નમસ્કાર છે[45]. તમે કામરૂપ છો, તમે કામને આપનારા-મનોરથને પૂરનારા છો, તમે કામનો નાશ કરનારા છો, તમે તૃપ્ત થઇને કે, અતૃપ્ત થઇને ફરો છો, તમે સર્વરૂપ છો, તમે સર્વ વસ્તુને આપનારા છો, તમે સર્વનો નાશ કરનારા છો, તમારો સંધ્યાસમાન વર્ણ છે, એવા હે મહાદેવ! તમને નમસ્કાર છે[46]. મોટા મેઘસમાન તમારૂં રૂપ છે અને તમે મહાકાળસ્વરૂપ છો. એવા હે શિવ! તમને પ્રણામ છે. હે સ્થૂલ! હે જીર્ણાંગ! હે જટિલ! હે વલ્કલધારિન્! હે અજિન (મૃગચર્મ) ધારિન્! તમને નમસ્કાર છે[47]. પ્રકાશિત સૂર્ય અને અગ્નિસમાન દેદીપ્યમાન તમારી જટા છે, વલ્કલ અને અજિન તમારાં વસ્ત્ર છે, હજાર સૂર્યસમાન નિરંતર તમારો તાપ છે એવા હે મહાદેવ! તમને નમસ્કાર છે[48]. તમે જગતને મોહ પમાડનારા છો; જેમાં સેંકડો આવર્ત છે એવા ગંગાજળવડે ભીના થયેલા તમારા કેશ છે, તમે ચંદ્રનું વારંવાર આવર્તન કરો છો, તમે યુગનું પણ આવર્તન કરો છો અને તમે મેઘનું પણ આવર્તન કરો છો, એવા હે મહાદેવ! તમને પ્રણામ છે[49]. તમે અન્ન છો, તમે ભોક્તા છો, તમે અન્ન આપનાર છો અને તમે અન્નનું ભોજન કરનારા છો; વળી તમેજ અન્નના સ્રષ્ટા તથા પકવનારા, તે પકવેલા અન્નને ખાનારા અને પવન તથા અગ્નિરૂપ છો. એવા હે દેવ! તમને નમસ્કાર છે[50]. હે દેવના દેવ! હે ઈશ! તમે જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ એવા ચાર પ્રકારના પ્રાણીના સમુદાય છો[51]. તમે ચરાચર વિશ્વના સરજનારા તથા સંહાર કરનારા છો. બ્રહ્મજ્ઞ પુરૂષોમાં ઉત્તમ એવા હે દેવ! બ્રહ્મજ્ઞાનીઓ તમને "બ્રહ્મ" કહે છે[52]. બ્રહ્મવાદીઓ તમને "મનનું છેવટનું ઉત્પત્તિ સ્થાન-આકાશ, વાયુ" અને "તેજના ભંડારરૂપ-ઋગ, યજુર અને સામવેદરૂપ" તથા "ઓંકારરૂપ" કહે છે[53]. દેવોમાં શ્રેષ્ઠ એવા હે મહાદેવ! સામવેદનું ગાન કરનાર બ્રહ્મવાદીઓ "**हायि हायि हु वा हायि हायि हायि**" એ પ્રમાણે વારંવાર તમારૂં ગાન કરે છે[54]. તમે યજુર્મય છો, તમે ઋગ્વેદમય છો અને તમે આહુતિમય છો. વેદ અને ઉપનિષદના ગણો (સ્તુતિ કરીને) તમારૂં સ્તવન કરે છે[55]. તમે બ્રાહ્મણ છો, તમે ક્ષત્રિય છો, તમે વૈશ્ય છો, તમે શૂદ્ર છો અને બીજા જે અધમવર્ણ છે તે પણ તમેજ છો. મેઘસમુદાય, વિજળી અને ગર્જના પણ તમેજ છો[56]. સંવત્સર, ઋતુઓ, માસ, અર્ધમાસ, યુગ, નિમેષ, કાષ્ઠા, નક્ષત્ર, ગ્રહ અને કળા, એ સર્વ તમેજ છો[57]. વૃક્ષોમાં તમે થડ છો, પર્વતમાં તમે શિખર છો, પશુઓમાં તમે વ્યાઘ્ર છો, પક્ષીઓમાં તમે ગરૂડ છો અને સર્પોમાં તમે શેષ છો[58]. સમુદ્રમાં

તમે ક્ષીરસાગર છો, યંત્રોમાં તમે ધનુષ્ય છો, આયુધમાં તમે વજ્ર છો અને વ્રતમાં તમે સત્ય છો[૫૯]. દ્વેષ, ઇચ્છા, પ્રીતિ, મોહ, ક્ષમા, અક્ષમા, વ્યવસાય, ધીરજ, લોભ, કામ, ક્રોધ, જય, પરાજય, એ સર્વ તમેજ છો[૬૦]. તમે ગદાધારી છો, તમે બાણધારી છો, તમે "ખટ્વાંગ" નામે આયુધધારી છો અને તમે પડઘમને ધારણ કરનારા છો, તમે છેદનારા, ભેદનારા, પ્રહાર કરનારા, લઈ જનારા, માનનારા અને પિતા છો એમ માન્ય કરેલું છે[૬૧]. તમે દસ+ લક્ષણયુક્ત છો, તમે ધર્મ અર્થ અને કામ છો, તમે ગંગા, સમુદ્ર, નદીઓ, તળાવો અને સરોવર છો[૬૨]. વેલા, વેલીઓ, ઘાસ, ઔષધીઓ, પશુઓ, મૃગો, પક્ષીઓ, દ્રવ્ય, કર્મ, સમારંભ, કાળ, પુષ્પ, ફળ, ફળપુષ્પને આપનાર, એ સર્વ તમેજ છો[૬૩]. તમે દેવતાઓમાં આદિ પુરૂષ છો અને તેઓમાં અંતે પણ તમેજ રહેવાના છો, તમે ગાયત્રી અને ૐકાર છો, તમે હરિતવર્ણ, તમે નીલવર્ણ, તમે રક્તવર્ણ, તમે રોહિતવર્ણ તથા તમે અરૂણવર્ણ છો. વળી તમે કદ્રૂવર્ણ, કપિલવર્ણ, કપોતવર્ણ અને શ્યામવર્ણના છો[૬૪]. તેમજ તમે વર્ણરહિત છો; ઉત્તમ (સુંદર) વર્ણના છો, વર્ણને ઉત્પન્ન કરનારા છો અને અનુપમ છો. તમે સુવર્ણ નામવાળા તથા સુવર્ણપ્રિય છો[૬૫]. તમે ઇન્દ્ર, યમ, વરૂણ, કુબેર, અગ્નિ, પ્રલય, ચિત્રભાનુ, સ્વર્ભાનુ અને ભાનુ છો[૬૬]. તમે અગ્નિહોત્ર, હોમ કરનારા, હોમ કરવા યોગ્ય અને હુતદ્રવ્ય છો, તમે સમર્થ છો, તમારૂં નામ ત્રિસુપર્ણના વિષે પ્રસિદ્ધ છે તથા યજુર્વેદીના શતરૂદ્રીયમાં પણ તમે વિદિત છો[૬૭]. તમે બ્રહ્મ છો, તમે પવિત્રમાં પવિત્ર છો, મંગળમાં મંગળ છો, તમે દેહને શબ્દયુક્ત કરો છો માટે ગિરિક છો, તમે દેહને ગતિયુક્ત કરો છો માટે તમે હિંડિક કહેવાઓ છો, ઉપાધિવિશિષ્ટ રૂપવડે તમે વૃક્ષની પેઠે નાશવાન છો માટે વૃક્ષ કહેવાઓ છો, તમે શુદ્ધસ્વરૂપવડે પ્રાણીને જીવાડો છો માટે જીવ કહેવાઓ છો અને તમે દેહરૂપ પણ છો[૬૮]. તમે પ્રાણ, સત્વ, રજ અને તમ છો, તમે સ્ત્રીરહિત છો માટે અપ્રમદ છો, અર્થાત્ ઉર્ધ્વરેતા છો તથા તમે પ્રાણ, અપાન, સમાન ઉદાન અને વ્યાનસ્વરૂપ છો[૬૯]. તમે ઉન્મેષ, નિમેષ, છીંક અને બગાસારૂપ છો, તમારી દૃષ્ટિ રક્ત છે અને તે અંતર્ગત છે, તમારૂં મુખ મોટું છે તથા તમારૂં ઉદર પણ મોટું છે[૭૦]. તમારો રોમ નિર્મળ અથવા શ્વેત છે, તમારી દાઢી ભૂંખરી છે, તમારા કેશ ઉભા છે તથા તમે અત્યંત ગતિવાળા છો. તમે ગીત અને વાદિત્રના તત્વને જાણનારા છો. ગીત અને વાદિત્ર તમને પ્રિય છે[૭૧]. તમે સંસારરૂપી નદીમાં ફરનારા જળચર મત્સ્યરૂપ જીવ છો, જેમ મત્સ્ય જાળમાં બંધાય છે, તેમ વાસનારૂપી જાળમાં બંધાનારા જીવ પણ તમેજ છો, તમે દુર્ધર છો, તમે લીલાવડે બીજાને ધારણ કરો એવા છો, તમે કલિને પણ વશ કર્યો છે અને તમે અકાળ, અતિકાળ, દુષ્કાળ અને કાળરૂપ છો[૭૨]. તમે મૃત્યુ છો, તમે છેદ કરવાનું સાધન છો, છેદનરૂપ કર્મ છો, તમે મિત્ર છો, તમે શત્રુનો ક્ષય કરનાર છો, તમે મેઘકાળ છો, તમે મોટી દાઢવાળા છો તથા તમે સંવર્તક મેઘરૂપ એટલે પ્રલયકાળના મેઘરૂપ છો[૭૩]. તમે પ્રકાશવાળા છો માટે તમને "ઘંટ" કહે છે, તમે માયાથી વીંટાયલા હોવાથી તમારો પ્રકાશ ઢાંકેલો છે માટે તમે અઘંટ છો, તમે મનુષ્યોને કર્મના ફળવડે યોજો છો માટે તમે ઘંટી છો, તમે ઘંટા રાખો છો માટે તમે ઘંટી છો, સ્થાવર અને જંગમને ચર એટલે ચાલનારા (નાશવંત) કહે છે. એ ચરવડે તમે ક્રીડા કરો છો (જેમ સોગઠાંવડે રમાય છે તેમ) માટે તમે ચરચેલી છો, તમે સર્વ કાર્યમાં કારણરૂપે મળેલા છો માટે તમને "મિલીમિલી" કહે છે, તમે પ્રણવરૂપ બ્રહ્મ છો, તમે અગ્નિના શરીરથી ઉત્પન્ન થયેલા *અષ્ટાદશાર્ણ મંત્રરૂપ છો, તમે પરમ હંસ

+ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન, એ દશ (યમ-નિયમ.)

* "ओं वज्र चीलिचीलिचीलिमिलिमिलिमिलि ओं स्वाहा" એ અષ્ટાદશાર્ણ મંત્ર છે.

છો તથા તમે ત્રણ દંડને ધારણ કરનારા છો[૭૪]. તમે ચાર યુગ છો, તમે ચાર વેદ છો, તમે ચાતુર્હોત્રના પ્રવર્તાવનારા છો, તમે ચાર આશ્રમના નેતા છો તથા તમે ચાર વર્ણને ઉત્પન્ન કરનારા છો[૭૫]. સદૈવ તમને અક્ષ (રૂદ્રાક્ષ કે, પાસા) પ્રિય છે, તમે ધૂર્ત છો, તમે ગણના અધ્યક્ષ છો, તમે ગણના અધિપતિ છો, તમે રાતાં વસ્ત્ર તથા રાતાં પુષ્પને ધારણ કરો છો, તમે વાણીના ઇશ છો અને તમને ગેરૂ પ્રિય છે[૭૬]. તમે અલ્પશિલ્પી છો, તમે શિલ્પીઓમાં શ્રેષ્ઠ છો, તમે સર્વે શિલ્પને પ્રવર્તાવનાર છો, તમે ભગદેવનાં નેત્રને ફોડી નાખવાના અંકુશરૂપ છો, તમે ચંડ છો અને તમે પૂષાના દાંત નાશ કર્યા છે[૭૭]. તમે સ્વાહારૂપ છો, તમે સ્વધારૂપ છો, તમે વષટ્કારરૂપ છો અને તમે નમસ્કારરૂપ છો. એવા હે દેવ ! તમને વારંવાર નમસ્કાર છે. તમારૂં વ્રત ગૂઢ છે, તમારૂં તપ ગુહ્ય છે, તમે તારક મંત્રરૂપ છો અને તમે અત્યંત નક્ષત્રવાળા આકાશરૂપ છો[૭૮]. તમે જગતના આદિ કર્તા છો, તમે ભૌતિક સૃષ્ટિના ઉત્પન્ન કર્તા છો, તમે જગતને એકત્ર કરીને સ્થાપન કરનારા છો, તમે અદૃષ્ટ વિધિરૂપ છો, તમે સર્વના અધિષ્ઠાનરૂપ છો, તમારો કોઇ ધારણકર્તા નથી, તમે બ્રહ્મા એટલે બ્રહ્મવેત્તા છો, તમે તપ છો, તમે સત્ય છો, તમે બ્રહ્મચર્ય છો અને તમે આર્જવરૂપ છો; અર્થાત્ તમે તપ આદિ ચાર બ્રહ્મવિદ્યાનાં સાધનરૂપ છો[૭૯]. તમે જરાયુજાદિ પ્રાણીના આત્મારૂપ છો, તમે પ્રાણીને ઉત્પન્ન કરનારા છો, તમે પ્રાણીરૂપ છો, તમે ભૂત અને ભવિષ્ય સૃષ્ટિના ઉત્પત્તિ સ્થાન છો, તમે ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્લોકરૂપ છો, તમે નિશ્ચયરૂપ છો, તમે દશ-ગુણયુક્ત છો તથા તમે મહેશ્વર છો[૮૦]. તમે દીક્ષાને ધારણ કરેલી છે તથાપિ તમે દીક્ષારહિતજ છો, તમે ક્ષમાવાન છો, તમારૂં દમન કરવાને કોઇ શક્તિમાન નથી, જેઓ ઉન્મત્ત થઈને વર્તે છે તેનો તમે નાશ કરો છો, તમે ચંદ્રને આવર્તાવો છો-પુનઃ લાવો છો માટે તમે માસ છો, તમે યુગને પુનઃ લાવો છો માટે કલ્પ છો, તમે પ્રલય કરો છો માટે સંવર્ત છો અને તમે સૃષ્ટિને પુનઃ ઉત્પન્ન કરો છો માટે સંપ્રવર્તક છો[૮૧]. તમે સ્ત્રીની અભિલાષારૂપ કામ છો, તમે સત્પુત્રની ઉત્પત્તિના હેતુ બિંદુરૂપ છો, તમે સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુ છો, તમે સ્થૂલ છો, તમને કરેણની માળા બહુ વહાલી છે, તમારૂં મુખ નંદીના સરખું છે, તમે ભયાનક મુખવાળા, સુંદર મુખવાળા, નઠારા મુખવાળા અને મુખરહિત છો[૮૨]. વળી તમે ચાર મુખવાળા, બહુ મુખવાળા અને સંગ્રામમાં અગ્નિના સમાન મુખવાળા છો, તમે હિરણ્યગર્ભ છો, તમે પક્ષીની પેઠે અસંગ છો, તમે શેષરૂપ છો તથા તમે વિરાટ્રૂપ છો[૮૩]. તમે અધર્મનો નાશ કરનારા છો, તમારો પાર્શ્વ ભાગ મહાન છે, તમે અત્યંત તીક્ષ્ણ (વિષ) ને ધારણ કરનારા છો, તમે ગણના અધિપતિ છો, તમે કૃષ્ણાવતારમાં રમતના વિષે ગાયની પેઠે બરાડનારા છો, વિષજળાદિથી ગાયોને ઉગારનારા પણ તમે છો તથા તમે બળદ ઉપર વાહન કરનારા છો[૮૪]. તમે ત્રણ લોકના રક્ષણ કરનારા છો, તમે ગોવિંદ છો, તમે ઇન્દ્રિયોના માર્ગની પેઠે ગતિના આશ્રયભૂત છો માટે ગોમાર્ગ કહેવાઓ છો, તમે ઈન્દ્રિયોથી અગ્રાહ્ય છો માટે અમાર્ગ છો, તમે સર્વથી પ્રશંસા કરવા યોગ્ય છો, તમે સ્થિર છો, તમે ત્રણ લોકને ધારણ કરવામાં સ્તંભરૂપ છો, માટે તમને "સ્થાણુ" કહે છે તથા તમે કોઈથી કંપાયમાન થાઓ તેવા નથી પણ તમે પોતેજ બીજાને કંપાવનારા છો[૮૫]. તમે મૃત્યરૂપે પ્રાપ્ત થાઓ ત્યારે દુઃખથી પણ તમને અટકાવી શકાય નહિ, તમે જ્યારે અમૃતરૂપે અનુગ્રહ કરો છો ત્યારે દુષ્ટ વિષનો પણ નાશ કરો છો, સંગ્રામમાં તમે દુઃખથી પણ સહન કરી શકાઓ એવા નથી, તમારૂં ઉલ્લંઘન કરવાને કોઇ સમર્થ નથી, તમારી ધર્ષણા કોઈથી કરાય એમ નથી. તમે કોઈથી કંપાવ્યા કંપો તેમ નથી, તમારા વિષે વ્યાપ્ત થવાને કે, તમને વીંટી લેવાને કોઇ સમર્થ નથી. તમે કોઈથી

જીતાઓ તેવા નથી તથા તમે જયસ્વરૂપી ધર્મરાજા છો, તમે શીઘ્ર ગતિ કરવાવાળા છો[૮૬]. તમે ચંદ્રસ્વરૂપ છો, તમે યજ્ઞસ્વરૂપ છો. તમે શીત, ઉષ્ણ, ભૂખ, વૃદ્ધાવસ્થા તથા આધિ આદિને ધારણ કરનારા છો. આધિઓ અને વ્યાધિઓને પણ તમેજ ધારણ કરી રહ્યા છો. તમે વ્યાધિના નાશ કરનારા છો અને સ્વતઃ વ્યાધિરૂપ પણ છો[૮૭]. તમે મ્હારા યજ્ઞરૂપી મૃગના નાશ કરનારા પારધિ છો. તમે વ્યાધિઓના ઉત્પત્તિસ્થાન છો. વ્યાધિ તમારા પ્રત્યે આવતા નથી. તમે શિખંડી એટલે શિખંડવાળા છો. કમળસમાન તમારાં નેત્ર છે. તમે કમળના વનમાં નિવાસ કરો છો[૮૮]. તમે દંડને ધારણ કરનારા છો. તમે ત્રણ વેદરૂપી ત્રણ નેત્રવાળા છો, તમારો દંડ ભયંકર છે અને તે બ્રહ્માંડનો નાશ કરનાર છે. તમે વિષરૂપ અગ્નિનું પાન કરનારા છો, તમે દેવતાઓમાં શ્રેષ્ઠ છો, તમે સોમપાન કરનારા અને દેવતાઓના પતિ છો[૮૯]. હે જગન્નાથ ! તમે અમૃતનું પાન કરનારા છો. હે દેવનાદેવ ! તમે ગણના ઇશ્વર છો. તમે વિષ તથા અગ્નિથી રક્ષણ કરનારા છો. તમે મૃત્યુથી રક્ષણ કરનારા છો. તમે દૂધનું પાન કરનારા છો. તમે સોમમાં અમૃત આપીને જગતનું રક્ષણ કરનારા છો. તમે સ્વર્ગાદિ સુખથી ભ્રષ્ટ થયેલાઓનું રક્ષણ કરનારા છો. તમે "તુષિતા" નામે દેવોના આદિ બ્રહ્માનું રક્ષણ કરનારા છો[૯૦]. તમે હિરણ્યરેતા ( અગ્નિ ) પુરૂષ છો. તમેજ સ્ત્રી, પુરૂષ અને નપુંસક છો. તમે બાળક, યુવાન અને વૃદ્ધ છો. જેની દાઢો જીર્ણ થઇને ખરી પડી છે એવા નાગેંદ્ર ( મોટા હાથી ) તમે છો. તમે ઇન્દ્ર છો. હે વિશ્વના કરનારા ! તમેજ વિશ્વના કર્તા છો[૯૧]. તમે વિશ્વના સંહાર કરનારા છો. તમે વિશ્વને ઉત્પન્ન કરનારા પ્રજાપતિઓને વરદાન આપનારા છો. તમે વિશ્વનું પાલન-પોષણ કરીને પોતાના વિષે ધારણ કરો છો. તમે વિશ્વરૂપ છો, તમે તેજસ્વી છો અને તમારૂં મુખ સર્વ તરફ છે. ચંદ્ર અને સૂર્ય તમારાં નેત્ર છે, પિતામહ તમારૂં હૃદય છે[૯૨]. મહોદધિ તમારી કૂખ છે, સરસ્વતી તમારી વાણી છે, વાયુ તમારૂં બળ છે, અગ્નિ તમારૂં વીર્ય છે, દિવસ અને રાત્રિ તમારૂં નિમેષ અને ઉન્મેષરૂપ કર્મ છે[૯૩]. હે શિવ ! બ્રહ્મા, વિષ્ણુ કે, પ્રાચીન ઋષિઓ પણ તમારૂં મહાત્મ્ય યથાર્થ જાણવાને શકિતમાન નથી[૯૪]. જે તમારી મૂર્તિઓ અત્યંત સૂક્ષ્મ હોવાથી મ્હારી દ્દષ્ટિએ પડતી નથી તેવડે, જેમ પિતા ઔરસ પુત્રનું રક્ષણ કરે, તેમ તમે મ્હારૂં નિરંતર રક્ષણ કરો[૯૫]. હે નિષ્પાપ ! હું તમારે રક્ષણ કરવા યોગ્ય છું માટે તમે મ્હારૂં રક્ષણ કરો. હે ભગવન્ ! તમને નમસ્કાર છે. તમે ભકતના ઉપર દયા કરનારા ભગવાન છો અને હું તમારો સદૈવ ભક્ત છું[૯૬]. જે અજ્ઞેય આત્મા હજારો જીવોને અજ્ઞાનવડે વીંટીને પોતે જ્ઞેય, જ્ઞાન અને જ્ઞાતૃ ભાવથી શૂન્ય થઇને કામરૂપી સમુદ્રની અંતે-કામ સમુદ્રનો નાશ થયા પછી આત્મારૂપે પ્રકાશે છે તે શિવ મ્હારૂં નિરંતર રક્ષણ કરો[૯૭]. નિદ્રારહિત, જેમણે શ્વાસને જીત્યો છે, સત્વના વિષે રહેલા અને જેમણે ઇન્દ્રિયોનો સંયમ કરેલો છે એવા સમાધિ કરનારા યોગીઓ જેને જ્યોતિઃસ્વરૂપે જૂએ છે તે યોગાત્મા મહાદેવને નમસ્કાર છે[૯૮]. જે નિરંતર જટા રાખે છે. દંડને ધારણ કરે છે. જેનું ઉદર લાંબુ છે, જેનો બાણનો ભાથો કમંડળ છે-અર્થાત્ કમંડળના જળવડે યક્ષ-રાક્ષસાદિનો નાશ કરે છે એવા બ્રહ્મારૂપ મહાદેવને નમસ્કાર છે[૯૯]. જેના કેશના વિષે મેઘ છે, જેના સર્વ અંગના સંધિઓના વિષે નદીઓ છે અને જેની કૂખના વિષે ચાર સમુદ્ર છે એવા જળાત્મક મહાદેવને નમસ્કાર છે[૧૦૦]. જ્યારે યુગનો અંત આવે છે ત્યારે જે સર્વ પ્રાણીનું ભક્ષણ કરીને-પોતાના વિષે લીન કરીને જળની મધ્યે શયન કરે છે તે જળશાયી મહાદેવને નમસ્કાર છે[૧૦૧]. જે રાહુના મુખમાં પ્રવેશ કરીને રાત્રિમાં સોમરસને પીએ છે તથા જે રાહુ થઈને સૂર્ય-ચંદ્રને ગળે છે તે મ્હારૂં રક્ષણ કરો. અર્થ એવો છે કે, ગળાની આરી આગળ તાળવાની મધ્યમાં

જે માંસ લટકે છે તેને "ઘંટિકા" કહે છે. તે ઘંટિકાનું બીજું નામ "લંબિકા" છે. ઇડા અને પિંગળા નાડીઓ કે, જેનું દૈવત ચંદ્ર અને સૂર્ય છે તેનો એ રોધ કરે છે માટે ઘંટિકાને રાહુનું મુખ કહે છે. એ ઘંટિકા આગળ જીહ્વાનું અગ્ર ધારણ કરવાથી વાયુ રોકાય છે. હઠયોગીઓ તેને "ખેચરીમુદ્રા" કહે છે. તે જગ્યોએ જે અમૃત છે તેનું પાન રાત્રિમાં કરે છે એમ કહેવાનો હેતુ એ છે કે, જ્ઞાતૃ, જ્ઞાન અને જ્ઞેય ભાવરહિત સમાધિ અવસ્થામાં તે અમૃતનું પાન કરાય છે, માટે એ ત્રિપુટીરહિત અવસ્થા રાત્રિ છે અને ત્યાં અમૃતબિંદુ ઝરે છે તે સોમ છે. તે સોમનું પાન કરનાર શિવ મ્હારૂં રક્ષણ કરો[102]. ચતુર્મુખ બ્રહ્માની સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલા અત્યંત બાળકરૂપ દેવો અને પિતૃઓ કે, જેઓ યજ્ઞમાં યથાયોગ્ય બળિદાનને ગ્રહણ કરે છે તથા જેઓ સ્વાહા અને સ્વધા શબ્દવડે હર્ષ પામે છે તેઓ હર્ષ પામો, તેઓને મ્હારા નમસ્કાર છે[103]. સર્વ પ્રાણીઓના દેહમાં જે અંગુષ્ઠ માત્ર પુરૂષો રહેલા છે તેઓ નિરંતર મ્હારૂં રક્ષણ કરો તથા મને નિરંતર તૃપ્ત કરો[104]. જેઓ દેહમાં રહીને રૂદન કરતા નથી પણ જેઓ દેહધારીઓને રૂદન કરાવે છે, જેઓ દેહમાં રહીને હર્ષ પામતા નથી પણ દેહધારીઓને હર્ષ પમાડે છે, તેઓને* નિરંતર નમસ્કાર છે[105]. જે રૂદ્ર દેવતાઓ નદીમાં, પર્વતમાં, ગુફાઓમાં, વૃક્ષોનાં મૂળમાં, ગાયોના ગોઠાઓમાં, વનમાં, દુર્ગમ જગ્યામાં, ચાર માર્ગના ચકલામાં, રાજમાર્ગમાં, ચોતરા ઉપર, નદીઓ આદિના તટમાં, હસ્તિશાળામાં, ઘોડાશાળામાં, રથશાળામાં, જીર્ણ થયેલા બાગવાળા બંગલાઓમાં, પાંચ ભૂતોમાં, દિશાઓમાં, વિદિશાઓમાં, ચંદ્ર અને સૂર્યના મધ્યમાં, ચંદ્ર અને સૂર્યના કિરણમાં, રસાતળમાં તથા તેની પણ પાર રહેલા છે, તે રૂદ્ર દેવતાઓને નિત્ય નિત્ય વારંવાર નમસ્કાર છે. જેઓની સંખ્યા નથી, જેઓનું પ્રમાણ નથી અને જેઓનું રૂપ નથી એવા અસંખ્યેય ગુણવાળા રૂદ્રોને નિત્ય નિત્ય નમસ્કાર છે[106-110]. તમે સર્વ પ્રાણીને ઉત્પન્ન કરનારા છો અને તમે સર્વ પ્રાણીના પતિહર છો, તેમજ તમે સર્વ પ્રાણીના અંતરાત્મા છો, તેથી તમને અમે નિમંત્રણ કર્યું નથી[111]. અનેક પ્રકારની દક્ષિણાઓવાળા યજ્ઞોવડે તમારૂં યજન થાય છે તથા તમે સર્વના કર્ત્તા છો માટે તમને નિમંત્રણ કર્યું નથી[112]. અથવા હે દેવ! હું તમારી સૂક્ષ્મ માયાવડે મોહ પામેલો હતો તે કારણથી તમને નિમંત્રણ કર્યું નથી[113]. હે ભવ! તમે સૃષ્ટિના વિષે મને અધિકાર આપ્યો તેથી હું રાજસ્‌ભાવને પામી ગયો છું અને તમે તો કેવળ સત્વગુણવડે ગ્રહણ થાઓ એવા છો માટે હું તમને જાણી શક્યો નથી. હે દેવ! તમારૂં કલ્યાણ થાઓ, મ્હારા ઉપર કૃપા કરો. હે દેવ! મ્હારૂં હૃદય તમારા વિષે છે, મ્હારી બુદ્ધિ તમારા વિષે છે અને મ્હારૂં મન પણ તમારા વિષે છે[114]. દક્ષ પ્રજાપતિ એ પ્રમાણે મહાદેવની સ્તુતિ કરીને વિરામ પામ્યો તથા ભગવાન મહાદેવ પણ અત્યંત પ્રસન્ન થઈને પુનઃ આ પ્રમાણે કહેવા લાગ્યા કેઃ—હે દક્ષ! હે સુવ્રત! આ સ્તોત્રવડે હું સંતોષ પામ્યો છું, હું તને ઘણું શું કહું? પણ આ સ્તોત્રથી તું નિરંતર મ્હારી પાસે રહીશ—મ્હારા લોકને પામીશ[115,116]. હે પ્રજાપતે! એક હજાર અશ્વમેધ યજ્ઞનું અને એક સો વાજપેય યજ્ઞનું ફળ તને મ્હારી કૃપાથી પ્રાપ્ત થશે[117]. એવી રીતે કહીને પછી લોકના અધિપતિ મહાદેવે વાક્યને બોલી જાણનારા પુરૂષોએ માન્ય કરેલું તથા દક્ષને આશ્વાસન આપનારૂં આવું વચન કહ્યું કેઃ—હે દક્ષ! હે દક્ષ! આ વિઘ્ન જોઈને ત્હારે મનમાં ક્રોધ કરવો નહિ કેમ કે, હું ત્હારા યજ્ઞને ભંગ કરનારો છું એ તેં પૂર્વકલ્પે પણ જોયુંજ છે—અર્થાત્ સર્વ કલ્પ સમાન હોવાથી જે પૂર્વ કલ્પમાં બન્યું હતું તે આ કલ્પે પણ અવશ્ય બન્યા કરે છે માટે જે અવશ્યભાવિ છે

* પ્રાણરૂપી રૂદ્રને.

તેનો શોક શો કરવો[૧૧૮-૧૧૯]. હે સુવ્રત ! હું તને પુનઃ પણ વરદાન આપું છું તે તું પ્રસન્ન મુખવાળો થઈને ગ્રહણ કર. તે વરદાનને તું એકચિત્તે સાંભળ[૧૨૦]. મેં છ અંગવાળા વેદમાંથી ઉદ્ધાર કરીને તથા સાંખ્ય અને યોગમાંથી યુક્તિપૂર્વક ઉદ્ધાર કરીને અત્યંત મોટું તપ કર્યું છે. તે તપ દેવ દાનવોથી થવું કઠિન છે, પૂર્વે કોઇએ તેવું તપ કર્યું નથી. તે સાધન કાળે અને ફળ કાળે સર્વદા કલ્યાણકારી છે. તેને સર્વ વર્ણ અને સર્વ આશ્રમવાળા પુરૂષો આચરી શકે છે—સર્વને એ વ્રત આચરવાનો અધિકાર છે. તે મોક્ષનું હેતુભૂત છે, તે ઘણાં વર્ષ આચરવાથી સિદ્ધ થાય તેવું છે, તે પાંચ યમ અને પાંચ નિયમથી સંયુક્ત છે, તે ઘણું ગુપ્ત છે—તેને ઘણા જણ તત્વથી જાણતા નથી અને એટલાજ માટે અપ્રાજ્ઞ—કર્મઠ પુરૂષોએ તેને નિંદેલું છે પરંતુ બુદ્ધિમાન—જ્ઞાની પુરૂષે નિંદેલું નથી, તે વર્ણાશ્રમના ધર્મથી કોઇ જગ્યોએ વિપરીત અને કોઇ જગ્યોએ સમાન છે—અર્થાત્ તે વિપરીત છતાં પણ વસ્તુતઃ સમાન છે. જ્ઞાન અને સિદ્ધાંતવડે તેનો નિશ્ચય થયેલો છે, એવું આ વ્રત આશ્રમ ધર્મને ઉલ્લંઘીને આચરેલું છે[૧૨૧-૧૨૩]. હે દક્ષ ! તેને “ પાશુપત વ્રત ” કહે છે અને પૂર્વે એ વ્રતને મેં ઉત્પન્ન કરેલું છે. એ વ્રતને રૂડી રીતે આચરવાથી ઘણું ફળ થાય છે[૧૨૪]. હે મહાભાગ ! તને તે વ્રતનું ફળ પ્રાપ્ત થાઓ અને તેથી ત્હારા મનનો પરિતાપ નાશ પામો. એ પ્રમાણે વરદાન આપીને અમાપ પરાક્રમવાળા મહાદેવ પોતાની પત્નીસહિત અને પોતાના અનુચરસહિત દક્ષ પ્રજાપતિની આગળથી અદર્શન થઇ ગયા[૧૨૫]. જે પુરૂષ દક્ષે કહેલાં આ સ્તોત્રનું શ્રવણ કરે છે કે, કીર્તન કરે છે તે કોઇ પ્રકારના અશુભ ફળને પામતો નથી તથા દીર્ઘ આયુષ્યવાળો થાય છે[૧૨૬]. જે પ્રમાણે સર્વ દેવોમાં ભગવાન મહાદેવ ઉત્તમ છે તેમ સઘળાં સ્તોત્રમાં વેદતુલ્ય આ સ્તોત્ર ઉત્તમ છે[૧૨૭]. જે મનુષ્યોને યશ, રાજ્ય, સુખ, ઐશ્વર્ય, કામ, અર્થ અને ધનની ઇચ્છા હોય તેઓએ આ સ્તોત્રવડે ભક્તિપુરઃસર મહાદેવનું સ્તવન કરવું[૧૨૮]. તથા જેઓને વિદ્યાની ઇચ્છા હોય તેઓએ તો યત્નવડે પણ શ્રવણ કરવું. આ સ્તોત્રનું શ્રવણ કરવાથી પુરૂષ વ્યાધિત હોય, દુઃખિત હોય, દીન હોય, લૂંટારાઓએ ઘેરેલો હોય, ભયથી પીડાયલો હોય કે, રાજકાર્યમાં ગુન્હેગાર થયો હોય તથાપિ તેમાંથી મુક્ત થાય છે. તેમ બીજા પણ મોટા ભયથી મુક્ત થાય છે[૧૨૯]. વળી આજ દેહવડે શિવના ગણની સમાનતાને પામે છે અને તેજ તથા યશવડે યુક્ત થઈને નિર્મળ થાય છે[૧૩૦]. જે ઘરમાં આ સ્તવનનો પાઠ થાય છે તે ઘરમાં રાક્ષસ, પિશાચ, ભૂત કે, વિનાયક, એમાંનું કોઈ વિઘ્ન કરતું નથી[૧૩૧]. જે સ્ત્રી શિવના વિષે ભક્તિ રાખીને તથા બ્રહ્મચર્ય ધારણ કરીને આ સ્તવનનું શ્રવણ કરે છે તે સ્ત્રી પિતાના પક્ષ ( પિયર ) માં અને માતાના પક્ષ ( મોસાળ ) માં દેવની પેઠે પૂજાય છે[૧૩૨]. જે પુરૂષ એકાગ્ર થઇને આ સંપૂર્ણ સ્તોત્રનું શ્રવણ કરે છે અથવા કીર્તન કરે છે તેનાં સર્વ કાર્ય સિદ્ધ થાય છે[૧૩૩]. આ સ્તોત્રનું કીર્તન કરવાથી મનમાં જે ધાર્યું હોય તથા વાણીવડે જે ઉચ્ચાર્યું હોય તે સર્વ પ્રાપ્ત થાય છે[૧૩૪]. જે પુરૂષ મહાદેવને, સ્વામી કાર્તિકેયને, પાર્વતી દેવીને અને નંદીશ્વરને ઉત્તમ પ્રકારે બલિ આપીને, ઇન્દ્રિયોનું દમન કરીને તથા નિયમ પાળીને આ શિવસહસ્રસ્તવનનાં નામ ક્રમે કરીને ગ્રહણ કરે છે તે મનુષ્ય ઇચ્છેલા અર્થને, ભોગને અને કામને તત્કાળ પ્રાપ્ત કરે છે[૧૩૫,૧૩૬]. અને મરણ પછી સ્વર્ગને પામે છે અને તેનો જન્મ તિર્યક્યોનિમાં થતો નથી. એ પ્રમાણે પરાશરના સમર્થ પુત્ર ભગવાન વ્યાસે કહ્યું છે[૧૩૭].

॥ मृतश्च [illegible]प्नोति तिर्यक्षु च न जायते । इत्याह भगवान् व्यासः पराशरसुतः प्रभुः ॥१३७ ॥

इति श्रीमहा०शां०मो०उ०गु०भा० शिवसहस्रनामस्तवो नाम द्वादशाधिक [illegible]ऽध्यायः॥११२॥

## અધ્યાય ૧૧૩ મો–અધ્યાત્મ કથન.

**युधिष्ठिर उवाच** ॥ अध्यात्मं नाम यदिदं पुरुषस्येह विद्यते ॥
॥ यदध्यात्मं यतश्चैव तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર* કહે છે કેઃ–હે પિતામહ ! પુરૂષના આત્મા સંબંધી જે અધ્યાત્મશાસ્ત્ર કહેવાય છે તે અધ્યાત્મ શું છે તથા તે કયાંથી ઉત્પન્ન થયું છે ? તે મને કહો[1]. ભીષ્મ કહે છે કેઃ–હે તાત ! જેના વિષે સર્વ જ્ઞાનનો સમાવેશ થાય છે તથા જે સર્વથી શ્રેષ્ઠ છે એવા અધ્યાત્મશાસ્ત્ર વિષે તું ત્હારી બુદ્ધિવડે મને પૂછે છે તો હું સ્પષ્ટ કથન કરીશ. હે તાત ! તેનું વ્યાખ્યાન સાંભળ[2]. પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને પાંચમો અગ્નિ એ મહાભૂત કહેવાય છે તથા તે સર્વ પ્રાણીમાત્રનાં ઉત્પત્તિસ્થાન અને નાશસ્થાન છે[3]. હે ભરતશ્રેષ્ઠ ! સર્વ ભૂતોનો ગુણસમુદાય એટલે કાર્યસમૂહ, સ્થૂલ અને સૂક્ષ્મ શરીર તથા બુદ્ધિ આદિ ભૌતિક સર્વ ભાવ પરમ કારણરૂપ આત્માના વિષે નિરંતર લીન થાય છે તથા તેમાંથી પુનઃ પેદા થાય છે[4]. તે આત્મામાંથી પ્રાણીઓ પેદા થાય છે અને તેના વિષે પુનઃ પુનઃ લય પામે છે. જેમ સમુદ્રમાંથી લહેરો ઉત્પન્ન થઇને પુનઃ તેમાંજ લીન થાય છે, તેમ ભૂતોથી મહાભૂત ઉત્પન્ન થઇને પુનઃ તેમાં લીન થાય છે[5]. જેમ કાચબો પોતાના અંગને પ્રસારીને પુનઃ પોતાના વિષે ખેંચી લે છે, તેમ નાનાં ભૂત મોટાં ભૂતના વિષેથી ઉત્પન્ન થઈને પુનઃ તેમાંજ સમાઈ જાય છે[6]. આકાશથી શબ્દ ઉપજે છે, કઠિનતા પૃથ્વીનો ગુણ છે, વાયુથી પ્રાણ ઉપજે છે, જળથી રસ ઉપજે છે, તેજથી રૂપ ઉપજે છે[7]. એ પ્રમાણે સર્વ સ્થાવર અને જંગમ ભૂતમય છે તથા પ્રલયકાળમાં પુનઃ ભૂતના વિષે લીન થાય છે. એમ છે માટે ભૂતના કર્ત્તા બ્રહ્માને ઉદ્દેશીને સૃષ્ટિ થાય છે એ કહેવા માત્ર છે. પણ વસ્તુતઃ જેમ દોરડીમાંથી સર્પ ઉપજે છે, તેમ સૃષ્ટિ ઉપજે છે[8]. ભૂતને ઉત્પન્ન કરનાર અહંકાર સર્વ દેહોના વિષે આકાશાદિ પાંચ મહાભૂતની અને તેના વિષયોની કલ્પના કરે છે તથા જે ભૂતમાં જે કાર્ય જૂએ છે તે હું કહું છું તે સાંભળ[9]. શબ્દ, બે શ્રોત્ર તથા છિદ્ર, એ સર્વ આકાશથી ઉપજેલાં છે એટલે તે આકાશના ગુણ છે. રસ, સ્નેહ અને જીહ્વા એ જળના ગુણ છે[10]. રૂપ, ચક્ષુ અને જ્યોતિ, એ ત્રણ પ્રકારનું તેજ છે–તેજના ત્રણ ગુણ છે. ઘ્રેય (સુંઘવાનો પદાર્થ), ઘ્રાણ (સુંઘવાની ઇન્દ્રિય) અને શરીર, એ ત્રણ પૃથ્વીના ગુણ છે[11]. પ્રાણ (શ્વાસોચ્છ્વાસ), સ્પર્શ અને ચેષ્ટા, એ ત્રણ વાયુના ગુણ છે. હે રાજન્ ! એ પ્રમાણે મેં પાંચ ભૂતથી ઉપજેલા સર્વ ગુણોનું વ્યાખ્યાન કર્યું[12]. એ પંદરના વિષે સત્વ, રજ, તમ, કાળ, કર્મ, બુદ્ધિ અને છઠ્ઠું મન, એ છ વાનાં ઇશ્વરે કલ્પ્યાં છે[13]. એ પ્રમાણે તું ચરણના તળિયાથી ઉપર અને મસ્તકથી નીચે જે શરીરને જુએ છે તે સર્વમાં એકવીશ તત્વાત્મક બુદ્ધિ રહેલી છે. અર્થાત્ બુદ્ધિજ તે તે રૂપે થયેલી છે[14]. મનુષ્યના વિષે પાંચ ઇન્દ્રિયો છે, છઠ્ઠું મન છે, સાતમી બુદ્ધિ છે અને આઠમો ક્ષેત્રજ્ઞ છે[15]. એ સર્વમાં ઇન્દ્રિયો અને કર્તા તે તેના કાર્ય ભાગે કરીને જૂદા જૂદા જાણવા. તથા સત્વ, રજ અને તમ એ ભાવ પણ ઇન્દ્રિયોને આશ્રયે રહેલા છે તેને પણ જૂદા જાણવા[16]. જેમ કે, નેત્ર જુએ છે, મન સંશય કરે છે, બુદ્ધિ નિશ્ચય કરે છે અને ક્ષેત્રજ્ઞ સાક્ષી છે[17]. હે ભારત ! તમ, સત્વ, રજ, કાળ અને કર્મ, ગુણોને વારંવાર વિષયો પ્રતિ લઈ જાય છે. એ બુદ્ધિજ મનસહિત ઇન્દ્રિયોરૂપે થયેલી છે તથા તમ આદિ પાંચ ગુણો પણ બુદ્ધિનુંજ કાર્ય છે. બુદ્ધિ ન હોય

* એ પ્રમાણે સ્તવન પાઠાદિથી ચિત્તની શુદ્ધિ થયા પછી પુરૂષે શું જાણવું ? તે વિષે યુધિષ્ઠિર પ્રશ્ન કરે છે.

તો ગુણો ક્યાંથી હોય?[18]. જેનાથી જોવાય છે તેને "નેત્ર" કહેવું, જેનાથી સંભળાય છે તેને "શ્રોત્ર" કહેવું. જેનાથી સુંઘાય છે તેને "ઘ્રાણ" કહેવું. જેનાથી રસ લેવાય છે તેને "રસના" કહેવી[19]. જેનાથી સ્પર્શ કરવામાં આવે છે તેને "સ્પર્શ ઇન્દ્રિય ત્વચા" કહેવી. એ સર્વ બુદ્ધિના વિકાર છે. જ્યારે બુદ્ધિ કોઇ પદાર્થની ઇચ્છા કરે છે ત્યારે તેને "મન" કહે છે[20]. પાંચ ઇન્દ્રિયો એ બુદ્ધિનાં પાંચ જૂદાં જૂદાં અધિષ્ઠાન છે અને તેને "ઇન્દ્રિયો" એવી સંજ્ઞા આપી છે. તે ઇન્દ્રિયો જ્યારે દૂષિત થાય છે ત્યારે બુદ્ધિ પણ દૂષિત થાય છે[21]. પુરૂષમાં રહેલી બુદ્ધિ સત્વ, રજ અને તમ એ ત્રણ ભાવોમાં વર્તે છે, તેથી પુરૂષ કોઈ વખત આનંદ મેળવે છે અને કોઈ વખત શોચે છે[22]. તથા કોઇ વખત સુખ કે, દુઃખરહિત થઈને રહે છે. જેમ નદીઓનો સ્વામી તરંગવાળો સાગર કોઈ વખત કાંઠા ઉપર ફરી વળે છે અને કાંઠાની માંહે રહે છે, તેમ ભાવાત્મિક બુદ્ધિ ત્રણે ગુણોમાં ફરી વળે છે–એ પ્રમાણે સત્વાદિ ભાવયુક્ત બુદ્ધિ સુખાદિ ભાવયુક્ત મનના વિષે વર્તે છે[23,24]. જેમ, જ્યારે રજોગુણમય ભાવ પ્રવૃત્ત થાય છે ત્યારે શોકાદિ ભાવ તેને અનુસરે છે. પુરૂષના વિષે કોઇક વખત હર્ષ, પ્રીતિ, આનંદ, સુખ, શાંતચિત્તતા વગેરે સાત્વિક ગુણો ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે પરિતાપ, શોક, સંતાપ, અક્ષમા, એ આદિ ચિહ્ન રજોગુણનાં છે તે હેતુઓવડે કે, હેતુઓ વિના પણ જોવામાં આવે છે. અવિદ્યા, રાગ (પ્રીતિ), મોહ, પ્રમાદ, જડતા, ભય, અસમૃદ્ધિ, દીનતા, નિદ્રા, તંદ્રા, એ આદિ અનેક પ્રકારના ગુણો પણ હેતુસહિત કે, હેતુ વિના ઉપજે છે, તેને તમોગુણના ભાવ જાણવા[25-28]. તે ભાવોમાંથી શરીર કે, મનને જો કાંઈ પ્રીતિયુક્ત દેખાય તો એમ ધારવું કે, તે સમયે મનમાં સાત્વિક ભાવ પ્રવૃત્ત થયો છે; એમ સમજીને તેની ઉપેક્ષા કરવી, પણ તેમાં આસક્ત થવું નહિ[29]. હવે જે કાંઈ દુઃખયુક્ત અથવા પોતાને અપ્રીતિકર દેખાય તો એમ જાણવું કે, રજોગુણ પ્રવૃત્ત થયો છે, માટે તેનાથી ક્ષોભ પામવું નહિ[30]. જો શરીર કે, મનમાં ન જાણવામાં આવે એવું કે, જેનો તર્ક થાય નહિ એવું મોહયુક્ત જોવામાં આવે તો જાણવું કે, તમોગુણ પ્રવૃત્ત થયો છે[31]. એ પ્રમાણે બુદ્ધિની જેટલી ગતિઓ છે તે સઘળી મેં તને સ્પષ્ટ કહી બતાવી છે. એ સર્વને જાણીને જ્ઞાની થવું કેમ કે, એ વિના જ્ઞાનીનું બીજું લક્ષણ શું છે?[32]. સત્વ (બુદ્ધિ–સત્વ) અને ક્ષેત્રજ્ઞ એ બન્ને સૂક્ષ્મ છે, એ બન્નેનાં જે અંતર છે તેને તું જાણ કે, તેમાંનું એક ગુણોને સરજે છે અને બીજો ગુણોને સરજતો નથી[33]. જેમ માછલું જળથી જૂદું છે તથાપિ તેમાં મળીનેજ રહે છે, તેમ બુદ્ધિસત્વ અને ક્ષેત્રજ્ઞ સ્વભાવથી તો જૂદાંજ છે તથાપિ તે બન્ને સર્વદા જોડાયલાં રહે છે[34]. ગુણો આત્માને જાણતા નથી પણ આત્મા ગુણોને સર્વ પ્રકારે જાણે છે, માટે જે મૂઢ પુરૂષ હોય છે તેજ આત્મા અને ગુણોને એક જાણે છે. વસ્તુતઃ જોઇએ તો આત્માને જળ અને માછલાંની પેઠે, ગુણોનો યોગ થયેલો છે અને તે માત્ર ગુણોનો દ્રષ્ટા છે[35]. કોઇ કહેશે કે, ગુણો શાનો આશ્રય કરીને પ્રવર્તે છે? તો,–બુદ્ધિસત્વરૂપ ગુણોને કોઇનો આશ્રય–ઉપાદાન કારણ નથી કેમ કે, અજ્ઞાનસ્વરૂપને ઉપાદાનરૂપે કલ્પી શકાય પણ તે તો તુચ્છ છે. આ ગુણની સૃષ્ટિનું અધિષ્ઠાન ચેતનસત્તા છે. એ ચેતનના વિષે ગુણોને અધ્યસ્ત કરેલા છે. "ગુણોનું સ્વરૂપ અનિર્વચનીય હોવાથી ગુણોને કોઇ પુરૂષ કોઈ વખત જાણે છે" એમ કહેવાય નહિ. કેમ કે, જેમ દોરડીમાં જોયેલા સર્પનું ઉપાદાન કારણ અજ્ઞાન છે, તેનું કાર્યદ્વારા અનુમાન થાય છે પણ તે આકાશના પુષ્પ જેવું હોવાથી પ્રત્યક્ષ થતું નથી, તેમ ગુણોનો પણ સત્વના વિષે અધ્યાસ હોવાથી, તેનું ઉપાદાન કારણ માત્ર અનુમાનથી જાણવામાં આવે છે. એ રીતે હોવાથી જેનું ઉપાદાન આકાશના પુષ્પની પેઠે મિથ્યા હોવાથી

તેનું કાર્ય પણ મિથ્યાજ હોય માટે તેને કોઈ જાણી શકે નહિ[૩૬]. સત્વ, ગુણોને સરજે છે અને ક્ષેત્રજ્ઞ તેને જૂએ છે, એ સત્વ અને ક્ષેત્રજ્ઞનો યોગ અનાદિ છે[૩૭]. ઇન્દ્રિયો અચેતન અને જડ છે પણ તે બુદ્ધિને દીપકની પેઠે, વિષયનો પ્રકાશ કરે છે, માટે ઇન્દ્રિયો દીપકની પેઠે સહકારિણીઓ છે. બુદ્ધિ કારણ છે અને ચિદાત્મા પ્રમાતાની પેઠે ત્રીજો છે. એ ઉપરથી ચેતન બુદ્ધિથી જૂદું છે એમ સિદ્ધ થાય છે[૩૮]. એ રીતે જેમ બુદ્ધિવાળા પુરૂષને દીપક અને નેત્રના સાધનથી દોરડીમાં સર્પનો ભાસ થાય છે, તેમ ઇન્દ્રિયો અને બુદ્ધિના સાધનથી ચેતન ઘડાને જાણે છે. તે સર્વ એવા સ્વભાવવાળું છે એમ જાણીને પુરૂષે જગતમાં રહેવું પણ શોક કે, હર્ષ કરવો નહિ તથા મત્સર પણ રાખવો નહિ[૩૯]. જો બુદ્ધિ આ ગુણોને સરજે છે તો તે સ્વભાવથીજ સિદ્ધ છે. જેમ કરોળિયો તાંતણો કાઢે છે, તેમ ગુણો વિષે સમજવું[૪૦]. જેમ ઘડો ભાગે છે તથાપિ કાચલાંરૂપે જણાય છે, તેમ ગુણો વિષે પણ સમજવું. તેઓનો પ્રધ્વંસ થાય છે તથાપિ નિવૃત્તિ થતી નથી, તેમ તેઓની પ્રવૃત્તિ થાય છે પણ સૂક્ષ્મ અવયવદ્વારા જોવામાં આવતી નથી. એવો કેટલાકનો નિશ્ચય છે. કેટલાક એમ કહે છે કે, ગુણોનો ધ્વંસ થયો એટલે તેની નિવૃત્તિ થાય છે[૪૧]. એ રીતે આત્મા અને મનના તાદાત્મ્યપણારૂપ હૃદયનો દૃઢ ગ્રંથિ જે બુદ્ધિ અને ચિંતામય છે તેને છોડીને તથા શોકરહિત થઇને અને સંશયમુક્ત થઇને સુખથી બેસવું[૪૨]. જેમ અજ્ઞાની પુરૂષો પૃથ્વી ઉપર મોહરૂપી જળથી ભરેલી સંસારરૂપી નદીના તળિયે પડે છે અને દુઃખ પામે છે, તેમજ આ પુરૂષ પણ બુદ્ધિ યોગની પાછળ પડીને દુઃખ પામે છે[૪૩]. જે પુરૂષો વિદ્વાન, ધીર અને અધ્યાત્મને જાણનારા હોય છે તેઓ જળની પાર તરી જાય છે તેથી તેઓ દુઃખ પામતા નથી કેમ કે, જ્ઞાનજ સર્વોત્તમ નાવ છે[૪૪]. અજ્ઞાનીઓને જે મોટો ભય હોય છે તે જ્ઞાનીઓને નથી તથા મુક્તિના વિષે કોઇને વધતું-ઓછું સુખ મળતું નથી કેમ કે, એકવાર જેને બ્રહ્મનો અનુભવ પ્રત્યક્ષ થયો તેને સર્વ કાળ તે બ્રહ્માનંદ જેવુંજ સુખ આપે છે તથા તે જ્ઞાન જેને જેને થાય છે તે સર્વને તેવુંજ સુખ પ્રાપ્ત થાય છે[૪૫]. જ્ઞાની પુરૂષ બહુ દોષવાળું જે કર્મ વર્તમાનકાળમાં કરે છે તથા તેણે જે પૂર્વ કાળમાં દોષવાળું કર્મ કરેલું હોય છે તે સર્વને તે પોતાના એક જ્ઞાનવડેજ નાશ કરે છે. વળી તે પુરૂષ પોતાની અજ્ઞાન દશામાં બીજાએ કરેલા અનિષ્ટને જે દોષ આપે છે તથા રાગાદિ દોષથી પોતે જે અનિષ્ટ કરે છે તે બન્ને અનિષ્ટને દોષ આપવારૂપ કર્મ કરતો નથી. કેમ કે, તે કોઇ સ્થળમાં દ્વૈતભાવ જોતો નથી તેથી દોષરહિત થઇને બીજાના દોષને પણ જોતો નથી[૪૬].

॥ यत्करोति बहुदोषमेकतस्तच्च दूषयति यत्पुरा कृतम् ॥
॥ नाप्रियं तदुभयं करोत्यसौ यच्च दूषयति यत्करोति च ॥ ४६ ॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० पांचभौतिके त्रयोदशाधिकशततमोऽध्यायः ॥११३॥**

## અધ્યાય ૧૧૪ મો—નારદ અને સમંગનો સંવાદ.

**युधिष्ठिर उवाच ॥ सुदुःखाच्च सुमृत्योश्च त्रसन्ते प्राणिनः सदा ॥**
**॥ उभयं नो यथा न स्यात्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ ! પ્રાણીઓ સુખ-દુઃખ અને મૃત્યુ એ બેથી સદા ત્રાસ પામે છે, એ બન્ને જે પ્રકારે અમને પ્રાપ્ત ન થાય તે કહો[૧]. ભીષ્મ કહે છે કેઃ-હે ભારત ! આ વિષે પણ નારદ અને સમંગના સંવાદરૂપ પુરાતન ઈતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે

છે[૨]. નારદ કહે છે કેઃ–હે સમંગ ઋષિ! અન્ય સર્વ લોકો મસ્તકવડે પ્રણામ કરે છે પણ તમે છાતીવડે પ્રણામ કરો છો–અર્થાત્ અત્યંત નમ્ર છો, તમે પોતાના બાહુવડેજ નદીને તરો છો–અર્થાત્ અત્યંત નિરપેક્ષ છો તથા તમે નિરંતર શોકરહિત અને મનમાં હર્ષવાળા દેખાઓ છો[૩]. તમારા મનમાં સૂક્ષ્મ પણ ઉદ્વેગ હોય તેમ દેખાતું નથી, તમે નિરંતર તૃપ્ત હો તેમ સ્વસ્થ દેખાઓ છો અને બાળકની પેઠે ચેષ્ટા કરો છો[૪]. સમંગ કહે છે કેઃ–હે માન આપનારા! હું ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ સર્વનાં તત્વને જાણું છું તેથી ઉદાસ નથી[૫]. આ જગતમાં "આરંભ માત્ર પુનઃ ફળ આપનાર છે" એમ હું જાણું છું તથા તે ફળ જગતમાં વિચિત્ર મળે છે તે પણ જાણું છું તેથી હું મનમાં ખેદ પામતો નથી–અર્થાત્ હું આરંભજ કરતો નથી તેથી મને "તેનું ફળ ભોગવવું પડશે" એવો ખેદ થતો નથી[૬]. હે નારદ! મૂર્ખ, ધન, સ્ત્રીઆદિથી રહિત, પ્રતિષ્ઠાવાળા, ધનાદિથી યુક્ત, આંધળા અને જડ, એ સર્વ જીવે છે અને અમે પણ જીવીએ છીએ તે તું જો[૭]. જેઓના શરીરમાં રોગ નથી એવા પુરૂષો, દેવો, બળવાન અને નિર્બળ એ સર્વ પોતાના પૂર્વ કર્મવડે જીવે છે, કાંઇ આરંભ કરવાવડે જીવતા નથી, માટે આરંભરહિત એવા અમને તું પૂજજે[૮]. જેના ધનની ગણત્રી હજારોથી થાય તેઓ પણ જીવે છે; જેના ધનની ગણત્રી સેંકડોથી થાય તેઓ પણ જીવે છે; (કેટલાક) માત્ર શાકવડે જીવે છે અને અમારી પાસે કશુંએ નથી તોપણ અમે જીવીએ છીએ તે તું જો[૯]. શોકનું મૂળ અજ્ઞાન છે, તે અમારામાં નથી તેથી જો!! અમે શોક કરતા નથી, તો હે નારદ! અમારે ધર્મનો શો ઉપયોગ છે? કે, યજ્ઞાદિ કર્મનો પણ શો ઉપયોગ છે? જો સુખ કે, દુઃખ દૈવનેજ આધીન છે તો તે અમને ભય ઉત્પન્ન કરી શકતાં નથી[૧૦]. બુદ્ધિમાન પુરૂષો એમ કહે છે કે, ઇન્દ્રિયો મોહાદિથીરહિત થાય છે તેનું મૂળ બુદ્ધિ છે તથા ઇન્દ્રિયોજ મોહ પામે છે અને શોક પામે છે. જેની ઇન્દ્રિયો મૂઢ થઇ ગયેલી છે તેને બુદ્ધિ પ્રાપ્ત થતીજ નથી. તાત્પર્ય કે, જે મોહાદિ દશ્ય પદાર્થ છે તે બુદ્ધિ આદિ અનેક ભેદવાળા અહંકારરૂપી દશ્યનોજ ધર્મ છે, પણ અદશ્ય એવા દ્રષ્ટાનો ધર્મ નથી[૧૧]. મૂઢ પુરૂષનો ગર્વ તે પણ પાછો મોહજ સમજવો. જે પુરૂષ મૂઢ હોય છે તેને આ લોક સુખાવહ નથી ને પરલોક પણ સુખાવહ નથી. દુઃખ પણ નિરંતર થતાં નથી કે, સુખનો લાભ પણ નિરંતર પ્રાપ્ત થતો નથી. માટે સુખાદિને આગમાપાયી (પ્રાપ્ત થાય અને નાશ થાય એવાં) જાણીને "હું સુખી છું" એવો ગર્વ ન કરવો કે, "હું દુઃખી છું" એમ દીનતા પણ ન રાખવી[૧૨]. ચક્રના ફેરાની પેઠે આ સંસારચક્રને ફરતું જોઈને મ્હારા સરખો આત્મજ્ઞ પુરૂષ કદાપિ પરિતાપ પામે નહિ, પ્રિય ભોગ અથવા સુખની કદાપિ અભિલાષા કરવી નહિ કે, પ્રાપ્ત થયેલા દુઃખનું પણ ચિંતવન કરવું નહિ[૧૩]. જે પુરૂષ યોગારૂઢ થયો હોય તે પુરૂષે બીજા પુરૂષનું સુખ જોઈને તે (સુખ) ની સ્પૃહા કરવી નહિ તથા જે લાભ પ્રાપ્ત થતો નથી તે (લાભ) ની ઇચ્છા પણ કરવી નહિ. કદાચિત્ પુષ્કળ દ્રવ્યનો લાભ થાય તથાપિ હર્ષ પામવો નહિ. તેમજ અર્થનો નાશ થવાથી ખેદ પણ પામવો નહિ[૧૪]. જ્યારે દુઃખ પ્રાપ્ત થાય છે ત્યારે તેથી મુક્ત કરવાને બાંધવો, દ્રવ્ય, કુળવાનપણું, વિદ્વત્તા, મંત્ર અને વીર્ય, એમાંનું કાંઈ પણ સમર્થ નથી, માત્ર શમદમાદિરૂપ ઉત્તમ શીલવડેજ શાંતિ પમાય છે[૧૫]. યોગ વિના બુદ્ધિ પ્રાપ્ત થતી નથી અને યોગ વિના સુખ પ્રાપ્ત થતું નથી. હે રાજન્! મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાનું સ્તંભન કરવાના સામર્થ્યને "યોગ" કહે છે. એ યોગ અને તેથી થયેલો દુઃખનો ત્યાગ એ બેનેજ સુખ જાણવું[૧૬]. પ્રિય વસ્તુની પ્રાપ્તિથી હર્ષ ઉપજે છે અને હર્ષથી ગર્વ ઉત્પન્ન થાય છે અને એ ગર્વ નરકમાં નાખે છે, માટે હું તે પ્રિય વસ્તુનોજ

ત્યાગ કરૂં છું[૧૭]. માટેજ હું શોક, ભય અને ગર્વ કે, જે સુખ-દુઃખમાં મનુષ્યને મોહ પમાડે છે તેને જ્યાં સુધી આ દેહ ચેષ્ટા કરે છે-હાલે છે ચાલે છે, ત્યાં સુધી સાક્ષીની પેઠે જોયા કરૂં છું, અર્થાત્ જે જ્ઞાન થયા પછી પણ દેહ પડતાં સુધી સાક્ષીની પેઠે જોયા કરતો નથી પણ વિષયમાં સંગ કરે છે તેનું જ્ઞાન ઉત્પન્ન થયેલું છતાં પણ નાશ પામે છે[૧૮]. માટે હું અર્થ અને કામનો ત્યાગ કરીને, શોક-સંતાપરહિત થઇને તથા તૃષ્ણા અને મોહને તજીને આ પૃથ્વીમાં ફરૂં છું[૧૯]. જેમ મેં અમૃત પીધું હોય તેમ, મને મૃત્યુથી, અધર્મથી, લોભથી કે, કોઈથી પણ ભય નથી, મને આ લોકમાં કે, પરલોકમાં પણ કોઈથી ભય નથી[૨૦]. હે નારદ ! હે બ્રહ્મન્ ! હું નિશ્ચય એવું યોગરૂપી તપ કરીને મહા બ્રહ્મને જાણું છું અને તેને જાણવાવડે મને શોક પ્રાપ્ત થયા છતાં પણ બાધ કરતો નથી-અર્થાત્ શીતોષ્ણાદિથી ઉપજેલા શોક દેહના સ્વભાવથી અવશ્ય પ્રાપ્ત તો થાય પરંતુ જેમ મૂઢ પુરૂષને બાધ કરે છે, તેમ જ્ઞાનીને બાધ કરતો નથી[૨૧].

॥ एतद् ब्रह्मन् विजानामि महत् कृत्वा तपोऽव्ययम् । तेन नारद संप्राप्तो न मां शोकः प्रबाधते ॥२१॥

इति श्रीमहा० शां० मो० उ० गु० मा० समंगनारदसंवादे चतुर्दशाधिकशततमोऽध्यायः ॥११४॥

## અધ્યાય ૧૧૫ મો-નારદ અને ગાલવઋષિનો સંવાદ.

**યુધિષ્ઠિર ઉવાચ** ॥ अतत्वज्ञस्य शास्त्राणां संततं संशयात्मनः ॥
॥ अकृतव्यवसायस्य श्रेयो ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ ! જે પુરૂષ શાસ્ત્રોના તત્વને જાણતો ન હોય તથા જે નિરંતર સંશયાત્મા હોય અને જેણે એક પણ નિશ્ચય ન કર્યો હોય તેવા પુરૂષનું કલ્યાણ શી રીતે થાય ? તે કહો[૧]. ભીષ્મ કહે છે કે,-ગુરૂજનનું પૂજન, નિરંતર વૃદ્ધોનું સેવન અને શાસ્ત્રોનું શ્રવણ, એ ત્રણને “આત્યંતિક કલ્યાણ” કહે છે[૨]. આ વિષે પણ ગાલવ મુનિ અને દેવર્ષિ નારદના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપવામાં આવે છે[૩]. એક સમયે મોહ અને કલેશરહિત, જ્ઞાનવડે તૃપ્ત, જીતેન્દ્રિય, કલ્યાણની ઇચ્છાવાળા તથા જેણે મનનો નિગ્રહ કરેલો છે એવા નારદને ગાલવ મુનિએ કહ્યું કે,-હે નારદમુનિ ! આ લોકમાં પુરૂષ જે ગુણોવડે માનવંતો થાય છે તે સર્વ ગુણો તમારામાં સ્થિર થયેલા છે એમ અમે જોઇએ છીએ[૪,૫]. તમે મોહરહિત છો માટે અમે જે ઘણા કાળથી મોહિત થઈ રહેલા તથા લોકતત્વ (આત્મતત્વ)ને નહિ જાણનારા છીએ તેમનો સંશય દૂર કરવાને યોગ્ય છો[૬]. અનેક શાસ્ત્રોમાં ચૈત્યવંદન, તપ્તશિલારોહણ અને અગ્નિહોત્ર આદિ અનેક કર્મ કહેલાં છે, પણ “તેમાં આ કલ્યાણ કરનારૂં છે અને આ કલ્યાણ કરનારૂં નથી” એવી વિશેષતા અમે જાણી શકતા નથી કેમ કે, એવી રીતે સારૂં-માઠું જાણવાનો કોઇ હેતુ અમને જડતો નથી, માટે અમે સર્વ કર્મને સમાન જાણીએ છીએ. પરંતુ તે કર્મમાંહેનાં કેટલાંક એવાં છે કે, તે પરસ્પર વિરૂદ્ધ હોય છે અને એવા બે પરસ્પર વિરૂદ્ધ ધર્મ આચરવાથી પુરૂષ ઉભયભ્રષ્ટ થાય, એવો ભય રહે છે. માટે તે સર્વ કર્મોમાંથી અમારે કરવાને યોગ્ય કયું કર્મ છે ? તેનો અમે નિશ્ચય કરી શકતા નથી કેમ કે, સર્વ કર્મ કલ્યાણકારી છે એમ અમારી સમાન બુદ્ધિ રહે છે. પણ તમે વિશેષ જ્ઞાનવાળા છો તેથી તમારે અમને કહેવું યોગ્ય છે[૭]. હે ભગવન્ ! સર્વ શાસ્ત્ર જૂદા જૂદા ધર્મ આચરવાનો બોધ કરે છે અને તે શાસ્ત્રોવડે લોકોને એવો બોધ મળેલો છે કે, આ કલ્યાણકારી છે, અમુક કલ્યાણકારી નથી તથા અમુક કલ્યાણકારી છે, આ

કલ્યાણકારી નથી ઈત્યાદિ. એવી રીતે વિવિધ શાસ્ત્રથી વિવિધ રીતે બોધ પામેલા લોકો વિવિધ માર્ગે ચઢી ગયા છે તથા "પોત-પોતાનાજ શાસ્ત્રમાં કલ્યાણ છે-બીજામાં નથી" એમ માનીને પોતાના શાસ્ત્રનું અભિનંદન કરીને સંતુષ્ટ રહે છે. જેમ અમે અમારા શાસ્ત્રથી સંતુષ્ટ રહીએ છીએ તેમ તેઓ પોતાના શાસ્ત્રથી પણ સંતુષ્ટ રહે છે. તે જોઈને અમને સંદેહ થાય છે કે, કાંતો અમારૂં શાસ્ત્ર અયથાર્થ છે, કાંતો બીજાનું શાસ્ત્ર અયથાર્થ છે. પણ જેમ અમને અમારા શાસ્ત્રમાં અયથાર્થતા દેખાતી નથી તેમ બીજાને પણ પોતાના શાસ્ત્રમાં અયથાર્થતા દેખાતી નથી તેથી અમારા મનમાં સંદેહ ઉપજે છે અને એમાંથી ખરેખરૂં કલ્યાણકારી શું છે? તેનો અમે નિશ્ચય કરવાને સમર્થ નથી[૮-૯]. જો એકજ શાસ્ત્ર હોય તો તેમાંથી શું કલ્યાણકારી છે? તે સ્પષ્ટ જણાઇ આવે, પણ શાસ્ત્ર ઘણાં હોવાથી કલ્યાણની વસ્તુ ગુપ્ત થઇ ગઈ છે[૧૦]. એ કારણથી મને કલ્યાણ વસ્તુ અનેક પ્રકારની શંકાયુક્ત જણાય છે, તેથી હે ભગવન્! હું તમારી પાસે શિષ્ય થઇને આવ્યો છું. તમે મને ઉપદેશ કરો[૧૧]. નારદ કહે છે કેઃ-હે તાત! હે ગાલવ! મનુષ્યના સંકલ્પથી ઉપજેલાં જૂદા જૂદા પ્રકારનાં શાસ્ત્ર ચાર પ્રકારનાં છે. એટલે "ધર્મ નથી" એમ બોધ આપનારૂં એક નાસ્તિકોનું અવૈદિક શાસ્ત્ર છે, "ચૈત્યાદિનું વંદન કરવું એજ ધર્મ છે" એવો બોધ કરનારૂં બૌદ્ધાદિનું કલ્પેલું એક બીજું શાસ્ત્ર છે, "વેદોક્ત એજ ધર્મ છે" એમ બોધ કરનારૂં વેદને અનુસરનારાએ કલ્પેલું ત્રીજું શાસ્ત્ર છે તથા "ધર્મ અને અધર્મથી અતીત વસ્તુ માત્ર છે." એમ બોધ કરનારૂં ચોથું શાસ્ત્ર છે. એ સર્વમાં જેણે કલ્યાણ બુદ્ધિથી જે માન્યું તેજ તેનું શ્રેય છે. માટે એ શાસ્ત્રોનો આશ્રય કરીને-ગુરૂ પાસેથી પ્રાપ્ત કરીને પોતાની બુદ્ધિવડે તેનું સારી રીતે મનન કર એટલે તેમાં સત્ય કયું છે? તેને તું સ્વયમેવ જાણીશ[૧૨]. હે વિપ્ર! તે તે શાસ્ત્રના અનેક પ્રકારના ગુણરૂપ ધર્મનું કથન જૂદું જૂદું છે તે પણ જો. જેમ બીજાઓ તપ્તશિલાપર આરોહણ કરવાને ધર્મ સમજે છે તે આપણા મતમાં અધર્મ છે, અને આપણે યજ્ઞમાં પશુવધ કરીએ છીએ તે તેઓના મતમાં અધર્મ છે[૧૩]. સ્થૂલ દૃષ્ટિએ જોઇએ તો, તેઓના શાસ્ત્રનું જે અભિપ્રેત છે તે સિદ્ધ થતું નથી તેઓ પરમ ગતિને પામતા નથી અને જેઓ સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરે છે તેઓને પણ તે તે શાસ્ત્રમાં કહેલાં ફળ અને સાધન યદ્યપિ નિંદ્ય દેખાતાં નથી તથાપિ તે પરમ ગતિ પમાડે છે એમ નિઃસંશયપણે માલૂમ પડતું નથી[૧૪]. પરંતુ જે રૂડે પ્રકારે કલ્યાણ કરનારૂં તથા સંશયરહિત છે તે એ છે કે, પોતાના મિત્રો ઉપર કૃપા કરવી, શત્રુઓનો નિગ્રહ કરવો, ધર્મ, અર્થ અને કામ એ, ત્રિવર્ગનો સંગ્રહ કરવો, એનેજ બુદ્ધિમાન પુરૂષો "કલ્યાણ" કહે છે. વળી પાપ કર્મથી સદૈવ નિવૃત્ત થવું, નિરંતર પુણ્ય કરવાનું આચરણ રાખવું તથા સતપુરૂષો સાથે સમાગમ રાખવો, એ નિઃસંશય કલ્યાણકારી છે. વળી સર્વ પ્રાણીઓ ઉપર કોમળ મન રાખવું, વ્યવહારમાં સરળપણું રાખવું અને મધુર વાણી બોલવી એ સંદેહ વિનાનું કલ્યાણ છે. દેવ, પિતૃઓ અને અતિથિને બલિદાન આપવાં તથા પોતાના પોષ્ય વર્ગનો ત્યાગ ન કરવો એ સંશય વિનાનું કલ્યાણ છે. અબાધિત આત્મતત્વને "સત્ય" કહે છે. તે સત્યનું શ્રવણ કરવાથી કલ્યાણ પ્રાપ્ત થાય છે. સત્યનું જ્ઞાન થવું ઘણું દુષ્કર છે[૧૫-૧૯]. જેથી પ્રાણીઓનું અત્યંત હિત થાય તેને હું સત્ય કહું છું. અહંકારનો ત્યાગ કરવો, પ્રમાદનો નિગ્રહ કરવો[૨૦]. સંતોષ રાખવો, એકલા રહીને ધર્મનું આચરણ કરવું તેને "આત્યંતિક કલ્યાણ" કહે છે. ધર્મવડે વેદનું અધ્યયન કરવું-વેદાંતનું અધ્યયન કરવું[૨૧], તથા જ્ઞાનના અર્થરૂપ આત્માનંદનો અનુભવ કરવાની ઇચ્છાને નિસંશય "શ્રેય" કહે છે. જેને કલ્યાણનો અર્થ હોય તેણે શબ્દ, રૂપ, રસ, સ્પર્શ અને

ગંધ, એ વિષયોનેજ કેવળ કોઇ પણ પ્રકારે સેવવા નહિ[૨૨]. જેને કલ્યાણની ઇચ્છા હોય તેણે રાત્રિમાં જાગરણ, દિવસે નિદ્રા, આળસ, ચાડી અને મદ, એ સર્વને સેવવાં નહિ તથા આહારાદિને પણ અતિશય સેવવો નહિ કે, છેક તેનો ત્યાગ પણ ન કરવો[૨૩,૨૪]. બીજાની નિંદા કરીને કદાપિ પોતાનો ઉત્કર્ષ દેખાડવો નહિ, પરંતુ પોતાના ગુણોવડેજ ઉત્કર્ષની ઇચ્છા કરવી. વળી પોતાથી જે નીચો હોય તેનાથી પોતાનો ઉત્કર્ષ ઇચ્છવો નહિ, પરંતુ જે પોતાથી ઉત્તમ હોય તેનાથી પોતાનો ઉત્કર્ષ ઇચ્છવો[૨૫]. જે પુરૂષો ગુણ-રહિત અને આત્મસંભાવિત હોય છે તેઓ પોતાના ઐશ્વર્ય તથા ગુણોનો ક્ષય થવાથી બીજા ગુણવાન પુરૂષની વારંવાર નિંદા કરે છે[૨૬]. જ્યારે તેઓને કોઇ બોધ કરે છે ત્યારે તેઓ કબૂલ કરે છે કે, અમુક પુરૂષો અમારાથી મોટા છે. પરંતુ પોતાના માનથી ગર્વ પામેલા તેઓ પોતાને તો વિશેષ ગુણવાનજ માને છે[૨૭]. જે પંડિત અને ગુણવાન મનુષ્ય કોઇની નિંદા કરતો નથી કે, પોતાના ગુણનું વર્ણન કરતો નથી તે ઉત્તમ યશને પામે છે[૨૮]. પવિત્ર એવાં પુષ્પો પોતાના સુગંધને કહેતાં નથી પણ તેના ગુણવડે તે વખણાય છે તેમજ નિર્મળ એવો સૂર્ય પોતાના મુખથી કહેતો નથી પણ તે આકાશમાં શોભે છે[૨૯]. એજ પ્રમાણે બીજાં પણ જે પોતાના મુખથી પોતાનાં વખાણ કરતાં નથી તે યશવડે લોકોમાં પ્રકાશ પામે છે[૩૦]. પરંતુ જે મૂર્ખ મનુષ્ય લોકોમાં પોતાનાં વખાણ પોતાના મુખથી કરે છે તે શોભતો નથી. વિદ્વાન માણસને ખાડામાં પૂર્યો હોય તથાપિ શોભે છે[૩૧]. મોટી બૂમો પાડીને પણ જે અસત્ વચન કહ્યાં હોય છે તે સ્વયમેવ શમી જાય છે, પરંતુ ધીમેથી પણ જે સુભાષિત વચન ઉચ્ચાર્યું હોય છે તે લોકોમાં દીપી નીકળે છે[૩૨]. જેમ સૂર્યકાંતના યોગથી સૂર્ય પોતાના અગ્નિરૂપને પ્રકાશિત કરે છે, તેમ મૂર્ખ અને ગર્વિષ્ઠ પુરૂષો ઘણાં તુચ્છ વચન ઉચ્ચારે છે તેથી તેની અંદર રહેલું માત્ર હલકાપણું જાણવામાં આવે છે[૩૩]. માટે પંડિતો અનેક પ્રકારનાં શાસ્ત્રવડે ભિન્ન ભિન્ન થઇ ગયેલા જ્ઞાનને પણ શોધે છે કેમકે, મનુષ્યોને જ્ઞાન પ્રાપ્ત થવું એ સર્વથી શ્રેષ્ઠ છે એમ મને સમજાય છે[૩૪]. પૂછ્યા વિના કોઇને કાંઈ પણ કહેવું નહિ, કદાપિ કોઈ પૂછે પરંતુ તે અન્યાયથી પૂછતો હોય તો, તેને પણ કહેવું નહિ. બુદ્ધિમાન પુરૂષ પોતે જ્ઞાનવાળો હોય તથાપિ તેણે જડની પેઠે બેસી રહેવુંજ ઠીક છે[૩૫]. માટે જ્યાં નિરંતર ધર્મને આચરનારા, ઉદાર અને પોતાના ધર્મમાં આસક્ત એવા સત્પુરૂષો રહેતા હોય ત્યાં નિવાસ કરવાની ઇચ્છા કરવી[૩૬]. જેને કલ્યાણની ઇચ્છા હોય તેણે, જ્યાં ચારે વર્ણના લોકો પોતાનો ધર્મ છોડીને વર્તતા હોય ત્યાં કોઇ પણ પ્રકારે નિવાસ કરવો નહિ[૩૭]. કોઇ મનુષ્ય કર્મ કરતોજ નથી તથા દૈવયોગે જે મળે તેવડે નિર્વાહ ચલાવતો હોય તથાપિ પુણ્યવાનના સંગથી તે નિર્મળ પુણ્યને પામે છે અને પાપીઓના સંગથી તેને પાપ પ્રાપ્ત થાય છે[૩૮]. જેમ મનુષ્ય જળ, અગ્નિ અને ચંદ્રનો સ્પર્શ જાણી શકે છે, તેમ પાપ અને પુણ્ય એ બન્નેના સ્પર્શને પણ આપણે જાણી શકીએ છીએ[૩૯]. જે પુરૂષો દેવ આદિને નૈવેદ્ય કર્યા પછી મધુર અને તીખા ઈત્યાદિ અનેક પ્રકારના રસ ઉપર લક્ષ્ય ન રાખતાં માત્ર ઉદર પૂરણ કરવાના હેતુથીજ ભોજન કરે છે તેઓને શિષ્ટ પુરૂષો જાણવા, પણ જેઓ ઇન્દ્રિયોનું પોષણ કરવાના હેતુથી અનેક પ્રકારના રસની પરીક્ષા કરીને ભોજન કરે છે તેઓને કર્મના પાશમાં બંધાયલા જાણવા-અર્થાત્ ઇન્દ્રિયોનું પોષણ કરનારાઓનો સંસાર કદાપિ નિવૃત્ત થતોજ નથી[૪૦]. જે દેશમાં ધર્મ પૂછનારાઓ પોતાને પ્રમાણથી ઉત્પન્ન થએલું જ્ઞાન થાય, એવી રીતે પૂછતા હોય (અર્થાત્ પ્રશ્ન કરનારને શાસ્ત્રના વચન ઉપરજ શ્રદ્ધા ન હોય) તથા તે સત્કારપૂર્વક પ્રશ્ન ન કરતા હોય, તેઓને જે દેશમાં બ્રાહ્મણધર્મનો નિર્ણય કહેતો હોય તે દેશને જ્ઞાની (આત્મવેત્તા) પુરૂષે તજવો[૪૧]. જ્યાં શિષ્ય અને ગુરૂની વૃત્તિ સારી રીતે સ્થાપન

થયેલી હોય તથા તે વૃત્તિ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યથાયોગ્ય ચાલતી હોય તે દેશનો કોણુ ત્યાગ કરે?[૪૨]. જે દેશમાં લોકો કાંઇ પણ આધાર વિના અને ન હોય તેવા દોષ પંડિતમાં કાઢીને, તે દોષ "નિશ્ચય છે" એમ બોલતા હોય તે દેશમાં પોતાનું સન્માન થવાને ઇચ્છનારો કયો પંડિત નિવાસ કરે?[૪૩]. જે દેશમાં લોભી પુરૂષોએ બહુધા ધર્મના સેતુઓને તોડી નાખ્યા હોય તેવા દેશને, જેનો છેડો સળગી ઉડયો છે એવા વસ્ત્રની પેઠે, કોણુ નહિ ત્યાગ કરે?[૪૪]. જે દેશમાં લોકો મત્સરરહિત થઇને નિઃશંકપણે ધર્મનું આચરણ કરતા હોય ત્યાં પુણ્યવાન સત્પુરૂષોમાં નિવાસ કરવો[૪૫]. જે દેશમાં મનુષ્યો પોતાનો કોઈ પણ સ્વાર્થ સિદ્ધ થવાના કારણથી ધર્મ અને અર્થનું સેવન કરતા હોય તે દેશમાં કોઈ પણ દિવસ રહેવું નહિ[૪૬]. કેમ કે, તે લોકો પાપ કરનારા હોય છે એમ જાણવું. જ્યાં આગળ પોતાની જીવિકા ચલાવવાને ઇચ્છનારા પુરૂષો પાપ કર્મથી જીવિકા ચલાવે છે તે દેશમાંથી, જેમ સાપના રાફડાથી નાસી જઇએ, તેમ નાસી જવું[૪૭]. જે કર્મ કરવાથી તીવ્ર દુઃખમાં ડૂબી જવું પડે તથા પૂર્વ કર્મની વાસનાથી બંધનમાં પડવું પડે તે કર્મ પોતાનું કલ્યાણ ઇચ્છનારા પુરૂષે પ્રથમથીજ તજવું[૪૮]. જે દેશમાં રાજા તથા રાજાના સમીપના પુરૂષો પોતાના કુટુંબિયોથી પેહેલાં ભોજન કરે છે તે દેશને જ્ઞાની પુરૂષે તજવો[૪૯]. જે દેશમાં નિરંતર ધર્મ પાળનારા તથા વેદને ભણનારા શ્રોત્રિય બ્રાહ્મણો પ્રથમ ભોજન કરતા હોય તથા તેઓ યજ્ઞ કરાવવામાં તથા યજ્ઞ કરવામાં પ્રીતિવાળા અને ઉદ્યોગી હોય તે દેશમાં નિરંતર નિવાસ કરવો[૫૦]. જે દેશમાં સ્વાહા, સ્વધા અને વષટ્કારના ઉચ્ચાર બોલીને નિરંતર વિધિપૂર્વક અનુષ્ઠાન થતાં હોય ત્યાં પંડિત પુરૂષે વસવું; વિચારવા રહેવું નહિ[૫૧]. જે દેશમાં વૃત્તિહીન થયેલા અપવિત્ર બ્રાહ્મણો જોવામાં આવે તે દેશને વિષયુક્ત માંસની પેઠે, પાસે હોય તથાપિ તજીને દૂર જવું[૫૨]. જે દેશમાં લોકો પ્રસન્ન થઇને વગર માગ્યે આપતા હોય તે દેશમાં જીતેન્દ્રિય પુરૂષે કૃતકૃત્ય થઇને સ્વસ્થચિત્તે વસવું[૫૩]. જે દેશમાં અવિનયવાળા પુરૂષનો દંડ થતો હોય તથા સત્પુરૂષોનો સત્કાર થતો હોય તે દેશમાં ફરવું તથા પુણ્યવાન સત્પુરૂષો સાથે નિવાસ કરવો[૫૪]. જે દેશમાં જે લોકો દમગુણયુકત પુરૂષો ઉપર ક્રોધ કરતા હોય તથા સત્પુરૂષો પ્રત્યે દુરાચારી થઇને વર્તતા હોય તેવા અવિનયવાળા અને લોભી પુરૂષો ઉપર મોટો દંડ પડતો હોય તે દેશમાં વસવું[૫૫]. જે દેશમાં રાજા નિરંતર ધર્માચરણ કરતો હોય તથા ધર્મવડે રાજ્યનું પાલન કરતો હોય, તેમજ સર્વ સંપત્તિથી યુકત થઇને વિષયાભિલાષને દૂર રાખતો હોય, ત્યાં વિચાર કર્યા વિના પણ નિવાસ કરવો[૫૬]. રાજાએ જેવું આચરણ કરવું યોગ્ય હોય તેવું આચરણ કરવું. શુભ આચરણ કરનારા રાજાઓ પોતાના સર્વ દેશમાં રહેનારી પ્રજાઓને અકલ્યાણ પ્રાપ્ત થવાનો સમય આવ્યો હોય તથાપિ તત્કાળ તેઓનું કલ્યાણ થાય એવી યોજના કરે છે[૫૭]. હે તાત! ત્હારા પૂછવાથી કલ્યાણ વિષે મેં તને કહ્યું, પરંતુ પોતાના આત્માનું શ્રેય પ્રાધાન્યથી ગણાવવું શકય નથી[૫૮]. માટે જે પુરૂષ ઉપર કહ્યું તે પ્રમાણે જીવિકા ચલાવીને તથા સ્વધર્મરૂપ તપવડે પોતાની બુદ્ધિને સ્થિર કરીને વર્તે છે તેને "મોક્ષ" નામે શ્રેય પ્રાપ્ત થાય છે[૫૯].

॥ एवं प्रवर्तमानस्य वृत्तिं प्रणिहितात्मनः । तपसैवेह बहुलं श्रेयोव्यक्तं भविष्यति ॥ ५९ ॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० मा० श्रेयोवाचिको नाम पंचदशाधिकशततमोऽध्यायः ॥ ११५ ॥**

## અધ્યાય ૧૧૬ મો-અરિષ્ટનેમિ અને સગરરાજાનો સંવાદ-જીવન્મુક્તલક્ષણ.

**युधिष्ठिर उवाच ॥** कथं नु युक्तः पृथिवीं चरेदस्मद्विधो नृपः ॥
॥ नित्यं कैश्च गुणैर्युक्तः संगपाशाद्विमुच्यते ॥ १ ॥

*યુધિષ્ઠિર પૂછે છે કેઃ–અમારા જેવા રાજાએ કેવો યોગ રાખીને પૃથ્વીમાં ફરવું? તથા નિરંતર કેવા ગુણોને ધારણ કરવા કે, જેથી સંસારાદિના સંગરૂપી પાશથી મુક્ત થવાય?[1] ભીષ્મ કહે છે કેઃ–એ વિષે હું તને, પૂર્વે સગરે પ્રશ્ન કરવાથી અરિષ્ટનેમિએ કહેલાં વચનનો પુરાતન ઇતિહાસ કહું છું તે સાંભળ[2]. સગર કહે છે કેઃ–હે બ્રહ્મન્! આ લોકમાં પુરૂષ કયું પરમ કલ્યાણકારી કર્મ કરવાથી સુખ ભોગવે છે તથા કયું પરમ કલ્યાણકારી કર્મ કરવાથી શોક કરતો નથી અને ક્ષોભ પામતો નથી? તે હું જાણવાને ઇચ્છું છું[3]. ભીષ્મ કહે છે કેઃ–એ પ્રમાણે સાંભળીને સર્વ શાસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ અરિષ્ટનેમિએ વૈરાગ્યને સર્વથી ઉત્તમ સંપત્તિરૂપ જાણીને આ પ્રમાણે કહ્યું[4]. અરિષ્ટનેમિ બોલ્યો કેઃ–લોકમાં મોક્ષસુખજ સર્વોત્તમ સુખ છે, પણ જે પુરૂષ પુત્ર, પશુ, ધન અને ધાન્ય ઈત્યાદિમાં અત્યંત આસક્ત હોય છે તે મૂઢ એ મોક્ષસુખને જાણતો નથી[5]. જે પુરૂષની બુદ્ધિ ધન–પુત્રાદિમાં આસક્ત થયેલી છે તેના મનને કોઈ દિવસ શાંતિ મળતી નથી તથા તેની ચિકિત્સા (ઉપાય) કરવી પણ અશકય છે. જે પુરૂષ સ્નેહરૂપી પાશથી બંધાએલો છે તેનો મોક્ષ થતો નથી[6]. હું તને સ્નેહથી ઉત્પન્ન થયેલો પાશ કહું છું તે સાંભળ; એ પાશને જે મનુષ્ય કાનવાળો તથા મસ્તકવાળો છે. અર્થાત્ જીવતો અને સાવધાન છે તેજ જ્ઞાની મનુષ્ય સાંભળી શકે છે[7]. તું સમય પ્રાપ્ત થયે પુત્રોની સંભાવના કર અને જ્યારે તેઓ યુવાન થાય તથા પોતાની મેળે પોતાની વૃત્તિ ચલાવવાને સમર્થ થાય ત્યારે તેઓને તજીને તથા મુક્ત થઇને ત્હારી ઇચ્છામાં આવે તેમ ફર[8]. તું યુવાનીમાં ત્હારી સ્ત્રીને પણ ભલે, લાડ લડાવજે. પરંતુ કાળે કરીને જ્યારે તે પુત્રવાળી અને વૃદ્ધ થાય ત્યારે તેને તજી દેજે અને પરમ અર્થરૂપ મોક્ષને જાણીને સુખથી વિહાર કરજે[9]. તું ઇન્દ્રિયોવડે ઇન્દ્રિયોના અર્થને–વિષયોને વિધિ પ્રમાણે ભોગવીને, પછી ભલે, પુત્રવાળો કે, પુત્ર વિનાનો થઇને પણ મુક્ત થઇને સુખ ઉપજે એવી રીતે વિચરજે[10]. તું ઇન્દ્રિયોવડે ઇન્દ્રિયોના અર્થને યથાવિધ ભોગવીને, પછી તેમાંથી ઉત્સુકતાને તજીને સુખ ઉપજે એમ વિચરજે. સંસારમાં તને જે જે વિષય પ્રાપ્ત થાય છે તે તે "દૈવ ઇચ્છાથી પ્રાપ્ત થાય છે" એમ જાણીને તેની પ્રાપ્તિના વિષે રાગ–દ્વેષરહિત થા.[11]. એ પ્રમાણે મેં તને સંક્ષેપમાં મોક્ષાર્થ કહ્યો છે. હવે તેજ હું તને પુનઃ વિસ્તારથી કહું છું તે સાંભળ[12]. જે પુરૂષો મુક્ત હોય છે તે પુરૂષો જગતમાં નિર્ભય અને સુખી થઈને ફરે છે, પરંતુ જેઓની વાસના સંસારના વિષયોમાં ચોંટી રહેલી હોય છે તે પુરૂષો નાશ પામે છે એમાં સંશય નથી[13]. એ વિષયમાં દૃષ્ટાંત એવું છે કે, જે જીવડાં તથા કીડીઓ આદિ આહારનો સંચય કરી રાખે છે તે નાશ પામે છે, માટે જે પુરૂષો આસક્તિરહિત છે તે સુખી છે અને આસક્તિવાળા છે તે નાશ પામે છે[14]. ત્હારી બુદ્ધિ મોક્ષના વિષે હોય તો ત્હારે ત્હારાં સ્વજનના વિષે એવી ચિંતા ન કરવી કે, આ મ્હારાં સ્ત્રી–પુત્રાદિ મ્હારા વિનાનાં થઈને શું કરશે?[15] મનુષ્ય પોતાની મેળેજ (એકલોજ) જન્મે છે અને પોતાની મેળેજ (એકલો) વૃદ્ધિ પામે છે. તેમજ સુખ, દુઃખ અને મૃત્યુ પણ પોતાની મેળેજ (એકલો) પામે છે[16]. જેને ભોજન અને વસ્ત્ર મળે છે તથા માતા–પિતા જેનું રક્ષણ કરે છે તે પણ

* આ અધ્યાયમાં યુધિષ્ઠિર, "સર્વ શાસ્ત્રમાં મોક્ષધર્મઅહિંસાપ્રધાન કહેલો છે" તે સાંભળીને તથા "રાજાએ હિંસા કર્યા વિના વર્તવું કઠિન છે" એમ માનીને પૂછે છે.

મનુષ્ય પોતાના પૂર્વે કરેલાં કર્મથી પામે છે[17]. જગતમાં એવું કાંઈ નથી કે, જે ન કર્યું હોય અને પ્રાપ્ત થાય. પૂર્વે કરેલાં કર્મના ફળનો વિભાગ આપનારા વિધાતાએ ભક્ષ્ય, સર્વ પ્રાણી અને પૃથ્વીને ઉત્પન્ન કરી મૂકયાં છે તેનું રક્ષણ પોતપોતાના કર્મવડે થઇને જેનું હોય તેને પ્રાપ્ત થવાને તે દોડ્યાજ કરે છે[18]. પુરૂષ પોતેજ મૃત્તિકાનો એક ગોળો છે તથા સર્વદા પરતંત્ર છે, એવા અદૃઢ પુરૂષે પોતાના સ્વજનનું પોષણ કરવાને કે, રક્ષણ કરવાને મમત્વ રાખવું તેમાં શો હેતુ છે વારૂ ?[19]. તું ત્હારા સ્વજનનું રક્ષણ કરવાને મોટો પ્રયત્ન કરે છે પરંતુ જ્યારે ત્હારા દેખતાં તેને મૃત્યુ હણે છે ત્યારે એજ જોઇને ત્હારે મનમાં સમજવું જોઇએ કે, હું કંઈ કરવાને સમર્થ નથી[20]. કદાચિત્ તે સ્વજનો જીવતા રહેશે અને તુંજ તેઓનું ભરણ તથા રક્ષણ પૂરૂં કર્યા વિના તેઓને તજીને ચાલ્યો જઈશ—મરી જઈશ[21]. અથવા પરદેશમાં ગયેલા ત્હારૂં સ્વજન કે, જે મૃત્યુ પામ્યું હશે અથવા દુઃખી હશે અથવા સુખી હશે, તેને તું જાણીશ પણ નહિ, એ પ્રમાણે પોતાના અસામર્થ્યને જાણીને પણ ત્હારે પોતાની મેળે જ્ઞાન પામવું જોઈએ[22]. અથવા તું મૃત્યુ પામીશ કે, જીવતો રહીશ તથાપિ "મનુષ્ય-પ્રાણી પોતપોતાનું કૃત કર્મ હશે તે પ્રમાણેજ ફળ ભોગવશે" એમ જાણીને ત્હારે પોતે-પોતાનું હિત કરવુંજ ઉત્તમ છે[23]. તું "આ લોકમાં કોણ કોનું છે?" એવો નિશ્ચય રાખીને મોક્ષના વિષે મન ધારણ કર તથા હું તને પુનઃ પણ કહું છું તે તું સાંભળ[24]. જે પુરૂષે ક્ષુધા અને તૃષા આદિ ભાવને જીતેલા છે તથા જેણે ક્રોધ, લોભ, મોહ ઇત્યાદિ ભાવને જીતેલા છે, એવા સત્યવાન પુરૂષને મુક્ત જાણવો[25]. જે પુરૂષ દ્યૂત રમવામાં, સ્ત્રીઓ ભોગવવામાં, મદ્ય-પાન કરવામાં અને મૃગયા કરવામાં ગાફલ થઇને મોહથી આસકત થઇ જતો નથી તેનેજ નિરંતર મુકત જાણવો[26]. જે પુરૂષ નિરંતર એવો વિચાર કરે છે કે, મ્હારે હજી દિવસે દિવસે કેટલાક ભોગ ભોગવવાના બાકી છે અને રાત્રિએ રાત્રિએ હજી કેટલાક ભોગ ભોગ-વવાના બાકી છે? એમ ભોગ ભોગવવાથી કંટાળીને તેના વિષે દોષબુદ્ધિ કરે છે તેને મુકત જાણવો[27]. જે પુરૂષ સદા જીતેન્દ્રિય થઇને "વિષયભૂત સ્ત્રીઓના વિષે આસકિતજ પુનઃ પુનઃ જન્મ થવાનો હેતુ છે" એમ માને છે તથા તેનાથી પોતાને મુકત થયેલો—સ્ત્રીની અભિ-લાષારહિત થયેલો જોવાને ઇચ્છે છે તેને બરોબર મુકતજ સમજવો[28]. જે પુરૂષ પ્રાણીઓની ઉત્પત્તિ, નાશ, કર્મ, એ સર્વને તત્વથી જાણે છે—અર્થાત્ જે જન્મ, મરણ અને જીવનરૂપી કલેશને જાણે છે, તેને આ લોકમાં મુકત સમજવો[29]. જે પુરૂષ હજારો અને કરોડો ગાડાં અન્નમાંથી માત્ર બશેર અન્નનેજ નિર્વાહના અર્થે પોતાનું માને છે તથા સઘળા મહેલમાંથી એક શય્યા કરવા જેટલી જગ્યોનેજ પોતાના માટે પૂરતી જગ્યો માને છે તે પુરૂષ મુકત થાય છે[30]. જે પુરૂષ સમગ્ર લોકને મૃત્યુવડે હણાયલા, વ્યાધિથી પીડા પામેલા અને જીવિકાના સાધન વિના કૃશ થયેલા માને છે તેજ મુકત થાય છે[31]. જે પુરૂષ એ પ્રકારે જુએ છે તેને સંતોષી જાણવો અને જે એવી રીતે જોતો નથી તે હણાય છે. જે પુરૂષ અલ્પથી પણ સંતુષ્ટ રહે છે તેને આ લોકમાં મુકત જાણવો[32]. "આ સઘળું જગત અગ્નિરૂપ છે અને ચંદ્ર-રૂપ છે" એમ જે જાણે છે—અર્થાત્ જે એમ જાણે છે કે, જઠરાગ્નિ સર્વનો ભોકતા છે અને અન્ન સર્વનું ભોજ્ય છે, તે પુરૂષને માયા કૃત સુખ-દુઃખાત્મક અદ્ભુત ભાવો સ્પર્શ કરતા નથી અને તેનેજ મુક્ત જાણવો[33]. શયન કરવાને પલંગ પ્રાપ્ત થયો હોય અથવા ભૂમિ પ્રાપ્ત થઇ હોય તથાપિ એ બન્ને જે પુરૂષને સમાન છે તથા ભોજનના માટે ઉંચા પ્રકારની સાળના ચોખા પ્રાપ્ત થયા હોય અથવા કોદરા જેવું કદન્ન પ્રાપ્ત થયું હોય, તથાપિ તે બન્ને જેને સમાન છે તેને સદૈવ મુકત જાણવો[34]. પહેરવા માટે દુકૂળ-રેશમનું ગુંથેલું

વસ્ત્ર, રેશમી વસ્ત્ર, વલ્કલ કે, ઘેટાનું ચામડું પણ પ્રાપ્ત થયું હોય તથાપિ જે પુરૂષને સમાન હોય તેને મુક્ત જાણવો[૩૫]. જે પુરૂષ સર્વ લોકને પાંચ ભૂતમાંથી ઉત્પન્ન થએલા દેખે છે તથા તે સર્વને જોઇને આ લોકમાં સમાન બુદ્ધિથી વર્તે છે તેને મુક્ત જાણવો[૩૬]. જે પુરૂષના મનમાં સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજય, ઈચ્છા અને દ્વેષ, ભય અને ઉદ્વેગ, એ સર્વે સમાન છે, તે પુરૂષને સર્વથા મુક્ત જાણવો[૩૭]. જે પુરૂષ પોતાના શરીરને રક્ત, મૂત્ર, મળ અને વાત-પિત્ત-કફાદિ દોષના સમુદાયરૂપ ઇત્યાદિ ઘણા દોષથી ભરેલું જૂએ છે તેને સર્વ પ્રકારે મુક્ત જાણવો[૩૮]. જે પુરૂષ પોતાના શરીરને, જેમાં કરચલીઓ પડી જાય છે એવું, જેમાં પળીઆં આવે છે એવું, જેને વિવર્ણતા પ્રાપ્ત થાય છે એવું અને વૃદ્ધાવસ્થાથી વાંકું વળી જનારૂં જૂએ છે તે મુક્તિને પામે છે[૩૯]. જે પુરૂષ એમ જાણે છે કે, શરીરમાંથી કાળે કરીને પુરૂષત્વનો નાશ થાય છે, નેત્રની જોવાની શક્તિ પણ જતી રહે છે, બહેરાપણું પણ પ્રાપ્ત થાય છે અને બળ પણ ઘટી જાય છે, તે પુરૂષ મુક્તિ પામે છે[૪૦]. જે પુરૂષ, ઋષિઓ, દેવો અને અસુરોને આ લોકમાંથી પરલોકમાં ગયેલા જુએ છે તે મુક્ત થાય છે[૪૧]. જે પુરૂષ "આ પૃથ્વીમાં હજારો ભૂપતિઓ કે, જેઓ મોટા પ્રતાપવાળા હતા તેઓ પણ પૃથ્વીને તજીને ચાલ્યા ગયા છે." એમ વિચારે છે તે મુક્તિને પામે છે[૪૨]. જે પુરૂષ એમ વિચારે છે કે, આ લોકમાં દ્રવ્ય અથવા વિષયો પ્રાપ્ત થવા દુર્લભ છે, ક્લેશ પ્રાપ્ત થવો સુલભ છે તથા કુટુંબના અર્થે દુઃખ ભોગવવું પડે છે, તે પુરૂષ મુક્ત થાય છે[૪૩]. જગતમાં પોતાનાં સંતાન ગુણરહિત ઉત્પન્ન થાય છે તથા પોતાનાં સ્વજન પણ વિપરીત ગુણવાળાં થઈ જાય છે અને એવું વારંવાર ઘણી જગ્યોએ થાય છે, છતાં પણ એવો મૂર્ખ કોણ હશે કે, જે મોક્ષનો આદર નહિ કરે?[૪૪]. જે પુરૂષ શાસ્ત્રથી અને લોકથી જ્ઞાન પામીને મનુષ્યપણાને સારરહિત દેખે છે તે પુરૂષ સર્વ પ્રકારે મુક્તજ થાય છે[૪૫]. માટે તમારે આ મ્હારાં વચન સાંભળીને ગમે તો ગૃહસ્થાશ્રમમાં રહીને અથવા મોક્ષાશ્રમ (સન્યસ્તાશ્રમ)માં રહીને પણ બુદ્ધિની વિકળતા ન રાખવી અને મુક્તની પેઠે ફરવું[૪૬]. અરિષ્ટનેમિનું એવું રૂડું વચન સાંભળી સગરરાજાએ મોક્ષના ગુણોવડે યુક્ત થઈને પ્રજાનું પાલન કરવા માંડ્યું[૪૭].

**तत्तस्य वचनं श्रुत्वा सम्यक् स पृथिवीपतिः॥ मोक्षजैश्च गुणैर्युक्तः पालयामास च प्रजाः॥४७॥**

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० सगरारिष्टनेमिसंवादे षोडशाधिकशततमोऽध्यायः॥११६॥**

## અધ્યાય ૧૧૭ મો. ઉશના-શુક્રાચાર્યનું ચરિત્ર.

**युधिष्ठिर उवाच ॥ तिष्ठते मे सदा तात कौतूहलमिदं हृदि ॥**

**॥ तदहं श्रोतुमिच्छामि त्वत्तः कुरुपितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે તાત! હે કુરૂવંશના પિતામહ! મ્હારા મનમાં આ એક કૌતૂહલ નિરંતર રહે છે તે હું તમારાથી સાંભળવાને ઈચ્છું છું[૧]. દેવર્ષિ મોટી બુદ્ધિવાળા ઉશના કે, જેનું "કાવ્ય" એવું નામ છે તે સદૈવ અસુરોનું પ્રિય શા માટે કરે છે અને દેવોનું અપ્રિય શા માટે કરે છે?[૨]. અમાપ બળવાળા દાનવો કે, જેઓ દેવોની સાથે નિરંતર વૈર બાંધીને રહેલા છે તેઓના તેજની તેણે શા માટે વૃદ્ધિ કરી છે?[૩]. વળી દેવના સરખી કાંતિવાળો ઉશના (શુક્રાચાર્ય) શુક્રત્વ (શુક્ર-વીર્યથી ઉત્પન્ન થવાપણા)ને કેમ પામ્યો? અને સમૃદ્ધિને પણ શી રીતે પામ્યો? એ સર્વ મને કહો[૪]. હે પિતામહ! તેજસ્વી શુક્ર આકાશની મધ્યે થઇને, જેમ વસિષ્ઠાદિ મુનિઓ આકાશ માર્ગે સ્વર્ગાદિ લોકમાં જાય છે, તેમ કેમ

જતો નથી ? એ સર્વ હું જાણવાને ઇચ્છું છું[5]. ભીષ્મ કહે છે કેઃ–હે રાજન્ ! હે પાપરહિત ! પૂર્વે એ સર્વ મેં જે પ્રમાણે સાંભળ્યું છે તે પ્રમાણે હું યથામતિ તને કહું છું તે તું સાવધાન થઇને સાંભળ[6]. તે ભૃગુનો વંશજ મુનિ દૃઢ વ્રતવાળો અને સર્વને માન્ય છે, તે દેવતાઓનું અહિત કરનારો કોઈ *કારણથી થયો છે. એ ભૃગુનો પુત્ર યોગસિદ્ધ અને મહામુનિ છે[7]. તેણે એક સમયે પોતાના યોગબળથી જગતના પ્રભુ ઇન્દ્રના કોશના અધિપતિ, યક્ષ અને રાક્ષસોના સ્વામી ધનદ–કુબેરના શરીરમાં પ્રવેશ કરીને તથા તે ધનપતિને રોકીને યોગવડે તે (કુબેર)ના દ્રવ્યનું હરણ કર્યું[8,9]. જ્યારે પોતાના ધનનું હરણ કર્યું ત્યારે કુબેરને ઘણો સંતાપ થયો અને તેથી તે કુબેર ક્રોધ કરીને તથા મનમાં ઉદ્વેગ પામીને દેવોમાં શ્રેષ્ઠ એવા મહાદેવની પાસે ગયો[10]. અને તેણે અમિત તેજવાળા મહાદેવને સર્વ નિવેદન કર્યું. કુબેરે દેવશ્રેષ્ઠ, બહુરૂપને ધારણ કરનારા અને સૌમ્યમૂર્તિ રૂદ્રને કહ્યું કે,–હે દેવ ! ઉશનાએ (શુક્રે) યોગબળવડે મને રોકીને મ્હારૂં ધન લઇ લીધું તથા મોટા તપવાળો તે સર્વને સ્વાધીનમાં કરીને, પછી મ્હારા શરીરમાંથી નીકળી ગયો[11,12]. કુબેરનું એવું વચન સાંભળીને મહાયોગી મહાદેવ ક્રોધ પામ્યા અને હે રાજન્ ! પોતાનાં નેત્રને રક્ત કરીને હાથમાં ત્રિશૂળ લઇને ઉભા થયા[13]. "ઉશના ક્યાં છે ? ક્યાં છે ?" એમ કહીને અને પોતાનું શ્રેષ્ઠ આયુધ લઇને મહાદેવ જ્યારે ઉઠ્યા ત્યારે ઉશના પણ શિવની ઇચ્છાને જાણીને દૂર ઉભો રહ્યો[14]. ઉશનાએ (શુક્રે) તે મહાત્મા યોગીનો ક્રોધ જાણ્યો, પરંતુ ઉશના પણ સમર્થ હતો તેથી તે તેમનું જવું, આવવું અને સ્થિર રહેવું, એ સર્વને જાણી ગયો[15]. પછી પોતાના ઉગ્ર તપવડે મહાત્મા મહાદેવનું ચિંતવન કરીને, જેનું શરીર યોગવડે સિદ્ધ થયેલું છે એવો ઉશના ત્રિશૂળના અગ્ર ભાગ ઉપર સૂક્ષ્મરૂપે વળગી ગયો[16]. તે વખતે શંકરે જાણ્યું કે, એ તપવડે સિદ્ધ થયેલો છે માટે સૂક્ષ્મ થઇને ત્રિશૂળના અગ્ર ભાગને વળગી ગયો છે તેથી હવે ત્રિશૂળ મારવું કોને? એમ વિચાર કરીને મહાદેવે તે ત્રિશૂળને ધનુષ્યરૂપ કરવાને પોતાના હાથવડે નમાવ્યું[17]. અમાપ તેજવાળા મહાદેવે ત્રિશૂળને પોતાના હાથવડે નમાવ્યું તેથી તે સમર્થ અને ભયંકર આયુધને ધારણ કરનારા દેવે તેને "+પિનાક" એવું નામ આપ્યું[18]. એ પ્રમાણે કરવાથી ઉશના (શુક્ર) શિવના હાથમાં પકડાયો. મહાદેવે તેને પોતાના હાથમાં આવેલો જોઈને, હાથવડે ધીમે રહીને પોતાના મુખમાં નાખ્યો[19]. એ રીતે સમર્થ ભૃગુપુત્ર ઉશના મહાદેવના પેટમાં પેઠો તથા પેટમાં ફરવા લાગ્યો[20]. યુધિષ્ઠિર કહે છે કેઃ–હે રાજન્ ! ઉશના (શુક્ર) બુદ્ધિમાન અને દેવના દેવ મહાદેવના જઠરમાં શું કરવા ફરવા લાગ્યો તથા મોટા તેજવાળા શુક્રે ત્યાં શું કર્યું ?[21]. ભીષ્મ કહે છે કેઃ– પૂર્વે મહાવ્રતવાળા શુક્રે થાંભલાની પેઠે સ્થિર થઇને જળની મધ્યે અનેક દશ કોટિ અને અનેક લક્ષ વર્ષ તપ કરવામાં કાઢયાં હતાં[22]. જ્યારે તે મહાદુશ્ચર તપ કરીને મોટા ધરામાંથી બહાર નીકળ્યો ત્યારે સર્વ દેવથી શ્રેષ્ઠ બ્રહ્મા તેની પાસે ગયા[23]. અને તેને પૂછયું કે,–કેમ ભાઈ ! ત્હારૂં તપ વૃદ્ધિ તો પામ્યું છે ? વિષ્ણુ પણ ત્યાં ગયા અને પૂછયું કે, કેમ ભાઈ ! તું કુશળ તો છે ? અને મહાદેવે પણ ત્યાં જઈને પૂછયું કે, કેમ ભાઇ !

* આ સંબંધમાં એવી આખ્યાયિકા છે કે, પૂર્વે દૈત્યો દેવતાઓને દુઃખ આપીને ભૃગુની પત્નીના આશ્રમમાં જતા રહેતા હતા અને દેવો તે આશ્રમમાં પેસી શકતા નહોતા તેથી તેઓ વિષ્ણુના શરણે ગયા. પછી વિષ્ણુએ ચક્રવડે ભૃગુની પત્નીનું શિર છેદી નાખ્યું અને ઘણા અસુરોને પણ માર્યા. મરતાં બાકી રહેલા અસુરો શુક્રના શરણે ગયા. પછી પોતાની માતાના વધથી ખેદ પામીને શુક્રે, અસુરોને અભયદાન આપ્યું તથા તે દિવસથી શુક્રાચાર્ય દેવોને બાધ કરવા લાગ્યો. શુક્ર દેવોનું અપ્રિય કેમ કરે છે ? તેનું આજ કારણ છે.

+ "હાથવડે" કહેવું હોય ત્યારે સંસ્કૃતમાં **पाणिना** એમ કહેવાય છે. એનો મધ્યમ વર્ણ કાઢી નાખીને તે ઉપર **क** પ્રત્યય મૂકતાં **पिनाक** શબ્દ સિદ્ધ થાય છે.

તપ સારી રીતે તો કર્યું છે? એવી રીતે પૂર્વે ઉશનાએ તપ કર્યું હતું તેથી તે મહાદેવના જઠરમાં અન્નની પેઠે પચી ગયો નહિ પણ ફરવા લાગ્યો[૨૪]. મોટી બુદ્ધિવાળા, અચિંત્ય-સ્વરૂપ અને સદા સત્ય ધર્મમાં આસક્ત એવા મહાદેવે શુક્રના તપનો પોતાના શરીરમાં યોગ થવાથી તથા પોતાનો યોગ શુક્રને થવાથી પોતાના શરીરમાં શુક્રની વૃદ્ધિ થતી જોઇ[૨૫]. હે મહારાજ! તે શુક્રવડે તથા તપ અને ધનવડે ભરપૂર થઇને મહાયોગી મહાદેવ ત્રણ લોકમાં વીર્યવાન્ થઇને શોભવા લાગ્યા[૨૬]. પછી યોગાત્મા મહાદેવે સમાધિ કરવા માંડી એટલે વાયુ આદિનો રોધ થવાથી ઉદરમાં રહેલો ઉશના ઉદ્વેગ પામવા લાગ્યો અને ગભરાઇને જઠરમાં આમતેમ બહુજ ફરવા લાગ્યો[૨૭]. શુક્રાચાર્ય શંકરના શરીરમાંથી બહાર નીકળી જવાનું શોધતો હતો પણ શંકર તેને રોકી રાખતા હતા તેથી તે, તેજ સ્થળમાં રહીને મહાયોગી શંકરની સ્તુતિ કરવા લાગ્યો[૨૮]. જઠરમાં રહેલો મુનિ ઉશના વારંવાર બોલવા લાગ્યો કેઃ–હે શત્રુઓનું દમન કરનાર દેવ! મ્હારા ઉપર કૃપા કરો, કૃપા કરો[૨૯]. તે વખતે દેવશ્રેષ્ઠ મહાદેવે પોતાનાં સર્વ છિદ્ર રોકીને તેને કહ્યું કે,–તું મ્હારા લિંગદ્વારથી બહાર નીકળી જા[૩૦]. મહાદેવે એમ કહ્યું પરંતુ સર્વ તરફથી બંધ થઈ રહેલા તે મુનિને દ્વાર જડતું નહોતું તથા શંકરના તેજવડે બળ્યો-બળ્યો થઇને તે આમ-તેમ ભમવા લાગ્યો[૩૧]. છેવટે તે દ્વાર તેને જડયું એટલે લિંગ-દ્વારે બહાર નીકળીને શુક્રપણા (વીર્યરૂપ) ને પામ્યો. એ રીતેથી તે મનુષ્યની પેઠે વીર્યથી ઉપજેલો હોવાથી બીજા ઋષિઓની પેઠે આકાશમાર્ગે ગમન કરી શકતો નથી[૩૨]. તેજથી જાણે બળતો હોય તેમ પ્રકાશમાન થતો તેને બહાર નીકળેલો જોઈને શિવને ક્રોધ ઉત્પન્ન થયો તથા હાથમાં ત્રિશૂળ ઉગામીને ઉભા થયા[૩૩]. તે વખતે પશુપતિ એવા પોતાના પતિને દેવીએ વાર્યા; દેવીએ શંકરને વાર્યા એટલે શુક્ર દેવીનો પુત્ર થઇને તેના શરણે ગયો[૩૪]. તે જોઇને દેવી બોલી કેઃ–આ શુક્ર પુત્ર થઈને મ્હારી પાસે આવ્યો છે માટે તમારે એની હિંસા કરવી નહિ; મહા-દેવના ઉદરમાંથી નીકળેલા કોઈનો નાશ થવો યોગ્ય નથી[૩૫]. હે રાજન્! શંકર, દેવીનું એવું વચન સાંભળીને પ્રસન્ન થયા અને હસીને બોલ્યા કેઃ–શુક્ર પોતાની ઇચ્છિત જગ્યાએ જાય. હે રાજન્! એ પ્રમાણે શંકરે વારંવાર કહ્યું[૩૬]. તે સાંભળીને બુદ્ધિમાન મહામુનિ ઉશના વરદાન આપનારા મહાદેવને તથા ઉમાદેવીને પ્રણામ કરીને પોતાની ઇચ્છામાં આવ્યું ત્યાં ચાલ્યો ગયો[૩૭]. હે તાત! હે ભરતશ્રેષ્ઠ! તું મને મહાત્મા ભાર્ગવનું જે ચરિત્ર પૂછે છે તે મેં તને એ રીતે કહ્યું[૩૮].

॥ एतत्ते कथितं तात भार्गवस्य महात्मनः । चरितं भरतश्रेष्ठ यन्मां त्वं परिपृच्छसि ॥ ३८ ॥

इति श्रीमहा० शां० मो० उ० ग० भा० भवभार्गवसमागमे सप्तदशाधिकशततमोऽध्यायः ॥११७॥

## અધ્યાય ૧૧૮ મો. પરાશરગીતા–જનકરાજા અને પરાશરમુનિનો સંવાદ.

**युधिष्ठिर उवाच** ॥ अतः परं महाबाहो यच्छ्रेयस्तद् ब्रवीहि मे ॥

॥ न तृप्याम्यमृतस्येव वचसस्ते पितामह ॥ १ ॥

*યુધિષ્ઠિર પૂછે છે કે,—હે મહાબાહો! હવે સર્વ સંગદોષનો નાશ કરનાર જે કલ્યાણ હોય તે મને કહો. હે પિતામહ! જેમ અમૃત પીવાથી કોઇ તૃપ્ત થાય નહિ તેમ હું તમારાં વચન સાંભળીને તૃપ્ત થતો નથી[૧]. હે પુરૂષશ્રેષ્ઠ! પુરૂષ કયું શુભ કર્મ કરીને આ લોકમાં તથા પરલોકમાં પરમ કલ્યાણને પામે છે? તે મને કહો[૨]. ભીષ્મ કહે છે કેઃ–પૂર્વે મોટા યશ-

* શુક્ર કે, જેને રૂદ્ર પણ હણવાને સમર્થ ન થયા, જે તેના જઠરમાં પણ પચી ન ગયો અને જે પાર્વતીદેવીના પુત્રપણાને પામ્યો, એવો સમર્થ છતાં પણ કુબેરના ધનનો માત્ર સંગ કરવાના કારણથી તેની ઊર્ધ્વ ગતિનો પ્રતિબંધ થયો, તોપછી તે ધનાદિનો સંગ બીજાને શું ન કરે? એવા ભયથી હવે યુધિષ્ઠિર પૂછે છે.

વાળા જનકે મહાત્મા પરાશરને જે પૂછ્યું હતું તે હું તને આ જગ્યોએ કહું છું[3]. જનકે પૂછ્યું કે,–હે પરાશર! આ લોકમાં તથા પરલોકમાં પ્રાણીઓનું કલ્યાણ શું છે? તથા તે કલ્યાણના અર્થે જે જાણવા જેવું હોય તે મને કહો[4]. એ સાંભળી તપવડે યુક્ત, સર્વ ધર્મના વિધાનને જાણનારા અને અનુગ્રહ કરવાની ઇચ્છાવાળા મુનિએ રાજાને આ વચન કહ્યું[5]. પરાશર કહે છે કે,–આ લોકમાં તથા પરલોકમાં ધર્મજ કલ્યાણકારી છે. "ધર્મથી પરમ કલ્યાણ બીજું નથી" એમ બુદ્ધિમાન પુરૂષોએ કહેલું છે[6]. પુરૂષ ધર્મ આચરવાથી સ્વર્ગલોકમાં પૂજન પામે છે. હે નૃપશ્રેષ્ઠ! મનુષ્યોનો કર્મવિધિ પણ ધર્માત્મકજ છે[7]. માટેજ સત્પુરૂષો ધર્મમાં નિષ્ઠાવાળા થઇને આ લોકમાં કર્મ આચરે છે[8]. હે તાત! આ લોકમાં મનુષ્યો જેના વિષે પ્રવૃત્ત થયેલા છે તે જીવિકા ચાર પ્રકારની છે તથા તે (જીવિકા) કામ (સંકલ્પ)થી ઉત્પન્ન થયેલી છે. ચાર પ્રકારની જીવિકા એવી છે કે, બ્રાહ્મણે પ્રતિગ્રહ કરવો, ક્ષત્રિયે કર લેવો, વૈશ્યે ખેતી આદિ કર્મ કરવાં અને શૂદ્રે સેવા કરીને પગાર લેવો[9]. એ રીતે પાપ અને પુણ્યવાળાં કર્મનું અનેક પ્રકારના ક્રમથી સેવન કરીને પોતાની જીવિકા ઇચ્છનાર પાંચ ભૂતરૂપ વિભાગમાં વેહેંચાઇ ગયેલાં પ્રાણીઓની વૃત્તિ ચાર પ્રકારની છતાં પણ અવાંતર ભેદના તારતમ્યથી અનેક પ્રકારની થાય છે. તાત્પર્ય કે, પાપીઓને તેવા કર્મથી તિર્યક્જાતિ પ્રાપ્ત થાય છે, પુણ્યવાનને સ્વર્ગ પ્રાપ્ત થાય છે, પાપપુણ્ય સમાન હોય તો મનુષ્યપણું પ્રાપ્ત થાય છે અને પુણ્ય કે, પાપ ન હોય તો તત્વજ્ઞાનથી મુક્તિ થાય છે[10]. જેમ ત્રાંબા આદિ હલકી ધાતુના પાત્રને સોનાનો કે, રૂપાનો ઢાળ ચઢાવવામાં આવે છે, તેમ પ્રાણી પૂર્વ કર્મના વશ થઇને તે કર્મથી રંગાઈ જાય છે[11]. જેમ ગ્રીષ્મ ઋતુમાં ધૂળમાં મળી ગયેલાં બીજ જોવામાં આવતાં નથી તથાપિ વર્ષાઋતુમાં વરસાદનો યોગ થતાં ફૂટી નીકળે છે, તેમ કૃત કર્મ જોવામાં આવતાં નથી પણ સમય આવે છે ત્યારે તે કર્માનુરૂપ ફળ આપે છે. એ રીતે સુકૃત કર્યું ન હોય તો સુખ પ્રાપ્ત થતું નથી અને સુકૃત કર્યું હોય છે તો, પુરૂષ દેહનો નાશ થયા પછી તે કર્મના ફળરૂપ સુખને ભોગવે છે[12]. હે તાત! જેને "દૈવ" કહે છે તે હું કાંઈ દેખતો નથી, દૈવ ઉત્પન્ન થવાને કાંઇ સાધન નથી પણ સ્વભાવવડેજ દેવ, ગંધર્વ અને દાનવ સિદ્ધ થયેલા છે[13]. વળી મરણ પામ્યા પછી અકૃત કર્મ તેને પ્રાપ્ત થાય છે કેમકે, જો કર્મ કર્યું હોય તો તે મનુષ્યને સાંભરવું જોઈએ. પણ તે સાંભરતું નથી ત્યારે ફળની પ્રાપ્તિ જોઈને લોકો માત્ર ચાર પ્રકારનાં કર્મની કલ્પના કરે છે. એમ ચાર્વાકાદિ સ્વભાવનેજ મુખ્ય માનીને કર્મને સુખ–દુઃખનું કારણ ગણતા નથી. પણ જો કર્મ ન કર્યું હોય તો મૃત્યુ થયા પછી તે પ્રાપ્ત ન થવું જોઇએ. જે કર્મ કર્યું નથી તે કર્મ મૃત્યુ પછી પ્રાપ્ત થતું નથી કેમ કે, જો કર્મ કર્યા વિના ફળ મળે અથવા કર્મ કર્યા છતાં ફળ ન મળે તો ફળહાનાદિ દોષ પ્રાપ્ત થાય, તેમ લોકવચનથી પણ વિરૂદ્ધ કહેવાય. કેમ કે, માર્ગે જતાં રાજમાર્ગમાંથી ધન જડે ત્યારે લોકો તેના કારણમાં ચાર પ્રકારનાં કર્મ કહે છે. એવાં કે, પુણ્ય, પાપ, નીતિ અને અનીતિ તેમાં પણ નીતિમાનને દુઃખ અને અનીતિમાનને સુખ થતું જોવામાં આવે છે ત્યારે તેના કારણરૂપે પુણ્ય કર્મ કે, પાપ કર્મ કહેવાનું પ્રાપ્ત થાય છે[14]. જેમ લોકમાં પુણ્યાદિ ચાર કર્મ સુખાદિનાં હેતુ કહેવાય છે તેમ વેદમાં પણ એવું સાંભળીએ છીએ, પરંતુ વેદનાં વચન કે, જે કર્મની પ્રધાનતા બતાવે છે, તે મનની શાંતિના અર્થે છે. જેમ ત્હારો શત્રુ સુખી છે અને તું દુઃખી છે એમાં ત્હારો દોષ નથી માટે ત્હારે સંતાપ કરવો નહિ કેમ કે, એ દૈવકૃત છે. એમ દૈવનું પ્રતિપાદન બૃહસ્પતિ આદિ લોકાયતિક શાસ્ત્રનું પ્રતિપાદન કરનારાઓને માન્ય નથી કેમ કે, તેઓ પ્રત્યક્ષનેજ પ્રમાણ માનતા હતા અને ધર્મ પ્રત્યક્ષનો વિષય નથી તેમ અનુમાન પણ પ્રત્યક્ષ ઉપરથીજ

ઉત્પન્ન થયેલું હોવાથી તે ( અનુમાન )નો પણ વિષય નથી. માટે જે પ્રત્યક્ષ અને અનુમાન એ બન્નેનો વિષય નથી એવો ધર્મ માત્ર બોલવાનેજ અર્થે છે એમ તેઓનું કહેવું છે. પણ તે યથાર્થ નથી[૧૫]. કેમ કે, ફળવૈચિત્ર્યને જોઇને કર્મવૈચિત્ર્ય પણ માનવુંજ જોઇએ. માટે પુરૂષે ચક્ષુવડે, મનવડે, વાણીવડે કે, કર્મવડે ચાર પ્રકારનું જેવું જેવું કર્મ કર્યું હોય છે તેવું તેવું ફળ તેને પ્રાપ્ત થાય છે[૧૬]. હે રાજન્! કોઈ વખત નિરંતર દુઃખજ પ્રાપ્ત થાય છે, કોઈ વખત સુખ પણ પ્રાપ્ત થાય છે અને કોઈ વખત સુખ અને દુઃખ બન્ને મિશ્ર પ્રાપ્ત થાય છે-એટલે પગમાં દુઃખ તો હાથમાં સુખ એમ પણ પ્રાપ્ત થાય છે. સ્વભાવવાદીના મતમાં એમ થઇ શકવું ન જોઇએ. કેમ કે, અગ્નિ કે, જેનો ઉષ્ણ સ્વભાવ છે તે કેટલોક વખત ઉષ્ણ, કેટલોક વખત શીત અને કેટલોક વખત નહિ ઉષ્ણ અને નહિ શીત, એવું જોવામાં આવતું નથી. કોઈ કહેશે કે, કર્મ તો જલદી વિનાશ પામે છે તો તે કાળાંતરે સુખ–દુઃખ આપવાને કેમ સમર્થ થાય ? તો કહેવાનું કે, કર્મ ગમે તો ભલું હો કે, ભૂંડું હો પણ તેનો નાશ થતો નથી[૧૭]. હે તાત ! કોઇકિ વખત સંસાર સમુદ્રમાં મગ્ન થયેલો પુરૂષ જ્યાં સુધી દુઃખમાંથી મુકત થાય ત્યાં સુધી તેનું સુકૃત કર્મ પક્ષપાતરહિત કૂટસ્થપણે પણ રહે છે[૧૮]. અને દુષ્કૃતનો ક્ષય થયો એટલે પેલું કૂટસ્થપણે રહેલું સુકૃત તેને પ્રાપ્ત થાય છે અને તે સુકૃત કર્મનો ક્ષય થયો એટલે પાછું દુષ્કૃત કર્મ આવીને ઉભું રહે છે. હે રાજન્! કર્મની ગતિ ત્હારે એ પ્રકારે જાણવી[૧૯]. પુણ્ય અને પાપ બન્નેને મૂળમાંથી ઉખાડી નાખવાવડે જે સુખ ઉત્પન્ન થાય છે તે સુખને ઉત્પન્ન કરનારા ગુણ, દમ, ક્ષમા, ધૃતિ, તેજ, સંતોષ, સત્ય વચન બોલવાપણું, લજ્જા, અહિંસા, અવ્યસનીપણું અને દક્ષતા, એટલા છે[૨૦]. પ્રાણીને સંપૂર્ણ જીવિત સુધી એકલું સુખ કે, એકલું દુઃખજ પ્રાપ્ત થતું નથી માટે વિચક્ષણ પુરૂષે સુખ અને દુઃખ બન્નેને ક્ષણભંગુર જાણીને નિરંતર બ્રહ્મદર્શનરૂપ સમાધિમાં યત્ન કરવો[૨૧]. બીજાએ કરેલું સુકૃત કે, દુષ્કૃત બીજાને પ્રાપ્ત થતું નથી પણ જે પુરૂષ જેવું કર્મ કરે છે તેનેજ તેવું ફળ પ્રાપ્ત થાય છે[૨૨]. જે પુરૂષ સુખ અને દુઃખના હેતુ પુણ્ય અને પાપને તત્વજ્ઞાનવડે આત્મામાં લીન કરીને જ્ઞાનમાર્ગવડે ગમન કરે છે તે પુરૂષ ઇષ્ટ વસ્તુને પામે છે; તેમજ જે પુરૂષ પૃથ્વીમાં રહીને સ્ત્રી, પુત્ર, પશુ, ઘર, ધન અને વાડી આદિમાં આસકત રહે છે તે પુરૂષ સ્વર્ગ–નરકાદિ માર્ગે જાય છે[૨૩]. આપણે બીજાએ કરેલા જે કર્મની નિંદા કરીએ તે કર્મ પોતે પણ કરવું નહિ; તેમ જે યોગી પુરૂષ બીજાના કર્મની નિંદા કરે છે તે પણ ઉપહાસને પામે છે. માટે સંગ અને અસૂયા બન્નેથી રહિત થઇને યોગીએ યોગયુકત થવું એ ઉત્તમ છે[૨૪]. જેમ અસૂયા દોષવાળો યોગી નિંદાને પાત્ર છે તેજ પ્રમાણે હે રાજન્! જે ક્ષત્રિય થઇને ભય પામતો હોય, બ્રાહ્મણ થઇને સર્વ પદાર્થનું ભક્ષણ કરતો હોય, વૈશ્ય થઇને ઈચ્છાનો ત્યાગ કરતો હોય, શૂદ્ર થઇને સેવારૂપી કર્મ કરવામાં આળસુ હોય, વિદ્વાન થઇને નીચ આચરણવાળો હોય, કુળવાન થઇને સદાચરણથી હીન હોય, બ્રાહ્મણ થઇને સત્યથી ભ્રષ્ટ થયેલો હોય, સ્ત્રી થઇને શીલરહિત હોય[૨૫]. સંસારના પદાર્થમાં પ્રીતિવાળો થઇને યોગસાધના કરતો હોય, અન્નાદિનો પાક પોતાનેજ અર્થે કરતો હોય, મૂર્ખ થઇને ઉપદેશ કરનારો હોય, દેશમાં નિવાસ કરનારો થઇને રાજાથી રહિત હોય અને રાજા યોગરહિત થઇને પોતાની પ્રજાપર સ્નેહરહિત હોય તે સર્વ શોક કરવા યોગ્ય છે[૨૬].

॥ रागी युक्तः पचमानोत्महेतोर्मूर्खो वक्ता नृपहीनं च राष्ट्रम् ॥

॥ एते सर्वे शोच्यतां यान्ति राजन् यश्चायुक्तः स्नेहहीनः प्रजासु ॥२६॥

इति श्रीमहा० शां० मो० उ० गु० मा० पराशरगीतायां अष्टादशाधिकशततमोऽध्यायः ॥११८॥

## અધ્યાય ૧૧૯ મો–પરાશરગીતા–આયુષ્ય દુર્લભ છે.

**पराशर उवाच** ॥ मनोरथरथं प्राप्य इंद्रियार्थहयं नरः ॥
॥ रश्मिभिर्ज्ञानसंभूतैर्यो गच्छति स बुद्धिमान् ॥ १ ॥

પરાશર કહે છે કેઃ—જે પુરૂષ લોકાંતરમાં ગતિ કરવાના સાધનરૂપ મનોરથરૂપી રથ કે, જેને શબ્દાદિ ઇન્દ્રિયોના વિષયરૂપી અશ્વ જોડેલા છે, તેને પામીને–મન–ઇન્દ્રિયોસહિત દેહને પામીને જ્ઞાનરૂપી રાશોવડે ઘોડાને સત્ય માર્ગે ચલાવીને મોક્ષ માર્ગમાં જાય છે તેને બુદ્ધિમાન જાણવો–અર્થાત્ જે દેહને પામીને સઘળા વિશ્વને બ્રહ્મભાવવડે જુએ છે તે મુક્તિ પામે છે[૧]. જે પુરૂષ કાંઈપણ આલંબન વિના–નિરાલંબ મનવડે રહેલો હોય અને તેથી વૃત્તિહીન થયેલો હોય તે પુરૂષને ધ્યાનરૂપ ઇશ્વરભક્તિ પ્રશસ્ત છે–અર્થાત્ તે પુરૂષે નિર્વિકલ્પ સમાધિવડે સ્થિતિ કરવી શ્રેષ્ઠ છે. તે ભકિત પોતાના જેવા પરોક્ષજ્ઞાનવાળા આચાર્ય પાસેથી પ્રાપ્ત કરેલી ન જોઇએ પરંતુ અપરોક્ષજ્ઞાની કે, જેણે સર્વ કર્મનું ઉલ્લંઘન કરેલું છે તેની પાસેથી પ્રાપ્ત થયેલી જોઈએ–અર્થાત્ અપરોક્ષ જ્ઞાનવાળા ગુરૂ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવું યોગ્ય છે[૨]. જ્ઞાન પ્રાપ્ત કરવામાં વાર લગાડવી નહિ કે, દિવસ વૃથા જવા દેવા નહિ. કેમ કે, આયુષ્યનું રક્ષણ થવું મહા કઠિન છે; પરંતુ જ્યાં સુધી આયુષ્ય પ્રાપ્ત થયેલું છે ત્યાં સુધી પુણ્ય કર્મ કરીને પોતાના આત્માનો ઉત્કર્ષ થવાને માટે યત્ન કરવો, પણ હે રાજન્! એવા અસુલભ આયુષ્યને ગુમાવવું* નહિ[૩]. વૃત્રગીતામાં કહેલા કૃષ્ણ, ધુમ્ર, નીલ, રક્ત, હારિદ્ર અને શુકલ, એવા છ વર્ણથી જે ભ્રષ્ટ થયેલો છે એટલે ઉચ્ચ વર્ણથી નીચ વર્ણમાં જાય છે તથા જે વિક્રિયા પામીને રાજસ કર્મનું સેવન કરે છે તે સન્માનને પામતો નથી[૪]. પુરૂષ પુણ્યકર્મ કરવાવડે નીચ વર્ણમાંથી ઉચ્ચ વર્ણમાં જઈ શકે છે તથા દુર્લભ વર્ણને પામીને પણ પાપ કર્મ કરવાવડે પુરૂષ પુનઃ નીચવર્ણમાં પણ પડે છે[૫]. અજ્ઞાનવડે કદાચિત્ પાપકર્મ થઇ ગયું હોય તો તપવડેજ તેનો નાશ કરવો. જે પાપકર્મ પોતાની મેળે કર્યું હોય તે દુઃખરૂપે ફળે છે. માટે જેમાંથી દુઃખરૂપી ફળનો ઉદય થાય છે તેવા પાપકર્મનું સેવન કરવું નહિ[૬]. પાપયુક્ત કોઇક કર્મ કદાપિ મોટા ફળને આપનારૂં હોય તથાપિ, જેમ પવિત્ર પુરૂષ ચાંડાલનું સેવન કરતો નથી, તેમ બુદ્ધિમાન પુરૂષે તે કર્મનું સેવન કરવું નહિ[૭]. "પાપકર્મનું ફળ નીચ અને કષ્ટદાયક છે" એમ હું જોઉં છું કેમ કે, પાપકર્મ કરનારની બુદ્ધિ વિપરીત થઈ જાય છે તેથી દેહાદિ અનાત્મ વસ્તુમાં આત્મબુદ્ધિ થાય છે અને તેથી આત્મા શોભતો નથી[૮]. જે મૂર્ખ પુરૂષને યોગમાં પ્રવૃત્ત થયા છતાં પણ વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી તે પુરૂષને મોટો પરિતાપ થાય છે કેમ કે, તેને યોગની ઉત્તર ભૂમિકાનો લાભ થતો નથી[૯]. જે વસ્ત્ર સ્વયં શુદ્ધ હોય પણ તેને બીજા કશાનો ડાઘ બેસી ગયો હોય તો તેને પુનઃ શુદ્ધ કરવાનો યત્ન કરાય છે, પણ જે વસ્ત્ર ભિલામા આદિથી રંગેલું હોય તેની શુદ્ધિ કરવાનો યત્ન થતો નથી. હે રાજન્! એજ પ્રમાણે કેટલાંક પાપની શુદ્ધિ થઇ શકે છે અને કેટલાંક પાપની શુદ્ધિ થઇ શકતી નથી તે તું જાણ[૧૦]. જે પુરૂષ બુદ્ધિપૂર્વક પાપકર્મ કરીને પછી તેનું

---

* કોઇ એક રાજાનો એકનો એક પ્રિય પુત્ર મરણ પથારીએ પડયો હતો. તેને બચાવવાને માટે રાજાએ વૈદ્યને પોતાનું સઘળું રાજ્ય આપવાની પ્રતિજ્ઞા કરીને કહ્યું કે,–આ મ્હારા પ્રિય પુત્રને જો એક ક્ષણવારનું આયુષ્ય આપો તો હું આપને આ મ્હારૂં સઘળું રાજ્ય અર્પણ કરૂં. પરંતુ વૈદ્ય કે, અન્ય કોઇ પણ તે કામ કરી શક્યા નહિ. માટેજ એક કવિએ કહ્યું છે કેઃ "**आयुः क्षणलवमात्रं न लभ्यते हेमकोटिभिः क्वापि ।** એક ક્ષણ કે, એક નિમેષ માત્ર પણ આયુષ્ય કરોડો સોના મહોરોવડે પણ મળી શકતું નથી."

**સંશોધક.**

પ્રાયશ્ચિત્ત કરવાને શુભકર્મ કરે છે તે પુરૂષ શુભ અને અશુભ બન્ને કર્મનાં જૂદાં જૂદાં ફળ ભોગવે છે[૧૧]. અજ્ઞાનવડે જે હિંસાદિ કર્મ કર્યું હોય તે, અહિંસારૂપ પ્રાયશ્ચિત્ત કરવાથી નાશ થાય છે. એ પ્રમાણે વેદના વચનને અનુસરીને સ્મૃતિકાર કહે છે[૧૨]. તેજ પ્રમાણે જાણી-બૂઝીને જે હિંસાદિ કર્મ કર્યું હોય તેને અહિંસારૂપ પ્રાયશ્ચિત્ત નાશ કરી શકતું નથી, એમ વેદને જાણનારા સ્મૃતિકાર બ્રાહ્મણો કહે છે[૧૩]. બીજાઓનો એવો મત છે; પણ મ્હારા મતમાં તો એમ છે કે, ગમે તેવું પુણ્યવાળું કર્મ બુદ્ધિપૂર્વક કર્યું હોય કે, જેમાં પાપ મળ્યું હોય કે, ન મળ્યું હોય તોપણ તેનો થોડો કે, ઘણો ભાગ ભોગવ્યા વિના નાશ થતું નથી[૧૪]. પ્રથમ મનવડે સંકલ્પ થયો કે, આ કામ આવી રીતે કરવું છે અને પછી બુદ્ધિવડે નિશ્ચય કર્યો કે, એ એમજ કરવું છે, એમ મન તથા બુદ્ધિવડે જે સ્થૂલ કર્મ કર્યાં હોય તે કર્મ સ્થૂલ કે, સૂક્ષ્મ સુખ-દુઃખાદિ ભોગ આપે છે[૧૫]. હે ધર્મજ્ઞ! કોઇ નરકપ્રાપક કર્મ હિંસાયુક્ત કર્મવડે અબુદ્ધિપૂર્વક (અજાણતાં) કર્યું હોય તો તેનું અલ્પ ફળ આપે છે; પણ ફળ તો આપેજ છે[૧૬]. કોઇ કહેશે કે, વિશ્વામિત્રે વસિષ્ઠના સો પુત્ર માર્યા તો તેનું નરકપાતરૂપ ફળ તેને કેમ પ્રાપ્ત થયું નહિ? માટે આપણે પણ તેની પેઠે હિંસક કર્મ કરીશું અને પછી તપ કરીશું તો તે કર્મ આપણને બાધ કરશે નહિ, એમ કોઇએ જાણવું નહિ; પણ ધર્માત્મા પુરૂષે દેવ અને મુનિઓએ કરેલાં કર્મને જોઈને તેવાં કર્મ કરવાં નહિ તથા તેઓનાં તેવાં કર્મ સાંભળીને તેઓની નિંદા પણ કરવી નહિ[૧૭]. હે રાજન્! જે પુરૂષ તે સર્વ વાતનું મનમાં ચિંત્વન કરીને તથા પોતાથી શું બનવું શકય છે? તે જાણીને શુભ કર્મ કરે છે તેને કલ્યાણ પ્રાપ્ત થાય છે[૧૮]. જેમ કાચા ઘડામાં જળ ભર્યું હોય તો, તે જળ તેમાં રહેતું નથી એટલુંજ નહિ પણ તે ઘડાનો નાશ થાય છે; પરંતુ પાકા ઘડામાં જળ ભર્યું હોય તો તેમાં રહે છે, એજ રીતે તેજસ્વી પુરૂષને પુણ્ય કર્મ, પાપ કર્મ કે, ઉદાસીન કર્મ બાધ કરી શકતું નથી[૧૯]. વળી જે ઘડામાં જળ ભર્યું હોય છે તેમાં કોઇ બીજું જળ રેડે તો વૃદ્ધિ પામેલા જળમાં બીજું જળ પડીને વૃદ્ધિ પામે છે, તેજ પ્રમાણે કર્મયુક્ત પ્રાણી બીજું કર્મ કરે તેથી તે કર્મ માત્ર વૃદ્ધિ પામે છે[૨૦]. હે રાજન્! એ પ્રમાણે જે જે પુણ્ય કર્મ બુદ્ધિપૂર્વક કર્યાં હોય છે તેમાં જે સમ હોય છે તે સમાન ફળ આપે છે અને વિષમ હોય છે તે વિષમ ફળ આપે છે. એવા સર્વના સાધારણ ધર્મ છે[૨૧]. રાજાના વિશેષ ધર્મ એ છે કે, રાજાએ વૃદ્ધિ પામેલા શત્રુઓને જીતવા, પ્રજાનું રૂડી રીતે પાલન કરવું, ઘણા યજ્ઞો કરીને અગ્નિનું પૂજન કરવું તથા વૈરાગ્ય હોય તો આયુષ્યના મધ્ય ભાગમાં તથા વૈરાગ્ય ન હોય તો આયુષ્યના અંત ભાગમાં વનમાં જઇને રહેવું[૨૨]. હે રાજેંદ્ર! દમગુણયુકત તથા ધર્મશીલ પુરૂષે બીજાં પ્રાણીઓને પોતાના સમાન જોવાં-જાણવાં તથા બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિના અર્થે અને શીલના અર્થે પોતાની શકિત પ્રમાણે પોતાથી મોટા એવા બ્રહ્મવિદ્યા આપનારા ગુરૂઓનું પૂજન કરવું. હે રાજન્! સત્ય અને શીલવડે સુખપ્રાપ્તિ થાય છે એમ જાણવું[૨૩].

॥ दमान्वितः पुरुषो धर्मशीलो भूतानि चात्मानमिवानुपश्येत् ॥
॥ गरीयसः पूजयेदात्मशक्त्या सत्येन शीलेन सुखं नरेंद्र ॥ २३ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० पराशरगीतायां ऊनविंशत्यधिकशततमोऽध्यायः ॥११९॥

## અધ્યાય ૧૨૦ મો–પરાશરગીતા–દાનમહાત્મ્ય.

**पराशर उवाच ॥ कः कस्य चापकुरुते कश्च कस्मै प्रयच्छति ॥**
**॥ प्राणी करोत्ययं कर्म सर्वमात्मार्थमात्मना ॥ १ ॥**

પરાશર કહે છે કે,–કોણુ કોના ઉપર ઉપકાર કરે છે અને કોણુ કોને આપે છે? પ્રાણી પોતે પોતાના અર્થે સર્વ કર્મ કરે છે[1]. લોકો ગુરૂતાહીન અને સ્નેહરહિત પોતાના સગાભાઈનો પણુ ત્યાગ કરે છે તોપછી બીજા મનુષ્યનો ત્યાગ કરે એમાં શું કહેવું? અર્થાત્ પોતે કરેલું કર્મ પોતેજ ભોગવે છે માટે જેથી આત્માનું હિત થાય તેવું કર્મ જાતેજ કરવું[2]. શ્રેષ્ઠ પુરૂષે શ્રેષ્ઠ પુરૂષને દાન આપવું તથા શ્રેષ્ઠ પુરૂષ પાસેથી દાન લેવું એ બન્ને સમાન છે. તે એમાંથી દાન કરવું–અને તે વળી બ્રાહ્મણુને કરવું શ્રેષ્ઠ છે[3]. ન્યાયથી પ્રાપ્ત થયેલા ધનની ન્યાયવડે વૃદ્ધિ કરવી તથા યત્નથી ધર્મના અર્થે તેનું રક્ષણુ કરવું એ નિશ્ચય છે[4]. ધર્મ કરવાને માટે પણુ દુષ્ટ કર્મથી ધન પ્રાપ્ત કરવું નહિ, પોતાની શકિત પ્રમાણે સર્વ કાર્ય કરવાં પણુ સમૃદ્ધિનું ચિંત્વન કરવું નહિ[5]. કદાપિ પોતાની શકિત અલ્પ હોય તો અતિથિને પીવાને ઠંડું જળ અથવા ન્હાવાને અગ્નિથી તપાવેલું જળ કે, ઠંડુજ જળ આપવું અને શકિત હોય તો ક્ષુધાતુરને ભોજન આપવું, તેથી પણુ દાનનું ફળ પ્રાપ્ત થાય છે[6]. રંતિદેવે ફળવડે, પાંદડાંવડે અને મૂળવડે મુનિઓનો સત્કાર કર્યો હતો તેથી તે મહાત્મા રંતિદેવે લોકોમાં ઇષ્ટ ગતિને પ્રાપ્ત કરી હતી[7]. એવાંજ ફળ, પત્રવડે શૈબ્ય રાજાએ "માઠર" નામના મુનિને સંતોષ્યા હતા તેથી તેને પરમ સ્થાન પ્રાપ્ત થયું હતું[8]. મનુષ્ય જન્મે છે ત્યારથી દેવતા, અતિથિ, પોષ્યવર્ગ, પિતૃઓ અને પોતે, એટલાનો દેવાદાર થાય છે માટે તેઓનું દેવું આપી મુકત થવું[9]. સ્વાધ્યાયનું પઠન કરીને મહર્ષિઓના ઋણુથી મુકત થવું. યજ્ઞ કર્મ કરીને દેવતાઓના ઋણુથી મુકત થવું. શ્રાદ્ધદાન કરીને પિતૃઓના ઋણુથી મુકત થવું અને સત્કાર કરીને મનુષ્યોના ઋણુથી મુકત થવું[10]. વેદશાસ્ત્રમય કરવાવડે ઉચ્ચાર કરવાવડે તથા પંચયજ્ઞ કરતાં વધેલા અન્નવડે તેમજ પ્રાણીઓ ઉપર દયા કરવાવડે પોતાના ઋણુથી પણુ મુકત થવું. તેમ પુત્રાદિ પોષ્યવર્ગનું પણુ વિધિપૂર્વક જાતકર્માદિ કર્મ કરીને તેઓના ઋણુથી મુકત થવું[11]. મુનિઓ કે, જેઓની પાસે ધન નહોતું તથાપિ તેઓ અગ્નિમાં સારી રીતે હોમ કરવાથી તથા ધ્યાન–ધારણાદિ કરીને પ્રયત્નથી સિદ્ધ થઇને સિદ્ધિને પામ્યા છે[12]. હે મહાબાહો! ઋચીકનો પુત્ર યજ્ઞનો ભાગ લેનારા દેવોની ઋગ્વેદના મંત્રોથી સ્તુતિ કરીને વિશ્વામિત્રના પુત્રપણાને પામ્યો[13]. દેવના દેવ મહાદેવની કૃપાથી ઉશના શુક્રપણાને પામ્યો અને દેવીની સ્તુતિ કરીને યશવડે આવૃત્ત થઇને આકાશમાં આનંદ કરે છે[14]. અસિત, દેવલ, નારદ, પર્વત, કક્ષિવાન, જમદગ્નિના પુત્ર પરશુરામ અને બુદ્ધિમાન તાંડય[15]. વસિષ્ઠ, જમદગ્નિ, વિશ્વામિત્ર, અત્રિ, ભરદ્વાજ, હરિશ્મશ્રુ, કુંડધાર તથા શ્રુતશ્રવા[16]. એ મહર્ષિઓ સાવધાન થઈને તથા ઋગ્ મંત્રોવડે વિષ્ણુની સ્તુતિ કરીને બુદ્ધિમાન વિષ્ણુની કૃપાથી તપવડે સિદ્ધિને પામ્યા છે[17]. અયોગ્ય પુરૂષો પણુ વિષ્ણુનું સ્તવન કરવાથી યોગ્યતાને પામ્યા છે; માટે નિંદ્ય કર્મ કરીને આ લોકમાં વૃદ્ધિ ઇચ્છવી નહિ[18]. જે ધન ધર્મવડે મળે તે ધનને ધન્ય છે, જે ધન અધર્મવડે મળે તે ધનને ધિક્કાર છે. ધનની આકાંક્ષાવડે સનાતન ધર્મનો ત્યાગ કરવો નહિ[19]. જે પુરૂષે અગ્નિહોત્ર લીધું હોય તેને ઉત્તમ પુણ્યવાન મનુષ્ય જાણુવો. હે રાજેંદ્ર! હે પ્રભો! સર્વ વેદ ત્રણુ અગ્નિઓમાં રહેલા છે[20]. અગ્નિહોત્ર ધારણુ કરનારો તેનેજ માનવો કે, જેની ક્રિયાનો લોપ થતો નથી કેમ કે, કાંતો અગ્નિહોત્ર ધારણુ નજ કરવું એ શ્રેષ્ઠ છે, પણુ અગ્નિહોત્ર ધારણુ કર્યા પછી તેની ક્રિયાનો લોપ કરવો એ શ્રેષ્ઠ નથી[21]. અગ્નિ

આત્મા, માતા, પિતા, ઉત્પન્નકર્તા અને ગુરૂ છે. હે નરવ્યાઘ્ર! અગ્નિનીજ સેવા કરવી યોગ્ય છે[૨૨]. જે પુરૂષ માનને તજીને વૃદ્ધોનું સેવન કરે છે, જે વિદ્વાન થઇને કામથી રહિત છે, જે કૃપાદૃષ્ટિવડે પ્રાણીમાત્રને જૂએ છે, જે આયાસશૂન્ય થઇને ધર્મ આચરે છે તથા આ લોકમાં જે હિંસાયુકત નથી તે આર્યપુરૂષનું સત્પુરૂષો પૂજન કરે છે[૨૩].

॥ मानं त्यक्त्वा यो नरो वृद्धसेवी विद्वान् क्लीबः पश्यति प्रीतियोगात् ॥
॥ दाक्ष्येण हीनो धर्मयुक्तो न दान्तो लोकेस्मिन् वै पूज्यते सद्भिरार्यः ॥ २३ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० पराशरगीतायां विंशत्यधिकशततमोऽध्यायः ॥१२०॥

## અધ્યાય ૧૨૧ મો. પરાશરગીતા–ચાતુર્વર્ણ્યકર્તવ્ય.

**पराशर उवाच** ॥ वृत्तिः सकाशाद्वर्णेभ्यस्त्रिभ्यो हीनस्य शोभना ॥
॥ प्रीत्योपनीता निर्दिष्टा धर्मिष्ठान् कुरुते सदा ॥ १ ॥

પરાશર કહે છે કે:–બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ ત્રણે વર્ણથી હીન એવા શૂદ્રની વૃત્તિ ઉત્તમ છે. કેમકે, વૃદ્ધની સેવા પ્રીતિથી કરી હોય તો તે સેવકોને ધામષ્ઠ કરે છે. (એ વૃત્તિને સુંદર કહેવાનું બીજું કારણ એ છે કે, સેવામાં દૃષ્ટ (આ લોકનું) ફળ અને અદૃષ્ટ (પરલોકનું) ફળ, બન્ને રહેલાં છે. વળી બ્રાહ્મણની વૃત્તિ જે યજ્ઞ કરાવવારૂપ, ક્ષત્રિયની વૃત્તિ જે કર લેવારૂપ તથા વૈશ્યની વૃત્તિ જે વેપારરૂપ, તેને આચરવાથી શૂદ્રને ધર્મિષ્ઠપણું પ્રાપ્ત થતું નથી)[૧]. શૂદ્રને પિતાથી અને પિતામહથી મળેલી નિશ્ચિત વૃત્તિ હોય નહિ તોપણ તેણે ત્રણે વર્ણની સેવા કરવા સિવાય બીજી વૃત્તિની શોધ કરવી નહિ, પરંતુ સેવાવૃત્તિની યોજના કરવી[૨]. સર્વકાળ અને સર્વ અવસ્થાના વિષે ધર્મને જાણનારા સત્પુરૂષો સાથે સમાગમ કરવો પણ અસત્પુરૂષો સાથે સમાગમ કરવો નહિ એમ મ્હારૂં માનવું છે[૩]. જેમ ઉદયગિરિના વિષે રહેલો મણિકાંચનાદિ પદાર્થ સૂર્યના કિરણના યોગથી પ્રકાશિત દેખાય છે, તેમ સત્પુરૂષના યોગથી હીનવર્ણનો પુરૂષ પણ દીપે છે[૪]. શ્વેત વસ્ત્રને જેવા રંગવડે રંગવામાં આવે છે તેવું રૂપ તે (વસ્ત્ર)નું થાય છે એટલુંજ તું મ્હારી પાસેથી જાણજે[૫]. અને એમ જાણીને તું ગુણોમાંજ રંગાજે–ગુણવાળો થજે, પણ કોઇ સમયે દોષમાં પ્રીતિ કરીશ નહિ કેમ કે, આ લોકમાં મનુષ્યોનું જીવિત અનિત્ય અને અત્યંત ચલસ્વભાવવાળું છે[૬]. જે પુરૂષ સુખમાં કે, દુ:ખમાં રહીને પણ શુભ કર્મજ કર્યા કરે છે તેનેજ સર્વ શાસ્ત્રનો જ્ઞાતા જાણવો[૭]. બુદ્ધિમાન પુરૂષે જે કર્મ ધર્મરહિત છતાં પણ તે મોટું ફળ આપનારૂં હોય તો તેવા કર્મનું કદાપિ સેવન કરવું નહિ. કેમ કે, આ લોકમાં સજ્જનો તેને હિતકર કહેતા નથી[૮]. જે રાજા પ્રજાનું રક્ષણ કરનારો ન હોય અને કોઈની હજાર ગાયો લાવીને દાન કરે તો તે રાજાને ગોદાનનું શબ્દ માત્રથીજ ફળ મળે છે, સત્ય રીતે જોતાં તો તે રાજાને ચોર જાણવો[૯]. સ્વયંભૂ પરમાત્માએ પૂર્વે લોકમાં સત્કાર પામેલા બ્રહ્માને ઉત્પન્ન કર્યા અને બ્રહ્માએ લોકોનું ધારણ કરવામાં પ્રીતિવાળા એવા એક પુત્રને–મેઘ દેવતાને સરજ્યો[૧૦]. વૈશ્યે એ મેઘદેવતાનું પૂજન કરીને ખેતી અને પશુપાલન આદિ ધનોપાર્જનનાં કર્મ કરવાં, રાજાએ રક્ષણ કરવું અને બ્રાહ્મણોએ તેઓને પોતપોતાના કર્મમાં યોજવાં[૧૧]. તેજ પ્રમાણે શૂદ્રોએ પણ સરળપણે વર્તીને, શઠતાને તજીને, ક્રોધને તજીને તથા હવ્ય અને કવ્યની યોજના કરીને–દેવને તથા પિતૃઓને બળિદાન આપીને પૃથ્વી શુદ્ધ કરવી આદિ કર્મ કરવાં કેમ કે, એમ કરવાથી ધર્મનો નાશ થતો નથી[૧૨]. ધર્મનો નાશ થતો નથી ત્યારે પ્રજાઓ સુખી થાય છે. હે રાજેન્દ્ર! પ્રજાઓનાં સુખવડે સ્વર્ગમાં દેવતાઓ હર્ષ પામે છે[૧૩]. માટે

જે રાજા સ્વધર્મ પ્રમાણે પ્રજાનું રક્ષણ કરે છે તે પૂજાય છે, તેમજ જે બ્રાહ્મણ અધ્યયન કરે છે, જે વૈશ્ય ધન પ્રાપ્તિ કરે છે અને જે શૂદ્ર નિરંતર ઇન્દ્રિયોને નિયમમાં રાખીને સેવા કરે છે તે પણ પૂજન પામે છે. હે નરપતે ! એથી ઉલટી રીતે ચાલવાથી મનુષ્ય સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે[૧૪.૧૫]. પ્રાણને સંતાપ આપીને પણ ન્યાયથી પેદા કરેલી ત્રણ કાકિની (૬૦ કોડીઓ) જેટલું દાન કર્યું હોય તથાપિ તે મોટું ફળ આપે છે, તો જે પુરૂષ તેવી હજારો કાકિનીઓ દાનમાં આપે છે તેનું ફળ કેટલું થાય ?[૧૬] હે રાજન્ ! જે પુરૂષ બ્રાહ્મણોનો સત્કાર કરીને જેવું જેવું તેઓને આપે છે તેવું તેવું વૃદ્ધિ પામેલું ફળ તેને પ્રાપ્ત થાય છે[૧૭]. જે દાન સામા જઇને સંતોષથી આપ્યું હોય તે દાન સર્વથી "ઉત્તમ" (પ્રશસ્ત) કહેવાય છે, જે દાન માગવાથી આપ્યું હોય તેને પંડિતો "મધ્યમ" કહે છે. જે દાન અવજ્ઞા કરીને તથા શ્રદ્ધાવિના આપવામાં આવે છે તેને સત્યદર્શી મુનિઓ "અધમ દાન" કહે છે[૧૮.૧૯]. સંસાર સાગરમાં ડૂબતા પુરૂષે તેમાંથી વિવિધ ઉપાય કરીને તરી જવું તથા જે રીતે કરવાથી ગૃહપાશમાંથી મુકત થવાય તેવો પ્રયત્ન કરવો[૨૦]. બ્રાહ્મણ દમગુણવડે શોભે છે, ક્ષત્રિય વિજયવડે શોભે છે, વૈશ્ય ધનવડે શોભે છે તથા શૂદ્ર નિરંતર સેવા કરવાના ઉત્સાહ વડે શોભે છે[૨૧].

॥ दमेन शोभते विप्रः क्षत्रियो विजयेन तु। धनेन वैश्यः शूद्रस्तु नित्यं दाक्ष्येण शोभते ॥२१॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० पराशरगीतायां एकविंशत्यधिकशततमोऽध्यायः ॥१२१॥**

## અધ્યાય ૧૨૨ મો. પરાશરગીતા—દેવ અને અસુરોનું વર્ણન.

**पराशर उवाच** ॥ प्रतिग्रहगता विप्रे क्षत्रिये युधि निर्जिताः ॥
॥ वैश्ये न्यायार्जिताश्चैव शूद्रे शुश्रूषयार्जिताः ॥ १ ॥

પરાશર કહે છે કે:—બ્રાહ્મણે પ્રતિગ્રહ કરવાથી જે ધન મેળવ્યું હોય, ક્ષત્રિયે યુદ્ધમાં જય મેળવીને જે ધન પ્રાપ્ત કર્યું હોય, વૈશ્યે વ્યવહારમાં ન્યાયથી વર્તીને જે ધન પ્રાપ્ત કર્યું હોય તથા શૂદ્રે સેવાવૃત્તિથી જે ધન સંપાદન કર્યું હોય[૧]. તે સ્વલ્પ હોય તથાપિ, જો ધર્મના અર્થે વાપર્યું હોય તો મોટું ફળ આપે છે. ત્રણે વર્ણની નિરંતર સેવા કરનારાને "શૂદ્ર" કહે છે[૨]. બ્રાહ્મણ જો બ્રાહ્મણના ધર્મ પ્રમાણે જીવિકા સંપાદન ન કરી શકતો હોય તો તેણે ક્ષત્રિયધર્મથી કે, વૈશ્યધર્મથી વર્તીને પણ પોતાની જીવિકા ચલાવવી, તેથી તે ધર્મભ્રષ્ટ થતો નથી, પણ જ્યારે શૂદ્રના ધર્મને આચરે છે ત્યારે ધર્મભ્રષ્ટ થાય છે[૩]. જ્યારે જીવિકા ન મળે ત્યારે શૂદ્રે પણ વેપાર, પશુપાલન તથા શિલ્પ ઉપર જીવિકા ચલાવાય, એવા રોજગાર કરવા[૪]. જે પુરૂષે પૂર્વે કોઈ સમયે નાટકમાં વેષ લેવાનું તથા અનેક પ્રકારનાં રૂપ ધારણ કરીને જીવિકા ચલાવવાનું, મદ્ય–માંસ ઉપર જીવિકા ચલાવવાનું, લોહ કે, ચર્મનો વિક્રય કરવાનું, એવાં જે કર્મ ન કર્યાં હોય તે કર્મ કરવાં નહિ કેમ કે, તે કર્મ લોકોમાં નિંદિત છે. પણ જો પૂર્વે તે કર્મ કર્યું હોય તો તેનો ત્યાગ કરવાથી મોટો ધર્મ થાય છે એમ વેદમાં કહેલું છે[૫.૬]. જે પુરૂષને ધન–ધાન્ય આદિ સમૃદ્ધિ મળેલી છે તેવો પુરૂષ જો મદમાં નિમગ્ન થઇને પાપ કર્મ આચરે, તો ડાહ્યા પુરૂષે તેનું આચરણ ગ્રહણ કરવું નહિ[૭]. પુરાણોમાં સાંભળ્યું છે કે, પૂર્વે પ્રજાઓ દમ ગુણયુકત, ધર્મયુક્તઅને ન્યાયથી ધર્મને અનુસરનારી હતી. તેઓને જ્યારે દંડ કરવો હોય ત્યારે રાજા મુખથી "ધિક્" એટલુંજ બોલતો તેથી સજા થતી હતી[૮]. હે રાજન્ ! આ લોકમાં સદૈવ ધર્મજ પ્રશંસાને પાત્ર છે. પૃથ્વી ઉપર જે પુરૂષો ધર્મ વૃદ્ધ છે એટલે જેઓના ધર્મની વૃદ્ધિ થએલી છે તેઓ ગુણોનુંજ સેવન કરે છે[૯]. હે રાજન્ ! હે તાત ! વૃદ્ધિ પામતા

ધર્મને જોઇને અસુરોથી સહન થઈ શકયું નહીં. તેથી ક્રમે કરીને વૃદ્ધિ પામતા અસુરોએ પ્રજાઓમાં પ્રવેશ કર્યો[૧૦]. પ્રજાઓમાં એ અસુરો એટલે કામ–ક્રોધાદિની વૃદ્ધિ થવાથી ધર્મનો નાશ કરનારો ગર્વ ઉત્પન્ન થયો. પ્રજા જયારે ગર્વવાળી થઈ ત્યારે ગર્વની પાછળ ક્રોધ પણ ઉત્પન્ન થયો[૧૧]. હે રાજન્! જયારે ક્રોધ ઉત્પન્ન થયો ત્યારે પ્રજાઓનું જે લજ્જાયુક્ત આચરણ હતું તે લજ્જા પણ નાશ પામી અને તેઓને મોહ (વિવેકશૂન્યતા) ઉપજયો[૧૨]. જયારે એ રીતે સર્વ પ્રજાઓ મોહવડે વીંટાઈ ત્યારે તેઓ પ્રથમ જે પ્રકારે ધર્મને જોતી હતી તે પ્રકારે જોવા ન લાગી. દેવ અને બ્રાહ્મણ આદિની અવગણના કરવા લાગી તથા પરસ્પર નાશ કરીને વૃદ્ધિ પામવા લાગી[૧૩]. તે સમયે "ધિક્" એવો દંડ તેઓને પ્રાપ્ત થયા છતાં તેઓનું નિયમન થઈ શકયું નહિ અને દેવ તથા બ્રાહ્મણનું અપમાન કરીને તેઓ વિષયને સેવવા લાગી[૧૪]. એ સમયે દેવતાઓ *દેવોમાં શ્રેષ્ઠ, બહુ રૂપને ધારણ કરનારા, ગુણોથી અધિક અને ધીર એવા શિવના+ શરણે ગયા[૧૫]. ત્યારે શિવે દેવતાઓના તેજયુકત પોતાના એક બાણવડે આકાશમાં ફરનારા તે ત્રણે અસુરોને પોતાનાં નગરોસહિત પૃથ્વી ઉપર પાડ્યા. તાત્પર્ય કે, બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી કામ, ક્રોધ અને લોભ, એ ત્રણે અસુરો માયારૂપી આકાશમાં રહેતા હતા, ત્યાંથી સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરરૂપી નગરોસહિત શુદ્ધ ચિન્માત્ર ઐશ્વર્યરૂપી પૃથ્વીમાં પડયા એટલે લીન થયા. તેઓને પાડનાર એક બાણના સ્થાને જીવાત્માને સમજવો અને દેવોના સ્થાને ઈન્દ્રિયોને સમજવી[૧૬]. તે સર્વ કામાદિ અસુરોનો અધિપતિ, ભયંકર પરાક્રમવાળો, દેવોને ભય ઉપજાવનારો તથા મહાભીમ (ભયંકર) મહામોહ હતો તેને શૂળપાણિએ (શિવે) અર્થાત્ શૂળના જેવી તીક્ષ્ણ અને હાથમાં રહેલી એટલે સ્વાધીન બુદ્ધિવડે તે (મહા મોહ)નો નાશ કર્યો[૧૭]. એ રીતે જયારે "મહામોહ" નામે અસુરનો નાશ થયો ત્યારે મનુષ્યો પોતાના મૂળ સ્વભાવને પામ્યા. જીવ પોતાના મૂળરૂપે–બ્રહ્મરૂપે થયો. તથા પૂર્વે મરીચિ આદિ જે ઋષિયો વેદમાંજ સ્થિતિવાળા હતા તેઓ પણ બ્રહ્મદશાને પામ્યા પછી વેદમાંજ સ્થિતિવાળા થયા[૧૮]. પછી વસિષ્ઠાદિ સપ્તર્ષિઓ સ્વર્ગના વિષે ઇન્દ્રને રાજગાદીએ સ્થાપન કરીને એટલે ઇન્દ્રિઓને વશ કરવાના કામમાં હૃદયાકાશમાં ચિદાત્માને સ્થાપન કરીને લોકોને ઉપદેશ કરવા લાગ્યા[૧૯]. એ સપ્તર્ષિ કરતાં પણ બ્રહ્મવેત્તા શ્રેષ્ઠ છે કેમ કે, એ સપ્તર્ષિઓરૂપી અવયવો ઉપર શરીરમાં રહેલો અશરીરિ છે તથા તે શરીરમાં ગણેશાદિ ષટ્ચક્રના અધિપતિઓ કે, જેઓ યોગવિઘ્નનો નાશ કરનારા છે તેઓ છે. "ગૌતમ અને ભરદ્વાજ શ્રોત્રના સ્થાને છે." ઇત્યાદિ વચનો શ્રુતિમાં છે તેથી ઋષિયોને અવયવ કહ્યા છે[૨૦]. જે પુરૂષો મોટા કુળમાં ઉત્પન્ન થયેલા છે, જેઓ વૃદ્ધ છે અને જેઓ નૂતન પ્રજાથી પૂર્વના છે, તેઓના હૃદયમાંથી પણ કામાદિ આસુરભાવ નાશ પામતો નથી[૨૧]. અને તેથીજ શરીરધારી પુરૂષો એવા આસુરભાવના યોગથી ભયાનક પરાક્રમવાળા થઇને આસુરભાવવાળાં કર્મોનું સેવન કરે છે[૨૨]. જે પુરૂષો અત્યંત મૂર્ખ છે તેઓ તેવાંજ કામાદિ કર્મના વિષે સ્થિતિ કરીને રહેલા છે, તેનુંજ સ્થાપન કરે છે તથા અદ્યાપિ તેનેજ સેવે છે[૨૩]. માટે હે રાજન્! હું તને શાસ્ત્રથી વિચાર કરીને કહું છું કે, નિત્ય સાધનયુક્તથઇને આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી અને હિંસાયુક્ત કર્મનો ત્યાગ કરવો[૨૪]. ડાહ્યા પુરૂષે ધર્મના અર્થે પણ ન્યાયનો ત્યાગ કરીને સંકર માર્ગથી (નીચ કર્મથી) દ્રવ્યપ્રાપ્તિ કરવી નહિ કેમ કે, સત્પુરૂષો તેને કલ્યાણકારી કર્મ કહેતા નથી[૨૫]. માટે તું પણ એવા ધર્મને જાણનારો બાંધવોનો પ્રિય, દમગુણયુક્ત અને ક્ષત્રિય છે માટે પ્રજા,

* શમ, દમાદિ દેવો. + જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિના અભિમાની વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ–વિરાટ્, સૂત્રાત્મા અને અંતર્યામી. એ ત્રણથી શ્રેષ્ઠ અદ્વૈતસ્વરૂપ શિવના શરણે ગયા.

સેવક તથા પુત્રોનું પોતાના ધર્મ પ્રમાણે પાલન કર[26]. પ્રત્યેક જન્મમાં ઇષ્ટ અને અનિષ્ટનો યોગ થયાજ કરે છે, વૈર અને સ્નેહ પણ થાય છે, તેમજ અનેક જાતિઓ પણ પ્રાપ્ત થાય છે[27]. માટે તું આત્માના ગુણોના વિષે પ્રીતિયુક્ત થા, પણ દોષોના વિષે કદાપિ પ્રીતિવાળો થઈશ નહિ. કેમ કે, ગુણરહિત અને દુર્બુદ્ધિવાળો માણસ પણ પોતાના ગુણોના વિષે તો અતિશય સંતોષજ પામે છે[28]. હે મહારાજ! ધર્મ અને અધર્મની પ્રવૃત્તિ મનુષ્યોમાં થાય છે, પણ મનુષ્ય વિના બીજા પ્રાણીના વિષે ધર્માધર્મની પ્રવૃત્તિ થતી નથી[29]. માટે પુરૂષે ધર્મશીલ, જ્ઞાની, અન્નાદિની ઇચ્છા રાખીને કે, ઇચ્છા રાખ્યા વગર આત્મરૂપ થઇને લોકોમાં ફરવું તથા કોઈની હિંસા ( દ્રોહ ) કરવી નહિ[30]. જ્યારે તેવા પુરૂષનું ચિત્ત એમ કરતાં કરતાં વાસનારહિત અને અહંકારરહિત થાય છે ત્યારે તે બ્રહ્માનંદરૂપી કલ્યાણને પામે છે[31].

॥ यदा व्यपेतहृल्लेखं मनो भवति तस्य वै । नानृतं चैव भवति तदा कल्याणमृच्छति ॥३१॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० पराशरगीतायां द्वाविंशत्यधिकशततमोऽध्यायः ॥१२२॥

## અધ્યાય ૧૨૩ મો. પરાશરગીતા–ગૃહસ્થનું કર્તવ્ય.

**पराशर उवाच** ॥ एष धर्मविधिस्तात गृहस्थस्य प्रकीर्तितः ॥
॥ तयोर्विधिं तु वक्ष्यामि तन्मे निगदतः शृणु ॥ १ ॥

પરાશર કહે છે કે:–હે તાત! ગૃહસ્થના ધર્મનો વિધિ એ પ્રમાણે તને કહ્યો, હવે હું તને ગૃહસ્થના ધર્મનો તથા તપનો વિધિ કહું છું તે તું સાંભળ[1]. હે નરશ્રેષ્ઠ! ગૃહસ્થ પુરૂષને વિશેષે કરીને રાજસ તથા તામસ ભાવોવડે તે તે પદાર્થોના સંગથી પ્રાપ્ત થયેલું મમત્વ ઉત્પન્ન થાય છે[2]. મનુષ્ય, ઘર, બળદ, ખેતર, ધન, સ્ત્રીઓ, પુત્ર અને ચાકર આદિ પદાર્થોમાં આસક્ત થાય છે તેથી તેમાં મમત્વ ( મ્હારાપણું ) ઉપજે છે[3]. એ પ્રમાણે મમત્વમાં પ્રવૃત્ત થયેલો મનુષ્ય તે તે પદાર્થમાં રહેલું અનિત્યપણું દેખતો નથી પણ તેમાં નિત્યતા જુએ છે તેથી રાગ–દ્વેષ વૃદ્ધિ પામે છે[4]. હે રાજન્! એ પ્રમાણે રાગ અને દ્વેષથી પરાભવ પામેલા તથા દ્રવ્યને વશ થઇને અનુસરનારા મનુષ્યને મોહથી ઉત્પન્ન થયેલી રતિ પ્રાપ્ત થાય છે–મોહથી દ્રવ્યમાં અધિક અધિક પ્રીતિ ઉત્પન્ન થાય છે[5]. રતિસુખ પ્રાપ્ત થયું એટલે તે રતિપરાયણ સર્વ મનુષ્યો પોતપોતાને કૃતાર્થ માને છે તથા ગ્રામ્ય સુખરૂપ રતિ કરતાં બીજા કોઇ ઉત્તમ લાભને માનતા નથી[6]. પછી લોભથી પરાજય પામીને તે મનુષ્ય દ્રવ્યાદિના સંગથી તેને ઉત્પન્ન કરવા માટે બીજા લોકો પાસેથી વ્યાજ–વટન્તર આદિ રોજગારથી દ્રવ્ય એકઠું કરવાની ઇચ્છા રાખે છે[7]. એવો પુરૂષ એમ જાણે છે કે, આ કર્મ કરવા જેવું નથી–આ અકાર્ય છે–છતાં પણ દ્રવ્યની ઇચ્છાથી તેનું સેવન કરે છે. વળી તે પોતાનાં બાળકોમાં સ્નેહ રાખે છે તથા સ્નેહથી વિંટાઇને પછી જ્યારે બાળકોનો નાશ થાય છે ત્યારે પરિતાપ પામે છે[8]. વળી તે માનવડે યુક્ત થઇને જેનાથી પોતાનો પરાજય થાય છે એવાં સ્ત્રી આદિનું રક્ષણ કરે છે અને તે ભોગી પુરૂષ એમ ધારે છે કે, હું આ સ્ત્રીઆદિવડે ભોગસંપન્ન થઈશ. પણ જેનાથી ભોગસંપન્ન થવાની આશા રાખે છે તેનાથીજ તેનો વિનાશ થાય છે[9]. માટે જે પુરૂષો બુદ્ધિથી યુક્ત છે તથા અવિનાશી બ્રહ્મને જાણનારા છે તે પુરૂષો જો શુભ કર્મની ઇચ્છા રાખતા હોય તો તેઓએ નિષિદ્ધ એવાં કામ્ય કર્મનો ત્યાગ કરવો કેમ કે, તેમ કરવાથીજ સુખ મળે છે[10]. હે રાજન્! પુરૂષ જેના વિષે સ્નેહ કરે છે એ સ્નેહનું પાત્ર જ્યારે નાશ પામે છે તથા જ્યારે ધન નાશ પામે છે, તેમજ જ્યારે આધિ, વ્યાધિ અને પરિતાપ ઉપજે

છે, ત્યારે તે, સર્વથી વૈરાગ્ય પામે છે[11]. જ્યારે તે વૈરાગ્ય પામે છે ત્યારે તેને આત્મજ્ઞાન થાય છે અને આત્મજ્ઞાન થાય છે ત્યારે તે શાસ્ત્રને જૂએ છે. હે રાજન્! શાસ્ત્રને જોવાથી તેને તપજ દૃષ્ટિએ આવે છે[12]. જે પુરૂષ સ્ત્રીઆદિથી ઉપજતા સુખનાવિષે દોષબુદ્ધિ આણીને તપ કરવાનો નિશ્ચય કરે છે એવો સારાસારનો વિવેક કરનાર મનુષ્ય શ્રેષ્ઠ–દુર્લભ છે[13]. હે તાત ! તપ સર્વને આચરવા યોગ્ય છે, જીતેંદ્રિય તથા દમગુણવાળો શૂદ્ર હોય તથાપિ તે તપ આચરવાને યોગ્ય છે[14]. હે રાજન્! સમર્થ એવા પ્રજાપતિએ કોઇ કોઇ દેશ–કાળમાં બ્રહ્મનાવિષે પ્રીતિવાળા થઇને અને વ્રતાદિ કરીને પોતાના તપવડે પ્રજાઓને સરજી છે[15]. એજ પ્રમાણે આદિત્ય, વસુઓ, રૂદ્રો, અગ્નિ, અશ્વિનીકુમારો, વાયુઓ, વિશ્વે દેવો, સાધ્યા દેવો, પિતૃઓ, દેવતાઓ, યક્ષો, રાક્ષસો, ગંધર્વો, સિદ્ધો અને બીજા જે જે સ્વર્ગમાં વસે છે તે સર્વ દેવો પણ પૂર્વે તપ કરીને સિદ્ધિ પામ્યા છે[16,17]. વળી બ્રહ્મદેવે બ્રાહ્મણોને તપવડે પૂર્વે સરજેલા છે તેઓ પણ પોતાના તપવડે પૃથ્વી અને સ્વર્ગને સુખી કરતા ફરે છે[18]. મૃત્યુ-લોકમાં પણ રાજાઓ, ગૃહસ્થો અને મોટા કુળમાં ઉત્પન્ન થયેલા જે પુરૂષો દેખાય છે તે સર્વ તપનુંજ ફળ છે[19]. પેહેરવાના અર્થે જે રેશમનાં વસ્ત્ર મળે છે તથા ઉત્તમ અલંકાર પ્રાપ્ત થાય છે, તેમજ વાહન, આસન અને પાન પ્રાપ્ત થાય છે તે સર્વ તપનુંજ ફળ છે[20]. મનને અનુકૂળ તથા રૂપવાળી એવી હજારો સ્ત્રીઓ, પ્રાપ્ત થવી તથા હવેલીના પૃષ્ઠ ઉપર નિવાસ પ્રાપ્ત થવો તે સર્વ તપનુંજ ફળ છે[21]. જેઓએ તપરૂપ શુભ કર્મ કર્યું છે તેઓને શ્રેષ્ઠ શયન, અનેક પ્રકારનાં ભોજન અને જે જે પદાર્થની ઇચ્છા થાય તે તે પદાર્થો પ્રાપ્ત થાય છે[22]. હે પરંતપ ! તપ કરનારને ત્રણ લોકમાં પણ કાંઈ અપ્રાપ્ય વસ્તુ નથી. પણ જેઓને તત્વજ્ઞાન પ્રાપ્ત થયું નથી એવા પુરૂષને જે ઉપભોગ પ્રાપ્ત થાય તે તથા વૈરાગ્ય ઉપજે તે તપનુંજ ફળ છે[23]. હે નૃપશ્રેષ્ઠ ! પુરૂષે પોતાની બુદ્ધિવડે અને મનવડે શાસ્ત્રને જોઈને–શાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરીને અને તે ઉપર વિચાર કરીને સુખી છતાં કે, દુઃખી છતાં પણ લોભનો ત્યાગ કરવો[24]. પુરૂષને અસંતોષજ દુઃખ આપનારો છે તથા લોભથીજ ઈન્દ્રિયો ભમી જાય છે. ઇન્દ્રિયોના ભમવાથી બુદ્ધિ, જેમ અભ્યાસ વિનાની વિદ્યા નાશ પામે, તેમ નાશ પામે છે[25]. જ્યારે બુદ્ધિ નાશ પામે છે ત્યારે પુરૂષને કોઈ વાતનો નિર્ણય જડતો નથી, માટે જ્યારે સુખનો ક્ષય થાય ત્યારે પુરૂષે ઉગ્ર તપ કરવુંજ શ્રેષ્ઠ છે[26]. જે પદાર્થ મનુષ્યને ઇષ્ટ હોય છે તેને "સુખ" કહે છે અને જે પદાર્થ અણગમતો હોય છે તેને "દુઃખ" કહે છે. જે પુરૂષ દોષ-રહિત તપ કરે છે તે પુરૂષને નિરંતર કલ્યાણ પ્રાપ્ત થાય છે તથા તેની જગતમાં પ્રખ્યાતિ થાય છે એટલુંજ નહિ પણ તે વિષયોને પણ ભોગવી શકે છે[27,28]. પણ જે પુરૂષ ફળની ઈચ્છારૂપ દોષ-યુક્ત કર્મ કરે છે તેને તેનુ રૂડું ફળ મળતું નથી પણ વિષયાત્મક, અપ્રિય, અપમાનયુક્ત અને અનેક પ્રકારનું દુઃખ પ્રાપ્ત થાય છે[29]. એવા પુરૂષને ધર્મ, તપ અને દાનરૂપ કર્મમાં અવિહિત કર્મ કરવાની ઈચ્છા ઉપજે છે તથા તેથી પાપ કર્મ કરીને નરકને પામે છે[30]. હે નરશ્રેષ્ઠ ! જે પુરૂષ સુખ કે, દુઃખમાં છતાં સારા આચરણથી ચલાયમાન થતો નથી તે પુરૂષને શાસ્ત્રદૃષ્ટિ-વાળો કહેવો[31]. હે પૃથ્વીપતે ! ધનુષ્યમાંથી છૂટેલા બાણને પૃથ્વીપર પડતાં જેટલીવાર લાગે તેટલીવાર પણ જો સ્ત્રીના સ્પર્શમાં, રસમાં, રૂપમાં, સુવાસમાં કે, શ્રવણમાં પ્રીતિ થઈ ગઇ તો પછી, તે વિષયનો નાશ થવાથી પ્રાણીને તીવ્ર વેદના થાય છે. પણ એવા મૂર્ખ પુરૂષો સર્વોત્તમ મોક્ષસુખને વખાણતા નથી[32,33]. માટે જે જ્ઞાની હોય છે તેઓને મોક્ષરૂપ ઉત્તમ ફળના અર્થે શમાદિ ગુણો ઉત્પન્ન થાય છે અને તેથી તે નિરંતર ધર્મવૃત્તિવડે વર્તીને કામ તથા લોભથી પરાભવ પામતો નથી[34]. ગૃહસ્થ પુરૂષે પ્રયત્ન કર્યા વિના જે વિષય પ્રાપ્ત

થાય તે સેવવા યોગ્ય છે તથા પ્રયત્ને કરીને સ્વધર્મનુંજ સેવન કરવું યોગ્ય છે. એવી મ્હારી બુદ્ધિ છે[૩૫]. જે પુરૂષો માનવાળા, મોટા કુળમાં જન્મેલા, નિરંતર શાસ્ત્રનું અવલોકન કરનારા, ક્રિયા અને ધર્મ વિનાના તથા જેઓનાં મન અશક્તિવડે મૂઢ થઈ ગયાં છે એવાં મનુષ્યોનાં જ્યારે માનવીક્રિયમાણુ કર્મ નાશ પામે છે ત્યારે આ લોકમાં તેઓને માટે તપ કરવા કરતાં બીજું કોઈ ઉત્તમ કર્મ નથી[૩૬,૩૭]. હે રાજન્! ગૃહસ્થ પુરૂષે સ્વધર્મમાં રહીને પોતાના સઘળા પ્રયત્નથી યજ્ઞ અને શ્રાદ્ધના અર્થે ડહાપણથી કર્મ કરવાનો નિશ્ચય કરવો[૩૮]. કેમ કે, જેમ સઘળી નદીઓ અને નદ છેવટે સમુદ્રમાં સ્થિતિ પામે છે તેમ સર્વ આશ્રયવાળા મનુષ્યો ગૃહસ્થના વિષે સ્થિતિ પામે છે[૩૯].

॥ यथा नदी नदाः सर्वे सागरे यांति संस्थितिम् । एवमाश्रमिणः सर्वे गृहस्थे यांति संस्थितिम् ॥३९॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० पराशरगीतायां त्रयोविंशत्यधिकशततमोऽध्यायः ॥१२३॥

---

## અધ્યાય ૧૨૪ મો-પરાશરગીતા-ચારે વર્ણોના વિશેષ ધર્મ.

**जनक उवाच** ॥ वर्णो विशेषो वर्णानां महर्षे केन जायते ॥
॥ एतदिच्छाम्यहं ज्ञातुं तं ब्रूहि वदतां वर ॥ १ ॥

જનક કહે છે કે:—હે મહર્ષે! પૂર્વે કહેલા કૃષ્ણુ, ધૂમ્ર, નીલ, રક્ત, પીત, શ્વેત એ છ વર્ણ છે. તેમાંથી એક વિશેષ વર્ણ સ્વાભાવિક વર્ણથી અધિકતારૂપ વર્ણ શા કારણથી ઉપજે છે તે હું જાણવાને ઇચ્છું છું. વ્યાખ્યાન કરનારાઓમાં શ્રેષ્ઠ હે મુનિ! તે મને કહો[૧]. "જેનાથી જે સંતાન થાય તેજ (પિતા) તે (સંતાન) જાણવું" એમ શ્રુતિમાં કહ્યું છે. ત્યારે પ્રથમ બ્રાહ્મણથી થયેલી સૃષ્ટિમાં ક્ષત્રિય વર્ણ શી રીતે ઉત્પન્ન થયો[૨]. પરાશર કહે છે કે:-હે મહારાજ! તમે કહો છો તે પ્રમાણેજ જેનાથી પુત્ર ઉત્પન્ન થયો છે તે જાતિનોજ તે થાય. પણ તપનો ભાગ કમી થવાથી જૂદી જૂદી જાતિઓ થઇ છે[૩]. બીજ ઉત્તમ હોય છે અને ક્ષેત્ર પણ ઉત્તમ હોય છે તો તેમાં જે ઉત્પન્ન થાય છે તે પણ ઉત્તમજ હોય છે. પરંતુ બીજ અને ક્ષેત્રમાંથી એકાદ હીન ગુણવાળું હોય છે તો જે ઉત્પન્ન થાય છે તે તેથી અધમ થાય છે[૪]. ધર્મને જાણનારા પુરૂષો જાણે છે કે, જ્યારે પ્રજાપતિએ સૃષ્ટિ ઉત્પન્ન કરવા માંડી ત્યારે તેમના મુખમાંથી, બાહુમાંથી, જંઘામાંથી અને પગમાંથી પ્રજા ઉત્પન્ન થઈ છે[૫]. એ પ્રમાણે એકજ બ્રહ્માથી પ્રજાઓ ઉત્પન્ન થયેલી છતાં પણ સ્થાનભેદે કરીને ભિન્ન વર્ણવાળી થઇ છે. હે તાત! જેઓ મુખમાંથી ઉપજ્યા છે તેઓ બ્રાહ્મણો છે; જેઓ બાહુમાંથી ઉપજ્યા છે તેઓ ક્ષત્રિય છે, જેઓ જંઘામાંથી ઉપજ્યા છે તેઓ વૈશ્ય છે અને જેઓ ચરણમાંથી ઉપજ્યા છે તેઓ શૂદ્ર છે[૬]. હે પુરૂષશ્રેષ્ઠ! એ પ્રમાણે ચારે વર્ણની ઉત્પત્તિ જાણવી. એઓથી બીજા જે વર્ણ છે તે સર્વ એ જાતિઓના મિશ્ર થવાથી ઉપજ્યા છે[૭]. ક્ષત્રિય, અતિરથ, અંબષ્ઠ, ઉગ્ર, વૈદેહ, શ્વપાક, પુલ્કસ, સ્તેન, નિષાદ, સૂત, માગધ, અયોગ, કારણ, વ્રાત્ય અને ચાંડાલ, એ સર્વ જાતિઓ ચારે વર્ણોમાં પરસ્પર સંકરપણું ઉપજવાથી ઉત્પન્ન થયેલી છે[૮,૯]. જનક કહે છે કે:-હે મુનિશ્રેષ્ઠ! એક બ્રહ્માથી એ સર્વ જાતિઓ ઉત્પન્ન થઇ છે ત્યારે તેઓનાં ગોત્ર જૂદાં જૂદાં કેમ? આ લોકમાં અનેક ગોત્ર છે તેનું શું કારણ?[૧૦]. વળી પૂર્વે ગમે ત્યાં ઉત્પન્ન થયેલા મુનિઓ પણ પોતાની જાતિને પામેલા છે. જેમ કાશીવાને શૂદ્રા સ્ત્રીમાં ઉત્પન્ન કરેલા પુત્રોને બ્રાહ્મણ કર્યા હતા, તેમજ બીજા પણ જેઓ શુદ્ધ જાતિમાંથી કે, અશુદ્ધ જાતિમાંથી ઉત્પન્ન થયેલા છતાં તેઓ પોતાની મૂળ જાતિને

પામ્યા છે તેનું શું કારણ[૧૧]. પરાશર કહે છે કેઃ-હે રાજન્! જેઓએ આત્માને ભાવિત કર્યો છે એવા મહાત્મા ઋષિઓની ઉત્પત્તિ એવા હીન જન્મવડે થાય એમ સમજવાનું નથી.[૧૨]. કેમકે, મુનિઓ ગમે ત્યાં પુત્રોને ઉત્પન્ન કરીને પોતાના તપવડેજ તેઓને ઋષિપણું ધારણ કરાવતા હતા[૧૩]. હે જનક! મ્હારા પિતામહ, ઋષ્યશ્રૃંગ, કાશ્યપ, વેદ, તાંડ્ય, કૃપ, કાક્ષીવાન્, કમઠ, યવક્રીત, ભાષણ કરવામાં ઉત્તમ દ્રોણ, આયુ, મતંગ, દત્ત, દ્રુમદ અને માત્સ્ય, એ આદિ ઘણા ઋષિઓ પૂર્વે તપ કરવાવડે પોતાની પ્રકૃતિને-મૂળ ઉત્પત્તિસ્થાન બ્રાહ્મણપણાને પામ્યા છે તથા તેઓ દમગુણવડે તથા તપવડે વેદને જાણનારા થઇને સ્થિર થયા છે[૧૪-૧૬]. હે રાજન્! મૂળ ચાર ગોત્ર ઉપજ્યાં હતાં. જેવાં કેઃ-અંગિરા, કાશ્યપ, વસિષ્ઠ અને ભૃગુ[૧૭]. હે રાજન્! બીજાં ગોત્ર કર્મવડે ઉત્પન્ન થયાં છે તથા તપવડે તે નામ તેમને પ્રાપ્ત થયાં છે તથા સત્પુરૂષોએ વરણ-વિવાહ આદિ શ્રૌત તથા સ્માર્ત કર્મમાં તેઓને ગ્રહણ કર્યાં છે[૧૮]. જનક કહે છે કેઃ-હે ભગવન્! તમે સર્વ વિષયમાં કુશળ છો માટે વર્ણોના વિશેષ ધર્મ મને કહો તથા તે પછી સામાન્ય ધર્મ પણ કહો[૧૯]. પરાશર કહે છે કેઃ-હે રાજન્! પ્રતિગ્રહ કરવો. યજ્ઞ કરાવવો અને વિદ્યાભ્યાસ કરાવવો એ બ્રાહ્મણના વિશેષ ધર્મ છે. ક્ષત્રિયનો વિશેષ ધર્મ એ છે કે, તેણે સર્વનું રક્ષણ કરવું. એજ શોભા આપનારૂં છે[૨૦]. વૈશ્યના વિશેષ ધર્મ ખેતી, ઢોર પાળવાં તથા વેપાર કરવો એ છે. હે રાજન્! બ્રાહ્મણોનું સેવન કરવું એ શૂદ્રનું કર્મ છે[૨૧]. હે રાજન્! એ મેં તમને વર્ણોના વિશેષ ધર્મ કહ્યા. હવે હું તેઓના સામાન્ય ધર્મ વિસ્તારથી કહું છું તે સાંભળો[૨૨]. સજ્જનતા, અહિંસા, અપ્રમાદ, સંવિભાગ (દેવતા, અતિથિ અને પોષ્યવર્ગ આદિને ભોજન આપવું તે), શ્રાદ્ધકર્મ, અતિથિસેવન, સત્ય, અક્રોધ, પોતાની સ્ત્રીના વિષે સંતોષ, પવિત્રતા, નિરંતર અસૂયારહિત થવું, આત્મજ્ઞાન અને સહનશીલતા એ તેર ધર્મ સર્વ વર્ણને માટે સાધારણ છે[૨૩,૨૪]. હે નરપતિ! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણને “દ્વિજાતિ” કહે છે. તે દ્વિજાતિનો એ ધર્મના વિષે અધિકાર છે[૨૫]. હે રાજન્! એ ત્રણ જ્યારે નિષિદ્ધ કર્મનું આચરણ કરે છે ત્યારે ધર્મથી પડે છે તથા જ્યારે પોતાના વિધેય કર્મનું આચરણ કરે છે ત્યારે અભ્યુદયને પામે છે[૨૬]. એથી સમજવું કે, જે, જાતિવડે શૂદ્ર હોય એટલાથી તે નરકમાં પડે છે એમ નિશ્ચય નથી, તેમ તે ધર્મ પાળવાને માટે સંસ્કાર પામવો જોઇએ એમ પણ નથી. સંસ્કાર પામ્યા વિના વેદમાં કહેલા ધર્મ આચરવાને તે યોગ્ય થતો નથી; પણ ઉપર કહેલા તેર ધર્મ આચરવાને કોઇને પ્રતિષેધ કરેલો નથી[૨૭]. હે મહારાજ! વિદ્વાન્ બ્રાહ્મણો શૂદ્રને “પ્રજાપતિ-બ્રાહ્મણતુલ્ય” કહે છે, પણ હે રાજન્! હું તો શૂદ્રને જગતના વિષે મુખ્ય દેવ વિષ્ણુતુલ્ય જોઉં છું. તાત્પર્ય કે, શૂદ્ર એ સ્થૂળ શરીરના અભિમાનરૂપ છે માટે સ્થૂળનો ત્યાગ કરીને સૂક્ષ્મ શરીરને પામે છે તે પણ શૂદ્ર છે અને તેને “વિદેહ” કહે છે. જે સ્થૂળ અને સૂક્ષ્મ બન્નેને તજીને પ્રધાન કારણને આત્મારૂપે પ્રાપ્ત થાય છે તે પ્રકૃતિમાં લય થનારા કહેવાય છે. એ ત્રણને ઉલ્લંઘીને જે, બ્રહ્મને પામે છે તે બ્રાહ્મણ છે. શૂદ્ર જ્યારે ઉત્તમ કર્મ કરે છે ત્યારે વૈશ્ય થાય છે. વૈશ્યમાંથી ક્ષત્રિય અને ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ થાય છે. વૈશ્યને બે જન્મે મુક્તિ મળે છે. ક્ષત્રિયને એક જન્મે અને બ્રાહ્મણને તત્કાળ મુક્તિ મળે છે. માટે બ્રાહ્મણ, વૈશ્ય અને ક્ષત્રિયો શૂદ્રને “વિદેહ” એટલે દેહરહિત કહે છે. જ્યારે તે દેહને પામે છે એટલે ક્રમે કરીને વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ થાય છે ત્યારે મુક્તિ પામે છે, એવું કેટલાકનું માનવું છે. પણ મ્હારૂં (પરાશરનું) માનવું તો એમ છે કે, તે પણ આત્મજ્ઞાન પામવાથી એકજ જન્મે મુક્તિને પામે છે[૨૮]. શૂદ્ર જાતિના પુરૂષો પણ પોતાના કામાદિ દોષનો નાશ કરવાની

ઇચ્છાથી સત્પુરૂષોના આચરણને અનુસરીને પોતાના ધર્મને પુષ્ટિ આપનારી–કલ્યાણકારી ક્રિયાઓ મંત્રરહિત આચરે તો તેથી તેઓને દોષ લાગતો નથી[૨૯]. જેમ જેમ પુરૂષો સદાચરણનું અવલંબન કરે છે તેમ તેમ સુખ પામીને આ લોકમાં તથા પરલોકમાં આનંદ પામે છે[૩૦]. જનક કહે છે કે:–હે મહામુનિ ! શૂદ્ર અવિહિત કર્મ કરવાથી દોષનો ભાગી થાય છે ? કે, તે "શૂદ્ર છે" એટલાજ માટે દૂષિત છે ? એવો સંદેહ મને ઉપજ્યો છે તેનું નિરાકરણ કરવું જોઇએ[૩૧]. પરાશર કહે છે કે:–હે મહારાજ ! કર્મ અને જાતિ બંને શૂદ્રને દોષ આપનાર છે એમાં સંશય નથી, પણ તેમાં જે વિશેષ છે તે હું તને કહું છું તે સાંભળ[૩૨]. જે પુરૂષ જાતિથી દુષ્ટ છતાં પાપ કરતો નથી તે પુરૂષ "જાતિવડે કે, કર્મવડે પણ દૂષિત છે" એમ જાણવું નહિ[૩૩]. તેમ પુરૂષ જાતિવડે શ્રેષ્ઠ હોય તથાપિ ધિક્કારવા યોગ્ય કર્મ કરતો હોય તો તે કર્મ તેને દૂષિત કરે છે માટે તેનું "તે કર્મ ઉત્તમ છે" એમ માનવું નહિ[૩૪]. જનક કહે છે કે:–હે દ્વિજશ્રેષ્ઠ ! આ લોકમાં કયાં કર્મ ધર્મવાળાં છે તે કહો કે, જે કર્મ કરવાથી પ્રાણીઓ બીજાઓનો નાશ કરી શકતાં નથી. અર્થાત્ કેવાં કર્મ કરવાથી પ્રાણીઓ હિંસાદોષથી દૂષિત થાય નહિ તે કહો[૩૫]. પરાશર કહે છે કે:–હે મહારાજ! તમે મને જે પૂછો છો તે હું કહું છું તે સાંભળો. જે હિંસારહિત કર્મ મનુષ્યોને સદૈવ તારે છે તે હું કહું છું[૩૬]. અગ્નિનો ત્યાગ કરીને ઉદાસીનપણે રહેલા અને પરિતાપ વિનાના મુનિઓ કલ્યાણકારી કર્મમાર્ગને ક્રમે કરીને ચઢે છે–અર્થાત્ સંન્યસ્ત ધારણ કરીને–ત્યાગી થઈને વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતા નામની યોગભૂમિઓમાંથી અનુક્રમે પૂર્વ પૂર્વ ભૂમિનો ત્યાગ કરીને ઉત્તરોત્તર ભૂમિકામાં ચઢવારૂપ યોગમાર્ગનો આશ્રય કરે છે[૩૭]. તથા વિનયવાળા નિરંતર દમગુણયુક્ત, અત્યંત વખાણવા યોગ્ય આચરણવાળા ત્યાગીઓ તે યોગમાર્ગે ચઢીને સર્વ કર્મનો ત્યાગ કરે છે તથા જરા અને મૃત્યુરહિત અવિનાશી સ્થાનને પામે છે[૩૮]. હે રાજન્ ! સર્વ વર્ણના લોકો ધર્મનાં કાર્ય કરીને તથા સત્ય વચન બોલીને તેમજ જીવલોકમાં જે દારૂણ અધર્મ છે તેને તજીને સ્વર્ગલોકને પામે છે એમાં કાંઈ વિચારવા જેવું નથી[૩૯].

॥ सर्वे वर्णा धर्मकार्याणि सम्यक् कृत्वा राजन् सत्यवाक्यानि चोक्त्वा ।
॥ त्यक्त्वा धर्मं दारुणं जीवलोके यांति स्वर्गं नात्र कार्यो विचारः ॥ ३९ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० पराशरगीता० चतुर्विंशत्यधिकशततमोऽध्यायः ॥१२४॥

---

## અધ્યાય ૧૨૫ મો–પરાશરગીતા–ક્ષત્રિયધર્મની પ્રશંસા અને મરણવિધિ.

पराशर उवाच ॥ पिता सखायो गुरवस्त्रियश्च न निर्गुणानां प्रभवन्ति लोके ॥
॥ अनन्यभक्ताः प्रियवादिनश्च हिताश्च वश्याश्च तथैव राजन् ॥ १ ॥

પરાશર કહે છે કે:–હે રાજન્ ! જે પુરૂષો ભક્તિ આદિ ગુણોથી રહિત છે તેઓને પિતા, મિત્ર, ગુરૂઓ અને સ્ત્રીઓ પણ યથોક્ત સેવાફળ આપવાને સમર્થ નથી, પણ જેઓ અનન્ય ભક્તિ કરનારા, પ્રિય વચન બોલનારા, હિત આચરનારા તથા ઈન્દ્રિયોને વશ રાખનારા છે તેઓજ પિતૃ આદિ સેવાનું ફળ પામે છે[૧]. મનુષ્યોને પિતાજ પરમ દૈવત છે અને પિતાને માતાથી પણ વિશેષ કહેલો છે. જ્ઞાનનો લાભજ મોટો લાભ છે તથા જેઓએ ઇન્દ્રિયોના વિષયોને જીતેલા છે તેઓ પરમ લાભને પામે છે[૨]. સંગ્રામના આંગણામાં કે, જ્યાં બાણોમાંથી ઉપજેલા અગ્નિની શય્યા પડેલી હોય છે ત્યાં કોઈ રાજપુત્ર હણાય છે અને દહન થાય છે. પણ તે રાજપુત્ર મૃત્યુ પામ્યા પછી દેવોને પણ અત્યંત દુર્લભ એવા લોકને પામે

છે તથા સુખ થાય એવી રીતે સ્વર્ગના ફળને ભોગવે છે[૩]. હે રાજન્! જે શત્રુ થાકી ગયો હોય, ભય પામ્યો હોય, જેના હાથમાંથી હથીઆર પડી ગયું હોય, જે રડતો હોય, અવળા મુખથી નાસતો હોય, રથ, ઘોડા, કવચ વગેરે સામગ્રી વિનાનો હોય, હથિયાર ઉગામીને મારવા ન આવતો હોય, રોગી હોય, જીવિતદાન માગતો હોય, બાળક હોય અથવા વૃદ્ધ હોય, એવા શત્રુને મારવો નહિ[૪]. પણ જે ક્ષત્રિયના પુત્રની પાસે રથ, અશ્વ, કવચ આદિ સામગ્રી હોય, જેણે હથિયાર ઉગામ્યું હોય અને જે પોતાનો બરોબરીઓ હોય, એવા શત્રુની સાથે રાજાએ યુદ્ધ કરવું[૫]. કેમ કે, બરોબરીઓ હોય તેનાથી કદાચિત્ પોતાનું મૃત્યુ થાય તોપણ શ્રેષ્ઠ છે, તેમ પોતાથી વિશિષ્ટ હોય તેનાથી મૃત્યુ થાય, તે પણ શ્રેષ્ઠ છે એમ નિશ્ચય જાણવું; પણ કોઈ પુરૂષ કે, જે પોતાથી નાનો, કાયર અથવા હીન હોય, તેનાથી પોતાનો વધ થાય એ નિંદવા જેવું છે[૬]. હે નરપતિ! જે પુરૂષ પાપી, પાપ આચરણવાળો અને પોતાથી અધમ હોય તેથી વધ થાય તો, એ વધ મહા કષ્ટકારક સમજવો કેમ કે, તેવા પુરૂષના હાથે મૃત્યુ થવાથી નિશ્ચય નરકમાં પડવું પડે છે[૭]. હે રાજન્! જે પુરૂષ મૃત્યુના પાશમાં આવી પડયો છે તેનું રક્ષણ કોઈ કરી શકતું નથી. તેમ જેનું આયુષ્ય બાકી છે તેને કોઈ મારી શકતું નથી[૮]. પોતાના ઉપર સ્નેહ રાખનારા મનુષ્યો, જે હિંસાત્મક કર્મ કરતા હોય તેથી તેઓને અટકાવવા તથા બીજાના પ્રાણવડે પોતાના પ્રાણનું પોષણ કરવાની ઈચ્છા કરવી નહિ[૯]. હે તાત! ગૃહસ્થ પુરૂષો કે, જેઓ સંસારબંધનથી મુક્તિ પામવાની ઇચ્છા રાખતા હોય તેઓએ તીર્થસ્થળમાં જઇને તીર્થવાસીને ઉચિત ક્રિયા કરીને મૃત્યુ પામવું એ ઠીક છે[૧૦]. કેમ કે, આયુષ્યનો ક્ષય થવાથી મૃત્યુ તો અવશ્ય થાય છેજ; ત્યારે તે મૃત્યુ તીર્થમાં પ્રાપ્ત કરવાથી તીર્થ મહાત્મ્યનું ફળ પ્રાપ્ત થાય છે—અર્થાત્ "આ મુક્તિક્ષેત્ર છે" એટલું પણ જેઓ જાણતા નથી એવા મૂઢ અંતઃકરણવાળા પણ તીર્થમાં મૃત્યુ પામે છે તો તેઓને ક્ષેત્રનું ફળ મળશે તોપછી જે ક્ષેત્રના ફળને જાણે છે તેને તે ફળ થાય તેમાં શું આશ્ચર્ય? તીર્થમાં જઈને પણ યોગસમાધિ સિદ્ધ કરીને મરવાથી અથવા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરીને મરવાથીજ મોક્ષ થાય છે[૧૧]. માટે જે પુરૂષ તીર્થમાં જઇને પણ બળાત્કારે જળમાં પડીને કે, બીજી રીતે દેહનો ત્યાગ કરે છે તેને પોતાના પૂર્વના દેહ જેવુંજ શરીર પ્રાપ્ત થાય છે—અર્થાત્ એક દેહને તજીને પુનઃ બીજા યાતના શરીરને પામે છે. એવા પુરૂષને એકાદા વટેમાર્ગુ કરતાં પણ અધમ જાણવો. કેમ કે, વટેમાર્ગુ તો પોતાના ઘરમાંથી નીકળીને બીજી ધારેલી જગ્યોએ જાય છે પણ આ તો પોતાના દેહમાંથી નીકળીને પુનઃ તેવાજ દેહમાં જાય છે—અર્થાત્ તેણે જે હેતુથી દેહ તજ્યો તે હેતુ પણ તેનો સિદ્ધ થતો નથી[૧૨]. (આ સ્થળે કોઈ શંકા કરશે કે, ત્યારે કાશી આદિ ક્ષેત્રમાં મૃત્યુ પામનારનો મોક્ષ નહિજ થાય શું? તો તેનું સમાધાન એવું છે કે,) તીર્થમાં મૃત્યુ પામનારને બીજો યાતનાદેહ પ્રાપ્ત થાય છે તેનું કારણ, તેણે કરેલો આત્મઘાત છે પણ તે દેહ કર્મથી ઉપજેલા ભોગદેહ જેવો ન હોવાથી, તે દેહવડે માત્ર પાપકૃત્યનું પ્રાયશ્ચિત્ત થાય છે—અર્થાત્ તે દેહ રૂદ્ર, પિશાચ આદિ જેવો મોક્ષને યોગ્ય છે[૧૩]. એ યાતનાદેહ પણ શિરા, સ્નાયુ, અસ્થિસમુદાય, બીભત્સ પદાર્થ તથા અમેધ્ય વસ્તુઓથી વ્યાપ્ત હોય છે તથા તેના વિષે પણ ભલ અને ઇંદ્રિયો મળેલાં હોય છે[૧૪]. અધ્યાત્મનું ચિંત્વન કરનારા એમ પણ કહે છે કે, તે યાતનાદેહ માત્ર ત્વચા અને અસ્થિમય હોય છે તેમાં મેદ, માંસ આદિ કાંઈ હોતું નથી. તેમ સૌંદર્યાદિ ગુણ પણ હોતા નથી. પરંતુ પૂર્વ વાસનાથી માત્ર મનુષ્યપણાને પામ્યો હોય તેવો તે દેહ હોય છે[૧૫]. ત્યારે જીવ તે દેહનો ત્યાગ કરે છે ત્યારે મનુષ્યદેહની પેઠે, તે પણ

ચેષ્ટારહિત અને ચેતના વિનાનો થઇને પૃથ્વીમાં લય પામે છે અને તેમાંનાં ભૂત પોતાના અસલ સ્વરૂપમાં મળી જાય છે[16]. તે પિશાચનું શરીર પણ, આત્મહત્યાના જેવાંજ બ્રહ્મહત્યાદિ અનેક જન્મ આપનારાં અનેક કર્મ કે, જે કાશી આદિ ક્ષેત્રમાં કર્યાં હોય છે તેથી તે તે સ્થાનમાં ઉત્પન્ન થાય છે. હે વૈદેહ! આ શરીર જે જે સ્થાનમાં મરણ પામે છે તે તે સ્થાનનો સ્વભાવ તેમાં મુખ્યત્વે દેખાય છે તથા કર્મનાં ફળ પણ તે તે સ્થાનમાં સ્વભાવને અનુસરીને પ્રાપ્ત થાય છે[17]. હે રાજન્! યાતનાશરીરનો સ્વભાવ એથી વિલક્ષણ છે, રૂદ્ર, પિશાચ આદિ યાતના દેહનો નાશ થયા પછી પણ તે, જેમ આકાશમાં મોટો મેઘ ભ્રમણ કરે છે, તેમ પાપનો ક્ષય થતાં સુધી કેટલાક કાળ પર્યંત પોતાનારૂપે પ્રકટ થતો નથી, પણ વાસનાથી વીંટાઇને ભમ્યા કરે છે[18]. હે નૃપતે! પછી જ્યારે ઉપાધિથી ઉપજેલી મલિનતાનો ક્ષય થાય છે ત્યારે તે અધિષ્ઠાનને પામીને સ્થિર થાય છે, તે અધિષ્ઠાન ઇન્દ્રિયો મનરૂપી છે. ઇન્દ્રિયોથી મન શ્રેષ્ઠ છે અને મનથી આત્મા શ્રેષ્ઠ છે–અર્થાત્ જ્યારે તે સંકલ્પરહિત થાય છે ત્યારે મોક્ષ પામે છે[19]. હે રાજન્! સર્વ પ્રકારનાં પ્રાણીઓથી જંગમ પ્રાણીઓ શ્રેષ્ઠ છે, જંગમ પ્રાણીઓમાં પણ બે ચરણવાળાં પ્રાણીઓ ઉત્તમ છે, બે ચરણવાળાં પ્રાણીઓમાં પણ દ્વિજ (ત્રૈવર્ણિક) ઉત્તમ છે[20]. હે રાજેન્દ્ર! દ્વિજોમાં પણ જેઓ પ્રજ્ઞાવાળા છે તેઓ ઉત્તમ છે, પ્રજ્ઞાવાળાઓમાં પણ જેઓ આત્મજ્ઞાની છે તેઓ ઉત્તમ છે અને આત્મજ્ઞાનીઓમાં પણ જેઓ ગર્વ વિનાના છે તેઓ શ્રેષ્ઠ છે[21]. જે જન્મ ધારણ કરે છે તેની પાછળ મરણ આવેજ છે એવો નિશ્ચય છે. મનુષ્યો ઇન્દ્રિયોવડે જે કર્મનું સેવન કરે છે તે સર્વ અંતવાળાં છે, એમ જાણીને ગર્વ કરવો નહિ[22]. હે રાજન્! જ્યારે સૂર્ય ઉત્તર દિશાને પામે છે–ઉત્તરાયણના સૂર્ય થાય છે, ત્યારે પુણ્ય નક્ષત્ર અને પુણ્ય મુહૂર્તમાં જે મરણ પામે છે તેને પુણ્યશાળી સમજવો[23]. પુણ્યશાળી પુરૂષનું મરણ એવું હોય છે કે, તે પોતાની પાસેના મનુષ્યોને ક્લેશ આપતો નથી, પોતાના દુષ્કૃતનો નાશ કરે છે, પોતાની શક્તિ પ્રમાણે પુણ્ય કર્મ કરે છે તથા પછી કાળકૃત મરણવડે દેહને તજે છે[24]. ઝેરથી મરવું, ફાંસો ખાઇને મરવું, બળીને મરવું, ચોરના હાથથી મરવું અથવા વ્યાઘ્ર, સર્પ આદિ દાઢોવાળા પ્રાણીથી મરવું એ સર્વ પ્રાકૃતવધ કહેવાય છે[25]. એવા અકાળમૃત્યુથી પુણ્યશાળી પુરૂષો દેહને તજતા નથી. એવાં અને એ વિના બીજાં પણ પ્રાકૃતમૃત્યુ કહેવાય છે તેથી પુણ્યશાળી પુરૂષોનું મરણ થતું નથી[26]. હે રાજન્! પુણ્યવાન પુરૂષોના પ્રાણ મસ્તકને ફોડીને નીકળે છે, મધ્યમ પુણ્યવાળા પુરૂષોના પ્રાણ શરીરના મધ્ય ભાગમાંથી નીકળે છે અને દુષ્કૃત કર્મ કરનારા પુરૂષોના પ્રાણ શરીરના નીચેના ભાગમાંથી નીકળી જાય છે[27]. હે રાજન્! અજ્ઞાનના જેવો બીજો શત્રુ નથી, અજ્ઞાનજ પુરૂષનો મોટામાં મોટો શત્રુ છે કેમ કે, મનુષ્ય અજ્ઞાનથી વીંટાઇનેજ મહા દારૂણ તથા ઘોર કર્મ કરે છે[28]. હે રાજપુત્ર! માટે વેદમાં કહેલા ધર્મથી યુક્ત થઇને તથા વૃદ્ધોનું સેવન કરીને તે અજ્ઞાનરૂપી શત્રુનો બાધ કરવાને સમર્થ થવું તથા બુદ્ધિરૂપી બાણવડે તેનો નાશ કરવો[29]. વળી ધર્મની ઇચ્છાવાળા પુરૂષે, વેદનું અધ્યયન કરીને તપવડે બ્રહ્મચારી થવું, શક્તિ પ્રમાણે પંચ મહાયજ્ઞ કરવા તથા પોતાના વંશનું સ્થાપન કરીને તથા ધર્મમાં તત્પર થઇને કલ્યાણના અર્થે વનમાં જવું[30]. પુરૂષે ઉપભોગનો ત્યાગ કર્યા છતાં પણ દેહનો નાશ કરવો નહિ કેમ કે, હે તાત! ચાંડાલપણું પ્રાપ્ત થયા છતાં પણ મનુષ્યજન્મ સર્વદા રૂડોજ છે[31]. હે પૃથ્વીપતે! એજ સર્વોત્તમ જાતિ છે તથા જેને પામીને અને સારાં કર્મ કરીને આત્માનું રક્ષણ કરી શકાય છે[32]. મનુષ્યો વેદનું પ્રમાણ જાણીને પણ એમ સમજે છે કે, અમે મનુષ્યયોનિથી શી રીતે ભ્રષ્ટ ન થઇએ? એમ સમજીને ધર્મ કરેછે[33]. જે પુરૂષ અત્યંત દુર્લભ એવા મનુષ્યદેહને

પામીને ધર્મનો દ્વેષ કરે છે તથા ધર્મની અવગણના કરે છે તે કામાત્મા થાય છે અને કામવડે ઠગાય છે[34]. જે પુરૂષ દીપકની પેઠે સ્નેહથી વૃદ્ધિ પામનારાં+ પ્રાણીમાત્રને પ્રીતિયુક્ત દૃષ્ટિથી જૂએ છે પણ વિષયોને પ્રીતિયુક્તદૃષ્ટિથી જોતો નથી[35]. તેમજ જે સર્વ પ્રાણીઓને સાંત્વ વચન બોલીને, અન્ન આપીને અને મધુર વચન કહીને પ્રસન્ન રાખે છે તથા સુખ-દુઃખને સમાન માને છે તે પરલોકના વિષે માન પામે છે[36]. હે રાજન્! દાન અને ત્યાગજ જેનું સુંદર સ્વરૂપ છે એવા પુરૂષે સરસ્વતી, પુષ્કર ક્ષેત્ર, નૈમિષ ક્ષેત્ર અને પૃથ્વીમાં જે બીજાં પુણ્ય ક્ષેત્ર છે ત્યાં જઇને તપવડે અને જળવડે, શરીરનું શોધન કરવું[37]. જે પુરૂષનો દેહ ઘરના વિષે પડે છે તેને જલાંજલિ આપવી ઉત્તમ છે. તેમજ તેને ઉચકીને સ્મશાનમાં લઈ જવો, સૂતક પાળવું અને વિધિપૂર્વક તેની દાહાદિ ક્રિયાઓ કરવી એ પણ ઉત્તમ છે[38]. વળી મનુષ્ય ઇષ્ટિ કરે છે, પોષણ કરે છે, યજ્ઞ કરે છે, યજ્ઞ કરાવે છે, દાન કરે છે, પુણ્ય કર્મ કરે છે, શક્તિ પ્રમાણે પિતૃકાર્ય કરે છે અને બીજું પણ જે પ્રશસ્ત કર્મ કરે છે તે સર્વ દેવ, પિતૃ આદિને ઉદ્દેશીને પોતાનાજ અર્થે કરે છે[39]. હે રાજન્! જે પુરૂષનાં કર્મ ક્લેશયુક્ત નથી તે પુરૂષને ધર્મશાસ્ત્ર, વેદ અને વેદનાં છ અંગ, એ સર્વ કલ્યાણકારી છે[40]. ભીષ્મ કહે છે કેઃ-હે નરાધિપ! આ સર્વ મહાત્મા મુનિ પરાશરે પૂર્વે વિદેહ રાજાને કલ્યાણના અર્થે કહ્યું હતું[41].

एतद्वै सर्वमाख्यातं मुनिना सुमहात्मना । विदेहराजाय पुरा श्रेयसोर्थे नराधिप ॥ ४१ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० पराशरगी० पंचविंशत्यधिकशततमोऽध्यायः ॥१२५॥

---

## અધ્યાય ૧૨૬ મો-પરાશરગીતા-પૂર્વ કર્મ અવશ્ય ફળ આપે છે.

भीष्म उवाच ॥ पुनरेव तु पप्रच्छ जनको मिथिलाधिपः ॥
॥ पराशरं महात्मानं धर्मे परमनिश्चयम् ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—મિથિલાના રાજા જનકે મહાત્મા પરાશરને પુનઃ પણ ધર્મના વિષે પરમ નિશ્ચય શો છે? તે વિષે પ્રશ્ન કર્યો[1]. જનક કહે છે કે,-હે બ્રહ્મન્! કલ્યાણનું સાધન શું છે? ઉત્તમ ગતિ કયી છે? શું કર્યું હોય તો તે નાશ પામે નહિ? અને ક્યાં ગયેલો પાછો આવે નહિ? હે મોટી બુદ્ધિવાળા મુનિ! તે મને કહો[2]. પરાશર કહે છે કેઃ-સંગ ન કરવો એ કલ્યાણનું મૂળ છે. હે જ્ઞાનસ્વરૂપ જનક! જ્ઞાનજ પરમગતિ છે, તપ આચર્યું હોય તો તે નાશ થતું નથી તથા સત્પાત્રને દાન આપ્યું હોય તે નાશ પામતું નથી[3]. જ્યારે પુરૂષ અધર્મમય પાશને છેદીને ધર્મમાં પ્રીતિવાળો થાય છે તથા અભયથી ઉત્પન્ન થયેલું દાન-અભયદાન આપે છે ત્યારે તેને સિદ્ધિ પ્રાપ્ત થાય છે[4]. જે પુરૂષ એક હજાર ગાયો અને સો ઘોડા આપે છે તેને સર્વ પ્રાણીઓથી અભય પ્રાપ્ત થાય છે[5]. બુદ્ધિમાન પુરૂષ વિષયોની મધ્યે વસે છે તથાપિ તે તેમાં નથીજ વસતો એમ જાણવું અને દુષ્ટ બુદ્ધિવાળો પુરૂષ વિષયો અસત્ છતાં પણ તેમાં નિરંતર વસેલોજ છે[6]. જે પુરૂષ જ્ઞાની છે તેને, જેમ કમળના પત્રને જળ સ્પર્શ કરતું નથી, તેમ અધર્મ સ્પર્શ કરતો નથી, પણ જે પુરૂષ અજ્ઞાની છે તેને, જેમ લાકડાને લાખ વળગે છે, તેમ અત્યંત પાપ વળગે છે[7]. અધર્મનો સ્વભાવ એવો છે કે, તેને આચરનારને અવશ્ય ફળદાન આપ્યા વિના છોડતો નથી અને અધર્મનો કરનારો પણ તેના ફળ

+ "સ્નેહ" શબ્દનો "પ્રીતિ" અને "તેલ" એવા બન્ને અર્થ છે, માટે દીપક જેમ સ્નેહ (તેલ) થી વૃદ્ધિ પામે છે તેમ પ્રાણીઓ પણ સ્નેહ (પ્રીતિ)થી વૃદ્ધિ પામે છે. એવો શ્લેષ છે. સંશોધક.

ભોગવવાના સમયે ફળને પામેજ છે[૮]. પણ જે આત્મદર્શી પુરૂષો છે તેઓને કર્મનું અભિમાન હોતું નથી તેથી તેઓને કર્મફળ ભોગવવું પડતું નથી. જે અસાવધ પુરૂષ પાપ કર્મ અને પુણ્ય કર્મમાં આસક્તિ તજીને બુદ્ધિ, કર્મ અને ઇન્દ્રિયોનાં શુભાશુભ કર્મને જાણતો નથી તે મોટા ભયને પામે છે[૯]. જે પુરૂષ પ્રીતિરહિત અને ક્રોધરહિત હોય છે તે વિષયમાં રહેવા છતાંપણ પાપથી લેપાતો નથી[૧૦]. જેમ નદીની મર્યાદામાં બાંધેલો સેતુ તૂટતો નથી અને પ્રવાહમાં વધારો કરે છે, તેમ જે પુરૂષ આસક્તિ તજીને ધર્મકાર્ય કરે છે તેનો ધર્મરૂપ સેતુ તૂટતો નથી પરંતુ તપની વૃદ્ધિ થાય છે[૧૧]. જેમ શુદ્ધ સૂર્યકાંત મણિ સૂર્યના તેજને એકત્ર આણીને ગ્રહણ કરે છે, તેમજ હે રાજસિંહ! જીવ પણ ધ્યાનવડે બ્રહ્મભાવને ધારણ કરે છે[૧૨]. જેમ તલને બહુવાર જૂદાં જૂદાં પુષ્પની ભાવના દેવાથી તે (તલ)માં સુગંધી વધારે આવતી જાય છે, તેમ પુરૂષને પણ ધર્માદિ ગુણોની ભાવના આપવાથી સત્વ ગુણની વૃદ્ધિ થાય છે[૧૩]. જ્યારે સ્ત્રીઓને તજી દે છે, સંપત્તિનો ત્યાગ કરે છે, મહત્પદને મૂકી દે છે, વાહનનો ત્યાગ કરે છે, અનેક પ્રકારના સત્કર્મનો ત્યાગ કરે છે અને કેવળ મોક્ષના વિષેજ બુદ્ધિ પરોવાય છે ત્યારે તેની બુદ્ધિ વિષયોથી નિવૃત્ત થાય છે. જે પુરૂષની બુદ્ધિ વિષયોમાં આસક્ત છે તે કોઇપણ પ્રકારે પોતાના હિતને સમજી શકતો નથી[૧૪]. હે રાજન્! જેમ માંછલું માંસના લોભથી કાંટામાં પરોવાઇને ખેંચાય છે, તેમ તે મનુષ્ય સર્વ વિષયોમાં લુબ્ધ થઇને ખેંચાય છે[૧૫]. દેહ અને ઇન્દ્રિયાદિ સમુદાયવાળો આ મૃત્યુલોક પરસ્પર ઉપકાર કરીને રહેલો છે. એ મૃત્યુલોક કેળના ગર્ભની પેઠે સારરહિત છે તથા જેમ તૂટેલી હોડી સમુદ્રમાં ડૂબે છે, તેમ છેવટે સંસારરૂપી સમુદ્રમાં ડૂબે છે[૧૬]. મનુષ્યે અમુક સમયેજ ધર્મ કરવો, એવી રીતે ધર્મ કરવાનો સમય નિશ્ચિત કરેલો નથી તથા મૃત્યુ પણ પુરૂષના ધર્મ કરવાના સમયની વાટ જોતું નથી માટે પુરૂષે "હું મૃત્યુના મુખમાં છું" એમ જાણીને સદૈવ ધર્મની ક્રિયાજ કરવી ઉત્તમ છે[૧૭]. ધર્મવડે ચિત્તની શુદ્ધિ સંપાદન કરીને યોગાભ્યાસ કરવો. કેમ કે, તેથી જેમ, આંધળો પુરૂષ નિત્યના અભ્યાસથી પોતાના ઘરમાં ફરે છે, તેમ જ્ઞાની પુરૂષ ગુરૂએ કહેલી યુક્તિવડે અભ્યાસ કરવાથી અગોચર માર્ગના વિષે પણ જઈ શકે છે[૧૮]. જન્મમાં મરણ રહેલું છે અને મરણના આધારે જન્મ રહેલો છે માટે જે પુરૂષ મોક્ષધર્મને જાણતો નથી તે પુરૂષ ચક્રની પેઠે બંધનમાં આવી પડે છે[૧૯]. માટે જે પુરૂષ જ્ઞાનમાર્ગે ગમન કરે છે તેને આ લોકમાં અને પરલોકમાં સુખ થાય છે. અગ્નિહોત્રાદિ કર્મના વિસ્તાર ક્લેશયુક્ત છે અને ત્યાગાદિ સુખ આપનારા છે. સર્વ વિસ્તારયુક્ત કર્મ અનાત્મભૂત વિષય સુખના અર્થે છે અને ત્યાગમાત્ર આત્માનું હિત કરનારો છે[૨૦]. જેમ કમળના તંતુને કાદવ વળગેલો હોય છે તેને તે તત્કાળ તજી દે છે, તેમ પુરૂષનો આત્મા મનને પણ જલદીથી તજી દે છે. મનથી કરેલો સંસાર મનવડેજ નાશ પામે છે; એટલે મનજ આત્માને યોગોન્મુખ કરે છે અને યોગી તે મનને આત્માના વિષે લીન કરી શકે છે[૨૧]. જ્યારે એ પ્રમાણે આત્મા મનવડે સર્વથી છેલ્લી સ્થિતિમાં યુક્ત થાય છે ત્યારે તે સર્વ ઉપાધિથી મુક્ત આત્માને જુએ છે[૨૨]. જે પુરૂષ ઇન્દ્રિયતૃપ્તિરૂપ પારકા કાર્યમાં આસક્ત રહીને પોતાના કાર્યરૂપ આત્મસ્વરૂપની પ્રાપ્તિને સિદ્ધ કરવાને ઇચ્છેછે તે પુરૂષ વિષયોમાં આસક્ત થઇને પોતાના કાર્યથી મુક્ત થાય છે—અર્થાત્ તે પોતાનું કાર્ય સાધી શકતો નથી[૨૩]. જે પુરૂષ યોગથી ભ્રષ્ટ થાય છે તે, કાંતો તિર્યક્ યોનિમાં અધોગતિને પામે છે અથવા સ્વર્ગમાં પરમગતિને પામે છે. જ્ઞાની પુરૂષ યોગભ્રષ્ટ થયા છતાં પણ યોગરૂપી સુકૃતવડે ઉત્તમ ગતિને પામે છે અને અજ્ઞાની પુરૂષ અધમગતિને પામે છે એમ જાણવું[૨૪]. જેમ મૃત્તિકાના બનાવેલા પાકા પાત્રમાં

પકવ કરેલો પ્રવાહી પદાર્થ જતો નથી, તેમ તપવડે પકવ કરેલા શરીરમાં તે (યોગી) બ્રહ્મલોક પર્યંતના વિષયોને ભોગવે છે, પણ તેથી નાશ પામતો નથી[૨૫]. " જે પુરૂષ વિષયોને ભોગવે છે તે બ્રહ્મસુખને ભોગવશે નહિ " એમ નિશ્ચય જાણવું. પણ જે આત્મારૂપ પુરૂષ ભોગનો ત્યાગ કરે છે તે નિશ્ચય બ્રહ્મસુખને ભોગવે છે[૨૬]. સ્પર્શસુખ અને સ્વાદસુખ એ બેમાં આસકત થયેલો પુરૂષ ધૂમસથી વીંટાયલા પુરૂષની પેઠે, બ્રહ્મદિશાને જોઈ શકતો નથી, પણ જેમ જન્માંધ પુરૂષ અંધત્વથી વીંટાઈને માર્ગને જાણી શકતો નથી, તેમ તે પુરૂષ આત્માના માર્ગને જાણી શકતો નથી[૨૭]. જેમ વેપારી મનુષ્ય સમુદ્રના માર્ગે વેપાર કરીને પોતાની મુડીના પ્રમાણમાં ધન મેળવે છે, તેમ મૃત્યુલોકરૂપી સમુદ્રમાં પણ કર્મના અનુસારે પ્રાણીને ગતિ પ્રાપ્ત થાય છે[૨૮]. આ લોક રાત્રિ અને દિવસમય (કાળ પ્રધાન) છે. તેમાં મનુષ્ય પરિણામ પામવારૂપ અવસ્થામાં ગતિ કરે છે અને જેમ સર્પ વાયુનું ભક્ષણ કરે છે, તેમ મૃત્યુ પ્રાણીઓનું ભક્ષણ કરે છે, માટે પ્રાણીમાત્રે મોક્ષ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ[૨૯]. આ લોકમાં જન્મ પામેલો જીવ પોતે કરેલાં કર્મનાં ફળને પામે છે, પરંતુ કોઇ પણ પ્રાણી શુભ કે, અશુભ કર્મ કર્યા સિવાય સુખ કે, દુઃખને પામતો નથી[૩૦]. ગમે તો પુરૂષ શયન કરતો હોય, ગમે તો ચાલતો હોય અથવા ગમે તો બેસી રહ્યો હોય તથા ગમે તો વિષયમાં પ્રવૃત્ત થયો હોય પરંતુ તે તે અવસ્થામાં પ્રાણીને પૂર્વનાં કરેલાં સારાં કે, માઠાં કર્મ પ્રાપ્ત થાય છે[૩૧]. જે પુરૂષ એકવાર તરીને સામે કિનારે ગયો છે તેને પુનઃ જળમાં પડવાની ઈચ્છા થતી નથી, તેમ જે પુરૂષ મુકત થયો છે તેને પુનઃ જન્મ લેવો પડતો નથી. આ સંસારરૂપી મહાસાગરમાં પડીને પછી પાર ઉતરવું કઠિન છે[૩૨]. જેમ નાવને ચલાવનાર ખલાસી દોરડાવડે ઘણા જળમાંથી નાવને ખેંચીને સામે કિનારે લઇ જાય છે, તેમ મનરૂપી દોરડાવડે શરીર પણ ખેંચાઈ જાય છે[૩૩]. જેમ નદીઓ ચારે પાસથી આવીને છેવટે સમુદ્રને મળે છે, તેમ મન પણ સર્વ વિષયોસહિત છેવટે મૂળ પ્રકૃતિમાં લીન થાય છે[૩૪]. જેમ વેળુનું ઘર બાંધ્યું હોય, તે જળ આવવાથી નાશ પામે છે, તેમ અનેક સ્નેહપાશથી આસકત થયેલા મનવાળા પુરૂષો સ્વભાવના યોગથી નાશ પામે છે–અર્થાત્ મૂળ પ્રકૃતિરૂપ અજ્ઞાનમાંથી લય પામે છે અને પુનઃ તેમાંથી ઉત્પન્ન થાય છે[૩૫]. જે પુરૂષ શરીરરૂપી ઘરનાં નામ અને રૂપ આત્માને લાગુ કરે છે એવો પુરૂષ જ્યારે પવિત્રતારૂપી તીર્થ પ્રત્યે બુદ્ધિરૂપી માર્ગે ચાલીને જાય છે ત્યારે તેને આ લોકમાં તથા પરલોકમાં સુખની પ્રાપ્તિ થાય છે[૩૬]. કર્મના વિસ્તાર કલેશવાળા છે અને આત્મજ્ઞાનરૂપી સંક્ષેપ સુખાવહ છે. સર્વ વિસ્તારયુકત કર્મ ઇન્દ્રિયોના સુખના અર્થે છે અને ત્યાગજ આત્માનું હિત કરનાર છે એમ મહાપુરૂષો કહે છે[૩૭]. કુટુંબની ચિંતા યોગમાં વિઘ્ન કરનારી છે માટે તે કરવી નહિ. કેમ કે, મિત્રવર્ગ સંકલ્પથી ઉપજેલો છે. (જેને માન્યો તે મિત્ર, એ રીતે છે.) જ્ઞાતિજન કારણથી ઉપજેલાં છે, તેમ સ્ત્રી, પુત્ર અને દાસ પણ પોતપોતાના કર્મથી પ્રાપ્ત કરેલા અર્થને ભોગવે છે[૩૮]. માતા કે, પિતા કોઇને કાંઇ આપતાં નથી, પોતે જે દાન કર્યું હોય તેજ સ્વર્ગમાર્ગનું ભાતું થાય છે તથા તેજ ઉપયોગમાં આવે છે. અર્થાત્ પ્રાણી પોતાના કરેલા કર્મનુંજ ફળ આ લોકમાં અને પરલોકમાં ભોગવે છે[૩૯]. હે દક્ષ પુરૂષ ! માતા, પુત્ર, પિતા, ભાઇ, સ્ત્રી અને મિત્રજન, એ સર્વ સોનાની મહોરમાં પાડેલી છાપના લીટા જેવા છે, જેમ સોનાની મહોર લીટાના યોગથી સિક્કો ગણાય છે તેટલુંજ તેમાં વિશેષ છે. નહિ તો કિંમત તો સોનાના પ્રમાણમાં ઉપજે છે. મૃત્તિકાના ઠીકરા ઉપર તેવી છાપના લીટા કર્યા હોય તો કાંઈ સોનાની કિંમત ઉપજવી નથી એથી સમજવું કે, પોતાનું અદૃષ્ટજ સોનાની પેઠે ફળદાતા છે–માતા, પિતા,

ભાઇ, સ્ત્રી આદિ સર્વ નિમિત્તરૂપ છે[40]. પ્રાણીએ પૂર્વે પોતે શુભ કે, અશુભ જેવાં કર્મ કર્યાં હશે તે તે તેને પ્રાપ્ત થશે. માટે તને જે જે ભોગ પ્રાપ્ત થાય તે તે "કરેલા કર્મનું ફળ છે" એમ ત્હારે જાણવું. જે સમયે કર્મનું ફળ ભોગ આપવાને ઉપસ્થિત થાય છે તે સમયે અંતરાત્મા બુદ્ધિને તેવો ભોગ લેવાની પ્રેરણા કરે છે. તાત્પર્ય કે, કર્મ પ્રમાણેજ બુદ્ધિ સૂઝે છે[41]. માટે જે પુરૂષ ઉદ્યોગનો આશ્રય કરીને પછી સહાયને પ્રાપ્ત કરે છે તે પુરૂષનો કોઈ પણ આરંભ નાશ થતો નથી[42]. જે પુરૂષનું મન એકાગ્ર છે એવા ઉદ્યોગી, શૂરા, ધીર અને પંડિત પુરૂષને, જેમ સૂર્યને કિરણ તજતાં નથી, તેમ લક્ષ્મી તજતી નથી[43]. પ્રશંસા કરવા યોગ્ય જે પુરૂષ આસ્થાથી, નિશ્ચયથી, ઉપાયથી, ગર્વરહિતપણાથી અને બુદ્ધિથી કાર્યનો આરંભ કરે છે તેનું કાર્ય બગડતું નથી[44]. પ્રાણીએ પૂર્વે સારાં કે, માઠાં જેવાં કર્મ કર્યાં હોય છે તે બન્ને પ્રકારનાં કર્મફળ પ્રાણીને ગર્ભમાંથીજ નિયમિત રીતે પ્રાપ્ત થાય છે તથા જેમ સમાન ગતિવાળો વાયુ કરવતથી વહેરેલા લાકડાના વહેરને વેરી નાખે છે, તેમ સમાન ગતિવાળું અને અનિવાર્ય મૃત્યુ કાળે કરીને પ્રાણીનો દેહથી વિયોગ કરીને તેને પોતાના કર્મની સમીપ લાવી મૂકે છે[45]. સર્વ પુરૂષ પોતાને યોગ્ય દ્રવ્ય, વિવાહ, પશુ આદિ સ્વયમેવ કરેલો વિસ્તાર એટલે પુત્રાદિ, સંતતિ સારાં કુળમાં જન્મ, દ્રવ્યની સમૃદ્ધિ અને ભંડાર એ સઘળું પોતાના કરેલા શુભાશુભ કર્મ પ્રમાણે પામે છે; તેથી તેને માટે યત્ન ન કરતાં આત્મતત્વના સાક્ષાત્કારના અર્થે યત્ન કરવો[46]. ભીષ્મ કહે છે કેઃ–હે રાજન્! એ પ્રમાણે બુદ્ધિમાન પરાશરે યથાર્થ વચન કહ્યાં તેને સાંભળીને ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ જનકરાજા પરમ આનંદ પામ્યો[47].

॥ इत्युक्तो जनको राजन् याथातथ्यं मनीषिणा । श्रुत्वा धर्मविदां श्रेष्ठः परां मुदमवाप ह ॥४७॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० पराशरगीतायां षड्विंशत्यधिकशततमोऽध्यायः ॥१२६॥

---

## અધ્યાય ૧૨૭ મો–હંસગીતા–હંસ અને સાધ્યા દેવોનો સંવાદ.

**युधिष्ठिर उवाच** ॥ सत्यं दमं क्षमां प्रज्ञां प्रशंसंति पितामह ॥
॥ विद्वांसो मनुजा लोके कथमेतन्मतं तव ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ! વિદ્વાન્ પુરૂષો સત્ય, દમ, ક્ષમા અને બુદ્ધિની પ્રશંસા કરે છે, એ વિષે તમારો શો અભિપ્રાય છે[1]. ભીષ્મ કહે છે કેઃ–હે યુધિષ્ઠિર! એ વિષે હું તને સાધ્યા દેવોના અને હંસના સંવાદનો પુરાતન ઇતિહાસ કહું છું[2]. એક સમયે જન્મરહિત અને નિત્ય એવા ભગવાન પ્રજાપતિ પક્ષીઓના કુળના વિષે હંસનું રૂપ લઇને ત્રણે લોકમાં ફરતા ફરતા સાધ્યા દેવોની પાસે જઈ પહોંચ્યા[3]. સાધ્યા દેવો તે હંસને જોઇને બોલ્યા કે,–હે પક્ષિન્! અમે સાધ્યા દેવો છીએ. તું મોક્ષને જાણનારો છે માટે તને મોક્ષધર્મ વિષે પ્રશ્ન કરીએ છીએ[4]. હે પક્ષિન્! તું પંડિત અને ધીર વચન બોલનારો છે, એમ અમે સાંભળ્યું છે. "સાધુ" શબ્દ ત્હારા વિષે સાર્થક થાય છે. હે પક્ષિન્! તું આ જગતમાં સર્વથી શ્રેષ્ઠ શાને માને છે? અને હે મહાત્મન્! ત્હારૂં મન શાના વિષે આનંદ પામે છે?[5]. હે પક્ષીઓમાં શ્રેષ્ઠ હંસ! તું સર્વ કાર્યોમાં જેને શ્રેષ્ઠ કાર્ય માનતો હોય તે કાર્યનો અમને ઉપદેશ કર. હે પક્ષીરાજ! પુરૂષ જે કાર્ય કરીને સર્વ બંધનોમાંથી શીઘ્ર મુક્ત થાય તે કાર્ય અમને કહે[6]. હંસ કહે છે કેઃ–હે અમૃત ભોજન કરનારા દેવો! તપ, દમ (બહારની ઇન્દ્રિયોનો જય) તથા સત્યને પાળીને, મનનો જય કરીને અને હૃદયના રાગાદિ સર્વ ગ્રંથિઓને છોડીને પ્રિય તથા અપ્રિયને વશ કરવાં એટલે પ્રિયથી હર્ષ ન પામવો કે, અપ્રિયથી

શોક ન કરવો, એ કાર્ય છે એમ મેં સાંભળ્યું છે[૭]. પુરૂષે બીજાના મર્મને છેદન કરે એવું વચન બોલવું નહિ, નિષ્ઠુર-કઠોર વચન બોલવું નહિ, હીન પુરૂષની પાસેથી આત્મજ્ઞાનનો ઉપદેશ લેવો નહિ, જે વચન બોલવાથી બીજો કોઈ ઉદ્વેગ પામે, તેવી અકલ્યાણી અને નરકમાં નાખનારી વાણી બોલવી નહિ[૮]. મુખમાંથી નીકળનારાં વાણીરૂપી બાણથી હણાયલો પુરૂષ રાત્રિમાં અને દિવસે શોક કરે છે. તે બાણ બીજાઓના મર્મસ્થાનમાં પડે છે. માટે ડાહ્યા પુરૂષે બીજાઓ પ્રત્યે વચનરૂપી બાણ ફેંકવાં નહિ[૯]. જો બીજો પુરૂષ તે ( ડાહ્યા પુરૂષ ) ને એવાં નિષ્ઠુર વચનરૂપી બાણોથી હૃદયમાં વીંધે તો તેણે ( ડાહ્યા પુરૂષે ) મનમાં શાંતિજ ધારણ કરવી કેમ કે, જે પુરૂષ બીજો પુરૂષ ક્રોધ ઉત્પન્ન થવા ચેષ્ટા કરે છે, છતાં ક્રોધ પામતો નથી પણ હર્ષ પામે છે તે બીજાનું સુકૃત હરણ કરે છે[૧૦]. કોઇ મનુષ્ય અસત્ય અભિશાપ આપે છે છતાં જે અગ્નિની પેઠે સળગી ઉઠેલા ક્રોધને શમાવી દેછે તથા જેનું ચિત્ત બીજાઓને સમજાતું નથી એવો અસૂયારહિત આનંદી પુરૂષ બીજાના સુકૃતને ગ્રહણ કરે છે[૧૧]. જ્યારે કોઈ મ્હારી નિંદા કરે છે ત્યારે હું કાંઈ પણ બોલતો નથી અને જ્યારે કોઈ મને મારે છે ત્યારે હું તેને ક્ષમા કરૂં છું. આર્ય પુરૂષો જેને "ક્ષમા" કહે છે તે તથા સત્ય, સરળતા અને સૌજન્યતા, એ સર્વ શ્રેષ્ઠ છે[૧૨]. વેદનું રહસ્ય સત્ય છે, સત્યનું રહસ્ય દમ છે અને દમનું રહસ્ય મોક્ષ છે. માટે સત્ય અને દમજ મોક્ષ આપનારા છે[૧૩]. વાણીનો વેગ બોલવારૂપી છે, મનનો વેગ "ક્રોધ" નામે છે તથા કાંઈક કાર્ય કરી નાખવાનો પણ વેગ છે, ઉદરનો વેગ ક્ષુધારૂપી છે અને ઉપસ્થ ઇન્દ્રિયનો વેગ મૈથુનેચ્છારૂપી છે, એ સર્વ વેગ ઉત્પન્ન થયાં છતાં તેને જે પુરૂષ સહન કરે છે-ધારણ કરે છે-અટકાવે છે, તેનેજ હું બ્રાહ્મણ અને મુનિ માનું છું[૧૪]. ક્રોધ કરનારાઓમાં જે ક્રોધ નથી કરતા તે શ્રેષ્ઠ છે, સહન ન કરનારાઓમાં જે સહન કરે છે તે શ્રેષ્ઠ છે, અમાનુષ પ્રાણીઓમાં મનુષ્ય પ્રાણી શ્રેષ્ઠ છે અને અજ્ઞાનીઓમાં જ્ઞાની પુરૂષજ શ્રેષ્ઠ છે[૧૫] કોઈ પુરૂષ પોતાની નિંદા કરે તો તેને સાંભળીને તેની નિંદા કરવી નહિ કેમ કે, જે પુરૂષ નિંદાને સહન કરે છે તેનો ક્રોધ નિંદા કરનારા પુરૂષને બાળી નાખે છે અને તેનું સુકૃત, સહન કરનારને પ્રાપ્ત થાય છે[૧૬]. બીજા પુરૂષે કરેલી અત્યંત સ્તુતિ અથવા નિંદાને સાંભળીને પણ જે પુરૂષ મધુર કે, કઠોર વચન બોલતો નથી, જે બીજાથી હણાયા છતાં ધીરજથી બીજાને હણતો નથી તથા તે (હણનારા)નું અશુભ પણ ઈચ્છતો નથી, તેની દેવ લોકો પણ નિરંતર સ્પૃહા કરે છે[૧૭]. પાપી પુરૂષે અપમાન કર્યું હોય, નિંદા કરી હોય કે, હણ્યો હોય, તથાપિ તેને ક્ષમાજ કરવી. કેમ કે, એમ કરવાથી કલ્યાણ પ્રાપ્ત થાય છે[૧૮]. હું સદૈવ પરિપૂર્ણ છું છતાં પણ સત્પુરૂષોની પદ્ધતિનું સેવન કરૂં છું. મને તૃષ્ણા નથી, મને ક્રોધ નથી, હું કોઈ પ્રકારની લાલચ કરીને ધર્મને તજતો નથી કે, હું વિષયના લાભના અર્થે દેવતાદિની પ્રાર્થના કરતો નથી[૧૯]. મને કોઈ ગાળ દે તો, હું તેને સામી ગાળ દેતો નથી, પણ "દમજ મોક્ષનું દ્વાર છે" એમ જાણું છું. હું આ વાત અતિશય મોટી કહું છું કે, મનુષ્ય જન્મ કરતાં બીજું કાંઈ વધારે શ્રેષ્ઠ નથી[૨૦]. ધીર પુરૂષ, જેમ ચંદ્રમા મેઘથી મુક્ત થઇને નિર્મળ થાય છે, તેમ પાપથી મુક્ત થઈને કાળની વાટ જુએ છે તથા પોતાના ધૈર્યથી સિદ્ધિને પામે છે[૨૧]. જે પુરૂષ સર્વ કોઇથી પૂજન કરવા જેવો થાય છે, જે બ્રહ્માંડમંડપના થાંભલા જેવો સર્વનો આધારભૂત થાય છે અને જેને સર્વ લોકો અત્યંત નિર્મળ વાણી કહે છે તે સંયમવાળો પુરૂષ દેવોને પામે છે[૨૨]. સ્પર્દ્ધાવાળા લોકો પુરૂષની નિર્ગુણતા કહેવાને જેટલી ઈચ્છા રાખે તેટલી સારા ગુણો કહેવાની રાખતા નથી[૨૩]. માટે જે પુરૂષનાં મન અને વાણી સારી રીતે રક્ષિત કરેલાં

તથા એકાગ્ર કરેલાં હોય છે તથા જેણે વેદ, તપ અને ત્યાગ એ સર્વને સારી રીતે રક્ષિત અને સ્થિર કરેલાં હોય છે તે પુરૂષ આ સર્વ ફળને પામે છે[૨૪]. જે પુરૂષ બીજાઓની નિંદા કરતો હોય તેની નિંદા કરીને તથા તેનું અપમાન કરીને પંડિતે ઉપદેશ આપવો નહિ. એવા પુરૂષની પાસે બીજાની હિંસા કરાવવી નહિ કે, પોતાની પણ હિંસા થવા દેવી નહિ[૨૫]. પંડિત પુરૂષે અપમાન પામીને જેમ અમૃત પામ્યો હોય, તેમ તૃપ્ત થવું કેમ કે, અપમાન પામેલો પુરૂષ સુખથી શયન કરે છે અને અપમાન કરનારો પુરૂષ નાશ પામે છે[૨૬]. ક્રોધરહિત પુરૂષ જે યજ્ઞ કરે છે, આપે છે, તપ કરે છે કે, હોમ કરે છે તે સર્વ તેને પ્રાપ્ત થાય છે, પણ ક્રોધી પુરૂષના તે સર્વ કર્મને યમરાજા હરણ કરે છે અને શ્રમ નિષ્ફળ થાય છે[૨૭]. હે શ્રેષ્ઠ દેવો ! જે પુરૂષનાં ઉપસ્થ, ઉદર, હાથ અને વાણી એ ચાર દ્વાર સારી રીતે રક્ષિત કરેલાં હોય તેને ધર્મજ્ઞ જાણવો[૨૮]. જે પુરૂષ સત્ય, દમ, સરળતા, સુજનતા, ધીરજ અને સહનતા, એ ગુણોનું અતિશય સેવન કરતો હોય, જે પુરૂષ નિરંતર સ્વાધ્યાયનું પઠન કરતો હોય, જે બીજાઓની સ્પૃહા ન રાખતો હોય અને જે એકાંતમાં નિવાસ કરતો હોય, તે પુરૂષ શ્રેષ્ઠ ગતિને પામે છે[૨૯]. જેમ વાછરડું પોતાની માતાના ચાર આંચળનું સેવન કરીને અમૃત-(દૂધ)ને પામે છે, તેમ પુરૂષ સત્ય, દમ, ક્ષમા અને પ્રજ્ઞા, એ ચારનું સેવન કરીને અમૃત-(મોક્ષ)ને પામે છે. સત્યથી વધારે પવિત્ર કરનારો કોઇ પદાર્થ મને મળ્યો નથી[૩૦]. જેમ સમુદ્રને તરવાનું સાધન નૌકા છે, તેમ સ્વર્ગમાં ચડવાને સત્ય એ પગથીઆં છે એમ હું દેવ અને મનુષ્ય સર્વ પ્રત્યે ગમન કરતાં કરતાં કહું છું[૩૧]. પુરૂષ જેવાઓની સાથે નિવાસ કરે છે, જેવાઓનું સેવન કરે છે તથા જેવો થવાની ઇચ્છા કરે છે તેવો થાય છે[૩૨]. જેમ વસ્ત્ર રંગને વશ થઇને, જે રંગમાં બોળ્યું હોય તેના જેવું થાય છે, તેમ પુરૂષ પણ સત્પુરૂષ કે, અસતપુરૂષનું, તપસ્વી કે, ચોરનું; એમ જેવા જેવા પુરૂષનું સેવન કરે છે તેવો તેવો થાય છે[૩૩]. દેવતાઓ સર્વદા સત્પુરૂષોની સાથે સંવાદ કરે છે પણ મનુષ્યના વિષયોને જોવાને જતાજ નથી કેમ કે, મનુષ્યના સર્વ વિષયભોગ વિનાશવાળા છે. ચંદ્રમા અમૃતમય છતાં પણ ક્ષય-વૃદ્ધિ ધર્મવાળો-અસમાન છે, વાયુ પણ મંદ, મધ્યમ અને તીવ્ર ભેદવાળો હોવાથી અસમાન છે. એ પ્રમાણે જે મનુષ્યના અને દેવના વિષયોને ક્ષય-વૃદ્ધિ-વાળા જુએ છે તેનેજ જ્ઞાની સમજવો[૩૪]. હૃદયના મધ્યમાં રહેલો આત્મપુરૂષ રાગ-દ્વેષાદિ-શૂન્ય છે તથા તે રાગદ્વેષરહિત અંતર્યામી પુરૂષવડે દેવતાઓ પ્રસન્ન થાય છે. એ અંતર્યામી પુરૂષજ જીવ છે અને તે સત્પુરૂષોએ કહેલા માર્ગમાં વર્તે છે ત્યારેજ દેવો તેનાથી પ્રસન્ન થાય છે[૩૫]. જે પુરૂષો સદૈવ ઉપસ્થ ઇન્દ્રિય તથા ઉદરના વિષયમાં આસક્ત છે તથા જે પુરૂષો ચોરી કરવામાં અને કઠોર વચન બોલવામાં આસક્ત છે, તે પુરૂષો દોષરહિત હોય તથાપિ દેવતાઓ તેઓને જોઇને દૂરથીજ તેઓનો ત્યાગ કરે છે[૩૬]. (વળી) દેવતાઓ નીચ બુદ્ધિ-વાળા પુરૂષથી સંતુષ્ટ થતા નથી, તેમજ જે પુરૂષ સર્વ પદાર્થોનું ભોજન કરે છે અને દુષ્કૃત કર્મ કરે છે તેનાથી પણ સંતોષ પામતા નથી. જે પુરૂષો સત્ય વ્રતવાળા, કૃતજ્ઞ અને ધર્મમાં આસક્ત હોય છે તેઓની સાથે દેવો સુખનો વિભાગ કરીને સુખનું સેવન કરે છે[૩૭]. કાંઈપણ બોલવા કરતાં ન બોલવું એજ પ્રથમ શ્રેય છે, સાચું બોલવું એ બીજું શ્રેય છે, ધર્મયુક્ત વચન બોલવું એ ત્રીજું શ્રેય છે અને પ્રિય બોલવું એ ચોથું શ્રેય છે[૩૮]. સાધ્યા દેવો કહે છે કે:-આ લોક કોનાવડે વીંટેલો છે ? કોનાવડે પ્રકાશતો નથી ? મિત્રો શા હેતુથી તજી દે છે ? અને શા હેતુથી સ્વર્ગે જવાતું નથી ?[૩૯]. હંસ કહે છે કે:-લોક અજ્ઞાનથી વીંટાયલો છે. અદેખા-ઇથી પ્રકાશતો નથી, મિત્રો લોભના હેતુથી તજે છે અને સંગના હેતુથી સ્વર્ગમાં જવાતું

નથી[૪૦]. સાધ્યા દેવો કહે છે કેઃ-બ્રાહ્મણોમાં એકલો થઇને કોણ આનંદ પામે છે? એકલો છતાં ઘણાઓની સાથે છાનોમાનો કોણ બેસી રહે છે? દુર્બળ છતાં એકલો બળવાન કોણ છે? અને ઘણા જણના કલહમાં એકલો છતાં કોણ પડતો નથી?[૪૧]. હંસ કહે છે કેઃ-બ્રાહ્મણોમાં જ્ઞાનીજ એકલો આનંદ પામે છે. જ્ઞાનીજ એકલો થઈને ઘણાઓની સાથે છાનોમાનો બેસી રહે છે. જ્ઞાનીજ એકલો દુર્બળ છતાં બળવાન છે અને જ્ઞાનીજ તેઓના કલહમાં પડતો નથી[૪૨]. સાધ્યા દેવો કહે છે કેઃ-બ્રાહ્મણોનું દેવપણું શું છે? સાધુપણું શું છે? અસાધુપણું શું છે અને મનુષ્યપણું શું છે?[૪૩]. હંસ કહે છે કેઃ-સ્વાધ્યાય એ બ્રાહ્મણોનું દેવપણું છે, વ્રત એ સાધુપણું છે, નિંદા એ અસાધુપણું છે અને મૃત્યુ એ મનુષ્યપણું છે[૪૪]. ભીષ્મ કહે છે કેઃ-મેં એ રીતે સાધ્યા દેવોનો ઉત્તમ સંવાદ કહ્યો. સ્થૂલ સૂક્ષ્મ ભેદોવડે બે પ્રકારનું જે ક્ષેત્ર (દેહ) છે, તે અવસ્થા આદિને અનુકૂળ અભ્યાસવડે જીવનારા જીવોનાં કર્મનું ઉત્પત્તિ સ્થાન છે અને તેનું કારણ જે સત્તામાત્ર છે તે સત્ય અને અબાધિત છે. એથી સમજવું કે, દેહાદિ સર્વ બાધિત છે[૪૫].

॥ संवाद इत्ययं श्रेष्ठः साध्यानां परिकीर्तितः । क्षेत्रे वै कर्मणां योनिः सद्भावः सत्यमुच्यते ॥४५॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० हंसगीतायां सप्तविंशत्यधिकशततमोऽध्यायः ॥१२७॥

---

## અધ્યાય ૧૨૮ મો-યોગવિધિવર્ણન.

युधिष्ठिर उवाच ॥ सांख्ये योगे च मे तात विशेषं वक्तुमर्हसि ॥
॥ तव धर्मज्ञ सर्वं हि विदितं कुरुसत्तम ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે તાત! હે કુરૂઓમાં શ્રેષ્ઠ પિતામહ! સાંખ્ય અને યોગમાં શો ફેર છે? તે મને કહેવો જોઇએ કેમ કે, હે ધર્મજ્ઞ! તમે સર્વને જાણનારા છો[૧] ભીષ્મ કહે છે કેઃ-સાંખ્યવાળાનું એવું કહેવું છે કે, આ સર્વ આત્મા છે. યોગવાળાનું એમ કહેવું છે કે, જીવ અનેક છે તથા જીવ અને ઇશ્વરનો ભેદ છે. સાંખ્યમતવાળા સાંખ્યશાસ્ત્રની પ્રશંસા કરે છે તથા યોગમતને જાણનારા બ્રાહ્મણો યોગની પ્રશંસા કરે છે. એ બન્ને પક્ષવાળાઓ પોતપોતાના હેતુઓ (યુક્તિઓ) વડે પોતાના પક્ષને શ્રેષ્ઠ ઠરાવવાનો પ્રયત્ન કરે છે[૨]. યોગમતવાળાઓની એવી યુક્તિ છે કે, ઇશ્વરજ શુભ કર્મ કરાવે છે અને તે શુભ કર્મ કરનારાઓને આ લોકમાંથી ઉંચા સ્થાનમાં લઈ જાય છે અને ઇશ્વર અશુભ કર્મ કરાવે છે તથા તેઓને અધોગતિ પમાડે છે. જીવ અજ્ઞ તથા અસમર્થ છે માટે ઇશ્વરની પ્રેરણાથી તે પોતપોતાનાં સુખ-દુઃખને ભોગવે છે તથા ઇશ્વરની પ્રેરણાથીજ સ્વર્ગમાં કે, નરકમાં જાય છે. પૃથ્વી અને અંકુરાદિ સર્વ સકર્તૃક (કર્તાની અપેક્ષાવાળું) છે કેમ કે, તે કાર્ય છે; જેમ ઘડો કાર્ય છે માટે તે સંકર્તૃક છે તેમ. યોગમતવાળા એ પ્રમાણે યુક્તિવડે "ઇશ્વર તટસ્થ છે" એમ કહે છે. વળી તેઓ કહે છે કે, જો ઇશ્વર ન હોય તો સ્વતંત્ર ચેતન (જીવ) અનિષ્ટ ઉત્પન્ન કરનારા કાર્યમાં પ્રવૃત્ત થાય નહિ અને જો પ્રવર્તે તો તે જાણેજ છે કે, આમાંથી અનિષ્ટ થવાનું છે. માટે કોઇ ચેતન અધિષ્ઠાતા આ જગતમાં છે. કર્મ પ્રેરણા કરે છે એમ કહેવું સંભવતું નથી કેમ કે, કર્મ તો પ્રકૃતિનું કાર્ય છે માટે જડ છે અને જડને પ્રેરકપણું સંભવતું નથી. માટે અયસ્કાંત મણિની પેઠે ઇશ્વર ઉદાસીન છતાં પણ પોતાની સત્તામાત્રવડે પ્રધાન તત્વને પ્રવર્તાવે છે અને ભક્તો ઉપર અનુગ્રહ કરે છે. માટે મોક્ષને આપનાર ઇશ્વર અવશ્ય છે એવો યોગનો મત છે. હે શત્રુનો ક્ષય કરનારા યુધિષ્ઠિર! સારી રીતે વિચાર કરનારા યોગાચાર્યો

પોતાના હેતુની ઉત્તમતા એવી રીતે બતાવે છે કે, જો ઈશ્વર ન હોય તો જીવ બંધનમાંથી મુક્ત કેમ થાય ?[3]. સાંખ્ય મતને અનુસરનારા બ્રાહ્મણો પોતાના પક્ષની સ્થાપનાના અર્થે એવો હેતુ કહે છે કે, આ લોકમાં જે મનુષ્ય સર્વ ગતિઓને જાણીને વિષયોથી વિરક્ત થાય છે તે, દેહનો ત્યાગ કર્યા પછી મુક્ત થાય છે એ સ્પષ્ટ છે, એથી બીજે પ્રકારે થતું નથી. મોટી બુદ્ધિવાળા આચાર્યો સાંખ્યશાસ્ત્રનું તત્વ એવી રીતે બતાવે છે–અર્થાત્ સાંખ્યાચાર્યોનો મત એવો છે કે, જેમ સ્ફટિક શુદ્ધ છતાં રાતાં પુષ્પની સાથે મૂકવાથી રાતો જણાય છે. એજ રાતા દેખાતા સ્ફટિકને જોઇને બુદ્ધિ ભ્રમિત થવાથી તે "પદ્મરાગ" નામનો લાલરંગનો મણિ જાણવા (જોવા)માં આવે છે અને પદ્મરાગ પણ ચંદ્રના અજવાળામાં જોવાથી ઇન્દ્રનીલ મણિરૂપે ભાસે છે. એ રીતે અસાધ્ય પરંપરા થાય છે તેમજ ચિદાત્મા સ્વતઃ શુદ્ધ છતાં માયાના યોગથી ઈશ્વર જોવામાં આવે છે અને અવિદ્યાવડે "તે બ્રહ્મ છે" એવી બુદ્ધિ નષ્ટ થવાથી સૂત્રાત્મા થાય છે વળી અવિદ્યાની પ્રબળતાથી તેજ સૂત્રાત્મા વિરાટ્ થાય છે. અવિદ્યા અતિ પ્રબળ થાય છે ત્યારે તેજ વિરાટ્ વ્યષ્ટિ દેહમાત્રનો અભિમાની વિશ્વ થાય છે. જેમ ઘડામાં રહેલા દીપકનો પ્રકાશ માત્ર ઘડાનેજ અજવાળું કરે છે. જો ઘડાનાં છિદ્રોમાંથી કાંઇક પ્રકાશ બહાર નીકળતો હોય છે તો ઘરમાં રહેલા થોડા ભાગને પણ પ્રકાશ કરે છે. ઘડામાંથી દીપક બહાર નીકળે તો સઘળા ઘરમાં પ્રકાશ કરે છે, તેમજ પ્રત્યગાત્મા દેહથી વીંટાયલો થઈને માત્ર દેહને જાણે છે, દેહની ઇન્દ્રિયોદ્વારા બહાર નીકળીને બ્રહ્માંડની માંહે રહેલા શબ્દાદિ કેટલાક વિષયોને જાણે છે અને ગુરૂએ કહેલી યુક્તિથી જ્યારે સર્વ પ્રકારે દેહના અધ્યાસનો ત્યાગ કરે છે ત્યારે સઘળા ત્રિભુવનના ઉદરમાં વ્યાપ્ત થાય છે. તે વખતે "હું સર્વાત્મા વિરાટ્ છું" એમ માને છે. પછી અવિદ્યા ન્યૂન થવાથી પોતાને સૂત્રાત્મા માને છે, તે અવિદ્યાને પોતાના વશમાં કરીને પછી પોતાને ઈશ્વર માને છે અને જ્યારે માયાનો નાશ થાય છે ત્યારે શુદ્ધચિન્માત્રરૂપે પ્રકાશે છે, એવો અનુભવનો ક્રમ છે. તેમાં વિશ્વની વિરાટ્, સૂત્રાત્મા, ઇશ્વર અને શુદ્ધ, એ ચાર ગતિઓ ક્રમે કરીને છે. જો તે સર્વ ગતિઓનો સાક્ષાત્કાર થાય–તે ગતિઓ અનુભવવામાં આવે તો એ ચારે દેહમાંથી પાર જઈને પછી બ્રહ્મજ્ઞ પુરૂષ મુક્ત થાય છે એ સ્પષ્ટ છે. બ્રહ્મસંબંધી જ્ઞાનના બળથી ક્રમે કરીને ઈશથી આરંભીને વિશ્વપર્યંત દેહનો અધ્યાસ ઘટી જાય છે અને તેથી પૂર્વ પૂર્વરૂપ પ્રાપ્ત થાય છે. એ રીતે સર્વ પ્રકારે અધ્યાસની નિવૃત્તિ થવાથી તે સ્ફટિકની પેઠે, ઉપાધિરહિત થઈને પ્રકાશે છે એ સર્વ અનુભવના બળથીજ સિદ્ધ થાય છે. માટે "ઈશ્વર તટસ્થ છે" એમ માનવાથી શું સિદ્ધ થાય છે? એવું સાંખ્યનું માનવું છે[4,5]. એ રીતે બન્નેનો મત છે તો તેમાંથી જે પક્ષ પોતાનો હોય તેની યુક્તિ ગ્રહણ કરવી. કેમ કે, ત્હારા સરખા શિષ્ટ પુરૂષોએ માનેલા પુરૂષે શિષ્ટ પુરૂષોનાજ મતને ગ્રહણ કરવો યોગ્ય છે અને તેથી જે વચન પોતાના મતને હિતકર હોય તેને ગ્રહણ કરવું[6]. હે યુધિષ્ઠિર ! એ બન્ને મત જૂદા જૂદા જણાય છે છતાં પણ તે બન્ને તત્વ મ્હારે તો માન્ય છે કેમ કે, યોગશાસ્ત્રનો મત પ્રત્યક્ષ હેતુવાળો છે અને સાંખ્યશાસ્ત્રનો મત શાસ્ત્રના નિશ્ચયવાળો છે[7]. હે રાજન્ ! એ બન્ને મત શિષ્ટ પુરૂષોએ માનેલા છે. જો શાસ્ત્ર પ્રમાણે તેનું અનુષ્ઠાન કર્યું હોય તો તે, પરમ ગતિને આપે છે[8]. હે પાપરહિત ! સાંખ્ય અને યોગ એ બન્નેમાં પવિત્રતા, તપ, પ્રાણીઓ ઉપર દયા અને વ્રતધારણ ઈત્યાદિ સર્વ સાધન સમાન છે, માત્ર તેમનું શાસ્ત્ર સમાન નથી તે એવી રીતે કે, મહદાદિ કારણ–સહિત જગત, જેમ દોરડીમાં સર્પનો અધ્યાસ થયેલો હોય છે, તેમ આત્માના વિષે અધ્યસ્ત છે–અધ્યાસરૂપ છે. જગતરૂપ

અધ્યાસનો અધિષ્ઠાનના જ્ઞાનવડે બાધ થાય છે ત્યારે સંસારના બીજનો ઉચ્છેદ થાય છે એવો સાંખ્યનો મત છે. યોગનો મત એવો છે કે, અપ્રાપ્ત દુઃખનો ત્યાગ કરવો. એ રીતે હેય (ત્યાગ કરવા યોગ્ય) વસ્તુનો ઉપન્યાસ કરીને પછી દ્રષ્ટા અને દૃશ્યનો સંયોગ એ હેય વસ્તુનો હેતુ છે એ રીતે હેયનું નિમિત્ત કહી બતાવે છે તેમજ મહદાદિ દૃશ્યાકાર થયેલી વૃત્તિનો નિરોધ કરવાથી દ્રષ્ટા અને દૃશ્યનો વિયોગ થવાથી વૃત્તિ દૃશ્યરૂપ થશે નહિ પણ તે વૃત્તિની સ્વરૂપમાં–આત્મારૂપમાં સ્થિતિ થશે અને એવી રીતે કૈવલ્ય પ્રાપ્ત થશે. જેમ યોગશાસ્ત્રમાં કહ્યું છે કે "ચિત્તવૃત્તિનો નિરોધ કરવો તેનું નામ યોગ." તે યોગનું–દ્રષ્ટાનું સ્વરૂપમાં અવસ્થાન (સ્થિતિ) થાય છે. યોગવિના બીજા સ્થળમાં દ્રષ્ટાની વૃત્તિ દૃશ્ય વસ્તુના સરખી થાય છે: એ પ્રમાણે દ્રષ્ટા અને દૃશ્યના સંયોગરૂપ હેતુનો નાશ થવાથી તેના કાર્યરૂપ દુઃખનો નાશ થાય છે માટે જગતને મિથ્યા કહેવું વ્યર્થ છે. એ વિષે યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે, "ચિત્તનો નાશ કરવાના બે ક્રમ છે યોગ અને જ્ઞાન." વૃત્તિના નિરોધને "યોગ" કહે છે અને રૂડે પ્રકારે વિચાર કરવો તેને "જ્ઞાન" કહે છે, કેટલાક પુરૂષને યોગ અસાધ્ય છે અને કેટલાક પુરૂષને તત્વજ્ઞાન અસાધ્ય છે. માટે પરમશિવે એ બે પ્રકાર કહેલા છે[૯]. યુધિષ્ઠિર કહે છે કેઃ–હે પિતામહ! જો યોગ અને સાંખ્યના સાધન–વ્રત, શૌચ અને દયા આદિ સમાન છે તથા તેનું ફળ પણ સમાન છે ત્યારે તે શાસ્ત્રો શા કારણથી સમાન નથી? તે મને કહો[૧૦]. ભીષ્મ કહે છે કેઃ–રાગ, મોહ, સ્નેહ, કામ અને ક્રોધ, એ પાંચ દોષનો યોગવડે એકવાર ઉચ્છેદ કર્યા છતાં તે પુનઃ પ્રાપ્ત થાય છે અને સાંખ્યમાં તેમ થતું નથી, તાત્પર્ય કે, જ્ઞાનપક્ષમાં વસ્તુતત્વનું અપરોક્ષ જ્ઞાન થવાથી એકજવાર બાધિત થયેલા દ્વૈતસત્યત્વના સંસ્કારનો પુનઃ ઉદય થતો નથી. જેમ એક વાર બિંબનું જ્ઞાન થવાથી પ્રતિબિંબ બાધિત થયું એટલે પુનઃ વિસ્મૃત થતું નથી કેમ કે, તે "મિથ્યા છે" એવો નિશ્ચય થઇ જાય છે. તેજ પ્રમાણે જગતને મિથ્યા જાણ્યું એટલે રાગાદિનો ઉદય થતો નથી માટે કર્મ પણ તેને વળગતાં નથી અને કર્મ વળગતાં નથી તેથી તે સંબંધી દુઃખ પણ વળગતું નથી અને એ રીતે સંસારની ઉત્પત્તિના કારણનો અભાવ થવાથી તે, સુખવડે મુક્ત થાય છે. યોગ પક્ષમાં તો ચિત્તનો નિરોધ કરવાના સંસ્કારના બળથીજ દૃશ્ય સંસ્કારનો નાશ કરવો પડે છે અને એવી રીતે દૃશ્ય સંસ્કારનો નાશ થયો એટલે રાગાદિનો ઉચ્છેદ થાય છે અને ક્રમે કરીને મુક્તિ પ્રાપ્ત થાય છે. નિરોધ સંસ્કારનું બળ ન હોય તો વારંવાર નિરોધનો અભ્યાસ કર્યા છતાં પણ રાગાદિથી ચિત્ત આક્રાંત થઇને, યોગી યોગથી ભ્રષ્ટ થાય છે. એવી રીતે યોગમાર્ગે જતાં મોક્ષમાં વિઘ્નનો સંભવ છે માટે સાંખ્ય અને યોગશાસ્ત્ર જૂદાં જૂદાં કહેલાં છે[૧૧]. જેમ મોટાં મત્સ્ય જાળને તોડીને પુનઃ જળને પ્રાપ્ત થાય છે, તેમ દોષરહિત થયેલા યોગીઓ પણ પોતાના યોગબળથી સંસારરૂપી જાળને તોડીને આત્મસ્વરૂપને પામે છે[૧૨]. જેમ બળવાન હરણો ફાંસાને તોડીને અને સર્વ બંધનથી છૂટા થઇને નિર્મળ માર્ગે ચાલ્યા જાય છે, તેમ યોગીઓ પણ સંસારના બંધનને તોડીને અને નિર્દોષ માર્ગે જઇને સ્વાત્મામાં મળે છે[૧૩]. હે રાજન્! બળવાન યોગીઓ લોભરૂપી બંધનને તોડીને ઉત્તમ, નિર્મળ અને કલ્યાણરૂપ માર્ગે જાય છે[૧૪]. હે રાજન્! જેમ સ્નાયુમયી જાળમાં પકડાયેલા નિર્બળ મૃગ તે (જાળ) ને તોડી શકતા નથી અને અંતે નાશ પામે છે, તેમ જીવો યોગના બળ વિના સંસારના બંધનમાં પડીને નાશ પામે છે[૧૫]. હે કૌંતેય! જેમ જાળમાં સપડાયેલા નિર્બળ મૃગ મૃત્યુ પામે છે, તેમ હે રાજેન્દ્ર! અત્યંત નિર્બળ યોગીઓ પણ સંસારરૂપી જાળને ન તોડી શકવાથી નાશ પામે છે[૧૬]. હે શત્રુદમન! જેમ પક્ષીઓ જાળ સૂક્ષ્મ છતાં પણ તેમાં ગૂંચાઇ જાય છે અને બહાર નીકળી શકતાં નથી

તથા નાશ પામે છે અને જે બળવાન હોય છે તે છટકી જાય છે[17]. તેમ હે શત્રુતાપન! કર્મરૂપી બંધનથી બંધાયલા નિર્બળ યોગીઓ નાશ પામે છે અને જેઓ બળવાન હોય છે તેઓ મુક્ત થાય છે[18]. હે રાજન્! જેમ અલ્પ અગ્નિ હોય અને તે ઉપર ભારે ભારે કાષ્ઠ પડે તો તે (અગ્નિ) શમી જાય છે–હોલાઈ જાય છે, તેમ નિર્બળ યોગી પણ શમી જાય છે[19]. પણ હે રાજન્! એજ અગ્નિ જ્યારે બળવાન થાય છે તથા તેને વાયુનું બળ આવી મળે છે ત્યારે તે સમગ્ર પૃથ્વીને પણ બાળવાને સમર્થ થાય છે[20]. તેમ યોગના બળવાળો તથા પ્રદીપ્ત તેજવાળો મહા બળવાન યોગી પ્રલયકાળના સૂર્યની પેઠે સમગ્ર જગતને પણ શોષી લેવાને સમર્થ થાય છે[21]. હે રાજન્! જેમ જળનો પ્રવાહ દુર્બળ માણસને ખેંચી જાય છે, તેમ વિષયો બળહીન યોગીને ખેંચી જાય છે[22]. પણ જો એવા પ્રવાહની મધ્યે મોટા હાથીને ઉભો કર્યો હોય તો તે, પ્રવાહને અટકાવે છે, તેમ યોગી પણ યોગનું બળ પામીને ઘણા વિષયોને અટકાવે છે[23]. હે પાર્થ! યોગના બળથી યુક્ત થયેલા યોગીઓ અવશ થઇને પ્રજાપતિ, ઋષિઓ, દેવો અને મહાભૂતોમાં પ્રવેશ કરે છે કેમ કે, તેઓ તેમ કરવાને સમર્થ છે[24]. હે રાજન્! અમાપ તેજવાળા યોગીના ઉપર સત્તા ચલાવવાને યમ અથવા ક્રોધ પામેલો અંતક અથવા ભયાનક પરાક્રમવાળો મૃત્યુ પણ સમર્થ થતો નથી[25]. હે ભરતશ્રેષ્ઠ! યોગી યોગબળને પામીને પોતાનાં અનેકરૂપ કરીને તેવડે સઘળી પૃથ્વીમાં ફરે છે[26]. કોઈ યોગી દેહવડે વિષયોને ગ્રહણ કરે છે તથા પુનઃ ઉગ્ર તપ આચરે છે. હે તાત! વળી જેમ સૂર્ય પોતાના તેજના ગુણનું આકર્ષણ કરી લે છે, તેમ તે પોતાના યોગસામર્થ્યનું આકર્ષણ પણ કરે છે[27]. હે રાજન્! બળયોગી બંધનને છેદવાને સમર્થ છે માટે તે મોક્ષ કરવાને પણ સમર્થ છે એમાં સંશય નથી[28]. હે પૃથ્વીપતે! યોગથી પ્રાપ્ત થાય છે એવાં બળ મેં તને કહ્યાં છે, વળી દૃષ્ટાંતને માટે બીજાં કેટલાંક નાનાં બળ પણ હું તને પુનઃ કહું છું[29]. હું સમાધિની સિદ્ધિના અર્થે નાભિ આદિ દેહના કોઇ એક ભાગમાં ચિત્તને સ્થિર કરવારૂપ ધારણા વિષે તને સૂક્ષ્મ દૃષ્ટાંત કહું છું તે હે ભરતશ્રેષ્ઠ! તું સાંભળ[30]. જેમ સાવધાન ધનુષ્યધારી એકાગ્ર થઇને નિશાનને હણે છે, તેમ સારી રીતે યોગને સાધનારો યોગી મોક્ષ પામે છે એમાં સંદેહ નથી[31]. જેવી રીતે કોઈ પુરૂષ તેલથી પૂર્ણભરેલા પાત્રને લઈને નીસરણી ઉપર ચઢતો હોય તે વખતે જેવું તેમાં નિશ્ચળ મન રાખે છે તેવુંજ નિશ્ચળ મન રાખીને યોગી યોગસાધના કરે તો તે (યોગી) પોતાના આત્માને સૂર્યના સમાન નિર્મળ બનાવે છે[32,33]. હે રાજશ્રેષ્ઠ! હે કૌંતેય! જેમ ખલાસી ભરસમુદ્રમાં પડીને અને સાવધાન થઈને સુકાન ઝાલે છે તથા તેમ કરીને સમુદ્રમાંથી ઉતાવળે પાર ઉતારે છે, તેમ તત્વને જાણનારો યોગી યોગવડે સમાધિ કરીને અને આ દેહનો ત્યાગ કરીને દુર્ગમ સ્થાનને પામે છે[34,35], હે પુરૂષશ્રેષ્ઠ! હે રાજન્! જેમ સારી રીતે સાવધ રહેલો સારથી સારા ઘોડાઓને જોડીને ધારેલા દેશ પ્રત્યે ધનુષ્યધારીના રથને પહોંચાડે છે, તેમ હે નૃપતિ! ધારણાના વિષે સારી રીતે એકાગ્ર થયેલો યોગી ઉતાવળે સર્વોત્તમ સ્થાનને પામે છે. જેમ નિશાન તાકનારાએ ધનુષ્યમાંથી છોડેલું બાણ નિશાનમાં જઇને ચોંટે છે, તેમ યોગી પુરૂષ આત્માને પામે છે[36,37]. જે યોગી આત્માના (પોતાના) વિષે આત્માને જોઇને–તેનું ધ્યાન ધરીને નિશ્ચળ થઇને રહે છે તેનું પાપ નષ્ટ થાય છે તથા તે પવિત્ર પુરૂષોના અવિનાશી પદને પામે છે[38]. હે અમિત પરાક્રમવાળા યુધિષ્ઠિર! નાભિના વિષે મણિપૂર ચક્રમાં, કંઠના વિષે વિશુદ્ધ ચક્રમાં, મસ્તકના વિષે સહસ્રદળ ચક્રમાં, હૃદયના વિષે અનાહત ચક્રમાં અને છાતી, પાસાં, નેત્ર શ્રવણ અને નાસિકા આદિ સ્થાનમાં ચિત્તની ધારણા કરવી. જે યોગી સાવધાન થઈને એ સ્થાનના વિષે

પોતાના સૂક્ષ્મ આત્માનો યોગ કરે છે, હે પૃથ્વીપતે ! તે યોગી પોતાનાં શુભાશુભ કર્મનો નાશ કરીને તથા નિશ્ચળ એવા ઉત્તમ યોગને ધારણ કરીને જો મુક્ત થવાની ઇચ્છા કરે તો મુક્ત થાય છે[૩૯-૪૧]. યુધિષ્ઠિર કહે છે કેઃ–હે ભારત ! યોગી કેવો આહાર કરવાથી તથા શું શું જીતવાથી બળને પામે છે? તે તમારે કહેવું જોઇએ[૪૨]. ભીષ્મ કહે છે કેઃ–હે ભારત ! જે યોગી દાણા વીણી ભોજન કરતો હોય, ખોળ ખાતો હોય, તેમજ જેણે સ્નેહ (ચીકાશવાળા ઘી, તેલ આદિ પદાર્થો)ને તજ્યો હોય તે યોગી બળ પામે છે[૪૩]. હે શત્રુને દમન કરનાર ! જે ઘણા કાળ પર્યંત લૂખા સાથવાનું એકવાર ભક્ષણ કરતો હોય એવો શુદ્ધ યોગી બળ પામે છે[૪૪]. યોગી ઘણાં પખવાડીઆં, માસ, ઋતુઓ અને સંવત્સર સુધી દૂધમાં મિશ્ર કરેલું જળ પીવાથી બળ પામે છે[૪૫]. સદાકાળ યોગીએ માંસનો અપવાસ કરવો એટલે માંસને તજવું. હે નરાધિપ ! યોગી માંસનો સદાકાળ ત્યાગ કરીને બળ પામે છે. માંસની સાથે તજવા જેવા બીજા પદાર્થ પણ હઠયોગમાં કહેલા છે. તે એવા છે કે,–માંસ, દહીં, કળથી, લસણ, શાક, તીખો પદાર્થ, ખાટો પદાર્થ, કડવો પદાર્થ, ખોળ, હીંગ, સૌવીર (એક જાતનું મધ), સરસવ અને તેલ, એટલા પદાર્થો યોગીએ યત્નથી વર્જવા[૪૬]. વળી કામ, ક્રોધ, શીત, ઉષ્ણ, વૃષ્ટિ, ભય, શોક, શ્વાસ, પુરૂષને યોગ્ય વિષયો, અપ્રીતિ, ભયાનક તથા દુર્જય તૃષ્ણા, સ્પર્શ વિષય, નિદ્રા અને તંદ્રા આદિ ગુણો કે જે દુર્જય છે યોગી તે સર્વને જીતવાથી બળ પામે છે. મહાત્મા વૈરાગ્યવાન્ અને મોટી બુદ્ધિવાળા જે યોગીઓ હોય છે તેઓ પોતાની અધ્યયન અને ધ્યાનરૂપી સંપત્તિવડે સૂક્ષ્મ આત્માને સ્વયમેવ પ્રકાશિત કરે છે[૪૭-૪૯]. હે ભરતશ્રેષ્ઠ ! પંડિત બ્રાહ્મણોથી પણ એ માર્ગ મહાદુર્ગમ છે, એ માર્ગે કોઇકજ કુશળપણે પાર જઇ શકે છે. જેમ મહાઘોર અરણ્યમાં ઘણા સર્પ તથા અજગર આદિ હોય, તેમાં ઘણા ખાડા હોય, જળ મળતું ન હોય, દુર્ગમ હોય, ઘણા કાંટા હોય, ભોજન ન મળે એવું હોય, ઝાડીથી ગૂંચાયલા માર્ગવાળું હોય, જેમાંનાં ઝાડ દાવાનળ લાગવાથી સળગી ઉઠ્યાં હોય અને જેના માર્ગમાં ચોર ભમતા હોય એવા વનમાં થઇને કોઇકજ યુવાન પુરૂષ કુશળ–ક્ષેમ જઇ શકે છે. તેમ યોગનો માર્ગ પણ ઘણાં વિઘ્નવાળો હોવાથી કોઇકજ બ્રાહ્મણ તે માર્ગે કુશળ–ક્ષેમ જઈ શકે છે. પણ ઘણા તો તે માર્ગને જોઈનેજ વિરામ પામે છે કેમ કે, તે માર્ગ ઘણા દોષવાળો છે[૫૦-૫૩]. હે રાજન્ ! તીક્ષ્ણ અસ્ત્રોની ધાર ઉપર તો કદાચિત્ સુખવડે સ્થિર રહી શકાય, પણ અકૃતાત્મા પુરૂષોએ યોગની ધારણા ઉપર સ્થિર રહેવું મહા કઠિન છે[૫૪]. હે રાજન્ ! જો યોગી યોગ સાધતાં ધારણામાં ભ્રષ્ટ થાય છે તો, જેમ ખલાસી વિનાનું વહાણ ઉતારૂઓને સમુદ્રમાં ડૂબાડે છે, તેમ તે યોગીને રોગાદિ આઘાતવાળી અશુભ ગતિને પમાડે છે[૫૫]. હે કૌંતેય ! પણ જે પુરૂષ યોગશાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે ધારણામાં રહે છે તે પુરૂષ મરણ, જન્મ, સુખ અને દુઃખ એ સર્વને તજી દે છે[૫૬]. અનેક પ્રકારનાં (અનેક) શાસ્ત્રોમાં નિષ્પન્ન થયેલું યોગનું ફળ શું છે? તે મેં તને આ પ્રમાણે કહ્યું છે પણ યોગશાસ્ત્રનું જે શ્રેષ્ઠ કાર્ય છે તે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ દ્વિજાતિઓમાં નિશ્ચિત થયેલું છે[૫૭]. હે મહાત્મન્ ! તે કાર્ય અથવા ફળ પરમ બ્રહ્મમય છે. એ કાર્ય સિદ્ધ કરીને મહાત્મા યોગી તત્કાળ મુક્ત થાય છે તથા બ્રહ્મા, ઈશ્વર, વરદાન આપનારા વિષ્ણુ, શિવ, ધર્મ, ષડાનન (કાર્તિકેય), મોટા પ્રતાપવાળા બ્રહ્માના પુત્રો, કષ્ટકારી તમોગુણ, અત્યંત મોટો રજોગુણ, શુદ્ધ સત્વગુણ, પરમ પ્રકૃતિ, વરૂણની પત્ની સિદ્ધિદેવી, સમગ્ર તેજ, અત્યંત મોટું ધૈર્ય, આકાશમાં તારાઓનો સ્વામી નિર્મળ ચંદ્ર, વિશ્વે દેવો, ઉરગ લોક, પિતૃઓ, સર્વ પર્વતો, ભયંકર સમુદ્રો, સર્વ નદીઓ, સર્વ વન, મેઘ, નાગ, વૃક્ષો, યક્ષોના સમુદાય, દિશાઓ

ગંધર્વનાં ટોળાં, પુરૂષો, સ્ત્રીઓ, એ સર્વમાં જય પામે છે—અર્થાત્ તે સર્વને જીતનારો થાય છે—તે તે રૂપે થઇ શકે છે તથા તે સર્વને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તાવે છે[૫૮-૬૧]. (કોઈ કહેશે કે, જેમ અગ્નિમાંથી ઝીણા તણખા ઉડે છે, તેમ આત્મામાંથી સર્વ જીવ નીકળીને ફરે છે, એવું વેદમાં કહ્યું છે માટે આત્મા—પુરૂષથીજ બ્રહ્માદિની સૃષ્ટિ સંભળાય છે તો યોગી પૂર્વથી સિદ્ધ એવા બ્રહ્માદિમાં પ્રવેશ કરે છે, એમ કેમ કહેવામાં આવે છે? એનો ખુલાસો કરતાં પિતામહ કહે છે કે,)—હે રાજન્! મોટા વીર્યવાળા અને મોટી બુદ્ધિવાળા પરમાત્માના વિષે જગતકર્તૃત્વાદિનું નિરૂપણ કરનારી તથા "આત્મામાંથી આકાશ ઉપજ્યું" ઇત્યાદિ વેદમાં કહેલી કથા શુભજ છે—અમારા મતથી વિરૂદ્ધ નથી. કેમ કે, યોગી નારાયણરૂપ છે. જેણે ચતુર્થ ભૂત નારાયણના વિષે "હું નારાયણ છું" એમ અહંગ્રહવડે આત્મા (પોતા)નું સ્થાપન કર્યું છે એવો યોગી નારાયણ ભાવને પામે છે તથા તે મહાત્માનું ચિત્ત સર્વત્ર વ્યાપક થાય છે. એમ થવાથી તે સર્વનો પરાભવ કરીને પંચ ભૂતના દેહવાળા પ્રાણીઓને ઉત્પન્ન કરે છે—સંકલ્પ માત્રે રહીને સરજે છે. માટે યોગની સંપ્રજ્ઞાત અવસ્થામાં યોગીઓમાં પ્રાણીઓને સરજવાપણું છે અને વ્યુત્થાન દશામાં ભૌતિક પ્રાણીઓને સરજવાપણું છે માટે કોઈ પણ શ્રુતિથી યોગશાસ્ત્ર વિરૂદ્ધ નથી. વેદાંતીઓ પણ યોગીના યોગૈશ્વર્યનું હરણ કરી શકતા નથી[૬૨].

॥ कथा च येयं नृपते प्रसक्ता देवे महावीर्यमतौ शुभेयम् ॥

॥ योगी स सर्वानभिभूय मर्त्यान्नारायणात्मा कुरुते महात्मा ॥ ६२ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० योगविधौ [illegible]तोपरि अष्टाविंशोऽध्यायः ॥ १२८ ॥

## અધ્યાય ૧૨૯ મો—સાંખ્યજ્ઞાન કથન.

युधिष्ठिर उवाच ॥ सम्यक्त्वयायं नृपते वर्णितः शिष्टसंमतः ॥

॥ योगमार्गो यथान्यायं शिष्यायेह हितैषिणा ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે રાજન્! શિષ્ટ પુરૂષોએ માનેલો આ યોગમાર્ગ હિત ઇચ્છનારા અને ગુરૂ તમોએ મને—શિષ્યને રૂડે પ્રકારે યથાન્યાય—જેમ ઘટે તેમ—વર્ણવી બતાવ્યો[૧]. હવે હું તમને પૂછું છું માટે મને સમગ્ર સાંખ્યનો વિધિ કહો કેમ કે, ત્રણે લોકમાં જે જ્ઞાન છે તે સર્વ તમોએ જાણેલું છે[૨]. ભીષ્મ કહે છે કેઃ—કપિલાદિ સમર્થ યતિઓએ આત્માને જાણનારા ઋષભાદિ સાંખ્યાચાર્યોનાં જે સૂક્ષ્મ જ્ઞાનને પ્રકાશ કરેલું છે તે, તું મ્હારી પાસેથી સંભળ[૩]. હે મનુજશ્રેષ્ઠ! જેમાં બીજાં શાસ્ત્રો જેવા ભ્રમ જણાતા નથી તથા જેમાં ઘણા ગુણ છે અને કેવળ દોષની હાનિ કરનાર છે એવું તે સાંખ્યશાસ્ત્ર છે—અર્થાત્ કોઈ જગ્યોએ જીવને સત્ય કહેલો છે, કોઇ જગ્યોએ અનેક આત્મા કહેલો છે અને કોઈ જગ્યોએ એકજ આત્મા કહેલો છે; એવા ભ્રમ બીજાં શાસ્ત્રોમાં છે તેવો સાંખ્યશાસ્ત્રમાં નથી. વળી કર્મકાંડ અને જ્ઞાનકાંડનો વિરોધ પણ આ સાંખ્યશાસ્ત્રથી નીકળી જાય છે એ ગુણ છે. વળી "એક આત્મા છે" એમ કહેવાથી, બહુ આત્મા માનનારનો એ દોષ ઉપજે છે કે, સર્વ આત્માઓ સમાન હોવાથી એક દેહના આત્માને જે ભોગ પ્રાપ્ત થાય છે તે સર્વને થવો જોઇએ, એ દોષ પણ સાંખ્ય મતવડે નિરસ્ત થાય છે[૪]. હે રાજન્! જ્ઞાનવડે દોષવાળા વિષયોની સંખ્યા (ગણના) કરીને તથા દુર્જય એવા મનુષ્યના તથા પિશાચના વિષયોની ગણના કરીને[૫]. તેમજ રાક્ષસોના વિષયોને તથા પક્ષિઓના વિષયોને જાણીને તથા ઉરગના અને ગંધર્વના વિષયોને જાણીને[૬]. વળી પિતૃઓના વિષયોને તથા તિર્યક્ જાતિનાં પ્રાણીઓના

વિષયોને જાણીને, ગરૂડ આદિ પક્ષીઓના વિષયોને અને વાયુઓના વિષયોને જાણીને[૭], રાજર્ષિ અને બ્રહ્મર્ષિઓના વિષયોને જાણીને, અસુરના અને વિશ્વે દેવોના વિષયોને જાણીને[૮], દેવર્ષિઓના વિષયોને તથા યોગીઓનાં ઐશ્વર્યને જાણીને, પ્રજાપતિના અને બ્રહ્માના વિષયોને જાણીને[૯], તેમજ લોકમાં આયુષ્યના પરમ અવધિ ( કાળ )ને પણ તત્વથી જાણીને, હે બોલનારાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! સુખના પરમ તત્વને જાણીને[૧૦], નિરંતર વિષયને ઇચ્છનારા પ્રાણીઓને સમય પ્રાપ્ત થયે જે દુઃખ થાય છે તેને જાણીને, તિર્યક્યોનિઓમાં પડનારા જીવોનાં અને નરકમાં પડનારા જીવોનાં દુઃખોને જાણીને[૧૧], હે ભારત ! સ્વર્ગના સમગ્ર ગુણોને તથા દોષોને જાણીને, વેદનાં વચનોમાં રહેલા દોષને તથા ગુણને જાણીને[૧૨]. હે રાજન્ ! જ્ઞાનયોગમાં રહેલા ગુણ–દોષને તથા યોગશાસ્ત્રમાં રહેલા ગુણ–દોષને જાણીને, હે નૃપ ! સાંખ્યજ્ઞાનમાં રહેલા ગુણ–દોષને જાણીને[૧૩]. સત્વના દશ ગુણોને, રજના નવ ગુણોને તથા તમના આઠ ગુણોને જાણીને, બુદ્ધિના સાત ગુણોને, મનના છ ગુણોને અને આકાશના પાંચ ગુણોને જાણીને, વળી પુનઃ બુદ્ધિના ચાર ગુણોને, તમના ત્રણ ગુણોને, રજના બે ગુણોને અને સત્વના એક ગુણને જાણીને–અર્થાત્ વિદ્વત્વપણાના અભિમાનરૂપ સાંખ્યમાં દોષ છે તેને જાણીને તથા અદ્વેષત્વાદિ સાંખ્યમાં રહેલા ગુણને જાણીને, આનંદ, પ્રીતિ, ઉદ્વેગ, પ્રકાશપણું, પુણ્યશીલપણું, સંતોષ, શ્રદ્ધા રાખવાપણું, આર્જવ (સરળતા), ત્યાગશીલપણું અને ઐશ્વર્ય, એવા સત્વના દશ સ્વાભાવિક ગુણો છે. સુખ–દુઃખને ભોગવવું, ભેદ, પુરૂષપરાક્રમ, કામ, ક્રોધ, મદ, ગર્વ, દ્વેષ, નિંદા, એ નવ રજોગુણના સ્વાભાવિક ગુણો છે. અંધકાર (અજ્ઞાન), મોહ, મહામોહ, તામિસ્ર, અંધતામિસ્ર, નિદ્રા, પ્રમાદ, આલસ્ય એ આઠ તમોગુણના ગુણો છે. મહદ્, અહંકાર અને પંચતન્માત્રા, એ સાત બુદ્ધિના ગુણો છે. શ્રોત્રાદિ પાંચ ઈંદ્રિય તથા મન, એ મનમાં છ રૂપ છે. આકાશાદિ પાંચ ભૂત એ આકાશના પાંચ ગુણ છે. સંશય, નિશ્ચય, ગર્વ, અને સ્મરણ, એ ચાર બુદ્ધિના પ્રકાર છે. અપ્રતિપત્તિ, વિપ્રતિપત્તિ અને વિપરીતપ્રત્તિપત્તિરૂપ તમ ત્રણ પ્રકારનું છે. પ્રવૃત્તિરૂપ અને દુઃખરૂપ એવા બે પ્રકારના રજોગુણ છે, પ્રકાશ સત્વનું રૂપ છે. બુદ્ધિ આદિનું પુનઃ ગ્રહણ કરવાનું કારણ એ છે કે, પ્રતિલોમ માર્ગે સત્વમાં તેનો લય કરવો, એમ બતાવ્યું છે. એ પ્રમાણે પંચાવન ગુણોમાંથી સત્વાદિ ગુણો યથાર્થ રીતે આત્માની પ્રાપ્તિ કરનારા છે, તેને જાણીને તથા રજોગુણ, તમોગુણ વગેરે ગુણો આત્મમાર્ગે જતાં પ્રતિબંધ કરનારા છે તેનો ત્યાગ કરવાને માટે તેને પણ જાણીને, તેમજ પ્રાકૃત લયના વિષે તથા આત્મતત્વના વિચારના વિષે પણ તે સર્વને જાણીને જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત થયેલા–ગ્રંથથી અને અનુભવથી સંપન્ન થયેલા તથા મોક્ષોપયોગી સાત્વિકાદિ ભાવથી વાસિત ચિત્તવાળા થયેલા શુભ પુરૂષો, જેમ સૂર્યનાં સુક્ષ્મ કિરણો આકાશને પામે છે તેમ, શુભ મોક્ષને પામે છે[૧૪-૧૭]. જેમ કુંડળની સાથે સુવર્ણ મળેલું (સંયુક્ત) છે, તેમ રૂપવાળા દ્રવ્યની સાથે ચક્ષુ ઈંદ્રિય સંયુક્ત છે–અર્થાત્ ચક્ષુથી વ્યતિરિક્ત રૂપ, દ્રવ્ય કે, દેવતાદિ વિષય નથી. એજ પ્રમાણે ગંધ ગુણની સાથે ઘ્રાણ ઇંદ્રિય સંયુક્ત છે, શબ્દની સાથે શ્રોત્ર ઈંદ્રિય સંયુક્ત છે, રસ ગુણની સાથે જીહ્વા ઈંદ્રિય સંયુક્ત છે[૧૮]. અને સ્પર્શની સાથે ત્વચા ઈંદ્રિય સંયુક્ત છે. એજ પ્રમાણે ત્વચા ઇંદ્રિયનો દેવતા વાયુ આકાશમાં રહેલો છે, મોહ તમોગુણમાં રહેલો છે, લોભ અર્થ (દ્રવ્ય–વિષય)માં રહેલો છે–અર્થાત્ રજોગુણનું કાર્ય લોભ અર્થમાં રહેલો છે અને તમોગુણનું કાર્ય મોહ તમોગુણ–અજ્ઞાનાવસ્થામાં રહેલો છે[૧૯]. પગલાં મૂકવારૂપ પાદકર્મમાં વિષ્ણુદેવ રહેલા છે, બળરૂપ હસ્તઈંદ્રિયના વિષે ઇંદ્ર રહેલા છે, ઉદરમાં અગ્નિદેવ રહેલા છે, જળના વિષે પૃથ્વીદેવી રહેલી છે, જળ તેજના વિષે રહેલું છે[૨૦]. તેજ વાયુમાં

રહેલું છે, વાયુ આકાશમાં રહેલો છે, આકાશ મહત્તત્વ ( અહંકાર )માં રહેલું છે, મહત્તત્વ બુદ્ધિમાં રહેલું છે[21]. બુદ્ધિ તમોગુણમાં રહેલી છે, તમોગુણ રજોગુણમાં રહેલો છે, રજોગુણ સત્વગુણમાં રહેલો છે, સત્વગુણ આત્મા ( જીવ )માં રહેલો છે[22]. જીવ ઇશ્વરના વિષે રહેલો છે અને ઈશ્વર તે નારાયણ દેવ છે. તે દેવ મોક્ષના વિષે રહેલા છે અને તે મોક્ષ અન્ય કોઇના વિષે આસક્ત નથી[23]. જે નિર્વિકલ્પ કૈવલ્ય વસ્તુ છે તે પોતાના મહિમાના વિષેજ સ્થિત છે. સત્વગુણવાળો દેહ કે, જે બુદ્ધિ સત્વમય સ્વપ્ન શરીર છે તે પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, ઈંદ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, અકર્મ, લોક અને નામ એ સોળ વેદમાં કહેલા ગુણોથી વીંટાયલું છે તેને જાણીને તથા સ્વભાવ અને ચેતનાને દેહમાં આશ્રયેલી જાણીને–સ્વભાવ એટલે પૂર્વકર્મ તથા તેની ઉત્પત્તિનું કારણ બુદ્ધિની વૃત્તિ કે, જે તેને પ્રકાશ કરે છે તેને લિંગ દેહના આશ્રયે રહેલી જાણીને પછી મધ્યસ્થ–ઉદાસીન આત્મા કે, જેના વિષે પાપ નથી તેને અસંગ જાણવો. જેમ એકજ કર્મવડે સ્થૂળ શરીરના કર્મની અનુવૃત્તિથી સ્વપ્નાના પ્રપંચનો ભ્રમ થાય છે તથા ત્યારે પણ "આત્મા અસંગ છે" એમ જણાય છે. તેમજ જાગ્રતરૂપી ભ્રમમાં પણ વિષયની વાસનાવાળાઓને કર્મજ એ ભ્રમનું કારણ છે તથા આત્મા અસંગ છે. અને ઇંદ્રિયાદિ આત્માના વિષેજ રહેલાં છે એટલે ઇંદ્રિયાદિનો આત્માના વિષે અધ્યારોપ કરેલો છે એમ જાણવું. તાત્પર્ય કે, જેમ સ્વપ્નામાં એકજ આત્મા વાસનાના બળથી સર્વ જગતરૂપે થઇને ભાસે છે પરંતુ અસંગ છે, તેમ જાગ્રતમાં પણ પૂર્વની વાસનાના બળથી આત્મા સર્વ જગતરૂપે ભાસે છે તથાપિ અસંગ છે[24,25]. એ રીતે ઇંદ્રિયો અને ઇંદ્રિયોના અર્થને એ સર્વના વિષે રહેલા જાણીને તથા શ્રુતિપૂર્વક મોક્ષની દુર્લભતા જાણીને, પ્રાણ, અપાન, સમાન, વ્યાન, ઉદાન, અધોવાયુ અને ઉર્ધ્વવાયુ કે, જેને "પ્રવાહ" કહે છે તે સર્વને જાણીને, એ સાત* વાયુઓને વળી સાત સાત પ્રકારે થયેલા જાણીને, પ્રજાપતિ, ઋષિયો અને અને બીજા અનેક ઉત્તમ માર્ગોને જાણીને, અનેક સપ્તર્ષિઓને જાણીને, હે શત્રુતાપન ! રાજર્ષિઓને પણ અનેક જાણીને, તેજ પ્રમાણે મોટા દેવર્ષિઓને તથા સૂર્ય સરખા બ્રહ્મર્ષિઓને પણ અનેક જાણીને[26-29]. હે રાજન્ ! તે સર્વને કાળે કરીને ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલા જાણીને, હે પૃથ્વીપતિ ! મોટા મોટા પ્રાણીના સમુદાયોનો નાશ થયેલો સાંભળીને[30]. પાપ કર્મ કરનારાઓની અશુભ ગતિને જોઇને યમલોકના વિષે વૈતરણી નદીમાં પડનારાઓના દુઃખને જોઇને[31]. અનેક પ્રકારની યોનિઓમાં આવતા અશુભ જન્મને જોઇને, શોણિત ( લોહી ) તથા જળનાં પાત્રરૂપ અશુભ જઠર (માતાના ગર્ભ)માં વાસ થાય છે તેને જાણીને[32]. કફ, મૂત્ર, મળ અને તે સર્વના તીવ્ર ગંધથી યુક્ત વીર્ય, રૂધિરના સમુદાયમાં તથા મજ્જા અને સ્નાયુઓના સ્થાનમાં જીવનો વાસ થાય છે તેને જાણીને અને જીવ સેંકડો નસોથી વ્યાપ્ત તથા નવદ્વારવાળા અપવિત્ર દેહમાં ભટકે છે તેને જાણીને પોતાના આત્માના હિતનો વિચાર કરવો તથા હે રાજન્ ! અનેક પ્રકારના યોગનું સાધન કરવું[33,34]. હે ભરતશ્રેષ્ઠ ! તમોગુણવાળા જીવ કે, જે વિષયોને રમણીય માનીને તેનાથી વીંટાયા છે તેને સત્વગુણવાળા જીવ નિંદિત માને છે[35]. જેઓએ આત્માને જાણેલો છે એવા મોટા સાંખ્યાચાર્યો તે વિષયોની નિંદા કરે છે. વળી સૂર્ય અને ચંદ્રને મોટાં મોટાં ગ્રહણ લાગે છે[36], તારાઓ પડે છે; નક્ષત્રો અવળા–સવળી થઈ જાય છે, સ્ત્રી–પુરૂષનાં દાંપત્યનો વિયોગ થાય છે, મનુષ્યો દીન થઇ જાય છે[37]. પ્રાણીઓ પણ એક બીજાને અશુભ રીતે ભક્ષણ કરી જાય છે, બાલ્યાવસ્થા મૂઢતા ભરેલી જાય છે.

---

* જેમ એક વડના એક બીજમાં અનંત બીજ સમાયલાં છે તથા તેમાંના એક બીજમાં અનંત બીજ છે, તેમ એક વાયુમાં સાત વાયુઓ અને તે પ્રત્યેકમાં સાત એ રીતે જગતને અનંત જાણવું.

દેહનો અશુભ ક્ષય થાય છે[૩૮]. ઘણા મનુષ્યોને રાગ અને મોહ પ્રાપ્ત થાય છે, સત્વગુણ કોઇનેજ પ્રાપ્ત થાય છે, હજારોમાં કોઇકજ પુરૂષ મોક્ષ બુદ્ધિને ધારણ કરે છે[૩૯]. "મોક્ષ દુર્લભ છે" એમ વેદ કહે છે. જે વસ્તુ પ્રાપ્ત થઈ નથી તેના વિષે બહુ ભાવના–માન રહે છે, લબ્ધ વસ્તુના વિષે ઉદાસીનતા રહે છે[૪૦]. હે રાજન્! વિષયો બંધન કરવાના હેતુ છે, એ સર્વ જાણીને પણ મોક્ષના અર્થે યત્ન કરવો. વળી હે કૌંતેય! મૃત્યુ પામેલાઓના અશુભ દેહોને જોઇને[૪૧], હે ભારત! "ગૃહસ્થાશ્રમમાં રહેનારા પ્રાણીઓના ઘરમાં વસવું પણ દુઃખ ભરેલું છે" એમ જાણીને, બ્રહ્મહત્યા કરનારાઓની અને પતિતની દુર્ગતિ થાય છે તેને જાણીને[૪૨], દુરાત્મા બ્રાહ્મણો કે, જેઓ સુરાપાન કરવામાં આસક્ત છે તેઓની દુર્ગતિને જાણીને, ગુરૂની પત્ની સાથે આસકત થનારાઓની અશુભ ગતિને જાણીને[૪૩], હે યુધિષ્ઠિર! જેઓ પોતાની માતાની સાથે સારી રીતે વર્તતા નથી તેઓની નઠારી ગતિને જાણીને, લોકોમાં જે મનુષ્યો સારી રીતે વર્તતા નથી તેઓની અશુભ ગતિને જાણીને[૪૪], અશુભ કર્મ કરનાઓની તે જ્ઞાનવડે અશુભ ગતિને જાણીને, તિર્યક્યોનિમાં પડેલા જંતુઓની અનેક પ્રકારની ગતિઓને જાણીને[૪૫], અનેક પ્રકારનાં વેદનાં વચનને જાણીને, ઋતુઓનો વિપર્યય થતો જાણીને, સંવત્સરનો અને *માસનો ક્ષય થતો જાણીને[૪૬], +પક્ષનો ક્ષય અને ÷દિવસનો ક્ષય થતો જાણીને, ચંદ્રની ક્ષય–વૃદ્ધિ પ્રત્યક્ષ થતી જોઇને[૪૭], સમુદ્રની વૃદ્ધિ (ભરતી) અને વળી તેનો ક્ષય (ઓટ) થતો જોઇને, ધનનો ક્ષય અને વળી તેની વૃદ્ધિને જોઇને[૪૮], સંયોગનો ક્ષય જોઇને તથા વિશેષે કરીને યુગોનો ક્ષય જોઇને, પર્વતોનો અને નદીઓનો ક્ષય થતો જોઇને[૪૯], વર્ણોનો ક્ષય થતો જોઇને તથા તે ક્ષયનો પણ અંત થતો જોઇને, જરા, મૃત્યુ, જન્મ તથા તેનાં દુઃખને જોઇને[૫૦], દેહના દોષને તથા દુઃખને જાણીને, દેહની વિકૃલવતા (ખોડ–ખાંપણ) યથાર્થ જાણીને[૫૧]. પોતાના આત્માના વિષે રહેલા સર્વ દોષને જાણીને તથા પોતાના દેહમાંથી ઉત્પન્ન થયેલા સર્વ અશુભ ગંધને જાણીને પુરૂષે મોક્ષના અર્થે યત્ન કરવો[૫૨]. યુધિષ્ઠિર કહે છે કેઃ–હે અપાર વિક્રમવાળા પિતામહ! તમે પોતાના શરીરમાંથી ઉત્પન્ન થયેલા કયા દોષને જુઓ છો? તે મને સંશય છે માટે તે (સંશય)નું તત્વથી નિવારણ કરવું યોગ્ય છે[૫૩]. ભીષ્મ કહે છે કેઃ–હે રાજન્! બુદ્ધિમાન અને માર્ગને જાણનારા કપિલ આચાર્યના સાંખ્યમતવાળા પુરૂષો "દેહમાં પાંચ દોષ છે" એમ કહે છે. હે શત્રુનાશન! તે દોષને સાંભળ[૫૪]. કામ, ક્રોધ, ભય, નિદ્રા અને પાંચમો શ્વાસ[૫૫], એ પાંચ દોષ સર્વ પ્રાણીઓના દેહમાં દેખાય છે. §ક્ષમાવડે ક્રોધનો ઉચ્છેદ કરવો, સંકલ્પ વર્જવાવડે કામનો ક્ષય કરવો[૫૬], સત્વનું જીવન કરવાવડે નિદ્રાનો ક્ષય કરવો, અપ્રમાદવડે ભયનો ક્ષય કરવો. હે રાજન્! અલ્પ ભોજન કરવાવડે પાંચમા શ્વાસનો ક્ષય કરવો–શ્વાસને તજવો[૫૭]. સેંકડો ગુણવડે બીજા ગુણોને જાણવા, સેંકડો દોષવડે બીજા દોષોને જાણવા અને સેંકડો વિચિત્ર હેતુઓવડે બીજા વિચિત્ર હેતુઓને યથાર્થ જાણવા[૫૮]. વિષ્ણુની અનેક માયાઓવડે વીંટાયલો આ લોક જળના ફીણ સરખો, ચિત્રામણની ભીંત સરખો અને "નલ" નામે ઘાસના સરખો અંદરથી સારરહિત છે[૫૯]. વળી આ લોક અંધારા ખાડા જેવો

* બે અમાસની વચ્ચે બે સંક્રાતિઓ આવે ત્યારે "માસ ક્ષય" થાય છે. તેને "ક્ષયમાસ" કહે છે.

+ સાડા ચૌદ દિવસની વચમાં બે પર્વ થાય ત્યારે તેર દિવસનું પક્ષ થાય તેને "પક્ષ ક્ષય" કહે છે.

÷ એક વખત સૂર્ય ઉગે, ત્યારથી બીજી વખત સૂર્ય ઉગે તેટલામાં ત્રણ તિથિનો સ્પર્શ હોય ત્યારે દિવસનો ક્ષય થાય છે. તેને "ક્ષયતિથિ" કહે છે.

§ હવે તે પાંચે દોષોને જીતવાના ઉપાય કહે છે.

અને વરસાદના પરપોટા જેવો અત્યંત નાશવાળો, સુખથી રહિત પરિણામે નાશવાળો અને અસ્વતંત્ર છે[૬૦]. આ લોક, જેમ કાદવમાં કળેલો હાથી બહાર નીકળવાને અસ્વતંત્ર છે, તેમ રજોગુણ અને તમોગુણમાં ડૂબેલો હોવાથી અસ્વતંત્ર છે. માટે હે રાજન્! મોટી બુદ્ધિવાળા સાંખ્યજ્ઞાનીઓ પ્રજાઓમાં થયેલા સ્નેહનો ત્યાગ કરીને સર્વવ્યાપી મહાન સાંખ્યજ્ઞાનના યોગથી રાજસ તથા તામસ અશુભ ગંધને તથા દેહમાં રહેલા સ્પર્શથી ઉપજેલા સાત્વિક શુભ ગંધને તપરૂપી હાથાવાળા જ્ઞાનરૂપી શસ્ત્રવડે છેદી નાખે છે. અને પછી તેઓ દુઃખરૂપી જળથી ભરેલા, ભયાનક, જેમાં ચિંતા અને શોકરૂપી મોટા ધરા છે, જેમાં વ્યાધિ અને મૃત્યુરૂપી મોટા મગર છે, જેમાં ભયરૂપી મોટા સર્પ છે, જેમાં તમોગુણરૂપી મોટા કાચબા છે અને જેમાં રજોગુણરૂપી મોટા મત્સ્ય છે એવા સમુદ્રને જ્ઞાનરૂપી નાવમાં બેસીને તરી જાય છે. હે શત્રુદમન! તે સમુદ્રમાં સ્નેહરૂપી કાદવ છે, જરારૂપી ખડક છે, જ્ઞાનરૂપી દ્વીપ છે, કર્મરૂપી ઉંડાણ છે, સ્થિરવ્રતયુક્ત સત્યરૂપી જળ છે, હિંસારૂપી શીઘ્રવહન કરનારો પ્રવાહ છે, તેમાં અનેક પ્રકારના રસરૂપી ખાણો છે, તેમાં અનેક પ્રકારનાં પ્રીતિરૂપી રત્નો છે, તેમાં દુઃખ અને પરિતાપરૂપી તોફાની પવન વાય છે, તેમાં શોક અને તૃષ્ણારૂપી મોટાં વમળ થાય છે, તેમાં તીક્ષ્ણ વ્યાધિરૂપ મોટા હાથીઓ છે, હે અરિંદમ! અસ્થિઓના સમુદાયરૂપી તેની ઘાડાઈ છે, તેમાં કફરૂપી ફીણ આવે છે, તેમાં દાનરૂપી ભયાનક મોતીઓની ખાણો છે, રૂધિરના ધરારૂપી પરવાળાં છે, હાસ્ય અને નિંદારૂપી ગર્જના થયા કરે છે, તે અનેક પ્રકારના જ્ઞાનવડે અત્યંત દુસ્તર (ન તરાય તેવો) છે અને તેમાં વેદાંતશાસ્ત્રરૂપી બેટ છે એવો સર્વ પ્રાણીમય સમુદ્ર કે, જેમાં મોક્ષરૂપી રત્ન ન જડે એવો વિષય એજ વડવાનળ છે તેને, હે ભારત! જ્ઞાનરૂપી નાવવડે સિદ્ધ લોકો તરી જાય છે. તેઓ આવા જ્ઞાનવડે જન્મયુક્ત, દુસ્તર અને સ્થૂળ શરીરને તરીને–વીસરીને નિર્મળ આકાશના વિષે–હૃદયાકાશના વિષે પ્રવેશ કરે છે[૬૧-૭૨]. પછી જેમ કમળનાળમાં છિદ્રદ્વારા જળ પ્રવેશ કરે છે, તેમ સૂર્ય પોતાનાં કિરણોવડે તે સાંખ્યયોગવાળા પુણ્યશાળી પુરૂષોનાં હૃદયાકાશમાં પ્રવેશ કરીને વિષયો પ્રાપ્ત કરી આપે છે. અર્થ એવો છે કે, જેમ કમળની નાળને જળમાં મૂકી મુખથી જળ ખેંચીએ તો તે જળ કમળનાં છિદ્રોમાં થઈને મુખમાં આવે છે, તેમ સૂર્ય આત્માના વિષે એકાગ્ર કરેલા મનદ્વારા અંતરમાં પ્રવેશ કરીને તેજ હૃદયાકાશમાં સાંખ્યોને પોતાની નાડિઓવડે ચૌદ ભુવનના વિષયોને પમાડે છે. અર્થાત્ વ્યોમસંવિત્‌ના ઉદયથી સાંખ્ય મુનિને સર્વજ્ઞતા, સર્વાત્મતા અને સર્વભોગપ્રાપ્તિપણું ઇત્યાદિ પ્રાપ્ત થાય છે[૭૩]. હે ભારત! "પ્રવહ" નામે વાયુ હાર્દાકાશમાં તેજ, જળ અને અન્નાત્મક વિષયોને આત્મસાત્ કરે છે–અર્થાત્ પ્રીતિરૂપી દોષ વગરના વીર્યયુક્ત, તપરૂપી ધનવાળા અને સિદ્ધ યતિઓના વિષયો વાયુ સંહાર કરતો નથી[૭૪]. હે ભારત! સાત વાયુઓમાં જે શ્રેષ્ઠ, સૂક્ષ્મ, શીતળ, સુગંધવાળો અને સુખસ્પર્શવાળો છે અને જે શુભ લોકોમાં ગમન કરનારો છે તે વાયુ યોગીઓને આકાશની પરમગતિને પમાડે છે[૭૫]. હે પ્રજાના પતિ કૌંતેય! આકાશ તે યોગીઓને રજોગુણની પરમગતિને પમાડે છે. હે રાજેંદ્ર! રજોગુણ સત્વગુણની પરમ ગતિને પમાડે છે.[૭૬]. હે શુદ્ધાત્માવાળા યુધિષ્ઠિર! સત્વગુણ પરમ સમર્થ નારાયણ દેવ પ્રત્યે પહોંચાડે છે અને શુદ્ધ આત્માવાળા પ્રભુ પોતાની શક્તિથી પરમાત્મા પ્રત્યે પમાડે છે[૭૭]. હે વિભો! એ રીતે યોગીઓ પરમાત્માને પામીને તથા નિર્મળ થઈને તેના વિષેજ રહે છે અને પછી મોક્ષ પામે છે તથા ત્યાંથી પુનઃ સંસારમાં આવતા નથી[૭૮]. હે પાર્થ! દ્વંદ્વરહિત, સત્ય અને સરળતાવાળા તથા સર્વ પ્રાણીઓ ઉપર દયાવાળા તે

મહાત્માપુરૂષોની તે પરમગતિ છે[૭૯]. યુધિષ્ઠિર કહે છે કે:—હે પાપરહિત પિતામહ ! એવા ઉત્તમ સ્થાનરૂપ ભગવાનને પામીને સ્થિરવ્રતવાળા તે મહાત્માઓ સર્વજ્ઞપણાને પામે છે ત્યારે તેઓએ પૂર્વે અનુભવેલા જન્મ-મરણની સ્મૃતિ રહે છે કે, નથી રહેતી ?[૮૦]. હે કૌરવ ! એના વિષે જે સત્ય હોય તે તમારે મને યથાવત્ કહેવું યોગ્ય છે કેમ કે, તમારા વિના હું બીજા પુરૂષને પૂછવું યોગ્ય માનતો નથી[૮૧]. મોક્ષનું પ્રતિપાદન કરનારા મંત્રોને પામીને એ મોટો દોષ મનમાં સ્ફુરે છે. હે રાજન્ ! જો મોક્ષમાં પણ મોટા યતિયોને એવું વિશેષ દર્શન થતું હોય તો કર્મરૂપ પ્રવૃત્તિલક્ષણ ધર્મજ શ્રેષ્ઠ છે, એમ હું માનું છું. સંન્યાસાદિ શ્રમની કાંઈ જરૂર નથી. જો મોક્ષદશામાં કાંઈ જ્ઞાન નજ થતું હોય, તો પણ મોટો દોષ છે કેમ કે, સુષુપ્તિની પેઠે જ્ઞાન શૂન્યાવસ્થામાં પણ જ્ઞાન છે, એમ કહેવા જેવું બીજું વિશેષ દુઃખ કયું છે ?—શું વધારે અયોગ્ય છે ?[૮૨,૮૩]. ભીષ્મ કહે છે કે:— હે ભરતશ્રેષ્ઠ ! હે તાત ! તેં આ પ્રશ્ન મહાકઠિન પૂછયો છે કે, જેના વિષે પંડિતો પણ મોહ પામી જાય એવો એ પ્રશ્ન છે. તથાપિ યથાન્યાય છે[૮૪]. હું એ પ્રશ્નના ઉત્તરના વિષે તને જે પરમતત્વ કહું છું તે તું સારી રીતે સાંભળ. કપિલના સાંખ્યમતને અનુસરનારા મહાત્માઓની પરમ બુદ્ધિ તને એ વિષે જણાશે[૮૫]. પ્રાણીઓને પોતાના દેહમાં રહેલી મનસહિત ઇંદ્રિયોજ વિશેષ જ્ઞાનનો હેતુ છે. કેમ કે, તે આત્માના યોગથી વિષયનું જ્ઞાન કરે છે અને તે ઇંદ્રિયોદ્વારા સૂક્ષ્મ ચિદાત્માને વિષયનું જ્ઞાન થાય છે. ભાવાર્થ કે, પ્રત્યક્ષ એવા બહારના પદાર્થનું જ્ઞાન નેત્રવડેજ થાય છે, જો નેત્ર ન હોય તો બહારના પદાર્થનું જ્ઞાન થાય નહિ. આથી નેત્ર વિનાના પ્રાણીને બહારના પદાર્થનું જ્ઞાન થાય નહિ તેટલાથી કાંઇ આત્માની જ્ઞાનશકિતને બાધ આવતો નથી અથવા તેટલાથી કાંઈ આત્માંની જ્ઞાતૃશકિત નથી કે, ન્યૂન થઇ એમ થતું નથી કેમ કે, નેત્ર વિનાનો પુરૂષ સ્વપ્નામાં અનેક પ્રકારના પદાર્થને દેખે છે. એજ પ્રમાણે સુષુપ્તિમાં અને સમાધિમાં મનનો લય થાય છે તથાપિ તેથી આત્માની જ્ઞાનશકિતનો કાંઇ નાશ થતો નથી. એથી સમજાય છે કે, આત્મા તો સદૈવ જ્ઞાનરૂપ છે તથાપિ ઇંદ્રિયાદિ સાધનના વિયોગથી જ્ઞાનરહિત હોય તેવો દેખાય છે, કાંઈ અજ્ઞાનતાથી નહિ. એ રીતે મોક્ષદશામાં પણ આત્માના સર્વજ્ઞપણાની કાંઈ હાનિ થઇ શકતી નથી[૮૬]. કોઈ કહેશે કે, જ્યારે આત્માને વિશેષ જ્ઞાન ઇંદ્રિયોના યોગથી થાય છે ત્યારે ઇન્દ્રિયોજ જ્ઞાનરૂપ હશે. તો જાણવું કે, જેમ સમુદ્રમાં ઉત્પન્ન થતું ફીણ સમુદ્રના જળથી ભિન્ન જણાય છે ખરૂં, પણ તેમાં જળ વિના બીજું કાંઇજ હોતું નથી, જ્યારે તેમાંથી જળ દૂર થાય છે ત્યારે તે ફીણનો પણ નાશ થાય છે; તેમ આત્મામાંથી અધ્યાસપૂર્વક ઇંદ્રિયો ઉપજી છે પણ આત્મા વિના તે કાષ્ઠ જેવી અને ભીંત જેવી જડ છે તથા જે કાળે તેનાથી આત્માનો વિયોગ થાય છે તે કાળે સમુદ્રના ફીણની પેઠે નાશ પામે છે, એમાં સંદેહ નથી[૮૭]. હે શત્રુતાપન ! જેમ આકાશમાં વાયુ સર્વત્ર ફરે છે, તેમ ઇંદ્રિયોસહિત સૂતેલા દેહધારીનો આત્મા પણ સ્વપ્નામાં સર્વત્ર (વિષયોમાં) ફરે છે[૮૮]. હે ભારત ! જેવી રીતે આત્મા જાગ્રતમાં સર્વત્ર ફરે છે, સર્વત્ર જૂએ છે, સર્વત્ર સ્પર્શ કરે છે; તેજ પ્રમાણે વિષયોને જાણતો તે જૂએ છે અને સ્પર્શ વિષયોનો સ્પર્શ કરે છે[૮૯]. તેમ સર્વ ઇન્દ્રિયોના વિષયોને જાણે છે. સ્વપ્નાવસ્થામાં સર્વ ઇન્દ્રિયોનો પ્રવર્તક ચૈતન્ય આત્મા તે (ઇંદ્રિયો)ને સહાયક ન હોવાથી ઇંદ્રિયો, જેમ વિષ વિનાનો સર્પ સંતાઇ જાય છે, તેમ પોતપોતાના સ્થાનમાં લીન થઈ જાય છે,[૯૦]. જ્યારે સર્વ ઇંદ્રિયો પોતપોતાના સ્થાનમાં લીન થઈને રહેલી હોય છે ત્યારે આત્મા તેની સૂક્ષ્મ ગતિઓનું અતિક્રમણ કરીને ફરે છે એમાં સંશય નથી—ઇન્દ્રિયોના

સૂક્ષ્મભાવ આત્માથી વ્યાપ્ત થઈને સૂક્ષ્મપણે વિષયોનો બોધ કરે છે[૯૧]. હે ભારત! સત્વના સર્વ ગુણો, રજોગુણના સર્વ ગુણો, તમોગુણના સર્વ ગુણો, બુદ્ધિના ગુણો, મનના અને આકાશના ગુણો, હે ધર્માત્મન્! વાયુના અને સ્નેહના ગુણો, હે પાર્થ! પૃથ્વીના અને જળના ગુણો, હે યુધિષ્ઠિર! એ સર્વ ગુણો કે, જેઓ ક્ષેત્રજ્ઞ પુરૂષોમાં સન્નિહિત છે તે માયિક ગુણોવડે આત્મા જીવના વિષે વ્યાપ્ત થાય છે અને શુભ તથા અશુભ કર્મ પણ તે જીવના વિષે વ્યાપ્ત થાય છે. હે પ્રભો! જેમ શિષ્યો પોતાના મહાત્મા ગુરૂની પાસે આવે છે, તેમ મનસહિત ઇંદ્રિયો જીવને પ્રાપ્ત થાય છે[૯૨-૯૫]. જ્યારે તે જીવ પ્રકૃતિનું અતિક્રમણ કરીને નિર્વિકાર આત્માને પામે છે. હે ભારત! અને સર્વથી શ્રેષ્ઠ, આત્મા નારાયણ કે, જે દ્વંદ્વરહિત તથા પ્રકૃતિથી પર છે, જે વિકારરહિત છે તથા જે ગુણથી રહિત છે[૯૬]. જ્યારે પુરૂષ તે પરમાત્માના વિષે પુણ્ય અને પાપથી રહિત થઇને અને સ્નેહાદિ પાશથી મુક્ત થઇને પ્રવેશ કરે છે, ત્યારે ત્યાંથી પાછો આવતો નથી. તાત્પર્ય એ છે કે, સમાધિદશામાં તે પુણ્ય પાપાદિથી રહિત થઇને પરમાત્માને પામે છે. પણ હે ભારત! વ્યુત્થાનદશામાં તે પાછો આવે છે[૯૭]. કેમ કે, મન તથા ઇન્દ્રિયોનો નાશ થયો હોતો નથી તેથી પ્રારબ્ધ કર્મને અનુસરનારી ઇશ્વરપ્રેરણાને આધીન થઇને સમય પ્રાપ્ત થયેથી ( વ્યુત્થાન કાળમાં ) પાછો આવે છે[૯૮]. ગુણુના અર્થવાળા પુરૂષે વર્તમાન દેહનો નાશ થાય એટલા સમયમાં વિદેહકૈવલ્ય પ્રાપ્ત કરવું શક્ય છે[૯૯]. હે કૌંતેય! હે રાજન્! એ પ્રમાણે મેં કહેલા મોક્ષ આપનારા સાંખ્યજ્ઞાનવડે મોટી બુદ્ધિવાળા સાંખ્યજ્ઞાનીઓ પરમગતિને પામે છે[૧૦૦]. હે કૌંતેય! આ જ્ઞાનની તુલ્ય બીજું જ્ઞાન નથી તેના વિષે ત્હારે સંશય રાખવો નહિ. સાંખ્યજ્ઞાનજ સર્વથી શ્રેષ્ઠ છે, તે સાંખ્યજ્ઞાનજ અક્ષર, અચંચળ, સર્વોત્કૃષ્ટ બ્રહ્મ અને સદા એક રૂપવાળું છે[૧૦૧]. વળી તેનો આદિ, મધ્ય કે, અંત નથી, તે દ્વૈતભાવથી રહિત છે, જગતના જન્માદિનું હેતુભૂત છે, અખંડ દંડની પેઠે શાશ્વત છે, નિર્વિકાર છે અને બુદ્ધિમાન્ પુરૂષો જેને "નિત્ય" કહે છે તે એ જ્ઞાન છે[૧૦૨]. જેનાથી સૃષ્ટિની ઉત્પત્તિ, લય અને વિકાર પ્રવર્ત્તે છે, શાસ્ત્રોમાં જેનું પ્રતિપાદન કરેલું છે, મોટા ઋષિઓ જેની પ્રશંસા કરે છે[૧૦૩]. સર્વ બ્રાહ્મણો, દેવો અને શમ ગુણને ધારણ કરનારા પુરૂષો જેને વખાણે છે, બ્રાહ્મણ જાતિને જે હિતકર છે. ગુણુ બુદ્ધિવાળા બ્રાહ્મણો "શ્રેષ્ઠ દેવ, અનંત, સર્વોત્કૃષ્ટ અને અચ્યુત" એમ કહીને જેની પ્રાર્થના કરે છે, તે સાંખ્યજ્ઞાન છે. હે કૌંતેય! અમિત દર્શનવાળા સાંખ્યોએ સારી રીતે યોગને સિદ્ધ કર્યો છે એમ જાણવું[૧૦૪.૧૦૫]. પરમાત્મા મૂર્તિ વિનાનો છે તથાપિ સાંખ્યજ્ઞાન તેની મૂર્તિ છે એમ વેદમાં કહેલું છે. હે ભરતશ્રેષ્ઠ! તેનું પ્રમાણ એ છે કે ઘટાદિનાં જ્ઞાન છે. ઘટાદિનાં જ્ઞાનજ તેનું અભિજ્ઞાન–જ્ઞાનસાધન છે[૧૦૬]. હે પૃથ્વીપતે! પૃથ્વી ઉપર બે પ્રકારનાં પ્રાણી છે, તેમાં કેટલાંક જંગમ છે અને કેટલાંક સ્થાવર છે. સ્થાવરથી જંગમ શ્રેષ્ઠ છે. તાત્પર્ય કે, સ્થાવર વસ્તુમાં બ્રહ્મ સતરૂપે ભાસે છે, જંગમમાં સત અને ચિત બન્નેરૂપે ભાસે છે તથા જ્ઞાની પુરૂષમાં સત્, ચિત્ અને આનંદરૂપે ભાસે છે[૧૦૭]. હે નરેંદ્ર! હે રાજન્! જે જ્ઞાન બ્રહ્મવેત્તા મહાત્માઓમાં રહેલું છે, જે જ્ઞાન વેદ, સાંખ્ય અને યોગમાં રહેલું છે, જે વિવિધ જ્ઞાન પુરાણમાં રહેલું છે તે સર્વ જ્ઞાનનો સાંખ્યમાં અંતર્ભાવ થાય છે[૧૦૮]. હે મહાત્મા! જે જ્ઞાન મોટા ઈતિહાસમાં જોવામાં આવે છે, જેને રાજાઓ અને શિષ્ટ પુરૂષો સેવે છે એવા અર્થશાસ્ત્રમાં જે જ્ઞાન રહેલું છે, તેમજ જે જ્ઞાન આ લોકમાં છે તે સર્વનો અંતર્ભાવ સાંખ્યમાં થાય છે[૧૦૯]. હે રાજન્! પરમ બળરૂપ, શમ ગુણ, શાસ્ત્રમાં યથાવત્ કહેલું સૂક્ષ્મ જ્ઞાન, સૂક્ષ્મ તપ અને બીજાં અનેક સુખ, એ સર્વ સાંખ્ય વિજ્ઞાનના નિમિત્તે કહેલાં છે[૧૧૦]. હે પાર્થ! સાંખ્યજ્ઞાન સંપાદન કરતાં

કાંઇક સાધનની વિકળતા થવાથી પુરૂષો સુખથી નિરંતર દેવલોકમાં જાય છે તથા ત્યાં તેઓના અધિપતિપણાને ભોગવીને કૃતાર્થ થાય છે અને પછી તે પુનઃ મનને નિયમમાં રાખનાર બ્રાહ્મણોના વિષે જન્મ લે છે[૧૧૧]. હે રાજન્! જેમ દેવતાઓ સ્વર્ગમાં પ્રવેશ કરે છે, તેમ જે સાંખ્યજ્ઞાની દ્વિજો અતિશય પૂજવા યોગ્ય અને શિષ્ટ પુરૂષોએ સેવેલા સાંખ્યજ્ઞાનમાં અત્યંત પ્રીતિવાળા થાય છે, તેઓ પોતાનો દેહ તજ્યા પછી તત્પુરૂષસંજ્ઞક દેવના વિષે–પરમાત્માના વિષે પ્રવેશ કરે છે[૧૧૨]. હે રાજન્! જેઓને પરોક્ષ જ્ઞાન થયેલું છે અને જેઓ સાંખ્યજ્ઞાનના વિષે માત્ર આસક્ત છે તે દ્વિજોને તિર્યક્‌ગતિ પ્રાપ્ત થતી નથી તથા પાપ કરનારાઓના નિવાસરૂપ અધોગતિ પણ પ્રાપ્ત થતી નથી, તેમ પ્રધાન પુરૂષની ગતિ પણ પ્રાપ્ત થતી નથી. પરંતુ ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે[૧૧૩]. હે રાજન! સાંખ્યજ્ઞાન વિશાળ, સર્વથી શ્રેષ્ઠ, પ્રાચીન, મોટા સમુદ્ર જેવું અપાર, અગાધ, નિર્મળ, ઉદાર અને શોભાયુક્ત છે. હે નૃપતિ! મહાત્મા નારાયણજ અપ્રમેય સમગ્ર સાંખ્યશાસ્ત્રને જાણે છે[૧૧૪]. હે નરદેવ! એવી રીતે મેં તને સાંખ્યશાસ્ત્રનું તત્વ કહ્યું, જગતનો અંતરાત્મા નારાયણ સૃષ્ટિ કાળે આ પ્રાચીન વિશ્વને ઉત્પન્ન કરે છે અને સંહાર કાળમાં પુનઃ તેનો લય કરે છે[૧૧૫]. એટલે સર્વનો સંહાર કરીને તેને પોતાના દેહમાં શમાવી દઇને જળના વિષે શયન કરે છે[૧૧૬].

॥ संहृत्य सर्वं निजदेहसंस्थं कृत्वाप्सु शेते जगदंतरात्मा ॥ ११६ ॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० सांख्यकथनं नाम शतोपरि ऊनत्रिंशत्तमोऽध्यायः॥१२९॥**

---

## અધ્યાય ૧૩૦ મો–વસિષ્ઠ અને જનકનો સંવાદ–ક્ષર તથા અક્ષરનું વર્ણન.

युधिष्ठिर उवाच ॥ किं तदक्षरमित्युक्तं यस्मिन्नावर्तते पुनः ।
॥ किं च तत्क्षरमित्युक्तं यस्मादावर्तते पुनः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ–જેને પામીને પુનઃ સંસારમાં આવવું પડતું નથી અને જેને “અક્ષર” કહે છે તે શું છે? અને જેને પામીને પુનઃ સંસારમાં પડવું પડે છે તથા જેને “ક્ષર” કહે છે તે શું છે?[૧]. હે શત્રુનાશન! હે મહાબાહો! હે કુરૂનંદન! અક્ષર અને ક્ષરનો સ્પષ્ટ ભેદ મને સમજાય તે રીતે યથાર્થ કહો. કેમ કે, તે અર્થ મને સ્પષ્ટ અને યથાર્થ સમજાય માટે હું પૂછું છું[૨]. કારણ કે, જ્ઞાની તથા વેદમાં પારંગત બ્રાહ્મણો, મોટા ભાગ્યવાળા ઋષિઓ અને મહાત્મા યતિઓ એમ કહે છે કે, હવે દક્ષિણાયનના થોડા દિવસ બાકી રહ્યા છે, તે વીતી જશે અને ભગવાન સૂર્ય ઉત્તરમાં ગમન કરશે એટલે આપ પરમ ગતિને પામવાના છો. જ્યારે એ રીતે આપ પરલોકમાં જશો ત્યારે આ કલ્યાણકારી તત્વ અમે કોની પાસેથી સાંભળીશું? તમે કૌરવના વંશમાં દીપકતુલ્ય છો તથા જ્ઞાનરૂપી પ્રકાશથી પ્રકાશિત છો[૩-૫]. કુરૂવંશના બળને ધારણ કરનારા હે રાજેંદ્ર! માટે હું તમારી પાસેથી આ પ્રશ્નનો ખુલાસો સાંભળવાને ઇચ્છું છું. હે રાજેન્દ્ર! હું આવું અમૃત સાંભળીને તૃપ્ત થતો નથી[૬]. ભીષ્મ કહે છે કેઃ–આ વિષે હું તને વસિષ્ઠ અને “કરાળ” નામના જનકના સંવાદનો પુરાતન ઇતિહાસ કહું છું[૭]. એક સમયે ઋષિઓની મધ્યે સૂર્યસમાન કાંતિવાળા શ્રેષ્ઠ મુનિ વસિષ્ઠ બેઠેલા હતા તે સમયે જનક રાજાએ તેમને મોક્ષસંબંધી ઉત્તમ જ્ઞાન વિષે પ્રશ્ન કર્યો[૮]. અધ્યાત્મના વિષે પરમ કુશળ તથા અધ્યાત્મના અનુભવવાળા શ્રેષ્ઠ ઋષિ મૈત્રાવરૂણિ (વસિષ્ઠ) બેઠા હતા તેમના આગળ હાથ જોડીને તથા પ્રણામ કરીને કરાળ જનકે શબ્દવડે કોમળ, મધુર, નમ્રતાયુક્ત અને કુતર્કથી

રહિત એવું વચન કહ્યું[૯,૧૦]. જનક બોલ્યો કે:—હે ભગવન્! શ્રેષ્ઠ એવું સનાતન બ્રહ્મ કે,–જેને પામીને જ્ઞાનીઓ પુનઃ સંસારમાં જન્મ પામતા નથી તે વિષે હું સાંભળવાને ઇચ્છું છું[૧૧]. વળી જેના વિષે આ જગત લય પામે છે તથા જેને "ક્ષર" કહે છે તે વિષે હું સાંભળવાને ઇચ્છું છું તેમજ જેને "આનંદસ્વરૂપ, સંસારમોચક, કલ્યાણરૂપ, દ્વંદ્વરહિત, અક્ષર" કહે છે તે વિષે હું સાંભળવાને ઇચ્છું છું[૧૨]. વસિષ્ઠ કહે છે કે:–હે રાજન્! આ જગત જેવી રીતે લય પામે છે તે તથા પૂર્વથી કાળના અંતસુધી પણ લય પામતું નથી તે, હું તને કહું છું; સાંભળ. સમગ્ર ક્ષર પદાર્થ જેટલા કાળે નાશ પામે છે તેનું પ્રમાણ કહું છું[૧૩]. દેવનાં બાર હજાર વર્ષ થાય ત્યારે એક યુગ થાય છે. એવા ચાર યુગ થાય તેને "ચતુર્યુગ" કહે છે. એવા ચતુર્યુગ એક હજાર થાય ત્યારે તેને "કલ્પ" કહે છે અને એવો એક કલ્પ થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે[૧૪]. એટલીજ બ્રહ્માની રાત્રિ થાય છે–અર્થાત્ બે કલ્પવડે બ્રહ્માનું અહોરાત્ર થાય છે. હે રાજન્! બ્રહ્મા તે રાત્રિના અંતે જાગે છે, ત્યારે અનંત કર્મ કરવાવાળા મહાભૂત હિરણ્યગર્ભને ઉત્પન્ન કરે છે[૧૫]. અમૂર્ત આત્મા શંભુ કે, જેને અણિમા, લઘિમા અને પ્રાપ્તિ આદિ સિદ્ધિઓ સ્વતઃસિદ્ધ પ્રાપ્ત થયેલી છે તે પરિણામરહિત જ્યોતિસ્વરૂપ પરમાત્મા ઉપર કહેલા મૂર્તિમાન અને સર્વના નિયંતા હિરણ્યગર્ભને ઉત્પન્ન કરે છે[૧૬]. તે અક્ષરસ્વરૂપ ચોતરફ હાથ, ચરણ, નેત્ર, મસ્તક, મુખ અને કર્ણવાળું છે અને તે સર્વમાં વ્યાપીને રહેલું છે[૧૭]. એ હિરણ્યગર્ભ કે, જેને "અક્ષર" કહે છે તેજ સૂત્રાત્મા ભગવાન છે. તે સર્વ ઐશ્વર્યથી સંપન્ન બુદ્ધિવાળો છે. વેદાંતીઓ તેને "સમાન દૃષ્ટિવાળી બુદ્ધિ" કહે છે અને યોગીઓ તેને "પ્રથમ કાર્યરૂપ મહત્તત્વ" કહે છે પુરાણમાં તેને "વિરંચિ" અને "બ્રહ્મા" કહે છે[૧૮]. સાંખ્યશાસ્ત્રમાં તેને અનેક નામોથી "અનેક રૂપે થયેલો" કહે છે. અને વિચિત્ર રૂપવાળો વિશ્વનો આત્મા છે અને તેને "અક્ષર" કહે છે[૧૯]. તેણે પોતાના રૂપવડે ત્રૈલોક્યને અનેક આત્માવાળું કર્યું છે, તેમજ તે બહુરૂપયુક્ત હોવાથી તેને "વિશ્વરૂપ" પણ કહે છે[૨૦]. તે મોટા તેજવાળો સૂત્રાત્મા વિકાર પામીને સ્વયં પોતાના બીજા રૂપને સરજે છે તેને "અહંકાર" નામે તત્વ કહે છે તે અહંકાર તત્વનો અભિમાની પ્રજાપતિ વિરાટ્ છે[૨૧]. એ રીતે અવ્યક્તમાંથી ઉત્પન્ન થયેલો વિદ્યાસર્ગ વ્યક્તપણાને પામે છે ત્યારે તે સૃષ્ટિને "અવિદ્યાસર્ગ" કહે છે. મહાન અને અહંકાર એ અવિદ્યાસર્ગ પણ છે[૨૨]. એકજ ભાવથી અવિધિ અને વિધિ બન્ને ઉત્પન્ન થાય છે ત્યારે તેને વેદશાસ્ત્રના અર્થનું ચિંત્વન કરનાર પુરૂષો "વિદ્યા" અને "અવિદ્યા" કહે છે–અર્થાત્ અક્ષરથી હિરણ્યગર્ભની સૃષ્ટિ ઉપજે છે તે પ્રથમ છે અને વિરાટ્‌ની સૃષ્ટિ ઉપજે છે તે બીજી છે એ ત્રણમાંથી એકના વિષે જે વિધિ તે વિદ્યા. એનું સ્પષ્ટીકરણ કરવા માટે એક ઉદાહરણ છે કે, જેમ કોઈ પુરૂષ દોરડીને દેખીને સર્પ જાણવાથી ભય પામતો હોય, તેવામાં બીજો પુરૂષ આવીને કહે કે,–એ તો દોરડી છે, સર્પ નથી. એવું સાંભળીને તેને તત્કાળ સાક્ષાત્કાર થવાથી સર્પની ભ્રાંતિ મટીને ભય પણ તત્કાળ નિવૃત્ત થઇ જાય છે. એ વિધિને વિદ્યા જાણવી. બીજો કોઇ પુરૂષ પણ દોરડીને જોઈને તેને સર્પ માનીને ભય પામ્યો હોય, પણ તેને આપ્ત પુરૂષના વચનમાં શ્રદ્ધા ન હોવાથી તે રજ્જુ (દોરડી) ને "આ સર્પ નથી પણ દોરડી છે" એમ માની શકતો ન હોય, તેને કોઈ ડાહ્યો પુરૂષ ઉપદેશ કરે છે કે, ત્હારા જોયેલા સર્પના વિષે તું "એ દોરડી છે" એવી ભાવના કર, તેથી એ સર્પ દોરડી થઈ જશે અને એવી રીતે તે કર્મ શ્રદ્ધાજડ પુરૂષના ભાવનાના બળથી છેવટે તે સર્પ તેને દોરડીરૂપે દેખાય છે. તેમજ સર્પનો દંશ થયો હોય ત્યારે ગરૂડની ભાવના કરવાથી ચઢેલું ઝેર ઉતરી જાય છે ઇત્યાદિ

અવિદ્યાવિધિ છે[૨૩]. (પાછળ કહેલા મહત્ અને અહંકાર કે, જેના "સૂત્રાત્મા" અને "વિરાટ્" એવાં પણ નામ છે તેની સૃષ્ટિ કહ્યા પછી તેના ઉપાધિની સૃષ્ટિ કહે છે કે,) હે રાજન્! ભતસૃષ્ટિ એ અહંકારથી ત્રીજી સૃષ્ટિ છે એમ તું જાણજે. એ ભૂત તે પાંચ તન્માત્રરૂપ જાણવાં. એ પાંચ ભૂત સાત્વિક, રાજસ અને તામસ અહંકારમાં વિકાર પામે છે તેને ચોથો "વૈકૃતસર્ગ" કહે છે[૨૪]. હે રાજન્! વાયુ, અગ્નિ, આકાશ, જળ અને પૃથ્વી તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ[૨૫]. એ દશ, એકેકાળે ઉત્પન્ન થયાં તેને "અર્થમય ભૌતિકસર્ગ" કહે છે. એ સર્ગ પાંચમો છે[૨૬]. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા, ઘ્રાણ અને વાક્ (વાણી), હાથ, પગ, ગુદા તથા લિંગ, એ દશ બુદ્ધીંદ્રિય અને કર્મેન્દ્રિય છે[૨૭,૨૮]. એ રીતે સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણ, પાંચ ભૂત, પાંચ તન્માત્રા, દશ ઇન્દ્રિયો અને મન આ સર્વ મળીને ચોવીશ તત્વ થાય છે. હે રાજન્! એ ચોવીશ તત્વમાંથી પાંચ ભૂત તામસ છે, મન અને શ્રોત્રાદિ ઇન્દ્રિયો સાત્વિક છે અને વાણી આદિ કર્મેન્દ્રિયો રાજસ છે. તમોગુણમાં જડતા રહેલી છે, સત્વગુણમાં પ્રકાશ રહેલો છે અને રજોગુણમાં પ્રવૃત્તિ રહેલી છે. એ ચોવીશ તત્વનો સમુદાય પ્રત્યેક આકૃતિમાં રહેલો છે. તત્વને જાણનારા બ્રાહ્મણો ચોવીશ તત્વાત્મક સમુદાયને જાણીને શોચ કરતા નથી[૨૯]. સર્વ પ્રાણીઓનો ચોવીશ તત્વાત્મક દેહ સમાન છે. હે નરશ્રેષ્ઠ! દેવ, દાનવ અને મનુષ્ય, એ સર્વને તે દેહ તો સમાનજ છે એમ જાણવું[૩૦]. યક્ષ, ભૂત, ગંધર્વ, કિન્નર, મોટા સર્પ, ચારણ, પિશાચ, દેવ, ઋષિ, રાક્ષસ, દંશ, કીડા, મશક (મચ્છર), દુર્ગંધમાં પડેલા જીવડા, ઉંદર, કૂતરૂં, ચાંડાલ, હરણ, અંત્યજ, ભિલ્લ, હાથી, ઘોડા, ગધેડાં, વ્યાઘ્ર, ઝાડ, બળદ તથા જે જે કાંઈ મૂર્તિમાન છે તે તે સર્વ વસ્તુમાં એ ચોવીશ તત્વ દેખાય છે[૩૧-૩૩]. પૃથ્વી ઉપર, જળમાં તથા આકાશમાં દેહધારીઓનાં સ્થાન છે, બીજી કોઈ જગ્યોએ નથી એમ અમે સાંભળીએ છીએ—અર્થાત્ પંચ ભૂતાંતર્વર્તી દેહવાળો પ્રાણી જીવ છે અને પંચભૂતની બહાર જે છે તેજ આત્મા છે[૩૪]. હે તાત! અક્ષરપર્યંત જે કાંઈ વ્યક્ત છે તે ચોવીશ તત્વાત્મક સમુદાય છે અને તે દિવસે દિવસે લય પામે છે માટે તે સર્વ ક્ષર છે. જગત ક્ષય પામે છે માટે ક્ષર છે. અવ્યકતથી ઉત્પન્ન થયેલું વ્યક્ત જગત મોહાત્મક છે અને ક્ષર છે. માત્ર પરબ્રહ્મ કે, જેથી અવ્યક્તાદિ ઉપજયાં છે તેજ અક્ષર છે. મહત્તત્ત્વ અને હિરણ્યગર્ભ એ પણ અવ્યકતમાંથી પ્રકટે છે માટે ક્ષર છે કેમ કે, અવ્યકત પણ ક્ષર છે. હે મહારાજ! તું જે વિષે મને પ્રશ્ન કરે છે તેનો ઉત્તર મેં તને કહ્યો[૩૫-૩૭]. ચોવીશ તત્વાત્મક સમુદાય વિના પચીસમો વિષ્ણુતત્વરહિત છતાં પંડિતોએ તેની તત્વમાં ગણના કરી છે કેમ કે, તે તત્વનો આશ્રય કરે છે[૩૮]. વિષ્ણુ જે જે વ્યકતને સરજે છે તેની તેની મૂર્તિના વિષે પોતે અધિષ્ઠાતા ન થતાં, તે મૂર્તિજ ચેતનના વિષે અધિષ્ઠાન કરે છે. કેમ કે, ચોવીશ તત્વાત્મક સમુદાય મૂર્તિવાળો છે માટે તે અધિષ્ઠાતા છે અને પચીસમો આત્મા અમૂર્ત હોવાથી અધિષ્ઠાતા થતો નથી[૩૯]. ચોવીશ તત્વાત્મક સમુદાયજ સર્વ મૂર્તિઓના વિષે હૃદયમાં અધિષ્ઠાન કરીને રહે છે કેમ કે, તે ચિત્તની છાયાવાળો છે અને જે કેવળ ચેતન છે તે તો સર્વની મૂર્તિઓનું કારણ છતાં અમૂર્ત છે[૪૦]. કેવળ અનુપાધિ ચેતન પણ ઉત્પત્તિ અને પ્રલય ધર્મવાળી પ્રકૃતિથી મૂર્તિમાન થાય છે તથાપિ જો કે, પોતે તો અમૂર્તજ છે અને તેજ પ્રકૃતિથી તે ચેતન નિર્ગુણ છતાં પણ નિરંતર ગુણયુક્ત થઇને ગોચર થઈ શકે છે. જેમ પ્રાણીથી પોતાનું મુખ જોવું બનતું નથી તથાપિ દર્પણના યોગથી જોઈ શકાય છે. તેમ અગોચર આત્મા પણ પ્રકૃતિના યોગથી જાણવામાં આવે છે[૪૧]. એ પ્રમાણે મહાન આત્મા સૃષ્ટિની ઉત્પત્તિ અને લય કરનારો છતાં વિકાર પામીને પ્રકૃતિથી મુક્ત થાય છે ત્યારે બુદ્ધિ વિનાનો મૂઢ પુરૂષ તેને ઉત્પત્તિ—લયવાળો

જાણીને "હું-અહંકારજ આત્મા છું" એમ માને છે-ભૂત સમુદાય સાથે તેનું તાદાત્મ્ય માને છે[૪૨]. વળી તે તમોગુણ, રજોગુણ અને સત્વગુણથી યુક્ત થઇને તે તે યોનિમાં લય પામે છે અને ઉદય પામે છે. વળી તે, બુદ્ધિરહિત મનુષ્યોનું સેવન કરવાથી અને તેઓના સહવાસમાં રહેવાથી પોતાને તેઓનાથી વિલક્ષણ માનતો નથી અને "હું અમુકનો પુત્ર છું; મ્હારી અમુક જાતિ છે, મ્હારા અમુક ગુણ છે" એમ તન્મય થાય છે[૪૩.૪૪]. તે તમોગુણના આશ્રયથી તમોભાવને પામી જાય છે, રજોગુણનો આશ્રય કરવાથી રજોભાવને પામી જાય છે અને સત્વગુણનો આશ્રય કરવાથી સત્વભાવને પામી જાય છે એવી રીતે અનેક પ્રકારના ભાવને પામી જાય છે[૪૫]. સત્વગુણ સ્વચ્છ છે માટે તેને શુક્લ કહ્યો છે, રજોગુણ રંજક છે માટે તેને રક્ત કહ્યો છે અને તમોગુણ મલિન છે માટે તેને કૃષ્ણ કહ્યો છે. એ ત્રણ ગુણનાં ત્રણ રૂપ છે. આ લોકમાં જે જે પ્રકૃતરૂપ છે તે સર્વ એ ત્રણમાંથી થયેલા છે[૪૬]. તેમાંથી જે તામસ જીવો છે તે નરકમાં પડે છે, જેઓ રાજસ છે તે મનુષ્યયોનિમાં જન્મે છે અને જે સાત્વિક છે તે દેવલોકમાં જઇને સુખ ભોગવે છે[૪૭]. કેવળ પાપ કર્મ કરવાથી તિર્યક્યોનિ પ્રાપ્ત થાય છે, પાપ અને પુણ્ય બન્ને કરવાથી મનુષ્યયોનિ પ્રાપ્ત થાય છે અને કેવળ પુણ્ય કરવાથી દેવયોનિ પ્રાપ્ત થાય છે[૪૮]. એ પ્રમાણે જ્યારે પચીસમું તત્વ માયાગોચર થાય છે ત્યારે પંડિતો તેને "ક્ષર" કહે છે, જ્યારે જ્ઞાન થાય છે ત્યારે માયાપટલ દૂર થઇને તે પચીસમું તત્વ પ્રકાશે છે-અર્થાત્ તત્ પદાર્થજ અજ્ઞાનપણાથી જીવભાવને પામેલો છે અને જ્ઞાનથી મુક્ત થાય છે. (એ રીતે આ અધ્યાયમાં તત્ત્વમસિ મહાવાકયનો અર્થ જે જીવ બ્રહ્મનો અભેદ છે તે સિદ્ધ કર્યો છે)[૪૯].

॥ एवमव्यक्तविषयं क्षरमाहुर्मनीषिणः । पंचविंशतिमो योयं ज्ञानादेव प्रवर्तते ॥ ४९ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० वसिष्ठकरालजनकसंवादे शतोपरि त्रिंशोऽध्यायः ॥१३०॥

## અધ્યાય ૧૩૧ મો-વસિષ્ઠ-જનકસંવાદ-અજ્ઞાનદશાનું વર્ણન.

वसिष्ठ उवाच ॥ एवमप्रतिबुद्धत्वादबुद्धमनुवर्तते ॥
॥ देहाद्देहसहस्राणि तथा समभिपद्यते ॥ १ ॥

વસિષ્ઠ કહે છે કે:-એ પ્રમાણે જીવાત્મા જ્ઞાન પ્રાપ્ત નહિ થવાથી અજ્ઞાનનું અનુવર્તન કરે છે-પુરૂષ પ્રકૃતિનો સંયોગ થવાથી તે (પ્રકૃતિ)નુંજ અનુવર્તન કરે છે અને તેથી એક દેહમાંથી બીજા દેહમાં; એમ હજારો દેહને પામે છે[૧]. તે, હજારો તિર્યક્યોનિઓમાં જન્મ પામે છે તથા કોઇ વખત દેવતાઓના વિષે જન્મ પામે છે. એ રીતે ગુણો સાથે સંયોગ થવાથી તે તે સાત્વિકાદિ ગુણોના સામર્થ્યથી અનેક યોનિમાં ભમે છે[૨]. તે, મનુષ્ય થઇને પછી સ્વર્ગલોકને પામે છે; સ્વર્ગલોકમાંથી વળી મનુષ્યલોકને પામે છે, મનુષ્યલોકમાંથી નરકમાં જાય છે અને કવચિત્ મોક્ષને પણ પામે છે[૩]. જેમ રેશમનો કીડો પોતે તંતુમય ન છતાં પણ પોતાનામાંથી તાંતણા કાઢીને તેવડે પોતાને વીંટે છે, તેમ જીવ પણ પોતે ગુણમય ન છતાં ગુણવડે દિવસાનુદિવસ વીંટાયા કરે છે[૪]. જીવ પોતે સુખ-દુઃખાદિ દ્વંદ્વરહિત છતાં પણ તે તે યોનિઓમાં જન્મધારણ કરીને સુખ-દુઃખાદિ દ્વંદ્વને પામે છે. તે સ્વતઃ દેહરહિત છતાં પણ તેને મસ્તકનો રોગ થાય છે, નેત્રનો રોગ થાય છે, દંતશૂળ થાય છે, ગલગ્રહ રોગ થાય છે[૫], જળોદર થાય છે, તૃષારોગ થાય છે, તાવ આવે છે, ગૂમડાં થાય છે, મૂર્છા થાય છે, ધોળા કોઢ થાય છે, અગ્નિવડે દાઝે છે, ઠાંસો અને શ્વાસ થાય છે, ફેફસાનો રોગ થાય

છે અને શરીરધારીઓને બીજાં પણ જે જે સુખ–દુઃખ સ્વાભાવિક છે–પ્રકૃતિજન્ય છે તે તે અનેક પ્રકારનાં વિચિત્ર દ્વંદ્વ ઉપજે છે અને તેમાં તેમાં તે અભિમાન રાખીને "હું સુખી–દુઃખી છું" એમ માને છે. તે હજારો પશુ–પક્ષ્યાદિની યોનિઓમાં જાય છે તથા દેવતાઓની યોનિઓમાં જાય છે, ત્યાં ત્યાં પણ અભિમાન લાવીને તે સર્વને પોતાના વિષે માની લે છે. તેજ પ્રમાણે વળી તે પોતાને પુણ્ય અને પાપનો કર્તા પણ માની લે છે[૬-૮]. તે, શ્વેત વસ્ત્ર પહેરે છે, ખરાબ વસ્ત્રો પહેરે છે, શય્યામાં પૃથ્વી ઉપર નિત્ય સૂઇ રહે છે, દેડકાની પેઠે હાથ–ચરણને સંકોચીને સૂઇ રહે છે, વીરાસન વાળીને બેસે છે[૯]. ચીરો પહેરે છે, ખુલ્લા મેદાનમાં પડી રહે છે, ઉઘાડી જગ્યોમાં બેસે છે, ઇંટોના ચોતરા ઉપર સૂઇ રહે છે, કાંટાના ઉપાડામાં પડી રહે છે[૧૦]. રાખોડીના ઢગલામાં પડી રહે છે, પૃથ્વી ઉપર કાંઇ પાથર્યા વિના સૂઇ રહે છે, વીર પુરૂષોને યોગ્ય રણભૂમિમાં શયન કરે છે, જળમાં ઉભો થઇ રહે છે, કાદવમાં પડી રહે છે, ભાલાઓ ઉપર સૂઇ રહે છે[૧૧]. અને બીજી એવી અનેક પ્રકારની શય્યાઓ ઉપર સૂઇ રહે છે, તેમજ ફળ પ્રાપ્ત કરવાની આશાવાળો થઇને માત્ર કૌપીન ધારણ કરે છે, ઉંચા પ્રકારનાં શણનાં વસ્ત્ર પહેરે છે, કાળા હરણના ચર્મનું (વસ્ત્ર) ધારણ કરે છે[૧૨]. બકરીના વાળના કાંબળા પહેરે છે, વ્યાઘ્રના ચર્મથી શરીર ઢાંકે છે, સિંહનું ચર્મ શરીરપર વીંટે છે, ઉંચા કપાસનાં વસ્ત્ર પહેરે છે[૧૩]. ભોજપત્ર પહેરે છે, શીમળાના તૂલનાં વસ્ત્ર પહેરે છે, રેશમના કીડાએ ઉત્પન્ન કરેલાં રેશમી વસ્ત્ર પહેરે છે, ચીર વસ્ત્ર પહેરે છે[૧૪]. અને બીજાં પણ અનેક પ્રકારનાં વસ્ત્ર પહેરે છે તથા બુદ્ધિ વિનાનો તે પુરૂષ તે સર્વના વિષે અભિમાન રાખે છે. વળી તે, વિચિત્ર ભોજન જમે છે, અનેક પ્રકારનાં રત્નો ધારણ કરે છે[૧૫]. એક રાત્રિના આંતરે ભોજન કરે છે, એકવાર ભોજન કરે છે, દિવસના ચોથા, આઠમા કે, છઠ્ઠા કાળના વિષે ભોજન કરે છે[૧૬]. છ રાત્રિઓ વીત્યા પછી એક વાર ભોજન કરે છે, આઠ દિવસે એકવાર જમે છે, સાત દિવસમાં એકવાર, દસ દિવસમાં એકવાર કે, બાર દિવસમાં એકવાર ભોજન કરે છે[૧૭]. એક માસના ઉપવાસ કરે છે, વનસ્પતિ આદિનાં મૂળનું ભક્ષણ કરીને રહે છે, ફળ ખાઇને રહે છે, વાયુનું ભક્ષણ કરીને રહે છે, માત્ર જળ પીનેજ રહે છે, ખોળનું ભોજન કરીને રહે છે, દહીં ભક્ષણ કરીને રહે છે, ગોમયનું ભોજન કરીને રહે છે[૧૮], ગોમૂત્રનું પાન કરીને રહે છે, શાકનું ભક્ષણ કરીને રહે છે, પુષ્પનું ભોજન કરીને રહે છે, શેવાળનું ભોજન કરે છે, ભાતનું ઓસામણ પીને રહે છે[૧૯], ખરી પડેલાં પાંદડાંનું ભક્ષણ કરીને નિર્વાહ કરે છે, વૃક્ષપરથી પડી વેરાઇ ગયેલાં ફળનું ભોજન કરીને રહે છે, સિદ્ધિ પ્રાપ્ત થવાની આશાથી અનેક પ્રકારનાં કષ્ટને વેઠે છે[૨૦]. વિધિપૂર્વક ચાંદ્રાયણવ્રત આચરે છે, અનેક પ્રકારનાં ચિહ્નો ધારણ કરે છે, ચાર આશ્રમના ધર્મને પાળે છે, આશ્રમને તજીને અમાર્ગે પ્રવર્તે છે[૨૧]. બીજા ઉપઆશ્રમોના ધર્મને આચરે છે, અનેક પ્રકારના પાખંડમતને અનુસરે છે, એકાંત પ્રદેશમાં જઈને પથ્થર ઉપર બેસે છે, એકાંત છાયામાં બેસે છે, જળનાં ઝરણ પાસે નિવાસ કરે છે[૨૨]. એકાંત નદીના કિનારા ઉપર રહીને તપ કરે છે, એકાંત વનમાં રહીને તપ કરે છે, પુણ્યમય દેવસ્થાનમાં રહે છે, એકાંત સરોવરના કિનારે રહે છે[૨૩]. ઘરના સરખી પર્વતોની એકાંત ગુફાઓમાં રહે છે, એકાંતમાં જપ કરે છે, અનેક પ્રકારનાં વ્રત કરે છે[૨૪]. અનેક પ્રકારના નિયમોને ધારણ કરે છે, અનેક પ્રકારનાં તપ કરે છે, અનેક પ્રકારના યજ્ઞ કરે છે, અનેક પ્રકારના વિધિ કરે છે[૨૫]. જળમાર્ગે કે, વણજારમાં જઇને વેપાર ખેડે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની વૃત્તિ આચરે છે, દીન, આંધળા અને અનાથ મનુષ્યોને અનેક પ્રકારનું દાન આપે છે[૨૬]. પણ તે પુરૂષ, એ સર્વના વિષે અજ્ઞાનથી "હું કરૂં

છું” એવું અભિમાન લાવે છે. તેજ રીતે અનેક પ્રકારના ગુણો સત્વ, રજ અને તમ; ધર્મ, અર્થ અને કામ, એ સર્વના વિષે પણ અભિમાનને ધારણ કરે છે. પણ જાણતો નથી કે, આત્મા પ્રકૃતિના યોગથી પોતાને તે તે કર્મના વિષે વિભક્ત કરે છે. સ્વાહા, સ્વધા, વષટ્કાર, નમસ્કાર, યાજન, અધ્યાપન, દાન, પ્રતિગ્રહ, યજન, અધ્યયન અને બીજું પણ જે કાંઈ હોય તે તથા જન્મ, મૃત્યુ અને વિવાદમાં તથા ઘાત કરવામાં પણ જે શુભ અને અશુભ ક્રિયાનો માર્ગ છે તે સર્વ પ્રકૃતિદેવી કરે છે. તે પ્રકૃતિજ ઉત્પત્તિ અને લયને કરે છે. જેમ સૂર્ય દિવસના અંતમાં કિરણના સમુદાયનો સંહાર કરીને પોતે એકલોજ રહે છે, તેમ તે આત્મા સૃષ્ટિના અંતમાં અથવા કલ્પના અંતમાં સર્વ ગુણોનો સંહાર કરીને એકલોજ રહે છે. એ રીતે આત્મા પૂર્વે વારંવાર આત્માના વિષે કલ્પેલા, રૂપવાળા, ગુણવાળા અને હૃદયને પ્રિય એવા આકાર ક્રીડાના અર્થે ઉત્પન્ન કરીને તેના વિષે અભિમાનવાળો થાય છે. એ પ્રમાણે ક્રિયાના માર્ગના વિષે પ્રીતિવાળો તથા ત્રણ ગુણનો અધિપતિ તે, ઉત્પત્તિ અને લયરૂપ ધર્મવાળી તથા ત્રણ ગુણવાળી ક્રિયાના વિષે વિકારને ઉત્પન્ન કરે છે. હે તાત! વળી તે ક્રિયાના માર્ગથી યુક્ત થઈને “આ કર્મ આવા ગુણવાળું અને આવા ફળવાળું છે” ઈત્યાદિ અવશ્ય માને છે[૨૭-૩૪] હે રાજન્! પ્રકૃતિએ આ સઘળાંને આંધળું કરી નાખેલું છે તથા રજોગુણ અને તમોગુણવડે તે જગત અનેક પ્રકારે વ્યાપ્ત થયેલું છે[૩૫]. એ પ્રમાણે સુખ-દુઃખાદિ અનેક દ્વંદ્વ નિરંતર અભિમાનથી ઉત્પન્ન થાય છે, અભિમાનના વિષે રહે છે અને અભિમાનના વિષે લય પામે છે[૩૬]. હે રાજન્! પુરૂષ, અજ્ઞાનપણાથી “એ સર્વ તરવાનાં છે” એમ માને છે. તેમજ તે, સુકૃત કરીને એમ માને છે કે, મેં સુકૃત કર્યાં છે અને હું દેવલોકમાં જઇને તે (સુકૃત) ભોગવીશ અને મ્હારાં જે શુભ અને અશુભ કર્મ છે તે જયારે ઉદય પામશે ત્યારે તેનાં શુભાશુભ ફળ આ લોકમાંજ ભોગવીશ[૩૭,૩૮]. મ્હારે સુખ ઉપજે એવું કર્મ કરવું કે, જેથી તે સુખકારક કર્મ એકવાર કરવાથી જન્મોજન્મ સુખ આપનારૂં થશે[૩૯]. હું દુઃખકારક કર્મ કરીશ તો તેથી, મને આ લોકમાં અનંત દુઃખ પ્રાપ્ત થશે. મનુષ્યજન્મ પ્રાપ્ત થવો એ મોટું દુઃખ છે તથા નરકમાં ડૂબવું એ પણ મોટું દુઃખ છે[૪૦]. હું નરકમાં પડીને વળી પુનઃ મનુષ્યદેહ પામીશ. મનુષ્યદેહમાંથી દેવલોકને પામીશ અને દેવલોકમાંથી પુનઃ મનુષ્ય થઇશ[૪૧]. વળી મનુષ્યપણામાંથી નરકમાં પડીશ એવી રીતે મનુષ્યયોનિમાંથી ક્રમે કરીને સ્વર્ગ અને નરક પ્રાપ્ત થયા કરે છે. એ રીતે જે આત્માના ગુણથી વીંટાયલા દેહેંદ્રિયાદિ સમુદાયવાળો પુરૂષ તે દેહાદિ સમુદાયને નિત્ય જાણે છે[૪૨], તે પુરૂષ પોતાના અજ્ઞાનવડે દેવયોનિમાં, મનુષ્યયોનિમાં અને નરકમાં પડે છે. જેનો અનેક હજારકોટિ જન્મ તથા મરણથી અંત થાય છે એવા અનેક દેહના વિષે મમતાયુક્ત થવાથી પ્રાણી નિરંતર ભમ્યા કરે છે એ પ્રમાણે જે પુરૂષ મમતાયુકત થઇને શુભાશુભ ફળને આપનારૂં કર્મ કરે છે તે પુરૂષ ત્રણ લોકમાં દેહધારી થઇને તે તે ફળને ભોગવે છે[૪૩,૪૪]. શુભાશુભ ફળરૂપ કર્મ કરનારી પ્રકૃતિજ છે અને પોતાની ઇચ્છા પ્રમાણે ત્રણે લોકમાં ગમન કરનારી પ્રકૃતિજ તે ફળને ભોગવે છે[૪૫]. તિર્યક્‌યોનિ, મનુષ્યપણું અને દેવલોક, એ ત્રણ સ્થાન પ્રકૃતિથી થયેલાં છે એમ જાણવું[૪૬]. જેમ અગ્નિ ધૂમાદિ હેતુથી અનુમેય થાય છે છતાં કોઈ વખત પ્રત્યક્ષ પણ થાય છે, તેમ પ્રકૃતિ કોઇ વખત પ્રત્યક્ષ થતી નથી, પણ સર્વદા અનુમેયજ છે, એમ છતાં પણ આપણે મહદાદિ કાર્યને જોઈને તે મહદાદિની કારણભૂત પ્રકૃતિનું અનુમાન કરીએ છીએ અને તેજ પ્રમાણે આત્મ પુરૂષનું પણ અનુમાનજ કરીએ છીએ. એટલે દેહાદિમાં રહેલા ચૈતન્યને જોઈને

ચિત્સત્તાનું પણ અનુમાન કરીએ છીએ[૪૭]. એ ચૈતન્ય નિર્વિકાર પ્રકૃતિના લિંગને પામીને, લિંગ દેહને પામે છે તથા દેહના શ્રોત્રાદિ દ્વારના વિષે રહીને કર્મના યોગથી "શ્રોત્રાદિ મ્હારા વિષે છે" એમ માને છે[૪૮]. એટલે શ્રોત્ર આદિ પાંચ જ્ઞાનેન્દ્રિઓ અને વાક્ આદિ પાંચ કર્મેન્દ્રિયો, એ સર્વ સત્વાદિ ગુણોસહિત પ્રવૃત્ત થાય છે[૪૯]. નિરિન્દ્રિય પુરૂષ "ઇન્દ્રિયાદિ સર્વ હું છું તથા ઇન્દ્રિયો મ્હારા વિષે છે." એ રીતે માને છે. વળી તે, ઇન્દ્રિયોરહિત છતાં પણ પોતાને ઇન્દ્રિયોસહિત માને છે[૫૦]. લિંગરહિત છતાં પણ પોતાને લિંગસહિત માને છે, કાળરહિત છતાં પણ પોતાને કાળસહિત માને છે, દેહાદિરહિત છતાં પણ પોતાને દેહાદિસહિત માને છે, અવસ્તુ છતાં પણ પોતાને વસ્તુ માને છે[૫૧]. હણનારો ન છતાં પણ પોતાને હણનારો માને છે, ચર ન છતાં પણ ચર માને છે, ક્ષેત્ર ન છતાં પણ પોતાને ક્ષેત્ર માને છે, પુત્રાદિ ઉત્પન્ન કરનાર ન છતાં પણ પોતાને પુત્રાદિ ઉત્પન્ન કરનાર માને છે[૫૨]. તપસ્વી ન છતાં પણ પોતાને તપસ્વી માને છે, ગમનશીલ ન છતાં પણ પોતાને ગમનશીલ માને છે[૫૩]. સંસારી ન છતાં પણ પોતાને સંસારી (જન્મ–મરણવાળો) માને છે તથા નિર્ભય છતાં પણ પોતાને ભયયુક્ત અથવા ભયરૂપ માને છે અને એવીજ રીતે તે અજ્ઞાની પુરૂષ, પોતે અક્ષર છતાં પણ પોતાને ક્ષર (નાશવાળો) માને છે[૫૪].

॥ अभवो भवमात्मानमभयो भयमात्मनः । अक्षरः क्षरमात्मानमबुद्धिस्त्वभिमन्यते ॥ ५४ ॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० वसिष्ठकरालजनकसंवादे शतोपरि एकत्रिंशोऽध्यायः॥१३१॥**

## અધ્યાય ૧૩૨ મો–વસિષ્ઠ–જનકસંવાદ–અજ્ઞાન દશાથી સંસાર થાય છે.

**वसिष्ठ उवाच** ॥ एवमप्रतिबुद्धत्वादबुद्धजनसेवनात् ॥
॥ सर्गकोटिसहस्राणि पतनांतानि गच्छति ॥ १ ॥

વસિષ્ઠ કહે છે કેઃ—એ રીતે પ્રાણી અજ્ઞાનપણાથી તથા અજ્ઞાની પુરૂષોનું સેવન કરવાથી કરોડો અને હજારો લોક (સૃષ્ટિ–ઉત્પત્તિ) ને પામે છે તથા તે લોકમાંથી અંતે પાછો પડે છે[૧]. તેજ પ્રમાણે તિર્યક્યોનિમાં, મનુષ્યપણામાં અને દેવલોકમાં એક દેહમાંથી બીજા દેહમાં, એમ હજારો દેહમાં જાય છે તથા અન્તે મરણ પામે છે[૨]. જેમ ચંદ્રમા હજારોવાર ક્ષય-વૃદ્ધિને પામે છે, તેમ જ્ઞાન વિનાનો પ્રાણી પોતાના અજ્ઞાનવડે હજારોવાર જન્મ–મરણને પામે છે[૩]. દશ ઇન્દ્રિયો અને ચાર અંતઃકરણ એ ચૌદની અપેક્ષાએ મૂળ પ્રકૃતિ પંદરમી કળા કહેવાય છે અને એ પંદર કળારૂપ દેહ છે, એમ જાણવું. એ પંદરથી પર જે સોળમી કળા છે તે સંપૂર્ણ ચંદ્રની પેઠે અમૃતરૂપ–મોક્ષરૂપ છે. સોળમી કળા એ ચિદાત્મા છે અને તે ધામ નિત્ય છે[૪]. જ્ઞાન વિનાનો પ્રાણી યોનિભૂત પંદરમી અવિદ્યા પ્રકૃતિના વિષે વારંવાર જન્મ પામે છે. જ્યારે તે જન્મ પામે છે–ઉત્પન્ન થાય છે, ત્યારે સોળમી કળા આનંદરૂપ ધામ તેમાં યુકત થાય છે. સોળમી કળા અત્યંત સૂક્ષ્મ છે તેને સોમરૂપ–અમૃતમય જાણવી. દેવતાઓ (ઇંદ્રિયો) એ સોળમી કળાનું પાલન કરતી નથી પણ દેવતાઓને સત્તા–સ્ફૂર્તિ આપીને તેજ તેઓને પાળે છે. એ સોળમી કળાનો નાશ થયા વિનાજ આ સઘળું જગત, જેમ દોરડી સાપ થાય છે, તેમ ઉપજે છે. નાશ ન થવાનું કારણ આ પ્રમાણે છે; જેમાંથી કાર્ય ઉપજે છે અને જેમાં પુનઃ લય પામે છે તેને "પ્રકૃતિ" કહે છે. મૃત્તિકાના ગોળામાં ઘડો લય પામતો નથી પણ તે ગોળાની પ્રકૃતિ જે મૃત્તિકા છે તેના વિષે લય પામે છે. માટે ઘડા વગેરેની ઉત્પત્તિનું જે ગોળો વગેરે પૂર્વ કાર્ય છે તેના વિષેજ ઘડો લય પામે છે, એમ ન

જાણવું અને તેથી તે પૂર્વ કાર્યને પ્રકૃતિ પણ ન કહેવી કેમ કે, કાર્યપરંપરા આશ્રય વિના ઉત્પન્ન થતી નથી. જેમ પુષ્પની માળામાં અનેક પુષ્પમાં દોરો એકજ હોય છે, તેમ ઘડો, કોડીઆં, ચૈડવા ઈત્યાદિમાં એક મૃત્તિકાજ સર્વત્ર કારણભુત છે. માટે કાર્યથી કારણ એટલે ઉત્પત્તિ–લય સ્થાન જાૂદું છે એમ જાણવું. એ રીતે સોળમી કળા તો સર્વની મૂળ પ્રકૃતિ છે માટે તેનો નાશ થતો નથી. (કોઇ કહેશે કે, મૃત્તિકા પણ ભૂતનો વિકાર છે માટે તેનો પણ નાશ થશે, તો એ વાત સત્ય છે કેમ કે, જળ મૃત્તિકાનું નિર્વિકાર રૂપ છે. જળનું નિર્વિકાર રૂપ તેજ, તેજનું વાયુ, વાયુનું આકાશ અને એ રીતે સત્તા માત્ર સર્વનું નિર્વિકાર રૂપ છે કેમ કે, તે સર્વ કાર્યમાં વ્યાપ્ત છે અને માટે સત્યજ સત્ય સમજવું અને બીજા સર્વ વિકારરૂપ હોવાથી મિથ્યા છે. જો સત્‌ને પણ વિકારરૂપ માનીશું તો અનવસ્થા દોષ લાગશે. વળી જો સત્ વિના બીજું કાંઈ હોય તો તે માત્ર અસતજ હોવું જોઇએ અને અસત્ એ શૂન્ય છે માટે શૂન્યમાંથી જગતની ઉત્પત્તિ થવાનો સંભવ નથી. માટે સર્વ વિકારનો ક્ષય થયા છતાં પણ સત્તા માત્ર બ્રહ્મ હું છું, એવી રીતે બ્રહ્મભાવને પામવું તે મોક્ષ છે. એ રીતે હે રાજન્! પ્રાણી મૂળ પ્રકૃતિનો નાશ થયા વિના વારંવાર જન્મ પામે છે કેમ કે, પ્રાણીને જન્મ–મરણ થવામાં કારણભૂત મૂળ પ્રકૃતિ છે. એ મૂળ પ્રકૃતિનો ક્ષય થવાથી મોક્ષ થયો એમ કહેવાય છે[૫-૭]. જેને "ધામ" કહે છે અથવા જેને "મોક્ષ" કહે છે તેજ આનંદાત્મક વસ્તુ જડ ચેતનના યોગવાળી થઇને પિંડ–બ્રહ્માંડાત્મક થાય છે. તે પિંડના વિષે જીવ "આ હું દેહ છું, આ મ્હારો દેહ છે" એમ અહં–મમતા કરવાથી તેના વિષેજ ભમે છે[૮]. (એ અહં–મમતા કરનારો જીવ કોણ છે? એવી શંકા દૂર કરવાના હેતુથી કહે છે કે,) જે પચીસમો મહાન આત્મા છે, જે નિર્મળ અને અત્યંત શુદ્ધ છે, તે અજ્ઞાનથી પોતાને મલિન માને છે અને તેથી ક્રમે કરીને શુદ્ધ ચેતન તથા અશુદ્ધ પ્રકૃતિના યોગથી અશુદ્ધ થાય છે[૯]. હે રાજન! એ આત્મા અશુદ્ધ એવી અહં–મમતાનું સેવન કરવાથી જ્ઞાની છતાં પણ અજ્ઞાની થઇ જાય છે[૧૦]. હે રાજેંદ્ર! તેજ પ્રમાણે આત્મા અજ્ઞાન અવસ્થામાં પડીને ત્રણ ગુણવાળી પ્રકૃતિનું સેવન કરવાથી પોતે પણ ત્રણ ગુણવાળો થઈ જાય છે, એમ જાણવું[૧૧].

तथैवाप्रतिबुद्धोपि विज्ञेयो नृपसत्तम । प्रकृतेस्त्रिगुणायास्तु सेवनात् त्रिगुणो भवेत् ॥ ११ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० वसिष्ठकरालसंवादो नाम शतोपरि द्वात्रिंशोऽध्यायः ॥१३२॥

## અધ્યાય ૧૩૩ મો–વસિષ્ઠ–જનકસંવાદ. ક્ષર અને અક્ષરનું વિવેચન.

जनक उवाच ॥ अक्षरक्षरयोरेष द्वयोः संबंध इष्यते ॥

॥ स्त्रीपुंसोर्वापि भगवन् संबंधस्तद्वदुच्यते ॥ १ ॥

જનક કહે છે કેઃ–હે ભગવાન! તમે પૂર્વે કહ્યું કે, પ્રકૃતિનો ક્ષય થવાથી મોક્ષ થાય છે પણ અક્ષર અને ક્ષર, એ બેનો તો સદૈવ સંબંધ હોવો યોગ્ય છે, જેમ જગત (પ્રજા)ની ઉત્પત્તિ કરવામાં સ્ત્રી અને પુરૂષનો સંબંધ આવશ્યક છે, તેમ અક્ષર અને ક્ષરનો અથવા પુરૂષ અને પ્રકૃતિનો પણ સંબંધ આવશ્યક છે[૧]. પુરૂષના વિના સ્ત્રી ગર્ભને ધારણ કરતી નથી અને સ્ત્રી વિના પુરૂષ સંતાનરૂપ આકૃતિને ઉત્પન્ન કરી શકતો નથી[૨]. સ્ત્રી અને પુરૂષના અન્યોન્યના સંબંધથી અને અન્યોન્યના ગુણનો આશ્રય કરવાથી આકૃતિ ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે સર્વ જાતિઓમાં જાણવું[૩]. સ્ત્રી–પુરૂષ મૈથુનેચ્છાના અર્થે એક બીજાનો સંબંધ કરે છે

અને એક બીજાના ગુણનો આશ્રય કરે છે. એમ થવાથી ઋતુકાળમાં તેનું રૂપ બંધાય છે. એ દૃષ્ટાંત હું આ સ્થળમાં આપું છું[૪]. હે દ્વિજ! જે ગુણો પિતાના છે તથા જે ગુણો માતાના છે તે સર્વ સંતાનમાં પ્રાપ્ત થાય છે. અસ્થિ, સ્નાયુ અને મજ્જા, એ ગુણો પિતાથી મળેલા છે, એમ અમે જાણીએ છીએ[૫]. તેમજ ત્વચા, માંસ અને રૂધિર એ ગુણો માતાથી મળેલા છે એમ પણ અમે જાણીએ છીએ. હે દ્વિજશ્રેષ્ઠ! વેદ અને શાસ્ત્રમાં પણ એજ રીતે કહેલું છે[૬]. વેદમાં કહેલું હોય તેને પ્રમાણ જાણવું તથા શાસ્ત્રમાં કહેલું હોય તેને પણ પ્રમાણ જાણવું કેમ કે, વેદ અને શાસ્ત્ર એ સનાતન કાળથી પ્રમાણ મનાતાં આવેલાં છે[૭]. એજ પ્રમાણે એક બીજાના ગુણ ગૂંથાઇ ગયેલા હોવાથી તથા એક બીજાના ગુણનો પરસ્પર આશ્રય હોવાથી પ્રકૃતિ અને પુરૂષ પણ નિરંતર એક બીજા સાથે બંધાયલાંજ છે[૮]. હે ભગવન્! એથી મને તો એમ જણાય છે કે, મોક્ષધર્મ પણ છે નહિ કેમ કે, ચિત્ અને અચિત્ -ચૈતન્ય અને જડ-પુરૂષ અને પ્રકૃતિ એવાં તો દૃઢ ગૂંથાયલાં છે કે, તે છુટાંજ પડી શકે નહિ. અથવા જો મોક્ષના વિષે સાક્ષાત્કાર થાય એવું કાંઇ દૃષ્ટાંત હોય તો, તે કહો કેમકે, તમે તો સર્વદા પ્રત્યક્ષદર્શી છો[૯]. અને અમે પણ મોક્ષની ઇચ્છાવાળા થઇને દુઃખ વિનાના દેહ વિનાના, જરા વિનાના, ઇન્દ્રિય વિનાના, નિત્ય તથા જેના ઉપર કોઈનું સ્વામિત્વ નથી એવા સ્થાનને ઇચ્છીએ છીએ[૧૦]. વસિષ્ઠ કહે છે કેઃ-તમે વેદ અને શાસ્ત્રનું જે દૃષ્ટાંત આપ્યું તેને તમે જે પ્રમાણે પ્રમાણ માનો છો તેજ પ્રમાણે પ્રમાણ છે, પણ તમે ચિત્ અને અચિતના ત્રૈકાલિક સંબંધને જાણતા નથી[૧૧]. હે રાજન્! તમે વેદ અને શાસ્ત્ર બન્નેના ગ્રંથોને ધારણ કરો છો-જાણો છો, એ વાત સત્ય છે. તથાપિ તમે ગ્રંથના તત્વને જાણતા નથી[૧૨]. જે પુરૂષ વેદ અને શાસ્ત્રના ગ્રંથને ભણી જાણે છે પણ તે (ગ્રંથ)ના અર્થના તત્વને જાણતો નથી તેનું ભણવું મિથ્યા છે[૧૩]. જે પુરૂષ ગ્રંથના અર્થને જાણતો નથી તે તેના માત્ર ભારને વહન કરે છે. પણ જે ગ્રંથના અર્થના તત્વને જાણે છે તેનું ભણવું મિથ્યા થતું નથી[૧૪], જે એવો પુરૂષ (ગ્રંથના અર્થ-તત્વને જાણનારો) હોય તેજ ગ્રંથાર્થ કહેવાને યોગ્ય છે અને તે પણ એવી રીતે કહેવું જોઇએ કે, તત્વનો બોધ થવાની સાથે ગ્રંથનો અર્થ શ્રોતાને પ્રાપ્ત થાય[૧૫]. જે જાડી બુદ્ધિનો પુરૂષ સભામાં ગ્રંથના અર્થને પણ કહી શકે નહિ તે મંદ વિજ્ઞાનવાળો પુરૂષ ગ્રંથનો તાત્પર્યાર્થ શી રીતે સમજી શકે?[૧૬]. વળી જે જ્ઞાન વિનાનો પુરૂષ ગ્રંથના નિર્ણયને તત્વવડે જાણી શકતો નથી તે પુરૂષ આત્મજ્ઞાની હોય તથાપિ સભાના વિષે ઉપહાસ પામે છે[૧૭]. માટે હે રાજેંદ્ર! મહાત્મા સાંખ્યાચાર્યો અને યોગાચાર્યો યથાર્થપણે જે તત્વને જાણે છે તે તું સાંભળ[૧૮]. યોગશાસ્ત્રને જાણનારા આચાર્યો જે જાણે છે તેજ તત્વ સાંખ્ય શાસ્ત્રવડે પણ જાણવામાં આવે છે, જે પુરૂષ સાંખ્યને અને યોગને એક જાણે છે તેનેજ બુદ્ધિમાન જાણવો[૧૯]. હે તાત! ત્વચા, માંસ, રૂધિર, મેદ, પિત્ત, મજ્જા, સ્નાયુ અને ઇન્દ્રિયોનો સમુદાય, એ સર્વ માતા-પિતાના સંયોગથી-માતાથી અને પિતાથી ઉપજે છે એમ તું મને કહે છે[૨૦]. પણ તે વિષે ત્હારે જાણવું કે, ઇન્દ્રિયોસહિત સાતે ધાતુઓ, જેમ બીજમાંથી બીજ ઉપજે છે, તેમ એક બીજમાંથી ઉપજે છે. એક કાર્ય કાંઇ બે બીજથી ઉત્પન્ન થતું નથી. માટે દ્રવ્યથી દ્રવ્ય બને છે, ઈંદ્રિયોથી ઇન્દ્રિયો બને છે, દેહથી દેહ બને છે અને બીજથી બીજ બને છે[૨૧]. પુરૂષ તો ઇન્દ્રિયોરહિત બીજ વિનાનો, દ્રવ્યરહિત અને દેહ વિનાનો છે, તે મહાત્મા એવી રીતે નિર્ગુણ છે તો તેનાથી ગુણો શી રીતે ઉત્પન્ન થાય?[૨૨]. માટે ગુણો ગુણોના વિષે ઉપજે છે અને પુનઃ તેમાંજ લય થાય છે. એ પ્રમાણે ગુણો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે તથા પુનઃ પ્રકૃતિમાં લય પામે છે[૨૩]. ત્વચા, માંસ, રૂધિર, મેદ, પિત્ત, મજ્જા, અસ્થિ, સ્નાયુ

અને વીર્ય, એ આઠ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં છે, એમ ત્હારે જાણવું, જીવ, આકાશાદિ અને પ્રમાતા, પ્રમાણુ અને પ્રમેય એવાં ત્રણુ લિંગ, એ સર્વ પ્રકૃતિથી ઉપજેલાં છે[૨૪]. અવિદ્યામાં કે, અંતઃકરણમાં ચિત્તનું જે પ્રતિબિંબ છે તે "જીવ" કહેવાય છે. આત્મા પુરૂષ એ જીવ અને જગત બન્નેથી વિલક્ષણુ છે[૨૫]. જેમ ઋતુઓ અમૂર્ત (મૂર્તિરહિત) છતાં તે તે કાળમાં થતાં ફળ પુષ્પ આદિથી જાણુવામાં આવે છે, તેમ પ્રકૃતિ પણુ અમૂર્ત છતાં પોતાથી ઉત્પન્ન થયેલાં મહદાદિ કાર્યવડે જાણુવામાં આવે છે[૨૬]. હે તાત! એજ પ્રમાણે જેમ દશ્ય વસ્તુનો પ્રકાશ કરવાવડે દૃષ્ટિના આત્મા સૂર્યનું અનુમાન થાય છે, તેમ જડ વસ્તુનો પ્રકાશ કરનાર ચિત્ આત્માનું પણુ અનુમાન થાય છે. કેમ કે, જેમ પ્રત્યેક દૃશ્ય વસ્તુ સાથે સૂર્યનો સંબંધ છે, તેમ પ્રત્યેક જડ વસ્તુ સાથે ચેતનનો પણુ સંબંધ છે. અથવા પ્રકૃતિ સાથે પુરૂષનો સંબંધ છે. પણુ જેમ સૂર્ય દશ્ય વસ્તુના વિકારથી વિકારવાળો થતો નથી, તેમ પુરૂષ (આત્મા) પ્રકૃતિ (જડ)ના વિકારવડે વિકારવાળો થતો નથી. અર્થાત્ પ્રકૃતિના હર્ષ–વિષાદાદિ ભાવ આત્માને સ્પર્શ કરતા નથી[૨૭]. એ રીતે આત્મા અનાદિ, અંતરહિત, અવિનાશી, સર્વદર્શી અને દુઃખાદિ વિકારરહિત છતાં પણુ ગુણોના વિષે કેવળ અભિમાનવડે પોતે ગુણુવાળો થઇ પડેલો છે. અર્થાત્ દેહાદિ આકારમાં પ્રતિબિંબિત થઇને તેના સુખ–દુઃખાદિ ભાવ પોતાના વિષે માને છે. પણુ જેઓ ગુણુને જાણુનારા છે તેઓ તો એ રીતે જાણે છે કે, ગુણુવાળાને ગુણુ હોય, પણુ ગુણુ વિનાનાને ગુણુ કયાંથી હોય?[૨૮,૨૯]. જ્યારે આત્મા પ્રાકૃત ગુણોને પોતાના વિષે માની લેછે ત્યારે તે માની લીધેલા ગુણોની હાનિ થવાથીજ તે પોતાના પર સ્વરૂપને જાણે છે[૩૦]. તે પરસ્વરૂપ બુદ્ધિથી પર છે અને સાંખ્યાચાર્યો તથા યોગાચાર્યો જડ અહંકારનો ત્યાગ કરવાથી તેને મહા જ્ઞાનસ્વરૂપ જાણે છે. "હું તે છું" અથવા "આ તે છે" એમ જેના વિષે કહેવાતું નથી એવું તે છે અને તેથી તે અજ્ઞાત છે તથા અવ્યક્ત છે, વળી તે ગુણુરહિત છે અને અંતર્યામી છે. તે ગુણુના સંબંધરહિત ઈશ્વર અને નિત્ય છે તથા સર્વ કાર્યનું નિર્માણુ કરનારૂં છે[૩૧,૩૩], તે પ્રકૃતિ અને ગુણોથી પચ્ચીસમું છે. જે પુરૂષો સાંખ્ય અને યોગમાં કુશળ છે, તથા જેઓ શ્રેષ્ઠ સામર્થ્યવાળા છે તેઓ તેને જાણે છે. જે પુરૂષો બાલ્યાદિ અવસ્થાથી તથા જાગ્રદાદિ અવસ્થાથી અને જન્મથી ભય પામેલા છે તેઓ જ્યારે તે તત્વને જાણુવાની ઇચ્છા કરે છે ત્યારે તેને જાણુવાની સાથેજ બ્રહ્મભાવને પામી જાય છે[૩૪]. એ રીતે જીવ અને ઈશ્વરના અભેદને પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર સચ્છાસ્ત્ર છે અને એથી ઉલટું શાસ્ત્ર અસચ્છાસ્ત્ર છે. હે શત્રુદમન! સચ્છાસ્ત્ર જ્ઞાનીઓનું અને અસચ્છાસ્ત્ર અજ્ઞાનીઓનું છે, એમ જૂદું જૂદું જાણુવું. ક્ષર અને અક્ષરનું નિદર્શન એટલે જડ અને અજડ વસ્તુનું પ્રતિપાદન કરનારૂં આ શાસ્ત્ર એવી રીતે કહ્યુ છે કે, જેમાં પોતાનો મત સત્ય છે અને બીજાનો (એથી ઉલટો) મત અસત્ય છે, એમ પ્રતિપાદન કરેલું છે. એકપણાને "અક્ષર" કહે છે અને અનેકપણાને "ક્ષર" કહે છે એવું તે શાસ્ત્રનું તાત્પર્ય છે[૩૫,૩૬]. જ્યારે પુરૂષ પચીસમા તત્વ (આત્મા)ના વિષે સ્થિતિ કરે છે ત્યારે એકત્વ પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર પ્રતિપાદિત થાય છે અને અનેકત્વ પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર અશાસ્ત્ર થાય છે[૩૭]. એ રીતે જન્ય અને અજન્ય તત્વનો બોધ કરનારૂં શાસ્ત્ર જૂદું છે. તેમાંથી બુદ્ધિમાન પુરૂષો પચીશ તત્વની સૃષ્ટિને "જન્ય" કહે છે. અર્થ એવો છે કે, જન્ય જગતનો કર્તા અજન્ય આત્મા છે. એમ જન્ય અને અજન્યનો પૃથક્ અનુભવ કરનારૂં શાસ્ત્ર તથા એ જન્ય અને અજન્ય એક છે એમ બોધ કરનારૂં શાસ્ત્ર ભિન્ન–ભિન્ન છે. તથાપિ વસ્તુતાએ ભિન્ન નથી. જે પુરૂષો આત્માને "કર્તા" કહે છે તે પણુ સમાધિના વિષે બુદ્ધિ આદિના અભાવવડે આત્માના વિષે કર્તૃત્વ દેખતા નથી. અને કદાચિત

આત્માના વિષે બુદ્ધયાદિનો ભાવ જોવામાં આવે તથાપિ દોરડીમાં દેખાતા સર્પની પેઠે, મિથ્યા છે. પચીસ તત્વથી પર જે અનુભવ છે તેને "નિસ્તત્વ" કહે છે. એ નિસ્તત્વ શું છે? દૃશ્યમાન સૃષ્ટિની વર્ગ વર્ગ પ્રત્યે, વિષય વિષય પ્રત્યે જે ઉપલબ્ધિ છે તે છવીસમું નિસ્તત્વ નામનું તત્વ છે અને એ પચીસ તત્વથી સનાતન તત્વ છે. ભાવાર્થ એવો છે કે, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ ભૂત, પાંચ શબ્દાદિ વિષય અને મન, બુદ્ધિ, અહંકાર, પ્રકૃતિ અને ચિદાભાસ એ પાંચ, એમ પાંચ વર્ગમાં દૃશ્ય વિષયનું જે જ્ઞાન થાય છે, એ જ્ઞાન છવીસમું તત્વ છે તથા પચીસ તત્વથી પર છે માટે તે બીજાં તત્વની પેઠે જન્ય નથી, તેથી તે નિસ્તત્વ કહેવાય છે[૩૮.૩૯].

॥ निस्तत्वं पंचविंशत्य परमाहुर्निदर्शनम् । सर्गस्य वर्गमाचारं तत्वं तत्वात् सनातनम् ॥३९॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० वसिष्ठकरालजनकसंवादे शतोपरि त्रयस्त्रिंशोऽध्यायः॥१३३॥

---

## અધ્યાય ૧૩૪ મો-વસિષ્ઠ-જનકસંવાદ-સાંખ્યશાસ્ત્રનું જ્ઞાન.

जनक उवाच ॥ नानात्वैकत्वमित्युक्तं त्वयैतद्दृषिसत्तम ॥
॥ पश्याम्येतद्धिसंदिग्धमेतयोर्वै निदर्शनम् ॥ १ ॥

જનક કહે છે કે:—હે ઋષિશ્રેષ્ઠ! તમે પૂર્વે કહ્યું કે, એકત્વ એ અક્ષરનું સ્વરૂપ છે અને અનેકત્વ એ ક્ષરનું સ્વરૂપ છે. જ્યારે આત્મા એકજ છે એમ કહો છો ત્યારે તો બંધ-મોક્ષની વ્યવસ્થા સંભવશે નહિ અને અનેકત્વ કહેશો તો આત્મ, નાશનો પ્રસંગ આવશે માટે એ બન્ને પક્ષમાંથી તત્વનો નિશ્ચય કરવો મને સંદેહયુક્ત જણાય છે. તેમજ હે પાપ-રહિત! તમે જે કહ્યું કે, પચીસમા તત્વના વિષે સ્થિતિવાળા પુરૂષો અનુભવના બળથીજ છવીસમા તત્વનો નિશ્ચય કરે છે, તેમાં હું સ્થૂલ બુદ્ધિથી અબુદ્ધ અને પ્રબુદ્ધ-જડ અને ચેતન એ બેમાંથી આત્મ વસ્તુના તત્વને જાણી શકતો નથી-અનુભવ દુઃસાધ્ય છે માટે મ્હારો સંદેહ મટતો નથી. માટે યુક્તિથી તમારે તત્વનું પ્રતિપાદન કરવું ઘટે છે[૧.૨]. વળી તમે "એકત્વ અક્ષરનું કારણ છે અને નાનાત્વ ક્ષરનું કારણ છે." એમ કહ્યું તે પણ મ્હારી બુદ્ધિ અસ્થિર હોવાથી-કલ્પનાઓથી ગ્રસ્ત હોવાથી મ્હારા મનમાંથી નાશ પામ્યું હોય તેમ થયું છે. કેમકે, જો તમે સ્વગત અને સજાતીયાદિ ત્રિવિધ ભેદશૂન્યત્વને એકત્વ કહેતા હશો તો તે હેતુવડે સિદ્ધ થશે નહિ કેમકે, એવું એકત્વ કોઇ જગોએ પ્રસિદ્ધ નથી. (દૃષ્ટાંતહાનિ.) જો એક વ્યક્તિને એકત્વ માનશો તો આકાશ પણ એક વ્યક્તિ છે માટે તેના વિષે પણ આત્માના જેવું એકત્વ ઘટશે અને સાંખ્યશાસ્ત્રનો વિરોધ આવશે. જો અનેક વ્યક્તિઓના સમૂહને એકત્વ માનશો તો પ્રધાન તથા પરમાણુઆદિમાં પણ એકત્વ ઘટશે. જો ભિન્નત્વ માત્રને ક્ષર માનશો તો સાંખ્યમત પ્રમાણે આત્મા પણ ક્ષર થશે. માટે એ વિષે મ્હારી બુદ્ધિ તત્વનો નિશ્ચય કરી શકતી નથી. તો હે અનઘ! એકત્વ તથા અનેકત્વના શાસ્ત્ર-(ભેદાભેદ)ને અને જ્ઞાનસ્વરૂપ આત્મા, જડસ્વરૂપ પ્રધાનાદિ અને બુધ્યમાન જીવ, એ સર્વને પણ તત્વથી (યથાર્થ) જાણવાને ઇચ્છું છું[૩.૪]. હે ભગવન્! વળી જ્ઞાનરૂપ આત્માની પ્રાપ્તિ (વિદ્યા), આવરણ (અવિદ્યા), અક્ષર (નિત્ય), ક્ષર (અનિત્ય), સાંખ્ય (વસ્તુ-તત્વનો વિવેક), યોગ (ચિત્તવૃત્તિનો નિરોધ), ભેદ તથા અભેદ, એ સર્વ જાણવાને ઇચ્છું છું[૫]. વસિષ્ઠ કહે છે કે:-હે મહારાજ! તું મને જે પૂછે છે તે હું તને કહીશ, પ્રથમ તેમાંથી યોગનું કૃત્ય તને જૂદું કહું છું તે સાંભળ[૬]. યોગીઓએ યોગશાસ્ત્રમાં કરવા

યોગ્ય મુખ્ય કર્તવ્ય ધ્યાનજ કહ્યું છે કેમ કે, તે પરમ બળ છે—અવિદ્યાનો જય કરવામાં એ પરમ સામર્થ્યરૂપ છે. યોગવિદ્યાને જાણનારા પુરૂષો એ ધ્યાનને બે પ્રકારનું કહે છે. "ભાવના" અને "પ્રણિધાન" એવા ધ્યાનના બે પ્રકાર છે[૭]. મનની એકાગ્રતાને "પ્રાણાયામ" કહે છે. એ પ્રાણાયામ બે પ્રકારનો છે. સગુણ અને નિર્ગુણ. સગુણને "સગર્ભ" કહે છે અને નિર્ગુણને "નિર્ગર્ભ" કહે છે. પ્રણવ, ગાયત્રી આદિ જપસહિત પ્રાણાયામ કરવો તેને "સગર્ભ" કહે છે. જપ વિના પ્રાણાયામ કરવો તેને "નિર્ગર્ભ" કહે છે. હે રાજન્! મળ, મૂત્ર અને ભોજન એવાં કર્મ કરતી વખતે યોગ (ધ્યાનાદિ) કરવો નહિ અને એ ત્રણ વિના બાકીના ગમે તે સમયે યોગસાધના કરવી[૮,૯]. એ પ્રમાણે પ્રાણાયામ તથા તે સાથે યમ, નિયમ અને આસન પણ કે, જે યોગનાં અંગ છે તેને જાણવાં. હવે પ્રત્યાહારનો પ્રકાર એવો છે કે, શબ્દાદિ ઇન્દ્રિયોના વિષયથી મનવડે ઇન્દ્રિયોને નિવૃત્ત કરવી. પછી પવિત્ર એવા યોગીએ ચિત્તરૂપી અશ્વને દશ અને બાર એટલે બાવીશ પ્રેરણાઓવડે અર્થાત્ ચાબુક જેવી પ્રેરણાઓવડે ચોવીશમા સ્થાનથી—પ્રકૃતિરૂપી અજ્ઞાનથી—આગળ પ્રેરવો એ બુદ્ધિમાનનું કૃત્ય છે. એવી રીતે ચોવીશમા અજ્ઞાન (પ્રકૃતિ તત્વ) થી જીવને આગળ હાંકીને પચીસમું તત્વ કે, જેને પંડિતો "અજર" કહે છે તેને આત્મા તરફ લઈ જવું. (તેમાં અઢાર સ્થાનમાંથી વાયુને ખેંચી લેવો એમ યાજ્ઞવલ્કયે કહ્યું છે કે,) એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં, એમ વાયુનું આકર્ષણ કરીને તેને અઢાર મર્મસ્થાનમાં ધારણ કરીને આગળ ખેંચતાં જવો તેને "પ્રત્યાહાર" કહે છે. જેમ વાયુવડે ઘડો ભરેલો હોય, તેમ પ્રાણવાયુને મસ્તકમાં પૂર્ણ ભરીને બુદ્ધિપૂર્વક ધારણ કરવો તેને "પ્રાણાયામ" કહે છે અથવા પ્રાણાયામના કુંભક પ્રકારવડે મસ્તકના વિષે વાયુને પૂર્ણ ભરીને ધારણ કરવો. મસ્તકમાંથી ખેંચીને લલાટના વિષે વાયુને ધારણ કરવો. લલાટમાંથી વાયુને ખેંચીને બન્ને ભ્રમરની મધ્યે ધારણ કરવો. બન્ને ભ્રમરની મધ્યેથી ખેંચીને નેત્રસ્થાનમાં રોકવો. નેત્રમાંથી ખેંચીને નાકના મૂળ આગળ રોકવો. નાકના મૂળ આગળથી ખેંચીને જીભના મૂળ આગળ રોકવો. જીભના મૂળ આગળથી કંઠના ખાડા આગળ રોકવો. કંઠના ખાડામાંથી હૃદયમાં અને હૃદયમાંથી નાભિના મધ્યમાં રોકવો. નાભિના મધ્યમાંથી લિંગમાં અને લિંગમાંથી જઠરમાં લાવીને રોકવો. જઠરમાંથી ગુહ્યમાં, ગુહ્યમાંથી જાંઘના મૂળમાં, જાંઘના મૂળમાંથી જાંઘની મધ્યે અને ત્યાંથી ઘૂંટણમાં લાવીને રોકવો. ઘૂંટણમાંથી ચરણના મૂળમાં, ત્યાંથી ચરણની મધ્યે, ત્યાંથી ઘૂંટીમાં, ઘૂંટીથી અંગૂઠામાં અને અંગૂઠામાંથી ચરણનાં તળિયાંમાં રોકવો. એ પ્રમાણે જે પ્રત્યેક સ્થાનમાંથી વાયુને ખેંચીને ધારણ કરે છે તે સર્વ પાપથી મુક્ત થઈને ચંદ્ર તથા તારા રહે ત્યાં સુધી જીવે છે. એ અઢાર અને "ધારણા" "ધ્યાન" તથા "સમાધિ" નામની ત્રણ પ્રેરણા અને "સત્વ પુરૂષાન્યતાખ્યાતિ" નામે ચોથી મળીને બાવીશ પ્રેરણાઓ થાય છે. એ માર્ગે પ્રેરાયલો જીવ નદી—સમુદ્ર ન્યાયથી નિર્વિશેષ ચિન્માત્રને પામે છે[૧૦]. એ બાવીશ પ્રેરણાઓવડે આત્માને નિરંતર પ્રાપ્ત કરવો એમ અમે સાંભળ્યું છે. કામાદિથી સ્ખલિત નહિ થયેલા મનવાળા પુરૂષનું એ "યોગ" નામનું વ્રત છે. તે બીજાઓને સિદ્ધ થતું નથી એમાં સંદેહ નથી[૧૧,૧૨]. "હું કર્તા છું" એવી આસક્તિથી અથવા સ્ત્રી આદિની આસક્તિથી મુક્ત થઈને, અલ્પ આહાર કરીને અને ઇંદ્રિયોને જીતીને પૂર્વ રાત્રિએ તથા પાછલી રાત્રિયે આત્માના વિષે મનને ધારણ કરવું[૧૩]. હે મિથિલેશ્વર! ઇન્દ્રિયોના સમુદાયને મનવડે સ્થિર કરીને તથા બુદ્ધિવડે મનને સ્થિર કરીને પથ્થરાની પેઠે નિશ્ચલ થવું[૧૪]. થાંભલાની પેઠે કંપરહિત થવું અને પર્વતની પેઠે અડગ થવું જ્યારે એમ થાય છે ત્યારે યોગવિધિના વિધાનને જાણનારા પંડિતો તેને "યોગયુક્ત" કહે

છે[૧૫]. જ્યારે યોગી કાંઈ સાંભળતો નથી, સૂંઘતો નથી, બોલતો નથી, જોતો નથી, સ્પર્શ કરતો નથી, મનમાં સંકલ્પ કરતો નથી[૧૬]. કોઈ વસ્તુનું અભિમાન કરતો નથી અને કાષ્ઠની પેઠે કાંઈ જાણતો નથી ત્યારે પંડિતો તેને "શુદ્ધ મૂળરૂપને પામ્યો" એમ કહે છે[૧૭]. જેમ વાયુ વિનાની જગ્યોએ મૂકેલો દીપક નિશ્ચલપણે પ્રકાશ્યા કરે છે, તેમ બુદ્ધિ આદિ લિંગ-(વ્યંજના) રહિત તથા વ્યાપકપણાથી અવિચળ થઇને તે ઉંચે, નીચે કે, આડે માર્ગે કહીં પણ ગતિ કરતો નથી[૧૮]. જ્યારે જાણવા યોગ્ય આત્માને હૃદયમાં રહેલો આત્મા જાણે છે ત્યારે સર્વ વૃત્તિનો નિરોધ થવાથી, આત્માને જાણીને પણ કહી શકતો નથી. હે તાત ! ત્યારેજ તે આત્માને અનુભવબળથી જાણે છે. અન્યથા ત્વં પદાર્થનો માત્ર સાક્ષાત્કાર થવાથી આત્મદર્શી થવાતું નથી[૧૯]. જેમ ધૂમાડા વિનાનો અગ્નિ હોય, જેમ કિરણોવાળો સૂર્ય હોય, જેમ આકાશમાં વીજળીનો અગ્નિ હોય, તેમ આત્મા અંતરના વિષે જોવો અર્થાત્ આત્મા શુદ્ધ પ્રકાશાત્મક છે[૨૦]. ધીરજવાળા, બુદ્ધિવાળા, મહાત્મા અને બ્રહ્મને જાણવાના શાસ્ત્રના વિષે સ્થિતિવાળા બ્રાહ્મણો જેને જન્મ વિનાનો અને મોક્ષસ્વરૂપ જુએ છે[૨૧]. તે આત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે અને મોટાથી પણ મોટો છે. એ તત્વ સર્વ પ્રાણીના વિષે નિશ્ચળ થઇને જોવામાં આવતું નથી[૨૨]. લોકને ઉત્પન્ન કરનારૂં તે તત્વ જોવું હોય તો, મનરૂપી દીપક કરીને તેમાં બુદ્ધિરૂપી દીવેલ પૂરવું તો, હે તાત ! મોટા અજ્ઞાનરૂપ અંધકારની પેલી પાર પ્રકાશાત્મક આત્માનું દર્શન થશે[૨૩]. વેદમાં પરંપાર ગયેલા એવા સર્વજ્ઞ મહાત્માઓએ તેને અંધકારનાશક, નિર્મળ, અંધકારરહિત, વ્યંજનારહિત અને ઉપાધિરહિત કહેલો છે[૨૪]. યોગી પુરૂષોનો જે યોગ કહેવાય છે તે એજ યોગ છે, યોગનું બીજું શું લક્ષણ છે ? કાંઈ નથી. જે એ પ્રકારે જાણે છે તે અજર અને પર આત્માને જાણે છે[૨૫]. આ યોગદર્શન મેં તને તત્વથી કહ્યું. હવે જેનું ત્યાગ અથવા લય લક્ષણ છે એવું સાંખ્યજ્ઞાન હું તને કહું છું[૨૬]. પ્રકૃતિવાદી પુરૂષો અવ્યક્તને પ્રથમ–સર્વથી આદિ "પ્રકૃતિ" કહે છે. તે પ્રકૃતિથી મહત્તત્વ ઉત્પન્ન થયું છે. હે રાજશ્રેષ્ઠ ! તે બીજું તત્વ છે[૨૭]. મહત્તત્વથી અહંકાર ઉત્પન્ન થયો છે એ ત્રીજું તત્વ છે એમ અમે સાંભળ્યું છે અને તે અહંકારથી પંચભૂત ઉપજ્યાં છે એમ સાંખ્યમતના આત્મદર્શી પુરૂષો કહે છે[૨૮]. એ આઠને "પ્રકૃતિઓ" અથવા "મૂળ તત્વો" કહે છે. એમાંથી ઉત્પન્ન થયેલી અગિયાર ઇન્દ્રિયો અને પાંચ સ્થૂલ ભૂત મળીને સોળ તત્વને "વિકાર" અથવા "વિકૃતિ" કહે છે. તેમાંના પાંચ ભૂતને "પાંચ વિશેષ" કહે છે તથા તે પાંચ ઇન્દ્રિયોના અભિવ્યંજક છે. જેમ આકાશતત્વ શબ્દ વિષયનું અને કર્ણ ઇન્દ્રિયનું અભિવ્યંજક છે, એ રીતે બીજાં તત્વ, વિષય અને ઇન્દ્રિયોના વિષે પણ જાણવું[૨૯]. એનેજ સાંખ્યાચાર્યનું "સાંખ્ય" કહે છે. એમ સાંખ્યશાસ્ત્રની વિધિના વિધાનને જાણનારા તથા નિરંતર સાંખ્યમાર્ગમાં આસક્ત બુદ્ધિવાળા પુરૂષોનું કહેવું છે[૩૦]. જે તત્વ જેમાંથી ઉત્પન્ન થાય છે તે તત્વ તેના વિષેજ લય પામે છે. તત્વો પ્રતિલોમપણે એટલે પોતાના કારણના વિષે ગમન કરે છે, તે તેનો લય છે અને તે સર્વ અંતરાત્મામાંથી ઉત્પન્ન થાય છે[૩૧]. જેમ સમુદ્રમાંથી તરંગ ઉપજે છે અને પુનઃ તેમાંજ લય પામે છે, તેમ ગુણો ગુણોમાંથી અનુલોમ પ્રકારે ઉપજે છે અને પ્રતિલોમ પ્રકારે લય પામે છે. એ ક્રમ નિરંતર થયાજ–ચાલ્યાજ કરે છે. હે રાજશ્રેષ્ઠ ! પ્રકૃતિની સૃષ્ટિની ઉત્પત્તિ અને લય એટલોજ જાણવો[૩૨]. હે રાજેન્દ્ર ! જ્ઞાનના વિષે કુશળ પુરૂષોએ એજ પ્રકારે જાણવું કે, આત્મા પ્રલયકાળમાં એકત્વરૂપે રહે છે અને સૃષ્ટિકાળમાં બહુરૂપે થાય છે[૩૩]. તું શંકા કરશે કે, વારૂ એ પ્રમાણે સૃષ્ટિકાળમાં અનેકપણું ધારણ કરવાની શક્તિવાળા આત્માનુંજ એકત્વ કેમ સંભવે ? તો હું કહું છું કે, અવ્યક્ત એટલે અવિદ્યા માયાજ આત્મા–પુરૂષને

અનેક રૂપવાળો કરે છે, તથાપિ તુચ્છ માયાવડે પુરૂષ સદ્વિતીય થઈ શકતો નથી. જેમ દોરડીમાં કલ્પેલા સર્પવડે દોરડી સદ્વિતીય થતી નથી, તેમ અહીં પણ જાણવું. જે પુરૂષ અર્થના તત્વને રૂડે પ્રકારે જાણતો હોય તેણે સુષુપ્તિકાળે તથા પ્રલયકાળે આત્માનું એકપણું અને જાગ્રત તથા સૃષ્ટિકાળમાં અનેકપણું જાણીને તે દૃષ્ટાંત પૃથ્વી આદિના વિષે પણ જાણવું. અર્થાત્ પૃથ્વી આદિ પ્રલયકાળે પોતાના કારણમાં લય પામી જાય છે તેથી માત્ર કારણ ભાસે છે અને સૃષ્ટિકાળે કારણ અને કાર્ય બન્ને ભાસે છે[૩૪]. તું શંકા કરશે કે, એ પ્રમાણે તો ઉત્પત્તિ–પ્રલયનું અધિષ્ઠાન અવ્યક્ત છે ત્યારે નિરીશ્વર સાંખ્યવાળાનો સિદ્ધાંતજ યથાર્થ છે; તો તેનું સમાધાન આ પ્રમાણે છે–પ્રલય એટલે મોક્ષકાળમાં આત્મા એક સત્તારૂપે રહે છે અને સૃષ્ટિકાળમાં લોહચુંબકની પેઠે, સ્વરૂપ–સત્તા માત્રથી પ્રકૃતિને પ્રવર્તાવીને બહુ રૂપે વિસ્તારે છે, તેથી તે પ્રકૃતિ જગતને ઉત્પન્ન કરનારી થાય છે. પ્રકૃતિ અને વિકૃતિથી જે ક્ષેત્ર (દેહ) ઉત્પન્ન થાય છે તેમાં પચીસમો ( આઠ પ્રકૃતિ અને સોળ વિકૃતિ મળીને ચોવીશ તત્વનું ક્ષેત્ર જાણવું અને તેમાં જીવ એ પચીસમું તત્વ છે) મહાન્ આત્મા અધિષ્ઠાન કરે છે[૩૫,૩૬]. હે રાજેંદ્ર! સત્પુરૂષો તેને તે કારણથી અધિષ્ઠાતા કહે છે. અનેક ક્ષેત્રના વિષે અધિષ્ઠાન કરે છે માટે તે (આત્મા)ને "અધિષ્ઠાતા" કહે છે એમ અમે સાંભળ્યું છે[૩૭]. તથા અવ્યક્તમાંથી ઉપજેલા ક્ષેત્રને જાણે છે માટે "ક્ષેત્રજ્ઞ" કહે છે. પુરૂષ અવિદ્યાકૃત ક્ષેત્રમાં પ્રવેશ કરે છે એમ કહેવામાં આવે છે અને તેથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ જૂદા છે એમ કહેવાય છે[૩૮]. જેમ સૂર્ય સ્વરૂપની સત્તામાત્રવડે તૃણને પ્રકાશ કરે છે, માટે સૂર્ય સ્વરૂપવડે તૃણનો પ્રકાશક છે અને સૂર્યકાંત કાચદ્વારા તૃણને બાળે છે અને તૃણમાં પ્રવેશ કરે છે. એ પ્રમાણે આત્મા પણ અવ્યક્તદ્વારા સર્વ કાર્યભૂત જગતના વિષે અધિષ્ઠાન કરે છે અને તેને પ્રકાશ પણ કરે છે. પરંતુ જેમ કુંભાર ઘડાનો અધિષ્ઠાતા છે તેવો તે અધિષ્ઠાતા નથી; તેમજ જેમ બુદ્ધિનું પ્રકાશકત્વ ઇન્દ્રિયોના વ્યાપારને આધીન છે, તેમ આત્માનું પ્રકાશકત્વ કોઈને આધીન નથી. જેમ કુંડમાં બોર પડયું હોય, તેમ આત્મા કોઇમાં પ્રવિષ્ટ નથી પરંતુ જેમ કાષ્ઠમાં રહેલો અગ્નિ ઘર્ષણાદિક પ્રયોગથી માત્ર પ્રકટ થાય છે, તેમ આત્મા ચિત્તાદિના યોગથી માત્ર પ્રકટ થાય છે. એ પ્રમાણે અવ્યક્ત અથવા અવિદ્યા માયાનું કાર્ય પ્રકૃતિ છે અને તેનાં કાર્યને "ક્ષેત્ર" કહે છે તથા પચીસમું તત્વ તેનું જ્ઞાતા ( જાણનારૂં ) છે[૩૯]. નેત્રાદિક પ્રમાણથી ઉપજેલી વૃત્તિને "જ્ઞાન" કહે છે. એ જ્ઞાન જ્ઞાતાથી જૂદું છે અને તેનું જ્ઞેય–પ્રમારૂપ ફળ—જાણવાનો પદાર્થ તે પણ જૂદોજ છે. એ અવ્યક્તને "જ્ઞાન" કહે છે અને પચીસમા તત્વને "જ્ઞેય" કહે છે[૪૦]. તેમજ તેજ અવ્યક્તને "ક્ષેત્ર, સત્વ અને ઈશ્વર" કહે છે. પણ જે ઇશ્વરાદિ પદથી પણ પેલીપાર છે તથા જે નિત્ય અપરોક્ષ દૃષ્ટાનું સ્વરૂપ છે તેજ પચીસમું તત્વ છે[૪૧]. તે તત્વ અનારોપિત છે અને બીજું સર્વ ઇશ્વરાદિ દૃશ્ય આરોપિત છે. સાંખ્યમતના આચાર્યો પ્રકૃતિને "જગતનું કારણ" કહે છે અને સ્થૂળ–સૂક્ષ્મ ક્રમે કરીને ચિદાત્માના વિષે સર્વ પ્રપંચનો લય કરવાથી સાક્ષાત્કારની પ્રાપ્તિ થાય છે, એવું સાંખ્યશાસ્ત્રનું કથન છે[૪૨]. એવી રીતે સાંખ્યાચાર્ય જે તત્વોનો લય કરવાનું કહે છે તે તત્વો પ્રકૃતિસહિત ચોવીસ છે અને પચીસમો આત્મા પરોક્ષ છે[૪૩]. પચીસમો જે અપ્રકૃતિરૂપ આત્મા છે તેને "જીવ" કહે છે. જ્યારે તે જીવ પ્રકૃતિનો ત્યાગ કરીને જ્ઞાન પામે છે ત્યારે તે કેવળ આત્મા થાય છે[૪૪]. એ રીતે સાંખ્ય શાસ્ત્ર મેં તને રૂડી રીતે યથાર્થ કહ્યું; પુરૂષ એ શાસ્ત્રનું જ્ઞાન થવાથી બ્રહ્મભાવને પામે છે[૪૫]. જેમ મહદાદિ ભાવ વ્યાવહારિક પ્રમારૂપે પ્રત્યક્ષ થાય છે, તેમ નિર્ગુણ પુરૂષોને પણ આત્મસ્વરૂપ ભ્રમરહિત પ્રત્યક્ષ થાય છે. બ્રહ્મના વિષે બ્રહ્મનું દર્શનજ યથાર્થ દર્શન જાણવું પણ

અબ્રહ્મના વિષે બ્રહ્મનું દર્શન એ યથાર્થ દર્શન નથી. જેમ દોરડીમાં દોરડી જોવી તે યથાર્થ દર્શન છે, પણ દોરડીમાં સર્પ જોવો તે યથાર્થ દર્શન નથી[૪૬]. જે પુરૂષો એવી રીતે વિદેહાવસ્થાને પામેલા છે તેઓને પુનઃ સંસારમાં આવવાનું છે નહિં. પણ જેઓ સદેહ છે તેઓને તો અક્ષર ભાવ પ્રાપ્ત થવાથી સત્યકામત્વ, સત્યસંકલ્પત્વ આદિ ઐશ્વર્ય અને સમાધિકાળમાં નિરૂપાધિપણું છે અને તે અવિનાશી છે[૪૭]. હે શત્રુદમન ! જે પુરૂષો અનેકાગ્રબુદ્ધિવાળા છે અથવા જેઓ આત્માના વિષે એકપણું ન દેખતાં અનેકપણું દેખે છે, તે પુરૂષો વારંવાર દેહને ધારણ કરે છે[૪૮]. જે પુરૂષો આત્માને સર્વરૂપ જાણવાવડે સર્વ પદાર્થોને એક આત્મારૂપે દેખે છે તે પુરૂષો વારંવાર દેહને ધારણ કરતા નથી, પરંતુ જેઓ તેમ નથી જાણતા, તેઓ વ્યક્ત એટલે દેહને વશ પડીને–દેહને ધારણ કરીને અવતાર પામે છે[૪૯]. સર્વ જગત અવ્યકતમાંથી ઉત્પન્ન થયેલું છે માટે અવ્યકત છે એમ કહેલું છે, પચીસમો જીવ અવ્યક્તનું કાર્ય નથી, માટે તેની ગણના સર્વમાં થતી નથી. જે પુરૂષ એ પચીસમા અસર્વને જાણે છે તેને સંસારનું દુઃખ બાધ કરતું નથી[૫૦].

॥ सर्वमव्यक्तमित्युक्तमसर्वः पंचविंशकः । य एनमभिजानंति न भयं तेषु विद्यते ॥ ५० ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० वसिष्ठकरालजनकसंवादे शतोपरिचतुस्त्रिंशोऽध्यायः॥१३४॥

---

## અધ્યાય ૧૩૫ મો–વસિષ્ઠ–જનકસંવાદ. મુક્તદશા.

वसिष्ठ उवाच ॥ सांख्यदर्शनमेतावदुक्तं ते नृपसत्तम ॥
॥ विद्याविद्ये त्विदानीं मे त्वं निबोधानुपूर्वशः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે કેઃ—હે રાજશ્રેષ્ઠ ! એ પ્રમાણે યોગસહિત સાંખ્ય શાસ્ત્ર મેં તને કહ્યું, હવે વિદ્યા અને અવિદ્યા શું છે ? તે કહું છું તે તું ક્રમે કરીને સાંભળ[૧]. સૃષ્ટિ અને લય જેનો ધર્મ છે એવા અવ્યક્તને "અવિદ્યા" કહે છે અને સૃષ્ટિ તથા લયરૂપ ધર્મથી મુકત પચીસમા તત્વને "વિદ્યા" કહે છે. એ ઉપરથી સમજવું કે અવિદ્યા તે વિદ્યાના અભાવ માત્રનેજ નથી કહેતા; જો તેમ હોય તો તેનાથી ઉત્પત્તિ–લયરૂપ કાર્ય બને નહિ[૨]. હે તાત ! સાંખ્યના જાણનારા ઋષિઓએ જે રીતે અવાંતર વિદ્યાનો ભેદ કહેલો છે તે હું તને કહું તે તું અનુક્રમે સાંભળ[૩]. કર્મેંદ્રિયનો વ્યાપાર તજીને કેવળ "બુદ્ધીંદ્રિયોજ હું છું" એવું ચિંત્વન કરવું તેને "બુદ્ધીંદ્રિય વિદ્યા" કહે છે અને બુદ્ધીંદ્રિયોનો વ્યાપાર તજીને ભૂતોના વિષે અહંભાવના કરવી તેને "વિશેષ વિદ્યા" કહે છે[૪]. દેહનો આરંભ કરનારાં સ્થૂલભૂતોને "વિશેષ" કહે છે તે વિષે પાછળ કહેવામાં આવ્યું છે. ચરણથી જાનુપર્યંત પૃથ્વીનું સ્થાન જાણવું, જાનુથી ગુદાપર્યંત જળનું સ્થાન જાણવું; ઇત્યાદિ પૂર્વે કહ્યા પ્રમાણે ઉત્તરોત્તર ભૂતનો પૂર્વ પૂર્વ ભૂતના વિષે લય કરવા વડે અને તે ભૂતરૂપે માત્ર સ્થિતિ કરવાથી પાંચ ભૂત વિદ્યાઓ પ્રથક્ પ્રથક્ ફળ આપનારી થાય છે એને "વિશેષ વિદ્યા" કહે છે. એ વિશેષોનો મનમાં લય કરીને માત્ર મનવડે રહેવું તેને "મનોવિદ્યા" કહે છે. વિષયની કલ્પના કરવામાં અભિમુખ મનને પણ પંચભૂતની શબ્દાદિ માત્રાઓમાં લીન કરીને પાંચ તન્માત્રારૂપે સ્થિતિ કરવી તેને "સૂક્ષ્મભૂત વિદ્યા" કહે છે[૫]. એ સૂક્ષ્મ પાંચ ભૂતનો અહંકારમાં લય કરવો તેને "અહંકાર વિદ્યા" કહે છે, એમાં સંશય નથી. હે રાજન્ ! એ અહંકારનો બુદ્ધિમાં લય કરવો તેને "બુદ્ધિ વિદ્યા" કહે છે[૬]. એ બુદ્ધિનું બીજું નામ મહત્તત્વ છે. મહત્તત્વનો પ્રકૃતિમાં લય કરવો તેને "પ્રકૃતિ વિદ્યા" કહે છે. એ વિદ્યા પરમ ઐશ્વર્ય આપનારી છે. એ પ્રકૃતિને "અવ્યકત" કહે છે અને

તેને "અવ્યકત વિદ્યા" પણ કહે છે. હે નરશ્રેષ્ઠ! એ વિદ્યાઓ જાણવી તથા તેનો લય કરવાનો વિધિ સર્વથી શ્રેષ્ઠ છે[7]. હે રાજન્! એ અવ્યકતનો પણ પચીસમા આત્માના વિષે લય કરવો, તે સર્વથી શ્રેષ્ઠ છે. એ સર્વ જ્ઞેયનું જ્ઞાન આત્મા છે એમ કહેલું છે[8]. અવ્યકતને "જ્ઞાન" કહે છે અને પચીસમાને "જ્ઞેય" કહે છે. તાત્પર્ય કે, બુદ્ધિની વૃત્તિ જ્ઞાન છે અને તેથી અભિવ્યંજિત થયેલો બોધ જ્ઞેય છે. એ જ્ઞેયનો પ્રમાતા એજ પચીસમો છે અને તે બોધસ્વરૂપ છે[9]. એ રીતે મેં તને વિદ્યા અને અવિદ્યા યથાર્થ નિરૂપિત કરી. હવે જેને "અક્ષર" અને "ક્ષર" કહે છે તેનું સ્વરૂપ કહું છું તે સાંભળ[10]. પ્રકૃતિ અને જીવ એ બન્નેને "અક્ષર" કહે છે અને એ બન્નેને "ક્ષર" પણ કહે છે. એનું કારણ હું તને યથાર્થ કહીશ તે એવી રીતે કે, તે બન્ને જ્ઞાનસ્વરૂપ આત્મામાંથી ઉપજેલાં છે[11]. એ બન્ને અનાદિ અને નાશરહિત છે. એ બન્ને ઈશ્વર છે. જ્ઞાનનું ચિંત્વન કરનારા પુરૂષો એ બન્નેને "તત્વ" કહે છે[12]. અવ્યક્ત (પ્રકૃતિ) ને સૃષ્ટિ અને લય કરવાનો તેનો ધર્મ હોવાથી "અક્ષર" કહે છે. તે અવ્યકત જ્યારે જ્યારે વિકાર પામે છે ત્યારે ત્યારે ગુણમય સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે[13]. પછી મહત્તત્વાદિ ગુણોની ઉત્પત્તિ પરસ્પર થાય છે. એ સર્વનું અધિષ્ઠાન ચિદાભાસ છે માટે તેને પણ ગુણોનું ક્ષેત્ર એટલે "ઉત્પત્તિસ્થાન" કહે છે[14]. જ્યારે યોગી પુરૂષ પ્રકૃતિ આદિ ગુણનો સમૂહ અનુભવ ગોચર બ્રહ્મના વિષે લીન કરે છે ત્યારે ઉપાધિનો નાશ થવાથી આભાસનો પણ નાશ થાય છે. એ રીતે જીવ અને પ્રકૃતિ બન્ને કે, જે પૂર્વે અક્ષરરૂપે કહ્યાં છે તે ક્ષરરૂપે થાય છે[15]. હે તાત! જ્યારે ગુણો ગુણોના વિષે લીન થાય છે ત્યારે માત્ર પ્રકૃતિ રહે છે અને જ્યારે ક્ષેત્ર લય પામે છે ત્યારે ક્ષેત્રજ્ઞ રહે છે. અને તે બન્ને (પ્રકૃતિ અને ક્ષેત્રજ્ઞ) છવીસમા પરમાત્માના વિષે લય પામે છે[16]. એ રીતે ગુણનો આશ્રય કરીને રહેલી પ્રકૃતિ અક્ષરપણાને પામે છે. હે વૈદેહ! પછી તે પ્રકૃતિ ગુણના વિષે પ્રવર્તમાન થતી નથી તેથી નિર્ગુણ કહેવાય છે[17]. એજ ન્યાય ક્ષેત્રજ્ઞ એટલે જીવને પણ લાગુ પડે છે. એટલે જ્યારે ક્ષેત્રનું જ્ઞાન ક્ષય પામે છે-ક્ષેત્રનો લય થાય છે ત્યારે ક્ષેત્રજ્ઞ પણ છવીસમા પરમાત્મામાં લીન થઇ જાય છે. પરંતુ પ્રકૃતિ અને ક્ષેત્રજ્ઞમાં એટલો ભેદ છે કે, તે (ક્ષેત્રજ્ઞ) તો સ્વભાવથીજ નિર્ગુણ છે એવું અમે શ્રુતિના વિષે સાંભળ્યું છે[18]. એ ક્ષેત્રજ્ઞ જ્યારે અસંપ્રજ્ઞાતસમાધિ અવસ્થામાં ક્ષર થાય છે-લીન થાય છે-સાક્ષિત્વનો ત્યાગ કરે છે ત્યારે તે માત્ર ગુણવાળી પ્રકૃતિનેજ જાણે છે તથા પોતાના નિર્ગુણપણાને જાણે છે[19]. જ્યારે તે બુદ્ધિમાન પુરૂષ એમ જાણે છે કે, હું પ્રકૃતિથી જૂદો છું અને મ્હારાથી પ્રકૃતિ જૂદી છે અને એમ જાણીને જ્યારે તે પ્રકૃતિનો ત્યાગ કરે છે ત્યારે શુદ્ધ થાય છે[20]. એ જ્યારે શુદ્ધ થાય છે ત્યારે તે તાત્વિકપણાને પામીને પુનઃ પ્રકૃતિ સાથે મિશ્ર થતો નથી. હે રાજેંદ્ર! તે સમયે તેને આ સર્વ લોક પ્રકૃતિથી મિશ્ર થયેલો દેખાય છે[21]. જ્યારે પ્રકૃતિથી ઉપજેલા ગુણના સમુદાયની નિંદા કરે છે અને તેથી ઉત્તમ એવા જ્ઞેયને જાણે છે-અનુભવે છે ત્યારે પુનઃ તેનો ત્યાગ કરતો નથી[22]. ત્યારે તે જાણે છે કે, અરે મેં આ શું કર્યું? કે, આટલા કાળ સુધી, જેમ માછલું જળમાં ગૂંચાઈ રહે તેમ, આ સર્વ લોકમાં હું ગૂંચાઈ રહ્યો[23]. જેમ માછલું મોહથી એક જળમાંથી બીજા જળમાં જઈને તેમાં સુખ માનીને રહે છે, તેમ હું પણ મોહથી એક યોનિમાંથી બીજી યોનિમાં સુખ માનીને આસકત રહ્યો[24,25]. મને-બુદ્ધિહીનને ધિક્કાર છે કે, જેથી હું મોહથી વિપત્તિમાં ડૂબેલા એક મનુષ્યને કે, જન્મને તજીને બીજા મનુષ્યને કે જન્મને વળગી રહ્યો[26]. આ મ્હારો બાંધવ છે, આની સાથે વસવાથી મ્હારૂં હિત છે, આની સાથે મ્હારી સમાનતા છે, આની સાથે મ્હારી એકતા છે, હું જેવો છું તેવોજ છું, હું આની સાથે બરોબરી કરી શકું છું, હું આ પુરૂષના સરખોજ છું, આ નિર્મળ છે, એ

સ્પષ્ટ છે અને હું આવો છું; એવી રીતે અજ્ઞ એવી પ્રકૃતિવડે પ્રેરાયલો હું અજ્ઞાન અને મોહથી એમ જાણતો હતો તથા હું નિઃસંગ છતાં સંગવાળી પ્રકૃતિની સાથે આટલા કાળ સુધી રહ્યો અને તેનાથી વશ કરેલો હું આટલા કાળ સુધી જ્ઞાન પામ્યો નહિ. હવે હું ઉચ્ચ, મધ્યમ અને નીચ અથવા દેવ, મનુષ્ય અને તિર્યક્ પ્રાણીઓના સંબંધવાળી માયા (પ્રકૃતિ) ના વિષે કેમ રહું[૨૭.૩૦], તેમજ હું સમાન એવી પ્રકૃતિની સાથે કેવી રીતે રહું? અર્થાત્ નજ રહેવાય. આટલા કાળ પર્યંત અજ્ઞાનપણામાં રહીને મેં પ્રકૃતિનો સંગ રાખ્યો પણ હવે હું સ્થિર થઇને આત્મા (પોતા)ને જાણું છું[૩૧]. આટલા કાળ સૂધી પ્રકૃતિએ મને છેતર્યો માટે હું તેની સાથે હવે નિવાસ કરનાર નથી. હું નિર્વિકાર છતાં વિકારવાળી પ્રકૃતિએ મને ઠગ્યો છે[૩૨]. તેમાં તેનો અપરાધ નથી પણ મ્હારોજ અપરાધ છે. હું આત્માથી વિમુખ થઇને એ પ્રકૃતિના વિષે આસકત થયો તેથી હું અરૂપ છતાં પણ રૂપવાળો થયો અને અમૂર્ત છતાં મૂર્તિમાન થયો એટલુંજ નહિ પણ મમત્વરૂપી બંધનથી બંધાઇ ગયો તથા એવી મમતા કરવાવડે તે તે અનેક યોનિઓમાં મ્હારે ભટકવા વારો આવ્યો. પણ મ્હારૂં સ્વરૂપ મમતારહિત છે, છતાં તે તે યોનિઓમાં મમતા રાખવાથી શું સિદ્ધિ થઇ? કાંઇ નહિ[૩૩.૩૫]. માત્ર હું તે તે યોનિઓમાં બુદ્ધિહીન થઇને રહ્યો. એ પ્રકૃતિનો આત્મા અહંકાર છે માટે હવે મ્હારે એનું કામ નથી[૩૬]. કેમ કે, મને તે અનેક પ્રકારનો કરીને વારંવાર અનેક યોનિઓમાં યોજે છે પણ હવે હું જ્ઞાન પામ્યો છું તથા અહંકાર અને મમતાથી મુકત થયો છું[૩૭]. તથા મેં અહંકારયુકત પ્રકૃતિના વિષે મમતા તજી દીધી છે. માટે હવે હું એનાથી દૂર જઇને વિકારરહિત આત્માનો આશ્રય કરીશ[૩૮]. તથા હું આત્માની સાથે સમાનતા પામીશ, પણ આ જડ પ્રકૃતિની સાથે સમાનતા પામવાનો નથી. એ પ્રકૃતિની સાથે એકત્વ કરવાથી મ્હારૂં હિત નથી પણ આત્માની સાથે એકત્વ કરવાથીજ કલ્યાણ છે[૩૯]. એ રીતે પરમ જ્ઞાન પ્રાપ્ત થવાથી પચીસમો જીવ જ્ઞાની થઇને તથા ક્ષરનો ત્યાગ કરીને દુઃખાદિરહિત અક્ષર ભાવને પામે છે[૪૦]. હે મૈથિલ! વ્યકત ધર્મવાળા તથા સગુણ અવ્યકતને જોઇને જીવ તેના જેવો થઈ ગયો છે તે જ્યારે પોતાના પ્રથમ નિર્ગુણ સ્વરૂપને જાણે છે ત્યારે તેવો થાય છે[૪૧]. એ રીતે મેં તને વેદશાસ્ત્ર પ્રમાણે જ્ઞાનયુકત અક્ષર અને ક્ષરનું નિરૂપણ કહ્યું[૪૨]. વળી સંદેહરહિત, સૂક્ષ્મ, અત્યંત શુદ્ધ અને નિર્દોષ જ્ઞાન મેં જેવું સાંભળ્યું છે તેવું હું તને પુનઃ પણ કહું છું તે તું સાંભળ[૪૩]. મેં તને બન્ને શાસ્ત્રનાં દૃષ્ટાંત આપીને સાંખ્ય અને યોગ કહ્યા; સાંખ્યોએ જે શાસ્ત્ર કહ્યું છે તેજ યોગશાસ્ત્ર પણ છે[૪૪]. હે પૃથ્વીપતે! સાંખ્યોનું જ્ઞાન પ્રબોધન કરનારૂં છે અને શિષ્યોના હિતના અર્થે તેમાં અત્યંત સ્પષ્ટપણે તત્વજ્ઞાનનું કથન કરેલું છે[૪૫]. "આ શાસ્ત્ર બુદ્ધિમાન શિષ્યોને તત્કાળ શુદ્ધિ આપનારૂં અને મોટું છે" એમ પંડિતો કહે છે. વળી જે યોગીઓ છે તેઓ પણ આ સાંખ્યશાસ્ત્રમાં અત્યંત આદર કરે છે[૪૬]. કેમકે, હે રાજન્! યોગના મતમાં પચીસમાથી બીજું પર તત્વ નથી અને તેથી પચીસમું તત્વ અસંગ છે માટે તેના વિષે કર્તૃત્વ સંભવતું નથી અને પ્રકૃત્યાદિ જડ છે માટે તેના વિષે કર્તૃત્વ સંભવતું નથી. આમ થવાથી કર્તારૂપ આત્માનો લોપ થાય છે અને તેથી વિધિનિષેધાત્મક શાસ્ત્ર અનર્થક થાય છે. સાંખ્યના મતમાં છવીસમું તત્વ છે માટે પચીસમું તત્વ કર્તા ઠરે છે માટે તેવો દોષ આવતો નથી[૪૭]. તોપણ તે દોષનું સમાધાન યથાકથંચિત્ એવી રીતે બને છે કે, જે નિત્ય પ્રબુદ્ધ ચિદાત્મસ્વરૂપ છે તેજ સ્વરૂપવૃત્તિસારૂપ્યદશામાં (પદાર્થને જોઇને તેની તેવી વૃત્તિ થાય છે ત્યારે) કેવળ સ્વરૂપે જાણવામાં આવતું નથી અને તેથી તે સ્વરૂપ જાણવાનો વિષય બને છે. એ પ્રમાણે વૃત્તિસારૂપ્યદશામાં આત્માને કેવળ સ્વરૂપે જાણવો બની શકે છે; તેથી તેના બે રૂપ છે એમ કાંઈ

તત્વતઃ થતું નથી. માટે પચીસમા કર્તાનો લોપ કરનાર યોગશાસ્ત્રવાળાઓના મતમાં પણ દશ્ય-પ્રધાન અને બોધ-ચિદાત્મા એવા બેજ પદાર્થ છે[૪૮].

॥ बुद्धमप्रतिबुद्धत्वाद् बुध्यमानं च तत्वतः । बुध्यमानं च बुद्धं च प्राहुर्योगनिदर्शनम् ॥४८॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० वसिष्ठकरालजनकसंवादे शतोपरि पंचत्रिंशोऽध्यायः ॥१३५॥

## અધ્યાય ૧૩૬ મો-વસિષ્ઠ-જનકસંવાદ-બુદ્ધાબુદ્ધ ભેદ વર્ણન.

**वसिष्ठ उवाच** ॥ अथ बुद्धमथाबुद्धमिमं गुणविधिं श्रृणु ॥

॥ आत्मानं बहुधा कृत्वा तान्येव प्रविचक्षते ॥ १ ॥

*વસિષ્ઠ કહે છે કે,—હે જનક! બુદ્ધ-પરમાત્મા અને અબુદ્ધ—જીવનું વિશેષણ—સત્વાદિ ગુણનો પ્રભાવ તું સાંભળ. બ્રાહ્મણ છતાં પણ તે સ્વપ્નમાં પોતાને રાજા માને અને પોતાને બ્રાહ્મણ માને નહિ એ પ્રભાવ ગુણનોજ છે. વળી તે, આત્માને પણ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, વિરાટ્, સૂત્ર અને અંતર્યામીરૂપે અનેક પ્રકારે દેખાડે છે એ પણ ગુણનોજ પ્રભાવ છે-અર્થાત્ આત્મા જે રૂપે થાય છે તેજ રૂપને પોતે માયાના બળથી જુએ છે. એ રીતે બુદ્ધ અને અબુદ્ધ એ બે પ્રધાનથી ભિન્ન ઠરે છે. તેમાંથી અબુદ્ધ અધિકારી નિમિત્ત શાસ્ત્ર કહેલું છે[૧]. કોઈ કહેશે કે, એમ થવાથી ભેદવાદી જય પામશે તો તેમ નથી. કેમ કે, આત્મા-પુરૂષ માયાથી વિકાર પામીને "હું કર્તા છું, હું ભોક્તા છું, હું પોતાને જાણતો નથી." એમ માને છે એટલે તે જીવ કહેવાય છે, પણ વસ્તુતઃ આત્મા તત્વથી ભિન્ન નથી. માત્ર જ્યારે તે, માયાના ગુણોને ધારણ કરે છે ત્યારે સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે અને લય કરે છે-અર્થાત્, ઉત્પત્તિ-લયરૂપ કાર્ય ગુણોના યોગથી થાય છે-આત્માથી નથી બનતું[૨]. હે રાજન્! તે (આત્મા) આ સૃષ્ટિમાં ક્રીડાના અર્થે વારંવાર વિકાર પામે છે જેથી તે ઘટાદિ અજ્ઞાન-અવ્યક્તને જાણે છે તેથી તે જીવ બુધ્યમાન કહેવાય છે[૩]. કોઇ કહેશે કે, જાણવાપણું એ સત્વનો ધર્મ છે, ચેતનનો નથી; તો-રૂપાદિમાન અને પ્રધાન પુરૂષ આદિ રૂપરહિત ભાવોને અવ્યક્ત જાણી શકતું નથી અને એટલા માટે તે જડ કહેવાય છે. અર્થાત્ પ્રત્યેક જડ પદાર્થમાં સત્વ એટલે સત્તા તો છે પણ તેનામાં જાણવાપણું નથી, માટે તે જડ છે[૪]. એ રીતે ચોવીસ તત્વનો સમુદાય જડ છે માટે તે બીજાને-પચીસમાને જાણી શકતો નથી, પણ ચિત્ (ચેતન) અને જડની ગાંઠ પડી હોય તેવો અહંકાર જે પચીસમું તત્વ છે-જેને "જીવ" કહે છે, તે ચોવીસ તત્વને જાણી શકે છે માટે તેને "બુધ્યમાન" કહે છે. એ જીવની દેહાદિ જડની સાથે ગાંઠ પડી જવાથી તે પોતાના નિર્વિકાર આત્મારૂપને પણ જાણી શકતો નથી[૫]. એ રીતે પચીસમા મહાત્માને "બુધ્યમાન" કહે છે કેમ કે, તે અવ્યક્ત તત્વો (જડ તત્વો) ને જાણી શકે છે પણ તેને તે જડ તત્વો જાણી શકતાં નથી[૬]. પણ જે નિર્મળ, અપ્રમેય અને સનાતન છવીસમું તત્વ આત્મા છે તે પચીસમા તત્વ (જીવ)ને અને ચોવીસ તત્વના સમુદાયને જાણે છે[૭]. હે મોટા તેજવાળા જનક! હે તાત! તે છવીસમું તત્વ દશ્ય અને અદશ્ય સર્વ પદાર્થોમાં સ્વભાવથીજ પરોવાયલું છે-સત્તારૂપે રહેલું છે. તે બ્રહ્મ છે અને તે સર્વ પદાર્થોને જાણે છે[૮]. જ્યારે બુધ્યમાન તત્વ અથવા જીવ પોતાને આત્માથી જૂદો-શરીરધારી જુએ છે ત્યારે તે પચીસમાને અને ચોવીસમાને જૂદાં જૂદાં દેખતો નથી, પણ એકરૂપે-જગતરૂપે દેખે છે[૯].

* હવે વસિષ્ઠ ઋષિ ભોક્તા, ભોગ્ય અને પ્રેરણા કરનાર, એવાં શ્રુતિમાં કહેલાં ત્રણ પદાર્થને અનુસરીને બુદ્ધ અને અબુદ્ધનો ભેદ બતાવે છે.

પરંતુ જ્યારે તે અવ્યાકૃત વિકાર વિનાના પોતાના બ્રહ્મસ્વરૂપ ઉપર દૃષ્ટિ કરે છે ત્યારે તે પ્રકૃતિને જીતે છે–ત્યારેજ તે બ્રહ્મસંબંધી નિર્મળ, શુદ્ધ અને ઉત્કૃષ્ટવિદ્યાને પામે છે[૧૦]. હે રાજન્ ! એ રીતે જ્યારે બુધ્યમાન જીવ પ્રકૃતિને જીતે છે ત્યારે તે બુદ્ધ એટલે આત્મા થાય છે અને પછી જેનો ઉત્પત્તિ અને પ્રલય ધર્મ છે એવી અવ્યક્ત સૃષ્ટિને તજી દે છે[૧૧]. જ્યારે એ જીવ અવ્યક્તને પોતાથી ભિન્ન ગુણવાળું અને જડ જાણે છે તથા પોતાને ગુણરહિત જાણે છે ત્યારે તે અવ્યક્તનો દૃષ્ટા થઇને કૈવલ્યપદને પામે છે[૧૨]. એવી રીતે કૈવલ્યપદને પામીને જીવ, ત્રણે ઉપાધિથી મુક્ત થાય છે અને આત્મસ્વરૂપને પામે છે. એમ તત્વને પામવું તેને "તત્વ" એટલે "અનારોપિતરૂપ" કહે છે અને બ્રહ્મનું જે રૂપ નિત્ય અપરોક્ષ છે તેને "નિસ્તત્વ" કહે છે. એ નિસ્તત્વરૂપ અજર અને અમર છે[૧૩]. (કૈવલ્યસ્વરૂપ પામ્યા પછી પણ તેને તત્વ અને બ્રહ્મને નિસ્તત્વ કહેવાનું કારણ આ પ્રમાણે છે:–) હે માનદ ! ચોવીસ તત્વનો આશ્રય કરીને રહેલું જીવસ્વરૂપ પોતાથી બીજા સર્વને પૃથક્ જાણે છે અને બ્રહ્મ કોઈ પણ તત્વનો આશ્રય કર્યા વિના રહેલું છે એટલો એ બેમાં ફેર છે. માટેજ વિદ્વાનો જીવસુદ્ધાં પચીસ તત્વ ગણે છે, માટેજ અહીં પણ તત્વ અને નિસ્તત્વ એવી બે સંજ્ઞાઓ રાખી છે. જે નિસ્તત્વ છે તે તો "अहं ब्रह्मास्मि" એ વૃત્તિને પણ છોડી દે છે. હે તાત ! એ જ્ઞાનસ્વરૂપ હોવાથી અને તત્વરહિત હોવાથી નિસ્તત્વ કહેવાય છે. બુદ્ધનું એટલે બ્રહ્મનું એ લક્ષણ છે[૧૪.૧૫]. કોઇ કહેશે કે, એ નિસ્તત્વ બ્રહ્મરૂપ થવું દુર્ઘટ છે. કેમ કે, જે નિસ્તત્વ છે તે નિરૂપાધિક છે અને "હું છવીસમો છું" એવી વૃત્તિ સોપાધિક છે, (વૃત્તિ એજ ઉપાધિ છે). માટે ઉપાધિરૂપ વૃત્તિવડે નિરૂપાધિક છવીસમા તત્વનું ગ્રહણ થવું અશક્ય છે. તેનું સમાધાન એ છે કે, જેમ "કતક" નામે ફળની રજ જળમાં નાખવાથી જળનો મેલ નીચે બેસી જાય છે અને કતકની રજ પણ નીચે બેસી જાય છે તથા કેવળ શુદ્ધ જળ રહે છે, તેમ કેવળ તદાકાર વૃત્તિના બળથીજ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે અને વૃત્તિ તથા ઉપાધિ સર્વ શમી જાય છે[૧૬]. જે પુરૂષ એ છવીસ તત્વના પ્રકાશવડે પચીસમા તત્વ આ પ્રપંચને જુએ છે તે છવીસ તત્વને જાણતો નથી. તે અબુદ્ધ પુરૂષને આ અનેક પ્રકારનો વિશ્વ પ્રપંચ નજરે પડે છે એમ સાંખ્યની શ્રુતિ પ્રતિપાદન કરે છે[૧૭]. એ છવીસમા તત્વના અનુભવની રીત એવી છે કે, જેમ સુષુપ્તિમાં અહંવૃત્તિનો લય થાય છે તેમ જ્યારે જાગ્રતમાં પણ અહંવૃત્તિનો લય થઈને બ્રહ્મની સાથે પોતાની એકતા જાણે–જુએ, તેમજ જ્યારે બુદ્ધિવડે પણ "આ હું" એમ પોતાને જાણે નહિ, ત્યારે તે છવીસમા તત્વનો અનુભવ કરે છે એમ જાણવું. તાત્પર્ય કે, સુખાદિ સંગધર્મવાળો જીવ, જ્યારે વાણી અને મનવડે અગોચર છવીસમા તત્વ સાથે સમાનતા પામે છે, ત્યારે તે નિઃસંગ થઈને પાપ–પુણ્યાદિના સ્પર્શ વિનાનો થાય છે[૧૮,૧૯]. જ્યારે વિભુ જીવ જન્મરહિત, સંગરહિત અને વિભુ એવા છવીસમા તત્વને–બ્રહ્મને પામે છે ત્યારે તે અવ્યક્તને તજી દે છે. અર્થાત્ જ્યારે તેને પોતાના સ્વરૂપનું ઓળખાણ થાય છે ત્યારે તે જડ પદાર્થના વિષેથી અહંભાવ કાઢી લે છે[૨૦]. જ્યારે છવીસમા આત્માનો પ્રબોધ થાય છે ત્યારે ચોવીસ તત્વાત્મક જડ સમુદાય રજ્જુના સર્પની પેઠે, મિથ્યા થઈ જાય છે. હે પાપરહિત રાજા ! એ પ્રમાણે મેં તને અપ્રતિબુદ્ધ એટલે જડ અથવા ક્ષર, બુધ્યમાન એટલે જીવ અથવા અક્ષર અને બુદ્ધ એટલે ઈશ્વર અથવા પરમાત્માનું સ્વરૂપ વેદ–શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તત્વથી કહ્યું. એ ચોવીસ તત્વની સાથે પચીસમા જીવનું અનેકપણું અને એકપણું શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સમજવું[૨૧,૨૨]. એટલે જેમ ઉમેડાના ફળમાં રહેલા જંતુ ઉમેડાથી ભિન્ન છે તથા

ઉમૈડામાંથીજ ઉપજેલા છે અને ઉમૈડામાંથી બહાર નીકળવાની સાથે નાશ પામે છે—અર્થાત્ ઉમૈડા વિના રહી શકતા નથી માટે તેનું ઉમૈડાની સાથે એકત્વ પણ છે, તેમજ જળમાં રહેલાં મત્સ્ય જળથી ભિન્ન છે તથા જળ વિના જીવી શકતાં નથી અને જળમાંથી ઉપજેલાં છે માટે જળરૂપ પણ છે, એજ રીતે પચીસમો જીવ ચોવીસ તત્વથી ભિન્ન થઈને એ ચોવીસ તત્વના આશ્રયથી વ્યકત થાય છે માટે તે ચોવીશ તત્વ સાથે તેનું એકત્વ પણ છે. જેમ જળ અને મત્સ્યને એકરૂપે જોવાથી કેવળ જળ માત્ર ભાસે છે, તેમ ચોવીશના સમુદાયસહિત પચીસમા તત્વને ચોવીસ તત્વરૂપે જોવાથી કેવળ ચોવીસ તત્વ ભાસે છે. જૂદા જૂદા દેહમાં રહેલો જીવ એ પ્રકારે અનેક છે તથા જ્યારે તે અનેક દેહને પોતાથી જૂદા જાણે છે ત્યારે કેવળ પોતે આત્માજ અવશિષ્ટ રહે છે. જેમ મચ્છર પોતાને ઉમૈડાથી જૂદો માને અને મત્સ્ય પોતાને જળથી જૂદો માને, તેમ જીવ પણ પોતાને ચોવીસથી જૂદો માને ત્યારે તેનું નામજ મોક્ષ કહેવાય છે. એ પ્રમાણે યોગનો મત છે. એનો સાર એ છે કે, દેહાદિ જડ સમુદાય અને જીવ એ એકજ છે, એવા જ્ઞાનનું નામ બંધ અને જડ સમુદાયથી જીવ જૂદો છે, એવા જ્ઞાનનું નામ મોક્ષ[૨૩,૨૪]. હવે સાંખ્યનો મત કહે છેઃ—પચીસ તત્વના દેહોમાં જે ચેતનસત્તા રહેલી છે તેને અજ્ઞાન અને અજ્ઞાનના વિષય મહદાદિથી મુક્ત કરવી—અર્થાત્ મહદાદિ અજ્ઞાનના વિષય અને અજ્ઞાનનો બાધ કરવાથી જે કેવળ ચેતન માત્ર અવશિષ્ટ રહે છે તે “હું છું” એવું જ્ઞાન થવાથીજ મુક્તિ થાય છે, બીજે પ્રકારે થતી નથી એ નિશ્ચય છે. એવો સાંખ્યશાસ્ત્રનો મત છે. જ્યારે ચિદાત્મા ક્ષેત્રની સાથે એકીભૂત થાય છે ત્યારે તે ક્ષેત્રના ધર્મવાળો થાય છે[૨૫,૨૬]. તેજ પ્રમાણે જ્યારે ચિદાત્મા શુદ્ધની સાથે એકીભૂત થાય છે ત્યારે તે વિશુદ્ધધર્મી થાય છે, બુદ્ધની સાથે એકીભૂત થઇને બુદ્ધિમાન થાય છે, મુક્તની સાથે મળીને વિમુક્તધર્મા થાય છે. હે પુરુષશ્રેષ્ઠ! વિયોગ ધર્મવાળાની સાથે મળીને વિમુક્તાત્મા થાય છે અને તેજ પ્રમાણે વિમોક્ષધર્મીની સાથે એકત્ર થઈને વિમોક્ષાત્મા થાય છે[૨૭,૨૮]. અપાર તેજવાળો તે ચિદાત્મા પવિત્રની સાથે એકત્ર થઈને પવિત્ર થાય છે, નિર્મળની સાથે મળીને નિર્મળ થાય છે[૨૯]. કેવળાત્માની સાથે મળીને કેવળાત્મા થાય છે અને સ્વતંત્ર ચિદાત્મા સ્વતંત્રની સાથે એકીભૂત થઇને સ્વતંત્ર થાય છે[૩૦]. હે મહારાજ! એ પ્રમાણે મેં તને યથાર્થ તત્વવાળું આ સત્ય કહ્યું છે, માટે મત્સરરહિત એવો તું સનાતન, વિશુદ્ધ, આદ્ય બ્રહ્મરૂપ અર્થનું ગ્રહણ કરીને મુક્તિ પામીશ[૩૧]. હે રાજન્! જે પુરૂષો કર્મશ્રદ્ધાવડે જડ ન થયેલા હોય તેને ત્હારે આ પરમ તત્વ આપવું યોગ્ય છે. જેઓને આ જ્ઞાનની તૃષ્ણા હોય તેઓના પ્રબોધનું કારણ આ જ્ઞાન છે તથા જેઓ પ્રણામ કરીને ઉપદેશ લેવા આવ્યા હોય તેઓને પ્રબોધ થવાને માટે આ ઉપદેશરૂપ જ્ઞાન છે[૩૨]. જે પુરૂષ અસત્યવાદી, શઠ, બાયલા, કુટિલ બુદ્ધિવાળા તથા પોતાની પંડિતાઇના જ્ઞાનવડે બીજાને પરિતાપ કરનારા હોય, તેઓને આ જ્ઞાન આપવું નહિ. ત્યારે એ જ્ઞાન કોને આપવું ? તે હું તને કહું છું તે સાંભળ[૩૩]. જે પુરૂષ શ્રદ્ધાવાળા, ગુણવાળા, બીજાને અપવાદ આપવાથી નિરંતર વિરામ પામેલા, વિશુદ્ધ યોગવાળા, પંડિત, નિરંતર ક્રિયાવાળા, ક્ષમાવાળા, સર્વનું હિત કરનારા[૩૪], વિવેકશીલ, વિધિ પ્રમાણે કર્મ આચરવામાં પ્રીતિવાળા, વિવાદ ન કરનારા, બહુશ્રુત, જ્ઞાની, કોઇનું અહિત થતું જોઈને સહન ન કરનારા, દમગુણવાળા, શમગુણવાળા અને શકિતમાન હોય તેઓને આ જ્ઞાન આપવું[૩૫]. જે પુરૂષ એ ગુણોથી રહિત હોય તેઓને આ જ્ઞાન આપવું નહિ કેમ કે, એ જ્ઞાનને પરમ “વિશુદ્ધ બ્રહ્મ” કહે છે. એવા અનધિકારી પુરૂષોને આ જ્ઞાનનો ઉપદેશ કરવાથી ઉપદેશ કરનારને પણ કલ્યાણ પ્રાપ્ત થતું નથી. જેમ અપાત્રને દાન કરવાથી દાતા પણ નરકમાં પડે છે.

તેમ અનધિકારીને જ્ઞાન આપવાથી જ્ઞાન આપનારા આચાર્યનું પણ અકલ્યાણ થાય છે[૩૬]. જો અનધિકારી ઉપર બહુ પ્રીતિ હોય તો ભલે, તેને રત્નથી ભરેલી આ સંપર્ણ પૃથ્વી આપી દેવી, પરંતુ પૂર્વોક્ત વ્રતહીન પુરૂષને આ જ્ઞાન તો નજ આપવું. હે રાજન્! આ શ્રેષ્ઠ! જ્ઞાન ત્હારે જીતેન્દ્રિય પુરૂષને અવશ્ય આપવું[૩૭]. હે કરાલ જનક! તને હવે કોઇ પ્રકારનો ભય નથી. તેં શ્રેષ્ઠ એવું બ્રહ્મજ્ઞાન આજ સાંભળ્યું છે. એ બ્રહ્મજ્ઞાન કે, જે પરમપવિત્ર, શોકની અત્યંત નિવૃત્તિ કરનાર તથા આદિ, અંત અને મધ્યરહિત છે, તે મેં તને યથાવત્ કહ્યું છે[૩૮]. વળી હે રાજન્! તે બ્રહ્મજ્ઞાન કે, જેનો થાહ (છેડો) ન લાગે તેવું, જન્મનિવર્તક, મરણનિવર્તક, વિકાર વિનાનું, ભય વિનાનું અને કલ્યાણરૂપ છે તેને જાણીને તને જો કાંઇ મોહ હોય તો આ જ્ઞાનનો તત્વાર્થ જાણીને તેને તજી દે[૩૯]. હે રાજન્! મેં આ જ્ઞાન બ્રહ્મદેવના મુખથી સાંભળ્યું છે. હે નિષ્પાપ! જે રીતે તેં મને આજે પૂછયું તથા મેં તને જે કહ્યું તે પ્રમાણે યત્નવડે ઉગ્ર ચિત્તવાળા બ્રહ્મદેવને મેં પ્રસન્ન કરીને સનાતન બ્રહ્મજ્ઞાનનો પ્રશ્ન કર્યો હતો તથા તેમણે મને કહ્યું હતું. હે રાજન્! મુમુક્ષુ પુરૂષોનું પરમ શરણરૂપ આ મહાજ્ઞાન મેં એવી રીતે બ્રહ્મદેવ પાસેથી પ્રાપ્ત કર્યું હતું[૪૦,૪૧]. ભીષ્મ કહે છે કેઃ–હે મહારાજ! જેને પામીને પુનઃ સંસારમાં આવવું પડતું નથી તે પરબ્રહ્મ તથા પચીસમું તત્વ કે, જે જીવ છે તેનું નિરૂપણ મેં મોટા ઋષિઓએ કહેલા શાસ્ત્ર પ્રમાણે ત્હારી આગળ કર્યું છે[૪૨]. જ્યારે જીવ અજરામર બ્રહ્મતત્વને યથાર્થ જાણતો નથી ત્યારે પુનઃ સંસારમાં આવૃત્તિ પામે છે, પણ જ્યારે પરમ જ્ઞાનને પ્રાપ્ત કરે છે ત્યારે તેને સંસારનો ફેરો મટી જાય છે[૪૩]. હે રાજન્! હું નારદમુનિ પાસેથી આ જ્ઞાનને પામ્યો હતો. તે કલ્યાણ કરનારૂં પરમ જ્ઞાન મેં તને યથાર્થ કહ્યું[૪૪]. એ જ્ઞાન પ્રથમ બ્રહ્મદેવ પાસેથી વસિષ્ઠે પ્રાપ્ત કર્યું હતું અને મહાત્મા વસિષ્ઠઋષિ પાસેથી નારદમુનિએ પ્રાપ્ત કર્યું હતું[૪૫]. નારદમુનિ પાસેથી એ સનાતન બ્રહ્મજ્ઞાન મેં પ્રાપ્ત કર્યું છે અને હે કૌરવેંદ્ર! મ્હારી પાસેથી પરમ પદરૂપી આ જ્ઞાન તને પ્રાપ્ત થયું છે માટે ત્હારે હવે શોક કરવો નહિ[૪૬]. હે રાજન્! જે ક્ષર અને અક્ષરનો વિવેક જાણે છે તેને ભય નથી; પણ જે જાણતો નથી તેને ભય છે[૪૭]. તે મૂઢ પુરૂષ અજ્ઞાનથી વારંવાર કલેશ પામે છે તથા પરલોક અને આલોકમાં ભટકતો ભટકતો હજારોવાર જન્મ–મરણરૂપ દુઃખને ભોગવે છે[૪૮]. વળી તે કોઇ વખત દેવયોનિ, કોઈ વખત મનુષ્યયોનિ અને કોઇ વખત તિર્યક્ (પશ્વાદિ) યોનિને પણ ભોગવે છે. તે પોતાની ઇચ્છાઓવડે, અજ્ઞાન સમુદ્રવડે કલેશ પામે છે[૪૯]. અજ્ઞાનરૂપી સમુદ્ર ઘોર, અગાધ અને અવ્યક્ત કહેવાય છે હે ભારત! તેમાં નિત્ય નિત્ય પ્રાણીઓ ડૂબે છે[૫૦]. તું એ અગાધ, અવ્યક્ત અને સનાતન એવા અજ્ઞાન સમુદ્રને તરી ગયો છે તેથી હે રાજન્! તું રજોગુણ તથા તમોગુણથી રહિત થયો છું–અર્થાત્ તું નિર્મળ અને જ્ઞાની થયો છું[૫૧].

॥ यस्मादगाधादव्यक्तादुत्तीर्णस्त्वं सनातनात् । तस्मात्त्वं विरजाश्चैव वितमस्कश्च पार्थिव ॥५१॥

इति श्रीमहा० शां० मो० ड० गु० भा० वसिष्ठकरालजनकसंवादसमाप्तौ षड्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३६ ॥

## અધ્યાય ૧૩૭ મો–વસુમાન અને ભૃગુવંશી મુનિનો સંવાદ.

भीष्म उवाच ॥ मृगयां विचरन् कश्चिद्विजने जनकात्मजः ॥

॥ वने ददर्श विप्रेंद्रमृषिं वंशधरं भृगोः ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—જનકનો "વસુમાન" નામે પુત્ર કોઇ સમયે મનુષ્યરહિત અરણ્યમાં

મૃગયા કરતો ફરતો હતો, તેણે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા ભૃગુવંશી ઋષિને જોયા[1]. વસુમાન પોતાની પાસે બેઠેલા ઋષિને જોઇને તથા પ્રણામ કરીને તેમની પાસે બેઠો અને પછી તેમની આજ્ઞા પામીને આ પ્રમાણે બોલ્યો કેઃ–હે ભગવન્ ! કામના સ્વાધીનમાં વર્તનારા પુરૂષને ક્ષણભંગુર આ દેહમાં રહ્યા છતાં આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણકારી શું છે ? તે મને કહો[2,3]. એ રીતે સત્કારપૂર્વક પ્રશ્ન કરવાથી મહાત્મા અને અત્યંત તપ કરનારા તે મુનિએ તેને કલ્યાણકારી આવું વચન કહ્યું[4]. ઋષિ કહે છે કેઃ–જો ત્હારી ઇચ્છા એમ હોય કે, આ લોકમાં તથા પરલોકમાં ત્હારા મનને જે અપ્રતિકૂળ હોય તે પ્રાપ્ત ન થાય, તો તું ઇંદ્રિયોને નિયમમાં રાખીને જે જે કર્મ પ્રાણીઓને પ્રતિકૂળ હોય તે તે કર્મ કરીશ નહિ[5]. હે તાત ! સત્પુરૂષોને ધર્મજ હિત કરનારો છે અને ધર્મજ આશ્રય આપનારો છે. હે તાત ! સચરાચર ત્રણે લોક ધર્મથીજ પ્રવૃત્ત થયા છે[6]. હે મધુર ભક્ષણને ઇચ્છનાર ! તું ઇચ્છાઓથી વિરામ કેમ પામતો નથી ? હે દુષ્ટ બુદ્ધિવાળા ! તું મધુને જુએ છે, પણ મધુપાન કર્યા પછી બેભાન થઇને પડી જવાય છે તેને કેમ જોતો નથી ?[7]. જેમ જે વસ્તુના ફળની ઇચ્છા હોય તે વસ્તુના જ્ઞાનનો પરિચય કરવાની જરૂર છે, તેમ જેને ધર્મના ફળની જરૂર હોય તેને ધર્મનો પણ પરિચય (અભ્યાસ) કરવાની જરૂર છે[8]. ધર્મની ઇચ્છાવાળા અસત્મનુષ્યને જે શુદ્ધ અને સહેલું કર્મ હશે તે પણ દુષ્કર છે, પણ જો સત્પુરૂષ ધર્મની ઇચ્છાવાળો હશે તો તેને ધર્મના અર્થે દુષ્કર કર્મ પણ સહેલું છે[9]. જે પુરૂષ વનમાં રહીને પણ ગ્રામ્ય સુખના સમાન આચરણ કરે છે તે પુરૂષને ગ્રામવાસીજ જાણવો અને જે પુરૂષ ગામમાં રહ્યા છતાં પણ વનવાસીઓના જેવાં તપ આદિ આચરણ કરે છે તેને વનવાસીજ જાણવો[10]. માટે તું માનસિક, કાયિક અને વાચિક ધર્મ ઉપર સાવધાન થઇને શ્રદ્ધા રાખ તથા નિવૃત્તિમાં ગુણ છે અને પ્રવૃત્તિમાં અવગુણ છે એવો નિશ્ચય કર[11]. સત્પુરૂષો ઉપર અસૂયા ન રાખીને, દેશ અને કાળ પ્રમાણે તેઓનો સત્કાર કરવો તથા વ્રત અને પવિત્રતા રાખીને, સત્પુરૂષો જે જે માગે, તે તે આપવું અને એ રીતે ઘણું દાન કરવું[12]. સારા પ્રકારથી જે ધન પ્રાપ્ત કર્યું હોય તે યોગ્ય પુરૂષને આપવું. દાન આપતી વખતે ક્રોધ કરવો નહિ, મનમાં પરિતાપ કરવો નહિ અને દાન આપીને કહી બતાવવું નહિ[13]. જે પુરૂષ સુજન, પવિત્ર, દમવાળો, સત્ય વચન બોલનારો, સરળ સ્વભાવવાળો, યોનિથી શુદ્ધ, શુદ્ધ કર્મ કરનારો, વેદને જાણનારો અને દ્વિજ હોય તેને પાત્ર જાણવો[14]. ( યોનિથી શુદ્ધ કહેવાનો એવો અભિપ્રાય છે કે ) જે પુરૂષને એકજ પત્ની પુત્ર ઉત્પન્ન કરવાના સ્થાનરૂપ હોય છે તે પુરૂષ યોનિશુદ્ધ કહેવાય છે. એવા યોનિશુદ્ધને પાત્ર કહેલો છે. (શુદ્ધ કર્મ કરનારો કોને જાણવો ? તે વિષે કહે છે કે), જે બ્રાહ્મણ ઋગ્વેદાધ્યાયી, યજુર્વેદાધ્યાયી કે, સામવેદાધ્યાયી થઇને પોતાના સ્નાન, સંધ્યા, જપ, યજ્ઞ, વૈશ્વદેવ અને દેવતાર્ચન એવાં છ કર્મને કરતો હોય તેને શુદ્ધ કર્મ કરનારો કહેલો છે. એ શુદ્ધ કર્મ કરનારો પાત્ર કહેવાય છે[15]. જેવું પાત્ર કે, જેવું કર્મ હોય તે પ્રમાણે દેશ–કાળના અનુસારે એક આચાર કે, જે એક પુરૂષને માટે ધર્મરૂપ થાય છે અને તેજ બીજા પુરૂષને માટે અધર્મરૂપ થાય છે. જેમ શસ્ત્રધારણ ક્ષત્રિયને માટે ધર્મરૂપ છે અને તેજ બ્રાહ્મણને માટે અધર્મરૂપ છે[16]. જેમ શરીરમાં થોડી ધૂળ ચોંટી હોય તો સહજમાં તેને શરીરથી દૂર કરી શકાય છે, તેમ થોડું પાપ થોડા યત્નથી દૂર થાય છે, પણ જેમ ઘણો કાદવ ચોંટ્યો હોય તે સહેજમાં જતો નથી, તેમ ઘણું પાપ દૂર કરવાને પણ મોટો યત્ન કરવો પડે છે[17]. જેમ શરીરમાંના વાત–પિત્તાદિ દોષ વિરેચનવડે કાઢી નાંખ્યા પછી, ઘૃત ઉત્તમ ઔષધરૂપ થાય છે–સારૂં ફળ આપે છે, તેમ જેણે પોતાના દોષને દૂર કર્યા છે તેને ધર્મ પરલોકમાં સુખ આપનારો

થાય છે[૧૮]. માટે સર્વ પ્રાણીઓનાં શુભ કે, અશુભ મનવડેજ ઉત્પન્ન થાય છે. માટે સર્વદા અશુભ સંકલ્પનો ત્યાગ કરીને શુભ સંકલ્પ કરવા કેમ કે, અશુભ સંકલ્પો શુભ સંકલ્પને બગાડે છે[૧૯]. સર્વ પુરૂષો સર્વ સ્થાનમાં સર્વ કર્મ કરે છે તે સર્વને જોઇને તેની નિંદા ન કરતાં આદર કરવો. તને સ્વધર્મ ઉપર જે પ્રીતિ છે તેજ પ્રીતિ ત્હારે સર્વ ધર્મ ઉપર કરવી. અર્થાત્ પોતાના ધર્મને વખાણીને બીજાના ધર્મની નિંદા કરવી નહિ, પણ "સર્વ પોતપોતાના ધર્મને આચરે છે" એમ જાણીને સમાધાન પામવું[૨૦]. હે ધીરજ વિનાના! તું ધીરજવાળો થા, હે દુષ્ટ બુદ્ધિવાળા! તું સારી બુદ્ધિવાળો થા, હે શાંતિ વિનાના! તું શાંત થા અને હે જ્ઞાન વિનાના! તું જ્ઞાનીના જેવું વર્તન રાખ[૨૧]. પોતાને ગમન કરનારા પોતાના તેજવડે કલ્યાણનો માર્ગ પામી શકાય છે અને તેથી કલ્યાણ થાય છે, પણ તેનું મૂળ ધૃતિ છે. અર્થાત્ ધૃતિવડે દૃઢતાથી ધર્મ આચરી શકાય છે અને તેથી પરલોકમાં કલ્યાણ પ્રાપ્ત થાય છે[૨૨]. "મહાભિષ" નામે રાજર્ષિ ધૃતિ વિનાનો હતો તેથી તે, સ્વર્ગમાંથી પણ પતન પામ્યો અને યયાતિ રાજા ધૃતિવાળો હતો તેથી તે, ક્ષીણપુણ્ય થયેલો છતાં ઉત્તમ લોકને પામ્યો[૨૩]. તપસ્વી ધર્મવાળા અને વિદ્વાનોનું સેવન કરવાથી વિશાળ બુદ્ધિ પ્રાપ્ત થશે તથા કલ્યાણ થશે[૨૪]. ભીષ્મ કહે છે કેઃ-ઉત્તમ સ્વભાવવાળા જનકના પુત્રે મુનિનું ઉપર્યુક્ત વચન સાંભળીને મનને કામથી નિવૃત્ત કર્યું અને બુદ્ધિને ધર્મના વિષે સ્થિર કરી[૨૫].

॥ स तु स्वभावसंपन्नस्तच्छ्रुत्वा मुनिभाषितम् । विनिवर्त्य मनः कामाद्धर्मे बुद्धिं चकार ह ॥२५॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० जनकानुशासने शतोपरि सप्तत्रिंशोऽध्यायः ॥१३७॥

## અધ્યાય ૧૩૮ મો-યાજ્ઞવલ્કય અને જનકનો સંવાદ-ચોવિસ તત્ત્વો.

युधिष्ठिर उवाच ॥ धर्माधर्मविमुक्तं यद्विमुक्तं सर्वसंशयात् ॥
॥ जन्ममृत्युविमुक्तं च विमुक्तं पुण्यपापयोः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ! જે અક્ષર બ્રહ્મ ધર્મ અને અધર્મથી મુક્ત છે, જે સર્વ સંશયથી મુક્ત છે, જે જન્મ અને મૃત્યુથી મુકત છે, જે પાપ અને પુણ્યથી પણ મુક્ત છે[૧]. જે કલ્યાણસ્વરૂપ છે, જે નિરંતર ભયરહિત છે, જે અવિનાશી છે, જે પવિત્ર છે, જે નિત્ય છે અને જેને પ્રાપ્ત કરવાને શ્રમ કરવો પડતો નથી, તે અક્ષર બ્રહ્મના વિષે મને કહેવું યોગ્ય છે[૨]. ભીષ્મ કહે છે કેઃ-હે ભારત! આ વિષે હું તને યાજ્ઞવલ્કય અને જનકના પુરાતન ઇતિહાસનું દૃષ્ટાંત આપું છું[૩]. એક સમયે મોટા યશવાળા "દેવરાત" જનકે પ્રશ્નને જાણનારાઓમાં શ્રેષ્ઠ ઉત્તમ મુનિ યાજ્ઞવલ્કયને પ્રશ્ન પૂછયો[૪]. જનક કહે છે કે,–હે વિપ્રર્ષિ! ઇન્દ્રિયો કેટલી છે? પ્રકૃતિઓ કેટલી છે? અવ્યક્ત એટલે કારણ બ્રહ્મ શું છે? પરબ્રહ્મ શું છે? તેથી પર નિર્ગુણ બ્રહ્મ શું છે?[૫]. જગતની ઉત્પત્તિ કેવા પ્રકારે થાય છે? તેનો નાશ કેવા પ્રકારે થાય છે? કાળની સંખ્યા કેટલી છે? હે વિપ્રેંદ્ર! અમે તમારા અનુગ્રહની ઇચ્છા રાખનારા છીએ માટે તમારે તે સર્વ કહેવું યોગ્ય છે[૬]. હું અજ્ઞાન છું માટે પૂછું છું અને તમે જ્ઞાનના સમુદ્ર છો, માટે હું એ સર્વ સાંભળવાને ઇચ્છું છું[૭] યાજ્ઞવલ્કય કહે છે કે,–હે રાજન્! તું મને જે પૂછે છે તે વિષે તને કહું છું તે સાંભળ. યોગનું સર્વોત્તમ જ્ઞાન અને વિશેષે કરીને સાંખ્યશાસ્ત્રનું જ્ઞાન, એમાંથી કાંઈ પણ તને અજ્ઞાત નથી તથાપિ તું મ્હારો અભિપ્રાય જાણવાને મને પૂછે છે. તો "કોઈ પૂછે ત્યારે તો કહેવુંજ" એવો સનાતન ધર્મ છે માટે હું તને કહું છું[૮-૯]. પ્રકૃતિઓ આઠ છે અને વિકૃતિઓ સોળ

છે. તેમાંથી અધ્યાત્મને ચિંત્વન કરનારા પુરૂષોએ આઠ પ્રકૃતિઓ આ પ્રમાણે કહેલી છે[10]. અવ્યક્ત, મહત્તત્વ, અહંકાર, પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ[11]. એ આઠ પ્રકૃતિઓ કહેવાય છે. હવે વિકૃતિઓ અથવા તેના વિકાર કહું તે સાંભળ. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા, ઘ્રાણ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વાણી, હાથ, પગ, ગુદા, મેઢ્ર (લિંગ), એ પંદર તથા સોળમું મન. એ સોળ વિકાર છે[12-13]. હે રાજેંદ્ર ! પાંચ મહાભૂતોમાં શબ્દાદિ દશ વિશેષ છે. હે મૈથિલ ! એમાંથી બુદ્ધીંદ્રિયો સવિશેષ છે–અર્થાત્ શ્રોત્રાદિ વિશેષ નથી[14]. અધ્યાત્મ શાસ્ત્રનો વિચાર કરનારા પુરૂષો મનને સોળમું કહે છે તેમ તું અને તત્વજ્ઞાનમાં પ્રવીણ અન્ય પુરૂષો પણ તેને સોળમું તત્વ કહે છે. કેમ કે, તે અનુભવવામાં આવે છે[15]. હે રાજન્ ! અવ્યક્તથી મહાન્ આત્મા (મહત્તત્વ) ઉત્પન્ન થાય છે. પંડિતો તે ઉત્પત્તિને “પ્રાધાનિક” નામે પ્રથમ સર્ગ (સૃષ્ટિ) કહે છે[16]. મહત્તત્વથી અહંકાર ઉપજ્યો છે, હે નરાધિપ ! તેને “બુદ્ધ્યાત્મક” બીજો સર્ગ કહે છે[17]. અહંકારથી ભૂતગણાત્મક મન ઉત્પન્ન થયેલું છે, તેને “અહંકારિક” નામે ત્રીજો સર્ગ કહે છે[18]. મનથી મહાભૂત ઉત્પન્ન થયાં છે, હે રાજન્ ! તે ચોથા સર્ગને “માનસસર્ગ” કહે છે[19]. મહાભુતથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ઉત્પન્ન થાય છે, ભૂતવિદ્યાને જાણનારા પુરૂષો તેને “ભૌતિક” નામે પાંચમો સર્ગ કહે છે[20]. શબ્દાદિથી અનુક્રમે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા અને ઘ્રાણ, એ ઇન્દ્રિય ઉત્પન્ન થયાં છે, તેને “બહુચિત્તાત્મક” (માનસ) નામે છઠ્ઠો સર્ગ કહે છે[21]. શ્રોત્રાદિ ઇન્દ્રિયોથી વાક્ આદિ બીજી ઇન્દ્રિયોનો સમુદાય ઉત્પન્ન થાય છે. હે રાજન્ ! તેને “ઐંદ્રિયક” નામે સાતમો સર્ગ કહે છે[22]. હે નરેશ્વર ! વાગાદિ ઇન્દ્રિયોથી ઉંચે ગમન કરનારો પ્રાણ વાયુનો પ્રવાહ ઉત્પન્ન થાય છે[23]. તેમજ તિર્યક્ ગમન કરનાર ઉદાન, સમાન અને વ્યાન વાયુનો પ્રવાહ ઉત્પન્ન થાય છે તથા અધોગમન કરનાર અપાન વાયુનો પ્રવાહ ઉત્પન્ન થાય છે, પંડિતો તેને “આર્જવક” નામે નવમો સર્ગ કહે છે[24]. હે રાજન્ ! એ નવ સર્ગ અને ચોવીશ તત્વ વેદમાં કહ્યા પ્રમાણે મેં તને કહેલાં છે–અર્થાત્ અવ્યક્ત, મહત્, અહંકાર, મન, પાંચ ભૂત, પાંચ શબ્દાદિ વિષય, પાંચ જ્ઞાનેંદ્રિય અને પાંચ કર્મેંદ્રિય, એ ચોવીસ તત્વ છે. પાંચ પ્રાણનો ઇન્દ્રિયોમાં સમાવેશ હોવાથી તેને જૂદાં તત્વ ગણ્યાં નથી[25]. હે મહારાજ ! હવે મહાત્મા પુરૂષોએ એ ગુણસર્ગના કાળની સંખ્યા જે કહેલી છે તે હું તને કહું છું તે સાંભળ[26].

॥ अत ऊर्ध्वं महाराज गुणस्यैतस्य तत्वतः । महात्मभिरनुप्रोक्तां कालसंख्यां निबोध मे ॥२६॥

इति श्रीमहा० शां० मो० उ० गु० मा० याज्ञवल्क्यदेवरातजनकसंवादे नातोपारे अष्टत्रिंशोऽध्यायः ॥ १३८ ॥

## અધ્યાય ૧૩૯ મો–યાજ્ઞવલ્કય–જનકસંવાદ–સૃષ્ટિઉત્પત્તિ.

याज्ञवल्क्य उवाच ॥ अव्यक्तस्य नरश्रेष्ठकालसंख्यां निबोध मे ॥
॥ पंचकल्पसहस्राणि द्विगुणान्यहरुच्यते ॥ १ ॥

યાજ્ઞવલ્કય કહે છે કેઃ–હે નરશ્રેષ્ઠ ! હું તને અવ્યક્તની કાળસંખ્યા કહું તે તુ મ્હારાથી સાંભળ. પાંચ હજાર કલ્પને બમણા કરતાં જે થાય તે, (એટલે દશ હજાર કલ્પનો) અવ્યક્તનો એક દિવસ થાય છે[1]. હે રાજન્ ! જેટલો તેનો દિવસ છે તેટલીજ તેની રાત્રિ છે. તે જ્યારે જાગ્રત થાય છે ત્યારે તે પ્રથમ સર્વ પ્રાણીઓના જીવનરૂપ ઔષધીઓને સરજે છે[2]. પછી અવ્યક્ત મનોદ્વારા હિરણ્યના અંડમાંથી બ્રહ્માને ઉત્પન્ન કરે છે. તે બ્રહ્મા સર્વ ભૂત માત્રની મૂર્તિ છે એમ અમે સાંભળ્યું છે[3]. બ્રહ્મા એક સંવત્સરપર્યંત તે અંડમાં રહીને,

પછી તેમાંથી બહાર નીકળે છે. તે અંડના ફૂટવાથી તેના ઉપરના ભાગનું ઉપરનું બ્રહ્માંડ (સ્વર્ગ) અને નીચેના ભાગનું નીચેનું બ્રહ્માંડ (પૃથ્વી) થાય છે તથા પ્રજાપતિ તેને ધારણ કરે છે. (બ્રહ્માંડ એટલે વાસનામય અંડ સમજવું)[४]. હે રાજન્! વેદમાં જેને "દ્યાવા-પૃથિવી" અથવા "પૃથ્વી અને સ્વર્ગ" કહે છે તે એ બન્નેને સમજવાં અને તે બન્નેની મધ્યે ભગવાન પ્રજાપતિ આકાશને સરજે છે. (એ પ્રજાપતિ એ મહાન્ છે)[૫]. તે મહત્તત્વના સર્ગની કાળસંખ્યા પણ વેદ અને વેદાંગમાં પારંગત મહાત્માઓએ કહેલી છે. તે એવી કે, સાડાસાત હજાર કલ્પનો એક દિવસ છે[૬]. અને અધ્યાત્મશાસ્ત્રનો વિચાર કરનારા ઋષિયોએ તેટલીજ રાત્રિ કહેલી છે. હવે એ પ્રજાપતિઋષિ (મહત્) દિવ્યાત્મક ભૂત-અહંકારને સરજે છે[૭]. તથા તે મહાઋષિ મહાભૂતરૂપ ઉપાદાન કારણથી ચાર ઉત્તમ પુત્રોને પણ સરજે છે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, એ ચાર પુત્રો છે. એ ચાર પુત્રો પિતૃઓના પણ પિતૃઓ છે, એમ સાંભળ્યું છે-અર્થાત્ મહાભૂતોની કલ્પના પણ મન આદિથીજ છે[૮]. મહાભૂતરૂપી પિતૃઓના ઇન્દ્રયાદિ દેવો પુત્ર છે. તે ઇન્દ્રિય અને ભૂત આદિ દેવોવડે ચૌદ લોક વ્યાપ્ત છે. હે નરશ્રેષ્ઠ! અમે એવું સાંભળ્યું છે કે, સ્થાવર-જંગમ સર્વલોક એ દેવોથી વીંટાયલા છે[૯]. અહંકારરૂપ પરમેષ્ઠી (બ્રહ્મા) ભૂતોને પાંચ પ્રકારે સરજે છે. તે પાંચ ભૂતનાં નામઃ-પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ[૧૦]. એ ત્રીજા સર્ગની રાત્રિ પાંચ હજાર કલ્પની છે તથા તેટલોજ તેનો દિવસ છે[૧૧]. હે રાજેન્દ્ર! એ પાંચ મહાભૂતોમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિશેષ કહેવાય છે[૧૨]. હે પાર્થિવ! સર્વ ભૂત એ પાંચ વિશેષવડે વ્યાપ્ત થઇને નિત્ય નિત્ય એક બીજાની સ્પૃહા રાખે છે, એક બીજાના હિતમાં પ્રીતિવાળા થાય છે[૧૩]. એક બીજાનું ઉલ્લંઘન કરે છે, એક બીજાની સ્પર્ધા કરે છે, એક બીજાનો વધ કરે છે અને જેઓનું શીલ હરણ કરવાનું છે એવા રૂપાદિ નિર્વિકાર ગુણોવડે તિર્યક્યોનિમાં જન્મ લઇને આને આજ બ્રહ્માંડમાં ભટકે છે. એ સર્ગનો કાળ ત્રણહજાર કલ્પનો છે. એટલે હે રાજન્! એ ત્રીજા અહંકારિક અથવા મનની ઉત્પત્તિના સર્ગનો દિવસ ત્રણહજાર કલ્પનો છે તથા તેની રાત્રિ પણ તેટલીજ છે. ઇન્દ્રિયો પોતાનું કાર્ય ન કરે તથાપિ મન ગતિ કરી શકે છે[૧૪-૧૬]. અને ઈન્દ્રિયો જોતી નથી તથાપિ મન જુએ છે. એ રીતે ઇન્દ્રિયો કરતાં મનની શક્તિ વિશેષ છે. જેમ નેત્ર રૂપને જુએ છે પણ તે મનના બળવડેજ જુએ છે. નેત્ર કાંઈ પોતાની સત્તાથી રૂપને જોઇ શકતું નથી[૧૭]. જો મન વ્યાકુળ હોય તો નેત્ર ખૂલ્લાં છતાં કાંઇ દેખી શકાતું નથી. તેજ પ્રમાણે "ઈન્દ્રિયો જુએ છે" એમ કહેવામાં આવે છે[૧૮]. પણ ઇન્દ્રિયો કાંઈ જોતી (જ્ઞાન કરતી) નથી પણ મનજ જુએ છે (જાણે છે)[૧૯]. હે રાજન્! જો મન વિરામ પામે તો ઇન્દ્રિયો પણ એની મેળેજ વિરામ પામે, માટે મનનો વિરામ તેજ ઇન્દ્રિયોનો વિરામ છે એમ જાણવું. એ પ્રમાણે મનજ મુખ્ય મુખ્ય ઇન્દ્રિયોને સામર્થ્ય આપે છે[૨૦]. માટે સર્વ ઇન્દ્રિયોનું સ્વામી મન કહેવાય છે. એ મોટા યશવાળું મન સર્વ પ્રાણીઓના વિષે પ્રવેશ કરે છે[૨૧].

॥ इंद्रियाणां तु सर्वेषामीश्वरं मन उच्यते । एतद्विशति भूतानि सर्वाणीह महायशाः ॥२१॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० याज्ञवल्क्यजनकसंवादे शतोपरि ऊनचत्वारिंशोऽध्यायः ॥ १३९ ॥

---

## અધ્યાય ૧૪૦ મો–યાજ્ઞવલ્કય–જનકસંવાદ–સૃષ્ટિ–પ્રલયવર્ણન.

याज्ञवल्क्य उवाच ॥ तत्वानां सर्वसंख्या च कालसंख्या तथैव च ॥
॥ मया प्रोक्तानुपूर्व्येण संहारमपि मे शृणु ॥ १ ॥

યાજ્ઞવલ્કય કહે છે કેઃ—એ પ્રમાણે મેં તને સર્વ તત્વોની સંખ્યા તથા સર્ગના કાળની સંખ્યા અનુક્રમે કહી. હવે તેના સંહારને પણ સાંભળ[1]. આદિ અને અંતરહિત, નિત્ય અને અક્ષર એવા બ્રહ્મદેવ જેવી રીતે પ્રાણીઓનો સંહાર કરે છે તથા વારંવાર સરજે છે તે હું તને કહું છું[2]. જ્યારે દિવસનો ક્ષય થાય છે ત્યારે ક્ષયકાળને જાણીને રાત્રિમાં શયન કરવાની ઇચ્છાવાળા ભગવાન અવ્યકત અહંકારને અથવા અહંકારયુકત પુરૂષ (રૂદ્ર) ને પ્રેરણા કરે છે[3]. હે રાજન્! તે સમયે એક લક્ષ કિરણવાળો પ્રજ્વલિત અગ્નિ સરખો સૂર્ય (રૂદ્ર) અવ્યકતથી પ્રેરાઈને પોતાના તેજવડે ચાર પ્રકારના જીવોને દહન કરે છે[4]. તે ચાર પ્રકારના જીવોનાં નામ આ પ્રમાણે છે–જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ[5]. એકવાર નેત્ર મીંચીને ઉઘાડીએ તેટલીવારમાં સઘળું સ્થાવર–જંગમ બળીને ભસ્મ થઈ જાય છે અને પૃથ્વી કાચબાની પીઠ જેવી બની રહે છે. અમાપ બળવાળો સૂર્ય એ રીતે જગતને બાળીને પછી રહેલી પૃથ્વીને બળવાન જળવડે સર્વ બાજૂથી ડૂબાવી દે છે[6,7]. પછી કાળાગ્નિ ઉત્પન્ન થાય છે તેથી જળ લય પામે છે. હે રાજેંદ્ર! એ રીતે જળનો લય થવાથી કેવળ મહાન્ અગ્નિ પ્રજ્વળે છે[8]. પછી અતિ બળવાન અને સર્વે પ્રાણીઓના તેજરૂપ પ્રજ્વલિત સાત જ્વાળાઓવાળા મહા અગ્નિને અપ્રમેય તથા અષ્ટાત્મા બળવાન વાયુ મોટા પ્રવાહથી વાઇને તિર્યક્, ઉર્ધ્વ અને નીચે સર્વત્ર ફરતો ફરતો ઉતાવળે ભક્ષણ કરે છે–અર્થાત્ વાયુ અગ્નિનો લય કરે છે[9,10]. સર્વથી અધિક બળવાળા ભયાનક વાયુને આકાશ ગળી જાય છે. શબ્દ કરતા આકાશને પણ સર્વ પ્રકારે મન ગળી જાય છે[11]. મનને પણ ભૂતાત્મા અહંકાર પ્રજાપતિ ગળી જાય છે. ભૂત, વર્તમાન અને ભવિષ્યને જાણનારો મહાનાત્મા (મહત્તત્વ) મનને પણ ગળી જાય છે[12]. તેને પણ ઉપમારહિત, વિશ્વરૂપ, અણિમા–લઘિમાદિ સિદ્ધિઓની પ્રાપ્તિવાળા, નિર્વિકાર અને જ્યોતિઃસ્વરૂપ પ્રજાપતિ ઈશ્વર ગળી જાય છે–અર્થાત્ મહત્તત્વનો ઈશ્વરના વિષે લય થાય છે[13]. તે ઇશ્વરનું સ્વરૂપ આ પ્રમાણે છે; તેના હસ્ત–ચરણ સર્વત્ર છે, તેનાં નેત્ર, મસ્તક અને મુખ પણ સર્વત્ર છે, તેના કાન સર્વ દિશાએ છે અને તે સર્વને વીંટીને રહેલો છે[14]. તે ઇશ્વરનું સ્વરૂપ સર્વ પ્રાણીઓનું હૃદય છે, તે અંગુઠાના પર્વ જેટલો છે–અર્થાત તે ઇશ્વર "બુદ્ધિ ઉપાધિના કારણથી અંગુષ્ઠપર્વમાત્ર છે" એમ કહેલું છે. એવો સમષ્ટિ આત્મા અનંત ઇશ્વર વિશ્વને પોતાના વિષે લીન કરે છે. જ્યારે એ મહાન્ આત્માનો પણ લય થાય છે ત્યારે ભૂત, વર્તમાન અને ભવિષ્યનું ઉત્પન્ન કરનારૂં માયાદોષવાળું તત્વ તથા સર્વ કાંઈ અક્ષય, અવિનાશ, છિદ્રરહિત (સઘન) અથવા પરિણામરહિત અને માયાદોષરહિત થાય છે[15,16]. હે રાજેંદ્ર! એ રીતે મેં તને સૃષ્ટિના લયનો પ્રકાર જેવો થાય છે તેવો કહી બતાવ્યો. હવે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવના વિષે સાંભળ[17].

॥ एषोऽप्ययस्ते राजेंद्र यथावत्समुदाहृतः । अध्यात्ममधिभूतं च अधिदैवं च श्रूयताम् ॥१७॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० याज्ञवल्क्यजनकसं० शतोपरि चत्वारिंशोऽध्यायः ॥१४०॥

## અધ્યાય ૧૪૧ મો-યાજ્ઞવલ્કય-જનક સંવાદ-અધ્યાત્માદિભેદ કથન.

**या .वल्क्य उवाच ॥** पादावध्यात्ममित्याहुर्ब्राह्मणास्तत्त्वदर्शिनः ॥
॥ गंतव्यमधिभूतं च विष्णुस्तत्राधिदैवतम् ॥ १ ॥

યાજ્ઞવલ્કય કહે છે કેઃ-તત્વને જાણનારા બ્રાહ્મણો બન્ને ચરણને અધ્યાત્મ કહે છે, ગમન-ક્રિયાને અધિભૂત કહે છે અને વિષ્ણુને અધિદૈવ કહે છે[1]. યથાર્થતત્વને જાણનારા મુનિઓ ગુદાને અધ્યાત્મ કહે છે, વિસર્ગ (બહાર કાઢી નાખવું તે) ને અધિભૂત કહે છે અને મિત્ર દેવને અધિદૈવત કહે છે[2]. યોગશાસ્ત્રને યથાર્થ જાણનારા મુનિઓ ઉપસ્થને અધ્યાત્મ કહે છે, આનંદને અધિભૂત કહે છે અને પ્રજાપતિને અધિદૈવ કહે છે[3]. સાંખ્યશાસ્ત્રને યથાર્થ જાણવાવાળા મહર્ષિઓ બન્ને હાથને અધ્યાત્મ કહે છે, કર્ત્તવ્યને અધિભૂત કહે છે અને ઈંદ્રને અધિદૈવ કહે છે[4]. વેદને યથાર્થ જાણનારા આચાર્યો વાણીને અધ્યાત્મ કહે છે, બોલવારૂપ કર્મને અધિભૂત કહે છે અને અગ્નિને અધિદૈવ કહે છે[5]. વેદને યથાર્થ જાણવાવાળા ઋષિઓ ચક્ષુને અધ્યાત્મ, રૂપને અધિભૂત અને સૂર્યને અધિદૈવ કહે છે[6]. વેદને યથાર્થ જાણનારા પુરૂષો શ્રોત્રને અધ્યાત્મ, શબ્દને અધિભૂત અને દિશાઓને અધિદૈવ કહે છે[7]. શ્રુતિને યથાવત્ જાણનારા પુરૂષો જીહ્વાને અધ્યાત્મ, રસને અધિભૂત અને જળને અધિદૈવ કહે છે[8]. શ્રુતિને યથાવત્ જાણનારા પુરૂષો ઘ્રાણને અધ્યાત્મ, ગંધને અધિભૂત અને પૃથ્વીને અધિદૈવ કહે છે[9]. તત્વબુદ્ધિમાં પ્રવીણ થયેલા પુરૂષો ત્વચાને અધ્યાત્મ, સ્પર્શને અધિભૂત અને પવનને અધિદૈવ કહે છે[10]. શાસ્ત્રમાં યથાવત્ કુશળ પુરૂષો મનને અધ્યાત્મ, માનવારૂપ કર્મને અધિભૂત અને ચંદ્રમાને અધિદૈવ કહે છે[11]. તત્વવેત્તા પુરૂષો અહંકારને અધ્યાત્મ, અભિમાનને અધિભૂત અને બુદ્ધિને અધિદૈવ કહે છે[12]. યથાવત્ વિચાર કરનારા પુરૂષો, બુદ્ધિને અધ્યાત્મ, જાણવારૂપ કર્મને અધિભૂત અને ક્ષેત્રજ્ઞને અધિદૈવ કહે છે[13]. હે રાજન્! એ રીતે સૃષ્ટિના આદિકાળમાં, મધ્યકાળમાં અને અંતકાળમાં પરમાત્માની જે વિભૂતિ રહેલી છે તે મેં તને વ્યક્તિપૂર્વક તત્વથી કહી બતાવી છે[14]. હે મહારાજ! પ્રકૃતિ પોતાની ઇચ્છાવડે સ્વતંત્રપણે ગુણોમાં ક્રીડાના અર્થે સેંકડો અને હજારો પ્રકારે વિકાર કરે છે[15]. જેમ મનુષ્યો એક દીપકથી હજારો દીપકને પ્રકટાવે છે, તેમ પ્રકૃતિ પણ પુરૂષના ગુણોને ઘણે પ્રકારે વિકારયુક્ત કરે છે[16]. જેમ પ્રકૃતિ એકજ સત્વગુણમાંથી આ પ્રમાણે ભિન્ન ભિન્ન ગુણોને ઉત્પન્ન કરે છેઃ-ધીરજ, આનંદ, ઐશ્વર્ય, પ્રીતિ, પ્રકાશપણું, સુખ, શુદ્ધિ, આરોગ્ય, સંતોષ, શ્રદ્ધાળુપણું[17]. અદીનતા, અક્રોધ, ક્ષમા ધારણ કરી રહેવાનો ગુણ (ધૃતિ), અહિંસાપણું, સમતા (સમાનપણું), સત્ય, આનૃણ્ય (દેવામાંથી મુક્ત થવાપણું), કોમળતા, લજ્જા, દઢતા[18]. પવિત્રતા, સરળતા, આચાર, અલૌલ્ય (લલુતા નહિ હોવાનો ગુણ), હૃદયમાં ગભરાટ ન હોવાનો ગુણ, ઈષ્ટ કે, અનિષ્ટ વસ્તુનો વિયોગ થવાથી તે સંબંધી કથન ન કરવાનો ગુણ, કરેલા કર્મને કહી ન બતાવવાનો ગુણ[19], દાન કરીને "મેં કર્યું" એમ ન માનવાનો ગુણ, અસ્પૃહત્વ, પરોપકાર અને સર્વ પ્રાણીઓ ઉપર દયા, એટલા ગુણ સત્વના છે[20]. રજોગુણમાંથી પ્રકૃતિ જે વિકારને ઉત્પન્ન કરે છે તેને રજોગુણનો સમુદાય કહે છે. તે સમુદાય આ પ્રમાણે છેઃ-રૂપ અને ઐશ્વર્ય આદિનું ગ્રહણ કરવામાં અત્યાગીપણું, અકારૂણ્ય, સુખ-દુઃખનું સેવન[21]. બીજાને અપવાદ આપવામાં પ્રીતિ, વિવાદ કરવો, અહંકાર, સત્કાર ન કરવાનો ગુણ, ચિંતા, વૈર કરવાની ટેવ[22], પરિતાપ, બીજાનું હરણ કરી લાવવું, લજ્જાનો નાશ, કુટિલતા, ભય ઉત્પન્ન કરવાપણું, કઠોરતા, કામ, ક્રોધ, મદ[23], ગર્વ, દ્વેષ અને નિંદા

એટલા રાજસ ગુણો છે. હવે હું તને તમોગુણનો સમુદાય કહું છું તે તું સાંભળ[24]. મોહ, અજ્ઞાન (અપ્રકાશ), તામિસ્ર (ક્રોધ), અંધતામિસ્ર (મરણ)[25]. વળી તમોગુણનાં બીજાં પણ લક્ષણ એવાં છે કે, ભક્ષણાદિ ઉપર અભિરૂચિ, ખાતાં ખાતાં તૃપ્ત ન થવાનો ગુણ, પીવામાં પણ અતૃપ્તપણું[26], સુગંધી પદાર્થ, વસ્ત્ર, વિહાર, શયન, આસન, દિવસે નિદ્રા, બહુ બોલવું, પ્રમાદ, એ સર્વમાં પ્રીતિ[27]. નૃત્ય, વાદિત્ર અને ગીતના વિષે અજ્ઞાનપણાથી શ્રદ્ધાળુપણું અને ધર્મના પ્રકારો ઉપર દ્વેષ, એટલા તામસ ગુણો છે[28].

॥ नृत्यवादित्रगीतानां अज्ञानाच्छ्रद्दधानता । द्वेषो धर्मविशेषाणामेते वै तामसा गुणाः ॥२८॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० याज्ञवल्क्यजनकसंवादे शतोपरि एकचत्वारिंशोऽध्यायः १४१**

## અધ્યાય ૧૪૨ મો–યાજ્ઞવલ્કય–જનકસંવાદ–ગુણત્રય વિવેચન.

**या .वल्क्य उवाच** ॥ एते प्रधानस्य गुणास्त्रयः पुरुषसत्तम ॥

॥ कृत्स्नस्य चैव जगतः तिष्ठंत्यनपगाः सदा ॥ १ ॥

યાજ્ઞવલ્કય કહે છે કે:–હે પુરૂષશ્રેષ્ઠ ! એ ત્રણ ગુણો પ્રધાનના છે તથા તેજ ગુણો સમગ્ર જગતમાં નિશ્ચય રહેલા છે[1]. અવ્યક્તરૂપી ભગવાન સો પ્રકારે અને હજાર પ્રકારે થાય છે. તે વળી પુનઃ સો પ્રકારે અને હજાર પ્રકારે થાય છે. પુનઃ પણ સો પ્રકારે અને હજાર પ્રકારે થાય છે[2]. એ રીતે જે પોતાની મેળે અંતરાત્માને કોટિ પ્રકારે કરે છે. ગુણોના એવા કરોડો વિકારોમાંથી સાત્વિકનું ઉત્તમ સ્થાન છે, રાજસનું મધ્યમ સ્થાન છે, અને તામસનું અધમ સ્થાન છે, એ પ્રકારે અધ્યાત્મનો વિચાર કરનારા કહે છે. મનુષ્ય કેવળ પુણ્યવડે ઉર્ધ્વગતિ ( ઉત્તમ ગતિ ) ને પામે છે[3-4]. પાપ અને પુણ્યવડે મધ્યમ અથવા મનુષ્યની ગતિને પામે છે અને કેવળ પાપવડે અધમગતિને પામે છે[5]. સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોમાંથી બે બે ગુણો મળીને દ્વંદ્વ થાય છે તથા ત્રણે મળીને સન્નિપાત થાય છે, તે હું તને કહું છું: સાંભળ. અવ્યકત પુરૂષ સત્વગુણવાળો થઇને રજોગુણવાળો જોવામાં આવે છે, રજોગુણમાં તમોગુણ દેખાય છે[6]. તમોગુણમાં સત્વગુણ દેખાય છે અને વખતે કેવળ સત્વગુણયુકતજ દેખાય છે. જ્યારે અવ્યકત પુરૂષ સત્વગુણયુકત હોય છે ત્યારે દેવલોકને પામે છે[7]. જ્યારે રજોગુણ અને સત્વગુણયુકત હોય છે ત્યારે મનુષ્યલોકને પામે છે, તેમજ જ્યારે રજો અને તમોગુણયુક્ત હોય છે ત્યારે તિર્યક્‌યોનિ ( પશુ, પક્ષી આદિની યોનિ )માં ઉપજે છે[8]. વળી તે રાજસ, તામસ અને સાત્વિક ગુણોથી યુક્ત થઇને મનુષ્યભાવને પણ પામે છે. જ્યારે ત્રણે ગુણોથી રહિત થાય છે ત્યારે પુણ્ય અને પાપથી રહિત મહાત્માઓના સ્થાનને પામે છે[9]. એ સ્થાન શાશ્વત, નિર્વિકાર, અક્ષય, અમૃત, શ્રેષ્ઠ, પરિણામરહિત, પતન ન પામે એવું, અતીંદ્રિય, બીજરહિત તથા જન્મ, મૃત્યુ અને અજ્ઞાનનો નાશ કરનારૂં છે. જ્ઞાની પુરૂષોની તે સ્થાનમાં ઉત્પત્તિ થાય છે[10]. હે રાજન્ ! અવ્યક્ત બ્રહ્મના વિષે જે સ્થાન રહેલું છે, અર્થાત્ અવ્યક્તદ્વારા જે સ્થાનની પ્રાપ્તિ થાય છે, એ વિષે તેં મને પૂછેલું હતું તે સ્થાન એ છે. એ આત્મા પુરૂષ પ્રકૃતિને ધારણ કરે છે ત્યારે "તે પ્રકૃતિમાં રહેલો છે" એમ કહેવાય છે[11]. હે રાજન્ ! પ્રકૃતિને જડ માનેલી છે, પરંતુ તેમાં જ્યારે આત્મા પુરૂષ અધિષ્ઠિત થાય છે ત્યારે તે જગતને સરજે છે અને સંહાર પણ કરે છે[12]. જનક કહે છે કે:–હે મહામતે ! પ્રકૃતિ અને પુરૂષ બન્ને આદિ તથા અંતરહિત છે, બન્ને મૂર્તિરહિત છે, બન્ને અસ્ખલિત સ્વભાવવાળાં છે[13]. અને હે ઋષિઓમાં વ્યાઘ્ર જેવા ! તે બન્ને અગ્રાહ્ય છે.

એમ છે ત્યારે તેમાંથી તમે એકને ક્ષેત્રજ્ઞ ચેતન કહ્યો તથા બીજાને અચેતન કહ્યો તેનું શું કારણ છે?[૧૪]. હે વિપ્રશ્રેષ્ઠ! તમે સમગ્ર મોક્ષધર્મને જાણો છો માટે હું તમારી પાસેથી સમગ્ર મોક્ષધર્મને તત્વથી જાણવાને ઈચ્છું છું[૧૫]. જેમ અગ્નિની પ્રકૃતિ ઉષ્ણતા છે, તેમ પુરૂષની પ્રકૃતિ હોય તો, એક જડ અને એક ચેતન એમ થઇ શકે નહિ; તેમજ પ્રકૃતિના નાશની સાથે પુરૂષનો પણ નાશ થાય. વળી પ્રકૃતિ છતાં પુરૂષનું કેવળત્વ કેમ સંભવે? આત્મા અને મનની પેઠે તેમનો સંયોગ કહેશો તો પુરૂષ અને પ્રકૃતિ કે, જે નિરવયવ છે તેમનો સંયોગ પણ કેમ સંભવે? પ્રકૃતિને મિથ્યા કહેશો તો, તે પ્રત્યક્ષ પ્રમાણુથી વિરૂદ્ધ છે માટે એ વિષે મને સમાધાન કહો. વળી દેહના વિષે જે જે દેવતા રહેલા હોય તે પણ મને કહો[૧૬]. વળી પ્રાણી મૃત્યુ પામ્યા પછી, જે સ્થાનમાં રહે છે તે તથા કાળે કરીને જે સ્થાનને પામે છે તે પણ મને કહો[૧૭]. હે સત્તમ! સાંખ્યજ્ઞાનમાં તથા યોગજ્ઞાનમાં જે ભિન્ન ભિન્ન મૃત્યુસૂચક નિમિત્ત કહેલાં હોય તે પણ કહેવાં યોગ્ય છે કેમ કે, હાથમાં રાખેલું આમળું સર્વ બાજૂથી જોવામાં આવે છે, તેમ તે સર્વ તમારૂં જાણેલું છે[૧૮].

॥ अरिष्टानि च तत्वानि वक्तुमर्हसि सत्तम । विदितं सर्वमेतत्ते पाणावामलकं यथा ॥ १८ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० याज्ञवल्क्यजनकसंवादे शतोपरि द्विचत्वारिंशोऽध्यायः ॥ २४२ ॥

## અધ્યાય ૧૪૩ મો—યાજ્ઞવલ્કય—જનકસંવાદ. નિર્ગુણ—સગુણ તથા ચેતન અચેતનનું વર્ણન.

याज्ञवल्क्य उवाच ॥ न शक्यो निर्गुणस्तात गुणीकर्तुं विशांपते ॥
॥ गुणवांश्चाप्यगुणवान्यथातत्वं निबोध मे ॥ १ ॥

યાજ્ઞવલ્કય કહે છે કે:—હે પૃથ્વીપતે! હે તાત! નિર્ગુણ આત્માને પ્રકૃતિના સરખો ગુણવાન કરવો શકય નથી, તેમ ગુણવાળી પ્રકૃતિને નિર્ગુણ કરવી પણ શકય નથી. માટે હું તને એ વિષે યથાર્થ તત્વ કહું છું તે સાંભળ[૧]. જ્યારે તું ચેતન અને અચેતન વિભાગ ઉપર આક્ષેપ આણે છે ત્યારે અમે તને પૂછીએ છીએ કે, ત્હારા મતમાં બન્ને ચેતન છે કે, બન્ને અચેતન છે? જો બન્ને અચેતન હોય તો સઘળું જગત જડ અને અજ્ઞાન—આંધળું હોવું જોઇએ. જો બન્ને ચેતન હોય તો, એક ચેતન બીજા ચેતનનો દ્રષ્ટા અને દ્રશ્ય બન્ને થઈ શકતો નથી. તું કહેશે કે, જેમ મલયમાં ચંદન અને અચંદન બન્ને છતાં તે ચંદનજ કહેવાય છે, તેમ ચેતનમાં ચેતન અને જડ બન્ને છતાં તે ચેતનજ કહેવાય છે, તો તે પણ સંભવિત નથી કેમ કે, ચેતન અને જડ પોતપોતાના સ્વભાવને તજીને એકરૂપ થઇ શકતાં નથી. અને તે ઉપરથી મહાત્મા તત્વજ્ઞાનીઓ ગુણોને જોઇને તેને ગુણવાન કહે છે અને ગુણોને ન જોઇને નિર્ગુણ કહે છે[૨]. અવ્યકત પુરૂષ ગુણના સ્વભાવવાળો છે તે, ગુણોને તજીને વર્તી શકતો નથી, પરંતુ તે સ્વભાવથી અજ્ઞાન છતાં પોતાના વિષે આરોપિત થયેલા જ્ઞાનવડે ગુણોને ભોગવે છે. અવ્યક્ત પુરૂષ તો સ્વભાવથીજ જડ છે[૩]. પણ આત્મા પુરૂષના ચેતન ગુણનું તેમાં આરોપણ થવાથી તે એમ જાણે છે કે, હું નિત્ય છું તથા સર્વનો દ્રષ્ટા છું અને મ્હારાથી અન્ય પર પુરૂષ નથી[૪]. એ કારણથી તે અવ્યક્ત અચેતન છતાં નિત્ય અક્ષરના યોગથી ભોક્તા હોય તેમ દેખાય છે, પણ તે ક્ષર છે માટે કાષ્ઠ કે, ભીંતની પેઠે અભોક્તા થઇ શકતું નથી—અર્થાત્ અવ્યક્ત અક્ષર અને ક્ષર બન્ને સ્વરૂપવાળું છે માટે તે ભોક્તા છે અને જડ પણ છે[૫].

તું કહેશે કે, લાખ અને કાષ્ઠ એ બન્ને તુલ્ય સ્વભાવવાળાં છે માટે તેમનો યોગ બને છે પણ કાષ્ઠ અને આકાશ અતુલ્ય સ્વભાવવાળાં હોવાથી તેમનો યોગ બનતો નથી. એ રીતે ચેતન અચેતનનો યોગ અશક્ય છે. એનું સમાધાન આ પ્રમાણે છે કે, જ્યારે તે (અવ્યક્ત) અજ્ઞાનવડે આત્માના વિષે ગુણનો સંસર્ગ ઉત્પન્ન કરે છે ત્યારે તે આત્માને જાણતું નથી અને ત્યારે તે આત્મસ્વરૂપ છતાં પણ અજ્ઞાનકૃત ગુણસંસર્ગથી મુક્ત થતું નથી. અર્થાત્ આત્માના વિષે ગુણ ન છતાં આરોપિત છે[૬]. તે સૃષ્ટિને ઉત્પન્ન કરે છે. માટે સર્ગધર્મા કહેવાય છે અને તે યોગ કરે છે માટે યોગધર્મા કહેવાય છે[૭]. વળી તે પ્રજાઓને ઉત્પન્ન કરે છે માટે પ્રકૃતિધર્મા કહેવાય છે[૮]. અને તે બીજ (સ્થાવર) ને ઉત્પન્ન કરે છે માટે બીજધર્મા કહેવાય છે. તે કામ–શમાદિ ગુણોને ઉત્પન્ન કરે છે અને તેનો લય કરે છે માટે ગુણવાન કહેવાય છે[૯]. તું કહેશે કે, આત્મા એવો છતાં તેને કેવળ શી રીતે કહેવો ? તો, તે આત્મા એવો છે, છતાં પણ સાક્ષીરૂપ છે માટે તે વિક્રિયારહિત હોવાથી કેવળ છે. વળી તે અનન્ય છે. દુઃખાદિ સ્વરૂપ સર્વ અસત્ છે માટે તેનો સંબંધ આત્માના વિષે હોઇ શકતો નથી માટે તે કેવળ છે. તું કહેશે કે, દુઃખ નથી ત્યારે દુઃખનું ભાન કેમ થાય છે ? તો, તે ભાન અભિમાનથી થાય છે એમ જાણવું. જ્યારે પુરૂષ પુત્રને પોતાનો માને છે ત્યારે પુત્રસંબંધી દુઃખ ઉપજે છે, પણ જ્યારે પુત્રને પોતાનો માનતો નથી ત્યારે પુત્રસંબંધી દુઃખ ઉપજતું નથી–અર્થાત્ જ્યારે બુદ્ધિની વૃત્તિ "મ્હારો પુત્ર" એમ તાદાત્મ્યપણાને પામે છે ત્યારે તે દુઃખી થાય છે પણ જ્યારે તેવી બુદ્ધિનો ત્યાગ કરે છે ત્યારે તેનું કેવળત્વ નિત્યસિદ્ધ જોવામાં આવે છે. જે અધ્યાત્મને જાણનારા અને પરિતાપ વિનાના સિદ્ધ યોગીઓ હોય છે તેઓ એ રીતે આત્માને કેવળ જાણે છે. એ રીતે નિત્ય એવું અવ્યક્ત–કારણ તથા અનિત્ય એવું વ્યક્ત કાર્ય એ બન્ને અનિત્ય છે એમ અમે જાણીએ છીએ[૧૦]. એ વિષે મતાંતર પણ છે તે એવા કે, સર્વ પ્રાણી ઉપર દયા રાખનારા અને કેવળ જ્ઞાનના વિષેજ આશ્રય કરીને રહેલા પુરૂષો તે અવ્યક્તને એક કહે છે અને પુરૂષોને અનેક કહે છે[૧૧]. આવો મત નિરીશ્વર સાંખ્યવાદીઓનો છે. જેમ મુંજની માંહે ઈષીકા હોય છે, તેમ આત્મા પુરૂષની બહાર અવ્યક્ત આદિ હોય છે. એ રીતે આત્મા પુરૂષ જૂદો છે અને અવ્યક્ત જૂદો છે. આત્મા ધ્રુવ છે અને અવ્યક્ત અધ્રુવ છે છતાં આત્માના યોગથી ધ્રુવ મનાયલો છે. મુંજ અથવા સરકટના ભોથામાંથી જે સળીઓ નીકળે છે તેમાંના એકાદને ઉકેલીને જોવાથી જણાશે કે, સૌની મધ્યમાં એક અંકુરરૂપ સળી હોય છે જેને "ઈષીકા" કહે છે. તેની ઉપર એક પડ વીંટાયલું હોય છે, તેની ઉપર બીજું પડ હોય છે અને તેની ઉપર ત્રીજું પડ હોય છે, એમ અનેક પડ વીંટાયલાં હોય છે. તેમ ઈષીકાના સ્થળે આત્મા પુરૂષ અને તેની ઉપરના પડોના સ્થળે અવ્યક્તાદિ જાણવા[૧૨]. વળી બીજું ઉદાહરણ કે, ઉમૈડામાં મચ્છર છે, પરંતુ મચ્છર જૂદું છે અને ઉમૈડું જૂદું છે. ઉમૈડાના યોગથી મચ્છર કાંઈ લેપાયમાન થતું નથી[૧૩]. વળી ત્રીજું ઉદાહરણ કે, મત્સ્ય જૂદું છે અને જળ જૂદું છે, મત્સ્ય અને જળના સંયોગથી મત્સ્ય કાંઇ સર્વથા લેપાતું નથી[૧૪]. વળી ચોથું દૃષ્ટાંત કે, અગ્નિ જૂદો છે અને સગડી જૂદી છે, એવી રીતે હમ્મેશાં જાણવું. પણ સગડીના સ્પર્શથી અગ્નિ કાંઇ લેપાતો નથી[૧૫]. વળી પાંચમું ઉદાહરણ કે, કમળ જૂદું છે અને જળ જૂદું છે, કમળ અને જળના સંયોગથી–જળના સ્પર્શવડે કમળ કાંઇ લેપાતું નથી[૧૬]. જે પુરૂષો પ્રાકૃત છે તેઓ એ સર્વની પાસે વસે છે તથા તેમને નિત્ય જૂએ છે તથાપિ તેઓ તેમની વસવાની રીતિને યથાર્થ જોતા નથી[૧૭]. જે પુરૂષો જૂએ છે છતાં, ઉપર કહ્યું તેથી ઉલટી રીતે જૂએ છે તેઓ વારંવાર

કાર્યરૂપ ઘોર નરકમાં પ્રવેશ કરે છે[૧૮]. આ પ્રમાણે મેં તને સાંખ્યશાસ્ત્રનું ઉત્તમ પરિસં-ખ્યાન કહ્યું; એજ પ્રમાણે સાંખ્યજ્ઞાનવાળા પુરૂષો નિત્યાનિત્યનો વિવેક કરીને કેવળપણાને પામી ગયા છે[૧૯]. બીજા પણ જેઓ સાંખ્યજ્ઞાનમાં કુશળ છે તેઓનો એજ મત-જ્ઞાન છે. હવે હું તને યોગશાસ્ત્રનું જ્ઞાન કથન કરીશ[૨૦].

॥ ये त्वन्ये तत्र कुशलास्तेषामेतान्निदर्शनम् । अतः परं प्रवक्ष्यामि योगानामनुदर्शनम् ॥२०॥

इति श्रीमहा० शां० मो० उ० गु० मा० याज्ञवल्क्यजनकसंवादे शतोपरि त्रिचत्वारिंशोऽध्यायः ॥ १४३ ॥

## અધ્યાય ૧૪૪ મો—યાજ્ઞવલ્ક્ય-જનકસંવાદ—યોગજ્ઞાન.

याज्ञवल्क्य उवाच ॥ सांख्यज्ञानं मया प्रोक्तं योगज्ञानं निबोध मे ॥
॥ यथाश्रुतं यथादृष्टं तत्वेन नृपसत्तम ॥ १ ॥

યાજ્ઞવલ્ક્ય કહે છે કેઃ—હે નૃપશ્રેષ્ઠ! મેં તને સાંખ્યજ્ઞાન કહ્યું. હવે હું તને યોગનું જ્ઞાન કે, જેવું મેં સાંભળ્યું છે તથા દીઠું છે-જેવું શાસ્ત્રમાં કહ્યું છે તથા જેવું મેં અનુભવ્યું છે તેવું હું તને તત્વથી કહું છું[૧]. સાંખ્યના જેવું બીજું ઉત્તમ જ્ઞાન નથી અને યોગના સરખું બીજું ઉત્તમ બળ નથી. તે બન્નેને આચરવાની શમ-દમાદિ એકજ રીત છે; તથા બન્ને મૃત્યુનાશક છે[૨]. જે પુરૂષો અબુદ્ધિમાન છે તેઓ એ બન્નેને જૂદા જૂદા જુએ છે. પણ હે રાજન્! અમે તો એ બન્નેને નિશ્ચયપણે એકજ જાણીએ છીએ[૩]. યોગીઓ જે તત્વને જૂએ છે તેજ તત્વને સાંખ્યજ્ઞાનવાળાઓ પણ જૂએ છે. જે પુરૂષ સાંખ્ય અને યોગને એકરૂપે જૂએ છે તેને તત્વવેત્તા જાણવો[૪]. હે શત્રુને દમન કરનાર! બીજા કેટલાક યોગ રૂદ્રપ્રધાન છે, પ્રાણોત્ક્રમણ સમયે દેહીને રડાવે છે તેઓને "રૂદ્ર" કહે છે. પ્રાણ અને ઇંદ્રિયો દેહત્યાગ સમયે પ્રાણીને રૂદન કરાવનારા છે માટે પ્રાણ અને ઇન્દ્રિયોને રૂદ્ર કહે છે. એ પ્રાણ અને ઇન્દ્રિયો કે, જેમાં પ્રધાનભૂત આલંબન છે તે રૂદ્રપ્રધાન યોગ કહેવાય છે-અર્થાત્ પ્રાણને રેચન કરવાથી અને ધારણ કરવાથી મનની પ્રવૃત્તિ વિષયમાં જતી નથી તથા સ્થિર થાય છે. તેમજ નાસિકાના અગ્રમાં ગંધસંવિત્, જિહ્વાના અગ્રમાં રસસંવિત્, તાલુમાં રૂપસંવિત્, જિહ્વાના મધ્યમાં સ્પર્શસંવિત્, જિહ્વાના મૂળમાં શબ્દસંવિત્ રહેલી છે. (સંવિત્ એટલે જ્ઞાન) માટે પ્રાણ અને ઇન્દ્રિયો એ યોગમાં પ્રધાન છે. માટે તે તે સ્થળમાં મનની ધારણા કરવાથી તે તે વિષયનું જ્ઞાન થાય છે. વાયુની ધારણા કરવાથી વાયુની પેઠે દસે દિશામાં ગમન કરવાપણું એટલે આકાશગામીપણું પ્રાપ્ત થાય છે[૫]. એ રીતે કરીને પુર્યષ્ટકમય સૂક્ષ્મ આઠ ગુણોસહિત જ્યાંસુધી પ્રલય થાય, ત્યાંસુધી હે અનઘ! યોગવડે લોકમાં ફરવું તથા પછી ઇચ્છામાં આવે ત્યારે દેહનો ત્યાગ કરવો. તાત્પર્ય કે, મોક્ષ થતાં સુધી યોગધર્મમાં શ્રદ્ધા ઉત્પન્ન થવાને માટે જે દૃષ્ટફળ કહેવામાં આવે છે તે યોગીઓએ અવશ્ય આદર કરવા જેવું નથી[૬]. બુદ્ધિમાન પુરૂષો કહે છે કે, વેદમાં અણિમાદિ આઠ ગુણવાળો યોગ કહેલો છે, હે નૃપશ્રેષ્ઠ! એ અણિમાદિ આઠ ગુણવાળો યોગ મંદાધિકારીના અર્થે છે. પણ યમ, નિયમ, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, તર્ક (યોગ સિદ્ધિઓમાં ઉપસ્થિત થયેલા દોષને દૂર કરવારૂપ તર્ક) અને સમાધિ, એ આઠ અંગવાળો જે યોગ છે તે સૂક્ષ્મ યોગ છે. બીજો-અણિમાદિ આઠ સિદ્ધિવાળો યોગ સૂક્ષ્મ નથી[૭]. યોગીઓએ યોગમાં બે પ્રકારનું કર્મ કરવાનું કહેલું છે. એક સગુણ યોગકર્મ અને બીજું નિર્ગુણ યોગકર્મ, એને શાસ્ત્રમાં "સબીજ"

અને “ નિર્બીજ ” યોગ કહે છે૮. હે રાજન્ ! પ્રાણાયામપૂર્વક ચરણના અંગુઠાથી માંડીને નેત્રાધાર પર્યંત સોળ સ્થાનમાં મનની ધારણા અથવા પૂર્વે કહેલા અઢાર સ્થાનમાં મનની ધારણા અથવા પંચભૂતના વિષે મનની ધારણાને “ સગુણ ધારણા ” કહે છે. તેમાંથી પંચભૂતની ધારણા આ જગ્યોએ બતાવીએ છીએ. ચરણથી ઘૂંટણપર્યંત પૃથ્વીનું સ્થાન જાણવું, ઘૂંટણથી ગુદાપર્યંત જળનું સ્થાન જાણવું, ગુદાથી હૃદયપર્યંત અગ્નિનું સ્થાન જાણવું, હૃદયથી ભ્રૂકુટીપર્યંત વાયુનું સ્થાન જાણવું અને ભ્રૂકુટીથી મસ્તકપર્યંત આકાશનું સ્થાન જાણવું. હવે પૃથ્વીના વિષે પરમેષ્ઠી બ્રહ્માની ધારણા કરવી, જળમાં વિષ્ણુની ધારણા કરવી, અગ્નિમાં રૂદ્રની ધારણા કરવી, વાયુમાં ઇશ્વરની ધારણા કરવી અને આકાશમાં સદાશિવની ધારણા કરવી. હવે પૃથ્વીમાં લકારસહિત વાયુનું આરોપણ કરીને સૃષ્ટિના કારણભૂત બ્રહ્માની ધારણા પાંચ ઘડી સુધી કરવી, તેથી પૃથ્વીતત્વને જીતી શકાય છે. જળમાં વકારસહિત વાયુનું આરોપણ કરીને ચાર બાહુવાળા, સુંદર હાસ્યવાળા, શુદ્ધ સ્ફટિકના જેવા, નિર્મળ વર્ણવાળા અને પીળાં વસ્ત્રવાળા નારાયણદેવની પાંચ ઘડી ધારણા કરવાથી જળતત્વનો જય કરી શકાય છે અને સર્વ રોગથી મુક્ત થવાય છે. અગ્નિના વિષે રકારસહિત વાયુનો આરોપ કરીને ત્રણ નેત્રવાળા, વરદાન આપનારા, ઉગતા સૂર્યસમાન વર્ણવાળા, સકળ શરીરે ભસ્મ ધારણ કરનારા અને પ્રસન્ન મુખવાળા રૂદ્રની પાંચ ઘડી ધારણા કરવાથી અગ્નિ તત્વનો જય કરી શકાય છે. વાયુમાં વાયુના તે અક્ષરસહિત વાયુનું આરોપણ કરીને ઈશ્વરનું ધ્યાન કરવાથી વાયુતત્ત્વનો જય કરી શકાય છે—અર્થાત્ વાયુની પેઠે આકાશગામી થવાય છે. આકાશના વિષે હકારસહિત વાયુનું આરોપણ કરીને સર્વ લોકના એક કારણભૂત બિંદુરૂપ મહાદેવનું ધ્યાન એક મુહૂર્ત માત્ર કરવાથી યોગ સિદ્ધ થાય છે. એને “ સગુણ ધારણા ” કહે છે. પ્રાણાયામપૂર્વક ચિત્તની એકાગ્રતા કરવી તેને “ નિર્ગુણ ધારણા ” કહે છે. અર્થાત્ પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન, એ સર્વને કબજે કરીને ધ્યાતા, ધ્યાન અને ધ્યેયના વિભાગરહિત મન જ્યારે નિર્વિકલ્પ થાય છે ત્યારે તે એકાગ્ર થયું કહેવાય છે. એ એકાગ્રપણારૂપ ધારણાને “ નિર્ગુણ ધારણા ” કહે છે૯. સગુણ પ્રાણાયામ અને નિર્ગુણ પ્રાણાયામનો અંગાંગી ભાવ જાણવો. તે એવી રીતે કે, સગુણ પ્રાણાયામ નિર્ગુણ એટલે વૃત્તિરહિત મનને સ્થિર કરે છે. માટે સગુણ પ્રાણાયામ ઉપયોગી છે. હે મૈથિલસત્તમ ! પ્રાણાયામ કરતી વખતે વાયુનું મોચનસ્થાન જાણ્યા સિવાય વાયુ મૂકે તો વાતાધિક્ય ( વાયુનું અધિકપણું—વાયુના રોગ ) થઈ જાય, માટે મોચનસ્થાન જાણ્યા વિના વાયુમોચન ક્રિયા કરવી નહિ. આનું તાત્પર્ય સમજાવવા માટે પ્રાણાયામનો વિધિ કહીએ છીએ. નાસિકાના બે દ્વારપૈકી એક જમણા દ્વારવડે વાયુને ખેંચવો, પછી તેને અમુક કાળ સુધી અટકાવી રાખવો અને પછી બીજા (ડાબા) દ્વારથી છોડવો. એ ક્રિયાને “ પ્રાણાયામ ” કહે છે. એક દ્વારથી જે વાયુ ખેંચવામાં આવે છે તેને “ પૂરકક્રિયા ” કહે છે. ખેંચ્યા પછી વાયુ જે અટકાવી રાખવામાં આવે છે તેને “ કુંભકક્રિયા ” કહે છે અને અટકાવી રાખેલા વાયુને જે બીજાદ્વારે છોડવામાં આવે છે તેને “ રેચકક્રિયા ” કહે છે. એ પૂરક, કુંભક અને રેચક કરતી વખતે, જો અભ્યાસ કરનારો પુરૂષ તે તે સ્થાનના દેવતાનું ધ્યાન કરે છે તો અભ્યાસ સિદ્ધ થાય છે પણ જો ધ્યાન ન કરે તો વાયુના મોટા રોગ થાય છે, એવું કહેવાનું તાત્પર્ય છે. પ્રાણાયામમાં ધ્યાન કરવા યોગ્ય દેવ આ પ્રમાણે છેઃ—પૂરક કરતી વખતે કાળા કમળના પત્ર જેવા શ્યામ, નાભિના મધ્યમાં રહેલા, ચાર હાથવાળા, મહાત્મા વિષ્ણુનું ધ્યાન કરવું. કુંભક કરતી વખતે રાતા અને ગૌર શરીરવાળા, ચાર મુખવાળા, કમળ ઉપર બેઠેલા અને હૃદયમાં રહેલા બ્રહ્માનું ધ્યાન કરવું. રેચક કરતા સમયે શુદ્ધ સ્ફટિક સરખા નિર્મળ વર્ણવાળા, પાપના નાશ

કરનારા અને લલાટમાં રહેલા મહેશ્વરનું ધ્યાન કરવું. એ રીતે ધ્યાનસહિત પ્રાણાયામ કરવાથી સર્વ રોગનો ક્ષય થાય છે અને ધ્યાનરહિત પ્રાણાયામ કરવાથી મોટા રોગ ઉત્પન્ન થાય છે[૧૦]. યોગીએ રાત્રિના પ્રથમ પ્રહરમાં આ બાર નોદનાઓનો અભ્યાસ કરવો અને પછી થોડીવાર નિદ્રા કરીને ઉઠયા પછી પુનઃ તેની તેજ બાર નોદનાઓનો અભ્યાસ કરવો[૧૧]. (તે બારે નોદનાઓ બીજા ગ્રંથોમાં આ પ્રમાણે કહેલી છે કે, (૧) મૂળાધારમાં ત્રણ આવર્તવાળું બ્રહ્મચક્ર છે, તેનો આકાર યોનિ સરખો છે, તેનો કંદ અગ્નિમય છે, તેના ઉપર અધઃશક્તિ વિરાજીત છે અને તે શક્તિ અભીષ્ટ ફળને આપનારી છે. તે (શક્તિ)નું ધ્યાન કરવું. પછી (૨) સ્વાધિષ્ઠાન ચક્ર છે, તે ચાર પાંખડીવાળા કમળના આકારનું છે, તેમાં પશ્ચિમાભિમુખ ઉડ્ડીયન શિવ છે, તેનું ધ્યાન કરવું. પછી (૩) નાભિચક્રમાં પાંચ આવર્તવાળું ચક્ર છે, તેની આકૃતિ મેઘના સરખી છે, તે વીજળી સરખું પ્રકાશિત છે, તેમાં સિદ્ધિને આપનારી "કુંડલિની" નામે નીચા મુખની શક્તિ છે તેનું ધ્યાન કરવું. પછી (૪) આઠ પાંખડીનું નીચા મુખનું કમળ છે તેને "હૃદયચક્ર" કહે છે. તે ઈષ્ટ ફળને આપનારૂં છે. તેની મધ્યે તેજોમય લિંગ જેવી કર્ણિકા છે તેનું ધ્યાન કરવું. (૫) કંઠચક્ર છે. તેનું પરિમાણ ચાર આંગળનું છે. તેમાં ઈડા અને પિંગલા નાડીની મધ્યે સુષુમ્ણા નાડી છે તેનું ધ્યાન કરવું. (૬) ઘંટિકા નામે ચક્ર છે. જે ગળાની બારીમાં ખીલા જેવું લટકે છે તેને "ઘંટિકા" કહે છે. તે સ્થાનમાં સારી સિદ્ધિ પ્રાપ્ત થવા માટે દસમાદ્વારનું ધ્યાન કરવું. (૭) ભ્રૂકુટીચક્ર છે. તે એક નાલ જેવું તથા વાણી આપનારૂં છે. તેનો આકાર દિવ્ય જ્યોતિ જેવો છે. તેની મધ્યે જ્ઞાનલોચનનું ધ્યાન કરવું. પછી (૮) ચક્ર બ્રહ્મરંધ્રમાં છે. તેનું નામ "નિર્વાણ" છે. તે અત્યંત સૂક્ષ્મ છે. તેની મધ્યે મોક્ષને આપનારા અતિ સૂક્ષ્મ જાલંધરનું ધ્યાન કરવું. (૯) "આકાશ બીજ" નામે (હ્રકાર)ચક્ર છે. તે બહુ પ્રશસ્ત છે. તેને ત્રણ શિખર છે, તે સંપૂર્ણ પર્વતના પૃષ્ઠ ઉપર છે. ત્યાં આગળ આઠ દળના કમળ મધ્યે કલ્યાણને આપવાવાળી અને અત્યંત શૂન્ય ઉર્ધ્વશક્તિ છે તેનું ધ્યાન કરવું–અર્થાત્ કારના સ્મરણપૂર્વક મસ્તક ઉપર રહેલા આકાશનું ધ્યાન કરવું. પછી (૧૦) સમષ્ટિ કાર્યમાં મનને ધારણ કરવું. પછી (૧૧) કારણના વિષે મનને ધારણ કરવું અને પછી (૧૨) નિષ્કળ બ્રહ્મના વિષે મનને ધારણ કરવું. એ બાર નોદનાઓનું ધ્યાન યોગીએ આગલી રાત્રિમાં તથા પાછલી રાત્રિમાં કરવું) એ પ્રમાણે કબજામાં ન રહી શકે એવા મનનો વાયુધારણ કરવાના ઉપાયથી, નિગ્રહ કરીને એકાંતમાં વસનારા, શાંત તથા આત્માથીજ આનંદ માનનારા બુદ્ધિમાન યોગીએ યોગ કરવો[૧૨]. તે એવી રીતે કે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોના અપ્રાપ્તની સ્પૃહારૂપ અને પ્રાપ્તના અત્યાગરૂપ, દોષને પાંચ પ્રકારે કાઢી નાખવા[૧૩]. તથા હે મૈથિલ! વિક્ષેપ તથા લયનો પ્રતિસંહાર કરવો. પ્રતિસંહાર કરવાની યુક્તિ એવી છે કે, સમગ્ર ઇન્દ્રિય સમુદાયનો મનના વિષે લય કરવો[૧૪]. તથા હે રાજન્! મનનો અહંકારમાં લય કરવો, અહંકારનો બુદ્ધિમાં તથા બુદ્ધિનો પ્રકૃતિમાં લય કરવો[૧૫]. એ પ્રમાણે લય કરીને પછી કેવળ, મળરહિત, પરિપૂર્ણ, નિત્ય, અનંત, શુદ્ધ, પરિણામરહિત, સ્થિર (કૂટસ્થ), નિરંતર, અભેદ્ય, અજરામર, શાશ્વત, હ્રાસ (ઘટાડો) શૂન્ય, સર્વના ઈશ (ઇશ્વરશક્તિ સમેત) અને અનશ્વર બ્રહ્મનું ધ્યાન કરવું[૧૬-૧૭]. હે મહારાજ! યોગવડે સિદ્ધ થયેલા પુરૂષનાં તથા પ્રાસાદનાં લક્ષણ કહું છું તે સાંભળ કે, જેથી યોગીઓ તૃપ્ત રહીને સુખેથી શયન કરે છે[૧૮]. જેમ તેલથી ભરેલો દીપક વાયુ વિનાના પ્રદેશમાં નિશ્ચળ અને ઊંચી શિખાવાળો રહીને પ્રજ્વળે છે, તેમ સમાધિસ્થિત પુરૂષની પણ તેવી સ્થિતિ હોય છે, એમ બુદ્ધિમાન પંડિતો કહે છે[૧૯]. મેઘની ગર્જનાસમાન

ગર્જનાવાળાં નગારાં વગાડવાથી પણ જે પુરૂષ, જડેલા પાષાણની પેઠે, ચલાયમાન થતો નથી તેને સમાધિસ્થ જાણવો[20]. જેની પાસે શંખ અને નગારાંનો ઘોષ કરવામાં આવે, અનેક પ્રકારનાં ગીત ગાવામાં અને વાદિત્ર વગાડવામાં આવે તથાપિ જે કંપે નહિ તેને યોગી અને મુક્ત જાણવો[21]. જેમ કોઇ પુરૂષ તેલથી ભરેલા પૂર્ણ પાત્રને બન્ને હાથથી ગ્રહણ કરીને પગથીઆં ઉપર ચઢતો હોય તથા "જો તે તેલમાંથી એક છાંટો પણ નીચે પડશે તો, ઉઘાડી તરવાર હાથમાં ઝાલીને પાસે ઉભેલો માણસ મસ્તકને છેદી નાખશે" એવો તેના મનમાં ભય હોય, તેવો પુરૂષ ભયથી જેવો એકાગ્ર થઇને પાત્રમાંથી એક બિંદુ પણ નીચે ન પડવા દે, તેમ જે પુરૂષ ઈન્દ્રિયોની સ્થિરતાવડે તથા મનના નિશ્ચળપણાવડે ઉત્તમ પ્રકારની એકાગ્રતાને પામે છે તેને મનની એકાગ્રતાવાળો જાણવો. એ પ્રમાણે સમાધિસ્થિત થયેલા મુનિનાં લક્ષણ જાણવાં[22-24]. જે એવો મુનિ હોય તે, જેમ મોટા અંધકારની મધ્યે રહેલો અગ્નિ પ્રકાશમાન દેખાય છે તેમ અવિનશ્વર પરમ બ્રહ્મને પોતાની સમાધિસ્થિતિમાં દેખે છે[25]. એ યોગવડે તે પોતાના અસાક્ષિક દેહને તજીને ઘણે કાળે પરમાત્માના કેવળ સ્વરૂપને પામે છે એવું સનાતન શ્રુતિનું વચન છે[26]. એનેજ યોગીઓનો યોગ જાણવો કેમ કે, એ વિના બીજું યોગનું લક્ષણ નથી. બુદ્ધિમાન પુરૂષો એવા યોગને જાણીને પોતાને કૃતકૃત્ય માને છે[27].

॥ एतद्धियोगं योगानां किमन्यद्योगलक्षणम् । विज्ञाय तद्धि मन्यन्ते कृतकृत्या मनीषिणः ॥२७॥

**इति श्रीमहाभा० शां० मो० उ० गु० भा० याज्ञवल्क्यजनकसंवादे शतोपरि चतुश्चत्वारिंशोऽध्यायः ॥ १४४ ॥**

---

## અધ્યાય ૧૪૫ મો–જનક–યાજ્ઞવલ્કયસંવાદ–પ્રાણોત્ક્રમણપ્રકાર.

**याज्ञवल्क्य उवाच** ॥ तथैवोत्क्रममाणं तु शृणुष्वावहितो नृप ॥

॥ पद्भ्यामुत्क्रममाणस्य वैष्णवं स्थानमुच्यते ॥ १ ॥

*યાજ્ઞવલ્કય કહે છે કેઃ–હે રાજન્! તેજ પ્રમાણે પ્રાણના ઉત્ક્રમણનો વિધિ પણ સાંભળ. જે પુરૂષ બન્ને ચરણના વિષે મનસહિત વાયુનું આમરણાંત ધારણ કરી રાખીને તેજ દ્વારથી પ્રાણવાયુનું ઉત્ક્રમણ કરીને દેહને તજે છે તે વિષ્ણુના સ્થાનને પામે છે, માટે તે સ્થાનમાંથી પ્રાણોત્ક્રમણ કરનારનું વૈષ્ણવસ્થાન કહેવાય છે[1]. (એજ પ્રમાણે જે આધાર સ્થાનનો જે દેવ હોય તેના વિષે મરણ સુધી મનસહિત વાયુનું ધારણ કરી રાખનાર પુરૂષ તે તે દેવના લોકને પામે છે એમ સમજવું.) જેમ બન્ને જંઘાના વિષે મનસહિત વાયુનું ધારણ કરી રાખીને પ્રાણોત્ક્રમણ કરનાર વસુઓને પામે છે એમ અમે સાંભળ્યું છે. ઘુંટણથી પ્રાણોત્ક્રમણ કરનાર મહાભાગ સાધ્યાદેવોને પામે છે[2]. ગુદાથી પ્રાણોત્ક્રમણ કરનાર મિત્રદેવના સ્થાનને પામે છે. જઘનસ્થાનથી પ્રાણોત્ક્રમણ કરનાર પૃથ્વીદેવતાના સ્થાનને પામે છે. ઊરૂસ્થાનથી પ્રાણને તજનાર પ્રજાપતિના સ્થાનને પામે છે[3]. બન્ને પાસાંથી પ્રાણને તજીને મરૂત દેવોને તથા નાભિથી પ્રાણને તજીને ઇંદ્રત્વને પામે છે. બન્ને બાહુથી પ્રાણોત્ક્રમણ કરીને ઇંદ્રને પામે છે અને છાતીથી પ્રાણને તજીને રૂદ્રને પામે છે[4]. ગ્રીવા સ્થાનથી પ્રાણને તજીને મુનિઓમાં શ્રેષ્ઠ એવા સર્વોત્તમ નરદેવને પામે છે. પ્રાણને મુખથી તજીને વિશ્વેદેવોને પામે છે. શ્રોત્રથી પ્રાણને તજીને દિશાઓને પામે છે[5]. ઘ્રાણથી તજીને ગંધવહન કરનાર વાયુને પામે છે અને બન્ને નેત્રથી તજીને

---

* "રાજયોગનું ફળ કૈવલ્યપ્રાપ્તિ છે" તે કહીને હવે હઠયોગનું ફળ કહે છે.

અગ્નિને પામે છે. બન્ને ભ્રમરોથી તજીને અશ્વિનીપુત્રોને પામે છે તથા લલાટ માર્ગથી તજીને પિતૃઓને પામે છે[૬]. મૂર્ધાસ્થાનથી પ્રાણને તજીને સર્વથી પ્રથમ ઉપજેલા બ્રહ્મદેવને પામે છે. હે મિથિલેશ્વર! મેં તને પ્રાણોત્ક્રમણ કરનારાનાં સ્થાન એ પ્રમાણે કહ્યાં[૭]. હવે બુદ્ધિમાન પુરૂષોએ કહેલાં અરિષ્ટ કહું છું. તે અરિષ્ટ જાણવાનો એવો અર્થ છે કે, મૃત્યુ પાસે આવ્યું છે, એમ જાણીને મનુષ્ય પોતાનું હિત કરી શકે[૮]. જે પુરૂષ પૂર્વે જોએલી પોતાની અરૂંધતીને અથવા અરૂંધતીના તારાને અને ધ્રુવસ્થાનને જુએ નહિ*—જોતાં દેખાય નહિ; તેમજ દીપક અથવા પૂર્ણચંદ્ર જમણી બાજૂથી ખંડિત દેખાય, તેનું આયુષ્ય એક સંવત્સરનું જાણવું. હે રાજન્! જે બીજાના નેત્રમાં પોતાની આકૃતિ (છાયા) ને દેખતા નથી તે પણ એક સંવત્સર જીવે છે[૯.૧૦]. જે મનુષ્ય બહુ કાંતિવાળો અને બહુ બુદ્ધિવાળો હોય તે કાંતિહીન તથા બુદ્ધિહીન થઈ જાય અથવા જેની જે પ્રકૃતિ હોય તે બદલાઈ જાય તો તે છ માસમાં મરણ પામે છે; એમ જાણવું. જે પુરૂષ દેવતાઓની અવગણના કરે છે, બ્રાહ્મણોની સાથે વિરોધ કરે છે, જેના શરીરની કાંતિ તથા છાયા કાળી કે, સામળી પડી જાય છે તે છ માસમાં મરે છે એમ જાણવું. કરોળીઆની જાળમાં જેવું ચક્ર હોય છે અને જેવાં છિદ્ર હોય છે તેવાં છિદ્રવાળો સૂર્ય કે, ચંદ્ર દેખે, તો સાત રાત્રિમાં મૃત્યુ પામે છે. જે મનુષ્ય દેવાલયમાં રહીને સુગંધવાળા પદાર્થના વાયુને પણ શબના સરખો જાણે તે સાત રાત્રિમાં મૃત્યુ પામે છે. જેના કાન અને નાક વળી (નમી) જાય, જેના દાંત અને નેત્રનો રંગ બદલાઇ જાય અને જેની સંજ્ઞાનો લોપ થાય (બેભાન થાય), તે તત્કાળ મરણ પામે છે. હે રાજન્! એકાએક જેનું ડાબું નેત્ર ઝરવા માંડે અને મસ્તકમાંથી ધૂમાડો નીકળે તેનું તત્કાળ મૃત્યુ થાય. એ પ્રમાણે બુદ્ધિમાન મનુષ્યે અરિષ્ટોને જાણીને રાત્રિયે અને દિવસે પોતાના આત્માને પરમાત્મામાં યોજવો. જે પુરૂષ યોગી હોય છે તેને મરણ વિના બીજું કર્ત્તવ્ય નથી, માટે તેણે જે સમયે મૃત્યુ થાય તે સમયની પ્રતીક્ષા કર્યા કરવી[૧૧-૧૮]. હવે જો યોગીને મરણ ઇષ્ટ ન હોય તો તેણે આ ક્રિયા કરવી. પૂર્વે કહ્યા પ્રમાણે પૃથ્વી આદિ તત્વનો જય કરવો. કેમ કે, તત્વનો જય કર્યાથી ગંધ તથા રસ આદિનો જય થાય છે. હે રાજન્! એ રીતે સર્વ તત્વોનો જય કર્યાથી મૃત્યુનો પણ જય થાય છે—મૃત્યુ પણ જીતાય છે[૧૯]. હે નરશ્રેષ્ઠ! એ પ્રમાણે સાંખ્ય અને યોગ બન્નેવડે આત્માને જાણીને અંતરાત્માવડે તદ્રૂપ થઇને યોગવડે મૃત્યુને જીતવું[૨૦]. અને મૃત્યુને જીત્યા પછી પણ ઇચ્છામાં આવે ત્યારે, જે સ્થાનને અકૃતાત્મા પુરૂષો પામી શકતા નથી તેવા અચલ, શાશ્વત, અવિનશ્વર, કલ્યાણકારી, જન્મ આપનાર, સર્વરૂપ અને અક્ષય સ્થાનને પામવું[૨૧].

॥ गच्छेत्प्राप्याक्षयं कृत्स्नमजन्म शिवमव्ययम् । शाश्वतं स्थानमचलं दुष्प्रापमकृतात्मभिः ॥२१॥

इति श्रीमहाभारते शां० मो० उ० गु० भा० याज्ञवल्क्यजनकसंवादे शतोपरि पंचचत्वारिंशोऽध्यायः ॥ १४५ ॥

## અધ્યાય ૧૪૬ મો—યાજ્ઞવલ્કય—જનકસંવાદ—યાજ્ઞવલ્કયનું ચરિત્ર.

**યાજ્ઞવલ્કય ઉવાચ** ॥ अव्यक्तस्थं परं यत्तत्पृष्टस्तेऽहं नराधिप ॥

॥ परं गुह्यमिमं प्रश्नं शृणुष्वावहितो नृप ॥ १ ॥

યાજ્ઞવલ્કય કહે છે કેઃ—હે નરપતે! અવ્યક્ત પરબ્રહ્મ શું છે તથા તેનાથી પર શું છે? એવો જે પ્રશ્ન તેં મને પૂછ્યો છે તે પ્રશ્ન પરમ ગુહ્ય છે માટે હે રાજન્! તું તે પ્રશ્ન વિષે

* જીહ્વાના અગ્રભાગને "અરૂંધતી" કહે છે અને નાસિકાના અગ્રભાગને "ધ્રુવ" કહે છે. સંશોધક.

સાવધાન થઈને સાંભળ[1]. હે મિથિલાધિપ! મેં ઋષિને યોગ્ય વિધિવડે નમ્રતાપૂર્વક આચરણ કરીને સૂર્ય પાસેથી જે રીતે યજુર્વેદ પ્રાપ્ત કર્યો છે, તે હું તને કહું છું[2]. મેં મોટું તપ કરીને સૂર્યદેવનું સેવન કર્યું હતું. હે નિષ્પાપ! જ્યારે વ્યાપક એવા સૂર્યનારાયણ પ્રસન્ન થયા ત્યારે તેમણે મને કહ્યું કે,–હે વિપ્રર્ષિ! અત્યંત દુર્લભ છતાં પણ તને જે ઇષ્ટ હોય એવું તું વરદાન માગ કેમ કે, હું પ્રસન્ન થયો છું. મ્હારી પ્રસન્નતા દુર્લભ છે[3,4]. પછી હું સૂર્યનારાયણને મસ્તક નમાવી પ્રણામ કરીને બોલ્યો કે,–યજુર્વેદ મ્હારે ઉપયોગી છે માટે હું તેને તત્કાળ જાણવાને ઇચ્છું છું. ત્યારે ભગવાન સૂર્યદેવે મને કહ્યું કે,–હે દ્વિજ! હું તને યજુર્વેદ આપીશ. વાણીરૂપ સરસ્વતી ત્હારા શરીરમાં પ્રવેશ કરશે[5,6]. એમ કહીને વળી તે ભગવાને કહ્યું કે,–ત્હારૂં મુખ પોહોળું કર. પછી મેં મ્હારા મુખને પોહોળું કર્યું. એટલે મ્હારા મુખમાં સરસ્વતીએ પ્રવેશ કર્યો[7]. હે પાપરહિત રાજન્! સરસ્વતીએ મ્હારા મુખમાં પ્રવેશ કર્યો એટલે મ્હારા શરીરમાં દાહ ઉત્પન્ન થયો તે ન સહેવાયાથી અને "આ દાહ મહાત્મા સૂર્યનારાયણના તેજથી ઉપજ્યો છે" એમ ન જાણવાથી મેં જળમાં પ્રવેશ કર્યો[8]. પછી મને દાહથી બળતો જોઈને, ભગવાન્ સૂર્યદેવે કહ્યું કેઃ–તું એક મુહૂર્ત પર્યંત દાહને સહન કર; પછી ઠંડો પડીશ[9]. મને ઠંડો પડેલો જોઈને, ભગવાન ભાસ્કરે કહ્યું કે,–હે દ્વિજ! વેદનો જે ભાગ પર શાખાનો છતાં અપેક્ષાવશાત ત્હારી શાખામાં ભણાતો હશે તેસુદ્ધાં તથા ઉપનિષત્‌સુદ્ધાં વેદ ત્હારા વિષે સ્થિર થશે[10]. હે દ્વિજશ્રેષ્ઠ! તું સમગ્ર શતપથ બ્રાહ્મણનો પ્રણેતા (રચનાર) થઈશ અને તે પછી ત્હારી બુદ્ધિ મોક્ષના વિષે તથા સાંખ્યયોગમાં જે પદ તને ઇષ્ટ હશે તે તને પ્રાપ્ત થશે. એ પ્રમાણે કહીને ભગવાન સૂર્યનારાયણે મને તે સર્વ આપ્યું અને અંતર્ધાન થયા[11,12]. સૂર્યનારાયણ અંતર્ધાન થયા પછી હું તેમનું વચન સાંભળીને ઘેર આવ્યો તથા મેં સરસ્વતીનું ચિંત્વન કર્યું એટલે તત્કાળ સ્વર અને વ્યંજનથી અલંકૃત એવી અતિ સુંદર સરસ્વતી ઓમ્‌કારને આગળ કરીને મ્હારા આગળ પ્રાપ્ત થઈ. (ઓમ્‌કારથી આરંભ કરીને મ્હારા મુખમાંથી પ્રવૃત્ત થઈ)[13,14] પછી મેં મ્હારી પ્રાર્થના સરસ્વતીને અને સૂર્યને નિવેદન કરી અને તેમનોજ આશ્રય મનમાં રાખીને બેઠો[15]. એટલે પછી રહસ્ય અને પરિશેષ (પરિશિષ્ટ) સુદ્ધાં સમગ્ર શતપથ મંત્રો સ્વયં પ્રકટ થયા અને તેથી મને પરમ હર્ષ થયો[16]. મેં શતપથનું અધ્યયન કરીને પછી મ્હારા મામા* તથા તેના શિષ્યોના વિપ્રિય (ખોટું લાગવા)ના અર્થે ઉત્તમ એવા સો શિષ્યોને તે (શતપથ)નું અધ્યયન કરાવ્યું[17]. હે મહારાજ! પછી પોતાનાં કિરણસહિત સૂર્યની પેઠે મેં મ્હારા શિષ્યોસહિત ત્હારા પિતાનો યજ્ઞ કરાવ્યો. પછી પોતાના વેદની દક્ષિણા માટે મ્હારા મામાની સાથે મ્હારે કજિયો થયો, તેથી દેવલ ઋષિની સમક્ષ વેદદક્ષિણા અર્ધો અર્ધ વેહેંચી લેવી ઠરાવી અને તે વાત પૈલના પુત્ર સુમંતુ, જૈમિનિ, ત્હારા પિતા અને બીજા મુનિઓએ મળીને મને માન્ય કરાવી[18,20]. હે અનઘ! એ રીતે મેં સૂર્ય પાસેથી પંદર યજુરૂ પ્રાપ્ત કર્યાં હતા અને રોમહર્ષે પુરાણ પ્રાપ્ત કર્યું હતું[21]. હે રાજન્!

---

* આ વાતની સમજ પડવા માટે નીચેની કથા ઉપયોગી છે.–વૈશંપાયન યાજ્ઞવલ્ક્યના મામા અને યજુર્વેદના મુખ્ય આચાર્ય હતા. યાજ્ઞવલ્ક્યે તેમની પાસેથી યજુર્વેદનું અધ્યયન કર્યું પણ મામા–ભાણેજને તકરાર પડવાથી મામાએ પોતાનો ભણાવેલો વેદ પાછો આપવા કહ્યું. યાજ્ઞવલ્ક્યે તે વેદને ઓકી કાઢ્યો અને વૈશંપાયનના શિષ્યોએ તેતર થઈને તેને વીણી લીધો, તેથી "તૈત્તિરીય શાખા" નામ પડેલું છે, પછી યાજ્ઞવલ્ક્યે સૂર્યનું ઉપાસન કરીને આ અધ્યાયમાં કહ્યા પ્રમાણે યજુર્વેદ પ્રાપ્ત કર્યો તે શુક્લયજુર્વેદ કહેવાય છે. મામા–ભાણેજનો આવો અણબનાવ હોવાથી મામાનું વિપ્રિય કરવા માટે પોતે જૂદી શાખા સ્થાપન કરી એમ કહેવાનું તાત્પર્ય છે.

એ પંદર યજુરરૂપી બીજને તથા સરસ્વતીદેવીને આગળ કરીને, હું સૂર્યના પ્રભાવથી આ શતપથ બ્રાહ્મણ ગ્રંથ બનાવવાને પ્રવૃત્ત થયો અને તે મેં અપૂર્વ બનાવ્યો છે. મ્હારા પેહેલાં બીજા કોઇએ બનાવેલો નથી. પછી જેને જે અભીષ્ટ હતું તેને તે મેં આપ્યું[૨૨,૨૩]. એટલે મેં મ્હારા શિષ્યોને પરિશિષ્ટસહિત અને સંગ્રહસહિત, સમગ્ર જ્ઞાન આપ્યું. તેથી મ્હારા સર્વ પવિત્ર શિષ્યો પરમ હર્ષ પામીને પોતપોતાના સ્થળે ગયા[૨૪]. સૂર્યે આપેલી આ વિદ્યાની એ રીતે પદંર શાખાઓ છે. એનું સ્થાપન કરીને પછી જે વેદ્ય (જાણવાયોગ્ય) વસ્તુનું એમાં પ્રતિપાદન કરેલું છે તેનું મેં પોતાની ઇચ્છા પ્રમાણે ચિંતવન કર્યું[૨૫]. હે રાજન્! એનું ચિંતવન કરતો, વેદાંતમાં પ્રવીણ વિશ્વાવસુ ગંધર્વ એક સમયે મને આવીને પૂછવા લાગ્યો કે,–તમોએ સ્થાપન કરેલી શાખાઓમાં બ્રાહ્મણ જાતિને હિતકર્તા શું છે? સત્ય શું છે? સર્વોત્તમ વેદ્ય શું છે? હે રાજન્! એવા એવા એણે મને વેદના ચોવીસ પ્રશ્ન પૂછયા[૨૬,૨૭]. પછી પચીસમો આન્વિક્ષિકીસંબંધી પ્રશ્ન પૂછયો. યુક્તિપૂર્વક મનન કરવું તેનું નામ "અન્વિક્ષા" અને જેમાં અન્વિક્ષા મુખ્ય છે તેને આન્વિક્ષિકી જાણવી. અર્થાત્ ચોવીસ પ્રશ્ન વેદના આધારથી પૂછયા અને પચીસમો પ્રશ્ન યુક્તિના આધારથી પૂછયો. એ ચોવીસ પ્રશ્નમાં આન્વિક્ષિકી વિદ્યાનો પ્રશ્ન કર્યો એ પહેલો પ્રશ્ન છે. (એ પછીના ત્રેવીસ પ્રશ્નનું તાત્પર્ય એ છે કે, સમગ્ર શાસ્ત્ર માયાશબળનું પ્રતિપાદન કરે છે, બ્રહ્મ નિષ્કળ નથી. અને એ પૂર્વ પક્ષનું સમાધાન એ છે કે, બ્રહ્મ નિષ્કળ છે; માયાજ નથી. એ પૂર્વ પક્ષ તથા સિદ્ધાંતને મનમાં રાખીને એક પ્રશ્ન સામાના પક્ષને દૂષણ આપનારો અને બીજો પ્રશ્ન પોતાના પક્ષને સ્થાપન કરનારો એવા ચોવીસ પ્રશ્ન કર્યા છે.) તે પ્રશ્નો આ રીતે છેઃ—વિશ્વા અને વિશ્વ શું છે? અશ્વી અને અશ્વ શું છે? મિત્ર શું? વરૂણ શું[૨૮]. જ્ઞાન શું? જ્ઞેય શું? જ્ઞ (જાણવાવાળો) કોણ? અજ્ઞ કોણ? તપા (તપ કરનારો) કોણ? અતપા (તપ નહિ કરનારો) કોણ? સૂર્યાદ કોણ? સૂર્ય કોણ? વિદ્યા કયી? અવિદ્યા કયી[૨૯]. વેદ્ય (જાણવા યોગ્ય) શું? અવેદ્ય શું? અચલ શું? ચલ શું? અપૂર્વ શું? અક્ષય્ય શું? ક્ષય્ય શું? એ સર્વોત્તમ પ્રશ્નો છે[૩૦]. હે મહારાજ! એ રીતે અર્થવાળા અને ઉત્તમ પ્રશ્નો તે ગંધર્વે અનુક્રમે પૂછયા[૩૧]. તેને મેં કહ્યું કે, જ્યાંસુધી હું એ પ્રશ્નોના ઉત્તરનો વિચાર કરૂં ત્યાંસુધી બેઘડીવાર તમે બેસો, ત્યારે ગંધર્વ "વારૂ" એમ કહીને છાનોમાનો બેઠો[૩૨]. પછી મેં પુનઃ સરસ્વતીદેવીનું ચિંતવન કર્યું અને દહીંમાંથી ઘી કાઢેલું હોય, તેવા શ્રુતિના સારરૂપ તે પ્રશ્નોનો હું મનવડે વિચાર કરવા લાગ્યો[૩૩]. હે તાત! તે સમયે હું ઉપનિષદ્ અને પરિશિષ્ટનું મથન કરવા લાગ્યો તથા ઉત્તમ આન્વક્ષિકી વિદ્યાને જોવા લાગ્યો[૩૪]. હે રાજસિંહ! ત્રયી, વાર્તા અને દંડનીતિ, એ ત્રણ વિદ્યાઓની અપેક્ષાએ એ ચોથી વિદ્યા છે તથા તે મોક્ષને હિત કરનારી છે. એ વિદ્યા મેં તને પાછળ કહી છે, જે ચોવીસથી પર પચીસમા તત્વને આશ્રયે રહેલી છે[૩૫]. હે રાજન્! પછી મેં વિશ્વાવસુને કહ્યું કે,–તમે જે પ્રશ્ન મને પૂછયા છે તેના ઉત્તર સાંભળો[૩૬]. હે ગંધર્વના રાજા! તમે જે વિશ્વા–વિશ્વનો પ્રશ્ન પૂછયો તેમાંથી વિશ્વાનો અર્થ કહું છું. ભૂત અને ભવિષ્યરૂપી ભય (સંસાર)ને ઉત્પન્ન કરનાર અવ્યક્તને "વિશ્વા" કહે છે[૩૭]. તેની ઉત્પત્તિ ગુણમાંથી થયેલી છે માટે તે ત્રણ ગુણવાળું છે અને તેનાથી જૂદો નિષ્કલ આત્મા "વિશ્વ" કહેવાય છે. અશ્વી અને અશ્વનો જે અર્થ પૂછયો તે એવો છે કે, જેમ અશ્વી અને અશ્વના મૈથુનથી અશ્વની ઉત્પત્તિ થાય છે, તેમ માયાના વિષે પ્રતિબિંબિત ચિદાભાસથી જગતની ઉત્પત્તિ થાય છે. માટે અશ્વી અને અશ્વને મિથુન (જોડું) જાણવું[૩૮]. અવ્યક્તને "પ્રકૃતિ" કહે છે અને નિર્ગુણને "પુરૂષ" કહે છે તથા પ્રકૃતિ અને પુરૂષના યોગથી સંસાર ઉપજે છે તેજ પ્રમાણે મિત્ર તે પુરૂષ છે

અને વરૂણ તે પ્રકૃતિ છે[39]. વળી તેમજ જ્ઞાન તે પ્રકૃતિ છે અને નિષ્કલ બ્રહ્મ તે જ્ઞેય છે. અજ્ઞ તે જીવ છે અને જ્ઞ તે ઈશ્વર છે. જીવ કાર્યોપાધિવાળો છે અને ઈશ્વર કારણોપાધિવાળો છે. બન્ને ઉપાધિરહિત થવાથી નિષ્કલ બ્રહ્મરૂપ છે. માટે અજ્ઞ તથા જ્ઞ બન્ને એકજ છે[40]. હવે તેં જે પૂછ્યું કે, તપા કોણ અને અતપા કોણ? તેનો ઉત્તર આ પ્રમાણે છે કે, પ્રકૃતિને "તપા" કહે છે અને નિષ્કલ બ્રહ્મને "અતપા" કહે છે[41]. અવ્યક્તને "અવેદ્ય" કહે છે અને પુરૂષ (બ્રહ્મ)ને "વેદ્ય" કહે છે. વળી તમે ચલ શું અને અચલ શું? એમ પૂછ્યું છે તેનો ઉત્તર પણ સાંભળો[42]. ઉત્પત્તિ અને લયના કારણરૂપ પ્રકૃતિને "ચલ" કહે છે અને ઉત્પત્તિ અને લયના કર્તા પુરૂષને "નિશ્ચલ" કહે છે[43]. તેજ પ્રમાણે અવ્યકત એ અવેદ્ય છે અને પુરૂષ એ વેદ્ય છે. વળી પ્રકૃતિ જડ છે માટે તેનામાં જાણવાની સત્તા નથી અને પુરૂષ ઉપાધિરહિત હોવાથી, વૃત્તિરહિત હોવાથી અને બીજું વેદ્ય (જાણવાનું) ન હોવાથી તે પણ જાણતો નથી. માટે પુરૂષ અને પ્રકૃતિ બન્ને અજ્ઞ પણ છે, તે બન્ને નિશ્ચલ પણ છે અને તે બન્ને અક્ષય્ય પણ છે[44]. વળી તે બન્નેને "અજ" (જન્મરહિત) પણ કહે છે. કેમ કે, અધ્યાત્મશાસ્ત્રનું મનન કરીને નિશ્ચય કરવાથી તે બન્નેની ઉત્પત્તિ જણાતી નથી[45]. અજ સૃષ્ટિની ઉત્પત્તિમાં અક્ષય છે-અર્થાત્ તેનાથી સૃષ્ટિ ઉપજે છે અને લય પામે છે તથાપિ તેનો ક્ષય થતો નથી માટે તેને "અવિનાશી" કહે છે. જેનો કદાપિ ક્ષય થતો નથી એવા તે અજને "અક્ષય પુરૂષ" કહે છે[46]. જગતનો ક્ષય થાય છે ત્યારે ગુણનો ક્ષય થાય છે પણ પ્રકૃતિનો ક્ષય થતો નથી. માટે પંડિતો પ્રકૃતિને "અક્ષય" કહે છે. વળી તે જગતની ઉત્પત્તિ કરે છે માટે તેને "પ્રકૃતિ" કહે છે. એ રીતે મેં તને મોક્ષમાં હિતકર એવી આ ચોથી આન્વિક્ષિકી વિદ્યા કહી[47]. હે વિશ્વાવસુ! આન્વિક્ષિકી વિદ્યાસહિત સર્વ વેદનું અધ્યયન કરીને ગુરૂસેવા આદિ કર્મવડે પોતાના નિત્યકર્મમાં વેદોનું અધ્યયન કરવું તથા વેદાંતનું શ્રવણ-મનન કરવું[48]. હે ગંધર્વશ્રેષ્ઠ! જે પુરૂષો વેદપ્રતિપાદ્ય આત્માને જાણતા નથી તેઓ મોક્ષથી પતિત થાય છે અને વારંવાર જન્મે છે તથા મરે છે[49]. વળી જે પુરૂષ સાંગોપાંગ વેદનું અધ્યયન કરે છે તથાપિ વેદવડે વેદ્ય (જાણવા યોગ્ય) પુરૂષને જાણતા નથી તેને વેદરૂપી ભારને માત્ર વહન કરનારો જાણવો[50]. હે ગંધર્વશ્રેષ્ઠ! ઘૃતની ઇચ્છાવાળો જે પુરૂષ ગધેડીના દૂધને વલોવે છે તે પુરૂષને તેમાંથી શુદ્ધ માંખણ કે, શુદ્ધ ઘી પ્રાપ્ત થતું નથી, પરંતુ વિષ્ઠાસમાન ફીણ માત્ર પ્રાપ્ત થાય છે[51]. તેજ પ્રમાણે જે મનુષ્ય વેદને જાણનારો છતાં વેદ્ય અને અવેદ્ય એટલે બ્રહ્મ અને પ્રકૃતિને નથી જાણતો તે મૂઢ પુરૂષ માત્ર જ્ઞાનના ભારને વેહેનારો છે એમ જાણવું[52]. માટે પુરૂષે સર્વદા તેમાં આસકત થઇને પોતાના અંતરાત્માવડે પ્રકૃતિ અને પુરૂષ એ બન્નેને જાણવાં કે, જેથી વારંવાર જન્મમરણ પ્રાપ્ત થાય નહિ[53]. "કર્મકાંડમય વેદોકત ધર્મ ક્ષય કરનાર અને વારંવાર જન્મમરણ આપનાર છે" એમ વિચારીને અક્ષય એવા જ્ઞાનકાંડમાં કહેલા ધર્મમાં સ્થિતિ કરવી[54]. હે કાશ્યપ! જ્યારે પુરૂષ દિવસ-દિવસ પ્રત્યે અત્યંત ક્ષયધર્મવાળા પદાર્થોને જોઇને તેનો ત્યાગ કરે છે ત્યારે તે કેવળ આત્માસ્વરૂપ થઇને છવીસમા પરમાત્માને જુએ છે[55]. "શાશ્વત ઇશ્વર જૂદો છે અને જીવ જૂદો છે" એમ મૂઢ પુરૂષો જાણે છે, પણ વેદાંતનિષ્ઠ સત્પુરૂષો તે બન્નેને એકજ વસ્તુ દેખે છે અને તેથીજ મહત્પદાર્થની ઇચ્છાવાળા સાંખ્યજ્ઞાનીઓ જીવ અને ઇશ્વરનો ભેદ અંગીકાર કરતા નથી કેમ કે, એ ભેદ અંગીકાર કરવાથી જન્મ અને મૃત્યુના ભયનો ઉદ્વેગ પ્રાપ્ત થાય છે. યોગજ્ઞાનીઓ યદ્યપિ નિર્વિકલ્પ સમાધિમાં સર્વ કલેશરહિત, ચિન્માત્ર, નિર્વિશેષ સ્વરૂપને પામીને ઈશ્વર સાથે તેનો અભેદ માને છે[56,57]. વિશ્વાવસુ કહે છે કે:-હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ યાજ્ઞવલ્કય! તમે જે

પચીસમું તત્વ જીવ કહ્યો તે કહ્યો તેવોજ છે? અર્થાત્ તે અવિનાશી છે કે નહિ? જો જીવપણું એજ સત્ય હોય તો તેનું ઈશ્વરપણું દુર્ઘટ છે. "ઘડો વસ્ત્ર છે" એમ સિદ્ધ કરવાને શાસ્ત્ર પણ શક્તિમાન નથી. જો જીવ અસત્ હોય તો વેદનો જ્ઞાનકાંડ નિરર્થક થાય છે. માટે તમારે એનું સમાધાન કરવું જોઇએ[૫૮]. હે વિપ્રશ્રેષ્ઠ! મેં પૂર્વે જૈગીષવ્ય, અસિત, દેવલ, પરાશર અને બુદ્ધિમાન વાર્ષગણ્ય મુનિની પાસેથી સાંભળ્યું છે કે, વેદ્ય બ્રહ્મ નિત્ય છે[૫૯]. વળી ભૃગુ, પંચશિખ, કપિલ, શુક, ગૌતમ, આર્ષ્ટિષેણ, મહાત્મા ગર્ગ[૬૦]. નારદ, આસુરિ, બુદ્ધિમાન પુલસ્ત્ય, સનત્કુમાર, મહાત્મા શુક્ર અને મ્હારા પિતા કશ્યપ પાસેથી પણ પૂર્વે મેં તેવુંજ સાંભળ્યું છે. વળી તે પછી રૂદ્ર પાસેથી, બુદ્ધિમાન વિશ્વરૂપ પાસેથી, દેવતાઓ પાસેથી, પિતૃઓ પાસેથી અને દિતિના પુત્રો પાસેથી પણ મેં એવુંજ જાણ્યું છે અને તે સર્વ એમજ કહે છે કે, વેદ્ય બ્રહ્મ નિત્ય છે[૬૧-૬૩]. હે બ્રાહ્મણ! તેથી તે તત્વ હું તમારી બુદ્ધિથી સાંભળવાને ઈચ્છું છું. કેમ કે, તમે શ્રેષ્ઠ, શાસ્ત્રોના વક્તા અને બુદ્ધિમાન છો[૬૪]. તમારાથી કાંઈ અજાણ્યું નથી કેમ કે, તમે વેદના ભંડારરૂપ છો. હે બ્રાહ્મણ! દેવલોકમાં અને પિતૃલોકમાં એમ કહેવાય છે કે, તમે સાક્ષાત્ સૂર્ય નારાયણ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરી છે અને બ્રહ્મલોકમાં રહેનારા મહર્ષિઓ પણ એમજ કહે છે[૬૫-૬૬]. હે યાજ્ઞવલ્કય! હે બ્રહ્મન્! તમે સમગ્ર સાંખ્યજ્ઞાનને પ્રાપ્ત કર્યું છે અને તમે યોગશાસ્ત્રને પણ વિશેષે કરીને જાણ્યું છે[૬૭]. એથી તમે જ્ઞાની છો અને સ્થાવર-જંગમ સર્વના જાણનારા છો એમાં કાંઈ સંદેહ નથી. માટે હું તમારી પાસેથી માંખણરૂપ-ઘીના જેવું અતિ સ્વાદુ (પ્રીતિકર) તત્વજ્ઞાન સાંભળવાને ઈચ્છું છું[૬૮]. યાજ્ઞવલ્કય કહે છે કેઃ-હે ગંધર્વશ્રેષ્ઠ! તું સમગ્રજ્ઞાનને ધારણ કરનારો છે એમ હું માનું છું, તથાપિ હે રાજન્! તું મ્હારી પાસેથી જે જાણવાને ઈચ્છે છે તે હું તને મ્હારા જાણવા પ્રમાણે કહું છું તે સાંભળ[૬૯]. હે ગંધર્વ! પ્રકૃતિ જડ છે, તેમાં જાણવાની સત્તા નથી, પણ પચીસમા જીવમાં જાણવાની સત્તા છે. પ્રકૃતિ એ પચીસમા તત્વ (જીવ) ને જાણી શકતી નથી[૭૦]. જીવ પ્રકૃતિને જાણે છે માટે સાંખ્યાચાર્યો અને યોગાચાર્યો કે, જેઓ તત્વજ્ઞાનીઓ છે તેઓ વેદનાં દૃષ્ટાંત-સહિત પ્રકૃતિને "પ્રધાન" કહે છે. અર્થાત્ બોધસ્વરૂપ આત્માનું પ્રતિબિંબ પ્રકૃતિમાં પડે છે માટે તેને "પ્રધાન" કહે છે. એથી એમ સમજવું કે, ચિત્સ્વરૂપના વિષે પ્રતિબિંબિત બુદ્ધિજ "અહં" પ્રત્યયનો વિષય છે[૭૧]. હે અનઘ! ચિદાભાસથી જૂદો જે સાક્ષી, જાગ્રદાદિ અવસ્થામાં પુરૂષ અને પ્રકૃતિના વિવેકવડે ચોવીસ તત્વાત્મક વિકારને જુએ છે અને સુષુપ્ત્યાદિ અવસ્થામાં જોતો નથી, છતાં પણ તે સદા જુએજ છે. જાગ્રદાદિ અવસ્થામાં તે ચોવીસ તત્વાત્મક પ્રકૃતિને અને પચીસમા જીવને જુએ છે અને સુષુપ્તિ તથા નિર્વિકલ્પસમાધિમાં છવીસમા આત્માને જુએ છે. તાત્પર્ય કે, સાક્ષી જ્યારે સાક્ષ્ય પદાર્થની સાથે સંબંધવાળો થાય છે ત્યારે જીવ કહેવાય છે અને સંબંધરહિત થાય છે ત્યારે છવીસમો આત્મા કહેવાય છે. પચીસમો જીવ એમ માને કે, મ્હારાથી બીજો-પર કોઈ છે નહિ તથા જ્ઞાનદર્શી મનુષ્યોએ એ ચોવીસ તત્વાત્મક સમુદાયને આત્મબુદ્ધિએ જોવો નહિ. જેમ મત્સ્ય જળમાં આવે છે અને જળ વહે છે તેની સાથે તે પણ વહે છે[૭૨-૭૪]. પણ જેમ મત્સ્ય જળથી જૂદો જણાઇ આવે છે, તેમ ચોવીસ તત્વાત્મક સમુદાયથી જીવ જૂદો છે તે પણ જણાઇ આવે છે. જેમ મત્સ્ય જળમાં નિવાસ કરીને રહેવાથી, તેની સાથે સ્નેહ થવાથી અને તેના ઉપર નિરંતર અભિમાન બાંધવાથી કાળે કરીને તેમાં ડૂબી જાય છે તથા તે સમયે તે જોવામાં આવતો નથી, તેમ જીવ પણ પ્રકૃતિમાં નિવાસ કરીને રહેવાથી તેના વિષે અભિમાન કરીને પોતાનો બ્રહ્મથી અભેદ જાણતો નથી અને

દેહમાંજ લીન થઇ જાય છે, પણ જેમ મત્સ્ય કાળે કરીને બહાર નીકળે છે, તેમ જીવ પણ બ્રહ્મજ્ઞાનના સંસ્કારવાળો થાય છે; ત્યારે સંસારથી મુક્ત થાય છે. હે ગંધર્વ! જ્યારે જીવ એમ માને છે કે, હું જૂદો છું અને આ ચોવીસ તત્વાત્મક સમુદાય જૂદો છે ત્યારે તે કેવળ આત્મસ્વરૂપ થઇને છવીસમાને જુએ છે[૭૫-૭૭]. હે ગંધર્વરાજ! છવીસમો આત્મા જૂદો છે અને પચીસમો જીવ જૂદો છે. પણ દોરડીના સાપની પેઠે, પચીસમાનો બાધ કરીને સત્પુરૂષો તેને એકજરૂપે જુએ છે[૭૮]. હે કશ્યપના પુત્ર! સાંખ્યાચાર્યો અને યોગાચાર્યો જન્મ અને મૃત્યુના ભયથી ભય પામીને અચ્યુત એવા પચીસમા જીવને જોઈને આનંદ પામતા નથી કેમ કે, જીવદશામાં જન્મ-મરણનો ભય છે અને બ્રહ્મદશામાં નથી. પરંતુ પવિત્ર અને આત્મપરાયણ જ્ઞાનીઓ છવીસમા બ્રહ્મને જોઇનેજ આનંદ પામે છે[૭૯]. જ્યારે પુરૂષ કેવળ-સ્વરૂપ થઈને છવીસમાને જુએ છે ત્યારે તે સર્વજ્ઞ અને જ્ઞાની થઇને પુનર્જન્મ પામતો નથી[૮૦]. હે અનઘ! એ પ્રમાણે મેં તને શ્રુતિના પ્રમાણથી અપ્રતિબુદ્ધ એટલે પ્રધાન, બુદ્ધમાન એટલે જીવ અને બુદ્ધ એટલે બ્રહ્મ વિષે તત્વથી કહ્યું[૮૧]. જે પુરૂષ દ્રષ્ટા અને દૃશ્યને, કલ્યાણને, દૃષ્ટિ તથા દૃશ્યના ભેદને, કેવળ અને અકેવળ સ્વરૂપને તથા જીવને અને પરમાત્માને પણ નિર્વિ-કલ્પપણાથી જોતો નથી તે બ્રહ્મસ્વરૂપ થાય છે[૮૨]. વિશ્વાવસુ કહે છે કેઃ-હે વિભો! તમે મને સત્ય, શુભ, કલ્યાણકારી અને રૂડું બ્રહ્મજ્ઞાન બરાબર રીતે કહ્યું, માટે નિરંતર તમારૂં કલ્યાણ થાઓ અને તમે અક્ષય રહો. તમારૂં મન સદૈવ જ્ઞાનથી યુક્ત રહે છે એમ હું જાણું છું[૮૩]. યાજ્ઞવલ્કય કહે છે કેઃ-એ પ્રમાણે કહીને તે મહાત્મા ગંધર્વ પરમ સંતોષથી આનંદ પામીને મ્હારી પ્રદક્ષિણા કરી અને શોભાયમાન કાંતિથી વિરાજમાન થતો તે સ્વર્ગમાં ગયો[૮૪]. અને બ્રહ્મલોકાદિ આકાશમાં ગમન કરનારા, પૃથ્વીમાં વસનારા તથા પાતાળમાં વસનારા જે લોકો કલ્યાણના માર્ગને આશ્રયે રહેલા છે તેઓને આ શાસ્ત્ર બતાવવા લાગ્યો[૮૫]. જે સાંખ્યા-ચાર્યો સાંખ્યધર્મ ઉપર પ્રીતિવાળા છે તથા જે યોગાચાર્યો યોગધર્મ ઉપર પ્રીતિવાળા છે, તેમજ જે મનુષ્યો મોક્ષની ઇચ્છાવાળા છે; તેઓને આ શાસ્ત્ર પ્રત્યક્ષ ફળ આપનારૂં છે[૮૬]. હે રાજસિંહ! જ્ઞાનથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે. હે નરેંદ્ર! અજ્ઞાનથી પ્રાપ્ત નથીજ થતો, એમ પંડિતોનું કહેવું છે. માટે પુરૂષે જેથી જન્મ-મૃત્યુથી છૂટકો થાય એવા જ્ઞાનનું તત્વથી અન્વેષણ (શોધન) કરવું[૮૭]. એવી રીતે અન્વેષણ કરતાં બ્રાહ્મણ પાસેથી, ક્ષત્રિય પાસેથી, વૈશ્ય પાસેથી કે, છેવટ નીચ (શૂદ્ર) પાસેથી પણ નિરંતર જ્ઞાન પ્રાપ્ત કરવું. જ્ઞાન પ્રાપ્ત કરીને તે ઉપર શ્રદ્ધા દૃઢ કરવી. જે એ જ્ઞાન ઉપર શ્રદ્ધા રાખે છે તેને જન્મ-મૃત્યુ પ્રાપ્ત થતાં નથી[૮૮]. સર્વ વર્ણના લોકો અને બ્રાહ્મણો બ્રહ્મથી ઉત્પન્ન થયેલા છે. તે સર્વ નિરંતર બ્રહ્મનો ઉચ્ચાર કરે છે. હું જે તને તત્વજ્ઞાન કહું છું તે પણ બ્રહ્મબુદ્ધિથી કહું છું અને આ સઘળું વિશ્વ પણ બ્રહ્મજ છે[૮૯]. બ્રહ્મના મુખથી બ્રાહ્મણ ઉત્પન્ન થયા છે, બાહુઓથી ક્ષત્રિયો ઉત્પન્ન થયા છે, નાભિથી વૈશ્ય ઉત્પન્ન થયા છે અને ચરણથી શૂદ્ર ઉત્પન્ન થયા છે. સર્વ વર્ણ એજ પ્રકારે ઉત્પન્ન થઈ છે, બીજે પ્રકારે ઉપજી નથી[૯૦]. હે રાજન્! મનુષ્યો પોતાના અજ્ઞાન-વડે તે તે કર્મયોનિને પ્રાપ્ત થાય છે અને તેમાંથી નાશ પામે છે અને તેજ રીતે સર્વ વર્ણો પણ પોતાના ઘોર અજ્ઞાનથી પ્રકૃતિમય યોનિ-સમુદાયને પામે છે. તેઓને જન્મ-મૃત્યુ પ્રાપ્ત થાય છે[૯૧]. માટે સર્વ પ્રકારે ત્હારે જ્ઞાનનો શોધ કરવો ઘટે છે અને તે જ્ઞાન સર્વત્ર છે એમ મેં તને પૂર્વે કહ્યું છે. હે નરેંદ્ર! જે બ્રાહ્મણ તે જ્ઞાનમાં સ્થિતિવાળો હોય અથવા ક્ષત્રિયાદિ બીજો પણ કોઇ તે જ્ઞાનમાં સ્થિતિવાળો હોય તો તેને નિરંતર મોક્ષ પ્રાપ્ત થાય છે[૯૨]. હે રાજન્! એ રીતે તેં મને જે પૂછ્યું, તેનો મેં તને ઉપદેશ કર્યો માટે તું આ

બ્રહ્મજ્ઞાનરૂપ અર્થનો પાર પામ; મેં તને તે રૂડે પ્રકારે કહ્યો છે. હવે ત્હારૂં સદૈવ કલ્યાણ હો[૯૩]. ભીષ્મ કહે છે કેઃ–બુદ્ધિમાન યાજ્ઞવલ્કયે એ પ્રમાણે ઉપદેશ કર્યો તેથી મિથિલાનો અધિપતિ દેવરાત રાજા મનમાં ઘણો આનંદ પામ્યો અને તે (મુનિ)ની પ્રદક્ષિણા કરી ચરણમાં પડયો[૯૪]. પછી મુનિ ગયા તે સમયે મોક્ષને જાણનારા દેવરાત રાજાએ ત્યાં બેસીનેજ એક કોટિ ગાયો, સુવર્ણ અને એક પોશ ભરીને રત્ન બ્રાહ્મણોને આપ્યાં[૯૫,૯૬]. તે પછી મિથિલાપતિએ વિદેહનું રાજ્ય પોતાના પુત્રને સોંપીને અને સંન્યસ્ત ગ્રહણ કરીને નિવાસ કર્યો[૯૭] તેણે સાંખ્યશાસ્ત્રનું અધ્યયન કર્યું અને સમગ્ર યોગશાસ્ત્રનું પણ અધ્યયન કર્યું તથા હે રાજેંદ્ર! તે પ્રકૃતિથી ઉપજેલા ધર્મ અને અધર્મનો તિરસ્કાર કરવા લાગ્યો[૯૮]. હે રાજેંદ્ર! તે દેવરાત રાજા "હું ત્રણ પ્રકારના પરિછેદશૂન્ય છું" એમ મનમાં નિશ્ચય કરીને તથા "ધર્મ-અધર્મ, પુણ્ય–પાપ, સત્ય–અસત્ય, જન્મ–મૃત્યુ, એ સર્વ પ્રકૃતિથી ઉપજેલાં અને મિથ્યા છે" એમ જાણીને કેવળ બ્રહ્મનુંજ ચિંત્વન કરવા લાગ્યો[૯૯,૧૦૦]. હે રાજન્! યોગીઓ આ સર્વ વિશ્વને ધર્માદિ વ્યક્તનું અને બુદ્ધયાદિ અવ્યકતનું કાર્ય જૂએ છે અને પોતાના શાસ્ત્રવડે જેઓએ એ લક્ષણનો નિશ્ચય કર્યો છે એવા સાંખ્યજ્ઞાનીઓ જાણે છે. બ્રહ્મ ઇષ્ટ અને અનિષ્ટથી વિમુક્ત છે, પરથી પણ પર છે, વૃક્ષની પેઠે અચલ છે, નિત્ય છે અને પવિત્ર છે, એમ પંડિતો કહે છે માટે તું પણ પવિત્ર થા. જે કોઇ આપે છે તે બ્રહ્મ આપે છે, જે પામે છે તે બ્રહ્મ પામે છે, જે એમ માને છે કે, મેં આપ્યું તે પણ બ્રહ્મજ માને છે, જે દાન કરે છે તે બ્રહ્મ કરે છે અને પ્રતિગ્રહ કરે છે તે પણ બ્રહ્મ કરે છે, એ રીતે તું માન. હે નરશ્રેષ્ઠ! પોતે પણ આત્મા છે અને પોતાનું પણ આત્મા છે, આત્મા એકજ છે, માટે બીજો કોણ હોઈ શકે? ત્હારે નિરંતર એવી રીતે માનવું. પણ બીજે પ્રકારે–એથી ઉલટું માનવું નહિ[૧૦૧-૧૦૪]. જે પુરૂષ સગુણ અને નિર્ગુણ અવ્યક્તને જાણતો નથી તેવા પુરૂષે તીર્થનું સેવન કરવું અને યજ્ઞોનું ઉપાસન કરવું[૧૦૫]. હે કુરૂનંદન! સ્વાધ્યાયનું પઠન કરવાથી, તપ કરવાથી કે, યજ્ઞ કરવાથી અવ્યક્તનું સ્થાન પ્રાપ્ત થતું નથી, માત્ર અવ્યક્તને જાણવાવડેજ તેનું સ્થાન પ્રાપ્ત થાય છે[૧૦૬]. તેમજ શાસ્ત્રમાં આસક્ત પુરૂષો કે, જેઓ અવ્યકતથી પર, જન્મ–મૃત્યુથી રહિત, મુક્ત અને સત્ તથા અસત્થી રહિત નિત્ય તત્વને જાણે છે તેઓ મહત્ના સ્થાનને, અહંકારના સ્થાનને અને અહંકારથી પર જે સ્થાનો છે, તેને પણ પોતાની ઇચ્છા પ્રમાણે પામે છે[૧૦૭,૧૦૮]. હે રાજન્! એ જ્ઞાન મેં જનક રાજા પાસેથી પ્રાપ્ત કર્યું છે, તે રાજાએ પણ યાજ્ઞવલ્કય પાસેથી પ્રાપ્ત કર્યું છે. એ જ્ઞાન જેવું શ્રેષ્ઠ છે તેવા યજ્ઞો શ્રેષ્ઠ નથી. પુરૂષ જ્ઞાનવડે સંકટમાંથી તરી જાય છે પણ યજ્ઞવડે તરી શકતો નથી[૧૦૯]. હે રાજન્! "સંકટ, જન્મ તથા મૃત્યુ, એ સર્વ અભૌતિક છે" એમ જ્ઞાનીપુરૂષો કહે છે. યજ્ઞોવડે તે મટતાં નથી. પ્રાણી, યજ્ઞ, તપ, નિયમ અને વ્રતો આચરવાથી તો સ્વર્ગને પામીને પુનઃ પૃથ્વી ઉપર પડે છે[૧૧૦]. માટે તું પરમ પવિત્ર, કલ્યાણકારી, મોક્ષસ્વરૂપ, નિર્મળ, શુદ્ધ અને પરમક્ષેત્રને જાણીને તેનું ઉપાસન કર. હે રાજન્! મનુષ્ય જ્ઞાનયજ્ઞરૂપી તત્વનું ઉપાસન કરવાવડે શોકરહિત થાય છે અને તું પણ તેનું ઉપાસન કરવાવડે ઋષિ થઈશ[૧૧૧]. પૂર્વે યાજ્ઞવલ્કયે જનકરાજાના માટે જે ઉપનિષદનું કથન કરેલું છે તથા જે તત્વને શાશ્વત અને અવિનાશી ગણેલું છે તે તત્વ શુભ અને મોક્ષસ્વરૂપ છે તથા તે શોકનો નાશ કરીને આનંદ આપે છે[૧૧૨].

॥ यदुपनिषदमुपाकरोत्तथासौ जनकनृपस्य पुरा हि याज्ञवल्क्यः ॥

॥ यदुपगणितशाश्वताव्ययं त च्छुभममृतत्वमशोकमर्च्छेति ॥ ११२ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० मा० याज्ञवल्क्यजनकसंवादे शतोपरि षट्चत्वारिंशत्तमोऽध्यायः ॥ १४६ ॥

## અધ્યાય ૧૪૭ મો–પંચશિખ અને જનકરાજાનો સંવાદ.

**युधिष्ठिर उवाच ॥ ऐश्वर्यं वा महत्प्राप्य धनं वा भरतर्षभ ॥**
**॥ दीर्घमायुरवाप्याथ कथं मृत्युमतिक्रमेत् ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે કેઃ–હે ભરતશ્રેષ્ઠ ! મનુષ્ય મોટું ઐશ્વર્ય પામીને, ઘણું ધન પામીને અથવા દીર્ઘ આયુષ્ય પામીને પણ મૃત્યુને શી રીતે ઉલ્લંઘી શકે ? તે મને કહો[1]. મોટું તપ કરવાવડે, મોટું કર્મ કરવાવડે, મોટી વિદ્યા પ્રાપ્ત કરવાવડે અથવા રસાયનાદિનો પ્રયોગ યોજવાવડે કે, શાવડે વૃદ્ધાવસ્થા અને મૃત્યુ પ્રાપ્ત થાય નહિ ?[2] ભીષ્મ કહે છે કેઃ–આ વિષે પણ "પંચશિખ" નામના ભિક્ષુ અને જનકના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[3]. વિદેહનો રાજા જનક એક સમયે વેદને જાણનારાઓમાં શ્રેષ્ઠ "પંચશિખ" નામના મહર્ષિને ધર્મ અને અર્થસંબંધી સંશય પૂછવા લાગ્યો કે,–હે ભગવન્ ! જરા અને મૃત્યુનું ઉલ્લંઘન કયા આચરણવડે વર્તવાથી કરી શકાય ? અથવા કયા તપવડે કે, કયી બુદ્ધિવડે કે, કયા જ્ઞાનવડે જરા અને મૃત્યુનું ઉલ્લંઘન કરી શકાય ?[4,5]. એવું સાંભળીને અપરોક્ષ બ્રહ્મને જાણનાર તે પંચશિખઋષિએ ઉત્તર દીધો કે, જરા અને મૃત્યુની નિવૃત્તિ થઇ શકતી નથી અને તેમની અનિવૃત્તિ પણ કોઈ પ્રકારે થઈ શકતી નથી[6]. દિવસો, માસ કે, રાત્રિઓની નિવૃત્તિ થતી નથી, પણ જે ચલ અથવા અસ્થિર ભૂતાત્મક દેહી છે તે નિશ્ચય અથવા સ્થિર માર્ગ ઉપર અનંતકાળ પર્યંત ચાલ્યો જાય છે[7]. એ કાળરૂપી પ્રવાહવડે સર્વ પ્રાણીઓ નિરંતર તણાયાં જાય છે અને તેજ કાળ સર્વ પ્રાણીનો નાશ કરનાર છે. કાળરૂપી સમુદ્રમાં તરવાનું વહાણ નથી, તેથી સર્વ પ્રાણી તેમાં વહ્યાં જાય છે અને ડૂબે છે[8]. તે સાગરમાં રહેલા જરા અને મૃત્યુરૂપી મોટા મગરથી પણ તેને કોઇ છોડાવી શકતું નથી. તેને કોઇ શરણ આપતું નથી તેમ કાળ મહાસાગરમાં તે પણ કોઈને શરણ આપતો નથી–કોઇ કોઈનું રક્ષણ કરતું નથી[9]. આ લોકમાં સ્ત્રીઓ અને અન્ય સંબંધીજનોની સાથે જે સમાગમ થાય છે તે માર્ગમાં મળેલાં પ્રવાસીના સમાગમ જેવો છે. આ લોકમાં અનંતકાળ પર્યંત કોઇનો સમાગમ કોઈની સાથે રહ્યો હોય એમ પૂર્વે પણ કોઈ વખત બનેલું નથી[10]. જેમ વાયુવડે વાદળાંના સમુદાય ઉત્પન્ન થાય છે, આગળ ઠેલાય છે, સ્થિર રહે છે અને પડે છે, તેમ કાળવડે પ્રાણીનો સમુદાય પણ ઉત્પન્ન થાય છે, ગતિ કરે છે, સ્થિર રહે છે અને નાશ પામે છે[11]. જરા અને મૃત્યુ પ્રાણીઓને ભક્ષણ કરનારાં બે વરૂ જેવાં છે તથા તે, બળવાન અને દુર્બળ તથા મોટા અને નાના સર્વનું ભક્ષણ કરી જાય છે[12]. એ રીતે નાશવંત પ્રાણીઓમાં ભૂતાત્મા બ્રહ્મ સદૈવ નિત્યરૂપે રહેલું છે તે નાશ પામતું નથી. માટે મનુષ્યોનો જન્મ થવાથી હર્ષ કેમ પામવો અને મૃત્યુ પામવાથી શોક કેમ કરવો ?[13] માટે, હું ક્યાંથી આવ્યો ? હું કોણ છું ? હું ક્યાં જઇશ ? હું કોનો છું ? હું શામાં રહેલો છું ? હું ક્યાં જન્મ પામીશ ? એ રીતે તું શોક શા માટે કરે છે ? અને શાનો શોક કરે છે ?[14] સ્વર્ગ અને નરકનો દ્રષ્ટા ત્હારા વિના બીજો કોણ છે ? અર્થાત્ સ્વર્ગ–નરકાદિ સર્વ ત્હારૂં દૃશ્ય છે અને તું તેનો દ્રષ્ટા છે. માટે શાસ્ત્રોનું ઉલ્લંઘન ન કરીને દાન કરવું અને યજ્ઞ કરવા[15].

**॥ द्रष्टा स्वर्गस्य कोन्योस्ति तथैव नरकस्य च । आगमांस्त्वनतिक्रम्य दद्याचैव यजेत च ॥१५॥**

**इति श्रीमहा० शां० मो० ७० गु० भा० पंचशिखजनकसंवादे शतोपरि सप्त चत्वारिंशोऽध्यायः ॥ १४७ ॥**

## અધ્યાય ૧૪૮ મો–સુલભા અને જનકનો સંવાદ.

**યુધિષ્ઠિર ઉવાચ** ॥ अपरित्यज्य गार्हस्थ्यं कुरु राजर्षिसत्तम ॥
॥ कः प्राप्तो विनयं बुद्धया मोक्षतत्त्वं वदस्व मे ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ–હે કુરૂવંશમાં રાજર્ષિશ્રેષ્ઠ! ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યા વિના બુદ્ધિના લયના સ્થાનરૂપ મોક્ષતત્વને કોણ પામ્યો? તે કહો[1]. વળી આત્મા જે રીતે લિંગ દેહને તજે છે તથા જે રીતે સ્થૂલ દેહસ્વરૂપને તજે છે, તે મને કહો. વળી મોક્ષનું સર્વોત્તમ તત્વ શું છે? તે પણ મને કહો[2]. ભીષ્મ કહે છે કેઃ–હે ભારત! આ વિષે પણ જનક અને સુલભાના સંવાદરૂપ પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[3]. પૂર્વે મિથિલામાં "ધર્મધ્વજ" નામનો એક જનકવંશનો રાજા થયો હતો તે એમ માનતો હતો કે, સંન્યાસ-(ત્યાગ)નું ફળજ ઉત્તમ છે[4]. તેણે વેદનું અધ્યયન કર્યું હતું તથા પોતાના શાસ્ત્રમાં એટલે દંડનીતિ આદિમાં પણ શ્રમ લીધેલો હતો. એવો તે રાજા પોતાની ઇંદ્રિયોને નિયમમાં રાખીને પૃથ્વીનું પાલન કરતો હતો[5]. હે પુરૂષેશ્વર! તેની સાધુવૃત્તિને સાંભળીને વેદને જાણનારા બીજા જ્ઞાની પુરૂષો લોકોમાં તેની સાધુવૃત્તિની સ્પૃહા કરતા હતા[6]. હવે તે સત્યયુગના સમયમાં યોગધર્મનું અનુષ્ઠાન કરનારી એક "સુલભા" નામે *સંન્યાસિની પૃથ્વીમાં ફરતી હતી[7]. એ સ્ત્રીએ આ સઘળા જગતમાં ફરતાં ફરતાં ત્રિદંડી સંન્યાસીઓના મુખથી સાંભળ્યું કે, મિથિલાનો રાજા મોક્ષધર્મમાં બહુ કુશળ છે[8]. એવી રીતે અતિશય સૂક્ષ્મ એવી તે (જનક)ની વાતોને સાંભળીને "તે સત્ય હશે કે, નહિ?" એવો તેને સંશય થયો અને તેથી તેના મનમાં જનકનું દર્શન કરવાનો વિચાર થયો[9]. પછી તેણે પોતાના સંન્યાસિનીના પૂર્વરૂપને પોતાના યોગસામર્થ્યથી તજીને અત્યંત સુંદર અને ખામી વગરનું બીજું રૂપ ધારણ કર્યું[10]. પછી તે સુંદર ભ્રમરવાળી તથા કમળસમાન નેત્રવાળી સ્ત્રી, નેત્ર મીંચીને ઉઘાડે તેટલી વારમાં અતિ વેગવાળા અસ્ત્રની ગતિની પેઠે ગમન કરીને વિદેહરાજાની નગરીમાં ગઇ[11]. પછી અનેક મનુષ્યોની વસ્તીથી ભરપૂર અને રમણીય મિથિલા નગરીમાં ગયા પછી તેણીએ ભિક્ષાવૃત્તિના બહાને જનકરાજાનું દર્શન કર્યું[12]. રાજા પણ તેના અતિશય સુકુમાર શરીરને જોઇને મનમાં અત્યંત વિસ્મય પામી વિચારવા લાગ્યો કે, આ સ્ત્રી કોણ છે? કોની છે? અને ક્યાંથી આવી છે?[13] પછી રાજાએ તેનો આદર–સત્કાર કરીને ઉત્તમ આસન આપ્યું તથા તેના ચરણ ધોઇને તેનું પૂજન કર્યું અને ઉત્તમ અન્ન આપીને તેને તૃપ્ત કરી[14]. ભોજનથી તૃપ્ત થઇને પ્રસન્ન થયેલી સંન્યાસિની સુલભાએ પછી મંત્રિઓથી વીંટાયલા તે રાજાને સર્વ ભાષ્ય જાણનારાઓની મધ્યે મોક્ષધર્મસંબંધી પ્રશ્ન કર્યા[15]. તે વખતે સુલભાને સંશય થયો કે, આ જનક રાજા મુક્ત છે કે, નહિ? પછી તે જાણવાને માટે યોગને જાણનારી તે સ્ત્રીએ પોતાના બુદ્ધિસત્વવડે રાજાના બુદ્ધિસત્વમાં પ્રવેશ કર્યો[16]. પોતાનાં બન્ને નેત્રવડે અને તેનાં કિરણવડે રાજાનાં નેત્રને અને તેનાં કિરણોને બાંધીને તેને પ્રશ્ન કરવાને ઇચ્છતી સુલભાએ તેને યોગબંધનથી બાંધી લીધો[17]. હે નૃપશ્રેષ્ઠ! જનક રાજાએ પણ પોતાના અજેયપણાનો ગર્વ કરીને તથા "હું રાજાને બોલતો બંધ કરીશ" એવા સુલભાના આશયનો પરાજય કરીને પોતાના આશયવડે તેના આશયને ગ્રહણ કર્યો[18]. પછી એકજ દેહમાં જેણે છત્રાદિ સ્થૂલ દેહના ઉપસ્કરનો ત્યાગ કર્યો છે એવા રાજાનો તથા ત્રિદંડયુક્ત સુલભાનો સંવાદ થયો તે

* આથી સ્ત્રીઓને પણ વિવાહની પૂર્વે અથવા વૈધવ્ય પ્રાપ્ત થયા પછી સંન્યાસનો અધિકાર હતો એમ જણાય છે.

સાંભળો[19]. ( અર્થાત્ જનકના દેહમાં પ્રવેશ કર્યાથી બન્નેએ સ્થૂલ દેહનો ઉપસ્કર તજ્યો હતો પરંતુ તેમના સૂક્ષ્મ દેહનો સંવાદ થયો તે આ રીતે છે. આખ્યાનનું તાત્પર્ય એ છે કે, જેમ એક ઘરમાં બે મનુષ્ય રહે છે તેમ એકજ સ્થૂલ કે, સૂક્ષ્મ દેહમાં પણ બે જીવ રહી શકે છે. માટે સ્થૂળ-સૂક્ષ્મ એ જીવનાં ઘર છે પણ તેજ આત્મા નથી, એમ હોવાથી પોતે તેથી પરાભવ પામ્યો નથી એમ બતાવીને ) જનક કહે છે કે:-હે ભગવતિ ! તેં આ સંન્યાસચર્યા ક્યાં ગ્રહણ કરી ? ત્હારે ક્યાં જવાની ઇચ્છા છે ? તું કોની છે ? અને તું ક્યાંથી આવી છે ? ( એ રીતે રાજાએ તેને પૂછ્યું )[20]. બીજા મનુષ્યની વિદ્વત્તા, વય અને જ્ઞાતિ પૂછ્યાવિના માલૂમ પડતી નથી, માટે એ સંબંધી હું તને પૂછું છું અને ત્હારે તે મને નિવેદન કરવું યોગ્ય છે[21]. હું છત્રાદિ રાજ્યના ઉપસ્કરથી મુક્ત છું એમ તું મને તત્વથી જાણજે અને હું એવો છું માટે તને જાણવાને ઇચ્છું છું. કેમ કે, તું માન આપવા યોગ્ય છે, એમ હું માનું છું અથવા તને જાણવાને મ્હારે પ્રમાણુની જરૂર છે, એમ હું માનું છું[22]. પૂર્વે મને જેનાથી વૈશેષિકશાસ્ત્ર પ્રાપ્ત થયું છે અને જેનો બીજો કોઈ વકતા છે નહિ, તે મોક્ષજ્ઞાન તું મ્હારી પાસેથી સાંભળ[23]. પરાશરનો સગોત્ર વૃદ્ધ મહાત્મા “ પંચશિખ ” નામે સંન્યાસી છે તેનો હું પરમ શ્રેષ્ઠ શિષ્ય છું[24]. તે સાંખ્યજ્ઞાનમાં, યોગશાસ્ત્રના જ્ઞાનમાં અને પૃથ્વીનું પાલન કરવાના વિધિમાં-અર્થાત્ જ્ઞાન, ઉપાસના અને કર્મકાંડરૂપ ત્રણ પ્રકારના મોક્ષ ધર્મમાં જ્ઞાનવાળા અને છિન્નસંશય ( સંશય વિનાના ) છે[25]. તે સંન્યાસી શાસ્ત્રમાં કહેલા માર્ગે આચરણ કરતા કરતા, આ પૃથ્વી ઉપર ફરતા હતા. તે એક સમયે પૂર્વે વર્ષાઋતુના ચાર મહિના મ્હારી પાસે સુખથી રહ્યા હતા[26]. એ સાંખ્યાચાર્યોમાં મુખ્ય ઋષિ કે, જેમણે તત્વજ્ઞાન સારી રીતે જાણેલું હતું. તેમણે મને યથાર્થ ત્રણ પ્રકારના મોક્ષનું શ્રવણ કરાવ્યું અને રાજ્યથી મને ચલાયમાન કર્યો નહિ[27]. એથી હું વિષયો ઉપરથી પ્રીતિને તજી દઇને અને પરમપદમાં સ્થિતિ કરીને મોક્ષ આપનારી ત્રણ પ્રકારની વૃત્તિને સ્ખલિત કર્યાવિના કર્મ આચરૂં છું[28]. એ મોક્ષનો પરમવિધિ વૈરાગ્ય છે અને તે વૈરાગ્ય કે, જેથી મુકિત થાય છે-તે જ્ઞાનથીજ પ્રાપ્ત થાય છે[29]. પ્રાણી જ્ઞાન પ્રાપ્ત થવાવડે યત્ન કરે છે, યત્ન કરવાથી મોટો પદાર્થ પ્રાપ્ત થાય છે. મોટો પદાર્થ પ્રાપ્ત થવાથી સુખ-દુઃખાદિ દ્વંદ્વનો નાશ થાય છે. સુખ-દુઃખનો નાશ થવાથી સિદ્ધિ ( મોક્ષસિદ્ધિ ) પ્રાપ્ત થાય છે અને સિદ્ધિથી મૃત્યુને જીતી શકાય છે. આ લોકમાં હું મોહને તજીને અને સંગનો ત્યાગ કરીને ફરૂં છું તેથી નિર્દ્વંદ્વપણારૂપ પરમ શ્રેષ્ઠ બુદ્ધિ મને પ્રાપ્ત થઈ છે[30,31]. જેમ ખેડીને પોચા કરેલા અને જળથી ડૂબાવી ભીના કરેલા ખેતરમાં વાવેલા બીજનો અંકુર ફૂટે છે, તેમ એક દેહમાં રહીને કરેલા કર્મનો પુનર્જન્મરૂપ અંકુર ફૂટે છે[32]. તેમજ તપાવેલું બીજ પણ મૃત્તિકાના ઠીકરામાં કે, બીજી ત્રીજી ગમે તે જગ્યોએ પડીને પણ કદાચિત અંકુર ઉત્પન્ન કરવાના હેતુરૂપ થાય છે. પરંતુ જો બીજનોજ નાશ થયો હોય તો પુનઃ અંકુર ઉપજતો નથી[33]. તેમ ભગવાન પંચશિખમુનિએ જ્ઞાનવડે મ્હારા વાસનાબીજને નાશ કર્યું છે માટે વિષયોમાં અંકુરિત થતું નથી[34]. મ્હારૂં મન શત્રુવધાદિ અનર્થમાં કે, સ્ત્રી આદિના પરિગ્રહમાં પ્રીતિવાળું થતું નથી, તેમજ પ્રીતિ અને દ્વેષ એ સર્વને વ્યર્થ માનીને તેમાં પણ મ્હારૂં મન આસકત થતું નથી[35]. જો કોઈ મ્હારા જમણા હાથને ચંદન ચોપડે અને ડાબા હાથને વાંસલાવડે છોલવા માંડે તોપણ મ્હારા મનમાં તે બન્ને કર્મ સમાન છે[36]. એ રીતે હું પૂર્ણકામ છું અને તેથી સુખી છું. મ્હારા મનથી મૃત્તિકાનું ઢેફું, પથ્થરો અને સોનું એ સઘળું સરખું છે. હું સર્વ સંગથી મુક્ત થઇને રાજ્યાસન ઉપર રહેલો છું તથા તેથી હું અન્ય ત્રિદંડીઓથી વિશેષ મોટો છું[37]. મોક્ષશાસ્ત્રને જાણનારા પુરૂષોએ મોક્ષમાં ત્રણ પ્રકારની સ્થિતિ

કહેલી છે, એક જ્ઞાન, બીજી ઉપાસના અને ત્રીજું કર્મ. તેમાંથી લોકોત્તર જ્ઞાન અને કર્મનો સર્વથા ત્યાગ કરવો એને કેટલાક મોક્ષશાસ્ત્રને જાણનારા આચાર્યો "જ્ઞાનનિષ્ઠા" કહે છે. તેમજ કેટલાક સૂક્ષ્મદર્શી મુનિઓ જ્ઞાનને તજીને કર્મજ કરવું એને "કર્મનિષ્ઠા" કહે છે અને તેનેજ શ્રેષ્ઠ માને છે[૩૮,૩૯]. પણ મહાત્મા પંચશિખે તો કેવળ જ્ઞાન અને કેવળ કર્મ એ બન્નેથી યુક્ત ત્રીજી નિષ્ઠા કહેલી છે. તે એ કે, કર્મથી ઉપકાર થતાં છતાંપણ કર્મની અપેક્ષા ન રાખવી અને કર્મનું પ્રયોજન ન છતાં પણ તેનો ત્યાગ ન કરવો[૪૦]. એ નિષ્ઠાવાળા પુરૂષો યમ, નિયમ, કામ, દ્વેષ, પરિગ્રહ, માન, દંભ, સ્નેહ, એ સર્વ વિષયોમાં બીજા પોતાના કુટુંબીઓના જેવાજ રહે છે, છતાં તેઓની બુદ્ધિ એ સર્વના વિષે સમાન છે[૪૧]. જો જ્ઞાનવડે ત્રિદંડનું ધારણ કરવામાંજ મોક્ષ છે તો, તેજ જ્ઞાનવડે છત્રધારણ કરવામાં મોક્ષ કેમ નહિ હોય ? કેમ કે, ત્રિદંડધારણ અને છત્રધારણ એ બન્નેનું ગ્રહણ તો સરખુંજ છે[૪૨]. માટે જે જે કારણવડે જે જે કર્મમાં જેને જેને અર્થ હોય તે તે કારણવડે તે તે કર્મમાં પોતાના સ્વાર્થનું ગ્રહણ કરવામાં મનુષ્ય પ્રવૃત્ત થાય છે—તે તે વસ્તુનું આલંબન કારણપરત્વે કરે છે. પણ તેમાં જો આસક્તિ નથી હોતી તો તે બંધનનો હેતુ નથી; માત્ર આસક્તિ બંધનનો હેતુ છે[૪૩]. જે પુરૂષ ગૃહસ્થાશ્રમમાં દોષને દેખીને બીજા આશ્રમમાં જાય છે તો તે એક પરિગ્રહ તજીને બીજા પરિગ્રહને ધારણ કરે છે; પણ તેથી તે કાંઈ સંગથી મુક્ત થતો નથી[૪૪]. *નિજગ્રહ અને અનુગ્રહ કરવારૂપ અધિપતિપણું સમાન હોવાથી સંન્યાસીઓ પણ રાજાઓના સરખાજ છે તો તેઓ કયા હેતુવડે મુક્ત થઈ શકે ? પરંતુ અધિપતિપણું છતાં, કેવળ જ્ઞાનવડેજ ઉત્તમ દેહમાં રહીને સર્વ પાપથી તેઓ મુક્ત થાય છે[૪૫,૪૬]. ભગવાં વસ્ત્ર ધારણ કરવાં, મસ્તક મુંડાવવું, ત્રિદંડધારણ કરવા, કમંડળ ઝાલવું, એ સર્વ ચિહ્ન ઉન્માર્ગભૂત છે, પણ કાંઇ મોક્ષનાં હેતુ નથી, એવી મ્હારી બુદ્ધિ છે[૪૭]. વારૂ, કદાપિ એવાં ચિહ્ન છતાં પણ જો મોક્ષનું કારણ જ્ઞાનજ છે તો દુઃખનો મોક્ષ થવાને માટે માત્ર ચિહ્ન નિરર્થકજછે[૪૮]. અથવા જો "ચિહ્નધારણ કરવાથી દુઃખ ઓછું થશે" એમ માનીને ચિહ્ન ધારણ કર્યા હોય તો, તેજ દુઃખ ઓછું થવારૂપ અર્થ છત્રાદિ રાજ્યચિહ્ન ધારણ કરવાથી નથી થતો શું ? માટે સર્વનો ત્યાગ કરવાથી મોક્ષ નથી અને કોઈ વસ્તુનો પરિગ્રહ કરવાથી બંધન નથી[૪૯]. દ્રવ્યાદિનો સંગ્રહ કરવા છતાં કે, સર્વનો ત્યાગ કરવા છતાં પણ પ્રાણીમાત્ર જ્ઞાનવડેજ મુક્ત થાય છે[૫૦]. માટે હું ધર્મ, અર્થ, કામ અને રાજ્યપરિગ્રહ, એ સર્વ બંધનના સ્થાનમાં રહેલો છતાં પણ મને બંધન વિનાના સ્થાનમાં રહેલો જાણજે[૫૧]. રાજ્યના ઐશ્વર્યરૂપી પાશ કે, જે સ્નેહરૂપી બંધનથી બંધાયલો છે, તેને મોક્ષરૂપી પથ્થર ઉપર ઘસીને તીક્ષ્ણ કરેલા ત્યાગરૂપી ખડ્ગથી મેં કાપી નાખ્યો છે[૫૨]. હું એવો મુક્ત છું તથાપિ તને યોગના પ્રભાવવાળી જોઇને ત્હારા વિષે મ્હારો આદર થયો છે. હે ભિક્ષુકિ ! તથાપિ ત્હારો વર્ણ યોગને યોગ્ય નથી તે હું તને કહું છું. સાંભળ[૫૩]. ત્હારા વિષે સુકુમારતા છે, રૂપ છે, શરીર સુંદર છે અને યુવાવસ્થા છે. ત્હારા વિષે યોગમાં અસંભવિત એ સર્વ છે અને તેની સાથે વળી નિયમ (યોગ) પણ છે એ વિષે મને મોટો સંશય છે[૫૪]. ત્હારામાં ત્રિદંડધારણને યોગ્ય શરીરશોષણાદિ જણાતું નથી તેથી "આ મુક્ત હશે કે, નહિ ?" એમ મ્હારી સભા સંશયયુક્ત થઇ છે—અર્થાત્ બીજાને સંશયયુક્ત કરવા તથા જે સ્થિતિને જે ઘટે તેવો વેશ ન રાખવો એ મુક્તનું લક્ષણ નથી[૫૫]. તું કહેશે કે, જેમ નંદિનિએ દિલીપના ઉપર અનુગ્રહ કરવાને તેને છળ્યો હતો, તેમ મેં ત્હારા ઉપર અનુગ્રહ કરવાના હેતુથી ત્હારો છળ કર્યો છે, તો

* સંન્યાસીઓ તેઓના શિષ્યોના રાજા છે, એવી મતલબથી આ વચન કહ્યું છે.

તે યોગ્ય નથી. બીજાના ઉપર અનુગ્રહ કરવારૂપી કામનાવાળા યોગીને સંન્યાસનું ફળ નથી કેમ કે, તેણે તેટલી કામનાનો પણ ત્યાગ કર્યો નથી[૫૬]. વળી મ્હારા શરીરમાં પ્રવેશ કરવાથી તને મ્હારા શરીરનો સંગ થયો છે તેથી તું ત્હારા આશ્રમના ચિહ્નનું પણ રક્ષણ કરી શકી નથી. આથી મુકત થયા છતાં પણ વ્યભિચારાદિ અકૃત્યથી પોતાનું રક્ષણ કરવું જોઇએ તે ત્હારાથી બની શકયું નથી. વળી તેં પોતાના ચિત્તવડે મ્હારા શરીરમાં પ્રવેશ કર્યો છે. મેં એ શરીરનો પ્રથમથી સ્વીકાર કરેલો છે માટે એમાં પણ અપરાધ કર્યો છે તે સાંભળ[૫૭]. વ્યભિચારિણી સ્ત્રીઓ પણ બીજાના નગરમાં કે, ઘરમાં કોઈની સાથે સંકેત કરી મૂકીને પેસે છે, તો તેં મ્હારા દેશમાં કે, નગરમાં કોની સાથે સંકેત કરીને પ્રવેશ કર્યો છે? અથવા કોની સાથે સંકેત કરીને તેં મ્હારા હૃદયમાં પ્રવેશ કર્યો છે?[૫૮]. વારૂ, તેમ કરવાથી પણ ત્હારૂં અભીષ્ટ સિદ્ધ થાય તેમ નથી કેમ કે; તું સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ વર્ણમાં ઉત્પન્ન થયેલી શ્રેષ્ઠ બ્રાહ્મણી છે અને હું ક્ષત્રિય છું, માટે આપણો એકત્ર યોગ થઇ શકે એમ નથી અને તેથી તું વર્ણમાં સંકરપણું કરીશ નહિ[૫૯]. વળી મ્હારા શરીરમાં પ્રવેશ કરવાવડે તેં બીજો—આશ્રમ-સંકર કર્યો છે તે એવી રીતે કે, તું મોક્ષધર્મના સંન્યાસાશ્રમમાં રહેલી છે અને હું ગૃહસ્થાશ્રમમાં રહેલો છું, માટે મ્હારી સાથે ત્હારો સમાગમ પણ આશ્રમમાં સંકરપણું ઉપજાવનારો છે[૬૦]. વળી હું ત્હારો સગોત્ર છું કે, અસગોત્ર છું તે તું મને જાણતી નથી કે, હું તને જાણતો નથી; માટે મ્હારા અસગોત્રના શરીરમાં તેં પ્રવેશ કરવાવડે ત્રીજો ગોત્રસંકર કર્યો છે[૬૧]. વળી પરદેશમાં કે, કોઈ પણ જગ્યોએ ત્હારો સ્વામી જીવે છે તેથી તું પરસ્ત્રી છે અને એવી અગમ્યા પરસ્ત્રીનો સમાગમ કરવાથી ચોથો—ધર્મસંકર થાય છે[૬૨]. એવી રીતે તું કોઈક કાર્યની ઇચ્છાથી એટલાં એટલાં અકાર્ય કરવાને નિશ્ચય કરી બેઠી છે તો તેં એ નિશ્ચય ત્હારા અજ્ઞાનથી અથવા મિથ્યાજ્ઞાનથી કર્યો હોય એમ લાગે છે. કેમ કે, "સ્ત્રીને સ્વતંત્રતા આપવી યોગ્ય નથી*" એવા શાસ્ત્રવચનનું તેં ઉલ્લંઘન કર્યું છે, તેથી શાસ્ત્રનો વ્યતિક્રમ કરવાથી ત્હારૂં જ્ઞાન વ્યર્થ છે[૬૩]. અથવા એમ છતાં પણ જો તું કોઇ કારણથી સ્વાતંત્ર્ય પામી હોય તો, ત્હારા દોષથીજ તને સ્વાતંત્ર્ય મળેલું હોવું જોઇએ, માટે જો તેં કાંઈ અધ્યયન કર્યું હોય તો ત્હારા તેજ દોષથી તે પણ વ્યર્થ છે[૬૪]. વળી તેં ત્હારા ચિત્તનો મ્હારા ચિત્તની સાથે સ્પર્શ કર્યો છે અને પોતાનું સંન્યાસચિહ્ન પ્રકટ કરતાં મ્હારા ચિત્તની સાથે ત્હારા ચિત્તની એકતા કરીને તું દૂષિત થયેલી છે એ ત્હારા દોષનું ત્રીજું લક્ષણ છે[૬૫]. એવી રીતે કે, તેં મ્હારો જય મેળવવાનેજ નિશ્ચય કર્યો છે એમ નથી, પણ તું આ મ્હારી સમગ્ર સભાને પણ જીતવાને ઇચ્છે છે[૬૬]. તું મ્હારા પક્ષનો નાશ કરવાને અને પોતાના પક્ષને પ્રબળ કરવાને મ્હારી સભામાંહેના પૂજ્ય પુરૂષોને ઉદ્દેશીને ત્હારી દૃષ્ટિ તેઓના સામી કરે છે[૬૭]. પોતાના અમર્ષરૂપ સમૃદ્ધિના મોહથી મોહિત થયેલી તું, જેમ ઝેર અને અમૃતને એકત્ર કર્યું હોય, તેમ બીજાની બુદ્ધિની સાથે પોતાની બુદ્ધિના યોગને પુનઃ પણ ઉત્પન્ન કરે છે—અર્થાત્ તું બીજાના ચિત્તની સાથે ત્હારા ચિત્તને મેળવે છે[૬૮]. કેમ કે, ત્હારી પ્રીતિથી ત્હારા વિષે પ્રીતિવાળો થયેલો પુરૂષ જે લાભને ઇચ્છે છે તે અમૃતતુલ્ય છે, પરંતુ તેથી તેને લાભ ન થતાં જે અલાભ થાય છે તે વિષ જેવો છે. વારૂ, હવે તું ત્હારા ધર્મને તજીશ નહિ. ત્હારૂં શાસ્ત્ર ( સંન્યસ્તધર્મ બતાવનારૂં શાસ્ત્ર ) સારૂં છે. તેનું તું પાલન કરજે—તે પ્રમાણે તું આચરજે[૬૯.૭૦]. આ જનક મુક્ત છે કે, નહિ? એવી તેં મ્હારા વિષે જાણવાની જે ઇચ્છા કરી એ સર્વ તેં ગુપ્ત રીતે કર્યું છે અને બીજું કોઇ જાણતું નથી; પણ મ્હારા આગળ તે

* न स्त्री स्वातन्त्र्यमर्हति । એ વચન પ્રમાણે.

વાત સંતાડવી યોગ્ય નથી. જો કદાપિ તું કોઇક કાર્ય માટે બીજા કોઇના વિષે એમ જાણવાની ઇચ્છા કરે તો તે નહો, પણ બીજો વેષ લઇને ગુપ્તપણે આવી મ્હારા આગળ ત્હારી વાતને સંતાડવા ઇચ્છે તે તને યોગ્ય નથી[71]. રાજાની પાસે કાંઈ કાર્ય વિના વૃથાજ જવું નહિ, બ્રાહ્મણની પાસે પણ કાંઈ કાર્ય વિના વૃથાજ જવું નહિ, તેમજ સ્ત્રીને યોગ્ય ગુણવાળી સ્ત્રીની પાસે પણ વિના પ્રયોજને જવું નહિ. કેમ કે, એ સર્વ વિના પ્રયોજને પોતાની પાસે આવનારનો નાશ કરે છે[72]. રાજાનું ઐશ્વર્ય બળ છે, બ્રાહ્મણોનું બળ વેદ છે અને સ્ત્રીઓનું સર્વોત્તમ બળ રૂપ, યૌવન તથા સૌભાગ્ય છે[73]. એ બળવડે તે સર્વ બળવાન છે માટે જે, તેઓની પાસેથી પોતાનો સ્વાર્થ સાધવાને ઇચ્છતા હોય તેઓએ તેઓની પાસે વિનય અને સરળતાપૂર્વક જવું, પણ જો વિનય તજીને અને સરળતા તજીને તેઓની પાસે જવામાં આવે તો મોટો વિનાશ ઉપજે છે[74]. માટે તું પણ પોતાની જાતિ, વેદાધ્યયન, આચરણ, ભાવ, પ્રકૃતિ અને અહિં આવવાનું જે કારણ હોય તે સર્વ યથાર્થ કહે[75]. ભીષ્મ કહે છે કેઃ—એ પ્રમાણે જનકે દુઃખ ઉપજાવે એવાં, અયોગ્ય અને હલકાં વચન કહીને તેનો તિરસ્કાર કર્યો તથાપિ સુલભા પોતાના મનમાં લગાર પણ કંપાયમાન થઇ નહિ[76]. પરંતુ જ્યારે રાજા બોલી રહ્યો, ત્યારે સુંદર આકૃતિવાળી સુલભાએ આ પ્રમાણે વચન બોલવાનો આરંભ કર્યો[77]. સુલભા કહે છે કેઃ—હે રાજન્! વાણીને દૂષણ આપનારા નવ દોષ છે તથા બુદ્ધિને દૂષણ આપનારા નવ દોષ છે, એ અઢાર દોષથી રહિત અને એ દોષથી વિપરીત જે અઢાર ગુણ તે યુક્ત તથા સૌક્ષ્મ્ય, સાંખ્ય, ક્રમ, નિર્ણય અને પ્રયોજન, એ પાંચ અર્થવાળું જે વચન હોય તેને "વાક્ય" કહે છે—( ઉપર કહેલા અઢાર દોષ તથા અઢાર ગુણ આગળ કહેવાશે. સંશયવાળા અર્થને કહેવામાં જે વચન બોલવામાં આવે છે તેને "સૌક્ષ્મ્ય" કહે છે. પૂર્વપક્ષ અને સિદ્ધાંતમાં ગુણ—દોષની ગણના કરવી તેને "સાંખ્ય" કહે છે. એ રીતે ગણેલા ગુણ—દોષમાં દોષ બળવાન છે કે, ગુણ બળવાન છે, એવો વિચાર કરવાના વચનને "ક્રમ" કહે છે. સિદ્ધાંત કરનારા વચનને "નિર્ણય" કહે છે. અને પ્રયોજનરૂપી અર્થને બતાવનારા વચનને "પ્રયોજન" કહે છે.)[78,79]. એ સૌક્ષ્મ્ય આદિ પ્રત્યેક વ્યવહારમાં કેવી રીતે આવે છે? તેનાં લક્ષણ તું સાંભળ. તે લક્ષણ પણ ચાર પ્રકારે કહેવાય છે; શબ્દ વડે, વાક્યવડે, શબ્દાર્થવડે અને વાક્યાર્થવડે[80]. જ્યારે વાક્યના પ્રમેયપણે રહેલા વિષયમાં અનેક અર્થ થતા હોય ત્યારે બુદ્ધિ, તેમાં ભેદ પામીને નિર્ણય કરી શકતી નથી. ત્યારે જે સંશયાત્મિકા બુદ્ધિ થાય છે—બુદ્ધિને અનેક કોટિમાં સ્પર્શ કરનારૂં જે જ્ઞાન થાય છે તેને સૌક્ષ્મ્ય એટલે વાક્યનું "દુર્જ્ઞેયત્વ" કહે છે[81]. પૂર્વપક્ષ કે, સિદ્ધાંતમાં કોઇક અર્થ ઉપર અભિપ્રાય આપતાં દોષ અને ગુણનો પ્રમાણમાં વિભાગ કરવો તેને "સંખ્યા" કહે છે, સંખ્યાસૂચક અર્થને "સાંખ્ય" કહે છે. આ વચન પ્રથમ બોલવા યોગ્ય છે અને આ વચન પછી બોલવા યોગ્ય છે, એમ બોલવાના વચનનો જે ક્રમયોગ છે તેને વાક્ય જાણનારા પુરૂષો "ક્રમ" કહે છે—અર્થાત્ ગુણ—દોષમાંથી આ ગુણ પ્રથમ કહીને પછી આ દોષ લગાવવા જેવું છે કે, આ દોષ પ્રથમ કહીને આ ગુણ બતાવવા જેવો છે એવા ગુણ—દોષના બળાબળ વિચારને "ક્રમ" કહે છે[82,83]. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ વિષયોમાંથી એકાદ કે, સમગ્ર વિષયોનું નિરૂપણ કરતાં વાક્યના અંતે "જે કહેવાનું હતું તે આ" એમ જે બતાવવામાં આવે છે તેને "નિર્ણય" કહે છે[84]. હે રાજન્! જે વિષયમાં ઇચ્છા વિષયનું દુઃખ થાય છે એટલે "આ તો જરૂર કરવું જોઇએ." એવી જે ઉત્સુકતા થાય છે અને "આ તો અવશ્ય તજવું જ જોઇએ" એવા દ્વેષથી ઉત્પન્ન થયેલું દુઃખ જે વિષયમાં થાય છે તેમાં પ્રવૃત્તિરૂપ કે

નિવૃત્તિરૂપ મનની વૃત્તિને "પ્રયોજન" કહે છે[૮૫]. હે જનાધિપ! મેં તને સૌક્ષ્મ્ય આદિ અર્થનાં લક્ષણ કહ્યાં તે સર્વે એક વાક્યરૂપ અર્થમાંજ પરિણામ પામે છે. અર્થાત્ એ પાંચ અંગવાળું "વાક્ય" કહેવાય છે. હવે હું વાક્ય વિષે કહું તે સાંભળ[૮૬]. જે વચન બોલવાથી બોલવાનો અર્થ સ્પષ્ટ સમજવામાં આવતો હોય તેને "ઉપેતાર્થવાક્ય" કહે છે, જે વચન બોલવાથી અનેક અર્થ ઉપજતા ન હોય તેને "અભિન્નાર્થવાક્ય" કહે છે, જે વચન પ્રશંસા કરવા યોગ્ય વિશેષણોએ યુક્ત હોય તેને "ન્યાયવૃત્તવાક્ય" કહે છે. જે વાક્ય થોડા શબ્દમાં કહેલું હોય તેને "સંક્ષિપ્તવાક્ય" કહે છે. શ્લેષ, સામ્ય, કાંતિ, ઓજ, ઔર્જિત્ય, ઔદાર્ય, રીતિ અને ગતિ એ આઠ ગુણવાળા વાક્યને "શ્લક્ષ્ણ" (કોમળ) કહે છે. એ આઠ ગુણવિનાના વાક્યને "અશ્લક્ષ્ણ" કહે છે. સંદેહ વિનાના વાક્યને "અસંદિગ્ધ" કહે છે. એમ ઉપેતાર્થતા, અભિન્નાર્થતા, ન્યાયવૃત્તતા, અનધિકતા (સંક્ષિપ્તતા), શ્લક્ષ્ણતા અને અસંદિગ્ધતા, એવા વાક્યના છ ગુણ છે. અને એથી ઉલટા વાક્યના છ દોષ છે[૮૭]. હવે પદના નવ દોષ છે તે પણ ઉલટા થાય એટલે વાક્યના નવ ગુણો થાય છે. ઘણા ગુરૂ અક્ષરવાળા વાક્યને "ગુર્વક્ષરવાક્ય" કહે છે. *ગુર્વક્ષરવાક્ય કઠોર હોય છે માટે અગુર્વક્ષર વાક્ય બોલવું. પરાઙ્મુખ મનુષ્યોને સુખકર ગ્રામ્ય વાક્ય પણ ન બોલવું. +અનૃત એટલે નિર્મૂળ વાક્ય ન બોલવું. ÷ત્રિવર્ગ (ધર્મ, અર્થ અને કામ)થી વિરૂદ્ધ વચન પણ ન બોલવું. જે વ્યાકરણાદિ દોષવાળું હોય તેને "અસંસ્કૃત" કહે છે. એવું અસંસ્કૃત વાક્ય પણ ન બોલવું[૮૮]. જે વચન અસંગત હોય એટલે કહેવાના અર્થને લાગુ ન પડતું હોય તેને "ન્યૂનવાક્ય" કહે છે, તેવું ન્યૂનવાક્ય ન બોલવું. જે વચન, છંદ કે, વ્યાકરણના દોષવાળું હોય–ક્લિષ્ટ હોય તેને "કષ્ટશબ્દવાક્ય" કહે છે. કષ્ટશબ્દ વાક્ય પણ ન બોલવું. જે વાક્યમાં શબ્દો ક્રમ પ્રમાણે ન હોય તેને "વિક્રમાભિહિતવાક્ય" કહે છે. એ પણ વાક્યનો દોષ જાણવો. જેમાં બીજા શબ્દનો અધ્યાહાર હોય તેને "શેષવાક્ય" કહે છે. એવું શેષ વાક્ય પણ ન બોલવું. લક્ષણાથી યુક્ત ન હોય તેવું, પ્રયોજન વિનાનું અને યુક્તિ વિનાનું (હેતુરૂપ યુક્તિ વિનાનું), વાક્ય ન બોલવું. એ રીતે વાક્યના નવ દોષ છે[૮૯]. હવે બુદ્ધિના નવ દોષ સાંભળ. કામ, ક્રોધ, ભય, લોભ, દૈન્ય, ગર્વ, લજ્જા, દયા અને માન, એ નવ બુદ્ધિના દોષ છે. એ નવ બુદ્ધિના દોષસહિત હું કોઇ સમયમાં પણ બોલતી નથી[૯૦]. જ્યારે વાક્યનો વક્તા, શ્રોતા અને વાક્ય એ ત્રણે દોષરહિત અને અવ્યગ્ર તથા બોલવાના અર્થને અનુકૂળ થાય છે ત્યારે અર્થ પ્રકાશિત થાય છે[૯૧]. જ્યારે ભાષણ કરવામાં વક્તા પુરૂષ શ્રોતાનું અપમાન કરીને પોતે જે અર્થને ગ્રહણ કર્યો હોય તે કહે છે ત્યારે, તે વાક્ય ઉત્કૃષ્ટ અર્થવાળું થઇને શ્રોતાના હૃદયમાં ચોંટતું નથી[૯૨]. જ્યારે કોઈ પુરૂષ સ્વાર્થનો ત્યાગ કરીને, જેમાં બીજાનો અર્થ હોય એવું વચન બોલે છે ત્યારે તે વચનમાં પણ શંકા ઉપજે છે અને તેથી તે વાક્ય પણ દોષવાળું થાય છે[૯૩] હે રાજન્! જે વક્તા પોતાનો અને પારકો બન્નેનો અર્થ, વિરોધ ન આવે એવી રીતે કહી બતાવે છે તેનેજ વક્તા જાણવો બીજાને વક્તા જાણવો નહિ[૯૪]. માટે હે નૃપ! હું તને જે અર્થવાળું વચન કહું, તેને તું એકચિત્તે સાંભળ. જેમ લાખ અને કાષ્ઠ, રજ અને જળના છાંટા, એ સર્વ એક બીજાની સાથે સ્વભાવથીજ વળગી રહે છે, તેમ પ્રાણીઓના દેહ પણ તેવાજ છે. એટલે દેહથી ભિન્ન

---

* 'शुष्को वृक्षस्तिष्ठत्यग्रे' એ ગુર્વક્ષરવાક્યનું ઉદાહરણ છે.

+ જેમ "મેઘની સાથે સંદેશો કહાવવો" એ પુરાણાદિ મૂળ વિનાનું છે માટે તે અનૃત છે.

÷ જેમ "આ બાળકને ઉપવીત ન આપ્યા છતાં પણ તે ગુરૂ પાસેથી વેદ ભણ્યો" એ ધર્મવિરૂદ્ધ વાક્ય છે, એજ પ્રમાણે અર્થશાસ્ત્ર અને કામશાસ્ત્રથી વિરૂદ્ધ વાક્યનાં ઉદાહરણો જાણવાં.

આત્માને શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધ, એ પાંચ ઇન્દ્રિયો વળગી રહેલી છે. માટે એ વિષે કાંઇ પૂછવા જેવું નથી એજ વાત નક્કી સમજવી. અર્થાત્ તું "તું કોણ છે" ઇત્યાદિ પ્રશ્ન મને કરે છે પણ તે પ્રશ્ન નિરર્થક છે કેમ કે, લાખ અને કાષ્ઠના સંયોગની પેઠે, જડ અને ચેતનના સંયોગથી હું નિર્માણ થયેલી છું. તેમાં જો તું જડનો પ્રશ્ન કરતો હોય તો જે જડ ત્હારામાં છે તેજ મ્હારામાં છે અને ચેતનનો પ્રશ્ન કરતો હોય તો જે ચેતન ત્હારામાં છે તેજ મ્હારામાં છે. સમુદાયનો પ્રશ્ન કરતો હોય તો જે સમુદાય ત્હારામાં છે તેજ મ્હારામાં છે. માટે ત્હારો પ્રશ્ન નિરર્થક છે. કેમ કે, જ્યારે પોતાનામાં તથા બીજામાં એકજ જડ–ચેતન રહેલાં છે તો પ્રત્યેક વ્યક્તિનું જૂદું જૂદું જ્ઞાન થઇ શકતું નથી. જડ એવું નેત્ર નેત્રપણાને જાણતું નથી. શ્રોત્ર પણ પોતાને જાણી શકતું નથી, તેમજ તેઓ એક-બીજાને પણ જાણી શકતાં નથી.[૯૫-૯૮]. જેમ રેતીના કણ એક–બીજાને વળગી રહે છે છતાં, તેઓ એક–બીજાને જાણી શકતા નથી, તેમજ નેત્રાદિ પણ જાણી શકતાં નથી. જેમ નેત્રાદિ બીજી વસ્તુઓને જોવામાં સૂર્યના પ્રકાશની અપેક્ષા રાખે છે, તેમ સૂર્ય કાંઈ અપેક્ષા રાખતો નથી. અર્થાત્ ઇન્દ્રિયો પણ બીજા પદાર્થનો પ્રકાશ કરવા માટે બીજા બહારના ગુણોની અપેક્ષા રાખે છે[૯૯]. તે ગુણો કયા છે ? તે હું તને કહું છું. દર્શનરૂપ જ્ઞાનના હેતુ રૂપ, ચક્ષુ અને પ્રકાશ, એ ત્રણ છે[૧૦૦]. અને એજ પ્રમાણે બીજાં પણ જ્ઞાન અને જ્ઞેયના હેતુઓને જાણવા. જ્ઞાન અને જ્ઞેય એ બેની વચ્ચે "મન" નામે અગિયારમો ગુણ (ઇન્દ્રિય) છે કે, જેવડે પુરૂષ સારૂં–માઠું વિચારી શકે છે. બારમો એક ગુણ છે તેને "બુદ્ધિ" કહે છે. એ બુદ્ધિવડે સંશયાત્મક બોદ્ધવ્ય (જાણવા યોગ્ય) વસ્તુનો નિશ્ચય થાય છે[૧૦૧,૧૦૨]. એ બારમા બુદ્ધિ ગુણમાં એક "સત્વ" નામે બીજો ગુણ રહેલો છે. તે સત્વ ગુણવડે પ્રાણી મહાસત્વ (ઘણા અંશે સત્વ ગુણવાળો) કે, અલ્પસત્વ છે તેનું અનુમાન થઈ શકે છે[૧૦૩]. વળી ચૌદમો ગુણ "અહંકાર" નામે છે. તેવડે પ્રાણી "હું કર્તા છું, આ મ્હારૂં છે, આ મ્હારૂં નથી" એમ માને છે[૧૦૪]. હે રાજન્ ! એક પંદરમો ગુણ પણ અહિં કહેલો છે; તે પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઇન્દ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મ, લોક, નામ, એ વેદમાં કહેલી જૂદી જૂદી સોળ કળાઓના સમુદાયરૂપ છે. અર્થાત્ વાસનાત્મક જગત જે અહંકારમાં રહેલું છે તે પંદરમો ગુણ છે[૧૦૫]. વળી જગત ત્રણ ગુણમય હોવાથી ત્રણ ગુણના સંઘાત (સમુદાય) રૂપ જગતરૂપી અંકુરનો બીજભૂત "અવિદ્યા" નામે એક ગુણ છે તે સોળમો છે. એ અવિદ્યાના વિષે પ્રકૃતિ અને વ્યક્તિ એ બે ગુણ રહેલા છે. તે સત્તર અને અઢારમા ગુણ છે[૧૦૬]. સુખ અને દુઃખ, જરા અને મરણ, લાભ અને હાનિ તથા પ્રિય અને અપ્રિય, એ રીતે દ્વંદ્વ (જોડાં) નો યોગ એ ઓગણીસમો ગુણ છે[૧૦૭]. એ ઓગણીસમાથી ઉપર "કાળ" નામે બીજો ગુણ છે, તે પ્રાણીઓની ઉત્પત્તિ અને મરણ કરનારો છે[૧૦૮]. એ પ્રમાણે વીસ ગુણોનો સમુદાય, પાંચ મહાભૂત અને સદ્‌ભાવ તથા અસદ્‌ભાવ, એ બીજા બે ગુણ કે, જે પ્રકાશ કરનારા છે[૧૦૯]. એ રીતે વીસ અને સાત ગુણો કહેલા છે. એ ઉપરાંત વળી વિધિ, વીર્ય અને બળ, એ ત્રણ ગુણ છે[૧૧૦]. એ રીતે વીસ અને દસ ગુણોની સંખ્યા થાય છે. એ ત્રીસે ગુણ જ્યાં સમગ્રપણે હોય ત્યાં "શરીર" એવી સંજ્ઞા પડે છે[૧૧૧]. "આ ત્રીસ કળાઓની ઉત્પત્તિ (ઉપાદાન) અવ્યક્ત–પ્રધાન છે" એમ નિરીશ્વર સાંખ્યવાળા માને છે અને કણાદાદિ સ્થૂળદર્શી આચાર્યો "વ્યક્ત એટલે પરમાણુ અને અવ્યક્ત એટલે કાળ, અદૃષ્ટ, ઇશ્વરાદિ એ ત્રીસ કળાઓનું ઉપાદાન છે" એમ માને છે[૧૧૨]. એ રીતે કાપિલ મતાનુસારીઓ અવ્યક્તને, ચાર્વાકો ચાર પ્રકારના પરમાણુરૂપ વ્યક્તને, કાણાદ મતાનુસારીઓ બન્નેને અને વેદાંત મતાનુસારીઓ વ્યવહારમાં

પોતાની મેળે પ્રાપ્ત થયેલા જીવ–ઈશ્વર જે પોતાનીજ ઉપાધિથીજ યુક્ત થઇને પોતાને વૃત્તિવડે જૂએ છે એ મતને ઉપાદાનરૂપે માને છે. એ સર્વ વ્યાવહારિક અર્થમાં અધ્યાત્મ જ્ઞાનીઓને અવિરૂદ્ધજ છે[૧૧૩]. હે રાજેંદ્ર! જે અવ્યક્ત પ્રકૃતિ પૂર્વે કહેલી કળાઓવડે વ્યક્તપણાને પામી છે તેજ હું, તું અને બીજા જે જે શરીરધારીઓ છે, તે સર્વ પણ તેજ છે. અર્થાત્ "તું કોણ છે?" એ પ્રશ્ન કરવાનો તને અવકાશજ નથી[૧૧૪]. વળી સ્ત્રીની યોનિમાં બિંદુનું સ્થાપન થવું, ત્યાંથી આરંભીને વીર્ય અને રૂધિરથી ઉત્પન્ન થયેલી જે જે અવસ્થાઓ છે તે તે અવસ્થાનેજ–તે મિશ્રણનેજ "કલલ" કહે છે[૧૧૫]. એ કલલથી બુદ્‌બુદ ઉપજે છે, બુદ્‌બુદથી પેશી બંધાય છે, પેશીમાંથી અંગ ઉપજે છે અને અંગમાંથી નખ અને રોમ ઉપજે[૧૧૬]. હે મૈથિલ! જ્યારે નવમો માસ સંપૂર્ણ થાય છે ત્યારે પ્રાણી જન્મ પામે છે અને ત્યારે તેને નામ–રૂપ પ્રાપ્ત થાય છે, તેમ ચિહ્નવડે તે સ્ત્રી કે, પુરૂષ કહેવાય છે[૧૧૭]. જન્મ થયો કે, બાળકનું રાતા નખવાળું અને રાતી આંગળીઓવાળું રૂપ જોઇને તેને "કુમાર" કહે છે. એ રીતે તેને "કુમાર" એવું નામ અને કૌમારાવસ્થાનું રૂપ પ્રાપ્ત થાય છે[૧૧૮]. પણ કુમારાવસ્થા થઇ રહ્યા પછી તે કૌમારરૂપ નાશ થાય છે અને તે પુનઃ મળતું નથી. કૌમારાવસ્થા પછી યૌવનાવસ્થાને પામે છે અને યૌવનાવસ્થા પછી વૃદ્ધાવસ્થાને પામે છે. એ ક્રમે કરીને તેનું પૂર્વ પૂર્વ રૂપ નાશ થાય છે અને પુનઃ તે પ્રાપ્ત થતું નથી[૧૧૯]. પાછળ દેહની જે સોળ કળાઓ કહેલી છે તે ક્ષણે ક્ષણે ભેદ પામે છે–બદલાતી જાય છે અને એ પ્રમાણે સર્વ પ્રાણીઓમાં થાય છે પણ તે ભેદ અત્યંત સૂક્ષ્મ હોવાથી જોવામાં આવતો નથી[૧૨૦]. હે રાજન્! એ કળાઓ નાશ થઇને તેની જગ્યોએ જે પ્રતિક્ષણે નવી કળાઓ ઉપજે છે તે, જેમ દીપકની જ્યોતિ પ્રતિક્ષણે બદલાય છે પણ જોવામાં આવતી નથી, તેમ જોવામાં આવતી નથી[૧૨૧]. જેમ ઉત્તમ ઘોડો દોડતો હોય તે પ્રતિક્ષણે પોતાના સ્થાનને બદલે છે, તેમ આ દેહ પણ પ્રતિક્ષણે બદલાતો જાય છે. સર્વ લોકની નિરંતર એવી ગતિ ચાલુજ છે. તેમાં કોણ કયાંથી આવ્યો અને કોણ કયાંથી ન આવ્યો? એ પ્રશ્ન ઉપસ્થિતજ શાનો થાય? અર્થાત્ તું મને જે પૂછે છે કે, તું કોની છે અને કયાંથી આવી? તો તે ત્હારો પ્રશ્નજ નિર્મૂળ છે[૧૨૨]. આ કોનું છે અને આ કોનું નથી? આ કયાંથી આવ્યું અને આ કયાંથી ન આવ્યું? એ પ્રશ્નનો પ્રાણીઓની સાથે શો સંબંધ છે? પ્રાણીઓને પોતાના અવયવોની સાથેજ સંબંધ નથી તોપછી બીજા કોઇની સાથે શાનો સંબંધ હોય? કે, જેથી તું મને "તું કોની છે?" એમ પૂછે છે[૧૨૩]. જેમ સૂર્યકાંતની સાથે સૂર્યનો સંબંધ થવાથી, ચકમક પાષાણની સાથે લોહનો સંબંધ થવાથી અને વેલીઓને પરસ્પર મંથન કરવાથી અગ્નિ પ્રકટે છે, તેમ પ્રાણીઓ કળાઓનો સમુદાય મળવાથી પ્રકટ થાય છે[૧૨૪]. જેવી રીતે તું ત્હારાવિષે સ્વયં આત્માને જૂએ છે તેવીજ રીતે તું સ્વયં બીજાના વિષે આત્માને કેમ જોતો નથી?[૧૨૫] જો તું ત્હારા પોતાના વિષે અને બીજાના વિષે સમાનપણાનો નિશ્ચય કરીને રહેલો છે તો તું મને "તું કોણ છે? તું કોની છે?" એ પ્રમાણે શા માટે પૂછે છે?[૧૨૬] હે મૈથિલ! "આ મ્હારૂં છે અને આ મ્હારૂં નથી." એવાં દ્વંદ્વથી જે મુક્ત થયેલો હોય તેની પ્રત્યે "તું કોણ છે? તું કોની છે? તું કયાંથી આવી છે?" ઈત્યાદિ વચનો બોલવાનું શું પ્રયોજન છે?[૧૨૭] જે રાજા શત્રુ, મિત્ર, મધ્યસ્થ, વિજય, સંધિ અને વિગ્રહ, એ સર્વના વિષે યથાર્થતા માનીને તેના પ્રત્યે યોગ્ય ક્રિયાજ આચરે છે, તો તેનામાં મુક્તનું શું લક્ષણ છે?[૧૨૮] ધર્મ, અર્થ અને કામ, એ ત્રિવર્ગ કર્મોના વિષે* સાત પ્રકારે પ્રકટ જોવામાં જેને આવતો નથી અને

---

* ધર્મ, અર્થ, કામ, ધર્માર્થ, ધર્મકામ, કામાર્થ, ધર્માર્થકામ, એ સાત પ્રકાર.

જે એ ત્રિવર્ગના સંગવાળો છે, એવા પુરૂષમાં મુક્તનું લક્ષણ શું છે?[૧૨૯] જે પુરૂષની દૃષ્ટિ પ્રિય કે, અપ્રિયમાં અને દુર્બળ કે, બળવાનમાં સમાન નથી તેના વિષે મુક્તનું લક્ષણ શું છે?[૧૩૦] માટે હે રાજન્! યોગ સિદ્ધ કર્યા વિના તને મોક્ષના વિષે જે અભિમાન થાય છે, તે અભિમાનને તું સારાં કામ કરીને નિવારણ કરવા ઇચ્છતો હોય તો, તે પથ્ય ન પાળનારને ઔષધ આપવા જેવું છે[૧૩૧]. હે શત્રુને દમન કરનાર! એવાં ને એવાંજ સંગનાં સ્થાન પોતાની મેળે પોતાના વિષેજ છે એમ મનુષ્યે વિચાર કરવો. એથી મુક્તનું બીજું લક્ષણ શું છે?[૧૩૨] પુરૂષે મોક્ષનો આશ્રય કર્યા પછી પણ શયન, ઉપભોગ, ભોજન અને આચ્છાદન, એ ચાર અંગમાં પ્રવૃત્ત થયેલાં સંગનાં સૂક્ષ્મ સ્થાન છે તેને જાણવાં જોઇએ અને તે હું તને કહું છું, સાંભળ[૧૩૩]. જે રાજા ચક્રવર્તી થઇને એકલોજ પોતે સઘળી પૃથ્વીનું રાજ્ય કરે છે, પરંતુ તે રાજા નગરમાં રહે છે, માટે તેનું પૃથ્વીનું સ્વામિત્વ વ્યર્થ છે[૧૩૪]. વળી નગરમાં પણ એકજ ઘરમાં રહે છે માટે નગરનું સ્વામિત્વ પણ વ્યર્થ છે, ઘરમાં પણ એક પલંગ કે, જેના ઉપર તે, રાત્રિયે સૂઇ રહે છે, તેમાંજ બેસે છે માટે તેનું ઘર ઉપરનું પણ સ્વામિત્વ વ્યર્થ છે[૧૩૫]. વળી પલંગમાં પણ તે, અર્ધાજ પલંગમાં સૂઇ રહે છે માટે આખા પલંગ ઉપરનું તેનું સ્વામિત્વ વ્યર્થ છે. વળી તેમાં પણ પ્રથમ સ્ત્રી બેઠેલી હોય છે. અર્થાત્ જેટલા–વડે કાર્યનો નિર્વાહ થાય છે તેથી અધિક ઉપર મમતા રાખવી એ માત્ર મોહ છે. આવી રીતનું ત્હારૂં સ્વામિત્વ છે, તેમાં તું મને પ્રશ્ન કરે છે કે, તેં મ્હારા રાજ્યમાં કે, મ્હારા નગરમાં કોની આજ્ઞાથી પ્રવેશ કર્યો? એ કેવો નિરર્થક પ્રશ્ન છે[૧૩૬]. આ એકજ ઉદાહરણથી ત્હારે બીજું પણ સમજી લેવું કે, ભોજનાચ્છાદન અને ઉપભોગ આદિમાં પણ મમત્વ (મ્હારાપણું) રાખવું વ્યર્થ છે. કેમ કે, રાજા ઉપભોગ કરવામાં, ભોજન કરવામાં, વસ્ત્ર પહેરવામાં ગુણોને જાણવામાં અને, બીજાનો નિગ્રહ કરવામાં કે, અનુગ્રહ કરવામાં, સદા પરતંત્ર છે અને લગાર જેટલી વસ્તુમાં પણ રાજાને સંગ–દોષ લાગે છે, તો સંધિ અને વિગ્રહના યોગમાં રાજાને સ્વતંત્રતા ક્યાંથી?[૧૩૭,૧૩૮]. રાજાને સ્ત્રીઓમાં અને ક્રીડા–વિહારમાં સ્વતંત્રતા નથી તો રાજાને મંત્રમાં, પ્રધાનમંડળમાં સ્વતંત્રતા ક્યાંથી હોય[૧૩૯]. જ્યારે રાજા બીજાઓને આજ્ઞા આપે છે ત્યારે તેમાં સ્વતંત્રતા પામે છે. રાજાને એટલાં બધાં કામ હોય છે કે, તે તે કામમાં તેને ક્ષણે ક્ષણે દૃષ્ટિ કર્યા, વિના ચાલતું નથી અને તેને અવશ થઇને વર્તવું પડે છે[૧૪૦]. રાજાને સૂવાની ઇચ્છા હોય પણ કાર્ય માટે આવેલા મનુષ્યોથી તે, સૂઇ પણ શકતો નથી. તેને સૂવું હોય ત્યારે પણ જાણે તેને બીજાની રજા લેવી પડતી ન હોય? અને તે સૂતો હોય ત્યાંથી તેને ઉઠવાની ઇચ્છા ન હોય તથાપિ બળાત્કારે તેને ઉઠાડવામાં આવે છે[૧૪૧], તેને બીજાઓ તરફથી કહેવામાં આવે છે કે, તમે સ્નાન કરો, આને સ્પર્શ કરો, આનું પાન કરો, આનું ભક્ષણ કરો, આ હોમો, અગ્નિનું પૂજન કરો, બોલો, સાંભળો અને તે પ્રમાણે તેને પોતાની મરજી ઉપરાંત કરવું પડે છે[૧૪૨]. પુરૂષો તેની પાસે વારંવાર દ્રવ્ય માગે છે, પણ દ્રવ્યનું રક્ષણ કરવાની ઇચ્છાવાળો તે રાજા ઘણા પુરૂષોને દ્રવ્ય આપવાનો ઉત્સાહ રાખી શકતો નથી[૧૪૩]. કારણ કે, જો દાન કરવા માંડે છે તો ભંડાર ખાલી થાય છે અને જો દાન નથી કરતો તો, બીજાઓને માઠું લાગવાથી વૈર ઉપજે છે. આમ હોવાથી એક ક્ષણમાં તેને વૈરાગ્ય ઉત્પન્ન કરનારા દોષ પ્રવૃત્ત થાય છે[૧૪૪]. જે પુરૂષો બુદ્ધિમાન, શૂરા અને મુખ્ય હોય છે અને તેઓ જો પોતાની સાથેજ રહેતા હોય છે તથાપિ તે તેઓથી શંકિત રહે છે. વળી જેઓ નિત્ય તેનું સેવન કરે છે તેઓથી પણ રાજાના મનમાં ભય હોય છે. અભયસ્થાનમાં પણ રાજાને ભય લાગે છે[૧૪૫]. હે રાજન્! મેં જે પાછળ કહ્યા તેઓ જ્યારે દૂષિત થાય છે ત્યારે રાજાને

તેઓથી પણ જેવું ભય ઉપજે છે તે કેવું છે? તે જો[146]. સર્વ પુરૂષો પોત–પોતાના ઘરમાં રાજા છે, સર્વ પુરૂષો પોતપોતાના ઘરમાં ગૃહસ્થાશ્રમી છે અને સર્વ પુરૂષો પોતપોતાના ઘરમાં નિગ્રહ અને અનુગ્રહ કરવાને સમર્થ હોવાથી જનક રાજાની બરોબર છે[147]. પુત્ર, સ્ત્રીઓ, આત્મા, ભંડાર, મિત્રો, સંચય, એ સર્વ અનેક પ્રકારના હેતુઓવડે, જેમ તને તેમ, બીજાને પણ પ્રાપ્ત થયેલા છે માટે બીજાની સાથે ત્હારે તે: સાધારણ છે[148]. છતાં પણ મ્હારો દેશ હણાયો, નગર બળી ગયું, મુખ્ય હાથી મરી ગયો, એમ સર્વ લોકને સાધારણ વસ્તુઓ ઉપર મિથ્યા જ્ઞાનવડે રાજા પરિતાપને પામે છે[149]. વળી રાજા ઇચ્છા, દ્વેષ અને ભયથી ઉપજેલાં માનસિક દુ:ખથી નિત્ય બંધાયલો છે, તેમ શિરોરોગાદિ રોગવડે અને બીજાં આધિદૈવિક દુ:ખવડે પણ દુ:ખી છે[150]. તે અનેક પ્રકારનાં દ્વંદ્વવડે હણાય છે અને સર્વ તરફથી શંકાકુળ રહે છે. વળી રાજ્યની ઇચ્છા કરનારા ઘણા હોય છે તેઓ રાજાનીજ પાસે રહીને રાત્રિઓ ગણતા ગણતા તેની સેવા કરે છે[151]. માટે ઘાસના અગ્નિ જેવું અને ફીણના પરપોટા જેવું રાજ્ય બહુ દુ:ખથી ભરેલું અને થોડા સુખવાળું હોવાથી સારરહિત છે[152]. માટે જેને ઉપશમની પ્રાપ્તિ થઇ હોય એવો કયો પુરૂષ રાજ્યપ્રાપ્તિની ઇચ્છા કરે અથવા વગર ઇચ્છાએ પ્રાપ્ત થયું છતાં તેનો સ્વીકાર કરે? હે રાજન્! તું જે એમ માને છે કે, આ નગર, દેશ, બળ, ભંડાર અને પ્રધાનમંડળ; એ મ્હારાં છે; તો મને કહે કે, એ કોનાં નથી? મિત્ર, પ્રધાન, નગર, દેશ, દંડ, ભંડાર અને રાજા, એ સાત અંગવાળું રાજ્ય ત્રણ પાયાના ત્રિપાયાની પેઠે એક બીજાના આશ્રયથી ટકી રહેલું છે તેમાં કયું અંગ કોનાથી ગુણવડે અધિક છે? જ્યારે તે તે કાળ આવે છે ત્યારે તે તે અંગ શ્રેષ્ઠતાને ધારણ કરે છે, તેમાંથી જે અંગવડે જે કાર્ય થાય છે તે અંગ તે કાર્યમાં શ્રેષ્ઠ ગણાય છે[153-155]. હે નૃપશ્રેષ્ઠ! સાત અંગનો સમુદાય અને વૃદ્ધિ, ક્ષય તથા સ્થાન, એ ત્રણ મળીને દસ અંગ થાય છે. તે સર્વ અંગ રાજાની પેઠે રાજ્યને ભોગવે છે. જે રાજા મોટા ઉત્સાહવાળો અને ક્ષાત્ર ધર્મમાં પ્રીતિવાળો હોય છે તે પોતાના દસમા અંગના ભાગે આવેલા દસમા ભાગવડે સંતુષ્ટ થાય છે અને બીજા દસ ભાગોવડે બીજા સંતુષ્ટ થાય છે. રાજા સર્વને સાધારણ છે માટે અસાધારણ રાજા કોઇ જગ્યોએ છે નહિ અને રાજા વિનાનું રાજ્ય પણ કોઇ જગ્યોએ છે નહિ[156-158], રાજ્ય ન હોય તો ધર્મ ક્યાંથી હોય અને ધર્મ ન હોય તો પરમપદ ક્યાંથી હોય? જે રાજામાં રાજા અને રાજ્યને પવિત્ર કરનારો ધર્મ છે તે રાજા, જેમાં પૃથ્વીની દક્ષિણા આપી હોય એવા અશ્વમેધના ફળવડે યુક્ત થાય છે. હે મૈથિલ! હું રાજાને દુ:ખ આપનારાં એવાં સેંકડો અથવા હજારો કર્મ કહેવાને સમર્થ છું[159,160]. વળી તેં એમ કહ્યું કે, તેં બીજાના પરિગ્રહનો સંબંધ કરીને સંકરપણું ઉત્પન્ન કર્યું છે, એ પણ અસત્ય છે. કેમકે, મેં મ્હારા પૂર્વ દેહને તજીને બીજા દેહને ધારણ કર્યો છે તેથી ત્હારા જાણવામાં આવ્યું હશે કે, મ્હારા પોતાના દેહ સાથેજ સંબંધ નથી તોપછી બીજાના પરિગ્રહની સાથે સંબંધ તો શાનોજ હોય?[161] મ્હારા સરખી યોગમાં સ્થિત થયેલી સ્ત્રીને ત્હારે એ પ્રમાણે કહેવું યોગ્ય નથી. વારૂ, તેં પંચશિખની પાસેથી ઉપાયસહિત, ઉપનિષત્સહિત, ઉપાંગસહિત અને નિશ્ચયસહિત મોક્ષનો ઉપદેશ લીધો છે, તો હે નૃપ! ત્હારા સરખા સંગરહિત અને મૃત્યુના પાશ: ઉપર ચરણ મૂકીને ઉભા રહેલા પુરૂષને પુન: છત્રાદિ વિશેષમાં સંગ કેમ ઉત્પન્ન થયો? તેં જે શાસ્ત્ર સાંભળ્યું છે તે હું એમજ માનું છું કે, તેં નથી સાંભળ્યું. અથવા સાંભળ્યું છે તો મિથ્યા (દંભવડે) સાંભળ્યું છે. અથવા શાસ્ત્રાભાસરૂપ સાંભળ્યું છે[162-164]. અથવા શાસ્ત્રને બદલે કાંઇક બીજુંજ સાંભળ્યું છે. તેં શાસ્ત્ર સાંભળ્યું છે એમ છતાં પણ તેના સંગ અને અવરોધવડે આ લૈકિક સંજ્ઞાઓમાં તું

સ્થિતિવાળો છે. એથી મને એમ જણાય છે કે, બીજાં પ્રાકૃત મનુષ્યોની પેઠેજ તું પણ વૃદ્ધ થયો છે.-અર્થાત્ તું, જ્ઞાનવૃદ્ધ નથી[૧૬૫,૧૬૬]. જો તું સર્વ પ્રકારે મુક્તજ હોય તો મેં બુદ્ધિ-સત્વવડે ત્હારામાં પ્રવેશ કર્યો તેમાં મેં ત્હારૂં શું બગાડયું ? ચારે વર્ણમાં એવો નિયમ છે કે, જે સંન્યાસી હોય તેણે વનમાં વસવું[૧૬૭]. તો શૂન્ય સ્થળમાં મેં પ્રવેશ કર્યો તેમાં મેં કોઇનું શું બગાડયું ? હે રાજન્ ! નથી હું તને હાથવડે અડકતી કે, નથી બાહુવડે અડકતી[૧૬૮]. હે નિષ્પાપ ! નથી પગવડે કે, શરીરના બીજા અવયવવડે અડકતી. તું મોટા કુળમાં ઉત્પન્ન થયેલો છે, લાજવાળો છે અને દીર્ઘદર્શી છે, તો સારૂં કે, માઠું જે બન્નેયે મળીને કર્યું હોય તે ત્હારે સભામાં બોલવું યોગ્ય નથી[૧૬૯]. આ બ્રાહ્મણો સર્વના ગુરૂઓ છે, આ માન્ય પુરૂષો પણ ઉત્તમ ગુરૂઓ છે, તું પણ તેઓનો ગુરૂ છે, એ રીતે તમારૂં અન્યોન્ય ગૌરવ રહેલું છે[૧૭૦]. છતાં એઓને જોઇને તથા તું પોતે વાચ્ય-અવાચ્યની પરીક્ષા કરવાને શક્તિમાન છતાં પણ સ્ત્રી અને પુરૂષનો સંબંધ ત્હારે સભામાં બોલવા યોગ્ય નથી[૧૭૧]. જેમ કમળના પત્રમાં જળ રહે છે તે જળ તેના પત્રને સ્પર્શ કરી રહે છે તથાપિ તેનો સ્પર્શ કરતું નથી, તેમ હે મૈથિલ ! હું ત્હારા વિષે રહ્યા છતાં તને સ્પર્શ કરતી નથી[૧૭૨]. જો આ સમયે હું ત્હારો સ્પર્શ કરૂં છું તે સ્પર્શને તું જાણતો હોય તો, પંચશિખ સંન્યાસીએ ત્હારૂં નિર્બીજ ( નિર્વાસનિક ) જ્ઞાન કેવી રીતે કર્યું છે ? અર્થાત્ નથીજ કર્યું[૧૭૩]. અને એમ છે તો તું ગૃહસ્થાશ્રમથી ભ્રષ્ટ થયો છે અને દુઃખવડે જાણવા યોગ્ય મોક્ષ પણ તને પ્રાપ્ત થયો નથી; પણ તે બન્નેની વચ્ચે માત્ર મોક્ષની વાર્તાને જાણનારો ( મુક્ત નહિ એવો ) તું લટકે છે[૧૭૪]. ચિદાત્મા ભાવરૂપ છે અને પ્રકૃતિ અભાવરૂપ છે. ભાવ અને ભાવના સમાયોગથી વર્ણસંકરતા ઉપજતી નથી, તેમ મુક્તની સાથે મુક્તના યોગથી પણ વર્ણસંકરતા ઉપજતી નથી. અર્થાત્ ચિદાત્મા મુક્ત છે અને એક છે, માટે ચિદાત્માનો ચિદાત્માની સાથે યોગ કહેવો દુર્ઘટ છે. યોગજ દુર્ઘટ છે તો વર્ણસંકરતાની વાતજ શી કરવી ? પ્રકૃતિ મિથ્યા છે માટે તેની સાથે ચિદાત્માનો યોગ કહેવો તે પણ મિથ્યાજ છે. માટે તું મને વર્ણસંકર કરનારી કહીને આક્ષેપ આપે છે તે પણ મિથ્યા છે[૧૭૫]. વળી વર્ણાશ્રમના અભિમાનવાળાને વર્ણાશ્રમ આત્માથી પૃથક્ છે. પણ જે "આત્મા વ્યતિરિક્ત કાંઇ બીજું નથી" આ જાણે છે તેને તો બીજું જે કાંઈ છે તે સર્વ આત્માજ છે. માટે મ્હારૂં બીજું કાંઈ (બુદ્ધિ સત્વ) ત્હારા વિષે છેજ નહિ. અર્થાત્ આત્માથી બીજું કાંઈ હોય ત્યારે તે ત્હારા વિષે આવે, પણ બીજું કાંઇ છે ત્યારે ત્હારા વિષે પ્રવેશ કોણે કર્યો ? તાત્પર્ય કે, તું તો બ્રહ્મસ્વરૂપ છે એટલેજ ત્હારા મનમાં વર્ણાભિમાન છેજ નહિ, ત્યાં વર્ણસંકરની બુદ્ધિ તને ક્યાંથી થઇ ?[૧૭૬] જેમ હાથમાં કુંડું હોય, કુંડામાં દૂધ હોય અને દૂધમાં મક્ષિકા હોય, તે સર્વે પરસ્પર આશ્રિત અને આશ્રયભાવથી રહેલાં છે તથાપિ તે જૂદાં જૂદાંજ છે[૧૭૭]. કેમકે, કુંડાના વિષે દૂધપણું થતું નથી અને દૂધના વિષે મક્ષિકાભાવ થતો નથી. પણ ભાવો પોતાની મેળેજ બીજાના આશ્રયને પ્રાપ્ત કરે છે. અર્થાત્ એક ભાવ બીજા ભાવનો આશ્રય કરે છે તેથી તે કાંઇ મિશ્ર થઇ જતા નથી પણ જૂદાજ રહે છે[૧૭૮]. આશ્રય જૂદા છે અને વર્ણ જૂદા છે, એ રીતે આશ્રય અને વર્ણ પરસ્પર જૂદા છે તો ત્હારા મતથી વર્ણસંકરતા કેવી રીતે થાય છે ?[૧૭૯] હું જાતિથી બ્રાહ્મણી નથી, વૈશ્ય નથી કે, શૂદ્રી નથી, પરંતુ હે રાજન્ ! ત્હારી સવર્ણ એટલે ક્ષત્રિયજાતિની છું અને મ્હારી ઉત્પત્તિ શુદ્ધ છે તથા હું ભ્રષ્ટ થયેલી નથી[૧૮૦]. "પ્રધાન" નામે પ્રસિદ્ધ રાજર્ષિ છે તેનું નામ તેં સાંભળ્યું હશે, હું તેના કુળમાં ઉત્પન્ન થયેલી છું અને મ્હારૂં નામ "સુલભા" છે[૧૮૧]. મ્હારા પૂર્વજોએ યજ્ઞ કરેલા, તેઓના યજ્ઞમાં ઈષ્ટિકાના સ્થાનમાં દ્રોણાચળ, શતશૃંગ અને ચક્રદ્વાર, એ

પર્વતો ઇન્દ્રે મૂકેલા છે[૧૮૨]. હું તેઓના કુળમાં ઉત્પન્ન થયેલી છું અને મને મ્હારા સરખો સ્વામી મળ્યો નહિ ત્યારે મોક્ષધર્મમાં વિનયવાળી થઇને હું મુનિવ્રતધારણ કરીને પૃથ્વીપર એકલી ફરૂં છું[૧૮૩]. હું કપટવડે ઢંકાયલી નથી, હું બીજાનું દ્રવ્ય હરણ કરનારી નથી કે, હું ધર્મનો સંકર કરનારી નથી, પણ પોતાના ધર્મમાં દૃઢ વ્રત પાળનારી છું[૧૮૪]. હે રાજન્! હું મ્હારી પ્રતિજ્ઞામાં સ્થિર છું, હું વિચાર્યા વિના બોલતી નથી અને હે નરાધિપ! હું વિચાર કર્યા વિના ત્હારી પાસે આવી નથી[૧૮૫]. પણ "મોક્ષના વિષે ત્હારી બુદ્ધિ વાસિત છે" એમ સાંભળીને કુશળ ઈચ્છનારી હું ત્હારા મોક્ષને જાણવાની ઇચ્છાથી અહિં આવી છું[૧૮૬]. હું પોતાના પક્ષનું સ્થાપન કરવાને અને સામાના પક્ષનું ખંડન કરવાને એક પક્ષવાળી થઇને બોલતી નથી પણ ત્હારા હિતના અર્થે બોલું છું. તું કહેશે કે, હું તો મુક્ત છું માટે મ્હારે ત્હારાં હિતવચન શું કરવાં છે? તો, જે પુરૂષ મલ્લની પેઠે પોતાનો જય થવાને માટે વાદશ્રમરૂપી વ્યાયામ કરતો નથી અને જે બ્રહ્મના વિષે શાંત થાય છે તેજ મુક્ત છે. પણ તું તો પોતાના પક્ષનું સ્થાપન કરવાને વાદ કરે છે માટે મુક્ત નથી અને તેથી ત્હારે મ્હારાં વચનનો આદર કરવો યોગ્ય છે[૧૮૭]. જેમ નગરમાં કોઈ શૂન્ય ઘરમાં સંન્યાસી એકાદ રાત્રિ રહે છે, તેમ હું પણ આ ત્હારા શરીરમાં આટલી રાત્રિ રહીશ[૧૮૮]. માટે તું મને માન આપીને અને વાણીવડે મ્હારો આદર કરીને મ્હારો સત્કાર કરીશ એટલે હું પ્રસન્ન થઇને, આ રૂડા ઘરમાં એક રાત્રિ શયન કરીને રહીશ અને હે મૈથિલ! હું સવારે મ્હારા માર્ગે જઈશ[૧૮૯]. ભીષ્મ કહે છે કેઃ—એ પ્રમાણે યુક્તિવાળાં અને પ્રયોજનવાળાં સુલભાનાં વચન સાંભળીને રાજા જનક, પછીથી બીજું કાંઇ પણ બોલ્યો નહિ. તાત્પર્ય કે "ગૃહસ્થાશ્રમમાં મુક્તિ દુર્લભ છે અને સંન્યાસજ શ્રેયસ્કર છે" એવો સુલભાનો મત સિદ્ધાંતરૂપ છે[૧૯૦].

॥ इत्येतानि स वाक्यानि हेतुमन्त्यर्थवन्ति च । श्रुत्वा नाधिजगौ राजा किंचिदन्यदतः परम् ॥१९०॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० सुलभाजनकसंवादे शतोपरि अष्टचत्वारिंशोऽध्यायः॥१४८॥

---

## અધ્યાય ૧૪૯ મો—વ્યાસ અને શુકનો સંવાદ—વૈરાગ્યબોધ.

युधिष्ठिर उवाच ॥ कथं निर्वेदमापन्नः शुको वैयासकिः पुरा ॥

॥ एतदिच्छाम्यहं श्रोतुं परं कौतूहलं हि मे ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—વ્યાસનો પુત્ર શુક શી રીતે વૈરાગ્ય પામ્યો? એ સાંભળવાને હું ઇચ્છું છું કેમ કે, તે વિષે મને મોટું કૌતુક લાગે છે[૧]. વળી હે કૌરવ્ય! અવ્યક્ત એટલે કારણ અને વ્યક્ત એટલે કાર્ય તેનાં તત્વોનો નિશ્ચય, બુદ્ધિનો નિશ્ચય અને જન્મરહિત એવા નારાયણની લીલાઓ અથવા સગુણરૂપ, એ વિષે મને કહેવું યોગ્ય છે[૨]. ભીષ્મ કહે છે કેઃ—વ્યાસમુનિએ પ્રાકૃત સાધારણ મનુષ્યની પેઠે ફરતા અને કોઈ તરફથી પણ ભય વિનાના પોતાના પુત્રને સમગ્ર સ્વાધ્યાયનું અધ્યયન કરાવીને ઉપદેશ કર્યો[૩]. વ્યાસ કહે છે કેઃ—હે પુત્ર! નિરંતર તું ધર્મનું સેવન કર, ટાઢ અને તાપ તથા ક્ષુધા અને તૃષા આદિ અત્યંત તીક્ષ્ણ ઉર્મિઓને સહન કર, વાયુને જીત અને નિરંતર જીતેન્દ્રિય થા.[૪]. વળી તું સત્ય, સરળતા, અક્રોધ, અનસૂયા, દમ, તપ, અહિંસા અને આનૃશંસ્ય (સૌજન્ય), એ ગુણોનું વિધિ પ્રમાણે પાલન કર[૫]. સત્યના વિષે સ્થિતિ કર, ધર્મના વિષે આસક્ત થા, સર્વ કુટિલતાનો નાશ કર તથા દેવતા અને અતિથિને આપતાં શેષ રહેલા અન્નવડે પ્રાણનો નિર્વાહ

કર[૭]. હે પુત્ર ! આ દેહ ફીણના પરપોટા સરખો છે, તેમાં જીવ પક્ષીના જેવો રહેલો છે અને પ્રિય મનુષ્યોની સાથે કથાવાર્તા અનિત્ય છે, તો તું કેમ નિરાંતે શયન કરે છે? ત્હારા કામ-ક્રોધરૂપી શત્રુઓ નિરંતર સાવધ છે, જાગ્રત છે, નિત્ય ઉદ્યોગમાં છે અને ત્હારામાં છિદ્ર જૂએ છે, છતાં તું તેને બાળકની પેઠે ઓળખતો નથી-જાણતો નથી[૮]. અરે ! ત્હારા દિવસો ગણાયા જાય છે, આયુષ્ય કમી થતું જાય છે અને જીવતર નષ્ટ થતું જાય છે, તો તું ઉઠીને કેમ દોડતો નથી? અર્થાત્ તું હેવ કે, ગુરૂના શરણે કેમ જતો નથી?[૯]. જે નાસ્તિક પુરૂષો હોય છે તે પારલૌકિક કાર્યમાં ચિત્ત રાખતા નથી પણ આ લોકમાંજ પોતાના શરીરના માંસ અને રૂધિરને વધારવાને ઇચ્છે છે તેઓની તું અવગણના કરજે-તું તેઓની ચાલે ચાલીશ નહિ[૧૦]. જે પુરૂષો બુદ્ધિ મલિન થવાથી ધર્મનો ઉત્કર્ષ સહન કરી શકતા નથી એવા પુરૂષો અવળે માર્ગે ચાલ્યા જાય છે અને જેઓ તેઓની પછવાડે પછવાડે જાય છે તેઓ પણ પીડા પામે છે[૧૧]. માટે જે મહાત્માઓ સદા સંતુષ્ટ, વેદમાં આસક્ત, મોટા બળવાળા (ધર્મ બળ-વાળા) અને ધર્મના માર્ગે ચાલનારા છે તેઓની તું ઉપાસના કર અને તેઓને પૂછ[૧૨]. તેઓ જે કહે તેને તું સાંભળીને તે ધર્મદર્શી જ્ઞાનીઓના મતને ગ્રહણ કર તથા તેમ કરીને શ્રેષ્ઠ બુદ્ધિવડે અવળે માર્ગે જનારા ત્હારા ચિત્તને કબજામાં રાખ[૧૩]. જે પુરૂષો માત્ર વર્તમાન સમયનેજ જોઇને વર્તનારા છે તથા “કાળ બહુ દૂર છે” એમ માનીને નિર્ભય રહે છે તે સર્વભક્ષણ કરનારા જડ પુરૂષો કર્મભૂમિને દેખતા નથી-તેઓ એમ જાણતા નથી કે, અહીં કરેલાં કર્મ પરલોકમાં ભોગવવાં પડશે[૧૪]. તું ધર્મરૂપી મેહેલ ઉપર નીસરણી મૂકીને થોડે થોડે ચઢ. કેમ કે, કોશેટાના કીડાની પેઠે તું પોતાને વીંટે છે પણ જાણતો નથી-અર્થાત્ જેમ રેશમનો કીડો પોતાના શરીરમાંથી તંતુ કાઢીને પોતાને બાંધે છે, તેમ તું પણ ત્હારી પોતાની વાસનાઓવડે બંધાતો જાય છે, પણ તેની તને સમજણ પડતી નથી[૧૫]. માટે તું આ મ્હારાં વચન ઉપર વિશ્વાસ રાખીને તથા દૃઢ થઇને, મહા નદીના મોટા પૂર જેવા અને મર્યાદાને તજીને આગળ વધનારા નાસ્તિક પુરૂષોને, ઉખાડી નાખેલા વાંસની પેઠે, ડાબા કરીને ચાલ્યો જા[૧૬]. તું કામ, ક્રોધ, મૃત્યુ અને પાંચ ઇન્દ્રિયોરૂપી જળથી ભરેલી નદીને ધીરજ-રૂપી નાવવડે તરી જા કેમ કે, તેથી તું જન્મ-મૃત્યુરૂપી સંકટને તરી જઇશ[૧૭]. આ સઘળા લોક મૃત્યુવડે હણાયલા છે અને જરાવડે ચારે બાજૂથી ઘેરાયલા છે તથા આયુષ્યને હરણ કરવામાં આળસ નહિ કરનારી રાત્રિઓ એક પછી એક પડતી જાય છે, માટે તું ધર્મરૂપ નાવવડે તેને તરી જા[૧૮]. મનુષ્ય ઉભો હોય છે કે, સૂતો હોય છે, છતાં પણ મૃત્યુ તેને ખોળે છે અને અકસ્માત તેનો નાશ કરે છે ત્યારે, તું તે જોઇને પણ નિશ્ચિંત થઇને કેમ બેસી રહે છે?[૧૯] મનુષ્ય ધનાદિનો સંચય કરતો હશે અને કામ-ભોગ ભોગવીને તૃપ્ત નહિ થયો હશે, એટલામાં તો, વરૂ જેમ ઘેટાને પકડીને લઇ જાય છે, તેમ મૃત્યુ તેને પકડીને લઇ જાય છે[૨૦]. સંસારરૂપી અંધકારમાંથી આગળ પ્રવેશ કરવો છે માટે ક્રમે કરીને ધર્મ-સંચય કરવારૂપ શિખા (જ્યોતિ) વાળો એવો ધર્મબુદ્ધિમય મોટો જ્ઞાનરૂપ દીપક યત્નવડે હાથમાં ઝાલ-અર્થાત્ જ્ઞાન પ્રાપ્ત કરીશ તો તું સંસારરૂપ અજ્ઞાનમાંથી પાર પડીશ[૨૧]. હે પુત્ર ! અનેક દેહોમાં જન્મતાં જન્મતાં કોઇક વખત મનુષ્યપણું આવે છે અને તેમાં પણ બ્રાહ્મણપણું તો કોઇકજ વખત પ્રાપ્ત થાય છે માટે બ્રાહ્મણપણાને પામીને તેનું પાલન કર-અર્થાત્ બ્રાહ્મણના ધર્મ આચર[૨૨]. બ્રાહ્મણનો દેહ આ લોકમાં કામોપભોગ કરવાને માટે ઉત્પન્ન થતો નથી, પરંતુ આ લોકમાં તે દેહ તપરૂપી ક્લેશને ભોગવવા માટેજ ઉત્પન્ન થયો છે અને તેથી તેને પરલોકમાં ગયા પછી અનુપમ સુખ પ્રાપ્ત થાય છે[૨૩]. બ્રાહ્મણપણું ઘણાં તપ

કરવાથી પ્રાપ્ત થાય છે માટે તેને, વિષયોમાં પ્રીતિવાળા થઇને ગુમાવી નાખવું નહિ; પણ તું પોતાના વેદાધ્યયનમાં, તપ કરવામાં અને ઇન્દ્રિયોનું દમન કરવામાં નિરંતર ઉદ્યોગી થઇને કલ્યાણના અર્થવાળો તથા મોક્ષ માટે તત્પર થા, તથા મોક્ષ માટે સદા યત્ન કર[૨૪]. મનુષ્યોનો આયુષ્યરૂપી ઘોડો દોડયો જાય છે. એ ઘોડો અવ્યક્તમાંથી ઉત્પન્ન થયો છે, સોળ કળાઓનું તેનું શરીર છે, સૂક્ષ્મ તેનો આત્મા છે, ક્ષણ, ત્રુટિ અને નિમેષ, એ તેનાં રૂવાટાં છે, પ્રાતર્ અને સાયાહ્ન, એ બે સંધ્યાઓ તેના ખભા છે, વર્ષ તેનું બળ છે, શુકલપક્ષ અને કૃષ્ણપક્ષ એ બે પક્ષ તેનાં નેત્ર છે અને બારમાસ તેના અવયવો છે. એ ઘોડો મોટા વેગવાળો છે અને કોઇથી નહિ પકડાતાં નિરંતર સર્વની અવગણના કરીને રાત્રિ–દિવસ વહ્યો જાય છે, એ રીતે તે ઘણું ચાલી ગયો છે તે જોઇને પણ જો તું આંધળાની પેઠે, બીજાનો દોરવ્યો ન દોરાતો હોય તો–ત્હારામાં ત્હારી પોતાની કાંઇ પણ બુદ્ધિ હોય તો, પરલોકની વાર્તા સાંભળીને ત્હારી બુદ્ધિ ધર્મમાં થવી જોઇએ. કેમ કે, આ લોકમાં જેઓ ધર્મથી ચલાયમાન થઇને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે તેઓને પોતાની અનેક અધર્મ ભરેલી ક્રિયાઓવડે યમલોકની યાતનાઓ ભોગવવાની પ્રાપ્ત થાય છે અને ત્યાં તેઓ નિરંતર અનિષ્ટ વસ્તુઓનો યોગ થવાથી બૂમો પાડે છે તથા શરીરમાં અત્યંત વેદનાઓ થવાથી કલેશ પામે છે[૨૫-૨૭]. (આવો ભય સાંભળીને યુધિષ્ઠિર રાજા ભય પામ્યા તેથી તેનું આશ્વાસન કરવાને કહે છે કે,) જે રાજા નિરંતર પોતાની ઉત્તમ અને અધમ સર્વ પ્રજાનું રક્ષણ કરે છે તથા સદૈવ વિચાર કરીને ધર્મમાં તત્પર રહે છે તેને પુણ્યવાન પુરૂષોના લોક પ્રાપ્ત થાય છે અને ત્યાં તે અનેક પ્રકારના વૈભવને ભોગવે છે તથા પછી અનેક યોનિઓમાં પ્રાપ્ત નહિ થયેલું એવું અનુપમ મોક્ષસુખ તેને પ્રાપ્ત થાય છે[૨૮]. જે પુરૂષો માતા–પિતા આદિ ગુરૂજનોના વચનને માનતા નથી, મરણ પામ્યા પછી તે દુષ્ટ પુરૂષોને, મનુષ્યોનો કચ્ચરઘાણ થવાનાં સ્થાનરૂપ નરકમાં ભયાનક શરીરવાળા કૂતરા, લોહમુખી પક્ષિઓ, બગલા, ગીધ આદિ પક્ષીઓના સમૂહ અને રૂધિરને પીનારા જંતુઓ ભક્ષણ કરે છે[૨૯], શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન, એ પાંચ વિધિરૂપ અને અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ નિષેધરૂપ, એવી દસ પ્રકારની જે મર્યાદા બ્રહ્મદેવે ( વેદે ) નિર્માણ કરેલી છે તેને જે પુરૂષ પોતાની મરજી પ્રમાણે વર્તીને તોડે છે તે પાપી પુરૂષ અત્યંત દુઃખ આપનાર યમલોકના અસિપત્ર ( તરવાર જેવાં પાંદડાંવાળા ) વનમાં પેસીને તેમાંજ રહે છે[૩૦]. જે લોભી પુરૂષ અત્યંત મીઠું અને જૂઠું બોલનારો હોય છે, જે પુરૂષ નિરંતર કપટ અને ઠગાઇ કરવામાં પ્રીતિવાળો હોય છે તથા જે પુરૂષ છળવડે બીજાઓને દુઃખ કરતો હોય છે તે દુષ્કૃત કર્મ કરનારો પુરૂષ મોટા નરકમાં પડીને અત્યંત દુઃખનો અનુભવ કરે છે[૩૧]. વળી તે પુરૂષ ઉકળતા જળવાળી "વૈતરણી" નામની નદીમાં ડૂબે છે, તેનાં અંગ અસિપત્રના વનમાં કપાઇ જાય છે, તે પરશુ ( ફરશી જેવાં પત્રવાળા ) વનમાં શયન કરે છે અને તે મોટા નરકમાં પડીને અતિશય વેદનાસહિત વસે છે[૩૨]. (એ પ્રમાણે નરકથી ઉદ્વેગ પામવાનો બોધ આપીને હવે "સ્વર્ગથી પણ સંતોષ ન માનવો, એથી પણ વિરક્ત થવું." એવો બોધ આપે છે.) તું બ્રહ્માદિનાં મોટાં મોટાં સ્થાનને જોઇને એમ માને છે કે, મને ધન્ય છે, પરંતુ બ્રહ્મને જોતો નથી. આકાશમાં ગમન કરનારા મૃત્યુની દૂતરૂપ જરાવસ્થા જ્યાં સુધી આવી નથી ત્યાં સુધીમાં તું બોધ પામી જતો નથી[૩૩]. અરે ! ઉઠય અને ચાલવા માંડય શું બેસી રહ્યો છે. ત્હારા સુખનો નાશ કરનાર મહા દારૂણ અને મોટો ભય ઉત્પન્ન થયો છે. માટે તું હવે જલદી યત્ન કર[૩૪]. અરે ! જ્યાં સુધી તું યમરાજાની આજ્ઞાથી મરી ગયો નથી અને તને તેની સમક્ષમાં લઇ જવામાં

આવ્યો નથી ત્યાંસુધીમાં તું ભવિષ્યના સુખના માટે કૃચ્છ્રાદિ તપનું આચરણ કરીને મોક્ષને માટે પ્રયત્ન કર[૩૫]. જ્યાં સુધી પ્રાણીઓના દુઃખને ન જાણનારો સમર્થ યમરાજા કે જેને કોઈ વારનારો નથી તે ત્હારા બાંધવો અને મૂળ સહિત ત્હારૂં જીવિત નથી હરી લેતો[૩૬], જ્યાંસુધી યમરાજાની આગળ જે વાયુ વાય છે તે વાયુ નથી વાયો અને જ્યાંસુધી તને એકલાનેજ લઇ જવામાં નથી આવ્યો ત્યાં સુધીમાં-તે પહેલાં પરલોકનું હિત સાધ[૩૭]. હે પુત્ર! જ્યાં સુધી હેડકીઓ આવીને અંતકાળનો પવન ઉપડયો નથી, જ્યાંસુધી મૃત્યુરૂપી મોટો ભય ઉપસ્થિત થવાથી ત્હારી દૃષ્ટિએ દિશાઓ ભમતી દેખાતી નથી, જ્યાંસુધી પ્રાણ આકુળવ્યાકુળ થઇને જવાને તૈયાર થએલા નથી અને ત્હારા કાન બ્હેરા થઈ ગયા નથી, ત્યાં સુધીમાં ઉત્તમ સમાધિ કરી લે[૩૮,૩૯]. તેં પૂર્વે અસાવધાનપણાથી શુભ અને અશુભ કર્મ કર્યા હશે તેને સંભારીને, જ્યાં સુધી ત્હારે પરિતાપ પામવાનો સમય નથી આવ્યો ત્યાં સુધી કેવળ બ્રહ્મરૂપ ભંડારને ભરી લે[૪૦]. જ્યાં સુધી બળ અને અંગનાં રૂપને હરનારી જરાવસ્થા ત્હારા કલેવરને જીર્ણ નથી કરી નાખતી ત્યાં સુધીમાં તું કેવળ બ્રહ્મરૂપ ભંડારને પોતાનો કરી લે[૪૧]. જ્યાં સુધીમાં, જેનો સારથી રોગ છે એવો કાળ જીવતરનો બળાત્કારે ક્ષય કરવા માટે શરીરને તોડી નથી નાંખતો ત્યાં સુધીમાં તું મોટું તપ કરી લે[૪૨]. જ્યાં સુધી મનુષ્યના દેહમાં ફરનારા કામાદિ ભયંકર વરૂઓ ચારે બાજુ દોડવા નથી લાગ્યા ત્યાં સુધીમાં પુણ્ય આચરવાનો યત્ન કર[૪૩]. જ્યાં સુધી તું એકલો અંધકારને જોતો નથી ત્યાં સુધીમાં ત્વરા કર. જ્યાં સુધી પર્વતના મથાળા ઉપર *સુવર્ણનું વૃક્ષ જોવામાં નથી આવ્યું[૪૪], જ્યાં સુધી મિત્ર આદિ અને શત્રુ આદિ કુસંગતિઓ ત્હારી દૃષ્ટિથી ખસી ગએલી છે ત્યાં સુધીમાં જે વસ્તુ સર્વોત્તમ છે તેને પ્રાપ્ત કર[૪૫]. જે ધનને રાજાથી કે ચોરથી ભય નથી અને મરણ પછી પણ જે ધન પોતાનો ત્યાગ ન કરે તે ધર્મરૂપી ધનને પ્રાપ્ત કર[૪૬]. પરલોકમાં પોતાનાં કર્મની સાથે પરસ્પર વિયોગ થતો નથી; પરંતુ જે પુરૂષનું જે પલ્લું (કર્મરૂપી) હોય છે તેજ ત્યાં તેને ભોગવવાનું છે[૪૭]. હે પુત્ર! પરલોકમાં જેનાવડે જીવી શકાય તેજ ધનનું તું દાન કર અને તેના બદલામાં અક્ષરરૂપી નિશ્ચય ધનને પ્રાપ્ત કર[૪૮]. જ્યાં સુધીમાં તું ઘણા મનુષ્યોને બાળી નાખનાર સ્મશાનાગ્નિમાં રંધાઇ ગયો નથી અને જલેબી આદિ મિષ્ટાન્ન જમ્યા પેહેલાંજ ત્હારો નાશ થઇ ગયો નથી ત્યાં સુધીમાં તું ધર્મ સાધવાની ત્વરા કર. અર્થાત્ તું એમ જાણતો હોઇશ કે ભોજનાદિ ભોગ ભોગવી લીધા પછી મોક્ષ મેળવવાને માટે યત્ન કરીશું, તો એ ત્હારી ભૂલ છે, કેમ કે જેઓએ ભોગ નથી ભોગવ્યા તેઓ પણ મરણ પામે છે; માટે ભોગ ભોગવવાની ઈચ્છાને તજીને સર્વથી પ્રથમ મોક્ષનું સાધન કર[૪૯]. જ્યારે મૃત્યુરૂપી સંકટમાં પડીને પ્રાણી એકલો જ ચાલ્યો જાય છે ત્યારે માતા-પિતા, બાંધવો અને સારી રીતે વખાણેલાં પ્રિય મનુષ્યો પણ તેની પાછળ જતાં નથી[૫૦]; પરંતુ હે પુત્ર! પૂર્વે (મૃત્યુ પૂર્વે) પ્રાણીએ સારૂં કે માઠું જે કર્મ કર્યું હશે તેજ કેવળ પરલોકમાં જનારા પ્રાણીની સાથે જાય છે[૫૧]. જે તેણે સારાં કે માઠાં કર્મ કરીને સુવર્ણ અને રત્નના ભંડાર ભર્યા હશે તે સર્વ તેના દેહનો નાશ થયો એટલે કાર્યની સિદ્ધિ કરનાર થતા નથી-કાંઇ કામ આવતા નથી[૫૨]. જે વખતે તું પરલોકમાં જઇશ તે વખતે, તેં જે કર્મ કર્યા હશે કે નહિ કર્યા હોય તેનો સાક્ષી તું જ છે; કેમ કે મનુષ્યોનાં કૃત કર્મનો સાક્ષી પોતાના સરખો આત્મા બીજો કોઈ નથી. અર્થાત્ "મને બીજો જાણતો નથી" એમ જાણીને પાપ કરવું નહિ, કેમ કે બીજો જાણતો નથી પણ તું તો જાણે છેજ[૫૩]. જ્યારે જીવ

* સોનાનું વૃક્ષ જોવામાં આવે તે મરણનું ચિહ્ન છે.

દેહને તજીને પરલોકમાં જાય છે ત્યારે તેનો દેહ શૂન્ય થઈ જાય છે, કેમ કે બુદ્ધિરૂપી નેત્રવડે તેમાં પ્રવેશ કરીને જોવાથી તે શૂન્યજ દેખાય છે. અર્થાત્ બીજા સર્વ એમ જાણે છે કે દેહ પડ્યો રહે છે, પણ યોગીની દૃષ્ટિવડે મનુષ્યનો દેહ નાશ થાય છે, અને યોગીઓ તે હાર્દાકાશમાં પ્રવેશ કરીને જૂએ છે[૫૪]. વળી મનુષ્ય જે શુભાશુભ કર્મ કરે છે તેના બીજા પણ ધર્મદર્શી સાક્ષીઓ છે. તે એ કે સૂર્ય, અગ્નિ અને વાયુ, એ ત્રણ શરીરમાંજ રહેલા છે. તે સઘળા કૃત કર્મને જાણે છે[૫૫]. રાત્રિ અને દિવસ સર્વ પ્રકારે સર્વ સ્થળમાં ગમન કરે છે અને તે પ્રકટ રીતે ચાલ્યાં જાય છે તેમજ ગુપ્ત રીતે પણ ચાલ્યાં જાય છે, તો તું પોતાના ધર્મનું પાલન કર[૫૬]. પરલોકના માર્ગમાં લોઢાની ચાંચોવાળા પક્ષીઓ વગેરે અનેક શત્રુઓ છે, અને અનેક રૂપવાળી અથવા બિહામણા રૂપવાળી વિકરાળ મક્ષિકાઓ છે, માટે તું પોતાના ધર્મનુંજ પાલન કર; કેમ કે કરેલું કર્મજ ત્યાં સાથે આવે છે[૫૭]. તે લોકમાં પોતાનું કર્મ બીજાને આપીને બીજાનું કર્મ પોતાથી લેવાતું નથી, પણ પોતાના કર્મવડે જે ફળ ભોગવવાનું નિર્માણ થયેલું હોય છે તેજ ભોગવવું પડે છે[૫૮]. જેમ મહર્ષિઓની સાથે અપ્સરાઓનાં ટોળાં સુખરૂપી ફળને ભોગવે છે, તેમ સત્કર્મ કરનારા મનુષ્યો પણ વિમાનમાં બેસીને અને પોતાની ઈચ્છામાં આવે ત્યાં જઈને પોતાનાં સત્કર્મથી ઉત્પન્ન થયેલાં ફળને ભોગવે છે[૫૯]. આ લોકમાં પાપી પુરૂષોએ કે પુણ્યશાલી પુરૂષોએ જેવાં કર્મ કર્યાં હોય છે તેવાં ફળને તેઓ પરલોકમાં ભોગવે છે. પાપી મનુષ્યોને પોતાનાં કરેલાં પાપનાં અશુભ ફળ પ્રાપ્ત થાય છે, અને શુદ્ધ મનુષ્યોને પોતાના કરેલાં પુણ્યનાં શુભ ફળ પ્રાપ્ત થાય છે[૬૦]. જે પુરૂષો ગૃહસ્થધર્મની મર્યાદાને પાળે છે તેઓ પ્રજાપતિના, બૃહસ્પતિના કે ઈન્દ્રના ઉત્તમ લોકને પામે છે[૬૧]. અમે તને હજાર પ્રકારે અને વળી અનેક પ્રકારે કહેવાને ઉત્સાહ રાખીએ છીએ કે બુદ્ધિ વિનાના પુરૂષોને જે વસ્તુ મોહ પમાડનારી છે તેને સમર્થ એવો ધર્મ દૂર કરનારો છે—અર્થાત્ તું ધર્મ કરીશ તો ત્હારો મોહ દૂર થશે[૬૨]. ત્હારાં ચોવીસ વર્ષ તો વીતી ગયાં અને હવે તું પચીસ વર્ષનો થયો છે એમાં સંદેહ નથી, માટે ત્હારૂં "આયુષ્ય ચાલ્યું જાય છે" એમ જાણીને ધર્મનો સંચય કર[૬૩]. જ્યાં સુધી "કાળ" નામે નૃપતિ "પ્રમાદ" નામના ઘરમાં સૂઇ રહેલો છે અને જ્યાં સુધી તેણે ત્હારી ઇન્દ્રિયરૂપ સેનાને વિષય ભોગરહિત નથી કરી ત્યાં સુધીમાં તું જેવો દેહ પ્રાપ્ત થયો કે તરતજ ઉઠીને ધર્મ પાળવામાં ત્વરાવાળો થા[૬૪]. જેમ તું બીજાઓની પછી જન્મેલો છે તેમજ બીજાઓની પેહેલો જઇશ. કાંઈ પાછળથી જન્મેલો તું પાછળથી મરીશ એમ નથી. પ્રથમ જે ગતિ હતી તે ગતિ આગળ પણ થવાની છે એટલે પ્રથમ તું આત્મા હતો અને પછીથી પણ આત્માજ છે. એવી રીતે જો તું ત્હારી મૂળગતિનેજ પામવાનો છે તો પછી ત્હારે દેહની સાથે શું કામ છે, અને પુત્રાદિ બીજાઓની સાથે પણ શું કામ છે ?[૬૫]. મરણરૂપી ભય આવવાથી એકલાજ પરલોકમાં જનારાની સાથે જે પરલોકમાં હિત કરનારો છે એવા કેવળ—શુદ્ધ અને નિષ્કામ જ્ઞાનરૂપ ભંડારને સાથે લેવો[૬૬]. સમર્થ કાળ કે જેનો અટકાવનાર કોઈ નથી એવો તે એકલોજ મૂળથી ટોચ પર્યંત ત્હારા બાંધવોને લઈ જાય છે—તે આબાળ—વૃદ્ધ સર્વને લઇ જાય છે, માટે તું ધર્મની પડોશમાં રહે—ધર્મનો સંચય કર[૬૭]. હે પુત્ર! હમણાં આ ઉપદેશ મ્હેં તને મ્હારા શાસ્ત્ર પ્રમાણે વર્ણવ્યો છે માટે તે પ્રમાણે વર્તજે[૬૮]. જે પુરૂષ કર્મ કરીને એમ માને છે કે એ મ્હેં કર્યાં છે અને જે ફળની ઈચ્છા કરીને દાન આપે છે તે પુરૂષ અજ્ઞાન અને વિપરીત જ્ઞાનના ગુણોવડે યુક્ત થાય છે, પણ જે પુરૂષ આત્મરૂપ એક તત્ત્વમાં ચિત્તને ધારણ કરે છે અને પોતાની પાસે જે કાંઈ હોય તેનો ત્યાગ કરે છે તે પુરૂષ અજ્ઞાન અને મોહના ગુણોથી મુક્ત થાય છે[૬૯]. "તત્ત્વમસિ"

આદિ વાક્યનું જ્ઞાન સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપ્ત થાય છે; કેમ કે વેદમાં કહ્યું છે કે જે પુરૂષ એમ જાણે છે કે હું બ્રહ્મ છું, તે સર્વ વિશ્વરૂપ થાય છે. એવી રીતે બ્રહ્મજ્ઞ પુરૂષ સર્વનો આત્મા થાય છે, માટે જે પુરૂષ ઉત્તમ ક્રિયાઓ કરે છે તેને બ્રહ્મજ્ઞાન થવાથી તે સર્વજ્ઞ થાય છે. બ્રહ્મજ્ઞાનજ મોક્ષરૂપ પુરૂષાર્થનું દર્શન છે, બીજું નથી. એ જ્ઞાનવિદ્યા કૃતજ્ઞ પુરૂષને આપવાથી તેને પુરૂષાર્થમોક્ષ–સર્વજ્ઞતા પ્રાપ્ત થાય છે; પણ કૃતઘ્નને આપવાથી ફળતી નથી. અર્થાત્ એ વિદ્યા ઉત્તમ પુરૂષનેજ આપવી[૭૦]. ગામમાં વસનારાને સંસાર ઉપર જે પ્રીતિ થાય છે તેજ તેને બાંધનારી દોરી છે. પુણ્યશાળી પુરૂષો એ દોરીને કાપીને ચાલ્યા જાય છે, પણ પાપી પુરૂષો તેને કાપી શકતા નથી[૭૧]. હે પુત્ર! તું કે જે મરણ પામવાનોજ છે તેને ધનવડે શું? બાંધવોવડે શું? અને છોકરાઓવડે પણ શું ફળ છે? આ સંસારરૂપી અંધારી ગુફામાં તું ભૂલો પડી ગયો છે ત્યાંથી નીકળીને સારે માર્ગે લાગ; અને ત્હારા સર્વે વડવાઓ ક્યાં ગયા? તેનો વિચાર કર[૭૨]. "આ કામ મ્હારે કાલે કરવું છે, આ કામ આજ કરવું અને આ કામ દિવસના પહેલા ભાગમાં તથા આ કામ દિવસના પાછલા ભાગમાં કરવું છે" એવો તું વિચાર કરે છે, પરંતુ કાળ કાંઇ એમ જોવાનો નથી કે આ કામ તેણે કર્યું છે કે નથી કર્યું? તેનું કામ પૂરૂં થયું છે કે નથી થયું?[૭૩]. જ્યારે દેહમાંથી જીવ નીકળી જાય છે ત્યારે બાંધવો, જ્ઞાતિઓ અને મિત્રો તેની પાછળ જાય છે, તથા મરનાર પુરૂષને અગ્નિમાં નાંખીને પાછા વળી જાય છે[૭૪]; માટે જો તને ઉત્કૃષ્ટ મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો દયાવિનાના અને પાપીમતમાં રહેલા નાસ્તિકોથી સાવધ થઇને અને વેદવચન ઉપર દૃઢ વિશ્વાસ રાખીને ડાબા કર–તેઓના તરફ જોઇશ નહિ[૭૫]. એ રીતે તું સર્વ લોકને કાળવડે હણાયલા અને પીડાયલા જોઈને મોટું ધૈર્ય રાખીને અંતઃકરણથી ધર્મનુંજ આચરણ કર[૭૬]. જે પુરૂષ આ ઉપદેશને સારી રીતે સમજે છે, અને સમજીને સારી રીતે સ્વધર્મનું આચરણ કરે છે, તે આ લોકમાં તથા પરલોકમાં સુખ ભોગવે છે[૭૭]. જે પુરૂષો જ્ઞાની છે તેઓના મનમાં દેહનો નાશ થવાથી મરણ નથી અને જે પુરૂષો પોતાના ધર્મમાર્ગનું સારી રીતે પાલન કરે છે તેઓનો નાશ થતો નથી, માટે જે ધર્મની વૃદ્ધિ કરે છે તેનેજ "પંડિત" કહેવો. જે ધર્મથી ભ્રષ્ટ થાય છે તે મોહને પામે છે[૭૮]. પુરૂષ કર્મના માર્ગમાં જેવાં શુભાશુભ કર્મની યોજના કરે છે તે પ્રમાણે (જેવાં કર્મ કર્યાં હોય તેવાં) ફળને પામે છે. જે પુરૂષ પાપકર્મ કરે છે તે અધોગતિને પામે છે, અને જે પુરૂષ ધર્મમાં પારંગત છે તે સ્વર્ગમાં જાય છે[૭૯]. સ્વર્ગની નીસરણી સમાન મનુષ્યજન્મને પામીને પોતાના આત્માનું એવું શ્રેય સાધન કરવું કે જેથી પુનઃ સંસારમાં પડવા વારો આવે નહિ[૮૦]. સ્વર્ગમાર્ગને અનુસરનારી જેની બુદ્ધિ ધર્મનું ઉલ્લંઘન કરતી નથી તે પુરૂષને "પુણ્ય કર્મ કરનારો" કહે છે, અને પુત્ર તથા બાંધવો તેનોજ શોક કરતા નથી[૮૧]. જે પુરૂષની સ્વસ્થ એવી બુદ્ધિ નિશ્ચયના વિષે સ્થિર થાય છે–ધર્મના નિશ્ચય ઉપર ટકી રહે છે, તે પુરૂષ સ્વર્ગમાં માર્ગ કરે છે, અને મૃત્યનો ભય તેને બાધ કરતો નથી[૮૨]. જે પુરૂષો તપોવનમાં જન્મ પામીને ત્યાંજ નાશ પામે છે તે પુરૂષો કામભોગને જાણતા નથી તેથી તેઓ જે ધર્મ આચરે છે તેનું ફળ તેઓને થોડું છે[૮૩]; પણ જે પુરૂષ પ્રાપ્ત થયેલા ભોગને તજીને પોતાના શરીરવડે તપ કરે છે તેને પ્રાપ્ત નથી થયું એવું ફળ કાંઈ નથી. અર્થાત્ તેને સઘળુંજ પ્રાપ્ત થયેલું છે. એવા પ્રાપ્ત થયેલા ફળનેજ હું ઘણું માનું છું[૮૪]. હજારો માતા–પિતા અને સેંકડો સ્ત્રી–પુત્ર પ્રાપ્ત થયાં છે અને પ્રાપ્ત થશે; પણ તે કોનાં છે અને આપણે કોના છીએ? અર્થાત્ કોઈ કોઈનું નથી[૮૫]. "હું તો એકલોજ છું; મ્હારૂં કોઇ નથી કે હું કોઇનો નથી; હું જેનો હોઉં એવા કોઇને હું

દેખતો નથી અને જે મ્હારો હોય એવા પણ કોઇને દેખતો નથી[૬૬]. એમ જાણીને ત્હારે સમજવું કે ત્હારે તેઓનું કામ નથી કે તેઓને ત્હારૂં કામ નથી; તેઓ પોતાનાં કર્મથી ઉત્પન્ન થયા છે, અને તું પણ ત્હારા કર્મથી ઉત્પન્ન થયો છે. તું કર્મભોગ પૂરાં થયે ચાલતો થઈશ[૮૭]. આ લોકમાં જે પુરૂષ ધનવાન હોય છે તેના સ્વજન પણ તેના સગા થતા જાય છે, અને સ્વજનને યોગ્ય કાર્ય કરે છે; પરંતુ જે પુરૂષ દરિદ્ર હોય છે તેઓ જીવતા છતાં પણ સ્વજન તેમના તરફ જોતાં નથી[૮૮]. મનુષ્ય પોતાની સ્ત્રીને માટે અશુભ કર્મ કરે છે અને પછી આલોકમાં અને પરલોકમાં ઘણા કલેશને પામે છે[૮૯]. જ્ઞાની પુરૂષો આ જીવ લોકને પોત-પોતાનાં કર્મવડે છિન્ન ભિન્ન થઈ ગયેલો દેખે છે. માટે હે પુત્ર! મ્હેં તને જેટલું કહ્યું છે તે સઘળું (ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઇ૦) આચર[૯૦]. એ જ્ઞાનનો વિચાર કરીને તથા આ કર્મભૂમિ (જેવાં કર્મ કરે તેવાં ફળ પામવાની ભૂમિ)ને જોઇને પરલોકની ઇચ્છા કરનાર પુરૂષે સારાં કર્મ કરવાં[૯૧]. આ લોકમાં "કાળ" નામનો રસોઇઓ સઘળાં પ્રાણીઓને બળાત્કારે ઝાલી-ઝાલીને રાંધે છે, માસ અને ઋતુઓ પ્રાણીઓને ફેરવવાનો તાવેતો છે, સૂર્યરૂપી અગ્નિ સળગાવેલો છે, તે અગ્નિમાં રાત્રિ અને દિવસરૂપી કાષ્ઠ નંખાયા કરે છે, તથા પ્રત્યેક પ્રાણીએ પોતે કરેલાં કર્મના વિષે સ્થિતિ કરનારાં ફળ તેના સાક્ષી છે. એ રીતે કાળ સર્વ પ્રાણીઓને બળાત્કારે રાંધે છે-નાશ કરે છે[૯૨]. જે પુરૂષની પાસે ધન હોય પણ તે પુરૂષ કોઇને ધન આપતો ન હોય કે પોતે વાપરતો પણ ન હોય તો તે ધનવડે તેને શું ફળ છે? તેમજ કોઈ પુરૂષ બળવાન હોય પણ પોતાના બળવડે જ્યારે તે શત્રુઓને અટકાવી શકયો નહિ કે બાધ કરી શકયો નહિ, ત્યારે તે બળવડે પણ તેને શું ફળ છે? કોઈ પુરૂષ બહુ જ્ઞાની હોય પણ તે જ્ઞાનવડે તે જો ધર્મ ન આચરતો હોય તો તેના જ્ઞાનથી પણ શું ફળ છે? તેમજ જે પુરૂષ જીતેંદ્રિય અને મનને કબજામાં રાખનારો નથી તે પુરૂષને આત્મા છે તેથી પણ શું ફળ છે? અર્થાત્ તે સર્વ વ્યર્થ છે[૯૩]. ભીષ્મ કહે છેઃ-આ પ્રમાણે વ્યાસ મુનિનાં હિતકારક વચન સાંભળીને પોતાને મોક્ષનો ઉપદેશ કરનારા પિતાને તજીને શુકમુનિ ચાલ્યા ગયા[૯૪].

॥ इदं द्वैपायनवचो हितमुक्तं निशम्य तु । शुको गतः परित्यज्य पितरं मोक्षदैशिकम् ॥ ९४ ॥

**इति श्रीमहाभारते शांतिपर्वणि मोक्षधर्मे उत्तरार्द्धे गुर्जरभाषायां पावकाध्ययनं नाम शतोपरि ऊनपंचाशत्तमोऽध्यायः ॥ १४९ ॥**

---

## અધ્યાય ૧૫૦ મો-કૃત કર્મ પ્રાપ્તિ વર્ણન.

युधिष्ठिर उवाच ॥ यद्यस्ति दत्तमिष्टं वा तपस्तप्तं तथैव च ॥
॥ गुरूणां वापि शुश्रूषा तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ-હે પિતામહ! આપેલું દાન, કરેલા યજ્ઞ, કરેલું તપ કે ગુરૂઓની સેવા, એ સર્વે સત્ છે કે અસત્, તે મને કહો[૧]. ભીષ્મ કહે છેઃ-જ્યારે આત્મા અનર્થ-યુક્ત થાય છે, ત્યારે મન પાપમાં પડે છે, અને તેથી મનુષ્ય મલિન કર્મ કરીને મોટા કલેશમાં પડે છે[૨]. મનુષ્ય બીજાને દુકાળ પાડવાથી પોતે દુકાળમાં પડે છે, કલેશ આપવાથી કલેશને પામે છે, ભય આપવાથી ભયને પામે છે, મારવાથી મરે છે અને પાપકર્મ કરવાથી દરિદ્રી થાય છે[૩]. તેમજ શ્રદ્ધાવાળા, દમગુણવાળા, ધનવાન અને શુભકર્મ કરનારા પુરૂષો ઉત્સવ આપવાથી ઉત્સવને પામે છે, સ્વર્ગ પમાડવાથી સ્વર્ગને પામે છે અને સુખ આપવાથી સુખને પામે છે[૪]. જે પુરૂષો નાસ્તિક હોય છે તે સર્પ અને હાથીઓવડે સંકટવાળા તથા સર્પ

અને ચોરના ભયવાળા માર્ગમાં થઇને કરેલાં કર્મથી ચાલે છે[૫]. જે પુરૂષો દેવતા અને અતિથિ ઉપર પ્રેમ રાખે છે, ઉદાર છે અને જેઓને સત્પુરૂષો પ્રિય છે, તે પુરૂષો જ્ઞાનીઓના કુશળ માર્ગમાં થઇને તથા હાથમાં દક્ષિણા ગ્રહણ કરીને ચાલ્યા જાય છે[૬]. જે પુરૂષો ધર્મ કરતા નથી તેઓ ધાન્યમાં પરાળ જેવા અને પક્ષીઓમાં ફૂંદાં જેવા છે. જ્યારે મનુષ્ય અત્યંત ઉતાવળે દોડે છે ત્યારે તેનું કર્મ પણ તેની પાછળ દોડયા કરે છે અને જ્યારે સૂઈ જાય છે ત્યારે તેનું કૃત-કર્મ પણ સૂઇ રહે છે[૮]. જ્યારે મનુષ્ય ઉભો રહે છે ત્યારે તેનું કર્મ ઉભું રહે છે, દોડે છે ત્યારે દોડે છે, કર્મ કરે છે ત્યારે તે પણ કર્મ કરે છે, એ રીતે કર્મ છાયાની પેઠે તેનું અનુસરણ કરે છે[૯]. જે પુરૂષે જે રીતે પૂર્વે જે કર્મ કરેલું છે તે પુરૂષ તે કર્મને નિશ્ચય ભોગવે છે[૧૦]. પ્રાણી માત્રે જેવાં જેવાં કર્મ કર્યાં હોય છે તે કર્મ તેવાં તેવાં ફળને આપવાને સદા તત્પર રહે છે; અને કર્મને વશ થયેલા પ્રાણી સમુદાયને કાળ ચારે બાજુથી ખેંચે છે[૧૧]. જેમ પુષ્પ અને ફળને કોઇ કહેતું નથી કે તમારે પ્રકટ થવાનો સમય થયો છે તથાપિ પોતાનો સમય આવે છે કે પ્રકટ થઇ આવે છે, તેમ પૂર્વે કરેલું કર્મ પણ સમય આવ્યે સ્વયં પ્રાપ્ત થાય છે[૧૨]. સમાન અને અસમાન, લાભ અને હાનિ, ક્ષય અને અક્ષય, એ સર્વે પગલે પગલે પ્રવૃત્ત થાય છે, અને મરતાં સુધી મટતાં નથી[૧૩]. પ્રાણીએ પોતાની મેળેજ દુઃખ ઉત્પન્ન કરેલું છે, અને પોતાની મેળેજ સુખ ઉત્પન્ન કરેલું છે. એ રીતે પૂર્વ દેહમાં કરેલું કર્મ જ્યારથી પ્રાણી ગર્ભમાં આવે છે ત્યારથી તેને લાગુ થવા માંડે છે[૧૪]. બાળક, યુવાન કે વૃદ્ધ, જે જે શુભાશુભ કર્મ કરે છે તે તે કર્મનું ફળ તે તે અવસ્થામાં જન્મો-જન્મ ભોગવે છે[૧૫]. જેમ હજાર ગાયના ટોળામાંથી વાછરડું પોતાની માતાને શોધી કાઢે છે, તેમ પૂર્વે કરેલું કર્મ કર્તાને પ્રાપ્ત થાય છે[૧૬]. જેમ મલિન વસ્ત્ર જળવડે ધોવાથી શુદ્ધ થાય છે, તેમ જે ઉપવાસાદિવડે તપ કરે છે તેને ઘણા કાળ પર્યંત અનંત સુખ મળે છે[૧૭]. હે મોટી બુદ્ધિવાળા રાજા! ઘણા લાંબા કાળ સુધી તપનું સેવન કરવારૂપ ધર્મથી પાપ નાશ થઇને મનોરથ સિદ્ધ થાય છે[૧૮]. જેમ આકાશમાં ફરનારાં પક્ષીઓનાં પગલાં આકાશમાં દેખાતાં નથી તથા મત્સ્યનાં પગલાં જળમાં દેખાતાં નથી, તેમ પુણ્યવાળાઓની ગતિ પણ અદૃશ્ય છે[૧૯]. હવે બીજાં આચરવા જેવાં કર્મ અને જેથી ધર્મની મર્યાદા ઉલ્લંઘન થાય એવાં કર્મ કહી બતાવવાનું પ્રયોજન નથી. ટુંકામાં એટલુંજ કે શુભ અને ઘટે તેવું જે પોતાનું હિત હોય તે કરવું[૨૦].

॥ अलमन्यैरुपालब्धैः कीर्तितैश्च व्यतिक्रमैः । पेशलं चानुरूपं च कर्त्तव्यं हितमात्मनः ॥२०॥

इति श्रीमहा० शां० मो० उ० गु० मा० धर्ममूलिको नाम शतोपरि पंचाशत्तमोऽध्यायः ॥१५०॥

## અધ્યાય ૧૫૧ મો-શુકોત્પત્તિ વર્ણન-વ્યાસે કરેલું તપ અને શંકરથી વર પ્રાપ્તિ.

युधिष्ठिर उवाच ॥ कथं व्यासस्य धर्मात्मा शुको जज्ञे महातपाः ॥

॥ सिद्धिं च परमां प्राप्तस्तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ-હે પિતામહ! વ્યાસ મુનિથી મોટા તપવાળો ધર્માત્મા શુક શી રીતે ઉત્પન્ન થયો તથા તે પરમસિદ્ધિને શી રીતે પામ્યો, તે મને કહો[૧]. તપ છે ધન જેનું, એવા વ્યાસે કયી સ્ત્રીને વિષે શુકને ઉત્પન્ન કર્યો? અમે મહાત્મા શુકની માતાને અને તેના ઉત્તમ જન્મને જાણતા નથી[૨]. શુક બાળક છતાં એની બુદ્ધિ સૂક્ષ્મજ્ઞાનમાં શી રીતે થઈ? કેમ કે બાળક છતાં બીજા કોઈની એવા સૂક્ષ્મજ્ઞાનમાં બુદ્ધિ થયેલી હોય એમ અમે જાણતા

નથી[3]. હે મોટી બુદ્ધિવાળા ભીષ્મ ! એ સર્વ હું વિસ્તારથી સાંભળવાને ઇચ્છું છું; કેમ કે એ ઉત્તમ અમૃત સાંભળતાં મ્હારી તૃપ્તિ થતી નથી[4]. હે પિતામહ ! શુકનું માહાત્મ્ય, તેનો આત્મયોગ અને તેનું જ્ઞાન, એ સર્વ જેમ હોય તેમ મને અનુક્રમે કહો[5]. ભીષ્મ કહે છેઃ– વર્ષવડે, પળિયાં આવવાવડે, ધનવડે કે બાંધવોવડે જે મોટો ગણાતો હોય તે અમારા મનથી મોટો નથી, પણ ઋષિઓ ધર્મ કરતા હતા અને જે એ પ્રમાણે ધર્મ કરે તે અમારા મનથી મોટો છે[6]. હે પાંડવ! તું મને જે પૂછે છે તે સર્વનું મૂળ તપ છે. એ તપ ઇન્દ્રિયોનો સંયમ કરવાથી થાય છે, બીજે પ્રકારે થતું નથી[7]. ઇન્દ્રિયોનો પ્રસંગ રાખવાથી દોષ પ્રાપ્ત થાય છે, એમાં સંદેહ નથી; અને જો ઈંદ્રિયોનેજ નિયમમાં રાખી હોય તો મનુષ્ય સિદ્ધિને પામે છે, એમાં પણ સંશય નથી[8]. હે તાત ! એક હજાર અશ્વમેધ યજ્ઞ કરે અને એક સો વાજપેય યજ્ઞ કરે તોપણ તેનું ફળ યોગની એક કળાની બરોબર પણ થતું નથી[9]. આ જગ્યોએ હું તને શુકનો જન્મ, તેના યોગનું ફળ અને જે પાપી પુરૂષોથી દુર્જ્ઞેય એવી તેની ઉત્તમ ગતિ, એ સર્વ તને કહું છું[10]. પૂર્વે એક સમયે મેરૂના શિખર ઉપર કે જ્યાં હજારો કરેણનાં વન ફાલ્યાં હતાં, ત્યાં ભયાનક ભૂતના ગણસહિત મહાદેવ વિહાર કરતા હતા[11]. તે સમયે પર્વતરાજ હિમાલયની પુત્રી પાર્વતીદેવી પણ તેમની સાથે હતાં. એ જગ્યોએ તે સમયે કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) મુનિ પણ તપ કરતા હતા[12]. હે કુરૂસત્તમ ! યોગધર્મમાં પરાયણ એવા તે મુનિ યોગવડે આત્માના વિષે પ્રવેશ કરીને અને યોગવડેજ દેહ ધારણ કરીને પુત્રના અર્થે તપ કરતા હતા[13]. તેમની ઇચ્છા એવી હતી કે અગ્નિ, વાયુ, પૃથ્વી, જળ અને આકાશ, એ સર્વનું જેવું ધૈર્ય છે તેવા ધૈર્યવાળો મ્હારો પુત્ર થાય[14]. પછી વ્યાસે ઉત્તમ તપ આદરીને અકૃતાત્મા પુરૂષો જેને પ્રાપ્ત કરી શકતા નથી એવા મહાદેવને પોતાના સંકલ્પવડે અને યોગ વડે આરાધવા માંડ્યા[15]. વ્યાસમુનિ વાયુનું ભક્ષણ કરીને સો વરસ સુધી ઉભા રહ્યા અને પાર્વતીના પતિ બહુ રૂપવાળા મહાદેવની આરાધના કરી[16]. એ સ્થળમાં સર્વ બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ, લોકપાળ, સાધ્યદેવો, વસુઓ, આદિત્યો, રૂદ્રો, સૂર્ય, ચંદ્રમા, વસુઓ, વાયુઓ, સમુદ્રો, નદીઓ, અશ્વિનીકુમારો, દેવો, ગંધર્વો, નારદ, પર્વત, વિશ્વાવસુ, ગંધર્વો, સિદ્ધો, અપ્સરાઓ, એ સર્વ આવ્યાં હતાં[17-19]. તે સ્થળમાં કરેણનાં પુષ્પની સુંદર માળા પહેરીને બેઠેલા મહાદેવ જેમ જ્યોત્સ્ના (ચંદ્રનો પ્રકાશ) ને ધારણ કરનારો ચંદ્રમા શોભતો હોય તેમ શોભતા હતા[20]. એ પ્રમાણે દેવ અને દેવર્ષિવડે વ્યાપ્ત તથા રમણીય વનમાં તે ઋષિ વ્યાસજી પુત્રના અર્થે અખંડિત યોગને ધારણ કરીને તપ કરતા હતા[21]. એમ છતાં પણ તેમનું બળ કમી થતું નહોતું કે તેમને ગ્લાનિ પ્રાપ્ત થતી નહોતી. તે ત્રણ લોકમાં અદ્ભુત જેવું થયું[22]. યોગને ધારણ કરીને ઉભેલા અને અમિત તેજવાળા વ્યાસમુનિની જટા તેજવડે અગ્નિની જ્યોતિ જેવી જાજવલ્યમાન દેખાતી હતી[23]. આ વાર્તા ભગવાન માર્કંડેય મુનિએ મને કહી હતી અને તે મને નિરંતર સત્પુરૂષોનાં ચરિત્ર કહેતા હતા[24]. માર્કંડેય કહેતા હતા કે,–હે તાત ! વ્યાસમુનિના તે સમયના તપથી પ્રકાશમાન થયેલી તેની અગ્નિના વર્ણ જેવી જટા તે (મહાત્મા)ના મસ્તકપર અદ્યાપિ પણ પ્રકાશમાન દેખાય છે[25]. હે ભારત ! તેના એવા તપથી અને ભક્તિથી મહાદેવ પોતાના મનમાં પ્રસન્ન થયા અને તેનું અભીષ્ટ આપવાનો પોતાના મનમાં નિશ્ચય કર્યો[26]. ભગવાન ત્રિનેત્ર મહાદેવ જાણે હસતા હોય તેમ તેની પાસે આવીને બોલ્યા કે,–હે દ્વૈપાયન ! તું જેવો ઇચ્છે છે તેવો પુત્ર તને પ્રાપ્ત થશે[27]. જેવો વાયુ છે, જેવો અગ્નિ છે, જેવી પૃથ્વી છે, જેવું જળ છે અને જેવું આકાશ છે તેવો મહાન અને શુદ્ધ પુત્ર તને પ્રાપ્ત થશે[28]. ત્હારો પુત્ર બ્રહ્મની ભાવનાવાળો, બ્રહ્મરૂપ, બ્રહ્મના વિષે નિશ્ચયવાળો, બ્રહ્માત્મા અને બ્રહ્મના વિષે

નિરંતર સ્થિરતાથી સ્થિતિવાળો થશે. વળી ત્હારો પુત્ર પોતાના તેજવડે ત્રણે લોકને વીંટીને યશનું પાત્ર થશે[૨૯].

॥ तद्भावभावी तद्बुद्धिस्तदात्मा तदुपाश्रयः । तेजसावृत्य लोकांस्त्रीन्यशः प्राप्स्यति ते सुतः ॥२९॥

इति श्रीमहा० शां० मो० उ० शु० भा० शुकोत्पत्तौ शतोपरि एकपंचाशत्तमोऽध्यायः ॥१५१॥

## અધ્યાય ૧૫૨ મો–શુકોત્પત્તિ વર્ણન–શુકજન્મ મહોત્સવ.

भीष्म उवाच ॥ स लब्ध्वा परमं देवाद्वरं सत्यवतीसुतः ॥

॥ अरणीसहिते गृह्य ममंथाग्निचिकीर्षया ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ—સત્યવતીના પુત્ર વ્યાસ મહાદેવજીની પાસેથી ઉત્તમ વરદાનને પામીને, પછી અગ્નિ પ્રાપ્ત કરવાની ઈચ્છાથી બન્ને અરણીઓને એકઠી કરીને મંથન કરવા લાગ્યા[૧]. હે રાજન્! એવામાં ભગવાન વ્યાસ ઋષિએ પોતાના તેજવડે સર્વોત્તમ રૂપને ધારણ કરતી "ઘૃતાચી" નામની અપ્સરાને જોઈ[૨]. હે યુધિષ્ઠિર ! ભગવાન વ્યાસ ઋષિ વનમાં તે અપ્સરાને જોઈને એકાએક કામથી મોહિત થઈ ગયા[૩]. હે મહારાજ ! તે અપ્સરાએ વ્યાસમુનિને કામથી વિકળ થયેલા મનવાળા જોયા અને તેથી ઘૃતાચી શુકી (પોપટી) થઈને તેમની પાસે ગઈ[૪]. મુનિએ અપ્સરાને બીજા રૂપમાં ફરી ગએલી જોઈ અને તેથી તે (વ્યાસ)ના સઘળા શરીરમાં વ્યાપી ગયેલા કામી મનવડે શરીરમાંથી વીર્ય વહન થવા લાગ્યું[૫]. વ્યાસમુનિએ તે સમયે ધૈર્યથી પોતાના કામ વિકારને દબાવી દેવાનો યત્ન કર્યો, પણ ફેલાઇ ગયેલું ચિત્ત કબજામાં રહી શકયું નહિ[૬]. હવે બનવાકાળ હોવાથી, ઘૃતાચીના શરીરને જોવાથી વિહ્વળ થયેલું મુનિનું મન યત્નવડે કબજે રાખવા છતાં પણ ન રહ્યું અને અગ્નિ ઉત્પન્ન કરવાની ઈચ્છાથી તે જે અરણીનું મંથન કરતા હતા તેમાં એકાએક વીર્ય પડયું. હે રાજન્ ! વીર્ય અરણીમાં પડયું છતાં પણ તે વાતની શંકા ન રાખીને તે ઉત્તમ બ્રાહ્મણ વ્યાસે અરણીનું મંથન કર્યા કીધું અને તે અરણીમાંથી શુક ઉત્પન્ન થયો. શુક્ર (વીર્ય)નું મંથન થવાથી ઉત્પન્ન થયો માટે તે મોટા તપવાળો પુત્ર "શુક" કહેવાય છે[૭-૯]. એ મોટો યોગી અને શ્રેષ્ઠઋષિ અરણીના ગર્ભથી ઉત્પન્ન થયેલો છે. જેમ યજ્ઞમાં પ્રજ્વલિત કરેલો અગ્નિ આહુતિને વહન કરીને શોભે છે તેમ તેવાજ રૂપવાળો શુકમુનિ તેજવડે પ્રજ્વલિત થઈને ઉત્પન્ન થયો. હે કૌરવ્ય ! પોતાના પિતાના સર્વોત્તમરૂપ અને વર્ણને ધારણ કરતો ભાવિતાત્મા તે શુક ધૂમાડા વિનાના અગ્નિના સમાન શોભતો હતો. હે નરેશ્વર ! મેરૂના પૃષ્ઠ ઉપર નદીઓમાં શ્રેષ્ઠ એવી ગંગા પોતાના સ્વરૂપથી આવીને જળવડે તેને તૃપ્ત કરવા લાગી. હે રાજેન્દ્ર ! મહાત્મા શુકના અર્થે આકાશમાંથી દંડ અને કૃષ્ણાજિન પૃથ્વી ઉપર પડ્યાં. તે સમયે ગંધર્વો ગાન કરવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી[૧૦-૧૪] અને મોટા નાદવાળાં દેવના દુંદુભિ વાગવા લાગ્યાં. ગંધર્વ, વિશ્વાવસુ, તુંબરૂ અને નારદ તથા હાહા અને હૂહૂ ગંધર્વો શુકના જન્મની સ્તુતિ કરવા લાગ્યા. તે સ્થળમાં ઈન્દ્ર વગેરે દેવતાઓ આવ્યા હેવ, દેવર્ષિઓ અને બ્રહ્મર્ષિઓ પણ આવ્યા. વાયુએ દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી[૧૫-૧૭]. સ્થાવર અને જંગમ સર્વ જગત હર્ષ પામ્યું. મોટા તેજવાળા મહાત્મા મહાદેવ પણ દેવીસહિત ત્યાં આવ્યા અને શુક જન્મ્યો કે તરતજ પ્રીતિથી તે (મુનિના પુત્ર)ને વિધિપૂર્વક પોતાનો શિષ્ય કર્યો. દેવના ઈશ્વર ઇન્દ્રે તેને પ્રીતિસહિત દિવ્ય અને અદ્ભુત શોભાવાળું કમંડળ તથા દિવ્ય વસ્ત્ર આપ્યાં. હે ભારત ! તે સમયે હજારો હંસ, કંક, સારસ,

પોપટ અને ચાસ, જમણી બાજુ શબ્દ કરવા લાગ્યાં. એ રીતે અરણીમાંથી ઉત્પન્ન થયેલો મોટા તેજવાળો બુદ્ધિમાન શુક દિવ્ય જન્મ પામીને, તેજ સ્થળમાં બ્રહ્મચર્યને ધારણ કરીને સાવધાન થઇને રહ્યો. હે મહારાજ! શુક ઉત્પન્ન થયો કે તરત રહસ્ય અને સંગ્રહસહિત સર્વ વેદો જેમ તેના પિતાને પ્રાપ્ત થયા હતા તેમ તેને પ્રાપ્ત થયા. હે મહારાજ! વેદ, વેદાંગ અને ભાષ્યને જાણનારા તે શુકમુનિએ ધર્મનુંજ ચિંતવન કરીને બૃહસ્પતિને પોતાના ગુરૂ કર્યા. હે વિભો! તે મહામુનિ રહસ્ય અને સંગ્રહસહિત સર્વ વેદોનું, ઇતિહાસનું તથા સર્વ રાજશાસ્ત્રોનું પઠન કરીને અને ગુરૂને ગુરૂદક્ષિણા આપીને અધ્યયન સમાપ્ત કરી ગુરૂની આજ્ઞા લઇને પોતાને ઘેર આવ્યો[૧૮-૨૫]. મનને નિયમમાં રાખનારો તે બ્રહ્મચારીની વૃત્તિથી વર્તીને ઉગ્ર તપ કરવા લાગ્યો. તે મહાતપસ્વી શુક બાળક હતો તથાપિ પોતાના જ્ઞાન અને તપવડે દેવતા અને ઋષિઓને માન્ય તથા વિચાર પૂછવા જેવો થયો હતો[૨૬]. હે નરપતે! મોક્ષધર્મને શ્રેષ્ઠ જાણનારા શુકની બુદ્ધિ, જેનું મૂળ ગૃહસ્થાશ્રમ છે એવા ત્રણ આશ્રમોમાં આનંદ પામતી નહોતી[૨૭].

॥ न त्वस्य रमते बुद्धिराश्रमेषु नराधिपं । त्रिषु गार्हस्थ्यमूलेषु मोक्षधर्मानुदर्शिनः ॥ २७ ॥

**इति श्रीमहा० शां० मो० द० शुको० गु० भां० शतोपरि द्विपंचाशत्तमोऽध्यायः॥१५२॥**

## અધ્યાય ૧૫૩ મો-શુકમુનિનું મિથિલામાં ગમન.

**भीष्म उवाच ॥ स मोक्षमनुचिंत्यैव शुकः पितरमभ्यगात् ॥**
**॥ प्राहाभिवाद्य च गुरुं श्रेयोर्थी विनयान्वितः ॥ १ ॥**

ભીષ્મ કહે છેઃ—હવે શુક મોક્ષનેજ ગ્રહણ કરવા યોગ્ય માનીને પોતાના પિતાની પાસે ગયો અને કલ્યાણના અર્થવાળો તથા વિનયયુક્ત તે શુક પોતાના ગુરૂ (પિતા)ને પ્રણામ કરીને કહેવા લાગ્યો કે, હે પ્રભો! તમો મોક્ષધર્મમાં કુશળ છો માટે જેથી મ્હારા મનની પરમ શાંતિ થાય એવું કહો[૧,૨]. પોતાના પુત્રનું આવું વચન સાંભળીને મોટા ઋષિ વ્યાસ કહેવા લાગ્યા કે,-હે પુત્ર! તું મોક્ષનું તથા બીજા અનેક પ્રકારના ધર્મોનું અધ્યયન કર[૩]. હે ભારત! પછી પોતાના પિતાની આજ્ઞાથી ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ શુકે સમગ્ર યોગશાસ્ત્ર તથા સાંખ્યશાસ્ત્રનું અધ્યયન કર્યું[૪]. પછી જ્યારે "સરસ્વતીની લક્ષ્મીથી યુક્ત અને બ્રહ્મતુલ્ય પરાક્રમવાળો પુત્ર થયો છે" એમ વ્યાસને જણાયું ત્યારે વ્યાસે મોક્ષધર્મમાં કુશળ એવા પોતાના પુત્રને કહ્યું કે,-હે પુત્ર! તું મિથિલાના રાજા જનકની પાસે જા; તે મિથિલાનો રાજા તને સમગ્ર મોક્ષરૂપ અર્થ કહેશે[૫-૬]. હે રાજન્! પછી શુક પિતાની આજ્ઞા લઇને ધર્મની નિષ્ઠા તથા મોક્ષનું પરાયણ શું છે? તે પૂછવાને મિથિલા તરફ ગયો[૭]. પ્રયાણ કરતી વખતે વ્યાસજીએ શુકને કહ્યું કે-તને આવેલો જાણીને જેમ કોઇ વિસ્મય ન પામે, એમ મનુષ્યની રીતિથી ત્હારે જવું, પણ યોગના પ્રભાવવડે અંતરીક્ષ માર્ગે જવું નહિ[૮]. વળી ત્હારે સરળભાવથી જવું અને સુખને શોધવું નહિ. ત્યાં જઇને વિષયોની શોધ કરવી નહિ, કેમ કે વિષયોની શોધ કરવાથી સંગ લાગી જાય છે[૯]. તે જનકરાજા પૂજન કરવા યોગ્ય છે, તેના આગળ ત્હારે અહંકાર કરવો નહિ, પણ તેની આજ્ઞામાં રહેવું. તે ત્હારા સંશયને છેદે એવો છે[૧૦]. તે રાજા ધર્મમાં કુશળ અને મોક્ષધર્મમાં વિશારદ છે. તે મ્હારો યજમાન જનકરાજા તને જે કહે તેમાં શંકા રાખ્યા વિના ત્હારે તે માન્ય કરવું[૧૧]. એવાં પિતાના વચન સાંભળીને ધર્માત્મા શુકમુનિ, જો કે તે અંતરિક્ષ માર્ગે સમુદ્રસહિત સઘળી પૃથ્વી ઓળંગીને

જવાને સમર્થ હતો, તથાપિ પગે ચાલીને ત્યાં ગયો. તે પર્વત, નદી, તીર્થ, સરોવર, ઘણા સર્પ અને પશુઓથી વ્યાપ્ત જંગલ અને વનનું અતિક્રમણ કરીને ઈલાવૃતખંડ, હરિવર્ષખંડ અને કિંપુરૂષખંડ એ સર્વ ખંડને ઓળંગીને ભારતવર્ષ-ભરતખંડમાં આવ્યો[૧૨-૧૪]. તે મહામુનિ શુક "ચીન" અને "હૂણ" નામના લોકો જયાં વસે છે એવા અનેક પ્રકારના દેશોને જોઇને આર્યાવર્ત દેશમાં આવ્યો. જેમ આકાશચારી પ્રાણી આકાશમાં ફરતો હોય તેમ તે શુકમુનિએ પિતાના વચનને માનીને તથા તેમણે કહેલા અર્થનો વિચાર કરીને ચરણવડે ચાલીને સર્વ માર્ગ ઉલ્લંઘન કર્યો[૧૫-૧૬]. માર્ગમાં શુકમુનિ રમણીય પટ્ટણો, વિશાળ નગરો અને વિચિત્રિ રત્નોને જોતો જોતો આવતો હતો છતાં તે કાંઈજ જોતો નહોતો અર્થાત્ તેમાં તેનું ચિત્ત નહોતું[૧૭]. માર્ગે ચાલતો તે રમણીય બાગ, બંગલા અને પવિત્ર રત્નોને જોતો જોતો આગળ જતો હતો[૧૮]. એમ કરતાં તે થોડે દિવસે ધર્મરાજ મહાત્મા જનકે રક્ષણ કરેલા વિદેહદેશમાં આવી પહોંચ્યો[૧૯]. તે દેશમાં તેણે ઘણાં અન્ન અને રસવાળાં તથા ઘણાં ભોજન પદાર્થવાળાં બહુ ગામ જોયાં, ઘણા સમૃદ્ધિવાળા તથા ઘણી ગાયોના સમુદાયથી ભરપૂર ઘણા નેહ જોયા[૨૦]. ડાંગરના છોડથી ભરપૂર, હંસ અને સારસે સેવેલા અને શોભાયમાન સેંકડો કમળવાળાં તળાવોથી અલંકૃત અને સમૃદ્ધિમાન પુરૂષોએ સેવેલા વિદેહદેશને ઓળંગીને તે વિદેહનગરીના સમીપના સમૃદ્ધવાળા વનમાં આવ્યો[૨૧,૨૨]. તે વન હાથી, ઘોડા અને રથથી ભરેલું હતું, નર અને નારીઓથી વ્યાપ્ત હતું. એ સર્વને જોતાં છતાં ન જોતો તે અખંડિત વૃત્તિવાળો તેને તજીને આગળ ચાલ્યો[૨૩]. અને પોતાના મનમાં જે અર્થ હતો તેનુંજ ચિંતવન કરતો તથા મનવડે તેજ ભારને વહન કરતો આત્મામાં આનંદ પામનારો શુક પ્રસન્ન મનથી મિથિલા નગરીમાં પહોંચ્યો[૨૪]. મિથિલેશ્વરના દ્વાર આગળ આવીને શંકા વિનાનો તે શુક આગળ ચાલ્યો ગયો, તથાપિ ત્યાં જે દ્વારપાળ હતા તેઓએ તેને કઠોર વાણીથી અટકાવ્યો[૨૫]. તે સાંભળીને તાપ અને શ્રમથી પરિતાપ પામ્યા વિનાનો તથા ક્ષુધા, તૃષા અને શ્રમ વિનાનો તે શુક ક્રોધરહિત થઈને ત્યાંજ ઉભો રહ્યો[૨૬]. તે તડકામાં ગ્લાનિ પામતો નહોતો, તેમ તડકાથી દૂર પણ ખસતો નહોતો; તે જોઇને સર્વ દ્વારપાળમાંથી એક દ્વારપાળને શોક ઉત્પન્ન થયો અને મધ્યાહ્નકાળના સૂર્ય સરખા તેજસ્વી શુકને તડકામાં ઉભા રહેલા જોઇને, હાથ જોડી અને પ્રણામ કરીને યોગ્ય રીતે તેમનો સત્કાર કર્યો અને રાજગૃહની બીજી ચોકીએ પ્રવેશ કરાવ્યો. તે જગ્યોએ બેસીને શુકમુનિ મોક્ષનુંજ ચિંતવન કરતા હતા[૨૭-૨૯]. કેમકે છાયા અને તડકો એ બન્નેને તે મોટા તેજવાળો શુક સમાન ગણતો હતો. શુક બે ઘડી ત્યાં બેઠા, એટલામાં રાજાનો મંત્રી તેની પાસે આવ્યો અને રાજગૃહની ત્રીજી ચોકીએ પ્રવેશ કરાવ્યો. તે સ્થળમાં ચૈત્રરથવન જેવું અને અંતઃપુરની સાથે સંબંધ રાખનારૂં (સ્ત્રીઓને ફરવા-હરવાનું) મોટું ઉપવન હતું. તેમાં સારી રીતની રચનાવડે રચેલાં જળક્રીડા કરવાનાં સ્થાન અને રમણીય પુષ્પવાળાં વૃક્ષો હતાં. મંત્રીએ શુકને આ ઉત્તમ પ્રમદાવનમાં પ્રવેશ કરાવ્યો[૩૦-૩૨]; અને મંત્રી તેને બેસવાનું આસન બતાવી જતો રહ્યો, પછી શુકની પાસે પચાસ વારાંગના સ્ત્રીઓ આવી. તે સર્વે સુંદર વેષવાળી, સુંદર શ્રેણિવાળી, તરૂણ અવસ્થાવાળી અને પ્રીતિકર રૂપવાળી હતી. તેમણે સૂક્ષ્મ રાતાં વસ્ત્ર પેહેરેલાં હતાં, તપાવેલા સુવર્ણના ઝગઝગાટ અલંકાર ધારણ કરેલા હતા, તેઓ બોલવામાં અને વાતચિત કરવામાં પ્રવીણ હતી અને નૃત્ય તથા ગાનકળામાં વિશારદ હતી. તેઓ સર્વ પ્રથમ હાસ્ય કરીને બોલનારી તથા અપ્સરાસમાન રૂપવાળી હતી. વળી તે કામના ઉપચારમાં કુશળ, ભાવને જાણનારી અને સર્વ બાબતમાં માહિતગાર હતી.

એવી પચાસ સ્ત્રીઓએ પાદ્યાદિ સાહિત્ય લઇને ઉત્તમ પ્રકારે તેનું પૂજન કર્યું અને સત્કાર કર્યો[૩૩-૩૬]. તે ઋતુમાં જે જે પ્રાપ્ત થતું હતું તે તે મધુર અને સ્વાદિષ્ટ અન્ન ભોજન માટે આપીને તેને તૃપ્ત કર્યો. હે ભારત! તે ભોજન કરી રહ્યો એટલે અંતઃપુરનુ ઉપવન કે જે અતિશય રમણીય હતું તે સર્વ તેને બતાવ્યું. સત્વને જાણનારી તે સ્ત્રીઓ અનેક પ્રકારની ક્રીડા કરીને, હાસ્ય કરીને અને સુંદર ગાન કરીને ઉદાર સત્વવાળા શુકની સેવા કરવા લાગી; પરંતુ અરણીનો પુત્ર શુક તો શુદ્ધ અંતઃકરણવાળો, સંદેહ વિનાનો, પોતાનું કર્મ કરનારો, ઇન્દ્રિયોને વશ રાખનારો અને જેણે ક્રોધને જીત્યો છે એવો હતો, તેથી તે કોપ પામતો નહોતો કે હર્ષ પણ પામતો નહોતો. પછી તેને સ્ત્રીઓએ સ્પર્ધા કરવા યોગ્ય આસ્તરણવાળું, રત્નથી અલંકૃત અને દેવોને યોગ્ય એવું દિવ્ય શય્યાસન આપ્યું. શુકમુનિ પણ હાથ–પગ ધોઇને તથા સંધ્યાવંદન કરીને પોતાના પિતાએ કહેલા અર્થનુંજ ચિંતવન કરતો તે સુંદર આસન ઉપર બેઠો. તે શુક રાત્રિના પ્રથમ ભાગમાં ધ્યાનપરાયણ થઇને રહ્યો અને મધ્યરાત્રિયે યોગશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે નિદ્રા લીધી. પછી એક મુહૂર્તમાં ઉઠીને શૌચવિધિ કર્યો અને સ્ત્રીઓવડે વીંટાયલો બુદ્ધિમાન શુક ધ્યાન કરવામાં આસક્ત થયો[૩૭-૪૩]. હે ભારત! વ્યાસના પુત્ર શુકે એ રીતે રાજાના મેહેલમાં અખંડિત રીતે રહીને તે દિવસનો બાકીનો ભાગ અને સઘળી રાત્રિ નિર્ગમન કરી[૪૪].

॥ अनेन विधिना कार्ष्णिस्तदहःशेषमच्युतः । तां च रात्रिं नृपकुले वर्तयामास भारत ॥४४॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० शुकाख्याने शतोपरि त्रिपंचाशत्तमोऽध्यायः ॥१५३॥

## અધ્યાય ૧૫૪ મો–જનક અને શુકનો સમાગમ તથા સંવાદ.

भीष्म उवाच ॥ ततः स राजा जनको मंत्रिभिः सह भारत ॥

॥ पुरः पुरोहितं कृत्वा सर्वाण्यंतःपुराणि च ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ–હે ભારત! પછી રાજા જનક પોતાના સર્વ અંતઃપુરને તથા પુરોહિતને આગળ કરીને, આસન અને અનેક પ્રકારનાં રત્નોને લઇને તથા મસ્તક ઉપર અર્ઘ્ય મૂકીને મંત્રીઓસહિત પોતાના ગુરૂના પુત્રની પાસે આવ્યા[૧,૨]. પછી જનકે ઘણા રત્નથી અલંકૃત અને સ્પર્ધા કરવા યોગ્ય ઉત્તમ આસ્તરણથી બિછાવેલું મોટા મૂલ્યનું સર્વતોભદ્ર આસન પુરોહિતના હાથમાં આપ્યું[૩]. પુરોહિતે તે ગ્રહણ કર્યું અને રાજાએ તેને હાથવડે સ્પર્શ કર્યો. પછી તે આસન પરમ પૂજન કરેલા શુકને આપ્યું[૪]. શુકને આસન ઉપર બેસાડીને પછી જનકે શાસ્ત્ર પ્રમાણે તેમનું પૂજન કર્યું. પ્રથમ પાદ્ય (ચરણ ધોવાનું જળ) આપ્યું અને પછી ફળાદિથી ભરેલું અર્ઘ્ય અને ગાય આપી[૫]. શુકે પણ મંત્રપૂર્વક કરેલું તે પૂજન યથાવિધિ ગ્રહણ કર્યું. ઉત્તમ બ્રાહ્મણ શુકે જનકની પાસેથી પૂજન ગ્રહણ કરીને[૬] ગાયને છોડી મૂકવાની આજ્ઞા આપીને અને રાજાને માન–સન્માન આપીને પછી તે મોટા તેજવાળા શુકે રાજાનું ક્ષેમ–કુશળ પૂછ્યું[૭]. શુક બોલ્યો કે,–હે રાજેંદ્ર! તમે અનુચરસહિત કુશળ છો? એમ પૂછીને પછી તેણે રાજાને બેસવાનું કહ્યું ત્યારે ઉદાર બુદ્ધિવાળો અને ઉત્તમ કુળનો તે રાજા પોતાના અનુગામી મનુષ્યોસહિત હાથ જોડીને પૃથ્વી ઉપર બેઠો. પછી રાજાએ વ્યાસના પુત્રને ક્ષેમ–કુશળ પૂછીને પુનઃ પૂછ્યું કે,–આપને અહીં સુધી પધારવાનું કારણ શું છે?[૮,૯] શુક કહે છે કેઃ–તમારૂં કલ્યાણ થાઓ! મ્હારા પિતાએ મને કહ્યું છે કે, મ્હારો યજમાન વિદેહનો રાજા કે જે "જનક" નામે પ્રખ્યાત છે તે મોક્ષધર્મના

અર્થમાં નિપૂણ છે; માટે જો ત્હારા મનમાં કાંઈ સંશય હોય તો તું ઉતાવળો ત્યાં જા, કેમ કે પ્રવૃત્તિમાર્ગમાં કે નિવૃત્તિમાર્ગમાં-ગમે તેમાં તને જે સંશય હશે તેને તે છેદશે[૧૦,૧૧]. એ પ્રમાણે પિતાની આજ્ઞાથી હું મોક્ષધર્મ વિષે પૂછવાને અહિં આવ્યો છું, માટે હે ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ! તમારે મને યથાવત્ મોક્ષધર્મ કહેવો જોઇએ[૧૨]. બ્રાહ્મણે આ લોકમાં શું કરવું? આત્માનો (પોતાનો) મોક્ષાર્થ શું છે? મોક્ષ જ્ઞાનવડે પામવો કે તપવડે પામવો? કેવી રીતે પામવો? તે મને કહો[૧૩]. જનક કહે છે કે:-બ્રાહ્મણે જન્મથી આરંભીને આ લોકમાં શું કરવું? તે સાંભળો. હે તાત! બ્રાહ્મણે ઉપવીત ધારણ કર્યા પછી વેદાભ્યાસ કરવો[૧૪]. વેદાભ્યાસ કરતી વખતે તપ કરીને, ગુરૂની સેવા કરીને કે બ્રહ્મચર્ય ધારણ કરીને રહેવું, દેવતા અને પિતૃઓના ઋણમાંથી મુક્ત થવું, બીજાના ઉત્કર્ષને જોઈ અદેખાઈ ન કરવી[૧૫]. એ રીતે વ્રત પાળીને અને વેદનું અધ્યયન કરીને ગુરૂને ગુરૂદક્ષિણા આપવી તથા ગુરૂની આજ્ઞા લઇને અને વેદાધ્યયન સમાપ્ત કરીને પોતાના આશ્રમે જવું[૧૬]. ગુરૂના ઘેરથી આવીને સ્ત્રી પ્રાપ્ત કરવી તથા પોતાની સ્ત્રીના વિષેજ આસક્ત થઈ ગૃહસ્થાશ્રમી થઇને રહેવું. તે સમયે પણ અસૂયા (બીજાના ઉત્કર્ષને સહન ન કરવો તે) નો ત્યાગ કરવો અને અગ્નિ-ધારણ કરીને નિરંતર અગ્નિનું સેવન કરવું[૧૭]. પછી પુત્ર અને પૌત્રાદિની ઉત્પત્તિ કરીને વાન-પ્રસ્થ આશ્રમમાં વસવું અને તે આશ્રમમાં પણ તેજ અગ્નિનું યથાશાસ્ત્ર પૂજન કરવું તથા અતિથિનો સત્કાર કરવો[૧૮]. વાનપ્રસ્થાશ્રમ સમાપ્ત થયા પછી ધર્મને જાણનારા બ્રાહ્મણે શાસ્ત્ર-વિધિપૂર્વક તે અગ્નિને આત્માના વિષે આરોપીને દ્વંદ્વરહિત તથા વીતરાગ (વિષયોમાં પ્રીતિ વિનાના) થઇને બ્રહ્માશ્રમના સ્થાન (સંન્યસ્ત)માં વસવું[૧૯]. શુક કહે છે કે:-જો પુરૂષને શાસ્ત્રથી પ્રાપ્ત થયેલું જ્ઞાન અને અનુભવથી પ્રાપ્ત થયેલું વિજ્ઞાન ઉત્પન્ન થયું હોય તો તેણે બ્રહ્મ-ચર્યાદિ ત્રણ આશ્રમોમાં વસવું શું આવશ્યક છે?[૨૦] એ હું તમને પૂછું છું તે તમારે મને કહેવું જોઇએ. હે નરાધિપ! તે મને વેદાર્થના રહસ્ય પ્રમાણે કહો[૨૧]. જનક કહે છે કે:-હે શુક! ગુરૂની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, માટે જેને પોતાની મેળે જ્ઞાન-વિજ્ઞાન ઉત્પન્ન થયું હોય તેને મોક્ષ મળતો નથી[૨૨]. ગુરૂ સંસારરૂપી સમુદ્રમાંથી તારનાર છે અને જ્ઞાન એ નાવ છે. જે પુરૂષ જ્ઞાન પામીને તરી જાય તેણે પછી જ્ઞાન અને ગુરૂ બન્નેને તજી દેવા[૨૩]. કદાપિ વામદેવની પેઠે, પોતાની મેળેજ જ્ઞાન ઉત્પન્ન થયું હોય તથાપિ લોકના ધર્મસેતુનો નાશ ન થાય માટે અને કર્મની શ્રેણીનો નાશ ન થાય માટે-લોકશિક્ષાના અર્થે પણ ચાર આશ્રમરૂપી ધર્મને પૂર્વજોએ આચરેલો છે[૨૪]. એ ક્રમવડે ધર્મ આચરવાથી અનેક જન્મે પણ શુભાશુભ કર્મનો ત્યાગ થાય છે અને મોક્ષ પ્રાપ્ત થાય છે[૨૫]. અંતઃકરણ અને ઇન્દ્રિયો સંસારમાં ઘણા જન્મ પામીને તે તે જન્મની વાસનાઓવડે વાસિત થઈ ગયેલી હોય છે, તેમાંથી જ્યારે મનુષ્ય શુદ્ધ થાય છે ત્યારેજ પ્રથમાશ્રમમાં મોક્ષ પામે છે[૨૬]. એ રીતે પ્રથમાશ્રમમાં જેને મોક્ષ પ્રાપ્ત થયો હોય એવો જ્ઞાની કે જે જ્ઞાતતત્વ અને મુક્ત હોય તેને મોક્ષના અર્થે ત્રણે આશ્રમોમાં રહેવાનો શો અર્થ છે?[૨૭] તેવા પુરૂષે તો માત્ર નિરંતર રાજસ અને તામસ દોષને વર્જવા તથા સાત્વિક માર્ગમાં સ્થિતિ કરીને પોતાની મેળે પોતાના આત્માને જોવો[૨૮]. જે પુરૂષ સર્વ પ્રાણીઓમાં આત્માને જૂએ છે અને આત્માના વિષે સર્વ પ્રાણીઓને જૂએ છે તે સર્વ પદાર્થને જોઇને, પણ જેમ જળમાં ચાલનાર પક્ષી જળથી લેપાતો નથી તેમ લેપાતો નથી[૨૯]. જેમ પક્ષી નીચાણમાંથી એકાએક આકાશમાં ઉડે છે, પણ મનુષ્યની પેઠે ક્રમે કરીને ચઢતું નથી તેમ શાંતિને પામેલો અને સુખ-દુઃખાદિ દ્વંદ્વરહિત મુક્ત પુરૂષ પણ દેહને તજી એકાએક મોક્ષને પામે છે[૩૦]. હે તાત! આ વિષે પૂર્વે

યયાતિ રાજાએ એક શ્લોક કહેલો છે, મોક્ષ-શાસ્ત્રમાં નિપૂણ પુરૂષો સર્વદા સ્મૃતિમાં જે રાખે છે તે હું તને કહું છું સાંભળ[31]. ચિન્માત્ર બ્રહ્મજ્યોતિ પોતાના વિષેજ છે. તે બીજાના વિષે નથી અને જ્યારે મનુષ્ય સારી રીતે સાવધાન થઈને ચિત્તને યોગમાં આરૂઢ કરે છે ત્યારે પોતે પોતાની મેળે તેને જોઈ શકે છે[32]. જેનાથી બીજો કોઈ ભય પામતો નથી તેમ જે કોઇ બીજાથી ભય પામતો નથી, તેમજ જે કોઈ પદાર્થનો દ્વેષ કરતો નથી કે ઈચ્છા કરતો નથી, એવી સ્થિતિ જ્યારે થાય છે ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે. અર્થાત્ બ્રહ્મ દર્શનનાં એવાં ચિહ્ન છે[33]. જ્યારે મનુષ્ય મન, કર્મ અને વચનવડે સર્વ પ્રાણીના વિષે પાપભાવ કરતો નથી ત્યારે બ્રહ્મરૂપ થાય છે[34]. જ્યારે મનુષ્ય મનવડે આત્માનો યોગ કરે છે અને મોહ પમાડનારી ઇર્ષ્યાનો ત્યાગ કરે છે, તેમજ કામ અને મોહનો ત્યાગ કરે છે ત્યારે બ્રહ્મરૂપ થાય છે[35]. જ્યારે મનુષ્ય સાંભળવાના તથા જોવાના વિષયોમાં અને સર્વ પ્રાણીના વિષે સમાન અને દ્વંદ્વરહિત થાય છે ત્યારે બ્રહ્મપણાને પામે છે[36]. જ્યારે મનુષ્ય સ્તુતિ અને નિંદાને સમાન જુએ છે; સોનું અને લોઢું, સુખ અને દુઃખ, શીત અને ઉષ્ણ, અર્થ અને અનર્થ, પ્રિય અને અપ્રિય તથા જીવિત અને મરણ, એ સર્વને પણ સમાન જાણે છે ત્યારે બ્રહ્મને પામ્યો કહેવાય છે[37,38]. જેમ કાચબો પોતાનાં અંગને પ્રસારીને પુનઃ ખેંચી લે છે, તેમ સંન્યાસીએ પણ પોતાના મનવડે ઇન્દ્રિયોને નિયમમાં રાખવી જોઇએ[39]. જેમ અંધકારયુક્ત ઘર દીવાવડે જોવામાં આવે છે, તેમ બુદ્ધિરૂપી આત્માવડે આત્મા જોઇ શકાય છે[40]. હે બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ શુક! એ સર્વ હું ત્હારા વિષે જોઉં છું અને બીજું પણ જે જાણવાયોગ્ય છે તે તું યથાર્થ જાણે છે[41]. હે બ્રહ્મર્ષિ! તું ત્હારા પિતાની કૃપાથી તથા ત્હારા આચરણથી મ્હારા દેશમાં આવ્યો છે ત્યારથી મેં તને જાણ્યો છે[42]. હે મહામુનિ! ત્હારા પિતાની કૃપાથી મને પણ દિવ્યજ્ઞાન પ્રકટ થયું છે તેથી મેં તને ઓળખ્યો છે[43]. ત્હારા અધિક વિજ્ઞાનને, અધિક ગતિને અને અધિક ઐશ્વર્યને હું જાણું છું પણ તું જાણતો નથી[44]. ગમે તો તું બાળક છે તેથી અથવા સંશયથી અથવા અશ્રુ આવવાથી જે ભય ઉપજે તેથી, ગમે તેમ પણ તને વિજ્ઞાન ઉત્પન્ન થયું છતાં તેની ગતિ તને પ્રાપ્ત થઈ નથી[45]; પણ જ્યારે મ્હારા સરખા તત્વજ્ઞાની પાસેથી ત્હારા સર્વ સંશયો છેદાઈ જશે અને શુદ્ધ નિશ્ચયવડે ત્હારા હૃદયની ગાંઠ છૂટી જશે, ત્હારે તું તે ગતિને પામીશ[46]. હે બ્રહ્મન્! તને વિજ્ઞાન પ્રાપ્ત થયું છે, ત્હારી બુદ્ધિ સ્થિર છે અને તું લોલુપ નથી, પણ તું નિશ્ચય વિના પર વસ્તુને પામતો નથી[47]. સુખ અને દુઃખમાં તને વિશેષપણાની બુદ્ધિ નથી, તું લોલુપ નથી, નૃત્ય અને ગાનમાં તને ઉત્સુકતા નથી, તને પ્રિય વિષયોમાં પ્રીતિ ઉપજતી નથી, બાંધવોમાં ત્હારો પ્રેમ બંધાઇ રહેલો નથી, ભયવાળા સ્થાનકોમાં તને ભય નથી; પરંતુ હે મહાભાગ્ય! જેના મનથી મૃત્તિકાનું ઢેફું, પથરો અને સુવર્ણ સમાન છે એવો હું તને દેખું છું[48,49]. હું અને બીજા જે જે બુદ્ધિવાળા છે તે સર્વ તને નિર્વિકાર, અક્ષય અને સર્વોત્કૃષ્ટ માર્ગમાં સ્થિતિવાળો જોઇએ છીએ[50]. હે બ્રહ્મન્! આ લોકમાં બ્રાહ્મણનું જે ફળ છે અને મોક્ષનો અર્થ જેનાં રૂપ છે, તે સ્થિતિમાં તું રહેલો છે. હવે તું મને બીજું શું પૂછે છે?[51].

॥ यत्फलं ब्राह्मणस्येह मोक्षार्थश्च यदात्मकः । तस्मिन् वै वर्तसे ब्रह्मन् किमन्यत्परिपृच्छसि ॥५१॥

इति श्रीमहा० शां० मो० उ० शु० भा० शुकोत्पत्तौ शतोपरि चतुःपंचाशत्तमोऽध्यायः ॥१५४॥

## અધ્યાય ૧૫૫ મો-શુકમુનિ પુનઃ આશ્રમ પ્રતિ ગયા-હિમાલયનું વર્ણન.

भीष्म उवाच ॥ एतच्छ्रुत्वा तु वचनं कृतात्मा कृतनिश्चयः ॥
॥ आत्मनात्मानमास्थाय दृष्ट्वा चात्मानमात्मना ॥ १ ॥

ભીષ્મ કહે છે કે,—જનકનું એવું વચન સાંભળીને નિશ્ચય કર્યો છે જેણે એવો દૃઢ બુદ્ધિવાળો શુક પોતાના મનવડે આત્માના વિષે સ્થિત થઇને અને બુદ્ધિવડે આત્માને જોઇને તથા પોતાનું કાર્ય થયું તેથી સુખી અને શાંત થઈને છાનોમાનો હિમાચળ પ્રતિ વાયુના સરખા વેગથી ઉત્તર દિશામાં મુખ કરીને ચાલ્યો[૧,૨]. એજ સમયે દેવર્ષિ નારદ પણ સિદ્ધ અને ચારણોએ સેવેલા હિમાચળ જોવાને આવ્યા હતા[૩]. તે હિમાચળ પર્વત અપ્સરાઓના સમુદાયવડે વ્યાપ્ત હતો. શાંત એવા ધ્વનિવડે નાદયુક્ત થઈ રહેલો હતો. તેના ઉપર હજારો કિન્નર ફરતા હતા તથા ત્યાં અનેક ભ્રમર ગુંજારવ કરી રહ્યા હતા[૪]. તેના ઉપરના વનમાં મદ્ગુ, ખંજરીટ, જીવંજીવક અને વિચિત્રવર્ણવાળાં મોર સેંકડો પ્રકારે પોતાના શબ્દ ઉચ્ચારતા હતા. ત્યાં અનેક રાજહંસનાં ટોળાં ફરતાં હતાં તથા કાળા વર્ણની કોયલો ટૌકા કરતી હતી[૫,૬]. પક્ષીનો રાજા ગરૂડ તો નિરંતર તેના ઉપરજ રહેતો હતો. ચારે લોકપાળ, દેવો તથા ઋષિઓના સમૂહ પણ તેના ઉપર જગતનું હિત કરવાની ઇચ્છાથી નિરંતર આવતા હતા. મહાત્મા વિષ્ણુએ તે પર્વત ઉપર પુત્રના અર્થે તપ કર્યું હતું[૭,૮]. વળી કુમારસ્વામીએ બાળકપણામાં દેવતાઓને તેના ઉપર ફેંકી દીધા હતા અને તેણે ત્રણેલોકનું અપમાન કરીને પોતાની શક્તિને ત્યાં પૃથ્વીપર મૂકી હતી[૯]. તે વખતે જગતના સ્વામી સ્કંદે આવું વચન કહ્યું હતું કે, જે પુરૂષ મ્હારાથી અધિક હશે[૧૦], જેને બ્રાહ્મણો ઘણા પ્રિય હશે, જે બ્રાહ્મણોનું પાલન કરનાર હશે અને જે ત્રણેલોકમાં સર્વથી વધારે વીર્યવાન હોય તે આ શક્તિને ઉપાડો અથવા હલાવો[૧૧]. એવું સ્કંદનું વચન સાંભળીને સર્વ લોકો વ્યથિત થયા કે આ શક્તિને હવે કોણ ઉપાડશે?[૧૨]. પછી ભગવાન વિષ્ણુએ વિચાર્યું કે, આ આક્ષેપથી સર્વ દેવોનાં મન અને ઇન્દ્રિયો ભ્રમિત થઇ ગયાં છે અને અસુર તથા રાક્ષસોસહિત હારી ગયા છે, માટે હવે શું કરવાથી ઠીક થાય? એમ તેમણે વિચાર કર્યો[૧૩]. પછી સ્કંદે ભગવાન પુરૂષોત્તમે મૂકેલા આક્ષેપને સહન કર્યો નહિ અને તેમણે અગ્નિમય શક્તિ તરફ દૃષ્ટિ કરી[૧૪]. પછી વિશુદ્ધાત્મા ભગવાને તે પ્રજ્વલિત શક્તિને ડાબા હાથવડે ઝાલીને હલાવી નાખી. જે સમયે બળવાન વિષ્ણુએ તે શક્તિને કંપાવી તે સમયે પર્વત, વન અને અરણ્યસહિત સઘળી પૃથ્વી કંપાયમાન થઇ[૧૫,૧૬]. વિષ્ણુ શક્તિને ઉપાડવાને સમર્થ હતા, તથાપિ તે શક્તિ સ્કંદરાજે રક્ષણ કરેલી હોવાથી સ્કંદરાજની માત્ર ઘર્ષણા કરવાનેજ વિષ્ણુએ તેને કંપાયમાન કરી. શક્તિને કંપાવીને ભગવાને પ્રહ્લાદને કહ્યું કે કુમારસ્વામીનું સામર્થ્ય જો, એના જેવું બીજાથી નહિ થાય; પરંતુ એવાં વચનને પ્રહ્લાદે સહન ન કરીને તેને ઉપાડવાનો નિશ્ચય કર્યો અને તેજ વેળાએ શક્તિને ગ્રહણ કરી પણ તેને કંપાવી શક્યો નહિ. પછી હિરણ્યકશિપુનો પુત્ર પ્રહ્લાદ મોટો નાદ કરીને હલાવવા ગયો પરંતુ વિહ્વળ અને મૂર્છિત થઇને પર્વતના શિખર ઉપર પૃથ્વીપર પડયો. વૃષધ્વજ શંકર તે પર્વતની ઉત્તર દિશાએ જઇને પર્વતરાજની એક બાજુ ઉપર દુર્ધર્ષ તપ કરતા હતા અને તેમના આશ્રમની ચારે બાજુ પ્રજ્વલિત અગ્નિએ "આદિત્યપર્વત" નામે પ્રજ્વલિત પર્વત નાખ્યો હતો. તે પર્વતની પાસે અકૃતાત્મા પાપી પુરૂષો જઈ શકતા નહોતા અને યક્ષ, રાક્ષસ તથા દાનવો પણ જઈ શકતા નહોતા[૧૫-૨૨]. તે પર્વત દશ યોજન વિસ્તારવાળો અને અગ્નિની જ્વાળાઓથી

વીંટાયલો હતો તથા વીર્યવાન ભગવાન અગ્નિ તેના ઉપર નિવાસ કરીને, બુદ્ધિમાન મહાદેવનાં સર્વ વિઘ્નને સમાવી દેતો હતો. તે સ્થળમાં સર્વ દેવોને પરિતાપ પમાડતા મોટા વ્રતવાળા મહાદેવે એક ચરણુ ઉપર ઉભા રહીને દેવનાં એક હજાર વર્ષ સુધી તપ કર્યું હતું. વળી તે બુદ્ધિમાન પર્વતરાજની પૂર્વ દિશામાં પર્વતના એકાંત તટ ઉપર મોટા તપવાળા પરાશરના પુત્ર વ્યાસ મહાત્મા પોતાના શિષ્યોને વેદનું અધ્યયન કરાવતા હતા[૨૩-૨૬]. તેમના એક શિષ્ય મહાભાગ્ય સુમંતુ હતા, બીજા શિષ્ય વૈશંપાયન હતા, ત્રીજા શિષ્ય મોટી બુદ્ધિવાળા જૈમિનિ હતા અને ચોથા શિષ્ય તપસ્વી પૈલ હતા[૨૭]. એ વિના બીજા પણુ અનેક શિષ્યોથી વીંટાયલા મોટા તપવાળા વ્યાસ ત્યાં રહેતા હતા. શુક મુનિએ તે સ્થળમાં આવીને પોતાના પિતાના રમણીય અને ઉત્તમ આશ્રમને જોયો[૨૮]. જેમ આકાશમાં સૂર્ય હોય તેમ વિશુદ્ધ મનવાળો અરણીપુત્ર શુક તે સ્થળમાં ગયો. પછી વ્યાસે જાણે દેદીપ્યમાન અગ્નિ આવતો હોય, તેવા સૂર્યની સરખી કાંતિવાળા પોતાના પુત્રને આવતો જોયો. જેમ ધનુષ્યની પણછમાંથી છૂટેલાં બાણુ ચાલ્યાં આવતાં હોય તેમ વૃક્ષ, પર્વત અથવા વિજયમાં આસક્તિ વિનાનો યોગયુક્ત મહાત્મા શુક ચાલ્યો આવતો હતો[૨૯,૩૦]. પછી તે અરણીપુત્રે પોતાના પિતાની પાસે આવીને ચરણુમાં પ્રણામ કર્યા અને મહામુનિ શુક પિતાના બીજા શિષ્યોને પણુ જેમ ઘટે તેમ મળ્યો[૩૧]. પછી શુકમુનિએ જનકની સાથે જે સંવાદ થયો હતો તે સર્વ પ્રસન્ન મનથી નિવેદન કર્યો[૩૨]. પછી એ સ્થિતિમાં હિમાલયના પૃષ્ઠ ઉપર પરાશરના પુત્ર મહા-મુનિ વીર્યવાન વ્યાસ પોતાના પુત્રને અને બીજા શિષ્યો અધ્યયન કરાવતા નિવાસ કરીને રહ્યા[૩૩]. એક સમયે વેદના અધ્યયનથી સંપન્ન થયેલા, શાંત મનવાળા અને જીતેન્દ્રિય વ્યાસના શિષ્યો તે ( વ્યાસ ) ની આસપાસ વીંટાઇને બેઠા હતા[૩૪]. તે સર્વની સ્થિતિ અંગસહિત સમગ્ર વેદના વિષે થયેલી હતી. એ વખતે તપસ્વી શિષ્યોએ હાથ જોડીને પોતાના ગુરૂ વ્યાસને આ પ્રમાણે કહ્યું[૩૫]; શિષ્યો કહે છે કેઃ–હે ગુરો ! તમે અમને મોટા તેજથી યુક્ત કર્યા અને અમારો યશ પણુ વધાર્યો. હવે ગુરૂજી અમારા ઉપર એક અનુગ્રહ કરે એમ અમે ઇચ્છા કરીએ છીએ[૩૬]. શિષ્યોનું એવું વચન સાંભળીને તે બ્રહ્મર્ષિ વ્યાસે તેઓને કહ્યું કે, હે પુત્રો ! તમારૂં જે પ્રિય કરવાનું હોય તે મને કહો[૩૭]. હે રાજન્ ! ગુરૂનું એવું વચન સાંભળીને મનમાં હર્ષ પામેલા શિષ્યો પુનઃ હાથ જોડીને, મસ્તક નમાવીને તથા ગુરૂને પ્રણામ કરીને એક સાથે આ પ્રમાણે ઉત્તમ વચન બોલ્યા કે; હે મુનિશ્રેષ્ઠ ! જો ઉપાધ્યાય અમારા ઉપર પ્રસન્ન થયા હોય તો અમને ધન્ય છે[૩૮,૩૯]. અમારી એવી ઇચ્છા છે કે મહર્ષિએ અમને એક વરદાન આપવું; તે એવું કે અમે જે વેદનું તમારી પાસેથી અધ્યયન કર્યું તે વિષે અમને કોઇ પ્રશ્ન કરે, તેને અમે એ વિદ્યા શીખવીએ અને એ રીતે તે વિદ્યા મનુષ્યના વિષે પ્રસિદ્ધિ પામે, અમારા ઉપર કૃપા કરીને અમને એટલું વરદાન આપો. અમે તમારા ચાર શિષ્ય છીએ અને અમારો ગુરૂપુત્ર પાંચમો છે. એ સર્વના વિષે વેદ સ્થિતિ કરીને રહે ( અમે વેદના આચાર્ય થઇએ) એ અમારે ઇચ્છિત વરદાન માગવાનું છે[૪૦,૪૧]. પોતાના શિષ્યોનું વચન સાંભળીને વેદના અર્થના તત્વને જાણુનાર, લોકમાં બુદ્ધિ-માન અને પરલોકના અર્થનું ચિંત્વન કરનાર ધર્માત્મા પરાશરના પુત્ર વ્યાસમુનિએ ધર્મયુક્ત અને કલ્યાણુ કરનારૂં વચન કહ્યું કે,–જે પુરૂષ જાતિથી બ્રાહ્મણુ હોય તેને સર્વદા એ જ્ઞાન આપવું. વળી જે બ્રહ્મની સેવા કરતો હોય અને જે પુરૂષ બ્રહ્મલોકમાં નિવાસની ઇચ્છા કરતો હોય તેને એ જ્ઞાન આપવું. તમે ઘણા થાઓ અને આ વેદનો વિસ્તાર કરો[૪૨,૪૪]. જે પુરૂષ શિષ્ય થયા વિના વેદનું જ્ઞાન પ્રાપ્ત કરવાને આવે તેને એ વેદનું જ્ઞાન આપવું

નહિ; તેમજ જે પુરૂષ વ્રતધારી ન હોય તથા અદૃઢમનવાળો હોય તેને પણ એ વેદનું જ્ઞાન આપવું નહિ. એ રીતે પ્રથમ શિષ્યના સર્વ ગુણોને યથાર્થ જાણીને વિદ્યા આપવી[૪૫]; પરંતુ તે (શિષ્ય)ના ગુણો અને ચરિત્રની પરીક્ષા કર્યા વિના કોઇ પણ પ્રકારે વિદ્યા આપવી નહિ. જેમ સુવર્ણની પરીક્ષા તાપ દેવાથી, કાપવાથી અને કસોટીપર કસ કાઢવાથી થાય છે તેમ શિષ્યને પણ તેના કુળ અને ગુણ આદિથી તપાસી લેવો. વળી તમારે શિષ્યોને યોજી ન શકાય એવા કામમાં તથા મોટા ભયના કામમાં યોજવા નહિ[૪૬,૪૭]; પરંતુ જેની જેવી બુદ્ધિ અને જેનું જેવું પઠન હશે તેને તેવી વિદ્યા ફળશે. સર્વ લોકો એ વિદ્યાથી સંકટને તરી જાઓ અને સર્વ લોકો કલ્યાણને પ્રાપ્ત કરો એવી મ્હારી આશીષ છે[૪૮]. એ વેદનું જ્ઞાન ચારે વર્ણને સંભળાવવું; પણ બ્રાહ્મણને શ્રોતારૂપે આગળ રાખીને સંભળાવવું, કેમકે વેદનું અધ્યયન નાનું કાંઇ સુનું કામ નથી–અર્થાત્ તે મહત્કાર્ય છે[૪૯]. ભગવાન બ્રહ્મદેવે દેવતાઓનું સ્તવન કરવાને વેદ ઉત્પન્ન કર્યા છે, માટે જે પુરૂષ વેદપારગ બ્રાહ્મણની મોહથી નિંદા કરશે તે પુરૂષ બ્રાહ્મણના શાપથી નિઃસંશય પરાભવને પામશે. વળી જે પુરૂષ અધર્મવડે તેનું વિપરીત બોલશે અથવા જે અધર્મથી તેને પ્રશ્ન કરશે તેમાંનો કોઇપણ પુરૂષ મૃત્યુ પામશે અથવા લોકમાં દ્વેષને પાત્ર થશે. [૫૦-૫૨]. આ પ્રમાણે મેં તમને સ્વાધ્યાયના વિધિના વિષે સર્વ વાર્તા નિરૂપણ કરી અને વિશેષમાં "શિષ્યો ઉપર ઉપકાર કરવો" એ વાર્તા તમારે ધ્યાનમાં રાખવી[૫૩].

॥ एतद्वः सर्वमाख्यातं स्वाध्यायस्य विधिं प्रति । उपकुर्याच्च शिष्याणामेतच्च हृदि वो भवेत् ॥५३॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० शुकोत्पत्तौ शतोपरि पंचपंचाशत्तमोऽध्यायः ॥ १५५ ॥**

## અધ્યાય ૧૫૬ મો વ્યાસ–નારદ સમાગમ અને સાત પ્રકારના વાયુનું વર્ણન.

**भीष्म उवाच** ॥ एतच्छ्रुत्वा गुरोर्वाक्यं व्यासशिष्या महौजसः ॥

॥ अन्योन्यं हृष्टमनसः परिषस्वजिरे तदा ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ–એ પ્રમાણે ગુરૂનાં વચનને સાંભળીને મોટા તેજવાળા વ્યાસના શિષ્યો મનમાં હર્ષ પામીને, તે સમયે એક બીજાને ભેટવા લાગ્યા[૧]. અને બોલ્યા કે,–ભગવાન વ્યાસે જે કહ્યું છે તે જે સમયે કરીશું તે સમયે અને તે પછીના સમયે પણ શ્રેષ્ઠ હિત કરનારૂં છે; માટે તે વચન આપણા ચિત્તમાં આરૂઢ થયું છે અને આપણે તેજ પ્રમાણે કરીશું[૨]. એવી રીતે મનમાં સારી રીતે પ્રસન્ન થઇને અને એક–બીજાને કહીને વાકય બોલવામાં કુશળ શિષ્યોએ પુનઃ ગુરૂને વિજ્ઞાપના કરી[૩]. તેઓ બોલ્યા કે,–હે મહામુનિ! હે પ્રભો! જો તમારી આજ્ઞા હોય તો આ પર્વત ઉપરથી પૃથ્વી ઉપર જઈને વેદને અનેક પ્રકારે વિસ્તારવાની અમારી ઇચ્છા છે[૪]. એવી રીતે શિષ્યોનું વચન સાંભળીને પરાશરના સમર્થ પુત્ર વ્યાસે ધર્મ અને અર્થસહિત તથા હિતકારક આવું વચન કહ્યું[૫]. વ્યાસજી બોલ્યા કે,–પૃથ્વી ઉપર અથવા દેવલોકમાં જ્યાં તમને ગમે ત્યાં જાઓ પણ તમારે પ્રમાદ કરવો નહિ, કેમ કે વેદ એ અત્યંત છળભરેલો છે–અર્થાત્ મનુષ્ય ગુરૂની પાસે ભણ્યા વિના વેદનો અર્થ વિચારવા જાય તો ઉલટે માર્ગે ચઢી જાય છે[૬]. પછી તે સર્વે શિષ્યો સત્યવાદી ગુરૂની આજ્ઞા લઇને, ગુરૂની પ્રદક્ષિણા કરીને તથા મસ્તક નમાવીને ગયા[૭]. પછી તેમણે પૃથ્વી ઉપર ઉતરીને ચાતુર્હોત્રની કલ્પના કરી અને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યને યજ્ઞ કરાવવા લાગ્યા[૮]. અને બ્રાહ્મણોથી પૂજન પામીને નિરંતર આનંદ પામતા તેઓ ગૃહસ્થાશ્રમી થયા તથા યાજન અને અધ્યાપનકર્મમાં આસક્ત થઇને શ્રીમંત તથા લોકમાં પ્રખ્યાત થયા[૯]. હવે જ્યારે શિષ્યો ગયા ત્યારે પોતાના

પુત્રસહિત બુદ્ધિમાન વ્યાસ છાનામાના ધ્યાનાસક્ત થઈને એકાંતમાં બેઠા[10]. એવામાં એક સમયે અત્યંત મોટું તપ કરનારા નારદ મુનિએ તે આશ્રમમાં વ્યાસને જોયા, ત્યારે નારદ મધુરાક્ષરવાળી વાણીવડે બોલ્યા કે,–હે બ્રહ્મર્ષિશ્રેષ્ઠ! અહીં આજ વેદનો ધ્વનિ સંભળાતો નથી, પણ તમે એકલા ધ્યાનાસક્ત થઈને છાનામાના કાંઈ ચિંત્વન કરતા હો તેમ બેઠા છો તેનું શું કારણ છે?[11,12] જેમ રાહુએ ગળેલો ચંદ્રમા ગ્રહણના વિષે શોભતો નથી, તેમ વેદના ધ્વનિથી રહિત થયેલો આ પર્વત રજવડે શોભતો નથી[13]. આ પર્વત ઉપર દેવોના સમુદાય રહે છે તથાપિ તેના ઉપર હવે વેદધ્વનિ થતો નથી તેથી ભિલ્લના ઘર જેવો જણાતો તે, પેહેલાંના જેવો પ્રકાશતો નથી[14]. તેમજ વેદના ધ્વનિ વિનાના પર્વતપર રહેનારા ઋષિઓ, દેવો અને મોટા બળવાળા ગંધર્વો પણ પૂર્વની પેઠે શોભતા નથી[15]. એવું નારદનું વચન સાંભળીને કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) મુનિ બોલ્યા કે,–હે વેદવાદના વિષે વિચિક્ષણ મહર્ષિ! તમે જે બોલ્યા તે સર્વ મ્હારા મનને અનુકૂળ છે અને તમે એવું બોલવાને યોગ્યજ છો, કેમકે તમે સર્વજ્ઞ, સર્વદર્શી અને સર્વત્ર કુતૂહલવાળા છો[16,17]. ત્રણે લોકમાં જે બને છે તે સર્વને તમે જાણો છો અને જે થાય છે તે તમારા અભિપ્રાયમાંજ છે, માટે હે વિપ્રર્ષે! મને આજ્ઞા કરો; હું શું કરૂં?[18]. હે બ્રહ્મર્ષે! મ્હારે હવે જે કરવું જોઈએ તે મને કહો. મ્હારા શિષ્યો મને તજીને ગયા ત્યારપછી મ્હારૂં મન અતિશય હર્ષયુક્ત રહેતું નથી[19]. નારદ કહે છે કે,–વેદનું આવર્તન ન કરવું એ વેદનું દૂષણ છે, વ્રત ન પાળવું એ બ્રાહ્મણનું દૂષણ છે, +વાહીક દેશ એ પૃથ્વીનું દૂષણ છે અને કૌતૂહલ એ સ્ત્રીઓનું દૂષણ છે[20]; માટે તમે તમારા બુદ્ધિમાન્ પુત્રની સાથે વેદનું અધ્યયન કરો. તેથી વેદના ધ્વનિવડે રાક્ષસોના ભયથી થયેલો અંધકાર નાશ પામશે[21]. ભીષ્મ કહે છે કે,–નારદનું વચન સાંભળીને પરમ ધર્મને જાણનારા તથા વેદાભ્યાસમાં દૃઢ વ્રતવાળા વ્યાસે હર્ષ પામીને કહ્યું કે,–બહુ સારૂં હું તેમ કરીશ. પછી વ્યાસ શિક્ષાયુક્ત સ્વર કે જે જાણે ત્રણ લોકને પૂરી નાખશે તેવા ઉચ્ચ સ્વરવડે પોતાના પુત્ર શુકની સાથે વેદાભ્યાસ કરવા માંડયો[22,23]. એ રીતે અનેક ધર્મનો વાદ કરતા તે પિતા–પુત્ર વેદનું અધ્યયન કરતા હતા એટલામાં સમુદ્રના વાયુથી કંપાવેલો વાયુ અત્યંત વાવા લાગ્યો[24]. તે જોઈને વ્યાસે પોતાના પુત્રને કહ્યું કે,–ભાઈ! હમણાં અનધ્યાય (અધ્યયન કરવાને નિષિદ્ધ સમય) છે માટે અધ્યયન કરીશ નહિ એ રીતે પિતાએ શુકને માત્ર અધ્યયન કરતાં વાર્યો તેથી તે (શુક)ના મનમાં કુતૂહલ ઉપજ્યું[25]. અને તેણે પોતાના પિતાને પૂછયું કે,–હે બ્રહ્મન્! આ વાયુ કયાંથી ઉત્પન્ન થયો? તેમજ એ વાયુનું સઘળું કર્મ પણ તમારે મને કહેવું યોગ્ય છે[26]. આ પ્રમાણે અનધ્યાયના નિમિત્તથી શુકનો આવો પ્રશ્ન સાંભળીને વ્યાસમુનિ પરમ વિસ્મય પામ્યા અને આવું વચન બોલ્યા કેઃ–હે પુત્ર! તને દિવ્ય ચક્ષુ પ્રાપ્ત થયાં છે, ત્હારૂં મન સ્વભાવથીજ નિર્મળ છે, તમોગુણ અને રજોગુણ ત્હારામાં છે નહિ, તું નિરંતર સત્વગુણમાં રહેલો છે[27,28], અને જેમ મનુષ્ય આરસીમાં પોતાની છાયાને જૂએ, તેમ તું સ્વયમેવ ત્હારા આત્માને જૂએ છે; માટે તું ત્હારી બુદ્ધિમાં ત્યાગ–ભાગવડે વેદના અર્થનું ચિંત્વન કરીને નિશ્ચય કર અને શોધી કાઢ કે વાયુ કયાંથી ઉત્પન્ન થયો અને તેનું શું કર્મ છે?[29]. વિષ્ણુ કે જે વ્યાપક પરમાત્મા છે તે સંબંધી "અર્ચિ" નામનો માર્ગ દેવયાન છે. જે સાત્વિક ઉપાસકો છે તે માર્ગે જાય છે તેઓને તે માર્ગ જ્યાંથી પુનઃ પડવું પડતું નથી તેવા વિષ્ણુલોકને પમાડે છે; અને પિતૃયાન એટલે ધૂમમાર્ગ તામસ છે, જે પુરૂષો તે માર્ગે જાય છે તેઓની પુનરાવૃત્તિ થાય છે. એ રીતે સ્વર્ગમાં અને અધોદેશમાં

+ પૂર્વે પંજાબના એક ભાગનું નામ "વાહીક" હતું.

જવાના એ માર્ગ છે. પૃથ્વી ઉપર અને અંતરિક્ષમાં જ્યાં જ્યાં વાયુઓ વાય છે ત્યાં ત્યાં વાયુના સાત માર્ગ છે; તે તું અનુક્રમે સાંભળ[૩૦,૩૧]. દેહમાં અને બ્રહ્માંડમાં દેવના સમૂહો, સાધ્યાદેવો અને મોટા બળવાળા મહાભૂતો છે. તેઓનો પુત્ર "સમાન" નામે થયો તે ઘણો દુર્જય છે[૩૨]. સમાનનો પુત્ર ઉદાન થયો, તેનો પુત્ર વ્યાન થયો, તેનો પુત્ર અપાન થયો અને તેનો પુત્ર પ્રાણ થયો. દુર્ધર્ષ અને શત્રુને તપાવનારા પ્રાણવાયુને પુત્ર નથી. હવે હું તને એ વાયુઓનાં જૂદાં જૂદાં કર્મ કહું છું તે સાંભળ[૩૩,૩૪]. પ્રાણવાયુ સર્વ પ્રાણીઓને જૂદી જૂદી ચેષ્ટાઓ કરવામાં શક્તિ આપે છે, તથા પ્રાણીઓને શ્વાસોચ્છ્વાસ ઉત્પન્ન કરીને જીવાડે છે, માટે તેને "પ્રાણ" કહે છે[૩૫]. જે વાયુ આકાશમાં રહેલા અને વરાળથી તથા ગરમીથી થયેલાં વાદળાંના સમુદાયને વાયુના પ્રથમ માર્ગમાં પ્રેરણા કરે છે તે "પ્રવાહ" નામે પહેલો વાયુ છે; અને તેજ વાયુ ધૂમ, જ્યોતિ તથા સ્નેહ, એ ક્રમથી વીજળીપણાને પામીને મોટા તેજવાળો થાય છે. તાત્પર્ય કે યોગી ઘ્રાણ, હૃદય, નાભિ, પાદાંગુષ્ઠ, એમાંથી કોઇ પણ સ્થાને પ્રાણવાયુને રોકીને નીલવર્ણના તથા **ઓમ્** એવા બીજવાળા પ્રાણનું ચિંત્વન કરવાથી કેટલેક કાળે સિદ્ધિને પામે છે, અને જીવતાં છતાંજ પ્રવહમાર્ગે સંચાર કરે છે, તથા જ્યારે દેહનો અંત થાય છે ત્યારે પ્રવહમાર્ગેજ તાદાત્મ્યને પામે છે. એ પ્રમાણે સર્વત્ર યોગના વિષે યોજના કરવી. "આવહ" નામે બીજો વાયુ ગર્જના કરતો વહન કરે છે[૩૬,૩૭]. તે ચંદ્રાદિનક્ષત્રમંડળનો ઉદય કરે છે, તથા દેહની માંહે જઠરાગ્નિને પ્રજ્વલિત કરે છે, એમ પંડિતો કહે છે. અર્થાત્ નક્ષત્રમંડળની ચારે બાજુ જે વાયુ વાય છે તે "આવહ" નામે વાયુ કહેવાય છે[૩૮]. ત્રીજો વાયુ "ઉદ્વહ" નામે છે. એ સર્વથી મોટો વાયુ ચારે સમુદ્રમાંથી જળ લાવીને તેનું ધારણ કરે છે, અને તે જળને આકાશમાં ચઢાવીને મેઘને આપે છે, તથા મેઘને જળની સાથે સંયુક્ત કરીને તેની વૃષ્ટિ કરાવે છે. એ વાયુ સદૈવ ગતિમાન છે[૩૯,૪૦]. એજ વાયુ આકાશમાં જે અનેક મેઘ ફરે છે તેને ખેંચી જઇને છુટા છુટા કરી નાખે છે, અને જ્યારે તે મેઘ વૃષ્ટિનો આરંભ કરે છે ત્યારે તે "ઘનાઘન" કહેવાય છે[૪૧]. તે મેઘ એકત્ર થયેલા છતાં પણ વાયુથી જ્યારે જૂદા જૂદા પ્રક્ષિપ્ત થાય છે અને વેણુની પેઠે શબ્દ કરે છે, ત્યારે તે "નદ" કહેવાય છે. વળી તે મેઘ જગતનું રક્ષણ કરવાને માટે જળ વર્ષાવીને ખાલી થાય છે તથાપિ તે વાયુવડે પુનઃ મેઘપણાને ધારણ કરે છે[૪૨]. જે વાયુ પ્રાણીઓનાં વિમાનને આકાશ માર્ગે વહન કરે છે તે ચોથો "સંવહ" નામે વાયુ કહેવાય છે. એ વાયુ પર્વતોને ભાગી નાખે છે[૪૩]. એ વાયુ ઘણો રૂક્ષ હોય છે અને ઘણો વેગવાળો હોય છે. તેનાથી પર્વતો પીડા પામે છે. જ્યારે મેઘ એ વાયુસહિત થાય છે ત્યારે તે ( મેઘ ) "બલાહક" કહેવાય છે[૪૪]. જે વાયુ દારૂણ ઉત્પાતસહિત આકાશમાં સંચાર કરીને મેઘગર્જના ઉત્પન્ન કરે છે તે મોટા વેગવાળા પાંચમા વાયુને "વિવહ" કહે છે[૪૫]. જે વાયુમાં દિવ્ય એવું આકાશગંગાનું પવિત્ર જળ આકાશ માર્ગે ઉંચું ચઢે છે, અને જે વાયુ તે જળને નીચે ન પડવા દેતાં ઉપરજ વહન કરાવે છે[૪૬]; જે વાયુમાં સૂર્યનાં કિરણો દૂરથી અથડાઇને પાછાં પડવાથી તે હજાર કિરણવાળો થઇને શોભે છે, અને જેનાવડે પૃથ્વી શોભે છે[૪૭]; જ્યારે ચંદ્રમા ક્ષીણ થઈ જાય ત્યારે જેનાવડે તે ( ચંદ્ર ) પુનઃ તૃપ્તિ પામીને પૂર્ણ મંડળવાળો થાય છે, તે સર્વથી ઉત્કૃષ્ટ છઠ્ઠો "પરિવહ" નામે વાયુ છે[૪૮]. જે વાયુ સર્વ પ્રાણધારણ કરનારાઓના પ્રાણને સમય આવ્યે દૂર કરે છે, જેના માર્ગમાં મૃત્યુ અને યમ બન્ને પાછળ પાછળ જાય છે[૪૯]. હે અધ્યાત્મચિંતક પુત્ર ! ધ્યાનનો અભ્યાસ કરવામાં સુંદર એવા યોગીઓ જેને શાંત બુદ્ધિવડે રૂડી રીતે જૂએ છે તેથી જે તેઓને મોક્ષ આપે છે[૫૦]; જે વાયુને પામીને દક્ષપ્રજાપતિના દસહજાર

પુત્રો બ્રહ્માંડને ભેદીને નીકળી ગયા છે[51]; જેનો સ્પર્શ થવાથી કર્મભોગ નાશ થઇને મરણ પામેલો પુરૂષ મોક્ષનેજ પામે છે અને પુનઃ સંસારમાં આવતો નથી, એ સાતમા વાયુને "પરાવહ" નામે ઉત્તમ વાયુ કહે છે[52]. એ વાયુનું અતિક્રમણ કરવું બહુ કઠિન છે. એ પ્રમાણે તે દિતિના પુત્ર સાત વાયુઓ પરમ અદ્ભુત છે, સર્વ સ્થાનમાં ગમન કરનારા અને સર્વને ધારણ કરનારા તે સર્વ નિરંતર વાયા કરે છે[53]. આ એક મોટું આશ્ચર્ય છે કે આ પર્વતશ્રેષ્ઠને અતિશય વેગથી વાતા તે વાયુએ એકાએક કંપાવ્યો[54]. હે તાત ! વિષ્ણુના નિશ્વાસથી ઉત્પન્ન થયેલો આ વાયુ જ્યારે વેગવડે પ્રેરાય છે અને એકાએક વાવા માંડે છે ત્યારે જગત વ્યથિત થાય છે[55]. વાયુથી વાયુનું ભય જગતરૂપ બ્રહ્મ-(વેદ)ને થાય છે, તેથી વાયુ વાતો હોય ત્યારે વેદાધ્યયન કરવાથી બ્રહ્મ પીડિત થાય છે, માટે બ્રહ્મવેત્તાઓ વાયુ વાતો હોય ત્યારે વેદનું અધ્યયન કરતા નથી[56]. એ પ્રમાણે કહીને પરાશરના સમર્થ પુત્ર વ્યાસે પોતાના પુત્રને કહ્યું કે,-હવે અધ્યયન કર. એમ કહીને આકાશગંગા તરફ ગયા[57].

॥ एतावदुक्त्वा वचनं पराशरसुतः प्रभुः । उक्त्वा पुत्रमधीष्वेति व्योमगंगामगात्तदा ॥ ५७ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० शुकोत्पत्तिर्नाम शतोपरि षट्पंचाशत्तमोऽध्यायः ॥१५६॥

## અધ્યાય ૧૫૭ મો-નારદ અને શુકમુનિનો સંવાદ.

भीष्म उवाच ॥ एतस्मिन्नंतरे शून्ये नारदः समुपागतम् ॥
॥ शुकं स्वाध्यायनिरतं वेदार्थान् प्रष्टुमीप्सया ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ-એક સમયે એકાંત સ્થળમાં સ્વાધ્યાયના વિષે આસક્ત થયેલા શુક મુનિને વેદાર્થ પૂછવાની ઇચ્છાથી નારદમુનિ આવ્યા[1]. શુકમુનિએ દેવર્ષિ નારદને આવેલા જોઇને વેદોક્ત વિધિ પ્રમાણે અર્ધ્યપૂર્વક તેમનું પૂજન કર્યું[2]. ત્યાર પછી નારદ પ્રસન્ન થઇને બોલ્યા કે,-હે ધર્મવાળાઓમાં શ્રેષ્ઠ ! હે વત્સ ! હર્ષ પામેલો હું તને કયા કલ્યાણથી યુક્ત કરૂં ?[3] હે ભારત! નારદનું એવું વચન સાંભળીને શુકમુનિ બોલ્યા કે,-આ લોકમાં જે હિત હોય તેની સાથે મ્હારી યોજના કરો[4]. નારદ કહે છે કે-પૂર્વે જેઓનાં સારા સંસ્કારવાળાં મન છે એવા ઋષિઓને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ, ત્યારે ભગવાન સનત્કુમારે આવું વચન કહ્યું હતું કે,-વિદ્યાસમાન બીજું નેત્ર નથી, સત્યસમાન બીજું તપ નથી, પ્રીતિસમાન બીજું દુઃખ નથી અને ત્યાગસમાન બીજું સુખ નથી[5,6]. પાપકર્મથી નિવૃત્તિ, નિરંતર પુણ્યશીલ થવું, સારી વૃત્તિ રાખવી અને સારો આચાર પાળવો, એજ સર્વોત્તમ કલ્યાણ છે[7]. મનુષ્ય-જન્મ સુખ ભોગવવા માટે નથી; જે પુરૂષ મનુષ્ય જન્મને પામીને સંસારની વસ્તુઓમાં પ્રીતિ કરી આસક્ત થાય છે તે મોહને પામે છે, કેમકે સંસારની વસ્તુનો યોગજ દુઃખનું લક્ષણ છે. તે દુઃખથી મૂકાવવાને સમર્થ નથી[8]. જે પુરૂષ સંસારની વસ્તુઓમાં આસક્ત થાય છે તેની બુદ્ધિ મોહરૂપી જાળને વધારનારી થાય છે; અને જ્યારે પુરૂષ મોહની જાળથી વીંટાય છે ત્યારે તે આ લોકમાં તથા પરલોકમાં દુઃખ ભોગવે છે[9]. જે પુરૂષને કલ્યાણની ઇચ્છા હોય તેણે સર્વ ઉપાયવડે કામ અને ક્રોધનો નિગ્રહજ કરવો, કેમકે તે બે વિકાર જ કલ્યાણનો નાશ કરવાને સદા તત્પર રહેલા છે[10]. ક્રોધથી નિરંતર તપનું રક્ષણ કરવું, મત્સર (અદેખાઇ)થી નિરંતર લક્ષ્મીનું રક્ષણ કરવું, માન અને અપમાનથી નિરંતર વિદ્યાનું રક્ષણ કરવું અને પ્રમાદથી નિરંતર આત્માનું રક્ષણ કરવું[11]. સૌજન્ય એ પરમ ધર્મ છે, ક્ષમા એ પરમ બળ છે, આત્મજ્ઞાન એ પરમ જ્ઞાન છે, અને સત્યથી તો બીજું પરમ (શ્રેષ્ઠ) છેજ

નહિ[૧૨]. સત્યવચન સદા કલ્યાણકારી છે, એ સત્યથી પણ હિતકર કહેવું વધારે શ્રેષ્ઠ છે, કેમકે પ્રાણીઓનું જે અત્યંત હિત કરનારૂં છે, એજ સત્ય છે, એમ હું માનું છું[૧૩]. જે પુરૂષ સર્વે આરંભનો ત્યાગ કરનારો છે, કોઇના આશિર્વાદને ઇચ્છતો નથી, કોઇ વસ્તુને "મ્હારી છે" એમ માનીને ગ્રહણ કરતો નથી તથા જેણે સઘળું તજી દીધું છે તેનેજ વિદ્વાન અને તેનેજ પંડિત માનવો[૧૪]. જે પુરૂષ ઇન્દ્રિયોને પોતાના કબજામાં રાખીને વિષયોને ભોગવે છે, પરંતુ શાંત મનવાળો, નિર્વિકારી તથા સાવધાન રહેનારો પુરૂષ તેમાં આસક્ત થતો નથી, તેમજ દેહાદિની સાથે આત્મા (પોતા)ના તાદાત્મ્યપણાનો બાધ કરીને કેવળરૂપ થઇને દેહ અને ઇન્દ્રિયોસહિત વર્તે છે, તેમ તે વિના પણ વર્તે છે, તેને મુક્ત પુરૂષ જાણવો અને તેજ થોડા કાળમાં પરમ કલ્યાણને પ્રાપ્ત કરે છે[૧૫-૧૭]. વળી પુરૂષે સર્વ પ્રાણીની સાથે મિત્રભાવ માનીને કોઈ પ્રાણીની હિંસા કરવી નહિ, તેમજ મનુષ્ય જન્મ પામીને કોઇની સાથે વૈર પણ કરવું નહિ[૧૮]. જે પુરૂષ આત્મજ્ઞાની અને જીતેંદ્રિય હોય છે તેનું અકિંચન્ય (પાસે કાંઇજ નહિ હોવું–નિષ્કિંચન ભાવ), અત્યંત સંતોષ, કોઇની પાસેથી કશાની ઇચ્છા ન રાખવાનો ગુણ અને ગાંભીર્ય (અચપળતા) એજ સર્વોત્તમ શ્રેય છે[૧૯]. હે તાત! તું પરિગ્રહનો ત્યાગ કરીને જીતેંદ્રિય થા અને આ લોક તથા પરલોકમાં અભય સ્થાનમાં સ્થિર થા. અર્થાત્ તેથી તું અભયસ્થાન પામીશ[૨૦]. જેની પાસે માંસ (કાંઇપણ વસ્તુ) નથી તે શોક કરતો નથી, માટે પોતાની પાસે જે માંસ હોય તેને તજી દેવું. હે સૌમ્ય! તું માંસને તજીને દુઃખ અને સંતાપથી મુક્ત થઇશ. તાત્પર્ય કે જે કૂતરાની પાસે માંસનો કકડો હોય તો તે લેવાને બીજા કૂતરાઓ તેને મારે છે અને બચકાં ભરે છે, પણ જ્યારે તે કૂતરો માંસના કકડાને તજી દેછે ત્યારે બીજા કૂતરા તેને દુઃખ દેતા નથી, તેમજ સંસારમાં પણ જેની પાસે ધનાદિ હોય છે તેને બીજાં સગાંવહાલાં કે ઈતર જનો પૈસા મેળવવાને અનેક ઉપાયથી આપદા પાડયા કરે છે, પણ જ્યારે નિષ્કિંચન થાય છે ત્યારે તેને કોઇ વિપત્તિ આપવાને આવતું નથી[૨૧]. વળી મુનિએ અજીત કામને જીતવાને માટે નિરંતર તપ કરવું, દમ ગુણ રાખવો, ઇન્દ્રિયો તથા મનને કબજે રાખવું અને સર્વના સંગમાં રહેતાં છતાં અસંગી રહેવું[૨૨]. જે બ્રાહ્મણ ઇન્દ્રિયો અને તેના વિષયોના સંગમાં રહીને તેના વિષે આસક્ત રહેતો ન હોય અને જે પુરૂષ સદા એકલોજ ફર્યા કરતો હોય, તે બ્રાહ્મણ થોડાકાળમાં સર્વોત્તમ મોક્ષને પામે છે[૨૩]. સર્વ પ્રાણીમાત્ર સુખ–દુઃખાદિ દ્વંદ્વમાં રમે છે, તેમાં જે મુનિ એકલોજ રમતો હોય તેને પ્રજ્ઞાનવડે તૃપ્ત થયેલો જાણવો અને એવી રીતે પ્રજ્ઞાનવડે તૃપ્ત થયેલો મુનિ શોક કરતો નથી[૨૪]. જે પુરૂષ શુભ કર્મ કરે છે તે પુરૂષ પોતાના શુભ કર્મવડે દેવપણાને પામે છે, શુભ અને અશુભ મિશ્ર કર્મવડે મનુષ્યપણું પામે છે, તથા અશુભ કર્મવડે અધોગતિને પામે છે. એ રીતે જેવાં જેવાં કર્મ તે તે પ્રમાણે પ્રાણી અવશપણે ફળને ભોગવે છે[૨૫]. પ્રાણી કર્મવડે એવા સંસારને પ્રાપ્ત થઇને મૃત્યુ અને વૃદ્ધાવસ્થાનાં દુઃખવડે પીડાય છે, તથા સંસારમાં રંધાય છે (દુઃખી થાય છે), તેને તું કેમ સમજતો નથી?[૨૬] જે વસ્તુ હિત કરનારી નથી તેને તું હિત કરનારી સમજે છે, જે વસ્તુ નિશ્ચળ નથી તેને તું નિશ્ચળ સમજે છે, અને જે વસ્તુ અનર્થકારક છે તેને તું અર્થકારક સમજે છે, પણ તું તે વસ્તુઓને અહિતકારી, ચળ અને અનર્થકારી કેમ સમજતો નથી?[૨૭] જેમ કોશેટાનો કીડો પોતાના શરીરમાંથી ઘણા તાંતણા કાઢીને તેવડે વીંટાય છે, પણ સમજતો નથી કે એથી હું બંધાતો જાઉં છું, તેમ તું પણ પોતાના શરીરથી ઉત્પન્ન થયેલા પુત્રાદિ અને રાગાદિ બંધનોવડે વીંટાઇને મોહથી કેમ સમજતો નથી કે આ બંધનોથી બંધાતો જાઉં છું? માટે તું પરિગ્રહ કરીશ નહિ[૨૮]. કેમ કે સ્ત્રી આદિનો પરિગ્રહજ દોષવાળો છે,

જોની! જે કોશેટાનો કીડો બંધાય છે તે પરિગ્રહ કરવાથીજ બંધાય છે[29]. જેમ ઘરડા વન–હાથી સરોવરના કાદવરૂપી સમુદ્રમાં પડયા હોય ત્યાંથી નીકળી ન શકાવાથી દુઃખી થયા કરે છે, તેમ પુત્ર અને સ્ત્રીરૂપી કુટુંબમાં ડૂબેલા પ્રાણીઓ દુઃખી થયાજ કરે છે[30]. જેમ મોટી જાળમાં ખેંચી લાવીને પૃથ્વી ઉપર નાખેલા મત્સ્યો તરફડે છે, તેમ સ્નેહરૂપી જાળમાં પકડીને ખેંચી આણેલા મનુષ્યો પણ અત્યંત દુઃખી થઈ તરફડે છે, તેઓને તું જો[31]. કુટુંબ, પુત્રો, સ્ત્રીઓ, શરીર અને ધનના ભંડાર, એ સર્વ પારકા અને વળી નાશવંત છે, તો તેમાંથી ત્હારૂં પોતાનું શું છે? અને તેઓના અર્થે તું સુકૃત કે દુષ્કૃત કરીને તેને પોતાના શું કરવા કરી લે છે?[32] જો એ સર્વને તજીને છેવટે જવું (મરવું) એજ શેષ રહેલું છે તો તું નકામા વિષયોમાં શામાટે લાગી રહ્યો છે અને ત્હારા પોતાના સત્ય અર્થ માટે શામાટે ઉદ્યોગ કરતો નથી?[33] પરલોકના માર્ગમાં સાથે આવનારો ધર્મરૂપી વળાવો શોધી રાખતો નથી તો, જેમાં વિસામો આવવાનો નથી, જેમાં મુકામ કરવાની જગ્યો કે પૂછવાનું ઠેકાણું આવવાનું નથી, જેમાં ભોજન કરવાનું ભાથું મળવાનું નથી, જેમાં વાટ પૂછવાનો ભોમીઓ મળવાનો નથી અને જ્યાં કેવળ અંધકાર વ્યાપી રહેલો છે, એવા જંગલનો જે માર્ગ છે, તેમાં તું એકલો શી રીતે જઈશ?[34] તું એ માર્ગે ચાલવા માંડીશ ત્યારે ત્હારી પાછળ કોઈ આવવાનું નથી, પણ તેં સઘળા જન્મમાં જે સુકૃત કે દુષ્કૃત કર્મ કર્યું હશે તેજ માત્ર ત્હારી સાથે આવશે[35]. વિદ્યા, કર્મ, પવિત્રતા અને ઘણા વિસ્તારવાળું જ્ઞાન, એ સર્વ પોતાના અર્થ માટે આપણે સંઘરીએ છીએ અને અર્થ સિદ્ધ થાય છે એટલે તેને તજી દઇએ છીએ[36]. ગામમાં વસનારા પુરૂષને, ગામના વિષયોમાં જે પ્રીતિ થાય છે તેજ બાંધનારી દોરી છે. પુણ્યશાળી પુરૂષો એ દોરીને કાપીને જાય છે, પણ પાપીઓ તેને કાપીને જઈ શકતા નથી[37]. સંસારરૂપી નદી છે તેના રૂપરૂપી કિનારા છે, મનરૂપી તેનો પ્રવાહ છે, સ્પર્શરૂપી તેમાં બેટ છે, રસરૂપી તેનું વહન છે, ગંધરૂપી તેમાં કાદવ છે, શબ્દરૂપી તેમાં જળ છે, તે સ્વર્ગના માર્ગમાં મોટા વેગથી વહે છે, તે નદી તરવી બહુ મુશ્કેલ છે[38]. તે નદીમાં સત્યરૂપી નાવ છે, ક્ષમારૂપી હલેસાં છે, ધર્મ અને સ્થિરતા એ બે ખેંચવાના દોર છે, અને તેમાં ત્યાગ-વાર્તારૂપી ઉતારૂઓ બેઠેલાં છે; માટે એ સંસારરૂપી વેગથી વહેનારી નદી સત્યરૂપી નૌકાથી તરાય છે તો તેથી તેને તરી જવી[39]. ધર્મને અને અધર્મને તજ, તેમજ સત્ય અને અસત્યને પણ તજ; એ પ્રમાણે સત્ય અને અસત્ય બન્નેને તજ્યા પછી જે સાધનવડે તે તજી દેવાય છે તે સાધનને પણ તજ[40]. તું સંકલ્પનો ત્યાગ કરીને ધર્મને તજ અને લાલચનો ત્યાગ કરીને અધર્મને તજ તથા સત્ય અને અસત્યને બુદ્ધિવડે તજ અને શ્રેષ્ઠ વસ્તુના નિશ્ચયવડે બુદ્ધિને પણ તજ[41]. આ દેહરૂપી ઘરમાં અસ્થિરૂપી થાંભલા છે, તે ઘર સ્નાયુઓથી યુક્ત છે, દોરડાંના સ્થળે સ્નાયુઓથી બાંધેલું છે, માંસ અને શોણિત (લોહી) થી લીંપેલું છે, ચર્મવડે મઢેલું છે, મૂત્ર અને મળથી ભરેલું હોવાથી દુર્ગંધવાળું છે[42]; જરા અને શોકથી વીંટાયલું છે, રોગને વસવાનું દુઃખયુક્ત સ્થાન છે, રજોગુણથી યુક્ત અથવા રજોગુણરૂપી ધૂળથી યુક્ત છે, અને વળી અનિત્ય છે; એવાં પંચભૂતથી બનેલા આ દેહરૂપી ઘરને તું તજી દે. અર્થાત્ એનાપરથી મમત્વને તજી દે[43]. આ સઘળા વિશ્વમાં સ્થાવર અને જંગમ, એ બે ભેદ જોવામાં આવે છે, તે સર્વ પાંચ મહાભૂત, બુદ્ધિ, પાંચ ઇન્દ્રિયો, પાંચ પ્રાણ અને ત્રણ ગુણનો સમુદાય (એક), એમ સત્તર તત્ત્વથી બનેલું છે, અને તેજ દેહનો નાશ થયા પછી પરલોકમાં ગમન કરે છે. એ સત્તર તત્ત્વના સમુદાયને "અવ્યક્ત" પણ કહે છે. એ સત્તર તત્ત્વમાં પાંચ ઇન્દ્રિયોના પાંચ વિષય, મન અને અહંકાર, એ સાત વ્યક્ત અને અવ્યક્ત મળીને ચોવીસ તત્ત્વ થાય છે. એ

ચોવીસ તત્ત્વોપૈકી કેટલાંક વ્યકત છે અને કેટલાંક અવ્યકત છે[૪૪-૪૬]. એ ચોવીસ તત્ત્વની સાથે યુકત થયેલા ચૈતન્યને "પુરૂષ" કહે છે. એવો જે પુરૂષ ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગ, સુખ, દુઃખ, જીવિત, મરણ અને પરંપરાથી જે જ્ઞાન જાણવામાં આવે છે, એ સર્વને તત્ત્વથી જાણે છે, તે પુરૂષ ઉત્પતિ અને લયને પણ જાણે છે. જે કાંઇ ઇન્દ્રિયોવડે ગ્રહણ કરવામાં આવે છે તે તે "વ્યકત" કહેવાય છે, અને જે લિંગવડે ગ્રહણ કરવામાં આવે છે અને ઇન્દ્રિયોથી જેનું ગ્રહણ થઈ શકતું નથી તે "અવ્યકત" કહેવાય છે[૪૭,૪૯]. જો ઇન્દ્રિયો નિયમમાં રાખી હોય તો જેમ દૂધની ધારાઓથી પ્રાણી તૃપ્ત થાય છે તેમ તૃપ્ત થાય છે, અને પોતાના આત્માને સર્વ લોકમાં વ્યાપક તથા સર્વ લોકને પોતાના વિષે વ્યાપક જુએ છે[૫૦]. જે પુરૂષ પરમાત્માને જુએ છે તે પુરૂષ સર્વ પ્રાણીઓને સર્વ અવસ્થામાં સર્વ કાળ જુએ છે, એમ જાણવું; કેમ કે જ્ઞાનથી ઉત્પન્ન થયેલી તેની શકિત નાશ પામતી નથી. જે પુરૂષ મોહથી ઉપજેલા અનેક પ્રકારના કલેશને પોતાના જ્ઞાનવડે ઉલ્લંઘી જાય છે એવા કોઈપણ પુરૂષનો અશુભની સાથે યોગ થતો નથી, એટલુંજ નહિ પણ લોકના વિષે તે બુદ્ધિના પ્રકાશથી વર્તે છે માટે લોકના માર્ગનો પણ નાશ થતો નથી. મોક્ષનો ઉપાય જાણનાર ભગવાને કહ્યું છે કે,–પોતાના વિષે જે ચેતન રહેલું છે તે અનાદિ અને અવિનાશી છે, વિકારરહિત છે, અકર્ત્તા છે, અને અમૂર્ત (મૂર્તિરહિત) છે. જે પુરૂષ પોતાનાં કરેલાં અનેક કર્મથી નિરંતર દુઃખી છે તે પુરૂષ પોતાનાં તે તે દુઃખની નિવૃત્તિ માટે અનેક પ્રકારે જંતુઓનો વધ કરે છે, અને એ રીતે પુનઃ નવાં નવાં અનેક કર્મોને એકઠાં કરતો જાય છે[૫૧-૫૫]; તેથી જેમ રોગી પોતાના દુઃખની નિવૃત્તિ માટે અપથ્યનું ભોજન કરીને ઘણો ઘણો દુઃખી થતો જાય છે, તેમ તે પ્રાણી પણ દુઃખી થતો જાય છે[૫૬]. એ રીતે મોહથી આંધળો થયેલો પુરૂષ નિરંતર દુઃખમાં સુખ માની બેઠેલો હોવાથી વલોણાની ગોળીમાં નાખેલા દહીંની પેઠે સદા વીંધાય છે અને મથાય છે, પછી પોતાનાં કરેલાં કર્મનો ઉદય થવાથી પોતાના ઉત્પત્તિસ્થાનમાં બદ્ધ થાય છે, અને ઘણી વેદનાવાળો થઇને ચક્રની પેઠે સંસારમાં ભ્રમણ કરે છે. માટે તું પણ બંધન વિનાનો થઇને કર્મથી નિવૃત્ત થા તથા વાસના–રહિત થઇને–સર્વને જાણનારો, સર્વને જીતનારો અને સિદ્ધ થા[૫૭,૫૮]. કેમ કે ઘણા પુરૂષો સંયમ રાખવાવડે નવીન બંધનનો ત્યાગ કરીને પોતાના તપના બળથી સુખના ઉદયવાળી અને બાધરહિત સિદ્ધિને પામી ગયા છે[૫૯].

॥ संयमेन नवं बंधं निवर्त्य तपसो बलात् । संप्राप्ता बहवः सिद्धिमप्यबाधां सुखोदयाम् ॥५९॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारदशुकसंवादे शतोपरि सप्तपंचाशत्तमोऽध्यायः ॥१५७॥

## અધ્યાય ૧૫૮ મો–નારદ–શુકસંવાદ–ગતવસ્તુનો શોક નહિ કરવા વિષે.

नारद उवाच ॥ अशोकं शोकनाशार्थं शास्त्रं शांतिकरं शिवम् ॥

॥ निशम्य लभते बुद्धिं तां लब्ध्वा सुखमेधते ॥ १ ॥

નારદ કહે છેઃ—પુરૂષ પોતાના શોકનો નાશ કરવાના અર્થે શોકનો નાશ કરનાર, શાંતિ ઉત્પન્ન કરનારા અને કલ્યાણકારી શાસ્ત્રને સાંભળીને બુદ્ધિ પ્રાપ્ત કરે છે, અને બુદ્ધિને પામીને સુખ મેળવે છે[૧]. શોકનાં હજારો સ્થાન છે અને ભયનાં સેંકડો સ્થાન છે; પણ તે હજારો અને સેંકડો સ્થાન મૂઢ પુરૂષના વિષે દરરોજ પ્રવેશ કરે છે, પરંતુ પંડિતના વિષે પ્રવેશ કરતાં નથી[૨]. માટે તું અનિષ્ટનો નાશ કરવાના અર્થે મ્હારો કહેલો ઇતિહાસ સાંભળ. જો બુદ્ધિ વશમાં રહે છે તો શોકનો નાશ થાય છે[૩]. જે મનુષ્યો ઓછી બુદ્ધિના હોય

છે તેઓને જ્યારે અનિચ્છિત વસ્તુ આવી મળે છે, અને પ્રિય-ઇચ્છિત વસ્તુ જતી રહે છે, ત્યારે તેઓ માનસ દુઃખવડે યુક્ત થાય છે[૪]. જો પોતાની પાસેથી દ્રવ્ય જતું રહે તો તેમાં રહેલા ગુણોનો વિચાર કરવો નહિ. જે પુરૂષ દ્રવ્યના ગુણોનો આદર કરે તેનાથી સ્નેહનું બંધન તજી શકાતું નથી[૫]. જે જે વસ્તુના વિષે પ્રીતિ થવા માંડે તે તે વસ્તુમાં દોષદર્શી થવું અને "તે વસ્તુ પ્રાપ્ત થવાથી પોતાના અનિષ્ટની વૃદ્ધિ થશે" એમ માનવું. એવી રીતે વર્તવાથી શીઘ્ર વિરાગ પ્રાપ્ત થાય છે[૬]. જે પુરૂષ ગયેલી વસ્તુનો શોક કરે છે તેને અર્થ પ્રાપ્તિ થતી નથી, ધર્મ થતો નથી કે યશ પણ મળતો નથી; માત્ર તે પુરૂષ તે વસ્તુના જવાથી, તેની વાસનાથી રહિત થાય છે, પરંતુ શોક કરવાથી વાસના નિવૃત્ત થતી નથી[૭]. પ્રાણીઓ ગુણોવડે સંયોગ પામે છે અને વિયોગ પામે છે. એ પ્રમાણે સર્વ પ્રાણીઓનો સંયોગ અને વિયોગ થાય છે, માટે તે સંયોગ કે વિયોગ કાંઈ એકલાજ પુરૂષને શોકનું સ્થાન નથી. અર્થાત જો શોક કરવોજ ઘટતો હોત તો સર્વેએજ કરવો જોઇએ, પણ સર્વનો વિયોગ થવાથી બીજા પ્રાણી શોક ન કરે અને એકજ પ્રાણી શોક કરે એ યોગ્ય નથી[૮]. જે પ્રાણી પોતાની ઈષ્ટ વસ્તુનો નાશ થવાથી કે ઈષ્ટજનનું મરણ થવાથી શોક કરે છે તેને બે અનર્થ પ્રાપ્ત થાય છેઃ એક તો જે તેની ઇષ્ટ વસ્તુ ગઇ તે, અને બીજું શોક કરવાથી દુઃખ પ્રાપ્ત થાય છે તે[૯]. જે પુરૂષો પોતાની બુદ્ધિવડે લોકમાં સૃષ્ટિના વિસ્તારને દેખીને મરનારની પાછળ રૂદન કરતા નથી તેઓનેજ બુદ્ધિમાન કહેવા; કેમકે જ્યારે મનુષ્ય સર્વ જગતને સૂક્ષ્મદૃષ્ટિથી જોઇને વિચાર કરે છે કે, પુરૂષ કે સ્ત્રી, જેને હું મ્હારૂં માનતો હતો તે વસ્તુતઃ મ્હારૂં નથી અને તેના જવાથી સૃષ્ટિમાં કાંઈ ખોટ પડી જણાતી નથી, ત્યારે તેને રડવાનું કાંઈ કારણ જડતું નથી[૧૦]. વળી શરીરસંબંધી કે મન-સંબંધી દુઃખનો ઉપઘાત પ્રાપ્ત થયા પછી પણ, જેમાં મનુષ્યનો યત્ન ચાલી શકતો નથી તેનું ચિંત્વનજ કરવું નહિ[૧૧]. ગયેલી વસ્તુનું ચિંત્વન ન કરવું એજ દુઃખ મટાડવાનો ઉપાય છે; કેમકે તેનું ચિંત્વન કરવામાં આવે છે તેથી દુઃખ કાંઇ જતું રહેતું નથી પણ ઉલટું વૃદ્ધિ પામે છે[૧૨]. માટે ડાહ્યા પુરૂષે જ્ઞાનવડે મનના દુઃખનો નાશ કરવો અને શરીરના દુઃખનો ઔષધોવડે નાશ કરવો. જ્ઞાનનું સામર્થ્ય એજ છે કે જ્ઞાનીઓ મૂર્ખ મનુષ્યોની પેઠે શોક કરે નહિ[૧૩]. યુવાની, રૂપ, જીવિત, દ્રવ્યના ભંડાર, આરોગ્ય, પ્રિય મનુષ્યો સાથે એકઠાં રહેવું, એ સર્વ અનિત્ય એટલે નાશવંત છે; માટે જે જ્ઞાની પુરૂષ હોય તેણે તેમાં લોભાવું નહિ[૧૪]. જે દુઃખ સઘળા દેશના ઉપર પડયું હોય તેનો શોક એકજ પુરૂષે કરવો યોગ્ય નથી; પણ જો તે દુઃખનો કાંઇ ઉપાય માલુમ પડતો હોય તો શોક કર્યા વિના તેનો ઉપાયજ કરવો[૧૫]. મનુષ્યના જીવતરમાં સુખ કરતાં દુઃખ બહુ છે, એમાં સંશય નથી, પરંતુ મનુષ્ય ઈંદ્રિયોના વિષયો ઉપર સ્નેહ રાખે છે અને મરણને અપ્રિય માને છે, તેનું કારણ માત્ર મોહજ છે[૧૬]. માટે જે પુરૂષ સુખ અને દુઃખ બન્નેને તજી દે છે તે અંત વિનાના બ્રહ્મને પામે છે, અને પંડિતો તેવા પુરૂષનો શોક કરતા નથી[૧૭]. દ્રવ્યને પ્રાપ્ત કરવું હોય તો ઘણી મહેનત-દુઃખ પડે છે, દ્રવ્ય મળ્યા પછી તેનું રક્ષણ કરવામાં પણ સુખ નથી અને રક્ષણ કરવા પછી તેનો ત્યાગ કરવો એ પણ મોટા દુઃખની વાત છે; માટે દ્રવ્યનો નાશ થાય તો તેનો વિચારજ ન કરવો[૧૮]. જો કોઇ પુરૂષને જેટલું ધન પ્રાપ્ત થાય, તો તે, તેથી વધારે ધનવાન થવાને ઇચ્છે છે, અને વધારે ધન પ્રાપ્ત થયું તો વળી તેથી પણ વધારે ધનવાનની અવસ્થાને પામવા ઇચ્છે છે. એવી રીતે પુરૂષ તૃપ્ત થયા વિનાજ મરણ પામે છે. તેને જોઇને પંડિત પુરૂષો સંતોષનેજ ગ્રહણ કરે છે[૧૯]. જેટલા જેટલા સંચય છે તે

સર્વનો કોઈ કાળે ક્ષય થવાનો અને ત્યારે તેનો અંત પણ આવવાનો; જે જે ઉંચા વધ્યા છે તે તે પડવાના અને તેની સાથે તેઓના ઉંચાપણાનો પણ અંત આવવાનો; તેજ પ્રમાણે જે સંયોગ છે તેનો અંત વિયોગમાં આવવાનો અને જીવતરનો અંત પણ મરણમાં આવવાનો[20]. એ સર્વનો અંત છે, પણ તૃષ્ણાનો અંત નથી; માટે સંતોષજ પરમ સુખ છે, એવું સમજીને પંડિતો સંતોષરૂપી ધનનેજ ઇચ્છે છે[21]. મનુષ્યનું આયુષ્ય ચાલવા લાગેલું છે, તે એક નિમેષ માત્ર પણ અટકતું નથી, તથા શરીર પણ અનિત્ય છે; ત્યારે તેમાં કયા નિત્ય પદાર્થનું ચિંત્વન કરવું ? અર્થાત્ એમાં ચિંત્વન કરવા જેવો એકકે પદાર્થ નથી[22]. જે પુરૂષો પ્રાણી માત્રમાં "પરમાત્મા છે" એમ મનવડે વિચારે છે, તથા બુદ્ધિવડે નિશ્ચય કરે છે, તે પરમ ગતિ ( મોક્ષ ) ને જૂએ છે, તથા મોક્ષના માર્ગને ઉલ્લંઘન કરીને શોક કરતા નથી[23]. પણ જે પુરૂષ કામવાસનાથી તૃપ્ત થતો નથી અને તેનોજ શોધ કર્યા કરે છે તે પુરૂષને વ્યાઘ્ર જેમ ઓચિંતો આવીને પશુને લઈ જાય છે તેમ મૃત્યુ આવીને લઇ જાય છે[24]. માટે દુઃખથી મુક્ત થવાય, એવા ઉપાયનો શોધ કરવો અને શોકને તજીને આરંભજ કરવો નહિ તથા દુઃખમાંથી મુક્ત થયા પછી વિષયોના વ્યસનથી દૂર રહેવું[25]; કેમકે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ વિષયોમાં ધનવાન કે નિર્ધન, કોઇને પણ માત્ર ઉપભોગ કરવા કરતાં વિશેષ લાભ નથી[26]. જ્યાં સુધી વિષયાદિનો સમાગમ થયો નથી ત્યાંસુધી તે વિષયો પ્રાણીને દુઃખ ઉપજાવતા નથી, પણ એકવાર પ્રાપ્ત થયા પછીજ તે દુઃખને ઉત્પન્ન કરે છે; માટે જ્ઞાની પુરૂષે પોતાની પ્રકૃતિમાં સ્થિર થઇને તે ( વિષયો ) નો વિયોગ થયા છતાં પણ શોક કરવો નહિ[27]. ધીરજવડે ઉપસ્થ અને ઉદરનું રક્ષણ કરવું ( મૈથુનની કે ભોજનની ઇચ્છાને ધીરજથી અટકાવવી ), નેત્રવડે હાથ-પગનું રક્ષણ કરવું, નેત્ર અને કાનનું મનવડે રક્ષણ કરવું તથા મન અને વાણીનું અધ્યાત્મવિદ્યાવડે રક્ષણ કરવું[28]. જે પુરૂષ પોતાના મિત્ર અને બીજા સર્વના ઉપરથી પ્રેમભાવને ખેંચી લઇને તથા સ્નેહરહિત થઇને વર્તે તેનેજ પંડિત અને તેનેજ સુખી જાણવો[29]. વળી જે પુરૂષ અધ્યાત્મમાં પ્રીતિવાળો, અપેક્ષા તજીને બેઠેલો, માંસનું ભોજન ન કરનારો ( અહિંસક ) અને પોતાની સહાયવાળો થઇને સંસારમાં ફરે છે તે સુખી થાય છે[30].

॥ अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः । आत्मनैव सहायेन यश्चरेत्स सुखी भवेत् ॥३०॥

इति श्रीमहा० शां० मो० उ० गु० मा० शुकाभिपतने शतोपरि अष्टपंचाशत्तमोऽध्यायः॥१५८॥

## અધ્યાય ૧૫૯ મો-શુકમુનિએ સર્વ સંગનો ત્યાગ કર્યો.

नारद उवाच ॥ सुखदुःखविपर्यासो यदा समनुपद्यते ॥
॥ नैनं प्रज्ञासु नीतं वा त्रायते नापि पौरुषम् ॥ १ ॥

નારદ કહે છેઃ—જ્યારે મનુષ્ય સુખના વિષે દુઃખબુદ્ધિ કરે છે, અને દુઃખના વિષે સુખબુદ્ધિ કરે છે, ત્યારે જ્ઞાન, સુનીતિ કે પૌરૂષ પણ તેનું રક્ષણ કરતું નથી[1]. માટે એ વિપર્યાસમાંથી બચવાને માટે સ્વભાવથીજ યત્ન કરવો, કેમ કે જે પુરૂષ યત્નવાળો હોય છે તે દુઃખને પામતો નથી. એવી રીતે યત્ન કરીને જરા, મરણ તથા રોગમાંથી પોતાના પ્રિય આત્માનો ઉદ્ધાર કરવો[2]. શરીરના અને મનના રોગ, દૃઢ ધનુષ્યધારીએ યોજેલા તીક્ષ્ણ અગ્રવાળાં બાણની પેઠે, શરીરને દુઃખ ઉત્પન્ન કરે છે[3]. જે વખતે પ્રાણી તૃષ્ણાઓવડે આકુળ થયેલો હોય છે, અને જીવિતની ઇચ્છા રાખીને દુઃખ પામતો હોય છે, તે વખતે તે ઓચિંતો

અવશ થઈ જાય છે, અને તેનું શરીર નાશના અર્થે ખેંચાય છે[૪]. જેમ નદીઓના પ્રવાહ વહ્યા જાય છે ને અટકતા નથી, તેમ રાત્રિ-દિવસ મનુષ્યોનાં આયુષ્યને લઈને વારંવાર દોડ્યાં જાય છે, તે પાછાં વળતાં કે અટકતાં નથી[૫]. શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ કે જે વારાફરતી જાય છે અને આવે છે, તે જન્મેલા મનુષ્યોને ક્ષણે ક્ષણે જીર્ણ કરે છે, અને એક નિમેષ પણ અટકતા નથી[૬]. વળી જીર્ણ ન થાય એવો આ સૂર્ય કે જે અસ્ત પામે છે, અને વળી પુનઃ ઉદય પામે છે, તે મનુષ્યોનાં સુખ અને દુઃખને જીર્ણ કરે છે[૭]. મનુષ્યોએ જે જે ભાવો પૂર્વે જોયા નથી કે જેઓના વિષે તેઓએ શંકા પણ રાખી નથી, તેવા તેઓના ઇષ્ટ અને અનિષ્ટ ભાવોને લઈને રાત્રિઓ પણ વીતી જાય છે[૮]. જો ક્રિયાનું ફળ પરાધીન ન હોય તો, જે પુરૂષ જે મનોરથની ઈચ્છા કરે છે તે મનોરથ પ્રાપ્ત થવો જોઇએ, પણ તેમ થતું નથી[૯]. ઘણા સંયમશાળી, ડાહ્યા અને બુદ્ધિવાળા પુરૂષો પણ સર્વ કર્મથી હીન થઈને નિષ્ફળ થતા દેખાય છે[૧૦]. મૂર્ખ પુરૂષો ભાગ્યશાળી થાય છે એમ પણ નથી, કેમ કે કેટલાક મૂર્ખ, નિર્ગુણ અને અધમ પુરૂષો પણ સર્વ મનોરથથી હીન થઈને ભાગ્યથી રહિત થાય છે[૧૧]. માટે પ્રાણીઓની હિંસા કરવામાં અને લોકોને છેતરવામાં સદા તત્પર એવો કોઈક છે કે જે સુખવાળા લોકોમાંજ જીર્ણ થાય છે[૧૨]. લક્ષ્મીનો સ્વભાવ એવો છે કે જે પુરૂષ કાંઈજ કામ કરતો નથી તેની પાસે જઈને તે હાજર રહે છે, વળી જે પુરૂષ કામ કરે છે તેને પ્રાપ્ત થાય છે; અને કોઈ વખત તે બન્નેને પણ પ્રાપ્ત થતી નથી[૧૩]. વારૂ, સ્વભાવથી પુરૂષનો શો અપરાધ છે ? તે કહે. કોઈક જગ્યોએ વીર્ય ઉત્પન્ન થાય છે, અને વળી બીજી જગ્યોએ તે જાય છે[૧૪]. તે વીર્યનો યોનિમાં સંયોગ કરવાથી ગર્ભ થાય છે કે નથી પણ થતો, અને તેથી તે વીર્ય આંબાના મોહોરની પેઠે ખરી જાય છે કે બંધાય છે[૧૫]. કેટલાક પુરૂષો પુત્રની કામના રાખીને પોતાની પાછળ સંતતિ મૂકી જવાને ઈચ્છે છે, તથા તે કાર્યની સિદ્ધિને માટે બહુ બહુ યત્ન કરે છે, પરંતુ સંતાન ઉત્પન્ન થતું નથી[૧૬]. કેટલાંક મનુષ્યો, જેમ ક્રોધ પામેલા સર્પથી ભય પામે, તેમ ગર્ભથી ભય પામે છે, છતાં તેઓને લાંબા આવરદાવાળો પુત્ર થાય છે; અને તે વળી સ્વર્ગમાંથી આવ્યો હોય તેવો (દેવ જેવો) થાય છે[૧૭]. પુત્રની લાલસાવાળા કેટલાક દેવતાઓનું યજન કરે છે, અને તપ કરે છે, તથા તેમ કરવાથી દશ માસ સુધી ગર્ભમાં રાખીને પુત્રને ઉત્પન્ન કરે છે, તે પુત્ર કદાચ કુળને ડૂબાડનારો પણ થાય છે[૧૮]. કેટલાક જીવો પોતાના પિતાએ સંચિત કરેલાં પુષ્કળ ધન, ધાન્ય અને ભોગરૂપ સમૃદ્ધિમાં ઉત્પન્ન થાય છે, અને તેજ સુખકારક વસ્તુઓ તેઓને પ્રાપ્ત થાય છે[૧૯]. જ્યારે સ્ત્રી અને પુરૂષ વિલાસના અર્થેજ અભિપ્રાય રાખીને મૈથુનમાં પ્રવૃત્ત થાય છે ત્યારે કોઈ ઉપદ્રવ આવ્યો હોય તેમ, ગર્ભ યોનિમાં પ્રવેશ કરે છે[૨૦]. પ્રાણી સ્વર્ગ અને નરકરૂપ અંકુરના બીજભૂત સ્થૂલ શરીરને તજે છે કે તરતજ બીજા દેહને પામે છે. જેવો પ્રાણનો રોધ થયો કે તરતજ માંસ અને શ્લેષ્મ આદિ બીભત્સ વસ્તુઓથી ભરેલા દેહને પામે છે. અર્થાત્ પ્રાણી મરણ થયા પછી બીજા શરીરને પામે છે, પણ દેહબંધનનો નાશ થતો નથી[૨૧]. પ્રાણી એક દેહમાંથી બીજા દેહમાં જાય છે, ત્યાં પણ તેનો નાશ થતો જોવામાં આવે છે; કેમ કે બીજો દેહ પણ પરિણામવાળો હોય છે, તેથી તે દેહનો નાશ થવાની સાથે તેને નાશ પ્રાપ્ત થાય છે. જેમ એક નાવમાં બીજું નાવ મૂક્યું હોય છે તે પેલા મોટા નાવનો નાશ થવાની સાથે તેની અંદર મૂકેલું નાવ પણ નાશ પામે છે, તેમ દેહના આશ્રયે રહેલો જીવ પણ નાશ પામે છે[૨૨]. સ્ત્રી-પુરૂષના સમાગમથી અચેતન સરખું વીર્યનું બિંદુ સ્ત્રીના ઉદરમાં પડે છે અને ત્યાં તેનો ગર્ભ થાય છે. હવે તું મને કહે કે એ ગર્ભ શો યત્ન કરે છે કે જેથી તે ત્યાં જીવે છે[૨૩]

જે ઉદર (જઠર)માં ભક્ષણ કરેલો પદાર્થ–અન્નપાન વગેરે પણ પચી જાય છે તેજ ઉદરમાં ગર્ભ કેમ પચી જતો નથી?[૨૪] વળી ઉદરમાં ગર્ભ રહ્યા છતાં ગર્ભધારણ કરનારી માતાના મળ–મૂત્ર વગેરેની ગતિ સ્વભાવ પ્રમાણે (નિયમિત) થયાં કરે છે, પણ કાંઈ મળ–મૂત્ર વગેરેનું ધારણ કરવામાં કે ત્યાગ કરવામાં ગર્ભ ધારણ કરનારી માતા અવશ (પરતંત્ર) થઈ જતી નથી[૨૫]. કેટલાક ગર્ભ જન્મતાં પહેલાં ઉદરમાંથી સ્રવી જાય છે, અને કેટલાક ગર્ભનો જન્મ થવાથી બીજાઓનો નાશ થાય છે[૨૬]. એજ રીતે કેટલાક જીવો યોનિના સંબંધથી મૂકાય છે (જન્મે છે) અને તેથી પુત્ર કે પુત્રીરૂપ કાંઇક પ્રાપ્ત થાય છે; તથા તે જીવ પ્રજારૂપે ઉત્પન્ન થયો કે પુનઃ પૂર્વ દેહની પેઠે, આ દેહમાં પણ સુખ–દુઃખાદિ દ્વંદ્વમાં આસક્ત થાય છે[૨૭]. શરીરની દશાઓ દસ છે. ૧ ગર્ભવાસ, ૨ જન્મ, ૩ બાલ્ય, ૪ કૌમાર, ૫ પૌગંડ, ૬ યૌવન, ૭ સ્થવિરતા, ૮ જરા, ૯ પ્રાણરોધ, ૧૦ નાશ. જ્યારે ઉત્પન્ન થયેલો પ્રાણી અનુક્રમે સાતમી દશા પામે છે ત્યારે તે કુટુંબભરણાદિ ચિંતાથી વ્યાકુળ થાય છે. પછી તે "પ્રાણરોધ" નામે નવમી દશાને પામે છે અને પછી જ્યારે તેનું આયુષ્ય સમાપ્ત થાય છે ત્યારે પાંચ ભૂતથી બંધાયલું તેનું શરીર નાશ પામે છે[૨૮]. જેમ પારધીઓ નાનાં પશુઓને બાંધી લે છે, તેમ વ્યાધિઓ પ્રાણીઓને પીડે છે, અને તેઓને પોતાની મેળે ઉઠીને જવા જેટલું પણ સામર્થ્ય રહેતું નથી–અર્થાત્ તેઓ રોગોનો નાશ કરી શકતા નથી[૨૯]. કોઇ કહેશે કે તેઓ વૈદ્યોની સહાયથી રોગને દૂર કરી શકશે, તો તેમ પણ નથી; કેમ કે તેઓ વ્યાધિઓવડે પીડાવાથી ઘણું ધન આપી દે છે, અને વૈદ્યો પણ તેઓને વ્યાધિથી મુક્ત કરવાને ઘણો યત્ન કરે છે, તથાપિ તેઓની વેદનાને ઓછી કરી શકતા નથી[૩૦]. અરે! એટલુંજ નહિ, પરંતુ ઔષધીઓથી પરિપૂર્ણ અને અતિ નિપુણ વૈદ્યો પણ પારધીઓથી પીડાતાં હરણાંની પેઠે રોગોવડે ખેંચાય છે[૩૧]. તેઓ અનેક પ્રકારના કવાથ અને અનેક પ્રકારનાં ઘૃત પીએ છે, તથાપિ મદોન્મત્ત હાથીએ ભાંગી નાખેલા મોટા વૃક્ષોની પેઠે જરાવસ્થાવડે ભાંગી જાય છે[૩૨]. હવે આ પૃથ્વીમાં બીજી બાજુએ જોઇએ તો રોગથી પીડાતા પશુ, પક્ષીઓ, શિકારી પશુઓ અને દરિદ્રી મનુષ્યોની ચિકિત્સા કોણ કરે છે? કોઈ નથી કરતું; પરંતુ તેઓ ઘણે ભાગે રોગથી પીડાયલા જોવામાં આવતા નથી[૩૩]. જેમ બળવાન પશુઓ નિર્બળ પશુઓને પકડીને મારે છે, તેમ રોગો ભયાનક, જેની ધર્ષણા ન કરી શકાય એવા અને ઉગ્ર તેજવાળા રાજાઓને પકડીને આક્રમણ કરે છે[૩૪]. એ રીતે સર્વ લોક વેદનાથી મૂઢ થઇ ગયેલા છે, મોહ અને શોકથી ચારે બાજુ ડૂબેલા છે, તથા એકાએક જન્મ–મરણરૂપ પ્રવાહમાં પડીને તે બળવાન પ્રવાહવડે તણાઈ જાય છે[૩૫]. એ પ્રવાહમાં પડેલા દેહધારીઓ પોતાના ધનવડે, રાજ્યવડે અને ઉગ્ર તપવડે પણ સ્વભાવનું ઉલ્લંઘન કરી શકતા નથી[૩૬]. જો તેઓ સ્વભાવથી મુક્ત થઈ શકતા હોત તો કોઈ મરણ પામત નહિ, વૃદ્ધ થાત નહિ, અપ્રિય વસ્તુને જોત નહિ અને પોતપોતાના મનના ઇચ્છેલા સર્વ પદાર્થોને પ્રાપ્ત કરી લેત[૩૭]. આ લોકમાં સર્વ મનુષ્યો પોતપોતાની સ્થિતિથી ઉન્નત સ્થિતિમાં જવાને ઇચ્છે છે, અને તે માટે પોતપોતાની શકિત પ્રમાણે યત્ન પણ કરે છે; પરંતુ તેવી સ્થિતિને પ્રાપ્ત કરી શકતા નથી[૩૮]. જે પુરૂષો ઐશ્વર્યના મદથી ઉન્મત્ત થયેલા છે, તથા મદ્યપાનના મદથી મત્ત થયેલા છે, તેઓને સાવધ, શઠ, શૂર અને પરાક્રમી પુરૂષો ઉપાસે છે–તેઓનું સેવન કરે છે[૩૯]. કેટલાક પુરૂષો પોતાના કલેશોનો નાશ થવા માટે યત્નજ કરતા નથી તથાપિ તેઓના કલેશ ટળી જાય છે, અને કેટલાક યત્ન કરે છે તથાપિ ટળતા નથી. માટે મનુષ્ય પોતપોતાના કર્મના ફળને ભોગવે છે, પણ બીજાએ કરેલા કર્મનું ફળ લગારે પ્રાપ્ત

થતું નથી[40]. કર્મની સંધિના વિષે ફળની મોટી વિષમતા જોવામાં આવે છે[41]. તે એવી રીતે કે કેટલાક પુરૂષો પાલખી ઉચકીને ચાલે છે, અને કેટલાક પાલખીમાં બેસીને જાય છે[42]. સર્વ મનુષ્યને સમૃદ્ધિ મેળવવાની ઇચ્છા હોય છે જ, પરંતુ કેટલાક રથમાં બેસીને જાય છે અને કેટલાક રથની આગળ દોડે છે. કેટલાક પુરૂષોને એક સ્ત્રી પણ પ્રાપ્ત થતી નથી, ત્યારે કેટલાકને સો સો સ્ત્રીઓ હોય છે. એ રીતે પ્રાણીઓ સુખ-દુઃખાદિ દ્વંદ્વમાં રમે છે, અને એકે એકે નાશ થતાં જાય છે. માટે તું એવા દ્વંદ્વ વિનાના નિર્દ્વંદ્વ સ્થાનને જો. તેમાં તને મોહ થશે નહિ[43]. તું ધર્મ અને અધર્મ બન્નેને તજી દે તથા સત્ય અને અસત્ય બન્નેને પણ તજી દે. સત્ય અને અસત્ય એ બેને તજ્યા પછી જે સાધનવડે તેનો ત્યાગ કર્યો હોય તે સાધનનો પણ ત્યાગ કરી દે[44]. હે ઋષિશ્રેષ્ઠ! દેવલોકો જેવડે મૃત્યુ-લોકને તજીને દેવલોકને પામ્યા છે એવું પરમ ગુહ્ય જ્ઞાન મ્હેં તને કહ્યું છે[45]. નારદનું એવું વચન સાંભળીને પરમ બુદ્ધિમાન શુકે મનમાં વિચાર કર્યો, પણ કાંઇ નિશ્ચય થયો નહિ; તેથી વિચારવા લાગ્યો કે પુત્ર અને સ્ત્રીઓવડે મોટો કલેશ ઉત્પન્ન થાય છે, અને વિદ્યા તથા વેદનું પઠન કરવામાં મોટો શ્રમ ઉપજે છે, ત્યારે જેમાં અલ્પ કલેશ હોય અને મોટું સુખ હોય એવું શાશ્વત સ્થાન શું હશે?[46,47]. એવો વિચાર કરીને પછી ઉત્તમાધમ ધર્મને જાણનારા શુકમુનિ પોતાની સર્વોત્કૃષ્ટ કલ્યાણકારી ગતિને વિષે એક મૂહૂર્તપર્યંત વિચાર કરીને મનમાં કહેવા લાગ્યા કે,-હું સર્વ ઉપાધિથી મુકત થઇને ઉત્તમ ગતિને શાથી પામું? જેથી પુનઃ જન્માદિ સમુદ્રમાં પડવું ન પડે, એવો ઉપાય શાથી થાય? જેને પામ્યા પછી પુનઃ આ લોકમાં આવવું પડે નહિ એવા સર્વોત્તમ ભાવની હું આકાંક્ષા રાખું છું. એમ કહીને પછી તેણે સર્વ સંગનો ત્યાગ કરીને મનવડે પોતાની ગતિનો નિશ્ચય કર્યો કે જ્યાં મ્હારો આત્મા શાંતિ (કલ્યાણ) પામશે ત્યાં હું જઇશ; તેમજ જે સ્થાન અક્ષય અને અવ્યય છે ત્યાં હું શાશ્વત થઇને રહીશ[48-51]. પણ એ ગતિ યોગ વિના પામવી અશક્ય છે. હું જ્ઞાની છું, માટે કર્મવડે નીચ દેહનો સંબંધ મને પ્રાપ્ત થવાનો નથી[52]; માટે હું યોગનું ધારણ કરીને, જીવના ઘર જેવા આ દેહને તજીને અને વાયુરૂપ થઇને તેજના ભંડાર એવા સૂર્યમાં પ્રવેશ કરીશ. અર્થાત્ અર્ચિમાર્ગવડે મોક્ષ પામીશ[53]. કેમ કે એ અર્ચિમાર્ગથી પ્રાપ્ત થયેલું આદિત્યમંડળ ચંદ્રની પેઠે ક્ષય પામતું નથી. જેઓ ધૂમ-માર્ગથી ચંદ્રમંડળને પામે છે તેઓને દેવતાઓના સમૂહ કંપાવે છે, તેથી તેઓ પુનઃ પૃથ્વી ઉપર આવે છે[54]. ચંદ્રમા સર્વદા ક્ષય પામે છે અને વૃદ્ધિ પામે છે. એ રીતે હું તેના વારંવાર થતા ક્ષય તથા વૃદ્ધિને જાણવાથી તેની ઇચ્છા કરતો નથી, કેમ કે જે પોતે ક્ષય-વૃદ્ધિવાળો છે તેના લોકમાં રહેનારા પણ તેવાજ હોય એમાં આશ્ચર્ય શું છે?[55]. અને સૂર્ય તો પોતાનાં તીવ્ર કિરણોવડે લોકને તપાવે છે અને નિરંતર અક્ષય મંડળવાળો રહીને સર્વ બાજુથી તેજનું ગ્રહણ કરે છે[56], માટે પ્રદીપ્ત તેજવાળા સૂર્યમંડળમાં જવાનું મને રૂચે છે. હું એ મંડળમાં નિઃશંક થઇને રહીશ તથા ત્યાં મ્હારી કોઇ ધર્ષણા કરી શકશે નહિ[57]. હું આ કલેવરને સૂર્યના મંડળમાં નાખીને પછી, ઋષિઓની સાથે સૂર્યના અતિશય દુઃસહ તેજની મધ્યે ગમન કરીશ. (આ જગ્યોએ એમ સમજવાનું છે કે યોગીઓ સૂર્યમંડળની મધ્યે રહીને તથા નિર્મળ થઇને પેલી પાર જાય છે, પણ તેમાં રહેતા નથી. નિવાસભૂત સૂર્યમંડળ તો તેજોમય બ્રહ્મ છે)[58]. હવે હું પર્વતોને, નાગલોકોને, વૃક્ષોને, પૃથ્વીને, દિશાઓને, સ્વર્ગને, દેવને, દાનવને, ગંધર્વોને, પિશાચોને, ઉરગોને, રાક્ષસોને[59]; અને લોકમાંહેના સર્વ પ્રાણીઓને વિદિત કરીને તેઓની આજ્ઞા લઉં છું, અને સૂર્યમંડળમાં પ્રવેશ કરૂં છું. એમાં કાંઇ સંશય નથી. હવે ઋષિઓ-

સહિત સર્વ દેવો મ્હારા યોગવીર્યને જુઓ[૬૦]. એ પ્રમાણે નિશ્ચય કરીને પછી તેણે લોકોમાં પ્રખ્યાત એવા નારદ ઋષિની આજ્ઞા માગી અને તેમની આજ્ઞા પામીને પોતાના પિતા વ્યાસ પ્રત્યે ગયા[૬૧]. પછી શુકે મહાત્મા કૃષ્ણદ્વૈપાયન વ્યાસમુનિને પ્રણામ કરીને તેમની પ્રદક્ષિણા કરીને આજ્ઞા માગી[૬૨]. મહાત્મા વ્યાસ મુનિ પોતાના પુત્રનું વચન સાંભળીને મનમાં પ્રસન્ન થયા તથા કહેવા લાગ્યા કે–હે પુત્ર ! જ્યાં સુધી હું તને જોઇને પ્રસન્ન થાઉં ત્યાં સુધી તું ઉભો રહે[૬૩]. પછી અપેક્ષા અને સ્નેહ વિનાના તથા સંશયરહિત શુકમુનિએ મોક્ષનુંજ ચિંતવન કરીને ત્યાંથી જવાનો વિચાર કર્યો[૬૪], અને મુનિશ્રેષ્ઠ શુક પોતાના પિતાને તજીને સિદ્ધોના સમુદાયે સેવેલા વિશાળ કૈલાસ પર્વતના પૃષ્ઠ ઉપર ગયા[૬૫].

॥ पितरं संपरित्यज्य जगाम मुनिसत्तमः । कैलासपृष्ठं विपुलं सिद्धसंघनिषेवितम् ॥ ६५ ॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० शुकाभिगमने शतोपरि ऊनषष्ठितमोऽध्यायः ॥१५९॥**

---

## અધ્યાય ૧૬૦ મો–શુકમુનિની પરમગતિ.

**भीष्म उवाच** ॥ गिरिशृंगं समारुह्य सूतो व्यासस्य भारत ॥

॥ समे देशे विविक्ते स निःशलाक उपाविशत् ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ–હે ભારત ! વ્યાસના પુત્ર શુકમુનિ પર્વતના શિખર ઉપર ચઢીને ત્યાં એકાંત, ઘાસ વગરની તથા સમાન ભૂમિ ઉપર બેઠા[૧]. પછી ક્રમયોગને જાણનારા શુકે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અને વિધિપૂર્વક ચરણથી આરંભીને સર્વઅંગો વિષે આત્માની ધારણા કરવા માંડી[૨]. પછી તે જ્ઞાની પુરૂષ શુક તત્કાળ ઉદય પામેલા સૂર્યની સન્મુખ હાથ–પગનું ગ્રહણ કરીને વિનયવાળાની પેઠે બેઠા[૩]. વ્યાસના પુત્ર બુદ્ધિમાન શુક જે સ્થળમાં યોગ સાધવાનો આરંભ કરીને બેઠા હતા ત્યાં પક્ષીઓનાં ટોળાં નહોતાં, કોઇનો શબ્દ સંભળાતો નહોતો અને અન્ય કોઇનું દર્શન પણ થતું નહોતું[૪]. પછી શુકે સર્વ સંગને તજીને નીકળેલા પોતાના આત્માને જોયો પણ પુનઃ તેને સંગમાં આસકત થતો જોઇને શુકને હાસ્ય ઉપજ્યું[૫]. પછી તેણે મોક્ષના માર્ગની પ્રાપ્તિના અર્થે પુનઃ યોગને ધારણ કર્યો અને મોટા યોગીશ્વર થયેલા તેણે આકાશનું ઉલ્લંઘન કર્યું[૬]. પછી દેવના ઋષિ નારદની પ્રદક્ષિણા કરીને તે મહર્ષિને પોતાનો યોગ નિવેદન કર્યો[૭]. શુક કહે છેઃ–હે તપોધન ! મ્હેં યોગનો માર્ગ જોયો અને યોગના વિષે મ્હારી પ્રવૃત્તિ થઈ છે. હે મોટા તેજવાળા મુનિ ! હું તમારી કૃપાથી ઇચ્છિત ગતિને પામીશ[૮]. પછી દ્વૈપાયનના પુત્ર શુકે નારદની આજ્ઞા પામીને તેમને પ્રણામ કર્યો અને પુનઃ યોગનું ધારણ કરીને આકાશમાં પ્રવેશ કર્યો[૯]. તે શુક કૈલાસના પૃષ્ઠ ઉપરથી ઉપડયા અને વાયુરૂપ થઇને અંતરિક્ષ માર્ગે ચાલ્યા[૧૦]. શુકમુનિ જ્યારે આકાશ માર્ગે ચાલ્યા ત્યારે તે ગરૂડના સરખા શોભવા લાગ્યા; અને સર્વ પ્રાણીઓએ તેનો મન તથા વાયુના જેવો વેગ જોયો[૧૧]. તેમણે એવો નિશ્ચય કર્યો હતો કે 'હું સર્વનો આત્મા છું,' એમ તે ત્રણે લોકનું ચિંતવન કરવા લાગ્યા તથા જેમ તેજસ્વી અગ્નિ કે સૂર્ય દેખાય છે તેમ તેજસ્વી થયેલા શુક સર્વથી લાંબે માર્ગે ચાલ્યા[૧૨]. સ્થાવર–જંગમ પ્રાણીઓ એક ચિત્તે, અવ્યગ્રપણે અને નિર્ભયપણે જનારા તેને જોવા લાગ્યા[૧૩]. સર્વેએ યથાશક્તિ તેનું પૂજન કર્યું. દેવતાઓ તેને દિવ્ય પુષ્પની વૃષ્ટિથી પૂજવા લાગ્યા[૧૪]. તેને જોઇને સર્વ ગંધર્વ અને અપ્સરાઓના સમુદાય વિસ્મિત થયા અને ઋષિઓ તથા સિદ્ધો પરમ વિસ્મય પામ્યા[૧૫]. તેઓ વિચારવા લાગ્યા કે, તપવડે સિદ્ધિને પામેલો તથા અંતરિક્ષમાં નીચે શરીર અને ઉંચે

મુખવાળો આ કોણ છે? તે પોતાનાં નેત્રવડે સૂર્યની સામું જુએ છે અને તેથી પોતાના દેહના અધોભાગને જોતો નથી[16]. પછી પરમ ધર્મસ્વરૂપ અને ત્રણે લોકમાં કીર્તિમાન શુક મૌનધારણ કરીને, સૂર્યની સામું જોઇને તથા પૂર્વ તરફ મુખ રાખીને ચાલ્યા[17]. તે વેગથી જતા હતા, માટે મોટો સુસવાટો થઇને સર્વ દિશાઓનું સઘળું આકાશ ગાજી રહ્યું હતું. હે રાજન્! તેમને આવતા જોઇને, અપ્સરાઓનાં સર્વ ટોળાં એકાએક મનમાં મોટી ભ્રાંતિ પામ્યાં તથા પરમ વિસ્મિત થયાં. પંચચૂડા આદિ અપ્સરાઓ અત્યંત પ્રફુલ્લ નેત્રથી બોલી કે–આ ઉત્તમ ગતિને પામેલો અને વિમુકત પુરૂષના સરખો નિસ્પૃહ કયો દેવતા છે કે જે દૃઢ-નિશ્ચયથી અહીં આવે છે?[18-20] પછી તે 'મલય' નામે પર્વત આગળ થઇને ચાલ્યા કે જે પર્વત ઉપર "ઉર્વશી" અને "પૂર્વચિત્તિ" નામે અપ્સરાઓ નિરંતર રહે છે[21]. તે ઉર્વશી અને પૂર્વચિત્તિ અપ્સરાઓ આ બ્રહ્મર્ષિના પુત્રને જોઇને પરમ વિસ્મય પામી અને બોલી કે વેદાભ્યાસમાં પ્રીતિવાળા બ્રાહ્મણની બુદ્ધિનું સમાધાન આશ્ચર્ય જેવું છે[22]; જેથી આ અલ્પકાળમાં ચંદ્રની પેઠે આકાશમાં ફરવા લાગ્યો છે. પિતાની સેવાથી આ ઉત્તમ બુદ્ધિને પામ્યો છે[23]. આ પુત્ર પિતાનો ભકત, દૃઢ તપ કરનારો અને પિતાને અત્યંત પ્રિય છે. એના વિના એના પિતાનું મન બીજા કશામાં નથી. છતાં પણ એના પિતાએ એને કેમ જવા દીધો હશે?[24]. ઉર્વશીનું વચન સાંભળીને પરમ ધર્મને જાણનારા શુક મુનિનું ચિત્ત તે (ઉર્વશી)ના વચનમાં ગયું અને તેથી તેણે સર્વ દિશાઓ તરફ જોયું[25]. ત્યારે તેણે અંતરિક્ષ, પર્વત, વન અને જંગલસુદ્ધાં સઘળી પૃથ્વી તથા તે ઉપરનાં સરોવર અને નદીઓને જોયાં[26]. તે સમયે સર્વ દેવતાઓ હાથ જોડીને માનપૂર્વક ચારે બાજુથી વ્યાસ-પુત્રને જોવા લાગ્યા[27]. તે સમયે પરમ ધર્મને જાણનાર શુકે તેઓને કહ્યું કે, જો મ્હારા પિતા "હે શુક! હે શુક" એ રીતે શબ્દ કરતા મ્હારી પાછળ આવે તો તમો સર્વેએ સાવધાન થઇને પ્રત્યુત્તર આપવો. મ્હારા સ્નેહથી મ્હારૂં એટલું વચન તમારે માન્ય કરવું ઘટે છે[28,29]. શુકનું એવું વચન સાંભળીને જંગલસુદ્ધાં સર્વ દિશાઓ, સમુદ્રો, નદીઓ અને પર્વતોએ તેને ચારે બાજુથી કહ્યું કે,–હે વિપ્ર! જેવી ત્હારી આજ્ઞા છે, તે પ્રમાણે અમે કરીશું. જ્યારે ઋષિ (વ્યાસ) તમને બોલાવશે ત્યારે અમે તેમના વચનનો પ્રત્યુત્તર આપીશું[30-31].

॥ यथाज्ञापयसे विप्र बाढमेवं भविष्यति । ऋषेर्व्याहरतो वाक्यं प्रतिवक्ष्यामहे वयम् ॥३१॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० शुकाभिपतने शतोपरि षष्टितमोऽध्यायः ॥ १६० ॥

## અધ્યાય ૧૬૧ મો–વ્યાસે કરેલો પુત્ર શોક અને મહાદેવે "છાયાશુકનું દર્શન થશે" એવો વર આપ્યો.

भीष्म उवाच ॥ इत्येवमुक्त्वा वचनं ब्रह्मर्षिः सुमहातपाः ॥
॥ प्रातिष्ठत शुकः सिद्धिं हित्वा दोषांश्चतुर्विधान् ॥

ભીષ્મ કહે છે:—અત્યંત મોટા તપવાળા શુક એ પ્રમાણે વચન બોલીને અને ચાર પ્રકારના દોષને તજીને સિદ્ધિને પામ્યા. (પાપ, કિલ્બિષ, સંસર્ગ અને અનૈશ્વર્ય એ ચાર દોષ અથવા યોગશાસ્ત્રમાં કહેલા વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતા, એ ચાર દોષ જાણવા)[1]. આઠ પ્રકારનું (પુર્યષ્ટક) તમ અને વિષયપંચકમાં પ્રવર્તમાન રજોગુણ, એ બન્નેને તજીને પછી તે બુદ્ધિમાન શુકે સત્વનો પણ ત્યાગ કર્યો, એ મોટા આશ્ચર્ય સરખું થયું[2]. પછી જેમ ધૂમાડા વિનાના પ્રજ્વલિત અગ્નિ સરખા તે શુક નિત્ય, નિર્ગુણ અને લિંગરહિત બ્રહ્મપદના વિષે સ્થિર થયા[3]. તે સમયે ઉલ્કાપાત (આકાશમાંથી બળતા પદાર્થો પડવા તે)

થવા લાગ્યો, દિશાઓ બળવા લાગી અને પૃથ્વી કંપવા લાગી. તે સમયે એવાં એવાં ચિહ્ન પ્રકટ થયાં એ એક આશ્ચર્ય જેવું થયું. અર્થાત્ જ્યારે મહાપુરૂષ વિરામ પામે છે, ત્યારે જગતના અભાગ્યને સૂચવનારા ઉત્પાતો થાય છે, તેવા ઉત્પાત થયા[૪]. પર્વતોની ડાળીઓ ભાંગી પડવા લાગી અને પર્વતોનાં શિખરો પણ ભાંગી પડવા લાગ્યાં; તથા હિમવાન પર્વત જેમ ફાટી જતો હોય તેમ ગર્જના થવા લાગી[૫]. તે સમયે સૂર્ય પ્રકાશતો નહોતો, અગ્નિ બળતો નહોતો અને જળના હૃદ, નદીઓ અને સમુદ્રો ક્ષોભ પામવા લાગ્યા[૬]. શુક આકાશમાં ચાલ્યા તેના શકુનરૂપે ઇન્દ્રે રસવાળી અને સુગંધી જળની વૃષ્ટિ કરી તથા વાયુ પણ પવિત્ર અને દિવ્યગંધસહિત વાવા લાગ્યો[૭]. પછી તે ઉત્તર દિશા તરફ ચાલ્યા ત્યારે હિમાલય અને મેરૂનાં દિવ્ય શિખર પ્રથમ દેખાયાં. તે બન્ને શિખર એકત્ર મળેલાં છે અને એક સુવર્ણનું તથા બીજું રૂપાનું હોવાથી એક પીળા રંગનું તથા બીજું શ્વેત રંગનું દેખાય છે[૮]. હે ભારત! તે તિર્યક્ અને ઉર્ધ્વ એ બન્ને દિશાઓમાં સો સો યોજન વિસ્તારવાળાં છે[૯]. શુકમુનિ નિઃશંક થઇને ત્યાં આગળથી ચાલ્યા એટલે પર્વતનાં બન્ને શિખર એકાએક જુદાં થઇ ગયાં[૧૦]. હે મહારાજ ! એ સર્વ દેવતાઓએ જોયું અને તેઓને તે મોટા અદ્ભુત સરખું જણાયું. પછી શુક બન્ને પર્વતના શિખરો વચ્ચેથી નીકળી ગયા પણ તે ઉત્તમ પર્વતે તેમની ગતિને અંતરાય કર્યો નહિ. એ રીતે શુકને પર્વતની પેલી પાર ગયેલા જોઇને તથા પર્વતને દ્વિધા કરેલો જોઇને આકાશમાં સર્વ દેવો, ગંધર્વો, ઋષિઓ અને બીજા જેઓ પર્વતમાં નિવાસ કરતા હતા તે સર્વેએ "ધન્ય છે ! ધન્ય છે ! !" એવો મોટો શબ્દ કર્યો. હે ભારત ! પછી દેવ, ગંધર્વ, ઋષિઓ, યક્ષ, રાક્ષસ, વિદ્યાધર, એ સર્વ તેનું પૂજન કરવા લાગ્યા. હે મહારાજ ! દિવ્ય પુરૂષોવડે સઘળું આકાશ વ્યાપ્ત થઈ ગયું. પછી ધર્માત્મા શુકે આકાશ માર્ગે ગમન કરતાં કરતાં રમણીય તથા પુષ્પિત વૃક્ષ અને વનવાળી મંદાકિનીને જોઈ. તે નદીમાં અપ્સરાઓનાં ટોળાં નગ્ન થઇને રમતાં હતાં[૧૧-૧૭]. તેઓ શૂન્યાકાર શુકને જોઇને મનમાં વિક્રિયા પામ્યા વિના ક્રીડા કરવા લાગ્યાં. પછી પોતાના પુત્રને જતો જોઇને તેમના સ્નેહયુક્ત પિતાએ મોટા વેગથી તેની પછવાડે દોડવા માંડયું, પણ શુક તો અંતરિક્ષમાં વાયુથી પણ વધારે વેગથી ગમન કરીને અને પોતાનો પ્રભાવ દેખાડીને બ્રહ્મરૂપ થયા હતા. પછી મોટા તપવાળા વ્યાસ બીજી મોટી ગતિને ધારણ કરીને જે માર્ગે શુક દોડતા હતા તે માર્ગે એક નિમેષમાં ગયા. ત્યારે તેમણે પર્વતના શિખરના બે ભાગ કરીને જ્યાંથી શુક ગયા હતા તે સ્થળને જોયું; તથા સર્વ મુનિઓએ વ્યાસના આગળ શુકના તે કર્મની સ્તુતિ કરી. પછી વ્યાસે "હે શુક !" એમ લાંબા શબ્દથી અને ઉંચા સ્વરથી ત્રણલોકમાં સંભળાય એમ બૂમ પાડી શુકને બોલાવ્યા. તે સમયે શુકમુનિ કે જે સર્વના વિષે રહેલા, સર્વના આત્મા તથા સર્વ દિશાએ મુખવાળા હતા તેણે "હોઃ" એવા શબ્દથી ઉત્તર આપ્યો. ત્યારે સ્થાવર-જંગમ સઘળું જગત તેના એક અક્ષરના "હોઃ" એવા નાદને બોલીને તે નાદને ઉંચા સ્વરથી વધારવા લાગ્યું અને ત્યારથી આરંભીને આજ સુધી પણ તે પર્વતનાં પૃષ્ઠ અને ગુફાઓ જૂદા જૂદા શબ્દના ઉચ્ચાર કર્યા હોય તેના પ્રતિધ્વનિ આપે છે. એ પ્રમાણે શુક પોતાનો પ્રભાવ દેખાડીને અંતર્ધાન પામ્યા તથા શબ્દાદિ ગુણોને તજીને પરમપદને પામ્યા. પછી વ્યાસ પણ પોતાના અમાપ તેજવાળા પુત્રના મહિમાને જોઇને પોતાના પુત્રનુંજ ચિંતવન કરતા પર્વતના પૃષ્ઠ ઉપર બેઠા. આ સમયે મંદાકિની નદીના કિનારા ઉપર જે અપ્સરાઓ ક્રીડા કરતી હતી તે સર્વ ઋષિને જોઇને ભ્રાંતિ પામી ગઈ અને લજ્જાથી તેમનું ચિત્ત ભ્રમિત થઇ ગયું. પછી તે મુનિને જોઇને તેમાંથી કેટલીક જળમાં સંતાઈ ગઈ, કેટલીક ઘાસમાં સંતાઈ ગઈ અને

કેટલીકે વસ્ત્ર પહેરી લીધાં. "તેમણે વ્યાસમુનિના પુત્રને મુક્ત જાણીને, તેને જોઈને વસ્ત્ર પહેર્યાં નહોતાં પણ વ્યાસને સંસારાસક્ત જાણીને લજ્જા પામીને વસ્ત્ર પહેર્યાં." એ જાણીને વ્યાસ પ્રસન્ન થયા તથા લજ્જા પણ પામ્યા[૨૮-૩૧]. પછી મહર્ષિના સમુદાયથી પૂજાયલા તથા દેવ અને ગંધર્વથી વીંટાયલા ભગવાન શંકર કે જેમણે પોતાના હાથમાં "પિનાક" નામે ધનુષ્ય ગ્રહણ કરેલું છે તે વ્યાસની પાસે આવ્યા[૩૨]; અને કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) ને પુત્રના શોકથી સંતપ્ત થયેલા જોઈને તેમનું સાંત્વન કરીને મહાદેવે વચન કહ્યું કે,–હે વ્યાસ! પૂર્વે તેં મ્હારી પાસે વરદાન માગ્યું હતું કે અગ્નિ, પૃથ્વી, જળ, વાયુ અને આકાશ, એમના જેવા વીર્યવાળો મને પુત્ર થાઓ[૩૩,૩૪], તેથી મ્હારી કૃપાથી અને ત્હારા તપથી સંપૂર્ણ તેવાજ લક્ષણવાળો, બ્રહ્મના તેજથી યુક્ત તથા પવિત્ર પુત્ર તને પ્રાપ્ત થયો[૩૫]; અને તે અજીતેન્દ્રિય પુરૂષોથી દુષ્પ્રાપ્ય અને દેવોને પણ દુર્લભ એવી પરમ ગતિને પામ્યો. હે વિપ્રર્ષે! એવા ત્હારા પુત્રનો તું શું કરવા શોક કરે છે?[૩૬] જ્યાં સુધી પર્વતો રહેશે અને જ્યાં સુધી સમુદ્રો રહેશે ત્યાં સુધી ત્હારા પુત્રસહિત ત્હારી કીર્તિ અક્ષય થશે[૩૭]. હે મહામુનિ! તું મ્હારી કૃપાથી આ લોકના વિષે ત્હારા પુત્રના સરખી અને સર્વકાળ નાશ ન થાય તેવી ત્હારા પુત્રની છાયાને દેખીશ[૩૮]. હે ભારત! એ રીતે ભગવાન મહાદેવે વ્યાસના મનનું સમાધાન કર્યું એટલે તે મુનિ પોતાના પુત્રની છાયાને જોઇને પરમહર્ષસહિત ત્યાંથી પાછા વળ્યા[૩૯]. હે ભરતશ્રેષ્ઠ! એ પ્રમાણે શુકનો જન્મ તથા શુકની ગતિ કે જે તેં મને પૂછી હતી તે તને વિસ્તારથી કહી[૪૦]. હે રાજન્! પૂર્વે આ ઈતિહાસ મને દેવર્ષિ નારદે કહ્યો હતો અને મહાયોગી વ્યાસ સાથે સંભાષણ થતાં પણ મને વારંવાર આ ઇતિહાસ તેઓ કહેતા હતા[૪૧]. જે પુરૂષ શમયુક્ત થઇને આ પવિત્ર અને મોક્ષધર્મ સંયુક્ત ઈતિહાસનું શ્રવણ કરે છે તે પરમ ગતિને પામે છે[૪૨].

॥ इतिहासमिमं पुण्यं मोक्षधर्मोपसंहितम् । धारयेद्यः शमपरः स गच्छेत्परमां गतिम् ॥४२॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० शुकोत्पतनं नाम श० एकषष्ठितमोऽध्यायः ॥ १६१ ॥

---

## અધ્યાય ૧૬૨ મો–નારદ અને નર–નારાયણનો સમાગમ.

युधिष्ठिर उवाच ॥ गृहस्थो ब्रह्मचारी वा वानप्रस्थोथ भिक्षुकः ॥
॥ य इच्छेत् सिद्धिमास्थातुं देवतां कां यजेत सः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—જે પુરૂષ ગૃહસ્થ, બ્રહ્મચારી, વાનપ્રસ્થ કે સંન્યાસી થઇને મોક્ષસિદ્ધિને પામવાને ઇચ્છિતો હોય તેણે કયા દેવની ભક્તિ કરવી?[૧]. કયી રીતે નિશ્ચય એવું સ્વર્ગ તેને મળે? કયી રીતે તેને પરમ મોક્ષ પ્રાપ્ત થાય? તે પુરૂષે દેવકર્મ અને પિતૃકર્મ કયા વિધિ પ્રમાણે કરવાં?[૨]. તેમજ મુક્ત થયેલો તેવો પુરૂષ કયી ગતિને પામે છે? અને તે મોક્ષનું શું લક્ષણ છે? તથા સ્વર્ગમાં જઈને પછી ત્યાંથી પાછા ન પડવું પડે તેવું તેણે શું કરવું?[૩]. હે પિતામહ! વળી દેવોનો પણ દેવ કોણ છે? પિતૃઓનો પણ પિતા કોણ છે? અને તે દેવ તથા પિતૃઓના પિતાથી પણ પર વસ્તુ શી છે? તે તમે મને કહો[૪]. ભીષ્મ કહે છે કે,–હે પ્રશ્ન કરી જાણનારા યુધિષ્ઠિર! હે પાપરહિત! તું મને બહુ ગૂઢ પ્રશ્ન પૂછે છે, અને ત્હારા પ્રશ્નનો ઉત્તર તર્ક કરવાથી તો સો વરસે પણ અપાય તેમ નથી[૫]. હે શત્રુહંતા! દેવની કૃપાવિના કે જ્ઞાનપ્રાપ્તિ થયાવિના આ ગહન પ્રશ્નના ઉત્તરનું વ્યાખ્યાન ત્હારા આગળ થઈ શકે તેમ નથી[૬]; પણ આ વિષે નારદ અને નારાયણ ઋષિના સંવાદરૂપ પુરાતન ઈતિહાસનું ઉદાહરણ

આપવામાં આવે છે તે હું તને કહું છું[૭]. મ્હારા પિતાએ મને કહ્યું હતું કે, વિશ્વના આત્મા, સનાતન અને જેની ચાર મૂર્તિઓ છે એવા "નારાયણ" નામે ધર્મના પુત્ર થયા હતા[૮]. હે મહારાજ! પૂર્વે સ્વાયંભુવ મન્વંતરમાં સત્યયુગમાં નર, નારાયણ, હરિ અને કૃષ્ણ, એ ચાર મૂર્તિઓ સ્વયંભૂથી ઉપજી હતી[૯]. તેમાંથી અવિનાશી નારાયણ અને નર એ બન્ને બદ્રિકાશ્રમમાં જઇને શકટની પેઠે પરપ્રેર્ય તથા સુવર્ણની પેઠે મોહ ઉત્પન્ન કરનારા શરીરના વિષે રહીને તપ કરવા લાગ્યા[૧૦]. તેમના શરીરરૂપી શકટને આઠ ચક્ર હતાં તથા તે મનોરમ શકટ પંચભૂતમય હતું. અર્થાત્ નર-નારાયણનાં શરીર માયામય હતાં. એવા નર અને નારાયણ દેવ પોતાના તપવડે કૃશ થઈ ગયા અને તેમના શરીરમાં માત્ર નસાઓ દેખાતી હતી[૧૧]. લોકના નાથ એવા તે નર-નારાયણના તપનું તેજ એવું હતું કે દેવતાઓ પણ તેમના સામું જોઈ શકતા નહોતા. તે બન્ને દેવ, જે પુરૂષના ઉપર અનુગ્રહ કરે, તેના હૃદયમાં અંતર્યામી પ્રેરણા કરે, અને એ રીતે તે બન્ને દેવના અનુમતથી તે પુરૂષને તે બન્ને દેવનાં દર્શન થાય. હવે એક સમયે મોટા સામર્થ્યવાળા નારદમુનિ મેરૂ પર્વતના શિખર ઉપરથી ગંધમાદન પર્વત ઉપર થઇને સર્વ લોકમાં ફરતા હતા. હે રાજન્! એમ ફરતાં ફરતાં ત્વરાથી ગમન કરનાર તે નારદ બદર્યાશ્રમમાં આવી પહોંચ્યા[૧૨-૧૪]. તે સમયે નર-નારાયણના આહ્નિક કર્મનો સમય હતો. નર-નારાયણ સરખા દેવ પણ આહ્નિક કર્મ કરતા હતા, તેને જોઇને નારદને પરમ વિસ્મય થયો કે આ સર્વ લોક જેના વિષે રહ્યા છે તે સ્થાનરૂપ આ બન્ને દેવ છે[૧૫]; દેવ, અસુર, ગંધર્વ, કિન્નર અને મોટા ઉરગ, એ સર્વ આ દેવોમાં સ્થિતિ કરીને રહેલા છે; પૂર્વે આ એકજ મૂર્તિ હતી તે વળી ચારરૂપે થયેલી છે[૧૬]; એ ચાર મૂર્તિ ધર્મના કુળનો વિસ્તાર પમાડવાને માટે ધર્માદિકે વૃદ્ધિ પમાડેલી છે; અહો!! નર, નારાયણ, કૃષ્ણ અને હરિ એ દેવતાઓએ આ સ્થળમાં ધર્મના ઉપર મોટો અનુગ્રહ કર્યો છે! કોઈક કારણથી કૃષ્ણ અને હરિ એ બન્ને આ સ્થળમાં રહેલા છે; તથા ધર્મરૂપ આ બન્ને પણ તપ કરવામાં આસક્ત થઇને રહેલા બન્ને પરમ તત્ત્વરૂપ છે; એમને બ્રહ્મયજ્ઞાદિ આહ્નિક કર્મ શામાટે કરવાં પડે?[૧૭,૧૯]. એ બન્ને યશવાળા દેવ સર્વ પ્રાણીઓના પિતા અને દેવતા છે, તોપછી મોટી બુદ્ધિવાળા તેઓ કયા દેવનું, કયા પિતૃઓનું અને કયા મનોરથનું પૂજન કરે છે?[૨૦]. એ પ્રમાણે નારદે નારાયણ ઉપર ભક્તિભાવ આણીને મનમાં વિચાર કર્યો અને પછી તે બન્ને દેવની પાસે એકાએક આવીને ઉભા રહ્યા[૨૧]. પછી જ્યારે તે બન્ને દેવ દેવકર્મ અને પિતૃકર્મથી પરવારી રહ્યા ત્યારે તેમણે નારદના સામું જોયું અને શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે તે (નારદ) નું પૂજન કર્યું[૨૨]. ભગવાન નારદઋષિ આ મોટા વિધિયુક્ત અને અપૂર્વ એવું મોટું આશ્ચર્ય જોઇને તથા પ્રસન્ન થઇને તેમની પાસે બેઠા[૨૩]. પછી નારદે મનમાં આનંદ પામીને, નારાયણદેવનું દર્શન કરીને તથા તેમને પ્રણામ કરીને આ પ્રમાણે વચન કહ્યું[૨૪]. નારદ કહે છે કેઃ—હે દેવ! પુરાણસહિત અને અંગ તથા ઉપાંગસહિત વેદોમાં તમને જન્મરહિત, સનાતન, ધાતા અને સર્વોત્તમ મુક્તિ (મોક્ષ) સ્વરૂપ માનેલા છે, અને કહેલા છે[૨૫]; હે દેવ! જે જગત થઈ ગયું અને જે જગત થશે, એ સર્વ સહિત જે જગત હમણાં છે તે સર્વ તમારા વિષે રહેલું છે; તેમજ ગૃહસ્થાશ્રમના આધારથીરહેલા ચારે આશ્રમ પણ તમારા વિષેજ રહેલા છે[૨૬]; સર્વ જગત નિત્ય પ્રતિ અનેક મૂર્તિમાં રહેલા તમોને પૂજે છે, તથા સર્વ જગતના પિતા, માતા અને સનાતન ગુરૂ પણ તમેજ છો; છતાં તમે આજે જે દેવનું તથા જે પિતૃનું પૂજન કરો છો તે કોણ છે? એ અમે જાણતા નથી[૨૭]. શ્રી ભગવાન કહે છે કેઃ—એ પ્રશ્નનો ઉત્તર કોઇને કહેવા યોગ્ય નથી, કેમ કે તે અમારી સનાતન ગુપ્ત વાર્તા છે; પરંતુ હે બ્રહ્મન્! તું પરમ ભક્તિવાળો છે માટે તને હું

યથાર્થ કહીશ[૨૮]. જે તત્ત્વ સૂક્ષ્મ, અવિજ્ઞેય (જાણી ન શકાય એવું), અવ્યકત, અચળ, ધ્રુવ તથા ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયો અને સર્વ ભૂતથી રહિત છે[૨૯], તે તત્ત્વ સર્વ પ્રાણીઓનો અંતરાત્મા છે. એને તું "ક્ષેત્રજ્ઞ" કહે છે, અને ત્રણ ગુણથી રહિત એવા તેનેજ શરીરના યોગવાળો જોઇને "પુરૂષ" એવી કલ્પના કરે છે[૩૦]. હે દ્વિજશ્રેષ્ઠ! એ તત્ત્વથી ત્રણ ગુણવાળું અવ્યકતતત્ત્વ ઉપજ્યું છે, તથા જે સત્તા વાસ્તવિક અવ્યકત છે પરંતુ ઘટાદિના યોગથી વ્યકત થાય છે તે અવિનાશી તત્ત્વને "પ્રકૃતિ" કહે છે[૩૧]. એ પ્રકૃતિ એ અમારૂં ઉત્પત્તિસ્થાન છે. જે નિષ્કળ આત્મા સદસદાત્મક એટલે કાંઈ કારણરૂપે કલ્પાયલો છે તેને અમે બન્ને (જીવ અને ઈશ્વર) પૂજીએ છીએ, તથા દેવાર્ચનમાં અને પિતૃના પૂજનમાં તેનીજ કલ્પના કરીએ છીએ[૩૨]. એથી બીજો "પિતૃ" નામે કોઈ દેવ કે બ્રાહ્મણ શ્રેષ્ઠ નથી, પણ એ આત્માજ અમારે માત્ર જાણવાયોગ્ય છે; માટે અમે તેનું પૂજન કરીએ છીએ[૩૩]. હે બ્રહ્મન્! લોકની સ્થિતિ કરનારી આ મર્યાદા પણ તેણેજ કરેલી છે, અને દેવકર્મ અને પિતૃકર્મ કરવાની આજ્ઞા પણ તેણેજ આપેલી છે[૩૪]. બ્રહ્મા, રૂદ્ર, મનુ, દક્ષ, ભૃગુ, ધર્મ, યમ, મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ[૩૫], વસિષ્ઠ, પરમેષ્ઠી, સૂર્ય, સોમ, કર્દમ, ક્રોધ અને વિક્રીત[૩૬], (એ વીસ તથા કશ્યપ સુદ્ધાં) એકવીસ પ્રજાપતિઓ ઉત્પન્ન થયેલા છે તે સર્વ જે દેવની સનાતન મર્યાદાનું પૂજન કરે છે[૩૭], તે સર્વ ઉત્તમ દ્વિજો તે આત્માએ નિર્માણ કરેલાં દેવકર્મ અને પિતૃકર્મને યથાર્થ જાણીને કરે છે, તથા તે સર્વ આત્માને પ્રાપ્ત થાય છે, એમ માનીને તેને પામે છે. અર્થાત્ તેઓ સર્વ કર્મ આત્માને અર્પણ કરે છે, તેથી તે પોતાનેજ પ્રાપ્ત થાય છે[૩૮]. જે મનુષ્યો સ્વર્ગમાં રહેલા છતાં પણ તેઓને નમસ્કાર કરશે, તેઓ તેમની કૃપાથી તેમણે કહેલી ગતિને પામશે[૩૯]. જે પુરૂષો પાંચ પ્રાણ, દસ ઇન્દ્રિયો અને મન તથા બુદ્ધિ એ સત્તર તત્ત્વથી મુક્ત હોય, સત્વાદિ ત્રણ ગુણથી મુક્ત હોય, શુકલ–કૃષ્ણ કર્મથી મુક્ત હોય તથા જેઓએ વિરાટ્‌ની પંદર કળાનો ત્યાગ કર્યો હોય તેઓને નિશ્ચય મુક્ત જાણવા[૪૦]. હે બ્રહ્મન્! મુક્ત પુરૂષોની ગતિ ક્ષેત્રજ્ઞ એટલે ચિદાત્માજ છે. એ ક્ષેત્રજ્ઞ માયાથી યુક્ત હોય ત્યારે સર્વ ગુણવાળો હોય છે, પરંતુ સ્વતઃ નિર્ગુણ છે[૪૧]. અમે બન્ને પણ તેમાંથી પ્રકટેલા છીએ. તે જ્ઞાન યોગવડે જાણવામાં આવે છે, એમ જાણીને અમે બન્ને તે સનાતન તત્ત્વનું પૂજન કરીએ છીએ[૪૨]. તે પુરૂષને સર્વ વેદ તથા અનેક, મતમાં રહેલા આશ્રમવાસીઓ ભકિતવડે પૂજે છે, તથા તે તેઓને સદ્‌ગતિ આપે છે[૪૩]. જે પુરૂષો તે તત્ત્વની ભાવનાવાળા થાય છે તેઓ એકાંતીપણાને ધારણ કરે છે તથા તેઓ તેના વિષે પ્રવેશ કરે છે, એ આ લોકમાં મોટી વાત છે[૪૪]. હે નારદ! અમોએ તને આ અત્યંત ગુહ્ય વાર્તા કહી તથા હે વિપ્રર્ષિ! અમારી તે ભકિત તેં ભકિત તથા પ્રેમપૂર્વક સાંભળી[૪૫].

॥ इति गुह्यसमुद्देशस्तव नारद कीर्तितः। भक्त्या प्रेम्णा च विप्रर्षे अस्मद्भक्त्या च ते श्रुतः ॥४५॥

इति श्रीमहा० शां० मोक्षधर्मे उ० गु० भा० नारायणीये शतोपरि द्विषष्टितमोऽध्यायः ॥ १६२ ॥

---

## અધ્યાય ૧૬૩ મો–પરિચર રાજાની કથા અને પંચરાત્ર ગ્રંથની ઉત્પત્તિ.

भीष्म उवाच ॥ स एवमुक्तो द्विपदां वरिष्ठो नारायणेनोत्तमपूरुषेण ॥

॥ जगाद वाक्यं द्विपदां वरिष्ठं नारायणं लोकहिताधिवासम् ॥१॥

ભીષ્મ કહે છેઃ—હે દ્વિપદ પ્રાણીઓ (મનુષ્યો)માં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! ઉત્તમ પુરૂષ નારાયણે એ પ્રમાણે કહ્યું ત્યારે નારદમુનિ, સર્વ લોકના કલ્યાણના સ્થાનરૂપ નારાયણ પ્રત્યે આવું

વચન બોલ્યા[1]. નારદ કહે છેઃ—હે સ્વયંભૂ! તમે જેના અર્થે ધર્મના ઘેર ચારરૂપે જન્મ ધારણ કર્યો છે તે લોકના કલ્યાણરૂપ અર્થને તમે સિદ્ધ કરો. હવે હું તમારી આદ્યમૂર્તિ કે જે શ્વેતદ્વીપમાં રહેલી છે તેને જોવાને જઉં છું[2]. હે લોકનાથ! હું નિરંતર ગુરૂઓનું પૂજન કરૂં છું, પૂર્વે મેં કદાપિ બીજાઓની ગુહ્ય વાર્તા પ્રકટ કરી નથી, મેં વેદોનું સારી રીતે અધ્યયન કરેલું છે, મેં તપ કર્યું છે અને હું પૂર્વે કોઇ દિવસ પણ અસત્ય બોલ્યો નથી[3]. વળી મેં શાસ્ત્ર પ્રમાણે હાથ, ચરણ, ઉદર અને ઉપસ્થનું રક્ષણ કર્યું છે; અર્થાત્ મેં તેવડે નિષિદ્ધ કર્મ આચર્યું નથી. હું શત્રુ અને મિત્ર પ્રત્યે સદૈવ સમાનદૃષ્ટિવાળો છું, તથા સદૈવ શ્વેતદ્વીપવાસી નારાયણના શરણે રહીને નિરંતર તેની એકાંતભાવે ભક્તિ કરૂં છું[4]. એ સર્વ સાધનોથી મ્હારી બુદ્ધિ નિર્મળ થયેલી છે. તો તે અનંત ઇશ્વરનું દર્શન મને કેમ નહિ થાય? એ પ્રમાણે બ્રહ્માના પુત્ર નારદનું વચન સાંભળીને સનાતન ધર્મનું રક્ષણ કરનાર નારાયણે તેનું આત્મવિધિથી અને આત્મક્રિયઓથી પૂજન કરીને કહ્યુંઃ—હે નારદ! તું શ્વેતદ્વીપમાં જા. એ પ્રમાણે નારાયણની આજ્ઞા લઇને તથા પ્રાચીન એવા તે નારાયણ ઋષિનું પૂજન કરીને ઉત્તમ યોગવાળા નારદ આકાશમાં ઉડ્યા અને એકાએક મેરૂના શીખર ઉપર આવીને ઉભા રહ્યા. પછી નારદમુનિ મેરૂના શિખર ઉપર એકાંત સ્થાન જોઇને બે ઘટિકા સુધી ઉભા રહ્યા[5-7], તથા ઉત્તર અને પશ્ચિમ દિશાની મધ્યે (વાયવ્ય કોણમાં) દૃષ્ટિ કરીને જોયું એટલે નારાયણે કહેલું અદ્‌ભુત સ્વરૂપ જોવામાં આવ્યું. ક્ષીર–સાગરની ઉત્તરમાં જે દ્વીપ છે તેને "શ્વેત-દ્વીપ" કહે છે. તે દ્વીપ વિશાળ અને પ્રખ્યાત છે[8]. "શ્વેતદ્વીપ મેરૂના મૂળથી બત્રીસ હજાર યોજન ઉપર છે" એમ કવિઓએ કહેલું છે. જે પુરૂષો તે દ્વીપમાં વસે છે તેઓ સ્થૂલ દેહના સંગરહિત છે અને તેથીજ ઇન્દ્રિયભોગ વિનાના છે. તેઓ કોઈ પ્રકારની ચેષ્ટા કરતા નથી અને પરમાત્મરૂપ ઉત્તમ સુગંધવાળા છે[9]. તેઓ શ્વેત છે એટલે શુદ્ધ સત્વ-પ્રધાન છે. વળી તેઓ પાપી પુરૂષોનાં નેત્રથી જોવામાં ન આવે એવા તેજસ્વી અને પાપ-વિનાના છે. તેઓની કાયામાં વજ્રસરખાં કઠિન અસ્થિ છે, અર્થાત્ તેઓ બીજા કશાથી ભેદ પામે એવા નથી. તેઓના મનમાં માન અને અપમાન સમાન છે. તેઓના અવયવ દીવ્ય છે. તેઓ યોગના પ્રભાવથી પ્રાપ્ત થયેલા બળવાળા છે[10]. તેઓનું મસ્તક છત્રના સમાન છે, કેમ કે તેઓના શરીરમાં માંસ નથી તથા તેઓને માંસયુક્ત ગ્રીવા નથી. તેઓનો ધ્વનિ મેઘની ગર્જનાસમાન છે. તેઓના ચાર બાહુ સમાન છે. તેઓના ચરણ પંક્તિયુક્ત સો રેખાઓયુક્ત છે. તેઓ જગતરૂપી ચણાને ચાવવાને યોગ્ય સાઠ સંવત્સરરૂપી સાઠ દાંતવાળા છે. તેઓ સર્વની આશ્રયભૂત આઠ દિશાઓરૂપી આઠ દાઢોથી યુક્ત છે, અર્થાત્ દેશ અને કાળ તેઓના મુખમાંજ છે; એટલે કે તેઓ દેશ અને કાળ કરતાં મોટા છે. જેના મુખમાં સઘળું વિશ્વ છે એવા મહાકાળ કે, જેને દિન, માસ, ઋતુ, સંવત્સર એ રૂપે સ્પષ્ટ કરે છે એવા સૂર્ય સરખા મહાકાળને તેઓ પોતાની જીહ્‌વાઓવડે ચાટે છે–ચાટણની પેઠે ચાટે છે અર્થાત્ તેઓ કાળનું પણ ભક્ષણ કરી ગયેલા છે[11]. તેઓ શા કારણથી કાળને પણ ગળી જવા જેટલું સામર્થ્ય ધરાવે છે? એવી શંકાનું સમાધાન કરે છે કે, આ વિશ્વ જેનાથી ઉત્પન્ન થયું છે અને સર્વ લોક, વેદ, વેદના ધર્મ, મુનિઓ, શાંત એવા દેવ એ સર્વ જેની સૃષ્ટિ છે એવા દેવને તેઓ પોતાના ધ્યાનરૂપ બળથી હૃદયમાં પ્રકટ કરે છે માટે તેઓ એટલા બળવાન છે[12]. યુધિષ્ઠિર કહે છેઃ—ઇન્દ્રિયો વિનાના, આહાર વિનાના, ચેષ્ટા વિનાના અને સુગંધવાળા તે પુરૂષો કેવી રીતે ઉત્પન્ન થયા; અને તેમની કયી ઉત્તમ ગતિ છે? તે કહો[13]. હે ભરતશ્રેષ્ઠ! આ લોકમાં જે પુરૂષો મુક્ત કહેવાય છે તેઓનાં લક્ષણ અને શ્વેતદ્વીપમાં રહેનારા પુરૂષોનાં

લક્ષણ એક સરખાંજ જણાય છે[१४], માટે એ વિષે મને મોટો સંશય છે. તમે મ્હારા એ સંશયને દૂર કરો; કેમ કે તમે સર્વ કથાઓને જાણનારા છો અને અમે તમારા શરણે આવેલા છીએ[१५]. ભીષ્મ કહે છેઃ–હે રાજન્ ! એ કથા મોટી છે અને તે મેં મ્હારા પિતાની પાસેથી સાંભળી હતી, પણ એ કથા તને કહેવી જોઇએ; કેમ કે એ કથા સર્વ કથાઓના સારભૂત છે[१६]. પૂર્વે “ પરિચર ” નામે સઘળી પૃથ્વીનો ( ચક્રવર્તી ) રાજા હતો. તે રાજા ઇન્દ્રનો મિત્ર હતો અને નારાયણ–હરિનો ભક્ત હતો[१७]. વળી તે ધર્મવાળો અને સાવધાન થઇને નિરંતર પિતાનું સેવન કરનારો હતો. પૂર્વે તેને નારાયણના વરદાનથી ચક્રવર્તીપણું પ્રાપ્ત થયું હતું[१८]. તે રાજા પૂર્વે સૂર્યના મુખમાંથા નીકળેલા પંચરાત્રમાં કહેલા વિધિ પ્રમાણે વિષ્ણુનું પૂજન કરતો હતો અને પૂજન કરતાં શેષ રહેલા દ્રવ્યવડે પિતૃઓનું પૂજન કરતો હતો[१९]. પિતૃઓનું પૂજન કરતાં શેષ રહેલા દ્રવ્યવડે બ્રાહ્મણોનું પૂજન કરતો હતો અને બ્રાહ્મણોનું પૂજન કરતાં શેષ રહેલા દ્રવ્યને વિભાગપુરઃસર પોતાના આશ્રિતોને આપતો હતો તથા તેમાંથી શેષ રહેલા અન્નને પોતે જમતો હતો. વળી તે રાજા સત્યવાદી હતો અને કોઇ પણ પ્રાણીની હિંસા કરતો નહિ[२०], તથા તે સર્વ ભાવવડે દેવના દેવ જનાર્દન, કે જેનો આદિ, મધ્ય કે અંત નથી, જે લોકના કર્તા અને અવિનાશી છે તેનો ભક્ત હતો[२१]. શત્રુઓને નાશ કરનાર અને ઇશ્વરની ભક્તિ કરનાર તે રાજાને ઇન્દ્ર પોતાની સાથે એક આસન ઉપર બેસાડતો હતો અને તેને શયન કરવાને માટે પોતાનો ખાસ પલંગ આપતો હતો[२२]. તે રાજા એમ માનતો હતો કે, જેટલું મ્હારૂં રાજ્ય અને ધન તથા જે સ્ત્રીઓ અને વાહન છે તે સર્વ ભગવાનનું છે[२३]. તે રાજા કામ્ય અને નૈમિત્તિક સર્વ યજ્ઞની ક્રિયાઓ સાત્વત ( પંચરાત્રોક્ત ) વિધિને અનુસરીને સાવધાનપણે કરતો હતો[२४]. જે મહાત્માઓ પંચરાત્રને જાણનારા હતા તેઓ તે રાજાના ઘેર ભગવાને કહેલા ( ભગવાને જેની આજ્ઞા આપેલી એવા ) ભોજનનું નૈવેદ્ય કરતા હતા[२५]. તે શત્રુનાશક રાજા જ્યારે ધર્મવડે રાજ્ય ચલાવતો હતો ત્યારે કોઈ અસત્ય વાણી બોલતું નહોતું અને કોઈનું મન દૂષિત થતું નહોતું[२६]. વળી તે રાજા દેહવડે એક પરમાણુ જેટલું પણ પાપ કરતો નહોતો. તે રાજા જે “ પંચરાત્ર ” નામના શાસ્ત્રનું અનુવર્તન કરતો હતો તે ઉત્તમ શાસ્ત્ર સપ્ત ઋષિઓએ એકઠા થઇને કહેલું છે, તે સાત ઋષિઓ “ચિત્રશિખંડી ” કહેવાય છે[२७]. એ ચિત્રશિખંડી મુનિઓએ ચાર વેદવડે પ્રમાણ થયેલું અને જેમાં સર્વોત્તમ લોકધર્મ કહેલા છે એવું તે શાસ્ત્ર મહાગિરિ મેરૂ ઉપર રહીને પોતાનાં સાત મુખવડે કહેલું છે. મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને મોટા તેજવાળા વસિષ્ઠ, એ સાતને “ ચિત્રશિખિંડી ” કહેલા છે[२८,२९]. એ સાત મહદ્, અહંકાર આદિ સાત પ્રકૃતિઓનાં સ્વરૂપ છે તથા સ્વયંભૂ બ્રહ્મા આઠમી પ્રકૃતિ છે. એ આઠ પ્રકૃતિઓ આ સર્વ લોકોને ધારણ કરી રહેલી છે અને તેઓમાંથી એ શાસ્ત્ર નીકળેલું છે[३०]. એ મુનિઓ એકાગ્ર મનવાળા, દમગુણવાળા, સંયમમાં પ્રીતિવાળા, ભૂત, ભવિષ્ય અને વર્તમાનને જાણનારા તથા સત્ય ધર્મને આચરનારા છે[३१]. તેઓએ “ આ કલ્યાણ છે, આ બ્રહ્મ છે, અને લોકોનું આ સર્વોત્તમ હિત છે ” એમ મનમાં વિચારીને તે શાસ્ત્ર રચેલું છે[३२]. તે શાસ્ત્રમાં ધર્મ, અર્થ કામ તથા મોક્ષ કહેલો છે. વળી તેમાં સ્વર્ગમાં તથા પૃથ્વીમાં સ્થાપન કરેલી અનેક પ્રકારની મર્યાદાઓ કહેલી છે[३३]. તે સર્વ ઋષિઓએ એકત્ર મળીને દેવના એક હજાર વર્ષ પર્યંત તપ કરીને સમર્થ એવા હરિ–નારાયણ દેવને પ્રસન્ન કર્યા[३४]. ત્યારે નારાયણે સરસ્વતીદેવીને આજ્ઞા કરી કે તું આ મુનિઓના મુખમાં પ્રવેશ કર; તેથી સરસ્વતી દેવીએ લોકોનું હિત ઇચ્છીને તે મુનિઓના વિષે પ્રવેશ કર્યો[३५]. તે પછી રૂડા પ્રકારે તપને

જાણનારા તે ઋષિઓએ સરસ્વતીની પ્રવૃત્તિ શબ્દમાં, અર્થમાં અને હેતુમાં કરી. એ સરસ્વતીની પ્રથમ સૃષ્ટિ જાણવી[36]. પ્રથમ તે શાસ્ત્ર ૐકાર સ્વરવડે પૂજિત કરીને, જ્યાં તે દયાળુ ભગવાન રહે છે ત્યાં જઇને ઋષિઓએ સંભળાવ્યું[37]. તે સાંભળીને અદૃશ્ય શરીરમાં રહેલા ભગવાન પ્રસન્ન થયા અને અદૃશ્ય પુરૂષોત્તમ ભગવાને સર્વે ઋષિઓને કહ્યું કે,–જેથી ધર્મની પ્રવૃત્તિ થાય છે એવા સમગ્ર લોકતંત્રના વિષે તમે જે આ એક લક્ષ શ્લોક કર્યા છે તે ઉત્તમ છે, એ તંત્ર પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેના વિષે પ્રમાણુ થશે. જેમ મેં બ્રહ્મની કૃપાથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અંગિરાનો અથર્વવેદ પ્રમાણુ કર્યો છે. વળી હે વિપ્રો ! ક્રોધથી ઉત્પન્ન થએલા રૂદ્ર, તમે, પ્રકૃતિઓ, સૂર્ય, ચંદ્ર, વાયુ, જળ, અગ્નિ, સર્વ નક્ષત્રોના સમૂહ અને જે જે "ભૂત" શબ્દથી સમજાય છે તે તે સર્વ પોતપોતાના અધિકારમાં વર્તીને જેમ પ્રમાણુ છે તેમજ બ્રહ્મવાદીઓ પણુ પ્રમાણુ છે, તેમ આ ઉત્તમ શાસ્ત્ર પણુ પ્રમાણુ થશે એવી મ્હારી આજ્ઞા છે. એ શાસ્ત્ર ઉપરથી સ્વયંભૂ મનુ ધર્મનું કથન કરશે[38-44]. વળી જ્યારે શુક્ર અને બૃહસ્પતિ ઉત્પન્ન થશે ત્યારે તમારી બુદ્ધિઓવડે રચાયલા શાસ્ત્રનું તેઓ કથન કરશે. પ્રથમ સ્વયંભૂ મનુ એ ધર્મનું કથન કરશે[45], પછી શુક્ર પણુ એ શાસ્ત્રનું કથન કરશે અને પછી બૃહસ્પતિના મત (એ શાસ્ત્ર)નો લોકમાં પ્રચાર થશે[46]. હે દ્વિજશ્રેષ્ઠ! પછી "પ્રજાપાલ" નામે વસુ આ તમારા કરેલા શાસ્ત્રને બૃહસ્પતિ પાસેથી પ્રાપ્ત કરશે[47]. તે સારા ભાવવાળો રાજા મ્હારો ભક્ત થશે અને તે તેજ શાસ્ત્રવડે સઘળી ક્રિયાઓ કરશે[48]. તમારા કરેલાં સર્વ શાસ્ત્રોમાં એજ શાસ્ત્ર સર્વોત્તમ છે. એજ શાસ્ત્ર ધર્મ અને અર્થ આપનારૂં તથા ઉત્તમ રહસ્યયુક્ત છે[49]. તમે આ શાસ્ત્રને પ્રવર્ત્તાવવાથી પ્રજાવાળા થશો અને જે રાજા આ શાસ્ત્રને પ્રવર્ત્તાવશે તે રાજ્યલક્ષ્મી યુક્ત થઇને અત્યંત ધનવાળો થશે[50]. જ્યારે તે રાજા મૃત્યુ પામશે ત્યારે આ સનાતન શાસ્ત્ર અંતર્ધાન પામશે એ મેં તમોને કહ્યું છે[51]. એ પ્રમાણે કહીને અદૃશ્ય પુરૂષોત્તમ ભગવાન તે સર્વ ઋષિઓને ત્યાં રહેવા દઇને કોઇક દિશામાં જતા રહ્યા[52]. તે પછી લોકોના પિતૃઓ અને સર્વ લોકના અર્થનું ચિંતવન કરનારા ઋષિઓએ ધર્મની ઉત્પત્તિનું સ્થાનભૂત અને સનાતન એવું તે શાસ્ત્ર પ્રવર્ત્તાવ્યું[53]. જ્યારે પ્રથમ યુગના વિષે અંગિરાના પુત્ર બૃહસ્પતિ ઉત્પન્ન થયા ત્યારે અંગસહિત અને ઉપનિષદસહિત તે શાસ્ત્ર બૃહસ્પતિને આપીને તપ કરવાના નિશ્ચયવાળા સર્વ લોકનું ધારણુ કરનારા અને સર્વ લોકની પ્રવૃત્તિ કરનારા તે મુનિઓ પોતપોતાની ઇચ્છામાં આવ્યું ત્યાં તપ કરવાને ગયા[54-55].

॥ जग्मुर्यथेप्सितं देशं तपसे कृतनिश्चयाः । धारणाः सर्वलोकानां सर्वलोकप्रवर्तकाः ॥ ५५ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये शतोपरि त्रिषष्ठितमोऽध्यायः ॥१६३॥

## અધ્યાય ૧૬૪ મો–શ્વેતદ્વીપવાસી નારાયણુ ભગવાનનું દર્શન દુર્લભ છે.

भीष्म उवाच ॥ ततोतीते महाकल्पे उत्पन्नेंगिरसः सुते ॥

॥ बभूवुर्निर्वृता देवा जाते देवपुरोहिते ॥

ભીષ્મ કહે છેઃ—મહાકલ્પ વ્યતીત થયા પછી અંગિરાનો પુત્ર ઉત્પન્ન થયો–દેવનો પુરોહિત જન્મ્યો–એટલે દેવો નિવૃત્તિ પામ્યા[1]. હે રાજન્! "બૃહત," "બ્રહ્મ" અને "મહત્" એ ત્રણે શબ્દોનો એક અર્થ છે. એ સઘળા ગુણોવડે બૃહસ્પતિ યુક્ત હતો[2]. એ બૃહસ્પતિનો મુખ્ય શિષ્ય રાજા "ઉપરિચર" નામે વસુ થયો હતો. તેણે બૃહસ્પતિની પાસેથી ચિત્રશિખંડી

મુનિઓએ કરેલા પંચરાત્રશાસ્ત્રનું અધ્યયન કર્યું[3]. એ રાજાને પૂર્વે દેવના વિધિવડે વસુ કર્યો હતો, તે જેમ ઇંદ્ર સ્વર્ગને પાળે છે તેમ પૃથ્વીને પાળતો હતો[4]. તે મહાત્માએ એક મોટો અશ્વમેધ યજ્ઞ કર્યો, તેમાં દેવના ગુરૂ બૃહસ્પતિ હોતા થયા હતા[5], તથા પ્રજાપતિના એકત, દ્વિત અને ત્રિત એ ત્રણ પુત્રો સદસ્ય થયા હતા[6]. વળી ધનુષ, રૈભ્ય, અર્વાવસુ, પરાવસુ, મેધાતિથિ, “ તાંડચ ” નામે મહર્ષિ[7], શાંતિઋષિ, મહાભાગ વેદશિરા, ઋષિઓમાં શ્રેષ્ઠ કપિલ, શાળિહોત્રનો પિતા અદ્ય, તૈત્રિરિ શાખાનો અને વૈશંપાયનનો પૂર્વજ કટ ઋષિ, કણ્વઋષિ અને દેવહોત્ર ઋષિ એ તેર તથા ત્રણ પૂર્વે કહેલા એક આદિ મળીને સોળ મહર્ષિઓ તે યજ્ઞમાં હતા[8,9]. હે રાજન્! તે મોટા યજ્ઞમાં સર્વ સામગ્રીઓ પુષ્કળ હતી. તે યજ્ઞમાં પશુનો વધ થયો નહોતો, કેમ કે તે રાજાની એવીજ આસ્થા હતી[10]. તે રાજા અહિંસક, પવિત્ર, ઉદાર, કામનારહિત અને કર્મના વિષે પ્રશંસનીય હતો[11]. તે યજ્ઞમાં આરણ્યક મંત્રોના પદથી ઉત્પન્ન થયેલા ભાગોની કલ્પના કરી હતી. તે યજ્ઞથી દેવના દેવ સનાતન ભગવાન તેના ઉપર પ્રસન્ન થયા અને તેને સાક્ષાત્ દર્શન આપ્યું, પણ બીજા કોઇએ તે ભગવાનને જોયા નહિ[12]. પછી તે ભગવાને પોતાના ભાગને સૂંઘીને પુરોડાશનું ગ્રહણ કર્યું તથા અદૃશ્યપણે પોતાના ભાગનું હરણ કર્યું[13]. આ જોઇને બૃહસ્પિતિને ક્રોધ ઉત્પન્ન થયો તેથી તેણે વેગથી શરવો ઉગામીને આકાશમાં ફેંકયો અને ક્રોધવડે તેના નેત્રમાં જળ આવવા લાગ્યું[14]. પછી તે પરિચરને કહેવા લાગ્યો કે,—મેં આ ભાગ દેવને આપવાને માટે તૈયાર કર્યો છે તે મ્હારા પ્રત્યક્ષ આવીને દેવે લેવો જોઇએ એમાં સંદેહ નથી[15]. યુધિષ્ઠિર કહે છે કેઃ—એ યજ્ઞમાં બૃહસ્પતિએ આપવાને નિર્માણ કરેલા યજ્ઞભાગ દેવોને સાક્ષાત્ પ્રાપ્ત થતા હતા ત્યારે ભગવાન વિષ્ણુ ત્યાં પ્રત્યક્ષ કેમ ન આવ્યા ![16] ભીષ્મ કહે છે કેઃ—પછી રાજા પરિચર વસુ અને સર્વ સદસ્યો ક્રોધાવિષ્ટ થયેલા બૃહસ્પતિને પ્રસન્ન કરવા લાગ્યા[17]. તેઓ સાવધાન થઇને બોલ્યા કે,—હે બૃહસ્પતિ ! તમારે ક્રોધ ન કરવો જોઇએ. તમે ક્રોધ કરો છો પણ કૃતયુગમાં ક્રોધને ધર્મ માન્યો નથી[18]. વળી તમે જેનો ભાગ તૈયાર કર્યો હતો તે દેવ પણ ક્રોધવાળો નથી. હે બૃહસ્પતિ ! તે દેવ તમારે કે અમારે કોઇએ જોઈ શકવો સુલભ નથી[19]. તે દેવ જેના ઉપર કૃપા કરે છે તેજ તેનું દર્શન કરી શકે છે. એ પ્રમાણે એકત, દ્વિત અને ત્રિત મુનિઓએ કહ્યું. વળી તે પછી ચિત્રશિખંડી મુનિઓ બોલ્યા કે,—અમે બ્રહ્માના માનસ પુત્ર છીએ, અમે કોઇક સમયે કલ્યાણના અર્થે ઉત્તર દિશા તરફ ગયા [20,21], અને ત્યાં ઉત્તમ પ્રકારે હજારો વર્ષ સુધી તપ કર્યું તથા એક ચરણથી ઊભા રહીને કાષ્ઠ સરખા થઈ ગયા. તથાપિ અમે સાવધાન રહીને તપ કર્યું હતું[22]. અમે જે દેશમાં તે પરમ દારૂણ તપ કર્યું હતું તે દેશ મેરૂથી ઉત્તરમાં ક્ષીરસમુદ્રના પાસે છે[23]. અમારા મનમાં એજ ઇચ્છા હતી કે, અમે તે વરદાનને આપનારા, દેવના દેવ સનાતન ભગવાનને શી રીતે જોઇએ ? અમે શ્રીનારાયણ દેવનું દર્શન શી રીતે કરીએ ?[24] હે વિભો ! પછી જ્યારે અમે તપ સમાપ્ત કરીને સ્નાન કરતા હતા ત્યારે સ્નિગ્ધ અને ગંભીર તથા હર્ષ કરનારી આકાશવાણી થઇ કે,—હે વિપ્રો ! તમે પ્રસન્ન મનથી ઘણું ઉત્તમ તપ કર્યું છે[25,26], તથા નારાયણ ભગવાનનું શી રીતે દર્શન થાય ? તે જાણવાની તમારી ઇચ્છા છે, માટે સાંભળો. ક્ષીરસમુદ્રની ઉત્તરમાં મોટો તેજસ્વી શ્વેતદ્વીપ છે ત્યાં ચંદ્રના સરખી કાંતિવાળા અને નારાયણના પરમ ભક્ત મનુષ્યો છે. તે સર્વ એકાંત ભાવથી પુરૂષોત્તમ ભગવાનની ભક્તિ કરે છે[27,28]. વળી તે સર્વ ઇન્દ્રિયો વિનાના નિરાહાર, ચેષ્ટા વિનાના અને સુગંધવાળા થઇને હજાર કિરણવાળા ભગવાન નારાયણના વિષે પ્રવેશ કરે છે[29]. એ શ્વેતદ્વીપમાં રહેનારા પુરૂષો મ્હારા એકાંતિક ભક્ત છે. હે મુનિઓ !

તમે ત્યાં જાઓ; ત્યાં તમને મ્હારૂં પ્રત્યક્ષ દર્શન થશે[૩૦]. એ પ્રમાણે તે આકાશવાણી સાંભળીને અમે સર્વે તેણે જે માર્ગ કહ્યો હતો તે માર્ગથી તે સ્થળમાં ગયા[૩૧]. અમારા મનમાં એમ હતું કે, આપણે શ્વેતદ્વીપમાં જઇને તે દ્વીપ જોઇશું, પણ આગળ જતાં તો અમારાં નેત્ર તેજથી અંજાઈ ગયાં અને અમે જોઇ શકયા નહિ[૩૨]. તેમના તેજથી અમારી દૃષ્ટિ નાશ પામી અને અમારાથી તે પુરૂષનું દર્શન થયું નહિ. પછી અમને દૈવના યોગથી જ્ઞાન ઉપજ્યું કે–તપ કર્યાવિના એકાએક ભગવાનનું દર્શન થવું શકય નથી તેથી અમે તત્કાળ એક સો વર્ષ સુધી મોટું તપ કર્યું[૩૩-૩૪]. પછી જ્યારે અમારૂં તપ સંપૂર્ણ થયું ત્યારે અમે તે ઉત્તમ પુરૂષોને જોયા. તે સર્વ પુરૂષો ચંદ્રના સરખી શ્વેત કાંતિવાળા અને ઉત્તમ લક્ષણોથી યુક્ત હતા[૩૫]. તેઓ નિરંતર ઉત્તરમાં હાથ જોડીને જપ કરતા હતા. એ મહાત્માઓ જે જપ કરતા હતા તે "માનસ" નામે મોટો જપ હતો; તથા એકાગ્ર મનવડે તે જપ કરવાથી ભગવાન પ્રસન્ન થાય છે. હે મુનિશાર્દૂલ! યુગનો ક્ષય થતી વખતે જેવી સૂર્યની કાંતિ થાય છે તેવી કાંતિ પ્રત્યેક પુરૂષની માનસ જપ કરતી વખતે દેખાતી હતી. આવું જોઇને અમે માન્યું કે, ભગવાનનો નિવાસ જે દ્વીપમાં છે તે આજ દ્વીપ હોવો જોઇએ. કેમ કે તે દ્વીપ કાંઇ ઓછો–વત્તો નહોતો પણ તે સર્વ સમાન તેજવાળો હતો. હે બૃહસ્પતિ! પછી જેમ એક હજાર સૂર્યનું તેજ એકજ સમયે એકજ સ્થળમાં ઉત્પન્ન થયું હોય તેમ અમારી દૃષ્ટિએ પુનઃ તેજઃપુંજ દેખાયો. એ જોઇને તે દ્વીપના પુરૂષો એકસાથે લાંબા હાથ જોડીને "નમોનમો" એમ બોલતા તેના તરફ દોડ્યા. તે સર્વ બોલતા હતા, તેઓનો મોટો ધ્વનિ અમે સાંભળ્યો; અને તેથી અમે જાણ્યું કે, તે પુરૂષો ભગવાનને નૈવેદ્ય આપે છે. અમે તો તે દેવના તેજથી અંજાઈ ગયા હતા, તથા અમારી દૃષ્ટિનું બળ જતું રહ્યું હતું તેથી કાંઇ જોઇ શકતા નહોતા. એ સર્વમાં અમે એક શબ્દ મોટેથી બોલતા સાંભળ્યો[૩૬-૪૩]. તે એવો હતો કે,–હે પુંડરીકાક્ષ! તમારો જય થયો છે, હે વિશ્વભાવન! તમને નમસ્કાર છે, હે ઇન્દ્રિયોના સ્વામી તમને પ્રણામ છે, હે મહાપુરૂષ! હે પૂર્વજોના પૂર્વજ! અમે તમને નમીએ છીએ[૪૪]. એ પ્રમાણે અમે વેદમાં કહેલા સ્વરસહિત પઠન થતો શબ્દ સાંભળ્યો. એવામાં સર્વ સુગંધનું વહન કરનારો અને પવિત્ર વાયુ વાવા લાગ્યો, તે દિવ્ય પુષ્પ અને પૂજન કર્મમાં આવેલી ઔષધીઓને વહન કરવા લાગ્યો. એ પ્રમાણે ભગવાનના તે એકાંતિક અને પાંચ કાળને જાણનારા ભકતોએ પરમ ભક્તિસહિત મન, વાણી અને કર્મવડે ભગવાનનું પૂજન કર્યું. તેઓએ જે વાણીનો ઉચ્ચાર કર્યો તે ઉપરથી અમે સમજ્યા કે, નિશ્ચય ત્યાં ભગવાન પધાર્યા હતા[૪૫-૪૭], પણ દેવની માયાથી મોહિત થયેલા અમો તેનું દર્શન કરી શકયા નહિ. હે આંગિરસકુળમાં શ્રેષ્ઠ! જ્યારે વાયુ વાતો બંધ થયો અને બલિકર્મ સમાપ્ત થયું[૪૮], ત્યારે અમારૂં મન ચિંતાથી વ્યાકુળ થયું. અમારા મનમાં એમ આવ્યું કે, શુદ્ધ જાતિના આ હજારો મનુષ્યોમાંથી કોઇએ પણ મનવડે કે નેત્રવડે પણ અમારો આદર કર્યો નહિ. પછી તે મુનિઓએ પણ સ્વસ્થ, એક ભાવમાં સ્થિતિવાળા તથા બ્રહ્મમાં પ્રીતિવાળા થઇને અમારા વિષે ભાવ કર્યો નહિ, પણ એટલામાં અતિશય શ્રમિત થઇ ગયેલા તથા તપવડે કૃશ થયેલા અમોને કોઈ એક શરીર વિનાનું સત્વ આવીને આ પ્રમાણે કહેવા લાગ્યું[૪૯-૫૨]. દેવ (સત્વ) કહે છે કેઃ–તમોએ આ સર્વ ઇન્દ્રિય વિનાના અને શ્વેત વર્ણના પુરૂષોને જોયા. હે દ્વિજો! તમોને જોવાથીજ દેવનાં દર્શન થાય છે. હે મુનિઓ! હવે તમે જ્યાંથી આવ્યા છો ત્યાં ઉતાવળે જાઓ[૫૩]. તે દેવનું દર્શન ભક્તિ વિનાના પુરૂષથી થવું અશકય છે. ઘણા કાળ સુધી એકાંતિક ભક્તિ કરવાવડે તે ભગવાન કે જે પોતાના તેજોમંડળવડે બીજાઓથી જોવાઇ શકતા નથી તે જોવાને શકય થાય છે.

હે દ્વિજશ્રેષ્ઠ ! હજી તમારે એક મહત્ કાર્ય કરવાનું છે[૫૪,૫૫]. આ કૃતયુગ થઈ રહ્યા પછી બદલાઇ જશે અને પુનઃ વૈવસ્વત મન્વંતરમાં ત્રેતાયુગ આવશે ત્યારે દેવતાઓના કાર્યની સિદ્ધિના અર્થે તમે સહાયભૂત થશો. પછી એ પ્રમાણે તે અદૃશ્ય (સત્વની) વાણીનું અમૃતના સરખું અદ્ભુત વચન સાંભળીને અમે આનંદ પામ્યા[૫૬,૫૭], અને તે દેવની કૃપાથી અમે જે દેશમાં જવાની ઇચ્છા કરી તે દેશમાં તત્કાળ આવી પહોંચ્યા. એ પ્રમાણે અત્યંત તપવડે તથા હવ્ય અને કવ્યવડે જે ભગવાનનું દર્શન અમને ન થયું તે ભગવાનનું દર્શન કરવાને તું શી રીતે યોગ્ય થઇશ ? નારાયણ એ મોટું સત્ય છે, તે જગતનો સરજનાર અને હવ્ય તથા કવ્યનો ભોક્તા છે. અર્થાત્ યજ્ઞમાં આપેલાં અને શ્રાદ્ધમાં આપેલાં બળિદાન તેને પહોંચે છે[૫૮,૫૯]. વળી તે દેવ અનાદિ છે તથા તેનો અંત નથી. દેવ અને દાનવ તેનું પૂજન કરે છે તથા તે અવ્યક્ત છે. એ રીતે એકત મુનિના વચનથી તથા દ્વિત અને ત્રિત મુનિઓના અનુમતથી સદસ્યોએ ઉદાર બુદ્ધિવાળા બૃહસ્પતિને શાંત કર્યો. પછી તેમણે યજ્ઞ સમાપ્ત કર્યો અને યજ્ઞ દેવતાનું પૂજન કર્યું[૬૦,૬૧], તથા યજ્ઞ સમાપ્ત થયા પછી વસુ પરિચર રાજાએ પણ પ્રજાનું પાલન કર્યું. પછી એ રાજાને બ્રાહ્મણોનો શાપ થવાથી તેણે પૃથ્વીમાં પ્રવેશ કર્યો હતો[૬૨]. હે રાજાઓમાં વ્યાઘ્ર જેવા યુધિષ્ઠિર ! સત્ય ધર્મમાં પરાયણ અને નિરંતર ધર્મને પાળનાર તે રાજા પૃથ્વી ઉપર રહીને તથા નારાયણપરાયણ થઈને નારાયણનો જપ જપતો હતો. તે તેજ દેવની કૃપાથી પુનઃ ઉઠયો[૬૩,૬૪], અને પુનઃ પૃથ્વીના પૃષ્ઠ ઉપરથી નૈષ્ઠિક પુરૂષોને યોગ્ય બ્રહ્માના સ્થાનને પામ્યો અને ત્યાંથી તત્કાળ પરમ ગતિને પામ્યો—મુક્ત થયો[૬૫].

॥ महीतलाद् गतः स्थानं ब्रह्मणः समनंतरम् । परां गतिमनुप्राप्त इति नैष्ठिकमंजसा ॥ ६५ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये शतोपरि चतुःषष्ठितमोऽध्यायः ॥१६४॥

---

## અધ્યાય ૧૬૫ મો—યજ્ઞમાં પશુવધનો મત આપવાથી પરિચર રાજાની અધોગતિ થઈ.

**युधिष्ठिर उवाच** ॥ यदा भागवतोत्यर्थमासीद्राजा महान्वसुः ॥

॥ किमर्थं स परिभ्रष्टो विवरं विवरं भुवः ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—જ્યારે તે મહાન્ વસુ પરિચર રાજા અત્યંત ભગવદ્ભક્ત હતો ત્યારે તે શા માટે પૃથ્વી ઉપર પડયો અને તેણે પૃથ્વીના પોલાણમાં શા માટે પ્રવેશ કર્યો ?[૧]. ભીષ્મ કહે છેઃ—હે ભારત ! આ વિષે પણ ઋષિઓના અને દેવોના સંવાદરૂપ પુરાતન ઈતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[૨]. દેવોએ ઉત્તમ બ્રાહ્મણોને કહ્યું કેઃ—તમારે 'અજ' (બકરા)વડે યજ્ઞ કરવો અને વાછરડાસહિત ગાયને પણ અજ જાણવો એમ નિર્ણય થયેલો છે[૩], ત્યારે ઋષિઓએ કહ્યું કેઃ—"બીજવડે યજ્ઞ કરવો" એમ વેદમાં કહેલું છે, કેમ કે "અજ" શબ્દવડે બીજ સમજવામાં આવે છે માટે બકરાને હણવો યોગ્ય નથી[૪]. હે દેવો ! જે યજ્ઞમાં પશુનો વધ થાય છે તે યજ્ઞ કરવો એ સત્પુરૂષોનો ધર્મ નથી, તેમાં વળી આ તો શ્રેષ્ઠ સત્યયુગ છે ત્યારે તેમાં પશુનો વધ શા માટે થવો જોઇએ ?[૫]. ભીષ્મ કહે છેઃ— એ પ્રમાણે ઋષિઓ દેવતાઓની સાથે સંવાદ કરતા હતા, એવામાં રાજાઓમાં શ્રેષ્ઠ વસુ પરિચર રાજા ફરતો ફરતો તે માર્ગે થઇને જતો હતો તે ત્યાં આવી પહોંચ્યો. તે શોભાયમાન રાજા અંતરિક્ષ માર્ગે ફરતો હતો તથા તેની સાથે તેની સકળ સેના અને વાહન પણ

હતાં. એ વસુને અંતરિક્ષમાંથી એકાએક આવતો જોઇને સર્વ બ્રાહ્મણોએ દેવોને કહ્યું કે,–આ રાજા પરિચર આવે છે તે આપણા સંશયને દૂર કરશે. એ રાજા યજ્ઞ કરનારો, દાન આપનારો, શ્રેષ્ઠ, જેને સર્વ પ્રાણીઓનું હિત વ્હાલું છે એવો; અને મોટો વસુ છે તે અસત્ય વાક્ય શા માટે બોલશે ? એ પ્રમાણે દેવોએ તથા ઋષિઓએ ઠરાવ કરીને એકાએક તે વસુ રાજાની પાસે જઈને પ્રશ્ન કર્યો કે,–હે રાજન્ ! કહે, અજવડે યજ્ઞ કરવો કે ઔષધીવડે યજ્ઞ કરવો ?[૯-૧૦]. અમોને એ સંશય છે તે તું દૂર કર, કેમ કે અમોએ તને પ્રમાણ માન્યો છે. તે સાંભળીને વસુ રાજાએ હાથ જોડીને તેમને પૂછયું કે,–હે દ્વિજોત્તમો ! સાચેસાચું હોય તે કહેજો; તમારામાંથી કોણ બકરાવડે યજ્ઞ કરવાને ઇચ્છે છે અને કોણ ઔષધીઓવડે યજ્ઞ કરવાને ઇચ્છે છે ? ઋષિઓ કહે છે કે,–હે રાજન્ ! ધાન્યવડે યજ્ઞ કરવો એ અમારો પક્ષ છે[૧૧-૧૨], અને પશુવડે યજ્ઞ કરવો એ દેવોનો પક્ષ છે; માટે તું તેનો નિર્ણય કર. ભીષ્મ કહે છે કે,–પછી તે વસુએ દેવોનું મન જાણીને પોતે પણ દેવોના પક્ષનો હતો માટે તેણે કહ્યું કે,–અજ એટલે બકરાવડે યજ્ઞ કરવો. તે રાજાનું એ પ્રમાણે પક્ષપાતયુક્ત વચન સાંભળીને સૂર્યસમાન તેજવાળા સર્વ મુનિઓ કોપ પામ્યા અને દેવના પક્ષનો અર્થ કહેનાર વિમાનમાં રહેલા વસુને કહ્યું કે,–તેં દેવોના પક્ષનું ગ્રહણ કર્યું તેથી અંતરિક્ષમાંથી નીચે પડ[૧૩-૧૫]. હે રાજન્ ! આજથી ત્હારી ગતિ આકાશમાં થશે નહિ, તેમ અમારા શાપથી તું પૃથ્વીને ફોડીને તેમાં પ્રવેશ કરીશ[૧૬]. હે રાજન્ ! પછી તેજ સમયે રાજા પરિચર વસુ પૃથ્વી ઉપર પડયો અને તેના પોલાણમાં પેઠો[૧૭], પણ તે સમયે નારાયણની આજ્ઞાથી તેની સ્મૃતિનો લોપ થયો નહિ. પછી સર્વ દેવો એકત્ર મળીને વસુના શાપનું નિવારણ શી રીતે થાય ? તે વિષે એકાગ્ર ચિત્તથી વિચાર કરવા લાગ્યા, કેમ કે તે રાજાનું પુણ્ય એવુંજ હતું. તેઓ કહેવા લાગ્યા કે,–આ મહાત્મા રાજાને આપણે માટે શાપ પ્રાપ્ત થયો[૧૮-૧૯]. માટે હે દેવો ! આપણે સર્વેએ એકત્ર મળીને તેનું હિત કરવું યોગ્ય છે. એ પ્રમાણે બુદ્ધિવડે નિશ્ચય કરીને, તે સમર્થ દેવો મનમાં હર્ષ પામીને પરિચર રાજાને કહેવા લાગ્યા કે;–તું બ્રાહ્મણોનું હિત કરનારા દેવ વિષ્ણુનો ભકત છે માટે દેવ અને દૈત્યના ગુરૂ હરિ પ્રસન્ન થઇને પોતાની ઇચ્છા પ્રમાણે ત્હારા શાપની મુક્તિ કરો. ત્હારે મહાત્મા દ્વિજાતિઓનું સન્માન નિરંતર કરવું જોઇએ[૨૦-૨૨]. હે નૃપશ્રેષ્ઠ ! તેમનું તપ અવશ્ય ફળવા જેવું છે. હે રાજન્ ! જેથી તું આકાશમાંથી એકાએક પૃથ્વીના પૃષ્ઠ ઉપર પડયો છે[૨૩], તેથી એક અનુગ્રહ તો અમારે તને આપવો યોગ્યજ છે. તે એવો કે હે નિષ્પાપ ! જ્યાં સુધી તું શાપના દોષથી પૃથ્વીના પોલાણમાં વસીને કામની ઇચ્છા કરીશ ત્યાં સુધી તને કામ પ્રાપ્ત થશે. વળી યજ્ઞમાં બ્રાહ્મણો સાવધાન થઇને વસુની ધારાનો હોમ કરશે તે તું અમારૂં ધ્યાન કરવાથી પામીશ અને તને ગ્લાનિ પ્રાપ્ત થશે નહિ. હે રાજેંદ્ર ! પૃથ્વીના પોલાણમાં તને ક્ષુધા તૃષા પણ લાગશે નહિ[૨૪-૨૬], કેમ કે તું વસોર્ધારાનું પાલન કરીશ અને તેના તેજથી તૃપ્ત થઇશ. વળી તે દેવ (નારાયણ) અમારા વરદાનથી ત્હારા ઉપર પ્રસન્ન થઈને તને બ્રહ્મલોકમાં લઈ જશે[૨૭]. એ પ્રમાણે રાજાને વરદાન આપીને સર્વ દેવો તથા તપરૂપી ધનવાળા ઋષિયો પોત પોતાને સ્થાને ગયા[૨૮]. હે ભારત ! પછી તે વસુએ ભગવાન વિષ્ણુનું પૂજન કરવા માંડયું તથા નારાયણના નામનો મુખથી જપ કરવા માંડયો[૨૯]. હે શત્રુને દમન કરનાર રાજા ! તે રાજા પૃથ્વીના પોલાણમાં રહીને પણ પાંચ સમયે પાંચ યજ્ઞોવડે દેવના પતિ ભગવાનનું પૂજન કરતો હતો[૩૦]. એવી રીતે આ રાજાની ભક્તિ જોઇને નારાયણ હરિ ભગવાન તેના ઉપર પ્રસન્ન થયા, કેમ કે તે રાજા ભગવાનનો અનન્ય ભક્ત, ભગવત્પરાયણ અને જીતેંદ્રિય હતો[૩૧]. પછી વરદાનને આપનારા

ભગવાન વિષ્ણુએ પોતાની પાસે ઉભેલા મોટા વેગવાળા પક્ષીરાજ ગરૂડને આ પ્રમાણે પોતાની ઇચ્છા કહી બતાવી. ભગવાન બોલ્યા કે,–હે દ્વિજોત્તમ ! હે મહાભાગ ! તું મ્હારા વચનથી જા અને જો. એક ધર્માત્મા તથા વખાણવા યોગ્ય વ્રતવાળો ચક્રવર્તી રાજા "વસુ" નામે છે તે બ્રાહ્મણોના કોપથી પૃથ્વીપર પડયો છે. તે બ્રાહ્મણોને તેણે માન આપ્યું છે અને શાપ અંગીકાર કર્યો છે, માટે હે પક્ષીશ્રેષ્ઠ ! તું તેની પાસે જા[૩૨-૩૪]. હે ગરૂડ ! તું પૃથ્વીના પોલાણમાં સંતાઇ રહેલા તે ભૂમિચર રાજાને મ્હારી આજ્ઞાથી આકાશમાં ગમન કરનારો પરિચર કર. જા વાર ન લગાડીશ[૩૫]. પછી વાયુના સરખા વેગવાળા ગુરૂડે પોતાની બન્ને પાંખોને પ્રસારીને જ્યાં વસુ રાજા હતો ત્યાં પૃથ્વીના પોલાણમાં પેઠો[૩૬]. પછી ત્યાંથી તે વિનતાનો પુત્ર ગરૂડ તેને એકાએક ઉપાડીને ત્વરાથી આકાશમાં ઉડયો અને ત્યાં લાવીને તેને મૂકી દીધો[૩૭]. આ ઘડીએ તે પુનઃ પરિચર રાજા થયો અને તે ઉત્તમ રાજા પોતાના શરીરસહિત બ્રહ્મલોકમાં ગયો[૩૮]. હે કૌંતેય ! એ પ્રમાણે તે મહાત્માએ પણ દેવતાની આજ્ઞાથી વાણીનો દોષ કરવાવડે બ્રાહ્મણના શાપથી અધોગતિ પ્રાપ્ત કરી હતી[૩૯], પણ તેણે સમર્થ એવા ભગવાનનું જ સેવન કર્યું તેથી તે તત્કાળ શાપથી મુક્ત થયો અને બ્રહ્મલોકને પામ્યો. ભીષ્મ કહે છેઃ–એ રીતે શ્વેતદ્વીપના મનુષ્યો જે રીતે થયેલા છે તે મેં તને કહ્યું[૪૦]. હવે નારદઋષિ જે રીતે શ્વેતદ્વીપમાં ગયા તે સર્વ હું તને કહું છું. હે રાજન્ ! તે તું એકચિત્તે સાંભળ[૪૧].

॥ नारदोपि यथा श्वेतं द्वीपं स गतवानृषिः ॥ तत्तेसर्वं प्रवक्ष्यामि शृणुष्वैकमना नृप ॥ ४१ ॥

॥ इति श्रीमहाभा० शां० मो० उ० गु० भा० नारायणीये शतोपरिपंच षष्ठितमोऽध्यायः ॥१६५॥

## અધ્યાય ૧૬૬ મો–નારદે મહાપુરૂષ ( નારાયણ )નું સ્તવન કર્યું.

**भीष्मउवाच** ॥ प्राप्य श्वेतं महाद्वीपं नारदो भगवानृषिः ॥

॥ ददर्श तानेव नरान् श्वेतांश्चन्द्रसमप्रभान् ॥ १ ॥

ભીષ્મ કહે છેઃ–ભગવાન નારદઋષિએ મોટા શ્વેતદ્વીપને પામીને ચંદ્રસમાન કાંતિવાળા શ્વેત પુરૂષોને જોયા[૧]. તે પુરૂષોએ મનવડે નારદનો સત્કાર કર્યો અને નારદે મસ્તક નમાવી તેઓનો સત્કાર કર્યો. પછી સર્વ પ્રકારના સંકટમાં રહીને ઉત્તમ જપ કરનારા અને તેમનું દર્શન કરવાની ઇચ્છાવાળા તે મુનિ એકાગ્ર થયા તથા સાવધાનપણે ઉંચા હાથ કરીને નિર્ગુણ તથા ગુણાત્મા વિશ્વરૂપ ભગવાનનું સ્તવન કરવા લાગ્યા[૨,૩]. *નારદ બોલ્યાઃ–હે દેવના દેવ ! તમને પ્રણામ છે. હે ક્રિયારહિત ! હે નિર્ગુણ ! હે લોકસાક્ષિન્ ! હે ક્ષેત્રજ્ઞ ! હે પુરૂષોત્તમ ! હે અનંત ! હે પુરૂષ ! હે મહાપુરૂષ ! હે અન્નમયાદિમાં ઉત્તમ પુરૂષ ! હે ત્રિગુણ ! હે પ્રધાનરૂપ ! હે અમૃતરૂપ ! હે દેવરૂપ ! હે શેષરૂપ ! હે વ્યોમરૂપ ! હે સનાતન ! હે સતરૂપ અને અસતરૂપ ! હે વ્યક્તરૂપ અને અવ્યક્તરૂપ ! હે અવિકારી પ્રકાશવાળા ! હે નારાયણ ! હે કર્મફળના આપનારા ! હે પ્રજાના પતિ ! હે સનકાદિરૂપ ઉત્તમ પ્રજાપતિ ! હે અશ્વત્થાદિ વનસ્પતિરૂપ ! હે બ્રહ્મદેવરૂપ મહા પ્રજાપતિ ! હે બ્રહ્માદિ જીવરૂપી પશુઓના પતિ ! હે બૃહસ્પતિરૂપ ! હે ઇન્દ્રરૂપ ! હે સૂત્રાત્મા ! હે સૂર્યરૂપ ! હે પ્રાણવાયુરૂપ ! હે વરૂણરૂપ ! હે રાજારૂપ ! હે દિશાઓના પતિરૂપ ! હે મહાપ્રલયમાં જગતના આધારભૂત ! હે અપ્રકાશ્ય ! હે બ્રહ્માને વેદ આપનાર ! હે બ્રાહ્મણના શરીરથી સાધ્ય એવા યજ્ઞાદિરૂપ ! હે મહારાજિક દેવ ! હે ચાતુર્ય મહારાજિક દેવ ! હે આભાસુર ( સર્વત્ર પ્રકાશમાન ) ! હે મહાભાસુર ! હે સપ્ત

* અહિંથી ગદ્ય છે.

મહાભાગ ! (જેને ગાયત્રી આદિ સાત મંત્રોથી સાત મહાયજ્ઞભાગ આપવામાં આવે છે એવા દેવ) હે યમના ગણરૂપ ! હે ચિત્રગુપ્તાદિ રૂપ ! હે યમપત્ની સંજ્ઞારૂપ ! હે તુષિતદેવ ! હે મહાતુષિતદેવ ! હે મૃત્યુરૂપ ! હે પરિનિર્મિત એટલે મૃત્યુની સહાયથી કામરોગાદિ કલ્પ્યાં છે એવા દેવ ! હે શમ આરોગ્યાદિરૂપ ! હે કામાદિગ્રસ્ત ! હે શમાદિ ગુણવાળા અપરિનિંદિત ! હે અપરિમિત ! હે વશવર્તિન્ (સ્વતંત્ર અથવા શાસ્ય) ! હે અવશવર્તિન્ અથવા શાસ્તા ! હે યજ્ઞરૂપ ! હે મહાયજ્ઞરૂપ ! હે યજ્ઞના ઉત્પત્તિસ્થાન ! હે વેદરૂપ ! હે યજ્ઞગર્ભ–અગ્નિરૂપ ! હે યજ્ઞાંગ ઉપાસનારૂપ ! હે યજ્ઞમાં સ્તુતિ કરવા યોગ્ય ! હે યજ્ઞના ભાગને લેનાર દેવ ! હે પંચ યજ્ઞરૂપ ! હે *પંચકાળ અને +પંચકર્તાના પતિ ! હે પંચરાત્રશાસ્ત્રવડે ગમ્ય દેવ ! હે વિકુંઠાના પુત્ર વૈકુંઠ ! હે અપરાજીત ! હે મન ઉપાધિરૂપ ! હે નામ નામ પ્રત્યે નામવાળા તથા જેના વિષે સર્વ નામ પ્રવેશ કરે છે એવા દેવ ! હે બ્રહ્માના સ્વામિન્ ! જેણે વેદવ્રત સમાપ્ત કર્યું છે એવા હે દેવ ! હે ત્રિદંડીરૂપ ! હે પરમહંસરૂપ ! ( હે એકદંડિન્ !) હે મહાહંસ (દંડાદિરહિત) ! હે પરમ યાજ્ઞિક ! હે સાંખ્ય–યોગરૂપ ! હે સાંખ્યમૂર્તિ ! હે અમૃત ( જીવ ) માં શયન કરનાર ! હે હિરણ્ય (હૃદય) માં શયન કરનાર ! હે દેવો (ઇન્દ્રિયો) માં શયન કરનાર ! હે કુશ ( સમુદ્રજળ ) માં શયન કરનાર ! હે બ્રહ્મ (વેદ) માં શયન કરનાર ! હે પદ્મ ( બ્રહ્માંડ ) માં શયન કરનાર ! હે વિશ્વેશ્વર ! હે વિષ્વક્સેન ! તમેજ જગતમાં અન્વયરૂપે રહેલા છો, તમેજ જગતરૂપ છો, અગ્નિ તમારૂં મુખ છે, વડવાના મુખથી ઉપજેલો અગ્નિ તમેજ છો, તમે આહુતિરૂપ છો, તમે સારથિરૂપ છો, તમે વષટ્કારરૂપ છો, તમે તપરૂપ છો, તમે મનરૂપ છો, તમે ચંદ્રમા છો, જોવાવડે સંસ્કાર પામેલું યજ્ઞનું ઘૃત તમેજ છો, તમે સૂર્ય છો, તમે દિગ્ગજ છો, તમે દિશાઓને પ્રકાશ કરનારા છો, તમે વિદિશાઓ ( ખૂણાઓ )ને પ્રકાશ કરનારા છો, તમે હયશિરા છો, તમે તૈત્તિરીય ઉપનિષદમાંના ( ત્રિસુપર્ણ મંત્રરૂપ ) છો, તમે બ્રાહ્મણાદિ વર્ણના ધારણ કરનારા છો, તમે પંચ અગ્નિરૂપ÷ છો. હે ત્રિનાચિકેત ! ( ત્રણવાર ચયન કરેલા અગ્નિને "ત્રિનાચિકેત" કહે છે. ) હે છ અંગ ( શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ ) ના ભંડારરૂપ ! હે §પ્રાગ્જ્યોતિષ ! હે જ્યેષ્ઠ સામવડે ગવાનાર ! હે સામ વેદવાળાઓના સામિક વ્રતને ધારણ કરનાર ! હે "અથર્વશિર" નામે ઉપનિષદ્ રૂપ ! હે પંચમહાકલ્પ ! ( સૂર્ય, શક્તિ, ગણેશ, શિવ અને વિષ્ણુ, એ દેવને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રને "મહાકલ્પ" કહે છે તે રૂપ ! ) હે ફેનપાચાર્ય ! હે વાલખિલ્ય ! હે વૈખાનસ ! હે અખંડ યોગવાળા ! હે અખંડ વિચારવાળા ! હે યુગના આદિરૂપ ! હે યુગના મધ્યરૂપ ! હે યુગના અંતરૂપ ! હે ઇંદ્રિરૂપ ! હે પ્રાચીન ગર્ભ મુનિરૂપ ! હે કૌશિક મુનિરૂપ ! હે બહુ સ્તુતિપાત્ર થયેલા ! હે પુરૂહૂત ( ઇન્દ્ર ) રૂપ ! હે વિશ્વકર્ત્તા ! હે વિશ્વરૂપ ! હે અનંત ગતિવાળા ! હે અનંત શરીરવાળા ! હે અનંત ! હે અનાદિ ! હે અમધ્ય ! હે અવ્યક્ત (અસ્પષ્ટ) મધ્યવાળા ! હે અસ્પષ્ટ અંતવાળા ! હે વ્રતના સ્થાનરૂપ ! હે સમુદ્રમાં નિવાસ કરનારા ! હે યશમાં નિવાસ કરનારા ! હે તપમાં વાસ કરનારા ! હે દમમાં વાસ કરનારા ! હે લક્ષ્મીના નિવાસભૂત ! હે વિદ્યાના નિવાસભૂત ! હે કીર્તિના નિવાસભૂત ! હે શોભાના નિવાસભૂત ! હે સર્વના નિવાસભૂત ! હે વાસુદેવ ! હે સર્વ છંદ ! હે =હરિહય ! હે ×હરિમેધ ! હે મોટા યજ્ઞમાં ભાગ

---

* અહોરાત્ર, માસ, ઋતુ, અયન અને સંવત્સર, એ પાંચ કાળ.

\+ અધિષ્ઠાન, કર્ત્તા, કરણ, ચેષ્ટા અને દૈવ, એ પાંચ કર્તા.

÷ ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહ્વનીય, સભ્ય, આવસથ્ય એ પાંચ અગ્નિ છે. § એ બે સામવેદના મંત્રો છે.

= રામ. × અશ્વમેધરૂપ.

હરણ કરનારા ! હે વરદાન આપનારા અને સુખ આપનારા ! હે ધન આપનારા ! હે હરિભકતરૂપ ! હે દ્વાદશ યમ (ગુણ) રૂપ ! હે નિયમરૂપ ! હે મહામુનિયમરૂપ ! હે કૃચ્છ્ર વ્રતરૂપ ! હે અતિકૃચ્છ્ર વ્રતરૂપ ! હે મહાકૃચ્છ્ર વ્રતરૂપ ! હે સર્વકૃચ્છ્ર વ્રતરૂપ ! હે નિયમના ધારણ કરનાર ! હે શ્રમરહિત ! હે અધ્યયનના વિષે રહેલા ! હે પૃથ્વિગર્ભના વિષે પ્રવૃત્ત થયેલા ! હે વેદક્રિયાઓને પ્રવર્ત્તાવનાર ! હે અજ ! હે સર્વસ્થાનમાં ગમન કરનારા ! હે સર્વનું દર્શન કરનાર ! હે અગ્રાહ્ય ! હે અચળ ! હે મોટી વિભૂતિવાળા ! હે માહાત્મ્યયુકત "વિરાટ્" નામે શરીરવાળા ! હે પવિત્ર ! હે મહાપવિત્ર ! હે હિરણ્યમય ! હે બૃહત્ (બ્રહ્મ) ! હે તર્કથી ન જણાય એવા ! હે અવિજ્ઞેય ! હે કાર્ય, કારણ અને મહાકારણમાં શ્રેષ્ઠ ! હે પ્રજાની ઉત્પત્તિ કરનાર ! હે પ્રજાનો નાશ કરનાર ! હે મહામાયાને ધારણ કરનાર ! હે ચિત્રશિખંડી મુનિઓરૂપ ! હે વરદાનને આપનાર ! હે પુરોડાશના ભાગને હરણ કરનારા ! હે યજ્ઞના ભોક્તા ! હે તૃષ્ણારહિત ! હે સંશયરહિત ! હે સર્વ સ્થાનમાં વૃત્તિવાળા ! હે નિવૃત્તરૂપ ! હે બ્રાહ્મણરૂપ ! હે બ્રાહ્મણપ્રિય ! હે વિશ્વમૂર્તે ! હે મહામૂર્તે ! હે બાંધવ ! હે ભકતવત્સલ ! હે બ્રાહ્મણનું રક્ષણ કરનાર ! હું વેદનો ભકત છું અને તમારૂં દર્શન કરવાની ઇચ્છાવાળો છું. જેનું દર્શન નિર્વિકલ્પક છે એવા મોક્ષસ્વરૂપ તમોને વારંવાર નમસ્કાર છે.

॥ भक्तोहं त्वां दिदृक्षुरेकांतदर्शनाय नमो नमः ॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० महापुरुषस्तवे शतोपरि षड्षष्टितमोऽध्यायः ॥ १६६ ॥**

---

## અધ્યાય ૧૬૭ મો–નારદને મહાપુરૂષનું દર્શન થયું.

**भीष्म उवाच** ॥ एवं स्तुतः स भगवान् गुह्यैस्तथ्यैश्च नामभिः ॥

॥ तं मुनिं दर्शयामास नारदं विश्वरूपधृक् ॥ १ ॥

ભીષ્મ કહે છે:–એ પ્રમાણે નારદે ગુહ્ય અને યથાર્થ નામવડે સ્તુતિ કરી તેથી સર્વ રૂપને ધારણ કરનારા ભગવાને તે નારદમુનિને દર્શન આપ્યું[1]. તે દર્શન એવું હતું કે ચંદ્રથી કાંઇક વધારે નિર્મળ, ચંદ્રથી કાંઇક વિશેષતા યુકત, કાંઇક અગ્નિના વર્ણ જેવું[2], કાંઇક પોપટના બચ્ચા જેવા વર્ણનું, કાંઇક સ્ફટિક જેવું, કાંઇક કાળા કાજળ જેવું, કાંઇક રૂપા જેવું[3], કાંઇક પરવાળા જેવું, કાંઇક નવા અંકુર જેવું, કોઇક જગ્યોએ શ્વેત, કોઇ જગ્યોએ સુવર્ણના સમાન વર્ણવાળું, કોઈ જગ્યોએ વૈદૂર્યમણિ જેવું, કોઈ જગ્યોએ કાળા વૈદૂર્યમણિના સરખું[4], કોઇ જગ્યોએ ઇન્દ્રનીલમણિ જેવું, કોઇ જગ્યોએ મોરની ગ્રીવાસરખી વર્ણનું અને કોઈ જગ્યોએ મોતીના હાર જેવું[5] એ પ્રમાણે અનેક પ્રકારના વર્ણને ધારણ કરતા સનાતન ભગવાન નારદને દેખાયા. તે ભગવાનને અનંત નેત્ર હતાં, અનંત મસ્તક હતાં, અનંત ચરણ હતા[6], અનંત ઉદર હતાં, અનંત બાહુ હતા અને વળી કોઇ જગ્યોએ તે અવ્યકત હતા. તે મુખથી ઓંકાર અને તેની સાથે ગાયત્રી બોલતા હતા[7], તથા તે સ્વતંત્ર–સંયમશીલ હરિ–નારાયણ દેવ બીજાં મુખોવડે ઘણા વેદના તથા આરણ્યક મંત્રોને બોલતા હતા[8]. વળી ભગવાન યજ્ઞપતિ તે દેવે વેદી, કમંડલુ, શ્વેત મણિસરખા દેદીપ્યમાન દર્ભ, મૃગચર્મ, દંડકાષ્ઠ અને પ્રજ્વલિત અગ્નિ[9]; એટલા પદાર્થ હાથવડે ધારણ કરેલા હતા. એવા પ્રસન્ન ભગવાનને જોઇને નારદનું મન પ્રસન્ન થયું[10], તેથી તે દ્વિજશ્રેષ્ઠ મૌન ધારણ કરીને તથા પ્રણામ કરીને તે દેવની વંદના કરવા લાગ્યા. પછી મસ્તકવડે નમેલા નારદને દેવોના આદિ દેવ અવ્યય ભગવાને આ પ્રમાણે કહ્યું[11]. શ્રીભગવાન કહે છે:–હે નારદ ! એકત, દ્વિત અને ત્રિત મુનિઓ મ્હારા દર્શનની ઇચ્છાથી આ દેશમાં આવ્યા હતા[12], પણ તેઓને મ્હારૂં દર્શન થયું નહિ. તેમજ મ્હારા

એકાંતિક ભક્ત વિના મ્હારૂં દર્શન કોઈને પણ થવાનું નથી. તું મ્હારા એકાંતિક ભકતમાં સર્વોત્તમ છે[13]. હે દ્વિજ ! ધર્મના ઘરના વિષે મ્હારાં જે શરીર ઉત્પન્ન થયાં છે તેમનું તું સદૈવ ભજન કર અને ત્હારા મનની ઇચ્છાઓને સિદ્ધ કર[14]. હે વિપ્ર ! જો ત્હારા મનમાં કાંઈ ઇચ્છા હોય તો તું મ્હારી પાસેથી વર માગ, કેમ કે વિશ્વમૂર્તિ અને અવ્યય એવો હું ત્હારા ઉપર આજ પ્રસન્ન થયો છું[15]. નારદ કહે છેઃ—હે દેવ ! આજે મને ભગવાનનાં દર્શન થયાં, તેથી મ્હારા તપનું તથા યમ અને નિયમનું સર્વ ફળ મને તત્કાળ પ્રાપ્ત થયું છે[16]. હે ભગવાન ! તમે વિશ્વના દૃષ્ટિરૂપ, વિશ્વના ઉત્તમ દ્રષ્ટા, સર્વ મૂર્તિરૂપ અને મહા સમર્થ છો. એવા સનાતન ભગવાનનાં મને દર્શન થયાં એજ મોટું વરદાન છે[17]. ભીષ્મ કહે છેઃ—ભગવાને બ્રહ્માના પુત્ર નારદને એ પ્રકારે દર્શન આપીને પુનઃ કહ્યુંઃ—હે નારદ ! હવે તું ઉતાવળો અહીંથી જા[18]. આ ચંદ્રની કાંતિ જેવી કાંતિવાળા મ્હારા ભક્તો ઇન્દ્રિયરહિત અને નિરાહારી છે. તે સર્વ એકાગ્ર થઈને મ્હારૂં ચિંતવન કરે છે તેઓને વિઘ્ન થવું ન જોઇએ[19]. એ મોટા ભાગ્યવાળા પુરૂષો હમણાં સિદ્ધ થયા છે અને પૂર્વે તેઓ મ્હારા એકાંતિક ભકત હતા. એ સર્વ તમોગુણ અને રજોગુણથી નિર્મુકત છે. તે મ્હારા વિષે પ્રવેશ કરશે એમાં સંશય નથી[20]. હે નારદ ! આ પુરૂષો જેના વિષે પ્રવેશ કરશે તે દેવ નેત્રવડે જોવા યોગ્ય નથી, સ્પર્શેંદ્રિયવડે સ્પર્શ કરવા યોગ્ય નથી, ઘ્રાણવડે ગંધ લેવા યોગ્ય નથી, રસેંદ્રિયવડે રસ લેવા યોગ્ય નથી[21]; તેના વિષે સત્વ, રજ અને તમોગુણ નથી, તે સર્વત્ર વ્યાપ્ત છે, તે સર્વનો સાક્ષી છે, તેને સર્વ લોકનો "આત્મા" કહે છે[22]. ભૂતના સમુદાયથી ઉપજેલું આ શરીર નાશ પામે છે છતાં તે નાશ પામતો નથી, તે જન્માદિ ભાવથી રહિત છે, નિત્ય છે, તે પ્રકૃતિની પેઠે પરિણામ પામતો નથી, તે નિર્ગુણ છે, તે નિષ્કળ (અવયવાદિરહિત) છે[23]. ચોવીસ તત્વથી જૂદો પચીસમા તત્વરૂપ છે, તે ક્રિયારહિત પુરૂષ છે; અને જ્ઞાનવડે જોવા યોગ્ય છે[24]. ઉત્તમ દ્વિજો તેના વિષે પ્રવેશ કરીને મુકત થાય છે, એ દેવ તે સનાતન વાસુદેવ પરમાત્મા જાણવા[25]. હે નારદ ! તું તે દેવનું માહાત્મ્ય જો, કે તે શુભ અને અશુભ કર્મવડે કદાપિ લિપ્ત થતોજ નથી[26]. સત્વ, રજ અને તમ એ ત્રણગુણો છે તે ત્રણગુણો સર્વ પ્રાણીઓના શરીરમાં રહ્યા છે; અને ફરે છે[27]. ક્ષેત્રજ્ઞ સર્વ ગુણો (વિષયો)ને ભોગવે છે પણ ગુણો ક્ષેત્રજ્ઞને ભોગવતા નથી, તે દેવ નિર્ગુણ છતાં ગુણોનો ભોક્તા છે; ગુણોનો સરજનાર છતાં ગુણથી રહિત છે[28]. હે દેવર્ષિ ! જગતના સ્થાનરૂપ પૃથ્વી જળમાં લય પામે છે, જળ તેજમાં લય પામે છે, તેજ વાયુમાં લય પામે છે[29], વાયુ આકાશમાં લય પામે છે, આકાશ મનમાં લય પામે છે, મન અવ્યકતમાં લય પામે છે[30]. હે બ્રહ્મન્ ! તે અવ્યક્ત નિષ્ક્રિય પુરૂષના વિષે લય પામે છે એ સનાતન પુરૂષથી પર બીજુ કાંઇ નથી[31]. સનાતન વાસુદેવરૂપ એક પુરૂષ વિના આ જગતમાં કાંઇ પણ સ્થાવર કે જંગમ વસ્તુ નિત્ય નથી[32]. મોટા બળવાળા તે વાસુદેવ સર્વે પ્રાણીના આત્મારૂપ છે, જ્યારે પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને અગ્નિ એ મહાભૂતો એકત્ર થાય છે ત્યારે તે શરીર કહેવાય છે. હે બ્રહ્મન્ ! તે શરીરમાં ચપળ પરાક્રમવાળો જે દેવ પ્રવેશ કરે છે તે દૃશ્ય નથી[33,34]. તે દેવ શરીર ઉત્પન્ન થયું કે તેને ચેષ્ટાયુકત કરીને ઉત્પન્ન* થાય છે.

* આકાશમાં ઘડો સ્થાપન કરવાથી ઘટાકાશ ઉપજે છે; અને આકાશે તે ઘડામાં પ્રવેશ કર્યો હોય તેમ દેખાય છે. પણ વસ્તુતઃ આકાશમાં ઘડાએ પ્રવેશ કર્યો એમ કહેવું જોઈએ, તેથીજ સર્વત્ર વ્યાપ્ત આત્માના વિષે શરીરરૂપ ઉપાધિ પ્રવેશ કરે છે; તેથી તે ચેષ્ટાયુક્ત થાય છે ત્યારે લોકો કહે છે કે, શરીરમાં જીવ ઉપજ્યો છે. એ રીતે જીવની ઉત્પત્તિ માત્ર કહેવામાંજ આવે છે, પણ સત્ય જોતાં તે ઉપજતોજ નથી, શરીર ઉપજે છે.

ધાતુઓના સમુદાય વિના કોઈ જગ્યોએ શરીર ઉપજતું નથી[૩૫], અને હે બ્રહ્મન્! જીવ વિના વાયુઓ કોઇ સ્થળમાં ચેષ્ટા પણ કરતા નથી; એ રીતે જે જીવ શરીરમાં પ્રવેશ કરે છે તેને શેષ એટલે સંકર્ષણ પ્રભુ કહે છે[૩૬], અને તેજ જીવ ધ્યાનાર્ચનાદિ કર્મવડે સનત્કુમાર-પણા (જીવન્મુક્તપણા)ને પામે છે. વળી પ્રલયકાળમાં જેના વિષે સર્વ પ્રાણી લય થાય છે એવા સર્વ પ્રાણીઓના મનથી પ્રદ્યુમ્ન ઉપજ્યા છે; અર્થાત્ સૃષ્ટિની ઉત્પત્તિ અને લય મનના વિષે રહેલો છે, માટે મન પ્રદ્યુમ્ન છે, એ મન અથવા પ્રદ્યુમ્નથી જે ઉત્પન્ન થયેલો છે તે કર્તા, કારણ અને કાર્યરૂપે ભાસમાન થાય છે[૩૭,૩૮]. તેનાથી સર્વ સ્થાવર-જંગમ જગત ઉત્પન્ન થયું છે. એ દેવને "અનિરૂદ્ધ" અને "ઈશાન" (ઈશ્વર) કહે છે; તથા સર્વ કર્મમાં વ્યક્ત-પ્રકટ જણાય છે, અહંકાર તે એ છે; અર્થાત્ મનરૂપ પ્રદ્યુમ્નથી ઉપજેલો અહં-કાર-અનિરૂદ્ધ છે[૩૯]. વાસુદેવ ભગવાન કે જે ક્ષેત્રજ્ઞ અને નિર્ગુણાત્મક છે તેને જીવ અથવા સંકર્ષણ પ્રભુ જાણવો[૪૦]. તે સંકર્ષણથી પ્રદ્યુમ્ન અથવા મન ઉપજે છે; અને પ્રદ્યુમ્નથી જે ઇશ્વર અનિરૂદ્ધ ઉપજ્યો છે તે અહંકાર છે[૪૧]. હે નારદ! સઘળું સ્થાવર અને જંગમ જગત, ક્ષર અને અક્ષર, તથા સત્ અને અસત્, એ સર્વ મ્હારાથી ઉત્પન્ન થાય છે[૪૨]. જે મ્હારા ભક્ત છે તે મ્હારાવિષે પ્રવેશ કરીને મુક્ત થાય છે અને જે પચીસમો ક્રિયારહિત પુરૂષ છે, તેજ હું છું[૪૩]. હું નિર્ગુણ, નિષ્કળ, દ્વંદ્વરહિત અને પરિગ્રહરહિત છું. મને વિશ્વરૂપ જોઇને ત્હારે એમ ન જાણવું, કે આ ભગવાન જોવા યોગ્ય રૂપવાન છે[૪૪]. કેમ કે હું જગતનો ગુરૂ અને ઇશ્વર છું, માટે હું એક ઘડીમાં મ્હારી ઇચ્છા પ્રમાણે એ રૂપનો નાશ કરીને અદૃશ્ય થઇ જાઉં છું. હે નારદ! તું મ્હારૂં જે રૂપ જૂએ છે તે મ્હારી સરજેલી માયા છે[૪૫], માટે તું મને આવી રીતે સર્વ ભૂતોના ગુણથી યુક્ત જાણીશ નહિ. એ રીતે મ્હેં તને વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચાર મૂર્તિઓનું રૂડી રીતે કથન કર્યું[૪૬]; તેથી ત્હારે સમજવું કે હું જીવના સમુદાયરૂપ છું અને જીવમાત્ર મ્હારા વિષે રહેલા છે, પણ એથી ત્હારે એવો નિશ્ચય ન કરવો કે મ્હેં જીવ જોયો છે[૪૭]. કેમ કે હે બ્રહ્મન્! હું સર્વત્ર ગતિવાળો તથા સમુદાયનો અંતરાત્મા છું. તે પ્રાણી સમુદાયથી થયેલાં શરીરો નાશ પામે પણ હું નાશ પામતો નથી[૪૮]. મ્હારા એકાંતિક ભક્તો મોટા ભાગ્યવાળા અને સિદ્ધ થાય છે તથા તેઓ તમોગુણ અને રજોગુણથી મુક્ત થઇને મ્હારા વિષે પ્રવેશ કરે છે[૪૯]. લોકોના આદિ દેવ અને ચાર મુખવાળા હિરણ્યગર્ભ કે જેનું નિરૂક્તમાં ગાન કરેલું છે અને જે ઘણા અર્થનો વિચાર કરનાર છે તે સનાતન બ્રહ્મદેવ મ્હારા લલાટથી ઉત્પન્ન થયેલા છે. મ્હારા ક્રોધથી રૂદ્ર દેવ ઉત્પન્ન થયેલા છે. તું મ્હારા જમણી બાજુમાં રહેલા અગિયાર રૂદ્રોને જો[૫૦,૫૧], અને ડાબી બાજુમાં રહેલા બાર આદિત્યોને જો તથા આગળના ભાગમાં આઠ વસુઓને જો[૫૨]. મ્હારી પાછળ અશ્વિનીકુમારને જો. વળી મ્હારા વિષે સર્વ પ્રજાપતિઓને, સપ્ત ઋષિઓને[૫૩] વેદોને, સેંકડો યજ્ઞોને, અમૃતને, ઔષધીઓને, તપને, નિયમને, અનેક પ્રકારના યમોને[૫૪]. અને આઠ પ્રકારના ઐશ્વર્યને મૂર્તિમાન થઇને એકત્ર રહેલું જો. વળી મ્હારા વિષે રહેલી શ્રી (શોભા) લક્ષ્મી, કીર્તિ, સમુદ્રસહિત પૃથ્વી[૫૫], અને વેદની માતા દેવી સરસ્વતી એ સર્વને જો. હે નારદ! આકાશચારી નક્ષત્રોમાં શ્રેષ્ઠ ધ્રુવને તથા મેઘને, સમુદ્રને, સરોવરને અને નદીઓને તું મ્હારા વિષે રહેલાં જો. હે સત્તમ! પિતૃઓનાં ચાર મૂર્તિમાન ગણોને તથા સત્વાદિ ત્રણ ગુણોને મૂર્તિરહિત થઇને મ્હારા વિષે રહેલાં જો. હે મુનિ! દેવકાર્ય કરતાં પણ પિતૃઓનું કાર્ય શ્રેષ્ઠ ગણાય છે[૫૬-૫૮]. દેવ અને પિતૃઓનો પણ હું અનાદિ કાળથી પિતા છું. હું વાયવ્ય કોણના સમુદ્રમાં હયશિરા થઈને શ્રદ્ધાયુક્ત સારા વિધિથી હોમેલું

હવ્ય અને કવ્યનું પાન કરૂં છું. પૂર્વે મ્હેં બ્રહ્માને ઉત્પન્ન કર્યા છે અને તેમણે મને યજ્ઞ કરીને પૂજ્યો હતો[૫૯,૬૦], તેથી મ્હેં તેમને પ્રસન્ન થઈને ઉત્તમ વરદાન આપ્યાં હતાં; કે તું કલ્પના આદિ કાળમાં મ્હારો પુત્ર થઇશ; અને સર્વ લોકોનો અધ્યક્ષ થઈશ તથા ત્હારૂં નામ અહંકારના સમાન અર્થનું થશે. તું જે મર્યાદા કરીશ તેનું ઉલ્લંઘન કોઈ કરશે નહિ[૬૧,૬૨]. હે બ્રહ્મન્! તું વરદાન ઈચ્છિનારાઓને વરદાન આપનારો થઈશ. હે તપોધન! હે મહાભાગ! હે પ્રશંસા કરવા યોગ્ય વ્રતવાળા! તું દેવ, દૈત્ય, ઋષિઓ, પિતૃઓ અને અનેક પ્રકારનાં પ્રાણીઓને ઉપાસના કરવા યોગ્ય દેવ થઈશ[૬૩-૬૪]. વળી હું દેવોનું કાર્ય કરવાને વારંવાર જન્મ ધારણ કરીશ, ત્યારે હે બ્રહ્મન્! ત્હારે મને પુત્રની પેઠે માનીને ઉપદેશ આપવો અને કર્મ કરવાને યોજના કરવી[૬૫]. એવાં અને બીજાં પણ ઘણાં ઉત્તમ વરદાન અમાપ તેજવાળા બ્રહ્માને આપીને પછી હું પ્રસન્નતા સાથે નિવૃત્ત થયો[૬૬]. સર્વ ધર્મનો ત્યાગ કરવો એ ઉત્તમ નિવૃત્તિ છે માટે ધર્મનાં સર્વ અંગનો ત્યાગ કરીને નિવૃત્તિ પામીને વર્તવું[૬૭]. જેઓએ સાંખ્યશાસ્ત્રવડે નિશ્ચય કરેલો છે એવા આચાર્યો કપિલને વિદ્યાસહિત આદિત્યમાં સમાધિસ્થ થઈને રહેલો કહે છે[૬૮], એ આદિત્ય ભગવાનને "હિરણ્યગર્ભ" કહીને વેદમાં તેની સારી સ્તુતિ કરેલી છે. હે બ્રહ્મન્! તે હિરણ્યગર્ભ હું છું અને યોગશાસ્ત્રમાં મને યોગમાં પ્રીતિવાળો કહેલો છે[૬૯]. તે હું પ્રકટ થઈને આકાશમાં નિરંતર સૂર્યરૂપે રહું છું તથા એક હજાર યુગ વીત્યા પછી જગતનો સંહાર કરીશ[૭૦]. તે સમયે વિદ્યાસહિત હું એકલોજ સ્થાવર અને જંગમ પ્રાણી માત્રને પોતાના વિષે ધારણ કરીને જગતનો સંહાર કરીશ[૭૧]. વળી પુનઃ વિદ્યાના યોગથી જગતને ઉત્પન્ન કરીશ. મ્હારી મૂર્તિઓમાં જે "અનિરૂદ્ધ" નામની ચોથી મૂર્તિ છે તે આ સઘળા જગતને યથાસ્થિત ઉત્પન્ન કરશે[૭૨]. જે મૂર્તિ જગતનો સંહાર કરે છે, તેને "સંકર્ષણ" કહે છે. તે સંકર્ષણ પ્રદ્યુમ્નને ઉત્પન્ન કરે છે અને હું તે પ્રદ્યુમ્નથી પુનઃ અનિરૂદ્ધરૂપે જન્મ પામું છું એવી રીતે મ્હારી સૃષ્ટિ વારંવાર ઉપજે છે[૭૩]. મ્હારા અનિરૂદ્ધરૂપથી નાભિમાં ઉપજેલા કમળમાંથી બ્રહ્મા ઉપજે છે. તે બ્રહ્માથી સ્થાવર અને જંગમ પ્રાણી ઉત્પન્ન થાય છે[૭૪]. જેવી રીતે સૂર્ય આકાશમાં વારંવાર ઉદય પામે અને અસ્ત પામે છે તેવીજ રીતે કલ્પના આદિ કાળમાં સૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને કલ્પના અંતકાળમાં સૃષ્ટિનો લય થાય છે[૭૫]. જેમ અમાપ તેજવાળો સૂર્ય પોતાના ઉદયનો નાશ થવાથી તે (ઉદય)ને બળાત્કારે પુનઃ પાછો લાવે છે અને તેજ પ્રમાણે અસ્તને પણ લાવે છે, તેમ હું પણ પ્રલયકાળમાં નાશ પામેલી પૃથ્વીને સર્વ પ્રાણીઓના હિતના અર્થે પુનઃ પાછી લાવું છું[૭૬]. જેના સર્વ ભાગ ઉપર અનેક જંતુઓ વ્યાપ્ત થયેલા છે. અને જેની ચારે બાજૂ સમુદ્ર વીંટાએલા છે એવી નાશ પામેલી પૃથ્વીને હું વારાહરૂપ ધારણ કરીને પાછી લાવીશ[૭૭]. તથા તે સમયે બળથી ગર્વિત થયેલા દૈત્ય હિરણ્યાક્ષનો વધ કરીશ. વળી હું દેવના કાર્યના અર્થે, યજ્ઞનો નાશ કરનાર દિતિના હિરણ્યકશિપુને નૃસિંહરૂપ ધારણ કરીને હણીશ. વળી આગળ વિરોચનનો પુત્ર "બલિ" નામે મોટો બળવાન અસુર થશે તેને સર્વે લોકમાં દેવ, અસુર કે રાક્ષસ કોઈ હણી શકશે નહિ. તે બલિરાજા ઇન્દ્રને સ્થાનથી ભ્રષ્ટ કરશે[૭૮-૮૦], અને ત્રણ લોકનું રાજ્ય લઇ લેશે. તે સમયે ઈન્દ્ર નાસી જશે ત્યારે હું અદિતિના વિષે કશ્યપથી બાર આદિત્યરૂપે જન્મ ધારણ કરીશ[૮૧]. હે નારદ! અમાપ તેજવાળા ઇન્દ્રને રાજ્ય આપીશ અને દેવોને પોતપોતાના સ્થાનમાં સ્થાપન કરીશ[૮૨]. તથા સર્વ દેવતાઓ જેને હણી શકે નહિ એવા; અને દાનવોમાં શ્રેષ્ઠ બલિરાજાને હું પાતાળમાં નિવાસ આપીશ[૮૩]. પછી ત્રેતાયુગમાં હું ભૃગુના કુળને ધારણ કરનારો પરશુરામ થઈને

સમૃદ્ધિવાળી સેનાઓ અને વાહનસહિત ક્ષત્રિય વર્ગનું નિકંદન કરીશ[૯૪]. ત્રેતા અને દ્વાપર યુગના સંધિના અંશમાં હું દશરથનો પુત્ર રામ થઇને જગત્પતિ થઇશ[૯૫]. તે સમયે "દ્વિત" અને "એકત" નામે બ્રહ્માના બે પુત્રો ત્રિતને હણવાના દોષથી વિરૂપપણું પામીને વાંદર થશે[૯૬]. એ એના વંશમાં જે વાંદરો ઉત્પન્ન થશે તે મોટા બળવાળા અને મોટા ઉત્સાહવાળા થશે; તથા તેઓનું પરાક્રમ ઇન્દ્રના સરખું થશે. હે દ્વિજ ! દેવતાઓનું કાર્ય કરવામાં તેઓ મને સહાયક થશે. તે પછી હું પુલસ્ત્યકુળને દૂષિત કરનાર, રાક્ષસોના પતિ, ભયાનક, નિર્દય અને લોકોને પીડા કરનાર રાવણને હણીશ. પછી દ્વાપરના અંતમાં અને કલિના આરંભમાં યુગના અવસાનની સંધિના વિષે હું મથુરામાં કંસને હણવાના અર્થે પ્રકટ થઇશ તથા ત્યાં દેવોને દુઃખ કરનારા અનેક દાનવોને હણીને પછી કુશસ્થલીમાં-દ્વારકાનગરીમાં નિવાસ કરીશ. તે નગરીમાં રહીને અદિતિનું અપ્રિય કરનારા "નરકાસુર-ભૌમાસુર" "ઉરૂ" અને "પીઠ" નામે દાનવોને હણીશ તથા તે દાનવશ્રેષ્ઠને મારીને, અનેક પ્રકારના ધનથી યુક્ત તેનું "પ્રાગ્જ્યોતિષ" નામે નગર હું કુશસ્થલીમાં લાવીશ. તે પછી બાણુ રાજાનું પ્રિય કરનારા તથા હિત ઇચ્છનારા મહેશ્વર અને મહાસેન એ બન્ને દેવ કે જેને સર્વ લોક નમસ્કાર કરે છે તે મ્હારી સાથે યુદ્ધ કરવાને તત્પર થશે, તેમનો હું પરાજય કરીશ; તથા હું બલિના પુત્ર બાણુને જીતીને તેના હજાર હાથનો વિનાશ કરીશ. પછી હું સૌભ દેશમાં રહેનારા સર્વ દાનવોનો વધ કરીશ. હે દ્વિજશ્રેષ્ઠ ! ગર્ગના તેજથી બળ પામેલો "કાળયવન" નામે દૈત્ય થશે તેનો વધ પણ મ્હારાથીજ થશે. પછી ગિરિવ્રજ ( મગધ )ના વિષે બળવાન, સર્વ રાજાઓ સાથે વિરોધ કરનાર અને અસુરોમાં શ્રેષ્ઠ એવો જરાસંધ થશે તેનો વધ પણ મ્હારી બુદ્ધિના પ્રભાવથી થશે[૯૭-૯૭]. વળી ધર્મના પુત્ર યુધિષ્ઠિરના યજ્ઞમાં પૃથ્વી ઉપરના સર્વ બળવાન રાજાઓ આવશે ત્યારે હું શિશુપાળનો વધ કરીશ[૯૮]. વળી ઇંદ્રનો પુત્ર અર્જુનજ મને સહાય કરનારો થશે અને તેને સાથે રાખીને ભાઇઓસહિત યુધિષ્ઠિરને રાજ્યમાં સ્થાપન કરીશ[૯૯]. તે સમયે લોકો એમ કહેશે કે લોકના વિષે કાર્યને માટે ઉત્પન્ન થયેલા ઇશ્વર, નર અને નારાયણ ઋષિઓ અર્જુન અને કૃષ્ણના રૂપે અવતરીને ક્ષત્રીઓનો નાશ કરે છે[૧૦૦]. પછી હું મ્હારી ઇચ્છા પ્રમાણે પૃથ્વીનો ભાર ઉતારીને સર્વ મોટા મોટા યાદવોનો તથા દ્વારકાનો પણ આત્મજ્ઞાનયુક્ત ભયાનક પ્રલય કરીશ. એ રીતે ચાર મૂર્તિને ધારણ કરનારો હું અપરિમેય કર્મ કરીને બ્રહ્માએ પૂજન કરેલા એવા પોતાના લોકના વિષે જઇશ. હે દ્વિજશ્રેષ્ઠ ! હંસ, કુર્મ, મત્સ્ય, વારાહ, નૃસિંહ, વામન, પરશુરામ, દાશરથિ, રામ, કૃષ્ણ અને કલ્કિ એ મ્હારા અવતાર છે[૧૦૧,૧૦૪]. જ્યારે વેદની શ્રુતિઓ નાશ પામી હતી ત્યારે હું તેને પાછી લાવ્યો હતો અને પૂર્વે કૃતયુગમાં મ્હેં લોકોને વેદ તથા શ્રુતિયુક્ત કર્યા હતા[૧૦૫]. જો ત્હેં પુરાણોમાં મ્હારા અવતાર થઈ ગયેલા સાંભળ્યા હોય તો ત્હારે જાણવું કે, પૂર્વે મ્હારા અનેક ઉત્તમ અવતારો થઈ ગયેલા છે[૧૦૬], અને હું તે તે અવતારવડે લોકનું કાર્ય કરીને પુનઃ પોતાની મૂળ પ્રકૃતિને પામ્યો છું. હે નારદ ! ત્હેં એકાંતિક ભાવવડે જે મ્હારૂં દર્શન કર્યું છે તે દર્શન બ્રહ્માએ પણ કર્યું નથી. હે બ્રહ્મન્ ! હે સત્તમ ! ત્હારી ભક્તિને જોઇને એ રીતે મેં તને રહસ્યસહિત પૂર્વની અને ભવિષ્યની કથા કહી છે. ભીષ્મ કહે છેઃ-એ પ્રમાણે ભગવાન વિશ્વમૂર્તિને ધારણ કરનારા અવિનાશી દેવે નારદને કહ્યું અને પછી તેજ સ્થળમાં અંતર્ધાન થયા. પછી મોટા તેજવાળા નારદ પણ પોતાનો ઇચ્છિત અનુગ્રહ પ્રાપ્ત કરીને નારાયણનું દર્શન કરવાને બદ્રિકાશ્રમ પ્રત્યે ગયા. ચાર વેદ અને સાંખ્ય તથા યોગસહિત આ "પંચરાત્ર" નામે મોટું ઉપનિષત્ તેણે કરેલું છે. હે તાત ! નારદે એ ઉપનિષત્ નારાયણના મુખથી જે પ્રમાણે સાંભળ્યું હતું અને જે પ્રમાણે

એવું હતું, તે પ્રમાણે બ્રહ્માના લોકમાં કહી સંભળાવ્યું. યુધિષ્ઠિર કહે છેઃ–એ મોટું આશ્ચર્ય છે કે મહાત્મા નારાયણનું માહાત્મ્ય બ્રહ્મા જાણતા નહોતા કે જેથી તેમણે બુદ્ધિમાન નારદની પાસેથી સાંભળ્યું ? ભગવાન પિતામહ પણ તે દેવની પછી થયેલા છે, તો અમાપ બળવાળા નારાયણના પ્રભાવને કેમ જાણે? ભીષ્મ કહે છેઃ–હે રાજેન્દ્ર! સેંકડો અને હજારો મહાકલ્પ વીતી ગયા, હજારોવાર સૃષ્ટિ ઉત્પન્ન થઇ અને હજારોવાર નાશ પામી. જ્યારે સૃષ્ટિનો ઉત્પત્તિકાળ થાય છે ત્યારે પ્રજાને ઉત્પન્ન કરનાર સમર્થ બ્રહ્મદેવ ઉપજે છે[૧૦૭-૧૧૬], અને દેવમાં શ્રેષ્ઠ એવા નારાયણ તે જાણે છે. હે નૃપ! તે પોતાને ઉત્પન્ન કરનાર ઇશ્વર પરમાત્માને જાણે છે[૧૧૭], પણ બ્રહ્મલોકમાં જે સિદ્ધોના સમુદાય આવ્યા હતા તેઓને નારદે વેદથી પ્રમાણ કરેલું તે પુરાણ સંભળાવ્યું હતું[૧૧૮]. તેઓની પાસે તે શાસ્ત્ર સૂર્યે સાંભળ્યું અને પછી આત્મજ્ઞાનની ઇચ્છાવાળા ભાવિક પુરૂષોને તેણે સંભળાવ્યું[૧૧૯]. વળી સૂર્યના રથની આગળ પાછળ જે છાસઠ હજાર ઋષિઓ ચાલે છે તે ઘણા ભાવિક છે[૧૨૦]. તેઓને સૂર્યે એ શાસ્ત્ર કહ્યું. સૂર્યની પાછળ ચાલનારા મહાત્મા ઋષિઓએ મેરૂ ઉપર આવેલા દેવોને તે ઉત્તમ શાસ્ત્ર સંભળાવ્યું. દેવતાઓની પાસેથી "અસિત" નામે ઉત્તમ મુનિએ તે શાસ્ત્ર સાંભળીને પિતૃઓને સંભળાવ્યું; અને હે ભારત! મને પણ તે શાસ્ત્ર મ્હારા પિતા શાંતનુએ કહ્યું હતું[૧૨૧,૧૨૨]. તેની પાસેથી સાંભળીને મ્હેં તને કહ્યું છે. જે દેવ કે મુનિઓ આ પુરાણને સાંભળે છે તે સર્વ તેને સાંભળીને તેની પ્રશંસા કરે છે[૧૨૪]. હે રાજન્! આ આખ્યાન ઋષિપરંપરાથી પ્રાપ્ત થયેલું છે તે ત્હારે જે પુરૂષ વાસુદેવનો ભક્ત ન હોય તેને કોઈ પ્રકારે કહેવું નહિ. હે રાજન્! ત્હેં મ્હારી પાસેથી બીજાં સેંકડો ઉપાખ્યાન સાંભળ્યાં હશે પણ મ્હેં તે સર્વમાંથી સારરૂપ કાઢીને આ આખ્યાન તને કહ્યું છે. હે રાજન્! જેમ પૂર્વે દેવ અને દૈત્યોએ સમુદ્રનું મંથન કરીને અમૃત કાઢયું હતું, તેમ પૂર્વે બ્રાહ્મણોએ આ કથારૂપી અમૃત કાઢેલું છે. જે પુરૂષ એકાંત (અનન્ય) ભાવથી એકાંતમાં એકાગ્ર થઇને આ આખ્યાનનું પઠન કરે અથવા શ્રવણ કરે[૧૨૫-૧૨૮] તે પુરૂષ "શ્વેત" નામે મહાદ્વીપને પામીને ચંદ્રસમાન કાંતિવાળો થાય તથા ત્યાં જઇને સહસ્ર કિરણવાળા દેવના વિષે પ્રવેશ કરે એમાં સંશય નથી. આ કથાને પ્રથમથી સાંભળવાથી રોગથી પીડાતો પુરૂષ રોગથી મુક્ત થાય છે[૧૨૯,૧૩૦], જે પુરૂષ કામની ઇચ્છાવાળો હોય તેને કામ (ઇષ્ટ મનોરથ) પ્રાપ્ત થાય છે અને ભક્ત પુરૂષને ભક્તની ગતિ પ્રાપ્ત થાય છે. હે રાજન્! ત્હારે પણ નિરંતર પુરૂષોત્તમનું પૂજન કરવું[૧૩૧], કેમકે તેજ જગતના માતા–પિતા અને ગુરૂ છે. હે યુધિષ્ઠિર! હે મહાબાહો! તે ભગવાન્ બ્રહ્મણ્યદેવ અને સનાતન છે. તે મોટી બુદ્ધિવાળા જનાર્દન ત્હારા ઉપર પ્રસન્ન થાઓ[૧૩૨]. વૈશંપાયન કહે છે કે,–હે જનમેજય! આ ઉત્તમ આખ્યાન સાંભળીને ધર્મરાજા તથા તેના સર્વે ભાઈઓ નારાયણમાં શ્રદ્ધા–ભક્તિવાળા થયા[૧૩૩,૧૩૪]. હે ભારત! તેઓ નિરંતર જપયુક્ત થઇને એમ બોલતા હતા કે;–મહાપુરૂષ ભગવાનનો જય થયો છે. વળી તે કહેવા લાગ્યા કે,–અમારા જે શ્રેષ્ઠ ગુરૂ કૃષ્ણદ્વૈપાયન મુનિ છે[૧૩૫], તે પણ "નારાયણ" એ પ્રમાણે બોલીને પરમ જપ કરતા હતા. તે નિરંતર અંતરિક્ષ માર્ગે અમૃતના સ્થાનરૂપ ક્ષીરસમુદ્રમાં જતા હતા; અને ત્યાં દેવના દેવનું પૂજન કરીને પોતાના આશ્રમમાં આવતા હતા. ભીષ્મ કહે છે કેઃ–હે યુધિષ્ઠિર! એ પ્રમાણે નારદે કહેલું સર્વવૃત્તાંત મ્હેં તને કહ્યું[૧૩૬,૧૩૭]. એ આખ્યાન પરંપરાથી ચાલતું આવેલું છે અને મને મ્હારા પિતાએ કહેલું છે. સૂત કહે છેઃ–હે શૌનક! વૈશંપાયને કહેલું એ સર્વ વૃત્તાંત મ્હેં તને કહ્યું[૧૩૮], તથા જનમેજયે પણ તે સાંભળીને વિધિ પ્રમાણે તે આચર્યું હતું. તમે સર્વ તપ કરનારા છો તથા તપ કર્યું છે, તમો સર્વએ વ્રત આચર્યાં છે, તમો સર્વ

વેદને જાણનારાઓમાં શ્રેષ્ઠ છો; અને નૈમિષારણ્યમાં વસનારા છો, તમે ઉત્તમ બ્રાહ્મણો સર્વ શૌનકના મોટા યજ્ઞમાં આવેલા છો[૧૩૯,૧૪૦], માટે સારી રીતે હોમ કરેલા યજ્ઞોવડે સનાતન પરમેશ્વરનું પૂજન કરો. આ પરંપરાથી પ્રાપ્ત થયેલું આખ્યાન મને પૂર્વે મ્હારા પિતાએ કહેલું છે[૧૪૧].

॥ यजध्वं सुहुतैर्यज्ञैः शाश्वतं परमेश्वरम् । पारंपर्यागतं ह्येतत्पित्रा मे कथितं पुरा ॥१४१॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये शतोपरि सप्तषष्ठितमोऽध्यायः ॥१६७॥**

## અધ્યાય ૧૬૮ મો–વિષ્ણુ ભગવાન્ યજ્ઞમાં અગ્રભાગને યોગ્ય છે.

**शौनक उवाच** ॥ कथं स भगवान् देवो यज्ञेष्वग्रहरः प्रभुः ॥
॥ यज्ञधारी च सततं वेदवेदांगवित्तथा ॥ १ ॥

શૌનક કહે છેઃ—ભગવાન સમર્થ નારાયણ દેવ યજ્ઞોમાં સર્વથી આગળ ભાગ લેનારા શા માટે? અને વેદવેદાંગને જાણનારા તે યજ્ઞને ધારણ કરનારા શા માટે? તે મને કહો. અર્થાત્ પોતેજ યજ્ઞ કરનાર અને પોતેજ યજ્ઞના ભોક્તા એ અત્યંત વિરૂદ્ધ છે, માટે તેનું સમાધાન કહો[૧]. વળી ભગવાન પ્રભુ નિવૃત્તિધર્મને ધારણ કરીને રહેલા છે તથા તેમણેજ નિવૃત્તિધર્મ કરેલા છે[૨]; ત્યારે દેવતાઓને પ્રવૃત્તિધર્મરૂપ યજ્ઞોમાં ભાગ લેવાનેયોગ્ય શા કારણથી કર્યા? તથા તેઓની બુદ્ધિઓ પ્રવૃત્તિધર્મમાંથી પાછી વાળીને પુનઃ તેઓને નિવૃત્તિધર્મવાળા કેમ કર્યા?[૩]. હે સૂત! આ અમને સનાતન અને ગૂઢ સંશય છે તેનું તમે છેદન કરો; કેમ કે તમે ધર્મયુક્ત નારાયણની કથાઓને સાંભળી છે[૪]. સૂતપુત્ર કહે છેઃ–હે ઉત્તમ શૌનક! જનમેજયે બુદ્ધિમાન વ્યાસના શિષ્ય વૈશંપાયનને જે પ્રશ્ન કર્યો હતો તે પ્રાચીન કથાસંબંધી પ્રશ્ન હું તમને કહું છું[૫]. પ્રાણીઓના અંતરાત્માનું માહાત્મ્ય સાંભળીને મોટી બુદ્ધિવાળા જનમેજયે વૈશંપાયનને પૂછયું[૬]; જનમેજય કહે છેઃ–બ્રહ્માસહિત આ સર્વે લોક કે જેમાં દેવ, અસુર અને મનુષ્યો રહેલાં છે તે સર્વ અભ્યુદયના અર્થે કહેલી ક્રિયાઓમાં સર્વત્ર આસક્ત થયેલા દેખાય છે[૭], અને હે બ્રહ્મન્! તમે તો એમ કહ્યું છે કે, નિવૃત્તિજ પરમ સુખ છે અને તેજ મોક્ષ છે. જે પુરૂષો પાપ અને પુણ્ય બંનેથી મુક્ત થાય છે તેઓ સહસ્ર જ્યોતિવાળા દેવના વિષે પ્રવેશ કરે છે એમ પણ અમે સાંભળ્યું છે; માટે નિવૃત્તિરૂપ સનાતન મોક્ષધર્મ તો આચરવાને ઘણો કઠિન છે[૮,૯], અને તેથીજ સર્વ દેવતાઓ તેને તજીને હવ્ય અને કવ્યના ભોક્તા થયેલા છે. વળી બ્રહ્મા, રૂદ્ર, "બળ" નામે દૈત્યને હણનાર સમર્થ ઇન્દ્ર, સૂર્ય, તારાઓનો સ્વામી ચંદ્ર, વાયુ, અગ્નિ, વરૂણ, આકાશ, પૃથ્વી અને સર્વ દેવો[૧૦,૧૧] તે સર્વ "આત્માનો પ્રલય થાય છે" એમ જાણતા નથી પણ "આત્માનો પ્રલય થવાનો નથી" એમ જાણે છે અને તેથીજ તેઓ સ્થિર, અસ્થિર અને અવિનાશી માર્ગનો આશ્રય લે છે[૧૨]. જે પુરૂષો ક્રિયાના માર્ગનો આશ્રય કરીને સ્મૃતિમાં કહેલા કાળના પરિમાણરૂપ પ્રવૃત્તિને આશ્રયે રહેલા છે તે ક્રિયાવાળાઓને કાળના પરિમાણમાં મોટો દોષ આવે છે, કેમ કે કાળનું પરિમાણ થઈ શકે એમ નથી તથાપિ તેઓ તેનું પરિમાણ કહે છે[૧૩]. હે વિપ્ર! એ સંશય મ્હારા હૃદયમાં શલ્યની પેઠે ખૂંચે છે, માટે ઇતિહાસનું કથન કરીને મ્હારા એ સંશયને નિવૃત્ત કરો, કેમ કે તે જાણવામાં મને મોટું આશ્ચર્ય લાગે છે[૧૪]. હે દ્વિજ! યજ્ઞમાં દેવતાઓને ભાગ લેનારા શા માટે કહેલા છે? તથા હે બ્રહ્મન્! યજ્ઞમાં દેવતાઓનું પૂજન શા માટે થાય છે?[૧૫]. હે દ્વિજશ્રેષ્ઠ! યજ્ઞોમાં જેઓ ભાગનું ગ્રહણ કરે છે તેઓ મોટા યજ્ઞો કરે છે

ત્યારે તેમાં તેઓ કોને ભાગ આપે છે[11]. વૈશંપાયન કહે છેઃ—હે નરપતિ! ત્હેં અત્યંત ગૂઢ અને આશ્ચર્યકારક પ્રશ્ન પૂછ્યો છે. એ પ્રશ્નનો ઉત્તર જેના-તેનાથી કહેવાય એમ નથી. જેણે તપ કર્યું નથી, જેણે વેદને જાણ્યા નથી અને જે પુરાણને જાણતો નથી તેનાથી આનો ઉત્તર જલદી અપાય એમ નથી; પણ હું તને મોટા હર્ષથી કહું છું કે એ પ્રશ્ન પહેલાં અમે મ્હારા ગુરૂ મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયનને—વેદવ્યાસને પૂછ્યો હતો. તેમના આગળ સુમંતુ, જૈમિનિ, દૃઢ વ્રતવાળો પૈલ, ચોથો હું અને પાંચમો શુક હતા. તેમના એ સર્વે શિષ્યો ઇન્દ્રિયોનું દમન કરનારા, શૌચ અને આચારયુક્ત, ક્રોધને જીતેલા અને ઇન્દ્રિયોને જીતેલા હતા. વ્યાસ મહાત્મા તે સર્વને ચાર વેદ તથા પાંચમો વેદ ભારત ભણાવતા હતા[17,21]. તે સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ તથા સિદ્ધ અને ચારણોએ સેવેલા રમણીય મેરૂ ઉપર વેદનો અભ્યાસ કરતા હતા, તેવામાં ત્હેં જે હમણાં પૂછ્યો તેવોજ સંશય તેઓને થયો હતો[22]. અને તેનો ઉત્તર વ્યાસ મહાત્માએ જે કહ્યો હતો તે મ્હેં સાંભળ્યો છે. હે ભારત ! તે આજ હું તને કહીશ[23]. શિષ્યોનું વચન સાંભળીને સર્વ અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનાર અને પરાશરના પુત્ર શ્રીમાન્ વેદવ્યાસ આ પ્રમાણે વચન બોલ્યા કેઃ—હે સત્તમો ! મ્હારા મનમાં એવી ઇચ્છા થઇ હતી કે હું ભૂત, વર્તમાન અને ભવિષ્ય સઘળું જાણું[24,25], અને તે કારણથી મ્હેં અતિશય કઠિન તપ કર્યું. જ્યારે મ્હેં ઇન્દ્રિયોને નિયમમાં રાખીને ક્ષીરસમુદ્રના કિનારા ઉપર તપ કર્યું ત્યારે નારાયણની કૃપાથી મને મ્હારી ઇચ્છા પ્રમાણે આ ત્રિકાળજ્ઞાન પ્રાપ્ત થયું છે; માટે તમારા ઉત્તમ સંશયનું સમાધાન હું તમને યથાન્યાય કહું છું તે તમે સાંભળો[26,27]. કલ્પના આદિકાળમાં જે બન્યું હતું તે મ્હારા જ્ઞાનરૂપી નેત્રવડે મ્હેં જોયું છે. સાંખ્ય અને યોગને જાણનારા પુરૂષો જેને "પરમાત્મા" કહે છે[28], તે, પોતાના કર્મવડે મહાપુરૂષ એવી સંજ્ઞાને પામે છે. એ મહાપુરૂષથી અવ્યક્ત ઉત્પન્ન થયું, તેને પંડિતો "પ્રધાન" કહે છે[29], એ અવ્યક્તરૂપ ઇશ્વરથી જગતની ઉત્પત્તિના અર્થે વ્યકત ઉત્પન્ન થયું છે. એ વ્યકતને લોકો "અનિરૂદ્ધ" કહે છે અને કોઇ તેને "મહત્તત્ત્વ" પણ કહે છે[30]. એ મહાન આત્માએ વ્યકતપણાને પામીને પિતામહ (બ્રહ્મદેવ)ને ઉત્પન્ન કર્યા, તેને "અહંકાર" કહે છે. તે અહંકાર સર્વ તેજોમય છે[31]. પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ એ પાંચ મહાભૂતોને અહંકારે પાંચ પ્રકારે સરજ્યાં છે[32]. એ મહાભૂતને સરજીને પછી તેના ગુણોને ઉત્પન્ન કર્યા છે. એ ભૂતથી ઉપજેલા મૂર્તિમાન ગુણો હું તને કહું છું, તે તું સાંભળ[33]. મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ઋતુ, મહાત્મા વસિષ્ઠ અને સ્વાયંભુ મનુ[34], એ આઠ પ્રકૃતિઓ જાણવી. એ આઠ પ્રકૃતિઓના વિષે લોકો રહેલા છે. લોકના પિતામહ બ્રહ્માએ વેદ તથા વેદાંગથી યુક્ત અને યજ્ઞ તથા યજ્ઞનાં અંગસહિત તે આઠને કર્યા, કે જેથી મનુષ્યો પરલોકની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે. એ આઠ પ્રકૃતિઓથી આ સઘળું વિશ્વ ઉત્પન્ન થયું છે[35-36]. તે બ્રહ્માના રોષથી રૂદ્ર ઉત્પન્ન થયો. તેણે બીજા દસ રૂદ્રોને ઉત્પન્ન કર્યા. એ અગિયાર રૂદ્ર તે વિકારરૂપ પુરૂષો છે[37]. તે રૂદ્રો પ્રકૃતિઓ અને સર્વ દેવર્ષિઓ ઉત્પન્ન થઈને લોકની સિદ્ધિને માટે બ્રહ્મદેવની પાસે આવ્યા[38]. અને બોલ્યાઃ—હે ભગવન્ ! સમર્થ એવા તમોએ અમને સરજ્યા છે. હે પિતામહ ! હવે જેણે જે અધિકાર ઉપર વર્તવું યોગ્ય હોય તે અમને કહો[39]. તમે અમને જે અર્થનું ચિંતન કરવારૂપ અધિકાર સોંપ્યો છે તે કર્ત્તાપણાના અભિમાનસહિત અમોએ કેવી રીતે પરિપાલન કરવો[40] માટે અમને અર્થનું ચિંતન કરવારૂપ અધિકારનું બળ આપો. એવાં તેઓનાં વચન સાંભળીને તે મોટા દેવ બ્રહ્માએ તે દેવોને આ પ્રમાણે કહ્યું[41]. બ્રહ્મા કહે છેઃ—હે દેવો ! તમોએ મને બહુ રૂડે પ્રકારે વિજ્ઞાપના

કરી છે. તમારૂં કલ્યાણ થાઓ. તમોને જે ચિંતા ઉપજી છે તેજ ચિંતા મને પણ થઇ છે[42]. આ ત્રણે લોકનો પરિગ્રહ શી રીતે કરવો તથા તમારા અને મ્હારા બળનો ક્ષય શી રીતે ન થાય ? એ વિચારવા જેવું છે[43]. માટે આપણ સર્વ અહીંઆંથી લોકોના સાક્ષી કે જે મહાપુરૂષ અવ્યક્ત છે તેના શરણે જઇએ; અને તે જે રીતે આપણું હિત થાય તેમ હશે તે આપણને કહેશે[44]. પછી તે સર્વ દેવો બ્રહ્માની સાથે ક્ષીરસમુદ્રના ઉત્તર કિનારે ગયા, કેમકે તેઓના મનમાં લોકનું હિત કરવાનો અર્થ રહેલો હતો[45]. પછી ત્યાં જઈને તેમણે બ્રહ્માએ જે તપ કરવાની આજ્ઞા કરી તે વેદમાં કહેલું તપ કરવા માંડયું. એ પરમ કઠિન તપનું નામ "મહાનિયમ" હતું[46]. તેઓની દૃષ્ટિ ઉંચે હતી, તેઓના બાહુઓ ઉંચા રાખેલા હતા, તેઓનું મન એકાગ્ર હતું, તેઓ સર્વ એક ચરણ ઉપર ઉભા રહેલા હતા અને તેઓ સાવધાન થઇને કાષ્ઠવત્ નિશ્ચયપણે તપ કરતા હતા[47]. એ રીતે દેવનાં હજાર વર્ષ વીતતાં સુધી તેમણે મહા કઠિન તપ કર્યું ત્યારે તેમણે વેદ અને વેદાંગથી યુક્ત એવી મધુર વાણી સાંભળી.[48]. શ્રીભગવાન કહે છેઃ– બ્રહ્મા સહિત હે દેવો ! તથા તપરૂપ ધનવાળા હે ઋષિઓ ! હું તમો સર્વને સ્વાગત (ભલે પધાર્યા) કહીને તથા તમારૂં પૂજન કરીને પછી તમને ઉત્તમ વચન સંભળાવું છું[49]. તમારે જે કાર્ય છે તે મ્હેં જાણ્યું છે. એથી લોકનું મોટું હિત થશે, માટે તે કાર્ય પ્રવૃત્તિયુક્ત છતાં પણ તમારે કરવા યોગ્ય છે. વળી તે કાર્ય તમારા પ્રાણને પુષ્ટિ આપનારૂં છે[50]. હે દેવો ! હે મોટા સત્વવાળા ! તમોએ જે વસ્તુની પ્રાપ્તિ કરવાની ઇચ્છાથી સારી રીતે તપ કર્યું છે તે તપનું ઉત્તમ ફળ તમે ભોગવશો[51]. બ્રહ્મા લોકના ગુરૂ અને પિતામહ છે, તથા તમે દેવતાઓમાં શ્રેષ્ઠ છો. તમે સર્વ મળીને એકાગ્ર ચિત્તે મ્હારૂં પૂજન કરો[52]. હે ઇશ્વરો ! તમે સર્વ મળીને જે જે યજ્ઞ કરો તેમાં નિરંતર મ્હારા ભાગની કલ્પના કરો; અને હે દેવો ! હું તમને તમારા અધિકાર પ્રમાણે કલ્યાણ પ્રાપ્ત કરીશ[53]. વૈશંપાયન કહે છેઃ–દેવના દેવ ભગવાનનું એવું વચન સાંભળીને બ્રહ્મા, સર્વ દેવો અને મહર્ષિઓ હર્ષથી રોમાંચિત થયા[54]. પછી તેઓએ વેદમાં કહેલા વિધિ પ્રમાણે વિષ્ણુયાગ કર્યો અને તે યજ્ઞમાં બ્રહ્માએ વિષ્ણુના ભાગની કલ્પના કરી, તેમજ દેવ અને દેવર્ષિઓએ પણ સ્વયમેવ વિષ્ણુના ભાગની કલ્પના કરી[55]. પછી કૃતયુગના ધર્મવાળા વિષ્ણુને અર્પણ કરેલા તે સર્વ ભાગોએ અંધકારથી પર, આદિત્યસમાન વર્ણવાળા, સર્વથી મોટા, સર્વ સ્થાનમાં ગતિવાળા, સર્વના ઇશ, વરદાનને આપનારા, સર્વથી સમર્થ, મહાપુરૂષ દેવને કથન કર્યું કે તમને પ્રાપ્ત થવાને અર્પણ કરેલા અમો સર્વ તમારી પાસે આવ્યા છીએ[56,57]. એવું સાંભળી મહેશ્વર અને વરદાન આપનાર તે દેવે સ્વસ્થ થઇને આકાશવાણીવડે સર્વ દેવોને કહ્યુંઃ–જેણે જે ભાગ મ્હારા અર્થે કલ્પ્યો હતો તે ભાગ મને પ્રાપ્ત થયો છે, અને હું તે ભાગને પામીને પ્રસન્ન થયો છું, તેથી આ સ્થળમાં આવૃત્તિલક્ષણ તેનું ફળ આપું છું[58,59]. હે દેવો ! મ્હારી કૃપાથી ઉત્પન્ન થયેલા ફળનું એ લક્ષણ છે કે તમે યુગે યુગે મોટા મોટા અને રૂડે પ્રકારે ઉત્તમ દક્ષિણાઓ સાથે સમાપ્ત થયેલા યજ્ઞોમાં પૂજાશો અને યજ્ઞની પ્રવૃત્તિના ફળને ભોગવનારા થશો. હે દેવો ! સર્વ લોકમાં જે યજ્ઞ કરશે તે સર્વ વેદમાં કહેલા ભાગ તમારા અર્થે કલ્પશે. જે દેવે આ મોટા યજ્ઞમાં મ્હારો ભાગ જેવી રીતે કલ્પ્યો છે તેજ પ્રમાણે યજ્ઞનો ભાગ તેને મળે, એમ મ્હેં વેદસૂત્રમાં કહેલું છે. યજ્ઞના ભાગનું જે ફળ, તે તમને પ્રાપ્ત થશે. તેવડે તમે સર્વ લોકનું પાલન કરો[60-63]. બ્રહ્મદેવે તમને જે જે અધિકાર ઉપર નિર્માણ કર્યા હોય તે તે અધિકાર ઉપર રહીને તમે સર્વ અર્થનું ચિંતવન કરશો. લોકમાં પ્રવૃત્તિધર્મના ફળથી સત્કાર પામેલી જે જે ક્રિયાઓ ચાલશે તે તે ક્રિયાઓવડે તમારૂં બળ પુષ્ટ થશે અને તેથી તમે

લોકને ધારણ કરી શકશો. મનુષ્યો સર્વ યજ્ઞોમાં તમારો સત્કાર કરશે અને એવી રીતે તમે યજ્ઞોવડે સત્કાર પામીને મ્હારો સત્કાર કરશો; અને હું તમને જે આ વરદાન આપું છું તે મ્હારા તરફથી થયેલો તમારો સત્કાર માનવો. મ્હેં વેદ અને ઔષધિઓસહિત યજ્ઞો એટલા માટે નિર્માણ કર્યા છે કે એ સર્વની રૂડે પ્રકારે યોજના થવાથી દેવતાઓ પ્રસન્ન થાય છે. હે સુરશ્રેષ્ઠો ! જ્યારથી કલ્પનો ક્ષય થયો છે ત્યારથી મ્હેં પ્રવૃત્તિના ગુણથી કલ્પના કરીને તમારૂં નિર્માણ કરેલું છે[૬૪-૬૭]; માટે હે ઈશ્વરો ! તમે તમારા અધિકાર પ્રમાણે લોકનું હિત થાય તેવું ચિંતવન કરો[૬૮]. વળી મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ, એ સાતને મ્હેં મનવડે નિર્માણ કર્યા છે[૬૯]. એ સાતે વેદને જાણનારાઓમાં શ્રેષ્ઠ છે, અને મ્હેં તેઓને "વેદાચાર્ય" નિર્માણ કર્યા છે. વળી તેઓ પ્રવૃત્તિધર્મવાળા છે, અને મ્હેં તેઓને પ્રજાપતિ કલ્પ્યા છે[૭૦]. ક્રિયાવાળા (કર્મમાર્ગી) ઓનો સનાતન માર્ગ આ પ્રમાણે વ્યક્ત થાય છે તેને "અનિરૂદ્ધ" એવું નામ આપેલું છે, અને તે પ્રભુ લોકોની સૃષ્ટિ કરનારો છે. અર્થાત્ કર્મમાર્ગથી લોકસૃષ્ટિ ઉત્પન્ન થાય છે[૭૧]. વળી સનત્, સનત્સુજાત, સનક, સનંદન, સનત્કુમાર, કપિલ અને સનાતન[૭૨], એ સાતે બ્રહ્માના માનસિક પુત્ર કહેવાય છે. એ સર્વે જ્ઞાન પ્રાપ્ત થવાથી નિવૃત્તિધર્મને આશ્રયેલા છે[૭૩]. એ સર્વ યોગને જાણનારાઓમાં મુખ્ય છે તથા સાંખ્ય જ્ઞાનમાં પ્રવીણ છે. વળી તે ધર્મશાસ્ત્રના આચાર્ય છે અને મોક્ષધર્મને પ્રવર્તાવનારા છે[૭૪]. જેનાવડે અવ્યકતના ત્રણ ગુણવાળો મોટો અહંકાર વિસ્તાર પામ્યો–સાત્વિકાહંકાર, રાજસાહંકાર અને તામસાહંકાર ઉપજ્યો, તેનાથી પર ક્ષેત્રજ્ઞને જે પામે છે તે મુક્ત થાય છે. અર્થાત્ ત્રણ પ્રકારના અહંકારથી ત્રણ પ્રકારની સૃષ્ટિ થયેલી છે. જેઓ અત્યંત સાત્વિક છે તેઓ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યના બળથી અહંકારથી પર ક્ષેત્રને સંહારક્રમે કરીને પ્રવેશ કરે છે; જેઓ રાજસ્ છે તેઓ અહંકારથી પરાચીન શબ્દાદિ કર્મને પુરૂષાર્થ માનીને પ્રવૃત્તિમાં અધિકાર પામે છે.[૭૫] હું નિવૃત્તિ–માર્ગરૂપ છું, તેથી કર્મરૂપ પ્રવૃત્તિમાર્ગવાળાને દુર્લભ છું; કેમકે કર્મમાર્ગવાળાને પુનરાવૃત્તિ ( જન્મ–મરણાદિ ) પ્રાપ્ત થયા કરે છે, અને નિવૃત્તિમાર્ગવાળાને જન્મ–મરણાદિ પ્રાપ્ત થતાં નથી. જે પ્રાણીને જે કર્મમાં નિર્માણ કરેલો છે તે પ્રાણી તે કર્મમાં પ્રવૃત્તિ કે નિવૃત્તિ પામીને તેનાં મોટાં ફળને અનુભવે છે. અર્થાત કર્મની પ્રવૃત્તિથી પુનરાવૃત્તિરૂપ ફળ મળે છે અને કર્મની નિવૃત્તિથી મોક્ષરૂપ ફળ મળે છે. જે પ્રાણીને પ્રવૃત્તિ કે નિવૃત્તિરૂપ જેવા જેવા કર્મમાં નિર્માણ કર્યો છે તે તે કર્મનું મોટું ફળ તે ભોગવે છે. આ સમર્થ બ્રહ્મા જગતનો આરંભ કરનાર અને લોકના ગુરૂ છે.[૭૬,૭૭] તે તમારા માતા, પિતા અને પિતામહ છે. મ્હારા ઉપદેશથી તે સર્વ પ્રાણીઓને વરદાન આપનારા થશે.[૭૮] એનો પુત્ર કે જે તેના લલાટથી ઉત્પન્ન થયેલો છે તે સર્વ ભૂતને ધારણ કરનાર, પ્રભુને ઉપદેશ કરનાર બ્રહ્મા થશે[૭૯]. હે દેવો ! હવે તમે જાઓ અને વિધિપૂર્વક પોતપોતાના અધિકારનો વિચાર કરો તથા સર્વ લોકમાં સર્વ ક્રિયાઓને શીઘ્ર પ્રવર્તાવો[૮૦]. વળી તમે પ્રાણીઓને કર્ત્તવ્ય કર્મ તથા તેઓની ગતિઓનો ઉપદેશ કરો. હે ઉત્તમ દેવો ! પ્રાણીઓનાં કાળે કરીને સ્થિતિવાળાં થયેલાં આયુષ્યનો પણ નિયમ કરો[૮૧]. હમણાં " કૃતયુગ " નામે શ્રેષ્ઠ કાળ પ્રવર્તમાન થયેલો છે. આ યુગના વિષે યજ્ઞના પશુઓની હિંસા ન થવી જોઇએ. આ વિધિ નિશ્ચિત જાણવો[૮૨]. હે દેવો ! આ યુગના વિષે સઘળા ધર્મને ચતુષ્પાદ જાણવો. ( ધર્મના ચાર પાયા જાણવા. ). પછી " ત્રેતા " નામે યુગ થશે તથા તેના વિષે વેદત્રયી ( ત્રણ વેદ) થશે[૮૩]. એ યુગમાં યજ્ઞના વિષે પશુઓનું પ્રોક્ષણ માત્ર કરવાથી વધ કર્યો કહેવાશે. એ યુગમાં ધર્મનો ચોથો પાદ નાશ પામશે[૮૪]. પછી " દ્વાપર " નામે મિશ્રકાળ ઉત્પન્ન થશે તે

યુગમાં ધર્મના બે પાદ ન્યૂન થશે[૮૫]. પછી "કલિ" નામનો ચોથો યુગ પ્રાપ્ત થશે તેમાં જ્યાં ત્યાં ધર્મ એક પાદ ઉપર રહેલો જોવામાં આવશે[૮૬]. એ પ્રમાણે બોલતા જગદ્‌ગુરૂ ભગવાનનાં વચન સાંભળીને દેવ તથા દેવર્ષિઓ બોલ્યા કે,–હે ભગવન્! જ્યારે એક પાદ ઉપર રહેલો ધર્મ પ્રવર્ત્તશે ત્યારે અમારે શું કરવું, તે અમને કહો. શ્રીભગવાન કહે છેઃ–હે ઉત્તમ દેવો! જ્યાં વેદ, યજ્ઞ, તપ, સત્ય, ઇન્દ્રિય–દમન અને ધર્મસહિત અહિંસા પ્રવર્તતાં હોય તે દેશને તમારે સેવવો. એથી અધર્મ તમને પાદવડે સ્પર્શ કરી શકશે નહિ[૮૭,૮૯]. વ્યાસ કહે છેઃ–પછી એ પ્રમાણે ઋષિઓના ગણ (સમૂહ) સહિત દેવોને ભગવાને ઉપદેશ કર્યો તે સાંભળીને તે સર્વ દેવો પોતાની ઇચ્છામાં આવ્યું ત્યાં ગયા[૯૦]. સર્વ દેવતાઓ ગયા એટલે બ્રહ્મા તે સ્થળમાં ઉભા રહ્યા, કેમકે તેમની ઇચ્છા અનિરૂદ્ધના શરીરમાં રહેલા (અનિરૂદ્ધરૂપે રહેલા) ભગવાનનું દર્શન કરવાની હતી[૯૧]. પછી ભગવાને હયશિરારૂપ ધારણ કરીને બ્રહ્માને પોતાનું રૂપ દેખાડયું. તે રૂપને ઘોડાના જેવું મોટું મસ્તક હતું તથા તે અંગસહિત વેદનું પઠન કરતા હતા અને તેણે હાથમાં ત્રિદંડ તથા કમંડળ ગ્રહણ કર્યું હતું[૯૨]. વ્યાસ કહે છેઃ–પછી અમાપ બળવાળા તે દેવ હયશિરા જોઈને, લોકોનું હિત કરવાની ઇચ્છાથી, લોકના કર્ત્તા સમર્થ બ્રહ્મદેવે તે વરદાન આપનારા દેવને મસ્તક નમાવીને પ્રણામ કર્યો તથા તેમની પાસે હાથ જોડીને ઉભા રહ્યા. ત્યારે તે દેવે બ્રહ્માને આલિંગન આપ્યું તથા આ પ્રમાણે વચન કહ્યું[૯૩,૯૪]. ભગવાન કહે છેઃ–હે બ્રહ્મન્! તું લોકનાં કર્મ અને તેમની સર્વ ગતિઓનો યથાવિધિ વિચાર કર, કેમકે તું સર્વ પ્રાણીઓનો બનાવનાર અને જગતનો સમર્થ ગુરૂ છે[૯૫]. ત્હારા વિષે ભાર આરોપીને હું તત્કાળ સંતોષ પામીશ. જ્યારે દેવોને અવિસહ્ય (ન સહેવાય એવું) સંકટ આવી પડશે અને ત્હારે તેઓનું કાર્ય કરવું હશે[૯૬], તે સમયે હું આત્મજ્ઞાનનો ઉપદેશ કરનારો અવતાર ધારણ કરીશ. એ પ્રમાણે કહીને ભગવાન હયશિરા ત્યાંજ અંતર્ધાન થયા[૯૭]. બ્રહ્મા પણ તેમનો ઉપદેશ પામીને થોડીવારમાં પોતાના લોકના વિષે ગયા. હે મહાભાગ! સનાતન નારાયણ કે જેની નાભિથી કમળ ઉત્પન્ન થયેલું છે તે એ રીતે યજ્ઞમાં સર્વથી આગળ ભાગ લેનારા અને નિરંતર યજ્ઞને ધારણ કરનારા થયેલા છે, તેણે મોક્ષની ઇચ્છાવાળાઓના અર્થે નિવૃત્તિધર્મ ઉત્પન્ન કર્યો છે, અને સંસારની ઇચ્છાવાળાઓના અર્થે પ્રવૃત્તિધર્મ કર્યો છે. એ રીતે લોકમાં વિચિત્રતા ઉત્પન્ન કરી છે[૯૮,૯૯]. તે દેવ જગતનો આદિ, મધ્ય અને અંત છે; વળી તેજ દેવ ધારણ કરનાર, ધારણ કરવા યોગ્ય વસ્તુ, કર્ત્તા અને કાર્ય છે. જ્યારે તે યુગના અંતે શયન કરે છે ત્યારે સર્વ લોકનું આકર્ષણ થઇ જાય છે, અને યુગના આદિ કાળમાં જ્યારે જાગ્રત થાય છે ત્યારે જગત ઉત્પન્ન થાય છે[૧૦૦]. એ દેવ નિર્ગુણ, મહાત્મા, જન્મરહિત, વિશ્વરૂપ તથા સર્વ દેવના ધામરૂપ છે, તેને નમસ્કાર હજો[૧૦૧]. વળી તે મહાભુતના અધિપતિ, રૂદ્રોના પતિ, આદિત્યના પતિ અને વસુઓના પતિ છે, એવા તે દેવને પ્રણામ છે[૧૦૨]. તે બન્ને અશ્વિનીપુત્રોના પતિ, વાયુઓના પતિ, વેદ અને યજ્ઞના અધિપતિ તથા વેદાંગના પતિ છે, એવા તે દેવને પ્રણામ છે[૧૦૩]. તે નિરંતર સમુદ્રમાં વસનાર, હરિ, મુંજકેશી, શાંત અને સર્વ પ્રાણીને મોક્ષ ધર્મના કહેનાર છે, એવા તે દેવને નમસ્કાર છે[૧૦૪]. તે તપ, તેજ અને યશના પતિ છે, તે નિરંતર વચન (સરસ્વતી)ના પતિ છે અને તે નદીઓના પણ પતિ છે, એવા તે દેવને નમસ્કાર છે[૧૦૫]. તે કપર્દી, એક શીંગડાવાળા બુદ્ધિમાન વરાહ, સૂર્યરૂપ, હયશિરા અને સદૈવ વાસુદેવાદિ ચાર મૂર્તિઓને ધારણ કરી રહેલા દેવ છે[૧૦૬]; વળી તે ગુહ્ય અને માત્ર જ્ઞાનવડે દૃશ્ય છે, તેમજ તે ક્ષરરૂપ અને અક્ષરરૂપ છે, એવા તે દેવને નમસ્કાર

છે. એજ દેવ સર્વત્ર ગતિવાળા તથા નિર્વિકારી થઇને વ્યાપ્ત છે[૧૦૭], તથા વિજ્ઞાનરૂપી નેત્રવાળા પુરૂષોનું જ્ઞેય બ્રહ્મ પણ એજ દેવ છે. પૂર્વે મ્હેં જ્ઞાનરૂપી નેત્રવડે એ પ્રમાણે જે જોયું હતું તે સર્વ તમારા પૂછવાથી તમને કહ્યું. હે શિષ્યો ! તમે મ્હારા કહેવા પ્રમાણે કરો અને સમર્થ હરિનું સેવન કરો. વેદના શબ્દોવડે તેનું ગાન કરો અને યથાવિધિ તેનું પૂજન કરો[૧૦૮,૧૦૯]. વૈશંપાયન કહે છે:—એ પ્રમાણે બુદ્ધિમાન્ વ્યાસે અમને કહેલું છે, પછી અમે સર્વ શિષ્યો, પરમ ધર્મને જાણનારો તેમનો પુત્ર શુક[૧૧૦] અને હે પૃથ્વીપતે ! તે અમારા ગુરૂ વ્યાસ, એ સર્વ મળીને ચાર વેદના મંત્રોવડે તે દેવની સ્તુતિ કરવા લાગ્યા[૧૧૧]. હે જનમેજય ! તું જે મને પૂછે છે તે વિષે એ પ્રમાણે મ્હેં તને સર્વ કહ્યું. હે રાજન્ ! અમારા ગુરૂ વ્યાસ–દ્વૈપાયને અમને પૂર્વે એ પ્રમાણેજ કહેલું છે[૧૧૨]. જે પુરૂષ "ભગવાનને પ્રણામ છે" એવી રીતે બોલીને તથા એકાગ્ર ચિત્તવાળો થઇને આ કથાનું નિત્ય શ્રવણ કરે અથવા કીર્તન કરે તે પુરૂષ રોગરહિત, બુદ્ધિમાન્, બળવાન અને રૂપવાળો થાય. રોગી પુરૂષ આ કથાના શ્રવણથી રોગથી મુક્ત થાય, કેદી હોય તે બંધનથી મુકત થાય[૧૧૩,૧૧૪]. કામી પુરૂષ પોતાની કામનાને પૂર્ણ કરે તથા દીર્ઘ આયુષ્યની પ્રાપ્તિ થાય. આ કથાનું શ્રવણ કરનાર બ્રાહ્મણને સર્વ વેદ પ્રાપ્ત થાય, ક્ષત્રિયને વિજય પ્રાપ્ત થાય[૧૧૫]. વૈશ્યને પુષ્કળ લાભ થાય અને શૂદ્રને સુખ પ્રાપ્ત થાય. પુત્ર વિનાનો પુરૂષ આ કથા સાંભળે તો તેને પુત્રની પ્રાપ્તિ થાય, કન્યાને ઇચ્છિત વર મળે[૧૧૬], સંતાન જન્મતાં સ્ત્રી કષ્ટાતી હોય તો તેનો છુટકારો થાય અને ગર્ભવતીને પુત્ર પ્રાપ્તિ થાય. જો વંધ્યા આ કથાને સાંભળે તો પુત્ર અને પૌત્રની સમૃદ્ધિવાળું સંતાન પામે[૧૧૭], અને માર્ગમાં જતાં જતાં આ કથાનું પઠન કરે તો તે કુશળપણે માર્ગમાં ચાલ્યો જાય. જે પુરૂષ જે મનોરથની ઇચ્છા કરે તે મનોરથ તેને નિશ્ચય પ્રાપ્ત થાય[૧૧૮]. મહર્ષિ વ્યાસનું આ નિશ્ચયવાળું વચન છે કે, ઉત્તમપુરૂષ મહાત્મા નારાયણના તથા ઋષિ અને દેવોના સમાગમનું આ જે કીર્તન કર્યું છે તેને સાંભળીને ભકત પુરૂષો ઉત્તમ સુખને પામે છે[૧૧૯].

॥ इदं महर्षेर्वचनं विनिश्चितं महात्मनः पुरुषवरस्य कीर्तितम् ॥

॥ समागमं चर्षिदिवौकसामिमं निशम्य भक्ताः सुसुखं लभंते ॥ ११९ ॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नाराणीये शतोपरि अष्टषष्ठितमोऽध्यायः ॥ १६८ ॥**

## અધ્યાય ૧૬૯ મો–શ્રી ભગવાને અર્જુનને પોતાના નામનું વર્ણન કરી બતાવ્યું.

**जनमेजय उवाच** ॥ अस्तोषीद्यैरिमं व्यासः सशिष्यो मधुसूदनम् ॥

॥ नामभिर्विविधैरेषां निरुक्तं भगवन्मम ॥ १ ॥

જનમેજય કહે છેઃ—હે ભગવન્ ! શિષ્યોસહિત વ્યાસમુનિએ જે અનેક પ્રકારનાં નામવડે મધુસૂદનનું સ્તવન કર્યું હતું તે સઘળાં નામનું વિવેચન મને કહેવું યોગ્ય છે[૧], કેમ કે હું પ્રજાના પતિ બ્રહ્મદેવના ઇશ્વર હરિનું સેવન કરનારો છું; માટે તેમનાં નામનું વિવેચન સાંભળીને હું, શરદ્ઋતુના ચંદ્ર સમાન નિર્મળ થાઉં[૨]. વૈશંપાયન કહે છે:—હે રાજન્ ! સમર્થ તથા શત્રુવીરને હણનાર હરિએ પ્રસન્ન થઇને સર્વજ્ઞત્વાદિ પોતાના ગુણ તથા જગતને ઉત્પન્ન કરવા આદિ પોતાનાં કર્મથી ઉત્પન્ન થયેલાં નામનું જે વિવેચન અર્જુનને કહ્યું હતું તે હું તને કહું છું, તે તું સાંભળ. હે રાજન્ ! શત્રુના વીરને હણનાર અર્જુન, મહાત્મા કેશવનાં જે જે નામ ઋષિઓએ કહેલાં હતાં, તે તે નામનું વિવેચન ભગવાન કેશવને

પૂછવા લાગ્યો[3-4]. અર્જુન કહે છે કે,–હે ભગવન્ ! હે ભૂત અને ભવિષ્યના ઈશ્વર ! હે સર્વ ભૂતના સ્રષ્ટા ! હે અવ્યય ! હે લોકના સ્થાનરૂપ ! હે જગતના નાથ ! હે લોકને અભય આપનાર ![5] હે દેવ ! હે કેશવ ! વેદ અને પુરાણોમાં મહર્ષિઓએ તમારાં જે જે નામ કહેલાં છે તથા જે નામ કર્મવડે ગુહ્ય છે[6], તે સર્વ નામનું વિવેચન હું તમારી પાસેથી સાંભળવાને ઈચ્છું છું. હે પ્રભો ! તમારા વિના બીજો કોઇ તે નામનું વિવેચન કરી શકશે નહિ[7]. શ્રીભગવાન કહે છે:–હે અર્જુન ! શ્રેષ્ઠ ઋષિઓએ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, પુરાણ, ઉપનિષદ્, જ્યોતિષ, સાંખ્ય, યોગ તેમજ આયુર્વેદમાં મ્હારાં નામ ઘણાં કહેલાં છે[8,9]. તેમાં કેટલાંક નામ ગુણથી ઉત્પન્ન થયેલાં છે, અને કેટલાંક નામ કર્મથી ઉત્પન્ન થયેલાં છે. હે નિષ્પાપ! તેમાંથી કર્મવડે ઉત્પન્ન થયેલાં નામનું વિવેચન તું સાવધાન થઇને સાંભળ[10]. હે તાત ! તું મ્હારૂં અર્ધ છે, એમ પૂર્વે ઋષિઓએ કહેલું છે, માટે હું તને મ્હારા નામનું વિવેચન કહું છું. પ્રાણીઓના સર્વોત્તમ યશરૂપ પરમાત્માને પ્રણામ છે[11]. જે પરમાત્મા નારાયણ, વિશ્વરૂપ, નિર્ગુણ અને ગુણાત્મક છે, જેની પ્રસન્નતામાંથી બ્રહ્મદેવ ઉત્પન્ન થયા છે, જેના ક્રોધમાંથી રૂદ્રદેવ ઉત્પન્ન થયા છે[12], તથા જે સ્થાવર અને જંગમ પ્રાણીમાત્રનું ઉત્પત્તિસ્થાન છે, તેને નમસ્કાર છે. હે સત્વવાળાઓમાં શ્રેષ્ઠ અર્જુન ! અઢાર પ્રકારના ગુણવાળી જે મ્હારી પરમ પ્રકૃતિ* છે, જે પૃથ્વ્યાત્મક અને સ્વર્ગાત્મક થઈને યોગવડે લોકોનું ધારણ કરે છે, તે અઢાર ગુણના વાચક નામવડે હું પણ નામવાળો કહેવાઉં છું. મ્હારી એ પ્રકૃતિઓમાંથી ઋતા પ્રકૃતિ કર્મના ફળરૂપ છે, તે બ્રહ્મલોકપર્યંતનું સુખ આપે છે. સત્યા અબાધિત ચિન્માત્ર સ્વરૂપ છે. અમરા મોક્ષ આપે છે. અજય્યા કોઇથી જીતાતી નથી[13,14]. એ સર્વ પ્રકૃતિઓથી જગતની ઉત્પત્તિ અને પ્રલયરૂપ વિકાર ઉપજે છે. તપ, યજ્ઞ, યજ્ઞ કરનાર, પ્રાચીન પુરૂષ, વિરાટ્, એ સર્વ મ્હારા અનિરૂદ્ધસ્વરૂપનાં નામ છે. મ્હારૂં એ સ્વરૂપ જગતની ઉત્પત્તિ અને લય કરનાર છે. હે કમળસમાન નેત્રવાળા અર્જુન ! જ્યારે બ્રહ્માની રાત્રિનો ક્ષય થાય છે ત્યારે અમાપ તેજવાળા અનિરૂદ્ધસ્વરૂપની કૃપાથી એક કમળ ઉત્પન્ન થાય છે. તે પછી તેજ દેવની કૃપાથી બ્રહ્મા ઉપજે છે[15-17]. જ્યારે દિવસનો ક્ષય થાય છે ત્યારે તે દેવ ક્રોધાવિષ્ટ થાય છે અને તેના લલાટથી જગતનો સંહાર કરનાર પુત્ર "રૂદ્ર" નામે ઉત્પન્ન થાય છે[18]. એ રીતે બ્રહ્મા અને રૂદ્ર બન્ને દેવ અનુક્રમે પ્રસન્નતા અને ક્રોધથી ઉપજેલા છે; અને તે દેવની આજ્ઞા પ્રમાણે જગતની ઉત્પત્તિ અને પ્રલય કરે છે[19]. તે બન્ને દેવ સર્વ પ્રાણીઓને વરદાન આપનારા છે પણ તે નિમિત્ત માત્રજ છે, કેમ કે તેઓની ઉત્પત્તિના કારણ જે આદિદેવ છે તેમણે બતાવેલે માર્ગેજ તેઓ કાર્ય કરે છે. હે પાંડુના પુત્ર ! એમાં પ્રલય કરનાર દેવને "કપર્દી, જટિલ, સ્મશાનવાસી[20], ઉગ્ર વ્રત આચરનાર, રૂદ્ર, યોગી, પરમ દારૂણ, દક્ષના યજ્ઞનો ભંગ કરનાર અને ભગ દેવતાનાં નેત્ર હરણ કરનાર" એ રીતે કહે છે[21]. હે અર્જુન ! એ દેવને પ્રત્યેક યુગમાં નારાયણસ્વરૂપ જાણવા. હે કુંતિપુત્ર ! એ દેવના દેવ મહેશ્વરનું પૂજન કરવાથી સમર્થ નારાયણ દેવનું પૂજન કર્યા સમાન ફળ થાય છે. હે પાંડુનંદન ! હું સમગ્ર લોકનો આત્મા છું, અને મ્હારો આત્મા રૂદ્ર છે[22,23], માટે પ્રથમ હું મ્હારા આત્મસ્વરૂપ રૂદ્રનું પૂજન કરૂં છું. હું મનમાં એમ જાણું છું કે જો હું વરદાન આપનારા અને કલ્યાણસ્વરૂપ મહાદેવનું પૂજન કરૂં નહિ તો પછી મ્હારા આત્માનું અન્ય કોઈ પૂજન કરે નહિ, કેમ કે હું જેને પ્રમાણ કરૂં છું તેનું લોક અનુવર્તન કરે છે[24,25]; માટે મ્હેં જેને પૂજવા

* પ્રીતિ, પ્રકાશપણું, વૃદ્ધિ, લઘુતા, સુખ, અદીનતા, અસંરંભ, સંતોષ, શ્રદ્ધાળુપણું, ક્ષમા, ધૃતિ, અહિંસા, શૌચ, અક્રોધ, સરળતા, સમતા, સત્ય અને અનસૂયા, એ અઢાર ગુણવાળી પ્રકૃતિ છે.

યોગ્ય પ્રમાણે કર્યા હોય તેનું મ્હારે પૂજન કરવું જોઇએ, એમ સમજીને હું તેને પૂજું છું. જે પુરૂષ તે રૂદ્રને જાણે છે તે મનેજ જાણે છે, અને જે તેને પૂજે છે તે મનેજ પૂજે છે[૨૬]. રૂદ્ર અને નારાયણ એ એકજ સત્વને બે પ્રકારે કરેલું છે. અર્થાત્ તે બે એકજ છે. હે કૌંતેય ! એજ સત્વ સર્વ કર્મના વિષે પ્રત્યેક વ્યકિતમાં રહીને વિચરે છે[૨૭]. હે પાંડવનંદન ! "મને કોઇ વરદાન આપવાને સમર્થ નથી" એમ મનમાં વિચારીને મ્હેં મનવડે પુત્રના અર્થે તે આત્માસ્વરૂપ દેવનું આરાધન કર્યું હતું. વિષ્ણુ, આત્મા વિના બીજા કોઇ દેવને પ્રમાણ કરતા નથી, માટે હું રૂદ્રની ભકિત કરૂં છું. વળી બ્રહ્મા, રૂદ્ર, ઇન્દ્ર અને ઋષિઓસહિત સર્વ દેવો, દેવના વિષે શ્રેષ્ઠ એવા નારાયણ–હરિનું પૂજન કરે છે. હે ભારત ! જે પ્રાણીઓ ભૂતકાળમાં થઈ ગયા છે, જે પ્રણીઓ ભવિષ્યકાળમાં થશે અને જે પ્રાણીઓ વર્તમાનકાળમાં છે, એ સર્વના અગ્રણી ( મુખ્ય ) વિષ્ણુ છે; અને તેજ દેવ નિરંતર સેવન કરવા યોગ્ય તથા પૂજન કરવા યોગ્ય છે. હે કૌંતેય ! તું હવિષૂ (બલિદાન) ને આપનાર વિષ્ણુને પ્રણામ કર; તેમજ તું શરણ આપનાર વિષ્ણુને પણ પ્રણામ કર[૨૮.૩૨]. વળી તું વરદાનને આપનાર અને હવ્ય તથા કવ્યના ભોકતા એવા વિષ્ણુને પણ પ્રણામ કર. હે અર્જુન ! ચાર* પ્રકારના પુરૂષો મ્હારા ભક્ત હોય છે, એમ ત્હેં મ્હારાથી સાંભળ્યું છે[૩૩]. તેમાંથી જે એકાંતિક ભક્ત હોય છે તથા જે આત્મવ્યતિરિક્ત બીજા દેવને ભજતા નથી તેજ શ્રેષ્ઠ છે. અર્થાત્ જ્ઞાનીઓ શ્રેષ્ઠ છે. તેઓ કર્મ કરીને તેના ફળની અપેક્ષા રાખતા નથી, માટે તેઓની ગતિ હુંજ થાઉં છું[૩૪]. એ વિના જે બાકીના ત્રણ પ્રકારના ભકતો છે તે સર્વ ફળની ઇચ્છાથી ભકિત કરે છે અને તેઓને જન્મ–મરણ મટતું નથી. માત્ર જ્ઞાનીનેજ શ્રેષ્ઠ ફળ મળે છે[૩૫]. જે ભકતો જ્ઞાન પામીને બ્રહ્માને, રૂદ્રને કે, બીજા દેવોને ભજતા હશે તે સર્વ મોક્ષસ્વરૂપ મ્હારા પદને પામશે[૩૬] હે અર્જુન ! ભકતના વિષે જે ભેદ રહેલો છે તે મ્હેં તને એ પ્રમાણે કહ્યો. હે કૌંતેય ! તું અને હું નરનારાયણ છીએ[૩૭] અને આપણે પૃથ્વી ઉપરથી ભાર ઉતારવાને મનુષ્યયોનિમાં પ્રવેશ કર્યો છે. હે ભારત ! હું અધ્યાત્મયોગને જાણું છું[૩૮]. મ્હારાથી નિવૃત્તિલક્ષણ તથા અભ્યુદયલક્ષણ ધર્મ ઉત્પન્ન થયો છે. હું સનાતન દેવ એકલોજ નર (પ્રાણીઓ)નું અયન (સ્થાન) છું[૩૯]. વળી જળને "નારા" કહે છે તથા મનુષ્યોના પ્રાણને જળ કહે છે, તેથી મનુષ્યોના પ્રાણ તે નારા કહેવાય છે, એ નારા એ મ્હારૂં પૂર્વથી અયન (સ્થાન) છે, તેથી હું "નારાયણ" કહેવાઉં છું[૪૦]. સૂર્ય જેમ પોતાનાં કિરણોવડે જગતને ઢાંકે છે, તેમ હું પણ સર્વ જગતમાં વ્યાપ્ત છું તથા સર્વ પ્રાણીઓ મ્હારા વિષે રહેલાં છે, તેથી હું "વાસુદેવ" કહેવાઉં છું[૪૧]. હે ભારત ! હું સર્વ પ્રાણીઓની ગતિછું, સર્વ પ્રાણીનું ઉત્પત્તિસ્થાન છું, હે પાર્થ ! હું પૃથ્વી અને સ્વર્ગમાં વ્યાપ્ત છું, મ્હારૂં તેજ સર્વથી અધિક છે[૪૨]. હે ભારત ! પ્રાણી માત્ર દેહનો અંત થવાથી મ્હારી ઇચ્છિા કરે છે, તથા હું સર્વ પ્રાણીના હૃદયમાં પ્રવેશ કરૂં છું. હે પાર્થ એ સર્વ હેતુથી મને "વિષ્ણુ" કહે છે[૪૩]. મનુષ્યો પોતાની ઇન્દ્રિયોનું દમન કરીને તથા પૃથ્વી, સ્વર્ગ, અને અંતરિક્ષમાં જઇને સિદ્ધિ પ્રાપ્ત કરવાને મ્હારી ઇચ્છિા કરે છે માટે હું "દામોદર" કહેવાઉં છું[૪૪]. અન્ન, વેદ, જળ અને અમૃત, એમાંના પ્રત્યેકનું નામ "પૃશ્નિ" છે. એ સર્વ મ્હારા ગર્ભમાં છે માટે હું "પૃશ્નિગર્ભ" કહેવાઉં છું[૪૫]. "ત્રિત" નામે મુનિને કૂવામાં પડેલા જોઇને ઋષિઓ મને કહેવા લાગ્યા કે, એકત અને દ્વિત મુનિઓએ ત્રિતને કૂવામાં નાખ્યા છે, માટે હે પૃશ્નિગર્ભ ! તમે ત્રિતનું રક્ષણ કરો[૪૬]. એ રીતે પૃશ્નિગર્ભનું કીર્તન કરવાથી ઋષિઓમાં શ્રેષ્ઠ અને બ્રહ્માના

* શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહેલા આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની.

આદ્ય પુત્ર કૂવામાંથી બહાર નીકળ્યા. એવું પૃશ્નિગર્ભનું કીર્તન કરવાનું ફળ છે[47]. સૂર્ય, અગ્નિ અને ચંદ્ર, લોકમાં પ્રકાશે છે તેનાં કિરણો તે મ્હારા કેશ કહેવાય છે, એ કારણથી સર્વજ્ઞ બ્રાહ્મણો મ્હારૂં નામ "કેશવ" કહે છે[48]. "કેશવ" નામની ઉત્પત્તિ તથા તેનું ફળ કહું તે તું સાંભળ. મહાત્મા ઉત્તથ્ય મુનિએ કોઇ એક સમયે પોતાની પત્નીના વિષે ગર્ભ ધારણ કર્યો હતો[49]. પછી કોઈક સમયે દેવની માયાવડે ઉતથ્ય અંતર્ધાન થયા હતા (જડતા નહોતા કે બહાર ગયા હતા) તે સમયે તે મહાત્માની પત્નીની પાસે બૃહસ્પતિ આવ્યા[50]. હે કૌંતેય! પછી મૈથુનના અર્થે આવેલા તે ઋષિશ્રેષ્ઠ બૃહસ્પતિને પાંચ ભૂતથી યુક્ત થયેલા તે ગર્ભે કહ્યું કે,–હે વરદાન આપનારા ઋષિ! હું પ્રથમથીજ આ ગર્ભસ્થાનમાં આવેલો છું, માટે તમારે મ્હારી માતાને પીડા કરવી યોગ્ય નથી. આવું વચન સાંભળીને બૃહસ્પતિને ક્રોધ ઉત્પન્ન થયો તથા ગર્ભને શાપ દીધો કે,–મૈથુનની ઇચ્છાથી આવેલા મને ત્હેં નિવારણ કર્યો તેથી તું મ્હારા શાપવડે આંધળો થઇશ એમાં સંશય નથી[51-53]. પછી તે ઋષિશ્રેષ્ઠના શાપવડે તે ગર્ભને અંધકાર પ્રાપ્ત થયો–તે આંધળો થયો અને તેથી તે ઋષિનું નામ "દીર્ઘતમા" એવું પડયું હતું[54]. એ દીર્ઘતમાએ અંગ તથા ઉપાંગસહિત સનાતન ચારે વેદને પામીને મ્હારાં આ ગુહ્ય નામની યોજના કરી[55]. અને વારંવાર ક્રમે કરીને "કેશવ" એ પ્રકારે બોલવા લાગ્યા; તેથી તેને નેત્ર પ્રાપ્ત થયાં તથા તે ઇન્દ્રિયયુકત થયા[56]. હે અર્જુન! એ પ્રકારે મ્હારૂં "કેશવ" એવું નામ સર્વ દેવ અને મહાત્મા ઋષિઓને વરદાન આપનારૂં છે. હવે હૃષીકેશ શબ્દની ઉત્પત્તિ કહું છું. આ જગત અગ્નિ–સોમમય છે, અને જઠરાગ્નિને અગ્નિ કહે છે તથા અન્નને સોમ કહે છે. એ રીતે અગ્નિ સોમની સાથે યુકત થઈને એકયોનિપણાને પામેલો છે, કેમકે જો બન્નેનું ઉત્પત્તિસ્થાન એક ન હોય તો તેના વિષે ભોકતૃભાવ અને ભોગ્યભાવ હોય નહિ. આ સકળ જગતમાં ભોકતૃભાવ અને ભોગ્યભાવ બન્ને માલૂમ પડે છે, માટે સ્થાવર–જંગમ જગત અગ્નિમય અને સોમમય છે[57,58]. વળી પુરાણનો એક શ્લોક છે કે અગ્નિ અને સોમ એ બન્નેનું ઉત્પત્તિસ્થાન એક છે, અને તેમાં દેવોનું મુખ અગ્નિ છે. તે બન્નેનું ઉત્પત્તિસ્થાન એક હોવાથી તેઓ પરસ્પર યોગ્ય થઇને જગતનું ધારણ કરે છે[59].

॥ अपि हि पुराणो भवति एकयोन्यात्मकावग्निषोमौ देवाश्चाग्निमुखा इति ॥
॥ एकयोनित्वाच्च परस्परमर्हंतो लोकान् धारयंत इति ॥ ५९ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये शतोपरि नवषष्ठितमोऽध्यायः ॥ १६९ ॥

---

## અધ્યાય ૧૭૦ મો–ભગવન્નામ વર્ણન અને બ્રાહ્મણોની સર્વથી શ્રેષ્ઠતા.

अर्जुन उवाच ॥ अग्निषोमौ कथं पूर्वमेकयोनिप्रवर्त्तितौ ॥
॥ एष मे संशयो जातस्तं छिंधि मधुसूदन ॥ १ ॥

અર્જુન કહે છેઃ–હે મધુસૂદન! પૂર્વે અગ્નિ અને સોમ એ બન્ને એકજ યોનિમાંથી શી રીતે પ્રવૃત થયા, એ વિષયમાં મને સંશય ઉપજ્યો છે, તેને નિવૃત્ત કરો[1]. શ્રી ભગવાન કહે છેઃ–હે પાંડુપુત્ર! એ વિષે આત્માના તેજમાંથી ઉત્પન્ન થયેલું પુરાણ હું તને કહું છું તે તું એકચિત્તે સાંભળ[2]. જ્યારે પ્રલયકાળ વ્યતીત થયો, જ્યારે એક હજાર વાર ચાર યુગ વહી ગયા, જ્યારે સર્વ ભૂત અવ્યક્ત સ્થિતિમાં હતાં, જ્યારે સર્વ સ્થાવર અને જંગમ પ્રાણી પ્રલયમાં લીન થઈ ગયાં હતાં, જ્યારે તેજ, પૃથ્વી અને વાયુરહિત અંધકારમય સમય હતો, જ્યારે સર્વત્ર એક જળના મહાસાગરમય સર્વ લોક થઈ ગયા હતા[3],

જ્યારે જળની પેઠે બ્રહ્મસ્વરૂપ પણ પોતાના અદ્વિતીય મહિમામાં સ્થિત થયેલું હતું[૪]. જ્યારે રાત્રિ કે, દિવસ હતો નહિ, જ્યારે સત્ કે, અસત હતું નહિ અને જ્યારે વ્યક્ત કે, અવ્યક્તની કાંઈ વ્યવસ્થા હતી નહિ[૫]. એવી સ્થિતિ હતી ત્યારે નારાયણના ગુણો—ઐશ્વર્યના આશ્રય અજરામર, ઇંદ્રિયરહિત, અગ્રાહ્ય, અસંભવ, સત્ય, અહિંસક, રમણીય, અનેક પ્રકારની અનેક પ્રવૃત્તિરૂપ, વૈરરહિત, અક્ષય, અમર, અમૂર્ત, સર્વવ્યાપી, સર્વકર્તા અને શાશ્વત, એવા અંધકારમાંથી નિર્વિકાર અવિનાશી ભગવાન પ્રકટ થયા. તાત્પર્ય કે, તમમાંથી ચિદાત્મા પ્રકટ થયો એટલે આત્મા અહંપ્રત્યયના વિષયપણાને પામ્યો—“ હું છું ” એવું ભાન ઉત્પન્ન થયું[૬]. એ વિષે શ્રુતિરૂપ પ્રમાણ પણ છે[૭]. તે એવું કે “ રાત્રિ નહોતી; દિવસ નહોતો અને સત્ નહોતું, પણ સઘળે વિશ્વરૂપ અંધકાર માત્ર હતું. ” એનો અર્થ એવો કરવો કે, એ તમોયુક્ત ( અંધકારયુક્ત ) કાળને વિશ્વરૂપની રાત્રિ જાણવી[૮]. તમમાંથી જે પુરૂષ ઉત્પન્ન થયો તેને બ્રહ્માનું ઉત્પત્તિસ્થાન જાણવો. તેનાથી બ્રહ્મદેવ ઉત્પન્ન થયા અને તેણે જ્યારે પ્રજાની ઉત્પત્તિ કરવાનો વિચાર કર્યો ત્યારે તે પુરૂષે પોતાના બે નેત્રમાંથી અગ્નિ અને સોમને ઉત્પન્ન કર્યાં. પછી ભૂતસર્ગને ઉત્પન્ન કર્યો અને પ્રજાના ક્રમથી બ્રહ્મ ( બ્રાહ્મણજાતિ ) અને ક્ષત્ર ( ક્ષત્રિયજાતિ ) ઉત્પન્ન થયું. જે સોમ ઉત્પન્ન થયો હતો તેને બ્રહ્મ જાણવું અને બ્રહ્મ નેજ બ્રાહ્મણ જાણવું, અર્થાત્ સોમથી બ્રાહ્મણ થયા. જે અગ્નિ ઉત્પન્ન થયો તેને ક્ષત્ર ( ક્ષત્રિય) જાણવું. ક્ષત્રજાતિથી બ્રાહ્મણજાતિ બળવત્તર છે. કોઇ કહેશે કે, શા કારણથી ક્ષત્રિયથી બ્રાહ્મણ બળવાન છે ? તો તે પ્રત્યક્ષજ છે કે, ક્ષત્રિયથી બ્રાહ્મણના ગુણો ઉત્તમ છે, માટે ક્ષત્રિયથી બ્રાહ્મણ બળવાન છે. જેમ,—“ પૂર્વે કોઈ એવું પ્રાણી ઉત્પન્ન થયું નથી કે, જે બ્રાહ્મણથી શ્રેષ્ઠ હોય. જે પુરૂષ બ્રાહ્મણના મુખમાં હોમે છે તે પ્રજ્વલિત અગ્નિમાં હોમે છે એમ જાણવું ” માટે હું કહું છું કે, “ બ્રહ્માએ (બ્રાહ્મણે) ભૂતસૃષ્ટિ કરી અને ભૂતોની સૃષ્ટિમાં સ્થિતિ કરી તથા ત્રણ લોકને ધારણ કરી રાખ્યા. ” એવું મંત્રનું વચન પણ છે[૯]. અગ્નિથી પણ બ્રાહ્મણ અધિક છે, તે વેદમાં કહેલી અગ્નિની સ્તુતિના મંત્રથી સિદ્ધ થાય છે. “ હે અગ્નિ ! તું યજ્ઞનો હોતા ( ઋત્વિક્ ) છે અને સઘળા દેવ, મનુષ્ય તથા જગતનું હિત કરનારો છે. ” અર્થાત અગ્નિથી હોતા શ્રેષ્ઠ છે અને હોતા બ્રાહ્મણ છે માટે બ્રાહ્મણ અગ્નિથી શ્રેષ્ઠ છે[૧૦]. એ વિષે વેદની શ્રુતિ છે કે “ હે અગ્નિ ! તું સઘળા યજ્ઞનો હોતા છે. જગતના દેવ અને મનુષ્યો તને ધારણ કરે છે ”[૧૧]. વળી “ અગ્નિ યજ્ઞનો હોતા અને કર્તા છે. અગ્નિ બ્રહ્મ છે ”[૧૨]. મંત્ર વિના હોમ થતો નથી અને પુરૂષ વિના તપનો સંભવ નથી. દેવ, મનુષ્ય અને ઋષિઓને હવિ તથા મંત્રોની સામગ્રી પૂજનના અર્થે છે. અર્થાત્ દેવ, મનુષ્ય અને ઋષિઓ મંત્ર તથા હવિવડે અગ્નિનું પૂજન કરે છે માટે તું હોતા છે, એમ મંત્રમાં કહેલું છે, તેમાંથી મનુષ્યને જે અગ્નિહોત્રનો અધિકાર છે તે માત્ર બ્રાહ્મણનેજ છે. ક્ષત્રિય અને વૈશ્ય દ્વિજાતિ છે ખરા, પણ તેમને હોમવાનો અધિકાર નથી, માટે બ્રાહ્મણોજ અગ્નિસ્વરૂપ થઈને યજ્ઞોનું વહન કરે છે. યજ્ઞો દેવોને તૃપ્ત કરે છે અને દેવો પૃથ્વીની સંભાવના કરે છે. શતપથ બ્રાહ્મણમાં પણ “ અગ્નિ બ્રાહ્મણનું મુખ છે ” એમ કહેલું છે[૧૩]. જે જ્ઞાની પુરૂષ બ્રાહ્મણના મુખમાં આહુતિ હોમે છે તે પ્રજ્વલિત અગ્નિમાં હોમે છે એમ જાણવું[૧૪]. એ પ્રમાણે અગ્નિસ્વરૂપ વિદ્વાન બ્રાહ્મણો અગ્નિને તૃપ્ત કરે છે અને અગ્નિ વિષ્ણુરૂપ છે તે સર્વ પ્રાણીમાં પ્રવેશ કરીને પ્રાણોનું ધારણ કરે છે[૧૫]. એ વિષે સનત્કુમારગીતામાં શ્લોકો કહેલા છે તે એવા કે, “ સર્વના આદિ બ્રહ્માએ પૂર્વે વ્યવસ્થિત જગત ઉત્પન્ન કર્યું; તેમાં બ્રહ્માથી ઉપજેલા દેવો—બ્રાહ્મણના બળથી દેવપણાને પામેલા પુરૂષો વેદના ઘોષની સાથે સ્વર્ગ

પામતા હતા[૧૬]. જેમ શીકું ઘી આદિ પદાર્થોને ધારણ કરી રાખે છે, તેમ બ્રાહ્મણોની વાણીરૂપ શીકું, બુદ્ધિ, વચન, કર્મ, શ્રદ્ધા, તપ, પૃથ્વી અને સ્વર્ગ, એ સર્વને ધારણ કરી રાખે છે[૧૭]. સત્યથી મોટો ધર્મ નથી, માતાના સરખો ઉત્તમ ગુરૂ નથી, તેમજ આલોક અને પરલોકમાં ઉન્નતિ આપનાર બ્રાહ્મણ વિના બીજું કાંઈ નથી[૧૮]. જે રાજાના રાજ્યમાં બ્રાહ્મણો વૃત્તિહીન થઇને ભટકે છે તે રાજાના રથને બળદ કે, ઘોડા ખેંચતા નથી. તેના રાજ્યમાં રસાદિ ઉત્પન્ન કરવાના યંત્રો રસાદિને ઉત્પન્ન કરતાં નથી અને તે રાજાનો પ્રદેશ ચોરથી વ્યાપ્ત થાય છે અને તેઓ પોતે પણ નાશ પામે છે[૧૯]. વેદ, પુરાણ અને ઇતિહાસના પ્રમાણથી જણાય છે કે, બ્રાહ્મણો નારાયણના મુખથી ઉત્પન્ન થયેલા છે. તે સર્વના આત્મારૂપ છે. તે સર્વના કર્તા છે અને તે સર્વને સુખ આપનાર છે[૨૦]. વરદાનને આપનારા તે દેવના દેવ જે સમયે વાણીનો સંયમ કરીને રહેલા હતા તે સમયે તેનાથી બ્રાહ્મણો પ્રકટ થયા[૨૧]. અને બ્રાહ્મણોથી બાકીના ચાર વર્ણ ઉત્પન્ન થયા. એ પ્રકારે સુર (દેવ), અસુર (દાનવો) અને બ્રાહ્મણોને હું કે, જે બ્રહ્મસ્વરૂપ છું તેણે અર્થાત્ મેં પોતેજ પ્રથમ ઉત્પન્ન કર્યા છે. મેંજ સુર, અસુર અને મહર્ષિઓને તથા બીજાં પ્રાણીને સ્થાપન કર્યા છે અને તેમના ઉપર કૃપા કરી છે[૨૨].* ઇન્દ્રે અહલ્યાનું ધર્ષણ કર્યું તેથી તે હરિશ્મશ્રુપણાને પામ્યો. કૌશિકના નિમિત્તથી ઇન્દ્ર મુષ્ક વિનાનો થયો તથા ઘેટાપણાને અને બળદપણાને પામ્યો[૨૩]. ઇન્દ્રે અશ્વિનીકુમારને યજ્ઞમાં ભાગ લેતા અટકાવવાને વજ્ર ઉગામ્યું ત્યારે ચ્યવનઋષિએ તેના બન્ને હાથને સ્તંભિત કર્યા[૨૪]. દક્ષનો યજ્ઞ ભંગ થયો તેથી ક્રોધ ઉપજવાથી તે દક્ષે પુનઃ તપ કરીને રૂદ્રના કપાળમાં ત્રીજા નેત્રની આકૃતિ ઉત્પન્ન કરી[૨૫]. રૂદ્રે ત્રિપુરનો વધ કરવાને દીક્ષા ધારણ કરી તેથી શુક્રે પોતાના મસ્તકની જટા ઉપાડીને રૂદ્રના તરફ ફેંકી અને તે જટામાંથી ઉત્પન્ન થયેલા સર્પ રૂદ્રના કંઠની ચારે બાજૂ વીંટાઇ ગયા તેથી તેમનો કંઠ નીલવર્ણનો થઇ ગયો, જેથી તે "નીલકંઠ" કહેવાય છે. પૂર્વના સ્વાયંભુવ મન્વંતરમાં નારાયણના હાથેથી ઝલાવાથી નીલકંઠપણું પ્રાપ્ત થયું હતું[૨૬]. અંગિરાનો પુત્ર બૃહસ્પતિ અમૃત ઉત્પન્ન કરવાને પુરશ્ચરણ કરતો હતો, તેણે આચમન કરવા માટે જળનો સ્પર્શ કર્યો. પરંતુ તે જળ સ્વચ્છ થયું નહિ. તેથી બૃહસ્પતિને જળ ઉપર ક્રોધ થયો અને બોલ્યો કે,–હે જળ ! હું ત્હારો સ્પર્શ કરૂં છું તથાપિ તું મલિન રહે છે અને નિર્મળ થતું નથી માટે આજથી આરંભીને મચ્છ, મગર અને કાચબા આદિ જંતુઓવડે તું મલિન થઇશ. તે દિવસથી જળમાં જંતુઓ ઉત્પન્ન થયાં (બ્રાહ્મણોનું એવું મહાત્મ્ય છે)[૨૭]. ત્વષ્ટાનો પુત્ર વિશ્વરૂપ દેવોનો પુરોહિત હતો અને અસુરોનો ભાણેજ હતો. તે વિશ્વરૂપ દેવોને પ્રત્યક્ષ યજ્ઞનો ભાગ આપતો હતો અને અસુરોને પરોક્ષ (દેવો ન જાણે તેમ) ભાગ આપતો હતો[૨૮]. પછી સર્વ અસુરો, હિરણ્યકશિપુને આગળ કરીને વિશ્વરૂપની માતાની પાસે ગયા અને તેની પાસે વરદાન માગ્યું કે,–હે બ્હેન ! આ ત્હારો પુત્ર ત્રણ મસ્તકવાળો ત્વાષ્ટ્ર–વિશ્વરૂપ દેવોનો પુરોહિત છે તે દેવોને પ્રત્યક્ષ ભાગ આપે છે અને અમને પરોક્ષ ભાગ આપે છે. તેથી દેવો વૃદ્ધિ પામે છે અને અમે ક્ષય પામીએ છીએ. માટે ત્હારે એને વારવો જોઇએ. કે, જેથી એ અમારા પક્ષમાં આવે[૨૯]. પછી વિશ્વરૂપ કોઇ સમયે નંદનવનમાં આવ્યો ત્યારે તેની માતાએ તેને કહ્યું કે,–હે પુત્ર ! શું તું શત્રુના પક્ષની વૃદ્ધિ કરીને માતુલ પક્ષનો નાશ કરે છે ? જો એમ હોય તો હવે પછી એમ કરવું યોગ્ય નથી. એવું માતાનું વચન સાંભળીને વિશ્વરૂપે વિચાર્યું કે, માતાના વચનનું ઉલ્લંઘન કરવું, યોગ્ય નથી. એમ ધારીને અને તેના વચનનો આદર કરીને

* હવે ઐતિહાસિક દૃષ્ટાંતોથી બ્રાહ્મણોની સર્વ શ્રેષ્ઠતા બતાવે છે.

હિરણ્યકશિપુના પક્ષમાં ગયો[30]. તે જોઇને બ્રહ્માના પુત્ર વસિષ્ઠે અયોગ્ય જણાવાથી હિરણ્યકશિપુને શાપ દીધો કે, ત્હેં ત્હારા યજ્ઞમાં બીજો હોતા કર્યો તેથી ત્હારો યજ્ઞ સમાપ્ત થશે નહિ અને તું અપૂર્વ પ્રાણીથી વધ પામીશ. આ શાપથી હિરણ્યકશિપુ વધ પામ્યો[31]. આથી વિશ્વરૂપ ખેદ પામ્યો અને તેણે પોતાની માતાના પક્ષની વૃદ્ધિ કરવાને માટે અત્યંત તપ કરવા માંડયું. તેના તપનો ભંગ કરવાના અર્થે ઇન્દ્ર તથા અગ્નિએ શોભાયમાન અપ્સરાઓ મોકલી. તે અપ્સરાઓને જોઇને તેનું મન ક્ષોભ પામ્યું અને અલ્પ સમયમાં તે અપ્સરાઓ ઉપર આસકત થયો. અપ્સરાઓ વિશ્વરૂપને આસકત થયેલો જોઇને બોલી કે,–અમે જે રીતે આવ્યાં છીએ તે રીતે જઈએ છીએ[32]. તે સાંભળીને વિશ્વરૂપે કહ્યું કે,–તમે કયાં જશો ? મ્હારીજ સાથે બેસોની કે, જેથી રૂડાંવાનાં થશે. ત્યારે અપ્સરાઓએ કહ્યું કેઃ–અમે દેવની સ્ત્રીઓ અપ્સરાઓ છીએ. અમે વરદાન આપનારા સમર્થ દેવ ઇન્દ્રના ઉપર પૂર્વથી આશક છીએ–અમે તેને વરેલીઓ છીએ[33]. તે સાંભળીને વિશ્વરૂપે કહ્યું કે,–વારૂ, ત્યારે આજેજ ઇન્દ્રસહિત દેવો હતા–નહતા થઈ જશે–નાશ પામશે. એમ કહીને તે મંત્ર જપવા બેઠો અને મંત્રોના બળથી ત્રિશિરા ( વિશ્વરૂપ ) વધવા લાગ્યો અને પછી તે પોતાના એક મુખથી, સર્વ લોકમાં ક્રિયાવાળા બ્રાહ્મણો જે જે યજ્ઞ કરતા હતા તેમાં સારી રીતે જે સોમરસ હોમાતો હતો તેને પી જવા લાગ્યો, બીજા મુખવડે યજ્ઞમાંના અન્નને ભક્ષણ કરવા લાગ્યો અને ત્રીજા મુખવડે ઇન્દ્રસહિત સર્વે દેવોને ભક્ષણ કરવા તત્પર થયો. ત્યારે ઇન્દ્ર તથા સર્વ દેવો તેને વૃદ્ધિ પામતો તથા સોમપાન કરવાથી સઘળે શરીરે પુષ્ટ થયેલો જોઈને ચિંતાતુર થયા[34], અને ઇન્દ્રસહિત દેવો બ્રહ્માની પાસે ગયા અને બોલ્યા કેઃ–વિશ્વરૂપ સર્વ યજ્ઞોમાં રૂડે પ્રકારે હોમેલો સોમરસ પી જાય છે અને અમને ભાગ મળતો નથી. અસુરનો પક્ષ વૃદ્ધિ પામે છે અને અમે ક્ષય પામીએ છીએ. માટે હવે અમારૂં શ્રેય થાય એમ કરવું ઘટે છે[35]. ત્યારે બ્રહ્માએ કહ્યું કેઃ–ભૃગુવંશના ઋષિ દધીચ તપ કરે છે તેની પાસે એવું વરદાન માગો કે, તેથી તે ઋષિ પોતાના દેહનો ત્યાગ કરે. દધીચઋષિ દેહનો ત્યાગ કરે એટલે તેના અસ્થિવડે વજ્ર કરો[36]. બ્રહ્મદેવનાં એવાં વચન સાંભળીને સર્વ દેવો જે સ્થળમાં દધીચઋષિ તપ કરતા હતા ત્યાં ગયા. ઇન્દ્રસહિત દેવો તેની પાસે જઇને, બોલ્યા કે,–હે ભગવન્ ! આપનું તપ નિર્વિઘ્ન અને નિરંતરાય તો છે ?[37] તેઓને જોઇને દધીચ બોલ્યા કેઃ–તમો સર્વ ભલે પધાર્યા, મને શી આજ્ઞા છે તે કહો. તમે જે કહેશો તે હું કરીશ[38]. ત્યારે દેવોએ કહ્યું કે,–લોકના હિતના અર્થે ભગવાને ( તમોએ ) શરીરનો ત્યાગ કરવો ઘટે છે[39]. આવું દેવોનું વચન સાંભળીને દધીચઋષિ લગાર પણ ક્ષોભ પામ્યા નહિ. કેમ કે, તેમના મનથી સુખ અને દુઃખ સમાન હતું તથા તે મોટા યોગી હતા તેથી તેમણે તત્કાળ સમાધિ કરીને પોતાના શરીરનો ત્યાગ કર્યો[40]. દધીચઋષિ પરમાત્મ સ્વરૂપને પામ્યા એટલે બ્રહ્માએ તેનાં અસ્થિ લઇને એક વજ્ર કર્યું. તે બ્રાહ્મણનાં અસ્થિથી ઘડેલું વજ્ર અભેદ્ય અને અપ્રધૃષ્ય હતું તે વજ્રમાં વિષ્ણુએ પ્રવેશ કર્યો અને તેવડે ઇન્દ્રે વિશ્વરૂપને હણ્યો. ઇન્દ્રે વિશ્વરૂપનું મસ્તક કાપી નાખ્યું એટલે ત્વષ્ટાએ તેના શરીરનું મથન કરીને ઇન્દ્રનો શત્રુ વૃત્રાસુર ઉત્પન્ન કર્યો તેને પણ ઇન્દ્રે માર્યો[41]. એ રીતે બે પ્રકારની બ્રહ્મહત્યા થવાથી ઇન્દ્ર ભય પામ્યો અને તેથી તે દેવરાજ્યનો ત્યાગ કરી માનસ સરોવરના જળની મધ્યે ઉત્પન્ન થયેલા શીતળ કમળના નાળની પાસે ગયો. ત્યાં જઇને તે પોતાનાં ઐશ્વર્યના યોગથી અણુ સરખો થઇને કમળના નાળની ગાંઠમાં સંતાઇ પેઠો[42]. હવે બ્રહ્મહત્યાના ભયથી શચીનો સ્વામી અને ત્રણ લોકનો રાજા ઇન્દ્ર નાસી ગયો; ત્યારે જગત

અનીશ્વર ( સ્વામીરહિત ) થયું તેથી વેદમાં રજોગુણ અને તમોગુણરૂપ મળ ભરાયો, મહર્ષિઓના મંત્ર પ્રવૃત્ત ન થવા લાગ્યા, રાક્ષસો ઉત્પન્ન થયા, બ્રહ્મવિદ્યા નાશ પામી અને ઇન્દ્ર (રાજા) વિનાના લોકો નિર્બળ અને સેહેલથી પરાજય પામી શકે એવા થયા[૪૩]. પછી દેવ અને ઋષિઓએ મળીને આયુના પુત્ર નહુષને દેવના રાજ્યમાં અભિષેક કર્યો. નહુષ રાજાના લલાટ ઉપર સર્વના તેજનું હરણ કરનાર પાંચસો તેજસ્વી રત્ન પ્રકાશતાં હતાં અને તે સાથે તે સ્વર્ગનું પાલન કરવા લાગ્યો[૪૪]. રાજા પ્રાપ્ત થયો એટલે લોકો પોતાના મનની સ્થિરતાને પામ્યા તથા સ્વસ્થ અને હર્ષયુક્ત થયા[૪૫]. પછી નહુષ બોલ્યો કે,–ઇન્દ્રની સ્ત્રી શચી વિના ઇન્દ્રના ઉપભોગની સઘળી સામગ્રી મને પ્રાપ્ત થઈ છે. એમ કહીને તે શચીની પાસે ગયો અને બોલ્યો કે,–હે સુભગે ! હું દેવોનો ઇન્દ્ર છું માટે તું મને ભજ. ત્યારે શચીએ તેને પ્રત્યુત્તર આપ્યો કે,–તું સ્વભાવથી ધર્મવત્સલ છે તથા ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલો છે માટે ત્હારે પરસ્ત્રીની આબરૂ લેવા વિચાર કરવો ઉચિત નથી[૪૬]. ત્યારે તેને નહુષે કહ્યું કેઃ–હમણાં હું ઇન્દ્રની પદ્વિ ઉપર બેઠેલો છું. ઇન્દ્રનું રાજ્ય અને રત્ન મને પ્રાપ્ત થયાં છે, તે લેવામાં જેમ મને કોઇ પ્રકારનો અધર્મ નથી, તેમ તું પણ ઇન્દ્રની ભોગ સામગ્રી પૈકી એક છે માટે તને ભોગવવામાં પણ કાંઈ અધર્મ નથી. એ સાંભળીને શચીએ નહુષને કહ્યું કેઃ–મ્હેં એક વ્રત કર્યું છે તે હજી પૂર્ણ થયું નથી, તે થોડા દિવસમાં પૂર્ણ થશે ત્યારે હું અવભૃથ સ્નાન કરીને ત્હારી પાસે આવીશ. શચીનું એવું વચન સાંભળીને નહુષ ત્યાંથી પાછો ગયો[૪૭], પણ પછી દુઃખ અને શોકથી પીડાયલી તથા સ્વામીના દર્શનની ઇચ્છાવાળી શચી નહુષના ભયથી વ્યાકુળ થઈને બૃહસ્પતિની પાસે ગઇ. બૃહસ્પતિએ તેને અતિશય ઉદ્વિગ્ન જોઇને ધ્યાન કરી જોયું તો, તેના મનમાં પોતાના સ્વામીનું કાર્ય સુધારવાની ચિંતા (બૃહસ્પતિના) જાણવામાં આવી. એ સર્વ જાણીને બૃહસ્પતિએ તેને કહ્યું કે,–હે શચિ ! તું જે વ્રત હમણાં કરે છે તે વ્રત અને તપયુક્ત રહીને વરદાન આપનારી દેવી ઉપશ્રુતિનું આવાહન કર, એટલે તે તને ઇન્દ્ર દેખાડશે. બૃહસ્પતિનું એવું વચન સાંભળીને શચીએ મોટો નિયમ ધારણ કર્યો અને પછી મંત્રોવડે વરદાન આપનારી દેવી ઉપશ્રુતિનું આવાહન કર્યું તેથી ઉપશ્રુતિ દેવી શચીની પાસે આવી અને બોલી કે,–આ હું આવી છું. ત્હેં મને બોલાવી માટે આવી છું, હવે હું ત્હારૂં શું પ્રિય આચરૂં ? ત્યારે તે દેવીને મસ્તક નમાવી પ્રણામ કરીને શચીએ કહ્યું કે,–હે ભગવતિ ! તું સત્ય છે અને ઋત (યથાર્થ) છે માટે મ્હારો સ્વામી ક્યાં છે ? તે તું મને બતાવ તે ઉપરથી તે દેવી શચીને માનસરોવરમાં લઇ ગઇ અને બિસ ( કમળનાળ )ની ગાંઠમાં સંતાઇ રહેલા તેના સ્વામી ઇન્દ્રને બતાવ્યો[૪૮]. ઇન્દ્ર તે સમયે પોતાની પત્નીને કૃશ અને ગ્લાનિ પામેલી જોઈને વિચાર કરવા લાગ્યો કે, અરે ! આ મને કેવું મોટું દુઃખ પ્રાપ્ત થયું છે કે, મ્હારી દુઃખથી પીડાયલી પત્ની મને સંતાઇ ગયેલો છતાં પણ શોધી કાઢી મ્હારી પાછળ આવી છે. પછી ઇન્દ્રે તેને કહ્યું કે,–હે સ્ત્રી ! શી રીતે તું ત્હારા દિવસ કાઢે છે ? ત્યારે શચીએ ઉત્તર આપ્યો કે,–નહુષ મને પોતાની સ્ત્રી કરવાને બોલાવે છે અને તેને મ્હેં મુદત આપી છે. એવું સાંભળીને ઇન્દ્રે કહ્યું કે,–જા, તું નહુષને એ રીતે કહે કે, "આજ સુધીમાં જેના ઉપર કોઇ બેઠો ન હોય એવા અપૂર્વ ઋષિયુક્ત ( ઋષિઓ જેનું વહન કરે એવા ) વાહન ઉપર બેસીને તું મને પરણી જા. ઇન્દ્રનાં મોટાં મોટાં મનને પ્રસન્ન કરે એવાં વાહન છે તેના ઉપર તો હું બેસી ચૂકી છું માટે તું મેં કહ્યા તેવા બીજી જાતના વાહન ઉપર બેસીને આવ અને મને લઇ જા." એવું સાંભળીને શચી હર્ષ પામીને પોતાના ઘેર ગઇ અને ઇન્દ્રે પણ પુનઃ બિસની ગ્રંથિમાં પ્રવેશ કર્યો[૪૯]. પછી ઇન્દ્રાણીને

આવેલી જોઇને તેને નહુષે કહ્યું કે,–તેં જે મુદ્દત કરી હતી તે પૂરી થઇ છે. એવું સાંભળીને શચીએ ઈન્દ્રે શીખવાડયું હતું તે પ્રમાણે તેને કહ્યું. એટલે તે નહુષ મહર્ષિઓએ ઉંચકેલા વાહન ઉપર ચઢીને શચીની પાસે જવા લાગ્યો[૫૦]. તેવામાં મિત્રાવરૂણના પુત્ર અને કુંભમાંથી ઉત્પન્ન થયેલા ઋષિશ્રેષ્ઠ અગસ્ત્યે વિચાર્યું કે, નહુષ રાજા આ મહર્ષિઓનો ધિક્કાર કરે છે. એવામાં નહુષે પોતાના બન્ને ચરણવડે અગસ્ત્યને સ્પર્શ કર્યો. એટલે અગસ્ત્યે નહુષને કહ્યું કે,–હે પાપિન્! હે અકાર્યમાં પ્રવૃત્ત થયેલા! જ્યાં સુધી પૃથ્વી અને પર્વત રહે, ત્યાં સુધી તું પૃથ્વીપર પડ અને સર્પ થા. મહર્ષિના એવા વચનની સાથેજ તે, વાહનમાંથી નીચે પડયો[૫૧]. હવે પુનઃ પણ ત્રૈલોક્ય ઈન્દ્ર (રાજા) વિનાનું થયું. તેથી ઇન્દ્રની પ્રાપ્તિના અર્થે દેવ અને ઋષિઓ ભગવાન વિષ્ણુના શરણે ગયા અને કહ્યું કે,–હે ભગવન્! બ્રહ્મહત્યાઓથી ઈન્દ્રનું રક્ષણ કરવું ઘટે છે. પછી તે વરદાન આપનારા દેવે તેઓને કહ્યું કે,–ઇન્દ્રે "અશ્વમેધ" નામે વૈષ્ણવ યજ્ઞ કરવો કે, જેથી તે પુનઃ પોતાના પદને પામશે. પછી દેવ તથા ઋષિઓએ ઇન્દ્રને શોધવા માંડયો પણ જ્યારે તેઓને ઇંદ્ર જડયો નહિ ત્યારે તેઓએ શચીને કહ્યું કે,–હે સુભગે! તું જા, અને ઇન્દ્રને શોધી લાવ. પછી શચી પુનઃ તે સરોવર ઉપર ગઈ એટલે ઇન્દ્ર તે સરોવરમાંથી નીકળીને બૃહસ્પતિની પાસે ગયો. બૃહસ્પતિએ "અશ્વમેધ" નામે મોટો યજ્ઞ ઇન્દ્રના અર્થે આરમ્ભ્યો. તે યજ્ઞમાં કૃષ્ણસાર એવો મેધ્ય અશ્વ છોડયો અને તેનુંજ વાહન કરીને બૃહસ્પતિએ દેવોના રાજા ઇન્દ્રને તેનું સ્થાન પ્રાપ્ત કરી આપ્યું.[૫૨] પછી દેવોએ અને ઋષિઓએ દેવોના રાજા ઇંદ્રની સ્તુતિ કરી તથા ઇંદ્ર પણ સ્વર્ગમાં રહીને નિષ્પાપ થયો, બ્રહ્મહત્યાને પણ સ્ત્રી, અગ્નિ, વનસ્પતિ અને ગાય, એ ચાર સ્થાનમાં વેહેંચી નાખી. એ પ્રમાણે બ્રાહ્મણના તેજના પ્રભાવથી વૃદ્ધિ પામેલો ઇન્દ્ર શત્રુઓનો વધ કરીને પોતાના સ્થાનને પામ્યો[૫૩]. પૂર્વે ભરદ્વાજમહર્ષિ આકાશગંગાના વિષે જઈને જળ સ્પર્શ (સ્નાન) કરતા હતા તે સમયે વિષ્ણુ ત્રણ પગલાં ભરતાં ભરતાં ત્યાં જઇ પહોંચ્યા. તે સમયે ભરદ્વાજે હાથમાં જળ લઇને તેવડે વિષ્ણુના હૃદયમાં તાડન કર્યું તેથી વિષ્ણુના હૃદયમાં તેનું ચિહ્ન રહી ગયું[૫૪]. મહર્ષિ ભૃગુએ અગ્નિને શાપ દઇને તેને સર્વભક્ષી બનાવી દીધો[૫૫]. અદિતિ દેવોના અર્થે અન્ન રાંધતી હતી, તેનો હેતુ એવો હતો કે, એ અન્નનું ભક્ષણ કરીને દેવો અસુરોને હણશે. એવામાં બ્રાહ્મણ થયેલો બુધ પોતાની વ્રતચર્યા સમાપ્ત કરીને આવ્યો અને અદિતિને કહેવા લાગ્યો કે,–મને ભિક્ષા આપો. પણ "એ અન્ન પ્રથમ દેવોએ ભક્ષણ કરવાનું છે, બીજાઓએ ભક્ષણ કરવાનું નથી," એમ વિચારીને અદિતિએ તેને ભિક્ષા આપી નહિ. એવી રીતે ભિક્ષા ન આપવાથી બ્રાહ્મણ થયેલા બુધને ક્રોધ ચઢયો તેથી તેણે અદિતિને શાપ દીધો કે, અદિતિના ઉદરમાં વ્યથા થશે. તે વ્યથા, જ્યારે અંડસંજ્ઞિત વિવસ્વાનનો બીજો જન્મ થયો ત્યારે તેણે તે અંડની માતા અદિતિને સંભારી આપી હતી. તે માર્તંડ વિવસ્વાન્ શ્રાદ્ધદેવ થયો[૫૬]. દક્ષને જે સાઠ કન્યાઓ હતી તેમાંથી તેર કન્યાઓ કશ્યપને પરણાવી હતી, દસ ધર્મને આપી હતી, દસ મનુને આપી હતી અને સત્તાવીશ ચંદ્રને આપી હતી. તે સત્તાવીસ સ્ત્રીઓ સમાન હતી અને તે સર્વ નક્ષત્રના નામથી ઓળખાતી હતી. ચંદ્રે તેમાંથી રોહિણી ઉપર વધારે પ્રીતિ રાખવા માંડી તેથી બાકીની સર્વ પત્નીઓ ઈર્ષ્યા કરીને પોતાના પિતાની પાસે ગઈ અને એ વાર્તા પિતાના કાને નાખી કે,–હે ભગવન્! અમે સર્વ સમાન જન્મવાળી છતાં અમારો સ્વામી ચંદ્ર રોહિણી ઉપર વધારે પ્રીતિ રાખે છે. તે સાંભળીને તેમના પિતા દક્ષે કહ્યું કે,–એને ક્ષયરોગ થશે. દક્ષના શાપથી સોમ (ચંદ્ર) રાજાને ક્ષયરોગ થયો. જ્યારે ક્ષયરોગ થયો

ત્યારે ચંદ્ર દક્ષની પાસે ગયો અને દક્ષે તેને કહ્યું કે,–તું સમાનપણે વર્તતો નથી તેનું એ ફળ છે. પછી ઋષિઓએ ચંદ્રને કહ્યું કે,–જો તું ક્ષયરોગથી ક્ષય પામતો હોય તો પશ્ચિમ દિશામાં સમુદ્ર કિનારે "હિરણ્યસર" નામે તીર્થ છે ત્યાં જઈને પોતાના ઉપર અભિષેક કર. તે સાંભળીને ચંદ્ર તે હિરણ્યસર તીર્થ ઉપર ગયો અને ત્યાં જઇને પોતાને અભિષેક કર્યો તથા સ્નાન કરીને પોતાને ક્ષયથી મુક્ત કર્યો. જ્યારથી ચંદ્રે તે અવભાસિત (પ્રસિદ્ધ–પ્રકાશયુક્ત) તીર્થમાં સ્નાન કર્યું ત્યારથી તે તીર્થ "પ્રભાસ" નામથી લોકમાં પ્રસિદ્ધ થયું[૫૭]. દક્ષના શાપથી આજે પણ અમાવાસ્યાના દિવસે ચંદ્ર મેઘથી ઢંકાઈ ગયેલો હોય તેવો કાળો દેખાય છે અને ત્યારથી આરંભીને તે મેઘના જેવી કાળાશ થોડી થોડી પ્રતિદિન ઘટતાં ઘટતાં પૌર્ણમાસીના દિવસે સંપૂર્ણ નિર્મળ થાય છે. તેનો મેઘના જેવો વર્ણ તે દિવસે જતો રહે છે અને તેનું શશલાનું ચિહ્‌ન પણ નિર્મળ દેખાય છે[૫૮]. પૂર્વે "સ્થૂલશિરા" નામે મહર્ષિ મેરૂના ઇશાનકોણમાં તપ કરતો હતો. તે તપ કરતો હતો તે સમયે સર્વ ગંધને વેહેનારો પવિત્ર વાયુ વાવા લાગ્યો; અને તેણે તેના શરીરને સ્પર્શ કર્યો. તે મહર્ષિ તપવડે શરીરે તપેલો તથા કૃશ થયેલો હતો; તેથી પવનથી વાયુભક્ષણ કરીને હૃદયમાં સંતોષ પામ્યો. વાયુના વાવાથી તે સંતોષ પામ્યો હતો તે સમયે તત્કાળ વનસ્પતિઓએ તેને પોતાનાં પુષ્પની શોભા દેખાડી. તેથી તે મુનિએ તેમને શાપ દીધો કે,–તમે સર્વકાળ પુષ્પવાળાં નહિ થાઓ[૫૯]. પૂર્વે લોકના હિતના અર્થે નારાયણ "વડવામુખ" નામના મહર્ષિ થયા હતા. તે મેરૂ ઉપર તપ કરતા હતા, તે સમયે તેમણે સમુદ્રને પોતાની પાસે બોલાવ્યો પણ તે આવ્યો નહિ. તેથી ક્રોધ કરીને પોતાના શરીરની ગરમીથી સમુદ્રના જળને સ્થિર કરી દીધું અને તેનું જળ પરસેવાના જળ જેવું ખારૂં કરી દીધું[૬૦]. વળી તે ઋષિએ તેને કહ્યું કે, ત્હારૂં જળ કોઇથી પીવાય નહિ એવું થશે. પણ "વડવામુખ" નામે જે ત્હારૂં જળ પીશે તેને તે મધુર લાગશે. તેથી અદ્યાપિ "વડવામુખ" નામે જળ સમુદ્રમાંથી પીવાય છે[૬૧]. હિમાચલને "ઉમા" નામની કન્યા હતી, રૂદ્રે તેની ઇચ્છા કરી હતી. ભૃગુમહર્ષિ પણ હિમાચલની પાસે આવીને કહેવા લાગ્યા કે, આ કન્યા તું મને આપ. તેને હિમાચલે ઉત્તર આપ્યો કે, અમોએ પ્રથમ રૂદ્રને વર જોયો છે માટે તમને આ કન્યા અપાય એમ નથી. તેથી ભૃગુએ તેને કહ્યું કે,–ત્હારી કન્યાને વરવાની ઇચ્છાવાળા મને તેં જેથી પાછો કાઢયો તેથી તું રત્નની ઉત્પત્તિનું પાત્ર થઈશ નહિ[૬૨]. એ ઋષિનું વચન આજ પણ હિમાચલમાં સત્ય થયેલું જોવામાં આવે છે. માટે બ્રાહ્મણોનું માહાત્મ્ય એવું છે[૬૩]. ક્ષત્રિઓ પણ સનાતન કાળથી નાશ ન પામે એવી પૃથ્વીરૂપ પત્નીને પ્રાપ્ત કરીને ભોગવે છે તે બ્રાહ્મણોનીજ કૃપા છે[૬૪]. એવી રીતે અગ્નિરૂપ અને સોમરૂપ બ્રહ્મ (બ્રાહ્મણ) છે તે આ જગતને ધારણ કરે છે[૬૫]. કહેવાય છે કે, સૂર્ય અને ચંદ્ર પરમેશ્વરનાં નેત્ર છે અને સૂર્ય અને ચંદ્રનાં કિરણો તે પરમેશ્વરના કેશ છે. તે બન્નેમાંથી ચંદ્ર જગતને જાગ્રત કરે છે અને સૂર્ય જગતને તપાવે છે. એમ બે રીતે તેઓ જગતને હર્ષ આપે છે તેમાં અગ્નિ અને સોમ હૃષી કહેવાય છે અને કિરણો કેશ કહેવાય છે. એવી રીતે હૃષીકેશ શબ્દ સિદ્ધ થયેલો છે. હે પાંડુપત્ર! અગ્નિ અને સોમે કરેલા કર્મવડે હું "હૃષીકેશ, ઈશાન, વરદ" (વર આપનાર) અને "લોકભાવન" (લોકને જીવાડનાર) કહેવાઉં છું[૬૬,૬૭]. મને પૃથ્વીએ બોલાવ્યાથી યોગવડે મ્હેં યજ્ઞના ભાગનું હરણ કર્યું તેથી તથા મ્હારો વર્ણ પણ હરિ (લીલા મણિ જેવો) છે તેથી મને "હરિ" કહે છે[૬૮]. લોકોના બળને અથવા લોકોના આધારને "ધામ" કહે છે અને અબાધિત સત્તાને "ઋત" કહે છે. તે અબાધિત સત્તા સ્ફૂર્તિ જેની છે એવો અર્થ કરીને બ્રાહ્મણો મને "ઋતધામ" કહે છે[૬૯]. પૂર્વે પૃથ્વી જળરૂપી ગુહામાં નષ્ટ થઇ ગઈ હતી તેને મેં પ્રાપ્ત કરી માટે દેવોએ "ગોવિંદ"* એવી રીતે વાણી બોલીને મ્હારૂં

* ગો=પૃથ્વી+વિંદ્=પ્રાપ્ત કરવું.

સ્તવન કર્યું હતું.[૭૦]. વળી મ્હારૂં નામ "શિપિવિષ્ટ" છે. "શિપિ" નામ રોમહીનનું છે. રોમરૂપી કિરણો એટલે અવયવો જેણે ત્યાગ કર્યા છે તેને શિપિ એટલે નિષ્કળ જાણવો. તે શિપિરૂપવડે સર્વ જગત જેણે વ્યાપ્ત કર્યું છે (પ્રવેશ કર્યો છે) તે શિપિવિષ્ટ કહેવાય છે. એ રીતે મને "શિપિવિષ્ટ" કહે છે[૭૧]. "યાસ્ક" નામના ઋષિએ અનેક યજ્ઞોમાં શિપિવિષ્ટ નામથી મ્હારૂં ગાન કર્યું છે તેથી મ્હારૂં એવું ગુહ્ય નામ પડયું છે[૭૨]. ઉદારબુદ્ધિવાળા યાસ્કઋષિએ શિપિવિષ્ટ નામવડે મ્હારી સ્તુતિ કરીને મ્હારી કૃપાથી પાતાળમાં અંતર્ધાન થયેલા "નિરૂક્ત" નામે વેદાંગને પ્રાપ્ત કર્યું હતું[૭૩]. હું કોઈ વખત જન્મ પામ્યો નથી, જન્મ પામતો નથી કે, જન્મ પામવાનો નથી. એવો હું સર્વ પ્રાણીઓનો ક્ષેત્રજ્ઞ છું માટે મને "અજ" કહેલો છે[૭૪]. મેં પૂર્વે કોઈ સમયે ક્ષુદ્ર કે, ગ્રામ્ય વચન:કહ્યું નથી તથા મ્હારાથી ઉપજેલી બ્રહ્માની પુત્રી દેવી સરસ્વતી-અર્થાત્ મ્હારી વાણી અબાધિત અને સત્ય છે[૭૫]. હે કૌંતેય ! સત્ અને અસત્ બન્નેને મેં મ્હારા વિષે આવિષ્ટ કર્યાં છે. એ કારણોથી મ્હારા નાભિકમળરૂપ બ્રહ્મલોકમાં ઋષિઓ મને "સત્ય" એવા નામથી જાણે છે[૭૬]. હે ધનંજય ! પૂર્વે હું સત્વ (પાલનકર્મ)થી ભ્રષ્ટ થયો નથી અને સત્વ (જગતનો વિસ્તાર) મ્હારાથીજ થયેલું છે. આ જન્મમાં પણ હું સર્વ કર્મ સત્વપૂર્વક આચરૂં છું, માટે મ્હારૂં નામ "સાત્વત" પડેલું છે. વળી હું નિષ્કામ કર્મયુક્ત છું, સત્વવાન્ છું, પાપરહિત છું, પાંચરાત્રના જ્ઞાનવડે જોવામાં આવું છું તથા સત્રૂપ સત્તાવાળો છું તેથી પણ મને "સાત્વત" કહે છે.[૭૭.૭૮]. હે અર્જુન ! હું કાળરૂપી* હળની મોટી કોશરૂપ થઇને સઘળી પૃથ્વીને ખેડું છું+ તથા મ્હારો વર્ણ પણ કૃષ્ણ છે માટે મને "કૃષ્ણ" કહે છે[૭૯]. મેં પૃથ્વીને જળની સાથે મેળવી છે અને આકાશને વાયુની સાથે મેળવ્યું છે તથા વાયુને તેજની સાથે મેળવ્યો છે માટે મને "વૈકુંઠ"÷ કહે છે[૮૦]. મોક્ષજ પરમ બ્રહ્મ છે અને મોક્ષધર્મજ પરમ ધર્મ છે. એ પરમ ધર્મથી હું પૂર્વે ભ્રષ્ટ થયો નથી માટે મને "અચ્યુત" કહે છે[૮૧]. પૃથ્વીને "અધસ્" કહે છે અને આકાશ વ્યાપક છે માટે તેને "અક્ષ" કહે છે. એ બન્નેને હું વેગથી એકઠાં કરીને જીતું છું, અર્થાત્ ધારણ કરૂં છું, માટે મને "અધોક્ષજ" કહે છે[૮૨]. વેદને જાણનારા અને વેદના શબ્દોના અર્થનું મનન કરનારા પુરૂષો યજ્ઞશાળાના "પ્રાગ્વંશ" નામે સ્થાનમાં "અધોક્ષજ" કહીને મ્હારૂં ગાન કરે છે. તેમનું કરેલું નિરૂક્ત એવું છે કે, अ નિરંતર ગમન કરવું + धोक्ष પૂર્ણ કરવું + ज જન્મ આપવો. અર્થાત્ જેનાથી જગતનો લય, સ્થિતિ અને ઉત્પત્તિ થાય છે તેને "અધોક્ષજ" જાણવા[૮૩]. એ રીતે શ્રેષ્ઠ ઋષિઓએ એકજ શબ્દનાં જૂદાં જૂદાં પદોવડે મ્હારાં લય, સ્થિતિ અને ઉત્પત્તિરૂપ કર્મ કહેલાં છે અને તેઓ કહે છે કે, સમર્થ નારાયણવિના બીજો કોઇ લોકમાં અધોક્ષજ નથી[૮૪]. હું અગ્નિસ્વરૂપ છું તેની વૃદ્ધિ કરનાર અને પ્રાણીઓના પ્રાણને ધારણ કરનાર ઘૃત છે, માટે વેદને જાણનારા પુરૂષોએ મને "ઘૃતાર્ચિ" કહેલો છે[૮૫]. કર્મથી ઉત્પન્ન થયેલા ધાતુઓ ત્રણ છે. તેનાં નામઃ-પિત્ત, કફ અને વાયુ, એ ત્રણના સમુદાયને "ત્રિધાતુ" કહે છે[૮૬]. એ ત્રિધાતુવડે પ્રાણીનું શરીર ધારણ કરી શકાય છે તથા એ ત્રણ ક્ષય પામે તો પ્રાણી પણ ક્ષય પામે છે. માટે આયુર્વેદને જાણનારા પુરૂષો મને "ત્રિધાતુ" કહે છે[૮૭]. હે ભારત ! કોશમાં જ્યાં શબ્દોનું વ્યાખ્યાન કરેલું હોય છે ત્યાં ભગવાન્ ધર્મને "વૃષ" કહે છે. માટે મને પણ તું ઉત્તમ "વૃષ" જાણજે[૮૮]. ઉત્તમ વરાહને "કપિ" કહે છે અને ધર્મને "વૃષ" કહે છે, માટે કશ્યપ પ્રજાપતિ મને "વૃષાકપિ" કહે છે[૮૯]. દેવો કે, અસુરો કોઈ મ્હારો આદિ, મધ્ય કે, અંત કહેતા નથી, એવો હું અનાદિ

* कार्ष्णायस. + कृषामि ÷ वि (નહિ) कुंठा પાંચ ભૂતોને યુક્ત કરવાનું અસામર્થ્ય.

અમધ્ય અને અનંત છું. વળી હું વાણીનો અધિપતિ અને ઈશ્વર છું તથા લોકનો સાક્ષી છું માટે મને “વિભુ” કહે છે[૯૦]. હે ધનંજય! જે પવિત્ર અને શ્રવણ કરવા યોગ્ય વચન છે, તેને હું શ્રવણ કરૂં છું, અને જે પાપયુકત વચન છે તેને ગ્રહણ કરતો નથી. માટે હું “શુચિશ્રવા” કહેવાઉં છું[૯૧]. મેં પૂર્વે એક શીંગડાવાળા વરાહનું સ્વરૂપ ધારણ કરીને આ પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો માટે હું “એકશૃંગ” કહેવાઉં છું[૯૨]. વળી મેં વરાહનું રૂપ ધારણ કર્યું ત્યારે ખાંધ, સુંઢ અને દાઢ, એવા ત્રણ ઊંચા ભાગ મ્હારા શરીર ઉપર હતા. એવી રીતે શરીરનું પ્રમાણ હોવાથી મ્હારૂં નામ “ત્રિકકુપ્” એવી રીતે વિખ્યાત થયેલું છે[૯૩]. હું વિશેષે કરીને તત્વોનો પરિસંખ્યાન નામે લય કરૂં છું માટે મને કપિલના સાંખ્યનું ચિંતવન કરનારા પુરૂષો “વિરિંચ” કહે છે[૯૪]. વળી હું યોગશાસ્ત્રમાં કહેલા પ્રાણના રેચન પ્રકારથી જગતને ચેતન આપું છું તેથી સર્વ લોકનો કરનારો અને પ્રજાનો પતિ હું “વિરંચ” કહેવાઉં છું. નિશ્ચિત નિશ્ચયવાળા સાંખ્યાચાર્યો વિદ્યાની સહાયવાળો અને આદિત્યમાં રહેલો સનાતન દેવ “કપિલ*” એ પ્રમાણે કહે છે[૯૫]. મને વેદમાં જેને સમષ્ટિ લિંગનો અભિમાની હિરણ્યગર્ભ કહેલો છે, તેજ હું યોગવડે પૃથ્વીપર ચતુર્મુખરૂપે નિરંતર પૂજાઉં છું[૯૬]. મને એકવીસ હજાર ઋગ્વેદ કહે છે તથા હજાર શાખાવાળો જે સામવેદ છે તે પણ મ્હારૂંજ ગાન કરે છે[૯૭]. જે મ્હારા ભક્ત અને વેદને જાણનારા બ્રાહ્મણો આરણ્યક મંત્રોવડે મ્હારૂં ગાન કરે છે તે પણ દુર્લભ છે[૯૮]. યજુર્વેદની જે એકસો અને એક શાખાઓ છે તે અધ્વર્યુના યજુર્વેદમાં મ્હારૂં ગાન કરેલું છે. અથર્વવેદને જાણનારા બ્રાહ્મણો કૃત્યાઓવડે વૃદ્ધિ પામેલા પાંચ કલ્પવાળા અથર્વવેદના વિષે પણ મ્હારી કલ્પના કરે છે[૯૯]. વળી શાખાના જે ભેદ છે તથા શાખાઓમાં જે મંત્રો, સ્વર અને વર્ણના ઉચ્ચાર છે તે સર્વ મ્હારા કરેલા છે એમ તું જાણજે. હે અર્જુન! વરદાનને આપનારો જે હયશિરાનો ભાગ પ્રકટ થાય છે તથા ઉત્તર ભાગમાં જે અક્ષર અને પદનો ક્રમ વિભાગ છે તે સર્વનો જાણનારો હું છું. વામદેવે બતાવેલા માર્ગથી મ્હારૂં આરાધન કરીને મહાત્મા પાંચાલે મને પ્રસન્ન કર્યો અને મ્હારી પાસેથી વેદનો ક્રમ પ્રાપ્ત કર્યો. એ સનાતન ક્રમ તેની પાસેથી શીખીને બાભ્રવ્ય ગોત્રનો ગાલવ ક્રમવિદ્યામાં પારંગત થયો[૧૦૦-૧૦૩], તે ગાલવમુનિએ નારાયણની પાસેથી વરદાન પ્રાપ્ત કર્યું તથા સર્વોત્તમ યોગ પણ પ્રાપ્ત કર્યો અને તેથી ક્રમ રચીને પછી શિક્ષા રચી[૧૦૪], તથા જન્માંતરે “બ્રહ્મદત્ત” નામે પ્રતાપી રાજા થયો. તે જન્મ-મરણનું દુઃખ વારંવાર સંભારી સંભારીને સાત જન્મમાં મુખ્યતાને પામ્યો અને તેણે યોગની સંપત્તિઓ પ્રાપ્ત કરી. હે પાર્થ! હે કુરૂશાર્દૂલ! પૂર્વે હું કોઇક કારણ માટે ધર્મનો પુત્ર થયો હતો માટે હું “ધર્મપુત્ર” કહેવાઉં છું. પૂર્વે નર અને નારાયણ બન્ને ધર્મરૂપી વાહન ઉપર ચઢીને ગંધમાદન પર્વત ઉપર અસ્ખલિત તપ કરતા હતા. હે ભારત! તે સમયે દક્ષ પ્રજાપતિ યજ્ઞ કરતા હતા[૧૦૫-૧૦૮]. તેમણે રૂદ્રનો ભાગ યજ્ઞમાં કાઢયો નહિ. તે ઉપરથી દધીચિના કહેવાથી રૂદ્રે દક્ષના યજ્ઞનો નાશ કર્યો અને પોતાના કોપથી વારંવાર પ્રજ્વલિત થતું શૂળ (ભાલો) ઉત્પન્ન કર્યું. તે શૂળ દક્ષના મોટા યજ્ઞને ભસ્મસાત્ કરીને એકાએક અમારી પાસે બદર્યાશ્રમમાં આવ્યું. હે પાર્થ! તે મોટા વેગથી નારાયણના હૃદય ઉપર પડયું[૧૦૯-૧૧૧]. અને તેના તેજથી નારાયણના કેશ મુંજ સરખા વર્ણવાળા થયા, તેથી હું “મુંજકેશવાન” કહેવાઉં છું[૧૧૨]. પછી મહાત્મા નારાયણે હોંકારો કરીને તે શૂળને પાછું ફેંકયું તેથી તે શંકરના હાથમાં જઇને પડયું[૧૧૩]. પોતાના શૂળને પાછું ફેંકેલું જોઇને શંકરને ક્રોધ થયો તેથી તે, તપ કરનારા નરનારાયણ ઋષિની તરફ દોડયા. શંકરને દોડતા આવતા જોઇને વિશ્વાત્મા નારાયણે પોતાના હાથથી

* પીતવર્ણનો—સોનાના જેવા રંગવાળો.

તેમનો કંઠ બાળ્યો તેથી શંકર નીલકંઠ થયા. પછી રૂદ્રને હણવા માટે નરે દર્ભની સળીમાંથી મધ્ય ભાગ ખેંચી કાઢીને તત્કાળ મંત્રવડે તેનો પ્રયોગ કર્યો તેથી તે મોટી ફરસી બની રહી. નરે તે ફરસી એકાએક ફેંકી તેથી તે ભાગી ગઈ, તે કારણથી મને *"ખંડપરશુ" કહે છે. અર્જુન કહે છે કે:-હે વાર્ષ્ણેય! ત્રણ લોકને શમાવનારા (નાશ કરનારા) એ યુદ્ધમાં તે સમયે કોણ જય પામ્યું? હે જનાર્દન! તે મને કહો. શ્રીભગવાન કહે છે કે:-જ્યારે તે સ્થળમાં રૂદ્ર અને નારાયણ યુદ્ધ કરવા લાગ્યા ત્યારે સર્વ લોક એકાએક ઉદ્વેગ પામી ગયા, યજ્ઞમાં અગ્નિ રૂડે પ્રકારે હોમેલું શ્વેત બલિદાન લેવા ન લાગ્યો[૧૧૪-૧૧૯]. આત્મદર્શી ઋષિઓને પણ વેદ સમજાવા ન લાગ્યા, દેવતાઓને રજોગુણ અને તમોગુણ લાગી ગયો[૧૨૦]. પૃથ્વી ધ્રૂજવા લાગી, આકાશ ફૂટવા લાગ્યું, તેજ કાંતિરહિત થઇ ગયાં, બ્રહ્મા આસનથી ડગ્યા[૧૨૧]. સમુદ્ર સુકાઇ ગયો અને હિમાલયનાં શિખર નીચે તૂટી પડવા લાગ્યાં. હે પાંડુપુત્ર! એ પ્રમાણે નિમિત્ત જણાવા લાગ્યાં[૧૨૨]. ત્યારે મહાત્મા ઋષિઓ અને દેવોસહિત બ્રહ્મા તત્કાળ જ્યાં યુદ્ધ ચાલતું હતું ત્યાં આવ્યા[૧૨૩]. પછી નિરૂક્તમાં જેનું જ્ઞાન કરેલું છે એવા ચતુર્મુખ બ્રહ્માએ બન્ને હાથ જોડીને રૂદ્રને કહ્યું કે:-હવે તમારાથી લોકોને કલ્યાણ પ્રાપ્ત થાઓ. હે વિશ્વના ઇશ્વર! લોકનું હિત ઇચ્છીને તમે તમારાં આયુધને નીચે મૂકો. હે રૂદ્ર! જેને અક્ષર, અવ્યક્ત અને લોકનું પાલન કરનાર "ઇશ્વર" કહે છે[૧૨૪,૧૨૫]. જે કુટસ્થ, કર્તા અને દ્વંદ્વરહિત છે, વળી જેને "અકર્તા" પણ કહે છે; તે પરમાત્મા એક વ્યક્તિપણાને પ્રાપ્ત થયા છે તેની આ મંગળ મૂર્ત્તિ છે[૧૨૬]. એ ભગવાન્ નર અને નારાયણરૂપે ધર્મકુળમાં ઉત્પન્ન થયેલા છે તથા એ બે શ્રેષ્ઠ દેવ મોટું વ્રત ધારણ કરીને ઉગ્ર તપ કરે છે[૧૨૭]. કોઇક કારણથી હું તેમની પ્રસન્નતામાંથી ઉપજ્યો છું અને હે તાત! પૂર્વ સર્ગમાં તેમના ક્રોધથી સનાતન એવા તમો ઉપજ્યા છો[૧૨૮]. માટે હે વરદાન આપનારા દેવ! હું, દેવ અને મહર્ષિઓસહિત તમે, સર્વ મળીને આપણે તેમને પ્રસન્ન કરવા જોઈએ કે, જેથી લોકોમાં શાંતિ થાય, આ કામમાં વાર કરવી યોગ્ય નથી[૧૨૯]. બ્રહ્માનાં એવાં વચન સાંભળીને રૂદ્રે પોતાના ક્રોધાગ્નિનો ત્યાગ કર્યો અને સમર્થ દેવ નારાયણને પ્રસન્ન કરવા માંડયા. પછી તે આદ્ય, વરદાતા, વરવા યોગ્ય અને સમર્થ નારાયણના શરણે ગયા[૧૩૦]. તેથી, જેણે ક્રોધને જીતેલો છે અને જેણે ઇન્દ્રિયોને વશ કરેલી છે એવા નારાયણદેવ પ્રસન્ન થયા તથા રૂદ્રની સાથે મેળ કર્યો[૧૩૧]. પછી ઋષિઓ, દેવો અને બ્રહ્માએ નારાયણનું પૂજન કર્યું એટલે તે જગતના ઇશ્વર હરિ રૂદ્ર પ્રત્યે બોલ્યા કે,-હે રૂદ્ર! જે તને જાણે છે તે મને જાણે છે અને જે તને ભજે છે તે મને ભજે છે, આપણા બન્નેની વચ્ચે કાંઈ અંતર નથી, માટે ત્હારે અન્યથા બુદ્ધિ રાખવી નહિ[૧૩૨,૧૩૩]. આજથી આરંભીને ત્હારા શૂળનું જે ચિહ્ન મ્હારા હૃદયમાં છે તે "શ્રીવત્સ" નામે લાંછનને ધારણ કરીશ. અને મ્હારા હાથના ચિહ્નવડે તું પણ "શ્રીકંઠ" થઇશ[૧૩૪]. શ્રીભગવાન કહે છે કે:-એ પ્રમાણે પરસ્પરે કરેલાં એવાં ચિહ્ન ઉત્પન્ન કરીને તથા રૂદ્રની સાથે અતુલ મિત્રતા ઉત્પન્ન કરીને તે બન્ને ઋષિઓએ સર્વ દેવોને રજા આપી તથા પોતે અવ્યગ્રચિત્તથી તપ કરવા લાગ્યા. હે પાર્થ! એ રીતે તે સંગ્રામમાં નારાયણનો જય થયો તે, તથા હે ભારત! ભગવાનનાં ગુહ્ય નામની યોજના કેમ થઇ? તે સર્વ મેં તને કહ્યું. ઋષિઓએ ભગવાનનાં જે જે નામ કહેલાં છે તે તે મેં તને કહી બતાવ્યાં[૧૩૫,૧૩૭]. હે કૌંતેય! એ પ્રકારે હું ઘણાં રૂપને ધારણ કરીને આ પૃથ્વી ઉપર, બ્રહ્મલોકમાં તથા સનાતન ગોલોકમાં ફરૂં છું[૧૩૮]. યુદ્ધમાં મેં ત્હારૂં રક્ષણ કર્યું છે અને તેથી તું મોટો જય પામ્યો છે. હમણાં જે યુદ્ધ ઉપસ્થિત થયું હતું તેમાં જે ત્હારી આગળ

* રૂદ્રને જે "ખંડપરશુ" કહે છે તે તો નારાયણ અને રૂદ્રની એકતાના કારણથી છે.

ચાલતા હતા તેને, હે કૌંતેય ! તું દેવના દેવ કપર્દી રૂદ્ર જાણજે. મેં તને કહ્યું છે કે, એ મ્હારા ક્રોધથી ઉત્પન્ન થયેલા દેવ “ કાળ ” છે[139-140]. તેં જે શત્રુઓને હણ્યા છે તેઓને તેણે પૂર્વથીજ હણેલા હતા. એ દેવનો પ્રભાવ અપ્રમેય છે. તે દેવના દેવ, ઉમાના પતિ, વિશ્વના ઇશ, ક્ષયરહિત, હર છે તેને તું એકાગ્રચિત્તે પ્રણામ કર[141]. હે અર્જુન ! મેં તને પૂર્વે વારંવાર, જે ક્રોધથી ઉપજેલો છે એમ કહેલું છે અને જે તું પાછળ સાંભળી ગયો છું, તે રૂદ્રનો એવો મહિમા છે એમ જાણવું[142].

॥ यश्च ते कथितः पूर्व क्रोधजेति पुनः पुनः । तस्मिन् प्रभावमेवाग्रे यच्छ्रुतं ते धनंजय ॥१४२॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये शतापरि सप्ततितमोऽध्यायः ॥ १७० ॥

## અધ્યાય ૧૭૧ મો. જનમેજયે નારદઋષિના સંબંધમાં પુનઃ પ્રશ્ન કર્યો.

**शौनक उवाच** ॥ सौते सुमहदाख्यानं भवता परिकीर्तितम् ॥

॥ यच्छ्रुत्वा मुनयः सर्वे विस्मयं परमं गताः ॥ १ ॥

શૌનક કહે છે કેઃ–હે સૂતપુત્ર ! તમે આ અત્યંત મોટું આખ્યાન કહ્યું, કે જેને સાંભળીને સર્વ મુનિઓ પરમ વિસ્મય પામ્યા છે[1]. હે સૂતપુત્ર ! નારાયણની કથા જેવું ફળ આપે છે તેવું ફળ સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી કે, સર્વ આશ્રમોમાં જવાથી પણ થતું નથી[2]. સર્વ પાપનો નાશ કરનારી પવિત્ર એવી નારાયણની આ કથા પ્રથમથી સાંભળીને અમારાં સર્વનાં અંગ પવિત્ર થયાં છે[3]. સર્વ લોકોએ ભગવાન નારાયણદેવને નમસ્કાર કરેલો છે અને બ્રહ્માસહિત સમગ્ર દેવો તથા બીજા મહર્ષિઓ પણ તેની ધર્ષણા કરવાને સમર્થ નથી[4]. હે સૂતપુત્ર ! નારદમુનિને જે દેવ–નારાયણ હરિનાં દર્શન થયાં તે નિશ્ચય તે દેવના અનુમતથીજ થયેલાં હોવાં જોઇએ. નહિ તો અનિરૂદ્ધસ્વરૂપે રહેલા જગતના નાથનાં દર્શન કયાંથી થાય? પૂનર્ભૂ એવા નારદ દેવશ્રેષ્ઠ નરનારાયણનું દર્શન કરવાને જે કારણથી ગયા તે તમારે અમને કહેવું જોઇએ. સૂત કહે છે કેઃ–હે શૌનક ! પરિક્ષિતના પુત્ર જનમેજયનો યજ્ઞ ચાલતો હતો અને તેનાં સમગ્ર કર્માંતર વિધિવત્ ચાલતાં હતાં તે સમયે રાજાએ પોતાના પિતામહના પિતામહ, સમર્થ, વેદના ભંડારરૂપ, કૃષ્ણદ્વૈપાયન વ્યાસઋષિને પ્રશ્ન કર્યો. જનમેજય કહે છે કેઃ– ભગવાનના વાકયનું ચિંતવન કરતા કરતા નારદ દેવર્ષિ શ્વેતદ્વીપથી પાછા વળ્યા ત્યાર પછી તેમણે શું કર્યું ? તે બદર્યાશ્રમમાં આવીને નરનારાયણ ઋષિને મળ્યા[5-10]. પછી ત્યાં કેટલો સમય વસ્યા તથા તેમણે કયી કયી કથાઓ તેમને પૂછી ? એક લક્ષ શ્લોકવાળું આ ભારતનું આખ્યાન છે[11]. તે જાણે જ્ઞાનનો સર્વોત્તમ સમુદ્ર છે. જેમ સમુદ્રને મંદરાચળથી વલોવીને રત્ન કાઢ્યાં હતાં, તેમ આ ભારત સમુદ્રને વલોવવાથી પણ નારાયણની કથારૂપ રત્ન નીકળે છે. જેમ દહીંમાંથી સાર માખણ પ્રાપ્ત થાય છે, જેમ મલયમાંથી સાર ચંદન પ્રાપ્ત થાય છે[12]. જેમ વેદોમાંથી સાર આરણ્યક પ્રાપ્ત થાય છે અને જેમ ઔષધીઓમાંથી સાર અમૃત પ્રાપ્ત થાય છે, તેમ હે બ્રહ્મન્ ! આ કથારૂપી અમૃત પણ તેજ રીતે સારભૂત ઉદ્ધાર કરેલું છે[13]. હે તપોનિધિ ! તમે નારાયણની કથામાંથી પ્રાપ્ત થતું જ્ઞાન અમને કહ્યું તે સારરૂપ છે. તે નારાયણ સર્વનો ઇશ છે અને છ ઐશ્વર્યથી યુક્ત છે. વળી તે દેવ સર્વ પ્રાણીઓના આત્માની સ્થિતિ કરનાર છે[14]. હે દ્વિજશ્રેષ્ઠ ! નારાયણનું તેજ વિસ્મય ઉત્પન્ન કરે તેવું અને દુર્દ્રશ્ય છે, કલ્પનો અંત થવાથી બ્રહ્માદિ સર્વ દેવતાઓ જેના વિષે પ્રવેશ કરે છે[15].

તેમજ ગંધર્વોસહિત સર્વ ઋષિઓ અને સ્થાવર-જંગમ જેના વિષે પ્રવેશ કરે છે, તે દેવના કરતાં બીજું કાંઈ આ લોકમાં કે, સ્વર્ગમાં પવિત્ર કરનારૂં છે નહિ[૧૬]. નારાયણની કથા જેવી ફળ આપનારી છે તેવું સર્વ આશ્રમોમાં જવાથી કે, સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી ફળ મળતું નથી[૧૭]. અમે વિશ્વના ઈશ્વર હરિની સર્વ પાપનો નાશ કરનારી કથાઓને સાંભળીને સર્વ પ્રકારે પવિત્ર થયા છીએ[૧૮]. શ્રીવાસુદેવની સહાયથી મ્હારા આર્ય અર્જુને જે ઉત્તમ જય પ્રાપ્ત કર્યો તેમાં કાંઇ આશ્ચર્ય નથી[૧૯]. કેમ કે, જેને શ્રીવાસુદેવ સહાય છે તેને ત્રણે લોકમાં કોઈ વસ્તુ અપ્રાપ્ય નથી[૨૦]. હે બ્રહ્મન્! ત્રણ લોકના નાથ વિષ્ણુ જેઓને સહાય કરનારા હતા તેથી તે મ્હારા સર્વ પૂર્વજોને ધન્ય છે. તેઓને ધન્ય છે કે, જેથી તેઓના હિતના અર્થે અને કલ્યાણના અર્થે જનાર્દન સ્વયં યત્ન કરતા હતા[૨૧]. લોકોએ પૂજેલા ભગવાનનું દર્શન તપવડેજ થાય છે. તેથી શ્રીવત્સલાંછનવાળા ભગવાનનું તેઓને સાક્ષાત્ દર્શન થતું હતું માટે તેઓને ધન્ય છે[૨૨]. વળી તેઓથી બ્રહ્માના પુત્ર નારદને હું વધારે ધન્ય કહું છું કેમ કે, તેમને નર-નારાયણનાં પ્રત્યક્ષ દર્શન થયાં હતાં[૨૩]. અવિનાશી નારદને હું અલ્પતેજવાળા જાણતો નથી કેમકે, તેમણે શ્વેતદ્વીપમાં જઇને ભગવાનનાં દર્શન કર્યાં હતાં[૨૪]. તેમને જે દર્શન થયાં હતાં તે તેમના ઉપર દેવની કૃપાજ સમજવી કે, જેથી અનિરૂદ્ધ શરીરમાં રહેલા દેવનાં દર્શન થયાં. હે મુનિ ! પુનઃ વળી નારદ બદ્રિકાશ્રમમાં નર-નારાયણનાં દર્શન કરવાને ગયા તેનું શું કારણ હશે ? બ્રહ્માના પુત્ર નારદ શ્વેતદ્વીપથી પાછા આવીને બદર્યાશ્રમમાં ગયા, ત્યાં નર-નારાયણ ઋષિનાં દર્શન કરીને કેટલો સમય રહ્યા ? તથા તેમને શા શા પ્રશ્ન પૂછ્યા[૨૫-૨૭]. વળી જ્યારે તે મહાત્મા નારદ શ્વેતદ્વીપથી બદર્યાશ્રમમાં આવ્યા ત્યારે મહાત્મા નર-નારાયણ ઋષિઓએ નારદને શું કહ્યું ?[૨૮]. એ સર્વ મને તત્વથી નિરૂપણ કરી બતાવવું યોગ્ય છે. વૈશંપાયન કહે છે કેઃ-હું જેની કૃપાથી નારાયણની કથા કહેવાને સમર્થ થયો છું એવા અમાપ તેજવાળા ભગવાન વ્યાસમુનિને નમસ્કાર છે. હે રાજન્! શ્વેત મહાદ્વીપમાં જઇને તથા ત્યાં અવનિશ્વર હરિનાં દર્શન કરીને નારદ વેગથી પાછા વળ્યા અને મેરૂ ઉપર આવ્યા. હે રાજન્! પરમાત્માએ જે કહ્યું હતું તે સર્વ ભારને પોતાના હૃદયમાં ભરીને તે આવતા હતા[૨૯-૩૧]. તેથી તેમના મનમાં મોટો ગભરાટ ઉપજ્યો. મનમાં એવું થયું કે, આટલે દૂર જઇને પાછો હું ક્ષેમકુશળ આ સ્થળમાં આવ્યો છું એ ઓછી આશ્ચર્યની વાત નથી[૩૨]. પછી તે ઋષિ નારદ મેરૂ પર્વત ઉપરથી ગંધમાદન પર્વત ઉપર ગયા અને પછી આકાશમાંથી વિશાળ બદ્રીની પાછળ ઉતર્યા[૩૩]. ત્યાં આગળ તેમને પ્રાચીન અને શ્રેષ્ઠ નર-નારાયણ ઋષિનાં દર્શન થયાં. તે બે ઋષિઓ તપ કરતા હતા અને મહા આત્મનિષ્ઠાવાળા હતા[૩૪]. તેઓ મોટું વ્રત કરનારા અને સર્વ લોકને પ્રકાશ કરનારા સૂર્યથી વધારે તેજવાળા હતા. તેમના હૃદયમાં શ્રીવત્સનું ચિહ્ન હતું અને તેમના મસ્તક ઉપર જટાનું મંડલ શોભતું હતું[૩૫]. તેમના હાથ (ભુજ) ઉપર હંસનાં પગલાં જેવાં ચિહ્ન હતાં તથા ચરણ ઉપર ચક્રનાં ચિહ્ન હતાં. તેમનું વક્ષઃસ્થળ પહોળું હતું, તેમના બાહુ લાંબા હતા તથા તેમના શરીરનો બાંધો મજબૂત હતો[૩૬]. તેમને સાઠ દાંત હતા અને આઠ દાઢો હતી અને તેમનો શબ્દ મેઘની ગર્જના જેવો ગંભીર હતો. તેમનું મુખ સુંદર અને લલાટ વિશાળ હતું. તેમની ભ્રકુટી, હડપચી તથા નાક પણ સુંદર હતાં[૩૭]. તે બન્ને દેવનાં મસ્તક છત્ર જેવાં હતાં. તે બન્ને મહાપુરૂષો એ પ્રમાણેના લક્ષણથી સંપન્ન હતા[૩૮]. તેમને જોઇને નારદ મનમાં હર્ષ પામ્યા તથા તે બન્નેએ પણ નારદનો સત્કાર કર્યો અને સ્વાગત કરીને ક્ષેમ-કુશળતાના સમાચાર પૂછ્યા[૩૯]. નારદમુનિ આ બે ઉત્તમ પુરૂષોને જોઇને મનમાં ધ્યાન કરવા લાગ્યા અને વિચાર

કર્યો કે, મેં શ્વેતદ્વીપમાં મુક્ત પુરૂષોની સભામાં સર્વ પ્રાણીઓએ નમસ્કૃત જે પુરૂષોને જોયા હતા તેવાજ આ બે ઉત્તમ ઋષિઓ છે. આવી રીતે મનમાં વિચાર કરીને તેમની પ્રદક્ષિણા કરી અને દર્ભની ઉત્તમ સાદડી ઉપર બેઠા. પછી તપ, યશ અને તેજના નિવાસભૂત તથા શમ અને દમથી યુક્ત તે બન્ને ઋષિઓએ પૂર્વાહ્નિક વિધિ સમાપ્ત કરીને પછી એકાગ્રચિત્તે પાદ્ય અને અર્ધ્યવડે નારદનું પૂજન કર્યું[૪૦-૪૩]. હે રાજન્! આહ્નિક અને આતિથ્ય બન્નેથી પરવાર્યા પછી તેઓ પોતાના આસન ઉપર બેઠા. તે બન્ને જણ બેઠા ત્યારે, જેમ ઘૃતની આહુતિ અગ્નિમાં પડવાથી મોટી જ્વાળાયુક્ત અગ્નિ પ્રકાશમાન થાય અને તેથી યજ્ઞસ્થાન શોભે, તેમ તે પ્રદેશ શોભવા લાગ્યો. પછી નારદને સુખપૂર્વક બેઠેલા, શ્રમરહિત, જેણે આતિથ્ય અંગિકાર કર્યું છે એવા તથા સુખયુક્ત સ્થિતિમાં જોઈને નર–નારાયણે આવું વચન કહ્યું. નર–નારાયણ કહે છે કેઃ–વારૂ, તે સનાતન પરમાત્મા કે, જે અમારા બન્નેની ઉત્પત્તિનું કારણ છે તે ભગવાનનાં શ્વેતદ્વીપમાં દર્શન કર્યાં? નારદ કહે છે કેઃ–વિશ્વરૂપને ધારણ કરનાર અવિનાશી શ્રીમાન્ પુરૂષ તથા ત્યાં રહેલા સર્વે લોક, દેવ અને ઋષિઓનાં મેં દર્શન કર્યાં. હમણાં હું તમો બન્ને સનાતન પુરૂષોને જોઉં છું[૪૪-૪૮]. જે લક્ષણોયુક્ત ભગવાન અવ્યક્તરૂપે ત્યાં છે તેજ લક્ષણોયુક્ત વ્યક્તરૂપે તમે છો[૪૯]. તે દેવની પાસે મેં તમો બન્નેને જોયા હતા, પણ પછી પરમામાની આજ્ઞાથી હું આજે અહીં આવ્યો છું[૫૦]. ધર્મના પુત્ર તમો બેના વિના તે દેવની બરાબર તેજ, યશ અને શોભાવાળું ત્રણે લોકમાં બીજું કોણ હોઈ શકે? અર્થાત્ તમેજ છો, બીજું કોઇ નથી[૫૧]. તે પરમાત્માએ મને સમગ્ર ક્ષેત્રજ્ઞ ધર્મ કહી સંભળાવ્યો તથા હવે પછી આ લોકમાં તેમના જે જે અવતાર થવાના છે તે પણ કહ્યા[૫૨]. તે સ્થળમાં જે શ્વેત અને પાંચ ઈંદ્રિયો વિનાના પુરૂષો છે તે સર્વ પ્રતિબુદ્ધ (મુક્ત) અને પુરૂષોત્તમના ભક્ત છે. તેઓ સર્વ પરમાત્માનું સદા પૂજન કરે છે અને પરમાત્મા તેઓની સાથે રમે છે. ભગવાનને પોતાના ભક્ત પ્રિય છે તથા તે (પરમાત્મા) દ્વિજોને પ્રિય છે. ભગવાનને ભજનારા જન જેને સદા પ્રિય છે એવા તે પરમાત્મા સદૈવ ભકત જનથી પૂજન પામીને રમે છે તે દેવ માધવ વિશ્વના ભોક્તા, સર્વની ગતિવાળા, ભક્તનું પાલન કરનાર[૫૩-૫૫], સર્વના કર્તા, સર્વનું કારણ, સર્વ કાર્યરૂપ, અતિશય બળવાળા અને અતિશય તેજવાળા છે, વળી તે મોટા યશવાળા સર્વના હેતુરૂપ, આજ્ઞારૂપ, વિધાનરૂપ અને તત્વરૂપ છે[૫૬]. તે પોતાને તપવડે યોજીને, શ્વેતદ્વીપથી પણ પર સ્વયંપ્રકાશ તેજોરૂપે કરીને રહેલા છે[૫૭]. તે જગતનું પાલન કરવાની બુદ્ધિથી ત્રણે લોકમાં શાંતિ પ્રસારે છે અને તે દેવ લોકોમાં શાંતિ રહેવાના હેતુથી શુભ બુદ્ધિવડે નૈષ્ઠિક વ્રતને ધારણ કરીને રહેલા છે[૫૮]. જ્યાં તે દેવ દુશ્ચર તપ કરે છે ત્યાં સૂર્ય તપતો નથી, ચંદ્રમા પ્રકાશતો નથી અને વાયુ વાતો નથી[૫૯]. તે વિશ્વને કરનારા દેવ પૃથ્વી ઉપર આઠ આંગળ ઊંચી વેદી કરીને, તે ઉપર એક ચરણે ઊભા રહેલા છે તથા તેમણે ઊંચા હાથ કરીને ઉત્તર દિશામાં મુખ કરેલું છે[૬૦]. એ રીતે દુશ્ચર તપ કરતાં કરતાં તે અંગોસહિત વેદોનું આવર્તન કર્યા કરે છે, બ્રહ્મા, ઋષિઓ, રૂદ્ર[૬૧]. બીજા સર્વ દેવો, દૈત્યો, દાનવો, રાક્ષસો, નાગો, સુપર્ણો, ગંધર્વો, સિદ્ધ અને રાજર્ષિઓ[૬૨]. વિધિપુરઃસર જે હવ્ય તથા કવ્યને નિરંતર યોજે છે તે સર્વ તે દેવના ચરણ આગળ પ્રાપ્ત થાય છે[૬૩]. એકાંત બુદ્ધિવાળા પુરૂષો જે જે ક્રિયાઓની યોજના કરે છે તે સર્વ તે દેવ પોતાની મેળે મસ્તકવડે ગ્રહણ કરે છે[૬૪]. મહાત્મા મુક્ત પુરૂષોથી બીજા તેને વધારે પ્રિય મનુષ્ય ત્રણે લોકમાં કોઈજ નથી, એમ જાણીને હું તેનો એકાંતિક ભક્ત થયો છું[૬૫]. પણ તે પરમાત્માએ મને અહીં મોકલ્યો તેથી અહીં આવ્યો છું[૬૬]. એ પ્રમાણે મને તે

હેવે-ભગવાન હરિએ કહેલું છે. માટે તેના વિષે આસક્ત થઇને હું તમો બન્નેની સાથે નિરંતર આ સ્થાનમાંજ બેસીસ (રહીશ)[૬૭].

॥ एवं मे भगवान् देवः स्वयमाख्यातवान् हरिः। आसिष्ये तत्परो भूत्वा युवाभ्यां सह नित्यशः॥६७॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये शतोपरि एकसप्ततितमोऽध्यायः ॥१७१॥

## અધ્યાય ૧૭૨ મો–નર–નારાયણે શ્વેતદ્વીપવાસી નારાયણનું મહાત્મ્ય કહ્યું.

नरनारायणावूचतुः ॥ धन्योस्यनुगृहीतोसि यत्ते दृष्टः स्वयंप्रभुः ॥
॥ न हि तं दृष्टवान् कश्चित्पद्मयोनिरपि स्वयम् ॥ १ ॥

નરનારાયણ કહે છે કેઃ–તેં પ્રત્યક્ષ પ્રભુનાં દર્શન કર્યાં માટે તને ધન્ય છે અને ત્હારા ઉપર ભગવાને અનુગ્રહ કર્યો એમ જાણવું કેમ કે; કોઇએ અથવા બ્રહ્માએ પણ તેમનું દર્શન કર્યું નથી[૧]. ભગવાન અવ્યક્તનું પણ કારણ છે માટે તે પુરૂષોત્તમ દુર્દ્રશ્ય છે, હે નારદ! અમે આ તને સત્ય વચન કહ્યું છે[૨]. હે દ્વિજશ્રેષ્ઠ! ભગવાનને આલોકમાં પોતાના ભક્તથી બીજો કોઈ વધારે વહાલો નથી અને માટેજ તેમણે તને દર્શન આપ્યું છે[૩]. હે દ્વિજોત્તમ! પરમાત્મા જે સ્થાનમાં તપ કરે છે તે સ્થાન અમારાવિના બીજા કોઇને પ્રાપ્ત થતું નથી[૪]. જ્યાં ભગવાન વિરાજે છે ત્યાં, એક હજાર સૂર્યને એકત્ર કરવાથી જે તેજ થાય તેટલું તેજ છે[૫]. હે વિપ્ર! હે ક્ષમાવાળાઓમાં શ્રેષ્ઠ! સકળ પૃથ્વીના પતિ તે દેવથી પૃથ્વી ઉત્પન્ન થાય છે અને તે બહારની પૃથ્વીની સાથે યુક્ત થાય છે[૬]. વળી સર્વ પ્રાણીઓને હિત કરનારા તે દેવથી રસ ઉત્પન્ન થાય છે અને તેની સાથે જળ જોડાય છે અને તે દ્રવત્વને પામે છે[૭]. તેજ દેવથી રૂપગુણાત્મક તેજ ઉત્પન્ન થાય છે અને તે સૂર્યની સાથે યુકત થાય છે તેથી તે લોકોમાં વિરાજે છે[૮]. તે પુરૂષોત્તમ દેવથી સ્પર્શ ઉત્પન્ન થાય છે અને તે વાયુની સાથે યુક્ત થાય છે તેથી તે લોકોમાં વહન કરે છે (વાય છે)[૯]. સર્વ લોકના ઈશ્વિર તે સમર્થ દેવથી શબ્દ ઉત્પન્ન થાય છે અને તે આકાશની સાથે યુકત થાય છે તેથી તે અસંવૃત થઇને રહે છે[૧૦]. વળી તે દેવથી સર્વ ભૂતને પામેલું મન ઉત્પન્ન થાય છે તથા તે ચંદ્રમાની સાથે યુકત થાય છે તેથી તે પ્રકાશ ગુણને ધારણ કરે છે[૧૧]. એ રીતે ભૂતને ઉત્પન્ન કરનાર સ્થાનને વેદમાં "સત્" કહે છે. તે સ્થાનમાં, હવ્ય અને કવ્યના ભોકતા ભગવાન વિદ્યાસહિત રહેલા છે[૧૨]. હે દ્વિજોત્તમ! જે પુરૂષો પાપ અને પુણ્યરહિત તથા મળ વિનાના છે તેઓનો માર્ગ કુશળતા ભરેલો થાય છે[૧૩]. સર્વ લોકમાં અંધકારનો નાશક આદિત્ય એ દ્વાર કહેવાય છે. એ આદિત્યવડે જેઓનાં સર્વ અંગ દગ્ધ થયાં છે એવા પુરૂષો કોઈક કારણથી કોઈક સ્થળમાં પરમાણુરૂપ થઈ જાય છે અને પછી આદિત્યના વિષે પ્રવેશ કરે છે. તે આદિત્યથી મુક્ત થઇને અનિરૂદ્ધ શરીરમાં પ્રવેશ કરે છે[૧૪,૧૫]. પછી મનરૂપ થઇને પ્રદ્યુમ્નમાં પ્રવેશ કરે છે. પ્રદ્યુમ્નથી મુક્ત થઇને જીવરૂપ સંકર્ષણમાં પ્રવેશ કરે છે. અર્થાત્ જ્યારે પુરૂષ આદિત્યમંડળમાં રહેલા નારાયણના વિષે દષ્ટિ રાખીને એકાગ્ર થાય છે ત્યારે તેમાં એકાગ્ર થતાં થતાં પોતાના દેહને બિલકુલ ભૂલી જાય છે. એમ થાય ત્યારે તેનું સર્વ અંગ દગ્ધ થાય છે. પછી આદિત્યમાં રહેલા પુરૂષને આકારે થયેલું મન ક્રમે કરીને પુરૂષાકૃતિને તજીને સ્મિતમાત્ર આકારનું અથવા નખચંદ્રમાત્ર આકારનું અણુની પેઠે સૂક્ષ્મ થઈ જાય છે. એ પ્રકારે સૂક્ષ્મ થયેલું મન ઓમ્કારનો અકાર અર્થ કે, જે અનિરૂદ્ધરૂપ અહંકાર છે તેના વિષે પ્રવેશ કરે છે. પછી અનિરૂદ્ધાકારને તજીને ઉકારનો અર્થ કે, જે સૂત્રાત્મા અથવા પ્રદ્યુમ્ન

છે તેના વિષે પ્રવેશ કરે છે. તેને તજીને પછી મકારનો અર્થ કે જે અંતર્યામી "સંકર્ષણ" નામે જીવ-શુદ્ધ ત્વં પદનો અર્થ છે તેના વિષે પ્રવેશ કરે છે[16]. પછી સાંખ્યજ્ઞાનને જાણનારા વિપ્રશ્રેષ્ઠો ભાગવત પુરૂષોસહિત ત્રણ ગુણથી રહિત થઇને વેગવડે પરમાત્માના વિષે પ્રવેશ કરે છે[17]. એ પરમાત્મા ક્ષેત્રજ્ઞ અને નિર્ગુણાત્મક છે. સર્વના સ્થાનરૂપ વાસુદેવને ક્ષેત્રજ્ઞ જાણવા એ તને તત્વે કરીને (યથાર્થ) કહ્યું છે[18]. જે પુરૂષોનાં મન રૂડે પ્રકારે ધ્યાનમાં સ્થિર કરેલાં છે, જેઓ નિયમ પાળનારા છે, જેઓની ઈન્દ્રિયો કબજામાં રાખેલી છે તથા જેઓ એકાંતભાવ વડે ભગવાનની ભક્તિ કરે છે તેઓ વાસુદેવના વિષે પ્રવેશ કરે છે[19]. હે દ્વિજોત્તમ! અમોએ પણ ધર્મના ઘેર અવતાર લીધો છે અને આ રમણીય બદરીના આશ્રમનો આશ્રય કરીને ઉગ્ર તપ કરીએ છીએ[20]. હે દ્વિજ! અમારે તપ કરવાનો હેતુ એવો છે કે, દેવોને પ્રિય એવા તે પરમાત્માના જે જે અવતાર ત્રણ લોકમાં થશે તેનું કલ્યાણ ચિંતવન કરવું[21]. હે દ્વિજોત્તમ! અમે અમારા વિધિમાં પૂર્વની પેઠે યુક્ત છીએ તથા અમે ઉત્તમ એવું સર્વ પ્રકારનું કૃચ્છ્રવ્રત રૂડે પ્રકારે આચરીએ છીએ[22], માટે હે તપોધન! શ્વેતદ્વીપ વિષે અમે તને જે પ્રશ્ન કર્યો તે તથા ભગવાનની સાથે ત્હારો જે સમાગમ થયો તે તેમજ તેં જે જે સંકલ્પ કર્યા[23]. તે સર્વ અમે જાણીએ છીએ. સચરાચર ત્રણે લોકમાં જે શુભાશુભ થશે, જે થયું અને જે થાય છે, તે સર્વ અમારા જાણવામાં છે[24]. વૈશંપાયન કહે છે કેઃ-નર-નારાયણનું એવું વચન સાંભળીને, નારદમુનિ ઉગ્ર તપ કરનારા તે ઋષિઓના આગળ હાથ જોડીને નારાયણપરાયણ થયા[25]. અને તેમણે નારાયણસંબંધી અનેક મંત્રોના જપ વિધિવત્ કરવા માંડયા. એ રીતે નર-નારાયણના આશ્રમમાં તેજ બે દેવોનું પૂજન કરતા મોટા તેજવાળા ભગવાન નારદઋષિ દેવનાં હજાર વર્ષ સુધી રહ્યા[26,27].

॥ अवसत् स महातेजा नारदो भगवान् ऋषिः । तमेवाभ्यर्चयन् देवं नरनारायणौ च तौ ॥२७॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० सा० नारायणीये शतोपरि द्विसप्ततितमोऽध्यायः ॥१७२॥**

---

## અધ્યાય ૧૭૩ મો. પિતૃઓના ત્રણ પિંડ હોવાનું કારણ.

**वैशंपायन उवाच ॥** कस्यचित्त्वथ कालस्य नारदः परमेष्ठिजः ॥
॥ दैवं कृत्वा यथान्यायं पित्र्यं चक्रे ततः परम् ॥ १ ॥

વૈશંપાયન કહે છે કેઃ-કોઇક સમયના વિષે બ્રહ્માના પુત્ર નારદે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રથમ દેવકર્મ કરીને, પછી પિતૃકર્મ કરવાનો આરંભ કર્યો[1]. તે સમયે ધર્મના જ્યેષ્ઠ પુત્ર નારાયણ પ્રભુએ તેને કહ્યું કે,-હે દ્વિજશ્રેષ્ઠ! દેવકર્મ અને પિતૃકર્મની કલ્પના કરીને તું કોનું પૂજન કરે છે?[2]. હે બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ! એ વાત તું મને શાસ્ત્ર પ્રમાણથી કહે કે તું આ કર્મ શું કરે છે અને એનું શું ફળ ઇચ્છે છે?[3]. નારદ કહે છે કેઃ-તમે એવું કહેલું છે કે, પ્રથમ દેવકર્મ કરવું કેમકે, દેવકર્મ મોટો યજ્ઞ છે અને તે સનાતન પરમાત્મારૂપ છે[4]. તેથી હું નિત્ય તેની ભાવના કરીને અવિનાશી વૈકુંઠનું યજન કરૂં છું. એ વૈકુંઠથી પૂર્વે લોકના પિતામહ બ્રહ્મા પ્રગટ થયા છે[5]. અને તે બ્રહ્માએ પ્રસન્ન થઈને મ્હારા પિતાને* ઉત્પન્ન કર્યા છે. એ મ્હારા પિતાનો હું સંકલ્પથી થયેલો પ્રથમ પુત્ર છું[6]. માટે હે સાધો! પ્રથમ નારાયણના પૂજનનો વિધિ કર્યા પછી હું પિતૃઓનું પણ પૂજન કરૂં છું. એ રીતે પૂજન કરવાથી પણ જગતના પિતા, માતા અને પિતામહ ભગવાન કે, જે જગતના પતિ છે તેનુંજ

---

* દક્ષના શાપથી નારદ, પ્રજાપતિથી પુનઃ જન્મ પામ્યા હતા, એવી કથા હરિવંશમાં છે.

પૂજન પિતૃયજ્ઞમાં થાય છે. વળી બીજી શ્રુતિ છે કે, પુત્રોનું યજન પિતૃઓએ કર્યું હતું[૭-૮]. પિતૃઓની પાસેથી વેદની શ્રુતિ નાશ પામી હતી તે પુનઃ પુત્રોએ ભણાવી હતી, તે દિવસથી મંત્ર આપનારા પુત્રો પણ પિતૃપણાને પામ્યા* છે[૯]. એ વાત દેવોએ તથા આત્મનિષ્ઠ એવા તમોએ પણ જાણેલી છે કે, પુત્રો અને પિતૃઓ પરસ્પર પૂજન કરતા હતા[૧૦]. પૃથ્વી ઉપર પ્રથમ દર્ભ નાખીને, પછી પિતૃ આદિને ઉદ્દેશીને અને ત્રણ પિંડ મૂકીને પિતૃઓનું પૂજન કરવામાં આવે છે. હે નારાયણ! પૂર્વે પિતૃઓને પિંડસંજ્ઞા શી રીતે પ્રાપ્ત થઇ? તે કહો[૧૧]. નર–નારાયણ કહે છે કેઃ–પૂર્વે સમુદ્રરૂપી મેખળાવાળી આ પૃથ્વી નાશ પામી હતી તેને ભગવાન ગોવિંદે વરાહરૂપ ધારણ કરીને પાછી આણી હતી[૧૨]. જેનું અંગ જળ અને કાદવથી લેપાયલું છે તથા જે લોકના કાર્યના અર્થે સદા તત્પર છે એવા ભગવાન પુરૂષોત્તમે પૃથ્વીને તેના સ્થાનમાં સ્થાપન કરી[૧૩]. અને સૂર્ય મધ્ય દેશને પામ્યો તથા આહ્નિકનો કાળ પ્રાપ્ત થયો એટલે પ્રથમ દર્ભ પાથરીને દાઢ ઉપર ચોંટેલા ત્રણ પિંડને ભગવાને એકાએક કંપાવીને તે ઉપર મૂક્યા. પછી તેમણે તે પિંડોના વિષે આત્માને ઉદ્દેશીને યથાવિધિ પિતૃકર્મ કર્યું[૧૪.૧૫]. ભગવાન પ્રભુએ પોતાનાજ વિધિથી ત્રણ પિંડની કલ્પના કરીને પોતાના શરીરમાંથી નીકળેલી ગરમીથી ઉત્પન્ન થયેલા સ્નેહયુક્ત તલવડે તેનું પ્રોક્ષણ કર્યું. પૂર્વમાં મુખ રાખીને રહેલા દેવના સ્વામી ભગવાને મર્યાદાસ્થાપન કરવાના હેતુથી એ રીતે પિતૃકર્મ કરીને પછી આવું વચન કહ્યું[૧૬.૧૭]. વરાહ ભગવાન કહે છે કેઃ–લોકને ઉત્પન્ન કરનારો હું પિતૃઓને પ્રીતિ ઉત્પન્ન કરવાને તત્પર થયો હતો અને પિતૃકર્મના ઉત્તમ વિધિઓનું ચિંતવન કરતો હતો; એવામાં મ્હારી દાઢ ઉપરથી મ્હારી જમણી બાજુએ ત્રણ પિંડ પૃથ્વી ઉપર પડયા, માટે એ ત્રણ પિંડનેજ પિતૃઓ જાણવા[૧૮.૧૯]. એ ત્રણ પિંડ અવયવરહિત અને ગોળાકાર છે માટે ઉત્પન્ન કરેલા સનાતન પિતૃઓ એવાજ થાઓ[૨૦]. એ ત્રણે પિંડમાં હુંજ રહેલો છું અને તેને ક્રમે કરીને પિતા, પિતામહ અને પ્રપિતામહ જાણવા[૨૧]. મ્હારાથી બીજો અધિક કોઇ છે નહિ માટે મ્હારે કોનું પૂજન કરવું? લોકમાં મ્હારો પિતા કોણ છે? હુંજ સર્વનો પિતામહ છું[૨૨]. વળી હું પિતામહ (બ્રહ્મદેવ) નો પણ પિતા અને ઉત્પત્તિનું કારણ છું. દેવના દેવ વરાહ ભગવાને એ પ્રમાણે કહીને વરાહપર્વત ઉપર વિસ્તારસહિત પિંડ અર્પણ કર્યા તથા હે વિપ્ર! એ રીતે આત્માનું પૂજન કરીને તે સ્થળમાંજ અંતર્ધાન થયા[૨૩.૨૪]. હે વિપ્ર! પિતૃઓ પિંડના આકારે હોવાનું કારણ એ પ્રમાણે છે અને તેઓ ભગવાનના વચન પ્રમાણે નિરંતર પૂજન પામે છે[૨૫]. જે પુરૂષો, પિતૃઓ, દેવો, ગુરૂઓ, અતિથિઓ, ગાયો, શ્રેષ્ઠ બ્રાહ્મણો, પૃથ્વી અને માતા, એઓને મન, વાણી અને કર્મવડે પૂજે છે તેઓ વિષ્ણુનેજ પૂજે છે. એ ભગવાન્ સર્વ પ્રાણીઓના શરીરમાં રહેલા છતાં તેઓના વિષે વ્યાપ્ત છે[૨૬.૨૭]. તે ઈશ્વર છે અને સુખ–દુઃખના વિષે સર્વ પ્રાણીઓમાં સમાન છે. તે નારાયણ "મહાન્, મહાત્મા અને સર્વાત્મા છે" એમ શ્રુતિમાં કહેલું છે[૨૮].

॥ समः सर्वेषु भुतेषु ईश्वरः सुखदुःखयो। महान् महात्मा सर्वात्मा नारायण इति श्रुतः ॥२८॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये ञतोपरि त्रिसप्ततितमोऽध्यायः ॥१७३॥

---

* આ સંબંધમાં એવી કથા છે કે, પિતૃઓ પોતાના અગ્નિષ્વાત્તાદિ પુત્રોને વેદનું અધ્યયન કરાવીને પછી તેઓ અસુરોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેમાં ઘણો કાળ વ્યતીત થઈ જવાથી વેદ ભૂલી ગયા તે પાછા ઘેર આવીને પુત્રોની પાસેથી પુનઃ ભણ્યા. એ રીતે પુત્રો પિતૃઓના ગુરૂ થયા.

## અધ્યાય ૧૭૪ મો–શ્રીવેદવ્યાસમુનિની મહત્તા.

**વૈશંપાયન उवाच** ॥ श्रुत्वैतन्नारदो वाक्यं नरनारायणेरितम् ॥
॥ अत्यंतं भक्तिमान् देवे एकांतित्वमुपेयिवान् ॥ १ ॥

વૈશંપાયન કહે છે કે:–નર–નારાયણે કહેલું એવું વચન સાંભળીને નારદ તે દેવના વિષે અત્યંત ભક્તિમાન થઈને એકાંતિકપણાને પામ્યા[1]. પછી એવી રીતે નર–નારાયણના આશ્રમમાં હજાર વર્ષ રહીને, ભગવાનનાં આખ્યાન શ્રવણ કરીને તથા અવિનાશી હરિનાં દર્શન કરીને, જ્યાં પોતાનો આશ્રમ હતો ત્યાં હિમાચલમાં ગયા. તે બે પ્રખ્યાત તપવાળા નર–નારાયણ ઋષિ પણ તેજ રમણીય આશ્રમમાં રહીને ઉત્તમ તપ કરવા લાગ્યા. હે જનમેજય! પાંડવોના કુળને ધારણ કરનાર અમાપ પરાક્રમવાળો તું પણ આ કથાને આરંભથી સાંભળીને પવિત્ર થયો છે. હે શ્રેષ્ઠ રાજન્! જે પુરૂષ મન, વચન કે, કર્મવડે અવિનાશી વિષ્ણુનો દ્વેષ કરે છે તેને આ લોકમાં કે, પરલોકમાં પણ કલ્યાણ પ્રાપ્ત થતું નથી[2,6]. જે પુરૂષ દેવોમાં શ્રેષ્ઠ દેવ નારાયણ–હરિનો દ્વેષ કરે છે તેના પિતૃઓ અનંતકાળ સુધી નરકમાં ડૂબે છે. આ જગતમાં જે સર્વ પ્રાણીનો આત્મા છે તે કોઇનો દ્વેષ્ય (દ્વેષ કરવા યોગ્ય) કેમ થઈ શકે?[7]. હે પુરૂષવ્યાઘ્ર! તેજ વિષ્ણુ સર્વનો આત્મા છે એમ સિદ્ધ થયેલું છે. ગંધવતીના પુત્ર વ્યાસઋષિ કે, જે અમારા ગુરૂ છે તેમણે આ પરમ શ્રેષ્ઠ મહાત્મ્ય અમને કહેલું છે. હે તાત! હે અનઘ! મેં વ્યાસમુનિની પાસેથી આ માહાત્મ્ય સાંભળ્યું હતું તે મેં તને કહ્યું છે[8,9]. હે નૃપ! એજ ધર્મ, જગતના નાથ સાક્ષાત્ નારાયણથી નારદે રહસ્યસહિત અને સંગ્રહસહિત પ્રાપ્ત કર્યો છે[10]. હે ઉત્તમ નૃપ! એવો એ મોટો ધર્મ પૂર્વે મેં તને સંક્ષેપમાં હરિગીતાના વિષે કહેલો છે. એનું તાત્પર્ય એવું છે કે, સર્વ પ્રાણીના આત્મારૂપ વિષ્ણુ પ્રત્યે દ્રોહ ન કરતાં રૂડી રીતે પરમેશ્વરનું આરાધન કરવું[11]. હે પુરૂષશ્રેષ્ઠ! તું કૃષ્ણદ્વૈપાયન વ્યાસને પૃથ્વી ઉપર નારાયણરૂપ જાણજે કેમ કે, અન્યથા મહાભારત કરવાને બીજો કોણ સમર્થ થઈ શકે?[12]. તથા અનેક પ્રકારના અનેક ધર્મોને તે પ્રભુવિના બીજો કોણ કહી શકે?[13]. હવે જે રીતે તેં યજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો છે તે રીતે ત્હારો મહાયજ્ઞ ચાલતો રહો. તેં અશ્વમેધનો સંકલ્પ કર્યો છે અને ધર્મ પણ સાંભળ્યો છે[14]. સૂતપુત્ર કહે છે કે:–આવું મોટું આખ્યાન સાંભળીને તે રાજશ્રેષ્ઠ જનમેજયે યજ્ઞની સમાપ્તિને માટે સર્વ ક્રિયાઓનો આરંભ કર્યો[15]. નૈમિષારણ્યમાં રહેનારા શૌનકાદિ ઋષિઓના પૂછવાથી સૂતપુત્રે કહેલું આ નારાયણીય આખ્યાન મેં તને કહ્યું[16]. એજ આખ્યાન પૂર્વે ઋષિઓ, પાંડવો, કૃષ્ણ અને ભીષ્મ, એઓના સાંભળતાં નારદે બૃહસ્પતિને કહેલું હતું[17]. એ નર–નારાયણ મહાન ઋષિ કે, જે મનુષ્ય અને લોકના પતિ છે, જે વિશાળ પૃથ્વીને ધારણ કરનાર છે, જે વેદમાં કહેલી નીતિનું વિધાન કરનાર છે, જે શમ અને નિગ્રહનો ભંડાર છે અને જે યમ અને નિયમમાં તત્પર છે તે હરિ ઉત્તમ બ્રાહ્મણોસહિત તને ગતિ આપનાર થાઓ[18]. વળી જે દેવોનું હિત કરનાર, અસુરોનો વધ કરનાર, તપનો ભંડાર, અત્યંત શ્રેષ્ઠ, યશનું પાત્ર, મધુકૈટભને હણનાર, સત્યયુગના ધર્મને જાણનારા પુરૂષોને સદ્ગતિ આપનાર તથા તેઓના ભયનો નાશ કરનાર અને યજ્ઞના ભાગને ગ્રહણ કરનાર ભગવાન છે તે તને શરણ આપો[19]. વળી જે ત્રણ ગુણવાળા, ગુણથી રહિત, વાસુદેવ–સંકર્ષણ–પ્રદ્યુમ્ન–અનિરૂદ્ધ એવી ચાર મૂર્તિને ધારણ કરનારા, વાપી આદિ પૂર્ત અને અગ્નિહોત્રાદિ ઇષ્ટના ફળના ભાગને હરણ કરનાર, અજિત અને અતિશય વેગવાન ભગવાન છે તે પુણ્યશાળી ઋષિઓને નિરંતર આત્મપ્રાપ્તિરૂપ ગતિ આપો[20]. તમે સર્વ એકચિત્ત થઇને લોકના સાક્ષી, જન્મરહિત, પ્રાચીન પુરૂષ, સૂર્યસમાન

સમાન વર્ણવાળા, ઇશ્વર અને સર્વને ગતિ આપનારા પરમેશ્વરને પ્રણામ કરો કેમ કે, જળમાંથી ઉત્પન્ન થયેલા શેષશાયી નારાયણ પણ તે ઋષિ વાસુદેવને પ્રણામ કરે છે[૨૧]. હે ઉદાર રાજન્! તે અવ્યકતાદિ લોકની ઉત્પત્તિનું કારણ છે, મોક્ષનું સ્થાન છે, સૂક્ષ્મ છે, સર્વનું પરમ સ્થાન છે, અચલ પદ છે અને સનાતન તત્વ છે કે, જેને મનોનિગ્રહ કરનારા સાંખ્ય યોગીઓ બુદ્ધિવડે વરેલા છે-બુદ્ધિવડે તેને પામેલા છે[૨૨].

॥ स हि लोकयोनिरमृतस्य पदं सूक्ष्मं परायणमचलं हि पदम् ॥

॥ तत्सांख्ययोगिभिरुदारवृतं बुद्ध्या यतात्मभिरिदं सनातनम् ॥ २२ ॥

॥इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये शतोपरि चतुःसप्ततितमोऽध्यायः॥१७४॥

## અધ્યાય ૧૭૫ મો-ભગવાને હયગ્રીવાવતાર ધારણ કરીને મધુ-કૈટભને માર્યા.

**शौनक उवाच** ॥ श्रुतं भगवतस्तस्य माहात्म्यं परमात्मनः ॥

॥ जन्म धर्मगृहे चैव नरनारायणात्मकम् ॥ १ ॥

શૌનક કહે છે કે:-પરમાત્મા ભગવાનનું માહાત્મ્ય તથા નારાયણરૂપે તેમનો ધર્મના ઘેર જન્મ એ અમે સાંભળ્યો[૧]. તેમજ મહાવરાહે ઉત્પન્ન કરેલી પુરાતન પિંડની ઉત્પત્તિ તથા પ્રવૃત્તિ અને નિવૃત્તિમાં જેમ જેની કલ્પના કરી છે[૨]. તે પણ હે અનઘ! હે બ્રહ્મન્! તમે જે રીતે કહ્યું તે રીતે અમે સાંભળ્યું. પણ પૂર્વે તમે કહી ગયા કે, સમુદ્રના કિનારા ઉપર ઈશાન કોણમાં હવ્ય અને કવ્યના ભોક્તા વિષ્ણુનું હયશિરારૂપ ભગવાન પરમેષ્ઠી બ્રહ્માએ જોયું હતું; તે રૂપ લોકના ધારણ કરનારા હરિએ કેવું ઉત્પન્ન કર્યું હતું? અને હે મુનિ! હે બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ! એ હયશિરાનું રૂપ, તેનો પ્રભાવ, મોટાં સત્વોમાં તેની અપૂર્વતા, એ સર્વ જોઇને તથા દેવોના શ્રેષ્ઠનું એવું અપૂર્વ, અપાર બળવાળું, પવિત્ર હયશિરારૂપ જોઇને બ્રહ્માએ શું કર્યું?[૩-૬] હે બ્રહ્મન્! હે ઉત્તમ બુદ્ધિવાળા! મહાપુરૂષે નિર્માણ કરેલા અને જ્ઞાનથી ઉત્પન્ન થયેલા એ પ્રાચીન રૂપ વિષે અમને એટલો સંશય છે તેનું નિરાકરણ કરો[૭]. હે બ્રહ્મન્! તમે અમને પવિત્ર કથાઓ કહીને પવિત્ર કરેલા છે. સૂત કહે છે કે:-જે જે કથાઓ ભગવાન વ્યાસે જનમેજય રાજાને કહેલી છે તે તે સર્વ વેદમાં પ્રમાણ કરેલી પુરાણની કથાઓ હું તમને કહીશ. ભગવાનની હયશિરા મૂર્તિની કથા સાંભળીને જનમેજય રાજાને પણ સંશય થયો હતો અને તેણે પણ તમારી પેઠેજ પ્રશ્ન કર્યો હતો. જનમેજય કહે છે કે:-હે સત્તમ! બ્રહ્માએ ઘોડાના મસ્તકને ધારણ કરનારા દેવના જે રૂપને જોયું હતું તે શાના અર્થે થયું હતું? તે મને કહો. વૈશંપાયન કહે છે કે:-હે પૃથ્વીપતે! આ લોકમાં જે જે દેહધારી પ્રાણી છે તે સર્વ ઇશ્વરની બુદ્ધિમાંથી ઉત્પન્ન થયેલાં પાંચ ભૂતથી આવિષ્ટ છે. ઇશ્વર જગતનો સરજનાર, પ્રભુ, નારાયણ અને વિરાટ્ છે[૮-૧૨]. વળી તે પ્રાણીઓનો અંતરાત્મા, વરદાન આપનારો, સગુણ અને નિર્ગુણ છે. હે રાજશ્રેષ્ઠ! હું તને પ્રાણીનો આત્યંતિક પ્રલય કહું તે તું સાંભળ[૧૩]. પૂર્વે જ્યારે જગત એક સમુદ્રરૂપ થઈ ગયું ત્યારે પૃથ્વી તેમાં લય પામી ગઇ, જળ તેજમાં લય પામી ગયું, તેજ વાયુમાં લય પામી ગયું[૧૪]. વાયુ આકાશમાં લીન થયો, આકાશ મનમાં લીન થઈ ગયું, મન વ્યકતમાં લીન થઇ ગયું, વ્યકત અવ્યકતમાં લીન થયું[૧૫]. અવ્યકત પુરૂષમાં લીન થયું અને પુરૂષ સર્વત્ર વ્યાપ્ત થઈ ગયો. તે સમયે સર્વ સ્થાનમાં અંધકાર માત્ર થઈ ગયો અને કાંઈ પણ જણાતું નહોતું[૧૬]. એ તમ-(અંધકાર)થી જગતનું કારણ પર "વ્યોમ" નામે બ્રહ્મ ઉત્પન્ન થયું અને એ તમ મૂળ અમૃત-

(ચૈતન્ય)ના વિષે અધિષ્ઠિત હતું. અર્થાત્ જેમ દોરડીમાં સર્પ જોવામાં આવે છે તે કહીંથી પણ ઉત્પન્ન થયેલો નથી, પરંતુ દોરડીમાં અધિષ્ઠિત છે, તેમ ચૈતન્યમાં પણ તેનો અધ્યાસ થયેલો હોવાથી તમ ચૈતન્યમાં અધિષ્ઠિત છે, એમ કહેવું પ્રાપ્ત થાય છે. એ બ્રહ્મ પુરૂષના શરીરમાં આશ્રય કરીને જગતના સમગ્ર પદાર્થરૂપે થયું છે[17]. તેણે પુરૂષના શરીરનો આશ્રય કર્યો એટલે તેનું નામ "અનિરૂદ્ધ" પડયું અને તેનેજ "પ્રધાન" કહે છે. હે નૃપસત્તમ ! તેજ જ્યારે ત્રણ ગુણયુક્ત થયું ત્યારે અવ્યકત કહેવાયું[18]. તે સમયે સમર્થ ભગવાન વિશ્વક્સેન દેવ નિર્વિશેષ, ચિન્માત્રાકાર, ચિત્તવૃત્તિસહિત યોગનિદ્રાને ધારણ કરીને જળમાં સૂતા હતા[19]. તથા તે, અનેક ગુણને ઉત્પન્ન કરનારી વિચિત્ર સૃષ્ટિ ( ઉત્પત્તિ ) વાળા જગતને સરજવાનું ચિંત્વન કરતા હતા. તેના સૃષ્ટિને રચવાના વિચારથી આત્મારૂપ ગુણવાળું મહત્તત્વ ઉપજ્યું[20], તેનાથી અહંકાર થયો તેને ચતુર્મુખ "બ્રહ્મા" કહે છે, એવી રીતે સર્વ લોકના પિતામહ ભગવાન કમળનેત્ર હિરણ્યગર્ભ કમળના વિષે અનિરૂદ્ધથી ઉત્પન્ન થયા. તે કમળના વિષે તેજસ્વી અને અદ્ભુત સરખા સનાતન પ્રભુ બ્રહ્મા બેઠા હતા[21,22]. તેમણે સર્વ લોકોને જળમય દીઠા. પછી તે પરમેષ્ઠી બ્રહ્મા પોતાના સત્વના વિષે સ્થિર થઇને ભૂતોના સમુદાયને સરજવા લાગ્યા[23]. તેવામાં તે આદિ અને અંતરહિત દેવે સૂર્યના સરખી કાંતિવાળા તે કમળના એક પત્રમાં નારાયણે કરેલાં બે જળનાં બિંદુઓ જોયાં; તે મોટા ગુણવાળાં હતાં તેમાંનો એક બિંદુ મધના સરખો સુંદર કાંતિવાળો હતો[24-25], તેમાંથી નારાયણની આજ્ઞાથી તમોગુણનું કાર્ય "મધુ" નામે દૈત્ય ઉપજ્યો. બીજો બિંદુ કઠિન હતો તે રજોગુણનું કાર્ય "કૈટભ" નામે દૈત્ય થયો[26]. એવી રીતે તમોગુણ અને રજોગુણયુકત તે બે બળવાન અને શ્રેષ્ઠ દૈત્યો હાથમાં ગદા લેઇને પદ્મના નાળને અનુસરીને બ્રહ્માની તરફ દોડ્યા[27]. અને ત્યાં કમળમાં રહેલા અમાપ તેજવાળા બ્રહ્માને જોયા. તે સમયે બ્રહ્મા પ્રથમજ સુંદર દેહવાળા ચાર વેદને ઉત્પન્ન કરતા હતા[28]. પછી તે બે અસુરશ્રેષ્ઠોએ શરીરધારી વેદોને જોઇને બ્રહ્માના દેખતાં સહસા વેદોને પકડી લીધા[29]. પછી તે શ્રેષ્ઠ દાનવો સનાતન વેદોને લઇને ઉતાવળેથી જળથી ભરેલા મહા સમુદ્રમાં પેશી ગયા[30]. એવી રીતે વેદોનું હરણ થયું તેથી બ્રહ્માને મોટો શોક થયો અને તેથી વેદ વિનાના થયેલા બ્રહ્માએ ઈશાન ( ઈશ્વર )ને આ પ્રમાણે કહ્યું[31]. બ્રહ્મા કહે છે કે:—વેદ મ્હારૂં મુખ્ય નેત્ર છે અને વેદજ મ્હારૂં પરમ બળ છે, વેદજ મ્હારૂં મુખ્ય ધામ છે અને વેદજ મ્હારૂં શ્રેષ્ઠ બ્રહ્મ છે[32]. બે દાનવોએ બળાત્કારે મ્હારા વેદોનું હરણ કર્યું છે અને વેદ વિના મ્હારે સર્વ લોક અંધકારમય થઇ ગયા છે[33]. હું લોકોની ઉત્તમ સૃષ્ટિ વેદો વિના શી રીતે કરૂં ? અરે ! વેદોનો નાશ થવાથી મ્હારાપર મોટું દુઃખ આવી પડયું છે[34]. આ દુઃખથી મ્હારૂં હૃદય બહુ ખેદ પામે છે અને હું આ તીવ્ર શોકથી અત્યંત દુઃખી છું. હું આ શોકના સાગરમાં ડૂબ્યો છું તેમાંથી મને મુક્ત કરે એવું કોણ છે ?[35]. અને હું એવો કોને વહાલો છું કે, તે મ્હારા નાશ પામેલા વેદોને પાછા આણી આપે ? હે નૃપશ્રેષ્ઠ ! હે બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ ! એ પ્રકારે બોલતા બ્રહ્મદેવની બુદ્ધિ ભગવાનની સ્તુતિ કરવામાં પ્રવૃત્ત થઇ અને તેથી તે પ્રભુએ બન્ને હાથ જોડીને સર્વથી ઉત્તમ જપ કરવાનો આરંભ કર્યો[36,37]. બ્રહ્મા કહે છે કે:—હે બ્રહ્મહૃદય ! હે મ્હારા પૂર્વજ ! હે લોકના આદ્ય ! હે જગતમાં શ્રેષ્ઠ ! હે સાંખ્યયોગના ભંડાર ! હે પ્રભો ! તમને પ્રણામ છે[38]. હે વ્યક્ત અને અવ્યકતના ઉત્પન્ન કર્તા ! હે અચિંત્ય ! હે મોક્ષના માર્ગમાં સ્થિતિવાળા ! હે વિશ્વના ભોક્તા ! હે સર્વ પ્રાણીઓના અંતરાત્મા ! હે અયોનિજ ! હે લોકધામ ! તમે સ્વયંભૂ છો અને હું તમારી કૃપાથી ઉત્પન્ન થયો છું[39]. તમારાથી મ્હારો પ્રથમ માનસ

જન્મ થયો છે તેનું દ્વિજો પૂજન કરે છે. મ્હારો બીજો પ્રાચીન જન્મ ચાક્ષુષ છે[૪૦]. તમારી કૃપાથી મ્હારો ત્રીજો મોટો જન્મ વાચિક થયો છે. હે વિભો ! તમારાથી મ્હારો ચોથો શ્રવણથી જન્મ થયો છે[૪૧]. તમારાથી મ્હારો ઉત્તમ જન્મ નાસત્યનો થયો છે તે પાંચમો છે. તમારાથી મ્હારો છઠ્ઠો જન્મ અંડજ થયો છે[૪૨]. હે પ્રભો ! અને આ "પદ્મજન્મા" એવો મ્હારો સાતમો જન્મ છે. હે ત્રણ ગુણરહિત દેવ ! હું પ્રત્યેક સૃષ્ટિ સમયે તમારો પુત્ર છું. આનો સ્પષ્ટાર્થ આ પ્રમાણે છે. અહંકારથી બ્રહ્મા થયા છે. તે પોતાના વિરાટ્સ્વરૂપને ધ્યાનમાં રાખીને જે જે સમયે જે જે પ્રકારે છે, તે તે સમયે તે તે ઉપજે છે, એવા વિચારથી વિરાટ્ના તેટલા જન્મ કહી બતાવે છે. માનસસૃષ્ટિ ભોગદ્વારા મનને તૃપ્ત કરે છે માટે વિરાટ્નો પ્રથમ જન્મ માનસ કહ્યો છે. પ્રપંચાત્મકરૂપ નેત્રનો ગુણ છે અને તે મનથી બાહ્ય છે, માટે તેને ચાક્ષુષ (નેત્રસંબંધી) બીજો જન્મ કહ્યો છે. વચન માત્રવડે મેરૂ–સ્વર્ગાદિની સ્થાપના કરી છે માટે તે ચાક્ષુષથી બાહ્ય છે કેમ કે, ચક્ષુથી તે જોવામાં આવતું નથી, માત્ર વાણીજ તેનું સ્થાપન કરે છે. માટે તે તેનાથી બાહ્ય તૃતીય જન્મ છે. દેવોએ સ્વર્ગાદિને ભોગ્યપણે પ્રતિપાદન કર્યાં છે તે શ્રવણથી જાણવામાં આવે છે, માટે તે તેનાથી પણ બાહ્ય ચોથો જન્મ છે. "નાસત્ય" એવું નામ અશ્વિનીકુમારોનું છે તે ઘ્રાણેંદ્રિયના દેવતા છે. ઘ્રાણેંદ્રિયદ્વારા ગંધ–પ્રપંચ જાણવામાં આવે છે તે એનાથી પણ બાહ્ય છે માટે તે પાંચમો જન્મ છે. બ્રહ્માંડના દર્શનરૂપ સંસ્કારથી વાસનાત્મક સ્વપ્નનો પ્રપંચમય જન્મ તેનાથી પણ બાહ્ય છઠ્ઠો છે. તેનાથી બાહ્ય પાદ્મજન્મ છે. કેમ કે, पद् ધાતુનો અર્થ જવું–પામવું એવો થાય છે. તે ઉપરથી વાસનાને પામવારૂપ સાતમો જન્મ છે. એનાથી પણ બાહ્ય શુદ્ધ ચિન્માત્ર આઠમો જન્મ છે. એ રીતે મ્હારા પ્રત્યેક કાર્યમાં તમે અનુગત છો માટે તમે પિતા છો અને હું પુત્ર છું. અર્થાત્ તમારી સત્તાવડે સાત પ્રકારનાં કાર્યરૂપે હું તમારો પુત્ર છું[૪૩]. હે પુંડરીકાક્ષ ! પ્રથમ શુદ્ધ સત્વથી તમારૂં શરીર ઉત્પન્ન થયેલું છે અને તમે ઈશ્વર છો તથા આપ સ્વયંભૂને જે ઇશ્વરપણું પ્રાપ્ત થયું છે એજ તમને કર્મબંધ પ્રાપ્ત થયેલો છે–એજ સ્વભાવ છે[૪૪]. તમોએ મને વેદરૂપી નેત્ર આપીને નિર્માણ કરેલો છે તથા તમારા બળથી હું કાળને જીતનારો થયેલો છું. મ્હારા એ વેદને બે દૈત્યો લઈ ગયા છે માટે હું આંધળો થયો છું[૪૫]. હવે તમે જાગો. મ્હારાં નેત્ર મને આપો કેમકે હું તમને પ્રિય છું અને તમે મને પ્રિય છો. એ પ્રમાણે બ્રહ્માએ સર્વ દિશાએ મુખવાળા ભગવાનની સ્તુતિ કરી[૪૬]. તેથી ભગવાને નિદ્રાનો ત્યાગ કર્યો અને વેદનું કાર્ય કરવા માટે તત્પર થયા. તે ભગવાને પોતાના ઐશ્વર્યથી તથા મોટા યોગથી બીજો દેહ ધારણ કર્યો[૪૭]. અને ચંદ્રના સરખી કાંતિવાળું તથા રૂડી નાસિકાવાળું શરીર ધારણ કર્યું. તેમણે વેદના સ્થાનરૂપ ઘોડાનું શુભ્ર મસ્તક હોય તેવું મસ્તક ધારણ કર્યું[૪૮]. તથા નક્ષત્ર અને તારાઓસહિત તેનું મસ્તક હોય તેવું તે શોભવા લાગ્યું. તેની કેશવાળી સૂર્યના કિરણ સરખી તેજસ્વી થઈ[૪૯]. આકાશ અને પાતાળ તેના કાન થયા, પ્રાણીઓને ધારણ કરનાર પૃથ્વી તેનું લલાટ થયું, ગંગા અને સરસ્વતી તેની જંઘાઓ થઈ, મોટા સમુદ્ર તેની ભમરો થઇ[૫૦], સૂર્ય અને ચંદ્ર તેનાં નેત્ર થયાં, સંધ્યા તેની નાસિકા થઇ, ઓમ્કાર તેનો સંસ્કાર થયો અને વીજળી તેની જીહ્વા થઇ[૫૧]. હે રાજન્ ! "સોમપા" નામે પ્રખ્યાત પિતૃઓ તેના દાંત થયા, ગોલોક અને બ્રહ્મલોક તે મહાત્માના ઓઠ થયા[૫૨]. સર્વથી શ્રેષ્ઠ ગુણવાળી કાળરાત્રિ તેની ગ્રીવા થઈ એવી રીતે અનેક મૂર્તિઓથી વીંટાયલું હયશિરારૂપ ધારણ કરીને[૫૩] તે ભગવાન પ્રભુ અંતર્ધાન થયા અને તેમણે સમુદ્રના જળના વિષે પ્રવેશ કર્યો. ત્યાં રસાતળના વિષે જઇને

પછી પરમ યોગધારણ કરીને શિક્ષાયુક્ત સ્વરે ઉદ્‌ગીથ સ્વરનો ઉચ્ચાર કર્યો. તે અનુનાદવાળો, સર્વ પ્રકારે સ્નિગ્ધ તથા સર્વ પ્રાણીને હિતકર અને ગુણ આપનારો સ્વર પૃથ્વીની અંદર થયો. તે સાંભળીને તે બન્ને અસુરો વેદોને પ્રતિજ્ઞાથી બાંધીને અને રસાતળમાં નાંખીને જ્યાંથી શબ્દ સંભળાતો હતો ત્યાં ગયા. એવામાં ભગવાન હયશિરાદેવ રસાતળમાં રહેલા વેદોને ત્યાંથી લઇને જતા રહ્યા અને પુનઃ બ્રહ્માને આપ્યા ત્યારે તે પોતાની પ્રકૃતિને પામ્યા–સ્વસ્થ થયા[૫૪,૫૮]. પછી તે મહા સમુદ્રના કિનારે ઇશાન કોણમાં અશ્વના શિરનું સ્થાપન કર્યું અને તે સમયથી તે અશ્વશિરા ભગવાન વેદના સ્થાનરૂપ થયા[૫૯]. પછી મધુ અને કૈટભ દાનવોએ જ્યાંથી સ્વર આવતો હતો ત્યાં જઇને જોયું તો કાંઇ દીઠું નહિ, તેથી ઉતાવળે પાછા પોતાના સ્થાનમાં આવ્યા અને જોવા લાગ્યા તો, જ્યાં વેદ મૂકયા હતા તે સ્થળ શૂન્ય દીઠું; તેથી અતિશય બળવાન તે બન્ને દૈત્યો ઉત્તમ વેગ ધારણ કરીને, પુનઃ તે રસાતળથી ઉપડયા અને જ્યાં સર્વના આદિ પુરૂષ ભગવાન હતા ત્યાં જઇ પહોંચ્યા. તો ચંદ્રના સરખા નિર્મળ, શ્વેતવર્ણના અનિરૂદ્ધ શરીરમાં રહેલા, અપાર પરાક્રમવાળા અને પુનઃ પણ નિદ્રાયોગને ધારણ કરી સૂતેલા તેમને જોયા[૬૦-૬૩]. તેમણે જળની ઉપર પોતાના શરીર જેવડી શય્યા કલ્પેલી હતી. તેના ઉપર નાગની ફણાનું છત્ર હતું તથા તે શય્યા જ્વાળાની પંક્તિથી ચારે બાજૂ વીંટાયલી હતી[૬૪]. તે ભગવાન નિર્મળ, સત્વગુણસંપન્ન અને સુંદર કાંતિવાળા હતા. તેને જોઈને દાનવોમાં શ્રેષ્ઠ તે બન્ને મોટું હાસ્ય કરવા લાગ્યા[૬૫]. તથા રજોગુણ અને તમોગુણથી વીંટાઇને આ પ્રમાણે બોલ્યા કે,–આ શ્વેત પુરૂષ નિદ્રા ધારણ કરીને સૂઈ ગયો છે[૬૬]. એણે નિશ્ચય રસાતળમાંથી વેદોનું હરણ કર્યું છે. એ કોનો પુત્ર છે અને એ કોણ છે તથા એ શા માટે મસ્તકપર નાગછત્ર ધારણ કરીને સૂઈ રહ્યો છે[૬૭]. એ પ્રમાણે વચન બોલીને તે ભગવાનને જગાડવા લાગ્યા. ભગવાન પુરૂષોત્તમ પણ તેમને યુદ્ધ કરવાની ઈચ્છાવાળા જાણીને જાગ્રત થયા[૬૮]. અને તે બન્ને અસુરોને જોઇને યુદ્ધ કરવાનો વિચાર કર્યો. પછી તે બન્ને દૈત્ય અને નારાયણનું યુદ્ધ થયું[૬૯]. તેમાં હયશિરા ભગવાને બ્રહ્માનું હિત કરવા માટે રજોગુણ તથા તમોગુણથી આવિષ્ટ થયેલા મધુ અને કૈટભ બન્ને દૈત્યોને હણ્યા. ભગવાને "મધુ" નામે દૈત્યને હણ્યો તેથી મધુસૂદન કહેવાય છે[૭૦]. એ રીતે એ બન્ને દૈત્યનો વધ કરીને તથા બ્રહ્માને વેદ પાછા લાવી આપીને પુરૂષોત્તમે બ્રહ્માના શોકને દૂર કર્યો[૭૧]. પછી વેદોથી સત્કાર પામેલા અને ભગવાનની સહાયવાળા બ્રહ્મદેવે સ્થાવર–જંગમ સઘળા લોકોનું નિર્માણ કર્યું[૭૨] પછી ભગવાન લોકને ઉત્પન્ન કરવાની શ્રેષ્ઠ બુદ્ધિ પિતામહને આપીને જ્યાંથી આવ્યા હતા ત્યાં પાછા અંતર્ધાન થયા[૭૩]. એ પ્રમાણે ભગવાન હયશિરા હરિ પ્રકટ થયા હતા. ભગવાનનું એ રૂપ વરદાનને આપનારૂં, પ્રાચીન અને પ્રખ્યાત છે[૭૪]. ભગવાને હયશિરારૂપ ધારણ કરીને તે બન્ને દાનવને હણ્યા પછી પુનઃ પ્રવૃત્તિધર્મના અર્થે તેજ શરીર ધારણ કર્યું હતું[૭૫]. જે પુરૂષ આ હયશિરા ભગવનના આખ્યાનને નિરંતર સાંભળે કે, પાઠ કરે તેના અધ્યયનનો નાશ કોઈ કાળે થાય નહિ[૭૬]. પાંચાલે, દેવે બતાવેલા માર્ગે ચાલીને, ઉગ્ર તપ કરીને અને હયશિરા દેવનું આરાધન કરીને વેદનો ક્રમ* પ્રાપ્ત કર્યો હતો[૭૭]. હે રાજન્! તેં મને જે પૂછ્યું હતું તે આ હયશિરાનું આખ્યાન મેં તને કહ્યું. એ આખ્યાન પ્રાચીન અને વેદના પ્રમાણવાળું છે[૭૮]. ભગવાન કોઈ કાર્ય કરવાના અર્થે જે જે દેહ ધારણ કરવાની ઈચ્છા કરે છે તે તે દેહ પોતે પોતાની મેળે વિકાર ઉત્પન્ન કરીને ધારણ કરી શકે છે[૭૯]. ભગવાન વેદના નિધિ છે. એજ શોભાયમાન દેવ

* પાછલો પાછલો શબ્દ પડયો મૂકીને, આગલો આગલો શબ્દ લેતા જવું તેને "ક્રમ" કહે છે. જેમ—**अग्निमीळे ईळे पुरोहितं पुरोहितं यज्ञस्य यज्ञस्य देवं देवमृत्विजम्**. ઇત્યાદિ.

તપના પણ નિધિ છે. એજ દેવ યોગરૂપ, સાંખ્યરૂપ, શ્રેષ્ઠ બ્રહ્મરૂપ, હવિરૂપ અને વ્યાપક છે[૮૦]. વેદ, યજ્ઞ, તપ અને ગતિ એ સર્વ નારાયણના આધીન છે તથા તે સર્વ નારાયણનેજ પ્રતિપાદન કરે છે[૮૧]. નારાયણજ પરમ સત્ય છે અને ઋત પણ નારાયણરૂપજ છે. તેમજ જેને આચરવાથી પુનઃ સંસારબંધનમાં પડવું પડે નહિ એવો ધર્મ પણ નારાયણાત્મક છે[૮૨]. વળી પ્રવૃત્તિલક્ષણ ધર્મ પણ નારાયણાત્મક છે. પૃથ્વીમાં જે શ્રેષ્ઠ ગંધ છે તે પણ નારાયણનું સ્વરૂપ છે[૮૩]. હે રાજન્! જળનો ગુણ રસ પણ નારાયણાત્મક છે. તેમજ તેજનો ગુણ રૂપ પણ નારાયણસ્વરૂપ છે[૮૪]. વાયુનો ગુણ સ્પર્શ અને આકાશમાંથી ઉપજેલો ગુણ શબ્દ પણ નારાયણાત્મક છે[૮૫]. "મન" નામે ભૂત કે, જેનો "અવ્યક્ત" નામે ગુણ છે તે તથા કાળ અને તારાઓનું ગમન, એ સર્વ નારાયણાત્મક છે[૮૬]. નારાયણજ પરમ કીર્તિ, શ્રી અને લક્ષ્મી દેવતા છે. નારાયણજ ઉત્તમ સાંખ્ય તથા યોગ છે[૮૭]. જે જે ભાવોનું કારણ પુરૂષ છે અને જે જે ભાવોનું કારણ પ્રધાન છે, તેમજ સ્વભાવ, કર્મ અને દૈવ, એ જેઓનાં કારણ છે તે સર્વ ભાવો નારાયણાત્મક છે[૮૮]. અધિષ્ઠાન, કર્તા, અનેક પ્રકારનાં કારણો, અનેક પ્રકારની ચેષ્ટાઓ અને દૈવ, એ પાંચે કારણોની સ્થિતિ પણ નારાયણના વિષેજ છે. જે પુરૂષો સર્વ જગ્યાએ લાગુ પડે એવા હેતુઓવડે તત્ત્વની જીજ્ઞાસા રાખે છે તે પુરૂષોનું તત્ત્વ પણ મહાયોગી પ્રભુ નારાયણજ છે. બ્રહ્મલોકાદિસહિત બ્રહ્માદિ દેવો, મહાત્મા ઋષિઓ, સાંખ્યાચાર્યો, યોગાચાર્યો તથા આત્માને જાણનારા યતિઓ, એ સર્વના વિચારને પરમાત્મા કેશવ જાણે છે પણ તેઓ તેના વિચારને જાણતા નથી[૮૯-૯૨]. લોકોમાં જે કોઈ મનુષ્યો દેવકર્મ અને પિતૃકર્મ કરે છે, દાન આપે છે તથા મોટું તપ કરે છે[૯૩]. તે સર્વના આશ્રયભૂત ભગવાન વિષ્ણુ છે. એ ભગવાન પોતાના ઐશ્વર્યને ધારણ કરીને સર્વ પ્રાણીમાં નિવાસ કરીને રહેલા છે તેથી તે વાસુદેવ કહેવાય છે[૯૪]. એ દેવ નિત્ય તથા શ્રેષ્ઠ મહર્ષિ છે, મોટી વિભૂતિવાળા છે, ગુણોથી રહિત છે. વળી જેમ ઋતુમાં ઋતુની સાથે યુકત થયેલો કાળ ગુણવાળો થાય છે, તેમ તે (ભગવાન) પણ ગુણોની સાથે તત્કાળ સંયોગ કરી શકે છે[૯૫]. તે મહાત્માની ગતિને કોઈ પ્રાપ્ત કરી શકતા નથી, તેમ કોઇ તેની અગતિને પણ જોઈ શકતા નથી. જ્ઞાનસ્વરૂપ મહર્ષિઓજ નિરંતર ગુણોવડે અધિક એવા તે પુરૂષને જૂએ છે-જાણે છે[૯૬].

॥ नैवास्य विंदंति गतिं महात्मनो न चागतिं कश्चिदिहानुपश्यति ॥
॥ ज्ञानात्मकाः संति हि ये महर्षयः पश्यंति नित्यं पुरुषं गुणाधिकम् ॥ ९६ ॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये शतोपरि पंचसप्ततितमोऽध्यायः ॥ १७५ ॥**

---

## અધ્યાય ૧૭૬ મો-સાંખ્ય-યોગ વગેરેનું કથન.

**જનમેજય ઉવાચ** ॥ अहो ह्येकांतिनः सर्वान् प्रीणाति भगवान् हरिः ॥
॥ विधिप्रयुक्तां पूजां च गृह्णाति भगवान् स्वयम् ॥ १ ॥

જનમેજય કહે છે કેઃ-ભગવાન હરિ પોતાના સર્વ એકાંતિક ભકતોને પ્રસન્ન કરે છે તથા વિધિપૂર્વક યોજેલા પૂજનને ગ્રહણ કરે છે એ આશ્ચર્ય છે[૧]. આ લોકમાં જે પુરૂષોની વાસનાઓ નષ્ટ થએલી છે તથા જેઓ પુણ્ય અને પાપ બન્નેથી રહિત છે તેઓને ગુરૂસંપ્રદાયથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તેવડે તેઓ વાસુદેવને જાણે છે અને પુરૂષોત્તમને પામે છે; પણ જે પુરૂષો ભગવાનના નિષ્કામ ભક્ત છે તેઓ તો પરમપદને પામે છે. એકાંતિક ભકતોનો નિષ્કામ ધર્મ નિશ્ચય નારાયણને પ્રિય છે કેમ કે, તેથી તેઓ અનિરૂદ્ધ, સંકર્ષણ

અને પ્રદ્યુમ્ન, એવી ત્રણ ગતિને પામ્યાવિના—એ ત્રણનું ઉપાસન કર્યાવિનાજ વાસુદેવને પામે છે[2-4]. જે પુરૂષો ઉપનિષદસહિત વેદોને રૂડી રીતે વિધિપૂર્વક ભણે છે તથા તેનું આવર્તન કરે છે તથા જેઓ સંન્યાસીના ધર્મને આચરે છે[5], તેઓના કરતાં પણ એકાંતિક ભકતોની ગતિ ઉત્તમ છે એમ હું જાણું છું. હે વિભો ! એ ધર્મ કોણે કહ્યો ? કોઇ દેવે કે, કોઇ ઋષિએ એ ધર્મ કહ્યો છે ?[6] તથા એકાંતિક ભકતોનો આચાર કેવો હોય છે ? તેમજ તે આચાર ક્યારે ઉત્પન્ન થયો ? તમે એ મ્હારા સંશયનું નિવારણ કરો કેમ કે, એ વિષે મને મોટું કુતૂહલ છે[7]. વૈશંપાયન કહે છે કેઃ—જ્યારે કૌરવ અને પાંડવના સંગ્રામમાં બન્ને તરફનાં સૈન્ય યુદ્ધ કરવાને તત્પર થયાં અને અર્જુન યુદ્ધ કરવામાં ઉદાસ થયો ત્યારે ભગવાને ગીતાનું કથન કર્યું હતું[8], તથા તેમાં જ્ઞાનમાર્ગ અને ઉપાસનામાર્ગનું પ્રતિપાદન કર્યું હતું તે મેં તને પૂર્વે કહેલું છે. એ ધર્મ ગહન છે અને પુણ્યહીન પુરૂષોથી જાણી શકાય તેવો નથી[9]. વળી પૂર્વે આદિ ( કૃત ) યુગમાં તેને સામવેદના પ્રમાણવાળો કહેલો છે. અર્થાત્ જેમ સામવેદનું **तत्त्वमसि** મહાવાક્ય અધિકારીને તત્કાળ જ્ઞાન ઉત્પન્ન કરે છે, તેમ વૈષ્ણવ ધર્મ પણ શમાદિ ગુણવાળા પુરૂષોને તત્કાળ ફળ આપે છે. યોગશાસ્ત્રમાં પણ “ તીવ્ર વૈરાગ્યવાળાને સમાધિલાભ થાય છે” એમ કહીને પછી કહ્યું છે કે, મૃદુતીવ્ર, મધ્યતીવ્ર અને અતિતીવ્ર વૈરાગ્યવાળાઓને અનુક્રમે ઉતાવળે, વધારે ઉતાવળે અને અતિશય ઉતાવળે સમાધિલાભ થાય છે તથા ઈશ્વરનું ધ્યાન કરવાથી તો સર્વ કરતાં ઉતાવળે સમાધિલાભ થાય છે. માટે વૈષ્ણવ ધર્મ શ્રેષ્ઠ છે. એ ધર્મને મહાદેવ ધારણ કરે છે તથા નારાયણ પણ ધારણ કરે છે[10]. હે મહારાજ ! એજ અર્થ ઋષિઓની મધ્યે કૃષ્ણ અને ભીષ્મના સાંભળતાં મહાભાગ નારદને અર્જુને પૂછેલો હતો[11]. તથા હે નૃપશ્રેષ્ઠ ! મને પણ ગુરૂએ એ અર્થ કહ્યો હતો અને તે સભામાં નારદે પણ તેજ પ્રમાણે કહ્યું હતું, તે તું સાંભળ[12]. હે પૃથ્વીપાલ ! જ્યારે નારાયણના મુખથી બ્રહ્માનો *માનસ જન્મ થયો, ત્યારે નારાયણ એ ધર્મથી દૈવકર્મ અને પિતૃકર્મ કરતા હતા. પછી માત્ર ફીણ પીને નિર્વાહ કરનારા ઋષિ(ફેનપા)ઓએ તે ધર્મ આચર્યો[13,14]. ફેનપા ઋષિઓની પાસેથી વૈખાનસ વૃત્તિવાળા બ્રાહ્મણોએ એ ધર્મ આચર્યો અને વૈખાનસની પાસેથી સોમે એ ધર્મ આચર્યો. પછી એ ધર્મ લુપ્ત થયો. કહેવાનું તાત્પર્ય એવું છે કે, માનસ એટલે સ્થૂલ સમિત્, કુશ, ઘૃત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ આદિ ઉપકરણ, શાલગ્રામ, બ્રાહ્મણાદિ પ્રતિમાનું આલંબન, દૈવ અને પિત્ર્યધર્મ, નારાયણે કહ્યા અને તે ફેનપા આદિ ઋષિઓએ આચર્યો. અર્થાત્ અગ્નિ, સૂર્ય, શાલગ્રામની પ્રતિમા આદિ સ્થૂલ આલંબનોમાં એકાગ્રપણે નિરંતર આદર રાખીને ઘણા કાળ સુધી દૃષ્ટિ રાખી રહેવાથી તે અગ્નિ આદિનું ચેતન રૂપ દૃષ્ટિગોચર થાય છે. જેમ દોરડીમાં સર્પનો અધ્યાસ થાય છે, તેમ ચેતન અગ્નિ આદિમાં જડ અગ્નિ આદિનો અધ્યાસ થયેલો છે. જેમ દોરડીમાં અધ્યસ્ત સર્પ ઉપર ઘણીવાર જોઇ રહેવાથી સર્પ નિવૃત્ત થઈ જાય છે અને દોરડી ભાસે છે, તેમ અગ્નિ આદિના વિષે પણ તીવ્ર અભિનિવેશપૂર્વક જોવાથી તેની જડતા નિવૃત્તિ થાય છે અને ચૈતન્ય પ્રકાશે છે. આ ધારણાને યોગશાસ્ત્રમાં “ મહાવિદેહા ” કહે છે. એના વિષે યોગશાસ્ત્રમાં કહ્યું છે કે “ બહાર અકલ્પિત વૃત્તિને “મહાવિદેહા” કહે છે, એનો સંયમ કરવાથી પ્રકાશને આવરણ કરનારા પદાર્થનો ક્ષય થાય છે.” દેહનું વિસ્મરણ થવાની સાથે જે બાહ્ય આકારરૂપ વૃત્તિ થવી તેને “અકલ્પિતા વૃત્તિ”

* માનસ આદિ સાત જન્મમાંથી પૂર્વ પૂર્વ જન્મનું ઉત્તર ઉત્તર જન્મ કારણ છે. માટે પૂર્વના જન્મમાં ઉત્તરનો જન્મ અનુગત છે, પણ ઉત્તરમાં પૂર્વ અનુગત નથી. કાર્યમાં કારણ અનુગત હોય છે પણ કારણમાં કાર્ય અનુગત હોતું નથી.

કહે છે. એ વિનાની બીજી વૃત્તિને "કલ્પિતા વૃત્તિ" કહે છે. એ ધારણા સિદ્ધ થાય તોજ પ્રતિમાદિની જડતા અંતર્ધાન થાય, નહિ તો ન થાય. તેજ પ્રમાણે અનંત ચૈતન્યમાં પરિચ્છેદ-(અનેકપણા)નો અધ્યાસ થયેલો છે તે પણ તેજ પ્રમાણે જોવાથી નિવૃત્ત થઇને ચૈતન્યનું અનંતપણું ભાસે છે[૧૫]. હે રાજન્! જ્યારે બ્રહ્માનો બીજો ચાક્ષુષ જન્મ થયો ત્યારે પિતામહે સોમથી એ ધર્મ સાંભળ્યો[૧૬]. હે નૃપ! એ નારાયણાત્મક ધર્મ પિતામહે રૂદ્રને કહ્યો અને રૂદ્ર કૃતયુગમાં એ યોગને ધારણ કરીને રહેલા હતા[૧૭]. પછી તેમણે સર્વ વાલખિલ્ય ઋષિઓને એ ધર્મ શીખવ્યો. પછી તે દેવની માયાથી તે યોગ અંતર્ધાન થયો. તાત્પર્ય કે, ચક્ષુથી ગ્રહણ થાય એવો તેજ-સંબંધી એ યોગ છે માટે એને ચાક્ષુષ જન્મ કહેલો છે. એનો પ્રકાર એવો છે કે, સૂર્યાદિના કિરણરૂપ તેજ અથવા અત્યંત ઘન, શુકલ અને પ્રકાશિત અંધકાર જેવું–જેમાં સમસ્ત વિશેષરૂપ જોવામાંજ ન આવે એવા તેજના વિષે દૃષ્ટિ ધારણ કરતાં કરતાં દેહનું વિસ્મરણ થાય ત્યારે વિશ્વરૂપનો પ્રકાશ થાય છે. એ યોગનો બીજો પ્રકાર છે. આ તથા પૂર્વે કહ્યો તે બે બાહ્યાલંબન યોગ કહેવાય છે[૧૮]. બ્રહ્માનો ત્રીજો જન્મ વાચિક થયો તે મોટો જન્મ છે. હે રાજન્! એના વિષે નારાયણથી એ ધર્મ ઉત્પન્ન થયો હતો[૧૯]. "સુપર્ણ" નામે ઋષિએ પુરૂષોત્તમ પાસેથી સારી રીતે તપ કરીને, ઈન્દ્રિય દમન કરીને તથા નિયમ આચરીને એ ધર્મ પ્રાપ્ત કર્યો[૨૦]. આ ઉત્તમ ધર્મની સુપર્ણઋષિએ ત્રણ વાર પ્રદક્ષિણા કરી હતી તેથી એ વ્રત "ત્રિસૌપર્ણ" કહેવાય છે[૨૧]. એ વ્રત ઋગ્વેદના પાઠમાં પઠન કરેલું છે. તે અતિ દુશ્ચર વ્રત છે. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ! સુપર્ણની પાસેથી એ સનાતન ધર્મ જગતના આયુષ્યભૂત વાયુએ પ્રાપ્ત કર્યો હતો એમ કહેવાય છે, અને વાયુ પાસેથી વિઘસાશી ઋષિઓએ પ્રાપ્ત કર્યો હતો[૨૨.૨૩]. તેઓની પાસેથી એ ઉત્તમ ધર્મ સમુદ્રે પ્રાપ્ત કર્યો અને પછી એ ધર્મ અંતર્ધાન થયો, તે નારાયણના વિષે રહ્યો. તાત્પર્ય કે, યોગનો ત્રીજો પ્રકાર અંતરાવલંબન છે. એ પ્રકારમાં વાણીમાત્રથી થતા જપાદિનો સમાવેશ થાય છે. મંત્રના અર્થનું ચિંત્વન કરીને જપ કરવો અને તેમાં પણ માતૃકાસ્મરણને તજીને મંત્રના અર્થ માત્રનું ધ્યાન કરવું તથા એમ ધ્યાન કરતાં કરતાં ચિત્તવૃત્તિ તદાકાર થઇ જવાથી પૂર્વની પેઠે વિશ્વરૂપનું દર્શન થઇને ચિન્માત્ર સ્થિતિમાં રહેવું પ્રાપ્ત થાય છે[૨૪]. હે પુરૂષવ્યાઘ્ર! જ્યારે પુનઃ મહાત્મા બ્રહ્માના શ્રવણથી ઉત્પન્ન થયેલી સૃષ્ટિ થઇ ત્યારે એ ધર્મ શી રીતે પ્રાપ્ત થયો? તે હું તને કહું છું તે સાંભળ[૨૫]. જ્યારે ભગવાન નારાયણે જગતની ઉત્પત્તિ કરવાની ઇચ્છા કરી ત્યારે જગતની ઉત્પત્તિ કરે એવા પુરૂષનું ચિંત્વન કર્યું[૨૬]. એ પ્રમાણે વિચાર કરતાં કરતાં નારાયણના કાનમાંથી પ્રજાની ઉત્પત્તિ કરનાર પુરૂષ બ્રહ્મા ઉપજ્યા, તેને જગત્પતિ નારાયણે કહ્યું કેઃ–હે પુત્ર! તું મુખથી અને ચરણથી સર્વ પ્રજાની ઉત્પત્તિ કર. હે સુવ્રત! હું હારૂં કલ્યાણ કરીશ તથા તને બળ અને તેજ આપીશ[૨૭.૨૮]. તું મ્હારી પાસેથી આ "સાત્વત" નામના ધર્મનું ગ્રહણ કર તથા તેવડે તું સત્યયુગની ઉત્પત્તિ કરીને યથાવિધિ તેની સ્થાપના કર[૨૯]. પછી તેણે ભગવાન નારાયણને પ્રણામ કર્યા તથા રહસ્ય અને સંગ્રહસહિત તથા આરણ્યકસહિત નારાયણના મુખમાંથી ઉત્પન્ન થયેલા ધર્મનું તેણે ગ્રહણ કર્યું. નારાયણે અમિત તેજવાળા બ્રહ્માને એ ધર્મનો ઉપદેશ કરીને કહ્યું કે,–તું યુગના ધર્મ ઉત્પન્ન કરનારો થઇશ તથા તું નિષ્કામ કર્મને પણ ઉત્પન્ન કરીશ. એમ કહીને તે દેવ જે સ્થળમાં અવ્યક્ત રહેલું હતું તે સ્થાનમાં–અંધકારની પાર ગયા[૩૦-૩૨]. પછી વરદાનને આપનાર લોકના પિતામહ દેવ બ્રહ્માએ સ્થાવર–જંગમ સમગ્ર લોકને ઉત્પન્ન કર્યા[૩૩]. તે સમયે પ્રથમ ઉત્તમ કૃતયુગ પ્રવર્ત્યો અને લોકમાં સાત્વત ધર્મ વ્યાપીને સ્થિર થયો[૩૪]. એજ આદિ ધર્મવડે લોકોને

ઉત્પન્ન કરનાર બ્રહ્માએ દેવના દેવ હરિ–સમર્થ નારાયણનું પૂજન કર્યું[૩૫]. પછી બ્રહ્માએ ધર્મની સ્થિતિના અર્થે તથા લોકોના હિતના અર્થે તે ધર્મ સ્વારોચિષ મનુને ભણાવ્યો[૩૬]. હે રાજન્! પછી સર્વ લોકના પતિ અને સમર્થ સ્વારોચિષે તે ધર્મ પોતાના પુત્ર શંખપદને એકાગ્ર થઇને ભણાવ્યો[૩૭]. હે ભારત! શંખપદે પણ પોતાના ઔરસ પુત્ર દિશાઓના પાળનાર સુવર્ણાભને તે ધર્મ શીખવાડયો. પછી જ્યારે ત્રેતાયુગ પ્રાપ્ત થયો ત્યારે પુનઃ એ ધર્મ અંતર્ધાન થયો. અનાહત નાદ એ ધર્મનું મૂળ છે, અથવા જેને "દેવનાદ" કહે છે કે, જે કાનથી સંભળાય છે, તેનું શ્રવણ કરતાં કરતાં નાદ માત્રને સાંભળીને ચિન્માત્ર સ્થિતિમાં રહેવું એ યોગનો ચોથો પ્રકાર છે[૩૮]. હે ઉત્તમ પાર્થિવ! બ્રહ્માના પાંચમા નાસત્ય જન્મમાં કમળનેત્ર ભગવાન નારાયણ પ્રભુએ એ ધર્મ બ્રહ્માના દેખતાં કહ્યો. હે નૃપ! ભગવાન્ સનત્કુમારે એ ધર્મનું ત્યાંથી પઠન કર્યું[૩૯,૪૦]. હે કુરૂશાર્દૂલ! સનત્કુમારની પાસેથી "વીરણ" નામે પ્રજાપતિએ સત્યયુગના આદિ કાળમાં એ ધર્મનું અધ્યયન કરીને તે ધર્મ રૈભ્યમુનિને આપ્યો. રૈભ્યે પોતાના શુદ્ધ અને રૂડા વ્રતવાળા પુત્ર સુવેધાને તે ધર્મ આપ્યો[૪૧,૪૨]. તેણે "કુક્ષિ" નામે ધર્મવાન દિક્પાળને તે ધર્મ આપ્યો, એ પછી તે નારાયણના મુખમાંથી ઉપજેલો ધર્મ અંતર્ધાન થયો. અર્થાત્ ગંધના વિષે ચિત્તને એકાગ્ર કરવું તથા એ અભ્યાસ કરતાં કરતાં ગંધનો અંશ તજીને સંવિત્ (વેદના–જ્ઞાન) માત્ર સ્થિતિમાં રહેવું એ યોગનો પાંચમો પ્રકાર છે[૪૩]. અંડજ જન્મના વિષે નારાયણથી બ્રહ્મા ઉપજ્યા ત્યારે પુનઃ એ ધર્મ નારાયણના મુખથી ઉત્પન્ન થયો[૪૪]. અને હે રાજન્! બ્રહ્માએ તે ગ્રહણ કર્યો અને વિધિપૂર્વક તેનો પ્રયોગ કર્યો. હે નૃપ! બ્રહ્માએ પછી "બર્હિષદ" નામે મુનિઓને તે ધર્મ ભણાવ્યો[૪૫]. બર્હિષદની પાસેથી તે ધર્મ સંપૂર્ણ સામવેદને ભણેલા એવા "જ્યેષ્ઠ" નામે બ્રાહ્મણને પ્રાપ્ત થયો. એ જ્યેષ્ઠ સામ ભગવાનને પ્રિય છે[૪૬]. જ્યેષ્ઠની પાસેથી અવિકંપન રાજાને પ્રાપ્ત થયો. હે રાજન્! પછી ભગવાન પ્રભુનો એ ધર્મ અંતર્ધાન થયો. અર્થાત્ બ્રહ્માનો આ સૂત્રાત્મા જન્મ છે, તેના વિષે ધારણા સિદ્ધ કરવાથી **अहं ब्रह्मास्मि** વાક્યના શ્રવણ માત્રથી કૃતકૃત્યતા થાય છે, નિર્વિકલ્પ સમાધિની પણ અપેક્ષા રહેતી નથી. આ છઠ્ઠો યોગ સર્વ કરતાં ઉત્તમ છે[૪૭]. હે નૃપ! હવે બ્રહ્માનો સાતમો જન્મ કે, જે પદ્મમાંથી થયો છે તેના વિષે પણ નારાયણે એ ધર્મ યુગના આદમાં લોકના ધારણ કરનાર શુદ્ધ પિતામહને કહેલો છે. પિતામહે એ ધર્મ પૂર્વે દક્ષને કહ્યો હતો[૪૮-૪૯]. દક્ષે પોતાના મોટા દૌહિત્ર સૂર્યને એ ધર્મ આપ્યો. સૂર્યની પાસેથી એ ધર્મ વિવસ્વાનને પ્રાપ્ત થયો[૫૦]. ત્રેતાયુગના આદિ કાળમાં એ ધર્મ વિવસ્વાનની પાસેથી મનુને મળ્યો. મનુએ લોકના કલ્યાણના અર્થે પોતાના ઇક્ષ્વાકુ પુત્રને એ ધર્મ આપ્યો[૫૧]. અને ઇક્ષ્વાકુની પાસેથી એ ધર્મ લોકોમાં પ્રસર્યો અને સ્થિર થઇને રહ્યો. જ્યારે તે ધર્મ ક્ષય પામશે ત્યારે, હે નૃપ! તે પુનઃ નારાયણની પાસે જશે, અર્થાત્ યોગનો આ સાતમો પ્રકાર અંતર્યામીની ઉપવાસનાનો છે, એ વિષે ગીતામાં* કહેલું છે[૫૨]. હે નૃપોત્તમ! પૂર્વે મેં તને યતિઓનો ધર્મ પણ ભગવદ્ગીતામાં સંક્ષેપથી કહેલો છે[૫૩]. હે નૃપ! એ ધર્મ જગતના નાથ સાક્ષાત્ નારાયણની પાસેથી નારદે રહસ્ય અને સંગ્રહ સુદ્ધાં પ્રાપ્ત કર્યો હતો[૫૪]. હે રાજન્! એ પ્રમાણે એ મોટો ધર્મ આદ્ય અને સનાતન છે તથા એ સમજાવો તથા

---

* "**इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम्।**
**विवस्वान् मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत्**" ॥ અ. ૪. શ્લો. ૧.

**ભાવાર્થઃ**—હે અર્જુન! મેં નાશરહિત આ યોગ સૂર્યને કહ્યો હતો અને સૂર્યે મનુને કહ્યો હતો તથા મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો.

આચરી શકાવો પણ કઠિન છે. ભગવાનના જે સાત્વત ભક્તો છે તેઓ માત્ર એને નિરંતર ધારણ કરે છે[૫૫]. એ ધર્મનું જ્ઞાન થવાથી તથા તેના કર્મનો સારી રીતે પ્રયોગ કરવાથી તેમજ અહિંસા ધર્મ પાળવાથી સમર્થ પ્રભુ પ્રસન્ન થાય છે[૫૬]. એની ઉપાસનામાં કોઈ વખત કેવળ વાસુદેવની, કોઈ વખત વાસુદેવ અને સંકર્ષણની, કોઇ વખત વાસુદેવ, સંકર્ષણ અને પ્રદ્યુમ્નની અને કોઇ વખત વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ ચારેની ઉપાસના અધિકાર પ્રમાણે કરવામાં આવે છે. અર્થાત્ પોતપોતાના અધિકાર પ્રમાણે એક, બે, ત્રણ કે, ચાર વ્યૂહની ઉપાસના કરવાની વ્યવસ્થા છે[૫૭]. ભગવાનજ નિર્મમ અને નિષ્કળ એવા ક્ષેત્રજ્ઞ છે તથા તેજ પાંચ ભૂતના ગુણો કરતાં અધિક ગુણવાળો જીવ છે. અર્થાત્ જીવ અને હરિમાં ભિન્નતા નથી[૫૮]. હે રાજન્ ! પાંચે ઇન્દ્રિયને પ્રેરણા કરનાર મન તથા અહંકાર પણ હરિનુંજ સ્વરૂપ છે. એ બુદ્ધિમાન હરિ લોકને ઉત્પન્ન કરનાર છે અને એજ લોકનો લય કરનાર પણ છે[૫૯]. તે કર્તા અને અકર્તા છે તથા તે કાર્ય અને કારણ છે. હે રાજન્ ! તે અવ્યય પુરૂષ જેમ ઇચ્છે છે તેમ ક્રીડા કરે છે[૬૦]. હે નૃપસત્તમ ! ગુરૂની કૃપાથી મેં તને એ એકાંત ધર્મ કહ્યો; એ ધર્મ અકૃતાત્મા (અજીતેંદ્રિય) પુરૂષોના સમજવામાં આવે એવો નથી[૬૧]. હે નૃપ ! એકાંતિક પુરૂષો ઘણા દુર્લભ છે. હે કુરૂનંદન ! જો એકાંતિક, અહિંસક, ઇન્દ્રિયજિત અને સર્વ પ્રાણીઓનું હિત કરનારા પુરૂષોવડે જગત વ્યાપ્ત થાય તો તે સત્યયુગ થાય અને સર્વ લોકો કામ્ય કર્મનો ત્યાગ કરે[૬૨,૬૩]. હે ભૂપતે ! એ રીતે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ અને ધર્મજ્ઞ મ્હારા ગુરૂ ભગવાન વ્યાસમુનિએ ધર્મરાજાને કહ્યું હતું[૬૪]. હે રાજન્ ! એ ધર્મ તેણે કૃષ્ણ અને ભીષ્મના સાંભળતાં ઋષિઓની સમક્ષ કહ્યો હતો તથા તે (વ્યાસ)ને પણ અત્યંત મોટું તપ કરનારા નારદે પૂર્વે એ નારાયણના ધર્મનું કથન કર્યું હતું[૬૫]. એ દેવ સર્વથી શ્રેષ્ઠ, બ્રહ્મ, શ્વેત, ચંદ્રના સરખા કાંતિવાળા અને અવિનાશી છે. તથા જે તેના એકાંતિક ભક્ત હોય છે તેજ તેને પામે છે[૬૬]. જનમેજય કહે છે કેઃ–એ પ્રમાણે ઘણા પ્રકારનો તે ધર્મ જ્ઞાની પુરૂષોએ સેવેલો છે ત્યારે બીજા ઘણા બ્રાહ્મણો જે અનેક પ્રકારનાં વ્રત કરે છે તેઓ એ ધર્મને શા માટે આચરતા નથી?[૬૭] વૈશંપાયન કહે છે કેઃ–હે રાજન્ ! દેહને બંધન કરવાને ત્રણ પ્રકૃતિઓ બનાવેલી છે. હે ભારત ! તેને "સાત્વિકી" "રાજસી" અને "તામસી" કહે છે[૬૮]. હે કુરૂકુળને ધારણ કરનાર ! દેહરૂપી બંધનવાળા જીવોમાં સાત્વિક પુરૂષ શ્રેષ્ઠ કહેલો છે અને તે પુરૂષની બુદ્ધિ મોક્ષના અર્થે નિશ્ચિત થાય છે[૬૯]. સાત્વિક ગુણવાળો પુરૂષ બ્રહ્મજ્ઞ પુરૂષને જાણે છે અને તેથી નારાયણાત્મક મોક્ષને સાત્વિક કહેલો છે[૭૦]. પુરૂષ પુરૂષોત્તમનું ચિંતવન કરવાથી પોતાના ઇચ્છિત ફળને પામે છે. એવા જે એકાંત ભક્તિવાળા પુરૂષો હોય છે તેઓ નારાયણપરાયણજ હોય છે. મોક્ષધર્મને આશ્રય કરનારા બુદ્ધિમાન યતિઓની તૃષ્ણા નાશ પામેલી હોય છે, તેઓને ભગવાન યોગ–ક્ષેમ આપે છે[૭૧,૭૨]. જે પુરૂષ સાત્વિક પ્રકૃતિવાળો હોય છે તેને ઉત્પન્ન થતી વખતે ભગવાન જુએ છે. અર્થાત્ તેના ઉપર ભગવાન કૃપા કરે છે અને તેથી તે મોક્ષમાં નિશ્ચયવાળો થાય છે[૭૩]. એકાંત ભકિતવાળાનો ધર્મ સાંખ્યયોગની બરાબર છે, તેથી એકાંત ભકિતવાળા પુરૂષો નારાયણાત્મક મોક્ષના વિષે પરમગતિ પામે છે[૭૪]. જ્યારે નારાયણ પુરૂષના ઉપર દૃષ્ટિ કરે છે–નારાયણની પુરૂષ ઉપર કૃપા થાય છે ત્યારે તે (પુરૂષ)ને જ્ઞાન પ્રાપ્ત થાય છે. હે રાજન્ ! એ પ્રમાણે પુરૂષની પોતાની ઇચ્છાથીજ જ્ઞાન પ્રાપ્ત થતું નથી, પણ નારાયણની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે; માટે ભગવાનની ભકિત કરવી એ શ્રેષ્ઠ છે. ભક્તિ ન કરે તો "રાજસી" અને "તામસી" નામે દોષવાળી પ્રકૃતિઓ પુરૂષને ગ્રહણ કરે છે. હે પૃથ્વીપતિ ! રજોગુણ અને તમોગુણવાળી પ્રકૃતિવાળો પુરૂષ ઉત્પન્ન થાય છે ત્યારે તેના ઉપર ભગવાન દૃષ્ટિ કરતા નથી અને

તેથી તે પ્રવૃત્તિનાં લક્ષણયુક્ત થાય છે. એવા પુરૂષના ઉપર જન્મ થતી વખતે લોકના પિતામહ બ્રહ્મા દૃષ્ટિ કરે છે[૭૫,૭૭]. એ પુરૂષનું મન રજોગુણ અને તમોગુણથી વ્યાપ્ત થાય છે. હે નૃપશ્રેષ્ઠ ! સત્વના વિષે રહેલા દેવ કે, ઋષિઓ પણ સૂક્ષ્મ (લગાર જેટલા) સત્વથી રહિત થાય તો, તેઓ વૈકારિક કહેવાય છે અને તેઓની પણ કદાચિત્ મુક્તિ થાય છે. જનમેજય કહે છે કેઃ- વૈકારિક પુરૂષ પુરૂષોત્તમને શી રીતે પામે છે?[૭૮,૭૯]. તે વિષે જેવું તમારા જાણવામાં હોય તે પ્રમાણે ક્રમે કરીને સર્વ કહો. અર્થાત્ *જીવ પુરૂષોત્તમને શી રીતે પામે છે? કેમ કે, જે એક વસ્તુ છે તે બીજી વસ્તુ થઇ શકતી નથી, માટે જીવ બ્રહ્મ થઇ શકે એ દુર્ઘટ વાત છે. વૈશંપાયન કહે છે કેઃ-જ્યારે પચીસમો પુરૂષ (જીવ) ક્રિયારહિત થાય છે (ઉપાધિમુક્ત થાય છે) ત્યારે અત્યંત સૂક્ષ્મ, તત્વરૂપ (અનારોપિતરૂપ) વડે યુક્ત અને અકાર, ઉકાર તથા મકાર, એવા ત્રણ અક્ષરથી યુક્ત પરપુરૂષને પામે છે. અર્થાત્ જીવ ઉપાધિરહિત થયો એટલે તે બ્રહ્મજ છે, પણ જેમ મનુષ્ય ગામને પામે છે તેમ જીવ બ્રહ્મને પામતો નથી. એ પ્રમાણે આત્મા અને અનાત્માના વિવેકરૂપ સાંખ્ય, ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવારૂપ યોગ, જીવ અને બ્રહ્મના અભેદનું કથન કરનારૂં તત્ત્વમસિ આદિ મહાવાક્યના જ્ઞાનરૂપ વેદનું આરણ્યક ઉપનિષત્ તથા કરેલાં વૈદિક કર્મનું પરમ ગુરૂ ભગવાનને અર્પણ કરવા રૂપ ભક્તિમાર્ગનું કથન કરનારૂં પાંચરાત્ર, એ સર્વ એકજ અને પરસ્પરનાં અંગરૂપ છે, માટે તે વિકલ્પવાળાં નથી પણ સત્ય છે. એવો આ નારાયણ પરાત્મક એકાંતિક પુરૂષોનો ધર્મ છે[૮૦,૮૨]. હે રાજન્! જેમ સમુદ્રમાંથી પ્રસરેલા જળના ઓઘ પુનઃ સમુદ્રમાંજ જઈને પડે છે, તેમ આ જ્ઞાનરૂપી મોટા જળના ઓઘ નારાયણરૂપી સમુદ્રમાં પડે છે[૮૩]. હે કુરૂનંદન! હે ભારત! મેં તને આ સાત્વત ધર્મ કહ્યો, જો તું તેને આચરવાને શક્તિમાન હોય તો તું યથાન્યાય આચર[૮૪]. મહાભાગ નારદે મ્હારા ગુરૂ વ્યાસને એ પ્રમાણે ધર્મ કહીને શ્વેતવર્ણના પતિઓની અવિનાશી એકાંત ગતિ પણ એજ રીતે કહી હતી[૮૫]. એ આખ્યાન વ્યાસે ધર્મના પુત્ર બુદ્ધિમાન યુધિષ્ઠિરને કહ્યું હતું અને તેજ આખ્યાન ગુરૂ પાસેથી સાંભળીને મેં તને કહ્યું છે[૮૬]. હે રાજસત્તમ! એ ધર્મ આવો દુશ્ચર છે તથા તેને આચરવાને જેમ તું મોહિત થઈ જાય છે તેમ બીજા પણ મોહિત થઇ જાય છે[૮૭]. હે પૃથ્વીપતે! કૃષ્ણ એજ લોકોનું પાલન કરનાર, મોહન કરનાર, સંહાર કરનાર તથા કારણ છે[૮૮].

कृष्ण एव हि लोकानां भावनो मोहनस्तथा । संहारकारकश्चैव कारणं च विशांपते ॥ ८८ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नाराणीये एकांतिकमात्रे शतोपरि षड्सप्ततितमोऽध्यायः ॥ १७६ ॥

## અધ્યાય ૧૭૭ મો-કૃષ્ણદ્વૈપાયન-વ્યાસમુનિની ઉત્પત્તિ.

**जनमेजय उवाच** ॥ सांख्यं योगं पांचरात्रं वेदारण्यकमेव च ॥

॥ ज्ञानान्येतानि ब्रह्मर्षे लोकेषु प्रचरंति हि ॥ १ ॥

જનમેજય કહે છે કેઃ—હે બ્રહ્મર્ષે! સાંખ્ય, યોગ, પાંચરાત્ર અને વેદારણ્યક, એ ચાર જ્ઞાન લોકોમાં પ્રચાર પામેલાં છે[૧]. હે મુનિ! એ સર્વ જ્ઞાન એકત્ર મળવાથી એક તત્વને પમાય છે કે, તે પ્રત્યેક જૂદું જૂદું આચરવાથી પમાય છે? તથા એ જ્ઞાનની પ્રવૃત્તિ કેવી રીતે થયેલી છે? તે તમે મને ક્રમે કરીને કહો[૨]. વૈશંપાયન કહે છે કેઃ-પરાશરમુનિના યોગથી સત્યવતીએ દ્વીપમાં બહુ જ્ઞાનવાળા, શ્રેષ્ઠ, અતિ ઉદાર અને મહર્ષિ જે પુત્રને જન્મ આપ્યો

* જીવ એજ વૈકારિક અહંકાર છે.

તે, અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરનાર વ્યાસને પ્રણામ છે[3]. જે ઋષિને પિતામહથી છઠ્ઠી પેઢીએ થયેલા કહે છે તે વ્યાસમહર્ષિ હિરણ્યગર્ભની વિભૂતિથી યુક્ત હતા; વળી વેદના મોટા નિધાન દ્વૈપાયન વ્યાસમુનિ નારાયણના અંશથી ઉત્પન્ન થયેલા હોવાથી તેને તે (નારાયણ)ના પુત્ર કહે છે[4]. સૃષ્ટિના આદિ કાળના વિષે ઉદાર તેજવાળા તથા મોટી વિભૂતિવાળા નારાયણે વેદના મોટા ભંડારરૂપ, મહાત્મા, અજ અને પ્રાચીન વ્યાસમુનિને પુત્રના અર્થે ઉત્પન્ન કર્યા[5]. જનમેજય કહે છે કે:–હે દ્વિજશ્રેષ્ઠ! તમેજ પૂર્વે વ્યાસની ઉત્પત્તિ કહેલી છે. તેમાં કહ્યું છે કે, વસિષ્ટના પુત્ર "શક્તિ" નામે હતા[6]. શક્તિના પુત્ર પરાશર હતા અને પરાશરના પુત્ર કૃષ્ણદ્વૈપાયન-મુનિ હતા. હવે તમે પુનઃ તેને નારાયણના પુત્ર કહો છો[7]. ત્યારે તમે જે અમિત તેજવાળા વ્યાસનો જન્મ કહ્યો હતો તે પૂર્વનો હતો કે, શું? માટે ઉત્તમ બુદ્ધિવાળા નારાયણથી વ્યાસનો જન્મ થયો તે મને કહો[8]. વૈશંપાયન કહે છે કે:–મ્હારા ગુરૂ વ્યાસ ધર્મિષ્ઠ, તપના ભંડાર અને જ્ઞાનમાં સ્થિતિવાળા હતા તે વેદના અર્થોને જાણવાની ઇચ્છાથી હિમાલય પર્વત ઉપર ભારતનું આખ્યાન સંપૂર્ણ રચીને તથા તપથી શ્રમિત થઇને બેઠા હતા. હે રાજન્! અમે સર્વે સર્વદા તત્પર રહીને તેમની સેવા કરતા હતા[9,10]. વ્યાસના શિષ્યોમાં સુમંતુ, જૈમિનિ, દઢ વ્રત-વાળો પૈલ, હું (વૈશંપાયન) અને વ્યાસનો પુત્ર શુક, એ પાંચ હતા[11]. એ પાંચ ઉત્તમ શિષ્યોથી વીંટાઇને, હિમાલયના શિખર ઉપર બેઠેલા વ્યાસ, જેમ પાંચ ભૂતવડે વીંટાયલા ભૂતપતિ શોભે, તેમ શોભતા હતા[12]. તે અંગોએ સહિત વેદોના અર્થનું આવર્તન કરતા હતા તથા સર્વ પ્રકારે ભારતના અર્થનું વ્યાખ્યાન કરતા હતા. અમે એકચિત્તવાળા તથા દમગુણયુક્ત તે મુનિની ઉપાસના કરતા હતા[13]. એવામાં કોઇએક કથામાં અમે તે દ્વિજોત્તમને વેદના અર્થ, ભારતના અર્થ તથા નારાયણથી તેમનો જન્મ કેવી રીતે થયો? એ સંબંધી પ્રશ્ન પૂછ્યા[14]. પછી પ્રથમ તેણે વેદના અર્થ કહ્યા, પછી તે તત્ત્વજ્ઞાનીએ ભારતના અર્થ કહ્યા અને પછી પોતાનો જન્મ નારાયણથી કેવી રીતે થયો? તે કહેવાનો આરંભ કર્યો[15]. વ્યાસ બોલ્યા કે,–હે વિપ્રો! તમે આ પ્રાચીન અને ઉત્તમ આખ્યાન સાંભળો. એ આદિ કાળની ઉત્પત્તિનું આખ્યાન મને તપવડે પ્રાપ્ત થયું છે[16]. સાતમા પદ્મથી સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો સમય પ્રાપ્ત થયો ત્યારે મહાયોગી નારાયણ કે, જે શુભ અને અશુભ બન્નેથી રહિત છે[17]. તેણે પ્રથમ નાભિથી બ્રહ્માને પ્રકટ કર્યા. અમાપ તેજવાળા બ્રહ્મા પ્રકટ થયા એટલે તેને આ પ્રમાણે કહ્યું કે,–પ્રજાની ઉત્પત્તિ કરનાર સમર્થ દેવ તું મ્હારી નાભિથી ઉત્પન્ન થયેલો છે માટે હે બ્રહ્મન્! તું જડ અને ચેતન એવી અનેક પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કર[18,19]. બ્રહ્મા આવું વચન સાંભળીને ભગવાને કહેલું કાર્ય કરવાને સન્મુખ થયા નહિ, પણ ચિંતાથી તેનું મન વ્યાકુળ થઇ ગયું અને વરદાન આપનારા દેવ સર્વના ઇશ્વર હરિને પ્રણામ કરીને બોલ્યા કે,–હે દેવેશ! પ્રજાની ઉત્પત્તિ કરવામાં મ્હારી શી શકિત છે? હે દેવ! તમને પ્રણામ છે. હું તો મૂર્ખ છું માટે હવે જે કરવું ઘટતું હોય તે મને બતાવો[20,21]. એવું વચન સાંભ-ળીને દેવના ઇશ્વર તથા બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ દેવ ભગવાન અંતર્ધાન થયા અને બુદ્ધિનું ચિંતવન કરવા લાગ્યા[22]. તે સમયે મૂર્તિમાન બુદ્ધિ આવીને ભગવાનની પાસે ઉભી રહી તથા યોગસત્તાવડે ભગવાને તેને આજ્ઞા કરી[23]. અવિનાશી પ્રભુ નારાયણે ઐશ્વર્યયોગના વિષે રહેલી ગતિવાળી બુદ્ધિને કહ્યું કે,–તું લોકની સૃષ્ટિરૂપ અર્થની સિદ્ધિ થવા માટે બ્રહ્માના વિષે પ્રવેશ કર. ભગવાનની એવી આજ્ઞા સાંભળીને તત્કાળ બુદ્ધિએ બ્રહ્માના વિષે પ્રવેશ કર્યો[24,25]. બ્રહ્મા બુદ્ધિયુકત થયા એટલે પુનઃ ભગવાને તેને દર્શન આપ્યું અને પુનઃ પણ તેનું તેજ વચન કહ્યું કે,–તું અનેક પ્રકારની પ્રજા ઉત્પન્ન કર[26]. તે સાંભળીને બ્રહ્માએ કહ્યું

કે,–વારૂ હું ભગવાનની આજ્ઞા મસ્તકપર ચઢાવું છું. બ્રહ્માએ એ પ્રમાણે કહ્યા પછી ભગવાન અંતર્ધાન થયા[૨૭]. અને એક ક્ષણમાં પોતાના ધામમાં પહોંચ્યા. ત્યાં જઇને ભગવાન પોતાની પ્રકૃતિની સાથે યુક્ત થયા. હવે બ્રહ્માએ પ્રજા સરજી[૨૮]. તે પછી ભગવાનને એક વિચાર થયો કે, પરમેષ્ઠી બ્રહ્માએ મ્હારી આજ્ઞા પ્રમાણે આ સઘળી પ્રજા સરજી[૨૯]. અને તેથી દૈત્ય, દાનવ, ગંધર્વ અને રાક્ષસના સમુદાયથી આ તપસ્વિની પૃથ્વી ભારથી પીડાઈ ગઇ છે[૩૦]. પૃથ્વી ઉપર દૈત્ય, દાનવ અને રાક્ષસો ઘણા બળવાન છે અને થશે. તે સર્વ તપ કરશે અને ઉત્તમ વરદાન પ્રાપ્ત કરશે[૩૧]. વરદાન પ્રાપ્ત થયાં એટલે તેઓ અવશ્ય ગર્વ પામશે અને તેથી દેવોને તથા તપરૂપી ધનવાળા ઋષિઓને પીડા કરશે[૩૨]. માટે પૃથ્વીનો ભાર ઉતારવો એજ ન્યાય છે. મ્હારે પૃથ્વીમાં અનેક પ્રકારના અવતાર ધરીને ક્રમે કરીને પાપીઓનો નિગ્રહ કરવો જોઇએ તથા સત્પુરૂષોપર અનુગ્રહ કરવો જોઇએ. આ તપસ્વિની અને સત્યવાળી પૃથ્વી સર્વને ધારણ કરી રહેલી છે[૩૩,૩૪]. અને પાતાળમાં રહેલા સર્પ રૂપે મેં એનું ધારણ કરેલું છે. મેં પૃથ્વીને ધારણ કરી છે તેથી તે ચરાચર વિશ્વને ધારણ કરે છે [૩૫]. માટે મ્હારે અવતાર લઇને પૃથ્વીનું રક્ષણ કરવું જોઇએ. ભગવાન મધુસૂદને એવો વિચાર કરીને[૩૬], જગતની સ્થિતિના અર્થે પોતે પ્રકટ થવા માટે વારાહ, નારસિંહ, વામન અને માનુષ એવાં એવાં અનેક રૂપ સરજ્યાં[૩૭]. અને બોલ્યા કે,–આ રૂપવડે મ્હારે દેવના અવિનયવાળા શત્રુઓનો નાશ કરવો ઉચિત છે. પછી જગતના સરજનાર ભગવાને "ભોઃ" એવા શબ્દનો ઉચ્ચાર કર્યો[૩૮], તેમાંથી એક સારસ્વત (સરસ્વતી–વાણીમાંથી ઉપજેલો) "અપાંતરતમ" નામે પુત્ર ઉત્પન્ન થયો. એ વાણીથી થયેલો ભગવાનનો પુત્ર જાણવો[૩૯]. તે પુત્ર સમર્થ, ભૂત, વર્તમાન અને ભવિષ્યને જાણનારો, સત્યવાદી અને દૃઢ વ્રતવાળો હતો. તેણે ભગવાનને મસ્તક નમાવી પ્રણામ કર્યા એટલે દેવોના આદિ અવિનાશી પ્રભુ બોલ્યા કે,– હે બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ! વેદનું આખ્યાન કરવાના અર્થે ત્હારે શ્રુતિઓ કરવી યોગ્ય છે, માટે હે મુનિ! મેં જેવી આજ્ઞા કરી છે તે પ્રમાણે તું કર[૪૦,૪૧]. પછી તે ભગવાનના પુત્રે સ્વાયંભુવ મન્વંતરમાં વેદ જૂદા પાડયા તથા તેના એ કર્મથી અને ઉત્તમ પ્રકારે કરેલા તપથી, યમથી તથા નિયમથી ભગવાન નારાયણ પ્રસન્ન થયા અને કહ્યું કે,–હે પુત્ર! તું એજ પ્રમાણે મન્વંતરમાં વેદનો પ્રવર્તાવનારો થઈશ. વળી હે બ્રહ્મન્! તું સર્વદા અચળ થઇશ તથા કોઈ ત્હારી ધર્ષણા કરી શકશે નહિ. જ્યારે કલિયુગ પ્રાપ્ત થશે ત્યારે પૃથ્વી ઉપર "કુરૂ" નામે પ્રખ્યાત રાજાઓ થશે. તેઓના કુળમાં ત્હારાથી જેઓ જન્મ પામશે, તેઓના વિષે કુળનો ભેદ થશે[૪૨-૪૫]. અને હે દ્વિજસત્તમ! ત્હારા વિના તેઓ પરસ્પર વિનાશ કરશે. તે સમયે પણ તું તપવડે યુક્ત રહીને વેદોના અનેક પ્રકારે વિભાગ કરીશ[૪૬]. જ્યારે તે કૃષ્ણયુગ (કલિયુગ) આવશે ત્યારે તું કૃષ્ણવર્ણનો થઈશ અને અનેક પ્રકારના ધર્મોનો કર્તા અને જ્ઞાન આપનારો થઇશ[૪૭]. તું તપવાળો થઇશ પરંતુ રાગ (પ્રીતિ)થી મુક્ત થઇશ નહિ; પરંતુ ત્હારો પુત્ર મહેશ્વરની કૃપાથી વીતરાગ (પ્રીતિ–વાસનારહિત) અને પરમાત્મારૂપ થશે. એ વચન અસત્ય થશે નહિ[૪૮]. બ્રાહ્મણો જેને પિતામહનો "માનસ પુત્ર" કહે છે, જે ઉત્તમ બુદ્ધિવાળો છે, જે તપનો નિધાન અને શ્રેષ્ઠ છે, જેની કાંતિ સૂર્યથી પણ અધિક છે[૪૯], તે વસિષ્ઠના વંશમાં "પરાશર" નામે મોટા પ્રભાવવાળો મહર્ષિ થશે. એ મોટા તપવાળો, તપનો નિવાસભૂત, વેદનો ભંડાર અને સર્વથી શ્રેષ્ઠ મુનિ ત્હારો પિતા થશે[૫૦]. તે ઋષિથી તું કન્યાના વિષે પુત્ર થઈશ અને તેથી તું કાનીન પુત્ર કહેવાશે[૫૧]. તું ભૂત, વર્તમાન અને ભવિષ્યના સર્વ અર્થ કહીશ તથા તે સંબંધી સમગ્ર સંશયને છેદીશ. વળી જે હજારો યુગો અતિક્રાંત થયા છે તે સર્વને

તપથી યુક્ત એવો તું મ્હારી કૃપાથી જોઇ શકીશ. વળી અનેક સહસ્ર યુગના જે ફેરફાર થશે તેને પણ જાણીશ[૫૨,૫૩]. તથા હે મુનિ! હું કે, જે આદિ અને અંતરહિત છું તેને પણ તું જ્યારે જ્યારે ધ્યાન કરીશ ત્યારે ત્યારે હાથમાં ચક્રસાહત દેખીશ, આ મ્હારૂં વચન મિથ્યા થશે નહિ[૫૪]. હે મોટા સત્વવાળા! ત્હારી પ્રખ્યાતિ પણ અપાર થશે. સૂર્યનો પુત્ર શનૈશ્ચર મોટો મનુ થશે[૫૫]. તે મન્વંતરમાં મન્વાદિ ગણપૂર્વક તું પણ થઈશ. હે વત્સ! મ્હારી કૃપાથી એ થશે તેમાં સંશય કરવા જેવું નથી[૫૬]. જગતમાં જે કાંઇ છે અને જે કાંઈ થાય છે તે સર્વ મ્હારા કરવાથી થાય છે, તેમાં બીજા લોકો બીજું ધારે છે પણ હું તો સ્વતંત્રપણેજ મ્હારા કર્તવ્યને કરે જાઉં છું[૫૭]. એ પ્રમાણે તે ઇશ્વરે સારસ્વત અપાંતર વચન કહીને, પછી કહ્યું કે,—હવે તું મ્હારા કહેવા પ્રમાણે અર્થ સિદ્ધ કર. એ રીતે ભગવાન નારાયણની કૃપાથી અને તેમની આજ્ઞાથી "અપાંતરતમ" નામે પુત્ર ઉપત્પન્ન થયો અને પુનઃ વસિષ્ઠના કુળને આનંદ આપનારો હું પરાશરથી ઉત્પન્ન થયો[૫૮,૫૯]. એ પ્રમાણે પૂર્વે નારાયણની કૃપાથી અને નારાયણના અંશથી મ્હારો જન્મ થયો હતો તે મેં તમને કહ્યું[૬૦]. હે બુદ્ધિમાન પુરૂષોમાં શ્રેષ્ઠ શિષ્યો! મેં પૂર્વે અતિશય ઉગ્ર અને મહા કઠિન તપ કર્યું છે તથા તપ કરતાં પરમ સમાધિ રાખેલી હતી[૬૧]. હે પુત્રો! મ્હારા પૂર્વ જન્મ અને હવે પછી થવાના જન્મ, એ સર્વ ભકતોના સ્નેહથી મેં તમને કહ્યું[૬૨]. વૈશંપાયન કહે છે કેઃ—હે રાજન્! એ પ્રમાણે પૂર્વે અમારા ગુરૂ અકિલષ્ટ મનવાળા વ્યાસની ઉત્પત્તિ કેવી રીતે થઈ હતી તે તને કહ્યું. હવે તેં જે પ્રશ્ન કર્યો છે તેનો ઉત્તર સાંભળ[૬૩]. હે રાજર્ષે! સાંખ્ય, યોગ, પાંચરાત્ર, વેદ, પાશુપત, એ સર્વે જ્ઞાન તે અનેક પ્રકારના મત છે એમ જાણવું[૬૪]. સાંખ્યનો વક્તા કપિલ હતો તે મોટો ઋષિ કહેવાય છે. યોગનો જાણનારો હિરણ્યગર્ભ છે તેના વિના બીજો કોઈ પ્રાચીન યોગનો જ્ઞાતા નથી[૬૫]. અપાંતરતમામુનિ વેદાચાર્ય કહેવાય છે. કેટલાક પુરૂષો એ ઋષિને "પ્રાચીનગર્ભ" પણ કહે છે[૬૬]. ઉમાના પતિ, ભૂતોના પતિ, શ્રીકંઠ અને બ્રહ્માના પુત્ર એવા શંકરે એકાગ્રપણે પાશુપતશાસ્ત્ર કહેલું છે[૬૭]. અને શ્રેષ્ઠ પાંચરાત્રના જાણનાર તો ભગવાન પોતેજ છે. હે રાજશ્રેષ્ઠ! એ સર્વ જ્ઞાનોમાં વેદ, જ્ઞાન અને અનુભવ, એ ત્રણે સહિત વિચાર કરી જોતાં એ સર્વનું પરમ તાત્પર્ય નારાયણ પરમાત્માજ જણાય છે. પણ હે પૃથ્વીપતે! તમોગુણમાં આંધળા થયેલા અને મતાભિમાની મૂઢ પુરૂષો એ રીતે સમજતા નથી[૬૮,૬૯]. શાસ્ત્રને કરનારા બુદ્ધિમાન પુરૂષો નારાયણઋષિનેજ સર્વનું અધિષ્ઠાન કહે છે અને મ્હારો પણ મત એવો છે કે, નારાયણ વિના બીજો કોઇ અધિષ્ઠાનભૂત નથી[૭૦]. જે પુરૂષો સંશયવિનાના છે તે સર્વના વિષે નિરંતર રહે છે, પણ જે તેના આશ્રયને તજીને તર્કના બળથી સંશયને તોડવા ઇચ્છે છે તેને નારાયણનો નિશ્ચય થતો નથી[૭૧]. હે રાજન્! જેઓ પાંચરાત્રશાસ્ત્રને જાણનારા છે તથા તે પ્રમાણે ક્રમ પાળનારા છે તે સર્વ એકાંતભાવથી ભગવાનની ભક્તિ કરીને ભગવાનના વિષે પ્રવેશ કરે છે[૭૨]. હે રાજન્! સાંખ્ય અને યોગ એ બે સનાતન શાસ્ત્ર છે તથા સર્વ વેદો સમગ્રપણે સનાતન છે. તેમજ સર્વ ઋષિઓએ એકમત થઇને કહેલું છે કે, આ પ્રાચીન વિશ્વ પણ નારાયણ વિના બીજું કાંઇજ નથી[૭૩]. સ્વર્ગમાં, અંતરિક્ષમાં, પૃથ્વી ઉપર અને જળમાં સર્વ લોકમાં શુભ કે, અશુભ અથવા વેદમાં કહેલું જે કર્મ પ્રવર્તે છે, તે કર્મ તે ઋષિ નારાયણથી થાય છે એમ જાણવું[૭૪].

॥ शुभाशुभं कर्म समीरितं यत्प्रवर्तते सर्वलोकेषु किंचित् ॥

॥ तस्मादृषेस्तद्भवतीति विद्याद् दिव्यंतरिक्षे भुवि चाप्सु चेति ॥७४॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये द्वैपायनोत्पत्तौ शतोपरि सप्तसप्ततितमोऽध्यायः ॥ १७७ ॥

## અધ્યાય ૧૭૮ મો-બ્રહ્મા અને રૂદ્રનો સંવાદ.

**जनमेजय उवाच** ॥ बहवः पुरुषा ब्रह्मन्नुताहो एक एव तु ॥
॥ कोह्यत्र पुरुषश्रेष्ठः को वायोनिरिहोच्यते ॥ १ ॥

*જનમેજય પૂછે છે કેઃ—હે બ્રહ્મન્! પુરૂષો ઘણા છે કે, એકજ છે? જો ઘણા છે, તો તેમાં શ્રેષ્ઠ પુરૂષ કયો છે અને સર્વનું ઉત્પત્તિસ્થાન શું છે?[1]. વૈશંપાયન કહે છે કેઃ-હે કુરૂકુળને ધારણ કરનાર! વ્યવહારદૃષ્ટિથી તો પુરૂષો ઘણા છે પણ સાંખ્યના વિચાર પ્રમાણે તે સિદ્ધાંત માન્ય કરવા જેવો નથી. સત્ય સિદ્ધાંત તો એજ છે કે, પુરૂષ એક છે. જેમ એક આકાશમાં કર્ણશષ્કુલીરૂપી ઉપાધિભેદથી શ્રોત્રભેદની કલ્પના થયેલી છે અને તે બેહેરાપણું કે, સાંભળવાપણાના વ્યવહારનો હેતુ તથા શબ્દગ્રહણમાં ગરબડ ન થઇ જવાનો હેતુ છે; તેમજ એકજ આત્માના વિષે અંતઃકરણરૂપ ઉપાધિભેદથી જીવભેદની કલ્પના થયેલી છે અને તે બદ્ધ કે, મુકતના વ્યવહારનો હેતુ તથા સુખ-દુઃખાદિ ભોગની ગરબડ ન થઇ જવાનો હેતુ છે. એ ઉપરથી જૂદા જૂદા પુરૂષોનું ઉત્પત્તિસ્થાન જેમ એક છે તેમ અસ્મદાદિનું ઉત્પત્તિસ્થાન પણ એકજ પુરૂષ છે, તેનું હું વ્યાખ્યાન કરીશ[2,3]. જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે એવા તપોયુકત, દમગુણવાળા અને વંદન કરવા યોગ્ય ગુરૂ વ્યાસમહર્ષિને પ્રણામ કરીને હું પુરૂષનું આખ્યાન કહું છું[4]. એ પુરૂષસૂકત સર્વ વેદમાં ઋત અને સત્ય છે તથા હે રાજન્! ઋષિસિંહ વ્યાસમુનિએ તેનું ચિંતવન કરેલું છે[5]. હે ભારત! કપિલાદિ ઋષિઓએ અનાત્મ ભાવોનો ત્યાગ અને અપવાદ કરીને તથા અધ્યાત્મચિંતવનનો આશ્રય કરીને શાસ્ત્ર કહેલાં છે[6]. વ્યાસમુનિએ સંક્ષેપમાં પુરૂષનું જે એકપણું કહેલું છે તે હું તને તે અમાપ તેજવાળા ઋષિની કૃપાથી કહીશ[7]. હે પૃથ્વીપતે! આ વિષે પણ બ્રહ્માના સાથે રૂદ્રના સંવાદના પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપવામાં આવે છે[8]. હે નૃપ! ક્ષીરસમુદ્રની મધ્યે સુવર્ણ સરખી કાંતિવાળો "વૈજયંત" નામે એક ઉત્તમ પર્વત છે[9]. તે પર્વત ઉપર અધ્યાત્મ ગતિનું એકાંતમાં ચિંતવન કરવાને માટે બ્રહ્મદેવ વૈરાજલોકમાંથી વૈજયંત પર્વત ઉપર નિત્ય આવતા હતા[10]. એક સમયે બુદ્ધિમાન બ્રહ્મદેવ ત્યાં બેઠેલા હતા તેવામાં તેમના લલાટથી ઉત્પન્ન થયેલા તેમના પુત્ર રૂદ્ર અકસ્માત્ ત્યાં આવી ચઢયા[11]. તે મહાયોગી ત્રણ નેત્રવાળા દેવ આકાશ માર્ગે આવ્યા અને આકાશમાંથી પર્વતના તે શિખર ઉપર ઉતર્યા[12]. રૂદ્રે બ્રહ્માની પાસે આવીને પ્રસન્નપણે બ્રહ્માના બન્ને ચરણમાં પ્રણામ કર્યો. રૂદ્રને પોતાના ચરણ આગળ પડેલા જોઇને સમર્થ દેવ ભગવાન પ્રજાપતિએ પોતાના ડાબા હાથવડે તેમને ઉઠાડ્યા અને ઘણે કાળે આવેલા પોતાના પુત્રને આ પ્રમાણે કહ્યું[13,14]. પિતામહ કહે છે કેઃ-હે મહાબાહો! તું ભલે પધાર્યો. તું મ્હારી પાસે આવ્યો છે, એ બહુ આનંદની વાત છે. કેમ ભાઈ! ત્હારાં સ્વાધ્યાય અને તપ કુશળ તો છે?[15] તું નિરંતર ઉગ્ર તપ કરનારો છે તેથી હું તને પૂછું છું[16]. રૂદ્ર કહે છે કેઃ-હે ભગવન્! તમારી કૃપાથી મ્હારાં સ્વાધ્યાય અને તપ કુશળ-ક્ષેમ છે, તેમ સઘળા જગતનાં પણ સ્વાધ્યાય અને તપ તમારી કૃપાથી કુશળ છે[17]. હે ભગવન્! વૈરાજલોકમાં તમારાં દર્શન કર્યે મને બહુ કાળ થયો છે માટે હું તમારા ચરણવડે સેવાયલા આ પર્વત ઉપર આવ્યો છું[18]. પરંતુ આ એકાંત સ્થાનમાં તમારા આવવા

* જો જગતમાં એકજ પુરૂષ હોય તો બંધ અને મોક્ષની વ્યવસ્થા થઇ શકે નહિ, પરંતુ શ્રુતિમાં એમ સાંભળવામાં આવે છે કે, આત્મા એકજ પુરૂષ છે. અને આત્મવ્યતિરિક્ત સર્વ મિથ્યા છે. આ વિષયમાં સંશય ઉપજવાથી જનમેજય પૂછે છે.

વિષે મને મોટું કુતૂહલ છે; હે પિતામહ ! તમો અહીં નિત્ય એકાંતમાં આવો છો તેનું કારણ કાંઈ નાનુંસુનું નહિ હોય[૧૯]. તમારૂં વૈરાજસદન ઘણું શ્રેષ્ઠ છે, તે ધામ ક્ષુધા અને તૃષાથી વર્જિત છે; ત્યાં દેવ અને અસુરો વસે છે, ત્યાં અમાપ તેજવાળા ઋષિઓ નિવાસ કરે છે[૨૦]. અને ગંધર્વ તથા અપ્સરાઓ નિરંતર તેનું સેવન કરે છે. એવા ધામને તજીને તમે એકલાજ આ પર્વત ઉપર આવો છો તેનું શું કારણ છે?[૨૧] બ્રહ્મા કહે છે કેઃ—હું આ વૈજયંત પર્વતનું નિરંતર સેવન કરૂં છું અને આ સ્થળમાં એકાગ્ર ચિત્તવડે વિરાટ્પુરૂષનું ચિંત્વન કરૂં છું[૨૨]. રૂદ્ર કહે છે કેઃ—હે બ્રહ્મન્ ! તમે તો સ્વયંભૂ છો. તમે ઘણા પુરૂષોને સરજ્યા છે અને બીજા ઘણાને સરજો છો. ત્યારે આ એક વિરાટ્ પુરૂષ કે, જેનું તમે ચિંત્વન કરો છો એ ઉત્તમ પુરૂષ કોણ છે ? આ મ્હારા સંશયનું નિવારણ કરો કેમ કે, એ વિષે મને મોટું કુતૂહલ છે[૨૩,૨૪]. બ્રહ્મા કહે છે કેઃ—હે પુત્ર ! તું જે ઘણા પુરૂષ કહે છે એ વાત તો પ્રત્યક્ષજ છે માટે એમાં કાંઈ શાસ્ત્રવડે પ્રતિપાદન કરવા જેવું નથી અને તેથી તે જોવા જેવું—વિચારવા જેવું પણ નથી. જે અર્થ પ્રાપ્ત થયો નથી તેને સમજાવે તેનું નામ પ્રમાણ. આત્માનો ભેદ તો પ્રત્યક્ષ પ્રાપ્ત થયેલો છે માટે તે કાંઇ શાસ્ત્રનો વિષય નથી. જો તેમ હોય તો "ટાઢનું ઔષધ અગ્નિ છે" એ વચનની પેઠે શાસ્ત્ર માત્ર અનુવાદ કરનારૂંજ ઠરશે. માટે વેદમાં કહેલા તત્ત્વમસિ આદિ વચનો ઉપાસનાદિ ગૌણ ભેદ બતાવનારાં નથી, પણ અભેદ અથવા એકત્વ બતાવનારાં છે[૨૫]. માટે એ ઘણા પુરૂષનો આધાર જે એક પુરૂષ છે તે વિષે હું તને કહીશ. તે પુરૂષ વિરાટ્ છે—તે સર્વનો અધિષ્ઠાનભૂત છે, માટે તે ઘણા પુરૂષોનું એક ઉત્પત્તિસ્થાન કહેવાય છે. જેમ ઉત્પત્તિસ્થાન એક છે તેમ લયસ્થાન પણ તે એકજ હોવું જોઈએ કેમ કે, કાર્ય કારણના વિષેજ લય પામે છે, એવો ન્યાય છે—તેથી જે પુરૂષ વિરાટ્, સૂત્રાત્મા, કારણ અને નિર્ગુણ (શુદ્ધ)—અર્થાત્ અનિરૂદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ અને વાસુદેવ, એવી ચાર મૂર્તિવાળો થઇને એકજ છે તે નિર્ગુણ સનાતન દેવના વિષે પુરૂષો નિર્ગુણ થઇને પ્રવેશ કરે છે[૨૬,૨૭].

॥ तथा तं पुरुषं विश्वं परमं सुमहत्तमम् ॥ निर्गुणं निर्गुणा भूत्वा प्रविशंति सनातनम् ॥ २७ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० भा० नारायणीये शतोपरि अष्टसप्ततितमोऽध्यायः ॥१७८॥

## અધ્યાય ૧૭૯ મો—બ્રહ્મા અને રૂદ્રનો સંવાદ.

ब्रह्मोवाच ॥ शृणु पुत्र यथा ह्येष पुरुषः शाश्वतोऽव्ययः ॥
॥ अक्षयश्चाप्रमेयश्च सर्वज्ञश्च निरुच्यते ॥ १ ॥

બ્રહ્મા કહે છે કેઃ—હે પુત્ર ! તે પૂર્ણ છે માટે પુરૂષ કહેવાય છે, આદિ અને અંતરહિત છે માટે શાશ્વત કહેવાય છે, પરિણામ વિનાનો છે માટે અવ્યય કહેવાય છે, અપચય વિનાનો છે માટે અક્ષય કહેવાય છે, વાણી અને મનની પેલીપાર છે માટે અપ્રમેય કહેવાય છે તથા સર્વનું ઉપાદાન કારણ છે માટે સર્વજ્ઞ કહેવાય છે[૧]. હે સત્તમ ! એ પુરૂષને જોવો એ ત્હારાથી, મ્હારાથી, બુદ્ધિ અને ઇન્દ્રિયાદિવાળા સત્વોથી કે, શમાદિહીન મૂઢ પુરૂષોથી શક્ય નથી; એ તો સ્વયંપ્રકાશ હોવાથી ચિન્માત્ર જ્ઞાનવડેજ જોઈ શકાય છે[૨]. તે આત્મા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીર વિનાનો છતાં સર્વ શરીરોમાં રહેલો છે તથા શરીરોમાં વસતાં છતાં પણ કર્મથી લેપાતો નથી[૩]. તે મ્હારો, ત્હારો અને બીજા જે દેહસંજ્ઞાવાળા છે તે સર્વનો અંતરાત્મા અને સાક્ષીભુત છે, તથાપિ ગ્રહણ થઈ શકે એવો નથી[૪]. તેનાં મસ્તક સર્વ તરફ છે, તેની ભુજાઓ સર્વ તરફ છે, તેના ચરણ અને નાસિકા પણ સર્વ તરફ છે. તે

પોતાની ઇચ્છામાં આવે એમ સર્વ શરીરોમાં એકલોજ ફરે છે[૫]. શરીરોને "ક્ષેત્ર" કહે છે અને શુભાશુભ કર્મની વાસનાઓને "બીજ" કહે છે. તે યોગાત્મા એ સર્વને જાણે છે. માટે ક્ષેત્રજ્ઞ કહેવાય છે[૬]. પ્રાણીઓમાં તેની અગતિ નથી, કે ગતિ પણ નથી, તેમજ સાંખ્ય-વિધિવડે કે, યોગવડે પણ તેને ગમનાગમન છેજ નહિ. અર્થાત્ મરણ થવાથી તે દેહને તજીને જતો નથી કે, જન્મ થવાથી દેહમાં આવતો નથી. તે તો સર્વત્ર સદા સ્થિતિમાન છે[૭]. હું એની ગતિનું ચિંત્વન કરૂં છું પણ તેનો પાર પામતો નથી. તથાપિ તે સનાતન પુરૂષ વિષે શ્રુતિ, યુક્તિ અને અનુભવને બાધ ન આવે એવું હું કથન કરીશ[૮]. તે એક છે અને મહાન્ છે, તેના વિના બીજા કોઇને એકત્વ અને મહત્વ પ્રાપ્ત થએલું નથી, તે એક સનાતન દેવનેજ મહાપુરૂષ શબ્દ લાગુ પડે છે[૯]. અગ્નિ એક છે પણ તે ઉપાધિવશાત્ અનેક સ્થાનમાં અનેકરૂપે દેખાય છે. સૂર્ય એક છે પણ ઉપાધિવશાત્ અનેક સ્થાનમાં અનેક પ્રતિબિંબરૂપે દેખાય છે. તપનું કારણ એક છે પણ ફળરૂપે તે અનેક દેખાય છે. વાયુ એક છે પણ ઉપાધિવશાત્ તે ઘણે પ્રકારે વાય છે. સમુદ્ર એક છે પણ ઉપાધિવશાત્ તે અનેક પ્રકારનાં વૃષ્ટિ, ઝાકળ, કરા, હિમ, ધૂમસ અને વરાળ આદિરૂપે ભાસે છે. વળી જેમ વાયુ સર્વ સ્થાનમાં ગતિ કરનારો છતાં અસંગ છે અને મહાસાગર સર્વ જળની ઉત્પત્તિ અને લયનું સ્થાન છે, તેમ આત્મા પણ એક છતાં ઉપાધિવશાત્ અનેક સ્થાનમાં અનેકરૂપે ભાસે છે, સર્વ સ્થાનમાં ગતિ કરનારો છતાં અસંગ છે અને સર્વની ઉત્પત્તિ તથા લયનું સ્થાન છે. અર્થાત્ પુરૂષ નિર્ગુણ છતાં માયાવડે વિશ્વરૂપને ધારણ કરે છે અને તે વિશ્વરૂપ પુનઃ તે નિર્ગુણ પુરૂષમાં લય પામે છે[૧૦]. જ્યારે પુરૂષ સર્વ ગુણમય વિકારનો ત્યાગ કરે છે, જ્યારે શુભાશુભ કર્મનો ત્યાગ કરે છે, જ્યારે સત્ય અને અસત્યનો ત્યાગ કરે છે, ત્યારે નિર્ગુણ થાય છે. અર્થાત્ દેહેંદ્રિયાદિથી આરંભીને અહંકાર સુધી તમામ ગુણના કાર્યને તજી દે છે અને તે તજવાથી શુભ અને અશુભ કર્મને પણ તજી દે છે તથા અક્ષર—જીવ અને પ્રધાન ભોક્તા ભોગ્યને તજી દે છે ત્યારે તે નિર્ગુણ થાય છે અને નિર્ગુણ થઈને નિર્ગુણના વિષે પ્રવેશ કરે છે[૧૧]. જે પુરૂષ તે અચિંત્ય પુરૂષને ગુરૂની પાસેથી જાણીને—સાક્ષાત્કાર કરીને તથા ચાર પ્રકારના સૂક્ષ્મરૂપ ભેદને જાણીને અને શાંત થઇને રહે છે તે પુરૂષ નિર્ગુણ પુરૂષને પામે છે. અર્થાત અનિરૂદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ અને વાસુદેવ, એ ચાર ભેદ અથવા તેનેજ બીજી રીતે કહીએ તો વિરાટ્, સૂત્રાત્મા, અંતર્યામી અને શુદ્ધ બ્રહ્મરૂપ અથવા વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય, એવા ચાર સૂક્ષ્મ ભેદને જાણીને જે પુરૂષ અત્યંત શાંત થઈને વર્તે છે તે પુરૂષ પરમ પુરૂષને પામે છે એ વિના બીજો કોઈ તેને પામવાને યોગ્ય નથી[૧૨]. એ રીતે કેટલાક પંડિતો યોગમાર્ગે તેને "પરમાત્મા" કહે છે, સાંખ્યાચાર્યો તેને "એકાત્મા" કહે છે અને બીજા જ્ઞાનીઓ તેને "આત્મા" કહે છે. યોગ અને સાંખ્યનું તાત્પર્ય એકજ આત્મા કહેવાનું છે[૧૩]. તેમાં જે પરમાત્મા છે તે નિત્ય અને નિર્ગુણ છે. સર્વનો આત્મભુત નારાયણ પુરૂષ તેજ છે[૧૪]. જેમ કમળનું પત્ર જળવડે લેપાતું નથી, તેમ તે કર્મનાં ફળથી લેપાતો નથી. બીજા જ્ઞાનીઓ જેને "આત્મા" કહે છે તે કર્માત્મા છે. તેને મોક્ષ અને બંધ લાગુ પડે છે[૧૫]. તથા તે સત્તર તત્ત્વના સમુદાયથી યુક્ત થાય છે. એ રીતે એકજ પુરૂષ અનેક પ્રકારે થાય છે તે મેં તને ક્રમે કરીને કહ્યું[૧૬]. એ રીતે તે આ સમગ્ર લોકતંત્રનું ધામ છે, તે પરમ વેદ્ય છે, તે બોધ ન કરવા યોગ્ય અને તેજ બોધ આપનાર છે. વળી તે માનનાર અને માનવા યોગ્ય, પ્રાશન કરનાર અને પ્રાશન કરવા યોગ્ય, દ્રષ્ટા અને દ્રષ્ટવ્ય, વક્તા અને વાચ્ય, ઘ્રાતા (ગંધ લેનાર) અને ઘ્રેય (ગંધ), સ્પર્શ કરનાર અને સ્પર્શ કરવા યોગ્ય વસ્તુ[૧૭]. જોનાર અને જોવા યોગ્ય,

શ્રવણ કરનાર અને શ્રવણ કરવા યોગ્ય, જ્ઞાતા અને જ્ઞેય તથા સગુણ અને નિર્ગુણ છે. હે તાત! જે પ્રધાન અનાત્મા કહેવાય છે તે પણ આત્મા છે. બ્રહ્મા સર્વથી પ્રથમ જે મહત્તત્વને ઉત્પન્ન કરે છે કે, જેને બ્રાહ્મણો "અનિરૂદ્ધ" કહે છે. અને લોકોમાં જે વૈદિક કર્મની અધિષ્ઠાત્રી દેવતા કહેવાય છે, તે પણ તે અનાદિ અને પરિણામરહિત દેવ છે. કામ્ય કર્મ પણ તેના અર્થેજ ચિંત્વન કરવું જોઇએ એવો સદાચાર છે[૧૮,૧૯]. કેમ કે, તેને અર્પણ કરેલા યજ્ઞભાગને યજ્ઞશાળામાં સત્પુરૂષ શાંત દેવો તથા મુનિઓ સેવે છે. હે પુત્ર! હું બ્રહ્મા પ્રજાઓનો આદિ ઈશ્વર છું. તે મ્હારાથી તું ઉત્પન્ન થયેલો છે[૨૦]. તેમજ સ્થાવર જંગમ જગત અને રહસ્યસહિત સઘળા વેદ પણ મ્હારાથી ઉત્પન્ન થયેલા છે. અર્થાત્ હું જેનું આરાધન કરૂં છું તેનું આરાધન મ્હારી પ્રજાએ પણ કરવું યોગ્ય છે[૨૧]. એ પ્રમાણે વાસુદેવાદિ ચાર દેહમાં વિભકત થયેલા પરમાત્મા પોતાની ઇચ્છામાં આવે તેમ ક્રીડા કરે છે, તે સમયે તે જીવના સમાન અબુદ્ધ જોવામાં આવે છે, પરંતુ પોતાના સ્વરૂપથી અભિન્ન જ્ઞાને કરીને તે સર્વદા પ્રતિબોધિત છે માટે તે પોતાની ઇચ્છા પ્રમાણે જીવપણાનો ત્યાગ કરીને વાસુદેવ થાય છે. અર્થાત્ ભગવાનના આરાધન વિના સંન્યાસપૂર્વક સાંખ્યનો વિચાર કરવાથી અને ચિત્તની એકાગ્રતા ન થવાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે અને તેથી તે આરૂઢ પતિત થઇને ઉભયભ્રષ્ટ થાય છે; તેમજ યોગીઓને પણ ભગવાનના આરાધન વિના પ્રત્યક્તત્વની પ્રાપ્તિ તથા અંતરાયનો અભાવ થતો નથી. માટે વાસુદેવજ સાંખ્ય, યોગ અને પાંચરાત્ર આદિ સર્વનો પ્રતિપાદ્ય દેવતા છે[૨૨]. હે પુત્ર! એ પ્રમાણે તેં જે પ્રશ્ન કર્યો હતો તે મેં તને યથાવત કહ્યો; તેમજ સાંખ્ય અને યોગના વિષે પણ એનો ઉત્તર મેં તને ઘટે તેવો (યથાર્થ) કહ્યો તાત્પર્ય કે, *કર્મવડે ભગવાનની ભકિત પ્રાપ્ત થાય છે, ભકિતવડે ઇશ્વિરની કૃપા પ્રાપ્ત થાય છે, ઇશ્વરકૃપાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેથી મોક્ષ પ્રાપ્ત થાય છે[૨૩].

॥ एतत्ते कथितं पुत्र यथावदनुपृच्छतः । सांख्यज्ञाने तथा योगे यथावदनुवर्णितम् ॥ २३ ॥

**इति श्रीमहा० भा० शां० मोक्ष० उ० गु० भा० नारायणीये शतोपरि एकोनाशीतितमोऽध्यायः ॥१७९॥**

## અધ્યાય ૧૮૦ મો–નારદમુનિ અને ઇંદ્રનો સમાગમ.

**युधिष्ठिर उवाच** ॥ धर्माः पितामहेनोक्ता मोक्षधर्माश्रिताः शुभाः ॥
॥ धर्ममाश्रमिणां श्रेष्ठं वक्तुमर्हति मे भवान् ॥ १ ॥

યુધિષ્ઠિર કહે છે કેઃ—હે પિતામહ! મોક્ષધર્મને આશરેલા ઉત્તમ ધર્મો તમોએ કહ્યા હવે આશ્રમીઓનો શ્રેષ્ઠ ધર્મ કહેવો યોગ્ય છે. (આ પૂછવાનો અભિપ્રાય એવો છે કે, સંન્યાસધર્મ સર્વ આશ્રમોમાં શ્રેષ્ઠ છે, છતાં એ ધર્મ આચરવાને અત્યંત કઠિન છે. કેમકે, પાછળ સુલભા–જનકસંવાદમાં કહ્યું છે કે, નિગ્રહાત્મક અને અનુગ્રહાત્મક આધિપત્ય રાજા અને સંન્યાસીનું સમાન છે ત્યારે રાજા શા કારણથી મુક્ત ન થાય અને સંન્યાસી શા કારણથી મુકત થાય? માટે આ કળિકાળમાં તો સંન્યાસધર્મનો આશ્રય કરનારને આરૂઢપાતિત્ય (ચઢીને પડવા જેવું) સંભવે છે, માટે "જમીનપર સૂતેલાને પાડવાનો ભય નથી" એ ન્યાય પ્રમાણે જેમાં પડવાનો ભય નથી અને જેમાં સર્વ પ્રકારે ઊર્ધ્વગતિ પ્રાપ્ત થાય છે એવો શ્રેષ્ઠ આશ્રમ કયો છે?)[૧]. ભીષ્મ કહે છે કે,–ગમે તે આશ્રમમાં રહીને ધર્મ આચર્યો હોય તો તે

---

* "**कर्मभिर्भगवद्भक्तिर्भक्त्येश्वरकृपा तया ॥ ज्ञानं तेन विमुक्तिश्चेति मोक्षधर्मार्थसंग्रहः**" અર્થ ઉપર કહ્યો તે પ્રમાણે છે.

સ્વર્ગ આપે છે. ધર્મજ સત્ય ફળને આપનારો છે. ધર્મનાં ઘણાં દ્વાર છે, તેમાં એકે પ્રકારની ધર્મની ક્રિયા નિષ્ફળ થતી નથી[2]. હે ભરતશ્રેષ્ઠ! સર્વ આશ્રમોમાં સ્વર્ગ અને મોક્ષ રહેલો છે, તેમાં જે પુરૂષની જે જે ધર્મ ઉપર રૂચિ અને નિશ્ચય થાય છે તે તે ધર્મવડે તે કૃતકૃત્ય થાય છે[3]. હે નરવ્યાઘ્ર! એ વિષે મહર્ષિ નારદે પૂર્વે ઇન્દ્રને કહેલી આ કથાને તું મ્હારી પાસેથી સાંભળ[4]. હે રાજન્! જેમ વાયુની ગતિને કોઇ રોકી શકતું નથી, તેમ સિદ્ધ થયેલા તથા ત્રણે લોકમાં માન પામેલા મહર્ષિ નારદ પણ અવ્યાહત ગતિવાળા થઇને ક્રમે કરીને લોકમાં ફરે છે[5]. એક સમયે તે મુનિ દેવોના રાજા ઇન્દ્રના ભુવનમાં જઇ ચઢયા, ત્યાં ઇંદ્રે તેમનો સત્કાર કર્યો અને પોતાની પાસે તેમને બેસાડ્યા[6]. તેમનો વિધિપૂર્વક સત્કાર કર્યા પછી પોતાની પાસે બેઠેલા તે ઋષિને શચીના સ્વામી ઇન્દ્રે પૂછયું કે,–હે મહર્ષે! હે અનઘ! તમે કાંઇ આશ્ચર્ય જોયું છે?[7]. હે વિપ્રર્ષે! તમે કૈતૂહલવાળા છો અને સિદ્ધ છતાં પણ સચરાચર ત્રૈલોક્યના વિષે નિરંતર સાક્ષીની પેઠે ફરો છો[8]. હે દેવર્ષિ! તમારૂં સર્વ લોકમાં કાંઇ અજાણ્યું નથી, માટે તમે તેવું કાંઈ જોયું હોય, અનુભવ્યું હોય કે, સાંભળ્યું હોય, તો તે મને કહો[9]. હે રાજન્! ઇંદ્રે આ પ્રમાણે પૂછયું ત્યારે ભાષણ કરનારાઓમાં શ્રેષ્ઠ નારદે પોતાની પાસે બેઠેલા તથા શરણે આવેલા દેવના ઇન્દ્રને એક મોટી કથા કહી[10]. તે દ્વિજશ્રેષ્ઠે, ઇંદ્રે પ્રશ્ન કર્યો તેથી જે કલ્પમાં જે રીતે જે કથા તેને કહી, તે રીતે તે કથા હું તને પણ કહું છું, તે તું સાંભળ[11].

॥ यथा येन चा कल्पेन स तस्मै द्विजसत्तमः । कथां कथितवान् पृष्टस्तथा त्वमपि मे शृणु ॥११॥

**इति श्रीमहा० भा० शांति० मोक्ष० उं० गु० भा० उंच्छवृत्त्युपाख्याने शतोपरि अशीतितमोध्यायः ॥ १८० ॥**

## અધ્યાય ૧૮૧ મો–ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન.

**भीष्म उवाच** ॥ आसीत्किल नरश्रेष्ठ महापद्मे पुरोत्तमे ॥
॥ गंगाया दक्षिणे तीरे कश्चिद्विप्रः समाहितः ॥ १ ॥

ભીષ્મ કહે છે કે:–*હે નરશ્રેષ્ઠ! પૂર્વે ઉત્તમ એવા મહાપદ્મકલ્પમાં ગંગાના દક્ષિણ કિનારા ઉપર એક સમાધિનિષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો[1]. તે સૌમ્ય વૃત્તિવાળો અત્રિગોત્રવાળો વેદમાં સંપૂર્ણ જ્ઞાનવાળો, સંશય વિનાનો, નિરંતર ધર્મ આચરનારો, ક્રોધ વિનાનો, નિરંતર તૃપ્ત, જીતેન્દ્રિય[2], તપ અને સ્વાધ્યાયમાં આસક્ત, સત્ય પાળનારો, સજ્જનોમાં માન પામેલો, ન્યાયથી પ્રાપ્ત થયેલા વિત્તવડે નિર્વાહ ચલાવનારો તથા પોતાનું શીળ પાળનારો હતો[3]. તેની જ્ઞાતિ અને સંબંધ વિશાળ હતાં, તે પોતાના આશ્રમને યોગ્ય સત્વાદિ ગુણોને ધારણ કરતો હતો તથા તે મોટા પ્રખ્યાત કુળમાં સર્વથી શ્રેષ્ઠ વૃત્તિને રાખી રહ્યો હતો[4]. હે રાજન્! તેને ઘણા પુત્રો થયા, તેઓને જોઇને વિસ્તીર્ણ કર્મના વિષે સ્થિતિવાળો તે બ્રાહ્મણ પોતાના કુળના ધર્મને આશર્યો તથા ધર્મચર્યાના વિષે સ્થિત થયો[5]. પછી તેણે મનમાં વિચાર કર્યો કે, ધર્મ ત્રણ પ્રકારનો છે. એક વેદોક્ત ધર્મ, બીજો શાસ્ત્રોક્ત ધર્મ અને ત્રીજો શિષ્ટાચાર ધર્મ[6]. એ ત્રણ ધર્મમાંથી કયો ધર્મ આચરવાથી મ્હારૂં શુભ થાય અને કયો ધર્મ કરવાથી પરમ કલ્યાણ થાય? એ રીતે નિરંતર તે બ્રાહ્મણ મનમાં ક્લેશ પામતો હતો પણ તેને કોઈ વાતનો નિશ્ચય થતો નહોતો[7]. એ રીતે ખેદ પામતા અને પરમ ધર્મમાં સ્થિતિવાળા તે બ્રાહ્મણના

* નારદમુનિ અને ઇંદ્રના સંવાદનો આ અનુવાદ છે. સંશોધક.

ઘેર કોઈ સમયે એક ઉત્તમ સમાધિનિષ્ઠ બ્રાહ્મણ અતિથિ આવ્યો[૮]. ત્યારે તેણે ક્રિયાયુક્ત હેતુસહિત તેની પૂજા કરી અને પછી જ્યારે તે વિશ્રાંતિ પામીને સુખપૂર્વક બેઠો ત્યારે તેને આવું વચન કહ્યું[૯].

॥स तस्मै सत्क्रियां चक्रे क्रियायुक्तेन हेतुना । विश्रांतं सुखमासीनमिदं वचनमब्रवीत् ॥ ९ ॥

इति श्रीमहा० भा० शां० मो० उ० गु० भा० उञ्छवृत्त्युपाख्याने शतोपरि एकाशीतितमोऽध्यायः ॥ १८१ ॥

## અધ્યાય ૧૮૨ મો-ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન-અતિથિનો સમાગમ.

**ब्राह्मण उवाच** ॥ समुत्पन्नाभिधानोस्मि वाङ्माधुर्येण तेनघ ॥

॥ मित्रत्वमभिपन्नस्त्वं किंचिद्वक्ष्यामि तच्छृणु ॥ १ ॥

બ્રાહ્મણ કહે છે કેઃ-હે નિષ્પાપ! હું ત્હારી વાણીની મધુરતાવડે ત્હારો મિત્ર થયો છું અને તું મ્હારો મિત્ર થયો છે, માટે હું તને કાંઇક કહેવાને ઇચ્છું છું તે તું સાંભળ[૧]. હે વિપ્ર! હવે હું ગૃહસ્થધર્મનો ભાર પુત્રને સોંપીને કોઈ ઉત્તમ ધર્મ કરવાને ઇચ્છું છું, પણ હે દ્વિજ! તેમ કરવાનો માર્ગ કયો છે?[૨]. હવે હું મનનો સંયમ કરીને એક આત્માના વિષે વ્યસ્થિત થવાને ઇચ્છું છું; પણ સાધારણ ગુણોવડે બદ્ધ થવાને ઇચ્છતો નથી[૩]. મ્હારૂં આજ સુધીનું વય માત્ર પુત્રરૂપી ફળવાળું થયું છે; હવે બાકીનું મ્હારૂં આયુષ્ય, જ્યાં સુધી વહી ગયું નથી ત્યાં સુધીમાં હું પરલોકના માર્ગે ઉપયોગમાં આવે એવું ભાથું સાથે લેવાને રોકાવા ઇચ્છું છું[૪]. હું આ લોકની સામગ્રીઓમાંથી પેલીપાર નીકળી જવાને ઇચ્છું છું. અને તેથી મને ધર્મ સાધવાની બુદ્ધિ થઈ છે; પણ ધર્મરૂપી નાવ મને કયા આશ્રમમાં સાંપડશે?[૫]. કેમ કે, હું આ લોકમાં સર્વેને સંસારદુઃખમાં જોડાતા જોઉં છું; તેમ દેવોને પણ પીડા પામતા સાંભળું છું. વળી યમની પતાકારૂપ રોગોની માળાઓ પ્રજાઓના ઉપર વેરવામાં આવે છે તે પણ જોઉં છું[૬]. એ સર્વ જોઈને મ્હારૂં મન સંસારના ભોગમાં આનંદ પામતું નથી, તેમ યતિઓ પણ બીજાઓને ત્યાં અન્ન-વસ્ત્ર માગે છે તે જોઇને યતિધર્મમાં પણ મ્હારૂં મન આસક્ત થતું નથી. માટે હે અતિથિ! તું મ્હારા દોલાયમાન મનને, ત્હારા બુદ્ધિબળનો આશ્રય કરનારા ધર્મવડે ધર્મમાં યોજ. અર્થાત્ મ્હારે કયા આશ્રમમાં કયો ધર્મ આચરવો? તે તું બતાવ[૭]. એ પ્રમાણે ધર્મયુક્ત વચન બોલનાર તે બ્રાહ્મણનું વચન સાંભળીને જ્ઞાનવાળા અતિથિએ મધુર વાણીવડે તેને કોમળ વચન કહ્યું[૮]. અતિથિ કહે છે કેઃ-હું પણ એ વિષે મોહ પામું છું અને મ્હારો પણ એજ મનોરથ છે, પણ સ્વર્ગને પામવાનાં ઘણાં દ્વાર છે તેમાંથી કયું પસંદ કરવા જેવું છે? તેનો નિશ્ચય મને થતો નથી[૯]. કેટલાક બ્રાહ્મણો મોક્ષની પ્રશંસા કરે છે અને કેટલાક બ્રાહ્મણો યજ્ઞના ફળની પ્રશંસા કરે છે. કેટલાક બ્રાહ્મણો વાનપ્રસ્થ આશ્રમમાં રહેલા છે અને કેટલાક ગૃહસ્થાશ્રમમાંજ રહેલા છે[૧૦]. કેટલાક રાજધર્મના ફળને વખાણે છે અને કેટલાક આત્મરૂપ ફળને આશ્રય કરનારા ધર્મને વખાણે છે. કેટલાક ગુરૂધર્મના ફળને અને કેટલાક વાણીનો સંયમ કરવાથી ઉપજતા ધર્મને વખાણે છે[૧૧]. કેટલાક માતા-પિતાની સેવા કરીને સ્વર્ગ પામેલા છે, કેટલાક અહિંસા ધર્મને આચરીને સ્વર્ગ પામેલા છે અને કેટલાક સત્યવડે સ્વર્ગને પામ્યા છે[૧૨]. કેટલાક સંગ્રામમાં સામે રહી મૃત્યુ પામીને સ્વર્ગમાં ગયા છે અને કેટલાકોએ ઉંચ્છવૃત્તિવડે સિદ્ધિ પામીને સ્વર્ગના માર્ગનો આશ્રય કર્યો છે[૧૩]. કેટલાક દેવવ્રત ધારણ કરનારા અને બુદ્ધિમાન પુરૂષો સંતુષ્ટ

રહીને તથા ઇન્દ્રિયોને વશમાં રાખીને અધ્યયનમાં યુક્ત રહ્યા છે અને તેથી તેઓ સ્વર્ગને પામેલા છે[૧૪]. કેટલાક પુરૂષો આર્જવ (સરળતા) રાખીને રહ્યા છે તથા તેઓને કુટિલ પુરૂષોએ હણ્યા છતાં શુદ્ધ મનવાળા તે પુરૂષો પોતાના આર્જવને ન તજવાથી સ્વર્ગના પૃષ્ઠ ઉપર સ્થિત થયા છે[૧૫]. એ પ્રમાણે ઘણા પ્રકારના લોકોએ ઘણા પ્રકારનાં ધર્મનાં દ્વાર ખુલ્લાં કરેલાં છે તે જોઇને, જેમ વાયુવડે મેઘની રેખા સ્થિર થાય નહિ, તેમ મ્હારી બુદ્ધિ પણ ઉદ્વેગ પામેલી છે[૧૬].

एवं बहुविधैर्लोकैर्धर्मद्वारैरनावृतैः । ममापि मतिराविग्ना मेघलेखेव वायुना ॥ १६ ॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० उंछवृत्त्युपाख्याने शतोपरि द्व्यशीतितमोऽध्यायः ॥१८२॥**

## અધ્યાય ૧૮૩ મો–ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન–પદ્મનાભ નાગનું વર્ણન.

**अतिथिरुवाच** ॥ उपदेशं तु ते विप्र करिष्येहं यथाक्रमम् ॥
॥ गुरुणा मे यथाख्यातमर्थतत्वं तु मे शृणु ॥ १ ॥

અતિથિ કહે છે કેઃ–હે વિપ્ર! હું તને એ વિષયનો ઉપદેશ ક્રમ પ્રમાણે કરીશ, મ્હારા ગુરૂએ એ વિષે જે તત્વાર્થ કહ્યો છે તે તું મ્હારી પાસેથી સાંભળ[૧]. પૂર્વે સ્વર્ગના વિષે જ્યાં ધર્મચક્રનું પ્રવર્તન થયું હતું તે નૈમિષક્ષેત્ર ગોમતીના કિનારા ઉપર છે. ત્યાં નાગાહ્વય ("નાગ" નામે) નગર છે[૨]. હે દ્વિજશ્રેષ્ઠ! ત્યાં પૂર્વે સમસ્ત દેવોએ યજ્ઞ કર્યો હતો તથા રાજાઓમાં શ્રેષ્ઠ એવા માંધાતારાજાએ ત્યાં ઇન્દ્રનું ઉલ્લંઘન કર્યું હતું[૩]. તે સ્થળમાં એક ધર્માત્મા મોટો નાગ રહે છે. તે મોટા નાગનું નામ "પદ્મનાભ" છે અને તે "પદ્મ" નામે પ્રખ્યાત છે[૪]. હે દ્વિજશ્રેષ્ઠ! તે નાગ મન, વાણી અને કર્મવડે ત્રણ* પ્રકારના ધર્મમાર્ગમાં સ્થિતિવાળો થઇને સર્વે પ્રાણીઓને પ્રસન્ન કરે છે[૫]. જે મનુષ્ય વિષમ રીતે વર્તે છે તેને તે સામ, ભેદ, દાન અને દંડ એ ચાર ઉપાયવડે સમાન વર્તાવે છે તથા પોતાનાં ચક્ષુ આદિ ઇન્દ્રિયોનું ધ્યાનવડે વસ્તુતત્વમાં અનુસંધાન કરીને તેનું રક્ષણ કરે છે[૬]. માટે અહીંથી તેની પાસે જઇને ત્હારે વિધિ પ્રમાણે તેને પ્રશ્ન કરવો યોગ્ય છે. તે તને પરમ ધર્મ બતાવશે અને તે જે બતાવશે તે મિથ્યા નહિ હોય[૭]. સર્વનું આતિથ્ય કરનાર તે નાગ બુદ્ધિવડે શાસ્ત્રમાં નિપુણ છે તથા અભીપ્સિત સમસ્ત ગુણોવડે યુક્ત છે[૮]. તેની પ્રકૃતિ નિરંતર નિર્મળ છે તથા તે નિરંતર વેદાધ્યયનમાં પ્રીતિવાળો છે, તેમજ ઉત્તમ વ્રત, તપ તથા દમગુણથી પણ યુક્ત છે[૯]. તે યજ્ઞ કરનારો, દાન કરનારાઓમાં શ્રેષ્ઠ, ક્ષમા ગુણવાળો, ઉત્તમ આચરણમાં સ્થિતિવાળો, સત્ય વચન બોલનારો, અસૂયારહિત, શીલગુણયુક્ત, ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો[૧૦], દેવતા તથા અતિથિને ભોજન કરાવ્યા પછી ભોજન કરનારો, વચનવડે સર્વને અનુકૂળ (મધુર વચન) બોલનારો, બીજાનું હિત કરવામાં તથા આર્જવ કરવામાં ઉત્તમ, સારૂં કર્મ કરીને ગર્વ ન રાખનારો (અથવા કૃતાકૃતને જાણનારો), કોઇની સાથે વૈર ન કરનારો, પ્રાણી માત્રના હિતમાં આસકત તથા ગંગાના જળ જેવો પવિત્ર, નિર્મળ અને શીતળ છે[૧૧].

॥ शेषान्नभोक्ता वचनानुकूलो हितार्जवोत्कृष्टकृताकृतज्ञः ।
॥ अवैरकृद्भूतहिते नियुक्तो गंगाह्रदांभोभिजनोपपन्नः ॥ ११ ॥

**इति श्रीमहा० शां० मो० उ० गु० भा० उंछवृत्त्युपाख्याने शतोपरि त्र्यशीतितमोऽध्यायः ॥१८३॥**

* કર્મ, ઉપાસના અને જ્ઞાન, એ ત્રણ પ્રકારનો ધર્મ.

## અધ્યાય ૧૮૪ મો-ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન-બ્રાહ્મણે અતિથિનો ઉપકાર માન્યો.

**ब्राह्मण उवाच** ॥ अतिभारोद्यतस्यैव भारावतरणं महत् ॥
॥ पराश्वासकरं वाक्यमिदं मे भवतः श्रुतम् ॥ १ ॥

બ્રાહ્મણ કહે છે કેઃ-જેમ કોઇ મનુષ્ય મોટો ભાર લઇને ચાલવાનો પ્રયત્ન કરતો હોય તેનો ભાર ઉતારવારૂપ કર્મ મોટું છે, તેમ તમારાથી મેં જે વાકય સાંભળ્યું તે મને મોટું આશ્વાસન આપનારૂં છે, માટે તે પણ તેવું મોટું છે[1]. જેમ માર્ગમાં ચાલતાં થાકેલાને શયન આનંદ આપનારૂં છે, જેમ ઉભા રહીને થાકેલાને આસન (બેસવું) આનંદ આપનારૂં છે તથા જેમ તરસ્યાને જળ, ક્ષુધાતુરને ભોજન[2], અતિથિને જમવાનો સમય થયે ઇચ્છેલા ભોજનની પ્રાપ્તિ, વૃદ્ધને પુત્રની ઇચ્છા થતાં પુત્રની પ્રાપ્તિ[3]. અને જે સ્નેહીનું મનમાં ચિંતવન કરતા હોઇએ તે સ્નેહી મનુષ્યનું દર્શન, એ સર્વ જેમ આનંદ આપે છે, તેમ તમોએ કહેલું વાકય મને આનંદ આપે છે[4]. જેમ કોઈ મનુષ્ય આકાશમાં નજર કરીને જોતો હોય અને વિચારતો હોય કે, મને કોઈ મ્હારૂં અભીષ્ટ કહી જાય તો કેવું સારૂં. (એમ વિચાર કરતા તે મનુષ્યનું અભીષ્ટ સિદ્ધ થાય અને તેથી જેમ તે કૃતાર્થ થાય છે) તેમ તમે મને આ ખબર આપીને કૃતાર્થ કરેલો છે[5]. તમે મને એ નાગની ખબર કહીને જે ઉપદેશ કર્યો છે તે પ્રમાણે હું જરૂર કરીશ. હે સાધો ! આટલી રાત્રિ હવે તમે મ્હારી સાથે રહો[6]. અને રાત્રિમાં સુખાળા થઇને તથા વિશ્રાંતિ લઇને સવારે જજો કેમ કે, હવે સૂર્ય ભગવાનનાં કિરણ પણ મંદ થયાં છે તથા તે પણ નમ્યાં છે[7]. ભીષ્મ કહે છે કે,-હે શત્રુને નાશ કરનારા યુધિષ્ઠિર ! પછી તેણે તેનો આતિથ્ય સત્કાર કર્યો અને તે અતિથિ તે બ્રાહ્મણની સાથે તે રાત્રિ ત્યાં રહ્યા[8]. તે બન્ને જણ અરસ્પરસ સંન્યસ્તધર્મયુક્ત વાર્તા કરતા હતા. એ વાતોમાં અને વાતોમાંજ તેમની સઘળી રાત્રિ, દિવસની પેઠે, સુખમાં વીતી ગઈ[9]. પછી પ્રાતઃકાળમાં તે બ્રાહ્મણે પોતાના કાર્યની આકાંક્ષા રાખીને યથાશક્તિ અતિથિનો સત્કાર કર્યો[10]. પછી જેણે પોતાના કર્મનો નિશ્ચય કર્યો છે તથા જેણે પોતાનાં સ્વજનની પાસેથી આજ્ઞા લીધી છે એવો તે ધર્મિષ્ઠ બ્રાહ્મણ, અતિથિએ નાગરાજનું જે ધામ કહ્યું હતું ત્યાં જવાનો દૃઢ નિશ્ચય કરીને સમય આવ્યો ત્યારે ત્યાં ગયો[11].

॥ ततः स विप्रः कृतकर्मनिश्चयः कृताभ्यनुज्ञः स्वजनेन धर्मकृत् ॥
॥ यथोपदिष्टं भुजगेंद्रसंक्षयं जगाम काले सुकृतैकनिश्चयः ॥ ११ ॥

**इति श्रीमहा० शांति० मोक्षधर्मे उ० गु० भा० उंच्छवृत्त्युपाख्याने शतोपरि चतुरशीतितमोऽध्यायः ॥ १८४ ॥**

## અધ્યાય ૧૮૫ મો-ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન-નાગપત્નીનો સમાગમ.

**भीष्म उवाच** ॥ सवनानि विचित्राणि तीर्थानि च सरांसि च ॥
॥ अभिगच्छन् क्रमेण स्म कंचिन्मुनिमुपस्थितः ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—પછી તે બ્રાહ્મણ ક્રમે કરીને અનેક પ્રકારનાં વન, તીર્થ અને સરોવર, એ સર્વની પાસે થઈને ચાલ્યો જતો હતો તેને કોઇ એક મુનિ મળ્યો[1]. તેને આ બ્રાહ્મણે, અતિથિએ કહેલા નાગની વાત પૂછી. ત્યારે તે મુનિએ કહ્યું કે,-તે યથાન્યાય (સત્ય) છે. એવી રીતે સાંભળીને તે બ્રાહ્મણ પાછો પોતાના માર્ગે ચાલ્યો[2]. પછી અર્થને

જાણનારો બ્રાહ્મણ નાગના ઘેર જેવી રીતે જવું ઘટે તેવી રીતે ગયો અને બોલ્યો કેઃ–હે ! હું આવ્યો છું[3]. તેનું વચન સાંભળીને ધર્મનું પાલન કરનાર અને પતિવ્રતાની મૂર્તિમાન નાગપત્નીએ બ્રાહ્મણને દર્શન આપ્યું[4]. અને પછી તે ધર્મપરાયણ નાગપત્નીએ તેનું વિધિ પ્રમાણે પૂજન કર્યું અને "તમે ભલે પધાર્યા" એમ બોલીને તેનો સત્કાર કર્યો. પછી તે બોલી કે,–મને શી આજ્ઞા છે?[5]. બ્રાહ્મણ કહે છે કે,–તમે મધુર વાણીવડે મને વિશ્રાંતિ આપી છે તથા મ્હારૂં પૂજન કર્યું છે; હવે હે બાઈ! હું સર્વોત્તમ નાગદેવનું દર્શન ઈચ્છું છું[6]. એજ મ્હારે પરમ કાર્ય છે, એજ મ્હારૂં પરમ ઇચ્છિત છે અને હું એજ અર્થ માટે આજે નાગદેવના આશ્રમમાં આવ્યો છું[7]. નાગપત્ની કહે છે કેઃ–આર્ય નાગદેવને સૂર્યનો રથ વહન કરવાનો એક મહિને વારો આવે છે તે પ્રમાણે તે ગયા છે; ત્યાંથી હવે તે સાત–આઠ દિવસમાં અહીં આવશે. હે વિપ્ર ! એમાં સંશય નથી[8]. મ્હારા સ્વામી આર્ય નાગરાજને ઘર તજીને જવાનું કારણ એ પ્રમાણે છે. હવે બીજું શું કામ છે? તે મને કહો[9]. બ્રાહ્મણ કહે છે કે,–હે સાધ્વિ ! હું નાગદેવનાં દર્શન કરવાના નિશ્ચયથીજ અહીં આવેલો છું; માટે તેના આવવાની વાટ જોઇને હું આ પાસેના મહાવનના વિષે રહીશ[10]. જ્યારે નાગરાજ આવે ત્યારે "હું અહીં આવ્યો છું" તે વાતની તમને જરૂર ખબર કરજો; ભૂલશો નહિ. જ્યારે આવે ત્યારે તમે તેને કહેજો કે, એક બ્રાહ્મણ તમારૂં દર્શન કરવાને આવેલો છે[11]. હું પણ નિયમિત ભોજન કરીને આ ગોમતી નદીના સુંદર કિનારા ઉપર નિવાસ કરીશ અને તમે જે કાળ કહ્યો છે તેની વાટ જોઈ રહીશ[12]. પછી બ્રાહ્મણે પુનઃ પુનઃ નાગપત્નીને પોતાના આવવાની નાગને ખબર કરવાનું કહ્યું તથા બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવો તે, નદીના કિનારા ઉપર ગયો[13].

॥ततः स विप्रस्तां नागीं समाधाय पुनः पुनः । तदेव पुलिनं नद्याः प्रययौ ब्राह्मणर्षभः ॥ १३ ॥

इति श्रीमहा० भा० शां० मो० उ० गु० भा० उंच्छवृत्त्युपाख्याने शतोपरि पंचाशीतितमोऽध्यायः ॥ १८५ ॥

---

## અધ્યાય ૧૮૬ મો–ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન–બ્રાહ્મણનો દૃઢ આગ્રહ.

भीष्म उवाच ॥ अथ तेन नरश्रेष्ठ ब्राह्मणेन तपस्विना ॥
॥ निराहारेण वसता दुःखितास्ते भुजंगमाः ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ–હે નરશ્રેષ્ઠ ! પછી તે તપસ્વી બ્રાહ્મણ નિરાહાર રહીને ત્યાં વસતો હતો, તેથી ત્યાંના સર્વ નાગ લોકો દુઃખિત થયા[1]. અને તેથી તે નાગના સઘળા બાંધવો, ભાઈઓ, પુત્રો તથા સ્ત્રીઓ એકત્ર મળીને તે બ્રાહ્મણની પાસે ગયાં[2]. ત્યારે તેમણે નદીના તટ ઉપર એકાંતમાં નિયમિત વ્રત ધારણ કરીને જપ કરવામાં પરાયણ થયેલા તે નિરાહાર બ્રાહ્મણને દીઠો[3]. પછી તે સર્વ નાગના બાંધવો તેની પાસે જઇને તથા વારંવાર તેનું પૂજન કરીને સંદેહ વગરનું વાક્ય બોલ્યા કે,–તમે અમારૂં આતિથ્ય ગ્રહણ કરો[4]. હે તપોધન ! તમને અહીં આવ્યે આજ છઠ્ઠો દિવસ થયો છે; પણ હે ધર્મવત્સલ ! તમે કાંઈ આહાર લેવાનું કહેતા નથી[5]. તમે અમારા ઘેર આવ્યા છો અને અમે તમારૂં સન્માન કરવાને આવેલા છીએ, માટે અમારે તમારૂં આતિથ્ય કરવું યોગ્ય છે કેમકે, અમે સર્વ એક કુટુંબના છીએ[6]. હે બ્રાહ્મણ ! તેથી તમારે મૂળ, ફળ, પત્ર, દૂધ અથવા અન્ન, ગમે તે પણ આહારના અર્થે લેવું યોગ્ય છે[7]. તમે આહારને તજીને વનમાં નિવાસ કરો છો તેથી ધર્મનો લોપ થાય છે અને તે કારણથી બાળકથી વૃદ્ધપર્યંત સર્વ લોકો પીડા પામે છે[8]. અમારા કુળમાં કોઇને

એવું સંતાન થયું નથી કે, જે બ્રહ્મહત્યા કરનાર હોય, અસત્યવાદી હોય કે, દેવ, અતિથિ અને બાંધવોની પહેલાં ભોજન કરતો હોય[૯] બ્રાહ્મણ કહે છે કેઃ–તમારા ઉપદેશથી મેં આહાર કર્યો, એમ તમો માનજો. હું અહીં આવ્યો ત્યારે નાગને આવવાને આઠ દિવસ બાકી હતા; તેમાંથી હવે બે દિવસ રહ્યા છે[૧૦]. જો આઠ રાત્રિ વિત્યા પછી નાગ નહિ આવે તો હું આહાર કરીશ. નાગનું દર્શન કરીને ભોજન કરવું એવું મેં વ્રત લીધું છે[૧૧]. માટે તમારે સંતાપ કરવો નહિ અને તમે જેવી રીતે આવ્યા તેવી રીતે પાછા જાઓ. આ સર્વ મ્હારો પ્રયાસ અને વ્રત નાગના નિમિત્તે છે, તેને તોડાવવું એ તમોને ઘટિત નથી[૧૨]. હે નરશ્રેષ્ઠ ! એ રીતે તે બ્રાહ્મણે વિદાય કરેલા નાગલોકો અકૃતાર્થ થઇને પોતાના ઘેર પાછા ગયા[૧૩].

॥ ते तेन समनुज्ञाता ब्राह्मणेन भुजंगमाः । स्वमेव भवनं जग्मुरकृतार्था नरर्षभ ॥ १३ ॥

**इति श्रीमहा० भा० मो० उ० गु० भा० उंच्छवृत्त्युपाख्याने शतोपरि षडशीतितमोऽध्यायः ॥१८६॥**

## અધ્યાય ૧૮૭ મો–ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન–સૂર્યલોકથી નાગનું આગમન.

**भीष्म उवाच** ॥ अथ काले बहुतिथे पूर्णे प्राप्तो भुजंगमः ॥

॥ दत्ताभ्यनुज्ञः स्वं वेश्म कृतकर्मा विवस्वतां ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ–હવે સર્પરાજ ઘણા દિવસ ગયા પછી, જ્યારે સમય પૂર્ણ થયો ત્યારે સૂર્યની આજ્ઞા પામીને અને પોતાનું કામ કરીને પોતાના ઘેર આવ્યો એટલે તેને ચરણ ધોવાનું જળ વગેરે સાહિત્ય લઈને તેની સ્ત્રી સામી આવી. નાગરાજે પોતાની પતિવ્રતા સ્ત્રીને પોતાની પાસે આવેલી જોઇને પૂછ્યું કેઃ–હે કલ્યાણિ ! પૂર્વે મેં દેવ અને અતિથિનું પૂજન કરવાનો જે વિધિ તને કહેલો છે તે વિધિ પ્રમાણે યોજના કરવામાં તું સમાન તો રહેલી છે ના ? હે સુશ્રોણિ ! તું એ અર્થમાં સ્ત્રીબુદ્ધિથી શિથિલ તો નથી થઇ ગઈ ? અથવા તેં મ્હારા વિયોગવડે ધર્મરૂપ સેતુને તજી તો નથી દીધો ?[૧-૪] નાગપત્ની કહે છે કેઃ–ગુરૂસેવા એ શિષ્યનો ધર્મ છે, વેદને ધારણ કરવા એ બ્રાહ્મણોનો ધર્મ છે, સ્વામીનું વચન પાળવું એ સેવકનો ધર્મ છે, લોકોનું પાલન કરવું એ રાજાનો ધર્મ છે[૫]. સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે, અતિથિનું આતિથ્ય કરવાપૂર્વક યજ્ઞ કરવા એ વૈશ્યનો ધર્મ છે[૬]. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સેવા કરવી એ શૂદ્રનો ધર્મ છે અને હે નાગેંદ્ર ! સર્વ પ્રાણીઓનું હિત ઇચ્છિવું એ ગૃહસ્થનો ધર્મ છે[૭]. ધર્મના સંબંધથી નિયમિત આહાર કરવો અને ક્રમ પ્રમાણે નિરંતર વ્રત કરવું, એ ઇન્દ્રિયોનો ધર્મ છે[૮]. "હું કોણ છું ? કોનો છું ? ક્યાંથી આવ્યો ? મ્હારૂં આ લોકમાં કોણ છે ? મ્હારૂં અહીં શું પ્રયોજન છે ?" એવો નિત્ય વિચાર કરવો એ મોક્ષાશ્રમીનો ધર્મ છે[૯]. અને પતિવ્રતાપણું રાખવું એ સ્ત્રીનો પરમ ધર્મ છે. હે નાગેંદ્ર ! હું તમારા ઉપદેશથી એ ધર્મને તત્વે કરીને જાણું છું.[૧૦]. એ રીતે હું એ ધર્મને જાણું છું અને તમે નિરંતર ધર્મ આચરનાર છો છતાં, હું સન્માર્ગને મૂકીને ઉલટે માર્ગે કેમ જઈશ ?[૧૧]. હે મહાભાગ ! દેવોની ધર્મચર્યા હીન થઈ નથી અને હું અતિથિઓનો સત્કાર કરવામાં નિરંતર સાવધાન અને ઉદ્યોગી છું[૧૨]. એક બ્રાહ્મણ અહીં આવ્યો છે તેને આવ્યે આજ સાત–આઠ દિવસ થયા છે, પણ તે પોતાનું કાર્ય મને કહેતો નથી અને તમારાં દર્શનની ઇચ્છા કરે છે[૧૩]. તે પ્રશંસા કરવા યોગ્ય વ્રતવાળો બ્રાહ્મણ ગોમતીના કિનારા ઉપર રહીને તમારાં દર્શનની ઇચ્છાથી બેઠો છે અને વેદનું આવર્તન કરે છે[૧૪]. હે નાગેંદ્ર ! તેણે મને સત્યપૂર્વક જરૂર કરીને કહ્યું છે કે, જ્યારે તે નાગરાજ આવે ત્યારે તેને તમે મ્હારી પાસે

મોકલજો[૧૫]. હે મોટી બુદ્ધિવાળા ! આ મ્હારૂં વચન સાંભળીને તમારે ત્યાં જવું યોગ્ય છે. અથવા હે નાગરાજ ! તેને દર્શન આપવું ઘટે છે[૧૬].

॥ एतच्छ्रुत्वा महाप्राज्ञ तत्र गंतुं त्वमर्हसि । दातुमर्हसि वा तस्य दर्शनं दर्शनश्रवः ॥ १६ ॥

इति श्रीमहाभा० शां० मो० उ० गु० भा० उंच्छवृत्त्युपाख्याने शतोपरि सप्ताशीतितमोऽध्यायः ॥ १८७ ॥

## અધ્યાય ૧૮૮ મો-ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન-નાગ અને નાગપત્નીનો સંવાદ.

नाग उवाच ॥ अथ ब्राह्मणरूपेण कं तं समनुपश्यसि ॥
॥ मानुषं केवलं विप्रं देवं वाथ शुचिस्मिते ॥ १ ॥

નાગ કહે છે કેઃ-હે સુંદર હાસ્યવાળી સ્ત્રી ! બ્રાહ્મણનું રૂપ લઈને આવેલો તેં જોયો તે કોણ છે ? એ તે કેવળ મનુષ્ય બ્રાહ્મણ છે કે, કોઈ દેવ છે ?[૧]. હે યશસ્વિનિ ! મને જોવાની ઇચ્છા કરીને પણ મને જોઇ શકે એવો મનુષ્ય પુત્ર કોણ છે કે, જે મ્હારાં દર્શનની ઇચ્છા રાખીને આજ્ઞાપૂર્વક વચન બોલે છે ?[૨], હે સ્ત્રી ! દેવ, અસુરોના ગણ અને દેવર્ષિઓ, એ સર્વમાં દિવ્ય ગંધને વહન કરનારા નાગ અત્યંત વીર્યવાળા તથા વેગવાળા છે[૩]. અમે અમારા ભક્તોને વંદન કરવા યોગ્ય છીએ તથા તેને વરદાન આપનારા છીએ અને વિશેષે કરીને મનુષ્યોને તો અમે દર્શન પણ આપવા યોગ્ય નથી, એવો મ્હારો મત છે[૪]. નાગપત્ની કહે છે કેઃ-હે નાગ ! તે બ્રાહ્મણના આર્જવ ઉપરથી હું જાણું છું કે, તે દેવ નથી; પણ હે અતિ ક્રોધવાળા ! તે ભક્તિમાન છે, એવું હું તેનાં લક્ષણ ઉપરથી જાણું છું[૫]. જેમ જેને મેઘ પ્રિય છે એવો જળની ઇચ્છાવાળો ચાતકપક્ષી વૃષ્ટિની આકાંક્ષા રાખે છે, તેમ તે બ્રાહ્મણ પણ કોઇક કાર્યની ઇચ્છાથી તમારા દર્શનની આકાંક્ષા રાખે છે[૬]. માટે તમો તેને દર્શન ન આપતાં, ઉલટું વિઘ્ન કરશો નહિ કેમ કે, તમારા કુળમાં તમારા સરખો બીજો કોઈ પણ એવો નથી કે, જે આવેલા અતિથિને વિમુખ ન કાઢે. અર્થાત્ તમારે એને દર્શન આપી સત્કાર કરવો યોગ્ય છે[૭]. તેથી સર્પજાતિનો સહજ (જન્મ સાથે ઉપજેલો) ક્રોધ તજીને તમારે એને મળવું જોઇએ; પણ આજે એની આશાભંગ કરીને એના આત્માને દહન કરવાની ઇચ્છા કરવી તમને ઘટતી નથી[૮]. કોઇ પ્રાણી આશા રાખીને પોતાની પાસે આવે તેનાં આંસુને જે, લોહતો નથી તે પુરૂષ ગમે તો રાજા હો કે, રાજપુત્ર હો, પણ ગર્ભહત્યાથી યુક્ત થાય છે[૯]. મૌન રાખવાથી જ્ઞાનરૂપ ફળની પ્રાપ્તિ થાય છે, દાન કરવાથી મોટો યશ પ્રાપ્ત થાય છે, સત્ય વચન બોલવાથી વકતૃત્વ પ્રાપ્ત થાય છે તથા પરલોકમાં પૂજન પામે છે[૧૦]. પૃથ્વીનું દાન કરવાથી તે આશ્રમના પ્રમાણમાં ગતિ પ્રાપ્ત થાય છે, અને ન્યાયવડે ધનની પ્રાપ્તિ કરવાથી તેનું ફળ પ્રાપ્ત થાય છે[૧૧]. માટે જે કર્મ કરવાનો અભિપ્રાય હોય તથા જે આત્મા (પોતા)નું હિત કરનારૂં હોય, તેવું જો પાપયુક્ત ન હોય તો, તે કરવાથી કોઈ નરકમાં પડતો નથી એમ ધર્મને જાણનારા કહે છે[૧૨]. નાગ કહે છે કેઃ-હે સાધ્વિ ! મને અભિમાનથી માન નથી પણ જાતિદોષથી મને મોટું માન ઉપજે છે. તેમ ક્રોધ એ સંકલ્પથી ઉપજે છે. પણ ત્હારી વાણીરૂપ અગ્નિથી મ્હારો ક્રોધ બળી ગયો છે[૧૩]. હે સાધ્વિ ! હું ક્રોધના કરતાં બીજા અંધકાર ( જડતા-અજ્ઞાન )ને જોતો ( જાણતો ) નથી અને તેનો દોષ વિશેષે કરીને ભુજંગમો ( સર્પો ) ઉપર પડે છે-સર્પો ઘણું કરીને ક્રોધના ઠપકામાં આવે છે[૧૪]. પ્રતાપવાન દશ મસ્તકવાળા તથા ઇન્દ્રના પ્રતિસ્પર્ધી રાવણને, રામે ક્રોધને વશ થઇને યુદ્ધમાં હણ્યો[૧૫]. વળી “ સહસ્રાર્જુને ઘરની અંદર બાંધેલી ગાયનું હરણ કર્યું છે ” એવું સાંભળીને પરશુરામે, ક્રોધયુક્ત થયેલા સહસ્રાર્જુનના

પુત્રોને હણ્યા[૧૬]. વળી જમદગ્નિના પુત્ર પરશુરામે ઇંદ્રના સરખા મોટા બળવાળા સહસ્રાર્જુનને ક્રોધથી યુદ્ધમાં માર્યો[૧૭]. માટે મેં તપના શત્રુ અને કલ્યાણના નાશ કરનાર ક્રોધને ત્હારૂં વચન સાંભળીને કબજે રાખ્યો છે[૧૮]. હે સુખ કરનારી વિશાળ નેત્રવાળી! હું વિશેષે કરીને પોતાને એટલા માટે વખાણું છું કે, ત્હારા સરખી ગુણવાન સ્ત્રી મ્હારે છે[૧૯]. હવે હું જ્યાં તે બ્રાહ્મણ બેઠો છે ત્યાં જઉં છું અને સર્વથા તે બ્રાહ્મણ મ્હારૂં વચન સાંભળીને અને કૃતાર્થ થઇને પોતાના ઘેર જશે[૨૦].

॥ एष तत्रैव गच्छामि यत्र तिष्ठत्यसौ द्विजः । सर्वथा चोक्तवान् वाक्यं स कृतार्थः प्रयास्यति ॥२०॥

इति श्रीमहा० भा० शां० मो० उ० गु० मा० उंच्छवृत्त्युपाख्याने शतोपरि अष्टाशीतितमोऽध्यायः १८८

## અધ્યાય ૧૮૯ મો–ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન–નાગ અને બ્રાહ્મણનો સમાગમ.

भीष्म उवाच ॥ स पन्नगपतिस्तत्र प्रययौ ब्राह्मणं प्रति ॥

॥ तमेव मनसा ध्यायन् कार्यवत्तां विचारयन् ॥ १ ॥

ભીષ્મ કહે છે કેઃ—પછી તે નાગ તેના કાર્યાર્થીપણાનો વિચાર કરીને તથા મનવડે તે બ્રાહ્મણનું ધ્યાન કરીને સર્પના સરખા વેગથી તેની પાસે ગયો[૧]. હે નરેશ્વર! તે બુદ્ધિવાળો નાગરાજા તે બ્રાહ્મણની પાસે જઇને મધુર વચન બોલ્યો કેમ કે, તે સ્વભાવથીજ ધર્મવત્સલ હતો[૨]. નાગ બોલ્યો કેઃ–હે બ્રાહ્મણ! હું ત્હારી ક્ષમા માગીને કહું છું કે, ત્હારે મ્હારા ઉપર ક્રોધ કરવો ઘટિત નથી. તું અહીં શા પ્રયોજન માટે આવેલો છે?[૩] હે દ્વિજ! હું ત્હારા ઉપર પ્રસન્ન છું માટે સ્નેહથી તને પૂછું છું કે, આ ગોમતીના કિનારા ઉપર એકાંતમાં તું કોનું ઉપાસન કરે છે?[૪] બ્રાહ્મણ કહે છે કે,–મ્હારૂં નામ "ધર્મારણ્ય" છે અને હે *દ્વિજશ્રેષ્ઠ! હું "પદ્મનાભ" નામે નાગનું દર્શન કરવા માટે અહીં આવેલો છું કેમ કે, મ્હારે તેની પાસે કાર્ય છે[૫]. પણ તે અહીં નથી, એમ સાંભળીને, જેમ ખેડૂત મેઘની વાટ જોતો હોય, તેમ હું તે સ્વજનની વાટ જોઉં છું[૬], તથા આ સ્થળમાં રહીને યોગયુક્ત અને વિકાર વિનાનો થઇને તેના ક્લેશને નિવારણ કરનારૂં તથા તેને કલ્યાણ આપનારૂં વેદનું આવર્તન કરૂં છું[૭]. નાગ કહે છે કે,–અહો! તું કલ્યાણ આચરણવાળો તથા સજ્જનનું પાલન કરનાર સજ્જન છે. હે મહાભાગ! તું બીજાઓને પણ સ્નેહવડે જુએ છે માટે ત્હારામાં કોઇ દોષ નથી[૮]. હે વિપ્રર્ષિ! તું જે નાગને ઇચ્છે છે તે નાગ હું છું માટે મને ઓળખીને ત્હારી ઇચ્છામાં આવે તેવી આજ્ઞા મને કર અને કહે કે, હું ત્હારૂં શું પ્રિય કરૂં?[૯] તું આવ્યો છે એવા સમાચાર મને મ્હારા સ્વજનથી મળ્યા છે તેથી હે દ્વિજ! હું પોતેજ ત્હારૂં દર્શન કરવાને આવ્યો છું[૧૦]. તું હવે મને મળ્યો તેથી કૃતાર્થ થઇને પાછો પોતાના ઘેર જઇશ. માટે હે દ્વિજશ્રેષ્ઠ! મ્હારાપર વિશ્વાસ લાવીને ત્હારે જે કામ હોય તે કહે[૧૧]. અમે સર્વ વિશેષે કરીને ત્હારા ગુણવડે ત્હારા વશીભૂત થયેલા છીએ કેમ કે, તું પોતાનું હિત તજીને અમારા હિતને માટે ચિંત્વન કરે છે[૧૨]. બ્રાહ્મણ કહે છે કેઃ–હે મહાભાગ ભુજંગમ! મને કોઇ એક અર્થનું જ્ઞાન ન હોવાથી તે તમને પૂછવાના હેતુથી તમારૂં દર્શન કરવાની મને ઇચ્છા થઇ અને તેથી હું અહીં આવ્યો છું[૧૩]. હે મોટી બુદ્ધિવાળા નાગ! વિષયોથી વ્યાવૃત્ત થયેલો હું જીવની ગતિને શોધું છું, પણ મને તે ગતિ પ્રાપ્ત ન થવાથી આશ્રમમાં વાસ કરવાની ઇચ્છાવાળા આત્માને ચંચળ ચિત્તથી હું ઉપાસું છું અર્થાત્ હું ગૃહાસક્ત છું; પણ તેના વિષે દોષદર્શી છું તેથી હું ગૃહના વિષે રક્ત નથી કે, વિરક્ત પણ નથી[૧૪]. તમે ચંદ્રના કિરણ જેવા શીતળ સ્પર્શવાળા, હૃદયને હિતકર તથા આત્માનો પ્રકાશ કરનારા યશયુક્ત ગુણોરૂપ

* નાગ અંડજ છે માટે દ્વિજ–નાગ અને નાગલોકોમાં શ્રેષ્ઠ, તેથી "હે દ્વિજશ્રેષ્ઠ" એવું સંબોધન નાગને આપ્યું છે.

કિરણોથી પ્રકાશિત છો[૧૫], પણ હે અનિલાશન! (વાયુભક્ષક!) મને જે પ્રશ્ન ઉત્પન્ન થયો છે તેનું પ્રથમ તમે નિરાકરણ કરો; પછી હું કાર્ય જે કહીશ તે તમારે સાંભળવું ઘટિત છે[૧૬].

॥ तस्य मे प्रश्नमुत्पन्नं छिंधि त्वमनिलाशन । पश्चात्कार्यं वदिष्यामि श्रोतुमर्हति तद्भवान् ॥१६॥

इति श्रीमहा० शां० मो० उ० गु० मा० उंच्छवृत्त्युपाख्याने शतोपरि एकोननवतितमोऽध्यायः॥१८९॥

---

## અધ્યાય ૧૯૦ મો–ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન–નાગ અને બ્રાહ્મણનો સંવાદ.

ब्राह्मण उवाच ॥ विवस्वतो गच्छति पर्ययेण वोढुं भवांस्तं रथमेकचक्रम् ॥

॥ आश्चर्यभूतं यदि तत्र किंचिद्दृष्टं त्वया शंसितुमर्हसि त्वम् ॥ १ ॥

બ્રાહ્મણ કહે છે કેઃ–તમે સૂર્યના એક ચક્રવાળા રથને વહન કરવાને માટે ક્રમે કરીને જાઓ છો. તેના વિષે જો તમે કંઈ આશ્ચર્યભૂત જોયું હોય તો તમારે મને કહેવું યોગ્ય છે[૧]. નાગ કહે છે કેઃ–ભગવાન્ સૂર્યનારાયણ અનેક આશ્ચર્યનું સ્થાન છે કેમકે, સર્વ ત્રૈલોક્યના પ્રાણીઓ સૂર્યનારાયણને જોઇને પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે[૨]. જેમ પક્ષીઓ વૃક્ષની શાખાઓમાં રહે છે, તેમ મુનિઓ જેનાં હજાર કિરણોનો આશ્રય કરીને દેવતાઓસહિત સિદ્ધિ પામીને વસે છે[૩]. જે સૂર્યનાં કિરણોનો આશ્રય કરીને રહેલો મહાન વાયુ, ઉત્પન્ન થઈને આકાશમાં ગર્જના કરે છે, એથી બીજું આશ્ચર્ય શું છે?[૪]. હે વિપ્રર્ષે! પ્રજાઓના હિતની ઇચ્છાથી વાયુનો વિભાગ કરીને જે, વર્ષાઋતુમાં જળ ઉત્પન્ન કરે છે એથી બીજું આશ્ચર્ય શું છે?[૫] જેના મંડળની મધ્યે રહીને પરમ કાંતિવડે પ્રકાશિત મહાત્મા લોકોને જુએ છે એથી બીજું આશ્ચર્ય શું છે?[૬] જેનો "શુક્ર" નામનો નીલ મેઘરૂપ અવયવ વર્ષાઋતુમાં આકાશથી જળને વર્ષાવે છે, એથી બીજું શું આશ્ચર્ય છે[૭]. જે આઠ માસ સુધી પોતાનાં પવિત્ર કિરણોવડે જળને ખેંચી લઇને સમય પ્રાપ્ત થયે પાછું આપે છે એથી બીજું આશ્ચર્ય શું છે?[૮] જેના અમુક તેજમાં આત્મા રહેલો છે તથા તે બીજ માત્રને અને આ પૃથ્વીને ધારણ કરે છે[૯]. હે વિપ્ર! જેના વિષે મોટા હાથવાળા, અનાદિ અને અનંત શાશ્વત દેવ પુરુષોત્તમ રહેલા છે એથી બીજું આશ્ચર્ય શું છે?[૧૦]. અને મેં સર્વ આશ્ચર્યનું પણ આશ્ચર્ય એક જોયું તે તું સાંભળ. એ આશ્ચર્ય સૂર્યના પ્રકાશથી નિર્મળ થયેલા આકાશમાં જોયું છે[૧૧]. જ્યારે સૂર્ય મધ્યાહ્ન સમયની પહેલાં સર્વ લોકોના ઉપર તપતો હતો ત્યારે બીજા સૂર્યના જેવા તેજવાળો એક પુરૂષ જોવામાં આવ્યો, તેનું તેજ ચારે બાજૂ પ્રસરેલું હતું[૧૨]. તે પુરૂષ પોતાના તેજવડે સર્વ લોકોને તેજસ્વી કરતો કરતો, જાણે આકાશના બે ભાગ કરતો હોય તેમ સૂર્યની સામે ચાલ્યો આવતો હતો[૧૩]. તે પુરૂષ, જેમ આહુતિ આપવાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે, તેમ પોતાના તેજનાં કિરણોવડે સર્વત્ર વ્યાપ્ત થઇને, બીજા સૂર્યની પેઠે અનિર્દેશ્ય સ્વરૂપથી પ્રકાશતો આવતો હતો[૧૪]. તે પાસે આવ્યો એટલે સૂર્યનારાયણે તેને પોતાના બન્ને હાથ લાંબા કરીને આપ્યા અને તે તેજસ્વી પુરૂષે પણ પોતાનો જમણો હાથ તેના હાથમાં આપ્યો[૧૫]. પછી તેણે આકાશને તોડીને સૂર્યના કિરણમંડળમાં પ્રવેશ કર્યો અને તેનું તેજ સૂર્યની સાથે એકરૂપ થઇને એક ક્ષણમાં સૂર્યરૂપ થઈ ગયો[૧૬]. જ્યારે તે બન્નેના તેજનો સમાગમ થયો ત્યારે અમને સંશય થયો કે, આ બેમાંથી ખરો સૂર્ય કોણ? આ આવ્યો છે તે કે, જે રથમાં બેઠેલો છે તે?[૧૭] એવો સંદેહ થવાથી અમે સૂર્યને પૂછ્યું કે,–સ્વર્ગનું આક્રમણ કરીને બીજા સૂર્યના સરખો આ ગયો તે કોણ છે?[૧૮]

॥ ते वयं जातसंदेहा पर्यपृच्छामहे रविम् । क एष दिवमाक्रम्य गतः सूर्य इवापरः ॥ १८ ॥

इति श्रीमहा० शां० मो० उ० गु० मा० उंच्छवृत्त्युपाख्याने शतोपरि नवतितमोऽध्यायः ॥१९०॥

## અધ્યાય ૧૯૧ મો-ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન-ઉંચ્છવૃત્તિનું ફળ.

**सूर्य उवाच** ॥ नैष देवोनिलसखो नासुरो न च पन्नगः ॥
॥ उंच्छवृत्तिव्रते सिद्धो मुनिरेष दिवं गतः ॥ १ ॥

સૂર્ય કહે છે કેઃ—એ દેવ અગ્નિ નથી, અસુર નથી કે, સર્પ નથી; પણ ઉંચ્છવૃત્તિના વ્રતમાં સિદ્ધ થયેલો એ મુનિ સ્વર્ગને પામ્યો છે[1]. એ મૂળ અને ફળનો આહાર કરનારો અથવા ખરી પડેલાં પાંદડાંનો આહાર કરનારો અથવા જળનું ભક્ષણ કરનારો કે, માત્ર વાયુ ભક્ષીને રહેનારો સમાધિનિષ્ઠ બ્રાહ્મણ હતો[2]. આ બ્રાહ્મણે સંહિતાનું પઠન કરીને શિવની સ્તુતિ કરી છે તથા સ્વર્ગના દ્વારમાં પ્રવેશ કરવાનો ઉદ્યોગ કર્યો છે તેથી તે સ્વર્ગને પામ્યો છે[3]. હે સર્પો! એ બ્રાહ્મણ સંતતત્યાગી, આકાંક્ષારહિત, નિરંતર શિલોંચ્છ વૃત્તિવડે ભોજન કરનાર અને સર્વ પ્રાણીઓના હિતમાં યુક્ત છે[4]. જે પ્રાણીઓ એવી ઉત્તમ ગતિને પામ્યા છે તેઓના કરતાં દેવ, ગંધર્વ, અસુર કે, નાગ, એ કોઈ સમર્થ નથી[5]. હે દ્વિજ! મેં ત્યાં એવું આશ્ચર્ય જોયું. હે બ્રહ્મન્! તે સિદ્ધ થયેલો મનુષ્ય જે સિદ્ધની ગતિને પામ્યો છે તે, સૂર્યની સાથે હવે પૃથ્વીની પ્રદક્ષિણા કરે છે[6].

॥ संसिद्धो मानुषः कामं योसौ सिद्धगतिं गतः । सूर्येण सहितो ब्रह्मन् पृथिवीं परिवर्तते ॥६॥

**इति श्रीमहा० भा० शां० मो० उ० गु० भा० उंच्छवृत्त्युपाख्याने शतोपरि एकनवत्यधिकशततमोध्यायः ॥ १९१ ॥**

---

## અધ્યાય ૧૯૨ મો-ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણનું આખ્યાન-બ્રાહ્મણ કૃતાર્થ થયો.

**ब्राह्मण उवाच** ॥ आश्चर्यं नात्र संदेहः सुप्रीतोस्मि भुजंगम ॥
॥ अन्वर्थोपगतैर्वाक्यैः पंथानं चास्मि दर्शितः ॥ १ ॥

બ્રાહ્મણ કહે છે કેઃ-હે ભુજંગમ! આ આશ્ચર્ય છે, આ વાર્તા સાંભળીને હું બહુ પ્રસન્ન થયો છું. તેમજ મ્હારા ઇચ્છિત અર્થની સાથે મળતાં તમારાં વાક્યોએ મને માર્ગ પણ બતાવ્યો છે[1]. હે સાધો! હે સર્પશ્રેષ્ઠ! તમારૂં કલ્યાણ થાઓ. હવે હું જઈશ; કાંઈ કામ-કાજ હોય કે, કાંઈ આજ્ઞા કરવી હોય તો તમારે મને સંભારવો[2]. નાગ કહે છે કેઃ-હે દ્વિજ! જે કાર્ય કરવાનું ત્હારા હૃદયમાં છે તે મને કહ્યા વિના તું હમણાં ને હમણાંજ ક્યાં જવાને તત્પર થયો છે? તું જેના અર્થે અહીં આવ્યો છે તે ત્હારૂં કાર્ય મને કહે[3]. હે દ્વિજશ્રેષ્ઠ! પૂછયે કે, વગર પૂછયે સ્નેહભાવથી મેં ત્હારૂં કાર્ય કર્યું હોય તોપણ હે સુવ્રત! મ્હારી રજા માગીને અને હું વિદાય કરૂં ત્યારે ત્હારે જવું યોગ્ય છે[4]. હે વિપ્રર્ષિ! જેમ એક ઝાડની નીચે મળ્યા હોઇએ, તેમ કેવળ મ્હારૂં દર્શન કરીને ત્હારા જેવા સ્નેહવાળાએ મને તજીને જવું યોગ્ય નથી[5]. હે દ્વિજશ્રેષ્ઠ! હું ત્હારા વિષે ભક્તિમાન છું અને તું મ્હારા વિષે ભક્તિમાન છે. હે અનઘ! મ્હારા સરખો ત્હારો મિત્ર છે તો ત્હારે શી ચિંતા છે? આ સર્વ લોક ત્હારાજ છે[6]. બ્રાહ્મણ કહે છે કેઃ-હે આત્મજ્ઞાની નાગરાજ! તમે કહો છો તેમજ છે. સર્વથા દેવતાઓ પણ તમારાથી જૂદા નથી. જે પુરૂષ આદિત્યમંડળમાં રહેલો છે તે તમે છો અને તેજ હું છું[7]. તેમજ જે હું છું તેજ તમે પણ છો અને હું, તમે તથા બીજાં સર્વ પ્રાણીમાત્ર તે પુરૂષોત્તમના વિષે છીએ. અર્થાત્ આત્મરૂપે સર્વ એક છે. એ વાત હું વેદમાંથી જાણતો હતો પણ તમે મને ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણે સૂર્યમાં પ્રવેશ કર્યાની જે વાત કહી તેથી તેનો નિશ્ચય થયો છે[8]. હે સર્પરાજ! પુણ્યનો સંચય કરવાના વિષે મને સંશય

